

સર્વોપયોગી

# ગુજરાતી શબ્દકોષ.

વલ્લભભાઈ ગો. પટેલ.

શાળોપયોગી

# ગુજરાતી શબ્દકોષ.

લખનાર

## લલ્લુભાઈ ગોકળદાસ પટેલ.

ધી પોકેટ ગુજરાતી અંગ્રેજી ડીક્ષનેરી, ધી સ્ટાર અંગ્રેજી
ગુજરાતી ડીક્ષનેરી, રાણી સુભદ્રા, મણી-મોહન
બાપાગમન, રાણા હમીરનો ભાગ્યરવિ,
રોગ અને તેનો ઉપાય,
ગુજરાતી શબ્દકોષ, ઈ૦

અમદાવાદ
"સૂર્યપ્રકાશ" પ્રેસમાં છાપ્યો
( સર્વ હક સ્વાધીન )
૧૯૨૫

કિમ્મત રૂા. ૬-૪-૦



રચ બતમય પ્રતિમા પ્રતિભા જગમા વિલક્ષણ લેખા,
મનાદિ રચક પ્રતિમા ગ્રથ સ્વરૂપે વિકારહીન પેખો

જન્મ તા ૭—૧—૧૮૭૦
સં ૧૯૨૬ વૈ સુદિ ૩

હ. ગો. પટેલ



# અર્પણ.

સજ્જન સુહૃદ શ્રીયુત કૃષ્ણલાલ સૂરજરામ વકીલ.

એમ ઇ ડી આઈ ઈ એમ

એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબ ( ઉત્તર વિભાગ )

અમદાવાદ

આપશ્રી ગુજરાતના ઉચ્ચ સાહિત્ય-સેવકો પ્રત્યે સહાનુભૂતિ દર્શાવો છો,
કેળવણીના પ્રચાર માટે ખાસ ખંતથી સતત પ્રયાસ કરી
રહ્યા છો; અને આપના સમાગમમા આવનાર સર્વ
મનુષ્યો પ્રત્યે સમાન પ્રેમભાવ દર્શાવો
છો, એ સદ્ગુણોથી આકર્ષાઇ આ
પુસ્તક સાથે આપનુ નામ
જોડી કૃતાર્થ
થાઉ છુ



આપનો સેવક

લલ્લુભાઈ ગો. પટેલ

“ સૂર્યપ્રકાશ ” પ્રેસ—અમદાવાદ.

# પ્રસ્તાવના.

કોષ એટલે ભંડાર-નિધિ પછી તે લક્ષ્મીનો હો વા શબ્દોનો હો ભણેલા કે અભણ પ્રાણી માત્રને, જગતના બીજા વ્યવહારોમા જેમ દ્રવ્યભંડારની ક્ષણે ક્ષણે જરૂર પડે છે, તેમ વાક્વ્યવહારમા પ્રતિ પળ શબ્દાર્થ જ્ઞાનનુ કામ પડે છે જેની પાસે જેટલો ને જેવો દ્રવ્યભંડાર, તેટલા અને તેવા બાહ્ય સુખભોગો ઘણી સહેલાઇથી તે મેળવી શકે છે, તેમજ જેની પાસે જેવુ અને જેટલુ વધારે શબ્દ જ્ઞાન, તેવા ને તેટલા તે પોતાના વિચાર વધારે સહેલાઇથી યથાર્થ બહાર પાડી બીજાના મગજમા ઉતારી શકે છે, એટલુજ નહિ પણ તેટલો અર્થ પણ તે દ્વારાએ વધારે સંપાદન કરી શકે છે દ્રવ્ય સંપાદન કર્યા પછી તે સંભાળવાને મેપ-તિજોરી-પહેરો વગેરે અનેક પ્રકારની શારીરિક અને માનસિક ચિંતાઓ ભોગવવી પડે છે, પણ જ્ઞાનરૂપી માપ સંપાદન કર્યા પછી તે સાચવવાને એકલી મગજ મંદૂકી માત્ર બસ થાય છે

શબ્દનુ મૂળ અક્ષર છે અને અક્ષર એ ઉચ્ચારના ચિહ્નો છે ઉચ્ચાર માત્રના વ્યક્ત કે અવ્યક્ત કંઈને કંઈ અર્થ તો રહેલોજ હોય છે ભાષામા શબ્દોની સંખ્યા વધ્યાજ કરે, તેમ શબ્દોના અર્થ સમજવાને મુશ્કેલી પડે એ સ્વાભાવિક છે અર્થ જાણ્યા સિવાય માત્ર વિદ્યા ભણવાથી - વાચી જવાથી કંઈ લાભ થતો નથી એ મુશ્કેલી ટાળવાનુ સાધન માત્ર કોષજ છે

પહેલા આર્યાવર્તમા સંસ્કૃત ભાષાજ વ્યવહારમા હતી એટલે સર્વ ગ્રંથો એ ભિગમાજ રચાયા તે સમયમા છાપખાના કે લખવાનો રિવાજ ન હોવાથી મુખ પાઠજ હતો ને ગદ્ય કરતા પદ્ય સહેલાઈથી યાદ રહી શકે માટે સર્વ ગ્રંથો પદ્યમાજ રચાયા તે સમયના આર્યો ભૂમંડળના અન્ય જનો કરતા વિશેષ બળવાન, ચતુર, કળાકૌશલ્યમા અતિ નિપુણ, સારી રાજ્યવ્યવસ્થા રાખનારા તેમજ દેશના લાભાલાભ સમજનારા હોવાથી પરજનોને ફાવવા દેતા નહિ પાછળથી વિદ્યાભ્યાસ ઘટતો ગયા, અને એશઆરામી થયા સંસ્કૃત બોલવા તથા લખવામા કાળે કરી ફેર પડવા લાગ્યો શબ્દો અપભ્રંશ થઈ નવી ભાષાઓ તથા અક્ષરોના વલણની નવી અને ફાવતી લીપિયો થઈ પરંતુ મૂળ સંસ્કૃત ભાષા વિદ્વાન ગણાવાની ખાતર ભણવી પડતી એટલે વિદ્યાર્થીને એકની બે ભાષા શીખવાની થઇ આર્ય પ્રજાનુ બળ ઘટતુ ગયુ પરદેશીઓ ફાવ્યા નવા નવા રાજ્યો થયા તેમની ભાષા અહિની ભાષા સાથે ભળતી ગઈ એટલે મૂળ ભાષા જાણનારને રાજકીય ભાષા પણ શીખવાની જરૂર પડી હરકોઈ ભાષા ભણતા તેની સાથે તે ભાષાના વ્યાકરણ અને કોષની જરૂરજ પડે, કેમકે તે વગર તે ભાષાનુ શુદ્ધ તથા સંપૂર્ણ અર્થ સહિતનુ જ્ઞાન થતુ નથી આમ આપણી ગુજરાતી ભાષા પણ માતા સંસ્કૃતમાથી ઉતરી આવેલી ભાષા છે

ગુજરાતી ભાષાની સમૃદ્ધિ તથા શબ્દોની લક્ષણા-શક્તિનો પરિચય પંડિતો કરતા સામાન્ય માણસોમા વધુ જણાય છે પરભાષાના શબ્દોને બરોબર બંધબેસતા ગુજરાતી શબ્દો તેઓ સહેલાઈથી મેળવી શકે છે આપણા સાક્ષરો તો પોતાની ભાષામા બારોબાર સંસ્કૃત શબ્દો અથવા તો સંસ્કૃત કોષની મદદથી પરિભાષા બેળેબેળે ઘડી કાઢે છે, જ્યા વખતે તેજ શબ્દો માટે ઘણા ગુજરાતી શબ્દો મળી આવે પરંતુ જેમ સંસ્કૃત શબ્દો વધારે આવે તેમ ભાષા ઉત્તમ એ તેમનો નિશ્ચિત ખ્યાલ હોય છે, તેથી અમુક પરિભાષાનો શબ્દ દર્શાવવાને માટે તેમને અજાણ્યો સંસ્કૃત શબ્દ વધારે પસંદ પડે છે ઘણી વખત તો સામાન્ય બાબતમા પણ સંસ્કૃત શબ્દને વધારે ને પ્રથમ પસંદગી આપવામા આવે છે ગુજરાતી રૂઢી પ્રયોગો ને કહેવતો સુદ્ધા બદલી નાખવામા આવે છે

જોડણી માટે ગુંચવાડો પણ જેમનો તેમ કાયમ છે દરેક લેખક પોતાની મરજીમા આવે તેમ જોડણી કરે છે જેમ સાક્ષરો વધ્યા તેમ નવી નવી રીતે જોડણી લખવી શરૂ થઈ એટલે સંગ્રહકારને પોતાના સંગ્રહમા કયી જોડણી રાખવી તેની મુશ્કેલાઇ ઉભી થઈ દરેક લેખક પોતાના સિદ્ધા

તેને અમલમા મુકવા પોતાના લેખમા તેવી જોડણી લખાતા ગયા થયુ એમ કે દરેક સાલ ની જુદી રીત એટલે એક શબ્દ બે ચાર રીતે ગુજરાતીમા લખી શકાય એમ થયુ વળી મુખ્ય દલીલ એવી આવી કે બોલવુ તેવુજ લખવુ પરન્તુ એ પણ વાધા ભરી ગણાઈ બોલવા પ્રમાણે લખવાથી ઉચ્ચાર સૂચક ચિહ્ન મળવુ મુશ્કેલ છે અમુક ચિહ્નથી અમુક ઉચ્ચાર ( પહોળો કે સાકડો ) થાય તે પણ નક્કી થવુ જોઈએ દરેક ગુજરાતી શબ્દ બનતા સુધી શુદ્ધ સ્વરૂપમાજ લખાવો જોઈએ

ગુજરાતી ભાષામા સાઠેક વર્ષ પહેલા માત્ર **નર્મ**કોષ હતો ત્યાર પછી નવિન શબ્દોનો પુષ્કળ વધારો થયો છે કવિશ્રી **નર્મદાશંકર**ભાઈ જો હયાત હોત તો તેઓ તેમા એ શબ્દો ઉમેરી એક મોટો કોષ રચી શકત

એ મહાન્ નરરત્નના પગલે ગુજરાતી ભાષામા લગભગ વીસ વર્ષ ઉપર ( સને ૧૯૧૫ મા સ્વર વિભાગ ) 'ગુજરાતી શબ્દકોષ' એ નામનો એક કોષ તૈયાર કર્યો જે વિદ્યાભિલાસી સજ્જનોને, સાક્ષરોને અને વિદ્યાર્થીઓને પ્રિય થઈ પડયો છે ભાષા એ સમુદ્ર છે, એને મથન કરવુ સહેલુ નથી છતા પણ મથન કરતા જે મળે તેમાજ સતોષ માનવો પડે છે અગ્રેજી ભાષામા પણ સને ૧૭૫૫ મા પ્રથમ કોષકાર ડૉ **જોન**સન હતા ત્યાર પછી તેની કૃતિનુ અનુકરણ, વિવેચન અને પૃથક્કરણ કરનાર તથા તેમા સશોધન અને ઉમેરણ કરનારા ઘણા જણને એ ભાષાને ઉત્પાદક ભૂમિએ જન્મ આપ્યો અને દોઢસો વર્ષમા તો જુદા જુદા સ્થળે અને જુદા જુદા વાસણ ઉપર છપાયલા પુષ્કળ કોષો જોવામા આવે છે. અને તેમા વેબસ્ટર ડીક્ષનેરી સારી ખ્યાતી પામી. તેમ ગુજરાતી ભાષામા કોષકારનુ પ્રથમ માન કવિશ્રી **નર્મદાશંકર**ને છે સને ૧૯૦૮ સુધીમા કોષ માટે પ્રયાસો થયા હશે પરન્તુ વેબસ્ટરની પદ્ધતિ ઉપર એટલે અવતરણો, રૂઢિપ્રયોગ, કહેવતો આદિ એકઠા કરી સને ૧૮૯૩ થી શરૂઆત કરી સોળ વર્ષે તે પ્રજા સમક્ષ મૂકાયો અને તેમા પણ અત્યાર સુધીના નવા શબ્દો, ઈ૦ ઉમેરી ફરી છપાવવા તૈયાર કર્યો છે

ડૉ સેમ્યુઅલ જોનસનની ડીક્ષનેરી જે ઇ૦ સન ૧૭૫૫ મા છપાઈ હતી તેના ઉપોદ્ઘાતના શબ્દો કેટલાક અત્રે લાગુ પડતા હોવાથી ટાકુ છુ કે "In this work, when it shall be found that much is omitted, let it not be forgotten that much likewise is performed It may repress the triumph of malignant criticism to observe that if our language is not here fully displayed, I have only failed in an attempt which no human powers have hitherto completed "

એ **ગુજરાતી શબ્દકોષની** આ નાની આવૃત્તિ છે યુનિવર્સિટિ પરિક્ષામા ગુજરાતીને સ્થાન અપાયુ છે તેથી વિદ્યાર્થિઓ તેમજ અન્ય વાચકોને વધુ ઉપયોગી થઇ પડે તેવા હેતુથીજ અસલ કોષના શબ્દસમૂહમા થોડા નવા શબ્દો ઉમેર્યા છે અને જરૂર પુરતા અવતરણો રાખ્યા છે, તેમ ટાઇપો મોટા રાખ્યા છે મૂળ પુસ્તકની માફક આ આવૃત્તિ પણ પૈસા કમાવાની લાલચથી, કે મહાન્ વિદ્વાનમા ખપવાની અભિલાષાથી પ્રસિદ્ધ કરાયલી નથીજ, પરન્તુ પ્રવૃત્તિવાળી તેમજ આશ્રય વિનાની સ્થિતિમા પણ ઉત્સાહના ઉદ્યુક્તપણાથી આ કોષ પણ લખાયો અને છપાયો છે

'**ગુજરાતી શબ્દકોષ**' મુમ્બાઇ ઇલાકાના સરકારી કેળવણીખાતાની કમિટિએ પ્રાઇમરી અને સેકન્ડરી સ્કુલોની તેમજ કોલેજોની લાયબ્રેરી માટે મજુર કર્યો છે અને માટે તે કમિટિનો હુ ઉપકાર માનુ છુ તે પુસ્તક ફરી છપાવવા ઇચ્છા રાખી છે જેનુ કદ આ પુસ્તકના કદથી બેવડુ થશે વિદ્યાપીઠની સમિતિએ તેમા નવા શબ્દોનો એકઠો કરેલો સમુહ આપવા અને સુધારવા કબુલ કર્યુ છે એટલે જે શબ્દો અને જે ભડોળ હાલ છે 'તેમા પણ ઘણુ વધશે એમ લાગે છે પરન્તુ તે છપાઈ રહેતા હજુ બે વર્ષ લાગશે એટલે 'જેવો જોઈએ તેવો ગુજરાતી ભાષામા શબ્દકોષ નથી' એ વાત જાય મુલા, જશે એ સૌ પરમાત્માની ઇચ્છા ઉપરજ આધાર છે

આ કામમાં જોડણી ઉપર બનતા સુધી પુષ્કળ ધ્યાન આપ્યું છે, અને તે માટે નવિન વાચનમાળા, ગુજરાત સાહિત્ય પરિષદ મંડળના તેમજ ગુજરાત વિદ્યાપીઠના જોડણીના નિયમોને અનુસરવામાં આવ્યું છે, છતાં રહી ગયેલી ભૂલો માટે-પ્રેસદોષ કે પ્રુફરીડર માટે ક્ષમાની યાચના કરી અંતમાં પ્રભુ પાસે માગું છું —

ભાગાપાગ યુગ યુગ અતિરો, ધારો ગીરા ગુર્જરી,
પાદોપાદ રસાળ ગુણવતી, થાઓ સખી ઉપગી
જે જિર્વાણુ ગિરા ગણાય ગણના, તે સ્થાન એ લ્યો વરી,
થાને શ્રેષ્ઠ સહુ સખી જન થકી, એ આશ પુરો હરી' '

*    *    *    *

ભાષા ગુજરી આર્યવર્ત અખિલે, ફેલાય નાલી વણી,
નવ દેશવિદેશ ગર્જરી ગિરા, સોહાય સોહામણી,
વાણી સંસ્કૃત મૃત્યુપ્રાય થઇ છે, આ થાય ગિરોમણી,
આપો તો વિભુ એજ અર્પણ કરો, એ આશ પ્રેમી તણી "

આશ્વિન શુદિ ૧
૧૯૮૧
નડિયાદ—લખનાર

ક. ગો. પટેલ



# આ કોષમાં વપરાયેલા ટુંકા અક્ષરોની સમજ.

સં૦ સંસ્કૃત

મ૦ મરાઠી

હિં૦ હિન્દી

કાઠિ૦ કાઠિયાવાડી

ફા૦ ફારસી

આ૦ આરબી

અં૦ અંગ્રેજી

પો૦ પોર્ટુગીસ.

તેલુ૦ તેલુગુ

તુર્ક૦ તુર્કી

પું૦ પુંલિંગ, નરજાતિ

સ્ત્રી૦ સ્ત્રીલિંગ, નારીજાતિ

ન૦ નપુંસકલિંગ નન્યતરજાતિ

સ૦ સર્વનામ

વિ૦ વિશેષણ

અ૦ અવ્યય

ક્રિ૦ અ૦ ક્રિયાપદ અકર્મ-

ક્રિ૦ સ૦ ક્રિયાપદ સકર્મક

શાળોપયોગી

# ગુજરાતી શબ્દકોષ.

## અ.

### અ

**અ,** (સ) દેવનગરી તથા ગુજરાતી લિપિનો પ્રથમ કંઠસ્થાની હ્રસ્વમૂળાક્ષર ૨ વ્યંજન વર્ણથી આરંભાતા શબ્દની પૂર્વે જોડાયાથી નિષેધ-અભાવ-થોડુ-નહિ-વિનાનો એવો અર્થ રાખે છે (**અજ્ઞાન, અબોલા, અવાવરૂ, અકર્મી,** ઇ૦,) વર્ણસાથે જોડાય છે ત્યારે **અન્** ૫ થાય છે, (**અનન્ત, અનાસ્થા, અનાદર** ઈ૦) ૩ કેટલાક શબ્દમા અ, નિરર્થક વધેલો છે (**અલોપ, અવસ્થા**) ૪ વધારેના અર્થમા પણ વાપરે છે અઘોર ૫ વિષ્ણુ ભગવાનનુ નામ, ઓમમા પ્રથમ અક્ષર અ+ઉ+મ=ઓમ્ (ૐ)

**અ ,** અ૦ બેદરકારી, તુચ્છકાર, ક્રોધ, અને ખુમારીનો ઉદ્ગાર ૨ વારૂસ્તો, ઠીક

**અંશ,** પુ૦ (સ૦ અંશ્-ભાગ પાડવા ) ભાગ, હિસ્સો, વિભાગ, અવયવ, કળા 'અલ્પાંશ, જ્વરાંશ.' ૨ જે ઈશ્વરી ગુણ પ્રાપ્ત થયો હોય તે, પ્રસાદ, સંસ્કાર " જે કોઇ પ્રેમઅંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમા ઠરે " (દયારામ) ૩ ગોળાનો ૩૬૦ મો ભાગ (અક્ષાંશ, રેખાંશ ઇ૦) ૪ અપૂર્ણાંકમા લીટીની ઉપરનો જે અંક તે, ¾ એમા ત્રણ એ અંશ, ને ચાર એ છેદ ૫. લેશ, અસર, ભેગ. ૬ રાશીચક્રનો ૩૦ મો ભાગ ૭ વિષય

**અંશક,** વિ૦ ( સ૦ ) વારસ, પિતરાઇ, ૨ ભાગીઓ, ભાગ પડાવનાર

**અંશાવતાર,**-પુ૦ (સ૦ અંશ+અવતાર) જેમા ઈશ્વરના થોડા ઘણા અંશ હોય તેવો અવતાર

**અંશી** વિ૦(મ૦)અંશવાળુ,સંસ્કારી,૨.ભાગીઉ

**અંશુ,** પુ૦ ( સ૦ અંશ્-ભાગ પાડવો, ) કર;

**અંશુમાન,** પુ૦(સં૦)સૂર્ય, ભાનુ, રવિ [કિરણ

**અઇ,** અ૦ પેલુ, ઓ, પણે

**અહિ,** ન૦ ( સં૦ અહિ ) કરડે એવુ જીવડુ, ૨ એરૂ ૩ છોકરાને ડરાવવાનુ એક કાલ્પનિક સ્વરૂપ ૪ અડણુ, બાઉલુ

**અઋણિ,** વિ૦ [સં૦] જેને ઋણ-કરજ ન હોય તે, જે દેવાદાર ન હોય તે, બીન કરજી,

**અક,** ન૦ (સ૦) દુખ, પીડા ૨ પાપ

**અકચન,** વિ૦ ગરીબ, કંગાળ, દીન.

**અકજ,** વિ૦ અકાય, નકામુ. [ છેલ, બાકરાવ

**અકડબાજ,** પુ૦ અક્કડ, ફાંકડો, વરણાગિયો,

**અકડાઅકડી,** સ્ત્રી૦ સરસાઇ, હોસાતોસી, ચઢાચઢી, કસાકસી, ચડસાચડસી **અકડાઅકડીનો** વખત-મુશ્કેલાઈ ભરેલો વખત, બારીક સમય, કસાકસીનો સમય, **અકડાઅકડી ઉપર આવવું**-હોસાતોસી કરવી, સરસાઇમા ઉતરવુ

**અકડાઈ,** સ્ત્રી૦ બેડસાઇ, પતરાજી, મગરૂબીમા રહેવુ તે ૨ હુપદ,મમત્વ ૩ છેલાણીપણુ ફાંકડાઇ

**અકડાવુ,** ક્રિ૦ અ૦ તોરમા રહેવુ લાલા થઇ ભભકામા ફરવુ-મરડાવુ ૨ રહી જવુ; સાધાનુ જડ થઈ જવુ, લોહીનુ ફરવુ એકાએક બંધ થવુ " હાથ પગ અકડાઇ ગયા. "

**અકતો.** પુ૦ (સં૦ અ+કૃત) કારીગર લોકોની રજાનો દિવસ પાળી, છુટી, અણોજો, પાકી.
**અકથનીય.** વિ૦ ( સ૦ અ+કથ્-કહેવુ ) ૧ કહેવા જોગ, ન બોલવા યોગ્ય
**અકબરી.** વિ૦ (આ૦) અકબર બાદશાહે કાઢેલુ, (સિક્કો-કાયદો) ૨ અકબરના સમયનુ
**અકબંધ,** વિ૦ વગર ખોલેલુ જેમનુ તેમ, આખુને આખુ, સીનસિક્કાબંધ
**અકરમણ** સ્ત્રી૦અકર્મી, અભાગિયણ [ઉધરાવેડા.
**અકરાતીઆવેડા,** પુ૦ (સ૦ અતિ+ક્રમ) ખા-
**અકરાતીઉં,** વિ૦ (સ૦) ખાતા-પીતા અક ળાય તોપણ ખાયા કરે તેવુ, ખાતા ધરાયજ નહિ તેવુ, ગળાસુધી ખાખા કરનાર ખાઉધર
**અકરાકેર,** પુ૦ ઘણો જુલમ, (ત્રાસ ભરેલુ મરણ થાય છે ત્યારે અકરાકેર થયો તેમ કહેવાય છે,) સીતમ,ગજબ ૨ ભયકર નાશ, મહાર; કતલ
**અકરાલવિકરાલ,** વિ૦ (સ૦ અ-નહિ+કરાલ-ભયાનક+વિ-વધારે) અતિભયાનક, ભયકર બીહામણુ, ડરામણુ, ઉગ્ર, દારૂણ
**અકરૂણ,** વિ૦ (સ૦) નિર્દય, કુર, દયાહીન
**અકર્મક,** વિ૦ (સ૦) જેમા કર્મ ન હોય તેવુ (ધાતુ-ક્રિયાપદ), કર્મ રહિત
**અકર્તુંમ,** ( સ૦ અ-નહિ+કૃ-કરવુ ) ન કરવાનુ 'કર્તુંમ અકર્તુંમ સમર્થ શ્રીહરિ'-પ્રેમાનદ
**અકર્મ,** ન૦ ( સ૦ અ+કર્મ-કામ ) ખરાબ કૃત્ય, દુષ્કર્મ, કુકર્મ ૨ ગુનો, અપરાધ
**અકર્મી,** વિ૦ (સ૦) અભાગીઉ, બેનસીબ, કમભાગી ૨ દુરાચારી,દુષ્ટ,પાપી, ૩ બુદ્ધિહીન,ઠોઠ
**અકર્મીના પડિયા કાણા**-ભાગ્યહીનને જે મળે તે પણ નકામુ મળે **અકર્મી નિશાળિયાને વત રણા ઘણા**-ખરાબ કારીગર હથિયારનોજ વાંક
**અકલી,** વિ૦ (ફા૦) અક્કલવાળુ, બુદ્ધિમાન્, તર્કી ૨ સમજુ, શાણુ ૩ ઝીણુ, કસબી
**અકલ્પિત,** વિ૦ (સ૦ અ+કલ્પ) બનાવટનુ નહિ તે, સાચુ, અકૃત્રિમ ૨ મૂળ, અસલ ૩ નહિ ધારેલુ, અકસ્માત, એકાએક, ઓચીંતુ.
**અકલ્યાણ,** ન૦ (સ૦ અ+કલ્ય-શુભ કરનારૂ) ભુંડુ, માઠુ, નઠારૂ, અશુભ, બુરૂ અમગળ
**અકસ,** પુ૦ (ફા૦) ખાર, અદેખાઈ, દ્વેષ
**અકસખોર,** વિ૦ ખારીલુ, દ્વેષી
**અકસર,** અ૦ (આ૦ અકસર-ઘણુકરીને) વિશેષે, મુખ્યત્વે ઘણુ ખરૂ; ઘણુ કરીને, ૨ કદાપી, વખતે, કદાચ
**અકસીર,** વિ૦ (આ૦ઈકસીર) આબાદ લાગુ પડે-અસર કરે તેવુ, ગુણકારી, રામબાણ,
**અકસીર** સ્ત્રી૦ હલકી ધાતુનુ સોનુ બનાવનાર જે રસાયણ તે (પારસમણિ)
**અકસ્માત્,** અ૦ (સ૦) એકાએક, અચાનક, ઓચિંતુ, સહસા
**અકળ,** વિ૦ ( સ૦ ) કળી-સમજી ન શકાય તેવુ, ગહન, ગૂઢ [૨ કુદરત
**અકળકળા,** સ્ત્રી૦ મર્મ, ભેદ રહસ્ય, કોયડો
**અકળવિકળ,** વિ૦ ગભરાએલુ, બહાવરૂ
**અકળાવવુ,** ક્રિ૦ સ૦ ગભરાવવુ, કાયર કરવુ, ગુચરી નાખવુ ૨ પીડાવવુ,-દુખી કરવુ
**અકળામણ,** (સં૦આકુલતા) મનનો ગભરાટ ૨ ગભરાટથી થતુ દુખ, મુઝવાટ, અમુઝણ ૩ બેચેની, રૂધામણ
**અકળાવુ,** ક્રિ૦ અ૦ ગુચવાવુ-ગભરાવુ અમુઝાવુ ૨ દુખી થવુ, પીડાવુ ૩ કટાળવુ
**અકળિત,** વિ૦ ( સ૦ અ+કલ્-જાણવુ ) ન સમજાયુ-જણાયુ હોય તેવુ, નધારેલુ ૨ કાતર-અડસટ્ટા વગરનુ (ઉભોપાક).
**અકાજ,** વિ૦ (સ૦) નકામુ, નિરર્થક
**અકાબર,** પુ૦ (આ૦) હોદ્દેદાર. અમલદાર
**અકાય,** વિ૦ (શ૦) શરીર વિનાનુ, નિરાકાર
**અકાર,** પુ૦ (સ૦) અ નો ઉચ્ચાર. **૨. અ૦** કારણ વગર, અમથુ, નકામુ
**અકારણ,** વિ૦ વિના કારણ, ફોગટ, અમથુ.
**અકારત,** વિ૦ મિથ્યા, વ્યર્થ, નિષ્ફળ ૨. અકારિત, નાલાયક, અકારત જવુ-નકામુ થવુ
**અકારાંત,** વિ૦ (સ૦) અતે અ હોય તેવુ
**અકારૂ,** વિ૦ અણગમતુ, અળખામણુ, અપ્રિય
**અકાર્ય,** વિ૦ (સ૦) ખરાબ કૃત્ય, કુકર્મ

**અકાલિ,** વિ૦નાનકે ચાપેલા ઉદાસીપંથને લગતું
**અકાલિક-લીન,** (સ૦) કવેળાનુ, કમોસમનુ, સમય વગરનુ, સમયની આગળ પાછળનુ
**અકાળ,** વિ૦ (સ૦) સમય વગરનુ, અપ્રશસ્ત સમય, કવખતનુ ૨ પુ૦ કમોસમ, કરત,કવેળા
**અકાળ મૃત્યુ**–જે વખતે થવુ ન જોઈએ તેવુ મૃત્યુ, જુવાન વયમા થયેલુ મોત **અકાળ વૃષ્ટિ**–કરતે થયેલો વરસાદ, માવઠુ
**અકાળજ,** વિ૦ (સ૦) કરતનુ, કમોસમનુ
**અકિંચન,** વિ૦ (સ૦) દરિદ્રી, કગાલ.
**અકીક,** પુ૦ (આ૦) એક જાતનો ચળકતો લીમો રગીન પત્થર, કાચમણિ, ખોટો હીરો
**અકીર્ત્તિ** સ્રી૦ (સ૦) અપજશ, બદનામ, નિદા, કલક, બદબોઇ
**અકુલીન,** વિ૦ (સ૦) નીચા કુળનુ, કુળહીન,
**અકુશળ,** વિ૦ અણુકસબી, બોથડ
**અકૂપાર,** પુ૦ સમુદ્ર, દરિયો
**અકૃત,** ન૦ (સ૦ અ + કૃ-કરવુ) પાપ, ખરાબ કૃત્ય, ૨ વિ૦ ન કરેલુ, ન કરવા જેવુ
**અકૃતજ્ઞ,** વિ૦ કૃતઘ્ની, બેવફા, કરેલા ઉપકારને ન જાણુનાર–ભૂલી જનાર
**અકૃતજ્ઞતા,** સ્રી૦ બેવફાઇ, હગગીપણુ, કૃતઘ્નતા
**અકૃતાર્થ,** ૦ કમનસીબ, હીણુભાગી
**અકૃત્રિમ,** વિ૦ ( સ૦ ) અસલ, સ્વાભાવિક, કુદરતી, નૈસર્ગિક ૨ સાચુ, ખરેખરૂ
**અકૃપા,** સ્રી૦ ઇતરાજી, ગેરમહેરબાની
**અકેક–કુ,** વિ૦ દરેક, પ્રત્યેક
**અકોટ,** પુ૦ સોપારીનુ ઝાડ ૨ સોપારી
**અકોટી,** સ્રી૦ સ્રીઓના કાનનુ સોપારીના ઘાટનુ ઘરેણુ, ઝુમખાવાળુ લોળિયુ
**અક્કડ,** વિ૦ (હિં૦) ટટાર, કડક, નહિ વળી જાય તેવુ ૨. ગર્વી, તોરી, મિજાસી
**અક્કડબાજ,** વિ૦ વરણાગિઉ, ફાકડુ લાલ
**અક્કરચક્કર,** વિ૦ અણુધાર્યુ, એકાએક
**અક્કરમી,** વિ૦ અકર્મી, કમનસીબ. ૨ બુદ્ધિ વિનાનુ, ઠોઠ **અક્કરમી નિશાળીઆને વત્તરણા ઘણા**–આવડ નહિ ને ઠાઠ બહુ

**અક્કલ** સ્રી૦ (આ૦ અકલ) બુદ્ધિ, સમજ, ૨ શાણપણુ, ડહાપણુ ૩ તર્ક **અક્કલ ચલાવવી**–વિચાર કરવો **અક્કલ અધારે વહેંચાણી છે**–બુદ્ધિ કોઇના બાપની નથી. **અક્કલ બડી કે ભેસ**–બલથી ન થાય તે કળથી થાય. **અક્કલ ફૂટવી**–બુદ્ધિનો ભ્રંસ થયો, ચિત્ત ઠેકાણે ન હોવુ, **અક્કલ મારી જવી**–અક્કલ ન ચાલવી, બુદ્ધિ ખરાબ થવી **અક્કલ વેચાતી લેવી**–ઘણા અનુભવથી શીખવુ, શીખામણુ લેવી, બોધ લેવો **અક્કલ વેચી ખાવી**–મૂર્ખ બનવુ **અક્કલને અને એને અઢાર ગાઉનુ છેટુ છે**–બેવકૂફ છે **અક્કલનો આગળો**–મૂર્ખ **અક્કલનો આંધળો**–મૂર્ખ, અણુસમજુ બેવકૂફ **અક્કલનો ઓથીમીર**–મૂર્ખ, બેવકૂફ, વિવાહની વરશી કરે એવો **અક્કલનો ખાં**–મૂર્ખ, બેવકૂફનો પાદશાહ, **અક્કલનો દુશ્મન**–મૂર્ખ, અણુસમજુ, બેવકૂફ **અક્કલનો બારદાન**–અક્કલ શૂન્ય, મૂર્ખ, અક્કલહીન, બેવકૂફ **અક્કલસે ખુદા પિછાનો**–જરા અક્કલ તો લાવો–વાપરો
**અક્કલગરો,** પુ૦ (આ૦) મોમો રવરવાટ કરે તેવુ એક જાતના છોડનુ મુળિયુ
**અક્કલબાજ–મદ–વન્ત–વાન,** વિ૦ અક્કલવાળુ, બુદ્ધિમાન્ ૨ ડાહ્યુ ૩ તર્ક ઉઠાવનાર ૪ હોશિયાર, ખબરદાર
**અક્કલહોશિયારી,** સ્રી૦ (ફા૦) ( એ બે શબ્દો એકજ અથવા સબંધી અર્થમા વપરાય છે ખતમા લખાય છે) સાવધગીરી, ફામ, ભાન, શાત મનથી અને ખરા વિચારથી
**અક્કેક-કુ,** વિ૦ પ્રત્યેક દરેક ૨ એક પછી એક
**અક્કા** સ્રી૦ મા, માતા ૨ મિત્રાઇ તુટવાની નિશાની, મિત્રાઈની તૂટ
**અક્ટોબર,** પુ૦ (અ૦ ઑક્ટોબર) અગ્રેજી વર્ષનો દશમો મહિનો–એકતિસ દહાડાનો (આસો)
**અક્રૂર,** વિ૦ (સ૦) દયાળુ, માયાળુ ૨ પુ૦ શ્રીકૃષ્ણનો પીતરાઇ કાકો
**અક્ષ,** પુ૦ (સ૦) રમવાના પાસા. ૨ આળાનો મણકો, પેર ૩ બીલામાનુ ઝાડ. ૪. પૈડાંની

ધરી ૫ અક્ષવૃત્ત ૬ આખ (કવિતામા) ૭ બેડાનુ ઝાડ

**અક્ષણિક, વિ૦** હમેશનુ, સ્થિર નિશ્ચલ

**અક્ષત, પુ૦ (સં૦)** છાલાવાળા ચોખા, ડાંગેર, જવ ૨ સેકેલુ અનાજ ધાણી **અક્ષત છાટવા** -બ્રાહ્મણે આશીર્વાદ ભણી યજમાન ઉપર ડાંગેરના દાણા નાખવા તે **અક્ષત ઉતારવા**-ભૂત, નજર વગેરેનો વહેમ આવ્યાથી શુ થયુ છે તે જાણવા માદા માણસના માથા ઉપર લુગડુ રાખી અનાજના દાણા સાતવાર ફેરવવાની ક્રિયા તે

**અક્ષત, વિ૦ (સં૦ અ+ક્ષત)** નહિ-ભાગેલુ, નુકસાન વગરનુ, સલામત સાબુત ૨ આખુ, અખોવન, અખડ [અરૂધતી, વશિષ્ટપત્ની

**અક્ષમાલા, સ્ત્રી૦ (સં૦)** રૂદ્રાક્ષની માલા, ૨

**અક્ષય, વિ૦ (સં૦ અ+ક્ષિ-ઘસાવુ)** નાશ ન પામે તેવુ, અભગ હમેશ રહે તેવુ, અખુટ

**અક્ષયતૃતીયા, સ્ત્રી૦ (સં૦)** વૈશાખ સુદ ત્રીજ, અખાત્રીજ [અખેનોમ

**અક્ષયનવમી, સ્ત્રી (સં૦)** કાર્તિક સુદ ૯

**અક્ષયધામ, ન૦** મોક્ષ, નિર્વાણ મુક્તિ

**અક્ષયપદ, ન૦ (સં૦)** મોક્ષ, નિર્વાણ મુક્તિ

**અક્ષયપાત્ર ન૦ (સં૦)** જેમાની વસ્તુઓ કદી ન ખૂટે તેવુ વાસણ (અખો પાત્ર)

**અક્ષર, પુ૦ (સં૦ અ+ક્ષર્-વહેવુ)** મોમેથી નીકળતો સ્વર-અવાજ, વર્ણ ૨ વાણી, વચન ભાષણ ૩ દસ્કત, હરફ ૪ (વ્યાકરણમા) સ્વર, અથવા સ્વરયુક્ત વ્યજન-મળાક્ષર, જોડાક્ષર ૫. વિધિનાલેખ, છઠ્ઠીના લેખ, કર્મના લેખ ૬ ભણવા ગણવાની વિદ્યા - 'શરૂ અક્ષરમા પુરો" ૭ મહેણુ,ભાર ૭ અવિનાશી ઇશ્વર, બ્રહ્મ **અક્ષર ઉતારવા**-મહેણુ ટાળવુ **અક્ષર કાઢવા** -સભાળ પૂર્વક લખવુ ૨ કોપી ઘુટવી ૩ લખેલુ ભૂસી નાખવુ (રબ્બરથી) ૪ બોલવુ, ઉચ્ચારવુ **અક્ષર પાડવા**-છાપવુ ૨ લખવુ

**અક્ષરગણિત, ન૦ (સં૦)** અક્ષરો માંડીને હિસાબ ગણવાનુ જે શાસ્ત્ર તે, બીજગણિત

**અક્ષરછદ, પુ૦** (ગુજરાતી પિંગળમા) અક્ષરની ગણત્રી કરીને કવિતા બનાવવાની રીત

**અક્ષરધામ ન૦ (સં૦)** મોક્ષ, નિર્વાણ

**અક્ષરપદ, ન૦ (સં૦)** અક્ષયધામ, જુઓ

**અક્ષરન્યાસ, સ્ત્રી૦ (સં૦)** લીપી, અક્ષરોની રચના [બ્રહ્મજ્ઞાન, તત્વજ્ઞાન

**અક્ષરવિદ્યા, સ્ત્રી૦** અક્ષરશાસ્ત્ર, વિદ્યા ૨

**અક્ષર વિન્યાસ, સ્ત્રી૦ (સં૦)** શુદ્ધલેખન વિદ્યા, જોડણી

**અક્ષરશઃ, અ૦ (સં૦)** અક્ષરેઅક્ષર, બધુ જ, એક પણ અક્ષર મૂકી ન દેતા

**અક્ષરશત્રુ, વિ૦ (સં૦)** અભણ, લખતા આવડતુ નથી તે, વિદ્યા સાથે વરવાળો, મૂર્ખ, ઢ

**અક્ષરશૂન્ય, વિ૦ (સં૦)** જેને કઈજ ભણતા લખતા આવડતુ નથી તે

**અક્ષરાતીત, ન૦ (સં૦)** પરબ્રહ્મ, પરમાત્મા. ૨ **વિ૦** વાણીથી વર્ણવી ન શકાય તેવુ.

**અક્ષરી, વિ૦ (સં૦)** અક્ષરનુ-વાળુ

**અક્ષરેઅક્ષર, અ૦** શબ્દેશબ્દ, જેવુ હોય તેવુ

**અક્ષવિદ્યા, સ્ત્રી૦** જુગાર, પાસા રમવાની રમત

**અક્ષવૃત્ત, ન૦ (સં૦)** પૃથ્વીના પૃષ્ઠ ઉપર દોરેલી જે ગોળ લીટીથી અક્ષાશ જણાય છે તે

**અક્ષાશ, પુ૦ (સં૦)** પૃથ્વીના પૃષ્ઠ ઉપર ઉત્તર દક્ષિણ ધ્રુવથી મધ્યભાગે પૂર્વ પશ્ચિમ દોરેલા જે ગોળની ઉત્તર દક્ષિણ દિશાએ હરકોઈ જગાનુ જે અન્તર તે ૨ ગોળ વતુલના પરીઘનો ૩૬૦ મો ભાગ

**અક્ષાશવૃત્ત, ન૦** અક્ષવૃત્ત, જુઓ [નો સંકેત.

**અક્ષિ, સ્ત્રી૦ (સં૦)** આખ, નયન. ૨ બે

**અક્ષિક, સ્ત્રી૦ (સં૦ અક્ષીવ)** જે ભસ્મ-ખાખ, ગાળેલી હલકી ધાતુને સોનુ-રૂપુ બનાવે

**અક્ષિકોશ, ન૦** આખનો ગોખલો [છે તે

**અક્ષૌહિણી, સ્ત્રી૦ (સં૦)** ૧૦૯૩૫૦ પાયદળ, ૬૫૬૧૦ ઘોડા, ૨૧૮૭૦ રથ ને ૨૧૮૭૦ હાથી વાળુ લશ્કર

**અખડ વિ૦ (સં૦)**અવડ અવાવરૂ ૨. વાંઝીલુ.

**અખડબખડ**, વિ૦ (સ૦) ખાડાખૈયાવાળુ, ઉચુ નીચુ [રાવાળુ

**અખડાબખડી**, વિ૦ ઉચુ નીચુ, ટિબાટેક

**અખડાવુ**, અ૦ક્રી૦ ટીચાવુ ૨ ધમાધમમી થવી, સામાસામી કુટાવુ ૩ લઢી પડવુ ૪ લગડાવુ

**અખડ (અખણ્ડ)**, વિ૦ (સ૦) આખુ, પૂર્ણ, સળગ, ભાગેલુ નહિતે ૨ સર્વ કાળ સરખુ, હમેશ

**અખડસૌભાગ્ય**, ન૦ (સ૦ અ+ખડ-ભાગ, + સુ-સારૂ+ભાગ્ય) સ્ત્રીનુ સૌભાગ્ય, હેવાતન

**અખડસૌભાગ્યવતી**, સ્ત્રી૦ (સ૦) સેવાશણ, સુહાગણ, અખડ હેવાતનવાળી

**અખડાનદ**, વિ૦ સદા આનદવાળો ૩ પુ૦ મુક્તિ, મોક્ષ [આખુ, સપૂર્ણ

**અખડિત**, વિ૦ (સ૦) ખાડુ ન થએલુ તે,

**અખતરૂ**, વિ૦ નઠારૂ, ખરાબ

**અખતરો**, પુ૦ (ફા૦ ઇખતિ+આર) નવુ જાણવાને-શોધવાને જે કોઇ યુક્તિ કરવી તે, પ્રયોગ, અજમાયેશ, અખતરો કરવો-પ્રયોગ કરવો

**અખત્તર**, વિ૦ મેલુ, ગદુ, નઠારૂ ૨ બહુ જ

**અખત્તરડાહ્યુ**, વિ૦ દોઢ ડાહ્યુ, ચાવળુ

**અખત્યારપત્ર**, પુ૦ મુખત્યારનામુ, સનદ

**અખત્યાર** પુ૦ (આ૦) અમુક કામ કરવાની મળેલી સત્તા, અધિકાર ૨ મરજી, ખુશી ૩ હક, ભોગવટો ૪ બળ, તાકાદ **અખત્યાર લેવો**-સત્તા લેવી, ઓધ્ધે ચઢવુ **અખત્યાર લઈ લેવો**-સત્તા છીનવી લેવી

**અખત્યારી**, સ્ત્રી૦ મળેલી સત્તા-છૂટ, અધિકાર

**અખંતર** ન૦ ભૂત, મેલુ 'કોઇ કહે અખતર વળગ્યુ "

**અખબાર**, પુ૦ (આ૦ ખબરનુ બહુવચન) વર્તમાન પત્ર, છાપુ, સમાચાર પત્ર

**અખબારનવીશ**, પુ૦ (આ૦ અખબાર+નવિશ્તન-લખવુ) વર્તમાનપત્રનો અધિપતી, ૨ ખબરપત્રી

**અખમ**, વિ૦ (સ૦અ+ક્ષમ) અસમર્થ, અશક્ત ૨ નાજુક, તકેલેદી

**અખર**, સ્ત્રી૦ પડતર જમીન, ચરો

**અખર**, વિ૦ (સ૦) અક્ષર, ખમી ન શકાય તેવુ,

**અખરામણુ**, ન૦ દૂધ જમાવવાની ખટાશ, મેગવણુ, અધ્રકણુ, મેળવણુ

**અખરોટ**, ન૦ (સ૦ અક્ષોટ) અખોડ

**અખાજ**, વિ૦ (સ૦) ન ખાવાલાયક, અભક્ષ.

**અખાડ**, પુ૦વિક્રમ સવતનો નવમો મહિનો અષાડ.

**અખાડા**, પુ૦ ઉડાવવુ તે, ધ્યાનમા ન લેવુ તે, સાભળ્યુ ન સાભળ્યુ કરવુ તે, ન ગણકારવુ-લેખવવુ તે આખ આડા કાન કરવા તે

**અખાડો**, પુ૦ (હિ૦, સ૦ અક્ષવાટ) કસરતશાળા, વ્યાયામશાળા ૨ વ્યસનીઓને વ્યસન કરવા મળવાનુ સ્થળ ૩ બાવાસાધુઓનો આશ્રમ.

**અખાત**, પુ૦ સમુદ્રનો જમીન તરફ લાબો ગએલો ફાટો ૨ સ્વાભાવિક ખોદાએલુ મોટુ તળાવ, સરોવર

**અખાત્રીજ**, સ્ત્રી૦ અક્ષયતૃતીયા, જુઓ

**અખાત્ર**, વિ૦ (સ૦) ખાઈ ન શકાય તેવુ, અભક્ષ્ય

**અખિલ**, વિ૦ (સ૦) આખુ, સપૂર્ણ, સઘળુ

**અખુટ**, વિ૦ખૂટે-ઘટે નહિ તેવુ બેશુમાર, અપાર

**અખેનોમ**, સ્ત્રી૦ (સ૦) અક્ષયનવમી, કારતક સુદ ૯

**અખેપાત્ર**, ન૦ અક્ષયપાત્ર, જુઓ

**અખોડ**, ન૦ એ નામનુ ઝાડ ૨ અખરોટ.

**અખોવન**, વિ૦ જેનુ એક પણુ છોકરૂ મરી ગયુ ન હેય તેવી સેવાશણ સ્ત્રી, ૨ આખુ, અખડિત, અણીશુદ્ધ

**અખ્ખઈ**, અ૦ હંમેશ, રોજ ૨ આબાદ, સલામત **અખ્ખઈ રહેવુ**-સહીસલામત રહેવુ

**અખ્યાણુ**, ન૦ હરેક શુભકામના આરભમા જોષી-ગોર-મહેતાજી, માળી, હજામ, ઇ, ને અપાતી બક્ષીસ તેમા દાણા, નાળિયેર, સોપારી અને પૈસા હોય છે

**અખ્યાતિ**, સ્ત્રી૦ (સં૦) અપયશ, અપકીર્તિ, બદનામ નિદા

**અખ્યાતુ**, વિ૦ (સં૦ અ+ક્ષત્) સહીસલામત, સુખી આરોગ્ય ૨ જેમનુ તેમ, અવિચ્છિન્ન, અસ્ખલિત

**અગ**, પુ૦ ( સં૦ અ+ગમ્-જવુ ) પહાડ, પર્વત ૨. વૃક્ષ; ઝાડ. ૩ સાતની સંજ્ઞા

**અગડ-અગ્ગડ**, પુ૦ ( સં૦ અ+ગઢ ) સાઠમારીનુ મેદાન, અખાડો ૨ સોગન (કાઠી૦)

**અગડ**, વિ૦ નિશ્ચલ, દૃઢ, ન ડગે તેવુ

**અગડધૂત**, પુ૦ લઠ્ઠપઠ બાવો, અવધૂત

**અગડબમ્બ**, વિ૦ (સં૦) બેઠી બાંધણીનુ પણ સંગીન, અતિસ્થુલ, ફાંદવાળુ ગોળમટોળ

**અગડમ્બગડમ્** ન૦ ભલીવાર વિનાનુ ૨ ગરબડસરબડ, સેળભેળ, ગોળોપિંડો વાળ્યો હોય તેવુ, અસ્પષ્ટ, ખરૂ ખોટુ, જેમ ફાવ્યુ તેમ

**અગણિત**, વિ૦ (સં૦) અસંખ્ય, પુષ્કળ, બેશુમાર, "ગુણ અગણિત છે ગાયમા"

**અગણ્ણુ**, વિ૦ત્રીજુ "અગણુ તે મ ગળવરતીઉરે"

**અગણોતરો**, પુ૦ સંવત ૧૮૬૯ મા પડેલો મોટો દુકાળ

**અગણોતેર**, વિ૦ (સં૦ એકોનસપ્તતિ) સિત્તેરમા એક ઓછો ૬૯

**અગણ્યાશી**, વિ૦ (સં૦ એક ઉન્ એશી) ૭૯

**અગત**, સ્ત્રી૦ જરૂર, ગરજ દરકાર, તમા

**અગતસર**, અ૦ જરૂર ને લીધે

**અગતિ**, સ્ત્રી૦ ( સં૦ અ+ગતિ ) અવગતિ, અસદ્ગતિ, નર્કમા પડવું તે

**અગતીઓ**, પુ૦ ભીંગારો, લીલો ચળકતો ને ઉડતો એક જીવડો

**અગત્ય**, સ્ત્રી૦ (સં૦) જરૂરિયાત ગરજ, પ્રયોજન, ૨ દરકાર, તમા ૩ લેખુ, વજન, ભારબોજ

**અગત્યનુ**, અ૦ જરૂરનુ, કામનુ, ઉપયોગી

**અગથિયો**, પુ૦ એક જાતનુ ઝાડ એના ફૂલો શ્રાદ્ધમા કામ આવે છે, ને સીંગોનુ અથાણુ-શાક થાય છે ( દવામા વપરાય છે )

**અગન**, સ્ત્રી૦ (સં૦ અગ્નિ ) ગરમીથી થતી અસર, બળતરા, આગ, લાહ્ય, **અગન ઉઠવી**-બળતરા બળવી, લાહ્ય લાગવી ૨ દ્વેષ આવવો

**અગનગાડી**, સ્ત્રી૦ વરાળથી ચાલતી ગાડી, • આગગાડી, રેલવે

**અગમ**, વિ૦ (સં૦-અગમ્ય) જવાય નહિ તેવુ, ગહન, દુષ્પ્રાપ્ય, મળે નહિ એવુ, બે લાગ

**અગમ**, સ્ત્રી૦ (સં૦) ભવિષ્ય, ભાવી, હોનાર, થવાનુ તે

**અગમચેતી**, પુ૦ (સં૦) હોનાર વિષે આગળથી ચેતવાની શક્તિ-સમજ, ભવિષ્યવાણી, દૂરઅંદેશો, દીર્ઘદૃષ્ટિ

**અગમદોરો**, પુ૦ (સં૦ અગ્રિમ+દોરો ) સવારીના ઘોડાનો બનાતની બેસેરી ચીપનો જે શણગાર તે • [તિ, આરંભ ને અંતનુ તે

**અગમનિગમ**, સ્ત્રી૦ (સં૦) આગળ પાછળનુ

**અગમનીય**, વિ૦ અગમ્ય, દુરગમ્ય

**અગમપચ્છમ**, સ્ત્રી૦ **અગમનિગમ**, જુઓ

**અગમબુદ્ધિ**, સ્ત્રી૦ (સં૦ અગમ્ય+બુદ્ધિ) આગળથી બુદ્ધિ ચલાવવી તે, દૂરદર્શીપણુ [નાર

**અગમબુદ્ધિ**, વિ૦ આગળથી જાણનાર-વિચાર-

**અગમભાખી**, પુ૦ ( સં૦ આગમ+ભાષ્-બોલવુ ) ભવિષ્યવેત્તા, દૈવજ્ઞ, જોષી [ભવિષ્ય

**અગમવાણી**, સ્ત્રી૦ વેદના સૂત્રો-શબ્દો ૨.

**અગમો**, પુ૦ અણગમો, અભાવ, કંટાળો, અપ્રીતિ

**અગમ્ય**, વિ૦ ( સં૦ અ+ગમ્-જવુ ) ન જવાય-સમજાય તેવુ, ગહન, ગૂઢ ૨ અપ્રાપ્ય, અલભ્ય, દુસાધ્ય

**અગમ્યાગમન**, ન૦(સં૦)સોબત ન કરવા જેવીની સાથે જે સોબત કરવી તે, આડો વ્યવહાર, વ્યભિચાર

**અગર**, ન૦ ( સં૦ અગુરુ ) એક જાતનું હલકુ સુગંધિવાળુ લાકડુ સુખડ ૨ મોયનુ નાકુ

**અગર**, પુ૦ (સં૦ આકર-ખાણ) મીઠુ પકવવાની દરિયા કાંઠાની ખારી જમીન, મીઠાની ખાણ, મીઠા ખળી ૨ અતિ ખારૂ તે

**અગર**, અ૦ (ફા૦) જો, કદાપી ૨ અથવા કે

**અગરચે-જો**, અ૦ (ફા૦) જો, જોકે, જોપણ

**અગરબત્તી**, સ્ત્રી૦ ( સં૦ અગરુ+વર્તિ-વાટ ) અગર, કપૂર અને બીજા સુગંધી પદાર્થના ભૂકાવાળી સળી, ધૂપસળી,

**અગરાજ,** વિ૦ (સ૦ અગ્રાહ્ય) લેવા લાયક ન હોય તેવુ ૨ પુ૦ પર્વતનો રાજા, હિમાલય

**અગરાડા,** પુ૦ જારબાજરીના લીલા સાંઠા (સુકા તે કડબ) [અગરિયાની સ્ત્રી, અગરી

**અગરિયો,** પુ૦ મીઠુ પકવનાર **અગરિયણ**–

**અગરૂ,** પુ૦ (સં૦) સીમમનુ ઝાડ ૨ સુખડ

**અગલ,** સ્ત્રી૦ ગીલીદંડે અથવા લખોટીથી ર મવાને જમીનમા કરેલો છાછરો આડો કે ગોળ ખાડો, બદી, ગબી

**અગવડ,** સ્ત્રી૦ સકડાશ, અડચણ ૨ મુસીબત, કાકૂટ, આપદ

**અગવાડુ,** ન૦ ઘરનો આગલો ભાગ ચોક, આગણુ ૨ વિ૦ આગલુ આગળના ભાગનુ

**અગવાડો,** પુ૦ અગવાડુ ૨ ચ્રચળી–અગરખા નો આગલો ભાગ

**અગવો,** પુ૦ રસ્તો દેખાડનારો, ભોમીઓ વળાવો, વરતણીઓ ૨ આગેવાન

**અગસ્ત,** પુ૦ (સ૦ અગસ્તિ) એ નામના એક ઋષિ ૨ એ નામનો તારો ૩ એક જાતનુ ઝાડ–અગથિયો **અગસ્તના વાયદા**–લાંબો ખોટો વાયદો

**અગાઈ,** સ્ત્રી૦ (હિ) ભવિષ્યવાણી, આગાહી ૨ સાવચેતી, ચેતવણી [અસલ, પ્રાચીન

**અગાઉ,** અ૦ (હિ૦) આગળ, પૂર્વે, પેહેલા,

**અગાઉથી,** અ૦ ઠેરવેલા વખતની પેહેલા આગમચથી ૨ આરંભથી પ્રથમથી, અસલથી

**અગાડી,** અ૦ ગયા વખતમા, પેહેલા ૨ પ્રથમ, આગળથી ૩ પાસે, નજીક ૪ વધારે, દૂર, આગળ ૫ આવતો કાળ, ભવિષ્ય

**અગાડીપછાડી,** સ્ત્રી૦ (સ૦અગ્ર+પશ્ચાત્)ઘોડાને ગળે ને પગે બાધવાના દોરડા

**અગાડીપછાડી,** અ૦ સામે ને પૂઠે, આગળ ને પાછળ, ચારેબાજુ આસપાસનુ, બેઉ બાજુએ

**અગાધ,** વિ૦ (સ૦ અ+ગાધ–છાછરૂ) તળીઉ માલમ ન પડે તેવુ, અથાગ, ઘણુજ ઊડુ, અમાપ, અપાર, ગહન

**અગાર,** ન૦ (સ૦ આગાર) ઘર, મુકામ, મકાન

**અગાસિયા,** વિ૦ (આકાશ–આકાશિયા) કુવા તળાવના પાણી વગર માત્ર વર્ષાદથીજ પાક થતો હોય તેવી જમીન

**અગાસી,** સ્ત્રી૦ (સ૦ આકાશિકા) ઘરના ઉપના ભાગમા કરેલી ખુલ્લી છાપરુ ન હોય, ધાબુ, ગચ્છી [છાપરુ ન હોય તે

**અગાસુ,** વિ૦ ખુલ્લુ, ઉઘાડુ, જેની ઉપર ઢા-

**અગાહી,** સ્ત્રી૦ ભવિષ્યમા થવાનુ તે કહેવુ તે, ભાવી ૨ ખબર, સાવચેતી [એક, ૧૧

**અગિયાર,** વિ૦ (સ૦ એકાદશ) દશ ને

**અગિયારમુ,** ન૦ મરણ પછીનો અગિયારમો દહાડો ૨ જે દિવસે મરનારની પછવાડે ક્રિયા કરવામા આવે છે તે **અગિયારમુ સરાવવુ**–મરનારની ૧૧ મે દિવસે કરવામા આવતી ક્રિયા, કાયદુ સગાવવુ તે

**અગિયારસ,** સ્ત્રી૦ (સ૦ એકાદશી) પખવાડિયાનો અગિયારમો દિવસ ૨ એ દિવસે પાળવાનુ જે વ્રત તે **અગિયારશ ઉજવવી**–અગિઆરસના ઉપવાસનુ ઉદ્યાપન કરવુ તે

**અગિયારા,** પુ૦ અગિઆરથી વીસ સુધીના આકમાનો એક, વડો એકો **અગિયારા ગણવા**–નાસી જવુ-સટકી જવુ, પલાયન કરવુ

**અગિયારી,** સ્ત્રી૦ (સ૦ અગ્નિ+આગાર) પારસીઓ જે મકાનમા તેમનો પવિત્ર અગ્નિ હમેશા સતત્ બળતો રાખે છે તે સ્થળ ૨ (આક) ૧૧ × ૧૧–૧૨–૧૩ ના ગુણાકાર બતાવનાર કોષ્ટક–ઘડીઆ તે

**અગુણી,** વિ૦ (સ૦) ગુણ–પાડ ન માને તેવુ, અનુપકારી, કૃતઘ્ની ૨ જેનામા ગુણ ન હોય તે, મૂર્ખ

**અગુવો,** પુ૦ (સં૦ અગ્ર+વહેવુ) ભોમીઓ વળાવો ૨ નાયક, આગેવાન

**અગોચર,** વિ૦ (સ૦ અ+ગો–ઇન્દ્રિ+ચર્–જવુ) ઇન્દ્રિયોથી પહોચી ન વળાય તેવુ, ન જોવાય તેવુ ન સમજાય તેવુ, અદૃષ્ય, અલક્ષ્ય

**અગોપ,** વિ૦ (સ૦ અ+ગુપ્) ગુપ્ત, અતર્ધ્યાન, અલોપ

**અગ્નિ**, પુ૦ (સં૦) જે વસ્તુમાથી પ્રકાશ તથા ઉષ્ણુતા દેખાય છે તે, દેવતા, વહ્નિ, આતસ ૨ પ્રકાશ-ઉષ્ણુતાનો અધિષ્ટાતા દેવ ૩ જઠરાગ્નિ ૪. પચ મહા તત્વમાંનુ તેજતત્વ ૫ પૂર્વ-દક્ષિણુ વચ્ચેનો ખૂણો ૬ અગ્નિકોણુનો અધિષ્ટાતા દેવ ૭ ત્રણુનો સકેત ૮ જુસ્સો, આવેશ **અગ્નિ ઉઠવો**-લાય બળવી, રીસ ચઢવી, બળતગ થવી. **અગ્નિમાં પડવું**-દેવતામા પડવુ ૨ સતિ થવુ. **અગ્નિ ને ઉધૈ ન વ ળગે**-ખરૂ હોય તેને ડાઘ ન લાગે, સત્યમેવ જયતે. **અગ્નિ આગળ ઘી**-દારૂ ને દેવતા

**અગ્નિકાષ્ટ**, પુ૦ (સ૦) બાળવાના લાકડા ૨ યજ્ઞમા જે લાક-ામાથી અગ્નિ ઉત્પન્ન થાય છે તે **અગ્નિકાષ્ટ ભક્ષણ કરવાં**-ચીતા ખડકી બળી મરવુ [કરેલો ખાડો, વદી

**અગ્નિકુડ** પુ૦ (સ૦) યજ્ઞ-હોમને માટે ચણીને

**અગ્નિકુમાર**, પુ૦ (સં૦) જઠરાગ્નિ પ્રદિપ્ન કરનારૂ એક રસાયણુ-ઔષધ

**અગ્નિકોણુ**, પુ૦ (સ૦) દક્ષિણુ ને પૂર્વ એ બેની વચ્ચમાનો ખૂણો

**અગ્નિજવાળા**, સ્ત્રી૦ (સ૦, દેવતાનો ભડકો, ઝાળ, ભભુકો [અગ્નિસરકાર

**અગ્નિદાહ**, પુ૦ અગ્નિથી મુડદાને બાળવુ તે,

**અગ્નિપુરાણુ**, ન૦ ૧૮ મુ પુરાણુ

**અગ્નિપ્રદ**, વિ૦ પાચક, અગ્નિવર્ધક, પૌષ્ટિક

**અગ્નિપ્રવેશ**, પુ૦ (સ૦) સ્ત્રીએ ધણીના શબની સાથે એકજ ચેહમા બળી મરવુ તે, સતિ થવુ તે [વતુ બાણુ

**અગ્નિબાણુ**, ન૦ હવાઇ, અગ્નિ વરસા-

**અગ્નિરથ**, પુ૦ (સ૦) દેવતાના બળે ચાલતુ યાન, આગગાડી

**અગ્નિસસ્કાર**, પુ૦ અગ્નિની વિધિયુક્ત સસ્કાર કરવો તે ૨ મુડદાને બાળવુ તે, અગ્નિદાહ

**અગ્નિહોત્ર**, ન૦ (અગ્નિ+હુ-હોમ કરવો.) પરણેલા બ્રાહ્મણે જીવતા સુધી નિરતર અગ્નિને સતેજ રાખી પત્ની સાથે તેમા નિત્ય હોમ કરવો તે

**અગ્નિહોત્રી**, પુ૦ (સ૦) અગ્નિહોત્ર રાખનારો ગૃહસ્થાશ્રમી બ્રાહ્મણુ

**અગ્ન્યસ્ત્ર**, ન૦ (સ૦ અગ્નિ + અસ્ત્ર) જે અસ્ત્ર મુકવાથી અગ્નિ વરસે ને જેનાપર પડે તેને બાળી નાખે તે, બદુક, તોપ, હવાઇ, વગેરે

**અગ્ર**, ન૦ (સ૦) છેક ઉપરનો ભાગ, ટોચ, છેડો અણી ૨ વિ૦ મુખ્ય, પહેલુ, પ્રધાન, આગલુ, બહાર પડતુ, ૩ ઉત્તમ, અધિક

**અગ્ર**, અ૦ આગળ, મોખરે, પહેલા

**અગ્રગણ્ય**, વિ૦ આગેવાન, અગ્રેસર, મુખ્ય, પહેલા નબરનુ, ગણુતરી કરતા જે પહેલુ આવે તે

**અગ્રગામી**, વિ૦ અગ્રેસર, મુખ્ય, આગેવાન

**અગ્રજ**, વિ૦ (સ૦ અગ્ર + જ-જન્મેલુ) પ્રથમ જન્મેલુ, સૌથી વડુ. ૨ બ્રાહ્મણુ

**અગ્રજન્મા**, પુ૦ (સ૦) બ્રહ્મા, પ્રજાપતિ

**અગ્રજા**, સ્ત્રી૦ (સ૦) પ્રથમ જન્મેલી છોડી, મોટી બેહેન

**અગ્રધાન્ય**, ન૦ (સ૦) વર્ષનો પહેલો પાક, વરસાદ બધ થયો કે તરત ઉતરતો-લેવાનો પાક, ખરીફ (બાજરી, ઇ૦)

**અગ્રભાગ**, પુ૦ (સ૦ અગ્ર + ભજ્-ભાગવુ) મુખ્ય ભાગ, મોઢુ ૨ શરૂઆત ૩ આગલો બહાર પડતો ભાગ, હરોળ ૪ અણી, શિખર "સૈન્યનો અગ્રભાગ તે હરોળ, સોયનો અગ્રભાગ તે અણી અને પર્વતનો અગ્રભાગ તે શિખર કહેવાય છે"

**અગ્રવાદી**, વિ૦ પ્રથમ વાદ કરનાર ૨ વાદમા આગળ પડનાર ૩ ફરીયાદી, વાદી (કોર્ટ)

**અગ્રહ**, વિ૦ (સ૦) ઘર વગરનુ ૨ નહિ પરણેલુ, બ્રહ્મચારી, સન્યાસી

**અગ્રહણીય**, વિ૦ (સ૦) ગ્રહણ ન કરવા યોગ્ય

**અગ્રહાયણ**, પુ૦ (સ૦) માર્ગશિર્ષ મહિનો

**અગ્રહાર** પુ૦ (સ૦) બ્રાહ્મણુને દાનમા આપેલુ ખેતર, જમીન, ગામ તે

**અગ્રાહ્ય**, વિ૦ (સં૦ અ + ગ્રાહ્ય) ન લેવા જોગ, અગરાજ, અમાન્ય

**અગ્રે**, અ૦ મોખરે, આગળ ૨ છેડે, અતે, ફોરે.

**અગ્રેસર, વિ૦** (સ૦ અગ્ર – સર્-જનાર) આગેવાન, પહેલ કરનાર, દોરનાર, સરદાર, રસ્તો બતાવનાર, મુખી, નાયક [મલિનના

**અઘ, ન૦** ( સ૦ ) પાપ, દોષ, અપરાધ ૨

**અઘઓક, સ્ત્રી૦** ( અઘવુ + ઓકવુ ) ઝાડા, ઉલટી, કોલેરા

**અઘઓઘ, પુ૦** (સ૦ + ઓઘ-ઢગલો) પાપનો ઢગલો "અઘઓઘતણા અમાર કર્યા"—પ્રીત

**અઘટતું, વિ૦** (સ૦ અઘટિત) ઘટતુ નહિ તે, અયોગ્ય, નાલાયક ૨ ન બને તેવુ, શોભે નહીં તેવુ, અઘટિત

**અઘટના, સ્ત્રી૦** (સ૦) સારી ગોઠવણ નહિ તે

**અઘટમાન, વિ૦** (સ૦) ન બને તેવુ

**અઘટિત, વિ૦** (સ૦) નાલાયક, અયોગ્ય, ગેર વાજબી, અયુક્ત

**અઘડ, વિ૦** અણઘડ, મૂર્ખ, અનુભવ વગરનુ

**અઘડ, પુ૦** ધરો, ઉંડો ખાડો, (તળાવ—નદીમા)

**અઘણ** ન૦ અઘવુ ૨ અપદ્વાર [નર્કકુડ

**અઘણખાડ, પુ૦** [અઘવુ+ખાડ] અવવાનો ખાડો

**અઘન, વિ૦** ખુલ્લુ, ઉઘાડુ

**અઘનાશક, વિ૦** ( સ૦ અઘ-પાપ+નાશક ) પાપ દૂર કરનાર પાપ નાશ કરનાર

**અઘનાશન, પુ૦**(સ૦)પાપ નાશ કરનાર, પરમેશ્વર

**અઘવવુ, ક્રિ૦** (સ૦) અઘવાની ફરજ પાડવી ૨ હેરાન કરવુ થકવવુ ૩ જોરજુલમથી કઢાવવુ (નાણા, ઇ૦)

**અઘરણી, ન૦** (સ૦ અ+ગૃહિણી-ઘરની માલીક) સ્ત્રીને પહેલવહેલો ગર્ભ રહેવો તે, સીમન્ત ૨ પ્રથમ ગર્ભ રહ્યો હોય ત્યારે સાતમે મહિને શાસ્ત્ર પ્રમાણે કરાવવામા આવતી ક્રિયા

**અઘરાળો, પુ૦** ખરેટો, ડાઘો ઓવરાળો (શરીર-વાસણ ઉપર ) ૨ ગદવાડ

**અઘરૂ, વિ૦** (સ૦ અ + ગ્રાહ્ય-લેવાય તેવુ) શ્રમથી થાય-મળે તેવુ, મુશ્કેલ, કઠણ દુર્લભ ૨ ગૂઢ, ગહન **અઘરૂ પડવુ**-કઠણ લાગવુ **અઘરા સમ ખાવા**-આકરા સોગન ખાવા, ન બની શકે તેવુ પણ લેવુ

**અઘવાટ, સ્ત્રી૦** ( સ૦ અઘ-પાપ+વાટ ) પાપી રસ્તો ૨ અપદ્વાર, અઘવાનો રસ્તો

**અઘવાડ, સ્ત્રી૦** ગદવાડ, મલિનપણુ, એઠવાડ

**અઘવાન, વિ૦** (સ૦) પાપી, ઘાતકી, પાપાત્મક

**અઘવુ, ક્રિ૦ અ૦** પેટમાનો મળ ગુદાવાટે બહાર કાઢવો, ઝાડે જવુ, દિશાએ જવુ, જગલ જવુ **અઘીજવુ**-કળશિયે જવુ(બેભાનમા) ૨ બીવુ

**અઘહારી, પુ૦** (સ૦ અઘ+હરૂ-લેવુ)પાપ હરણ કરનાર, ઈશ્વર

**અઘાટ, વિ૦** ધણીપણાના હક સાથે (દસ્તાવેજમા લખાય છે) ૨ પારવિનાનુ, અપાર

**અઘાટ, પુ૦** વેચેલી-ઇનામી જમીનની પાસે તે મતમનો કોતરેલો જે શિલાલેખ તે ૨ ઈનામી જમીન ૩. ઓવારો, પગથીયા

**અઘાટીઉં. ન૦** હક ઉઠાવી લઈ ખેતર-જમીન બીજાને વેચાણ આપેલી તે વચાણીઉ. ૨ ઈનામી જમીન ૩ **વિ૦** નિમકહરામ

**અઘાડવુ, ક્રિ૦ સ૦** અઘવા લઈ જવુ ૨. કઢાવવુ, આપવાની ફરજ પાડવી [વાવડીંગ"

**અઘાડો, વિ૦** જુનો, અગાઉનો "ગોળ અઘાડો

**અઘાણ, ન૦** પેટનો મળ, ઝાડો ૨ અવણ

**અઘાણુ, વિ૦** અઘવાની હાઝતવાળુ

**અઘાત, વિ૦** ગહન, મુશ્કેલ. ૨ ઘણુ, અપાર,

**અઘામણ, સ્ત્રી૦** વારેવારે ઝાડો થાય તેવો રોગ, ઝાડો લાવવો તે, પેટ છુટી જવા તે, છેરાટુ, અતિસાર ૨ રોજનુ થઈ પડેલુ દુખ પીડા

**અઘામુ, વિ૦** મુશ્કેલ, કઠણ, અઘરૂ

**અઘાર, સ્ત્રી૦** પખીની વિષ્ટા, છેર કેટલાએક જિવડાનો મળ પણ અઘાર કહેવાય છે "અળશિયાની અઘાર"

**અઘાવવુ, ક્રિ૦ સ૦** અઘે તેમ કરવુ ૨ છોડી દેવરાવવુ ૩ દુખ દેવુ, બહુ સતાવવુ ૪ ઓકાવવુ, પાછુ કઢાવવુ

**અઘા જવુ ક્રિ૦ સ૦** ઝાડા થઈ જવો, ધોતીઉં બગડવુ ૨ બી જવુ ૩ ભય-દમાણથી કહી દેવુ

**અઘેડો, પુ૦** ભીની જગોએ ઉગતો જમીન ઉપર પથરાતો એક વેલો, અઘેડો.

**અઘોક**, સ્રી૦ વારેવારે ઉલટી ઝાડો થાય તે, કોગળિયુ, કોલેરા
**અઘોર**, વિ૦ [ સ૦ ] ઘણુજ ભયંકર, બિઆમણુ ૨ બેભાન ૨ અતિ દુષ્ટ, ઘાતકી ૩ ઘણુજ ગાઢ ૪ ત્રાસજનક, કંટાળો ઉપજાવે તેવુ
**અઘોરપથ**, પુ૦ મેલી સાધનાવાળા બાવાઓની એક જાત **અઘોરમંત્ર**-મેલીસાધના કરવાનો મંત્ર
**અઘોરી**, વિ૦ જેને અથવા જેના કર્મને જોઈ ભય લાગે-ચિતળી ચટે તેવુ (માણસ) ૨ અઘોર કર્મ કરનાર ૩ એદી, આળસુ, ઘણુ જ ઉઘનાર ૪ ગંદુ
**અઘોરી**, પુ૦ અઘોર મંત્ર સાધનારબાવાઓની એક જાત ૨ અતિ ભયંકર કામ કરનાર
**અઘોષ**, પુ૦ (સ૦ ઘુષ્-તાણીને બોલવુ) ઉંડા ઉચ્ચાર વગરના શબ્દો ૨ વિ૦ અવાજ વગરનુ, ગડગડાટ વગરનુ, શાંત
**અંક** (અંક, પુ૦ [સં૦ અંક-ચિહ્ન કરવુ] ચિહ્ન નિશાની, ૨ સંખ્યાનુ ચિહ્ન, આંક, આંકડો ૩ ખોળો, ૪ (નાટકનો) ભાગ, પ્રકરણ ૫ સ્રી૦ બાથ, આલિંગન ૬ ટેક, વટ, "વરણ મહુમાં રંક, અંક રાજાથી ઝાઝો" ૭ સોડિયુ સ્ત્રીના વસ્ત્રનો ભાગ ૮ લમણ
**અંકગણિત**, ન૦ [સ૦] આંકડાઓથી ગણતરી કરવાનુ શાસ્ત્ર
**અંકાઇ-મણ-ણી** સ્રી૦ (સ૦ અંક્) આંકવાની રીત ૨ આંકવાની કીમત-મજુરી
**અંકાવવુ**, ક્રિ૦ સ૦ પરખાવવુ કમાવવુ કમોડી કાઢવી, મલ કરાવવુ ૨ લીટીઓ દોરાવવી
**અંકિત**, વિ૦ (સ૦ અંક) નિશાની હોય તેવુ છાપવાળુ ૨ કર્મ ઇ૦ થી પ્રસિદ્ધ થએલુ ઓળખાએલુ ૩ તાબેદાર, આધીન
**અંકી**, વિ૦ (સ૦અંક) અંકવાળુ, ભાગવાળુ
**અંકુર** પુ૦ (સ૦ અંક) બીનો ભોયમાથી ફૂટી નીકળેનો અવયવ તે, ફણગો, મૂળ ૨ હેતુ મર્મ ૩ ઝીણા નિમાળા, રોમ, રૂંવુ ૪ ઉમળકો, હોમ ૫ લોહી પાણી "તેનામાં ક્ષત્રિય અંકુર હજુ છે" ૬ રૂઝ (આની)
**અંકુશ**, પુ૦ (સ૦અંક્-ચિહ્નક રવુ) હાથીને-હાકવાની આંકડ ૨ અટકાવ, દાબ, ધાક, બીક
**અંકે**, અ૦ આંકડાની સંખ્યા અક્ષરે લખવી તે ૨ ખાતરી કરવી
**અંકોડાબંધ**, અ૦ અંકોડા એક બીજા સાથે વળગાડેલા હોય તે પ્રમાણે ૨ હારબંધ હારોહાર, કડીબંધ ૩ પાકુ, સજ્જડ [કડી ૩ ગાંઠ
**અંકોડી**, સ્રી૦ આંકડી ૨ આંકડો ઘાલેલી લા-
**અંકોડો**, પુ૦ પકડ, સાણસો ચિપીઓ ૨ બેઉ છેડે વાળેલો સળીઓ [ઘાનુ મટવુ તે
**અંકોર**, પુ૦ અંકુર, ફણગો, મૂળ ૨ રૂઝ,
**અંકોલ**, ન૦ એ નામનુ ઝાડ અને તેનુ ફળ
**અંગ**, ન૦ ( સ૦ ) શરીર, કાયા, જાત, તન ૨ માથુ અને ટાંટિયા એ બેની વચમાનુ શરીર ૩ એકાદો શરીરનો ભાગ, અવયવ, તેમાનુ અક્કેકુ ગાત્ર ૪ સાધન, મદદનીશ ૫ છ નો સંકેત ૬ તળ બંગાળાનુ નામ ૭ સંબંધ, સગપણ "અંગ વિના ડંખ નહિ" ૮ અંશ, ભાગ, **અંગ ઉપર આપવુ**-પતીત ઉપર આપવુ, **અંગ ભરાવુ**-તાવ આવવો **અંગ ઉપરથી ઉતારી નાખવુ**-જવાબદારીમાથી નીકળી જવુ **અંગ ચોરવુ**-સંકાચવુ ૨ આળસુ થવુ **અંગ રહી જવુ**-લકવો થવો **અંગનુ કામ**-અંગને લગતુ કામ ૨ ખાનગી કામ **અંગનુ માણસ**-ખાનગી માણસ વિશ્વાસુ
**અંગઉધાર**, વિ૦ (સ૦ અંગ+ઉત્-ઉપર+ધૃ લેવુ) વચન-શાખ ઉપર કે ચિઠ્ઠી લખાવી લઇને ધીરેલુ, વ્યાજુ, એ શબ્દ **નાણાનેજ** લાગે છે,
**અંગઉમંગ**, પુ૦ મનની ઉંનટ હોંશ
**અંગકાઠી**, સ્રી૦ શરીરનુ વાન, બાંધો
**અંગચાપલ્ય**, ન૦ ( સ૦ ) શરીરની ચપળતા, જાત હુંશિયારી [કરો, પુત્ર
**અંગજ**, પુ૦ ( સ૦ અંગ+જન્-જ-મેલુ ) છો-
**અંગજા**, સ્રી૦ (સ૦ અંગ+જા) છોકરી, પુત્રી
**અંગજોર**, ન૦ શરીરનુ બળ
**અંગજ્ઞાન**, ન૦ (સ૦) સ્વાભાવિક જ્ઞાન, પ્રેરણા બુદ્ધિ, સ્પર્શજ્ઞાન

**અગદ,** પુ૦ (સ૦) કડુ બાજુબધ ૨ એ નામનો એક વાનર રાજા

**અગદનીતિ** સ્ત્રી૦ અગદે રાજા રાવણને જે નીતિ સમજવેલી-કહેલી તે

**અગવિષ્ટિ,** સ્ત્રી૦ (સ૦) સમાધાની માટે અગદે કરેલી વકીલાત, અગદનુ દૌત્યકર્મ

**અગદશિષ્ટાઇ,** સ્ત્રી૦ (સ૦ અગદ+શિષ્ટાઈ-કામ કાઢી લેવાની ચતુરાઈ) દૂતચાતુર્ય ૨ શિષ્ટજનતા, વિવે- [સુદરી કામિની

**અગના,** સ્ત્રી૦ (સ૦) પોતાની સ્ત્રી વહુ, ૨

**અગનુ,** વિ૦ જાતનુ, ગાઢનુ ૨ ખાતરી-પતિજનુ, ખાસ, અગતુ

**અગબળ,** ન૦ શરીરનુ બળ, કૌવત

**અગભૂત,** વિ૦ સાધન, મુખ્ય મુદ્દો

**અગમર્દન** ન૦ (સ૦) શરીરની ચપી

**અગમહેનત,** સ્ત્રી૦ જાતમહેનત, શારીરિક પરિશ્રમ [પહેલા થતી ફાટચુમની અમર

**અગમોડા,** પુ૦ (મ૦) કસમોડા, તાવ આવતા

**અગરક્ષક,** પુ૦ (સ૦) હજુરીઓ, પ્રાણરક્ષક

**અગરખુ,** ન૦ (સ૦ અગરક્ષક) પુરૂષને શરીરે પહેરવાનુ વસ્ત્ર-કસો બાધવાની હોય તેવો ડગલો, નાના છોકરાનુ અગરખુ તે **અગરખી**

**અગરસ,** પુ૦ ફળફળાદિનો પાણી નાખ્યા શિવાય દબાવીને કે કચરીને કાઢેલો રસ

**અગરગ,** પુ૦ (સ૦)શરીરનો વર્ણ ૨ ચહેરો, કાતિ ૩ આનદ, હોસ, ઉમળકો

**અગરાગ,** પુ૦ (સ૦) શરીરે ચદનાદિનો જે લેપ કરવો તે

**અગરેજ,** પુ૦ ઇગ્લાડ દેશનો વતની

**અગરેજી,** વિ૦ ઇગ્લાડ દેશ સબધી ૨ અગ્રેજનુ રાજ-ભાષા, ઇ૦, બ્રિટિશ

**અગરોગ,** પુ૦ (સ૦)અગવિકાર, શારીરિક વ્યાધિ

**અગવસ્ત્ર,** ન૦ (સ૦) ઓઢવાનુ વસ્ત્ર, પિછોડી, ખેસ, ઉપરણો ૨ સુતી વખતે ઓઢવાનુ વસ્ત્ર ૩ ઉપપત્નિ, રાખેલી સ્ત્રી

**અગવિકાર,** પુ૦ શરીરે થએલુ દુખ,૨ અગરોગ

**અગાઉ,** વિ૦ જાત ઉપરનુ પોતાનુ, ખાનગી, આગવુ, માલકીનુ [એલી ભાખરી, ખાખરો

**અગાખરૂ,** ન૦ અગારામા સેકાઇને ખરી થ-

**અગાર,** પુ૦ (સ૦) લાળો, બળતો કોયલો, અગારો ૨ મગળનો,ગ્રહ ૩ બળતરા, લાય

**અગારવુ,** ક્રિ૦ સ૦ અપવિત્ર વાસણને પવિત્ર કરવા માટે અગારામા તપાવવુ ૨ સળગાવવુ, ચેતાવવુ

**અગારિયુ,** ન૦ કાજળી પડેલો જારનો છોડ આજિયુ ૨ અગારામા સેકેલુ ધાન્ય, પો ૩ વિ૦ બળી ગએલુ, અગારા જેવુ થએલુ

**અગારી,** સ્ત્રી૦ અગારા હોય તેવી શગડી, ભઠ્ઠી ૨ ચીનગારી

**અગારો,** પુ૦ (સ૦) જીવતો કોયલો, ધગધગતો અગ્નિ, લાળો ૨ કપૂત ૩ કજળી ગયેલો જારનો દાણો ૪ બળતરા, લાગણી **અગારા ઉઠવા**-કળજુ બળવુ **અગારો ઉઠવો**-(કુળમા), કુળને કલક લાગે એવા પુત્ર થવા

**અગિયુ,** ન૦ બાળકને પહેરવાનુ ટુકી બાયનુ પહેરણુ-ઝભલુ

**અગિયો,** પુ૦ (સ૦ અગિકા) બાય વગરનો કેડ લગી આવતો સ્ત્રીઓને પહેરવાનો કમજો,પેટી

**અગી,** વિ૦ (સ૦) પોતીકુ, સબધી અગિત ૨ સ્ત્રી૦ અગિયુ ઝભલુ અગરખી

**અગીકાર,** પુ૦ (સ૦) પોતાનુ કરવુ તે, પોતીકુ માની ગ્રહણ કરવુ તે ૨ સ્વીકાર, અનુગ્રહ

**અગીકૃત,** વિ૦ (સ૦) સ્વીકારેલુ, કબુલ કરેલુ

**અગીઠી,** સ્ત્રી૦ (સ૦ અગ્નિ+સ્થાન) સોનીની શગડી ૨ પોક પાડવા જમીનમા ખોદેલો ખાડો ૩ લાય, ઝાળ, અગ્નિ

**અગીઠુ,** ન૦ અગીઠી, સોનીની શગડી

**અગીભૂત,** વિ૦ (સ૦) અમુકને લગતુ, અગનુ

**અગુચો-અગુછો** પુ૦ (સ૦+લુચ્) અગ લુછવાનો કકડો, ટુવાલ, રૂમાલ ૨ પચીઉ

**અગુઠાદાવ,** પુ૦ કુસ્તીનો એક દાવ

**અગુઠી,** સ્ત્રી૦ સોય ન વાગે તેને સારૂ વચલી આગળીએ ઘાલવાની ધાતુની ખોળી ૨ વીંટી,છલ્લો

**અગુઠો,** પુ૦ (સ૦ અગુષ્ઠ) હાથ પગની પ-

હેલી જાડી આગળી **અંગુઠા પકડવા**-પગના અંગુઠા પકડી વાંકા ઉભા રહેવું, નશીઅત લેવી **અંગુઠાનો રાવણ કરવો**-વધારી વધારીને કહેવું, રજનું ગજ કરવું **અંગુઠે કમાડ ઠેલવું**-બીજાને માલમ ન પડે એવી રીતે કરવું ૨ પોતાને કરવાનું બીજાને ભાળવવું **અંગુઠો બતાવવો**-ના પાડવી, ના કહેવું ૨ ડામ દેવાનું કહેવું
**અંગુઠીયા, વિ૦** અંગુઠાની જાડાઇ જેટલું
**અંગુર, ન૦** (સ૦ અંકુર) નવી ચામડી, ભોયરૂઝ ૨ **સ્ત્રી૦** (ફા૦) લીલી દ્રાક્ષ
**અંગુલ, ન૦** (સ૦) આગળુ, આગળપુર
**અંગુષ્ઠ, પુ૦** (સ૦) અંગુઠો
**અંગે, અ૦** શરીરે
**અંગેઠી, સ્ત્રી૦** અંગીઠી, જુઓ
**અંગોઅંગ, અ૦** અવયવે અવયવ રૂવેરૂવે, શરીરમાં સર્વત્ર
**અંઘામ, પુ૦** ( ફા૦ અંગામ ) કામ ધધાની ધામધુમ, ગરબડ "લગનનો અંઘામ" ૨ બળવો, હુંલ્લડ, મસ્તી, તોફાન
**અંઘામો, પુ૦** ૨ મસ્તી તોફાન, ગરબડ
**અંઘેડો, પુ૦** એક જાતની વનસ્પતિ તે દવાના કામમાં આવે છે
**અંઘોળ, ન૦** નહાવું તે સ્નાન
**અંઘોળડી, સ્ત્રી૦** વર-કન્યાને સ્નાન કરાવતા ગાવાનું ગીત ૨ વરને નવડાવનારી સ્ત્રી ૩ નાનું અંઘોળિયું ૪ નાવાની ઓરડી
**અંઘોળવું, ક્રિ૦ અ૦** નહાવું સ્નાન કરવું
**અંઘોળિયું, ન૦** જે માટીના વાસણમાં નહાવાને માટે ઉનું પાણી કરવામાં આવે છે તે, ઉનામણું ૨ નહાવા બેસવાનું લાકડું
**અંઘોળિયો, પુ૦** સ્નાન કરાવનાર ચાકર ૨ ઉનામણું [કેમ અટકણ ખોભણ ખીલી
**અચક, સ્ત્રી૦** ગતિને અટકાવવા મૂકેલી આડ,
**અચકડુ ન૦** ગળમો, કષ્ટપણ સાભરી આવવાથી છાતીમાં ભરાઈ આવતો ડુમો
**અચકમચક, અ૦** ઓચીંતુ, એકદમ
**અચકવું**-કાવું, **ક્રિ૦ અ૦** અટકવું, એકદમ બંધ પડવું, અચકો ખાવો, લડથડવું, ખમચાવું
**અચકામણ, સ્ત્રી૦** અંતરાય, હરકત, નડતર ૨ એકદમ અટકવું પડે તેવું કારણ
**અચકારો, પુ૦** ધક્કો, હડસેલો, આચકો, ધસારો
**અચકોમચકો, પુ૦** અંગચેષ્ટા, ચાળા, હાવભાવ, અભિનય આચકો ને લહેકો
**અચપચુ વિ૦** (સ૦ અર્ધ+પચ્-પચવું) છેક કડણ તેમ છેક પાણી જેવું નહિ તેવું, લોદા જેવું ૨ અંકચરૂ, કાચુપાકું
**અચબુચ, અ૦** અચાનક, ઓચિંતુ
**અચબો પુ૦** ( સ૦ આશ્ચર્ય + ભૂ ) અતિ આશ્ચર્ય પમાડે તેવો અનનુભવીત બનાવ, અદ્ભુતતા, તાજુબી, વિસ્મયતા **અચબા ભરેલું**-તાજુબ પમાડે તેવું, **અચબો લાગવો**-નવાઈ લાગવી, ચમત્કાર જણાવો **અચબો થવો**-આશ્ચર્ય પામવું [નહિ તેવું, સ્થિર,અચલ
**અચર, વિ૦** ( સ૦ અ + ચર્-જવું ) ચાલે
**અચરકો, પુ૦** આચકો, ધક્કો
**અચરજ, ન૦** (સ૦ આશ્ચર્ય ) કૌતુક, નવાઇ, ચમત્કાર, ૨ આશ્ચર્ય, તાજુબી
**અચરત, ન૦** આશ્ચર્ય તાજુબી, નવાઈ
**અચરતી, સ્ત્રી૦ અચરજ,** જુઓ
**અચરપચર, ન૦** કાચુંકોરૂં, જે આવ્યું તે ૨ **અ૦** ગમે તેમ પચે કે ન પચે તેમ, ગળી રહીને
**અચરે અચરે રામ, નિ૦** પોપટને શરૂઆતમાં બોલાવવાનો ઉચ્ચાર ૨ સમજ્યા વિના ગોખ્યા કરે એવું પોપટીઆ પંડિત
**અચલ, વિ૦** ( સ૦ અ + ચલ્-જવું ) ખસે-ચાલે-ફરે નહિ તેવું સ્થિર, દૃઢ, સ્થાયી ૨ જડ (૩) પુ૦ પર્વત, ડુંગર
**અચલ્યુ, વિ૦**(સં૦અ-નહિ + ચર્-ચાવવું) ન કહેલું, ન વર્ણવેલું ૨ ન ચાવેલું-ચાખેલું
**અચલા, ન૦** પૃથ્વી, ધરા,ધરતી
**અચળ, વિ૦** અચલ, જુઓ
**અચળપદ, ન૦** (સ૦ અ + ચલ + પદ-જવું ) નિત્ય એક સરખી રહે તેવી સ્થિતિ, પરમપદ, મુક્તિ, મોક્ષ ૨ નિત્યતા [હિમાલય પર્વત
**અચળપતિ, પુ૦** ( સ૦ અચલ-પર્વત+પતિ )

**અચળિત**, વિ૦ (સ૦) અચળ, સ્થિર
**અચાનક**, અ૦ (હિ૦) એકાએક, ઓચીતુ
**અચાર**, ન૦ (અ + (રૂ) ચાર–ઉપાય) અથાણુ ૨ ચટણી (પારસીઓ આ જબ્દ વાપરે છે)
**અચાલ**, પુ૦ (સ૦ અ + ચલ–જવુ) હરકત, અડચણ ૨ અગત્ય ઓપટી જરૂર,ન ચાલે તેવુ
**અચિકિત્સનીય**, વિ૦ (સ૦) પરખાય–લક્ષણ જણાય નહિ તેવુ ૨ ચિકિત્સા કરવા યોગ્ય નહિ તેવુ અસાધ્ય રોગવાળુ [ અકલ્પનીય
**અચિન્તનીય** વિ૦ તર્ક ન થઈ શકે તેવુ ગહન
**અચિન્તિત**, વિ૦ ઓચીંતુ નહિ ચિંતવેલુ અતર્ક્ય
**અચિર**, વિ૦ (સ૦ અ + ચિર–વાળુ) ટુકુ ક્ષણભંગુર, ૨ અ૦ ઉતાવળથી, શીઘ્ર, ઝટ
**અચીંતુ**, અ૦ (અચિન્ત્ય) આગળથી ન ધારેલુ તેવુ, એકાએક, અચાનક
**અચૂક**, અ૦ (સ૦ અ + ચ્યુ–પડવુ) નિશ્ચયપૂર્વક,ખાત્રીપૂર્વક, અવશ્ય, ભૂલી ન જતા ૨ વિ૦ ચૂક–ભૂલ વગર, જરૂર ૩ ખચીત
**અચૂકપણુ**, ન૦ ખચીતપણુ ભૂલ ન થવાપણુ
**અચૂકબાણ**, ન૦ ખાલી ન જાય તેવુ બાણ રામબાણ ૨ અ૦ નક્કી, સંદેહવગર જરૂર
**અચેત–અચેતન**, વિ૦ (સ૦ અ + ચિત્–જાણવુ) શબ જેવુ જીવવગરનુ, જડ, સત્તા રહિત ૨ મૂર્છિત બેભાન
**અચેતનતા–ત્ના**, સ્ત્રી૦(સ૦)મૂર્છા બેભાનપણુ, જડતા, સત્તા રહિતપણુ [૨ જડતા
**અચૈતન્ય**, ન૦ (સ૦) બેભાનપણુ, મૂર્છા
**અચો**, પુ૦ (સ૦ અ + ચર્–જવુ) ભીડ, જમાવ ૨ ગદકી, કચરો ૩ અણોજો, અકતો
**અચ્છત**, અ૦ એકાએક, અચણુચ ૨ તગી, અછત ૩ ઉઘાડુ, ખુલ્લુ
**અચ્છા**, અ૦ (હિ૦) ઠીક બહુ સારૂ
**અચ્છિન્ન**, વિ૦ (અ+છિદ્–કાપવુ) અખડિત ૨ છેદનરહિત ૩ અનત
**અચ્છી**, અ૦ કૃત્રિમ છીંકવુ તે
**અચ્છુ** અ૦ વારૂ, સારૂ ઠીક [જેવુ સુદર
**અચ્છુ**, વિ૦ (સ૦ અચ્છ–સ્વચ્છ) સાફ, મ
**અચ્છેર**, વિ૦ અડધો શેર (માપ)
**અચ્છેરિયુ**, ન૦ અચ્છેર માય તેવુ ઠામ–માપ
**અચ્છેરી**, સ્ત્રી૦ અડધા શેરનુ કાટલુ–માપ
**અચ્યુત** પુ૦ (સ૦) અવિનાશી ૨ વિષ્ણુનુ એક નામ ૩ વિ૦ ન પિગળે તેવુ ૪ સ્થિર
**અચ્યુતાનદ** પુ૦ (સ૦) જાયુનો આનદ ૨ જે હમેશ આનદ ભોગવે છે તે,બ્રહ્માનદ આત્માનદ
**અછકલુ** વિ૦ ઓછા પેટનુ,હલકુ છછરા મનનુ
**અછત** સ્ત્રી૦ થોડુ હોવુ તે, તગી, તાણ
**અછતા**, અ૦ એકાએક, ૨ નહિ તે છતા.
**અછતુ** વિ૦ ગુપ્ત, છતુ–પ્રકટ નહિ તેવુ
**અછત્ર**, વિ૦ (સ૦ છિદ્–ઢાકવુ) છત્રરહિત, માથે વડિલ ન હોય તેવુ,નમાપુ અનાથ ૨ રાજભ્રષ્ટ. ૩ ઉઘાડુ ઢાકણુ વગરનુ
**અછમડા**, પુ૦ સૈયડ, જેમા ચામડી ઉપર નાની મોટી પણ છૂટી ને આછી ફોલ્લીઓ થાય છે તેવો ગરમીનો રોગ
**અછરતુ**, વિ૦ ઉપર ઉપરથી અડક્યુ હોય તેવુ ૨ છલકાઈ જતુ
**અછવાવુ** ક્રિ૦ અ૦ (સ૦ આ–આસપાસ + છદ્–છાવુ) વણછાથી કરમાઇ જવુ,ઓછુ ઉતરવુ
**અછાડપછાડ**, સ્ત્રી૦ (કોઇ વસ્તુ) અહીં તહીં ફેકવુ–ઉશેટવુ તે ૨ ધાધલ
**અછાનુ**, વિ૦ (અ+છદ્–ઢાકવુ) ઉઘાડુ ખુલ્લુ
**અછાવવુ**, ક્રિ૦ સ૦ નવુ વાસણ વાપરવા કાઢવુ
**અછાળવુ**, ક્રિ૦ સ૦ વાસણ ઉચુ નીચુ કરી તેમાની વસ્તુ તળે ઉપર થાય તેમ કરવુ ઉછાળવુ, ઉથલાવવુ [તિ, અખડિત, સતત
**અછિન્ન**, વિ૦ (સ૦) છેદાએલુ કે તુટેલુ નહિ
**અછિન્નધારા**, સ્ત્રી૦ અભિષેક કરવાનુ છિદ્રવાળુ પાત્ર, જળાધારી ૨ સતત ધારા પડવી તે
**અછેદ્ય**, વિ૦ (સ) છેદાય નહિ તેવુ, ન છેદવા યોગ્ય.
**અછોઅછો વાનાં**, ન૦ ઉમળકાનો આદરસત્કાર, લાડ લડાવવા તે **અછોઅછો વાનાં કરવા**–પ્રેમપૂર્વક આદર સત્કાર કરવો. ૨ લાડ લડાવવા
**અછોડો**, પુ૦ (સ૦અ+ સૃજ્–છોડવુ.) બળદને નાથે બાધવાનો દોર, રાશ ૨ છેડો, સાકળી,

ઘડિયાળ, ઇ૦ નો ૩ સોના રૂપાની ગળામા નાખવાની માળા. **અછોડા વા–**અછોડાની લગાઇ જેટલે (દૂર), રાશવા

**અજ,** પુ૦ (સ૦ અ+જ–જન્મેલુ) નહિ જન્મેલુ તે, પરમેશ્વર, બ્રહ્મા ૨ બકરો ૩ રઘુરાજાનો પુત્ર ૪ ચદ્ર ૫ કામદેવ

**અજગર,** પુ૦ (સ૦ અજ–બકરો, ગર-ખાવુ) એક જાતનો મોટો બિહામણો સાપ (અજગર બહુ જાડો અકરાનીઓ અને આળસુ હોય છે તેથી ભારે શરીરવાળા માણસને તેની ઉપમા આપે છે)

**અજગધા,** સ્રી૦ (સ૦) અજમોદ, મરડાશીગ

**અજટા,** સ્રી૦ (સ૦ અ+જટા) જેને જટા ફેલાવો નથી તે વનસ્પતિ, ભોયઆબલી

**અજતરફે–ફૈ,** અ૦ (ફા૦ અજ–થી+તર્ફ–બાજુ) થી, તરફથી

**અજનવી,** વિ૦ (આ૦) અજાણ્યુ, પરદેશી

**અજન્મ,** વિ૦ (સ૦) જેને જન્મ નથી તે, સનાતન, નિત્ય, ઈશ્વર

**અજન્મા,** સ્રી૦ માયા ૨ સીતા

**અજપાજપ,** પુ૦ (સ૦ અ–નહિ+જપ્–મનમા બોલવુ) શ્વાસોશ્વાસે મૌન રહી ઈશ્વરનુ ચિંતન કર્યા કરવુ તે, પ્રત્યેક શ્વાસે સોહ સોહ કર્યા કરવુ તે

**અજપાદ,** પુ૦ (સ૦) રૂદ્ર ૨ પૂર્વાભાદ્રપદ નક્ષત્ર

**અજબ,** વિ૦ (ફા૦ બહુવચન અજાયેબ) આશ્ચર્યકારક, વિચિત્ર, ચમત્કારી, વિલક્ષણ અદ્ભુત, અલૌકિક **અજબ થવુ**-ચકીત થવુ **અજબ તમાસો–**નવાઇનો–નવો ખેલ દેખાવ **અજબ તરેહનું–**નવાઇનુ વિલક્ષણ

**અજમ,** વિ૦ (આ૦) કોઈ મોટા પુરૂષના નામ પહેલા માનાર્થે મુકાતો શબ્દ (ચિઠ્ઠીમા)

**અજમાયેશ,** સ્રી૦ (ફા૦ અઝમુદન) તપાસ, અજમાવી જોવુ તે, પ્રયોગ ૨ અટકળ, શુમાર અદાજ, અડસટ્ટો, આશરો

**અજમાવવુ,** ક્રિ૦ સ૦ (ફા૦ આઝમુદન) તપાસી જોવુ, પ્રયોગ કરી જોવા પરીક્ષા કરી જોવી, નાણી જોવુ, શુમાર કાઢવો

**અજમાશ,** સ્રી૦ અજમાયેશ, ગણના

**અજમુદ્દા,** પુ૦ (ફા૦) અજમાયેશ, વાપરી જોવુ તે ચોકસાઈ, અનુભવ

**અજમો,** પુ૦ એક વસાણુ, એક જાતના તીખાને વાસવાળા બીઆ એના ફૂલ ઓસડમા કામ આવે છે **અજમો આપવો–**લાચ આપવી, **અજમો ફૂકાવવો–**ચૂક મટાડવી, ધુધવાતાપણુ ટાળવુ

**અજમોદ,** સ્રી૦ (સ૦ અજમોદા) એક જાતની ઓષધિ એના બી, અજમાથી મોટા તથા ગોળ ઓછા તીખા હોય છે એની બીજી બે જાત છે ખુરાસાની અથવા દીવેચી તથા કમાણી અજમોદ

**અજપ–બ્પ,** પુ૦ અશાંતિ, બેચેનપણુ

**અજપો,** પુ૦ બેચેનપણુ, અસ્વસ્થતા, નિરાત નહી તે, ઉંઘ ન આવવી તે

**અજયા,** સ્રી૦ (સ૦ અ+જય) ન જિતાય તેવી સ્ત્રી માયા, દેવી ૨ એક વનસ્પતિ

**અજર,** વિ૦ (સ૦ અ+જરા) જેને જરા–વૃદ્ધપણાના ચિહ્ન નહિ તે, અક્ષય

**અજર,** સ્રી૦ (આ૦ અઝર) મિષ, બહાનુ ૨ વાર વિલબ

**અજરામર,** વિ૦ (સ૦ અજર+અમર) જેને જરા ને મરણ નથી તેવુ અવિનાશી અનશ્વર

**અજરાલ,** વિ૦ (સ૦) ઘણુ મોટુ, વિશાળ

**અજલ** સ્રી૦ (આ૦) આખર, અત ૨ મોત કમોત કજા **અજલમ**જલ–છેવટની ક્રિયા

**અજવાળવુ,** ક્રિ૦ (સ૦ ઉત્–ઉપર+જ્વલ્–બળવુ) વસીને ઉજળુ કરવુ, ઉટકવુ, માજવુ, ૨ દીવો કરવો, પ્રકાશ કરવો ૩ નામ કાઢવુ આબરૂ વધારવી ૪ (વ્યગમા) બગાડવુ, ખરાબ કરવુ બદનામી લેવી, અપકીર્તિ વહોરવી

**અજવાળી,** વિ૦ ચાદરણાવાળી અજવાળાવાળી

**અજવાળીઉ,** ન૦ જેમા ચદ્રની કળા વધતી જાય છે તે પખવાડિયુ શુક્લપક્ષ, ૨ અજવાળાને માટે છાપરામા–ભીતમા રાખેલુ જાળિયુ, બાકુ

**અજવાળુ,** ન૦ (સ૦ ઉજ્વલ) તેજ, પ્રકાશ, ઉજાસ **અજવાળુ કરવુ–**નામ કરવુ આબરૂ વધારવી ૨ ભ્રાંતિ દૂર કરવી ૩ (વ્યગમા) બદનામ કરવુ ૪ નુકશાનમા આવવુ–લાવવુ **અ-**

**જવાળામા** આવવુ—જાહેરમા આવવુ ગુણકર્મથી પ્રસિદ્ધિમા આવવુ, **અજવાળામા મૂકવુ**—જાહેર કરવુ પ્રસિદ્ધ કરવુ, **અ તરમા અજવાળુ કરવુ**—જ્ઞાન પ્રાપ્ત કરવુ ૨ ઉપદેશ કરવો, સમ જાવવુ **અજવાળુ જોવુ**—જન્મવુ, ઉજાશમા આવવુ, બહાર આવવુ
**અજશ**, પુ૦ (સ૦) અપકીર્ત્તિ, અપયશ
**અજસ્ર**, અ૦ (સ૦) હમેશ, સદેવ, નિત્ય
**અજસ્ર**, વિ૦ વિચ્છેદ રહિત, સતત
**અજહલ્લક્ષણા**, સ્ત્રી૦(સ૦)દેખાતા અર્થ સાથે તેના સબધી બીજા અર્થનો પણ ભાસ થાય તે
**અજા**, સ્ત્રી૦ (સ૦અ+જન્-જન્મેલુ) માયા, કુદરત ૨ બકરી **અજાગલસ્તન**—બકરીને ગળે જે આચળ હોય છે તે **અજાગોત્ર**—બકરીના બચ્ચા જેવી રીતભાતનુ
**અજાએબ**, વિ૦ અજબ જેવુ, આશ્ચર્યકારક
**અજાગત**, વિ૦ શસ્ત્ર લાગવાથી—પાણીમા ડુબવાથી થએલુ (મોત), અચાનક થએલુ (મોત)
**અજાચક**, વિ૦(સ૦અ+યાચક)નહિ માગનાર તે
**અજાડી**, સ્ત્રી૦ હાથીને પકડવા માટે ખોદેલો ખાડો—ખાઇ ૨ બેહક બેઠેલા ઢોરને ઉભુ રાખવા માટે પગ તળે ખાડો ખોદે છે તે
**અજાણ**, વિ૦ (સ૦ અ + જ્ઞા—જાણવુ) જાણીતુ નહિ તે, અણવાકેફ, અજ્ઞાન, મૂર્ખ
**અજાણતા**, અ૦ ન જાણતા, ભૂલથી, બેસમજથી
**અજાણપણુ**, ન૦ અજ્ઞાનતા, ગેરમાહિતી
**અજાણે**, અ૦ અજ્ઞાનપણામા, બેસમજમા
**અજાણ્યુ**, વિ૦ (સ૦ અજ્ઞાત) જેને વિષે કઈ જાણવામા નથી તેવુ, ઓળખાણ વગરનુ અ પરિચિત બે માલુમ ૨ જે જાણતુ નથી તે,અજાણ
**અજાતશત્રુ**, પુ૦ (સ૦ અજાત—નહિ જન્મેલુ + શત્રુ) જેને કદિ કોઇ શત્રુ ન થયો હોય તે, સર્વને પ્રિય અને મિત્ર જેવો માણસ ૨ યુધિષ્ટિર
**અજાબી** સ્ત્રી૦ (ફા૦ **હજાબી**) બુરખો
**અજાયેબ**, વિ૦ અજબ, જુઓ [રમત)
**અજારીબજારી**,સ્ત્રી૦ બારોપાટ, (એક જાતની
**અજિત** વિ૦ (સ૦ અ + જિ—જીતવુ) અપરાજિત, કોઈથી જિતાય નહિ તે
**અજિન**, ન૦ (સ૦) હરણનુ ચામડુ
**અજિનપગા**, ન૦ (સ૦) ચામાચીડીઉ
**અજીઠવાડ**, પુ૦ એઠુ પડેલુ હોય તેવુ ૨ એઠા વાસણ ૩ ગદકી, ભજવાડ
**અજીઠુ**, વિ૦ (સ૦ જુષ્ટ—જમતા વધેલુ) જમવાના ભાણામા જમતા વધેલુ તે, એઠુ, આસપાસ જે વેરાયલુ હોય તે ૨ એઠુ ધાન્ય જ્યા પડયુ હોય તે ઠેકાણુ ૩ પાણીથી રાધેલુ અન્ન
**અજીર**, સ્ત્રી૦ (સ૦) પરસાળ, આગણુ, ૨ વિ૦ ઉતાવળે ચાલનાર
**અજીરણ**, ન૦ (સ૦ અજીર્ણ) ખાધેલુ ન પચવુ તે, અપચો, બદહજમી
**અજીર્ણ**, વિ૦ (સ૦ અ+જીર્ણ-જુનુ) નવુ, જીર્ણ-જુનુ નહિ તે ૨ ન૦ અજીરણ, અપચો
**અજીર્ણાંશ**, પુ૦ (સ૦ અજીર્ણ+અંશ-ભાગ) થોડુક અજીરણ અપચો
**અજુગતુ**, વિ૦ (સ૦ અ+યુજ્—જોડવુ) અઘટિત અયોગ્ય, નાલાયેક
**અજોખણી**, સ્ત્રી૦ (સ૦ અ—નહિ+જુષ્—પ્રકાશવુ) કાટા ખેચી લાવવાની આકડીવાળી લાકડી
**અજોગ**, વિ૦ (સ૦અ+યોગ) નહિ સારો યોગ —વખત તે, કસમો [પુરૂ ન કરેલુ તેવુ
**અજોળ**, વિ૦ અતરિયાળ, અધવચ, લટકતુ,
**અજ્જુ—જ્યુ**, ન૦ બારાખડીમા ઇ, ઈ માટે વ્યજનને લગાડવામા આવતુ િ, ી નુ ચિહ્ન
**અજ્જુકા**, સ્ત્રી૦ (સ૦) વેશ્યા (નાટકમા)
**અજ્ઞ**, વિ૦ (સ૦ અ+જ્ઞા—જાણવુ) બુદ્ધિહીન, અજાણ, મૂર્ખ બેવકૂફ
**અજ્ઞાત**, વિ૦ (સ૦) જેણે જ્ઞાન પ્રાપ્ત કર્યુ નથી તે અભણ, અજાણ નિરક્ષર.
**અજ્ઞાતયૌવના**, સ્ત્રી૦ હલેતી જુવાન સ્ત્રી, યૌવન પ્રાપ્ત થયુ છે એવા અનુભવ વગરની નાયિકા, મુગ્ધા
**અજ્ઞાતવાસ**, પુ૦ (સ૦) કોઇને માલમ ન પડે તેમ રહેવુ તે, છુપુ રહેવુ તે
**અજ્ઞાન**, ન૦ (સ૦) જ્ઞાન નહિ તે, અજાણપણુ ૨ અવિદ્યા, પદાર્થનુ મિથ્યાજ્ઞાન.

**અજ્ઞાન**, **વિ૦(સ૦)** જેને જ્ઞાન નથી તેવુ, મૂખ, અભણ, **અણસમજુ** **અજ્ઞાની**
**અજ્ઞાની**, **વિ૦** નહિ જે જ્ઞાની તે મર્ખ, મદ
**અજ્ઞેય**, **વિ૦** ન સમજાય તેવુ, અકળ, ગૂઢ
**અચ**, **સ્રી૦** આચ
**અચલ**, **પુ૦** (સ૦ અચ્-જવુ) છેડો,પ્રદર, પલ્લો
**અચવો**, **પુ૦** (સ૦ અચ્-પૂજવુ) આખે ઝોક ઉતારતા દોરડી તેલમા બોળી બાળી મુકી તે ૨ ટુવાલ રૂમાલ ૩ અચળો, લગોટી
**અચળો** **પુ૦** (સ૦ અચલ) લગોટી મારવાનો કપડાનો કડકો, ખભે રાખવાનો કાપલો, ૩ માલ, ટુવાલ
**અજન**, **ન૦** (સ૦ અજ્-ચોપડવુ) આજવુ તે, ૨ સુરમો, કાજળ, મેશ [સાની શળી
**અજનશલાકા**, **સ્રી૦** અજન આજવાની સી-
**અજની**, **સ્રી૦** (સ૦) શરીરે સુખડ ચોપડેલી હોય તેવી સ્રી ૨ હનુમાનની માતા
**અજળ**, **ન૦** (સ૦ અન્ન + જળ) દાણોપાણી, લહેણુ દહેણુ, **અજળ મૂકવુ**-ખાવાની ના પાડવી ૨ મરવાની તૈયારી પર હોવુ **અજળ ઉઠવુ**-જગા છોડવી પડવી
**અજળપાણી**, **ન૦**(બહુવચનમા) ભાગ્ય નમીમ સર્જિત રજક, દાણોપાણી
**અજળી**, **સ્રી૦** (સ૦) બે હાથની હથેલી સાથે રાખવાથી જે સપુટ આકાર થાય તે ખોબો,પોશ ૨ ચાગળુ **અજળી આપવી**-અર્ઘ આપવા
**અજાવવુ**, **ક્રિ૦ સ૦** બીજા પાસે અજન કરા વવુ ૨ ઝાખુ પાડવુ, આજી નાખવુ,સહે પાડવી
**અજાવુ**, **ક્રિ૦ અ૦** ચોપડાએલુ થવુ ૨ સામાના કરતા રૂપગુણમા કમી ઉતર્યાથી એકાએક શરમિન્દા થવુ ૩ છેતરાવુ, ઠગાવુ દબાઈ જવુ, લેવાઇ જવુ
**અજીર** **ન૦** (સ૦) એ નામનુ એક ફળ-મેવા
**અજરી**, **સ્રી૦** અજીરનુ ઝાડ
**અજનીઆ** **વિ૦** ઘેરા લાલરગનુ
**અજુમન**, **સ્રી૦(આ૦)**એકજ ધર્મ માનનારની સભા મ [illegible] સમાન [illegible] પચાયેત

**અટક**, **સ્રી૦** (સ૦ અટ્-ભમવુ) રોધન, અટકાવ નડતર ૨ વહેમ, ખતરો ૩ (**સ૦ અવટક**) ગુણકર્મ ઉપરથી કુટુબ કે વશનુ રાખવામા આવેલુ નામ, અડક, ઓખર, ગોત્ર નામ, ૪ સિંધુ નદી ૫ સકલ્પ, પ્રતિજ્ઞા ૬ અટકણ,ઠેસ
**અટકચાળુ**, **ન૦** ચિડવવા કોઇની છેડ કરવી તે, અડપલુ, ચ દ્રુ, સળી કરવી તે ૨ **વિ૦** તોફાની, ટીખળી, ઉપદ્રવી, નુકશાનકારક
**અટકડી**, **સ્રી૦** છાતીના પડદાની અદરના વાયુનુ થોડી થોડી વારે ચઢી ઉચ્ચ દઇને બહાર નીકળવુ તે, વાધણી, હેડકી
**અટકણ** **ન૦** જેથી ગતિ બધ પડે તેવી વસ્તુ ઠેસ ચપ ૨ અડચણ ૩ ટેકો અઠીંગણ
**અટકણ**, **વિ૦** અટકી જાય તેવુ **અટકણ ટટ્ટુ**-અધવચ અટકી જાય તેવુ, પાર-સાંગોપાંગ ન
**અટકણિયુ**, **ન૦** અટકણ, જુઓ [ઉતારે તેવુ
**અટકવુ**, **ક્રિ૦ અ૦** ગતિ કે પ્રવૃત્તિનુ બધ પડવુ, ઉભુ રહેવુ, થોભવુ ૨ લાગવુ, અડકવુ
**અટકળ**, **સ્રી૦** (સ૦ ઉત્-ઉપર+કલ-જાણવુ) કઈક આધાર ઉપરથી કળવુ તે ૨ કલ્પનાથી ગણેલુ તે, આશરો, અડસટ્ટો ૩ નિસબ રમી રહેવા તે, અભ્યાસ, મહાવરો ૪ તર્ક, કલ્પના, ખ્યાલ ૫ યુક્તિ,કળ **અટકળ કરવી**-આશરો કાઢવા તર્ક બાધવો
**અટકળબાજ**, **વિ૦**અકટળ બાધવામા ચાલાક, અનુમાન કરનાર [ કરવુ તર્ક બાધવો
**અટકળવુ**, **ક્રિ૦ અ૦** શુમાર કાઢવો, અનુમાન
**અટકામણ**, **સ્રી૦** હરકત અડચણ ૨ મુશ્કેલી ૩ ઓપટી, અટકાવ
**અટકાર**, **પુ૦** ઓડકાર
**અટકાવ**, **પુ૦** (હિ ) જેથી અટકી પડાય તે, પ્રતિબન્ધ ૨ બાધા, નિયમ ૩ સ્રીને ઋતુ આવવા તે ૪ અડચણ, વિઘ્ન, અતરાય નડતર **અટકાવ આવવો**-અળગુ બેસવુ (સ્રીએ) **અટકાવ કરવો**-હરકત કરવી, અડચણ લવી રાકવુ **અટકાવ નાખવો**-(કઇ કામમા) પથરો નાખવો આડખીલી કરવી

**અલ્હડ**, વિ૦ દુનિયાદારીના અનુભવ વગરનુ, અણસમજુ ૨ ઉચ્છૃંખળ

**અલ્હેતુ**, વિ૦ અણસમજુ, અજ્ઞાન, કમઅક્કલ

**અવ**, અ૦ (સ૦) નીચુ, ઓછુ, અવળુ, નિશ્ચય, અનાદર, ઇ૦ બતાવનાર ઉપસર્ગ

**અવકળા**, સ્ત્રી૦ (સ૦) નઠારૂ ચિહ્ન, નુકશાન, ગેરલાભ ૨ અવસ્વસ્થપણુ

**અવકાત**, સ્ત્રી૦ (સ૦) ઈલાજ ૨ જોર

**અવકાશ**, પુ૦ ( આ૦ ) બે વસ્તુની વચમાનુ છેટુ, અંતર, માગ ૨ ફુરસદ, નવરાશ, ૩ વાચતા લખતા અટકવાની જે ટાપ તે, વિરામ ચિહ્ન

**અવકૃપા**, સ્ત્રી૦ ગેરમહેરબાની, ઇતરાજી, કરડી નજર

**અવક્રિયા**, સ્ત્રી૦ ( સ૦ ) હાનિ, નુકશાન ૨ બગાડ, વિકાર, અવગુણ ૩ ઉલટુ પરિણામ

**અવગણ**, ન૦ અવગુણ, જુઓ

**અવગણના**, સ્ત્રી૦ ( સ૦ ) અનાદર, ન લેખવવુ તે, નિંદા, તુચ્છકાર ૩ ઉપેક્ષા

**અવગણવુ**, ક્રિ૦ સ૦ ન લેખવવુ, અનાદર કરવો

**અવગતિ**, સ્ત્રી૦ (સ૦ અવ+ગમ-જવુ) અવદશા, અધમગતિમા જવુ તે પડતી, પાયમાલી

**અવગતીઉ**, વિ૦ જેની અવગતિ થઇ હોય તે ૨ મેલુ [અંદર પેસવુ તે, પ્રવેશ કરવો તે

**અવગાહ**, પુ૦ સ્નાન, નહાવુ તે, અંઘોળ, ૨

**અવગાહવુ** ક્રિ૦ અ૦ નહાવુ, તરવુ, ડુબકી મારવી

**અવગુણ**, પુ૦ (સ૦ અવ+ગણ્ ગણવુ) નઠારો ગુણ—સ્વભાવ, એબ, દોષ ૨ ગેરફાયદો, નુકશાન, ખોટ, ટોટો ૩ ખામી, ખોડ

**અવગુણીઉ —ગુણી**, વિ૦ નઠારા ગુણનું, અનીતિમાન, દુર્ગુણી, દુરાચારી, ૨ નુકશાન કરનાર, "અવગુણીયાને ગુણ કરે, તે આટા ઝુણમા જાય"

**અવગ્રહ**, પુ૦ (સ૦) અનાવૃષ્ટિ, ૨ નિગ્રહ ૩ પ્રતિબંધ નડતર ૪ સ્વભાવ [અણઘડ

**અવઘડ**, વિ૦ મુશ્કેલ, અઘરૂ, કઠણ, વિકટ ૨

**અવઘાત**, પુ૦ ( સ૦ અવ+હન્ ) મારી નાખવુ તે, ઠોકવુ, આઘાત

**અવઘોષણા**, સ્ત્રી (સ૦) ઢંઢેરો, જાહેરાત

**અવચિહ્ન**, ન૦(સ૦) અપશુકન; અશુભસૂચક ચિહ્ન

**અવચ્છિન્ન**, વિ૦ જુદુ પડેલુ ૨ મર્યાદિત

**અવચ્છેદ**, પુ૦ (સ૦ અવ+છેદ-કાપ) છેદન ૨ કાપ ૩ ફરક ૪ હદ, સીમા ૫ જુદુ પડે છે એવી સૂચક નિશાની, ,।।,*

**અવજોગ**, પુ૦ (સ૦) ખરાબ વખત, કમહૂરત

**અવજ્ઞા**, સ્ત્રી૦ (સ૦ અવ+જ્ઞા-જાણવુ ) અપમાન, અનાદર, બેઅદબી ૨ આજ્ઞાભંગ

**અવટાવુ**, ક્રિ૦ અ૦ ગુચવાવુ ૨ કાયર થવુ, થાકી જવુ ૩ એકાકાર થવુ ૪ ચૂકઆવવી

**અવડ-ડ**, વિ૦ અવાવરૂ ન વપરાતુ

**અવતંસ**, ન૦ ( સ૦ અવ+તંસ્ ) કાનનુ ઘરેણુ, એરીંગ ૨ અનંકાર, શિરોમણિ

**અવતરણ**, ન૦ ( સ૦ અવ+તૃ) અવતરવુ તે, અવતાર, જન્મ ૨ ઉતારો ૩ ઉતાર

**અવતરવુ**, ક્રિ૦ અ૦ જન્મવુ, ઉત્પન્ન થવુ

**અવતાર**, પુ૦ (સ૦ અવ—નીચે+તૃ—ઓળંગવુ) જન્મ, દેહધારણ, ઉત્પત્તિ ૨ જીવન, જીંદગી

**અવતારી**, વિ૦ ( સ૦ ) અવતાર સબંધી ૨ અસાધારણ ૩, અશીજન [દુખ

**અવદશા**, સ્ત્રી૦ ( સ૦ ) પડતી, દુર્દશા, વિપત્તિ,

**અવદાત**, અ૦ શુદ્ધ, સ્પષ્ટ ૨ સુંદર, નિર્મળ

**અવદાત**, વિ૦ ધોળુ

**અવદાન**, ન૦ (સ૦ અવ+દા) અપદાન, દેવતા જમાડવો તે ૨ ગળવુ, ગટ-ઓહીયા કરી જવુ તે

**અવદાહ**, પુ૦ (સ૦) વિધિ પ્રમાણે અગ્નિ સંસ્કાર ન થવો તે, વગર ક્રિયાએ બળ્યુ ન બળ્યુ કરવુ તે [બ્રાહ્મણોની એક જાત

**અવદીચ**, પુ૦ ( સ૦ ઔદીચ ) ગુજરાતના

**અવધ**, સ્ત્રી૦ ( સ૦ ) સમાપ્તી, અંત, ૨ હદ છેવટ, છેડો ૩ મુદત, વેળા

**અવધાન**, ન૦ (સ૦) ધ્યાન, લક્ષ ૨ સાવધાની, ચોકસાઇ ૩ કાળજી, સભાળ ૪ સમાધિ ૫ ઉદ્દેશ, ધારણા, વલણ

**અવધારણ**, ન૦ ( સ૦ ) નક્કી કરવુ—ઠેરવવુ તે, નિશ્ચય, ખાતરી ૨ અવધાન.

**અવધિ**, પુ૦ સ્ત્રી૦ [સ૦] છેડો, સમાપ્તિ ૨ હદ, મર્યાદા, સીમા ૩ છેવટ, અંત ૪ ટોચ,

શિખર ૫ વેળા, મુદ્દત, દરમિઆન ૬ ધોરણ, મુખ્ય પ્રમાણ ૭ પ્રારભ અથવા અત ૮ પરાકાષ્ઠા, હદથી જાદે ૯ અ૦ સુધી, લગણ

**અવધૂત,** પુ૦ (સ૦) અબધૂત, સન્યાસી

**અવધ્ય,** વિ૦ (સ૦ અ+વધ્ મારવુ) વધ કરવાને-ભોગ આપવાને યોગ્ય નહિ તેવુ

**અવનવુ,** વિ૦ વિશેષે કરીને, નવુ, અજાએબ જેવુ, અલૌકિક [જમીન, ૩ અવતાર, જન્મ

**અવનિ,** સ્ત્રી૦ (સ૦) પૃથ્વી, દુનિયા ૨ ભોય,

**અવનિત,** વિ૦ કોઇનો વનો-ચાકરી કરે નહિ તેવુ ' અવનિત ચલો "

**અવનિતળ,** સ્ત્રી૦ પૃથ્વીની સપાટી, ભૂતળ

**અવનિપતિ,** પુ૦ રાજા, પૃથ્વીપતિ

**અવનીશ,** પુ૦ પૃથ્વીનો રાજા ૨ ધણી, પ્રભુ

**અવન્તિ** પુ૦ માળવા દેશ, ૨ ઉજ્જનશહેર

**અવમોધ,** પુ૦ (સ૦ અવ+બુધ્) જ્ઞાન પ્રબોધ

**અવમૃથ,** પુ૦ (સ૦ અવ+ભૃ-ભરવુ, દિક્ષાત યજ્ઞ, યજ્ઞની પૂર્ણાહૂતિ ૨ યજ્ઞાતે સ્નાન કરવુ તે

**અવમાન,** ન૦ (સ૦) અપમાન, અનાદર, તિરસ્કાર અવમતિ

**અવયવ,** પુ૦ ( સ૦ ) આખી વસ્તુનો અમુક વિભાગ તે, અગ ૨ અશ, ભાગ ૩ મૂળ તત્વ ૪ ધાતુ [અશી

**અવયવી,** વિ૦ (સ૦) જેને અવયવ હોય તે,

**અવયોગ,** પુ૦ [સ૦ અવ+યોગ-વખત] ખરાબ વખત, કમુહૂર્ત, અવજોગ

**અવર,** વિ૦ (સ૦અપર-બીજુ) બીજુ, અન્ય ૨ કનિષ્ટ, અધમ, છેલ્લુ,

**અવર,** પુ૦ (અ૦) કલાક, અઢી ઘડીનો સમય

**અવરજ,** ન૦આપણી પાછળ હવે થશે તે,છોકરા ' આપણે તથા આપણા ઉત્તરજ ના અવરજ અવે પાછા ઉદયના ક્ષિતિજમા છીયે -**અસ્તોદય**

**અવરજવર,** સ્ત્રી૦ વારવાર આવવુ જવુ તે આવજા, હીનચાલ, હરફર

**અવરણ,** વિ૦ હલકી જાતનુ, અવર્ણ શૂદ્ર

**અવસ્થા,** અ૦, વિ૦ (સ૦ અ+વૃથા) ફોગટ, મિથ્યા વ્યર્થ ૨ નિર્થક, નકામુ, નજીવુ

**અવરાઇ,** સ્ત્રી૦ અભરાઇ, જુએ

**અવરાવવુ,** ક્રિ૦ અ૦ ઢકાવુ, રોકાવુ

**અવરેજ,** પુ૦ ( અ૦ ઍવરેજ ) સરાસરી, આવરેજ

**અવરોધ,**પુ૦ (સ૦ અવ+રૂધ) અટકાવ, નડતર, રોકાણ, પ્રતિબધ બાધ ૨ જનાનખાનુ, અતપુર

**અવરોવ,** ન૦ (સ૦) હરકત, પ્રસવાય

**અવરોહ,** પુ૦ (સ૦ અવ+રૂહ્) નીચે ઉતરવુ તે ૨ સ્વર્ગ ૩ લતોદગમ, ફણગો, વડવાઇ ૪ ઢોળાવ, ઢાળ ૫ ગળો

**અવરોહી,** વિ૦ ઉતરતુ ૨ ( ગાયનમા ) છેક ઉચા સુરથી ઉતરતા નીચા સુરે આવતુ, હલકી હલકનુ ૩ ઝટ અકર-મળ ફૂટે તેવુ

**અવર્ગી,** વિ૦(સ૦) વર્ગનુ નહિ તે ૨ અવર્ગનુ

**અવર્ણ,** વિ૦ (સ૦) રગવગરનુ ૨ જાત વગરનુ નીચુ, હલકુ, કજાત ૩ અ આદિ અક્ષરો તે ૪ અપવાદ [૨ વર્ણનને અયોગ્ય, અકથનીય

**અવર્ણ્ય,** વિ૦ ( સ૦ ) વર્ણવી ન શકાય તેવુ

**અવર્ય,** વિ૦ (સ૦)કનિષ્ટ નીચુ ઉતરતુ,હલકુ

**અવલ,** વિ૦ (ફા૦) પહેલુ મુખ્ય ૨ ખાસ,તોફે

**અવલઅરજી,** સ્ત્રી૦ ( કાયદામા ) દાવા અરજી, ફરીયાદ, પ્લેઇન્ટ ( અ૦ )

**અવલઆખર,** અ૦ ( આ૦ ) પહેલેથી છેડા સુધી, અર્થાત, ઠેઠ સુધી

**અવલક્ષણ,** ન૦ (સ૦) અપલક્ષણ

**અવલથી,** અ૦ પહેલેથી, અસલથી

**અવલમજલ,** સ્ત્રી૦ (આ૦ અવલ+મજલ-મુસાફરી) શબને દાટવા-બાળવાની જગો તે, શ્મશાન, પાયદસ્ત, શબની જે છેલ્લી ક્રિયા કરી તે

**અવલબન,** પુ૦ (સ૦ અવ-નીચે+લબ્-લટકવુ ) આશ્રય, આધાર,ઓથ ૨ પગ મૂકવાની જગા, ટેકો

**અવલસાલ,** ન૦(ફા૦) પહેલુ વર્ષ, બેસતુ વર્ષ

**અવલેપ,** પુ૦ (સ૦અવ+લિપ-લીંપવુ )ચોપડવુ તે, લેપ, ખરડ,પ્લાસ્ટર (અ૦)૨.અહકાર

**અવલેહ**, પુ૦ (સં૦અવ+લિહ્-ચાટવું) ઓષધિનો ક્વાથ બનાવી, ફરી ઉકાળી કરેલો ઘટ્ટ પદાર્થ તે, આંગળીવતી ચટાય તેવું કરવું તે, ચાટણ, ચાટો
**અવલોકન**, ન૦ ( સં૦ અવ+લોક્-જોવું ) તપાસવું, જોવું તે, ચોકસી, પરીક્ષા
**અવલોકવું**, ક્રિ૦ સ૦ અવલોકન કરવું, જોવું, ધારીને જોવું ૨ તપાસવું, ચોકસી કરવી ૩ પરીક્ષા કરવી
**અવશ**, વિ૦ ( સં૦ ) જે તાબે નથી તે, ૨ સ્વતંત્ર, આપઅખત્યાર, ૩ પરાધીન.
**અવશિષ્ટ**,વિ૦(સં૦) બચેલું, વધેલું, એઠું, શેષ
**અવશુકન**, પુ૦ અપશુકન, અશુભ ચિહ્ન.
**અવશેષ**,વ૦ (અવ-નીચે+શિષ્-રહેલું ) બાકી, શેષ, સિલક
**અવશ્ય**, વિ૦ (સં૦ અ+વશ) વશ ન થાય તેવું, અડીએલ, હઠીલું, ઉચ્છૃંખલ
**અવશ્ય**, અ૦ (સં૦) જરૂર, ખચીત, નક્કી, ખરેખર, અલબત
**અવશ્યમેવ**, અ૦ જરૂરજ, નક્કી, નિઃસંદેહ
**અવસર**, પુ૦ ( સં૦ અવ+સૃ-સરવું ) જોગવાઈ,તક, લાગ,પ્રસંગ,તાકડો ૨ ટાણું, પ્રસ્તુત
**અવસાત**, અ૦ હમણાં, હાલ,આટલે.૨ ઓચિંતું, એકદમ.
**અવસાન** ન૦ (સં૦) મોત, આખર ઘડી,અંત ૨ અટકવાની ટાપ, યતિ, વિરામ ૩ બંધ પડવું તે ૪ હદ, સીમા. ૫ બારીક વખત
**અવસાય**, પુ૦ (સં૦) સમાપ્તિ,છેડો, અંત ૨ નિશ્ચય. ૩ શેષભાગ
**અવસ્તા**, સ્ત્રી૦ (ઝં૦) પારસી લોકોનું અસલ ધર્મ પુસ્તક ૨ હાલત, અવસ્થા
**અવસ્થા**, સ્ત્રી, (સં૦ અવ+સ્થા )હાલત,હાલ, દશા, સ્થિતિ ૨ આયુષ્યના અમુક મુદતના જે ભાગ તે ( પૂર્વાવસ્થા, ઉત્તરાવસ્થા ) તથા પેટા ભાગ (બાળ અવસ્થા, પૌગંડ અવસ્થા, કિશોર અવસ્થા, યૌવન અવસ્થા પ્રૌઢ અવસ્થા, અને (વૃદ્ધ અવસ્થા. ) ૩ જીવની જે હાલત તે. ( જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ અવસ્થા ). ૪ જીંદગીની સ્થિતિ-સુખ અને દુઃખ ૫ જરા, ઘરડપણ.
**અવસ્થાન**, ન૦ રહેઠાણ, મુકામ
**અવસ્થાંતર** ન૦ [સં૦ અ૦+સ્થા + અંતર-બાજુ] સ્થિતિનો ફેરફાર થવો તે,રૂપાંતર,વિકૃતિ
**અવહાર**, પુ૦ થોડા વખતની યુદ્ધ વિશ્રાંતિ, સંધિ.
**અવહાસ**, ન૦[સં૦અવ+હસ્ ] ઉપહાસ, ઠઠ્ઠો, મશ્કરી, મજાક
**અવહિત્થ**, ન૦ [સં૦] ખોટો દેખાવ; ઢોંગ. ૨ કાવ્ય શાસ્ત્રમાં ૩૩ વ્યભિચારી ભાવો પૈકીનો એક
**અવળચંડુ**, ન૦ અડપલું, ચાદવું, છેડતી.
**અવળચંડુ**, વિ૦ [અવળું -ઉલટું +ચડ-ગરમ] અટકચાળું, કહેવાથી ઉલટું ચાલનાર ૨ ચાદવું, છેડતી કરનારૂં ૩ ઉલટું, વિરૂદ્ધ.
**અવળચવળ**, વિ૦ આડુંઅવળું, અવળુંસવળું, ખરૂં ખોટું ૨ અ૦ ઉલટસુલટ, ફાવ્યું તેમ, જેમ આવે તેમ
**અવળપંચક**, ન૦ [ અવળું+પંચ-પાંચ ] વાંકાપણું, આડાઈ, વક્રભાવ, વિપર્યય. અવળ પંચક થવું -[ ધનિષ્ટાના ઉત્તરાર્ધથી તે અશ્વિનીના પૂર્વાર્ધ્ધ લગીના જે પાંચ નક્ષત્ર તે.તેમાં પરદેશ જવાનો તથા ઘાસ લાકડાં વહોરવાનો નિષેધ કર્યો છે, વળી પંચક બેસતાં કંઈ અવળું-ખોટું થાય તો તેવુંને તેવું પાંચ વખત થાય એમ કહેવાય છે -જ્યોતિષ્ય) સારૂં કરવા જતાં માઠું થવું તે, સવળું કરતાં અવળું થઈ જવું, ઉંધું ખણાઈ જવું.
**અવળવાણી**, સ્ત્રી૦ અવળું બોલવું તે ૨ અવળું બોલે ને સવળું થાય તેવી બોલી. ૩. અશુભ વાણી; કવરબી બોલ ૪ પ્રસંગથી ઉલટું બોલવું તે
**અવળાઈ**, સ્ત્રી૦ આડાઈ, કહે તેથી આડું અથવા ઉલટું કરવાની જે હઠીલી ટેવ તે ૨ જીદ્દીપણું, હઠીલાઈ
**અવળું**, વિ૦ ઉલટું, ઉંધું, વિરૂદ્ધ ૨ વાંકું, પ્રતિકૂલ. ૩ આડું, સન્મુખ નહિ હોય તેવું. અવળું કરવું-ઉલટું કરવું ૨. ફેરવવું, ૩.

બગાડવુ, નુકશાન કરવુ **પ્રભુને અવળા હાથે પૂજવા** છતી હથેળી રાખીને પૂજવાને બદલે ઉંધી હથેલી રાખી પૂજવુ–ગુનો કરવો, પહેલાના જન્મે પાપ કરવુ) **અવળે મોઢે પડવુ**–(છતા નહિ) ઉંધે મોએ પડવુ **૨** માદા પડવુ, **અવળુ મો કરવુ** મો ફેરવવુ ૨ રિસાવુ **આડુ ને અવળુ**–જતા ને આવતા **અવળા પાટા દેવા**–ઉલટે રસ્તે ચઢાવવુ, ખોટુ સમજાવી ભમાવવુ, **અવળા પાસા પડવા**—કરેલી યુક્તિ નિષ્ફળ જવી, ઉલટુ થવુ તે **અવળા હાથે પૂજેલુ**–કમને કરેલુ **અવળી પાઘડી મૂકવી**–દેવાળુ કાઢવુ ૨ વચન ન પાળવુ, બોલ્યુ અબોલ્યુ કરવુ ૩ પક્ષ-બાજુ બદલવી

**અવળાસવળી,** **સ્ત્રી૦** એક જાતનો છોડ છે, એના પાદડા બાધવાથી ગુમડુ પાકે અને રૂઝાય છે

**અવળાસવળી,** **અ૦** ઉંધુ અને આડુ, ચોકડી પડે તેમ, ઉલટસુલટ, ૨ અટપટુ ૩ ઉંધુ છતુ, ઉથલપાથલ

**અવળે,** **સ્ત્રી૦** (**સ૦ અવ + લેહ** સુવાવડીને માટે વણા વસાણા ખાડી બનાવેલો ક્વાથ બતરીસુ

**અવ ઇ,** **સ્ત્રી૦** ઉડતીખબર, અફવા, લોકવાયકા

**અવાક,** **સ્ત્રી૦** વાક–મિઠ શ વગરનુ

**અવાચક,** **વિ૦** [**સ૦ અ+વચ્**–બોલવુ] મુગુ, ટુંકી જીભ વાળુ બેભાન, મરવા પડેલુ ૩ વાચા રહિત

**અવાચી,** **સ્ત્રી૦** હેડકી, વાધણી, ડચકારી

**અવાચ્ય,** **વિ૦**[**સ૦**]બોલાય—બ્યાન કરાય નહિ તેવુ, અકથનીય

**અવાજ** **પુ૦** [**ફા૦ અવાઝ**] જે કઇ સભળાય તે, ઘોષ, ધ્વની, શબ્દ ૨ ધાટો, નાદ

**અવાજા,** **પુ૦** અવાજ થવા તે, બહાર, ધડાકા

**અવાજી,** **વિ૦** અવાજવાળુ, વાગતુ

**અવાડુ,** **ન૦** ઔ, અડણુ, ઔલુ

**અવાજો,** **પુ૦** અવાજ, ધ્વનિ, શબ્દ, ઘોષ

**અવાડો,** **પુ૦** ઢોરોને પાવા માટે કરેલો ચુના ગચ્છીનો કુવાને લગતો ઉડો ખાડો, ચણેલી ટાકી, હોજ

**અવાટ,** **વિ૦** વાટ નહિ તે, ઉજડ રસ્તો ૨ **સ્ત્રી૦** કુમાર્ગ, અનીતિ

**અવાણ,** **ન૦** હીડછા ચાલવાની ઢબ,ચાલ ૨ ગુણ

**અવાતર,** **વિ૦**[**સ૦અવ+અતર**—છેટુ ]માહેનુ, અદરનુ ૨, વચ્ચમા આવેલુ ૩ આડકતરૂ, ગૌણ

**અવાર,** **ત્રિ૦** [**સ૦ અ +** વારવુ–દૂર કરવુ] અ-નિવાર્ય, દૂર ન થઇ શકે તેવુ, આવશ્યક

**અવારનવાર,** **અ૦** કોઈ કોઈ વાર, વારાફરતી ૨ વખતો વખત, કદી કદી

**અવાણવુ,** **ક્રિ૦ અ૦** તપાસવુ, નાણી જોવુ,

**અવાવરૂ,** **વિ૦** [ **અ+વ્યાપૃ** ] વાપરવામા ન આવતુ, અવાવરૂ, અવડ

**અવાસ,** **પુ૦** (**સ૦ આ+વસ્**–રહેવુ) રહેવાની જગા, રહેઠાણ, મુકામ, ઘર

**અવાળુ,** **ન૦** દાતના પારા, પીડિયા ૨ લાળ ઉત્પન્ન કરનાર માસપિંડ [રહિત તે

**અવિકાર,** **પુ૦** (**સ૦** અ+વિકાર–ફેરફાર) વિકાર

**અવિકળ,** **વિ૦** ગાભરૂ ન થએલુ

**અવિકાર,** **પુ૦** વિકાર–બગાડ નહિ તે ૨ **વિ૦** નુકશાન ન કરનાર

**અવિકારી,** **વિ૦** ફરે નહી તેવુ, નિર્વિકાર, ૨ વિશેષણનો એક પ્રકાર (વ્યાકરણ) જેને જાતિ વચન અને વિભક્તિ ન લાગે તેવુ ૩ નિરૂપદ્રવી, નિર્દોષ, ૪ અબાધક નિર્બાધક

**અવિગત,** **વિ૦** ( **સ૦ અ+વિ+ગમ્**–જવુ ) છૂટુ પડેલુ, સયુક્ત ૨ નિત્ય (બ્રહ્મ)

**અવિગના,** **વિ૦** આશકે રોકેલી,૦ અજ્ઞાતયૌવના

**અવિચળ,** **વિ૦** ( **સ અ+વિ+ચલ્**–જવુ ) જેનો ફેરફાર ન થાય તેવુ,સ્થાયી,સ્થીર, કાયમ

**અવિચાર** **પુ૦** (**સ૦ અ+વિ+ચર્**–ચાલવુ) વિવક વિચાર રહિત, અન્યાય, અવિવેક

**અવિચારી,** **વિ૦** (**સ૦**) અવિવેકી, પ્રમાદી, મૂર્ખ, વિચારશૂન્ય, અણસમજુ

**અવિચ્છિન્ન,** **વિ૦** (**સ૦ અ+વિ–છિદ્**–કાપવુ) જુદુ પાડેલુ નહિ તેવુ,અખડિત,અખડ,અસ્ખલિત

**અવિચ્છિન્નધારા,** **સ્ત્રી૦** અભિષેક, ધારાવાડી

**અવિદ્ધયોની,** **વિ૦** (**સ૦**) પતિ સગ થયો ન હોય તેવી (સ્ત્રી)

**અવિદ્યમાન,** વિ૦ (સ૦ અ+વિદ્-હોવુ+માન-વાળુ) જીવતુ ન હોય તે મરી ગએલુ, નાશ પામેલુ ૨ અપ્રત્યક્ષ
**અવિદ્યા,** સ્રી૦ (સ૦ અ + વિદ્યા-જ્ઞાન) જગતની જુઠી માયા,અજ્ઞાન,૨ વિદ્યાનો અભાવ
**અવિંધ,** વિ૦ વિંધેલુ નહીં તે, વેહ રહિત ૨ ન પલોટાએલુ
**અવિંધાર,** અ૦ નક્કી,ખચીત,
**અવિધારવુ,**ક્રિ૦ સ૦ અવશ્ય માનવુ,ધારવુ,મમજવુ
**અવિનય,** પુ૦ (સ૦) બેઅદબી, અસભ્યતા ૨ ગુનો, દોષ
**અવિનયી,** સ્રી૦ અસભ્ય, બેઅદબ, ઉદ્ધત
**અવિનાશ,** વિ૦ (સ૦ અ+વિ+નશ્) જેનો કદી નાશ નથી થતો તે, અક્ષર, અજર, નિત્ય
**અવિનાશી,** વિ૦ (સ૦) નિત્ય-હમેશ છે તેવુ, અમર, અક્ષય, ૨ પુ૦ પરમાત્મા, બ્રહ્મ
**અવિનીત,** વિ૦ અનમ્ર,ઉદ્ધત અલ્લડ ૨ જગલી
**અવિપક્ષ,** વિ૦(સ૦)શત્રુરહિત સામાવાળીઆ વગરનુ [ન થાય એવો એક રોગ
**અવિપાક,** વિ૦ (સ૦) જેમા ખાધેલુ હજમ
**અવિભક્ત,**વિ૦(સ૦)નહિ વહેચાએલુ, મજીઆરૂ
**અવિભાજ્ય,** વિ૦ (સ૦) જેના વિભાગ ન થઈ શકે તેવુ,ભાગી ન શકાય તેવુ
**અવિમળ,** વિ૦ (સ૦) અસ્વચ્છ, મેલુ
**અવિરત,** અ૦(સ૦)વગર અટકે,ચાલુ, નિરતર
**અવિરલ,** વિ૦ (સ૦) ભરચક, ભરપૂર,પુષ્કળ ૨ ઘાડુ ૩ ઘન નક્કર ૪ અટકે નહિ તેવુ
**અવિવક્ષિત,** વિ૦ (સ૦) ખાસુખા બોલવુ જ છે એવો વિચાર ન હોય તેવુ ધારેલુ નહિ તેવુ
**અવિવાહિત,** વિ૦ (સ૦અ + વિ+વહ્-લઇ જવુ) વિવાહ સસ્કાર થયેલો નથી તેવુ, કુવારૂ
**અવિવેક,** પુ૦ (સ૦) વિવેક નહિ તે, અવિચાર ૨ દોષ
**અવિવેકી,** વિ૦(સ૦અ+વિ+વિજ્-ઓળખાવુ) અવિચારી, અસભ્યતા, અમર્યાદ, બેઅદબ
**અવિશ્વાસ,** પુ૦ (સ૦) અણભરોસો, ખાતરી ન થવી તે
**અવિશ્વાસી,** વિ૦(સં૦) નાસ્તિક ૨ બેઇમાન; દગાખોર, બેવચની
**અવિશ્વાસનીય,** વિ૦ અણભરોસાવાળુ
**અવે,** અ૦ હવે, આવુ છે ત્યારે
**અવેક,** પુ૦ અવિવેક, ગેરવર્તણુક
**અવિરોધો,** વિ૦ દ્વેષી નહિ તે, મપીલુ
**અવેજ,** પુ૦ (આ૦ ઇવજ) માલ સાટે માલ આપવો લેવો તે, સાટાપાટી, બદલો ૨ નાણુ ઉત્પન્ન, કિમતીમાન ૩ નફો, મુડી
**અવેર,** પુ૦(સ૦ આ + વૃ-ઢાકવુ)દેખરેખ દાબમા રાખવાની મત્તા, કાબુ ૨ વિવેકથી ઉપયોગ કરવો તે,ખર્ચી જાણવુ તે ૩ કરકસર કરવી તે ૪ સમેટી લેવુ, એકઠુ કરવુ
**અવેરવુ,** ક્રિ૦ સ૦ સાચવી રાખવુ,ઉગારવુ ૨ જતન કરવુ,જાળવવુ ૩ કરકસર કરવી,અવેર કરવો
**અવેરૂ,** અ૦ વખત બેવખત, ગમે તે વખતે; કોઈ પણ સમયે ૨ હલેતુ
**અવેવ,** પુ૦ અવયવ, જુઓ ૨ અવેર, વ્યવસ્થા
**અવેળા,** સ્રી૦ કવેળા, વખત બેવખત
**અવેળી,** સ્રી૦ઘઊના લોટને ભૂગડે ચાળી ઘીમા શેકી સાકરના પાણી સાથે ચટાય તેમ કરવુ તે, મેદાનો શિરો (જૈન) [ખુલ્લુ-ઉઘાડુ નહિ તે
**અવ્યક્ત,** વિ૦ (સ૦ અ+વ્યક્ત-સ્પષ્ટ) ગુપ્ત,
**અવ્યક્ત,** પુ૦ (સ૦) આત્મા, ઈશ્વર ૨ માયા ૩ મખ્યા, પદ (બીજ ગણિતમા). ૪ ધ્વનિ, અવાજ (સાખ્યમા); ૫ પ્રકૃતિ કુદરત
**અવ્યય,** પુ૦ (સ૦) વ્યાકરણ પ્રસિદ્ધ અવ્યય, સર્વ વિભક્તિમા અને સર્વ વચનમા એક રૂપે રહેનાર શબ્દ, જેને લિગ,વચન, અને વિભક્તિ લાગતા નથી તેવો શબ્દ એની ચાર જાત છે શબ્દયોગી, ઉભયાન્વી, ક્રિયાવિશેષણ અને કેવળ પ્રયોગી
**અવ્યય,** વિ૦ (સ૦ અ+વિ+ઇ-જવુ) આદિ-અત વિનાનુ, વિકારવિનાનુ ૨ અવિનાશી,નિત્ય, અમર ૩ પરમાત્મા, બ્રહ્મ,
**અવ્યવસ્થા,** સ્રી૦ (સં૦ અ+વિ+અવ+સ્થા) ગેરબદોબસ્ત, બેતાલી, ગોટાળો, ગરબડ.

**અવ્યવસ્થિત**, વિ૦ (સ૦) અવ્યવસ્થા વગરનુ, ગોટાળીઉ ૨ કોઈ પણ જાતના નિયમ વગરનુ ૩ ચચળ

**અવ્યાપ્તિ** સ્રી૦ (સ૦) સર્વત્ર લાગુ ન પડે તેવો અમુક વસ્તુના લક્ષણનો જે દોષ તે; અપ્રાપ્તિ

**અવ્યયીભાવ**, પુ૦ વ્યાકરણમા એ નામનો એક સમાસ, છઠ્ઠી વિભક્તિવાળા નામની પછી અવ્યય આવે છે ત્યારે વિભક્તિ ઉડી જઈ નામ અને અવ્યય જોડાઈ જાય છે તે 'ઘોડાની ઉપર–ઘોડા ઉપર'

**અવ્હેરાટ**, પુ૦ બહાવરાપણુ; ગ્રુચવણ, અમુઝણ, સભ્રમ, ૨ લજ્જા,શરમ

**અવ્હેરૂ**, વિ બહાવરૂ, ગભરાએલુ, વ્યાકુળ

**અવ્હૈ**, સ્રી૦ એક તરેહની આતસબાજી, હવાઈ

**અશક**, પુ૦ ઇશક, જુઓ **અશકનો મારેલો** ગાજરા ખાય—અશકનો મારેલો ડીકરામા ખાય

**અશકર**, અ૦ (ફા૦ આશ્કાર–દર્શાવવુ) ચોક્ખુ, ખુલ્લી રીતે, પ્રત્યક્ષ. ૨ આખરે, છેવટે

**અશક્ત**, વિ૦ (સ૦ અ+શક્–શકવુ) શક્તિ વગરનુ નબળુ, કમજોર, નરમ ૨ અસમર્થ, નાલાયક,દમવિનાનું ૩ દુર્બળ, માદુ, પોચુ

**અશક્તિ**, સ્રી૦ (સ૦) શક્તિ નહિ તે, અશક્તપણુ નબળાઈ, કમજોરી ૨ ગજુ નહિ તે

**અશક્તિમાન**, વિ (સ૦) અશક્ત, દુર્બળ, અસમર્થ, કમતાકાતવાળુ [ભવિત, અસાધ્ય.

**અશક્ય**,વિ૦ (સ૦) ન બને–થાય તેવુ અસ-

**અશન**, ન૦ (સ૦અશ્-ખાવુ) જમવુ તે ૨ ભોજન, ખોરાક ૩ અન્ન

**અશનિ**, સ્રી૦ વીજળી ૨ વજ્ર ૩ કરા પડવા તે

**અશરણ**,વિ૦(સ૦)આશરો ન હોય તેવુ,નિરાધાર

**અશરણશરણ**, વિ૦ (સ૦) આશ્રય વગરનાને આશ્રય આપનાર, પરમેશ્વર

**અશરફી**, સ્રી૦ (ફા૦ અશર–દશ) મોહોર, ૧૫ રૂપિયાની કિમતનો સિક્કો

**અશરાફ**, વિ૦ (આ૦ શફરી–ઉમરાવ) ભલુ, સાલસ, સભ્ય. ૨ પ્રમાણિક, ઇમાનદાર ૩ ખાનદાન, કુલીન

**અશરાફી**, સ્રી૦ (આ૦) ભલમનસાઇ, સભ્યતા ૨ ઇમાનદારી.

**અશર્મ**, વિ૦ (સ અ+શર્મ–ખુશી) દુખી ૨ બેશરમ, નિર્લજ્જ

**અશાડ**, પુ૦(સ૦ આષાઢ) હિંદુ કાર્તકી વર્ષનો ૯ મો મહિનો [માસને લગતુ

**અશાડી**, વિ૦ અશાડ માસની પૂર્ણિમા ૨ અશાડ

**અશાત**,સ્રી૦(સ૦અ+શમ્–શાન્ત થવુ) અસુખ, દુખ, અશાંતિ ૨ ઉદ્વેગ

**અશાતના**, સ્રી૦ દુખ, લાગણી દુખાવી તે ૨ અપવિત્રતા (જૈન)

**અશાત**, વિ૦ કોલાહલવાળુ, ગડબડીઉ

**અશાંતિ**, સ્રી૦ (સ૦) ચિત્તવિક્ષેપ, શાતિ નહિ તે ૨ ખખેડો, બડ

**અશાતા**, સ્રી૦ નિવૃત્તિ–સુખ નહિ તે, અસુખ, ઉનાપો. ૨ ચિંતા, ફિકર

**અશાશ્વત**, વિ૦ (સ૦ અ + શાશ્વત–નિત્ય) નિત્ય–હમેશનુ નહિ તેવુ, અસ્થિર, ચચળ, અસ્થાયી ૨ બે ઘડીનુ,ક્ષણભગુર.૩ નક્કી નહિ તે

**અશાસ્ત્ર**, વિ૦ (સ૦અ+શાસ્–અમલ કરવો) શાસ્ત્રવિરૂદ્ધ, રીતિ વિરૂદ્ધ, વિધિ-નિયમથી ઉલટુ

**અશિર**, પુ૦ (સ૦) રાક્ષસ ૨ અગ્નિ ૩, પવન

**અશિવ**,વિ૦અયોગ્ય,અનુચિત ૨ અશુભ,અમગળ

**અશિક્ષિત**,વિ૦(સ૦અ+શિક્ષ્–શીખવવુ) નહિ શિખેલુ, ન કેળવાએલુ, અભણ

**અશીલ**,વિ૦ગરીબ, શાત, શરમાળ ૨ ખરાબ વર્તણુકનુ, નીચ ૩ હલકુ, અકુલીન

**અશુચિ**, વિ૦ (સ૦) અપવિત્ર, મલિન, ગદુ

**અશુદ્ધ**, વિ૦(સ૦)અપવિત્ર, મલિન, અસ્વચ્છ, નાપાક ૨ ખોટુ ,જુઠુ. ૩ ભૂલચુકવાળુ, દોષિત

**અશુદ્ધિ**, સ્રી૦ (સ૦) ભૂલચૂક; ખોટુ ૨ અપવિત્રતા ૩ ચોખવટ નહિ તે

**અશુભ**, ન૦(સ૦ અ+શુભ–સુદર) અકલ્યાણ, માઠુ, ભુડુ, અભદ્ર ૨ મરણને લગતુ કર્મ તે

**અશેષ**, વિ૦ (સ૦ અ+શિષ્–બાકી રહેવુ) સઘળુ,સપૂર્ણ,કઇજ બાકી નહિ તેવુ [શાક ખી

**અશેળીઓ**,પુ૦ અસાળીઓ, એક જાતના ચપટા

અશે, વિ૦ (ફા૦) પવિત્ર
અશોઇ, સ્ત્રી૦ પવિત્રતા, શુદ્ધતા
અશોક, ન૦ ( સ૦ ) શોક નહિ તે, સુખ, આનંદ.૨ બકુલવૃક્ષ, આસોપાલવનુ ઝાડ ૩ વિ૦ શોક જાય ને આનંદ થાય તેવુ
અશોચ્ય, વિ૦ (સ૦) નહિ શોક કરવા લાયક
અશૌચ,ન૦(સ૦)અપવિત્રતા, અશુદ્ધિ. ૨ સૂતક
અશ્કર, અ૦ છેવટ, આખરે અતે
અશ્મર, વિ૦ (સ૦) પત્થરનુ.પુ૦પત્થર,પહાણો
અશ્મરી, પુ૦ મૂત્રકૃચ્છ, પથરીનો રોગ
અશ્રદ્ધા, સ્ત્રી૦ (સ૦)આસ્થા નહિ તે,નાસ્તિકતા
અશ્રાન્ત,વિ૦જરાકે થાકવિનાનુ ૨ અ૦વગર થાકે
અશ્રુ, ન૦ (સ૦) આસુ, નેત્રાણુ
અશ્રુત, વિ૦ ( સ૦ ) જેણે સાભળેલુ નથી તે ૨ વેદ ન ભણેલુ તે [માથી પાણી ટપકવુ તે
અશ્રુધારા, સ્ત્રી૦ (સ૦) આસુની ધાર, આખ-
અશ્રુપાત, પુ૦ આસુનુ પડવુ—આસુ વહેવા તે
અશ્લાઘ્ય, વિ૦ ( સં૦ ) વખાણ—તારીફ ક- કરવા જોગ નહિ તેવુ.
અશ્લીલ, (સ૦)શરમ આવે તેવુ,અશિષ્ટ, ભુડુ
અશ્લેષા સ્ત્રી૦ (સ૦) ૨૭ પૈકી નવમુ નક્ષત્ર, પાચ તારાનો એક સમુદાય તે
અશ્વ, પુ૦ ( સ૦ ) ઘોડો, હય, તોખાર. ૨ પુરૂષની એક જાત
અશ્વગતિ, સ્ત્રી૦ (સ૦) ઘોડાની ચાલ
અશ્વગંધા, સ્ત્રી૦એક જાતની વનસ્પતિ,આસધ
અશ્વગ્રીવ, પુ૦ (સ૦) ઘોડાના જેવી ગરદન- વાળો એક રાક્ષસ,હયગ્રીવ રાક્ષસ. ૨ વિષ્ણુનો
અશ્વતર,ન૦(સ૦)રોઝ,ખચ્ચર [એક અવતાર
અશ્વત્થ, પુ૦ પીપળો [ર્યનો પુત્ર
અશ્વત્થામા, પુ૦ (સ૦) પાડવોના ગુરૂ દ્રોણાચા-
અશ્વદ્રંષ્ટ્રા, સ્ત્રી૦ (સ૦) ગોખરૂ [એક વૃત્ત
અશ્વધાટી, સ્ત્રી૦ (સં૦) કવિતાનુ ૨૭ અક્ષરનુ
અશ્વપાળ, પુ૦ (સ૦અશ્વ+પાલ્—રક્ષણ કર- વુ) ઘોડાનો પાળક,ખાસદાર,ઘોડાવાળો, રાવત
અશ્વમંત્ર, પુ૦ (સ૦) જે મંત્રથી ઘોડો વશ થાય અને પવનની માફક ચાલે તે
અશ્વમેધ, પુ૦ (સ૦) ઘોડાનો યજ્ઞ
અશ્વમેવ, અ૦ (સં૦ અવશ્યમ્+એવ) નક્કી; ખસૂસ, જરૂર [અને કેળવવાની વિદ્યા.
અશ્વવિદ્યા, સ્ત્રી૦ (સ૦) ઘોડાને પારખવાની
અશ્વવૈદ્ય, પુ૦ ઘોડાનો વૈદ, પશુવૈદ્ય.
અશ્વશાળા, સ્ત્રી૦ ( સ૦ ) તબેલો, ઘોડાર.
અશ્વારૂઢ, પુ૦(સ૦)ઘોડેસ્વાર [ઉપર ચઢવુ તે,
અશ્વારોહ, પુ૦ ( સ૦ ) ઘોડેસ્વારી, ઘોડા
અશ્વિન, પુ૦ (સ૦) આસો માસ.
અશ્વિની, સ્ત્રી૦ (સ૦) એ નામનુ ૨૭ પૈકી પહેલુ નક્ષત્ર ૨ ઘોડી ૩ સૂર્યની સ્ત્રી,ત્વષ્ટાની પુત્રી.
અશ્વિનિકુમાર, પુ૦ ( સ૦ ) એક અપ્સરાના બે જોડે અવતરેલા પુત્ર, જેઓ સ્વર્ગના વૈદ્ય ગણાય છે ૨ ઘણોજ રૂપાળો પુરૂષ,કુશળ વૈદ્ય. ૩ એક જાતની ઓસડની મેળવણી
અષ્ટ, વિ૦ ( સ૦ ) આઠ. ૮
અષ્ટક, ન૦ (સ૦) આઠનો જે સમુદાય તે
અષ્ટકા, ન૦ ( સ૦ )પોસ, મહા અને ફાગણ વદ ૭ ૮, ૯, ના ત્રણ દિવસ. ૨ તે દીવસે થતી એક જાતની શ્રાદ્ધક્રિયા
અષ્ટકોણ, વિ૦ (સ૦) આઠ ખુણાવાળુ,
અષ્ટગંધ, ન૦ ( સ૦ ) આઠ જાતની સુગંધિ વસ્તુઓનુ ચૂર્ણ
અષ્ટધાતુ, સ્ત્રી૦ (સ૦)સોનુ, રૂપુ, તાબુ,કથીર, સીસુ,પિતળ,લોઢુ અને તાબુ એ આઠ ધાતુઓ
અષ્ટનાયિકા, સ્ત્રી૦ કાવ્યશાસ્ત્રમા વર્ણવેલી આઠ નાયિકાઓ તે ( સ્વાધીન પતિકા, ખંડિતા, અભિસારિકા, કલહાતરિતા, વિપ્રલબ્ધા, પ્રોષિત ભર્તૃકા, વાસકસજ્જા, અને વિરહોત્કંઠા)
અષ્ટપદી, સ્ત્રી૦ (સ૦) જેમા આઠ પદ—કડી- ઓ હોય તેવુ ગીત (જયદેવકવિકૃતગીત ગોવીંદ) ૨ શરભ, કરોળિયો.
અષ્ટપ્રધાન, પુ૦(સં૦) આઠ જાતના કારભારી. (પ્રધાન, અમાત્ય, સચીવ, મંત્રી, ધર્માધ્યક્ષ, ન્યાયશાસ્ત્રી, વૈદ્ય, અને સેનાપતિ)
અષ્ટભાવ, પુ૦ ( સં૦ ) આઠ જાતના ભાવ. (સ્તંભ, સ્વેદ, સ્વરભંગ, રોમાચ, કંપ, વૈવર્ણ્ય, અશ્રુપાત, અને પ્રલય).

**અષ્ટમ,** વિ૦ (સ૦) આઠમુ
**અષ્ટમ,** પુ૦ ત્રણ ઉપવાસનુ એક વ્રત (જૈન)
**અષ્ટમગળુ,** ન૦ (સ૦) આઠ મગળ ફેરા ફરવા તે પુનર્લગ્ન [ ૨ અસબદ્ધ
**અષ્ટમપષ્ટમ,** અ૦ જેમતેમ, ઉધુ ચ્છુ, આડુ અવળુ
**અષ્ટમાસિદ્ધિ,** (સ૦) આઠ પ્રકારની સિદ્ધિઓ તે ૨ લીલા લહેર, આનદ [આઠમી તિથિ
**અષ્ટમી,** સ્ત્રી૦ (સ૦) આઠમ, પખવાડીયાની
**અષ્ટવર્ષા,** સ્ત્રી૦ (સ૦) આઠ વર્ષની બાળા, ગૌરી [ તેવુ (મત્ર)
**અષ્ટાક્ષરી,** વિ૦ (સ૦) આઠ છે અક્ષર જેમા
**અષ્ટાગ,** ન૦ (સ૦) આઠ અગ-વિભાગવાળુ
**અષ્ટાગપ્રણામ,** પુ૦ (સ૦) આઠે અગે કરીને નમન કરવુ તે, લાબા થઇ પગે પડવુ તે, દડવત
**અષ્ટાગયોગ,** પુ૦ (સ૦) આઠે અગ સહિત જે યોગ તે. (યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ )
**અષ્ટાદશ,** વિ૦ (સ૦) અઢાર, ૧૮
**અષ્ટાવક્ર,** પુ૦(સ૦) એ નામનો એક ઋષિ ૨ જેને શરીરે ઘણી ખોડ હોય તે
**અષ્ટવિધાની,** વિ૦ ( સ૦ અષ્ટ+અવધાન-લક્ષ ) એકજ વખતે ઘણે ઠેકાણે લક્ષ રાખી શકે તેવુ ૨ ખટપટી, ચતુર
**અષ્ટાવુ,** ક્રિ૦ અ૦ હીઝરાવુ, ઓશિયાળા જેવા થઇ બળ્યા કરવુ, દુમાયા કરવુ ૨ પછડાવુ, ટીચાવુ [+શત-સો) એકસોને આઠ
**અષ્ટોત્તરશત,** વિ૦ (સ૦ અષ્ટ+ઉત્તર-ઉપર,
**અસકામત,** સ્ત્રી૦ (ફા૦) માલમિલકત, પુજી
**અસખ્ય,** વિ૦ જેની ગણતરી થઈ ન શકે તેવુ અનત, ઘણુજ બેશુમાર [ખ્ય, અપાર
**અસખ્યાત,** વિ૦ ( સ૦ ) અપરિમિત, અસ-
**અસગત,** વિ૦ (સ૦) અયુક્ત, સબધ વિનાનુ
**અસગી,** વિ૦ અતડુ, જુદુ, નગી નહિ તે, ત્યાગી
**અસજ્જન,** પુ૦( સ૦ ) અસાધુ અસભ્ય, દુર્જન. ૨ વિ૦ નઠારૂ, દુષ્ટ
**અસત,** વિ૦ (સ૦) જુઠુ, ખોટુ, ૨ અધર્મી, અન્યાયી, ૩ અફળ, ફોગટ [અનાદર, અપમાન
**અસત્કાર,** પુ૦ ( સ૦ ) માન ન આપવુ તે,
**અસતુલ,** ન૦ ખેતરની ચારે બાજુની હદ
**અસત્ય,** ન૦ (સ૦) જુઠાણુ મત્યનો અભાવ તે
**અસત્યતા,** સ્ત્રી૦ અસત્ય ખોટુ, અનૃતતા
**અસત્યવાદી,** વિ૦ જુઠુ બોલનાર, જુઠ્ઠુ
**અસદ્દશ,** વિ૦ બરાબર મળતુ ન આવે તેવુ અસમાન [ દશાને પામવુ તે
**અસદ્ગતિ,** સ્ત્રી૦ દુર્ગતિ, મૃત્યુ પછી નીચ
**અસદ્ભાવ,** પુ૦ ( સ૦ ) અણગમો અપ્રિયતા
**અસતોષ,** પુ૦ ( સ૦ ) સતોષ નહિ તે ૨ લોભ, તૃષ્ણા
**અસન્માન,** ન૦ અપમાન, અનાદર
**અસબાબ,** પુ૦ (અ૦) સામાન, જગમમિલકત ૨ સાહિત્ય, સામગ્રી (યુધ્ધ સબધી )
**અસભ્ય,** વિ૦ (સ૦) સભામા શોભે નહિ તેવુ, અવિવેકી, તોછડુ, ઉદ્ધત, ખળ
**અસમજ,** સ્ત્રી૦ અજ્ઞાનતા, મર્ખાઈ, નાદાની ૨ નાદાનીઅત, બાળકબુધ્ધિ
**અસમજણ,** સ્ત્રી૦ અજ્ઞાન, ગેરસમજ, નાદાનીઅત
**અસમજણુ,** વિ૦ નાદાન મૂર્ખ બાળકબુધ્ધિઉ
**અસમજુત,** સ્ત્રી૦ સમજફેર, અણબનાવ કુસપ
**અસમજુતી,** વિ૦ ગેરસમજુતી, સમજફેર
**અસમર્થ** વિ૦ (સ૦) સમથ નહિ તે, નમળુ કમજોર, અશક્ત, દુબળુ
**અસમાતુ,** વિ૦ સમાય નહિ તેવુ, છલકાતુ ૨ તોફાની, સખણુ ન રહે તેવુ, અટકચાળુ ૩ હળીમળીને ન ચાલે તેવુ
**અસમાન,** વિ૦ સરખુ નહિ તેવુ, નાનુ મોટુ, અતુલ્ય, વિજાતિય ૨ અપૂર્વ, અલૌકિક
**અસમાન,** ન૦ (ફા૦) આકાશ, આસમાન. અ-સમાની-આસમાની, ભુરૂ
**અસમાનીસુલતાની,** સ્ત્રી૦(ફા૦ (દૈવીકોપઅથવા રાજ્યકોપ, આકસ્મિક વિપત્તિ
**અસપૂર્ણ,** વિ૦ (સ૦)અધુરૂ, અપૂર્ણ, ઊણુ
**અસબદ્ધ,** વિ૦ (સ૦) સબધ વિનાનુ, અસગત, તૂટક, ૨ એક બીજાથી ઉલટુ, વિરોધી

**અસંબંધ,** પુ૦ સબંધ વગરનું, તૂટક,છિન્નભિન્ન
**અસંભવ,** પુ૦ (સં૦) ન બનવું તે,અશકયતા, ૨ મળતા ન આવવું તે, અભાવ,
**અસંભવિત,** વિ૦ (સં૦) ન બને-થાય તેવું, અશકય
**અસંભાવના,** સ્ત્રી૦ (સં૦) મળતું-બેસતું ન આવવું તે, અઘટિપણું, અશકયતા
**અસંભાવિત,** વિ૦ (સં૦) દુર્જન, દુષ્ટ,શાખ-આબરૂ વનાનું, અપ્રતિષ્ઠિત
**અસંભાવ્ય,** વિ૦ (સં૦) ન બને તેવું,અશકય, ધારી શકાય નહિ તેવું
**અસમંજસ,** વિ૦ (સં૦) મળતું ન હોય તે, અઘટિતપણું ૨ અણસમજુ, અવિચારી
**અસંયુકત,** વિ૦ (સં૦)સંયોગ-જોડાણવગરનું, છુટું, જુદું
**અસંયોગ,** પુ૦ વિયોગ, જુદાપણું, કુસંપ
**અસંશય,** પુ૦ સંદેહવિનાનું, નિઃશંક
**અસંસર્ગ,** પુ૦ સંબંધ-પરિચયનો અભાવ, સંસર્ગરહિત
**અસંસ્કૃત,** વિ૦ (સં૦) જેને સંસ્કાર થએલા ન હોય તેવું, અશુધ્ધ ૨ પ્રાકૃત
**અસંસ્કૃતિ,** વિ૦સંસ્કાર વગરનું, અશુદ્ધ,પ્રાકૃત
**અસર,** સ્ત્રી૦ (આ૦) લાગણી ૨ ગુણ ૩ ફળ, હાસલ, પરિણામ ૪ પાસ ૫ મનમાં વાત ઉતરવી તે, છાપ [બાણુ ૨ ગુણકારક ૩ પ્રબળ
**અસરકારક,** વિ૦ અસર કરે તેવું, સચોટ,રામ-
**અસરાર,** ન૦ ખાનગી વાતચિત, ગોઠ, ગુજ
**અસલ,** વિ૦ (અ૦) પહેલું, મૂળનું, પ્રથમનું, અવ્વલ ૨ જુનું ૩ ખરૂં, સાચું ૪ ઉંચા કુળનું, ખુનિયાત, ખાનદાન ૫ સારૂં શ્રેષ્ઠ
**અસલી,** વિ૦ (આ૦)જુનું અગાઉના વખતનું, પ્રથમનું, મૂળનું પુરાણું
**અસવાર,** પુ૦ ઘોડેસ્વાર, સ્વાર, અસ્વાર
**અસવારી,** સ્ત્રી૦ પ્રાણીની પીઠ ઉપર કે વાહનમાં બેસવું તે, આરોહણ ૨ બેસનાર, ઉતારૂ ૩ રસાલો ૪ હુમલો, ચઢાઇ. [નિરાધાર
**અસહાય,** વિ૦ (સં૦) એકલું, સાથી વિનાનું,
**અસહિષ્ણુ,** વ૦ (સં૦) અસહ્ય,અક્ષમ ૨ નાજુક
**અસહ્ય,** વિ૦ (સં૦) ન સહન થાય તેવું; દુઃસહ અક્ષમ [ચંચળ,ઉતાવળું, ગાભરૂ
**અસાસતુ,** વિ૦ (સં૦ અ+શ્વસ્-દમ લેવો)
**અસાચ,** વિ૦ (સં૦) અસત્ય, જુઠું [પરેશાન
**અસાંધ્વી,** સ્ત્રિ૦ અસતી, સાધુતા ન હોય તેવી,
**અસાધારણ,** વિ૦ (સં૦) સાધારણ નહિ તે, અલૌકિક, અદ્ભુત [અધર્મી, પાપી
**અસાધુ,** વિ૦ (સં૦) દુષ્ટ, સાધુ નહિ તે,
**અસાધ્ય,** વિ૦ (સં૦) મેળવી-વશ કરી શકાય નહિ તેવું, દુષ્પ્રાપ્ય ૨ ઉપાય થઈ ન શકે તેવું
**અસામાન્ય,** વિ૦ (સં૦) અસાધારણ અનુપમ
**અસામી,** પુ૦ આસામી ૨ દેણદાર ૩ પૈસાવાળો ગૃહસ્થ [વિ૦ખોટું,સાર વિનાનું,નકામું
**અસાર,** પુ૦ (સં૦)સાર નહિ તે, નિસાર ૨
**અસામીવાર,** અ૦ (આ૦) જુદું જુદું, વિગતવાર, નામવાર
**અસારત,** સ્ત્રી૦ સાન, ઈશારત [અણસારો
**અસારો,** પુ૦ રેશમની વણેલી પાતળી દોરી ૨.
**અસાવધ,** વિ૦ (સં૦) સાવધ નહિ તે, ગાફેલ, બેદરકાર, બેફિકર
**અસાવરી,** સ્ત્રી૦ એક રાગિણી શ્રીરાગને કલ્પેલી સ્ત્રી રાગિણીઓ પૈકી એક
**અસાહ્ય,** સ૦ (સં૦) અસહાય, જુઓ
**અસાળીઓ** પુ૦ એક જાતની ઔષધી, એના બી રાતા, જરા ચપટા અને લાંબા હોય છે
**અસિ** પુ૦ (સં૦) ખડ્ગ, તરવાર, શમસેર
**આસત,** સ૦ કાળું [૩ એક અપ્સરા ૪ નાગણ
**અસિતા,** સ્ત્રી૦ ગળી ૨ કાળા કેશવાળી સ્ત્રી.
**અસિધારા,** સ્ત્રી૦ તરવારની ધાર
**અસિપત્ર,** પુ૦ તરવારનું પાનું મ્યાન. ૨ શેરડીના પડછા જેવું બંને તરફ ધારવાળું ખડ્ગ. ૩ શેરડી.
**અસિલતા,** સ્ત્રી૦ (સં૦) તરવારનું પાનું
**અસીલ,** વિ૦ (આ૦) ઉંચા કુળનું, ખાનદાન. ૨ શરમાળ, ગરીબ. ૩ ભલું, સાલસ ૪ વકીલનો ગ્રાહક, કુલ

**અસીસું**, ન૦ ઓશીકું, તકીઓ, ઉપધાન.
**અસુ**, વિ૦ (સ૦ ઈદ્દશ) એવું, તેમ (કવિતા)
**અસુ** પું૦ (સં૦) પ્રાણ, શ્વાસ, દમ. ૨ જીંદગી ૩ શરીરના પાંચ તત્વો.
**અસુખ**, ન૦ (સ૦) સુખ-ચેન નહિ તે, દુખ, બેચેની, અસ્વાસ્થ્ય. [અરણ્ય વૃક્ષ
**અસુદરો**, પું૦ (મ૦ અર્જુનસાદડા) એક જાતનું
**અસુર**, પું૦ (સ૦) દૈત્ય, દાનવ, રાક્ષસ
**અસુર**, વિ૦ મોડું, વિલબવાળુ
**અસુરી**, વિ૦ આસુરી, રાક્ષસી
**અસુરૂ**, વિ૦ મોડું,અધારૂ,બહુવાર થઈ જવી તે
**અસૂયા**, સ્રી૦ (સ૦) અદેખાઇ, ઈર્ષા
**અસેમસે**, અ૦ બહાના કાઢીકાઢીને, કોઇને કોઈ મિષથી-કળાથી.
**અસો**, વિ૦ પવિત્ર, શુભ.
**અસૌમ્ય**, વિ૦ (સં૦) બીઆમણું, ઉગ્ર,ઉધ્ધત
**અસ્ખલિત**, વિ૦ (સ૦) દૃઢ, વજ્ર સકલ્પી, ૨ વગર ખરેલું, ન ખળે એવુ, અચળ
**અસ્ત**, પું૦ (સ૦) સૂર્ય, ચદ્ર, તારા વગેરેનું આકાશમા ન દેખાવું-આથમવુ તે,નિસ્તેજ થવુ ૨ નાશ, ઠેકાઈ જવું તે (ઉદયથી ઊલટું અસ્ત)
**અસ્તગત**, વિ૦ (સ૦) અસ્તપામેલું, આથમેલુ
**અસ્તમાન**, વિ૦ (સ૦) અસ્તગત, જુઓ
**અસ્તર**, ન૦ (સ૦ આ-આખુ+સ્તૃ-ઢાકવુ) સારા કપડાની અદરની બાજુ જેથી ઢાકવી તે, પડ. [સોનાનો સીક્કો
**અસ્તરિયુ**, ન૦ (અ૦ સ્ટરલીંગ) એક જાતનો
**અસ્તરી**, સ્રી૦ ઈસ્રી, જુઓ ૨ સ્રી
**અસ્તરો**, પું૦ અસ્રો, છોર, છર, સજૈયો.
**અસ્તાઈ**, સ્રી૦ ટેક, ઢાળ, રાગ.
**અસ્તાચલ**, પું૦ (સ૦ અસ્ત+અ+ચલ્-જવુ) જે પર્વતની પેલીપાર સૂર્યાદિ ગ્રહો અસ્ત થાય છે છે તે પશ્ચિમ દિશામા કલ્પાએલો એક પર્વત
**અસ્તિ**, સ્રી૦ હયાતી, અસ્તિત્વ, વિદ્યમાનતા
**અસ્તિ**, ક્રિ૦ (સ૦) છે
**અસ્તિત્વ**,ન૦(સ૦)હયાતી,હોવાપણું [૨ ભલે
**અસ્તુ**, અ૦ (સ૦) થાઓ, હો,બનો, આમીન.
**અસ્તેય**, ન૦ (સ૦)ચોરી નહિ કરવી તે,ચોરીનો અભાવ [સુથાઇ ગએલું, અંધેર
**અસ્તોવ્યસ્તા**, વિ૦ વેરણ ખેરણ, અવ્યસ્થિત,
**અસ્ત્ર**, ન૦ (સ૦ અસ્-ફેંકવુ.) દૂર ફેંકવાનુ હથિયાર, બાણ, તીર
**અસ્ત્રશસ્ત્ર**, ન૦ ફેંકવાના તેમજહાથમા રાખીને ઉપયોગમા લેવાના લડાઈના હથિયારો
**અસ્ત્રી**, સ્રી૦ સ્રી, ૨ ઈસ્રી
**અસ્ત્રો**, પું૦ [ ફા૦ ઉસ્તર્દન્-મુડવુ ) મુડવાનુ હજામનુ ઓજાર, છર, સજૈઓ
**અસ્થાયી**, વિ૦ (સ૦) હમેશનુ નહિ તેવું, અનિત્ય, ક્ષણભગુર, ક્ષણિક, અસ્થિર,
**અસ્થિ**, ન૦ (સ૦) હાડકું, હાડ.
**અસ્થિપજર**, ન૦ (સ૦) હાડકાનુ પાજરૂ, હાડકાનો માળો
**અસ્થિર**, વિ૦ (સ૦) સ્થિર નહિ તે, ડગમગતું, દોદળુ, ચચળ ૨ હાલતુ અનિયમિત
**અસ્થિસંચય**, પું૦ (સ૦) શબ બળી રહ્યા પછી રહેલા હાડકાના કડકા વીણીને દાટવાની અથવા નદીમા પધરાવવાની જે ક્રિયા તે
**અસ્થિસમર્પણ**, ન૦ (સ૦) શબ બળી ગયા પછીના હાડકા વીણીને પવિત્ર સ્થળે પધરાવવા તે
**અસ્થિસિંચન**,ન૦(સ૦) ચિતા ટાઢી પાડવીતે.
**અસ્નાત**, વિ૦ (સ૦) નાહ્યાવગરનુ, અપવિત્ર, અશુચિ; અશુદ્ધ
**અસ્પર્શ-ર્શ્ય**, વિ૦ (સં૦) અડકાય નહિ તેવુ ૨ કોરૂ ૩ અનામત, અડકેલું નહિ તેવુ
**અસ્પષ્ટ**વિ૦સમજાય નહિ તેવું, અવ્યક્ત.૨ ઝાખુ
**અસ્ફુટ** વિ૦ (સ૦) અસ્પષ્ટ, અવ્યક્ત, ગડબડીઉં. ૨ તોતળુ
**અસ્માન** ના૦ (ફા૦) આકાશ, આસ્માન
**અસ્માની**, વિ૦ (ફા૦ આસમાની; બ્લ્યુ ૨ ગનુ ૨ આસ્માન સબધી
**અસ્માનીસુલતાની**, સ્રી૦ સુખદુ.ખ, નવાણુનો ધક્કો, છપ્પનનો ફેરો ૨ અસ્તોદય ૩ ઈશ્વરનો અથવા ગજ્યકોપ
**અસ્વતત્ર**, વિ૦ (સ૦) પરવશ, પરાધીન

**અસ્વતંત્રતા, સ્ત્રી૦** પરાધીનતા, અધીનતા
**અસ્વસ્થતા, સ્ત્રી૦** અનારોગ્યપણું, અધીનતા
**અસ્વાર, પુ૦** ( ફા૦ સ્વર ) ઘોડા, હાથી, અથવા ઊંટ ઉપર બેઠેલો માણસ, સવાર ૨ લશ્કરી ઘોડેસ્વાર ૩ વિ૦ ઉપર બેઠેલું, ઉશ્કેરાએલું, ચઢેલું
**અસ્વારી, સ્ત્રી૦** ( ફા૦ સ્વારી ) ઘોડા ઉપર બેસી ફરવું તે ૨ ઘોડા, હાથી, ઊંટ, વાજા સાથે મોટી ધામધુમથી ફરવા નીકળવું તે, વરઘોડો, સરઘસ ૩ પ્રયાણ, ૪ પટલો, રસાલો ૫ ઉતારૂ, બેસનાર
**અસ્વીકાર, પુ૦** ( સ૦ ) ન કબુલ કરવું તે મંજુર ન રાખવું તે, ગ્રહણ ન કરવું તે
**અહ, પુ૦** (સ૦) દિવસ દહાડો ૨ અહો, અહહ
**અહક, વિ૦** ગેરવાજબી, હક વગરનું
**અહંકાર, પુ૦** ( સ૦ ) હુંપણું-પદ, અહંભાવ, ઈશ્વર થકી હું જુદો છું ને હુંજ સર્વનું કરૂં છું એવી જે સમજણ તે ૨ અભિમાન, ગર્વ, ગુમાન
**અહંકારી, વિ૦** મગરૂબ, ગર્વિષ્ટ, અભિમાની, તોરી
**અહંકૃતિ, સ્ત્રી૦** (સ૦) અહંકાર, જુઓ
**અહન, વિ૦** ભાન વગરનું, ઢોર જેવું, મૂર્ખ ૨ પુ૦ (સ૦) દિવસ દહાડો
**અહન્તા, સ્ત્રી૦** (સ૦) હુંપણું, અભિમાન, ગુમાન
**અહમ, સ૦** (સ૦) હું
**અહમેવ, પુ૦** (સ૦ અહમ્+એવ-) હુંપણું અહંકાર, અભિમાન ૨ પતરાજી, બડાઇ, બેડશાઇ
**અહમો, પુ૦** ઉતાપો, અજંપો ૨ જોસ
**અહંભાવ, પુ૦** (સ૦) હુંપણું, અહંતા
**અહર પુ૦** (સ૦) દિવસ, દહાડો
**અહરહ, અ૦** રોજ, પ્રતિદિન, નિત્ય [નિત્ય, રોજ
**અહર્નિશ, અ૦** ( સં૦ ) રાત દહાડો, હમેશ,
**અહલ્યા, સ્ત્રી૦** ગૌતમઋષિની પત્નિ
**અહસાન, ન૦** (અ૦)ઉપકાર, આભાર.
**અહહ, અ૦** હોહો, અહાહા
**અહા, અ૦** અહાહા ! અરેરે ! આશ્ચર્ય, ઉત્સાહ, વિસ્મય ને દુઃખ દર્શક ઉદ્‌ગાર
**અહાર, પુ૦** આહાર; ખોરાક
**અહિંકણ, અ૦** અહીં કને, આણીપાસ, અહીંઆ
**અહિંસક, વિ૦** ( સ૦ ) હિંસક નહિ તે, નહિ ફાડી ખાનારૂ
**અહિંસા, સ્ત્રી૦** (સ૦) હિંસા ન કરવી તે
**અહિ, પુ૦** (સ૦) સાપ, ભુજંગ, વ્યાલ ૨ મુસાફર, પથિક ૩ ખલ, ધુતારો
**અહિત, ન૦**નુકસાન, હાણ, બગાડ ૨ **વિ૦**નુકશાનકારક, હાનિકારક ૨ અપથ્ય
**અહિપતિ, પુ૦** શેષનાગ ૨ ખળ, ધુતારો.
**અહિફેન, સ્ત્રી૦** (સ૦)સાપની ફણા ૨.અફીણ
**અહિરીપુ, પુ૦** (સ૦) નોળીઓ ૨ મોર ૩ ગરૂડ ૪ શ્રીકૃષ્ણ
**અહીં, અ૦** આ ઠેકાણે-જગાએ, આ તરફ
**અહીંઆ, અ૦**આ સ્થળે આ જગાએ આ તરફ
**અહીંતહીં, અ૦** આ ઠેકાણે ને પેલે ઠેકાણે, ગમે ત્યાં આમતેમ
**અહીંથી, અ૦** આ ઠેકાણેથી જગાથી
**અહીર, પુ૦** આહીર, ભરવાડ ૨ વિ૦ માલ
**અહુણા, અ૦** હમણા, હાન [વગરનું, નિર્માલ્ય
**અહેડી, પુ૦** શિકારી, આખેટી
**અહેતુક, વિ૦** (સ૦) હેતુ વિનાનું
**અહો, અ૦** આશ્ચર્ય અને ઉત્સાહનો ઉદ્‌ગાર
**અહોનિશ, અ૦**અહર્નિશ, રાતદિવસ ૨ વારવાર
**અહોરાત્ર, અ૦** આખો દહાડો ને આખી રાત, ચોવીસે કલાક, રાતદિવસ ૨ નિત્ય હમેશ ૩
**અળઈ, સ્ત્રી૦** અળાઇ જુઓ [વારવાર.
**અળઇ, ન૦** એક જાતનું કુંવરી ઝાડ, એવી
**અળખત, સ્ત્રી૦** સમૃદ્ધિ, અત્યંત છત
**અળખામણું, વિ૦** ( સં૦ અ+લક્ષ+યાન ) અણગમતું, નાપસંદ, જેનાપરથી પ્રીતિ ઉઠી ગઇ હોય તે, અપ્રિય [કાવ, ઋતુ
**અળગ, ન૦** ( સં૦ અ+લગ-લાગવું ) અટ-
**અળગું, વિ૦** દૂર, છેટે, આઘે ૨ નિરાળું, અતડું
**અળછ, સ્ત્રી૦** નિર્ધનતા, દારિદ્રય ૨ કચરોપુંજો.
**અળતી, સ્ત્રી૦** પરોણાને બીજે છેડે તવેથાના જેવું જે ચપટું ફણું હોય છે તે
**અળતો, પુ૦** (સ૦ અલક્તક) ઉકાળેલી લાખ-

માથી બનાવેલો રંગ સાહીને ઠેકાણે વપરાય છે
**અળદાવુ, ક્રિ૦ અ૦** ગજા ઉપરાત કામ કરતા થાકી જવુ પિલાવુ
**અળપ, વિ૦** ચાદતુ અટકચાળુ ૨ વાતોડુ લપલપ બોલ્યા કરતુ
**અળબો, પુ૦ (સ૦ ભૂછત્ર)** બિલાડીનો ટોપ, કુતરાનો કાન
**અળવી, સ્ત્રી૦ (સ૦ આલુ)** એક જાતનુ કદમૂળ
**અળવીતરૂ, વિ૦** અડપલુ, અડકચાળુ ચાદતુ
**અળસાવુ, ક્રિ૦ અ૦** આળસી જવુ ૨ અટકી જવુ, બધ પડવુ ૩ ઉંઘ આવવી
**અળસીઉ ન૦** ચોમાસામા લાબા ને પાતળા નાના સાપના જેવા જતુ થાય છે તે
**અળસી, સ્ત્રી૦ (સ૦ અતસી)** એક જાતના તેલી બીજ એ ચપટા, લીસા ને રાતા થાય છે તેનુ તેલ નીકળે છે, ને તેના છોડવા-માથી શણ બને છે
**અળાઇ, સ્ત્રી૦** ગરમીને લીધે શરીર ઉપર જે જે ઝીણી ઝીણી ફોલ્લીઓ થાય છે તે
**અળાયો, પુ૦** અલાયો ઓળાયો ૨ એળમો
**અળાવો, પુ૦** ફાસો, ગાળો ૨ ઉપકાર
**અળાવા તળે આવવુ**—ઉપકારના બધન તળે આવવુ, ઓશિયાળા બનવુ
**અળુ, પુ૦ (સ૦ અલુક મ૦ અળુ)** અળવી, એક જાતનુ કદમૂળ [તે ૨ અળોકડા
**અળુખડા, ન૦** અળુની જે નાની નાની ગાઠ
**અળોકડા, ન૦** એકજાતનો કદ, બટાટો અરબ્બી

## આ

**આ, પુ૦ (સ૦)** સ્વરાદિ પૈકી બીજો કઠસ્થાની દીર્ઘ અક્ષર, બીજો મળાક્ષર
**આ, અ૦ (સ૦)** ઓછુ, વિસ્તાર, હદ—સીમા, પાસેપણુ, વગેરે બતાવનાર ઉપસર્ગ
**આ, અ૦** હા ઓ ૨ નાર પછી' ભલે,ઠીક ૨ ઉત્તેજકનો ઉદ્ગાર
**આઈ, અ૦** અહી, અહીંઆ
**આઉ અ૦** બસ, થયુ ૨ વાર
**આઉસ, પુ૦ (અ૦)** અઢી તોલાનુ અગ્રેજીવજન
**આક, (સ૦ અક્-ચિહ્ન કરવુ)** સખ્યાની નિશાની, આકડા ૨ સખ્યાના ગુણાકારના વર્ગ, વીસ આક" ૩ ભાવ મૂલ સખ્યા ૪ નિશાની, ચિહ્ન ૫ અદાજ અડસટ્ટો અટકળ, ૬ સીમા હદ **૭ (સ૦ અક્ષ)** આસ, ગાડાની ધરી ૮ કાણુ, છિદ્ર ૯ મૂલ કીમત
**આક પાડવો**—મૂલ નક્કી કરવુ, કીમત મૂકવી
**આકચાળણી, સ્ત્રી૦** ચાળવા સારૂ ઝીણા કાણા વાળી થાળી અંકગણિત
**આકડી, સ્ત્રી૦** એક અથવા બને છેડે વાળેલો સળીઓ, કડી, હુક, ગલ ૨ ચૂક, અમળાટ, મૂળ ૩ તાણુનો રોગ ૪ અણગમો અરૂચતુ
**આકડો, પુ૦** સખ્યાની નિશાની ૨ ગણતરી, મૂલ (સખ્યા રૂપે) ૩ લેણુ દેણુ સબધી નક્કી કરેલો હિસાબ ૪ છેડેથી વાળેલુ જે કઇ તે ૫ ડખ, ચટકો ૬ વળ (મુછનો) ૭ પકડ, સાણસી ૮ તોર, અહકાર, અકડાઇ, ગર્વ
**આકણ, સ્ત્રી૦** ઉપણતા સારૂ અનાજ એકઠોરે કરવુ તે
**આકણી, સ્ત્રી૦** લાકડા ધાતુની ચપટી અથવા ગોળ લીટીઓ દોરવાની લાકડી ૨ આકવાની જે ગીત તે ૩ આખ્યાનનુ કડવુ ૪ ટેક ઢાળ, ઢાળના આરભની ટુક ૫ કસોટી, ૬ જમાબધી
**આકણુ ન૦** આકવાનુ ઓજાર (સુતારનુ)
**આંકવુ, ક્રિ૦ સ૦** મૂલ ઠેરાવવુ, કિમત કરવી ૨ અટકળવુ ૩ કસ કાઢવુ ૪ લીટીઓ દોરવી—પાડવી ૫ નિશાની કરવી **આંકેલો** ગોધો-કોઈ ખાસીન કરે માટે ડામીને નિશાની કરેલો આખલો, મહાજનીઓ
**આકડોડી, પુ૦ ન૦** એક જાતનો વેલો, અને તેનુ ફળ ૨ આકડાનુ ફળ, રવિફળ (આકડોડી).
**આકશ, પુ૦ (સ૦ અકુશ)** દાબ, અટકાવ બધન
**આંકો, પુ૦** લીટો નિશાની સળ, ચિહ્ન ૨ ધોરણ નિયમ ૩ હદ છેડો
**આકોશીઆ, ન૦** પાસળા, છાતીના હાડકા
**આખ, સ્ત્રી૦ (સ૦ અક્ષિ)** જોવાની ઇંદ્રિય

નયન; નેત્ર, નેન, ચક્ષુ, લોચન, અક્ષિ, ૨ જોવાની શક્તિ, નજર ૩ ઉદ્‌ભેદાંકુર, ઉત્પાદક ગાઠ (શેરડીની) ૪ નિવા, પ્રેમદૃષ્ટિ ૫ દેખ રેખ, તપાસ ૬ નાનુ કાણુ, વેહ, છિદ્ર, **આ-ખ આડા કાન કરવા**—દીઠુ ન દીઠુ કરવુ ન ગણકારવુ, બેદરકાર રહેવુ **આંખ ઉઘાડવી**—ચેતવવુ ૨ સમજ પડવી **આખ ઉ-ઘડવી**—જાગૃત થવુ ૨ અક્કલ સૂઝવી, શુદ્ધિ-પર આવવુ **આખ ઉઘાડીને જોવુ**—બુદ્ધિ પુર સર વિચાર કરવો **આખ ઊંચી કરવી**—સામુ જોવુ ૨ સામે થવુ ચઢી આવવુ **આખ કાઢવી**—ડોળા કાઢવા બીવડાવવુ **આખ ઠર-વી**—સતોષ થવો, **આખ તગે આવવુ**—નજરે ચઢવુ ૨ પસદ પડવુ **આખ દબાઇ જવી**—મરી જવુ **આખ દેખાડવી**—ધમકી બતાવવી **આખ ફરકવી**—આખના પોપચાએ રહી રહીને ધ્રૂજવુ (પુષની જમણી અને સ્ત્રીની ડાબી આખ ફરકે તે શુભ, અને તેથી ઉલટુ પુજરૂષની ડાબી અને સ્ત્રીની જમણી આખ ફરકે તે અશુભ ગણાય છે) **આખનું ફુટેલુ**—અવિચારી, મૂર્ખ. **આખ ફેરવવી**—ગુસ્સે થવુ, કરડી નજર કરવી **આખ મીચાઇ ને નગરી લુટાઈ**- આપ મૂઆ પિછે ડૂબ ગઈ દુનિયા, **આખ ફાડવી**—ધ્યાન પૂર્વક વાચવુ 'વાચ આ અને ફાડ આખો' **આખ મળ-વી**—ઊઘવુ, ઊઘની લહેરમા આવવુ **આખે આખ મળવી**—એક નજર થવી, **આખ મા-રવી**—ઇશારત કરવી, ૨ કટાક્ષ ફેકવા, **આખ મીચાવી**—ઊઘવાની તૈયારીમા હોવુ ૨ મરી જવુ **આખ મીચીને**,—આગળ પાછળનો વિચાર કર્યા વિના **આખ હોવી**—મહેરબાની હોવી, દેખરેખ હોવી. **આખની** કીકી—ઘણુજ વહાલુ **આંખનો પાટો**—અણગમતુ, અળખામણુ **આખમા આગળીઓ ઘાલવી**—છેતરવુ, ઠગવુ (સામો માણસ દેખે—જાણે તેમ) **આંખમા આજવુ**—છેતરવુ, ફસાવવુ ૨ શરમીંદુ પાડવુ, પાણી ભરાવવુ, ઢાકી નાખવુ, **આંખમાં આવવુ**—ઇર્ષ્યા થવી, કોઇનુ સારૂ દેખી ન ખમાવુ **આંખમાં કમળો હોવો**—અદેખાઇ થવી તે **આખમા કુવા પડવા**—આખો ઉડી પેસી જવી **આખમા ખુન્નસ આવવી**—આખમા ખુન ભરાવુ **આંખમાં ખૂચવુ**—અદેખાઇ લાગવી, ખટક્યા કરવુ (આખો બળે છે તેમ) અ-દેખાઇથી બીજાનુ સારૂ જોઇ બળવુ સામાનુ સુખ જોઇ તેવુ સુખ પોતાને નથી એમ ધારી મનમા બળી ઉઠવુ (સ્ત્રીઓ વાપરે છે) ૨ માઠુ લાગવુ **આખમાં ધૂળ નાખવી**—ભૂલ થાપ આપવી, સામો માણસ છેતરાય એમ કરવુ **આખમા પાણી આવવુ**,—રડવુ, આસુ આણવા ૨ આખમા ઝળઝળીયા ભરાવા ૩ ગળગળુ થવુ, હૈયુ પીગળી જવુ **આખમાં મીઠુ પડવુ**—અદેખાઇથી બળવુ **આખમા લહેર આવવી**—ઉઘની અસર થવી, નિશાના જોરથી આખ જરા જરા મીંચાવા માડવી **આખમાં શનિશ્ચર હોવો**—વક્રદૃષ્ટિ હોવી જેનુ તેનુ ખોટુ કરવાની વૃત્તિ હોવી. **આખે-આખ મળવી**—દુષ્ટિ એક થવી, મીટ મળવી **આખો ખેચીએ જવી**,—તોરમા રહેવુ

**આખચાલ્લો**, પુ૦ રૂડે અવસરે સ્ત્રીઓને કપાળે ને ગાલે સુદર ચિત્રો કાઢી તે ઉપર ટીપકી કટોરી શોભા માટે ચોઢે છે તે

**આખલડલી**, સ્ત્રી૦ આખ (કવિતામા)

**આખડી**, સ્ત્રી૦ આખ (કવિતામા)

**આખનીઆડ**, સ્ત્રી૦ ગિલ્લી દડાની રમતમાનો એક દાવ. આખ ઉપર ગિલ્લી મૂકી દડો મારી ઉરાડવી તે

**આખફૂટામણી**, સ્ત્રી૦ ઇદ્રવારૂણીનો વેલો

**આખમિચકારો**, પુ૦ આખના મિચવાથી થતી સજ્ઞા, સમસ્યા ૨ આખનો સ્પદ ૩ આખ બધ ઉઘાડ થતા લાગતો સમય, પળ, સેકડ

**આખમિચામણાં**, ન૦ ઇશારત કરવી તે, સાન ૨ એક જાતની રમત ૩ આખઆડા કાન કરવા તે

**આખલડી**, સ્ત્રી૦ આખ (કવિતામા)

**આખીઓ**, ન૦ મૂર્ચ્છા, બેશુદ્ધિ ૨. એક ટસે

જોઈ રહેવાથી ભરાઈ આવતા ઝળઝળીઆ
**આંગ, ન૦** ( સં૦ અંગ )શરીર, દેહ, બદન **આંગ પર આપવું**—સાનમાં કાંઈ રાખ્યા વગર રોકડ નાણું આપવું તે **આંગપર આવવું**—શરીર ઉપર ધસારો-હુમલો કરવો [દેશનો રહેનાર
**આંગ, વિ૦** ( સં૦ ) અંગ સંબંધી ૨ અંગ
**આંગડ, સ્ત્રી૦** દાગીના, રોકડ, ઇ૦ કિંમતી વસ્તુ વિશ્વાસુ નોકરને અંગે બંધાવી બીજે ઠેકાણે મોકલવી તે
**આંગડી, સ્ત્રી૦** નાના છોકરાનું ઝભલું, અંગરખી
**આંગડીઓ, પુ૦** એક ઠેકાણેથી બીજે ઠેકાણે આંગડ ( કિંમતી વસ્તુઓ ) લઈ જનારો હથિયારવાળો પુરૂષ ૨ **વિ૦** વિશ્વાસુ નોકર
**આંગણું, ન૦** ઘરના બારણા આગળની ખુલ્લી જગા
**આંગણુલું, ન૦** આંગણું, (કવિતામાં)
**આંગબળ, ન૦** શરીરનું કૌવત, સામર્થ્ય, કૌવત
**આંગમણું, ન૦** કૌવત, બળ જોર ૨ ચૂનાની બહાર દેવાના છાટવા માટે કરેલો ભાગ તે
**આંગમવું, ક્રિ૦ અ૦** માથે લેવું વહોરી લેવું
**આંગલું, ન૦** નાના બાળકનું ઝભલું
**આંગળ,ન૦**(સં૦ અંગુલિ)આંગળી ૨ આંગળીની લંબાઈનું માપ તે, તસુ ઇંચ,મુઠનો ચોથો ભાગ ૩ વેપારીઓમાં ૦ ની સંજ્ઞા [તનો જીવડો
**આંગળતોડો, પુ૦** પાણીમાં રહેનારો એક જા-
**આંગળીઆટ, ન૦** નાતરાની સ્ત્રૈરી તેના આગલા ધણીથી થએલું છોકરું નવા ધણીને ઘેર સાથે લેતી આવેલી હોય તે છોકરૂં
**આંગળી, સ્ત્રી૦** (સં૦ અંગુલી) હાથના પંજાના હથેલી સિવાયના પાંચ છૂટા અવયવોમાંનો એક એક તે ૨ અંગુઠા સિવાયના જે ચાર અવયવ તે દરેક અંગુલિ **આંગળાં કરડવાં**—પસ્તાવો દર્શાવવો ૨ આશ્ચર્ય પામવું **આંગળી આપવી**—ઉશ્કેરવું ૨ ઈસારો કરવો, **આંગળી કરવી**—ફજેતી કરવી ૨ અટકચાળું -ચાદવું કરી ચીઢવવું, ૩ લડાઈ કરવી ૪ નિંદા કરવી **આંગળી ખુંપવી**—ફાવી જવું ૨ પગપેસારો થવો **આંગળીના ટેરવે**-ગણ્યુંગાંઠ્યું

**આંગળું, ન૦** આંગળી ૨ તસુ, ઇંચ
**આંગિક, વિ૦** ( સં૦ ) મૃદંગ વગાડનાર
**આંગી, સ્ત્રી૦** જાડા કાગળ ઉપર રંગ રંગના ધાતુપાના લગાડીને બનાવેલો ઘાટ જે માતાના સ્થાનક-ગોખમાં ચોઢેલો હોય છે તે ૨ ની બાંયો વિનાનું, કોરૂં માત્ર દોરાભરી સીવી લીધેલું (ઓટયા વગરનું) મોસાળથી આવેલું જે વસ્ત્ર પરણનાર પુરૂષ પહેરે છે તે ૩ હનુમાનની મૂર્ત્તિ ઉપરનું તેલ સીંદુરનું પડ ૪ પવનથી ઉડેલી ધૂળ
**આંઘોળ, ન૦** સ્નાન, અંઘોળ, નાહવું તે
**આંચ, સ્ત્રી૦** ભડકો, ઝોળ, ઝાળ, ભભુકો ૨ ગરમી આપવી તે, ઉનું કરવું તે ૩ ધમકી, દમ ભરાવવો તે ૪ જોખમ, હરકત ૫ ભય, બીક
**આંચકી, સ્ત્રી૦** તાણ, ખેંચ, આંકડી ૨ હેડકી, પ્રાણ ભાગતી વખતે ડચક, ડચક થઈ શરીરનું રહી જવું તે
**આંચકો, પુ૦** (મ૦ આંચકા) આંચકો ૨ ધક્કો હડસેલો ૩ ખમચાવું તે શરમાવું તે ૩ નુકસાન
**આંચળ, ન૦** (સં૦ અંચલ છેડો) માદા જે અવયવ વડે બચ્ચાંને ધવરાવે છે તે, સ્તન થાન
**આંચણી, સ્ત્રી૦** અસ્તાઈ, મોરો ટેક ૨ બોલતાં અચકાવું તે ૩ વાત કરવાના વચમાં વચમાં એકાદ નિરર્થક શબ્દને બોલવાની જે ટેવ હોય તે
**આંછ, સ્ત્રી૦** ઝાંખ, છારી
**આંજણ, ન૦** ( સં૦ અંજ્-આંજવું ) આંખે આંજવાનું તે, કાજળ સુરમો, ઓંસડ ૨ ફેનપડી, ભળ [થતી ગાતી ફોલ્લી તે
**આંજણી, સ્ત્રી૦** (સં૦) આંખની કોરણ ઉપર
**આંજવુંક્રિ૦સ૦**(સં૦અંજ્-ચોપડવું) અંજન કરવું ૨ છેતરવું ધુતવું, ઠગવું ૩ ભોગવી નાખવું ૪ શરમીંદું પાડવું, ઝાંખું કરવું, પાણી ભરાવવું ૫ થાપ દેઈ ઉરાડવું, નજર ચુકાવવી
**આંજીઉ, ન૦** જુવારમાં થતો એક જાતનો રોગ, કણુસલામાં કાજળી વળી જાય છે તે, અંગારો
**આંટ, સ્ત્રી૦** (સં૦ આ + વર્ત્) ગાંઠ, આંટી ૨ હથોટી, ટેવ, બંધ ૨ રીત, પદ્ધતિ ૪

ફીનો, વેર ૫ વટ, શાખ, શાહુકારી, આબરૂ ૬ ચપળતા, હોશિઆરી ૭ યુક્તિ, ઝીણવટ ૮ કલમ ઝાલીને લખાય છે તે ત્રણ આગળી-ઓનો ભગ

**આંટણુ,** ન૦ સખત દબાણથી કે ઘસારાથી ચા-મડીનુ કડણુ થવુ તે, ગુજ ક્ષત

**આટવુ,** ક્રિ૦ અ૦ ઉતરવુ નહિ તે, ટપી જવુ તોફે હોવુ તે ૨ ધારવુ, નિશાન માડવુ

**આટી,** સ્ત્રી૦ ગૂચ, વળતી ગાંઠ ૨ ગડી ગડ ૩ રેંટીઆ ઉપર કાતેલુ સુતર ઉતારી લે છે તે, ફાળકો ૪ વેર, કિન્નો, મનમા ગાંઠ વાળવી તે ૫ ફાસો, પેચ ૬ કોયડો, ગુચવણની વાત ૭ યુક્તિ પ્રપચ [ પ્રપચ

**આંટીઘુટી,** સ્ત્રી૦ પેચ, ગૂચવણ ૨ કુડકપટ,

**આંટો,** પુ૦ (સ૦ આવર્ત્ત) ચકરાવો, ફેર ૨ પેચ, વળ ૩ ફરી આવવુ તે, ફેરો, ધક્કો ૫ વેર, અદાવત

**આડ-વો,** પુ૦ (સ૦ અણ્ડ) વૃષણ, ગોળી

**આણુવુ,** ક્રિ૦ આણવુ, જુઓ

**આણુ,** સ૦ આણુ, જુઓ

**આતર,** વિ૦ (સ૦ અન્તર) અદરનુ, માહેલુ

**આતરડી,** સ્ત્રી૦ દીલ, હૈયુ ૨ નાનુ આતરડુ

**આતરડુ,** ન૦ (સ૦ અન્ત્ર) પેટના ડાબા છે ડાથો તે ગાડની કુસ્ની લગીની જે નળીમા નર્ક રહે છે અને જેમાથી તે નીચે ઉતરે છે તે. **આતરડાં ઉંચા આવવાં**—ઘણી મહેનત પડવી **આતરડાંની દાઝ**—ખરા મનની લાગણી, અન્તઃકરણની ઉડી દાઝ

**આંતરવુ,** ક્રિ૦ સ૦ પડદો ભરવો, બેને જુદા પાડવા ૨ ઘેરી લેવુ, રોકવુ ૩ અટકાવવુ ૪ નિરુપાય બનાવવુ

**આંતરસીઓ,** પુ૦ સીવેલા લુગડાને બરોબર બેસતુ કરવા સારૂ અદરથી જે સીવી લેવામા આવે છે તે

**આંતરી,** સ્ત્રી૦ ધોતિયુ ખેસ વગેરેના વગર વણેલા છેડા, દુવાલના છેડાના રેસાઓને વણીને બનાવેલી ઝુલ. ૩ કોર, છેડો, પાલવ ૪ ગરમ કપડા કરડી ખાનાર જીવડા

**આતરે,** અ૦ વચમા કઈ રાખીને, અતરે, ગાળે.

**આંતરો,** પુ૦ અતર, છેટુ ૨ વચમાં ભરી લીવેલો જે પડદો તે, અતરપટ ૩ જુદુ પાડવાની રેખા-નિશાની ૪ ફરક, ગાળો ૫. જુદાઈ, ભેદ ૬ અવકાશ અવધિ ૭ ધ્રુપદનો ટેક

**આંદોલન,** પુ૦ (સં૦) હિચકો, ઝૂલો, ઝૂલન, હિદોળાવુ તે ૨ અનુસધાન, આલોચન. ૩ ઘડીઆળનુ લગર, પેન્ડયુલમ ૪ ખળભળાટ, લોકમા હોહા થવી તે

**આતો** પુ૦ ત્રણસેરી દોરી ભાગતા બે વણેલી દોરી ઉમેળી તેમા ત્રીજી સેર મેળવવી તે

**આંધળીઉ,** ન૦ સાહસ, આખો મીચીને પડવુ તે

**આંધળી બિસ્કોલી,** સ્ત્રી૦ એક જાતની રમત, દહીનો ઘોડો

**આંધળી ચાકણ** સ્ત્રી૦ બે મોનો સાપ તે આધળો હોય છે ને બને તરફથી ચાલે છે

**આંધળોપીંજણી,** સ્ત્રી૦ એક જાતની છોકરાની રમત

**આંધળુ,** વિ૦ (સ૦ અન્ધ) અધ, ન દેખતુ ૨. ઠેયાકુટ અજ્ઞાન **આંધળા પાટા બાંધવા**-ભરમાવવુ, ભોળવી નાખવુ **આંધળાની આખ**—ઘણુ વહાલુ અને જરૂરનુ **આંધળાને સૂઝે એવુ**—સ્પષ્ટ, ચોખ્ખુ **આંધળીઆં કરવાં**—સારા માઠાનો વિચાર ન કરતા એકદમ કૂદી પડવુ યાહોમ કરીને કૂદી પડવુ **આંધળુ ભીંત**-વિચારરહિત દિગમૂઢ **આંધળો ધંધો**-નફો તોટો સમજાય નહિ તેવુ કામ **આંધળુ ગુમડુ**—ઘણું કડણ ને મો-છિદ્ર વગરનુ ગુમડુ **આંધળામા કાણો રાજીઓ**—ઉજડ ગામમા એરડો પ્રધાન **આંધળાની આગળ આરસી**-જેને જેનો ઉપયોગ નહિ તે તેને નકામુ

**આંધળોપાટો,** પુ૦ નજરબધી ૨ એક રમત

**આંધી,** સ્ત્રી૦ વટોળિયો, વાવાઝોડુ

**આંફ,** સ્ત્રી૦ છાતી રૂધાય ને દમ ભરાઈ જાય તેવો રોગ, હાફ ૨ શ્વાસોશ્વાસ. (મરતી વેળા)

**આંફલુફાફલું,** વિ૦ બાવરૂં, ગભરાએલું, બેબાકળું.

**આંફી જવું,** ક્રિ૦ અ૦ થાકી જવું. ૨ હારી

જવુ ૩ શ્વાસ-દમ ભરાઇ જવો
**આંબ**, વિ૦ ખાટુ ખટાશદાર
**આમચુ-આમચુ**,ન૦ એક જાતના ઝાડનુ ખાટુ ફળ, કોકમ
**આંબટ**, વિ૦ ખાટુ ( સવાદમા)
**આંબફળ**, ન૦ કેરી
**આમલી**, **સ્ત્રી૦** (**સ૦ અમ્લિકા** આમલી
**આમલુ**, ક્રિ૦ સ૦ લગાવવુ-સુધી પહોચવુ વિસ્તારવુ ૨ અડકવુ
**આંબળુ**, ન૦આમળુ, જુઓ.
**આંબળસારો**, વિ૦ શુદ્ધ નિર્મળ. (ગધક)
**આંબા**, પુ૦ કેરીઓ. ૨ આંબાના ઝાડ
**આંબાગાળો**, પુ૦કેરીગાળો કેરી ઉતરે તે મોસમ, કેરી વેડવાનો સમય
**આંબામોર**, પુ૦ ચોખાની એક જાત ૨ આંબાના ઝાડને જે ફૂલ આવે છે તે.
**આંબાવાડીઉ**, ન૦પુષ્કળ આંબાનુ વન,અમરાઇ
**આંબાવાડી**, **સ્ત્રી૦** આંબાઓનુ વન, અમરાઇ
**આંબાશાખ**,**સ્ત્રી૦**ડાળ ઉપર ગળવા આવેલી કેરી
**આંબાહળદર**, **સ્ત્રી૦** (**સ૦ આમ્રહરિદ્રા** વ નહરિદ્રા, આંબાના વાસવાળી એક જાતની હળદર
**આંબેલ**, ન૦ આમળ ૨ એક ટક લુખુ જમવાનુ વ્રત (જૈન)
**આંબો**, પુ૦ (**સ૦ આમ્ર**) એક જાતનુ ઝાડ, એ ચૈત્ર વૈશાખમા ફરે છે એના ફળને કેરી કહે છે **આંબા ગોટી નાખવા** -જે થાય તે કરી લેવુ **આંબો લેવો**-ફરતા ભમરડાને દોરી વડે ઉછાળી ઝીલી લેવો
**આંબોઇ** **સ્ત્રી૦** ડુટી નીચે રહેલી રગોન બધારણરૂપ લોહી ભરી ગાઠ, પેચોટી **આંબોઇ ખસવી**-ડુટી નીચે દુખ થવુ,પેચોટી ખસવી
**આંબોળિયા**, ન૦ કાચી કેરીના સુકવી રાખેલા કકડા.
**આબોશા**, પુ૦ સૂકા આલુ સૂકી દ્રાક્ષ
**આમલી**,**સ્ત્રી૦** એક જાતનુઝાડ અને એના ફળ
**આમળુ**, ન૦ (**સ૦ આમ્લક**) આમળીના મના ઝાડનુ સોપારી જેવડુ ગોળાકાર બોર જેવુ પીળુ ખાટુ ફળ, બારીક રેખાથી તેના ૬ ભાગ જણાય છે, અને તેમા એક ખી હોય છે તેના ઉપર પણ ઉભા ૬ પટા જોવામા આવે છે તેનો મુરબ્બો થાય છે અને માથુ ચોળવાના કામમા આવે છે પાણીમા ચોળવાથી ઘણુ ફીણુ થાય છે
**આય**, અ૦ અહીં, આ ઠેકાણે **આયકણે**,-આ ઠેકાણે
**આસ**, ન૦ જેની ઉપર ને જેને આધારે પૈડુ ફરે છે તે આક, ધરી ૨ પરિઘ વચ્ચેથી પસાર થતી લીટી
**આંસુ** ન૦ (સ **અશ્રુ**) શોક કે હર્ષથી આખમાથી જે ખારૂ ઊનુ પાણી નીકળે તે **આંસુ નિગાળવા**-રડવુ **આસુ પાડવા**-રડીને આસુ કાઢવા **આંસુ લોવા**-શાન્ત પાડવુ ૨ દયા ખાવી
**આંસુડાં**, **ન૦ આંસુ (કવિતામા)**
**આંસુઢાળ**, વિ૦ જે થોડુ ઉભુ રહ્યા પછી આખ મીચે અને તેની અદરથી પાણી ઝરે તે
**આહાતુશ**, **સ્ત્રી૦** આનાકાની, હા ના
**આહા**, અ૦ નકાર બતાવનાર અવ્યય
**આ**, સ૦ અમુક જગા, વખત અને વસ્તુદર્શક જે શબ્દ તે ૨ વિ૦ અમુકજ, પાસેનુ,નજીકનુ
**આઇ**, **સ્ત્રી૦** (**સ૦ આર્યા**, **મ૦ આઇ**) મા, માતા,જનની ૨ દેવી,માતા ૩ આ (કવિતામા)
**આઇજી**, **સ્ત્રી૦** સાસુ, બાઇજી
**આઇતવાર**, પુ૦ રવિવાર, આદીતવાર
**આઇતુ**, વિ૦ (**સ૦ આયત્ત+સ્વ**)તૈયાર,તૈયાર થયેલુ ૨ મફત મહેનત વગર મળેલુ
**આઇન**, પુ૦ (ફા૦) કાયદો, ધારો ૨ રિવાજ રસમ ૩ સુદર, સુશોભિત ૪ દર્પણ
**આઇન**, ન૦ (સ૦ **રક્તાર્જુન**)એક જાતનુઝાડ.
**આઇસ**, ન૦ (અ૦) અતિશય ટાઢ પડવાથી નદી સરોવરનુ પત્થર જેવુ સખત બંધાઇ ગયેલુ પાણી,બરફ,૨ ઇથરથી કઠણ બાધેલુ પાણી તે
**આઇસક્રીમ**, ન૦ (અ૦) બરફથી ઠારેલા દૂધનો ખાવા લાયક પદાર્થ
**આઉ**, પુ૦ અઉ, કરડે તેવો જીવડો ૨ હાઉ.

૩. નામનુ વિશેષણ બનાવનાર પ્રત્યય (નગડાઉ).
**આએપત-યપત**, સ્ત્રી૦ પેદાશ, કમાઇ,આવક **આયપત વેરો**—પેદાશ ઉપર લેવાનો કર
**આક**, પુ૦ આકડો, જુઓ
**આકડીકું**, ન૦ આકડાનુ રૂ, તૂર ૨ આકડાનુ દૂધ ભરવાનુ શીગડુ
**આકડો**, પુ૦ (સ૦ અર્ક) એક જાતનો છોડવો એના ફૂલ ધોળા અને રાતા થાય છે તેને રવૈયા કહે છે ડાળી અથવા ફૂલ તોડવાથી ચિકણુ દૂધ નીકળે છે એની દોડીમાથી ઝીણુ રેશમ જેવુ રૂ ઉડે છે જેને તૂર કહે છે **આકડા વાવવા**—ઠેકઠેકાણે વેર કરવુ **આકડાના તૂરની** માફક ઉડી જવુ—જોતજોતામા ખરાબખસ્ત થવુ, પાયમાલ થઇ જવુ,૨ ગુમ થવુ, મરી જવુ
**આકંપિત**, વિ (સ૦ આ+કપ્) હાલતુ, કાપતુ ધ્રુજતુ [સમુદાય, સમૂહ
**આકર**, પુ૦ (સ૦) ખાણ મોટો ખાડો ૨
**આકરણ**,ન૦બૂમ પાડવી તે ઘાટો કાઢી બોલાવવુ તે
**આકંઠ**, અ૦ ગળા સુધી, બહુજ
**આકરસવુ**, ક્રિ૦ સ૦ (સ૦ આ+કર્ષ્) મોહિત કરવુ, આકર્ષણ કરવુ, ૨ ખેચવુ, તાણવુ ૩ મનહરણ કરવુ ૪ સંકોચવુ
**આકરસાવુ**, ક્રિ૦ સ૦ ખેચાવુ, તણાવુ ૨ સકોચાવુ મોહિત થવુ
**આકરૂ**, વિ૦ બરડ તીવ્ર ૨ કઠણુ, ૨ ખામોશ ન ખાઈ જાય તેવુ આકળુ,મિજાજી ૩ ઉતાવળુ, અધીરૂ, ૪ ભાવમા વધેલુ મોઘુ ૫ ભેગવાળુ
**આકર્ણ**, અ૦ (સ૦) કાનસુધી, કાન પર્યંત
**આકર્ષ**, પુ૦ (સ૦ આ+કર્ષ-ખેચવુ) ખેચ, તાણ, આકર્ષણ ૨ કસોટી ૩ જુગાર જુગટુ
**આકર્ષક**, વિ૦ (સ૦) ખેચનારૂ, તાણનારૂ ૨ લોભાવે તેવુ, મોહક
**આકર્ષણ**, ન૦ (સ૦) ખેચાણ, તાણ ૨ સકોચાવુ તે ૩ ખેચવાની જે શક્તિ તે, ખેચવાનો જે ધર્મ તે ૪ મો કગુણ વશીકરણ એના પાચ પ્રકાર છે-ગુરૂત્વાકર્ષણ, સ્નેહાકર્ષણ, રસાયનાકર્ષણ, લોહચુમ્બિકાકર્ષણ, અને વૈદ્યુતાકર્ષણ,

**આકર્પણી**, સ્ત્રી૦ (સ૦) ફળ ફૂલ વગેરે ઉતારવાની એક જાતની આકડાવાળી લાકડી,આકોડી
**આકર્ષવુ**, ક્રિ૦ સ૦ ખેચવુ, આકર્ષણ કરવુ ૨ લલચાવવુ મોહ પમાડવો
**આકર્ષિત**, વિ૦ (સ૦) ખેચેલુ તાણેલુ ૨ સકોચાયેલુ મોહ પામેલુ
**આકલિત**, વિ૦ (સ૦ આ+કલ્) રૂધાએલુ કેદ થએલુ ૨ સમાએલુ,અંદર આવેલુ ૩ સમજાએલુ
**આકલ્પ** અ૦ (સ૦) એક કલ્પ સુધી,ચારેયુગ
**આકસબાકસ**, ન૦ આ તે જે તે, ગમે તે, પરચુરણ ૨ કાચુ કોરૂ
**આકષ**, પુ૦ (સ૦) કસોટી ૨ દાબ, આકહ
**આકસ્મિક**, વિ૦ (સ૦) એકાએક, અચાનક, ઓચીતુ, અણધાર્યું
**આકળવિકળ** વિ૦ (સ૦ આકુલ-વ્યાકુલ) ગભરાએલુ, બાવરૂ, આકળુ, ઉતાવળુ.
**આકળુ**, વિ૦ અધીરૂ, ઉતાવળુ ૨ ગુસ્સે થઇ જાય તેવુ તાતા-ગરમ સ્વભાવનુ
**આકળાશ**, સ્ત્રી૦ ઉતાવળાપણુ, અધીરાઇ
**આકાક્ષા**, સ્ત્રી (સ૦ આ+કાક્ષ્-ઇચ્છવુ) ઇચ્છા, ઉમેદ, આશા
**આકાક્ષિત**,વિ૦ (સ૦) ઉત્કંઠિત,આતુર,ઈંતેજાર
**આકાદોડી**, ન૦ આકડાનુ ફળ, આકડીઉ.
**આકાર**, પુ૦ (સ૦ આ+કૃ-કરવુ) આકૃતિ ઘાટ, રૂપ ૩ દેખાવ, ડોળ ૪ નિશાની, લક્ષણ ૫ ઘાટ, મૂર્તિ, ૬ શુમાર, અડસટ્ટો ૭ જમાબધી, વિઘોટી
**આકારણી**, સ્ત્રી૦ (સ૦) સરવૈ, આકણી, જમાબધી ૨ કિમત કરવી તે, દર ઠરાવવો તે ૩ આક પાડવાનુ ઓજાર
**આકારવુ**, ક્રિ૦ સ૦ નામે લખવુ, ઉધારવુ ૨. જમીનની માપણી કરવી ૩ અડસટ્ટો કાઢવો. ૪ મૂલ-દર ઠરાવવુ
**આકાશ**, ન૦ (સ૦ આ+કાશ્+પ્રકાશવુ) જેમાં કંઈ જ નથી તે, પોલાણ, પોકળ ૨ કોઈપણ ખાલી જગા તે ૩ ગગન, નભ ખ, આસમાન ૪ આભલુ, વાદળ **આકાશ ચઢી**

**આવવુ**—રસ્તો ન સૂઝે એવુ સામટુ દુખ આવવુ **આકાશ પાતાળ એક કરવુ**—મોટી ઉથલપાથલ કરવી ૨ મહા પ્રયાસ કરવો, **આકાશ પાતાળ એક થઈ જવુ**—પ્રલય થવો, મોટો ગજબ થઈ જવો, ઘણી મુશ્કેલી પડવી **આકાશ હેઠુ આવવુ**—અશક્ય કામ સિદ્ધ થવુ, **આકાશ સાથે વાતો કરવી**—વધવુ બહુ ઉચુ થવુ ૨ મોટી મોટી આશાઓ રાખવી **આકાશમા ઉડવુ**—અલોપ થઇ જવુ ૨ વ્યર્થ જવુ ૩ ફુલાવુ **આકાશમા ચઢાવવુ**—વખાણીને ફુલાવવુ **આકાશમા ચદરવો બાંધવો**-મોટી કીર્ત્તિ મેળવવી, દેશેદેશ નામ કરવુ

**આકાશકક્ષા, સ્ત્રી**૦(સ૦) દૃષ્ટિમર્યાદા, દિગન્ત લીટી, ક્ષિતિજ

**આકાશગગા, સ્ત્રી**૦ (સ૦ આકાશ+ગમ્-જવુ) આકાશમા રાતે જે લામો સફેત ચળકતો લીસોટો નદી આકારે દેખાય છે તે, સ્વર્ગસરિતા

**આકાશચક્ષી, સ્ત્રી**૦ઉંચાઇને લીધે કોઈ મોટી ચીજ ઘણીજ નાની દેખાય છે તે ૨ મદારીનીએક રમત

**આકાશદીપ-વો, પુ**૦ (સ૦) આસો સુદ ૧૫ થી તે દેવદીવાળી સુધી અગાસીમા ઉચા થાભલે કે ઝાડ ઉપર જે દીવો રાખવામા આવે છે તે ૨ અદ્ધર લટકતો દીવો [ગગન માર્ગ

**આકાશપથ, પુ**૦ (સ૦) આકાશમાનો રસ્તો,

**આકાશભાષણ, ન**૦ (સ૦) આકાશની સામુ જોઈ ઈશ્વરને ઉદ્દેશીને જે ભાષણ કરવુ તે

**આકાશમડળ, ન**૦ વ્યોમ-ગગનમડળ,ખગોળ

**આકાશમાર્ગ, પુ**૦ સ્વર્ગમા જવાનો ગગનમાર્ગ

**આકાશમુનિ, પુ**૦ ઊટ

**આકાશયાન, ન**૦ આકાશમા જે વાહન જઇ શકે તે, વિમાન, બલૂન, ગબારો

**આકાશવલ્લી, સ્ત્રી**૦ (સ૦) અમરવેલ

**આકાશવાણી, સ્ત્રી**૦ (સ૦) આકાશમાથી જે બોલવુ થાય તે, અત્રિક્ષથી જે બોલવુ થાય તે, બોલનાર નજરે ન પડે તેવી રીતનુ બોલવુ તે, દેવવાણી [શમા રહેનાર, દેવલોક

**આકાશવાસી, વિ**૦ (સ૦+વસ્-રહેવુ)આકા

**આકાશવૃત્તિ, સ્ત્રી**૦ (સ૦) જે આવક નિયમસર આવતી નથી તે, ઈશ્વર જે કઇ મેળવી આપે તે ઉપર જીવન ગાળવુ તે ૨ **વિ**૦ વગ્સાદ ઉપરજ જેના જીવનનો આધાર હોય તેવુ

**આકાશવેલ, સ્ત્રી**૦ અમરવેલ

**આકાશી, વિ**૦ આકાશનુ સબધી, આકાશમા રહેનાર ૨ સ્વર્ગીય, દિવ્ય

**આકાશીઆ, વિ**૦ ઘઉની એક જાત, વગર પાણે થએલુ અન્ન

**આકાશીઉ, વિ**૦આકાશ ઉપર આધાર રાખનાર

**આકીન, ન**૦ (આ૦ યકીન્) ભરોસો, વિશ્વાસ, પતીજ ૨ આસ્થા, ભાવ

**આકીનદાર, વિ**૦વિશ્વાસુ ભરોસા દાર, પતીજવાળુ

**આકીર્ણ, વિ**૦ (સ૦)એકઠુ થએલુ,ભરેલુ વ્યાપ્ત

**આકુચન, ન**૦ (સ૦) સકડાઇ જવુ તે, સંકોચાઇ જવુ તે, સોષન, સકોચન

**આકુઠિત, વિ**૦(સ૦)જેનુ ગળુ બધ થઇ ગએલુ છે તેવુ ૨ વાદવિવાદમા હારી ગએલુ ૨ મૌન,લજ્જિત

**આકુતિ-દિ સ્ત્રી**૦ (આ૦ યાકુત-માણેક) ભાગના ઘી સાથે વસાણાની મેળવણી કરી તૈયાર કરેલી કેફી દવા

**આકુળ, વિ**૦ (સ૦) વ્યગ્ર, ગભરાએલુ ૨ ઉત્સુક ૩ તપી ગએલુ

**આકુળવ્યાકુળ, વિ**૦ આકળવિકળ થઇ ગએલુ

**આકૂત, પુ**૦ (સં૦આકૂત વિચાર) ઇરાદો ઇચ્છા, અભિપ્રાય, ૨ નવા જુની, ખબર

**આકૃતિ, સ્ત્રી**૦ (સ૦ આ+કૃ) મૂર્ત્તિ, ચેહેરો, ૨ આકાર,ઘાટ ૩ અમુક જાતનો જે રેખાકાર તે ૪ છબી પ્રતિમા ૫ ડોળ, શિકલ

**આકૃષ્ટ, વિ**૦ (સ૦)ખેચેલુ, તાણેલુ,આકર્ષિત

**આકેબત, સ્ત્રી**૦ (આ૦ અત, છેડો.૨ ભાવી

**આક્ટ, પુ**૦ (અ૦ એક્ટ) કાયદો, ધારો

**આક્ટિગ, વિ**૦ (અ૦ એકટિંગ) કામ ચલાઉ, અવેજી, [વિનાપ, કલ્પાત રૂદન

**આક્રદ, ન**૦(સ૦આ+ક્રદ-રોવુ)રડારડ, કલ્પાત,

**આક્રમ, પુ**૦ (સ૦ આ+ક્રમ) પરાક્રમ, ઉત્કર્ષ ૨ ચઢવુ તે ૩. પગરણુ ૪ આગ્રહ ૫

ધોરણુસર ચાલવાનો માર્ગ [૨ પરાક્રમ, ઉત્કર્ષ
**આક્રમણ**, ન૦ (સ૦) સ્વારી, ચઢાઈ, હુમલો ૨. પરાક્રમ, ઉત્કર્ષ
**આક્રાન્ત**, વિ૦ (સ૦ આ+ક્રાન્ત)પસાર કરેલુ ૨ જીતેલુ, વશ કરેલુ પરાજીત, હારેલુ
**આક્રોશ**, પુ૦ (સ૦) નિંદા, ગાળ,આક્ષેપ,શાપ
**આક્ષિપ્ત**, વિ૦ (સ૦) હરકત ભરેલુ,વાધાવાળુ, તકરારી ૨ ખેચેલુ
**આક્ષેપ** પુ૦ (સ૦ આ+ક્ષિપ્) મચ્યા-લાગુ રહેવુ તે,અભ્યાસ, મહાવરો ૨ મહેનત, ચાનક ૨ તાણવુ-ખેચવુ તે ૩ વાધો, હરકત ૪ ઠપકો, અપવાદ
**આક્સિજન**. પુ૦ (અં૦ ઓક્સિજન )પ્રાણ-વાયુ, જેથી પ્રાણી જીવે છે અને દીવા બળે છે તે ગધ વગરની હવા
**આખડવુ**, ક્રિ૦ અ૦ અહીથી તહીં ને તહીથી અહીં એમ આવવુ જવુ, ફર્યા કરવુ, રખડવુ, ભટકવુ ૨ ઠોકર ખાવી, ઠેસ વાગવી, પડી જવુ
**આખડી**, સ્રી૦ કોઇ પણ ફળની પ્રાપ્તિ સારૂ દેવ, પિતૃ વગેરેના બધનમા રહેવુ તે, આડી, બાધા, માનતા
**આખર**, સ્રી૦ (અ૦ આખિર્) છેડો,સમાપ્તિ અંત ૨ મરણ સમય ૩ અ૦ છેલ્લી વારે,છેવટે
**આખરમોસમ**, સ્રી૦ આખર સાલ
**આખરવુ**,ક્રિ૦ સ૦ અધ્રકવુ, મેળવવુ
**આખરસાલ**, ન૦ વરસનો છેલ્લો ભાગ, સાલની આખર ૨ મરણનો સમય
**આખરે**, અ૦ અતે,છેવટે, નિરૂપાયે, જરૂર પડે
**આખલો**, પુ૦(સ૦ અક્ષત-આખુ ) ખાસી કર્યા વિનાનો માતેલો અને મોટી ખુધવાળો બેલ,ગોધો, સાંઢ **આખલા ઉધામી**-તોફાન, ધીંગામસ્તી
**આખવુ**, ક્રિ૦ સ૦કહેવુ,વદવુ,ભાખવુ
**આખવો**,પુ૦રૂપીઓ (સુરત-ચોધરાલોક બોલે છે )
**આખળી**, સ્રી૦ પત્થર ઘડવાનુ કારખાનુ (કાઠિ )
**આખળીઓ** પુ૦ આડણી
**આખા**, પુ૦ અક્ષત ઉતારવા તે ૨ વિ૦ આખુ
**આખાખાઉં**, વિ૦ (લાચમા) એકદમ સામટુ ખાવાની લાલચ રાખનાર, ખાઉધર, લોભીઓ
**આખાડ**, પુ૦ (સં૦ અષાઢ) અષાડ મસ.
**આખાડભૂતિ** વિ૦આષાડ મહિનામા થએલું ૨ ધર્મને બહાને ઠગાઇ કરનાર, ધર્મ ઢોંગી
**આખાડો**, પુ૦ અખાડો ૨ વિ૦ અસાડી
**આખી**,સ્રી૦ અક્ષત ઉતારવા તે,દાણા વાળવા તે
**આખીઅણી**, અ૦ સહીસલામત, અણીશુદ્ધ
**આખુ**, વિ૦ જેના ભાગ-કકડા નથી તેવુ, પુરૂ, સળગ, અખોવન, તમામ, અખડ
**આખુ**, પુ૦ (સ૦) ઉદર, મૂષક [અધકચરૂ
**આખુપાખુ**, અ૦ મોટુજેટુ, છેક ઝીણુ નહિ,
**આખુનજી**, પુ૦ (ફા૦ આખુન્-માસ્તર+જી ) ઉસ્તાદ, શીખવનાર, મહેતાજી, માસ્તર, શિક્ષક
**આખેટ**, પુ૦ (સ૦) શિકાર, મૃગયા [૨ કુતરો
**આખેટક**, પુ૦ શિકારી, મૃગયા રમનાર, પારધી
**આખેપ**, પુ૦ સફર ૨ ટેવ, મહાવરો
**આખેર**, સ્રી૦ આખર, છેવટ, અત
**આખોઘડી**, અ૦ વારવાર, ફરીફરીને, બહુવાર
**આખ્યા**, સ્રી૦ ( સ૦ આ-સુધી + ખ્યા-ક-હેવુ) પ્રસિદ્ધિ, કીર્ત્તિ, ખ્યાતિ, નામના ૨ ઉ-પનામ, સજ્ઞા, અટક ૩ લોકવાયકા, ગપ, અફવા
**આખ્યાયક**,પુ૦(સ૦)કહેનાર ૨ દૂત,કાસદ.૩ વ્યાસ
**આખ્યા**, ન૦ (સ૦)કથા,વખાણ વૃતાન્ત,ચરિત્ર.
**આખ્યાયિકા**, સ્રી૦ (સં૦) કથા, વાર્ત્તા ૨ વશાવલીનુ વર્ણન
**આગ**, સ્રી૦ (સ૦ અગ્નિ) રોશની, જવાળા, ભ-ભુકો ૨ આતશ, દેવતા, વસ્તેંત્ર ૩ ગરમી ૪ બળતરા ૫ અદેખાઇ, દ્વેષ ૬ ક્રોધ, ગુસ્સો લાગવો તે ૭ લાય, અગ્નિથી બળવુ તે **આગ બળવી**—બળતરા થવી લાહ્ય લાગવી **આગ લાગવી**—લાહ્ય લાગવી, કઇ બળવુ તે, ૨ દ્વેષ થવો ૩ મોઘુ થવુ **આગ લગાડવી**—બાળી મૂકવુ ૨ કજીઓ કરવો **આગ મૂકવી**—અગ્નિસસ્કાર કરવો ૨ ઉપેક્ષા કરી ધિક્કારી કાઢવુ **આગ ઉંડવી**—પાણી ફરવુ વ્યર્થ જવુ **આગ ફાકવી**—ક્રોધ થવો **આગ વરસવી**-(અતરમા) બળતરા થવી ૨. આખમા

ઝેર વરસતુ ખુન્નસ ભરાની ૪ સખત તાપ પડવો
**આગ,** પુ૦ આગમન, આવવુ તે ૨ માર્ગ, અવરો, આવવા જવાનો વહીવટ 'આ ઘરનો આગ પેલી તરફ છે' [વતી ગાડી રેલવે
**આગગાડી, સ્ત્રી૦** વરાળ-બાફના જોરથી ચા-
**આગત,** વિ૦ (સ૦ આ + ગમ્-જવુ) આવેલુ, જાણેલુ, મેળવેલુ
**આગન્તુ-ક,** પુ૦ (સ૦) મેમાન, પરોણો, નવો અચાનક આવેલો માણસ ૨ મુસાફર
**આગતાસ્વાગતા, સ્ત્રી૦** (સ૦) આપણે ઘેર આવેલા ગૃહસ્થને-પરોણાને સામા જઇ આવકાર સહિત તેડી લાવી સારી રીતે સેવા બરદાસ કરવી તે, પરોણાચાકરી, અતિથિસત્કાર આદરસત્કાર
**આગતુક,** વિ૦ (સ૦ આ + ગમ્) આવી ચડેલુ, આવતુ જતુ ૨ પુ૦ મુસાફર, અતિથિ
**આગન્યા, સ્ત્રી૦** (સ૦ આજ્ઞા) આજ્ઞા
**આગબોટ, સ્ત્રી૦** (અ૦ આગ + બોટ—(અ૦) હોડી) દરિયામા વરાળના જોરથી ચાલનાર વહાણ બાષ્પનૌકા
**આગમ,** પુ૦ (સ૦ આ + ગમ્-જવુ) કોઇ પણ શાસ્ત્ર ૨ ધર્મશાસ્ત્રો, સ્મૃતિઓ ૩ આગ વેદ, મત્રશાસ્ત્ર ૪ પ્રારભ, આદિઅવસ્થા ૫ આવવુ તે ૬ ખત, દસ્તાવેજ, પુરાવામા આપવા લાયક લેખ [પૂર્વે
**આગમચ,** અ૦ આગળથી, પહેલેથી, અગાઉથી
**આગમણ, સ્ત્રી૦** ચૂનાની બેળ, ચૂનાનો આગલો ભાગ ૨ આય, શક્તિ, આગમણ
**આગમન,** ન૦(સ૦) આવવુ તે, આવી પહોચવુ તે
**આગમનિગમ,** ન૦ વેદશાસ્ત્ર શાસ્ત્રો
**આગમનિર્ગમ,** પુ૦ (સ૦) શરૂઆત અને છેડો, આરભ અને અત, કારણ અને કાર્ય ૨ આવવુ ને જવુ તે [શાસ્ત્ર વગરનુ
**આગમરહિત,** વિ૦ દસ્તાવેજ-લેખ વગરનુ ૨
**આગમવુ,** ક્રિ૦ અ૦ મરણીઆ થવુ સાહસિક થવુ
**આગમુ,** વિ૦ આગવુ, પોતીકુ
**આગમાપાયી** વિ૦ આવે ને જાય તેવુ, ઉપજે ને નાશ પામે તેવુ
**આગમાણુ,** ન૦ દાળ ભાત
**આગર,** ન૦ ઘર, જગા ૨ અગર (મીઠાનો)
**આગરણ, સ્ત્રી૦** લુહારની ભઠ્ઠી કહોડ ૨ ખલાસણુ
**આગરવુ,** ક્રિ૦ સ૦ સરખે અતરે બધ-પાટા નાખવા
**આગરૂ,** પુ૦ મો ગધાયા કરે તેવો એક રોગ, મુખપાક
**આગલુ** વિ૦ મુખ્ય, મોખરાનુ ૨ અગાઉ મનેલુ, પ્રથમનુ
**આગવુ,** વિ૦ પોતીકુ, કોઇનો ભાગ ન હોય તેવુ ખાસ, ઈનાયદુ **આગવુ** ડહાપણ-માત્ર પોતાની મતિ
**આગવો,** પુ૦ નેતા, આગેવાન ભોમીઓ
**આગસ્ટ,** પુ૦ (સ૦) ખ્રિસ્તી વર્ષનો ૮મો માસ
**આગળ,** અ૦ (આગવુ) ગએલા વખતમા, અગાઉ, અમલ ૨ પહેલેથી ૩ પાસે, કને, સોડે ૪ સન્મુખ, સામે ૫ પ્રથમ, પહેલે ૬ બહાર, જાહેરમા ૭ ભવિષ્યના, હવે પછી **આગળ જવુ**—ચઢીઆતા થવુ, વધી જવુ ૨ પાછળ મૂકવુ હઠાવવુ **આગળ થવુ**—નકીને મરી જવુ ૨ ચઢીઆતા થવુ ૩ પછળ મૂકવુ **આગળ પડવુ**—પહેલ કરવી, અગ્રેસર થવુ ૨ પ્રસિદ્ધ થવુ **આગળ આવવુ**—પહેલા આવવુ
**આગળનુ,** વિ૦ ગએલા વખતનુ, અમલનુ ૨ પહેલાનુ ૩ હવે પછીનુ ભવિષ્ય સબધી
**આગળપાછળ,** અ૦ ગયા અને આવતા કાળ પ્રમાણે ૨ આગળ અને પછવાડે, ચારેપાસે આજુબાજુએ, ફરતુ ૩ લાગતુ વળગતુ હોય તેમ
**આગળી, સ્ત્રી૦** (સ૦ અર્ગલ) ઉલાળી ૨ પટી, ગુમડા ઉપર ચોઢવાની મલમવાળી કાપલી
**આગળુ,** વિ૦ સર્વોપરી સરસ, શ્રેષ્ટ, ચઢિયાતુ
**આગળો,** પુ૦ (સ૦ અર્ગલ) લાકડાના જે કડડાથી બારણુ ઉઘાડવાસ થાય છે તે, ઉલાળો
**આગા,** પુ૦ (ફા૦ આગા-ગૃહસ્થ) સાહેબ, શેઠ ૨ ઇરાની, મોગલ વગેરે મુસલમાનોનુ ઉપનામ
**આગાખાન,** પુ૦ ખોજા મેમણાદિના ધર્મગુરૂ
**આગાબાની,** ન૦ એક જાતનુ ફૂલેવર સુતરાઉ કપડુ, જામદાની
**આગમિક,** વિ૦ આવનાર, આવલુ
**આગીદુગી સ્ત્રી૦**(અ૦)ખોડખાપણ, છિદ્ર, ભૂલચૂક.

**આગામી,** વિ૦ (સ૦ આ + ગમ્-જવુ) આવતુ, ભવિષ્યનુ, થનારૂ
**આગાર,** પુ૦ (સ૦) ઘર સ્થળ, મકાન, નિવાસ, રહેઠાણુ ૨. છૂટ, મોકળાપણુ (જૈનમા)
**આગાહી** સ્ત્રી૦ ભવિષ્યવાણી, ભાવિ ૨ તર્ક
**આગીઉ** વિ૦ આકરૂ, જલદ ૨ તામસી,તીખુ, ૩ અગીઠી, આગદાન
**આગીઓ,** પુ૦ એક જાતને જીવડો જે રાતે ઉડે છે ત્યારે લીનો ચળકતો દેખાય છે તે, ખદ્યોત ૨ જેનો સ્પર્શ થતા અંગને બળતરા બળે છે તેવો એક છેડવો ૩ એ નામનો એક વીર અને એનો મંત્ર ૪ એક જાતની ઘણી સફેત જુવાર ૫ એક જાતનુ બ્લીસ્ટર મારવાનુ ઓસડ ૬ વિ૦ અગ્નિ ઉત્પન્ન થાય તેવા (કાચ)
**આગુવો,** પુ૦ રસ્તો દેખાડનારો, વળાવો પગી ૨ આગેવાન
**આગે,અ૦** (હિ૦)અગાઉ ૨ પાસે ૩ પહેલા તો
**આગેવાન,** વિ૦ આગળ પડનાર, અગ્રેસર, ઉપરી ૨ મુખી, સરદાર
**આગેવાની,** સ્ત્રી૦ સરદારી, ઉપરીપણુ
**આગોતર,** વિ૦ (સ૦ અગ્રતર) આગળનુ, અગાઉનુ, પહેલાનુ ૨ પાછેનુ [પાછલો ભાગ
**આગોપીઠો,** પુ૦ અગરખાનો આગનો તથા
**આગ્નેય,** વિ૦ (સ૦) અગ્નિકોણ સબધી,અગ્નિનુ
**અગ્નેયાસ્ત્ર,** ન૦ (સ૦) અગ્નિવડે જેનો ઉપયોગ થાય છે તેવા હથિયારો, દારૂગોળો
**આગ્રહ,** ૦ (સ૦) મનમા આવ્યુ તે કરવુજ કરવુ એવી જે વૃત્તિ તે, હઠ, જીદ્દ ૨ અતિશય કાલાવાલા આજીજી ૩ અવશ્યતા, અગત્ય ૪ કૃપા, મહેરબાની
**આગ્રહી,** વિ૦ આગ્રહ કરનાર-વાળુ,હઠીલુ જીદ્દી
**આઘડુ,** વિ૦ આઘુ, છેટે ૨ ભલે,છોને,છો રહ્યુ
**આઘાડો,** પુ૦ અઘેડો
**આઘાત,** પુ૦ (સ૦ આ + હન્) અવાજ થાય તેવુ અફળાવુ તે, ફટકો પ્રહાર, ઝપાટો ૨. એક પદાર્થનો બીજા સાથે અવાજ થાય તેમ અથડાટ તે ૩. વધ.

**આઘુ,** વિ૦ (સ૦ અગ્રાહ્ય) દૂર, છેટે હોય-તેવુ (જગામા અથવા વખતમા) **આઘુ ઓઢવુ**—લાજ કાઢવી **આઘુ કરવુ**—વાસવુ, દેવુ (બારણુ) ૨ દૂર કરવુ, તજવુ ૩ અળખામણુ કરવુ **આઘુ જઈને પાછુ પડવુ**—બહુ મહેનત કરી થાકી જવુ **આઘુ પાછુ કરવુ**—સતાડવુ, છુપાવવુ ૨ સંકેરવુ, ઉમેરવુ ૩ ચાડી ચુગલી કરવી, કાન ભભેરવા ૪ લાંચ ખાવી **આઘુ પાછુ જોવુ**—ચારે તરફનો વિચાર કરવો ભાવિનો વિચાર બાધવો, તર્ક બાધવો **આઘુ પાછુ થવુ**—સતાવુ, ચોરાઈ જવુ **આઘુ બેસવુ**—દૂર બેસવુ ૨ અટકાવ આવવો (સ્ત્રીને) **આઘુ પાછુ કહેવુ**—ખોટુ ખરૂ કહેવુ
**આઘુડો,** પુ૦ છોકરાની એક જાતની રમત
**આઘૂર્ણ,** વિ૦ (સ૦) ઘુમતુ, ફરતુ, ભમરી-
**આઘે,** અ૦ દૂર, છેટે, વગળે [ચકરી ખાતુ
**આઘેરૂ,** વિ૦ આઘુ (કવિતામા)
**આચકવુ,** ક્રિ૦ સ૦ (સ૦ આ + કર્ષ્) ખેચવુ તાણવુ ૨ માથે વહોરી લેવુ, માથે લેવુ
**આચકી,** સ્ત્રી૦ તાણ, ખેચ, ફેફરૂ
**આચકીલેવુ,** ક્રિ૦ સ૦ જોરથી પડાવી લેવુ ૨ ખેચી લેવુ છીનવી લેવુ, ઉચાપત કરવુ
**આચકો,** પુ૦ એકાએક જોર લાગેથી અમળાઈ પડવુ તે, ધક્કો, હડસેલો ૩ ધ્રાસકો, હબક, ૩ ખોટ, ગોદો ૪ આનાકાની સંકોચ. 'આવુ દુ ખ છે તો શા સારૂ મરવાને આટલો આચકો ?' ૫ પાછુ હઠવુ તે ૬ ઝોલો, હેલો ઝોક
**આચમન,** ન૦ (સ૦ આ + ચમ્-પીવુ) જમણી હથેળીમા થોડુ પાણી લઈ પી જવુ તે
**આચમની,** સ્ત્રી૦ કડછીના આકારનુ ધાતુનુ જે પાત્ર આચમન લેવાને ઉપયોગમા આવે છે તે.
**આચરકુચર,** ન૦ અનુ-જ નહિ પણ થોડુ આ થોડુ પેલુ એમ પરચુરણ એવુ, કાચુ કોરૂ ૨ ઘરનો પરચુરણ સામાન
**આચરણ,** ન૦ (સ૦ આ + ચર્-જવુ) ચાલ-વર્તણુક, રીતભાત ૨ વ્યવહાર, રીત. ૩ લક્ષણ, ચરિત્ર

**આચરવુ,** ક્રિ૦ સ૦ કરવુ પાળવુ, રાખવુ
**આચરવુ,** ક્રિ૦ અ૦ ચાલવુ, વર્તવુ
**આચાર,** પુ૦ (સં૦) રીતભાત, રૂઢી ૨ શિષ્ટ સપ્રદાય, વર્ત્તનના નિયમો
**આચારજ,** પુ૦ ગુરૂ આચાર્ય
**આચારજી,** પુ૦ (સ૦) ગુરૂ, વડો આચાર્ય
**આચારભ્રષ્ટ,** વિ૦ ધર્મવિરૂદ્ધ વર્ત્તનાર, નીતિથી ઉલટુ ચાલનાર, પતિત થએલુ
**આચારવિચાર,** પુ૦ ધર્મ પાળવા તે, વ્યવહારનો જે વિચાર તે ૨. રીતરિવાજ, રૂઢિ, વિવેક
**આચારી,** વિ૦વ્રત્ત-નિયમ પાળનાર,આચારવાળુ
**આચાર્ય,** પુ૦ (સ૦) ધર્મ-સપ્રદાય ચલાવનાર ધર્માધ્યક્ષ ૨ વેદાદિ વિદ્યા શિખવનાર જે ગુરૂ તે ૩ મત્રોપદેશ કરનાર, ધર્મગુરૂ ૪ ગુરૂ મહેતાજી, શિક્ષક ૫ ગોર ૬ વિદ્વાન
**આચ્છાદન,** ન૦ (સ૦ આ+છદ્-ઢાકવુ)ઢાકણુ, ચાદર ૨ વસ્ત્ર, કપડુ ૩ સતાડવુ તે
**આચ્છાદિત,** વિ૦ (સ૦) ઢકાએલુ, છવાએલુ
**આછ,** સ્ત્રી૦ છાશનુ નિતરેલુ પાણી, પરાછ ૨ ખોટ, ઘટ ઓછાપણુ
**આછકલાઈ,** સ્ત્રી૦ ફૂલણજીપણુ કરવુ તે, હલકાઈ, છાછરાપણુ [વિવેકી નાદાન
**આછકલુ** વિ૦ છાછરા મનનુ ફૂલણજી, અ
**આછણલુછણ,** ન૦ ટાપટીપ, શોભા, ઉપરનો ભપકો,નવરાવવુ-ધોવરાવવુ, લુગડા લત્તા ઇ૦ મા ઘણી તજવીજ કરવી તે
**આછટવુ,** ક્રિ૦ સ૦ ખખેરવુ ૨ પછાડવુ 'ઝોટી લીધી જોગમાયા, શલ્યા સરસી આછટી'
**આછકલાપણુ,** ન૦ હલકાશ, ખોટી મોટાઈ ને દેખાવ કરવો તે, છાછરૂ મન, નાદાની, અવિચારીપણુ, અવિવેક
**આછર,** સ્ત્રી૦ ખાશિયુ, ગધેડાની ગુણ નીચે જે ગાદી હોય છે તે ૨ પહેરવેશ, પોષાક ૩ પાથરણુ, બેસવાનુ આસન
**આછરવુ,** ક્રિ૦ અ૦ ઓસરવુ, પાછુ હઠી જવુ ૨ પાથરવુ
**આછીગર,** વિ૦મલાકાના આછી નગરનુ (સોપારી)
**આછુ,** વિ૦ભરેલુ નહિ તેવુ છુટુ છુટુ ૨ ઝાખુ ૩ થોડુ ઓછુ ૪ પાતળુ, છેક ઝીણુ ૫ સકોચાલુ તે 'રાય વળ્યો પાછો, મનમાહિ થયો આછો'
**આછુપાતળુ,** ન૦ થોડુ ઘણુ, ચપટી ચાગળુ **આછોપાતળો** લાભ મળતર વિનનો. (ધધો)
**આજ,** સ્ત્રી૦ [સ૦ અદ્ય) જે દિવસને વિષે બોલવા-લખવામા આવતુ હોય તે દિવસ, ચાલનો દિવસ **આજજ**—આજને આજ ૨ ૫ હેલવહેલુ આજ
**આજકાલ,** અ૦ આજે અને કાલે, હમણા અને પછી ૨ થોડા વખતમા, હમણા **આજકાલનો** જોગી ને ઘુટણ લગી જટા-વસ્તુ નાની ને ડોળદમામ બહુ **આજકાલ કરવી**—વાયદા કરવા **આજની ઘડી ને કાલનો દહાડો**-કદી નહિ
**આજકાલનું,** વિ૦ થોડી મુદતનુ થોડા વખતનુ ૨ નવુ, તાજુ ૩ અણસમજુ, હલેતુ ૪ નાનુ
**આજદિન,** પુ૦ આજ, આ દહાડો ૨ અ૦ ચાલુ વખત સુધી
**આજન્મ,** અ૦ (સ૦ આ + જન્-જન્મવુ) જન્મથી માડીને, જન્મથીજ ૨ જન્મથી તે મરણ લગી, જન્મપર્યંત [સુધી, જીદગીભર
**આજન્માત,** અ૦ (સ૦) જન્મથી તે મરણ
**આજપછી,** અ૦ હવેપછી, હવેથી, અત પર
**આજપર્યંત,** અ૦ આજ સુધી
**આજમ,** વિ૦ (અ૦ આઝમ) મોટુ, માનવતુ (સરકારી કામદાર કે મોટા માણસના નામની આગળ માન ખાતર લખાય છે)
**આજલગી-સુધી** અ૦આજ સુધી, અત્યાર સુધી, ચાલુ દિવસ સુધી [મોકળુ, બધનરહિત
**આઝાદ,** વિ૦ (ફા૦ આઝાદ) છૂટુ, ફારગત,
**આજાનબાહુ,** વિ૦ (સ૦) જેના હાથ ઢીચણ સુધી પહોચે તેવુ લાબા હાથનુ
**આજાનુ,** અ૦(સ૦આ + જાનુ-ઢીચણ) ઢીચણ સુધીનુ
**આજાર,** પુ૦ (ફા૦ આઝાર) રોગ, વિકાર, મદવાડ ૨ ઉપદ્રવ, મરજ
**આજારી,** વિ૦રોગી,દરદી માદુ,૨ દુખી ૩ પીડિત

**આજીજી, સ્ત્રી૦** ( અ૦ આજીજ્ ) કાલાવાલા, યાચના, વિનતી, કરગરવુ તે
**આજીવિકા, સ્ત્રી૦**[સ૦] ગુજરાન, ભરણપોષણ, નિર્વાહ, જીવનવૃત્તિ
**આજુકું, વિ૦** આજનુ
**આજુબાજુ, સ્ત્રી૦** ચારેબાજુ ફરતુ, ચોતરફ
**આજુબાજુએ, અ૦**ચારે પાસ આસપાસ,ગોળ ફરતુ
**આજો, પુ૦** [સ૦આર્ય]માનો બાપ, વડ (,દાદો
**આજો પડવો, પુ૦** (સ૦ આર્યક + પ્રતિપદા) આસો શુદ પડવો (માના બાપની શ્રાદ્ધની તિથિ )
**આજ્ઞા, સ્ત્રી૦** [સ૦ આ + જ્ઞા-જાણવુ ) આદેશ, હુકમ, ફરમાન ૨ શાસ્ત્રમા પાળવાની જે વાત લખી હોય તે ૩ રજા, છૂટ, પરવાનગી
**આજ્ઞાંકિત, વિ૦** (સ૦ + અંક્-નિશાન કરવુ) તાબેદાર, કહ્યાગરૂ, આજ્ઞાધીન
**આજ્ઞાધારક, વિ૦** આજ્ઞાંકિત, આજ્ઞાપાલક
**આજ્ઞાનુયાયિ-સારી, વિ૦** (સ૦) હુકમ માનનાર, તાબેદાર, આજ્ઞાંકિત
**આજ્ઞાપક, વિ૦** (સ૦) આજ્ઞા આપનાર-કરનાર
**આજ્ઞાપત્ર, ન૦** જેમાં એકાદો લેખી હુકમ હોય તે કાગળ, પરવાનો, સનદ, ફરમાન
**આજ્ઞાપન, પુ૦** [સ૦] હુકમ, ફરમાન, વર્ધી
**આજ્ઞાભંગ, પુ૦**(સ૦)હુકમ તોડવો તે,નાફરમાની
**આજ્ય, ન૦** (સ૦)ઘી, તપ
**આઝા, સ્ત્રી૦** ઈજા, હરકત, નુકશાન
**આટો, પુ૦** વિશ્વાસ, શ્રદ્ધા, આઈાન, ઈતબાર ૨ દમ, હામ, હિંમત
**આટ, પુ૦ સ્ત્રી૦** વણકરનુ ઓજાર ૨ **સ્ત્રી૦** રસોઇ માટે છાણાનો ગોઠવી કરેલો ઢગલો, આગ, ઉભાળો [વાળવુ પુરૂ કરવુ, સમેટી લેવુ
**આટપવુ, ક્રિ૦ સ૦**સંકેલવુ ૨ પતાવવુ માડી
**આટલામાં, અ૦**(સ૦એતાવત્ ) જથો, વિસ્તાર, મુદત,લંબાઇ,સખ્યા વગેરેનુ માપ બતાવનાર અવ્યય
**આટલુ, વિ૦** સખ્યા, ઠામ, જગા, વખત વગેરેનુ માપ તેમ પાસે થોડુ એવો અર્થ બતાવનાર શબ્દ **આટલુ બધુ**—ઘણુ જ, મસ
**આટવુ, ક્રિ૦ સ૦** પાણી જેવા પદાર્થમાં કઇ કઠણ વસ્તુને છુદી એકરસ કરી નાખવુ, કચરી-વાટી એક રસ કરવુ
**આટાપાણી, ન૦**આજીવિકા કમાણી,રોજી;ખોરાકના સાધન ૨ નસીબ, દાણોપાણી, ભાગ્ય
**આટાલુણ, ન૦**ધૂળધાણી,નકામુ જવુ તે ૨ અટામણ
**આટાપાટા, પુ૦** એક જાતની રમત, ખારોપાટ. ૨ ચીંથરા
**આટાર, સ્ત્રી૦** રેતી, વેળુ (કચ્છ) [કડકો, લોટીઉ
**આટિયુ, ન૦**ઘટીમાથી લોટ વાળવાનો લુગડાનો
**આટિયાપાટિયા, ન૦** એક જાતની છોકરાની રમત (વડોદરા વિભાગ) ૨ જમી કરી પરવારવુ તે, ઢાકીઢુંકી રસોડુ સાફ કરી પરવારવુ તે
**આટો, પુ૦**અનાજને દળ્યાથી જે બારીક ભુકો થાય તે,લોટ ૨ ભેગો, છુદો, ઘાણ **આટોપાણી**—આજીવિકા, ખોરાક ૨ નસીબ **આટાલુણમાં ખપવુ**—નિરર્થક જવુ,વ્યર્થ જવુ, બર ન આવવુ **આટો ઉડવો**—ઘાણ-અડદાળો નીકળી જવો, હાડકા પાંસળા નરમ થઇ જવા, હેરાન થવુ; પાયમાલ થવુ **આટો કાઢવો**—થકવવુ **આટો નીકળી જવો**—ઘાણ નીકળવો, દુર્દશા થવી ૨ છેક જ થાકી જવુ
**આટોપ, પુ૦** (સ૦) આડંબર, શેખી ૨ દમામ
**આટોપવુ, ક્રિ૦સ૦**એકઠુ કરવુ, સંકેલવુ ૨ બંધ કરવુ પાડવુ ૩ પુરૂ કરવુ, પતાવવુ, માડી વાળવુ
**આઠ, વિ૦** ( સ૦ અષ્ટ ) ચાર ને ચાર, ૮ **આઠ આની**—અડધુ, પચાસ ટકા **આઠે અંગે**—તદન, પુરેપુરૂ સર્વાંગે, સંપૂર્ણ ૨ ખરા અંતકરણથી **આઠેપહોર અને બત્રીસે ઘડી**—હરહમેશ, સદાય, નિરંતર [ખાચાવાળી સોટી
**આઠણ, ન૦** ભીંડીના છેટાને વળ દેવાની એક
**આઠમ, સ્ત્રી૦ આઠેમ**, જુઓ [દેખાડનારૂં
**આઠમુ, વિ૦** આઠમા નંબરનુ, આઠની સંખ્યા
**આઠસે-સો, વિ૦** આઠ વખત સો ૮૦૦
**આઠી, સ્ત્રી૦** છોકરાની એક રમત
**આઠીકે, વિ૦** લુચ્ચુ, ઠગ, પકકુ, કાબેલ
**આઠુ ન૦** અંકુ, એકાના આકનો આઠમો પાડો
**આઠેક, વિ૦** આશરે આઠ, આઠની લગભગ.

**આઠેજામ**, અ૦ (સ૦ અષ્ટયામ) આઠ પ્રહર લગી, દહાડોરાત ૨ રોજ બારેમાસ હમેશ

**આઠેમ**, સ્ત્રી૦ પખવાડિયની આઠમી તિથિ, અષ્ટમી

**આઠોકય**, વિ૦ વ્યાપક, ઓતપ્રોત ભરવુ

**આઠોડ**, સ્ત્રી૦ ઉભા છોડના ડણસલાને ખખે રીતે કાઢેલી જુવાર

**આડ**, સ્ત્રી૦ બે વસ્તુને જુદી પાડનારી વસ્તુ-નિશાની તે, અટકાવ હરકત, વાંધો રોકાણ ૨ વચમા પડી રક્ષણ કરવુ તે, ઓથ સભાળ ૩ હઠ, જીદ દુરાગ્રહ ૪ આડુ તિલક પિયળ, ચદ્રાકાર ચાંદલો

**આડકતરાતુ**, વિ૦ તદન આડુ નહિ પણ વાકુ થતુ જતુ ૨ પરોક્ષ, અપ્રત્યક્ષ

**આડકતરૂ**, વિ૦ વાકુ, આડુ કાપવુ તે

**આડકથા**, સ્ત્રી૦ એક મુખ્ય કથામા દાખલા અથવા રસપૂર્તિમાટે વચમા દાખલ કરેલી નવી વાત તે ૨ વાત કરતા આડુ ફાટવુ તે

**આડખરચ**, પુ૦ રોજના ખરચની ઉપરાંત બીજુ ખરચ થાય તે [મારણાની ભુગળ આગળી

**આડખીલ-લી**, સ્ત્રી૦ હરકત, અડચણ ૨

**આડગીરો-ગરેણે**, વિ૦ જેને ત્યા એક વસ્તુ ગીરે હોય તેણે તે વસ્તુ લેઈ બીજાનેત્યા ગીરે મૂકવી તે

**આડઘોડો**, પુ૦ રોઝ ૨ નાનો ઘોડો ટટ્ટુ

**આડણી**, સ્ત્રી૦ રોટલી વણવાની ત્રિપાઈ

**આડત**, સ્ત્રી૦ જ્યા ધણી ન હોય ત્યા તે ધણીના વતીનુ જે કામકાજ ચાલે તે એજન્સી

**આડતીઓ**, પુ૦ વેપારીની વતી કામકાજ કરનારો આડત ચલાવનારો, એજટ, પ્રતિનિધિ

**આડત્રીસ-ત્રીસ**, વિ૦ ત્રીસ ને આઠ, ૩૮

**આડતાળો** પુ૦ હિસાબ કરી જવાબ આવે ત્યારે તેના જે આકડા મેળવવા તે ૨ (ગણિતમા) હિસાબ ખરો ખોટો જોવાનો તાળો

**આડત્રાસુ**, વિ૦ આડુ ને ત્રાસુ, આડુ અવળુ

**આડપાસુ**, અ૦ એક બાજુએ, બાજુ ઉપર, ચતુ નહિ તેમ ઉધુ નહિ તેવુ

**આડફેટુ-ટ્ટુ**, વિ૦ અવળુ, ગલીકુચીવાળુ ઉવે રસ્તે, આડામાર્ગે 'આડફેટો ગયો ચાલી, સીધો માર્ગ મૂકી કરી'

**આડબધ**, પુ૦ લાકડાનો કદોરો, બાવાઓ માલકાકણીના જાડા વેનાનો કટિબધ પહેરે છે તે

**આડભીત**, સ્ત્રી૦ પડદાની દીવાલ ભીતનોપડદો

**આડબર**, ન૦ (સ૦) લાબુ પહોળુ ફેલાઈ છવાઇ ભરાઇ રહેવુ તે, વિસ્તાર, ખટાટોપ ૨ ફુલ, દિમાક, ખોટો દેખાવ ડોળ, સુકો ભપકો ૩ પથારો, ઠાઠ ૪ અહકાર, ગર્વ

**આડર**, પુ૦ (અ૦ ઑર્ડર) હુકમ, વર્ધી ૨ રજા, પરવાનગી ૩ સનદ, પરવાનો ૪ શાન્તિ, મર્યાદા ૫ વ્યવસ્થા, ગોઠવણ

**આડલુ**, ન૦ (સ૦ ફલકાર્ગલા) નાકડાના જે કડાથી દોરડુ ભરાય છે તે, આકણુ

**આડસર**, પુ૦ (આડુ + સરવુ) પાણી અટકાવવાની પાળ ભીત તે, બાંધ ૨ મોભ, આડી પાટડી

**આડા**, પુ૦ હઠ, રાઢ, જીદ

**આડાઈ**, સ્ત્રી૦ આડુ પડવાની-હરકત લેવાની જે ટેવ તે, હઠ જક જીદ ૨ વાકાપણુ વિરૂદ્ધતા

**આડખીલો**, સ્ત્રી૦ હરકત, નડતર, અટકાવ ૨ ફાસ

**આડાબોલુ**, વિ૦ વાકુ બોલનાર વિરૂદ્ધ બોલનાર, પ્રતિકૂલ બોલનાર

**આડામોઢ**, વિ૦ આડુ અડિયલ હઠીલુ જીદ્દી

**આડોઉ**, ન૦ મોટુ અર્ધગોળ કરવત, નાકડા વહેરવાનુ આડુ કરવત

**આડો**, સ્ત્રી૦ આડે મૂકવાની જે વસ્તુ તે ૨ હદ, સીમા ૩ કુસ્તીનો એક દાવપેચ ૪ આખડી, માના ૫ જક, હઠ

**આડોઆકરસણુ**, સ્ત્રી૦ એક જાતની વનસ્પતિ

**આડીઆણ**, સ્ત્રી૦ કોઈ વાતમા અટકાવ કરવાના જે સમ દેવામા આવે છે તે, શપથ, પ્રતિજ્ઞા, કસમ [મનારો, નામુ જોનાર

**આડીટર**, પુ૦ (અ૦ ઑડીટર) હિસાબ તપા-

**આડીતર**, સ્ત્રી૦ બે ગામની વચમાની નદી કે ખાડી ઉતરવાને હોડીમા બેસવુ તે

**આડીવાટ**, સ્ત્રી૦ આડો રસ્તો ૨ ન જવાય તેવો માર્ગ **આડીવાટની ચૂગ**—કબજ નહિ

**આડીવાડી**, સ્ત્રી૦ વશપરિવાર, કુટુબકબિલો, બચ્ચાકચ્ચા, પરિવાર, વિસ્તાર

**આડુ, ન૦** જે કંઈ વચમા પડેલુ તે ૨ અણુગમતી વાત, રીસ ચઢે તેવુ કામ ૩ ગાડાપર પાજરી મૂકતા જે ઉભા ટેકા સાથે દોરી બાધે છે તે ૪ મેલુ, ભૂત, પિતૃ સબધી જે પીડા તે. **આડો ખીલી**—નડતર **આડી જીભ કરવી**—વચમા હરકત નાખવી **આડુ અવળુ લેવુ,**—ઉધડુ લેવુ, ઠપકો દેવો **આડુ તેડુ વેતરવુ**—ઉધુ છતુ કરી નાખવુ, ઉંધુ વેતરવુ **આડુ પડવુ**—રીસ ચઢવી, વાકુ પડવુ, માઠુ લાગવુ **આડે આવવુ**—વચમા પડવુ, ૨ મદદે આવવુ વહારે ચઢવુ ૩ કનડવુ નડવુ **આડે દહાડે**—અમુક દિવસ વગર **આડે હાથે**—ખોટે રસ્તે અપ્રમાણિકપણે,**આડો અવળો હાથ મારવો**—ચોરીછુપીથી કે લાચ રુશવતથી ખીસુ ભરવુ **આડો આક વાળવો**—હદ વાળવી, તેમા કરાવવી ગજબ કરવો **આડીઅવળી વાતો**—ગામગપાટા ૨ સબધ વગરની કુથલી **આડી દોટે ખાવુ**—અપ્રમાણિકપણે ધમધોકાર ઘર ભર્યા જવુ

**આડુ, વિ૦** જેના એક છેડા નીચે પૃથ્વી અને બીજા છેડા ઉપર આકાશ નથી તેવુ લબરૂપ ઉભુ નહિ તેવુ ૨ સીધુ નહિ તેવુ, વાકુ, તિરસ, વળેલુ ૩ વચ્ચે પડયુ હોય તેવુ ૪ હઠીલુ, જક્કી ૫ અવળુ, એક બાજુ ૬ વાધા પાડીઉ

**આડુ અવળુ, વિ૦** આડુ અને ઉધુ-અવળુ ૨ ઉધુચતુ,ખરૂખોટુ, ગરબડિયુ ૩ ખોટુ,જુઠુ ૪ ચારે તરફ, બધી રીતે ૫ ઉભુને આડુ

**આડુ તેડુ, વિ૦** વાકુચુકુ, ઉલટુ સુલટુ

**આડુ ફાટવુ, ક્રિ૦ અ૦** વચમાથી એકાએક આડે રસ્તે જવુ, આડે માર્ગે ઉતરી પડવુ ઓચીતા ફરી જવુ

**આડે, અ૦** વચમા, સામે, વિરૂદ્ધમા

**આડેઆવવુ, ક્રિ૦ અ૦** વચમા પડવુ નડતર કરવી ૨ સકટ સમયે સહાય થવુ મદદે આવવુ, બચાવવુ ૩ નડવુ, હરકત કરવી,

**આડેદહાડે, અ૦** અમુક દિવસ સિવાય બીજે કોઈ વખતે ૨ સપરમા ટાણા-તહેવાર સિવાય હરકોઈ દીનસે

**આડો, પુ૦** હદ, ગઢ, છેદ

**આડોઆક, પુ૦** હદ બતાવનાર શબ્દ, ૨ સીમા, અવધ, તેમા 'તમારાથી તો આડો આક'

**આડોઓમે ,પુ૦**અડધો ઓમો,પેશ [રૂપણ લેવુ

**આડો નવો,ક્રિ૦ અ૦** આડાઇ કરવી, હઠ કરવી ૨

**આડોશીપાડોશી, વિ૦** આસપાસ રહેનાર,વરને અડમેપડખે રહેનારાઓ

**આઢ, પુ૦** (સ૦ **આઢક**) ઢગલો,રાશિ ૨ પુજી

**આઢક, ન૦** એક માપ. ૨ **સ્ત્રી૦** તુવેર

**આઢવુ, ક્રિ૦અ૦** (સ૦ **આ**-સુધી+**ઢૌકૂ**-જવુ) ઢોર ચગાવવુ, રખડવુ, ભટકવુ

**આઢીઓ પુ૦** (સ૦ **આઢ**) રૂની વખાર રાખનાર વેપારી ૨ આઢવવા જનાર ગોવાળીઓ

**આઢય,** (સ૦) ભરેલુ, ભરપૂર (ધન ઢય)

**આણ, સ્ત્રી૦** (સ૦ **આજ્ઞા**) હુકમ આજ્ઞા ૨ ઢઢેરો, દુવાઇ ૩ કોઇનો સ્નેહ દૂર કરવા અથવા ધાર્યુ કામ કરાવવા સારૂ ઈશ્વરની શિક્ષાનુ અથવા વહાલાના નાશનો ભય દેખાડવો તે, સમ, સોગન, શપથ, પ્રતિજ્ઞા, કસમ **આણદેવી**-શપથ દેવા સોગન આપવા **આણ ફરવી**—ઢઢેરો પિટાવો, દુવાઇ ફરવી **આણ વર્તાવવી**—જાહેર કરવુ ઢઢેરો પિટાવવો ૪ **વિ૦** (સ૦ **અન્ય**) બીજુ (કવિતામા)

**આણદાણ, સ્ત્રી૦** અધિકાર, કર વસુલ કરવાની સત્તા ૨ અમલ, હુકમ

**આણપાણ, પુ૦** આના, પા આનાના હિસાબ તે.

**આણદ, પુ૦** આનદ, હર્ષ

**આણદકણ, ન૦** અનતદોરો, જુઓ

**આણદી, વિ૦** આનદી, હર્ષમય

**આણવુ, ક્રિ૦** (સ૦ **આ+ની** લઇ જવુ )દૂરવી પાસે આવે તેમ કરવુ, લાવવુ (**લાવવુ** શબ્દ દૂરની તેમજ પાસેની વસ્તુઓને માટે વપરાય છે **આણવુ**—ફક્ત દૂરની વસ્તુ માટે તેમજ જઇને લઇ આવવા માટે વપરાય છે વધુ માટે જુઓ **ગુજરાતી શબ્દકોષ** )

**આણાઆણ, સ્ત્રી૦** લાવજા કરવી તે, સઘળેથી એકઠુ કરવુ તે

**આણી,** વિ૦ (સ૦એવમ્)આ રીતે,આમ,આ
**આણીઆણી,** સ૦ આ, આ
**આણીકોર-ગમ-મેર,** | અ૦આદિશા તરફ-
**આણીપાસ-મગ,** | ભણી,આ પાસે
**આણું,** ન૦(સ૦ આનયન) ઉમર લાયક સ્ત્રીનુ સાસરે રહેવા જવુ તે, તેડુ વહુને આણુની તે ૨ કન્યાને સાસરે વળાવતા કરવાની જે રીત ભાત તે, ફરીઆવર **આણું આવવું**—સાસરેથી (વહુને) તેડુ આવવુ **આણું કરવું**—તેડવા મોકલવુ **આણા સુખડી આપવી**—રજા આપવી, વળાવવુ **જીઆયણાનુ આણું**—પહેલીજવાર બાળક લઇ સાસરે જવુ તે
**આણોતાણો,** પુ૦ વાણોતાણો
**આતંક,** પુ૦ (સ૦) રોગ, વ્યાધિ [કરનાર
**આતંકનિગ્રહ,**વિ૦ રોગને અટકાવનાર, રોગ નાશ
**આતતાયી,**પુ૦[સ૦]મહાપરાધી,ઘોરકર્મ કરનાર
**આતપ,** પુ૦ [સ૦]તડકો, તાપ, ૨ પ્રકાશ ૩ સૂર્ય
**આતપત્ર,** ન૦ [ સ૦ ] છત્તર, છત્રી
**આતમ,** પુ૦ આત્મા ચૈતન્ય ૨ જીવ ૩ અંતઃકરણ
**આતવાર,** પુ૦ આદિતવાર, રવિવાર
**આતસ,** સ૦ પુ૦ [ફા૦] અગ્નિ દેવતા ૨ લાય, બળતરા ૩ ક્રોધ
**આતસબાજી,** સ્ત્રી૦ [ ફા૦ ] ફોડવાના દારૂની જુદીજુદી રીતે ફૂટે તેવી બનાવટો, આગખેલ
**આતસબહેરામ,**પુ૦પારસીઓના પવિત્ર અગ્નિનુ મંદિર
**આતસી,** વિ૦ [ફા૦] આતસવાળુ, ગરમ, બાળે તેવુ ૨ જલદ, આકળુ, તીખુ
**આતાજી,** પુ૦ દાદો, માનો બાપ
**આતાપ** પુ૦ તાપ, તડકો ૨ ઘામ, બફારો
**આતિથ્ય,** ન૦ [સ૦ અતિથિ સેવા ૨ આદર સત્કાર, આગતાસ્વાગતા
**આનીપોતી,** સ્ત્રી૦ પુંજી, મુડી, થાપણ ( થોડીપુંજી હોય ને ઘણી બતાવે ત્યારે કહે છે કે- 'આનીપોતી ને ધરમ લગોટી '
**આતુર,** વિ૦ (સ૦) જોસમા આવેલુ, આકળુ ૨ અધીરૂ,ઉતાવળુ,તત્પર થઇ રહેલુ ૩ હોસીનુ ઉમેદવાળુ, આશાભર્યુ [૨ હોંસ, ઉમેદ, ઉત્સાહ
**આતુરતા,** સ્ત્રી૦ ( સ૦ ) ઉતાવળ, અધીરતા
**આતુરસંન્યાસ,** ન૦ ( સ૦ ) મરતી વખતે અથવા એકદમ સંન્યાસ લેવા તે [મોટો છોકરો
**આતો,** વિ૦ આત્મા જેવો વહાલો, લાડકો ૨
**આત્મ,** વિ૦ ( સ૦ ) પોતાનુ, સ્વીય નિજ
**આત્મક,** વિ૦( સ૦ )આત્માવાળુ, વસ્તુતાવાળુ ૨ પોતાનુ
**આત્મગતિ,**સ્ત્રી૦(સ૦ આત્મ+ગમ્-જવુ )મરી ગયા પછીની આત્માની ગતિ તે
**આત્મઘાત,** પુ૦ (સ૦ આત્મ + હન્-મારવુ) પોતાને હાથે પોતાનો જીવ કાઢવો તે, આત્મહત્યા આપઘાત [આપઘાત કરનાર હત્યારો
**આત્મઘાતક-કી,** વિ૦(સ૦)આત્મઘાત કરનાર
**આત્મઘોષ,** પુ૦ (સ૦) કાગડો વાયસ
**આત્મજ,** ન૦ (સ૦) પુત્ર, છોકરો ૨ કામદેવ
**આત્મજન,** ન૦ (સ૦) પોતાનુ-અંગતનુ માણસ, નજીકનુ સગુ ૨ પ્રિયજન
**આત્મજા,** સ્ત્રી૦ (સ૦) છોકરી, પુત્રી ૨ બુદ્ધિ
**આત્મજ્ઞાન,** ન૦ (સ૦) તત્વજ્ઞાન અધ્યાત્મ જ્ઞાન, બ્રહ્મજ્ઞાન
**આત્મજ્ઞાની,**વિ૦(સ૦)આત્મજ્ઞાનવાળુ,બ્રહ્મજ્ઞાન
**આત્મદર્શન,** ન૦ આત્માનુ દર્શન ૨ બ્રહ્મ સાક્ષાત્કાર થવો તે
**આત્મદર્શી,** વિ૦(સ૦)આત્માને જોનાર, મુમુક્ષુ
**આત્મધન,** ન૦ આત્મા એજ જેનુ ધન છે તે ૨ સંતાન, પુત્ર
**આત્મનિંદા,** સ્ત્રી૦ (સ૦) પોતેજ પોતાની નિંદા કરવી તે પોતાનુજ ખોટુ બોલવુ તે
**આત્મનિવેદન,** ન૦(સં૦) પોતાનુ સર્વ ઈશ્વરને અર્પણ કરવુ તે,આત્મામા તલ્લીન થઇ રહેવુ તે
**આત્મનિવેદી,** વિ૦ (સ૦) પોતાને હાથે રસોઇ કરી જમનાર
**આત્મનિષ્ઠ,** વિ૦ આત્મામા તલ્લીન, બ્રહ્મનિષ્ટ આત્મામાજ નિષ્ઠાવાળુ, મુમુક્ષુ
**આત્મપ્રતીતિ,** સ્ત્રી૦ (સ૦) જાતે કરી લીધેલી જે ખાતરી તે, પોતાના આત્માની પતીજ

**આત્મબંધુ, પુ૦ (સ૦)** આત્માના જે બંધુઓ તે, સગુ ૨ મામા, માસી અથવા ફોઇનો જે છોકરો તે ૩ સાળો [૨ એકલપેટાઇ
**આત્મબુદ્ધિ, સ્ત્રી૦( સ૦ )**પોતાપણુ, મારાપણુ
**આત્મબોધ, પુ૦ (સં૦)** આત્મજ્ઞાન, સ્વરૂપજ્ઞાન ૨ બ્રહ્મબોધ
**આત્મભાવ, પુ૦ (સ૦)** પોતાના રક્ષણની અને પોતાની ઉન્નતિની ઇચ્છા તે ૨ હુપદ ગર્વ,અહંકાર
**આત્મભૂત, પુ૦ ( સ૦)** કામદેવ ૨ પુત્ર
**આત્મવત્,વિ૦(સ૦)**પોતાના સરખુ ,આત્મા જેવુ
**આત્મવિચાર, પુ૦ (સ૦)** આત્માનો વિચાર
**આત્મવિદ્યા, સ્ત્રી૦ (સ૦)** આત્મા સબંધી જે વિદ્યા તે, વેદાન્ત, બ્રહ્મવિદ્યા
**આત્મશક્તિ, સ્ત્રી૦**પોતાનુ બળ ૨ આત્માનુ બળ
**આત્મશુદ્ધિ સ્ત્રી૦ (સ૦)** આત્માની જે શુદ્ધિ તે, મન શુદ્ધિ, દેહ શુદ્ધિ [આત્માભિમાન
**આત્મશ્લાઘા, સ્ત્રી૦** આપવડાઈ, સ્વપ્રશંશા,
**આત્મસંયમ-ન,પુ૦,ન૦, પુ૦ (સ૦)** આત્માને જીતવો તે, મન મારણુ, ઇંદ્રિયનિગ્રહ સંતોષ
**આત્મસંતોષ, પુ૦ ( સ૦ )** આત્માને-પોતાને જે સંતોષ તે
**આત્મસાધન, ન૦ ( સ૦ )** આત્માને પોતાના સ્વરૂપનુ જ્ઞાન થાય તેવુ સાધન ૨ પુણ્યદાન
**આત્મસુખ, ન૦ (સ૦)**આત્માનુ પરમ સુખ તે, સ્વસુખ [ આપબડાઇ, આત્મશ્લાઘા
**આત્મસ્તુતિ સ્ત્રી૦ ( સ૦ )** પોતાની વડાઈ,
**આત્મહત્યા, સ્ત્રી૦ (સ૦)** આત્મઘાત, જુઓ
**આત્મહત્યારૂ, વિ૦ (સ૦)** આત્મઘાતક, આપઘાતીઉં ૨ પાપી.
**આત્મહિત, ન૦ (સ૦)** સ્વાર્થ,પોતાની મતલબ
**આત્મા, પુ૦(સ૦ આત્મન્)**બ્રહ્મ, પરમાત્મા ૨ જીવાત્મા ૩ ચૈતન્ય, પ્રાણ ૪ મૂળ સ્વભાવ, પ્રકૃતિ ૫ અંતકરણ ૬ બુદ્ધિ ૭ મનુષ્ય પ્રાણી
**આત્માનંદ, પુ૦ (સ૦)** બ્રહ્માનંદ, પૂર્ણાનંદ
**આત્માનુભાવ,પુ૦(સ૦)**આત્માનો જે અનુભવ તે
**આત્મારામ, પુ૦ (સ૦)** આત્મા પરમાત્મા ૨ જીવનમુક્ત યોગી

**આત્માર્પણ, ન૦ (સ૦)**આત્મા અર્પણ કરવો તે
**આત્મિક-ત્મીય, વિ૦ (સ૦)** આત્માનુ, મનનુ ૨ પોતાનુ નિજ ૩ નજીકનુ, અંગત, ખાસ
**આત્મોદ્ભવ, વિ૦ ( સ૦ )** પોતાનુ ૨ પુ૦ કામદેવ ૨ પુત્ર [૩ રાની અડદ
**આત્મોદ્ભવા, સ્ત્રી૦ ( સ૦ )** પુત્રી ૨ બુદ્ધિ
**આથ,સ્ત્રી૦(સ૦અસ્-થવુ)** પુંજી,થાપણ, દોલત
**આથડવુ, ક્રિ૦ અ૦ (સ૦ અટ્-જવુ )** રખડવુ, ભટકવુ, ફાંફાં મારવા, રઝળવુ, અથડાવુ
**આથડીઆ, ન૦**અથડાયા કરવુ તે, ફાંફાં,ભટકા ૨ લથડીઆ, અડબડીઆ, ગોથા
**આથણુ, ન૦ અથાણુ**,૨ આથવાની રીત ક્રિયા
**આથમણ, સ્ત્રી૦ (સ૦ અસ્તમિત-આથમેલુ]** સૂર્યાદિ ગ્રહ જે દિશામા અસ્ત થાય છે તે, પશ્ચિમદિશા
**આથમણી, વિ૦** પશ્ચિમ, પશ્ચિમ તરફનુ
**આથમણુ, વિ૦** પશ્ચિમ તરફનુ
**આથમતુ, વિ૦** અસ્ત પામતુ, ઉતરતુ, પડતુ
**આથમવું, ક્રિ૦ અ૦** અસ્ત પામવુ ન દેખાવુ ૨ પડતી દશામા આવવુ, ઓછુ થવુ
**આથર, પુ૦ (સ૦ આસ્તરણ-પાથરણુ )**ગાડામા જે જાડા કપડા ઉપર અનાજ ભરે છે તે, મોદ ૨ પાથરણુ, ઘાસનો થર ૩ ચાદર, પછેડી ૪ ગધેડા ઉપર નાખવાની દળી
**આથરણ, ન૦** પથારી ઉપર જે પાથરવાનુ તે, ચાદર, ઓછાડ ૨ પથારી બિસ્તરો
**આથરવુ, ક્રિ૦ સ૦ (સ૦ આસ્તૃ-પાથરવુ)** પાથરવુ, બિછાવવુ ૨ ગોઠવવુ,મોઢવુ કરવુ,ગજી કરવી ૩ ઢાંકવુ, અચ્છાદન કરવુ
**આથવું, ક્રિ૦ સ૦** અથાય તેમ કરવુ,મસાલો ચઢે તેમ કરવુ ૨ ખમીર ચઢાવવુ, આથો-ખટાશ આવે તેમ કરવુ
**આથીપોથી,વિ૦**પૈસેટકે અને લુગડેલત્તે ભરપૂર
**આથો,પુ૦**ચઢીને ખાટુ થએલુ ખીરૂ તે ૨. લાહી.
**આદ,વિ૦ (સ૦)** પહેલેથી, અસલનુ, મૂળનુ
**આદંશ, પુ૦(સ૦ આ+દંશ)** દંશ ૨ દાંત
**આદ્યઅંત,અ૦**પહેલેથી તે છેક છેલ્લે સુધી,આદ્યંત

**આદત, સ્રી૦** (આ૦) ટેવ મહાવરો ૨ તબી અત,પ્રકૃતિ ૩ સ્વભાવ,ખાસીયત
**આદમ,પુ૦**(આ૦) આ દુનીઆમા સૌથી પહેલો પેદા થએલા પુરૂષ ૨ માણુસ માણુસજાત **બાવા આદમ**—ઘરડો માણુસ **બાવા આદમના વખતમા**—ઘણા જુના વખતમા પ્રાચિનકાળમા
**આદમજાત, સ્રી૦** (આ૦)માણસ જાત,મનુષ્ય
**આદમજીનો કોરડો, પુ૦** (આ૦) છોકરાની એક રમત, દો ગોટીલો (વડોદરા પ્રાત)
**આદમિઅત, સ્રી૦** (આ૦) માણુસાઇ, ઇન-સાનિયત ૨ ભલમનસાઈ, સુજનતા,અશરાફી, ખુનિઆતી ૩ સભ્યતા, વિવેક
**આદમી, પુ૦ ન૦** (ફા૦) બુદ્ધિ અને વાચાએ કરીને બીજા પ્રાણીથી જૂદુ પડતુ જે પ્રાણી તે, માણુસ, જન, મનુષ્ય ૨ નર, પુરૂષ
**આદર, પુ૦** (સ આ+દૃ-માન આપવુ) સારી વસ્તુનો સબધ કરવાની જે ઇચ્છા તે ૨ સન્માન, માન, આબરૂ, ઇજત ૩ તેડવા-બોલાવા-સ્વીકાર કરવાની જે સારી રીત તે,વિવેક ૪ આરભ ૬ અન્ન ૭ હેત પ્રીતિ, ભાવ 'નાથે બોલાવી કરી આદર,શામાની પહોચી સાદર'
**આદરણી, સ્રી૦** વેવિશાળ થયા પછી વરની તરફથી કન્યાને લુગડા ઘરેણા કરવાની જે રીત તે, વસત ૨ આદરની નિશાની
**આદરણીય, વિ૦** માન આપવા લાયક, પૂજ્ય, સન્માનનીય [આતિથ્ય, સરભરા કરવી તે
**આદરભાવ, પુ૦** (સ૦) પ્રેમભાવ,આદરસત્કાર,
**આદરમાન, ન૦**(સ૦)આદરસત્કાર, આવકાર
**આદરવુ, ક્રિ૦ સ૦**(સ૦આ+દૃ-માન આપવુ) સ્વીકારવુ, પત કરવુ ૨ માથે લેવુ ૩ માન આપવુ, આવકાર દેવા ૪ શરૂ કરવુ,આરભ કરવો
**આદરસત્કાર, પુ૦** (સ૦) આદરપૂર્વક જે સત્કાર કરવો તે, આતિથ્ય
**આદરાવુ, ક્રિ૦ અ૦** શરૂ થવુ ૨ વિવાહ થવો
**આદર્શ, પુ૦** (સ૦) દર્પણુ, ચાટલુ, આરસો ૨ નમૂનો ૩ ટીકા, ભાષ્ય
**આદવેર, ન૦** (સ૦ આદી+વેર) પાકી દુસ્મનાઇ, ખરેખરી શત્રુતા, સ્વાભાવિક રીતે જે વેર તે 'આદ વેર વેશ્યાને સતી'
**આદાન, ન૦** (સ૦ લેવુ-કબુલ કરવુ તે ૨ પકડવુ તે ૩ ગ્રહણ, નિદાન
**આદાનપ્રદાન, ન૦** (સ૦)લેણદેણ,લેવુ આપવુ તે
**આદાપાક, પુ૦** (આદુ+પાક) આદાની મેળવણીનો જે પાક તે ૨ માર **આદાપાક આપવો**—માર મારવો **આદાપાક ખવરાવવો**—માર મરાવવો
**આદાબ, સ્રી૦** (આ૦)સભ્યતા,વિવેક, સૌજન્ય
**આદામુળી,સ્રી૦** આદાના નાના ને કુમળા મૂળ તે
**આદાય, પુ૦** (સ૦) નફો, લાભ ૨ પેદાશ, આવક, ઉપજ ૩ વધારો
**આદાશીશી, સ્રી૦** (સ૦ અર્ધ+શીર્ષ)અડધુ માથુ—એક બાજાનુ કપાળ દુખવાનો રોગ
**આદિ, વિ૦** (સ૦) પહેલુ, મૂળનુ, અસલ ૨ અમુક જેમા મુખ્ય છે તે ૩ **અ૦** વગેરે, ઇત્યાદિ
**આદિ, પુ૦** (સ૦) મૂળ, મૂળતત્વ, બીજ ૨ ઉત્પત્તિનુ મૂળ, આરભ ૩ સમૂહનુ જે પહેલુ તે ૪ બ્રાહ્મણ, બ્રહ્મ [પહેલુ અને છેલ્લુ
**આદિઅત, પુ૦** (સ૦) પ્રારભ અને સમાપ્તિ,
**આદિક,વિ૦**એ અને વળી બીજા,વગેરે વગેરે,ઇત્યાદિ
**આદિકવિ, પુ૦** (સ૦) બ્રહ્મા ૨ વાલ્મીકિ ૩ (ગુજરાતીમા) નૃસિહ મહેતો
**આદિકારણુ, ન૦** (સ૦ આદિ+કૃ-કરવુ)પહેલુ મૂળ, અસલ કારણુ ૨ પરમેશ્વર ૩ સાખ્યમત પ્રમાણે) પુરૂષ અને પ્રકૃતિ
**આદિકાવ્ય, ન૦** (સ૦)પહેલુ કાવ્ય, રામાયણુ
**આદિગ્રથ, પુ૦** (સ૦) વેદ ૨ શીખ લોકોનુ ધર્મ પુસ્તક, ગ્રથસાહેબ
**આદિત, પુ૦** (સ૦ અદિતિ) કશ્યપના અદિતિથી થયેલા બાર પુત્રો ૨ સૂર્ય ૩ આકડો. ૪ બારનો સંકેત
**આદિતવાર,** (સ૦) રવિવાર
**આદિત્ય, પુ૦** (સ૦)સૂર્ય, રવિ ૨ કાશ્યપના બાર પુત્રો ૨ બારની સજ્ઞા ૩ આકડો
**આદિત્યવાર, પુ૦** (સ૦) રવિવાર,આદિતવાર
**આદિદેવ,** પુ૦ નારાયણુ, બ્રહ્મ

**આદિનાથ,** પુ૦ (સ ૦)પહેલા જૈન તિર્થંકર
**આદિનારાયણ,** પુ૦ (સ ૦) ક્ષીરસમુદ્રમા શેષનાગ ઉપર પોઢેલુ ભગવત્સ્વરૂપ
**આદિપદ,** ન૦ (સ ૦) પ્રથમ પદ
**આદિમાયા-શક્તિ,** સ્ત્રી૦ (સ ૦) બ્રહ્મની જે શક્તિવડે આ સઘળો પ્રપચ રચાયો છે તે,માયા, પ્રકૃતિ ૨ દેવી, પાર્વતી
**આદિલઇને,** અ૦ અમુકને પ્રથમ ગણીને બીજાઓ પણ ગણાય તેમ ૨ આદિક
**આદુ,** ન૦ (સ ૦ આર્દ્રક) એક જાતનુ ભોયની અદર પાકતુ મળીઉ એ સુકાય છે ત્યારે તેને સુઠ કહે છે **આદુ ખાઇને મડવુ-** જોસભેર કામ કર્યા કરવુ, મડયા રહેવુ,પાછળ-પુઠે લાગવુ, ખતે પડવુ **આદાની સુંઠ થવી-** સકાઇ જવુ
**આદે,** વિ૦ અ૦ વગેરે, ઇત્યાદિ ૨ અ૦ તોબા,
**આદેશ,** પુ૦ (સ ૦) આજ્ઞા, ફરમાન, હુકમ ૨ ફેરફાર, એકને ઠેકાણે બીજાનુ આવવુ તે ૩ કાનફટા પથના ગોસાઇઓ એક બીજાને "આદેશ" કહીને નમસ્કાર કરે છે તે
**આદૌ,** અ૦ (સ ૦) પહેલા,આગાઉ, પૂર્વે
**આદ્ય,** વિ૦ આદિ ૨ પહેલાનુ
**આદ્યત,** પુ૦ આદિથી તે અત લગી, અથેતિ.
**આધ,** વિ૦ અડધુ, અર્દ્ધ
**આધણ-રણ,** ન૦ જે ઉકળતા પાણીમા ચોખા દાળ વગેરે ઓરવામા આવે છે તે ૨ આધાર
**આધરકવુ,** ક્રિ૦ સ૦ આખરવુ, મેળવવુ
**આધાન,** ન૦ (સ ) ધારણ ૨ ગર્ભાધાન ૩ અગ્નિહોત્રમા પ્રથમ કરવાનુ એક કર્મ (બે લાકડા ઘસી અગ્નિ ઉત્પન્ન કરવા સબધી) તે
**આધાપલીત,** વિ૦અર્ધુ ગાડુ-ઘેલુ દાધારેગુ
**આધાર,** પુ૦ (સ ૦) કારણરૂપ સહાયતા, ટેકો, મદદ ૨ સાબીતી, પૂરાવો, પ્રમાણ, સત્તા ૩ (વ્યાકરણમા) સપ્તમી વિભક્તિનો અર્થ દેખાડે છે તે ૪ પાણી રોકવાની પાળ, બાધ
**આધિ,** પુ૦(સ ૦ આ+ધ્યૈ-વિચાર કરવો) મનની પીડા, ભય, શોક, ચિતા,માનસિક દુખ

**આધિક,** પુ૦ભૂત-પ્રેત કાઢનાર, ભુવો
**આધિક્ય,** ન૦ અધિકપણુ, ઉમેરણુ, વધારો
**આધિદૈવિક,** વિ૦ (સ ૦ આધિ+દિવ્-પ્રકાશવુ) ઇદ્રિયોના દેવ સબધી, ૨ ઇદ્રિયોથી થએલુ (સુખદુખ) ૩ ભૂતપ્રેત પિશાચ સબધી
**આધિપત્ય,** ન૦ (સ ૦) અધિપતિપણુ (પટેલાઇ-શેઠાઇ), ધણીપણુ, ઉપરીપણુ
**આધિભૌતિક,** વિ૦(સ ૦અધિ+ભૂ-થવુ)ઇદ્રિયોના તત્વ અથવા વિષય સબધી ૨ પચમહાભૂતોથી થએલુ (સુખદુખ) ૩ શારીરિક પીડા સબધી
**આધિવ્યાધિ,** પુ૦ ( સ ૦ આધિ-માનસિક દુખ +વ્યાધિ-શારિરીક દુખ ) તનમનની પીડા, માનસિક અને કાયિક ઉપાધિ
**આધીન,** વિ૦(સ ૦ અધિન) વશ,તાબે, તાબેદાર
**આધીનતા,** સ્ત્રી૦આધીનપણુ,તાબેદારી,પરતત્રપણું
**આધુનિક,** વિ૦( સ ૦ અધુના) નવુ, હમણાનું, અર્વાચીન [પાળવા-સાચવવા આપવુ
**આધે,** વિ૦ અડધુ **આધે આપવુ-અર્ધ ભાગથી**
**આધેડ,** વિ૦ અધેડ, પ્રૌઢ વયનુ ૨ સમજુ,ઠરેલ
**આધ્યાત્મિક,** વિ૦ અધ્યાત્મિક,આત્મા સબધી, આત્મતત્વ વિષયક.
**આધ્રકવુ,** ક્રિ૦ સ૦ આખરવુ મેળવવુ
**આધ્રકણ,** ન૦ મેળવણ, આખરણ
**આન,** વિ૦ અન્ય,બીજુ ૨ સ્ત્રી૦ એન,ઇજત,આબરૂ
**આનન,** ન૦ (સ ૦) મો, મુખ, વદન
**આનદ,** પુ૦ (સ ૦ આ+નદ્-ખુશી થવુ) હર્ષ, મોદ, ખુશી હરખ ( આનદના પાચ પ્રકાર છે **આત્માનદ, બ્રહ્માનદ,વિષયાનદ,વિદ્યાનદ, યોગાનદ**) ૩ સુખ, દુંખનો અભાવ
**આનદકદ,** પુ૦(સ ૦)આનદનું મૂળ ૨ બ્રહ્મ,ઇશ્વર
**આનદકારી,** વિ૦ આનદ કરનાર-ઉપજાવે તેવું
**આનદઘન,** વિ૦ ( સ ૦ ) આનદથી પૂર્ણ ૨ બ્રહ્મ, ઈશ્વર
**આનદપ્રભવ,** પુ૦ પારો, વીર્ય
**આનંદભેરવી,** સ્ત્રી૦ (સ ૦)એક જાતની રાગિણી.
**આનદમય,** વિ૦ (સ ૦) આનદવાળુ
**આનદમયકોશ,** પુ૦ (સં૦) પચકોશ (અન્ન,

પ્રાણ, મનો, વિજ્ઞાન અને આનંદમય ) માનો એક, સત્કર્મના વિચારથી અને સારા કામથી જે સુખ સતોષ થાય છે તે
**આનંદવૃત્તિ, સ્ત્રી૰** (સ૦) રોજ ખુશીમા રહેવુ તે, આનંદમા રહેવાનો સ્વભાવ
**આનંદા, સ્ત્રી૰** ભાગ. [હરખના આસુ
**આનંદાશ્રુ, ન૰** ( સ૦+અશ્રુ-આસુ ) હર્ષાશ્રુ,
**આનંદી, વિ૰** (સ૦)ખુશમિજાજી, સુખી,મોજી, વિનોદી, હસમુખુ ૨ આનંદ કરનાર
**આનાકાની, સ્ત્રી૦** હા ના, કોઇ કામ કરવાનો ઠરાવ ન કરતા ઢચુ પચુ કરવુ તે ૨ મસ,બહાનુ
**આનિયા, ન૰** કોટની કાઠલીમા પગલાને બદલે જે પૂતળિયા હોય છે તે
**આની,સ્ત્રી૦**એક રૂપિયાનો સોળમો ભાગ, આનો ૨ (ગણવામા અથવા માપમા) એક આખી વસ્તુનો જે સોળમો ભાગ તે [પૈસા, ૧૨ પૈ
**આનો, પુ૰** એક રૂપિયાનો સોળમો ભાગ, ચાર
**આન્દોલન, ન૰** (સ૦)હિંચકા-ઝોલા ખાવા તે, આમતેમ ઝુલવુ તે ૨ હોહા, હિલચાલ
**આપ, સ૦** તમે (માનાર્થે) ૨ પોતે, ખુદ, જાતે
**આપ, ન૦** (સ૦અપ્ ) પાણી, જળ ૨ અહકાર, મગરૂબી 'આત્મા ઓળખી આપ ખોવુ'
**આપ, વિ૰** પોતાનુ, પોતીકુ, ખુદનુ 'આપખુશી'
**આપઅખત્યાર, વિ૰** (સ૦ આ૧+(અ૦) અખત્યાર) જેના ઉપર બીજા કોઇનો અખત્યાર નહિ તેવુ સ્વતંત્ર
**આપઅખત્યારી, સ્ત્રી૰** પોતાનોજ અખત્યાર, સ્વસત્તા, સ્વતંત્રતા
**આપઆપણુ, સ૦** પોતાનુ,પોતીકુ [માહોમાહે
**આપઆપમા, અ૦** પોતપોતામા, અદરઅદર,
**આપકરમી, વિ૦** પોતાનાજ ઉદ્યમથી-ભાગ્યથી રળનારો, સ્વપરાક્રમી
**આપખુદી, સ્ત્રી૦** (ફા૰+ખુદ-જાતે) પોતાનીજ ઇચ્છા-સત્તા ચલાવવી તે ૨ ઉદ્ધતપણુ સ્વેચ્છાચાર
**આપખુશી, સ્ત્રી૦** સ્વેચ્છાપૂર્વક, સ્વતંત્રપણે, રાજી ખુશી
**આપગા, સ્ત્રી૦** નદી, સરિતા
**આપઘાત, સ્ત્રી૰ પુ૰** આત્મઘાત
**આપણુ ન૰**મજાર, ચૌદુ ૨ **સ૰** આપણે.
**આપણે, સ૦** હુ અને તમે ૨ હુ (વ્યગમા) 'આપણે જુદુ શાસ્ત્ર ભણ્યા છીએ' ૩ તમેના અર્થમા "ભાઇ, એ તો એમજ હોય, આપણે કારભાર કરો ત્યારે સરત રાખજો "-સ૨૦
**આપત, સ્ત્રી૦** (સ૰) આપત્તિ ૨ કમાઇ, આયપત ૩ દુખ, પીડા ૪ મુશ્કેલી
**આપત્કાળ,પુ૦**(સ૰ આ-સુધી+પદ્-જવુ+કાળ) આપત્તિનો સમય, આફતકાળ, સકટ, દૈવ્યકોપ
**આપત્તિ, સ્ત્રી૦** (સ૦) દૈવકોપ, હોનારત, કોપ, અકસ્માત્ બનેનો માઠો બનાવ, સકટ, આફત
**આપત્ય, ન૰** સતાન, છોકરૂ
**આપદા, સ્ત્રી૦** (સ૰) આપત્તિ, સકટ, વિપત્તિ
**આપદ્ધર્મ, પુ૰** (સ૰) આપત્તિ પડયાને લીધે ન આચરવા જેવા જે કર્મ કરવા પડે તે
**આપનાર, વિ૦** દાતા, દેનાર
**આપન્ન, વિ૰** (સ૦) જેને માથે મોટુ સકટ આવી પડલુ હોય તે ૨ ઘેરાએલુ, પ્રાપ્ત થએલુ
**આપન્યા, સ્ત્રી૦** (સ૦) પોતાની સ્થિતિનુ ભાન તે ૨ સતોષ, તૃપ્તિ, ૩ ચિત્તસમાધાન
**આપમતલબી, વિ૦** પોતાનોજ ફાયદો વિચારી કામ કરનાર, સ્વાર્થી, સ્વાર્થપરાયણ
**આપમતીઉ, વિ૰** પોતાનુજ ખરૂ એવા વિચાર પ્રમાણે વર્તનારૂ,મમતીલુ ૨ બીજાને પત ન કરતા પોતાનાજ ધાર્યા મુજબ કરનાર, જક્કી, મતીલુ
**આપમુખત્યાર, વિ૰** કોઇને તાબે નહિ તે પોતાનીજ ઇચ્છા પ્રમાણે વર્તનાર, સ્વતંત્ર
**આપલે,સ્ત્રી૰**આપવુ અને લેવુ તે,ધીરધાર,લેણદેણ
**આપવુ, ક્રિ૦ સ૰** (સ૰ અર્પ્-આપવુ) પોતાની વસ્તુ બીજા પાસે જાય તેમ કરવુ, દેવુ **આપી દેવુ**—બીજાને હવાલે કરવુ **આપશો તેવુ પામશો**—જેવુ વાવીશુ તેવુજ લણીશુ, જેવુ કર્મ તેવુ ફળ **આપીને માગે તેની અક્કલ જાય આવે**—સ્વાર્થ સુધીજ સારાપણુ. **આપવા લેવાનાં કાટલાં જુદા**—બોલવુ એક ને કરવું બીજુ **આપી વિસરવુ**—આપી દેવુ, દત્તવુ.

**આપસઆપસમા**,અ૦આપઆપમા,અ દરઅદર,
**આપસમાન**, વિ૦ પોતાના જેવુ [અરસ્પરસ
**આપસ્વાર્થ**, પુ૦ આત્મહિત, પોતીકો સ્વાર્થ, એકલપેટાપણુ. [નિષ્ટ, સ્વાર્થિ
**આપસ્વાર્થી**, વિ૦ મતલબી, એકલપેટુ, સ્વાર્થ-
**આપા**, પુ૦ (અ૦) ભાઇ, ભાઈસાહેબ ( માન ભરી રીતે બોલાવવામા વપરાતો શબ્દ વિના-ચકરાવ આપા )
**આપીડ**, પુ૦ માથાનો શણગાર, મુગટ
**આપુ**, ન૦ આપપણુ, હુંપણુ, મારાપણુ ૨ સ૦ આપ, જુઓ [આપનાર
**આપુશાહ**, પુ૦ ગૃહસ્થ, શાહુકાર, દેવુ ચુકવી
**આપેક્ષા**, સ્રી૦ (સ૦) ઇચ્છા આશા, ઉમેદ ૨ ગરજ, મતલબ
**આપો**, પુ૦ બાપ, પિતા (ભરવાડમા)
**આપોઆપ**, અ૦ પોતાની મેળે,સ્વાભાવિક રીતે, કુદરતી રીતે
**આપોઆપ**, સ૦ પોતેજ, જાતે, ખુદ
**આપોપુ**, ન૦ પોતાપણુ, આપપણુ ૨ ટેક, પણુ ૩ પોત, વજન ૪ અ૦એનીમેળે,કુદરતીજ
**આપોશન**, ન૦ જમતા પહેલા પાણીનુ આચમન કરવુ તે
**આપૃચ્છા**, સ્રી૦ (સ૦) વાતચીત, ખબર અતર પૂછવી તે ૨ પરવાનગી ૩ પડપૂછ
**આપ્ત**, વિ૦ (સ૦) સગુ, સબધી ૨ વિશ્વાસુ સ્વીય; અગત ૩ મેળવેલુ, પામેલુ
**આપ્તજન-વર્ગ**, પુ૦ (સ૦) સગાવહાલા-સબધી ૨ વિશ્વાસુ માણસો, પોતાનુ મડળ
**આપ્તિ**, સ્રી૦ (સ૦ આપ-મેળવવુ) મળવુ-પામવુ તે ૨ સબધ, જોડાણ સયોગ ૩ લાભ
**આપ્સા**, સ્રી૦ (સ૦) જટા
**આફણીએ**, અ૦ પોતાની મેળે; આપે સહજ ૨ વ્યર્થ,નકામુ જવુ ૩ એકદમ, ઓચીંતુ 'આફણીએ આવી ઉભો રહેશે,વહેલો એ સર્વથી પહેલો'
**આફત**, સ્રી૦ (અા૦) આપત્તિ, સકટ,આપદા, મુશ્કેલી. **આફત આવી પડવી**—દુખ આવવુ ૨. આરોપ આવવો **આફત ખમવી**—દુખ સહન કરવુ, જોખમ ખેડવુ **આફત ટાળવી**—દુખ-સકટ વિદારવુ, સકટમાથી છોડાવવુ
**આફતાબ**, પુ૦ (ફા૦) સૂરજ ૨ તડકો, તાપ. ૩ પ્રકાશ, તેજ
**આફતાબગીરી**, સ્રી૦ (ફા૦) છત્રી, છત્ર.
**આફયડુ**, અ૦ અમથુ, એની મેળે, આપુરૂં
**આફરવુ**, ક્રિ૦ અ૦ પેટ ચઢવુ, **આફરો થવો**
**આફરી જવુ**,અ૦રોગથી ફૂલી જવુ,૨ **આફરોચઢવો.**
**આફરીન**, સ્રી૦ (ફા૦) વખાણ, સાબાશી ૨ અ૦ સાબાશ! ધન્ય! વા વા! ઠીક કર્યું! ૩ કુરબાન થવુ, વારી જવુ
**આફરો**, પુ૦ બધકોશને લીધે પેટમાના વાયુનું ફૂલાઇને ઉચે ચઢવુ તે ૨ મીણો ચઢવો
**આફલાતુન**, વિ૦ મોટુ, ઉત્તમ, સરસ
**આફળવુ**, ક્રિ૦ અ૦ નિષ્ફળ-નકામુ જવુ ૨ વાગવુ પછડાવુ ૩ પટકાવુ, અથડાવુ
**આફો**, અ૦ આણીમેર-ગમ, આતરફ-મેર
**આફિડેવિટ**, સ્રી૦ (અ૦) સરકારમા સોગન ઉપર જે પ્રતિજ્ઞા કરવી તે, ઇકરાર, કબુલાત.
**આફિસ**, સ્રી૦ (અ૦) કામ કરવાનુ ઠેકાણું, કચેરી, અદાલત ૨ વહેપારીની પેઢી, દુકાન. ૩ કામ, અધિકાર
**આફુસ** સ્રી૦ (પોર્ટુ૦ ઍાલ્ફોન્સો) એક જાતની કાપીને ખાવાની કલમી કેરી
**આફુરૂ**, સ૦ એની મેળે, પોતાની મેળે
**આફોડુ**, અ૦ આફુરૂ, આપોઆપ, વગર પ્રયાસે
**આબ**, ન૦ (ફા૦) પાણી, જળ, ઉદક ૨ તેજ, કાંતિ, નૂર ૩ પાણી, ધાર, તિખાશ ૪ મૂલ. માલ, દમ
**આબકદુબક**, પુ૦ ગીલીદડાની રમતમા એક દાવ
**આબકારી**, સ્રી૦ (ફા૦) ભિસ્તીનુ કામ. ૨ દારૂ ગાળવાનુ કામ ૩ દારૂ અને બીજી કેફી ચીજો ઉપર લેવાતો સરકારી કર [મોનું વાસણ
**આબખોરો**, પુ૦ (ફા૦) પડઘીવાળુ નાનુ પહોળા
**આબદા**, સ્રી૦ આપદા આપત્તિ, આફત
**આબદાગિરિ**, સ્રી૦ અબદાગિરિ, મોટુ છત્ર
**આબદાર**,વિ૦(ફા૦)તેજસ્વી,પાણીદાર ૨ મૂલ્યવાન.

**આબનુસ,** ન૦ (ફા૦) એક જાતનુ લાકડુ
**આબન્ધ,** પુ૦ પ્રેમ ૨ દઢબધન ૩ જોતરૂ
**આબરૂ,** સ્ત્રી૦ (ફા૦ આબ + રૂ–ચહેરો) લોકમા પડેલી મારી છાપ તે, માન, પ્રતિષ્ઠા, ઇજ્જત ૨ વખાણ, સાબાશી, તારીફ ૩ યોગ્યતા, લાયકી **આબરૂના કાકરા**—આબરૂની ધૂળધાણી ફજેતી, બેઆબરૂ **આબરૂપર હાથ નાખવો**–કોઇની આબરૂ લુટવી-લેવી ૨ છિદ્ર ખોલવા ૩ સ્ત્રીના પતિવ્રતનુ ભગ કરવુ,આબરૂ લેવા તજવીજ કરવી. **આબરૂ મળવી**—પકાવુ,વખણાવુ
**આબરૂદાર,** વિ૦ (ફા૦) નામાકિત, આમન્વાળુ, ૨ સાહુકારીવાળુ
**આબાદ,** વિ૦ (ફા૦) ભરેલુ વસેલુ બહોળા વહેપારવાળુ (**શેહેર**) ૨ ખેડાએલુ, ફળવત (**જમીન**) ૩ સુખી જે જે જોઈયે તેથી અનુકૂળ (**લોક**) ૪ ફતેહ મળી હોવુ તેવુ (**કામ**, ધધો) ૫ સલામત, નુકસાન ન થએલુ હોય તેવુ (**જાનમાલ,** ઇ૦) ૬ ખુશનુમા, ઝાડ પ.-નથી ભરેલુ (**વાડી**) ૭ અતિશયપણુ ઘણુજ, સપૂર્ણ (**જમીનનો પાક**) ૮ ચૂક વગરનુ–તાકયા પ્રમાણે, બરાબર (**તીર,** ઇ૦) ૯ કાયમ, નિત્ય, હમેશ 'દોલત આબાદ રહો'
**આબાદાની,** સ્ત્રી૦ (ફા૦) આબાદી, ચઢતી દશા, ઉત્કર્ષ
**આબાદી,** સ્ત્રી૦ આબાદાની,ચઢતી દશા, ઉત્કર્ષ
**આબાલવૃદ્ધ,** અ૦ (સ૦, બાળકથી માડીને તે ઘરડા સુદ્ધા સઘળા
**આબુવો,** પુ૦ એક જાતનો વેલો, એને વાલોળ જેવા ફાફડા ફળ આવે છે
**આબેહુબ,** વિ૦ (ફા૦ આબ + હુ–પેલુ) અસલ હોય તેવુજ, અસલની ખરી નકલ, "જાણે તેજ–આબેહુબ ચિતાર"
**આબોહવા,** સ્ત્રી૦ (ફા૦ આબ + હવા) પાણી અને હવા હવાપાણી દેશપ્રકૃતિ, મનુષ્યને અનુકૂલ અને આરોગ્યને સુધારનાર જે હવા તે
**આભ,** ન૦ (સ૦ અભ્ર) આકાશ, ગગન ૨ વાદળ, મેઘ, વરસાદ **આભ જમીન એક થવી**—ઉત્પાત થવો, મોટો અનર્થ થવો ૨ ગજબ થઈ જવો, મહા મુશ્કેલી આવી પડવી. **આભ જમીનનો ફેર**—ઘણોજ તફાવત **આભ તૂટી પડવુ**—દુ ખનુ વાદળ માથે આવી પડવુ ૨ અતિશય સકટમા ઘેરાઈ જવુ, ગજબ થવો **આભના** તારા ઉખાડવા—બહુ જોર કરવુ, અશક્યને શક્ય કરવા જેવો પરિશ્રમ લેવો **આભના** તારા દેખાડવા—અતિશય દુ ખ પાડવુ, વીતાડવુ **આભ** સાથે બાથ ભીડવી–શક્તિ ઉપરાત કામ કરવા જવુ,મોટા સાથે બાકરી બાધવી–લડવુ પાર ન પડે તેવા મનસુબા કરવા
**આભડછેટ,** સ્ત્રી૦ અડકયાથી જે અશુદ્ધ થવુ તે ૨ અમુકને અડકયાનો દોષ છે એવો વ્યવહારમા ચાલતો જે રિવાજ તે ૩ જેથી અભડાવાય તે, અપવિત્રતા, અટકાવવાળી કે પ્રસૂતાને અડવુ તે ૪ રજ, ન અડાય તેવી વસ્તુ તે
**આભડવુ,** ક્રિ૦ અ૦ અડવુ, અભડાવુ **આભડવા જવુ**—કોઈ મરી ગયુ હોય ત્યા જવુ, સ્મશાનમા જવુ, ડાઘુમા જવુ
**આભરણ,** ન૦ (સ૦) અલકાર, ભૂષણ, વસ્ત્ર વરેણા ૨ શોભા, શણગાર
**આભલુ,** ન૦ આભ, વાદળુ ૨ આરસી, ચાટલુ
**આભા,** સ્ત્રી૦ કાન્તિ,તેજ,પ્રકાશ ૨ શોભા,સુદરતા
**આભારી,** વિ૦ (સ૦ આ + ભૃ–ધારણ કરવુ) જેની ઉપર ઉપકાર થએલો હોય તે ૨ જે કરેના ઉપકારને સમજતુ હોય તે, ઉપકૃત, કૃતજ્ઞી ૩ ઓશિયાળુ
**આભાલાડુ,** પુ૦ મોટીવાત, મોટી આશા ૨ [ખોટી મોટાઇ
**આભાવ,** પુ૦ (સ૦) વહેમ, સદેહ શકા, ૨ કલ્પના, ભ્રમ
**આભાસ,** પુ૦ (સ૦ આ + ભાસ્)મે વસ્તુનુ સરખુ દેખાવુ તે ૨ કલ્પના, ચિત્તમા ઝાખુ જણાવુ તે ૩ ઝાખો જૂજ પ્રકાશ ૪ દેખાવ, ડોળ
**આભોયા,** પુ૦ આ ભાઈ, આ સખસ
**આભીર,** પુ૦ (સ૦) ગોવાળીઓ, આહીર, ગોપ ૨ ભરવાડ, રબારી [રબારણ
**આભીરી,** સ્ત્રી૦ (સ૦) ભરવાડણ, આહીરડી,

**આબુ**, વિ૦ ( સ૦ અદ્ભુત ) ચકિત, દીંગ, બહાવરૂ, ગભરાએલુ, વિસ્મય પામેલુ
**આભોક,પુ૦**(સ૦)કબજો,ભોગવટો ઉપભોગ વહીવટ ૨ ધ્રુપદના ત્રણ ભાગમાનો છેલ્લો ૩ માડવાળ
**આભુષણ, ન૦** (સ૦) ઘરેણુ, શણગાર,અલકાર
**આભ્યન્તર, વિ૦** (સ૦) અદરનુ, માહેલુ ૨ ખાનગી, દીલનુ ૨ ન૦ અદરનો ઓરડો, ગભાર
**આમ, વિ૦** (આ૦ આમ) સાધારણ, સાર્વજનિક ૨ ન૦ લોક, સાધારણ લોક
**આમ, અ૦** (સ૦ અદસ–આ) આ પ્રમાણે, આ રીતે ૨ આ તરફ, અહીંઆ, આ ઠેકાણે, અમુક એક બાજુ
**આમ, પુ૦** (સ૦) કાચો મળ, જળસ અતિસાર જેવો રોગ,મરડો ૨ એક જાતનો અજીર્ણનો રોગ
**આમ, સ્રી૦** (સ૦ આમ્ર) કેરીનો રસ
**આમચું, ન૦** કોકમ (સુકા) [ચૂરાનુ અથાણુ
**આમચુર, ન૦** (સ૦ આમ્રચૂર્ણ) છુદો, કેરીના
**આમટ, વિ૦** ખાટુ, ખટાશવાળુ
**આમજ,અ૦**નક્કી એજરીતે, એમજ,એજપ્રમાણે
**આમટી, સ્રી૦** આબલીના પાણીની કઢી
**આમણ, સ્રી૦** આમળ પેટમાના આતરડા ૨ પેડાને લગતો એક ભાગ [અરસ્પરસ
**આમણસામણ, અ૦** સામસામા, એક બીજાને,
**આમણસારો ગધવક, પુ૦** (આમળ+સાર+ગધવક)એક જાતનો આમનુ સારણ કરનારો ગધક
**આમતેમ, અ૦** અહીંતહીં જ્યાત્યા
**આમદ સ્રી૦** આવક, કમાઇ ૨ આગમન, આવવુ તે, આવક 'કેરીની આમદ નથી'
**આમદાની,સ્રી૦**(ફા૦) આવક, પેદાશ,૨ આવવુ, આગ ૨ આબાદી, વિભૂતિ
**આમત્રણ, ન૦** (સ૦+મત્ર–તેડવુ) બોલાવવુ–તેડવુ તે,તેડુ,નોતરૂ, ઈજન ૨ આણુ
**આમન્યા, સ્રી૦** મર્યાદા,માન ૨ વિવેક ૩ આજ્ઞા
**આમય, પુ૦** (સ૦) રોગ વ્યાધિ
**આમરસિયા, વિ૦** કેરીના રસ જેવા ૨ ગનુ
**આમલસાર, પુ૦** શિખર ઉપરનો આમળાવાળો ભાગ 'દેવળના આમલસાર, કળશ અને બીજા ઈંડ ઉપર અનુક્રમે બે ત્રણ અને ચાર સ્વરો કર્યા'–કુ પ્રબ ૧
**આમલી, સ્રી૦** (સ૦ આમ્લિકા) એ નામનુ ઝાડ અને તેનુ ફળ એના બીઆને ચિચૂકા કે કચુકા કહે છે આમલી ખાટી હોય છે ચિચૂકાનો લોટ રગવાના કામમા આવે છે
**આમલીપીપળી,સ્રી૦**એક જાતની છોકરાની રમત
**આમવાયુ, પુ૦** અપચાને લીધે થતો સાધાનોરોગ
**આમસરા, સ્રી૦** મહેલ્લો, ફળિયુ, પોળની વચ્ચેની છૂટી જમીન
**આમળ, સ્રી૦** આતરડાના છેક નીચલા ભાગનુ ગાડની કુલડીની બહાર નીકળવુ તે, આમેલ ૨ ગર્ભાશય પડવુ–જનન નાળનુ બહાર ધસી આવવુ તે ભાડુ
**આમળતુ, વિ૦** અમળાતુ, ચૂક આવે તેમ ૨ વળ દેતુ [વળ દેવા, વણવુ
**આમળવુ, ક્રિ૦ સ૦** જોરથી વાકુ વાળવુ ૨
**આમાત્ય, પુ૦** વજીર, દિવાન, પ્રધાન.
**આમાતિસાર, પુ૦**(સ૦)મરડો, સગ્રહણી, આમ
**આમળુ, ન૦** (સ૦ આમલક) એક જાતનું ખાટુ ફળ (એની ત્રણ જાત છે દેવઆમળાં, ચોરઆમળાં, અને રાયઆમળા ) આમળા જેવડુ–મીડુ, રદ્દ બાતલ, ધબાયનમ આમળુ કાઢવુ-થકવવુ કાયર કરવુ, ખૂબ માર મારવો
**આમળીઉ ન૦** બે ત્રણ જાડા તારવાળુ વળ દીધેલુ વળ જેવી ભાતવાળુ કડુ
**આમળો, પુ૦** ચિહ્ન, નિશાન, વળ ૨ (મનમા) ગાઠ, અદેખાઇ, ટેક, અભિમાન, મરડાટ, દ્વેષ
**આમર, પુ૦** કેરીનો રસ (આમ્રરસ)
**આમરણ-ણાન્ત, અ૦** (સ૦) મરણ લગી
**આમાન્ન, ન૦** ( સ૦ ) કાચુ અનાજ, બ્રાહ્મણોને આપવાનુ કાચુ અન્ન તે
**આમિષ, ન૦**(સ૦)માસ ૨ લાચ ૩ લાલચ,લોભ
**આમીન, અ૦** (આ૦) હોઓ અસ્તુ ઇતિશમ્, શ્રીરસ્તુ [પેલી દુનીઆનુ
**આમુષ્મિક વિ૦** ( સ૦ ) પરલોક સબધી,
**આમેજ, વિ૦** (ફા૦) સામેલ, મેળવી દીધેલુ.

**આમે,** અ० ( આમ+એ ) વળી આ પ્રમાણે, કોઈ પણ રીતે
**આમોદ,** પુ० (સ०)સુગંધ,સુવાસ ૨ હર્ષ,આનંદ
**આમ્ર,** પુ० (સ०) આંબો,કેરી, સહકાર, રસાલ
**આમ્નાય,** સ્ત્રી० (સ०) વિધિ, રૂઢિ, રિવાજ ૨ વેદ, શ્રુતિ ૩ સંપ્રદાય મત
**આમ્લ,** વિ० (સ०) ખાટું
**આય,** સ્ત્રી० શક્તિ કૌવત, બળ
**આય,** પુ० (સ०) લાભ, આવક, પ્રાપ્તિ, આવદાની ૨ (જનાનખાનાનો) નાઝર
**આયખુ,** ન० આયુષ્ય, આવરદા
**આયડુ,** પુ० ગોવાળીઓ, ગોવાળ ૨ ઢોરોનું ચરવા જવું તે [આશ્રમ ૨ દેવસ્થાન, ચૈત્ય
**આયતન,** ન० (સ० આ +યત્-પકડવું ) ઠેકાણું
**આયતુ,** વિ० વગર મહેનતે મળેલું,મફત,તૈયાર **આયતા પર શયતુ**-તૈયાર પર તાગડધિન્ના
**આયદો,** પુ० એક હકદારે બીજા ભાગીદારને આપવાનો મુકરર કરેલો ભાગ તે
**આયના,** સ્ત્રી० અદબ, માન, માઝા
**આયનો,** પુ० (ફા०) આરસો તથા દર્પણ
**આયંદે,** અ० ( ફા० આમદન્ આવવું ) હવે પછી,આજે પછી અને પર ૨ આખરે, સરવાળે
**આયપત,** સ્ત્રી० આવક પેદાશ, આમદાની,કમાઇ
**આયપતવેરો,**પુ० કમાઇ ઉપરનો કર,ઇન્કમટેક્સ
**આયા,** સ્ત્રી० બાળક છોકરાને ધવરાવવા અને ઉછેરવા માટે પગાર આપી રાખેલી જે સ્ત્રી તે,ધાવ
**આયાત,** સ્ત્રી० (સ० આ+યા આવવું) પરદેશી વસ્તુનું બંદરમાં દાખલ થવું તે, આવવું તે ૨
**આયામ,** પુ० દીર્ઘતા, લંબાઈ [વિ० આવેલું
**આયાસ,** પુ० (સ० આ+યસ્-મહેનત કરવી) મહેનત, તસ્દી, વૈતરૂં
**આયાસી,** વિ० (સ०)મહેનતુ, ઉદ્યોગી ૨ દુઃખપ્રદ, કપરૂં ૩ થાકેલું બેજાર થએલું ખિન્ન
**આયુ,** ન० (સ०)જન્મથી મરણ સુધીનો વખત, જીવનકાળ, આવરદા, આયુષ્ય
**આયુધ,** (સ० આ+યુધ્+) હથિયાર અસ્ત્રશસ્ત્ર ૨ યુદ્ધ સાહિત્ય આયુધ છત્રીસ જાતના છે (જુઓ ગુજરાતી શબ્દકોષ ) **આયુધ બાંધવાં**—હથિયાર સજવા **આયુધ છોડવા—**હથિયાર તજી દેવા, નાસીપાસ થવું, વાનપ્રસ્થ થવું
**આયુર્વેદ,** પુ० (સ०) આર્યોનું વૈદકશાસ્ત્ર.
**આયુશ,** ન० (સ०) આયુષ્ય, આવરદા.
**આયુષ્માન્-વાન્,**વિ०(સ०)લાંબા આયુષ્યવાળું, લાંબી જીંદગીનું ( આશીર્વાદમાં ) **આયુષ્માન ભવ**—ઘણું જીવો
**આયુષ્ય,** ન० (સ०) આયુ જીંદગી, આવરદા.
**આયુષ્યદોરી,** સ્ત્રી० (સ०)જીવનદોરી, જીંદગી.
**આયુષ્યમર્યાદા,** સ્ત્રી० (સ०) આયુષ્યની હદ,
**આર,** સ્ત્રી० આણી અણીદાર લોખંડનો કકડો, રેખ, સોય, અંકુશ, પરોણી
**આર,** પુ० પાણીનો વોહ, ખેંચ તાણ ૨ (સ० આહાર) આહાર, ખાધ લુગડાને અક્કડ બનાવવા ઘોબી જે વઉંનું પાણી વાપરે છે તે,કાંજી,ખેળ.
**આરક્ત,** વિ० (સ० આ—સહેજ+રક્ત) રાતું, લાલાશ પડતું ૨ અનુરાગ
**આરગણુ,** ન० મોચીનું એક ઓજાર,આર
**આરગન,** ન० (અં० ઑરગન) વાજું, કુંચી આપવાથી નાના પ્રકારના મધુર રાગથી વાગતી વાજાની પેટી
**આરચા,**સ્ત્રી०(સ० અર્ચ્-પૂજવું)આર્યા,જુઓ.
**આરજા,** સ્ત્રી० ( આર્યા ) સંસાર ત્યાગ કરી વિરાગી થએલી જૈનમાર્ગી સ્ત્રી, ગયણીજી
**આરજુ,** સ્ત્રી० (ફા०-આર્જુ-આશા ) ઇચ્છા, મરજી ઉમેદ, આશા, ૨ ચિંતા, કાળજી, ૩. આતુરતા, અધીરાઇ
**આરજુમંદ,** વિ० (ફા०) આશાવાળું,ઉમેદવાળું, ૨ ચિંતાતુર, કાળજીવાળું ૩ આતુર
**આરડવુ,** ક્રિ०અ०(સ० અવ-નિચે+રટ્-ગાવું) ગળામાંથી ખેંચીને અવાજ કાઢવો, ગાધરડવું, રેંકવું ૨ મોટાને બેસુરો અવાજ કાઢવો
**આરણકારણ,** ન० બહાનું, મિષ, નિમિત્ત ૨ અચોક્સ, ઢચુપચુ
**આરણીઓ,** પુ० આડણી, ત્રિપાઈ
**આરણી,** સ્ત્રી०(મ० ઓડણી)આડણી,ત્રિપાઇ.

**આરત, વિ૦** (સ૦આર્ત) દુખી, પીડિત ૨ જરૂરનુ; ન ચાલે તેવુ ૨ **સ્ત્રી૦** હોસ, ઇચ્છા ૩ ઓરીઓ, કોડ

**આરતી, આ૦** (સ૦ આર્તિ) પીડા દુખ, પીડા, પૂજાની સમાપ્તિ પછી કપુરનો દીવા દેવ સામે રાખી ઉતારવો તે દીપ દર્શન કરાવવુ તે ૨ જે પાત્રમા દીવો પ્રગટીને ઉતારવામા આવે તે, ૩ આરતી ઉતારતા જે ભજન ગાવામા આવે તે **આરતી ઉતારવી**—હાથે ઝાલીને વીઝવુ, મારવુ ૨ નિરુદ્યમી રહેવુ, ૩ વખાણના ગીત ગાવા આરતી લેવી–દેવની ઉપર ઉતારેલા દીવાના ઓવારણા લેવા—વાદવુ

**આરતીઉ, વિ૦** દુખી પીડિત ૨ ગરજાઉ,કારજુ, ગરજુ,૩ આરતી કરવાનું પાત્ર [૨ રક્ષણ

**આરથી, પુ૦** હાથીના કુભસ્થળનો નીચલો ભાગ

**આરદ્રા, ન૦** ૨૭ નક્ષત્રમાનુ ૬ ઠુ નક્ષત્ર

**આરપાર, અ૦** એક છેડાથી બીજા છેડા સુધી ઠેઠ સગગ ૨. એક પારથી બીજે પાર જવુ તે

**આરબ, પુ૦** (આ૦ અરબ) અરબસ્તાનનો વતની **આરબની ચોકી**—સખત દેખરેખ

**આરબી, વિ૦** આરબનુ–સબધી (ભાષા વગેરે)

**આરબ્ધ, વિ૦** (સ૦) આરભેલુ, શરૂ કરેલુ

**આરબ્ધ, ન૦** (સ૦) કર્મનો એક પ્રકાર (સચિત, ક્રિયામણ પ્રારબ્ધ ને આરબ્ધ) જે કર્મનુ ફળ તત્કાળ મળે છે તે

**આરભટી, સ્ત્રી૦** (નાટ્ય શાસ્ત્રમા) રૌદ્ર, ભય અને બિભત્સ એ ત્રણ રસ જેમા આવ્યા હોય તે

**આરબી, વિ૦** સરસ, ઉત્તમ

**આરભ, પુ૦** (સ૦ આ + રમ્-રમવુ) ૨ પ્રારભ, પહેલ શરૂઆત ૨ મૂળ, આદિપણુ, ૩ ઉપક્રમ, મગળ કરવુ તે

**આરભવુ, ક્રિ૦ સ૦** આરભ કરવો, શરૂ કરવુ

**આરભશુર, વિ૦** (સ૦) માત્ર આરભ વેળાજ ઉત્સાહી પણ પછી નરમ પડી જાય તેવુ

**આરભાવવુ, ક્રિ૦સ૦**શરૂ કરાવવુ, પહેલ કરાવવી

**આરવા, પુ૦** અતકરણ, મન

**આરવે, પુ૦** ઘણુ જમ્યા પછી થતી અકળામણ તે

**આરસપહાણ, પુ૦** (આદર્શ + પાષાણ) લીસો ગળકતો એક જાતનો પત્થર, સગેમરમર.

**આરસી, સ્ત્રી૦** (સ૦ આદર્શ) મો જોવાનો કાચ, આયનો, ખાપ, દર્પણ, આરીસો

**આરસીગરા, પુ૦** (ફા૦ આરસી + ગર) આરસી બનાવનારા

**આરસીછલ્લો, ન૦** જેમા ખાપ જડી હોય તેવી વીટી, આરસી છાપા

**આરસો, પુ૦** તખ્તો, દર્પણ, આયનો આરીસો ૨ કાચમા બેસાડેલુ, કાચપર ચીતરેલુ ચિત્ર-છબી

**આરાધન, ન૦** (સ૦ આ + રાધ–પ્રસન્ન કરવુ) ઉપાસના પૂજા, સેવા ૨ ભક્તિ

**આરાધના, સ્ત્રી૦** (સ૦) પૂજા, સેવા, ભક્તિ

**આરાધવુ, ક્રિ૦ સ૦** પૂજા-સેવા કરવી, ભજવુ

**આરાધ્ય, વિ૦** (સ૦) આરાધવાને યોગ્ય, પૂજ્ય

**આરામ, પુ૦** (સ૦ આ + રમ્–કરવુ) બાગ, ઉપવન, બગીચો

**આરામ, પુ૦** (ફા૦) ફેર પડવો તે રોગ મુક્તિ, શાન્તિ, આસાએશ, વિશ્રાન્તિ, થાક ખાવો વે, નિરાતે બેસવુ તે ૩ ફુરસદ, નવરાશ

**આરામખુરશી, સ્ત્રી૦** ફગગતપણે સૂઇને વિશ્રાંતિ લઇ શકાય તેવી ખુરશી

**આરામગાહુ ઘા, પુ૦** સ્વર્ગે જવુ તે,હમેશ માટે આરામ લેવા જવુ તે

**આરામિક, પુ૦** બાગ સાચવનાર, માળી

**આરારૂટ, ન૦** (અ૦ એરોરૂટ) એક જાતનુ કદ

**આરાવાક્ષા, પુ૦** પૂર્વજના દિવસ, શરાધીઆના દિવસો

**આરાસુરી, સ્ત્રી૦** (આરાસુર એ આબુના પહાડનુ એક શિખર છે) આરાસુરમા રહેનારી દેવી, અબા માતા

**આરાસ્તગી, સ્ત્રી૦** (ફા૦ આરાસ્તન્–શોભાવવુ) શોભાની તૈયારી, શણગાર ૨ યોજના, તજવીજ, ગોઠવણ, વ્યવસ્થા, બદોબસ્ત

**આરાસ્તે, વિ૦**(ફા૦) તૈયાર કરેલુ ૨ શણગારેલું ૩ વ્યવસ્થિત, ગોઠવેલુ [પાડી નાખવો તે

**આરીઆં,ન૦**હોડી વહાણ વગેરેનો સઢ ઉતારી–

**આરી, સ્ત્રી૦** નાનુ વહેરવાનુ હથિયાર, કરવતી. ૨ મોચીનુ ભોક પાડવાનુ ઓજાર

**આરીકે ન૦** એક જાતનુ શાક, ચીભડુ.

**આરીકારી, સ્ત્રી૦** ચતુરાઇ, કૌશલ્ય. ૨ ઉસ્તાદી; ચાલાકી, દાવપેચ.

**આરીસો,** પુ૦ આયનો, દર્પણ, ચાટલુ
**આરૂઢ,** વિ૦ ચઢેલુ, બેઠેલુ
**આરે આવવુ,** ક્રિ૦ ગાય ભેસ વગેરેનુ આર્તવે આવવુ—ગર્ભાધાનનો સમય પ્રાપ્ત થવો ૨ કિનારે આવી પહોચવુ ૩ અમુક કાર્ય પૂર્ણ થવા આવવુ
**આરેડુ,** વિ૦ ( સ૦આ–મહુ+ રુદ્–રોવુ ) બહુ રોનારૂ,કજિયાખોર [થયે,છેવટે,આખર વખતે
**આરેતારે,** અ૦ પાકવા આવ્યુ હોય તેમ, પૂર્ણ
**આરો,** પુ૦ છાણાનો ઉબાળો ૨ ઓવારો, ઘાટ, તીર તટ,કાંઠો ૩ છેડો અત,નિકાન ૪ પૈડામા નાભીથી તેના પરીઘ સુધી લાકડાના જે ઉભા કકડા હોય છે તે ૫ રેટિયાના ચક્કરનો ( જેની ઉપર માળ ફરે છે ) અકેકેકો દાંડો ૬ માર્ગ, સાધન, રસ્તો
**આરોગવુ,** ક્રિ૦ ભોજન કરવુ, જમવુ, ખાવુ
**આરોગ્ય,** ન૦ ( સ૦ ) સુખાકારી, રોગથી દુર હોવુ તે, તદુરસ્તી ૨ વિ૦ કુશળ, નિરોગી
**આરોગ્યતા,** સ્ત્રી૦ સુખાકારી
**આરોગ્યરક્ષક** વિ૦ તદુરસ્તી રાખે તેવુ
**આરોગ્યરક્ષણ,** ન૦ તદુરસ્તીની સાચવણી તે
**આરોગ્યશાળા,** સ્ત્રી૦(સ૦)દવાખાનુ,હોસ્પિતાલ
**આરોતારો,** પુ૦ એક જાતનુ ઘાસ ( એની ટોપલીઓ ગુથાય છે
**આરોપ,** પુ૦ (સ૦ આ + રુહ્–ચઢવુ ) ચઢાવવુ તે, જેનામા જે ન હોય તે તેમા છે એમ કહેવુ તે,એકનાગુણ દોષ બીજાને લગાડવા તે ૨ દોષ, દુષણ, તહોમત, આળ, ગુનો ૩ ઠપકો દેવો તે
**આરોપણ,** ન૦ આરોપવુ તે, પહેરાવવુ તે, ઉભુ કરવુ તે
**આરોપવુ,** ક્રિ૦ સ૦ જેનામા જે ગુણ ધર્મ ન હોય તે તેનામા લગાડવુ ૨ આળ ચઢાવવુ, તહોમત મુકવુ ૩ ઘાલવુ, પહેરાવવુ, ચઢાવવુ,
**આરોપી,** વિ૦ તહોમતવાળુ, ગુનેગાર
**આરોહ,** ન૦ (સ૦) ચઢણુ, ચઢાવ
**આરોહણ,** ન૦ (સ૦) ચઢવુ તે, ચઢણ ૨ ઉદય ૩ પગથીઉ ચઢાવ ૪ ઉપર બેસવુ તે
**આર્જવ,** પુ૦ (સ૦) સરળપણુ, એકમાર્ગીપણુ ૨ કાલાવાલા, ખુશામત, હાજી હા
**આર્ત,** વિ૦(સ૦)પીડિત દુખી વ્યાકુળ,ગભરાએલુ
**આર્તવ,** વિ૦ ઋતુ સબધી ૨ ન૦ રજ, ઋતુ
**આર્તિ,** સ્ત્રી૦ પીડા, દુખ, વિપત્તિ
**આર્દ્ર,** વિ૦ (સ૦) ભીનુ, લીલુ, ભેજવાળુ ૨ કુમળુ, મૃદુ ૩ ઢીલુ, નરમ
**આર્દ્રક,** ન૦ (સ૦) આદુ [કપાય નરમાશ
**આર્દ્રતા,** સ્ત્રી૦ ભિનાશ ૨ કોમળતા ૩ અનુ
**આર્દ્રા,** સ્ત્રી૦ (સ૦) સત્તાવીશ નક્ષત્રો પૈકી છઠ્ઠુ
**આર્ય,** વિ૦ (સ૦)ઉંચાકુળનુ, કુલીન, ખાનદાન ૨ પુ૦ અસલના સુધરેલા લોકો.
**આર્યપુત્ર,** પુ૦ પતિ, સ્વામી, કથ
**આર્યધર્મ,** પુ૦ આર્યલોકોનો ધર્મ, બ્રાહ્મણ ધર્મ
**આર્યસમાજ,** સ્ત્રી૦ સ્વામી શ્રી દયાનદે સ્થાપેલુ ધાર્મિક મડળ, વેદનેજ મુખ્ય ગણી તે પ્રમાણે વર્તનાર મડળ
**આર્યા,** સ્ત્રી૦(સ૦)(કવિતામા) એ નામનુ એક વૃત ૨ સાસુ ૩ બાઈસાહેબ શેઠાણી, કુલીન સ્ત્રી
**આર્યાવર્ત,** પુ૦ (સ૦ આર્ય + આવૃત્–ફરવુ) આર્યલોકે રોકેલો જે દેશ તે, ઉત્તરે હિમાલય તથા દક્ષિણે વિધ્યા પર્વતોની વચ્ચેનો ભાગ તે
**આલ,** ન૦એક જાતનુ ઝાડ ૨ હડતાલ ૩ ટેવ,હેવા
**આલક્ષિત** વિ૦દેખાતુ,જણાતુ ચિહ્નથી બતાવેલુ
**આલખી પાલખી,** સ્ત્રી૦ હાલાર અને ભાવનગરમા રમાતી છોકરાની એક રમત.
**આલણ,** ન૦ ઘેશ, ડખુ
**આલપાકો,** પુ૦ (અ૦) એક જાતનુ ઊનનુ કપડુ
**આલપાલ,** સ્ત્રી૦ ચાકરી, મેવા ૨ છોકરાની માવજત, સભાળ, સારવાર [માણસ જાત
**આલમ,** સ્ત્રી૦ (અ૦) દુનીઆ, જગત, ૨ લોક,
**આલમદુનીઆ,** સ્ત્રી૦ (આ) જગત, વિશ્વ, પૃથ્વી, માણસ જાત ૨ તમામ દેશ
**આલબ,** પુ૦ (સ૦)આધાર,ટેકો, આશ્રય,ધારણ.
**આલબન,** ન૦ સ૦) સહાય, ટેકો, આશ્રય ૨. રસ ઉત્પન્ન કરનારી મૂળ વસ્તુ (કાવ્ય)
**આલબવુ,** ક્રિ૦ અ૦ પહોચવુ, ૨ પકડવુ, આધાર લેવો ૩ ટગાવુ, ટેકો લેવો

**આલય,** ન૦ (સ૦) ઘર, રહેવાની જગા, સ્થાન
**આલવાલ,** પુ૦ ( સ૦ ) ક્યારો
**આલવું,** ક્રિ૰ સ૦ આપવું [આળસ મંદતા
**આલસ્ય,** ન૦ (સ૦ આ + લસ્-યત્ન કરવો)
**આલાપ,** પુ૦ (સ૦ આ + લપ્-બોલવું) રાગ બેસાડવાને અર્થ વિનાનું આ આ આ, કરીને રાગ કાઢવો તે ૨ સ્તુતિનું ગાયન ૩ વાતચીત. ૪ દોષ, આરોપ ૫ બકવાદ
**આલાપવું,** ક્રિ૦ સ૰ ગાવું, રાગ કાઢવો
**આલામત,** સ્ત્રી૰ (આ૰) નિશાની, ચિહ્ન
**આલાલીલું,** વિ૰ સુકાયું ન સુકાયું હોય તેવું, લીલું સૂકું
**આલિંગન,** ન૦ (સ૦) બાથ, કોટી
**આલિંગવું,** ક્રિ૦ (સં૦) ભેટવું, કોટી કરવી, છાતી સરસું ચાપવું, બાથમાં લેવું
**આલી,** સ્ત્રી૦ (સ૦) સાહેલી બેનપણી ૨ ભમરો
**આલીગારૂ,** વિ૰ અટકચાળું, તોફાની
**આલીજાહ,** વિ૰ ( ફા૦ આલીજાહ્-ભવ્ય ) ઘણું મોટું, ભપકાદાર, ભવ્ય
**આલુ,** ન૦ ખોટો આરોપ ૨. એક જાતનું ફળ.
**આલુંચન,** ન૦ કેશ ખુંટવા તે ( યતિ-આરજા થતી વખતે ) [ આવે છે
**આલુબુખાર,** ન૰ એક જાતનું ફળ તે બુરખાથી
**આલે,** વિ૦ [આ૦, સ૰ આર્-લગભગ ] સારૂં, શ્રેષ્ઠ, ૨ વધારે પ્રિય ૩ નજીકનું
**આલેખ,** ન૦ (સ૦) ચિત્ર, ૨ લખાણ, ખતપત્તર ૩ સનદ, પટો ૪ સિક્કો, મુદ્રા
**આલેખન.** ન૰ સનદ-લખાણ કરવું તે, લખાણ ૨ ચિત્ર, રૂપરેખા કરવી ત ૩ ખેડવું-ઉખાડવું તે, કોતરણી [ ૨ ખોતરવું
**આલેખવું,** ક્રિ૦ સ૦ લખવું, ચિતરવું, ૨ંગ દેવો.
**આલેપ,** પુ૦ (સ૦ આ + લિપ્-લિંપવું) લેપ કરવો તે, અર્ચા, આડ, કંટેવાળો. ૨ મલમ
**આલેખની,** સ્ત્રી૦ લેખણું, કલમ ૨ ૨ંગવાની પીછી ૩ ટાંકણું [તે, દર્શન. ૨. ચિતાર
**આલોક,** ન૦ ( સ૦ આ + લોક્-જોવું ) જોવું
**આલોક,** પુ૦ આ જગત, દુનીઆ.
**આલોકન,** ન૦ ધારીને જોવું તે, તપાસવું તે.
**આલોકવું,** ક્રિ૰ સ૰ જોવું, તપાસવું
**આલોચ,** પુ૰ (સ૦ આ+લોચ્-જોવું.) જોવું, વિચારવું ૨ દેખાવ, દર્શન ૩ વિવેચન, વિચાર.
**આલોચન,** ન૦ જોવું તે, દેખાવ ૨. વિવેચન. ૩ કબુલ કરવું તે, આલોયણ, કબુલાત ( પાપની ). 'તે નરપતિ પોતાના પ્રધાનને લઇ ગુરૂ પાસે ગયો અને પૂર્વે કરેલા સર્વ પાપોનું આલોચન કર્યું'-કુ૰ પ્રબંધ. **આલોચના લેવી—કરેલા** સર્વે પાપોની પશ્ચાતાપ પૂર્વક માફી માગવી.
**આલોચવું,** ક્રિ૦ સ૰ વિચારવું, કલ્પનાથી શોધી કાઢવું, ધ્યાનમાં લઇ મનન કરવું
**આલોપાલો,** પુ૰ ઝાડના ઝીણા મોટા પાંદડાં, મૂળિયાં તે ૨ સાદો ખોરાક. (શાકભાજીનો).
**આલોયણ,** ન૰ આલોચન, પાપની કબુલાત.
**આવ,** સ્ત્રી૰ ( સ૰ યા-આવવું ) આવવું તે; આગ, આવક, આયાત
**આવક,** સ્ત્રી૦ આવેલું તે, આવ ૨ રોજગાર, કમાઇ ૩ પેદાશ, આવદાની ૪. આવજા, વારંવાર આવવું તે [હોય,પાવતી ૨ ભરતીઉં.
**આવકચિઠ્ઠી,** સ્ત્રી૦ માલ મોકલ્યાની રસીદ, પ-
**આવકજાક,** સ્ત્રી૰ આવવું જવું તે. ૨. આવતા જતા નાણાંની-કાગળોની નોંધ તે.
**આવકાર,** પુ૦ ( સ૦ આ + યા + કૃ-કરવું ) આવનારને આવો એવો માન આપવાનો સૂચક શબ્દ, સન્માન
**આવચીઆવચી,** સ્ત્રી૰એક જાતનો છોડ તથા તેના બી તેને તુકમરીયા પણ કહે છે
**આવજા,** સ્ત્રી૦ આવવું અને જવું તે, અવરજવર.
**આવટવું,** ક્રિ૦ અ૰ (સ૦ આ + વૃત્-વળવું) નીવડવું, થવું, ઉદ્ભવવું, નીપજવું ૨ ફેરવવું.
**આવડ,** સ્ત્રી૰ આવડવાપણું, આવડત ૨. જ્ઞાન, યુક્તિ, કળા
**આવડત,** સ્ત્રી૦ આવડવું તે ૨ કળા, કિસબ; કરામત ૩ હિકમત, ચાલાકી, ચતુરાઇ. ૪. સમજણ, જ્ઞાન.
**આવડવું,** ક્રિ૦ અ૰ (સં૰આ + વૃત્-ફેરવવું)

હાથમા આવી જવુ, હથોટી બેસી જવી, મગ-જમા ઉતરી જવુ, જાણવુ, સમજવુ
**આવડુ**, વિ૦(સ૦એતાવત્)આટલુ,અમુકજેવડુ
**આવતુ**, વિ૦ ભવિષ્યકાળનુ, હવે પછીનુ ૨ નવુ, શરૂ થતુ
**આવદાની**, સ્રી૦ પેદાશ, ઉપજ, આવક
**આવનજાવન**, ન૦ આવજા, જુઓ ૨ જન્મવુ ને મરવુ તે
**આવરફૂટો**, પુ૦ (સ૦ આયુષ્ય + ફુટ્-બધ પડવુ) આવરદાનો અત; છેડો, મોત ૨ અડ-દાળો, ભાગીતૂટી જવુ તે
**આવરણ**, ન૦ (સ૦ આ + વર્-ઢાકવુ) ઢાકણુ, આચ્છાદન,આડ ૨ અજ્ઞાનનુ પડ-પડદો ૩ આવૃત્તિ
**આવરદા**, ન૦ સ્રી૦ જન્મથી તે મરણ લગીનો વખત જીદગાની, આયુષ્ય
**આવરવુ**, ક્રિ૦ અ૦ વ્યાપવુ, ફેલાવુ, છાઇજવુ ૨ ઘેરી લેવુ, ઢાકવુ
**આવરેજ**, સ્રી૦ પુ૦ (અ૦ઍવરેજ) સરાસરી, પ્રમાણ,અદાજ ૨ ભાગે પડતુ આવે તે, ફાળો
**આવરો**, પુ૦ (ફા૦ આવર્દન-લાવવુ) નોધોને સગનો ચોપડો, રોજમેળ ઉપરથી કાઢેલી આવક જાવકની નોધ ૨ ભભડો, ખાવાની ભાવના તે, ભરભડાટ [ડાળુ ચકરાવો,આટો ગોળ ફરવુ તે
**આવર્ત**, ન૦ (સ૦ આ+વૃત્-ફરવુ)ચકરી, કુ-
**આવર્તન**, ન૦ (સ૦) ફરવુ તે, ચકરાવો, વારે વારે થવુ-કરવુ તે ફરી ફરી વાચવુ લખવુ તે ( પારાયણ )
**આવર્તવું**, ક્રિ૦ અ૦ ફરી વળવુ ઢાકવુ ઘેરવુ
**આવર્તવુ**, ક્રિ૦ સ૦બાથમા લેવુ,આલિંગન કરવુ
**આવર્તાક**, પુ૦ (સ૦) વારવાર ફરી ફરીને આવતો આકડો, પુનરાવર્તી
**આવલ**, ન૦ ( સ૦ આ-નહિ+વળ ) તાજુ ચોખુ પીંજેલુ ૨ [વીટી શ્રેણી
**આવલી**, સ્રી૦ ( સ૦ ) હાર, પક્તિ, ઓળ,
**આવલાં**, ન૦ કોસ, વરત ઇત્યાદિ પાણી ખેચ વાનો ચામડાનો સામાન
**આવવુ**, ક્રિ૦ અ૦ (સ૦ આ+યા-જવુ) છેડુ-ઓછુ થવા કોઈ મનુષ્ય, સ્થળ, ઇ૦ તરફ જવુ પાછુ ફરવુ ૨ નીકળવુ, ફૂટવુ ૩ જણાવુ, અસર થવી, લાગવુ ૪ સમજાવુ, લાગવુ, 'ધ્યાનમા એમ આવે છે " ૫ બનવુ, ઘડવુ, બધાવુ, "પાઘડી ઠીક ન આવી " ૬ તૈયારી પર હોવુ 'ઘર પડવા આવ્યુ છે' ૭ માફક-બેસતુ થવુ "એને ડગલો આવતો નથી' ૮. ગરમીથી સુજવુ 'મો આવ્યુ' **આવી ફસવુ**—આવીને ફસી પડવુ-કમજ થવુ **આવ્યા તેવા ગયા**—ધારેલા કાર્યની સિદ્ધિ ન થઈ હોય તેવી સ્થિતિમા પાછા ગયા, નકામો ફોગટ ફેરો ખાધો ૨ આવ્યાને જરા વાર રહી જતા રહ્યા **આવી બનવુ**—છેડો આવવો, મોત આવવુ નાશ થવો, અત આવવો, બાર વાગી જવા, આફત આવી પડવી. **આવી મળવુ**—ઘડાઇને તૈયાર થવુ, યોગ્ય ઉમરના થવુ ૩ ટાકણા ઉપર એકાએક એકઠ્ઠ થવુ
**આવશ્ય**, સ્રી૦ અવશ્ય,જરૂર, અગત,ખપ
**આવશ્યક**, વિ૦ (સ૦) જરૂરનુ, અગત્યનુ
**આવશ્યકતા**, સ્રી૦ જરૂર, અગત્ય, ખપ
**આવસથ**, પુ૦ (સ૦ આ+વસ્-રહેવુ ) ઘર, આલય, રહેવાનુ સ્થળ, ૨ મુકામ, ઉતારો ૩ ધર્મશાળા ૪ અગ્નિહોત્ર શાળા
**આવહ**, વિ૦ (સ૦ આ+વ -હ્ -રહેવુ) વહન કરવુ તે, લઈ જવુ તે 'દુ ખાવહ'
**આવહનપત્ર**, પુ૦ સમન્સ,બોલાવવાનુ આજ્ઞાપત્ર
**આવળ**, પુ૦ એક જાતના પીળા ફૂલવાળા નાના છોડવા તેની સોટીનુ દાતણ કરવામા આવે છે
**આવળિયો**, પુ૦ મનની ઇચ્છા, લાલસા, ઓ-રીઓ ૨ એક જાતનુ ઝાડ
**આવાગમન**, ન૦ આવવુ પધારવુ ને ૨. આવવુ અને જવુ તે ૩ જન્માતર, ચોર્યાશીનો ફેરો
**આવાર**, અ૦ આ વખતે, આ ઘડી, હમણા
**આવાસ**, પુ૦ (સ૦) અવાસ, જુઓ.
**આવાહન**, ન૦ ( સ૦ આ+વહ્-લઇ જવુ ) મત્ર ભણી દેવને મૂર્તીમા અથવા મનમા પધ-રાવવા તે ૨ માનથી બોલાવવુ તે, આમત્રણ

**ઉટકાઈ, સ્ત્રી૦** માજવાની મહેનત મજુરી,

**ઉટકામણ, સ્ત્રી૦** માજવાની મજુરી, મજામણુ ૨ માજવામા વપરાતી ચીજો

**ઉટગ, ન૦** ( સ૦ ઉત્ + તરગ-લહેર ) અટકળ,અનુમાન, આશરો, અડસટ્ટો ૨ ગપ,ગપાટો, અફવા ૩ આધાર વિનાની વાત ૪ કલ્પના, બુટ્ટો

**ઉટગી, પુ૦ વિ૦** ગાપીદાસ ૨ વિ૦ આશરા પડતુ બોલનાર, ઉટગવાળુ

**ઉટજ, સ્ત્રી૦** ઝુપડી, વર્ણશાળા

**ઉટણુ, ન૦** (મ૦) શરીરે ચોળવાની ખુશબોદાર ચીજોની જે મેળવણી તે, ઉટવણુ

**ઉટવાવુ, ક્રિ૦ અ૦** ચોળવુ મર્દન થવુ, ચોપડાવુ

**ઉટાંકવુ, ક્રિ૦ સ૦** તોળવુ, જોખવુ, વજન કરવુ

**ઉટાકો,પુ૦** (સં૦ઉત્ + તરગ) અદાજ,અડસટ્ટો

**ઉટાગ,ન૦**આધાર વિનાની વાત, થડ મૂળ વગરની ગપ ૨ કલ્પના, અટકળ સુમાર

**ઉટાંટીઉ, ન૦** મોટી ઉધરસ

**ઉટોકૂટો, પુ૦** ઝાડકણુ, ઝડકામણુ, કુશકા.

**ઉઠ, વિ૦** સાડાત્રણ

**ઉઠતાબેસતા, અ૦**વારેઘડીએ, વારેવારે, ક્ષણેક્ષણુ

**ઉઠબેઠ-સ, સ્ત્રી૦** વારેવારે ઉઠવુ અને બેસવુ તે ૨ વિદ્યાર્થીઓને શિક્ષા કરવાની એક રીત ૨ તાલીમમા જોર કરવાની એક રીત ૩ અજપો, પ્રસૂતિની ગભરામણ

**ઉઠમણું, ન૦** બેસણુ, માણસના મરી ગયા પછી તેના શોકને વાસ્તે ઘરના તથા બહારના લોકોનુ એકઠુ મળવુ તે, પાથરણુ

**ઉઠવણું, ન૦** ઉઠમણુ જુઓ

**ઉઠવુ, ક્રિ૦ અ૦** ( સ૦ ઉત્થાન ) પગ ઉપર ભાર દઇ થોડુ અથવા પૂરૂ ઉભુ થવુ, ઉભા ટટાર થવુ [ સુતેલાએ બેસવુ અથવા ઉભુ થવુ તે ] ૨ જાગવુ, શુદ્ધિમા આવવુ, સાવધ થવુ ૩ નીકળવુ, પેદા થવુ ૪ કોઈ પણ કામ કરવાની તૈયારી કરવી ૫ કામ બધ કરવુ, વેરાઇ જવુ ૬ એકાએક થઇ આવવુ ૭ ( નઠારૂ-સારૂ) નીવડવુ ૮ ખસીજવુ, ઉતરીજવુ ૯ બીણુ પડવુ ૧૦ બહાર જણાવુ, ઉપસવુ-" ફોલ્લો ઉઠયો ' ૧૧ મરણુથી બચવુ "તે મરતો ઉઠયો." ૧૨ પડતી દશા આવવી " તેનો દી ઉઠયો છે " ૧૩ છોડી દેવુ, બધ કરવુ " છોકરો નિશાળેથી ઉઠી ગયો '૧૪ ખીલવુ."રગ સારો ઉઠયો છે " ૧૫ વહીજવુ, બગડીજવુ **ઉઠી જવુ**—ચિત્ત ન લાગવુ ૨ પાયમાલ થઇ જવુ ૩ મરી જવુ,જતા રહેવુ **દી ઉઠવો**—બગડવાકાળ થવો, બગડવુ

**ઉડવેઠ, સ્ત્રી૦** ઉઠવા ઉઠાડવા અને બેસવા બેસાડવાની જે મહેનત તે, ઠડમઠ. ૨ સભાળ લેતા જે દુખ પડે તે

**ઉઠા, ન૦** સાડાત્રણુના આક, ઉઠાના ઘડીઆ.

**ઉઠાઉગીર, વિ૦**ધુતારૂ, દોગુ, ખરેખરો ગઠીછોડ

**ઉઠાડવુ, ક્રિ૦ સ૦** ઉઠે તેમ કરવુ. ૨ જગાડવુ, જાગ્રત કરવુ ૩ કાઢી મૂકવુ ૪ છોડાવવુ ૫ ખીજવવુ છેડવુ **ઉઠાડી મેલવુ**—કાઢી મૂકવુ **ઉઠાડી લેવુ**—છોડાવવુ'

**ઉઠાંતરી, સ્ત્રી૦** ઉઠવુ તે ૨ બીજે મુકામે જવાને ઉપડવુ તે ૩ હોય તે જગા છોડી દેવી તે

**ઉઠામણુ, ન૦** ઉઠમણુ, જુઓ.

**ઉઠાવ, પુ૦** ઉચકાઈ જવુ તે, ખપ માગણી, વાપર, ઉપાડ ૨ નુકશાન કરવાની મતલબથી તૈયારી કરવી-ઉભા થવુ ૨.ચઢાવ, ચઢાઇ ૩ કદ, વધ ૪ ઉપસવુ-ફૂલવુ તે ૫ વધારો ચઢાવો [રોગનો ઉઠાવ]૬ દેખાવ, ઉપડી આવવુ તે,ભભક ' છબીનો ઉઠાવ ' ૭ ચઢાવો, ઉશ્કેરણી ૮ કલ્પના, બુટ્ટો, ' આ મનનો ઉઠાવ છે '

**ઉઠાવણી, સ્ત્રી૦** ચઢાઈ, ૨ ઉશ્કેરણી

**ઉઠાવદાર વિ૦** ભપકાબધ, અસરકારક, મનમા ઠસે તેવુ ૨ ઉઠાવો-કલ્પનાઓ કરનાર.

**ઉઠાવવુ ક્રિ૦ સ૦** નીચે હોય તે ઉપર આવે તેમ કરવુ ઉચકવુ, ઉપાડવુ ૨ આશરો-ટેકો આપવો ૩ લઇ જવુ ખસેડવુ ૪ બજાવવુ, કરવી ' હુકમ ઉઠાવવો ' ૫ માથે લેવુ, ઉપાડી લેવુ ' નાની વહુએ ઘરકામ ઉઠાવી લીધુ ' ૬. જમવુ ઠાસીને ખાવુ ૭. ચોરવુ, છાનુમાનુ ઉપાડવુ ૮ જગાડવુ, ' બડ ઉઠાડવુ, '

**ઉઠાવો પુ૦** કલ્પના, તરગ, મનની બનાવટો. ૨.

કલ્પિત વાત; જોડી કાઢેલી વાત.
ઉડકણું, ક્રિ૦સ૦ માંજવુ, અજવાળવુ, સાફ કરવુ
ઉડકાવણું, ક્રિ૦ સ૦ અજવાળાવવુ; મંજાવવુ.
ઉડગણ, પુ૦ ( સં૦ ઉડુ-તારા + ગણ-જથ્થો ) નક્ષત્રગણ; તારા. ૨ પરિવાર, મંડળ.
ઉડણ, વિ૦ ઉડે તેવુ. ૨ ચંચળ, તુરંગી, ચાપલ.
ઉડણઘો, સ્ત્રી૦ એક જાતનું મગર જેવુ કાચ-ડાના વર્ગનુ પ્રાણી, ચંદન ઘો
ઉડણઘોડો, પુ૦ હવામા અદ્ધર ઉડે તેવો ઘોડો. ૨ ઘણોજ ઝડપી ઘોડો. ૩ પવનપાવડી.
ઉડણદંડ, પુ૦ ઉડવાની તેમજ બીજાને ઉડાવી લઇ જવાની શક્તિવાળો એક જાતનો તાંત્રિક દંડ.
ઉડતાળીસ, વિ૦ ( સં૦અષ્ટ + ચત્વારિંશત્ ) ચાળીશ ને આઠ, ૪૮
ઉડતુ, વિ૦ ઉડે તેવુ, હવામા અદ્ધર રહેનારૂં ૨. આધાર વગરનુ, ખોટુ, લોકમા સભળાતુ "ઉડતી વાત" ૩ અસ્થિર, અલિત ફેરબદલ થાય તેવુ ૪ એક ઠેકાણેથી બીજે ઠેકાણે ઉડી જવાની શક્તિવાળુ ૫. ચેપી.૬ ચતુર, ચબરાક [ધાર્યું કરનાર, ઉડેલ.
ઉડદ, પુ૦ અડદ
ઉડબંગ, વિ૦ અડબંગ, અનાડી, પોતાનુજ
ઉડમુડ, અ૦ છાનુમાનુ, એકાએક ૨. એક ઇં-દ્રિયના જ્ઞાનવાળુ, સારાસારના વિચાર વગરનુ
ઉડવુ, ક્રિ૦ અ૦ ( સ૦ ઉત્ + ડી ) પાંખની મદદથી હવામા ચાલવુ, વાને જોરે તણાવુ 'પક્ષી ઉડયું' ૨ હલકી વસ્તુનુ પવનને જોરે હવામા ઉંચુ જવુ, ચગવુ, "પતંગનુ ઉડવુ" ૩ કોઇપણ રીતે જોરથી હવામા જવુ, ઉછળવુ, ઉડી પડવુ ૪ જોરમા ચાલવુ, દોડવુ 'ઘોડો ઉડયો' ૫ એક ઠેકાણેથી બીજે ઠેકાણે આવવુ "શુક, રોગ, ખસ ઉડશે" ૬. નાસી જવુ, પોબારા ગણવા. ૭ માથે આવેલો દોષ જવો, 'તહોમત ઉડી ગયુ' ૮ એકદમ ફુલાઇ જઇને અથવા શુરમા આવી કામ કરવુ ૯ કૂદવુ, છલગ-ઠેકડો મારવો ૧૦ ચઢવુ હુમલો કરવો ૧૧ ફીકુ પડવુ, જતું રહેવુ, ઝાંખુ થવુ 'રંગ ઉડી ગયો.' ૧૨. લાગવુ, અસર થવી. 'અફીણ ઉડયો.' ૧૩ વપરાઇ જવુ, ખપી જવુ ૧૪. નપાસ થવુ "તે ગણિતમા ઉડયો."
ઉડાઉ, વિ૦ ખરાબ માર્ગે ધન ઉડાવી દેનાર; ખરચાળ ૨ ખુલ્લા હાથનુ
ઉડાઉડ, સ્ત્રી૦ દોડાદોડ, ઘણીજ ઉતાવળ. ૨ અવ્યવસ્થા, ગેરબંદોબસ્ત
ઉડાઉડી સ્ત્રી૦ તોફાન, ગરબડ, આધાધુંધી.
ઉડાડવુ, ક્રિ૦ સ૦ ઉડાવવુ, જુઓ
ઉડાણ-ન, ન૦ ઉડવાની રીત, ઉડવુ તે ૨ તેજી, ઝડપી [ ઘોડો ]
ઉડાનસેહ, સ્ત્રી૦ સેતરંજની રમતમા બાદશાહને રોકવાનો સેહ આપવાનો એક દાવ, વચમાનુ પોતાનુ મહોરૂ ઉઠાવી પોતાના બીજા મહોરાથી સામાવાળાના બાદશાહને સેહ આપવી તે
ઉડાડવુ, ક્રિ૦ સ૦ ઉડે તેમ કરવુ ૨ ખરૂ ન કહેતા આમતેમ વાત કહીને ભમાવવુ ૩. વાપરી નાખવુ, બહોળે હાથે ખર્ચવુ ૪ સારી પેઠે ખાવુ ૫ ચઢાવવુ, ચગાવવુ ૬ મજાક કરવી ૭ ફેલાવવુ, 'વાત ઉડાવવી'
ઉડુ, પુ૦ (સ૦) નક્ષત્ર, તારા, ગ્રહ
ઉડુપતિ, પુ૦ ચંદ્ર, ચંદ્રમા, શશાંક.
ઉડેલ, વિ૦ અસ્થિર મનનુ, ચંચળ વૃત્તિનુ ૨. ફાટેલુ,૩,નઠારૂ, ઢોર પણ ન ખાય તેવુ બગડી ગયેલુ (ઘાસ)
ઉઢણ, ન૦ માથા ઉપર ભાર લેતા લુગડાનો કકડો ગોળ વિંટાળી મૂકવામા આવે છે તે, ઉઢાણી.
ઉઢરણી; સ્ત્રી૦ નાનુ ગુંથેલુ ઉઢણ
ઉઢાણી, સ્ત્રી૦ ગુંથેલુ ઉંઢણ
ઉણપ, સ્ત્રી૦ ( સં૦ ઊન-ઓછુ ) ઓછાપણુ, ખૂટ, ઘટ, કસર ૨ ભૂલ, ચુક, ખોડ ૩. હલ-કાશ, નીચપણુ.
ઉણમ, સ્ત્રી૦ ઉણપ, ઘટ, કસર ૨. ખોડ.
ઉણાશ, સ્ત્રી૦ ઉણપ, ઉણમ.
ઉણું, સ્ત્રી૦ (સં૦ ઊન-ઓછુ) ન્યૂન, કમીપણું. ૨ વાંધો, વાક
ઉણુ, વિ૦ અપૂર્ણ, ઊન. [આવતો ઉપસર્ગ.
ઉત્, અ૦ (સં૦, નામ અને વિશેષણ પહેલા

**ઉતકંટો, પુ૦** (સ૦ ઉત્કંટક )કાંટાવાળા ફળનો છોડ, કાંટાસળીઓ [આકાશમા હોય તેવુ
**ઉતંગ,વિ૦(** સ૦ઉત્ + તગ-ઉંચુ ) ઉંચુ ,ઊભેડુ
**ઉતડવુ,ક્રિ૦ સ૦**(સ૦ઉત્ + તડ-ચીરવુ ) ખેચી તોડી નાખવુ, ઉખેડવુ' સીવેલુ ખોલી નાખવુ
**ઉતપત, વિ૦** જન્મેલુ, પેદા થએલુ
**ઉતપતવુ, ક્રિ૦ અ૦** નીકળી પડવુ,ચાલતુ થવુ,જવુ
**ઉતપલ, ન૦**(સ૦) કમળ
**ઉતરચઢ, સ્ત્રી૦** વારવાર ઉતરવુ અને ચઢવુ તે
**ઉતરડ, સ્ત્રી૦** એક ઉપર એક મોટા નાના એમ વાસણની જે ઉભી ગોઠવણ તે, ચઢતા ઉતરતી વાસણની ગોઠવણી
**ઉતરડવુ, ક્રિ૦ સ૦** સીવેલુ લુગડુ ઉખેડવુ,સીવણ તોડવી, તોડી ચીરી નાખવુ ૨ સોરી નાખવુ
**ઉતરણ, સ્ત્રી૦** (સ૦ અવ + તૃ) ઉતરતી જતી એવી જે જમીન તે,ઢોળાવ ૨ ચાલીને જવાય એટલુ જે પાણી હોય તે, ઉતાર, પાર ૩ ઉતરાયણ ૪ ઉતરડ, એક જાતનો વેલો
**ઉતરતી, વિ૦** મૂળ સખ્યા ઓછી થતી એવી ૨ પડતી, ઘસાતી નબળી(દશા) ૩ ઢાળપણવાળી
**ઉતરતી ભાંજણી,સ્ત્રી૦**ભારે કિમતની સખ્યાને ઓછી કિમ્મતનુ રૂપ આપવાની રીત તે (ગણિત)
**ઉતરતી શ્રેઢી, સ્ત્રી૦** જે હારમા એક પછી એક ઉતરતી સખ્યા આવે છે તે
**ઉતરતુ , વિ૦** હલકુ, ઓછુ, નીચ, નરસુ (ગુણ-કિમતમા) ૨ ઘટતુ, ઓછુ થતુ ૩ નિચાણ તરફ જતુ, ઢળતુ ૪ અસ્ત થતુ
**ઉતરવુ, ક્રિ૦ અ૦**(સ૦ઉદ્+તૃ-બહાર આવવુ ) ઉપરથી નીચે જવુ ૨ ઓછુ થવુ, ઘટવુ ૩ મુકામ કરવો, વાસો કરવો, પડાવ નાખવો ૪ પહેલ કરવી, આગેવાન થવુ ૬ ઓળગવુ,પાર કરવુ 'નદી ઉતરવી' ૭બરાબર થવુ 'શેરના દશ બટાકા ઉતર્યા' ૮ ઘટવુ, નરમ થવુ 'શેરના ભાવ ઉતર્યા છે' ૯ જોસ્સો-આવેશ નરમ પડવો 'ભાગ ઉતરી' ૧૦ સમજાવુ, ધ્યાનમા આવવુ, પસંદ પડવુ, ઠસવુ 'મનમા ઉતરે તો હા કહેજે' ૧૧.ઉગવુ, ઉત્પન્ન થવુ, આવવુ, 'રોજ એ ટોપલા ફૂલ ઉતરે છે" ૧૨ એકપરથી બીજું થવુ, આમેહુબ નકલ થવી "નકલ ઉતરવી." ૧૩ ઘડાવુ બનવુ "ચુડી સારી નથી ઉતરી." ૧૪ ઘટવુ, જતુ રહેવુ "તાવ ઉતર્યો" ૧૫ તૈયાર થવુ બનવુ 'ધુપેલ કેટલુ ઉતર્યુ' ૧૬ અસર ઓછી થવી, જવુ 'હવે રાહુની દશા ઉતરી' ૧૭ બગડી જવુ, ફીકું થવુ 'કેરીઓ ઉતરી ગઇ' ૧૮ નીકળી પડવુ, ખરવુ, ક્ષીણ થવુ "માથેથી વાળ ઉતરે તે અશક્તિની નિશાની" ૧૯ અપ્રિય થઈ પડવુ 'એ મનથી ઉતરી ગયો' ૨૦ ગુસ્સે થવુ "એનો જરા જરામા ઉતરી જાય છે" ૨૧ ઝેરી અસર કમતી થવી 'સાપ ઉતર્યો' ૨૨ ઉડવુ કમી થવુ-તેજ હીન થવુ(રગ)
**ઉતરાણ, સ્ત્રી૦** (સ૦ ઉત્તર + અયન )સૂર્યનું મકરરાશિ તરફ જવુ તે, મકરસક્રાંતિ ૨ એ દિવસે પાળવામા આવતો તહેવાર ૩ **ન૦**ઉતાર,ઉતરણ
**ઉતરાતુ, વિ૦** (સ૦ ઉત્તરત ) ઉતર તરફનુ.
**ઉતરાવવુ, ક્રિ૦ સ૦** ઉતરે તેમ કરવું ૨ લખાવવુ, નકલ કરાવવી ૩ ઘડાવવુ, ઘાટ કરાવવો ૪ કઢાવવુ, મુકાવવુ ૫ નીચે લેવરાવવુ, પડાવવુ ૬ ઓછુ કરાવવુ [ગળામા નાખવાની કઠી
**ઉતરી, સ્ત્રી૦** (સ૦ ઉત્તરીય) સોનાની ગુંથેલી
**ઉતરી જવુ, ક્રિ૦ અ૦** બગડી જવુ બેસ્વાદ થવુ ૨ ખમી જવુ ૩ ગુસ્સે થવુ.૪ ફીકુ પડવુ
**ઉતરેડ,સ્ત્રી૦**વાસણની ચઢતા ઉતરતી ગોઠવેલી હાર.
**ઉતર્યુંપાતર્યું, વિ૦** ઉતરેલુ જીર્ણ થએલુ,ઘસાએલુ
**ઉતળકો, પુ૦** એક જાતનો શેરડી, ઘઉ વગેરેમા થતો રોગ [તેવુ છિદ્રુ, છછરૂ, છાલકુ.
**ઉતળુ, વિ૦** (સ૦ ઉત્ + તળ ) ઉડુ નહિ
**ઉતવુ, ક્રિ૦ અ૦**બગડવુ, પાણી કે હવાથી વળી જવુ-વાકુચુકુ થઇ જવુ 'લાકડુ ઉતી ગયુ'
**ઉતાપ-પો, પુ૦** (સ૦ ઉત્તાપ) તાપ, ઘામ; બફારો ૨ આવેશ, તાલાવેલી, વિહ્વળતા ૩. ફીકર, કાળજી ૪ સતાપ,પીડા ૫. કઢાપો, બળાપો.
**ઉતાર, પુ૦ સ૦** ઉદ્ + તૃ-ઉતરવુ.) પાણીનુ ઉતરી જવુ-ઓછુ થવું તે ૨ પ્રતિક્રિયા;ઉલટી અસર કરવાનો જે ગુણ તે; વાળણ, ૩ માથેથી

ઉતારી મુકેલું તે ૪ પાર ઉતારવાનું ભાડુ તે ૫ નદીમા પગે ચાલીને જવાય તેવો રસ્તો, ઉતરણુ, પાર ૬ દરદ વગેરેનુ કમીપણુ થવુ તે ૭.નપાટ,હલકટ,દુષ્ટ 'એ તો ગામનો ઉતાર છે
ઉતારણુ, વિ૦ ઉતારે તેવુ, ઉતારનાર [તરીકે
ઉતારેલ, વિ૦ અગગતનુ, સાધારણુ રીતે,દાખલા
ઉતારવુ, ક્રિ૦ સ૦ ઉતરે તેમ કરવુ,નીચે આણુવુ ૨ એક ઉપરથી બીજુ લખવુ, નકલ કરવી ૩ ઘડવુ, ઘાટ બનાવવો ૪ કાઢવુ,મુડાવવુ ૫ ફેરવવુ ( દાણા—આરતી) ૬ હેઠે નાખવુ, ભોંયે નાખવુ ૭ પાર લઈ જવુ ૮ ઓછુ કરવુ, ઘટાડવુ ઉતારી પાડવુ—કોઈનુ બોલવુ તોડી પાડવુ ૨ કોઈનુ ખરાબ બોલી તેના માનમા ઘટાડો કરવો, માનભગ કરવુ હલકુ પાડવુ. ૩ નીચેની પાયરીમા નાખવુ
ઉતારૂ, પુ૦ એક ઠેકાણેથી બીજે ઠેકાણે જનાર, મુસાફર, પ્રવાસી જનાર આવનાર
ઉતારો, પુ૦ એક ઉપરથી બીજુ થએલુ લખાણ તે, નકલ ૨ મુકામ, પડાવ ૩ સ્થળ
ઉતાવળ, સ્ત્રી૦ (સ૦ ઉત્ + તાલ—મૃદગ ઉપરનો ઠોક ) ત્વરા, તાકીદ, ઝડપ, વેગ ઉતાવળ કરવી—ઝડપ કરવી, તાકીદ કરવી
ઉતાવળીઉ, વિ૦ ઉતાવળે કામ કરનાર, ઝડપી ૨ આતુર ૩ ગાભરૂ, બહાવરૂ
ઉતાવળુ, વિ૦ ઉતાવળવાળુ અધીરૂ, આતુર ૨ સત્વર ૩ બાવરૂં, ગાભરૂ ૪ જલદ તીવ્ર
ઉતેડવુ, ક્રિ૦ સ૦ ચીતેલુ ઉખેડી નાખવુ છુટુ પાડી નાખવુ
ઉત્કટ, વિ૦ વિષમ ૨ ઉગ્ર,તીવ્ર ૩ જલદ,પ્રબળ
ઉત્કટારો—તકટો, પુ૦ (સ૦ ઉત્કટ )એક જાતનો એ હાથેક ઉચાઇ વાળો છોડ એના ફળ ગોળ કાટાવાળા હોય છે [અતીગરજ ૨ અભિલાષા
ઉત્કંઠા, સ્ત્રી૦ (સ૦)અતિશય ઇચ્છા, આતુરતા,
ઉત્કંઠિત, વિ૦(સ૦)ઉત્કંઠાવાળુ,આતુર,હોશભર્યુ
ઉત્કંઠિતા, સ્ત્રી૦ ( સ૦ ) અષ્ટનાયકામાની એક, પતિને માટે અત્યત આતુર સ્ત્રી, અધીરી
ઉત્કંપ, પુ૦ ધ્રુજારી, કપારો
ઉત્કર્ષ, પુ૦ (સં૦ ઉત્ + કર્ષ—ખેચવુ ) અભિવૃદ્ધિ,ચઢતી,આબાદાની ૨ અતિશય [ઓઢીઆ
ઉત્કલ, પુ૦ (સ૦)એ નામનો એક દેશ, હાલનો
ઉત્કૃષ્ટ, વિ૦ (સ૦) સારૂ, સુદર
ઉત્ક્રમ,પુ૦ (સ૦) નિયમનુ જે ઉલ્લઘન તે, વ્યતિક્રમ, ઉલટી રીત
ઉત્કાત, વિ૦ (સ૦) બહાર ગએલુ,વધેલ
ઉત્ખાત, સ્ત્રી૦ ખીલવણી, પ્રકટીકરણુ, વિસ્તાર ૨ શ્રેણુ, પરપરા, ક્રમ
ઉત્ક્ષેપણુ, ન૦ (સ૦ ઉત્+ક્ષિપ્ ફેકવુ) ઉખેડી નાખવુ તે, ફેકી દેવુ તે ૩ વિઝણો, પખો ૪ ઉખેપણુ, ઉપણવુ તે
ઉત્તમ, વિ૦ (સ૦) સઉથી સારૂ, સરસ,શ્રેષ્ઠ
ઉત્તમગતિ, સ્ત્રી૦(સ૦) મુવા પછીની સારી સ્થિતિ તે સદ્ગતિ, મુક્તિ મોક્ષ [૩ સ્વર્ગ
ઉત્તમપદ, ન૦ મુક્તિ ૨ ઉચી પદ્વિ, શ્રેષ્ઠ સ્થાન
ઉત્તમપુરૂષ, પુ૦ (સ૦) પ્રથમ પુરૂષ સર્વનામ ૨ જે પુરૂષમા ઉત્તમ તે, શ્રેષ્ટજન
ઉત્તમા, સ્ત્રી૦ ઘણીજ ખુબસુરત સ્ત્રી ૨ એ નામની એક નાયિકા
ઉત્તમાગ, ન૦ (સ૦) મસ્તક માથુ, ૨ મુખ
ઉત્તમોત્તમ વિ૦ [સ૦] ઘણુજ ઉત્તમ, સર્વોત્કૃષ્ટ
ઉત્તર, સ્ત્રી૦ (સ૦)સૂર્યની સામા ઉભા રહેતા ડાબા હાથ તરફની જે બાજુ તે, ઉત્તર દિશા
ઉત્તર, પુ૦(સ૦) કઇ પૂછે તેને સામુ જે કઇ કહેવુ તે,જવાબ, પ્રતિવાક્ય—વચન ૨ પોતાના બચાવ—પૂરાવામા જે કઇ કહેવુ તે ૩ શબ્દ બોલ વાક્ય વચન ૪(ગણિતશ્રેઢીમા)બે સખ્યાની વચમાનુ જે અતર તે
ઉત્તર, વિ૦ વધતુ, વધારે, 'અષ્ટોત્તરશત-સો ઉપર આઠ' ૨ બાકીનુ, પાછલુ ' ઉત્તરાર્દ્ધ ' ૩ પછી 'જેષ્ઠોતર લગ્ન નથી ' ૪ ડાબુ
ઉત્તરઅક્ષાશ, પુ૦ વિષુવદ્વૃત્તની ઉપરના જે અક્ષાશ તે, ગોળાની મધ્ય રેખા ઉપરના વિભાગ ને
ઉત્તરકથા,સ્ત્રી૦કથાનો છેલ્લો ભાગ તે, ઉપસહાર
ઉત્તરકાળ, પુ૦ ભવિષ્ય, આવતો વખત તે ૨ ઘડપણ, જૈફી, વૃદ્ધાવસ્થા

**ઉત્તરક્રિયા, સ્ત્રી૦** (સ૦) મરણ પછી મરનારની જે શ્રાદ્ધાદિ ક્રિયા કરવામા આવે છે તે

**ઉત્તરદિશા, સ્ત્રી૦** ઉત્તર, દક્ષિણની સામી બાજુ

**ઉત્તરધ્રુવ, પુ૦** (સ૦) પૃથ્વીના આસનો ઉત્તર તરફનો છેડો તે ૨ પૃથ્વીની ઉત્તરમા આવેલો સ્થિર દેખાતો તારો

**ઉત્તરપક્ષ, પુ૦** પ્રતિવાદી પ્રતિપક્ષી, સામો જવાબ આપનાર ૨ પ્રતિવાદીનો જવાબ,બચાવ, ૩ વદ્પક્ષ, અંધારીઉ [ચણુતર તે

**ઉત્તરપદ, ન૦** સમાસ વગેરેમા છેલ્લુ પદ,પાછલુ

**ઉત્તરપૂજા, સ્ત્રી૦** (સ૦) દેવ વગેરેનુ વિસર્જન કરતી વેળા જે છેલ્લી પૂજા કરવી તે

**ઉત્તરભાગ, પુ૦** પછવાડેનો-છેવટનો અવશેષ રહેલો ભાગ તે

**ઉત્તરભાદ્રપદ, ન૦** ૨૭ નક્ષત્રમાનુ એક

**ઉત્તરમીમાંસા, ન૦** વેદવ્યાસપ્રણીત વેદાંતદર્શનનુ શારીરિક શાસ્ત્ર [કરણરસ પ્રાધાન્ય નાટક

**ઉત્તરરામચરિત, ન૦** ભવભૂતિપ્રણીત તે નામનુ

**ઉત્તરરાગિણી, સ્ત્રી૦**(સ૦) પાછલી રાતે ગાવાનુ જે ગાયન તે

**ઉત્તરરાત્ર, સ્ત્રી૦** (સ૦) મધરાતથી તે વહાણુ થાય ત્યા સુધીનો જે વખત તે, પાછલી રાત

**ઉત્તરવય, ન૦** (સ૦) ઘડપણ વૃદ્ધાવસ્થા, ઉત્તરાવસ્થા

**ઉત્તરવ્યવસ્થાપત્ર, ન૦** વીલ,વસિયતનામુ મૃત્યુપત્ર

**ઉત્તરસાધન, ન૦** મરણને માટે અથવા મુઆ પછીના માટે જે ક્રિયા-પુણ્યના કામો કરવા તે ૨ પાછળથી કામ આવે એવુ જે સાધન તે

**ઉત્તરા, સ્ત્રી૦** (સ૦) એ નામનુ સત્તાવીસમાનુ બારમુ નક્ષત્ર ૨ વિરાટ રાજાની કન્યા ૩ ઉત્તર દિશા [સંક્રાંતિ પર્વ

**ઉત્તરાણ, સ્ત્રી૦** ઉત્તરમાથી વાતો પવન ૨ મકર

**ઉત્તરાતુ, વિ૦** ઉત્તર તરફ ૨ ઉત્તરે ૩ ઉત્તરથી

**ઉત્તરાધિકાર પુ૦** (સ૦) વારસામા મિલકત વગેરે મળવાનો જે હક તે

**ઉત્તરાધિકારી, વિ૦** વારસો લેવાનો હકદાર વારસ

**ઉત્તરાફાલ્ગુની. ન૦** એ નામનુ બારમુ નક્ષત્ર

**ઉત્તરાભિમુખ, અ૦** ઉત્તર તરફ મો રાખીને. ૨ ઉત્તર દિશાનુ [નક્ષત્ર

**ઉત્તરાભાદ્રપદા, સ્ત્રી૦** (સ૦) એ નામનુ ૨૬મુ

**ઉત્તરાયણ, ન૦** સૂર્યાદિનુ ઉત્તર તરફ જવુ તે ૨ મકરસંક્રાંતિ ૩ સૂર્યનો ઉત્તર તરફ ફરવાનો છ મહિનાનો કાળ તે

**ઉત્તરાર્ધ, ન૦** (સ૦) પાછલુ, બીજુ અડધુ. (આગલો અડધો ભાગ પૂર્વાર્દ્ધ અને પાછલો અડધો ભાગ ઉત્તરાર્દ્ધ કહેવાય છે)

**ઉત્તરાલંકાર, પુ૦** (સ૦) એક જાતનો ભાષાલંકાર, પ્રશ્નના જવાબમા કંઇપણ પોતાની તરફનુ વિશેષ કહેવુ થાય તે

**ઉત્તરાષાઢા, સ્ત્રી૦**(સ૦)એ નામનુ ૨૧ મુ નક્ષત્ર

**ઉત્તરિય, ન૦** ખેસ પીછોડી, અંગવસ્ત્ર ૨. ઓઢણી, સ્ત્રીને પહેરેલા વસ્ત્ર ઉપર ઓઢવાનુ વસ્ત્ર તે.

**ઉત્તરોત્તર, અ૦** (સ૦) વધતા વધતા, આગળ આગળ, જેમ વધે તેમ, અનુક્રમે, રફતે રફતે

**ઉત્તાન, વિ૦**(સ૦ઉત્+તન્-ખેચવુ)આકાશ તરફ મો રાખી સુવુ તે, ચત્તુ

**ઉત્તીર્ણ, વિ૦** (સ૦) પાર કરેલુ, ઓળંગેલુ

**ઉત્તેજક, વિ૦** (સ૦) ઉત્તેજન આપનાર, ઉશ્કેરનાર, દીપક, જલદ.

**ઉત્તેજન, ન૦** (સ૦) પ્રેરણા, ઉશ્કેરવુ તે ૨ પુષ્ટી, ટેકો, અનુમોદન ૩ સહાય,મદદ. ૪. ઉશ્કેરણી, શિખામણી

**ઉત્તેજવુ, ક્રિ૦ સ૦** ઉશ્કેરવુ, ચઢાવવુ ૨ બહલાવવુ, ફુલાવવુ હીમત આપવી.

**ઉત્તેજિત, વિ૦** (સ૦) ઉત્તેજન અપાએલુ,ચઢાવેલુ, ઉશ્કેરેલુ ૨ આશ્રય આપેલુ

**ઉત્થાન, ન૦** (સ૦ ઉત્+સ્થા-ઉભુ રહેવુ) ઉઠવુ-ઉભુ થવુ તે ૨ ઉઠાવ. ૩. ઉદ્યોગ,ઉદ્યમ. ૪ ટેકો, મદદ ૫ ઉત્સાહ ૬ કારણ.

**ઉત્થાપક, વિ૦** (સ૦) ઉથલાવી નાખનાર, ઉખાડનાર,ઉંચુ કરનાર ૨. ઉશ્કેરનાર,ચર્ચા કરનાર.

**ઉત્થાપન, ન૦** (સ૦) ઉઠાવવુ-ઉભુ કરવુ-તે ૨. ખોદી કાઢી નાખવુ, ખસેડી મુકવુ તે. ૩ બરતરફી, વિસર્જન. ૪. સમ ઉભુ તે. ૬

**ઉત્થાપવું, ક્રિ૦ અ૦** (સ૦) જાગ્રત કરવુ, ઊઠાડવુ, ઊઠાડી મુકવુ, દૂરકરવુ ૩ ઉથામવુ, ફેરવવુ
**ઉત્પત્તિ, સ્ત્રી૦** (સ૦ ઉત્+પત્) જન્મવુ, પેદા થવુ, નીકળવુ તે ૨ જન્મ, પ્રભવ ૩ મૂળ, આરંભ ૪ પેદાશ, અવિર્ભાવ
**ઉત્પન્ન, ન૦** (સ૦) પેદાશ, ઉપજ, નિપજ ૨ આયપત, કમાઇ ૨ નફો, લાભ, ફાયદો ૩ **વિ૦** પેદા થએલુ, જનમેલુ, ઉગેલુ [૨ ગરીમ
**ઉત્પન્નભક્ષી, વિ૦** રજોને ખાય તેની સ્થિતિ
**ઉત્પન્નવિનાશી, વિ૦** ક્ષણિક, ક્ષણભંગુર
**ઉત્પલ, ન૦** કમળ ૨ પોયણુ
**ઉત્પાત, પુ૦** (સ૦ ઉદ્ + પત્-પડવુ) કુદરતી નાશકારક બનાવ, અરિષ્ટ ૨ તોફાન, બડ ૩ મસ્તી, ધાધલ ૪ અભદ્ર, અપશુકન
**ઉત્પાતીઉં વિ૦** તોફાની, ધાધલીઉં ૨ મસ્તીખોર ૩ અપશુકનીઆળ, અનિષ્ટસૂચક ૪ ટીખળી, ઉછાછળુ
**ઉત્પાદક, વિ૦** (સ૦) ઉત્પન્ન-પેદા કરનાર, બનાવનાર, નિર્માતા, ઉપજાવનાર ૨ પુ૦ જગત્કર્ત્તા, ઈશ્વર, સરજનહાર
**ઉત્પાદન, ન૦** (સ૦) પેદાશ, ઉત્પત્તિ, ૨ ફળ
**ઉત્પ્રેક્ષા, સ્ત્રી૦** (સ૦ ઉત્+પ્ર+ઈક્ષ્-જોવુ) એક સરખા ગુણવાળી વસ્તુઓ ઉપર તર્ક કરવોતે ૨ ઉપમા, સરખામણી
**ઉત્પ્રેક્ષિત, વિ૦** (સ૦) ઉત્પ્રેક્ષા કરી હોય તેવુ
**ઉત્સંગ, પુ૦** (સ૦) ખોળો, અંક, ગોદ ૨ તળેટી, કઢણુ (પર્વતનો)
**ઉત્સર્ગ, ન૦** (ઉત્+સૃજ્-તજવુ) તજી દેવુ તે, ત્યાગ ૨ અર્પણ, નિવેદન, સમર્પણ, દાન
**ઉત્સર્જન, ન૦** (સ૦) દાન, અર્પણ આપી દેવુ તે. ૨ છ માસે કરવાની એક વૈદિક ક્રિયા
**ઉત્સવ, પુ૦** (સ૦ ઉત્+સૂ-પેદા કરવુ) ઓચ્છવ, આનંદનો મેળાવડો ૨ પર્વ, માંગલિક ધામધુમ
**ઉત્સારક, વિ૦** (સ૦ઉત્+સૃ-સરવુ) દૂર કરનાર, ખસેડનાર ૨ પુ૦ દ્વારપાળ, ચોકીદાર
**ઉત્સાહ, પુ૦** (સ૦ ઉત્+સહ્-ખમવુ) ઉમંગ, ઉલટ, હોસ. ૨ આનંદ, હર્ષ, ઉલ્લાસ, ખુશી, ઓચ્છવ, વીરરસનો એક સ્થાયી ભાવ
**ઉત્સાહભંગ, પુ૦** નાહીંમત, મનોભંગ, નાસીપાસી.
**ઉત્સાહવંત-વાળુ, વિ૦** ઉત્સુક, હોસવાળુ, ઉમંગી.
**ઉત્સાહી, વિ૦** ઉત્સુક, ઉમંગી, હોસી
**ઉત્સુક, વિ૦** (સ૦) હોસીલુ, ઉમંગી ૨ ઉતાવળુ, અધીરૂ. [આડે માર્ગે જવુ
**ઉથડવુ, ક્રિ૦ અ૦** અથડાવુ, ઠોકર ખાવી ૨
**ઉથમીજીરૂ, ન૦** જીરાની એક જાત
**ઉથલપાથલ, સ્ત્રી૦** તળે ઉપર થઈ જવુ તે, ગરબડ, ફેરફારી ૨ ઉલટપાલટ, આવૃત્તિ ૩ પરિવર્તન
**ઉથલવુ, ક્રિ૦ અ૦** ઉંધુ પડવુ, ઉલટુ થવુ, પાછુ પડવુ.
**ઉથલાવવુ, ક્રિ૦ સ૦** ઉંધુ કરવુ, ફેરવી નાખવુ, આમથી તેમ ગોલાટ મારી ફેરવવુ, તળે ઉપર કરવુ ૨ બદલવુ ઉથલાવી નાખવુ
**ઉથલો, પુ૦** પાછલી કડીના શબ્દો બીજા રાગમા ફરીને લાવવા તે (આખ્યાનમા) ૨ જરા આરામ થયા પછી ફેર માદુ પડવુ તે, દરદનુ ફરીને ઉભગવુ તે ૩ પ્રત્યુત્તર, સામો જવાબ વાળવો તે, ચટકો લાગે તેવુ સામુ કહેવુ તે, ઉલટાવીને કહેવુ તે, ફરીને એનુએ જ થવુ તે [તે, ઉથલો
**ઉથાપ, સ્ત્રી૦** ઉથાપવુ ૨ સામી થાપ મારવી
**ઉથાપન, ન૦** (સ૦ ઉત્થાપન) ઉચકવુ-ઉભુ કરવુ તે ૨ ઉઠવુ તે ૩ મંદિરમા દેવ ઉઠે તે સમયના દર્શન
**ઉથાપવુ, ક્રિ૦ સ૦** ઉલટાવી નાખવુ ૨ ન માનવુ, અનાદર કરવો ૩ સામા થવુ
**ઉથામવુ, ક્રિ૦ સ૦** ઉથલાવવુ, આમ તેમ ફેરવવુ, ઉચકવુ ૨ મિથ્યા મહેનત કરવી ૩ ફેરવી ફેરવીને જોવુ, તપાસવુ
**ઉથવા, પુ૦** (મ૦ થેંબ-ટપકુ) ઘરના છાપરામાનુ કાણુ, ઝાઝબાર (**વલસાડ**)
**ઉથો, પુ૦** કહોવણ, સળો, સડો ૨ લાકડામાનો મોટો કીડો (કાઠી) ઉથોકુથો-નાની મોટી કચુબર
**ઉદ, અ૦** (સ૦) ઉપર, ઉંચુ, બહાર, જુદુ, નઠારૂ, વગેરેના અર્થમા વપરાતો ઉપસર્ગ
**ઉદ, ન૦** (સ૦ ઉદક) પાણી, જળ, આપ, નીર.
**ઉદકવુ, ક્રિ૦ અ૦** કૂદવુ, છલંગ મારવી, ઠેકડો ભરવો
**ઉદકોદર, પુ૦** જળોદર, પેટમા પાણી ભરાઇ રહેવાનો એક રોગ

**ઉદધિ, પુ૦** (સં૦) સમુદ્ર, સાગર
**ઉદપાન,પુ૦** (સ૦) પાણી પીવા માટે (જાનવરો સારૂ) કુવા પાસે કરેલી કુંડી, હવાડો ૨ પરબ.
**ઉદબત્તી. સ્ત્રી૦** અગરબત્તી, પસળી
**ઉદબુદો, પુ૦** (સ૦ ઉદ+બુદ્‌બુદ્‌-પરપોટો)પાણીનો પરપોટો, બુદ્‌બુદ
**ઉદંબર, પુ૦** (સ૦) બ્રાહ્મણોની એક જાત ૨ ઉબરાનું ઝાડ, ઉમરડું ૩ ૮૦ રતીના તોલનું માપ. ૪ નપુંસક
**ઉદરભરિ, પુ૦** સ્વાર્થી, પેટભરૂ, ખાઉધર
**ઉદય, પુ૦** (સ૦ ઉદ્‌ + ઇ-જવું) ઊગવું તે, ઉંચે ચઢવું તે ૨ નીકળવું-પેદા થવું તે, જન્મ, ઉદ્‌ભવ ૩ ચઢતી, અભ્યુદય, ઉન્નતિ, ઉત્કર્ષ ૪ નફો, ફાયદો
**ઉદયકાળ,પુ૦**આબાદીનો સમય,ચઢતીનો વખત
**ઉદયગિરિ, પુ૦** (સ૦)એ નામનો પૂર્વ દિશામાં કલ્પેલો પર્વત ૨ ઉચ્ચ ભૂમિ
**ઉદયાસ્ત પુ૦**(સ૦ઉદય-ચઢતી+ અસ્ત-પડતી) અસ્તોદય, ચઢતીપડતી, વારાફેરી, ઉગવું અને આથમવું, સુખ દુઃખ
**ઉદર, અ૦** (હિં૦) ત્યાં, તે જગાએ, તે તરફ
**ઉદર, ન૦** (સ૦) હોજરી, પેટ ૨ જઠરાગ્નિ ૩ ગર્ભાશય,કુખ ૪ ઉત્પત્તિસ્થાન, મૂળ ૫ ગભારો, પોલાણ ૬ મધ્યભાગ ૭ ગુજરાન, આજીવિકા
**ઉદરગ્રંથી, પુ૦** (સં૦) ગુલ્મરોગ, પેટમાં ગાંઠ થાય તેવો એક જાતનો રોગ.
**ઉદરત્રાણ, પુ૦** કમ્મરબંધ, કમ્મરપટો, કટીબંધ
**ઉદરણી,સ્ત્રી૦**ગર્ભવતી, બેજીવસોતી, ભારેવાઈ
**ઉદરનિર્વાહ,પુ૦**(સ૦ ઉદર + નિ +વહ)ગુજરાન ચલાવવું તે,આજીવિકા,ગુજારો, ખોરાકી પોશાકી
**ઉદરપોષણ, ન૦** (સ૦) ઉદરનિર્વાહ, જુઓ
**ઉદવસ્ત, વિ૦** ઉજડ, પાયમાલ, 'લંક ઉદવસ્ત કરી હરણ વાસુ'-શામળ.
**ઉદાત્ત, વિ૦** (સ૦ ઉત્‌ + આ + દા-આપવું) આપવે લેવે ઉદાર મનનું, સખી ખવાસનું, નિખાલસ. ૨. ઉંચો સ્વર કાઢવો તે, ઉચ્ચસ્વર
**ઉદાન, પુ૦** (સં૦) શરીરમાં જે પાંચ જાતના વાયુ છે તેમાંનો જે કંઠ આગળ ઉત્પન્ન થઇ મસ્તકે જાય છે તે, પ્રાણવાયુ
**ઉદાર, વિ૦** (સ૦) કોઇના ભલાને માટે આપતાં જે મનમાં આચકો ખાતું નથી તે, દાતાર, સુખી, પરોપકારી,મોટા મનનું ૨ ખુલ્લા મનનું નિખાલસ, નિષ્કપટ, સરળ
**ઉદારતા, સ્ત્રી૦** ઉદારવૃત્તિ સખાવત, ઔદાર્ય
**ઉદારધી, વિ૦** ઉત્કૃષ્ટ બુદ્ધિવાળુ મોટા મનવાળું
**ઉદાલય, ન૦** ખાની ભપકો, મોટાઇનો મિથ્યા દિમાક, ખટાટોપ
**ઉદાવર્ત, પુ૦** (સ૦) જેમાં મળમૂત્ર બંધ થઇ જાય છે તે રોગ ૨ ભમરો, વમળ
**ઉદાવર્તા સ્ત્રી૦**એક જાતનો યોનિ રોગ, (સ્ત્રીને)
**ઉદાસ,** (સ૦ ઉદ્‌ + અસ્‌-હોવું) દીલગીર, ગમગીન, શોકાતુર, ખિન્ન ૨ નાખુશ, દુઃખી શોકાર્ત ૩ ત્યાગી, વિરાટવૃત્તિવાળુ.
**ઉદાસી, સ્ત્રી૦**શોક,દીલગીરી, અફસોસ, બળાપો ૨ પુ૦ નાનકનો એક પંથ ૩ વિ૦ નાનક પંથી
**ઉદાસીન, વિ૦** (સ૦ ઉદ્‌+અસ્‌) અળગુ રહેનાર, વૈરાગી,ચાહીતુ શોકાર્ત, ઉદ્વિગ્ન, ઉદાસ
**ઉદાસીનતા, સ્ત્રી૦** (સ૦) ઉદાસીનપણું ખિન્નતા ગમગીની
**ઉદાસીનપણું, ન૦** ઉદાસીનતા
**ઉદાહરણ, ન૦** (સં૦ ઉદ્‌+આ+હૃ-લઇ લેવું) દાખલો સામીતી દૃષ્ટાન્ત, પ્રમાણ પુરાવો ૨ નમુનો, ક્રિ૦ ઉદાહરણ આપવું-દૃષ્ટાંત બતાવવું ઉદાહરણ લેવું દાખલા લેવા,શીખવું,પ્રમાણ લેવું, ઉદાહરણ તરીકે—નમુના માટે, દાખલાને અનુસરીને
**ઉદિત, વિ૦**(સં૦ઉદ્‌+ઇ-જવું)ઉદય પામેલું, ઊગેલું ૨ ખીલેલું ફૂલેલું ૨ જાગ્રત થએલું ૪ કહેલું, બોલેલું
**ઉદીચી, સ્ત્રી૦** (સ૦) ઉત્તરદિશા
**ઉદુંબર, પુ૦** (સ)૦ ઉદબંર, જુઓ
**ઉદે, પુ૦** ઉદય [સૂર્યનો ઉદય થયો હોય તે.
**ઉદેતી, વિ૦** (સ૦ ઉદય+તિથિ) જે તિથિમાં
**ઉદો, વિ૦** ભુરા ૨ ગલું, તપખિરીઆ. [જ્યજ્યએ
**ઉદાઉદો,અ૦** જયજય, ઉદય હો. 'ઉદો ઉદો મા

દ્ગત, વિ૦(સ૦)ઊગેલુ,બહાર નીકળેલુ ૨ ઉચુ
**ઉદ્ગતિ, સ્ત્રી૦**(સ૦ ઉદ્+ગમ-જવુ) ઉદય ૨ ઉત્પત્તિ ૩ ઉચે જવુ તે ઉર્ધ્વગતિ
**ઉદ્ગાર, પુ૦** ( સ૦ ઉદ્+ગર્-અવાજ કરવો ) અવાજનુ બહાર પડવુતે,ઉચ્ચાર, શબ્દ, બોલ
**ઉદ્ગીત, વિ૦** (સ૦) ઉચે સ્વરે ગાએલુ, મોટેથી બોલેલુ
**ઉદ્ઘાટન ન૦** (સ૦ ઉત+ઘટ) સ્પષ્ટ-ખુલ્લુ કરવુ તે, સમજાવવુ તે ૨ ઉઘાડવાનુ સાધન (કુચી, વગેરે) ૩ રેટ, ઘટીયત્ર ૪ ચોક
**ઉદ્ઘાત, પુ૦** સ૦ ઉદ્+હન્-મારવુ) પ્રારભ,શરૂઆત ૨ ગ્રથનો એક જાતનો પરિચ્છેદ ઉપોદ્ઘાત' ૪ મુદ્ગર ૪ ઉચુ
**ઉદ્ઘોષ, પુ૦** ( સ૦ ઉત્+ઘુષ-અવાજ કરવા ) ઉચો મોટો અવાજ ધાટો ૨ જાહેરનામુ, ઢઢેરો ૩ ઘોઘાટ, સોરબકોર [ચીચીઆરી
**ઉદ્ઘોષણા, સ્ત્રી૦** ઉદ્ઘોષ, ઢઢેરો ૨ બૂમ,
**ઉદ્દામ, વિ૦** આકળુ,ઉગ્ર, ગરમ ૨ ઉચ્છૃખળ, બધન રહિત,સ્વતત્ર
**ઉદ્દામપક્ષ, પુ૦**( સ૦ ) આગળ પડતા વિચારવાળો એક રાજદ્વારી પક્ષ તે
**ઉદ્દાલ, પુ૦** (સ૦)રાની કોદ્રા ૨ રાતા ઘઉં
**ઉદ્દિષ્ટ, વિ૦** ( સ૦ ) ધારેલુ બતાવેલુ ૨ ઇચ્છેલુ ૩ **ન૦** બતાવેલુ રૂપ,કેટલામો પ્રસ્તાર છે તે કહેવાની રીત (પિંગળ શાસ્ત્રમા)
**ઉદ્દીપન, ન૦** (સ૦ ઉત્+દીપ-પ્રકાશવુ ) ખૂબ દીપવુ તે, પ્રકાશન, ખીલવુ તે ૨ પ્રજ્વલન ૩ ઉતેજનાર ૪ પુષ્ટિ, સહાયતા, ઉશ્કેરણી
**ઉદ્દેશ, પુ૦** (સ૦ ઉદ્+દીશ) મુખ્ય ધારણા, અમન મતનમ હેતુ અભિપ્રાય ઇરાદો, આશય, મૂળ લક્ષ્ય ૨ દેખડાવવુ તે ૩ ઉપદેશ ૪ દાખલો, દષ્ટાત
**ઉદ્દેશક, પુ૦** (સ૦) ઉદ્દેશ સબધી મતલબનુ ૨ દાખવાનુ, ઉદ્દેશ દર્શાવતુ [૨ પ્રયોજન
**ઉદ્દેશ્ય,**૦વિ૦ (સ૦) ધારેલુ, હેતુ-મતલબવાળુ
**ઉદ્ધત, વિ૦** (સ૦ઉદ્+હન્-મારવુ ) ઉન્મત્ત થઇ વર્તનાર અસભ્ય, તોછડુ હદ કરતા વધારે છૂટ લેનાર ૨ જગલી, બેમર્યાદ, ઉછાછળુ ૩ ઘોર
**ઉદ્ધતાઈ, સ્ત્રી૦** અસભ્યતા, તોછડાઇ, અમર્યાદા
**ઉદ્ધરવુ, ક્રિ૦ અ૦** (સ૦ ઉદ્+ધૃ ) ચોર્યાસીના ફેરાથી બચી જવુ છૂટવુ, મુક્તિ મળવી ૨ ઉગરવુ, તરી પાર ઉતરવુ
**ઉદ્ધાર, પુ૦**(સ૦)મુક્તિ, મોક્ષ, તારણ, છૂટકારો
**ઉદ્ધારક, વિ૦** ઉદ્ધાર કરનાર મુક્તિ-છૂટકારો આપનાર, તારક
**ઉદ્ધારણ, ન૦**તારક,છૂટકો કરનાર ૨ ઉદ્ધાર મુક્તિ
**ઉદ્ધારણહાર, પુ૦** (સ૦) ઉદ્ધારક, જુઓ
**ઉદ્ધારવુ, ક્રિ૦** સ૦ ઉદ્ધાર કરવો, તારવુ ૨ બચાવવુ,ઉગારવુ, ૩ સારી સ્થિતિમા આણવુ
**ઉદ્ભટ, પુ૦** (સ૦)વર, જોદ્ધો ૨ **વિ૦** મહાત્મા, મહાશય ૩ આગેવાન મુખ્ય
**ઉદ્ભવ, પુ૦** ( સ૦ ) જન્મ, ઉત્પત્તિ, પેદાશ "વિશ્વ તણો ઉદ્ભવ જે થકી છે" ૨ બહાર નીકળવુ તે ૩ જાહેર-ખુલ્લુ થવુ તે
**ઉદ્ભાવિત, વિ૦** (સ૦ ઉત્+ભૂ-થવુ ) કલ્પેલુ, અનુમાન કરેલુ, બનાવટી, ઉત્પન્ન કરેલુ
**ઉદ્ભિજ્જ, ન૦** ( સ૦ ઉત્+ભિદ્+જન્-જન્મવુ ) ઉગનાર ફૂટી નીકળનાર ૨ ચાર ખાણુ કહેવાય છે તેમાની એક **ઉદ્ભિજ્જ વિદ્યા**-વનપસ્તિ શાસ્ત્ર
**ઉદ્મસ્ત, વિ૦** (સ૦)તોફાની, ફિતુરી ૨ કામી.
**ઉદ્મસ્તી, સ્ત્રી૦** તોફાન, મસ્તી
**ઉદ્યમ, પુ૦** (સ૦ ઉદ્+યમ-ઉપાડી લેવુ) કોઇ પણ કામમા લાગવુ તે, કામ ધધો ૨ મહેનત, તજવીજ, યત્ન ૩ રોજગાર, કમમ ઉદ્યોગ,વૃત્તિ (ઉદ્યમ અને ઉદ્યોગના તફાવત માટે જુઓ-**ગુજરાતી શબ્દકોષ**)
**ઉદ્યમી,વિ** ઉદ્યમકરતુ,ઉદ્યોગી, વ્યવસાયી,મહેનતુ,
**ઉદ્યાન, ન૦** (સ૦) વાડી, ઉપવન, બગીચો,બાગ
**ઉદ્યાપન, ન૦** (સ૦ ઉદ્+યાપ્-મોકલવુ) કોઇ પણ ધર્મકર્મની સમાપ્તિની વિધિ, વ્રતસમાપ્તિ, વ્રત વગેરે ઉજવવુ તે
**ઉદ્યુક્ત, વિ૦** (સ૦) ઉદ્યોગમા લાગેલુ હોય તેવુ, રોકાએલુ ઉદ્યોગી, તૈયાર થયેલુ

**ઉદ્યોગ,** પુ૦ ( સ૦ઉત્+ યુજ્-મડવુ) મહેનત, યત્ન કરવા તે, પ્રયાસ, ૨ ધધો, રોજગાર, ઉદ્યમ ૩ કામ ૪ શિલ્પાદિ કળાઓને લગતુ કામકાજ તે.

**ઉદ્યોગશાળા,** સ્ત્રી૦ જ્યા નાના પ્રકારના ધધા શિખવવામા આવે છે તે ઠેકાણુ કળાભવન

**ઉદ્યોગી,** વિ૦ (સ૦ ઉત્ +યુજ્-જોડવુ) હમેશ ઉદ્યોગ કરનાર ૨ ધ્યાન લગાડી કામ કર્યા કરનાર ૩ રોજગાર લાગેલુ રોજગારી, ૪ મેહેનતુ, નવરૂ બેસી ન રહેનાર

**ઉદ્યોજક,**વિ૦(સ૦)સારી યોજનાકરનાર,પ્રવર્તક

**ઉદ્યોત,** પુ૦ (સ૦ +દ્યુત-પ્રકાશવુ) પ્રકાશ,તેજ, અજવાળુ, જ્યોતિ ૨ આલોક ૩ વ્યાખ્યાન, પ્રકરણ

**ઉદ્વર્તન,** ન૦ (સ૦ ઉત્+વૃત-ઉછળવુ) શરીરને સ્વચ્છ કરવાનુ તેલ, ઇ૦દ્રવ્ય, વિલેપન ૨ કૂદકારો, ઠેકડો, ઉછાળો ૩ ગેરવર્તણુક

**ઉદ્વહ,** પુ૦ (સ૦ ઉત + વહ્-લઇ જવુ) પુત્ર દીકરો ૨ સાત વાયુ પૈકી તે નામનો એક ૩ વિવાહ

**ઉદ્વાહ,** પુ૦ (સ૦) વિવાહ, પરણવુ તે

**ઉદ્વાહની,** સ્ત્રી૦ (સ૦) કોડી વરાટક

**ઉદ્વિગ્ન,** વિ૦ (સ૦ ઉત + વિજ-બીવુ) વ્યાકુળ ગભરાએલુ ખિન્ન

**ઉદ્વેગ,** પુ૦ (સ૦) ભય, શોક, ચિંતાને લીધે મનમા થતી અકળામણ તે ૨ ચિતા કાળજી, ફીકર ૩ વ્યાકુળતા, ક્ષોભ

**ઉધ,** સ્ત્રી૦ (સ૦ ઊઢ-વહેલુ) ધુરા ( ગાડીના ), પોલ, ધોરીયો, માનદડ [ધોળી કીડીઓ

**ઉધઈ,** સ્ત્રી૦ સડો કરનારી એક જાતની જીવાત,

**ઉધડ-ડુ,** વિ૦( સ૦ ઉદ્ધત) ભાવ તાલ કે વજન કર્યા વગર એમનુ એમ જે આપવુ લેવુ તે,ઉચક, સામટુ, જથાબધ ઉધડ ભાવ—ઉચક ઠરાવેલો ભાવ, આખા જથાનો સામટો ભાવ ઉધડ માપ—જોખ્યા વગરનુ ઢગલો અથવા જથો જોઈ અટકળેલુમાપ ઉધડ જમાબધી—મહેસુલી ઇજારો

**ઉધડકવુ,** ક્રિ૦ અ૦( સ૦ ઉદ્+ધડકવુ-ઉછળવુ ) ચમકવુ, ચોકવુ ૨ ધબકવુ, વધારે જોરથી ધડકવુ (ભય, શ્રમથી) ૩ કપવુ ધ્રૂજવુ 'ગાજે મેઘ, ઉધડકે દેહ' ૪ ધુણવુ (કાઠિ૦) ૫ ચમકવુ

**ઉધડીઉ** વિ૦ કાળજી વગરનુ ઉપર ચોટીઉ ૨ ઉધડ ઠરાવી આપેલુ, ભાડુતી,ઉધડ કામકરનાર

**ઉધડુ,** વિ૦ જથાબધ, ઉધડ

**ઉધડુ લેવુ,** ક્રિ૦ ધધડાવી નાખવુ, ધમકાવવુ, રીસમા ઉતરી પડવુ ૨ ઉચક ભાવતાલ ઠરાવ્યા સિવાય લેવુ

**ઉધમાત,** પુ૦ તોફાન, ગરબડ, ઉદમાત

**ઉધમાતીઉં,** વિ૦ તોફાની, ઉદમાતીઉ

**ઉધરકવુ,** ક્રિ૦ અ૦ જીવમા બડબડવુ, લરવુ, ૨ ધબકવુ, ઉધડકવુ

**ઉધરતુ,** વિ૦ ઉછરતુ, મોટુ થતુ ૨ ઉધાર બાજુએ લખાતુ (નાણુ)

**ઉધરવુ,** ક્રિ૦ અ૦ ઉછરવુ, મોટુ થવુ ૨ ઉધાર બાજુએ લખાવુ, નામે લખાવુ

**ઉધરસ,** સ્ત્રી૦ (સ૦ ઊર્ધ્વ + રસ) ગળાની નળીઓમા ભરાએલા શ્લેષ્મને બહાર કાઢવાને ખાસવુ તે, ઠાસો, ખોખલો, કફ

**ઉધરાવવુ,**ક્રિ૦અ૦નામે લખાવવુ, ખાતે મડાવવુ

**ઉધરાવો,** પુ૦ કાળજી ચિતા, અસ્વાસ્થ્ય,અમુક કાર્ય પૂર્ણ થતા સુધી રહેતો ઉચાટ તે. [થએલુ

**ઉધરેલુ** વિ૦ નામે લખાએલુ, ૨ ઉછરીને મોટુ

**ઉધળવુ,** ક્રિ૦ અ૦ (સ૦ ઉદ્ + હલ્-જવુ) છટકી જવુ, નાશી જવુ, ૨ ગાળો ભાડવી

**ઉધાન,** ન૦ (ઉદ્ +ધૃ-પકડવુ) ઉચે ચઢવુ તે મોટી ભરતી ૨ ત્રણની સખ્યાનો સંકેત (વેપારીમા) ૩ જનાવરોમા સભોગેચ્છા ૪ દમ શ્વાસ ૫ ઉધરસ અને ઉટાટીઆની કળ ચઢવી તે

**ઉધાનપડી,** સ્ત્રી૦ તેરની સખ્યાનો સંકેત

**ઉધાનપાયા,** વિ૦ ત્રણ પાયાનુ, વલવલતુ, અદક પાસળુ, ઓછી અક્કલનુ

**ઉધામો,** પુ૦ (સ૦ ઉત+ધૃ) ઉભા થવા જેવા જે યત્ન તે, તરફડીયા, તરફડાટ ૨ પ્રયાસ, પ્રયત્ન.

**ઉધાર,** વિ૦ (સ૦ ઉદ્ધાર-ઉચુ કરવુ) પતીજ ઉપર આપેલુ, જમા ન થએલુ, ભરપાઈ થએલુ

ન હોય તેવુ, ઉછીનુ ઉધાર આપવુ—ધીરવુ, ઉછીનુ આપવુ ઉધાર લેવુ—પોતાની નાખ ઉપર લેવુ ઉધાર આપ ને ખરૂ જોખ—ધમની ગાયના દાત જોવા

**ઉધારપાસુ**, ન૦ ઉધાર આપેલુ હિસાબની ચો પડીમા જે બાજુએ લખાય તે બાજુ ૨ ખરચ અને ધીરેલુ જે કાઇ હોય તે

**ઉધારવુ**, ક્રિ૦ સ૦ ઉધાર બાજુએ—નામે લખવુ

**ઉધારીઓ**, પુ૦ ઉધારે લેનાર, રોકડુ ન આપનાર ૨ ઉધાર આપનાનુ તે

**ઉધારો**, પુ૦ લેવા આપવાનુ માડી રાખવુ તે ૨ વાયદો, વાર, વિલબ ૪ ખોટ, સાસા અન્નપાણીના ઉધારા—ખાવાના ત્રાસા

**ઉધેઈ**, સ્ત્રી૦ કાગળ લુગડામા જે ધોળુ લીસુ જીવડુ થાય છે તે, એક જાતની ધોળી કીડી

**ઉધેડવુ**, ક્રિ૦ સ૦ખાલ કાટની ઉઝડવુ,ઉનેડવુ

**ઉદ્ધડ**, વિ૦ ધડ વગરનુ, ઠરીઠામ વનાનુ, ઉરકુ

**ઉદ્ધડજોશી**,વિ૦ ઠેકાણા વગરનો જેમ તેમ ગાડુ ગબડાવ્યા જાય તેવો [૨ વિ૦ ઓછુ

**ઉન**, ન૦ ( સ૦ ઊન ) ઘેટાના નિમાળા—વાળ

**ઉનઇ**, વિ૦ ઓગણીસ

**ઉનડ**, વિ૦ રખડતુ રઝળતુ, રખડલ,૨ આળસુ કામનુ ચોર,આખા હાડકાનુ, ૩ હરામી, લુચ્ચુ

**ઉનમ**,સ્ત્રી૦ન્યૂનતા,ઓછ,હિણપત,નાનમ,લાચ્છન

**ઉનવા**, પુ૦ વારે વારે પિશાબની હાજત થાય ને થતા આગ બળે તે રોગ

**ઉનાબદાણા**,પુ૦ગાધીને ત્યેર મળતી એક ઓષધિ

**ઉનવાવુ**, ક્રિ૦સ૦ મનમા બળ્યા કરવુ,ઇઝરાવુ

**ઉનામણીઉં**, ન૦ (સ૦ ઉષ્ણ + માણુ) પાણી ઉનુ મૂકવાનુ વાસણ

**ઉનામણીઓ**, પુ૦ પાણી ઉનુ કરવાનો દેગડો

**ઉનામણુ** ન૦ ગરમ પાણી કરવા સારુ વપરાતુ ધાતુ—માટીનુ વાસણ દેગડી

**ઉનામણો**, પુ૦ ઉનામણીઓ, દેગડા

**ઉનાળો**, પુ૦ (સ૦ ઉષ્ણકાલ) ગરમીની ઋતુ ગ્રીષ્મ કાળ, વરના મુખ્ય ત્રણ ભાગમાનોએક

**ઉનેવાળ**, પુ૦ બ્રાહ્મણોની એક જાત

**ઉનાવુ** ક્રિ૦ અ૦ ઇઝરાવુ.

**ઉન્નત**, વિ૦ (સ૦ ઉદ્ + નમ્—નમવુ ) ઉચુ, પ્રૌઢ, સીધુ, ઉભુ ૨ ટટાર, ઉભેલુ,

**ઉન્નતિ**, સ્ત્રી૦મોટાઈ,મહત્તા ૨ આબાદી, ચઢતી

**ઉન્મત્ત**, વિ૦ (સ૦ ઉદ્ + મત્ત—ગાડુ ) તાતા મિજાજનુ, કોઇને પત ન કરે તેવુ ૨ અવિનયી, ઉદ્ધત ૩ વ્યસની, કેફી, અમલી,છાટકુ ૪ અભિમાની, મગરૂર ૫ ગાડુ, ભાન વગરનુ

**ઉન્મત્તવાયુ**, પુ૦ ઘેલછા, ચિત્તભ્રમવાયુ

**ઉન્મત્તાઇ**, સ્ત્રી૦ ઉન્મત્તપણુ, ઘેનછા ૨ મદ, છદ મગરૂરી, ૩ ઉદ્ધતાઇ

**ઉન્મન**, ન૦ (સ૦) અભાવ, અપ્રીતિ

**ઉન્મનુ**, વિ૦ ખિન્ન અપ્રસન્ન, દીલગીર

**ઉન્મની**, સ્ત્રી૦ (સ૦ ઉદ્ + મનસ્—મન)માયાથી મુક્ત થઇ બ્રહ્મમા સમાઇ રહેવુ તે,મનની એક જાતની અવસ્થા મૂએલા જેવી પાચ અવસ્થામાની છેલ્લી (જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિ,તુરીયા ને ઉન્મની ) [અનીતિનો રસ્તો.

**ઉન્માર્ગ**, પુ૦ ( સ૦ ) અવળો-ઉલટો માર્ગ,

**ઉન્માદ**, પુ૦ (સ૦) તોર, મદ,મમત, અહકાર, અભિમાન ૨ ઘેલાપણુ, ઘેલછા, ચિત્તભ્રમ, ગાડછા, ભૂતપ્રેત, ઇ૦ ના કારણથી વાયુ થવો તે, એક પ્રકારનો સન્નિપાત, મૃગી, વાઇ

**ઉન્મીલન**, ન૦ ( સ૦ ઉદ્ + મીલ્—મળવુ ) ફૂલવુ, ખીલવુ, વિકાશ પામવુ તે (ફૂલ) ૨ ઉઘડવુ (આખ) ૩ છૂટવુ, મુક્ત થવુ (ગ્રહણ)

**ઉન્મીલિત**, વિ૦ (સ૦ ઉદ્ + મીલ્—મળવુ) ઉઘડેલુ વિકાસેલુ, પ્રફુલ્લ

**ઉન્મુખ**, વિ૦ (સ૦) ઉચે જોતુ હોય તેવુ ૨ આતુર, ઉત્સુક ૩ પ્રતિકૂળ, ઉલટુ ૨ તૈયાર તત્પર, ' મરણોન્મુખ' [મૂળ ખોદી નાખવુ

**ઉન્મૂલન**, ન૦ (સ૦) મૂળથી ઉખેડી નાખવુ તે,

**ઉન્મેય**, વિ૦ ( સ૦ ) માપવા—વજન કરવા લાયક, તોળવા યોગ્ય [કારો, ૨૫૬.

**ઉન્મેષ**, વિ૦ (સ૦ ઉદ્ + મિષ્) આખ પલક-

**ઉપ**, અ૦ (સ૦) પાસે, નિકટ, ઓછુ,ઉતરતુ, અતિશય, સરખાપણુ, ઇ૦ સૂચક ઉપસર્ગ.

**ઉપઆનો,** પુ૦ ( સં૦ ઉપ-ઉતરતુ + આનો) એક આનાનો સોળમો ભાગ, ૦ા૦ પાઇ

**ઉપકંઠ,** વિ૦ (સ૦ ઉપ-પાસે + કંઠ કાંઠો,) પાસેનુ, નજદીકનુ ૨ કિનારા પાસેનુ ૩ કંઠે, કંઠની આસપાસ-પાસે ૪ પુ૦ ગામ-શહેરની પાસેનો ભાગ પડખાડ ૫ તળેટી ઘોડાની એક જાતની ચાલ [હથિઆર, ઓજાર

**ઉપકરણ,** ન૦સાહિત્ય સામગ્રી જોઈતા સાધનો-

**ઉપકરવું** ક્રિ૦સ૦દયાનુ કાર્ય કરવુ ઉપકાર કરવો

**ઉપકાર,** પુ૦ (સ૦) કોઈનુ સારુ-કલ્યાણ કરવુ તે, પાડ આભાર ૨ કૃપા, મહેરબાની

**ઉપકારક,** વિ૦ પરોપકારી,આભાર કરે તેવુ, ઉપકારી, મહેરબાન

**ઉપકારી,** વિ૦ (સ૦) ઉપકાર કરનાર, મહેરબાન, ૨ ઉપકાર જાણનાર, કૃતજ્ઞી, જેમા કોઇનાપર ઉપકાર થયો હોય તેવુ

**ઉપકૃત,** વિ૦ આભારી, ઉપકારી ઓશીંગણ

**ઉપક્રમ,** પુ૦(સ૦) આરંભ, મંડાણ, શરુઆત, ૨ ઉદ્યોગ, ધધો [વિયોની જે વિનતી તે

**ઉપક્રમણિકા,** સ્ત્રી૦ (સ૦) પ્રસ્તાવના ૨ વિ

**ઉપગતિ,** સ્ત્રી૦ (સ૦) પ્રાપ્તિ, લાભ ૨ સ્વીકાર ૩ નજીક જવુ તે પાસે આવવુ તે

**ઉપગમન,** ન૦ (સં૦ ઉપ + ગમ્-જવુ)પાસે જવુ તે, મળવુ તે ૨ જ્ઞાન ૩ સ્વીકાર

**ઉપગીતિ,** સ્ત્રી૦(સ૦ ઉપ + ગીત, ગૈ-ગાવુ ) આર્યા અને ગીતિને મળતુ એક માત્રાવૃત

**ઉપગુરૂ,** પુ૦ (સ૦) વડા ગુરુજી-મહેતાજીના હાથ નીચેનો શિક્ષક, ઉપશિક્ષક

**ઉપગ્રહ,** પુ૦(સ૦ ઉપ+ગ્રહ-તારો ) નાનો ગ્રહ, ચંદ્ર (મોટા ગ્રહને એક અથવા વધારે ઉપગ્રહો હોય છે ગ્રહ, સૂર્યની આસપાસ ફરે છે પૃથ્વી ગ્રહને એક ઉપગ્રહ છે જેને ચંદ્ર કહે છે

**ઉપંગ,** ન૦ એક જાતનુ વાદ્ય

**ઉપચક્ર,** ન૦ (સ૦)એક જાતનુ પક્ષી જે ગોળાકાર ઉડીને ઉપર ચડે છે ૨ નાનુ ચાક-પૈડુ

**ઉપચક્ષુ,** ન૦ (સ૦) ચશ્મા, ઉપનેત્ર

**ઉપચય,** પુ૦ (સ૦) વૃદ્ધિ, ઉચાઈ લાભ ૨ લગ્ન કુંડળીથી ૩, ૬, ૧૦ અને૧૧ મુ સ્થાન (જ્યોતિષશાસ્ત્ર) ૩ ઢગલો.

**ઉપચાર,** પુ૦(સ૦)સારૂ કરવા જે ઉપાય કરવા તે, સારવાર, સાવજત, સેવા ૨ ઉપાય, ક્રિયા તજવીજ ૩ સાધન, સામગ્રી ૪ માર્જન,સસ્કાર ૫ ઉપમા ૫૦,મહારનો વિનય, "મને બોલાવતી વેળા રામભદ્ર એ ઉપચારજ સારો શોભે છે"

**ઉપચારક,** પુ૦(સ૦) ચિકિત્સક,સારવાર કરનાર ૨ દાસ સેવક

**ઉપચારિકા,** સ્ત્રી૦ દાસી સારવાર કરનારી સ્ત્રી

**ઉપછત,** સ્ત્રી૦ (મ રેલડેલ, ધરણી છત

**ઉપજ,** સ્ત્રી૦ (સ૦ ઉદ્ + પદ્-ઊગવુ)ઉત્પન્ન થવુ તે નિપજ પેદાશ આવક ૨ જન્મ, મળ, ઉત્પત્તિ ૩, નફો, લાભ ફળ

**ઉપજતી રજ,** સ્ત્રી૦ (સ૦) ઊગવુ અને વધવુ તે પેદા થવુ ને રહેવુ તે,આવક પેદાશ ઉપજ ૨ ચોખ્ખો નફો

**ઉપજવુ,** ક્રિ૦ અ૦ઉત્પન્ન થવુ, જન્મવુ ઉદ્ભવવુ 'સહસા મનમા ઉપજ્યો સ્નેહ'૨ ફળ-પ્રાપ્ત થવી, મળવુ ૩ નીવડવુ,થવુ ૩ આજ્ઞા માનવી કહ્યુ થવુ

**ઉપજવેરો,** પુ૦ આયપતવેરો, કમાણીવેરો

**ઉપજાતિ,** પુ૦ ( સ૦ )એક જાતનુ ૧૧ અક્ષરનો ગણમેળ છંદ (પિંગળ) એમા ચાર લીટી હોય છે અને ઇંદ્રવજ્રા અને ઉપેન્દ્રવજ્રાના ચરણો મિશ્ર હોય છે

**ઉપજિહ્વા,** સ્ત્રી૦ (સ૦)પડજીભ નાની જીભ

**ઉપજાવવુ,** ક્રિ૦ સ૦ ઉત્પન્ન કરવુ પેદા કરવુ, બનાવવુ, કરવુ, ઘડવુ [ગુજરાન

**ઉપજીવિકા,** સ્ત્રી૦ આજીવિકા જીવિકા, વૃત્તિ

**ઉપજીવી,** વિ૦ કોઇના ઉપર આધાર રાખી જીવનાર, આશ્રિત [જ્ઞાન, પ્રેરણા જ્ઞાન

**ઉપજ્ઞા,** સ્ત્રી૦ (સ૦) ઉપદેશ વિના પ્રાપ્ત થએલુ

**ઉપટ,** સ્ત્રી૦ ઉગટ, જુઓ ૨ ઉપાડ, દેવુ

**ઉપટણુ,** ન૦ નહાતા પહેલા શરીરે ચોળવાનુ સુગધી દ્રવ્ય,પીઠી [જવુ,ફીકુ પડવુ ઉડીજવુ (૨ગ)

**ઉપટવું,** ક્રિ૦ અ૦(સ૦ ઉત+પદ્-જવુ ) ઉપડી

**ઉપટામણુ, સ્ત્રી૦** વગોડાના માડવાને દિવસે કન્યોના સગાનો જે સબધપટ પહેરામણી વખતે વહેવાઇની આગળ વાચનામા આવે છે તે (સુરતના નાગરોમા) ૨ લમખત–દસ્તાવેજ

**ઉપટો, પુ૦** દુખતી આખની આસપાસ જે દવા ચોપડવામા આવે છે તે ઉક્ટો

**ઉપડતુ, વિ૦** તરતુ ઉપર આવતુ, ઉપસતુ

**ઉપડતુ, અ૦** એકદમ, ઓચિંતુ, અચાનક. "ઉપડનાને થાપડ મારી"

**ઉપડવુ, ક્રિ૦ અ૦ ( સ૦ ઉત્+પત્ )** ઉપસી આવવુ બહાર નીકળી આવવુ ૨ ફૂટવુ ઉપસવુ ૩ પાયમાલ થઇ જવુ, સત્યાનાશ જવુ ૩ ઉપર આવવુ, દેખાવુ "અક્ષર ઉપડયા નથી" ૪ આચકો બાધા વગર બોલ્યા જવુ ૫ ચાલતુ થવુ,આગળ વધવુ હંકારાવુ "વહાણ–ગાડી ઇ૦" ૬ અદશ્ય થવુ

**ઉપડામણ, ન૦**ઉચકવાની મજુરી,વેતર

**ઉપડાવવુ, ક્રિ૦ સ૦** ઉપડ તેમ કરવુ,ઉચકાવવુ

**ઉપણવુ, ક્રિ૦ સ૦ (ઉત્+પૂ–શુદ્ધ કરવુ )** ઉચે ઉભા રહી સુપડામાથી દાણા ધીમે ધીમે નીચે નાખતા જઇ પવનની સામી ફુકે છોડા ઉગડવા, ઝાટકવુ સાફ કરવુ

**ઉપણાવવુ, ક્રિ૦ સ૦** ઝાટકવુ ઉપણવામા મદદ કરી [સાધને તે

**ઉપણીઆ, ન૦** ઉપણવાના ટોપના–સુપડા,વગેરે

**ઉપણુ, ન૦** ઉપણુ

**ઉપતાપ, પુ૦ ( સ૦ ઉપ–ઉતરવુ+તપ્–તપવુ )** ઉતાપો સતાપ,દુખ પીડા એક ક્લેશ ૨ ઉતાવળ

**ઉપદશ, પુ૦ (સ૦ ઉપ+દંશ્–કરડવુ )** કરડવુ તે ડખ દમ ... ચાદી ટાકી

**ઉપદાન, પુ૦ (સ૦ ઉપ+દા–આપવુ)** નજરાણુ ભેટ ૨ લાચ રૂશવત ૩ થોડુ દાન આપવુ તે

**ઉપદિષ્ટ, વિ૦ (સ૦)** જેને આજ્ઞા–ઉપદેશ થયો હોય તેવુ

**ઉપદેશ, પુ૦(સ૦+દિશ્–શીખવવુ)** બોધ, શિક્ષા ૨ શિખામણ જ્ઞાન, હિતવાદ ૩ સલાહ, સૂચના, ૪ ચેતવણી, આજ્ઞા ૫ મત્ર દાન, દિક્ષા

**ઉપદેશક, વિ૦ (સ૦)** ઉપદેશ કરનાર, ગુરુ

**ઉપદેશવુ, ક્રિ૦ સ૦** કઇ કામ કરવાની સલાહ આપવી બોધ આપવો, ઉપદેશ કરવો, પ્રેરવુ, ગોઠવુ ૨ ચેતવણી આપવી, શિખામણ દેવી આજ્ઞા કરવી

**ઉપદ્રવ, પુ૦ (સ૦ ઉપ+દ્રુ–પીડવુ)** જેથી બીજાને પીડા થાય તે, ઇજા દુખ. ૨ સતાપ, ઉપાધિ ત્રાસ ૩ આપદા, જજાળ ૪ જુલમ

**ઉપદ્રષ્ટા, પુ૦ (સ૦)** ઉપદેશકર્તા,આચાર્ય, ગુરુ

**ઉપદ્રવી, વિ૦ (સ૦ ઉપ+દ્રુ+ઇ)** પીડાકારક

**ઉપધાતુ, સ્ત્રી૦**મિશ્ર ધાતુ ૨ હલકી–ગૌણ ધાતુ

**ઉપધાન, ન૦(સ૦+ધા–મૂકવુ)** ઓસીકુ, તકીઓ

**ઉપધાન્ય, ન૦**હલકી જાતનુ અનાજ, ખડધાન્ય (કાગ, બટી વગેરે)

**ઉપધારણા, સ્ત્રી૦ (સ૦ ઉપ+ધૃ–ધરવુ)** ચિત્તને એકજ વિષય ઉપર સ્થિર કરવા માટે યોગમા કહેલો એક વ્યાપાર

**ઉપનયન, ન૦ (સ૦ ઉપ+ની)** બ્રાહ્મણ, ક્ષત્રી અને વૈશ્યના છોકરાઓને આઠમે વર્ષે વેદના અધિકારી કરવા જે સસ્કાર કરવામા આવે છે તે. જનોઇ દેવુ તે,ઉપનીત સસ્કાર, સોળ સસ્કારમાનો એક ૨ જનોઇ, ઉપનીત, બટુકરણ

**ઉપનવુ, ક્રિ૦ અ૦** ઉપજવુ, જનમવુ

**ઉપનામ, ન૦ (સ૦)** મુખ્ય નામની સાથે બીજુ કહેવાતુ નામ તે, કુળ નામ, અટક, ઓખર આડનામ

**ઉપનિષદ, ન૦ (સ૦)** વેદાનશાસ્ત્ર, બ્રહ્મવિદ્યા, બ્રહ્મવિદ્યાનુ પ્રતિપાદન કરનાર એક જાતનો ગ્રથ ઉપનિષદો લગભગ ૧૦૮ ઉપરાત છે

**ઉપનેત્ર, ન૦ (સ૦)** આખે બરોબર ન દેખાવાથી જે નચોની મદદ લેવી પડે છે તે, ચશ્મા, ઉપચક્ષુ

**ઉપન્યાસ, પુ૦ ( સ૦ ઉપ+નિ+અસ્–મૂકવુ )** ખુલુ–જાહેર–પ્રસિદ્ધ કરવુ તે, ૨ ટીકા, ભાષ્ય, વ્યાખ્યાન, વિવરણ ૩ પ્રસ્તાવના, ઉપોદ્‍ઘાત, ઉપક્રમ ૪ વિચાર ૫ આખ્યાન, કથાનક

**ઉપપતિ, પુ૦ (સ૦)** યાર,આશક ૨ દીઅર, દેવર

**ઉપપત્તિ, સ્ત્રી૦(સ૦)** સાબીતીમાં પ્રમાણો અને

દાખલા બતાવવા તે ૨ સિદ્ધિ, યુક્તિ ૩ પુરાવા, પ્રમાણ ૪ ઉપાય, સાધન, ઇલાજ

**ઉપપત્ની, સ્ત્રી૦** (સ૦) બીજી સ્ત્રી ૨ રખાત ૩ દાસી, લુડી

**ઉપપદ, ન૦** ( સ૦ ઉપ-પાસે + પદ-શબ્દ ) બે સંયુક્ત શબ્દમાનો પ્રથમ શબ્દ, સમાસનુ પહેલુ પદ ૨ ઓળખ, અવટક.

**ઉપપન્ન, વિ૦** (સ૦)સિદ્ધ,સાબીત-પુરવાર થએલુ

**ઉપપાદન, ન૦** (સ૦) કહેવુ-સમજાવવુ તે ૨ સાબીતી-ખાતરી કરવી તે ૩ સંપાદન, સગ્રહ

**ઉપપુરાણ, ન૦** (સ૦) મહાપુરાણથી ઉતરતા નાના પુરાણ (એ અઢાર છે)

**ઉપપ્રદાન, ન૦** ભેટ,નજરાણો ૨ લાચ, રુશવત

**ઉપપ્લવ, પુ૦** ( સ૦ ઉપ+પ્લુ-કુદી જવુ ) પીડા, જુલમ ૨ આક્રમણ, ઘેરો ૩ ઉત્પાત, આફત, ૪ ગ્રહણ થવુ તે, વિપ્લવ

**ઉપભોક્તા, પુ૦** (સ૦ ઉપ+ભુજ્-ભોગવવુ) ભોગવટો કરનાર, ભોક્તા માલીક ૨ વારસ

**ઉપભોગ, પુ૦** (સ૦) વહિવટ કરવો તે ભોગવટો ૨ અનુભવ,લ્હાવો ૩ સુખ લેવુ તે,મોજમઝા.

**ઉપમર્દ, પુ૦** અવગણના ૨ નાશ, ઘાણ

**ઉપમા, સ્ત્રી૦** ( સ૦ ઉપ + મા-માપવુ ) બે પદાર્થનુ એક બીજાને મળતાપણુ બતાવવુ તે, ૨ સરખામણી, સાદૃશ્ય, દૃષ્ટાન્ત, નિદર્શન, ઉત્પ્રેક્ષા ૩ અલકાર "ભાઇ, તેનુ પેટતો દરીઆ જવુ છે" **ઉપમા આપવી**—સરખાવવુ, આબરૂ વધારવી **ઉપમા કરવી**—આબરૂ વધારવી, સ્તુતિ કરવી **ઉપમા લેવી**-માન ખાટવુ ૨ દાખલો લેવો **ઉપમા પામવી**-આબરૂ મળવી

**ઉપમાતા, સ્ત્રી૦** (સ૦ ઉપ+માતૃ) ધવરાવનારી મા, દાઇ, ધાત્રી ૨ ઓરમાન મા, સાવકી મા

**ઉપમાન, ન૦** (સ૦ ઉપ+મા-માપવુ) જેની સાથે સરખાવવુ હોય તે ' તેનુ મુખ ચદ્ર સરખુ છે " ૨ સરખામણી, તુલના, મુકાબલો કરવા લાયક, સરખાવવા યોગ્ય.

**ઉપમેય, વિ૦** (સ૦) સરખાવવા લાયક

**ઉપયુક્ત, વિ૦** (સ૦+યુજ્-જોડવુ ) ઉપયોગી, કામનુ ૨ યોગ્ય, ઉચિત ૩ મધ્યમસરનુ આવે તેવુ.

**ઉપયોગ, પુ૦** સ૦+યુજ્-જોડવુ ) કોઇ વસ્તુને પોતાના કામમા લેવી તે, કોઈ વસ્તુનુ કામમા આવવુ તે ૨ કામ, વાપર, ખપ ૩ જરૂરિઆત, દરકાર

**ઉપયોગિતા, સ્ત્રી૦** (સ૦)પ્રયોજન,અગત્ય,જરૂર

**ઉપયોગી, વિ૦** (સ૦) અગત્યનુ,જરૂરનુ ખપનુ, કામનુ, ૨ લાભકારી હિતકર

**ઉપર, અ૦** ઉચે, પર 'ખુરસી ઉપર.' ૨. પેલી પાસ, વધારે, 'સો ઉપર દસ' ૩ પછી 'તેના ગયા ઉપર વિચાર' ૪ આગળ 'સુરત મુંબાઇથી ઉપર છે' ૫ ગુણમા વધારે 'તે તેની ઉપર છે' ૬ **ન૦** પક્ષ, ઉપરાણુ, મદદ, વહાર 'મારૂ ઉપર કોણ કરે, એને સર્વે સાથ-સામલણ' **ઉપર આભ ને નીચે ધરતી**—અતરિયાળ, નિરાધાર, નિરાશ્રિત **ઉપર ઉપરથી જોવુ**—નજર ફેરવી જવી, ઉપરચોટીઉ જોઇ જવુ **ઉપર કરવુ**—ચઢવુ ગણવુ, બઢાવવુ 'તુ વૈષ્ણવનુ ઉપર કરીશ, સંસાર સાગર તુ તેણે તરીશ—હારમાળા' **ઉપર ટપકે**—ઉંડા ઉતર્યા વિના, ૨ જમા ઉધાર કર્યા વગર **ઉપર થઇને કરવુ**-સંમતિ સિવાય નાકબ્યા છતા કરવુ તે પોતા જોખમે કરવુ **ઉપર નીચે થવુ**—આતુર-અધીર બનવુ, અમુક ઇચ્છા કે કે વસ્તુને માટે ઉતાવળા થવુ, 'ગામની ગરીબ સ્ત્રીઓ × × × ખાતર કરવા ઉપર નીચે થઇ રહી હતી —સરસ્વતી૦" **ઉપર પગ મૂકવો**—અનાદર કરવો, ન લેખવવુ, બેદરકારીથી ન માનવુ, "એવુ કેવુ અગત્યનુ કામ છે જે, હજુર શ્રીના હુકમ ઉપર પગ મૂકે ?—મુદ્રારાક્ષસ' **ઉપર રહીને**—જાતી દેખરેખ નીચે, પાસે ઉભા રહીને ' તે આપી પોતાને હાથે ઉપર રહી પીરસાવશે × × × તો જ સુખમા ગ્રાસ મૂકીશુ—પ્રતાપ **ઉપર હાથ રાખવો**—ચઢીઆતાપણુ ભોગવવુ, સત્તા ચલાવવી, નમતુ ન આપવી ૨ પોતાનુ ધારેલુ બોલેલુ ખરૂ પાડવાનો ટેક રાખવો 'દરેક બાબતમા તારો ને

તારાજ ઉપર હાથ રાખે છે ' ઉપરનું ઉપર રાખવુ—નીચુ પડવા ન દેવું એનેલુ વ્યર્થ જાય તેમ ન કરવુ, માનભગ થવા ન દેવુ ર લાડમા હુલાવી ફુલાવીને રાખવુ ઉપર આ લ્લાને નીચે દલ્લા ઉપર આભ ને નીચે જમીન ઉપર વાગા, માહે ાગા

ઉપરઉપરથી, અ૦ છેક અદરનુ સમજેલુ હોય તેમ નહિ પણ ઉપરથી દેખાએલુ હોય તે પરથી, ઉપલકીઉ, ઉપરચોટીઉ

ઉપરક્ષ,પુ૦(સ૦)હજુરીઓ,પ્રાણુરક્ષક,બોડીગાર્ડ

ઉપરચોટીઉં, વિ૦ ઉપર ઉપરથી જણાય કે થાય તેટલુ ઉપલકીઉ, જેવુ તેવુ થોડુ

ઉપ છલુ, વિ૦ ઉપરનુ, ઉપરચોટીઉ, થોડુ ઘણુ

ઉપરટપકે, અ૦ ચોપડામા નોંધેલુ નહિ પણ જુદુ લખી રાખેલુ હોય તેવુ અદર ટપકાવેલુ હોય તેમ, ૨ ઉપર ઉપરથી, આશરે, અડસટ્ટે

ઉપરણુ, ન૦ ચલોડો, ખેસ, પાછોડી, પ્રમાદીમા

ઉપરણો, પુ૦ ઉપરણ, ખેસ [મળેલુ વસ્ત્ર

ઉપરતિ, સ્ત્રી૦ (સ૦ ઉપ + રમ-રમવુ) શાંતિ, બ ધ પડવુ તે,૨ વિરતિ વિરામ,વૈરાગ્ય ૩ નિવારણ

ઉપરદગ, ન૦ (સં૦ઉપ-ઉપલુ+દગ ) અમલો, જમીન ઉપર કરેલુ બાધકામ 'ઉપરદળ તમારે લેઈ લેવુ એ સરતે જમીન આપી છે "

ઉપરવટ, સ્ત્રી૦ લક્ષમા ન લેવુ તે ૨ ઉલ્લ ઘન

ઉપરવટ, અ૦ ઉલટુ વિરુદ્ધ, મરજી ઉપરાત, ના કહ્યા છતા, ઉલ્લઘન કરીને 'છોકરાએ મા-બાપના ઉપરવટ થઈ કઈ કરવુ નહિ '

ઉપરવટ, વિ૦ ચઢે તેવુ સરસ, ચઢિઆતુ

ઉપરવટણુ ,પુ૦ખલ ઉપર વાટવાનો પથ્થર બત્તો

ઉપરવા', સ્ત્રી૦ નજીકનો ભાગ (ઘર, પોળ કે ગામનો ), ઉપર

ઉપરવાડીઓ', પુ૦ ગામ, ઈ૦ ની નજીકનો રહે નારો, બહારના વાસમા રહેનારો, ગામ પાડોશી ર વમાવેનો, આશ્રિત એક ગામને લગતુ ખેતર તે ગામનો ખેડુત ન ખેડે પણ બીજા ગામનો ખેડુત ખેડે તે

ઉપરવાડે, અ૦ વાડ, વડી અથવા ભીતની બાજુએ ઉભા રહી બીજાને બોલાવવુ અથવા આપવુ લેવુ તે,પાછલે બારણે પછવાડેથી "ઉપરવાડે સૈયર કરે છે સાદજો " [વાસ કરવો તે

ઉપરવાસ, પુ૦ ઉપર રહેવુ તે, માળ પર-મેડે

ઉપરવાસીઓ, પુ૦ભ ગી,વાળનાર,ઝાડુ મારનાર

ઉપરાઉપરી, અ૦એક પછી એક એમ માથેનુ સાથે ઉપરાછાપરી લાગલાગટ

ઉપરાછાપરી, અ૦ ઉપરાઉપરી જુઓ.

ઉપરાટુ, વિ૦ બાજુ, આડકેડુ ૨ બાજુ તરફ, ઉપર ' નાખે પાટુ પગ ઉપરાટે '-પ્રેમા૦ ૨ ઉભુ, પાસાભેર, ઉભેડુ

ઉપરાજવુ, ક્રિ૦ અ૦ ઉત્પન્ન-પેદા કરવુ

ઉપરાણું, ન૦ બેની લડા મા એકનો પક્ષ લઈ તેની મદદમા રહેવુ, કુમક, સહાય

ઉપરાંત, અ૦ (ઉપર+અ ત-હદ ) વધારે હોય તેમ, વિશેષમા, વધારે, ૨ સિવાય, વળી બીજુ ૩ પછી, પછવાડેથી, ઉપરથી

ઉપરામ, પુ૦ ( સ૦ ઉપ + રમ્-રમવુ ) મૃત્યુ, મોત, આરામ ૨ સન્યાસ ૩ વિશ્રામ,નિવૃત્ત ૪ બધ પડવુ તે, અટકવુ [જે તફાવત તે

ઉપરામણી,સ્ત્રી૦ વધારો, બે વસ્તુની કિમતમાનો

ઉપરાણુ, ન૦ ઉપરાણુ, પક્ષ, સહાય

ઉપરી, વિ૦ હરકોઈ કામ ઉપર તપાસ રાખવા જે નિમાએલુ તે, ચોકસી-તપાસ-નિઘેબાની કર નાર, ઉપરથી જોનાર, મુખી,મુકાદમ,અધિકારી

ઉપરી, અ૦ ઉપર

ઉપરીપણુ, ન૦ ઉપરી તરીકેની જે સત્તા તે, વડપણુ, ઉપર દેખરેખ રાખવાપણુ

ઉપરૂ વિ૦ ઉભુ, ઉફરૂ પાસાભેર, ઉભુ કરવુ તે " ખાટલો ઉપરો કરો "

ઉપરોધ, પુ૦ (સ૦ ઉપ+ રુધ્-રોકવુ) અટ-કાવ, રોકાણ, પ્રતિરોધ ૨ આવરણ ૩ ઘેરો. ૪ પીડા, દુ ખ.

ઉપલ, પુ૦ (સ૦)પત્થર, શિલા " પેલી ઉપલની સ્ત્રી થઈ, પદસ્પર્શથી રઘુનાથના." ર.કાદરો. ૩ રેતી ૪ રત્ન

ઉપલક, વિ૦ (સં૦ ઉપ+લગ્-ચોટવુ) ચોપ-

ડામા નોંધેલુ નહિ તેવુ ૨ ઉપરઉપરનુ, ફૂલતુ, વધારાનુ ૩ બાળી, વધેલુ ૪ અધિક,જાસ્તી ૫. ઉપરચોટીઉં

**ઉપલકીઉ,** વિ૦ ઉપરઉપરથી ઉડાવનાર ૨ અલ્પજ્ઞ, અનિપુણ ઓછા જ્ઞાનવાળો ૨ ઉપર ઉપરથી કામ કરવાની ટેવવાળુ, ઉપરચોટીઉ ઉપરઉપરનુ, ૪ ચચુપ્રવેશી ૫ તકવાદી

**ઉપલક્ષણ,** ન૦ (સં૦ ઉપ+લક્ષ્‌-જોવુ) ચિહ્ન, ઇમારત, નિશાની ૨ લક્ષણા, આખાનુ તેના ભાગથી જે વર્ણન થાય તે,એક જાતનો અલંકાર

**ઉપલક્ષ્ય,** વિ૦ થોડા ઉપરથી ઘણુ સમજાય તેવુ ૨ ન૦ આશ્રય, અવલંબન

**ઉપલગ,** વિ૦ ઉપલક, જુઓ [મેળવેલુ,જાણેલુ

**ઉપલબ્ધ,** વિ૦ (સં૦ ઉપ +લભ્‌-મેળવવુ)

**ઉપલબ્ધિ,** સ્ત્રી૦ નફો ૨ જ્ઞાન, મતિ

**ઉપલભ્ય,** વિ૦(સં૦ઉપ+લભ)પામવા-મેળવવા યોગ્ય, જાણવા યોગ્ય

**ઉપલસરી,** સ્ત્રી૦( સં૦ સારીવા ) એક જાતની વનસ્પતિ-ઓષધિ એની ડાળી અને સફેત બે જાતની વેલ કોકણમા થાય છે એને ઉપટ સુળી, નાના કાવળી, સેતકાવળી, શેબવેલ, શ્યામી પણ કહે છે એ શીતળ, મધુર, કફ નાશક છે

**ઉપલાણુ,** વિ૦ ઉપરવાળુ, ઉપરનુ

**ઉપલોઉં** ન૦ ઉટાટીઉ, જુઓ

**ઉપલી,** સ્ત્રી૦ જમીનમા દાટેલી ખાયણી

**ઉપલુ,** વિ૦ ઉપરનુ, આગળ જણાવેલુ તે

**ઉપલા-લ્યો,** વિ૦ ઉપરવાળો, (લાક્ષણિક અર્થમા ઈશ્વર) 'કોણ જાણે બા, ખરુ હશે કે નહિ તે તો ઉપલ્યાને ખબર "—યોગિની

**ઉપલેટ,** ન૦ ( સં૦ કુષ્ટ ) એક જાતની વનસ્પતિ ઔષધિ છોકનુ મૂળ

**ઉપલેપ,** પુ૦ (સં૦) લીંપણ ૨ લેપ.

**ઉપવન,** ન૦ (સં૦) વાડી, બાગ, ઉદ્યાન, બગીચો ૨ આરામ [કહેણી તે

**ઉપવર્ણન,** ન૦ (સં૦) ઉપરઉપરથી હકીકત

**ઉપવસ્ત્ર,** ન૦ અંગવસ્ત્ર, ખેસ, ઉપરણો

**ઉપવાત,** પુ૦ વાયુ પવન. 'નર શિર થકી લઈ કુસુમ ઉંચા, ઉડાડે ઉપવાત—પ્રા૦ કા૦'

**ઉપવાસ,** પુ૦ (સં૦ ઉપ+વસ્‌-રહેવુ) ભૂખ્યા રહેવુ તે, અન્ન અથવા ફળ ખાધા વગર ચલાવવુ તે, અપવાસ ૨ વ્રત, નિયમ

**ઉપવાસી,** વિ૦ (સં૦) ઉપવાસવાળુ, અપવાસી, ભૂખ્યુ

**ઉપવિદ્યા,** સ્ત્રી૦(સં૦)નાટકચેટકાદિક જે વિદ્યા તે, મોટી ચૌદ વિદ્યા કહેવાય છે તેથી જે ઉતરતી તે. ૨ સાધારણજ્ઞાન, ગૌણવિદ્યા ૩ છક્કો પંજો, પેચ

**ઉપવીત,** ન૦ (સં૦) જનોઈ, યજ્ઞસૂત્ર.

**ઉપવેદ,** પુ૦ (સં૦) મુખ્ય ચાર વેદ વગરના ગૌણવેદ—આયુર્વેદ, ધનુર્વેદ, ગાંધર્વવેદ, સ્થાપત્યવેદ અને અર્થવેદ તે

**ઉપશમ,** પુ૦ ( સં૦+શમ-શાંત પડવુ )શમતા, વિરાગ,નરમ-શાંત પડવુ તે,૨ શાંતિ,શમન,શાંત્વન

**ઉપશમન,** ન૦ (સં૦) શાંત પડવુ,વૈરાગ્ય, શાંતિ

**ઉપશાંતિ,** સ્ત્રી૦ (સં૦) પાછળથી નરમ પડવુ તે, ક્રોધનો ઉતાર, શાંતિ, શાંત્વના

**ઉપશાખા,** સ્ત્રી૦ (સં૦) પાંખડુ, ડાળુ ૨ છોડનુ મૂળ ૩ તાબાનુ ખાતુ

**ઉપશાસ્ત્ર,** ન૦ (સં૦) ઉપવિદ્યા, નાનું શાસ્ત્ર.

**ઉપશિક્ષક,** પુ૦ (સં૦)મોટા મહેતાજીનો મદદનીસ

**ઉપસર્ગ,** પુ૦ ( સં૦ ઉપ+સૃજ્‌-બનાવવુ ) શબ્દને આરંભે આવી તેના મૂળ અર્થમા ફેરફાર કરનાર શબ્દ, પૂર્વગ ૨ દુઃખ,પીડા, ઉપદ્રવ ૩ અપશુકન, ૪ એક જાતનો રોગ

**ઉપસંહાર,** પુ૦ આરંભેલો વિષય સમાપ્ત કરવો તે, અંત, છેડો, છેવટનુ લખાણ તે ૨ ટુકામા આટોપવુ તે,સારાંશ,ટુકુ બ્યાન કરી સંપુર્ણ કરવુ તે.

**ઉપસવુ** ક્રિ૦અ૦ (સં૦ ઉપ + સૃપ્‌-વધવુ) ફૂલવુ, હોય તેથી કદ-વિસ્તારમા વધવુ-૨.પવન ભરાઇને ચઢવુ ,સુજવુ ૩ ઉપડવુ, પેટુ નીકળવુ

**ઉપસાગર,** પુ૦ મોટો અખાત

**ઉપસાટ,** ન૦ સોજો, ફુલાવો. ૨ વધારો

**ઉપસાવવુ,** ક્રિ૦ સ૦ ફૂલાવવુ, ઉપસે તેમ કરવુ ૨, સૂર ધીમે ધીમે બેચવો.

**ઉપસાવું,** ક્રિ૦ અ૦ ફૂલવું, ઉપસવું, સુજવુ.

**ઉપસ્કર**, પુ૦ (સ૦) મુખ્ય વસ્તુને લાગતી વળગતી જે વસ્તુ તે,સાહિત્ય,સામગ્રી ૨ ઘરખટલો

**ઉપસ્ત્રી**, સ્ત્રી૦ (સ૦) પરણેલી નહિ પણ રાખેલી સ્ત્રી, રાખ

**ઉપસ્થ**, ન૦ (સ૦) સ્ત્રી પુરુષ જેથી ઓળખાઇ આવે છે તે ચિહ્ન, ગુહ્યેન્દ્રિય

**ઉપસ્થાન**, ન૦ (સ૦ ઉપ+સ્થા–ઉભા રહેવુ ) ઉભા થઇ હાથ ઉચા રાખી મંત્ર ભણી દેવની જે સ્તુતિ કરવી તે

**ઉપસ્થિત**, વિ૦ (સ૦) પાડે–મોઢે હોય તેવુ, જીહ્વાગ્રે હોય તેમ ૨ પાસે આવેલુ–ઉભેલુ

**ઉપહાર**, પુ૦ (સ૦ ઉપ+હૃ–લઇ જવુ ) પૂજાનો સામાન સાહિત્ય ૨ બક્ષિસ,ભેટ દાન ૩ લવાજમ

**ઉપહાસ**, ન૦ (સ૦) મશ્કરી,પરિહાસ ૨ ટોળ, મજાક ૩ મશ્કરીમા ઉડાવવુ તે

**ઉપહાસ્ય**, વિ૦ (સ૦) હસી કાઢવા જેવુ, હાસ્યજનક, મશ્કરીવાળુ

**ઉપણુ**, ન૦ ખાટલાને પહોળુ રાખનારૂ જે લાકડુ તે, ઉભુ લાકડુ તે ઇસ અને આડુ તે ઉપણુ

**ઉપાકર્મ**, ન૦ (સ૦) જનોઇ ધારણ કર્યા પછી દર વર્ષે કરવાનુ એક કર્મ, શ્રાવણી ૨ વેદાધ્યન શરૂ કરતા પહેલા કરવામા આવતી એક ક્રિયા

**ઉપાખ્યાન**, (સં૦) કથા,દંતકથા લોકમા ચાલતી વાત, ૨ આડકથા, કહાણી, ૩ મહેણુ

**ઉપાગ**, ન૦ (સ૦) અપ્રધાન ભાગ, વધારો, પરિશિષ્ટ, પુરવણી ૨ નાનુ–ઉતરતુ અગ ભાગ ૩ તિલક, ટીલુ.

**ઉપાડ**, પુ૦ચઢતી, તેજી, વધારો, ૨ ઉઠાવ,ખપત, ખપ ૩ માગણી,ઘરાકી ૪ ઉપમાટ સોજો ૫ ઝનુન, ઉન્માદ, આવેશ ૬ શરૂઆત ૭ કોશીશ, મહેનત, પ્રયાસ ૮ નાણા લેવાને ૯ વાપર, ઉપયોગ

**ઉપાડવુ**, ક્રિ૦ સ૦ (સ૦ ઉત્–ઉચે + પા) નીચેથી ઉચે લેવુ,ઉચકવુ. ૨ લઇ લેવુ,ચોરવુ ૩ મુળથી ઉખેડવુ ૪ માથે લેવુ વહોરવુ ૫ ચલાવવુ, શરૂ કરવુ માડવુ ૬ ખસેડવુ,લઇ જવુ

**ઉપાડીજવુ**, ક્રિ૦ ઉઠાવી જવુ ખેચી લઇ જવુ ૨ ચોરી જવુ ૩ લઇ જવુ ઉપરી જવુ

**ઉપાડો**, પુ૦ ખપ, ઉઠાવ ૨ સળ ઉપર લેવાય તેટલો કાટા-ઘાસ–ઝરડા વગેરેનો જથો

**ઉપાદાન**, ન૦ (સ૦) કબુલ કરવુ તે, અગીકાર, સ્વીકાર ૨ હેતુ પાસેનુ કારણ

**ઉપાધિ**, પુ૦ (સ૦) પીડા, આપદા, દુઃખ,સંકટ ૨ પચાત જજાળ, ચિંતા ૨ અટક, ઉપનામ, પદવી, ખિતાબ, શુદ્ધ સ્વરૂપને બીજો સબધ લગાડવો તે, ઇલકાબ

**ઉપાધ્યાય**, પુ૦ (સ૦ ઉપ–પાસે + અધિ+ઇ-અભ્યાસ કરવો) દરેક કુટુંબમા શુભ અશુભની ક્રિયા કરાવનારો બ્રાહ્મણ, કુળગોર પુરોહિત ૨ મહેતાજી, અધ્યાપક

**ઉપાધ્યો**, પુ૦ ઉપાધ્યાય, જુઓ

**ઉપાન**, ન૦(સ૦ઉપાનહ્)ખાસડા,જોડા,પગરખા

**ઉપાન્ત**, અ૦ (સ૦) પાસે, સમીપ, નિકટ

**ઉપાન્ત્ય**, વિ૦ (સ૦)છેલ્લાની પૂર્વેનુ ઉપાન્ત્યાક્ષર—છેલ્લા અક્ષરની પહેલાનો જે અક્ષર તે

**ઉપાય**, પુ૦ (સ૦) દુઃખમાથી છુટવાને જે કઇ કરવુ તે, તજવીજ, યુક્તિ, ઇલાજ, ૨ રસ્તો, સાધન ( એ ચાર છે સામ, દામ, ભેદ, ને દડ) ૩ ઉપચાર, પ્રયોગ ચિકિત્સા

**ઉપારભ**, પુ૦ આરભ, શરૂઆત

**ઉપાર્જન**, ન૦ (સ૦) સગ્રહ સચય ૨ કમાઇ, પ્રાપ્તિ, લાભ, નફો ૩ કમાઈ સારૂ જે સેવા ચાકરી કરવી તે, નોકરી, ચાકરી

**ઉપાર્જના** સ્ત્રી૦ (સ૦) કાલાવાલા ૨ આજીજી ૩ ઉપાર્જન, કમાઇ, રળતર, પેદાશ

**ઉપાર્જિત**, વિ૦ (સ૦) કમાએલુ, પ્રાપ્ત કરેલુ, સચય કરેલુ 'વડીલોપાર્જિત'

**ઉપાલભ**, પુ૦ (સ૦) ઠપકો, મહેણુ, કોઇને શીખામણ કે બીજી રીતે કઇ કહેવુ તે

**ઉપાશણુ**, ન૦ ઉતેજન, ઉશ્કેરણી ૨ બહાનુ, મિષ

**ઉપાશ્રય**, પુ૦ (સ૦) અપાશરો (શ્રાવકોનો) ૨. આશરો, આશ્રય, સ્થાન [શ્રિત, આશ્રયાગત

**ઉપાશ્રિત**, વિ૦ આશ્રય લીધો હોય તે, આ-

**ઉપાસક**, વિ૦ (સં૦) ઉપાસના–સેવા–ભક્તિ કરનાર સાધન કરનાર ૨ શૂદ્ર ૩ ભક્ત, સાધક.

**ઉપાસંગ, પુ૦** (સ૦ ઉપ +આ+સજ્)ભાથો, તીર રાખવાનું પાત્ર.
**ઉપાસન, ન૦** ( સ૦ ઉપ + આસ-બેસવું ) સેવા, ભક્તિ કરવી તે ૨ મળી કરવી તે ૩ કંઈ કામ કરવા શરૂઆત કરાવવી-જાગૃતિ આણવી તે ૪ ઉપાસના ૫. (ઉપ+અસ-ફેંકવું) બાણ ફેંકવાનો અભ્યાસ કરવો તે
**ઉપાસના, સ્ત્રી૦** (સ૦) કોઇ દેવને ભક્તિ, પૂજા, હોમ, જપ, ઇ૦ થી સેવવું તે, પૂજા, પૂજન, સેવા આરાધના, ( ઉપાસના ત્રણ પ્રકારની છે આત્મોપાસના, કર્મોપાસના અને જ્ઞાનોપાસના, અથવા, ધ્યાન, અનુષ્ઠાન અને જ્ઞાનથી સ્વરૂપ ઓળખવું તે ) ૩ વેદપ્રતિપાદ્ય ધર્મના ત્રણ અંગમાનું બીજું (કર્મ, ઉપાસના અને જ્ઞાન)
**ઉપાસરો, પુ૦** અપાશરો, ઉપાશ્રય
**ઉપાસવું,ક્રિ૦સ૦** સેવવું ઉપાસના કરવી આરાધવું
**ઉપાસિત, વિ૦** જેની ઉપાસના કરી હોય તે
**ઉપાસી, વિ૦** ઉપાસના-સેવા કરનાર, ભક્ત ૨ ઉપવાસી, ભૂખ્યું [આરાધ્ય, પૂજ્ય
**ઉપાસ્ય, વિ૦** (સ૦) ઉપાસના કરવાને યોગ્ય,
**ઉપેક્ષક, વિ૦** બેદરકાર, બેતમા
**ઉપેક્ષણ, ન૦** જતું કરવું તે, આંખઆડાકાન કરવા તે
**ઉપેક્ષા, સ્ત્રી૦** ( સ૦ ઉપ+ઇક્ષ્-જોવું ) બેતમા બેપરવાઈ, બેદરકારી, અનાદર, દરકાર ન કરવી તે
**ઉપેન્દ્ર, પુ૦** (સ૦ ઉપ+ઇન્દ્ર) વિષ્ણુ ભગવાન
**ઉપેન્દ્રવજ્રા, ન૦** (સ૦) અગિયાર અક્ષર આવે તેવું એક વૃત્ત 'જને જુવે ગાઠ જશો જવાગે, ઉપેંદ્રવજ્રા વૃતમાં લખાશે (પિંગળ)
**ઉપેય,વિ૦(સ૦)**ઉપાય કરવા લાયક,માનવા લાયક
**ઉપોઢ, વિ૦** ( સ૦ ઉપ+વહ્ ) પરણેલું ૨ પાસેનું, નજીકનું
**ઉપોદિ, સ્ત્રી૦** (સ૦) એક જાતનું શાક
**ઉપોદિકા,સ્ત્રી૦** પોથી દાત ૨ગવાનો રંગ ૨ પોઇ
**ઉપોદ્ઘાત, પુ૦** (સ૦ ઉપ+ઉત્+હન્-મારવું ) ઉપક્રમ, પ્રવેશ, પ્રથમ શો વિષય છે તેનું આરંભમાં જે દર્શન કરાવવું તે, પ્રસ્તાવના, દિબાચો. ૨. વાદનો વિષય, પૂર્વ પક્ષ [૨ અપોષણ
**ઉપોષણ, ન૦( સ૦ )** ભુખ્યા રહેવું તે, ઉપવાસ,
**ઉફટાઈ, સ્ત્રી૦** મમત્વ, મોટાઈ, બડાઇ ૨ ફાંકો, તોર, શેખી
**ઉફણવું, ક્રિ૦ અ૦** વધવું ( છોડવા, ઇ૦ ) ૨. ઉપસવું, સુઝવું ૩ ફદફદી જવું, કોહી જવું. (ફળ ફળાદિ ) ૪ મદમાં મહાલવું ૫. ઉપણવું
**ઉફરાંટીઉ, ન૦** લખેલા કાગળની સામી બાજુ (કા૦)
**ઉફરાટવું, ક્રિ૦** અ૦ફેરવવું,પાસું બદલાવવું.
**ઉફરાટું, વિ૦** પાસાભેર, કનેકે, પાસરે ' તેને. થાવા ન દે ઉફરાટી' ૨ અવળું, ઉંધું.
**ઉફરૂ, વિ૦** પાસાભેર, ઉભુ ૨ વધારામાં ૩. ઉલટું 'એ ઉફરૂ જે સાધન કરો, તે તો આળ પંપાળ' ૪ શ્રેષ્ઠ, ૫ ઉપરાંત, ઉપરનું ૬. ઉઘાડું
**ઉફાણો, પુ૦** ઉભરો, જોમ (કાઠિ૦)
**ઉફાન, ન૦** ઉકળીને ઉભરાવું તે, ઉભરો, જોમ,
**ઉફાત, સ્ત્રી૦** ઉડાઉપણું. ૨ હુંપદ, અહંકાર, મદ, ૩ ખાલી ડાક કરવો તે, ગજા ઉપરાંત ખરચ કરીને ખોટો ડોળ દેખાડવો તે
**ઉફાદ, સ્ત્રી૦** ઉફાત, જુઓ ૨ અનીતિ ૩. તોફાન મસ્તી [જેવું ઊગી નીકળવું તે
**ઉબ, સ્ત્રી૦** ફુગ કહોવાણ થઇ ધોળુ મુવાળાં
**ઉબક, સ્ત્રી૦** ( સ૦ ઉત્ + વમ્-ઉલટી થવી ) ઉછાળો, બકારી, ઉલટી થવા જેવું તે.
**ઉબટ, વિ૦ (મ૦)** ફેગાએલું, ઉબવાળુ ૨ ખોરૂ કોહેલા જેવી વાસ મારતું. ૩. ઉતરી ગએલું
**ઉબટાણ,સ્ત્રી૦** ઉતરી ગયા જેવી વાસ, ખોરાશની ગંધ ૨ ફુગ
**ઉબટું, વિ૦** ફુગ વળી હોય તેવું, વાસી સડું
**ઉબડિયું, ન૦** પાપડી વગેરેને માટલામાં ઘાલી બાફવી તે, ઉંધિયું
**ઉબડું, વિ૦** અદુકડું અદ્ધર બેઠેલું
**ઉબલક, વિ૦** ઉપલક, જુઓ
**ઉબવું, ક્રિ૦ અ૦** ફુગાવું ઉબ-ફુગ ચઢવી,ઉતરી જવું, ખોરૂં થઇ જવું
**ઉબળ, પુ૦** (હિરદુ વર્ણન ) અવળો વળ આપવો તે.
**ઉબળવું, ક્રિ૦ અ૦** ઉભરાવું, વળી ઉલટી જવો. ૨ કરીને થઇ આવવું (રોગ).

**ઉબાડીસાં**, ન૦ વારે વારે સળગાવવુ અને હોલવવુ તે ૨ ખોયણુ, સળી-સળેકડુ સળગાવી હાથમા રાખવુ તે

**ઉબાણુ**, અ૦ ( ઉદ્ + બાણુ-નિશાન ) ચીલે અથવા પડેલા રસ્તે ન જતા આડફટા રસ્તે ચાલવુ તે, ઉન્માર્ગ ૨ બાણુ, હદ બતાવનાર નિશાન

**ઉમાન**, વિ૦ છાતીવાળુ, નિર્ભય, બહાદુર

**ઉબારો**, પુ૦ (મ૦) ઉબાળો, જુઓ ૨ માલમતા, ઘરખટલો ૩ ગબારો,

**ઉબાળુ'**, ન૦ ગુમડુ

**ઉબાળો**, પુ૦ છાણાન કડકા, સરોડા, ઇ૦ સહેલાઈથી સળગે એમ ચુલામા ગોઠવવુ તે ૨ કલો હાથમા માય તેટલુ 'એક ઉબાળો સળગાવો એટલે ઉધીઉ થશે' ૨ ગગબડ, તોફાન ૩ હોહા, ચર્ચા ૪ બાફ ૫ ઉભરો

**ઉબેતર**, ન૦ ઉનાળામા કુવાનુ પાણી પાઇ કરેલો પાક ૨ લગ્ન પ્રસગે આવેલા માણુસોને રજા આપવી તે, વિદાયગીરી

**ઉબેર**, સ્ત્રી૦ હળમા કોશને મજબૂત બેસાડવાને ઘાલવામા આવતી ફાચર

**ઉબેલો**, પુ૦ ઝાડે ફરવા જવાની હાજત, અમળાટ, ચૂક

**ઉબેળવુ**, ક્રિ૦ અ૦ ઉબેળવુ, એક વખત વાવવુ ઉખેડી નાખવુ ૨ વળ ઉકલે તેમ કરવુ ૩ ફરીથી થાય તેમ કરવુ, શાત હોય તે તાજુ કરવુ

**ઉભટ**, વિ૦ જગાક ઉચુ હોય તેવુ, ઉભુ

**ઉભડ**, પુ૦ મજુર, ૨ સ્થાયી કામ કરનાર નહિ તે, ઉપડીઓ, દાડીઓ

**ઉભડ**, અ૦ અસલ સ્થિતિમા, જેવુ હતુ તેવુજ (કા૦)

**ઉભડુ**, વિ૦ કાયમ, સ્થાયી

**ઉભણી**, સ્ત્રી૦ ઘરના પરથારથી તે મેડા સુધીની ઉચાઇ ૨ ઘરની બેસણી

**ઉભય**, સ૦ (સ૦) બને, બેઉ

**ઉભયચર**, વિ૦ (સ૦ઉભય-બને + ચર્- જવુ) જમીન તથા પાણી બનેમા ફરનાર-રહેનાર, [ભુજગચર

**ઉભયત**, અ૦ બને બાજુથી

**ઉભયતાં**, વિ૦ બને બાજુ બને ભાગમા-તરફ

**ઉભયથા**, અ૦ બેઉ રીતે, બને રીતે

**ઉભયપક્ષ**, પુ૦ બને પક્ષવાળા, બેઉ પક્ષ

**ઉભયલોક**, પુ૦ બેઉલોક, આલોક-ને પરલોક

**ઉભયવિધ**, વિ૦ (સ૦) બેઉ પ્રકાર-રીતનુ ૨ જે ધાતુ, અકર્મક ને સકર્મક બનેમા વપરાય છે તે 'તે હસે છે, તે તેને હસે છે' તેમા હસ ધાતુ એ ઉભયવિધ છે ૩ બે બોલુ આમ ને તેમ બોલનાર ૪ ઢોગી, કપટી

**ઉભયાન્વયી**, વિ૦ (સ૦) બે પદ અથવા વાક્યને જોડનાર, અને, વળી, ને

**ઉભયાન્વિત**, વિ૦ ( સ૦ બે તરફથી જોડા- [એલુ બધાએલુ

**ઉભયાર્થ**, વિ૦ (સ૦) બે અર્થવાળુ, અસ્પષ્ટ, અવ્યક્ત, દ્વીઅર્થી, બે રીતે કામ લાગે તેવુ

**ઉભયાલકાર**, પુ૦ (મ૦) જેમા શબ્દાલકાર તેમજ અર્થાલકાર બને આવેલા હોય તેવો અલકાર

**ઉભરણુ**, ન૦ ઉભરાવુ તે, જોસ-આથો ચઢવો તે

**ઉભરામણુ**, ન૦ (સ૦ ઉદ્+ભૃ-ભરવુ) ઉભરો, જોસ ૨ ઉભરાઇને બહાર નીકળી ગએલુ તે

**ઉભરાવુ**, ક્રિ૦ અ૦ ઉભરાઇ જવુ, ખદખદવુ, ગરમીના જોરથી ઉચુ આવવું ૨ ઉકળવુ ૩ ન માવુ, ન સમાવુ 'કીડીઓ ઉભરાઇ છે'

**ઉભરો**, પુ૦ ઉચુ આવવુ તે, ઉભરણુ ૨ જોસ ગુસ્સો, ઉછાળો ઉભરો આવવો—ખદખદવુ ૨ લાગણી થઈ આવવી, મનનો જુસ્સો ઉકળવો ઉભરો બેસવા—ઉભરાતુ શમી જવુ ૨ શાત થવુ જુસ્સો નરમ પડવો, ઉભરો કાઢવો—જેટલુ કહેવા લડવાનુ હોય તે કહી શાત પડવુ

**ઉભરાવુ**, ક્રિ૦ અ૦ વળી પાછુ બીજીવાર થવુ (રોગ) ૨ અદરથી પાછુ બહાર આવવુ, નીકળી આવવુ ૩ ઉગળવુ

**ઉભાઉભા**, અ૦ તુરતાતુરત, તાકીદે, ઝટ, એકદમ

**ઉભાઉભ**, અ૦ ઉભાઉભ, એકદમ, ઝટપટ ૨ ખડેપગે હોય તેમ, અવિશ્રાત

**ઉભાર**, વિ૦ વજનમા થોડુ છતા દેખાવુ ઘણુ તે, બહારનો દમામ ઢોગ, ખોટુ મોટાપણુ 'રૂ વાસનુ વજન થોડુ પણ ઉભાર ઘણો' ૨ ઢોકેલો દેવના ઉત્રાડનો તે

**ઉભારીઓ,** પુ૦ લામ ભર્યા વગરની પોતી ઘુઘરીઓ
**ઉભાળ,** વિ૦ ઉભેડુ, ઢાળ પડતુ
**ઉભી ડાંસ,** સ્ત્રી૦ (મ૦) બેનમાનો વડેચા વગરનો ખડકી મૂકેલો કણસના સોતો પાક
**ઉભેડું,** વિ૦ ઉભુ હોય તેવુ, ઢાળ પડતુ ન હ તેવુ
**ઉભેતાં,** અ૦ ઉભયતા, મઉ તરફ
**ઉભેળવુ,** ક્રિ૦ અ૦ ખેતરમા અનાજ ઓર્યા પછી ફરીથી ખેડી તેમા બીજીવાર અનાજ ઓરવુ તે
**ઉભેળવું,** ક્રિ૦ સ૦ કરડ કરવી ૨ વણેલુ ઉકેલવુ ૩. દબાઇ ગએલી વાત પાછી અર્થી કાઢવી ૪. ભેળવવુ, ઢારો પાસે ખવરાવી મૂકવુ
**ઉભેગો,** પુ૦ અડધી ખડાએલી ડાગર, કરડ
**ઉમગવુ,** ક્રિ૦ અ૦ ઉદ્ભવવુ, ઉત્પન્ન થવુ "આનદ ઉમગ્યોરે, નમતા મુખ મ્મ રામે રામ"
**ઉમંગ,** પુ૦ (સ૦) આનદ, હર્ષ, ખુશી ૨ હોંસ, ઉલટ, ૩ ઇચ્છા
**ઉમંગી,** વિ૦ ઉમગવાળુ, હોસીલુ ઉત્સુક, આતુર
**ઉમટવુ,** ક્રિ૦ અ૦ ફળવુ ઉતરવુ
**ઉમડ ઘુમડ,** અ૦ ઘુમટ જેવુ છવાઇ રહેલુ
**ઉમડીઉં** ન૦ ઉમડીઉં. [વગરનુ, સુદર
**ઉમણુ,** વિ૦ (સં૦ ઉદ્-ઉચુ+મણા-ભુલ) ભુલ
**ઉમદું** વિ૦ (આ૦) ઉત્તમ, શ્રેષ્ઠ, સૌથી સરસ, તોફે, ઘજ
**ઉમયા,** સ્ત્રી૦ ઉમા પાર્વતી, જગદબા
**ઉમર** સ્ત્રી૦ (આ૦) ઉમ્મર, વય
**ઉમર,** પુ૦ ઉમરો ૨ ઉદુમ્બર
**ઉમરખ,** પુ૦ અભિલાષ, હોસ, ખુશી
**ઉમરડો,** પુ૦ ઉદુબરનુ વૃક્ષ, ઉમરો [મરદાર
**ઉમરાવ,** પુ૦ (આ૦) અમીર, શ્રીમન્ત, મોટા લોક,
**ઉમરાવજાદી** સ્ત્રી૦ અમીરની દીકરી-કન્યા
**ઉમરાવજાદો,** પુ૦ અમીરનો છોકરો, મોટો માણસ
**ઉમરો,** પુ૦ (ઉદુંબર) ઉમરડો ૨ આગણુ ઘરનો આગલો ભાગ ૩ બારણાની મેસાખ સાથે જમીનમા બેસાડેલું લાકડાનુ ગચ્ચુ-પાટીઉ ઉમરો ઓળંગવો—ઘરની બહાર જવુ ૨ પરદેશ જવુ. ઉમરા ઠેકવા—(વગર કામે) ઘેર ઘેર ભટકવું. ઉમરો ઉખડી જવો—વાણીઆ થવુ, વશ જવો ઉમરો ખોદી નાખવો —વાર વાર આવવુ ઉમરો તજવો—આવવુ બધ કરવુ
**ઉમસવુ,** ક્રિ૦ અ૦ (સ૦ ઉ +મીલ મળવુ) વિયાવાનો સમય થવો (ઢારને) ૨. ખીલવુ, ઉઘડવુ (ફૂલની કળી) ૩ ભૂકો થવો, ઊખળવુ (ભળીચૂનો)
**ઉમસેડીઆ,** પુ૦ ચીમટીઓ ચુટીઓ ૨ મશ્કરી કરવી તે (રૂઢિ)
**ઉમસ,** સ્ત્રી૦ મૂર્ચ્છા, વાઇ ફેરફે (સોરઠ.)
**ઉમળકે,** પુ૦ પ્રેમનો ઉભરો, હેતનો આવેશ. ઢુટીરો ઉમળકે-ખરો પ્રેમ ઉમળકો આવવો—પ્રેમનુ ઉભરાવું હેતનો ઉભરો આવવો
**ઉમા,** સ્ત્રી૦ (મ૦) શિવની પત્ની પાર્વતી ૨ કાંતિ ૩ કીર્તિ [ઉમાડીઉ, અભિકાક
**ઉમાડ,** પુ૦ (સ૦ઉદ્+મુક) મળતું લાકડુ; બોયણુ;
**ઉમાડા,** વિ૦ મોના મળેના, ચીઢવવા "લુખ્ખા અથવા ઉમાડા જેવા નિંદક કરતા બીજુ કોઇ ખરાબ નથી"—રૂ૦ દ૦
**ઉમાડીઉ** ન૦ બોયણુ બળતુ લાકડુ.
**ઉમાપ,** વિ૦ ઘણુ બમર માપે
**ઉમાર્ગ,** પુ૦ અવળો-અનીતિનો માર્ગ કુમાર્ગ.
**ઉમામાહેશ્વર,** ન૦ (મ૦) મરી ગએલાને નામે સ્ત્રીપુરુષના જોડાને જે જોડો લુગડા દાન આપવામા આવે છે તે [૨ ઉમગી હોસી
**ઉમાલી,** વિ૦ ઉદાર, સફરી, ખરચાળ, લહેરી.
**ઉમેદ,** સ્ત્રી૦ (ફા૦) આશા ઇચ્છા, હોસ ૨. ભરોસો ઉમેદ બર આવવી—ઇચ્છા ફળીભૂત થવી, વાચ્છેલુ મળવુ ઉમેદ રાખવી—આશા કરવી, ઇચ્છા કરવી—રાખવી. ઉમેદ હાસલ થવી —ઇચ્છા પૂરી પડવી
**ઉમેદવાર,** પુ૦ (ફા૦) ઉમેદ રાખનાર. ૨ માન- નોકરીની આશાથી કામ કરનાર, નવો કામ શીખનાર.
**ઉમેદવારી** સ્ત્રી૦ ઉમેદ રાખવી તે ૨ આશાએ કામ કરવુ તે ૩ નોકરી માટે શીખવુ તે.
**ઉમેરણ,** ન૦ ઉમેરો, વધારો ૨ મેળવણ, જે ઉમેરવાનુ હોય તે. [૩ ચઢાવો, ઉશ્કેરણી
**ઉમેરણી,** સ્ત્રી૦ વધ; વધારો. ૨. ભેળ; મેળવણી.

**ઉમેરવું, ક્રિ૦ સ૦** (સં૦ ઉત્+મીલ્) જે હોય તેમાં બીજું મૂકવું, વધારવું, મેળવવું ૨ ઉશ્કેરવું, ચઢાવવું. [૨ મેળવણી, પુરતી

**ઉમેરો, પુ૦** ઉમેરવું વગેરેલું તે, વધારો, વધ

**ઉર, ન૦** (સં૦) હૃદય છાતી, દીલ ૨ લક્ષ ધ્યાન ૩ કાળજું

**ઉરગ, પુ૦** (સં૦) સાપ સર્પ 'જાઓને પેર, વાટ પેલી જુવે છે, દેખી મારે અંતર ઉરગ ડમે છે' હય ૦૨ એક જાતનો કીડો ૩ અશ્લેષા નક્ષત્ર

**ઉરજ, ન૦ સં૦** ઉર્(-છાતી+જ(-જન્મવું) હસ્ત. ૨ છાતી સ્ત્રીની, સ્તન ૩ મમરો

**ઉરઝવું, ક્રિ૦ અ૦** લટકવું 'અંગ અંગ ઉરઝી અમળાને આગ્રણું દિગ્ દુકુલ'

**ઉરઝાવું, ક્રિ૦ અ૦** ગુચવાવું મુઝાવું

**ઉરણીકું, વિ૦** ગુણ ઓશિંગણ ઋણમુક્ત

**ઉરદુ, વિ૦** હિંદી અને ફારસી ભાષાના મિશ્રણ વાળી ભાષા, મુસલમાની ભાષા

**ઉરફે, અ૦**(આ૦ ઉર્ફ ,બીજે નામે, અથવા તો ૨ અગર, કિંવા

**ઉરમંડળ,ન૦ સ૦**)છાતી, વક્ષસ્થળ, હૃદય મંડળ

**ઉરમાળ, સ્ત્રી૦** (સ૦) છાતી ઉપર લટકતી માળા, ફૂલનો હાર [વ્હાલ

**ઉરરાગ, પુ૦** (સ૦) મનનો પ્રેમ, હૃદયભાવ,

**ઉરવર, ન૦ સ૦** ઉર્વારુ) કમળકાકડી

**ઉરવલ્લી, સ્ત્રી૦** નાભીની ઉપર જતી ઝીણા રૂંવાડાની જે વેલ રૂપી હાર તે ૨ સ્ત્રીની પેટ પર પડતા ચામડીના વાટા

**ઉરશા, પુ૦** બદનામ, બદગોઇ નામોશી ગીમત

**ઉરસ, પુ૦**ઔરસ,પરણેલી સ્ત્રીનો પુત્ર ૨ ઓરસ

**ઉરસ્ત્ર ન૦** છાતીનું બખતર

**ઉરાડવું, ક્રિ૦ સ૦** ફેંકવું ઉછાળવું ૨ હવામાં તરાવવું, ચગાવવું (પતંગ) ૩ છટકાવી દેવું કાપી નાખવું "ઉરાડી મૂકયા થોર દીગજા,જેમ વાય ઓકડા હણે"—**પાણીપત** ૪ અનોપ કરવું, ગેબ કરવું ૫ વેડરી નાખવું,ખરચી નાખવું વાપરવું ૬ ચાપીને ખાવું, ૭ પાયમાલ કરવું, તોડીફોડી ભાગી નાખવું ૮ ખમેડવું, દૂર કરવું

**ઉરુ, વિ૦** મોટું ૨ વિશાળ ૩. ઘણું, ઝાઝું.

**ઉરૂબરૂ, અ૦** (ફા૦ રૂ-મો+બ-સુધી) સામે, હજુરાહજુર, સન્મુખ, સમક્ષ

**ઉરોજ, ન૦** (સ૦) સ્તન

**ઉર્વારુ, સ્ત્રી૦** (સ૦) કાકડી [મધ્ય ભાગ

**ઉર્વી, સ્ત્રી૦** (સ૦) પૃથ્વી, ભૂમિ ૨ આત્મનો

**ઉલ, સ્ત્રી૦** ઓલ જીભ ઉપરનો વાળી મેલ.

**ઉલક, સ્ત્રી૦** ઉલટી, વમન ૨ ઉબકો

**ઉલકે, ન૦** એકાએક મોટો ઉત્પાત જેથી ઓચીતા દોડાદોડ કરી ગગનાટ ઉપજે તે

**ઉલેકો, પુ૦** અંદરથી કોતરી કાઢી સાફ કરેલું જે સુકું નાળિએર તે ડોળો

**ઉલંઘવું, ક્રિ૦** (પ્ર૦સ૦ ઉત્+લંઘ) ઓળંગવું કુદી જવું ઉલ્લંઘન કરવું નાપવું અનાદર કરવો

**ઉલટ, સ્ત્રી૦** ઉમેદ, હોંસ આતુરતા ૨ ઉમંગ "એમ કહી રાય નીસર્યો, ઉલટ ન માય અંગ" ૩ પાછું ફરવું તે, ઉલટાવું તે

**ઉલટપાલટ, સ્ત્રી૦** ઉથલપાથલ અવળાસવળી ૨ અવ્યવસ્થા, ગોટાળો [હેરફેર ઉલટુંસુલટું

**ઉલટપુલટ,વિ૦**આડું અવળું,ઉંધુચતું, ૨ આમતેમ

**ઉલટભેર, અ૦** હોંસથી ઉમંગથી ખુશીથી

**ઉલટવું,ક્રિ૦ અ૦**અવળું થવું ૨ જોનમાં ધણી આવવું મંડી પડવું ૩ સામા થવું,મારવા મંડવું

**ઉલટસવાલ, પુ૦** ઉલટપાલટ સવાલ પૂછવા તે તપાસણી, સામાવાળાના વકીલની તપાસણી

**ઉલટસુલટ, વિ૦** ઉલટપાલટ, અવળાસવળી

**ઉલટાણી, સ્ત્રી૦** અંદરની બાજુનું ચામડું બહાર લાવવાનું મોચીનું ઓજાર

**ઉલટાવવું,ક્રિ૦ સ૦** હોય તેને ફેરવવું, ઉંધુ કરવું ૨ ધમારો કરાવવો ૨ ફેરવી નાખવું ૩ બદલવું,

**ઉલટી, સ્ત્રી૦** ઓકારી, વમન [ફરી કરવું

**ઉલટું વિ૦** અવળું, ઉંધુ ૨ આડું વિપરીત ૨ ખોટું,જુઠું ૩ સામું 'ઉલટો ચોર કોટવાળને દંડે' ૪ બીજી તરફનું સામા પક્ષનું, વિરૂદ્ધનું ઉલટી ગંગા વહે છે—અન્યાય થાય છે

**ઉલફત, સ્ત્રી૦** (આ૦) પ્યાર, દોસ્તી, મોહબત, ઇખલાસ

ઉલવું, ક્રિ૦ અ૦ ઉનળી જવુ, નમી જવુ, ઉધુ થવુ, આગલી બાજુથી ઉચકાઇ જવુ ૨ બધ પડવુ, કમી થવુ, ખૂટી જવુ
ઉલ્લસવુ, ક્રિ૦ અ૦ (સ૦ ઉત્+લસ્-નાચવુ) ઉલ્લાસમથી ઉભરાવુ હરખાવુ ૨ ખીલવુ પ્રફુલ્લ થવુ વધવુ ૩ ફુરવુ, ૪ પ્રકાશવુ પ્રકટ થવુ
ઉલળવુ, ક્રિ૦ અ૦ પાછળ ભાર વધારે થવાથી આગળથી ઉચુ થવુ નચી જવુ ઉથલવુ ઉનવુ ૨ ઉછળવુ ફૂદકો મારવો ૩ જવુ રહેવુ નાશ પામવુ 'મારે જોવાનુ સુખ ગયુ ઉનળીરે,'-દયા૦
ઉલાચો, પુ૦ આચકો ધક્કો [ઉનટવુ તે
ઉલાટ, સ્ત્રી૦ ઓળગવુ તે ૨ ઉધુ વળી જવુ તે,
ઉલાટગુલાટ, સ્ત્રી૦ એક જાતની કસરતની રમત ૨ ઉનટી ગોથ
ઉલાળ, ન૦ સમતોલ ન રહેતા ઉચુ રહેવુ તે એક તરફના વધારે વજનથી નમી પડતુ હોય તેવુ, ઉનળતુ
ઉલાળો, પુ૦ અલાયો, વલાયો રૂપીઆનો આકડો લખ્યા પછી) ફરી આના લખાય છે તે, ૩)
ઉલાળવું, ક્રિ૦ સ૦ ઉધુ કરવુ ઉનળે તેમ કરવુ આગળથી ઉચુ કરવુ ૨ બધ કરવુ કાઢી નાખવુ "દુકાન ઉલાળી મૂરી"
ઉનાળાકુચી, સ્ત્રી૦ લોઢાનો એક છેડેથી વાળેલો મોટો આકડો, જેથી બારણાનો ઉનાળો ભરાઇ ઉચો થઈ બારણુ ઉઘડે છે તે
ઉલાળીઓ, પુ૦ ઉલાળો. ૨ સ્ત્રીઓનુ એક જાતનુ ઘરેણુ (કાઠિ૦) ૩ કુદકો (ભાવનગ૦
ઉલાળો, પુ૦ (ધ૦ દે૦ ઉલ્લાલો) આગળો, અટકણીઓ, બારણા બધ કરવાનો લાકડાનો ખીલો ૨ ઉથલો,વમણ ૩ ઉથલી, ઉછાળો, ઉકાટો
ઉલૂક, ન૦ (સ૦) ઘુવડ
ઉલૂખલ, પુ૦ ખાડણીઓ ૨ ગુગળ
ઉલેચ, પુ૦ ટાઢોઢીઉ, રૂમાલ
ઉલેચવું, ક્રિ૦ સ૦ ઉચેડવુ,ઉસેડવુ, ઓછુ કરવુ
ઉલેચણો,પુ૦જે વડે પાણી બહાર કાઢી નખાય તે
ઉલેચ, પુ૦ ચદરવો, છત
ઉલેર, વિ૦ ઉચુ વધવાના લક્ષણવાળુ, ઉચુ

ઉલ્કા, સ્ત્રી૦ રેખાના આકારે પડતો તેજનો લબકો; આકાશ અગ્નિ ૨ મશાલ, કાકડો; ઉબાડીઉ. ૩ ખરતા તારાનુ તેજ
ઉલ્કાપાત, પુ૦ (સ૦ ઉલ્કા+પત્ પડવુ) એકાદ મોટો અનર્થ, ઉત્પાત
ઉલ્લેર, વિ૦ ઉચુ વધવાપણું ઉલેર
ઉલ્લંઘન, ન૦ (સ૦) ઓળગવુ તે કુદીને-ઉપર થઇને જવુ તે,અતિક્રમ ૨ ન માનવુ તે, અનાદર કરવો તે ૩ આડે રસ્તે જવુ તે ૪ અપરાધ, દોષ અપરાધ [૨ ખીલવુ, પ્રકાશવું.
ઉલ્લાસવુ, ક્રિ૦ સ૦ ઉલ્લાસ પામવો, હરખાવુ
ઉલ્લલણુ,ન૦સમતોલ ન રહેવુ, નમેલું ઉનળી જાય તેવુ ૨ ગાડા ઉનળી જાય તેવો ઢોળાવ.
ઉલ્લાસ, પુ૦ (સ૦) હર્ષ, આનદ સતોષ ૨. કોડ.
ઉલ્લાસી, વિ૦ ઉલ્લાસવાળુ, આનદી કોડીલુ.
ઉલ્લાળ, વિ૦ ન૦ ઉનળી નમી જાય તેવું.
ઉલ્લોજવુ,ક્રિ૦અ૦નીચુ નમી જવુ લચી જવુ ૨ મદ પડવુ ઢમી થવુ 'હવે કેરીઓ ઉલ્લી ગઇ'.
ઉલ્લૂ, વિ૦ મૂર્ખ, ગમાર, બેવકૂફ અડમંગ.
ઉલ્લેખ,પુ૦ (સ૦) કહેવુ તે, વર્ણન વિવેચન. ૨ પ્રમાણ,પ્રમાણુ નિયમ ૩ એક જાતનો અલંકાર. ૪ લખાણ લેખ, લખવ [રવુ; નાખવુ
ઉલ્લેખવુ, ક્રિ૦ સ૦ લખાણ કરવુ, ૨. કોત-
ઉલ્હાવવુ ક્રિ૦ સ૦ ખુશીમા રાખવુ, મોજ કરાવવી, લડાવવુ ૨ ઝુનાવવુ
ઉવટ, સ્ત્રી૦ આપદા, પીડા ૨ અડચણ,મુશ્કેલી
ઉવટણ, ન૦ સુગધી પદાર્થ શરીરે ચોળવો તે ૨ શરીરે ચોળવાના સુગધી દ્રવ્યો
ઉવટણો,પુ૦ નિશા ઉપરનો પત્થર,બત્તો ૨ ઉટ-ણામા વપરાતી ચીજો ૩ શરીરમર્દન માટેનાં દ્રવ્યો
ઉવાટ, ન૦ અવળો માર્ગ, આડો રસ્તો.
ઉવેખ, પુ૦ અનાદર, ઉપેક્ષા
ઉવેખવુ ક્રિ૦ સ૦ (સ૦ ઉત્+ ઉદ્વિપ્-ધિક્કારવું) ઉખેડવુ, ઉપાડવુ ૨ ઉપેક્ષા કરવી, દરકાર ન કરવી 'હમે તે વારૂ વર વરી, બાઈ કુળકુટુંબ ઉવેખીરે'-ગીત. ૪ હલકુ ગણવું,તુચ્છ માનવું "પ્રભુને ભજે પણ પતિને ઉવેખે, તે નારીઓ

"જન્મ જાએ અલેખે" ૫ સાંખવું ખમવું 'કાના ચૂલ્લા કોડ કરાવે, ઉવેખી કેમ જાએ" ૬ લોપવું, અનાદર કરવો, ન ગણકારવું "વચન ઉવેખ્યું તાતનું, ધિક પડયો અવતાર" ૬ આગળ ધરવું સુવાસ પ્રસારવો "કસ્તુરી કેશર છટાણા અગર ધૂપ ઉવેખાણા"

ઉશાપ, પુ૦ શાપને બદલવો તે, અનુગ્રહ કરવો તે

ઉશીકું, ન૦ (ઉત્ + શિર્ષ)માથા નીચે મૂકવાનો તકીઓ, ઓસીકું

ઉશીડિં, ન૦ દાતરડું

ઉશીર, પુ૦ (સ૦) વીરણના વાળા

ઉશેટવું, ક્રિ૦ સ૦ ફેંકી દેવું નાખવું

ઉશ્કેરણી, સ્ત્રી૦ ઉત્તેજન, શિખવણી, પ્રેરણા સળી ૨ મદદ, સાસણી

ઉશ્કેરવું, ક્રિ૦ સ૦શિખવણી કરવી સળી કરવી પ્રેરવું ઉત્તેજન આપવું, ચઢાવવું

ઉશ્વાસ, પુ૦ (સ૦) શ્વાસ ઉચ્છ્વાસ

ઉષઃકાળ, પુ૦ (સં૦ ઉષ્-બળવું+કાળ) પ્રભાતનો સમય, અરૂણોદયનો સમય પરોઢ

ઉષા, વિ૦ (સ૦) મળસકું, પરોઢીઉ, પ્રાતઃકાળ, પ્રભાત જે વખતે નક્ષત્રની કાંતિ ક્ષીણ થાય છે તે કાળ ૨ ઉપર ભોંય,ખારી જમીન ૩ ગાય ૪ સવાર, મધ્યાન અને સાંજ એ ત્રણ સંધ્યા ૫ બાણાસુરની પુત્રી ઓખા

ઉષ્ણ, વિ૦ (સ૦) ગરમ, તપેલું

ઉષ્ણકટિબંધ, પુ૦ (સ૦ ઉષ્ણ + કટિ-કેડ+બંધ)વિષુવૃત્તથી ૨૩।। અંશ ઉપર ને ૨૩।। અંશ નીચેનો પ્રદેશ તે ૨ એ પ્રદેશની પેલી બાજુ સૂર્યનું કમણ નથી એ ઠેકાણે જેટલો તાપ પડે છે તેટલો પૃથ્વીના બીજા કોઈપણ ભાગમાં પડતો નથી

ઉષ્ણતા, સ્ત્રી૦ (સ૦) ગરમી, તાપ, ધામ ૨ અગન, બળતરા તપારો

ઉષ્ણતામાપક વિ૦ (સ૦) ગરમી માપનાર

ઉષ્ણાંશુ,પુ૦(સં૦) સૂર્ય,જેનાં કિરણો ગરમ છે તે

ઉષ્ણોદક, ન૦ ઉનું પાણી

ઉસ, સ્ત્રી૦સેલડી ૨ પુ૦ લુગડાં ધોવાનો ખાર

ઉસડવું, ક્રિ૦ અ૦ ઉસેડવું, જુઓ

ઉસપવું ક્રિ૦ સ૦ હોડીમાંથી પાણી ઉલેચવું ૨ (સ૦) ખાલી કરવું, ૩ મ્યાન કહવું

ઉસરડવું, ક્રિ૦ અ૦ ઉસેડવું ભેગું કરવું સાભરવું ૨ ઉલેચવું ૩ વાળીઝાડી સાફ કરવું [ટાંડો

ઉસરણ,ન૦(ઓસરવું) ઓછું થવું તે,ઉતારો, ઘ-

ઉસરપાગ, પુ૦ પાયમાલી, નાશ, ક્ષય, વિનાશ

ઉસરવું, ક્રિ૦ અ૦ નાશ થવો, પાયમાન થવું. ૨ ઓસરવું, ઓછું થવું ઉતરવું ૩ કમી થવું, ઘટી જવું ૪ ટળવું જતા રહેવું

ઉસવણું,ન૦ખારવાળું પાણી (ધોવામાં વપરાય છે)

ઉસારવું, ક્રિ૦ સ૦ ઉપાડવું ઘસીને ઉપાડી લેવું "ચંદન ઉસારવું"

ઉસંગીખેડુ, પુ૦ ઉપરવાડીઓ-ભાડુતી ખેડુ

ઉસેડવું, ક્રિ૦ સ૦ ભેગું કરવું, સાભરવું, એકઠું કરવું "મને આડે હાથે પસા ઉસડવા પસંદ ન હતા"૨ સાસરી ફેંકી દેવું એઠવાડ, કચરો વગેરે ) ૩ મફત ખાઇ જવું

ઉસવણું, ન૦ ઉસવણું, જુઓ

ઉસેવવું, ક્રિ૦ અ૦ સુતરને ખારવાળા ઉકળતા પાણીમાં ધોઈ નાખવું બાફ આપવો ૨ વવાળતું પાણી કાઢી નાખવું (ભાત સેવો, ઇ૦નું).

ઉસ્તાદ,વિ૦ (ફા૦) જોરાવર, મજબુત ૨ વાહવિચા મા ફરે નહિ તેવું દઢ, ૩ છાતીવાળું

ઉસ્તાદગી, સ્ત્રી૦ મજબુતી કૌવત ૨ દઢતા

ઉસ્તાદ પુ૦ (ફા૦) મહેતાજી, શીખવનાર,ગુરૂ ૨ કામમાં નિપુણ પહોંચેલું પક્કું, ખધું.

ઉસ્તાદી, સ્ત્રી૦ શિક્ષકપણું ૨ કામેલિયત,નિપુણતા ચતુરાઈ ૩ પક્કાઈ, ખંધાઈ ૪ યુક્તિ, કારીગરી દાવપેચ ચલાવવાપણું. [ણિઓ.

ઉહુખણો,પુ૦ (સ૦ઉદ્‌ખલ) ખાડણીઓ, ખા-

## ઊ

ઊ, પુ૦ (સ૦ છઠ્ઠો મૂળાક્ષર, ત્રીજો ઓષ્ઠસ્થાની દીર્ઘસ્વર ૨ સ્ત્રી૦ (સ૦) જુ

ઊંઘ, સ્ત્રી૦ પ્રાણી માત્ર કામકાજથી થાકી જઇ બહારનો વ્યવસાય છોડી દઇ આંખો મીચી જે આરામ લે છે તે, અને પોતાની આસપાસ શું બને

છે તેનુ તેને ભાન નથી હોતુ તે સ્થિતિ, નિદ્રા ઊંઘથી શરીર તથા મનનો થાક ઉતરી જાય છે અને સુખ થાય છે, તેમ તાજા ને શક્તિવાન થવાય છે ઊંઘ આહાર ને આળસ એ વધાર્યા વધે છે ૨ અજાણપણુ અજ્ઞાન, ૩ અંધારૂ ૪ આળસ ૫ જપ ઊંઘમા જવુ—અજાણપણામા ખોવુ, ગફલત થવી, નિર્થક જવુ ઊંઘમા ઊંઘવુ—(તદ્દન) અજ્ઞાનપણામા રહેવુ ઊંઘમાથી ઊઠવુ—જાગવુ ૨ જાણીતા થવુ ૩ અજ્ઞાનપણુ તજવુ ઊંઘતાનો પાડો ને જાગતાની પાડી —સાવચેત નર સદા સુખી, સાવધાનીના ફળ સારા

**ઊંઘણસી**, વિ૦ લાંબા વખત સુધી ઊંઘનાર, ઊંઘાળવુ ૨. સુસ્ત, આળસુ, એદી

**ઊંઘવું**, ક્રિ૦અ૦ નિદ્રા કરવી ઊંઘ લેવી, આરામ કરવો ૨ આળસમા—અજાણમા રહ્યા કરવુ

**ઊંઘાડવુ**, ક્રિ૦ સ૦ ઊંઘે તેમ કરવુ, જંપાડવુ ૨ પડતુ મૂકવુ શાંત પાડી દેવુ

**ઊંઘાળવુ**, વિ૦ ઘેવણસી સહેજમા ઊંઘીજનાર

**ઊંઘેટુ**, વિ૦ ઊંઘવાળુ

**ઉંચી**, સ્ત્રી૦ બે તારના છેડા સામસામા સાથે મૂકી જે આમળો વાળેલો તે (તાણીઆના કામમા)

**ઉંચુ**, વિ૦ (સં૦ ઉચ્ચ) સાધારણ સપાટીથી ઉભા આકારમા ઘણુ લાંબુ હોય તે (નીચાથી ઉલટુ). ઉંચા નીચા પાસા નાખવા—આડુ સમજાવી ભમાવવુ, છક્કો પંજો રમવો. દાવ પેચ રમવો ઉંચી આંખ કરવી—આંખ ફેરવીને સામુ જોઈ શકાવુ ૨ સામે થવા હીંમત ધરવી ઉંચી મૂછ રાખવી—ગર્વ ધરવો, ટેક રાખવો, ૨ ઉપર હાથ રાખવો ઉંચુ આવવુ—ચઢવુ, ફૂલવુ ૨ આબાદ થવુ બીજા કરતા વિશેષ ચઢીઆતુ થવુ, ઉંચુ ચઢવુ—ઉંચી પાયરીએ ચઢવુ ૨ ફૂલાવુ મગરૂર થવુ ઉંચુ ઉંચુ ચાલવુ—ઝપાટામા ચાલવુ ૨ રોફભેર ચાલવુ ઉંચુ નીચુ થવુ—તલપાપડ થવુ—અધીરા થવુ ઉંચુ માથુ કરવુ—પ્રસિદ્ધિ—સુખમા ચઢીઆતાપણુ જણાવવુ, સારી હાલતમાં આવવુ ૨. કામમાથી ફરાગત થવુ ઉંચુ મૂકવુ—કોરે મૂકવુ, સંતાડવુ. "તેણે અડધોઅડધ માલ ઉંચો મૂક્યો છે" ૨ ચોરવુ, છૂપાવવુ ૩ વિસારે મેલવુ 'તેણે ભણવાનુ ઉંચુ મૂક્યુ' ૪ અનાદર કરવો, ન ગણકારવુ ઉંચો નીચો હાથ પડવો—ચોરીથી મેળવવુ, ઉચાપત કરી સારી પેઠે કમાવુ

**ઊંટ**, ન૦ (સં૦ ઉષ્ટ્ર) લાંબી ડોકનુ ને પીઠપર ઢેકાવાળુ એક ભારબરદારી ચોપગુ પ્રાણી રેતીના રણમા એજ પ્રાણી ચાલી શકે છે. (નરને ઊંટ, ને માદાને ઊંટડી—સાંઢણી કહે છે) ઊંટ મેલે આકડો ને બકરી મેલે કાંકરો—જે મળ્યુ તે ખાવુ, જે આવ્યુ તે ખાખા કરે તેવુ ઊંટે ચઢી ગમે તે વખતે, બધાના દેખતા ઊંટે ચઢીને ઊંઘવુ ને મસારીને નામુ લખવુ—એ બે મૂર્ખાઈનુ કામ છે ઊંટડો કેણી તરફ બેસશે—પરિણામ શુ આવશે? કેવુ ફળ નિપજશે? ઊંટે કર્યા ઢેકા તો માણસે કર્યા કાંડકા—સીધી રીતે ન માનનારને આડી રીતે મનાવવા જે ગોઠવણ કરવી તે ઊંટ મરે ત્યારે માળવા (મારવાડ) સામુ જુએ—મુવો ધુણે ત્યારે ઘર તરફ નાળિયેર નાખે ઊંટ આગળ કરવું—(કિલ્લો કે ગઢ લેતા ઊંટ આગળ રાખી હાથી પાસે ધક્કો મરાવે છે જેથી ઊંટ મરી જાય છે અને હાથીના ધક્કાને જોરે કિલ્લાના બારણા તૂટી પડે છે તે ઉપરથી) કંઈ કામ હોય તો બીજાને આગળ કરવો.

**ઊંટકટે**, પુ૦ (સં૦ ઉષ્ટ્રકટક) એક જાતની વનસ્પતિ

**ઊંટડી**, સ્ત્રી૦ સાંઢણી, ઊંટની માદા ૨ સોનીનુ એક ઓજાર

**ઊંટવૈદ**, ન૦ બેઆગુ વૈદ્ય ઊંટવૈદુ—રાક્ષસી દવા.

**ઊંટડો**, પુ૦ ભારે વજન ઉંચકવાનો, ઉતારવાનો અને ખસેડવાનો સંચો, ક્રેન ૨ નર ઊંટ ૩ હડો ૪ ઉંચો માણસ ૫ ટેકો

**ઊંટીઓ**, પુ૦ ઊંટ જેવો ઊંચો તે ૨ સુસ્ત માણસ, મૂર્ખ. 'ઉડી ન શકે રે, એક ઊંટીઓ, બહુ બોલાબ્યા બાજ દજી'.

**ઊંટીઉંજરૂં**, ન૦ એક જાતનું ઝાડ, ઔષધીજરૂ

ઊહુ, અ૦ દુખ અને ગર્વનો એક ઉદ્‌ગાર
ઊહું, અ૦ નકારસૂચક ઉદ્‌ગાર
ઊહું, ન૦ મમત્વ,અભિમાન ૨ આડાઇ,હઠિલાઇ 'કણબી કેડે કોડ, પણ ઊહુનુ એમડ નહિ '
ઊખર, વિ૦ (સ૦ ઊષર) ખારવાળી, ખારી (જમીન 'વાવ્યા નવ વાવ્યા પાછા, ઊખરના ખેડીઆ—વલ્લભ '
ઊચલવુ, ક્રિ૦ અ૦ (સં૦ ઉદ્+લપ-હરખાવુ) ઘોડે ચડી પરણવા જવુ તે ૨ ઉલ્લાસમેર—હરખાતા હસતા નીકળવુ ૩ છનકાવુ, ઉપર થઇને નીકળી જવુ
ઊચલાવવુ, ક્રિ૦સ૦પરણાવવુ ૨ ઊચલે તેમ કરવુ
ઊચાવો, પુ૦ પરણનારને ધામધુમ સાથે ઘોડે ચઢાવો તે [જવુ દૂધ આવતુ બધ થવુ
ઊચીજવુ, ક્રિ૦ દૂધ દેતા બધ થવુ, દૂધનુ ઊડી
ઊઠ, વિ૦ સાડાત્રણ
ઊઠવુ,ક્રિ૦અ૦ઉઠવુ, જુઓ [માથાકુટ, પંચાતી
ઊઠવેઠ, સ્ત્રી૦ ચાકરી સેવા ચાગરી ૨ મહેનત,
ઊઠા, ન૦ વીસ આકમાનો સાડાત્રણનો એક આક
ઊડાડવુ, ક્રિ૦ સઞ્જાત્રત કરવુ ઉડે તેમ કરવુ
ઊડણ, વિ૦ ઉડતુ ૨ ઉછળનારૂ કૂદનારૂ ૩ હવામા ચાલનાર જેથી આકાશમા ફરાય તેવુ
ઊડણરોગ, પુ૦ઉડીને બીજાને થાય તેવો વ્યાધિ
ઊડવુ, ક્રિ૦ અ૦ ઉડવુ, જુઓ
ઊઢ, વિ૦ (સ૦) પરણેલુ
ઊઢા, વિ૦ (સ૦)પરણેલી નવોઢા—નવી પરણેલી
ઊણનાર, વિ૦ તુનવાનુ કામ કરનાર તુનારો
ઊણપ, સ્ત્રી૦ કમીના, કસર, ઘટ, ઓછ ૨ હલકાશ, ગૌણતા ૩ ભૂલ, ચૂક
ઊણમ, સ્ત્રી૦ ઊણપ, જુઓ
ઊણવુ, ક્રિ૦ સ૦ (સ૦ ઊન) તુનવુ, તાણા વાણાના તૂટી ગએલા તાર મેળવી વણાટ જેવુ કરવુ
ઊણાશ, સ્ત્રી૦ ઘટ, કમીપણુ, કસર,
ઊણુ,વિ૦(સ૦ઊન) ઓછુ, કમી, ન્યૂન ૨ અધુરૂ
ઊરૂ, ન૦કુવાને લગતો ખાડો, ઓલાણ
ઊરૂ, પુ૦ ઝાંઘ, સાથળ, જાનુ
ઊર્ણ, ન૦ તતુ, જાળ
ઊર્ણનાભ, પુ૦ (સ૦ ઊર્ણ-ઊન+નાભિ) કરોળીઓ 'ઊર્ણનાભ જેમ ઊર્ણ મૂકે, મૂકે ને પાછી ભખે' —અખેગીતા
ઊર્ણાયુ, પુ૦ કરોળીઓ
ઊર્દ્ધ,અ૦ઊર્ધ્વ જુઓ 'અહ્ઃ ઊર્દ્ધ દડો ઉઠાવે, તેહ મગ ચપળ દગ ચાવે'
ઊર્ધ્વ, અ૦ (સ૦) ઉપર, ઉંચે આકાશ તરફ
ઊર્ધ્વદેહ, પુ૦ (સ૦) મરણ પછી થનારો દેહ
ઊર્ધ્વપુંડ્ર, ન૦ (સ૦ ઊર્ધ્વ-ઉભુ+પુડ્ર-ટીલું) ઉભુ તિલક-ટીલુ, (રામાનુજ લોકો કરે છે તેવુ)
ઊર્ધ્વબાહુ, પુ૦ (સ૦) જેણે ઉંચા હાથ રાખ્યા છે તે તપસ્વી
ઊર્ધ્વભાગ, પુ૦ઉપરનો ભાગ, ઉંચેનો ભાગ
ઊર્ધ્વલોક, પુ૦ સ્વર્ગ
ઊર્મિ, સ્ત્રી૦ (સ૦) પાણીમા થતી લહેર, મોજો તરગ, લોઢ ૨ એકાએક જે પ્રેરણા થઇ આવે તે, ઉમળકો ઇચ્છા (ક્ષુધા તૃષા શીત ઉષ્ણ,હર્ષ શોક એ ૬ ઊર્મિ કહેવાય છે ) ૪ વેગ ૫ પીડા ૬ એક જાતની ઘોડાની ગતિ
ઊલ, સ્ત્રી૦ (સ૦) સેતડી
ઊસ, પુ૦ (સ૦ ઊષ—ખારવાળી જમીન)એક જાતનો ખાર,જે લુગડા ધોવાના કામમા આવેછે
ઊહાપોહ, પુ૦ (સ૦) તકરાર, વાદ

## ઋ.

ઋ, પુ૦ (સ૦) મૂળાક્ષરનો સાતમો મૂર્દ્ધસ્થાની હ્રસ્વ સ્વર
ઋક્, પુ૦ (સ૦) ઋગ્વેદ, ૨ વેદમત્ર, ઋચા
ઋક્ષ, ન૦ (સ૦) રીંછ,૨ તારો,નક્ષત્ર ૩ ભીનામુ
ઋગ્વેદ, પુ૦ (સ૦) ચાર વેદોમાનો પહેલો વેદ
ઋગ્વેદી, પુ૦ ઋગ્વેદ ભણનારો, ઋગ્વેદ ભણેલો
ઋચા,સ્ત્રી૦(સ૦)ઋગ્વેદના મત્રનો એક ભાગ,પદ
ઋજુ,વિ૦(સ૦)સરળ સરખુ ૨ અનુકૂળ ૩ નરમ
ઋણ, ન૦ (સ૦) દેવુ, કરજ, દેણુ, ૨ બધન (ઋણ ત્રણ પ્રકારના છે—દેવઋણ, ઋષિઋણ, પિતૃઋણ ) ૨ (ગણિતમા)બાદ કરવાનો આકડો ૩ બાદ કરવાનું ચિહ્ન

**ઋણમુક્ત**, વિ૦( સં૦ )દેવાથી મોકળુ

**ઋણાનુબંધ**, ન૦ ( સં૦ ઋણ+અનુ+બંધ-બાંધવુ ) દેવાનુ-કરજનુ બંધન,લેણાદેણી, સબંધ.

**ઋણી**, વિ૦ (સં૦) દેણદાર, કરજદાર દેવાદાર

**ઋતુ**, પુ૦ ( સં૦ ) બે મહિનાનો જે કાળ તે, મોસમ,કાળભેદ (વર્ષની છ ઋતુ છે વસંત, ગ્રીષ્મ, વર્ષા, શરદ, હેમંત અને શીશીર ) ૨. સ્ત્રીઓને માસિક અટકાવ આવે છે તે, રજ પ્રાપ્ત થવુ તે, અટકાવ, અળગુ ૩. જનાવરોની માદાઓને આવતો આધાન કાળ

**ઋતુકાળ**, પુ૦ આધાનકાળ, પ્રજોત્પત્તિનો સમય

**ઋતુદર્શન**, ન૦ (સં૦ ઋતુ+દૃશ્-જોવુ)અળગુ બેસવુ તે, અટકાવ જણાવો તે

**ઋતુપ્રાપ્તિ**, સ્ત્રી૦ (સં૦)ઋતુનુ આવવુ તે અળગા બેસવુ તે. [ફેરફારી

**ઋતુભેદ**, પુ૦ ઋતુઓમા થતા ફેરફાર મોસમની

**ઋતુસંહાર**, ન૦ છએ ઋતુના વર્ણનવાળુ કાવ્ય, ઋતુવર્ણન કવિ કાલિદાસનુ લખેલુ તે )

**ઋતુમતી**,વિ૦(સં૦)અટકાવવાળી,અડકાએલી સ્ત્રી.

**ઋતુરાજ**, પુ૦ઋતુઓનો રાજા, વસંતઋતુ [સ્ત્રી

**ઋતુસ્નાતા**,વિ૦ ઋતુકાળ પૂર્ણ થયા પછી નાહેલી

**ઋતે**, અ૦ (સં૦) વિના સિવાય ૨ ખાતરી

**ઋત્વિજ**, પુ૦ સં૦) ગોર, પુરોહિત

**ઋદ્ધિ**, સ્ત્રી (સં૦ ઋધ્-વધવુ)ધન,સંપત્તિ,લક્ષ્મી ૨ વિભૂતિ, આબાદી, ઉત્કર્ષ

**ઋદ્ધિસિદ્ધિ**, સ્ત્રી૦ આબાદી, સંપત્તિ, વૈભવ

**ઋષભ**, પુ૦ (સં૦ ઋષ્-જવુ) બળદ ગોધો ૨. સા રી ગ મ પ ધ ની, એ સાત સૂર પૈકી બીજો સૂર તે ૩ એક શ્રેષ્ઠ ઋષિ ૪ આદિજીન.

**ઋષિ** પુ૦ (સં૦) તપસી મુનિ; યતિ,આચાર્ય (એના ત્રણ વર્ગ છે મહર્ષિ, દેવર્ષિ અને રાજર્ષિ)

**ઋષિપંચમી**, સ્ત્રી૦ ભાદરવા સૂદ પાચમ, એ દિવસે અણખેડયુ ધાન્ય ખાઇ વ્રત થાય છે, અને સામો ખાવનો મહિમા છે

**ઋષિપત્ની**,સ્ત્રી૦ (સં૦)ઋષિની સ્ત્રી,આચાર્યની સ્ત્રી.

# એ.

**એ**, પુ૦ (સં૦) મૂળાક્ષરનો કંઠતાળુસ્થાની આઠમો સ્વર દીર્ઘ અક્ષર અ+ઇ, મળતે એ થયો છે પરમ+ઇશ્વર=પરમેશ્વર

**એ**, અ૦ અરે, ઓ, હે ૨ પણ "ચરી ગ્હીને બેઠી છે, તોએ મો હલાવે છે"

**એ**, સ૦ આ ૨ તે પેલુ ૩ બોલનાર દંપમાથી એક (હિંદુઓમા સ્ત્રી કે પતિ એક બીજાનું નામ દેતા નથી તેથી એ શબ્દ વાપરે છે)

**એ**, અ૦ એકવાર ન સમજાયાને લીધે કે ન સમજાયાને લીધે ફરીથી સાભળવા માટે કરવામા આવતો અવાજ ૨ હા પછી ૩ ધમકાવવાનો શબ્દ ૪ આશ્ચર્ય-ખેદ સૂચક ઉદ્ગાર

**એચમચા**, સ્ત્રી૦ ખેચાખેચી તાણાતાણ ૨ નાખાનાખ ફેકાફેકી ( પથરીઓની રમતમા ) ૩ હોવાતુ તી

**એચવુ** ક્રિ૦સ૦ખેચવુ તાણવુ કનકવો એચવો ૨ ડિચકાખાવ, ઢીંચવુ ૩ નાખવુ ફેકવુ (નખોદી)

**એચાતાણુ**, વિ૦ત્રૂટી દૃષ્ટિનુ,ત્રાસી નજરવાળુ

**એઠ**, સ્ત્રી૦ ટેક, વટ, આટ ૨ ધીર, સાહુકારી ૩ મમત આગ્રહ, જીદ

**એઠાણ**, વિ૦હઠીનુ મમતી હુજતી રાચકી જક્કી.

**એટો**, વિ૦ એટવાળુ, ટેકીર મમતીલુ જીદી

**એસી**, વિ૦ (પ૦ અશીતિ) ૮૦ [ર પેના

**એકે**, સ૦ માનાર્થે બહુવચનમા બોલાતો શબ્દ

**એઓ**, સ૦ તેઓ, પેલા

**એક**, વિ૦ (સં૦) પહેલી જે સખ્યા તે, પહેલો-આંક, ૧ ૨ જેની બરાબરી કરનાર બીજુ નથી તે મુખ્ય ૩ કોઇ પણ એક, ચોક્કસ, અમુક ૪ ફક્ત ૫ સરખુ મળતુ અભેદ "તમે અમે એકજ છીએ" ૬ આમરે, લગભગ શુમારે 'સોએક કદમ' ૭ તેજ ફરે નહિ તેવુ 'વચન એક" . પ્રથમ પહેલુ 'એક સુખ તે જાતે નર્યા, બીજુ સુખ પેટે દીકરા" ૧૧ વધારે, એક બીજો (એ અર્થમા) 'એક વર્ષાદ પડયો હોત તો લીલા લહેર થાત' (રૂઢી પ્રયોગ માટે જુઓ ગુજરાતી શબ્દકોષ.)

**એકએક,** વિ૦ દરેક એક, જુદાજુદા ગણતા એક, અનુક્રમ. [સમકાલીક

**એકકાલિક-લી,** વિ૦ એકજ કાળ—વખતનુ

**એકકુ,** વિ૦ એક એક હોય તેવુ એક પછી એક

**એકકોરે,** અ૦ એક તરફ એક બાજુએ, એકગમ

**એકચક્ર-ક્રે,** અ૦ સર્વોપરી રીત, એકછત્રે, એકજ ચક્રમા [છે જેનુ તે, તલ્લીન

**એકચિત,** વિ૦ એકજ વાતમા ચિત્ત-ધ્યાન મન

**એકચિત્ત,** ન૦ લક્ષ, ધ્યાન, એકતાર,

**એકછત્રે,** અ૦ ઘણા મોટા પ્રદેશ ઉપર એકજ જણનુ રાજ્ય હોય તેમ, એકજ રાજાની સત્તા નીચ

**એકજ,** વિ૦ માત્ર એક, કેવળ એક

**એકજણ,** ન૦ એક માણસ, અમુક એક જણ

**એકજથ્થે,** અ૦એક સાથે, એક ઠેકાણે એકઠું કરવુ તે

**એકજાતિય,** વિ૦એકજ જાતનુ, સમાન ધર્મ વાળુ

**એકજીવ,** વિ૦ એકરૂપ, આભજ તન્મય, અભેદ

**એકટંગીઉં,** વિ૦ એક પગ હોય તેવુ

**એકઠુ,** વિ૦ જુદેજુદે ઠેકાણેથી લાવીને એક ઠેકાણે ભેગુ કરેલુ તેવુ, જુદુ હોય તેને ભેળી નાખી એક કર્યું હોય તેવુ સયુક્ત, એકત્ર, મિશ્ર ભેળશેળ, મિશ્રિત. એકઠુ થવુ—જોડાવુ, મળી જવુ, ભળવુ ૨ મળવુ, ભેળા થવુ "મને રસ્તામા એકઠો થયો' ૨ સમાધાન થવુ, મેળ—સપ થવો

**એકઠુ** મળવુ—જોડાવુ ૨ ભેગા થવુ, ટોળે થવુ

**એકડેએક,** પુ૦ એકથી તે સો લગી બોલવા લખવાનો એક આક ૨. એક સખ્યાચિહ્ન એકડેએકથી—પહેલેથી, શરૂથી, એકડે એકથી

**એકડો,** પુ૦ એકનુ ચિહ્ન—અક્ષર તે, આકડો ૨ કબુલાતની નિશાની ૩ જથો, ટોળુ, અમુક રીતરિવાજને અનુસરનારો સમુહ—જથો તે એકડો કરવા—કબુનાત આપવી, સહી કરવી (સમતિ બાબત) એકડો લેવો—કોઇની કબુનાત લેવી, સહી લેવી એકડા વગરનુ મીડુ ગણતરી વિનાનુ લેખામા નહિ એવુ નાયક વગરનુ સત્વગુ નનામુ ૦ પાયા—આધાર વિનાનું એકડે કાઢી નાખવો—તુચ્છગણી નાખવુ કશા લેખામા ન ગણવુ ૨ એકડો કાપવો સમૂહમાથી દૂર કરવુ, નાપ્ય તજવો.

**એકઢાળીઉ,** વિ૦ એકજ ઢાળ હોય તેવુ (છાપરૂં).

**એકતર,** વિ૦ (સં૦) બેમાથી એક ૨. બે વસ્તુનુ મળી જઇ એક થવુ તે

**એકતત્રે,** અ૦ એક જથે, એકઠા મળીને, સંમતિથી ૨ ટૂટ પડયા વગર, લાગુ રહીને

**એકતરફ,** અ૦એક બાજુએ, એક કોરે, એક હાથપર.

**એકતરફી,** વિ૦ બન્ને બાજુ બરાબર જોયા વગરનુ, એક પક્ષ ખેચ્યો હોય તેવુ (ઇનસાફ) ૨ એકતુજ, એકબાજુનુ

**એકતા,** સ્ત્રી૦ (સ૦) ઐક્ય, એકપણું.

**એકતાન,** ન૦ એક ઠેકાણે ચિત્ત લાગુ, એક વિષય ઉપર મનવાળુ ૨ પુ૦ એક જાતનો સ્વર

**એકતાર,** વિ૦ (સ૦ એક+તાર—દોરા.) પહેલેથી છેવટ સુધી એક સરખુ હોય તેવુ, સમાન એકાકાર, અન્યુનાધિક ૨ તલ્લીન, મળી ગએલુ ગુલતાન ૩ એક તારનુ, એકતારવાળુ, 'અગરખુ એક તારે રે, બનાવ્યુ બહુ જુગતે કરી—રણછોડ'

**એકતારો-રી,** પુ૦ જેને એકજ તાર હોય તેવુ વાજું.

**એકતાલ,** પુ૦ ગાયનમા તાલ લેવાનો એક ભેદ ૨ એકજ તાલનો રાગ ૩ ઐક્ય

**એકતાળીસ,** વિ૦ ચાળીસ ને એક, ૪૧

**એકત્ર** વિ૦ એકઠુ મિશ્ર, ભેગુ ૨ ભાગમા—પલાળામા હોય તેવુ ૩ સરખુ

**એકત્રતા,** સ્ત્રી૦ એકઠાપણુ, મેળ, સંપ, મેળાપ.

**એકત્રીસ,** વિ૦ ત્રીસ ને એક, ૩૧

**એકત્વ,** ન૦ (સ૦) એકપણું, ઐક્યતા, એકતા ૨ સપ ૩ મેળ, મળતાપણુ

**એકદંડિઉ** વિ૦ (સ૦ એક + દડ—લાકડી) એક લાકડા ઉપર ઉભુ હોય તેવુ, જેને એકજ થાભલો હોય તેવુ એક દંડીઓ મહેલ—એક થભલા ઉપર બનાવેલુ રહેઠાણુ, જ્યા રાજાઓ અણમાનીતી રાણીઓને રાખતા એવી દતકથા છે એક દંડિઓ શ્વાસ—આખર વખતનો શ્વાસ, મરણ થવા પહેલાનો જે શ્વાસ તે

**એકદડો,** પુ૦ મરતીવેળા જે શ્વાસ-દમ ચાલે છે તે

**એકદત,** પુ૦ ગણપતિ, ૨ એક દાતવાળો હાથી.

**એકદમ,** અ૦ એક દમે—એકશ્વાસે, એકટસે ૨,

આમદુ. ૩ તરતજ,તાબીદથી,તાબડતોબ,જલદી
**એકદળ,** ન૦ ( સ૦ એક+દલ-પાદડુ ) એક પાંખડીનુ ૨ દાળ વગરનુ પડ કે દ્વૈત ન હોય તેવુ
**એકદા,** અ૦ એક વખત, એક સમયે, એકવાર, ૨. કદાપિ, ૩ પૂર્વે, પહેલા.
**એકદાણી,** વિ૦ બધા દાણા એક સરખા હોય તેવુ
**એકદાણીઓ,** ન૦ એક સરખા મણકાની કડી, મગના સેતર
**એકદિલ,** ન૦ (ફા૦) જુદાઇ નહિ તે, એકમન
**એકદિલી,** સ્ત્રી૦ સપ,મેળ,ઐક્ય, મનની એકતા.
**એકદૃષ્ટિ,** સ્ત્રી૦( સ૦ )એકજ આશયતા-હેતુતા, એક નજર ૨ વિ૦ એક નજરવાળુ,કાણું.
**એકદેશી,** વિ૦ (સ૦) એકજ દેશનુ ૨ કોઇ આખા વર્ગને લાગુ પડે તેવુ નહિ, પણ તેના કોઇ ભાગને લાગુ પડતુ, એક બાજુ-પક્ષનુ હોય તેવુ ( ભાષણ વાદ ) ૩. અધુરૂ, એકજ વાત જાણનાર, એક તરફી
**એકધા,** અ૦ એક પ્રકારે, એક રીતે,
**એકધારી,** વિ૦ ( સ૦ એક+ધારા ) એકજ-સરખી ધારવાળુ (હથિયાર, એક બાજુજ ધાર-વાળુ ૨ સરખુ, સમાન.
**એકધારૂ,** વિ૦ ( સં૦ ) એક સરખું. ફેરફાર વગરનુ, બદલાય નહિ તેવુ
**એકનજર,** સ્ત્રી૦ બંને જણે સામસામુ જોવુ તે નજર, મેળાપ ૨ એક દૃષ્ટિ. ૩ એકજ વિચાર, સામાન્ય હેતુ [આગ્રહી
**એકનસીડું,** વિ૦ આડુ, હઠીલું, મમતી,જીદ્દી,
**એકનિશ્ચય,** પુ૦ (સ૦) ફરીથી કદી બદલાય નહિં તેવો જે ઠરાવ તે
**એકનિષ્ઠ,**વિ૦(સં૦)અચળ ૨ વિશ્વાસુ, આસ્તિક
**એકનિષ્ઠા** સ્ત્રી૦ ( સ૦ ) એકના ઉપરજ જે વિશ્વાસ તે, અડગશ્રદ્ધા. ૨ વફાદારી [તેવુ
**એકનુ એક,** વિ૦તેનુ તેજ, એકજ,બીજુ નહિ
**એકંદર,** વિ૦ (સ૦ એકત્ર. ફા૦ અંદર-મા) એકઠુ, સરવાળામા ગણેલું, એકદર ( સઘળુ ) આવી જાય તેવુ,
**એકપક્ષી,** વિ૦ એકતરફી, એક બાજુનું.

**એકપાઠી,** વિ૦એકજ વખત વાચે અથવા સાંભળે તો યાદ રહે તેવુ [(જમીન)
**એક ફસલી,** વિ૦ એકજ પાક આપે તેવુ.
**એકબારગી,** અ૦ એક રીતે, એક પાસથી જોતા, એક લેખે ૨ એકવાર
**એકબાલ,** ન૦ (અ૦ ઈક્બાલ.) નસીબ, ઈક-બાલ, કિસ્મત. ૨. આબાદાની, ચઢતી.
**એકભાવું,**વિ૦ એકજ ભાવનું, સરખી કિંમતનુ.
**એકભુક્ત,** વિ૦ એક વખત ખાનાર
**એકમજલી,** વિ૦ એક માળનુ (ઘર)
**એકમ,**સ્ત્રી૦ પડવો પખવાડીઆનો પહેલો દિવસ. ૨ એક ૩ પહેલુ
**એકમગ,** અ૦ એક બાજુ કોરે,એક તરફ
**એકમત,** વિ૦ (સ૦) એક વિચાર, એક દિલ.
**એકમનીઉં,** વિ૦ મમતી, હઠીલુ,જીદ્દી, આગ્રહી,
**એકમન,** ન૦ (સં૦) મેળ, સલાહ, એકમત ૨. ઐક્યતા, રાગ, સપ. [શિંડુક.
**એકમાત્રા,** સ્ત્રી૦(સ૦) એક પાણ.૨.અજરદ
**એકમાર્ગી,** વિ૦ (સ૦) સીધુ,સીધે રસ્તે જનારૂં; સરળ, એકજ માર્ગનું
**એકમેક,** અ૦ એક બીજાને, પરસ્પર, અપરપ-રસ, અન્યોન્ય ૨. વિ૦ એકતાર, એકરસ.
**એકમેર,** અ૦ એક બાજુએ,એક તરફ,એકકોરે.
**એકર,** પુ૦ (અ૦) જમીન-ખેતરનુ એક માપ. ૪૮૪૦ ચોરસ યાર્ડ અથવા ૧।।। વિઘાનુ માપ
**એકરંગી,** વિ૦ એકજ રંગનુ. ૨ સંપીલુ,એક-તાલી,એકજ રંગ-વિચાર તરંગવાળુ
**એકરસ,** વિ૦ જુદાપણુ ટળી જઈ એકપણુ થઇ રહ્યું હોય તેવુ, અટવાઇ મળી ગએલુ. ૨ એક રાગ વાળુ , ગુલતાન, એકતાર.
**એક રાગ,** પુ૦ સપ મેળ, એકમત.
**એકરાર,** પુ૦(અ૦ ઇકરાર) ઇકરાર, જુઓ; કબુલાત. [તે લખાણ, ઍફિડવિટ.
**એકરારનામું,** ન૦ અ૦) જેમા એકરાર હોય
**એકરાસ,** વિ૦ ( સં૦ એક+રાશિ ' રૂપ ગુણ વગેરેમાં સરખુ હોય તેવુ, એક જાતનુ. ૨. એકઠુ કરેલુ,એકદર. ૩. સપ,જોડતું આવવુ તે.

એકરૂપ, વિ૦ (સં૦ એક+રૂપ-જેવુ ) એ જ દેખાવનુ એક સરખુ હોય તેવુ, સમાન,એકરસ
એકલ, વિ૦ એકલુ
એકલક્ષી, વિ૦ એકજ લક્ષવાળુ, એક તરફજ ધ્યાન વાળુ [વેલો, શતાવરી
એકલકડે, પુ૦ એક જાતનો બહુ ગુ ણાવાળો
એકલડુ, વિ૦ એકલુ (કવિતામા)
એકલડોકલ, વિ૦ એકલુ એકલુ અટુલુ છુટુ ૨, એકજ સાથે હોય તેવુ 'વખત એટલો ના બારીક હતો કે ગામાનર કરવુ હોય તો એકલ ડોકલથી થઈ શકે નહિ' એકલડોકલના અલ્લા બેલી—ગરીબની વહારે પરમેશ્વર છ જેને કોઈ મદદ કરતુ નથી તેને ઈશ્વર મદદ કરે છે
એકલપટુ, વિ૦ (સ૦ એ +પેટ) આત્મભરી, પોતાનુજ મ ત્ર પેટ ભરે તે,સ્વાર્થી,આપમતની
એકલમલ,વિ૦નિવરલ,ન્યારૂ, કોઈકજ,જવલ્લે મળી આવે તેવુ ૨ એકલડોકલ ૩ એકો ૪ એક માર્ગી
એકલવાઇ, સ્ત્રી૦ વાકુ વાળવાનુ સોનીનુ એક ઓજાર ચીલામા એક બાજુ પડેલો ઉંડો ખાડો
એકલવાયુ ,વિ૦એકલુ,સોબતી વિનાનુ ૨ આશ્રય વગરનુ, લાચાર ૩ એકલુ,પુત્ર પરિવાર વગરનુ
એકલશરો, પુ૦ ( સ ૦ એક+સ્વર-અવાજ ) પાણીઆગનો મુનશી, જેને એકલાજ રહેવુ ગમે તે ૨ એકલપેટો, સ્વાર્થી
એકલુ, વિ૦ બીજુ કોઈ સાથમા ન હોય તેવુ, સાથી વગરનું, માત્ર એક પોતેજ, છુટુ, જાતે, પડે ૨ એકનુ એકજ, ફકત, મા ૩ અલગ, એકાન્તમા હોય તે એકલે હાથે-બીજા કોઈની મદદ સિવાય, પડે,કોઈની સહાય વગર,બીજાનો હાથ ન હોય તેવી સ્થિતિમા
એકલા, વિ૦ અગીઆરનો સંકેત ૨ જાતે પોતે.
એકવખત, અ૦ એકવાર, પહેલા, એકદા
એકવગુ, વિ૦ એકદમ,એકીવારે,એકેફેરે, સામટુ, સાથે લાગુ ૨ એકજથે, એક બાજુએ, ક્રમે
એકવચન, ન૦ ફરે નહિ તેવુ વચન-બોલ ૨ એકજ વસ્તુનો જે બોધ તે,જેમા એકપણુ હોય તે (વ્યાકરણમા)
એકવચની, વિ૦ એક વચનવાળુ, બોલ્યુ પાળે તેવુ, પ્રામાણિક, વચન પાળનાર સત્ય ી
એકવડીઉ,વિ૦ પાતળુ નબળા-નાજુક બાંધાનું
એકવડુ વિ૦ પાતળુ દમ વગરનુ,નાજુક બાંધાનુ ૨ ઉપરાઉપરી પડ ન વાળ્યા હોય તેવુ એક પડવાળુ [સ્થાનનું
એકવર્ણ, વિ૦ (સ૦) એ જ ધર્મ કે એ જ
એકવર્ણ સમીકરણ, ન૦ બીજગણિતના જે સમીકરણમા માત્ર એ જ અવ્યક્ત પ હોય તે
એકવાર, અ૦ એક વખત એક સમયે, એકદા.
એકવારીઉ, વિ૦ એક વખતનુ એ જ વખત થાય તેવુ, ૨ એક વાર-વાડના પના ળુ ૩ ન૦ એક વખત ખાડેલી ડાગર ડ
એકવિચાર, પુ૦ (સ૦) મળતા આવત તે, ફેર નહિ તેવો જે વિચાર તે ૨ ઘણા જણનો વિચાર જુદો ન પડતા મળતો આવવો તે
એકવીસ, વિ૦ વીસ ને એક ૨૧ ૨ ન૦ પતંગની દોરીનુ માપ
એકવીસા પુ૦ આકમાનો એકવીસનો પાડો
એકસઠ, વિ૦ (સ૦ એક+ષષ્ટિ-સાઠ) સાઠ અને એક ૨ (અં૦ સેટ) એક આખો જથો તે
એકસપ, વિ૦ એક બીજા સાથે મળી જવુ તે, મળતા થઈ એકત્ર થવુ તે,એકમત ૨ ઐક્યતા, સપ, એકો, ૨ મેળાપ મેળ
એકસરખુ, વિ૦ રૂપગુણ વગેરેમા મળતુ આવતું, જુદુ ન પડતુ, એકતાર સમાન,એકરૂપ એકાકાર.
એકસાન, વિ૦ એક સરખુ, એકરૂપ, એકાકાર.
એકસેરૂ, વિ૦ એક સેરવુ [તે ૨. સો, ૧ ૦
એકસો, વિ૦ સો સોની ગણતરીમા પ્રથમ સો
એકહથ્થું, વિ૦ (સ૦ એક+હસ્ત)એકજ જણથી થએલુ (કામ) ૨ એક હાથ વાળુ
એકહાથે અ૦ એકજ માણસના હાથથી કામ ચાલતું હોય તેમ, ડખલ વગરનું
એકાક, વિ૦ (સ૦) એક અંકવાળુ
એકાગ, વિ૦ (સ૦) અપગ, હીન અગ
એકાએક, અ૦ અણધાર્યું, ઓચીંતુ; આકસ્મિક, સહસા; અચાનક.

**એકાકાર**, પુ૦ ( સં૦ ) જુદીજુદી વસ્તુઓનું એકરૂ થવું તે, સામ્ય, મિશ્રણ, એકરૂપત્વ ૨ વિ૦ એક આકારનું, એકરૂપ એકતાર, ભેળભેળ.
**એકાકી**, વિ૦ એકલું, સાથ વગરનું 'એકાકીરે, નિર્ભય થઇ વિચરે વનમા' ૨ નિરાધાર ૩ એકદમ, ઓચીંતું [એક આંખવાળું
**એકાક્ષ**, પુ૦ ( સં૦ ) કાગડો ૨ વિ૦ કાણું,
**એકાક્ષરી**, વિ૦ એકજ અક્ષર હોય તેવું (મંત્ર)
**એકાગ્ર**, વિ૦ (સં૦ એક+અગ્ર-છેડો ) એકજ વસ્તુ ઉપર લાગેલું-ચોટેલું (ધ્યાન, મન, પ્રીતિ, ઇ૦); તલ્લીન.
**એકાચાર**, પુ૦ ( સં૦ એક+આ-સુધી+ચર્-જવું ) એક આચાર-ધર્મ ૨ વિ૦ એકસરખી રીતભાતનું, સમ આચારવાળું
**એકાણું**, વિ૦ નેવું ને એક, ૯૧
**એકાદ**, વિ૦ (સં૦ એક +આદિ) કોઇ એક, એક અથવા બે. ૨ એકાદું, એકજ
**એકાદશ**, વિ૦ (સં૦) અગિઆર, જુઓ
**એકાદશા**, સ્ત્રી૦ (સં૦) અગિઆરશ,જુઓ
**એકાદશી**, સ્ત્રી૦ (સં૦) અગિઆરસ, જુઓ
**એકાદું**, વિ૦ કોઇ એક, એક યા બે ૨ ભાગ્યે એક
**એકાનએક**, વિ૦ ઓચીંતું તાબડતોબ
**એકાંત**, ન૦ (સં૦) જ્યાં પ્રાણી-વસ્તુની ભીડ ન હોય તેવું ઠેકાણું નિરાંતની જગા, અંગતતા ૨. ખાનગી એકાંત-મસલત ૩ અ૦ ખાનગી-છુપી રીતે ૪. જ્યાં બીજું કોઇ ન હોય તેવે ઠેકાણે
**એકાંતરો**, પુ૦ એકેક દહાડાને અંતરે જે ભોજન કરવું તે લાગટ નહિ તે [આવતો તાવ
**એકાંતરીઓ**, વિ૦ એકએક દહાડાને આંતરે
**એકાંતવાસ** પુ૦ (સં૦)એકાંતમાં વાસ કરવો તે
**એકાંતરે**, અ૦ વચમાં એક મુકી દઇને પછી ત્રીજું હોય તેમ એકનો આંતરો હોય તેવું, આંતરે નવાર, વારાફરતી થવું-આવવું, એક પછી એક
**એકાવન**, વિ૦ પચાસ ને એક, ૫૧
**એકાવળહાર**, પુ૦ (સં૦ એક+આવલિ+હાર -કંઠી) એકજ સેરનો ,પણ ભારે મૂલનો હાર
**એકાવળી**, સ્ત્રી૦ (સં૦) એક સેરનો હાર. ૨. તે નામનો એક અર્થાલંકાર
**એકાશણું-ણુ**, ન૦ (સં૦ એક+અશન-ખાવું) દિવસમાં એક વખત ખાવું તે [૨ ઘણએ, અનેક
**એકાશી**, વિ૦ સં૦ એકાશીતિ ) એંશી ને એક.
**એકાસુત**, અ૦ એકેએક; બધું; દરેક, સઘળું જ
**એકી**, સ્ત્રી૦ જે સંખ્યાને બેએ ભાગતાં બાકી કઇ પણ વધે તે. ૨ પિશાબ કરવા જવાનો સંકેત, એક આંગળી બતાવવી તે ૪ સંપ,ઐક્ય, એક્કો 'ધન વડે ધર્મ થાય,કુડાં કર્મ નાશી જાય, એકી એ બેની ગણાય,કારણ કે'વાયછે'-વલ્લભ.
**એકીકરણ**, ન૦ એક કરવું તે, મેળવવું-સંમેલન કરવું તે
**એકીન**, ન૦ આકીન શ્રદ્ધા, વિશ્વાસ.
**એકીબેકી**, સ્ત્રી૦ વસ્તુની સંખ્યા એકી છે કે બેકી તે અટકળવાની રમત.
**એકીવારે**, અ૦ એકી વખતે,સામટું, સાથે લાગું. 'એકીવારે હણી નાખ,દયા પ્રભુ, શી- અદાપે છે'.
**એક**, વિ૦ કોઇ એક, એકાદું
**એકે**, વિ૦ એકપણ કોઈ નહિ 'એકે એવો ન હતો કે જે પ્રભુથી ડરે' એકે કોર કાચી ન રહેવી-જીતવાનું વીસરી જવું બધી તરફના વાયરા વાઇ ચૂક્યા એકે કોર કાચી ન રાખવી-મણા ન રાખવી, ઉણપ ન રાખવી ( દુઃખ દેવામાં, પ્રયત્ન કરવામા )
**એકેએક**, વિ૦ એક એક એમ ગણતાં જેટલા હોય તેટલા, સઘળા, બધાય ૨ દરેક,પ્રત્યેક.
**એકેક**, અ૦એક પછી એક એમ,દરેક ૨ વિ૦ એક એક. ૨ છૂટું નોખું; અલગ
**એકેક**, વિ૦ એક પછી એક, વારા ફરતી દરેક
**એકેપગે** અ૦ એક પગે ઉભું હોય તેવી સ્થિતિમા ૨ આતુરતાથી, ઉત્કંઠાથી [દરેક, પ્રત્યેક
**એકૈક**, અ૦ એક પછી એક, વારા ફરતી ૨
**એક્કો**, પુ૦ એકને એક, બેને બેએ, ગુણતાં જે ગુણાકાર આવે તેના ઘડીઆ ૨ એક્કો. ૩ વિ૦ એક પણ, એકજ, એકએક. ૪. (નકારમાં એક-પણ નહિ, કોઇ નહિ [કરેલું જે શ્રાદ્ધ તે
**એકોદ્દિષ્ટ**, વિ૦ (સં૦) એકજ પ્રેતને ઉદ્દેશીને

એક્કો, વિ૦ સઘળામા એકજ હોય તેવું; ઉત્તમ, શ્રેષ્ટ, સર્વોપરિ ૨ એકજ, એક એજ

એક્કો, પુ૦ જે રમવાના પાના-પાસામા એકજ નિશાની વાળુ જે હોય તે ૨ એક બળદ જો ડાતો હોય તેવી ગાડી,ડમણી ૩ સપ, ઐક્ય, એકમત થવુ તે

એખરો, પુ૦ એક જાતની વનસ્પતિ-ઔષધ ૨ બાતલ કરેલો-નકામો રહેલો માલ.

એખલાસ, સ્ત્રી૦ ઈખલાસ, જુઓ.

એજ, અ૦ નક્કી એ

એજન, અ૦ ઉપર પ્રમાણે, તેજ.

એજંટ, પુ૦ ( અ૦ ) આડતીઓ, પ્રતિનિધિ ૨ અમુક તરફથી કામ કરનાર

એજ્યુકેશન, ન૦ (અ૦) કેળવણી

એજ્યુકેશનલ, વિ૦ (અ૦) કેળવણીને લગતું, કેળવણી સબધી [ગણતરી બતાવે છે

એટએટલુ, વિ૦ એટલુ બધુ (અમુક અમુક એમ

એટલામાં, અ૦ એ વખત-દરમિઆનમા,થોડા વખતમા, તરતજ

એટલામાટે-સારૂ, અ૦ ઉપર કહ્યુ તે પ્રમાણે હકીકત છે વાસ્તે, તે ઉપરથી, તેથી, તે કારણસર

એટલું, વિ૦ (સ૦ એતાવત્ )આટલું, જરાક, થોડુક, અમુક માપનું તેટલું

એટલે,અ૦ ફલાણાનો અર્થ આ છે એમ જણાવનારો શબ્દ, બીજી રીતે ૨.એ ઉપરથી, એટલા માટે ૩ પછી, ત્યારે એટલે કે-કહેવાનુ કે, મતલબ કે

એઠ, સ્ત્રી૦ એઠવાડ, અજીઠુ ૨ વિ૦ ખરાબ, તુચ્છ, નિંદ્ય ૩ છડામણ, સકાત ૩ કટાળો આપે તે, પીડા.

એઠવાડ ડું, પુ૦ (સ૦ ઉચ્છિષ્ટ) જેમા ખાધુ હોય તે અજીઠા વાસણો. ૨ અજીઠુ, એઠુ ૩ ગદવાડ, મલિનતા

એઠું,વિ૦ ન૦ અજીઠુ ૨ રૂઠેલુ, રીસાએલુ ૩ છાડયુ સકાત ૪ રાધેલું અન્ન.

એઠુજુઠું,ન૦ વધેલુ રાધેલું ધાન્ય અને વાસણો

એડ, સ્ત્રી૦ એડી ૨ ઘોડાને મારવાનો એડીમાં ભેરવેલો જે ખીલો તે કાંટો. ૩ ખેતી એડ.

એડ, સ્ત્રી૦ હેડ, જુઓ ૨ બળદોનો કાફલો

એડવવુ, ક્રિ૦ સ૦ અડાવી દેવુ ઘુમાડવુ,સામેલ કરવુ, જોડવુ, લાગુ પાડવુ.

એડીટર, પુ૦(અ૦)વર્તમાન પત્રનો મુખ્ય લખ નારો, તત્રી મત્રી ૨ ગ્રથો છપાવનારો, પ્રકાશક

એડી, સ્ત્રી૦ પગની પાટલીનો પાછલો ભાગ તે ૨ સોની લુહારનુ એક ઓજાર, આકૃતિ-ભાત ખોદેલા હોય તેવુ બીબુ ૩ અક્ષર ૪ લોઢાની નાળ. ( બૂટે ચોઢવાની ) ૫. ઘટીની માકડી

એડો, પુ૦ અતિશય પ્યાર, લગવાડ ઘણોજ સબધ ૨ બચ્ચાનો ને માનો સ્નેહ સબધ ને 'છોકરાને એની માનો બહુ એડો લાગ્યો છે'

એઢી, સ્ત્રી૦ બરોબરીઓ, ધગ્ગડદર, કાડાવઝોડ. ૨ પરપરા, પેઢીનો ઉતાર

એણ, ન૦ એક જાતનુ હરણ

એતદ્દેશી, વિ૦ આ દેશનુ સબધી

એથી, અ૦ તેથી, એ કારણે

એદી, વિ૦ (આ૦) આળસુ, મદ, પ્રમાદી ૨ ધીરૂં, ટાઢુ, ધીમુ ૩ વ્યસની, ૪ ગદુ મલિન ૫ નિરૂદ્યમી [તેવુ સ્થળને

એદીખાનુ,ન૦ આળસુનુ સ્થળ કચગો પુજે કોર

એધણાં, ન૦ (સ૦ ઈન્ધન) બાળવાના લાકડા, વસ્તેર

એધાણ-ણી, સ્ત્રી૦ ( સ૦ અપિ+ધા-પ-ડવુ ) નિશાની, ચિહ્ન ૨ દાખલો ૩ ઓળખ, યા..

એન, ન૦ એક જાતનુ લાકડુ

એન, સ્ત્રી૦ ટાકણુ, અણીનો વખત ૨ આબરૂ, શાખ, વટ ૩. ટેક ૪ નાક, શોભા

એન, વિ૦ સરસ, સુન્દર ૨ અસલ પ્રથમ જેવુ ૩ નક્કી, ખરૂ,આબાદ ૪ જમીનનુજ ખાસ

એનઉપજ, સ્ત્રી૦ જમીનના પાકની ઉપજ તે, મહેસુલ

એનકરજ, ન૦ મુદત કરજ, અસલ દેવુ

એનકિમત, સ્ત્રી૦ અસલ-ખાસ કિમત, પડતર કિમત, એકદર ખરચ [ખરચ.

એનખરચ,પુ૦ ખાસ ખરચ ૨ જમીન સંબધી

એનપેન. સ્ત્રી૦(અ૦ ઐન-આપ+ગેન-વાદળુ) છોકરાઓની એક રમત [આવવાનો વખત
એનચોમાસું, ન૦ ભર ચોમાસુ,ઘણો વરસાદ
એનજમીન,સ્ત્રી૦ વાવેતરવાળીજમીન.૨ કિત્તામા બનાવવામા આવેલી જમીન હોય તે
એનજમા, ન૦ મહેસુલની વસુલાત, જમીનના કરની આવેલી ઉપજ તે
એનજીન, ન૦ (અ૦) વરાળ યંત્ર
એનજુવાની, સ્ત્રી૦ ભરજુવાની
એનવાવેતર,ન૦ કિત્તામા બતાવેલી જમીન,વાવેતરવાળી જમીન (પડતર નહિ) [ઢાંકણુ.
એનવેલપ, ન૦ (અ૦) પરબિડિઉં, બીડો,વેષ્ટન,
એનવેળા, સ્ત્રી૦ કવેળા ઓમટીનો વખત
એપ્રિલ, પુ૦ (અ૦) અંગ્રેજી વરસનો ચોથો મહિનો. [આળ, કલંક.
એબ, સ્ત્રી૦ (અ૦) ખોડ, ખામી, અપવાદ,
એબદાર,વિ૦ ખોડ ખાપણુવાળુ, લાંછનવાળુ, દોષવાળું, એબવાળુ
એબિઅલ, વિ૦ ખામીવાળુ, દુર્ગુણી, કલંકિત. ૨. અશુભકારક
એભક, સ્ત્રી૦ (અ૦ હુલમત)અચાનક ભયમાટા સમાચારથી ચિત્તનુ એકદમ સકોચાઇ જવુ તે, ફાળ, ધ્રાસકો, હબક
એભકાવવુ, ક્રિ૦ સ૦ છક્ક કરી નાખવુ, મન ઉપર એકદમ ખગમ અસર કરવી
એમ, અ૦(સં૦ એવમ્)એ રીતે,એ પ્રમાણે
એમાન, ન૦ (ન૦ આમાન) મરણ પથારીપર પડેલા માણુસ પાસે કાચા અન્નનુ દાન અપાવવુ તે
એરગેરિયાજમીન, સ્ત્રી૦ જે જમીન ઉપર સરકાર હક લેવાતો નથી અથવા થોડોક લેવાય છે પણ સરકાર માલીકીની નહિ તેવી જમીન બારખલી જમીનનો એક ભેદ,દુમાલી-ઇનામી જમીન.
એરણુ,સ્ત્રી૦ સોની લુહાર વગેરે જે ચોરસ ગચીઆ ઉપર હથોડા મારી ઘાટ ઘડે છે તે.
એરણુકાકડી, સ્ત્રી૦ એક જાતનુ ફળ, પપૈયુ
એરંડમૂળ, ન૦ એરંડાનુ મૂળ. [છે તે.
એરંડી,સ્ત્રી૦એરંડાના બી, જેમાંથી દીવેલ નીકળે
એરંડીઉં ન૦ દીવેલ.
એરંડો, પુ૦ (સં૦ એરંડ) એક જાતનુ ઝાડ-જેના બીમાંથી દીવેલ નીકળે છે તે (એ બે જાતના થાય છે. મળ એરંડ અને વર્ષાયુ એરંડ મળ એરંડ પાચ દસ વર્ષ સુધી ટકે છે જરાયતિ એરંડાના બી બારીક હોય છે પરતુ તેમાથી વધારે તેલ નીકળે છે [કાંઇક મોટુ ઝાડ
એરમડી,સ્ત્રી૦ ચણી બોરડીને મળતું પણ તેનાથી
એરમડું,ન૦ એરમડીનુ ફળ ૨ અંબોટમાં પહેરવાનું સણનું જાડુ વસ્ત્ર, ચિંદો
એરા, પુ૦ કબજો, પહોચ. ૨ પકડ, ચાપ
એરાફેરા, પુ૦ઘણી આવ જા કરવી તે ૨ અસ્તોદય
એરૂ,અ૦ (મ૦ યે ) આ તરફ, અહીં, ઓરૂ
એરું, પુ૦ સાપ પયકુ ૨ ભેદુ
એરો,પુ૦આવજાવ, પગરવ અવરજવર ૨ હવાડો.
એરોખરો, પુ૦ સોનારૂપાનો ભગાર
એલકાબ, પુ૦ ખિતાબ, ઇલકાબ
એલચી, પુ૦ (તુરકી એક રાજનો પરરાજમાં મોકલેલો કારભારી તે, રાજની તરફનો વકીલ ૨ દૂત, સદેશો લઇ જનાર.
એલચી, સ્ત્રી૦( સં૦ એલા ) ઇલાયચી
એલતેમસ,પુ૦ (અ૦ ઇલ્તિમાસ)અરજ, વિનતી ૨ ફરમાસ. ૩ ઇચ્છા
એલફેલ, વિ૦ (અ૦ ફિઅલ-કામ) વગર વિચારનુ, અસભ્ય, ભાંડ જેવુ, અશ્લીલ ગમે તેમ
એલફેલ, ન૦ (બહુવચનમા) મર્કટ ચેષ્ટા; અસભ્ય ચેન ચાળા, નખરા
એલાળવું, ક્રિ૦ અ૦ વાતાવરણમા ભીનાશ આવવાથી ખારવાળી વસ્તુઓનુ ભીનુ થવુ ઓગળવુ, પાણી થવુ
એલી, સ્ત્રી૦ હેલી, જુઓ
એલીવાર, અ૦ ઓણુ, આ વર્ષે, આ વખત
એલો, પુ૦ આચકો, ધક્કો.
એલોએલો,પુ૦ એક જાતની રમત (ભાવનગર)
એવ, અ૦ નિશ્ચય નક્કી. [એવું; બહુજ.
એવડું, વિ૦ આવડું (કદમાં); એવું. ૧. એટલુ
એવણ, સ૦ તે, એ.

એવા, પુ૦ હેવા, ટેવ, અભ્યાસ, મહાવરો
એવાતણુ, ન૦ સ્ત્રીની પરણેલી હાલત, સૌભાગ્ય, સોવાશણપણુ
એવામાં, અ૦ એટલામા, એ દરમ્યાન, તરતજ પછી
એવુ, વિ૦ એરીતનુ-પ્રકારનુ ૨ એના સરખું-જેવુ
એશ, સ્ત્રી૦ (આ૦ એશ) મોજમઝા, ૨ બગીચામાં, ચમનબાજી અશઆરામ-તાગડધિન્ના કરવા તે ૨ મોજમઝા ૩ વિષયભોગ, કામાભિલાષ
એશિયા, પુ૦ પૃથ્વીના પૂર્વ ગોળાર્ધમાનો એ નામનો ખડ [એશિયાનુ વતની
એશિયાટીક, વિ૦(અં૦) એશિયાખડ સબધી,
એસણુ, ન૦ સોનીનુ નાનુ અગીઠુ, સગડી
એસ્તેકબાલ, પુ૦ (અ૦ ઇસ્તિકબાલ) મેમાનને આદરમાનથી સામા જઇ તેડી લાવવુ તે, સામૈયે જવુ તે
એસ્ટિમેટ, પુ૦ (અં૦) અડસટ્ટો, અટકળ ૨ શુમાર, ગણતરી ૩ કિમત, આંકણી.
એહ, સ૦ એ, તે (કવિતામા) [ડિડ, મૂઢ
એહમક, વિ૦ (અ૦ અહમક) બેવકુફ, મૂર્ખ
એહુ વુ, ક્રિ૦ અ૦ (સ૦ અપ+સૃ-સરવુ) પાણી થવુ, પીગળવુ ભીનાશ આવવી, પાણી છૂટવુ (હાથ, પગ મીઠુ ઇ) ૨ ઓસરવુ ઉતરવુ
એહવાલ, પુ૦ (અ૦) હકીકત, વર્ણન, કથા ૨ અવસ્થા, હાલત, સ્થિતિ [૨ કૃપા, મહેરબાની
એહસાન, ન૦ (અ૦ ઇહસાન) ઉપકાર આભાર
એહસાનમદ, વિ૦ (આ૦) આભારી, ઉપકારી, ઓશિઆળુ
એળ, સ્ત્રી૦ ઇયળ, જુઓ [ગધીદાર તેજાનો
એળચી, સ્ત્રી૦ (સ૦ એલા) એક જાતનો સુ
એળવવુ, ક્રિ૦ સ૦ એ મેકને બને-ફાવે-ગોઠે તેમ કરવુ હળાવવુ, સહવાસ કરાવવો ૨ ટેવ પાડવી કેળવવુ
એળીઓ, પુ૦ (સ૦ એલુય.) કુવારનો સૂકવેલો રસ, એક જાતનુ ગરમ કડવુ ઓષધ
એળે, અ૦ ફોગટ, મિથ્યા, વૃથા, નકામુ. ૨ સહજમા, ઝટ, થોડા શ્રમે 'એવુ અદબદ એળે જડયુ'—અખો.

## ઐ

ઐ, સ્ત્રી૦ મૂળાક્ષરનો નવમો કઠ અને તાળુસ્થાની દીર્ઘસ્વર-અક્ષર ૨ એ, પણ
ઐઆમ, પુ૦ (ફા૦ યોમ-દિવસ) વખત, ટાકણુ સધિ ૨ ઋતુ, હવા, મોસમ
ઐકાતિક, વિ૦ એકાતનુ, જ્યા કોઇ આવતુ જતુ ન હોય એવુ, માત્ર પોતાનેજ લગતુ
ઐકારાંત, વિ૦ જેને છેડે 'ઐ' હોય તેવુ
ઐકય, ન૦ (સ૦ એક) એકત્વ, એકપણુ, એકતા. ૨ ઘણાઓએ એકવિચારના થવુ તે, મેળ
ઐચ્છિક, વિ૦(સ૦) અ૫ ખુશીનુ, મરજીમા આવતુ
ઐડ, વિ૦(આડા ઉપરથી) કોઇનુ કહ્યુ ન માને તેવુ આડુ, જક્કી, જીદ્દી.
ઐતિહાસિક, વિ૦ (સ૦ ઇતિ+હ+આસ) ઇતિહાસ સબધી ઇતિહાસને લગતુ.
ઐદ્રજાલિક, વિ૦ (સ૦) માયાવી જાદુઇ ૨ ચમત્કારો ખેલ કરનાર નજરબધી કરનાર
ઐદ્રિયક, વિ૦ (સ૦) ઇંદ્રિય ગ્રાહ્ય, પ્રત્યક્ષ
ઐદ્રિ, સ્ત્રી૦ (સ૦) શચી, ઇંદ્રાણી, ૨ પૂર્વ દિશા
ઐમ, ન૦ (સ૦) સરસ્વતીને આરાધવાનો બીજમત્ર
ઐયા, વિ૦ આ, પેલુ
ઐરાવત, પુ૦ ઇંદ્રનો ઘોળો ને મોટો હાથી 'આ ઇંદ્રનો શુ ઐરાવત આવી મો છે, કે ચાદી ચમકનો ઢગલો કર્યો છે" ૨ ઇન્દ્ર ધનુષ્ય
ઐશાની, વિ૦ ઇશાનનુ ઇશાન સબધી ઐશાની વિજળી-વરસાદનુ ખાતરીબધ ચિહ્ન
ઐશ્વર્ય ન૦ (સ૦) ઇશ્વરપણુ પ્રભુત્વ ૨ મોટાઇ, શ્રીમાનપણુ, સાહ્યબી ૩ સપત્તિ વિભૂતિ આબાદી [વાળુ, સાહ્યબીવાળુ
ઐશ્વર્યશાળી, વિ૦ ધન, વભવ, અને મોટાઇ-
ઐહિક, વિ૦ અહીનુ આ સસારનુ, આ લોકનુ
ઐહિકામુષ્મિક, વિ૦(સ૦) આ લોક અને પરલોકનુ સાસારિક અને પારલૌકિક.

## ઓ.

ઓ, પુ૦ મૂળાક્ષરનો દશમો કઠ અને ઓષ્ઠસ્થાની દીર્ઘસ્વર અક્ષર. અ+ઉ મળીને ઓ થાય છે.

**ઓ, અ૦** કોઇને બોલાવવા વપરાતો શબ્દ, અરે, હે ૨. પણે, પેલી બાજુ ૩ અરેરે, ઓરે ૪ કેમ ? કોઇ બોલાવે તેને પ્રત્યુત્તર આપતા એ વપરાય છે, હાં

**ઓ, સ૦** પેલું, તે

**ઓ હો, અ૦** આશ્ચર્યથી નીકળતો શબ્દ

**ઓડકાર્યાં, અ૦** મોઢામાથી નીકળતા વાયુનો થતો અવાજ. ૨ યથેચ્છ ખાવાથી નીકળતો સંતોષ સૂચક શબ્દ ઓડકાર્યાં કરવું-ખાઇ જવું ગટકરી જવું, પચાવી જવું, દબાવી પડવું, ઉડાવી દેવું ઉચાપત કરવું

**ઓક, સ્રી૦** ઓકવું તે, ઓકારી, ઉલટી, વમન, ૨ ઘર વતન, રહેઠાણ ૩ ન૦ એક નામનું એક ઝાડ (યુરોપમા થાય છે)

**ઓકવું, ક્રિ૦ સ૦** ના ખવું ઉલટી કરવી, વમન થવું ૨ લીધેલું પાછું આપવું ઓકી નાખવું-ઉલટી કરવી ૨ વાત બહાર કહી દેવી ૩ (લાચ લીધેલું પાછું આપવું એ કથા ધાન્ય જેવું-(ઓકેલું જોઇ ચીત્રિ ચઢે છે તેવું) અણગમતું, અણખામણું, જોતાંજ કટાળો આવે તેવું

**ઓકળી, સ્રી૦** (સ૦ ઉત્કલિકા) લહેરીઆ, પાણી ઉપર જે કુંડાળાં થાય છે તે, લહેર, લીંપણમા આંગુઠાથી પાડેલી એક તરેહની નકશી

**ઓકાર પુ૦** ઓ અક્ષર, અથવા તેવો અવાજ

**ઓકારી, સ્રી૦** ઓકવું તે, ઉલટી, વમન ૨ ઉછાળો ૩ ઉલટી કરેલી ચીજ

**ઓકારો, પુ૦** ઉછાળો, બકારો ૨ હોકારો

**ઓકાવવું, ક્રિ૦ સ૦** ઓકે તેમ કરવું ૨ કઢાવવું, પાછું અપાવવું ૩ કહી દે એમ કરવું, કહેવરાવવું

**ઓક્સિજન, પુ૦** (અં૦) પ્રાણવાયુ, જેનાથી પ્રાણીમાત્રનું જીવન પોષાય છે તે વાયુ

**ઓખડ ન૦** ઓસડ; ઔષધ, દવા. ૨ ઓગઠ

**ઓખણવું, ક્રિ૦ અ૦** (સં૦+ખન્-ખણવું) ખોડવું, પીડવું, હેરાન કરવું, પજવવું ૨. ગીબત કરવી, દોષ કાઢવા. **પત્તર ઓખાણવી** પજવવું, હેરાન કરવું **પેઢી ઓખાળવી**-પેઢીનો ઇતિહાસ ઉકેલવો, ભૂલો અથવા ખોટાં કૃત્યો જાહેરમા લાવવા

**ઓખદ-દીઆં, ન૦** ઔષધ; ઓસડ.

**ઓખર, સ્રી૦** ઉપનામ, અટક ૨ ન૦ (ઉખર ખારી જમીન) જગલમા પડેલી વિષ્ટા નરક, ગંદવાડ

**ઓખરવું, ક્રિ૦ સ૦** ઓખર કરવું, મળ વગેરે કચરો ખાવો (ગાય, ઇ૦ એ)

**ઓખનડો, પુ૦** ગંદવાડ, મેલ. ૨. ઉકરડો, ચગ પૂજાનો ઢગલો [કરવું, ભેગુ કરવું

**ઓખવવું, ક્રિ૦ સ૦** છોલવું, ઉખડવું ૨ અડકું

**ઓખાંગવું, ક્રિ૦ અ૦** (આખ...ળે) દરાજને ખુ ખારવું, બગડવું

**ઓખાણું, ન૦** (સ૦ ઉપ ખ્ય ન) ઉખાણું, સમસ્યા ભેદ ભરેલો પ્રશ્ન, કોયડો

**ઓખાત,-દ, સ્રી૦** ગજુ વકર મગદુર, તાકાત ' એની શી ઓખાદ કે સામુ બોલે. ' ૨ મામલત, વિસાત, કાયનાત, માન 'એમા શી ઓખાત છે'

**ઓખી, સ્રી૦** જામનગર અને જુનાગઢ રાજ્યમા ચાલતો એક જાતનો સિક્કો [ઢોરનું ખાડયું ઘાસ

**ઓગટ-દ, ન૦** ઓઘાસ ઢોરને ખાતા વધેલું ઘાસ,

**ઓગણચાળીસ, વિ૦** ચાળીસમા એક ઓછો, ૩૯

**ઓગણત્રીસ વિ૦** (સ૦ એક+ઉન + ત્રિંશત્) ત્રીસમા એક ઓછો ૨૯

**ઓગણપચાસ, વિ૦** (સ૦ એક+ઉન + પચાશત્-પચાસ) પચાસમા એક ઓછો ૪૯

**ઓગણપડાયો, પુ૦** ઓમ પ્રણવ

**ઓગણસાઠ, વિ૦** (સ૦ એક+ ઉન + ષષ્ટિ-સાઠ) સાઠમા એક ઓછો ૫૯

**ઓગણો, પુ૦** ( સ૦ ઉદ્+ગર્-ગળવું )અનાજના શેકાતા દળાતા રહી ગએલા આખા દાણા તે, ગાગડુ, ડોળ (બહુ વચનમાજ વપરાય છે)

**ઓગણીસ, વિ૦** ( સ૦ એક + ઉન +વિંશતિ-વીસ વીસમા એક ઓછો ૧૯

**ઓગણ્યાએંસી, વિ૦** એક + ઉન + અશીતિ એસી ) એંસીમા એક ઓછો ૭૯

**ઓગનિયાં, ન૦** એક જાતનું કાનનું ઘરેણું.

**ઓગરાળો, પુ૦** (સં૦ અવ +વૃ-ઢાંકવું+આલય) ઓઘરાળો, ટુંકા દાડાની અને પહોળા મોઢાની દૂધપાક વગેરે પ્રવાહી પીરસવા રેડવાની કડછી; ડુમો ૨. મજીઠ રેલાના ડાઘાં

ઓગલો, પુ૦ રાંધવા મૂકેલા વાસણના એક ખુણાપર કાચું રહેલું જે અનાજ તે.
ઓગળવું, ક્રિ૦ અ૦ (સ૦ ઉત્ + ગ્લ્-ગળવું) પ્રવાહી થવું, પીગળવું, ગળવું ૨ સુકાવું, સોસાઇ-કરમાઇ જવું 'તે ઘણો ઓગળી ગયો છે' ૩ દયા આવવી, દયાર્દ્ર થવું 'એટલું છતાંએ તેનું મન ઓગળ્યું નહિ'
ઓગાટ, પુ૦ ઓગટ, જુઓ
ઓગાન, પુ૦ મોજું, છોળ, તરંગ
ઓગાળ, સ્ત્રી૦ એક વસ્તુ ચાવવાથી તે વસ્તુ અને લાળનો જે એક રસ થાય છે તે, એ રસનું મુખમાંથી ટપકી પડવું તે ૨ વાગોળ, (ઢોર) ચાવીને પાછું કાઢેલું તે, થુંકની સાથે ભળેલો ખાધાનો કુચો ૩ ઓગઠ, ઓગાટ ૪ ચિંતન, મનન, નિદિધ્યાસન "ઓગાળ લીધે તમે હરિ ઝટ પામો, અલ્યા એતો જૂદો છે દાવ દમામેરે"
ઓગાળવું, ક્રિ૦ સ૦ રસજેવું થાય તેમ કરવું, પીગાળવું, ગાળવું ૨ દયા ઉપજાવવી
ઓઘ, પુ૦ (સ૦) પાણીનો વેગ, પ્રવાહ, રેલો, ૨ જથો, ઢગલો, રાશિ ૩ છૂટ ધોધમારપણું.
ઓઘડ, વિ૦ અણુઘડ જેવું, લાગણી વગરનું, સુખદુખના ભાન વગરનું
ઓઘરાળું, વિ૦પાણીના રેલાવાળું, ગંદુ, અસ્વચ્છ
ઓઘરાળો, પુ૦ ઓઘરાળો, જુઓ
ઓઘરી, સ્ત્રી૦ વસ્ત્રને છેડે જે છૂટા રહેલા તાર તે, આતરી, ઝૂલ
ઓઘલો, પુ૦ઓગલો ૨ કાણું, બાકું, મો (જ્યાંથી ચીજ લેવાય અને મૂકાય તે) ૨. ઓઘો, ગજી
ઓઘવું, ક્રિ૦ સ૦ કુડા સહિત પુળાનો ઉભો ઢગલો સીંચવો, ઓઘો વાસવો
ઓઘાવું, ક્રિ૦ અ૦અમુઝાવું, ગભરાવું ૨ પીડાવું, દુખી થવું [રહેલું ઘાસ, ઓગઠ
ઓઘાસ, ન૦ ઢોર વગેરેને ખાતાં બાકી પડી
ઓઘો, પુ૦ (સં૦ ઓઘ) ઓઘલો, ગજી ૨ ઘણા લોકોનું સાથે જમવાનું તે ૩ લાકડી સાથે ગુંથેલી જતીની ઊનના દોરાની સાવરણી. ૪. માથા ઉપરના ફગફગતા વાળનો જથો. ઓઘો બાળવો—ઓઘાને બાળવો ૨ છાની વાત ઉઘાડી પાડવી, ભેદ ભાગવો, ભોપાળું ઉઘાડું પાડવું ઓઘા ભેગી ઉંડણ—હાથી સાથે અંકુશ
ઓઘોડાઘો, પુ૦એક જાતની રમત અડવો દડઘો
ઓચર, ન૦ (અં૦વાઉચર)જેથી કંઇ સાબીત થાય તેવી ચોપડી, કાગળ, દસ્તાવેજ, પ્રમાણ પત્ર
ઓચરવું, ક્રિ૦ સ૦ (સ૦ ઉત્+ચર્-બોલવું) ઉચ્ચાર કરવો બોલવું વદવું કહેવું 'નારદ ઋષિ તવ ઓચર્યા, એમ ન કીજે ભૂપ"૨ અવાજ કરવો
ઓચરિયાં, ન૦ (અં૦ વાઉચર) જે કાગળમાં કોઈ પણ વાતની કબુલાત થઇ હોય તે, દસ્તાવેજ, લેખ, પાવતી, પ્રમાણપત્ર
ઓચિંતુ-ચીતું, અ૦ અચાનક, એકાએક
ઓચ્છવ, પુ૦ (સ૦ ઉત્સવ) મોટી ઉજાણી, આનંદનો દહાડો, માંગલિક દિવસ, રૂડું ટાણું, પર્વણી, તહેવાર ૨ કલહ, કંકાસ રણધણાટ
ઓછ, સ્ત્રી૦ (સ૦ અચ્છ-પાતળું)ખામી,ઉણપ, બાકી, કમી, ઊણું, કસર
ઓછંગ, પુ૦ (સ૦ ઉત્સંગ) ખોળો, ગોદ.
ઓછપ, ન૦ ઓછાપણું, ઓછ, ઊણપ
ઓછાડ, પુ૦ તળાઈ ઉપર પાથરવાનું લુગડું, ચાદર ૨. ઢાંકણું, છાયો ૩. ઓળો, ઓઝટ ૪ ગલેફ, ઓઢો [ઢાંકવું ૨ છાવું
ઓછાડવું, ક્રિ૦ સ૦ ઓઢાડવું, ઉપર પાથરવું,
ઓછાપણું, ન૦ ઓછપ, જુઓ
ઓછાયો, પુ૦ (સ૦ અપચ્છાયા) છાયા, ઓળો; પડછાયો, વણછો, ૨ આશંકા, લાજ
ઓછાવું, ક્રિ૦ અ૦ ઓછું થવું, હલકું થવું ૨. મોકોચાવું, શરમાવું, લજવાવું
ઓછાશ, સ્ત્રી૦ કમીપણું, ઓછપ
ઓછીઆં, ન૦ લાડ, અછોઅછોવાના કરવા તે
ઓછું, વિ૦ જોઇએ તેથી થોડું, કમ, ઊણું. ૨ હલકું ૩ ઉતરતું ૪ બાકી, શેષ રહેલું, અધુરૂં ઓછી પાસળી—જરાક ઘેલછા, અદકપાસળી ઓછું આવવું—મનમાં દુખ લાવવું, દીલગીર થવું હીજરાવું—ગળગળા થવું 'ઓછું ન આણોરે મારા માતાજી રે, રાખો નામજી

શુ નેહ'–હારમાળા. ઓછુ થવુ–કાશ ગઇ, પશ્ચાત મટી, દીસ્તુ રહ્યુ ઓછુ લાગવું'—રિસાવુ, દુ ખ લાગવુ

**ઓછુંપાત્ર,** વિ૦ પેટમા વાત ન રહે તેવુ, ઉતરતી યોગ્યતાનુ, હલકા કુટુમ્બનુ "ઓછુ પાત્રને અદકુ ભણ્યો,વઢકણી વહુએ દીકરો જણ્યો.'

**ઓજ,** ન૦ સ્ત્રી૦ (સ ૦ ઓજસ્-મળ)ચૈતન્ય, શક્તિ, પ્રભાવ, પરાક્રમ

**ઓજાર,**ન૦ (આ૦ વિજર્–હથિયારનુ બહુવચન) જેથી કઇ કારીગીરી થાય–ઘાટ બને તેવુ સાધન, વતરણુ, રાચ, હથિઆર (હથિઆર, ઓજારને માટે વાપરી શકાય પણ બધા ઓજાર તે હથિઆર ન કહેવાય)

**ઓજી,**સ્ત્રી૦કુ ભારણ, ઓજાની વહુ [પ્રજાપતિ

**ઓજો,** પુ૦ કુ ભાર, માટીનો ઘાટ બનાવનાર,

**ઓઝ,** સ્ત્રી૦ઊધમા મોમાથી જે લાળ ગળે છે તે

**ઓઝટ,**સ્ત્રી૦લપડાક ૨ ઝપટ, અડફેટ,પડછાયો.

**ઓઝણુ,** ન૦ (સ ૦ ઓજસ્) કન્યાદાનમા મળેલું ધન, દાયજો, પહેરામણી

**ઓઝપવુ,** ક્રિ૦ અ૦ શરમાવુ, લજવાવુ

**ઓઝબ,** પુ૦ (ઓઝટ) ભૂત પ્રેતની બીક–ભય

**ઓઝંપો,**પુ૦આશકાવુ તે,શરમ, સંખાવો 'મને ત્યા એકલા જતા ઓઝંપો આવે છે '૨ અજંપો.

**ઓઝમ,** પુ૦ વણુછો, છાયા

**ઓઝરી,** સ્ત્રી૦ જઠર, અન્નાશય, હોજરી

**ઓઝરૂ,** ન૦ પેટ, ઓઝરી; ઉદર, અન્નાશય

**ઓઝલ,** સ્ત્રી૦ અત પુર, જનાનો, જનાનખાનુ

**ઓઝા,** પુ૦ એક અટક, ઉપનામ. ૨ કુભાર

**ઓઝાડ,**પુ૦છાયો,છાયડો. [સામાન તે ૨. કુભાર

**ઓઝો,** પુ૦ ભાર, બોજો, માથે ઉંચકવા જેટલો

**ઓટ** સ્ત્રી૦ (સ૦ અવવૃષ્ટ) ભરતીના પાણીનુ ઉતરી જવુ–ઓછુ થવુ–ઘટવુ તે.૨.પડદો, અતરાય.૩ ઉતરતી હાલત, ક્ષય, ઉતરતા પાણી.

**ઓટકાર,** પુ૦ ઓડકાર, જુઓ

**ઓટણુ,** ન૦ બખીઆ, ઓટણી.

**ઓટણી,** સ્ત્રી૦ ઓટણુ.૨. ઓટવાની મજુરી.

**ઓટલી,** સ્ત્રી૦ નાનો ઓટલો

**ઓટલો,** પુ૦ (સં૦ આસ્થલ) ઘરને લગતી પણ બહાર પડતી ઉંચી બનાવેલી બેઠક; ચોતરો, ચોરો ઓટલે બેસવુ—નિરાધાર થવુ, ઘરબાર વગરના થવુ, કગાલ થઇ જવુ. ૨ લાજ શરમ મૂકવી ઓટલો ઘસી નાંખવો—બારણુ તોડી પાડવુ, ખૂબ ખુશામત કરવી. ઓટલો બેસવો—વણુ નુકશાન થવુ; પડી ભાગવુ, દેવલી બેસવી ૨ નસતાન જવુ. ઓટલો વાળવો—ઘણુ જ નુકશાન થવુ, ભુરૂં થવુ, છેક દુર્દશામા આવી જવુ ઓટલો વાળવો—ઘણું નુકશાન કરવુ, આડોઆક વાળવા, છોકેરવવી.

**ઓટવુ,** ક્રિ૦ સ૦ આટી દઇ ઝીણુ સીવવુ, બખીઆ દેવા ૨ એકત્ર કરવુ; મેગ ખવરાવવો.

**ઓટાઇ–મણ,** સ્ત્રી૦ બખીઆ દેવાની મજુરી. ૨ ઓટણી; બખીઆ "આ લુગડાની ઓટાઇ ઘણી સારી છે" [દેવડાવવા.

**ઓટાવવુ,** ક્રિ૦ સ૦ ઓટવા આપવુ, બખીઆ

**ઓટી,** સ્ત્રી૦ ઇજાર અથવા ધોતીઆની કમ્મર આગળની બાજુનુ જે પડ તે ઓટીમાં ઘાલવું–કેડની આસપાસ ધોતીઆની વળેલી પટીમા ખોસવુ. ૨ કબજે લેવુ ઓટીમાંનો હારે ને મુઠીમાંનો જીતે—રોકડીઓ જીતે ને ઉધારીઓ વા ખાય.

**ઓટીવાર,**વિ૦વાતોડું,બહુબોલુ;બડબડીઉં,વાચાળ.

**ઓટો,** પુ૦ ઓટલો. (કચ્છ)

**ઓઠ,** પુ૦ (સં૦ ઓષ્ઠ) મો ઉપરનો અને નીચેનો બહાર પડતો ભાગ. ઓઠ બહાર તે કોટ બહાર—મોમાથી નીકળ્યુ તે જગજાહેર થાય જ. ઓઠ ઉઘાડવા—બોલવાની શક્તિ આવવી. ઓઠ કરડવા–પસ્તાવો કરવો.ઓઠ પીસવા–ગુસ્સાનો અભિનય કરવો, ક્રોધ કરવો.

**ઓઠવવું,** ક્રિ૦ સ૦ અડાવી દેવુ, ગોઠવી દેવુ. ૨ ધાલમેલ કરવી, બદલે મૂકવુ.૩.ચાપીને ખાવુ.

**ઓઠીંગણુ,** ન૦ અઠીંગણુ, જુઓ.

**ઓઠુ,** ન૦ (સં૦ અવસ્થેતુ–ઢાકવુ) છાયા, પડછાયો, ઓથો, વણુછો. ૨. ડાધો, ફાંફો. ૩. બહાનુ, મિષ, મસ; જુઠુ કારણુ. ૪. નમુનો; બીબુ. ૫. મૂર્ખ, નામનુ દરજ્જે ચલાવેલું આ-

ણુસ, પુતળુ ૬ ગમે નહિં તેવુ તે, ધાબા સરખુ તે ૭. અધારૂ, ઓળો ૮ આશ્રય; અડતલો
**ઓઠુ,** વિ૦ ભોઠુ ૨ બાજુ, કોર
**ઓડ,** સ્ત્રી૦ માટી ખોદનાર અને માટી થાપી ઘર બાધનારની એક જાત, વડારી લોકો ૨. પવન આવતો બધ કરવાનો પડદો ૩ ગળાની પાછલી બાજુ, બોચી અને તે ઉપર નીચેનો ભાગ ૪ વિ૦ (ફા૦ ઓર) વિચિત્ર, અજાયબી ભરેલુ **ઓડનુ ચોડ વેતરવું**-કઇનુ કઇ કરવુ, કામકાજ બગાડવુ **ઓડનું ચોડ કરવું**-અવળુ ચવળુ કરવુ
**ઓડકાર,** પુ૦ વાયુનુ મો વાટે અવાજ સાથે બહાર નીકળવુ તે, ધરાયાની નિશાની, ડકાર
**ઓડવું,** ક્રિ૦ સ૦ ધરવુ, ધારણ કરવુ; રાખવુ ૨. રજુ કરવુ, સન્મુખ ધરવુ ૩ કપડાથી ઢાકવુ ઓઢવુ ૪ રોકવુ; ખાળવુ
**ઓડવું,** ન૦ (હોડકુ) નાની હોડી ૨ એક જાતનુ ફળ, કરપટીના ઝાડનુ ફળ, કરપડુ (એનું શાક તથા અથાણુ થાય છે
**ઓડામણ,** વિ૦ દાતાર, સહાયક, મદદગાર 'હાથ ઓડામણ હળપતિ, સૌ દાતા માહે સમાય '-શામળ૦
**ઓડાવું,** ક્રિ૦ અ૦ ઇચ્છવુ, ચહાવુ ૨ ખેચાવુ
**ઓડો,** પુ૦ માડવો ( પચમહાલ ) ૨ કર લેવાને ઠેકાણે, જતા વાહનને અટકાવવા આડો નાખવાનો મોભ (કાઠિ૦) ૩ કર લેવાની જગા, ચોકી ૪ ઓઢો, પશુઓને ઓઢવાનુ વસ્ત્ર. ૫ ચાડીઓ (કચ્છ)
**ઓડો,** અ૦ ઓરો, નજીક (કચ્છ)
**ઓઠુ,** ન૦ ( ઓઠુ-આધાર ) ઓઠે ધરવાને કામ આવે તેવુ, માત્ર દેખાવનુ ૨ ગતાગમ વગરનુ, અણસમજુ. ૩ રમકડુ, પુતળુ ૪ અવેજી
**ઓડય,** સ્ત્રી૦ ડોક, ગરદન, કાધ
**ઓઢ,** સ્ત્રી૦ વલણ, વૃત્તિ
**ઓઢણ,** સ્ત્રી૦ ઓઢણી, ઓઢવાનુ વસ્ત્ર
**ઓઢણી,** સ્ત્રી૦ છોકરીઓને ઓઢવાનુ જે લુગડુ તે ૨ ભરેલી કોરવાળુ રેશમી વસ્ત્ર
**ઓઢણું,** ન૦ ઓઢણી ૨. ઓઢવાનું વસ્ત્ર, ઉતરીય.
**ઓઢવુ,** ન૦ અથાણામા નાખવાનુ ફળ, ઓડવુ
**ઓઢવું,** ક્રિ૦ સ૦ (સં૦ અવઢેકન) શરીર માથુ ઢાકવુ ૨ પહેરેલુ હોય તે ઉપર બીજુ નાંખવુ. ૩ જોખમ લેવુ, વહોરવુ, માથે ઓઢવુ-અદબભેર રહેવુ લાજ કાઢવી ૨ જોખમ લેવુ ૩ દેવાળુ કાઢવું.
**ઓઢાડવુ,** ક્રિ૦ સ૦ ઓઢે તેમ કરવુ ૨ જોખમ નાખવુ ચાદર ઓઢાડવી-જાદુ કરવુ ૨ ભમાવવુ ૩ પોતાના કબજામા લેવુ ૪ પાયમાલ કરવુ, નુકશાનમા ઉતારવુ ૫ વગાડવુ, બઝાડવુ, ૬ મુડવુ, ચેનો કરવો ૬ વારસ નીમવો. (મંદિર, ઇ૦ મા) ૭ દેવાળુ કઢાવવુ.
**ઓઢો,** પુ૦ કાઇ પણ વસ્તુનુ ઢાકણુ તે, આચ્છાદન. ૨ જનાવરને ઓઢવા સારૂ સીવેલું કપડુ તે
**ઓણ,** અ૦ (સ૦ અધુના) ચાલુ સાલમા, ચાલુ વરસમા ૨ અર્વાચીન કાળમા, ચાલુ સમયમા
**ઓણકુ,** વિ૦ આ સાલનુ, ચાનુ વર્ષનુ, હાલનુ
**ઓણી,** સ્ત્રી૦ ઓરણી ૨ ઓઢણી
**ઓતણી,** સ્ત્રી૦ ધાતુ ગાળીને ઓતવુ તે ૨ ઓતવાની જે રીત તે, ભરતકામ
**ઓતપ્રોત,** પુ૦ (સ૦ આ+ઉત (વે-વણવુ) વણેલુ ) તાણાવાણાની માફક વ્યાપી રહેલુ, સર્વત્ર ભરેલુ, એક બીજા સાથે વણાઇ ગએલું. 'થાય ભાત પણ સામગ્ય પોત, એમ અખા જાણ ઓતપ્રોત'
**ઓતરગ,** પુ૦ (સ૦ ઉત્+અગ) બારણાની ઉપરનો ભાગ, સોભાગવટા ઉપર જે બીજુ આડુ લાકડુ હોય છે તે (બારસાખની ઉપર )
**ઓતરાતુ,** વિ૦ ઉત્તર તરફનુ-બાજુનુ
**ઓતવું** ક્રિ૦ સ૦ કોઇ બીબા-ઓકામા રેડવુ. ૨ ધાતુનો રસ બનાવી તેનુ બીબુ પાડવુ; ધાતુનુ ભરતકામ કરવુ
**ઓતળવું,** ક્રિ૦ વીસરવુ, ભૂલવુ ૨ ગુમ થવુ
**ઓતાડુ,** વિ૦ આડફેટુ, આડી બાજુનુ, અપરિચિત.
**ઓતાર,** પુ૦ ધ્રુજારી, કપ. ૨ ઉતાર
**ઓતારી,** પુ૦ ઓતનાર, ઓતવાનુ કામ કરનાર.
**ઓત્તર,** વિ૦ ઉત્તર
**ઓત્તે,** અ૦ પણે, બીજે ઠેકાણે
**ઓત્તારી,** અ૦ ઓહો! વાહરે! ( બાળકને

ઉત્તેજનનો ઉદ્દગાર) [૨ મહત; આશ્રમગુરૂ
**ઓતીઆરી,** પુ૦ ઉપરી, ઉપરી અધિકારી
**ઓથ,** સ્ત્રી૦ મદદ, સહાય ૨ આશરો, શરણુ 'મારે ઓથ નથી કોઇ બીજી, અવસર ચૂકશોમા.' –દયા૦ ૨ ટેકો,ટેકણુ. ૩ ઓથે, છાયડો
**ઓથમીજીરૂં,** ન૦ ઇસબગોલ, ઊટીંગીજીરૂ એ મરડા તથા ઝાડામા સાકર દહીં સાથે ખવાય છે
**ઓથરવું,** ક્રિ૦ અ૦ ભયકર સ્વપ્ન આવવુ, સ્વપ્નામા જણાએલી આફતથી ગભરાઈ જવુ
**ઓથાર,** પુ૦ ચત્તા સુવાથી અને છાતી પર હાથ પડવાથી છાતી બધ થઇ જાય છે, અને તેનાથી ઉઠી શકાતુ નથી એવી જે સુનાગની સ્થિતિ તે ૨ સ્વપ્નામા પડેલી આફતથી ગભરાઇ જવુ તે 'આવડી ઓખા શુ કાપી, શકે ઓથારે તુજને ચાપી.'
**ઓથું,** ન૦ ઓઠુ, જુઓ, ઓથો
**ઓથો,** પુ૦ વ્યવધાન, વચમા જે ઉભુ પડેલું તે.૨ પડદો ૩ છાયો. ૪ સહાય મદદ, ટેકો.
**ઓદન,** પુ૦ (સ૦) રાધેલા ચોખા, ભાત કૂર. 'તે મધ્યે પુર્યો પ્રેમથી,પરમ ઓદનકોટ.'દ્વારકા
**ઓદા,** સ્ત્રી૦ હરકત, અડચણ, (કાઠિ૦) ૨ ગાડાના ચીલામા પડેલા ખાડા
**ઓદારવું,** ક્રિ૦ સ૦ (અવ–નીચે+દ–ભાગવુ) ખેડવુ, જમીનમા ચાસ પાડવા ૨ ચીરવુ,ફાડવુ
**ઓદીચ,** વિ૦ ગુજરાતી બ્રાહ્મણોની એક જાત
**ઓધ,** સ્ત્રી૦ (ઓધાન) વશ, કુળ, વેલો ૨ વારસો. ઓધે ઉતરવુ–વારમામા–વશ પરપરા ચાલ્યુ આવવુ
**ઓધરવુ,** ક્રિ૦ અ૦ ઉદ્ધાર થવો ૨ ઉછરવુ
**ઓધવાડો,** પુ૦ ઓલાદ, સંતતિ, પ્રજા. વશ.
**ઓધવુ,** ક્રિ૦ અ૦ ગમવુ, ગોઠવુ, મન મળવુ
**ઓધાન,** ન૦ ગર્ભ રહેવો તે, દહાડા ચઢવા તે.
**ઓધાર,** પુ૦ ઉદ્ધાર, જુઓ
**ઓધારવું,**ક્રિ૦સ૦ ઉદ્ધાર કરવો. [લાગ, સમય.
**ઓધીઓ,** પુ૦ (સં૦ અવધિ) વખત;તાકડો,
**ઓધેલવુ,** ક્રિ૦ સ૦ (ખસેડવાને) ખાંધ દેવી, ખભે દેવું, મદદ કરવી, ટેકા આપવો.

**ઓહ્દાવાળુ,** વિ૦ જેને ઓહ્દો હોય તેવુ.
**ઓહ્દેદાર,** વિ૦ જેને ઓહ્દો હોય તે, અમલદાર, અધિકારી.
**ઓહ્દો,** પુ૦ (અા૦ ઉહ્દહ) અધિકાર; પદવી. દરજ્જો, ૨ હાથી–ઘોડા ઉપરથી નાના છોકરા પડી ન જાય તેવી રીતની કરેલી બેઠક તે,અંબાડી.
**ઓનાળવું,** ક્રિ૦ અ૦ દાણાને પાણીમા તરતા રાખી ધોવા તે, તારવવુ (કાઠિ૦)
**ઓપ,** પુ૦ (સ૦ આપ. ફા૦ આબ) ઓપવું તે ૨ ચળકાટ, તેજી, ઝલેહ, ૩ સફાઇ, શોભા.
**ઓપટી,** સ્ત્રી૦ (સં૦ આપત્તિ) જરૂરીઆત; અગત્ય.૨ અટકાવ, રૂતુ ૩ આણીનો વખત, મુશ્કેલી.
**ઓપણી,**સ્ત્રી૦ઓપ ૨ જેથી ઓપ ચઢે તે ઓજાર.
**ઓપતુ,** વિ૦ ચળકતુ, શોભતુ, ભભકાદાર.
**ઓપદાર,** વિ૦ ચળકાટવાળુ; ઝળકીવાળુ.
**ઓપવુ,** ક્રિ૦ સ૦ માજી ઘસીને ચળકે તેમ કરવુ,૨.શોભવુ,ખપવુ [અ જાવવુ ૨.શોભાવવુ.
**ઓપાવવુ,** ક્રિ૦ સ૦ ચળકાટ આવે તેમ કરવુ;
**ઓબલો,** પુ૦ચોટીઓ, ગુચ્છો. 'ધન ઓબલો એક તારી મૂછનો, નાખ્યા મૂછ પર હાથ'–નરભે૦
**ઓબળાહું,** ન૦ ચોમાસુ [૨ ન૦ બળતણ
**ઓબાળ–ળો** પુ૦ નદીમા ઠરેલો કચરો–ગાદી.
**ઓભા,** સ્ત્રી૦ આપદા, પચાતી, પીડા.૨ સાલ; ફાસ.૩ તાણ, તગી. એક દિવસની શોભા જન્મારાની ઓભા–ઘડીનુ સુખ ને જન્મારાનુ દુઃખ.
**ઓભામણ,** સ્ત્રી૦ ખટપટ, પચાતી, મુઝવણ.
**ઓભાણું,** ક્રિ૦ અ૦ અમુઝાવુ;સલવાવુ,પીડાવુ, પીડામાથી છૂટવાને ફાફા મારવા તે
**ઓમ,** પુ૦ (સં૦ ૐ) વેદનો પવિત્ર અને પહેલો ઉચ્ચાર, પ્રણવ. (અ+ઉ+મ. ઉત્પન્ન કરનારી, પાલન કરનારી અને સંહાર કરનારી શક્તિઓ મળી થયો છે)
**ઓય,** અ૦આશ્ચર્ય અને શોકદર્શક શબ્દ,અરે;હાય
**ઓયણ,** ન૦ઓદણ ૨.ઓરણ;ચાગણુ, ઘંટીમા એક વખત ઓરાય તેટલુ. ૩. ખાવાનુ, ચર્વણ. ૪ જે કઇ ઓરવાનુ તે.
**ઓર,** વિ૦ તરેહવાર, વિચિત્ર. 'એનો વળી ઓર

સ્વભાવ છે' ૨ બીજુ અન્ય. ૩ સામુ, ઉલટુ ૪ વળી. ૫. તરફ, બાજુ

**ઓર**, સ્ત્રી૦ ચડસાચડસી, દેખાદેખી, હરિફાઇ ૨. ગર્ભ રક્ષક આવરણ તે, જરાયુ ૩ ફેરીને પાકથ્થા નાખવી તે

**ઓર**, પુ૦ ઓટ, પાણીનુ હઠી જવુ તે (કચ્છ) ૨ પાહ, છોડવાની ફરતી માટી ચઢાવવી તે.

**ઓરગાણો**, પુ૦ ભગિયો

**ઓરણું**, ન૦ ઓઢણી. ૨. એક વખતે જેટલા દાણા ઘટીમા નાખવામા આવે છે તે.

**ઓરગો**, પુ૦કુસ્તીનો એક પેચ-દાવ.૨ તરગ,બુટો

**ઓરડી**, સ્ત્રી૦ નાનો ઓરડો ૨ ખોલી,કોટડી

**ઓરડો**, પુ૦ ઘરનો ઉંડો બધિબાર એવો જે કોઇ ભાગ તે ઓરડો કરવો ઉમ્મરે આવેલા વરવહુને સાથે રાખવા. ૨. મકાનનો કોઈ પણ ખડ, વિભાગ. ૩ અતપુર; જનાનો. ૪ ગજુ, સંપત્તિ; શક્તિ ઓરડા સામુ જોવુ -ઘરની સ્થિતિ તપાસવી, દ્રવ્ય સંબંધી હાલત વિચારવી ઓરડે અજવાળુ હોવુ -દ્રવ્યવાન હોવુ, ધનવાન થવુ ૨ છોકરો જન્મવો ઓરડાને પૂછવુ-પોતાનુ ગજુ જોવુ,ઘરની સ્થિતિનોવિચાર કરવો ઓરડે બેસવુ-વિધવા થવુ, ખુણો પાળવો -સેવવો. ઓરડો વસાવો-ઓરડે તાળા દેવાવા, નસતાન થવુ, વશ જવો, ઘરમા વસનાર-સસાર ચલાવનાર કોઇ ન રહેવુ

**ઓરણી**, સ્ત્રી૦ ખેતરમા અનાજ ઓરવાનુ જે કામ તે, પેરવુ તે, ઓરવાનો વખત ૨ ઓરતી વખત જેમા દાણા નાખે છે તે કાણાવાળુ લાકડુ, ચાવળ ઉપરનું ચાડુ ૩ ' ઘટીમા અમુક દાણા નાખવા તે. ૪ ઓઢણી ૫ ખાખા કરવુ તે

**ઓરણુ**, ન૦ ઓઢણ. ૨ ઓરવાના બી-અનાજ તે ૩ ઓરણી. ૪ ખાવાનુ,ખોરાક ૫ ચાવ ળનુ ચાડુ

**ઓરત**, સ્ત્રી૦ ( અ૦ અવરત ) સ્ત્રી, બાયડી બૈરી ૨ ધણીઆણી, વહુ, પત્ની.

**ઓરતો**, પુ૦ (સ આરકત.)ભાવ,હોસ, લાવો ઓરીઓ, અભિલાષ ૨ દાતે રંગ લગાડવો તે

**ઓરમાઇ-યું**, વિ૦ (સ૦ અપરકૈમાતૃ)બીજી માતાનું, શાવકુ

**ઓરમાન**,ન૦શોકના છોકરા, શાવકા, ઓરમાઇ.

**ઓરમું**, ન૦ જાડા લોટનો સાતળીને કરેલો કસાર,ત્રણધારી લાપસી [અથવા દોરી, વળગણી.

**ઓરવણી**, સ્ત્રી૦ લુગડા સુકવવાને લટકાવેલો વાસ

**ઓરવવું**, ક્રિ૦ સ૦ (સં૦ આર્દ્ર—ભીનુ) કડવુ જમીનને પાણી પાઇને ખેડવુ તે ૨ કરમોવવુ ભીંજવવુ ૩ છૂટુ છૂટુ કરીને સુકવવુ

**ઓરવું**, ક્રિ૦ સ૦ આધરણમા અનાજ નાખવુ ૩ ખેતરમા અનાજ-બી વાવવુ ૪, ખા ખા કરવુ

**ઓરવો**, પુ૦ વહાણ લગરવાની જગા, ગોદી

**ઓરસંગુ**, ન૦ કોસ ને વરત એ બેને જોડનાર લાકડાનો કડકો [આગળ ભરાતો વાર્ષિક મેળો

**ઓરસ**, પુ૦ મુસલમાન ઓલિયા-પીરની કબરે

**ઓરસડી** સ્ત્રી૦ નાનો ઓરસીઓ

**ઓરસીઓ**, પુ૦ સુખડ વગેરે ઘસવાનો પથ્થરનો ગોળ બરસટ કકડો ઓરસીઆ જેવુ કપાળ- ટીલુ-ચાલ્લા વગરનુ, મો ઉપર તેજ ન હોય તેવુ

**ઓરાઢવું-ડવું**, ક્રિ૦ સ૦ બગાડવુ,માથે મારવુ, ભેરવી દેવુ, પહેરાવવુ ૨ ઉપરથી ઢાકવુ ચાદર ઓરાઢવી-(મંદિર, મઠના) મહંતે વારસ નીમવો ૨ કોઈનું જે કંઈ હોય તે લુટી લેવુ ૨ નુક- શાનમા આણવુ ૪ જાદુ કરવુ

**ઓરિઓ**, પુ૦ ગમતી વસ્તુનો ઉપભોગ કરવાથી ઉપજતું જે સુખ-આનદ તે લહાવે, હોસ. ૨ આશા,ઉમેદ ૩ કાકા ઉપરનો.કુવો ઓરિઓ વીનવો-ઉમેદ બર આવવી, સંતોષ થવો, ઇચ્છીત કોડ-આનદનો ભોગવટો કરવો

**ઓરી**, સ્ત્રી૦ છેક નાના સૈયડ, ગોમરૂ

**ઓરૂ**, અ૦ પાસે, નજીક, થડમા

**ઓરે**, અ૦ અરે, અરેરે. (દુ ખનો ઉદ્ગાર)

**ઓરો**,પુ૦ ઓરનાર.૨ અ૦ પાસે, નજીક,આતરફ. "ઓરો આવરે સલુણા પ્રભુ શામળા જો."-દયા૦

**ઓલ**, સ્ત્રી૦ ઉલ,જીભ ઉપર વળગેલું વાસી થૂક. ૨ શત્રુના તરફનું માણસ, જામીનગીરીમાં સ્વાધીન રાખવુ તે.

**ઓલતો**, પુ૦ એક જાતનો રંગ, અળતો
**ઓલાં**, ન૦ કરા, હીમ
**ઓલાંડવું**, ક્રિ૦ અ૦ ઓળંગવું, ઉલ્લંઘન કરવું 'શામાટે તે મુરખ મારી, મર્યાદા ઓલાડી.'
**ઓલા**, પુ૦ આળું ચામડું, તાજી ખાલ
**ઓલાણ** ન૦ કુવામાંથી કોસ ખેંચવા બળદને ચાલવાનો ઢળતો ખાડો, ઉંડું ૨ ઓલાણ જવું તે, દેવતાનું ઠગી જવું તે.
**ઓલાદ**, સ્ત્રી૦ (ફા૦) કુળ, વંશ ૨ વર્ણ; જાત ૨ પેદા થએલા છોકરા, વંશજ
**ઓલાહો**, પુ૦ છાયડાવાળી જગા, માંડવો, મંડપ 'ઉનાળાના દિવસમાં ઢોરને ઓલાહો જોઇએ'
**ઓલીઉં**, વિ૦ ભોળું, સાદું, ઉદાર, નિખાલસ, ઉંડી સમજ વગરનું [છેડે-પેલે છેડે.
**ઓલું**, સ૦ પેલું, તે ઓલીમેર—ને તરફ ઓલે
**ઓલુદોલું**, વિ૦ ભોળું અને ઉદાર, ઓલીઉં અને નિખાલસ, નિષ્કપટી [વાસ
**ઓવરણ**, સ્ત્રી૦ વળગણી, કપડાં સૂકવવાની દોરી—
**ઓવારણાં**, ન૦ (સં૦ અવ+વારૂ—બચાવવું) કલ્યાણ ઇચ્છવું, દુખડાં લેવાં, ઉપરથી વાળી લેવું તે ૨. માન, સ્નેહ અને વિનય સૂચક એક ચાલ
**ઓવારવું**, ક્રિ૦ સ૦ ઓવારણાં લેવાં, ઉતારવું રેંટીયાની ત્રાકપરનું સુતર, ફાળકા ઉપર વીંટાવવું ૩ અર્પણ કરવું બળિદાન—આહૂતિઆપવી
**ઓવારો**, પુ૦ કિનારો, બાજુ ૨ ઘાટ
**ઓવાળવું**, ક્રિ૦ સ૦ દુઃખ-સંકટ નિવારણાર્થે થાળીમાં સળગતી દીવેટો તથા પૈસા મૂકી માણસના માથા ઉપર ઉતારવું ૨ આરતી ઉતારવી ૩ અર્પણ કરવું
**ઓવી**, સ્ત્રી૦ એક જાતનો છંદ
**ઓવે**, અ૦ વારૂ, ઠીક ૨ તો, એમ શું? ૩ હા
**ઓરા**, પુ૦ (સં૦ ઉરસ-છાતી) છાતી.
**ઓશંકવું**, ક્રિ૦ સ૦ (સં૦ અવ + સદ્-બેસવું) શરમાવું, શરમિંદા પડવું, ઓશિયાળું પડી જવું
**ઓશંકાવું**, ક્રિ૦ અ૦ શરમાવું, સંકોચાવું, પગ ન ઉપડવો, પાછા પડવું
**ઓશલો**, પુ૦ છાતી કુટવી તે. ૨ રોટલો—રસોઈ. 'એને કોણ ઓશલો કરી આપનાર છે?'
**ઓશિયાળું**, વિ૦ ઉપકૃત, આભારી, ઋણી.
**ઓશિઆળું**, ન૦ (સં૦ અવશ-આચાર+આળું) પાડ, ઉપરકાર, ઉપકારથી થયેલું બંધન. ૨. વિ૦ તાબેદાર, દબાએલું ૩ આભારી, ઓશિંગણ. ૪ શરમીંદુ, ભોંઠું
**ઓષ્ઠ**, પુ૦ (સં૦) ઓઠ, અધર
**ઓષ્ઠ્ય**, વિ૦ (સં૦) ઓઠ સંબંધી, ઓષ્ઠસ્થાની.
**ઓસ**, પુ૦ ઝાકળ, ઠાર, તુષાર ૨. મૃગજળ, ઝાંઝવાં.
**ઓસડ**, ન૦ (સં૦ ઔષધ) ઔષધ, દવા. ૨. તજવીજ, ઉપાય, ઓસડ કરવું—શિક્ષા કરવી; કાસલ કાઢવું ઉડાવી દેવું. ૨. દવા કરવી, મટે તેમ કરવું
**ઓસડવેસડ**, ન૦ દવાદારૂ
**ઓસડીઆં**, ન૦ ઓસડ તરીકે વપરાતી ચીજો, ઔષધિ, વનસ્પતિ, જડીબુટી.
**ઓસણી**, સ્ત્રી૦ ઓસવવાનું જે કામ તે ૨ ઉસવણ.
**ઓસરવું**, ક્રિ૦ અ૦ (સં૦ અપ+સૃ-સરવું.) ઘટી જવું, ઉતરવું ૨ સંકોચાવું, પાછું હઠવું, ૩. ગોડવું (કચ્છી) ૪. લજવાવું, શરમાવું, આશંકાવું "અપ્સરાથી કાં ઓસરો." ૫ ખૂટવું; ઓછું થવું "વાટ ઓસરી" ૬ ભૂલવું "વાતોમાં તે કામ ઓસરી ગયો. ૭ દુબળું પડવું, સુકાવું.
**ઓસરી**, સ્ત્રી૦ [પ્રા૦દે૦ ઓસરિય સં૦ ઉપ—પાસે+સૃ—સરવું] ખડકી અથવા ઘરમાં પેસવાની ચાલ, અડાળી, માડવી.
**ઓસલો**, પુ૦ [સં૦ ઉરસ્-છાતી] ઓશલો. ઓસલો કુટવો—જોરથી છાતી કુટવી, બદદુવા દેવી; ૨. રોટલો. (ગુસ્સામાં) ઓસલો ઘડવો—મારી મારીને રોટલો કરી નાખવો, ખૂબ મારવું.
**ઓસવવું**. ક્રિ૦ સ૦ વધારાનું પાણી કાઢી નાખવું, નિગાળવું, નિતારી લેવું.
**ઓસવાવું**, ક્રિ૦ અ૦ સંકોચાવું ૨ દુબળું પડવું.
**ઓસવાળ**, વિ૦ શ્રાવકની એક જાત.
**ઓસવું**, ક્રિ૦ સ૦ સગીડીમાંના આગની અંદર ડુંડાં ખોસવાં, (એ શબ્દ ફક્ત જુવારને જ લાગુ પડે છે)

**ઓસવુ**, ક્રિ૦ અ૦ નીગળવુ, ટપકવુ ૨. વરાળનું પાણી થવુ [હામ હીંમત ૨ હોસ ૩. નિશાન
**ઓસાણ**, ન૦ [સં૦ અવ+સી–કાપવુ] ધર્ય,
**ઓસામણ**, પુ૦ ભાતમાથી કાઢી નાખેલુ વધારાનુ પાણી ૨ દાળના પાણીને મસાલો નાખી ઉકાળેલુ તે
**ઓસાર**, પુ૦ પાણીનુ ઉતરી જવુ–ઘટવુ તે, ઓટ ૨ ભીતની જાડાઇ, ભીતનુ દળ. ૩ મદદ, સહાય
**ઓસાવવુ**, ક્રિ૦ સ૦ ચોખા, ઇ૦ ને બફાતા વધેલુ ઊનુ પાણી કાઢી નાખવુ, નિગાળવુ ૩. રાંધવુ
**ઓસીકું–સુ**, ન૦ સુતા માથા નીચે રાખવાનો તકીઓ, ઉપધાન ૨ માથા ભણીની દિશા–બાજુ
**ઓસીજાળુ**, વિ૦ વાપરવામા આવતુ ન હોય તેવુ,
**ઓસીસડું**, ન૦ ઓસીકુ (કવિતામાં) [અવડ
**ઓહીઓ**, પુ૦ [સ૦ અવ+હન–મારવુ] દાતરડુ
**ઓ.હો**, અ૦ આશ્ચર્યસૂચક શબ્દ, અહો ૨ એમા શુ ? એવા તુચ્છકારના અર્થમા પણ વપરાય છે
**ઓળ**, સ્ત્રી૦ (સ૦ આવલી) હાર, પંક્તિ, વર્ગ, શ્રેણી ૨ લીટી ૩ બાહુ, અખાતના મો આગળ ૫ કાયેલો દદ
**ઓળખ**, સ્ત્રી૦ (સ૦ અવ+લક્ષ) ઓળખાણ; સમધ ૨ અટક, અડક ૩ નિશાની, ચિહ્ન.
**ઓળખપાળખ**, સ્ત્રી૦ ઓળખાણ પાળખાણ
**ઓળખવું**, ક્રિ૦ સ૦ જાણીતા થવુ, પિછાણવુ ૨ પારખવુ, પરખી કાઢવુ (ગુણકર્મ ઉપરથી) ૩ નોખુ પાડવુ જુદુ પાડવુ
**ઓળખાણ**, સ્ત્રી૦ પિછાન, માહિતગારી ૨. જાણ, સમજ ૩ પરિચય, સબધ. ૪ જામીનગીરી, ખાતરી
**ઓળખાવવુ**, ક્રિ૦ સ૦ મુલાકાત કરાવવી, પિછાણ કરાવવુ ૨ નિશાની કહી જાણીતા કરવુ, યાદ કરાવવુ
**ઓળખાવું**, ક્રિ૦ સ૦ ઓળખે તેમ કરવુ જણાવવુ ૨ જાહેર થવુ, નામ કાઢવુ ૩ પરખાવુ
**ઓળખીતુ**, વિ૦ જાણીતું, પરિચિત ઓળખીતો સિપાઇ હેડમા પુરે—ઓળખાણવાળો વધારે કનડે
**ઓળગ**, સ્ત્રી૦ દુવા, આશીશ ૨ માનતાના દિવસે નિયમસર દેવ દેવીની પૂજા કરી પગે લાગવુ તે. "બળિયા કાકાની ઓળગ" ૩ ફેરાઆટા ખાવા તે.
**ઓળગવું**, ક્રિ૦ અ૦ આટા ફેરા ખાવા.
**ઓળગાણી**, સ્ત્રી૦ ઓળગાણાની સ્ત્રી, ભગડી.
**ઓળગાણો**, પુ૦ ભગીની એક જાત, ચડાળ.
**ઓળંગવું**, ક્રિ૦ સ૦ પેલે પાર જવુ, પસાર કરવુ, ઉતરવુ ૨ ઉલ્લંઘન કરવુ, લોપવુ, તોડવુ.
**ઓળબો**, પુ૦ ચણેલી ભીતનુ સીધાપણુ જોવા માટે ઊંચેથી લટકતો રાખેલો દોરીને છેડે બાંધેલો ધાતુનો ભમરડાના આકારનો કડકો ૨ ઓળભો
**ઓળંભો**, પુ૦ ઓળબો. ૨ મશ્કરી, ટેચ ઠઠ્ઠો ૩ હાથ હલાવી ફેંકડા મારતુ મગરૂરીમા ચાલવુ તે. 'મોઢા ઉપર ગોરસ લોયુ, ઓળભા લેતી ચાલીજે'–દયા૦ ૩ ફરીયાદ, રાવ, ઠપકો 'લાડ કડા નવ લાવીએ, ઘેરે ઓળભા ઝાઝા–પ્રહ્લાનદ ૪ પડછાયો, ઓળો, આભાસ
**ઓળવવુ**, ક્રિ૦ સ૦ છુપી રીતે ખાઇ જવુ, ઉડાવવુ ૨ સંતાડવુ, છુપાવવુ ૩ ગુમાવવુ, ખોવુ
**ઓળવાવું**, ક્રિ૦ અ૦ સંતાવુ છુપાવુ, ઓડે ભરાઇ રહેવુ.
**ઓળવુ**, ક્રિ૦ સ૦ કાંસકીથી વાળ સાફ કરવા.
**ઓળવો**, પુ૦ ઘર
**ઓળાઓળ**, અ૦ હારબધ, એકજ ઓળમા ૨ સીધી લીટીમા ૩ હારોહાર, પાટોપાટ
**ઓળાયો**, પુ૦ ઓલાયો, જુઓ [()]
**ઓળા**, પુ૦ લીલા ચણાના પોપટા
**ઓળાંસવુ**, ક્રિ૦ અ૦ ખુશામત કરવી ૨ કાલાવાલા કરવા, (ઘણુ) મમજાવવુ ૨ માલેસ કરવુ, ચોળવુ
**ઓળીઆ**, પુ૦ એક જાતનુ કઠોળ–વાલ, ઝાલર
**ઓળીઆપટ્ટી**, સ્ત્રી૦ દાટાને વિંટાળેલી લુગડાની જે પટી તે [લાંબોગોળ વિંટાળેલો કાગળ
**ઓળીઉં**, ન૦ ટીપણુ, પંચાગ. ૨ ભુંગળીઉં,
**ઓળો** પુ૦ પડછાયો છાયા, છાયડો. ૨. આશ્રય. ૩ લીલા સેકેલા ચણા ૪ શરણ, રક્ષણ
**ઓળેછાળે**, વિ૦ પુષ્કળ, અપાર, સૂપડે ને ટોપલે.

---

## ઔ.

**ઔ**, પુ૦ (સ૦) મૂળાક્ષરનો ૧૧ મો કઠોષ્ઠાની દીર્ઘ અક્ષર–સ્વર.

**ઔ**, ન૦ જુઃ જીવડુ (નાના છોકરાને માટે વપરાય છે) ૨. બાઉલું, ઔલુ, અડણુ.૩ પૃથ્વી
**ઔચિત્ય**, ન૦ ઉચિતપણુ, ઘટિતપણુ ૨ વિવેક; વિચાર
**ઔજસ**, ન૦ (સં૦)બળ,તેજ; જાજરમાનપણુ
**ઔઠ**, વિ૦ માડાત્રણુ [૨ તાલાવેલી, આતુરતા
**ઔત્સુક્ય**, ન૦ (સં૦) ઉત્સુકતા,ઉત્સાહ,ઉત્કંઠા
**ઔદાર્ય**, ન૦ (સં૦) ઉદારતા, સખાવત
**ઔદાસીન્ય**, ન૦ (સં૦) બેપરવા, બેતમાપણુ.
**ઔદાસ્ય**, ન૦ ( સં૦ ઉદ્ + આસ્-બેસવુ ) ઉદાસીનતા, બેપરવાઇ
**ઔદીચ**, પુ૦[સં૦]ઓદીચ,બ્રાહ્મણની એક જાત
**ઔરસ**, વિ૦ છાતી સબંધી ૨ ખરુ, અસલ ૩ પરણેલી સ્ત્રીથી ઉત્પન્ન થયેલુ (બાળક.)
**ઔર્ધ્વદૈહિક**, વિ૦ મુએલાની પાછળ થતી ઉત્તરક્રિયા સંબંધી
**ઔલુ**, ન૦ ઔ,અડણુ, બાઉલુ, ઊધસ
**ઔશીર**, સ્ત્રી૦ (સં૦) પંખા—ચમરીનો દાંડો ૨. ઉશીરનો લેપ.
**ઔષધ**, ન૦ (સં૦) ઓસડ, દવા, ઇલાજ
**ઔષધશાળા**, સ્ત્રી૦ (સં૦) રોગીઓની સારવાર કરવાનુ અને તેમને દવા આપવાનુ સ્થાન, મોટુ દવાખાનુ, હોસ્પીતાલ. [૨ દવા ઓસડ.
**ઔષધિ**, સ્ત્રી૦ (સં૦) વનસ્પતિ, જડીબુટ્ટી.
**ઔષધક્રિયા**, સ્ત્રી૦ઓસડ તૈયાર કરવાની વિદ્યા
**ઔષ્ટ્ર**, વિ૦ (સં૦)ઊંટ સંબંધી,ઊંટને લગતુ
**ઔષ્ઠ્ય**, વિ૦ (સં૦) ઓષ્ઠ્ય, હોઠવતી બોલાતુ, ઓઠથી બોલાતા અક્ષરો, ઉ,પ,ફ, બ,ભ,મ,
**ઔંસ**, ન૦ [અં૦] એક રતલનો સોળમો ભાગ, અઢી રૂપિઆભાર જેટલુ વજન, અધોળ.

---

## ક.

**ક**, પુ૦ (સં૦) મૂળાક્ષરનો બારમો અક્ષર,પહેલો કંઠસ્થાની વ્યંજન વર્ણ, ૨ વિષ્ણુ ૩ કામદેવ ૪ અગ્નિ. ૫. સૂર્ય.
**ક**, વિ૦ [ સં૦ કુ ] ખરાબ, નકામુ. "કપૂત, કજાત, કજોડુ ૨. વાળુ, નું 'પંચભૂતાત્મક' ૩ સહિત, સાથે ૪ પ્રત્યય રૂપે આવે તો નાનુ, સરખુ, કરનાર, લાડકુ એવો અર્થ સૂચવે છે 'બાનક, પુત્રક, દડક.' ૫. જે શબ્દ સાથે જોડાય છે તેમા તે અર્થની મર્યાદા—હદ બતાવે છે 'જરાક,' થોડુક
**કંઇ**, વિ (સં૦ કિંચિત્) થોડુ, જરા, લગાર. ૨ અમુક. ૩ કશુ. 'એમનાથી કઇ થવાનું નથી.'
**કઈ**, સ૦ ( સં૦ કિમપિ ) કોઇ એક, કોઇ, કેટલાએક 'હુ નીચુ જન નીચ, કષ્ટ તુ કઇના કાપે—' શામળ ૨ એ શબ્દ વગર અર્થનો, પણ વિસ્મય દર્શક કે પાદપૂરતી અથવા પ્રશ્નાર્થે વપરાય છે
**કંઇએક**,વિ૦ કેટલાએક, ઘણાક ૨. લગારેક.
**કઇક**, વિ૦ થોડુક, જરાક.૨ કોઇઠેકાણે, કહીંક
**કઇકંઇ**, અ૦કહીં કહીં, કોઇ કોઇ સ્થળે. ૨ કશુક કશુક ૩ કેટલીક,જુદીજુદી. 'કંઇકઈ વાતો કહી.'
**કઇનહિ**, અ૦ થોડું પણ નહિ, જરાએ નહિ, એક પણ નહિ ૨.ફીકર નહિ, હરકત નહિ, હશે.
**કઇપણ**, અ૦ જરાક, વધારે નહિ પણ કઈક તો ખરૂ, નામનુ પણ જરા. ( જોઇએ, નજ ચાલે, એવા અર્થમા ) ૨ નામે, કશુ પણ
**કંઇબી**, અ૦ કઈ-પણ, જરાએ, લગારે.
**કંસ**, પુ૦ યજ્ઞનુ એક ગોળ પાત્ર. ૨ શ્રીકૃષ્ણનો મામો, મથુરાનો રાજા
**કંસાર**, પુ૦ ઘઉંના લોટને ગોળના પાણીમા બાફીને કરેલો ખોરાક, લાબસી.[૨. કંસારાની સ્ત્રી
**કંસારી**,સ્ત્રી૦ઉધઇની જાતનુ કપડા ખાનારૂ જીવડુ
**કંસારો**, પુ૦ ધાતુનો ઘાટ ઘડનાર
**કઇક**, વિ૦ ઘણાએક, કેટલાક, કોઇ એક.
**કઋતુ**, સ્ત્રી૦ (સં૦ કુ+ઋતુ) અયોગ્ય વખત, કમોસમ, અસાધારણ કાળ
**કકડતું**, વિ૦ ( કળકળતું-બડબડતું ) ઉકળતુ, ઘણુ ગરમ, તાતુ ૨ ધ્રુજાવે તેવુ, આકરુ સખત (ટાઢ.)૩ ઇસ્ત્રીવાળુ; ખડખડતુ (કપડુ.)
**કકડધ્વજ**, વિ૦ (સં૦ કડ+ધ્વજ) મજબૂત; ટટાર; નરમ ન પડેલું; અક્કડ, હોંશિઆર. શુદ્ધ

પણ જુવાન જેટલુ કામ કરનારને આ શબ્દ લગાડાય છે 'સાઠ ઉપરાંત વર્ષ થયા પણ ડોસો તો એવો કકડત્જ હતો કે કંઈ પૂછ શોજ નહિ "

**કકડવુ,** ક્રિ૦ અ૦ ધ્રૂજતા કડકડ અવાજ થવો, ધ્રૂજવુ, હાલવુ ૨ ઉકળવુ, ઘણુ ગરમ થવુ.૩ સંકોચાવુ ૪ ખડખડવુ

**કકડાટ,** પુ૦ ખડખડાટ, કડકડવુ તે

**કકડાવવુ,** ક્રિ૦ સ૦ ખડખડાવવુ, કચરડવુ, પીસવુ (દાત) ૨ ઉકાળવુ, બહુ ગરમ કરવુ

**કકડી,** વિ૦ જરા, કરચ, છેક નાનો કકડો કકડીક—બહુ જ થોડુ

**કકડીને,** અ૦ ઘણા જોસથી—જોરમા, અત્યંત

**કકડેકકડા,**પુ૦ભુકો,ચુરો [૨ બચકેબચકે,ટુકડેટુકડે

**કકડેકકડે,** અ૦ થોડેથોડે, રહીરહીને, હપતાવાી.

**કકડો,** પુ૦ ( સ૦ કૃત્-કાપવુ ) કડકો, કરચ, આખાનો એકાદ ભાગ, તકુડો કડકોએ નહિ—જરા પણ નહિ, સમૂળગુ નહિ કકડેબચકે—જરાજરા, થોડેથોડે

**કકડોકોર,** વિ૦ નાનો સરખો કકડો અને ભુકો હોય તેવુ,થોડુ ઘણુ,કકડાની કોર જેટલુ

**કકણાટ,** પુ૦ કણકણો, કંપ, ધ્રૂજારો, થરથરાટ, ગાત્રભંગ ૨ કટાળો, ત્રાસ

**કકણાટો,** પુ૦ કકણાટ, કણકણો ૨.કંપ.૩ કટાળો

**કકરાવવું,** ક્રિ૦ સ૦ કરકરુ કરવુ ૨ રેતડીથી ઘસી તીણુ કરાવવુ "આડીઉં કકરાવવુ" ૩ કચરડવુ, ખડખડાવવુ, પીસવુ **દાંત** કકરાવવા—દાત કચરડવા ૨ ગુસ્સે થવુ

**કકરૂ,** વિ૦ (સ૦ કકર) ખરબચડુ, જાડુ. ૨ ઘણુજ ઉનુ ૩ કરકરવાળુ ૪ તીવ્ર,ચંચળ, આકરા સ્વભાવનું

**કકળવુ,** ક્રિ૦ અ૦ રીસમા બડબડવુ, ટીટિઆરો કરવો, શોક–કલેશ કરવો, રોદણા રોવા ૨ ઉનું થવુ,૩ ખળભળવુ ૪.ઝીણો અવાજ કરવો, બોલવુ ૫ કટાળવુ, મનમા દાઝવુ, ચણચણવુ

**કકળાટ,** પુ૦ ટીટિઆરો, ટીકટીક કરવુ તે, બડબડાટ ૨ કોલાહલ, સોરબકોર, બૂમરાણ ૩ ખેદયુક્ત ફરિયાદ,કલેશ,કંકાસ.૪ રડારોળ,હાયપીટ.

**કકળાણ,** ન૦ રડારડ, વિલાપ, આક્રંદ, કલ્પાંત, બૂમ પાડીને રડવુ તે ૨ સોરબકોર બૂમરાણ,ગરબડ

**કકાટીઓ,** પુ૦ ચકમક [શબ્દ, બણુડો

**કકુડો,** પુ૦ નાના છોકરાને લાડથી બોલાવવાનો

**કકુભ,** સ્ત્રી૦ [સ૦] વીણાગ, તંબુરાનુ તુંબુ ૨ એક જાતની રાગિણી

**કક્કો,** પુ૦ વર્ણમાળાના અક્ષરો ૨ કોઇ પણ ભાષાની શરૂઆત ૩ મૂળતત્વ, શરૂઆતનુ જ્ઞાન તે **કક્કેથી** માડીને—શરૂઆતથી, પહેલેથી; આરંભથી. કક્કો કાઢવો—લખતા શીખવુ કક્કો કૂટી મારવો—વાચતા લખતા ન આવડવુ, નિરક્ષર હોવુ કક્કો ખરો કરવો—પોતાનાજ મતને હઠથી વળગી રહેવુ, પોતાનુજ કહેવું ખરૂ કહેવરાવવા ટકકર લેવી

**કક્ષ,**પુ૦(સં૦)કાખ, બગલ ૨ બાજુ,તરફ ૩ કંદોરો

**કક્ષા,** સ્ત્રી૦ (સ૦) માર્ગ, માર્ગરેષા (આકાશમા ગ્રહોને ફરવાની) ૨ કક્ષ ૩ કાછડી "કક્ષા છૂટા નર થકી, મરે જેમ કક્ષા થકી." પ્રેમા૦

**કક્ષાપટ,** પુ૦ (સં૦) લંગોટ, લંગોટી

**કક્ષાંશ,** પુ૦ સૂર્યાદિ ગ્રહોની માર્ગરેષા ઉપરના અતર સૂચક અંશ–ભાગ તે.

**કખ,** સ્ત્રી૦ બગલમા થતો ઝીણી ઝીણી ફોલ્લીઓનો રોગ. ૨ તરણુ, સળી

**કખડમાકડી,** સ્ત્રી૦એક જાતની ખડમાકડી,જીવડુ

**કખાય,** પુ૦ ( સં૦ કષાય–ઉકાળો ) કષાય, ઉકાળો, કાઢો, કવાથ. ૨ ભગવો રંગ, ગેરુનો રંગ ૨ વિ૦ કસાણુ, તુરુ ૨ ભગવુ

**કખાય,** સ્ત્રી૦ ક્રોધ, લોભ, મોહ, માન એ ચારમાનુ દરેક (શ્રાવકોમા)

**કગ્ગ,** અ૦ કંઇ, કંઈ પણ, કશુએ "કરતા હોયસો કીજીએ, અવર ન કીજે કગ્ગ'

**કગરવુ,** ક્રિ૦ અ૦ કરગરવુ, આજીજી કરવી, કાલવાલા કરવા [રજકણ, દાણો.

**કગરસ,** સ્ત્રી૦ તાડની રજ—છોલ, કરગસ ૨

**કઘા,** પુ૦ (કુઘાત) નઠારો—ન રૂઝે તેવો ઘા. ૨ કવેળાનો ઘા ૩.અડચણ,અંતરાય.૪ કજગાનો ઘા

**કંક,** પુ૦ (સ૦) બગલો. ૨. એક જાતનુ પક્ષી જેની પાંખના શરપંખ થાય છે. ૩. પીળા

લગાડેલાં તીર. ૪ નામધારી બ્રાહ્મણુ
કંકણુ, ન૦ (સં૦) કાચની કાગરાવાળી પાતળી ચપટી બંગડી, કાકણુ ૨ વરૂણીમા વરાયલા બ્રાહ્મણુને હાથે જે નાડુ બાધે છે તે ૩ સોના રૂપાનું, કાડા ઉપર પહેરવાનુ કાગરાવાળુ ઘરેણુ. ૪. હસ્તસૂત્ર ક્રિયા કરતી વખતે જે હાથે લાલ દોરો બાધે છે કંકણુ વેચીને શેઠાણી કહેવરાવવુ—ટકો પૈસો આપી બાપા કહેવરાવવું
કંકણુાકાર, વિ૦ મંડલાકાર વર્તુલાકાર,વલયાકાર
કંકણી, સ્રી૦ થરથરાટ, કંપારી, કમકમી ૨ ઘુઘરીઓવાળો કંદોરો, કાચી ૩ હાથની સોના રૂપાની કે કાચની કાગરા કાગરાવાળી બંગડી,કાકણી
કંકર, પુ૦ (સં૦) કાકરો ૨ કાકરી (રેતી સાથે ભળેલી) ૩ નાના પત્થર
કંકેલ્યાં,ન૦કાકરા. ૨ કાકરાની રમત [સાપ.
કંકાસુ ન૦(સં૦ કંક–બગલુ)એક જાતનો પાણીનો
કંકાલ, ન૦ (સં૦) ચામડી, માસવિનાનુ હાડપિંજર ૨ કંકોલ. [વાળી વનસ્પતિ
કંકાલી, પુ૦ શિવ, કપાલી. ૨ કાકોલ, કાંટા-
કંકાવટી, સ્રી૦ કંકુ ઘાલવાની બેસણીવાળી લાકડાની પ્યાલી. ૨ ગાલે કુકવાની ચલમ
કંકાસ, પુ૦ (ફા૦ કંગાશ) અણુબનાવ, કજીઓ, બોલાબોલી, લડાઇ, તકરાર આજે કંકાસે ગોળીનું પાણીએ નાસે–કમનસીબનુ મૂળ કજીઓ
કંકાસીઅણુ, સ્રી૦ કંકાસ કર્યા કરનારી, કલેશી, કજીઆખોર
કંકાસીઉં, વિ૦ કલહકારી, કજીઆખોર,તકરારી ૨ રોતડુ, મિથ્યાકલેશ કરી રો રો કરનારૂં.
કંકુ, ન૦ (સં૦ કુંકુમ) હળદર, ફટકડી, લીંબુ વગેરેની મેળવણીથી થએલો લાલ ભુકો, ચાલ્લો–ટીલું કરવાનું રાતું ચૂર્ણ કંકુના કરવા—આનંદ મંગળ કરવા, ફતેહ કરવી, જશના કરવા કંકુ છાંટવુ–શુભ છે એમ જણાવવુ કંકુનાં પગલાં–શુભ પગલા, ઉન્નતિનાં ચિહ્ન. કંકુને પગલે–આદર–માન સહિત; શુભ શુકનથી,માનભેર. કંકુનો ચાંલ્લો–ફતેહ, યશ,
કંકૈયો, પુ૦ કનકવો, પતંગ.
કંકોડી, સ્રી૦ કંટોલાની વેલ. ૨ એક જાતનાં સુગંધીવાળા મૂળિયાં,કપૂરકાચલી ૩ માથુ ધોવામાં વપરાતો સુગંધીદાર ભૂકો. [કંકોડીનું ફળ.
કંકોડુ, ન૦ એક જાતનુ કાકરવાળુ ફળ, કંટોલુ,
કંકોતરી, સ્રી૦ (સં૦ કુંકુમ+પત્રિકા) કંકુના છાટાવાળી શુભ વર્તમાનની પત્રિકા, લગ્ન પ્રસંગની આમંત્રણ પત્રિકા 'કંકુ છાટી કંકોતરી મોકલી.'
કંકોલ, ન૦ (સં૦ કક્કોલ) ચિનીકબાલા.
કંગણુ, ન૦ (સં૦ કંકણુ) કાગરાવાળુ સોના રૂપાનુ કાડા ઉપરનું જે ઘરેણુ તે
કંગણી, સ્રી૦ કંગણુ કંગની
કંગન, ન૦ (હિં૦) કંકણુ, વલય, કટક.
કંગનવા, પુ૦ (હિં૦) કાસકો, દાતીઓ. 'કંગનવા મોરા કરસે સરક ગયો રે.'
કંગની, સ્રી૦ (હિં૦) કાસકી, ઓળણી
કંગાલ, વિ૦ (ફા૦) દીન, છેક ગરીબ, અનાથ ૨ સત્વહીન, તુચ્છ. ૩ દરિદ્રી, માલ વગરનું ૪. અફળદ્રુપ, રસકસરહિત.
કંગાલિઅત, સ્રી૦ કંગાલ હાલત, નિર્ધનતા, ગરીબી, ૨ હાલહવાલી; બિમાર હાલત
કંગુરો,પુ૦(ફા૦)મીનારા ઉપરની જે નકસીતે,કાગરો
કચ, સ્રી૦ (સં૦ કચ્–બોલવુ) કચકચ, ટકટક. ૨ કજીઓ તકરાર, ૩ હઠ, જીદ ૪ પુ૦ માથાના વાળ; કેશ, ચોટલો.
કચકચ, સ્રી૦ વગર મતલબનુ બોલબોલ કરવુ તે, બડબડાટ. ૨ માથાફોડ, તકરાર, પંચાત ૩. પક્ષીનુ બોલવુ
કચકચવું, ક્રિ૦ અ૦ કચકચ કરવી ૨. કસવુ, ઘણુ સખત-જોરથી બાધવુ ૪.દાત કસવા.(રોષમા).
કચકચાટ, સ્રી૦ કચકચ કરવી તે, બડબડાટ, લવારી ૨ ગરબડાટ; સોરબકોર. ૩ અ૦ કચકચ થાય તેમ તાણીને; સજ્જડ, ખેચીને (બાંધેલુ)
કચકચાવવું, ક્રિ૦ સ૦ જોરથી ખેચીને બાધવું. કસીને બાધવુ ૨ કચકચે તેમ કરવુ ૩ દાત કકડાવવા. ૪ ધમકાવવુ.ધમધમાવવુ.૫.હલાવવુ. ૬ હેરાન થાય તેમ કરવુ. [જક્કી, હઠીલુ
કચકચીઉં, વિ૦ કચકચ કરનાર, માથા ફોડીઉં,

**કચકડું**, ન૦ ( સં૦ કચ્છપ + કડુ ) કાચબાની પીઠનુ ભીંગડુ.

**કચડકચડ**, અ૦ એવો અવાજ થાય તેમ, રેતી જેવો પદાર્થ દબાયાથી જેવો અવાજ થાય તેવુ

**કચડવુ**, ક્રિ૦ સ૦ (સ૦ કૃત્) દાબી નાખવુ, ચુદવુ, ચગદવુ, ચાપવુ [ભીડાભીડ.

**કચડાકચડી**, સ્ત્રી૦ પુરતો સમાસ ન હોવો તે,

**કચડાવુ**, ક્રિ૦ અ૦ દબાવુ, ચગદાવુ ૨. ચુદાવુ,

**કચડો**, વિ૦ કુમળો, સુકુમાર [ભ ગાવુ

**કચપચ**, સ્ત્રી૦ ઘણા માણસથી ભીડ તથા તેથી થતો કલબલાટ, બોલચાલ ૨. તકરાર, ખટપટ ૩ કચકચ, ટકટક,

**કચપચીઉં**, વિ૦ ટકટકીઉ, ચાંપલુ, ધીરે ધીરે વાત કર્યા કરનાર ૨ બે લકણુ [પકવ

**કચરપચર**, અ૦ઉપરાઉપરી,રહીરહીને ૨ અપરિ

**કચબડું**, ન૦ કેરીનુ ગાબચુ ૨. કાચબાનુ હાડકુ.

**કચરઘાણ**, પુ૦ કચરાઇ—ચુદાઇને થએલો નાશ-પાયમાલી તે **કચરઘાણ વળવો**—કચરાઈ ચુદાઇ જવુ,ચુદાઈ મરી જવુ, ચૂરો થવો

**કચરવુ**,ક્રિ૦સ૦(સ૦કૃત્-ખેચવુ) કચડવુ,ચાપવુ, ચુંદવુ વાટવુ **કચરો** ઘાલવુ—ચુદી નાખવુ, ચગદવુ, જોરથી દાબવુ ૨ કે૦ કરવુ ૩ મારી-કૂટીને નરમ કરવુ, જોરથી તાબે કરવુ **કચરો** મારવુ-દુર્દશામા આણવું હેરાન કરવુ, રગડવુ પીડવુ **કચરો** નાખવુ-ચગદી નાખવુ, નરમ પાડવુ,ફરીથી ઉભુ ન થાય તેમ કરવુ

**કચરાપટી**, સ્ત્રી૦ ઝાડુ પુંજો **કચરાપટીખાતુ**—સુધરાઇ ખાતુ, મ્યુનિસિપાલીટી

**કચરાવુ**, ક્રિ૦ અ૦ દબાવુ ચગદાવુ, ચુદાવુ

**કચરીઉં**, ન૦ ઘાણીમા પીલેલો તેલવાળો લોચા જેવો પદાર્થ ૨ કેરીનુ કચુમર—છુંદો ૩ માર ૪ વિ૦ કચરાએલુ

**કચરો**, પુ૦ ( સ૦ કચ્ચર-ગંદુ ) ધૂળ, મેલ, તરખલા, વગેરેનો ભેગ, કસ્તર, પુંજો ૨ વસ્તુમાનુ વીણામણ ૩ કાદવ, કીચડ, ૪ ચણવાના કામમા આવતો ગારો, માટી ૫ ખરાબમા ખરાબ તે ઉતાર 'એતો ગામનો કચરો છે' **કચરો કાઢવો**—વાળવુ, સાફ કરવુ ૨ ખરાબ હોય તે દૂર કરવુ **કચરાની ટોપલીમા નાખવુ**—રદ્દ કરવુ, ફેકી દેવુ, નકામુ ગણી ઉશેટી દેવુ **કચરે કચરો વધે-જર જરને તાણે. કચરો વાળતા જનમ ગયો, ને ભાભાજી ઉકરડો કયો?**—ઘાચીની છોકરી ખોળનુ નામ ભૂલી ગઈ હમેશની જાણીતી બાબતમા પૂછનાર માટે વપરાય છે.

**કચવાટ**, પુ૦ ચુથારો, ગભરાટ, જીવ ઘોળાવો તે ૨ ઉંચુ મન, અણબનાવ,બગાડ, ૩ ગરમાગરમ બોલાબોલી, કચવાટનુ કારણ

**કચવાણ**, સ્ત્રી૦ ચુથાઇ-બગડી જવુ તે, ભેળસેળ, ખરાબી ૨ ગભરાટ, ઈજા, મુશ્કેલી ૩ મનની ધારણાને ધક્કો લાગવો તે મન દુખાવુ તે, મુઝવણ, દુભવુ ૪ વચમા ઘૂમવુ તે અણબોલાવ્યા બોલવુ તે [દુખાવવુ

**કચવાવવુ**, ક્રિ૦ સ૦ કચવાય તેમ કરવુ, દીલ

**કચવાવુ**,ક્રિ૦અ૦મન દુખાવુ નારાજ થવુ મુંઝાવું, દીલગીર થવુ

**કચવુ**, વિ૦ સફાઇ વિનાનુ,ભેળસેળવાળુ ૨ ગંદુ

**કચ ટ**, સ્ત્રી૦ ટકટકાગે, ભકભક, કચકચ ૨. જીદ્દ.

**કચાટીઉ**, વિ૦ કચકચ કરનારૂ જીદ્દી, કચકચીઉ.

**કચારો**, પુ૦ (કુ+ચારવુ) ખરાબ રાંધવુ, બેઆબરૂ.

**કચાલ** સ્ત્રી૦નઠારી ચાલ બદચાલ, ગેરવર્તણુક.

**કચાલે**, અ૦ ન છૂટકે, નિરુપાયે.

**કચાશ**, સ્ત્રી૦ અપક્વપણુ ૨ કોનાઇ-ન્યૂનતા,

**કચિઆણ**,ન૦ભીડ ગરદી [વટ, કમર, ખામી

**કચિઆરં**, વિ૦ કાચુ અને અપક્વ, અપૂર્ણ, નાનુ ૨ (કાચી ઈંટો) [અણગમ્ન.

**કચિતુ**, વિ૦ ચુથી નાખેલુ ભેળસેળ, ૨. ગંદુ.

**કચીઉં**, વિ૦કચકચ કરનારૂ કચાટીઉ, તકરારી ૨ હઠીલુ, જીદ્દી ૩ ન૦ કાચકુ

**કચુંદવુ**, ક્રિ૦ સ૦ અંદર પાણી નાખીને ચોળવુ, ડહોળવુ ચુંદવુ કસણવુ

**કચુકો**, પુ૦ ચિચુકો, આમલીનો ઠળીઓ

**કચુડ-કચુડ**, અ૦ ચીંચીં અવાજ કરતુ, હીંચકાના ઝુલવાનો અવાજ કરતું.

**કચુડો**, પુ૦ હીંચકો, ઝુલો

**કચુંમર-ચુંમર**, સ્ત્રી૦ છેક ઝીણી પાતળી કકડીઓ તે. "કેરી-આ તની કચુમર" ૨ મેળભેળ, બગાડ
**કચુરો**, પુ૦ (સં૦ કચ્છોર) એક જાતની ઔષધિ
**કચેરી**, સ્ત્રી૦ [હિં૦] સરકારી અમલદારને બેસવાની જગા-કામ કાજ કરવાનું ઠેકાણું, કોરટ, ઓફીસ ૨ દિવાનખાનું, બેઠકનો ખંડ (કચેરી, કોરટ અને ઓફીસના સ્પષ્ટીકરણ માટે જુઓ ગુજરાતી શબ્દકોષ) કચેરીએ ચઢવું-દાવો બાંધવો, ફરિયાદ કરવી
**કચોરી**, સ્ત્રી૦ એક જાતનો પદાર્થ
**કચોલું-ળું**, ન૦ બેઠકવાળું નકસીદાર પ્યાલું, વાડકું ૨ કકાવટી.
**કચ્ચર**, વિ૦ ચગદાઇ ગયું હોય તેવું, કચરાએલું "ઝાંઘર ચાહ્યું સુખ થકી, કચ્ચર થયો નિર્ધાર"
**કચ્ચરવાણ**, પુ૦ કચરઘાણ, જુઓ
**કચ્ચા**, વિ૦ કાચું, અપકવ. ૨ અનુભવ વગરનું અકશળ કચ્ચા બાર પાકું-ઠેવટનું નહિ એવું (પાસાની રમતમાં ૬, ૫, ૧, એમ દાવ પડવા તે)
**કચ્ચાં બચ્ચાં**, ન૦ નાના છોકરા, છૈયા છોકરા, બુડકસ, જગ્ધા.
**કચ્ચાઈ**, સ્ત્રી૦ કાચાપણ, કચાશ ૨ અકુશળતા
**કચ્ચું**, વિ૦ (હિં૦) કાચું ૨ અનુભવ વગરનું
**કચ્ચુ**, ન૦ કાચકુ
**કચ્છ**, પુ૦ (સં૦) કાછોટો, કછોટો ૨ લંગોટો ૩ એ નામનો એક દેશ ૪ જે દેશે હમેશાં પાણી રહે છે તે ૫ કાચબો.
**કચ્છપ**, પુ૦ (સં૦) કાચબો ૨ અર્ક કાઢવાનું એક યંત્ર. [ખસનો રોગ
**કચ્છપી**, સ્ત્રી૦ (સં૦) કાચબી ૨ એ નામનો
**કચ્છાવતાર**, પુ૦ (સં૦) ઇશ્વરના ૧૦ અવતારો પૈકી એક.
**કચ્છી**, વિ૦ (સં૦) કચ્છદેશનું
**કચ્છો**, પુ૦ કચ્છ, લંગોટ ૨ કાછડી, કાછોટો
**કછવું**, ક્રિ૦ સ૦ કછોટો ભીડવો-વાળવો, કાછડી વાળવી [અવયવ તે
**કછોટી**, સ્ત્રી૦ લંગોટી ૨ કચ્છમાં આવતો
**કછોટીબંધ**, વિ૦ જનોઇ દીઠ, ફક્ત પુરુષ હોય તેવું (નોતરૂં) ૨ જેની કછોટી છૂટી ન હોય તેવું, બ્રહ્મચારી [આવતો અવયવ તે.
**કછોટો**, પુ૦ કચ્છ, લંગોટો, કાછડો ૨ કચ્છમાં
**કછોરૂ**, ન૦ નઠારું-બગામ છોકરૂં ૨ વિ૦ બગામ, દુષ્ટ. "છોરુ કછોરુ થાય પણ માબાપ કછોરુ ન થાય" [સોકટાની એક રમત.
**કજલ**, સ્ત્રી૦ યુક્તિ, તદબીર, કર મત. (કાઠિં૦) ૨.
**કજલી**, સ્ત્રી૦ (સં૦ કજ્જલી) પારાગંધકનું મિશ્રણ
**કજલો**, પુ૦ (સં૦ કજ્જલ) એક જાતનું પક્ષી, કપિંજલ
**કજાગવું**, ક્રિ૦ અ૦ સોકટાની રમતમાં માચાના નક્કી કરેલા ઘરમાં પહેલું જુગ થવું ૨ ચારેગમથી હકાવું, કકડું પડી જવું 'દિવતા કાજગી ગયો'
**કજા**, સ્ત્રી૦ (અ૦ કઝા) સર્જિત, નસીબ. ૨. મોત, મૃત્યુ ૩ આફત, હાણ. "પ્રજા ફેરી કજા ભાળો, સજા થઇ માને સર્વ"-વલ્લભ
**કજાત**, વિ૦ નઠારા ગુણનું ૨ અવિવેકી, ઉદ્ધત ૩ નીચ કુળમનું, હલકા કુળનું ૪ નીચ, ખરાબ.
**કજારજા**, સ્ત્રી૦ (અ૦) રાજકોપ, દૈવકોપ
**કજારજાએ**—નઠારા ભાગ્યને લીધે ૨. મરણ થએથી, મોતથી ૩ હાણ આફતે, દૈવકોપથી
**કજીઆખોર**, વિ૦ [અ૦ કઝીય-તકરાર+ફા૦ ખુર્દન+ખાવું] કજીઆ કર્યા કરે તેવું, તકરારી, ટંટાખોર ૨ કલેશી, કકાસીઓ
**કજીઆદલાલ**, પુ૦ કજીઆ કરનારાઓનો મધ્યસ્થ, દાવો લઢવાની ગોઠવણ કરી આપનાર ૨ લઢાવી મારનાર
**કજીઆ રજીઆ**, પુ૦ કજીઆ કંકાસ, લઢાઇટંટો
**કજીઓ**, પુ૦ (અ૦ કઝીય) રાડ, બોલચાલ, ટંટો ૨ કલેશ, કંકાસ ૩ તકરાર, વાંધો, ૪. ઇનસાફ કરવાની બાબત [જોડીનું નહિ તેવું
**કજોડ**, વિ૦ રૂપ, રંગ, કદમાં સરખું નહિ તેવું
**કજોડું**, ન૦ નાનો વર ને મોટી વહુ એ બેનું જે જોડું તે, અથવા તેથી ઉલટું જોડું તે, હિણુવરૂં. ૨ સ્વભાવ-રૂપમાં મળતું ન આવે તેવું જોડું
**કજ્જલ**, (સં૦) કાજળ, મેશ, મસી. [હિલ્લત, લક્ષ્મી
**કંચન**, ન૦ (સં૦) ચોખ્ખું સોનું, હેમ. ૨ ધન,
**કંચની**, સ્ત્રી૦-(હિં૦) નાચ ગાનથી ગુજરાન

કરનાર સ્ત્રી, રામજણી, કલાવતી, ગણિકા
કુચવો, પુ૦ કમખો, કાચળી, કાપડુ, ચોળી
કુંચાવું, ક્રિ૦ સ૦ ખમવું હેરાન થવું, પીડાવું, ઠગાવું. [કાચળી ૨ બખ્તર
કુંચુક,સ્ત્રી૦ સાપની ઉતારેલી કાચળી, ૨ કચુકી,
કુંચુકી, સ્ત્રી૦ (સ૦ કચુક) કાચળી, ચોળી, કમખો.'તુર્ક ટોપીની કલગી મારો કચુકી માટેલાવો'
કચુકી,પુ૦(સ૦ કચુકિન્-ઝભ્ભાવાળો)જનાનખાનાનો ચોપદાર, અંતપુર રક્ષક. [સડકચોરા
*કુચોણુ, ન૦ એક જાતની સુગંધીદાર વનસ્પતિ,
કુજન, પુ૦ કામદેવ,મદન. "કજન ગજન ભાગુ અમોના"-વલ્લભ ૨ સ્ત્રી૦ મેના [ઉદર ૪ઝાડ.
કુજર,પુ૦બ્રહ્મદેવ, બ્રહ્મા. ૨ હાથી.૩ ન૦ પેટ,
કુંજરી, સ્ત્રી૦ ઝાડ, ખજરી ૨ એક જાતનુ પક્ષી. ૩ એક ઝાડ. ૪ કાચળી, કાપડુ (કચ્છ)
કુંજુસ, વિ૦ જેના હાથે વાપરી ન શકાય તેવુ બખીલ, સુમ, કૃપણ
કુંજુસાઈ, સ્ત્રી૦ બખીલાઈ, કૃપણતા,કરકસર
કુઝરી, સ્ત્રી૦ લાબી ડોકનુ કામરચિનરૂ પક્ષી
કટ, સ્ત્રી૦ (સ૦) કટિ, કમ્મર, કેડ ૨ ચટાઈ, ઘાસની સાદડી ૩ ઘાસનો બનાવેલો પડદો ૪ આમલીના પાણીની કઢી ૫. મહેનત, મજુરી ૬ એક મતી, ઐકત. ૭ કડુ,કકણુ ૮ હાથીનુ ગડસ્થળ. ૯ અ૦ એવો અવાજ થવો તે
કટક ન૦ (સ૦) લશ્કર, સૈન્ય, ફોજ ૨ ચઢાઈ, હુમલો "કીડી ઉપર કટક" ૩ કકણુ કડુ ૪ લશ્કરી છાવણી ૫ કોટલુ, ખોખુ, ઘર
કટકટ,સ્ત્રી૦ કચકચ,ટકટક,ટોકણી ૨ કજીઓ,ટટો.
કટકટવુ, ક્રિ૦ અ૦ કટકટ એવો અવાજ થવો, ખડખડવુ [કાઢી ટોકટોક કરનાર
કટકટીઉં, વિ૦ તકરારી, ટકટકીઉં, ખોતરણુ
કટકટી આપણું, ન૦ ચીઢિઓ સ્વભાવ, ટકટક કરવાની ટેવ હોવી તે
કટકણુ, વિ૦ જલદીથી ભાગીજાય તેવુ, બરડ
કટકીઉં,ન૦છાપરી ૨ માળ ૩ વિ૦ બરડ,બટકણુ
કટકુ,ન૦નાનો કકડો, નાનુ ખેતર. ૨ લશ્કર, સેના 'રામ પ્રતાપથી કામ એતો કરે, કુભકરણ તણા કોડુ કટકા'—પ્રેમા૦
કટકો, પુ૦ ( સ૦ કર્ત-કાપવુ ) કકડો, કડકો, તૂકડો "કડકુ થયા માધવ મથુરા જઈ, કાગળ ન લખીઓ કટકોરે"—મીરા
કટકોલ, પુ૦ પીચદાની
કટમ, ન૦ કુટુબ, જુઓ
કટર, સ્ત્રી૦ એક જાતની જલદી ચાલનારી તાડ ખજુરીના લાકડાની હોડી [ગામનુ નાનુ ઝુપડુ
કટલુ, ન૦ કરાડીનો ખપેડો-કમાડ ૨ કરાડી-
કટવુ, ક્રિ૦ અ૦ ગુસ્સે થવુ, કઢવુ ૨ ખાટુ થવુ
કટાકટ, સ્ત્રી૦ તકરાર, મારામાર, ૨ હારફાઈ
કટાકટી, સ્ત્રી૦ ઘણીજ દુશ્મનાઈ, શત્રુવટ ૨ મારામારી, કાપાકાપી ૩ અણીનો-બારીક સમય ૪ કસાકસી
કટાક્ષ, સ્ત્રી૦(સ૦)ભાવ કે સંકેત દર્શક આખથી સાન કરવી તે,નેત્રસંજ્ઞા ૨ કરડી નજર, કરડાણી.
કટાટ, વિ૦ તકરારી, કજીઆખોર
કટાણુ, વિ૦ ( સ૦ કષાયિત ) ધાતુના કાટને લીધે બે સ્વાદ થએલુ કટાએલુ ૨ કટાણા ભરવુ, ખિન્ન, અરુચવુ ૩ ન૦ કવખત
કટાર-રી, સ્ત્રી૦ ( સ૦ કટ્ટાર ) બેપાસ ધાર અને છેડે અણીવાળુ હથિઆર, ૨ વર્તમાન પત્રનુ કોલમ, હાર, ઓળ ૩ કટાક્ષ
કટારડો, સ્ત્રી૦ (સ૦ કટ્ટાર) વકતા, વાક ૨ નાની કટાર ૩ કટાક્ષ, નેત્રવિક્ષેપ નેન કટારડી-ઘાયલ કરે તેવુ આખનુ જોવુ તે
કટાવ, પુ૦ કટિબધ,એક જાતનો પદબધ-રાગ ૨ પત્તાની રમતમા અક રગના પાના ન હોવા તે
કટાવવુ, ક્રિ૦ સ૦ કાટ ચઢે તેમ કરવુ ૨ કપાવવુ, વઢાવવુ [ચઢવો. ૩ કટાણું થવુ.
કટાવું, ક્રિ૦ અ૦ કપાવુ, વઢાવુ, છેદાવુ ૨. કાટ
કટાસણુ, ન૦ (સં૦ કટ+આસન)ઈશ્વર ભજન કરતા જે ચોરસ ઊનનો કકડો બેસવા પાથરે છે તે (જૈન). ૨ ઘાસ-દર્ભનુ આસનીઉં
કટાહ, પુ૦ (સં૦) કાચબાની પીઠના હાડકાનુ કાટલુ, ઢાલ. ૨ સ્ત્રી૦ ચેણી, તાવડી
કટિ, સ્ત્રી૦ (સં) કમ્મર,કેડ,શરીરનો મધ્ય ભાગ.

**કટિત્રાણ,** ન૦ કમ્મરે પહેરવાનુ નાની ઘુઘરીઓ વાળુ આભુષણ, કટિમેખલા ૨ કેડે બાધવાનુ વસ્ત્ર, કમરબધ, કમરપટો

**કટિબધ,** પુ૦ (સ૦) કમરપટો, કદોરો.૨ કટાવ, ૩.પૃથ્વીના ગોળાપર ગોળ લીટીઓથી પાડેલા જે ભાગ તે. 'શીત કટિબધ' ૪ વિ૦ બ્રહ્મચારી

**કટિમેખલા,** સ્ત્રી૦ (સ૦) સ્ત્રીઓનુ કમ્મરે પહેરવાનું ઘરેણું, રશના, કાચી કમરપટો, કદોરો

**કટિશુળ,** ન૦ કેડમા આવતો વાનો સણકો.

**કટિસ્નાન,** ન૦ પગથી તે કમ્મર લગીજ માત્ર નહાવુ તે. [લાગે તેવુ, તિક્ષ્ણ, ૩ તીખુ

**કટુ,** વિ૦ (સ૦) કડવુ ૨ અપ્રિય, નરુચે–ખોટુ

**કટુક,** વિ૦ (સ૦ કટુ)સહેજ કડવુ,જરા કડવાશવાળુ. ૨ તિખાશપર [૩ ખાર,ઝેર,નઠારાપણુ

**કટુતા–તાઇ,** સ્ત્રી૦ (સ૦) કડવાશ. ૨ તિખાશ

**કટુપત્ર,** ન૦ (સં૦) પિતપાપડો.

**કટુંફળ,** ન૦ (સ૦) કારેલીનો વેલો, કારેલુ ૨ કાયફુ. ૩ ઇદરવારણુ ૪. ઝેરી નાળિએર

**કટેરો,** પુ૦ હદને સારૂ લાકડા કે લોઢાના સળિયા–ગજ ઘાલેલા હોય છે તે, કઠેરો ૨ ગોખ; કોર, કિનાર ૪. માલ ભરવાનુ મોટુ ગાડુ

**કટોરી,** સ્ત્રી૦ વાડકી, પ્યાલી, જામ ૨ ચલાણું. ૩ સોના રૂપાના અથવા પિત્તળના પતરાની બનાવેલી તુવેરની દાળ જેવડી ટપકી, તારાટપકી, ટીકી. ૪ કાપડાનુ તાલુ. [પાત્ર, પ્યાલો, વાડકા

**કટોરો,** પુ૦ (હિ૦) પહોળા મોનુ પડઘીવાળુ

**કટ્ટા–ટ્ટો** પુ૦ ભાઇબધી છોડવાની નિશાની,સબધ ભગ. કટ્ટા કરવી–દોસ્તી તોડવી, છુટા પડવુ

**કટ્ટુ,** વિ૦ વેર લેવાને અતિશય આતુર હોય તેવુ. ઘણુજ બારીકી, સખત.૨ આકરુ, કારી, પૂરેપૂરુ

**કઠ,** પુ૦ સાદડા–ઝાડનાની ગુથુ ૨ ગોળ આમલી ને બાફેલી કેરી ઉકાળી કરેલી કઢી, કટ ૩ ઉકળાટ, ઘામ, કઢારો.૪ અદરથી ઘણુ દુખવુ તે, આતરપીડ

**કઠણ,** વિ૦ (સ૦ કઠિન) જેને કાપવુ કે જેમા ઘાલવું અઘરુ થઇ પડે તેવુ, પોચુ નહિ તે,સખત. ૨. મજબુત; સંગીન. ૩. સમજાય–કરાય નહિ તેવુ,અઘરુ (ગ્રથ,કામ )૪. ઉપાય ચાલે નહિ તેવુ: મુશ્કેલ, અશક્ય "તે બચવા કઠણ છે" ૫. અસર ન થાય તેવુ નિર્દય, "કઠણ છાતીનું" ૬ નખૂચે તેવુ,નરમ-પોચુ નહિ તેવુ.'કઠણ પથારી' ૭ કપરુ, આકરુ, બારીક. "હવે કઠણ વખત આવ્યો" ૮ દુખ લાગે તેવુ કડવુ (ભાષણ)

**કઠણાઇ,** સ્ત્રી૦ કઠણપણુ, મજબુતાઇ ૨. સગીનપણુ. ૩ આકરાપણુ. ૪ નિર્દયતા,સખતાઇ ૫ [મુશ્કેલી.

**કઠણાશ,** સ્ત્રી૦ કઠણાઇ, જુઓ.

**કઠરાઠ,** સ્ત્રી૦ (સ૦ કઠર) અકળામણ,અમુઝણ.

**કઠલો,** પુ૦ ઘરનો સરસામાન, ઘરવાખરો. ૨ ઘરના માણસો, ખટલો

**કઠવુ,** ક્રિ૦ અ૦ (સં૦ કઠ્–દુખ થવુ)ઘણીજ ગરમી પડવી, ઉકળાટ થવો ઘામ થવો.૨ અમુઝણ થવી, બેચેની થવી, પેટમા નડવુ

**કઠવો,** પુ૦ કુવામા ઊંડુ ખોદી લાકડાનો જે ગોળ કઠારો ઘાલે છે તે ૨.ઘી તેલ ભરવાનો ગાડવો

**કઠવો,** વિ૦ નડનાર, ડખનાર. (જોડો.)

**કઠામ,** ન૦ કઠેકાણુ, શરીરનો બતાવતા શરમ આવે છે તે ભાગ 'કઠામ ગુમડુ ને સસરો વૈદ.' ૨ ખરાબ–અસ્વચ્છ જગા [૨ કઠેડો.

**કઠારો,** પુ૦ (સં૦ કઠ્) ઘામ, ઉકળાટ,ઉબારો.

**કઠિન,** વિ૦ (સ૦) કઠણ, સખત,મજબુત.

**કઠિઆરણ,** સ્ત્રી૦ ( સ૦ કાષ્ઠ+કાર, ) લાકડા ફાડીને વેચવાના ધધાવાળી સ્ત્રી, કઠિઆરાની સ્ત્રી

**કઠિઆરી,**સ્ત્રી૦કઠિઆરણ, ૨. કઠિઆરાનુ કામ.

**કઠિઆરો,** પુ૦(સ૦ કાષ્ઠિક) લાકડા કાપી વેચવાનો ધધો કરનાર.

**કઠિઓ,** પુ૦ પૈસો, દોઢિયુ ( સંકેતાર્થે )

**કઠેકાણુ,**ન૦ઘણીજ કુગમી જગા, (શરીરની)છાની ઢાકી રાખવાની જગા, ૨ ખરાબ જગા, કુસ્થાન.

**કઠેડો,** પુ૦ કઠેરો; અગાસી, બારી દાદર, ઇ૦ ઠેકાણેથી પડી ન જવાય માટે કરેલી આડ, હૈયારખી,ચોરો.૨ ખટારો, મોટુ ગાડુ.૩ ગોખ, ઝરૂખો.

**કઠેરો,** પુ૦ કઠેડો, જુઓ

**કઠોડી,** સ્ત્રી૦ નાનું કઠોડુ. [ભરવાની પેટી.

**કઠોડુ,** ન૦ એક અથવા વધારે ખાનાની મસાલો

**કઠોડો**, પુ૦ ગોખ, કઠેરો ૨ વહાણનો પાછલો ભાગ

**કઠોદર**, ન૦ (સ૦ કષ્ટ+ઉદર) પેટમા થતી એક ગાઠ ૨ જલદર

**કઠોર**, વિ૦ (સં૦) કડણુ કડવુ, કર્કશ, સખત લાગે તેવુ (ભાષણ) ૨ નિર્દય, જરાએ અસર ન થાય તેવુ, કડક

**કઠોરતાપણુ**, સ્ત્રી૦ કઠણપણુ નિર્દયતા

**કઠોળ**, ન૦ જે અનાજની દાળ-ફાડ થતી હોય તે, દ્વિદલ ધાન્ય

**કડ**, અ૦ એવો થતો અવાજ

**કડ**, સ્ત્રી૦ કેડ, કમ્મર ૨ ગણતરી બધ વેચાતી વસ્તુના સેકડા ઉપર ખરીદનારને જે જાસ્તી મળે છે તે ૩ કરડ, એકવાર ખાડેની ડાગર

**કડક**, વિ૦ કાચુ પૂરૂ બફાએલુ નહિ તેવુ 'ભાત કડક છે" ૨ જેની પાસે કઇ ન હોય તે, ખાલી ગરીબ, નિર્ધન "કડકબગળી' ૩ ભૂખ્યુ ઉપવાસી ૪ આકરૂ, ગરમ, તાતુ ૫ તરત ભાગી જાય તેવુ, બરડ. ૬ મિજાજી, તોરી "મગજનો કડક" ૮ સખત, તીક્ષ્ણ, કઠોર (ભાષણ)

**કડક**, ન૦ કાનના વાળા ૨ બાગીની ફરેડી; તખની

**કડકછ**, સ્ત્રી૦ ગરીબાઇ [સપાટાબધ

**કડકડ**, અ૦ એવો થતો અવાજ. ૨ કટકટ,

**કડકડવુ**, ક્રિ૦ અ૦ કડકડ અવાજ થવો ૨ ઉકળવુ ૩ ધ્રૂજવુ હાલવુ ૪ ખડખડવુ

**કડકડતુ**, વિ૦ કડકડ અવાજ કરતુ ૨ ઉકળતું, ઘણુ તપી ગએલુ, તાતુ ૩ અતિશય, સખત, ઘણુજ (ટાઢ)

**કડકડાટ**, અ૦ સફાઇથી, વગર આચકે, એક સરખી રીતે ૨ જોસભેર, સપાટાબધ

**કડકડાવવુ** ક્રિ૦ સ૦ કચરડવુ, ખખડાવવુ, પીસવુ (દાત) કડકડ અવાજ કરવો ૨ ખૂબ ઉકાળવુ

**કડકડિત**, વિ૦ સફાઇથી-બધ બેસી કરેલુ. ૨ ઘણુ જ ગરમ, તાતુ [બધ. ૨ કડકડ થઇને.

**કડકડીને**, અ૦ ઘણુજ જોરથી, જોસમા, સપાટા-

**કડકણુ**, વિ૦ કરડતુ, કરડવાની ટેવવાળુ

**કડકબગાલી**, વિ૦ ભપકામા રહેનાર પણ ખીસાનુ ખાલી, ૨ ધનહીન આડબરી

**કડકા**, પુ૦ પાણી ઉકળતા જે જોસથી ઉછાળા આવે છે તે, કાકડા.

**કડકી**, સ્ત્રી૦ નાનો કડકો, કરચ, રેખ

**કડકીઉં**, ન૦ મરદને કાને પહેરવાનુ મોતીનુ ઘરેણુ, કાન નોવાળો કડકડીયાં-કાનની આગળ પાછળ આવી રહે તેવી મોતીવાળી કડી

**કડકો**, પુ૦ ટુકડો, ભાગ, હિસ્સો, કટકો ૨ પચકુ, ફાળીઓ

**કડકો**, વિ૦ જરા જેટલુ ૨ કોગડો, ખાલી ભપકાવાળો

**કડકોકોર**. સ્ત્રી૦ સહેજસાજ, કકડા અને ભુકો

**કડકોચલી**, સ્ત્રી૦ કરચલી, કરચોલી

**કડખા**, સ્ત્રી૦ એક રાગણી

**કડચ**, સ્ત્રી૦ કરચ, કકડી

**કડચલી**, સ્ત્રી૦ કરોચળી, કરચલી, વળીઉ

**કડચલો**, પુ૦ દરીઆમા થતુ ઘણા પગવાળુ કાચબા જેવુ એક પ્રાણી

**કડછી**, સ્ત્રી૦ હલાવવામા અને પીરસવાના કામમા આવતુ, છેડે વાડકીવાળુ લાબી દાડીનુ વાસણુ.

**કડછો**, પુ૦ [ ધ૦ દે૦ કડુચ્છુઓ ] મોટી કડછી.

**કડડડ**, અ૦ ઘર-ઝાડના પડવાથી થતો અવાજ ૨ ઉપરાઉપરી જે ગર્જના થાય છે તે

**કડણુ**, સ્ત્રી૦ ખડકની કોર કડણુ, કરાડ ૨ ટેવ, આદત ૩. કોસની કાબી

**કડતલ**, સ્ત્રી૦ નકામી કુથલી ૨ કરતાલ

**કડદો**, પુ૦ [ સ૦ કટ + દાય-ભાગ ] ઓછુ આપવુ તે, ઘટાડો, કાટલુ, ઘટ આપવી તે ૨. મિશ્રણ, ભેગ ૩ કચરો, અવશેષ, કિટ્ટુ કડદો કરવો-ભેળવવુ, મિશ્રણ કરવુ ૨ કાટલુ કરવુ કડદો ઉતારવો-મેલ ધોઇ નાખવો. [૨ કડબ.

**કડપ**, પુ૦ (આ૦ કરમ્-દાબ) હાક, ત્રાસ, કરપ.

**કડપલુ**, ન૦ કઠોળના છોડ કે કપાસની કરાઠીઓ કાપી ખેતરમા થોડે થોડે અંતરે જે ઢગલીઓ કરવામા આવે છે તે ૨ ચોટેલો ભાત કે ખીચડીનો પોપડો-કપોટી

**કડબ**, સ્ત્રી૦ ( હિ૦ દે૦ કડપ્પો ) એક જાતનો ઢોરનો ચારો, જુવાર બાજરીના સુકા સાંઠા, રાડા ૨ ( આ૦ કરબૂ ) કરબ, હાક, ધાક

**કડલી**, સ્ત્રી૦ નાનું ને પાતળુ કડલુ ૨. કલ્લી.

**કડવાટ, સ્ત્રી૦** કટુતા, કડવાપણું. ૨ અંટસ, ખાર, દ્વેષ
**કડવાટવું, ક્રિ૦** સ૦ કડવુ ઓસડ પાવું
**કડવાશ, સ્ત્રી૦** કટુતા, કડવાપણુ
**કડવી, સ્ત્રી૦** એક જાતનો વેલો, ગળો
**કડવું, ન૦** એક આખ્યાનનો અકેકો ભાગ, પ્રકરણ
**કડવુ, વિ૦** ( સ૦ કટુ-કડવુ ) એળીઓ, અથવા કરીઆતાના સ્વાદ જેવુ, કટુ ૨ અપ્રિય, પસંદ ન પડે તેવુ (ભાષણ) ' કડવા હોય લીંબડા, મીઠી હોય છાય, ' ખવ હોય બોલકણા, તોય પોતાની બાહ્ય " **કડવી** આખ-ખારીલી-દ્વેષી નજર **કડવી** જીભ-કડવા વેણ કડવુ ઝેર જેવુ ઝેર જેવુ અળખામણુ, અકારૂ, કંટાળો ઉપજાવનારૂ, ઘણુંજ અપ્રિય
**કડવુ, ક્રિ૦** સ૦ કરડવુ, બચકુ ભરવુ લોથીઉ લેવુ
**કડવો, પુ૦** તાબાનો નાળચાવાળો લોટો કૈડવો
**કડસલો. પુ૦** પડભીંતીઉ.
**કડા, પુ૦** એક જાતના ચોખા
**કડા, ન૦** ઇંદ્રજવના ઝાડના ફૂલ ( કઢીમા નાખવામા આવે છે ) **કડાછાલ**–ઇંદ્રજવના ઝાડની છાલ. ઓસડના કામમા આવે છે
**કડા-ઈ, સ્ત્રી૦** ( સ૦ કટાહ ) શેકવા-તળવાના કામનુ રસોઇનું વાસણ, પેણી, તાવડી.
**કડાક, અ૦** એવો થતો અવાજ
**કડાકડ, અ૦** કડાક કડાક એવા થતો ઉપરા ઉપરી અવાજ. ૨ **સ્ત્રી૦** મારામાર, તડાતડી
**કડાકડી, સ્ત્રી૦** એક બીજાથી સરસ થવાનો જે જુસ્સો તે, હોસાંતોસી, ચડસાચડસી, હરિફાઈ, સ્પર્ધા. ૨ કડાઝુડી, તડાતડી, ધડાધડી, ધમાધમી ૩. દુશ્મનાઇ, શત્રુવટ. ૪ મારામારી, કતલ ૫ નકોરડો અપવાસ, લાંઘણુ કડાકડીનો વખત-મરસાઇનો વખત લઢાઇનોપ્રસગ ૩ અણીનો વ
**કડાકુટ, સ્ત્રી૦** માથાકુટ, માથાફોડ કરવી પડે તેવુ કામ, પચાતી, પીડા
**કડાકુટીઉં, વિ૦** માથાફોડીઉ, કડાકુટવાળુ, કંટાળા ભરેલુ, ત્રાસદાયક
**કડાકો પુ૦** એકાએક મોટો કડાક એવો અવાજ થવો તે. ૨. આખો દહાડો ભૂખ્યા રહેવુ તે, ઉપવાસ, લાંઘણ. કડાકા કોડવા હાથ પગની આગળીઓ ખેચી કડાક અવાજ બોલાવવો તે. કડાકા થવા-વાદળનુ ગાજવુ ૨. ઉપવાસ થવા.
**કડાઝુડ, અ૦** ધમધોકાર, કડાબીડ, તુમુલ, બાટાચૂર. [સંજ્ઞાને ડ.
**કડાબીડ, અ૦** ધમધોકારે, જોસમા, સપાટાબધ;
**કડાબીન, સ્ત્રી૦** ઘોડેસ્વારની નાની બંદુક
**કડાયુ, ન૦** મોટી કઢાઈ, પેણો, કઢાઇ,
**કડાવુ, ક્રિ૦** અ૦ ચિઢાવુ, ખીજાવુ
**કડાસન, ન૦** ( સ૦ કુટ + આસન ) દર્ભનુ આસનીઉ, ઘાસની ચટાઈ
**કડાર, વિ૦** (સ૦) માજર ૨ ગર્વિષ્ટ-અહંકારી.
**કડીબંધ, વિ૦** જેમા કડીઓ એક પછી એક વળગાડથી હેય તેવુ, હાર પ્રમાણે.
**કડીઅણ, સ્ત્રી૦** કડીઆની સ્ત્રી
**કડીઅ કોટ, પુ૦** મોઈ દડાની એક રમત
**કડીઓ, પુ૦** ( હે૦ દે૦ કડકઓ ) ચૂના માટીથી ભીંત ચણનાર ૨ ચણવા છાવાનુ કામ કરનારાઓની એક નાત [છાવા ચણવાનુ કામ.
**કડીઆકામ, ન૦** કડીઆએ કરવાનુ જે કામ તે;
**કડી, સ્ત્રી૦** ( સ૦ કટક-કડુ ) ધાતુનો વાળેલો પાતળો કકડો આકડી ૨. કોઇ પણ જાતની સળીનો ગોળ વાળેલો આકાર, નાનુ કડુ ૩ કવિતાનુ પદ, ચરણ ટૂક ૪ બેડી, હેડ, જંજીર. ૫ ઓળ, હાર ૬. વાળી
**કડીતોડ, વિ૦** કડી-સાંકળને એક સપાટે તોડી નાખે તેવુ ૨ મજબુત, અકોડાબધ [૨. ત્રિ૦ કડર.
**કડુ, ન૦** (સ૦ કટુકી) ઈંદરજવના ઝાડની ડાખળી.
**કડુખલો, પુ૦** ( સં૦ કટ + ખલ ) સાકડી બાજુની જગા, ખુણો, થોડો ભાગ, કોલો.
**કડચુ, વિ૦** ( સ૦ કડુ + ફા૦ ચેહ ) સહેજ કડવુ, કડવાશવાળુ ૨. કસાણુ, બેસ્વાદ
**કડુ, ન૦** ધાતુનો કે કોઈ બીજી વસ્તુનો ગોળ વળેલો આકાર, મોટી કડી. ૨. કંકણ, વલય.
**કડે, અ૦** પાસે, સોડે કને. ૨. તરફ, ભણી.
**કડેડાટ, અ૦** કડકડાટ સપાટાબધ. અચકયા વગર.
**કડેતડે, અ૦** ખબડદારીથી, ધમધોકારે; ભજુસારીરીતે.
**કડો, પુ૦** ( સ૦ કુટજ ) ઇંદ્રજવનું ઝાડ.

**કડાકડ઼,** પુ૦દેવતા પાડવાનું કડુ તથા સૂતરની દોરી.
**કડાળ,** વિ૦ કદરૂપુ બેડોળ, બદસુરત
**કઢંગ,** પુ૦ કુચાલ ગેરવર્તણુક
**કઢંગુ,** વિ૦ વિલક્ષણ તરેહવાર, ૨ આડું અવળુ, નિયમ વગરનુ, ૩ બેડોળ, બદસુરત, કદરૂપુ.
**કઢણ,** સ્ત્રી૦ પહાડ, ખડકની સીધી કોરાણ ધાર, કરાડ, કડણ ૨ આદત, ટેવ લક્ષણ ૩ ચિડીઓ સ્વભાવ ૩ કોસને બાધેલુ લાકડાનુ ગોળ ચક્કર ૪ છેડે ખાપાવાળી લાકડી અ કોડી ( સુરત )
**કઢણ,** વિ૦ ચિડીઉ, કઢાપીઉ ૨ ન૦ મસાલા સાથે ઉકાળેલુ દાળનુ પાણી, ઓસામણ
**કઢવુ,** ક્રિ૦ સ૦ ( સ૦ કવથ્-ઉકાળવુ, ) ખૂબ ઉકાળવુ ઉકાળી જાડુ ઘટ્ટ કરવુ ૨. કઢાપો કરવો.
**કઢા-ઢ઼ે,** સ્ત્રી૦ કડા, જુઓ
**કઢાણુ,** વિ૦ કઢાએલુ, બહુ ઉકાળીને જાડુ કરેલુ
**કઢાપો,** પુ૦ બફારો, ધામ, ઉતાપો. ૨ શોક, દીલગીરી,ગુસ્સો કરી લોહી તપાવવુ તે ૩ કઢી.
**કઢામ,** ન૦ બળદ-ઘોડાને પલોટવ નુ વગર પૈડાનુ જમીનને ઘસાતું તણાય તેવુ ત્રિકોણાકાર લાકડાનુ
**કઢાયુ,** ન૦ કડાયુ, તાવડો, પેણો [ ચોકડુ
**કઢારું,** ન૦ નીચી ઉતારેલી ઓસરી, પડારી, ઢોર બાધવાનુ નાનુ ઘર, કોઢીઉ
**કઢાગો** પુ૦ઉધડ ઈજારો, ઉચક વસ્તુ લેવી દેવી તે
**કઢાવવુ,** ક્રિ૦ સ૦ ચીડવવુ, કઢાપો કરાવવો ૨ ઉકાળવુ ૩ દાઢી મુકે એમ કરવુ ૪ ખેચાવવુ [ખોડીબારૂ
**કઢાગી,** ન૦ ખેતરમા જવા વાડમા રાખેલુ છીંડુ,
**કઢિયલ,** વિ૦ બહુ ઉકાળીને જાડુ કરેલુ, કઢેલુ. ' કઢિયલ દૂધ તે કોણ પીશે ? "
**કઢી,** સ્ત્રી૦ ( સ૦ કવથ ) ચણા કે બાજરીનો લોટ મેળવી મસાલા સાથે ઉકાળેલી છાશ
**કણ** પુ૦ ( સ૦ ) અનાજ, દાણો. ૨ કરચ, કટકી, રજ, પરમાણુ ૩ બ્રાહ્મણ, ભીખારીને જે ભિક્ષાન્નઆપવુતે ૪ ટીપુ, ટપકુ ૫.વળ, આટણ, સળ "ભુજ પાળે ભીડતા કકણ કણ ગડિયારે'- દયા૦ ૬ કાંગરો, શિખર ૭ ભાત, તરેહ.
**કણક,** સ્ત્રી૦ કણેક, રોટલી કરવા બાધેલો લોટ ૨ કણ; ભિક્ષાન્ન માટે આપવાનુ અન્ન કણકમાં પાણી પડયુ તે પડયુ-થયુ તે થયુ, બન્યુ તે બન્યુ
**કણકણ,** અ૦ એવો થતો અવાજ
**કણકણા,** પુ૦ ભય શોક વગેરે અથવા વિક્રિયાથી રોમાચ સાથે ઓચિંતી જે ધ્રૂજારી થઇ આવે છે તે થરથરાટ, ધ્રૂજારી, થરેરી ૨ કટાળો
**કણકણાટ,** પુ૦ કણકણ એવો થતો અવાજ ૨. કટાળો, ધ્રૂજારી [ લાગણી
**કણકણી,** સ્ત્રી૦ ધ્રૂજારી, કપારી ૨. કટાળાની
**કણકણો,** પુ૦કપ, થરથરાટ ૨ ટાઢિયા તાવનો શરીરમા પ્રવેશ થવો તે
**કણકી,** સ્ત્રી૦ડાગેર ખાડતા ભાગી ગએલા ચોખાનો જે ભૂકો તે, ચોખાનો ભગાર [ બીનુ તેલ
**કણજિયુ-જીયું,** ન૦ ( સ૦ કરંજ ) કણજીના
**કણજી-ઝી,** સ્ત્રી૦(સ૦કરંજ) એક જાતનુ ઝાડ
**કણજ,** સ્ત્રી૦ કરાઝ, મળોત્સર્ગને માટે આતરડાને જોર આવવુ તે, ઉ મળો
**કણદાર,** વિ૦ દાણાદાર, કાગરીવાળુ
**કણદીઓ,** પુ૦ કાગરીવાળુ સ્ત્રીઓને હાથે ઘાલવાનુ ઘરેણુ [ તે, દાણાબજાર
**કણપીઠ,** સ્ત્રી૦ જે ઠેકાણે અનાજ વેચાતુ હોય
**કણબણ,** સ્ત્રી૦ કણબીની સ્ત્રી
**કણબી.** વિ૦ ( સ૦ કલમ-ચોખા, અથવા, કુલાવલંબિન ) કુટુમ-કુળ ઉપર ઝઝુમનાર ખેતીનો ધધો કરનાર એક જાત ૨ ખેડુત ૩ તાબેદાર, સેવક, વસાવેલા, ગરીબ મનુષ્ય 'અમે કઇ તમારા કણબી નથી '
**કણમણવુ,** ક્રિ૦ અ૦ નાખુશ થવુ, બડબડવુ
**કણમણાટ,** પુ૦ કણકણાટ, બડબડાટ, અસંતોષ
**કણવટ-ટિયું,** ન૦ ( સ૦ કણ + વૃત્તિ ) ભિક્ષામા આવેલુ અનાજ, એકઠુ થઇ ગએલું જુદી જુદી જાતનુ અનાજ ૨ કણેકણે કરીને એકઠુ કરેલુ અન્ન
**કણવતીક,** વિ૦ ભિક્ષા માગીને જીવનાર, ભિક્ષુક, માગી ખાનાર 'એ કૃપ, દ્રોણને અશ્વત્થામા, શુ વદે કણવતીઆ?' —પ્રેમાનંદ.
**કણવીર,** ન૦ એક જાતનું ફુલઝાડ, કણેર.

કણવું, ક્રિ૦ અ૦ દુખના જોરથી ઉહુ ઉહુ કરવું. ૨. ચૂણવું, દાણે દાણે વીણવું
કણસ, ન૦ ( સ૦ કણિશ ) અનાજના સાંઠા ઉપરનો કણ ભરેલો દોડો, કણસલું, ડુંડું
કણસલું, ન૦ કણસ, અનાજનું ડુંડું
કણસાઇ,પુ૦કળીદાર ચણાનો લાડુ,કળી બુંદીનોલાડુ
કણસારી,સ્ત્રી૦એક જાતનું જીવડું ૨ કણસારાનીસ્ત્રી
કણસારો, પુ૦ ( સ૦ કાંસ્યકાર ) તાંબુ, પિત્તળ વગેરે ધાતુઓના ઘાટ ઘડનારો–વેચનારો
કણસું, ન૦ કણસલું; ડુંડું [નાના નાના બચ્ચા.
કણા, સ્ત્રી૦ કરોડના મણકા, અંકોડા ૨ સાપના
કણાદ,પુ૦(સં૦)સોની ૨ એ નામના એક ઋષિ.
કણાયતું, ન૦ દર મહિને પગારમા દાણા આપવા તે. ૨ વિ૦ મહેનતના બદલામા પેટીઉ–અનાજ મળતું હોય તે [ ૩. ડુંડું.કણસલું ૪ ભિક્ષુક
કણિક, સ્ત્રી૦ ( સ૦ ) ઝીણો દાણો. ૨. કણક.
કણિકા, સ્ત્રી૦ ( સ૦ ) છેક ઝીણો કણ, બારીક કરચ ૨. આટણ [રજ હોય તેવું ૩ કણભોજી
કણીઉં,ન૦ગોદડું,ગાદલું ૨.વિ૦જેમાઝીણી કાકરી–
કણીઓ, પુ૦ અનાજનો ધંધો કરનારો, ફડીઓ
કણી, સ્ત્રી૦ છેક ઝીણી રજ; કણ, કરચ. " ખાલી જગા ખોળીએ, કણી મૂકવા કામ. " ૨ તેલ ઘીમા કંઈ તળ્યા પછી જે અંદર ઝીણી ભુકી રહે છે તે,કણી.૩ કાંટો વાગવાથી ચામડી કઠણ થઈ ગરગોલી જેવું બાઝે છે તે, કપાસી ૪ આટણ
કણું, પુ૦ કણ; અણું, ઝીણી રેખ ૨ આટણ
કણેક, સ્ત્રી૦ કણક ૨ ભિખારીને અપાતું અન્ન ૩. બારસ અમાસ ઉપર મહેતાજીને જે દાણા આપે છે તે. [ અન્નવેતન, પેટીઉ
કણેતું–કણાયતું, ન૦ દર માસે મળતા દાણા,
કણેર, સ્ત્રી૦ ( સં૦ કર્ણિકાર ) કણવીર, એક જાતનું ફૂલઝાડ, કરેણ
કણો, પુ૦ થોડા દિવસનું જન્મેલું, વેત દોઢ વેતનું લાંબુ પાતળું સાપનું બચ્ચું ૨. માથે બાંધવાનો ફેંટો; મોળીઉ
કણોજી, ન૦ કાંદાનાં બી.
કંટક, પુ૦ ( સં૦ ) કાંટો. ૨. દુશ્મન, વેરી. ૩. નડનાર, ખટકે એવું તે, ફાંસ. ૪ આંકડો, બડિશ; ગલ. ( માછલા પકડવા સારૂ ) ૫ રોમાંચ, શરીર ઉપરના વાળ ૬ હરકત; ખલેલ, ડખલ.
કંટલ, વિ૦ કાંટાવાળું , કંટાળી ૨ પુ૦ બાવળ.
કંટવાડ, સ્ત્રી૦ કાંટાની વાડ.
કંટારીઉં,ન૦ મડદા ઉપર ઓસડેલું કપડું,કાંટીઉ. (શબ ઉપરથી કાઢી કાંટા કે વાડ ઉપર નાખે છે
કંટાળવું, ક્રિ૦ અ૦ ત્રાસવું, અકળાવું, અમુઝાવું. ૨ કાયર થવું ૩ થાકી જવું, હારી જવું.
કંટાળી, વિ૦ કાંટાવાળી ૨ સ્ત્રી૦ હાથીઆથોર. ‘બાવળીઆ બિહામણા,કંટાળી ને થોર’–પ્રેમા૦
કંટાળું, ન૦ ( સ૦ ) રીંગણી. ૨ કાંટાવાળું ઝાડ.
કંટાળો, પુ૦ ત્રાસ, અરૂચિ, ચીઢ, અણગમો; અપ્રીતિ ૨ સૂગ, ધિક્કાર.
કંટીઆ, પુ૦ જમી આવ્યા પછી બીજે દહાડે નોકોડો ખેંચી કાઢવો તે, લાઘણ.
કંટી, સ્ત્રી૦ અનાજનું ડુંડું, ડોડો, ઉબી, લોળીઉ, લટર ૨ લીલી–તાજી ડાગર. " કંટીના પૌંઆ."
કંટીઉં, ન૦ દોડો લોળીઉ , ડુંડું.
કંટાવાળો, પુ૦ રાંધવાના વાસણ નીચેથી બળી ન જાય તે માટે તેને લગાડેલો માટી–રાખનો લેપ
કંઠું, ન૦ વીઆયા પછી ગાય, ભેંસનું બે ત્રણ દિવસ લગી નીકળતું જાડું ચીકણું દૂધ તે, ખરેડુ.
કંઠું, વિ૦ કડક, ઉગ્ર, મિજાજી [જેવડી કોઠી.
કંઠુડિયા, સ્ત્રી૦ બાળકને રમવાની નાની કુલ્લી
કંડેવાળો, પુ૦ કડીવાળો, જુઓ.
કંડેસરી, સ્ત્રી૦ એક જાતની ગળે પહેરવાની સેર, એકાવળી હાર. ૨. કાંટાસળીઓ.
કંદોડીઉં, ન૦ ઉકરડાનો ખાડો, હગણખાઈ.
કંદોલી, સ્ત્રી૦ એક વેલો, જેને કંટોલા થાય છે.
કંદોલું–ળું, ન૦ એક જાતનું ફળ, કંકોડુ.
કંઠ, પુ૦ ( સ૦ ) બે ખભાની વચમાનો, શરીરનો અવયવ જેમા ખોરાક અને હવા આવવાની નળીઓ છે તે, ગળું, ડોક, કોટ. ૨. ઘાટી, હડિયો ૩. સાદ, અવાજ, સૂર, ધ્વનિ; શબ્દ, ઘાટો. ૪ કાંઠલો. ( ઘડા–લોટાનો ) ૫. કિનારો; તીર; કાંઠો. કંઠે બેસી જવો–મરવાની

તૈયારી થવી ૨ ઝીણો ઘાટો નીકળવો નહિ તે કંઠ ફૂટવો-ઘાટી ફૂટવી ૨. પક્ષીને કાંઠલો આવવો **કંઠ બંધ થવો**-કંઠ રૂંધાવો. ૨ તકરારમાં હારવું, મો બંધ થવું **કંઠે કરવું**-મોઢે કરવું, ગોખીને તયાર કરવું **કંઠે કાંટા પડવા**-(તરસથી) કં૦ સુકાઇ જવો. ૨ અવાજ ખોખરો થઇ જઇ ગળામાં દુખવું **કંઠે પ્રાણ આવવો**-ન ચાલે ત્યારેજ કરવું ૨ અંત આવવો, આવી બનવું ૩ કંઠે પ્રાણ આવવા જેવી દશા થવી, છેકજ ગભરાઇ જવું ૪ ઘણીજ મુશીબત પડવી

**કંઠનીલક**, પુ૦ (સં૦) મોટો દીવો, મશાલ

**કંઠપાશ**, પુ૦ (સં૦) ફાંસો, ગળે બાંધવાની દોરી ૨ કોટી કરવી તે

**કંઠમણિ**, પુ૦ (સં૦) કંઠીમાં ઘાલેલો હીરો ૨ ઘાટી, હડિયો ૩ ઘણીજ વહાલી વસ્તુ

**કંઠમાધુર્ય**, ન૦ (સં૦) સ્વરની-અવાજની મિઠાશ

**કંઠમાળ**, સ્રી૦ (સં૦) કોટમાં ઘાલવાની જે માળા તે. ૨. ગળા ઉપર એક જાતનું દરદ સાપને આકારે થઇ આવે છે તે

**કંઠસ્થ**, વિ૦(સં૦ મોઢે,કંઠાગ્ર ૨ કંઠથી બોલાતું

**કંઠસ્થાની** વિ૦ (સં૦) કંઠ છે સ્થાન જેનું તે, કંઠથી બોલાતું,અ,ક,ખ,ગ,ઘ,હ અને વિસર્ગ

**કંઠસ્નાન** ન૦ (સં૦) ગળા સુધી નહાવું તે (માથે નહિ.) ૨ શિરચ્છેદ.

**કંઠાગ્ર**, અ૦ (સં૦) મોઢે, પાઠે

**કંઠાભરણ**,ન૦ગળે પહેરવાનું ઘરેણું ગળચવો,છડો 'કંઠાભરણ હીરે જડ્યા ' [યુદ્ધ ૪ કતલ

**કંઠાલ**, ન૦ (સં૦)સગપણ ૨. કોદાળી ૩ લડાઇ,

**કંઠાર**, સ્રી૦ (સં૦) દરીઆ કાંઠો

**કંઠાવરોધ**, પુ૦ (સં૦) કંઠનું બંધ થવું તે, રૂંધણ, શ્વાસાવરોધ

**કંઠાળ**, સ્રી૦ (સં૦) વાસણ ભરવાનો કોથળો ૨ ઘોડા ગધેડા ઉપર ભાર નાખવાની બેવડી ગુણ ૩ કમઠાળ, કાચ, ચિનાઈ

**કંઠી**, સ્રી૦ (સં૦ કંઠ-ગળુ) ડોકનું ઘરેણું ૨ ગળા આગળના ભાગ ઉપરની ગોળીની સીવણ ' કંઠીદાર અંગરખું " ૩ ગુરૂએ ઉપદેશ કરી બાંધેલી માળા **કંઠી બાંધવી**-શિષ્ય કરવો, ચેલો મુંડવો ૨ ભણાવી મૂકવું બોધ આપવો **કંઠી બંધા**-એક ધર્મની જેઓએ કંઠી બાંધી છે તે બધા, (ઘણું ખરૂં વૈષ્ણવો.)

**કંઠીઉં**, વિ૦ ગળું પકડે એવું, લુચ્ચું, રૂક્ષ

**કંઠો**, પુ૦ હાર, મોટા મણકાની માળા

**કંઠ્ય**, વિ૦ (સં૦) કંઠ સંબંધી, ગળામાંથી જેનો ઉચ્ચાર થાય તેવું

**કંડ**, પુ૦ (સં૦ કુંડ) ચતુષ્કોણાકૃતિ ક્ષેત્ર, કુંડ, ખણી બાંધીને બનાવેલો ખાડો ૨ કુવો ચણવાની વાકી છટો

**કંડીઓ**,પુ૦(સં કરંડક)વાસનેતરવગેરેનોબનાવેલો ઢાકણાવાળોઉભોદાબડો ૨ વાકીઇંટોએચણેલોકુવો

**કંડીલ**, ન૦ (આ૦ કંદીલ) દીવો કરવાનો કાચનો પ્યાલો ફાનસ [દીવા દાંડી

**કંડીલીઉ**, ન૦ (આ૦ કંદીલ+આલય)

**કંડી**, પુ૦ સાપ રમાડનાર, વાદી

**કંડૂ**, સ્રી૦ (સં૦)ચેળ,ખરજ, ખસ, ખંજવાળ

**કંડૂયન**, ન૦ ખંજવાળવું તે,ખણુજ [એક મુનિ.

**કણ્વ**, પુ૦ કશ્યપવંશી એક રાજા ૨ એ નામના

**કત**,સ્રી૦(આ૦)કલમને જે વાંકો કાપ મુકાય છે તે

**કતક**, ન૦ (સં૦)એક જાતનું ઝાડ-ફળ,નિર્મળી.

**કતકું**, ન૦ (આ૦ કત્ત) ભાગ પાડવાનો લાકડાનો હાથો ૨ ટુકું બુધું, ધોયકણું

**કતરણી**, સ્રી૦ (સં૦ કર્તનિ) ધાતુના પત્રા કાપવાનું ઓજાર (સોની-સુતારનું), કાતર.

**કતરેઓડ**, વિ૦ દાધારંગું, ઘણું આડું, વળગ્યું છૂટે નહિ તેવું, જીદ્દી.

**કતરવધીઉં**, વિ૦ પોતાનાને પહેલું ને સારૂં અને બીજાને પછી ને રહ્યું સહ્યું આવે તેમ,વગીલું.

**કતમા**, પુ૦ (આ૦) લવાનમું, પચાનનામું.

**કતરાંશ**, પુ૦ આપખરેપ, દ્વેષ ૨ વિરુદ્ધતા વેર.

**કતરાતુ**, વિ૦ વાંકું, ત્રાંસુ ૨ નિર્દય, આડું જતું ૩ ઉલટું, પ્રતિકૂળ

**કતરાવું**, ક્રિ૦ અ૦ કોઇ કાતરતું હોય તેવું થવું, ફંટાઇ જુદું પડવું ૨ આડું જવું,વિરુદ્ધ ચાલવું.

**કતલ**, સ્રી૦ (આ૦) નિર્દયપણે કાપી નાંખવું તે;

કાપાકાપી,ખુનરેજી ૨.મોટોનાશ,ઘણા જીવનીઘાત
**કતલનીરાત**-કટાકટીનો સમય, મહા દુખની ઘડી, અતિ ધમાલનો વખત ૨ હસન અને હુસેનનીવરસીનો દિવસ તાબુતનો આગલો દહાડો
**કતલેઆમ**-વર્ણ-જાતિ ન જોતા સર્વને કાપવા તે
**કતાર**, સ્ત્રી૦ ( આ૦ કિતાર્ ) હાર, પરંપરા, પંક્તિ,ઓળ ૨ (આ૦ કિતાલ્) કતલ,કાપાકાપી
**કતાલ-ળ**, સ્ત્રી૦ (સ૦ કુ+તાલ)કજીઓ,ક્લેશ, રડારોળ, અફસોસ 'પ્રાણ ગયા પછી પળ ન રખાયે, ફોગટ કરે કતાળ'-મ૦ સ્વામી
**કતોદય**, પુ૦ (સં૦ કૃત+ઉદય) કિસ્મત, કર્મ ફળનો ઉદય, નસીબ
**કતોદિયો**, પુ૦ ઘુંટારો (ઝાલાવાડ,)
**કત્તા**, સ્ત્રી૦ ( હિં૦દે૦ કત્તા-કોડી )કોડી ૨ કુકો
**કત્તિ**, પુ૦ કાર્તક મહિનો. (કચ્છ) [કિત્તો
**કત્તો**, પુ૦ (આ૦કત્આ ) જાડા કતવાળી કલમ,
**કથક**, વિ૦ (સ૦) કથા કરનાર, પુરાણી ૨ જાહેર ભાષણ કરનાર ૩ હાવભાવથી ગાનાર નાચનાર, નાટકી ૪ ન૦ કહેવત, કહેણી
**કથણી**,સ્ત્રી૦કહેણી,કહેવત.૨ કથાકહેવાનીઘાટી-ઢબ
**કથન**,ન૦(સ૦) કથા-વાત કરવી તે,કહેવુ તે ૨ વચન,બોલ ૩ નિરુપણ,વિવેચન ૪ કહેવત, કહેણી
**કથની**, સ્ત્રી૦ (સ૦ કથ્-કહેવુ) વાત, કથા ૨ કહેવાની ઘાટી-રીત ૩. ટાહેલ, કુથલી, નિંદા
**કથનીય**, વિ૦(સ૦) કહેવાને યોગ્ય,કહેવા જેવુ
**કથરોટ**, સ્ત્રી૦ લાકડાનુ અથવા ધાતુનુ ઉંચા-કાનાવાળુ ગોળ છાછરૂ વાસણ મોટો થાળો
**કથવુ**, ક્રિ૦ સ૦ (સ૦ કથ્-કહેવુ) કથા વાત કરવી. ૨. ભાષણ કરવુ ૩ કહેવુ, વદવુ ૪ વિવેચન કરવુ નિરુપણ કરવુ, ટીકા કરવી
**કથળવું**, ક્રિ૦ સ૦ ચુથાઇ જવુ, બગડવુ, ફરી ઠેકાણે ન આવવુ, હાથથી જવુ " ખેતી ખેડુત કરે વરસ કથળે અણધાર્યું "૨ ઉતરી જવુ (હાડકુ).
**કથા**, સ્ત્રી૦ (સં૦ કથ્-કહેવુ) જોડી કાઢેલી-કલ્પિત વાર્તા, હેવાલ; કહાણી.૨. ઇશ્વરના ગુણ સંબંધી દૃષ્ટાંતો સહિત જે ભાષણ-કીર્તન તે. ૩. નામાંકિત પુરૂષોનાં ચરિત્ર,વૃતાંત. કથા-ભટ-ગાઇ વગાડી કથા-વાર્તા કરનાર
**કથાનક**, ન૦ (સં૦) કથાનો ભાગ ૨ આડકથા, નાની વાત, કહાણી; કિસ્સો.
**કથાનાયક**, પુ૦ કથા,વાર્તાનુ મુખ્ય પાત્ર-જેના વિષે કથા વાર્તા થઇ હોય તે.
**કથાનુસંધાન**,ન૦(સ૦)વાત-ભાષણના ભાગોનો પરસ્પર જે સબંધ તે ૨ મોટી કથામા જે આડકથા હોય તે
**કથાંતર**, ન૦ (સ૦) વાતમા બીજી વાત, પેટા કથા.૨ કહેવાનુ રહેવા દઇ ન કહેવાનું કહેવું તે
**કથાપીઠ**, સ્ત્રી૦ ( સ૦ ) કથાના પ્રસ્તાવસૂચક આમુખ, અવતરણિકા, પ્રસ્તાવના.
**કથાપ્રબંધ**, પુ૦(સં૦) કથા-વાતની રચના તે
**કથાપ્રસંગ**, પુ૦ (સ૦)કથા-વાર્તા માટે બનેલો અનુકૂળ સમય, દૃષ્ટાંત કહેવાનો તાલ
**કથામુખ**, ન૦ ( સ૦ ) કથાની શરૂઆતનુ જે લખાણ તે, ઉપોદ્ઘાત, પૂર્વપીઠિકા, વાર્તારંભ
**કથામૃત**, ન૦ (સં૦) કથારૂપી અમૃત, વાર્તારસ.
**કથાયોગ**,પુ૦ (સં૦)કથા-વાર્તા માટેનો સમય
**કથારંભ**,પુ૦(સં૦)વાર્તાની શરૂઆત, કથાનો પ્રારંભ
**કથાળવું**, ક્રિ૦ અ૦ બગાડવુ; ચૂંથી નાખવુ
**કથિત**, વિ૦ (સં૦) કહેલુ, ભાખેલું, વર્ણવેલુ
**કથિતપાઠ**, પુ૦ વસ્તુ દેખાડી મોઢેથી તેના સંબધી શિક્ષણ આપવુ તે.
**કથીર**, ન૦ (મ૦ કથીલ) કલઇ અને સીસાની મેળવણીથી બનાવેલી ધાતુ, જસત એ જાત-દીથી કાળી પડી જાય છે અને તાપથી પીગળી જાય છે તેથી તે ઘણી હલકી કિંમતની ધાતુ ગણાય છે.૨.નઠારૂ, હલકું ૩ હલકી વસ્તુ, તુચ્છ ચીજ 'સોનુંજાણીસંગ કર્યો,તે કર્મે નીકળ્યું કથીર '
**કથીરી**,સ્ત્રી૦કુતરાને [illegible] જીવ.
**કથીરો**, પુ૦ કથીરીથી મોટો [illegible]ડો.
**કથોલ**, વિ૦ કથોલું, જુઓ
**કથોલું**, વિ૦ અગવડ ભરેલુ; અડચણવાળું ૨. કઢંગુ, કધારુ, લાગ વિનાનું.
**કથ્ય** વિ૦ (સ૦) કથવાને યોગ્ય; કહેવા જેવુ
**કદ**, ન૦ (આ૦ કદ્) બાંધો, ઉંચાઇ,ને લંબાઇ

માથે જે આકાર તે,આકૃતિ, વિસ્તાર, ૨.ઉંચાઇ, ઈજ્જતપણુ, ૩ મોટાઇ, માન, ભારબોજ વજન, માપ ૪ રેશમી મુગટો ૫ પદ, યોગ્યતા

**કદખલાઇ**, **સ્ત્રી૦** લુચ્ચાઇ, બખીલાઈ, શઠતા

**કદખલીઉ**, **વિ૦** લુચ્ચુ, ધૂર્ત્ત, કપટી, શઠ.

**કદખોળ**, સ્ત્રી૦ બદબોઇ, નિંદા, ગીબત.

કદડો, પુ૦ રેશમ–સુતરનો કદોરો ( ભીલ ).

**કદન**,ન (સ૦કદ્–મારવુ)કતલ,હિંસા,વધ 'મદન ! કદન તારુ શંભુથી જે થયુ છે પ્રેમા.૨ પાપ.

**કદમ**, ન૦ (આ૦) બે પગલાની વચમાનુ જે છેટુ–અંતર તે, પગલુ, ડગલું ૨ પગલુ ભરવાની જે રીત–લક્ષણ તે, હીંડછા ૩. કદંબ

**કદમનિવાજ**,વિ૦મહેરબાન,ઘણુજ કૃપાળુ,દયાળુ

**કદમબાજ**,વિ૦ લાંબા પગલાનુ,ઉતાવળે ચાલનાર

**કદમબોસ**, વિ૦ ખેસી, માનીતો સેવક

**કદમબોસી**. સ્ત્રી(૦આ૦ કદમ+ફા૦ બોસીદન્–બચ્ચી કરવી ) મોટા માણસને માન આપતી વેળા તેના પગને ચુંબન કરવુ તે, પાદ ચુંબન.

**કદમી**, વિ૦ અસલી, જુનું. પ્રાચીન

**કદંબ**, ન૦ (સ૦) એક જાતનુ ફૂલઝાડ.

**કદર**,**સ્ત્રી૦**(આ૦)સમજીને કિમત કરવીતે, ગુણ,રસ ખૂબીથી જાણીતા થવાની શક્તિ, બૂજ, તુલના, લેખુ ૨ દયા, દિલસોજી

**કદરજ** વિ૦ (સ૦ કદર્ય) કંજુસ,કૃપણ

**કદરદાન**, વિ૦ (આ૦ કદર્+ફા૦ દાનિસ્તન્–જાણવુ) ખૂબી સમજનાર, બૂજ જાણનાર. ૨. ગુણજ્ઞ, કિમત કરી બદલો આપે તેવુ

**કદરવુ**, ક્રિ૦ અ૦ ભુઝાવુ હોલાવુ

**કદર્યુ**, વિ૦ (સ૦ કદર્ય) કૃપણ,કંજુસ,બખીલ

**કદરૂપુ** વિ૦(સં૦કુ+રૂપ) બદસુરત,બેડોળ,વરવુ

**કદવા**, **સ્ત્રી૦**(કુ+ફા૦દુઆ–આશિષ, શાપ, હાય, અંતઃકરણથી બુરુ ઇચ્છવુ તે

**કદશના**, **સ્ત્રી૦** (સ૦ કદ+અશના) દરકાર, કાળજી, ચટ, ધ્યાન ન આપવુ તે.

**કદહાડે**, અ૦ અઘટિત વખતે, ખરાબ દિવસે ૨ ઋતુએ, કમોસમે. 'કદહાડે કદોડા.'

**કદળી**, સ્ત્રી૦ (સં૦ કદલી) કેળ,સોનેરી કેળાનું ઝાડ.૨. કેળના પાનના આકારની ધજા–પતાકા. ૩ હાથી ઉપરનો જરીનો પટકો [ સોટો

**કદળીનાળ**, **સ્ત્રી૦** કેળનો ગાભો, કેળનો થડરૂપી

**કદળીપુષ્પ**, ન૦ કેળનુ ફૂલ [ કેળોનો સમૂહ.

**કદળીવન**, ન૦ કેળો ઘણી હોય તેવી જગા ૨

**કદળીસ્તંભ**,પુ૦ કેળનું થડ [વાર, કદાચ,કદાચિત્

**કદા**, અ૦ (સં૦ કિમ્) ક્યારે, ક્યી વખતે,કોઈ

**કદાગરો**, પુ૦ કજીઓ ૨ અટસ, અદાવત

**કદાચ**, અ૦ કદાચિત, કદાપિ, વખતે

**કદાચિત્**, અ૦ (સં૦) કોઇ વખતે, કદી,વખતે. ૨ જો, એમ બને–હોય તો

**કદાપિ**, અ૦ સં૦) ભોગજોગે,કોઇ વાર,કદાચ.

**કદાવર**, વિ૦ (આ૦ કદ્+ફા૦ આવર્દન્ )કદમા મોટુ, જાડુ અને ઉંચુ , જાજરમાન, દેખાવડું, ભવ્ય, પ્રૌઢ.

**કદાસણ**, **સ્ત્રી૦** કકાસિઅણ

**કદી**,અ૦કોઇ દહાડો,કોઇ વેળા ૨ કોઇદહાડો પણ. કદીમદી-કોઇ વેળા,(હમેશ નહિ )કદીક,ક્વચિત્ 'કદીમદી મિયા ચાલ્યા નદી '

**કદીક**,અ૦ કદી, જુઓ.

**કદીમ**, વિ૦ અસલી, જુના જમાનાનું, પુરાતન.

**કુ–દૃષ્ટિ**,**સ્ત્રી૦**નઠારી–બદ નજર.૨ ગેરમહેરબાની, અવકૃપા

**કદુ**, પુ૦ (ફા૦) કહોળું ૨ ઢુકો જાડો ને મજબુત લાકડાનો દંડો, બત્તો ૩ ધોયકણું,ભુમલું. ૪ પુરૂષનોગુહ્ય અયવવ કૂવમાં કદુ બોરવુ–ફાસમારવી.

**કધાન** ન૦(કુ+ધાન્ય) હલકી જાતનું–ખડધાન. 'કોદરા, બંટી ઇ૦ ' ૨ બગડેલું અનાજ. "કધાનને કેળવીને ખાવુ "

**કધોડુ**, વિ૦ કધોણુ.

**કધોણુ ણી**,વિ૦રોજ બરોબર ન ધોવાયાથી બહુ મેલું થયા પછી ખૂબધોવાથી પણસાફન થાય તેવું.

**કનક**, ન૦( સં૦ ) સોનું ૨.ધન, દોલત ૩ ધંતુરો.

**કનકફુલ**, ન૦ કનફૂલ; એરીંગ ૨ ધતુરાનું ફૂલ.

**કનકવી**, **સ્ત્રી૦** નાનો કનકવો, નાની પતંગ.

**કનકવો**, પુ૦ એક ઉભી તથા આડી કમાનદાર કામડીના આધારે ચોખડો કાગળ વચમાંથી દોરી

જાતની આકાશમાં ઉરાડવામાં આવે છે તે,પતંગ,
**કનકુવો,** પુ૦ પતંગ; કનકવો
**કનજર,** સ્ત્રી૦ કુદૃષ્ટિ [ પીડા
**કનડગત,** સ્ત્રી૦ હરકત, રગડાટ ૨ દુઃખ,સંકટ,
**કનડવું,** ક્રિ૦ સ૦ દુઃખ દેવું, હેરાન કરવું,પજવવું, પીડવું, સંતાપવું
**કનડાટ,** પુ૦ દુઃખ, રગડાટ, પજવણી, કનડગત.
**કનફૂલ,** ન૦ સ્ત્રીઓના કાનનું ઘરેણું, એરીંગ
**કનવાર,** સ્ત્રી૦ (મ૦ કેવાર) પચાત, દરકાર ૨. ખણખોજ; કાળજી, લક્ષ.
**કનાત,** સ્ત્રી૦ (આ૦ કનાત્) તણુની કપડાની ભીંત. ૨. જાડા કપડાનો કરેલો પડદો
**કનસ્તર,** ન૦ (અ૦ કેનિસ્ટર) નેતર, ઘાસ કે વાસની ચીપોની ગુંથું કડીઓ ૨ ( પડીઆની) સીંકી,પડો. ૩ ટીનના પતરાનો દાબડો
**કનિષ્ઠ,** વિ૦ (સ૦) ઉમ્મરમા સૌથી નાનું ૨ ગુણ કર્મમા ઉતરતું—ઓછું ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ. (મુકાબલામા) [ હલકી રીત
**કનિષ્ઠપક્ષ,** પુ૦(સ૦)નાનો-ઉતરતો પક્ષ—પાયરી
**કનિષ્ઠિકા,** સ્ત્રી૦ (સં૦) સૌથી નાની આગળી, ટચલી આગળી. ૨ વિ૦ નાની (બેન).
**કની,** અ૦ (સં૦કિં+ન)કે નહિ, અથવા નહિ
**કનીનિકા,** સ્ત્રી૦ (સ૦) આંખની કીકી,આખના ડોળામા રહેલો ગોળ કાળો તારો,આખની પુતળી
**કને,** અ૦ પાસે, સોડે, નજીક ૨ કબજે,તાબે
**કનેરા,** સ્ત્રી૦ (સં૦) કસબણ, વેશ્યા ૨ હાથણી
**કનેરી,** સ્ત્રી૦ (મ૦ કણ્હેરી,સં૦કણ+આહાર) કાંજી, આજારી માણસને પાવા સારૂ ચોખાને શેકી વાટી બનાવેલું પેય તે. ૨ કરાની બે પાસ હળતી કોરણ—કાંગરી, ધાર, પાળ ૩ કોર, કોરણ.૪. (સોના રૂપાની) કાગરી.૫ એક જાતની પુરી, ખારાપુરી. ૬. એક જાતનું પક્ષી.
**કનૈયો,** પુ૦ રંગીલો—છેલ જુવાન, બાળ ૨.નાનો રંગીલો કિશોર.
**કનોચાં,** ન૦ કાનની બાજીનો નીચલો ભાગ; લટ.
**કનોજ,** પુ૦ બ્રાહ્મણની એક જાત.
**કંત,** પુ૦(સં૦ કાન્ત) સ્વામી; કંથ; પતિ. ૨. મન ગમતો, છબીલો, વલ્લભ.
**કંતરાણ,** ન૦ (ફા૦કંતાન) કેનવાસ, શણનું કપડુ
**કતરેહ,** પુ૦ અણબનાવ, બગાડ, ખટપટ
**કતાઇ,** સ્ત્રી૦કતામણ ૨ કાતવાનીપદ્ધતિ-ઢબ-આવડ.
**કતાએલુ** વિ૦ કાતેલું. ૨ દુર્બળ—બેહાલ થએલું
**કંતાણ—ન,** ન૦ ( ફા૦ ) શણનું બનેલું જાડુ કપડુ, કેનવાસ,૨ શણીઉં, કતરાણ.
**કતામણ,** ન૦ કતાઇ, કાતવાની મજુરી.
**કતાવું,** ક્રિ૦ સ૦ સુકાઇ જવુ, દુબળુ પડવુ. ૨ ઘસાઈ હાલહવાલ થઇ જવુ ૩. વળ સાથે તાર નીકળવા.કંતાઇ જવું—દુબળુ પડવુ, સુકાવુ, હાલહવાલ થઇ જવુ, ઘસાઇ જવુ, ખેંચાઇ જવુ
**કંથ,** પુ૦(સં૦) સ્વામી,ભરથાર, કાન્ત,ધણી,વર. ૨ વલ્લભ, પીઉ
**કથડો,** પુ૦ સ્વામી, ધણી, પીઉ.
**કંથવો,** પુ૦ (સં૦ કંથા—ગોદડી+વહુ—વહેનાર) નિર્ધન મનુષ્ય,ગરીબ માણસ,દીનજન 'દીનદુર્બળ હું કથવો, કૃપા કરી પ્રભુ સન્મુખ જુવો." ૨ ચોમાસામા થતો વાળ કરતા પણ ઝીણો એક જાતનો જીવડો ૩ સાધુ,બાવો,વેરાગી,કંથાધારી.
**કંથા,** સ્ત્રી૦ (સં૦) ઘણા વસ્ત્રના કડકા સીવી કરેલી ગોદડી,ફાટેલી મેલી ધાબળી,કામળો.૨ થીગડાવાળો ઝભ્ભો ૩ કંથ,પતિ, કથનું સંબોધન "કથા ! ન કરીશ કાસદુ, જુડો લેવો ભાર; તેથી જુદુ જાચવુ, સૂમને કહેવો દાતાર "
**કંથાર—રી,** સ્ત્રી૦ કથેર, કઠેરો. (કચ્છ)
**કથારો,** ન૦ કથારનાં ફળ.
**કંથાળી,** સ્ત્રી૦ ગધેડાં, ખચ્ચર,ઊંટ વગેરે ઉપર લાદવાની બેવડી ગુણ,, ખડીઓ, ઝોળી.
**કંથેર,** સ્ત્રી૦ તીક્ષ્ણ કાટાવાળો એક જંગલી છોડ, કંથાર. કંથેરમાં કોઇ હાથ ન ઘાલે—વસમાને કોઇ ન છેડે.
**કંદ,** ન૦ (સં૦) ખાવાનો ગર હોય તેવુ મૂળ. ૨ મૂળ, કારણ, સ્થાન સૂચક શબ્દ. (સમાસમાં).
**કંદમૂળ,** ન૦જુદીજુદી જાતનાં ખાવાલાયકમુળીયાં.
**કંદરા,** સ્ત્રી૦ (સં૦) ગુફા; ખોહ; બખોલ.
**કંદર્પ,** પુ૦ (સં૦) કામદેવ, મદન,અનંગ,મયર.

કંદીલ, ન૦ કડીલ, ફાનસ
કંદુક, પુ૦ રમવાનો દડો, ચેંડુ [ સુખડીઓ
કંદોઇ, પુ૦ મિઠાઇબનાવનાર–વેચનારો,હલવાઈ,
કંદોરાબંધ વિ૦ કંદોરો પહેરનાર, પુરુષ
કંદોરી, સ્ત્રી૦ કમ્મરની દોરી, રશના,કાચી,સેર ૨ ભીંતની કિનારી ૩ ચિહ્ન, રેખા
કંદોરો, પુ૦ કમ્મરનો દોરો, કમરબંધ, સેર, રશના ૩ ભીંતમાં ચણેલી ઇંટની કિનાર ૩ ચિહ્ન, લીટી [ કંદર્પના શર વાગીઆરે "
કંદર્પ, પુ૦ (સં૦) કામ,કદર્પ "કાળજ કોરાણા,
કંધ, સ્ત્રી૦ સં૦ સ્કંધ) ખાંધ ૨ નાગરમોથ
કંધરા, સ્ત્રી૦ (સં૦) ડોક, ગરદન, ગ્રીવા
કંધોઇયો, પુ૦ કંદોઇ, સુખડીઓ (ક૨૭)
કંધોડું,ન૦સરત કરી ખેડવાને ઢોર ભાડે રાખવું તે
કંધોલ, સ્ત્રી૦ (સં૦ સ્કંધ) ખભો, ખાંધ 'તેને પોતાના કંધોલા ઉપર નાખી લઇ ગયા'
કન્ના, સ્ત્રી૦ કનકવાનો ધઢો અને કમાનના સાંધા આગળ પતંગ સમતોલ રહે એમ, એ સામસામેના ખુણાને જોડનાર લીટી, કર્ણ રેખા
કન્ની, સ્ત્રી૦ ઉડતા પતંગની નમતી બાજુને સમતોલ રાખવા સારૂ તેની સામેની બાજુએ જે ચીંદરડી બાંધવામાં આવે છે તે ૨ પતંગ
કન્યકા, સ્ત્રી૦ (સં૦) કુમારિકા છોડી, છોકરી
કન્યા, સ્ત્રી૦ (સં૦) કુવારી છોડી કુમારિકા, કન્યકા ૨ પુત્રી, દીકરી ૩ બાર રાશિ પૈકી છઠ્ઠી રાશિ ૪ દુર્ગાદેવી,પાર્વતી ૫ મોટી એલાયચી ૫ કન્ના
કન્યા કલંક, ન૦(સં૦)કુમારિકાનો દોષ, કુવારી અવસ્થામાં લાગેલું લાંછન
કન્યા કાળ, પુ૦ (સં૦) કન્યા મટીને સ્ત્રીત્વ આવવાનો સમય, કન્યાને પરણાવવાનો સમય
કન્યા કુબ્જ, પુ૦ (સં૦) કનોજ પ્રાંત
કન્યાકુમારી, સ્ત્રી૦ (સં૦) કોમોરીન ભૂશીર, હિંદુસ્થાનનો દક્ષિણ છેડો [કરવું તે' પરણવું
કન્યા ગ્રહણ, ન૦ (સં૦) લગ્ન, પાણી ગ્રહણ
કન્યાગત, ન૦ (સં૦) સ્રી ધન, પલ્લું.૨.કન્યા રાશિમાં આવવું તે [દાનકરવુંતે:છોડી પરણાવવી તે
કન્યાદાન, ન૦ (સં૦) શાસ્ત્ર વિધિપૂર્વક કન્યાનું
કન્યાદોષ,પુ૦(સં૦)કન્યા સંબંધીજેખોડખાપણતે
કન્યાધન, ન૦(સં૦)સ્ત્રી ધન,પલ્લું ૨ કન્યા રૂપી જે ધન તે 'આખરે કન્યા ધન પારકું છે'
કન્યાપુત્ર, પુ૦ (સં૦) કુવારી છોડીને પેટે પેદા થયલો પુત્ર, કાનીન ૨ ભાણેજ, દોહિત્ર.
કન્યારત્ન, ન૦ (સં૦) કન્યા રૂપી જે રત્ન તે
કન્યારાશિ વિ૦ (સં૦) સ્ત્રીના જેવા ચાળા અને ચહેરાવાળો પુરૂષ, બાયલો, જનાની.
કન્યારાશિ,સ્ત્રી૦(સં૦) બાર રાશિઓ પૈકી છઠ્ઠી
કન્યાવિક્રય, પુ૦ (સં૦) દીકરીનું વેચાણ, વર પાસેથી કન્યાના બાપે બદલો લેવો તે
કન્યાશાળા,સ્ત્રી૦ ફક્ત બાળાઓને ભણાવવામાં આવતી હોય તેવી નિશાળ [ઉપાડી જવી તે.
કન્યા હરણ, ન૦ (સં૦) કન્યાને બળાત્કારે
કન્યાળું,ન૦વગર ચણેલો કુવા જેવો ખાડો,વરીડો 'નદીનાળા કન્યાળા,ઢીંકવામાથીપાણીલે.–હુ૦દ૦
કન્હૈયા, વિ૦ મોજી, લહેરી, વિલાસી "કાન કન્હૈયા સાથે રંગે રમુ છુ, પ્રેમથી ઉબટ આણીરે"
કપ, પુ૦ ચકમક ને લોઢાથી પડતો તણખો ઝીલવાની સુતર મુજની દોરી, જામગરી, કફ ૨ (અં૦) પ્યાલો ૩ કાપ, ચીકણી કાળી માટી
કપચી, સ્ત્રી૦ સડક પુરવાનો પથ્થર,તાસ,મેટલ
કપટ, ન૦ (સં૦) લુચ્ચાઇ, ઠગાઇ, છળ પ્રપંચ ૨ ડોળ, ઢોંગ, કપટ કરવું–છેતરવું,છળ કરવો કપટ તેનું ચપટ - છળનું પરિણામ વિનાશ
કપટકોટ,પુ૦ઢોંગનો પડદો,છળ,બનાવટ, કપટબાજી
કપટનિંદા,સ્ત્રી૦ છેતરવાને કોઇની નિંદા કરવી તે
કપટતા, સ્ત્રી૦ (સં૦) ઠગાઈ, છળ.
કપટબાજી, સ્ત્રી૦ ઠગબાજી, ધૂર્તતા, પ્રપંચ.
કપટભાવ, પુ૦ [સં૦] બનાવટી પ્રેમ, પ્રેમ બતાવી અંદરથી છેહ દેવાની ભાવના.
કપટરૂપ ન૦ બનાવટી, છેતરવાને બનાવેલું
કપટવિદ્યા, સ્ત્રી૦ છળવિદ્યા [ કાવાબાજ
કપટી, વિ૦ ધૂર્ત, દગલબાજ, પ્રપંચી, ઠગારું,
કપડાગ, સ્ત્રી૦ ચીતાળ, કમઠાળ
કપડછાણ, વિ૦ કપડાથી ચાળેલું ૨ કપડું વિંટાળી ઉપરથી ભભૂતી ચોપડેલું.

**કપડું, ન૦** ( સં૦ કર્પટ ) રેશમ, ઊ૦ ના તારને વણી બનાવેલો ઘાટ લુગડુ, કાપડ ૨ પોશાક, વસ્ત્ર, વસન, ચીર
**કપડાંલત્તાં, ન૦** પહેરવાના લુગડા
**કપતરું, ન૦** કેરી, કોળુ દુધી વગેરેની કાપેલી જે જાડી છાલ તે, ગામચુ
**કપતાન, પુ૦** ( અં૦ કેપ્ટન્ ) વહાણુ-આગબોટ ઉપરના ખલાસીઓનો ઉપરી,નાખુદા, નૌકાધ્યક્ષ, ટંડેલ. ૨ પલટણનો ઉપરી—નાયક સરદાર ૩ મુકાદમ, આગેવાન
**કપરું, વિ૦** ( ૧૦ દે૦ ખપ્પરો )અઘરુ , મુશ્કેલ, કઠણુ "કેવી કપરી સરત'"૨ આકરુ, જલદ ઉગ્ર સ્વભાવનુ, ક્રોધી ૩ કાબેલ, કાઈથી ગાજ્યુ ન જાય અને નીચેનાને સેહમા રાખે તેવુ
**કપરોડ, સ્ત્રી૦** ( કુપ + અ૦ રોડ ) ખાડાની કે કુવાની અદરનુ આડુ પોલાણુ, બખોલ
**કપર્દિકા, સ્ત્રી૦** ( સ૦ ) કોડી, છેકજ હલકી કિંમતનો સિક્કો, દમડી [તે ૨ કમાડ
**કપાટ,ન૦**(સ૦)બારણુ,ઉઘાડવા દેવાનું જે પાટીઉ
**કપાણુ,ન૦**સુરજના તડકાની ઝાળ લુ [નઠાર
**કપાતર,વિ૦**(સ૦કુપાત્ર.)નાઠ,વઢકણુ.૨ ખગામ,
**કપાલ, ન૦** ( સ૦ ) ખોપરી; માથાનુ તાળવુ રૂ૯ ૨ ખપ્પર ૩ ઠીબ, ઠીકરુ
**કપાલકુટીઓ, વિ૦** માથ ફોડીઓ,ટકટક કરનાર
**કપાલી, પુ૦** (સં૦) મહાદેવ, શિવ ૨ ખોપરીનો હાર રાખનાર,શિવભક્ત ૩ અઘોરી બાવાઓનો એક વર્ગ [ જુદુ પડાવુ, બાતલ કરવુ
**કપાવવું, ક્રિ૦અ૦**છેદાવવુ, વઢાવવુ, કટકા કરાવવા
**કપાવુ, ક્રિ૦ અ૦** કોઈ કાપતુ હોય તેવુ થવુ, વઢાવુ, અદર અદર દ્વેષથી છેદાવુ ૨ કજીઓ-કકાસ કરવો, લઢવાડ-મારામારી કરવી
**કપાસ,પુ૦** ( સં૦ કાર્પાસ ) રૂના છોડ, વણુ. ૨ કપાસીઆ સહિત ? ૩ કપાસીઓ
**કપાસી,સ્ત્રી૦**કણી,આટણુ ચામડીમાથ્યાનીપડેલીગાંઠ
**કપાસીઆ,પુ૦**રૂનુંબી ૨ માસના લોચા(માથામા
**કપાળ, ન૦** ( સં૦ કપલ ) બે પાપણુની ઉપરનો માથાનો વાળ વગરનો ભાગ, ચહેરાનો ઉપલો સપાટ ભાગ, લલાટ, ભાલ. ૨. નસીબ; ભાગ્ય 'ઢાંકયા કપાળની ખબર પડતી નથી' ૩ કઈ નહિ, ધુળ "તે શુ શિખવાનો છે કપાળ." ૪ મગજ, મસ્તક 'કપાળે કપાળે જુદી મતિ'
**કપાળ ફૂટવુ**—અસત નિરાશાને લીધે હાથથી માથામા મારવુ ૨ માથાફોડ કરવી ૨ પસ્તાવો કરવો **કપાળ ફૂટવુ**—ઘણુ નુકસાન થવુ, મોટુ દુખ આવી પડવુ. **કપાળમા ચાંદલો કરવો** કઈ ન આપવુ **કપાળમાં ડામ**—આપવાનું કઈજ નથી ( તિરસ્કારમા ) **કપાળે ચોટવું**-નસીબે લખાવુ, પાલવે પડવુ, માથે ભાગવુ **કપાળે લખેલું**—નસીબદેવીએ નિર્માણુ કરેલુ **કપાળે હાથ દેવો**—( શોકમા ) કપાળે હાથ દેવા જેવી દશા થવી, આશાભગ થવુ, નિરાશ થવુ **કપાળે લખાવી લાવવુ**—ભાગ્ય લઈને અવતરવુ, નિર્માણુ થવુ [ કરવી તે, મગજમારી.
**કપાળફૂટ, સ્ત્રી૦** માથાફોડ, તેની તેજ મહેનત
**કપાળફુટીઉં, વિ૦** માથાફોડીઉ, ટકટક કરે-કરાવે તેવુ ૨ ઘણી મગજની મહેનતવાળુ.
**કપિ, પુ૦** ( સ૦ ) વાનર, વાદરો; મર્કટ
**કપિંજલ, ન૦** (સ૦) એક જાતનુ પક્ષી, તેતર
**કપિતાન, વિ૦**(સ૦)સેતાન,તોફાની, વાદરા જેવુ
**કપિમુખ, વિ૦** ( સં૦ ) વાનરમુખુ, વાનરના જેવા મો વાળુ [બદામી ૨ ગનુ
**કપિલ, વિ૦** ( સં૦ ) પીળાસ મારતું કાળુ,
**કપિલ, પુ૦** સાખ્યશાસ્ત્રના કર્તા, એક ઋષિ
**કપિલા, સ્ત્રી૦** ( સ૦ ) તદન એકજ રગની ગાય ૨ દક્ષરાજાની કન્યા ૩ એકજાતનો લાલભૂકો
**કપિલા ષષ્ઠી, સ્ત્રી૦** (સ૦) જે દિવસે ૭ યોગ એકઠા આવે તે-ભાદ્રપદ માસ, કૃષ્ણપક્ષ, હસ્ત ક્ષત્ર, વ્યતિપાત યેગ, મગળવાર અને છઠ એ બારવર્ષે એક વખત આવે છે
**કપીલા, પુ૦** ( કંપિલા ) એક જાતની વનસ્પતિ. ૨ એકજાતનોલાલભુકો જે પુજળીપરકામઆવેછે.
**કપુર, ન૦** ( સં૦ કર્પૂર ) સુગધીવાળો તરત સળગી ઉઠે એવો ઝાડમાથી મળતો એક પદાર્થ.
**કપુરનું વૈતરૂ**—આનંદ ઉપજે એવી મહેનત.

**કપુરકાચલી,** સ્ત્રી૦ એક જાતનું સુગંધીદાર મૂળિયું
**કપુરચીની,** સ્ત્રી૦ એક જાતની ઔષધી. ૨ ચિનાઇ સાકર
**કપુરી,** વિ૦ ખાવાના પાનની એક જાત.
**કપુરીઆં,** ન૦ કાચી કેરીના લાંબા ચીરીઆ.
**કપૂત,** પુ૦ ( સં૦ કુ + પુત્ર ) નામ બોળુ છોકરો, કુળને લાછન લગાડે તેવો છોકરો
**કપેચાં,** ન૦ એક જાતનુ વસાણુ.
**કપેચું,** વિ૦ આટીઘુટીનુ, કઠણુ, અટપટુ
**કપોટી,** સ્ત્રી૦ પોપડી [ રોટલા, રોટલીની ], ૨. પાતળી છાલ, ઝીણુ પડ.
**કપોટું,** ન૦ પોપડો, ભીંગડુ, છોડુ, પોડુ.
**કપોત,** પુ૦, ન૦ (સં૦) ડોકે રંગની છાટ હોય તેવુ કબુતર, પારેવો હોલો.
**કપોતક,** ન૦ સુરમો,૨ સાજીખાર ૩ નાનો હોલો
**કપોતરું,** ન૦ ( સં૦ કુ + ફોતરું ) જાડી છાલ; ગાભચુ ૨ ભીંગડુ ૩ કાગળીઉ
**કપોતી,** સ્ત્રી૦ હોલી [૩ વાણીઆની એક જાત.
**કપોલ-ળ,** પુ૦ (સં૦ કપોલ) ગાલ ૨ ગડ
**કપોળ-કલ્પિત,** વિ૦ (સં૦) બનાવટી, મનથી ગોઠવેલુ, પ્રમાણુ વગરનુ. કલ્પિત.
**કપ્પડ,** ન૦ કપડુ, વસ્ત્ર, કાપડ [વસમુ, આકરુ
**કપ્પર,** સ્ત્રી૦ ભેખડ, નદિની કરાડ.૨ વિ૦કપરુ,
**કપ્પા,** પુ૦ જાળ સાદડાના ગૂંથેલા કોથળા, ગુણુ.
**કપ્પી,** સ્ત્રી૦ ગરગડી, ગરેડી ૨ થીંગડુ ૩ કુલ્લી. ૪ શીશી [ગરગડી ૨ સીસો, કુપો
**કપ્પો,** પુ૦ સહેલાઇથી ભાર ઉંચકાય એવુ યંત્ર,
**કફ,** પુ૦ [ સં૦ ) છાતી, ગળાને રુંધતો એક રોગ, ઠાસો, ઉધરસ, ખાંસી, ખોખલો ૨ રસ શ્લેષ્મ. ૩ બળગમ, ગળફો, બળખો, ૪ ચકમક સ ગાવવામા વપરાતું રૂ, ગુલ, કપ, જામગરી
**કફ જ્વર,** પુ૦ [ સં૦ ] કફથી આવતો તાવ ને
**કફન,** ન૦ (આ૦) મુડદાને ઓરાડેલુ લુગડું,શબને ઢાકવાનું વસ્ત્ર ૨ શબ મૂકવાની પેટી
**કફની,** સ્ત્રી૦ [ આ૦ ] ટુકી બાયનુ ઘુટી સુંધીની લબાઇનુ જે પહેરણુ તે
**કફલાત,** પુ૦ ચુનાનો ગિલાવો ૨ મરામત
**કફા,** વિ૦ નારાજ, નાખુશ
**કફાત,** સ્ત્રી૦ [ આ૦ કફારત ] નુકસાન, ગેરલાભ, હાનિ. ૨ કજીઓ, ટટો.
**કફોડું,** વિ૦અઘરું, મુશ્કેલ,કઠણુ,૨ કલાગુ, કદરુંપું.
**કફોદર,** ન૦ કફ દોષથી થતો પેટનો એક રોગ.
**કબજ,** વિ૦ [ આ૦ કબ્જ ] કબજામા હોય તેવુ, રોકાએલુ, છૂટુ ન હોય તેવુ ૨. ઝાડો ન આવતો હોય તેવુ "પેટ કબજ છે," **કબજ** કરવું—પકડવુ, કબજો લેવો. ૩ જપ્ત કરવુ. ૪ કેદ કરવુ **કબજ રાજા મુલક ટેંટેં—** ધણી હાથમા તો બીજા શુ કરનાર ?
**કબજાન,** ન૦ કબજો, હવાલો
**કબજિઆત,** સ્ત્રી૦ કબજ હોય તેવી હાલત, અટકાવ, રોકાણુ ૨ બધકોશ. મળાવરોધ.
**કબજેદાર,** વિ૦ જેના કબજામા હોય તે, ભોક્તા.
**કબજો,** પુ૦ [ફા૦] ભોગવટો, ઉપભોગ, માલકી, હવાલો, તાબો ૨ દબાણુ, સત્તા. ૩ બાય વગરનુ બદન, કુડતુ **કબજો કરવો**—તાબામાં લેવુ **કબજો મેળવવો**—કોર્ટ તરફથી કાયદેસર ભોગવટો લેવો,તાબે લેવુ **કબજો છોડવો**—સત્તા ખોવી, કોઇ ચીજની માલકી છોડવી. **કબજો આપવો**—હવાલે કરવુ, સ્વાધીન કરવુ **કબજે** રાખવુ પોતાની સત્તામા રાખવુ, દેખરેખ રાખવી
**કબડાવુ** ક્રિ૦ અ૦ માદા પડવુ, શરીર બગડવુ, કથળવુ [રાહુ ૩ એક રાક્ષસ.
**કબંધ,** ન૦ ( સં૦ )ધડ,માથા વિનાનું શરીર ૨.
**કબર,** સ્ત્રી૦ [ આ૦ કબ્ર ] દાટેલા માણસના ખાડા ઉપર કરેલુ ચણુતર, ઘોર, દેરડી, સમાધ
**કબરસ્તાન,** ન૦ [ અ૦ કબ્ર + ફા૦ સ્તાન] જ્યા કબરો હોય તે ઠેકાણુ, શ્મશાન, દખમું.
**કબરી,** સ્ત્રી૦ વાળની લટ, ચોટલો, વેણી.
**કબાજી,** સ્ત્રી૦ ( સં૦ કુ + ફા૦ બાખ્તન્—રમવુ ) ખોટનો ધધો, મૂર્ખાઇ ભરેલુ કૃત્ય.
**કબાટ,** ન૦ ( સં૦ કપાટ ) સામાન મૂકવાનો ખાનાવાળો ઉભો ઘાટ. ૨. હાટિયુ.
**કબાડ,** વિ૦ ખરાબ, તરેહવાર, ઘાટ-ડોળ વગરનું ( લાકડુ, માણસ, વગેરે ); નઠારૂ. ૨. પુ૦

ભાર; એક ગાડાનો ભાર, (ઘાસની) ગંજી
૩. ઈમારતી લાકડું [અનાવડની મહેનત
**કબાડકડ**, સ્ત્રી૦ હલકી મજુરી, ગદ્ધાવતરુ,
**કબાડી**, પુ૦ ઇમારતી લાકડા વેચનાર ૨ કઠિઆરો ૩ લાકડા કાપનાર (સોરઠ,) ૪ ગેર-વર્તણુક, નઠારી રીતભાતે ચાલતુ તે
**કબાડી**, વિ૦ કબાડા કરનાર, ધુર્ત્ત, કુભાડી
**કબાડીઉં**, વિ૦ જાડુ ને જોરવાળુ ૨ તરકટી કુભાડી
**કબાડું**, ન૦ ખોટુ કામ, દુષ્કર્મ, સારૂં ન કહેવાય, તેવુ કામ. ૨. વ્યભિચાર, અનીતિનુ કૃત્ય
**કબાડું**, વિ૦ નઠારૂ, નબળુ, ખોટુ, અસત્ય
**કબાબ**, પુ૦ કવાબ, જુઓ
**કબાબચીની**, સ્ત્રી૦ (ફા૦) ચીનીકબાલા
**કબાલો**, પુ૦ (અ૦ કબાલહ) અમુક વસ્તુ આપવા લેવા સંબંધી કરાર, સાટાખત.
**કબી**, અ૦ (ફા૦) કદી, કદાપિ, કોઇવાર
**કબીર**, પુ૦ (અ૦ કબીર્-મોટો) ભાટ, કવિ ૨. એ નામનો ધર્મ સ્થાપનાર મૂળ પુરૂષ.
**કબીરપંથી** વિ૦(અ૦)કબીરના મતને માનનાર
**કબીલદાર**, વિ૦ કુટુંબવાળો. ગૃહસ્થ, પરણેલો
**કબીરો**,પુ૦પહોળા મોનુ ભિક્ષાપાત્ર, શકોરૂ, કટોરો
**કબીલો**, પુ૦(અ૦) બૈરા છોકરા,કુટુંબ,પરિવાર
**કબુદ્ધિ**, સ્ત્રી૦ કુબુદ્ધિ, જુઓ.
**કબુદ્ધિયું**, વિ૦ મૂર્ખ, અવળી મતિનુ,કુબુદ્ધિવાળુ
**કબુ**, અ૦ [હિ૦] કદી, કદાપિ, કોઇવાર
**કબુતર**, [સ૦] ખબુતર પારાવત
**કબુતરખાનું**,ન૦કબુતરનોમાળો.૨.ભેળીગ દી જગા
**કબુતરી**, સ્ત્રી૦ કબુતરની માદા. ૨. અગકસરત કરનારી નટડી. [કરેલુ-માનેલુ, માન્ય, સ્વીકૃત
**કબુલ**, વિ૦ [અ૦ કબૂલ્] મજુર. નક્કી
**કબુલવું**,ક્રિ૦ સ૦ કબુલાત આપવી, વચન આપવુ, હા પાડવી, માનવુ.
**કબુલાત**, સ્ત્રી૦ [અ૦] ખાતરીથી કહેવુ-લખી આપવુ તે; ઇકરાર, ઠરાવ, કોલ, સ્વીકાર,નક્કી હા
**કબુલાતનામું**, ન૦ [અ૦] લખાણથી જે કબુલાત તે; ઈકરારનામું, કરારનામું.

**કબુલાવવુ**, ક્રિ૦ સ૦ કબુલ કરાવવુ; મનાવવું; હા પડાવવી ૨ ખાતરી અપાવવી,જામીન આપવા.
**કબેલુ**, ન૦[સં૦કપાલ] મોટુ કાચા ૨ ગનુ નળીઉં; મોભારીઉં ૨ ઘાટ વગરનુ ઠીકરૂં ૩ બેડોળ ઠીબ.
**કબોલ**, ન૦ ખરાબ શબ્દ ગાળ ૨ મહેણું. ટાણો
**કભા**, પુ૦ [અ૦ કૈબા] જરિયન જામો. વાઘો
**કભાય**,પુ૦જામો વ ઘો 'કભાય કોને પામરી પટકા, નામ ન જાગે ગણિયાજી'-પ્રેમ ૦૨.બોટો.૩.સ્ત્રી૦ બાય. 'મોડી કભાય કરી બેસતી, છટે તો હો દોરો'-પ્રેમા૦
**કભારજા**,સ્ત્રી (સ૦કુભાર્યા)કકાસણી કુલક્ષણી સ્ત્રી.
**કભાવ**,પુ૦[સં૦કુભાવ-]ધિક્કાર,અપ્રીતિ, કમન.
**કભી**, અ૦ કદી, કદાપિ
**કભોડુ**, વિ૦ મેલુ, ધાબાવાળુ.
**કમ**, વિ૦[ફા૦] ઓછુ, થોડુ, ઉણું, અલ્પસૂચક ઉપસર્ગ ૨ ખરાબ, હીણુ.
**કમ અક્કલ**,વિ૦[ફા૦]ઓછી બુદ્ધિનું,મૂર્ખ,અજ્ઞાન.
**કમઅસલ**, વિ૦કમજાત; રાડના પેટનું;નીચ કુળનું.
**કમ-કદર**, વિ૦ [ફા૦ કમ+અ૦ કદર] કદર વગરનુ, અગુણજ્ઞ.
**કમકમવુ**, ક્રિ૦ અ૦ ધ્રુજવું, થરથરવું. કાંપવું. ૨ કમકમા આવવા;કટાળો આવવો. ત્રાસવુ,ડરવું.
**કમકમાટ**, પુ૦ કમકમવુ તે; થરથરાટ; કંપ. ૨. કટાળો, ત્રાસ.
**કમકમાટો**, સ્ત્રી૦ ત્રાસ, કંપારી, સૂગ, જુગુપ્સા ૨ કંપારો, થરથરાટ, કમકમી, અંગકંપ.
**કમકમી**,સ્ત્રી૦ કંપારી, ધ્રુજારી,સૂગ. [શક્તિવાળું
**કમ-કૌવત**,વિ.નબળું,કમજોર દુર્બળ,અશક્ત;ઓછી
**કમખો**, પુ૦ (સ૦ કક્ષખા મ)કાચળી,કપડું,ચોળી.
**કમખોરાક**, પુ૦ ઓછો ખોરાક હોવો તે.
**કમચી**, સ્ત્રી૦ (તુર્કી૦ કમ્ચી) ચાબુકને છેડે જે દોરી હોય છે તે ૨ ચાબુક કોરડો.
**કમજબા** ,વિ૦(ફા૦કમ+જબાન)થોડું બોલનાર. અલ્પભાષી ૨ તોતડુ અટકતી જીભવાળુ. ૩. ભુંડાબોલું ૪ ભૂંડુ ભાષણ સ્ત્રી૦ગાળ,અપશબ્દ.
**કમજરે**, અ૦ (ફા૦ કમ+મુજરા) ઓછું; નિરર્થક, બરબાદ.

**કમજાત,** વિ૦ ( ફા૦ કમજાત ) હલકા કુટુંબનું, અકુલીન, નીચા કુળનું, ૨ અધમ, વર્ણશંકર, તુકમફેર ૩ લુચ્ચુ, હરામી

**કમજાદે,** વિ૦ ઓછુવત્તુ, કમીજાસ્તી [ગાયર

**કમજુસ્ત** વિ૦ઓછી હિંમતનુ,અશક્ત ૨ બીકણ,

**કમ જોર,** વિ૦ અશક્ત, નબળુ, કમતાકાત

**કમજોરી,** સ્ત્રી૦ અશક્તિ, દુર્બળતા

**કમઠ,** પુ૦ ( સ૦ ) કાચબો, કચ્છપ. ૨ વિષ્ણુનો અગિયારમો અવતાર ૩ મુનિનુ જળપાત્ર ૪ વાંસ

**કમઠાણ,** ન૦ ઝટ વ્યવસ્થા થઇ ન શકે તેવો મોટો ખટલો, રસાલો ૨ વાપરો, સરસામાન

**કમઠાયો,** પુ૦શીલ્પવિદ્યા પ્રમાણે સાગ માહીતગાર માણસ, શિલ્પી, મિસ્ત્રી

**કમઠી,** સ્ત્રી૦(સ૦)કાચબી [અસંતોષ બતાવવો

**કમણવુ,** ક્રિ૦ અ૦ [ક મન]કચવાવુ,કણકણવુ

**કમ ડળ,** ન૦ ( સ૦ કમ ડલુ ) લાકડા અથવા ધાતુનુ સન્યાસીનુ પાણી પીવાનુ નાળચાવાળુ પાત્ર

**કમ ડળું,** ન૦ (સ૦) કડવા નાળિયેરના ખોખાનુ સન્યાસીનુ પાણીનુ પાત્ર.

**કમતર,** વિ૦ (ફા૦) ઓછુ,થોડુ ૨ હલકુ ,નમળુ

**કમતરીન,** વિ૦ ( ફા૦ ) પામર, ૨ ક, ગરીબ દાસાનુ દાસ. " લી૦ તમારો કમતરીન સેવક " ૨ તુચ્છ, હીણુ. ૩ બહુજ કમ-ઓછુ

**કમતી,** વિ૦ (ફા૦) ઓછુ, થોડુ, કમી

**કમન,** ન૦ ( સ૦કુ+મનસ્ ) નાખુશી અસંતોષ કટાળો, અભાવ અપ્રીતિ **કમનનું**-મન વગરનુ

**કમન,** વિ૦ ખુબસુરત કામુક ન ગમતુ]

**કમનસીબ,** વિ૦ નિર્ભાગી, અકર્મી, અભાગીઉં, ૨ ન૦ દુર્ભાગ્ય. [૨ સુદર, રૂપાળુ, મોહક

**કમનીય,** વિ૦ ચહાવા યોગ્ય ઇચ્છવા લાયક

**કમપેશ,** વિ૦ ફા૦) ઓછુવત્તુ

**કમબખત** વિ૦ (ફા૦) કમનસીબ ભાગ્યહીન ૨ ખધુ લુચુ, ઠગ [ભોગ ૨ ધૂર્તતા ઠગવિદ્યા

**કમબખતી,** સ્ત્રી (ફ૦) દુર્દૈવ, વિપત્તિ, દુર્દશા,

**કમર** (કમ્મર), સ્ત્રી૦ (ફા૦) કેડ કટી **કમર** કસવી-બાધવી-કમરે તાણીને પટકો બ ધવો ૨ કામ ભીડવી,તૈયાર થઇ જવુ **કમર** ભાગી જવી-આશા ભગ થવુ **કમર** તોડવી-ઘણી સખત મહેનત કરવી

**કમર કસ,** ન૦ (ફા૦) કમરમા કસ આવે તેવુ ઓસડ ૨ વિ૦ કમર કસનાર, શૂર

**કમરખ,** ન૦ એક જાતનુ ખટમધુરુ ફળ

**કમરપટી,** સ્ત્રી૦ કમરે બાધવાની પટી ૨ કોઇ વસ્તુનો લાબો ને લાબો ચીચરવટો

**કમરપટો,** પુ૦ કમરે બાધવાનો પટો, કમરબધ, પટો ૨ કમરનુ ઘરેણુ, સેર, મેખલા, રસના

**કમરબધ,** પુ૦ (ફા૦) કમરપટો વિ૦ તૈયાર, સજ્જ ૨ સાવધ, સાવધાન, તત્પર

**કમરીક,** ન૦ એક જાતનુ લુગડુ

**કમલ,** ન૦ (સ૦) કમળ જુઓ

**કમલજ,** વિ૦ (સ૦) કમળમા જન્મેલુ [કમળા

**કમલજ,** પુ૦ (સ૦) ચતુરાનન,બ્રહ્મા, **કમળજા**-

**કમલા,** સ્ત્રી (સ૦)કમળા,લક્ષ્મી,૨ સુંદરસુભાગી સ્ત્રી.

**કમલાકર,** પુ૦ (સ૦) કમળનો સમૂહ જથો ૨ કમળોવાળુ સરોવર

**કમલાપતિ,** પુ૦ (સ૦) વિષ્ણુ લક્ષ્મીપતિ

**કમલિની,** સ્ત્રી૦ (સ૦) કમળની વેલ-જેના ફૂલ સૂર્યને જોઇ ખીલે છે તે

**કમલોદ્ભવ,** પુ૦ ( સ૦ ) કમળમાથી ઉત્પન્ન થએલા તે, બ્રહ્મા, પ્રજાપતિ [ઓછી અક્કલનુ.

**કમસમજ,** સ્ત્રી૦ ઓછી અક્કલ ૨ વિ૦ નાદાન;

**કમળ,** ન૦ ( સ૦ કમલ ) પાણીમા પેદા થતું લાબી દાડીનુ એક ફૂલ અબુજ, પદ્મ ૨ ગર્ભ-સ્થાન ૩ કમળકાકડીનુ ફૂલ

**કમળકાકડી,** સ્ત્રી૦કમળનુ બી,એક ઔષધી;ડેરરર

**કમળકેશ,** પુ૦કમળનો ડોડો,કમળની ન ફૂલેલી કળી

**કમળતંતુ,** પુ૦ (સ૦)કમળફૂલની અંદરના રેસા

**કમળનાળ,** સ્ત્રી૦ કમળની પોલી દાડી

**કમળભૂ,** પુ૦ (સ૦) બ્રહ્મા

**કમળ પૂજા,** સ્ત્રી૦ કમળ ચહાવી કરવાની પૂજા. ૨ માથુ કાપી દેવને ચઢાવવુ તે

**કમળમુખી,** વિ૦કમળવદના;કમળજેવા મુખવાળી

**કમળમુદ્રા,** સ્ત્રી૦ દેવસેવા કરતા કમળના જેવો આગળાનો આકાર કરવો તે

**કમળ લોચના,** વિ૦ ( સ૦ ) કમળના જેવી આંખવાળી, કમળનયની [મોવાળી કમળમુખી
**કમળવદન -ની,** વિ૦ ( સ૦ ) કમળના જેવા
**કમળાસન,** પુ૦ બ્રહ્મા (જેમનુ આસન કમળ છે )
**કમળી,** સ્ત્રી૦ કમળના જેવા વા ળી ર ગના એક જાતના ફૂલ ર પિત્તાશયના વિકારથી થતો એક રોગ, કમળો
**કમળો,** પુ૦ લોહી અને શરીર પીળુ થઈ જાય અને રોગી બધી ચીજ પીળીજ દેખે તેવો પિત્ત વિકારથી થતો રોગ ર દ્વેષ, અદેખાઇ, ઇર્ષ્યા
**કમા,** સ્ત્રી૦ (સ ) શોભા, સુ દરપણુ,ખુબસુરતી
**કમાઈ,** સ્ત્રી૦ કમાવુ તે ર પ્રાપ્તિ, પેદ શ,ઉત્પન્ન, નફો, લાભ ૪ રોળો રળાઇ, કમાણી
**કમ ઉ,** વિ૦ કમાતુ હોય તે,પેદાગરુ,રળતુ ઉદ્યમી
**કમાડ,** ન૦ (સ૦ કપાટ) વાસવા-બ ધ કરવાનુ ઢાકણું, બારણુ, બાર **કમાડ ભાગવાં**—ઉમરો ઘસી નાખવો, તગાજો કરવો **પગે કમાડ ઠેલવાં**—ફુખા ગોળા ગગડાવવા **કમાડ કરતા ઉલાળો ભારે**—માથા કરતા મનોહર મોટુ
**કમાચણ,** સ્ત્રી૦ ( સ૦ **કામચારી** ) અનીતિએ ચાલનારી સ્ત્રી, ગુણકા, વેશ્યા
**કમાડું,** ન૦ ખેતરમા દરેક ક્યારામા પાણી જવા માટે ક્યારાની પાળ તોડવા બાધવામા આવે છે તે
**કમાણી,** સ્ત્રી૦ કમાવુ તે, કમાઇ, પેદાશ, ર નફો; આવક ૩ સંગ્રહ, સંચય
**કમાન,** સ્ત્રી૦ (ફા૦ કામઠુ, ધનુષ્ય ર કડીઆ સુતારે બનાવેલો ધનુષ્ય આકાર તે, આર્કુ, મહેરાબ ૩ મેઘધનુષ્ય, મચ્છ ૪ ઘડિયાળ, ગાડી કોચ વગેરેમા સ્થિતિસ્થાપક ગુણ રાખનાર પોલાદનું ગુ ચળુ
**કમાનદાર,** વિ૦ (ફા૦) કમાન-મેહેરાબવાળુ,
**કમાનાર,** વિ૦ રળનાર, પેદા કરનાર,મેળવનાર
**કમાલ,** વિ૦ (અ૦) ખુબસુરત, સુ દર.ર ઘણુ સારૂં, ઉત્કૃષ્ટ ૩ સ પૂર્ણ, આખુ
**કમાલીઆ-લીઆ,** પુ૦ બહુચરાજીને માનતામાં પોતાનું જીવન અર્પી સ્ત્રી પોશાકમા ફરનાર પુરૂષ. ૨. હીજડો, નપુસક;ફાતડો,બાયલ.
૩ બેશરમાળ સ્ત્રી ૪ પુરૂષના જેવી ઉંચી ને સુ દરતા રહિત સ્ત્રી [અધિકારી
**કમ વિસદાર,** પુ૦ મામલતદાર,પ્રગણાનો ઉપરી
**કમાવુ,** ક્રિ૦ સ૦ કર્ષક નવુ પ્રાપ્ત કરવુ, મેળવવુ, પેદા કરવુ રળવુ ર નફો-લાભ મેળવવો ૩ સંચવુ સ ગ્રહ કરવુ
**કમિટી,** સ્ત્રી૦ (અ૦) કોઇ કામનો વહીવટ કરવા જે નિમેલા માણસો તે,કાર્ય કરનારી સભા, મ ડળી, પચાએત
**કમિશન,** ન૦ (અ૦) નિમેલા માણસો, નિયુક્તજન, પચ, અમુક કામ માટે અખત્યાર આપ્યો હોય તે પુરૂષો.ર. અખત્યારનામુ,મનદ, શાસન પત્ર ૩ સોપરત, ભાળવણી, નિક્ષેપ.૪ અખત્યાર અધિકાર ૫ કોર્ટમા હાજર નથઈ શકે તેવા માણસની જુબાનીલેવા જે માણસને સત્તા આપેલી હોય તે ૬ અગત્યના પ્રશ્નની તપાસ માટે નિમાએલુ પચ ૭ આડત, હકસાઇ, વળતર
**કમિશનર,** પુ૦(અ૦) જેને કોઇ કામ કરવાની સત્તા હોય તે ર સરકારી કોઇપણ મોટા ખાતાનો ઉપરી અધિકારી [બાકી, અધુરુ
**કમી,** વિ૦ ( ફા૦ ) ઓછુ, કમતી ર ઊણું,
**કમીજાસ્તી,** સ્ત્રી૦ ઓછુ વત્તુ કેટલું તે બાબતની તપસીન-હિસાબની જે વિગત તે, વધઘટ
**કમીટ કરવું,** ક્રિ૦ સ૦ સોંપવુ, હવાલે કરવુ, ભાળવવુ. ર બીજા ન્યાયાધીશ પાસે ઇનસાફ માટે
**કમીન,** વિ૦ (અ૦) કપટી, હૈયામેલુ [મોકલવુ
**કમીના,** સ્ત્રી૦ (ફા૦) ઓછાપણું, તાણ, ઊણપ.
**કમીનો.** વિ૦ (ફા૦) છેક હલકો, પામર;કગાલ.
**કમુરતાં,** ન૦ જે સમયમા શુભકાર્ય માટેના મુહૂર્તો ન આવે તેટલો સમય તે
**ક મોત,** ન૦ (સ૦ કુ+મૃત્યુ) કુદરતી રીતે મોત ન થવુ તે અકાળમૃત્યુ (ખૂન, ડુબવુ વગેરેથી જે એકાએક મોત થાય તે )
**કમોદ,** સ્ત્રી૦ (સ૦ કુમુદ) એક જાતના ખુશબોદાર ઉત્તમ જાતના ચોખા.
**ક મોસમ,** સ્ત્રી૦ (સ૦કુ+ અ૦ મૌસિમ-ઋતુ ) મોસમ નહિ તે, ક હાડો; કરત.

કંપ, પુ૦ (સં૦) હાલવું તે થરથરાટ, ધ્રુજારો, કંપારો ૩ કણકણો કટાળો

કંપન, ન૦ [સ૦] હાલવુ-ધ્રૂજવુ તે થરથરાટ.

કંપની, સ્રી૦ ( અં ) મંડળી, ટોળી, સભા ૨ ભાગીદારોનુ મંડળ પેઢી પંચાળુ ૩ સગત સોબત, સહવાસ કંપની સરકાર ઇસ્ટ ઇંડિયા કંપની, જે સને ૧૮૫૮ પહેલાં હિંદનો રાજકારભાર કરતી હતી તે

કંપવા-વાયુ, પુ૦ (સં૦) શરીર કંપ્યા કરે એવી જે વાતવિકૃતિ તે, લકવો

કંપવુ, ક્રિ૦ અ૦ (સં૦) ધ્રૂજવુ થરથરવુ ૨ હાલવુ, ચળવુ ૩ ડરવુ, બીવુ

કંપાઉન્ડ, પુ૦ (અ૦) ઘરની આસપાસની આંતરી લીધેલી છુટી જમીન, ચોકઠુ, વાડો, ચોગાન.

કંપાણુ, ન૦ (સ૦ કંપન કાટો તુના

કંપાણી, વિ૦ તોળાટની એક જાત, કંપાણુ રાખનાર, કાટાવાળા, મપારા [અસ્થિર

કંપાયમાન, વિ૦ (સં૦) ધ્રૂજતું, કાપતુ હાલતુ

કંપારી, સ્રી૦ ધ્રુજારી, થરેરી, ગાત્રભંગ કંપ ૨ ચીતરી ચઢવી તે, કમકમાટી; અભાવ

કંપારો, પુ૦ થરેરાટ, ધ્રુજારો.૨ તિરસ્કાર ધિક્કાર ૩ ચીતરી ચઢવી તે [ચળાવવુ ૩ ડરાવવુ, બીવરાવવુ

કંપાવવું, ક્રિ૦ અ૦ ધ્રુજાવવુ ૨ ડગમગાવવુ

કંપાસ, પુ૦ (અ૦ કૅમ્પાસ) હોકાયંત્ર, મત્સ્યયંત્ર, દિગ્નિર્ણય યંત્ર,દિશાસૂચક યંત્ર ૨ અંતર તપાસવાનુ યંત્ર, ગોળ કાઢવાનુ યંત્ર, કૈવાર, કર્કટ ૩ કાટો, તુલા

કંપિત, વિ૦ (સ૦) કાપતુ, હાલતું, ધ્રુજતું

કંપૂ, સ્રી૦ મુકામ, છાવણી, ૨ લશ્કરની ટુકડી, ૩ ટોળુ, જૂથ

કંબલ, પુ૦ (સ૦) કામળો, ધાબળી. ૨ ગાય બળદની ગરદન નીચે જે જાડી ચામડી લબડે છે તે, ગોદડી [સુતારનો વાસનો ગજ

કંબા, સ્રી૦ (સં૦ કંબી) વાસની ચીપ ૨

કંબુ પુ૦ (સ૦) શંખ." કમ્બુ સરખા કંઠમાં." ૨.દશલાખની સંખ્યા.૩. શંખની બંગડી, વલય.

કંબુકંઠી,વિ૦ શંખ જેવી ત્રણ આવલીની ડોકવાળી

કંબુગ્રીવા,સ્રી૦ શંખ જેવી ત્રણ રેખાવાળી ડોક.

કંબુજ, પુ૦ શંખ

કંબૂ, વિ૦ ચોર, ચોરટુ.

કંબોઇ, સ્રી૦ એક જાતનો છોડવો,જેની સોટીઓનુ દાતણ કરવામા આવે છે

કમ્મર, સ્રી૦ કમર, કેડ. [કરડો, જુઓ.

કયરો, પુ૦ કનકવાની ઉભી કામડી-સળી. ૨.

કયું, સં૦ (સ૦ કિમ્) શું, કોણ

કર, પુ૦ (સં૦) હાથ; હસ્ત ૨. (હાથીની) સૂંઢ. ૩ કર, દાણ, જગાત, મહેસુલ.૪. સરકાર વેરો, ભાપો ૫. લાગો ૬ રશ્મિ, કિરણ."શશિકર" ૭ કરનાર, એવે અર્થ સૂચક પ્રત્યય. ૮. એવી સત્તા ૯ રહેનાર, વસનાર એ અર્થસૂચક પ્રત્યય. 'દેવચાલીકર ૧૦. અપવિત્ર દિવસ,ગ્રહણનો બીજો દિવસ.]

કરકચ, પુ૦ એક યોગ (જ્યોતિષ)

કરકટી, સ્રી૦ ઠાઠડી, ખાટલી જનાજો; નનામી

કરકંઠોળ, ન૦ પરચુરણ કઠોળ

કરકડ, અ૦ છટાબંધ, વગર અચકે,ઝપાટાબંધ

કરકડાટ, અ૦ સપાટાબંધ, સડસડાટ

કરકર, સ્રી૦ કણીઓ, કરચો, ઝીણી કાકરી.૨ ઝેર, દ્વેષ, ઈર્ષ્યા,ખાર ૨ અ૦ કોઇ વસ્તુ કપાતા થતો અવાજ

કરકમળ, પુ૦ હસ્તકમળ.

કરકરિઆવર, પુ૦ કન્યાના લગ્ન પ્રસંગે કરેલો આપવા લેવાનો ઠરાવ, પહેરામણી રીત.

કરકરુ, વિ૦ (સ૦ કર્કર)એક મેદા જેવુ લીસુ નહિ તેવુ ઝીણી કાકરી જેવુ લાગતું જાડુ; ખરબચડુ ૨ તીવ્ર, ચચળ, આકરા સ્વભાવનું

કરકલગ, પુ૦ (સ૦) ખોબો અંજલી.

કર્કશ, વિ૦ [સ૦] નઠારા સ્વભાવનુ ૨.કડવા બોલું ૩ કઠોર, કઠણ, સખત. [શબ્દ]

કરકશા, સ્રી૦ [સ૦કર્કશા ] વઢવાડીઆણ, કઠોર ભાષણ કરનારી, નિર્દય. 'ધન ધન રે પુરૂષ તારે ભાગ્ય, કરકશા નાર મળી.'

કરકસર, સ્રી૦ [સ૦ કર+કૃશ] સંભાળીને જરૂરનું ખરચ કરવુ તે, ત્રેવડ, મિતવ્યય; કસર, હાથ ખેચીને વાપરવુ તે. [કણસાઇ અને કર-

કારના ભેદ માટે જુઓ ગુજરાતી શબ્દકોષ]
**કરકસરીઉં**, વિ૦ મિતવ્યયી, કરસ‍ગીઉ, સંભાળીને ખરચ કરવાની ટેવવાળુ, ત્રેવડીઉ
**કરકટક**, ન૦ જેથી એનુ ગોળાકૃતિ કાઢવાનુ ઓજાર
**કરકાટીઉં**, વિ૦ ફક્ત હાડકા ચામડી રહેલા હોય તેવુ, બેહ પાતળુ, સુકલકડી.
**કરકોચલી**, સ્ત્રી૦ કરચોળી, કરચલી [ફારી ખાવુ.
**કરકોલવું**, ક્રિ૦ સ૦ ધીમે ધીમે ખોતરી ખાવુ.
**કરકોસર**, સ્ત્રી૦ કરકસર, જુઓ
**કરકોષ**, પુ૦ અંજળી; સંપુટ. [મુશ્કેલી
**કરખ**, પુ૦ [સ૦ કૃષ્] દુખ, શોક. ૨ તાણ,
**કરખી**, પુ૦ [સં૦ કૃષ્] ખેડુત, કણબી.
**કરગર**, સ્ત્રી૦ કરકર, જુઓ.
**કગરવું**, ક્રિ૦ અ૦ ઘણીજ ગરીબાઈથી રડવા સરખુ મો કરીને કાલાવાલા કરવા, યાચના કરવી, આજીજી કરવી, દાઢીમા હાથ ઘાલવા
**કરગવાડ**, સ્ત્રી૦ આજીજી, કાલાવાલા.
**કરગસ**, સ્ત્રી૦ કરત ૨ મેલ, રજ, કસ્તર [આપવો તે
**કરગ્રહ**, પુ૦ (સં૦) લગ્ન, પાણિગ્રહણ ૨ આશ્રય
**કરચ**, સ્ત્રી૦ [સં૦ કર્ત્-કાપવુ] છેકજ નાની પાતળી કકડી, નાનો કકડો, રેખ
**કરચલી**, સ્ત્રી૦ કોઈ સુવાળી-સાફ વસ્તુનું સંકોચાવુ વળી જવુ તે; વળીઉં, કરચોલી ૨ કરચલાની માદા
**કરચલુ**, ન૦ પાણીમા થતું એક બહુપગુ જળચર
**કરચાવવું**, ક્રિ૦ સ૦ ચીઢવવુ, ખીજવવુ ૨ કરચા રહે તેમ કપાવવુ.
**કરચો**, પુ૦ સાફ ન મુડાયાથી આછા કેશ રહી જાય તે, ખુપરો "અનાડી હજામે કરચા રાખ્યા" ૨. અક્કલ વગર, મૂર્ખ, બેવકુફ, અભણ ગામડીઓ
**કરચોલી**, સ્ત્રી૦ કરોચલી, વળ, સળ, વળીઉં
**કરજ**, ન૦ [અ૦ કર્જ] કોઈની પાસેથી વ્યાજે લીધેલું નાણું દેવુ, ઋણ, દેણુ. કરજે કાઢવુ -નાણા વ્યાજે લેવા
**કરજદાર**, વિ૦ કરજી, દેવાદાર, દેણદાર
**કરજાઉ**, વિ૦ કરજે લીધેલું, વ્યાજુ ૨. દેવાદાર
**કરજાળી**, સ્ત્રી૦ [સં૦ કજ્જલ+આલય] મેશ પાડવાનું કોડીઉં. ૨. ધુમાડીઉં; ચીમની.
**કરજી**, વિ૦ ઋણી, દેવાદાર, કરજદાર
**કરંજ**, ન૦ [સ૦] એક જાતનુ ઝાડ.
**કરજો**, પુ૦ [ફા૦] ફુવારો, ફુવારાવાળી જાહેરજગા.
**કરડ**, સ્ત્રી૦ [કરડ] એકવાર ખાડેલી ડામર 'કરડના ચોખા' ૨. ચુલાની અંદરની બળેલી માટી ૩. કેરી, કેળા, ઘાસ વગેરે ખરીદી કરનારને સેંકડા ઉપર જે પાંચ, દશ જાસ્તી મળે છે તે ૨ ડખ
**કરડકણું**, વિ૦ કરડવાની ટેવવાળુ, કરડે તેવુ. કરડણા કુતરાને હડકવા હાલ્યો-મૂળ વાદરો ને તેમા દારૂ પીધો, કાણુ ધોડુ ને કરડકણુ.
**કરડ પાંચમ**, સ્ત્રી૦ શ્રાવણ સુદ પાચમ. એ દહાડે સ્ત્રીઓ કરડની ખીચડી ખાઈ વ્રત કરે છે
**કરડવું**, ક્રિ૦ સ [પ૦ કર્] દાતથી કાપવુ ૨. ડખવુ, આકડા મારવા. ૩ બચકુ ભરવુ, કરડી ખાવુ. કરડવા ધાવુ-ચીડીયા કરવા, ખાવા ધાવુ
**કરડકણાપણું**, ન૦ કરડવાની ટેવવાળુ. ૨. તાતો મિજાજ, કરડાકી
**કરડાકી**, સ્ત્રી૦ મર્મવચન, વિપરીત ભાષણ વક્રોક્તિ, અવળીબોલી "હુ મરખીની લક્ષ્મી સાવિત્રી, કરે મારી કરડાકી-પ્રેમા૦ ૨ છેલાઈ, અકડાઈ.
**કરડાગી**, સ્ત્રી૦ કરડાકી, મર્મ વચન, વક્રોક્તિ.
**કરડાપાટી** સ્ત્રી૦ સોનીનુ એક ઓજાર
**કરડી-નજર**, સ્ત્રી૦ બીક લાગે તેવી-આકરી નજર ૨ ગુસ્સો ૩ ગેરમહેરબાની, અવકૃપા, ખફા
**કરડુ**, વિ૦ (ફ૦ કરડા) આકરુ, સખત-કડક 'કરડો તાપ' ૨ ક્રૂર, નિર્દય ૩ સહેજ કડવુ, કષાય.
**કરડો**, પુ૦ આગળીએ ઘાલવાનો સોના રૂપાનો આમળા વાળો વીંટલો ૨ સોનીનુ એક ઓજાર
**કરણ**, ન૦ [સં૦] કોઈપણ ક્રિયાનુ જે સાધન તે જે વડે, જેની મારફતે કઈ કામ થાય તે, કારણ, હેતુ સબબ. ૨ સાધન, ત્રીજી વિભક્તિનો અર્થ તે ૩ ત્રીસ ઘડીનો જે કાળ તે [પચાંગ] ૪. કરવુ તે, કર્મ. ૫ કિરણ. ૬ એક ફૂલઝાડ.
**કરણાટ**, ન૦ કાનના ઘાટનુ વાજુ કૈનાટ. મોટું તતડું 'ભોગ દુદુભિ શખનણા સ્વર, કરણાટ રણકાર'
**કરણી**, સ્ત્રી૦ [સં૦] જે પ્રકારે કર્મ કરવા તે. કરવું-કરેલુ તે, ક્રિયા, કર્મ કૃત્ય ...

થાપી. ૩ જેનુ નિઃશેષ મૂળ ન નીકળી શકે તેવી સખ્યા ૪ ગુણ લાયકી, યોગ્યતા ૫ જાદુ
કરણીકા, સ્રી૦ ફૂલની અદરનો બીવાળો ભાગ
કરણીય, વિ૦ [સ૦] કરવાને યોગ્ય, કરવા જેવુ
કરંડો, પુ૦ [ન૦ કરડ ] ક ડયો.૨ ચક્રવાક પક્ષી
કરત સ્રી૦ કમોસમ, નઠારી ઋતુ [પ જાનુ તળુ
કરતલ, ન૦ [સ૦] હાથેળી, હાથની સપાટી
કરતલ ભિક્ષા, સ્રી૦ હાથેળામા જેટલુ માય તેટલુ લેઈ લાજ ખાવુ એવુ જે વ્રત તે
કરતલી, સ્રી૦ હાથેળી, કરતલ [ર જાદુ
કરતવ, ન૦ [સ૦ કર્ત્તવ્ય ] કરવાનુ તે, કૃત્ય
કરતાં, અ૦ બે વસ્તુનો મુકાબલો કરતી વખત એક બીજાના ગુણ-સખ્યામા કમી જાસ્તીપણુ બતાવવાને જે શબ્દ વપરાય છે તે, થી, થકી "પરમાર્થ કરતા બીજુ મોટુ પુણ્ય કઇ નથી" ૨ છે તોપણ, છતા ૩ વગા, વધારામા
કરતાલ, સ્રી૦ [સ૦] હાથવડે તાલ આપવી તે ૨ તાલ આપવાનુ જે સાધન તે, કાસીઆ, ઝાંઝ, કાસીજોડા
કરતુ, ન૦ [સં૦ કૃ ] કૃત્ય, કર્મ.
કરતુક, ન૦ કરતવ, કર્મ. ૨ આચરણુ, વર્તણુક
કરદમ, પુ૦ કર્દમ, માટી "રમતા આગણે રે, કરદમ વળગ્યો છે શ્રી અગે,—દયા૦
કરનાર, ન૦ જે કઇ કામ કરે તે, કર્ત્તા
કરનારૂં, વિ૦ ક્રિયાકારક, કરનાર
કરન્યાસ, પુ૦ [સ૦ ન્યાસ-મૂકવુ ] આગળીઓ અને બીજા અવયવો ઉપર જુદાજુદા દેવનુ સ્થાપન કરવુ તે
કરપ, પુ૦દાબ,રોફ,ધાક,બીક "પડયાનો કરપ ભારે હતો અને એજ કારણથી તે વખણાતો"—હ૦ દ૦
કરપટ્ટ, ન૦ ઓડવુ, એક જાતનું ફળ. ૨ હાકોટો. રૂઆબ ૩ ભાર, વજન
કરપલુ, ન૦ ઉડગ, બે હાથ ઉપર જેટલું માય તેટલું [ભાલ ] [રૂપી જે પલ્લવ તે
કરપલ્લવ, પુ૦ [સં૦] પજો પાચો ૨ હાથ-
કરપલ્લવી, સ્રી૦ હાથની આગળીના ચાળાથી સંકેતમા વાત કરવાની રીત, હાથવડે સમજવાની ભાષા, બહેરાંમુંગાને સમજાવવાની રીત ૩. હાથનો ઇસારો
કરપવુ, ક્રિ૦ સ૦ મરનારના પુન્યાર્થે પહેલી ઉતરાણ ઉપર અને ઘરો આઠમને દિવસે બ્રાહ્મણને દાન આપવુ [થોડુ કરડવુ ૨ કોતરવુ.
કરપવુ, ક્રિ૦ સ૦ [સ૦ કલ્પ્-કાપવુ ] થોડુ
કરપા, પુ૦ કચ્ચો, ગરજો, ખુપરો
કરપી, સ્રી૦ રાપડી, કળપી, રાપ
કંપીણ, ત્રિ૦ [સ૦ કૃપણ ] કજુસ મખીચ, જેના હાથેથી કઇ છૂટે નહિ તેવુ ૨ કમકમાટી ભરેલુ નિર્દય
કરપુટ, પુ૦ [સં૦] ખોબો બે હાથના પજાઓ જોડવાથી થતો પડીઆ જેવો ભાગ પસલી
કરપો, ન૦ ખેતરમા કરેલો માળો. ( કાઠિ૦ )
કરબ,પુ૦[બા૦]હાક કરપ ૨ કડપ સુકુ વસ
કરબડી, સ્રી૦ ખબુતર, ચકલા વગેરે પક્ષીઓને માટે ચણ નાખવાનુ બારીએ લટકાવી રાખવાનુ શીંકુ ૨ કળપી, રાપી
કરબાલ, પુ૦ નખ ૨ ખડ્ગ, તલવાર
કરબોરૂં, ન૦ (સં૦ કર + બરૂ) બરૂની જાતનુ જાડુ ઘાસ, જેની કલમ થાય છે
કરભ, પુ૦ (સં૦)નાનો-જુવાનહાથી ૨.કોણીથી કાડા સુધીનો ભાગ તે ટડ ૩ હથેળાનો પાછો ભાગ ૪ ઉટનુ બચ્ચુ
કરભાગ,પુ૦( સં૦કર-ખડણી)ધામઆણો, રાજા રૈયત પાસેથી ઉપજનો ભાગ કર તરીકે લે છે તે
કરભી, સ્રી૦ સાઢ, ઊટડી ૨ હાથણી
કરભીર, પુ૦ સિંહ, કેસરી, વનરાજ
કરભૂષણ, ન૦ હાથનુ ઘરેણું, કાકણ કડુ, ચુડી ૨ પતિ ૩ દાન
કરમ ન૦(સ૦ કર્મ ) કાઈ કરવુ તે, કામ, કર્મ ૨ નસીબ,પ્રારબ્ધ,ભાગ્ય,૩ કપાળ ૪ વિધાતા, 'ચાપે પનોતી ચરણ, કરમ કરજોડ કહે છે" ૫ ઘાતકી, નિંદ્ય કામ "અરેરે ! શુ કરમ છે!" ૬ બે કદમની રસ્તો માપવાની લાકડી. ૭. કરમીઆ, પેટમા થતા લાબા ધોળા જીવ તે. કરમ ઉઘડવુ—નસીબ ખુલવુ કરમ ફુટયો—અભાગીઓ કરમ કરવુ—ખરાબ કામ કરવુ.

**કરમનો આગળો**–કમનસીબવાન **કરમ બાંધવા**–પ્રાપ્ત કરવા **કરમના ભોગ**—નસીબના–સર્જિત દુઃખ **કરમ કઠણુ ને કાયા સુંવાળી**—**કરમ કઠિયારાનું ને શરીર રાજાનુ** સારૂ મળે નહિ ને ખોટુ ગમે નહિ, **કરમ કથીર ને દેહ સોનાની** **કરમ વગરનો ખેતી કરે, બળદ મરે કે સુકવણુ પડે**–દુઃખ ભાગેજ એકલુ આવે છે જ્યા જાવ ત્યા **કરમ આગળનુ આગળ**–નસીબ એ ડગલા આગળનુ

**કરમ કથા, સ્ત્રી૦** દીનક વાત દુઃખનુવર્ણન [આગળ

**કરમજ, સ્ત્રી૦** કિરમજ, જુઓ

**કરમણુવુ, ક્રિ૦ અ૦ (સ૦ કુ + મન.)** કચવાવુ, કણુમણુવુ "કરમણુતી બોલી કામિની"–શામળ

**કરમચુંક, સ્ત્રી૦** (મ૦) રમત, લીના, વિનોદ

**કરમદી, સ્ત્રી૦ ( સં૦ કરમર્દ)** કરમદાનુ ઝાડ

**કરમદુ, ન૦** કરમદીનુ ફળ એનુ અથાણુમા થાય છે

**કરમફુટ, સ્ત્રી૦** ખોટી માથાફોડ, નકામી પચાત ૨ વેઠ, વૈતરૂ ૩ નિત્યક્રમ, એકની એકજ વાતનુ પિંજણુ તે ૪ વિતડા

**કરમ બખશેસ, સ્ત્રી૦(ફા૦)** ભાગ્યશાળીપણુ, સારૂ નસીબ ૨ ક્ષમાશીલતા, રહેમિયત ૩ સખાવત ઉદારતા.

**કરમળો, પુ૦** સાથવો, કુલેર ૨ કરમો, દહી ભાત કૂર ને કરમળો શે ન શિરાવતો "–નરસિંહ મહેતો.

**કરમવેરો, પુ૦** માથા વેરો માણુસ દીઠ લેવાનો કર, જજીયો ૨. નસીબમા લખાવેલી વેઠ [વસાણુ.

**કરમાણી અજમો, પુ૦(ફા૦)** એક જાતનુ કડવુ

**કરમાધર્મી અ૦ (સ૦)** કર્મ ધર્મ પ્રમાણે નસીબાનુસાર "સોદો તો કર્યો, હવે નફો કરમાધર્મી છે"

**કરમાવું, ક્રિ૦ અ૦** તેજ–રસવિનાનુ થવુ, વિલાવુ ચીમળાવુ. ૨ સંકોચાવુ મિડાવુ, ૩ મ્લાન થવુ શિથિલ થવુ ૪ સુકાવુ

**કરમાળા, સ્ત્રી૦ (સ૦ કર+માળા )** આગળીના કાપા ગણીને જપ કરવોને ૨ માળા, મેરખો તસબી

**કરમી, વિ૦(સં૦કર્મ+ઇ)** નસીબદાર, ભાગ્યશાળી' ધનાઢ્ય, ધની. 'ન ગમ્યો કરમી કોઈ, ગમ્યો નહિ સામદ શૂરો,'—શામળ [જાતના જતુ

**કરમીઓ, પુ૦ (સં૦કૃમિ)** કરમ, પેટમા થતા એક

**કરમો, પુ૦** રાધેલા ભાતમા દહીં, જીરૂ, મીઠુ નાખી માતાને જે નૈવેદ ધરે છે તે

**કરમોડ, પુ૦** મોચ, લચક, મરડાઈ જવુ તે.

**કરમોડવુ, ક્રિ૦ સ૦** મોવુ ચોળવુ, મસળવુ

**કરમોડાવુ, ક્રિ૦ અ૦** મરડાવુ લચકાઈ જવુ; મોચ ખાવો.

**કરમોડીઓ, પુ૦** ઢોરને થતો એક રોગ,

**કરમોવુ, ક્રિ૦ સ૦** કરમોડવુ મોવુ પટવાળુ કરવુ

**કરલ, ન૦(સ૦)** કોડીનુ ઝાડ ૨ ચીકણી કઠણુ માટી.

**કરવડો પુ૦** ધાતુ અથવા માટીનો ટુકા નાળીચાવાળો લોટો, વાઢી, ઝારી

**કરવત, ન૦ ( સં૦ કરપત્ર )** લાકડુ વહેરવાનું સુતારનુ દાતાવાળુ એક ઓજાર. **કરવત મુકાવવુ**–મોક્ષ મેળવવા તીર્થસ્થાનમા કરવતવડે વહેરાઈ મરણુ પામવુ [ઘોડાગાડી ૩ આરી, નાનુ કરવત.

**કરવતી, સ્ત્રી૦** સોનીનું એક ઓજાર ૨ એક જાતની

**કરવતીઓ પુ૦** વહેરનાર, કરવતવાળો વેરણીઓ.

**કરવતીકોર, સ્ત્રી૦** કરવતના જેવા દાતાવાળી કોર તે, કાંગરીદાર–શિગોડા કોર

**કરવતીદાવ, પુ૦** કુસ્તી કરવાનો એક પેચ.

**કરવરૂ, વિ૦** ઓછા પાકવાળુ, ખરડીઉ.

**કરવલા, પુ૦ (મ૦)** સાળો. ૨ દિયેર, જેઠ

**કરવલી, સ્ત્રી૦ (મ૦)** સાળી ૨ દેરાણી, જેઠાણી

**કરવાલ, સ્ત્રી૦(સ૦ કરવાલિ )** તરવાર, ખડ્ગ. 'ઉંચા આયુધ કરી રખવાળ સનાહ પહેર્યો કરવાલ.'

**કરવીર, ન૦ (સં૦)** ધોળા કરેણુનુ ફૂલ

**કરવુ, ક્રિ૦ સ૦ (સ૦ કૃ)** હરેક વસ્તુ ધારેલી હાલત પર લાવવા મહેનત લેવી, ધાર્યું કામ પાર પાડવુ ઉભુ કરવુ પૂર્ણ હાલતમા લાવવુ, નિપજાવવુ ૨ નવુ ઉપજાવવુ ઉભુ કરવુ, બનાવવુ ૩. ઘડવુ પાળવુ વ્રત દાખલ કરવુ "તે મંગળવાર કરે છે " **અછો અછો કરવુ** લડાવવુ, ઘણી બરદાસ કરવી. **કરી લેવુ** –પોતાનુ કરવું, વશ કરવુ. **કરતો કારવતો**–મુખ્ય આગેવાન. **કરવું તેવુ પામવુ**–જેવા કર્મ તેવુ ફળ. **કરતા હોય સો કરીએ ને છાશની દોહણી ભરીએ**–કરવાનુ હોય તે કરીએ બીજામા માથુ ન મારીએ. **કર્યું તે ખરૂં, ને કરીશું તે ખોટું**, આજની વાત કાલ

ઉપર ન રાખવી કરના સો ડરના નહિ, ડરતા સો કરના નહિ હિમ્મત સો હથિયાર

**કરશણ**, ન૦ (સ૦ કર્ષણ) ડુંડુ કણુસલુ ૨ ખેતી ૩ વાવેતર,મોલ "એણુ કરશણુ સારૂ છે"

**કરશણી**, પુ૦ (સ૦ કર્ષક) ખેડુત, ખેડનાર

**કરગલો**, સ્ત્રી૦ (સ૦ કલશ) નાની કળશીઓ, નાનો લોટો, ટોયલી [ રેશમનો ડુચો ૨ ચીંથરા.

**કરસફ**, પુ૦ (આ૦) ખડીઆમા ઘાલવાનો સુતર

**કરસપુટ**, ન૦ (સ૦) જોડેલા હાથ

**કરા**, ન૦ (સ૦ કરકા) હવામા ગંઠાઇ ગયેલુ પાણી જે પત્થરના આકારમા વરસે છે તે, એક પ્રકારનો બરફ, બરફના કાકરા

**કરાઈ**,પુ૦ વહેરનાર,કરવતીઓ ૨ સ્ત્રી૦ધરાઈ;કોશ.

**કરાંશી**, સ્ત્રી૦ સુતારનુ એક હથિઆર

**કરાંજવુ**,ક્રિ૦ અ૦ ઝાડે ફરતા પેટને જોર આપવુ ૨. ઘણા જોરથી બોલવુ

**કરાંડી**,સ્ત્રી૦કપાસ તુવેરનીસુકી ડાળીઓ–સોટીઓ

**કરાંડુ**, ન૦ તુવેર વગેરેનુ સુકુ ડાળુ

**કરામી**,સ્ત્રી૦ કાપડામાનો કાખ–બગલ આગળનો ત્રિકોણાકાર ભાગ, કાખનુ ઢાકણુ

**કરાડ**, સ્ત્રી૦ (સ૦ કરાલ) ખડક,ઉડા ખાડાની ઉભી કોરણુ ૨ પર્વતની બો-મોટો ચીરો ૩ ઉચુ શિખર ભેખડ,કિનારો,કોતરની ઉભી બાજુ

**કરાડી**, સ્ત્રી૦ પર્વતની સાકડી અને ઉડી ફાટ ખો. ૨ નદીમા ખાડાને લીધે જ્યા ઘણું પાણી ભરાઇ રહે છે તે, ધરો ૩ સોનીનુ એક ઓજાર

**કરાડીઓ**, પુ૦ કરોળિઓ.

**કરાડો**, પુ૦ ઉચો અને છેક સીધો કિનારો,ભેખડ ૨ કરાડ; ખડક ૩.જે આડાલાકડાઉપરવહેરવાનુ લાકડુ મૂકે છે તે ૩ કોવાડો

**કરાણી**, પુ૦ વહાણના માલિક તરફથી વહાણમા તપાસ રાખવાને નિમાએલો માણસ એ વહાણની દરેક સફરે સાથે જાય છે ને આવે છે ૨ વહાણનો હિસાબી કારકુન–માસ્તર

**કરામણ**,ન૦ કરવાની મજુરી–મહેનતાણું.૨ કરવાની આવડ-ખુબી ૩ કળા ૪ યુક્તિ, કૌશલ્ય ૫. બુદ્ધિ ૬ જાદુ, મોહિની **કરામણો**–કરામણ

**કરામત**, સ્ત્રી૦ (આ૦ કરમત) યુક્તિ; કળા ૨ કિસબ, હુન્નર ૩ જાદુ, ચમત્કાર ૪ હોશિયારી, ચતુરાઈ, ખુબી ૫ બનાવટ.

**કરાર** પુ૦ (આ૦) કબુલાત. પરસપરસનો ઠરાવ. ૨. ઠરાવ, બોલી, સાટુ સરત. ૪ ચ ન, નિરાંત, આશાએશ "હવે મારા જીવને કરાર વળ્યો" ૫ રોગથી રૂડું-સારૂ થવુ, આરામ "શ્રીકૃષ્ણ કરાર એ કરે" **કરાર કરવો**–ઠરાવ કરવો, સરત–બોલી કરવી, **કરાર થવો**–આરામ થવો, તબીયત સુધરવી; રોગ મટવો [ અવધાની

**કરામતિ**,વિ૦યુક્તિવાળુ,ચતુર ૨. હુનરી;કિસબી.

**કરારદાદ**,પુ૦(આ૦)કબુલાતનો કાગળ ૨. સુલેહની અરજ

**કરારનામું**, ન૦ જે કાગળ ઉપર કરાર–સરતો લખાએલી હોય છે તે,ઠરાવપત્ર; દસ્તાવેજ,લખત. ૨. સધિપત્ર [હવે તે ખરે ખરૂ કહીશ'

**કરારે**, અ૦ બેલાશક ખુશીથી 'કરારે પૂછને, જે

**કરાલ**, વિ૦ (સં૦ કરાલ) વિકરાળ, ભયકર, બિહામણું; ૨ ઉગ્ર, તીવ્ર 'રગેરગ પ્રસરી ગઇ, કર્ણને ઝાળ કરાલ' ૨ ઉચુ "ભાલચદ્ર કરાલ શોભિત, શિર મુકુટ ઝળકાર"

**કરાવવુ**, ક્રિ૦ સ૦ કોઇ કરે એમ કરવું. ૨. બનાવરાવવુ. ( કરવુ ક્રિયાપદનો પ્રેરક ભેદ )

**કરાવીલેવું**, ક્રિ૦ સ૦ બનાવરાવવું ૨ સમજાવી પટાવીકામકાઢી લેવુ 'આજેઘરનુખત કરાવીલ્યુ.'

**કરાવુ**, ક્રિ૦ બનવુ ઉપજવુ, થવુ

**કરાળ**,પુ૦ કસ્તુરિયો મૃગ ૨ સ્ત્રી૦ કાળી તુળશી

**કરાળ**, વિ૦ કરાલ, જુઓ [વાસણ વેચનાર

**કરાળીઓ**, પુ૦ (સં૦ કુલાલ કુંભાર) માટીના

**કરિણી**, સ્ત્રી૦ (સં૦ કરિન્ હાથી) હાથણી

**કરિયાણું**, ન૦ (ફા૦ કિરાયા-ભાડે) ગાધીનેથેર મળતી ઓસડ,મસાલા વગેરે ચીજો ૨ ગાંધિઆટુ.

**કરિયાતું**, ન૦ (સ૦કિરાત.) એક જાતનીકડવી વનસ્પતિ, એ તાવ ઉપર આપવામા આવે છે

**કરી**, પુ૦ (સં૦ કરિન્-હાથી,) હાથી

**કરી**, સ્ત્રી૦અણોજો, છુટી ૨ બંધી,પહેરજી, પથ્ય

**કરિઆવર**, પુ૦ દીકરીને પરણાવ્યા પછી જે

કઇ આપવું મેલવું તે, રીતભાત.
**કરી-ને,** અ૦ થી, લીધે, વડે ૨ ધારીને, વિચારીને
**કરીમ,** વિ૦ (આ૦) મહેરબાન, સખી, ઉદાર, દયાળુ
**કરીર,** ન૦ (સ૦) કેરાનું ઝાડ, કેરડો. [ભરેલું
**કરુણ,** વિ૦ દયાવાળું, દયાળુ ૨ દીન, કંગાલ દયા
**કરુણા,** સ્ત્રી૦ (સં૦) પારકાનું દુઃખ જોવાથી થતી લાગણી, દયા, કૃપા, અનુકંપા કરુણા કરવી –દયા લાવવી, રહેમ નજર રાખવી
**કરુણાત્મ,** વિ૦ દયાવાળું, દયાથી ભરપુર
**કરુણાનિત્રિ,** પુ૦ દયાનો ભંડાર, કરુણાસિંધુ (ઇશ્વર)
**કરુણાકર,** વિ૦ દયાની ખાણ, દયાનો ભંડાર, દયાનિધિ (ઇશ્વર)
**કરુણાપાત્ર** વિ૦ દયા કરવાને યોગ્ય, અનુકંપનીય.
**કરુણામય,** વિ૦ દયાળુ, કરૂણાળુ, સહૃદય
**કરુણારસ,** પુ૦ (સ૦) (કાવ્યશાસ્ત્રમા) નવરસ પૈકી એક, જેથી શોક થઇ દયા ઉપજે તે, દયાવૃત્તિ, કારુણ્ય
**કરુણાર્દ્ર,** વિ૦ કરૂણાવડે ભીનું થયેલું દયાયુક્ત
**કરુણા સાગર-સિંધુ,** પુ૦ કરૂણાનિધિ (ઇશ્વર)
**કરુણાળુ,** વિ૦ કરુણાથી ભરેલું, દયાળુ કૃપાવંત
**કરૂપ,** વિ૦ (સં૦ કુ+રૂપ) બદસુરત, બેડોળ, વરવું
**કરૂવરુ,** અ૦ ફટફટ કરવું તે, બહુ કહે કહે કરવું તે, " ઘરના બધા મને કરૂવરૂ કરે છે "
**કરેઢું,** ન૦ કરેઠું, ખરેટું ૨ માતા-દેવીને વાર્ષિક ભેટ આપવી તે ૩ વીમાની છાશ
**કરેઠી,** સ્ત્રી૦ કબોટી. ૨ કરાઠી
**કરેઠું,** ન૦ ગાય-ભેંસનું વિઆયા પછીનું તરતનું દૂધ, ખરેટું. ૨ વિંધનારાની સોયનો હાથો
**કરેઠ,** વિ૦ (સ૦ કષાય, એ સ્વાદ, કષાય, આકરુ
**કરેડ,** પુ૦ રેંટીઆનો ઉભો થાભલો
**કરેણ,** સ્ત્રી૦ (સ૦ કર્ણિકાર) એ નામનું ફૂલઝાડ
**કરેણું,** સ્ત્રી૦ (સં૦) હાથણી. ૨ એક જાતનું ફૂલ
**કરેણો,** પુ૦ કરેણનું ફૂલ અથવા ઝાડ
**કરેપ,** સ્ત્રી૦ એક જાતની ચિનાઈ રેશમી સાડી, જેમાં હીરાકણીની ભાત હોય છે તે
**કરેળી,** સ્ત્રી૦ (સં૦ કરાલ) મોટી બૂમ, ચીચિઆરીઓ પાડીને રોકકળ કરવું તે, કીકિઆરી. ૨ ગુસ્સો, રોષ 'તું સરખો જોદ્ધો થયો રોગીઓ, દેખી મને ચઢે છે કરેળીજી'-પ્રેમા૦
**કરે,** પુ૦ પાટિયા ઉતારવા સારૂ કરવતથી જેઓ લાકડા વહેરે છે તે [કરાનું ચણતર તે
**કરૈયાં,** ન૦ મોભારાથી બંને બાજુએ ઢાળ પડતું
**કરો,** પુ૦ ઘરની બાજુની દિવાલ [ચરી ગયોજી'(જૈન)
**કરોચ,** પુ૦ હંસ, બગલું ૨ તિતર. 'કરોચ જવલા
**રોચલી,** સ્ત્રી૦ કરચલી
**રોટી,** સ્ત્રી૦ (સ૦) માથાની ખોપરી તાલકું
**કરોઠ,** સ્ત્રી૦ શરીરનું પાસું
**કરોઠું,** ન૦ ધર્મ, કર્મ વ્રત પાળવાનો ચાલતો આવતો ધારે, રીત, પરંપરાથી ચાલતો આવેલો રિવાજ, નિયમ ૨. વિ૦ વાંકું, આડું
**કરોડ,** સ્ત્રી૦ (સં૦ કોટિ) બરડાનું ઉભું હાડકું ૨ વાંસો, બરડો ૩. સો લાખની સંખ્યા.
**કરોડપતિ-ડાધિપતિ,** વિ૦ કરોડ રૂપિયાનો ધણી, ઘણોજ પૈસાદાર, તાલેવંત
**રોળીઓ,** પુ૦ ( સ૦ કૌલિક-વણકર. ) એક જાતનો જીવડો, જે પોતાના શરીરમાંથી લાળ કાઢીને જાળા બાંધે છે ૨ શરીરનાએકાદા ભાગની ચામડી ઉપર જે આછા સફેદ ડાઘ જેવું થાય તે (એક રોગ,) ૩. માટીના વાસણ વેચનાર. ૪ એક જાતનો વેલો ને તેના બી. એ બી ચણોઠીના જેવા પણ કાળા ને મો ધોળું, એવા થાય છે
**કર્ક,** પુ૦ (સ૦) કરચલો, ખેકલો ૨ ધોળો ઘોડો. કાટો ૪ સ્ત્રી૦ (સ૦) બારરાશીમાની ચોથી રાશી, કાચમાના આકારનું તારાનું ઝુમખું
**કર્કટ,** પુ૦ કરચલો. ૨ બીલીનું ઝાડ. ૩ કર્ક રાશિ.
**કર્કટિ,** સ્ત્રી૦ કાકડી. ૨. નનામી, ઠાઠડી ૩ ખેકડી, કરચલી
**કર્કવૃત્ત.** ન૦ (સ૦) કર્કરાશિના મંડળનો માર્ગ
**કર્કશ,** વિ૦ (સ૦) કઠોર, આકરુ, સખત, કઠણ. ૨ કડવાબોલું. ૩ ચીઢીલું ઘાતકી, નિર્દય.
**કર્કશા,** સ્ત્રી૦ કઠોર બોલનાર નઠોર સ્ત્રી, કડવાબોલી, ટંટાખોર, લડવાડીઆ સ્વભાવની, ચીઢીઅણ.
**કર્કાર્ક,** પુ૦ (સ૦) કર્ક રાશિનો સૂર્ય.
**કર્કોટ-કર્કોટક,** પુ૦ (સં૦) આઠ નાગનાયક માંહેલો એક નાગ, નાગની એક જાત.

**કર્ણ**, પુ० (સં૦) કાન,સાભળવાની ઇંદ્રિય,શ્રવણ ૨ કર્ણનુ ગોલક ૩ કાટખુણ ત્રિકોણમા કાટ ખુણાની સામેની જે બાજુ તે, બે સામસામા ખુણા જોડનાર લીટી ૩ વહાણનુ સુકાન ૪ કુમારિકાવસ્થામા સૂર્યથી કુંતીને પેટે પેદા થયેલો પુત્ર
**કર્ણકઠોર**, વિ૦ કાનને સાભળતા ખરાબ લાગે તેવુ, આકરુ અપ્રિય
**કર્ણધાર**,પુ૦ વહાણનો સુકાની,વહાણ ચલાવનાર
**કર્ણપિશાચ**, પુ૦ (સં૦) મંત્રથી વશ થતો એક પિશાચ. એમ કહેવાય છે કે એ જે તાબે થયો તો તે ભૂત–વર્તમાન કાળની તેમ બીજાની વાતો ઉપાસકના કાનમા અદૃશ્ય રૂપે કહે છે ૨ લોક વાયકા, ગપાટો ૩ ભભેરણી
**કર્ણફૂલ**, ન૦ કાને ધાલવાનુ સ્ત્રીઓનુ ઘરેણુ
**કર્ણરેખા**, **સ્ત્રી૦** કાટખુણા ઉપરની લીટી
**કર્ણલીટી**, **સ્ત્રી૦ કર્ણરેખા**, જુઓ
**કર્ણવેધ**, પુ૦ કાનનુ વિંધવુ તે
**કર્ણશૂળ**,ન૦ કાનમા ચસકા–શળ મારે તેવો રોગ
**કર્ણાકર્ણી**, **સ્ત્રી૦** કહેતાકહેતી, કાનોકાન [વાજીંત્ર
**કર્ણાટ**,પુ૦ કાનના આકારનુ મોટો અવાજ આપતુ
**કર્ણિકા**, **સ્ત્રી૦** હાથીની સુંઢની અણી ૨ લેખણ ૩ વચલી આગળી ૪ બીજકોષ, કળી, બીજ
**કર્ણેદ્રિય**, **સ્ત્રી૦** (સં૦) કાન, શ્રોત્ર
**કર્તરિપ્રયોગ**,પુ૦(સં૦)જે પ્રયોગ કરતા કર્તાના લિંગ વચનનો સબંધ ક્રિયાપદ સાથે થાય છે તે એ ત્રણ છે અકર્મક કર્તરિ,સકર્મક કર્તરિ અને ભાવ કર્તરિ [યોગ્ય–લાયક
**કર્તવ્ય**, વિ૦ (સં૦ કૃ–કરવુ) કરવા જેવુ,કરવા
**કર્તવ્ય**, ન૦ (સં૦) કામ, કર્મ ૨ ફરજ,ધર્મ ૩ વર્તણુક, વર્તન [ફરજ, ધર્મ
**કર્તવ્યતા**, **સ્ત્રી૦** (સં૦ કૃ–કરવુ) કરવાપણુ ૨
**કર્તવ્યપરાયણ**, વિ૦ ચુસ્ત, કર્તવ્યનિષ્ઠ
**કર્તા**, વિ૦ (સં૦ કૃ–કરવુ કરનાર, બનાવનાર ૨ સત્તા ધરાવનાર,માલેક,ધણી ૩ ક્રિયા કરનાર ૪ આદિપુરૂષ સ્થાપક ૫ પરમેશ્વર
**કર્તાર**, પુ૦ કર્તા, કરનાર, સરજનહાર
**કર્તાહર્તા**, વિ૦ ( સં૦ કૃ+હૃ–કરવુ ) ઉત્પન્ન કરી જાણે તેમ હરી જાણે તે ૨ કરવા ન કરવાની જેનામા સત્તા છે તે ૩ મુખ્ય ધણી,કારભારી
**કર્તૃત્વ**,ન૦(સં૦)કરવાની જે શક્તિ તે ૨ કર્તાપણું.
**કર્તૃવાચ્ય**,(સં૦)કર્તાનુ પ્રાધાન્ય હોય તેવુ (વાક્ય).
**કર્તૂક**, ન૦ કરતુક, પાપ, નઠારા કામ દુષ્કૃત્ય. ૨ ખટપટ, પ્રપંચ
**કર્દમ**, પુ૦ (સં૦) કાદવ, કોચડ, ગારો, પંક
**કર્પર**,ન૦(સં૦)માથાનીખોપરી ૨ ઠીબ,ઠીકરૂ,કબેલુ
**કર્પરી**,**સ્ત્રી૦** ખાપરીયુ (એકદવા) ૨ ઠીકરી, કલેડી.
**કર્પાસ**, પુ૦ (સં૦) કપાસ ૨ વેણ
**કર્પૂર**, ન૦ (સં૦) કપુર, જુઓ
**કર્પૂરગૌર**,વિ૦કપુરના જેવુ ગોરૂ ધવલ ૨ પુ૦શિવ
**કર્બુર**, વિ૦ (સં૦) કાબરૂ, કાબરચીતરુ
**કર્મ**, ન૦ (સં૦ કૃ–કરવુ )કોઇ પણ કામ,કાર્ય (કરવાનુ–કરેલુ તે) ૨ વ્યાપાર, ક્રિયા ૩ ધર્મ સબંધી ક્રિયમાણો. ૪ ચાલ, આચાર,વર્તણુક ૫ સંસ્કાર, સંસ્કરણ ૬ ફરજ,ધર્મ ૬ કર્તાની મહેનત જેના ઉપર રહે છે તે (વ્યાકરણમાં) ૭ નરસા–અનીતિના કામ ૮ નસીબ, ભાગ્ય, ભાવિ ૯, પૂર્વ જન્મે કરેલા નઠારા કામ,પાપ. **કર્મના** ભોગ—દૈવયોગ,માઠી દશા,**કર્મ** બાધવા –પાપ કરવા, પાપના પોટલા બાધવા **કર્મનાં** કાળા–નશીબના ભુંડા લેખ
**કર્મકાર**, પુ૦ લુવાર ૨ બળદીઓ
**કર્મકાંડ** ન૦ ( સં૦ ) વેદના જે ભાગમા કર્મ સબધી શિક્ષા છે તે, ક્રિયા વિધિનો ભાગ ૨ બ્રાહ્મણોએ કરવાના કર્મો
**કર્મગતિ**,**સ્ત્રી૦** પાછલા કૃત્યોનુ ફળ,નસીબ,ભાગ્ય
**કર્મચંડાળ**, વિ૦ હલકા કૃત્ય કરનાર, અધર્મી, કર્મે કરી ચાડાલ જેવો, દુરાચારી
**કર્મઠ**,વિ૦આન્હિક કર્મમા ચુસ્ત,કર્મકુશળ,કર્મનિષ્ઠ
**કર્મણિદ્વિતીયા**, **સ્ત્રી૦** (સં૦)કર્મ અર્થે અથવા કર્મરૂપ જે દ્વિતીયા વિભક્તિ તે (વ્યાકરણમા )
**કર્મણિપ્રયોગ**,પુ૦(સં૦)જે પ્રયોગમા કર્મના લિંગ વચનનો સબધ ક્રિયાપદ સાથે થાય છે તે [લેનાર
**કર્મણિવાચ્ય**, વિ૦ (સં૦)કર્મ પ્રમાણે જાતિ વચન
**કર્મનિષ્ઠ**,વિ૦(સં૦)કર્મ ક્રિયા ઉપર આસ્થાવાળુ –

ચુસ્ત.૨ કામમા આસક્ત [નસીબ ઉપરનો વિશ્વાસ
**કર્મનિષ્ઠા,સ્ત્રી૦**કામમા આસક્તિ-પૂર્ણ શ્રદ્ધા ૨
**કર્મન્યાસ,પુ૦** ઈશ્વર પ્રત્યર્થે કરેલા કર્મ,કર્મફળ ઈશ્વરને અર્પણ કરવુ તે
**કર્મપાશ** પુ૦ કર્મબધન,કર્મની જાળ,કર્મનીબેડી
**કર્મબધ, પુ૦** કર્મપાશ, કર્મબધન
**કર્મફલ, ન૦** કૃત્યોનુ પરિણામ, ફળ
**કર્મભૂમિ, સ્ત્રી૦** આર્યાવર્ત, ભરતખડ
**કર્મભ્રષ્ટ,** વિ૦ (સ૦) ધર્મમા ફરમાવેલા કામ ન કરનાર, કર્તવ્ય કર્મથી વિમુખ, કર્મચ્યુત
**કર્મમાર્ગ,** પુ૦ (સ૦) કર્મકાડ, કર્મ કરવાથી નિશ્રેયસ પ્રાપ્ત થાય છે એવુ જે મતવ્ય તે (જ્ઞાનમાર્ગ નહિ) [ભાવિયોગ ૨ કર્મ સાધવા તે
**કર્મયોગ, પુ૦** (સ૦) નસીબનો જોગ, બનાવ
**કર્મરી, સ્ત્રી૦** (સ૦) વશલોચન
**કર્મરેખા, સ્ત્રી૦** નસીબ, કર્મગતિ ૨ ભાવિસૂચક રેખાઓ–આકાઓ
**કર્મવાદ,પુ૦** પ્રારબ્ધવાદ, દૈવવાદ ૨ નસીબમા લખેલું મિથ્યા થનાર નથી એવો જે મત તે
**કર્મવાદી, પુ૦** પ્રારબ્ધવાદી, નસીબને માનનાર
**કર્મવિપાક, પુ૦** (સ૦) કર્મનુ શુભાશુભ ફળ
**કર્મસંજોગ, પુ૦** (સં૦) અચાનક મળવુ તે, નસીબનો તાકડો
**કર્મસન્યાસ, પુ૦** કર્મનો ત્યાગ તે
**કર્મસન્યાસી, પુ૦** (સ૦) વિધાનવડે કર્મયોગ કરનાર સંન્યાસી, પરમહસ ૨ કર્મફળનો ત્યાગી
**કર્મસગ, પુ૦** (સં૦) કર્મમા આસક્તિ, કામમા મન ચોટાડવુ તે
**કર્મસાક્ષી,પુ૦**(સં૦)કૃત્યો જોનાર (એ નવછે સૂર્ય મગળ,યમ,કાળ,પૃથ્વી જળ,તેજ,વાયુ અને આકાશ)
**કર્મસાધન,ન૦**(સ૦)જેણે કરીને કર્મ સિદ્ધ થાય તે, કર્માનુષ્ઠાન
**કર્મસિદ્ધિ, સ્ત્રી૦** (સ૦) કર્મ ફળની પ્રાપ્તિ
**કર્મસ્થાન,ન૦** (સં૦) લગ્નથી દશમુ સ્થાન. (જ્યોતિષમા.)૨.કર્મ કરવાનુ સ્થાન, કાર્યાલય ૩ સસાર, જગત. ૪ દેહ
**કર્મહીણુ-ણું**,વિ૦અભાગીઉં,કમનસીબ.૨ કર્મભ્રષ્ટ
**કર્માતીત,** વિ૦ કર્મથી પણ પહોચાય નહિ તેવુ, કર્મથી પર–જુદુ
**કર્માત્વર્મી,**વિ૦**કર્માત્રર્મી,**જુઓ [કર્મવશ,દૈવાધીન
**કર્માધીન,** વિ૦ કર્મ ઉપર આધાર રાખનાર,
**કર્માનુસાર,** અ૦ કર્મ–ભાવિ પ્રમાણે. ૨ કરેલા કર્મ પ્રમાણે ["બુદ્ધિકર્માનુ સારિણી."
**કર્માનુસારી,**વિ૦ કર્મ પ્રમાણે, કર્મને અનુસરતુ.
**કર્માન્તર, ન૦** સસ્કારાદિ ક્રિયા, કર્મનો વિધિ
**કર્મિષ્ટ,** વિ૦ કર્મઠ, કર્મ કરવા ઉપર પ્રીતિવાળુ ૨ કામમા હોશિયાર [કર્મી ફોઝ'-શામળ.૨ ઉદ્યોગી
**કર્મી,** વિ૦ કર્મવાળો, વૈભવી, સુખી. 'ન ગમ્યો
**કર્મેન્દ્રિય,સ્ત્રી૦** (સ૦)જે ઇંદ્રિયે કરીને કર્મ થાય છે તે એ પાચ છે (હસ્ત,પાદ,ગુદ,ઉપસ્થ અને વાચા.)
**કર્ષ, પુ૦** તોલો, રૂપિઆભાર [૩ કરશણ, તુક્ષ.
**કર્ષણ,ન૦**(સ૦)ખેડવુ તે,ખેતી,ખેડ.૨ ખેચ, તાણ.
**કલ,પુ૦**(સ૦)ઝીણો શબ્દ, ગુજન, કલરવ. (પક્ષીનુ ગાવુ ભમરાનુ ગુણગુણ કરવુ વગેરે )૨ વલણ ઇચ્છા
**કલઈ, સ્ત્રી૦** કલાઇ, બગ
**કલકલ,પુ૦**માણુસ,પશુ, પક્ષી વગેરેનો મિશ્ર શબ્દ, ઘોંઘાટ ૨ ગુજારવ, ગણગણાટ ૩. સપૂર્ણ ખીલી રહેવુ તે
**કલકલવુ,** ક્રિ૦ અ૦ કકલવુ, જુઓ.
**કલકલાટ,પુ૦**ઘોંઘાટ, સોરબકોર, હોહો [રડાપીટ
**કલકલાણ, ન૦** ઘોંઘાટ, સોરબકોર ૨ રડારોળ
**કલકી પુ૦** કલ્કિ, જુઓ.
**કલક્ષણ,ન૦**(સ૦ કુ+લક્ષ–જોવુ)ખરાબ ચિહ્ન–નિશાની ૨ કટેવ, અપલક્ષણ, બદચાલ, કુચાલ.
**કલક્ષણુ,** વિ૦ દુરાચારી, અપલક્ષણુ ૨ અભાગીઉ ૩ જેમા નઠારા લક્ષણ હોય તેવુ
**કલખાપકા, સ્ત્રી૦** (સં૦ કલ+ખર્પર–ઠીબ.) યુક્તિથી પકવેલી માટીની એક વસ્તુ એ દવાના કામમા આવે છે
**કલગી, સ્ત્રી૦** (ફા૦)છોગુ, મજરી, મુગટ ઉપર ખોસેલુ જે મોરપીછ વગેરે તે માટે સ્વામી બનો કેસરી, કરી, જીત ઝટ અહિ આવો, તુર્ક ટોપીની કલગી, મારી કચુકી માટે લાવો.' પાણીપત. ૨. ઘોડાના માથે શોભા માટે મૂકેલો

પીંછાનો તોરો. ૩. ફૂલનો ગોટો ૪ શક્તિને ગાના રાઓની લાવણી કલગીવાળા ને તોરાવાળા
**કલગીદાર,** વિ૦ કલગીવાળુ, છોગાળુ
**કલગેર,** સ્ત્રી૦ સ્ત્રીઓને પહેરવાનુ એક જાતનુ રેશમી કિમતી લુગડુ, બાટ, ઘરચોળુ
**કલક,** ન૦ (સં૦) નઠારૂ કાર્ય કરવાથી થતી બેઆબરૂ, બટ્ટો ૨ આળ, તહોમત, અપવાદ ૩ ડાઘ, લાઞ્છન (ચદ્રબિબમા)
**કલકી,** વિ૦ (સં૦) ડાઘ-લાઞ્છન હોય એવુ બટ્ટાવાળુ, લોકાપવાદવાળુ, આળવાળુ
**કલકી,** પુ૦ કલ્કિ, જુઓ [હઠીલુ, લડકણુ ૩ દુષ્ટ
**કલઠ,** વિ૦ (કુ+લાંઠ) તોફાની, મસ્તીખોર ૨
**કલત્ર,** ન૦ (સં૦) સ્ત્રી, પત્ની, ભાર્યા, વહુ [રૂપીઓ
**કલદાર,** વિ૦ કળાવાળુ ૨ બ્રિટિશ રાજ્યનો સિક્કો,
**કલજુગ,** પુ૦ કલિયુગ, જુઓ [તેવી ઘાસવાળી જમીન
**કલણ,** સ્ત્રી૦ (સં૦ કલ્-જવુ) ૧ કળ, પોચી ખુપી જવાય
**કલતર,** ન૦ કળતર, જુઓ [૨ પિછાન, તુલના.
**કલના,** સ્ત્રી૦ (સં૦ કલ્-જાણવુ) અડસટ્ટો, શુમાર
**કલથી,** સ્ત્રી૦ (સં૦ કુલિત્થ) એક જાતનુ હલકુ કઠોળ.
**કલદર,** પુ૦ (સં૦) વર્ણશકર, મિશ્રજાતિનો પુરુષ, પ્રાણીઓને કેળવી ખેલ કરનાર, વાદી, મદારી
**કલંધર,** વિ૦ કલક ધારણ કરનાર (ચદ્ર) ૨ બેશરમ, ઉચ્છખલ
**કલપ,** પુ૦ કલેફ, વાળ કાળા કરવાનો રગ
**કલપવુ,** ક્રિ૦અ૦ઝુરવુ, પુવાવુ, દુ ખથી ગભરાવુ ૨ રડવુ ક્રિ૦ સ૦ મારવુ, ઉત્સર્ગ કરવો. ૨ ધારવુ, અટકળવુ
**કલફ,** પુ૦ (આ૦) વાળને રગ આપવાનો ખરડ.
**કલબલ,** સ્ત્રી૦ કલકલ, ઘોંઘાટ, સોરબકોર, ન સમજાય તેવુ ઉતાવળુ બોલવુ તે
**કલબલાટ.** પુ૦ કલબલ, કલકલાણ, વાવાટ
**કલમ,** સ્ત્રી૦ (સં૦, આ૦ કલમ) જેથી લખી શકાય છે તે, લેખણ, લેખિની ૨ અક્ષર, દસ્કત ૩. બોલી, ભાષા. "તે દશ કલમ જાણે છે' ૪ ચીતરવાની રીત-છટા, પિછી ૫ કોઇ લાબા લખાણ-વિષયનો નાનો ભાગ, પેરેગ્રાફ, પ્રકરણનો વિભાગ.-કાયદામા બાબ, કલમ, અને રકમ એમ હોય છે ૬ ઝાડની ડાળીને કલમની પેઠે ત્રાસી છરતી કાપી, જુદી રોપવી તે ૭ કરારની સરત.
**કલમ કરવુ**-(ઝાડની કલમ કરવામા આવે છે તે ઉપરથી) કાપી નાખવુ ખડિત કરવુ 'હાથને કલમ કરવાનો મારો હુકમ કહી સંભળાવો"
**અ૦ના૦ કલમ** કાપવી-હક-દાવો કાઢી નાખવો, બરતરફ કરવુ, નોકરીથી રદ કરવુ, ફરીથી કોઇ દાખલ ન કરે એવી રીતે નોકરીમાથી રજા આપવી
**કલમ કશ** વિ૦ ( આ૦ કલમ-લેખણ + ફા૦ કશીદ્-ખેચનાર ) લહીઓ, સુદર રીતે લખનાર ૨ મુસદ્દી, લખાણમા પાછો ન પડે તેવો
**કલમ તરાશ,** પુ૦ [ ફા૦ તરાશીદન્-કાપવુ ] કલમ ઘડનાર ૨ ચપ્પુ, ચાકુ
**કલમત્રાંસ,** વિ૦ કલમ માફક વાકુ
**કલમદાન,** ન૦ (ફા૦ દાન-જગા) કલમ રાખવાની પેટી-ઘર, કલમદાનીઉ
**કલમબ દી,** સ્ત્રી૦ (સં૦ બન્ધ્-બાધવુ) ટાચ, જપ્તિ ૨ કોઈ પણ ભાગની વ્યવસ્થા તથા કામકાજનુ ધોરણ બતાવનારૂ લખાણ-લેખ ૩ જુદીજુદી કલમો પાડીને લખેલું, લખાણ
**કાચી કલમબદી** હુકમનામુ થતા પહેલા સરકારના કબજામા રાખેલી મિલકત. [વિ૦કલમ કરી ઉછેરેલુ
**કલમી,** સ્ત્રી ૦વહાણની ડોલ-કાઠી, નાનો શઢ. ૨
**કલમો,** પુ૦ (આ૦ કલમ) કુરાનનુ વાકય-ટૂક, આજ્ઞા સૂક્ત ૨ ઉપદેશ વચન, દીનનું ફરમાન.
**કલરવ,** પુ૦ (સં૦ કલ-અસ્ફુટ+રવ-ધ્વનિ.) મધુર અસ્ફુટ ધ્વનિ, કુમળો મધુરો સ્વર
**કલવાર,** વિ૦ દૂધીઆ સોપારી, ચેળ સોપારી કોહેલી-કાજળીવાળી સોપારી (સુરત૦)
**કલવો,** પુ૦ પરણનાર વરને ખાવા માટે ઉઘલ્યા પહેલા કન્યા પક્ષ તરફથી જે ખાવાનુ મોકલે છે તે.
**કલસ,** પુ૦ કળશ, જુઓ
**કલહ,** પુ૦ (સં૦ કલેશ) કજીઓ, કકાસ, લડાઇ. "નારદને કલહની ટેવ, ગયા સ્વર્ગ જયા બેઠા દેવ." ૨ બોનાબોલી, ઝઘડો [રનાર, નારદ.
**કલહપ્રિય,** પુ૦ સાચા જુઠા કરી લડાવી મા-
**કલહાન્તરિતા,** પુ૦ (સં૦) ધણી સાથે કંકાસ-

ઝઘડો કરી રૂશણું લઈ બેઠેલી સ્ત્રી ૨ કાવ્યશાસ્ત્ર પ્રમાણે પતિનો અનાદર કરી રિસાઇને પછીથી શોક કરતી નાયિકા અભિસંધિતા

કલાંકલાં, અ૦ સપૂર્ણ રીતે ખીલેલુ, વિકસાયેલુ "ખેતરમા બાજરી કલાકલા કરી રહી છે.

કલાંઠી, સ્ત્રી૦ (સ૦ કડ-કેડ) શરીરની પાસળી

કલા સ્ત્રી૦ કળા, જુઓ

કલાઇ,સ્ત્રી૦કલઇ, કલે, બ ગ, ધોળી ને ઝટ ઓગળી જાય તેવી એક ધાતુ કલાઇ કરાવવી–માથુ મુડાવવુ

કલાઈગરો, પુ૦ વાસણોને કલઈ કરનારો

કલાઈસમેતો, પુ૦કલાઈની રાખ. એ ક્રોહ,ધારા આદા ઉપર ઘીમા મેળવી ચોપડાય છે

કલાક, પુ૦ (અ૦ ઓ ક્લૉક) ઘડી, તાસ, અવર, ૨ા ઘડી જેટલે કાલ તે

કલાકેલિ,સ્ત્રી૦[સં૦]રમતગમત, કળાવાળી રમત.

કલાગુ, વિ૦ (સ૦ કુ+લાગવું) કથોલુ,કમોખુ

કલાદ, પુ૦ સોની, હેમકૂટ. [કરનાર, ચદ્ર

કલાધર, પુ૦ ( સં૦ કલા+ધૃ ) કળા ધારણ

કલાનિધિ, પુ૦ (સ૦) ચદ્ર શશિ

કલાપ,પુ૦સમૂહ,જથો ૨ મોરના પીછાનો જુડો ૩ બાણ રાખવાના ભાથો ૪ ઘરેણુ,ભૂષણ.૫ ઘર,મ્યાન

કલાપી, પુ૦ (સ૦) કલાપવાળો મોર "ક્યારે કલા કરિ કલાપિ પ્રતાપિ ડોલે–કાવ્ય કૌસ્તુભ

કલાપીટ, સ્ત્રી૦ રગરોળ, રોકકલાણ, રડી કૂટી ધોધાટ કરવો તે ૨. તોફાન, ઘોંઘાટ, સોરબકોર

કલાફૂલ.ન૦ (સ૦) એક જાતનુ સ્ત્રીઓના કાનનું ઘરેણુ "કાને કલાફૂલ ઝાલ ઝબૂકે"

કલાબતૂ, પુ૦ (ફા૦ કલાબતુન) રેશમના દોરા ઉપર વિંટાળેલો સોના રૂપાનો તાર, કસબ

કલાબો, પુ૦ (ફા૦) બાયનો કાપ

કલામ, સ્ત્રી૦ [અ૦] ભાષા,બોલી ૨ વાક્ય રચના, લખાણ ૩ ફકરો, વિશ્રામ

કલાર, પુ૦ એક જાતનો નાનો છોડવો ઉખિયુ કરતાં વાસણનું મો બધ કરવામા વપરાય છે એના લાલફૂલ શિવને ચડે છે

કલારસ, પુ૦ (સ૦ કલા+રસ-)સુદર કારીગરી જોઈ થતો ભાવ–રસ પ્રેમ તે;ખૂબીઓનો આસ્વાદ

કલાલ,પુ૦ (અ૦; સ૦ કલ્યા–મદ્ય+પાલ)દારૂ ગાળનાર, ગાળનારો અથવા વેચનારો, પીઠાવાળો.

કલાવની,સ્ત્રી૦ સ૦)એ નામની એક વીણા,તુબરુ નૃત્યાદિ કળા જાણનારી ૩ વિ૦કળા–કાંતિવાળી.

કલાલખાનું, ન૦ દારૂનુ પીઠુ, દારૂની દુકાન. ૨ વ્યસનીઓને ભેગા થવાનુ સ્થળ

કલાલણ, સ્ત્રી૦ કલાલની સ્ત્રી

કલાલી, સ્ત્રી૦ દારૂ વેચવાનો ધધો

કલાવતી, સ્ત્રી૦ નાચનારી, નર્તકી

કલાવવુ, ક્રિ૦ અ૦ સમજાવીને પૂછવુ, ભોળવવુ, મમજાવવુ ૨ પટાવવુ, ચઢાવવુ

કલાસ, પુ૦ (અ૦ કલાસ) વર્ગ

કલિ,પુ૦(સ૦)કળજુગ જુઓ ૨ કલહ, કજીઓ ૩ યુદ્ધ,લડાઇ ૪ નઠારૂ, ખોટારૂ

કલિગડુ, ન૦ (સ૦ કલિગ,) કાલિંગડું જુઓ.

કલિત, વિ૦ [સ૦] જાણેલુ, સમજેલુ

કલિઆર, પુ૦ હરણના ટોળામા શીંગડાવાળો મુખી હરણ તે, હરણો

કલિજુગ, (સં૦) કળજુગ, જુઓ

કલીમલ,ન૦(સ૦ કિલ્મિશ )કલિયુગની ખરાબ અસર તે,અસદ્વાસના 'એ તાપ કલીમલ કાપ'-સુ૦

કલુષ, ન૦ (સં૦) પાપ, અપવિત્રતા, મલિનતા "શ્રુતિ થકી શાત થયા સકળ કલુષ જેના-"કાદબરી

કલુષ,વિ૦કાદવવાળુ;ગદુ ૨ દુષ્ટ, ઘાતકી ૩ પાપી

કલુષિત,વિ૦દુષ્ટ, ઘાતકી ૨ મેલુ ગદુ ૩ પાપી. ૪ કચવાએલુ, રિસાએલુ

કલુષી, સ્ત્રી૦ (સં૦)ભેસ,મહિષી ૨ વિ૦પાપી.

કલેકટર,પુ૦(અં૦) જીલ્લાનો મહેસુલી અમલદાર

કલેજુ, ન૦ ( સ૦ કાલેય ) કાળજુ; હૃદય ૨ મન, અંત કરણ

કલેડી, સ્ત્રી૦ વેતર ન થયુ હોય તેવી ગાય–ભેંસ.

કલેડુ, ન૦ (હિં૦ દે૦ કાહલિ ) માટીની લોઢી, ઠીકરાનો તવો ૨ ઘાણીચણા શેકવાની ઠીબ, સાસુ ભાગે તે કલેડા ને વહુ ભાગે તે ઠીકરા-મોટા માણસો ભૂલ કરેજ નહીં કલેડા વગર શું શ્રાદ્ધ અટકે?-નજીવી ચીજ માટે કઈ કામ અટકે?૨ એક નહીં કરે તો એથી અટકી પડશે?

**કલેવર,** ન૦ (સં૦) ચૈતન્ય વિનાનું શરીર,દેહ, ૨. હાડપિંજર, ખોળીઉ

**કલેશ,** પુ૦ કકાસ, ટંટોઓ

**કલૈ,** સ્ત્રી૦ કલાઈ, જુઓ

**કલૈગરો,** પુ૦ વાસણોને કલાઇ કરનાર

**કલૈ સપેતો,** પુ૦ કલાઇની રાખ

**કલોડું,** ન૦ સાંઠો, રાડું, કરોડુ

**કલોડી,** સ્ત્રી૦ વાછડી,નાની ગાય, રેલી.

**કલોલ** પુ૦(સં૦કલ્લોલ) મોટો લોઢ;મોજો,તરંગ. ૨ આનંદથી ઉભરાવુ તે, હર્ષથી રમવુ ખેલવુ તે

**કલ્ક,** વિ૦ (સં૦) પાપી, પાતકી, પાપાશય

**કલ્ક,** પુ૦ પાપ, પાતક ૨ કીચડ, પંક,કચરો ૩ ચટણી જેવો વાટેલો અથવા ઘુંટેલો પદાર્થ ૪ દંભ, આડંબર, ઢોંગ ૫ કાનનો મેલ.

**કલ્કિ,** પુ૦ (સં૦) વિષ્ણુ ભગવાનનો દશમો અવતાર જે હવે થનાર છે તે.

**કલ્પ,** પુ૦ [સં૦ કલ્પ્-બનાવવુ) બ્રહ્માનો એક દહાડો, જગતની ઉત્પત્તિ અને તેનો નાશ એ એની વચમાનો કાળ. ૨ છ વેદાંગ ગણાય છે તેમાનુ એક, ૩ અમલ, સત્તા. ૪. રૂઢિ, રીત-ભાત.૫ ધર્મકાર્યનો વિધિ, નિગમ.

**કલ્પક,** પુ૦ (સં૦) વનસ્પતિ કચુરો ૨ વિધિ, આચાર ૩ વિ૦શોધક,તર્કબાજ, કલ્પના કરનાર

**કલ્પતરુ-દ્રુમ,** ન૦ ઇચ્છેલુ આપે તેવુ સ્વર્ગનુંઝાડ. એવા પાંચ છે—પારિભદ્ર (લિંબ), મંદાર, પારિજાતક, સંતાન, અને હરિચંદન ૨ જે ઝાડને ઘણો ફાલ આવતો હોય તે ૩ જે ધંધામાથી ઘણો લાભ થતો હોય તે

**કલ્પના,**સ્ત્રી૦(સં૦) હરેક વાતની મનમા પહેલી જે રચના થાય તે મનમા જે પ્રથમ વૃત્તિ ઉઠે તે, ધારણા પ્રથમ વૃત્તિ ઉપરથી બીજી નવી વૃત્તિ ઉત્પન્ન થાય તે, તર્ક,તુરંગ, બુટ્ટો ૩.કોઈ વાત કરવા સબંધી મનમા જે રચના કરી—ઘાટ ઘડ્યો હોય તે, યુક્તિ કળા, નિશ્ચય ૪ મનમા ધારેલી મૂર્તિ ૫. અટકળ, સુમાર, અનુમાન.

**કલ્પનાશક્તિ,** સ્ત્રી૦ (સં૦) કલ્પના કરવાની જે શક્તિ તે. તર્કશક્તિ.

**કલ્પનાસૃષ્ટિ,** સ્ત્રી૦ (સં૦) કલ્પનાથી જે કંઇ મનમા ઉત્પન્ન થયુ હોય તે, મનની બનાવટ, નવા નવા તુરંગ ઉઠાવીને રચેલી રચના તે

**કલ્પનીય,** વિ૦ કલ્પના કરવા જેવુ

**કલ્પલતા,** સ્ત્રી૦ [સં૦] મનોવાંચ્છિત વસ્તુ આપનારી વેલી, સ્વર્ગની એક લતા.

**કલ્પવુ,**ક્રિ૦સ૦કલ્પના કરવી, તર્ક કરવો, ધારવુ, ચિંતવુ ૨ યુક્તિ કરવી, અવનવો બુટ્ટો ઉઠાવવો ૩ અનુમાનવુ, અટકળવુ

**કલ્પવૃક્ષ,** ન૦ કલ્પતરૂ

**કલ્પસૂત્ર,**ન૦(સં૦)કર્મકાંડને લગતા નિયમોનુ શાસ્ત્ર.

**કલ્પાંત,** પુ૦ (સં૦) કલ્પનો અંત—છેડો, જગતનો પ્રલય, મોટો નાશ ૩ ન૦ અતિશય રડવુ—કકલવુ—શોક કરવો તે

**કલ્પાવવું,** ક્રિ૦ અ૦ કકળાવવુ, શોક કરાવવો, ટળટળાવવુ, ૨ રોવરાવવુ, પુવાવવુ ૩ સરાવવુ

**કલ્પિત,** વિ૦ (સં૦) કલ્પના કરેલુ, જોડી કાડેલુ, ૨ ખોટુ, કૃત્રિમ, ઢોંગી, બનાવટી. ૩ અટકળેલુ.

**કલ્મષ,** ન૦ (સં૦) પાપ, પાતક ૨ એ નામનુ એક નર્ક. ૩ કાળપ,ૄકાળાશી, લાંછન ૪ દોષ, ગુનો મેલ, મલિનતા [ધર્મ પુસ્તક

**કલ્મેશરીફ,** ન૦ (અ૦) કુરાન, ઇસ્લામીઓનું

**કલ્યાણ,** ન૦ (સં૦) સારૂ થવુ—હોવુ તે,કુશળ ક્ષેમ, સુખ, શુભ, મંગળ ૨ એ નામનો રાગ. એ રાગ દીવા થયા પછીથી ગવાય છે ૩ સૌખ્ય, ચડતી, આબાદી, શ્રેય ૪.વિ૦ ભલુ, શુભ,સારુ

**કલ્યાણકરવું**—ભલુ કરવુ, ૨ તારવુ, ઉદ્ધાર કરવો **કલ્યાણ ઇચ્છવુ**—સારુ ચહાવુ, સારૂં થાય એમ ઇચ્છવુ **કલ્યાણમસ્તુ**-સારૂ થાઓ.

**કલ્યાણકારી,** વિ૦ શુભ—મંગળકારી ૨ ઉદ્ધારણ—તારણ કરે તેવુ

**કલ્યાણી,**સ્ત્રી૦ કલ્યાણવતી, કલ્યાણ કરનારી દેવી, મંગળ મૂર્તી ૨ સોહાગણ સ્ત્રી, સૌભાગ્ય સુંદરી "પીઠી ચોળેરે પંચ કલ્યાણી.—"સ્ત્રીગીત. ૩ ઘેર ઘેર નકામી ભટકનારી સ્ત્રી બાયડી કલ્યાણી—સ્ત્રીવશ, સ્ત્રી કહે તેમ વર્તનાર, બાયલો. **બાઈ કલ્યાણીકરવી**—આજીજી કરવી; ખુશામત કરવી.

કામતાઇ કેલિ ચહે,દામતાઈ દમે રહે,નમ્રતાઈ નામ તે શુ ? શમતાઇ શા મણે ?'—વલ્લભ
**કામત્વ, ન૦** (સ૦) કામપણુ, કામુકપણુ.
**કામદ, વિ૦** (સ૦) ઇચ્છા પુરનાર, મનકામના પૂર્ણકરનાર ૨ પુ૦ ઈશ્વર કાર્તિક સ્વામી
**કામદશા, સ્રી૦** કામ ઉત્પન્ન થવાથી જે સ્થિતિ થાય છે તે (અભિલાષ,ચિંતા, સ્મૃતિ, ગુણ કથન, ઉદ્વેગ,પ્રલાપ,ઉન્માદ,રોગ, જડતા, મરણ એ દશ કામ દશાઓ કાવ્યશાસ્ત્રમા કહેલી છે)
**કામદા, વિ૦** યથેચ્છિત વસ્તુ આપનારી
**કામદા, સ્રી૦** કામધેનુ ૨ નાગરવેલ, નાગવલ્લી
**કામદાર, વિ૦** કામ કરનાર–અધિકારી વર્ગ ૨ પગાર લઇ કામ કરનાર, ચાકરીઆટ
**કામદુર્ગા, સ્રી૦** કામધેનુ
**કામદૂતી, સ્રી૦** (સ૦)કોયલ, કાકિલા,મદનદૂતી
**કામદૃષ્ટિ, સ્રી૦** (સ૦)કામની ઈચ્છાવાળી દૃષ્ટિ, વિષયવાસના [રતિપતિ, પદ્યુમ્ન, કેતન
**કામદેવ, પુ૦** (સ૦'કદર્પ,અનગ, મન્મથ,સ્મર,
**કામધધો, પુ૦** ધધો,રોજગાર,ઉદ્યોગ
**કામધેનુ સ્રી૦**(સ૦) મનકામના પૂર્ણ કરનારી સ્વર્ગની ગાય ૨ જેમાથી મુરાદ હાસલ થાય તે.
**કામના, સ્રી૦** (સ૦) ઇચ્છા,મુરાદ,ઉમેદ,અભિલાષ, વાસના ["કામની કામની કામની રે"
**કામની, સ્રી૦**કામિની ૨ અ૦જરૂરની,ઉપયોગી
**કામબાણ, ન૦** કામદેવનુ તીર એ પાચ છે (રાતુ કમળ, કાળુ કમળ, આસોપાલ્લવ, આંબો અને મોગરો) ૨ કટાક્ષ
**કામભાવ, પુ૦**લપટપણુ,કામની અભિલાષા
**કામરૂપ, વિ૦** ઇચ્છામા આવે તે રૂપ ધરનાર ૨ ખુશનુમા, સુદર, મનોહર
**કામલેટ, સ્રી૦**એક જાતનુ ઊનનુ કપડુ
**કામવાસના,સ્રી૦**(સ )ઈશકની ઇચ્છા,વિષયેચ્છા.
**કામવિકાર,પુ૦**(સ૦)ઇશકથી થતો વિકાર-આજાર
**કામવૃદ્ધિ, સ્રી૦** (સં૦) કામનુ વધવુ તે, વિષય વાસનાનુ વધવુ તે
**કામશર, ન૦** (સ૦) કામબાણ.
**કામશાસ્ત્ર, ન૦** (સં૦) ઇશક–વિલાસ કરવા સબધી રીતભાત,કોકશાસ્ત્ર,અનગરગ
**કામસ, સ્રી૦**શેલડીના રસનો મેલ,ગોળનો કચરો.
**કામસર અ૦** કામ માટે,કામાર્થે, કામને લીધે.
**કામસાધુ, વિ૦** સ્વાર્થ ઉપરજ નજર રાખનાર, આપમતલબી, સ્વાર્થી
**કામસૂત્ર, ન૦** વાત્સાયન મુનિએ બનાવેલા કામદેવના વ્યાપારનુ વર્ણન કરનારૂ શાસ્ત્ર
**કામહીણ, વિ૦** (સ૦) નપુસક,હીજડો,નામર્દ ૨ અશક્ત,નિર્બળ
**કામળ, સ્રી૦** ( સ૦ કબલ ) કામળી.
**કામળીઓ, પુ૦** ચોમાસામા થતો એક જાતનો કાળો રુવાવાળો જીવડો.
**કામળી, સ્રી૦** હલકા ઊનનુ વણેલુ કપડુ,ધાબળી
**કામળો, સ૦** (સ૦ કબલ) મોટી બે પટની કામળી,ચુમાળો ૨ કામળીઓ જીવડો
**કામા, સ્રી૦** (સં૦) સ્રી, વામા, સુદરી
**કામા, પુ૦** ઢગ 'તેનામા શુ કામા બળ્યા છે.' ૨. (અ૦ કૉમા)અલ્પ વિરામ, મિસલો (,)
**કામાક્ષી, વિ૦** (સ૦)વિષયી આખવાળી સ્રી ૨ એક તાત્રિક દેવી.
**કામાગ્નિ, પુ૦** (સ૦) કામાનળ,કામ રૂપિ અગ્નિ.
**કામાટી,વિ૦** (મ૦ કોમટી.)એ નામની એક જાત —એ લોક મજુરી અને ખેતીનો ધધો કરે છે
**કામાતુર,વિ૦**(સ૦)કામવિહ્વલ,ઇશકના જુસ્સાથી અધીર થયેલુ
**કામાદાર, પુ૦** કામદાર; કારભારી
**કામાધ, વિ૦** (સં૦)કામથી આધળુ;કામ વ્યાપવાથી કર્તવ્યશૂન્ય.
**કામાનલ,વિ૦**(સં૦)કામ રૂપી જે અગ્નિ તે,કામાગ્નિ
**કામાર્થુ, વિ૦** (સં૦)જેને ઘણુ કામકાજ હોય તે ૨ ઉદ્યોગી, ઉદ્યમી, પરિશ્રમી [તલબ
**કામાવેશ, પુ૦** (સં૦) કામનો જુસ્સો, વિષયની
**કામાસન, ન૦** (સ૦)કામ મર્દન કરવા–દાબવા માટે એક આસન–બેસવાની રીત.
**કામાસ્ત્ર ન૦** કામબાણ, જુઓ.
**કામિની, સ્રી૦** (સ૦) પ્રેમ–હેત રાખનારી સ્રી; કામી–વિલાસી સ્રી.૨.કામની;સ્રી,સુદરી ૩ સુરા;

મદિરા [કામુક, ઇશકી, રસિક, વિલાસી
**કામી**, વિ૦ (સ૦ કામિન્)ઇશકના જુસ્સાવાળુ,
**કામુ**, ન૦ કામ,કૃત્ય;વ્યાપાર,ક્રિયા,કાર્ય "સેવકને સન્માન કરીને સોપો કામુ"–કૃષ્ણા૦ **કામુ** કામને શીખવે–અનુભવ એ મોટો શિક્ષક છે
**કામુક**, વિ૦ (સ૦)કામાસક્ત,કામી,વિલાસી,રસિક. "કામુક આવાજ તર્ક વિર્તક કરે છે"–પ્રેમાનંદ ૨ ઇચ્છાવાળુ, ભાવનાવાળુ 'એની ઉપકાર વૃત્તિ વધારે ઉપકારના ભોગની કામુક બની "
**કામુકા**, સ્ત્રી૦ વિલાસિની,રસિક,બહુ કામવાળી સ્ત્રી
**કામેચ્છુ**, વિ૦કામની ઇચ્છાવાળુ,વિલાસી, કામી
**કામેટી**, સ્ત્રી૦ (અ૦ કમીટી.) વહિવટ કરવા નિમેલા માણસો,પંચ,મંડળી,પંચાએત ૨ તપાસ કરનારી મંડળી.૩ પરિક્ષા, તપાસ
**કામેશ્વર**, પુ૦ (સ૦) શિવ ૨ કામ ને જીતનાર.
**કામેશ્વરી**, સ્ત્રી૦ પાર્વતી, દુર્ગાદેવી
**કામો**, પુ૦ બહાદુરીનુ કામ,પરાક્રમ,શૂર કર્મ (કાઠિ)
**કામોદય**, પુ૦ કામના જુસ્સાનુ ઉભરાવુ–પ્રગટ થવુ તે, તારુણ્યનુ આવવુ તે,
**કામોરો**, પુ૦ કામદાર,જુઓ (હાલાર)
**કામ્ય**, વિ૦ (સ૦) રમ્ય,મનોહર, ખુશનુમા ૨ લાભ મળવાની ખાતરજ કરેલુ, બદલાની ઇચ્છાવાળુ ૨ સુંદર [ઇચ્છાથી કરેલુ શ્રાદ્ધ
**કામ્યશ્રાદ્ધ**, ન૦ (સ૦) અમુક મનોરથ ફળવાની
**કાય**, સ્ત્રી૦ (સ૦) શરીર, કાયા
**કાયકષ્ટ**, ન૦ (સ૦) શારીરિક શ્રમ, મહેનત ૨ શરીરની પીડા ૩ દેહને તપ વ્રતાદિથી દમવો તે
**કાયચિકિત્સા**, સ્ત્રી૦ (સ૦) શારીરિક પરિક્ષા, અને રોગ મટાડવાની જે સારવાર તે
**કાયટીઓ**, પુ૦ અગિયારમુ સરાવનાર બ્રાહ્મણ.
**કાયટું**, ન૦ (સં૦ કરટ) અગિયારમાના દીવસે ભોજન આપવુ તે અગિયારમુ ૨ મરનારની અગિયારમા દિવસે કરવામા આવતી ક્રિયા, શ્રાદ્ધ
**કાયદાસર**, વિ૦ કાયદા પ્રમાણે હોય તેવુ,કાયદાને અનુસરતુ. ૨ નિયમસર,ધારા મુજબ
**કાયદેસર**, અ૦ કાયદા પ્રમાણે,કાયદા રીતે
**કાયદો**, પુ૦ (આ૦) નિયમ;ધોરણ;ઠરાવ;ધારો ૨ શાસ્ત્ર ૩ હુકમ, આજ્ઞા. ૪ ઘોડાના ચોકડા સાથે સબંધ રાખતી દોરી, જે તેની ડોકની હાસડીના આકડામા ભરવામા આવે છે [હીર, નૂર
**કાયનાત**, સ્ત્રી૦ કિંમત,વિસાત,માલ ૨ બળ,સત્તા,
**કાયફળ**, ન૦ ઔષધિમા કામ આવતુ એક ફળ.
**કાયમ**, વિ૦ (આ૦) સ્થિર, અચળ, નિત્ય, ટકી રહેનારૂ ૨ બહાલ, મંજુર,મુકરર **કાયમ** કરવુ–બહાલ કરવુ;નક્કી કરવુ **કાયમ** રાખવુ–રહેવા દેવુ,ફેરવવુ નહિ તે, જેમનુ તેમ રાખવુ
**કાયમ ખરડો**, પુ૦ ખેતરનુ નામ, ખુંટ, માપ, દર તથા ઝાડ કુવા વગેરેની તપસીલ ખેડુતના નામ સાથે હોય તેવુ તલાટીનુ વિગતવાળુ લખાણ
**કાયમદાયમ**, વિ૦ હમેશનુ,નિત્યનુ
**કાયર**, વિ૦ (આ૦) થાકી–કંટાળી ગયેલુ ૨ ના હિમ્મત, હીચકારુ,ડરકણુ ૩ કંટાળેલુ, હેરાન
**કાયરતા**, સ્ત્રી૦ બીકણતા,હીચકારાપણુ,કાયરપણુ
**કાયરોગ**, પુ૦ (સ૦) શારીરિક વ્યાધિ,દેહરોગ.
**કાયલી**, વિ૦માંદુ, આજારી ૨ રોગથી કાયર તે
**કાયા**, સ્ત્રી૦ (સ૦) દેહ,શરીર,જાત ૨ જનનેંદ્રિય. **કાયા** વણસવી–શરીર ઘટવુ ૨ રોગ થવો **કાચી કાયા**–ક્ષણભંગુર દેહ,નાશવંત શરીર
**કાયાકષ્ટ**, ન૦ કાયાને જે કષ્ટ આપવુ તે, દેહકષ્ટ.
**કાયાકુટી** ન૦એક જાતની ઔષધિ, તેનુ તેલ તે કાયાકુટીનુ તેલ (શરીરની કળતર ઉપર ચોપડે છે)
**કાયિક**, વિ૦ (સ૦) દેહ સંબંધી, દૈહિક,શારીરિક
**કાયો**, પુ૦ એક જાતની પીળી માટી (ઝાલાવાડ)
**કાર**, અ૦ (સ૦)કર્તૃત્વવાચક 'પ્રત્યય' ગ્રંથકાર ૨ પણ સૂચક પ્રત્યય 'અંધકાર'૩ અક્ષર–ઉચ્ચાર સૂચક પ્રત્યય 'અકાર,ચકાર'૪ ઉદ્યમ,ધંધો, ઉદ્યોગ. 'કમાઈ નહિતો શાનો કાર' ૫ આબરૂ, શાખ. "આવતા રખે વાર લગાડો,ઘટશે વેપારીમા કાર"–શામળ ૬ માન,પ્રતિષ્ઠા આબરૂ ૭ ભારમોજ, વક્કર ૮ ક્રિયા,કાર્ય ૯ સંબંધ ૧૦. નિશ્ચય. ૧૧. ફેરફાર ૧૨ મોજ,પાલખી ઉંચકનારી એક જાત.
**કારક**, પુ૦(સ૦)વાકયમા ક્રિયા પ્રયોજક ૨. વિભક્તિઓના જુદાજુદા અર્થ બતાવનાર,કર્તા, કર્મ, કરણ, સંપ્રદાન, અપાદાન અને અધિકરણ ઈત્યાદિ

પ્રત્યય. (છઠ્ઠી વિભક્તિ સિવાય બધી વિભક્તિના અર્થ બતાવે છે )

કારકિર્દી, સ્ત્રી૦ (ફા૦) કારભાર ચાલુ હોય ત્યા લગીનો વખત,અમલ ૨ વહીવટ,અમલ દરમિયાન કરેલુ કામકાજ તે [નાર, મહેતો, ગુમાસ્તો

કારકુન, પુ૦ (ફા૦)દફતર-હિસાબ-કાગળો લખ

કારકુની, સ્ત્રી૦ (ફા૦) કારકુનનુ જે કામ તે,મહેતાગીરી, ગુમાસ્તી ૨ લખનારની ચતુરાઇ-આવડત. ૩ લુચ્ચાઇ, પેચ

કારખત, સ્ત્રી૦ મહેનત,તસ્દી

કારખાનુ, ન૦(ફા૦) મોટુ હુન્નરી કામ ચાલતુ હોય તે ૨ કોઇ પણ મોટા કામકાજનુ ખાતુ, મોટા પાયાપર કોઇ વસ્તુ બનાવવા કરવાનુખાતુ

કારગત, સ્ત્રી૦ શક્તિ,કૌવત ૨ વગ,ચલણ.૩ કામ, અર્થ ૪ કામમા આવવાપણુ, અસર

કારચબી-ચોબી, સ્ત્રી૦ રેશમી કાપડ ઉપરનુ જરીનું ભરત.૨ સુખડ ઉપરનુ કોતર કામ

કારજ, ન૦ (સ૦) કામ,કાર્ય ૨ વિવાહ અથવા મૃત્યુ સબધી અવસર

કારજકારી,વિ૦ ગુણકારી,પરોપકારી,કાર્ય કરનાર

કારજ-જો પુ૦ ફુવારો, હોજ,ટાકી

કારડો, પુ૦ (સ૦ ક્યારડો, પાણી ભરાઈ રહે તેવુ ખેતર ૨ કરવડો. "કરમા આપ્યો કારડો"

કારણ, ન૦ (સં૦) આધાર,હેતુ,નિદાન.૨ ઉદ્દેશ, હેતુ, અર્થ ૩ ગરજ, જરૂર ૪ જેથી કાર્યની પ્રવૃત્તિ થાય તે,મૂળ,બીજ કારણના ત્રણ ભાગ છે સ્વાભાવિક (કપડામાના તાર ) અસ્વભાવિક (તારનુ જોડાવુ),અને કારણ રૂપ,(સાળ).૫ સાધન, ઇલાજ.૬ કરનાર, ઉપજાવનાર ૭ નાટક અથવા કોઇ વ તની વસ્તુ ૮ કાર્ય ૯ જેને લીધે સારો ખોટો વિચાર બંધાય તે.૧૦ ભૂતપ્રેત,વશીકરણ, મુઠ ૯૦ ની જે વ્યથા તે. [ખાતર; માટે

કારણ, અ૦ કેમકે, એટલા વાસ્તે ૨ વાસ્તે, અર્થે,

કારણ અવતાર,પુ૦ (સ૦) ખાસ કામને માટેજ લીધેલો ઈશ્વરી અવતાર

કારણ કે, અ૦ કેમકે, કાજે, તેથી.

કારણદેહ, સ્ત્રી૦(સં૦)જીવને,અવિદ્યાનું જે વેષ્ટન તે;હુ, સ્થૂલ દેહથી જુદો છુ પણ કયા રૂપે છુ તેનુ જે અજ્ઞાનપણુ તે, માયિક સ્વરૂપ. (વેદાન્ત).

કારણભૂત વિ૦ (સં૦) સાધનભૂત,પ્રયોજક,સહકારી ૨ કારણ થઈ પડવુ તે

કારણ શરીર,ન૦ લિંગદેહ, સૂક્ષ્મ શરીર.[સબબે.

કારણસર,અ૦ કામને અર્થે;જરૂરને લીધે,મતલબે,

કારણી, વિ૦ યોજનાર, બનાવનાર. (સ્ત્રી).

કારણોત્તર, પુ૦ (સ૦) જવાબ,પ્રત્યુત્તર

કારંડવ પુ૦ એક જાતનુ જળચળ પક્ષી, બતક

કારંડવ્યૂહ, પુ૦ બૌદ્ધ સાધુ ૨. બતકના આકારની સૈન્યરચના

કારતક, પુ૦ (સ૦)સવત વર્ષનો પહેલો મહિનો. કારતક સ્નાન-આસો સુદ ૧૧ થી તે કારતક સુદ ૧૧ સુધી સવારમા કૃતિકા નક્ષત્ર અસ્ત થાય તે પહેલા નદી તળાવમા નહાવાનુ એક વ્રત

કારતકી. વિ૦ કારતક સબધી.કાર્તકી પચાગ- કાર્તિક માસથી શરૂ થતુ પંચાગ. કારતકી પૂનેમ-કાર્તિક મહિનાની પૂર્ણિમા

કારતુસ, ન૦ (અ૦ કાર્ટ્રીજ) ચામડા, કલાઇ કે કાગળની જે પેટીમા દારૂ ગોળી ભરે છે તે. ૨ બદુકની દારૂગોળી સાથે તૈયાર ટોટી.

કારદાન, ન૦ કળા, યોજના, રચના ૨. હીકમત, તદબીર, યુક્તિ

કારભાર, પુ૦ (ફા૦) એકાદુ મોટુ કામ કરવાનો વ્યવસાય. ૨ વહીવટ,વ્યવસ્થા,કારકિર્દી, ખટપટી કામ 'રાજકારભાર' [સ્ત્રી

કારભારણ,સ્ત્રી૦કારભાર કરનાર સ્ત્રી, કારભારીની

કારભારી, પુ૦ વહીવટદાર,વ્યવસ્થાપક ૨ દિવાન, રાજ્યના વતી કામકાજ કરનાર

કારભારું ન૦ કારભાર કરવો તે, વહીવટ,અમલ બજવણી (કારભારુ તિરસ્કારમા વપરાય છે )

કારમુ, વિ૦ ચમત્કારિક,અદ્દભુત,નવાઇનુ ૨ કામરૂપ દૈવી; સુદર. ૩ ભયકર,બિહામણુ.

કારમોક,અ૦એક દમ,ઓચિંતુ [શાખ,પ્રતિષ્ઠા.

કારવહેવાર, પુ૦ વ્યવહાર-રીતભાત. ૨ આબરૂ,

કારવ, પુ૦ (સ૦) કાગડો, વાયસ.

કારવી, સ્ત્રી૦ (સ૦)કાગડી.૨ અજમો઼ધા.૩ મેથી ૪. કારેલીનો વેલો.

**કારવો,** પુ૦ એક તરેહનો ફેરબો ર વખત, તક
**કારસાજી,** સ્રી૦(ફા૦ કારસાજ)અવેજ,અનામત, મુડી [આકડો-કકુ
**કારસીઓ,** પુ૦ હિચકાની સાકળ ભરવવાનો
**કારસી,** સ્રી૦ ૨,લાકડા જોખવાનો કાંટો, કપાણુ
**કારસો,** પુ૦ યુક્તિ,કળા, હિકમત ર.બેત,પ્રબધ ૩. મનસુબો, ઉઠાવ
**કારસ્તાન,** ન૦ લુચ્ચાઇનુ કામ,કાવતરૂ, પ્રપચ, ફ઼દ ર મસલત ૩ મસ્તી,તોફાન.
**કારસ્તાની,**વિ૦કારસ્તાન કરનાર,તરકટી ર તોફાની
**કારાખર્ડીઓ,**પુ૦ અશુભ ખબર લાવનાર,કાળો-
**કારાગાર,** ન૦ બદીખાનુ, કેદખાનુ [નરીઓ
**કારાગૃહ,** ન૦ બદીખાનુ, કેદખાનુ, તુરગ
**કારાપારા,** પુ૦ ગુથાગુથ, સાચા જુઠા ર જાણી જોઇને દોષ કાઢવો તે, વાધા પાડવા તે,ગુથણા.
**કારિકા,** સ્રી૦ (સ૦) સમજણ-ખુલાસો હોય તેવુ લખાણુ,ટીકા, વિવરણુ, ટુકામા ઘણો અર્થ બતાવનારૂલખાણુ ર ભોયરીંગણી ૩ ઊટડી ૪ નટી
**કારિપેરી,**સ્રી૦ દ્વિઅર્થી બોલી ર જ્યા એક જવાબ જોઇએ ત્યા બે જવાબ હોવા તે
**કારી,** વિ૦ (ફા૦) ત્રાસદાયક,દારૂણુ ર ઉડુ, પ્રાણુ ઘાત 'કારીવા'૩ અગત્યનુ હોય તેવુ જુવાનનુ, 'કારી મરણુ'૩.અજબ,વિચિત્ર, ભારે ૫ કરનાર 'ગુણુકારી'
**કારીગર,** પુ૦ (ફા૦) કારીગરીનો ધધો કરનાર, ઝીણુ અને નાજુક કામ કરનાર ર કસબી,હુન્નરી
**કારીગરી,**સ્રી૦(ફા૦)કમબ,કરાવત,ચાલાકી, હીકમત ર ઉસ્તાદી,ચતુરાઇ ૩ કળાકૌશલ્ય
**કારીપારી,** સ્રી૦વાધાવચકા પાડવા તે,કારાપારા
**કારુ,** પુ૦ કારીગરીના કામ કરી આજીવિકા ચલાવનારી એક જાત,શિલ્પકામ કરનાર
**કારુણિક,** વિ૦ (સ૦)દયાળુ,કરૂણાવાળુ ર દયાજનક,દયા ઉત્પન્ન થાય તેવુ [થતી લાગણી
**કારુણ્ય,**ન૦(સ૦)કરૂણા,દયા,પારકાનું દુખ જોઇ
**કારે,** અ૦ કયારે, કઇ વખતે
**કારેલી,** સ્રી૦ એક જાતનો શાકનો વેલો
**કારેલુ,** ન૦ કારેલીનુ ફળ ર લિગ, તુચ્છ વસ્તુ

**કારોબાર,**પુ૦ (ફા૦) કારભાર કારોબાર મડળી-કારભાર કરનારી સભા, વ્યવસ્થાપક મડળ, મેનેજીગ કમીટી
**કાર્ડ,**ન૦ (અ૦)ગજીફાનુ પાનુ,પત્તુ ર જાડો કાગળનો કકડો ૩ ટપાલનો કાગળ ૪ પિજવાનુ યત્ર
**કાર્ડર,** પુ૦(અ૦)પિજારો ર પત્તા રમનાર
**કાર્તાંતિક,** પુ૦ (સ૦)જોષી,જ્યોતિષી
**કાર્ત્તિક,**પુ૦(સ૦)વિક્રમસવત વર્ષનો પહેલોમાસ, કૃત્તિકા નક્ષત્ર યુક્ત પૂર્ણિમાવાળો મહિનો
**કાર્ત્તિકેય,**પુ૦ (સ૦)કાર્ત્તિકસ્વામી,ષડાનન શિવના પુત્ર અને યુદ્ધના દેવ એ મહા બળવાન અને સદા બ્રહ્મચારી હતા [વિ૦ કગાલ, દીન,ગરીબ
**કાર્પટ,** ન૦ (સ૦) જુનો કાપલો,જીર્ણ વસ્ત્ર ર.
**કાર્પટિક** વિ૦ ચિથરેહાલ,કગાલ ર પુ૦ યાત્રાળુ, કાપડી,સાધુ ર કર્મેઠ
**કાર્પણ્ય,**ન૦(સ)કૃપણુતા,ૈન્ય,ગરીમાઇ,દીનપણું
**કાર્બન,**પુ૦ (અ૦) લાકડુ બળી જે કોયલો રહેછે તે, મેશ [૩ વાસ, કીચક
**કાર્મુક,** ન૦(સ૦)ધનુષ્ય,કામઠુ,બાણુ.ર ધનરાશિ
**કાર્ય,** ન૦(સ૦) હેતુ,ઉદ્દેશ ર પ્રયોજન ૩ નિમિત્ત, સબબ ૪.કામ,કર્તવ્ય ૫ કુડળીમા દશમુ સ્થાન
**કાર્યકારણુ,** ન૦ નૈમિત્તિક હેતુ આશય,મૂળઉદ્દેશ
**કાર્યકુશળ,** વિ૦ કામમા હોશિયાર, કાર્યનિપુણુ, કારીગર [ગોઠવણુ,યાદી
**કાર્યક્રમ,**પુ૦(સ૦)કામ કરવાની કરેલી અનુક્રમવાર
**કાર્યપ્રયોજન,**ન૦ (સ૦)નમ વગેરેનો રૂડો અવસર,પગરણુ ર મતલબ,કામ
**કાર્યભાર,** પુ૦ (સ૦)કારભાર,કારોબાર,વહીવટ
**કાર્યસાત્રક,** વિ૦ કામ કરી લેનાર [વિજય
**કાર્યસિદ્ધિ,**સ્રી૦ (સ૦)કામ પાર,પડવુ તે,ફતેહ,
**કાલ,**પુ૦ (સ૦) કાળ,સમય,વેળા,વખત ર મૃત્યુ, નાશ ૩.અત,છેડો ૪ મોસમ,ઋતુ
**કાલ,**સ્રી૦ચાલતા દિવસની આગળ પાછળનો દિવસ ર હમણા,થોડા દિવસ ઉપર કાલ ઉપર રાખવુ-મુલતવી રાખવુ કાલ ઉઠીને-ભવિષ્યમા
**કાલકલાઇ** સ્રી૦ બચપણુ,નાનપણુ
**કાલકૂટ,**ન૦ખહુજકારી એક જાતનું ઝેર ર, અફીણુ,

કાલક્રમણ, ન૦ વખતનુ જવુ તે ૨ સલાટ
કાલખંડ,પુ૦ જમણી કુખમા રહેલો માસલ અવ-
કાલચક્ર, ન૦(સ૦)મોટી આફત [યવ,યકૃત
કાલજ્ઞ, વિ૦(સ૦)જોશી ૨ વખત વિચારીને કામ
કરનાર [બનવુ તે ૩ મૃત્યુ,અવસાન
કાલધર્મ,પુ૦ (સ૦)ઋતુ,મોસમ ૨ સમય પ્રમાણે
કાલબુટ, ન૦ જોડાની અંદર ઠોકવાનુ જોડાના
અથવા પગના આકારનુ લાકડુ ૨ સાચો,ઘાટ,બીબુ
૩ મૂળ પાયો,ઓઠુ (કજીઆનુ)
કાલવવુ,ક્રિ૦સ૦(સ૦ કલ્–જવુ)કોઇપણ ભુકામા
ચીકણી પાણી જેવી વસ્તુ ધુટીને મેળવવુ,એકતાર
કરી દેવુ.
કાલાં, ન૦ કપાસના ખીલી ફાટેલા સુકા જિંડવા
કાલાવાલા, પુ૦ યાચના,આજીજી,કરગરવુ તે
કાલાષ્ટમી,સ્ત્રી (સ )કૃષ્ણપક્ષની આઠમ,વદઆઠમ
કાલિક, વિ૦ (સ૦) વખતને લગતુ, યથાકાળ
કાલિકા, સ્ત્રી૦(સ૦) દુર્ગાદેવી,અંબિકા ૨ મેઘઘટા
કાલિંગડુ, ન૦ તડબુચ,ખડબુચ
કાલિંગડો,પુ૦ (સ૦કાલિંગ)એક જાતનો રાગ
કાલિંગી, સ્ત્રી૦ એક વેલ,કાકડી
કાલિંદી, સ્ત્રી૦ (સ૦)જમના નદી,યમુના.
કાલિમા, સ્ત્રી૦(સ૦)કાળાશ ૨ ઝાંખ ૩ લાંછન.
૪ અંધારુ
કાલીન, વિ૦ (સ૦) સમયનુ,કાળનુ
કાલુ, વિ૦(સ૦ કલ–તોતળુ)અણુસમજુ,ગાડુ–
ઘેલુ;બાલીશ ૩ પ્યાર ઉપજાવે તેવુ અને કુમળુ,
અસ્પષ્ટ અને તોતળુ "કાલુ કાલુ બોલવુ"
કાલું, ન૦ જે ડીંડવામાથી કપાસ નીકળે છે તે
કાલુ, પુ૦ એક જાતની માછલી ૨ મોતી બનાવનારી
માછલી એના કોટલાને છીપ કહેછે ૨.દરિઆઇ ખડક
કાલેરો, પુ૦ એક જાતનો રાગ,કાલિંગડો.
કાલ્પનિક, વિ૦ (સ૦) કલ્પનાથી ઉત્પન્ન કરેલુ,
કલ્પિત,બનાવટી, કૃત્રિમ,શોધક
કાવડ સ્ત્રી૦ ખાંધે બોજો ઉપાડવાને બનાવેલી તુલા,
વચમા કામડી ને બે છેડે શિંકા હોય છે ને જેમા
ભાર મૂકે છે તે
કાવડીઓ, પુ૦ કાવડ ઉંચકનાર [લાકડુ; કાસડુ.
કાવડુ, વિ૦ધુર્ત્ત,શઠ,ખળ,ઠગારુ. ૨ ન૦ કાવડનું
કાવતરાંખોર–બાજ,વિ૦ કાવતરુ કરનાર,કાવા-
બાજ, કપટી, કારસ્તાની
કાવતરુ, ન૦ કપટ દગો,છળ,કારસ્તાન.
કાવરી, સ્ત્રી૦ કાચની બંગડી.(સુરત)
કાવરુ,વિ બાવરુ,એબાકળુ,આકુળવ્યાકુળ,ગભરુ,
કાવલુ, વિ૦ ઘણુ નાજુક ને શોભીતુ,પણ તકલેદી,
જાવળુ
કાવળ, ન૦ કૂડ કપટ, છળ,પ્રપંચ. [પાતળુ પડ.
કાવળી, સ્ત્રી૦ બંગડી ૨ પાણી,દૂધ,ઇ૦ ઉપર તરતું
કાવશ, અ૦ ખાલી,પોકળ, આકાશ ૨. કશુ નહિ.
લગારે નહિ ૩ પાધર, ખાલીખમ
કાવા, ન૦ છાપરાના નળિયાની એકેકી ઓળ તે.
કાવાદાની, સ્ત્રી૦(અ૦) કૉફી -ચા-સુન્નનો કાવો
કરવાનુ વાસણ, ચાદાની
કાવો,પુ૦ ઘોડાને ગોળ ચક્કરમા ફેરવવો–પલેટવો
તે ૨,પ્રપંચ,છળ ૩ ગુનલક્ષણનો ઉકાળો, કાઢો
કાવોદાવો, પુ૦ છળ,ભૂલથાપ આપવી તે,કપટ ૨
નિમકહરામી,લુચ્ચાઇ ૨. ઉધાળતા કરવા તે
કાવ્ય, ન૦ (સ૦) કવિતા.૨ કાવ્ય શાસ્ત્રમા કહેલા
રસાલંકારવાળી ઉત્કૃષ્ટ કવિતા.
કાવ્ય ચોર,વિ૦ બીજાના લખાણમાંથી અર્થભાવ,
વાકયોની ચોરી કરી પોતાને નામે ચડાવી દેનાર
કાવ્યચોરી—બીજાના લખાણની જે ચોરી તે,
તફડામણી
કાવ્યરચના, સ્ત્રી૦ કવિતાની બનાવટ, શાએરી.
કાવ્યરસિક,વિ૦(સ૦)કાવ્યનુ શોખીન, કવિતાના
રસને જાણનાર
કાવ્યરૂપ, વિ૦ કવિતામય, પદ્યરૂપ
કાવ્ય શકિત, સ્ત્રી૦ કાવ્ય બનાવવાની આવડત.
કાવ્યશાસ્ત્ર,ન૦ (સં૦) પિંગળ, કવિતા,તેના રસ.
અલંકાર વગેરે વિષે જેમા લખેલુ હોય તે ગ્રંથ.
કાશ–સ પુ૦(સ૦કુશ)એક જાતનુ પાતળીસળીનુ
ઘાસ, કસાડો
કાશ, સ્ત્રી૦ નડતર,પીડા.૨.સાલ,કંટક;આડ. કાશ
કાઢવી–નડતર દૂર કરવુ; પીડા ટાળવી. [સિરો.
કાશંદ્રી,સ્ત્રી.એક જાતનો મોટા પેટનો પક્ષીવર્ગનો

**કાશલ** સ્ત્રી૦ નડતર,પીડા, ફાસ, સાલ કાશળ કાઢવુ–હમેશને માટે દૂર કરવુ, સાલ કાઢવુ, મારી ન ખાવવુ

**કાશ્મીર**. પુ૦ [સં૦] એ નામનો એક દેશ

**કાશ્મીરી**, સ્ત્રી૦ એક જાતનુ ઊનનુ કપડુ ૨.વિ૦ કાશ્મીરનુ,કાશ્મીરને લગતુ [પ્રજા

**કાશ્યપી**, સ્ત્રી૦ ભૂમિ,પૃથ્વી ૨ કશ્યપની સ્ત્રી. ૩

**કાષાય**,વિ૦(સં૦)ભગવુ,ભુ ખરુ ૨ કટાણુ બેસ્વાદ ૩ રગીત. [કાટ લક્કડ.

**કાષ્ઠ**, ન૦ (સં૦)લાકડુ ૨ કાડી,ઇધણુ,બળતણ ૩

**કાષ્ટકીટ**,પુ૦ (સં૦)ભમરો,લાકડા કોરનારજીવડો

**કાષ્ટઘટા**, સ્ત્રી૦(સં૦)લાકડાની ઘટડી ૨ ઢોરને નાસી જતા રોકવાને ગળે બાધવાનુ લાકડુ,ડહેરો, આડી, ડણુ, હેડ કાષ્ટઘટા વિટબણા–શોભાને બદલે ઓભા

**કાષ્ટમય** વિ૦(સં૦)તદન લાકડાનુ ૨ લાકડા જેવુ, સોસાઈ ગએલુ,સુકુ ૩,કડણુ નિર્દય, અસર રહિત ૪ મજબુત. [બોલવુ એવુ જે વ્રત તે.

**કાષ્ટમૌન**, ન૦(સં૦)તદ્દન મુગા રહેવુ તે,કશુએ ન

**કાષ્ટાવત્**, વિ૦(સં૦) લાકડા જેવુ

**કાષ્ટા**,સ્ત્રી૦(સં૦)દિશા,હદ,મર્યાદા,સીમા ૨ સ્થિતિ, અવસ્થા પરાકાષ્ટા–અતિશયતાની હદ,આડોઆક

**કાષ્ટૌષધ**, સ્ત્રી૦(સં૦)વનસ્પતિની દવા,જડીબુટી

**કાસ**, પુ૦ (સં૦)કફ,ઉધરસ, ખાસી, ઠાસો

**કાસકદ**, પુ૦ એક જાતનો આલુ

**કાસદુ**, ન૦ કાયદુ

**કાસદ**, પુ૦(આ૦) સદેસો લાવનાર લઇ જનાર દૂત,ખેપીઓ,હલકારો, કાગળો પહોચાડવાનુ કામ કરનાર

**કાસદીઉં**, ન૦ કાસદનુ કામ, કાસદુ

**કાસદુ**, ન૦ કાસદનુ કામ, કાગળ પતર પહોચાડવાનુ કામ 'કથા કરીશ ન કાસદુ,તેથી ભુડો ભાર'

**કાસની**, સ્ત્રી૦ એક જાતની ઔષધિ

**કાસન્દી**,સ્ત્રી૦ મોગા પેટનો પડઘીવાળો લોટો,ગડુ

**કાસર**,પુ૦ (સં૦) પાડો.કાસરી—ડોબુ, ભેસ

**કાસવાસ**, પુ૦ દમ, શ્વાસ

**કાસળ**, ન૦ કાશલ, જુઓ

**કાસાર**, ન૦ (સં૦) સરોવર, તળાવ

**કાસીઉં**, ન૦ એક જાતનો છોડ.

**કાસીદારીઓ**,પુ૦ એક જાતનુ સુતરાઉ કાપડ

**કાસુદરો**, પુ૦ એક જાતનો છોડ, સમ દરસેણુ૦

**કાહળ**, ન૦(સં૦)એક જાતનુ શીંગડાના આકારનુ વાજુ,રણશીંગુ,તતુડુ ૨ ગાયનુ શીંગડુ

**કાહિલી**, વિ૦(ફા૦) કાયલી, આજારી, માદુ ૨ કાયર, આળસુ ૩. ત્વચાગરમી.

**કાળ**, પુ૦ (સં૦)જારી રહેવુ તે,ચાલ્યાજ કરવુ તે વખત, વેળા,સમય; એવા કાળ ત્રણછે (ભૂતકાળ, વર્તમાનકાળ અને ભવિષ્યકાળ) ૩ નાશ,મૃત્યુ ૪ યમ,યમદૂત ૫ જેથી મોત થાય તેવુ જે તે ૬ દુકાળ (લીલો કે સુકો )૭ દુર્દશા.આફત ૮ સહારક શક્તિ, શિવ ૯ મોતની અણી,છેલ્લો વખત, જીવ જવાનો સમય ૧૦.જમાનો, વખત કાળ આવવો–ગુસ્સો ચઢવો,અત આવવો કાળ કરવો–શરીર ઉતરવુ, દેવલોક પામવુ કન્યા કાળ–કુમારિકાને પરણાવવાનો જે સમય તે કાગે કોદરા મોઘા–દુકાળના સમયમા માલ વગરની ચીજનો પણ ભાવ આવે કાળમા અધિકમાસ–દુ ખ પડે ત્યારેચારે બાજુથી આવે, પડે ત્યારે સદવડુ પડે કાળ જાય ને કહેણી રહે–વખત જાય પણ બદનામ ન જાય

**કાળક**, સ્ત્રી૦ કળપ, કાળાશ ૨ કલક

**કાળકરાળ**, વિ૦ કાળ જેવુ ભયકર ૨ પુ૦ મૃત્યુ

**કાળકા**, સ્ત્રી૦ સં૦) એ નામની એક દેવી, દુર્ગા, ચડીનુ એક ભયકર રૂપ [વછનાગ

**કાળકૂટ**, ન૦ (સં૦)તિવ્ર ઝેર,હળાહળ ૨.અફીણ,

**કાળક્રમણ**, ન૦(સં૦)વખત–કાઢવો ગુજારવો તે

**કાળક્ષેપ**, પુ૦ (સં૦) નિરર્થક કાળ ગુમાવવો તે, વિલબ,રામાટામા કરવા તે

**કાળગતિ**, સ્ત્રી૦(સં૦)ભાવી,સમયનુ બદલાઇ જવુ તે, કર્મ વિપાક 'નર ફીટી નારી થયો, કાળગતિ કહેવાય'

**કાળચક્ર**, ન૦(સં૦)કાળનું ફરવુ ફરવાર થયો તે, જીદગીની સ્થિતિનો ફેરફાર તે ૨ નાશ,આફત

**કાળચન્દ્ર**, પુ૦ જે રાશીનોનો ચન્દ્ર નુકસાનકારક ગણાતો હોય તે, ઘાત ચન્દ્ર. (જ્યોતિષ)

**કાળચોઘડીઉં**, ન૦ અક્કેક વારનું અક્કેકા વારને નામે ઓળખાતુ અક્કેકુ ચોઘડીઉં, ને એ સાતે વારોના ચોઘડીઆમા શનિવારનું જે ચોઘડીઉં તે કાળચોઘડીઉં

**કાળજ**, ન૦ કાળજુ, હૃદય,છાતી

**કાળજહુ**, ન૦ કાળજુ,જુઓ (કવિતામા)

**કાળજી**, સ્ત્રી૦ કોઇ કામના પરિણામ માટે થતી લાગણી તે,ધ ખના ૨ ધ્યાન, લક્ષ ૩ ધાસ્તી ભય, બીક ૪ ફિકર ચિતા, સભાળ, હોશિયારી, સાવ ચેતી ચાનક,ખત

**કાળજીભુ**, વિ૦ અશુભ બોલું,અમ ગળવાણીવાળુ

**કાળજવર**, પુ૦ મરણ લાવે તેવો તાવ

**કાળજુ**, ન૦ જમણા પાસામા આવેલો માસલ અવયવ, જે લોહીને શુદ્ધ કરે છે ને પિત્ત ઉત્પન્ન કરે છે,પિત્તાશય,યકૃત ૨ જ્યા પ્રેમ,શોક,ભયની, અસર થાય છે તે ભાગ.૩ હૈયુ.અત કરણ, કાળજું ઘડુ થવું-સતોષ થવો.કાળજું બળવુ-દિલગીરી થવુ કાળજુ ફટકી જવુ-ઘેલા થવુ કાળજુ કોરાવુ -હૃદય વિધાઇ જવુ, મનમા દુ ખ થવુ કાળજા વિનાનું-બોથડ,ઉદ્ધત ૨ સાહસિક કાળજાની કોર -ઘણુ જ વહાલુ,અત્ય ત પ્રિય,હૈયાનોવાર કાળજામા કોરી રાખવુ યાદ રાખવુ, ન ભૂલી જવાય એમ કરવુ, કાળજાનો ડ ખ-કારી ઘા ૨ કટ્ટી દુશ્મનાઇ કાળજુ ઠરવુ-સંતોષ થવો;નિરાત વળવી.

**કાળનિદ્રા**, સ્ત્રી૦ મરણ રૂપ જે ઉંઘતે, મરણ, અઘોરનિદ્રા,ગાઢ નિદ્રા,સુષુપ્તિ

**કાળપ**, ન૦ કાળાપણુ મેશ,કાળાશ

**કાળપરત્વે**, અ૦ વખત પ્રમાણે,સમય જોતા.

**કાળપુછી**, વિ૦ પુછડાના વાળ બધાજ કાળા હોય તેવી (ભેસ)

**કાળપ્રસંગ**, પુ૦ જોગવાઈ, જેવો સમો તેવુ કામ ૨ મરણવેળા, નાશનો સમય. [બંધન

**કાળપાશ**, પુ૦(સં૦)યમનો ફાસો,મોત,મરણ,યમ

**કાળભૈરવ**, પુ૦ (સં૦) શિવ,સકર, મહાદેવ

**કાળમીંઢ**,પુ૦ એક જાતનો ઘણો કઠણકાળો પત્થર. ૨ વિ૦ઘણુ જ કાળુ ૩ નિષ્ઠુર અત કરણનું

**કાળમૂર્તિ**, પુ૦ (સ૦)ભયંકર આકૃતિવાળો પુરૂષ. વિકાળ પુરૂષ,ભયાનક જન.

**કાળમાન**, ન૦ (સં૦)વખતનુ માપ ૨ વખતને માપવાનુ યત્ર. 'ઘડિયાળ, વગેરે.' [(યત્ર).

**કાળમાપક**, વિ૦ વખતનુ માપ કરનાર-દેખાડનાર

**કાળમુખુ**, વિ૦ કાળના જેવા મોવાળુ, જેનુ મો જોવાથી અમ ગળ થાય તેવુ ૨ કાળજીભું ૩.લાછન -કલકવાળુ

**કાળયવન**, પુ૦ કાબુલના તાલજઘ રાજાનો પુત્ર, અને જરાસધનો મિત્ર. જે કૃષ્ણ સામા યુદ્ધ માટે આવ્યો હતો તે.

**કાલયાતના**, સ્ત્રી૦(સ૦)મરણ સમયનુ દુ ખ. ૨ યમ તરફથી થતી શિક્ષા [સંવત્સર

**કાળયુક્ત**, પુ૦ સાઠ સવત્સર પૈકી તે નામનો એક

**કાળયોગ**,પુ૦ કાળનો સધિ, સજોગ.

**કાળરાત્રિ**,સ્ત્રી૦દરેક સિત્તોતેર વર્ષે આવતી આસો સુદિ આઠમની (અથવા શ્રાવણ વદિ આઠમ) રાત તે,કાળીની જન્મરાત્રિ.૨ કલ્પની છેલ્લી રાત, પ્રલય રાત્રિ.૩ ઘોર અધારી રાત ૪ કાળી ચૌદશની રાત. ૫.યમરાજાની બહેન.

**કાળવેલીઓ**,પુ૦ ભુરકી નાખનારો,છોકરા-ચોર ધુતારો બાવો, જાદુગારો [સધ્યાકાળ.

**કાળવેળા**,સ્ત્રી૦ નઠારો વખત,કુવેળા ૨.સમીસાજ,

**કાળવૃદ્ધિ**, સ્ત્રી૦ (સ૦) માસિક વ્યાજ.

**કાળસ્વરૂપ**, વિ૦ કાળ જેવુ,યમના જેવુ ભયકર

**કાળાંજન**,ન૦(સં૦) કાજળ, સુરમો

**કાળામરી**,ન૦ એક જાતનો વેલો અને તેના દાણા જેવા ફળ એ મસાલાની ગણત્રીમા આવે છે એનો સવાદ તીખો હોય છે

**કાળા**,પુ૦ નઠારા લેખ,દુર્ભાગ્ય."પણ દયો કહે,જેને ભક્તિ ન ભાવી, તેને લલાટે લખિયા છે કાળા રે."

**કાળાક્ષર**,પુ૦ લખાણ.૨ મીંડા કાળા અક્ષર કુટી મારવા-લખતા ન આવડવુ,અક્ષરશૂન્ય હોવુ

**કાળાં**, ન૦ ઉંધાચતા, કુકર્મ. કાળાં ધોળા કરવા-તરકટ કરવા,પાપ કરવા

**કાળાટ**, સ્ત્રી૦ કાળાપણુ,કાળાશ.(ગોરાટનુ ઉલટુ)

**કાળાતલ**,પુ૦ કાળા રગના તલ.૨.શરીરની ચામડી ઉપરનાં કાળાં તલ જેવા ડાઘ તે, નાના કાળાડાઘ.

કાળા તલ ચોરવા—નઠારા કૃત્ય કરવા, જેનુ ફળ નઠારૂ મળે તેવા કુકર્મ કરવા
**કાળાંતરે, અ૦** કાળના કાળ વહી જાય તોએ ૨. કો કાળે,કેટલોક કાળ વીત્યા પછી, ઘણે વખતે ૩ કદી નહિ [પણુ ૨ કાળાટ, કાળપ
**કાળાશ,સ્ત્રી૦**કાળા ૨ ગનો અ શ-લેશ,થોડુક કાળા
**કાળીઉં, વિ૦** કાળા ૨ ગનુ, કાળુ
**કાળીઉં ન૦** અરીણુ ૨ કીડીઆની સેર કાળીક ઠી
**કાળીઆસરસ, પુ૦** એક જાતનુ ઝાડ એને ધોળી ફાફડા જેવી શીંગો થાય છે
**કાળી, સ્ત્રી૦(સ૦ કાલિકા)** કાળકા, જુઓ
**કાળી ક ઠી,સ્ત્રી૦**કીડીઆ સેર,દાણીઉં મ ગળસુતર, કાળીઉં
**કાળીગાંઠી,સ્ત્રી૦**સ્ત્રીની કોટનુ એક ઘરેણુ,બલગીરી
**કાળીચૌદશ,સ્ત્રી૦** (સ૦ કાળ+ચતુર+દશ)આસો વદિ ચૌદસ,દિવાળીની આગલી ગત્રિ,નર્કચતુર્દશી
**કાળીજીરી,સ્ત્રી૦** એક જાતના કાળા ઝીણા કડવાં બી જે કૃમિ અને તાવ ઉપર વપરાય છે
**કાળીટીલી, સ્ત્રી૦(સ૦ કાલ+તિલક)**બદનામી, લાઞ્છન;દોષ,કલ ક
**કાળીદરાખ, સ્ત્રી૦** કાળા ૨ ગની બીવાળી દરાખ.
**કાળીદરાજ, સ્ત્રી૦** ચામડીપર થતો એક રોગ
**કાળીનાગ, પુ૦** કાળા ૨ ગનો સાપ,એક નાગ.
**કાળીપરજ,સ્ત્રી૦**દુબળા વગેરે હલકી જાતનાલોકો
**કાળી મુસળી,સ્ત્રી૦** એક ઔષધિ
**કાળી પહાડ, સ્ત્રી૦** એક જાતનો ઔષધિ વેલો
**કાળી ગત, સ્ત્રી૦** મધ્ય રાત્રિ,અ ધારી રાત ૨ વદિ આઠમની રાત
**કાળી રોટી, સ્ત્રી૦** માલપુલા
**કાળુ, વિ૦ (સ૦ કાલ)** કાજળના જેવો ર ગ, શ્યામ, કૃષ્ણ ૨ પાપવાળુ, ઘોર,અતિ દુષ્ટ.(કામ) **કાળામાથાનું** માનવી–માણુસ જાત,મનુષ્ય **કાળી** નાગણુ-નણીજ ઉગ્ર ઝેરવાળી,ડસે તો જીવ લે તેવી **કાળે પાણીએ** કાઢવુ–સમુદ્રપાર કરવુ, દેશનિકાલ કરવુ **કાળો** ચાલ્લો–કલ ક, બદનામી, અપજશ, કાળી ટીલી.**કાળુ કરવુ**–કાળા ૨ ગથી ર ગવુ ૨ જતા રહેવુ,ખસવુ જવુ શરમના માર્યા મો સતાડવુ, દૂર જવુ

**કાળુખડો, પુ૦** એક જાતની વનસ્પતિ
**કાળોકહેર, પુ૦** ત્રાસદાયક–અતિભય કર બનાવ, મોટો જુલમ નાશ, કેજબ
**કાળોકોપ,પુ૦**મોટો જુલમ,સીતમ ૨ મોટો અનર્થ, ગજબ, કહેર ૩ દૈવકોપ
**કાળોચોર, પુ૦** કાળા વેશમા અ ધારામા ચોરીનુ કામ કરનાર,પાકો ચોર,પ્રસિદ્ધચોર,લુચ્ચો
**કાળોવાળો પુ૦** એક જાતના કાળા મૂળીઆ
**કાળોસરસ,પુ૦**એક જાતનો સરસ ૨ કાળીઓ સરસ
**કાળો સોમલ, પુ૦** એક જાતનુ ખનીજ ઝેર
**કિ કર, પુ૦(સ૦** ચાકર,દાસ, ગુલામ.
**કિ કરી, સ્ત્રી૦ (સ૦)**દાસી,ચાકરડી ગુમાલડી
**કિ કિણી, સ્ત્રી૦ (સ૦)**નાની ઘ ટડી ૨ ઘુઘરમાળ. ૩ ઘાઘરાનુ નાડુ ૪ ક દોરો,ડાચી ૫ ઘુઘરી (ઝાંઝર, ધ૦ ની) ૬ ક કણી
**કિ ગલાણ, ન૦** અતિ આન દ,મલકાટ **કિ ગલાણે ચઢવુ**-ઘણા હર્ષમા આવવુ,લહેરે ચઢવુ
**કિંગલાવુ,ક્રિ૦ અ૦** હર્ષ થવો આન દ પામવુ, ઘણુ ખુશી થવુ.
**કિ શુક, પુ૦** ખાખરો, પલાશ
**કિ વા, અ૦ (સં૦)** અથવા, વા, યા.
**કિચ કિચ, સ્ત્રી૦** ચે ચે ,બબડાટ ૨ કચપચ,
**કિચકિચાવવુ, ક્રિ૦ સ૦** ભચરડાય તેમ કરવુ, તાણીને બાધવુ,ડસવુ ૨ દાત પીસવા [૨ ચકડાળ
**કિચોડો પુ૦** આમલીનો ડળીઓ ચીચુડો, કચુકો
**કિ ચન,અ૦**લગારેક, થોડુ ક, જરાપણ [લેશ,તવ.
**કિ ચિત્–ગાત્ર, અ૦ (સ૦)**થોડુક,ક ઇક, જરા,
**કિટલી, સ્ત્રી૦(અ૦ કેટલ્)**ચા-કાફી ઉકાળવાનુ વાસણ, ચાદાની
**કિટોડો, પુ૦** કચરો ૨ ગાંઠાવાળુ લાકડુ (ફાડતા વધેલુ )૩ સખત તાપથી નળિયા,ઇ ટાનો બાઝેલો ગઠ્ઠો ૪ ધાતુને ગાળતા થએલો કાટ કચરાનો ગઠ્ઠો
**કિટખદુ, વિ૦** મળી ગયેલુ, ઉધઇ ખાધેલુ.
**કિટ્ટ, પુ૦ (સ૦)** કચરો,કાટ, મળ, બગાડ
**કિતવ, વિ૦** જુગારી ખેલાડી,ખળ.૨ ઠગ,ધુતારો, ધૂર્ત "કિતવ ન્હાનની કીર્ત્તિ કરતી લાજતી નથી લગાર"—રેવા૦

કિતાબ, સ્ત્રી૦ (અ૦)ચોપડી,પુસ્તક, ગ્રંથ
કિતાબ, પુ૦ (અ૦)ખિતાબ, ઈલકાબ, પદવી
કિતાબખાનું, ન૦ પુસ્તકાલય,લાઇબ્રરી ૨ ચોપડીઓ વેચનારની દુકાન ૩ ચોપડીઓની વખાર
કિતિએક, સ૦ કેટલીક, કૈક, કેટલાએક
કિત્તો, પુ૦ (અ૦) જાડા કાપની કલમ ૨ સારો લખેલો ખરડો,નમુનો ૩ ખેતરનો કકડો, વિભાગ ૪ અંક,ચિહ્ન ૫ અ૦ એજન,એનુ એજ,સદરહુ
કિનખાપ-બ, પુ૦ (ફ ૦કિમ્ખાબ) જરીબુટ્ટાના વણાટનુ રેશમી-સુતરાઉ વસ્ત્ર,કારચોબી ૨ કસબ
કિનરી,સ્ત્રી૦ (સ ૦કિન્નરી.)એક તરેહની સારંગી
કિનાર,પુ૦ (ફા૦) બાજુ કોર,ધાર ૨ કાંઠો, તટ
કિનારી, સ્ત્રી૦ (ફા૦)કસબ અને રેશમની વણેલી પટી,ફીત,કોર ૨ કિનાર
કિનારો,પુ૦ (ફા૦) કાંઠો,પાર,બાજુ (દરિયાનો) ૨ ઓવારો,તીર,તટ કિનારે આવેલુ વહાણ ડુબવુ -નજીક આવેલુ સુખ ગુમ થઇ જવુ
કિન્ડર ગાર્ટન, ન૦ (જર્મન.) શિશુ શિક્ષણ
કિંતુ, અ૦ (સ ૦ કિમ્+તુ) પણ,પરંતુ,તોપણ
કિન્નર, પુ૦ (સ૦) સ્વર્ગનો ગંધર્વ, દેવની એક જાત,એનું મુખ અશ્વ જેવુ હોય છે સ્વર્ગના ગવૈયા.
કિન્નરી, સ્ત્રી૦ (સ ૦)કિન્નરની સ્ત્રી ૨ સારંગી
કિન્નાખોર,વિ૦ ઝેરીલુ,દ્વેષી, અદેખ રાખે તેવુ
કિન્નો, પુ૦ દ્વેષ, ઝેર ૨ વેર, દાઝ.
કિફા, અ૦ કેણીગમ-પાસ. [પડતુ
કિફાયત,સ્ત્રી૦(ફા૦)નફો,લાભ ૨ વિ૦સસ્તું, ફાયદા
કિફાયતી, વિ૦ સસ્તુ, સોંઘુ, થોડી કિંમતનુ
કિમ્, સ૦ (સં૦) શુ, કેમ [ગપગોળા
કિંવદંતી,સ્ત્રી૦(કિમ્વદન્તી)જનશ્રુતિ, લોકવાયકા,
કિમ્ અધુના, અ૦ વિશેષ શુ ?, બસ,એટલુજ
કિંમત, સ્ત્રી૦ (ફા૦)મૂલ્ય, દામ ૨ દર,ભાવ ૩ હિસાબ, માન. ૪ કદર,બૂજ, લેખુ આકણી
કિંમતવાન,વિ૦મલ્યવાન, કિંમતી, મોંઘુ ૨ કામનુ,
કિંમતી, વિ૦ કિંમતવાન, જુઓ. [ઉપયોગી.
કિયત, વિ૦ (સ ૦) કેટલુ, કેવડુ, કેવુ
કિયુ,સ૦ કયું, કોણ. કિયે મોઢે-શુ મોઢું લઇને
કિરકોલ, વિ૦ પરચૂરણ,છૂટક છૂટક, નાનાવિધ.

કિરણ,ન૦ (સ૦) સીધી લીટીમા પડતો તેજસ્વી પદાર્થનો પ્રકાશ તે, રશ્મિ, કર, મરીચિ, તેજ.
કિરણલેખ્ય-કળા,સ્ત્રી૦ તેજની છાયા લઇ છબી ઉતારવાની કળા, ફોટોગ્રાફી
કિરત, સ્ત્રી૦ કીર્તિ, યશ
કિરતનિયાં, ન૦ કીર્તન વેળા વગાડવાના સાજ, ડફ, ખજરી, તાલ ઇ૦ સાહિત્યો ૨. કીર્તન
કિરપા, સ્ત્રી૦ કૃપા, જુઓ.
કિરમજ, પુ૦ (અ૦ કિરમિઝ) એક જાતનો, ઝીણો કીડો. એ કીડાની માદામાંથીજ સારો રંગ નીકળે છે એ કીડાઓને એકઠા કરી વાસણમા નાખી નીચે ગરમી આપવાથી કીડા મરી જાય છે ને પછી તે, રંગ અને દવાના કામમા આવે છે.
કિરમાણીઅજમો,પુ અજમાનેમળતા ઔષધિબી
કિરાત, પુ૦ (સ ૦)ભીલની એક જાત ૨.જંગલી-પહાડી જાત,નિષાદ,કોળી ૩ સસ્કૃતમાના મોટા પાંચ કાવ્યો ૪ મહા કવિ ભારવિ પ્રણીત ૧૮ સર્ગવાળુ તે નામનુ મહાકાવ્ય
કિરાતિની,સ્ત્રી૦(સં૦) જટામાસી. [સ્ત્રી, ભીલડી
કિરાતી, સ્ત્રી૦ (સ૦) પાર્વતી દુર્ગા. ૨ ભિલની
કિરાયાદાર, વિ૦ (ફા૦) ભાડે રહેનાર,ભાડુત.
કિરાયુ, ન૦(ફા૦) ઘર-જમીન વગેરેનુ લવાજમ,
કિરિ, પુ૦ (સ ૦) ડુક્કર; ભુંડ. [ભાડું, મહેનત,વેતન.
કિરિયા. સ્ત્રી૦ (સ૦) ક્રિયા, જુઓ.
કિરિઆણું ન૦ (ફા૦) કરીઆણુ, જુઓ.
કિરીટ, પુ૦ (સ ૦) મુગટ, તાજ.
કિરીટી, પુ૦ અર્જુન. ૨ વિ૦ મુગટ ધારણ કરનાર, તાજવાળુ [નિબિડ ૩ વાસની ઝાડીવાળુ.
કિર્ર્, અ૦ પક્ષીનો અવાજ, ગુંજારવ.૨.વિ૦ગીચ,
કિલ, અ૦ નિશ્ચય, નક્કી.
કિલકાર, પુ૦ ચિચિઆરી;તીણી બૂમ.૨ કમાહોર; સોરબકોર કોલાહોલ. ૩ મશ્કરી, ચેકડી.
કિલકારી, સ્ત્રી૦ કિલકાર, મજાક, મશ્કરી [નાદ.
કિલકિલાટ,સ્ત્રી૦ (સ ૦)હર્ષનો ઉભરો,આનંદનો
કિલકિલાકાર, પુ૦ સોરબકાર, કોલાહલ "કોઈ બોલાવે તો કરે કિલકિલાકાર જો"-દયા૦[આકારી
કિલવો, પુ૦(સ ૦કીલવાહક) કિલકાર, બખડજંતર

**કિલામના, સ્ત્રી૦** પીડા, દુખ (શ્રાવકોમાં)
**કિલાવો, પુ૦ (હિં૦)** હાથીને ગળે નટકતુ દોરડુ (માવતને ચઢવા ઉતરવા માટે)
**કિલ્લી સ્ત્રી૦ (સ૦ કીલ)** કુચી ચાવી, કળ ઉઘાડવાસ કરવાનુ ઓજાર
**કિલ્લુ, ન૦ (સ૦ કીટ,** અનાજમા થતુ એક જીવડુ, ધનેરૂ, ભોટવુ [નાર અમલદાર
**કિલ્લેદાર, વિ૦ [ફા૦]** કિલ્લાની સભાળ રાખ-
**કિલ્લેબંધ, ન૦** શત્રુના હુમલાથી રક્ષણ થાય એવુ જે બાંધકામ તે
**કિલ્લો,પુ૦**દુશ્મનથી ઝટ ન આવી શકાય તેવો આ સપાસ ખાઈવાળો મજબુત કોટ, ગઢ, દુર્ગ
**કિલ્વિષ-લ્મિષ, ન૦ (સ૦)**પાપ, પાતક, 'દીન દયાળ કૃપા કરી માગ, કિલ્વિષ સર્વ નિવાર'- પ્રા૦ માળા ૨ મળ, દોષ, અપરાધ
**કિશોર, પુ૦ [સ૦]** ૧૫ વરસની ઉમરસુધીનો છોકરો, તરુણ, જુવાન (પાચ વર્ષનો કૌમાર, દશનો પૌગડ,ને પદર વર્ષનાનો કિશોર કહે છે) ૨ નાની ઉમરનો (કાયદામા)
**કિશોરી, સ્ત્રી૦ [સ૦]** જુવાન છોડી, બાળા, કુમારી, કન્યા ૨ વછેરી
**કિશ્ત, સ્ત્રી૦ [ફા૦]** પરાજય, શેહ ૨ ખેતી કૃષિ ૩ મહેસુલ,સરકારભરણુ ૪ ખડણી,ચાથ ૫ ઋણ
**કિશ્તિ, ન૦ [ફા૦]** જહાજ, વહાણ
**કિષ્કિંધ, પુ૦** એ નામનો એક દેશ પર્વત
**કિસ, વિ૦ (સ૦કીદશ)** શુ? કેટલુ ૨ જરા
**કિસ ગણત્રીમા**—શો હિસાબ? શા લેખામા
**કિસમ, સ્ત્રી૦**જાત, તરેહ,પ્રકાર,ઢબ,વિધ, રીત
**કિસમીસ,સ્ત્રી૦**બી વગરની ધોળી દ્રાક્ષ [કુપળ,પલ્લવ
**કિસલય, ન૦ [સ૦]** નવાકુમળા પાનવાળી ડાળી,
**કિસ્બણ, સ્ત્રી૦**કસમણ,વેશ્યા ૨ કળાવતી
**કિસ્મત, સ્ત્રી૦** મસકની નીચે રાખવાનુ ચામડુ
**કિસ્મત, ન૦ [આ૦]**નસીબ,ભાગ્ય,તકદીર
**કિસ્સો, પુ૦ (આ૦)**કલ્પિત વાતો, ગથા, કહાણી દાસ્તાન, હિકાયત ૨ યુક્તિ હીકમત, જુઠો
**કી, સ૦** કેઈ, કયી
**કી, સ્ત્રી૦ (અં૦)** સમજ, ખુલાસો ૨ કુચી

**કીકરો, પુ૦** પરોણો, મહેમાન (ભિલ્લ૦)૨ ફરશી ત્રિધણ (સુતારનુ)૩ અભ્યાગત,આગતુક (સુરત) ૪ કાકરો, મરડિયો [ચીસો પાડવી તે
**કીકિઆણ, સ્ત્રી૦** કલ્પાત, કળાહોર, કકલાણ
**કીકિઆરી, સ્ત્રી૦** તીણી બૂમ, ચીસાચીસ કરવી તે, સામટો ઘણા માણસોનો અવાજ
**કીકી, સ્ત્રી૦** બાળક છોકરી તે, કીલી ૨ અણુ-સમજુ, બાળકી ૩ આખના ડોળાની અદરની ગોળ કાળી ટીપકી, પુતળી 'કહાના તારી કીકી કામણગારી રે'—દયા૦ [૨ અણસમજુ
**કીકો, પુ૦** બાળક છોકરો ૨ લાડકો છોકરો.
**કીચ, પુ૦** કાદવ, ગારો, કીચડ, પક
**કીચક, પુ૦** પોલો વાસ ૨. વિરાટ રાજાનો સાળો અને સેનાધિપતિ એ દ્રૌપદી ઉપર મોહાધ થતા ભીમે (દ્રૌપદીના વેશમા) મલ્લયુદ્ધ કરી તેને મારી
**કીચડ, પુ૦** કીચ, કાદવ, ગારો [નાખ્યો હતો
**કીચુકો, પુ૦** કિચોડો, કચુકો, ચચુકો
**કીચુડો, પુ૦** નાનો ચકડોળ
**કીજે,અ૦**વાસ્તે,માટે ૨ કરીને (કવિતામા)
**કીટ, પુ૦ [સ૦]** કીડો, જીવડો ૨ મેલ, કાટ ૩ કસ્તર,કચરો ૪ ગાંઠો,ગુજ ૫ **અ૦**તૈયાર,મે ઢે. ૬. વિ૦કામેલ,પૂરૂ માહિતગાર, પ્રવીણ હોશિયાર
**કીટનાં લાકડા**—ગાઠો ઘણી હોય તેવા લાકડા, એનો તાપ ઘણો સખત થાય છે
**કીટાયેલુ, વિ૦** કાટવાળુ [ચીપ.
**કીટીકું, ન૦** લાકડાનો પાતળો કડકો, લાકડાની
**કીટીકું, વિ૦** છાગવાળુ (ઘી) ૨ કપાસના પાદડા ની રજવાળુ (રૂ)
**કીટો, સ્ત્રી૦** પાદડી, કપાસના પાદડાની રજ ૨ ખાજા તળતા તાવડીમા ખરેલો ભુકો.
**કીટુ, ન૦** ઘીને તાવ્યા પછી નીચે જે કચરો છાશ રહે છે તે, કચરો, મેલ, કસ્તર ૨ **વિ૦** કાટવાળુ, કષાય
**કીટો,પુ૦** માટીના નળીઆ ઇટ પાકતા ઘણા તાપને લીધે માટી ગળી જઇને ગઠ્ઠો થઇ જાય તે (હથિયાર ઘસવાના કામમા આવે છે) ૨ ધાતુનો રસ વિકાર ૩ ગાંઠોવાળા લાકડાના કડકા, ગંડેરી,

વેઢા ૪ બગાડ, કચરો [જવાળ, ચેળ
કીડ, પુ૦ કીટ ૨ ઉધઈ, સડો ૩ ખરજ, ખ-
કીડી, સ્ત્રી૦ [સ૦કીટિકા] એક ઝીણો જીવ એ
એ જાતની હોય છે કાળી ને લાલ લાલ કીડીનો
ચટકો વધારે હોય છે [ઉભરણુ
કીડિઆરૂ, સ્ત્રી૦ કીડીઓનુ દર ૨ કીડીઓનુ
કીડિઆસેર, સ્ત્રી૦કીડીઆની કડી, કાળા મણુ
કાની કડી. [રસથી કીડા મરે છે
કીડામારી, સ્ત્રી૦ એક જાતની વનસ્પતિ એના
કીડીઉં, ન૦કાચનો ગોળ કાણાવાળો દાણો
કીડી કથવા,ન૦નાના નાના અનેક પ્રકારના જીવ
કીડીમંકોડી,સ્ત્રી૦કીડી મંકોડી વગેરે નાના જીવ
કીડા, પુ૦ [સં૦કીટક]પેટે ચાલનારો નાનો જીવ
કીડા પડવા - સડવુ
કીધ–ધુ, ક્રિ૦ કર્યું. કરવુ ક્રિયાપદનો ભૂતકાળ
૨ કહેવુ એનો ભૂતકાળ, કહ્યુ (કાઠિ૦)
કીમતી, સ્ત્રી૦ કિમ્મતવાળુ મૂલ્યવાન.
કીમીઆગર, પુ૦ [સ૦] કીમીઓ કરનાર,રસા-
યણી ૨ કળાબાજ. ૩ ધુતારો
કીમીઓ, પુ૦હલકી ધાતુને કીમતી બનાવવાની
કળા તે, રસાયણ રસસિદ્ધિ ૨ યુક્તિ ૩ સહે-
જમા ઘણુ દ્રવ્ય મળે તેવી ક્રિયા–ધધો
કીંમત, સ્ત્રી૦ મૂલ્ય, વેચાતું લેતા જે નાણુ આ-
પવુ પડે તે ૨ કદર, બૂજ, તુલના
કીંમતવાર, અ૦ વસ્તુ અને સામે તેની કીંમત
એવી દરેકની યાદી હોય તેમ, મૂલ પ્રમાણુ
કીર, પુ૦ [સ૦] પોપટ, શુક
કીરત, સ્ત્રી૦ કિર્તિ, આબરૂ,માન [ભજન
કીરતન, ન૦ કીર્ત્તિનુ ગાયન,ગુણુ–યશ વર્ણન,
કીરતનીઆં, ન૦ કિરતનિયા, જુઓ
કીરતાર, પુ૦ કર્ત્તા, ઇશ્વિર, પ્રભુ [વેરુ
કીરમજી, વિ૦[આ૦]કિરમજમાથી બનેલુ,લાન-
કીર્ત્તન,ન૦ [સ૦] ઇશ્વરનુ યશોગાન, ગુણવર્ણન
કીર્ત્તનભક્તિ, સ્ત્રી૦ (સં૦)કીર્ત્તનદ્વારા જે ભક્તિ
તે, નવધા ભક્તિમાની એક
કીર્ત્તિ,સ્ત્રી૦[સ૦] ગુણુ કર્મ ઉપરથી જે વાહવાહ
બોલાવી તે,ખ્યાતિ, નામના, કીર્તિકોટ, પ્રશસા,
વાહવાહ [આબરૂદાર.
કીર્ત્તિમાન્, વિ૦ [સ૦] કીર્ત્તિવાળુ, નામાંકિત
કીર્ત્તિવત, વિ૦ [સ૦] કિતિવાન, નામાકિત.
કીર્ત્તિસ્થભ, પુ૦ [સં૦] મોટા જયવિજયની
યાદગીરી માટે બધાવેલો મિનારો.
કીલ, પુ૦ ગાડાના પૈડાની અદર તેલ ઉંજ્યા
પછી જે કાળો મળ થાય છે તે,મળી, ઉગ.૨.ઢોર
બાધવાનો ખીલો ૩ મેખ, ખુરો,ખીલો.
કીલકારી, સ્ત્રી૦ મજાક, મશ્કરી, મશ્કરી.
કીલી, સ્ત્રી૦કીકી, બાળક છોકરી.૨ કુંચી
કીલીદાર, પુ૦ તીજોરીવાળો, ખજાનચી
કીલો, પુ૦ કીકો,જુઓ
કીશ, પુ૦ [સ૦] વાનર, વાદરો ૨ સૂર્ય
કીહારે, અ૦ કયારે કયે વખતે.
કીહા, અ૦ કયા, કયે ઠેકાણે
કુકણી, વિ૦કોકણમા થતુ, કોકણનુ.'કુંકણીકેળા.'
કુકણીકેળાં, ન૦ કેળાની એક જાત, સૂકવેલા કેળા
કુકરી, સ્ત્રી૦કાકરી ૨ સોગટી (બાજીમા)
કુકરીદાવ, પુ૦ કાકરીદાવ.
કુકરો, પુ૦ કકરો ૨ ખાગડો,કુકૈો.૩ શંખલા
કુકાપવુ,વિ૦ શુભ પગલાવાળુ,કકુના પગલાવાળુ
કુકાવટી, સ્ત્રી૦ કકાવટી [શુકનિયાળ.
કુકાવટો, પુ૦ ચદન કકુ વગેરે પૂજનો સામાન
ભરવાનુ ખાનાવાળુ પાત્ર
કુકાવરણુ, વિ૦ કકુવર્ણુ, રાતુ
કુકુમ, ન૦ [સ૦] કકુ, જુઓ
કુકો, પુ૦ કુકરો
કુગરો, પુ૦ કાંકરો, જુઓ.
કુંચડી, સ્ત્રી૦ [સ૦ કૂર્ચ] પિંછી, કૂચડી.
કુચલી, સ્ત્રી૦ (સ૦ કચુક–ઝભ્ભો) ધુગટી,
ઘૂમટી, ધાબળા–બનાતને એક છેડેથી કસવી
વાળી સીવી લઇ માથે ઓઢે છે તે, ઓઢણો.
કુચવાવુ, ક્રિ અ૦ મોંઢાચાવું; આનાકાની કરવી
અચકાવુ,કચવાવુ, ક મને કરવુ
કુંચી, સ્ત્રી૦, ચાવી, કિલ્લી. ૨ પિછી, કુચડી.
૩ ભેદ, રહસ્ય, મર્મ.૪ ઉપાય, રસ્તો, યુક્તિ,
સમજ. "ચેખાની કુચીઓ."

**કુંચો**, પુ૦ કુચો, કૂચડો
**કુંજ**, સ્ત્રી૦ [સં૦]વેલા ઝાડ વગેરેથી આચ્છાદન પામેલુ સ્થાન, લતાગૃહ, માંડવો, ગુફા
**કુંજ**, પુ૦ મગળનો ગ્રહ
**કુંજ કુટીર**, ન૦ [સ૦] લતાગૃહ
**કુંજગલી**, સ્ત્રી૦ બને બાજુએ ઝાડ એક બીજાને મળી ગયા હોય તેવી ગલી, સાકડો ગીચ વનમાર્ગ
**કુંજડો**,પુ૦શાક ભાજી વેચનારો,કાછીઓ ૨ માળી. ૩ કંજુસ, કૃપણ [૨ કૃષ્ણ
**કુંજબિહારી**, પુ૦[સ૦]કુંજમા રમતક્રીડા કરનાર
**કુંજર**, પુ૦ [સ૦] હાથી, ગજ ૨ હસ્ત નક્ષત્ર ૩ વિ૦ મોટુ શ્રેષ્ઠ [પિપર,ગજપિપર
**કુંજર પિંપર**, સ્ત્રી૦ [સ૦] લાબી મોટી તીખી
**કુંજરાએલુ**, વિ૦ ટાઢથી કે વણછાથી વધવા-ખીલવા ન પામેલુ, કુંજરાઇ ગએલુ ૨ બળિયલ, ધુમરાએલુ [૨ ધુમરાવુ સિઝાઇ જવુ
**કુંજવાવું**, ક્રિ૦ અ૦વિકાશ ન પામવુ, ન વધવુ
**કુંજસદન**,ન૦ લતા અને વૃક્ષોનો મડપ
**કુંજાર**, વિ૦ પ્રફુલ્લ, કલકલ થઇ રહેલુ
**કુંજો**, પુ૦ કુજો, ચબુ લોટવો
**કુંઝડો**,પુ૦[સ૦ કુબ્જ] ચડેલા મોનો તે, ગુસ્સે થએલો હોય તે [ખાડુ ૩ અટકી ગએલુ
**કુંઠિત**, વિ૦ જડાઈ ગએલુ, રુધાએલુ ૨ બુઠુ,
**કુંડ**,પુ૦[સ૦] જમીનમા ખોદી કોઇ આકૃતિમા બાધેલો ખાડો, (યજ્ઞ માટે) વેદી ૨ પાણી માટે કરેલુ ખુણાઓવાળુ જળાશય, હોજ ૩ કુંડના આકારનુ પાત્ર ૪ બગી આપવાની જગા, ચૈત્ય ૫ કુંડી નાનો હવાડો ૬ ખાડો,ગર્ત,'નર્કકુંડ'
**કુંડકુંવર**,પુ૦ વ્યભિચારથી થયેલો પુત્ર [ચોકડુ
**કુંડળ**,ન૦ (સ૦) કાનનુ મોટાવાળાવાળુ ઘરેણુ
**કુંડળીઓ**, પુ૦ [હિ] એક માત્રામેળ છદ
**કુંડળી**, સ્ત્રી૦ [સ૦ કુંડલી] નાનુ કુંડાળુ, વર્તુલ. ૨ જે ચોકડીમા બાર ગણિના બાર ઘર પાડયા હોય તે, ગ્રહના સ્થાન બતાવનારું કુંડાળુ (જ્યોતિષ) ૩ હરવ ઇ,અજગુ
**કુંડાળી**, સ્ત્રી૦ કુંડળી, વર્તુન
**કુંડાળું**, ન૦ ગોળ આકૃતિ, ચકરડુ વર્તુલ, જાળ ૨ ટોળુ, ગુચ્છુ, ગોળ બેઠેની હાર કુંડાળું વાળવુ—દેવાળુ કાઢવુ, ૨ મીંડુ વાળવુ ૩ ઘસીને ના પાડવી કુંડાળાં કરવા—ગરબડગોટો કરવો, લોચા વાળવા
**કુંડી**, સ્ત્રી૦ (સ૦ કુંડ-હોજ)તળિયુ નાનુ અને મો ઘણુ પહોળું એવુ વાસણ, તાબાકુંડી ૨ ઘી ભરવાનુ ચામડાનુ ઉભા મોનું વાસણ દબડી. ૩ ઢોરને પાણી પીવા માટે કરેલી હવાડી, ટાકી, ટાકલી. ૪ વીસની સખ્યાનો સંકેત, કોડી ૫ સોનીનુ પાણી રાખવાનુ વાસણ ૬ ગબ્બી બદી
**કુંડોદા**, પુ૦એક જાતની ભમરડાની રમત
**કુંડાતરો**, પુ૦ કામડાની ટટ્ટીનો આતરો "શિયળવતને કુંડાતરે રહેવુ નહી' (જૈન ગીત)
**કુંડુ**, ન૦ માટીનુ પહોળા મોનુ વાસણ ૨ ફૂલ છોડ વાવે છે તે ૩ ઘી ભરવાની મોટી કુંડી,દબડુ ૪ કુંડાળુ, ચકરડુ કુંડે નાખવુ-ગોળ ફેરવ્યાજ કરવુ ૨ આડે રસ્તે દોરવુ કુંડે પાડવુ—આડે રસ્તે દોરવુ,છેતરવુ ૨ ઠેકાણે લાવવુ
**કુંણુ**, વિ૦ કુણુ, તાજુ, પાકી ન ગએલુ
**કુંદન**, ન૦ ચોકખુ સોનુ, કાચન.
**કુંતલ**, પુ૦ (સ૦) કેશ, વાળ,લટ ૨ હળ.
**કુંતય**, પુ૦ કુંતીના પુત્રો [કુંતીને ઉછેરી હતી.
**કુંતિભોજ**, પુ૦ કુંતી દેશનો યાદવ રાજા, જેણે
**કુંતી**, સ્ત્રી૦ સુરસેન નામના યાદવ રાજાની પુત્રી પૃથા જે કુંતિભોજ રાજાના આશ્રયમા ઉછરી હતી પાંડવોની માતા, [જડવું ૨ કુંદી કરવી
**કુંદવુ**, ન૦ ઘાસની ગજી ૨ ક્રિ૦ સ૦ કુંદનથી
**કુંદી**, સ્ત્રી૦ ધોએલા અને આરવાળા લુગડાની સફાઈ લાવી ગડી બેસાડવાનુ એક ઓજાર, લાકડાની મોગરી, ટીપણી ૨ ધોબીનુ એક ઓજાર
**કુંદીપાક**, પુ૦ માર, ઠોક [મોગરો, ધોકો
**કુંદો**, પુ૦ લાકડાનો દડુકો ૨ બંધુકનો હાથો ૩
**કુંધવું** ન૦ લાકડાનો ઢગલો ૨ ઘાસની ગજી
**કુંપળ-ળીઉ**,ન૦ ઝાડને ફુટતી કુમળી નવી ડાળી જેવુ પાદડુ, નવપલ્લવ, નવાકુર.
**કુંપી**, સ્ત્રી૦ સાકડા મોની કાચની શીશી ૨ કુપ્પી
**કુંપો**, પુ૦ (સ૦કૂપ) મોટો શીશો;મારલો 'કાચા

તારી કાયનો કુંપો'-દયા૦ ૨ કુલ્હુ
**કુંભ,** પુ૦ (સં૦)ઘડો, ઘટ ૨ બાર રાશિ પૈકી અગિઆરમી રાશિ ૩ હાથી, ઊંટ, આખલો,ઇ૦ની ગરદન ઉપરનો માંસ પિંડ, ખુંધ, ગંડસ્થળ ૪ પ્રાણાયામનું એક અંગ ૫ ચૌદ શેરનું એક વજન-માપ કુંભ મૂકવો નવા ઘરમા વાસ કરતા પહેલા સાથીઓ પૂરી તે ઉપર ઘડો,નાળિયેર, મુકવા તે ૨ માતાના કુંભનુ સ્થાપન કરવુ [ગંડસ્થળ
**કુંભસ્થળ,** ન૦ (સં૦) ખુંધ,ખાંધ,સ્કંધ,ઉંચા
**કુંભકર્ણ,** પુ૦ એક ભયાનક ઉંઘણસી એ નામનો રાક્ષસ અને રાવણનો ભાઇ ૨ ઘણુ ઉંઘનાર
**કુંભજ,** પુ૦ (સં૦) કુંભમાથી ઉત્પન્ન થયેલુ તે 'અગસ્ત્ય મુનિ' [જેવડા તુંબડા થાય છે
**કુંભતુંબી,** સ્રી૦ એક જાતનો વેલો, જેને ઘડા
**કુંભયોની,** પુ૦ (સં૦) કુંભજ, જુઓ
**કુંભલગ્ન,** ન૦ (સં૦)દિવસના જે વખતમા કુંભ-રાશી ક્ષિતિજ ઉપર ચઢે છે તે
**કુંભાર,**પુ૦ (સં૦કુંભકાર)મટોડીના ઘાટ બનાવવાનો-વેચવાનો ધંધો કરનાર, ઓઝો, પ્રજાપતિ. ૨ મૂર્ખ,અણઘડ,રાબો કુંભાર જેવો-મૂર્ખ,આવડ વગરનો કુંભાર કરતા ગધેડા ડાહ્યા-શેઠ કરતા વાણોતર ચઢે કુંભારને ચાકે પેંડો, ઘડો ઉતરે કે ગાગર-શુ થશે તેની કોઇને ખબર નથી;ન જાને જાનકી નાથ, પ્રાત કાળે કિમ્ ભવિસ્યતિ.
**કુંભારણ,** સ્રી૦ કુંભારની સ્રી
**કુંભારવાડો,**પુ૦ કુંભાર લોકોની વસ્તી હોય તે ભાગ.
**કુંભારીઉં,**વિ૦ કુંભારના જેવુ ૨ બેડોળ; ખરાબ. ૩ માટીથી થાપેલું, પિંઢરિયુ
**કુંભારીઓ,** પુ૦ કાકરીઆ કુંભાર, જુઓ
**કુંભારીણ,** સ્રી૦ ઘર બનાવનાર ભમરી.
**કુંભી,** સ્રી૦ થાંભલા નીચેની પત્થર-લાકડાની બેસણી તે ૨ સ્તંભ, થાંભલો
**કુંભીપાક,** પુ૦ (સં૦) એ નામનું નર્ક.૨.માર
**કુંભું,**ન૦ જમીનનું એક માપ;૧॥ વીઘુ ,અથવા બે વીઘામાં એક વસો ઓછુ (ભરૂચ)
**કુંવર,** પુ૦ (સં૦ કુમાર)દીકરો બેટો,પુત્ર,છોકરો. ૨.રાજકુમાર,શાહજાદો.૩.ભાણીયો-લાડકો છોકરો.

**કુંવરી,** સ્રી૦ (સં૦ કુમારી ) દીકરી,બેટી;કન્યા ૨ રાજકુમારી, રાજકુંવરી, રાજપુત્રી, શાહજાદી 'કહો કુંવરીનો જયજયકાર, જીત્યો વિકટો રીઆં'દ૦
**કુંવળ,** ન૦ ઘઉંનું પરાળ
**કુંવાડીઓ,** પુ૦ ચોમાસામા થતી એક વનસ્પતિ એની શીંગોનું શાક થાય છે ને બી ઢોરને ખવરાવે છે
**કુંવાર,**સ્રી૦ એક જાતનો કડવો છોડ એના રસનો એળિયો બને છે એના પાદડાને પાઠુ કે લાબુ કહે છે
**કુંવારકા,** સ્રી૦ કુંવારી છોકરી, કન્યા
**કુંવારડું,** ન૦ કુંવારા નાના બાળકના મરણને ચોથે દિવસે નાના છોકરા ખવરાવવા તે,ચોથીઉં
**કુંવારૂં,**વિ૦પરણેલુ નહિ તે, અવિવાહિત ૨ વાંઢુ કુંવારીને છોકરા જણાવવા-મોટા ને ખોટા તર્કટ ઉભા કરવા, રેતીમા વહાણ ચનાવવુ કુંવારો કોડે મરે-અનુભવ વગરની ભાવના
**કુંણું,** વિ૦ કુંળું, તાજું
**કુ,** અ૦ [સં૦]ખરાબ, હલકુ, નિંદિત્, સૂચક ઉપસર્ગ 'કુલક્ષણ,' ગુજરાતીમા કુનો ક થાય છે 'કલક્ષણ', કજાત.' ૨ સ્રી૦ પૃથ્વી
**કુઇ,** સ્રી૦ નાનો કુઓ, ટાંકલી, વરીડો
**કુઓ,** પુ૦ કુવો, જુઓ.
**કુક,** ન૦ કુકડાનું બોલવુ, ૨ અજાણના એકાએક બાળક છોકરાને રમાડવા-બીવડાવવાનો અવાજ
**કુકડવેલ,** સ્રી૦ એક જાતની વેલ એના ફળને કુકડપાડા કહે છે આખો વેલો ઘણોજ કડવો હોય છે દવા તરીકે ખરૂ, ઇ૦ના કામમા આવે છે
**કુકડાં,** ન૦ કુકડો કુકડી, મરઘા
**કુકડી,** સ્રી૦ કુકડાની માદા,મરઘી ૨ રાયણનાં ફળ, કોકડી કુકડીનું મોં ઢેફલે-ગરીબ માણસ થોડાથી રાજી થાય.
**કુકડેકૂક,** ન૦ કુકડાનું બોલવુ તે
**કુકડો,** પુ૦ (સં૦ કુ ટ.) એક જાતનો પક્ષી, મરઘો. કુકડો હશે ત્યાજ વહાણુ વાશે-અમુક હશે તોજ થશે ? એના વગર નહિંજ ચાલે ?
**કુકર,** પુ૦ કુતરો [હળમા ચાર્તેલી ફાચર
**કુકરી,** સ્રી૦ રમવા માટે ઘસેલો ગોળ કુકો. ૨
**કુકરો,** પુ૦ મરડિયો; ગળામાનું શંકુ આકારનુ

બહાર દેખાતું હાડકું, જે પુખ્ત ઉંમરે આવતા દેખાય છે [ન્યાય, પાપ, અધર્મ
**કુકર્મ**, ન૦ (સં૦) નઠારું કર્મ, દુરાચરણ, અ
**કુકર્મી**, વિ૦ કુકર્મ કરનાર,દુરાચારી ૨ પાપી, અધર્મી [કુકલ્પના
**કુકલ્પના**, સ્ત્રી૦ (સં૦) ખરાબ વિચાર, નઠારી
**કુકવા**, પુ૦ આનાકાની કર્યા કરવી તે,ટટળાવવું તે.
**કુકવો**, પુ૦ મરી ગયેલાને નામે બૂમ પાડીને રડવું તે ૨. અવસરે ખરચ ન કરવો "એ તો બાપને નામે કુકવો કરશે"
**કુકો**,પુ૦ખાગડો,ઠીકરાનોગોળવાટ.૨.સિક્કો, રૂપિયો.
**કુક્ષિ**, સ્ત્રી૦ [સં૦ કુક્ષિ) કુખ,પેટનું એક પડખું, ૨. ઉદર,પેટ, જઠર ૩ ગર્ભસ્થાન
**કુખ**, સ્ત્રી૦ (સં૦) કુક્ષિ, જુઓ 'રખે લજવતો કુખ માહરી, રખે રણે કાળુ કરતો'—હુ૦દ૦કુખ ફાટવી—છોકરા થવા, સંતતિ થવી કુખ લજવવી—માને એમ લગાડવી કુખમા ચુટી લેવી—સમજાણુની બે વાત કહેવી, સમજાવવું
**કુગતિ**, સ્ત્રી૦ [સં૦] અસદ્‌ગતિ, અવદશા, નર્ક પામવું તે
**કુગ્રામ**, ન૦ (સં૦)નાનું ગામડું, જ્યા જરૂરીયાતની ચીજો મળી શકતી નથી તે ગામ
**કુચ**,સ્ત્રી૦ એક સરખા પગ મૂકીને ચાલવું તે (લશ્કરના માણસોએ),પ્રસ્થાન.૨ મજલ,મુકામ
**કુચ**, પુ૦ [સં૦] સ્તન, થાન, પયોધર
**કુચકુચ**, સ્ત્રી૦ ગુચપુચ,કાનમા વાતો કરવી તે.
**કુચડી**, સ્ત્રી૦ [સં૦ કૂર્ચ] કડણ વાળની પિછી, વાળાકુચી ૨ ચિતારાની પિછી
**કુચડો**, પુ૦સાવરણી, ઘાસના રેસાનું જુડી બાંધી બનાવેલું રંગવાનું—ચૂનો ધોળવાનું એક સાધન ૨ વાસણને અંદરથી સાફ કરવાનો લીલા વાસનો એક છેડેથી છુટેલો કડકો ૩ કુચ્ચો, બોટવો,ચણુ
**કુચાલ**, સ્ત્રી૦ (સં૦) અયોગ્ય વર્તણુક, મદચાલ, ૨ અનાચાર, ખોટી રીત, ગેરવહીવટ
**કુચેષ્ટા**, સ્ત્રી૦ [સં૦] જેથી કોઇનું મન દુખાય તેવી મજાક—મશ્કરી
**કુચો**, પુ૦ કુચડો ૨ પ્રવાહી નીચે ઠરેલો કચરો, રસ—સત્વ લીધા પછી રહેલું તે ૩ નિંદા કર્યા કરવી તે,ભુંડું બોલવું તે.૪ છુંદો,અધકચરાપણું.૫ બોખુ
**કુછ**, અ૦[હિં કુછ] જરા, કંઇ, થોડુંક
**કુછંદ**, પુ૦ [સં૦]ખરાબ લત, ચસકો, વ્યસન, નાદ, આડે રસ્તે ચાલવાની હેવા [વાની ટેવ.
**કુછંદાઇ**, સ્ત્રી૦ ખોટી લત, આડે રસ્તે ચાલ-
**કુછંદી**, વિ૦કુછંદવાળુ ,દુરાચારી, લંપટ, વ્યસની
**કુચ્ચો**, પુ૦ ચણુ, બોટવો
**કુટ**, સ્ત્રી૦ [સં૦ કુટ્—ભાગવું) ભંગાર, ભાગ્યાતુટ્યા વાસણો. ૨ માથાફોડ, ભાંજગડ,૫ ન્યાતી. ૩ કુટણી.૪ ગુંચવણ [૨ માથાઝીક, કડાકૂટ
**કુટણાં**,ન૦ કુટતી વખત બોલવાના બોલ,રાજીઆ.
**કુટણી**, સ્ત્રી૦ [સં૦ કુટ્ટિની] જે સ્ત્રી નાણું લઈ સ્ત્રીપુરૂષોનો મેળાપ કરાવે છે તે,ભડવણ,દૂતી
**કુટણું**, ન૦ કુટવું તે ૨ ભડવાઇ
**કુટણો**, પુ૦ ભડવો, દલાલ.
**કુટંબ**, ન૦ કુટુંબ, જુઓ
**કુટવું**, ક્રિ૦ સ૦ [સં૦ કુટ]મુએલાને નામે કુટકુટ કરવું તે,જોરથી છાતી ઉપર હાથ મારવા તે ૩ ઠોકવું, મારવું ૪ ખાડવું [૨ ઠોકાઠોક,ગરમડ.
**કુટાકુટ**, સ્ત્રી૦ છાતીનું જબરૂ કુટણું ચાલવું તે.
**કુટારો**, પુ૦ખટખટારો, માથાકુટ, ખટપટ
**કુટાવું**, ક્રિ૦ અ૦ ખડાવું ૨ માર ખાવો,પીટાવું. ૩ અથડાવું, રિબાવું ૪ અફળાવું, પછડાવું ૫ ગોદા ખાવા [રાંધી બનાવેલો ખોરાક.
**કુટિયું**, ન૦ માર, ઠોક ૨ બાજરીને ખાંડી
**કુટો**,પુ૦માર,ઠોક ૨ કચરાયેલું—ખડાયેલુંતે ૩ ભૂકો
**કુટિલ**, વિ૦ (સં૦) વાંકુ, વળેલું ૨ હઠીલું, જક્કી, ૩. કપટી, ખળ
**કુટિલતા**, સ્ત્રી૦ (સં૦)કુટિલપણું લુચ્ચાઈ
**કુટી**, સ્ત્રી૦ [સં૦] ઝુંપડી, ઉટજ.
**કુટુંબ**, ન૦ (સં૦)એક પુરૂષથી ચાલેલો જે વેલો તે,વંશ ૨.સ્ત્રી છોકરા વગેરેવાળો સર્વ પરિવાર તે. ૩ ઘરના માણસો
**કુટુંબકલહ**,પુ૦(સં૦)કુટુંબમાં જે કલહ—કંકાસ તે.
**કુટુંબપરિવાર**, પુ૦ (સં૦) બૈરી છોકરા, કુટુંબમા થયેલા માણસોનો સમુદાય.

**કુટુંબી,** વિ૦ કુટુંબનું, પિતરાઇ.૨ બૈરી છોકરા વાળો, ગૃહસ્થ, કબીલદાર, બચરવાડ,

**કુટેલ,** વિ૦ [સં૦કુટ્-ભાગવું] ઘડાએલું, અનુભવી, હોશિયાર

**કુટેવ,** સ્ત્રી૦ [સં૦] નઠારી ટેવ-આદત

**કુટો,** પું૦ ભુદો, ભંગાર, કચુંબર

**કુઠામ,** ન૦ નઠારું ઠેકાણું, કુસ્થળ, કઠામ

**કુઠાર,** સ્ત્રી૦ફરશી,કુવાડો,લાકડાં ફાડવાનું હથિયાર

**કુડ,** ન૦ છેતરવાની વૃત્તિ, કપટ, છળ,કહેવાની-કરવાની જુદી વૃત્તિ તે

**કુડતર,** પું૦ ભિંતનો આંતરો

**કુડાખાઉ,** વિ૦વાંધા વચકાવાળું, વાંકાબોલું

**કુડાપો,** પું૦ કઢાપો, જુઓ [ખરાબ.

**કુડું,** વિ૦ કાવતરાખોર, પ્રપંચી, કુટિલ. ૨ જુઠું,

**કુણ,** સ૦ કોણ, જુઓ

**કુતકારો,** પું૦ ચેકડો, ભુસકો, ફાળ; છલંગ

**કુતકું,** ન૦ વાસનો જાડો કડકો,ધુંધુ,દંડુકો

**કુતરાની ટોપી,** સ્ત્રી૦ ઉકરડા અથવા ભીની જગામાં છત્રાકાર ફુગ ફૂટી નીકળે છે તે, શિલિંધ્ર

**કુતરી,** સ્ત્રી૦ કુતરાની માદા.૨ એક જાતની વાંકા કાંટાવાળી વનસ્પતિ, જે કપડાંનો ચોંટે છે તે ૩ બકબક કરનારી સ્ત્રી.

**કુતરું,** ન૦ કુતરો અથવા કુતરી,શ્વાન

**કુતરો,** પું૦[સં૦કુકુર]એક જાતનો પશુ, ગ્રામસિંહ, શ્વાન. **કુતરાની** ઉંઘ-જરા ખખડાટ થતાં જાગી જવાય તેવી ઉંઘ. **કુતરાની** પુંછડી-કુતરાની પુંછડીના જેવું વાંકું, સ્વભાવ કદી બદલાતો નથી.

**કુતૂહલ,** ન૦ (સં૦)કૌતુક વિસ્મય,અજબ.૨ નવાઇ, અચંબો ૩ હોંશ, ઉત્કંઠા, આતુરતા, જિજ્ઞાસા.

**કુત્તી,** સ્ત્રી૦ [હિં૦]કુતરી.'એક બિંદુ કેરે કારણે, કુત્તા કુત્તી લાખ'.૨. દાની, ખાચો

**કુત્તો,** પું૦ [હિં૦] કુતરો, શ્વાન

**કુત્ર,** અ૦ ક્યાં, કયે ઠેકાણે,કઇ આગળ

**કુત્સિત,** વિ૦ [સં૦] ધિક્કારવા જોગ; નિંદિત; નીચ, મેલું, ગંદું,તુચ્છ,નઠારું.

**કુથ,** પું૦ [સં૦] હાથી ઉપર નાખવાની ઝૂલ. ૨. વિ૦ સુંદર. [કાઠિ૦]

**કુથલી,** સ્ત્રી૦ નકામું ટાયલું, નિંદા, ચર્ચા, ખોટી ચકચાર

**કુથલો,** પું૦ કુથો ૨ કુથલી.

**કુથો,** પું૦ ગરબડગોટો, ગુંચ, ગુંચવાડો,૨ કુથલી; કડાકૂટ.'મનુષ્ય જનમ પામી,કાં પડયાં કર્મ કુથે'-રત્નેશ્વર ૩ કુચો, કચુંબર 'ખટશાસ્ત્ર તણો કુથો, શાને સમજી કર્યો રે.'

**કુદકારો,** પું૦ કુતકારો, જુઓ

**કુદકું,** ન૦ કુતકું, જુઓ.

**કુદકો,** પું૦ છલંગ,ચેકડો,કુદકારા. ૨ ભુસકો

**કુદરત,** સ્ત્રી૦ [અ૦] ઈશ્વરી શક્તિ ૨. જગતની લીલા, માયા.૩ જાતિસ્વભાવ,ખાસિયત, પ્રકૃતિ. ૪ તાકાત, જોર સત્તા

**કુદરતી;** વિ૦ કુદરતનું,સ્વાભાવિક;મૂળ પ્રકૃતિનું, પ્રકૃતિસિદ્ધ, સ્વતઃસિદ્ધ, સહજ.

**કુદાકુદ,** સ્ત્રી૦ વારે ઘડીએ કુદકા કરવું તે.૨ વલવલાટ, તલપાપડ, દોડાદોડ.

**કુદાવવું,** ક્રિ૦ કુદે તેમ કરવું. ઠેકાવવું ૨.ખીલવવું, ચઢાવવું ૩ ધમકાવવું, વઢવું. [છે તે

**કુદાળિયાં,** ન૦ જાનૈયાને બપોરે દાળ ભાત જમાડે-

**કુદળી,** સ્ત્રી૦[સં૦]કોદાળી. [ભાવનાથી જોવું તે

**કુદૃષ્ટિ,** સ્ત્રી૦ (સં૦)ખોટી નજર,દુષ્ટ દાનત,કામ

**કુધારો,** પું૦ ખરાબ રીત રિવાજ [ગએલું અન્ન

**કુધાન્ય,** ન૦(સં૦)હલકા પ્રકારનું અનાજ ૨ બગડી

**કુન,** વિ૦ નવની સંજ્ઞા. (વેપારીનો સંકેત.)

**કુનેહ,** સ્ત્રી૦ હીકમત,યુક્તિ,બાહોશી,ખબડદારી

**કુની,** સ્ત્રી૦ હાલી. (કચ્છ) [રસ્તો

**કુપથ,** પું૦ (સં૦)અનીતિનો માર્ગ,આડો-ખરાબ

**કુપથ્ય,** ન૦(સં૦)પરેહજી ન પાળતાં ગમે તે ખાવું પીવું તે, ચરી ન પાળવી તે

**કુપાત્ર,** વિ૦ (સં૦)ખરાબ વાસણ ૨ દાનને પાત્ર નહિ તેવું,અયોગ્ય, નાલાયક ૩ બે અદબ;વહીગયેલું.

**કુપુત્ર,** પું૦ (સં૦)કપૂત,નઠારો છોકરો.

**કુપ્પી,** સ્ત્રી૦ નાનો કુપ્પો, કુલ્લી. ૨ શીશી

**કુપ્પો,** પું૦ કુલ્લું. ૨ મોટો સીસો, બાટલો.

**કુફેર,** પું૦ (અ૦)કાફર,નાસ્તિક;અનિશ્વરવાદી.૨. મૂર્તિપૂજક, અસધર્મી.

કુરેશાન,ન૦(આ૦)જુઠું તહોમત,આળ.ધાધલ્લ;તો-
કુબજા,સ્ત્રી૦ (સ૦) વગી-બદસુરત સ્ત્રી [ફાન
કુબડુ,વિ૦(સ૦ કુબ્જ)વાસે ટેકા નીકળેલો હોય
તેવુ ખુધુ, કદરુપુ વરવુ, બરસુરત. 'દાસીરૂપ ધર્યું
દમયતી,કુબડુ થયુ નળ ગાત્ર'
કુબી, સ્ત્રી૦ (અ૦ કેબેજ)કોબીજ,એક જાતનુ
ફૂલ એનુ શાક થાય છે [લુચ્ચાઇ, કપટ
કુબુદ્ધિ,સ્ત્રી૦(સ૦)નઠારી બુદ્ધિ,કુમતિ.૨ ખેધાઇ,
કુબેર, પુ૦ધનનુ રક્ષણ કરનારો દેવ
કુભો, પુ૦ લાબા-પાદડા વાળો એક જાતનો છોડ,
દ્રોણ પુષ્પી,૨ જનાવરે પોતાને સારૂ બાધેલો માળો.
૪ ઘુમ્મટવાળુ ઘાસનુ ઝુપડુ ૪(ફા૦ કુબહ્) છો
પથરાવી તેને ટોકીને ખુબ સફાઇથી બેસાડવાનું
ઉભી મોગરી જેવુ ઓજાર ૫.ઢોળાવાળી જમીન,રથડ
કુબોધ,પુ૦(સ૦)નઠારી શિખામણ ખોટી સલાહ
કુબ્જ, વિ૦ (સ૦)ખુધવાળુ, ખુધુ.
કુબ્જા, સ્ત્રી૦ કસની દાસી,કૃષ્ણની સખી ૨ વિ૦
કુબડી,ખુધી ૨ કર્કશા ૩ વરવી,કુબડી
કુભા,સ્ત્રી૦ (સ૦)પૃથ્વીની છાયા.[ખોટી બનાવટ
કુભાડ, ન૦ (સ૦)તર્કટ,ધૂત ૨ જુઠું તહોમત,
કુભાડી, પુ૦ (સ૦)ઢોંગી,દાભિક,પ્રપચી,તરકટી.
કુભારજા, સ્ત્રી૦(સ૦ કુભાર્યા)નઠારી સ્ત્રી,કજીયા
સણી સ્ત્રી,કર્કશા, કજીઆખોર સ્ત્રી
કુભાવ, પુ૦ કભાવ, જુઓ
કુમક, સ્ત્રી૦ (ફા૦)મદદ,ટેકો ૨ પક્ષપાત,ઉપરાણુ.
૩ મદદ દાખલ મોકલેલુ લશ્કર
કુમકુમ, ન૦ (સ૦) કકુ
કુમતિ, સ્ત્રી૦ (સ૦)નઠારી મતિ,કુબુદ્ધિ
કુમળાવુ, ક્રિ૦ અ૦ કરમાવુ,ચીમળાવુ ૨ તવાઇ
જવુ દૂર થવુ સુકાવુ.
કુમળાશ સ્ત્રી૦ નાજુકાઇ,કોમળતા, મૃદુતા,
કુમળુ, વિ૦ (સ૦કોમલ) કઠણ નહિ તે,નરમ,
-ભાય-વ ળાય તેવુ,૨ ઝટ અસર થાય તેવુ,પોચુ,
ટાનુ ૩ સુકુમાર,નાજુક, દયાળુ.
કુમાર, પુ૦(સ૦ કુમારૂ-રમવુ)પુત્ર,દીકરો,કુવર,
૨ પાચવર્ષની ઉમરનો છોકરો ૩ તરુણ જુવાન.
કુમારિકા સ્ત્રી૦ (સ૦)કન્યા,કુવારી ૨ કુવરી
કુમારી, સ્ત્રી૦ વગર પરણેલી કન્યા, બાળા ૨
દીકરી,છોડી "ધિક્કાર છે અપાર જે, કુમારી કેળ
વેચશે" [નાસ્તિકતા ૩ કુ૧૬
કુમાર્ગ,પુ૦ (સં૦)નઠારો-અવળો રસ્તો ૨ અધર્મ,
કુમાવિસદાર, પુ૦ (ફા૦)મામલતદાર,મહાલકરી
કુમાશ, પુ૦ (આ૦) ઘટપણુ પોત ૨. વણાટની
સફાઇ, ઝલેહ
કુમિત્ર, પુ૦ (સ૦)ખરાબ ભાઇબધ,કુછદી મિત્ર.
કુમુદ, ન૦ (સ૦) ધોળુ કમળફૂલ, પોયણુ
કુમુદનાથ-પતિ, પુ૦ (સ૦)શશી,ચદ્ર, ચાદો ૨
કપુર [ઉત્પલિની
કુમુદિની, સ્ત્રી૦ (સ૦)કુમુદ ફૂલનો વેલો,પોયણી,
કુમુદ્રા,સ્ત્રી૦ ખોટો પૈસો,રાતો જઇ ૨ બદામ કાડી.
કુમ્મ-,સ્ત્રી૦ (ફા૦) કુમક, મદદ, સહાયતા, વહાર
કુયોગ,પુ૦(સ૦) (ગ્રહનો)ખરાબ યોગ ૨ કવખત
કુર, સ્ત્રી૦ વાસની ટટ્ટી, જાફરી
કુરકુર, અ૦ ભોડીવાને બોલાવતા વપરાતો શબ્દ.
કુરકુર કરવુ-મમડવુ ૨ દાત વડે થોડુ થોડુ કરડવુ.
કુરકુરીઉં, ન૦ ભોટીનુ કુતરાનુ નાનુ બચ્ચુ
કુરૂકુર પુ૦ કુકડો,મરઘડો.
કુરંગ, ન૦ (સ૦) હરણ, મૃગ ૨ તારવોહ
કુરંગનયના, સ્ત્રી૦ (સ૦) હરણ જેવી ચપળ
આખવાળી સ્ત્રી, હરિણાક્ષી, મૃગનયના.
કુરઘોડી, સ્ત્રી૦ (મ૦) છોકરાની એક રમત.
કુરતની, સ્ત્રી૦ પતગની દોરી ઉપરથી નાખેલું
ઝીણુ કપડુ તે, મચ્છરદાની [કરવી તે
કુરનસ-નીસ, સ્ત્રી૦ (ફા૦) અદબસર સલામ
કુરબાન, વિ૦ (આ૦) એકલીન, પ્રેમઘેલું અર્પણ
કરેલુ એવુ ૨ આધીન ૩. ફિદા, ખુશખુશ ૪ ન૦
ભોગ બળી.
કુરબુક, ન૦ વૃક્ષ વિશેષ "કિંશુક કુરબુક પૂછિયા,તરુ
કહેજે શ્રી હરીની ભાળ" -મા૦ કુ
કુરર,સ્ત્રી૦ (સ૦)એક જાતનુ પક્ષી, ટિટોડી
કુરરી, સ્ત્રી૦ (સ૦)ટિટોડી. ૨. ઘેટી,મેઢી.
કુરાન, ન૦ (આ૦)મુસલમાન લોકનુ ધર્મ શાસ્ત્ર.
કુરીઓ, પુ૦ જુવારને ભરડીને મારી બનાવેલો
પદાર્થ ૨ જુવારનો પોક,મકાના ડોંડા ૩ ચોખા.

"સુદામાને દિન દુ ખના દીધા,કર વધારીને કુરીઆ [લીધા'
કુરીર, ન૦ (સં૦) મૈથુન, સુરત
કુરૂપ, વિ૦ (સં૦)બદસુરત,કદરૂપુ, બેડોળ,વરવુ
કુરરી, સ્રી૦(સં૦) એક જાતનું ઘણા તીણા સ્વરવાળું પખી [કુળ, વંશ ૪ અસીલ
કુલ, ન૦ ખાનદાની,કુલીનતા ૨ ટોળુ, વૃંદ,જુથ ૩
કુલ, વિ૦ (આ૦) તમામ,સઘળુ ,જુમલે
કુલકુલાં, વિ૦ (આ૦)કુલ અખત્યાર હોય તેવુ તમામ. ૨ અંગત, ખાસ 'કુલકુલા દોસ્ત'
કુલક્ષણ,ન૦(સં૦) અપલક્ષણ, કુટેવ, ખોડ, દુશ્ચિહ્ન.
કુલક્ષણુ, વિ૦ (સં૦)ખરાબ ચિહ્નનુ ૨ કુટેવવાળુ; દુરાચારી, અટકચાળુ, અવિનીત
કુલટા, સ્રી૦ વ્યભિચારિણી સ્રી,હડહતી છિનાળ
કુલડી, સ્રી૦ કસલી જેવુ માટીનુ પાત્ર. ૨ સોનુ રૂપુ ગાળવાનુ પાત્ર. ૩ ગાડનો ભાગ
કુલમ પુ૦ એક જાતના ચોખા. ૨. એક ઔષધ.
કુલાબો,પુ૦ [આ૦]જમીનનો જે ભાગ દરીઆમા લાબો ગયો હોય તે
કુલાલ,પુ૦[સં૦] કુભાર [રિદાર ઘરનું, અસરાફ.
કુલીન, વિ૦ [સં૦]ઉચા કુળનું,ખાનદાન,આબ-
કુલીનતા, સ્રી૦ કુલીનપણું,ખાનદાની,અસરાફી
કુલું, ન૦ગાડની બ ને બાજુના ઉચા જે બે અવયવો તે, હગડો, હગરૂ
કુલે, અ૦ [આ૦ કલ-બધુ] તમામ, બધુ ૨. એકદર; જુમલે, ટોટલ. [લોટ.
કુલેર,સ્રી૦ ગોળ અને ઘી ચોળેલો બાજરી ચોખાનો
કુલ્લું, ન૦ ઘી તેલ વગેરે ભરવાનું ચામડાનુ વાસણ. કુલ્લામા હાથ ઘાલાવવો-લાલચમા નાખવુ મોટી આશાઓ આપવી.
કુવાડી,સ્રી૦ લાકડાં ચીરવાનુ એક હથિયાર,કુહાડો.
કુવાડો, પુ૦ મોટી કુહાડી, કુહાડો.
કુવાસના, સ્રી૦ [સં૦] નઠારી ઇચ્છા.
કુવેતર, ન૦ વાવણી માટે કુવાના પાણીથી તૈયાર કરેલી જમીન, ૨. કુવા ઉપરની જમીન.
કુવો, પુ૦ (સં૦ કૂપ)જમીનમાંથી પાણી નીકળે તેવો ખોદેલો ખાડો. ૨. ઉડો ખાડો. 'ઘોડાના પેટમાં હાથ હાથના કુવા પડેલા હતા'. ૩. ઘરો; ઉડો ખાડો ૪. વહાણના સઢનો થાંભલો. કુવામા નાખવુ-ખ ડામા ઉતારવું, દુર્દશા કરવી કુવામા ઉતારવુ-ફસાવવુ કુવો હવાડો કરવો-કુવામા પડી આપઘાત કરવો.
કુશ, પુ૦ (સં૦)એક જાતનુ કઠણ ઘાસ,ડાભ. ૨ રામચંદ્રજીના પુત્રનુ નામ [માથાફોડ કરવી.
કુશકા, પુ૦ ડાંગેરના છોડા કુશકા ખાડવા-ખાલી
કુશળ,વિ૦ (સં૦)ચતુર,હોશિયાર;ક્રિસબી,ચાલાક; પ્રવીણ ૨ સુખરૂપ, ક્ષેમ 'પ્રભુ કરુણાથી કુશળ કલ્યાણ, જીવો વિક્ટોરિયા.'-દલ૦ કુશળ ઇચ્છવું -સારૂ ઇચ્છવુ, ભલુ તાકવુ કુશળ દક્ષિણા-લગ્ન પછી બ્રાહ્મણને અપાતી બક્ષિસ.
કુશળતા,સ્રી૦કુશળપણુ,સુખી હાલત ૨.ચતુરાઇ; હોશિયારી, પ્રવિણતા.
કુશળ પ્રશ્ન,પુ૦ખબર અ તર,તબીયતના સમાચાર.
કુશળ ક્ષેમ, ન૦ આબાદી અને તન્દુરસ્તી.
કુશાગ્ર,ન.(સં.)કુશનો આગલો ભાગ,દર્ભની અણી.
કુશાગ્રબુદ્ધિ, સ્રી૦ (સં૦)ઘણીજ તિવ્ર બુદ્ધિ.
કુષ્ઠ, પુ૦ (સં૦) કોઢ, એક જાતનો રોગ
કુષ્માંડનવમી, સ્રી૦ (સં૦)કાર્તિક સુદિ નવમી
કુષ્માંડ, ન૦ (સં૦) કોળુ
કુસકી, સ્રી૦ ડાંગેરની કરડ ખાડવાથી જે લોટ જેવુ પડે છે તે ૨. જમીનનો રસ્તો.
કુસંગ, પુ૦ (સં૦)નઠારો સંગ,ખરાબ સોબત.
કુસંગત-તિ, સ્રી૦ (સં૦) નઠારી સોબત.
કુસંપ, પુ૦ અણબનાવ; બિગાડ, તૂટ; ફૂટ.
કુસુમ,ન૦[સં૦],પુષ્પ,સુમન. ૨. સ્રીનો અટકાવ.
કુસુમબાણ, ન૦ (સં૦)અનંગ,કામદેવ;મદન.
કુસુમિત, વિ૦ પુષ્પવાળુ, ખીલેલું, પુષ્પિત.
કુસુમાકર, સ્રી૦(સં૦)વસંતઋતુ.૨.બાગ,બગીચો.
કુસુમાયુધ, પુ૦ (સં૦) કામદેવ; મદન ૨ જેનું આયુધ ફુલો છે તે. [એક વનસ્પતિ.
કુસુંબી, સ્રી૦ (સં૦) લાલ રંગ આપનારી
કુસુંબો, પુ૦ કસુંબીના ફૂલનો રંગ.
કુસ્તી, સ્રી૦ (ફા૦) બે જણની એક બીજાને ચત્તા પાડી નાખવાની જે કસરતી રીત તે;મલ્લયુદ્ધ.૨. (ફા૦ કુસ્તિ) કસ્તી, પારસીની જનોઈ.

કુસ્તીબાજી, સ્ત્રી૦ કુસ્તી ખેલવી તે, કુસ્તીની રમત.
કુસ્વભાવ, પુ૦(સં૦)નઠારો સ્વભાવ, ઝાંઝી પ્રકૃતિ.
કુહર, ન૦ (સં૦) ગુફા, બખોલ. ગહ્વર
કુહાડી, સ્ત્રી૦ લાકડા ફાડવાનુ એક જાતનુ ઓજાર, નાનો કુહાડો.
કુહાડો, પુ૦[સં૦ કુઠાર] લાકડા ફાડવાનુ એક જાતનુ ભારે મોટુ ઓજાર, પરશુ પગ પર કુહાડો મારવો—પોતાનુજ ખરાબ થાય તેમ કરવુ
કુહુ, સ્ત્રી૦ કોકિલ પક્ષીનો સ્વર—આલાપ,ચાતકનો ઉચ્ચાર, 'કુહુ કુહુ પોકારે બપૈયા નાચે મોર થૈથા થૈથા "
કુહું, ન૦ (સં૦ કુક્ષિ) પાસળાની નીચેની પેટની બાજુ "આજ ભેંસના કુહા બહુજ તણાયા છે" ૨ પેટ ૩ ફડચો, ફણગો "હજુ તો ભેંસડીને નવા કુહા આવે છે."
કુળ, ન૦ વંશ, વેલો, ઓલાદ, ગોત્ર ૨ ખાનદાની.૩ અસીલ.૪.ટોળુ, સમૂહ; જુઓ "ગોકુળ"
કુળઅંગાર—નામબોળુ, વંશને કલંક લગાડનાર
કુળમાં દીવો—કુળદીપક; કુળને અજવાળનાર,
કુળધર્મ—કુળપરંપરાથી ચાલતો આવેલો રીવાજ,ધર્મ,
૯૭ કુળગુરુ—વંશનો પુરોહિત, પોતાનો આચાર્ય
કુળદેવતા—પોતાના વંશમાં જે દેવને માનતા હોયતે
કુળકરણી, પુ૦ (આ૦) તલાટી.
કુળક્ષય, પુ૦ કુળનો ખે—નાશ
કુળતારક,વિ૦કુળને તારનાર કુળનો ઉદ્ધાર કરનાર.
કુળદેવી, સ્ત્રી૦ વંશના લોકો પરંપરાથી જે દેવીને માનતા આવેલા તે.
કુળલજ્જામણુ, વિ૦કુળ લજવાય તેવુ
કુળવધુ, સ્ત્રી૦(સં૦) સારા કુટુંબની સ્ત્રી, ઉમદા ખાનદાનની વહુ—સ્ત્રી.
કુળવંત—વાન, વિ૦કુલીન,ખાનદાન,સારા કુટુંબનુ
કુળહીન,વિ.(સં.)નીચા કુટુંબનુ;અકુળવાન,કજાત.
કુળાચાર, પુ૦ કુળનો આચાર,કુળની રીતભાત
કૂક, ન૦ કુક, જુઓ
કૂચ, સ્ત્રી૦ મુકામ ઉઠાવી આગળ ચાલવુ તે,ઉપડવુ તે.૨. છુપી વાત,રહસ્ય, મર્મ ૩ પુ૦ભોટવો,કુંજો.
કૂજડો, પુ૦માટીના વાસણ વેચનાર, ડગળીઓ
કૂજન,ન૦(સં૦)પક્ષીઓનુ ઝીણુ બોલવુ તે,ગુંજન.
કૂટ, સ્ત્રી૦ (સં૦ કૂટ્—ઠગવુ )કડાકૂટ,માથાકુટ,માથાફોડ,મુશ્કેલી ગુંચવણ ભરેલો પ્રશ્ન—સવાલ,કોયડો. ૩ ઉખાણું ૪ સમજવાને મુશ્કેલ એવુ વાક્ય—કથન. ૫ શિખર,અણી, ટેકરી, કૂટ જ્ઞાની—ખોટી તકરાર કરી જ્ઞાની છુ એમ જણાવનારો, દાંભિક
કૂટવુ,ક્રિ૦સં૦ ખૂબ ખાંડવુ, છડવુ ૨ ટીપવુ;ઠોકવુ. ૩ બેદરકારીથી વાપરવુ અફાળવુ ૪ મારવુ,ઝાપટવું; ઠોકવુ ૫ છાતી ઉપર હાથ પછાડવા, પીટવુ ૬. સખત શિક્ષા કરવી, ખો ભૂલાવવી.
કૂટસ્થ, વિ૦ (સં૦) એક સરખુ,તેજ; એક રૂપતા વડે ઘણા કાળ રહેનાર. [ નિયંતા, પરમાત્મા.
કૂટસ્થ, પુ૦ (સં૦ કૂટ+સ્થા—ઉભુ રહેવુ) ઈશ્વર;
કૂડ, ન૦ (સં૦ કૂટ—કપટ)છળ,કપટ, દગો;પ્રપંચ. ૨ મેલ,આટી. ૩ વાંધો, વચકો
કૂડકપટ, ન૦ ઠગાઈ, દગો ફટકો, ઠગબાજી
કૂપ, પુ૦ (સં૦) કુવો.
કૂપી, સ્ત્રી૦ કુપ્પી ૨ શીશી
કૂર, પુ૦ (સં૦) રાંધેલા ચોખા, ભાત.
કૂર્મ, પુ૦ (સં૦) કાચબો, કચ્છપ. ૨ વિષ્ણુનો બીજો અવતાર.૨ સંધ્યા કરતી વખતે કરવામાં આવતી એક જાતની મુદ્રા
કૃત, વિ૦ (સં૦ કૃ—કરવુ) કરેલુ; બનાવેલું.
કૃત, પુ૦ (સં૦) એ નામનો એક યુગ, સત્યયુગ. ૨ કરેલા કર્મનુ પરિણામ, ફળ. ૩.ચારની સંખ્યા
કૃતકૃતાર્થ,વિ૦ (સં૦)યશસ્વી,નસીબવાન; ૨ આ દુનિઆમાં જે કરવાનુ તે કરી ચુકેલુ "પામીને પ્રસાદ, પૂર્ણ,કૃતકૃતાર્થ થાઉં " [ ઉતરેલુ.
કૃતકૃત્ય, વિ૦ (સં૦)કામ કરી પરવારેલુ,તરીપાર
કૃતઘ્ન, વિ૦ (સં૦) કરેલો ઉપકાર ભૂલી જનાર. અનુપકારી, નિમકહરામ, નગણ, નગુરૂં.
કૃતઘ્નતા, સ્ત્રી૦ (સં૦)કૃતઘ્નપણુ નિમકહરામી.
કૃતઘ્ની, વિ૦ કૃતઘ્ન, હરામી.
કૃતજ્ઞ, વિ૦ (સં૦)કરેલા ઉપકારને જાણનાર,ઉપકારી,આભારી, નિમકહલાલ; વફાદાર
કૃતજ્ઞતા,સ્ત્રી૦કૃતજ્ઞીપણુ , નિમકહલાલી; વફાદારી.
કૃતજ્ઞી, વિ૦ કૃતજ્ઞ, જુઓ

કૃતનિશ્ચય, પુ૦ (સં૦) દૃઢ ઠરાવ.
કૃતયુગ, પુ૦(સં૦) સત્યયુગ, ચારમાંનો પહેલો યુગ, ૧,૭૨૮,૦૦૦ વર્ષનો યુગ
કૃતાંજલિ, વિ૦ [સં૦કૃત+અંજલિ) હાથ જોડી ખોબો–અંજલિ કરેલી છે તેવું ૨ જોડેલા હાથનું
કૃતાંત, પુ૦ [સં૦] યમ, દૈવ.૨ કાળ,નાશ
કૃતાર્થ, વિ૦ [સં૦] પરવારેલું,તરી પાર ઉતરેલું, જેણે જન્મ સાર્થક કર્યો હોય તે,કૃતકૃત્ય
કૃતાર્થી, વિ૦ કૃતાર્થ, જુઓ
કૃતિ, સ્ત્રી૦ (સં૦ કરવું) કરવું તે, કાર્ય, કામ. ૨. કોઇએ જે કંઇ કરેલું તે,રચના. ૩ આચરણ, કરણી [બહુલા
કૃતિકા, સ્ત્રી૦ ( સં૦)૭ તારાવાળું એક નક્ષત્ર,
કૃતુ, પુ૦ (સં૦) હોમ, હવન [સિદ્ધાંત.
કૃત્ય, ન૦ [સં૦]કરેલું તે,કામ ૨.કરી બતાવેલો
કૃત્યા સ્ત્રી૦ (સં૦ કૃ–કરવું) ડાકણ,વંતરી,ચુડેલ ૨. જાદુ કરનારી સ્ત્રી ૩. શંખણી, કર્કશા. ૪ જાદુની એક દેવી, મેલડી. [બનાવટનું,
કૃત્રિમ, વિ૦ બનાવેલું, કરેલું, કુદરતી નહિ તેવું,
કૃદંત, પુ૦ (સં૦)ક્રિયાપદના ધાતુને પ્રત્યય જોડવાથી જે નવું વિશેષણ–અવ્યય પેદા થાય તે
કૃપણ, વિ૦ (સં૦) બખીલ, કંજુસ, સૂમ, ઘણુંજ કસરીઉ.
કૃપણતા, સ્ત્રી૦ બખીલાઇ, કંજુસાઇ,
કૃપા, સ્ત્રી૦ (સં૦) મહેરબાની, મહેર ૨.પ્રસાદ, બક્ષીસ, ૩.દયા, અનુકંપા, કરુણા
કૃપાણ, સ્ત્રી૦ (સં૦) તરવાર, ખડગ.
કૃપાદૃષ્ટિ, સ્ત્રી૦મહેરબાની,મહેર, દયાની નજર
કૃપાનાથ, પુ૦[સં૦] દયાનિધિ, પરમેશ્વર.
કૃપાનિધાન, વિ૦ [સં૦] કૃપાનો ભંડાર,મહેરબાનીવાળો, ઈશ્વર.
કૃપાપાત્ર, વિ૦ (સં૦) કૃપા કરવા યોગ્ય,કરુણાપાત્ર, ૨. જેના ઉપર કૃપા થઇ હોય તે.
કૃપાવંત–વાન, વિ૦દયાળુ, કૃપાળુ, દયાવંત.
કૃપાસિંધુ, પુ૦ કૃપાનો સાગર, ઈશ્વર.
કૃપાળ, વિ૦ કૃપાળુ, કરુણ; દયાવાન.
કૃપાળુ,વિ૦(સં૦)કૃપાથી ભરેલું,મહેરબાન; દયાળુ.
કૃમિ, પુ૦ [સં૦]કીડો. ૨. કરમીઆ;જંતુ.
કૃશ, વિ૦[સં૦] પાતળું;નબળું.૨.વાંકું;દુર્બળ.
કૃશાંગ, વિ (સં૦) પાતળા–નાજુક શરીરવાળું.
કૃશાનુ, પુ૦ (સં૦) અગ્નિદેવતા.
કૃષિ સ્ત્રી૦ (સં૦) ખેતી, ખેતીવાડી.
કૃષિકાર, પુ૦ (સં૦) ખેડુત, કૃષાણ
કૃષ્ણ, પુ૦ વાસુદેવ અને દેવકીથી ઉત્પન્ન થએલો વિષ્ણુના દશ અવતાર માંહેનો આઠમો લીલાઅવતાર, એમનો જન્મ દ્વાપરયુગમાં, ઈસ્વી સન પૂર્વે ૨૪૮૫ માં શ્રાવણ વદ ૮ ને બુધવારે મધરાતના રોહીણી નક્ષત્રમાં છે. [અંધારીઉ.
કૃષ્ણ, વિ૦ કાળું, ઘેરા આસમાની રંગનું. ૨.
કૃષ્ણચરિત્ર, ન૦ કાળાં કર્મ;દુષ્ટ કૃત્યો ૨.કૃષ્ણલીલા.
કૃષ્ણસાર, પુ૦ કાળું હરણ,કાળિઆર; નર હરણ.
કૃષ્ણતુલસી, સ્ત્રી૦ કાળા પાનવાળી તુળસી.
કૃષ્ણપક્ષ, પુ૦ (સં૦) જેમાં ચંદ્રની કળા ઓછી થતી જાય છે તે પખવાડીઉં, વદિ.
કૃષ્ણલવણ, ન૦ સંચળ.
કૃષ્ણવર્ણ, પુ૦ કાળો રંગ.
કૃષ્ણશૃંગી, સ્ત્રી૦ ભેંસ, ડોબું; પાડિયો.
કૃષ્ણા, સ્ત્રી૦ગળી. ૨ દ્રૌપદી. ૩. એ નામની નદી. ૪. સાટોડી; ઉપલસરી, નસોતર.
કૃષ્ણાગુરૂ, ન૦ કાળી સુખડ, અગરચંદન.
કૃસરાંશ, ન૦(સં૦) ખીચડી.
કે, અ૦ આગળ કારણ લખેલું છે એવી સૂચના કરનારો શબ્દ, એ શબ્દની પૂર્વે, કારણ–એમકેમ એ શબ્દો જોડાય છે. 'કારણ કે, એમકે કેમકે.'૨ અથવા, વા,યા. "તેં કે તું આવે તો સારું." ૩. ખાતરી કરવા પૂછતી વખતે વાક્યને છેડે આવે છે ૪ એટલે, તરત; પછી. [કયામત.
કેઆમત, પુ૦ છેલ્લો ન્યાય ચૂકવવાનો દિવસ;
કેક, સ૦ કંઈ.
કેકા, સ્ત્રી૦(સં૦)મોરનું બોલવું તે,મોરનો ટહુકાર
કેકર, પુ૦ (સં૦) વાંકું;ત્રાંસું; વીરવું: ટેડું.
કેકાવળ, પુ૦ (સં૦) ઘોડો, અશ્વ; ૨. પોપટ જમાદ, સોરબોઢાર.
કેકાવળ, પુ૦(સં૦)મોર;મયૂર. [illegible]

**કેકી, પુ૦** (સ૦) મોર, મયૂર
**કેટલાંએક-ક,** વિ૦ઘણા એક,અનેક મુકરર,ચોકસ
**કેટલું, વિ૦** (સ૦ કિયત્) સખ્યા-માપનુ પરિમાણ જાણવા એ શબ્દ વપરાય છે 'કેટલારૂપિયા' **કેટલી** વીસે સો થાય—ઘણું વીતે ત્યારે અનુભવ આવે.
**કેડ, સ્ત્રી૦** (સ૦ કટિ)શરીરનો વચલો પાતળો ભાગ, કટિ, કમર કેડનુ ભાગલુ-કમર લુલી થયેલી હોય તેવુ ૨ સુસ્ત.આળસુ કેડના કકડા થઇ જવા—સખત મહેનત પડવી, કેડ ફાટવી કેડના મકોડા રહી જવા—કેડો એવડી વળી જવી, કામ કરી થાકી જવુ કેડમાં લાકડુ ઘાલવુ-લાકડુ ઘાલ્યુ હોય તેમ નીચુ ન વળી શકવુ ૨. નમીને કામ ન કરવુ,અડણુ થવુ. કેડે લેવુ-તેડવુ કેડપૂર-કમ્મર સુધી આવે તેવુ કેડવા-કેડલગી,કેડ સમું કેડીઉં કરવુ—કમર સુધી નહાવુ
**કેડ, સ્ત્રી૦** પુઠ;કેડો,પીછો. કેડ લેવી-પાછળ લાગવુ, ખતે પડવુ ૨ પગલે પગલે ચાલવુ, પુઠ પકડવી.
**કેડાકેડી, સ્ત્રી૦** કેળા.
**કેડે, અ૦** પછી, પાછળથી, વાસે
**કેડો, અ૦** પછવાડે, પુઠે, પાછળથી, વાસે.
**કેડો, પુ૦** પુઠ પછવાડે લાગવુ તે, પીછો ૨ માર્ગ, રસ્તો. ૨ પાર, છેડો, અત. ૪ સતાવણી, જુલમ. ૫. કાચંડો. (કચ્છ) [કેઇપા, કયા
**કેણીગમ-મગ, અ૦**કઇ દિશાએ, કઇ બાજુએ,
**કેતક, પુ૦** (સ૦) કેવડો ૨ એક જાતનુ સ્ત્રીઓને ચોટલામા ઘાલવાનું ઘરેણુ,ચાક,વેણીનું ફુલ
**કેતકી, સ્ત્રી૦** (સ૦) એક જાતનુ સુગધીદાર ફુલ ઝાડ, કેવડો. [કેતન."૨ ઘર, નિવાસ,સ્થાન.
**કેતન, ન૦** (સ૦) ચિહ્ન, નિશાન, ધ્વજા. "મીન
**કેતુ, પુ૦** (સ૦) (જ્યોતિષમા) નવ ગ્રહમાનો એક ગ્રહ. ૨ ધ્વજા,વાવટો નિશાન. ૩ શિખી, ધમકેતુ એ અશુભ સૂચક ગણાય છે [૨ કયા, કયાક
**કેથા-થે, અ૦**કોઇ ઠેકાણે, કોઇ પણ જગાએ ૨
**કેદ, સ્ત્રી૦** (આ૦) સ્વતત્રતા-છુટ બધ પડવી તે, બધી,અટકાવ, કબજે ૨ એક ઠેકાણે ગોંધી રાખવુ. તે, ૩.કેદખાનું,બધીખાનુ,હેડ
**કેદ, વિ૦** કેદમા પડેલુ-નાંખેલુ, કેદી
**કેદખાનું, ન૦** કેદ રાખવાનુ ઠેકાણુ, બંધીખાનુ, જેલ, તુરગ, કારાગૃહ.
**કેદાર, પુ૦** (સ૦) હિમાલયમાનું એક સ્થાન,૨. આલવાલ ક્યારો, ખાડું ૩ ખાડો.
**કેદારો, પુ૦** એ નામનો એક રાગ કેદારો કરવો-મોટુ જોર મારવુ [બધીવાન. ૨ ગુનેગાર
**કેદી, વિ૦** (આ૦) બધીખાને પડેલુ પકડાએલું.
**કેનુ, સ૦** કોનુ, કયા માણસનુ
**કેંદ્ર, ન૦**(સ૦)મધ્યબિંદુ,મધ્ય ૨ નાભી. ૩ લગ્નથી ચોથુ, સાતમુ અને દશમુ સ્થાન (જ્યોતિષ)
**કેફ, સ્ત્રી૦** (આ૦) ઘેન, આળસ, જોમ, ઘેલછા, વગેરેની વિક્રિયા થાય તે, માદકપણુ ૨ ઘેન, સુસ્તી,નીશો ૩ અભિમાન,મદ, ખુમારી,તોર
**કેફિઅત, સ્ત્રી૦**(આ૦ હકીકત,વિગત,વૃત્તાંત,હેવાલ.
**કેફી, વિ૦** (આ૦)કેફવાળુ, માદક (પદાર્થ) ૨ નીસો કરનારૂં, છાકટુ, દારૂડીઉં અમલી. ૩ વ્યસની, છદી. [વાની ઓરડી, ખોલી.
**કેબીન, સ્ત્રી૦** (અ૦) વહાણમા ઉતારૂઓને રહે-
**કેમ, અ૦** (સં કિમ) કયી રીતે, શી રીતે. ૨ શાસારૂં ૩ શું, શુ છે ૪ કેવુ;કેવી રીતનુ, કયમ.
**કેમકરતા-કરીને, અ૦**કોઇ પણ રીતે ૨ શી રીતે.
**કેમકે-જે, અ૦** કારણ કે, સબબ કે
**કેમરે, અ૦** શા સારુ, શા વાસ્તે
**કેમે કરતાં, અ૦** (સ૦ કિમપિ)કોઇ પણ રીતે.
**કેયુર, પુ૦** (સ૦) બેરખો, બાજુબધ.
**કેર, પુ૦** (આ૦ કહ્ર) ગજબ, મોટો નાશ,જુલમ. ૨ ક્રોધ, ગુસ્સો ૩ જબરાઇ, અતિસ ખતાઇ ૪ (સ૦કરીર)કેરડો. [ઓની હાર
**કેરખી, સ્ત્રી૦** કાંગરી. ૨ સોનાની ગોળ ટપકી-
**કેરડો, પુ૦** કેરાનું બાટવુ એનાં ફળ તે કેરા
**કેરબો, પુ૦** એક જાતનો નાચ. ૨ એ નાચમા ગવાતી જે ચીજો તે ૩ એ ગાયનો જે રાગમા ગવાય છે તે, કારવો ૪ ગુલાબદાની (કાચની)
**કેરાં, ન૦** (સ૦ કરીર) એક જાતનાં ફળ, જેનું અથાણુ થાય છે તે **કેરાંબોરા**—કેરાં બોરાંના જેવુ હલકુ, લેખામા નહિ એવુ.

**કેરી**, સ્રી૦ આંબાનું ફળ,આમ્રફળ.
**કેરીગાળો**, પુ૦ પાકી કેરીની મોસમ;આંબાગાળો, રસ ખાવાનો સમય.
**કેરૂ**, અ૦ છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય.
**કેલ**, વિ૦ એકની સંખ્યાનો સંકેત (વેપારી).
**કેલ**, પુ૦ છોનો કોલ, કેળવેલો ચૂનો. કેલનો પાયો—મજબૂત પાયો, ઉંડુ મંડાણ.
**કેલપડી**, સ્રી૦ અગિઆરનો સંકેત
**કેલિ**, સ્રી૦ (સં૦) ક્રીડા, રમત, ખેલ, લીલા.
**કેલિકળા**, ખેલ, ક્રીડા,વિલાસ.[રતિ કલહ
**કેલિકલહ**, પુ૦ (સં૦) ક્રિડામાં કરાતો કજીઓ
**કેવડીઓકાથો**,પુ૦ કેવડાની સુગંધીવાળો કાથો.
**કેવડું**, વિ૦ (સં૦ કિયત્)માપ પૂછવામાં વપરાતો શબ્દ, કેટલું કેટલું શબ્દ માપ અને સંખ્યા બંનેને લાગે છે પણ કેવડું તો ફક્ત માપનેજ માટે વાપરે છે [અથવા તેનું ફૂલ
**કેવડો**, પુ૦ (સં૦ કેતકી) એક જાતનું ઝાડ
**કેવલી**, વિ૦ કેવળજ્ઞાનવાળું, જ્ઞાની, એકમાર્ગી
**કેવળ**, વિ૦ (સં૦) કંઈ પણ ભેગ ન હોય તેવું શુદ્ધ,સ્વચ્છ,નિર્મળ ૨ એક, છેક, માત્ર, ફક્ત.
**કેવળધામ**, ન૦ (સં૦) ક્ષપદ, બ્રહ્મસદન, પરમધામ
**કેવળપ્રયોગી અવ્યય**, પુ૦ પોતાની મેળેજ જે ઉદ્ગાર થાય તે. હર્ષ, શોક, આશ્ચર્ય, ઇ૦, માટે જે શબ્દ જોસમાં બોલાઈ જાય છે તે, ઓ! આહા! અરે છટ! ઇ૦
**કેવારે**, અ૦ કયી વખતે,કે દહાડે, ક્યારે.
**કેવું**, વિ૦ કયી જાતનું,ક્યા પ્રકારનું (રૂપ, રંગ,ગુણ સંબંધી પૂછતાં એ શબ્દ વપરાય છે)
**કેશ**, પુ૦ (સં૦) પ્રાણીઓની ચામડીમાંથી ફૂટી નીકળેલા કાળા ધોળાતંતુ;નિમાળા;વાળ.૨.ચોટલો. કેશ કાપી લેવા—છેતરી જવું ૨.નુકસાન કરવું, "એ તે શા મારા કેશ કાપી લેનારો હતો ?"
**કેશકલાપ**, પુ૦ (સં૦) વાળનો બાંધેલો જુડો, અંબોડો, વેણી. [વેણી.
**કેશપાશ**,પુ.(સં૦)માથાના વાળનો ગુચ્છ;ચોટલો.
**કેશવાળી**, સ્રી૦ સિંહ વગેરેની ગરદન ઉપરના વાળનો ભરાવો, યાળ
**કેશાકર્ષણ**, ન૦ કેશના જેવી ઝીણી નળીઓમાંથી પ્રવાહી પદાર્થનું ખેંચાવું તે.
**કેસ**, સ્રી૦ અંગરખા, કાચળી વગેરેનો બંધ,કસ.
**કેસ**, પુ૦ (અં૦)મુકદ્દમો, કાયદા પ્રમાણે તપાસવાની બાબત, કામ ૨ દરદી.૩.દરદીની હકીકતનો કાગળ. ૪ પત્રક, ફારમ.
**કેસર**, ન૦ (સં૦) કમળફૂલના રેસા,એક જાતના છોડના ફૂલમાંના તંતુ, કાશ્મીરજ
**કેસરપપ્પુ**, પુ૦ દ્રાવિડ દેશનો બ્રાહ્મણ જે ગુજરાતી લોકોમાં ભીખ માગતાં અનેક ચાળા કરે છે તે ૨ વિ૦ સહેજમાં વચકાઇ—રિસાઇ જાય તેવું, ગાડીઉં, વેતા વગરનું
**કેસરી**, વિ૦ કેસરી રંગનું ૨ પુ૦ સિંહ, વનરાજ
**કેસરીઆં**, ન૦ મરણીઆ થઈ યુદ્ધમાં જતી વેળા છેલ્લો કસુંબો પીવો તે ૨ કેસરી રંગના વસ્ત્ર પહેરવા તે. ૩ આંધળીઆં કરવા.
**કેસરીઉં**, વિ૦ કેસરી રંગનું, પીળું ૨ આનંદી, ઉમંગી.'ગોરમાનો વર કેસરીઓ'
**કેસુ—ડાં**, ન૦ કેસુડી—ખાખરાનાં ફૂલ.
**કેસુડી**;સ્રી૦(સં૦ કિંશુક)કેસુડાનું ઝાડ,ખાખરો
**કેહેર**,પુ૦(આ૦કહર)આવી પડેલી આફત, ભયંકર દુઃખ, મોટો નાશ—જુલમ, કોપ, ગજબ
**કેળ**, સ્રી૦ (સં૦ કદલી.) મોટાં લીલાં પાંદડાંનું કેળાંનું ઝાડ. કેળના ગર્ભ જેવું—ઘણું નાજુક કેળ સોપારી—અંદરથી સફેદ નીકળે અને મીઠી લાગે તેવી સોપારી, ઉંચી જાતની સોપારી. કેળે કેળાં અને કૌવચે કૌવચ—બાપ તેવા બેટા ને વડ તેવા ટેટા
**કેળફૂલ**, ન૦ કેળ ફૂલ; દોડો,કદલી પુષ્પ.
**કેળવણી**, સ્રી૦ (સં૦ કલ્) કેળવવાની જે રીત તે. (ઉછેર,વ્યવસ્થા અને શિક્ષણ.)૨ વિદ્યા,જ્ઞાન. ૩. કેળવવાનું જે કામ તે, શિક્ષા, તાલીમ
**કેળવણીખાતું**,ન૦જાહેર શિક્ષણ ચલાવનારૂં ખાતું
**કેળવવું**, ક્રિ૦ શીખવવું,લાયક કરવું,ભણાવવું;જ્ઞાન શક્તિ વધારવી ૨.પલોટવું માહીત કરવું.૩,રાંધીને તૈયાર કરવું.(કણેક કેળવવી.) ૪. પાણી પોચું મોટું કરવું; ઉછેરવું. (કેળવવું; શીખવવું; ના અર્થભેદ

માટે જુઓ ગુજરાતી શબ્દકોષ.)
કેળવાવું,ક્રિ૦અ૦ કેળવણી લીધી હોય એવું થવું, પલોટાવું,ટેવાવું,માહીતગાર થવું. ૨. ઉછરવું. ૩ સુધરવું [કાનનું એક ઘરેણું. (કાઠિ)
કેળીઉં, ન૦ ચુનો ભરવાનું લોઢાનું વાસણ. ૨
કેળું, ન૦ કેળનું જે ફળ તે. ૨. કઈ નહિ,એવા તુચ્છ ગરમા બોલાય છે.૩.લિ ગ.લીકિળા–સારો લાભ
કૈં, વિ૦ કંઈ, કયા, કોઈ જગ્યાએ
કૈક,વિ૦કેટલાક;ઘણું' ધન હરનારી, ક્ષય કરનારી, કૈંક તણા કુળની કરનાર." ૨. કઇએક, જરાક 'કૈક વિચારો.' ૩ અ૦ ક્યાંક,કોઈ જગાએ
કૈકેયી, સ્ત્રી૦ (સં૦) રામચંદ્રજીની અપરમાતા, ભરતની મા, દશરથના પત્નિ.
કૈતવ, ન૦ (સં૦) કપટ,છળ; ઠગ.
કૈરવ, ન૦ (સં૦) પોયણું, કુમુદિની ૨ વલાવરી
કૈલાસ, પું૦(સં૦) એ નામનો પહાડ; હિમાલયનું એક શિખર
કૈલાસપતિ, પું૦ (સં૦)શિવ,મહાદેવ.૨. કુબેર.
કૈસાલવાસી, વિ૦ કલાસ–શિવના ધામમાં વસેલું ૨ મરણ પામેલું
કૈવલ્ય, ન૦ મુક્તિ, મોક્ષ, ઉદ્ધાર, બ્રહ્મપ્રાપ્તિ.
કૈશિકી,સ્ત્રી૦ (સં૦)નાટક પ્રસિદ્ધ (કૈશિકી,આરભટી, સાત્વતી અને ભારતી,ચાર પ્રકારની વૃત્તિમાંહેલી એક, જેમાં શૃંગાર, હાસ્ય અને કરુણા એ ત્રણ રસ એકઠા મળ્યા હોય છે તે
કૈશોર, ન૦ (સં૦) જુવાની,તારુણ્ય,કૌમાર.
કૈસરેહિંદ, પું૦ (અ૦ કૈસર–શહેનશાહ)હિંદનો શહેનશાહ ,આ ઇલકાબ વિક્ટોરિઆ રાણીએ ધારણ કર્યો હતો ૨ લોકહિતાર્થ જાહેર સેવા કરનારાઓને અપાતો એક ચાંદ.
કો, (સં૦)કોઇ 'કો કાળે ફળદાયક' ૨. કોણ. ૩ પું૦ હોલાનો સ્વર હોલો બોલે કો કો ને કોહોલો પણ કહે છે કે કોઇ ને કોઇ.
કોઇ, સ૦(સં૦ કોપિ)અમુક-ફલાણું નહિ પણ ગમે તે. નામ પાડયા વગર જેને વિષે મોઘમ બોલવું તે ૨. વિ૦ એકાદું, અમુક નહિ તેવું.
કોઈએક–ક, વિ૦અમુક–ચોક્કસ નહિ પણ ગમે તે એક ૨. કેટલુંક, થોડુંક.
કોઇકોઇ, અ૦ કોક, એકાદું
કોઈકાળે–સમે,અ૦ વખતે કાળે,એકાદવાર,ક્વચિત, કદી ૨ ઘણે વખતે એકાદવાર,કદીમદી.
કોઈતો, પું૦ સરપણના લાકડા ચીરવાનું શસ્ત્ર.
કોક, વિ૦ કોઇએક, કોઇક, અમુક.
કોક, પું૦(સં૦) હોલો. ૨ ચક્રવાક,સારસ; "આ શોકને વીસારે પાડે એવા કોકના જોડા કેવા વિહાર કરી રહ્યા છે?"–પ્રેમા૦ ૩ એક રાજાનો વિદ્વાન પ્રધાન, જેણે રતિશાસ્ત્ર લખ્યું છે ૪ રતિશાસ્ત્ર કોકવિદ્યા.
કોક કોક, અ૦ કોઈ કોઇ. 'મહાવાયુ વાતો હોય ત્યારે કોક કોક અલૌકિક આનંદ આડલા પડેલા જણાય છે,–પ્રેમા૦
કોકડી, સ્ત્રી૦ શંકુના આકારમાં વિંટાળેલી સુતરની દડી. ૨ કરચલી, વળિયું. "કોકડીવાળી બોબડી."૩ સુકાયેલી રાયણ.
કોકડું, ન૦ કોકડી,સુતરનો મોઇજેવોદડો ૨. દૂધ ન પચવાથી થતી વિક્રિયા તે "છોકરાને કાચા દૂધથી પેટમાં કોકડાં બંધાય."૩ ચામડી વળી જાય–ચઢી જાય છે તે,કરચલી વળવી તે,સંકોચાવું તે. ૪ સહ, જડ,હાલતું ચાલતું બંધ થઈ જવું તે ૫. ગુંચવાઈ જવાય તેવું કામકાજ–રચના.
કોકણ,પું૦(સં૦ કોંકણ.)સહ્યાદ્રી પર્વતની પશ્ચિમે આવેલો પહાડી દેશ.
કોકણી, વિ૦ કોકણ દેશનું,
કોકનદ, ન૦ સુવર્ણ,સોનું, હેમ.૨.કમળ;પોયણું.
કોકમ,ન૦એક જાતના ઝાડના ખાટા પાકા અને ફળ એ ખટાસ માટે,દાળ શાકમાં ન ખાય છે
કોકરવર્ણું, વિ૦ સહેજ ઉનું, હુંફાળું,કોકરવાયું.
કોકરવાયું, વિ૦ જગાજરા ઉનું,હુંફાળું;ક્રાળીયું.
કોકરવું ક્રિ૦સ૦ છેતરવું, મીઠું મીઠું બોલી લોકની ઠગી લેવું, પટાવવું [સ્ત્રીઓનું એક ઘરેણું.
કોકરવું, ન૦ કાનની નાની પડી.૨. કાને પહેરવાનું
કોકરૂ, ન૦ બકરીનું બચ્ચું, લવારું
કોકલાલી, સ્ત્રી૦ ભડવાઇ.
કોકશાસ્ત્ર, ન૦ (સં૦)રતિશાસ્ત્ર કોકવિદ્યા.

**કોકા**, પુ૦ સારા કીમતી કપડા "આજ તો ભાઇએ કોકા પહેર્યા દેખુ !"

**કોકા**, સ્રી૦ બચી, ચુંબન, ચુમી, બોકી

**કોકિલ**, પુ૦ (સં૦) કોયલનો નર

**કોકિલા**, સ્રી૦(સં૦) કોયલ

**કોકી**, સ્રી૦દખણી પાઘડીની ટોચ ૨ ચકલી (રમકડું)

**કોકીઆન**, પુ૦ સડેલો પદાર્થ,કહોવરામણુ;

**કોકીલુ**, ન૦ કોકરવર્ણું, હુફાળુ.

**કોકીશાં**, ન૦ કામઠાના છેડા, ગાળીઆ ૨. તીર–ગોળા મારવાને કિલ્લામા જે બાકા–નાળચારેકા બાખોરાં હોય છે તે, ગુબારીઆ

**કોકો**, પુ૦ ઝભલુ, બાળક છોકરાને સારૂ નાનુ અંગરખુ ૨ (અં૦ કોકો.) ચોકોલેટ, એક જાતની પીવાની વસ્તુ ૩ નાળિયેર

**કોગળિયું**, ન૦અધઓકનો જીવલેણ મરજ, અધોક કોલેરા. વિષૂચિકા, ટપકિયુ

**કોગળો**, પુ૦(સ૦ કવલ)મો ભરાય તેટલુ પાણી, ઘુટડો કોગળો કરવો–મોમા પાણી ભરી પાછુ કાઢી નાખવુ, મો સાફ કરવુ ૨ મરનારને ત્યા શોક દર્શાવવા જવુ, રડવા જવુ

**કોચ**, પુ૦(અં૦ કોચ)અઢેલીને બેસવાનુ આસન, સુખાસન; સોફા [ ચોધરી

**કોચમીન**, પુ૦ (અ૦) ગાડીવાળો,ગાડી હાકનાર,

**કોચરાંનીસાલ**, સ્રી૦ એકાદું ચોખ્ખ્સ નહિ પણ ગમે તે જુના કાળનુ કોઈ વરસ

**કોચરૂં**, વિ૦ છિદ્રવાળુ, ખવાઇ ગએલુ, કાણાવાળુ 'કાણો (શુક્ર), કુબડો (મેઘડકોકો) કોચરો(ઇંદ્ર), માકડ (હનુમાન), બઠુક (વામન), બિલાડ (નરસિંહ) એ સૌ તમ રક્ષા કરો. ભાડ(શિવ), દાઢ(નારદ), ભરવાડ (કૃષ્ણ).

**કોચરી**, સ્રી૦ સ્રી, (તિરસ્કારમા–સોરઠ).

**કોચલુ**, ન૦ (સ૦ કોષ્ટ–અંદરનો ભાગ) ફળનુ કઠણ છોડુ–બાહ્યનુ કોટલુ.૨ ચઢી સંકોચાઇ વળી ગયુ હોય એવું જે કંઇ તે

**કોચવું**, ક્રિ૦સ૦ આરપાર ભોંકવુ, વિંધવું ચારવું ૨. વારે વારે કહીને સતાવવુ, દુ:ખ દેવુ ૩ ખાતર પાડવું.૪ કાણું પડે તેમ ખોતરી ખાવુ; ખોતરવું.

**કોચું**, વિ૦ સડી ગયેલુ,કોહેલું,૨.સત્વ વગરનુ ૩ સુકાઇ સંકોચાઇ ગએલુ.

**કોજાગરી**, સ્રી૦ (સં૦ ક –કોણ+જાગૃ–જાગવું) આસો સુદ પૂનમ, માણેકઠારી પૂનેમ

**કોટ**, પુ૦ (સ૦ કોષ્ટ)શત્રુથી શહેરમા ન અવાય તે સારૂ ચારે પાસે ફરતી બાધેલી જે ઉચી મજબુત ભીંત તે, કિલ્લાને લગતી જે દિવાલ તે ૨ જેને શત્રુ ન ભેદી શકે અને જ્યાથી શત્રુના ઉપર ખૂબ મારો ચાલે તેવી સૈન્યની જે રચના તે; વ્યૂહરચના ૩ કોટની માહેનો જે ભાગ તે ૪ વડો, કોટકુ ૫.(અ૦ કોટ)ડગલો.૬.( પાનાની રમતમા) એકદમ સાતે હાથ કરી લેવા અને સામાને એકે જવા ન દેવો તે.

**કોટ**, સ્રી૦ (સં૦ ક્રોડ) ડોક, ગરદન, ગળુ ૨ આલિંગન, કોટી કોટ કરવી–એક બીજાની કોટે વળગીને રડવુ કોટે વળગવુ–ગળે બાઝવું ૨ બોજારૂપ થવુ કોટનું માદળિયુ–ઘણુજ વહાલુ 'હૈયાનો હાર ને કોટનુ માદળિયુ'.

**કોટ**, સ્રી૦ (અં૦ કૉર્ટ )કોરટ,કચેરી

**કોટડી**, સ્રી૦ ઓરડી,ખોલી ૨ કેદખાનું,કારાગ્રહ 'નાયકે કાકુને કોરડીમાં પૂર્યો

**કોટડુ**, ન૦ નાનુ ઘર,ઓરડી, પીંઢરિયુ ઘર ૨. દિવાલ,ભીંત, પછીત,ભરો 'કોટડુ ઉભુ છે' ૩. પરા "શહેર કોટડામા વસ્તી બહુ વધી છે"

**કોટલુ**, ન૦ (સં૦ કોષ્ઠ)કોચલુ;છોડુ;સાર ન હોય તેવી ચીજ

**કોટવાળ**, પુ૦(કે ટ+પાલો) શહેર–ગામની વસ્તીનો બદોબસ્ત રાખનાર અમલદાર, શહેર ફોજદાર

**કોટવાલી**, સ્રી૦ કોટવાલનુ જે કામ તે

**કોટાકોટ**, અ૦ કોટે કોટે,ઓળોઓળ,પાટેપાટ

**કોટાકોટ**, વિ૦ કોટિપર કોટિ, કરોડો; લાખો (કોટાનકોટ પણ કહે છે)

**કોટિ**, સ્રી૦ (સં૦)સો લાખની સંખ્યા;એક કરોડ ૨. કોટ; આલિંગન ૩ પુ૦ કમાનનો છેડો "ઘણુ ઘણુ ઘણુ ગાજે કોટિ એવા ધનુથી"–ઉ૦ રા૦ કોટિધા–ગમે તે પ્રકારે; કરોડ પ્રકારે.

**કોટિધ્વજ**, વિ૦ (સં૦) કરોડની સમૃદ્ધિ બતાવ-

વનારૂ નિશાન જેને મંદિરે હોય તેવો,કરોડાધિપતી
કોટિયું, ન૦ છેક નાની હોડી,હોડકુ;પનાઈ
કોટિયુ, ન૦ ગાય, ભેસ, ઇ૦નેગળે જે ગોળ લાકડુ વાલવામા આવે છે તે ૨ મોઇ દડાની એક રમત ૩ જાજરૂ,મડાસ, કાટિયુ
કોટિલી, સ્ત્રી૦ કાળા રંગેલા કપડાપર ઠોકવાનો લાકડાનો જે ઘાટ તે "છીપાની કોટિલી."
કોટિલો,પુ૦તાત ઉપર મારવાનુ લાકડાનુ ઓજાર
કોટી, સ્ત્રી૦કોટિ,આલિંગન, છાતી સરસુ ચાપવુ તે,ભેટવુ તે ૨ શકા નિવારણાર્થે જે યુક્તિ શોધવી અને ગોઠવવી તે, તર્ક
કોટુ, ન૦ સામો છેતરાય ને પોતાને ફાયદો થાય તેવુ કાર્ય, વચ્ચે કોઇ પણ ઉભુ કરેલુ તકરારી–ખટપટનુ કામ ૩ પક્ષીનો માળો. ૪ જાળ, ફાસો
કોટેકોટ, અ૦ કોટાકોટ, જુઓ
કોટ્યાવધિ, વિ૦ કરોડો, કરોડે લેખા હોય તેવુ
કોઠ,પુ૦(સં૦કુષ્ઠ)એક જાતનોપીઠે આકા ને ધાબા-વાળો સાપ, ૨ ન૦ (સં૦ કોષ્ઠ) એક જાતનું ગોળ ખટમધુરૂ ફળ એની ચટણી થાય છે
કોઠમડી, સ્ત્રી૦ એક જાતનો વેલો, જેના ફળને કોઠીમડા કહે છે
કોઠલી, સ્ત્રી૦ નાની કોઠી, ટાકલી.૨ નાનો કોઠાર, નાનો કોઠલો ૩ પાણીવાળી જમીનમા સાઠીઓ વાલી કરેલો કુવો,ડાંગરૂ (ઝાલાવાડ.)
કોઠલો, પુ૦ માટીનો પટારા જેવો બનાવેલો ઘાટ ૨ કોઠાર,ભડા
કોઠાદાવ, પુ૦ (કોટ-કિલ્લો+દાવ-રમત)એક જાતની સાત ખાનાની રમત,નિસરણી. (નવસારી)
કોઠાર, (સં૦ કોષ્ઠાગાર) અનાજ રાખવાને જમીનમા કરેલો ખાડો, માટીનો ઉચો ઉભો કરેલો પટારો, ૨ ભડાર, વખાર, ૩ ખજાનો.
કોઠારીઉ, ન૦નાનો ભડાર,વખાર ૩ ખજાનો
કોઠારી, પુ૦ કોઠારનો ઉપરી ભડારી
કોઠી, સ્ત્રી૦ માટીનુ બનાવેલુ અનાજ ભરવાનુ ગોળકાર ઘાટ, કોઠ ૨ આતસબાજીમા વપરાતો કોઠીના આકારનો માટીનો ઘાટ ૩ વખાર, વેપારીની પેઢી ૪ થાણુ, ચોકી ૫ મેલા પાણીનો ઉંડો ખાડો. કોઠી ધોઇને કાદવ કાઢવો—એ કહેવુ ને બે સાભળવુ, નફાવગરની મહેનત કરી છુટવી પાકી કોઠીએ કાના ન ચડે—વખત ગયા પછી કરવુ નકામુ છે
કોંઠી, સ્ત્રી૦ એ નામનું એક ઝાડ. એના ફળને કોઠુ કહે છે.
કોઠીમડુ, ન૦કોઠમડીનું ફળ એની કાચરી થાય છે.
કોઠુ, ન૦ કોઠ.૨ મોઢુ,ચહેરો.૩ પક્ષીનો માળો. ૪ મન,આવકાર. "એને કોઇ કોઠુ આપશે જ નહિ."પ.કોંઠુ,ખટપટ કોંઠુ આપવુ-મન દેખાડવુ, પરવા કરવી ૨. રજા આપવી, કાઢી મૂકવુ ૩ નકામુ આપી દેવુ. 'તને શુ આપે, કોંઠુ ?'
કોઠો, પુ૦ શરીર, દેહ. 'કોઠો અપવિત્ર થયો' ૨ ખાનું,ઘર,આસન, ૩ મોટી કોઠી, વખાર, ૪ અંગરખાનો ગળાની આસપાસનો જે ભાગ તે ૫. પેટ, જઠર, ઓઝરી ૬.ડબો, હરાયા ઢોર પુરવાની જગા ૭. મ્યુનિસિપાલીટીનુ મકાન-ઓફીસ. ૮કોષ્ટક ૯ આકનો એક પાડો. ૧૦ વ્યૂહ રચના. "અભિમન્યુનો કોઠો." ૧૧ મન, અંતકરણ ૧૨ મોટો કુવો. 'વાવનો કોઠો.'
કોડ, ન૦ હોશ,ઇચ્છાનો મલાવડો,ભાવ, ઉત્સાહ. 'મને યુદ્ધના કોડરે-બાળારાજારે.' કોડ પૂરવા-ઇચ્છાઓ પૂરી કરવી, લડાવવુ.
કોંડ, સ્ત્રી૦ ગમાણ, ગાય ભેસ બાધવાની જગા, તબેલો, 'કોડ સાફ કરવી' ૨ કારીગર લોકોને કામ કરવા બેસવાની જગા
કોડ-ઢ, પુ૦ (સં૦કુષ્ટ) ચામડીનો એક રોગ જેમા ચામડી સફેદ અથવા રતાસવાળી સફેદ થઇ જાય તે, કોષ્ઠ, રગતપીત
કોંડા, ન૦ શખલા, ખાગડા
કોડામણુ, વિ૦ વરણાગીઉ, ફુટડુ દેખાતું. ૨. દેખાડવુ, રૂપાળુ, મનો હર ૩. હોશીલુ કોડીલું રંગે રૂડા,રૂપે પુરા દિસતો કોડિલો કોડામણો.'
કોડીઉં,ન૦દીવો કરવાનું ધાતુ–માટીનું ઠામ.૨ ગાય ભેસ બાધવાની જગા ૩. વિ૦ કોઢવાળુ, ચટાપટાવાળુ
કોડીઓલોબાન, ન૦ એક જાતનો ગુદર–એ

બળવાથી સુગંધિ આપે છે
**કોડી, સ્ત્રી૦** એક જાતના દરિઆઈ જીવડાનું ઘર, શંખલી. ૨ એક જાતનુંચલણ [ ૩ હોંશી
**કોડી, સ્ત્રી૦** ૨૦ વીસની સંજ્ઞા ૨. વિ૦ વીસ,
**કોડીઆર, સ્ત્રી૦** સફત જુવારની એક જાત.
**કોડિલું, વિ૦** હોશીલું ઉમંગી ૨ મોજીલું, લહેરી ૩ દેખાવડું, રૂપાળું. ૪ કોઢીઉં
**કાઢું, વિ૦** ઓડુ રીતભાત વગરનું, ૩૫, ૨ ગેને આકારે માલ વગરનું 'માઈ આ તે કન્યા કે કોડું, કોડી કૃષ્ણસું રિછડું જોડયું'
**કોડો, પું૦** મોટી કોડી, એક જાતનો શંખ ૨ કુહાડો
**કોઢ, પું૦** દુષ્ટ રોગ, એક જાતનો ત્વચા રોગ
**કોઢારું, ન૦** ઢોર બાંધવાની જગા, કોઢીઉં
**કોઢીઉં, વિ૦** કોઢવાળું, દુષ્ટ રોગી
**કોણ સ૦ (સં૦)** ઓળખવા—જાણવાસારૂ પ્રમાર્થે શબ્દ વપરાય છે, કવણ કઇ, કયું કોણ એ માણસ માટે અને કયો-ચી-યું માણસ અને ચીજ બંને માટે, અને શું ફક્ત ચીજ માટે વપરાય છે
**કોણ, પું૦ (સં૦)** ખુણો, ખાંચો વાંક
**કોણી, સ્ત્રી૦** જ્યાંથી હાથ નીચો ઉંચો વળે છે તે સાંધો (હાડકાનો), ઠોપરીઉં. કોણી વિંઝવી—આગેવાની કરી આગળ પડી કામ કરવું
**કોતક—તુક, ન૦** કૌતુક 'કાકારે, મે કોતક દીઠું.'
**કોતર, ન૦(સં૦કોટર)** નદી—ખાડીને કાંઠે આવેલા ઉંડા ખાડાઓ અને બખોલો તે પહાડમાંનો લાંબો પહોળો ઉંડો ખાડો
**કોતરકામ, ન૦** નકસી, ખોદકામ, ઝીણું નકસી કામ.
**કોતરડું, ન૦** નાનું કોતર
**કોતરણી, સ્ત્રી** કોતરવાનું ઓજાર ૨ કોતરવું તે ૩ કોતરવાની રીત—ઢબછબ.૪. કોતરેલું તે, ખોદકામ, નકસી ૫. કોતરવાની મજુરી [કામ કરવું.
**કોતરવું, ક્રિ૦સ૦** આછું આછું ખોદવું કોરવું, નકસીનું
**કોતરવું, ક્રિ૦ અ૦** ખવાવું, કોરાવું.
**કોતરીખાવું, ક્રિ૦ સ૦** ધીમે ધીમે કોઇને જણાય નહિ તેમ ખરૂી ખાવું, નિર્માલ્ય કરી નાખવું
**કોતલ, સ્ત્રી૦** શણગારેલા ઘોડાઓનું હાર.
**કોતા, વિ૦** સંક્ષિપ્ત, ટુંકું, સુખ્તેસર, અપૂર્ણ.
**કોત્તાર, પું૦** હાથીનો હાંકનાર, માવત.
**કોતાઈ, સ્ત્રી૦ (ફા૦)** તંગી, ખૂટ, કસર
**કોથમી—ર, સ્ત્રી૦** ધાણાની ભાજી એના બીને ધાણા કહે છે
**કોથળી, સ્ત્રી૦** થેલી, ખલેચી, ૨ જેમાં અંડગોળી હોય છે તે ૩ હજારની સંજ્ઞા.
**કોથળીસાંથ, સ્ત્રી૦** જમીનદાર ગરાસીઆના ભરણામાંથી જે વટાવ આપવામાં આવતો તે, મહેસુલ વસુલ કરી સરકારને ભરતાં મળતો વટાવ તે
**કોથળો, પું૦ (સં૦કોષ્ટલ)** અનાજ, વાસણ વગેરે ભરવાનું ટાટ વગેરેનો કરેલો જે ઘાટ તે, થેલો. ખડીઓ (બ્રાહ્મણનો) કોથળો કર્યો—કોથળામાં મસાલો ભરી વસ્તીમાં કે આસપાસના ગામડામાં કરી વેચી ધંધો કરવો તે
**કોદંડ, ન૦ (સં૦)** ધનુષ્ય, ચાપ, કામઠું
**કોદરા, પું૦ (સં૦ કોદ્રવ)** એક જાતનું ધાન્ય એના છોડામાંથી જુદા પડેલા દાણા તે કોદરી
**કોદાળી, સ્ત્રી૦(સં૦કૂદ્દાલ)** ખોદવાનું એક હથિયાર
**કોદી, અ૦** કોઇ દહાડો, કોઇ વાર, કદાપિ
**કોદુ, ન૦** વરડી ભેંસ; થોડું દૂધ આપતી ભેંસ ડોણું
**કોન, પું૦** ખુણે કોણ
**કોનગ્રેસ, સ્ત્રી૦ (અં૦)** જુદાજુદા ભાગના પ્રતિનિધિઓનું રાજદ્વારી હક્કો માટે વિચાર કરવાનું જે મંડળ તે, મહાપરિષદ
**કોનસલ, પું૦ (અં૦)** સલાહ, મસલત, અભિપ્રાય ૨ ધારાનો હિમાયતી, વકીલ, બારિસ્ટર ૩ એલચી પ્રતિનિધિ. [લીસનો સિપાઇ, કોટવાળ
**કોન્સ્ટેબલ, પું૦ (અં૦)** સુલેહનો અમલદાર, પો-
**કોનફળ, ન૦** રતાળુ, સક્કરકંદ
**કોનુ, સ૦** કેનું કોણનું
**કોપ, પું૦(સં૦ કુપ્)** ભય કર-નાશકારક આફત, ગજબ. ૨. ક્રોધ, ગુસ્સો, રીસ (કોપ, ક્રોધ માટે જુઓ ગુજરાતી શબ્દકોશ)
**કોપટી, સ્ત્રી૦** પાતળી ખપોટી (કઠિ૦)
**કોપરઅરાસ, ન૦ (અં૦કોપર + બ્રાસ)** ત્રાંબાપિત્તળની મિશ્રિત ધાતુ. એનાં વાસણ હલકાં ને ચળકતા હોય છે. ૨. વિ૦ તકલાદી, બાહ્ય, ખોટું.

**કોરાણુ,** ન૦ કોરું સુક, સુકવણુ. ૨ કોરણુ, કોર
**કોરાન,** ન૦ (અ૦) મુસલમાનોનુ પવિત્ર ધર્મ પુસ્તક
**કોરાને શરીફ,** ન૦ (અ૦) કોરાન
**કોરારી,** પુ૦ એક જાતનો બહુ ઝેરી સાપ
**કોરી,** સ્ત્રી૦ કચ્છ કાઠિયાવાડમા ચાલતુ એક રૂપાનાણુ
**કોરૂ,** વિ૦ વાપર્યા વગરનુ, નવુ,તાજુ ૨ સુકુ, ભીનુ નહિ તેવુ ૩ લખ્યા વગરનુ 'કોરે કાગળે મતુ' ૪ રાંધેલુ નહિ તેવુ 'કાચુ કોરૂ ૫ એકલુ, લુખુ 'કોરી કથનીથી શુ થાય' — દયા૦
**કોરંમોર,** અ૦ તદ્દન નવુ, મીનકુલ કોરૂ
**કોરે,** અ૦ બાજુએ, ધારે ૨ તરફ, અણી કોરે એમનુ—અટકાવ આવવો, અભડાવુ
**કોલ,** પુ૦ (અ૦) વચન,કબુનાત, ખાતરી ૨ ચુનાની મેળવણીનો કરેલો જે ગારો તે ૩ ગેરડી પીલવાનો સંચો ૪ શિયાળ, કોલુ ૫ ન૦ રમકડુ "વાલી કેટલા કરમા ભ્રત, કુશલ કેરા કોલ રે" —રત્નો૦
**કોલકરાર,** પુ૦ (અ૦) વચન સાથે કરેલો જે બંદોબસ્ત તે, કબાલો, શરત ૨. કબુલાત મોકલીયાની ૩ મખિ તહ
**કોલતાર,** પુ૦ (અ૦) લાકડા વગેરે બળતા કોલો-માંથી નીકળતો કાળો પ્રવાહી,ચુવો,પ્રવાહી ડામર.
**કોલન,** ન૦ (અ૦) અર્ધવિરામ ચિહ્ન. ,
**કોલમ,** પુ૦ એક જાતના ચોખા, કલમ
**કોલમ,** ન૦ (અ૦) હાર ઓળ ૨ વિભાગ, ખાતુ, કોઠો
**કોલસો,** પુ૦ કોયલો, દેવતાનો ઓલાઈ ગયેલો અંગારો
**કોલાહલ,** પુ૦ (સ૦) ઘોંઘાટ, હાહાકાર, મોટો ને ગરબડીઓ અવાજ.
**કોલી,** સ્ત્રી૦ (સં૦ કપિલા) ભુરી ગાય
**કોલુ,** ન૦ (સ૦ કોલ) શિયાળવુ ૨ [કોલ દે૦ કોલ્હુ ઓ]ગેરડીનો રસ કાઢવાનુ યંત્ર
**કોલેરા,** પુ૦ (અ૦) હગઓક, કોગળીઉં, મરકી ઝેરી જંતુઓ ફેલાવાથી આ રોગ ઉત્પન્ન થાય છે
**કોલો,** પુ૦ મેદિવાલોની અસમતાને લીધે પડેલો વાંક ખાંચો, ખુણો
**કોલો,** પુ૦ ઝુરી ચામડીનો પુરષ, ઝુરીઓ

**કોવાડ,** પુ૦ જે લાકડાને આધારે કોસનુ પૈડુ— ચાકમા રહે છે તે ૨ વિ૦ જાડી બુદ્ધિનો ને મારફાડીઓ
**કોવાડી,** સ્ત્રી૦ કુહાડી કોવાડો—કુહાડો
**કોવાસ,** ન૦ વનસ્પતિ ! સડવુ તે સળ
**કોવિદ,** પુ૦ (સ૦) પંડિત, વિદ્વાન, જ્ઞાની.
**કોવુ,** ક્રિ૦ અ૦ (દે૦ દે૦ કુહિઅ) સડવુ બગડવુ.
**કોશ—ષ,** પુ૦ (સ૦) ભંડાર, ખજાનો, તિજોરી. ૨. દેહમા પાંચ વર કલ્પ્યા છે તેમાનુ એક કોઠો ૩ જેમા ભાષાના અનેક શબ્દોનો અર્થસુદ્ધા સંગ્રહ કરેલો હોય છે તે ગ્રંથ, શબ્દસંગ્રહ નિઘંટુ ફરગ. ૪ તરવાર વગેરેનુ મ્યાન. ૫. કમળ વગેરે ફુલનો જે કુંવળી દોડા—મોરો તે. ૬ ફુલની કળી ૭ (મ૦ કોશ) ગાઉ, કોષ ૮ કુવામા પાણી કાઢવાનો ચામડાનો કોથળો,કોસ. ૯ કોથળી 'અડકોશ'
**કોશ,** સ્ત્રી૦ (મ૦ કુશી) ખોદવાનો અણીદાર લોઢાનો ગજ નરાજ ૨ હળપુણી
**કોશકાર,** વિ૦ કોષ બનાવનાર
**કોશીર,** સ્ત્રી૦ કસર, કામગ
**કોશશીશે,** ક્રિ૦ કરકસરીથી, અમીન કજુસ
**કોશાગર,** પુ૦ ભંડાર, તિજોરી ટ્રઝરી
**કોશાધિકારી** પુ૦ ટ્રેઝરર, ભંડારી,તિજોરર
**કોશાધ્યક્ષ,** પુ૦ ખજાનચી,ભંડારી
**કોશોખાંગો,** પુ૦ કોશ અને હળનુ લાકડુ એ બેની વચમા આવતી ફાચર [યત્ન, મહેનત
**કોશીશ,** સ્ત્રી૦ (ફા૦) ઉપાય, ઉપાયો ઉદ્યોગ,
**કોશેટો,** પુ૦ (પ્રા૦ દે૦ કોસો) કેટલાએક કીડાઓ જે પોતાને રહેવા માટે ખારેક જેવુ જે ઘર કરે છે તે ૨ રેશમના કીડાનુ કોકડુ.
**કોષ,** પુ૦ ભંડાર, ખજાનો સંગ્રહ [વનસ્પતિ
**કોષ્ઠ,** સ્ત્રી૦ (સ૦) ઉપલેટ, એક જાતની
**કોષ્ઠ,** પુ૦ (સ૦) પેટ ૨ કોઠ
**કોષ્ટક,** ન૦ કોઠો ૨ હિસાબ સહેલથી ગણવા સારૂ માપ, સંખ્યાનો જે કોઠો તે;
**કોસ,** પુ૦ (સં૦ ગાઉ, દોઢ મૈલ. ૨. (મ૦) કુવા-માંથી પાણી કાઢવાનો ચામડાનો કોથળો.

**કોસ, સ્ત્રી૦** (સં૦ કુશી)એક પાસ જરા ચપટું ખોદવાનું હથિયાર, વરાજ ૨ હળપુણી
**કોસણુ, સ્ત્રી૦** કુપ, નાજુ, પાસણીઓ
**કોસમાં, સ્ત્રી૦** એક જાતના છોડ, જેના ફૂલમાંથી રંગ નીકળે છે
**કોસલ્લ, સ્ત્રી૦** મંડળી ૨ છુપી વાતચીત [એક પક્ષી
**કોસીઓ, પુ૦** કોસે પાણી કાઢનારો, કુવેતી ૨
**કોસલું, ન૦** (સં૦ કુશી ) હળપુણી
**કોસું, વિ૦** હુંફાળું, કાંકરવણું
**કોસિયા, સ્ત્રી૦** વેશ્યા
**કોસીસુ, ન૦** કોટમાંથી બંદુક તોપ મારવાનું બાકું ૨.કોટ ઉપર નાના નાના શિખર તે.
**કોસુ, ન૦** બાજરી,જુવાર, ઈના ગાડામાથી ફૂટેલો કણુઓ ૨ બાણુનો છેડો [પ્રીતિકાર
**કોહ, પુ૦** એક જાતનો ત્વચા રોગ, માસ પાકેલો
**કોહપણુ, ન૦** ચીકાશપણું ૨ ચીકાશ, દોઢડહાપણુ
**કોહમ,** હું કોણ એવા જે જીવે વિચાર કરવો તે
**કોહિનુર, પુ૦** (ફા૦ કોહ-પર્વત + નુર-તેજ) તેજનો પર્વત-ભંડાર ૨ વણો પ્રકાશિત હીરો એ હીરો જગપ્રસિદ્ધ છે હાલ બ્રિટિશ તાજમા જડેલો છે.
**કોળ, પુ૦** મોટો જાડો ઉંદર, ઘૂસ.
**કોળણુ, સ્ત્રી૦** કોળીની સ્ત્રી ૨ દયા રહિત સ્ત્રી.
**કોળવાડ, સ્ત્રી૦** ઉંદર-કોળ પકડવાનું પાંજરું
**કોળીઉં, ન૦** થોડુંક,ઉંડળમા માય તેટલું
**કોળીઓ, પુ૦** (સં૦ કવલ ) મોઢામા સમાઇ શકે તેટલો મોગક,મૂઠકમો ૨ થોડુંક કોળી મો કરી જવો-ઉચાપત કરવું.લ્યાની પડવું, ઓઇઆ કરી જવુ
**કોળી, સ્ત્રી૦** શુદ્ર લોકની એક જાત, ઠાકરડો, ભિલની એક જાત ૨ દયા રહિત માણસ ૩ કોળાનો વેલો.
**કોળીડુ, ન૦** ડોરણુ (ઝ લાગ)
**કોળીનાળી, વિ૦** કોળી અને તેના જેવી બીજી જંગલી જાતના લોક 'કોળીનાળીનો ભવ ટાળી મેળાળી ગમે સંસ્થાન'
**કોળુ, ન૦** (સં૦ કૂષ્માણ્ડ )એક જાતનું શાક
**કોળેકળ, વિ૦** મુઠ્ઠીકળ,દમ ન આય તેવી રીતે
**કોળેકોળે, અ૦** (કળ-દુખ)પુષ્કળ, ખડખડાટ.
**કૌઓ, પુ૦** પોપટની જાતનું એક પક્ષી ૨ કાગડો.
**કૌતુક, ન૦** (સં૦)આશ્ચર્ય, નવાઇ અજબ, અદ્‌ભુત ૨ મશ્કરી, ટિખળ, મજા
**કૌતૂહલ, ન૦** (સં૦) કુતૂહલ, કૌતુક, ૨ અજાયબી, નવાઇ [ડાનો લાબો કકડો
**કૌપીન, સ્ત્રી૦** લંગોટી, પીંઢ ઢંકાય તેટલો લુગ-
**કૌભાંડ, ન૦** તરકટ,જત,કાવતરૂ,પ્રપંચ
**કૌમાર, ન૦** (સં૦) બચપણુ, શૈશવ, નાનપણુ
**કૌમાર્ય, ન૦** કુમારપણુ કુમારભાવ
**કૌમુદી, સ્ત્રી૦** (સં૦)ચંદ્રની, ચાંદરણુ, ચાંદની ૨ એક સંસ્કૃત વ્યાકરણ ગ્રંથ
**કૌરવ, પુ૦** કુરુવંશના રાજા
**કૌવચ, સ્ત્રી૦** શરીરને લાગતા ઘણો ખજવાળ પેદા થાય તેવા કાંટાવાળો વેલો, કાકડો
**કૌવત, ન૦** (આ૦)શક્તિ,બળ, જોર ૨ સત્વ, તેજ ધમક ૩ મજબુતી, ટકાવ, શક્તિ
**કૌશલ્ય, ન૦** (સં૦)કુશળપણું,માહિતગારી, આવડ, ચતુરાઇ
**કૌશલ્યા, સ્ત્રી૦** રામચંદ્રની માતા
**કૌંસ, પુ૦** ઉપન્યાસ ચિહ્ન [( ) [રત્નમાનુ એક
**કૌસ્તુભ, પુ૦** (સં૦) એક જાતનો મણિ, ચૌદ
**ક્યમ, અ૦** કેમ, શા માટે
**ક્યાં, અ૦** કયે ઠેકાણે,કયી જગાએ ૨ (સં૦કુત્ર) કહી.
**ક્યાંઈ, અ૦** કઈક,કોઇ ઠેકાણે ક્વચિત ૨ ગમે ત્યાં, ગમે તે ઠેકાણે
**ક્યાય, અ૦** ક્યાંઇ,જુઓ [પ્રલયનો છેલ્લો દિવસ
**ક્યામત, સ્ત્રી૦**(આ૦) છેલ્લા ન્યાયનો દિવસ,
**ક્યારડી, સ્ત્રી૦** નાનો ક્યારડો. [રીઆ જમીન
**ક્યારડો, પુ૦** પાણી રહી શકે તેવું ખેતર, ડાંગ-
**ક્યારી, સ્ત્રી૦** નાનો ક્યારો ૨ પાણી પાવુ પડે તેવી જમીન ૩. ખેડાણુ જમીન ૪ પાણી ભરાઇ રહે તેવી જમીન [કોઈવાર.
**ક્યારે, અ૦** કઇ વખતે, કદા.૨ કોઇ કોઈ વખત,
**ક્યારો, પુ૦** (સં૦ કેદાર) ક્યારડો. ૨. ઝાડ છોડ વગેરેની આસપાસનો ખાડો
**ક્યાસ, પુ૦** (આ૦)કલ્પના, અટકળ, ધારણા. ૨.

આંકણી;તોલ;તુલના ૩. વિચાર, પરખ
**ક્રતુ,** પુ૦ (સં૦) યજ્ઞ, યાગ
**ક્રતુચ્છદ,** પુ૦ (સં૦) જૈન ક્ર૬."
**ક્રન્દન,** ન૦ રોવું, મોટા સાદે બોલાવવું ["આ-
**ક્રમ્,** ક્રિ૦ (સં૦) જવું, ચાલવું ૨ (અતિ સાથે) ઓળંગવું ૩ (અનુ સાથે) ક્રમવડે જવું, હાર-બંધ જવું. ૪ (અભિ સાથે) આરંભ કરવો, હલ્લો કરવો ૫ (ઉદ્ સાથે) ઉદય પામવું,ઊલટું જવું ૬ (ઉપ સાથે) આરંભવું ૭ (પરિ સાથે) ભમવું, ફરવું ૮ (વિ સાથે) પગે ચાલવું
**ક્રમ,** પુ૦ (સં૦)શ્રેણિ માળા, હાર ૨. ધારો, રિવાજ, રવૈયો. [વધારો, અભિવૃદ્ધિ
**ક્રમણ,** ન૦ (સં૦) જવું તે, આંટો, ફરવું તે ૨
**ક્રમવાર,** અ૦ હારબંધ નંબરવાર
**ક્રય,** પુ૦ (સં૦ ક્રી) ખરીદવું તે, ખરીદી
**ક્રયવિક્રય,** પુ૦ (સં૦) વેચાતું લેવું આપવું તે, વહેવાર તે, વેપાર
**ક્રાંતિ,** સ્ત્રી૦ (સં૦ ક્રમ્-જવું)અયન,ગમનજવું તે; ફેરફાર, ઉથલપાથલ, પરિવર્તન
**ક્રાંતિવૃત્ત,** ન૦ રવિમાર્ગ, અયનવૃત્ત [રમત.
**ક્રિકેટ,** સ્ત્રી૦(અં૦) એક પ્રકારની ગેડીદડા જેવી
**ક્રિયાકાણ્ડ,** ન૦ (સં૦)ક્રિયાકર્મ,ધર્મક્રિયાનો વિધિ ૨. વિ૦ કરાતું થતું, બનતું
**ક્રિયા,** સ્ત્રી૦ (સં૦ કૃ-કરવું) કામ,કાર્ય ૨ ધર્મનો એકાદ સંસ્કાર, વિધિ ૩ કરવું તે બનાવટ કામ કરવાની રીત, વૃત્ત
**ક્રિયાપદ,** ન૦ (સં૦) જે શબ્દથી સ્પષ્ટ ક્રિયાનો બોધ થાય તે (વ્યાકરણમાં) "બેસવું,બોલવું,શિખવું,ઇ૦", ક્રિયા સ્થિતિ બતાવનાર શબ્દ
**ક્રિયાવિશેષણ,** પુ૦ ક્રિયાપદના વિશેષણ તરીકે વપરાતો શબ્દ, ક્રિયાનો ગુણ બતાવનાર અવ્યય.
**ક્રિયાશક્તિ,** સ્ત્રી૦ (સં૦)કામ કરવાની શક્તિ
**ક્રિશ્ચિયન,** વિ૦(અં૦) ઈસુખ્રિસ્તનો ધર્મ માનનાર, ખ્રિસ્તી
**ક્રીડા,** સ્ત્રી૦ (સં૦) રમત,ખેલ ૨ મોજ.
**ક્રૂર,** વિ૦ (સં૦) ઘાતકી, નિર્દય, ભયંકર, દયા-રહિત; જુલમી

**ક્રુસેડ** (ક્રુઝેડ),સ્ત્રી૦ (અં૦)ધર્મની લડાઇ, ધર્મયુદ્ધ
**ક્રોડ,** વિ૦ (સં૦ કોટિ) સો લાખ, કોટિ
**ક્રોધ,** પુ૦ (સં૦) ગુસ્સો,કોપ, રોષ
**ક્રોધાયમાન,** વિ૦ ક્રોધવાળું,ગુસ્સે થયેલું ખફા; રોષે ભરાએલું
**ક્રોધાવેશ,** પુ૦ગુસ્સાનો આવેશ;ક્રોધનો ઉછાળો
**ક્રોધિષ્ઠ-ધી,** વિ૦ તામસી, જનુની,તમોગુણી,
**ક્રોસ,** પુ૦ (અં૦) એક આડી લીટી ઉપર બીજી ઉભી લીટી કાટખુણે પડેલી હોય તેવી આકૃતિ; આવી આકૃતિનો વધસ્તંભ, ખ્રિસ્તીઓનું પવિત્ર ધાર્મિક ચિહ્ન [પીનની સામી અપીલ કરવી તે
**ક્રોસ અપીલ,** સ્ત્રી૦ (અં૦) એક કરેલી અ-
**ક્રૌંચ,** પુ૦ (સં૦)એ જાતનું પક્ષી કંક,બગલું
**ક્લિષ્ટ,** વિ૦(સં૦ ક્લિશ્-દુઃખ દેવું)અઘરૂં, ગુ-ચવણવાળું, સમજતાં-ભણતાં મહેનત પડે તેવું, કોયડા જેવું
**ક્લીબ,** ન૦ (સં૦)નપુંસક,હીજડે, નામર્દ
**ક્લીમ્,** ન૦ (સં૦)કામદેવના મંત્રનું બીજ
**ક્લેશ,** પુ૦ (સં૦) ખેદ, પીડા, વ્યથા ૨ કુસંપ, કજીઓ, કલહ, ઝઘડો [ટંટાખોર
**ક્લેશી,** વિ૦ (સં૦)દુઃખી,પીડિત,૨ કજીઆખોર,
**ક્વચિત્** અ૦ (સં૦) કદાચ કદાપિ, કદી
**ક્વાથ,** પુ૦ (સં૦) ઉકાળો;કાઢો
**ક્વોરન્ટાઇન,** ન૦ (અં૦) ગમનાગમન-સંસર્ગ નિષેધ રોગવાળાને અલગ રાખવું તે
**ક્વિનાઈન,** ન૦ (અં૦) એક વનસ્પતિનું અતિ કડવું સત્વ, જે તાવ ઉપર અપાય છે
**ક્વીન,** સ્ત્રી૦ (અં૦) રાણી, રાજપત્નિ
**ક્ષણ,** પુ૦(સં૦) વખતનું માપ,ક્ષેત્રજ જુજ વખત આંખ ઉઘાડે કે થાય તેટલો વખત
**ક્ષણભંગુર,** વિ૦(સં૦ક્ષણ+ભંજ્) ક્ષણમાં નાશ પામે તેવું ફાની, નાશવંત,અસ્થિર
**ક્ષણભર,** અ૦ (સં૦) ક્ષણ-પળ જેટલી વાર
**ક્ષણિક,** વિ૦ (સં૦) ક્ષણભંગુર, ઉત્પન્ન વિનાશી
**ક્ષણેક્ષણે,** અ૦ પળે પળે મિનિટે મિનિટે, વારે વારે, ઘડિયે ઘડિયે.
**ક્ષણું,** ન૦ ક્ષણ
**ક્ષત,** ન૦ (સં૦)ઘા; જખમ; ઘસરકો, નખોરીઁ.

'કો ક્ષત ઢાંકે ગાલના, કો હૃદયચંદ્ર છુપાવતી' —પ્રેમા૦ ૨ વિ૦ (સ૦) ઘાયલ, જખમી.
ક્ષતિ, સ્ત્રી૦ નુકશાન, હાનિ ૨ કલંક
ક્ષત્ર, ન૦ (સ૦) ક્ષત્રિય
ક્ષત્રાણી, સ્ત્રી૦ ક્ષત્રિયની સ્ત્રી ૨ રજપુતાણી
ક્ષત્રાવટ, પુ૦ક્ષત્રિય જાતનું અભિમાન
ક્ષત્રિય, પુ૦ (સ૦) ક્ષત્રી
ક્ષત્રી, પુ૦ચાર વર્ણમાંની બીજી વર્ણ,પ્રજાનું રક્ષણ કરનારી એક શૂરવીર રાજવંશી જાત રજપુત
ક્ષપણ, પુ૦ ઉપવાસ, અપવાસ ૨ ત્યાગી, શ્રમણ
ક્ષપણક, પુ૦ બુદ્ધ બૌદ્ધસાધુ
ક્ષપા, સ્ત્રી૦ રાત્રિ રાત [૨ યથાર્થ, યોગ્ય
ક્ષમ, વિ૦ (સ૦) શક્ત શક્તિમાન, સમર્થ
ક્ષમા, સ્ત્રી૦ (સ૦ ક્ષમ્—માફ કરવું) કોઇએ કરેલો અપરાધ માફ કરવો તે, સહન કરવું તે, ખામોશ, દરગુજર, ક્ષાંતિ; ગમ
ક્ષમાવાન્, વિ૦ (સ૦) માફી દેનાર માફ કરનારું, સહનશીલ, ગમખો
ક્ષમાવંત, વિ૦ ક્ષમાવાન્, જુઓ.
ક્ષમક્ષમણ, પુ૦ પચાંગનમસ્કાર (જૈન)
ક્ષમાશીલ, વિ૦ (સ૦) ક્ષમાવાળું
ક્ષય,પુ૦ (સ૦ ક્ષિ—ગમાવું) ગમાઈ જવું તે ઘટાડો, ઘસારો.૨ નાશ,મોત ૩ શરીર દહાડે દહાડે ઘસાતુંજ જાય તેવો રોગ,ખઇ,રાજરોગ
ક્ષયવૃદ્ધિ, સ્ત્રી૦ ઘટવધ
ક્ષયી, વિ૦ (સ૦) ક્ષયવાળું, નાશવંત, નશ્વર
ક્ષયોપશમ, પુ૦ નાશ (જૈન)
ક્ષર, વિ૦ (સ૦)નાશવંત,નશ્વર,વિનાશ પામે તેવું
ક્ષાત્ર, પુ૦ ક્ષત્રિયતા,ક્ષત્રિયવટ
ક્ષાત્રકર્મ, ન૦ (સ ) ક્ષત્રિયનું કર્મ તે
ક્ષાર, પુ૦ (સ૦) મીઠું લવણ, માર.૨ ખારાપણું, ખારાશ ૩ રાખ, ભસ્મ ખાખ
ક્ષારભૂમિ,સ્ત્રી૦ ખારવાળી જમીન,ખારી જમીન
ક્ષાલન,ન૦[સ૦ ક્ષલ-ધોવું) ધોવું તે,પખાળવું તે
ક્ષિતિ, સ્ત્રી૦ [સ૦] પૃથ્વી, ભૂમિ
ક્ષિતિજ, ન૦ જે ઠેકાણે લીધી, પૃથ્વીનો ઉપલો ને નીચલો એવા બે ભાગ કરે છે અને જે, દેખાતા આકાશને ન દેખાતા આકાશથી જુદું પાડે છે તે, દિગંત, દૃષ્ટિમર્યાદા
ક્ષિતિપાલ, પુ૦ (સ૦) રાજા ભૂપાળ ભૂપ
ક્ષિપ્ત, વિ૦ (સ૦)નાખી-ફેંકી દીધેલું ત્યાગ કરેલું. ૨ ઉમેરેલું, વધારેલું
ક્ષિપ્ર, અ૦ [સ૦] તુરત જલદી,શીઘ્ર
ક્ષિપ્રા, સ્ત્રી૦ [સ૦] ખીચડી (ક્ષિપ્ર પાકી)
ક્ષીણ, વિ૦ [સ૦]ગમાઈ-નાશ પામી ગયેલું ખૂટ કરી ઉતરી ગયેલું ૨ દુર્બળ, નબળું
ક્ષીણતા, સ્ત્રી૦ [સ૦] અશક્તિ કમજોરી દુબળતા દુર્બળતા, ઓછપ, ઘટાડો.
ક્ષીર, સ્ત્રી૦ [સ૦]દૂધ ૨ પાણી ૩ ઝાડનું દૂધ—રસ ૪ દૂધપાક [વૃક્ષ
ક્ષીરોદક, ન૦ [સ૦] એક જાતનું ધોળું રેશમી
ક્ષુદ્ર, વિ૦(સં૦) હલકું, તુચ્છ, માનવગરનું
ક્ષુદ્રઘંટાળી, સ્ત્રી૦ઝીણી ઘુઘરીઓવાળો કંદોરો
ક્ષુદ્રતા, સ્ત્રી૦ (સ૦)હલકાઇ, અલ્પતા નીચતા
ક્ષુધા, સ્ત્રી૦ (સ૦) ભૂખ, અન્નેચ્છા, બુભુક્ષા આકાંક્ષા, લાલસા [રહેલું
ક્ષુધાતુર, વિ૦ [સ૦] ભૂખ્યું ખાવાને તલસી
ક્ષુર, પુ૦ [સ૦] છરો,અસ્ત્રો ૨ ખરી.
ક્ષુલ્લક, વિ૦ [સ૦] થોડું જરા ૨ હલકું તુચ્છ, નજીવું
ક્ષેત્ર, ન૦ [સં૦] જમીન,ખેતર ૨ જાત્રાનું ઠેકાણું પવિત્ર સ્થળ,તીર્થ ૩ સ્થાન, જગા પાત્ર ૪ શરીર દેહ ૫ જેમાં વસ્તુ ઉત્પન્ન કરાતી હોય તે
ક્ષેત્રજ્ઞ, વિ૦ [સ૦] ડાહ્યું વિવેકી,જ્ઞાની ચતુર
ક્ષેત્રપાળ, પુ૦ ક્ષેત્રનું રક્ષણ કરનાર,રખેવાળ,ખેડુત ૨ સ્વામી, ધણી રાજા
ક્ષેત્રફળ, ન૦ ક્ષેત્રનો વિસ્તાર,લંબાઇ પહોળાઇનું માપ તે,જગાના વિસ્તારનું માપ ['કાળક્ષેત્ર'
ક્ષેપ, પુ૦ [સ૦ ક્ષિપ્-ફેંકવું) ગાળવું ગુમાવવું
ક્ષેપક, પુ૦ઉમેરો, નાખેલો ઉમેરણ
ક્ષેપણ, ન૦[સ૦] ફેંકેલું ૨ માછલાં ની જાળ
ક્ષેમ, ન૦ [સં૦]કલ્યાણ,સુખ ચેન; આરોગ્ય, ક્ષેમ.
ક્ષેમંકર, વિ૦ [સ૦] કલ્યાણકારક,સુખી કરનાર
ક્ષોણી, સ્ત્રી૦ [સ૦] પૃથ્વી, ભૂમિ.

**ક્ષોભ,** પુ૦ [સ૦] મનનો ગભરાટ,સંતાપ,ઉદ્વેગ, વ્યગ્રતા ૨ દબાઇ જવું તે,મનનું પાછું પડવું તે, ઓછું આવવું-શરમ લાગવી.

**ક્ષોભિત** વિ૦ [સ૦]ક્ષોભ પામેલું

**ક્ષૌર,** ન૦ (સ૦)માથું મુંડાવવું તે, મુંડન

**ક્ષ્મા,** સ્રી૦ (સ૦) પૃથ્વી ભૂમિ, દેશ ૨ એકની સંખ્યા.

---

## ખ.

**ખ,** પુ૦ (સ૦) તેરમો મૂળાક્ષર, બીજો કંઠસ્થાની વ્યંજનવર્ણ ૨ ગુજરાતીમાં ક્ષ ના અને કોઈ વેળા ષ ના અપભ્રંશરૂપે વપરાય છે 'ખાર (ક્ષાર), ખટ (ષટ),' ૩ ન૦ પોલાણ, આકાશ.૪ શૂન્ય, મીંડુ ૫ મીંડુ દેખાડનાર સંકેત શબ્દ (કવિતમાં) ૬ હરકોઇ નક્ષત્રથી દશમું નક્ષત્ર

**ખઈ,** સ્રી૦ (સ૦ ક્ષય) શરીર દિવસે દિવસે અંદરથી ઘસાતું જાય છે તે રોગ, ધાતુનું ક્ષીણ થવું તે, ક્ષય ૨ ખાઈ, ખાણ

**ખઇચો,**સ્રી૦કોદાળી [ 'ઘરડું ખખ, જુનું ખખ"

**ખખ** વિ૦ ખળખળી ગએલું, ખોખા જેવું,જીર્ણ

**ખખડવું,** ક્રિ૦ અ૦ખણખણવું ખડખડવું.

**ખખડાટ,** પુ૦ખડ ખડ એવો થતો અવાજ

**ખખડાવવું,** ક્રિ૦ સ૦ખખડે તેમ કરવું ૨ આપવું 'તરત નાણું ખખડાવ્યાં' ૩ ધમકાવવું

**ખખરવખર,** વિ૦અવ્યવસ્થિત થએલું. દોદળું

**ખખરવું,** ક્રિ૦ અ૦ લાગવું બળાપો થવો,સાલવું. મનમાં ખુચવા ૨ ખીન ખુચવા ૩ આંખમાં ધૂળ-કાંકરીનું ખુંચવું ૪ ખરખર એવું બોલવું ખખરી જવું-વૃદ્ધાવસ્થાને લીવે નરમ થવું

**ખખરી,** સ્રી૦ ગળામાં બોલવાનો કફ,સસણી ૨ રાળજી, ચટપટી ૩ અવાજ, સૂર

**ખખરો,** પુ૦ મન દુખતા-શોક દેખાડવો તે ખેદ ૨ શક, અંદેશો ૩ પસ્તાવો પશ્ચાતાપ

**ખખરવખર,** અ૦જુનું થવાથી છૂટું પડી ગયેલું

**ખખળતું,** વિ૦ ધગધગતું, ઉકળતું

**ખખળવું,** ક્રિ૦ અ૦ધણું ગરમ થવું ઉકળવું ૨ નરમ-અશક્ત થવું, બાંધાનું હાલી ઉઠવું,જીર્ણ થઇ જવું

**ખખારો,** પુ૦ ખુંખારો [ખોખું થઇ જવું

**ખગ,** પુ૦ (સ૦) પંખી, પક્ષી ૨. ગ્રહ, તારા, નક્ષત્ર ૩ નવ સંખ્યાની સંજ્ઞા

**ખગપત,** પુ૦ હંસ

**ખગપતિ,** પુ૦(સ૦)પક્ષીનો રાજા, ગરુડ [વિષ્ણુ

**ખગવાહન,** ન૦ (સ૦) જેનું વાહન ગરુડ છે તે

**ખગાકાર,** વિ૦ (સ૦)અજાયબીથી ટકટક જોયા કરે તેવું,આભું, ચકિત. ૨ સુંદર, ગોળમટોળ

**ખગેશ-ગેન્દ્ર,** પુ૦ (સ૦) ગરુડ [ગગનમંડળ

**ખગોળ,**ન૦ (સ૦ ખગોલ) આકાશનો ઘુમ્મટ

**ખગોળવિદ્યા,** સ્રી૦(સ૦) આકાશ સંબંધી માહિતી આપનારું શાસ્ત્ર,નક્ષત્ર,ગ્રહ,ઇ૦ સંબંધી જે શાસ્ત્ર તે,દૈવજ્ઞવિદ્યા, જ્યોતિષ્યશાસ્ત્ર [જ્યોતિષ.

**ખગોળવેત્તા,** પુ૦(સ૦) ખગોળવિદ્યા જાણનાર

**ખગોળશાસ્ત્ર,** ન૦ ખગોળવિદ્યા

**ખગોળશાસ્રી,** પુ૦ (સ૦) ખગોળનો માહિતગાર, ખગોળવેત્તા, જ્યોતિષી

**ખગ્ગા,** પુ૦ ખગ, પંખી

**ખગ્રાસ,**પુ૦ આકાશનો ઘેરાવો ઘેરાયલો-ઢંકાયલો ભાગ ચંદ્રનું આખું બિંબ ઢંકાઇ જાય છે તે

**ખખ,** સ્રી૦ બદલો લેવો તે, વેરની તૃપ્તી કરવી તે, ખગ, ખરાબી કરવી તે "નાદીરશાહે દીલ્લીમાં ખખ વાળ્યો"

**ખખ,** વિ૦નિર્માલ્ય,સત્વહીન. ૨ ખાલી, પોકળ

**ખખરોટવું,** ક્રિ૦ સ૦ જરા જરા ચોપડવું, ચોપડયું ન ચોપડયું કરવું

**ખખળાવવું,** ક્રિ૦ સ૦ ખખાળવું, જુઓ.

**ખંખાર,** પુ૦ ખખારો, ખુંખારો ૨ હણહણાટ

**ખંખારવું,** ક્રિ૦ અ૦ ગળું સાફ કરવા અથવા કોઇને ચેતવવા માટે ગળામાંથી ઘસાનો સાદ કાઢવા ૨ હણહણવું, ઘોડાનું બોલવું

**ખખારો,** પુ૦ ખુંખારો, ખુંખારવું તે

**ખખાળવું,** ક્રિ૦ સ૦ (સ૦ ક્ષાલ-ધોવું) ખૂબ જોરથી ધોવું,ઝબકોળીને ધોવું

**ખખેરવું,**ક્રિ૦સ૦(સ૦ ક્ષર્-પડવું ) ઉડાડી મૂકવું ઝાટકવું, ખેરવી નાખવું ઝાપટવું, ૨. ધમકાવવું,

રહી એ મૃગનયનીને ચીજું કુવરને જે અર્પી"
—વાઘજી ૨ ખત ચાનક [અવાજ
ખટકખટક, અ૦ખટખટ એમ થવુ તે,અથડાવાનો
ખટકરમ-કર્મ, ન૦ (સં૦ ષટ્કર્મ)બ્રાહ્મણે કરવાના ધર્મ સંબધી ૭ કર્મો તે, (યજન, યાજન, અધ્યયન, અધ્યાપન,દાન, પ્રતિગ્રહ )૨ ધર્મ સબ ધી કરવાના નિત્યકર્મ
ખટકવું, ક્રિ૦ અ૦ કાકરીની પેઠે ખુ ચવુ,સાલવુ, પીડા થવી ૨ હૃદયમા ભોકાવુ, પશ્ચાતાપ થવો, લાગણી થવી
ખટકો, પુ૦ ઝાટકો લાગવો તે, સણકો ૨ અફળાયાનો અવાજ ૩ અડચણ, પ્રતિબધ, હરકત ૪ વહેમ,શક,શ કા દગદગો ૫ ચાનક,ખ ત, કાળજી
ખટખટ, સ્ત્રી૦ સામસામે અથડાતા થતો અવાજ ૨ હરકત,નડતર ૬ ૫ચાતી,માથાકુટ,તકરાર
ખટખટારો,પુ૦ ખાલી માથાકુટ, કચકચાટ,તકરાર
ખટગુણ, પુ૦ ૭ ખાસીયતો 'ઉદ્યોગ,સાહસ,ધૈર્ય, બળ,બુદ્ધિ, અને પરાક્રમ"
ખટચક્ર, ન૦ (સ૦ ષટ્ચક્ર)(યોગશાસ્ત્રમા) શરીરની અ દર કલ્પેલા જે છ ચક્ર તે—એ ઉપરથી સધાનો એક જાતનો યોગ(આધારચક્ર, લિ ગચક્ર નાભિચક્ર,અનાહતચક્ર, ક ઠચક્ર, મૂર્દ્ધચક્ર)
ખટદર્શન, ન૦ ખટશાસ્ત્ર,જુઓ
ખટનટ, વિ૦ હગામી, ખરાબ, નટખટ
ખટપટ,સ્ત્રી૦ ગુ ચવણ,દાવપેચની જાગ ૨ જ જાગ, ૫ચાતી,હલામણ કડાકુટ,મહેનત ૩ કજીઓ,અણ બનાવ,બબાડ, તકરાર ૪ યુક્તિપ્રયુક્તિથી કામ કાઢી લેવાની હીનચાલ તે,પ્રાપ ચિક ગોઠવણ
ખટપટવું, ક્રિ૦ અ૦ ખટપટ થવી,અથડાવુ ગુ ચવાવુ, જોસમા વધવુ [સ્તાની, તરકટી
ખટપટિયુ, વિ૦ ખટપટવાળુ કડાકુટિયુ ૨ કાર
ખટપટી, વિ૦ ખટપટિયું કારસ્તાની,નટખટિયુ
ખટપદ પુ૦, ભમરો ૨ જુ
ખટમધુરું, વિ૦ સ્વાદમા ખાટુ અને મીઠુ.
ખટમલ, પુ૦ માકણ, ખાટલામા રહેનારો જીવ. ૨. હિમાયતી, મદદગાર 'રાણીનો ખટમલ'.
ખટમાસી, વિ૦ ૭ માસિક,૭ મહિના રહેતું
ખટમીઠુ, વિ૦ ખાટા ને મીઠા સ્વાદનુ
ખટરસ, પુ૦ (સ ૦) છ રસ (ખાટો,ખારો,કડવો, કટાણો, તીખો ને મીઠો ) ૨ અણબનાવ
ખટરાગ, પુ૦ (ષડરાગ )૭ રાગ. (ભૈરવ, હિંડોળ, મેઘ,માલકોશ, દીપક અને શ્રીરાગ, અથવા સંગીત રત્નાકર પ્રમાણે શ્રી, વસન્ત, ભૈરવ ૫ચમ, મેઘ, બૃહનાટ ) ૨ અણ બનાવ,કજીઓ ૩ જ જાળ,ખટપટ, સ સાર ઉપાધિ
ખટરાગી,વિ૦ જ જાળી સાસારિક વ્યવસાયવાળુ. ૨ ૫ચાતિયુ,કજીઆખોર,માથાકુટિયુ
ખટલો, પુ૦ કુટુબ કબીલો, સામાન સરંજામ, રસાલો,પરીવાર ૨ મુકદ્દમો કજીઓ, ફરિયાદ.
ખટવવુ, ક્રિ૦ સ૦ ખટાશ ચઢાવવી, ખાટું કરવુ. ૨ રળાવવુ, કમાવરાવવુ
ખટવુ, વિ૦ સ૦ ખાટવુ,કમાવુ,લાભ થવો.
ખટશાસ્ત્ર, ન૦ તત્વજ્ઞાનના ૭ ગ્રંથો તે બે ન્યાય, બે મિમાસા, સાખ્ય અને યોગ ગૌતમકૃત ન્યાય (એમા કાર્યરૂપ જગતથી તત્કારણરૂપ જે ઈશ્વર. તેનો શોધ છે ), કણાદકૃત ન્યાય (એમાં,પરમાણું વગર બીજુ કઇજ નથી. અતિસૂક્ષ્મ તેજ ઈશ્વર તેજ નિત્યવ્યાપક છે ઇ૦ નુ વર્ણન છે ), જૈમિનિકૃત પૂર્વમિમાસા(એમા વેદના આધારથી કર્મજ સત્ય છે ઇ૦ વર્ણવેલુ છે.), વેદવ્યાસકૃત ઉત્તરમિમાસા અથવા વેદાન્ત(એક બ્રહ્મ સત્ય છે ને જગત મિથ્યા છે એ વિષે વર્ણન છે ), કપિલકૃત સાખ્ય (પ્રકૃતિ અને પુરૂષ અનાદિ સિદ્ધ છે તેથીજ જગતની ઉત્પત્તિસ્થિતિ અને લય ઇ૦ થાય છે એનુ વર્ણન છે ), પાતાજ્જલીકૃત યોગ (એમા સર્વશક્તિમાન સર્વજ્ઞ જે ઈશ્વર તેની જોડે એકપણુ કરવુ ઇ૦ નુ વર્ણન છે એ મતમા ઈશ્વરવાદ સિદ્ધ કર્યો છે )
ખટાઈ,સ્ત્રી૦ ખાટો રસ ૨ ખાટાપણુ [ની પેદાશ
ખટાઉપેદાશ, સ્ત્રી૦ હરામ ઢોરની હરાજીમાંથી
ખટાખટ, સ્ત્રી૦ ખટખટ થવુ તે, ખટપટ,
ખટાટોપ, પુ૦ દબ, ખોટો મોટો દેખાવ
ખટાપટી, સ્ત્રી૦ ગરબડ, ખટપટ, કજીઓ,તકરાર
ખટારો,પુ૦ ભાર ભરવાનુ મોટુ ગાડુ,ભાર ભરેલું ગાડુ ૨ ધરવાખરો [કમાવરાવવુ. ૨. ખટવવું.

**ખટાવવુ,**ક્રિ૦ સ૦ ફાયદો કરી આપવો, રળાવવુ,
**ખટાવું,**ક્રિ૦અ૦ ખાટુ થવુ, ખટાઈ ચઢવી ૨. કમાવુ
**ખટાશ-સ,** સ્ત્રી૦ ખાટાપણુ, ખટાઇ
**ખટુખટું,** વિ૦ થોડુક ખાટુ મીઠુ
**ખટું,** વિ૦ ખાટુ ખટું થઇ જવુ-ખાટુ, થઇ જવુ, ઉતરી જવુ, દીલ ઉઠી જવુ
**ખડ,** ન૦ ઘાસ, કડબ ૨ ચારો, લીલી ચાર ૩ ખેતરમા ઉગેલુ નિરુપયોગી ઘાસ નીદામણ ૪ પુ૦ ખરડ, લેપ. ૫. ખોળ ૬ વિ૦ મોટુ, પારસ 'ખડચ પો'ર વડીલ. 'ખડદાદો'
**ખડક,** પુ૦ સ્ત્રી૦ પાણીમા અથવા જમીન ઉપ રનો પત્થરનો ટેકરો ૨ ખરાબો, ધારદાર ભેખડ ૩ રજા, સુકુ નાળિયેર (ઝાલાવાડ)
**ખડકલો,** પુ૦ ખડકેલી વસ્તુઓનો જથો
**ખડકવુ,**ક્રિ સ૦એકપર એક મકવુ, ઉપરા ઉપરી ગોઠવવુ-સિચવુ
**ખડકી** સ્ત્રી૦ નાની શેરી, બે અથવા વધારે ઘરોની આગળ બાધેલી જે ડહેલી તે ૨ મહોલ્લો, ફળિયુ ૩ ઘરના બારણા આગળની બાધેલી છૂટી જગા
**ખડકુ,** ન૦ પથરાનો નાનો ખડક
**ખડખડ,** અ૦ વસ્તુઓના ટીચાવાથી કે અથડાવાથી જે અવાજ થાય તે "એવે ગરૂડજી પાસે આવ્યા, ખડ ખડ પાખો વાગી"-પ્રેમા૦ ૨ અટ્ટહાસ્ય ૩ પીડા, ઉપાધિ ખડખડાટ હસવુ-પુષ્કળ હસવુ દાતેદાત દાટવા [ટટાનો પ્રસગ
**ખડખડજોગ,**પુ૦ કકાસ, કજીઓ થાય તેવો સજોગ,
**ખડખડતુ,**વિ૦ અવાજ કરતુ ૨ સુકુ (નાળીએર)
**ખડખડ ભડભડ,**સ્ત્રી૦ ગડમડ, ખટપટ, વિ૦ મના
**ખડખડવુ,**ક્રિ૦અ૦ ખખડવુ, અવાજ થવો વાગવુ
**ખડખડાટ,**અ ખડખડ ૨ પુ ખડખડ એવો અવાજ
**ખડખડિયા,** ન૦ મુઠ્ઠીને તળેલી પુરી ૨ કેળાના તળેલા કકડા ૩ ઝાઝો
**ખડખડિયું,**ન૦ ખડખડે એવુ જે તે ૩ સુકુ નાળિયેર ૪ ગજા, રૂખમટ ૫ ઝાઝ
**ખડગ,** ન૦ સમશેર, તરવાર ૨ ગેડાનું શિંગડુ
**ખડગ,** અ૦ એવો થતો અવાજ
**ખડગું,**સ્ત્રી૦ બિલાડાની જાતનુ એક હિંસક પ્રાણી
**ખડણુ,**વિ૦ જાણીબુજીને કામ ન કરે તેવુ, આખા
**ખડતર,** વિ૦ લુચ્ચો ૨ નકામુ [હાડકાનું
**ખડતન,** વિ૦ (સ૦ કષ્ટતર) દુખ ખમી શકે તેવુ, ઘડાયેલુ સહનશીળ ખરવાણ ૨ તરણાને તોલે હોય તેવુ, તુચ્છ
**ખડતાલ,**સ્ત્રી૦ લાત, પાટુ ૨ ગાયનમા જે છ તાળી તે ઠેક ૩ લાકડાની ફડે તાળ (કાઠિ૦) ૪ કાસી જોડા
**ખડતાળવુ,**ક્રિ૦ સ૦(ખરી+તાડવુ)પગની ખરીઓ-થી-જમીન ખોતરવી (ઘોડા, ગધેડા, ઇ૦ ની)
**ખડદાં,**ન૦ગચિયા, થીજેલા લોચા ૨ છિદ્ર, ખોડ, દોષ
**ખડધાન,**ન૦વાવ્યા વગર ઉગી નીકળતુ જે અનાજ તે, હલકી જાતનુ અન્ન
**ખડધામણી,**સ્ત્રી૦ એક જાતનુ ઝાડ, મોટી ધામણી
**ખડધાયેલુ** વિ૦ કીડ લાગેલુ, ખવાએલુ ૨ મેલ, ઓતરગાળા વગેરેથી ગદુ ૩ ગોધાએલુ
**ખડધાલ,** વિ૦ ખવાઇ ગયેલુ, વસાઇ ગયેલુ
**ખડપવુ,** ક્રિ૦ સ૦ ઉખેડી કાઢવુ, ખોતરી કાઢવુ
**ખડપુ,** ન૦ ખડપો, ખરપડી
**ખડપો,** પુ૦ મોટી ખરપડી, ખરપો ૨ તમેથો
**ખડમચડુ,** વિ૦ ખાડાખચાવાળુ, વિષમ, ઉચુનીચુ, કરકરુ, ખાડા બેયાવાળુ, સફાઇ વગરનુ
**ખડમડાટ,** પુ૦ અવાજ, ઘોઘાટ ૨ તોફાન, ગડમડ
**ખડબા-બુ,** ન૦ ચિકણા પ્રવાહીનુ મધાઈ ગયેલુ ચોસલુ જાડુ ટકુ, દડબુ [કિંગડ
**ખડબુચ-બુચ,** ન૦ (ફા૦ ખર્ બુઝહ) તડબુચ'
**ખડબુચી,** સ્ત્રી૦ ખડબુચનો વેલો
**ખડભડ,**સ્ત્રી૦ ગરબડ, ધાધલ ૩ કજિયો, બોલાચાલી ખડભડ જોગ-ટટો ફસાદ થાય તેવો સભવ
**ખડભડવુ,** ક્રિ૦ અ૦ ખડખડાટ થવો, ખડખડવુ ૨ તકરાર થવી
**ખડભડાટ,** પુ૦ ખખડાટ ૨ ધાધલ, ખડભડ
**ખડશલ્લ,** સ્ત્રી૦ એક ઔષધિ વેલો
**ખડમાકડી,**સ્ત્રી૦ (સ૦ખડ મર્કટી) એક જાતનું ઘાસમા થતુ લીલુ જીવડુ
**ખડમોસાળ,** ન૦ માનુ-બાપનુ મોસાળ
**ખડવહેવણ,**સ્ત્રી૦ વડ વહેવણ, **ખડવહેવાઇ-વહે** વાઇનો બાપ

**ખડશિંગી**, ન૦ (સં૦ ખરશ્રુંગિકા.) આ ઝાડ ઘણુંજ મોટુ થાય છે એને હાથ સવાહાથ લાંબી શિંગો થાય છે તેનુ શાક અને અથાણુ થાય છે
**ખડવું**, ક્રિ૦ સ૦ ચોપડવુ, લેપ કરવો, ખરાબ કરવુ ૨ ઉતરી જવુ, અખડાવુ, ઉતરી પડવુ ૩ સંડોવવુ, આળ મકવુ
**ખડસલ**, પુ૦ ઘરનો પાયો
**ખડસલિયો**, પુ૦ પીનપાપડો
**ખડા**, સ્ત્રી૦ પાવડી, ચાખડી, પાદુકા ૨ જોડાનો પાની આગળનો ઉભો ભાગ
**ખડાઈ**, સ્ત્રી૦ વાછરડી, રેતી (સોરઠ) ૨ શઠતા, જાણી જોઇને કામ ન કરવુ તે
**ખડાઉ**, સ્ત્રી૦ ચાખડી, પાવડી ૨ સુકુ ઘાસ
**ખડાઉતાર**, વિ૦ જોડા ઉતારતા વાતજ સીકાગય તેવી (હુંડી), તરત મુદતની
**ખડાઉપાડ**, વિ૦ ઉભા ખડાનો, ખડાદાર (જોડા)
**ખડાખડ**, અ૦ જોરમા ખડખડ અવાજ થાય તેમ ૨ ચાલાકીથી, ઉતાવળથી
**ખડાખાસ્ટકુ**, ન૦(સં૦ ષટ્‌ક+અષ્ટક)૭ અષ્ટક વાળો યોગ, સામી પ્રીત, અણબનાવ, વિરોધ, રાશ ન આવવી તે જ્યોતિષમા વર અથવા કન્યા એમની પરસ્પરની રાશી થકી પરસ્પરની રાશી છટ્ટે અને આઠમે હોય તો તેને ખડાખાસ્ટકુ કહે છે
**ખડવો**, પુ૦ લાકડાનો જોડો
**ખડિયાખડખડ**, સ્ત્રી૦ બિસ્માર હાલત ૨ જજાળ, માથાઝીક ૩ ભાગીતુટી હાલત ૪ વિ૦ ભાગીતુટી હાલતવાળુ, અખાડખાળ, બિસ્માર
**ખડિયુ**, ન૦ ખરડિયુ ૨ જોટકુ, જુવાન ભેસ.
**ખડિયો**, પુ૦ શાહી રાખવાનુ પાત્ર, દોત ૨ ઘણા ખડવાળી ઝોળી, કોથળો ૩ ખત્તો, વાટવો ખડીયા ભરવા-ઉપડી જવુ, ઉચાળા ભરવા, પોટલા બાધવા
**ખડિયો કલમ**, ન૦ દોવત કલમ, લખવાના સાહિત્ય
**ખડિયોખાર**, પુ૦ એક જાતનો ખારુ ટંકણખાર
**ખડિયોબાવ**, પુ૦ ચિત્તો દીપડો.
**ખડી**, સ્ત્રી૦(સં૦ખટિકા) ઉજળી ચીકણી માટી, ૨. પથ્થરના નાના નાના કકડા. (રસ્તે નાંખવામા આવે છે તે) ૩ વગર વિયાએલી ભેશ, જોટડી.

**ખડુ**, વિ૦ ઉભુ, ટટાર ૨ તત્પર, તૈયાર, હાજર.
**ખડુ**, ન૦ પાણી ચુવીને તેનુ ઈંટનુ ઢેકુ, ઢીકુ.
**ખડેધાટ**, ત્રિ૦ ટટાર, મગરૂર, અનમ્ર. ૨ ભઠ્ઠીમા બાફ્યા વગર ધોએલુ (કપડુ) ૩ સજ્જ, તત્પર
**ખડેચોક**, અ૦ જાહેર રીતે, છચોક
**ખડેજોડે**, અ૦ ચઢે ઘોડે, આવતાવાંતજ, ઉભેઉભે.
**ખડેલુ**, વિ૦ ભાગી ખરી પડેલુ
**ખડો**, પુ૦ (ખડુ-ઉભુ) એડીને લગતો જોડાનો ઉંચો ભાગ. ૨ કુકડા કબુતરને રાખવાનુ પાંજરું.
**ખણ**, સ્ત્રી૦ (સં૦ ક્ષણ)પળ, ક્ષણ જરા વાર ૨ ટેમન-કમાટનુ ખાનુ ૩ વલુર, ચેળ, ખરજ. ૪ એક જાતની ગરોળી, જે કરડવાથી માણસ તરત મરી જાય છે (કચ્છ)
**ખણકો**, પુ૦ રણકો રણકારો ૨ ખટકો, સણકો.
**ખણખણ**, અ૦ એવો થતો અવાજ, ઝણઝણ. ૨ સ્ત્રી૦ છદ, નાદ, ખંત
**ખણખણવું**, ક્રિ૦ અ૦ ખણખણ એવો અવાજ થવા, રણકારો થવો, ખડખડવું
**ખણખણાટ**, પુ૦ ખડખડાટ, રણકો
**ખણખણતું**, વિ૦ ખખડતું, રણકારતું
**ખણખોજ-ત**, સ્ત્રી૦ ખત રાખી જોવું તે, બારીક તપાસ ખણખોતર [ઉલટસુલટતપાસ, અર્થેતિપરપુચ્છ
**ખણખોતર**, સ્ત્રી૦ ખાખાખોળા, બારીક શોધ
**ખણજ**, સ્ત્રી૦ વલુર, ચેળ.
**ખણવુ**, ક્રિ૦ સ૦ ઉઝરડવુ ખોતરવુ ૨. ખોદવુ. ૩ તોડવુ, ચુટી ભરવી. ૪ વલુરવું, ખજવાળવુ.
**ખણસ-હ**, સ્ત્રી૦(હિં૦ દેં૦ ખણસા) વહેમ, શકા, સંશય ૨ ચડસ, દેશ, અટસ, ખુનસ. ૩ ખત, ભાવ હોસ ૪. હાજત ૫ આદત, ટેવ
**ખણસાવું**, ક્રિ૦ અ૦ દુભાવુ, વાંકુ પડવુ, દાઝે બળવુ ૨ વહેમાવુ, ખાલી શકા કરવી.
**ખણિક**, વિ૦ (સં૦ ક્ષણિક) ક્ષણભંગુર
**ખણું**, સ્ત્રી૦ ક્ષણ, નિમેષ
**ખંડ**, પુ૦(સં૦ ખંડ્-ભાગવુ,) ભાગ, કકડો, અંશ. ૨ પ્રકરણ બાબ. ૩ એક ચોળી- ચોળી સાથ તેટલુ મોળિયાં સાથે વણેલુ કપડુ, રેજો ૪. ભાગ ખાનુ. ૫ ઓરડો: ઘરનો એક ભાગ. ૬ પૃથ્વીના

થવુ તે ૨ ખાઈ, ખાડો
ખેડ, સ્ત્રી૦ લેપ, ખરડ ૨ વાસણમા ચોટી રહેલી પ્રવાહી વસ્તુ ૨ પાણી ન પાવુ તે, સૂકાવા દેવુ તે ૨ સુકવણુ, સૂક. ૩ દોરડીને વળ ચઢાવવાનુ ઓજાર
ખેડિયુ, ન૦ વરસાદની તાણ હોય તેવુ વર્ષ.
ખેળ સ્ત્રી૦ ઘઉના લોટનુ સત્વ–શાહી, આર, કાંજી
ખેલો, પુ૦ નાટક–ભવાઇમા વેશ લેનારો, ભવાયો, ભાંડ ૨ ભવાયા જેવી દેખાતી સ્ત્રી ૩ ખેસ ૪ વિ૦ જીર્ણ, જુનુ [કાઢી ખોતરવુ
ખોખારવું, ક્રિ૦ સ૦ ખંખારવુ. ૨ સોરમા ચાટો
ખોખ રો, પુ૦ ખુંખારો; ચાટો
ખોચ, સ્ત્રી૦ ખાણ, છછરો ખાડો. ૨ કમીના, કસર ૨ ખોસણુ ખાચો ૪ મુ ચવણુ, મુશ્કેલી
ખોસી૦ (ફા૦) આદત, ટેવ, રસમ ૨ હવસ, પેધુ ૩ અદાવત; વેર ૪ બખેડ, કોતર, ખાડો, ગુફા.
ખોં પુ૦ વ શ, મૂળ, 'પવને ઝાડનો ખોં કાઢી નાખ્યો.'
ખો, ન૦ એક જાતની છોકરાની રમત, ખોખિલુ
ખોઇ, સ્ત્રી૦ છોકરાંને સુવાડવાને ઘોડીએ દોરડાથી બાંધેલો કપડાંનો કકડો, ઝોળી, ખોઈયુ
ખોખ, ન૦ ખખ, જુનુ ને ખાલી મોટુ ખોખુ
ખોખરી, સ્ત્રી૦ ડાગેર (વેપારીઓનો સ કેત)
ખોખરાટ, પુ૦ ખોખરો અવાજ, બેસૂરતા
ખોખરૂ, વિ૦ ફૂટેલુ, ભાંગેલુ, જાડો ને પોલો અવાજ નીકળે તેવુ ખોખરૂ કરવુ–મારી હલકુ કરવુ
ખોખલી, સ્ત્રી૦ ઘરડી શિયાળ. ૨ વિ૦ પડી ગયેલા દાંતવાળી વૃદ્ધા [ખળખળી ગયેલો.
ખોખલો, પુ૦ (મ૦) ઉધરસ, ઠાંસો ૨. વિ૦ વૃદ્ધ,
ખોખાવુ, ક્રિ૦ અ૦ ૨૨–અદાવ તરાખવી (કાઠી૦)
ખોખુ, ન૦ છોકરાની એક રમત. ૨ ભરપાઇ થએલી હુંડીનો કાગળ ૩ ડોળિયુ નમુનો, ખીખું. ૪ મુસદો, કાચુ લખાણુ ૫ કલેવર, ખોળિયુ, હાડપિંજર ૬ કાગળ અને લુગડુ લાહીથી ચોપડી કરેલો પાઘડીનો આકાર ૭ રસકસ જતો રહ્યા પછીનો રહેલો ભાગ તે, કુચો ૮ ગર્ભ કાઢી લીધા પછી રહેલા છોડા ૯ અ દરથી પોલું જે કઇ તે
ખોગીર, ન૦ જીન, ઘોડા ઉપર મૂકવાની ગાદી, ડળી.
ખોચ ડે, અ૦ ખુણે, કઠેકાણે
ખોચરૂ, ન૦ કોતર; ખો. ૨. જુનો જમાનો.
ખોચરેલ, વિ૦ ખાડા ખૈયાવાળુ, ખવાઇ ગયેલુ.
ખોજ, પુ૦ શોધ; ખોળ
ખોજવું, ક્રિ૦ સ૦ ખ તથી શોધવુ, ખોળવુ
ખોજો, પુ૦ (ફા) હીજડો, ખ ડળ, ષ ઢ ક્ન્યા રાશી ૨ જેને અ ડ ન હોય તે પુરૂષ ૩. હિ દુ મટી મુસલમાન થયેલી એક જાત
ખોટ, સ્ત્રી૦ ચૂક, ભૂલ. ૨ નુકસાન ટોટો ૩ કમીપણું, ઘટ, અપૂર્ણતા ૪ અછત 'ખોટનુ છોકરૂં'
ખોટકો, પુ૦ ખોટ, ખુટકો, ઘટ [અસત્યતા.
ખોટાઈ, સ્ત્રી૦ આળસાઇ, હરામીપણુ ૨ જુઠ્ઠાણું,
ખોટારવો, પુ૦ ધગધગતો કોયલો, જીવતો લાળો
ખોટારું ન૦ જુઠાણુ, અસત્ય, તરકટ. બનાવટ.
ખોટારો, પુ૦ ઇટાળો; પોપૈયો ૨ લાળો, બળતો કોયલો [વિ શેષ.
ખોટી સ્ત્રી૦ વાટ–રાહ જોતા રહેવુ તે, ઢીલ, વાર,
ખોટીલું, વિ૦ ખોટા હાડકાનુ, આળસુ
ખોટુ, વિ૦ ખરાનુ ઉલટુ, અસત્ય, જુઠુ ૨ ભૂલ ચૂકવાળુ 'હિસાબ ખોટો છે, ૩, ભેળવાળુ, શુદ્ધ નહીં તે, હિણુ, મિશ્રિત થયેલુ 'રૂપિયો ખોટો છે' ૪ ફરી જાય તેવુ, બેવફા ૫ આળસુ; 'હાડકાનો ખોટો' ૬ ન૦ માઠું, ખરાબ
ખોડ, ન૦ લાકડાનો મોટો ભારે કકડો, ગાઠ,
ખોડ, સ્ત્રી૦ ટેવ, આદત, ખો ૨ કસર, ખામી, એબ. 'તેને ખોડ છે' ૩ ડાઘ, કલ ક, બટ્ટો, લાછન
ખોડખાંપણ, સ્ત્રી૦ ભૂલચૂક, ખામી, દોષ, એબ
ખોડંગાવુ, ક્રિ૦ અ૦ ખોડાતુ ચાલવુ, લ ગડાવુ
ખોડાવુ, ક્રિ૦ અ૦ ખોડુ ચાલવુ, લ ગડાવુ
ખોડીબારું, ન૦ ખેતરમા જવા આવવા બે પાખી- આ વાળુ દાટેલુ લાકડા નુ છિંડુ
ખોડિયું, વિ૦ ખોડવાળુ, અપ ગ,
ખોડિયોપાડો, પુ૦ છોકરાની એક રમત
ખોડીઆમચી, સ્ત્રી૦ છોકરાની એક રમત, ખોડં- ગતા ખોડ ગતા ચાલવુ તે [ચાલનારું.
ખોડુ, વિ૦ ખોડવાળુ, અપ ગ, ખોડા ગતિને
ખોડો, પુ૦ ઢાદર કે ઉંદરીનો માથાનો એક રોગ. ૨ અંધાર, ખાણ; નાશ.

ખોયણું,ન૦બળતા લાકડાનો કટકો.૨.કાટખુણો.
ખોતરણાં, ન૦ પાછલી ભૂલચૂક ખોળવી તે છિદ્ર, વાક. 'દેવ, એવા ખોતરણા કાઢવાની જરૂર નથી.'
ખોતરણી, સ્રી૦ કોતરણી,નકસી ૨. ખોતરવાની મજુરી. ૩ દાંત ખોતરવાની સળી.૪ ટાકણું, ખોતરવાનું ઓજાર, ખરપડી.
ખોતરવું, ક્રિ૦ સ૦ ખણવુ,ખોદવુ,ઉખાડવુ, ટાંકવું ૨. મૂળ ખોદી કાઢવુ,ઉખાડી ફેકી દેવુ ૩. થોડે થોડે કરડી ખાવુ
ખોતરામણ, સ્રી૦ ખોતરવાની મજુરી,ખોતરણી.
ખોદકામ,ન૦જમીન ખોદવાનુ કામ તે.૨ કોતર કામ
ખોદણી,સ્રી૦ નિંદા,બદબોઇ, ગીબત.૨ ખોદકામ.
ખોદવું, ક્રિ૦ અટબોય ઉખેડવી,ખણવુ ૨ કોતરવુ, નકસી પાડવી.૩.ભુડુ બોલવુ,ખોદણી કરવી.
ખોદા, પુ૦ પ્રભુ, ઇશ્વર.
ખોદાઇ, વિ૦ ઇશ્વરી; દેવતાઇ, દૈવી.
ખોદાઇ, સ્રી૦ ખોદામણ ૨ નકસી, કોતરણી.
ખોદાણ, ન૦ ખોદાયેલુ તે,ખોદકામ ૨ પાણીથી ખોદાઇ ગયેલી જમીન
ખોદાવવું, ક્રિ૦ સ૦ કોઇ ખોદે તેમ કરવુ.
ખોદું-ધું, વિ૦ જાડો ભારે લાકડાનો કકડો. દિવુ
ખોપ, પુ૦ (સં૦ ક્ષુપ) નેતર;બરૂ. ૨ વાદળુ ૩
ખોપડુ, ન૦ ઝુપડુ; ખોરડું
ખોપરી, સ્રી૦ માથાનુ તાલકુ,ખપ્પર ૨ મગજ. ખોપરીમાં પવન ભરાવો-મિજાજ વધવો;ફાટી
ખોપરૂ, ન૦ કોપરુ, ટોપરુ [જવુ,છકી જવુ
ખોફ, પુ૦ ફા૦) ગુસ્સો, દ્વેષ ક્રોધ
ખોબલો, પુ૦ પોશ; ખોબો.
ખોબો, પુ૦ બે પોસ જોડવાથી થતો આકાર.
ખોભણ, સ્રી૦ ખો, ગુફા;બેખડ.૨.ખાડો;ખાચો, ઠેસ ૩ ઠોરણી;રેખા.
ખોભરવું,ક્રિ૦ અ૦ અટકાવુ,થોભવું;ખોટી થવુ.
ખોયણી, સ્રી૦ વધાર;વઘારણી.
ખોયણું,ન૦ બળતુ લાકડું,ખોરણું. ૨ ચાહવુ,સળી.
ખોયુ, ન૦ ઝોળી, ખોઇયુ.
ખોરંધે, અ૦ ખુણેખોચરે; ઉંચુ. [સંયક પ્રત્યય.
ખોર, વિ૦ (ફા૦) ભોગવનાર, ખાનાર, ઇ૦

ખોરડુ, ન૦ નાનું ઘર, ઝુપડુ, ખોરડુ
ખોરવું, ક્રિ૦ સ૦ ખખેરવુ, સંકેલવુ, ખોતરવુ. તળે ઉપર કરવુ
ખોરસું, ન૦ ત્રણ પગની ઘોડી; ત્રિપાઇ.
ખોરાક, પુ૦ (ફા૦) ખાવાનો પદાર્થ, ખાજ.
ખોરાકી, સ્રી૦ ગુજરાનની વસ્તુઓ; ખાવાનુ.
ખોરાકીપોષાકી, સ્રી૦ (ફા૦) ખાવાનું ને પહેરવાનું, અનવસ્ત્ર, ભ્રુવાઇ, આજીવિકા, નિર્વાહ.
ખોરાશ, સ્રી૦ ખોરાપણુ.
ખોરૂ, વિ૦ સ્વાદ વગરનું અને ગંધાતુ.
ખોલ, સ્રી૦ કપડા, ઇ૦ બરોબર બેસતું ન આવવુ તે, સીવણની ખામી ૨. જીર્ણ ત્વચા, ચામડી ૩ ખોલી, ટોટી ૪ પડ, પુઠ
ખોલકી, સ્રી૦ નાની ગધેડી.
ખોલકો, પુ૦ ગધેડો, ખોલો. ૨ મૂર્ખ, દ
ખોલણહાર, પુ૦ ખોલનાર, ઉઘાડનાર.
ખોલવણ, ન૦ બેસાડેલા રત્ન કાઢવાનું ઓજાર.
ખોલવું, ક્રિ૦ સ૦ ઉઘાડવુ; ખુલ્લું કરવું. ૨. સમજાવવુ, સ્પષ્ટ કરવુ. ૩. ફોડવુ, ચીરવું. ૪ પડદો ખસેડવો, દેખાય એમ કરવુ ૫. કાઢવુ, સ્થાપન કરવું. [ઓરડી. ૩. ગધેડી
ખોલી, સ્રી૦ ધાતુનું જે ઢાકણુ તે. ૨ નાની
ખોલો, પુ૦ ગધેડો, ખર
ખોવરાવું, ક્રિ૦ સ૦ ખોવાય તેમ કરવુ
ખોવું, ક્રિ૦ સ૦ માલમ ન પડે તેમ જતું રહેવુ; ગુમાવવુ ૨. ખોટ-નુકસાન આવવુ. ૩ મિથ્યા જવુ, એળે જવુ ૪ ચૂકવુ, ભુલા પડવુ
ખોસવું ક્રિ૦ સ૦ જોરથી દાખલ કરવુ; ભોકવુ. ઘોચવુ, પેસાડવુ
ખોહ, સ્રી૦ ગુફા, કળણ; ખો
ખોહો,પુ૦બહુ આળસુ માણસ;લઠીંગો.૨.ખોસનારો
ખોજ, સ્રી૦ પુ૦ શોધ, તપાસ તજવીજ ૨. ગશેર, પડ, ઢાકણુ.
ખોળ, પુ૦ તેલી બી ને પીલતા કૂચો રહે તે.
ખોળંખોળા, સ્રી૦ શોધાશોધી; ખોળાખોળ.
ખોળંબો, પુ૦ વાર, વિલંબ; કાળક્ષેપ.
ખોળવું ક્રિ૦ સ૦ શોધવુ; તપાસવું; ઢુંઢવું.

**ખોળાખખોળાં**, ન૦ ખુણે ખોચરે છાની રીતે જોવુ તે, ફાફા મારવા તે
**ખોળાખોળ**, સ્ત્રી૦ શોધમશોધા, તપાસ, તલાસ.
**ખોળાધર**, પુ૦ જામીન, હામી, ઓળખાણનો માણસ
**ખોળાભરણું**, ન૦ ખોળો ભરવાની ક્રિયા, અધરણી, સીમંત. [ખોલ. ૨. દેહ, શરીર
**ખોળિયુ**, ન૦ તળાઈ વગેરે ભરવાનુ બેવડુ લુગડુ,
**ખોળો**, પુ૦ પલાઠી મારી બેસતા બને જાંઘ ઉપરનો ઘુંટણ લગીનો જે ભાગ તે. ૨ એ ઉપર રાખેલુ જે કપડુ તે, ઝોળી, અંક ખોળે બેસાડવુ—નિર્ભય કરવુ ૨ દત્તક લેવુ ખોળો પાથરવો—આજીજી કરવી, કાલાવાલા કરવા, કરગરવુ
**ખૌખૌ**, અ૦ અસંત ભૂખનો ઉદ્ગાર
**ખ્યાત**, વિ૦ (સં૦ પ્રસિદ્ધ, નામીચુ, પંકાયેલુ
**ખ્યાતિ**, સ્ત્રી૦ (સં૦) કીર્તિ, પ્રસિદ્ધિ.
**ખ્યાલ**, પુ૦ (ફા૦) વિચાર, ક્યાસ, કલ્પના. ૨ તર્ક ૩ કેડો, પૂઠ, ધ્યાન ૪ ગવૈયાનુ એક ગાયન
**ખ્યાલી**, પુ૦ ખ્યાલ-લાવણી જોડનારો ૨ તર્કબાજ
**ખ્યાલીખુશાલી**, સ્ત્રી૦(ફા૦) નાચરંગ, ગાનતાન ઈ૦ થી ખુશ રહેવું તે, ઠઠ્ઠા, મશ્કરી, રાગરંગ, હાસ્યવિનોદ.
**ખ્રિસ્તી**, વિ૦ ઈસુખ્રિસ્ત સબંધી
**ખ્વાબ**, પુ૦ (ફા૦) સ્વપ્નુ, શમણુ.
**ખ્વાર**, વિ૦ ખુવાર, જુઓ.

---

## ગ.

**ગ**, પુ૦ (સં૦) ચૌદમો મૂળાક્ષર, ત્રીજો કંઠસ્થાની વ્યંજન વર્ણ ૨ (ગાયનમા) ત્રીજો (ગાંધાર સુર.
**ગ**, વિ૦(સં૦ગમ્)જનાર, ગતિ કરનાર, 'ખગ, ઉરગ'
**ગઈ**, વિ૦ ગયેલી, ભૂતકાળની, વીતેલી.
**ગઈ કાલ**, અ૦ અચિર, હમણાજ, થોડા વખતનુ
**ગઈ ગુજરી**, સ્ત્રી૦ બની ગયેલી હકીકત
**ગઉ**, સ્ત્રી૦ ગૌ, ગાય ૨ ગાઉ.
**ગઉચર**, ન૦ ઢોરને ચરવાની જગા, ચરો, ગોચર
**ગઉદાન**, ન૦ ગાયનુ દાન.
**ગગડવું**, ક્રિ૦ અ૦ ગડગડવુ, ગોટીમલા ખાવા ૨ ગાજવુ, વાગવુ ૩ હિમ્મત ખોવી
**ગગડાટ**, પુ૦ ગડગડાટ, ધડાકો, ગર્જના ૨. મેઘનાદ, કડાકો
**ગગડાવવુ**, ક્રિ૦અ૦ગગડાવવુ ૨ ગુડગુડ કરવુ, પીવુ.
**ગગન**, ન૦(સં૦)આકાશ, આભલુ, નભ, વ્યોમ ગગન સાથે વાત કરવી—અસંભવિત વાતો કરવી, બડાઇ મારવી ઘણુ ઉચુ હોવુ ગગનમા ઉડવુ—અલોપ થઇ જવુ, અદૃશ્ય થવુ ૨ વ્યર્થ જવુ ૩ ફુલાવુ, આકાશમા ઉડવુ ગગનમા ચઢાવવુ—ફુલાવવુ
**ગગનગાંઠિયા**, પુ૦ ઘઉંના લોટના તળીને કરેલા ગાઠિયા, એક જાતની મિઠાઇ
**ગગરી** સ્ત્રી૦ નાની ગાગર
**ગગરુ**, વિ૦ દાણાદાર, કકરુ, ભભરુ.
**ગગરો**, પુ૦ પાણી લાવવાની મોટી ગાગર.
**ગગળવુ** ક્રિ૦ અ૦ ગળગળવુ, જુઓ
**ગગળુ**, વિ૦ ગળી ગયેલુ ઢીલુ, નરમ
**ગગી**, સ્ત્રી૦ છોડી, દીકરી, પુત્રી.
**ગગો**, પુ૦ છોકરો, પુત્ર, બેટો.
**ગગ્ગો**, પુ૦ ગ અક્ષર, ગકાર
**ગંગ**, સ્ત્રી૦ ગંગા નદી, ગંગલી ઘાંચણ—એ નામની એક જાદુગર સ્ત્રી
**ગંગા**, સ્ત્રી૦ ગંગા નદી, જાહ્નવી ૨. નદી, સરિતા.
**ગંગાગોળી**, સ્ત્રી૦ જે ગોળીમાથી ઘણા જણે એકજ પાત્રથી લઈ પાણી પીધુ હોય તે ૨ સદા પવિત્ર ગણાય એવુ તે.
**ગંગાજમની**, વિ૦ જુદા જુદા ૨ંગની કોરવાળુ
**ગંગાજળ**, ન૦ (સં૦) ગંગાનુ પાણી, પવિત્ર પાણી. ૨ વિ૦ શુદ્ધ, નિર્મળ, પવિત્ર
**ગંગાજળી** સ્ત્રી૦ ગંગાજળ ભરી રાખવાનુ પાત્ર, ગાગર. ૨ ઘોડાની એક જાત, ૩. તામાકુડી.
**ગંગેઠી**, સ્ત્રી૦ એક જાતનુ ઝાડ
**ગંગેરીપાન**, ન૦એક જાતના ધોળા નાગરવેલના પાન
**ગંગોદક**, ન૦ ગંગાનું પાણી, ગંગાજળ.
**ગચ**, અ૦પમદ, માફક. ૨ વિ૦સજડ, બાઝી ગયેલુ.
**ગચકલુ**, ન૦ અજીર્ણનો ખારો ને તીખો ઓડકાર; ઉદ્વમન, ડકાર
**ગચન** વિ૦ મસ્ત, મગ્ન, ભરાએલુ.
**ગચરકું**, ન૦ ઓડકાર, ઉદ્વમન, ડકાર

**ગચાગચ,** વિ૦ ખિચોખિચ, ભરચક, ગીચ.
**ગચિયું,** ન૦ ઈંટ, ચુનો ઈ૦ નુ બાઝી ગયેલુ ઢેફું, ચોસલુ ૨ આડ નડતર, હરકત, પથરો
**ગચેટો,** પુ૦ ગઠ્ઠો, બાઝી ગયેલુ ઢેફુ
**ગચ્ચ,** અ૦ સખત, સજડ,ટૂટે છૂટે નહિ તેવુ
**ગચ્ચી,** પુ૦ વર્ગ, પ્રકાર ૨ અગાસી, ધાબુ ૩ કાકરા ચુનાનુ બાઝી જવુ તે
**ગચ્છ,** પુ૦ [સ૦] પ્રમાણુ અને શ્રેઢીમા કહેલા અકોની જે સમુદાય, સખ્યા તે, વર્ગ ૨ સઘ જથો, તડ, સમહ [જવું—છટકી જવુ
**ગચ્છંતી,** સ્રી૦ નાસી જવુ તે ગચ્છન્તિ કરી
**ગજ,** પુ૦ [સ૦] હાથી, હસ્તિ, કરી, માતગ
**ગજ** પુ૦ [ફા૦] લબાઈ ભરવાનુ માપ, ચોવીસ તસુ ૨ આડી, બારણાની ભુંગળ ૩ ધાતુનો નક્કર સળિયો ૪ બદુકનો સળિયો
**ગજકણુ,** ન૦ એક જાતનુ રેશમી કાપડ.
**ગજકરણુ,** પુ૦ દગાજ, દાદર
**ગજકરણી,** સ્રી૦ ઘણું પાણી પી, તેને પાછુ વમન કરવુ તે, નોળીકર્મની એક ક્રિયા ૨ એક જાતની વનસ્પતિ
**ગજગામા,** સ્રી૦ ગજગામિની,
**ગજગામિની,** સ્રી૦ (સ૦) હાથીના જેવી લટકાળા ચાલવાળી સ્રી
**ગજઘટ,** પુ૦ હાથી આવતો જણાય તે માટે તેની બે બાજુએ જે ઘટ બાધે છે તે ઘટ વાગે છે તે
**ગજછાયા,** સ્રી૦(સ૦)ભાદરવા મહિનામા હસ્ત નક્ષત્રમા વાદળા થતા હોય એવામા મહાલય શ્રાદ્ધ કરવાનુ મોટુ મહાત્મ્ય છે, હસ્ત નક્ષત્રના વાદળાની છાયા
**ગજદંત,** પુ૦ (સં૦) હાથીદાત, દતુશળ
**ગજદળ,** ન૦ હાથીઓનુ લશ્કર,હસ્તિદળ
**ગજધર,** પુ૦ દરજી, મેરઇ, સૈ.
**ગજપતિ,** પુ૦ મોટો હાથી,હાથીઓમા ઉત્તમ
**ગજપિપર,** સ્રી૦ એક જાતની ઔષધિ
**ગજબ,** પુ૦ (આ૦) મોટો જુલમ, કહેર ૨
**ગજબી,** વિ૦ જુલમી, ત્રાસદાયક, ગજબવાળુ

**ગજર–ઝર,** પુ૦ પહોર પહોરને અંતરે ચોકી બદલાતા ઘડીનો જે ટકોરો થાય તે, ચોઘડિયા
**ગજરાજ,** પુ૦ (સ૦) મોટો હાથી.
**ગજરૂ** ન૦ ફૂલનો ગેરખો, કાંડે ઘાલવાનો ફૂલનો હાર ૨ કાંડે પહેરવાનુ સોનામોતીનુ ઘરેણુ.
**ગજરો,** પુ૦ ગજરુ, ૨ ફૂલનો હારડો.
**ગજલ,** (ગઝલ) સ્રી૦ એક જાતની ફારસી રાગની કવિતા એમા પાચથી વધારે બેતો હોય છે રેખતા (ઉર્દુમા).
**ગજવદન,** પુ૦ (સ૦) ગણપતિ, ગજાનન.
**ગજવવુ** ક્રિ૦ સ૦ બૂમ પાડીને કહેવુ, જાહેર કરવુ, ડકા વગાડવો
**ગજવુ** ન૦ ખીસુ, ગુજુ ગજવા ભરવા—લાચ લેવી, બદદાનતથી પુષ્કળ પૈસા એકઠા કરવા ગજવાનો વર—પહેગમણીનો વર, કુળવાન.
**ગજવા કાતરુ,** પુ૦ ખીસાચોર, ગઠિયો.
**ગજવેલ,** સ્રી૦ ખરૂ લોઢુ, પોલાદ. ૨ એક જાતના ઉચા ચોખા ૩ નક્કર
**ગજાનન,** પુ૦ ગણેશ, ગણપતિ.
**ગજાર,**(ગોજાર) સ્રી૦ ઓરડાની ડાબીબાજુનો ખડ.
**ગજાવવું** ક્રિ૦ સ૦ ગોધાટ કરી મેલવો, ગજવવુ
**ગજિયાણી,** સ્રી૦ એક જાતનુ ગજ પનાનુ રેશમી લુગડુ [જાડા સુતરનું કપડું.
**ગજિયુ,** વિ૦ માપમા ગજ હોય તેવુ ૨. ન૦
**ગજિયો,** પુ૦ લોઢાનો સળિયો ગજ
**ગજી,** સ્રી૦ એક જાતનુ ગજ પનાનુ રેશમી કપડુ
**ગજુ** ન૦ શક્તિ, તાકાત, ગુજાશ, સામર્થ્ય ૨ યોગ્યતા, પહોચ, પાત્રતા
**ગજેન્દ્ર,** પુ૦(સં૦) સૌથી મોટો હાથી,ઉત્તમ હાથી.
**ગજ્જર,** પુ૦ સુતારનો ઉપરી, મિસ્રી ૨ વખત સૂચક ઝકાર ઘટ તે ૩ સમય,કાળ.
**ગંજ,** પુ૦ (ફા૦) ઢગલો,રાશિ ૨ એકજ તરેહનો જે જથો તે. 'વાડકીનો ગજ'
**ગંજન,** ન૦ (સં૦) જુલમ,જબરાઇ,પીડન. ૨ શેહમા થાપ દઈ કામ કરાવી જવુ તે
**ગંજવું,** ક્રિ૦ સ૦ જુલમ કરવો,ત્રાસ દેવો,પીડવુ. ૨ છેતરવુ, ધૂતવુ

**ગંજાવર,** વિ૦(ફા૦)મોટુ,જબરૂ ૨ વિસ્તારવાળુ વિશાળ ૩ અડાબીડ,ગરિષ્ટ
**ગંજિયુ,** ન૦ ગજમાંનું એક પાત્ર, છાલિયુ
**ગજી,** સ્ત્રી૦ ઘાસનો ઢગલો, ઓઘલો
**ગજીફરાક,** પુ૦ ઊન-સુતરનું ગળેથી પહેરવાનુ એક જાતનુ ગુથેલુ કપડુ [ રમત
**ગજીફો,** પુ૦(ફા૦)રમવાના પાના, પાનાની એક
**ગજેટી,**વિ૦ ગાંજો પીનાર, ગજેરી.
**ગટ,** અ૦ (હિ૦ ઘુટ્ટ) પીતા થતો અવાજ
**ગટક,** અ૦ ગટ લઈને, ઝટ, એકદમ
**ગટકાવવુ,** ક્રિ૦ સ૦ ખાવુ, ઓહિયા કરવુ, ગળી જવુ ગટકાવી જવુ-ખાઈ જવુ,પચાવી પડવુ
**ગટકગટક,**અ૦ઝપાટાબંધ,તરત ૨ ઉપરા ઉપરી
**ગટગટ,** અ૦ ઝપાટાબંધ,ઝટ
**ગટપટ,** સ્ત્રી૦ કોઈ ન સાભળે તેમ છાનીછાની વાતો કરવી તે,ગોઠ ૨ ખાનગી વાતો,ઘાલમેલ
**ગટર,** સ્ત્રી૦ (અં૦) ગંદુપાણી જવાની મોરી, નીક, ખાળ [ આડુ અવળુ
**ગટરપટર,** સ્ત્રી૦ ગટપટ ૨ ઉધુચતુ,ગમે તેમ,
**ગટુચી,** સ્ત્રી૦ એક જાતનો વેલો, કડુ
**ગટ્ટ,** અ૦ ગટ, ગટક
**ગટ્ટી,** વિ૦ ગટ્ટુ, ઠિંગણુ, ટુકી બાંધણીનુ
**ગટ્ટુ,** વિ૦ ઠિંગણુ પણ હૃષ્ટપુષ્ટ, ગેટકી [લુચ્ચો
**ગઠિયો,** પુ૦ ગઠિયો ગજવા કાતરુ ૨ વિ૦ઠાએલ,
**ગઠ્ઠો,** પુ૦ ધાતુનુ બાઝી રહેલુ ચોસલુ, ગચિયુ ૨ લાકડાની ગાઠ,વેઢો, ગાઠો ૩ જાડુ બાઝી ગયેલુ લોહી,ખડવુ ૪ કલાઈ સીસુ ભરેલી કોડી
**ગડ,** સ્ત્રી૦ (સ૦ ગ્રંથિ)ગાઠ,ગ્રથિ ૨ ગઢ
**ગડગચ્ચો,**પુ૦ ભેળસેળ થઇ પડેલુ એવી હાલત, ખીચડો, ભીડ, મકડાસ
**ગડગડ,** અ૦ એવો થતો અવાજ ૨ તોપ ફૂટ વાથી થતા અવાજ જેવુ [૨ ગાજવુ,વાગવુ
**ગડગડવું,** ક્રિ૦ અ૦ ગડબડવુ ગોઠીમડા ખાવા
**ગડગડાટ,**પુ૦ગડગડ થતો જે અવાજ,તે,ગર્જના
**ગડગડાટ,**અ૦ ઝડપ ને જોમ બતાવે છે, સપાટા બંધ, ત્વરાથી, વગર હરકતે
**ગડગડાવવું,** ક્રિ૦ સ૦ ગડબડાવવુ, ખડખડાવવુ ૨ ગડગડ થાય તેમ ખેંચવુ-પીવુ
**ગડગુમડ,** ન૦ નાના મોટા ગુમડા, ત્વચારોગ
**ગડડગફ,** અ૦ અદૃશ્ય થવુ તે, અલોપ થવુ તેમ, ટપ, સપાટાબંધ 'ગડડગફ ગયા, પહોચ્યાના પરમાણા કોઈએ મોકલ્યા નહિ' [ગડદા મુક્કી
**ગડદાગડદી,** સ્ત્રી૦ ભીડાભીડ ૨ મારામારી,
**ગડદાપાટુ,** ન૦ હાથ પગથી પ્રહાર કરવા તે,મુક્કી અને લાતનો માર
**ગડદાપેચ,** વિ૦ ગડદાના મારથી છેક નરમ થઇ ગયેલુ, મારથી અધમુવુ થયેલુ, શિથિલ
**ગડદામુક્કી** સ્ત્રી૦ ઠોસો,મુક્કી, ફટકો
**ગડદી,** સ્ત્રી૦ (ફા૦ ગિર્દ) ભીડ, ઠઠ, દટ્ટી
**ગડદો,** પુ૦ મુક્કો, ધોક્કો,ધીમકો
**ગડબ,** સ્ત્રી૦ ગડ,ગાઠ,ચોસલુ, સોજો
**ગડબડ,**સ્ત્રી૦ અવ્યવસ્થા, બેતાલહાલત ૨ ઘાલમેલ, ઉથલપાથલ,ભૂલ, અધેર ૩ તોફાન,દગો, ૪ માથાફોડ, ખટપટ ૫ પધોધાટ કલબલ
**ગડબડગોટો,** પુ૦ ગોટાળો, લોચો વાળવો તે, અસ્તવ્યસ્ત
**ગડબડવુ,** ક્રિ અ૦ ગડબડી પડવુ, લોટવુ
**ગડબડાટ,** પુ૦ ગડબડ, સોરબકોર, ઘોઘાટ
**ગડબડ સડબડ,** સ્ત્રી૦ ગડમડગોટો, ગોટાળો
**ગડબડિયુ,** ન૦ ગોથુ,અડમડીઉં, ઝોકુ ૨ વિ૦ ઘાલમેલિયુ, ધાધલિયુ,ખટપટી,માથુ મારનાર
**ગડમવુ,** ક્રિ૦ સ૦ ઉપરથી દાબી દાબીને ભરવુ, ઠાસવુ ૨ મારીને અદમુવુ કરવુ
**ગડભાગ,**પુ૦ વિચારનું અનિશ્ચિતપણુ, ઢચુપચુ, વિચારોની ડહોળાડહોળ
**ગડમથલ,** સ્ત્રી૦ ઘાલમેલ, ફેરફાર ૨ ખટપટ, યત્ન, ફાફા મારવા તે
**ગડવુ,** ક્રિ૦ અ૦ અદર પેસવુ-જવુ ૨ ઢળવુ, ગડબડવુ ૩ ગડગડવુ,વાગવુ 'ગડિયા મારે નિરભેના નીશાન'
**ગડવો,**પુ૦નીચે ગોળ ઘાટનો મોટો લોટો,ગાડવો
**ગડાકુ,** પુ૦ ગોળ કે મહુડાની રસી ભેળવી બનાવેલી તમાકુ ૨ અસ્વસ્થ-બેભાન થવુ,તન્મય થવુ, લોથપોથ બનવુ

**ગડારો,** પુ૦ જેમા શેરડીના બી રાખે છે તે ખાડો ૨ બે ચીલા વચ્ચેની જગા ૩ ઢોરના શરીરનો નીચલો ભાગ, પેટ ને છાતીનો વિસ્તાર
**ગડિયુ,** ન૦ તમાકુનો પડો-પડિયુ.
**ગડી,** સ્ત્રી૦ ગેડ, થર, પડ. ૨ કલ્લી ૩ ગાઠ, આટી ૪ ભજિયાની કણી ૫ દક્ષણી ચાકર, ઘાટી
**ગડુચી,** સ્ત્રી૦ ત્રણ પૈયાની ઘોડી ૨ એક જાતની વનસ્પતિ
**ગડુડુડુ,** અ૦ મોટા અને ભારે અવાજનુ અનુકરણ
**ગડો,** પુ૦ મોટો ગાગડો, કાકરો ૨ હાસલ, જકાત.
**ગઢ,** પુ૦ (હિ૦ દે૦ ગઢો) પહાડ ઉપર બાધેલો કિલ્લો ૨ કોટ ગઢ જીતવો-મુશ્કેલ કામ પાર પાડવુ ગઢ ઉથલાવવો-મોટુ પરાક્રમ કરવુ, મોટો ફેરફાર કરી નાખવો.
**ગઢપતિ,** પુ૦ કિલ્લાનો વડો-ઉપરી, કિલ્લેદાર
**ગઢવી,** પુ૦ ચારણ ભાટ. [માટલુ
**ગઢવુ,** ન૦ દાણા ભરવાની કોઠી, નાની કોઠી,
**ગઢી,** વિ૦ ગઢમા રહેનાર ૨ નાની કોઠી, ઘડુ
**ગઢાણ,** ન૦ જ્યા ઘાસ થતુ હોય તે જમીન, બીડ.
**ગઢેરો,** વિ૦ મોટેરો, મુખ્ય, વૃદ્ધ
**ગણ,** પુ૦ (સ૦ ગણ્-ગણવુ) ટોળુ જથ્થો, ઝુડ, સમુદાય. ૨ જાત, વર્ગ. ૩ દેવના સેવકો, દૂત 'શિવના ગણ' ૪ ૨૭ રથ, ૮૧ ઘોડા અને ૧૩૫ પાયદળ એટલુ લશકર તે ૫ તારાઓના ઝુમખાનો અકડો (નક્ષત્ર) ૬ છદ શાસ્ત્રમા લઘુ ગુરુના નિયમથી ત્રણ ત્રણ અક્ષરનુ જે માપ તે, વરન્યાના ગ્રહની જે જાતિ તે ૮ (ગણિતમા) સંખ્યા, રકમ ૯ ગુણ, લાભ, ફાયદો [વુ, પત કરવુ
**ગણકારવુ,** ક્રિ૦ સ૦ માનવુ, માન આપવુ, લેખ-
**ગણગણ,** અ૦ માખીની પાખનો અવાજ, બણબણ
**ગણગણતુ,** વિ૦ જેમા આનાકાની-હા ના હોય તેવુ, અસ્પષ્ટ ૨ બડબડતુ
**ગણગણવુ,** ક્રિ૦ અ૦ માખી-ભમરાની પાખનો અવાજ થવો ૨ નાકમા બોલવુ, મનમા બડબડવુ ૩ આનાકાની કરવી ૪ બબડવુ; બરકડવુ
**ગણગણાટ,** પુ૦ ગણગણ એવો જે અવાજ તે ૨ નારાજ થયા પછી બબડવુ તે, ટીકટીક.
**ગણગારવુ,** ક્રિ૦ સ૦ ગણકારવુ
**ગણગેટી,** સ્ત્રી૦ એક જાતનુ ઝાડ. [કામ
**ગણતર,** ન૦ ગણવુ તે, ગણતરી ૨ ગણવાનુ
**ગણતરી,** સ્ત્રી૦ ગણવુ તે ૨ ગણવાનીરીત. ૩ ગણીને હિસાબથી કાઢેલી સખ્યા ૪ લેખુ; દરકાર, તમા, હિસાબ
**ગણતી,** સ્ત્રી૦ ગણતરી, હિસાબ. [લેખુ, હિસાબ.
**ગણના,** સ્ત્રી૦ (સ૦) ગણતરી ૨. માન, પ્રતિષ્ઠા. ૩
**ગણપતિ,** પુ૦ મહાદેવનો પુત્ર, ગણેશ ૨. જાડો અને મોટી દુદવાળો
**ગણપતિ ચોથ,** સ્ત્રી૦ (સં૦) પ્રત્યેક માસની વદિ ૪, જે ચોથે ગણપતિનુ વ્રત થાય છે તે.
**ગણરવ,** પુ૦ ગુજારવ, ગુંજન, ગણગણાટ [કગર
**ગણવટ,** ન૦ ગણોત, જમીન ભાડાનો-સાંથનો
**ગણવુ,** ક્રિ૦ સ૦ (સ૦ ગણ્-ગણવુ) એક બે ત્રણ એમ સખ્યા કહેવી-માડવી ૨. ગણતરી કરવી, હિસાબ કરવો. ૩ દરકાર કરવી, લેખવવુ ૪. કિંમત કરવી ૫ માન આપવુ, માનવુ ૬ અનુભવી થવુ
**ગણસારો,** પુ૦ અવાજની ચેતવણી, ઇસારો, ભાસ,
**ગણિક,** પુ૦ જ્યોતિષી, જોશી [સાન
**ગણિકા,** સ્ત્રી૦ (સ૦) ગુણકા, વેસ્યા, પાતર
**ગણિત,** ન (સ૦) આકડાથી ગણતરી કરવાની વિદ્યા ૨ ગણેલુ તે
**ગણિત પ્રમાણ,** ન૦ (સ૦) ચાર સખ્યાનુ પ્રમાણ તે એમા ૧ લી ૨ જીની બાદબાકી ૩ જીને ૪ થીની બાદબાકીની બરોબર હોય છે
**ગણિત શ્રેઢી,** સ્ત્રી૦ (સ૦) જેમા બબ્બે આકડાની સખ્યા તેની તેજ આવ્યા કરે તે
**ગણ્ય,** વિ૦ અમુક જેટલુ ગુણિત, 'ચારગણ'
**ગણેશ,** પુ૦ (સ૦ ગણ-ટોળુ + ઈશ-પ્રભુ.) ગણપતિ. ગણેશ બેસાડવા-શરૂઆત કરવી, આરંભ કરવો,
**ગણેસિઉ,** પુ૦ ઘર ભાગવા-તોડવાનુ એક હથિયાર.
**ગણોત,** ન૦ (સ૦ ગણ+પત્ર) વજે, સોથ ૨ જમીનની ભાડા ચિઠ્ઠી, ગણવટ. [ખાતાદાર
**ગણોતિયો** પુ૦ ગણોતે રાખી ખેડનાર, ખેડુત;
**ગણ્યુંગાંઠયુ,** વિ૦ જુજ, થોડુક, ગણતરીનુ.
**ગંઠણ,** ન૦ ગાઠણ, ગાઠવાની કળા. ૨. ગુંથણી. ૩

ગુથવાનો દોરો, ગઠામણ [ લઇ લેવુ
**ગઠવુ,** ક્રિ૦ સ૦ ગાઠવુ, જોડવુ, ૨ છેતરી
**ગંઠામણ,** ન૦ગુથવા–જોડવાથી મજુરી ૨ બાધવા –જોડવાની કળા ૩ ગુથવાનો દોરો
**ગઠાવવું,** ક્રિ૦ સ૦ ગુથાવવુ
**ગઠાવુ,** ક્રિ૦ અ૦ સાથે ગુચાઇ રહેવુ ૨ કઠણુ–સજડ થઈ જવુ ૩ જોડાઈ જવું [ધુતારો
**ગંઠિયો,** પુ૦ (સ૦ ગ્રથિ ) ગઠીછોડો, ઠગ,
**ગઠીછોડો,** પુ૦ ગઠિયો, ખીસાકાતરુ
**ગંઠો,** પુ૦ (સ૦ ગ્રથિ) કોટે પહેરવાનો કઠો ૨ દભી વાળીને કરેલો વિંટો ૩ બચકો, ગાસડો ૪; આઠ ફૂટની લંબાઇનુ માપ ગુઠો
**ગંઠોરો,** પુ૦ સાકળુ, તોડો ૨ અંકોડો,આકડો ૩ હાથના સોનાના સાકળામાનુ એક. ૪ પેર, ગાઠો 'પિપળામૂળના ગઠોડા '૪ એક જાતનીમિઠાઈ
**ગડ,** પુ૦ (સ૦)નમણો ૨ ખુધ ૩ વિ૦ ગાડુ
**ગંડક,** વિ૦ ગાડુ ઘેલુ ૨ મસ્ત, અધ,બાવરૂ
**ગંડમાળ,** સ્ત્રી૦ (સં૦)ગળે ગાંઠો ગાંઠો થઇ હોય તેવો રોગ, કઠમાળ
**ગંડવો,** પુ૦ ગાડો ૨ ભડવો.
**ગડસ્થળ,** ન૦ (સ૦) હથીના કાનની પાસેનો ભાગ, ઓચી,કુભસ્થળ ૨ ખુધનો ભાગ
**ગડુ,** વિ૦ ગાડુ, ઘેલું
**ગંડેરી,** સ્ત્રી૦નાના નાના કડકા (શેરડી,લાકડાના)
**ગત,** સ્ત્રી૦ (સ૦ ગતિ) સ્થિતિ,અવસ્થા,હાલત ૨ યુક્તિ કળા,ચતુરાઇ,ખુબી ૩ શક્તિ, બળ ૪ રાગ,ઢાળ, ચાલ ૫ જાતિનો જે સ્વભાવ–ગુણ –ખાસિયત તે 'વાણિયા ગત' ૬ પરિપાક,મુઆ પછીની જીવની સ્થિતિ તે ગતે ઘાલવુ–શ્રાદ્ધ કરી સદ્દગતિ પહોચાડવુ ૨ ઠેકાણે કરવુ
**ગત,** વિ૦ (સ૦) ગયેલુ ૨ મરી ગયેલુ ૩ અ૦ સુધી, લગી, "પૈસા પેઢીઓ ગત કોઇના પહોચતા નથી"–હિ૦ દ૦ [ ટિખળ
**ગતકડુ,** ન૦ મશ્કરી, ટોળ ૨ હસવા લાયક ખેલ,
**ગતાગત,** વિ૦ આવ્યુ ગયુ
**ગતાગમ,** સ્ત્રી૦ (સ૦) સમજણ, જ્ઞાન,સમજ
**ગતાનુગતિક,** વિ૦ (સ૦) પુઠે ચાલનાર, ચીલે ચીલે ચાલનાર
**ગતિ,** સ્ત્રી૦ (સ૦)હાલત,અવસ્થા,દશા ૨ શક્તિ બળ ૩ બુદ્ધિ, સમજ,મતિ ૪ ચાલ,ગમન, વેગ ૫ જીવની મુઆ પછીની હાલત તે,મુક્તિ,મોક્ષ 'જો વિચારી, જીવ, તારી શી ગતિ થશે'
**ગતિભગ,** વિ૦ (સ૦)શક્તિહીણુ, કામ કરવાને અશક્ત હોય તે, લગડુ [ હોય તેવુ
**ગતિમત–માન,** વિ૦ (સ૦) ગતિવાળુ ગતિમા
**ગતિયું,** વિ૦ ગતે ગયેલું,સદ્દગત ૨ ગત રમનારુ, યુક્તિ પ્રયુક્તિથી સ્વાર્થ કાઢી લે તેવુ
**ગતેગતુ,** ન૦ ચરની મૂડી,ઘરઘરનુ "આ વેપારમા ગતેગતુ થાય એટલે બસ" [દેવુ
**ગતે ઘાલવુ,** ક્રિ૦ અ૦ ઠેકાણે કરવુ,દાટી–માળી
**ગદ,** સ્ત્રી૦ રમતમા હાર થવી તે, હાર ૨ રોગ, દુખ ૩ છાની વાત, ગુહ્ય વાર્તા
**ગદકુ,** ન૦ બહારનુ, મિષ, નિમિત્ત
**ગદગદ** અ૦ કઠ ભરાઈ ગયો હોય તેમ, ગળામાથી અચકાતો ગગળનો શબ્દ નીકળે તેમ
**ગદગદુ,** વિ૦ અદરથી કાચુ અને પોચુ,પાણી પોચુ, ઢીલુ ૨ કહોયેલુ
**ગદડવુ,** ક્રિ૦ સ૦ ચોળવુ, છુદવુ, ચ્યરવુ ૨ પગવતી દબાવવુ, ખુદવુ ૩ હેરાન કરવુ
**ગદબદ,** વિ૦પુષ્કળ જીવ પડયા હોય તેવુ,ખદબદ
**ગદબદિયાં,** ન૦ નાણાની રેલછેલ પૈસાની પુરતી
**ગદલુ,** વિ૦ મેલુ,ગદુ,વટાયેલુ
**ગદવુ,** ક્રિ૦ અ૦ ટટાર ઉભુ રહેવુ ૨.ખુદવુ ૩ ઉતાવળુ ચાલવુ, દોડવુ
**ગદા,** સ્ત્રી૦ (સ૦)એક જાતનું લોઢાનુ આયુધ, એને ઉપરથી નાળિયેર જેવુ કમરખના જેવા કાગરા વાળુ માથુ હોય છે ૨ ચોસલુ,શિલા
**ગદારવુ,** ક્રિ૦ સ૦ ઉભુ રાખવુ, ટેકો દેવો,
**ગદાવવું,** ક્રિ૦ સ૦ થકવવુ, રેતમા દેડાવવુ.
**ગદિયાણી,** સ્ત્રી૦ પીળા ફૂલનો એક છોડ,કાસકી
**ગદિયાણો,** પુ૦અડધા તોલાનુ વજન,સોળ વાલ.
**ગદેલુ,** ન૦ખૂબ રૂવાળુ એકલીઉ ગોદડુ,જાડી ગાદી
**ગદ્દગદ,** વિ૦ (સ૦) ગદગદ, ઢીલું, પોચું
**ગદ્ધામસ્તી,** સ્ત્રી૦ લાતો મારી તોફાન કરવુ તે,

ધાંધલવાળી મસ્તી
**ગદ્ધાપચીસી,** સ્ત્રી૦ જુવાની ને ઉદ્ધતાઈવાળા કામ થાય છે તે સમય, પુખ્ત વિચાર હોતો નથી
**ગદ્ધાવૈતરું,** ન૦ અણસમજનું ખોટું વૈતરું [તિ કાળ
**ગદ્દૈયું,** ન૦ ઘણામાં થતો એક જીવ ૨ જાડુંને બેડોળ તે.
**ગદ્ધો,** પુ૦ ખર, ગધેડો ગદ્ધી—ગધેડી
**ગદ્ય,** ન૦ (સં૦) સાદું લખાણ,ગાથા,નસર
**ગદ્યપદ્યાત્મક,** વિ૦ જેમાં ગદ્ય પદ્ય બંને હોય તેવું
**ગધાડિયું,** ન૦ જે ચપટા અને મોટા લાકડામાં ગાડીના પૈડાના લઠ્ઠા ઘાલે છે તે
**ગધેડી,** સ્ત્રી૦ ગધેડાની માદા,ગર્દભી,
**ગધેડું,** ન૦ ગધેડો અથવા ગધેડી,ખર,રાસભ
**ગધેડો,** પુ૦ ખર,રાસભ,ગદ્ધો ૨. સુસ્ત, હઠીલો ને અક્કલ વિનાનો માણસ ૩ મૂર્ખ, ઠોઠ ગધેડો બનવું—મૂર્ખ ગણાવું
**ગધેવાન,** પુ૦ ગધેડા હાંકનાર,કુંભાર.૨ ગમાર
**ગનીમત,** સ્ત્રી૦ (ફા૦) ઈશ્વરી કૃપા, સુભાગ્ય, સંતોષસૂચક ઉદ્ગાર, બસ, ઘણુંએ [શત્રુ.
**ગનીમ,** પુ૦ (આ૦)મોગલ મુસલમાન ૨ દુશ્મન,
**ગનેસને,** અ૦ ગણુસારે, કાનોકાન, ચેંચેં પેંચે
**ગંદકી,** સ્ત્રી૦ કાદવ કીચડવાળી જગા ૨ ગંદવાડ, વાસ મારતો કચરો [પડેલો જે કચરો તે
**ગંદવાડ,** પુ૦ ગંદકી, અસ્વચ્છ જગા, જ્યાં ત્યાં
**ગંદુ,** વિ૦ ગંદકીવાળું, અસ્વચ્છ મેલું ગોબરૂ
**ગંધ,** સ્ત્રી૦(સં૦)વાસ,બો,સોડમ ૨ ચંદન,ચાલ્લો
**ગંધક,** પુ૦(સં૦)પીળા રંગની બરડ અને ગરમીથી રસ થઈ જાય તેવી એક ધાતુ બળતાં જવાળા આસમાની રંગની અને વાસ આકરી હોય છે
**ગંધઘાણ,** સ્ત્રી૦ નઠારા વાસનું ચોપાસ ફેલાવું તે
**ગંધપુષ્પ,** ન૦ (સં૦) ચંદન અને ફૂલ
**ગંધરપ** પુ૦ (સં૦ ગંધર્વ) ગવૈયાની એક જાત —એને જનોઈ હોય છે, કિન્નર ૨ ગંધક
**ગંધર્વ** પુ૦ (સં૦) સ્વર્ગનો ગવૈયો, કિન્નર
**ગંધર્વનગર,** ન૦ (સં૦)ગંધર્વનું નગર ૨ આકાશમાં ઘડીમાં દેખાય ને ઘડીમાં જતું રહે વળી બીજી જગાએ દેખાય એવું જે માયાવી નગર તે ૩ જાડી પાતળી હવાને લીધે સૂર્યનાં કિરણોના આડાતેડા પ્રસરણોને લીધે પૃથ્વીપરના ચિતારો હવામાં દેખાય છે તે
**ગંધર્વવિવાહ,** પુ૦ (સં૦) સ્નેહ લગ્ન,વરકન્યા અન્યોન્યમાં સમજી પરણે છે તે
**ગંધર્વવેદ,** પુ૦ (સં૦) ગાયન શાસ્ત્ર
**ગંધવા,** પુ૦ સહવાસ,સોબત,સંગ. [અત્તર
**ગંધસાર,** ન૦ સુખડ,ચંદન ૨ સુગંધીવાળી વસ્તુ
**ગંધાક્ષત,** પુ૦ (સં૦) ચંદન અને ચોખા
**ગંધાતુ—યલું,** વિ૦નઠારા વાસવાળું, ગંધ મારતું, બદબોવાળું
**ગંધાર,** પુ૦(સં૦)ગાયનના સાત સૂરમાંનો એક સૂર
**ગંધાવું,** ક્રિ૦અ૦ વાસ મારવી,બદબો નીકળવી ૨ કહોવું ૩ મનમાનું મનમાં ન રહેતાં કંઈક વાત બહાર આવવી. [વાસમારતું
**ગંધીલું,** વિ૦ચીકણું, લડકણું ૨ અદેખું,દ્વેષી.૩
**ગપ,** સ્ત્રી૦ (હિં૦) ઉડતી—પાયાવિનાની લોકમાં ચાલતી વાત—ખબર,લોકવાયકા,ગુમાટો ૨ જુઠાણું, વાતના ખોટા તડાકા
**ગપગપ,** અ૦ ટપટપ,એક પછી એક,ઉપરાઉપરી
**ગપતાલિયું,** ન૦ ચોરી ૨ ડગળું, ગચિયું
**ગપસપ,** સ્ત્રી૦ ગપ,નવિન સમાચાર, ટાઢા પહોરના તડાકા
**ગપાશ,** સ્ત્રી૦ ખોટી ગપ ૨ વખત ગુજારવા કે મનરંજન કરવા જે વાત ચલાવવી તે
**ગપાગપ,** અ૦ એક પછી એક,વગર અટકે,સપાટાબંધ,ગબાગબ, ઉપરાઉપરી. [પડવો તે.
**ગપાગપી,** સ્ત્રી૦ ઉપરાઉપરી મુક્કીનો માર
**ગપાટો,** પુ૦ગુમ,ગપ, અફવા [તડાકા, ગપ
**ગપાષ્ટક,** ન૦ (સં૦ ગપ+અષ્ટક) જુઠાને ખોટા
**ગપોડું,** ન૦ ગપ્પું,અફવા
**ગપોલિયું,** ન૦ વ્યભિચાર ૨ કંઈ ભરાઈ બેસવું તે ૩ ધીમે ધીમે કાણામાં ઘાલવું તે
**ગપ્પાં,** ન૦ગપ,સાધારણ વાતો,પાયાવિનાના તડાકા
**ગપ્પાંગોષ્ઠી,** સ્ત્રી૦વાતચીત,સાચાજુઠા કિસ્સાઓ—કહાણીઓના દાખલાઓ સાથે વાત કરવી તે
**ગપ્પી—ગપ્પીદાસ,** વિ૦જુઠા તડાકા મારનાર,ગપ

મારનાર,વાતોડિયો
**ગપ્પુ**, ન૦ ગપ, જુઓ
**ગફલત**, સ્ત્રી૰(આ૦) બેપરવાઈ કે વિસ્મૃતિથી, બરાબર ધ્યાન ન અપાવું તે,બેદરકારી ૨ ભૂલ, ચૂક
**ગફલતી**, વિ૰ ગાફેલ, બેદરકાર ગફલત કરે તેવુ ૨ સ્ત્રી૰ ભૂલ, સરત ચૂક
**ગફલુ**, વિ૦ સુંદર અને હૃષ્ટપુષ્ટ, ગબરૂ
**ગફા**, સ્ત્રી૰ ગુફા, ગુહા
**ગફેો**, પુ૦ બુકો,મોમા માય તેટલુ,મોટો કોળિયો
**ગબ**, અ૰ ચટ, ઝટ, ઓચિંતુ
**ગબગબ**, અ૰ ઉપરાઉપરી, ગપાગપ ૨ સ્ત્રી૰ કોઇ વાત કરતુ હોય ત્યા વચમા બોલવુ તે
**ગબડગંડ**,વિ૦ કાન હોય તેવુ, ભોળિયુ, સાહસિક,
**ગબડગંદુ**, વિ૰ મલિન, સાબડભોથુ [ઉદ્ધત
**ગબડવુ**,ક્રિ૦ અ૦ ગોથુ ખાવુ,નથડવુ ૨ લોટવુ, આળોટવુ ૩ પેટમા અમળાવુ,તળે ઉપર થવુ ૪ ચાલ્યા કરવુ,ગુજરવુ 'એમને કેટલાએ દિવસ ગબડયા"
**ગબડાવવુ**,ક્રિ૦ અ૰ ગોથુ ખવરાવવુ ૨ ફેરવવુ,
**ગબડી**, સ્ત્રી૰ એકદમ દોડી જવુ તે, નાશી જવુ, તે સટી જવુ તે ૨ વિ૦ માસથી ભરેલુ અને દેખાવડુ ૨ ભરેલુ (પૈસા વગેરેથી) ૩ પુ૦ માસથી ભરેલો ગોરો ને પુટડો જુવાન
**ગબાગબ**, અ૦ ટપોટપ. ૨ ધોળાધોળ
**ગબાગબી**, સ્ત્રી૰મુક્કામુક્કી, મારામાર,ધોળાધોળ
**ગબાર**, સ્ત્રી૦ ખાડો ૨ કપરોટવાળો ખાડો
**ગબારો**,પુ૰નાનુ વિમાન,હવાઇ, કાગળની કોથળી
**ગબી**, સ્ત્રી૦ અગલ, બદી
**ગબોગબ**,અ૦ઉપરાઉપરી મુક્કાનો માર પડે તેમ
**ગબોળો** પુ૦ ગપગોળો,ખોટા ભુમાટો ૨ ફજેતો,
**ગબ્બ**, અ૦ જોરથી, ધબ્બ લઇને [ભવાડો
**ગબ્બર**, વિ૰ ભરેલુ, ભરપુર,પૂર્ણ ૨ તગ,જબ્બર, સંગીન [વિહીન,મૂર્ખ ૪ મુક્કો,ગોદો
**ગબ્બો**, પુ૦ મોટી ગબી ૨ શેરડીની ગાઠ ૩ બુદ્ધ
**ગભરાટ**, પુ૦ અકળામણ,મનની ગુંચવણ સૂઝન પડે તેવી સ્થિતિ.૨ દુ,ખ,વેદના ૩ ધ્રાસકો,દહેશત.
**ગભરામણ**, સ્ત્રી૰ અકળામણ,મુઝવણ,ગભરાટ
**ગભરાવુ**, ક્રિ૦ અ૦ ગુચવાવુ, બાવરા થવુ. અકળાવુ ૨ દુખી થવુ
**ગભા**, પુ૦ બળખા, ગળફા
**ગભાણ**, સ્ત્રી૦ ઢોરના ખીલા આગળ આડું લાકડુ મૂકી ચાર નાખવાની જગા, ગમાણ ૨ ન૦ ગામને પાદરે આવેલી ગોચર જમીન, ચરો
**ગભારો**,પુ૦મંદીરની અંદરનો ભાગ,જેમા મૂર્તિઓ હોય તે ભાગ
**ગમ**,સ્ત્રી૦બાજુ,પાસુ,તરફ ૨ વલણ,પસંદ પડવુ તે ૩ ભાન,સૂઝ,સમજણ ૪ સાખી રહેવુ તે ખામોશ ૫ શક્તિ, બળ,૬ (આ૦) શોક,દીલગીરી,હાય, અફસોસ ૭ અ૦તરફ,ભણી,દિશામા [દુખી
**ગમગીન**, વિ૦ (આ૦)દીલગીર,શોકાતુર,ઉદાસ,
**ગમગીની**, સ્ત્રી૦ દીલગીરી,ખેદ,શોક,ગમ
**ગણચાં**, ન૦(આ૦) બોલતા બોલતા અચકાવું, આનાકાની કરવી,વિચારી વિચારીને ના મરજીથી બોલવુ. [રમુજ, વિનોદ, રમત, ખેલ
**ગમત**, સ્ત્રી૦ (ફા૦) ખુશીમા વખત કાઢવો તે
**ગમતિયાળ-તી** વિ૦ ખુશી કરે તેવુ રમુજી
**ગમતુ** વિ૰ પસંદ પડતુ,ગમે તેવુ, રૂચિકર
**ગમન**,ન૰ (સ૦) ચાલવુ તે, ચાલ, ગતિ
**ગમનાગમ**, ન૦ (સ૦) જવુ આવવુ તે,આવજા
**ગમવુ**,ક્રિ૰અ૦પસંદ પડવુ ,ભાવવુ ,મન માનવુ,
**ગમા**, પુ૰ હાજા,ગાત્ર, શક્તિ [ગોઠવુ
**ગમાણ**,સ્ત્રી૦ઢોરને ઘાસ નાખવાની જગા ગભાણ.
**ગમાણિયુ**, ન૰ ખીલા આગળ ચાર અને બેસ એ બેની વચ્ચે જે આડુ લાકડુ નાખે છે તે
**ગમાનક**, ન૦ ગવાનિક, ગોગ્રાસ [રોચુ.
**ગમાર**,વિ૰અવિવેકી,અસભ્ય,જંગલી ૨ ગામડિયુ,
**ગમાવવુ**, ક્રિ૰ સ૦ ગુમાવવુ ,જુઓ
**ગમી**, સ્ત્રી૦ દીલગીરી,શોક.૨ અ૰ તરફ,ભણી
**ગમે તેમ**,અ૰ કોઇ પણ રીતે,ઇચ્છા પ્રમાણે મરજી મુજબ [મપણુ ૨ ઉડો વિચાર ૩ ધીર.
**ગંભીરતા**, સ્ત્રી૦અગત્યતા,ગૌરવ,મહિમા,ભારેખ
**ગંભીરતાઈ**, સ્ત્રી૦ ભારેખમપણુ મહિમા, અગત્યતા, ગૌરવ. ૨ ધીર ૩ ઉંડો વિચાર.
**ગંભીર**, વિ૦ (સ૦) ભય ને આશ્ચર્ય ઉપજાવે

તેવુ મોટુ,પ્રૌઢ.૨ પુખ્ત,ઠરેલ,ભારેખમ, (માણુસ-વિચાર).૩ ધીર,સહનશીલ (સ્વભાવ)
ગમ્ય, વિ૦ (સ૦ ગમ્ )જવાય-સમજાય તેવુ
ગયઢેરો,પુ૦ગામનો વૃદ્ધ અને દાબવાળો આગેવાન
ગયંદ, પુ૦ હાથી ગતિ ગયદ ઓપિત અધિક'
ગયવર, પુ૦ મોટો હાથી [ -શામળ
ગર, પુ૦ (સં૦ ગર્ભ) ફળની અદરનો વ-ચલો પોચો-રસ ભર્યો ભાગ, અ દરનો માવો, મગજ, ૨ મનનો ભેદ, મર્મ, ભરમ, ૩ ઝેરી અધાર, ગલ ૪ વિ૦ (ફા૦) કરનાર
ગરક-ર્ક, વિ૦ (આ૦) ડૂબી ગયેલુ, ડૂબેલુ, ૨ લીન, મગ્ન
ગરકવુ, ક્રિ૦ અ૦ કાદવ વગેરેની અ દર પેસી જવુ ૨ ડૂબી જવુ ૩ લીન થઈ જવુ
ગરકાવ, વિ૦ ભરપૂર, ભરેલુ તલ્લીન, મશગુલ
ગરગટ, પુ૦ ઠીંગણો પુરૂષ, વામનજી.
ગરગડવુ,ક્રિ૦અ૦પેટમા અવાજ થવો ૨ ગાજવુ
ગરગડી, સ્ત્રી૦ ગરેડી, નાનુ પૈડુ
ગરચવુ,ક્રિ૦ સ૦ અકરાતિયાની પેઠે ખાવુ,ઘચવુ.
ગરજ, સ્ત્રી૦ (આ૦) ખપ, અગત્ય, દરકાર ૨ અડીવેળા, ભીડ.૩.મતલબ, સ્વાર્થ
ગરજણુ, સ્ત્રી૦(સ૦)એક જાતનું પક્ષી, ગડધણુ
ગરજના, સ્ત્રી૦ ધ્વનિ,ગગડાટ ૨ હોકારો,બરાડો
ગરજવંત-વાન, વિ૦(આ૦)સ્વાર્થનિષ્ટ,સ્વાર્થી
ગરજવુ, ક્રિ૦ અ૦ (સ૦ ગર્જ્ ) ગાજવુ ૨ ગર્જના કરવી, બરાડવુ તડુકવુ
ગરજાઉ-જુ, વિ૦ ગરજવાન, જેને ગરજ હોય તે ૨ આપમતલબી, સ્વાર્થી
ગરજો, પુ૦પરોહ,અ કુર ૨ ખીલો ૩ કાંટો
ગરડગપ-ફ, અ૦ ઝટ દઈને,અચાનક, અલોપ થયેલુ હોય તેમ,
ગરડવું, ક્રિ૦ અ૦(અક્ષર) ઘુટવુ ૨ ખેચવુ, તાણવુ ૩ ઘુરકવુ,લહેકાવવુ,લ બાવવુ. 'ગાયે ગીત ગરડી, અ ગ મરડી, અ ગે અનંગ જગાડતી '-પ્રે૦
ગરડો, પુ૦ ખરડો
ગરઢ, પુ૦ ઘરડ, જુઓ
ગરણી, સ્ત્રી૦ઝીણાં કાણાવાળી વાડકી, ગળણી.
ગરણીજી, સ્ત્રી૦ જૈન સ્ત્રી સાધુ,જૈન આરજા.
ગરણુ, ન૦ગળણુ, પાણી, ઈ૦ ગાળવાનુ સાધન
ગરણુ, ન૦એક જાતની ધર્મ ક્રિયા
ગરથ, પુ૦ નાણુ, પુજી ગર્થ
ગરદ, વિ૦ (ફા૦) સાકડે આવી ગયેલુ, ભીડવાળુ ૨ ખૂબ મચેલુ, મસ્ત બનેલુ
ગરદ, સ્ત્રી૦ ધૂળ, રજ
ગરદન, સ્ત્રી૦ (ફા૦) ગળાનો પાછલો ભાગ, બોચી,ડોકી ગળચી ગરદન મારવુ—જીવ લેવો મારી નાખવુ,૨ ઘણુજ નુકસાન કરવુ
ગરદી, સ્ત્રી૦ ભીડ,ઠઠ,ગીરદી
ગરદો, પુ૦ તમાકુના પાદડાનો ભુકો, જરદો
ગરનાળ, સ્ત્રી૦ છરાના ગોળા ભરવાની ખાયણી જેવી તોપ
ગરનાળુ, ન૦ પાણી આવવા જવાને માટે કરેલો માર્ગ તે, પાણી જવાનો સાકડો બાધેલો માર્ગ
ગરબડ, સ્ત્રી૦ ગડબડ, જુઓ
ગરબડગોટો, પુ૦ઘોટાળો,અવ્યવસ્થા,
ગરબડવુ, ક્રિ૦ અ૦ ગબડવું, જુઓ
ગરબડસરબડ, સ્ત્રી૦ ઉંધુચતુ, ગડબડગોટો
ગરબડાટ,પુ૦ ગડબડાટ, જુઓ
ગરબી, સ્ત્રી૦ સ્ત્રીઓમા લહેકાવીને ગવાતી એક જાતની દેશી કવિતા
ગરબો, પુ૦ મોટી ગરબી,રાસડો ૨ ગાતા અને સાથે તાળીઓ પાડતા દીવા અથવા માડવીની આસપાસ ફરવુ તે 'ગરબો ખુદવો.' ૩ નોરતામા અથવા માતા વાવે છે તે પ્રસગે જે કાણાવાળી માટલીમા દીવો રાખી રાતે ગવરાવવુ તે.
ગરભ, પુ૦ (સં૦ ગર્ભ.)નર માદાના સયોગથી માદાના ઉદરમા જે જીવરૂપે પિંડ બધાય છે તે, હમેલ, દહાડા ૨ ગર, મગજ, માવો, અ દરનો કુમળો ભાગ તે. ૩ ક્ષેત્રફળ ૪ મધ્ય,વચ.
ગરભછાંટ, સ્ત્રી૦ છરા ભરેલો દારૂનો ગોળો.એ પોલો હોય છે એમા ખીલા, પત્થરા, છરા અને સળગી ઉઠે તેવા પદાર્થો ઘાલેલા હોય છે તે.એ ગોળો જ્યા પડે છે ત્યા ઘણા જોરમાં ફાટે છે અને ઘણુ નુકસાન કરે છે.

**ગરભસૂતર,** વિ૦ તાણામા રેશમ ને વાણામા સુતર હોય તેવા વણાટવાળુ
**ગરમ,** વિ૦ (સ૦ ઘમ )ઉનુ, ઉષ્ણુ,તપેલુ ૨ જોસમા આવેલુ,આતુર ૩ જલદ, તીખુ **ગરમ** કપડા—ઊનના લુગડા **ગરમ થવુ**—મીજાજ ખોવો ૨ તપી જવુ, ગુસ્સે થવુ **ગરમ** આગ— ઘણુ જ ગરમ ૨ બહુ તીખુ
**ગરમર,** ન૦એક જાતના મૂળીયા
**ગરમમસાલો,** પુ૦ તજ લવિંગ વગેરે તેજાનાનો ભૂકો જે રસોઇના પદાર્થમા નાખવામા આવેછેતે
**ગરમાઈ,** સ્ત્રી૦ ઉષ્ણતા, ગરમી [ તાણુ
**ગરમાગરમ,** વિ૦ ઉનુઉનુ, તરતનુ ઉનુ કરેલુ,
**ગરમાવો,** પુ૦ ઉષ્ણતા, ગરમી
**ગરમાળો,** પુ૦ એક જાતની શિંગ (ઔષધિ.)
**ગરમી,** સ્ત્રી૦ (ફા૦) દાહ, ઉષ્ણતા, ધામ ૨ તાપ,ગરમાવો, ઉતાપ ૪ તોર, જોસ,જુસ્સો મદ, આવેશ ૫ ટાકી પરમિયાનો રોગ
**ગરમુ,** ન૦તપેલી જેવુ છાછરૂ વાસણ.
**ગરમેલ,** સ્ત્રી૦ રૂવાટીવાળો એક જાતનો નાનો છોડ, એના મૂળના ભાગનુ અથાણુ કરે છે,ગરમર
**ગરલ,** ન૦ વિષ, ઝેર
**ગરવ,** પુ૦ **ગર્વ,** જુઓ
**ગરવુ,** વિ૦ (સ૦ ગુરૂ)મોટુ,ગારવવાળુ, 'ગરવી ગુજરાત' ૨ ભારે, ભપકાવાળુ 'બચકે બાધ્યા વસ્ત્રને વાગા, વણુ વરેણુ ગરવુ રે'
**ગરવું,** ક્રિ૦ અ૦ખરી પડવુ, ખરવુ પડવુ ૨ અંદર પેસવુ
**ગરડ,** વિ૦ મોટુ ૨.પુ૦ખાડો,ચીલો,ઢાળ
**ગરાડી,** વિ૦ વણોજ વ્યસની, વ્યસનમા ચકચૂર
**ગરાડો,** પુ૦ ઈમારતનો પાયો નાખવા માટે ખોદેલો લાબો ખાડો
**ગરાસ,** પુ૦ (સં૦ ગ્રાસ)ગામનુ રક્ષણ કરવાના બદલામા કાઢી આપેલી જમીન અથવા ઉચક રકમ ૨ ગુજરાન માટે આપેલી જમીન (રાજ્યકર્તાના કુટુબીઓને)
**ગરાસણ—ણી** સ્ત્રી૦ ગરાસિયાની સ્ત્રી ૨ ગરાસિયા જાતની સ્ત્રી
**ગરાસિયો,** પુ૦ રાજવશી ભાયાત, ગરાસવાળો રજપુત,હિસ્સે આવેલી જમીનોની ઉપજ ખાનાર
**ગરિમા,** સ્ત્રી૦ સં૦)મોટાઇ, પ્રૌઢતા ૨ આઠ સિદ્ધિઓ પૈકી એક
**ગરીબ,** વિ૦ (આ૦) નિર્ધન, પૈસા વગરનુ ૨ કગાલ, દરિદ્ર, બાપડુ,દુખી ૩ ભલુ, સાલસ, સહનશીલ, ઠડા મિજાજનુ [ ભિખારીઓ
**ગરીબગરબા—ગુરબાં,** ન૦ કગાલ માણસો ૨
**ગરીબનિવાજ,** વિ૦ (+ ફા૦નવાખ્તન્—આપવુ ) ગરીબ ઉપર દયા કરનાર, દયાળુ
**ગરીબપરવર,** વિ૦ ( ફા૦ પરવર—રક્ષણહાર ) ગરીબની સભાળ લેનાર (મોટા દરજ્જા વાળાઓને માનાર્થે એ વિશેષણ જોડવામા આવે છે )
**ગરીબી**(ગરીબાઇ), સ્ત્રી૦નિર્ધનપણુ, કગાલિયત, દળદર ૨ ભલાઈ, સાલસાઇ
**ગરીષ્ટ,** વિ૦ મોટુ 'આતે ગરીષ્ટ ગિરિ કે ગજગજ એ છે'૨ ભારે, સગીન
**ગરુડ,** પુ૦ (સ૦) એક મોટુ માસાહારી પક્ષી એ બહુ મોટો ને જોરાવર હોવાથી રાજા કહેવાયછે
**ગરુડગામી,** વિ૦વિષ્ણુ, ગરુડની સ્વારી કરનાર
**ગરૂડધ્વજ,**વિ૦જેની ધ્વજા ઉપરગરુડનુ ચિહ્ન છે તે
**ગરુડો,** પુ૦ ઢેડનો ગુરુ, અત્યજ ગોર
**ગરુર,** વિ૦ (ફા૦) મગરૂર, અહકારી, મિજાજી
**ગરુરી,** સ્ત્રી૦ (અ૦) ગર્વ,મગરૂરી પતરાજ
**ગરુવુ,** ન૦ ગરવુ મોટુ, સમર્થ
**ગરો—ડો,** પુ૦ગુરુડો,ઢેડનો ગોર
**ગરોહર,** વિ૦ ભારેવાઈ, દહાડાવાળી, ગર્ભવતી
**ગરોળી,** સ્ત્રી૦વરોડી, ચિચી, અધીલુ
**ગર્જના,** સ્ત્રી૦ ( સ૦ ગર્જ ) ગાજવુ તે ૨ તડુકવુ તે, તાડુકો (સિંહ)
**ગર્ત,** પુ૦ ખાડો.
**ગર્થ,** પુ૦ (સ૦) પૈસો,નાણુ, પુજી
**ગર્દ,** સ્ત્રી૦ ઝીણી ધળ રજ છિંયાડી
**ગર્દભ,** પુ૦ (સં૦) ગધેડો **ગર્દભી**-ગધેડી.
**ગર્ભ,** (ન૦) ગરભ ગાભ ઉદરમા રહેલો જીવ બાળક ૨ ગર્ભ માવો. ૩ તેજ
**ગર્ભપાત,**પુ૦ગર્ભ પાડવો તે ૨ પ્રસવસ્રાવ,કસુવાવડ.

**ગર્ભયાતના,** સ્ત્રી૦ (સ૦) ગર્ભને જે દુઃખ સહન કરવુ પડે છે તે
**ગર્ભવતી,** સ્ત્રી૦ (સ૦)ભારેવાઇ દહાડાવાળી.
**ગર્ભવાસ,** પુ૦ (સ૦)ઉદરમા ગર્ભનુ રહેવુ તે
**ગર્ભશ્રીમંત,** વિ૦ (સ૦) જન્મથી શ્રીમન્ત, ધનવાનને ઘેર જન્મેલુ ગભ્ભર
**ગર્ભસ્થાન,** ન૦ (સ૦) ગર્ભ જ્યા રહે છે તે ઠેકાણુ, કૂખની અંદરનો ભાગ
**ગર્ભસ્રાવ,** પુ૦ (સ૦) ગર્ભનુ ગળવુ તે,અધુરે જવુ, ગર્ભપાત [એ નામનો એક સસ્કાર
**ગર્ભાધાન,** ન૦ (સ૦) ગર્ભનુ બી રોપાવુ તે ૨
**ગર્ભાશય,** ન૦ (સ૦) ગર્ભસ્થાન, ગર્ભકોશ
**ગર્ભિણી** (સ૦) ગર્ભવતી
**ગર્ભિત,**વિ૦(સ૦)જેમા કઈ બીજી વસ્તુ ઉડાણમા રહી હોય તેવુ ૨ જેમા અર્થ-ભાવ રહ્યો હોયતે
**ગર્વ,** પુ૦ (સ૦) અભિમાન,અહંકાર,મગરૂરી
**ગર્વિષ્ઠ-ષ્ઠી,** વિ૦ (સ૦)અહંકારી, મગરૂર
**ગલ,** પુ૦ માછલા પકડવાનો આંકડો ૨ કુવામા પડેલી ચીજ કાઢવાને આંકડીઓનો જથો તે બિલાડી. ૩ સાપ, ગરોળી વગેરેની ઝેરી અ-વાર-લાળ ૪ લાચ, લાલચ ૫ ગુલબાસ ૬ મન, ૭ બાતમી, ખબર ૮ બળેલી બત્તી, મોગરો ૯ હુકાની ચલમમા બળી ગયેલી તમાકુ ૧૦ ગર, માવો ૧૧. સત્વ, તત્વ
**ગલકી,** સ્ત્રી૦ એક જાતનો શાકનો વેલો
**ગલકુ,** ન૦ ગલકીનુ ફળ
**ગલખોડ,** સ્ત્રી૦ ઢોરના ગાળીએ, ઘાલેલો લાકડાનો કડકો ૨ નિવેડો, છેવટ
**ગલગલિયા,** ન૦ ગલીપચી
**ગલગોટો,** પુ૦ (ફા૦)એક જાતનો છોડવો
**ગલજીભી,** સ્ત્રી૦એક જાતનો વેલો
**ગલત,** વિ૦ (આ૦) પાયાવનાનુ, ઠામ ઠેકાણા વગરનુ ખોટુ, જુઠુ
**ગલધાણી,** સ્ત્રી૦ ધાણી અને ગોળની સુખડી
**ગલધુથી,** સ્ત્રી૦ ગલહુતી, જુઓ [ ગળેબંધ-
**ગલપટો,** પુ૦ ગળે રાખવાનો ઊનનો પટો,
**ગલપાપડી,** સ્ત્રી૦ગોળની બનાવેલી એક મીઠાઇ
**ગલબલ,** સ્ત્રી૦ ડલબલ,ગળામા બોલે તે
**ગલબા,** પુ૦ (આ૦ વલબા )ફટાકા,પલીતા, ટેટા
**ગલબુ,** ન૦ અફવા,ગપ, બૂમ
**ગલબો,** પુ૦ ગપ ૨ એક જાતનો ફૂલછોડ
**ગલમેંદી,** સ્ત્રી૦ એક જાતનો સુગંધી છોડવો.
**ગલહુતી,** સ્ત્રી૦ (ગોળ+સ૦ ચ્યુતિ(ચ્યુ-ટપકવુ) ટપકુ, અથવા, ગોળ+સ૦ હુતિ (હુ-અર્પવુ) ભોગ ) ગોળ,ઘી, તથા પાણીનુ તર્ત જન્મેલા બાળકના મોમા મૂકવાનુ મિશ્રણ
**ગલાલ,** ન૦ એક જાતનો રાતો ભૂકો
**ગલાસ,** ન૦ (અં૦) બિલોરી કાચનો પ્યાલો
**ગલિત,** વિ૦પડેલુ,ટપકેલુ
**ગલી,** સ્ત્રી૦સ્પર્શથી ચામડીને થતી અસર, ચમક
**ગલી,** સ્ત્રી૦ ધોરી રસ્તાપરથી આડી નીકળતી સાકડી વાટ,સાકડી શેરી-પોળ, ખીણ
**ગલીકુંચી,** સ્ત્રી૦ આડાઅવળા ને સાકડા રસ્તા
**ગલીચ,** વિ૦ (આ૦) ગંદુ, મેલુ, કચરાવાળુ
**ગલીચી,** સ્ત્રી૦ મળ, ગંદવાડ, ગંદકી
**ગલીચો,** પુ૦ ગાલીચો, જુઓ
**ગલેફ,** પુ૦ (ફા૦) કપડાનુ ઢાકણુ,ખોલ,પડ.
**ગલેફી,** સ્ત્રી૦ એક તરેહના ભજિયા
**ગલેફુ,** ન૦ ગાલની માહેનો ભાગ
**ગલેલી,** સ્ત્રી તાડના ફળની અંદરનો કુમળો ભાગ
**ગલોલ,** સ્ત્રી૦ કાકરા અથવા ગોળા ફેકવાનું દોરી-ચામડાનુ ગુંથણુ
**ગલોલો,** પુ૦ ગોળો, ૨ ગોળમટોળ
**ગલ્લ,** પુ૦ (સ૦) ગાલ
**ગલ્લાતલ્લાં,** ન૦ ગાગાતલ્લા
**ગલ્લો,** પુ૦ (ફા૦) પૈસો-નાણુ રાખવાનુ ઠામ, ખજાનો ૨ દુકાનદારની વકરાના પૈસા નાખવાની પેટી-વાસણ [પેલુ લુગડુ, છાયલ
**ગવન,** ન૦ (અ૦ ગાઉન) સુતરાઉ બારીક છા-
**ગવરનર,** પુ૦ (અં૦)ઈલાકાનો વડો હાકેમ.
**ગવરનરજનરલ** પુ૦(અં૦)આખા દેશનો હાકેમ,
**ગવડાવવુ,** ક્રિ૦સ૦ ગાય તેમ કરવુ, ગાવા લાગવુ. ૨ નિંદા-ચર્ચા કરાવવી [ગોરી ૨. ગૌરી, જુઓ.
**ગવરી,** વિ૦ ધોળી અને સહેજ લાલ ધાબાવાળી;

**ગવલી,** પુ૦ ગોવાળિયો
**ગવાક્ષ,** ન૦ (સ૦) બાકુ, જાળિયુ,વાતાયન
**ગવાનિક,** ન૦ (સ૦ ગવાન્ન ) જમતા પહેલા ગાયને માટે જુદુ કાઢેલુ રાધેલુ અન્ન
**ગવાર,** સ્ત્રી૦ પુ૦ એક જાતનો છોડ તેની શિંગ ને ખી ઢોરને ખવરાવે છે
**ગવારફળી-શીંગ,** સ્ત્રી૦ ગવારની શિંગ
**ગવાવું,** ક્રિ૦ અ૦ ચરચાવુ,વગોણુ થવુ,નિદાવુ ૨ ગવાય તેમ કરવુ
**ગવાહી,** સ્ત્રી૦ (આ૦) સાક્ષી, પુરાવા.
**ગવાળો,** પુ૦ સારો ખોટો તેમ કામનો ને નકામનો સેળભેળ થઇ ગયેલો સામાન રાખવાનો કોથળો ૨ ઢાકણુ, આચ્છાદન
**ગવેહ,** સ્ત્રી૦કીનો,વેર, ખાર (હાલાર )
**ગવૈયો,** પુ૦ ( સ૦ ગાયક ) ગાયન કરનારો, ગાનારો, ગધર્વ [છાણ,મૂત્ર.
**ગવ્ય,** ન૦ (સ૦) ગાયનુ દુધ, દહીં, માખણ,
**ગસીયો,** પુ૦ લોટ સાથે ઘી ગોળ મેળવી કરેલો ફાકવાનો ખોરાક
**ગસ્ત,** સ્ત્રી૦ (ફા૦) રોન, ચોકી, રખવાળી.
**ગહન,** વિ૦ (સ૦) જવા, પહોચવા,સમજવાને અઘરુ, ગભીર 'ગહન તાહરી છે, પ્રભુ ગતિ '
**ગહ્વર,**ન૦ (સ૦)પહાડની અદરની બખોલ,ગુફા.
**ગળ,** ન૦ ગલ, જુઓ
**ગળકેરી,** સ્ત્રી૦ગોળકેરી ગોળમા આથેલી કેરી
**ગળકો,**પુ૦ જીહ્વા સ્વાદ,લળકો, ૨ રુચિ, ભાવ
**ગળગળવુ,** ક્રિ૦ અ૦ ગળગળુ થવુ, ગગળી જવુ
**ગળગળુ,** વિ૦ પાણી જેવુ, ઢીલુ, નરમ ૨ દીન, ગરીબ ૩ રડતુ " ગળગળો સ્વર "
**ગળગોટિયો,** વિ૦ ગોળ, ગોળ મટોળ
**ગળચક્કુ,** ન૦ ગચકડુ, જુઓ
**ગળચટ્ટુ,** વિ૦ જરાક ગળ્યુ-મીઠુ હોય તેવુ
**ગળચવાં,** ન૦ ગળચા, ગમચા
**ગળચવુ,** ક્રિ૦ અ૦ ખાવુ, જમવુ, (તુચ્છકારમા)
**ગળચવો,** પુ૦ પુરુષને ગળે પહેરવાનો સોનાના તારનો ગુંથેલો બેમેરાનો દોરો
**ગળચિયુ** ન૦ ગળચી ડોકી ૨ ડુબતા માણસનુ ઉપર નીચે આવવુ જવુ તે, ડૂબકા ખાવા તે
**ગળચી,**સ્ત્રી૦ગળાનો પાછલો ભાગ, ડોકી ગરદન
**ગળણી,** સ્ત્રી૦ ઝીણા કાણાવાળો વાડકો, જેથી ઘી, દૂધ, વગેરે પ્રવાહી પદાર્થો ગાળે છે તે ગાળવાનુ સાધન, ગળણુ
**ગળણુ,** ન૦ પાણી, ઈ૦, ગાળવા માટેનો કકડો
**ગળત,** વિ૦ ગલત, જુઓ
**ગળતકોડ,** પુ૦ [ સ૦ ગલિત+કુષ્ટ-કોડ ] એક જાતનો ભયકર ચેપી રોગ જેમા શરીરની ચામડી સડી જઇ આગળા વગેરે ગરી જાય છે પત
**ગળતી,** સ્ત્રી૦ જેમાથી ટીપે ટીપે પાણી ગળ્યા કરે તેવુ વાસણ **ગળતી** ગોદડીએ-લીલે મોઢે લીલે તોરણે, અધવચ
**ગળથુથી,** સ્ત્રી૦ ગલહુતી જુઓ
**ગળવરી,** સ્ત્રી૦ પિત્ત વિકારથી ગળામા થતી તિખાશની અસર [સ્વાદ, મિઠાશ
**ગળગણુ,** ન૦ મિઠાશવાળી ચીજ ૨ ગળ્યો
**ગળફો,** પુ૦ ઉધરસ ખાતા મોમાથી જે જાડો ચિકણો પદાર્થ બહાર નીકળે છે તે, બળખો, બલખમ
**ગળમાણુ-વાણુ,** ન૦ ઘઉના લોટને શેકીને તેમા ગોળ ખાડનુ પાણી રેડી ખૂબ ઉકાળી કરેલુ પેય.
**ગળવુ,** ક્રિ૦ અ૦ [સ૦ ગલ્-ગળવુ ] વાસણમાના પ્રવાહી પદાર્થનુ કાણામાથી ધીમે ધીમે બહાર નીકળવુ ઝમવુ, નીતરવુ ૨ ચૂવુ ૩. ઢીલુ થવુ, પાકવુ (ફળનુ) ૪ ઓગળવુ, પીગળવુ ૫ ચઢીજવુ બફાવુ, એક રસ થવુ 'દાળ હજુ ગળી નથી' ૬ સુકાવુ, તવાઇ જવુ ૭ ઊંડુ ઉતરી જવુ ' કાદવમા ગળી ગયો ' ૮ શુદ્ધ કરવુ, મળ રહિત કરવુ ૯ પીગળવુ, દયા આવવી ૧૦ ક્રિ સ. ગળામા ઉતારી જવુ 'ગોળી'
**ગળામણ,** સ્ત્રી૦ ગાળવાની રીત ૨ ગાળવાની મજુરી ૩ ગાળતા નીકળેલો મેલ
**ગળાવુ,** ક્રિ૦ અ૦ ધાતુનુ અગ્નિથી રસરૂપ થવુ ૨ સુકાઇ જવુ, ઘસાવુ ૩ ગાળ્યુ હોય, ગાળી શકાય તેવુ થવુ
**ગળિયારો,** પુ૦ ગળાથી કપડા વગેરે રગનારો

**ગળિયુ,** વિ૦ ઢીલુ, નિર્માલ્ય બેદિલ, વિમુખ

**ગળિયેલ,** વિ૦ ગળીના રંગનુ, ભુરૂ, નીલુ

**ગળિયો,** પુ૦ કાટાનો જથો-ઉપાડો ૨ કાદવ કચરાનો પિંડો

**ગળી,** સ્ત્રી૦ [સ૦ નીલી] એક જાતની વનસ્પતિ એના પાદડાના રસમાથી નીકળતો રંગ તે ૨ અવાજ, કંઠ, હલક, ગળુ

**ગળુ** ન૦ (સ૦ ગલ્) બે ખભાની વચમાનો ભાગ જેની ઉપર મો છે અને જેમા હવા જવાની અને ખોરાક ઉતરવાની નળિયો છે તે, કંઠ, કોટ ગરદન ૨ સૂર, સાદ, અવાજ **ગળા લગી**–ઘણુ, પુષ્કળ, પૂરેપૂર, સપૂર્ણ 'તારો ગળા લગી ભરોસો છે' **ગળામા જીભ ઘાલવી**–બધ રહેવુ, બોલતા અટકવુ, બહુ બોલ બોલ કરી કટાળો આપતુ હોય ત્યારે તેને કહેવે કે, 'ગળામા જીભ ઘાલ હવે' **ગળામા જોતરૂ ઘાલવુ**–કોઇ નવા કામમા કે જજાળમા પહેલ વહેલુ નાખવુ, પીડા વળગાડવી, પોતાના કામમા કે જજાળમા પહેલવહેલુ નાખવુ, પીડા વળગાડવી, પોતાના કામમા નડે એવુ બીજુ કોઇ કામ કરાવવુ **ગળામા ટાટીઆ**–ગળે ટાટીઆ ભરાયા હોય એવી સાકડમા આવી પડવુ તે, ઘણીજ મુસીબત, જીવ જોખમાય એવી સ્થિતિમા આવી પડવુ તે, માથે જોખમ 'ગઢવી તમે તો ઉલટા મારે ગળેજ ટાટીયા ભરાવ્યા ને, હુ તમને કહુ છુ, ત્યારે ઉલટા તમે મનેજ લઇ પડો છો "—મુદ્રારાક્ષસ **ગળુ પડવુ**–ત્રણ રડવાથી, પડવાથી કે ગરમીથી બાળકને થતો એક રોગ **ગળે પડવુ**–તહોમત મૂકવુ, આળ ચઢાવવુ ૨ કોઇ કામ કરાવી લેવાને બાઝી પડવુ ૩ બથાવી પડવુ, પારકુ તે પોતાનુ છે એમ દાવો કરવો **ગળે ઘાલવુ** બીજાને સોપવુ, ઓરાઢી દેવુ જવાબદારી બીજાને માથે નાખવી ૨ ઘોચવુ **ગળુ કરવુ**–વિશ્વાસઘાત કરવો **ગળુ રહેંસવુ**–ગળુ કાપવુ, ગળુ કરવુ **ગળે ઉતરવુ**–મનમા વાત ઠસવી, સમજવુ. **ગળે છરી મૂકવી**–નુકસાન કરવુ ૨ વિશ્વાસઘાત કરવો **ગળે ફાંસી આવવી**–જોખમમા આવી પડવુ, ફસાવુ, સપડાવુ **ગળે હાથ મૂકવો**–ગળાના સોગન ખાવા

**ગળેપડુ,** વિ૦ પારકુ પોતાનુ કહી દાવો કરનાર, બથાવી પડનાર [૩ પાકેલુ, ઢીલુ.

**ગળેલુ,** વિ૦ સ્વચ્છ, ચોકખુ ૨ એક રસ થએલુ.

**ગળો,** સ્ત્રી૦(મ૦ગુળવેલ)એક જાતની કડવી વેલ. દેશી વૈદકમા બહુ ઉપયોગી હોઇ એના અર્ક, હિમ, સત્વ અને ઘન કાઢે છે

**ગળ્યુ,** વિ૦ મીઠુ, ગળપણવાળુ, મિઠાશવાળુ

**ગાગડી,** સ્ત્રી૦ નાનો ગાગડો, કાકરી, કણુ

**ગાગડુ,** વિ૦ કઠણુ, ન બફાય, ન ચઢે તેવુ ૨ પુ૦ ડોળ, ન પલળે કે નરમ ન થાય તેવો દાણો.

**ગાંગડો,** પુ૦ નક્કર વસ્તુનો કકડો ૨ ન ફુટેલુ રૂનુ જીડવુ

**ગાંગરવુ** ક્રિ૦ અ૦ બરાડવુ, ધાધડવુ

**ગાગલુ** વિ૦ નબળુ, કાગલુ, માલ વગરનુ, મો પરથી માખે ન ઉડે તેવુ

**ગાંગાતલ્લા,** ન૦ હા ના કર્યા કરવી તે, આનાકાની.

**ગાગેડવુ,** ક્રિ૦ અ૦ બરાડવુ ધાધડવુ

**ગાગુ,** વિ૦ રાક, નબળુ, ગરીબ [નારો.

**ગાગો,** પુ૦ ગરીબ, ટોપલામા મૂકી તેલ દિવેલ વેચ-

**ગાંજવુ,** ક્રિ૦ સ૦ [સ૦ ગજ] છેતરવુ ફેરાસ લાવવુ, ઠગવુ ૨ હાથ મારી જવો, હરાવવુ ૩ તોડવુ, ખડિત કરવુ 'જેણે શરાસન શભુનુ ભાગ્યુ, અજ અખડિત ગાજ્યુ.'

**ગાજાખોર,** પુ૦ ગાજો પીનાર, ગજેરી

**ગાજો,** પુ૦ [હિ૦] એક જાતનો ભાગના જેવો છોડ અને તેની કળી

**ગાંઠ,** સ્ત્રી૦ (સ૦ ગ્રથિ] આટીવાળો બધ ૨ ઝાડને જ્યાથી ડાળા ફૂટે છે તે ભાગ ૩ લાકડાના થડનો ભમરાવાળો ભાગ. ૪. અંટસ, આંટી, દુશ્મનાઇ, વેર, કીનો ૫ શરીરમા લોહી ગઠાઇ જઇ ગોળી બાઝવી તે, ગડબ ૬ સપ, ઐક્ય 'એની એક ગાઠ છે' **ગાંઠનુ**–જાતનુ **મડા ગાંઠ**–મડદાના જેવી સખ્ત ગાઠ, પડેલી ગાઠ ન છૂટે તેવુ **ગાઠનુ ગોપીચદન**–ખાનગી ખરચ; ઘેરફાયદો. **ગાઠ કરવી**–પૈસો એકઠો કરવો **ગાંઠ પડવી**–વેર બધાવુ, અટસ પડવો **ગાંઠ બાધવી**–સ્મર-

ભુમા રાખવુ ૨. નિશ્ચય કરવો, નક્કી કરવુ
ગાઠગળાડો, પુ૦ સશય વહેમ ખટકો
ગાઠડી, સ્ત્રી૦ ગાસડી, બચકી ૨ ધન પેમો
ગાંઠડો, પુ૦ ગાસડો, બચકો
ગાંઠણુ,ન૦સાધો.૨ બે તાર જોડાયલા હોય તે ૩ ગાઠવાના દોરા–તાર તે ૪ ગાઠવાની રીત–ઢબ
ગાંઠવુ, ક્રિ૦ સ૦ દોરી તાર વગેરેને એક બીજા સાથે સાધવા, એક બીજા સાથે ગઠાઠ રહે તેમ કરવુ, ગુથવુ ૨ તાબે રહીને હુકમ માનવો, બદલુ, પત કરવુ, લેખવવુ ૩ મેળવવુ, પ્રાપ્ત કરવુ
ગાંઠાળુ, વિ૦ ગાઠાવાળુ,
ગાંઠિયો, પુ૦ સુકવેલી હળદરનો લાબો કકડો ૨ ચણાના લોટની તળેલી સેવ ૩ ગાઠ ૪ ગઠિયો,ધૂર્ત્ત
ગાઠિયોતાવ, પુ૦ ગાઠ નીકળીને આવતો તાવ
ગાઠો, પુ૦ ગાઠ, વેઢો, પેરાઈ આગળનો ભાગ
ગાડ, સ્ત્રી, [ સ૦ ગુદા ] જ્યાથી શરીરનો મળ–નર્ક બહાર નીકળે છે તે,અપદ્વાર ૨ ચપટુ તળિયુ, બેસણી ગાડપર હાથ મકવો–બેફિકર–નચિંત રહેવુ ગાંડમા ભરાવુ–ખુશામત કરી વહાલા થવુ ગાડ આમળી કરવી–છેડયા કરવુ ચિઢવવુ ગાડતળે રેલો ને પાગડી વાત મેલો–પોતાનો દોષ હોય તો પારકો દોષ ન કાઢવો ગાડના વેઢ લગી ડહાયુ–દોઢ ડહાયુ, ઝીણુ
ગાંડગમચાં, ન૦ મરડાટ, ચાળોદિયા, આનાકાની
ગાડછા–પણુ સ્ત્રી૦ ઘેલછા ગાડાઇ
ગાડાઈ, સ્ત્રી૦ ઘેલાઇ, ગાડપણુ
ગાડિયુ, વિ૦ ગાડુ,ઘેલુ,નાદાન
ગાડીવ, ન૦ અર્જુનનુ ધનુષ્ય
ગાડુ, વિ૦ ભેજાનુ ખસેલુ,ડાગળી ચસકેલ,ચળેલુ, ઘેલુ,દિવાનુ,સાડીત્રણુ પામળીનુ ૨ બેવકુફી ભરેલુ ગેરફાયદો થાય તેવુ (કામ)
ગાડુઘેલુ,વિ૦ ગાડુ ૨ સાદુ,પદ્ધત વગરનુ જેમ આવડે તેમ. ૩ અતિ આનદવાળુ
ગાડુતુર, વિ૦ પ્રેમઘેલુ, મોહાધ, બહુજ ગાડુ
[illegible]દરુ, ન૦ ગામનો ઝાપો, ભાગોળ,પરવાડ
[illegible]યાટુ,ન૦ ગાધીવટુ ૨. ભેળસેળ,ગુચવાડો,
[illegible]લ,

ગાધિયાણુ, ન૦ કરીયાણુ વેચવાનો ધધો ૨ ગુચવાડો
ગાધી પુ૦ કરિયાણુ–વસાણુ–ઓસડ વગેરે વેચનારો વેપારી ગાંધીનો ગાધી ને પેઢીનો પોઠી–શેઠનો શેઠ ને નોકરનો નોકર
ગાધીવટુ, ન૦ ગાધીનો ધધો તે ૨ થોડુ થોડુ પણ બધી જાતનુ જ્ઞાન હોવુ તે
ગાયજો, પુ૦ હજામ,વાળદ,નાપિત ગાયજા જેવો –બેશરમ,અવિનીત ગાયજણુ, સ્ત્રી૦ગાયજાની સ્ત્રી
ગાંસડી,સ્ત્રી૦કોઇ ચીજોનો બાધેલો જથો,પોટલી, બચકો ૨ વૃષણુ ૩ દરનો, પુજી "તેનો બાપ ગાસડી મૂકી ગયો છે"
ગાસડી પોટલો,સ્ત્રી૦લૂગડા લત્તાની બચકી
ગાસડો,પુ૦મોટી ગાસડી ગાંસડાં પોટલા બાધવા –ઉચાળો ભરવો, સ્થાન બદલવુ
ગા, સ્ત્રી૦ ગાય, ગૌ
ગાઉ, પુ૦ (સ૦ ગવ્યૂતિ) અતર,છેટુ, લબાઇનુ માપ, કોસ, દોઢ માઇલ
ગાગર (ગાગેર),સ્ત્રી૦ (સ૦ગર્ગરી)સાકડા મોનુ માટી કે તાબા પિત્તળનુ પાણીનુ વાસણુ ગાગર–બેડિયુ–બે ત્રણુ ગાગરોની ઉતરડ, બેડુ,શિકો
ગાગરડી, સ્ત્રી૦ નાની ગાગર
ગાજ, પુ૦ એક જાતનુ ઝીણુ સુતરાઉ રેશમી કપડુ ૨ બટન–બોરિયુ ઘાલવાનુ બોટેલુ નાકુ
ગાજર, પુ૦ (ફા૦ગાઝર) એક જાતનો છોડ તથા તેનો કાદો, રાતડીઉં ગાજરની પીપી વાગી તો વાગી નહિ તો કરડી ખાધી–નુકશાન જાય કે નફો થાય એ બનેમા જેને સરખુ છે એવા માટે વપરાય છે ગાજર તાણુવુ–મોટુ ટીલુ કરવુ
ગાજરિયો, પુ૦ ઉભુ મોટુ ટીલુ
ગાજવીજ, સ્ત્રી૦ ગગડાટ અને વીજળીઓ થવી તે ૨ ખૂબ ધામધુમ કરવી તે
ગાજવુ, ક્રિ૦ અ૦ ( સ૦ ગર્જ ) ગરજના કરવી, આકાશમા ગડગડ અવાજ થવો ૨ મોટી બુમ પાડવી, તડુકવુ ૩ વાગવુ, અવાજ થવો ૪ મોટુ નામ કરવુ ૫. ધાટા પાડી ઠપકો દેવો ૬ ધામધુમ કરવી, ફુલાવુ ૭ તુમાખીમા રહેવુ.

ગાજતું વાજતું માડવે આવશે એની મેળે જાહેર થશે-જણાશે. ગાજતા મેઘ વરસે નહિ-બોલે તે કઇ ન કરે ગાજે તેનું વાજે-બોલે તેના બોર વેચાય
**ગાજીમરદ,** પુ૦ (આ૦) બહાદૂર લડવૈયો, પહેલવાન
**ગાટવુ,** ક્રિ૦ અ૦ ઠગાવવુ, છેતરાવુ ૨ ઘસાવુ
**ગાઠુ** વિ૦ ઘસાયેલુ,નબળુ પડી ગયેલુ ૨ આછુ ૩ હારેલુ.
**ગાડદી,** પુ૦ (અ૦ ગાર્ડ,) સિપાઇ, પહેરેગીર
**ગાડર,** ન૦ (સ૦ ગડ્ડર)ઘેટુ, મેઢુ
**ગાડરિયુ,** વિ૦ ગાડરા જેવુ,બીકણુ
**ગાડરિયો પ્રવાહ,**પુ૦ ગાડરની પેઠે વિચાર કર્યા વિના એકની પાછળ બીજાએ દોરાવુ-ઘસડાવુ તે
**ગાડરુ** ન૦ ઘેટુ, મેઢુ
**ગાડલી,** સ્ત્રી૦ આકાશમા જે છ તારા ગાડીના આકારે દેખાય છે તે,રોહીણી નક્ષત્ર ૨ ગાડલુ,ગાડુ
**ગાડવુ,** ક્રિ૦ દાટવુ,ખાડો કરીને મૂકવુ
**ગાડવો,** પુ૦ માટીનુ વડા જેવુ વાસણ.
**ગાડી,**સ્ત્રી૦ (દે૦ ગડ્ડી,સ૦ગત્રી) જેમા બેસીને દૂર જવાય છે તે વાહન, બે અથવા ચાર પૈડાનુ યાન, રેકળો, દમણી, ચારઠ, બગી, ઇ૦ ૨ રેલવે, આગગાડી
**ગાડીત,** પુ૦ ગાડી હાકનાર, ગાડીવાન
**ગાડીવાન,** પુ૦ ગાડી હાકનાર
**ગાડુ,** ન૦ માલ ભરવાની જે મોટી બળદની ગાડી તે ગાડુગરીડુ-ગાડુ અને એવુ બીજુ ગાડુ હાકવુ-વાહન ચલાવવુ ૨ જેમ તેમ કામ ચલાવવુ ૩ વ્યવહાર ચાલુ રાખવો ગાડે ગાડા-પુષ્કળ,ઢગલાબધ ગાડાવાટ-ધોરી રસ્તો, રાજમાર્ગ ગાડે ચઢીને આવવુ-ખુલ્લી રીતે, ઉઘાડે છોગે ગાડાના હડા જેવડુ (નાક)-ઘણુજ મોટુ
**ગાઢ,** વિ૦ (સ૦) ભારી,ઘોર, (ઉ૦) ૨ અસત, ઘણુજ (અધારૂ)૩ અતિશય, છેકજ (અજ્ઞાન)
**ગાઢું,** વિ૦ ઘાડુ, બહુજ
**ગાણું,** ન૦ ગાયન, ગીત
**ગાત,** ન૦ ગાત્ર, શરીર, અંગ
**ગાતડી,** સ્ત્રી૦ઓઢણુ ઓઢી છાતીપર ગાઠ વાળવી તે, ઘાટડી [જુદાજુદા અવયવ.
**ગાતર,** ન૦ (સ૦ ગાત્ર)અગ,શરીર ૨ શરીરના
**ગાત્ર,** ન૦ (સ૦) શરીરના સ્નાયુ 'તેના ગાત્ર શિથિલ થઈ ગયા છે' ૨ અગ,અવયવ.
**ગાથા,** સ્ત્રી૦(સ૦ગૈ-ગાવુ)એક તરેહની કવિતા ૨ કવિતામા લખેલી વાર્તા તે કથા, વાર્તા
**ગાદલુ,**ન૦ ભારે મોટુ ગોદડુ
**ગાદી,**સ્ત્રી૦ઉચી બેઠક,ફળદાર બિછાનુ ૨ આસન, તખ્ત, સિહાસન [૩ વારસ
**ગાદીપતિ,**પુ૦ગાદીનો ધણી,રાજા.૨ મહત,ઉપરી
**ગાન,** ન૦ (સ૦ ગૈ) ગાયન. [ખુશાલી
**ગાનતાન,** ન૦ ગાવુ બજાવવુ તે ૨ ચેનબાજી,
**ગાન્ધર્વ,** વિ૦ ગધર્વને લગતુ,ગધર્વ પ્રમાણેનુ
**ગાન્ધર્વ વિવાહ,** પુ૦ વર કન્યા પોતાની મેળે લગ્ન કરે તે [કૌરવોની માતા.
**ગાન્ધારી,** સ્ત્રી૦ગન્ધારદેશના રાજાની પુત્રી અને
**ગાફેલ,** વિ૦ (આ૦)અસાવધ, બેખબર,બેભાન
**ગાબડી,**સ્ત્રી૦ નાનુ કાણુ, નાનુ ગાબડુ ૨ કપતરુ ઉખેડી ગયેથી પડેલો આછો ખાડો.૩ એકાએક ગેરહાજર રહેવુ તે, બહાનુ કાઢીને જતુ રહેવુ તે
**ગાબડુ,**ન૦ગાબડી,કાણુ બાકોરુ ૨ સટકી જવુ તે
**ગાભ,**પુ૦ગરભ,જુઓ 'આભ,ગાભ ને વર્ષા તારા'
**ગાભણી** સ્ત્રી૦ (સ૦ ગર્ભિણી) ગર્ભવાળી
**ગાભરુ,** વિ૦ અકળાયેલુ,ગુચવાયેલું, ચિત્ત શાંત ન હોય તેવુ,બહેબાકળુ
**ગાભલુ,** ન૦ પિજેલા રૂનો ગોટો ૨ વાદળ જેવુ તે ૩ નાજુક ને પોચુ એવુ જે તે,કડકો,ગાભો
**ગાભાચુથા,** પુ૦ ફાટેલા તુટેલા કપડા-કાગળના ટુકડા, મેલાકુચા
**ગાભો,**પુ૦ પાઘડીમા ઘાલવાનુ બોતાનુ,ચુથરુ ૨ મઢેલા ઘરેણામા તાબા પિતળની જે સળી મૂકવામા આવે છે તે ૩ લુગડાનો નકામો કુચો, રદ્દી કપડુ ૪ ગર ગાભા કાઢી નાખવા-મહાત કરવુ, આરો કાઢી નાખવો
**ગામ,** ન૦(સ૦ગ્રામ)કેટલાક ઘરો અને થોડીક વસ્તીવાળુ ગામડુ, ખેડુ [આજીવિકા તે
**ગામગરાસ,**પુ૦ માલમિલકત,ગામની આવકરૂપી

**ગામગોર**, **પુ૦** પરોત ગામોટ
**ગામઠી**, **વિ૦ (સ૦ ગ્રામસ્થ)** ગામડા સબધી, ગામડાની રીતભાતનુ, દેશી
**ગામડિયુ**, **વિ૦** ગામડાની રીતભાતનુ, જગલી, સફાઇ વગરનુ ર અનાડી,અણુકિસબી ૩ અસભ્ય, તોછડુ.
**ગામડિયો**, **પુ૦** ગામડાનો રહેનાર, રાંચો, રાભો
**ગામડુ**, **ન૦** નાનુ ગામ [ગ્રામદેવતા.
**ગામદેવી સ્ત્રી૦** ગામનુ રક્ષણુ કરનારી દેવી તે,
**ગામપચ,ન૦** ગામના આગેવાનોનુ મડળ [દુખ
**ગામવખો,પુ૦** ગામથી જુદા પડવુ તે,ગ્રામત્યાગનુ
**ગામસારણી,સ્ત્રી૦** આખુ ગામ જમવા નોતરવુ તે, શહુમેળો
**ગામી**, **પુ૦** ગામનો માલીક,મુખી ૨.માળી
**ગામી**, **વિ૦** જનાર 'ક્ષેત્રગામી'
**ગામેતી**, **પુ૦** ગામનો કોટવાળ,ગામ ધણી
**ગામોટ,પુ૦** ગામડાના લોકને શુભાશુભ કર્મ કરાવનાર, ગામગોર.
**ગામોટુ**, **ન૦** ગામોટનો જે ધધો તે
**ગામોતર**, **પુ૦** ગામનો બહારવટિયો
**ગામોતરું**, **ન૦ (સ૦ ગ્રામાન્તર)** પરદેશ ફર્યા કરવુ તે, દેશત્યાગ, વિવાસન
**ગામ્ભીર્ય ન૦(સ૦)** ગભીરપણુ, ગભીરતા
**ગાય**, **સ્ત્રી૦(સ૦ ગૌ)** જેને ગળે જાડી ચામડી લબડતી હોય તેવી પશુની માદા, ધેનુ, ગૌ ૨ સાલસ **ગાયના** ભાઇ જેવુ-મૂર્ખ, બુડથલ, બેલ જેવુ **ગાયનુ** ભેમ તળે અને ભેસનુ ગાય તળે સમજ્યા વગરનો ફેરફાર તે, ગરબડ સગડ
**ગાયક**, **પુ૦ (સ૦)** ગાનારો,ગવૈયો
**ગાયકવાડ,પુ૦** એક રાજવશી અટક વડોદરાના રાજાઓ ગાયકવાડ કહેવાય છે
**ગાયકવાડી**, **વિ૦** અધેરવાળુ,સોસણુ
**ગાયકા**, **સ્ત્રી૦** ગાનારી
**ગાયત્રી**, **સ્ત્રી૦ (સ૦)** એક વદનો મત્ર ૐ **तत्सवितुर्वरेण्य । भर्गोदेवस्य धीमहि । धियो यो न प्रचोदयात्** ।એ મત્રનો ઉપવીત દેવાયા પછી બ્રાહ્મણ,ક્ષત્રિય અને વૈશ્યને રોજ જપ કરવાનો હોય છે એને શક્તિ (દેવી) રૂપે કલ્પી સ્તુતિ કરે છે ૨ ચોવીસ અક્ષરનો એક વૈદિક છદ એમા છ છના ચાર ને આઠ અક્ષરના ત્રણુ ચરણુ હોય છે
**ગાયન**, **ન૦** ગાવુ તે, ગીત ગાવાની વિદ્યા-કળા
**ગાર**, **સ્ત્રી૦** છાણુ માટીનો લીપવાનો ગારો
**ગાર**, **વિ૦** ગાર જેવુ ૨. ઘણુજ ઠડુ ૩ **પુ૦** (ફા૦) કરનાર, અર્થ સૂચક પ્રત્યય 'મદદગાર'
**ગારદી**, **પુ૦ (અ૦ ગાર્ડ)** પહેરેગીર, ચોકીદાર
**ગારવો,પુ૦**ગર્વ,અહકાર.'માનવતી મા કર ગારવો'
**ગારિયુ**,**ન૦** ગાર ૨ રાધેલા અન્ન ઉપર ઢાકવાનુ ટોપલા જેવુ માટીનુ ઠામ ૩ ગારો વહેનાર મજુર
**ગારુડી**, **પુ૦ (સ૦ ગારુડિક)** બાજીગર,મદારી, વાદી,જાદુગર ૨ મેલી વિદ્યા જાણુનારો ૩ ચિકિત્સક ભિષક [ચાલાકી
**ગારુડીવિદ્યા**, **સ્ત્રી૦** નજરબધી, ઇદ્રજાળ, હાથ
**ગારો**, **પુ૦** ગાર કાદવ કચરો ૨ પલાળી કમણેલુ મટોડુ ૩ કોહ્લ,કહોવડાવેલો ચુનો [ગૃહસ્થપણું.
**ગાર્હસ્થ,ન૦ (સ૦)** પરણેલી જીદગીની સ્થિતિ,
**ગાલ**, **સ્ત્રી૦** જમવા બેઠેલી પગત,હાર,ધાલ
**ગાલ**, **પુ૦(સ૦ ગલ)** ચેહેરાની બાજુનો આખની નીચેનો જે ભાગ તે
**ગાલમશુરિયુ**,**ન૦ (આ૦ મશરૂ)** ગાલ નીચે મૂકવાનુ મશરૂનુ ગોળ નાનુ ઓસીકુ
**ગાલમારૂ**,**વિ૦** બડાઈખોર,ગપાટા હાકનાર.
**ગાલાવેલુ**, **ન૦** દાધારેગુ, અડધુ ગાડા જેવુ
**ગાલી,સ્ત્રી૦**બે ડુગરો વચ્ચેની જગા,ખીણુ ૨ ગાળ
**ગાલીચો**, **પુ૦(ફા૦)**ફૂલ વેલબુટ્ટાવાળુ પાથરવાનું બિછાનુ, ઉંચી જાતની સેતરજી
**ગાલ્લી,સ્ત્રી૦**ગાડી,ડમણી ૨.ત્રીસ મણુનુ એક માપ
**ગાલ્લુ**, **ન૦** મોટુ ગાડુ, ખિજગાલ્લુ
**ગાવડી**, **સ્ત્રી૦** ગાય, ગૌ, ધેનુ [મૂર્ખ
**ગાવદી,વિ૦** ગોજુ,ગદુ ૨ જગલી, અણુસમજુ,
**ગાવલી**, **સ્ત્રી૦** (ગામડી) દલાલી,આડત
**ગાવુ**, **ક્રિ૦ સ૦** (ગૈ-ગાવુ) કાનને પ્રિય લાગે તેવા રાગ કાઢવો, અલાપવુ ર કવિતા બોલવી ૩ કોઈના વખાણુ કરવા,બણુગા ફુકવા, ઉપકાર કર્યો હોય તે કહી બતાવવુ.

ગાસ-હ,પુ૦ધાણીની આસપાસનો વટાયલો કચરો, ૨ તુવેરો ઈ૦ ના ઝીણા છોડા
ગાળ, સ્ત્રી૦ (સં૦ ગાલિ)રીસ ચઢે તેવુ ભાષણ, અપશબ્દ,ભૂડુ ભાષણ ૨ પુ૦ કુવામાનો ગાળતા નીકળેલો કચરો
ગાળવુ,ક્રિ૦ સ૦ કુવા વગેરેમાથી કચરો કાઢવા ૨ ધાતુનો આચ દઇ રસ કરવો,ઓગાળવુ ૩ પાણી વગેરેને ગળી શુદ્ધ કરવુ, છણવુ ૫ ચાળવુ, નિતારવુ ૬ ઘટાડવુ,પાતળુ કરી નાખવુ,સુકવવુ ૭ વખત કાઢવો ગુજારવુ
ગાળાગાળી,સ્ત્રી૦અરસપરસ અપશબ્દ કહેવા તે
ગાળિયુ, ન૦ છાશના કુચા ૨ કામનુ બધન ૩ ગળણી ૪ ઢોરની ડોકમા ઘાલવાનો દોરડાનો ગાળો ગાળિયુ કાઢી નાખવુ–વચમાથી છટકી જવુ, કામમાથી ખસી જવુ,બહાનુ કાઢી ન કરવુ
ગાળી,સ્ત્રી૦ ગાળ
ગાળુ, ન૦ વચમાનો વખત, છેટુ
ગાળો, પુ૦ બૈરાને પહેરવાનુ એક જાતનુ કપડુ ૨ પિજેલુ રૂ ૩ અવધિ, વેળા, અવકાશ ૪ ફેર, વટાવ,વચ્ચેનો તફાવત ૫ છેટુ,અતર ૬ આખા ઘરના લબાણ ભાગમાતો દરેક ખડ,વિભાગ.૭ મોસમ, રત "લગન ગાળો" ૮ ફાસો,દોરડાની સરકાવાય તેવી આટી ૯ ઘડીનુ મો ૧૦ સાધા, શરીરમધ ૧૧ ઓસાર, પહોળાઇ, પનો
ગિદુ, પુ૦ ગેદ, ફૂલનો દડો. [સજડ, ઘટ
ગિચ્ચ,વિ૦ભીડાયલુ, સકડાઈ રહેલુ ભરપુર ૨ અ૦
ગિદ્દડ, વિ૦ આળસુ,સુસ્ત,પડી રહેનાર ૨ ન૦
ગિત્ર, પુ૦ ઘા, ચોટ ૨ હડસેલો,ધક્કો [શિયાળ
ગિબ્બો, પુ૦ મુક્કાનો માર તે, ઠોસો,ગડદો
ગિરજા, સ્ત્રી૦ પાર્વતી, ગિરિજા
ગિરદ, સ્ત્રી૦(ફા૦) ધૂળ, રજ ૨ હવામા ધૂળની જે કણો ઉડે છે તે [બોલી, જબાન.
ગિરા, સ્ત્રી૦ (સં૦ ઉદ્+ગિર્)વાણી, સરસ્વતિ,
ગિરાસ, પુ૦ ગરાસ, જુઓ
ગિરિ,પુ૦ (સં૦) પહાડ, ડુગર, પર્વત.
ગિરિવર, વિ૦ પર્વતને ઉચકનાર,શ્રીકૃષ્ણ
ગિરિધારી, પુ૦ શ્રીકૃષ્ણ.
ગિરિરાજ પુ૦ મોટો પર્વત, પર્વતોનો રાજા.
ગિરિશૃગ, ન૦ (સ૦) પર્વતની ટોચ,શિખર
ગિરીશ,પુ૦ (સ૦) મોટો પર્વત,હિમાલય પર્વત
ગિરેબાજ,ન૦(હિં૦ગિરના)એક જાતનુ ગુલાટ ખાનારુ કબુતર [ઢાકે તે ભાગ, ગળુબધ
ગિરેબાન, પુ૦ (ફા૦) પોશાકનો ડોક ગરદનને
ગિલાખોર, વિ૦ (ફા૦)નિંદાખોર, બદબોઈ કરનાર ૨ ચાડિયો [મોજે થાય છે તે,વળ.
ગિલ્લી, સ્ત્રી૦ ગીલી,મોઇ ૨ દરદને લીધે કઠણ
ગિલ્લીદડો, પુ૦ મોઈદડાની રમત.
ગિલ્લો, પુ૦ (ફા૦) કોઇની આબરૂ જાય તેવી વાત ઉરાડવી તે, ગીબત, નિંદા,
ગિસોડા, ન૦ તુરિયા [ગયો.'—શામળ૦
ગિસ્ત વિ૦ નકામુ,ફોગટ 'તે ગિસ્ત બોલ માર્યો
ગીગલાવુ, ક્રિ૦ અ૦ મકળાવુ,ગભરાવુ ૨ ખુશી થવુ, કીલકારીઓ કરવી
ગીગી, સ્ત્રી૦ કીકી, નાની છોકરી,બાળકી
ગીગો, પુ૦ કીકો, નાનો છોકરો
ગીચ, વિ૦ સકડાયેલુ, ભિડાયેલુ,ભરચક,ભરપુર
ગીત,ન૦(સ૦) રાગમા ગવાય તેવા પદ, ગાયન ૨ ધોળ, ગરબી ૩ ગાણા
ગીતા, સ્ત્રી૦ (સં૦)ઉપદેશાત્મક કથા, જેમા જ્ઞાન બોધ હોય તેવો ગ્રથ
ગીતાર્થ, પુ૦જૈન સિદ્ધાતના અર્થ જાણનાર
ગીતિ,સ્ત્રી૦(સ૦) આર્યા છદનો એક ભેદ. એમા પહેલા ને ત્રીજા ચરણમા ૧૨, અને બીજાને ચોથો ચરણમા ૧૮ માત્રા હોય છે
ગીદ,ન૦ગીત, જુઓ. [મોટુ એક પક્ષી, ગડધન
ગીધ, ન૦ (સ૦ ગૃધ્ર) માસ ખાનારુ સમડીથી
ગીની, સ્ત્રી૦ (પો૦,અ૦) સોનાનો એક બ્રિટિશ સિક્કો, ૧૫ રૂપિયાનો સિક્કો
ગીબત, સ્ત્રી૦ (અ૦)બદબોઇ, નિંદા ૨ તહોમત; આળ. ૩ ચાડી.
ગીબતખોર, વિ૦નિંદાખોર, ચાડીઓ.
ગીબવુ, ક્રિ૦ સ૦પીટવુ,ધીબવુ,ગડદા મારવા.
ગબોગીબ, અ૦ ઉપરાઉપરી, ધબોધબ.
ગીર, અ૦ ગોસાઇઓની જાત બતાવનાર પ્રત્યય,

૨ (ફા૦) લેનાર, વાળુ, જોનાર, એવો અર્થ સૂચક પ્રત્યય ' દસ્તગીર,તમાસગીર'૩ ન૦ ગીરનારનુ જગલ
**ગીરદેશી,** સ્ત્રી૦ બલિહારી ખુબી
**ગીરદો,** પુ૦પ્રવાહીનો ઠરેલો કચરો,ગાળ,બગદો
**ગીરનાર,** પુ૦એ નામનો એક પર્વત, રૈવતાચળ
**ગરનારા,** પુ૦ ગીરનાર પાસે રહેતા બ્રાહ્મણો
**ગીરફતાર,** વિ૦ (ફા૦)તલ્લીન ગર્ક થયેલુ એકતાર
**ગીરફતારી,** સ્ત્રી૦ તલ્લીનતા, એકતારપણુ.
**ગીરવી,**વિ૦(ફા૦)ઘરેણે આપેલુ–લીધેલુ હોય તેવુ
**ગીરો,** વિ૦ ઘરેણે પાસે રાખેલુ હોય તેવુ
**ગીરોખત,**ન૦(ફા૦)ઘરેણિયાત દસ્તાવેજ,સાનખત
**ગીરોનું,** વિ૦ પોતીકુ,પોતાનુ,ગાડનુ,૨ ઘરેણિયાત
**ગીર્વાણ,**વિ૦(સ૦)દેવ સબધી,દેવતાઇ ૨ સસ્કૃત
**ગીલતાન,**પુ૦(ફા૦)ચીતરેલો ચીકલવટ, વેડિયાટ
**ગીલી,** સ્ત્રી૦ગલી,કોઇનો હાથ અડતા થતી શરીરની ચમક તે ૨ મોઇ
**ગીસલુ,** ન૦ધુસરુ, જેસલુ (કાઠિ૦)
**ગુગણુ,**વિ૦નાકમાથી બોલતુ, ગુગુ [ગભરામણ
**ગુગળાટ,** પુ૦ શ્વાસારોધ, શ્વાસના રોકાણની
**ગુગળાવુ,** ક્રિ૦ અ૦ અકળાવુ ગભરાવુ, શ્વાસના અટકાવથી અમુઝાવુ
**ગુગુ,** ન૦નાકનો ગનડામળ,ગુગો,લિંટનો લોચો
**ગુગુ,** વિ૦ ગુગણુ.૨ મુગુ
**ગુંગો,** પુ૦નાકના મળનો લોચો,પોપડો,૨ એક જાતનો જીવડો ૩ વિ૦નાકમા બોલનારો ગુગણો ૪ [ફા૦] બોબડો.
**ગુચ,** સ્ત્રી૦ આટી,પેચ 'દોરાની ગુચ' ૨ બારીકી, પેચ, આટીઘુટી [તેવુ જે તે
**ગુચવણ,**સ્ત્રી૦ બારીકી, આટી,પેચ,ઉકેલ ન થાય
**ગુચવણી,** સ્ત્રી૦ગુચવાડા,ગુચવણ
**ગુચવવુ,** ક્રિ૦ સ૦ અકળાવવુ, ગુચાય તેમ કરવુ, પેચમા આણવુ
**ગુચવાડો–રો,** પુ૦ ગુચવણ, જુઓ
**ગુચવાવુ,** ક્રિ૦ અ૦ ગભરાવુ અકળાવુ, ચિત્તની વિકળતા કરવી ૨ સેળભેળ થવુ,ગુચાઇ જવુ.
**ગુછળી,** સ્ત્રી૦ (સ૦ ગુચ્છ) દોરીની આટી ૨ પતગની કાચ પાયેલી દોરી,માજો
**ગુછળુ,** ન૦ગોળ આકારમા વિટેલુ હોય તે
**ગુજ,** સ્ત્રી૦ છાનીવાત, છાની અને ધીમી વાતો, રહસ્ય ૨ ચણોઠી ૩ ગાઠ, આટી. ૪ ગુજારવ
**ગુજવુ,** ક્રિ૦ સ૦ ગણગણવુ અવ્યક્ત મધુર અવાજ કરવો તે ૨ ગોટાવુ
**ગુજા,** સ્ત્રી૦ચનોઠી ૨ રતિ [૨ ગણગણાટ, ઝકાર
**ગુજાર** પુ૦ભમરા–મધમાખની પાખોનો અવાજ
**ગુજારવ,** પુ૦ ગુજાર
**ગુજાશ,** ન૦ (ફા૦) શક્તિ,સામર્થ્ય,બળ,ગજુ
**ગુંજીયુ,** ન૦ ગજવુ,ખીસુ ૨ ઘુમાતો દેવતા
**ગુજુ,** ન૦ ગજવુ, ખીસુ
**ગુઠન** ન૦ ગુથણ, ગાઠણ
**ગુંઠો,** પુ૦ જમીનનુ એક માપ
**ગુણસુ,** વિ૦જાડુ ને ઠીંગણુ,ગદાલુ
**ગુતાવુ,** ક્રિ૦અ૦કામકાજમા રોકાવુ–હોવુ
**ગુતો** પુ૦ અટસ, ગાઠ ૨ ગુચ, આટી ૩ ડપકો, મમરો શક
**ગુથણ,** ન૦ ગુથવાની કળા–કામ તે, ગુથાવુ તે
**ગુથણી,** સ્ત્રી૦ ગુથવાની મજુરી ૨ ગુથવાની આવડત, ગુથણનુ જે કામ તે
**ગુથવુ,** ક્રિ૦સ૦ (સ૦ ગ્રથ્–વણવુ)દોરા અથવા તારને એક બીજા સાથે જોડી સાકળી–જાળી કરવી
**ગુથાવુ,** ક્રિ૦અ૦ ગુથેલુ થવુ,જોડાવુ, ગઠાવુ ૨ ગુચવણમા પડવુ,રોકાવુ,ગુચવાવુ, ભરાવુ
**ગુદ,** પુ૦ મ૦ગોંદ)ગુદર.
**ગુદડો,**પુ૦એક જાતનુ ઘાસ [રસ, નિર્યાસ, ગાળ
**ગુદર,** પુ૦ ઝાડની છાલમાથી નીકળતો ચીકણો
**ગુદરપાક,** પુ૦ ગુદરની સાથે મસાલો મેળવી તૈયાર કરેલો પુષ્ટિકારક પાક તે ૨ ઠાઢો માર
**ગુદરિયુ,** ન૦ ગુદર પલાળવાનુ પાત્ર [જાબુ
**ગુદવડુ,**ન એક જાતની ખાવાની ચીજ, ગુલાબ
**ગુદવુ,** ક્રિ૦ સ૦ ડાબી મસળીને નરમ કરવુ,કેળવવુ ૨ મારવુ ઠોકવુ,૩ ખુદવુ, કચરવુ
**ગુદાવવું,** ક્રિ૦ સ૦ગદડાવવુ, ખુદાવવુ
**ગુદાવુ,** ક્રિ૦ અ૦ખુદાવુ,કચરાવુ, ચગદાઈ જવુ ૨ હેરાન થવુ, રગડાવુ.

**ગુદિયું,** વિ૦ ચીકણું, ગુંદરવાળું ૨. ગુદરિયું

**ગુદી,** સ્ત્રી૦એક જાતનું ઝાડ

**ગુદીપાક,** પું૦ મારૂ ગુંદરપાક

**ગુંદું,** ન૦ગુંદીનું ફળ [જાતનો ગુંદર

**ગુગળ,** પું૦ (સ૦) બળતા સુગંધ આપતો એક

**ગુગળી,** પું૦બ્રાહ્મણની એક જાત ૨ વિ૦બખીલ, કંજુસ ૩ ગંદું, મેલું ૪ ન૦ ગુગળનું ઝાડ

**ગુચપુચ,** વિ૦ ગુપ્ત, છાનુંમાનું, ધીરુંધીરું ૨ અ૦ ચૂપચાપ, છૂપી રીતે

**ગુચ્છ,** પું૦ (સં૦) ગુચ્છો.ગુચ્છેદાર–ગુચ્છાવાળું

**ગુચ્છો,** પું૦ ગોટો, કલગી, વસ્તુનો સમુદાય ૨ વાળનો જથ્થો, જુલ્ફાં [અણીદાર ખીલો

**ગુજ,** સ્ત્રી૦બે પાટીઆ સાંધવાનો ખીલો, બે બાજુ

**ગુજર,** પું૦ ગુજ્જર, જુઓ

**ગુજરડા ગોરમટી,** સ્ત્રી૦ ગ્રહશાંતિ કરવા સારૂ ચોરી કરવા માટે માટી લાવે છે તે

**ગુજરડું,** ન૦ ગણપતિની પાસે મૂકવાનું માટીનું વાસણ,માટીની ગાજર જેવી આકૃતિ

**ગુજરવું,** ક્રિ૦ અ૦(ફા૦ ગુઝશ્તન્)જવું, વહી જવું,વીતવું,ક્ષય થવો, વટવું ૨ નાશ પામવું, મરી જવું ૩ બનવું, માથે આવી પડવું

**ગુજરાત,** સ્ત્રી૦ (ગુર્જર+રાષ્ટ્ર) હિંદની પશ્ચિમે આવેલો ગુર્જરોનો દેશ

**ગુજરાતી,** વિ૦ ગુજરાત સંબંધી,ગુજરાતમાં રહેનાર ૨ ગુજરાતની ભાષા–લોક સંબંધી

**ગુજરાન,** ન૦ (ફા૦) નિર્વાહ, જે ઉપર જીવન નિભે તે,૨ જેથી જીંદગી સલામત રહે તેવી ખોરાકી પોશાકીની તજવીજ, આજીવિકા

**ગુજરી,** સ્ત્રી૦(સં૦)સ્ત્રીને હાથે પહેરવાનું કંકણ. ૨ શહેર–કસ્બામાં સાંજ સવાર ભરાતો બજાર ૩ ગુજરાત દેશની સ્ત્રી

**ગુજરી જવું,** ક્રિ૦ અ૦મરી જવું,નાશ થવો ૨ બનવું વહી જવું, વિતવું, વટવું.

**ગુજાર ટોલ્લો,**પું૦મોઈ દંડાની એક રમત

**ગુજારત,** સ્ત્રી૦ (ફા૦)સાક્ષી,રૂબરૂ.

**ગુજારવું,** ક્રિ૦ સ૦ (ફા૦)રજુ કરવું દાદ માગવી. ૨.વિતાડવું, ગાળવું,નિર્ગમન કરવું, બરબાદ કરવું. ૩ સતાવવું, પીડવું, પજવવું. **જુલમ ગુજારવો**— દુઃખ દેવું પજવવું **દિવસ ગુજારવા**–દિવસ વ્યતિત કરવા–ગુમાવવા **અરજ ગુજારવી–રોદણાં** રોવા, દાદ માગવી

**ગુજારો,** પું૦ (ફા૦) નિભાવ, નિર્વાહ.

**ગુજ્જર,** પું૦ (સં૦) એક જાતનો ગુંદર ૨ બાવળની એક જાત [ઓની બાંધેલી ચોપડી.

**ગુટકો,** પું૦ આડા લખેલા નાના કદના પાનાં-

**ગુટિકા,** સ્ત્રી૦ (સં૦)ગોળી,ગરગોલી.

**ગુડ,** પું૦ (હિં૦) ગોળ

**ગુડવું,** ક્રિ૦ સ૦ કાપવું, વાઢવું,૨ દાટી ઘાલવું.

**ગુડાકેશ,** પું૦ શિવ ૨ અર્જુન

**ગુડી,** સ્ત્રી૦(મ૦ઘુડ) ખુશીનો ઝુંડો,માણેકસ્તંભ.

**ગુડી પડવો,** પું૦ ચૈતર શુદ ૧,બેસતું વર્ષ

**ગુડો,** પું૦ મરનારને રોવા જવું તે, કાણ.૨.પગનો નળો. ૩. બળ,શક્તિ, હાઝા.૪.વિ૦લુચ્ચું ,શઠ.

**ગુણ,** પું૦(સં૦) ખાસિયત તે,ધર્મ ૨ લક્ષણ,શક્તિ, કાબેલિયત,ડહાપણ,આચરણ. ૩. ફાયદો,લાભ.૪. તબિયત ઉપર થતી સારી અસર, અનુકુળ આવવું ૫.ખાસિયત,પ્રકૃતિ,સ્વભાવ ૬ માણસની પ્રકૃતિના પ્રકાર (સત્વ, રજ ને તમ) ૭ દોરી,પણછ (ધનુષની) ૮ ગણેલું, ગુણીને વધારેલું "શતગુણ,અષ્ટગુણ" ૯. (ભૂમિતિમાં) કૌંસની જમા. ૧૦ ત્રણ સંખ્યાની સંજ્ઞા ૧૧. દોર, દોરડું, રસો. ૧૨ સ્ત્રી૦ છાલકું, લગડું ૧૩ કોથળો, થેલો ૧૪ ચાર મણનું માપ, ગુણી [કારી, આભારી

**ગુણઓશિંગણ,** વિ૦ ગુણથી દબાએલું, ઉપ

**ગુણક,** વિ૦જેથી ગુણવું તે,ગુણગાનાર,આવર્તક.

**ગુણકથન,** ન૦ગુણ કહેવા તે;વખાણ, ગુણાનુવાદ.

**ગુણકા,** સ્ત્રી૦ ગણિકા

**ગુણકાંક,** પું૦ જે આંકડાથી ગુણવાનું હોય તે.

**ગુણકારક,** વિ૦ફાયદો કરનાર,હિતકર, ઉપયોગી, ફળદાયક

**ગુણગાન,** ન૦ ગુણકથન,કથા, આખ્યાન

**ગુણગુણ,** અ૦ ગણગણ ૨ બડબડ.

**ગુણગુંજ,** વિ૦ (સં૦) ગુણ જાણનાર, ગુણજ્ઞ; ૨ સ્ત્રી૦ ખ્યાતિ

**ગુણગ્રાહક, વિ૦** (સ૦)ગુણુ જાણનાર,ગુણુલેનાર
**ગુણગ્રાહી, વિ૦** ગુણજ્ઞ, ગુણુલેનાર
**ગુણજ્ઞ, વિ૦** (સ૦) ગુણુ જાણુનાર કદરદાન.
**ગુણનિધિ, પુ૦**(સ૦) ગુણુનો ભંડાર, ગુણસાગર.
**ગુણપાટ,ન૦**(સ )તાટ,શણુ સુતળીનો વણાટ—તાપડુ
**ગુણપાડ, પુ૦** સપાડુ, આભાર, ઉપકાર
**ગુણવંત-વાન, વિ૦** (સ૦) સારા લક્ષણુવાળુ, ગુણી, ગુણુવાળુ
**ગુણવાચક,વિ૦** (સ૦) જે ગુણુ બતાવે છે તે
**ગુણવિશેષણ, ન૦** (સં૦)ગુણુ દેખાડનાર શબ્દ, કોઈ વસ્તુ—નામનો સારો ખોટો ધર્મ બતાવનાર વિશેષણુનો એક ભેદ 'રાતો ઘોડો'
**ગુણવું, ક્રિ૦ સ૦**એક સંખ્યાને,બીજી સંખ્યાના પ્રમાણે વધારવી, એક એકથી વધારવુ
**ગુણસાગર, પુ૦** ગુણુનો ભંડાર, ગુણનિધિ
**ગુણહીન,વિ૦**યોગ્યતા વગરનુ,ગુણુ વગરનુ,નાલાયક
**ગુણાકાર, પુ૦** (સ૦ ગુણ+આ+કૃ—કરવુ ) એક સંખ્યાને બીજી સંખ્યાએ ગુણુવાથી જે રકમ ઉપજે તે ૨ એક સંખ્યાને બીજીએ ગુણુવાની,ટુંકી રીતે સરવાળો કરવાની જે રીત તે, ઘાત, ગુણુતા
**ગુણાતીત, વિ૦**(સં૦અતિ+ઈ—જવુ)ત્રણે ગુણોની કલ્પના રહિત—નિરાકાર ઈશ્વર તે
**ગુણાન્વિત, વિ૦** (સ૦)ગુણુયુક્ત, ગુણુવાળુ
**ગુણિયલ, વિ૦** ગુણવંત, જુઓ
**ગુણિયો પુ૦**મોટો ઘડો ૨ ગુણ,થેલો
**ગુણી, વિ૦** ગુણુવાળુ, સદ્‌ગુણી,સદાચારી
**ગુણી**, પુ૦ભૂતપ્રેતકાઢનારો, ભુવો ૨ થેલો, કોથળો
**ગુણીજન, પુ૦** સજ્જન,ગુણુવાળુ માણસ વિદ્વાન
**ગુણોત્તર, ન૦** એક જાતની બે સંખ્યાને પરસ્પર ભાગ્યાથી ભાગાકારની જે સંખ્યા આવે તે ભાગે આવતુ
**ગુણ્ણું, ન૦**પાપડનો લુવો, ગુલ્લુ
**ગુણ્ય, વિ૦** ગુણુવાને યોગ્ય
**ગુણ્યાંક, પુ૦** (સ૦) જે આંકડાને બીજા કાઇ સાથે ગુણીને વધારવા હોય તે
**ગુત્તો, પુ૦** ફા૦ ઈજારો, એક હત્થુ વપાર મકતો
**ગુદરત, ન૦** (ફા૦) ગત પામ્યુ
**ગુદા, સ્ત્રી૦** (સ૦ ગુદ)ગાંડ, મળદ્વાર
**ગુનેહગાર,વિ૦**(ફા )અપરાધી,તકસીરવાન ૨ પાપી
**ગુનેહગારી, સ્ત્રી૦** તકસીર, વાંક, અપરાધ, દોષ સજા, દંડ.
**ગુનો, પુ૦** તકસીર, વાંક, અપરાધ, દોષ
**ગુપચૂપ, અ૦**છાનામાના, કોઇ ન જાણે તેમ
**ગુપ્ત, વિ૦** (સં૦) છાનુ, કોઇ જુવે—જાણે નહિ તેવુ, છુપાવેલુ
**ગુણો, પુ૦** કોથળો, ગુણુ ૨ સરસામાન ગુણા ભરવા—સરસામાન લઈ જતુ રહેવુ, નાશી જવુ, પોબારા ગણુવા,ઘર વાખરો ઉપાડી જવો,ખડીયા ભરવા 'અધિકારીની બદલીની સાથેજ જડભરત આશ્રિતોને ગુણા ભરવા પડેછે'—ગર્દભસેન
**ગુપ્તી, સ્ત્રી૦**(સં૦ગુપ્તિ—બચાવ ) લાકડીની અંદર રહે તેવી બેધારી લોઢાની ચીપ
**ગુફતેગુ, સ્ત્રી૦** (ફા૦) છાની વાત, મસલત,ગુંજ
**ગુફા સ્ત્રી૦** [સ૦] પહાડમાનુ પોલાણુ ઉંડો—અંધારો ખાડો તે. [હોય તેવુ ૩ ચકચુર એકતાર
**ગુમ, અ૦** (ફા૦] ચૂપ, સ્તબ્ધ,સજડ ૨ ખોવાયુ
**ગુમજ, પુ૦** (ફા૦, અ૦ ઘુમટ ) કળસના આકારની કમાનદાર બાંધણી તે,ઘુમટ,ઘટાટોપ.
**ગુમડુ, ન૦** લોહીના બગાડથી થતો કઠણુ ફોલ્લો, ગોડ ગુમડે ઘસી ચોપડવાનુ—નકામુ ૨ કિમ્મત વગરનુ ગુમડુ ફાટયુ ને વૈદ વેરી—ગરજ સરી કે થયા સર્વ વેરી
**ગુમાન, ન૦** (ફા૦) અહંકાર, ગર્વ ૨ તોર, પતરાજ, ફાંકો [રાખનાર, ડોળી.
**ગુમાની, વિ૦** અહંકારી,ગર્વિષ્ટ ૨ તોરી, ફાંકો
**ગુમાર, વિ૦** (ફા૦)જંગલી,ઉદ્ધત,. અણુસમજુ, સભ્યતા રહિત.૨ ડાચુ ,અણુઘડ ૩ સુસ્ત
**ગુમાવવુ, ક્રિ૦ સ૦** ખોવુ,પાસેથી જતુ રહે તેમ કરવુ, પાડી નાખવુ ૨ નકામુ કાઢવુ, વ્યર્થ જવા દેવુ ૩ ધૂળધાણી કરવુ,ઉડાડી દેવુ, ખરચી નાખવુ
**ગુમાસ્તી, સ્ત્રી૦** (ફા૦) મહેતાગીરી ગુમસ્તાનુ કામ તે ૨ પગાર, વેતન
**ગુમાસ્તો પુ૦** (ફા૦) વેપારીનો મહેતો,કારકુન આડતિયો, મુનીમ, સોદો લાવનાર તથા હિસાબ
**ગુમ્મો,પુ૦** મુચી, ગડ્ડો,મુક્કી [ રાખનાર

ગુમ્ફિત, વિ૦ (સં૦ ગુમ્ફ્) ગુથેલું, સાંકળેલું
ગુર, સ્રી૦ ગર, માવો
ગુરગુરવું, ક્રિ૦ અ૦ ઘુરકવુ, ગુરકાયુ કરવુ
ગુરજ, સ્રી૦ (ફા૦) મુદ્ગર, મુશળ, સાગ
ગુરજી, વિ૦ પુષ્કળ વાળવાળા ઠિંગણા કુતરાની એક જાત
ગુરથમાની, વિ૦ મૃત, મહૂમ, સ્વર્ગવાસી
ગુરદો, પુ૦ લોઢાનો મુગદળ ૨ મૂત્રપિંડ, મૂત્રાશય
ગુરવુ, ક્રિ અ૦ ઘુરકવુ, ઘુઘુ કરવુ
ગુરા, પુ૦ પગ. (બહુવચન)
ગુરાબ, ન૦ એક જાતનુ વહાણુ
ગુરુ, પુ૦ (સ૦) વિદ્યા ભણાવનાર, ઉસ્તાદ, શિક્ષક,મહેતાજી,આચાર્ય,પુરોહિત ૨ એ નામનો ગ્રહ. એને ચાર ચદ્ર અથવા ઉપગ્રહ છે ૩ (કવિતામા) બે માત્રાનો અક્ષર ૪ ઈંદ્રાદિ દેવતાઓનો પંડિત, બૃહસ્પતિ.(દાનવોનો ગુરૂ શુક્ર છે) ૫ વિ૦ મોટુ, ભારે, અઘરુ ૬ દીર્ઘ
ગુરુગમ, સ્રી૦ ગુરુ પાસેથી મેળવેલું જ્ઞાન ૨ વિ૦ ગુરૂ દ્વારા પ્રાપ્ત થાય તેવુ
ગુરુતલ્પગ, વિ૦ (સ૦ ગુરુ + તલ્પ–બિછાનુ+ ગમ્–જવુ )ગુરુની સ્રી સાથે સગ કરનાર 'ચોર, ગુરૂતલ્પગ, મધુપાની'—દયા૦ [પ્રભાવ
ગુરુતા, સ્રી૦ભારેપણુ. ૨ મહતા,મહત્વ, ગૌરવ,
ગુરુતાઇ, સ્રી૦ ગુરુતા. ૨ શિક્ષકપણુ
ગુરુત્વ, ન૦ (સ૦)ગુરુતા, મોટાપણું ૨ વજન, ભાર,બોજ ૨ ગૌરવ,પ્રતિષ્ઠા.
ગુરુત્વમધ્યબિંદુ, ન૦ [સ૦]હરકોઈ ભારનુ વચલુ બિંદુ,જ્યા સઘળો ભાર ઝીલાઈ રહેતો હોયતે
ગુરુત્વાકર્ષણ, ન૦ (સ૦)સઘળા પદાર્થના વજનનુ તેના મધ્યબિંદુ તરફ ખેચાવુ તે, નાના વજનનું મોટા તરફ ખેચાવુ તે,આકર્ષણ શક્તિ
ગુરુત્વરેખા–ત્રા, સ્રી૦ (સ૦) આકર્ષણ બિંદુની લીટી
ગુરુદક્ષિણા, સ્રી૦ (સ૦)આચાર્ય દક્ષિણા.
ગુરુદ્રોહ,પુ૦[સ.]શિક્ષકનોઅનાદર,ગુરૂનો અસત્કાર
ગુરુપત્ની, સ્રી૦ (સં૦) ગુરુની સ્રી.
ગુરુમંત્ર, પુ૦ (સ૦) છાનુમાનુ સમજાવવુ તે છુપી સલાહ આપવી તે, કાન ફુકવા તે.
ગુરુભાઇ, પુ૦ (સ૦) એકજ ગુરુના શિષ્યોમાંનો દરેક, શાળાનો ગોઠિયો, સહાધ્યાયી
ગુરુમાન, ન૦વડીલ પ્રત્યેની અદબ ૨ અહંકાર, માન ૩ પ્રિય પ્રિયાનુ લાડમા એક બીજા ઉપર રીસાવુ થાય, અને તે રૂશણુ ઘણીવાર ટકી વાંકા વેણ નીકળે છે તે (કાવ્યશાસ્ત્ર )૪ વિ૦મોટુ
ગુરુવાર, પુ૦ (સ૦) બૃહસ્પતિવાર [રહીશ
ગુર્જર, પુ૦ (સ૦) ગુજરાત દેશ ૨ ગુજરાતનો
ગુર્જરી, સ્રી (સ૦) ગુજરાતણ ૨. ગોવાલણી ૩ એક રાગ
ગુલ, ન૦ (ફા૦) ફૂલ, પુષ્પ ૨ દીવાનો મોગરો, બત્તીની ઉપરનો બળેલો ભાગ. ગુલ થવુ–બુજાવુ, હોલાવુ ગુલ કરવુ–હોલવી નાખવુ,વદ્ધુ કરવુ.
ગુલકંદ, પુ૦ (ફા૦) ગુલાબના ફૂલ ને સાકરની એક બનાવટ
ગુલખાર, પુ૦આસમાની લાલ રગ
ગુલખેરી,વિ૦ આસમાની લાલ પીળા ૨ગનું.
ગુલ ગુલાટિયો, પુ૦ કસરતની એક રમત
ગુલછડી,સ્રી૦(ફા )એક જાતનુ ફૂલ, ગુલાબનો ગોટો
ગુલજાર, વિ૦(ફા૦)સુદર,મનોહર,શોભિતું ૨ પુ૦ વાડી, બાગ, ગુલસ્તાન
ગુલ તરાશ, સ્રી૦ (ફા૦ ગુલ+ તરાશ) દીવાનો મોગરો કાતરવાની કાતર
ગુલતાન, વિ૦ (ફા૦)લીન,મસ્ત, રસમગ્ન
ગુલતોરો, પુ૦ એક જાતનુ ફૂલવાળું ઝાડ.
ગુલદાન, ન૦ (ફા૦)ફૂલ મૂકવાનુ શોભીતું પાત્ર
ગુલદાવરી, સ્રી૦(ફા૦)એક જાતનો ફૂલનો છોડ.
ગુલબાન,ન૦ (ફા૦ગલબા ] ઘોંઘાટ,શોરબકોર ૨ ગામગપાટા,તડાકા ૩ થેકડીની વાતો
ગુલબાસ, ન૦ (ફા૦)એક જાતનો ફૂલનો છોડ.
ગુલબુ, ન૦ ગપાટો, ગપગોળો
ગુલમેહેરી, સ્રી૦ એક જાતનુ જળચર પક્ષી. 'અજબ ગુલમેહેરી જળ વસે, પ ખણી રટે હરિ નામ '–દયા૦
ગુલર, ન૦ (ફા૦)ઉમરુ ૨. એક કાનનું ઘરેણું
ગુલરું, ન૦ પાપડનો લુવો.૨ ઉમરડુ ૩ ઘોડિયે લટકાવેલુ રમકડુ

ગુલસ્તાન, સ્ત્રી૦ [ફા૦]ફૂલવાડી,બાગ, ચમન
ગુલાંટ, સ્ત્રી૦ જમીન ઉપર માથુ ટેકવી પગ ઉંચા કરી ઉલટાઇ જવુ તે, ગોટીમડુ, ઉલટુ ફરી પડવુ તે ગુલાટ મારવી-ફરી જવુ [તેનુ ફૂલ
ગુલાબ, ન૦ (ફા૦) એક જાતનુ ફૂલઝાડ અને
ગુલાબજળ, ન૦ગુલાબની વાસવાળુ પાણી
ગુલાબદાન-ની, સ્ત્રી૦ (ફા૦)ગુલાબજળ છાટવાની સીસીના આકારની કાણા વાળી ઝારી ૨ ગુલાબ રાખવાની છાબ.
ગુલાબી, વિ૦ ગુલાબના જેવા રગનુ ( એ રગ બે જાતનો છે ઘેરો ગુલાબી ને આછો ખુલતો ગુલાબી.)૨ મીઠુ ,ખુશનુમા 'ગુલાબી ઉઘ.''
ગુલામ,પુ૦(અા૦)લખતથી બધાયેલો વગર પગારનો નોકર ૨ અધમ-નીચ પુરૂષ ૩ વેસ્યા પુત્ર
ગુલામગીરી, સ્ત્રી૦(અા૦) દાસપણુ , લુડાપણુ ગુલામી, ગુલામની જે હાલત તે ૨ છેકજ હલકી તાબેદારી. ૩ ખુશામત,
ગુલામડી, સ્ત્રી૦ દાસી, લુડી.
ગુલામડો,પુ૦ગુલામ ૨ નીચ માણસ. [૩ ખુશામત
ગુલામી,સ્ત્રી૦દાસપણુ ,ગુલામગીરી ૨ પરાધીનતા
ગુલાલ, ન૦ (ફા૦) ગલાલ [ખીલ છે
ગુલાલા,પુ૦ એક જાતનુ ફૂલ એ માહા-ફાગણમા
ગુલી, સ્ત્રી૦ ગળી ૨ જીવડાનુ સફેદ યા કામરુ નાનુ ઘર, ગુલીગાય
ગુલ્ફ, સ્ત્રી૦ ઘુટી, ઘુટણુ ૨ ઢિચણુ
ગુલ્મ, ન૦ (સ ૦) પેટમા ગોળો, ગાઠ ૨ ઢીમણુ
ગુલ્લર, ન૦ ઉમરડો, ઘુલેર
ગુલ્લાલા, પુ૦ એક જાતનુ ફૂલ, ગલાલા [લુવો.
ગુલ્લુ , ન૦ પાપડ વણવાનો કરેલો લોટનો નાનો
ગુવાર, સ્ત્રી૦ એક જાતની શિગ, ગવાર
ગુસ્સો, પુ૦કોઈની મામા થવા અથવા વર લેવાનો મનમા આવતો ઉભરો,ક્રોધ રોષ,રીસ.
ગુહા, સ્ત્રી૦ ( સ૦ ) પહાડનુ પોલાણુ, ગુફા ૨ ઝાડની બખોલ
ગુહ્ય, ન૦ (સ ૦ગુહ્-સતાડવુ)છાના રાખવા જેવી વાત,રહસ્ય,મર્મ,ભેદ.૨ વિ૦ છુપુ, ગુપ્ત,છાનુ , ગૂઢ.
ગૂ, ન૦ (સ ૦) વિષ્ટા,નક
ગૂઇ, સ્ત્રી૦ગબી, બદી [ન સમજાય તેવુ,ઉડુ
ગૂઢ, વિ૦ (સ ૦) છુપુ છાનુ ૨ અઘરુ કઠણ,
ગૂણ, સ્ત્રી૦ અનાજ, વગેરે ભરવાનો થેલો,કોથળો, ગેટ, ઘોડા, ગધેડા ઉપર માલ ભરવાનો બે પાસ ઝુલતો કોથળો
ગૂસેણુ, ન૦ નર્ક ઉસરડવાનુ ઠીકરુ
ગૃહ, ન૦(સં૦)ઘર,રહેઠાણ,મુકામ,રહેવાનુ સ્થાન
ગૃહપ્રવેશ, પુ૦ ઘરમા દાખલ થવુ તે
ગૃહસ્થ, પુ૦ (સ૦) ઘર સંસાર માડીને રહેલો પુરુષ, સંસારી ૨ સારાકુળનો પ્રતિષ્ઠીત પુરુષ ૩. સજ્જન,નાગરિક ૪ વિ૦ ધનવાન [સધનતા
ગૃહસ્થાઇ, સ્ત્રી૦ ગૃહસ્થપણુ , કુલીનતા, સભ્યતા,
ગૃહસ્થાવટ, પુ૦ ગૃહસ્થાઈ, કુલીનતા
ગૃહસ્થાશ્રમ, પુ૦ (સ ૦)સસારીના ધર્મ.૨ ચાર આશ્રમમાનો બીજો આશ્રમ
ગૃહસ્થી, વિ૦બૈરી છોકરાવાળુ , સસારી
ગૃહિણી, સ્ત્રી૦(સ ૦) ગૃહસ્થની સ્ત્રી, ઘર ચલાવનાર સ્ત્રી, ધરધણીયાણી
ગૃહી, વિ૦ ગૃહસ્થાશ્રમી, સસારી
ગેગટ, વિ૦ મસ્ત, ચકચુર, તલ્લીન
ગેગાટ, વિ૦શોરબકોરીયુ, કોલાહલવાળુ
ગેડી, સ્ત્રી૦ ગેંડાની માદા
ગેંડો,પુ૦(ધ૦દે૦ ગેડ )પગે ખરી છતા વાગોળે નહિ તેવુ, જાડી ચામડીનુ , નાક ઉપર એક શિગડુ હોય તેવુ જનાવર એના ચામડાની ઢાલ બને છે
ગેંણા-ણિયા, ન૦ નાના ઠિગણા બળદ
ગેદ,સ્ત્રી૦(હિ ૦)દડી (ફૂલ-રેશમની ) [વતુ લાકડુ
ગે, સ્ત્રી૦ નગ, ઘરના છાપરામા અને છતમા આ-
ગેગડુ, ન૦એક જાતનુ ગોળ કડણ ફળ (ઝાલા)
ગેડ, સ્ત્રી૦ પડ, થર, ગડી ૨ સળ,આંકો ૩ બધન 'ગોવિદા ગજરાજ ગુણવત ગડ છોડાવી -ભોજો
ગેડી, સ્ત્રી૦ એક પાસેથી વાકી વાળેલી દડાને મારવાની લાકડી.
ગેડીદડો, પુ૦એક રમત ૨ દડો અને ગેડી
ગેણી-ની,સ્ત્રી૦(અ ૦)સોનાનો એક સિક્કો, ગીની.
ગેદળ, ન૦ હાથીનુ સૈન્ય [જાતનુ ઘરેણું
ગેન, ન૦પગની આગળીએ પહેરવાનુ રૂપાનુ એક

**ગેબ,**વિ૦(આ૦) ન દેખાય તેવુ, અણુછતુ, ગુપ્ત
**ગેબી,** વિ૦ (આ૦) છુપુ, ન સમજાય તેવુ ગેબી અવાજ—આકાશ વાણી ગેબી માર—છુપો માર, જણાય નહિ પણ અંદર સાલે તેવો માર
**ગેબા** ગોળો—ગપ
**ગેબર,**ન૦(સ૦ ઘૃતવર)પરસુદીના લોટને કેળવી ચાસણી પાઇ કરેલુ પકવાન
**ગેય,** વિ૦ ગાવા લાયક, ગવાય તેવુ
**ગેર,** (ફા૦)નહિ,નિષેધ,અભાવ,સૂચક ઉપસર્ગ.
**ગેરઆબરૂ,** સ્ત્રી૦ (ફા૦) અપમાન, બદનામી, ફજેતી, નામોસી.
**ગેરઇનસાફ,** પુ૦ વાજબી ન્યાય નહિ તે અન્યાય
**ગેરકાયદે,** અ૦ અન્યાયે, કાયદા વિરૂદ્ધ
**ગેરખુશી,** સ્ત્રી૦ અરાજીપો,નાખુશી
**ગેરત,** સ્ત્રી૦આબરૂ રાખવાની સમજ લાજ,શરમ
**ગેરફાયદો,** પુ૦ ખોટ, તોટો,નુકસાન, બગાડ
**ગેરબંદોબસ્ત,** પુ૦ અંધેર,અવ્યવસ્થા,ગોટાળો ગરબડ સરબડ [રાજી,ગેરમહેરબાની
**ગેરમરજી,** સ્ત્રી૦(ફા૦)નાખુશી,અપ્રસન્નતા ૨ ઇત-
**ગેરમહેરબાની,** સ્ત્રી૦ અકૃપા,ઇતરાજી
**ગેરમાહીત,** વિ૦અજાણ, બીનવાકફગાર
**ગેરમાહતી,** સ્ત્રી૦ અજાણતા, બેખબર
**ગેરરસ્તે,** અ૦ આડે માર્ગે, ખોટી રીતે, બે કાયદે, રીતથી ઉલટુ
**ગેરરીતે,** અ૦ગેરકાયદે,નિયમ વિરૂદ્ધ
**ગેરવલ્લે,** અ૦ ચોક્કસ ઠેકાણે નહિ પણ ગમે ત્યા હોય તેમ, ખોવાયેલુ હોય તેમ
**ગેરવવું,** ક્રિ૦ સ૦પાડવુ,ખ ખેરવુ,ગરે તેમ કરવુ
**ગેરવહીવટ,** પુ૦ અવ્યવસ્થા,ગેરબંદોબસ્ત, અંધેર કારભાર, અરાજકતા
**ગેરવાજબી,** વિ૦અઘાટત,અયોગ્ય, અણઘટતુ.
**ગેરવાટે,**અ૦આડ રસ્તે,ખોટે—અનીતિને માર્ગે
**ગેરવો,** પુ૦શિયાળુ પાકને થતો એક રોગ
**ગેરસમજુત,** સ્ત્રી૦ સમજફેર,ભૂલ, ભ્રમ
**ગેરસાવધ,** વિ૦ગાફેલ,બેફામ, અસાવધ
**ગેરસોઇ,** સ્ત્રી૦અડચણ ભરેલુ,સોઇ વિનાનુ
**ગેરશિરસ્તે,** અ૦કાયદા વિરૂદ્ધ, રસમથી—ચાલતી રીતથી ઉલટી રીતે;બેકાયદે [અસાવધ ગાફેલ.
**ગેરહાજર,** વિ૦હાજર નહિ તે, અવિદ્યમાન.૨
**ગેરહાજરી,** સ્ત્રી૦ હાજર ન થવુ હોવુ,અપ્રત્યક્ષતા.
**ગેરુ,** ન૦ ઘઉંને લાગતો એક રોગ, ગેરવો
**ગેરુ,** પુ૦ (સ૦ ગૈરિક)એક જાતની ગોરમટી, લાલ મટોડી
**ગેલ,** સ્ત્રી૦ લાડવુ તે, લાડ,રમત, ગમત.
**ગેલ** અ૦ પાછળ. 'આવીશ હુ અલબેલડા, વારી ગિરધર તારી ગેલ.'—પ્રેમા૦
**ગેસુ—ડી** સ્ત્રી૦ ધળ,રજ (કાઠિ૦)
**ગેહિની,** સ્ત્રી૦ ઘરધણીઆણી, ગૃહિણી,ભાર્યા
**ગૈર,** વિ૦ પહાડમા રહેનાર,પહાડી,ગીરનુ
**ગેહ,** ન૦ ઘર, મુકામ, સ્થાન.
**ગેહપતિ,**પુ૦ ઘરનો ધણી
**ગો,** સ્ત્રી૦ (સં૦) ગૌ, ગાય.૨ ઈંદ્રિય,
**ગોકર્ણ,** ન૦ (સ૦)ગાયના કાન જેવા કાળા ફુલ થાય છે તે ૨ ગાયના કાન. ૩ સપ,સાપ. ૪ એક જાતનો મૃગ
**ગોકર્ણી,** સ્ત્રી૦ એક જાતનો વેલો, દૂર્વા
**ગોકળગાય,** સ્ત્રી૦ ચોમાસામા થતુ લાલ જીવડુ ૨ ગાયના જેવા શિંગડાવાળો જીવ, પરમેશ્વરની ગાય [જન્મ દિવસ.
**ગોકળ આઠમ,** સ્ત્રી૦ શ્રાવણ વદ ૮ કૃષ્ણનો
**ગોકળિયુ,** ન૦ ગોકુળ
**ગોકીલ,**પુ૦ હળ, ખેતરમા ઢેફા ભાગવાનુ મુશળ
**ગોકીરો,** પુ૦ સોરબકોર, ઘોઘાટ
**ગોકુળ,**ન૦ ગાયોનુ વૃંદ—ટોળુ ૨ જમના નદીના કાઠા ઉપરનો એક પ્રદેશ
**ગોકળપુરી,** સ્ત્રી૦ અસ્માનંદ
**ગોખ,** પુ૦(સ૦ગવાક્ષ)છજુ,ઝરૂખો ૨ ગોખલો
**ગોખણપટ્ટી,**સ્ત્રી૦ ગોખી મોઢે કરવુ તે ગોખણિયું—ગોખનાર
**ગોખર,** પુ૦ ગાયોમા ઉછરેલો ગધેડો
**ગોખરુ,** ન૦ (સ૦ ગોક્ષુર) ગાયની ખરી જેવો એક જાતનો કાટાવાળો છોડ.૨ એક તરેહની ચીલ
**ગોખલી,** સ્ત્રી૦ નાનો ગોખલો
**ગોખલો,** પુ૦ કંઇ ચીજ મૂકવાને, અથવા દેવદેવી

વગેરેને બેસાડવાને ભિંતમા જે પોલાણ રાખેલુ હોય તે,બારણા વગરનુ નાનુ તાકુ
**ગોખવુ**, ક્રિ૦ સ૦ સ્મરણ રાખવા સારૂ પાઠે કરવુ,વારેવાર યાદ કરવુ,મોઢે કરવુ ૨ માગવુ,ધીબવુ
**ગોખો**, પુ૦ પક્ષીનુ ઘર–માળો,ગોઠો
**ગોગ્રાસ**, પુ૦(સ૦) ગવાનેક [માતેલુ
**ગોઘર**,પુ૦ મોટો વકરેલો બિલાડો ૨ વિ૦ જાડુ
**ગોચર**, ન૦ ગાય ઢોરને ચરવાને માટે રાખેલો જમીનનો કિત્તો, ગૌચર. ૨ વિ૦ ઇંદ્રિયગમ્ય, ઇંદ્રિયોથી સમજાય તેવુ
**ગોચરી**, સ્ત્રી૦ ભિક્ષા,મધુકરી (જૈન)
**ગોચલુ**, ન૦ ટોળુ, ધધોલીઉ ગોચલા ગણવા –વામાટામા કરવા
**ગોચવું**, ક્રિ૦ સ૦ ખોસવુ, ભોકવુ,વિંધવુ
**ગોજુ**, વિ૦ ગંદુ,ચુથાએલુ
**ગોઝાર**, સ્ત્રી૦ ઓરડા પાસેની નાની ઓરડી.
**ગોઝારૂ**, વિ૦ પાપી,ઘાતકી,ખુની ૨ હત્યા થઈ હોય તેવુ, અપવિત્ર
**ગોઝારો**, પુ૦ ગાયને હણનારો હત્યારો
**ગોટ**,પુ૦ ઘુટડો, એક વખતે–એકજ દમે જેટલુ પીવામા આવે તેટલુ તે ૨ ગોટો (ધુમાડાનો )૩ નાના છોકરાને હાથે પહેરવાનુ એક ઘરેણુ ૪ પાણીની છાલકનો જથો ૫ વર (કચ્છ)
**ગોટપોટ**, અ૦ ટુટિયા વાળીને માથે મોઢે ઓઢી સુતેલુ હોય તેમ [બીજ
**ગોટલી**,સ્ત્રી૦ફળની અદરનો કઠણ ભાગ,બીજની
**ગોટલો**, પુ૦ મોટી ગોટલી ૨ માસનો સખત થયલો લોચો ગોટલા બાઝવા–પગની કે ચમા કળતર થવુ
**ગોટાકે૨**,સ્ત્રી૦ ગોટા ગોટા કાઢેલી હોય તેવી કોર
**ગોટાવુ** ક્રિ૦અ૦ ગુચાવુ ૨ ગુચ્છળા વળવા,ધુમાવુ, ૩ ગુગળાવુ
**ગોટાળો**, પુ૦ ગુચવણ,ગરબડ,ભૂલ,ગરબડસરબડ
**ગોટિમડુ–લુ**, ન૦ ગોકિમડુ,ગુલાટ
**ગોટિયુ**, ન૦ પાઘડીની અદર વાલવાનો કકડો બોતાનુ ૨ બોયણુ, ધુમાડો નીકળતો હોય તેવુ ઉમાડિયુ
**ગોટીલો**, પુ૦ ૨ પિજવાનુ લાકડાનુ ઓજાર, મોગરી. ૨. નક્કર ગોળો દડો ૩ કાકલો ૪ કપડાનો વણેલો સાટકો
**ગોટી**, સ્ત્રી૦ કસબ બળ્યા પછી રહેલી ગોળી તે ૨. નાની સરખી ગાઠ ૩ નાનો ગોટો. [તેવુ
**ગોટેગોટ**,અ૦ ઉપરા ઉપરી ધુમાડાના ગોટા થાય
**ગોટો**,પુ૦ સળી સાથે બાધેના ફૂલનો ગુચ્છ,તોરો, કલગી ૨ ગલગોટો ૩ ધુમાડાનુ ઉપરા ઉપરી ઉચુ ચઢવુ તે ૪ નાળિયેરમા સુકાઇને દડા જેવુ થએલુ કોપરૂ ૫ ઉધુચતુ કરી નાખવુ તે ૬ બોલ-વામા લથડવુ તે ગોટો ઘાલવો–ભૂલ કરવી ૨ ઉચાપત કરવુ ૩ દેવતા મૂકવો ૪ પાયમાલ કરવુ ૫ વચ્ચે ફાસ મારવી,કુસપ કરાવવો ગોટો વાળવો–ઉધુચતુ કરી નાખવુ ,ગોટ બો કરી મૂકવો. ૨ બોલવામા લથડવુ
**ગોટોપોટો**, પુ૦ ગોળોપિંડાળો,લોચો, ગોટપોટ
**ગોઠ**, સ્ત્રી૦ (સ૦ ગોષ્ઠી) છાની વાત, અતરની વાતચિત.૨ ઓચ્છવ ૩ મિજબાની, ઉજાણી ૪ મિત્રતા, યારી ૫ ભેટ,ખાનગી મુલાકાત
**ગોઠ**, ન૦ ગામ (કચ્છ) "ગામડા ગોઠડા"
**ગોઠડી**, સ્ત્રી૦ ગોઠ,છાનીવાત ગુહ્ય,ગુજ
**ગોઠણી**,સ્ત્રી૦હાલ્લાની નીચે મૂકવાનુ ઉઢણુ,સુથિયુ ૨ ગોઠવણ,ભાજગડ [પસંદ પડવુ
**ગોઠતુ**, વિ૦ માફક, અનુકુળ આવતુ ૨. ગમતુ,
**ગોઠવણ–વણી**, સ્ત્રી૦ ગોઠવવાની રીત તે, રચના, વ્યવસ્થા ૨ સોઈ, સગવડ, તજવીજ, જુક્તિ, ૩ બદોબસ્ત
**ગોઠવવુ**,ક્રિ૦ સ૦ વસ્તુઓ પડી ન જાય તેમ મૂકવી,બરોબર મૂકવુ ૨ યુક્તિ શોધી કાઢવી,તજ વીજ કરવી ૪ બધ બેસતુ કરવુ, ટાળો મળે તેમ કરી મેલવુ ૫ કોઇ બાબતની વ્યવસ્થા–રચના કરવી
**ગોઠવુ**, ક્રિ૦ અ૦ અનુકૂળ–માફક આવવુ,બધ બેસવુ ૨ ચેન પડવુ,ગમવુ, કરાર વળવો
**ગોઠાઇ**, સ્ત્રી૦ અનાદર, લોકાઇ 'પ્રભુ રઘુનાથ ન ન કીજે મળતાસુ ગોઠાઇ'–ભાલણ
**ગોઠીમડુ**,ન૦ માથુ નીચુ રાખી પગને ઉંચા કરી

ફરી જવુ તે, ગુલાટ
**ગોઠિયણ,** સ્ત્રી૦ સહીપણી,સાહેલી, સખી
**ગોઠિયો,**પુ૦સાથે ફરનારો, દોસ્ત,સોબતી અતરની વાતચીત સાભળનારો
**ગોઠી,** પુ૦ જૈન દહેરાસરનો પૂજારી-નોકર
**ગોઠીમડી,** સ્ત્રી૦ એક જાતની વેલ એના ફળ તે ગોઠીમડા [૨.જુઓ, નિરાત ૩ પક્ષીનો માળો
**ગોઠો,** પુ૦(સં૦ ગોષ્ઠ)ગાય ઢોર બાધવાનું સ્થળ
**ગોડ,** ન૦ શરીર ઉપર રસ વિકારથી થતી ગાઠ, ગુમડુ ૨ ઢીમણુ
**ગોડવુ,**ક્રિ૦ સ૦ તમાકુ, વતાક મરચા વગેરેના કયારાની જમીન ખોદી પોચીકરવી,ખોદવુ,ખણવુ
**ગોડસારગ,**પુ૦સારગ રાગનો એક ભેદ [ગુદામ
**ગોડાઉન,** સ્ત્રી૦ (અ૦)માલ ભરવાની વખાર,
**ગોડિયો,** પુ૦ જાદુગર,મદારી. 'ગોડિયો વશ કરે માકડો, રામાથી રાજવી રાકડો.'-શા૦
**ગોડી,** સ્ત્રી૦ પાછલે પહોરે ગાવાનો એક રાગ ૨ (બ૦) મિઠાશ, મધુરતા
**ગોડીપડવો,**પુ૦ચૈત્ર માસનો પહેલો દિવસ, શાલીવાહન શકનો પહેલો દિવસ
**ગોડે,** અ૦ પેઠે માફક, તેમ, મિસાલે, જેવું
**ગોત,** સ્ત્રી૦ ખોળ,શોધ ૨ ગોત્ર,કુળ
**ગોતડી,** સ્ત્રી૦ કઠ,નડી, ગળુ [ભુકો
**ગોતર,** ન૦ કઠોળની શિગો અને પાન વગેરેનો
**ગોતરજ,**સ્ત્રી૦કુળદેવી,રન્નાદેવ ૨ કુળમા જન્મેલુતે
**ગોતરી,** વિ૦ એકજ ગોત્રનુ,કુટુબી.
**ગોતવણ,** સ્ત્રી૦ શોધ,ખોળ
**ગોતરડાં,**ન૦ગોત્રજની પૂજા માટે કરવામા આવતો માટીનો એક આકાર ૨ ગોત્ર દેવતાની પૂજાવિધિ
**ગોતવું,** ક્રિ૦ સ૦ શોધવુ, ખોળવુ ઢુઢવુ
**ગોતીત,**વિ૦સમજ બહાર,ગૂઢ 'મન વાણી ગોતીત અગોચર '-ગિરધર
**ગોતુ,**ન૦ ઢોરને માટે બાફેલુ ખાવાનુ; ખાણ ૨ વિ૦ ટાઢુને સ્વાદ વગરનુ ૩ છાડેલુ,ગદુ
**ગોત્ર,**ન૦ (સ૦) ગોત્રમા ઉત્પન્ન થયેલો જે મનુષ્ય મસુદાય તે,કુટુબ,ઓધવાડો. ૨ કુટુબની ઓળખ કૌટુબિક નામ [૨ ગોત્ર દેવતા
**ગોત્રજ,** વિ૦ એકજ-તેજ ગોત્રમા જન્મેલુ,ગોત્રી
**ગોત્રબધુ,**પુ૦(સ૦) એક ગોત્રમા ઉત્પન્ન થયેલો,
**ગોત્રી,** વિ૦ એક ગોત્રજ, કુટુબી [પિતરાઈ
**ગોથ,** સ્ત્રી૦ (આ૦ ગોતા-ડૂબકી મારવી) કનકવાનુ ઉંધે માથે નીચુ વળી જવુ-ફરી જવુ તે, ગુલાટ ૨ ચૂક, ભૂલ, થાપ ૩ ચારની સખ્યાનો સકેત
**ગોથણો,** પુ૦ ધુસરી નાડવાનો ખીલો.
**ગોથપડા,** વિ૦ ચૌ-ની સખ્યાનો સંકેત
**ગોથુ,** ન૦ અથડાવુ તે, ફાફા મારવા તે ૨. છેતરાવુ,ભૂલ કરવી તે ૩ ઉંધે માથે પડી રહેવુ તે ૪ ઢોર માથુ મારે છે તે
**ગોદ,** સ્ત્રી૦ (હિ૦) ખોળો, અ૦ 'સતી થઇ લઇ પિયૂ ગોદમા,મળે લાભ બળિ મરવાનો '-હ૦દ૦
**ગોદડ,**વિ.(બ૦)ખડબચડુ ૨ ડથાવાળુ,ગોદડીવાળુ
**ગોદડિયું,** ન૦ શીતળાની એક જાત [પાથરણુ.
**ગોદડી,**સ્ત્રી૦નાનુ અને પાતળુ ચિથરાનુ બનાવેલુ
**ગોદડુ,** ન૦ પાથરવા ઓઢવાનુ, કપડાના ખોળિયામા રૂ ભરી કરેલુ તે,પાથરણુ
**ગોદાટવુ,** ક્રિ૦ સ૦ વારંવાર ગોદા મારવા તે, ટોકવુ
**ગોદાન,** ન૦ ગૌદાન, જુઓ
**ગોદાવરી,**સ્ત્રી૦એકનદીનુ નામ છે, જે નાસિક પાસે વહે છે. ૨ બારની સખ્યાનો સંકેત
**ગોદાવવુ,** ક્રિ૦સ૦ધક્કા ખવરાવવા, અથડાવવુ ૨ ખોદાવવુ,પોચુ કરાવવુ ૩ સગ કરાવવો
**ઘોદાવુ,**ક્રિ૦ અ૦ ખોદાવુ,ખોદાય તેવી સ્થિતિમા હોવુ, ખોદાઇ ઉડુ જવુ
**ગોદી,** સ્ત્રી૦કામ પડે ત્યારે ખાડીનુ પાણી અદર આવે એવી ગોઠવણવાળુ વહાણો બાધવા-સમારવાનુ બદર
**ગોદો,** પુ૦ ઠાસો, મુક્કો ૨ આચકો,ધક્કો ૨ બળદને જોરથી પરોણો મારવો તે ૩ નુકસાન
**ગોંધવુ,**ક્રિ૦સ૦ કેદ કરવુ, રોકવુ ૨. બધનમા-બધ જગામા રાખવુ
**ગોધણ,** ન૦ ગાયનુ ચરવા જતુ ટોળુ,ગોવાડુ
**ગોધન,** ન૦(સ૦) ગાય, બળદ રૂપી ધન.૨.ગાયોનુ

ગોધરિયુ ,વિ૦ગોધરાથી આવેલુ ગોધરિયુ વાજુ – નર્મનુ ટોળુ
ગોધલિયુ, ન૦ નાનો બળદ,વાછરડો
ગોધુલગન, ન૦ (ગો+ધૂલિ+લગ્ન) ગાયો ચરીને ઘેર આવે તે વખતનુ લગ્ન, મમી સાજનુ જે લગ્ન તે
ગોત્રમ, પુ૦ (સ ૦) ધજો
ગોધે આવવુ,ક્રિ૦અ૦ ગાયનુ આધાને આવવુ
ગાધો, પુ૦ ગાયનો નર સાઢ,આખલો,ખાસી ન કરેલો બળદ. [એક ઘરેણુ,દોરો,ગોફ
ગોપ, પુ૦ (સ ૦) ગોવાળિયો ૨ પુરુષની કોટનુ
ગોપકન્યા, સ્ત્રી૦ ગોપી, ગોપિકા [ખાડો.
ગોપદ, ન૦ (સ ૦)ગાયનુ પગલુ ખરીથી પડેલો
ગાપન, ન૦ (સ ૦) સરક્ષણ ૨ ગુપ્ત રાખવુ તે
ગાપવવુ, ક્રિ૦ સ૦ સતાડવુ ,છુપાવવુ
ગોપહાર, પુ૦ સ્ત્રીના કોટનુ એક ઘરેણુ
ગોપાલ, પુ૦(સ૦ ગો+પા પાળવુ ) ગાય ઢોર પાળનારો, ગોવાળિયો ૨ શ્રીકૃષ્ણ ૩ રાજા
ગોપાલિકા,સ્ત્રી૦ગોવાલણ ૨ ઉપલસરી(વનસ્પતિ)
ગોપાષ્ટમી, સ્ત્રી૦ કાર્તિક શુદિ આઠમ એ દિવસે કૃષ્ણે ગોવાળનો વેષ લીધો હતો
ગોપિકા સ્ત્રી૦ ગાવાળણી, ગોપી
ગોપી, સ્ત્રી૦ ગોવાળણી, ગોપિકા
ગોપીચદન,ન૦ (સ ૦) દ્વારકાની ગોમતી નદિની પીળાશ પડતી સફેન અને ચિકણી ટીલુ કરવાની માટી ૨ વિત્ત પૈસો ‘ ગાઠનુ ગોપીચદન ’
ગોપુર,ન૦(સ ૦)શહેરનો દરવાજો ૨ છજુ,જાળિયુ
ગોપ્ય, વિ૦ (સ ૦) ગુપ્ત રાખવા જોગ (મત્ર, વિચાર, ઇ૦ )
ગોફણ, સ્ત્રી૦(સ૦ ગુમ્ફ–વણવુ )વચમા ગોળો ને બે પાસ છેડા એવી સુતર–ચામડાના ગુથેલી ગોળા ફેકવાની જે દોરી તે
ગોફણી, સ્ત્રી૦ (સ ૦) સ્ત્રીઓને અબોડે લટકતુ રહે તેવુ ઘુઘરીવાળુ ઘરેણુ, ગોફણો
ગોફણો, પુ૦ ગોફણી ૨ તુગાની ઉપર જડલા લાકડાનો એક ભાગ
ગોબર, ન૦ (ગાયનુ) છાણુ કચરો, પુજો
ગોબરુ, પુ૦ છેક ઝીણા ખિચોખિચ શીતળા
ગોબરુ વિ૦ ગદુ, મેલુ,અસ્વચ્છ
ગોબરો, પુ૦ ધુસરી બાધવાની હળની દાડી
ગોબાવુ, ક્રિ૦ અ૦ ગોબો પડવો, ખાડો પડવો
ગોબો–બો,પુ૦આછોખાડો,ખાચ ૨. વ્રણ ચિહ્ન
ગોમ, સ્ત્રી૦ ખોડ, (ઘોડાના)આગલા બે પગ નીચે તગતળે ભમરી દખાય તે “ ગોમ તજાવે ભોમ ” ૨ આનાકાની
ગોમટો, પુ૦ વણવાના તાર જુદા જુદા રહે તે માટે દોરાને ગુથી બનાવેલી જાળી, રાચ
ગોમડળ, ન૦ પૃથ્વી ચક્ર
ગોમળ, ન૦ (સ ૦) ગાયનુ છાણ
ગોમાસ, ન૦ (સ ૦) ગાય–બળદનુ માસ
ગોમાયુ, ન૦ (સ ૦) શિયાળ, કોલુ
ગોમુખ, ન૦ ગાયનુ મુખ ૨ એક જાતનુ નગારુ ૩ એક જાતનુ વાજુ [આકારની કોથળી
ગોમુખી, સ્ત્રી૦માળા જપવાની ગાયના મુખ જેવા
ગોમૂત્ર, ન૦ (સ ૦) ગાયનુ મૂતર
ગોમૂત્રિકા, સ્ત્રી૦ [સ ૦] ગાયના મુતરવાથી જે આકાર થાય છે તે, લહેર ૨ લહેરના આકારમા રચેલી જે કવિતા તે,એક પ્રકારનુ ચિત્રકાવ્ય
ગોમેદ, પુ૦ (સ ૦)પીળા રગનો હીરો,પોખરાજ
ગોમેધ, પુ૦(સ ૦)જેમા ગાયનો ભોગ આપવામા આવતો હોય તે યજ્ઞ
ગાયણી સ્ત્રી૦ ગુરુની સ્ત્રી, બ્રાહ્મણી ૨ સૌભાગ્યવતી, સોવાશણ સ્ત્રી, વ્રતનિમિત્ત જમનારી સોવાસણ સ્ત્રી
ગોર, પુ૦ છાણાનો ભુકો ૨ કોઇ વસ્તુનો ભુકો “રોટલાનો ગોર” ૩ ઢોરનો સમૂહ
ગોર, પુ૦ ( સ ૦ ગુરૂ ) ક્રિયા કર્મ કરાવનારો બ્રાહ્મણ, કુળગોર, પુરોહિત ૨ તીર્થક્ષેત્રનો ગોરપદુ કરનારો બ્રાહ્મણ
ગોર, સ્ત્રી૦(સ ૦ ગૌરી)પાવતી દેવીનુ એક વ્રત
ગોરક્ષ, વિ૦ ગાયનુ રક્ષણ, રખવાળુ ૨ ઇદ્રિયોને વશ રાખની તે ૩ ગાયોથી રક્ષાયેલુ
ગોરખઆમલા, સ્ત્રી૦ એક જાતનુ ઝાડ
ગોરખપથ,પુ૦શિવમાર્ગી સાધુઓનો એક સપ્રદાય
ગારજ, સ્ત્રી૦ગાયોના ચાલવાથી ઉડતી ધુળ

**ગોરજ**, વિ૦ (સ૦) સમીસાજના મુહૂર્તવાળુ (લગ્ન.) ૨ ગાયના પગે ઉડેલી જવાળુ

**ગોરજી**, પુ૦ (સ૦)જૈન સાધુ,જૈન ધર્મોપદેશક

**ગોરટિયુ'**, વિ૦ ગોરુ ગોરટી–ગોરી,ધઉ વરણી 'ચિત્ત ચોરટી, કો ગોરટી,કો શામળી સોહામણી'

**ગોરટુ**, વિ૦ ગોરુ

**ગોરડી**, સ્ત્રી૦ ગોરી, ગૌરવર્ણની. 'ફટફટ રે ઘેલી ગોરડી,વિપ્ર ગરીબને કેમ વરે'—**શામળ.**

**ગોરતો**,પુ૦સાભાગ્યવ તીઓને જમાડવાનું એકવ્રત

**ગોરધન પર્વત**, પુ૦પર્વત આકારે કરેલો અન્નનો મોટો જથો (કાર્તિક શુદ ૧ ને દિવસે ગોવર્ધન પર્વતને નિમિત્તે અન્નના સમુદાયનો ગોવર્ધન કરી **શ્રી કૃષ્ણ પ્રીત્યર્થં ગોવર્ધન પૂજન ગોપાલ-પૂજનાત્મક મહોત્સવ કરિષ્યે** । એવો સકલ્પ કરી ગોવાળોની પૂજા કરવાની તે

**ગોરપદુ**, ન૦(સ૦ગુરૂ+પદ)યજમાનને કર્મ ક્રિયા કરાવવાનો જે ધધો તે, ગોરનુ કામ તે

**ગોરમટી**, સ્ત્રી૦લાલ-પીળી મટોડી

**ગોરંભાવું**, ક્રિ૦અ૦ રસ્તો ન નીકળે–કામમા સૂઝ ન પડે તેવી હાલતમા આવવુ ૨ ઘુમરાવુ,ઘુઘવાવુ ૩ વાદળા થવા, વરસાદનું ચઢી આવવુ ૪ ઘુમાવુ. (ધુણીનુ) [ચુ થાડો

**ગોરભો**, પુ૦ નીકાલ ન થાય ને ખોટી થવુ તે,

**ગોરમા**, સ્ત્રી૦ છોકરીઓનું એકવ્રત, જવારા વાવી જે ગોરી પૂજન કરે છે તે [આપે છે તે

**ગોરવ**, પુ૦વર અને કન્યાવાળાઓ જે જમણ

**ગોરસ**, ન૦ ( સ૦ ગો+રસ ) ગાયના દૂધનુ દહીં ૨ દૂધ આખરવાનુ પાત્ર,ગોરસુ ૩.ઇંદ્રિયનો રસ

**ગોરસિયુ**, ન૦ ગોરસુ. ૨ વિ૦ ગોરસવાળુ

**ગોરસી–સુ**, સ્ત્રી૦ દહોણી, દહિ દૂધ રાખવનુ સાધન

**ગોરાડ–ડુ**,વિ૦પોચી રેતાળ લાલાશવાળી જમીન.

**ગોરાણી**, સ્ત્રી૦ ગોરની સ્ત્રી. [વાળી સ્ત્રી

**ગોરાદે**, સ્ત્રી૦ (સ૦ગૌર દેહા) ગોરી, ગૌરદેહ-

**ગોરાશ**, સ્ત્રી૦ ગોરાપણુ. [સુદર રૂપાળી સ્ત્રી

**ગોરી**, સ્ત્રી૦ સ્ત્રી, ત્રિયા,ઔરી ૨ ગોરી સ્ત્રી,

**ગોરીલો**, પુ૦ વાદરાની એક જાત

**ગોરુ**, વિ૦ (સ૦ ગૌર) ધોળુ ,ઉજળુ ;ધઉવર્ણુ

**ગોરુચંદન**, ન૦ (સ૦ ગોરોચના) ગાયના પેટમાથી મળી આવતો પીળા રગનો એક પદાર્થ. એ ઔષધમા વપરાય છે

**ગોલ**, પુ૦ (સ૦) ગોળ. ૨ વર્તુલાકાર

**ગોલક**, પુ૦ (સ૦) લોઢા–લાકડાનો જે ગોળો તે ૨ કન્યા-વિધવાને જારકર્મથી પેદા થયેલો છોકરો તે,ગોલા ૩ ખજાનો,ગલ્લો

**ગોલણુ**, સ્ત્રી૦ ગોલાની સ્ત્રી, ગોલો

**ગોલદાજ**, પુ૦(ફા૦)તોપ ભરી ફોડનાર, તોપચી

**ગોલવાડ**, સ્ત્રી૦ગોલાઓનો મહોલ્લો.

**ગોલવુ**, ક્રિ૦ સ૦ પગથી ઘુદવુ–દબાવવુ.

**ગોલાં**, ન૦ જનાનામા નોકરી કરનારા માણસ. ૨ ઘિલોડા [અડધો ગોળ

**ગોલાર્દ્ધ**, પુ૦ (સં૦) ગોળનો જે અર્ધ તે;

**ગોલી**, પુ૦ ગોલણુ. ૨ જનાન ખાનાની ચાકરડી, દાસી [હરાયુ , પડતું મૂકીને ખાનારુ

**ગોલૈયો**, પુ૦ વગર નોતરે જમતો ફરનાર ૨

**ગોલોક**, પુ૦ ( સં૦ ) સ્વર્ગનો એક વિભાગ, વિષ્ણુનુ નિવાસસ્થાન

**ગોલો** સ્ત્રી૦ગોલણુ ૨.જનાનાનો નોકર, કંચુકી. ૨ ડાગર ખાડીને ચોખા કરવાનો ધધો કરનારી એક જાત ૩ પાનાની રમતમાનુ એક ચિત્ર, હલકો માણસ ગોલો ગોલી વઢે ને ગધેડાના કાન ચિબોળે–પાડાની લઢાઈમા ઝાડનો ખોડો, મોટાની લડાઇમા નાનાનો મરો

**ગોવધ**, પુ૦ (સ૦)ગાયનો ઘાત કરવો તે

**ગોલ્લો**, પુ૦ વાછડો, રેલ્લો

**ગોવરુ**, ન૦ ગોઅરું, જુઓ

**ગોવર્દ્ધન**, પુ૦વ્રદાવન માહેનો એક પર્વત

**ગોવાગરી**,વિ૦(મ૦ગોવેકરી)ગોવા તરફનુ,ગોવાનુ

**ગોવાવુ**, ક્રિ૦ અ૦ વગોવાવુ, નિદાવુ ૨ સોઘુ ને સફરૂ વેચાવું.

**ગોવાંદરુ**, ન૦ ગો દરુ , પાદર, ભાગોળ

**ગોવારું**, ન૦ ગાય–ઢોરનુ ટોળુ, ઠાઠ.

**ગોવાળ**, પુ૦ગાય–ઢોર ચરાવનારો.

**ગોવાળણી,** સ્ત્રી૦ ગાય-ઢોર ચરાવનારી સ્ત્રી, ગોવાળની સ્ત્રી [રાની ઝાઝર.
**ગોવાળબકરી,** સ્ત્રી૦ છોકરાની એક રમત,બક
**ગોવાળિયો,** પુ૦ ગોવાળ, ગાય-ઢોર ચરાવનાર ૨ મૂર્ખ, અજ્ઞ માણસ.
**ગોવિંદ,** પુ૦ કૃષ્ણ ૨ વિષ્ણુ
**ગોવૃંદ,** ન૦ ગાયોનુ ટોળુ, ગોવારુ
**ગોષ્ઠી,** સ્ત્રી૦ (સ૦) વાતચીત, ભાષણ, ગોઠ, મસલત ૩ મૈત્રી.
**ગોસ,** ન૦ માસ ૨ અ૦ જમણી તરફ
**ગોસાઇ,** પુ૦ (સં૦ ગો+સ્વામી)બાવો, ત્યાગી, વૈરાગી ૨ વલ્લભાચાર્યના વંશનો પુરૂષ ૩ સંસારી માયાથી વિરક્ત તે
**ગોહ,** સ્ત્રી૦ (સ૦ ગુહા) ખાડો,ગુફા,બખોલ
**ગોહત્યા,** સ્ત્રી૦ (સ૦) ગાયને મારવી તે એ મોટા પાંચ પાપમાનુ એક ગણાય છે
**ગોહત્યારુ,** વિ૦ (સ૦)હત્યા લાગેલી હોય તેવુ
**ગોહાવુ,** ક્રિ૦ અ૦અધારે અથડાવુ, ગુચાવુ
**ગોહોર,**પુ૦(આ૦ગેવર)ઉંડો વિચાર, નીધ્યા,મનન
**ગોળ,** પુ૦ મંડળ, ટોળુ, ૨ કુંડાળુ, ચક્કર
**ગોળ,** વિ૦ચક્રાકાર, વર્તુલાકાર ગોળગોળ-મતલબ ન સમજાય તેવુ, અડધુ પડધુ
**ગોળ,** પુ૦ (સ૦ ગુડ) શેરડીનો રસ ઉકાળી ઘાડો-કઠણ કરેલો પદાર્થ ગોળ ખાધા સાથે કામ—અર્થની સિદ્ધિ સાથે કામ, ફાયદો જેવી થતો હોય તેવુ કામ "આપણે ગોળ ખાધા સાથે કામ રાખવુ"
**ગોળકેરી,** સ્ત્રી૦ ગોળની કેરીનુ કરેલુ અથાણુ.
**ગોળાગોળ,** વિ૦ નરમ પોચુ ૨ અનુકૂલ ગોળ ગાળ કરી નાખવુ—મીઠુ મીઠુ બોલી સામાનુ મન પીગળાવી દેવુ, મન પલાળવુ, ૨ લલચાવવાને મીઠુ નીઠુ લાગે તેવુ બોલવુ
**ગોળધાણા** પુ૦ ગોળ અને ધાણાનુ મિશ્રણ (વધામણીમા કે મારા કાર્યના આરભમા ગોળ-ધાણા વહેચવામા આવે છે ) ગોળ ધાણા વહેંચવા-ગળ્યા મોઢા કરવા, આનદ દર્શાવવો
**ગોળપાપડી,** સ્ત્રી૦ ગોળ ઘીની લોટ મેળી કરેલી મિઠાઈ તે [અણુસમજુ
**ગોળભમરડો,** પુ૦ મોટુ મીઠુ,બાતલ,૨ મૂર્ખ,
**ગોળવો,** પુ૦ ગોફણે ફેકવાનો ગોળો ૨ ટુકો ગોળ મોભિયાનો કડકો ૩ ગોળો, ગોળ આકૃતિ
**ગોળવા,** પુ૦સ્ત્રીઓને હાથે પહેરવાનુ ઘરેણુ.
**ગોળાઇ,**સ્ત્રી૦ગોળાકૃતિ, ગોળપણુ [વર્તુલ જેવુ
**ગોળાકાર,** પુ૦ ગોળ આકાર ૨. વિ૦ ગોળ,
**ગોળાર્ધ,** પુ૦ અડધો ગોળ
**ગોળિયાકેરી,** સ્ત્રી૦ કેરીની ચાર ફાડ કરી તેમા મસાલો ભરી બનાવેલુ અથાણુ
**ગોળિયો,** પુ૦ ગોળનુ માટલુ (ખાલી)
**ગોળી,** સ્ત્રી૦ (સ૦ ગુટિકા) ગોળ નાની વસ્તુ, ગરગોલી, દડી ૨ પિસ્તોલમા ભરવાની સીસાની ગરગોલી ૩ પાણી ભરી રાખવાનુ ગોળ વાસણ ૩ દહિ વલોવવાનુ પાત્ર ૫ વૃષણ, બાડ
**ગોળો,** પુ૦ તોપમા ઘાલી મારવાનો સીસાનો ગોળ આકાર ૨ પાણી-અનાજ ભરવાનુ માટીનું મોટુ વાસણ ૩ પેટમા પવનનુ ભરાવુ તે, પેટમા કરમનુ ભેગુ થવુ તે ૪ પૃથ્વીનો કૃતિમ ગોલ ૫ ગપ, જૂઠો ગપાટો "ગોળો ગબડાવવો" ૬ ઉધુચતુ કરી નાખવુ તે ૭ કોઇપણ ગોળ ચીજ
**ગોળો પિંડાળો,** પુ૦ ઉધુચતુ-સથરવથર કરી નાખવુ તે [ગરીબ.રક્ષણ કરવા જેવુ
**ગૌ,** સ્ત્રી૦ (સ૦) ગાય ૨ વિ૦ ગાય જેવુ,દીન,
**ગૌચર,** ન૦ ગામને સીમાડે ઢોરને ચરવા સારૂ રાખેલી જમીન, ગોચર
**ગૌડ,** વિ૦ બંગાલાનો એક પ્રાન્ત છે તેના રહેવાસી સબધીનુ. ગૌડ બંગાળી—(ગૌડ અને બંગાળાના લોકો જાદુઇ કળાને માટે પ્રખ્યાત છે તે ઉપરથી) જાદુગર, ૨ ઝટ ન સમજાય અને અચબો લાગે એવી કૃતિઓ જાણનાર
**ગૌડસારંગ,** પુ૦ સારંગ રાગનો એક ભેદ
**ગૌડિયો,** પુ૦ ગારૂડી "ગૌડિયાને વશ વરતે કાષ્ટની યમ પુતળી"
**ગૌણ,** વિ૦(સ૦)મુખ્ય-પ્રધાન નહિ તેવુ, ઉતરતુ
**ગૌતમ,** પુ૦(સ૦) નામનો ઋષિ ૨ બૌદ્ધ ધર્મનો મૂળ પુ.૫

**ગૌતમી, સ્ત્રી૦** પાર્વતી દેવી ૨ ગોદાવરી નદી
**ગૌતરાટ-ત્રાટ, ન૦** (સં૦ ગા+ત્રિ+રાત્રિ) ત્રણ રાત પાળવાનું ગાય પૂજવાનું એક વ્રત
**ગૌદાન, ન૦** (સં૦ +દા-આપવું) ગાયનું દાન
**ગૌધન, ન૦** (સં૦) ગાયોરૂપી જે મીલકત તે
**ગૌબ્રાહ્મણ પ્રતિપાળ, પું૦** (સં૦) ગૌ બ્રાહ્મણનું રક્ષણ કરનાર ૨ હિંદુ રાજાનો એક ઈલકાબ
**ગૌમુખ, ન૦** (સં૦) ગાયનું મો
**ગૌમુખી, સ્ત્રી૦** (સં૦) ગાયના મોંના આકારની માળા ફેરવવાની કોથળી ગૌમુખો વાઘ-ઉપરથી દેખાતું ગરીબ પણ અંદરથી વાઘ જેવું ક્રુર
**ગૌમૂત્ર, ન૦** (સં૦) ગાયનું મુતર તે
**ગૌર, વિ૦** (સં૦) ગેરુ, ફીકું રાતું
**ગૌરવ, ન૦** (સં૦) ભારમોજ, મોટાઇ,પ્રતિષ્ઠા, ૨. વજન, ભાર ૩ શોભા,આબરૂ,માન
**ગૌરવર્ણ, વિ૦** સફેત-ઉજળો ૨ગ હોય તેવું
**ગૌરીપુત્ર, પું૦** ગણપતિ, ગણેશ
**ગૌરી,સ્ત્રી૦** (સં૦) પાર્વતીદેવી ૨ આઠ વર્ષની બાળા ૨ સ્ત્રીઓના નામ સાથે માનાર્થે વપરાતો શબ્દ 'મોતીગૌરી' ૩ પૃથ્વી, ભૂમિ [અબરખ
**ગૌરીજ, પું૦** (સં૦) ગણેશ, કાર્તિક સ્વામી ૨
**ગૌરીશિખર, ન૦** હિમાલય પર્વતનું ઉંચુ શિખર
**ગૌશાળા, સ્ત્રી૦**(સં૦) ગાયો બાંધવાની જગા
**ગ્યાલન, ન૦** (અં૦ ગેલન.) પ્રવાહીનું એક માપ
**ગ્યાસ, પું૦** (અં૦) સ્થિતિસ્થાપક ગુણનો વાયુ
**ગ્રથલ, વિ૦** દિઙ્મૂઢ [રૂપી એક પદાર્થ
**ગ્રથિત, વિ૦** ગુંથેલું, પ્રણીત, રચેલું
**ગ્રંથ, પું૦** (સં૦ ગ્રન્થ્-ગુંથવું) એક બીજાની સાથે સંબંધવાળા વાક્યો અને વિચારોનો જે સમુદાય તે, પુસ્તક ૨ પુસ્તકનો એક ભાગ,ખંડ. ૩ શ્લોક, છંદ 'ભાગવતમાં ૧૮૦૦૦ ગ્રંથ છે.'
**ગ્રંથકર્ત્તા-કાર, પું૦** (સં૦) પુસ્તક બનાવનાર
**ગ્રંથી, સ્ત્રી૦** (સં૦ ગ્રંથ્-ગુંથવું) ગાઠ ૨ સાંધો
**ગ્રસવું, ક્રિ૦** અ૦ ભક્ષ કરી જવું,ગળવું,પકડવું ૨ ઢાંકવું,આવરવું.
**ગ્રસ્ત, વિ૦** (સં૦ ગ્રસ્-ખાવું) ખાધેલું-ગળેલું, ગ્રહાયેલું, સપડાયેલું

**ગ્રહ, પું૦** (સં૦ ગ્રહ્-પકડવું) રવિ, ચંદ્ર, મંગળ, બુધ ગુરૂ,શુક્ર શનિ,રાહુ,ને કેતુ એ મુખ્ય નવમાંનો એકેકો ૨ આકાશમાં સૂર્યની આસપાસ ફરતા તારા ૩ ગ્રહથી માણસની હાલતઉપર થતી જે અસર તે ગ્રહ કઠણ થવા-પ્રતિકૂળ થવું ગ્રહ વાંકા હોવા-સિતારો પાધરો ન હોવો, નસીબ અનુકૂળ ન હોવું
**ગ્રહણ, ન૦** (સં૦) લેવું તે,સ્વીકાર, અંગીકાર ૨ ધરવું તે,પકડવું તે ૩ પૃથ્વીની છાયા સૂર્ય ચંદ્ર-પર પડવાથી બિંબનો જેટલો ભાગ પ્રકાશ આપતો બંધ પડેછે તે ૪ સમજવું તે,ધ્યાનમાં લેવું તે ગ્રહણ વખતે સાપ કાઢવો-એક કામ કરતા વચમાં નવું કામ ઉભું કરવું તે
**ગ્રહણી, સ્ત્રી૦** (સં૦) મરડો, આમ, અતિસાર
**ગ્રહદશા,સ્ત્રી૦**(સં૦)ગ્રહની અસરથી થતી પ્રાણીની જે સ્થિતિ તે
**ગ્રહભાવ,પું૦**(સં૦)ગ્રહથી થતી અસર,ગ્રહનું ફળ.
**ગ્રહશાંતિ, સ્ત્રી૦** (સં૦) ગ્રહોની ખરાબ અસર દૂર કરવા જે ધર્મ ક્રિયા કરવામાં આવે છે તે
**ગ્રહસંગમ, પું૦** (સં૦) ગ્રહોનું મળવું તે.
**ગ્રહવું, ક્રિ૦** સ૦ ઝાલવું, ધરવું પકડવું.
**ગ્રામ, ન૦** સં૦)ગામ, ગામડું ૨ ગાયનમાં સુરનું એક માપ,સપ્ત સ્વરમાં જે ત્રણ મુખ્ય અવધિ તેમાંનો એકેક ૪. (પ્રત્યય રૂપે સમુદાય વાચક અર્થ થાય છે)સમૂહ,જથો "ગુણગ્રામ,પુણ્યગ્રામ"
**ગ્રામકંટક, પું૦** (સં૦)આખા ગામને દુઃખ દેનાર માણસ, ગામનું પાપ-ઉતાર.
**ગ્રામણી, વિ૦** પ્રધાન,મુખ્ય ૨ ગોરપદુ કરનાર
**ગ્રામદેવતા, પું૦**(સં૦) ગ્રામનું રક્ષણ કરનાર(દેવ
**ગ્રામસિંહ પું૦** કુતરો [-દેવી)
**ગ્રામાચાર, પું૦** ગામના રીતરિવાજ.
**ગ્રામાધ્યક્ષ, પું૦** ગામનો વડો, મુખી
**ગ્રામાન્તર, ન૦** ગામોતરુ
**ગ્રામ્ય,વિ૦**(સં૦)ગામ સંબંધી,ગામનું ૨ જંગલી, સુધરેલું નહિં તે ૩ ગામઠી, અણઘડ.
**ગ્રાસ, પું૦** (સં૦) જેટલો ખોરાક એક સપાટે મોમાં ઘાલી શકાય તેટલો,કોળિયો.૨.ગ્રહણને લીધે

સૂર્ય ચદ્રના બિંબનો જે ભાગ ઘેરાયેલો હોય તે
**ગ્રાહ,** પુ૦ (સ૦) મગર, સુસવાટ ૨ પકડ.
**ગ્રાહક-હી,** વિ૦ (સ૦) લેનાર,ગ્રહણ કરનાર, સ્વીકારનાર ઘરાક,ખરીદ કરનાર ૨ કદર કરનાર, જાણનાર,સમજનાર "ગુણ ગ્રાહક"
**ગ્રાહી,** વિ૦ (સ૦ ગ્રહ)પકડી રાખનાર,ઝાડાને સરતો બધ કરે તેવુ
**ગ્રાહ્ય,** વિ૦ (સ૦) ગ્રહણ કરવાને યોગ્ય
**ગ્રીવ-વા,** સ્રી૦ (સ૦) ગરદન,ગળાનો પાછલો ભાગ, ડોક
**ગ્રીષ્મ,** પુ૦ (સ૦) વૃષભ અને મિથુન રાશિમા સૂર્ય હોય તેટલો સમય,ઉનાળો
**ગ્લાનિ,** સ્રી૦(સ૦) દુખ, રોગ, મહેનત, શોક, લાજ વગેરે કારણથી મોની કાન્તિમા ફેરફાર થવો તે, નિસ્તેજપણુ, ફિકાસ,ચહેરો ઉતરી જવો તે,
**ગ્વાલ,** પુ૦ (હિ૦) ગોવાળિયો
**ગ્વાલન,** સ્રી૦ (હિ૦) ગોવાળણ

---

## ઘ.

**ઘ,** પુ૦(સ૦)ગુજરાતી ભાષાનો પદરમો મૂળાક્ષર, ચોથો કઠસ્થાની વ્યજન વર્ણ
**ઘઇ,** સ્રી૦.ધાઇ, ઉતાવળ
**ઘઉં,** પુ૦(સ૦ ગોધૂમ) શિયાળામા પાકતુ એક અનાજ એની માળવી, કાઠા, પોપટિયા,વાજિયા, વણજારુ, હાસિયા વગેરે જાતો છે ઘઉં-ભરવા જવુ-'માળવે જવુ, મરી જવુ ઘઉંપુર-ઘઉંના એક દાણાના વજન જેટલું ઘઉં ખેતમા ને બેટા પેટમા-શેખશલ્લીના વિચાર
**ઘઉંલો,** પુ૦ એક જાતનો સુગધી પદાર્થ એનો ચદનમા ઉપયોગ કરે છે ૨ ઘાસમા ઉગતો એક જાતનો છોડ ૩ એક જાતનો ઘઉંના રગનો સાપ
**ઘઉંવરણ-ણું,** વિ૦ ઘઉંના રગ જેવુ, ગોરુ
**ઘખવુ,** ક્રિ૦ સ૦ (સ૦ ધુષ-ઘુમ પાડવી )ટપકો દેવો, ભાડવુ, ભઠવુ ૨ ઘબેડવુ, મારવુ
**ઘગ્ઘો,** પુ૦ ઘ અક્ષર ૨ ઠોઠ, બેવકુફ, મૂર્ખ ૩ ઝભ્ભો, જામો [માડવુ તે
**ઘઘરણું,** ન૦ નાતરુ, પુનર્લગ્ન, વિધવાએ ફરી ઘર
**ઘઘરવુ,** ક્રિ૦ અ૦બીજુ ઘર કરવુ, નાતરે જવુ ૨ ગળામા ઘરઘર થવુ
**ઘઘોલિયુ,** ન૦ ખરાબ સ્થિતિ-ધૂળધાણી થઇ જવુ તે ૨ રમતમા નાના છોકરા લુગડાનું ઘર બનાવી તેમા સતાઈ રહે છે તે ૨ ઘોઘો, ગંદુ સ્થળ, નાનુ માલ વગરનુ જેવુ તેવુ ઘર અવ્યવસ્થિત, ૩ મોઢે માથે ઓઢવુ તે
**ઘચ,** અ૦ ભોકાતા અવાજ થાય તેમ.
**ઘચઘચ,** અ૦ ઉપરાઉપરી, વારા ફરતી
**ઘચડવુ,** ક્રિ૦ સ૦ કચડવુ,ઘચરડવુ
**ઘચડાઘચડી,** સ્રી૦ ભીડાભીડ ગીરદી
**ઘચડાવુ,** ક્રિ૦ સ૦ પિલાવુ,ભિડાવુ ૨ જોરથી હિંદોળાવુ [નીકળતો રોગ
**ઘચરકાવિકાર,** પુ૦ અપચાના ઓડકારથી ફૂટી
**ઘચરકુ,** ન૦ અપચાનો ખાટો તીખો ઓડકાર તે.
**ઘચરડવુ,** ક્રિ૦ અ૦ ઘચડઘચડ હિંદોળવુ,બાળકને રોતુ ને રોતુ હિંદોળવુ તે
**ઘચુમલ,** વિ૦ ગુચવાડો હોય તેવુ, ભરાવદાર
**ઘચુમલો,** પુ૦ જમાવ, ભેગુ થઈ જવુ તે, ટોળે વળવુ તે
**ઘટ,** પુ૦(સ૦)ઘડો, દોરિયો,કુભ (ધાતુનું અથવા મટોડીનુ વાસણુ) ૨ (ઈશ્વર)ઘડેલા કોઇ પણ ઘાટ ૩ હૃદય,કોશ,૪.પાણી ભરીને પૂજેલો ઘડો તે,કુભ
**ઘટ,** સ્રી૦ નુકશાન,ટોટો ૨ ખોટ,કસર
**ઘટ-ઘટ્ટ,**વિ૦ પાસે પાસે દોરા હોય તેવુ જાડુ, ઠાસીને વણેલુ (લુગડુ . ૨ જાડુ, રગડા જેવુ,ઘન
**ઘટક,** વિ૦ મધ્યસ્થ રહેનાર, બેને મેળવનાર,સયોજક, ઘડનાર,રચનાર ૨ પુ૦ યોજક, વિભાગ, અવયવ, અશ
**ઘટકા,** પુ૦ (મ૦) ૨૪ મિનિટ,ઘડી ૨ ઘટા. ૩ ઘડી,વખત માપવાનો વાડકો
**ઘટકી,** સ્રી૦ પાણીનો કોગળો,ઘુટડો "કરી ચરણામૃત પી ગઈ મીરા, અમૃતકી જૈસી ઘટકી"
**ઘટકો,** પુ૦ સૂજીને પાકતા કાટા ભોકાતા હોય તેવુ જે રહીરહીને દરદ થાય છે તે, સણકો,ચટકો
**ઘટતુ,** વિ૦ (સ૦ ઘટિત) લાયક,જોઇયે તેટલું ને તેવુ,ઘટારથ, યોગ્ય,માફક.૨ અપૂર્ણ,ખૂટતું, કમી,

ન્યૂન. ઘટતું કરવુ–જેટલુ જરૂરનું હોય તે કરવુ

**ઘટના, સ્ત્રી૦** (સં૦) યોજના, એકઠુ મેળવવુ તે, બનાવટ, કારીગરી, બનાવ, પ્રસંગ ૩ વ્યવસ્થા, ગોઠવણ. ૪ ગણના, ગણતરી 'દૈવ જેની અયોગ્યમા ઘટના કરે, તેણે યોગ્ય થવુ કયા ઘટારત છે'—પ્રેમા૦

**ઘટપાટ,ન૦** (સં૦) દઢાસન

**ઘટમાન, વિ૦** (સં૦) ક્રિયા ચાલતી હોય તેવુ, બનતુ, થતુ ૨ બને તેવુ,સંભવિત ૩ યોગ્ય,ઘટતુ ૪ ઓછુ,કમી,ખૂટતુ

**ઘટમાળ, સ્ત્રી૦**(સં૦)માટીના ઘડા અથવા ઢોચકાની કુવામા ચક્કરની માફક ગોળ ફરતી જે રચના તે,રેંટ ૨ ક્રમ, પ્રમાલિકા, પ્રણાલિ

**ઘટવધ, સ્ત્રી૦** વધઘટ,વધતુ ઓછુ

**ઘટવવું,ક્રિ૦સ૦** બેસતુ કરવુ, ઠીક લાગે ને શોભે તેમ કરવુ ૨ ઘટાડવુ

**ઘટવુ,ક્રિ૦ અ૦** યોગ્ય લાગવુ,લાયક થવુ ૨.ઓછુ પડવુ,કમી થવુ,ખૂટવુ

**ઘટસ્થાપન, ન૦** વાસ પૂર્તા અથવા શુભ કામના આરંભ પહેલા પહેલવહેલો ઘડો મૂકવો તે. ૨ નવરાત્રિમા જે કળશ સ્થાપન થાય છે તે

**ઘટસ્ફોટ, પુ૦**(સં૦) મડદાને બાળી ચિતા છાંટયા પછી છેલ્લીવારે તે ઠેકાણે મો ફેરવી ઘડો ફોડવો તે ૨ તોડ લાવી દેવો તે, છેડાછુટકા કરવા તે ૩, છુપીવાત ફોડી દેવી,ભેદ ભાગવો તે

**ઘટા, પુ૦** (સં૦) વાદળાઓનુ છેક પાસેપાસે આવી ઝુમી રહેવુ તે, વરસાદ ચઢી આવ્યાથી જે કાળો રમણીય દેખાવ થાય છે તે, ઘટાટોપ, મેઘાડંબર. ૨ ઝાડના ડાળાનો ભરાવો ૩. ઘણા ઝાડનો સમુદાય–ભરાવો. ૪ છાયા

**ઘટાટોપ, પુ૦** (સં૦) આડંબર,ઘેરંભો; ઘનઘટા, ડાળા પાદડાનો ભરાવો તે

**ઘટાડવુ, ક્રિ૦ સ૦** ઓછુ–કમી કરવુ ૨ ઉતારી, તોડી પાડવુ (માન) [ઘટ,ખુટકો,ન્યૂનતા

**ઘટાડો, પુ૦** ઓછુ–થોડુ હોવુ તે, ખોટ, કસર,

**ઘટારત,વિ૦**યોગ્ય,ઘટતુ;લાયક;વાજબી, શોભે તેવું

**ઘટિકા, સ્ત્રી૦** (સં૦ઘટ–ઘડો,) ૬૦ પળ અથવા ૨૪ મિનિટનો જે કાળ તે,ઘડી ૨ ઘડિયાળ

**ઘટિત,વિ૦** (સં૦) યોગ્ય,લાયક,ઉચિત,ઘટતુ

**ઘટી, સ્ત્રી૦** ઘડી,ઘટિકા 'ઘટીમા ઘડી જાય આયુષ્ય અલ્પ' ૨ પાણીમા વખતના પ્રમાણ માટે મૂકવાનો વાડકો.

**ઘટીયંત્ર,ન૦** ઘટમાળ,રેંટ,ઉદ્ઘાટન ૨ ઘડિયાળ

**ઘટોત્કચ, પુ૦** ભીમસેન અને હિડંબા રાક્ષસીનો પુત્ર [અગસ્ત્યઋષિ.

**ઘટોદ્ભવ, પુ૦** ઘડામાથી ઉત્પન્ન થએલુ તે,

**ઘટ્ટ, વિ૦** ઘન, ત્રિગુ ૩ ઘટ,જાડુ (પોતમા) ૩. અ૦ ખીચોખીચ, પાસેપાસે.

**ઘટ્ટપણુ,ન૦** જાડાઈ,જાડપણુ.૨ ગાઢ સ્નેહ,ઘરવટ ૨ કંજુસાઇ, કૃપણતા

**ઘડ, પુ૦** ગઢ, જુઓ [થવો

**ઘડઘડવુ,ક્રિ૦સ૦** ઘડઘડ વાગવુ,ઘડઘડ અવાજ

**ઘડતર, ન૦** જે કઇ ઘડેલુ તે;બનાવટ,રચના ૨ ઘડવાની જે રીત તે ૩ ઘડવાની મજુરી,ઘડામણી

**ઘડનાળુ, ન૦** ગરનાળુ, જુઓ

**ઘડપણ, ન૦** વૃદ્ધાવસ્થા, જરા.

**ઘડભાંગ, સ્ત્રી૦** ગડભાગ,જુઓ

**ઘડમાચી, સ્ત્રી૦** પાણીની ગોળી મૂકવાની ઘોડી.

**ઘડવી, સ્ત્રી૦** ૨૦–૨૫ બેડાની પાણીની ટાકલી, નાની કોઠી ૨ પુ૦ ગઢવી,ચારણ

**ઘડવુ, ક્રિ૦ સ૦** આકાર લાવવો,ઘાટ બનાવવો, રૂપ આણવુ,ડોળ લાવવો,બનાવવુ,રચવુ ૨ ઉત્પન્ન કરવુ,સરજવુ ઇશ્વરે નાના પ્રકારના ઘાટ ઘડયા છે'૩ ગોઠવવુ સંકલના કરવી 'તેણે ખરડો ઘડી કાઢયો' ૫ ટીપવુ, મારવુ

**ઘડવો, પુ૦** સાકડા મોના ઘડાના ઘાટનો લોટો

**ઘડાબૂડ, વિ૦** ઘડો બૂડે તેટલુ

**ઘડામણ–ણી, સ્ત્રી૦** ઘડાઈ, ઘડવાની મજુરી

**ઘડાઈ,સ્ત્રી૦**ઘડવાની મહેનત,ઘડામણ ૨ ૨ બનાવટ

**ઘડાયેલુ,વિ૦**ઠોકરો ખાઇ પાકુ થયેલુ,કસાએલુ ૨ અનુભવી, માહિતગાર

**ઘડાવવું,ક્રિ૦ સ૦** બનાવરાવવુ, તૈયાર કરાવવુ.

**ઘડાવુ,ક્રિ૦** કોઇએ ઘડેલુ હોય તેવુ હોવું, બનવુ ૨ ઠોકર ખાઇ ખાઇને ઠેકાણે આવવુ, સુધરવુ

અનુભવી બનવુ પાકા થવુ ૩ મારખાવો પિટાવુ

**ઘડિયા લગ્ન**, ન૦ ગમે તે વખતે થતા લગ્ન ૨ એકદમ લગ્ન લેઇ લેવા તે વિવાહ અને લગ્ન એ બને સાથે થાય તેવુ લગ્ન [૨ ઘડી ૩ ઝાલર

**ઘડિયાળ**,સ્ત્રી૦ન૦ વખત જણાવનારુ એક યત્ર

**ઘડિયાળી**,પુ૦ ઘડિયાળ વેચનાર-દુરસ્ત કરનાર ૨ પાણી ભરવાની છોબ ઘ કોડી-ઘડી

**ઘડિયાળા**, ન૦ અમુક વખત થયો તેમ જણાવવાને વગાડવાની ધાતુની તખતી, ગજરાં બ.વ મા વપરાય છે) 'ઘડિયાળા વાગ્યા'

**ઘડિયુ**, ન૦ નાળિયેરી-ખજુરીની તાડી કાઢવા સારૂ તેમા છેદ પાડી નીચે લાબી ડોકનુ ઢોચકુ બાધી રાખે છે તે. ૨ નાની કોઠી, નાનુ ઘડુ

**ઘડિયો**,પુ૦ આકનો પાડો.

**ઘડી**, સ્ત્રી૦(સ૦ ઘટિકા)દિવસનો ૬૦ મો ભાગ તે, ૨૪ મિનિટનો કાળ,ઘટિકા ૨ ધાતુની જાડી તખતી,ઝાલર ૩ તળે ઝીણા છિદ્રવાળો વખત માપવાનો વાડકો ૪ કાચની રેતી ભરેલી શીશી, ઘડિઆળ ૫ નાનુ ઘડુ કોઠલી ૬ સમય,વખત, તક, કાળ **ઘડીઓ** ગણવી-ઘણીજ આતુરતાથી વાટ જોવી ૨ વખત જોવો ૩ મરવાની તૈયારી પર આવવુ' **ઘડીએ** ઘુટ ભરાય-વિલબ ન ખમાવો તે **ઘડીના** છઠ્ઠા ભાગમા-સહજ વારમા,જોતજોતામા, પલકવારમા

**ઘડીએક-ક**, અ૦ આસરે ૧ ઘડી જેટલો વખત, સહેજવાર [હરઘડી, રોજ

**ઘડીઘડી**, અ૦ વારેવારે, ઘણી વખત નિરતર,

ઘડીતાળ વિ૦ મરવાની અણીપર

ઘડીભર, અ૦ એક ઘડી સુધી થોડીવાર

ઘડુ, ન૦મોટીકોઠી, દાણા ભરવાની માટીની કોઠી ૨ ઢોચકુ, જાડો બેડોળ ઘડો

ઘડુડાટ, અ૦ ઘડુડુડુ,એવોથતોઅવાજ, ધડધડવુ તે.

**ઘડુલી**, સ્ત્રી૦ છેક નાનો ઘડો.

ઘડુલો, પુ૦ નાનો ઘડો

ઘડો,પુ૦ [સ૦ ઘટ્-બનાવવુ ] સાકડા મોનુ પાણી ભરવાનુ ધાતુનુ અથવા માટીનુ વાસણ, કુભ,ઘટ અધુરો ઘડો છલકાય-થોડુ ભણેલો બહુ અભિમાન રાખે **ઘડો** ગાગર થવી-સારો નરતો નિકાલ થવો; આખરનુ પરિણામ આવવુ ઘડો ફૂટવો-ઘટસ્ફોટ થવો ૨ ખોટુ ઉઘાડુ પડવુ, જાહેર થવુ 'પાપનો ઘડો ફૂટયો ' ૩ ખરાબખસ્ત થવુ પડી ભાગવુ, ધબાયનમ થઈ જવુ "ડકો વાગ્યો આજ ખુબ સુધારા તણો જો, ઘડો ફૂટી ગયો ટપ વલ્લભ મતનો જો " ઘડા જેવડુ માથુ જજો પણ ચણા જેટલુ નાક ન જશો-આબરૂ જાય તે કરતા મોત આવે તે સારૂ ઘડોલાડવો-પ્રેત શ્રાદ્ધ કર્યા પછી ઘડા ઉપર લાડવો મૂકીને બ્રાહ્મણને આપવામા આવે છે તે, છેવટનુ પતાવી દેવુ તે ઘડો લાડવો થવો-મોત થવુ, ૨ ખરાબ થવુ,મોટી નુકશાનીમા આવી પડવુ, ૩ પાર પડવુ-થવુ

**ઘડોઘાટ**, પુ૦ નિકાલ, ફેસલો ઘડોઘાટ કરવો-મારી નાખવુ, ઠેકાણે કરી દેવુ, નિકાલ આણવો 'એ દુષ્ટરાયને માલમ પડવાથી એનો ઘડોઘાટ કરવાનો વિચાર થયો ' ૨ આયતુ, તૈયાર માલ.

**ઘઢાણુ**, ન૦ ઉભુ ઘાસ ગઢાણ

**ઘણ**, પુ૦ કાષ્ટમા પેદા થતો કીડો ૨ ગ્રહણ ૩ મોટો ભારે હથોડો. ૪ લક્કડ ખોદ

**ઘણઘણ**,અ૦ગાડી,ઘટડી વગેરેનો અવાજ,ઠણઠણ

**ઘણઘણાટ**, પુ૦ ખણખણાટ

**ઘણાક**, વિ૦ અનેક, કેટલાક

**ઘણાખરા** અ૦ બહુધા મુખ્યત્વે કરીને

**ઘણાંવાના**, ન૦ ઘણી ઘણીચીજો,બહુ વાના ૨ ઘણી રીતે સમજાવવુ તે, ઘણુ કહેવુ તે

**ઘણાક**, વિ૦ કેટલાક, બહુ [અને સબધ

**ઘણાઘણી**, સ્ત્રી૦ ઘણો સ્નેહ હોવાપણુ, ગાઢ મૈત્રી

**ઘણુ**, વિ૦ [ સ૦ ઘન-જાડુ ] બહુ, પુષ્કળ, મસ માપ વજનનુ ઝાઝુ પરિમાણ બતાવે છે. ( થોડાથી ઉલટુ ) ૨ બસ, પુરતુ 'ઘણુ થયુ' ૩ પુષ્કળ, મોટા જથામા.

**ઘણુક**, વિ૦ ઘણાથી જરાક ઓછુ.

**ઘણુ કરીને**, અ૦ વિશેષ કરીને ઘણે ભાગે, બનતા સુધી, ખસુસ જરૂર,સોવસા

**ઘણુ ખરુ**, અ૦ ઘણુ કરીને, સાધારણ રીતે જોતા, બહુધા, મોટે ભાગે. ૨. અવર નવર, કોઈવાર.

૩ સોવસા [તિથી ઝાઝુ

**ઘણુંજ,** અ૦ અતિશે, વધારે, બહુજ, જોઇએ

**ઘણેરુ,** વિ૦ ( કવિતામા ) ઘણુ, બહુ

**ઘટ,** પુ૦ [ સ૦ઘટ, ] દેવમદિરોમા ઉચે લટ કતો મિશ્ર ધાતુનો જે ઘાટ વગાડવામા આવે છે તે, ચગ ઘટ જેવો–પાકુ, શઠ, ધૂર્ત ર બોલકણો ઘરમા ઘટ ફરે છે–ઘરમા કઇ પણ નથી. ઘટ વાગવો—ખાલી થઈ જવુ, ખપી જવુ શખ વાગવો. ' તેના ઘરમા વટ વાગે છે '

**ઘંટડી,** સ્ત્રી૦ ઘણોજ નાનો ઘટ, ટોકરી, ઘટા

**ઘટરવાળ** ન૦ એક જાતનુ શિકારી વાજુ

**ઘટા,** સ્ત્રી૦ [ સ૦ ] ઘટડી, ટોકરી 'કાષ્ટ ઘટા વિટ બણા 'ર કઇજ નહિ તે,ધક્કા, ડૈયો [ખણિયા

**ઘટારવ,** પુ૦ [સ૦] ઘટનો અવાજ–રણકો,ખણ-

**ઘટિયો,** પુ૦ થાળા વગરની છૂટી ઘટી

**ઘટી,** સ્ત્રી૦ અનાજ દળવાનો પત્થરના બે પડવાળો યત્ર ર કોઇ પણ ફરતો યત્ર, ચક્કી ઘરના છોકરા ઘટી ચાટે ને ઉપાધ્યાયને આટો–ઘરના બાળક ભૂખે મરે ને પારકાને પકવાન. ઘટીના સો ને ઘટાનો એક–સો સાસુના તો એક વહુનો ઘટી પ્રમાણે ઓયણુ ને ચુલા પ્રમાણે બોયણુ–જેવી જેની શક્તિ તેવુ તેને શોભે ઘટીટકારો કરવા–વારવાર ટોક ટોક કરવુ.

**ઘટીચોર,** પુ૦ [સં૦ ગ્રથિચ્છેદક ] ગજવા કાતરુ ર ચાલાક, ચબરાક

**ઘટુ,** ન૦ હાથીનો ઘટ

**ઘડ,** પુ૦ [ સ૦ ] ભમરો, ભ્રમર.

**ઘન,** પુ૦ [સ ] વરસાદ, મેઘ ર એક સખ્યાને ત્રણવાર ગુણવાથી જે સખ્યા થાય તે (૮ નો ઘન ૮ × ૮ × ૮=૫૧૨) ૩ છ સરખી ચોરસ બાજુઓની આકૃતિ

**ઘન,**વિ૦[સ૦]ભરેલુ નક્કર, ર નિબિડ, ઘાડુ, ઘણી ઝાડીવાળુ 'વસને વાસતી કુસુમ ઘન વને–ગીત ગો૦ ૩ ઘણુ, પુષ્કળ, ' અતરનો ઉરૂ રાગ પ્રકાશે ઘેને ઘન ઘેરાતા—ગીત ગો૦ ૪ લંબાઇ પહોળાઇ અને ઉચાઈવાળુ [ઘેરબો.

**ઘનઘટા,** સ્ત્રી૦ વાદળાનો ઘેરાવો, મેઘાડબર,

**ઘનઘોર,** વિ૦ [ સં૦ ] વરસાદ ચઢી આવેથી અધકાર થઇ રહ્યો હોય તેવુ, અંધગાયેલુ

**ઘનચક્કર,** વિ૦ ઉધાનપાયાનુ, વલવલતુ ચસ્કેલુ.

**ઘનફળ** ન૦ લબાઇ × પહોળાઇ × ઉચાઇ અથવા ઉડાઇનુ પરિમાણ તે [ઘનનુ મૂળ.

**ઘનમૂલ–ળ,** ન૦ ત્રિઘાતવડે કાઢેલુ સખ્યાનુ મૂળ,

**ઘનરવ,** પુ૦ [સ૦] મોર, મૂર ર મેઘગર્જના

**ઘનરસ** પુ૦ [ સ૦ ] જળ પાણી ર કપુર ૩ સત્વ, સાર, કાઢો.

**ઘનવલ્લિકા,** સ્ત્રી૦ [ સ૦ ] વીજળી, વિદ્યુત

**ઘનવાત,** ન૦ [સં૦] પાતાળ માહેનું એક નર્ક

**ઘનશ્યામ,** પુ૦ [સ૦] વિષ્ણુ,રામ, કૃષ્ણ ર વિ૦ પાણી ભર્યા વાદળાના રગ જેવુ, કાળા રગનુ

**ઘનસાર** પુ૦ [સ૦] કપુર ર જળ,પાણી ૩ પારો

**ઘમકવુ,** ક્રિ૦ અ૦ ઘમઘમ થવુ, ઘુઘરાનુ વાગવુ

**ઘમકાર–રો,** પુ૦ ઘમકો [ઠોક તે

**ઘમકો,** પુ૦ ઘમકાર ઘુઘરાના અવાજનો દરેક

**ઘમકારીઉ,** ન૦ ખેતરમા જનાવર ઉરાડવા માટે હાલ્લામા પીંછી પરોવી કરેલુ વાજુ,ખોખરુ નગારુ

**ઘમકાવવુ,** ક્રિ૦ અ૦ ઘમઘમ થાય તેમ કરવુ, ર મારવુ, ઠોકવુ ૩ દબડાવવુ

**ઘમઘમ,** અ૦ ઘમકારાનો પ્રતિઘોષ.

**ઘમઘમવુ,** ક્રિ૦ અ૦ ખણખણવુ,

**ઘમઘમાવવુ,** ક્રિ૦ સ૦ જોરથી મારવું, ધબોવવુ ર ધમકી આપવી

**ઘમંડ,** પુ૦ દભ, આડબર, શેખી, પતરાજી

**ઘમડી,** વિ૦ અહકારી, ગર્વી, દભી,આડબરી

**ઘમરડીચકરડી,** સ્ત્રી૦ છોકરાઓની એક રમત, ર ચક્કર ખવડાવવા તે

**ઘમરઘમર,** અ૦ ફેર–ફુદડી ફરવી, તે.

**ઘમ્મસઘમા,** સ્ત્રી૦ભીડાભીડ,ધાધલ, હોસાતુસ

**ઘમશાણ,** ન૦ ઉધુચતુ–ભેળસેળ કરી કામને બગાડી નાખવુ તે, ધૂળધાણી કરી મૂકવુ તે, રમણ ભમણ કરી નાખવુ તે ર કાપાકાપી,કતલ,નાશ.

**ઘમાઘમ** અ૦ ઉપરા ઉપરી મુક્કાનો માર મારવો તે ર ધમાલ, ધાધલ, ધમ્માચકડી

**ઘર,** ન૦ [સ૦ ગૃહ ] માણસ રહેવાને માટે જે

મકાન બાંધે છે તે, ઝુંપડું, હવેલી, બંગલો, મહેલ ૨ ઘરના માણસ, કુટુંબ ૩ કુળ,વંશ, ખાનદાન 'ઘર સારૂ છે ' ૪ દર, બોડ, માળો ૫ ભુવન સ્થાન ( જન્મ કુંડળીમા ) ૬ સંસાર વ્યવહાર ચલાવવો તે ૭ મનની હાલત, " તે ઉદાસીના ઘરમા છે " ૮ સ્થાન, ખાનુ ( સોગટાનુ ઘર ) ૯ મૂળ, કારણ, ઉત્પત્તિસ્થાન, 'આળસ દરિદ્રનુ ઘર છે ' ૧૦ માલીકી, કબજો, ' મારે નડીયાદમા ઘરનું ઘર છે ' ૧૧ સૂર–રાગની જાત "તે ઘણા રાગના ઘર ઓળખે છે ' ૧૨ શક્તિ,બળ,સ્થિતિ, " ઘર જોઈ પગલા ભરવા " ૧૩ બચાવ, નીકળી જવાનુ બારૂ " પોતાનુ ઘર રાખી વાત કરવી " ૧૪ વાજાના સૂરનુ ખાનુ ૧૫ કોઇ ચીજ મૂકવાને જે પોલી વસ્તુ તે,માન "ચશ્માનુ ઘર " **ઘર ભરવુ**–બીજાની માલમતા, પૈસો, સામાન વગેરે પોતાના ઘરમા લાવવુ **ઘર આંગણુ કરવુ**–ઘરમા જવુ ને બારણે આવવુ,કોઇની વાટ ઘણીજ અધીરાઇથી રાહ જોવી **ઘર ઉખડી જવુ**–નખોદ જવુ, નમતાન થવુ, **ઘર ઉખેડી નાખવુ**–પાયમાલ કરવુ **ઘર ઉઘડવુ**–પરણવુ અથવા છોકરૂ થવુ ૨ દ્વાર ખુલવુ **ઘર ઉજળુ કરવુ**–ઘર શોભાવવુ, **ઘર ઉજાડવુ**–ઘરનો નાશ કરવો, ઘરનુ ધધોલિયુ કરવુ **ઘર ઉપાડી લેવુ**–ઘર ચલાવવુ,સંસાર વહેવાર ચલાવી રૂડી રીતે દહાડા કાઢવા **ઘર ઉભુ રહેવુ**–ઘરનો મોભો જળવાવો ૨ ઘણીનુ નામ રહેવુ **ઘર કરવુ**–રહેઠાણ કરવુ, નિવાસ કરવો રોગે શરીરમા ઘર કર્યું '૨ નાતરુ કરવુ **ઘર કાણુ હોવુ** ઘરની વાત ઘરનાજ કોઇ માણસે જાહેર કરવી, ઘરની ફૂટ, ઘરકુકડો–ઘરમા ભરાઈ રહેનાર **ઘર ઘાલવુ**–નુકસાન કરવુ ૨. ગોત્રગમન કરવુ,વિશ્વાસઘાત કરવો **ઘર જમાઇ થઇ પડવુ**–ઘરમા મડયા રહેવુ, માથે પડવુ **ઘર તપાસવુ**–ઓરડો તપાસવો સ્થિતિ જોવી **ઘર ફોડવુ**–અટસ કરાવવો ૨ છાનીવાત કાઢી લેવી ૩ ચોરી કરવા પેસવુ **ઘર બેસવુ**–ખોટ નુકશાન આવવુ ૨ પાયમાલી થવી ૩ નિરઘમી થવુ નોકરી ચાકરી જવી ૪ સ્ત્રીનુ મૃત્યુ થવુ **ઘર ભરવુ**–તાલેવન થવુ ૨ કોઈનુ લાવીને પોતાના ઘરમા એકઠુ કરવુ ૩ છૈયા છોકરાથી વસ્તાર વધારવો **ભર્યું પુર્યું ઘર**–સરસામાનથી ભરપુર ઘર ૨ આબાદ કુટુંબ, સુખી **ઘરનું માણસ**–ખાનગી, વિશ્વાસુ ઘરનો સુખી–ગૃહસ્થ. **ઘરમાં આડો વાસ ફરવો**–ખાવાપીવાનુ કાંઈ ન હોવુ, માલમત્તા ન હોવી **ઘરના બળ્યા વનમા ગયા તો વનમા લાગી લાહ્ય**– કર્મ બે ડગલા આગળનું આગળ **ઘર કહે તોડી જો, ને વિવાહ કહે માંડી જો**–એ બંનેમા ધાર્યા કરતા ઘણુ ખર્ચ થાય છે **ઘર ઘરનો ઉંદર**–ઘરનો ભોમિયો,ઘેર ઘેર રખડનાર **ઘરનુ**–ઘરમા રહેનારૂ, પોતીકુ **ઘરવાળો**—ઘરનો ઘણી ૨ ઘર **પાણી પીને ઘર પૂછવુ**–વગર વિચારે કામ કરીને પછી પસ્તાવુ **ઘર તો ગૈરાનુજ**–ઘર ચલાવવાની માથાકુટ બૈરાંજ કરે **ઘરના જડીયા ને ઘરના ઘડીયા**–પરના ભુવાને **ઘરના જતી** ઘરની ગત પરને કહેવી નહિ–ઘરનુ દુઃખ બીજાને કહેવુ નહિ, કહેવાથી ઉલટી ફજેતી થાય **ઘર ફૂટયુ તેનુ કરમ ફૂટયુ**–ઘર ફૂટે ઘર જાય **ઘરમા અંધારૂ ને બહાર દીવો કરવો**–ઘરના છોકરા ઘટી ચાટે ને ઉપાધ્યાયને આટો. **ઘરમા બોલે ડોકરા તો બહાર બોલે છોકરા**–આપણુ દેખી આપણા છોકરા શીખે [દૂર નહિ તેવુ,નજીક પાસે.

**ઘરઆંગણુ**, ન૦ ઘર અને આંગણું તે ૨ અ૦

**ઘર કરવુ**, ક્રિ૦ અ૦ નાતરુ કરવુ,બીજીવાર લગ્ન કરવુ (સ્ત્રી પુરૂષે) ૨ કાયમના રહેવુ, વાસ કરવો (રોગે) ૩ અનુકૂળ થવુ

**ઘરકવુ**, ક્રિ૦સ૦ ઘુરકવુ,મોટા સાદે ઠપકો આપવો

**ઘરકિયુ**, ન૦ ઘુરકિયુ, તાડુકો

**ઘરકામ**, ન૦ કુટુંબનુ કામકાજ, ઘર સંબંધી કાંઇ કામકાજ, ખાનગી કામ

**ઘરખટલો**, પુ૦ ઘરને લગતો સરસામાન ૨ સંસાર ભાર, સંસાર વ્યવહારનુ કામકાજ ૩ છોકરા છૈયા વગેરે સમુદાય

**ઘરખરચ**, પુ૦ ઘર ચલાવવામા થતો ખર્ચ

**ઘરખુણિયુ**, વિ૦ ઘરમા બેશી રહેનારુ, ૨. ઘરકુકડુ, શરમાળ

**ઘરખુણે**, અ૦ અંદર અંદર, ખાનગી, માહોમાહે
**ઘરગતુ-શુ**, વિ૦ ઘરમા વપરાતુ સાધારણુ ૨ ઘરાવરાઉ, ખાનગી અકૃત્રિમ [વસ્ત્ર, પીતાંબર
**ઘરગોટી**, સ્ત્રી૦ ઘરમા જમતી વખત પહેરવાનુ
**ઘરઘરથવુ**, ક્રિ૦ અ૦ શ્વાસ લેતા મૂકતા અવાજ થવો ૨ અંતકાળનો શ્વાસ બોલવો
**ઘરઘરાઉ**, વિ૦ ખાનગી, અંદર અંદરનુ, ઘરનુ
**ઘરઘાલુ**, વિ૦ પોતેજ પોતાની આબરૂ બગાડનાર, ઘરમાને ઘરમા દુષ્ટ કામ કરનાર
**ઘરચોળુ**, ન૦ સ્ત્રી ઉપયાગી રેશમી કપડુ, કલગર
**ઘરજમાઈ**, પુ૦ સાસરામાજ સંસાર માડી રહેલો તે
**ઘરડ**, સ્ત્રી૦ ગાડા ગાડીના અવર જવરથી પડેલી ઉંડી વાટ, ચીલો, ગરીડો ૨ ધારો, રાહ ૩ આમલીની સુકી છાલ, ખગ્વટ
**ઘરડપણુ**, ન૦ જરા, વૃદ્ધાવસ્થા ૨ ઘરડાપો મોટાઇ
**ઘરડવુ**, ક્રિ૦ સ૦ તાણવુ, ખેચવુ ૨ જોરથી વલુરવુ ૩ ઘરેડો બોલવો
**ઘરડાપો**, પુ૦ દોઢ ડહાપણુ, ઘરડાના જેવુ ડહાપણુ બતાવવુ તે ૨ ઘરડપણુ, વૃદ્ધાવસ્થા.
**ઘરડુ**, વિ૦ ઉમ્મરે પહોચેલુ, વૃદ્ધ ૨ જુનુ, પુરાણુ. ૩. વડીલ, મોટુ ૪ પાકી ગયેલુ, કઠણુ ૫ મોટુ, મુખ્ય, 'ઘરડે ઘેર'
**ઘરડેરુ**, વિ૦ વડીલ, ઘરડુ, ગુરુજન
**ઘરણ**, ન૦ [સં૦ ગ્રહણ] પૃથ્વીની છાયાથી સૂર્ય-ચંદ્રનો પ્રકાશ ઝાંખો થવો તે ૨ અડચણ, હરકત ઘરણગેલુ—દાધારંગુ, ત્રણ પાયાનુ, અદકપાસળુ
**ઘરણી** સ્ત્રી૦ સ્ત્રી, પત્ની, ગૃહિણી
**ઘરધણી**, પુ૦ ઘરનો માલિક, ઘરવાળો ૨ ઘર ચલાવનારો મુખ્ય પુરૂષ ૩ ધણી, સ્વામી ૪ શેઠ ઘરધણિયાણી—ઘરની મુખ્ય સ્ત્રી ૨ વહુ, પત્ની ૩ શેઠાણી
**ઘરધંધો**, પુ૦ ઘરનુ કામકાજ
**ઘરનાળું**, ન૦ ગરનાળુ, પાણી જવાનુ દ્વાર
**ઘરપ્રવેશ**, પુ૦ ઘરમા પેસવુ તે ૨. નવા ઘરમા રહેવા જતા કરાતો વિધિ, વાસ્તુ ૩ પરણીને આવેલી વહુનુ ઘરમા દાખલ થવુ તે ૪ વગર રજાએ કોઇના ઘરમા દાખલ થવાનો ગુનો તે
**ઘરબાર**, ન૦ માલમીલકત અને રાચરચિલુ વગેરે. ૨ કુટુબ, કુળ, ખાનદાન
**ઘરબારી**, પુ૦ સંસારી, કુટુબકબીલાવાળો, ગૃહસ્થ.
**ઘરમેળે**, અ૦ માહોમાહે, અંદર અંદર, ખાનગી રીતે ૨ દોસ્તીની રાહે, ઘરનો-પોતીકો જાણીને ૩ ખાનગી, ઘરમા
**ઘરફોડુ**, વિ૦ ખાતર પાડનાર, ચોર
**ઘરરખુ**, વિ૦ ઘર સંભાળે તેવુ, ઘરની લાગણીવાળુ
**ઘરવખુ**, વિ૦ કુટુંબ ઘરની તરફેણ કરનારુ
**ઘરવટ**, સ્ત્રી૦ એક ઘરને બીજા ઘર સાથે એક કુટુબના હોય તેવો જે સ્નેહ ભરેલો પરિચય તે, ગાઢ સ્નેહનો સંબંધ ને ઓળખાણનો વહેવાર ૨ આપલેનો સંબંધ [સરસામાન તે
**ઘરવાખરો**, પુ૦ રાચરચીલુ, ઘરને લગતો જે
**ઘરવાળો**, વિ૦ ઘરનો માલીક ૨ પતિ, વર
**ઘરવાળી**, વિ૦ પત્ની, વહુ, ઘરધણિયાણી [વ્યવહાર.
**ઘરસંસાર**, પુ૦ ઘર ને તેમા રહેતુ કુટુબ ૨ સંસાર
**ઘરસંસારી**, વિ૦ પરણીને ઘર સંસાર ચલાવનારો પુરૂષ, ગૃહસ્થાશ્રમી ૨ બચરવાડ
**ઘરસાન્તક**, ન૦ ગ્રહશાન્તિ
**ઘરસૂત્ર**, ન૦ (ગૃહસૂત્ર) ગૃહસ્થાશ્રમ ચલાવવાનુ સાધન, પત્ની, ૨ કુટુબ કબીલો વગેરે
**ઘરાક**, ન૦ (ગ્રાહક) ખરીદ કરનાર-લેનાર ૨ ખુબી પિછાનનાર, ગુણુ-રસ સમજનાર
**ઘરાઉ**, વિ૦ ખાનગી, ઘરઘરનુ, અંદરનુ, ઘરગતુ.
**ઘરાકી**, સ્ત્રી૦ ઘણા ઘરાક હોવા તે, વકરો, ખપત, ઉઠાવ
**ઘરાણિયુ**, વિ૦ ઘરેણે-ગીરો મૂકેલુ-રાખેલુ ૨ અવેજની આટમા લીધેલુ-મૂકેલુ તે
**ઘરાણુ**, ન૦ અલંકાર, શણગાર, ઘરેણુ, દાગીનો
**ઘરાર**, અ૦ સાતફેરા, અલબત
**ઘરુણી**, સ્ત્રી૦ [સં૦ ગૃહિણી] સ્ત્રી, વહુ
**ઘરે**, પુ૦ ગ્રહ, જુઓ ૨ અ૦ ઘેર, ઘરમા.
**ઘરેડ**, સ્ત્રી૦(સં૦ ઘૃષ્-ઘસવુ) ચીલો, ગાડા જવાનો રસ્તો ૨ કુવાના મો ઉપરના પત્થર ઉપર દોરડાના ઘસારાથી પડેલો કાપો, આંકો. ૩. ઓળખાણ ૪ રાહ, ધારો

**ચુલો, પુ૦** (સ૦ ચુલ્લી.) જેના ઉપર રસોઇ કરવામા આવે છે તે ધાતુ-માટીનો બનાવેલો ઘાટ મોટી સગડી, **ચુલામા** પડવુ--દેવતામા પડવુ, બળી મરવુ ૨ કાળુ કરવુ, ફાવે તેમ કરવુ **ચુલામાંથી** નીકળી હોલામા પડવુ—એકથી બીજી વધારે મુશ્કેલીમા આવવુ, ઘરના બળ્યા વનમા ગયા ત્યારે વનમા લાગી લાહ્ય, **ચુલો** સગડી સળગવી—અસત ચિતા થવી, કાળજુ બળવુ, **ચુલામા** નાખવુ—દૂર કરવુ,દીસ્તું કરવુ (તિરસ્કારમા.) ચુલામા પેસવુ—રસોઈ કરવી, રાધવુ "વહુ તો શ્રીમતની છોકરી, તે વળી ચુલામા પેસવાની કે?" **ચુલામા** તો બિલાડા આળોટે છે—ચુલો ઠડોજ છે, રસોઇની તૈયારી કઇજ નથી, **ચુલો** ફુકવો—રાધવુ **ચુલા** અ ઓટ કરવો—એઠવાડ કાઢી ચુલો લીંપી પર વારવુ. ઘેર ઘેર માટીના ચુલા—મધે સરખુ છે, દરેક જગાએ એવુ એજ

**ચુવાચદન, ન૦** વસેલી ઢીલી સુખડ (ચુવા એ એક સુગધિત દ્રવ્ય છે તે ચદન વગેરે સાથે વપરાય તે)

**ચુવો, પુ૦** (સ૦ ચ્યુ—ટપકવુ ) છાપરામાથી પાણીનુ ટપકવુ તે, જે ઠેકાણેથી પાણી ગળે તે ૨ નાળિએરની કાચલીનો કાઢેલો અર્ક ૩ તેલ ધ્પેલનો કુવો, ડહોળો, રગડો. ૪ ઉદર સો સો ચુવા મારી મીનીબાઈ પાટે બેઠા—ઘણા પાપ કરી પછી સાધુતા બતાવવી તે

**ચુસ્ત, વિ૦** ( ફા૦ ) કોઈ મતને હઠથી વળગી રહેલુ, આગ્રહી, પ્રયત્નવાન

**ચૂં-ચૂંચૂ, અ૦** પક્ષીઓનો થતો અવાજ

**ચૂક, સ્ત્રી૦** નાના ખીલો "ચૂક મારવી" ૨. એક જાતનો નાકનો કાટો,જડ ૩ આકડી સૂળ પેટમા ખુચે એવુ જે દુખ થાય છે તે ચૂક આવવી—આનાકાની કરવી, કટાળો થવો, ૨ વાકુ પડવુ'નાખુશ થવુ ચૂંક મટાડવી–મનકામના પૂર્ણ કરવી

**ચૂઈ, સ્ત્રી૦** ઘાસેદ્રિય ૨ પક્ષીની ચાંચની નીચે લટકતી માંસની ઝુલ. ૩. માછલીના દમ લેવાના કલ્લા, ફુક્ષો.

**ચૂક, સ્ત્રી૦** ભૂલ, દોષ, ખોટ. ૨ તફાવત ૩ ભ્રમ, મતિવિભ્રમ, ખોટાણુ. ૪ વાક, કસુર, અપરાધ, ૫ અશુદ્ધિ, ગળતી ૬ ગફલત, વિસ્મરણ

**ચૂકણ, પુ૦** દરજી, સઈ, મેરાઇ (ભાલ)

**ચૂકર, પુ૦** હલકામા હલકો ચાકર;ચાકરનો પણ ચાકર તે "ચાકરને ઘેર ચૂકર ઘણા ને તેને ઘેર પેજખાના"

**ચૂકવવુ, ક્રિ૦ સ૦** ભુલાવવુ ૨ લેણુ દેણુ પતાવી દેવુ ૩ ઉડાવવુ, ચોરવવુ ૪ નિકાલ કરવો, તોડ કાઢવો

**ચૂકવુ, ક્રિ૦ અ૦** ( સ૦ ચ્યુ-પડવુ. ) વિચાર હિસાબમા ગફલત કરવી, ભૂલવુ, વિસરવુ ૨. ફેસલો આપવો, તોડ આણવો, ફડચો થવો ૪ ધધામા કસર કરવી ૫ ધારેલા નિશાનથી આઘુ પાછુ જવુ ૬ તક ખોવી 'અણિ ચૂક્યો સો વરસ જીવે' ૭ આડુ અવળુ ખસી જવુ

**ચૂગડો, પુ૦** મોતીની સેરોની પોટલી

**ચૂગણી, સ્ત્રી૦** પક્ષીઓનો ખોરાક, ચણ

**ચૂગલ, સ્ત્રી૦** (ફા૦) ચાડી, નિદા

**ચૂગવું, ક્રિ૦ સ૦** ચાચથી વીણી ખાવુ

**ચૂટકી, સ્ત્રી૦** ચપટી, આગળાથી વગાડેલી ટીચકારી, ટીચકી. 'રામ મદીરમા મિરાબાઇ નાચત, તાલ બજાવત ચૂટકી' ૨ લવ થોડુક, ચપટી.

**ચૂટકો, પુ૦** (હિ૦) થોડામા ઘણો મર્મ બતાવ્યો હોય તેવુ, ટુકુ ભાષણ; ચાબખો ૨ જાદુ, ટુચકો ૩ થોડુક, લેહેજો ૪ લવ, છાંટો. 'રગના ચૂટકા, કુડા ન હોય.'

**ચૂડલો, પુ૦** ચુડો

**ચૂડ, સ્ત્રી૦** ચુડાના ઘાટનુ સોનારૂપાનુ વિધવાઓ પહેરે છે તે ૨ એક જાતની મોતીની ચુડી.(છોકરા માટે.) ૩ આટી, ભીડ "સાપે ચૂડભેરવી" ૪ ફાસો,ફાદો પેચ

**ચૂડગર, પુ૦** ચુડગર, જુઓ.

**ચૂડાકર્મ, ન૦** (સં૦) સોળ સંસ્કારમાનો એક, નાના બાળકના વાળ ઉતારવાની જે ક્રિયા તે, ચૂડાકરણ, મુડન ટિચ ૩ મસ્તક.

**ચૂડા, સ્ત્રી૦** (સ૦) શિખા ચોટલી. ૨ શિખર,

**ચૂડામણિ, પુ૦** (સં) મુગટમાં જડેલો મણી;તર-

સેથીયુ, ૨ સૌથી ઉત્તમ પુરૂષ ૩ ફાકમાચીનુ ફૂલ. ૪ ચાક, વેણીનુ ધરેણુ [ચુટવુ
ચૂણવુ, ક્રિ૦ સ૦ કલ્લી કરવી ૨ ચુનવુ ૩ વિણવુ,
ચૂત, પુ૦ (સ૦) આંબો, કેરી ૨ સ્ત્રી૦ સ્ત્રીની ગુહ્યેન્દ્રિય, યોનિ.
ચૂતિયુ, વિ૦ મૂર્ખ,બેવકુફ ૨ હલકુ,માલ વગરનુ
ચૂનચુની, સ્ત્રી૦ એક જાતની સફેદ ખાડ,બુરુ, ચુચુની
ચૂનવુ, ક્રિ૦ સ૦ વીણવુ,ચુટવુ ૨ પસદ કરવુ
ચૂનેડો, વિ૦ બખીલ, સૂમ, (કચ્છ)
ચૂન, પુ૦ ખોરાક ૨. ચુનો (કચ્છ)
ચૂપ, વિ૦ શાન્ત, અવાજ ન સભળાય તેમ
ચૂપ, અ૦ મુગુ રહે, છાનુ રહે, એવી સૂચના બતાવે છે
ચૂપકી, સ્ત્રી૦ કઈજ અવાજ કાઢવો નહિં તેવી હાલત,૨ મૂકભાન,મૌન,ચૂપકીદી. સ્ત્રી૦ચૂપકી
ચૂપચાપ, અ૦ છાનામાના,કઇ પણ અવાજ નકરતા
ચૂપવુ, ક્રિ૦ અ૦ ઘોચવુ,ખોસવુ,ઘાલવુ
ચૂમવુ, ક્રિ૦ સ૦ બોકી લેવી, ચુબન કરવુ, બચ્ચી કરવી
ચૂર, સ્ત્રી૦ ચૂરો, ભુકો ૨ વિ૦ તલ્લીન,ગર્ક
ચૂરણ, ન૦ (સ૦ ચૂર્ણ) હરકોઇ ચીજનો ભુકો તે, પિષ્ટ, લોટ
ચૂરમુ, ન૦ ભોજનનો એક પદાર્થ,છુટો લાડુ
ચૂરવુ, ક્રિ૦ સ૦ ભચરડી નાખવુ,ભુકો કરવો
ચૂરો, પુ૦ નાળિયુ, નહેળિયુ (કચ્છ) ૨ ભુકો
ચૂર્ણ, ન૦ (સ૦) ભુકો, લોટ,આટો ૨ ચુનો
ચૂર્ણિકા, સ્ત્રી૦ (સ૦ ચૂર્ણ-લોટ કરવો ) જે ગદ્યમા કવિતાની મતલબ સમજાવી હોય તે, સાર, સક્ષેપ, નાનુ ભાષ્ય ૨ ભુકો,રજ
ચૂલ, સ્ત્રી૦ મોટો ચુલો,,તમાણુ
ચૂલિયુ, ન૦ શાક સમારવાનુ લાકડાનુ જડેલુ હથિયાર, નાનો સુડો
ચૂલેતરો, પુ૦ કેરીઓ કાપવાનુ ઓજાર,સુડો.
ચૂવુ, ક્રિ૦ અ૦ ટપકવુ, ગળવુ, ઝરપવુ (વાસ ણમાથી-છાપરામાથી.)
ચૂસણિયુ, ન૦ નાના બચ્ચાનુ રમકડુ,ધાવણી
ચૂસવુ, ક્રિ૦ સ૦ ( સ૦ ચુષ્-રસ ખેચવો ) ખેચવુ,તાણવુ, દાતે પકડી ઓઠ વડે રસ ખેચવો. ૨ ધાવવુ ૩ નરમ કરવુ, તાવી નાખવુ, ચૂસી ખાવુ—વિત્ત વગરનુ કરી નાખવુ, લોહી ચૂસવુ—પજવવુ, વિતાડવુ
ચે કે ચૂ, ન૦ ચે કે ચા, જરાપણ અવાજ ૨ વિરુદ્ધ કે સામુ બોલવુ તે
ચેગટ, વિ૦ (અ૦)ધીમુ,ઢીલુ,ટાઢુ,મદ,૨.ચીકણુ
ચેચીં,સ્ત્રી૦ પતરાજ, ગર્વ ૨ વિરુદ્ધતા,આનાકાની
ચેચે, સ્ત્રી૦ લવારી,બકબક.૨,પક્ષીના બચ્ચાનુ બોલવુ તે [ચેપેચે વાત ચાલી છે”
ચેપેચે અ૦ માહેમાહે, કર્ણોપકર્ણ “ ગામમા
ચેચેપેચે સ્ત્રી૦ ઢચુપચુ, અચકાઇને બોલવુ તે.
ચેદુ, પુ૦ દડો ૨ હાથીદાતનો મજો [કરચલી
ચેણ, સ્ત્રી૦ છછુદર ૨ ધાવરા અગરખાના ઘેરની
ચેંપે, સ્ત્રી૦ ચેચુ, ગણગણાટ, બડબડાટ ૨ સામે થવાની હીલચાલ, વિરુદ્ધતા
ચે, સ્ત્રી૦ ઢગલો ૨ ચેહ
ચેક, સ્ત્રી૦ (અ૦ ચૈક)પેઢી યા સરાફ ઉપર નાણા આપવાની ચીટ્ઠી, નાણા મળવાનો રૂક્કો,હુડી
ચેટક, ન૦ (સ૦ ચિત્-જાણવુ ) વળગણ મેલુ ભુત ૨ ગાડપણ, ઘેલુ, તાન ૩ ચાનક, ધ્યાન
ચેટકી, પુ૦ જાદુગર,વાદી
ચેટી સ્ત્રી૦ દાસી, ચાકરડી (અતપુરની)
ચેડા, ન૦ ગાડા, ઘેલાઈ ૨ ચાદવા, અડપલા ૩ છિદ્ર, દોષ
ચેડા, પુ૦ થવાની વાતનુ આગળથી માલુમ પડવુ તે, ચેતવણી, ચેતા, ભવિષ્ય “ મને તે વાતના ચેડા આગળથી પહોચ્યા હતા ”
ચેણ, ન૦ ચેણુ, જુઓ
ચેત, સ્ત્રી૦ જ્ઞાન, સજ્ઞા ૨ હોશ,સુધ સ્મરણ
ચેતન, ન૦(સ૦) પ્રાણ જીવ,ચૈતન્ય ઓજ,જીવન શક્તિ ૨ તેજી, વીર્ય ૩ બાતમી, સમજ
ચેતન, વિ૦ સજીવ જીવતુ ૨ ચેતનાવાળુ
ચેતના, સ્ત્રી૦ (સ૦) પ્રાણ, જીવ, ચૈતન્ય ૨. બુદ્ધિ, સમજશક્તિ, સ્મૃતિ ૩ અક્કલ [છરાયેલુ
ચેતરડ, વિ૦ દાધારંગુ, ઢગ વગરનુ, ઘેલુ ૨

**ચેતનતા,** સ્ત્રી૦ (સ૦) ચેતનત્વ, ચૈતન્ય
**ચેતવણી,** સ્ત્રી૦ સૂચના,ઇશારો, ખબર ૨ ઉશ્કેરણી ૩ તાકીદ
**ચેતવવું,** ક્રિ૦ સ૦સળગાવવુ, પેટવવુ ૨ ઈશારો કરવો, ખબર આપવી, સૂચવવુ ૩ ઉશ્કેરવુ, તેજ કરવુ
**ચેતવુ,** ક્રિ૦ અ૦ સળગવુ,લાગવુ,પેટવુ "દેવતા ચેતતો નથી"૨. ઇશારતમા સમજી જવુ,જાણી જવુ ૩ હોશિયારીમા રહેવુ, સાવધાન રહેવુ
**ચેતા,** પુ૦ખબર,સુચના, ઇશારત.(બહુવચનમા )
**ચેતાવવુ,** ક્રિ૦ સ૦ સળગાવવુ,પેટવવુ ૨ ખબર કરવી, તાકીદ કરવી, ધમકી આપવી
**ચેન,** સ્ત્રી૦ (ચેતન) આરામ, કરાર,આશાએશ શાંતિ,ચિત્ત સમાધાન ૨ સુખ, આનન્દ, ગમ્મત. ૪ કરાર, કળ ૫ નિશાની, લક્ષણ, ચિહ્ન
**ચેનકાં,** ન૦ ( સ૦ ચિહ્ન ) ચાળા, ૨ ચિહ્ન ૩ બહાના [વિનોદ
**ચેનબાજી,** સ્ત્રી૦ મોજમઝા, ૨ ગરાગ, વિલાસ,
**ચેનો,** પુ૦ અભિલાષ લાલસા, સ્પૃહા ૨ કાળજી
**ચેપ,**પુ૦(ફા૦ ચસ્પીદન) લગતી, દોષ, સસર્ગની અસર,સોબતની અસર ૨ દર્દની અદરનુ પાણી, પરૂ, રસી ૩ અડકવાથી એકનો રોગ બીજાને લાગવો તે ૪ પીડા હરકત, અડચણ. ચેપ કાઢવો—પીડા ટાળવી, નડતર દૂર કરવુ ચેપ છોડવો—સોબત ટાળવી, છોડી દેવુ
**ચેપવુ,** ક્રિ સ૦ (ફા૦) દાબવુ, નિચોવવુ ૨ ખોસવુ, ધોચવુ,રોપવુ
**ચેપી,** વિ૦ ચેપ લાગે તેવુ, ઉડતુ, ઝટ બીજાને થાય તેવુ ૨ ચીકણું, દોઢડહાયુ ૩ કૃપણ,કજુસ
**ચેપુ,** વિ૦ કૃપણ, કજુસ, મખ્ખીચુસ
**ચેર,** ન૦ લાકડા ૨ (અ૦)ખુરસી
**ચેરમેન,** પુ૦ (અ૦) સભાપતિ, અધ્યક્ષ
**ચેરચુંથ,**સ્ત્રી૦ ડાબા છેકવાથી પડેલો ડાઘ,છેકાછેક
**ચેરાગ,** પુ૦ દીવો, બત્તી,જ્યોત
**ચેરીમેરી,** સ્ત્રી૦ કામ કર્યા બદલ ખુશીથી કઇ આપવુ તે, લાચ, બક્ષીસ, પાનસોપારી.
**ચેલકી,** સ્ત્રી૦ નાની હોશિયાર છોડી. ૨ દાસી.
**ચેલકો,** પુ૦ નાનો છોકરો. ૨ ચેલો, દાસ
**ચેલિયુ,** ન૦ તાજવાનુ પલ્લુ
**ચેલી,**સ્ત્રી૦ ઉપદેશ લેનારી ઓરત સાગિર્દ,શિષ્યા
**ચેલીઓ,** પુ૦ કેડનો સુતરનો કદોરો. (કચ્છ)
**ચેલો,** પુ૦ શિષ્ય,વિદ્યાર્થી, નિશાળિયો, સાગિર્દ ચેલો મુડવો-શિષ્ય કરવો ૨ છેતરવુ,ધૂતવુ
**ચેવલી,** વિ૦ કોકણમા ચેવલી ગામ છે ત્યાનું
**ચેવવુ,** ક્રિ૦ સ૦ સેકવુ, ચપકા દેવા.૨ કોઇનુ ખાનગીમા સારૂ યા ભુડુ કહેવુ, ભભેરવુ.
**ચેષ્ટા,** સ્ત્રી૦ (સ૦) મશ્કરી, ઠઠ્ઠો, કોઇ ખીજાય તેમ તેના ચાળા પાડવા તે, ટિખળ, હાસ્યવિનોદ ૨ નિંદા, બદબોઇ, અપમાન કરવું તે ૪ સતાવણી, પજવણી ૪ ચાળા
**ચેષ્ટાખોર,** વિ૦ (સ૦) નિંદક, ચેષ્ટાકરનાર
**ચેષ્ટાળી,** સ્ત્રી૦ મજાક, થેકડી મશ્કરી
**ચેહ,** સ્ત્રી૦ ચિતા, મડદુ બળતુ હોય તે આગ
**ચેળ,** સ્ત્રી૦ ખરજ, ખજવાળ, કડુ. ૨ ઉત્કંઠા, હોશ ૩ અજપો ૪ દાઝ, રીસ.
**ચેળવાળુ,** વિ૦ ખુજલીવાળુ ૨ હોશીલુ
**ચૈડકો,** પુ૦ (ચરડકો) ફિકર, કાળજી ૨ ખત, ચાનક ૩ ચીરો, ફાટ
**ચૈડવો,** પુ૦ માટીનો લોટો, ઉલેચણો
**ચૈતન્ય,** ન૦ (સ૦) જીવ, પ્રાણ ૨ સમજ, જ્ઞાન. ૩. આત્મા. ૪ પરમાત્મા બ્રહ્મ. ૫ ચેતના, ચેતનપણુ ૬ બળ, પ્રતાપ, વિક્રમ, હોશ.
**ચૈતન્યઘન,** વિ૦ (સ૦) જ્ઞાનનો ભડાર, અપૂર્વ શક્તિનો સમુદાય ૨ બ્રહ્મ
**ચૈત્ર,** પુ૦ (સ૦ચિત્રા.) (વિક્રમ) સવત વર્ષનો ૬ ઠ્ઠો માસ,(શાલિવાહન) શાક વર્ષનો પ્રથમ માસ.
**ચૈત્રી** સ્ત્રી૦ ચૈત્રમાસનુ "ચૈત્રી પૂર્ણિમા "
**ચૈત્ય,** ન૦ પાળ, હદ બતાવનાર પત્થર ૨. મોટો પાળિયો ૩ દેવાલય, મઠ, ૩. બૌદ્ધ દેરાસર.
**ચૈત્યવદન,** ન૦ (સ૦) દેરામા મૂર્તિની આગળ નમવુ તે (જૈન)
**ચૈયું.** ન૦ ખાટલાની દોરી-વાણ.
**ચૈલ,** ન૦ ( સ૦ ) વસ્ત્ર, કપડું.
**ચોક,** સ્ત્રી૦ બીક-ગભરાટથી એકાએક શરીરમાં

કપ થઇ આવે તે, આચકો, ધક્કો, ચમક.

**ચોકવુ**, ક્રિ૦ સ૦ ભડકવુ, બીકથી–માઠી ખબરથી એકાએક જોસમા ચમકવુ, આચકો ખાવો, બીવુ, ઝબકવુ ૨ અગ સકોચાવુ, પાછુ હઠવુ, શરીર એકાએક મરડાવુ, કપવુ ૩ નવાઈ જેવુ લાગવુ

**ચોંચલુ**, વિ૦ ઉછાછળુ, તોફાની ૨ સુખળુ

**ચોંચલા**, ન૦ નખરા, ચાળા

**ચોંટ**, સ્ત્રી૦ [ ચોટવુ ] કાચો અને ચિકણો પદાર્થ ખાવાથી અપચો થવો તે ૨ વનુર, સુટ

**ચોટવુ** ક્રિ૦ અ૦ ચીકણી વસ્તુએ બીજા સાથે વળગી રહેવુ વળગવુ, ચોટવુ, લાગવુ

**ચોંટાડવુ**, ક્રિ૦ સ૦ ચોટે તેમ કરવુ, ચોડવુ ૨ વળગાડવુ, લગાડવુ [ તે, બાચકા.

**ચોટીઉ–યુ**, ન૦ પોચે હાથે લાડની ચુટિઓ લેવી

**ચોંપ**, સ્ત્રી૦ [ફા૦] ખત, ચાનક ૨ અ૦ ઉતાવળ જલદી ૩ ઠેસ, ફળ ૪ ઢોલ વગાડવાની સળી, ડંકો

**ચો**, સ્ત્રી૦ રામ, હોશ, સકાર, ચવ ૨ લઘુતા ભાવ આફત, અભખરો, ચોહ 'બીડી પીવાની બહુ ચો છે

**ચોક**, પુ૦ ચોરસ, ચોખડી આકૃતિ ૨ વાડા અથવા આગણામા થાપી લિપી તૈયાર કરેલી જગા, આગણુ ૩ ચોગાન ચોકઠુ, વર બહારની ખુલ્લી જમીન ૪. ખુલ્લી જગામા–મેદાનમા ભરાતુ બજાર, ગુજરી ૫ ચારની સખ્યા એ ગુણવુ' તે 'છચોક (૬×૪) ૨૪ " ૬ ચારનો દાવ ૭ છોબધ–ફરસબધીની ટાકા કુવાને લગતી જગા ૮ ચાર ટુકોનો સમવાય ૯ સાથિયા ગગ પુરી જે ચિત્રામણ કાઢવામા આવે છે તે, વેદી ૧૦ ઘરથાર, ગભાણ ૧૧ દેવળનો ચોક, ચાચર. ૧૨ નિમિષ, પળ, ક્ષણ **મોતીએ ચોક પુરવા**—હવાઇ કિલ્લા બાધવા ૨ મગળ કાર્ય કરવુ, શુભ કરવુ ૩ બહારથી શોભા અથવા સ્નેહ બતાવવો, ઉપલક ભાવ દર્શાવવો

**ચોક**, વિ૦ ચોકસ, વશ, સ્થિર, દઢ

**ચોકઠુ** ન૦ (સ૦ ચતુષ્ક) ચાર લાકડાનો બનાવેલો વાટ જેમા બારણા રહે છે તે ૨ રૂપ ઘાટ, આકાર, ૩. ખોખુ, ઘર 'સ્લેટનુ ચોકઠુ' ૪ માચો, માચડો, ઘોડી " પેલા ચોકઠા ઉપર ચોપડીઓ ગોઠવો " ૫ યુક્તિ કળા, બુટ્ટો, કરામત ૬ ચોક ચોગાન, વર બહારની ખુલ્લી જમીન **ચોકઠુ બેસી જવુ**—યુક્તિસર બધ બેપતુ થવુ સમય પ્રમાણે વટતુ થવુ ૨ અનુકૂળ આવી જવુ **ચોકઠુ બેસાડવુ**—મધબેસતુ કરવુ, ગોઠવી દેવુ ૨ વિવાહ કરાવવો, મેળ મેળવવો

**ચોકડા** ન૦ પુરૂષના કાને પહેરવાના મોતીવાળા વાળા ૨ ચાર ચારનો સમુદાય તે

**ચોકડિયુ** ન૦ ચોકડી ભાતનુ સ્ત્રીઓને પહેરવાનુ વસ્ત્ર, ( રેશમી અથવા સુતરાઉ )

**ચોકડી**, સ્ત્રી૦ એક લીટી ઉપર બીજી લીટી દોરવાથી ચાર ખૂણા પડે તેવી નિશાની ×, + કુલી, કુદડી ૨ એવી પાડેલી ભાત. ચોકડી ભાતની છીંટ ' ૩ ચારનો સમુદાય, ટોળી, મડળી 'ચડાળ ચોકડી ' ૪ પાણી ઢોળવાનો પાળવાળો ઢાળ પડતો ખાળ ૫ ચાર યુગનો સમુદાય, મન્વન્તર 'ચૌદ ચોકડી રાજ મિલે પણ તૃષ્ણાકા નહિ પાર ' ૬ ભાત, સળ, ૭ ખુણ, ચિહ્ન, નિશાની **ચોકડી મૂકવી**–ખોટુ ઠરાવવુ, રદ કરવુ ૨. ગેરહાજરની નિશાની કરવી **ચડાળ ચોકડી**—લુચ્ચાઓની ટોળી, સોનેરી ટોળી

**ચોકડુ**, ન૦ કાને વાલવાનુ એક જાતનુ ઘરેણુ ૨ સોનાની બેવડી કડીનો વાળો, કુડળ ૩ ગાડા ઉપર માન ભરવા મૂકવામા આવતુ લાકડાનુ ચોકઠુ ૪ ઘોડાના મોમા લગામનો જે લોઢાનો ભાગ ઘાલવામા આવે છે તે ૫ લગામ, અકુશ. " એના મોને ચોકડુ નથી " ૬ રેશમના ભરતની એક તરેહ ૭ ચારનો સમુદાય, ચોસરિયુ [૨ ચકલુ

**ચોકવટી**, સ્ત્રી૦ જ્યા ચાર રસ્તા મળે છે તે સ્થળ

**ચોકવુ**, ક્રિ૦ સ૦ ચોકવુ, ચમકવુ. ૨ ભરવુ, લાબુ પહોળુ માપવુ " માડવો ચોકવો " ૩ ઊભુ કરવુ રોપવુ

**ચોકસ**, વિ૦ [ સ૦ ચોક્ષ ] નક્કી, ખાતરીનુ ૨ સાવધાન, હોશિયારીથી વર્તનાર, ચતુર, ૩ યથાર્થ, બરોબર, ખાસ ૪ નિસશય, નિશ્ચય, નિશ્ચયાત્મક ૫ ફલાણુ, અમુક ૬ ખણ ખોધ-

વાળુ **ચોકસ** કરવુ—નક્કી કરવુ, ખાતરી કરી લેવી ૨ ઠરાવવુ **ચોકસ** ઠરવુ—નક્કી થવુ **ચોકસ** રહેવુ—સાવચેત રહેવુ, જાગ્રતીમા રહેવુ

**ચોકસાઈ,** સ્ત્રી૦ બારીક તપાસ, તજવીજ ૨ તલાસ, ખબડદારી, સભાળ, હોશિયારી

**ચોકસી,** પુ૦ સોનારૂપાનો કસ કાઢનાર ૨ સોના રૂપાનો ધધો કરનાર [તપાસ

**ચોકસી,** સ્ત્રી૦ ચોકસાઇ, સાવધાની, ખબડદારી,

**ચોકીઆટ,** પુ૦ ચોકી કરનાર, રખવાળ

**ચોકયાટી,** સ્ત્રી૦ મકતો, દાણુ ૨ રખેવાળી

**ચોકિયું,** વિ૦ બે ઉપરાત મળદો વળગાડી જોડેલુ

**ચોકી,** સ્ત્રી૦ સભાળ, રખેવાળી, તપાસ રાખવી તે ૨ જ્યા સરકારી સિપાઇઓ રહેતાહોયતે સ્થળ, ચાવડી, ચબુતરો, દેવડી, ગેટ, કોટ 'તેઓ મારામારી કરી ચોકી ઉપર ગયા' ૩ જ્યાથી મધળે દેખરેખ રખાય તેવુ સ્થળ, ચાવડી ૪ એક જાતનુ ચોરસ તખતીનુ ઘરેણુ ૫ ટોલજકાત લેવાનુ સ્થળ ૬ નાની બાજઠ

**ચોકીદાર,** પુ૦ રખવાળ, ચોકી કરનાર

**ચોકીપહેરો,** પુ૦ પહેરો ને ચોકી કરવી તે, જાપતો, સખત તપાસ

**ચોકીવાળો,** પુ૦ રખેવાળ, શૈન ફરનાર સિપાઇ,

**ચોકો,** પુ૦ ચાર ખુણાવાળી જગા ૨ રસોઈ કરવા માટે છાણુ મટોડીથી લિપેલી જમીન, રાધવાની જગો ૩ અબોટ, છાણુ મટોડીથી લિપી જમીન પવિત્ર કરવી તે ૪ મરનારને સુવાડવા માટે લિપી તૈયાર કરેલી જમીન, મરણ પથારી **ચોકે** નાખવુ—મરણ પથારીએ સુવાડવુ, ભોયે નાખવુ **ચોકો** કરવો—રસોઇ કરવાની જગા કરવી ૨ મરનારને સુવાડવાની જગા કરવી **ચોકો** વાળવો—ગોટાળો વાળવો

**ચોખ,** સ્ત્રી૦ સ્વચ્છતા ૨ ચોખવટ, સ્પષ્ટતા.

**ચોખડિયાટ,** વિ૦ ચોકખુ, ઉત્તમ વર્ણના ખાધામા આવે તેવુ, વટાળવિનાનુ

**ચોખડ,** વિ૦ ચારે સરખા ભાગવાળુ, ચોરસ, ચતુષ્કોણુ ૨ વિશાળ, પહોળું ૩ ચારે ખડવાળુ.

**ચોખડુ,** વિ૦ ચોરસ, ચારે સરખા ખુણાવાળુ, ૨ ચારખડવાળુ

**ચોખળુ** ન૦ આસપાસના ગામડાનો જથો તે

**ચોખવટ,** સ્ત્રી૦ સ્પષ્ટતા, ચોકખુ કહી દેવું તે ૨ સાચવટ, પ્રાનતદારી

**ચોખા,** પુ૦ (સ૦ ચોક્ષ—ચોકખું) ડાગરમાથી છોડા જઇ બાકી જે ધાન્ય રહે છે તે, તડુલ **ચોખા** ચઢાવવા—સેવા—ખુશામત કરવી **ચોખા** ચોઢવા—કકુનો ચાલ્લો કરી ઉપર ચોખા ચોટાડવા ૨.આશીષ દેવી, ભલુ વાંચ્છવુ **ચોખા** મકવા—નોતરુ માગી લેવુ **ચોખા** નાખવા—ના તરૂ કરવુ ૨. ખોળો ભરવો સીમતનો મસ્કાર કરવો **ચોખાપુર**—એક ચોખા જેટલુ(વજનમા), ૨ ચોખા જેટલી લબાઇ **ચોખાભર**—ચોખા જેટલુ. (વજનમા) ૨ લગારે **ઘેર ઘેર** ચોખા મૂકવા—ઉમરે ઉમરે ફરવુ, વર ઘર ભટકવુ **ચોખા** ખાવા—બારમુ ખાવુ (કોળી વાઘરીની ગાળ).

**ચોખાની,** સ્ત્રી૦ એક જાતનુ ભાતીગર લુગડુ

**ચોખાઇ,** સ્ત્રી૦ પ્રમાણીકપણુ, નેકી, સાચવટ, ૨ સ્વચ્છતા

**ચોખાળવું,** ક્રિ૦ સ૦ સાફ કરવુ, વીંછળવુ, માજવુ ૨ ચોક્ખુ કહેવુ, ખુલ્લે ખુલ્લુ કહેવુ ૩ મો સાફ કરવુ, કોગળા કરવા

**ચોખુણુ,** વિ૦ ચાર ખુણાવાળુ, ચોરસ,

**ચોખુંટ,** વિ૦ ચારે ખુણા, ચારે બાજુ, દિશા. ૨. ચારે ખુણા—દિશાની મર્યાદાના નિશાનવાળુ

**ચોક્ખાઈ,** સ્ત્રી૦ સ્વચ્છતા, સુઘડતા, ૨ પ્રમાણિકપણું, સાચવટ, પ્રાનતદારી ૩ પવિત્રપણુ.

**ચોક્ખુ** વિ૦ સ્વચ્છ મેલ—કચરા વગરનુ, નિતરૂ, નિર્મળ. ૨ બાધા વગરનુ, ૩ નિષ્પાપ, નિષ્કલક, પવિત્ર ૪. શુદ્ધ, ખોડખાપણુ, ભૂલચુક કે દોષ વગરનુ ૫ ઉઘાડુ, ખુલ્લુ, સ્પષ્ટ, પ્રસિદ્ધ ૬. નિર્વિઘ્ન, અડચણુ—હરકત વગરનુ, ૭ ભેળ વિનાનુ, શુદ્ધ ૮ ખરૂ, અસલ. ૯ શ્રેષ્ટ, ઉત્કૃષ્ટ ૧૦.સાચુ ૧૨ પ્રમાણિક. **ચોક્ખો** હાથ રાખવો—પ્રમાણિકપણુ સાચવવુ **ચોક્ખુ** કરવુ—સ્પષ્ટ કરવુ. ૨ ગડગુચો ન રાખવો, પાછળથી ઓળવાપણું ન રહે તેમ કરવુ **ચોક્ખુ** રહેવુ—સ્વચ્છ રહેવું ૨

પવિત્ર જીંદગી ગાળવી **ચોકખે** ચોકખુ કહેવુ–જેવુ હોય તેવુ સાચુ કહેવુ ૨ ઉઘાડુ કહેવુ **ચોકખુ** ચણક–સાચુ અને ખુલ્લુ

**ચોગઠ, સ્ત્રી** [ચોર+ગાંઠ] ચોરીની આસપાસ બાધેલી દોરીની ગાઠ ૨ ચારે છેડે ગઠાવુ તે,લગનની ગાઠ

**ચોગડો,** પુ૦ ચારનો આકડો ૪

**ચોગણુ, વિ૦** ચારગણુ, ચારે ગુણીને વધારેલુ,

**ચોગમ, અ૦** ચારે બાજુએ, ચારે તરફ [ફરતુ

**ચોગર્દમ, અ૦** [ફા૦] ચારે બાજુએ, ચાર પાસ

**ચોગાન ન૦**(ફા૦ચવગાન)ખુલ્લી જગા,મોટુ મેદાન

**ચોઘડિયુ, ન૦** ચાર નગારાનુ વાજુ જે ચાર ચાર ઘડીએ રાજમહેલમા અથવા મદિરમા વાગે છે તે, ટકોરખાનુ ૨ ચાર ઘડીનો વખત, પ્રહર "અમુક ચોઘડિયામા અમુક ગ્રહ સારૂ નરસુ ફળ આપે છે" ( **અમૃત,** કાળ, **શુભ, ચળ,** રોગ, **લાભ,** ઉદ્યોગ એ ચોઘડિયાના નામ છે )

**ચોઘલો,** પુ૦ ગામડાનો અમલદાર ૨ નાતનો પટેલ, નાયક

**ચોજાવો** પુ૦ લવિગ, ઇલાયચી તજ ને જાયફળ એ ચાર વસ્તુઓ જાવાથી આવે છે તે ૨ ગરમ મસાલો

**ચોટ, સ્ત્રી૦** ઘા, જખમ ૨ લપટ, ઝપટ, લાગ, પટક ૩ પેચ, ફાદો ૪ લાગ, દાવ ૫ એક જાતનુ જાદુ, મારણ, ઉચ્ચાટન ૬ નિશાન "હજુ એકે મૃગ + + + ચોટમા આવ્યો ન હતો" ૭ સફાઈની તજવીજ–રીત (આપવા, કાપવા ઇ ની) ૮ નુકસાન, ટોટો ૯ ભારે ને ચીકણી વસ્તુ ખાધાથી બાળકના પેટમા દુખ થાય છે તે ચોટ, મળવિકાર ૧૦ ઠોમો, મુક્કી

**ચોટકુ, વિ૦** ચોટી રહે તેવુ, ખસે–જાય નહિ તેવુ

**ચોટણુ,** વિ૦ ચીકણુ, ચોટી જાય તેવુ

**ચોટણુ,** ન૦ ચીકણા કાદવવાળુ તે

**ચોટલી, સ્ત્રી૦** માથા ઉપર વધારેલા વાળ તે શિખા ૨ વસ્તુનો તતુમય ગુચ્છ તે "નાળિયેરની ચોટલી" **ચોટલી** મતરવી–છેતરવુ, ઠગવુ **ચોટલી** હાથમા આવવી-દાવમા આવવુ, પેચમા આવવુ.

**ચોટલો, પુ૦** આખે માથે વધેલા વાળ તે, વેણી 'સ્ત્રીને ચોટલો ને પુરુષને ચોટલી હોય છે" **ચાર** મળે ચોટલા ત્યા વાળે ઓટલા-ચાર સ્ત્રીઓ મળે એટલે એક બીજાના છિદ્ર ખોળી લઢી ઉઠે

**ચોટવુ, ક્રિ૦ અ૦** વળગવુ, વળગી રહેવુ, બાઝી રહેવુ, ૨ ચોડાવુ ઉખડે નહિ તેમ થવુ 'પરબીડીઉં હવે ચોટયુ" ૩ લાગવુ, નિષ્ટા બેસવી, પસદ પડવુ "વૈરાગ્ય ઉત્પન્ન થયા પછી જ્ઞાનીનુ ચિત્ત કોઇ પણ વિષય ઉપર ચોટતુ નથી"

**ચોટવુ, ક્રિ૦ સ૦** નિશાન મારવુ; તીર આબાદ ચોટયુ [ચોટી જવુ

**ચોટાવુ, ક્રિ૦ અ૦** નુકસાનમા આવી પડવુ ૨

**ચોટાડવુ, ક્રિ૦ સ૦** ચોડવુ, વળગાડવુ

**ચોટી,** પુ૦ નિશાન મારનાર, ૨ **સ્ત્રી૦** ચોટલી ૨, નાળિયેર ઉપરના રેસા ૩ રાશ, બળદને બાધવાનુ દોરડુ

**ચોટ્ટાઇ, સ્ત્રી૦** ચોરી, તસ્કરી, ચોટ્ટાપણુ

**ચોટ્ટુ, વિ૦** ચોરી કરવાની ટેવવાળુ ૨ લુચ્ચુ, [દગલબાજ

**ચોડ, સ્ત્રી૦** ચોંડો, વસ્તુઓનો જથો

**ચોડવુ, ક્રિ૦ સ૦** ચોટાડવુ વળગી રહે તેમ કરવુ, વળગાડવુ 'કાગળ ચોડવો' ૨ મારવુ, ઠોકવુ "માગ દેખતા બે સોટીઓ ચોડી કાઢી" ૨ બેસાડવુ, જડવુ

**ચોંડાણ, ન૦** પહોળાણુ, વિસ્તૃતતા, પનો

**ચોંડુ, વિ૦** પહોળુ, ૨ વિસ્તીર્ણ ૩ ચોવડુ

**ચોંડો,** પુ૦ એક ઉપર એક એમ મૂકી કરેલો જથો,

**ચોઢણુ, ન૦**ચાલ્લો,ટીનડી,ટીલી ૨ ખાપ [ખડકલો

**ચોઢવુ, ક્રિ૦ સ૦ ચોડવુ,** જુઓ

**ચોતરફ–ફેર અ૦** ચારે બાજુએ, ચોગમ, ચોમગ,

**ચોતરીસ, વિ૦** ત્રીસ ને ચાર

**ચોતરો,** પુ૦ મોટો ઓટલો, ઉચી કરેલી બેઠક ૨. પોલિસ ચોકી, ચબુતરો, ચાવડી ૩ થાભલાની આસપાસ કરેલી બેસવા જેવી જગા ૪ ૨ ગભૂમિ ૫ મદિરમા કરેલી ઉચી જગા.

**ચોતારૂ,** વિ૦ ચાર તારવાળુ ( વાજીત્ર ) ૨ ચાર તારથી વણેલુ (કપડુ) [જાડુ કપડુ.

**ચોતારો,** પુ૦ એક જાતનુ ચાર તારનુ વણેલુ

**ચોતાળ,** વિ૦ ચાર તાલ–ઠોકવાળું (ગાયન)
**ચોથ, સ્ત્રી૦** (સં૦ચતુર્થી) મહિનાની શુદિ અથવા વદિનો ચોથો દિવસ, ચતુર્થી ૨ વદિ ચોથે કરવાનુ વ્રત ૩ ચોથો હિસ્સો, ચોથાઇ ૪ ઉપજનો ચોથો ભાગ, ચોથાઇ [ ભાગ તે
**ચોથ,** ન૦ પગના કલ્લાનો પખિયારાનો નાનો
**ચોથાઈ, સ્ત્રી૦**ચોથો ભાગ–હિસ્સો ૨ ચોથ,ખંડણી
**ચોથિયુ,** ન૦ ચોથો ભાગ 'ચોથિયુ રોટલો' ૨. નાના બાળકના મરણ પછી ચોથે દિવસે કરવામા આવતી ક્રિયા તે
**ચોથિયો તાવ,** પુ૦ દર ચોથે દિવસે આવતો તાવ (ત્રીજે દિવસે આવતો તાવ તે એકાંત્રિયો )
**ચોથુ,** વિ૦ ચાર એ સંખ્યાનો ક્રમ બતાવે છે. ચતુર્થ ચોથો પાયો ન મળે–ઢગાધડા વગરનુ છે
**ચોદવુ,** ક્રિ૦ સ૦ પુરૂષે સ્ત્રી સાથે સંગ કરવો, ઘાલવુ, પ્રેરવુ, ચલાવવુ
**ચોદિશ,** અ૦ [સ૦] ચોગમ, ચારે તરફ ૨ વિ૦ ચાર દિશાઓવાળુ
**ચોધરી,** પુ૦ મુખ્ય ગાડીવાન, સારથી. ૨ બગી ચારડનો હાકનાર ૨ સીમના રક્ષણને બદલે પસાયતુ ખાનાર ૪ ડુંગરામા વસનારી એક જાત.
**ચોધાર,** વિ૦ (ચોર+ધારા) ચારે ધારામા વહેતુ. હોય તેમ ૨ પુષ્કળ, ખૂબ
**ચોધારૂં,** વિ૦ ચાર ધારવાળુ
**ચોધારે,** અ૦ સારી પેઠે, પોકેપોક મૂકીને
**ચોપ, સ્ત્રી૦** ઇચ્છા,ચાહ ૨.શોખ,ઉમંગ, ઉત્સાહ ૩. લાકડી,સોટો, છડી, ચોબ ૪ તણુંનો વાસ
**ચોપગું,**ન૦ ચાર પગવાળુ ૨ ન૦ જનાવર, પશુ. ઢોર [કબાલા
**ચોપચીની, સ્ત્રી૦** એક જાતની ઔષધિ, ચીની
**ચોપટ, સ્ત્રી૦**સોકટાની રમત ૨ સોકટા રમવાની બાજી ૩ બારોપાટ
**ચોપટ,** વિ૦ ચારગણું ૨. સ્ત્રી૦ બાજી
**ચોપડ,** ન૦ ઘી, તેલ ઇ૦ ચીકણો પદાર્થ
**ચોપડવું,**ક્રિ૦સ૦એક વસ્તુ ઉપર બીજી ચીકણી નરમ વસ્તુ લગાડવી.૨ લિંપવુ, ખરડવુ ૩. ચોળવુ લપડવુ ૪. ગાળ દેવી, ભાંડવુ

**ચોપડા–ડુ,** ન૦બેથી વધારે પડ હોય તેવી રોટલી
**ચોપડી, સ્ત્રી૦** બાજુ ઉપર સીવી એકઠા રાખેલા છાપેલા અથવા કોરા પાનાનો જથો, પુસ્તક, વહી ૨ ચાર પડવાળી (રોટલી)
**ચોપડુ,** વિ૦ તેલીઉં, ચીકટુ ૨ ચાર પડવાળુ
**ચોપડો,** પુ૦ લાંબી મોટી ચોપડી. (હિસાબ માટે રાખવામા આવતી માથે બાંધણુની) ૨ વહી,દફતર. ૩ જમીન ખોદતા નીકળતો કાળો ચીકણો માટીનો થર [સુક્તિ
**ચોપણ,** ન૦ ભોંય ટીપવાનુ લાકડુ ૨ સ્ત્રી૦ ફળ
**ચોપદાર,**પુ૦ અધિકારીની આગળ છડી લઇ ચાલનાર, છડીદાર
**ચોપન,** વિ૦ ૫૪ [નાર, છડીદાર
**ચોપવુ,** ક્રિ૦ સ૦ ઘોંચવુ, અંગુઠા વડે કાદવમા દાબવુ, વાવવુ, ખોસવુ ૨ ઠોકવુ ૩ જુડી બેસાડવુ, ટીપવુ
**ચોપાઇ, સ્ત્રી૦** (સ૦ ચતુષ્પદી ) ચાર ચરણવાળુ જે વૃત્ત તે એમા દરેક ચરણમા ૫ંદર પંદર માત્રા અને ચાર તાલ હોય છે " જે કરી છંદ બરાબર જોય, અને ગુરૂ લઘુ અક્ષર હોય, તે તો છંદ તણુ આ ઠામ,ચતુર કહે ચોપાઇ નામ' ૨ ન૦ (અ૦) ગસોળી ૩ નાનો ખાટલો
**ચોપાટ, સ્ત્રી૦** ચોપટ,સોગટા રમવાની બાજી ૨ સુધારેલી જમીન ૩ અ૦ ચતાપાટ.
**ચોપાનિયુ,** ન૦ ચારથી ઓછા નહિ એવા પાના વાળુ જે વર્તમાન પત્ર તે માસિક (દ્વિમાસિક અથવા ત્રિમાસિક પણ હોય છે )
**ચોપાયા,** પુ૦ એક જાતનુ માત્રાવૃત્ત. દરેક ચરણમા માત્રા ૨૮ હોય છે
**ચોપાયો,** પુ૦ ખાટલો (સુરત) [ચારેપાસ
**ચોપાસ,** અ૦ (સં૦ ચતુર્+પાર્શ્વ) ચારેગમ,
**ચોપાળી, સ્ત્રી૦** ક્યારડામા નાળા કે ખાડામાથી પાણી લાવવા માટે કરેલી એક ઢળા, એક જાતની પરનાળ, નાની દેકુડી, ઝીલુ
**ચોપાળો,** પુ૦ ઝુલતો કઠેડાવાળો હિંચકો; ઝોલો
**ચોફાળ,** પુ૦ ચારે ફાળ હોય તેવી પિછોડી,મોટી જાડી ચાદર ચોફાળ ઓઢવો–પોક મૂકીને રોવુ, દેવાળું કાઢવુ

**ચોફેર,** અ૦ ચારે બાજુ ગોળ, ચોગર્દમ
**ચોફુલુ,** ન૦ ચોકડી × + *
**ચોફુલો,** પુ૦ પાન સોપારી ઈ૦ મૂકવાની દાબડી
**ચોબ,** સ્ત્રી૦ (ફા૦) નાની લાકડી, દ૬ ૨ છડી, ધાતુથી મઢેલો દ૬. ૩. તબુનો વચલો વાસ.
**ચોબવુ,** ક્રિ૦સ૦ ડામવુ (કાઠિ૦).૨ વાવવુ, રોપવુ
**ચોબદાર.** પુ૦ (ફા૦) છડીદાર
**ચોબો,** પુ૦ નગારા અથવા ઢોલપર મારવાનો ડાંડિયો, ડકુકો ૨ ડકાના મારથી ઢોલપર પડેલુ નિશાન–સળ ૩ બ્રિજવાસી બ્રાહ્મણની એક જાત ૪ ડામ,ચપકો ૫ છુદણુ, કોચવાથી પડેલા ડાઘ **ચોબા** દેવા–છુદણા છુદવા ૨ ઉના ઉના ડામ દેવા "શિલ સતોષના ચોબા દીધા વિના, જન્મ ને મરણનો રોગ વાધે"–**ભોજો** [ વાધ ગયેલુ
**ચોભીલુ,** વિ૦ શરમિદુ થયેલુ, ભુઠુ પડેલુ, લજ-
**ચોમગ,** અ૦ ચારે તરફ,ચારેકોર
**ચોમટિયુ,** વિ૦ ચારે છેડે પહેરેલુ
**ચોમાસુ,** ન૦(સ૦ચાતુર્માસ,) વરસાદ આવ- વાનો સમય, વર્ષાકાળ (આશાડ, શ્રાવણ,ભાદરવો ને આસો), ચાતુર્માસ
**ચોમુખુ,** વિ૦ ચાર મુખવાળુ ૨ ચોરસ
**ચોમેર,** અ૦ ચારે તરફ, સઘળી બાજુએ
**ચોયણો** પુ૦ ચોરણો, લેંઘો
**ચોર,** પુ૦ (સ૦ચુર્–ચોરવુ ) વગર હકે બીજાની મિલકત છાનીમાની લઇ જનાર, ચોટ્ટો, તસ્કર, દુગો ૨ પારકાની વિદ્યાકળા છાનીમાની શીખી અને બીજાને શીખવે નહિ તે "કસબ ચોર "૩ બીજાને પટાવી ફોસલાવી તેનુ દિલ પોતા તરફ વાળનાર ' ચિત્ત ચોર "૪. લુટારો ૫ વિ૦ ગુપ્ત, છુપુ 'ચોર બારણુ.'કાળોચોર–ઘોર કૃત્ય કરનાર, કાળુ કર્મ કરનાર **ચોરનારને** ચાર આખ– ચોરી કરનાર ઘણી સભાળથી ચારે બાજુ નજર રાખી ચોરી કરે છે **ચોરનો** ભાઇ ગઠી ચોર– મોટી ચોરી કરનાર નહિ તો ખીસાકાતરુ પણ ખરો **ચોરનુ** રળ્યુ સીકે ન ચડે–ચોરને પોટલે ધૂળની ધૂળ, ચોરી ધણીએ કરે પણ પાપને લીધે ઉગ્યુ ન આવે **ચોરની** મા કોઠીમા મો ઘાલી રૂએ–ચોરની માથી પોતાનુ દુ ખ ઉઘાડુ ન પડાય. **જાણીતો** ચોર ઘર ઘાલે–જાણીતો હોય તેજ મોટી ચોરી કરે–કરાવે,ઘરનો ભેદુજ મોટી ચોરી કરે **ચોરને** પોટલે ધૂળની ધૂળ–ઠગાઇનો પૈસો ટકેજ નહિ **ચોર** પેસવો–(શરીરમા) રોગે પ્રવેશ કરવો, ઘાણુ પેસવો
**ચોરઆમલી,** સ્ત્રી૦ એક જાતની આમલી
**ચોરખાનુ,** ન૦ છુપુખાનુ, સચ ૨ ચોરને ભરાઈ રહેવાની જગો
**ચોરખાસુ,** ન૦ ચોર ગજવુ [ દેવાનો આગળો
**ચોરખીલી** સ્ત્રી૦ છુપી ચુક-ખીલી ૨ બારણુ
**ચોરગજવુ,** ન૦માલમ ન પડે તેવુ રાખેલુ ગજવુ
**ચોરગલી,** સ્ત્રી૦ છુપી ગલી,ચોરખાનુ,ગુપ્ત શેરી
**ચોરગાઠ,** સ્ત્રી૦છુપી ગાઠ, કરામતથી વાળેલી ગાઠ
**ચોરચખાર,** પુ૦ચોર અને એવા લુચ્ચા હરામખોર
**ચોરટુ,** વિ૦ ચોરી કરવાની ટેવવાળુ , ચોટ્ટુ
**ચોરણી** સ્ત્રી૦ લેંઘી, સુથણી [સુથણુ
**ચોરણો,** પુ૦ચોયણો,સાથળ આગળ ખુલતો લેંઘો,
**ચોરદાનત,** સ્ત્રી૦ મૂળથીજ છુપો– ખરાબ વિચાર, મનમા કપટ હોય તેવો સ્વભાવ
**ચોરબારી,** સ્ત્રી૦ નાની બારી;છુપો રસ્તો
**ચોરવિદ્યા,** સ્ત્રી૦ ચોરી કરવાની કુશળતા.
**ચોરવુ,** ક્રિ૦સ૦ વગર હક કોઇનુ કઇ લેવુ,હરવુ, હરણ કરવુ ખાતર પાડવુ ૨ છુપાવવુ ૩ આકર્ષવુ
**ચોરસ,** પુ૦ ચારે બાજુ અને ચાર કાટખુણા સરખા હોય તેવી આકૃતિ ૨ લબાઇને પહોળા- ઈએ ગુણેથી જે સખ્યા થાય તે. [હોય તેવુ
**ચોરસ,** વિ૦ ચાર બાજુ અને ચાર ખુણા સરખા
**ચોરસી,** સ્ત્રી૦ ચોરસ આકારની તખતી ૨ સુતા- રનુ એક ઓજાર. ૩ સ્ત્રીઓને પહેરવાનુ એક જાતનુ ઘરેણુ ચોકી [ બાજુનો કકણ કડકો
**ચોરસુ,** ન૦ ચોખડો કડકો ચાકુ, ચોસલુ ૨. ૭
**ચોરસો,** પુ૦ એક જાતનો જાડો ચોરસ લુગડાનો કડકો,અગુચો (કાઠિ૦)
**ચોરાઉ,** વિ૦ ચોરાયેલુ, ચોરાઈ આવેલુ
**ચોરાણુ,** વિ૦ નેવુ ને ચાર, ૯૪
**ચોરાવવુ,** ક્રિ૦સ૦ કોઇ ચોરે તેમ કરવુ,ચોરવામા ઉત્તેજન આપવુ

**ચોરાવું, ક્રિ૦અ૦** ચોરીમા જવુ, ખાતર પડવુ ૨ છેતરાવુ, ભુલાવો ખાવો, ઠગાવુ
**ચોરાસી, વિ૦** એશીને ચાર, ૮૪ ૨ સ્ત્રી૦ચોરાસી જાતનો બ્રાહ્મણોને સમગ્ર જમાડવા તે **ચોરાસી** આસન–યોગાભ્યાસ સબધી અથવા સ્ત્રી વિલાસ સબધી ૮૪ આસનો **ચોરાસીના** ફેરો–અવતારોની ઘટમાળ, જન્મમરણનો ફેરો (ચોરાસી લાખ અવતાર જીવને ધરવા પડે છે એમ કહે છે તે ઉપરથી)
**ચોરિયા, પુ૦** ગળાની બારી નજીકના માસપિંડો
**ચોરિયુ, વિ૦** લુટારૂ [દરિયાઈ ચોર, ચાચિયો
**ચોરિયો, પુ૦** દરિયામા ચાલતા વહાણને લુટી લેનાર,
**ચોરી, સ્ત્રી૦ (સ૦ ચૌરી)** ચોરવુ તે, સ્તેય, તસ્કરી ૨ ચોરનો ધધો ૩ ચોરાવુ તે ૪ ગુપ્ત કામ, છાનુ–છુપુ કાર્ય **ચોરીનો માલ ચડાળે જાય**–ખરાબ રસ્તે મળેલો માલ ખરાબ રસ્તે જાય.
**ચોરી, સ્ત્રી૦** માયરૂ, લગ્ન વેદિકા, વર કન્યા પરણવા બેસે છે તે મડપ
**ચોરીચખાડી, સ્ત્રી૦** ચોરી કરી અથવા જબરાઈથી લઈ લેવુ તે [ચોરીચખાડી.
**ચોરી ચપાટી, સ્ત્રી૦** ચોરવુ ને છિનાવવુ તે,
**ચોરો, પુ૦** ગામમા સૌને બેસવાની જગા ૨ ચબુતરો દેવડી, ગેટ ૩ મોટો ઓટલો ૪ ખુલ્લી જાહેર જગા, ચોકઠુ ૫ પાળિયો 'સતીનો ચોરો
**ચોર્યાસી, વિ૦** ચોરાશી, જુઓ
**ચોલ, પુ૦** દક્ષિણ હિદનો એક ભાગ, તાનજોર ૨ મજીઠ ૩ વલ્કલ ૪ વિ૦ ચોળ, ઘણી લાલીવાળુ, કસુબી ભભક
**ચોલાઈ, સ્ત્રી૦** ચોળી ૨ રાતા મૂળિયાની ભાજી
**ચોવટ, ન૦** ચાર રસ્તા જ્યા મળે છે તે જગા, મેદાન, ચકલુ ૨ બજાર
**ચોવટિયુ, ન૦** પચે આપેલો ઠરાવ, લવાદી
**ચોવટિયો, પુ૦** આગેવાન પુરૂષ, લવાદી કરનાર
**ચોવડુ, વિ૦** ચાર પડવાળુ, ચારગણુ [આસપાસ
**ચોવાટ–ટે, અ૦** બારેવાટ, ખુલ્લુ, મેદાનમા, ગમે ત્યા,
**ચોવાડ, વિ૦** ચારે બાજુએ વાડ વાળુ "ખેતર જોઈએ ચોવાડ ને બાઈડી જોઈએ કોબાડ."
**ચોવાડો, પુ૦** જ્યા ઢોર બકરા ચરતા હોય તે સ્થળ.
**ચોવીસ, વિ૦** ૨૪, વીસને ચાર
**ચોવુ ક્રિ૦ સ૦** ધોચવુ, ખોસવુ, રોપવુ (કાદવમા)
**ચોવ્યાહાર, પુ૦** સૂર્ય આથમ્યા પછી અન્ન, પાણી મુખવાસ ને સૂખડી એ ચાર બધ કરવા તે વ્રત
**ચોશવુ, ક્રિ૦ અ૦** ચૂસવુ, ખેચવુ, ચોષવુ
**ચોશિયુ, ન૦** રઈના દાણા જેટલુ વજન.
**ચોસટ–સેટ વિ૦** ૬૪
**ચોસર, સ્ત્રી૦** બાજી, ચોપટ ૨ ચાર દોરી વાળો ગળચવો **ચોસર** ગુથવુ–રજનુગજ કરવુ, કાગનો વાઘ કરવો 'સાસુ મારી અતિ સાપણુ, નણદલ નાર ઠગારી રે, ફુલ પહેલા ચોસર ગુથે, કેડ ન મેલે મારી.'
**ચોસલુ, ન૦** ચાકુ, ભારે ગચિયુ ૨ ચોરસ ઢેફુ, જાડુ ચકતુ
**ચોસિયુ, ન૦** ૧૬ મણનુ વજન. (ઝાલા૦)
**ચોહ, પુ૦** ચાહ, ભાવ, હવશ, ચડસ
**ચોળ, વિ૦** ચોલ, જુઓ
**ચોળ, સ્ત્રી૦** એક જાતની શિંગો. [ચુથ, ઉહાપોહ.
**ચોળ ચોળા, સ્ત્રી૦** વારવાર ચોળવુ તે, ચુથા-
**ચોળવચોળ, સ્ત્રી૦** સકલ્પ, મનની ચોળાચોળ
**ચોળવુ, ક્રિ૦ સ૦** હાથેવતી ઘસવુ, મસળવુ, રગડવુ. ૨ ચુથવુ ૩ ચાપવુ, દબાવવુ ૪ બગાડવુ, કરચલી પાડવી ૫ લગડવુ, ચોપડવુ ૬ માલેસ કરવુ ૭ લબાવવુ, ચર્ચા કર્યા કરવી, **પેટ ચોળવુ**–પેટ દબાવવુ–મસળવુ ૨ નકામો સતાપ કરવો **રાખ ચોળવી**–સાધુ થવુ, અતિત બનવુ ૨ સઘળુ ગુમાવી ભિખારી બનવુ **પેટ ચોળીને પીડા કરવી**–દુ ખ માગી લેવુ
**ચોળા, પુ૦** (બહુવચનમા) એક જાતનુ કઠોળ.
**ચોળાઇ, સ્ત્રી૦** એક જાતની સિંગ, ચોળી
**ચોળાચોળ–ળી, સ્ત્રી૦** હરેક વાત ચોળ્યા કરવી તે, પિજવુ–ચર્ચાવવુ તે ૨ ગરબડ, ધાધલ; ચુથાચુથ. ૩ સંકલ્પ વિકલ્પ, ગડભાગ
**ચોળી, સ્ત્રી૦** (સ્ત્રીઓની) કચુકી, બાયવાળો નાનો કબજો ૨ ચોળાઈ
**ચોળો, પુ૦** અંગરખાનો કોઠો, ૨ કોઈ પદાર્થને પ્રવાહીમા ઉકાળી ચોળી કરેલું પેય, ધાડો

રસ, ખીચડીને પાણી કે દૂધમા ચોળી કરેલુ પાતળુ પેય ૩ ઉજાગરો, જિજ્ઞાસા, ગભરાટ, ફિકર

**ચૌટુ**, ન૦ ચાર રસ્તા ઉપરનુ બજાર, સોદો વેચવા લેવાનુ જાહેર ઠેકાણુ ગુજરી

**ચૌદ** વિ૦ [ચતુર્+દશ] ૧૪ ચૌદ ચોકડી રાજ્ય—સતયુગ, ત્રેતાયુગ દ્વાપરયુગ, અને કલિયુગ, આ ચાર યુગની એક ચોકડી, એવી ચૌદ ચોકડી ચાલે તેવુ રાજ્ય ચૌદ ભુવન એક થવા—ગજબ થવો, કેર વર્તાવો ૨ મહા મુશ્કિલ પડવી, ચૌદ રત્ન—ચદ્ર, લક્ષ્મી, સુરા, માત મોનો ઘોડો, કૌસ્તુભમણિ, પારીજાતક ઝાડ, કામદુધા ગાય, ધન્વતરી વૈદ્ય, ઐરાવત હાથી, પાચજન્ય શખ, સારગ ધનુષ્ય, વિષ, રભા અને અમૃત એ રત્નો

लक्ष्मी कौस्तुभ पारिजातक सुरा धन्वतरी चन्द्रमा।
गाव कामदुधा सुरेश्वर गजो रभादि देवांगना ॥
अश्व मत मुखो विषहरि धनु शखोऽ
मृत आम्बधे रत्नानाति चतुर्दश ।

**ચૌદમુ**, વિ૦ ૧૪ થતુ હોય તેવુ

**ચૌદમુ રતન**, ન૦માર, પ્રહાર, શિક્ષા, ૨ અમૃત, સુધા

**ચૌદલોક**, પુ૦ **ચૌદભુવન**, જુઓ

**ચૌદવિદ્યા, સ્ત્રી૦** વિદ્યાના ચૌદ ભાગ કરેલા છે તે (ચાર વેદ, છ અગ, પુરાણ મીમાસા, ન્યાય અને ધર્મ શાસ્ત્ર) ચૌદ વિદ્યા ગુણ જાણ—સર્વ ગુણ સપન્ન

**ચૌદ યમ**, પુ૦ બિડયમ, બાલયમ, કુચરણ યમ, નલયમ, સોમયમ, ધર્મયમ, મેર્તુયમ, અધકુર ભ યમ, દધિનૈયમ પરમસર યમ, વિકેદર યમ, કાલુયમ, ચિત્રગુપ્ત યમ, એમ મલી ૧૪ યમ છે.

**ચૌદશ, સ્ત્રી૦**દર પખવાડીયાની ૧૪મી તિથી તે,

**ચૌદેક**, વિ૦ આશરે ચૌદ [ચતુર્દશી

**ચૌર્ય**, ન૦ (સ૦) ચોરી ૨ વિ૦ છુપુ, છાનુ

**ચૌલ**, ન૦(સ૦) બાળકને પહેલવહેલા વાળ લેવ-ગવવાની જે ક્રિયા તે

**ચ્યુત**, વિ૦ (સ૦ ચ્યુ—પડવુ) પડેલુ, ગરેલુ, સ્થાન ભ્રષ્ટ થયેલુ, પતિત પદચ્યુ—પદ્દીથી ભ્રષ્ટ થયેલુ **અચ્યુત**—પડેજ નહિ, નાશ પામે નહિ તેવુ

**ચ્યુતિ, સ્ત્રી૦** પાત, પતન. ૨ ખામી, દોષ ૩ કસર, અભાવ, ગળતી

## છ.

છ, પુ૦ (સ૦) ૧૮ મો મૂળાક્ષર સાતમો તાળુ સ્થાની વ્યજન વર્ણ

છ, વિ૦ (સ૦ ષટ્) ૬ ૨ નિર્મળ, સ્વચ્છ, ૩ છવાળુ, 'છપગુ, છરસ છ ઋતુ'

છ, ક્રિ૦ અ૦ સસ્કૃત અસ્ અને હો ધાતુનુ વર્ત-માનકાળમા વપરાતુ મળ છુ, છે, છીએ [ઉદ્ગાર

છ, અ૦ છટ, છિ (અવગણના કે તુચ્છકાર દર્શક

છઇઉ, ન૦ છોકરૂ, બાળક

**છક**, અ૦ દિઙ્મૂઢ, સ્તબ્ધ થયેલુ હોય તેમ

**છક**, પુ૦ છક્કાના આકનો પાડો

**છકછકાટ**, પુ૦ આશ્ચર્ય, તાજુબી, અચબો, અચરતી ૨ ઠાક, તોર મદ, અહકાર, ગરૂરી

**છકછકાટ**, પુ૦ ભભકો, ઠાઠ ૨ ગર્વ, તન્મનાટ, તોર, મદ [ દેલુ. ૨ તોરી

**છકછુદુ**, વિ૦ભેળસેળ કરી ચુથી નાખેલુ, ચકુ-

**છકડી,—ડુ સ્ત્રી૦** એક જાતની છ વસ્તુનો જથો

**છકડુ** ન૦ છનો જથો છની થોકડી.

**છકડો**, પુ૦ (સ૦શકટ—ગાડુ) ગાડુ (ભાર ભરવાનુ), છ જણુ બેસી શકે તેવુ ગાડુ, ખટારો ૨ છનો જથો

**છકધુક, સ્ત્રી૦** લુટફાટ (કચ્છ)

**છકવુ—કી જવુ**, ક્રિ૦ અ૦ બહેકી જવુ, વહી જવુ ન લેખવવુ, ફાટી જવુ ૨ મદથી હદની બહાર બોલવુ ૩ ધરાવુ, તૃપ્ત થવુ

**છકાય, સ્ત્રી૦**સાથે લાગા છ દિવસના અપવાસ(જૈન)

**છકાય, સ્ત્રી૦** છ જાતના જીવ (પૃથ્વીકાય, અપકાય (પાણીના), તેઉકાય (અગ્નિના), વાયુકાય, વનસ્પતિકાય, ત્રસકાય—જૈન૦)

**છકિયુ**, ન૦ છ બળદ જોડેલુ ગાડુ. [ગયેલુ

**છકેલ**, વિ૦ ફાટેલ, છાકેલુ, વહી ગયેલુ **હાથથી**

**છક્કડ, સ્ત્રી૦** તમાચો, ધોલ લપડાક ૨ ભૂલથાપ, ઠોકર, નુકસાન, છેતરામણ **છક્કડ ખાવી**—ધોલ-લપડાક ખાવી ૨ ઠોકર ખાવી, ઠગવુ, છેતરવુ **છક્કડ મારવી**—ધોલ મારવી, ૨ નુકસાનમા આણવુ, થાપ મારવી, ૩ સ્પર્ધામા ચઢી જવુ

**છક્કલ, સ્ત્રી૦** સોકઠા રમવાની એક રીત—દાવ.

**છક્કો** પુ૰ (સ૰ ષટ્કક-છનો જથો) ૭ નો સમુદાય,એક જાતના ૬ ચિહ્ન હોય તેવુ પાનુ ૨ પાસા ઉપર ૬ દાણા હોય તે છક્કા છુટી જવા-ના ઉમેદ થવું, હિમ્મત હારી જવી

**છક્કોપંજો,** પુ૰(સ૦ ષટક+પચક)કાવોદાવો,ભૂલથાપ ખવરાવવાનો દાવ રમવો તે,ફ્રેબ, દાવ-પેચ, છળભેદ ૨ પાનાની એક રમત.

**છખુણિયુ,** વિ૰ છ ખુણાવાળુ

**છગ,** પુ૰ (સ૰)બોકડો,બકરો, છાગ

**છગડગ,** વિ૦ ઢચુપચુ, અસ્થિર "મારૂ મન છગ-ડગ થવા લાગ્યુ"

**છગડો,** પુ૰ છનો આંક, છનુ ચિહ્ન તે

**છગલ,** ન૰(સ૰)છગ,બકરૂ બોકડો.૨ ભુરૂ વસ્ત્ર.

**છગણુ,** વિ૰ છ પટ, છ વખત

**છગાર,** સ્રી૰ ટોચ, મથાળુ, શિખર

**છચોક,** અ૰ઉઘાડુ,ખુલી રીતે, સૌના દેખતા,જાહેરમા ૨ અમર્યાદ

**છચોર,** પુ૰ લુચ્ચો, ઠગ, ચોરની છાપવાળો

**છછઇ,**સ્રી૰દરિયા કાઠાની વાવેતર થાય તેવી જમીન

**છછણવું,** ક્રિ૰ અ૰બબડયા કરવુ, બબડવુ,ગણુગણવુ ૨ છનછન થવુ

**છછણાટ,** પુ૰બડબડવુ તે,તનમનાટ કરવો તે ૨ ધમધમાટ,ખણખણાટ, ઘણી ઘુઘરીઓનો અવાજ થવા તે [ ઉપરછલુ

**છછરુ,** વિ૰ છમછમીઉં,ઉતળુ, છાછરુ, ઉત્તાન,

**છછુદર,** ન૦ (સ૰છુછુદર)ચેણુ,એક જાતનો આખો ઝીણી પુછડીનો ભુરો નાનકડો ઉદર, ચેણુ ૨ ફ્રડદુ, ટુચકુ, ચર્ચા થાય તેવુ ગપ્પુ તે. ૩ એક જાતની આતસબાજી છુંછુદરીના છએ સરખા—રૂપ ગુણમા સરખાં હોય તેવુ, એકેમા વિશુચુટા ન હોય તેવુ

**છછુદરી,** સ્રી૰ છછુદરની માદા

**છછુદરી,** વિ૦અટકચાળી,અડપલી,છછુંદર જેવી.

**છછેકાઇ,** સ્રી૰સુઘડતા,ચોકખાઇ, ચોખવટ

**છછોરી,** વિ૰આછુકલી,છછુકલુ ૨ છોકરવાદ, ૩ છોકરા ન થવાથી નાની, ઉછાછળી

**છછોરૂં,** વિ૰ છોકરવાદ, નાદાન,બાળકબુદ્ધિનુ.'નરપતિ છછોરા ન થઇએ, પર પત્ની શુ તલખા— પ્રેમા૰ ૨ આછકલુ,છછુકલુ ૩ છોકરા ન થવાથી.

**છજાવટી,** સ્રી વાછટિયુ, છજાનો કઠેડો

**છજુ,** ન૰ (દે૦ સજ્જિઓ) ઘરની બારીઓની આગળ-રવેશથી બહાર પડતા, વરસાદનુ પાણી અંદર ન આવે તેવી રીતે, જે પાડીઆ જડેલા હોય છે તે, વાછોટિઉં ૨ કઠેરો, ઝરૂખો ડાખલી

**છછેડાવુ,** ક્રિ૰ અ૰ આગળી કરવી, અટકચાળુ કરવુ, ચિડવવુ, ખીજવવુ, ઉશ્કેરવુ

**છછન,** અ૰ ઠસ્સામા ૨ ન૰ છનછન.

**છછનાટ,** પુ૰ ઠમકો,આડબર ભરેલી ચાલ,ઠસ્સો.

**છટકાવ,** પુ૰ પાણી છાટવુ તે, છાટારૂપે જમીન ઉપર પડેલુ પાણી [ઓલવવુ

**છટકોરવુ,** ક્રિ૰ સ૰ છાટવુ ૨ પાણી છાટી

**છટાવ,** પુ૰ છટકાવ.

**છટાવુ** ક્રિ અ૰ છટાયલી સ્થિતિમા આવવુ, પાણી પડયુ હોય તેમ થવુ ૨ બુઝાવુ, હોલવાવું. ૩ કપાવુ, છેદાવુ ૪ ખરાબ સગતનો દોષ લાગવો,-ના છાટા ઉડવા. ૪ વેતરે આવવુ, સુવાણે આવવુ (ગાય ભેસ, ઇ) ૬ થોડુ મળવુ, શાત થવુ, ટાઢા પડવુ. [પરહરવુ

**છડવુ** ક્રિ૰ સ૰ છોડી દેવુ, તજવુ, ત્યાગ કરવુ,

**છડાવુ,** ક્રિ૰ અ૰ તજાવુ, ત્યાગથવો, ૨ છણાવુ ઇનસાફ થવો ૩ જમતા ભાણામા વધવુ-બાકી રહેવુ

**છદ્ર,** અ૰ (છ) છિ, છિદ્ર

**છટ,** સ્રી૰ વાસ, ગધ (કચ્છી)

**છટકવુ,** ક્રિ૰ અ૰સટકવુ, નાસી જવુ, છટકી જવુ ખસી જવુ,૨ સરી જવુ લપસી જવુ ૩ ફાસા-પેચમાંથી નીકળી જવુ ૪ નિસાન ચૂકવુ, ખાલી જવુ ૫ વકી-બહેકી જવુ

**છટકાવવુ,** ક્રિ૰ સ૰ખસેડી નાખવુ, ચુકવવુ,ભુલવવુ ૨ નસાડવુ ૩ સેરવવુ, ચટ દઇને પડે તેમ કરવુ ૪ ફટાડવુ, [ફ્રટકો. ૨ પેચ; ફાસો.

**છટકિયું,**ન૰લુગડાનો નાનો કકડો, ટુવાલ;અગુછો;

**છટકી જવુ,** ક્રિ૦ અ૰ જવુ, સરી જવુ. ૨. ખસી જવુ,નીકળી જવુ,વકી જવુ;વણી જવુ.

**છટકુ,** ન૰ ફ્રદો પેચ સટકિયુ, સાપણુ, ચાપ,

યુગલ, ભળ, પ્રપચ

**છટા, સ્ત્રી૦** શોભા,તેજ,કાંતિ,પ્રભા ર ઢબ, રીત ખૂબી (બોલવા ચાલવાની સફાઈ ભરેલી) ૩ વક્તૃત્વ, શબ્દ-વાકય ચાતુરી [કરવો તે

**છટા, સ્ત્રી૦**અર્ચા, કપાળ ઉપર ચદન, ઇ , લેપ

**છટાદાર, વિ૦** તેજ જમાનવાળુ,સફાઈદાર, અ સ્ખલિત ર વિલક્ષણ છટાદાર, તરેહવાર ૩ સાલ કારિક, વાક ચાતુરીવાળુ

**છટેલ, વિ૦ છકેલ,** જુઓ

**છટાછટ, અ૦** સડાસડ, છટછટ બોને તેમ

**છટારો, વિ૦** ખરાબ વાસ આવે તેવુ દુર્ગંધમય

**છટાંક, ન૦** છ પૈસાભાર છટાકનુ વજન

**છઠ, સ્ત્રી૦ (સ ૦ષષ્ઠી)** પખવાડીઆનો છટ્ઠો દિવસ **છઠની** સાતમ કોઈ કરનાર નથી—લિખિત કદાપિ કાળે, કોથી મિથ્યા ન થાય

**છઠ, પુ૦** બે ઉપવાસ લાગલાગટ કરવા તે (જૈન૦)

**છઠિયાત, પુ૦** બે ઉપવાસ લાગલાગટ કરનારને જમાડવુ તે (જૈન૦) [બોરાઢવામા આવે છે તે

**છઠિયુ, ન૦** છટ્ઠીના દિવસે જે લુગડુ બાળક ઉપર

**છઠ્ઠી, સ્ત્રી૦ (સ ષઠી)** બાળકના જન્મ પછીનો છટ્ઠો દિવસ ર છટ્ઠીના દિવસે કરવામા આવતી ક્રિયા તે **છટ્ઠીના** લેખ-વિધાતાના લખેલા લેખ, બધાયેલુ-નિર્માયેલુ ભવિષ્ય 'છટ્ઠીના લખીઆ લેખ તે કેમ મટશે રે' **છટ્ઠીનુ** ધાવણુ કાઢવુ—ઘણી ઉલટી થવી, ઘણુ ઓકવુ **છટ્ઠીનો** ઉખડેલો—ઉદ્ધત, જન્મથી તોફાની ર લુચ્ચો

**છઠ્ઠુ, વિ૦** અનુક્રમે છ ઉપરનુ **છટ્ઠો ખુણો**—ઘણોજ દુરનો અને ખુણા ખોચરાનો ભાગ, ઝટ માલમ ન પડે તેવી દુરની જગો

**છડ, પુ૦** લાબો બરૂ ર ભાલાનો હાથો-લાકડી પ્રપચ ૩ વાસ ૪ ઝાડની છાલ, છોડુ ૫ તાણુ, પ્રવાહનુ જોર (કચ્છ,)

**છડકવુ, ક્રિ૦ સ૦** છટકાવ કરવો પાણી, છાટવુ

**છડવુ, ક્રિ૦ સ૦**ખાડવુ, કુટવુ (ડાગેર, કઠોળ,ઇ૦ ને)ર ઠોકવુ,મારવુ **છડીનાખવુ**—મારી વાણ કાઢવો, ટાઢોમાર મારવો

**છડા, પુ૦ (છટા)**ફુવાળા પજા કરી બારણાની સાખ, લુગડા, ઇ૦ ઉપર થાપા મારવા તે ર બાળકને પગે પહેરવાના પાતળા કડા

**છડાણુ, ન૦** છડતા નીકળેલો કચરો,કુશકી,

**છડામણ, ન૦** ડાગેર ઇ૦ને ખાડવાની મજુરી, ખડામણ **છડયાનુ છડામણ**-પાકી મહેનતનો બદલો [મરાવવુ

**છડાવવુ, ક્રિ૦ સ૦**ખડાવવુ કુટાવવુ ર ખૂબ

**છડિયા, પુ૦**મુસાફરો(બેલ ગાડીમા જનારા),ઉતારૂ

**છડિયાત, વિ૦** એકલુ સાથ વગરનુ ર કુવારૂ,૩ છડુ, છોકરુ છૈયુ ન હોય તેવુ

**છડી, સ્ત્રી૦ (સ ૦ યષ્ટિ)**સળી વાળી કલગી,ફૂલનો ગોટો ર એક જાતનુ ફૂલ,ગુલછડી ૩ સોટી,નેતર ૪ લોઢાની કડીઓ ગુથેલી સાકળ ૫ દડ,રાજદડ ૬ **વિ૦**એકલી,જેની સાથે છોકરૂ નથી એવી **છડી પોકારવી**—નેકી પોકારવી, રાજા, ઈ૦ નુ આગમન જાહેર કરવુ

**છડીદાર, પુ૦** અધિકારીની આગળ છડી રાખી નેકી પોકારનાર, ચોપદાર, કચુકી

**છડીસ્વારી, સ્ત્રી૦** સાથે માણસો અથવા રસાલો ન હોય તે,એકલા એકલી જવુ આવવુ તે,૫ડોપડ

**છડુ, વિ૦** એકલુ, સાથ વગરનુ ર કુવારૂ ૩ જેને છોકરૂ ન હોય તેવુ વાઝિયુ ૪ સાથે છોકરૂ ન હોય તેવુ

**છડો, પુ૦** મોતીનો કઠો, એકાવળ હાર ર છોકરાને કાડે પહેરવાનુ મોતીવાળુ ઘરેણુ ૩ પાણીનુ છાટવુ તે, છટકાવ ૪ વાઢો ૫ ફાળકો, સૂતરની આટી (કચ્છ) ૬ હળના તુગા ઉપર જડેલો હોય તે. [છણકા કરે તેમ

**છણકછણક, અ૦**છણછણાટ ર વારવાર રીસથી

**છણકવુ, ક્રિ૦ સ૦**છણકો કરવો, તરછોડવુ , ગુસ્સામા બોલવુ ર સુપડાથી લોટ સોવા,

**છણકપાટુ, સ્ત્રી૦** છણકા, હરડોડા તરફોડા

**છણકારવું, ક્રિ૦ સ૦** તરછોડવુ, છણકો કરી દૂર ખમી જવુ ર સુપડાથી લોટ સોવો

**છણકો, પુ૦ [ હે૦ દે૦ છણય ]** ગરમ તેલમા પાણીનો છાટો પડવાથી થતો અવાજ ર મિજાજથી બોલવુ તે ૩ તુચ્છકાર, તરછોડ ૪ ખોટો અથવા ખરો ગુસ્સો ૫ ઠસ્સો, દમામ

**છણછણ**, અ૦ ખણખણ. [છણકા કરવા
**છણછણવું**, ક્રિ૦ અ૦ ખણખણવુ ૨ બડબડવુ,
**છણછણાટ**, પુ૦ છમછમાટ ૨ ગુસ્સામા બબડવુ તે. ૩. પત ન કરવુ તે, બેદરકારી બતાવવી તે
**છણણ**, અ૦ છણછણ એવો અવાજ
**છણવું** ક્રિ૦ સ૦ [છિણુવુ ]કોઇ પ્રવાહી અગર ઢીલા પદાર્થને કપડામા નાખી ગાળી કાઢવુ ચાળવુ ૨ સત્વ કાઢવુ, સાર કાઢવો રસ કાઢવો. ૩ બારીકીથી તપાસવુ, શોધવુ, તલ્લાસ કરવુ ૪ ખણવુ, નખથી વલુરવુ, ચર્ચવુ, ચહેરવુ, છેડવુ ૫ ખોતરવું, ઉકેલવુ, 'પાછલી વાતો છણવામા માલ નથી' ૬ બારીક તપાસ કરી સત્ય શોધીકાઢવુ
**છણાવુ**, ક્રિ૦ સ૦ ગળાવુ, ચળાવુ ૨ સોરાવુ છોલાવુ, ૩ તપાસવુ, સત્ય શોધાવુ ૩ ચર્ચાવુ
**છત**, સ્ત્રી૦ હયાતી, અસ્તિત્વ ૨ ઉત્પન્ન, પેદાશ ૨ વધારો, પુષ્કળપણુ, ભરતી સૌ છતના ચાળા બધી પેદાશ ઉપર ધામધુમ ૩ [સ ૦છત્ર]ચાદની, ચદરવો, વિતાન ૪ ગૃહસ્થાઈ
**છતરાયુ**, વિ૦ ખુલ્લુ, ઉઘાડુ, ચાહન.
**છતરી**,સ્ત્રી૦(ફ્રા૦ છતર્-છત્રી) તડકા વરસાદથી બચવાને લુગડુ, સળિયા ને દાડીવાળો બનાવેલો ઘાટ તે,નાનુ છત્ર.૨ પલગની ઉપરના દાડા જેની ઉપર મચ્છરદાની નાખવામા આવે છે તે ૩ ગાડી ઉપરનું ઢાકણુ, ઘૂમણુ, આચ્છાદન.
**છતરીસ**, વિ૦ ૩૬ ત્રીસને છ
**છતવાડ**, સ્ત્રી૦ છત, પુષ્કળતા, બહુ હોવાપણુ,
**છતાં** અ૦ એમછે તોપણુ, છતે
**છતાળા**,વિ૦છતવાળા,શક્તિવાન, બળવાન "સુણી વાત એવી આવ્યા,સભા મધ્ય ભીષ્મ દ્રોણુ, જોઇ રહ્યા રોઈ રહ્યા, છતાળા છ છેડિયા"-વલ્લભ,
**છતું**, વિ૦ ઉઘાડુ,ખુલ્લુ,જાહેર ૨ સવળુ,પાશરૂ ૩ ચતુ ૪ જીવતુ, નીભતુ વહેતુ
**છતે**, અ૦ (સ ૦સતે) તથાપિ,તોપણુ, છતા પણ
**છત્તર**, ન૦ મોટી અને ભારે છત્રી, ટોપ ૨ દેવ ઉપર રાખવામા આવતી છત્રી તે ૪ આશ્રય, ઓથ, ૫.રક્ષણકર્ત્તા,પાલક મુરબ્બી ૬ ઓઢો,ઢાકણુ. કાગ છત્તર-કુતરાની ટોપી, શિલીંધ્ર

**છત્ર**, ન૦ છત્તર, જુઓ
**છત્રચામર** પુ૦ (સ ૦)છત્રી અને ચમરી.(રાજ-દ્વારી માનની નિશાની)
**છત્રપ**, પુ૦ (સત્રપ) સુબો,પ્રાન્તનો અધિકારી.
**છત્રપતિ**, પુ૦ (સ ૦) રાજા,શહેનશાહ.૨ છત્રના અધિકારી.
**છત્રબન્ધ**, વિ૦ છત્રીના આકારમા રચેલી કવિતા.
**છત્રભગ**, ન૦ રાજ્યનુ ખોવુ તે ૨ પરતત્રતા ૩. વિધવાપણુ
**છત્રી**, સ્ત્રી૦ છતરી, જુઓ ૨ વિ૦૩૬. છત્રીસ.
**છદ**, પુ૦(સ ૦છદ્-ઢાકવુ.)અક્ષર અથવા માત્રાના નિયમથી થયેલી જે કવિતા તે, વૃત, ગણ માત્રા-મેળ અને અક્ષરમેળ એમ બે પ્રકાર છે (જુઓ પિંગળ અથવા ગુજરાતી શબ્દકોષ)૨ વ્યસન, આદત,નઠારી ટેવ ૩ ચેષ્ટા, રમ ઠગ.૪ પ્રપચ, છળભેદ, હીકમત ૫,નાદ લત,શોખ ૬ અભિલાષ, હેતુ, ઇચ્છા.૭ મરજી મુજબ આચાર વ્યવહાર, નઠારી વાતનો શોખ. ૮ સ્ત્રીઓને હાથે પહેર-વાનુ ઘરેણુ ૯ ઉમગ,શરભેર હોવુ તે."છદે મોર-લી વાજે"છદ લાગવો-લત પડવી, ગળકો લાગવો. છદ હોવો-શોખ હોવો. "એને કવિતા કરવાનો બહુ છદ છે" છદેપડવુ-પાછળ પડવુ,ખોતરણુ કાઢયા કરવા
**છદશાસ્ત્ર**, ન૦ [સં૦] વેદના છ અગ કહેવાય છે તેમાનુ એક ૨ કવિતા કરવાના નિયમોનુ શાસ્ત્ર, પિંગળ
**છદી**, વિ૦ શોખી, નાદે લાગેલુ-પડેલુ, જેને લત પડી હોય તે ૨ દુર્વ્યસની, છદીલુ, તોરી
**છદીલુ** વિ૦ નાદીલુ; મોજી ૨ ચાવળુ, સ્પર્ધાની
**છદોબદ્ધ**,વિ૦[સ ૦]પદ્યરૂપ,શ્લોકબદ્ધ .[ખ તવાળુ
**છન્નાછન્ની**, અ૦ ઉપરાઉપરી, છણછણ થતુ હોય તેમ, ખનખન (રૂપિયાનો અવાજ) છન્નાછન્ની થઈ રહેવી-પુષ્કળ પૈસા હોવા.
**છન્નુ**, વિ૦ ૯૬
**છપગું**, વિ૦ છ પગવાળુ, (પ્રાણી, ભમરો, જુ).
**છપડી**, સ્ત્રી૦ લુચ્ચાઈ, ઠગાઇ.
**છપેતરું**, વિ૦છાછરૂ,ઉડુ નહિ તેવુ; છેક ચાતળુ.

**છપતરું, ન૦** છબતરુ, ઘસાઈને છેક પાતળુ થઇ ગએલુ છીણુ, અત્યત ઘસાઇ ગયેલો સિક્કો
**છપય, પુ૦** એક જાતની છ ચરણ કે છ પદની
**છપરુ,ન૦** છાપરૂ,મથાળુ ૨ છત્રી [કવિતા, છપ્પો
**છપરપગુ**,વિ૦ ચાલતા જમીન ઉપર આખુ પગલુ પડે તેવુ (અભાગિયાની નિશાની ગણાય છે)
**છપરપલગ, પુ૦** છાપરખાટ,છત્રીવાળો પલગ
**છપરબંધ,પુ૦**છાપરૂ છાજનાર ૨ વિ૦ છાપરાવાળુ [પડવુ દબાવુ (ભય-શરમથી)
**છપવું, ક્રિ૦ અ૦** છુપાવુ,સંતાવુ ૨ શરમાવુ, પાછુ
**છપાંચ ગણવા, ક્રિ૦અ૦** નાસી જવુ, પલાયન કરવુ, અગિઆરા ગણવા
**છપાઈ, સ્ત્રી૦** છાપવાની મજુરી, છપામણી ૨ છાપવાની રીત, છાપ, છાપણી
**છપામણ-ણી, સ્ત્રી૦** છપાઈ, જુઓ
**છપાયુ, વિ૦** છ પગુ ૨ છુપાયેલુ, મતાયેલુ
**છપાવવુ, ક્રિ૦ સ૦** પ્રસિદ્ધ કરવુ,જાહેર કરવુ ૨ છાપે તેમ કરવુ [હોય તે
**છપોસાત, પુ૦** પાસા ઉપર છ અને એક દાણા
**છપ્પન,વિ૦**પચાસને છ, ૫૬ ૨ **અ૦** પુન પુન, ફરી ફરી, વગીવાર વારવાર **છપ્પન** વખતવાર વાર,ફરી ફરીને. **છપ્પનનો દેવાળવો**-(છપ્પન જગોએ જેણે દેવાળુ કાઢ્યુ હોય તે) હમેશનો નામીચો દેવાળવો **છપ્પનપર** ભુગળો વાગવી -(લોકમા મનાય છે કે જ્યા છપ્પન કોટી રૂપિયા હોય છે તે ખજાનામાથી એક જાતનો ગેબી અવાજ નીકળ્યા કરે છે)પુષ્કળ પૈસો હોવો, અઢળક ધન હોવુ **છપ્પનમે** ખૂણે-ઝટ જડે નહિ એવી સ્થિતિમા,ખોચદે,કોઈક ઠેકાણે,ખુણે-ખોચરે **છપ્પન** વેપારી-ઉદ્યુક્તપણે રુ થાયેલો, ઘણો વ્યવસાયી, જેને ઘણે ઠેકાણે નજર રાખવી પડતી હોય તે. **છપ્પન** વખારી ને ભારો કુચીઓ -કરવુ કઇ નહિ ને દમામ ઘણો **નહિ** ત્રણમા નહિ તેરમા,નહિ છપ્પનના મેળમા-કશી ગણતરીમા નહિ,કશામા ગણના નહિ તેવુ, હિસાબ વગરનુ **છપ્પનના** વિતાડવા-ઘણુ દુ ખ દેવુ, પજવવુ
**છપ્પનભોગ, પુ૦** ૫૬ જાતની રસોઇ કરી ઠાકોરજીને ધરાવે છે તે,અન્નકૂટનો ઓચ્છવ.
**છપ્પય, પુ૦** છપ્પો [છત્રદાની, છત્રી
**છપ્પર, ન૦** છાપરૂ ૨ શિખર, મથાળુ ૩ મ-
**છપ્પરબંધ,પુ૦**છાપરુ છાજનાર ૨ વિ૦છાપરાવાળુ
**છપ્પો, પુ૦ છપય,** જુઓ
**છબ, સ્ત્રી૦** (હિં૦)છબી, પ્રતિમા, ચિત્ર
**છબકછબક, અ૦** પાણીમા હાથ અફાળવાથી અવાજ થાય તેમ ૨ છબછબ થાય તેમ
**છબકડા, વિ૦** સુદર; સોહામણુ
**છબછબ, અ૦** છબકછબક
**છબછબાવવુ, ક્રિ૦ સ૦** પાણીમા લુગડુ બોળી છબછબ થાય તેમ ધોઈ નાખવુ, (ઝીકવુ નહિ), મચમચાવવુ
**છબછબતુ-છબુ,વિ૦**થોડુ, તળીઉ ઢકાય તેટલુ
**છબતરું, વિ૦** છપતરુ, વમાયેલુ પતરુ ૨ ગદુ, ગોબ્જુ, ચુ થાયેલુ
**છબરકી, સ્ત્રી૦** કાગળનો કકડો, ચબરકી
**છબવુ, ક્રિ૦ અ૦** પહોચવુ, લાગવુ, અડવુ ૨ અડકવુ 'જો ઉપજે,તો ભલો વૈરાગ, બીજા કૃત્યનો ન છબે પાગ' ૨ છુપાવુ, છપવુ, મતાવુ 'ઓરા આવોની, ઉચુ ભાળોની,રગીના રસમાતા,છબતા-છબતા શાને પીયુજી, જાઓ લજવાતા રે-**દયા૦**
**છબિ, સ્ત્રી૦** (સ૦ છવિ) માણસની ચીતરેલી આકૃતિ, તસવીર,પ્રતિકૃતિ (**સાદી અથવા રગીલી**) ૨ માણસના રૂપ ગુણનુ મન ઉપર પડતુ ચિત્ર
**છબિદાર,વિ૦** સુદર, મોહક, શક્કાદાર, [દેખાવડુ
**છબિલુ,વિ૦**સુદર છબી-સુરતવાળુ,ફુટડુ, રુપાળુ,
**છબોતરૂ,ન૦**ઘસાયેલુ પાતળુ પતરુ,પાતળું છોડુ ૨ નાનો નજીવો કાગળનો કડકો
**છમ,અ૦** એવો થતો અવાજ (ઘુઘરીનો, વઘારનો)
**છમકછમક, અ૦** ચાલતા ઘુઘરીથી અવાજ થાય તેમ ઠમકઠમક,રૂમઝુમ
**છમકલી, સ્ત્રી૦** દહીં વલોવવાની ગોળી.(કાઠિ૦)
**છમકલુ, ન૦** અટક્યાળુ,ચાદરુ ૨ જરા સળગી ઝબુકી રહી જતુ એવુ જે તે
**છમકારવુ, ક્રિ૦ સ૦** ઠિકરીને તપાવી પાણીમા બોળી દેવી "આદુ કુદીનો છમકારીને પી." ૨.

વધારવુ,વધાર દેવો
**છમકારો,પુ૰** રહીરહીને છમ એવો થતો અવાજ
**છમછમ અ૰** એવો થતો અવાજ (ઘુઘરીનો,)
**છમછમતું,** વિ૰ છમછમ અવાજ કરતુ, વાગતુ ૨ ઉનુ, તાતુ
**છમછમિયા, ન૰** કાસીજોડા ૨ ઝાઝર, ઝાઝરિયા
**છમછરી,સ્ત્રી૰**સવત્સરી ૨ પજુસણનો છેલ્લો દિવસ
**છમાસી ન૰** મરણ પછી છઠ્ઠે મહિને શ્રાદ્ધ, બ્રહ્મભોજન વગેરેની જે ક્રિયા કરવામા આવે તે ૨ વિ૰ છમાસે થતુ "છમાસી પરીક્ષા"
**છર, પુ૰** બહેકીને ઘણુ બોલવાનો જે જુસ્સો તે, તાન,મસ્તી, ઘેલછા,વેળ ૨ મદ,તોર,અભિમાન ૩ વાઢિયો,ચસકો,લલુતા ૪ (સ ક્ષુર) અસ્ત્રો, સજૈયો છર ફેરવવો–બગાડવુ,નાશ કરવુ,પાણી મકવી ૨ (નામપર)–કીર્તિ ગુમાવવી, આબરૂ ધૂળ મેળવવી
**છર, સ્ત્રી૰** બરૂની અદરનો રેસો
**છરતુ ,વિ૰** જરાતરા અડકીને આકુ ઉતરી ગયેલુ, છોલાતુ ૨ આકુ કતરાતુ
**છરા, પુ૰** નાની નાની સીસાની ગોળીઓ (બદુક પિસ્તોલને સારૂ), પારો ૨. ખીલા, પથરા, કાકરો વગેરેનો મારો [આવેશ ઘેલુ
**છરાયેલુ ,વિ૰** છર આવતો–હોય તેવુ,ઉચ્છૃખળ,
**છરી, સ્ત્રી૰** શાક સમારવારનુ ઓજાર, પાળી ૨ હૈયામેલ, વેર, કીનો ૩ દગલબાજી
**છરેલ, વિ૰** છરાયેલુ, આવેશઘેલુ, ક્રોધી
**છરો, પુ૰** મોટી પાળી,મોટી છરી ૨ એક શસ્ત્ર, સીધો જમૈયો ૩ પારો, સીસાની ગોળી
**છર્દી, સ્ત્રી૰** વમન,ઉલટી,અધઓક
**છલકછોળિયા,અ૰**છલકછલક થતુ હોય તેમ,છલકાતુ
**છલકાવુ,ક્રિ૰અ૰** (સર્–હાલવુ) હાલવાથી પ્રવાહી પદાર્થનુ ઉછળી બહાર પડવુ 'અધુરો ઘડો છલકાય.૨ ન જીરવાવુ, ઉભરાઇ જવુ "તળાવ છલકાઇ ગયુ "૩ ફુલાશ મારવી,મિથ્યા ગર્વ કરવો
**છલગ, સ્ત્રી૰** એક જગેથી ઉછળી બીજી જગોએ પડવુ તે,ઠેકડો,કુદકો,ફલગ, ફાળ.૨ સાહસ કરવુ, જોખમનુ કામ કરવુ [ છલબલ જવા દેજે "
**છલબલ, ન૰** પ્રપચ."જગત બાજીગરીના તુ,બધા
**છલર, સ્ત્રી૰** ધ્રો, દરો, દુર્વા.
**છલા, સ્ત્રી૰** ૬. (સાકેતિક) [ભરપુર
**છલાછલ, વિ૰** છેક મથાળા સુધી ભરેલુ; ટાંકોટાક,
**છલાવુ ક્રિ૰ અ૰** છલકાવુ 'છિલ્લર છલાઇ જાય, જળ આવી મળે જ્યારે'—**વલ્લભ.**
**છલી, સ્ત્રી૰** છામડીનો એક રોગ.
**છલુડી, સ્ત્રી૰** નાની વાડકી–પવાલી, કચોલુ.
**છલ્લા,સ્ત્રી૰** કાનનો વહે વધારવા જે ઘાલે છે તે, વાળો, કડી
**છલ્લો, પુ૰** આગળીએ ઘાલવાની આરસી ને ઘુઘરીઓવાળી વિટી.૨.છપેલવાળી બેવડી વિટી. ૩. પૂજાના સામાનની છાબડી ૪.વાળો, લોઢાની કડી
**છવાવુ, ક્રિ૰ અ૰** ઉપરથી ઢંકાવુ, ઘેરાવુ.
**છવિંટિયાં,ન૰** સ્ત્રીને પગની આગળીએ ઘાલવાનુ રૂપાનુ ઘુઘરાવાળુ ઘરેણુ, જોટવા
**છવ્વીસ, વિ૰** વીસ ને છ, ૨૬
**છસે–સો, વિ૰** ૬ વખત ૧૦૦, ૬૦૦.
**છળ, પુ૰ (સ૰ છલ)**છેતરવુ તે,ઠગાઇ,કપટ. ૨. ખોટો વેષ, લેબાસ ૩ બહાનુ, મિષ. [ખળકો
**છળકો, પુ૰** પાણીની છોળ–છાલક,તરગ;લોઢ ૨.
**છળકપટ, ન૰** દગોફટકો,છળ પ્રપચ.
**છળકારા, વિ૰** કપટી,દુખ દેનાર 'તે ન વિચારી અવિચારી તો, નાઠો આવ્યો છળકારી'–**પ્રેમા૰**
**છળના,સ્ત્રી૰** દગલબાજી;છેતરપિંડી
**છળભેદ, પુ૰** ભેદ રાખીને ખોટુ સમજાવવુ કે કરવુ તે 'છળભેદે છાની રીતે છેતરીને છેડે બાધ્યુ, છે તે પાપ છોડયુ કેમ કરી છૂટશે'–**દલ૰**
**છળપ્રપંચ, પુ૰** દગોફટકો, છળકપટ
**છળવિદ્યા, સ્ત્રી૰** ઠગબાજી, કપટકળા
**છળુ઼ઓ, પુ૰** છાશ દહિંનો રગડો, છળો,
**છળવુ, ક્રિ૰ અ૰** ચમકવુ, ઝમકવુ 'ઠૈયો મારો છળશે' ૨ હબકી જવુ, ત્રાસથી થરથરી જવુ
**છળવુ, ક્રિ૰ સ૰** ઠગવુ છેતરવુ, દગો દેવો
**છળો, પુ૰** પ્રવાહીનો રગડો, ચળો.
**છાંઈ, સ્ત્રી૰** છાયા
**છાંકું, ન૰** ખોટી ને મોટી વાતો કરનારો;ગપ્પી.
**છાંગળ, પુ૰** કીરા,ઘંટના રસનો ગઠ્ઠો

છાંછવુ,વિ૦ઉછાછળુ, ચિબાવલુ,ઉદ્ધત૨ ન૦છણુકો
છાંછળમાંછળ, અ૦ ઉપરઉપરનુ,ઉપલકિયુ
છાછળુ,વિ૦ છોકરવાદ,અણસમજુ,આછકલુ,હલકુ
છાંછુ, અ૦મત્ર ભણીને ફુક મારવી તે ૨ વિ૦ મુજી,આધામીચુ ૨ ગદ્દ, મેલુ ૩ વગર સમજે માથુ મારે તેવુ
છાંટ, સ્ત્રી૦ ઝીણા ઝીણા છાટા,ફરફર. ૨ પીછી તરછોડીને કપડાપર નાખેલા રગના ટપકા તે, ભાત ૩ ઝડપ, ઉતાવળ ૪ ગપ, અફ્વા, ગતકડા કરવાની કળા ૫. ગુણપાટની ભરેલી કોથળી છાટ નાખવી-પાણીના છાટા નાખી શુદ્ધ કરવુ છાંટા ઉડવા-ડાઘ લાગવો,કુસ ગતિનો દોષ બેસવો
છાંટણા, ન૦ કપડાપર ઝીણી ઝીણી રગદાર ભાત પડેલી હોય તે ૨ કકુ-કેસરથી આછુ છાટવુ તે
છાટવુ,ક્રિ૦ સ૦ દેવતા ઉપર પાણી રેડવુ,છીપવુ ૩ ભૂકો ઉરાડવો-કે કવો "ગલાલ છાટવુ" ૪ આછુ આછુ પડે ન પડે તેમ નાખવુ ૫ ઉપર ઉપરથી કાપી નાખવુ 'ખરસાણીનુ ઝાડ ઘણુ વધી ગયુ છે માટે તેને છાટી નાખો'૬ લાચ આપવી "તેને કઈંક છાટી આવેતો તારી તરફ્નો ફેસલો થાય ૭ ગપ મારવી, જુઠ્ઠા તડાકા મારવા, હાકવુ
છાંટિયુ,ન૦સ્નાન, નહાવુ તે (કોઇદૂરના મરણથી) ૨ છ સેરોવાળુ સ્ત્રીની કોટનુ ઍક ઘરેણુ,મ ગળ સુતર ૩ ફૂલઝાડ ઉપર પાણી છીપવાની ઝારી
છાટી, સ્ત્રી૦ બિદુ, નાનુ ટીપુ ૨ વરસાદની ઝીણી ફરફર
છાંટુ, પુ૦ ગપમાર, ગપ્પી
છાટો,પુ૦પાણી અને એવા બીજા પ્રવાહીનુ ટીપુ, ટપકુ બુદ 'છાટો ઉડવો' ૨ ડાઘ, કુસ ગતિનો દોષ,બદનામી,નુકસાન "તેના છાટા મને લાગ્યા"
છાટોપાણી, ન૦ ચાર જણે બેસીને ખુશાલીમા દારૂ પીવો તે, ૨ ગપાણી
છાડણ, ન૦ છાડવુ તે ૨ છાડેલુ તે કચરો,મેલ
છાડવુ, ક્રિ૦ સ૦ તજવુ,છોડવુ,મૂકી દેવુ, બાતલ કરવુ "આજ કાલ તેણે તેની સગત છાડી છે"૨ છેડો ફાડી આપવો,તલાક-ફારગતી આપવી, દૂર કરવુ ૩ જમતા ભાણામા વધે-પડી રહે તેમ કરવુ
છાડેલુ, ન૦ ખાતા વધેલુ તે ૨ તજી દીધેલુ, તજેલુ [સક્રાત, છડામણુ
છાડયુ,ન૦ છાડેલુ-ભાણામા વધેલુ તે, સાહુકારી,
છાદવુ,ક્રિ૦અ૦જાડુ લિપવુ, થેપવુ, જોરથી લોચો મારીને પુરવુ ૨ છાવરવુ, ઢાકપિછોડો કરવો
છાદો, પુ૦ જાડુ લિપણુ, ગારો ૨ છડામણુ
છાય, સ્ત્રી૦ છાયા
છાયડી, સ્ત્રી૦ નાનો ઓળો, છાયા,
છાયડો-યો, પુ૦ છાયા, ઓળો
છાક, સ્ત્રી૦ દારૂની વાસ, દુર્ગંધ ૨ નીશા-કેફની અદર ગમે તેમ એલફેલ બોલવુ તે ૩ મિજાજ, હેકાર, પતરાજ, મદાધતા ૪ દારૂ તાડી પીધા ઉપર સવૈ લેવી તે
છાકટ, વિ૦ દારૂ પીને ઘેલુ બનેલુ, છાક મારતુ, પીધેલુ, મસ્ત ૨ ઉછાછળુ,ગમે તેમ બોલે ચાલે તેવુ.
છાકવું,-કીજવુ, ક્રિ૦ અ૦ છલકાઇ ફુલાઇ જવુ, ૨ બહેકી-વડી-વઢી જવુ, ફાટવુ
છાકોટો, પુ૦ છાક,ગર્વભર્યો જુસ્સાદાર છણુકો
છાગળ, સ્ત્રી૦ મુસાફરીમા સાથે પાણી ભરી રાખવાની ચામડાની બતક, નાની મસક ૨ બકરુ
છાગળિયુ, વિ૦ શક્તિ કરતા વધારે ખરચ કરનારુ, ઉડાઉ
છાછર-રૂ, વિ૦ (હિં૦ દે૦ છિ છાલી)જરાક ઉંડુ ને ઘણુ પહોળુ હોય તેવુ,ચપટુ તથા પહોળુ ૨ ઓછુ, થોડુ, છબછબિયુ
છાજ,સ્ત્રી૦(સ છદ્-ઢાકવુ) ઓરડાનીઉપર પાટિયા જડેલા હોયતે ૨ ગામડાના ઝુપડા ઉપર સુંથા-ડિયા (જાડુ ને લાબુ ઘાસ),ચીપા(કડબના ચિરેલા સાઠા) નાખેલા હોય તે.૩ એક જાતનુ પોલુ ને કકરૂ ઘાસ ૪ ઢાકણુ, આચ્છાદન
છાજલી, સ્ત્રી૦ નાનુ છજુ "આખની ઉપર કમા-નના જેવી ભમર છે તે છાજલીનું કામ સારે છે" ૨ છજા ઉપરની નાની અગાસી, ગોખ ૩ સામાન મૂકવાને ભિંત સાથે જડેલુપાટીયુ, અભરાઇ ઉપરનુ પાટિયુ
છાજવુ, ક્રિ૦ સ૦ ઘટાટોપ આવી રહેવુ ૨ છાવુ, ઢાકવુ છાયા કરવી ૩ લાયક હોવુ;ઘટવુ, અનુકૂળ

આવવુ, ૩ શોભવુ,સારૂ દેખાવુ ૪.ઘણીવાર ચાલ્યા કરવુ, ટકવુ, નીભવુ

**છાજિયું,ન૦** શોકના જોરમા હાથ ઉંચકી ઉંચકીને છાતીપર કુટયા કરવુ તે,કૂટણુ

**છાજું,ન૦** વ ડી ઉપર છાયેલુ તે, ઘાસ જવાસાનુ ઢાકણુ [પહોળો કડકો.

**છાટ,સ્ત્રી૦** ટાકાની અંદરની છત ૨ પત્થરનો લાબો

**છાણ, ન૦** ગાય,ભેસનો મળ,ગોબર, પોદળો. ૨ હોસ,શૌર્ય,રામ,દમ "એનામા છાણ કયા છે ?" **છાણ પુજે**–વાસીદુ **છાણમા** તરવાર મારવી–ખોટી ડ ફાસ મારવી. [ફરીને કરવુ, ખ ખોળવુ

**છાણવુ, ક્રિ૦ અ૦** છણવુ, ૨ એકવુ એક ફરી

**છાણિયુ ,ન૦** કાદવ ને છાણ એકઠા કરી બનાવેલો ટોપલો;ઢુઓ, ગારીઉ એ ઢાકવાના કામમા આવે છે ૨.વિ૦ પોચુ ,દમ રહિત ૩ છાણ ખાઈ રહેનાર.

**છાણુ , ન૦** ઘાસના ભુકા સાથે છાણ ચોળી બનાવેલા ચપટા અથવા ગોળ આકાર **છાણાં થાપવા**–બહેકી જઇને દુઃખ દેવુ, માથે ચઢી વાગવુ. ન લેખવવુ **છાણાં સકોરવા**–મદદ કરવી,પુણ્યનુ કર્મ કરવુ ૨.ઉશ્કેરવુ, ચઢાવવુ **છાણે** વિંછી ચઢાવવો –સાસણી કરવી,ઉત્તેજન આપવુ ૨ એક ઉપાધિમા બીજી અનેક ઉપાધિઓ એકઠી કરવી (જાણી જોઇને)

**છાતરક, સ્ત્રી૦** મોટો કુદકો, ફાળ, છલ ગ

**છાતરાં, પુ૦** છોતરાં, છોડા (**સુરત**)

**છાતી,સ્ત્રી૦ (સં૦ છાસ)** ખભા અને ગળુ એની નીચેનો અને પેટની ઉપરનો શરીરનો ભાગ. ૨ કુચ,સ્તન,થાઇ,ઉરજ, થાન ૩ પશુ પ ખીના શરીરનો ગરદન નીચે અને બે આગલા પગની વચલો ભાગ ૪ (**લાક્ષણિક**) અન્ત કરણ હૃદય, કાળજુ, હૈયુ,જ્યા ગુસ્સાની અને લાગણીઓની અસર થાય છે તે પ.હૃદયબળ,હિ મત,હામ, ધૈર્ય "વહેવાર કરવામા છાતીનુ કામ છે સરકારની સામે થવામા અક્કલ અને છાતીની જરૂર છે' **છાતી** કાઢીને ચાલવુ–અકડ ચાલવુ,ભભકામા દમામભેર ચાલવુ, મરદ છુ એમ બતાવવુ **છાતી** ચલાવવી–હિંમત રાખવી;હિંમતથી કામ કરવુ. **છાતી** કૂટવી–ઘણા શોકને લીધે છાતીને હાથેવતી ઠોકવી. ૨ પશ્ચાતાપ કરવો, **છાતી** ફુટવી–(સ્ત્રીને) જોબન આવવુ ૨ આનંદિત થવુ, હરખથી ફુલવુ **છાતી** તોડવી–સખત મહેનત કરવી, બહુ વૈતરુ કરવુ 'તે છાતી તોડ કામ કરે છે' **છાતી** ઠોકીને **કહેવુ**–ખાતરીથી –હિ મતથી કહેવુ ૨ હિ મત આપવી, ઉત્તેજન આપવુ ૩ શાબાશી આપવી **છાતીપર** બેસવુ–કુસ્તીમા હરાવવુ,ચીત કરવુ ૨ સ તાપવુ ૩.ચોપથી કામ લેવુ, બરાબર કામ લેવુ ૪.કામ કરતી વખતે કામ કરનારની સમક્ષ બેસવુ **છાતીપર હાથ** નાખવો–સ્ત્રીની આબરૂ લેવા જવુ, સ્તન પકડવા, **છાતી** ભરાઈ આવવી–શોકની ભારે અસર થવી, ડીઓ ચઢી આવવો,છાતીમા મુઝવણ થવી. (આંસુ આવતા અથવા પ્રેમના આવેશમા) **છાતીનો** આઘો–સાહસિક, હિ મતવાન **છાતીપર** રાખવુ –કાળજીપૂર્વક પાસેનુ પાસે રાખવુ, લાડથી ને બહુ સભાળથી રાખવુ 'છૈયા છાતીપર રાખ્યુ' તો એ, ભાભી કહેશે ભુડી"

**છાતીચલુ,વિ૦** સાહસિક,હૃદય બળવાળુ, છાતીવાળુ, હિમ્મતવાન. [સમાણુ

**છાતીપૂર, વિ૦** છાતી સુધી આવે તેટલુ, છાતી

**છાતીફાટ, અ૦** છાતી ફાટી જાય તેમ, પુષ્કળ

**છાતીભેર, અ૦** હિમ્મતથી ૨ ઉભેડુ હોય તેમ

**છાત્ર, પુ૦ (સં૦)** વિદ્યાર્થી, શિષ્ય

**છાનાછાની,સ્ત્રી૦** ખાનગીપણુ,કામકાજની ચોરી ૨ વિ૦ છાનુ હોય તેમા પણ ગુપ્ત એવુ ૩ અ૦ ગુપ્તપણે, ખાનગી રીતે [કામકાજ

**છાનાંછપનાં, ન૦** ગોઠ, મ ત્ર,ગુ જ,ગુફતેગુ,ખાનગી

**છાનાંમાના, અ૦** છુપી રીતે, જાણે નહિ તેમ, ગુપચૂપ, ગુપુચુપુ

**છાનુ ,ન૦**ખાનગી-ગુપ્ત વર્તન,એકાંત ચરિત 'બાઇજી છાના ન જોશો અમારા, રાખો કઇક તો ઓજ'

**છાનુ, વિ૦** કોઇ ન જાણે તેવુ,ગુપ્ત,ખાનગી ૨ ચૂપ, મૂગુ ૩ ઢાકયુ, સંતાયલુ

**છાપ, સ્ત્રી૦** વસ્તુ દબાયાથી તેનાપર જે ચિહ્ન, નિશાની, સળ, આકાર, અક્ષર પડે છે તે; સિક્કો; મહોર ૨ જે બીબાથી છાપ પાડવામા આવે તે. ૩ કોઈ વસ્તુ વારેવારે જોવાથી તેની જે આકૃતિ-

પ્રતિબિબ મનમા પડી રહે તે ૪ અમુક વસ્તુ માટે બધાયેલો અભિપ્રાય ૫ કવિતાને છેડે બનાવનારે પોતાનુ નામ અથવા નિશાની મૂકવી તે, અભોગ ૬ શાખ,આબરૂ, પ્રસિદ્ધિ, લોકમત ૭ શેહ, દામ, અ કુશ.૮ છાપવાની સફાઇ સુ દરતા ૯ ડામ 'દાર-કાની છાપ' છાપ પડવી–લોકમા સારો કે નરસો અભિપ્રાય બધાવો તે દાગ્કાની છાપ–ખાતરી લાયક પુરાવો

**છાપખાનુ,**ન૦ (ફ઼ા૦ચાપ્ખાના) પુસ્તકો છપાતા હોય તે ઠેકાણુ, મુદ્રાલય,છાપવાનુ કારખાનુ

**છાપગર,** પુ૦કપડા છાપનાર, છીપો, ભાવસાર

**છાપણી,** સ્ત્રી૦ છાપવુ તે,છાપવાની રીત–સફાઇ

**છાપત,** સ્ત્રી૦ છાપ શાખ, આબરૂ [ઉપરી

**છાપનાર,**પુ૦છાપવાનુ કામ કરનાર, છાપખાનાનો

**છાપટ,**સ્ત્રી૦પાણીની છાલક–છોળ

**છાપરિયા,** વિ૦ છાપરાના બરનુ ૨ છાપરા બાધી રહેનાર ૩ છાપગ જેવુ

**છાપરી,** સ્ત્રી૦ નાનુ છાપરૂ, ઝુ પડી મઢુલી

**છાપરૂ,** ન૦ ટાઢ,તડકા,વરસાદથી બચાવ કરનારો ઘરની ઉપરનો ભાગ, ૨ આચ્છાદાન ઢાકણુ ૩ નાનુ ઘર, ઝુ પડુ. છાપરૂ સડવુ–માળણુ કહોવુ માળણુ આવી રહેવુ.છાપરેચઢવુ–ભાવ પૂછાય ત્યારે માથા થવુ મોટાઈ લેવી, ખીલવુ, મગરૂર બનવુ

**છાપવુ,**ક્રિ૦ સ૦ છુટા પાનારૂપે અથવા ચોપડીના આકારમા રાખવાનો કોઇ પણ હાથનો લેખ ય ત્રના દાબથી કાગળપર આણવો ૨, લાકડાના કોતરેલા કકડાઓમા ૨ગ ભરી કપડાપર મૂકી ઉપરથી ઠોકી તરેહ–ભાત પાડવી ૩ સિક્કાપર છાપ મારવી ૪ અમુક આમ છે તેવુ ખુલ્લુ–જાહેર કરવુ ઓળખાવવુ ૫ મર્મ ઉઘાડો કરી ફજેતી કરવી

**છાપુ,** ન૦ દેશ પરદેશની હકીકતો છાપેલી હોય તે પત્રિકા, વર્તમાન પત્ર ૨ ચામાચેણુ

**છાપેલુ,**વિ૦ અકિત,ચિહ્ન કરેલુ,જાહેર,નામાકિત 'છાપેલુ કાટલુ'

**છાપો,** પુ૦ છાપ,છપાવુ તે,૨ ઘણા માણુસે એકઠા એકદમ તૂટી પડવુ તે, ઓચિતો હુમલો "લશ્કરે છાપો માર્યો" ૩ તિલક,ચિહ્ન ૪ લાગો,કર,વેરા,દાપુ

**છાબ,** સ્ત્રી૦ નીચે પડઘીવાળી અથવા વગર પડઘી-ની વાસની ચીપની છાછરી ટોપલી મોસાળાની રીતમા લુગડા ભરવાના કામમા આવે છે તે મોટી છાબડી ૨ ધાતુની છછરી થાળી, ટાટ

**છાબડી,** સ્ત્રી૦ પડઘી વગરની વાસની ટોપલી

**છાબડુ,** ન૦ છાબડી 'છાબડે સૂરજ ઢાકયો ન રહે'

**છાયલ,** વિ૦ [હિ૦ દે૦ છાઇલો]છાયેલ, જુઓ

**છાયા,** સ્ત્રી૦ (સ ૦)પ્રકાશ–રોશનીના કિરણોનો અટકાવ થયેથી અટકાવ–બધ કરનારી વસ્તુના આકાર જેવુ જે અધારૂ પડે તે,ઓળો,પડછાયો ૨. પ્રકાશ–રોશનીને અટકાવ કરનારી વસ્તુનુ વચમા ઝુમી રહેવુ તે "વડની છાયા" ૩ નૂર, તેજ, કાન્તિ ૪ છત્ર, આશ્રય, ઓથ ૫ ભાવ મળતાપણુ,ભાસ ૬ ગેહ, દાબ, પ્રતાપમા દબાઇ જવુ તે ૭ ચિત્રમાનો આછી લીટીઓવાળો ભાગ, ઝાખો દેખાતો ઓળાનો આકાર ૮ ભૂત,પિશાચ

**છાયાનટ,** પુ૦ એક જાતનો રાગ

**છાયાપુરૂષ,** પુ૦ (સ૦) તડકામા અથવા ચાદર ણામા ઉભા રહીને પોતાની છાયા તરફ ઘણી વાર જોયા કર્યા પછી એકદમ આકાશમા જોતા ઉચે જે પુરૂષાકૃતિ દેખાય છે તે

**છાયાયત્ર,** ન૦ છાયા માપવાનુ ય ત્ર. ૨ છાયાના પ્રમાણ ઉપરથી વખત કાઢવાનુ ઓજાર ૩ છાયા ઉપરથી અગ્નિ પાડવાનુ યત્ર

**છાયેલ,**ન૦ છાપીને ૨ગ ચઢાવેલો એવુ સ્ત્રીઓને પહેરવાનુ સુતરાઉ કપડુ, સાલો ૨ વિ૦ ઢાકલુ, છવાયેલુ

**છાયો,** પુ૦ છાયા, ઓળો, પડછાયો,છાયડો

**છાર,** પુ૦ ઇટવાડાનો ભુકો, ખાખ,પાકતા ખરેલો રાખ જેવો ઇટોનો ભુકો ૨ ધુગ ૩ ધળ ૪ રાખોડી ૫ છારી

**છારી,** સ્ત્રી૦ ઝીણી ધૂળનો બાઝેલો થર,છિયા ડીનુ પડ ૨ આખના ડોળાપર થતુ પાતળુ પડ ૩ કેટલીક વસ્તુઓમા વિકાર થતા ઝીણી રૂવાટી કે મુવાળા જેવુ જે બાઝે છે તે ૪ કેટલાક તાજા શાકની ચામડાની ઉપર થતી ઝીણુ

**છારોડિયુ,** વિ૦ વાસી, પિત્તને લીધે તીખુ, અને

વિકારી એવુ, 'છાગેડિયા ઓઢકાર'
**છારવુ–રી** વાળવુ,ક્રિ૦સ૦ માટી–ભુસી વાળવુ, ઢાંકી નાખવુ, ઢાક પીછોડો કરવો ૨ ઉનુ કરી પાણીમા બોળવુ,છમકારવુ ૨ છાર ૬બાવવુ ૩ ખાખ કરવી [કુચો, કુચડો
**છારિયુ**,ન૦ વાસણ ઘસવા માટે વપરાતો ઘાસનો
**છારો**, ન૦ ભીત કરામાથી ઇંટ ચુનાનો જે ભુકો ભુકો પડે છે તે, નીમાનો ભુકો ૨ ધૂળકાકરીવાળુ મટોડુ ૩ બકરૂ,ઓકડુ ૪ વિ૦ આકરુ,કડક,તીખુ
**છારોડિયા**, ન૦ મરનારના તેરમાને દીવસે ત્રણ માટીના ઘડા પીળુ વસ્ત્ર ઢાકી ચકલે મૂકે છે તે
**છાલ**, પુ૦ કેડો, પુઠ, હજુ છાલ છોડતો નથી' ૨ સોબત,સગ ૩ ખ્યાલ, એનાએજ વિચાર
**છાલ**,સ્ત્રી૦ઝાડ ફળની ચામડી,ત્વચા, ચિકાશવાળુ ટાકણુ (સુકાઈ ગયેલી છાલને છોડુ,અને અ દરની છાલને અન્તરચ્છાલ કહે છે) [તિ, છોળ
**છાલક**, સ્ત્રી૦ જોરમા પાણીનુ ઉચુ થઇ પડવુ
**છાલકબાજી**, સ્ત્રી૦ જોરથી પાણી ઉરાડી ગભરાવવાની જે રમત તે
**છાલકુ**, વિ૦ છાછરૂ, ઉતળુ ૨ જેના પેટમા રહે નહિ તે, બીજાને કહી દે તે,હલકુ, આછકલુ, ગભીર નહિ તેવુ,પુજી નછતા મોટુ ડોળ રાખનાર ૩ બેઅદબ ૪ હલકુ, પાજી
**છાલકુ**,ન૦ગધેડાની ઉપર નાખવાનો ખુલો કોથળો, ગુણ, લગડુ ૨ ચાર મણનો સતોલો ૩ ફાદ, કોથળા જેવુ ઝુલતુ પેટ
**છાલાં**, ન૦ છોતરા, છોડા, ફોતરા ૨ ભિગડા, બરછટ ચામડી ઉપરનો ભાગ. ૩ અસાર વસ્તુ **છાલા** કુટવા—જેમાથી કંઈ ફળ–સાર ન મળે તેવી ખોટી માથાફોડ કરવી પાણી વલોવવુ, ફોતરા ખાડવા ૩ રેસાવાળા છોડાને કૂટી રેસા જુદા પાડવા [છાલુ
**છાલિયુ**, ન૦ પતરાની પહોળા મોની વાટકી,
**છાલીયુ**,સ્ત્રી૦ચુડી,બલૈયુ 'આ લે તારી છાલી ને હુ તો મારે ચાલી' ૨ નાની છછરી વાટકી
**છાલુ**,ન૦ છોડુ–છોતરુ,ફોતરુ,કુશકા ૨ ઘટીમાથી લોટ વાળવાનુ નાળિયેરનુ ઘુદેલુ છોડુ ૩ છાછરી વાડકી
**છાવણુ**, ન૦ જેથી છાવુ તે, માળણુ, છાજ
**છાવણી**, સ્ત્રી૦થોડા વખત માટે લશ્કરી લોક, તાડછા વગેરેથી છાયલા જે મકાનો બાધે છે તે, અથવા તબુઓ તાણે છે તે, લશ્કરનો પડાવ ૨ લશ્કરનો મુકામ, શિબિર, સૈન્યનુ મથક ૩ કોઇ સમૂહનુ કોઇ જગાએ તળ નાખી રહેવુ તે
**છાવર**,પુ૦ઢાંકણુ,આચ્છાદન,ઓઢો ૨ ઢાક પિછોડો
**છાવરવુ**, ક્રિ૦ સ૦ વાક–ગુનો ઢાકવો, ઉપર ઉપરથી હશે એમ કહી ઉડાવી દેવુ ઢાકપિછોડો કરવો ૨ કુમક–તરફદારી કરવી, ઉપરાણુ લેવુ
**છાવુ**,ક્રિ૦ સ૦ ઉપરથી ઢાકવુ,આચ્છાદન કરવુ
**છાશ**, સ્ત્રી૦ દહિમા પાણી રેડી વલોવવાથી જે ખાટો પ્રવાહી બને છે તે,તક્ર છાશ પીવી–સવારમા શિરામણી કરવી છાશ પીવા ટાણુ–સવાર છાશ ખાકળા થઇ ગયા–બગડી ગયુ, ખાટુ થઇ ગયુ ૨ વીલુ પડી ગયુ,ફીકકુ પડી ગયુ (મો)
**છાસટ**, વિ૦ છાસેટ [જુવાર
**છાસટિયો**, પુ૦ જેઠ માસમા પાણી પાઈ ઉગાડેલી
**છાસી**, વિ૦ છયાસી; ૮૬
**છાસેટ**, વિ૦ સાઠ ને છ, ૬૬
**છાળ**, સ્ત્રી૦ ૨ છોળ, ઓડો.
**છિક**, સ્ત્રી૦ (સ૦ છિકા) નાકમા સળવળાટ થઇને પાણી અને વાયુનુ જોરમા નીકળવુ તે,છિકવુ તે છિક ખાવી–છિકવુ ૨.છિકીને અપશુકન કરવા
**છિકણી**, સ્ત્રી૦ તપખીર,સુઘવાની તમાકુ, નસ
**છિકવુ**,ક્રિ૦અ૦ છિક ખાવી, નાકમાથી અવાજ સાથે વાયુ કાઢવો
**છિકારડુ**,ન૦સરડા જેવુ એક પ્રાણી એના છિંકવાથી બીજા પ્રાણીને ઝેર ચઢે છે ૨ નાનુ હરણ, પિયેણુ [હરણુ, મૃગ.
**છિકારવુ-રૂ**, ન૦ નાનુ હરણ,વારવાર છિકનારુ
**છિટ**, સ્ત્રી૦ ૨ ગિત ભાત પાડેલુ સુતરાઉ કપડુ.
**છિટલો**,પુ૦કાટાનો ભારો ઉપાડવાનો બે મોવાળી લાકડી, છેટલો [ –ગલી, નેવાળી.
**છિડી**, સ્ત્રી૦ પછીત તરફનાં નેવા પડવાનો ભાગ
**છિડુ**, ન૦ વાડમા થઇને જવા આવવા રાખેલુ

ફાટુ તે,ભોડીબારુ,ઝાપો,ફાટક ૨ દોષ,છિદ્ર બહાનુ
**છિપો,** પુ૦ છીપો,છાપવા ૨ ગવાનુ કામ કરનારી એક જાત [ફાડ
**છિપોલી,** સ્ત્રી૦ છીપ, માછલીના કોટલાની એક
**છિ,** અ૦ ધિક્કાર દર્શક ઉદ્‌ગાર, છટ ૨ છિંકનો અવાજ ૨ વિ૦ છી, ગદુ, મેલુ નાના બાળકને સમજાવવાનો ઉદ્‌ગાર ૩ સ્ત્રી૦ ગૂ, નરક.
**છિટછિટ,** અ૦ છટ, છિ
**છિદ્ર,** ન૦ (સ૦) કાણુ બાકુ,સુરાખ, વેહ વિધ, ૨ ખોડ, ખાપણુ ૩ દોષ,છાના ઢાંકણુ
**છિનાળ,** સ્ત્રી૦ (હે૦ દે૦ છિણ્ણાલિ.) વ્યભિચારિણી, જારિણી, કુલટા
**છિનાળવાડો,** પુ૦ વેશ્યાવાડો,ભડવાનુ ઘર [ચારી
**છિનાળવું,** વિ૦ છિનાળુ—જારકર્મ કરનાર,વ્યભિ
**છિનાળી,** સ્ત્રી૦ છિનાળુ
**છિનાળુ** ન૦ પુરૂષે પરસ્ત્રી સાથે અથવા સ્ત્રીએ પર પુરૂષ સાથે મગ કરવા તે, જારકર્મ, વ્યભિચાર
**છિન્ન,** વિ૦ (સ૦) કાપેલુ, જુદુ પાડેલુ, છેદેલુ
**છિન્નભિન્ન,** વિ૦હાલહવાલ,ભાગીકપાઈવેરાઈ ગયેલુ
**છિયાડી,** સ્ત્રી૦ ઉડી પડેલી ઝીણી રજ, છારી,ધળ
**છિયાડો,** પુ૦ વાથી ઉડી પડેલો કચરો
**છિરકવુ,** ક્રિ૦ સ૦ છાટવુ, છાટી નવરાવવુ "યુવતીએ જદુપતીને જળે છિરકયા રે"—રત્ને૦
**છી,** સ્ત્રી૦ હાથમા લેવી ન ગમે તેવી ગદી ચીજ, નરક, ગુ ૨ લિંટ, લાળ નાના બાળકને સમજાવવાનો ઉદ્‌ગાર. **છી** કરવી—હગવુ **છી** ગધાવી—લિંટ કે લાળ દદડવી,૨ અણુસમજુ કે બાળક હોવુ 'એને મોએ છી ગધાય છે,કે તેને સમજાવવુ પડે'
**છી,** અ૦ માલવગરનુ કે ગણુતરીમા લેવા જેવુનથી એવા રૂપમા વપરાતો ઉદ્‌ગાર ૨ વિ૦ મલિન,ગદુ
**છીએ,** ક્રિ૦ પ્રથમ પુરૂપ અનેકવચનમા હો ધાતુનુ સ્વાર્થ વર્તમાન રૂપ "હમે—આપણે છીએ
**છીછકલુ,** વિ૦ છિછલુ, હલકા પેટનુ, છાછર
**છીછી,** સ્ત્રી૦ ખીચડી. ૨ અ૦ છટછટ, છિ
**છીટ,** સ્ત્રી૦ તિરસ્કાર, અભાવ, ચીઢ, અણુગમો
**છીટ,** અ૦ છટ, છિ, વતકારી કાઢવુ
**છીટી,** સ્ત્રી૦ છાપેલી નાની પોતડી.
**છીછલુ,** વિ૦ તોછડુ,બેઅદબ, વિવેક વગરનુ ૨ છોકરવાદ, નાદાન [છાટવુ
**છીટકોરવુ,** ક્રિ૦ સ૦ પાણી સીપવુ,ઝારીથી પાણી
**છીટુ,** ન૦ બહાનુ, દલીલ ૨ બારી, રસ્તો "બોલવામા છીટુ રાખે છે" ૩, છિદ્ર, મર્મ, દોષ ૪ રેસાવાળુ છોડુ
**છીડુ,** ન૦ છિડુ, જુઓ **છીડુ** પાડવુ—જવા આવવાનો રસ્તો કરવો, માર્ગ કરવો ૨ દોષ કાઢવો, વાંકુ પાડવુ ૨. **છીડે** ચઢયો તે ચોર—જે પહેલો પકડાય તે ગુનેગાર
**છીણવુ,** ક્રિ૦ સ૦ છણવુ બારીક થઇ ગળે તેવુ કરવુ ૨ સમારવુ, મોળવુ (શાક) ૩ છુંદો, કરવો, ખમણવુ
**છીણી,** સ્ત્રી૦ છીણવાનુ ઓજાર ૨ કાપવાનુ લોઢાનુ વિધણુ, નાની માથાવાળી ફરશી ૩ મેખ, ખીલી, ફાચર ફાસ
**છીત,** સ્ત્રી૦ચટ, કટાળો, છીટ, અભાવ [નવેળી.
**છીતરી,** સ્ત્રી૦ બે ઘર વચ્ચેની સાકડી ગલી,છિડી,
**છીતવુ,** ક્રિ૦અ૦છીછરા પાણીમા વહાણનુ ચોટવુ, લાધવુ, છીપી જવુ
**છીદરી,** (ડી) સ્ત્રી૦પોલા દાણાની ભાતવાળુ સ્ત્રીઓને પહેરવાનુ એક કપડુ ૨ દાણાનુ વેરાવુ તે, દાણાનો દરેડો થવો તે
**છીદરુ,** વિ૦ છાછરુ, આછુ ૨. ભભરુ,છુટુછુટુ
**છીદવુ,** ક્રિ૦ સ૦ છેદવુ, કચરવુ
**છીનવવુ,** ક્રિ૦ સ૦ ઝુટવી લેવુ, ખુચવી લેવુ જોરથી તાણી લેવુ ૨ હરીલેવુ છળકપટથી લઇલેવુ
**છીનવુ,** ક્રિ૦ સ૦ છીણવુ, જુઓ
**છીપ,** સ્ત્રી૦ એક જાતનીમાછલીનુ કોટલુ,છિંપોલી.
**છીપકળી,** પુ૦ એક જાતનો સાપ
**છીપણુ,** ન૦ રામપાતર, મકોરુ, ૨ પાણી છિંપવાનુ પાન, છછરુ, લોઢી જેવુ કોડિયુ.
**છીપર,** સ્ત્રી૦ પત્થરની મોટી છાટ, શિલા
**છીપરુ,** વિ૦ ગદુ, ગોબરુ મેલુ, સુકાયેલુ
**છીપવુ,** ક્રિ૦ સ૦ [સ૦ **સિંચ**] પાણીનો છટકાવ કરવો, આછુ આછુ નાખવુ, છાટવુ ૨ દાણાની ભાત પાડવી.

**છીપવું**, ક્રિ૦ અ૦ સતાવુ, લપાવુ, ૨ શરમાવુ, લજવાવુ ૩ શાતપડવુ, મટવુ 'તરસ છીપવી'
**છીલડુ**, ન૦ છોડુ, ભિ ગડુ, છોતરુ [ખાબોચિયુ
**છીલર**, ન૦ છાછરુ તલાવડુ, આછા પાણીવાળુ
**છીલવું**, ક્રિ૦ સ -ડા કાઢવા, છોલવુ
**છીપો**, પુ૦ કપડા છાપનારો.
**છીપોલી**, સ્રી૦ છીપ, માછલીના કોટલાની ફાડ
**છીબુ**, ન૦ તપેલી ઉપર ઢાકવાનુ છાછરુ ઢાકણુ, તાસક [વર્તમાનરૂપ.
**છુ**, ક્રિ૦ પ્રથમ પુરૂષ એકવચનમા હો ધાતુનું
**છુછાં**, ન૦ વગર વણેલા તાર, દશી.
**છુછુ**, ન૦ (જાનવરનુ) મો ૨ ચહેરો
**છુદણી**, સ્રી૦ છુદવુ તે, છુદવાની રીત, ભાત
**છુદણુ** ન૦ શરીરની ચામડીને છુદીને પાડેલી ભાત, ટોચણુ, લાછન, ચિહ્ન. **છુંદણા** છુદવા–એકનો એક દોષ આગળ લાવીને ટાણો માર્યાકરવો
**છુદવું**, ક્રિ૦ સ૦ [ સ૦ છિદ્ ] સોય કે તેવા અણીવાળા હથિયારથી ટોચ ટોચ કરવુ ૨ કચરવુ, પગતળે દાબવુ–ગદડવુ. ૩ ખૂબ મારવુ ૩. ખાડી–કૂટી લોચા જેવુ કરવુ, વાટવુ ૮ ઘા ઝટકા મારી કડકે કડકા કરવા
**છુદાવવુ** ક્રિ૦ સ૦ કચરાવવુ, ખ ડાવવુ
**છુદાવું**, ક્રિ૦ અ૦ કચરાવુ, ખ ડાવુ
**છુંદો**, પુ૦ છુદેથી જે હાલત થાય તે કચુબર, ખીમો
**છુ**, અ૦ ફુકનો અવાજ, ફુત્કાર મ ત્રની ફુક, દૂર કરવુ–ઉડાવવુ તે
**છુટક**, અ૦ જથાબ ધ નહિ પણ કકડે કકડે, જેમ પાલવે ને ખપે તેમ તેમ, પરચુરણ, અકેકુ
**છુટક**, વિ૦ જુદુ જુદુ, સ્ફુટ, પરચુરણ, વિખરાતુ પડયુ હોય તેવુ [ છુટકારો, નિકાલ
**છુટકબારો**, પુ૦ અડચણમાથી દૂર થવુ તે, છુટકો,
**છુટકારો**, પુ૦ નિકાલ, તોડ, મુક્તિ, મોક્ષ.
**છુટાછેડા**, પુ૦ સ્રીને પ્રસવ થવો તે, માદાએ ગર્ભ ભારથી છુટા થવુ તે. ૨. છેડો ફાડી આપવો તે, ફારગતી, તલાક. ૩ ભાગીદારીના કામમાથી હાથ કાઢી નાખવો તે, મુક્ત થઈ જવુ તે
**છુટાપણું**, ન૦ છૂટ હોય તેવી હાલત, સ્વત ત્રતા, છૂટ
**છુટી**, સ્રી૦ કામ–બ ધનથી છુટુ પડવું તે ૨ રજા, કામ કરતા વચમા થોડો વખત બ ધ રહેવું તે, આરામ ૩ નવરાસ, ફુરસદ, અવકાશ, પરવાર. ૪ પાકી, અકતો, અણોજો
**છુટુ છવાયુ**, અ૦ વખતો વખત
**છુટુ**, વિ૦ બ ધનમુકત, કેદમા ન હોય તેવુ. ૨. સાધામાથી જુદુ પડી ગયુ હોય તેવુ, ન જોડાયલુ. 'પાટિયુ છુટુ પડી ગયુ' ૩ ઝુલતુ, લટકતુ, પસરતુ " ખેસ ખભાપર છુટો રાખ.' ૪. વચમા વચમા અ તર હોય તેવુ, ખુલ્લુ. " છોકરાઓ છુટાછુટા બેસજો. " ૪ જુદુ થઇને પડેલુ હોય તેવુ, અલગ રહેલુ. ' એક છુટો કાગળ હોય તો આપો " ૬. કરજ–પાપથી મુક્ત થયલુ ૭. સખી, ઉદાર, ખરચાળ " તે હાથનો છુટો છે " ૮ કાબુમા ન રહેનાર હદની બહાર બોલનાર, ' તે મોઢાનો છુટો છે, ' **છુટુ** મેલવુ–બ ધનથી દૂર રાખવુ ૨ નજરમા આવે તેમ કરવા દેવુ, વહી જવા દેવુ ૩ વિખરાતુ–ઉડતુ રાખવુ **છુટા** છેડા થવા–માદાએ ગર્ભના ભારથી છુટા થવુ, ૨ અરસપરસ સ્રી પુરૂષનો લગ્નનો સબ ધ તુટવો **છુટે** મોઢે –પોકે પોક મૂકીને, ખુલ્લે ચોટે. **છુટો** હાથ–ઉદારતા, સખીભાવ, ખરચાળપણુ. **છુટી** પડવુ –વ્યર્થ જવુ, રદ થવુ, નિરર્થક થઇ પડવુ; બરબાદ જવુ " વિલાયતી માલ તકલાદી છે, તે એક વાર વાપર્યો કે ધોયો એટલે પૈસા છુટી પડે છે "–દે૦ કા૦ ઉ૦
**છુપછુપામણ**, સ્રી૦ છોકરાની એક રમત, સતાકુકડી, એણગેણુ દીવાગેણુ (સુરત.) [છુપુ, છાનુ
**છુપાછુપ**, અ૦ છુપી રીતે, છાનુ માનુ. ૨ છુપુ
**છુપાયુ**, વિ૦ છાનુ, ખાનગી, ગુપ્ત, ઢાંકેલુ
**છુપાવવુ**, ક્રિ૦ સ૦ સતાડવુ, છાનુ રાખવુ, બેમાલમ રાખવુ
**છુપાવુ**, ક્રિ૦ અ૦ સતાવુ, ભરાઈ રહેવું. [રહેલુ.
**છુપુ**, વિ૦ છાનુ, ગુપ્ત, ખાનગી ૨ સંતાડેલુ, સતાઈ
**છુમછુમ**, અ૦ એવો થતો ઘુઘરીનો અવાજ–ઝ કાર.
**છુમંતર**, પુ૦ છાની તાત્રિક વિદ્યા, મ ત્રપ્રયોગ;
**છુરી**, સ્રી૦ પાળી, છરી. [જાદુમ તર.

**છુવાવું,** ક્રિ૦ અ૦ અપવિત્ર થવું, અભડાવું

**છૂટ,** સ્ત્રી૦ બંધી–અટકાવ–દાબ દૂર હોવું તે, સ્વતંત્રતા ૨ સત્તા, હક ૩ રજા, પરવાનગી ૪ ઘટાડો, ઓછું કરેલી રકમ, ' તેણે દશ રૂપિયા છૂટ મૂક્યા' ૫ મોકળાશ, મગતાશ, છુટી જગા

**છૂટવું,** ક્રિ૦ અ૦ કોઈપણ બંધનથી દૂર–મોકળું થવું, છુટા થવું, બંધન મૂક્ત થવું ૨ કાણાં–છિદ્રમાંથી ઝરપી બહાર આવવું "પરસેવો છૂટવો' ૩ જુદા પડવું, અળગા થવું ૪ જોરથી ઉડવું, ફૂટવું, બહાર નીકળવું ૫ જાનવરે દોડી–નાસી જવું ૬ જોરમાં ઉડવું, ભડાકો થવો ફૂટવું ૭ મળવી, ઘેર જવું

**છૂટકારો,** પુ૦ કોઈપણ બંધન–ફાસામાંથી છુટી જવું તે, મુક્તિ ૨ પતી જવાથી મોકળું થવું–છુટું પડવું તે, નિકાલ, તોડ. ૩. છેડો, અંત

**છૂપવું,** ક્રિ૦ અ૦ બેમાલમ–ગુપ્ત રહેવું ૨ સંતાઈ રહેવું [૨ અભડાવું, સ્પર્શ થવો

**છૂવું,** ક્રિ૦ સ૦ છોવું, અડકવું, અપવિત્ર કરવું

**છેટલો,** પુ૦ જેસલો, કાંટાનો ભારો ઉપાડવાની બે પાંખિયાની લાકડી [કરતાં અડકીને છેડવું

**છેટાવવું,** ક્રિ૦ સ૦ છેડવું, ઉશ્કેરવું, કોઈને કામ

**છેતાલીસ,** વિ૦ ચાળીસને છ ૪૬

**છે,** ક્રિ૦ હો ધાતુનું બીજા અને ત્રીજા પુરૂષના એકવચનનું રૂપ 'તે છે, તું છે" ['છે! છે!"

**છે!,** અ૦ ધિક્કાર–તિરસ્કાર બતાવનાર અવ્યય

**છેક,** અ૦ છેડાલગી, અંત સુધી, ૨ તદ્દન તમામ, બીલકુલ, નરાતાળ, નરદમ, ૩ ઘણુંજ, પુષ્કળ હદથી જ્યાદે

**છેકણી,** સ્ત્રી૦ જેથી લખેલું છેકાય–રદ થાય તે, ૨ છેકો, ખસરકો, લીટો કરવાનું ઓજાર ૩. છેકછાક કરવી તે ૪. ચહેરવાની રીત

**છેકવું,** ક્રિ૦ સ૦ રદ છે એમ જણાવવાને લીટો ખેંચવો, છેકો મારવા ચહેરવું, ભુંસવું ૨ રદ કરવું

**છેકાછેક,** અ૦ તદ્દન, સાવ, હેઠ સુધી, છેડા–લગી

**છેકાછેકી,** સ્ત્રી૦ જ્યાં ત્યાં છેકા–લીટા પાડ્યા હોય તેવું, ચહેરાચહેર, ચહેરચુંથ

**છેકો,** પુ૦ છેકવું તે, લીટો, ખસરો, રદ કરવાનું ચિહ્ન કરવું તે, ૨ લાંછન, ડાઘ ૩ રદ કરવું તે.

**છેટી,** સ્ત્રી૦ છીટી, નાની પોતડી–સુગટી

**છેટું,** ન૦ બે જગાની વચ્ચેનું અંતર, ટપ્પો, પલ્લો, ગાળો, "નડીયાદથી બોરીઆવી ચાર ગાઉનું છેટું છે " ૨ અશક્યતા "પૃથ્વીમાં આના જેવી અન્ય જોવી, તેના તો છેટાજ !—પ્રેમા૦

**છેટે,** અ૦ દૂર, આઘે, લાંબે, વચમાં અંતર હોય તેટલે. છેટે બેસવું–ઋતુ આવવો, અભડાવવું, અળગું બેસવું [વચમાં બોસેલી હોય છે તે

**છેડ,** સ્ત્રી૦ લાંબી ચપટી લાકડાની પાટલી તુગાની

**છેડણી,** સ્ત્રી૦ છેડવું તે ૨ ચાદવું, અડપલું, અટકચાળું ૩ વચમાં હાથ ઘાલવો તે

**છેડતી** સ્ત્રી૦ છીડા, દોષ, છિદ્ર છેડતી શોધવી–છિદ્ર ખોળવા, ભૂલો કાઢવી ૨ અડપલું, અટકચાળું

**છેડવું,** ક્રિ૦ સ૦ અડકવું, હલાવવું ૨ વગર કારણે અડકી ખરાબ કરવું, વચમાં હાથ ઘાલવો ૩ કોઈની કેડે પડી તે ચિઢાય તેમ કરવું, ચિઢવવું, વતાવવું. છેડી જોવું–પૂછી સામાનું મન જોવું. છેડ્યા કરવું–અટકચાળું કરવું, રગડવું સતાપવું

**છેડાગાંઠણું–ણું,** ન૦ જે લુગડાવતી વરકન્યાના લુગડાને ગાંઠ વાળે છે તે

**છેડાછૂટકો,** પુ૦ છૂટા છેડા, તલ્લાક. [કરવા તે

**છેડાછેડ,** સ્ત્રી૦ સતાવણી, પજવણી, અડપલાં કર્યાં

**છેડાછેડી,** સ્ત્રી૦ વરના જામા સાથે વહુની ગાટડીની ગાંઠ બાંધે છે તે ૨ સતાવણી

**છેડો,** પુ૦ હરકોઈ વસ્તુ–વાત–બનાવનો જે છેલ્લો ભાગ તે, સમાપ્તિ, અવધી, હદ, અંત ૨ હદ, સીમા ૩ મોત, મૃત્યુ, અંત. ૪ ટોચ, શિખર ૫ છેલ્લો ઠરાવ, ચુકાદો, નિકાલ ૬ નિદાન, પરિણામ, ફળ ૭ લુગડાનો પલ્લો, પાલવ ૭ મો ઉપર લુગડું ઢાંકવું તે, મો ઢંકાય તેમ ઓઢવું તે, પડદો છેડો તાણવો–લાજ કાઢવી, ઘુંઘટો તાણવો છેડો છોડવવો–પતાવીને દૂર કરવું, ફરીથી નામ ન લે તેવું કરવું ૨ નિકાલ કરવો છેડો ફાડવો—રાજી ખુશીથી લગનનો સબંધ તોડવો; ફારગતી આપવી, તલાક આપવો. છેડા છોડી નાખવા–હિંમત હારી જવી, આશા મૂકવી. ૨,

તોડી નાખવું,મુક્ત થઇ જવુ છેડે ગાંઠ વાળવી–સ્મરણમા રાખવું નિશ્ચય કરવો, છેડે બાંધવું–વહોરી લેવુ,ભેગુ કરવુ, સચય કરવો "છેડે બાંધ્યુ છે તે પાપ છોડ્યુ કેમ છૂટશે ?"–દલ૦ ૨ (ઉચ્ચાર) બોલ પાછો ખેચી લેવો ૩ (વ્યસન ) વળગવુ કોઇ ખરાબ બાબતની આદત પડવી છેડો છુટકો કરવો–તલાક આપવો છેડો ઝાલવો–પછવાડે લાગવુ, આગ્રહ કરી માગવુ,૨,આશ્રય લેવો, જોડાવુ ૩ મુદ્દામાલ સાથે પકડવુ છેડો પાથરવો–કાલાવાલા કરવા,આજીજી કરવી છેડો વાળવો–મોઢુ ઢાંકી મોટે ઘાંટે રડવુ, ઘુઘટામા રડવુ છેડો માથે નાખવો–ભય–લજ્જા દૂર કરવી. છેડો લાવવો–અંત લાવવો

**છેતરપિંડી,** સ્ત્રી૦ ઠગાઇ;લુચ્ચાઈ,કપટ

**છેતરવુ ,** ક્રિ૦સ૦ આડુ અવળુ સમજાવવુ; ભુલા વામા નાખવુ, ગફલત થાય તેમ કરવુ, છળવુ ૨ ઠગવુ, ફસાવવુ [વંચના

**છેતરામણ,** ન૦ ઠગામણ,ફસામણ, છેતરાવાપણુ;

**છેતરાવુ ,** ક્રિ૦ અ૦ ઠગાવુ,ધુતાવુ, ધાપ ખાવી,

**છેતાલીસ,** વિ૦ચાલીસ ને છ, ૪૬ [ગફલત ખાવી

**છેદ,**પુ૦ કાણુ,નાકુ ,છિદ્ર ૨ કાપ;ચીરો,ઘા.૩ ભાજક, જે સંખ્યાએ ભાગવુ હોય તે,એક આખી વસ્તુના અમુક ભાગ કરવા એવુ દેખાડનારો અંક તે ૪ નાશ,ક્ષય છેદ ઉડાડવો–સંક્ષિપ્ત કરવુ

**છેદક,** વિ૦ (સ૦) છેદનાર કાપનાર ૨ ભાજક, છેદરૂપે રહેનાર ૩. દ્રોહી, ઘાતક

**છેદન,** ન૦ (સં૦) છેદવુ–કાપવુ તે ૨ ખંડન, સામાનુ ખરાબ થાય તેમ બોલવુ તે,કાપવુ તે

**છેદનબિંદુ,** ન૦ જ્યા બે અથવા વધારે લીટીઓ એક બીજીને કાપતી–મળતી હોય તે બિંદુ

**છેદવું,** ક્રિ૦ સ૦(સ૦ છિદ્)કાપવુ,ચીરવુ,ભાગ–કકડા કરવા ૨ કાણું–છિદ્ર પાડવુ ૩. એક બીજાને કાપવુ–મળવુ."એ લીટી એક બીજાને છેદે છે "૪ છેદ રૂપે થઇને ભાગવુ સંક્ષિપ્ત કરવુ, ઘટાડવુ ૫ નિકંદન કરવુ,નાશ કરવો ૬ અટકાવવુ."મારો લખોટો છેદીશ નહિ."

**છેદાં,** ન૦ છિદ્ર; કાણાં (બહુવચનમા)

**છેર,** સ્ત્રી૦ નરમ ઝાડો,પાણી જેવુ અધાણ,ચરકેલું તે ૨ કચરો, જેર

**છેરટો,**પુ૦ અધામણ,પાતળો ઝાડો.૨ સૂળ,કચરો.

**છેરવુ,** ક્રિ૦ અ૦ પાતળો ઝાડો થવો,પાણી જેવુ અઘવુ, ચરકવુ છેરી ભરવુ–(કામ)અધુરૂં–રઝળતું

**છેરાટો–રો,** પુ૦ છેરટો, કચરો પુંજો [મૂકવુ.

**છેલ,**પુ૦ અકડબાજ ફાકડો, વરણાગિયો

**છેલ,**વિ૦ કોડીલુ,રૂપાળા થઇ ફરવાની હોશવાળું

**છેલકડી,**સ્ત્રી૦મોતીની લોલકવાળી કડી,ભીખવાળી

**છેલછબિલુ ,**વિ૦વરણાગિયુ,ફાકડુ ૨.ફુટડુ,શોભીતુ, રૂપાળુ, સુદર [છેલડો રે"

**છેલડો,** પુ૦ છેલ, ફક્કડ 'મને ભૂલી ગયો છે મારો

**છેલપડી,** સ્ત્રી૦ (વેપારીઓમા)૧૬ નો સંકેત.

**છેલબટાઉ,** પુ૦ છેલ અને લુચ્ચાઈ સોદાઈ કરી જાણનારો ફાકડો ફક્કડ માટીડો, ખુબસુરત,શરીરે ભરેલો એવો જુવાન,શોખી જીવડો

**છેલાઇ,** સ્ત્રી૦ છેલપણુ;વરણાગી,ઇશ્કી; ભપકો

**છેલાણી,** વિ૦ મોજી,લહેરી,સહેલાણી;સહેલસપાટા મારવાને ફરવુ એજ સમજવાળુ

**છેલવહેલું,**વિ૦ છેલ્લું,આખરનુ પહેલુ અને છેલ્લું

**છેલારવુ,** ક્રિ૦ સ૦ ચોરવુ (સોનીની મજા)

**છેલી,** સ્ત્રી૦ છેલાઇ, વરણાગી

**છેલો,** પુ૦ છોકરો છૈયો ૨ છેલ જુવાનિયો

**છેલ્લીવારે,** અ૦ આખર વખતે, અન્તે

**છેલ્લુ** વિ૦ છેક પછવાડેનુ,છેડાનું,છેવટનુ, અન્તનુ છેલ્લા દહાડા–પ્રસવકાળને થોડી મુદત બાકી હોય તે ૨ જીંદગીનો પાછલો ભાગ છેલ્લી ઘડી -મરવાની અણી, અંતકાળ, આખર છેલ્લી–લાંબી ઉંઘ–મોત છેલ્લી સનદ–છેલ્લો જન્મ, મનુષ્યાવતાર છેલ્લુ ઓસડ છાશ–હવે બીજુ કોઇ ઓસડ કામ નહિ આવે છેલ્લી સલામ–છેલ્લા રામરામ, છેલ્લા નમસ્કાર. છેલ્લે પગથીએ–છેક નીચી પાયરીમા 'હુ જન્મ્યો ત્યારે જન મંડળમા હુ છેક છેલ્લે પગથીએ પડ્યો હતો" ૨ અંતે,છેવટે પરિણામે છેલ્લે પાટલે બેસવુ—જાત કે સ્વભાવપર જવુ, હાડજવુ "વંઠસ્યા,તેમા તે આટલી બધી છેલ્લે પાટલે જઇ શુ બેસે છે.!"

–પ્રેમા૦ **છેલ્લો અક્ષર**–સો વાતની એક વાત, સારભૂત વચન,છેવટની શિખામણ ૨ રામનામ "તેમા શુ તુ મોહી રહ્યો,છેલ્લો અક્ષર ભૂલી ગયો" —ભોજો **છેલ્લો પરોણો**–મરવાની તૈયારીપર આવી ગયેલો માણસ **છેલ્લો** શ્વાસ મૂકવો–છેવટ નો શ્વાસ મૂકી મરણ પામવુ

**છેલ્લે સરવાળે**, અ૦ આખરે, છેવટે

**છેવટ,સ્ત્રી**૦ આખર, છેડો, અત, છેવટ પરિણામ

**છેવાડુ, વિ**૦ છેલ્લુ,આખરનુ ૨ છેક છેડા ઉપરનુ, પરવાડનુ [આવેથી શરમાવુ–ઝ ખવાવુ

**છેવાવુ, ક્રિ**૦ **અ**૦ છેલ્લુ આવી પહોચવુ ૨ છેલ્લુ

**દેહ, પુ**૦ (હિં૦દે૦ છેહો)દગો,વિશ્વાસઘાત,દ્રોહ.૨ છોડીદેવુ–રઝળતુ મૂકવુ–ત્યાગ કરવો તે ૩ અત, છેડો, છેવટ. ૪ પુઠનો ઘા, કાપ, છેદ

**છૈયુ, ન**૦ છોકરૂ, બાળક, સતાન છૈયો–છોકરો

**છો,ક્રિ**૦ **અ**૦ દ્વિતીયપુરૂષ અનેકવચનનુ હો ધાતુનુ વર્તમાનકાળનુ રૂપ "તમે છો."

**છો, સ્ત્રી**૦ મરડિયા પત્થર વગેરેને પકવી ચુના જેવો પણ ઝાખો જે સફેત પદાર્થ બનાવે છે તે ચુનો,કેલ.૨ એનુ કરેલુ બાધ કામ, 'છોનો કુવો' **છો કરવી**–કોલ કરવો ૨ છોલાણ કરવુ ૩ સખ્યા ૬ **છો ફેરવવી**–છો ફેરવી ઢાકી દેવુ,બગાડી નાખવુ, ધૂળ મેળવવુ,પાણી ફેરવવુ, વ્યર્થ કરવુ, બરબાદ કરવુ, નકામુ કરી મૂકવુ "રે,દી વાળે તે દીકરો એ કહેવત ખોટી નથી જેટલા આપેલી જીવિકા ઉપર જીવશે તેમના મતાન બાપ દાદાઓના નામ ઉપર છો વાળે એવાજ થશે"–પ્રતાપ

**છો–છોને**, અ૦ ભલે, ભલેને, જે હાલતમા હોય તે હાલતમા હોવા દેવુ 'છોને રહે, મારૂ શુ જવાનુ છે' **છો કરતો**–કરે છે તેને કરવા દે

**છોઈ, સ્ત્રી**૦ પતરાવળી કરવાની સળી. ૨ છો ૩ ચીપ, છાલ

**છોએલુ, વિ**૦ છો દીધી હોય તેવુ

**છોકરમત-વાદ, વિ**૦ બાળક છોકરાના જેવા આચરણ હોય તે, નાદાન ૨ બાળકબુદ્ધિ, બાળક જેવી હઠ–આગ્રહ

**છોકરવાદી, સ્ત્રી**૦ બચ્ચા જેવુ આચરણ નાદાની, "પ્રિય કુમાર ! ખરેખર તે છોકરવાદી ચેષ્ટા હતી'

**છોકરી, સ્ત્રી**૦ બાળક,બાળકી, (બાર વરસ સુધી) ૨ કન્યા, દીકરી, દુહિતા ૩. બીકણ, નામર્દ

**છોકરૂ, ન**૦ બચ્ચું,સતાન, છૈયુ, બાળ, ફરજદ. છોકરો અથવા છોકરી

**છોકરો, પુ**૦ પુરૂષ બાળક ( ૧૬ વર્ષ સુધી) ૨ પુત્ર, દીકરો ૩ પુક્ત નહિ પણ કાચા–ફરી જાય તેવા વિચારનો નાદાન જુવાન

**છોગલો, પુ**૦ લુગડાનો કડકો, અગુચો ૨ માથે છોગા તરીકે ઘાલવાનો કડકો

**છોગાળો,પુ**૦ છોગા રાખનારો, છેલ જુવાનીઓ છેલછબીલો, ફક્કડ તરુણ 'નદના છોગળા'

**છોગુ ,ન**૦ફૂલનો લટકતો નાનો ગુચ્છો ૨ જરા કુદતો ઉડતો રાખેલો મોળ–ફાળિયુ કે પાઘડીનો કસબી તોરો–છેડો ૩ કપાળ ઉપર ઉડતાવાળનો ગુચ્છો

**છોગલુ, ન**૦ છોગુ (કવિતામા.) 'મૂકી છોગલુ વાસે બાધિશ,પથારીએ રોળીશ સદા'–પાણીપત

**છોછ, સ્ત્રી**૦ ચોકખાઈ કે આચારની ચટ, શકા, વેહેમ, સકોચ

**છોછત, સ્ત્રી**૦ ખણખોદ, ખાખત, કાળજી

**છોછુ, વિ**૦ બહાર પડતુ ન હોય તેવુ ઉતળુ, છાછરુ ૨. આછુ,ઉઘાડુ 'ઉપમા દીજે તે ઓછી રે, થાયે વાણી છોછી રે'–દ્વારકા ૩ અસહાય, એકલુ 'કહે દુર્યોધન ખટ રથીને, ભાઇઓ શુ વિચારો,આવો છોછો નહિ મળે માટે,સર્વ મળીને મારો'—પ્રેમા૦

**છોજ, સ્ત્રી**૦ છોછ [(ભિંડીનુ).

**છોંડુ, ન**૦ છોડુ, છોડિયુ ૨ રેસાદાર ફેલુ, લટિયુ.

**છોટુ, વિ**૦ (હિં૦) નાનુ, લઘુ, કનિષ્ઠ

**છોડ, પુ**૦ રોપો,પીલો પ્રરોહ ૨ છોડવો,કરસણ ૩ ગર્ભનુ સુકાઈ જવુ તે ૪ ન૦ નાકનુ સુકાઇ ચોંટી ગએલુ લીંટ ૫. છોડુ, છોલ

**છોડણહાર, પુ**૦ મુક્ત કરનાર, બચાવનાર.

**છોડંબાધ, સ્ત્રી**૦ વારેવારે છોડવુ ને બાધવુ તે.

**છોડવવુ, ક્રિ**૦ **સ**૦ છોડે તેમ કરવુ,છુટે તેમ કરવુ, મુકાવવુ, રજા અપાવવી.

**છોડવુ, ક્રિ**૦ **સ**૦ વળગેલુ હોય તેને છુટુ કરવુ,

કાઢી નાખવુ ૨ અડચણ–કબજામાથી છુટું કરવુ ૩ હાથમાથી મુકી દેવુ ૪ પાસેથી દૂર કરવુ ત્યાગ કરવુ ૫ (છોડવુ)સસારના પાસથી મૂકાવવુ, મુક્ત કરવુ ૬ ફોડવુ બહાર કરવો ૭.હવામા ઉરાડવુ,મારવુ ૮ રહેવા દેવુ, જવા દેવુ
છોડવો, પુ૰ છોડ, રોપો,પીલો
છોડાવવુ, ક્રિ૰ સ૰ છોડવવુ, મુકાવવુ
છોડિયુ, ન૰ છાલ, છોડુ ફોતરુ ૨ અથાણાની ચીરી ૩ બળતણનો કડકો છોડિયા પાડવા—લાકડાની છાલના કડકા પાડવા ૨ દોષ બતાવવા, [સખત ટીકા કરવી
છોડી, સ્ત્રી૰ છોકરી
છોડુ, ન૰ છાલ, છોતરુ, ઉપરનુ આચ્છાદન ૨ ઝાડની સુકી છાલનો કકડો, છોલ
છોત, સ્ત્રી૰ છોબ
છોતરૂં, ન૰ છોડુ, છાલ,ફોતરુ
છોતેર–ત્તેર, વિ૰ સિત્તેર ને છ ૭૬
છોતો, પુ૰ કુચડો
છોબંધ, વિ૰ છો અને ઇટથી ચણેલુ, છોવાળુ
છોભવુ, ક્રિ૰ અ૰ ઝ ખવાવુ,ખસિયાણા પડવુ, ઓસરવુ, શેહ પડવી [શરમિદુ
છોભીલુ ,વિ૰છોભુ પડેલુ, ખસિયાણુ,ઝ ખવાણુ
છોભો, વિ૰ ઝ ખવાણુ,ખસિયાણુ "છોભો પડયો ને પાછો ફર્યો રે, રાણો આવ્યો પોતાને ઘેર'
છોયલુ, ન૰ ચુનાવાળી ઇટ, ચચિયું
છોર, પુ૰ છ્રર, અસ્રો [છોડી
છોરૂ,ન૰ બચ્ચુ ,બાળક,નાનુ છોકરૂ છોરી–છોકરી,
છોલ,સ્ત્રી૰ફળની ઉપરનો જે કઠણ ભાગ તે ૨ છેક્જ પાતળુ ને બારીક છોડુ તે ૩ ઉપરની ચામડી.
છોલવુ, ક્રિ૰ સ૰ છોલ કાઢવી ૨ ઘસવુ ,તાછવુ ૩. નિદા કરવી,પાછળ ખોટુ બોલવુ ૪ ઉપરના છોડા કાઢવા
છોલાં, ન૰ છાલા, છોડા
છોલાઇવુ, ક્રિ૰ અ૰ ઠપકો દેવો ૨ ગુસ્સે થવુ
છોલાણુ,ન૰છોલુ કામ ૨ વિ૰છોલ ધ, છોલાયેલુ
છોલાવુ,ક્રિ૰ અ૰છોલેલુ થવુ ૨ સોરાવુ ચામડી ઉખડવી; ઘસાવુ
છોવરાવવુ,ક્રિ૰ સ૰ છો દેવડાવવી,ચુનો કરાવવો,
છોવાવુ, ક્રિ૰ અ૰ અડકાયાથી અપવિત્ર થવુ, અભડાવુ [છો દેવી
છોવુ, ક્રિ૰ સ૰ અપવિત્ર કરવુ, અભડાવવુ ૨
છોહ,પુ૰વિયોગ,ત્યાગ. "રાજા ગ્રહના સુખ તજ્યા, પડયો સ્વજનનો છોહ."૨ છેહ.
છોળ, સ્ત્રી૰ પાણીની મોટી છાલક. ૨ હોડા, મોજો, તુરગ ૩ પુષ્કળપણુ [કરવી
છોળવુ ,ક્રિ૰ અ૰ બાળકે ધાવેલુ દૂધ કાઢવુ,ઉલટી
છૌ, ક્રિ૰ છઉ. ( નાગરો વાપરે છે )

—o—

## જ.

જ, પુ૰ (સં૰) ઓગણીસમો મૂળાક્ષર, આઠમો વ્યજનવર્ણ [વપરાય છે 'વ શજ'
જ, વિ૰ જન્મેલુ, ઉત્પન્ન થએલુ પ્રત્યય તરીકે
જ, અ૰ નિશ્ચય, આગ્રહ, ઇ૰ બતાવે છે "તમેજ આવજો" ૨ પોતે, એકલુ, માત્ર.૩ તેજ એવો અર્થ રાખે છે "ચાકર તે ચાકરજ" ૪ પુષ્કળ અતિશય "તેને ત્યા બહુજ પૈસા છે" ૫ કામમા ન આવે એવો અર્થ રાખે છે "જોડો મારે પગે ઘણોજ મોટો પડે છે" ૬ ખુટતી માત્રા પૂરવાને વપરાય છે (કવિતામા)
જઈ, પુ૰ (સ ૰ જયિન્) પૈસો, જનાવાદી.
જઈફ, વિ૰(ફા૰)વૃદ્ધ,ઘરડુ ૨ નાતવાન, અશક્ત
જઈફી, સ્ત્રી૰ (આ૰) વૃધાવસ્થા, ઘડપણ ૨ અશક્તિ [પચાત, માથાફોડ
જક, સ્ત્રી૰ જીદ,હઠ; ઓસ ૨ તકરાર, ભાજગડ,
જકડવુ, ક્રિ૰ સ૰ ખેચીને પકડવુ ખૂબ દાબવુ, ખૂબ કસીને બાધવુ ૨ નિચોવવુ,કચરી નાખવુ, હાલે ચાલે નહિ તેમ ચપટ કરી નાખવુ
જકર, સ્ત્રી૰ જીદ, હઠ, જીકર
જકાત સ્ત્રી૰ (આ૰) દેશમા આવતા જતા માલ ઉપર સરકાર જે હકસાઇ લે છે તે, મહેસુલ, નાકાવેરો, દાણ, ટોલ ૨ કમાણી ઉપરનો ધર્મ વેરો
જકાતદાર પુ૰જકાત લેનારો અમલદાર; નાકાદાર
જકાતી વિ૰ જેના ઉપર જકાત લેવાતી હોય તેવુ.
જકાર, પુ૰ જ અક્ષર અને તેવો ઉચ્ચાર
જફ્ખડ, વિ૰ ચીકણુ, ચીવટ, ખડતલ, ફાટીતૂટી

ન જાય તેવુ ૨ જડસુ, વછુટે નહિ તેવુ
**જકી**,વિ૦હઠ કરનાર,હઠીલુ, તકરારી, માથાકુટિયુ
**જક્ષ**,પુ૦(સ ૦ યક્ષ) એક અર્દદૈવ કહેવાતી જાતિ ગણુદેવ ૨ વિચિત્ર પ્રચડ પુરૂષ **જક્ષિણી-જક્ષની** સ્ત્રી ૨ વિચિત્ર ભયકર દેખાવની સ્ત્રી ભૂતડી
**જખ**, સ્ત્રી૦[સ ૦ઝષ] જખ માછલુ **જખમારવો**—હારી થાકીને કામ કરવુ, ન છૂટકે કરવુ **ખાઇને જખ મારવી**—એઠવાડો કાઢવા
**જખમ**, ન૦ [ફા૦ જખ્મ]કઇ વાગવાથી ચામડી તથા માસમા જે કાપ-ચીરો પડે તે, ઘા, ઝટકો ૨ ધોકો,બદનામી, બટ્ટો ૩. ન ખવાય તેવુ લાગવુ તે,મન દુખાવુ તે 'એકના એક જુવાનજોધ છોકરાના મરણથી તેને મોટુ જખમ લાગ્યુ છે' ૪ નુકસાની, ખોટ, હાનિ, એકદમ ટોટામા આવી પડવુ તે "તેને શેરના સટ્ટાથી મોટુ જખમ લાગ્યુ" ૫ સજેખમ **જખમ** કરવુ—ઘાયલ કરવુ, લાગણી દુખવવી **જખમ થવુ**—સજેખમ થવુ ૨ ઘા
**જખમાયલુ**, વિ૦ જખમી થયેલુ, ઘાયલ [વાગવો
**જખમી**, વિ૦ જખમાયલુ ઘાયલ ૨ સખત લાગણી થયેલી હોય તેવુ
**જખવુ**, ક્રિ૦ અ૦ ખાઈ જવુ, ભરખવુ
**જખ્ખડ**, વિ૦ કદ્દુણને મજબૂત શરીરનો પણ થોડી અક્કલનો, જડસો
**જગ**,ન૦જગત,વિશ્વ,દુનિયા ૨ જગા (કવિતામા)
**જગકર્ત્તા**, પુ૦ [સ ૦] પરમેશ્વર,જગતનો કરનાર
**જગજીવન**, ન૦ જગતનુ જીવન અથવા જગતને જીવાડનાર, ઇશ્વર
**જગણ**, પુ૦ [સ ૦] (કવિતામા) આઠ ગણમાનો એક (વચમા ગુરૂ ને આસપાસ લઘુ) "ગણેશ"
**જગત**, ન૦ (સ ૦) ઇશ્વરે જે આ સઘળુ ઉત્પન્ન કર્યુ છે તે વિશ્વ, બ્રહ્માડ ૨ પૃથ્વી, મૃત્યુલોક, સસાર **જગત પાણી**—રગપાણી, ગાજો **જગતની ગાળ**—બટ્ટો, બદનામ, કલક, કહેવત **જગતનો વા વાવો**—સુખ દુખનો અનુભવ થવો, વ્યવહારિક બાબતના ભોમિયા થવુ, ચઢતી પડતી વીતવી ૨ અહકાર-મમત્વ હોવુ
**જગતજેતા**, પુ૦ વિશ્વવિજેતા, ચક્રવર્તી રાજા.

**જગતજનેતા**, સ્ત્રી (સ ૦) જગતને ઉત્પન્ન કરનારી જગદબા [જાહેર, નામાંકિત
**જગતપ્રસિદ્ધ**, વિ૦ (સ ૦) જગપ્રસિદ્ધ, જગ
**જગતી**, સ્ત્રી૦ પૃથ્વી, દુનીઆ 'જગતી પર જળધર કર્યો, સહિત તરણી તૂર્ણરે'—પ્રેમા૦
**જગત્રય**, ન૦ (સ ૦) ત્રણ જગત-સ્વર્ગ, મૃત્યુ, અને પાતાળ, ત્રિભુવન, ત્રણેલોક
**જગત્પતિ**, પુ૦ (સ ૦) જગતનો સ્વામી, પરમેશ્વર 'શ્રી જગત્પતિ, પ્રભુ આપ સન્મતિ, દેશદાઝ કાર્ય કરવા દે સબળ ગતિ' [ઇશ્વરી.
**જગદબા**, સ્ત્રી૦ (સ ૦) જગતની માતા, દુર્ગા,
**જગદીશ-શ્વર**, પુ૦(સ ૦)જગતનો ધણી, ઇશ્વર
**જગદ્ગુરૂ**, પુ૦ પ્રાણીઓના મનને જ્ઞાનથી પ્રકાશિત કરનારો, જગતનુ કલ્યાણ કરનારો ગુરૂ
**જગદાત્મા**, પુ૦ (સ૦) જગતનો આત્મા, ઈશ્વર
**જગદુદ્ધાર**, પુ૦ (સ૦)જગતનોછુટકારો, તારણ, મુક્તિ મોક્ષ ૨ તારનારો
**જગદ્વન્ધ**, વિ૦ જગતમા સૌએ પૂજવા યોગ્ય
**જગન**, પુ૦ (સ ૦ યજ્ઞ) વૈદિક ધર્માનુસાર દેવોને સતુષ્ટ કરવા હોમ કરવાની ક્રિયા તે, યજ્ઞ હવન **જગન ભડાકો કરવો**—યજ્ઞ કરી નામના મેળવવી, મોટુ યશસ્વી કામ કરવુ
**જગન્નાથ**, પુ૦(સ ૦) વિષ્ણુનો નવમો બુદ્ધાવતાર ૨ જગત્પતિ, પરમેશ્વર ૩ પૂર્વ તરફ ઓરીસા પ્રાતમા મહા નદીના મુખ આગળનુ જાત્રાનુ સ્થળ
**જગન્નાથી**, સ્ત્રી૦ એક જાતનુ ઝીણુ ધોળુ સુતરાઉ કપડુ, વગર ધોએલી મજલીન એના ધોતિયા, સાળુ, પહેરણ વગેરે બને છે [એવુ.
**જગન્નિંદ્ય**,વિ૦ સર્વેએ નિંદવા જોગ, સૌથી નિંદાતુ
**જગન્નિવાસ**, પુ૦ (સ ૦) જગતમા રહેલા છે એવા પ્રભુ ૨ જગતનો નિવાસ છે જેમા (જગત જેવડે ચાલ્યુ-નિભ્યુ જાય છે) તે ઇશ્વર
**જગન્નિયતા**, પુ૦ (સ ૦) જગતની વ્યવસ્થા રાખનારો, સૌને જે જોઇયે તે પુરૂ પાડનારો.
**જગન્મિત્ર**, પુ૦ (સ ૦) જગતબધુ, સૌનો મિત્ર.
**જગપતિ**, પુ૦ (સ ૦) પરમેશ્વર
**જગબી**, ન૦ અણખેડ જમીન, ઘાસ ઉગતુ હોય તે ખેતર, બીડ, ચરો

**જગા (ગ્યા),** સ્ત્રી૦(ફા૦) ઠેકાણું,ઠામ,સ્થાન,સ્થળ. ૨. એકાદુ કામ, ચાકરી, પદ્દી, હોદ્દો ૩. કારણ, પ્રયોજન ૪ બારૂ રસ્તો, છિદ્ર, માર્ગ ૫ આસન, બેસણુ. ઉભુ રહેવાની જગા—આશરો, આધાર જગે જગે—ઠેકાણે ઠેકાણે

**જગાડવુ,** ક્રિ૦ સ૦ જાગે તેમ કરવુ ઉંઘમાથી ઉઠાડવુ ૨ ચેતવવુ, જાણ કરવી, સાવધાન કરવુ ૩ ઉશ્કેરવુ, મચાવવુ

**જગાત,** સ્ત્રી૦ જકાત, જુઓ

**જગાવવુ,** ક્રિ૦ સ૦ હોકારા પાડી જાગ્રત કરવુ, ગજાવવુ "તે ધણી ધણીઆણીએ મહોલ્લો જગાવી મૂકયો " ૨ ઉભુ કરવુ, મચાવવુ, ઉશ્કેરી સામે કરવુ "બડ જગાવવુ "

**જગુ (કુ),** પુ૦ ગિલ્લીદડાની રમતમા એક દાવ

**જગો,** સ્ત્રી૦ જગા, સ્થાન, સ્થળ

**જગ્ધુ,** ન૦ નાનુ છોકરૂ બાળક.

**જઘન,** સ્ત્રી૦ (સ૦) જાઘ, સાથળ

**જઘન્ય,** વિ૦ (સ૦) હલકુ, ખરાબ, ૨ પાછળનુ

**જઘાત,** સ્ત્રી૦ મરી ગયેલા બાળક તથા કુવારા પુરૂષના શ્રાદ્ધ નિમિત્ત ઠરાવેલો ભાદવા વદ તેરસનો જે દિવસ તે જઘાતિયો—કુવારો, વાંઢો

**જંખના,** સ્ત્રી૦ ઝાખુ જોવુ તે, કઇ કઈ યાદ-આવવુ-વિચાર થવો તે સ્વમા જેવો ભાસ ૨ કલ્પના ૩ સ્વપ્નુ, સાણુ, ૪ ધ્યાન, રટન ૫. કાળજી, ખત.

**જંખવાઈજવુ-વુ,** ક્રિ૦ અ૦ ચહેરો ફીકો પડવો, ઝાખુ પડવુ, લજવાવુ, શરમ આવવી

**જખવું,** ક્રિ૦ જખના કરવી, યાદ કરવુ, રટવુ

**જંખાણા પડવુ,** ક્રિ૦ અ૦ છોભા પડવુ, ભુઠા પડવુ, ઝખવાવુ

**જંખાણું,** વિ૦ છોભુ, શરમિંદુ, ઝખાણુ

**જખાણુ,** વિ૦ શરમિંદુ, લજવાતુ, છોભુ

**જંગ,** સ્ત્રી૦ (ફા૦) મોટી લડાઇ, યુદ્ધ, સંગ્રામ ૨. મોટુ ધિંગાણુ. જંગ મચાવવો—લડાઇ ઉભી કરવી, યુદ્ધ કરવુ ૨ કકાસ કરવો (ઘરમા) "તેણીએ ઘરમાં જગ મચાવવા માંડયો "

**જંગબહાદુર**—લડાઇમા બહાદુર. ૨ નેપાળના રાજાઓનો એક ઇલ્કાબ.

**જગડિયા,**પુ૦એક ઠેકાણેથી બીજે ઠેકાણે તિજોરી સાચવી લઇ જનારા સિપાઇઓ

**જગમ,** વિ૦ (સ૦) એક સ્થળેથી બીજે સ્થળે ખસેડાય-લઇ જવાય તેવુ (ઉલટુ સ્થાવર)

**જગમ,** પુ૦ એક પંથના જોગી એ શિવલિંગને પૂજે છે અને બ્રાહ્મણોને માનતા નથી

**જગલ,** ન૦ (સ૦) માણસની વસ્તી કે ખેતી ન હોય તેવો પ્રદેશ, વન, અરણ્ય, વગડો જગલજવુ— ઝાડે ફરવા-દિશાએ જવુ, હગવા જવુ જગલમાંનુ રોઝ—( રોઝ મૂળે તો અક્કલ હીન અને તેમા પાછુ જગલનુ ) કઇ ન સમજે તેવુ, બુદ્ધિ ને વિવેક વિનાનુ જગલ વસાવવુ-વનવાસ કરવો

**જગલુ,** વિ૦ જગલનુ, અણખેડ ઉગેલુ ૨ જેને કઇ સમજ ન હોય તે, બેસમજ, મૂર્ખ વિવેક રહિત, રીત-ભાતથી અણવાકેફ

**જંગલીજર,** પુ૦ વિવેકમા કઇજ સમજે નહિ તેવુ, સાવ જગલી ગામડિયુ,રોચુ,જડ, અણઘડ

**જગલો,** પુ૦ એક રાગ, સૂરનો ઢાળ

**જગાલ,**પુ૦તાબાનો ખારરૂપ લીલો તે ભૂરો કાટ શુદ્ધ કરેલો જગાલ ઓસડમા વપરાય છે, તેમ રંગમા ઉપયોગ કરે છે 'જગાલથી સરસ ચોસર ચિત્રિ જાણે '-બુલાખી.

**જગી,** વિ૦ (ફા૦) લડાઇમા ઘુમનાર' બહાદુર ૨ મોટુ, જબરૂ,ભારે 'જગી ઢોલ' [બાકોરુ

**જગી,** સ્ત્રી૦ નાની બારી,કોટની સરીલમા પાડેલુ

**જગોટો,** પુ૦ તગીઓ 'જઘોટા કછોટા કથા ગોદડી, શખ ને શિંગી ફૂંકારે.'—નર

**જગોડી,** સ્ત્રી૦ ઈતરડી, નાનો જગોડો. [જીવ.

**જગોડો,** પુ૦ ઢોર કુતરાને કાને બાઝે છે તે એક

**જઘ-ઘા,** સ્ત્રી૦ (સ૦)જાઘ, સાથળ [છે તે

**જઘડિયા,**ન૦ચોવડીયાવાળા જે ઢોલડુમકા વગાડે

**જજમાન,** પુ૦ (સં૦ યજમાન) યજ્ઞ-હોમ, અનુષ્ઠાન આદિ કર્મનુ ફળ પામનારો.

**જજમાનવૃત્તિ,** સ્ત્રી૦ જજમ નો ઉપર ગુજરાનો જે આધાર હોવો તે, ગોરપદુ, ક્રિયાકર્મ કરાવવાનો જે ધધો તે.

**જજમાનિયું**, વિ૦જજમાનવૃત્તિવાળું,જજમાનો પર આધારવાળું ૨ ભાડુતી
**જજિયો**, પું૦ ( ફા૦ જિજયા ) શિર ગણતીનો કર, માથા દીઠ લેવાનો જે વેરો તે,હરડિયા વેરો
**જજાર**, સ્ત્રી૦ ખાયણીના આકારની નાની તોપ
**જજાળ**, પું૦ ( જન + જાળ ) ઘર સસાર ધ-ધારોજગાર સબધી જે ગુચવાડો-ખટપટ-લફરં તે, ઉપાધિ, જળોજથા, પ્રપચ
**જજાળી**, વિ૦ જેને જજાળ હોય તે, સસાર ઉપાધિવાળુ ૨ ખટપટી,બહુ કામના રોકાણવાળુ
**જજીર**, ન૦ સ્ત્રી૦ ( ફા૦ ) સાકળ, ઝાઝરિયા, બેડી 'જોર કરીને તોડવા જનાનાની જજીર' ૨ ઘડીયાળની કમાન ૩ લઘર, ઝાઝર ૪ નાની તોપ, મોટી બદુક
**જજીરો**, પું૦ (ફા૦) પાણીમા બાધેલો કિલ્લો ૨ ટાપુ, બેટ ૩ પૈડાવાળી નાની તોપ, જજુરો ૪ હનુમાનની સાધનાનો મત્ર, જતર ૫ નક સીદાર કસબી વણેલી કીનાર
**જટ-ટલ**, વિ૦સમજે નહિને હઠ કરે તેવુ, હઠીલુ, અનાડી, માથુ ફોડાવે તેવુ. 'જગલીજટ.'
**જટા**, સ્ત્રી૦ (સ૦) માથા ઉપર ગુથેલી લાબી લટોનો ચુડીઉતાર જે ઉભો આકાર તે, લાબો ચોટલો 'જટામા ઘાલીને કોઇ નથી લાવ્યુ નારી'— નરસિંહ, ૨ ગરસટ થઇ એક બીજા સાથે બાઝી ગયેલા વાળનો જથો તે ૩ વડ પિંપરના ઝાડના લાબા લટકતા મૂળિયા ૪ વેદના મત્ર ભણવાનો એક પ્રકાર ( પદ, ક્રમ, ઘન ) [મુગટરૂપ આકાર તે
**જટાજુટ**, પું૦ ( સ૦ ) જટાનો બનાવેલો જે
**જટાધર-ધારી**, પું૦ જેને માથે જટાભાર હોય તે, તપસ્વી ૨ શિવ ૩ વડવૃક્ષ
**જટામાસી**, સ્ત્રી૦ (સ૦) એક જાતની ઔષધિ, વજ, વલદ. [નાના છૂટા વાળ, લટ
**જટિયુ**, ન૦ બરસટ વાળ, અઓડા વાળ્યા, ન-
**જટિલ**, વિ૦ (સ૦)જટાવાળો,જટાધારી,તપસ્વી, બ્રહ્મચારી "જટિલ જોગી ને ભસ્મ ભોગી, દીસતો અવધૂત"—પ્રેમા૦

**જઠર**, ન૦ પેટ, હોજરી, ઉદર
**જઠરાગ્નિ**, પું૦ ( સ૦ ) જે ગરમીથી ખાધેલુ પચી જાય તે, પાચન કરનારી શક્તિ
**જડ**, વિ૦ (સ૦) ભારે વજનવાળુ નક્કર,સગીન ૨ હાલે ચાલે નહિ તેવુ, જીવ-ચૈતન્ય વગરનું ૩ પચે નહિ તેવુ,ભારે અપચો કરે તેવુ ૪ સુસ્ત, આળસુ, ધીમુ, ઠડુ ૫ કમ અક્કલ, અજ્ઞાન,જાડી બુદ્ધિનુ ૬ ઉદાસી, ગમગીન, ૭ મૂક, મુગુ ૮ સ્તબ્ધ,ચકિત ૯ ઇંદ્રિયો તેજ ન હોય તેવુ,બહેરુ
**જડ**, સ્ત્રી૦ મૂળ, મૂળિયુ ૨ ખીલી, મેખ ૩ નાનો કાટો, ચુની ૪ જડતા "હૃદયા તણી જડ [મોડ"
**જડજ**, પું૦ (અ૦) ન્યાયાધીશ
**જડતર**, ન૦ મળતર, પ્રાપ્તિ ૨ જડવા-બેસાડવા-મઢવાની રીત ૩ જડાવ કામ
**જડતા**, સ્ત્રી૦ જડપણુ ૨ અજ્ઞાનતા
**જડતુ**, વિ૦ બધબેસ્તુ લાયક
**જડત્વ**, ન૦ (સ૦) જડતા ૨ પદાર્થના પાચ સામાન્ય ધર્મ કહ્યા છે તેમાનો એક (**નિર્ભેદ્યતા**, પરિમેયતા, આકાર, વિભાજ્યત્વ અને જડત્વ) હોય તે સ્થિતિ ન બદલવાનો પદાર્થ માત્રનો જે ધર્મ તે, જે હાલતમા હોય તેજ હાલતમા રહેવુ તે
**જડત્વાકર્ષણ**, ન૦ ગુરૂત્વાકર્ષણ
**જડનાર-રો**, પું૦ પચ્ચીગર, નગ બેસાડનાર
**જડપણુ**, ન૦ જડત્વ
**જડબુદ્ધિ**, વિ૦ મદબુદ્ધિનુ
**જડબુ**, ન૦ મોના હાડકા જેમા દાત હોય છે તે ડાચુ **જડબુ ફાટવુ**—મો પહોળુ થવુ ૨ બોલાવુ, જીભ વધવી, હદ ઉપરાત બોલવુ. **જડબુ ભાગી નાખવુ**—ધોલ મારવી ૨ બોલતા બધ કરવુ
**જડબેસુલાખ**, અ૦ ( આ૦ જર્બ-મારવુ+તુ૦ સલાક-તમાચા ) એકદમ,વગરવિલબે,તાબડતોબ ૨ ( જડ + બેસુલાખ-કાણુ ન દેખાય તેમ ) મજબૂત, ચપટ, બધબેસતુ
**જડભરત**, વિ૦ અણુસમજુ, જેને કઇ જ્ઞાન-બુદ્ધિ ન હોય તેવુ (પુરૂષ), મૂઢ ( એ નામનો

ઋષભદેવ રાજાનો પુત્ર ભરત એક જ્ઞાની હતો તેની વૃત્તિ ઉપરથી )

**જડમૂળ**, ન૦ રોપાના મૂળિના તંતુ, જમીનમા ચોટેલો મૂળનો પાતળો છેડો તે જડમૂળથી—આરંભથી માંડીને તે બધુજ, તળિયાઝાટક "તેણે તેને જડમૂળથી ઉખેડી નાખ્યો" જડમૂળ જવુ—સમૂળ નાશ થવો. ૨ ઉખડી જવુ, વંશ જવો 'જુલમી રાજાની જડમૂળ ઉખડી, નાદિર સરખા પામ્યા નાશ'—દલ૦ જડમૂળ કાઢવુ—નિર્મૂળ કરવુ,ક્ષય કરવો

**જડવુ**, ક્રિ૦ સ૦ સજડ બેસાડવુ—જોડી દેવુ, મઢવુ, લગાડવુ "વીંટીમા નંગ જડવુ"

**જડવુ**, ક્રિ૦ અ૦ પ્રાપ્ત થવુ,મળવુ,હાથ લાગવુ

**જડસો**, વિ૦ જડ જેવો ૨ મજબુત પણ મૂર્ખ ૩ ગામડીઓ, વિચાર વિવેક આચાર વગરનો

**જડાઈ**, સ્ત્રી૦ જડામણી ૨ જડવાની રીત—આવડ.

**જડાઉ**, વિ૦ જડાવેલુ, જડિત્ર. ૨ જડવા જેવુ જડવાના કામનુ—ઉપયોગી

**જડામણ**,સ્ત્રી૦જડાઈ;જડવાની મજુરી ૨ જડતર

**જડામૂળ**, ન૦ જડ અને મૂળ બંને ૨. નખોદ, નામતાન. ૨ અ૦ તળિયાઝાટક. ૩ વિ૦ જડિત

**જડાવ**, પુ૦ રત્નજડિત તે, જડવાનું કામ ૨

**જડાવવુ**, ક્રિ૦ સ૦ જડે તેમ કરવુ, બેસડાવવુ, ગોઠવાવવુ ૨. મારવુ, ચોઢવુ, ઠોકવુ

**જડિત**, વિ૦ જડેલુ,મઢેલુ,ખાચિત,કુંદન કરાવેલુ

**જડિત્ર**, વિ૦ જડિત, મઢેલુ.

**જડિમા**, સ્ત્રી૦ (સ૦) જડતા

**જડિયુ**, ન૦ કુમળુ મૂળ, જડ

**જડિયો**,પુ૦હીરા માણક વગેરે જડનારો,પચ્ચીગર

**જડી**, સ્ત્રી૦ છોડ, ઝાડ વગેરેના મળિયા, ઔષધિ જડીબુટ્ટિ—મૂળિયુ

**જણ**, ન૦ (સ૦ જન)સખસ, આસામી, માણસ એ શબ્દની સાથે સંખ્યાવાચક વિશેષણો જોડાય છે. "એક જણ" જણદીઠ—અકેક જણને. (જણ શબ્દ મનુષ્યને માટે વપરાય છે ) [પ્રસવ

**જણતર**,ન૦ઓલાદ;પરિવાર,છોકરા ૨ જણવું તે;

**જણતી**, સ્ત્રી૦ જન્મ આપનારી, મા

**જણવવુ**, ક્રિ૦ સ૦ જણાવવું, જુઓ.

**જણવુ**, ક્રિ૦ સ૦ સ્ત્રીએ બાળકને જન્મ આપવો, પ્રસવવુ ૨ બહાર કાઢવુ,પેદા કરવુ

**જણશ**, સ્ત્રી૦ (અા૦ જિન્સ્) જનસ, જુઓ

**જણશભાવ**, સ્ત્રી૦ દરદાગીના, કિંમતી વસ્તુઓ, સરસામાન

**જણાવવુ**, ક્રિ૦ સ૦ જાણ કરવી, જાણીતુ કરવુ, ખબર આપવી, કહેવુ ૨. ઇશારત કરવી; ચેતવવુ, સૂચવવું ૩ સ્ત્રીને જણવામા મદદ કરવી

**જણાવુ**, ક્રિ૦ અ૦ જાણ પડવી, માલમ પડવુ, ખબર થવી, સમજવામા આવવુ ૨ ઝાંખુ દેખાવુ, ભાસ થવુ, લાગવુ,કંઇક કંઇક સમજાવુ

**જત**, અ૦ (સ૦ યત્) જેને લખવુ હોય અને જે કંઈ લખવુ હોય તે બેનો સબંધ દેખાડનાર શબ્દ, જે, કારણ કે, આથી જાણવુ કે, અપરંચ ૨ હવે, બીજુ

**જતન**, ન૦ (સ૦ યત્ન) પાળવા, રાખવા, સાચવવા, બગડે કે ખરાબ ન થાય તે માટે તજવીજ રાખવી તે, સંભાળ, રક્ષણ સાચવણી

**જતરડુ—ડો**, ન૦ સોના રૂપા વગેરેના તારને મોટા કાણા વાળી લોખંડની ચીપમાથી ખેચી લાંબો કરવામા—વધારવામા આવે છે તે

**જતી**, પુ૦ [સ૦ યતિ.] જૈન સાધુ, જૈન ત્યાગી ધર્મોપદેશક, ગોરજી, આત્મજ્ઞાન લેનારો, મુમુક્ષુ પારકા છોકરાને જતી કરવા ખોટી સલાહ આપવી

**જતી**, સ્ત્રી૦ કવિતા વાચતા વચ્ચે વચ્ચે અટકવાનુ ઠેકાણુ, વિરામ, વિશ્રામ

**જતીમતી**,સ્ત્રી૦દરેકની જુદી અથવા સામટી જે જવાબદારી તે એકાજતી એકામતી—સર્વાનુમતે

**જતુ**, સ્ત્રી૦(સ૦)લાખ. જતુગૃહ-લાક્ષાભવન. જતુરસ—અળતો, લાખમાથી બનાવેલો એક રંગ

**જત્રુ**, સ્ત્રી૦ (સં૦) ગળાની હાસડી,કાંઠલો.

**જથરવથર**, અ૦ ઠિકઠાક નહિ પણ જેમ તેમ કહિનુ કહિ, અવ્યવસ્થિત.' તેનુ લુગડું જથરવથર, તથા ચોટલો × × હતો."—કરણઘેલો.

**જથા**, અ૦ (સ૦ યથા) જેમ; જે રીતે,જેપ્રમાણે જથા રાજા તથા પ્રજા—જેવો રાજા તેવી પ્રજા.

**જથાબંધ,** અ૦ એકેએકે નહિ તેમ, છુટક નહિ તેવુ, જથામા, થોકવાર, સામટી રીતે, ટોળાબંધ
**જથારથ,** વિ૦ (સ૦ યથાર્થ) વાજબી, ઘટતુ, જોઇયે તેવુ
**જથો,** પુ૦ [સ૦ યૂથ] એકઠુ હોવુ તે, ઢગ, સમુદાય, સમૂહ, ૨. થોક, ગંજ, સટ ૩ ટોળુ, મંડળ, ૪ વર્ગ, પક્ષ [અગરજે
**જદપી-ધપિ,** અ૦ [સ૦ યદિ+અપિ] જોકે,
**જદા,** અ૦ [સ૦ યદા] જ્યારે
**જદાતદા,** અ૦ કોઈ વખત
**જદુનાથ,** પુ૦ યાદવપતિ, શ્રીકૃષ્ણ 'સદા શેન સેવો જદુનાથ મોટો' [ફાવે તેમ
**જદ્વાતદ્વા,** અ૦ ગમે તેમ, વિપરીત એલફેલ,
**જન,** ન૦ (સ૦ જન) માણસ, મનુષ્ય. (સ્ત્રી અથવા પુરૂષ) માનવી ૨ રૈયત, પ્રજા ૩ લોક, જગત, દુનિયા [જાવનાર 'હાસ્યજનક'
**જનક,** વિ૦ (સ૦) પેદા—ઉત્પન્ન કરનાર, ઉપ
**જનક,** પુ૦ બાપ પિતા, તાત ૨ પરમેશ્વર ૩ સીતાજીના પિતા, મિથિલા નગરીનો રાજા
**જનકથા,** સ્ત્રી૦ લોકમા પરંપરાથી ચાલતી આવેલી દંતકથા, લોકમા ચાલતી વાત [નસીબ કરે
**જનત,** ન૦ (ફા૦) સ્વર્ગ 'ખુદા મરહુમને જનત
**જનતા,** સ્ત્રી૦ રૈયત સાથેનો એકભાવ ૨ લોકપણુ
**જનન,** ન૦ (સ૦) જન્મવુ તે, જણવુ તે, વેતર ૨ જન્મ ૩ દેખાવ, જીવન **જનનમરણ**—જન્મવુ ને મરવુ તે [જણતી
**જનની** સ્ત્રી૦ (સ૦) મા, માતા, જનમ આપનારી,
**જનપદધર્મ,** પુ૦ (સ૦) દેશાચાર, દેશ રૂઢિ
**જનપદ,** પુ૦ દેશ, મુલક "જનપદ હિતકર્ત્તા નૃપ તેને તજે છે"
**જનપ્રવાદ,** પુ૦ (સ૦) લોકાપવાદ, વચનીયતા
**જનપ્રવાહ,** પુ૦ (સ૦) લોકાચાર, રૂઢી ૨ માણસોનુ ટોળુ
**જનમ,** પુ૦ (સ૦ જન્મ) જનમવુ—અવતરવુ તે ૨ ઉત્પત્તિ, ઉદય, સંભવ, પ્રભવ ૩ જનમારો, જીંદગી, ભવ ૪ જન્મથી મરણ સુધીનો વખત, હયાતીનો કાળ **જનમ થવો**—અવતરવુ, સંભવવુ **જનમ આપવો**-જણવુ, ઉત્પન્ન કરવુ, ઉપજાવવુ, પેદા કરવુ **જનમની રોટલી**-પેદાશ. જીવાઈ (મરતા લગી મળ્યા કરે તેવી) **નવો જનમ થવો**—મરતા બચવુ, ઘાત જવી **પેલે જનમ**—બીજે અવતારે **પુનર્જન્મ**—બીજો અવતાર, ફરીને જન્મ થવો તે ચોર્યાશીનો ફેરો
**જનમત,** ન૦ પ્રજામત, લોકમા બંધાયેલુ મત
**જનમવુ,** ક્રિ૦ અ૦ અવતરવુ, પેદા થવુ ૨ પ્રગટ થવુ જાહેરમા આવવુ, હયાતિમા આવવુ.
**જનમગાંઠ,** સ્ત્રી૦ જન્મનો વાર્ષિક દિવસ તે, વરસગાંઠ, શાલગીરી [જિંદગી (આખો) ભવ
**જનમારો,** પુ૦ જનમથી મરણ લગીનો કાળ તે,
**જનમોતરી,** સ્ત્રી૦ (સ૦ જન્મ+ઔતરી) જે તિથિ, વાર, ઘડી, નક્ષત્રમા જન્મ થયો હોય તે ઉપરથી કાઢેલા ગ્રહોના યોગથી આખી જીંદગીમા જે લાભ હાનિ થવાની તે બતાવનારી પત્રિકા તે ૨ આગળથી જાણી લખી કે કહી રાખેલી વાત, ભવિષ્ય ભાખવુ તે
**જનરલ,** પુ૦ (અ૦) સેનાનો નાયક, અનીકપતિ
**જનરંજન,** વિ૦ (સ૦) માણસો ખુશી થાય તેવુ
**જનરીત,** સ્ત્રી૦ લોકમા ચાલતી જે રીત તે લોકરૂઢી
**જનલોક,** પુ૦ (સ૦) સપ્તલોકમાનો પાંચમો, સ્વર્ગ
**જનવાદ,** પુ૦ (સ૦) અફવા, ગપ ૨ લોકમા થતી અપકીર્તિ [દંતકથા
**જનવાર્ત્તા,** સ્ત્રી૦ (સ૦) લોકમા ચાલતી વાર્તા,
**જનસ,** સ્ત્રી૦ (આ૦ જિનસ) ચીજ, વસ્તુ, ૨ સામાન, માલ, સોદો ૩ દાગીનો, નગ ૪ જમેમાથી ઉધાર બાદ કરતા બાકી રહેલુ તે, સિલક, અવેજ, રકમ ૫ ઉપયોગી મહ્યવાન ચીજ ૬ અપીણુ
**જનસપડી,** સ્ત્રી૦ વેપારીઓમા ૧૯નો સંકેત.
**જનસમુદાય,** પુ૦ લોકસમૂહ
**જનસમૂહ,** પુ૦ લોકોનુ ટોળુ [ઘરેણાઉ.
**જનસાઉ,** વિ૦ સાનમા જણસ રાખીને આપેલુ,
**જનહિત,** ન૦ મનુષ્ય કલ્યાણ, લોકહિત
**જનહિતકારી,** વિ૦ પરગજુ, જનહિતેચ્છુ
**જનાકારી,** સ્ત્રી૦ (ફા૦ ઝન—સ્ત્રી) છિનાળુ, જાર

કર્મ, વ્યભિચાર [વાથી લાગતો થાક તે

**જનાખ,** સ્ત્રી૦ સત્વ, બળ, દુ ખ ને મહેનત વેઠ-

**જનાજો,** પુ૦ (ફા૦ જનઝા)મુસલમાનમા મડદાને દાટવા લઇ જવાની ઠાઠડી,ખાટલી,કર્ફંટી ૨ ડાઘુ

**જનાદી,** પુ૦ પૈસો,દોઢિયુ

**જનાનખાનુ,** ન૦ (ફા૦) સ્ત્રીઓને બેસવા ઉઠવાનો ખ ડ, ઓઝલ, અ ત પુર ૨ સ્ત્રી વર્ગ, કુટુબ કબીલો [રાડનુ ૨ કાયર, હિંમત વગરનુ

**જનાની,** વિ૦ બૈરાના જેવી રીતભાતનુ,બાયલુ,

**જનાનો,** પુ૦(ફા૦) ઓઝલમા રહેનાર સ્ત્રી વર્ગ ૨ ઓઝલ, પડદો ૩ કુટુબકબીલો

**જનાબ,** વિ૦ (ફા૦) ઉંચા દરજ્જાવાળાને સબોધીને વપરાતો માનનો શબ્દ,માનવ ત,મહેરબાન જનાબેઆલી ઔ ઘણુ માનમા બોલાય છે જ **નાબમાં**–ખિજમતમા, સેવામા, હજુરમા

**જનાવર,** ન૦ ( ફા૦ જાનવર ) માણસ સિવાય બીજુ જે પ્રાણી તે પશુ, પક્ષી, જીવજન્ત, બુદ્ધિ વગરનુ પ્રાણી [કાવડિયો

**જનાવાદી,** પુ૦ હલકી કિમ્મતનો સિક્કો, જંઈ,

**જનિત,** વિ૦ (સ ૦) જન્મેલુ, ઉત્પન્ન–પેદા થયેલુ, ઉપજેલુ, લીધે થયેલુ [લાગણીનો જોસ

**જનુન,** સ્ત્રી૦ ગાડો જુસ્સો, ક્રોધનો ઉભરો,

**જનુની,** વિ૦ ઝનુન હોય તેવું,ક્રોધી, આકળુ

**જનુની–નેતા,** સ્ત્રી૦ (સં૦ જનની)જણતી મા

**જનોઇ,** ન૦ બ્રાહ્મણ ક્ષત્રી ને વૈશ્ય એ ત્રણ જાતિના પુરૂષના ડાબા ખભાની ઉપર અને જમણાની નીચે લટકતો ત્રણ તારનો સુતરનો તાતણો, ઉપવિત ૨.દ્વિજપણુ પામવાનો સરકાર

**જન્ત,** પુ૦ ક્ષુદ્ર જીવ, જીવડો "જીવજન્ત"

**જંતર,** પુ૦ (સં૦ ય ત્ર) ધાતુ કે ભોજપત્ર ઉપર ખાના અક્ષર વગેરે પાડી લખેલુ અમુક સાધના માટેનુ પત્ર

**જંતુ,** પુ૦ નાનો જીવ, ક્ષુદ્ર જીવ,જીવડો

**જંત્ર,** ન૦ (સ ૦) ય ત્ર, સાચો ૨. ઓજાર,હથિયાર ૩ રચના, ગોઠવણુ, યોજના ૪. કોઠો, કોષ્ટકની તખતી ૫ એક જાતનું ત તુ વાદ્ય. 'જ ત્રની જુક્તિ જ ત્રીજ જાણે' ૬ પ્રખર; તીવ્ર

**જત્રી,** સ્ત્રી૦ જ ત્ર વગાડનાર, ' જેવો જ ત્ર વગાડે જ ત્રી, તેવો સ્વર નીસરે'–દયા૦ ૨ જાદુગર,ખેલાડી ૩ તૈયાર ગણી ગખેલા હિસાબની ચોપડી ૪ તાનીજ, ૫ સાકળીઉ, અનુક્રમણિકા.

**જ દ,** સ્ત્રી૦ સસ્કૃતને મળતી અસલ ઇરાની ભાષા, અવસ્તાની ભાષા [સીઓનુ ધર્મ પુસ્તક

**જ દઅવસ્તા,** ન૦ જ દ ભાષામા લખાયેલુ પાર-

**જંદો,** પુ૦ ફક્કડ પુરૂષ, વિદુષક

**જન્મ,** પુ૦ (સ ૦ જન્–જન્મવુ )જનમ,જુઓ.

**જન્મકુ ડળી,** સ્ત્રી૦ (સં૦) લગ્ન સમયના ગ્રહો દેખાડનારૂ બાર રાશિઓનુ પત્ર તે, જન્માક્ષર

**જન્મચરિત્ર,** ન૦ (સં૦) જીદગીનો હેવાલ,જીવન, વૃત્ત, વર્ણન

**જન્મદિવસ,** પુ૦ જે દિવસે જન્મ થયો તે તિથિ, જન્મનો વાર્ષિક દિવસ

**જન્મનામ,** ન૦ (સ ૦)જન્મ નક્ષત્રના ઉપરથી રાખેલુ–પાડેલુ નામ તે

**જન્મપત્રિકા–ત્રી,સ્ત્રી**૦(સ ૦)**જનમોતરી**,જુઓ

**જન્મપ્રભતિ,** અ૦(સં૦)જન્મથી માડીને

**જન્મભાષા,** સ્ત્રી૦ (સ ૦) જન્મથી જે ભાષા બોલતા હોય તે, માતૃભાષા

**જન્મભૂમિ,** સ્ત્રી૦ ( સ ૦ ) જે ભૂમિમા જન્મ થયો હોય તે, સ્વદેશ, વતન

**જન્મસ્થાન,** ન૦ (સ ૦) જ્યા જન્મ થયો હોય તે સ્થાન ૨ જન્મ કુડળી, લગ્નભુવન

**જન્માક્ષર,** પુ૦ જન્મ સમયે મ ડેલા ગ્રહોનુટિપણ, જન્મપત્રિકા [જન્મ લેવો તે, પુનર્જન્મ

**જન્માન્તર,** ન૦ (સ ૦)એક જન્મ છોડી બીજો

**જન્માંધ,** વિ૦ (સ ૦) જન્મથીજ આધળુ

**જન્માષ્ટમી,** સ્ત્રી૦(સ ૦) જન્મ સમયની અષ્ટમી ૨ કૃષ્ણજયતી, ગોકુળઆઠમ

**જન્મોજન્મ,** અ૦ (સં૦) એક પછી બીજો, બીજા પછી ત્રીજો એમ જે અવતાર લેવા પડે છે તે. ભવોભવ

**જન્મોત્તરી,** સ્ત્રી૦ (સ ૦) જનમોતરી, જુઓ

**જન્ય,** સ્ત્રી૦ જાન, (કચ્છ) ૨ વિ૦ જન્મેલુ;ઉપજેલુ

**જપ,** પુ૦ (સં૦ જપ્) નામ, મંત્ર, ૭૦ નુ રટન

તે એકનું એક જપવું તે, જાપ **જપ** કરવો—આળસમાં વખત ગુમાવવો ૨ વારવાર એકનો એક વિચાર કરવો,રટન કરવું ૩ ઇચ્છીત વસ્તુની આશામાં રાહ જોવી

**જપત,** વિ૦ (આ૦ જપ્ત) માલીકની સત્તા છીનવી લઈ સરકારે પોતાના કબજામાં રાખેલું હોય તેવું **જપત કરવું**—સરકારે પોતાની સત્તામાં રાખવું (થોડીવાર સુધી અથવા હમેશને માટે)

**જપતી,સ્રી૦**જપત–કબજ કરવું તે ટાચ,કલમબંધી

**જપમાળા,** સ્રી૦ (સ૦) જપ કરવાનો બેરખો, માળા, તસબી

**જપવું,** ક્રિ૦ સ૦ જપ કરવો, વારે વારે ઇષ્ટનું નામ લેવું, રટન કરવું, ૨ સ્મરવું, યાદ કર્યા કરવું, ધ્યાન ધરવું ૩ ધંધવું ન વિસરવું

**જફા,સ્રી૦**(ફા૦)જુલમ,સખતી,જબરજસ્તી

**જબર–બ્બર,**વિ૦ (આ **જબ્ર**–સખતી)જોરાવર, બળવાન (પ્રાણી) ૨ ઘણું, મોટું, ભારે ૩ અઘરૂં, મુસ્કેલ (કામ) ૪ ઘણુંજ દુખ દે તેવું, રિબાવે તેવું ૫ કઠણ,સખત,મજબુત

**જબરજસ્ત,** વિ૦ જોરાવર, મજબુત, અજરાલ ૨ જુલમગાર, જુનમી, ક્રુર

**જબરજસ્તી, સ્રી૦** જબરાઇ,જોર–બળ વાપરવું તે ૨ જુલમ ગેરઈન્સાફની વાપરેલું જોર

**જબરી–રાઈ, સ્રી૦ જબરજસ્તી,** જુઓ

**જબરૂ,** વિ૦ **જબર,** જુઓ **જબરૂ** લાકડું—મોટોપક્ષ, જબરો આધાર, ટેકો સબળ આશ્રય 'બદરૂદીનને ન્યાયાધીશમાં જબરૂ લાકડું હતું, તેથી તે જેમ કરતો તેમ ફાવતો"

**જબલગ,** અ૦ જ્યાં સુધી "જબલગ સામ તબલગ આસ" [બોલી ભાષા

**જબા,–જબાન,** સ્રી૦ (ફા૦ ઝબાન) જીભ ૨

**જબાની, સ્રી૦**બોલીને આપેલી સાક્ષી છકગાર સોગન ઉપર કહેલું–લખાવવું તે

**જબાપ,** પુ૦ **જવાબ,** જુઓ

**જબે–હ** કરવું, ક્રિ૦ સ૦ ( આ૦ ઝબાહ્ ) ઝટકો મારીને કાપી નાખવું, કાપીને મારી નાખવું ઠાર કરવું, કતલ કરવું

**જબ્બર,** વિ૦ **જબર,** જુઓ

**જબ્બો,** પુ૦ (ફા૦ **જુબ્બા**) ઢીલો લાંબો ઝુલતો સુંદર ડગલો. વિદ્વતા અને પદવીના ચિહ્ન તરીકે સરકાર તરફથી અપાતો ડગલો ૨ ખુલતું ને બંધમેસ્તું ન હોય તેવું પહેરણ

**જભકવું–કી** ઉઠવું, ક્રિ૦ અ૦ ( ઝડપ ઉઠવું. ) બીક લાગેથી ચમકવું,ઝમકવું, ચમકીને જાગી ઉઠવું.

**જભકોળવું,** ક્રિ૦ સ૦ ઝબકોળવું, પાણીની અંદર બોળી કાઢવું

**જમ,** પુ૦ (સ૦ **યમ**) મરણ પછી જીવનો ન્યાય કરી શિક્ષા કરનારો દેવ, મોતનો દેવ ૨ મોત,મરણ, કાળ, અંત ૩ બિયામણો–વિકાળ પુરૂષ ૪ દુખ દેનારો, ત્રાસ આપનારો **જમ** જેવો—મજબુત,જોરાવર, ભયંકર **જમનું** તેડું સાઠ પણ કોરટનું તેડું ખોટું—સરકારમાં વારંવાર ધક્કા ખાવા પડે તે ખોટું **જમનો** દૂત—નિર્દય અને કઠોર હૈયાનો

**જમ,** અ૦ જેમ (કવિતામાં) [માણસ

**જમડો,** પુ૦ જમ, યમનો દૂત ૨ ક્રૂર બિયામણો

**જમણ,** ન૦ જમવાના પદાર્થો ૨ જમાડવું તે, નાત, વરો ૩ એક વારનું જમવાનું તે "દશ જમણ થયાં'

**જમણવાર, સ્રી૦** ઘણા લોકને સાથે બેસાડી જમાડવા તે, ન્યાત, વરો, ભોજન સમારંભ ૨ નાતનો દિવસ

**જમણું,** વિ૦ (હિં૦ દે૦ **જેમણય**) પૂર્વ દિશા સામું મુખ કરી ઉભા રહીએ તો દક્ષિણ દિશા તરફનું, વામેતર, અપસવ્ય **જમણો હાથ**—જે હાથે કામ કરવું વધારે ફાવે છે તે, મુખ્ય માણસ મદદગાર, સહાયક, ખરો મદદનીશ, જેના વિના કંઇ કામ થાય નહિ તે **જમણો** હાથ તે મો તરફ–જેનું જે તરફ વલણ હોય [તે તરફ

**જમદૂત પુ૦** યમદૂત, કાળ

**જમરૂખ, ન૦** એક જાતનું ફળ, પેર, જામફળ

**જમરૂખડી–ખી,સ્રી૦** જમરૂખનું ઝાડ, જામફળી

**જમલો,** પુ૦ જુમલો,એકઠો થયેલો જથો,મરાવો 'જમલો છે જોજે જગદીશ,તું પડછે ને તે ધક્ષ'

**જમવુ,** ક્રિ૦ સ૦( સ૦ જમ્-જમવુ ) રાંધેલુ ખાવુ, ભોજન કરવુ, ખોરાક લેવો ૨ ગળવુ, ઉચાપત કરવુ, સારી રીતે હાથ મારવો 'ફરિયાદી અને દાદી મને પાસેથી ખૂબ જમે છે"

**જમવુ,** ક્રિ૦ અ૦ જામવુ, ઘનીકરણ થવુ ૨ ઠરવુ, બંધાવુ

**જમા, સ્ત્રી૦** (અ૦) આવક, પેદાશ, વસુલ,નીપજ ૨ આવકનુ ભરણુ જેમા એકઠુ થતુ હોય તે, ભંડાર, ખજાનો, તિજોરી ૩ ચોપડામા આવક લખવાની બાજુ તે, એવી જે આવેલી રકમ તે ૪ એકઠુ થવુ તે ૫ ભેગુ, એકઠુ ૬ સરવાળો, જુમલો, બેરીજ **જમા** કરવુ— આવકના ખાતામા લખવુ ૨ એકઠુ કરવુ ૩ વ્યાજે રાખવુ ૪ અનામત રાખવુ

**જમાઇ,** પુ૦ (સ૦જામાતૃ) દિકરીનો વર

**જમાઉધાર,** ન૦ આવક જાવકનો રીતસર લખાતો હિસાબ તે ૨ મેળવવુ ને ગુમાવવુ, ભેગુ કરવુ ને તેનો વ્યય કરવો

**જમાખરચ,** પુ૦ આવક ને ખરચ,જમા ખરચ પાડવુ—હિસાબમા ન ગણેલી રકમોની વ્યવસ્થા કરવી

**જમાડવું,** ક્રિ૦ સ૦ જમે તેમ કરવુ, ભોજન કરાવવુ, ખવડાવવુ ૨ લાભ કરાવી આપવો ૩ લાંચ આપવી, બક્ષીસ આપવી

**જમાત,** સ્ત્રી૦ (અ૦) જથો, સમુદાય,સમવાય ૨ મંડળ,નાત ૩ નાતના મંડળનુ પંચ

**જમાદાર,** પુ૦ (ફા૦)થોડા સિપાઇઓનો ઉપરી, એક ટોળીનો નાયક [રીપણુ,હુકમ બજવણી.

**જમાદારી,** સ્ત્રી૦ જમાદારનું જે કામ તે ૨ ઉપ-

**જમાન,** પુ૦ જામીન, જુઓ

**જમાની,** સ્ત્રી૦ જામીનગીરી

**જમાનો,**પુ૦(ફા૦ જમાન.) લાંબો વખત, જુગ, એક પેઢી જેટલો સમય, કાળ, વખત

**જમાબંદી-ધી,** સ્ત્રી૦ સરકારી કરોની ઠરાવણી; કરનો ઉચ્ચક ઠરાવવો તે. ૨ મહેસુલ વસુલ. ૩.લશ્કર માટે ખેતમાથી ભરતી કરવાની ગોઠવણ

**જમાલગોટો,** પુ૦ (અ૦) નેપાળો. એ, જુલાબ આપવા દવામા વપરાય છે

**જમાવ,** પુ૦ એકઠુ-એક જથ્થે થવુ તે, ભીડ ૨ મેળાવડો, મેળો ૩ ઠઠ, ટોળુ, સમુદાય.૨ એક ઠેકાણે હોવુ તે સંગ્રહ, ઢગ "વસ્તુઓનો જમાવ." ૩ એક બીજા સાથે મળતુ રહેવુ તે, અથવા મળીને રંગ ઉપજાવવો તે ૪ એકમત, મેળાપ, સંમતિ.

**જમાવટ,** સ્ત્રી૦ મેળવણી, બનાવટ, શોભતે શોભતુ આવી રહેવુ તે (રંગ,અવાજ, ઇ૦ નો)

**જમાવસૂલ,** સ્ત્રી૦ (અ૦) દેશ-ગામોની ઉપજ માથી જે રકમ સરકારમા ભરાતી હોય તે

**જમાવવુ,** ક્રિ૦ સ૦ એકઠુ-ભેગુ કરવુ ૨ જુદી જુદી જાતની સામગ્રી એકઠી મેળવી સારૂ લાગે ને મઝા પડે તેમ કરવુ ૩ દહિ કરવા સારૂ દૂધમા ખટાશ નાખવી, મેળવવુ, અંકવુ;આખરવુ ૪ પૈસા ભેગા કરવા. ૫ (કામ ધંધો) ખીલવવુ, વધારી દેવુ, સ્થાપવુ ૬ મજબુત બેસાડવુ, દઢીકરણ કરવુ.

**જમી જવુ,** ક્રિ૦સ૦ ખાઈ જવુ,૨ બંધાઈ જવુ દહિ થવુ ૩ એક બીજા સાથે મળી રંગ ઉપજાવવો ૪ અનુકૂળ આવવુ, એકઠું બેસી જવુ, બંધબેસતુ આવવુ

**જમીન,** સ્ત્રી૦ (ફા૦) ધરતિ, ધરા, ભૂમિ ૨. પંચતત્વમાનુ એક, પૃથ્વી ૩. નક્કર પૃથ્વીનો હરકોઇ કોરો સપાટ ભાગ, ધરાતલ ૪ ભોય ( પથારી ન હોય તે ) ૫ પાકને માટે સાફ કરેલી ભોય-ભૂમિ તે, ખેતર ૬ વિશ્વ,દુનિયા જગત 'જમીનપર જન્મેલુ તે જવાનું જ' ૭ માસ,અંકુર.'જમીન આવશે તેમ તેમ ઘા પુરાશે' ૮ તલ, ભોય, સપાટી ' જમીન ધોળી ને ઉપર ફૂલવેલ લાલ રંગના કરજો' ૯. જગા, આધારભૂત સ્થળ. 'આ દુનિયામા હવે મારે પગ મૂકવા જેટલી જમીન રહી નથી ' જમીન આવવી—રૂઝ આવવી,માસના અંકુર આવવા, ઘા પુરાવો. જમીન ગરવી—ઘા ઊંડો જવો ૨ પાણીના વહેણથી આસપાસની જમીન કપાવી. જમીન ખાવી—ક્ષારવાળું,પક્ષાતા

પની અસર થવી જમીન માપવી–લપસી પડવુ ૨ નાસી–ખસી જવુ જમીનમા પેસવુ–ભોયમા ઉતરવુ ૨ દિગણ્ણા રહેવુ ૩ છોભા–શરમિદા પડવુ જમીન કરવી–મિલ્કતમા જમીન રાખવી.૨ જમીન–ભોય દુરસ્ત કરાવવી ૩ થાપ દેવરાવવી ૪ ઘણી મુદતે દરિયાઈ મુસાફરી કરી બદર કરવુ કાઠે આવવુ **જમીન આસ્માન એક થવુ**–પ્રલય થવો, ગજબ થઇ જવો, મોટો અનર્થ થવો, "જમીન આસ્માન એક થાય તોયે શુ, હવે તે એકનો બે થવાનો છે?" ૨ મોટી આફત આવી પડવી "આ કામ કરતા તો જમીન આસ્માન એક થશે." જમીન આસ્માનનો તફાવત–ઘણોજ મોટો તફાવત

**જમીનદાર**, પુ૦ (ફા૦) જમીનની પેદાશ ઉપર ગુજરાન ચાલતુ હોય તે, જેની મિલકત જમીન–ખેતર રૂપે હોય તે, જાગીરદાર ૨ ખેડુત,પાટીદાર

**જમીનદારી**,સ્ત્રી૦(ફા૦)જમીનદારની જે સ્થિતિને

**જમીનદોસ્ત**, વિ૦ ભાગી તોડી ભોય બરાબર કરી નાખેલુ, ફનાફાતિયા કરેલુ, જડમૂળમાથી ઉખેડી નાખેલુ, પાયમાલ, હતા ન હતા જેવુ

**જમે**, અ૦ જમા, જુઓ

**જમેઉધાર**, વિ૦ જમા ને ઉધાર કરવુ તે ૨ નફોતોટો જમે ઉધાર કરવુ–ચોકખુ કરવુ,પતાવી દેવુ

**જમેમર્દ**, વિ૦ બહાદુર, પહેલવાન [વાંકો છરો

**જમૈયો**, પુ૦ ( અ૦ ) એક તરેહનુ હથિયાર,

**જપ**, સ્ત્રી૦ (સ૦ યમ્) નિરાત, નિવૃત્તિ, આરામ, શાંતિ

**જપલાવવુ**, ક્રિ૦ અ૦ એકદમ યાહોમ કરી કૂદી પડવુ, વગર વિચારે કરવુ, ઝપલાવવુ

**જપવુ**, ક્રિ૦ અ૦ શાન્ત થવુ, નિરાત વાળવી, વિરમવુ ૨ ઉધવુ.

**જપાપાત**, પુ૦ કૂદકો, ભુસકો, પડતુ મૂકવુ તે

**જબીર**, ન૦ કર્પટીનુ ઝાડ, કર્પટા (ફળ) 'નારિકેલ ફણુસ જબીર ને ફોફળી રે'–રામાયણ

**જબુદ્વીપ**, પુ૦ પૃથ્વીના સાતદ્વીપમાનો એકદ્વીપ

**જબુરો**, પુ૦ (ફા૦) એક જાતની તોપ ૨ બાજીગરનો મદદગાર છોકરો

**જબુક** પુ૦ (સ૦) શિયાળ, કોલુ

**જબૂર**, પુ૦ ખીલા ખેચી કાઢવાનુ એક ઓજાર

**જબે**, અ૦ જે અબે, જય જય અબે જંબે જંબે કરવુ–નાચી કૂદીને આનદ મેળવવો ૨ છુટે હાથે વાપરવુ ૩ કાખલીઓ કૂટવી, જાવસોઈ કૂટવી ને ધમાલ મચાવવી.

**જભા**, ન૦ (સ૦) આળસ આવવાથી મો ઉઘાડી જોરથી શ્વાસ મૂકવો તે, બગાસુ

**જમોર**, પુ૦ (ફા૦ જહુમર) જમ્મર, ચિતામા પડી આપઘાત કરવો તે, કમકમાટી વછુટે તેવુ મરણ

**જમ્મર**,પુ૦મોટુ દુ ખ,કાળોકહેર, કમકમી છૂટે તેવુ મરણ, જમોર " કુટનારી કહેતી જમ્મર થયો, તમે રહો હવે રોઈ રે " —બાપુસાહેબ

**જય**, પુ૦ (સ૦ જિ–જીતવુ )જીત, ફતેહ, બીજાને હરાવી નમાવી ચઢિયાતા થવુ તે ૨ બઢતી, સૌભાગ્ય, કલ્યાણ, શ્રેય **જય જયકાર**–જીતની ખુશાલીનો પોકાર, આનદ નાદ

**જયકામી**, વિ૦જયની સ્પૃહાવાળા ૨ કીર્તિલોભી

**જયન્તિ**, સ્ત્રી૦ મહાન્ પુરુષના સ્મરણ નિમિત્તે ઉત્સવાદિ કરવા તે ૨ દિગ્વિજય પત્રિકા. ૩ પતાકા, ધ્વજા.

**જયમગળ**,પુ૦રાજાને બેસવાનો હાથી, ઉત્તમહાથી

**જયશાલી**, વિ૦ જયવત, ફત્તેહમદ, જયી

**જયાનદ**, પુ૦ (સ૦) જયથી ઉપજેલો જે આનદ તે [ વિજયી ૨ જીતેલુ

**જયી**, વિ૦ (સ૦) જય મેળવનાર, ફતેહમદ,

**જર**, પુ૦ (સ૦) રેશમ સાથે વણેલા સોના રૂપાના પાતળા તાર, કસબ ૨ કસબનુ વણતર ૩ એવા વણતરનો પાલવ, તોરો,ઈ૦ ૪ (ફા૦)પૈસો,નાણુ, દોલત, સોનુ 'જર ચાહે સો કર'

**જર**, સ્ત્રી૦ ઓર, મેલી ૨. જળો (કચ્છ)

**જરકસી**, વિ૦ કસબી,જેમા કસબી ભરત હોય તેવુ, જરીનું " જરકસી સાડી રેશમી, લખો કોટી બાર વહુ જી'–આમેરૂ

**જરકોસ**, પુ૦ ખોટા કસબની બનાવટ

**જરખ**, પુ૦ ગધેડા જેવુ પણ અત્યત આળસુ

ગંદુ એક હિંસક પ્રાણી, ઘોરખોદિયો, તરસ (મ૦); લક્કડવાઘ, જીરાક (હિ૦)
**જરજર-રિયું**,વિ૦ જીર્ણ, છેક્જ ઘસાઈ ગયેલુ, ખખળી ગયેલુ. ૨ ગરગરિયુ,આછા પોતનુ, કાકા પુરી, ઘસાઇને નીકળી પડે તેવુ થયેલુ.
**જરજરિયાન**, ન૦ રોકડ, ધન, અને ઘરેણા ૨ કસબી ભરત. [ જે તે
**જરજોખમ**,ન૦જર અને જોખમ, સાચવવા યોગ્ય
**જરઠ**,વિ૦વૃદ્ધ,વરઠુ ૨ મજબુત; કઠણ.૩ રીઢું,પાકુ
**જરતોસ્તી**, વિ૦ ( ફા૦ જર્તાસ્ત ) જરતોસ્ત પેગંબરના ધર્મને માનનાર (પારસી લોક)
**જરદ**, વિ૦ (ફા૦ જર્દ) પીળુ, ઝાંખુ પીળુ
**જરદાળુ**,ન૦ એક જાતનુ ફળ [તમાકુનો ભુકો
**જરદો**, પુ૦(ફા૦)તમાકુની પતરી; પીળાસ પડતો
**જરદોજ**, પુ૦ (ફા૦ ઝરદુજ) કસબી ભરત કામ કરનારો, જરીવાળો
**જરબ**, પુ૦ (ફા૦ જર્બ-મારવુ ) ભય, ધાક, દહેસત ( મોટપણનો )૨ માર ૩ દાબ, હાક, ત્રાસ.
**જરવજર**, (અ૦) જરા,અણુ,લેશ. [(સત્તાથી)
**જરવું**, ક્રિ૦ અ૦ (સં૦ જૄ-જુનુ થવુ ) પચવુ, હઝમ થવુ (ખોરાક) ૨ જીર્ણ થવુ, ઓગળી ગળી જવુ. ૩. ચઢવુ, નરમ થવું ૩ તણાઇને છુટુ-તારેતાર જુદુ પડી જવું
**જરાયુ**, ન૦(સં૦જરા-ઓર)ગર્ભને રક્ષણ કરનાર પાતળી ચામડીનું પડ.
**જરાયુજ**, વિ૦ (સં૦ જરા + જન્ )ઓરમાથી જેનો જન્મ થાય છે તે, જન્મતાજ ચેતનવાળુ
**જરા**, સ્રી૦ (સ૦) ઘડપણ, બુઢાપો, વૃદ્ધાવસ્થા વૃદ્ધપણામા થતી કમતાકાત. " જેમ દેવને જરા જાય, તેમ સતી કૃપાએ થાય. "૨ જીર્ણતા,જુના પણું. ૩ સાપની કાંચળી, જીર્ણ ત્વચા
**જરા**, અ૦ (ફા૦) થોડુ, લગાર 'એક કોરે જરા ધાર જેવુ ' ૨ થોડીવાર, જરાવાર " 'જરા ઉભરહો'. ૩. સહેજ, કિંચિત્, લગાર [પણ
**જરાએક**, અ૦ લગાર પણ, થોડુએ ૨ થોડીવાર
**જરાજરા**, અ૦ અમથું અમથુ; લગારેક
**જરાતરા**, અ૦ કંઇક, લગારેક, સહેજસાજ
**જરાયત**, વિ૦(ફા૦ જરાઅત્ ) વરસાદના પાણીથી જેમા પાક થાય છે ને જેને કુવા વગેરેના પાણીની મદદ નથી તેવી (જમીન), કોરાટ, આકાશિયા (જરાયત ને બાગાયત.)
**જરિયન**,વિ૦ કસબી "કોઇ ધરે જરિયન હીરાગળ, કોઇક કથાધારી ' [કસબી વસ્ત્રો વગેરે
**જરિયાન**, ન૦ સોના રૂપાના જડાવ ઘરેણા વગેરે,
**જરી**, વિ૦ કસબથી વણેલુ તે, કસબ.
**જરી-ક**, અ૦ જરા, લગાર
**જરી જરી**, અ૦ જરાતરા
**જરીપટકો**,પુ૦ પેશ્વાના સૈન્યનો જરીનો વાવટો કસબી પતાકા ૨ મોટા લશ્કરી સરદારને કમરે બાંધવાનો જરીનો પટકો (પેશ્વાઇમા)
**જરીપુરાણુ**,વિ૦ જુનુ-ફાટીતૂટી ગયેલુ કાઢી નાખવા જેવુ [ કામ. ૨, માપણી કરનાર.
**જરીફ**, સ્રી૦(અ૦ જરીબ) જમીનની માપણીનુ
**જરીફખરડો**, પુ૦ માપણી લખેલી હોય તે નોંધ, માપણી પત્રક
**જરીમરી**, સ્રી૦ કોગળીઉ, માતાનુ, કોલેરા
**જરૂખો**, પુ૦ ઝરૂખો, છજુ, ડાખલી ૨ બાકુ
**જરૂર**, સ્રી૦ (આ૦) જેના વિના નજ ચાલે તે, ઘણીજ અગત્ય, ગરજ મતલબ [ખા, અચૂક
**જરૂર**, અ૦ ગમે તેમ કરીને,ખચીત, નક્કી, ખાસુ-
**જરૂરિયાત**,સ્રી૦ જરૂર, અગત્ય, આવશ્યકતા
**જરૂરી**, વિ૦ જરૂરનું અગત્યનુ.
**જરોઇયું**, ન૦ જળોયુ, જુઓ
**જર્જર**, વિ૦ જરજર ખખળી ગયેલુ, જીર્ણ
**જર્જરિત**, વિ૦ બહુ જુનું ને જીર્ણ થયેલુ,સખળડખળ થઇ ગયેલુ
**જલ**, ન૦ જળ, પાણી ૨ ઝલ, વાંદો, વંદો
**જલજ**, ન૦ (સં૦) જલમા ઉત્પન્ન થયેલુ તે કમળ, શંખ ૨ વાદળુ, મેઘ.
**જલજા**, સ્રી૦ (સ૦) લક્ષ્મી
**જલદ**, વિ૦ (ફા૦ જલદ્) ઉતાવળુ, ચાલાક.૨. તીખુ, તેજ, ગરમ, આકરૂં.
**જલદ**, પુ૦ વરસાદ, મેઘ વાદળ [તે, જળસમાધ
**જલદાહ**, પુ૦ (સ૦) શબને પાણીમાં નાખવુ

**જલંદર, ન૦ (સ૦જળોદર)** પેટમા પાણી ભરાયુ હોય તે રોગ
**જલદી સ્ત્રી૦(ફા૦)** ઉતાવળ, ઝટપટ, તાકીદ
**જલદી,અ૦**ઝટપટથી, ત્વરાથી, તાબડતોબ,સત્વર
**જલધી, પુ૦ (સ૦)** સમુદ્ર, દરિયો, સાગર
**જલાદ, પુ૦ (ફા૦)** મારો, ગળકટ્ટો, ફાસિયો ૨ કસાઇ, જાનવર કાપનારો
**જલાલ, વિ૦** ઉજ્વળ ઝગઝગતુ 'જાહોજલાલ'
**જલાલી સ્ત્રી૦ ( ફા૦જલાલ-ભપકો )** ભભકો, આજી નાખે તેવી ટાપટીપ ને રોફ
**જલેબી,સ્ત્રી૦** ચાર મોટા પકવાન પૈકીનુ એક. (ખાજા ,ઘેબર લાડુ (કંસાર ના) ને જલેબી) ચાસણી પાયેલી એક મિઠાઈ
**જલાશય, ન૦ (સ૦)**નવાણુ, જળ રહેવાનુ સ્થાન.
**જલ્પ, પુ૦ ( સ૦ જલ્પ્-બડબડવુ )** ગણુગણવુ તે, લવારો, બડબડાટ, અર્થ રહિત બોલ્યા કરવુ તે ૨ ચાલુ ધીમો અવાજ ૩ ભાષણ
**જલ્પક, વિ૦** બટકબોલુ , વાચાળ, મોઢુફટ્ટુ
**જલ્પવુ, ક્રિ૦ અ૦** બડબડવુ, લવારો કરવો, ગણગણવુ 'જગા ખગ જલ્પે ઘણ, લેતા વરવર વાસ'–ગિરધર
**જવ, પુ૦ (સ૦ યવ)** એક જાતનુ શિયાળાનુ ધાન્ય,યવ, સાતુ ૨ એક જવની લંબાઈ જેટલુ માપ તે, આગળીની પહોળાઈ જેટલુ માપ.૩ ત્વરા, ઉતાવળ " ચોમાસુ તરતનુ ગયેલુ હોવાથી ચાલુ કર્યા ધારેલા જવે પ્રયાણ કરી શકયો નહિ " ૪ અગુઠા ઉપર કુદરતી દોરાયેલો લીટો ૫ જવના આકારનો સોનાનો મણકો, જવલો
**જવ, અ૦ (હિ)** જ્યારે, જે વખતે (કવિતામા.)
**જવઈ, સ્ત્રી૦** જવૈ ૨ જીવાઈ
**જવખાર, પુ૦** જવનુ ઘાસ બાળી તે રાખને ગાળવાથી જે ખાર પેદા થાય છે તે
**જવન, પુ૦ (યવન)** વેદધર્મથી ઉલટા ચાલનાર, અનાર્ય, યવન, જગલી ૨ ખાટકી
**જવનિકા, પુ૦** પડદો, અતરપટ,ચક ૨ નેપથ્ય
**જવરઅવર, પુ૦**આવજા,વાર વાર જવુ આવવું તે ૨ પરિચય, એઠકઉઠક
**જવલો પુ૦** જવના આકારનો સોનાનો દાણો, મણકો, નાનો પોટલિયો ૨ જવના જેવા બી.
**જવલ્લે, અ૦(ફા૦)** કોઇક વખત;કદાચ; કવચિત, ભાગ્યેજ, રડયુખડયુ.
**જવવુ , ક્રિ૦ અ૦ (સ૦ જીવ્-જીવવુ )** જીવતુ થવુ , રોગ વિકારથી ખરી ન પડતા ખીલી રહેવું, અને ફૂળી રહેવુ ઉછરવુ,બાઝવુ "આંબે કેરીઓ જવી" ૨ ઉત્પન્ન થવુ [બળવાળો પુરૂષ,બહાદુર
**જવાંમર્દ, પુ૦ (ફા૦)** જુવાન મરદ, હિંમત ને
**જવાંમર્દી, સ્ત્રી૦** બહાદુરી, પરાક્રમ ૨ હિમ્મત
**જવાદેવુ, ક્રિ૦ સ૦** જાય તેમ થવા દેવુ, જતા ન ખાળવુ, ન અટકાવવુ ૨ છોડી દેવુ, મૂકી દેવુ, જતુ કરવુ ૩ માફ કરવુ, ક્ષમા આપવી ૪ રજા આપવી ૫. આખ આડા કાન કરવા,ઉપેક્ષા કરવી ૬ ન મતાપવુ, ન છેડવુ ૭. ન ચર્ચવુ.
**જવાન, વિ૦** જુવાન.**જવાન પઠ્ઠો**–જુવાન શરીરે ભરેલો–કદાવર અને છાતીવાળો પુરૂષ, મજબુત બાધાનો.
**જવાની, સ્ત્રી૦** જુવાની,તારૂણ્ય, જોબન **જવાની** આવવી–જુવાનના ચેનચાળા કરવા (વૃદ્ધે) ૨ નવો ઉત્સાહ ઉત્પન્ન થવો **જવાનીનુ** જોર–તોર, ઉદ્ધતાઇ,અહંકારની મસ્તાની **જવાની** તે જવાની -યુવાનપણુ જઈ વૃદ્ધાવસ્થા આવવાની છે
**જવાબ, પુ૦ ( ફા૦ )** કોઇ કઇ પુછે તો તે બાબત જે કહેવુ–જણાવવુ તે, ઉત્તર ' સવાલ ને જવાબ " ૨ આડતિયાના ઉપર લખેલા જે કાગળથી નાણા મળે તે ૩ પડઘો,પ્રતિધ્વનિ **જવાબ દેવો**–ઉપયોગી થઈ પડવુ, કામ આવવુ, ખપમા આવવુ ,, દુખમા કામ પડે તો જવાબ દે એવો આ હાર તમને આપુ છુ " ૨ ઉત્તર આપવો ૩ જોખમ ભરી આપવુ **આપ** લેનો હિસાબ આપવો ૪ સામે ટક્કર ઝીલવી,સામે ઉત્તર દેવો, બરોબર ઉતરવુ તેનુ શરીર જોયુ હોય તો જમને પણ જવાબ દે એવુ હતુ. " "માગશે જમરાજા જવાબ,અગ્નિમા ઉભાડશે." - ભોજોભક્ત ૪ સાક્ષી આપવી–પૂરવી **જવાબ આપવા જવુ**–ઇશ્વરને ત્યા જવુ, મરી જવુ. જ-

વાબ લેવો-ઉત્તર માગવો ૨ જુબાની લેવી, તપાસ કરવી, નુકશાની ભરી લેવી

**જવાબદાર,** વિ૦ (ફા૦) જવાબ દેનાર, જોખમદાર, જુમ્મેદાર ૨ જોખમ ભરેલુ જવાબદારીવાળુ

**જવાબદારી,** સ્ત્રી૦ ( ફા૦ ) જવાબ દેવાનુ જે જોખમ તે, ફરજ, જોખમ, જુમ્મો.

**જવાબી,** વિ૦ જવાબ લખ્યો હોય તેવી (હુડી). ૨ જવાબદારી ૩. હાજર જવાબી

**જવારઅવાર,** સ્ત્રી૦ પરિચય, એકકઉઠકનો સંબધ

**જવારા,** પુ૦ જવ વગેરેના નાના તાજા ઉગેલા અકુર, જવારા વાવવા-દેવીનુ આવાહન કરી શુભ કામ કરવુ તે, માતા વાવવા

**જવાસો,** પુ૦ રેતાળ ને સુકી જમીનમા થતા કાટાવાળા એક જાતના છોડવા એ ચોમાસામા સુકાઇ જાય છે, ને ઉનાળામા પાલોવે છે, જ્યારે તમામ વનસ્પતિ સુકાઇ જાય છે જવાસાને તેથી અદેખાની ઉપમા આપે છે

**જવાહીર,** ન૦ [આ૦] હીરા માણેક વગેરે કિમતી નગ ૨ જડાવ, દાગીના, જેવર ૩ કિમતી-એ મુલ ચીજ

**જવાળી,** સ્ત્રી૦ અગુઠા ઉપરની એક રેખા લીટી. ૨ જવના જેવા સોનાના દાણાની માળા તે.

**જવુ,** ક્રિ૦ અ૦ [સ૦ યાન.] એક સ્થળેથી બીજે સ્થળે કોઇ રીતે પહોચાય તેમ થવુ, (જવાનુ ઉલટુ આવવુ એક ઠેકાણેથી જવુ. એટલે જ્યા જઇ પહોચવુ ત્યા આવવુ કહેવાય ) ૨ પાસેથી જતુ રહેવુ, ખોવાવુ, ગુમાવવુ " કાલે પાચ નોટમાથી એક ગઈ," ૩ ગુજરવુ, વટવુ, વીતવુ 'બોલવુ હોય તો બોલી દે, મારો વખત થઇ જશે " ૪ સમાવુ, માવુ. ૫. આડે રસ્તે ઉતરી પડવુ, ખરાબ થવુ, પાયમાલ થવુ 'છોકરો હાથથી જશે ' ૬ વાત બનવી; અઘટિત કામ થવુ ( ઘણુ કરીને નજર ચૂકથી ) ' મારાથી બોલાઇ તો ગયુ' ૭. ઘટવુ, બાદ થવુ, ઓછુ થવુ ' ચારમાથી અઢી જાય તો દોઢ રહે " ૮. ગુણ અસર-શક્તિ ખોવી " ઓસડનો ગુણ જતો રહ્યો છે " ૯. એકપરથી બીજા પર બેસવુ-કોઇની પછવાડે લાગવુ. " હવે તેનુ દીલ પૈસા તરફ ગયુ છે " ૧૦ વચન તોડાવુ-મૂકાવુ 'દેશીઓ ! સ્વદેશી કપડા પહેરવા એ લીધેલુ શુ તમારૂ પણ જશે ? ' ૧૧ ગુલ થવુ, ગુમ થવુ, ઓલાવુ; ન દેખાવુ' "દીવો ગયો ' ૧૨ સગ કરવો, સોબત કરવી. ૧૩. નાસી જવુ, નીકળી જવુ ' પેલી વાણિયેણ મુસલમાન સાથે નીકળી ગઇ ' જુદા જુદા ક્રિયાપદ સાથે જુદા જુદા અર્થ બતાવે છે જવાનું-નુકસાન થવાનુ.'મારૂ શુ જવાનુ છે ? ' ૨ મરવાનુ 'જવાનું તો છેસ્તો, જીવ્યા તે ખરુ 'ગયુ તે ગયુ—ગઈ ગુજરી તે પાછી બનતી નથી. જવા બેસવુ —જવાનીતૈયારી થવી-જતુ રહેવુ " તેનું હવે સરવસ જવા બેઠુ છે. " જવુ, જ્યારે સહાયકારી ક્રિયા બતાવે છે ત્યારે તેમા ઉતાવળનો અર્થ હોય છે. જતુ કરવુ-જાય તેમ કરવુ, દીસતુ રહે તેમ કરવુ જતુ રહેવુ—પાસેથી ચાલી જવુ' ૨ ખોવાવુ જતુ' -જનાર "જતાના જાનૈયા ને વળતાના માડવિયા.

**જવેર,** ન૦ જવાહિર, ઝવેર, રત્ન.

**જવેરાત,** ન૦ જવાહિર, જડાવ દાગીના.

**જવેરી,** પુ૦ ઝવેરી, જવાહિર વેચવાનો ધધો કરનાર

**જવૈ,** સ્ત્રી૦ એક જાતનો છોડ-એના બર, સરિયા ભાલા થાય છે

**જશ,** પુ૦ [સ૦ યશ] મોટુ-અઘરૂ કામ કરવાથી જનસમુહમા જે કીર્તિ-આબરૂ મળે છે તે;વખાણ માન, શાબાશી, લોકમા સારૂ બોલાવુ તે. ૨ ફતેહ, વિજય, જય.

**જશન,** પુ૦[ફા૦] ખુશીનો દિવસ. [એક ધાતુ

**જસત,** ન૦ સહેજ ધોળા આસમાની રગની

**જસતા,** પુ૦ ડાધા.

**જસું,** અ૦ ( સં૦ યાદશ ) જેવુ (કવિતામા )

**જહદાજહદ,** વિ૦ જડ ચૈતન્ય.

**જહા,** અ૦ જે ઠેકાણે, જ્યા, જહિ.

**જહાંગીર,** પુ૦ [ ફા૦ જહાન્-દુનિયા + ગીર્-જીતનાર ] દુનિયાનો જીતનાર, જગત્જેતા. ૨. એ નામનો મોગલ પાદશાહ.

**જહાંગીરી,** વિ૦ દુનિયાના જીતનારને લાયક. ૨. સત્તાએ ભરેલુ, અહંકારી, કડક. ૩ ખરી સત્તાથી

હુકમ ચલાવતુ ૪ ઉછૃંખલ,નિરંકુશ,અપ્રતિબંધ
**જહાંગીરી, સ્ત્રી૰** જુલમ, નિર્દયતા, જબરદસ્તી, કડક અમલ બજવણી, જોહુકમી, સખ્તાઈ **જહાંગીરી** ચલાવવી–અવળો સવળો, ખરો ખોટો જેમ આવ્યો તેમ સોટો બજાવવો, નિરંકુશપણે સત્તા ચલાવવી, જોહુકમી ચલાવવી (જહાંગીર બાદશાહ ઘણોજ જૂલમી હતો અને હુકમ તત્કાળ ન માનનારાઓને ઘાતકી સજા કરતો હતો તે ઉપરથી) **જહાંગીરી** ફકીરી-દોરી લોટો કે ગાદીતકિયો, જાહોજલાલીથી રહેવુ કે ફકીર માફક રહેવુ.
**જહાંપન્નાહ,વિ૰**[ફા૰] દુનિયાનુ રક્ષણ કરનાર (રાજા અમીરને બોલાવતા સંબોધતા વપરાયછે)
**જહાલ, વિ૰** ઉચ્છૃંખલ, ઉદ્ધત, ઉદ્દામ,આકળુ, તીવ્ર તરવરિયુ.
**જહાન, સ્ત્રી૰** [ફા૰] દુનિયા, વિશ્વ, જગત
**જહાન્નમ, ન૰** [અા૰] નર્કકુંડ, દોજક, **જહાન્નમમા** જવુ–દીસતુ રહેવુ, બળ્યુ, મુઉં.
**જહાજ, ન૰** [અ૰] મોટુ વહાણ.
**જહીં, અ૰** જે ઠેકાણે, જ્યાં.
**જહુ, સ્ત્રી૰** ધૂળ, રેત, જેહ ૨. રાખ, ભસ્મ
**જહેજ, ન૰** કન્યાદાન દેવું તે
**જળ, ન૰** [ સ૰ જલ] પાણી, ઉદક, નીર ૨ પણ, નિયમ ૩ પાણી, હીર, બળ ૪, આંસુ. **જળ** જંપવુ –(રાત્રીને સમયે નદી, તળાવ,કુવાના પાણી સ્થિર થાય છે તે ઉપરથી) રાત્રે કોઈ જાગતુ ન હોય અને સઘળે શાંતિનુ સામ્રાજ્ય હોય એવો સમય, ઉંઘી જવુ **જળ**પોતીઆ કરવા– નાગા નહાવુ **જળ** મૂકવુ –અમુક કામ ન કરવાનો સંકલ્પ કરવો, પ્રતિજ્ઞા લેવી, નિયમ લેવો
**જળકમળ, ન૰** પાણીમા થતુ સુંદર લાલ ધોળી પાંખડીઓવાળુ એક પુષ્પ
**જળકમળવત્, અ૰** જળમા ઉગતુ કમળ જળથી જુદું રહે છે તેમ, જળના સ્પર્શથી કમળ ભિંજાતુ નથી તેમ
**જળકુંડ, ન૰** આછા પાણી ભર્યા વાદળથી ઢંકાયેલા ચંદ્ર અથવા સૂર્યના બિંબની આસપાસ ફરતુ જે કુંડાળુ થાય છે તે ૨ પાણી રેડી કરેલુ વર્તુલ તે ૩ પાણીમા પત્થર નાખવાથી થતી ગોળ લહરીઓ તે
**જળકુકડી, સ્ત્રી૰** પાણીમાના જીવડા ખાઇને જીવતુ એક પક્ષી, એક જળચર પક્ષી, બતક
**જળકેલિ સ્ત્રી૰** (સ૰) જળમા ઉતરી નહાતા નહાતા સ્ત્રી પુરૂષે રમતગમત કરવી તે
**જળક્રીડા, સ્ત્રી૰** પાણીમા ક્રીડા રમત કરવી તે નાના પ્રકારે તરવુ–નહાવુ–હોડી ચલાવવાની સરત કરવી વગેરે રમત કરવી તે
**જળચક્કી, સ્ત્રી૰** પાણીના જોરથી ચક્કર ફરતી ઘંટી
**જળચર, ન૰** (સ૰) પાણીમા રહેનારૂ પ્રાણી, પાણીમા વસનાર
**જળજંતુ, પુ૰** પાણીના જીવ ૨ માછલી
**જળજંત્ર, પુ૰** જળચક્કી ૨ ફુવારો "જળજંત્ર ઉરાડે તોય, અબળાના ઉચ્છવ સહુ જોય"
**જળજળવુ, ક્રિ૰ અ૰** ભડકે બળવુ, લાલ થવી, ચરચરવુ, ઝળઝળાટ દેખાવો
**જળજળુ, વિ૰** આસુથી ભરાયલુ (આંખો) "જળજળા લોચન જુએ અરૂપર, માથે બાંધ્યુ ફાટયુ ચીથરૂ"—પ્રેમાનંદ
**જળજાબુવો, પુ૰** નદી કિનારાપર થતો એક છોડવો
**જળઝળિયુ, ન૰** આંખમા પાણી ભરાઇ–ઝરી આવવુ તે, આંસુ પડવાની તૈયારી થવી તે ૨ દિનાત્ન, ઝળઝળુ
**જળણ, ન૰** લાકડા, ઇંધન, ૨ બળવુ તે
**જળતરંગ પુ૰** [સ૰] પાણીનો ઘોડો–મોજો,લોઢ, લહેરી ૨ પાણી ભરેલા પાત્રને થરકાવી તેમાથી રાગ–સૂર નીકળે તેમ કરવુ તે
**જળદાહ, પુ૰** (સ૰) મડદાને પાણીમા નાખી દેવુ તે, **જળસમાધ**
**જળધર, પુ૰** મેઘ,વાદળુ ૨ સમુદ્ર. ૩. નાગરમોથ.
**જળધિ, ન૰** દરિયો, સાગર
**જળદર, ન૰** [ જલોદર ] પાણી ભરાયાથી પેટ મોટુ થયુ હોય તે રોગ
**જળનિધિ, પુ૰** દરિયો, સાગર, સમુદ્ર.
**જળનિધિ, વિ૰** ચારની સંખ્યા
**જળનીલિકા, સ્ત્રી૰** (સં૰) શેવાળ
**જળપટલ, પુ૰** મેઘ, વાદળાનો ઘેરાવો, વાદળાં.

**જળપતિ,** પુ૦ વરૂણ. ૨ સમુદ્ર ૩ પૂર્વષાઢા નક્ષત્ર

**જળપર્યટન,** ન દરિયાની મુસાફરી,સફર,સમુદ્રયાત્રા

**જળપાત્ર,** ન૦ પાણીનુ વાસણ

**જળપાન,** ન૦ પાણી પીવુ તે

**જળપ્રલય,** પુ૦ મોટીરેલ–પુર [ હોય તેવુ

**જળમય,** વિ૦ પાણીથી વિંટલાયલુ પાણી ફરી વળ્યુ

**જળમાણુસ,** ન૦ પાણીમા રહેતુ વેંતિયુ માણુસ (પાતાળમા વેત વેત જેટલા પણ શુદ્ધ માણુસના આકારના પ્રાણીઓ વસે છે એવુ લોકો માને છે )

**જળમાર્ગ,** પુ૦ પાણીનો રસ્તો, વહાણમા બેસી જવાય એવો જે દરિયાનો રસ્તો તે ( એનુ ઉલટુ પગ રસ્તો અથવા ખુશકી) ૨ જળને નીકળવાનો રસ્તો, નળ

**જળયાન,** ન૦ વહાણ, મછવો.

**જળવુ,** ક્રિ૦ અ૦ ( સ૦ જ્વલ્–બળવુ )બળવુ સળગવુ, લાગવુ ૨ લાગણી થવી. ૩ દાહ ઉઠવો, બળવા જેવી પીડા થવી, દાઝવુ (ધિક્કારમા જળો બળો એમ વપરાય છે) **બળ્યુ** જળ્યુ—બળેલુ ને ઝલાઇ ગયેલુ

**જળશાયી,** વિ૦ પાણીમા ડુબાડેલુ હોય તેવુ ૨ પાણીમા શયન કરનાર. (વિષ્ણુ ભગવાન ) ૩ **સ્રી**૦ પાણીમાની શેવાળ

**જળસ** ન૦ મરડો થવાથી ઝાડામા જે ધોળો ચીકણો, પાચ જેવો પદાર્થ પડે છે તે ન પચેલો પરૂ જેવો ચીકણો મળ

**જળસમાવ–ધિ,** **સ્રી**૦ જળમા બુડી મરી જવુ તે, સદાને માટે પાણીમા વાસ કરવો તે

**જળસોઈ** **સ્રી**૦ [ સ૦ જળશાયિન્ ] જળવાસ કરવો તે, જળમા છેલ્લુ સઇ જવુ તે જળસોઇ કરાવવી–અતની ઘડીવાળા સાધુ સન્યાસીને ગળે પથરો ને ચોખા બાધી પાણીમા પધરાવી દેવો તે, પાણીમા પધરાવી અત આણવો તે [ચક ચતુ

**જળહળ,** અ૦ જવાળા નીકળતી હોય તેમ, ચક-

**જળહળવુ,** ક્રિ૦અ૦પ્રકાશવુ,ઝળાઝળા થઈ રહેવુ,તકતકવુ "તેના વસ્ત્ર રહ્યા જળહળી,દેખી આભમા પેસે વીજળી "—નળાખ્યાન

**જળહળાટ,** પુ૦ ઝળાઝળા.

**જળાઉ,** વિ૦ બાળવાના ઉપયોગી (લાકડા),બાળવા લાયક, બળતણ તરીકે વપરાતુ

**જળાધારી,** **સ્રી**૦ પત્થર-ધાતુ વગેરેનો ઘાટ,જેમા શિવલિંગ બેસાડવામા આવે છે તે

**જળાપો,** પુ૦ બળાપો, કઢાપો, સંતાપ, દુ ખ ૨ અદેખાઇ, રીકર, ચિ તા. [ મૃગજલ.

**જળાભાસ,** પુ૦ પાણી છે એવુ ખોટુ દેખાવુ તે,

**જળાશય,** પુ૦ (સ૦)પાણી રહેવાનુ ઠેકાણુ.(કુવો, વાવ, તળાવ, સરોવર, કુડ, નદિ ઈ૦ )

**જળો,** **સ્રી**૦ ( સ૦ જલૂકા ) એક જાતનો કાદવમા રહેતો જીવડો (નઠારૂ લોહી ચુસાડી લેવા-સારૂ વૈદ એ જતુને દરદ ઉપર મૂકે છે ) ૨. એક જાતના વેલા

**જળોઇયુ** ન૦ગુમડુ મટી ગયા પછી જે ચાઠુ રહે છે તે ૨ બે પીઢપર પાટિયા જડે છે ત્યારે તેની તડ પુરવા સારૂ જડવાનુ પાતળુ ચિપાટિયુ

**જળોજથા,** **સ્રી**૦ સસારની ઘુંચવણ–ખટપટ, જજાળ ૨ ફાફડફોદા, વીખેરી નાખવુ તે.

**જાખવુ,** ક્રિ૦ સ૦ જાખા દર્શન કરવા; થોડું ઘણુ જોઈ લેવું ૨ ઝાખુ જોવુ, જોવુ ન જોવું કરવુ ૩ ઝીણી નજરે જોવુ, ધ્યાનથી જોવુ. ૩. નજર કરવી, સામુ જોવુ, દર્શન કરવા

**જાખાશ,** **સ્રી**૦ જાખાપણ, તેજનુ કમીપણું. ૨ મેલાપણુ

**જાખી,** **સ્રી**૦ દર્શન, નજર કરી લેવી તે, દષ્ટિપાત **જાખી** જોવુ–કૃપા દષ્ટિએ જોવુ,સંભાળલેવી.

**જાંખુ,** વિ૦ બરોબર–સાફ–ખુલ્લુ ન દેખાતુ હોય તેવુ "મારી આખે જાખુ દેખાય છે." ૨ ઉડી ગયુ હોય તેવું; તેજહીન,ફીકુ ૩. શરમિંદુ; છોલુ ઉતરી ગયેલા મોનુ "સભામા તે જાંખો પડી ગયો."

**જાંગ,** **સ્રી**૦ જાઘ, જુઓ

**જાગડ,** વિ૦ મૂલ્ય આપેલુ નહોય, સોદો કરેલો નહિ પણ જોવા દેખાડવા આપેલુ હોય તેવુ, અદબદ રાખેલુ તે

**જાગડ,** અ૦ખૂબ અવાજથી "ધજા પતાકા કળશ બિરાજે, જાગડ,જાગડ દુદુભિ વાજે —પ્રેમા૦

**જાંગલો,** પુ૦ ગોરી ચામડીનો ટોપીવાળો, યુરોપિયન ૨. જગલી.

**જાંગિયો**, પુ૰ તગડી, જાંઘ લગી રહે તેવો સુરવાળ

**જાંગી**, પુ૰ [ જંગી ] મોટુ ઢોલ

**જાંઘ**, સ્ત્રી૰ (સ૰ જંઘા) કમ્મરનુ હાડુ અને પગનો નળો એ બેની વચમાનો જાડો માસવાળો ભાગ તે, સાથળ

**જાંઘિયો**, પુ૰ જાંઘ ઢકાય તેવુ અને તંગ બેસતો તંગિયો, લંગોટ [ વેલી સ્ત્રી.

**જાંદરણી**, સ્ત્રી૰ જાનરડી, વરને પરણાવવા આ-

**જાંબુ**, ન૰ (સ૰ જમ્બુ) કાળુ પણ અંદરથી લાલ સુરખી મારતુ એક જાતનુ ફળ ૨ કાળો રતુબડો રંગ

**જાંબુડી**, સ્ત્રી૰ બાળક છોકરાને હાથમા આપવાનુ એક રમકડુ ૨ જાંબુનુ ઝાડ [જાંબુના રંગનુ

**જાંબુડો**, પુ૰ જાંબુનુ ઝાડ ૨ જાંબુડી. ૩ વિ૰

**જ્યાં**, અ૰ જે ઠેકાણે, જે જગોએ

**જ્યાંલગી–સુધી**, અ૰ જગા વખતની હદ બતાવેછે

**જા હે જવુ** ક્રિ૰ નાશ પામવુ

**જાઆવ**, સ્ત્રી૰ જવુ ને આવવુ તે, આવજા ફેરો આંટો, ધક્કા ખાવા તે ૨ નકામી મુસાફરી ૩ ઘાલમેલ, પરિચય, સહવાસ

**જાઈ**, સ્ત્રી૰ (સ૰ જાતિ) એક જાતની ફુલવેલ એનેજ મળતી એક બીજી જાત છે તે જુઈ કહેવાય છે [ જણી ' મા જાઈ બહેન '

**જાઇ**, સ્ત્રી૰ મા, માતુશ્રી ૨ દેવી, માતા, ૩ વિ૰

**જાકડસીકલુ**, વિ૰ તકલદી–નમળા બાંધાનુ, દુર્બળ ઘડીમા સાજુ ઘડીમા માદુ, જાવળુ

**જાગ**, પુ૰ (સ૰ યાગ) યજ્ઞ, જગન, હોમહવન ૨ માતા, રન્નાદેવ જાગ વાવવા–માતા વાવવા

**જાગતુ**, વિ૰ ઉંઘમા ન હોય તેવુ, જાગ્રત, ૨ હોશિયાર, ખબરદાર, સાવધ ૩. તરત પારખુ બતાવીદે તેવુ, હજુરા હજુર 'જાગતી દેવી ' ૪ ચાલાક ઉત્સાહી, તેજદાર જાગતો દહાડો–ઉદયનો દિવસ, ભાગ્યોદય ૨ ખરાબ લડવા-ડિયો દિવસ

**જાગડિયો**, પુ૰ જાગરિયા ડાખલુ વગાડનારા, સાગરીદ, પાવળીઆ " વરના ભૂવા અને ધરના જાગરિયા, '

**જાગતીજોત**, વિ૰ જેની જ્યોતિ–આંખ બંધ ન થાય એવી દેવી, તરત પારખુ બતાવે તેવી માતા. ૨ તરત ફળ આપનાર–ગુણ કરનાર. ૩ ઉંઘતુ ન હોય તે ૪ હોશિયાર, સાવધ

**જાગરણ**, ન૰ (સ૰ જાગૃ) જાગવુ તે ૨ જાગતા રહેવુ, અને પ્રભુ ભજન કરવુ તે

**જાગરણિયો–રિયો**, પુ૰ જાગડિયો, ૨ જાગનાર.

**જાગરૂત–કૃત**, વિ૰ જાગતુ, ઉંઘતુ ન હોય તેવુ ચાક; હોશિયાર, સાવધાન

**જાગરૂતી**, સ્ત્રી૰ ( સ૰ જાગર્તિ ) જાગતાપણુ ૨ સાવધપણુ. ૩, ખંત, ધ્યાન

**જાગર્તિ**, સ્ત્રી૰ સાવધાની, જાગતાપણુ

**જાગવુ**, ક્રિ૰ અ૰ ન ઉંઘવુ, ન સૂવુ. ૨ ઉંઘ-માથી ઉઠવુ ૩ હોશિયાર–સાવધ થવુ, ચાક થવુ, પોતાના કામપર તત્પર થવુ ૮ અજ્ઞાન ટળી જ્ઞાન પામવુ ૫ દબાઈ–ભુલાઈ ગયેલુ તાજુ થવુ.

**જાગા**, સ્ત્રી૰ સ્થાન, જગા

**જાગામીઠુ**, સ્ત્રી૰ ઉંઘતી જાગતી દશામા થોડુ જાગતુ ને થોડુક ઉંઘતુ એવુ

**જાગીર**, સ્ત્રી૰ ( ફા૰ ) લશ્કર રાખવાના અને એવા કોઈ ખરચ માટે સરકાર જે જમીન ગામ બક્ષીસ માટે આપે છે તે ૨ જમીન, ભોયબાઠા, વજીફો ૩ કોઈ ખાસ કામને માટે ઇનામ તરીકે આપેલી જમીન તે જાગીરની પેદાશમાથી ખરચ કરવાને ફરજ પાડી શકાતી નથી.

**જાગીરદાર**, પુ૰ ( ફા૰ ) જેને જાગીર હોય-મળી હોય તે ધણી

**જાગ્રત**, વિ૰ [સ૰] જાગતુ ૨ હોશિયાર, સાવધ

**જાગ્રતઅવસ્થા**, સ્ત્રી૰ જાગતી હાલત, સર્વ વસ્તુનુ જ્ઞાન થતુ હોય તે અવસ્થા

**જાગો**, વિ૰ ગૃહસ્થ, પૈસાદાર, જાગીરદાર 'જાગો ઘૂમે કે નાગો ઘૂમે ' ૨ હોશિયાર, સાવધ, જાગનાર

**જાચક**, વિ૰, પુ૰ (સ૰ યાચક) માગનાર, ભીખ માગનાર, ભિક્ષુક ૨ અભ્યાગત, અતિથિ, માગણુ

**જાચના**, સ્ત્રી૰ ( યાચના ) માગવુ તે, ભીખ માગવી તે, ભિક્ષુકી

**જાચવું**, ક્રિ૦ સ૦ ( સં૦ યાચ્ ) માગવુ, ભિખવુ, ભીખ માગવી ૨ વિનતિ કરવી, માગણી કરવી
**જાચાવેડા**, પુ૦ જાચાપણુ, ભિક્ષુકી ૨ આજીજી, [ ખુશામત કરવી તે.
**જાચીક**, વિ૦ જાચક
**જાચું**, વિ૦ ભિખારી, ભિક્ષુક ૨ કરગરી-કાલા-વાલા કરી, આડુ અવળુ સમજાવી કામ કાઢી લેનાર, ધાર્યું પાર પાડે ત્યારેજ કેડો મૂકે તેવુ, અત્યાગ્રહી, ૩ ગરીબ, દીન.
**જાજમ**, સ્ત્રી૦ [ ફા૦ ] ભોયપર પાથરી બેસવાનુ પહોળુ જાડુ ૨ ગીન કપડુ, સેતરજી, પાથરણુ.
**જાજરમાન**, વિ૦ [ સ૦ જાજવલ્યમાન-પ્રકાશતુ ] જાગતુ, પરતાવાળુ, તરત પારખુ દેનારૂ "દેવ દેવી ૪૦" ૨ આકરા મિજાજનુ, ગફલતમા ન રહેતા ગફલત કરનારને ધમકાવી નાખે તેવુ, કરડુ, તીખુ ૩. પરાક્રમી, પ્રતાપી, જોતાજ શેહ પડે તેવુ, રૂવાબદાર, ભભકા-દબદબાથી ભરેલુ, ૪. પ્રકાશતુ, દેદીપ્યમાન
**જાજરૂ**, વિ૦ [સ૦ જર્જર.] બચારૂ, પામર, જાવરૂ 'જાજરો જીવ જુગત શુ કરે, પ્રકૃતિ પાપીણી પૂઠે ફરે "—અખો.
**જાજરૂ**, ન૦ [ ફા૦ જાય-જગા + અા૦ જરૂર જરૂર ] તાજખાનુ, પાયખાનુ, સંડાસ,
**જાજુલમાન**, વિ૦ જાજરમાન ' તે કરે સોમવલીના પાન તેજેશ્વરી ઋષિ, જાજુનમાન '-પ્રેમા૦
**જાટ**, પુ૦ રજપૂતોની એક જાત છે
**જાટ**, સ્ત્રી૦ બકરાના વાળ, જાડુ ઊન
**જાડ-જાડાઈ**, સ્ત્રી૦ જાડાપણુ; જાડાશ ૨ બુદ્ધિમાદ્ય, મૂઢતા, અવિવેકપણુ
**જાડાશ**, સ્ત્રી૦ જાડાપણુ. ૨ અવિવેકપણુ, અશિષ્ટતા, જાડ્ય, અજ્ઞાન.
**જાડુ**, વિ૦ [ સ૦ જડ ] અંગે ભરેલુ, લોહી માસવાળુ, ફુલેલુ ( માણસ ) ૨ દળવાળુ, સગીન, ભારે હોય તેવુ ( લાકડુ ) ૩ ઘટ, ભરેલા કુમાસનુ ( કપડુ ) ૪. ખરબચડુ, બરછટ, સફાઈ વગરનુ. ૫. કઠણ થઈ ગયલુ, (ઝાડ ૪૦ નુ છોડુ ) ૬ પ્રવાહી પણ ઘણી ચિકાશવાળુ, લોંદા જેવુ ( દૂધ શિખડ વગેરે ) ૭ બોખરૂ; ભરેલુ, ભારે. 'જાડો અવાજ.' ૮ ( લાક્ષણિક ) જલદીથી સમજે નહિ-શિખે નહિ તેવુ, કમ અક્કલ, સ્થૂલ બુદ્ધિનુ "જાડી બુદ્ધિ" ૯ ગમાર, અસભ્ય. ૧૦ અણકસબી, રાનવુ, અશિષ્ટ; જગલી, ગમાર
જાડો ભમ-બહુ જાડો, જાડુ પાતળુ-યથાસપજ્ઞ ગજા પ્રમાણે, જેવુ મળે તેવુ [બુદ્ધિમાદ્ય.
**જાડ્ય**, ન૦ (સ૦) જડતા, સ્થૂલતા, અજ્ઞાન,
**જાણ**, સ્ત્રી૦ ( સ૦ જ્ઞાન ) જાણવુ તે ૨. ખબર, જ્ઞાન, માહિતી ૩ પરિચય, સહવાસ. ૪ વિ૦ કદર કરનાર, હિમ્મત કરે તેવુ ૫ ભોમિયુ જાણીતુ
**જાણ**, પુ૦ અજમો (કચ્છ)
**જાણણહાર-રો**, વિ૦ જાણનારો. [દાન; હિમ્મતવાળુ
**જાણનાર**, વિ૦ જાણતો-સમજતો હોય તે ૨ કદર-
**જાણપણુ**, ન૦ માહિતી, જાણવાપણુ. ૨ આવડ
**જાણપિછાન**, સ્ત્રી૦ માહિતી, ખબર ૨ ઓળખાણ, પરિચય
**જાણભેદુ**, પુ૦ અંદરથી જાણનાર, ભેદનો માહીતગાર
**જાણવાજોગ**, વિ૦ જાણવા જેવુ, જ્ઞાતવ્ય ૨ સાભળવા જેવુ, સમજવા જેવુ, રસિક.
**જાણવામા** અ૦ જેટલી જાણ છે તે ઉપરથી-તે પ્રમાણે, સાભળવા-સમજવા પ્રમાણે.
**જાણવુ**, ક્રિ૦ સ૦ [ સ૦ જ્ઞા-જાણવુ. ] હરકોઈ ચીજ વિષે ગુણ દોષ વગેરે સમજવુ જ્ઞાન પામવુ. ૨ યાદ કરવુ, સભારવુ, પિછાણવુ વિસરી ન જવુ માનવુ "ઉપકાર જાણવો." ૩ અનુભવ હોવો ઓળખવુ. ૪ સમજવુ, ભણેલા હોવુ. ૫ કલ્પવુ ધારવુ.
**જાણીજોઇ-બુજી**, અ૦ ખાતરી હોવા છતા, પૂરૂ જ્ઞાન છતા, ઇરાદાથી, બુદ્ધિપુરઃસર, વિચાર પૂર્વક, પરિણામ જાણવા છતા
**જાણીતુ**, વિ૦ જાણવાળુ, ૨ ઓળખીતુ. ૨ વિદ્યા હુનર શીખેલુ ૩ હોશિયાર, કાબેલ, ભોમિયુ
**જાણે-કે**, અ૦ આમ હોયની શુ, આમ ધારિયે કે એ ઉત્પ્રેક્ષા દેખાડનારો શબ્દ છે
**જાણે અજાણે**, અ૦ સમજીને અથવા વગર સમજમાં, બે ખબરપણામા ભૂલચૂકથી,
**જાણો**, પુ૦ જાણનારો, જાણકાર. ૨. ડાહ્યુ, શાણુ.

**જાણેવાણે,** **અ૦** અડધુ પડધુ જાણવામા આવે તેમ ૨ થોડુ ઘણુ જાણમા હોય તે

**જાત,** **સ્ત્રી૦** [ **જાતિ** જન્-જન્મવુ ] દેશ ધર્મ ઉપરથી લોકના જે જુદાજુદા વર્ગ તે. ( બગાલી, ગુજરાતી, ઇ૦ ) ૨ ધર્મને લક્ષીને પડેલા વર્ણ વિભાગ (હિંદુ મુસલમાન ) ૩ કર્મ ઉપરથી પડેલા વર્ગ ૪ રૂપ રગ ઇ૦ થી વસ્તુઓના જે જુદા જુદા જથા બધાયલા હોય તેમાનો દરેક ૫ જન્મ સ્વભાવ, ખાસિયત ૬ તુકમ બીજ, બાપની જાત " વળી તુ તારી જાતપર ગયો ? " ૭ શરીર, તન, બદન દેહ **જાતે** ને જીવે–એકલુ, એક પોતેજ ( કુટુબમા બીજુ કોઈ નથી ) **જાત**–જાતનુ " તે જાતે બ્રાહ્મણ છે " **જાત** ચોરવી—જોર ન વાપરવુ, કામ કરતા આળસ રાખવુ **જાત** તોડવી—છાતી તોડ મહેનત કરવી **જાત** બોળવી—વટલાવવુ, ધર્મભ્રષ્ટ થવુ **જાતનુ** અડધુ–કમતાકાતવાળુ, માદુ, તકલાદી શરીરવાળુ

**જાત** **વિ૦** [ **સ૦** ] ઉત્પન્ન–પેદા થયલુ

**જાતકર્મ** **ન૦** [સ૦] સોળ સસ્કારમાનો એક, તરતના જન્મેલા બચ્ચાને તેની નાળ વધેર્યા પહેલા સોનાને ચમચે જીભ ઉપર ઘી ચોપડવુ તે.

**જાતજમાત,** **સ્ત્રી૦** આખી નાત, આખુ પચ

**જાતભાઈ,** **પુ૦** સ્વજાતિનો જે પુરૂષ તે, નાતીલો ૨ ધર્મબધુ

**જાતરા,** **સ્ત્રી૦** ( **સ૦** **યાત્રા** ) જાત્રા

**જાતવત–વાન,** **વિ૦**ઉચા વીર્ય–બીજનુ ૨ સારા કુળનુ કુલીન, આબરૂદાર

**જાતિ,** **સ્ત્રી૦** [ **સ૦** ] વર્ણ વર્ગ, જ્ઞાતિ જથો ૨ કુળવશ ૩ સરખો આકડો ( ગણિતમા )

**જાતિભેદ,** **પુ૦** વર્ણભેદ, જ્ઞાતિભેદ, નાત નાતનો તફાવત [ મહાર હોય તેવુ

**જાતિભ્રષ્ટ,** **વિ૦** જાતિથી ભ્રષ્ટ થયેલુ, પતિત, જાત

**જાતિવેર,** **ન૦** સ્વાભાવિક દ્વેષભાવ, દુશ્મનાઇ, કુદરતી વેર [ ખાધા પીધાનો સબધ હોય તે

**જાતિવહેવાર,** **પુ૦** એક જાતને બીજી જાત સાથે

**જાતિવાચક,** **વિ૦** [સ૦] વર્ગીય, જાત બતાવનાર

**જાતિસ્વભાવ,** **પુ૦** [ **સ૦** ] જાતનો સ્વભાવ ૨ જન્મનો સ્વભાવ તે, ખાસ ગુણ

**જાતી,** **સ્ત્રી૦** જાત, જાતિ.

**જાતીય,** **વિ૦** [ **સ૦** ] જાતિ સબધી, **સ્વજાતીય**—પોતાની જાતનુ **વિજાતિય**-પર જાતનુ

**જાતે,** **અ૦**પોતે ૨ જાતે ૩ સ્વભાવથી [–નાતનુ.

**જાત્યધ,** **વિ૦** (સ૦) જન્મથી આધળુ હોય તે, પ્રજ્ઞાચક્ષુ [ અભિમાન તે

**જાત્યભિમાન,** **ન૦** [સ૦] પોતાની જાતનુ જે

**જાત્રા** **સ્ત્રી૦** [ **સ૦** **યાત્રા** **યા**–જવુ ] તીર્થોમા પવિત્ર સ્થળોએ જવુ તે ૨ દેવ–મહાપુરૂષ નિમિત્તે જે મોટો સમારભ થાય છે તે, ૩ મોટો મેળો ભરાય તે ૪ ભરણ પોષણનો માર્ગ **લોકયાત્રા** -લોક વ્યવહાર, રીતરિવાજ [ પ્રવાસી

**જાત્રાળુ,** **વિ૦**જાત્રા કરવા જનાર, તીર્થ ફરનાર,

**જાથુ–કે,** **અ૦** હમેશ રહે–ચાલ્યા કરે તેમ **જાથુનુ**–હમેશ ચાલ્યા કરે તેવુ.

**જાદ,** **સ્ત્રી૦** યાદ, ખબર

**જાદર,** **ન૦** આછા વણાટનુ એક જાતનુ ધોળુ રેશમી કપડુ જાદરનુ કાપડુ—પરણતી વખતે કન્યાને જે ધોળુ રેશમી આછાવણાટનુ કાપડુ પહેરાવે છે તે (વલ્કલ જેવુ હોયછે ) [કરેલો પદાર્થ

**જાદરિયુ,** **ન૦** ઘઉનો પોકમા ગોળ ઘી નાખી

**જાદરણી,** **સ્ત્રી૦** જાનમા વરની તરફથી ગયેલી સ્ત્રી જાનૈડી, જાનરણી

**જાદવ,** **પુ૦** ( **સ૦** **યાદવ**) યદુકુળનો પુરૂષ.

**જાદવાસ્થળી,** **સ્ત્રી૦** ( જાદવોની અદર અદરની લઢાઈ, તે ઉપરથી ) ઘર કે કુટુબના માણસોની લઢાઇ, વઢવાડ ભારે તોફાન તે

**જાદા,** **અ૦** [ **આ૦** ] વધારે જ્યાદા, ખૂબ

**જાદી,** **સ્ત્રી૦** (ફા૦) દિકરી, બેટી " શાહજાદી "

**જાદુ,** **ન૦** [ફા૦] મરી ગયેલા જીવોની ( ભૂત, પિતૃ વગેરે ) પાસે અથવા દેવોની પાસે અજબ ગેબ જેવા મોટા કામો કરાવવાની વિદ્યા–સાધના ૨ મોહિની, કામણ, ચેટક, મારણ જારણ, નજરબધી, ટુચકા ટોણો. ૩ સાધારણ બુદ્ધિના લોકથી ન સમજાય–અચબો લાગે તેવી કૃતિઓ,

કારણ યા જુક્તિ ન માલમ પડે તેવા અજા
યેબ જેવા પ્રયોગો–ખેલો, ગારૂડીવિદ્યા
**જાદુઈ,** વિ૦ ચમત્કારિક, જાદુવાળુ
**જાદુખોર–રો,** પુ૦ [ફા૦] જાદુ મંત્ર જાણનારો ૨ અજાયેબ ચાલાકીના ખેલ કરનાર
**જાદુગર,** પુ૦ [ફા૦] જાદુ કરનાર, બાજીગર ગારૂડી.
**જાદુગિરી,** સ્ત્રી૦ જાદુની વિદ્યા, ઇલમ, ટુચકા
**જાદુટોણા,** ન૦ સહેજસાજ કામને માટે ટુકા ટુકા પ્રયોગ કરવા તે, જાદુનો નાનો ચમત્કાર.
**જાદુમંતર,** પુ૦ જાદુ સબધી મત્ર
**જાદે,** અ૦ (આ૦) વધારે, ખૂબ
**જાદો,** પુ૦ (ફા૦) દિકરો,બેટો "શાહજાદો"
**જાન,** પુ૦ (ફા૦) જીવ, આત્મા, પ્રાણ ૨ આશુકમાશુકમા પ્યારો પ્યારી એ અર્થમા વપરાતો શબ્દ 'મારા જાન' ૩ માલ, દમ, પાણી, રસ, જીવ.૪ પ્રેમ, સ્નેહ **જાનપર** કરવુ—જીવ જોખમાય તેવુ છતા પણ કરવુ **જાનથી** મારવુ—જીવ લેવો, ઘાયલ નહિ પણ પૂરેપૂરૂ મારી નાખવુ **જાન** આપવો—જીવ આપવો,પ્રાણ કાઢી નાખવો.૨ કુરબાન–ફિદા ફિદા થઇ જવુ **જાનથી** બેજાન કરવુ–મારી નાખવુ **જાન** પર આવવુ—પ્રાણ ઉપર સંકટ આવતા સામા થવુ તે, જીવપર આવવુ [જે સગા સબધીઓ તે
**જાન,** સ્ત્રી૦ પરણવા જનાર વરની સાથે જનારા
**જાન,** ન૦ [ફા૦ જિયાન] નુકસાન, ટોટો,નાશ, હાનિ "નાદાનકી દોસ્તી જીવકા જાન"
**જાનકી,** પુ૦ (સં૦) જનક રાજાના પુત્રી, સીતાજી
**જાનપિછાન,** પુ૦ જાણતા અને ઓળખતા હોઈએ એવો જે સ્નેહ સબધ તે.
**જાનમ,** ન૦(જાહન્નમ)નરક,દોજખ [માલમતા બેઉ.
**જાનમાલ,** પુ૦ જાત અને મિલકત બ ને,પ્રજા અને
**જાનરડી,** સ્ત્રી૦ **જાદરણી,** જુઓ
**જાનવર,** ન૦ (ફા૦જાન–જીવ+વર–વાળું) જનાવર, ચૈતન્યવાળુ પ્રાણી, ઢોર પશુ. ૨. મૂર્ખ.
**જાનાં,** સ્ત્રી૦ (ફા૦)માશુક,પ્રિયા, પ્યારી
**જાનિ,** પુ૦ (સં૦) પતિ,સ્વામી
**જાની,** વિ૦ (ફા૦) પોતાના જાન જેવુ પ્યારુ, ઘણુજ વહાલુ, પરમ પ્રિય **જાની** દોસ્ત–જીવવલગ મિત્ર **જાની** દુશ્મન–કટ્ટો દુશ્મન
**જાની,** પુ૦જાનૈયા,જાનમા જનાર.૨ યાજ્ઞિક
**જાનીવાસો,** પુ૦ જાનનો ઉતારો **જાનીવાસો** કાણો થવો—પોતાના મળતીઆઓમા ફાટફુટ થવી ઘરના માણસે ગુહ્ય વાત ઉઘાડી–બહાર પાડવી.
**જાનુ,** પુ૦ (સં૦) જાઘ
**જાનૈયો,** પુ૦ વરની જાનમા જનારો.
**જાનૈડી,** સ્ત્રી૦ જાનરડી ૨ જે ગાય કે ભેંસનુ દૂધ વલોવવામા આવતુ નથી તે (જ્યારે કોઈ ગાય કે ભેંસ ઝાભણી થતી નથી ત્યારે તે વિયાય તો તેને જાનૈડી રાખવાની બાધા રાખે છે)
**જાનોતર,** પુ૦જાન,અને નોતર. 'જાનોતર ગઇ દ્વારકા,એક રહ્યો છે સૌભદ્રરાય'–પ્રેમા૦
**જાન્યુઆરી,** પુ૦(અં૦)ઈસ્વીસનનો પ્રથમ માસ
**જાપક,** પુ૦ જપ કરનારો, જપિયો.
**જાપ,** પુ૦ (સં૦) જપ
**જાપતો,** પુ૦(ફા૦જબ્તે) સખતાઈ વાળી સાવચેતી, ચોકસી, તકેદારી, પાકો બંદોબસ્ત
**જાપાની,** વિ૦ જાપાન દેશનુ જાપાનમા બુદ્ધધર્મ ચાલે છે.જાપાનીઓ ૨ગે પીળા છે જાપાન ઉગતા સૂર્યની ભૂમિ કહેવાય છે.
**જાફત,** સ્ત્રી૦(આ૦જિયાફત)મીજબાની, ઉજાણી.
**જાફરમાની,** વિ૦ (ફા૦)કેસરના ૨ગનુ,કેશરિયુ
**જાફરાન,** ન૦ (ફા૦)કેસર.
**જાફાટ,** ન૦ બેદરકારીપણુ.
**જાબજા,** અ૦ બહુ થઈ જાય તેમ, જોઇએ તે કરતા વધારે, ભયો ભયો થઇ રહે તેમ
**જાભણુ,** વિ૦ ગાભણું પશુની માદાએ ગર્ભવંતું થવુ તે. [ભાગ,ત્રણ કલાક,એક પહોર.
**જામ,** પુ૦ (સં૦ યામ)રાત દહાડાનો આઠમો
**જામ,** ન૦ (ફા૦)પડઘીવાળુ નાનુ પ્યાલુ, કટોરો ૨. જમરૂખ, જામફળ. ૩. દારૂપીવાની રત્નજડિત પ્યાલી ૪. પુ૦ જામનગરના રાજાનો ઇલકાબ અટક.
**જામગરી,** સ્ત્રી૦ (ફા૦) સણ–કાથી–સુતરનો બનાવેલો જે કાકડો બંદુક તોપના દારૂને સળગા-

વવાના કામમા આવે છે તે,પલીતો જામગરી ચાપવી–સળગી ઉઠે તેમ કરવુ,પલીતો મૂકવો, ઉશ્કેરવુ
**જામણ,** ન૦જામવુ–બ ધાવુ તે ૨ અધ્રકણ,મેળવણ
**જામદાની,** સ્ત્રી૦ (ફા૦ જામે+દારત–રાખવુ) અદર ભાત વણેલી હોય તેવુ ઉંચા વણાટનું એક જાતનુ સુતરાઉ લુગડુ ૨ ચામડાનો થેલો
**જામદાર,** પુ૦ (ફા૦) જામદારખાનાનો ઉપરી, ખજાનચી,કીલીદાર, તિજોરીનો દારોગો
**જામદારખાનુ,** ન૦ (ફા૦)જવાહીર,ઘરેણા, રોકડ ઇત્યાદી રાખવાનુ સ્થળ ૨ નિધિ, તિજોરી, રાજભડાર [ રજની ૨ સ્ત્રી.
**જામની,** સ્ત્રી૦ (સ૦ જામિની) રાત, રેન,
**જામફળ,** ન૦ જમરૂખ.
**જામવુ,** ક્રિ૦ અ૦ વિખરાયલુ હોય તે એકઠુ થઈ રહેવુ બધાવુ, બાઝવુ, બરોબર ચાલવુ,ખૂબ મચવુ,ખીલવુ 'હવે જુદ્ધ જામ્યુ, ૨ગ જામ્યો " ૩ બધાઇ જવુ ,અખરાવુ ૪ વધી ફેલાઇ બહાર આપવો "આજ કાલ તેનું કામ બહુ જામ્યુ છે" ૫ ઠરવુ ,તળિયે બેસવુ , ચોટવુ ધધો જામવો—વેપાર ખીલવો અને સારો ચાલવો ધધામા જામવુ—વેપારમા ફાવવુ જામી ગઇ—ઠરી ગઇ,બની ગઇ,ટપાટપી થવી.
**જામાત્ર,** પુ૦ (સ૦) જમાઇ
**જામિની,** સ્ત્રી૦ (સ૦)જામની,રજની,રાત
**જામીન,** પુ૦ (આ૦) અમુક કામ કરી કરાવી આપવા હુ જોખમદાર થાઉં છુ, એવી ખાતરી આપનાર જવાબદાર, બાયધર
**જામીનગરી,** સ્ત્રી૦જામીન થવુ તે, કબુલત આપવી તે જવાબદારી,૨ વિશ્વાસ,ખાતરી,કબુલત.
**જામો,** પુ૦ (ફા૦) વાઘો,મોટા ઘેરવાળો ઘણોજ નીચો અગરખો (પહેલા આબરૂદાર શેઠ સાહુકાર અને સરકારી અમલદાર જામા પહેરતા)
**જામ્બુક,** ન૦(સ૦) એક જાતનુ ભૂત ૨ શિયળ
**જાયનિશીન,** પુ૦ પાછળ ગાદી ઉપર બેસનાર, વાલી વારસ,વ શજ "જાયનિશીનો સાથે તમોએ ઇમાનથી તથા ખરેખર પ્રજા ધર્મ પ્રમાણે ચાલવુ '—ગૂ પાચમી

**જાયપત્રી,** સ્ત્રી૦ (સં૦જાતીપત્ર) પીળા ૨ગનો તેજાનો,જાવ તરી,જાયફળનુ તેલી સુગધીદાર છોડુ
**જાયફળ,** ન૦ એક જાતનુ લબગોળ તેલી સુગધિદાર ફળ–તેજાનો, મસાલાના કામમા આવે છે.
**જાયા,** સ્ત્રી૦ (સ૦) સ્ત્રી, પત્ની, વહુ
**જાયુ,** વિ૦ જન્મેલુ, ઉત્પન્ન થયેલુ " જાયુ તે જવાનુ, જો જાયા હો ક્ષત્રાણી કૂખે, ખરો ક્ષત્રિ ગુણ દીલ ખરો'—પાણીપત
**જાયી,** સ્ત્રી૦ દિકરી, બેટી, પુત્રી ૨ છોકરુ ,બચ્ચું.
**જાયો,** પુ૦ દિકરો, બેટો, છોકરો 'સાસુજાયો–વર, પતિ માડીજાયો–ભાઈ
**જાર,** સ્ત્રી૦ જુવાર
**જાર,** પુ૦ (સ૦) જે પર પુરૂષ સાથે સ્ત્રીએ પ્રીતિ બાધી હોય તે, યાર, આશક ઉપપતિ
**જારકર્મ,** ન૦ સ્ત્રીએ પર પુરૂષ સાથે અને પુરૂષે પર સ્ત્રી સાથે આડી પ્રીત કરવી તે, એકપત્નિ વ્રત અથવા એકપતિવ્રતનુ ભગ કરવુ તે,વ્યભિચાર
**જારકર્મી,** વિ૦ વ્યભિચારી
**જારજ,** વિ૦ (સ૦) વ્યભિચારથી જન્મેલુ બાળક
**જારત,** સ્ત્રી૦ મુસલમાનોમા મરણને ત્રીજે દિવસે કરવામા આવતી જે ક્રિયા તે, ઉઠમણાની ક્રિયા
**જારણ,** ન૦ (સ૦) માણસ રોગી થઈ જાય તેવો જાદુ પ્રયોગ ૨ વશીકરણ, વશ થઈ જાય તેવુ જાદુ
**જારિણી,** સ્ત્રી૦ (સ૦) જારકર્મ કરનારી સ્ત્રી, વ્યભિચારિણી
**જારી,** સ્ત્રી૦ જારકમ, વ્યભિચાર, છિનાળુ
**જારી,** અ૦ ચાલુ, જાર, શરૂ, ગતિમાન ૨ ચાલ્યા–ત્રીબ્યા કરે તેમ જારી રાખવુ—ચલાવવુ, ચાલુ રાખવુ જારી કરવુ–ફરી શરૂ કરવુ.
**જારીવિજારી,** સ્ત્રી૦ પકડાય નહિ અથવા શક ન પડે તેવા વ્યભિચાર
**જારૂ,** ન૦ જારકર્મ, છિનાળુ
**જારૂ,** અ૦ જારી, ચાલુ
**જાલ,** સ્ત્રી૦ (સ૦) જાળ ૨ છટકુ કેશજાલ–ગુથેલો ચોટલો વર્ણજાલ–મૂળાક્ષરો. વૃક્ષજાલ–ઝાડી ધૂમજાલ–ધુમાડાનાગોટા ભવજાલ-દુનિયા.
**જાલમ,** વિ૦ (આ૦) ક્રૂર, જુલમગાર, નિર્દય.

૨ સહન ન થાય તેવુ, અસહ્ય, જુલમી
**જાલિંદર,** પુ૦ સાધુઓની એક જાત
**જાલી,** વિ૦ ક્રૂર, જુલમી નિર્દય ૨ સખત ૩ અસહ્ય
**જાવઆવ,** સ્ત્રી૦ જવા આવવાનો વહિવટ તે, પગરવ ૨ જવુ આવવુ તે, જાઆવ
**જાવક,** વિ૦ બહાર જતુ, બહાર મોકલવાનુ-રવાના કરવાનુ ( કાગળ, હુકમ, વગેરે )
**જાવક,** સ્ત્રી૦ બહાર મોકલેલુ તે 'જાવકમાલ' ૨ ખરચ, ઉધારેલુ તે "નાણાની જાવક"
**જાવક,** પુ૦ લાલરગ 'ગજા સોળ ઓપીતો અગ, જાવક રાગ રૂડેરા રગ'-સામળ
**જાવકબારનીશી,** સ્ત્રી૦ ખાતાની બહાર મોક-લવાના કાગળોની નોધપોથી
**જાવજીવ,** અ૦ જીદગી પર્યંત
**જાવડભાવડ,** અ૦ જેવુતેવુ, આછુપાતળુ 'ઓણુ તો વરસાદ જાવડભાવડ થયો છે ' ૨ તકલેદી, ફાસફુસિયુ, ન ટકાઉ
**જાવત,** અ૦ ( સ૦ યાવત્ ) જ્યા સુધી
**જાવતચદ્ર દિવાકરૌ,** અ૦ સૂર્ય ચદ્ર તપે ત્યા સુધી, હમેશને માટે ( દસ્તાવેજમા લખાય છે )
**જાવતરી-ત્રી,** સ્ત્રી૦ ( જાયપત્રી ) જાયફળ ઉપ-રની તીખી ને પોચી છાલ.
**જાવરી,** સ્ત્રી૦ ચોખા અને દાળનું પાણી ( વૈદો તાવ ઉપર ખાવા માટે ભલામણ કરે છે ), થોડા વખતમા પચી જાય તેવુ ખાણુ
**જાવરૂ,** વિ૦ જીર્ણ, ઝાઝી મુદત ટકે નહિ તેવુ, દોદળુ "કુભ કાચો કાયા જાવરી, જોઇને કરજો જતન" ૨ ઘસાઈ ગયેલુ ૩ નાજુક
**જાવલી,** સ્ત્રી૦ ખજુરીના પાદડાની સાદડી-ટાટુ
**જાવળુ,** વિ૦ જાવરૂ, દોદળુ, તકલેદી, જીર્ણ
**જાવણુ,** ન૦ કાજરી, છારુ, પાતળી રાખ
**જાવુ,** ક્રિ૦ જવુ તે "જાવાનું જરૂર તો, તૈયારી તેની કાંઈ કરો" ૨ જન્મવુ "એવા ચતુરાનન પકજ જાતા"-પ્રીતમ [તેવુ ૨ નવી દુનિયા
**જાવેદાન,** વિ૦ ( ફા૦ ) હમેશનુ નિરતર નીભે
**જાવેદાની,** સ્ત્રી૦ ( ફા૦ ) હમેશગી સર્વકાળ ૨ અનાશવતતા; છેડો નહિ તે, નિત્યતા.

**જાસક,** વિ૦ પુષ્કળ, જોઇએ તે કરતા વધુ
**જાસકિયા,** ન૦ જાહકિયાં, જુએ
**જાસવેણુ,** સ્ત્રી૦ જાસ્વદ, જાસુદ, એક ફૂલવેલ
**જાસુદ,** સ્ત્રી૦ એક જાતના ૨ગબેરગી ફૂલની વેલ, કલેશડીની વેલ
**જાસુસ,** પુ૦ ( આ૦ જાસૂસ ) સદેશા લઇ જ નારો, કાસદ, ખેપિયો, ટપાલી. ૨ શત્રુનો છુપો ભેદ લાવી આપનારો, ચાર, બાતમીદાર, ગુપ્ત દૂત
**જાસો,** પુ૦ જાહો, જુઓ [ઘણુજ, અતિશય
**જાસ્ત-સ્તી,** અ૦ જોઇએ તેના કરતા વધારે,
**જાસ્તી,** સ્ત્રી૦ સખતાઇ, જુલમ, બળજોરી કરવી તે, બળાત્કાર
**જાસ્વન્દ,** ન૦ એક જાતનુ ફૂલ, ને તેનો છોડ.
**જાહકિયાં,** ન૦ પુષ્કળપણુ, અત્યતપણુ સૂચક શબ્દ
**જાહેર,** વિ૦ ( આ૦ જાહિર ) લોકને જાણીતુ એવુ, ખુલ્લુ, ઉઘાડુ, પ્રગટ, છાપેલુ, છતુ જાહેર થવુ—ઉઘાડુ-પ્રગટ કરવુ, સૌની જાણમા આવવુ જાહેરમાં આવવુ—પ્રસિદ્ધ થવુ લોકમા જાણીતા-પ્રખ્યાત થવુ.
**જાહેરખબર,** સ્ત્રી૦ સૌના જાણવામા આવે એવી ખબર ૨ સૌને રોશન થાય તેવો લખેલો કાગળ, જાહેરાત
**જાહેરનામુ,** ન૦ ( આ૦ જાહિર્ + નામઃ-પત્ર ) સરકાર, કોઈ સસ્થા કે વ્યક્તિ તરફથી નીકળેલી એવી જુદા કાગળપર અથવા ન્યુસપેપરમા છપાયેલી જાહેરખબર, ઢઢેરો, પડો વગડાવવો કે સાદ પડાવવો તે, ચેતવણીનો લેખ તે.
**જાહેરાત,** સ્ત્રી૦ જાહેરખબર, નોટીસ [ચાહન
**જાહેરાત,** અ૦ જાહેરમા ઉઘાડે છોક, ખુલી રીતે,
**જાહેલ,** વિ૦ ( આ૦ ) ઝટ તપી જાય-ચિડાઈ જાય તેવુ, આકળુ, ક્રોધી, ઉગ્ર, તુન્ડમિજાજી
**જાહો,** પુ૦ ( ફા૦ જાહ-ભપકો ) ભપકો, દમાક ૨ જાસ્તી ગુજારનાર, આતતાયી, બહારવટિઓ ગામ-સરકાર ઉપર ચિડાઈ લોકોના જાનમાલને ખરાબ કરનાર ૩ "હુ તમને ખરાબ કરીશ, તમારૂ ઘરબર ૨ બાળી નાખીશ, તમને મારી નાખીશ ' એવા શબ્દો બોલી યા લખી બીવરા-

વવુ તે ૪ જીવપર જોરાવરી કરવી તે
**જાહોજલાલી, સ્ત્રી**૦(ફા૦જાહ્ + આ૦જલાલ્) મોટાઇ, અધિકાર, પૈસો, વિદ્યા, ગુણ ઇ૦ નો દબદબો તે ૨ ભપકો, પ્રતાપ, વિભૂતિ, વૈભવ
**જાળ, સ્ત્રી**૦ ( સ ૦ જાલ , માછલા, પક્ષી વગેરે પકડવાનો સુતળી અથવા દોરીનો આછો ગુથેલો એક ઘાટ ૨ વચમા વચમા ઝીણા કાણા એવુ વણુતર તે, જાળી ૩ (લાક્ષણિક) ગુચવણુ, જેમાથી ઝટ રસ્તો ન સુઝે તેવી અડચણુ, કાદો પેચ, છટકુ ૪ ફસી જવાય તેવો બનાવ–પ્રસગ. ૫ જથ્થો,સમહ,પક્તિ ૬ ફૂટબાજી ૭ ભમરડાની દોર [બચાવ, મરક્ષણ, રક્ષણ
**જાળવણી, સ્ત્રી**૦ જાળવવુ તે, સભાળ ૨ પાલન,
**જાળવવુ, ક્રિ૦ સ**૦ નાશ ન થાય તેવી રીતે સભાળી રાખવુ, સાચવવુ, બચાવવુ, રક્ષણ કરવુ, લક્ષ રાખીને કરવુ [ઝીણુ કપડુ
**જાળવાળિયુ, ન**૦જાળિયુ ૨ અગ દેખાય તેવુ
**જાળાવાળા,વિ**૦ આછુ–અગ દેખાય તેવા વણાટનુ ૨ જરી ગયેલુ, કતાઇ ગયેલુ
**જાળાંઝાખરાં, ન**૦ એક બીજા સાથે ગુચવાઈ ગયેલા ડાળાવાળા છોડવા, બાટવા વગેરે, જેમા કરોળિયાની જાળો વગેરે બાઝેલા હોય તે
**જાળિયુ,વિ**૦જાળીવાળુ,આછાવણાટનુ, જાળીદાર
**જાળિયુ, ન**૦ એક જાતની વનસ્પતિ એના પાદડાનો રસ છોકરાને વરાધ ઉપર પાવામા આવે છે, તેથી ઉલટી થાય છે ૨ છાપરામા કે ભિતમા અજવાળા માટે જે બાકુ તે, તિરકસ, ધુમાડિયુ, બલાડિયુ, મગરિયુ [ળીદાર ઘરેણુ
**જાળિયો, પુ**૦ કોટે પહેરવાનુ એક જાતનુ જા-
**જાળી, સ્ત્રી**૦ ઝીણા ઝીણા કાણાવાળુ જે ગુથણુ તે ૨ ઉભા અથવા આડા ઉભા સળિયાવાળી બારી તે ૩ બાકા પાડેલા એવી ધાતુની તખ્તી "બારીની જાળી" ૪ પાળમા તથા ઉભા ખેતરમા ફરતા બળદો ખાઇ ન શકે તેને સારૂ તેઓને મોઢે ઘાલી રાખલી કાણાવાળી જે ગુથેલી કોથળી તે, શિકી ૫ ભમરડાની દોરી તાર કે સળિયાનાવાડ,આનરો ૭ ગળણી ૮ કેરીમા ગોટલી થાય છે તે, જીણુ.
**જાળીદાર, વિ**૦ જાળીવાળુ.
**જાળુ, ન**૦કરોળિયો અને તેની જાતના જીવડાએ લાળના તતુઓની માખી મચ્છર, ઇ૦ પકડવાને કરેલી ગુથણી–જાળ તે, બાવુ ૨ આખના ડોળા ઉપર બાજતી છારી–પાતળુ પડ ૩ કજિયા કકાસથી કોઇને કામકાજ સુઝવા ન દે તે 'તેને બોલાવીશ નહિ, તે તો કકાસનુ જાળુ છે" ૪ ખજુરી તાડના નવા પાતરા પરનુ જે પડ તે ૫ છોડ અથવા નાના ઝાડની ડાળીઓનુ ગુથાઈ રહેવુ તે ૬ ફાસો,પેચ,છટકુ ૭ ગુચ, ગુચવણુ
**જિગોડુ, ન**૦ ઢોર, કુતરા, ઇ૦ ને વાળમા થતુ
**જિંઘા, ન**૦ નાના નાના માછલા [એક જીવડુ
**જિંડવુ, ન**૦ રોપ-છોડવાનુ બી હોય તેવુ ગોળ છોડાવાળુ ફળ, ડિડવુ, કાલુ 'કપાસ અરણાના જિડવા" ૨ જોડુ, ફળની જોડ, જોડકુ
**જિકર, સ્ત્રી**૦ ( આ૦ ) હઠ, ઓસ, માથાઝીક ૨ ઘણુજ કરગરવુ તે, આજીજી કાલાવાલા ૩ ભાજગડ,રકઝક, તકરાર ૪ આશય,વાદ,તકરારની બાબત, મજકુર ૫ જીવ, અગત્ય, દમ, સત્વ
**જિગર (જીગર), ન**૦ ( ફા૦ ) કલેજુ, કાળજુ. ૨ હૈયુ, દિલ મન ૩ પ્રાણ, પ્રિય 'પણ જિગર' તારા માટે તેની જરાકે દરકાર કરત નહિ'
**જિજ્ઞાસા, સ્ત્રી**૦ (સ૦) જાણવાની ઇચ્છા આતુરતા, પૃચ્છા, જાણવાનુ મન થવુ ૨ શોધકબુદ્ધિ, પુછપાછ [શોધક,પૃચ્છક, પડપૂછિયુ
**જિજ્ઞાસુ, વિ**૦ ( સ૦ ) જાણવાની ઇચ્છાવાળુ;
**જિણકી,સ્ત્રી**૦તગતનીજ-મેલીછોડી ૨ છોડી,છોકરી
**જિણકો, પુ**૦ નાનો બાળક, નાનો છોકરો
**જિત, વિ**૦ (સ૦) જિતેલુ-જિતાયુ હોય તેવુ, **જિતકામ**—જિત્યો છે કામ જેણે **જિત ક્રોધ**-જિતાયો છે ક્રોધ જેનાથી વગેરે એ શબ્દને છેડે જોડાયાથી ઉલટો અર્થ કરે છે **કામજિત**-કામે જેને જીત્યો હોય તે **સ્ત્રીજિત**—સ્ત્રીએ જેને જીત્યા હોય તે, સ્ત્રીને વશ હોય તે
**જિત, સ્ત્રી**૦ (સ૦) જય ફતેહ, ફાવવુ તે.
**જિતવુ, ક્રિ૦ સ**૦ ( સ૦ જિ ) હરાવવુ, જય-

ફતેહ મેળવવી, પરાભવ કરવો ૨ સરતમા-રમતા કમાવુ ૩ પોતે વશ ન થતા સામાનેવશ રાખવુ ૩ ક્રિ૦ અ૦ ફાવવુ, પાર પડવુ
**જિતેન્દ્રિય,** વિ૦ (સં૦) જીતી છે ઇદ્રિયો જેણે તે, શાંત, સંયમી
**જિદ્દ, સ્ત્રી૦**(આ૦) હઠ, આગ્રહ, તકરાર, જક
**જિદ્દી,**વિ૦જિદ્દ કરનાર, તકરારી, હઠીલુ, આગ્રહી
**જિન,** પુ૦ ( સ ૦ )અર્હત, બુદ્ધ. ૨ ન૦ કપાસ
**જિનસ, સ્ત્રી૦** જણસ. [લોઢવાનો મચો
**જિન્દગાની, સ્ત્રી૦** (ફા૦) જન્મારો, જીવનકાળ, આયુષ્ય ૨ જીવન, જિંદગી ૩ જીવન ગુજાર-વાની ગીતભાત તે
**જિંદગી, સ્ત્રી૦** (ફા૦) જીવનનો કાળ, જન્મથી મરણ સુધીનો વખત ૨ જીવતચર્યા,આયુષ્યક્રમ, જીવન ભોગવવાની રૂઢિ ૩ અસ્તિત્વ,ચૈતન્યાવસ્થા
**જિમ,** અ૦ જેમ ( કવિતામા )
**જિયાફત,** (સ્ત્રી૦) ફા૦ ઉજાણી, મિજબાની
**જિયાવર,** પુ૦ વર રાજા
**જિરવવુ,** ક્રિ૦ સ૦ પચવવુ, હઝમ કરવુ,જેરવવુ
**જિરાકેરી,સ્ત્રી૦**જીરૂ ભરેલી કેરી (અથાણાની)
**જિરાયત,** વિ૦ જરાયત, આકાશીઆ.
**જિરાસાળ,** ન૦ (સ ૦ જિરક + શાલી-ચોખા) એક જાતની ઝીણા દાણાની ડાગર.
**જિરિયા,**વિ૦જીરાનો સ્વાદ-વાસઆવે તેવી (કેરી )
**જિલ્લો,** પુ૦ (આ૦) રાજના બંદોબસ્તને માટે દેશના પાડેલા ભાગમાંનો દરેક ૨ ઇનસાફ માટે પાડેલા પ્રાંત-ભાગ ૩ રાજધાનીના મુખ્ય શહેર સિવાયનો તાબામા રહેલો પ્રદેશ ૪ પોલીસને વહેચી આપેલા શેહેર-ગામના જે ભાગ તેમાંનો એકેક લત્તો ૫ બે અથવા વધારે રાગ મળીને થયેલો એવો જે મિશ્ર-સંકર રાગ તે
**જિવાઈ, સ્ત્રી૦** જિંદગી ગાળવામા અડચણ ન આવે એવુ જે તે, આજીવિકા ચલાવવાનુ સાધન ગોઠવણ તે, રોટલા ખરચ ૨ નક્કી કરેલી આ-વક; પગાર, કાયમની મળેલી બક્ષીસ
**જિવાત,સ્ત્રી૦** નાના નાના જીવજંતુઓનો સમૂહ તે; જીવડાં; સળવાથી જે જીવ પડે છે તે(ધાન્ય વગેરે),૨ ધામા પડતા જીવ,નાના મોટા કીડા,કૃમિ.
**જિવાડવુ,** ક્રિ૦ સ૦ (પ્રાણી) બચાવવુ,ઉગારવુ ૨ પાળીપોષી મોટુ કરવુ, ઉછેરવુ. ૩ જીવતુ રાખવુ ૪ જીવ આપવો, સજીવન કરવું
**જિવારી, સ્ત્રી૦**તબલું, તાલ-ઠોક દેવાનું નરણું.
**જિવારો,** પુ૦ જન્મારો, જિંદગી, જીવન
**જિવાળ,** વિ૦ (જિવ+વાળુ ) જીવવાળુ, સજી-વન, જીવતુ, ૨. તેજદાર, કૌતક-દમવાળુ. ૩ સુખી,લીલું,પાસે ધન હોય તેવુ.
**જિહાન, સ્ત્રી૦** દુનિયા, જગત
**જિહવા, સ્ત્રી૦** (સ ૦) જીભ, જીભડી.
**જિહ્વાગ્રે,** અ૦ (સ ૦) જીભની ટોચપર, મોઢે
**જી,** અ૦ વડીલ ઉપરીનુ માન તેમજ વિવેક બ-તાવવા વપરાતો પ્રત્યય.'પિતાજી, શેઠજી,સાહેબજી ૨ વિશેષનામની સાથે પણ જોડાય છે 'બાપુજી, બાળાજી, ૩. હાકબૂલ છે, એ અર્થમા પણ વપ-રાય છે ૪ હુકારાનો તાન ભર્યો ઉદ્ગાર, અદ-બથી જવાબ દેતા વપરાય છે ૫ સાસરિયાની સગાઇ બતાવનારો પ્રત્યય. 'કાકીજી'
**જી, સ્ત્રી૦**મા,જેને પેટે અવતાર લીધો હોય તે;બા
**જીઓ,** અ૦(હિં૦) ઘણુ જીવો ને રૂડા કામ કરો એ અર્થમા વપરાય છે ૨ સાબાશ, વા વા
**જીક, સ્ત્રી૦** જક,હઠ, જીદ ૨ ઝીક,કસબ, જર
**જીક, સ્ત્રી૦** પત્થર ઉપર પછાડવુ તે ૨ ઘો
**જીકવુ,** ક્રિ૦ સ૦ ઝીકવુ, જુઓ
**જીટ્ટ,** ન૦ કાટાવાળુ ડાળખુ
**જીતાડવુ,** ક્રિ૦ સ૦ જીતે તેમ કરવુ
**જીતાવુ,**ક્રિ૦અ૦હસાવવુ,જીત થવી [આવે છે
**જીતેલા,** ન૦ કમળની ગાઠો એ દવાના કામમા
**જીજાત,** ન૦ (આ૦) સ્વર્ગ
**જીજી, સ્ત્રી૦** જી, બા, માતા ૨ દાદી નાની
**જીજીબા-બેન, સ્ત્રી૦** નણદ, વરની મોટી બહેન
**જીજો,** પુ૦ માનો બાપ, આજો ૨ બાપનો બાપ,
**જીટવું,** ક્રિ૦ સ૦ ઝિંટવુ [ધારો.
**જીડવુ,** ન૦ જિંડવુ ૨. સાથે જન્મેલા છોકરા તે
**જીણુ, સ્ત્રી૦** કેરીની અંદરનું ગોટલીપરનું રૂવાટી-વાળુ છોડુ-પડ છે તે, ઝીણુ.

**જીતવુ, ક્રિ૰ સ૰** જિતવુ, ફાવવુ, સામાને હરાવવો
**જીદ, સ્ત્રી૰** જક, તકરાર, હઠ
**જીન, ન૰** (ફા૰) ઘોડાની પીઠપર બેસવા સારૂ બનાવેલી ચામડાની એક તરેહની ગાદી, સાજ
**જીન, પુ૰** શ્રાવક, જૈન ૨ કપાસ લોઢવાનુ યંત્ર ૩ મરીને ભૂત થયેલો મુસલમાન, ખવીસ [મીઠી
**જીનો, પુ૰** ( ફા૰ ) દાદરબારી, અલગ કાઢેલી
**જીભ, સ્ત્રી૰** (સ૰ જિહ્વા) પ્રાણી માત્ર માસના જે ચપટી પટી જેવા લોચા રૂપી અવયવવડે ખાય છે, પીએ છે, ચાટે છે અને અવાજ કાઢી બોલી શકે છે તે, જીહ્વા ૨ જીભની પેઠે લટકતી ધાતુની જે લગડી તે, લાળી. ( ઘટની જીભ ) ૩ ઢોરની ગરદન પર લટકતી જાડી ચામડી ૪ બોલવુ, તે ભાષણ, વાચા **જીભ** ન હોવી–મુગુ હોવુ, બોલી ન શકવુ,બોલતા ન આવડવું **જીભ** હલાવવી–સહેજ–જરા બોલવુ ૨ ભલામણ કરવી **જીભ** ઉપડવી–બોલવા માડવુ ૨. છૂટથી બોલવુ, કહેવા હિંમત આવવી **જીભ** આડી વાળવી–ટેકો આપવાને બદલે વચ્ચે વાકુ બોલવુ અજુકતુ બોલવુ, વિરૂદ્ધ બોલવુ **જીભ** કઢાવવી–થકવવુ, હેરાન કરવુ તોબા પોકરાવવી ૨ અચંબો ઉપજાવવો **જીભ** ઘાલવી–ટુકી કરવી, બોલતા બંધ થવુ, ગમ ખાઈ જવી, મર્યાદાસર બોલવુ, જંપવુ **જીભ** છૂટી હોવી–ગાળો દેવાની ટેવ હોવી **જીભ** ટુકી થવી–બોલતા અચકાવુ, તોતળુ બોલાવુ,બોલી ન શકાવુ (મરના મરતા ) **જીભ** બંધ કરવી–બોલતા અટકાવવુ ૨ ચુપ રહેવુ **જીભે** કાટા પડવા–(ગરમીથી અથવા તરસથી) જીભ લુખી પડવી **જીભનુ** છૂટુ બોલવામા અંકુશ વિનાનુ, અમર્યાદ ભાષણ કરનાર **જીભ** કરડી મરવુ–આપઘાત કરવો
**જીભડી–લડી, સ્ત્રી૰** જીભ 'જીભલડી રે, તને, હરિ ગુણ ગાતા, આવડુ આળસ ક્યાથી રે'
**જીભાજોળી, સ્ત્રી૰** તકરાર, આડી તેડી વાત, લવારી, બોલાબોલી, વાદ 'એને વારો કે મારી સાથે જીભાજોળ કરે નહિ'
**જીભાળુ**, વિ૰ અસભ્ય, બગાબ, ભુંડુ
**જીભી, સ્ત્રી૰** જીભના આકારનો વહાણનો આગળનો ભાગ ૨ દેશી વહાણોમા ત્રણ સઢ હોય છે તેમાનો વચલો સઢ તે ૩ ઉલ, દાતણ કરતા જીભ ઉપરથી મેલ ઉતારવાની પટી
**જીમૂત, પુ,** (સ૰ પર્વત ૨ વરસાદ, મેઘ
**જીરણ, વિ૰** ( સ૰ જીર્ણ ) છેકજ જુનુ થઈ જઇ ખવાઇ ગયેલુ (વસ્ત્ર, લાકડુ, કાગળ વગેરે )
**જીરણતાવ, પુ૰** જીર્ણજવર, માલમ ન પડે તેમ શરીરમા રહેતો તાવ [વિઠવુ, સાખવુ, ખમવુ
**જીરવવુ, ક્રિ૰** (સ૰) પચવવુ હઝમ કરવુ ૨
**જીરૂ, ન૰**(સ૰)રસોઇનો મસાલો,એક જાતના બી
**જીર્ણ વિ૰** (સ૰) ખખળી-ઘસાઈ ગયેલુ, જરજર થયેલુ ૨ જુનુ, ફાટુ તૂટુ ૩ લચી ગયેલુ
**જીર્ણોદ્ધાર, પુ૰** (સ૰) જુના ખખળી ગયેલાની મરામત કરવી તે, સમરામણી ધર્માદા આશ્રમો અને દેવસ્થાનોની મરામત, સારોદ્ધાર
**જીલબ્બે, અ૰** તાબે, અતિશય વશ–તાબે હોય તેમ, કહે તેમ કરે તેવી હાલત હોય તેમ
**જીવ, પુ૰** (સ૰) જે ચૈતન કે શક્તિ વડે પદાર્થ આપોઆપ મોટા થાય છે–હાલવા ચાલવા વગેરે કામો કરે છે તે, શરીર અને તેમાનુ ચૈતન જે હાલતમા એવા કામ કરતા રહે છે તે, પ્રાણ આત્મ, અસુ ૨ જ્ઞાનથી જોતા શરીરથી જુદુ પણ મળી ગયેલુ દેખાતુ ઇશ્વરને અંશ રૂપ માનેલુ જે ચેતન તે (અહી જીવ જીવાત્મા કહેવાય છે) ૩ જીવ ચૈતનવાળો જે પદાર્થ તે, પ્રાણી ૪ જે વડે જીવો-પ્રાણી જીવે છે તે આધાર, જીવન ૫ જીવજંતુ, છેક નાના પ્રાણી 'કીડા, પતગીઆ વગેરે " ૬ ઉપયોગમા આવે–લાભ કરે તેવો વસ્તુમા રહેલો તેનો જે–ગુણ તે, રસ દમ,શક્તિ તેજ ૭ ધ્યાન, લક્ષ, ઇચ્છા પૂર્વક મંડયા રહેવુ તે ૮ પૈસો, પુંજી દોલત ૯ જીવના સરખુ વહાલુ માણસ ૧૦ ઇચ્છા મરજી ચાહના મન ૧૧ નજર **જીવ** અડધો થઇ જવો–હરખાઈ જવુ, આતુર બનવુ ૨ બાવરા બનવુ **એક જીવ** થવુ–મળતા થવુ, મન મળવા, એક દીલ થવુ **જીવ** દઈ કરવુ–એકચિતે–ધ્યાને કરવુ **જીવ** ઠેકાણુ

ન રહેવો–ચિત્તનુ ભમી જવુ ગભરાવુ જીવ ઠરવો –નિરાત થવી, સતોષ થવો જીવ ચાલવો–હિમત થવી. જીવ બગડવો–શરીરે અસુખ થવુ, તબિયત બગડવી જીવથી મારવુ–ઠાર મારવુ, કઇપણ જીવવાની આશા ન રહે તેવુ મારવુ જીવ થવો–પુજી થવી, પૈસો એકઠો થવો જીવથી જવુ–મરવુ, પોતે જાતેજ મરી જવાય તેમ કરવુ જીવ લાગવો–ધ્યાન લાગવુ ૨ પ્રેમ થવો, મન થવુ જીવ લેવો–મારી નાખવુ ૨ દુ ખ દેવુ સતાવવુ જીવ બાળવો–ચિંતા કરવી ૨ અદેખાઈ કરવી ( ઉચાટને લીધે ) જીવ અદ્ધર લટકી રહેવો–કોઇ ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિ માટે અધીરા થવુ જીવ આપવો–અગ તોડીને કામ કરવુ ૨ દુ ખ–જુલમથી આપઘાત કરવા તૈયાર થવુ ૩ કુરબાન થવુ, વ્હાલાને માટે ભોગ આપવો, આતુર રહેવુ જીવ ઉડી જવો–(ખોળિયામાથી) મરી જવુ ૨ એકાએક બાવરા થવુ, ફાળ પડવી, ધાસકો પડવો જીવ ઉચો થવો–ધ્યાન જતુ રહેવુ, દિલ ન લાગવુ, ચિંતાતુર થવુ જીવ એક છે–ઐક્ય છે " મારોને તેનો જીવ એક છે માત્ર દેહ જૂદા છે " જીવ કાઢવો–જીવ આપવો, મરવુ ૨ અતિશય આગ્રહ કરી થકવવુ, કાયર કરવુ, પાછળ લાગવુ, સંતાપવુ, કટાળવુ, કટાળો આપવો જીવ ખાટો થવો–દિલગીર થવુ ઉત્સાહ જતો રહેવો જીવ ખાવો ચીઢવ્યા કરવુ, ખૂબ કટાળો આપવો, સતાપવુ, પાછળ લાગવુ સતાવ્યા કરવુ જીવ ગતે જવો–જીવની સદ્ગતિ થવી, મોક્ષે જવુ જીવ ઘેરાવો–મન મળવુ, સ્નેહ થવો મન એક થવા 'તમે મારથી મોટા ને આપણો જીવ ઘેરાયેલો નહિ તેથી મારી જીભ ઉપડી નહિ" જીવ ચગડોળે ચઢવો–આકુળ વ્યાકુળ થવુ, ગભરાવુ, અજપો થવો ૨ બુદ્ધિ–અક્કલ ખોવી, મર્યાદા બહાર જવુ જીવ જતો રહેવો–લાગવુ, અદેખાઇથી ન રૂચવુ, જીવ જવા જેટલુ દુ ખ થવુ જીવ જોવો–પાણી જોવુ, પરીક્ષા કરવી, કસી લેવુ જીવ ઝાલ્યો ન રહેવો–તૃપ્તિ ન થવી. ૨ મન ઉપરનો અકુશ જતો રહેવો. જીવ ટાઢો પડવો –નિરાત થવી, શાત થવુ, સતોષ વળવો: જીવ ટુકો થવો–કરકસરિયુ થવુ, કજુસ થવુ જીવ ઠરવો–નિરાત થવી, ઠડક થવી, ગભરામણ દૂર થવી, શાત થવુ જીવ ઠેકાણે પડવા–નિરાત થવી, જીવ ઠરવો, આત્માને સતોષ થવો. જીવ ઠેકાણે રાખવો–સાવધ રહેવુ, એક ચિત્ત થવુ, ચિત્ત સ્થિર રાખવુ, ખબરદાર–હોશિયાર રહેવુ જીવ તલપાપડ થઈ રહેવો–અધિરાઇ ઉત્પન્ન થવી, બહુ આતુર થવુ એક પગે થઇ રહેવુ, ઉતાવળુ–અધીરૂ બનવુ, જીવ તાળવે ટગાવો–જીવ અતરિયાળ રહેવો જીવને ગભરાટ ઉપજવો, મન ન ચોટવુ, જીવ તોડી નાખવો–ઘણી જ મહેનત કરવી, ૨ આતુર રહેવુ, સ્નેહથી, તલસવુ, ટળવળવુ ૩ ઘણુજ ચહાવુ, કુરબાન થવુ, ૪ મન લગાડીને કામ કરવુ જીવ નીચો બેસવો–શાતિ વળવી નિરાત થવી, જીવમા જીવ આવવો, ઠડુ પડવુ, ઉભરો શમવો જીવનેજ નાખ નીકળી જવી–મહા મુશીબત પડવી, જીવ નીકળી જવા જેટલી મુસ્કેલી પડવી, જીવ પડીકે બધાવો –એકાએક તાલાવેલી થવી, ચટપટી થવી ૨ એકાએક ગભરાટની સાથે જીવ ઉચો થવો, ઉદ્વેગ થવો ગભરાઇ જવુ જીવ બળવો–ચિંતા થવી, ૨ કોઈનુ દુ ખ જોયાથી દયાની લાગણી થવી ૩ અદેખાઈ થવી જીવ ભડકે બળવો–અદેખાઇ–શોક–ચિંતા કે એવી કોઈ મનની લાગણીથી કાળજુ ચરચર બળવુ, કાળજુ બળીને ખાખ થવુ જીવ ભરાઇ રહેવા–વાસના ભાવના રહેવી, જીવ વળગી રહેવો ' પાવલીની ધૂળ જેવી વિસાતમા તારો જીવ ભરાઇ રહ્યો. ' જીવ લઇને નાસવુ –ધાસ્તીનુ માર્યુ ઘણીજ ઉતાવળથી દોડવુ બીકમાથી નાસી છુટાય એવી ત્વરાથી નાસી છુટવુ જીવ લબુક લબુક થવો–ગભરાઇ જવુ, ગાભરા બનવુ પોતિયા છૂટી જવા, જીવ લપ લપ થવો જીવ લેવો–મારી નાખવુ ૨ ખીજવવુ, પાછળ લાગી કાયર કરવુ ૨ અસત આગ્રહથી માગવુ, સંતાપવુ, થકવવુ ખતે પડવુ. જીવ સટોસટનુ–જીવ જોખમાય એવુ. જીવના જોખમનુ

**જીવપર આવવુ**- ઘણા આવેશથી કોઇના પર તૂટી પડવુ જીવ જોખમાય એવી સ્થિતિએ આવી પહોચવુ **જીવમાં જીવ આવવો**—ભય ટળવાથી સતોષ થવો, ચિતા મટવાથી જીવને ટાઢક વળવી, નિરાત વળવી,મન ઠેકાણે બેસવુ **જીવતી** ડાકણ-ડાકણ જેવા સ્વભાવ ને રૂપની અને મેલી વિદ્યા જાણનારી સ્ત્રી ૨ ડાકણની પેઠે વળગેલી છૂટે નહિ એવી દુષ્ટ સ્ત્રી.**જીવતુ પાણી કાઢવુ**—પાતાળ ફોડી પાણી કાડવુ **જીવતુ મારવુ**—દુર્દશા કરવી, ભારે સકટમા નાખવુ, **જીવતો લાળો**—ઉનો ધીકધીકતો લાળો **જીવતો જાગતો**—જીવતો અને વળી સાવધ

**જીવજન્ત-ન્તુ**, ન૦ છેકજ નાનુ,પ્રાણી, ક્ષુદ્રજતુ, જિવડુ કીડો, એરુ ઝાઝર [અસત પ્રિય

**જીવજાન**, વિ૦ જીદગી જેટલુ વહાલુ, કિમતી,

**જીવડુ**, ન૦ નાનો ક્ષુદ્ર જીવ, જિવાન

**જીવડો**, પુ૦ જીવ ૨ કીડો

**જીવણ**, ન૦ જીવનાધાર, વહાલો 'જીવણ જમવાને આવજો,મારે દસરાનો છે દહાડો રે'(કૃષ્ણ માટે ગોપીઓથી યોજાયલો શબ્દ) [પર્યંત

**જીવત જાગત**, અ૦ જીવેને જાગે ત્યા સુધી હયાતિ

**જીવણજી**, પુ૦ ધણી, પતિ, વહાલો [રવો તે

**જીવતચરા**, સ્ત્રી૦ જીવતા પોતાના ક્રિયા-વરો ક

**જીવતદાન**, ન૦ મરણમાથી ઉગારવુ તે, ઘાતમાથી બચાવવુ તે [અવતાર ૩ જીવવુ તે

**જીવતર**, ન૦ જીદગી, જનમારો, ભવ ૨ મનખો

**જીવતુ**, વિ૦ હાલતુ ચાલતુ, જીવવાળુ ૨ જેમા પ્રાણ, તેજ, ઇ૦ જીવપણાનો સચાર હોય તેવુ 'જીવતુ ઝાડ-ફોયલો' ૩ અખૂટ, વહેતુ ૪ તેજદાર, જાગતુ ૫ લાયક, ઉમદા ૬ મજબૂત **જીવતુ કરવુ**—જાગ્રત કરવુ તાજુ કરવુ ૨ જગાડવુ, તેજ કરવુ સળગાવવુ **જીવતો મુઓ**-જીવવા છતા મુઆ જેવો [રાખવી તે

**જીવદયા**, સ્ત્રી૦ અહિસા ધર્મ, પ્રાણી ઉપર દયા

**જીવન**, ન૦ [સ૦] જીવ-પ્રાણ રાખી રહેવુ તે, જીવવુ તે ૨ જે સાધને જીવતુ રહેવાય તે, આજીવિકા, ગુજરાન, ગુજારો નિર્વાહ ૩ જે વસ્તુવડે બીજી વસ્તુ ટકી શકે છે તે "દીવાનુ જીવન તેલ, અગ્નિનુ જીવન લાકડુ" ૪ પાણી, ઉદક ૫ જીવતર, જિદગી, આયુષ્ય. ૬. પ્રિયજન, જીવ જેવુ બીજુ જે પોતાનુ તે

**જીવનગાળો**, પુ૦ ગુજરાન કરવાનુ સાધન, જીવનનો આધાર

**જીવત**, વિ૦ (સ૦) જિવતુ, જીવવાળુ ૨ જાગતુ, બળતુ, ૩ તેજ

**જીવન્મુક્ત**, વિ૦ (સ૦) મુવા પછી નહિ પણ જીવતાજ બ્રહ્મજ્ઞાન થઇ જન્મ મરણથી, ત્રિવિધ તાપથી મુકાયેલો-છુટેલો એવો પ્રાણી

**જીવલગ**, વિ૦ જીવની સાથે લાગેલુ, જેમ શરીરને જીવ એકઠા છે તેવુ, ઘણુજ વહાલુ, પ્રાણપ્રિય

**જીવવુ**, ક્રિ૦ અ૦ સજીવ-રહેવુ, જીવવાળુ હોવુ મરણ ન થવુ હયાત રહેવુ 'જીવ્યો નર તે જાણ, સ્વજનને જેણે તાર્યા"—પચતત્ર ૨ નાશ ન પામતા ટકવુ, ઉગરવુ, બચવુ ૩. ઉછરવુ, વધવુ ૪ શ્વાસ લેવો [મુશ્કેલ

**જીવસટોસટ**, વિ૦ જીવ જોખમાય તેવુ, બહુ

**જીવહત્યા**, સ્ત્રી૦ જીવની હત્યા, પ્રાણીની હિસા

**જીવા**, સ્ત્રી૦ શાસ્ત્રના પાનામા ઉપલાને હેઠલા ભાગમા કોરી મૂકેલી જગા (જૈન)

**જીવારો**, પુ૦ જીવાઇ

**જીવાત્મા**, પુ૦ જીવ, ચેતન, દેહમા રહેલો જે જીવ તે, હુંપણાને માનનાર ૨ કર્મ કરનાર ને ભોગવનાર જીવ તે, માયાના આવરણવાળો આત્મા

**જીવાળ**, વિ૦ સજીવ હોય તે, જીવતુ ૨ કૌવત પાણી-દમ-તેજવાળુ [નની તજવીજો,ઉદ્યોગ

**જીવિકા**, સ્ત્રી૦ (સ૦) જીવન, જીવતર, ગુજરા

**જીવિત**, વિ૦ (સ૦) જીવતુ ૨ જીવન

**જીવી**, વિ૦ (સ૦) જીવવાળુ ૨ ગુજરાનને માટે બીજાનો આધાર રાખનાર ૩ જીવ,પ્રાણી

**જીવી** સ્ત્રી૦ મુજ ઇ નો ખાટલો ભરતા વચમા જે બે સેરો વારા ફરતી મુકાડે અને તારે છે તે એ ચીરામા નહિ પણ બે સાથે જોડકુ રહે છે

**જીવેજાન**, વિ૦ જીવના જેવુ વહાલુ, જીવની સાથે લાગેલુ, જીવલગ, પ્રાણપ્રિય.

**જુઆળ**, પુ૦ ભરતી, વીળ, પાણીનુ ચઢવુ તે
**જુઇ**, સ્રી૦ (સ૦ યુતિકા) એક જાતના સુગ-
ધીદાર ફૂલ અથવા તેનો છોડ
**જુઓ**, પુ૦એક જીવડુ જુઓ ૨ જુગાર, દ્યુત
**જુક્તી** સ્રી૦ (સ૦ યુક્તિ) કરામત કળા, તદ-
બીર, હિકમત ૨ ઉપાય, ઇલાજ યોજના.
**જુખામ**, ન૦ સળેખમ
**જુગ**, પુ૦ (સ૦યુગ) લાબો કાળ ૨ કાળ,સમય
(કૃત, ત્રેતા, દ્વાપર, ને કલિ એ ચાર જુગ
કહેવાય છે ) ૩ એ ચારે મળીને થતો સમય
તે, ૪ જોડુ, જોડ, બે ૫ સોકટાની રમતમા
સાથે મળી જોડેજ ચાલનારી બે સોકટી તે
**જુગજુગ**, અ૦ (યુગાનુયુગ) ઘણા એકજુગોમા,
ઘણા લાબા કાળ સુધી, એક પછી એક યુગમા
**જુગટું**. ન૦જુગાર, દ્યૂત, સટ્ટો. [જન્મમા.
**જુગત**, સ્રી૦ જુક્તી, કળા, ખેલ, દાવ ૨ વિ૦
એકઠુ, સાથે હોય તેવુ ૨ ઘટતુ, માફક, અનુકૂળ
**જુગતી** સ્રી૦ જુક્તિ ' દેહ તારી નથી, જે
જુગતે કરી,રાખતા નવ રહે નિશ્ચે જાયે-"નર
**જુગતુ**, વિ૦ (સ યુક્ત ઘટતુ, અનુકૂળ, માફક
**જુગત બા**,સ્રી૦જગદ બા,જુઓ [બધ બેસતુ
**જુગદીશ**, પુ૦ જગદીશ, જુઓ
**જુગમ**, ન૦ (યુગમ) જોડી, જોડુ
**જુગલ**, ન સ્રી૦ [યુગલ] સાથે-જોડાયલા એવા
બે ૨ જોડી, જોડ, જોડુ, જુગલ સ્વરૂપ-સ્રી
પુરૂષ સજોડે-સાથે હોય તેવુ [સટોરિયુ
**જુગટિયું**, ન૦ દ્યૂત, જુગટૂ ૨ વિ૦ જુગારી,
**જુગલકિશોર**, વિ૦ કિશોર વયના બે, જુવાન
દપતી, વહુવર
**જુગાર**, પુ૦ (સ૦ દ્યુતકાર) પૈસા રૂપિયા પણ
તરીકે મૂકી હારજીતની સરતવાળી રમત તે, દ્યૂત,
જુગટુ, જુવુ સટ્ટો, આપલેનું સાટુ કરી કરેલો
ઉપલક સોદો. [ધધો કરનાર
**જુગારી**, વિ૦ જુગાર રમનાર, જુગારના જેવો
**જુગોજુગ**, અ૦ જુગજુગમા, ભવોભવ, સદૈવ,
જાવેદાન [૨ ચાલાકી
**જુ ગાઈ** સ્રી૦ જબરાઇ, બળજોરી, બળાત્કાર.

**જુ ખું**, વિ૦[ફા૦] જબરૂ, લઠ ૨.ચાલાક, ચતુર
**જુ ફેવુ**, ક્રિ૦ અ૦ બેઠા બેઠા ઉંઘવુ—ઝોકા ખાવા.
**જુજવી**, વિ૦ (આ૦) જુજ ૨ નકામુ નજીવુ
**જુજવુ**, વિ૦ જુદુ જુદુ, નોખુ નોખુ, અલગ
**જુઠ**, સ્રી૦ અસત્યતા, જુઠુ તે.
**જુઠડુ** વિ૦અસત્યવાદી,જુઠુ બોલનાર. [એટેલુ તે
**જુઠણ**, ન૦ ખાતા વધેલુ તે, છોડ્યુ, એઠામણ,
**જુઠણ**, પુ૦ ભવાઇમા જુઠુ જુગતુ પણ સમયને
અનુસરીને બોલનારો, વિદુષક, મસ્કરો. લૌઓ
**જુઠાણુ**, ન૦ જુઠુ એવુ જે કઇ તે, અસત્ય ૨
ઠગાઈ, મિથ્યાપણુ, ખોટારુ; ઠગાઈ
**જુઠાબોલુ**, વિ૦ જુઠુ બોલનાર, અસત્યભાષી
**જુઠું**, વિ૦ ખોટુ, અસત્ય ૨ બનાવટી કલ્પિત,
ખોટુ, ૩ એઠુ, અજીઠુ
**જુઠુ**, ન૦ જુઠાણુ, લબાડીપણુ. ૨ ઢોગ.
**જુઠેજુઠ**, અ૦ખોટેખોટુ, નરદમ-સાવજુઠુ એવુ
**જુઠો**, પુ૦ જુઠુ બોલનારો.
**જુડી**, સ્રી૦ એકઠા બાધેલા રેસા, ડાળિયો વગેરે તે
**જુડો**, પુ૦ ઘણી ચીજોનો બાધેલો જથો,ઝુમખુ,
સમૂહ ૨ અબોડો, વાળનો બાધવા તે, જટાજૂટ
**જુત**, વિ૦(યુત) જોડે હોય તેવુ જોડેલુ.૨ વાળુ.
**જુતિયા**, ન૦ પગરખાં; જુના ખાસડા—ટપટપિયા
૨ સખત બોલનો ઠપકો દેવો તે, ટપલો, મહેણુ
જુતિયાં મારવા—સખત શબ્દોમા ઠપકો દેવો
૨ ખાસડાનો માર મારવો
**જુતી** સ્રી૦ પેજાર પગરખી, હલકી મોજડીઓ
**જુતીખોર**, વિ૦ ખાસડાખાઉ, નઠોર ૨. જ્યારે
ઠપકો મળે ત્યારેજ સમજે તેવુ
**જુતુ**, ન૦ ખાસડુ, પગરખુ, જુના ટપુસિયા જોડા
૨ અપમાન સાથે ના પાડવી.
**જુથ**, ન૦ ટોળુ, જૂથ.
**જુદાઇ**, સ્રી૦ જુદાગીરી, જુદાપણુ. ૨. વિયોગ.
૩ ભેદ, અતર, પડદો, ભિન્નભાવ
**જુદુ**, વિ૦ (ફા૦ જૂદ) છુટુ, વેગળુ, નોખુ, પૃથક,
ભિન્ન અલગ ૨. અન્ય બીજુ, ઓર
**જુધ** ન૦ (યુદ્ધ) લડાઇ સંગ્રામ. ૨ વઢવાડ,
મારામારી, અસલનુ, આગલુ

જીનુ, વિ૦વપરાયલુ, ઘસાયલુ, જીર્ણ. ૨ આગલા વખતનુ

જીનુ ખખ, વિ૦ ઘણુજ જુનુ–હેક ઘસાઇ ગયેલુ અતિવૃદ્ધ [યેલુ, ફાટયુ તૂટયુ

જીનુ પુરાણુ, વિ૦ જુનુ ઘણુ વપરાયેલુ, ઘસા-

જીનોપાપી, પુ૦ ઘણા દહાડાના વહિવટવાળો–અનુભવી, ખુણા ખોચરાની વાત જાણનારો, ૨ ઘણા જણના પાપ-કાવતરા જાણનારો

જુબાન (જુબા), સ્ત્રી૦ જીભ ૨ બોલી

જુબાની, સ્ત્રી૦ જબાની, સાક્ષી

જુમખુ, ન૦ ઝુમખુ, [એકદર કુને

જુમલે-લ્લે, અ૦(આ૦ જુમલ ) બધુ મળીને

જુમલો, પુ૦ ( આ૦ જુમૂલ) જુદી જુદી ઘણી રકમો મળીને થએલી સખ્યા તે સરવાળો, એક દર આકડો, બેરીજ, મેળવણી

જુબીલી, સ્ત્રી૦ (અ ૦) હરખનો ઉત્સવ, રાજ્ય પ્રાપ્તિ ૫૦ ને પચાસમા વર્ષનો ઉત્સવ તે

જુમલ્લો, પુ૦ કુલ રકમ, સરવાળો

જુમેરાત, સ્ત્રી૦ ગુરુવારની રાત, મોટી બદગીનો દિવસ

જુમ્મો, પુ૦ (આ૦ જુમ્મ) જોખમદારી, જવાબદારી,આપેલો વિશ્વાસ પાળવાનો ભાર–બોજો

જુરત-રિયત, સ્ત્રી૦ (આ૦) છાતી, હિંમત વૈ૦ ૨ રામ, હોમ

જુલમ, પુ૦ (આ૦ ઝુલુમ ) જબરજસ્તી સખતાઈ બળાત્કાર, જોરાવરી,બરજોરી ૨ સત્તાનો દોરૅ ચલાવવો તે,અન્યાય, અધર્મ [પિડક

જુલમગાર, વિ૦ જુલમ કરનાર જુલમી, પ્રજા

જુલમાટ, સ્ત્રી૦ જુલમ, જબરજસ્તી

જુલમી, વિ૦ જુલમ કરનાર ૨ જેમા જુલમ ચાલતો હોય તેવુ ૩ નિર્દય કઠોર

જુલાઇ, પુ૦ (અ ૦)ઈસ્વીસનનોસાતમો મહીનો

જુલાબ, પુ૦ (ફા૦ ગુલ+આબ) જેથી ઝાડા થાય તેવુ ઓસડ રેચ, વિરેચન ૨ દસ્ત, ઝાડા થવા તે જુલાબ આપવો-ગભરાવવુ લે મેલ થાય તેમ કરવુ

જુલ્ફા ન૦ (ફા૦) લમણાપર લટકતી આકડા ર વાળની લટો તે, વાળના ગુચ્છા કાકપક્ષ

જુવતી, સ્ત્રી૦ (સ૦ યુવતિ)નારી, જુવાન સ્ત્રી

જુવો, પુ૦ ગલીચ જગોમા પાકતા એક જાતના જીવડા ૨ જુગાર દ્યૂત

જુવાખાનુ, ન૦ જ્યા જુગાર રમાતો હોય તે, ઠેકાણુ ૨ જ્યા જુવા હોય તે ઠેકાણુ, ઢોરનો તબેલો-કહોડિયુ

જુવાખોર, વિ૦ જુવુ રમનાર જુગારી

જુવાન, વિ૦ તરુણ જવાન ૨ ખીલેલુ મજબુત બાધાનુ અને ઉત્સાહવાળુ ૩ ઉમ્મરે આવેલુ ૪ ઉમરવાળુ પણ સ્થિર વિચારનુ નહોય તેવુ પાકી સમજ વગરનુ ૫ પુ૦પુરૂષ જન,મ ણસ

જુવાનજોદ્ધ, પુ૦ ભરજુવાન મજબુત કદાવરને ઉત્સાહવાળુ માણસ

જુવાની સ્ત્રી૦ જોબન તરૂણાવસ્થા યુવાવસ્થા **જુવાનીનો** વખત—તરૂણાવસ્થા **જુવાનીનુ** જોર-યુવાવસ્થાનો તોર

જુવાર, પુ૦ જુહાર, જુઓ

જુવાર, સ્ત્રી૦ એક જાતનુ ધાન્ય [ફણગા તે

જુવારા, પુ૦ જવારા ધાન્યના નાના ને નવા

જુવારી, પુ૦ જુગારી, દ્યૂત રમનાર

જુવારુ, ન૦ જુદુ ઘર નવુ માડેલુ ઘર નવો ગૃહસ્થાશ્રમ ૨ દ્યૂત જુગાર

જુવાળ, પુ૦ ભરતી જ્વાર "અમાસ ને પૂનમે મોટા જુવાળ આવે છે"

જુવુ૦ ન૦ જુગાર, જુગટુ દ્યૂત

જુવો, પુ૦ (સ ૦ યૂકા) ઢોરના શરીર ઉપર થતી જૂ ઢોરોના તબેલામા મતરચળામા થતો એક છ પગો જીવ

જુસરી, સ્ત્રી૦ ગાડીનો જે ભાગ બળદોની ખાધપર મૂકવામા આવે છે તે ૨ ભાર બોજો "હવે ઘરની જુસરી તારે માથે છે"

જુસ્સા, પુ૦ (આ૦ જુસ્સ) લાગણીનો ઉછાળો, મનનો ઉભરો લાગણી મનોવિકાર જોશ બળ, ૨ ઝનન ઝાળ ૩ સપાટો સુસવાટો ૪ ઇચ્છા, લાલસા હવસ

જુહાર, પુ૦ વણિકોમા એક બીજાનો મેલાપ થતા

વિવેક ભર્યા વદનમા વપરાતો ઉદ્‍ગાર, નમન, સલામ, પગે પાગણુ

**જુહાર પટોળા**, ન૦ બેસતા વર્ષે સારા વસ્ત્ર પહેરી સગાવહાલાઓની પરસ્પર ભેટ લેવી તે ૨ એ દહાડે જમાઈને સાસરે જમવા તેડે છે

**જૂ**, **સ્ત્રી૦** ( સ૦ યૂકા) પરસેવો ને મેલને લીધે વાળમા અથવા લુગડામા જે ઝીણો જીવ થાય છે તે ઇંડા તે લીખ કેહેવાય એની બે જાત હોય છે કાળી અને ધોળી. ચામડીને વળગી રહે નારી ગોળ જૂને ચામજૂ કહે છે

**જૂઇ**, **સ્ત્રી૦** એક જાતની ફૂલવેલ

**જૂજવુ**, **વિ૦** જુદુ અલગ, નોખુ [મરવુ

**જૂઝવું**, **ક્રિ૦અ૦** લડવુ, યુદ્ધ કરવુ રણમા પડીને

**જૂટ**, **ન૦** સમૂહ, કલ્લો જુડો (વાળનો)

**જૂડ**, **ન૦** ઝૂડ મગધર ૨. બળાત્કારે પણ વછૂટે

**જૂત**, **ન૦** બળદની જોડ [નહિ તેવુ પ્રાણી

**જૂતવું**, **ક્રિ૦ સ૦** જોડવુ [ વગરનુ

**જૂજ**, વિ૦ થોડુ, જરા, સહેજ. ૨ હલકુ, વિસાત

**જૂન**, **પુ૦** (અ૦) અંગ્રેજી વર્ષનો છઠ્ઠો મહિનો

**જૂમ**, **સ્ત્રી૦** કેફથી ઉસકેરાયેલી હાલત, ઝૂમ, જોમ, આધળો ઉત્સાહ [ ધિમલુ

**જેંસલો**, **પુ૦** બળદ પલોટવાનુ બે પાખાનુ લાકડુ

**જે**, સ૦ દર્શક સર્વનામ,વસ્તુને દેખાડી તેનો બીજા સાથે સબધ બતાવે છે જેની સાથે તે આવે છે

**જે**, અ૦ વાકયના બે ભાગને અથવા બે અર્થ ને જોડે છે જે કે ના અર્થમા અવ્યય રૂપે વાપર્યો હોય ત્યારે પછવાડે તે આવે નહિ

**જે**, **સ્ત્રી૦**જય,ફતેહ, જિત ૨ જય થાઓ એવો આશીર્વાદાત્મક ઉદ્‍ગાર. ૩ નમસ્કાર-વદનાત્મક ઉદ્‍ગાર. જે નારાયણ-પ્રણામનમ પડી ભાગવુ

**જેગોપાળ**, **પુ૦** એક બીજાને મળતી વખત એ શબ્દ બોલાય છે ( વૈષ્ણવ-વાણિયાઓમા )

**જેજેકાર**, **પુ૦** જયજયનો ઉદ્‍ગાર, વખાણ; સરાસરા પાર પડવું તે, પૂર્ણ થઇ રહેવુ તે

**જેજેવતી**, **સ્ત્રી૦** એક રાગણી ૨ એક જાતની

**જેજે**, **અ૦** દરેક, પ્રત્યેક. [ વેલ

**જેટલુ**, **વિ૦** સંબધી અર્થમા માપ-વજન દેખાડે છે ' જેટલો ગોળ ઘાલશો તેટલુ ગળ્યુ થશે. ' ૨. સખ્યા પણ બતાવે છે "વર્ગમા જેટલા (છોકરા) હોય તેટલાને મોકલજો." **જેટલો બહાર છે તેટલો અદર છે**—બહુ પહોચેલ છે

**જેટલે**, **અ૦** જેટલાના અર્થમા અતર-છેડુ બતાવે છે, અમુક હદ હોય તેમ ' પાણી જેટલે ઉચેથી આવતુ હોય તેટલે ઉચે પાછુ ચઢી શકે ' ૨ જે સમયે, જેવારે,કર્મ થતુ હોય તે વખતે. ' મહિપતિ આવે છે જેટલે, સભા સકળ બોલી તેટલ ' **જેટલે લગી-સુધી**—જ્યા સુધી, જ્યા લગણ.

**જેઠ**, **પુ૦** ( સ૦ જ્યેષ્ઠ ) વરનો મોટો ભાઈ ૨ (સ૦જયેષ્ઠ) સવત વરસનો છઠ્ઠો મહિનો.૩ **વિ૦** મોટુ, પૂર્વે જન્મેલુ [ તે. ૨. વિ૦ મોટુ

**જેઠાણી**, **સ્ત્રી૦** જેઠની-વરના મોટા ભાઈની વહુ

**જેઠી**, **સ્ત્રી૦** જેઠ મહિનાની પૂનેમ.

**જેઠીપુત્ર**,પુ૦વડો છોકરો, પહેલા ખોળાનો છોકરો

**જેઠીમધ**,ન૦( મધુ + યષ્ટિ ) એક જાતના ઝાડનું ગળચટુ લાકડુ-છોડુ એ ઓસડમા કામ આવે છે

**જેઠીમધનોશીરો**, **પુ૦** જેઠીમધના મૂળનો શીરો. એક ઔષધ છે [ભણુની એક જાત.

**જેઠીમલ**, **પુ૦** વડો મલ, પ જાબી મલ. ૨. પ્રા-

**જેઠો**, **પુ૦** ગુદી કાઢ્યા પછીનો કસુબાનો રગ.

**જેઠાણુ**,ન૦પરણ્યા પછી કન્યાવાળાએ વરવાળાને જમવા તેડવાની એક રીત, નાનો ગોરવ

**જેડલ**, **સ્ત્રી૦** ગોઠણ, સહીયર ( કચ્છ )

**જેણા**, **સ્ત્રી૦** જીરણા, ધીરજ ( કચ્છ. )

**જેણી**, **સ૦** જેનુ સ્ત્રીલિંગ (પારસીઓ વાપરે છે)

**જેડો**, **અ૦** જેવો ( કચ્છ )

**જેણીગમ**, **અ૦** જે તરફ, જે ભણી, જે બાજુ

**જેતે**, **અ૦** ગમે તે, હરકોઈ

**જેપ્રમાણે**, **અ૦** જે રીતે-પ્રકારે.

**જેબ**, **સ્ત્રી૦** (અા ) તેજ, પ્રકાશ, ૨ શોભા, યોગ્યતાની શાબાશી, ઉત્તમતા ૨ જુલમ. " મત્રિ મલેક, જેબ, અમલ કરવા રૂચિ જોડી " ૩ પુષ્કળ જથાબધ ઝરવુ તે "પસીના । જેબેજેબ વળ્યા."

**જેમ**, **અ૦** જે રીતે-પ્રકારે, પેઠે, માફક. ૨ હોય તેવુજ. ૩ રૂચે તેમ, ઠીક પડે તેમ [પ્રમાણે.

**જેમકે**, **અ૦** આ રીતે કે; દાખલો કે, ...

**જેમતેમ,** અ૰ ગમે તેમ, હરકોઈ રીતે, પરાણે, મુશ્કેલીથી ૨ યથાવત [હાલતમા,ફેરફાર વગર
**જેમનું તેમ,** અ૰ જેમ અસલ હતુ તેમજ, તેજ
**જેયણુ,** ન૰ છાણુ, અડાયુ, ઘાસનો જેર ને છાણુનુ થાપેલુ તે
**જેવરી,** સ્ત્રી૰ (સં૰ જ્યા) ધનુષની દોરી,દોરડી
**જેર,** ન૰ ઝેર, જુઓ
**જેર,** વિ૰ ( ફા૰ ) વશ, તાબે, અધીન ૨ હારેલુ, પરાજિત, પાયમાલ ૩ નબળુ–કમજોર
**જેરકડી,** સ્ત્રી૰ તાબામા રાખવા સારૂ રાખેલી જે કડી તે ( ઘોડાના મોમા હોય છે ),ચોકડુ, લગામ
**જેરદસ્ત,** વિ૰ ( ફા૰ ) કમજોર,નબળુ , નમાવેલુ ૨ ઢીલુ કરેલુ, વશ કરેલુ
**જેરબ દ–ધ,** પુ૰ (ફા૰) ચામડાની કે જાડી બનાતની જે પટી લગામને તગ સાથે જોડે છે તે ૨. ચામડાનો કોરડો, ચાબુક, સાટ
**જેરવવું,** ક્રિ૰ સ૰ ( સ૰ જૄ ) જીરવવુ પચાવવુ, હજમ કરવુ ૨ સહન કરવુ, ખમવુ, વેઠવુ ૩ ટકાવવુ, ધારણ કરવુ, [૩ ઘચુ બલો,ટોળે મળવુ તે
**જેરો,** પુ૰ આગ, લાય ૨ તબાકુનો ભુકો,જરદો.
**જેલ,** સ્ત્રી૰ (અ૰) બદીખાનુ, કેદખાનુ, તુરગ
**જેવડુ,** વિ૰ માપ–પ્રમાણુ બતાવે છે "તે છોકરી છે તો ચૌદ વરસની પણ ૨૦ વરસ જેવડી દેખાય છે "એ શબ્દ ઉચાઈમોટાઈને વિષે ઘણો પ્રવર્તેછે
**જેવર,** ન૰ જડિત દાગીના, જવાહીર ૨ અલકાર, ભૂષણુ ૩ ઘુઘરિયાળા ઝાઝર
**જેવાણી,** ન૰ રસોડાનુ એઠુ પાણી, એઠવાડ
**જેવારે,** અ૰ જે વખતે, જ્યારે, જે ટાણે.
**જેવું,** વિ૰ રૂપ, ગુણ, જાત વગેરે બતાવેછે માફક પેઠે ૨. અ૰ જેમ, જેવુ, જેવુ કે જેમકે
**જેવુતેવુ,** વિ૰ કોઈ પણ–રીત–જાત–રૂપ–ગુણનુ ૨. અ૰ ગમે તેવુ
**જેવે,** અ૰ જે વારે, જે વખતે, જયારે
**જેષ્ટ,** પુ૰ જ્યેષ્ઠ, જેઠ
**જેષ્ઠા,** સ્ત્રી૰ જ્યેષ્ઠા, ૧૮ મુ નક્ષત્ર.
**જેષ્ટિકા,** સ્ત્રી૰ ( યષ્ટિકા ) લાકડી, મોટી, દડુકો
**જેસલી,** સ્ત્રી૰ ખેતરમા ચાસ પાડવાનુ ઓજાર
**જેસુ,** સ્ત્રી૰ જેહુ, ધૂળ
**જેહ,** સ૰ જે ( કવિતામા )
**જેહુ,** સ્ત્રી૰ ધૂળ, રજ, [છિયાડી ૨ રાખ ભસ્મ
**જેળ,** ન૰ દેવત, તેજ, પ્રકાશ, પ્રભાવ ૨ નામ અવશેષ જેળ ગયુ—દૈવત ગયુ,બધુય બગડયુ
**જૈન,** પુ૰ ( સ૰ ) જિનનો ઉપાસક ,શ્રાવક ૨ એક ધર્મ, બુદ્ધ ધર્મનો એક ભેદ, શ્રાવકનો ધર્મ.૩ વિ૰ જૈન ધર્મનુ–સબધી, જૈનનું
**જેવારો,** પુ૰ જયનો વખત, ફતેહ, વિજય
**જૈ,** પુ૰ પૈસો,કાવડિયો,ફદિયુ,દોઢિયુ ૨ ધન,સપત્તિ
**જૈસાતૈસા,** અ૰ જેવુ તેવુ
**જોસણ,**ન૰બાળવુ તે જ્વલન [જોસવુ, નાખવુ
**જોસવુ,** ક્રિ૰ સ૰ બાળવુ ૨ પીરસવુ, આપવુ
**જો,** અ૰ સશયરૂપ સબધી અવ્યય, સરત બતાવે છે, યદિ, "જો તુ કાલે આવશે તો હું સાથે આવીશ." જોની સાથે તો નો સબધ છેજ એ ઉભયાન્વયી અવ્યય કહેવાયછે ૨ જોવુ એ અર્થમા,દેખ,નિરખ " જો તેણે કેવુ નામ મેળવ્યુ ' જો વર્ષે પૂર્વા, તો કણબી બેસે ઝૂરવા." ૩ ધ્યાન દે, લક્ષ રાખ 'જો આ વળી ભૂલિશ નહિ ' ૪ હે , અરે, હે અયિ 'જો વચમા બોલ્યો '
**જોઈતુ,** વિ૰ જરૂર હોય તેટલું, ખપ પુરતુ, માફકસર "જોઈતી વસ્તુ મગાવજો," ૨ ઘટતું,લાયક.
**જોઇલેવુ,** ક્રિ૰ ( પ્રસંગ આવે ) અનુભવ ઉપર મુલતવી રાખવુ, વિચારપર રાખવુ ૨ મારવાની તજવીજમા રહેવુ, નુકસાન કરવાની તક ખોળવી, અટસ રાખવો. ૩ કસી જોવુ, અનુભવ કરી જોવો, તપાસવુ
**જોક,** સ્ત્રી૰ જળો, જોખ "દોષ હિંદુ ઉમગે ગ્રહે, ગુણ ન ગ્રહે ખળ લોક, પિયે રૂધિર પય ના પીયે, લગી પયોધર જોક " ૨ વાડો, જૂથ
**જોખસે,** અ૰ અલબત્ત બેધડક, અવશ્ય નક્કી.
**જોખ,** ન૰ જેથી જોખવુ તે, કાટલા, વજન. ૨. તોલ, જોખવાની રીત. ૩ કાટો, તાજવુ.
**જોખ,** સ્ત્રી૰ ( સ૰ જોષ ) આનંદ, સુખ મોજ મઝા "જીવે તેને જોખ ' ૨ જળો.
**જોખમ,** ન૰ ( હિં૰ ) ભવિષ્યમા થવાના નુકસા-

નની ધાસ્તી ૨ નુકસાન, ધોકો, ખરાબી "વહાણુને જોખમ લાગ્યુ છે " ૩ નુકસાનની ધાસ્તીવાળી વસ્તુ. 'તેની પાસે જોખમ છે માટે તપાસ રાખજે' ૪ વેપારમા છાતી ચલાવવી તે ૫ જુમ્મો, જવાબદારી " માથેથી જોખમ ઉતારવુ " ૬ ભય, ધાસ્તી

**જોખમકારી,** વિ૦ ભયકર ૨ જોખમવાળુ

**જોખમદાર,** પુ૦ જેને શિર જોખમ હોય તે, નુકસાન ભરી આપનાર, જવાબદાર

**જોખમાપ,** ન૦ માપવુ ને ભરવુ તે માપ અને ભરતના પ્રમાણો

**જોખમાવું,** ક્રિ૦ અ૦ જોખમમા આવવુ, નુકસાન થવુ જોખમ લાગવુ, ખરાબી થવી

**જોખવું,** ક્રિ૦ સ૦ (સં૦ જુષ્) તોળવુ, વજન કરવુ, ૨ ખૂબ મારવુ–ઠોકવુ. ૩ ગાળો ભાડવી ૪ સુખ માણવુ.

**જોખો,** પુ૦ (સં૦ જુષ્–ખુશી થવુ) આનદ ખુશાલી. 'રમી જમી જોખો કરી જજો તમારે ઘેર'—શામળ. ૨ સુખ; જોખ

**જોગ,** પુ૦ (સં૦ યોગ) મેળાપ, સંજોગ, સબધ, સંગતિ " સદાકાળતો કર્મનો કોણુ જોગ " ૨ બનાવ, જોગવાઈ અણુધાર્યો પણ અનુકૂળ સમો, એકાએક આવેલો યોગ્ય પ્રસંગ " દૈવ જોગ " ૩ બંદોબસ્ત, તજવીજ, જોગવાઈ ૪ ઉપાય, સધન, દ્વાર, મારફત, " જ્ઞાનના જોગથી " ૫ વૈરાગ લેવો તે, ભેખ, બાવા વેરાગી થવુ તે ૬ ઈશ્વર સાથે એકત્રપણુ કરવાનુ જે શસ્ત્ર તે " જોગાભ્યાસ, જોગાસન " ૭ તાલ, પ્રસંગ, તાકડો. ૮ (જ્યોતિષમા) સૂર્ય ચંદ્રના રેખાંશ ગણુવા સારૂ સૂર્ય માર્ગ–ક્રાન્તિવૃતનો (૩૬૦ અંશનો) ૨૭ મો જે ભાગ તે એના જુદા જુદા નામ છે ૯ માફક આવવુ, અનુકૂળ આવવુ તે, મેળ, મેળાપ, સંબધ.

**જોગ,** વિ૦ (સં૦ યોગ્ય.) ઘટતુ, લાયક, યોગ્ય ૨. ઘટારથ, લાયક, માફક, દુરસ્ત. ૩ એ શબ્દ ક્રિયાની પછવાડે મૂકવામા આવે છે ત્યારે માફકપણું, ઘટારતપણું–ગુજાસ વિગેરે અર્થ થાય છે, " પરણુવાજોગ, ખાવાજોગ, કામજોગ."

**જોગ,** અ૦ પ્રતિ પ્રત્યે, તરફ, ઉપર;ના નામ ઉપર, " + + + ખુશાલદાસ ગોકળદાસ. જોગ લખીતગ લલ્લુભાઈ ગોકળદાસ.ઇ૦ ". નામજોગ –જેનુ નામ હોય તેનેજ

**જોગટી,** સ્રી૦ જોગણુ, બાવી, વેરાગણુ (તુચ્છકારમા)

**જોગટો,** પુ૦ જોગી, બાવો (તુચ્છકારમા); વેશથી બિહામણોને ગુણુથી ભુરકી નાખનારો પુરૂષ, ધૂર્ત્ત માગણુ

**જોગણુ,** સ્રી૦ [યોગિની] જે સ્રી સસાર છોડીને ભગવા પહેરી ઈશ્વર ભજનમા જીવન ગાળે છે તે ૨ વેગગણુ, સાધુડી ૩ બાવાની સ્રી

**જોગણી,** સ્રી૦ (સં૦ યોગિની) ઇશ્વરશક્તિની કલ્પેલી સ્રી;દેવી,માતા. એ ૬૪ કહેવાય છે એમાની ઘણી ખરી વિકરાળ ને ભયકર કલ્પેલી છે

**જોગનિદ્રા,** સ્રી૦ (યોગનિદ્રા) સૃષ્ટિની ઉત્પત્તિ અને લય એ બેની વચમાંનો જે કાળ તે, એ દરમિયાનમા બ્રહ્માની જે મોટી નિદ્રા તે. ૨ લાંબી ને ચિતા રહિત શાત ઉઘ ૩ નાશ; પ્રલય.

**જોગમાયા,** સ્રી૦ ઇશ્વરી, દેવી; જગતના કારણુરુપ સૃષ્ટિને ઉત્પન્ન કરનારી ઇશ્વરની મોટી શક્તિ

**જોગવટો,** પુ૦ જોગીપણુ, જોગીની સ્થિતિ, જોગી થઈને ફરવુ તે

**જોગવવું,** ક્રિ૦ સ૦ મેળવી દેવુ, મેલાપ કરવો ગોઠવવુ, શોભે તેમ કરવુ ૨ વિવેકથી ભોગવવુ, માણવુ

**જોગવાઈ,** સ્રી૦ ગોઠવણુ, બદોબસ્ત; તજવીજ ૨ અનુકૂળ વખત, ટાકણુ, સમય, અવસર, તક

**જોગાણુ,** ન૦ ઘોડા બળદને ખવડાવવાનુ અનાજ,

**જોગાનજોગ,** પુ૦ બનવાકાળ, ભાવિ [ ચદી

**જોગાભ્યાસ,** પુ૦ [યોગ+અભ્યાસ] જોગ સાધવાનો અભ્યાસ પ્રાણુવાયુનુ રૂધન કરવાનો અને નાના પ્રકારના આસન માડવાનો અને બ્રહ્મ ચિન્તનમા રહેવાનો અભ્યાસ.

**જોગિયો,** પુ૦ એક જાતનો રાગ.

**જોગી,** પુ૦ (યોગી) જોગ સાધનથી સમાધિ ચઢાવી બ્રહ્મનુ ચિંતન કરવામા નિરંતર કાળ ગુજા-

રનારો,તપસ્વી ૨ મહાદેવની ભક્તિ કરનારા ભગવા પહેરનારા વેરાગી ૩ વૈરાગી, ત્યાગી, જેણે સંસાર વિષય ઉપરથી ભાવ ઉઠાડયો હોય તે ૪ એક જાતની રાગણી, 'જોગી અસાવરી '૫ એક નીચ જ્ઞાતીના લોક, રાવળીયા. **આજ કાલનો** જોગી ને ગાડ લગી જટા—નાની વય છતા અભિમાનથી મોટી મોટી વાત કરનાર **જોગી** વજીર ત્યા તુમડુ—યથા રાજા તથા પ્રજા

**જોગી અસાવરી, સ્રી૦** એક રાગિણી

**જોગુ, વિ૦** લાયક,યોગ્ય ૨ તરફ, પ્રતિ

**જોજન, પુ૦ (યોજન)** ચાર કોસ—ગાઉ જેટલુ જે અતર—માપ તે [રાખજે, સભાળજે

**જોજે, ક્રિ૦** જોવુ ક્રિયાપદનો આજ્ઞાર્થ ૨ યાદ

**જોટડી—ડુ, સ્રી૦** જુવાન ભેંસ પહેલવેતરી ભેંસ. 'ભાભીએ આલ્યા જોટડીઓના દાનરે.'—**અભિ૦**

**જોડડ, વિ૦** કાચી સમજનુ,અણુસમજુ, બોયડ.

**જોટુ, ન૦** જોટડી, જુવાન ભેંસ, ડોણુ

**જોટ—વાં, ન૦** સ્રીઓને પગની આગળીએ પહેરવાના રૂપાના બબ્બે કરડા તે, વેઢ.

**જોટો, પુ૦** બે સરખી વસ્તુની જોડ ૨ એક વસ્તુ ને ભળતી આવતી બીજી કોઇ વસ્તુ તે,જોડી,યુગ્મ

**જોડ, સ્રી૦** બે જણ, એક જાતની બે ચીજ ૨ સરખી જે બે વસ્તુઓ તે "જોડ ને કજોડ" ૩ સમોવડિયુ, બરોબરિયુ સરખુ ઉતરનારુ ૪ સાથે અવતરેલા જે બે છોકરા તે ૫ તબુરાના ચાર તારમાના વચલા બે તાર ૬ મેળાપ, જોડણી "મનને જોડ માયાની ઘણી"—**અખો**

**જોડકણુ, ન૦** તરત જોડી કાઢેલુ તે, નવી કલ્પનાનુ ગીત તે ૨ જોડકણા ૩ અફવા,ગપ,કપોળ કલ્પિત વાત ૪ બધબેસ્તી બાબતને ખરા રૂપમા અડાવી દેવી તે,સાચા જુઠા ૫ પ્રપચ,તરકટ,છળ, કલ્પનાથી યુક્તિ સર કરેલી બનાવટ

**જોડકણા, ન૦** લગ્નમા વહેવણો સામસામા વખાણના અને કોઇ વાર મેણાના જે બોલ જોડી ગીત રૂપે ગાય છે તે

**જોડકુ, ન૦** જોડુ,જોડ, સાધીને બેવુ એક કરેલુ તે ૨ કુદરતી સાથે જોડાયેલી બે વસ્તુ તે

**જોડણી, સ્રી૦** જોડવાની ગોઠવવાની જે રીત તે ૨. જોડેલુ તે,મેળવણી, ૩ વર્ણ વિન્યાસ, અક્ષરો,શબ્દો અને વાકયોને જોડીને લખવાની રીત તે,દીર્ઘ હ્રસ્વ ઉચ્ચાર પ્રમાણે લખવાની ધરા

**જોડલા, વિ૦** બાર ૧૨ (દલાલોમા)

**જોડવુ,ક્રિ૦સ૦(સ૦યુજ્—જોડવુ)** બે અથવા વધારે વસ્તુને એકઠી મેળવી દેવી, ગોઠવવુ,સાધવુ, ભેગુ કરવુ ૨ એકની સાથે બીજાને લગાડવુ યોજવુ, બઝાડવુ,વળગાડવુ 'બળદને જોડવા'(૩ નાણુ, ઈ૦) એકઠુ કરવુ,સચય કરવો, સચવુ, જમાવવુ ૪ નવો સબધ કરવો,સ્નેહ બાધવો "પ્રીત જડવી"૫ કોઇની પર આળ ચઢાવવા સારૂ બહાનુ શોધવુ ૬ રચના કરવી, ગોઠવવુ, અક્ષરોને શબ્દમા યોજવા ૭ બે અથવા વધારે વાકયો એક બીજાના સબધમા આવે તેમ ગોઠવવા ૮ નવી કલ્પનાથી ગુથણી કરવી રચવુ, બનાવવુ, બનાવટ કરવી ૯ કવિતા રચવી ૧૦ ભરી આપવુ, ખોટ પુરી પાડવી, ગાઠનુ કાઢી પૂરૂ કરવુ "મેં ચૌદમેં જોડયા " ૧૧ જોડી, જુગલ, બેલ 'દેરાણી જેઠાણીનું જોડવુ' ૧૨ જેટવુ, વેઢ **જોડી** કાઢેલુ—બનાવટનુ, કલ્પિત **વાતો** જોડવી—વાતો રચવી, વાતો બનાવવી

**જોડા, પુ૦** પગે પહેરવાના ચામડાના બનાવેલા ઘાટ તે,પગરખા, ખાસડા **જોડા મારવા**—જોડાથી મારવુ ૨ ઠપકો આપવો **જોડા ખાવા**—ઠપકો મળવો **જોડા ઘસવા**—ધક્કા ખાવા

**જોડાક્ષર, પુ૦ (યુક્તાક્ષર)** બે અથવા વધારે અક્ષરનું કરેલુ જોડાણ હોય તે દર્શક ચિહ્ન, જોડેલા અક્ષરો,અક્ષરો જોડાઇ થયેલો ભારે અક્ષર તે

**જોડાજોડ, અ૦** પાસે પાસે, સાથે સાથે, જોડાયલા હોય તેમ [થવો, સામેલ થવુ મળી જવુ

**જોડાવુ, ક્રિ૦ અ૦** ભેગા થવુ, ભળવુ, સબધ

**જોડિયો, પુ૦** સાથે રહી પોતાના જેવુ જ કામ કરનારો, ભાગિયો, સાથી,બરાબરીઓ ૨ સહાધ્યાયી, સહચર, મિત્ર

**જોડી, સ્રી૦** જોડ ૨ નાના છોકરાનુ પગરખુ ૩ ગાડીએ જોડેલા સરખા બે ઘોડા—બળદ તે

**જોડીકાઢવુ,** ક્રિ૦ સ૦ નવુ બનાવવુ, રચવુ ૨ ખોટુ—બનાવટી ઉભુ કરવુ, તરકટ કરવુ બેસતું રૂપ આપવુ [કામ કરનાર, સાથી

**જોડીદાર,** પુ૦ મિત્ર, દેસ્તદાર ૨ ભાગિયો, જોડે

**જોડું,** ન૦ લગ્ન સબંધથી મળેલા જે સ્ત્રીપુરૂષ તે, દંપતી "વહુવરનુ જોડુ" પુરૂષ સાથે હોય ત્યારે સજોડુ કહેવાય છે ૨ રૂપ ગુણ કર્મ-ધધામા સરખે સરખા એવા જે બે મનુષ્યો તે,જોડુ૩ એકજ વખતે અવતરેલા બે જીવો ૪ નર માદા (એ શબ્દ પ્રાણીઓને લાગે છે)

**જોડે,** અ૦જોડીને,જોડયાથી ૨ સાથે,સગે 'જોડે તેડતો આવજે' ૩ પાસે,નજીક, "તેની જોડે બેસ'

**જોડા,** પુ૦ પગરખા, જુતિયાની જોડ, ખાસડુ **જોડા ફાડવા**—ફોગટ ફેરા મારવા, ધક્કા ખાવા. '**ભાઈના જોડા ભાઈના પગમા**—એકના જોડા બીજાના પગમા, એકનુ બીજાને બીજાનુ ત્રીજાને એમ ગરબડ-ગુચવણ કરી મૂકવી **જોડા ખાવા**—ખત્તા ખાવા, ટપલા-ઠોકરો ખાવી, નુકસાન ખોટ-હાની ભોગવી ૨ ઠપકો સહન કરવો **જોડા ઘસવા**—ફાડવા-ખુશામત કરવી, ફેરા ખાવા,ધક્કા ખાવા. **જોડા મારવા**—કાળજામા વાગે એવા ઠોક દેવા,ઘણો સખત ઠપકો આપવો, કડવુ વચન કહેવા "આજે તમે તેને ઠીક જોડા માર્યા, એતો એજ દાવનો છે"

**જોણુ,** પુ૦ જોવુ તે 'મો જોણુ.' ૨ જોવાનુ-હસવાનુ તે, ફજેતી,તમાસો 'જોણુ જગતને થાય'

**જોત,** સ્ત્રી૦ (સ૦જ્યોતિ) બળતી તેજદાર વાટ, સળગેલો કાકડો દીવાની જોત ૨ પ્રકાશ, તેજ, ચળકાટ, રોશની, કિરણોનો સમૂહ ૩ ચળકાટ, તેજ, કાન્તિ, ઝગઝગાટ

**જોતજોતામાં** અ૦ આખ ઉઘડે અને દેખાય તેટલામા,ક્ષણમા,પળમા; લગારવારમા, જોતાજોતામા

**જોતર,** ન૦ (યોત્ર, યુજ્-જોડવુ) જે ચામડાનો પાટો બળદને ગળે આવી જુસરી સાથે બને પાસથી બધાયલો હોય છે તે,

**જોતરવુ,** ક્રિ૦ સ૦ જુસરીએ જોતરનો એકેકો છેડો બાધવો,વળગાડવુ,જોડવુ, ૨. ચાલુ કરવુ,કામ શરૂ કરવુ ૩ (લાક્ષણિક) કોઈને કોઈ નવા કામમા—જ જાળમા નવુ-તાજુ નાખવુ, યોજવુ

**જોતરવુ,** ક્રિ૦ અ૦ જોતરેલી હાલતમા આવવુ, જોડાવુ ગુથાવુ, ફરજમા પડવુ

**જોતરૂ,** ન૦ જોતર,ધુસરીની સાથે બળદને જોડી રાખવાનો પટો ૨ લફરૂ **જોતરૂ ઘાલવુ (ગળે)**—લફરૂ વળગાડવુ, પીડા વળગાડવી ૨ કોઈ નવાસવા કામમા પહેલુ નાખવુ. **જોતરે જોડાવુ**—કોઈ નવા અજાણ્યા-કટાળા ભરેલા કામમા ગુથાવુ જજાળમા ભરાવુ સસારની ધુસરીમા જોડાવુ ૨ [સગત કરવી.

**જોતિષ,** ન૦ જ્યોતિષ, જુઓ

**જોતી,** સ્ત્રી૦ જોત, જ્યોતિ.

**જોતી,** પુ૦ વદીદાદ પ્રમાણે એક ગોરને મદદ કરનાર તેનો મદદનીશ ગોર. (પારસીઓ.)

**જોતુ,** વિ૦ જોઈતુ કરતું, જરૂરનુ, અગત્યનુ.

**જોધ,** પુ૦ [સ૦ યોધ] સૈનિક, સિપાઈ,લડવૈયો **જુવાન જોધ**—હષ્ટપુષ્ટ મજબુત જુવાન.

**જોદ્ધો,** પુ૦ (સ૦ યોદ્ધો) લડવૈયો સૈનિક, શૂરવીર,શારીરિક બળને તાકાદવાળો મરદ.

**જોનાર,** પુ૦ તમાસગીર,પ્રેક્ષક, દ્રષ્ટા

**જોની,** સ્ત્રી૦ (યોનિ) જાત અવતાર. "મનુષ જોની' ૨ સ્ત્રીની ઈંદ્રિય ૩ વર્ગ, ભાગ.

**જોબન,** ન૦ (સ૦ યૌવન) જુવાનીનો સમય, પ્રાણીને ત્રણ અવસ્થા છે તેમાની વચલી ૨ જુવાની,તારૂણ્ય (પુરૂષને ૧૬,અને સ્ત્રીને ૧૩ વરસે જોબન આવવા માડે છે) ૩ જોબનનો જે બહાર તે,જોબનનુ ખિલવુ-શોભવુ તે **ભરજોબન**—જે સમયે પ્રાણીના શરીરના અવયવો પૂરી રીતે ખીલે છે તે સમય, તારુણ્ય, યૌવન. **જોબન આવવુ**—ઉમરે આવવુ.

**જોબનવતી,** સ્ત્રી૦ જોબન આવેલુ એવી સ્ત્રી, ભરજોબનવાળી સ્ત્રી, તરુણી, યુવતી, જોબના.

**જોબના** સ્ત્રી૦ જોબનવતી,જુવાન સ્ત્રી,તરુણી.

**જોબનિયુ,** ન૦ જોબન, તારુણ્ય, યૌવન

**જોબાવુ-ઈજવુ,** ક્રિ૦ અ૦ જોમ આવવો, ૨ પુષ્કળ પરસેવો થવો. ૩. બેભાન થવુ અચેતન થવુ.

**જોબો,** પુ૦ એકદમ બધે શરીરે પરસેવો થઇ આવવો તે. ૨ બેભાનતા,અચેતનપણુ, જડતા, નિસજ્ઞતા, જીવ ઉંડો જતો રહેવો તે

**જોમ,** પુ૦ સ્ત્રી૦ શરીર-મનની ઉશ્કેરાયલી હાલત, આવેશી બળ, જુસ્સો, ઉત્તેજ નથી આવેલુ બળ. ૨ ન૦ બળ, શક્તિ 'તે તો સઘળા તે રચ્યા, જબરૂ તારૂ જોમ "-દલ૦ [રવાળુ

**જોમી,** વિ૦ જોમવાળુ, ખાલી ચઢાવાની અસ-

**જોયાજેવુ,** વિ૦ જોવા લાયક ૨ ખરાબ, હસવા લાયક, ધિ કારયુક્ત

**જોર,** ન૦ (ફા૦) શરીર સબધી જે શકિત તે, બળ, પરાક્રમ, કૌવત, સામર્થ્ય ૨ માનસિક બળ, મનશકિત, પહોચ ૩ એકાદુ કાર્ય નિપજે તેવી પદાર્થની શક્તિ, ગુણ, દમ, તેજ "વાયુનું, નાણાનુ જોર" ૪ કસ, મજબુતી, ટકાવ ૫ દરિયાનુ સારી પેઠે ઉછળવુ તે ૬ શરીરને મજબુત કરવા સારૂ કસરત કરવી તે, (દડ કાઢવા, મગદળિયા ફેરવવા, વગેરે) ૭ ભાર, વજન "જમણી ખાધપર જોર વધારે આવે છે" ૮ ટકી રહેવાની-સહન કરવાની સામે થવાની જે શક્તિ તે, આધાર ૯ ધસારો, દોડ, જોસ્સાનુ આગળ વધવુ તે ૧૦ પરાક્રમ, સત્વ, કસ. ૧૧ જુલમ, બેરહેમાફ, જબરજસ્તી ૧૨ રોગ-જોસ્સા વગેરેનુ વધવુ તે ૧૩ વગ-વસીલો, સિફારસ, તરફદારી ૧૪ આશ્રય, પુષ્ટિ, ટેકો ૧૫ દબાણુ, આગ્રહ.

**જોરકસ,** વિ૦ જેણે તાલીમ કસરત કરેલી હોય તે, જોરવાળુ, કસરતી, કસાયેલુ ૨ જોર કરવુ પડે તેવુ

**જોરજબરી,** સ્ત્રી૦ જબરદસ્તી, જુલમ ૨ દબાણુ

**જોરભેર,** અ૦ જોરથી ૨ જબરજસ્તીથી, ઉત્સાહથી બળપૂર્વક

**જોરવાન,** વિ જોરાવર; જોરવાળુ

**જોરાવર,** વિ૦ (ફા૦) જેનામા ઘણુ જોર-બળ હોય તે, શક્તિમાન જબરૂ, મજબુત (કામ, માણસ), ૨ પરાક્રમી, પ્રતાપી. ૩ ગુણકારી, સત્વવાળુ ૪ જુલમગાર ૫. બળ-જોરવાળુ

**જોરાવરી,** સ્ત્રી૦ જુલમ, જબરજસ્તી, ઘણી સખતાઇ, બળાત્કાર આગ્રહ, બોજ

**જોરાળુ,** વિ૦ જોરાવર, બળવાન, જોરવાળું

**જોરાળાપણુ,** ન૦ જોર હોવાનો મદ

**જોરી,** વિ૦ મદદવાળુ, કુમક હોય તેવુ (સેતરજમા) [પત્નિ.

**જોરૂ,** સ્ત્રી૦ (હિ૦) પરણેત બૈરી, વહુ, ભાર્યા,

**જોરો,** પુ૦ સત્તા, હુકમ, ચલણ. ૨ દબાણુ, આગ્રહ, જોર ૩ જુલમ, સખતાઈ "પહાણુ તારી આવ્યો પરપચે, જનાવર સંઘાતે જોરો છે!'

**જોવડાવવુ,** ક્રિ૦ સ૦ કોઇ બીજો જુવે તેમ કરવુ, દેખાડવુ, જોવરાવવુ, બતાવવુ, તપાસરાવવુ "ગ્રહ જોવડાવવા"

**જોવાજેવુ,** વિ૦ નવાઇનુ અજાયબ જેવુ જોવા જેવુ કરવુ—જોવાનુ મન થાય એવુ કરવુ, (ખરાબઅર્થમા) 'ભાડ ભવાયા ચારણ ગાંધ્રવ એ વળિ બોલ્યા એવુ, અમે ફજેત ફજેત કરીને, કરીશુ જોવા જેવુ રે '-દલ૦ ૨ જોવા લાયક (સારા અર્થમા)

**જોવુ,** ક્રિ૦ સ૦ આખથી કોઇ વસ્તુના રૂપ, રગ, આકાર જોવા, દેખવુ,દર્શન કરવુ ૨ જોવા લાયક કોઇ પણ ઈંદ્રિયવડે કોઇ પણ વિષયનુ જ્ઞાન પામવુ, જાણવુ ૩ દરિઆફ કરવુ,વિચારવુ. 'તે વિશે જરા જોજો' ૪ તપાસવુ,શોધવુ, ખોળવુ 'તે મુકરદમો કોણ જુવે છે'" ૫ ધ્યાન દેવુ,લક્ષ આપવુ 'બરાબર જો' ૬ અદરનું જાણી લેવુ "તારૂ મન મારે જોવુ હતુ" ૭ અનુભવ લેવો, અજમાશ કાઢવી, પ્રયોગ કરીને જાણી લેવુ **જોઇએતો**-વિચાર ઉપર વાત, વિચાર કર્યા બાદ **જોતા**-વિચારતા **જોઇ લેવુ**-તપાસવુ. **નજરે જોવુ**—ખાત્રી કરવી ૨ પોતાની આખે જોવુ, **જોઇને ચાલવુ**-વિચારીને પગલુ ભરવુ, પોતાની શક્તિ જોઇ કામ કરવુ **જોઈ લેવુ**-વિચાર ઉપર રાખવુ ૨. માર-મારવાની ધમકી આપવી **ઘર જોવું**-ગજુ તપાસવુ ૨ કુટુબની પ્રતિષ્ઠાની તપાસ કરવી **માથુ જોવુ**-માથામાથી જૂ કાઢવી, માથુ ઓળવું **હિસાબ જોવો**-ખાતું તપાસવુ. **જોઇને ચાલવુ**-

વિચારીને પગલું ભરવુ, ડહાપણથી વર્તવુ જોઇને ડગલાં ભરવા—જોઇને ચાલવુ, કામ કરતા પહેલા ખૂબ વિચાર કરવો

**જોશ,** પુ૦ ( ફા૦, સ૦ જુષ્ ) ઉકળવુ તે, ખળખળવુ તે ગરમીથી પ્રવાહીના પરમાણુઓનુ ઉચુ નીચુ થવુ તે ૨ ઉકળેલી—ગરમ થયેલી હાલત, ઉભરો, ઉછાળા ' ઉકાળાને ત્રણ જોશ આપજો. " ૩ જોસ્સો, વ્યાકુળતા, ઉશ્કેરણી, જોર, આવેશ ૪ આગળ વધવાનો વેગ,જોર ૫ નીશો,જોસ,મદ

**જોષ,** પુ૦ [ જ્યોતિષ ] ગ્રહ, ગ્રહફળ, મુહૂર્ત, વગેરે જોવા તે, ભવિષ્ય—નસીબ જોવુ તે

**જોશી-ષી,** પુ૦ [જ્યોતિર્ષી ] ભવિષ્યનો જોનારો, ટીપણું, જનમાક્ષર ૪૦ જોનારો " જોશી, ડોશી ને વટેમાર્ગુ એ ત્રણે ફોગટિયા. " ૨ જ્યોતિષ જાણનારો, ખગોળ વેત્તા.

**જોષિતા,** સ્ત્રી૦ જોષ જોનાર સ્ત્રી.

**જોસ,** પુ૦ (ફા૦) જોશ

**જોસતાન-દાન,** ન૦ [ ફા૦ ] ચોપડી, કાગળ, સ્લેટ વગેરે રાખવાની કોથળી—પાકીટ, દફતરની થેલી જે નિશાળે જતા છોકરાઓ રાખે છે તે.

**જોસ્સો,** (પુ૦ ફા૦) ઉશ્કેરાયલી લાગણી, પ્રસગ પરત્વે મનની ઉભરાતી હાલત, મનોવિકાર—ભાવ. ૨ જોમ; જોર.

**જોસ્તજુ,** ન૦ (ફા૦) તપાસ, શોધ, તજવીજ **જોસ્તજુ** કરવુ—ગોતવુ, ખોળવુ, શોધવુ.

**જોહાર,** પુ૦ જુહાર, નમન કરતા વપરાતો માનનો ઉદ્દગાર. [૨ ચર્ચા ઉહાપોહ.

**જોહુકમ,** પુ૦ દોર, હુકમનો અમલ ૨ અ૦ જેવો હુકમ હોય તેમ, હુકમ પ્રમાણે

**જોહુકમી,** સ્ત્રી૦ કડક અમલ ચલાવવો તે, દોર તોરનું જોર. [તે, જોડ, જિંડવાના બાળક

**જોળ,** સ્ત્રી૦ (જોડ) સાથે અવતરેલા જે બે બાળક

**જોળિઆ,** વિ૦ જોડિઆ, સાથે જન્મેલા—અવતરેલાં, જિંડવાના (બાળક)

**જ્ઞ,** પુ૦ (સં૦) જ્ ને ઞ મળીને થયેલો જોડાક્ષર.

**જ્ઞ,** વિ૦ જાણનાર, જ્ઞાની. " શાસ્ત્રજ્ઞ, સર્વજ્ઞ. "

**જ્ઞ,** પુ૦ જાણનારો,જ્ઞાની, ડહાપો. ૨. વેદાતી;બુધ.

**જ્ઞપ્તિ,** સ્ત્રી૦ (સં૦) સમજશક્તિ, બુદ્ધિ.૨ બુદ્ધિથી પદાર્થ જાણવામા આવવો તે ૩ તોષણ

**જ્ઞા,** અ૦ જાણવુ દર્શક પ્રત્યય

**જ્ઞાત,** વિ૦ (સ૦) સમજેલુ, જાણેલુ, જ્ઞાન, પામેલુ, ભોમિયુ

**જ્ઞાત,** સ્ત્રી૦ જ્ઞાતિ, જુઓ. [મેલુ, ભોમિયુ

**જ્ઞાતયૌવનાસુગ્ધા,** સ્ત્રી૦ (સ૦)(કાવ્યશાસ્ત્રમા) નવુ જોબન આવે છે—આવ્યુ છે, એમ જાણવામા છે—જાણેલુ છે તેવી સ્ત્રી

**જ્ઞાતવ્ય,** વિ૦ (સ૦) સમજાય—જ્ઞાન પામી શકાય તેવુ, જાણવા જોગ, સમજવાલાયક

**જ્ઞાતા,** વિ૦ (સ૦) જાણનાર, સમજનાર વિદુર, જ્ઞાનશીલ ૨ જેને સારી પેઠે જ્ઞાન હોય તે, બુદ્ધિમા । ને ડાહ્યુ

**જ્ઞાતિ,** સ્ત્રી૦ (સ૦) જાત ૨ ન્યાત

**જ્ઞાન,** ન૦ (સં૦) જાણવું તે, હરકોઇ વાતની જાણ, માહિતી, સમજણ, બુદ્ધિ. ૨. ( જીવાત્મા પરમાત્મા સબધી ) સમજણ—જાણ; બ્રહ્મજ્ઞાન. ૩ જ્ઞાનશક્તિ, સમજશક્તિ, વિચારશક્તિ, માહિતી, ઓળખ,૪ સમજશક્તિ—બુદ્ધિથી આપણા મનમા જે છાપ પડે તે, મનમા જે મૂર્તિ—ચિત્ર પડે તે ૫ વસ્તુઓનું અનિત્યવાદી યથાર્થ દર્શન.

**જ્ઞાનકળા,** સ્ત્રી૦ બુદ્ધિપ્રકાશ,સમજશક્તિનો વિકાશ

**જ્ઞાનકાડ,** પુ૦ (સં૦) વેદના ત્રણ કાડ (કર્મકાંડ, ઉપાસનાકાડ અને જ્ઞાનકાડ) માનુ એક જ્ઞાનથી જ ઈશ્વર પ્રાપ્તિ છે એમ કહેલુ છે.

**જ્ઞાનઘન,** વિ૦ (સ૦) જ્ઞાનથી ભરપુર—ભરેલું.

**જ્ઞાનચક્ષુ,** વિ૦ (સં૦) જ્ઞાનથી ઉઘડી છે આખ જેની તે, જ્ઞાનશક્તિરૂપી આખવાળું

**જ્ઞાનચક્ષુ,** ન૦ જાણશક્તિની આંખ, શરીર ઉપરની નહિ પણ વિચારની આખ.

**જ્ઞાનતતુ** પુ૦ મગજને મળતી નાની નાની રગો.

**જ્ઞાનદીપ,** પુ૦ (સં૦) જ્ઞાનનો દીવો.

**જ્ઞાનદૃષ્ટિ,** (સં૦) જ્ઞાનની દૃષ્ટિ; સાર

**જ્ઞાનપરંપરા,** સ્ત્રી૦ (સ૦) ઉત્તરોત્તર જ્ઞાનની માળા, તર્ક—વિચાર કરતા કરતા જે જ્ઞાન આવતે.

**જ્ઞાનપ્રસારક,** વિ૦ (સં૦ ) જ્ઞાનનો પ્રસાર—ફેલાવો કરનાર.

**જ્ઞાનમય,** વિ૦ (સ૦) જ્ઞાનવાળુ, જ્ઞાનયુક્ત
**જ્ઞાનમાર્ગ,** પુ૦ (સ૦) જ્ઞાનથીજ ઇશ્વરપ્રાપ્તિ મોક્ષ મેળવવાનો રસ્તો તે તત્વચિંતનનો રસ્તો
**જ્ઞાનમાલો-ળા,** સ્ત્રી૦ અનેક વિષયોના અનેક જે જ્ઞાન તે ૨ અનેક જ્ઞાન જે પુસ્તકમા માળા-રૂપે ગોઠવી બનાવ્યા હોય તે [એક નિષ્ઠા
**જ્ઞાનયોગ,** પુ૦ બ્રહ્મપ્રાપ્તિ માટે જ્ઞાનના અર્થની
**જ્ઞાનલક્ષણ,** સ્ત્રી૦ પ્રત્યક્ષ સાધન સન્નિકર્ષણનો એક ભેદ [ચિહ્ન જિજ્ઞાસા,જાણવાની વૃત્તિ
**જ્ઞાનલક્ષણ,** ન૦ જ્ઞાન મેળવવાની ઇચ્છા સૂચક
**જ્ઞાનરજ્જુ,** સ્ત્રી૦ જ્ઞાનતતુ
**જ્ઞાનવલ્લી,** સ્ત્રી૦(સ૦) જે વેલો ખાધાથી જ્ઞાન શક્તિ વધે તે ૨ ભાગ
**જ્ઞાનવાન,** વિ૦(સ૦) જેને જ્ઞાન-ડહાપણ હોય તે, જ્ઞાની. ૨ ડહાયુ સમજુ.
**જ્ઞાનવિજ્ઞાન,** ન૦ (સ૦) ઈશ્વર સબધી અને પચતત્વ સબધી જે જ્ઞાન તે, ઇહલૌકિકને પર લૌકિક જ્ઞાન. ૨. પદાર્થોના ધર્મ સબધી જે સામાન્ય અને વિશેષ જ્ઞાન તે [જુ, બેવકુફ
**જ્ઞાનહીન,** વિ૦ જ્ઞાનરહિત, અજ્ઞાન, અણસમ
**જ્ઞાની,** વિ૦ ખરૂ ખોટુ સમજવાની શક્તિ ધરાવનાર, જ્ઞાનવાન, ખરૂ ખોટુ સમજી વિવેક-ડહાપણથી આચરણ કરનાર, વિવેકી, ડહાપણયુ જાણકાર મોક્ષ વિષય જાણનાર તથા અનુભવ કરનાર, મુમુક્ષુ
**જ્ઞાનેન્દ્રિય,** ન૦ (સ૦) જે ઇન્દ્રીઓવડે બહારના પદાર્થનુ જ્ઞાન થાય છે તે ત્વગિન્દ્રિય [ચામડી] ચક્ષુરિન્દ્રિય (આખ), શ્રોતેન્દ્રિય (કાન), રસનેન્દ્રિય (જીભ), અને ઘ્રાણેન્દ્રિય (નાક), બીજી પાચ ઇન્દ્રીઓ છે તે કર્મેન્દ્રિય કહેવાય છે, (હાથ, પગ, મો ગાડ અને ઉપસ્થ) ૨ મગજ
**જ્ઞાનોપાસના,** સ્ત્રી૦ ત્રણ પ્રકારની ઉપાસના. માની એક (કર્મોપાસના,આત્મોપાસના અને જ્ઞાનોપાસના) વેદશાસ્ત્રના અભ્યાસથી જે જ્ઞાન-ડહાપણ મેળવવુ તે [ગુરૂ,શિક્ષક, ૨ સમજાવવુ
**જ્ઞાપક,** વિ૦ (સ૦) જાણી શકાય તેવુ, બોધક,
**જ્ઞાપક,** ન૦ અનુશાસન, વિધાન.

**જ્ઞાપન,** ન૦ (સ૦) જાણ કરવુ તે, જ્ઞાન આપવુ તે, શિક્ષા
**જ્ઞેય,** વિ૦ (સ૦) જ્ઞાન પ્રાપ્ત કરવા જેવુ, જાણવા જોગ, જાણી શકાય તેવુ, જે પદાર્થને જાણવો તે જ્ઞેય, જાણનાર તે જ્ઞાતા ને જાણવુ તે જ્ઞાન. એ ત્રણને ત્રિપુટિ કહે છે
**જ્યાત્યા,** અ૦ દરેક જગાએ,જહિ નહિ. ૨ પરાકાષ્ઠાએ, મુસ્કેલાઈથી, જેમતેમ
**જ્યાદે,** અ૦ જાદે, જોઇએ તેથી વધારે બુબ.
**જ્યારે,** અ૦ જે વખતે, જે કાળે [દહાડો
**જ્યારે જ્યારે,** અ૦ વાર વાર, દરેક વખતે, આખો
**જ્યા,** સ્ત્રી૦ (સ૦) ધનુષ્યની પણછ-દોરી, મૌર્વી ૨ (ગણિતમા) ગોળના કૌસને જોડનારી લીટી
**જ્યેષ્ઠ,** પુ૦ વિક્રમવર્ષનો ૮ મો મહિનો, જેઠ ૨ વડિલ ભ્રાતા વિ૦ મોટુ વડુ, પહેલુ
**જ્યેષ્ઠા,** સ્ત્રી૦(સં૦)સત્તાવીસમાનુ અરાઢમુ નક્ષત્ર.
**જ્યોતિ,** સ્ત્રી૦ (સ૦) જોત, પ્રકાશ, જ્વાળા, તેજ ૨ અગ્નિની શાખા ૩ ઝગઝગાટ, તેજ; તેજોમય તીવ્ર સ્વરૂપ સૂર્ય, ચદ્ર, નક્ષત્ર ઈ૦
**જ્યોતિર્લિંગ,** ન૦ (સ૦) શકર તરીકે પૂજાતુ લિગ ચિહ્ન સ્વરુપ તે હિદમા બાર જ્યોતિર્લિંગો છે
**જ્યોતિર્વિદ,** પુ૦ (સ૦) જ્યોતિષનો જ્ઞાતા.
**જ્યોતિશ્ચક્ર,** ન૦ (સ૦) ખગોળ, ગ્રહમડળ. ૨ રાશિચક્ર, જન્મકુડળી.
**જ્યોતિષ,** ન૦ (સ૦) આકાશમાના ગ્રહાદિકો સબધી (તેઓના મહત્વ, ગતિ, અતર, તેથી થતા ચમત્કારિક ફેરફારો વગેરેનુ) જે વિદ્યા-શાસ્ત્ર તે ૨ આકાશના તેજોમય પદાર્થોનુ વર્ણન. ૩ એ ગ્રહાદિકોની ગતિ ઉપરથી પ્રાણીઓની સ્થિતિ ઉપર થતી અસર સબધી-ગ્રહોના શુભાશુભ ફળ સબધી જે વિદ્યા તે જ્યોતિષના ત્રણ ભાગ છે ગણિત, ફળ અને મુહૂર્ત.
**જ્યોતિષી,** પુ૦ જ્યોતિષ વિદ્યા જાણનારો, જોશી
**જ્યોતિષ્મતી,** વિ૦ ચાદનીવાળી, જ્યોતિવાળી ૨ ન૦ અજવાળી રાત ૩ એક ઔષધિ.
**જ્યોતિષ્માન,** વિ૦ (સં૦) પ્રકાશ આપતુ, કાન્તિમય, ઝગઝગતુ.

**જ્યોત્સ્ના, સ્રી૰** (સ૰) ચાદરણું, ચાદની ૨ ચાદની રાત

**જ્વર, પુ૰** (સં૰) તાવ, તાપ

**જ્વરઘ્ન, વિ૰** જ્વરનાશક, તાવને નાશ કરનાર ૨ **સ્રી૰** ગળો [ચિહ્ન

**જ્વરાંશ, પુ૰** (સ૰) તાવની ઝળકી, તાવના

**જ્વરાંકુશ, પુ૰** (સ૰) તાવ ઉપર આપવાનુ ઓસડ. [ચિત્રો (વનસ્પતિ) ૪ કોડીખાર

**જ્વલન, ન૰** (સ૰) બળવુ તે ૨ અગ્નિ ૩

**જ્વલિત, વિ૰** (સ૰) બળતુ, સળગતુ, સળગેલુ. ૨ પ્રકાશિત [જાય તેવુ,સળગી ઉઠે તેવુ

**જ્વાલાગ્રાહી, વિ૰** (સ૰) જલદીથી સળગી

**જ્વાળા, સ્રી૰** (સં૰) બળતુ, ભડકો, ઝાળ, ધગધગતો અગ્નિ, તાપ ૨ અતિક્રોધ

**જ્વાળામુખી, વિ૰**(સ૰જ્વાલામુખી) જેની અંદરથી અગ્નિ બહાર નીકળતો હોય તેવુ, જેના શિખરમાંથી ધુમાડો, બળતા, બળેલા પદાર્થ નીકળતા હોય તે **જ્વાળામુખી પર્વત**— બળતો પહાડ

---

### ઝ.

**ઝ, પુ૰** (સ૰) વીસમો મૂળાક્ષર, નવમો તાળુસ્થાની મહાપ્રાણ અક્ષર. જ ને હ મિશ્ર ઉચ્ચાર

**ઝંઇડ, સ્રી૰** ઝૈડ, કાંટાવાળા ઝાડવાની સુકી ડાળખીઓ ૨ અ૰વેગ સૂચક શબ્દ, 'ઝઈડ લેતુ ફાડી નાખ'

**ઝઈડકો, પુ૰** ફાટ, ચીરો

**ઝઈડવું, ક્રિ૰ સ૰** ફાડવુ, ચીરવુ

**ઝઇડવું, ન૰** નાનું કાંટાળુ ઝાડ, ઝાખરૂ

**ઝકાર, પુ૰** (સ૰) ઝ અક્ષર અને તેવો ઉચ્ચાર

**ઝકઝક, ન૰** લખલખ, તેજ, પ્રકાશ [મારતુ

**ઝકઝકતું, વિ૰** ઝગઝગતુ, ચળકતુ, પ્રકાશતુ, તેજ

**ઝકોર, સ્રી૰** ફરફરવુ–ઉડી રહેવુ તે, લહેર, ઝપાટો "રમણીય કુસુબલ પતાકાઓ પવન વેગથી ઝકોરો મારી રહી છે" ૨ ખટારો ૩ ગાળી, સસર્ષિ. [વાતુ તે

**ઝકોળ, સ્રી૰** ઝકોર; ફરફરાટ. ૨ પવનનું

**ઝકઝકોળ, સ્રી૰** તરબોળ, લદબદ, ભરપૂર, મશગુલ

**ઝખ, ન૰** (સ૰ ઝષ) મચ્છ, માછલુ

**ઝગઝગ, અ૰** (સ૰ ઝગઝગાટ.) ઉપરાઉપરી કિરણ નાખતુ હોય તેમ, પ્રકાશ આપતું, ઝગઝગાટ (ચકચકમા નરમાસ તથા સફેતાઇ અને ઝગમગમા તીવ્રતા તથા પિળાશ હોય છે)

**ઝગઝગતુ, વિ૰** ઝગમગ કરતુ, ચળકતું, ઉજ્વળ, તગતગતુ, પ્રકાશતુ, તેજસ્વી

**ઝગઝગવુ, ક્રિ૰ અ૰** ઝગમગ થવુ, પ્રકાશવુ, ચળકવુ, આજી નાખે તેમ થવુ

**ઝગઝગાટ, પુ૰** ઝગમગ થતો પ્રકાશ ચળકાટ, તેજ, પ્રકાશ, ભભક, સ્ફુરણ

**ઝગબગ, અ૰** ઝગઝગ. [રહેવુ.

**ઝગમગવુ, ક્રિ૰ અ૰** ઝગઝગવુ, લખલખ થઇ

**ઝગવુ, ક્રિ૰ અ૰** તેજ મારવુ, પ્રકાશવુ ૨ દીપવુ શોભવુ

**ઝગર, વિ૰** ઉજડ, નિર્જન [૨ પંચાતી, કલહ.

**ઝગરણ, ન૰** ઝઘડો, જોરમા ટંટો ચાલવો તે

**ઝઘર, વિ૰** કચ્ચર કચરાઇ પિલાઇ ગયેલ. ૨ ૨ અ૰ ચપટ, જડ થઇ ગયેલ તેવુ

**ઝઘડવુ, ક્રિ૰ અ૰** લડવુ, ટંટો કરવો, બોલચાલ કરવી, લડાલડી–મારામારી કરવી 'વઢો ઝઘડો કે સાજ પરો, પણ દાણ ગોરસનુ લેશુરે"—પ્રેમા૰

**ઝઘડાખોર, વિ૰** ટંટાખોર, લડવાડિયો, કલહકારી.

**ઝઘડો, પુ૰** કજિયો, ટંટો, વઢવાડ, લડાઇ, રોળ, બખેડો [ખૂબ પ્રકાશ પડે તેવુ બાળવું તે

**ઝઘારે જવુ, ક્રિ૰ અ૰** ઝગઝગ થઇ રહેવુ

**ઝણકાર, પુ૰** ઝણઝણ થવુ તે, ધાતુમાથી નીકળતો ઝીણો રવ તે, રણકાર, ગુંજારવ, ગણગણાટ

**ઝંખના, સ્રી૰** જોયેલા કે સાંભળેલાનો સ્વપ્નામા જે ભાસ થવો તે. ૨ રટન, વલોપાત, સ્મરણ થયા કરવુ તે ધ્યાન, મનન, વિતર્ક ૩ ફિકર ચિંતા, કાળજી, ધખારો

**ઝંખવાણુ, વિ૰** ખશિયાણુ, શરમિંદુ ભોંઠું

**ઝંખવાવું, ક્રિ૰ અ૰** ઝંખવાણું પડવુ, શરમથી મો ઉતરી જવુ, શરમાઈ જવુ, ભોંઠા પડવુ.

**ઝંખવું, ક્રિ૰ સ૰** ઝંખના કરવી, રટવુ, વારે

વારે યાદ કર્યા કરવુ ૨ જોવાનેતલપવુ,ચિંતા કરવી
**ઝંખાણુ,** વિ૦ ઝાખુ, શરમિંદુ, ખસિયાણુ
**ઝગ, પુ૦** (જગ.) યુદ્ધ, લડાઈ ૨ ધોધાટવાળુ
**ઝઘ-ઘા, સ્ત્રી૦** જાઘ, જુઓ [તોફાન
**ઝઝઝો,** પુ૦ ઝ અક્ષર [૩ ધ્રુજારો, રોમાચ
**ઝઝણાટ,** પુ૦ ઝણઝણાટ ૨ ઝીણી બળતરા
**ઝઝણી, સ્ત્રી૦** હાથ, પગ ઘણી વાર દબાણમા હોવાથી અથવા નબળાઇથી તે ભાગમા લોહીનુ ફરવુ બરોબર ન થવાથી જે કપારી-કમકમી જેવુ થાયછે તે ૨ જોમ, ઝાજ, ગુસ્સો
**ઝઝુમવુ માવુ, ક્રિ૦ અ૦** કોઈપણ આધાર ઉપર ટેકી બહાર લટક્યા કરવુ, ટમટમી રહેવુ ૨ (લાક્ષણિક) તલપ્યા કરવુ, મતલબને સારૂ એકને એક ઠેકાણે ભમ્યા કરવુ ૩ જોર મારવુ, શેહ બતાવવી "પુજી ઉપર ઝઝુમતા પૈસાના પૂજરી ××× કશુ કરી શકતા નથી" ૪ ઝબડવુ,લડવુ
**ઝજણી, સ્ત્રી૦** ઝઝણી
**ઝંજેટો-ઝેટો, પુ૦** (સ૦ ઝઝા-તોફાની પવન) એક જાતનો છોડવો, અપામાર્ગ, અઘેડો એ યજ્ઞકર્મમા કામ આવે છે, એનો ખાર, ધોવાના કામમા આવે છે ૨ ઠપકો ૩ ધમકી
**ઝજેડવુ-ઝેડવુ, ક્રિ૦ અ૦** તરછોડતુ હલાવવુ ૨ તરછોડી નાંખવુ, ધિક્કારવુ, ધમકાવી નાખવુ ૩ ઠપકો આપવો
**ઝઝણાટ,** હિ૦ ઝણઝણાટ, તગ તાર તરછોડવાથી નીકળતો અવાજ ૨ અણગમાનો બડબડાટ
**ઝઝા, સ્ત્રી૦** ધ્વનિ, સુસવાટથી થતો અવાજ ૨ ફરફર
**ઝઝાવાત,** પુ૦ વટોળિયો, તોફાની પવન, પવન સાથે વરસાદનુ ઝાપટુ પડવુ તે ૨ ધૂળના વરસાદ સાથે થતુ વાયુનુ તોફાન
**ઝડાઝુલણુ,** પુ૦ ઝદો
**ઝડિયો,** વિ૦ મોહુ, ખૂબ ઉડુ ને પહોળુ એવુ ૨. પુ૦ મોટો ભયકર કુવો
**ઝડો,** પુ૦ ધ્વનીવાળો લાબો લાકડાનો સોટો-દડ, ધ્વજાદડ, મોટો વાવટો ૨ લઠ્ઠ
**ઝટ, અ૦** (સ૦ઝટિતિ) જલદીથી, ઉતાવળે, તાકીદે, વહેલુ. ૨. તરત, હમણાનુ હમણા **ઝટકરીને**—ઝટ લઈને, તરતજ તાબડતોબ **ઝટ લઇને**-ઝટ કરીને,ઝટદઇને-તરતજ, તાબડતોબ
**ઝટક, સ્ત્રી૦** ઝડપથી પાડી નાખવુ-ફેરવી પાડવુ તે ૨ કુસ્તીનો એક દાવ ૩ ઝાપટ,ઝાટક;આંચકો
**ઝટકવુ, ક્રિ૦ સ૦** ઝડપથી ઉરાડી-નાખી દેવુ, ઝાટકવુ, ઉઠાવી ફેકી દેવુ, ઝાપટ મારવી, ઉડાડવુ
**ઝટકામણ,** ન૦ ઝાટકણુ,૨ ઝાટકવાની જે ક્રિયા તે
**ઝટકો,** પુ૦ તલવાર વગેરે હથિયારને ઉગામી જોરમા મારવુ તે, ચીરો, જખમ ૨ આચકો, ધક્કો, હડસેલો ૩ દિલને એકાએક લાગેલુ જે મોટુ દુખ તે ૪ અડચણ હરકત ૫ ચીરો, કાપ (લુગડાને) ૬ ચાટકો,દુભણુ,રીસ ચઢવી તે
**ઝટઝટ-પટ,અ૦** ઘણીઉતાવળથી,તાકીદે, ઝટપટ
**ઝટવુ, ક્રિ૦ સ૦** ઝુટી લેવુ, ખુચી લેવુ, છીનવી લેવુ
**ઝટાપટી, સ્ત્રી૦** કજીયો, બોલચાલ, મારામારી
**ઝડ, સ્ત્રી૦** (હિ૦) (કવિતામા એક શબ્દાલકાર) સ્વર-અક્ષર તેના તેજ આવ્યા કરે તેવી રચના, ઝડઝમક ૨ એક જાતનો તાલ ૩ લેહ, લગન, એક ધ્યાન, તાલ
**ઝડકામણ, ન૦** ઝાડકણુ, ઝાડકવાની મજુરી
**ઝડકામણી, સ્ત્રી૦** ઝાડવાની મજુરી
**ઝટકાવવુ, ક્રિ૦ સ૦** ઝાડકીને ચોકખુ કરાવવુ, ઝટકાવવુ ૨ ઠપકો દેવરાવવો
**ઝડકો,** પુ૦ કપડુ ફાટી પડલો, ચીરો ઝરડકો
**ઝડઝમક, સ્ત્રી૦** (કવિતામા) એક શબ્દાલકાર
**ઝડતી, સ્ત્રી૦** બારીક તપાસ ૨ ટાચ માલ મિલકતનુ જપ્ત થવુ તે, જપતી ૩ પોલીસની તપાસ **ઝડતી લેવી**-ઝાડો જોવો-તપાસવો ૨ ધમકાવવુ, ઠપકો દઈ શરમિદુ કરવુ ૩ સોપેલુ કામ સખતાઈથી જોવુ, **ઝડતી લઇ નાખવી**-ધૂળ કાઢી નાખવી
**ઝડપ, સ્ત્રી૦** ઉતાવળ, જલદી, તાકીદ. ૨ દોડ, ઉતાવળી ચાલ, ૩ ચાલાકી, છટા, ફાકી ૪ ઉતાવળ અને જોરથી ઝુટવી લેવુ તે ઝપટ, ૫. અડફટ, સપાટો.

**ઝડપપંખો,** પુ૦ મોટો ઉચે લટકાવેલો, ઝડપે ચાલનારો પખો ઝડપલુ ન૦ ઝોટ, ચોટ
**ઝડપવું,** ક્રિ૦ સ૦ એકદમ ઝડપથી પકડી-ઝીલી લેવુ. ૨ ઝડપથી ઉડાવી લેવુ ૩ ઝપટ મારીને છીનવી લેવું ૪ લાગવુ, ભડકો લઇ ઉઠવુ, ૫ ૫ અદ્ધર ઉઠાવી લઈ ગળી જવુ
**ઝડપાઝડપી,** સ્રી૦ ઘણાજણે એકજ વખતે ઝડપ મારવી તે' એકી વખતે લેવાની ઉત્કંઠા, થોડા ઘણા માણસોમા થતી લઢાઈ-મારામારી
**ઝડવઝડ,** અ૦ સહેજસાજ અજવાળુ હોય તેમ. 'ઝડવઝડ દહાડો જણાતા તે ચાલ્યા '-દલ૦
**ઝડિયું,** ન૦ ઝાપટુ (વરસાદનુ) ૨. ઝુડિયુ, વગર છોલેલી ખાચાવાળી લાકડી, સોટો
**ઝડાકો** પુ૦ એકદમ જોસમા ચાલેલી તકરાર ૨ વાણીનો માર મારવો તે, સપાટો, ચાટકો ૩ જોરભેર કષ્ટ કરવુ તે ૪ રપેટી
**ઝડી,** સ્રી૦ વચમાં વચમા રહી ન જાય તેવો વરસાદ, ઉપરાઉપરી ઝાપટા આવ્યા કરે તે, રમઝટ. આતુર. "ચિત્ત અચિત્ત હરે ઝઝુમી ઝઝુમી ઝડીના ઝબકારા"
**ઝણકાર-રો,** પુ૦ રણકો, રણકાર
**ઝણઝણ,** અ૦ એવો થતો અવાજ તે ૨ ઘસાગથી અથવા ગરમાગરમી તીખુ તમતમુ ખાધાથી જે અસર થાય તે બળતરા, ચરચરાટ, ૨ ખળખળ,ત્વરાથી, ઘણું જોસમા [તમાટી
**ઝણઝણી,** સ્રી૦ ઝઝણી, ખાલી. ૨ રીસ, તમ
**ઝણઝણાટ,** પુ૦ મોટો ઝણકાર ૨ ઝમઝમાટ બળતરા ૩ ધમધમાટ, ખૂબ અસર થવી તે
**ઝણઝણવું,** ક્રિ૦ અ૦ ઝઝણી આવે તે વખતે જે અસર થાય છે તે, તમતમવુ ૨ ઝણઝણ એવો થતો અવાજ.
**ઝણણણ,** અ૦ તારના થરકારથી થતો અવાજ
**ઝંડિયોકુવો,** પુ૦ મોટો અને ઉંડો કુવો
**ઝંડો,** પુ૦ ઝુંડો. [ઉગ્ર જુસ્સો.
**ઝનુન,** ન૦ સ્રી૦ જનુન, ગાંડો જુસ્સો, ક્રોધનો
**ઝનુની,** વિ૦ ઝનુનવાળુ, ઉગ્ર ક્રોધને લીધે જુસ્સાથી ગાંડુ થયેલું હોય તેવુ
**ઝન્દ,** એ નામની ભાષા જેમા પારસીઓનાં ધર્મ-પુસ્તકો લખાયલા છે તે
**ઝપ-બ,** અ૦ એકાએક, ઝટ લઇને, તરતજ. ઝપઝપ—ઝટઝટ, ચપચપ, ટપોટપ.
**ઝપટ,** સ્રી૦ ઉતાવળ, જલદી ૨ ચાલાકી ૩. દોડ, વેગ ૪ ભૂતપ્રેત ઇ૦ની ઝાપટ. ૫. અડફડ, અટવાળી, આચકો હડસેલો **ઝપટમાં** આવવુ—અડફટ-આટીમા આવવુ
**ઝપટપંખો,** પુ૦ લાબી દાઢીવાળો મોટો પખો.
**ઝપટાવવુ,** ક્રિ૦ અ૦ ઝપટમા આવવુ, પકડાવુ, ઝબજામા-અડફેટમાં-આટીમા આવવુ ૨ ધૂળ નીકળવી, ઠપકામા આવવુ, ઠોક-મહેણા સાભળવા ૩ મરજી ઉપરાત નાણા આપવા પડે તેવી હાલતમા આવવુ, સકંચામા આવવુ, ભિડાવુ તગ થવુ ૪ માદગીમા સપડાવુ
**ઝપાઝપી,** સ્રી૦ કાપાકાપી,કતલ.૨ નાની લડાઇ.
**ઝપાટવું,** ક્રિ૦ સ૦ ઉતાવળથી ઘણુ ખાવુ, સારી પેઠે ખાઇ જવુ ૨ ચાપીને ખાવુ, ગળચવુ ૩ ઠોકવુ, માર મારવો ૩ મહેણા ટોણા મારવા, વાણી પ્રહાર કરવો
**ઝપાટો,** પુ૦ ઝપટની સાથે આવી લાગતુ જે જોર તે, સપાટો, જોરનો આઘાત. ૨ જોરમા માર પડવો તે ૩ થપડાક, તમાચો. ૪ અડફેટ, આચકો ૬ કાર્ય કરવાની હોશિયારી, આવડત ૫ વચમા અચક્યા સિવાય કાર્ય પુરૂ કરી નાખવુ તે, તડાકો **એકઝપાટે**-વચમા બધ રાખ્યા વગર, એકદમ, એક તડાકે, ઝડપથી
**ઝપેટો,** પુ૦ ઝપાટો, સપાટો, તડાકો [લેવાય તેમ
**ઝપોઝપ,** અ૦ ટપટપ, ઝડપથી-ઝટઝટ લઇ
**ઝબ,** અ૦ ઓચિંતુ, એકદમ, સાહસિક થઇને.
**ઝબકવુ,** ક્રિ૦ અ૦ ચોકવુ, એકદમ જાગી ઉઠવુ ૨ ઝમકવું
**ઝબકારો,** પુ૦ રહી રહીને ઓચિતો ચળકાટ દેખાવો તે, ચમકારો, ભડકી ઉઠવુ તે
**ઝબકોળવું,** ક્રિ૦ સ૦ ઝબોળવુ
**ઝબકોળાં,** ન૦ પાણીમા બુગડવુ ને પાછુ કાઢવુ
**ઝબુકવુ,** ક્રિ૦ પ્રકાશતુ જણાવુ, રહી રહીને ચ-

મકવુ, ચળકવુ, તે "જેમ ઝબુકે વીજ અશાડી, ચળક ચળક તલવાર કરે—**પાણીપત.**

**ઝએકરવુ,** ક્રિ૦ મારી નાખવુ, કતલ કરવુ "પણ રાજ્યમા ગુલામગીરી ભોગવતા માણસો નિ પ્ર યોજને ઝએ થતાxx—**હિં૦ બ્રિ૦**

**ઝબુકો,** પુ૦ ઝબકારો, રહી રહીને જે અજવાળુ થાય તે 'રાત્રે વિજળીના ઝબુકા થઈ રહ્યા હતા"

**ઝબોઝબ,** અ૦ ઉપરાઉપરી, તરતજ, ઝપોઝપ

**ઝબોળવુ,** ક્રિ૦ સ૦ પાણીમા બોળ્યા કરવુ ડુબાડયા કરવુ [બોળવી તે, ડુબકી

**ઝબોળિયુ,** ન૦ કોઈ વસ્તુને પ્રવાહી પદાર્થમા

**ઝભલું,** ન૦ નાનાં બાળકનુ પહેરણુ

**ઝભ્ભો,** પુ૦ જભ્ભો

**ઝમક,** સ્ત્રી૦ (યમક) એક જાતનો શબ્દાલકાર તેના તેજ શબ્દ એક અથવા જુદાજુદા અર્થમા વપરાયા હોય તે,શબ્દાવૃત્તિ લાટાનુપ્રાસ.

**ઝમકવુ,** ક્રિ૦ અ૦ વાગવુ, ખડખડવુ ૨ ચરચરવુ ઝીણુ ઝીણુ બળવુ

**ઝમકાર-રો,**પુ૦ઝમઝમ થતો અવાજ,ઠણકો,રણકો

**ઝમઝમ,** અ૦ ધાતુ વગેરેનો થતો અવાજ ૨ તીખુ તમતમુ ખાવાથી મોમા ગરમીની જે અસર થાય છે તે ૩ માર પડવાથી શરીરની ચાપર થતી અસર, ઝીણી વેદના

**ઝમઝમવુ,** ક્રિ૦ અ૦ ઝમઝમ થવુ, ધાતુમાથી ધીમો ને ઝીણો અવાજ નીકળવો તે. ૨ તમતમવુ, ચણચણવુ ૩ ઝરવુ, ઝીણો ઝીણો વરસાદ પડવો, ટપકવુ [ઝમઝક

**ઝમઝમાક,** અ૦ એવો થતો અવાજ ૨

**ઝમઝમાટ,** અ૦ તીખી કે ઉની વસ્તુથી જીભ ઉપર થતી અસર ૨ ઝમઝમ અવાજનુ ગણગણી રહેવુ તે

**ઝમરૂખ,** ન૦ જમરૂખ જામફળ ૨ બિલોરી કાચના લોલકોવાળો કાચની હાડીઓનો દીવો, અદ્ધર લટકાય એવી દીવાઓની કાચની બનાવટ

**ઝમવુ,** ક્રિ૦ અ૦ ટપકવુ ઝરવુ, ટિપેટિપે પાણીનુ ફૂટી નીકળવુ **ઝમીજવુ**—ટપકી જવુ, ધીરે ધીરે નીતરી જવુ ૨ બાઝવુ, ઝામી જવુ

**ઝમાઝમી,** સ્ત્રી૦ સામસામા વાણીપ્રહાર ચાલવા અથવા હાથ ઉછળવા તે ૨ દ્વન્દ્વયુદ્ધ

**ઝમોર,** પુ૦ કહેર, કમકમી ઉપજે તેવુ મરણ, અગ્નિમા પડી જીવતા બળી મરવુ તે

**ઝમ્પ,** સ્ત્રી૦ નિરાત, કામમાથી પરવારી નિરાતે બેસવુ તે નિવૃત્તિ, આરામ

**ઝપ-ક,** પુ૦ (ગાયનમા એક તાલ.)

**ઝપલાવુ,** ક્રિ૦ અ૦ એકદમ યાહોમ કરીને કૂદી પડવુ, સાહસ કરવુ, ઝોકાવુ, ધસી પડવુ ૨ દઝાવુ,ઝડપાવુ [આરામ લેવો,શાન્ત થવુ.

**ઝપવુ,**ક્રિ૦અ૦જ પવુ,શાત થઈબેસવુ,ઠરીને બેસવુ,

**ઝપાપાત,** પુ૦ઝપલાવુ તે,કૂદકો,ભૂસકો [દિયો.

**ઝરખ,** ન૦ શિયાળ જેવુ એક જાતનુ પશુ,ઘોરખો-

**ઝમ્મર,** પુ૦ મોટી આફત, ભય કર દુ,ખ "કેર થયો ઝમ્મર થયો ઈ૦" ૨. એકજ ચિતા ઉપર ઘણા જણે જીવતા બળી મરવુ તે

**ઝમ્મરપૂછો,** પુ૦ બાઉ, બાહુક, હાઉ. (કચ્છ)

**ઝરડ,** સ્ત્રી૦ કાટાવાળા ઝરડાનો ભુકો, સુકી ડાળ ખીઓના નાના કડકા [ચીરો તે, ફાટ, ચીરો

**ઝરડકો,** પુ૦ ઉતરડો, લુગડામા પડેલો ઉભો

**ઝરડીનાખવુ,** ક્રિ૦ સ૦ નખથી વલુરવુ, ઘસડવુ, ઉઝેડવુ. ૨ ફાડી નાખવુ, કડકે કડકા કરવા.

**ઝરડુ,** ન૦ ઝાખર, કાટાવાળા છોડ ઝાડની લીલી-સુકી ડાળી, વાડીચુકી ઝાખરા જેવી ડાળી

**ઝરણ,** ન૦ ઝરવુ તે, ટપકવુ તે. ૨ ઝરેલુ તે ૩ જમીન પહાડની તડોમાથી થોડુ થોડુ નીકળી વહેતુ પાણી, ઝરો, વહેળો, નિર્ઝર ૪. જીર્ણ થઈ જવુ તે, નાશ પામવુ તે 'મરણઝરણુ'

**ઝરણુ,** વિ૦ જુનું, પ્રાચીન ૨ ઘરડુ જીર્ણ.

**ઝરણુ,**ન૦બળવુ તે,દહન "મામી રૂદન શાને કરોછો, મરણા ઝરણા સસાર રે" ૨ ઝરણુ, ઝરો.

**ઝરદોશ,** પુ૦ કસબનુ ભરતકામ કરનાર જરદોશ.

**ઝરપવુ,** ક્રિ૦ અ૦ ધીમે ધીમે ઝરવુ-ઝરીને એકઠુ થવુ ૨ ગળવુ "કાચો કુભ જળે ભર્યો, ઝરપતા કેટલી વાર રે !—**જીવરામ.** ૩ પચવુ, હજમ થવુ ૪ ખીલવુ, ઉઘડવુ, ફૂલવુ

**ઝરમર,** ન૦ એક જાતનુ ઝીણું લુગડુ. ૨ ઝીણા

છાટે પડતો વરસાદ ૩ પગના સાકળા ૪ એક જાતનુ સ્ત્રીઓની કોટનુ ઘરેણું. [હોય તેમ
**ઝરમરઝરમર,** અ૦ ઝીણે છાટે વરસાદ આવતો
**ઝરમરિયુ,** ન૦ એક જાતનુ બારીક-પાતળુ રેશમી કપડુ, ગાજ ૨ આછુ પાતળુ હળવુ વસ્ત્ર. ૩ વિ૦ આછુ, ધીરૂ, થોડુથોડુ. ૪ આછા વણાટનુ, મુલાયમ, પાતળુ, વાવલુ 'અગ ઉપર માત્ર એકજ વસ્ત્ર, તે પણ ઝરમરિયુ હોવાથી અગ સગ લપટાઈ ગયેલુ હતુ '
**ઝરવું,** ક્રિ૦ અ૦ ( સ૦ જૄ ) કોઇ પ્રવાહીનુ ધીમે ધીમે બહાર નીકળવુ, સ્રવવુ, દ્રવવુ ગળવુ ૨ પિગળીને બહાર નીકળવુ ૩ ઘસાઇ જવુ, નબળુ થવુ. ૪ પચવુ, જરવુ
**ઝરાંજવુ,** ક્રિ૦ અ૦ ઝરવુ, નીતરવુ, દ્રવી જવુ. ૨ કપડુ ઘસાયાથી તારદોરા આઘાપાછા થઇ જવા, ફસકી જવુ ૩ સ્રવા જવુ [છજ્જુ, કઠેરો.
**ઝરૂખો,** પુ૦ બારી આગળનો ગોખ, ડાખલી, અટારી,
**ઝરેળી,** સ્ત્રી૦ કણુકણી, તાવની ધ્રુજારી, તાવની ધીકડી
**ઝરો,** પુ૦ જમીન-પહાડમાથી ઝરીને બહાર નીકળતુ પાણી ( કેટલેક ઠેકાણે ઉના પાણીના ઝરા હોયછે એ પાણીને બાધી લેવામા આવે છે ત્યારે તેને કુડ કહે છે ) ૨ નદીનુ મૂળ, જે ઠેકાણેથી નદી વહેતી હોય તે ૩ અખૂટ ભડાર, કુપો. ૪ એક જાતનો જીવડો
**ઝલ,** પુ૦ વદો અક જાતનો ઉડતો જીવડો
**ઝલક,** સ્ત્રી૦ ચળકાટ, પ્રકાશ, તેજ, ઝલે, શોભા
**ઝલકાવું,** ક્રિ૦ અ૦ છલકાવુ ૨ પ્રકાશવુ, દીપવુ
**ઝલાવવુ,** ક્રિ૦ સ૦ કોઈ ઝાલે-ધરે તેમ કરવુ, પકડાવવુ [ખડેપગે, આધીન
**ઝલુ,** વિ૦ ઝલ્યુ, તૈયાર ને તૈયાર રહેવુ તે,
**ઝલે-લેહ,** સ્ત્રી૦ (હિં૦) ચળકાટ, તેજ, ઓપ, પ્રકાશ, શોભા, ( સ૦ ઝના ) ખુબસુરતી, સુદરતા.
**ઝલેદાર,** વિ૦ ચળકાટ આપતુ, ઓપતુ, તેજસ્વી.
**ઝલેમલે,** વિ૦ શોભા, તેજ, ઉત્તમતા
**ઝલો,** પુ૦ ભોગ, વિટબણા (કચ્છ)
**ઝલ્લક,** ન૦ (સ૦) કાસીજોડા; કરતાલ
**ઝલ્લરી,** સ્ત્રી૦ (સ૦) ઝાઝો, મજીરા

**ઝલ્લાવુ,** ક્રિ૦ અ૦ થોડુ બળવુ દાઝવુ, ઝાળથી બળવુ
**ઝવેર,** ન૦ જવાહીર, રત્નાદિક ૨ સત્વ, હીર, જાત હોશિયારી, પાણી
**ઝવેરખાનું,** ન૦ ઝવેરાત રાખવાનો ઓરડો, ભડાર ૨ ઘણુ એક ઝવેરાત તે
**ઝવેરાત,** ન૦ હીરા, માણેક, વગેરે, જડાવ દાગીના ૨ બળ સત્વ.
**ઝવેરી,** પુ૦ ઝવેરનો વેપારી. ૨ ઝવેરાતનો પરીક્ષક, હીરાપારખુ, પરીક્ષક.
**ઝષ,** ન૦ ( સ૦ ) માછલુ, મત્સ્ય.
**ઝળક,** સ્ત્રી૦ ઓપ, પ્રકાશ, તેજ ૨ પ્રભા, ચળક.
**ઝગકવુ,** ક્રિ૦ અ૦ પ્રકાશ આપવો, તેજ મારવુ, ચળકવુ, ઓપવુ, શોભવુ. ૨ દીપવુ. ૩. ઝળઝળવુ, ઝબુકવુ
**ઝગકાટ,** પુ૦ ચગકાટ, તેજનો ભભુકો
**ઝગકારો,** પુ૦ તેજનોભભુકો, ચળકાટ, ભળક, આભા.
**ઝગકી,** સ્ત્રી૦ ગરમીનુ થોડુ થોડુ બહાર દેખાવુ તે, બરાગળ "તાવની ઝળકી." ૨ કોઇપણ વસ્તુનુ થોડુ થોડુ જણાવુ-માલમ પડવુ તે. ૩ ઝળક, ભભક, તેજસ્વિતા
**ઝળકો,** પુ૦ ઓપ, ચળક, ચકચકિતપણુ.
**ઝગઝગ,** અ૦ તેજીદાર, ચકચકિત; ભડકે બળવુ, ઝળઝળાટ
**ઝગઝળાટ,** પુ૦ મોટો પ્રકાશ-ઉજાસ પડવો તે, ઝગઝગાટ ચળકાટ જ્વાળાનો ભભુકો. ૨ વિ૦ ખૂબ પ્રકાશ આપતુ, તેજદાર, ઝળહળાટ
**ઝળઝળિયાં,** ન૦ આખમા પાણી ભરાઈ આવવા તે, આછા આસુ, જે પાણી-આસુથી ડોળો ઘણો ચળકાટ મારે તે
**ઝળઝળિયુ-ળુ,** ન૦ સુરજ ઉગતા પહેલા અને આથમતા પછીનુ ઝાખુ અજવાળુ તે, આઘળુધુઘળુ, ભગભાખળુ
**ઝળવુ,** ક્રિ૦ (એ શબ્દ બહુ વપરાતો નથી પણ બળવુની સાથે બોલાય છે ) જળવુ બળવુ, બળ્યો ઝળ્યો-ઉશ્કેરાયેલી પ્રકૃતિમા
**ઝળહળવું,** ક્રિ૦ અ૦ તેજ મારવુ; પ્રકાશ આપવો.
**ઝળાંઝળાં,** ન૦ અજવાળા અજવાળાં; તેજતેજ-

નો ભડાર [છે તે ઝાળણુ; રાય

**ઝળામણુ,** ન૦ ઝાળવાની મજુરી ૨ જેથી ઝાળે

**ઝળેળો,** પુ૦ દાઝવાથી જે ફોલ્લો થઇ આવવો તે ૨ ઉગ્ર ઔષધથી ચામડીમા પાણી ભરાઇ ઉપસવી તે, ફ્ફોલો

**ઝાંખ, સ્રી૦** ઝાખુ દેખાતુ તે, છારી, પટલ, નિસ્તેજતા 'આખે ઝાખ વળે છે ૨ છાયા, આભામ ૩ લાછન ડાઘ, કાળીટીલી

**ઝાખટુ,** ન૦ વરસાદનો ધુમરાટ અને હવાને લીધે નિસ્તેજ દેખાવ લાગે તે, ઝાકટુ

**ઝાંખરૂ,** ન૦ ઝાડનુ કાટાવાળુ લીલુ સૂકુ ડાળુ, કાટાવાળા નાના ઝાડવા તે ૨ તુચ્છ નમાલી વસ્તુ 'ઊટને મોઢે ઝાખરા' ૨ હરકત કરનાર, લફરૂ, પાપ **ઝાખરૂ ઝીંટવુ**—નામ ટાળવુ, જેમ તેમ કરીને દૂર કરવુ, નિર્મૂળ કરવુ, જે જોઇએ તે આપીને કાઢવુ ૨. સત્યાનાશ જવુ, નિર્વંશ જવો. "એને ઘેર ઝાખરા ઝીંટાય"

**ઝાખવુ,** ક્રિ૦ સ૦ તાકી તાકીને જેવુ ભાવપૂર્વક જેવુ "ઝીણુ ઝાખ મારે"—**દયારામ** ૨ છુપુ જેવુ ૩ અજાયબ પામીને જેવુ "જાળીએથી સર્વે ઝાખિયુ, ત્યા નહિ મીન મેખ"

**ઝાખાશ, સ્રી૦** મદતા, ઝાખપણુ, મલિનતા

**ઝાખી, સ્રી૦** દર્શન કરવુ તે, ભાવથી જેવુ તે.

**ઝાખુ,** વિ૦ બરોબર–સાફ ખુલ્લુ–ચળકતુ ન દેખાતુ ધુધળુ, આછુ 'આખે ઝાખુ દેખાય છે' ૨ મલિન મેલુ ૩ શરમિંદુ, અજાઈ ગયેલુ ઉતરી ગયેલા મોનુ, નિરુત્સાહ વીલુ' બહુ દેશપતિ થયા ઝાખારે, જે કોઇ વિશ્વમા ચાલતા વાકારે

**ઝાગ-ઘ, સ્રી૦** જાઘ, સાથળ

**ઝાજ-ઝ, સ્રી૦** એક વાદ્ય ૨ છબલીકા, કાંસીજોડા ૨ ગુસ્સાનો આવેશ તામસ, ખીજવાઇ તે, ક્રોધી ઉશ્કેરણીની લાગણી

**ઝાઝર,** ન૦ સ્રીઓને પગે પહેરવાનુ ઝીણી ઝીણી ઘુઘરીનુ રૂપાનું એક ઘરેણુ, નુપુર ૨ સીસાની ગોળીઓ ભરેલી પિતળની કલ્લી (ગાયને પગે ઘાલવામા આવે છે ૨ બેડી, જજીર. **ઝાઝર પહેરવા**—કેદી થવુ, બેડીઓ પહેરવી

**ઝાઝરિયાં,** ન૦ ઝાઝરની જોડી ૨ બડી, કડી, જજીર ૩ ખણુખણિયા

**ઝાઝરી, સ્રી૦** એક જાતનુ ઘરેણુ, ઝાજર ૨ લાકડીમા ભેરવી રાખેલી પોલી ઝાઝર જે ઉંચી નીચી કરવાથી અવાજ કરે છે ૩. નાની ઝરણુની નદી

**ઝાંઝવાં,** ન૦ ખારવાળી જમીનપર મેદાનમા તડકી વખત પાણી જેવુ જે દેખાય છે તે, મૃગજળ ૨ રાતાપીળા દેખાવા તે ૩ આખમા આવેલા આછા આસુ ૪ અંધારા, ઝાખ "આખે ઝાઝવા વળે છે" **ઝાઝવાનું** નીર —દૂરથી લાભદાયક જણાય પણ પાસે જઇએતો તેમાનુ કાઇ ન હોય એવુ જે મિથ્યા તે, ફાફા, ૨ મૃગજળ

**ઝાઝી,** વિ૦ ક્રોધી, તીખુ, આકળુ, ઝટ ચઢી જાય તેવુ

**ઝાટ, સ્રી૦** તુચ્છ વસ્તુ, કઇ નહિ એવો પણ અર્થ રાખે છે ૨ ન૦ ઝાટુ, ગુહ્યનો વાળ

**ઝાંટાં,** ન૦ સ્રીપુરૂષને ગુહ્યે જે વાળ ઉગે છે તે, પચ કેશમાંનો એક [૩ નાની છાબડી

**ઝાંપ, સ્રી૦** ઝાખ, ૨. કાઠલાવાળી જાળ, પાશ,

**ઝાપડો,** પુ૦ ભગિયો ૨ જે ભગિયો ભૂત થયો હોય તે [નાનો રસ્તો, છીંડુ કટલુ.

**ઝાપલી, સ્રી૦** વાડ વડીમાથી બહાર નીકળવાનો

**ઝાપી. સ્રી૦** વાસની પાતળી ચીપ, ઘાસ કે ખજુરીની પાતરીનો ગુથેલો દાબડો ૨ બીડી તમાકુ ભરી રાખવાની નાની દાબડી

**ઝાપો,** પુ૦ ગામમાથી કે ખેતરમાથી બહાર નીકળવાનો જે રસ્તો તે, મોટુ છિંડુ ૨ રસ્તા ઉપરનુ જે બારણુ તે ૩ પાદર, ગામની ભાગોળ **ઝાપો** ઝૂડવો—ટાયલું કર્યા કરવુ, વાત લબાવ્યા કરવી તે, બડાઇ મારવી, પિજણુ કરવુ

**ઝાય, સ્રી૦** પ્રતિબિંબ, પડછાયો ૨ ઝલક, તેજ

**ઝાસવુ,** ક્રિ૦ સ૦ નારાજ થઇને તરછોડીને આપવુ, નાખવુ, અભાવથી આપવુ ૨ ખાવા આપવુ ૩ ખાવુ, ખૂબ આરોગવુ

**ઝાસાચીઠ્ઠી, સ્રી૦** બહારવટિઆ જે ચિટ્ઠી લખીને ઝાડે બાધી જાય છે (કે **મારૂ સમાધાન નહિ**

કરે। તો હુ આ પ્રમાણે નુકસાન કરીશ ) તે, ધમકી, ત્રાગાની ચેતવણી

ઝાંસો, પુ૦ ગુસ્સાથી તરછોડવુ તે, ગુસ્સો કરી–કઢાળી બોલવુ–આપવુ તે ૨ ત્રાગુ ૩ હઠ, આડો, બોસ

ઝાંહે, સ્ત્રી૦ તેજ, કાંતિ, ચળકાટ ઝાંહે જતુ રહેવુ,-ઘસાઈ જવુ, જીર્ણ થવુ, નાકૌવત થવુ, ખરાબ થવુ ૨ અ૦ ખરાબ રીતે, ત્રાગુ કરીને

ઝાઇ, પુ૦ વકીલ, હિમાયતી, આગળ વાત વિચાર રજુ કરનારો

ઝાઉસ, પુ૦ મુકાદમ, નાયક, ચાઉસ, જમાદાર

ઝાકઝમાળ, વિ૦ સાફ ચકચકતુ, સ્વચ્છ; શોભીતું (વગ વગેરે ) ૨ પ્રકાશવાળુ, ચળકતુ, પ્રકાશમાન

ઝાકટુ ન૦ ઝાખો દિવસ, ઘેરાયલા આકાશનો અને હવામા ભેજવાળો દિવસ તે, ઝાબટુ

ઝાકમઝોળ, પુ મહાલવુ તે, આનદ "છીકુ ખોળતા લાધી પોળ, હવે આખા કર ઝાકમઝોળ"

ઝાકરિયો, ન૦ માટીનુ નાનુ પહોળામોનુ વાસણ

ઝાકળ, ન૦ હવાની અદરની ભીનાશ, હવાથી જુદી પડી પાણી રૂપે પદાર્થ ઉપર ઠરે તે, ઠાર, ઓસ, હિમ, તુષાર [કતુ, ચાસિઉ

ઝાકળિયુ, વિ૦ ઝાકળવાળુ ૨ ઝાકળથી પા-

ઝાકળી, પુ૦ ઝાકળ સબધી ઝાકળી વા–જે વા વાયા પછી ઝાકળ પડે તે

ઝાઝ, ન૦ (ફા૦ જહાઝ) વહાણ, બતેલો, ફતેહમારી ૨ મોટુ, વિશાળ, ૩. ઝાઝુ

ઝાઝી, પુ૦ ખલાસી, નાવિક, વહાણવટી

ઝાઝુ, વિ૦ વધારે, ઘણુ, પુષ્કળ, બહુ

ઝાઝેરૂ, વિ૦ પુષ્કળ, ઘણુ [ચરે। તે, ફોફા

ઝાટકણ, ન૦ ઝટકામણ, ઝાડકતા નીકળેલો ક-

ઝાટકણી, સ્ત્રી૦ ઝાડકવુ તે ૨ ઠપકો; ઠોક. ૩. ઝડકામણ.

ઝાટકવું, ક્રિ૦ સ૦ અનાજમાનો કચરો વગેરે ઉડી જાય તે સારૂ સુપડાથી સારી પેઠે હલાવવુ, ઝાડકવુ; ઉપણવુ, સોવુ ૨. જોરથી હલાવવુ, ખખેરવુ, ઝાપટવુ ૩ સારી પેઠે ઠપકો આપવો, સપડાવવુ ઝાટકી નાખવુ–સારી પેઠે ઠપકો આપવો, સપડાવવુ, ધુમાડો કાઢી નાખવો; ખૂબ ધમધમાવવુ ૩ માર મારીને હલકુ–પાશ્રરુ કરી નાખવુ

ઝાટકો, પુ૦ ઝાટકવુ તે ૨ જનાવરના કરડવાથી જે એકાએક અસર થાય છે તે ૩ ઠપકો, મહેણા વગેરેથી મનમા જે દુખ થાય છે તે; રોષ, રીસ. ૪ પાકતા રહી રહીને થવી તીવ્ર વેદના, પાકશૂલ

ઝાડ, ન૦ જમીનમાથી ફૂટી નીકળી વધેલો છોડ, વૃક્ષ, તરુ ૨ ઝાડના આકારનુ દીવાનુ ઝુમ્મર. ૩ ઝાડના આકારમા ચિત્તરેલી વશાવળી. ઝાડ ઉગવા બાકી છે–દુખ તો ઘણુ પડ્યુ, એટલુ પડી ચુકયુ કે માથે દુખના ઝાડ ઉગતા હોય તો નિશાની રહી જાય. ઝાડ થવુ–ઉભુ થવુ, બે પગે ઉભા થવુ (જનાવરે.) "ઘોડો ઝાડ થયો." ૨ ક્રોધથી તપી જવુ, રાતાપીળા થવુ ઝાડપર ચઢવુ–છાપરે ચઢવુ; બહેકી જવુ, ફુલાઇ જવું, મગરૂર બનવુ, વઠી જવુ.

ઝાડકઝુડક, ન૦ દાણાદુણી વગેરેને ઝાડકી વીણી સાફ કરવા તે, ઝાપટીને સાફ કરવુ તે

ઝાડકણ, ન૦ અનાજ વગેરે ઝાડકયાથી નીકળેલો જે કચરો, કસ્તર તે.

ઝાડકવુ, ક્રિ૦ સ૦ ઝાટકવુ.

ઝાડકો, પુ૦ ઝાડકવુ તે ૨ ઝાડકેલો કચરો.

ઝાડઝૂડ, ન૦ વાળવુઝાડવુ તે, સાફસુફ કરવુ તે

ઝાડિયું, ન૦ ઝાડવેલવાળુ પહેરવાનુ લુગડુ, એક જાતનો સાલ્લો

ઝાડપાન, ન૦ ઝાડ, વેલા અને ડાળા, પાદડા, ફૂલ વગેરે, વનસ્પતિ. ઝાડપાનની વિદ્યા–ઉદ્‌ભિજ વિદ્યા ઝાડની જાત, તેને માફક આવતી જમીન, તેના જુદા જુદા ભાગની રચના, વગેરેનુ જ્ઞાન તે. [વનસ્પતિ.

ઝાડપાલો, પુ૦ ઝાડ તથા પાલો વગેરે, બધી

ઝાડપિપળી, સ્ત્રી૦ છોકરાની એક રમત.

ઝાડવુ, ન૦ નાનુ ઝાડ. ઝાડવા–ઘણાંક નાના ઝાડ જે પાસપાસે હોય તે.

ઝાડવું, ક્રિ૦ સ૦ સાવરણી-બુતારાવતી સાફ કરવું, વાસીદું વાળવું ૨ ઝાપટવું, ખખેરવું ૩ ભૂતપિશાચ વગેરે મેલાની પીડા દૂર કરવા સારૂ મંત્ર ભણી ઉજણી નાખવી ૪ સખત ઠપકો દેવો, ધૂળ કાઢવી ૫ સામાને અસર થાય તેવી રીતે કહેવું. ૬ માર મારવો

ઝાડપટોળાં, ન૦ બેસતાવર્ષનો દિવસ એ દિવસે નોકર અને બીજા નાના માણસો મોટા માણસને ઘેર જુહાર-વંદન કરવા જાય છે અને મોટા માણસો તેમને પટોળા-પટકુળ ભેટ આપેછે

ઝાડબીડ, ન૦ વનસ્પતિથી ભરપૂર પ્રદેશ, જ્યાં ઘાસ ઝાડ પુષ્કળ હોય તે

ઝાડાવાટ, સ્ત્રી૦ ગુદા, ગાંડ

ઝાડી, સ્ત્રી૦ નાના મોટા ઝાડ વેલા, ઝાડવાનો ઘણું બલો તે, વનસ્પતિનો ભરાવો ૨ એવી ગુંચાયલી જગ્યા. ૩ જંગલ, વન, અરણ્ય

ઝાડુ, ન૦ સાવરણી, બુતારો. ૨ પુંજો, કચરો, ધૂળ, ઝાડુખાવું-નાઉમેદ થઈ જવું, અજાઈ જવું, હાર ખાઇ જવી, ન ફાવવું

ઝાડો, પું૦ ગાંડની વાટે નીકળતો મળ, ગૂ, દસ્ત, વિષ્ટા, નરક, પુરીષ ૨ અથવું તે, અધામણ ૩ ખોવાયલી-ચોરાયલી વસ્તુ માટે જેનાપર શક આવે તેના શરીરની-વસ્ત્રની બારીકીથી જે શોધ કરવી તે, ખાતથી કરેલી ખોળ, બારીક તપાસ-ચોકસી "ઝાડો લેવો" ૪ જેને મેલું વળગ્યું હોય તેના ઉપર મંત્ર ભણી ઉજણી નાખવી તે ઝાડો લાગવો-ઘણીવાર ઝાડો થયા કરવો. ઝાડે ફરવું-અઘવું, ઝાડે જવું-ઝાડે ફરવા જવું, અઘવા જવું ઝાડો છૂટી જવો-ઝાડો બંધ હોય તે એકદમ થઇ જવો ઝાડો ઝપટો-ઝાડે જવું, હાથપગ ધોવા, દાતણ કરવું ઈ સવારે ઉઠીને કરવાનું જે કામ તે

ઝાતકાર, વિ૦ ઝળઝળાટવાળું, ચકચકિત ૨ શરીરમાં ગરમી કરનારૂં, ૩ હોશિયાર, ખબરદાર, જાગ્રત [આવેશ ૩ ચમત્કાર, જાગ્રતિ

ઝાતકાર, પું૦ ચળકાટ, પ્રકાશ, ૨ વિહ્વળતા,

ઝાપટ, સ્ત્રી૦ ઝપટથી અથડાવું-લાગવું તે."લુગડાની ઝાપટ " ૨ ઝપટ, અડફટ, ઝપાટો ૩ લપડાક, થાપટ, ફટકો ૪ પાણીની છોળ

ઝાપટવું, ક્રિ૦ સ૦ ઝાપટ મારીને સાફ કરવું, ખખેરી સાફ કરવું ૨ ફટકારવું, ઝાપટ, ફટકા મારવા ૩ ઠોક મારવા ધમકાવી નાખવું, સપડાવવું ૪ ખૂબ ખાવું

ઝાપટિયો, પું૦ મંદીરમાં દર્શન વખતે થતી લોકોની ભીડ દૂર કરવાસારૂ કપડાથી ઝાપટ મારનારો કોરડાબાજ [સરવડું

ઝાપટું, ન૦ વરસાદનું એકદમ તુટી પડવું તે

ઝાબ, સ્ત્રી૦ છાબ ૨ દૂધ ભરવાનું મોટું વાસણ

ઝાબસોઇ, સ્ત્રી૦ કૂદતા કૂદતા ગગડા કાઢી કૂટવું તે, ઉછળીને કૂટવું તે, ધિંગાણું મચાવવું તે

ઝાબો-ભો, પું૦ કુલામાં તેલ ભરવાનું લાંબા મોંવાળું નળાકાર વાસણ [ળવણ, આંધ્રકણ

ઝામ, સ્ત્રી૦ ઝમ, ઝગઝગપણું

ઝામણ, ન૦ દૂધને આંધ્રકવા માટેનું જે તે, મે

ઝામર, પું૦ માથા અને આંખમાં થતો રોગ, નજલો

ઝામરઝોળ, વિ૦ ગડથોલા ખાતું, પડું પડું થઈ રહેલું ડામાડોલ, ભંજતું પું૦ ખોટું ડોળ, આડંબર

ઝામરી-રો, સ્ત્રી૦ હથેલીમાં થતો ફોલ્લો, શરીર ઉપર પાણીભર્યા મોટા ફોલ્લા ફૂટી નીકળે છે તે.

ઝામવું, ક્રિ૦ સ૦ ( સં૦ ઝામક ) ઇંટ-ઠીકરી તપાવી પાણી અથવા ઓસડમાં બોળવી, છમકારવું, ૨ ક્રિ૦ અ૦ ઝરપવું, ઝરવું, ગળવું ૩ મળવું, ઠરવું, ભેગા થવું ૪ મચવું, બાઝવું 'લડાઇ ખૂબ ઝામી છે' [હવામાં ફરકતી ડાળીઓ

ઝામોરો, પું૦ વૃક્ષની ટોચ, છગાર, ઝાડની ટોચની

ઝાયલ, વિ૦ તામસી, ચીડિયું, આકરા મિજાજનું

ઝાર, પું૦ રૂશિયાના રાજાનો ઈલકાબ ૨. ભરતી.

ઝારપટોળા, ન૦ નવા વર્ષનો પ્રથમ દિવસ, કાર્તિક સુદિ પડવે

ઝારવું, ક્રિ૦ સ૦ સૂજેલા અથવા દુખતા ભાગને ઉનું પાણી રેડી શેકવું, દરદવાળા ભાગને ગરમ પાણીની ધારથી ધોવું ૨. ઝાડને વધવા ને ફાલવા ફુટવા સારૂ તેના ડાળા સોરવા, ૩ રેણ દેવું; સાંધવું, રાય મૂકવી.

**ઝારી, સ્ત્રી૦** નાળચાવાળુ પાત્ર,વાટી. ૨ ઝોળ ને કાણા કાણા વાળા લાબા હાથાનો તવેથો
**ઝારૂ, ન૦** મોટુ ડાળુ ૨ ધાડુ, ઠોળુ
**ઝારો, પુ૦** મોટી ઝારી ૨ પાણી છાટવાનુ મોટા નાળચાવાળુ વાસણ ૩ તબુરાના તુમડા ઉપરની ઘોડીપર તારની નીચે મૂકેલો જે દોરો ર વગેરે તે (અવાજના ઘોરને માટે) ૨ તબુરાનો પિત્તળનો તાર ખરજ સૂરનો તાર
**ઝાલ, સ્ત્રી૦** સ્ત્રીઓને કાને ઘાલવાનુ એક ઘરેણુ,
**ઝાલક, સ્ત્રી૦** છાલક,છોળ [કર્ણફૂલ,એરીંગ
**ઝાલર, સ્ત્રી૦** (સ૦ ઝલરી) ઝૂલ ૨ કિનારી, બાધેલી કોર ૩ મોગરીથી વગાડવાનુ ઘડિયાળ
**ઝાલર, પુ૦** એક ઢોળ,વાલ
**ઝાલરી, સ્ત્રી૦** ઘડિયાળી, નાની ઝાલર
**ઝાલવુ, ક્રિ૦ સ૦** પકડવુ, ધરવુ, ગ્રહવુ,સહાવુ, વેગને અટકાવવુ. **હાથ** ઝાલવો—મદદ કરવી, સભાળ લેવી ૨ પરણવુ,પાણી ગ્રહણ કરવુ
**ઝાલાં, ન૦** જહાલ હુકમો, ચીઢિયા, આમ કરો ને તેમ કરો,આ નહિ ને તેમ નહિ, એવા ત્વરિત હુકમોતે, મહેણા, સખત વચનો 'ઝાલા ઝીલવા'
**ઝાવલી-ળી, સ્ત્રી૦** નાળિયેરી ખજુરીની સુકી ડાળિયો, તાછડા વગેરે એ ઝુપડા ઉપર છાપરાને ઠેકાણે છાયેલા હોય છે ૨ નાળિયેરી વગેરેના પાદડાની ટટ્ટી.
**ઝાવસોઈ, સ્ત્રી૦** ઝનુનમા કૂદવુ ને બુમો પાડવી તે,ઝાબસોઇ ૨ હુલ્લડ થાય તેવી સ્થિતિ.૨ લઢાઈ મારામારી ઝાવસોઇ ઉડવી—કુસ્તી થવી,લઢાઇ જાગવી, મારામારી થવી
**ઝાવાં, ન૦** આધારના વલખા,તડફડિયા,પાણીમા ડુબતા આધાર માટે માણસ જે ફાફા મારે છે તે
**ઝાહી,વિ૦**હિતેચ્છુ,હેતસ્વી,શુભેચ્છક કલ્યાણચિતક
**ઝાળ, સ્ત્રી૦** (જવાળા) અગ્નિ દીવા વગેરેની દૂરથી લાગતી ગરમી, આચ ૨ ભડકો,જ્વાળા, શિખા.૩ ઉગ્રલ ાગણી,ક્રોધનો આવેશ [રેણ,સાઇ
**ઝાળણુ,ન૦** ઝાળવુ તે.૨ જેણે વતી ઝાળેલુ તે,
**ઝાળવું, ક્રિ૦ સ૦** ધાતુની બે સપાટીને વચમા રેણ મૂકી ગરમ કરેલે ઓજારે જોડવી. ચામડુના જુદા પડેલા ભાગને સાધવા,રેણ દેવુ.
**ઝિક, સ્ત્રી૦** ઝીક; પછાડ, પાણીમા બોળી પત્થર ઉપર પછાડવુ તે. ૨ પટકી નાખવુ તે, હરાવવુ તે ૩. કડાકુટ, માથાફોડ. ૪ કટાળીને કોઇ વસ્તુ નાખી દેવી તે
**ઝિકવુ, ક્રિ૦ સ૦**ભિંજીને પથરા ઉપર પછાડવુ, પછાડીને ધોવુ ૨ હરાવવુ, ઉચકીને નાખવુ, મારી નીચે પાડી નાખવુ
**ઝિકો, પુ૦** ઝિકાળવો,ઈટ રોડાનો ભૂકો.
**ઝિજોટી, સ્ત્રી૦** એક રાગિણી, ઝિઝોટી
**ઝિઝવો, પુ૦** એક જાતનુ ઝાડ,એક જાતનુ ઘાસ
**ઝિટવુ ક્રિ૦ સ૦** ખટકવુ, હમલો કરવો;સીંચવુ. ૨ બઝાડવુ, કાટાને વળગી—માઝી રહે તેમ કરવુ
**ઝિકાળવો, પુ૦** ઈટ રોડાનો ભૂકો
**ઝિણાશ, સ્ત્રી૦** બારીક,ઝીણપણુ ૨.હોઢડહાપણ.
**ઝિઝોટી, સ્ત્રી૦** એક રાગણી.
**ઝિમોલ,સ્ત્રી૦** ઝીમેલ,સતાર અનીએકજાતની ઝોડી.
**ઝિયાણુ, ન૦**પ્રસવ પછીનુ આણુ તે.
**ઝિરાયણું,ન૦** પ્રથમ પ્રસવ પછીનુ આણુ,બાળકને લઇ સાસરે જતા પિયેર તરફથી જે સરસામાન આપવામા આવે છે તે
**ઝિલ્લાણુ, ન૦** ઠેકુડી, પાણી ઉલેચવાની સુપડા જેવી જે રમત તે ૨ ઝિયાણુ
**ઝિલ્લી, સ્ત્રી૦** તમરા, રાતના તીણા અવાજ કાઢનારા જીવડા
**ઝીઝી, સ્ત્રી૦** એક જાતનુ ઝાડ, જેના પાદડાની બીડીઓ વાળે છે,આસોતરી
**ઝીટ-ટુ, ન૦** લફરૂ;વળગણ,પીડા,પુછડુ મારી પછવાડે તો વૈરીનુ ઝીટ વળગ્યુ છે" [પરાજય
**ઝીક, સ્ત્રી૦**ઝિક ૨ કસબી તારનુ ભરત. ૩ હાર,
**ઝીકણું, ન૦** ૨કુ કરવુ, તારે તાર મેળવી સાંધ મેળવવી ૨ પરાજય,હાર,ઝિક.૪ લેશ કરવી તે.
**ઝીકવુ, ક્રિ૦ સ૦** ઝિકવું, પછાડવુ, અફાળવું. ૨ હોમવુ,ઝોકાવવુ,૩ રેડવુ,ઢોળવુ.૪.સંકેલવુ, સામેલ કરવુ ૫ હરાવવુ પાડી નાખવુ
**ઝીણુ, સ્ત્રી૦** કેરીની ગોટલી ઉપર બધાયલુ જાડુ પડ, જાળી, જીણુ

ઝીણુપણુ, ન૰ ડહાપણ,ચતુરાઇ.૨ બારીકીથી-સભાળપૂર્વક કામ કરવુ તે [ચતુરાઇ,દોઢડહાપણુ
ઝીણવટ, સ્ત્રી૰ ઝિણાશ, બારીકી ૨ ઝીણુપણુ,
ઝીણુ, વિ૰ (સં૰ ક્ષીણ) બારીક, ૨ આછુ, છેકજ પાતળુ ૩ કારીગરીનુ, નાજુક (કામ) ૪ તીણુ, અણીદાર,ધારવાળુ ૫ નાનુ,નાજુક 'નાના જીવ' ૬ ધીમુ, હળવુ, નહિ ઉતાવળુ ૭ ઠરેલ, ચતુર, ડહાયુ
ઝીપરો, પુ૰ જેઠીમધ
ઝીપવુ, ક્રિ૰ અ૰ પડતી-આવતી વસ્તુને અદ્ધરથી પકડી લેવી ઝડપી લેવુ ,ઝીલવુ
ઝીમી, સ્ત્રી૰ મુલાયમ અને કાળો સુદર ભાત વાળો સાલ્લો [હિરાવવુ
ઝીભ, સ્ત્રી૰ જીભ. ઝીભ કઢાવવી-થકવવુ,
ઝીભી, સ્ત્રી૰ જીભી.૨ ગાય ભેસની જીભના આકારનુ એક વાજીત્ર
ઝીમેલ, સ્ત્રી૰ કીડીથી મોટા એક જાતના જાનવર "કાળા કાળા મકોડાને રાતી રાતી ઝીમેલો"
ઝીલ, સ્ત્રી૰ એક જાતનો છેપો. એની રાખ, વાગેલા ઉપર, ચાદા ઉપર દાબવામા આવે છે, એનુ દાતણ થાય છે, 'દાતણ કરીએ ઝીલનુ તો પાપ જાય દીલનુ'. ૨ સામો લણવાનુ વાસનુ એક ઓજાર ૩ તબુરાનો તાર ૪ લ્હાખેલી પાર-બરણી અનાજ ભરવાના કામમા આવે છે તે ૫ ઉડા પાણીની જગો, કરાડી, હોડ ૬ છોળ,છાલક. 'રસની ઝીલ ઝીલનાર'
ઝીલવુ, ક્રિ૰ સ૰ ઉંચેથી પડતુ કે સામે આવતુ નીચે ન પડવા દેતા અદ્ધર પકડી લેવુ,ઝીપવુ ૨ એક જણનું બોલવુ બીજાએ ઉપાડી લેવુ ૩ એકે ગાયેલુ બીજાએ ઉપાડી લઈ ફરીથી ગાવુ ૪ ભોગવવુ, માણવુ, આનદથી અનુભવવુ ૫ પસદ કરવુ, કબુલ કરવુ, સ્વીકારવુ 'તેણે માગુ ઝીલ્યુ' ૬ ક્રિ૰ અ૰ નહાવુ, જળક્રીડા કરવી, પાણીમા રમવુ 'જમનાજી જળ ઝીલવુ, માહેલી રે,' પ્રેમ નદીમા પછી ઝીલતા દીનરાત સૌ વહી જાશે'
ઝીલુ, ન૰ ઉચા ખેતરમા પાણી લેવાની એક જાતની ડગમત, ઢેકુડી
ઝીલો, પુ૰ મોટુ માટીનુ વાસણ ૨ બરણી, લાખેલી કોઠી
ઝુટવુ-ટી લેવુ, ક્રિ૰ સ૰ ખુચાવવુ, જોર કરીને ખેચી લેવુ, આચકી લેવુ [લેવુ તે
ઝુટ, સ્ત્રી૰ ઝડપ, ઓચિંતી ઝપટ મારી ખેચી
ઝુટાઝુટ, સ્ત્રી૰ સામસામી ઝુટ ચલાવવી તે, લુટાલુટ, ખેચાખેચ [ઘાલી લેવુ
ઝુંટાવવુ, ક્રિ૰ સ૰ ઝુટ મારીને લઇ લેવુ, પ-
ઝુંડ, ન૰ ટોળુ, યૂથ, ઘણુમલો, સમૂહ
ઝુંડો, પુ૰ નિશાન, વાવટો, ધ્વજા ૨ વાવટાની કાઠી-વાસ ૨ મોટુ કામ,દિગ્વિજયના કાર્યનુ
ઝુપડુ, ન૰છાપરુ , નાનુ સાધારણુ ઘર [મડાણુ
ઝુપડી, સ્ત્રી૰ છાજથી છાયલુ-છાપરીવાળુ નાનુ ઘર, મઢૂડી મઢુલી ઉટજ
ઝુકે-ઝુકેણુ, ન૰ ( અ૰ ઝોપ ) ઝુકવુ તે, ડોલા
ઝુકેલુ, ક્રિ૰ અ૰ ઉઘ, કેફ, સુસ્તીને લીધે ઝોકા ખાવા, ડોલા ખાવા ( અફીણીઆએ )
ઝુસરી, સ્ત્રી૰ ધુસરી, ધર, ધુર
ઝુસરૂ, ન૰ મોટી ઝુસરી, ધર
ઝુકડા, પુ૰ જમવા ઉપર કે મોજમઝા ઉપર ખૂબ પડવુ તે, કઇપણુ વિચાર કર્યા વગર તાનમા લાગ્યા રહેવુ તે,ઝોકડા [વવુ, ઉટને બેસાડવુ
ઝુકારવુ, ક્રિ૰ સ૰ઝકે-નમે તેમ કરવુ, નમા-
ઝુકાવવુ, ક્રિ૰ સ૰ નમાવવુ, લચી જાય તેમ કરવુ ૨ લબડાવવુ, ઝોલા ખાતુ કરવુ ૩ ક્રિ૰ અ૰ યાહોમ કરીને પડવુ,કૂદી પડવુ સાહસ કરવુ
ઝુઝાર, પુ૰ જોદ્ધો, લડવૈયો
ઝુઝાવવુ, ક્રિ૰ સ૰ હફાવવુ, થકવવુ ૨ લડાવવુ
ઝુડિયુ, ન૰ ઝુડવાનો દાડિયો, દડુકો
ઝુડો, પુ૰ અબોડે બાધવાનો વાળનો-રેશમનો જે જાડો દોરો તે, ૨ જુડો, ઝુમખો
ઝુણઝુણ અ૰ એવા થતો અવાજ
ઝુપકી, સ્ત્રી૰ ડોલુ, ઝોકુ
ઝુમ, સ્ત્રી૰ જોમ, કેફ, અસર.
ઝુમખડા, ન૰ તુરિયાના જેવા એક જાતના ફળ
ઝુમખડુ, ન૰ ટોળુ, જથો, સમૂહ, ઝુમખુ
ઝુમખુ, ન૰ ટોળુ, જથો, લહેરખુ', ઝૂમ, એક

જગાએ વળગી રહેલો વસ્તુઓનો સમૂહ તે.
**ઝુમખો,** પુ૦ જથો, જુડો, ઝુમખુ
**ઝુમણુ,** ન૦ એક જાતનુ કાનનુ ઝુલતુ રહેતુ ઘરેણુ
**ઝુમ્મર,** ન૦ ઘણા દીવાસાથે ઝુમખાના આકારમા બળે તેવી રચનાનો ધાતુ કે કાચનો પાખડી ડાળીવાળો ઝાડ જેવો જે ઘાટ તે, ઝાડ
**ઝુરણ,** ન૦ ઝુરાપો; બળાપો, વલોપાત
**ઝુરાપો,** પુ૦ અફસોસી, ઉદ્વેગ, બળાપો, શોક ૨ ના ઉમેદી, નિસાસો ૩ સોચના, ફિકર, ચિંતા
**ઝુલડી,** સ્ત્રી૦ બાળકને પહેરવાનુ ઝભલુ
**ઝુલણહાર,** વિ૦ ઝુલનાર, હિચકા ખાનાર
**ઝુલણાછંદ,** પુ૦ એક માત્રાવૃત્ત.
**ઝુલણાં,** ન૦ હિચકા, હિંચ ૨ હિદોળો,પાલણુ, ઝુલો ૩ ડોયણા, દોલણા ૪ લડાવવુ તે, રમાડવુ તે,લાડ.૫ ઝુલતુ રહે તેવુ બાળકને સ્ત્રીનુ ઘરેણુ.
**ઝુલણિયુ,** વિ૦ ઝુલ્યા કરે તેવુ ૨ મનમોજી મોજીલુ ૩ લાડકોડનુ, મોજનુ ૪ ન૦ લટકણિયુ, ઝુલતુ રહે તેવુ ઘરેણુ
**ઝુલણાં,** ન૦ હિચકો,હીંચ ૨ હિડોળો,પારણુ, ઝુલો
**ઝુલાવવુ,** ક્રિ૦ સ૦ ઝૂલે તેમ કરવુ, હિચકા નાખવા, હિચકા નાખવા ૨ હલાવવુ, લડાવવુ
**ઝુલો,** પુ૦ ઝોલો; હિચકો ૨ હીચ ૩ ડોળી ૪ નુકશાન ખાધ
**ઝુસ્તી,** સ્ત્રી૦ લડાઈ, સામી તકરાર, ટટો
**ઝૂકવુ** ક્રિ૦અ૦વાંકુ વળવુ,નમવુ, ઝૂલી રહેવુ,ઝૂમવુ
**ઝૂજવું-ઝવુ,** ક્રિ૦ અ૦ જુદ્ધ કરવુ, લડવુ ૨ જોશથી મચ્યા રહેવુ,ઝઝુમવુ "અમે ખાડુ લઇ રણે ઝૂઝશુ મારી પાડશુ શત્રુ સહુ "–પાણીપત.
**ઝૂડ,** ન૦ ન છૂટે તેવુ જળચર, મોટો મગર, ગ્રાહ. ૨ ચૂડ, પકડ ૩. વળગણ, ન છૂટે તેવી બલા
**ઝૂડવુ,** ક્રિ૦ સ૦ ઝુડિયાથી મારવુ, મારી મારી નરમ કરવુ ૨ ઝાપટવુ, અફાળવુ ૩ ખખેરવા પછડાવુ ઝાપટવુ, ગેરવવુ ૪ ઝાપટવુ, દાબીને ખાવુ. ૫. સતાવી સતાવીને લેવુ ૬ પૈસા કઢાવવા;દબાણથી ખીસુ ભરવુ,લાચ લેવી. [ઝુમખુ.
**ઝૂમ,** સ્ત્રી૦ જોમ, ધુધવાતો જુસ્સો ઝુમ ૨
**ઝૂમવું,** ક્રિ૦ અ૦ પડુ પડુ થઇ રહેવુ, ટિંગાવુ, ઝઝુમવુ ૨ ટાપી રહેવુ, આતુરતાથી આસપાસ વિટલાઇ રહેવુ
**ઝૂરવુ,** ક્રિ૦ અ૦ કલ્પાત કરવુ, બળાપો કરવો, તલસવુ, વલોપાત કરવો
**ઝૂલ,** સ્ત્રી૦ શોભા માટે રાખેલો કિનારીપરનો ઝૂલતો ભાગ તે, ઝૂલતી-ફરફરતી ચીણુ તે ૨. ગાયનની અદર આવતી નાની નાની કડીઓ તે
**ઝૂલતુ,** વિ૦ ઝોલા ખાતુ, લબડતુ, ફરફરતુ. ૨. લબડતુ, છુટુ ૩. મોકળુ, ખુલ્લુ.
**ઝૂલવુ,** ક્રિ૦ અ૦ હિચવુ; આમતેમ હાલ્યા કરવુ ૨ લટકવુ, લબડવુ ૩ પાછળ રહી જવુ, આશામા નિષ્ફળ જવુ ૪ વાંકું વળી જવુ ૫ ફરફરવુ, ડગમગવુ.
**ઝેબેઝેબ,** અ૦ શરીર ઉપર વારવાર પરસેવાના મોતિયા વળવા તે, ઉપરાઉપરી પરસેવો વળવો તે
**ઝેણ,** સ્ત્રી૦ કોઇપણ વસ્તુમાથી ઉડતી ઝીણી ઝીણી રજોટી, છિયાડી, ગર્દ ૨ તમાકુની ધૂળ ૩ કમકમી, ક્રોધની ધ્રુજારી
**ઝેર,** ન૦ (ફા૦) ડખની અસરથી જે દુખ થાય તે ૨ ખાવાની વસ્તુમા રહેલા ગુણથી જીદગી જોખમમા આવી પડે છે તે, વિષ, ગરલ ૩ ઇર્ષ્યા, અદાવત, અદેખાઈ, દ્વેષ. "ઝેર ગયા ને વેર ગયા વળી કાળા કેર ગયા કરનાર "૪ વેર, હાનિ કરવાની લાગણી ૫. પ્રીતિભગ, કુસંપ, કડવી લાગણી 'સૂરજે અમારા કુટુબમા ઝેર રેડયુ ' ૬ ગુસ્સો, ક્રોધ, કોપ "એની આખમા ઝેર વરસી રહ્યુ છે." ઝેરથવું–ઝેર જેવુ અળખામણુ થવુ, ઝેર ખાવા જેવુ ત્રાસદાયક થવુ ઝેર આપવુ વિષ ખવરાવવુ, મારી નાખવામા પ્રયત્ન કરવો ઝેર વરસાવવુ–(આખમા) સામાનુ સારૂ જોઇ બળવુ, ઇર્ષ્યા ઉત્પન્ન થવી; અદેખાઇ થવી ઝેર વાટવુ–કોઇને નુકશાન કરવાની તજવીજ કરવી. ૨ અદેખાઇ-ઇર્ષ્યા કરવી.
**ઝેર,** સ્ત્રી૦ પથ્થરની કિનારી જે ઓટલે મૂકવામા આવે છે તે ૨ વેર, હોળીના દિવસમા નીકળતા ટોળા ૩ ન૦ ઝાઝર "પગનુ ઝેર."(કવિતામા)
**ઝેરકચુરો,** પુ૦ એક જાતનુ કડવુ બી; ઝેરકચોળુ

**ઝેરકાજળી, સ્ત્રી૦** પરસેવા રૂપે બહાર નીકળી આવતુ શરીરમાનુ વિષ ૨ મરણાત પરસેવો તે
**ઝેરણી, સ્ત્રી૦** દહિ વલોવવાની નાની હાથ રવઇ
**ઝેરી, વિ૦** ઝેરવાળુ ઝેર ચઢે તેવુ ૨ અદેખુ, [દ્વેષી
**ઝેરૂ, ન૦** ઝાપટુ "ઝાઝુ ઝેરૂ આવ્યુ"
**ઝેસુ, સ્ત્રી૦** ધળ, રજ
**ઝૈડકો, પુ૦** ઝરકડો, ચીરો, લાબો કાપ ૨ એકદમ આચકા સાથે વનોવાવુ તે સરકડો, લાબે લસરકે નેતરા ખેચીને વલોવવુ તે
**ઝોટવુ-ટીલેવુ, ક્રિ૦ સ૦** ખુચાની લેવુ, ઝુટવુ [ઝીકવુ
**ઝોસવુ, ક્રિ૦** ઝાસવુ, રીસ કરીને આપવુ, અભાવથી
**ઝોક, સ્ત્રી૦** આખની અદર એકાએક અજાણતા વાગવુ તે, " ઝોક લાગવી—ઉતરવી " ૨ વાકુ વળવુ તે, વલણ, વાક, રાટ, ફેર ૩ સીધી લાબી લીટીથી સહેજ ઢળતુ-આડુ પડવુ તે ૪ ભરવાડો બકરા ઘેટાને જેવાડામા રાખે છે તે ૫ બકરા ચાડરાનું ટોળુ ૬ નુકસાન, ખાધ ૭ ઝુલતુ હોય તેવી સ્થિતિ
**ઝોકડા, પુ૦** જમવા ઉપર એકદમ સારી પેઠે પડવુ તે ૨ સારી પેઠે મોજમઝા મારવી તે
**ઝોકવું, ક્રિ૦ સ૦** એકદમ ફેકવુ નાખવુ, ઉસેટવુ ૨ વળવુ ઝૂકવુ, લચવુ, અદ્ધર ઝૂલ્યા કરવુ ક્રિ૦ અ૦ એકદમ ઉપડવુ-ધસવુ, સાહસ કરવુ, કૂદી પડવુ, ચાહોમ કરવુ ૨ ઉઘ-કેફથી ઝોલા ખાવા, નીચુ વળવુ, ડોલા ખાવા [ચાહોમ, ધસારો
**ઝોકાવડા, પુ૦** એકદમ અદર પડવુ—ધસવુ તે,
**ઝોકાવવુ, ક્રિ૦ અ૦** ઝપલાવી પડવુ ચાહોમ કરી કૂદી પડવુ ૨ ક્રિ૦ સ૦ સાહસ કામ કરવુ
**ઝોકુ, ન૦** ઉઘ-કેફથી નીચુ વળે તે ૨ ઉઘ, નિદ્રા 'ઝોકુ આવવુ [કવો તે, ઝુકવવુ તે
**ઝોકો, પુ૦** ઝોક, ઝોલો, ગોદો ૨ ઝોલો ખવા-
**ઝોટ, સ્ત્રી૦** ઝોટડી, પહેલ વેતરી ભેશ ૨ ઝપટ
**ઝોટડી-ડુ, સ્ત્રી૦** પહેલવેતરી ભેશ [ઝાપોટ
**ઝોટિગ, પુ૦** મરી ગયેલા મુસલમાનનો ભમતો જીવ, ભૂત ૨ ઘરબાર અને બૈરા છોકરા વગરનો રખડતો માણસ, ડાડ ૩ ફુવેડ, મેલુ કટાળો આપે તેવુ માણસ ૪ લુટફાટને જોર-જુલમ ચલાવવા તે ઝોટિગ પાદશાહી-તોફાની અને જુલમી કારોબાર, અધાધુધીનુ રાજ્ય
**ઝોડ, ન૦** ભૂત, પિશાચ, મેલુ વળગણ, ભૂત સચાર, પીડા ૨ કટાળો આપતુ માણસ, કેડો ન મૂકે તેવુ માણસ, લફરૂ ઝોડ ઝપટ-ભૂતની ચોટ લાગવી તે ૨ વળગાટ, આરણકારણ
**ઝોરણો, પુ૦** કપડા વગેરે ભરવાનો કોથળો
**ઝોલણો, પુ૦** મોટી ઝોળી ઝોરણો
**ઝોબો-ભો, પુ૦** જોબો, મૂર્ચ્છા, મોહ [કોથળી
**ઝોયણી, સ્ત્રી૦** ઝોળી ખડિયો, પેટાવાળી લાબી
**ઝોલુ, ન૦** ટોળુ સમુદાય, ઝુડ ૨ ડોલુ, ઝોકુ. ૩ અતર, અવકાશ, છેડુ ખાચો 'કામમા ઝોલુ પડવા ન દેતો ' ૪ ડોલવુ-ઝૂલવુ તે, ઝોકુ 'વહાણ ઝોલા ખાય છે'
**ઝોલો-લો, પુ૦** હિડોળાનુ આમતેમ હાલવુ તે, નકામુ રખડયા કરવુ તે, ફાફા માર્યા કરવા તે, કામનો પાર ન આવતા વાર લાગવી તે "તે બીચારો ઝોલા ખાયા કરે છે " ૩ આમતેમ ડોલ્યા કરવુ તે ૪ હિચકો, ઝુલો, હિદોળો, ચોપાળો ૫ કટાક્ષ, મોહબાણ
**ઝોસવુ, ક્રિ૦ સ૦** ઝાસવુ
**ઝોળ, સ્ત્રી૦** ભૂત, હરકોઈ મેલુ—આડુ તે, આરણકારણ, ઝોડ ઝોળઝપટ-ભૂત વગેરેની ચોટ
**ઝોળ, સ્ત્રી૦** જ્વાળા, ઝાળ, અગ્નિશિખા
**ઝોળવુ, ક્રિ૦ સ૦** બાવડુ ભુજ પકડીને સારી પેઠે હલાવવુ, પીખી નાખવુ લબડતુ રાખીને હલાવવુ [અદબદ રહી જવુ 'કામ ઝોળાયુ'
**ઝોળાવુ, ક્રિ૦ અ૦** ધોળાવુ, વિલબે પડવુ,
**ઝોળાવો, પુ૦** ઢોળાવ ઉતરતી ભોય. ૨ નમણ, ઝોક, ઝોલો નીચો નમેલો ભાગ
**ઝોળી, સ્ત્રી૦** ચારે છેડા બાધી લઇ વચમા ઝુલતો રાખેલો એવો લુગડાનો એક ઘાટ, નાનો ખડિયો ૨ ખોયુ, છોકરાને સુવાડવાની ઝોળી ' **ઝોળીમાથી** ઝડપાવુ—ઘોડીયામા રમતા નાના છોકરાનો વિવાહ થવો **ઝોળી** ફેરવવી—ભીખ ઉમાગવી, ઉઘરાવી ખાવુ **ઝોળી** લેવી—ભિક્ષા માગવી ૨ સાધુ થવુ ૩, ગરીબ સ્થિતિમાં આવવું.

ઝોળીપોળી, સ્ત્રી૦ છોકરાનુ નામ પાડતી વખત બૈરા છોકરા એકઠા થઇ બાળકને ઝોળીમા સુવાડી 'ઝોળીપોળી પીપળ પાન, ફોઇએ પાડયુ × × નામ'એમ બોલી ઝોળીને હલાવવી તે

ઝોળો,પુ૦ ઝોળીની પેઠે લચી–નમી પડવુ તે,ઝોલો, લચક 'ચદરવો ઝોળો ખાઈ ગયો છે' જમીનને પણ એ શબ્દ લગાડવામા આવે છે ૨ મોટી ઝોળી,કોથળો

---

ञ.

ઞ, પુ૦ (સ૦) એકવીસમો મૂળાક્ષર અને દશમો વ્યજન અને અનુનાસિક વર્ણ કિઞ્ચિત્, અઞ્ચળ, વગેરે આનાથી શરૂ થતો કોઇ શબ્દ નથી

---

ટ.

ટ, પુ૦ (સ૦) અગિયારમો મૂર્દ્ધસ્થાની વ્યજન વર્ણ, જીભનો છેડો જોરથી તાળવે લગાડયાથી એ ઉચ્ચાર થાય છે

ટઈ પડવુ, ક્રિ૦ અ૦ ગદગદી ટસટસ થઈ જવુ, ભરાઇ દદડવુ (ખસ, ફોલ્લા વગેરેનુ)

ટક,અ૦ અ૦ ટીક એવો થતો ટકારાનો અવાજ

ટકટક, અ૦ એવો થતો અવાજ 'ટક ટક ટક થાયે ઘડિયાળ, જો હુ આવ્યો કહે છે કાળ.' ૨ સ્ત્રી૦ નકામુ ટાયલુ, બકવા, લવારી,બડબડાટ ૩ એકી નજરે જોયા કરવુ તે, ટગરટગર 'ટકટક જોયા કરવુ'

ટકટકિયુ, વિ૦ ટકટક કરનારૂ, તકરારી, ચીકણુ

ટકટકારો, પુ૦ ટકટક, લવારો, બડબડાટ

ટકવુ, ક્રિ૦ અ૦ ઝાઝી વાર ચાલવુ,પહોચવુ, નીભવુ, 'આ જોટો ટકવામા ઘણો સારો છે" ૨ જારી રહેવુ, નીભ્યા કરવુ ૩.ખોટી થવુ થોભવુ,ઝાઝીવાર રહેવુ [મજબુત,ખિગુ

ટકાઉ, વિ૦ ટકે તેવુ–ચાલે–નિભે તેવુ, ચિકણુ,

ટકાવ,પુ૦ટકવાપણુ મજબુતાઇ,ટકાઉપણુ,ચીકણાશ

ટકાવવુ,ક્રિ૦સ૦ટકે–પહોચે તેમ કરવુ,નિભાવવુ.

ટકો, પુ૦ ત્રણ પૈસા.૨.રૂપિયો; છાપવાળો સિક્કો ૩ સોમો ભાગ તે (પ્રમાણ અને વ્યાજમા એનો વ્યવહાર થાય છે) ટકા કરવા—વેચીને પૈસા કરવા ૨ પૈસા એકઠા કરવા પુજી કરવી, દ્રવ્યનો સગ્રહ કરવો ટકા ચઢાવવા–દલાલી તરીકે વધારીને કહેવુ, અતિશયોક્તિ કરવી, મીઠુ મરચુ ભભરાવીને બોલવુ ટકાના ત્રણ શેર–સસ્તામા ગણી કાઢેલુ તેવુ, કઇ લેખામા નહિ તેવુ. ટકાની પિજારી—ગરીબ, નબળુ, હલકુ અને માલ વિનાનુ ટકાનુ માણસ–ઓછુ પાત્ર,વિવાહનુ બારમુ કરે એવુ, લાબી અક્કલ વિનાનુ, હલકુ, પાજી

ટકોટક, અ૦ ભરપુર, પૂરૂ, ટકોટક, છલકાઇ જાય તેમ

ટકોર, સ્ત્રી૦ મરોડની બોલી, વ્યાજોક્તિ,અન્યોક્તિ, મશ્કરીમા ઠોક દેવા તે ૨ ટોક, ટોકણી ૩ દાબ, ચોકસી [બધાવેલી ઉચી જગા

ટકોરખાનુ, ન૦ ચોઘડિયા ગળા ઢોલીને બેસવાની

ટકોરવુ, ક્રિ૦ સ૦ ઈશારત કરવી;ગોદો મારવો, ચેતવવુ,ટોકવુ,તેજ–જાગ્રત કરતા રહેવુ

ટકોરી, સ્ત્રી૦ ઘટડી, ટોકરી નાનો ઘટ ૨ ધાતુ ઉપર જરા ઠોકર વાગતા નીકળતો ઝીણો રણકો. ૩ મોગરી ૪. આગળી તરછોડી કરાતો આઘાત તે, ઠોક ધીમો હડસેલો

ટકોરો, પુ૦ ઘડિયાળનુ વાગવુ તે, રણકો ૨ પિત્તળની ગોળ ચપટી ઝાલર ઉપર ઠોકવાથી જે અવાજ થાય તે ૩. આગળી ઠોકયાથી જે અવાજ થાય તે ૪ થાપડ, ઠોક, ઠોકર, ઠેસ ટકોરો મારે એવુ–આટે એવુ, ચઢિયાતુ વધે એવુ

ટકોળ, સ્ત્રી૦ મશ્કરી, મજાક, ઠઠ્ઠો, ટોળ

ટકોળિયુ,વિ૦ ટોળી, મજાકી, ઠઠ્ઠાખોર મશ્કરો

ટક્કર, સ્ત્રી૦ માથેમાથુ અફાલવુ તે,માથુ મારવુ તે, ગોથુ "ઘેટાની ટક્કર" ૨ (લાક્ષણિક) તકરારમા બરાબર ટકી રહેવુ તે ૩ માથુ દુખવુ

ટગટગ, અ૦ એકી નજરે,ટમટમ [તે ૪ ઠોકર

ટગમગ, અ૦ ટગટગ, ટગરટગર ૨ ડગમગ, ડગુમગુ, મુશ્કેલીએ સ્થિર રહેવુ "ટગમગ પગ ટકતો નહિ, ખાઇ ન શકતો ખાજ'

ટગર, સ્ત્રી૦ કટાક્ષ મોહનુ એકી નજરે જોવુ તે.

**ટગરડી, સ્ત્રી૦** ઉતરડ ચઢાવી હોય તેવુ, તગરડી ૨ તગતગ થતુ હોય એવુ ને ચઢેલુ તે

**ટગરટગર, અ૦**એક નજરથી, ટગટગ મીટ માડીને

**ટગુમગુ, અ૦** અસ્થિર, વચમા વચમા તૂટી જાય વળી જરા ટકે એવી હાલતમા હોય તેવુ ડગમગતું,૨ ઘડીમા ઠીક રહે વળી થોડીવારમા માદુ થાય તેવી હાલતનુ. ૩ જેમતેમ, મુશીબત થી,જરાતરા ચાલતુ હોય તેવુ

**ટક, સ્ત્રી૦** (સ૦ ટક્–બાધવુ )વખત, વેળા,વાર એમુક એક વેળા ૨ અ૦ એકજવાર એકચોકસ વખતજ, "એક ટક ખાવુ " ૨ એકી ફેરે ૩ પુ૦ ટકા, રૂપિયો "ન આણુસો મનમા આશક, તમ આવ્યે પામ્યા લાખ ટક"—પ્રેમાનંદ૦ ૪ એક પૈસાભાર જેટલુ વજન ટાક "નરસિયા ૨ કને ટક ફરણા કરો દીનબધુ વળ્યો આક આડો"

**ટકણખાર, પુ૦** (સ૦) એક જાતનો ખાર એ ઓસડના અને ધાતુ ગાળવાના કામમા આવે છે ' પ્રીત ઐસી કીજિયે, જૈસો ટકનખાર,આપ જલ પર રીઝવે,ભાગ્યા સાધે હાડ '

**ટકશાળ, સ્ત્રી૦** (સ૦) જ્યા રૂપિયા,પૈસા, વગેરે સિક્કા પડતા હોય તેવુ સરકારી કારખાનુ

**ટકાર, પુ૦** (સ૦)ધનુષ્યની પણછના તરછોડનો અવાજ "ધનુષનો ટકાર " ૨ લડાઈની તૈયારી સૂચવનારો હથિયારોનો ખણખણાટ, સૂચના

**ટકાવવુ, ક્રિ૦ સ૦** ટાકણાથી ટાકવુ ૨ ચોઢા વવુ (બટન,કાગળ ઈ૦) ૩ નોધાવવુ અક્ષરે ટુકામા લખાવવુ, ટપકાવરાવવુ

**ટકેટક–ટકોટક, અ૦** વારવાર વખતો વખત ૨ એક વખતથી બીજા વખત સુધી,એક ફેરે ૩ પૂરૂ, છેડાલગી ૪ છલાછલ, ભરપૂર, ટોચ–મો લગી

**ટગડી, સ્ત્રી૦** પગથી ઘુટણ લગીનો અવયવ તે, નળો,પગ ચરણ ૨ સુથણી, ચોરણી

**ટગાવુ, ક્રિ૦ અ૦** લટકી રહેવુ,લમડવુ.૨ ચોઢવુ લટકાવવુ ૩ ફાસી દેવી લબડાવીને મારી નાખવુ ૪ આશ્રિત થઇ રહેવુ,આધારે હોવુ

**ટટાખોર,વિ૦** કજિયાખોર, લડકણુ, જ્યા ત્યાથી કજીયો ઉભો કરે તેવુ

**ટડેર–લ, વિ૦** મોટુ, બહુ ઉંચુ

**ટડેલ, પુ૦** વહાણનો મુખ્ય ખલાસી

**ટચ, અ૦** વગર વિચારે એકદમ ૨ કટ, લગાર વારમા,ઘા કરતા વાતજ [વર્ગાશ્ચ

**ટચ, સ્ત્રી૦** કસોટી, કાપ તપાસી કસીને પાડેલો

**ટચકડી, સ્ત્રી૦** ટુચકી ૨.નાની,ઠિંગણી

**ટચકારી, સ્ત્રી૦**ટુચકી ડચકારી

**ટચકાવવુ, ક્રિ૦ સ૦** ટચકા–ઘા મારીને કાપવુ છુદવુ,મારી–કાપી નાખવુ

**ટચકિયુ, ન૦** કમ્મરનુ રહી જવુ તે તે, કમ્મરના સાધાનુ પકડાઈ જવુ તે ૨ ટુટિયુ

**ટચકુ, ન૦** નાનુ ટાણુ (ટાણાની સાથેજ વપરાય છે ) ટાણુ ટચકુ "૨ છેડો, ગોળ ટેરવુ–નાકનુ

**ટચકો, પુ૦**ઝટકાનો અવાજ ૨ ઘા,જખમ ૩ માન ભગની લાગણી,ઝાટકો લાગવો તે

**ટચટચ, અ૦** એવો થતો ઘાની ત્વરાનો અવાજ

**ટચરો, વિ૦** બુટ્ઠો,ઢચ્ચરો

**ટચલીઆગળી, સ્ત્રી૦** હાથ પગની છેલ્લી નાની આગળી,કનિષ્ઠિકા, ટચકુ

**ટચાક,વિ૦** ખોટો ભપકો કરનાર,છીછલ્લો,શેખી-ખોર, દોઢડાહ્યો ૨ અ૦ અવાજ થાય તેમ

**ટચાકડી, સ્ત્રી૦** ટુચકી વાગવી તે,ચપટીનો અવાજ ૨ ટચાક સ્ત્રી ૨ ફટાકડી, નાની બદુક

**ટચાકો, પુ૦** સાધાનો કડાકો

**ટટવાણી, ન૦** ટટ્ટુ જેવી નાની ઘોડી

**ટટવુ, ન૦** ખચ્ચર ૨ વિ૦ ઠિગણુ

**ટટળવુ, ક્રિ૦ અ૦** આશામા ને આશામા આમ તેમ ઇચ્છિત વસ્તુ મેળવવા જેયાકરવુ ૨ ઝિખાવુ પીડાવુ, વલખા મારવા ૩ તલપવુ, ઝખવુ, કકામ ઇર્ષ્યા કરવા ૪ રુકવુ, લબડવુ ૫ નિષ્ફળ જવુ રહી જવુ

**ટટળાટ, પુ૦** ટટળવુ તે, ટળવળાટ, વલોપાત.

**ટટળાવવુ, ક્રિ૦ સ૦** ઝખાવવુ, કણકણાવવુ, તલસાવવુ આશામાને આશામા રાખવુ

**ટટાર, વિ૦** સીધુ, પછવાડે ખુધ ન નીકળી હોય તેવુ,અક્કડ ૨ હોશિયાર,સશક્ત ૩ તેજ, સાવધાન

**ટટ્ટી, સ્ત્રી૦** વાસ, કામડાંની ભિંત, કામડાનો પડદો, વાસની ચીપોથી ભરી લીધેલો આતરો,અંતરપટ,

ચક ૨ જાજરૂ,પેશાબખાનુ
ટટ્ટ, ન૦ ટાટુ, વાસનો પડદો,ટટ્ટી
ટટ્ટુ, ન૦ ઘોડુ, નાનો ને ગટકી ઘોડો, બટ ૨ ઉપાય,ટેકી,ઇલાજ ૩ ચલણુ,દોર ૪ કામકાજ,ધધો
ટટ્ટુ ચાલવુ–કામ ચાલવુ,કામ નીભવુ ૨ ચલણુ હોવુ ૩ ઉપાય–ઇલાજ ચાલવા
ટડપડ, સ્ત્રી૦ ખાલી દોરતોરનો દેખાવ, ડફાસ મારવી તે.૨ દિમાક, ઉદ્ધતાઇ, છાક ૩ દોડધામ, ઉતાવળ [૨ શેખી,દિમાક,ઉદ્ધતા )
ટડપડાટ વિ૦ પ્રતિકાર,વારણુ,નિવારણુ અવરોધ,
ટણુક, વિ૦ કહ્યા છતા ચાનક ન લાગે તેવો ઢોર ૨ ભટકણુ.
ટણુકો પુ૦ ખૂબ રીસ ચઢવી તે,ઝટકો,ક્રોધ
ટણુચ, સ્ત્રી૦ એક જાતનો ઉડણુ સાપ,તણુછ
ટણિયો–ણો,પુ૦ સ્ત્રીની જનનેન્દ્રિયમા કપાસિયા જેવડો કુમળી ચામડીનો દાણો દેખાય છે તે લીલવો, મદનછત્ર
ટન, પુ૦ (અ ૦ ટન) એક વજન, ૫૪ મણ
ટપ, ન૦(અ૦) પાતળા પાટિયાંનુ બનાવેલુ ઢાંમ તે,પીપ ૨ ગાડીની સુપડી,ગાડીની છત્રી ૩ દીવાનુ ઉપરનું છત્ર, ઢાંકણુ
ટપ, અ૦ ઝટ લઇને ટપકુ પડે તેવી રીતે. ૨ એવો અવાજ થાય તેમ ૩. ઝટ,તાબડતોબ,
ટપકટપક, અ૦ એક પછી એક ટપકે તેમ
ટપકવુ,ક્રિ૦ અ૦ પ્રવાહી પદાર્થે ટીપા રૂપે ધીમે ધીમે નીચે પડવુ ૨ છાપરામાથી ગળવુ ,ચૂવુ
ટપકાવવુ, ક્રિ૦ સ૦ ટીપા પાડવા ૨ સળગાવવુ (દાવો) ૩ ટુકામા નોધી લેવુ, ઉપર ટપકે લખી રાખવુ (સ્મરણુને માટે) [રિગ,ટપ મરવુ તે
ટપકિયું, મરકી, ન૦ ઝટ મરણુ થાય તેવો એક
ટપકી, સ્ત્રી૦ ગોળ ઝીણો એક ઘાટ ૨ ટીલડી, મિનાકારી અબરખની પતરી ૩. કપાળમા ઝીણો આલ્લો, બિદુ
ટપકું, ન૦ નાનું સરખુ ગોળ ચિહ્ન, બિદુ, છુદણુ. ૨ ટોપુ, છાંટો, ફોરુ,કણુ ૩ મીંડુ, અનુસ્વાર ૪ જરા, થોડું.
ટપકો, પુ૦ જન્મપત્રિકા,જન્માક્ષર.
ટપટપ, અ૦ ટીપા પડેથી થતો અવાજ ૨ હજામની ટપટપી ઉપર અસ્ત્રાથી થતો અવાજ ૩ ઝટ, ચટચટ, એકદમ, સપાટાબધ. ૪. બડબડાટ, કનડાટ
ટપટપાટ, પુ૦ ખટરાગ, બોલબોલા. ૨ ચાપલ્ય ૩ ટપટપ એવો અવાજ [ચામડાની સલાડી
ટપટપિયુ, વિ૦ ટપટપ કરનારૂ ૨ ન૦ ટપટપી,
ટપટપી, સ્ત્રી૦ ચામડાના જે કકડાપર હજામો અસ્ત્રાને ઘસેછે તે
ટપલી,સ્ત્રી૦હલકી થાપટ ધીમેથી હાથના આગળા મારવા તે ૨ મહેણું મારવુ તે,ટોણો.૩ દીવાને ઓલવવા ઝપટ મારવી તે
ટપલુ, ન૦ હાલા ઘડવાનુ કુભારનુ ઓજાર. ૨ ફાટો તૂટો ઘસાઇ ગયેલો જોડો
ટપલુ, વિ૦ બેસી ગયેલુ,અકડાઇ ગયેલુ.
ટપલો, પુ૦ જોરની ટપલી ૨ તહોમત,આળ,બદનામી,દોષ, કહેણી ટપલા ખાઇ ખાઇને ઘડાવુ –ઠોકરો ખાઇને રીતમા આવવું,દુ ખ વેઠી ઠેકાણે આવવુ. [કૂદી જવુ, ટપી જવુ.
ટપવુ, ક્રિ૦ અ૦ વધવુ વધારે સારા–ખોટા થવુ,
ટપસટપસ, અ૦ ટપુસટપુશ
ટપસિયા, ન૦ ઘસાઇ ગયલા ખાસડા, ટપુશિયાં.
ટપાટપ, અ૦ ઉપરા ઉપરી ટીપા પડતા હોય તેમ. ૨ ઝટપટ ટપટપ,
ટપાટપ, સ્ત્રી૦ બોલચાલ, લડાલડી ટપાટપી.
ટપાટપી, સ્ત્રી૦ બોલચાલ, લઢાલઢી ૨ લાપોટ-ઝાપોટ કરવી, ચઢાઉતરી કરવી [ઠોકવુ.
ટપારવુ, ક્રિ૦ અ૦ વારેવારે કહેવુ ૨ મારવુ;
ટપાલ, પુ૦ એક ઠેકાણે કાગળપત્રો બીજે ઠેકાણે મોકલવાની વ્યવસ્થા, ડાગ. ૨ એવી રીતે રવાને કરેલા અથવા આવેલા જે કાગળપત્રો તે ૩. પત્રવ્યવહાર
ટપાલી પુ૦ ટપાલવાળો,કાસદ, ટપાલના કાગળો વહેચનારો.
ટપાવવુ,ક્રિ૦ અ૦ આગળ વધવુ,સરસ નીવડવુ; ટપી જવુ

**ટપુશટપુશ,** અ૦ ખડા વગરનો ફાટયોતૂટયો જોડો ઘસડાતો ખેચવાથી થતો અવાજ ૨ ધીમે ધીમે ૩ ધીમેથી ટપલી મરાય ને કામ થતુ જાય તેમ

**ટપુશિયા,** ન૦ ફાટયાતૂટ્યા ખડા વગરના જોડા, ઢીલા પડતા ખાસડા ૨ અનાજમાથી કચરો ઉરાડી દેવા સુપડાને જે ઠોક મારે છે તે.

**ટપેરવુ,** ક્રિ૦ સ૦ ઠોકવુ,મારવુ ૨ મઠેરવુ

**ટપોટપ,** અ૦ ઝટઝટ, ટપટપ, ઉપરાઉપરી

**ટપ્પ,** અ૦ ટપ, ઝટ લઇને

**ટપ્પો,** પુ૦ લાબા રસ્તે વચમા લેવાતો વિસામો, મુકામ, પડાવ, મજલ ૨ એક રીતનુ ગાયન ૩ અતર છેટુ ૪ ગપાનો સપાટો "ટપ્પો મારવો" ૫ તાકીને મારવુ 'લખોટાને ટપ્પો માર્યો" ૬ ઉપર ચોટિયુ કહેવુ તે, સહેજ કહેવુ તે ૬ મહેણા ટાણાના શબ્દો, ચોકડા

**ટબારો** પુ૦ ઘરખર્ચ ૨ ઘરગતુ સામાન ૩ અચો

**ટબુકડિયુ,** ન૦ ધીમા કાલવેલો જલેબી લાડુ વગેરેનો ભુકો, કેલ ૨ નાજુક, નાનુ, ઠિંગણુ

**ટબુડી,** સ્ત્રી૦ કશલી લોટી ૨ નાની ઠિંગણી સ્ત્રી

**ટબો,** પુ૦ જૈન સૂત્રોમા પાઠ ઉપર જે ઝીણા અક્ષરથી પાઠ પ્રમાણે અર્થ લખેલા હોય છે તે, ટીકા ૨ પાનાનો હાસિયો

**ટમટમવુ,** ક્રિ૦ અ૦ આતુરતાથી ઝંખી રહેવુ, આશાભેર જોયા કરવુ,વિટલાયા કરવુ

**ટમટમવુ,** ક્રિ૦ અ૦ તટી પડે તેમ થઇ પડવુ, ટપક ટપક થઈ રહેવુ

**ટમટમાટ,** પુ૦ ઉતાવળ, ત્વરા

**ટરપનટાઇન,** ન૦ (અ૦) એક જાતના ઝાડના ગુદરનુ તેલ. એ દવાના કામમા તેમ રગો બનાવવામા વપરાય છે

**ટલ્લો,** પુ૦ આટો, ફેરો, ટોલ્લો ધક્કો, વાયદો

**ટવળવુ,** ક્રિ૦ અ૦ ટળવળવુ, ઝખવુ ૨ ઝિબાવુ

**ટશિયો,** પુ૦ લોહીની ટસર, શ્રાવો, ઝરીને બહાર નીકળેલુ ટીપુ ૨ તરડ, છેદ, ડાપ

**ટસ,** સ્ત્રી૦ બાજુ, કોર ૨ મીટ, સરત

**ટસટસ,** અ૦ ટગર ટગર,એકી નજરે ૨ ચુસતા થતો અવાજ

**ટસટસવુ,** ક્રિ૦ અ૦ ફાટુફાટુ થઇ રહેવુ, તગ થઈ જવુ ૨ અવાજ સાથે ખેચાવુ, ચુસાવુ ૩ ગદ્દગદ્દ થઈ જવુ

**ટસટસાટ,** અ૦ ચસચસાટ,તમામ ચુસાઈ જાય તેમ

**ટસટસાવવુ,** ક્રિ૦ સ૦ ખેચીને તમામ લઈ લેવુ, ગળી જવુ [૧ છાટો, ટશિયો

**ટસર,** સ્ત્રી૦ આખમા દેખાતી ઝીણી લાલ રગ

**ટસ જા,** સ્ત્રી૦ સધ્યાકાળ, સમીસાજ [ટહુકો

**ટહુકારો,** પુ૦ દુખને લીધે થતો ઉદ્દગાર ૨

**ટહાડુ,** વિ૦ ટાઢુ, ઠડુ ૨ મદ, ધીમુ

**ટહુકો,** પુ૦ ટૌકો, ઘાંટો ૨ ચાલતી વાતમા હાજિયો પૂરવો તે, ટૅકો, હુકારો પૂરતી, વધારો ૩ લલકાર,લહેકો

**ટહેલ,** સ્ત્રી૦ ટેલ, આટા ફેરાફાટા કરવા તે

**ટહેલવુ,** ક્રિ૦ અ૦ ફેરા આટા ખાવા.

**ટહેલિયો,** પુ૦ ટેલિયો

**ટળવળવુ,** ક્રિ૦ અ૦ તરફડિયા મારવા,તરફડવુ ૨ ભૂખ કે દુખથી પીડાવુ,હેરાન થવુ,રિબાવુ ૩ ઝખવુ, આતુર રહેવુ,

**ટળવળાટ,** પુ૦ વલોપાત ઝખના ૨ આમતેમ વલખા મારવા—માથોડિયા ભરવા તે ૩ અફસોસ, શોક

**ટળવુ,** ક્રિ૦ અ૦ મટવુ, સારૂ થવુ, દરદ જવુ, ફેર પડવો ૨ દૂર થવુ, ખસવુ, જતુ રહેવુ "હમે શુ સગામાથી પણ ટળ્યા?" ૩ તિરસ્કારથી ખસવુ, દીસતુ રહેવુ "હવેઅહીથી ટળો '૪ છૂટવુ જવુ

**ટાક,** સ્ત્રી૦ (સ૦ ટક)એક શેરનો ૭૨ મો ભાગ, પૈસાભાર ૨ રૂપિયો ટકો ૩ વડેની કનમની અણી,કત,ચાચ ૪ ટક વેળા, વખત,વાર ૫ સિક્કો, પૈસો, ૬ લખાણ, લિખિત 'નદકુવર માહારા કથ થવાનો, એણે શેના લખિયો ટાક" દયા૦

**ટાકણી,** સ્ત્રી૦ કાગળ ઇ૦ મા ખોસવાની માથાવાળી ઝીણી ખીલી, ટાચણી ૨ સુતારનુ એક ઓજાર ૩ ટાકવાનુ કામ

**ટાકણુ,** ન૦ કોતરકામ કરવાનું ઓજાર ૨ સપરમો દહાડો, રૂડો અવસર, ટાણુ ૩ જોગવાઇ, સધિ, જોગ, અમુક સમય તે

**ટાંકર,** વિ૦ (સ૦) સોદો, લુચ્ચો, રંડીબાજ
**ટાંકલી,** સ્ત્રી૦ ટાકણી ૨ નાનુ ટાકુ ૩ પળી [૪ ચાદી
**ટાંકલુ,** ન૦ નાનુ ટાકુ
**ટાંકવું,** ક્રિ૦ સ૦ લીસા થઈ ગયેલાને ખડબચડુ બનાવવુ, ખાડા પાડવા "ઘટી ટાકવી" ૨. સીવી સધાડીને વળગાડવુ, ચોઢવુ "ખીસુ ટાકવુ" ૩ ટાકા ભરવા, ટેભા દેવા, દોરા ભરવા ૪. સામેલ રાખવ, પછવાડે વળગાડવુ–જોડવુ "અરજીની સાથે યાદી પણ ટાંકેલી છે" ૫. નોધી રાખવુ, ઉતારો કરવો, ટપકાવવુ.
**ટાંકી,** સ્ત્રી૦ પાણીનુ નાનુ ટાકુ ૨ સ્ત્રી પુરૂષની ઇન્દ્રિય ઉપર થતો એક ચેપી રોગ, ચાદી ૪ અસર, ટેકી, ગુણ.
**ટાંકુ,** ન૦ [ સં૦ ટક્–ખોદવુ ] વરસાદનુ અથવા કુવાનુ પાણી ભરી રાખવાને તળિયે છો દીધેલો જે ખાડો–કુવો તે ૨ ઘી પાણી એકઠા મેળવી બનાવેલો ખાવાનો પદાર્થ તે, ઠારેલુ ઘી ૩ મોટો ગોખલો, તાકુ
**ટાંકો,** પુ૦ એકેકવાર સોયને કપડામા ઘોચવી તે, ટેભો, બખિયો. ૨ સીવવુ તે, સીવણ, સાધો
**ટાંગ,** સ્ત્રી૦ પગનો એડીથી તે ઘૂટણ લગીનો જે ભાગ તે, ટગડી, નળો ૨ પગ, ચરણ પાદ
**ટાંગણુ,** ન૦ ટટ્ટુ, નાનુ ઘોડુ. ૨ ઘણુ ઠિંગણુ માણસ
**ટાંગવુ,** ક્રિ૦ સ૦ [ સ૦ ટક્–બાધવુ. ] ઝુલતુ રહે તેમ વળગાડવુ–બાધવુ, લટકાવવુ
**ટાગાટોળી,** સ્ત્રી૦ બે પગ ને ખભો પકડી માણસને અદ્ધર લટકતુ રાખી લઇ જવુ તે.
**ટાંગો,** ન૦ ટાંગ ૨ હલકી ઘોડાગાડી, ટપ્પાગાડી.
**ટાંચ,** સ્ત્રી૦ જપતી, કલમબધી ૨ કલમની અણીનો વાંકો કાપ, કત ૩. ઘટ, ખોટ, કસર, ૪ ટચોકો, ટાકણાનો ઘા
**ટાંચણ,** ન૦ ટુકી નોધ, ઉપર ટપકાનુ લખાણ
**ટાચણી–ણી,** સ્ત્રી૦ ટાંકણી ૨ ટુકી નોધ.
**ટાચવુ,** ક્રિ૦ સ૦ ટેભા દેવા, ટાકા મારવા. ૨ ટાકવુ, ખાડા પાડવા. ૩ કલ મારવી, છેડો કાપવો, ખાતવુ; ઘુટવુ. ૪ કસરથી વાપરવુ, ઓછુ આપવુ
**ટાંચુ,** વિ૦ ઓછુ, કમી, ઉણુ. ૨. ન૦ વાંકુ, આકુ, દુભણુ 'માતાને ટાચુ ન પાડવુ.'
**ટાંટાટરડુ,** વિ૦ હિડતા પગ મરડાઇ જતા હોય તેવુ, રાઢુ ૨ ચિબાવલુ
**ટાંટિયો** પુ૦ [ સ૦ ટગા–જાઘ ] પગનો નળો, પગ, ચરણ, ટાંટિયો ટકવો–એક ઠેકાણે સ્થિરતા વાળી રહેવુ, નિરાત વાળી થોભવુ ટાંટિયો વાળવો–થાક ઉતારવો, વિસામો લેવો
**ટાડર,** સ્ત્રી૦ તકરાર, કજિયો ૨ ધુજારી, કપ.
**ટાંડુ,** ન૦ પોઠ, પ્રાણીઓની હારકતાર, 'વણજારાનુ ટાડુ' ૨ ટોળુ, ધાડ ૩ મુકામ, પોઠનો ઠાઠ, પડાવ. ૪ ટાણુ, રમત ગમતનો અવસર. 'વણજારાની મા ટાડા જોઇ રહી છે'
**ટાંડો,** પુ૦ દેવતા, અગ્નિ ( કચ્છ )
**ટાણુ,** ન૦ પવિત્ર દહાડો, સપરમો દહાડો, તેહેવાર "ટાણે ટચકે કકળાટ કરવો તે સારૂ નહિ" ૨ રૂડો અવસર. ૩ જોગવાઇ, ૪ સધિ, તક. ૫ એકાદો ચોક્કસ વખત. ૬ ખાસ અવસરનુ ખરચ, નાતવરો કરવો તે ટાણાસર–બરોબર વખતે, યોગ્ય સમયે. ટાંણુ ટચકુ–નાનો અવસર
**ટાંપ,** સ્ત્રી૦ મીડા જેવુ ચિહ્ન, પૂર્ણ વિરામ. ૨ ચિહ્ન કરવુ, છાપ મૂકવી
**ટાંપવુ** ક્રિ૦ સ૦ તાકવુ, ટીકી રહેવુ, તલપી રહેવુ
**ટાપાટરડુ,** વિ૦ રાઢુ, ટાટાટરડુ,
**ટાંપારૈયુ,** ન૦ ફેરો આંટો ખાવાનું કામ તે
**ટાપું,** ન૦ અમુક અતરે જઇ આવવુ તે, મળવા જવુ તે, ૨ ફેરો, આંટો
**ટાંસ,** પુ૦ તાસ, છોલની ઝળકી
**ટાઉંટાઉં,** અ૦ કુતરાના ભસવાનો અવાજ, બહુ બકવાદ કરવો તે
**ટાકણુ** ન૦ ટાણુ, સધી, વખત ૨ ટાકવાનુ ઓજાર, છીણી [તેવુ, કામ પુરતુ
**ટાચકટુચક,** વિ૦ પરચુરણ, અડફાઉં; મુદ્દાનુ નહિ
**ટાચકો,** પુ૦ શરીરના અવયવોને સાધા આગળથી ખેચતા કે મરડતા જે અવાજ થાય છે તે. ૨. ઘોડીયા–પારણા ઉપર સોપારી ઘાટના જે લટકતા રમકડા હોય છે તે. ૩ જાપણુ, આડવો; ગોળી. ૪. મહેણા ટોણાની લાગણી, ખોટુ લાગવુ તે.

**ટાચમ, સ્ત્રી૦** ઘટ, ખોટ
**ટાટ, ન૦** શણના જાડા દોરાનુ વણેલુ કપડુ, ગુણપાટ ૨ મોટી થાળી તાસક જેવો થાળ
**ટાટ, વિ૦** લહેરમા હોય તેવુ, મસ્ત ચકચૂર ૨ બે શરમ, નિર્લજ 'નાગોટાટ' ૩ અક્કડ, સકસ,
**ટાટપટી, સ્ત્રી૦** ટાટ–સુતળીનુ કપડુ [સજડ
**ટાટલુ, ન૦** વામણુ ઠામ, ટાટલુ કરવુ–એઠા વાસણ માજવા
**ટાટવુ, ન૦** નબળુ ઘોડુ ટાયડુ
**ટાટિયા, ન૦** ગાડામા સાલિયાની સાથે વાસની ચીપના ગુથેલા કકડાની આડ–આતરો ૨ કામડાના બારણાં
**ટાટુ, ન૦** કામડાની ચીપોની ગુથેલી માદડી ૨ વાસકામડાની ભિત-આતરો તે, ફડેતાળ ૩ કામડાનો ઝાપો ૪ ઘાસનુ આસનિયુ ૪ ઘાસની ભિતોવાળુ ઝુપડુ ટાટુ ભરવુ–મઢુલી–ઝુપડુ કરવુ ૨ આતરો ભરી લેવો
**ટાઢ, સ્ત્રી૦** હવામાની ગરમી ઓછી થવાથી ઠડીની અસર થાય તે, ઠડી ૨ શીતળ હવા, ઠડ "શિયાળાની ટાઢ" ૩ તાવ આવતા પહેલા જે ઠડી અસર થઈ કણકણી ચઢી આવે છે તે, શીતતા, શૈત્ય ૪ કટાળો આવવો તે, અરુચિ, ન ગમવુ તે ટાઢ ચડવી–અણગમો થવો, દુખ લાગવુ ટાઢ તડકા–સુખદુખ તડકા છાયડો ટાઢ ફેરા મારે–ટાઢ પાસે આવી શકે નહિ
**ટાઢક, સ્ત્રી૦** પાણીના અશથી ઠડુ લાગવુ, તે, ટાઢી અસર તે, શીતળતા, ઠડક ૨ નિરાત,સતોષ
**ટાઢકિયુ, ન૦** ટાઢક કરે તેવુ લુગડુ–ચીજ તે, ગોળી ઉપર પાણી ટાઢુ રહેવા જે લુગડુ વિટાળે છે તે, છટકિયુ [બાળી મૂકે તેવા વચન.
**ટાઢા, પુ૦** ટાઢા ડામ, મર્મવચનના બોલ અદરથી
**ટાઢિયો તાવ, પુ૦** ટાઢ વાઈને આવતો તાવ, શીતજ્વર ૨ અણગમો–અભાવ થવો તે
**ટાઢી સ્ત્રી૦** રાખ ભસ્મ, શેલી, વાની ટાઢી વાળવી–ચિતાની રાખને ઉપાડી નદી વગેરેમા નાખી દેવી
**ટાઢી શિયળ, સ્ત્રી૦** શીતળા સાતેમ, શીળી સાતેમ, (એ દિવસે ટાઢુ ખાવાનુ અને ટાઢે પાણીએ નહાવાનુ મહાત્મ્ય છે)
**ટાઢુ, વિ૦** ગરમ રહેલુ નહિ તેવુ, ઠડુ, ૨ ગરમી સમાવનારૂ ઠડક કરનારૂ. ૩ પાણીના અશથી શીતલ, ઠડુ ' ભોય ટાઢી લાગે છે " ૪ ધીમુ, રસળતુ, મદ, ધીરુ ૫ ચચળ નહિ તે ૬ શીળુ, મોળુ, ગરીબ ૭ આછી તેજી મારતુ, ઝાખુ, ફીકુ ૮ ધરાયેલુ, સતુષ્ટ, શાત ૯ શાત નરમ, ધીમો ' તેનો મીજાજ ટાઢો પડયો.' ટાઢુ કરવુ–શાત પાડવુ, સતોષવુ ' ટાઢુ પડવું'–શાંત થવુ, શમવુ, નરમ પડવુ, જોર કમી થવું ૨ ઝાખુ થવુ ૩ બુઝાવુ ટાઢા પહોરનુ–નવરાશનુ, ગમ્મતના વખતનુ, ગપ જેવુ ટાઢુ લોહી–શાત મિજાજનું, ઉશ્કેરાય નહિ તેવુ ૨ ઉઘતુ, નિદ્રામા પડેલુ 'કેટલાકને તો ટાઢા લોહીમાજ વધેરી નાખ્યા' ટાટો માર–દેખાય નહિ તેવો માર, છુપો માર, ગડદાપાટુનો માર. ટાઢાં ઉના–ઘરવટના ૨ સસારના સુખદુખ ટાઢુ શીળુ–આગલા દિવસનુ રાધેલુ, ટાઢુ ને વાસી
**ટાઢો, પુ૦** ડામ, મહેણુ, મસરકાના બોલ
**ટાઢોડિયુ, ન૦** ઠડકિયુ ઠડક માટે ઓઢવાનુ ભીનુ લુગડુ, છટકિયુ ૨ પાણી ટાઢુ કરવાનુ પાત્ર ૩ ઝાકળુ, ભેજવાળો–શરદીનો વખત.
**ટાણુ પુ૦** વખત, સમય, ૨ વાર તહેવાર, અવસર, સારો યા માઠો પ્રસગ ૩ સધિ, લાગ.
**ટાણુટચકુ, ન૦** નાનુ ટાણુ.૨ વાર તહેવારનો પ્રસંગ
**ટાપટીપ, સ્ત્રી૦** ભાગ્યુ તૂટયુ ઠીકઠાક કરવુ—સમારવુ તે, સારૂ દેખાય તેમ કરવુ તે. ૨. તાલમેલથી શણગારવુ તે ૩ ડોળ, દભ,ખાલી ભપકો ૪ ચાપચીપ, ટીલા ટપકા કરવા ને રૂપાળુ દેખાવુ તે ૪ ટપાટપી, બોલચાલ, લઢાલઢી " મતભેદને લીધે + + + ઘરમા ટાપટીપ થતી "
**ટાપટીપિયુ, વિ૦** ખાલી દેખાવ કરનારૂ, ડોળી, **ટાપલી, સ્ત્રી૦** ટપલી [દભી ૨ તકલાદી
**ટાપસી, સ્ત્રી૦** ચાલતી વાતમા વચમા ઉમેરો કરવો તે, પુરતી, હાજીયો, હુકારો, અનુમોદન
**ટાપી, સ્ત્રી૦** ટપલી, આગળાની હલકી થાપ. ૨.

ડો બેસાડવા ટીપવાનુ ઓજાર

**ટાપુ,પુ૦**ચારે પાસ સમુદ્રથી વિંટળાયલી જમીન;બેટ

**ટાપુવા, પુ૦** રોટલા

**ટાબોટો, પુ૦** બને હથેલીઓ અફાળી કરેલો અવાજ, ભારે અવાજની તાળી [થાય છે

**ટામેટા, ન૦** એક જાતનું શાક ફળ એના વેલા

**ટાયડું, ન૦** નાનુ ઘોડુ, તવાઈ ગયેલુ ઘોડુ ૨ થોડા ઘોડેસ્વારવાળો ગરાસિયો, મનસબદાર

**ટાયલુ, ન૦** વગર જરૂરનુ બોલબોલ કરવુ તે, કુથલી ૨ હુ ડાહ્યાપણુ, પોતાની વડાઇનુ બોલ્યા કરવુ તે. ૩ વિ૦ માલ વગરનું, ખાલી બકવાદ જેવુ ટાયલુકુટવુ—લ બાવીને આપ વડાઇ કરવી, વગર જરૂરનુ બોલબોલ કરવુ

**ટાલ, સ્ત્રી૦** દાભડો અથવા ખાવો ઉગી જડ બાઝયાથી જેટલી જમીન ખેડવામા આવતી નથી તે ભાગ ૨ તાલ, માથાના જેટલા ભાગ પરથી વાળ જતા રહ્યા હોય તેટલો ભાગ.

**ટાલકી,સ્ત્રી૦**નાની તાલ,માથાની વચલી ખોપરી

**ટાલકું, ન૦** તાલકું.

**ટાલી, સ્ત્રી૦** અર્ધા રૂપીયાનો સંકેત, ૨ ચંદરવામા સાંધેલા જુદાજુદા રંગના કડકા, ગોળ ચોરસ કાપલી.

**ટાહુકો, પુ૦** પુરતી, ઉમેરો ટાહુકો પૂરવો—પુરતી કરવી, ઉમેરવુ ૨ ટુહુકાર,સાદ,ઘાંટો ૩ હુકારો

**ટાળણુ, ન૦** ગાળી—ઘોળી કાઢી નાખેલુ તે, ચળામણુ, થોથ, છોડા. ૨ ટાળી મૂકેલુ તે, અવશેષ

**ટાળણુટોળણુ, ન૦** વિણીને લેતા તોલતા રહેલુ તે, છાંડેલુ

**ટાળવું, ક્રિ૦ સ૦** દૂર કરવુ, આવતુ બંધ થાય તેમ કરવુ, રદ્દ કરવુ, બાતલ કરવુ. ૨ મટાડવુ; સાર કરવુ ૩. સારૂ વિણી લેઇ ખરાબ રહેવા દેવુ.

**ટાળેલું, વિ૦** છાંડેલુ, પડયુ રહેવા દીધેલુ.

**ટાળો, સ્ત્રી૦** મજાક મશ્કરી; ટોળ, ઠેકડી કરવી તે

**ટાળો, પુ૦** વહાવુ તે, વાયદા કર્યા કરવા, ઉડાવ્યા કરવુ તે. ૨. ટાળવુ, અંતર મણવો તે. ૩ ખેલ, તમાસો, ચમત્કાર 'ભાષા ભેદના ઘણા ' ૪ તાલ, સંજોગ, તાકડો, અવસર

**ટિંખળ, ન૦** હસવુ આવે અને ગમ્મત થાય તેવુ બોલવુ ચાલવુ તે, હાથમોના ચાળા અથવા શબ્દો, મજાક, મશ્કરી, ૨ ગતકડુ, ઢોંગ સોંગ.

**ટિંખળી, વિ૦** ગમતી, ગતકડાખોર, ઠઠ્ઠાબાજ, [મશ્કરો

**ટિંગાટોળી, સ્ત્રી૦** ટાંગાટોળી.

**ટિંગાયુ, ક્રિ૦ અ૦** કોઇ આધારને ટેકી લબડવુ, લટકવુ ઝુલવુ, ટકવુ.

**ટિંટિં, અ૦** દુખ—કાયરતાનો ઉદ્દગાર

**ટિંટોડી, સ્ત્રી૦** એક જાતનુ કાબર જેવડુ જળાશય નજીક રહેનારૂ પક્ષી ટિંટોડો-ટિટોડીનો નર કહે છે કે એ પક્ષીને ભવિષ્યની અગમચેતી થાય છે

**ટિંડોરુ, ન૦** ધિલોડુ, મીઠા ઘોલા ( શાક ફળ )

**ટિંપુ, ન૦** બિંદુ, ટપકુ, બુંદ, ફોરુ

**ટિંબરવાં, ન૦** ટિંબરુનુ ફળ

**ટિંબરુ, ન૦** એક જાતનુ ઝાડ એના પાનની બીડીઓ વળે છે

**ટિંબો, પુ૦** ઢગલો, માટીનો ઢગ ટેકરો. ૨ રાફડો, દર ૩ ખડકલો, વસ્તુઓનો જમાવ

**ટિહુક, અ૦** મોરનો અવાજ તે ૨ કોઇને ચીઢવવાને ડૈયો દેખાડી ઓઠથી અવાજ કરવો તે.

**ટિકાયત, વિ૦** મુખ્ય, વડો, પાટવી

**ટિકિટ, સ્ત્રી૦ (અ૦)** કાગળની કકડી ૨ દાખલ થવાની ચિઠ્ઠી પરવાનગીની કાપલી. ૩ સરકારી મહોરવાળી છાપ ૪ નામઠામ વાળી કાપલી

**ટિકી, સ્ત્રી૦** ટિલડી, ટપકી ૨ બિંદી, નાનુ છુંદણુ

**ટિકો, પુ૦** ચાંદલો ( કચ્છ )

**ટિક્કડ, પુ૦** જાડો રોટલો, તિક્કડ

**ટિક્કી, સ્ત્રી૦** ઠેકાણે—ઠામ પડવુ તે, ધારેલુ પાર પડવુ તે, જે વસ્તુને માટે ઉદ્યમ કર્યો હોય તે પ્રાપ્ત થવી તે ૨ ગુણ—અસર થવી, ટેકી ૩ વગ, સિફારસ ૪ બિંદી, ટીલડી,નાનો ચાંદલો

**ટિક્કો, પુ૦** ટિકો, ચાંલ્લો, મોટુ ટીલુ,ગાજરિયુ ૨ ડામ

**ટિચાવુ, ક્રિ૦ અ૦** અફળાવુ, કુટાવુ, ઓભાવુ ૨. આમતેમ રખડવુ અથડાવું, ફેરા આંટા

ખાવા પડવા, ઘણી મહેનતે પ્રાપ્ત થવુ

ટિપ્પણુ, ન૦ (સ૦) ટુકામા નોધી રાખેલુ તે, ટાચણુ, યાદી, ટુકી નોધ, સમજુતી માટે લખેલી નાની ટીકા

ટિપ્પણી, સ્ત્રી૦ ટિપ્પણુ ૨ અછત,તગી તાણુ ૩ સારી પેઠે ટીપવુ તે ટીપી બેસાડવુ તે ૪ ઈટોના સાધામા છો ભરવી તે ૫ થાપી,ટાપી

ટિમ્બ, ન૦ (સં૦) અનુસ્વાર ૨ ચિહ્ન, નિશાની ( ) વાચતા થોભવાની નિશાની

ટિલાયત,વિ૦પાટવી કુવર,વડો રાજપુત્ર યુવરાજ

ટીકવું ક્રિ૦ સ૦ ધારીધારીને જોવુ,ઝીણી આખે ધ્યાનથી જોવુ

ટીકા, સ્ત્રી૦ એકાદા અઘરા વિષયપદ ઉપર વિસ્તારથી સમજણુ આપવી તે, ખુલાસો, વિવરણુ "મૂળ ગ્રન્થને ટીકા" ૨ અવગુણુ-દોષ દેખાડવા તે, ઊહાપોહ, વિવેચન ૩ મજાક,મશ્કરી વ્યગમા બોલવુ તે, થેકડી ૪ વગોણુ, નિંદા ટીકાકાર—ટીકા કરનાર ભાષ્ય કરનાર,વિવેચક

ટીકી,સ્ત્રી૦ સોનેરી—રૂપેરી ટપકી ૨ ઝીણો ચાલ્લો, બિદી ૩ ટિલડી,છુદણુ

ટીકો, પુ૦ ટિકો, ટીલુ

ટીચકારી, સ્ત્રી૦ મશ્કરી,મજાક ૨ અડાઇ

ટીચકારો, પુ૦ મસ્તાઇ મકરકુદીઓ ૨ ડચકારો

ટીચકુ, ન ટેરવુ, પાતળો નાજુક છેડો-શિખર ૨ વિ૦ નાનુ, ઠિગણુ, વામનજી.

ટીચવુ, ક્રિ૦ સ૦ ગળચવુ, ખાવુ (તિરસ્કારમા) ૨ બે વસ્તુ સામસામે અથડાય એમ કરવુ, અફાળવુ ૩ છુદવુ ઘા મારવા, ગોબા પાડવા ૪ માન્વુ, ઠોકવુ

ટીચો, પુ૦ ગોબો ટીચા-રૂપિયા (સકેતાર્થ)

ટીટિયારો, પુ૦ કડગાટ, કકાસ, કજીઓ ૨ ગરબડ સાધારણ તકરાર,બોલચાલ,ખડખડ ભરભડ

ટીટિયાણુ, ન૦ કકળાણુ, ક્લેસકકાસ, રોકટ

ટીપ, સ્ત્રી૦ નોધ પત્રક, યાદી, સામાનની ટીપ ૨ સ્મરણુ ચોપડી, નોધ, ટાચણુ ૩ નામ અને રકમ, જે કાગળમા લખ્યા હોય તે, ઉઘરાણાનો કાગળ-ખરડો, લખણી ૩ ગ્રન્થના પૃષ્ઠમા ટુકી ટીકા, સક્ષિપ્ત વિવેચન; સૂચના. ૪. ગુનેગારને યથોચી સજા, શિક્ષા ૫ તગ, તાણુ ૬ સંગીતજ ઉચો સૂર (ગાયનમાં). ૭ ચુનો પુરવાનુ કામ, થાબડી, ટીપણી ૮ નાની ગોળ બાલદી. ૯ અનુક્રમણિકા [પુરનારો, ટિપ ભરનારો

ટીપણિયો, પુ૦ જોશી ટીપણુ રાખનારો ૨ સાધ

ટીપણી સ્ત્રી૦ ટિપ્પણી

ટીપણુ, ન૦ પચાગ, પચાગવાળો કાગળ, ૨ મોટી જન્મોતરી, ભુગળભટિયુ, લબાણુ હકીકતનો કાગળ ૩ ઘણી બાબતોનુ ટુકુ ટાચણુ ૪ વશાવળી, પેઢીનામુ

ટીપરી, સ્ત્રી૦ અરધા શેરનુ (ભરવાનું) માપ.

ટીપવું, ક્રિ૦ સ૦ ઘડવુ, ઉપર ઠોકવુ, 'સોનુ ટીપવુ ' ૨. ઠોકી બેસાડવુ ચોટી જાય તેમ મારીને બેસાડવુ. ૩ મારવુ, ઠોકવુ. ૪ ભુકો કરવો, વાટવુ ટીપી નાખવુ-ખૂબ મારવુ, ઠોકવુ ૨ ચપટ, કરી નાખવુ

ટીપુ, ન૦ ટિપુ, જુઓ ટીપે ટીપે સરોવર ભરાય તે કાકરે કાકરે પાળ બધાય-થોડુ થોડુ કરતા

ટીબ,સ્ત્રી૦ઝઝેગી,એક જાતનું ભરત [ઘણુ થાય

ટીમણુ, ન૦ લગ્ને આગલે દહાડે સગા સબધીઓને જમાડવા તે, ખાટુવડુ ૨ ખાવાનું ભાથુ, ખાવુ ૩ થોડુ ખાઈ લેવુ તે

ટીમર, સ્ત્રી૦ ટેકરી, ડુગરી, ટિંબો. [આખ

ટીલડી, સ્ત્રી૦ નાનો ચાદલો, બિદી ૨ ચદ્રક,

ટીલી, સ્ત્રી૦મોતી, નગ, ઈ૦ નો નાનો મિનાકારી ચાદલો, નખલો, આડ ૨ ચોટેલુ આળ, કલક

ટીલિયો, પુ૦ બ્રાહ્મણ ટીલીયા ભગત—ટીલાં ટપકા કરી ભક્તિનો ખોટો આડબર કરનાર.

ટીલુ, ન૦ [સ૦ તિલક] ચદન-કકુથી જે ચિહ્ન કરેલું તે,ચાદલો,ત્રિપુડ્ર ટીલુ ચાટી જવુ —છેતરવુ, ઠગવુ, સામાનુ ખાઈ જવુ. [આંકો.

ટીલો, પુ૦ ઉભુ ટીલુ, તિલક ૨ ડામ ૩.તસિયો,

ટીશી, સ્ત્રી૦ ટોચ, શિખર ૨ ડાળીમાથી નવો ફૂટેલો ફણગો, કુપળ, કળી ૩ પતરાજ, શેખી, મગરૂરી, લાયરી

ટીકીખોર, વિ૦ પતરાજ, શેખીખોર
ટીકો-હેક, પુ૦ ગેડીદડાની એક રમત ૨ કોઈને બિવડાવા ઠૈયો બતાવી ડચકારો કરવો તે
ટુંક, સ્ત્રી૦ ટોચ, છેડો. ૨ લાજ, શરમ. ૩ હુમ્દ ટેક ૪ કડી (કવિતામા)
ટુંક, વિ૦ સંક્ષિપ્ત, ટુંકુ ૨ નાનુ
ટુંકડું, વિ૦ નાનુ, છોટુ ૨ ટુંકુ
ટુંકારો, પુ૦ ( તમે ને બદલે તુ કહી બોલાવવુ તે. ૨. ધિક્કાર યુકત ભાષા, હલકી બોલી
ટુંકી નજર, સ્ત્રી૦ બુદ્ધિ ન દોડવી તે, લાંબી પહોચ નહિ તે ૨ ઉદારવૃતિ નહિ તે, કજુસાઈ કૃપણતા.
ટુંકુ, વિ૦ લાબુ-મોટુ ન હોય તેવુ. ૨ થોડુ,ઓછુ નાનુ ૩ ઠીંગણુ ' ટુંકુ માણસ.' ૪ સરભર થઈ રહે તેવુ નહિ પૂરતુ, ' ટુંકો પગાર ' ૫ નજીકનો, પાસેનો ' ટુંકો રસ્તો.' ૬ સાફ્ડુ, બેસતુ ન આવતુ ૭ ઓછુ, કમ. 'ટુંકુ' જીવવુ.
ટુંઠમુંઠ, વિ૦ ભાગેલુ તુટેલુ. ૨ ટુંટિયા વાળીને વગર હાલેચાલે પડી રહેલુ. [ભુંડા હાથવાળુ
ટુંટણુ, વિ૦ હાથની ખોડવાળુ, ટુંટિયુ, ટુંકા
ટુંટિયાં, ન૦ ઢીચણુઆથી પગ વાળી રાખવા તે, ટાઢ, રોગથી પગને ટુંકા કરી રાખવા તે ૨. સંકોચ કરવો તે. [રોગ
ટુંટિયું, ન૦ સાધા રહી જાય ને તાવ આવે તેવો
ટુંડી, સ્ત્રી૦ કૂવામા લાકડાનું ચક બેસાડી તેના ઉપર પાચ છ હાથ ચણી જમીનમા જે ચક ઉતારે છે તે એ કૂવાના પાયા રૂપે હોઇ કૂવાનુ બીજુ ચણતર એની ઉપર આવે છે, કઠવો
ટુંડું, વિ૦વાંકા હાથવાળુ ,લુલું,વળી ગયેલાહાથનું
ટુંપ રહિ જવુ, ક્રિ૦ અ૦ વાયુથી શારીરસાધે સાંધામાથી રહી જવુ, અકડાઈ જવુ.
ટુંપવુ, ક્રિ૦ સ૦ ચિપિયાથી અથવા ચપટીથી વાળ ખેંચી કાઢવા. ૨. રૂને ચુટી ચુટી છુટુ કરવુ, ૩. મહેણા મારી શરમિન્દુ કરવુ, નીચુ જોવરાવવુ, ઠોક મારવા, પીખી નાખવુ. ૪ ગળાને ટુંપા વડે ગદડવુ. [ગળચવો, ગોપ
ટુંપિયો, પુ૦ કોટે પહેરવાનું સોનાનુ એક ઘરેણું,
ટુંપો પુ૦ ગળાનો હડિયો દાબી સજ્જડ કરવુ તે, ફાસો,દાબ,પકડ ૨ કોઇને લાભ થતો હોય તેમા આડુ આવવુ, વચ્ચે હરકત કરવી.
ટુબો, પુ૦ મહેણુ, ટોણુ, આક્ષેપ
ટુમ્મા, પુ૦ ટપકા;બિંદુ,બાળકની આખમા તેલનુ ટપકુ મૂકે છે તે [ટોચ.
ટુક (ટૂક),સ્ત્રી૦ કડી, શ્લોક; કકડુ,બેત.૨.શિખર,
ટુકડાખાઉ, વિ૦ ઘેર ઘેર રખડી કકડો કકડો રોટલો માગી ખાનાર, ભિખારી. ૨.તુચ્છ, હલકુ
ટુકડી, સ્ત્રી૦ સમુદાયરૂપ જે એક આખુ તેમાંનો એક ભાગ,સૈન્યદલ 'લશ્કરની ટુકડી '૨ જથો;વર્ગ
ટુકડો, પુ૦ કડકો ૨. ગ્રાસ, બચકુ, ભુક ટુકડા માગી ખાવા-ઘરેઘર ભટકી રોટલાના કકડા ખાવા, ભીખવુ. ટુકડે ટુકડે બિસમિલ્લા-થોડે થોડે બધુ હજમ કરી જવુ તે [કમાનનો પતગ.
ટુક્કલ, સ્ત્રી૦ મોટો પતગ, એક જાતનો ગોળ
ટુચકો, પુ૦ રસ ઉપજે તેવી ટુકી વાતો, ફકરા "રગના તે ટુચકા '૨. ધતરમતર સંબધી ભણવાના નાના વાક્ય તે અથવા કરવાના નાના નાના પ્રયોગ તે, જાદુ ૩. સચના, અણસારો;ઈસારો, સંકેત ૪ નાનો કડકો, આખાનો નાનો ભાગ.
ટુચકી, સ્ત્રી૦ ચપટી, અગુઠો ને બોટી આગળી એ બેથી થતો અવાજ ૨. એ અવાજ થતા લાગે તેટલો વખત, ક્ષણ ૩ ચીમટી,ચુટી,ચપટી.
ટુટક, વિ૦બરાબર મળતુ ન હોય તેવુ; સબધ-અનુસધાન ન હોય તેવુ છુટુ છુટુ; આખુ ન હોય તેવુ ૨ ખડિત, તૂટેલુ
ટુટફાટ, સ્ત્રી૦ ફાટી જુદુ થઇ જવુ તે. ૨. કુસંપ, ફૂટ, મતભેદ, અણબનાવ વિગ્રહ, ૨ ભાગી તરડાઇ જવુ તે ૪ નુકસાન.
ટુટવું, ક્રિ૦ અ૦ આખી વસ્તુના કકડા થઈ જવા, ભાગવુ; તુટી જવુ, ભાગેલુ છુટુ પડી જવુ ૨ તરડાવુ ચિરાવુ ૩ શક્તિ ઘટવી, બધનુ નરમ પડવુ ૪ અણબનાવ થવો, કુસંપ થવો, કજિયો થવો ફૂટ થવી. ૫. એકદમ જોરથી કોઇના ઉપર પડવુ, ધસી જવુ.
ટુટીઆર, પુ૦ એક પાસાપર ત્રણને બીજાપર એક

એવી રીતનો જે દાવ તે ૨ મૈત્રિમા વાધો પડવે તે, ફુટફાટ, અણુબનાવ ૩ કમજોર, જીર્ણ શરીરવાળુ માણસ.

ઢુટીચાર, વિ૦ છેકજ કમજોર થઈ ગયલુ

ઢુમઢુમી, સ્ત્રી૦ ઢોલની જોડે વગાડવાની નાની નગારી, ડુગડુગી [જુઢુમણુ"

ઢુમણુ, ન૦ ધ તર મ તરનો જે ટુચકો તે "કામ

ઢુવા, પુ૦ ખાડા, ગોબા. ૨ નારા, ઉંડા દર ૩ ઢુઆ, ટપકા, બિ દુ

ઢુવાલ, પુ૦ (અ ૦ ટોવેલ) ભીના હાથ, અ ગ લુછવાનો જે જાડો મોટો પહોળો રૂમાલ તે

ટૂટ, સ્ત્રી૦ ફાટ, તરડ, ચિરો ૨. અણુબનાવ વિગ્રહ, કુસપ, ઉંચુ મન, બગાડ, ખટપટ ૩ અ તર, જૂદાપણું, ભેદ ટૂટ પડવી-દોસ્તી ટૂટવી ૪ ત ગી, અછત, ખોડ, કસર

ટે, અ૦ ધાક-બીકનો અવાજ ૨. વિ૦ થાકીને લોથ થઇ ગએલુ, ઠે, સાવ બેહાલ

ટેકુ, વિ૦ ઠે, થાકી ગયેલું ૨ બેહાલ, ફેકુથી ચકચૂર, ઘે ધટ ૩ કામ થઇ શકતુ નહોય તેવુ, દરિદ્રી.૪ વ્યસન-ખરચોમા પોલા ઢઢ થઇ ગયેલુ.

ટેંકુ, ન૦ અફીણીઓ ૨ એક જાતની ઔષધિ

ટેંટે, સ્ત્રી૦ પતરાજ, તોરનુ બોલવુ તે ૨ અણુ-ગમાનો બડબડાટ, ચેપે ૩ દુ ખની કાયરતાને લીધે બાળકનુ રો રો કરવુ તે, રે કવુ, આરડવુ

ટેબો, પુ૦ ટેકરો, ટિંબો, મોટો ઢગ,

ટેક, પુ૦ પણ, વટ, બોલેલુ પાળવાનો આગ્રહ તે ૨ આબરૂ, શાખ, ભારબોજ ૩ દઢતા, નિશ્ચલતા ૪ કવિતાનો રાગ બતાવનારી ટૂક, આસ્તાઈ, ધ્રુવપદ ટેકનુ પુતળુ-અડગ નિશ્ચય-વાળુ, મૂર્ત્તિમાન ટેક જેવુ

ટેકણુ, ન૦ ટેકો આપવો તે ૨. ટેકવવાની વસ્તુ, અટકણુ, ઠેસી ૩ આધાર, આશ્રય, અઢિંગણુ

ટેકરી, સ્ત્રી૦ સપાટી કરતા વધારે ઉચી જગા, નાનો ઢગલો. ૨ કુદરતી ઉચી જગો, ડુગરી,

ટેકરો, પુ૦ મોટી ટેકરી કુદરતી અથવા માણસે કરેલી ઉચી જગ્યો, ડુગરો ૨ નિભાવવુ

ટેકવવુ, ક્રિ૦ સ૦ ટેકો આપવો, આધાર આપવો.

ટેકવું, ક્રિ૦ અ૦ અઢિ ગવુ. ૨ શોભવુ ૩. કોઇના આધારે રહેવુ [આપવો, નિભાવવુ; ચલાવવુ

ટેકાવવુ, ક્રિ૦ સ૦ ટેકો આપવો, આધાર-આશરો

ટેકી, સ્ત્રી૦ આધાર, આશરો. ૨ ટીકી; ગુણ.

ટેકી, વિ૦ ટેકીલુ, આગ્રહી, એક નિશ્ચયવાળુ.

ટેકીલુ, વિ૦ ટેકવાળુ, પણુવાળું, ટેક રાખનાર

ટેકો, પુ૦ ટેકણુ, અઢિ ગણુ, સ્ત ભ, ૨ આશરો, મદદ આધાર ૩ એકમત થવુ તે, કોઇના બોલવાને સમતી આપવી તે, પુરતી, અનુમોદન

ટેચ, સ્ત્રી૦ કચકચ, તકરાર ૨ ગર્વ; મગરૂરી

ટેટી સ્ત્રી૦ એક જાતનું મીઠુ ફળ, શકરટેટી.

ટેટું, ન૦ બરુનુ મૂળ ૨ નળાનો માસલ ભાગ

ટેટો, પુ૦ વડનુ ફળ ૨ ફટાકો ૩ એક જાતનુ વનસ્પતી ફળ જે શુ કવાળું કરી તડકે રાખ-વાથી ફૂટે છે તે ૪ ફૂલેલો પોકળ આકાર.

ટેડુ, વિ૦ મદવાળુ, મિજાજી, ગર્વી. ૨ વળેલુ, વાકુ, મરોડદાર, આડુ

ટેડાઈ સ્ત્રી૦ વાંક, વક્તા ૨ હઠીલાપણુ, અભિ-માન ને મમત, બેપરવાઇ, ગુમાન, શેખી

ટેપ, સ્ત્રી૦[અ ૦ ]માપવાની પટી. ૨ સજા,ટીપ.

ટેબલ, ન૦ [ અ ૦ ] મેજ, ઉચી પાટ

ટેભો, પુ૦ ટાકો, બખિયો, ઓટણુ.

ટેરવવું, ક્રિ૦ સ૦ ટેકો આપવો, સહાય કરવી ( મુશ્કેલ કામમા ) ૨. અનુમોદન આપવુ, ભલા-મણ કરવી, બેસતુ કરવુ, ઠેરવવુ ૩ ખાટલો ભરતા પાયાને વાર વાર ઉચો નીચો કરવો.

ટેરવું, ન૦ નાક, જીભનો પાતળો છેડો, અણી

ટેરો, પુ૦ પડદો, અ તરપટ

ટેલ (ટહેલ), સ્ત્રી૦ જોઇતુ મળે તોજ બોલતાં બધ રહે એવા આગ્રહથી જાચક નગરમા ફરી ફરી જે એકજ એકવચન બોલે છે તે

ટેલભટ, પુ૦ ટેલિયો, ટેલ નાખનારો.

ટેલટકોરો, પુ૦ ઉપર ચોટિયુ કામકાજ; ફેરો આટો.

ટેલવુ, ક્રિ૦ અ૦ ફેરા ખાવા, ટાંપા ખાવા, ગાતા ગાતા ફરવુ, ટહેલવુ

ટેલિયો, પુ૦ ટેલ નાખનારો જાચક, ટેલભટ.

ટેલિગ્રાફ, પુ૦ (અ ૦) બિજળીક તારનો સંદેશો,

તાર મારફતે સંદેશા મોકલવાનુ યંત્ર

**ટેલિફોન**, ન૦ (અં૦) એક છેડેથી બોલેલુ બીજે છેડે સંભળાય તેવુ યંત્ર.

**ટેવ**, સ્ત્રી૦ એકજ રીત પ્રમાણે ચાલ્યા કરવાથી અથવા તેનું તેજ કામ વારવાર કર્યાથી મનની જે હાલત ઘડાઈ જાય છે તે મહાવરો, આદત, ખો, વહીવટ, હેવા ૨ ચાલ, વ્યસન, ૩ લત ખાસિયત, વૃત્તિ, ગુણ

**ટેવવું**, ક્રિ૦ સ૦ જોયા કરવુ ૨. ધારવુ, અટકળ કરવી ૩ સહવાસ કરાવવો પરિચયમા લાવવુ ૪ ટેવ પાડવી [થવુ, હળવુ.

**ટેવાવુ**, ક્રિ૦ અ૦ ટેવ પડવી, લત પડવી, પરિચિત

**ટેવાળી જવું**, ક્રિ૦ એકદમ મોઢે માંડી પી જવુ

**ટેસી**૦ સ્ત્રી૦ પતરાજી, ટીસી, શેખી

**ટેઠકો**, પુ૦ રીસ, ક્રોધ, ગુસ્સો (તિરસ્કાર રૂપે)

**ટૈડપડ**, સ્ત્રી૦ છમછમાટ, ઉતાવળ; તાકીદ

**ટૈડો**, પુ૦ ધરડો (તિરસ્કાર રૂપે) ૨ વાંકો, વક્ર

**ટોંચ**, સ્ત્રી૦ ટાણો, મહેણુ ૨ ફાચર, ફાંસ ૩ ટકોર, ઠોકર, અંકુશ ૪ પડપૂછ; તકેદારી, જાપતો ૫ ખાડો, ભોંક. આઘાત

**ટોંચણું**, ન૦ ટોંચવાનુ ઓજાર, ટાકણુ.

**ટોંચવુ**, ક્રિ૦ સ૦ ટોકવુ, વારેઘડીયે કહ્યા કરવુ ૨. ઠપકો આપવો ૩ કાગળમાંઝીણુ કાણુ પાડવુ.

**ટોક**, સ્ત્રી૦ નજર; દૃષ્ટિ ૨ ઠોક; વારવાર કહેવુ તે.

**ટોકણી**, સ્ત્રી૦ ઠોક, ટોક. ૨ ટોકાવુ; તે.

**ટોકર**, સ્ત્રી૦ ઠોકર, હડફેટ; ઠેસ; ઓચિંતો આઘાત.

**ટોકરી**, સ્ત્રી૦ ઘંટડીની જીભ. ૨ ઘંટડી; ઘુઘરી.

**ટોકવું**, ક્રિ૦ સ૦ ચીડવવુ ૨ ઉસ્કેરવુ, પ્રાંદમ કરવુ ૩ બેચતાણ કરવી, આગ્રહ કરવો. ૪ દૃષ્ટિ લગાડવી. ૫. વારવાર કહેવું; પૂછવુ, પચારવુ, પડપૂછ કરવી ૬. ઉઘરાણી કરતા રહેવું

**ટોકણુ**, ન૦ ટોક, ટોકણી.

**ટોકળો**, પુ૦ મોટી જૂ.

**ટોચ**, સ્ત્રી૦ છેક ઉપરનો ભાગ, મથાળું, શિખર. ૨ ટુંબો; ઠોક; મહેણુ. ૩. કાણુ, ભોક

**ટોચકી**, સ્ત્રી૦ નાનું ટોચકુ

**ટોચકુ**, ન૦ કોઈ પદાર્થનું ઉપલું નાનું ગોળ માથું, મોગરો ૨ માથુ, મસ્તક ૩. ગુડુ અણિયું, ટીચકુ

**ટોચવુ**, ક્રિ૦ ટોચવુ, જુઓ [ધા, ચીરો

**ટોચો**, પુ૦ મહેણું, ટુંબો. ૨ ઠોકર ૨. કાપો,

**ટોટી**, સ્ત્રી૦ બંદુક-પિસ્તોલમા મૂકી ફોડવાની તાંબાની ખોળી ૨ હુક્કાની નેહની રૂપાની ખોળી ૩ કાનનુ ઘરેણુ, ત્રોટી. ૪ રબ્બરની ડિંટડી.

**ટોટો**, પુ૦ ધંધામા થયેલુ જે નુકસાન તે, ખોટ ૨ ગળાનો હરડિયો. ૩ એક જાતની આતસબાજી, હવાઇ ટોટો પીસવો-ગળેથી પકડી દબાવવું ૨ ગુંગળાવી મારી નાખવું. ૩ સુનામા પકડવુ. ટોટો આવવો-નુકસાન જવુ ટોટો પડવો-અછત થવી, તંગી જણાવી [દાણા, ઘુઘરી

**ટોઠા**, પુ૦ ઘઉં, બાજરી, જુવારના આખા બાફેલા

**ટોડર**, પુ૦ ડમરો, ડમરાની માંજર

**ટોડલો**, પુ૦ ટોલ્લો.

**ટોડા ગરાસ**, પુ૦ કોથળી સાથ. [રાગણી.

**ટોડી**, સ્ત્રી૦ સવારના સાત વાગે ગાવાની એક

**ટોડો**, પુ૦ સ્ત્રીઓને પગે પહેરવાનુ રૂપાનુ એક ઘરેણુ, કલ્લા. ૨ રજપૂત, ૯૦ જે સોના રૂપાનુ જમણે પગે સાકળા ઘાટનું પહેરે છે તે. ૩ બંદુક સળગાવવાની જાડી લાંબી જામગીરી ૪ એક હજાર રૂપિયા, કોથળી. ૫. ટોડાગરાસ. ૬ ટોલ્લો. ૭ મિનારો, ઉંચી શિખરબંધી, ઝરુખાદાર સ્તંભ ૮ મોખરો, આગોળ. 'આમને તોડે તોરણ બાંધ્યા.'

**ટોણો**, પુ૦ મહેણુ, ઠોક, ટાણો.

**ટોપ**, પુ૦ (તોપ) લશ્કરમા ઘોડેસ્વારને માથે ઘાલવાની ધાતુની એક તરેહની ટોપી સજ્યા કવચ આયુધને ટોપ'-ગિરધર ૨ વરસાદમા ઘાલવાની બનાતની ટોપી ૩ રાધવાનું પહોળા મોંનુ વાસણ-તપેલું અથવા બોગણું ૪ મોટી છત્રી, ખુંપડો. ૫ કુતરાની છત્રી, શિલીન્ધ્ર. ૬ તોપ

**ટોપચી**, વિ૦ કોટીનું, દમવગરનુ, હલકું, તુચ્છ

**ટોપરૂ**, ન૦ કોપરૂ; નાળિયેરનો અંદરનો ભાગ.

**ટોપલી**, સ્ત્રી૦ નાનો ટોપલો; સુંડલી, ઓખિયું.

**ટોપલો**, પુ૦ વાંસની ચીપ-નેતરનું બનાવેલું પાત્ર, સુંડલો. ૨. ભાર, બોજ, જોખમ, જોખમદારી.

ટોપી, સ્ત્રી૦ માથે ઘાલવાનું સીવેલું કપડું, ગોળ યા લાંબા ઘાટનું એ ઘણી જાતની હોય છે, ૨ ટોપીજ ઘાલનારી પ્રજા. ટોપીવાળો–યુરોપિયન ૩ હુકાની ચલમ (કચ્છ) ટોપી ઘાલવી–દેવાળું કાઢવું. ૨ નિર્લજ્જ થવું ૩. ખાખી થવું, સંસારમાથી નીકળી જવું

ટોપું, ન૦ ભમર ૨ ખગાબ દેખાવની ટોપી

ટોયલી, સ્ત્રી૦ કશલી, લોટી [વાસણ

ટોયલું, ન૦ પહોળા મોનું ઘી તેલ ભરવાનું

ટોયું, ન૦ ટીપરી,દાણાનું માપિયું [સાચવનારો

ટોયો, પું૦ બૂમ પાડી પક્ષીઓને ઉરાડી ખેતર

ટોરપિડો, સ્ત્રી૦(અ૦) વિજળીના બળે પાણીની અંદર ચાલનારુ ગિલ્લીના આકારનુ નાશ કરનારુ યંત્ર [ધરેણું (કચ્છ)

ટોલ, પું૦ (અં૦ ટોલ) કર, દાણ, વેરો ૨

ટોલ્લો, પું૦ બારણાની શાખની બહાર નીકળતા જે એ ભાગ તે ૨ ઘડિયાળનો ટંકારો. ૩ ગિલિપર દંડો માર્યાથી થતો જે અવાજ તે ૪. વાયદો, ઉડાવવું તે, ધોખો, ૫ ઘેર, આગળ, ' એને ટોલ્લે કોઈ સુખી થયુ નથી ' ૨ કોરે મૂકવું ,વિસારી મેલવી,ઉંચે મેલવું ટોલ્લો મારવો, લંબાવવું, મુલતવી રાખવું,વાયદો કરવો,ઉડાવવું

ટોવાવું, ક્રિ૦ અ૦ વગોવવું, નિંદાવું "ખાય બધા જનાવરને ટોવાય સૂડો"

ટોવું૦ ક્રિ૦ સ૦ બૂમ પાડી પક્ષી ઉરાડવા, ખેતર સાચવવું ૨ બાળક–માંદા માણસના મોમા પાણીનું પુમડું નીચોવવું, ટીપે ટીપે પાણી પાડવું, છીપવું, સિંચવું

ટોળ, સ્ત્રી૦ મશ્કરી, મજાક, ઠઠેરો. ૨ અડપલું. ઠેડ.૩ બનાવટ નકલ ૪ ટોળું, જથ્થો, સમૂહ ૫ ગમ્મત, હસવાનું તે

ટોળકી, સ્ત્રી૦ ટોળી, મંડળ, ચોકડી

ટોળકિયા, પું૦ અવદીચ બ્રાહ્મણની એક જાત

ટોળિયો, પું૦ મશ્કરો,નકલી,બટકબોલો,ટિખળી.

ટોળી, સ્ત્રી૦ નઠારૂં કામ કરનારો એવો જે વર્ગ તે, જમાવ; સમુદાય "જુગારીની ટોળી."

ટોળું, ન ઘણા જણનું એકઠું થવું તે, સમુદાય જથ્થો, જમાવ, સંઘ, સમૂહ "લોકનું ટોળું" ૨ ધચુબલો [જે ટોળા તે.

ટોળેટોળા, ન૦ઘણા ટોળા, ઉપરાઉપરી આવતા

ટોંકાર, પું૦ ટૌકો, ટૌ એવો ઉચ્ચાર

ટૌકારવ, પું૦ ટૌકા, ટહુકાર.

ટૌકો, પું૦ કોયલ–મોરનો પોકાર. ૨ લાંબો સાદ, બૂમ ૩ ચાલતી વાતમા હાજિયો ભણવો–રંગ પુરવો તે ૪ ધાટો, સાદ. બરકો

ટૌટૌ, અ૦ બોલબોલ કરવું તે, કુતરાના ભસવાનો અવાજ

---

ઠ.

ઠ, પું૦ તેવીસમો મૂળાક્ષર, બારમો વ્યંજન વર્ણ, મૂર્ધસ્થાની મહાપ્રાણ [રહી જવું

ઠગરાવું, ક્રિ૦ અ૦ ઠરી જવું અકડાઈ જવું,

ઠઠેરવું, ક્રિ૦ અ૦ ઢીલું કરી નાખવું, ઝાલી ખૂબ હલાવવું, ખખેરવું, જઝેડવું ૨ ઠોકવું, ઠાઠા ભાગી નાખવા, ઝાપટી નાખવું, ખૂબ ભાડવું ઠઠેરી કાઢવું–હડસેલી મૂકવું, કાઢી મૂકવું

ઠઠોરવું, ક્રિ૦ સ૦ ઠાઠા ભાગે એમ કરવું,ખોખરું કરવું ૨ છેતરવું ૩ મારીને કાઢી મૂકવું. ૪ શોધી વળવું

ઠઠોળી, સ્ત્રી૦ મજાક,હાસ્ય,હસવા જેવી મશ્કરી

ઠંડ,સ્ત્રી૦ ટાઢ ૨ શીતળતા,ટાઢક ૩ હીકળ,શરદી.

ઠડક, વિ૦ ઘણુંજ ઠંડુ થવું તે, ટાઢક,શીતળતા ૨ શાંતિ, શાંતતા ઠડક કરવી–ધીમું–ટાઢું પાડી યુક્તિથી સમજાવવું મધુર શબ્દોથી શાંત કરવું ૨ ટાઢક કરવી, સામોપચાર કરવા

ઠડકિયું, ન૦ ઠડક આપે તેવું લુગડું [શાંતતા

ઠડાઇ–શ, સ્ત્રી૦ ધીમાપણું,ટાઢક ૨ સુસ્તાઈ,

ઠંડિલ ન૦ (સં૦ સ્થંડિલ) યજ્ઞ માટે કરેલી ઓટલી, વેદિ, ચોતરો ઠંડિલ જવું–લોટો લઇ જવું,ઝાડે ફરવા જવું (જૈન.)

ઠંડી, સ્ત્રી૦ શિયાળાની અથવા હવાના ફેરફારથી પડેલી ટાઢ,ઠેસ. ૨. શરદી. ૩. ઠડક કરે તેવી ચીજ. ૪ ભાંગ.

**ઠંડુ,** વિ૦ ટાઢુ, શીતળ ૨ ધીમુ, મંદ,મોળુ, શાંત સ્વભાવનુ. ૩ સુસ્ત, આળસુ. ઠંડા લોહી-નુ—નિરાંતનુ, ઉચાટ વગરનુ, સુખચેનનુ ઠંડી મશ્કરી—ઠાવકુ મો રાખી કરેલી મજાક ઠંડુ-ગાર—ઘણુંજ ઠંડુ ( ગાર ઘણી ઠંડી હોય છે તે ઉપરથી) ઠંડુ પાણી રેડવુ—શાંત પાડવુ ૨ નિરાશ કરવુ અસર ઓછી કરવી ઠંડુ પડવુ —ટાઢુ પડવુ ૨ રંગને ઝાંખ લાગવી "માલ ઠંડો પડ્યો છે." ૩ શાંત થવુ, ધીમુ પડવુ ઠંડે પેટે—નિરાંતે,ટાઢા લોહીએ,સંતોષ રાખીને.૨ મોઢુ ઠાવકુ રાખીને

**ઠંસાવુ,** ક્રિ૦ અ૦ દબાઇને છેક પાસે પાસે જોડાઇ રહેવુ; સજ્જડ થવુ ૨ એકદમ પીવાઈ જવુ, ગળામા ઉતરી પડવુ

**ઠકઠક,** અ૦ ઠોકવાથી થતો અવાજ

**ઠકરાઇ,** સ્રી૦ ઠાકોરપણુ. ૨. શેઠાઈ; મોટાઈ ૩ જોહુકમી, અમલ બજવણી

**ઠકરાણો,** પુ૦ ઠાકોર જુઓ

**ઠકરાણા,** ન૦ ઠાકોરની સ્રી, ગરાસણી, ઠકરાળા, ઠાકોરનો જનાનખાનાનો સ્રીવર્ગ.

**ઠકરાણી,** સ્રી૦ ઠાકોરની સ્રી, ગરાસણી, નાની રાણી ૨ શેઠાણી, અમલ ચલાવનારી જાજરમાન સ્રી

**ઠકરાત,** સ્રી૦ ઠકરાઇ, ઠાકોરની સત્તા ૨ જાગીર

**ઠકરાળાં,** ન૦ ઠકરાણા ૨ નાની નાની જાગીરો

**ઠકરાળુ,** ન૦ જાગીરના વહીવટવાળુ નાનુ રાજ્ય

**ઠક્કર,** વિ૦ ભાટિયા લુવાણાની અટક.

**ઠગ,** પુ૦ આડુ અવળુ સમજાવી—ભૂલથાપ આપી ધનમાલ લુંટી લેનાર છળ કરનારો, ધુતારો, ઠગારો ૨. વિ૦ લુચ્ચુ, ખધુ, શઠ, ધુતારૂ

**ઠગણુ,** વિ૦ ઠગારુ,લુચ્ચુ,ઢોંગી,ફતવાખોર

**ઠગબાજી,** સ્રી૦ ઠગાઇનો ધંધો, પ્રપંચ, કપટ, દગો.૨.ઠગવાની કળા—આવડત

**ઠગવિદ્યા,** સ્રી૦ ઠગવાની કળા,ઠગબાજી

**ઠગવું,** ક્રિ૦ સ૦ આડુ અવળુ સમજાવી કોઇનુ કંઇ હરી લેવુ, કપટથી લેવુ, છેતરવુ, ભોળવવુ, ફોસલાવવુ,મુડવુ.

**ઠગારેડા,** પુ૦ ઠગના ચાળા,ઠગપણુ-ઠગવૃત્તિ.

**ઠગાઇ,** સ્રી૦ ઠગવુ તે,ઠગવિદ્યા,ધૂર્તતા.

**ઠગારૂ,** વિ૦ ઠગનાર,ઠગાઇથીભરેલુ,પ્રપંચી,લુચ્ચુ.

**ઠગાવુ,** ક્રિ૦અ૦ છેતરાવુ,ધુતાવુ, ફસાવુ

**ઠઠ,** સ્રી૦ જમાવ,ભીડ,ગીરદી,ટોળું,જથો

**ઠઠકારવુ,** ક્રિ૦સ૦ ઠોકદેવા;ધમકાવવુ,ઠપકો દેવો.

**ઠઠણવુ,** ક્રિ૦અ૦ઠણુઠણવુ,ખડખડવુ.૨ રીસનુ રોવુ

**ઠઠમઠ,** સ્રી૦ ખટપટ, સરભરા, કામકાજ," નાની વહુ એના ઉછેરતા છોકરાની અને ભાઇડાની ઠઠમઠમા ને ઠઠમઠમા રહે છે' ૨. મહેમાનગીરી, ચાકરી, બરદાસ. [શરચરવુ મુજવુ.

**ઠઠરવુ,** ક્રિ૦ અ૦ ઠઠારો કરવો, શણગારાવુ. ૨.

**ઠઠવુ,** ક્રિ૦ અ૦ રચવુ ઠાઠ કરવો.

**ઠઠળવુ,** ક્રિ૦ અ૦ ન બફાતા અફળાયા કરવુ. ૨ ખખળી જવુ,વૃદ્ધાવસ્થા આવવી, જીર્ણ થવુ. ૩ નકામુ રઝળવુ રખડવુ

**ઠઠવેઠ,** સ્રી૦ સરભરા,ખટપટ બરદાસ;ચાકરી.

**ઠઠાડવુ,** ક્રિ૦ સ૦ અડાડી દેવુ,ઘુસાડી દેવુ.

**ઠઠારવુ,** ક્રિ૦ અ૦ ખૂબ શણગારવુ,લુગડા ઘરેણાથી દેખાવડુ કરવુ,ઠાઠ કરાવવો તે

**ઠઠારો,** પુ૦ ઠઠારવુ તે,શણગારવુ તે ૨ ઠાઠમાઠ.

**ઠઠ્ઠાખોર,** વિ૦ મશ્કરો,ટોળી,વિનોદી

**ઠઠ્ઠો,** પુ૦ મજાક,મશ્કરી,ઠેકડી.

**ઠણક,** સ્રી૦ ઠણકારવુ તે ધબકારો,સ્ફુરણ, ફરક ૨ પગના જોટવા ઠણકે તેવી ચાલવાની છટા.

**ઠણકવુ,** ક્રિ૦ અ૦ રણકો થવો ઠેકથી ખડખડવુ ૨ પીડા થવી,દુખવુ ૩ રહી રહીને ગાવુ.

**ઠઠોરી—ળી,** સ્રી૦ ઠઠ્ઠો મજાક મશ્કરી "કરે ઠઠોરી સહુ માહેમાહે, નાગરી નાત મોઝારજી."

**ઠણકારવુ,** ક્રિ૦ અ૦ પગે પહેરેલા ઘરેણાનો અવાજ થાય તેમ જોરમા પગ મુકી ચાલવુ.૨. ઠપકો દેવો ૨ મારવુ

**ઠણકો,** પુ૦ અવાજ,રણકો ૨.રોવાનો અવાજ; ઠણકલો. ૨ ટાઢની ધ્રુજારી, કંપ ૩ ધબકારો, સ્ફુરણ,ખટકો,સણકો.

**ઠણઠણ,** ન૦ ખાલી વાસણનો અવાજ ૨.ખાલીપણુ, ખાલીખમ ઠણઠણ પાળને મદનગોપાળ—

ખીરસા ખાલી દમભારી

**ઠણઠણ,** અ૦ ખાલી વાસણના અવાજ જેવુ

**ઠણઠણપાક,** પુ૦ માર ૨ વગાડવુ–ઠોકવુ તે [કરવા

**ઠણઠણવુ,** ક્રિ૦ અ૦ રહી રહીને રડવુ,ઠણકલા

**ઠણઠણાટ,** પુ૦ ઠણઠણવુ તે

**ઠણત્કાર,** પુ૦ ઠમકો, ઠમકારો

**ઠપ,** અ૦ ટપ, ધબ [અથડાવુ (વાસણ

**ઠપકવુ ઠપકાવુ,** ક્રિ૦ અ૦ ઠોકાવુ, અફળાવુ,

**ઠપકારવુ,** ક્રિ૦ સ૦ ઠોકવુ, અફાળવુ ૨ સારી પેઠે ઠપકો દેવો,ખીજવું ૩ મારવુ,ટીપવુ

**ઠપકો,** પુ૦ વાક ગુના માટે જે કડવા શબ્દ કહેવા –સંભળાવવા તે,ધમકી,ઠોક દેવો તે ૨ ખીજવુ તે, શિખામણ દેવી તે ૩ કલક,બટ્ટો, આળ, આક્ષેપ ૪ ખોડ,દોષ [આથડવુ

**ઠબકવુ-કાવુ,** ક્રિ૦ અ૦ ઠપકવુ ૨ રખડવુ,

**ઠબકારવુ,** ક્રિ૦ સ૦ ઠપકારવુ

**ઠબલાવું,** ક્રિ૦ કુટાવુ, પિટાવુ,ધક્કા ખાવા

**ઠમક,** સ્રી૦ લટકામા ઘુઘરા વગાડતા કઈક કુદતું ચાલવુ તે, લહેકો, વરણાગી, મરોડ

**ઠમકઠમક,** અ૦ લટકો કરતા ચાલવુ તે-

**ઠમકવું,** ક્રિ૦ અ૦ ઠમક ઠમક ચાલવુ રહી રહીને

**ઠમકારો,** પુ૦ ઠમકો, લટકો [ખડખડવુ

**ઠમકો,** પુ૦ પગના ઘરેણાનો ચાલતા જે અવાજ થાય તે ૨ લટકો

**ઠમઠમ,** અ૦ એવો થતો અવાજ તે [ઠમઠમ થવુ

**ઠમઠમવુ,** ક્રિ૦ અ૦ ઠોક ખાઈ ખાઇને વાગવુ,

**ઠમઠમાટ,** પુ૦ એવો અવાજ ૨ આડબર,ખાલી ભભકો ૩ ફુલાસ, પતગાજ,ખાલીદમ ૪ છનછનાટ, થનથનાટ

**ઠમણી,** સ્રી૦ વાચતા નીચુ નમવુ પડે નહિ માટે બે પાટલીઓ ભેગી કરી કરેલી ઘોડી x આકારની ત્રિપાઈ [વિગતવાર કરાર

**ઠરઠરાવ,** પુ૦ છેલ્લો ઠરાવ નક્કી આંકડો–દર

**ઠરઠામ,** ન૦ છેલ્લે ઠરવાનુ–ઠરીને રહેવાનુ ઠેકાણુ,જગા

**ઠરઠેકાણુ,** ન૦ નક્કી ઠેકાણુ ૨ ગોઠવણ,બદોબસ્ત, વ્યવસ્થા ૩ તજવીજ, પત્તો, ઠામધધે લાગવુ તે

**ઠરડ,** સ્રી૦ ફુસ,ફડ, ફૂસ,ઢીલા થઈ જવુ તે ૨ થાકી જવુ તે ૩ ઠરડાઈ જવુ તે,મરડાઈ જવુ તે ૩ થાકી જવુ તે,પાણી પાણી થઈ જવુ,૪. પુ૦ વાક મરડાટ

**ઠરડાવુ,** ક્રિ૦ અ૦ વકાવુ મરડાવુ,વાકુ વળી જવુ ૨ રિસાવુ, વાગવાથી વાકુ ચાલવુ

**ઠરવુ,** ક્રિ૦ અ૦ (હિ૦) ધારે પડવુ,સબુરી રાખવી ૨ ઉભા રહેવુ,ખોટી રહેવુ,ટકવુ "જરા ઠર, હું આવ્યો ' ૩ મુકરર–નક્કી થવુ, લગન માગશરમા ઠરશે '૪ તળિયે બેસવુ,જામવુ,એકઠુ થવુ,ઉતરવુ. તળે કચરા ઠર્યા છે' ૫ થિજવુ જામવુ,ઘટ થવુ 'ઘી ઠરવુ.' ૬ સીઝવુ ટાઢુ થવુ ૭ બધાઇ જવુ, કઠણ થવુ ૮ મૂલ–કિમત નક્કી થવી "તેના સો રૂપિયા ઠરે છે " ૯ બદોબસ્ત થવો, ગોઠવણ થવી, ૧૦ પ્રસન્ન થવુ, સતોષ પામવો, ખુશી થવુ, છાતી ઠરી ૧૧ મિચાવુ લીન થઇ જવુ ૧૨ ઘર માડીને–ઠાર પડીને રહેવુ, દૃઢ થવુ, કાયમ થવુ ૧૩ ઘરસંસાર માડવો ૧૪ ધધે રસ્તે પડવુ–વળગવુ ઠરી ઠામ બેસવુ—નિરાત વાળીને બેસવુ, નિવૃત્ત સ્થિતિમા રહેવુ, હારી થાકી નિરાત વાળીને રહેવુ " પચાસે જઇ પહોચ્યોરે ઠેકાણે ન બેઠો ઠરી "—દયા૦ પેટ ઠરવુ–સતોષ પામવુ, ખુશી થવુ ૨ ભુખ મટવી,પેટમા ટાઢુ થવુ આખ ઠરવી–ખુશી થવુ, રાજી થવુ

**ઠરાવ,** પુ૦ નક્કી–મુકરર થવુ તે, ઠરાવવુ તે,નિર્ણય, સિદ્ધાત ૨ કરાર સરત,સાટુ બોલી ૩ ફડચો, તોડ, નિકાલ, બદોબસ્ત

**ઠરાવપત્ર,** પુ૦ કરારપત્ર, સાટુ

**ઠરાવવુ,** ક્રિ૦ સ૦ નક્કી કરવુ ૨ જમાવવુ ૩ ઠરવા દેવુ ૪ સમાધાન કરવુ

**ઠરીઠામ,** અ૦ નક્કી અસલ ઠેકાણે ૨ નિવૃત્ત સ્થિતિમા, સ્થિર એમ

**ઠરેલ,** વિ૦ ઠગે નહિ તે,પુખ્ત,ડાહ્યુ,ગંભીર.

**ઠલવાવુ,** ક્રિ૦ અ૦ ખાલી થવુ,એકમાથી બીજા પાત્રમા પડવુ,નીકળી જવુ

**ઠસ,** અ૦ છેક પાસે આવી રહેલુ સંકડાયેલું,ઠસા થયુ ૨ ઠબ,જડ, મક્કસ 'ઘણુ ખાધેથી પેટ ઠસ થઇ ગયુ છે' ૨ નરમ, લોથ, શિથિલ.

ઠસકબાજ, વિ૰ અભિમાની,રોફદાર ૨ દીપતું પ્રકાશિત,શોભતુ,ભભકાવાળુ ,ઠસ્સાદાર
ઠસકદાર, વિ૰ અવાજ આવે તેવુ ૨ ઠસકબાજ, દીપતું; ભભકાદાર ૩ રૂપ વૈભવના તોરવાળુ, જાજરમાન.
ઠસકો, પુ૰ ઠમકો,ઠસ્સો ૨ છર, તોર ૩ ભભક
ઠસવુ ,ક્રિ૰ અ૰ સારી પેઠે મનમા ઉતરવુ ,ધ્યાનમા આવવુ ,વિસરી ન જવાય તેવુ સમજમા આવવુ, સજડ ચોટવુ
ઠસાઠસ, અ૰ સજ્જડ,ઠાસીને ભરેલુ હોય તેમ, ઠસોઠસ [આવે તેમ કરવુ,છાપ પાડવી
ઠસાવવુ, ક્રિ૰ સ૰ મનમા ઉતારવુ, ધ્યાનમા
ઠસોઠસ, અ૰ ઠાસીને ભરેલુ હોય તેમ,ઠસાઠસ
ઠસ્સાદાર, વિ૰ મન ઉપર અસર કરે તેવુ ૨ ભભકાદાર,છટાદાર ૩ ઝલેહદાર, જાજરમાન રૂપ વૈભવના ગર્વવાળુ [દમભેર, તોરમા, મરોડમા
ઠસ્સાબંધ, વિ૰ રોફભેર, ભપકાબંધ ૨ અ૰
ઠસ્સો,પુ૰ બોલવા ચાલવામા મદ અભિમાનથી જે ભારે લટકો દેખાડવો તે ૨ ડોળ,શિકલ, લટકો ૩ તોર,છર
ઠળિયો, પુ૰ ફળની અંદરનો જે કઠણ ભાગ તે, બી ૨. સ્ત્રી૰ સ્ત્રી અંડ. [થાળી, ભાણુ
ઠાંગુ (ઠાગુ), ન૰ છળ, કપટ. ૨ પીરસેલી
ઠાંઠું, ન૰ હાડપિંજળ, ખોખુ, ચોકઠુ ૨ હાડકુ
ઠાઠુ, ન૰ ખીટી, ખુ ટો
ઠાંસ, સ્ત્રી૰ ઠાસવુ તે ૨ દમ, અભિમાન, દભ ૩ અકડાઇ ૪ લુખી ઉધરસ
ઠાસવુ ,ક્રિ૰ સ૰દાબીને ભરવુ ગડબવુ ૨ મનમા ઉતારવુ, ઠસાવવુ ૩ બંધ કરવુ, બેસાડવુ ૪ ઢિચવુ, ગળચવુ ૫ પીવુ,ગટ્ટ કરવુ ૬ ઉધરસ ખાવી, એએ કરવુ
ઠાંસો, પુ૰ કફ; ઉધરસ ૨ ગુમ્મો મુક્કો [ઠેકાણુ
ઠા, પુ૰ ઠરઠેકાણું,રહેઠેણુ ૨ બંધ ૩ સ્થિરતા,
ઠાઉકું વિ૰ ઠાવકુ, ગભીર,શાણુ
ઠાકઠીક, વિ૰ વ્યવસ્થિત, સફાઇ-સુઘડવાળુ.
ઠાકર-ઠાકરો, ન૰ રજપૂત, ગરાસિયા,ભિલ્લ વગેરે, ઠાકોર. ૨. ઠાકોરના વંશજ. ૩. ઠકરાણુ.
ઠાકરડા, પુ૰ થોડી ઘણી રાજસત્તા ભોગવનારા અને જમીનદાર અસલ ભિલ્લ લોકોના વંશજો, નાના નાના ગામના ભિલ્લ રાજાઓ ઠાકરડી-ઠાકરડાની સ્ત્રી
ઠાકરિયા, પુ૰ એક જાતનો વિછી. ૨ ઠાકોર ૩ છેલ છબીલો, રૂપાળો, વરણાગિયો. "સુદરપાક સુદર રે, જમજો ઠાકરિયા"-પ્રેમા.
ઠાકોર, પુ૰ (સં૰ઠક્કુર) કેટલાક રજપૂત-કોળીને એ શબ્દ જોડવામા આવે છે. ૨. નાનો રાજા, ગરાસિયો ૩ દેવની મૂર્તિ. ઠાકોર ગયા ને ઠગ રહ્યા-અસલ ગયુ ને નકલ રહી, સારા ગયા ને નઠારા રહ્યા
ઠાકોરજી, પુ૰ દેવ, વિષ્ણુ-કૃષ્ણની મૂર્તિ
ઠાગલી, સ્ત્રી૰ મોઇનો દાંડો ઉડ્યા પછી તેને ડડો મારવો તે, અદ્ધરને અદ્ધર મારેલી ઠોકર
ઠાગું, ન૰ ઠેકુ કરનાર લુટારો, ઠાગો,
ઠાગો, પુ૰ ઠરાવ, સંતલસ,સંકેત, એકઠા મળવાની છુપી ગોઠવણુ ૨ ઠાગલી.
ઠાઠ, પુ૰ દમદબો; દિમાક, ભભકો. ૨ શોભા, ઠઠારો, ટાપટીપ ૩ ખૂબ ભભકાવાળી તૈયારી, ધામધમ ૪ ધાંધલ,ડોળ ધિંગાણુ.
ઠાઠડી, સ્ત્રી૰ શબને ઉચકી લઈ જવાની વાસ કામડાની કરકટી,ખાટલી,નનામી જનાજો.
ઠાઠમાઠ, પુ૰ઠાઠ,ધામધુમ,આડબર,દબદબો,શોભા
ઠાઠીયુ ન૰ ભાગીતૂટી ગયેલુ;જર્જર,સાલપોલિયુ.
ઠાઠી-લુ, વિ૰ દ્યાભિક, ડોળી ૨ ઠાઠવાળુ. ૩ ભભકાદાર, શણગારેલુ
ઠાડુ ,ન૰શરીર ૨. કલેવર, કમ્મર—છાતીના મોટા હાડકાનું ખોખુ, હાડપિંજર ૩. ટીકળ,વરસાદના દહાડામા ઘણી ઠડી લાગવી તે. "ઠાડુ વાય છે" ૪ જુની ભાગીતૂટી ઢાલ. ૫. ખળખળી ગયેલી વસ્તુ,જીર્ણ ચોકઠું-ખોખુ ૬ બાજરિયાને એઉ છેડેથી નીકળેલા ફણગા તે. ઠાઠા બેસવા-દુર્દશામા આવી પડવુ, આશાભગ થવુ, હિંમત હારી જવી.ઠાઠાં ભાગવા-૨ ગવા-એકદમ ઉંચેથી પડ-વાથી કે મારથી હાડકાં ભાગવા ઠાઠિયું બેસી જવુ -પડી ભાગવુ; દુર્દશામા આવી પડવુ, જે આધારે

કામ નચ્યુ જવુ હોય તે આધાર પડી ભાગવો

**ઠાણુ**, ન૦ (સ૦ સ્થાન) તબેલામા ઘોડો બધાઇ રોકાતી હોય તેટલી જગ્યા, સ્થાન ૨ ઘોડાનુ ઘોડી ઉપર થેકવુ તે, આસગ,આધાન

**ઠાણુ**, સ્ત્રી૦ મિજાજ, ટાપટીપ, નખરા,લટકા "ઉતાવળ હોય પણ તુ તો ઠાણુમાની ઠાણુમા '

**ઠાણુ**,ન૦સ્થળ, જગા. 'જેટલા સાધુ તેટલા ઠાણા '

**ઠાલ**, વિ૦ જાણીતુ,માલમ હોય તેવુ

**ઠામ**, ન૦ વાસણ, પાત્ર, ભાડ ૨ રહેવાનુ ઠેકાણુ મુકામ ૩ પતરાળી, ભાણુ, થાળી ' અમે નાહી લઇએ એટલામા ઠામ માડી તૈયારી કરો ' ૪ બેસવાની જગા આસન. ૫ વિ૦ સ્થિર, ચોક્કસ ઠેકાણે. **ઠામ**–માડવુ આસન રાખવુ ૨ ભાણુ માડવુ **ઠામ** બેસવુ–૨ ડાયલી સ્ત્રીએ નાતરે જવુ ૨. હારી થાકી નિરાત વાળીને રહેવુ 'હવે ઠરીને ઠામ બેઠો ' **ઠામ** ઠેકાણા વગરનુ–પાયા વિનાનુ, વાયેલ ૨ ગોગળા ભરેલુ, અવ્યવસ્થિત,ડામાડોળ 'આ કામ ઠામ ઠેકાણા વગરનુ છે '

**ઠામપાલટો**, પુ૦ રહેવા સુવાની જગામા થયેલો ફેરફાર, ઠામ બદલો

**ઠામુકુ**, વિ૦ મુકરર ૨ તદન, સાવ, તમામ

**ઠામેઠામ**, અ૦ ઠેરઠેર, ઠેકાણે ઠેકાણે

**ઠાર**, પુ૦ ન૦ ઓસ, ઝાકળ ૨ ટાઢી હવા, હીકળ ૩. ઠામ, ઠેકાણુ (કવિતામા) ૪ સુતાર ૫ અ૦ જીવથી, તદન ૬ સજડ નિ સત્વ થયુ હોય તેમ **ઠાર** કરવુ–તરતજ જીવ જાય તેમ કરવુ, મારી નાખવુ [નાર, આભરામ

**ઠારક**, વિ૦ ઠડક કરે તેવુ, હૃદયને સતોષ આપ-

**ઠારકો**, પુ૦ સતોષ,નિરાત, જોઇને ઠરવાપણુ તે

**ઠારવુ** ક્રિ૦ સ૦ બધાઇ જાય ઘટ્ટ થાય તેવુ કરવુ ૨ ઠડુ પાડવુ ૩ કચરો નીચે બેસે તેવુ થવા દેવુ ૪ ટાઢુ પાડવુ, હોલવવુ બુઝાવવુ, સતોષવુ, પ્રસન્ન કરવુ, કાળજુ ઠડુ કરવુ જેવાં કાર્યો તેવા ઠરો–ઠરો તેવુ ભોગવો

**ઠારોઠાર**, અ૦ ઠામેઠામ

**ઠાલવવુ**, ક્રિ૦ સ૦ ખાલી કરવુ, ઓછુ કરવુ

**ઠાલિયુ**, ન૦ ૧ ઘાઠી લીપેલુ કાલુ

**ઠાલુ**, વિ૦ અમથુ, નકામુ, ફોગટ "ઠાલી પચરાજ કેમ કરે છે " ૨, ખાલી,ભરેલુ નહિ તે, ૩ બધ ન કરેલુ વાસ્યા વગરનુ. [નકામુ

**ઠાલુમાલુ** વિ૦ તદન ખાલી ૨ ઠાલુ, ખાલી,

**ઠાવકાઈ**, સ્ત્રી૦ ઠાવકાપણુ, ડહાપણુ, ગભીરાઇ,

**ઠાવકુ** વિ૦મર્યાદા–અદબથી બોલતુ–વર્તતુ,વિવેકી, ગભીર, ડાહ્યુ, મલાજાદાર

**ઠિકરુ**, ન૦ ઠીકરૂ, જુઓ

**ઠિગણુ**, વિ૦ પ્રમાણસર ઉચાઇ ન હોય તેવુ, નીચુ ને જાડુ, ઠુકુ, વામન સ્વરૂપ ૨ ઠરીને ગઠાઇ ગયેલુ

**ઠિગરાવુ**, ક્રિ૦ અ૦ ઠડીથી સકોચાવુ, બધાઇ જવુ, ચઢી જવુ ૨ ઠરી જવુ ખૂબ ટાઢ લાગવી ૩ તેજી ઉડી જવી, ટાઢુ પડવુ ૪ ગાગડુ થઈ જવુ [બીજાની મશ્કરી કરવી.

**ઠિગાઠોળી**, સ્ત્રી૦ ઠઠ્ઠાબાજી, અડપલા કરી એક

**ઠિઠિયુ**,વિ૦ ભાગ્યુતટ્યુ,ઠીડુ, ખડેર

**ઠિઠુ**, ન૦ ઠીડુ, જુઓ

**ઠિઠોળી**, સ્ત્રી૦ મશ્કરી,ઠઠોરી

**ઠીક**, વિ૦ ઘણુ સારૂ નહિ તેમ નઠારુએ નહિ તેવુ, સાધારણ જોઇએ તેવુ અ૦ વારૂ ભલે. ( હોકારો દેવામા વપરાય છે ) ૩ આગાશીનો કઇક અર્થ રાખે છે **ઠીક** છે—ખબર લઈશ–જોઇ લઇશ એવા અર્થમા વેર લેવાના સબધમા વપરાય છે ' ઠીક છે, યાદ રાખજે.' ૨ જોઈશ—વિચાર કરીશ ૩ સારૂ છે 'ઠીક છે'

**ઠીકઠાક**, ન૦ બરાબર; જેવુ જોઇએ તેવા તેવુ, વ્યવસ્થિત ૨ તાલમેલથી જેમ તેમ કરી મૂકેલુ **ઠીકઠાક** કરવુ—સુધારવુ, સમારવુ, વ્યવસ્થિત ગોઠવવુ

**ઠીકરનાથ**, પુ૦ ગોસાઈની એક જાત.

**ઠીકરી** સ્ત્રી૦ઘણુજ નાનુ ઠીકરૂ,ઠીમનો નાનો કકડો

**ઠીકરૂ**, ન૦ માટીના વાસણનો ભાગેલો કકડો, કપાળ, ઠીમ ૨ નસીબ, ભાગ્ય. ઠીકરુ ફુટી ગયુ ' ૩ ભાણુ, થાળી ભિક્ષાપાત્ર. **ઠીકરૂ** ફોડવુ–થોડો થોડો પણ ઘણો અનુભવ લેવો, માથુ મારવુ, ૨ કોઇની આજીવિકાનુ સાધન તોડવુ ૩.ખોપાળુ

ખુલ્લું કરવુ ઠીકરામાં ધૂળ પડવી–ખાધા પીધાપર ધિક્કાર પડવો, બળ્યુ એનુ ખાધુ પીધુ અને બળી એની અક્કલ. ૨ ચાલતું ગુજરાન અટકી પડવુ ઠીકરું મોકલવુ–કાળોતરી મોકલવી ઠીકરૂ ફૂટવુ –ખાણુ ખરાબ થવુ ૨ રોજી તૂટવી.

**ઠીકાઠીક,** વિ૦ જેવુ તેવુ,કામચલાઉ,વાહવાહ

**ઠીગડું,** ન૦ થીગડુ, જુઓ

**ઠીઠિયુ,** વિ૦ ઠિઠિયુ, જુઓ

**ઠીઠી,** અ૦ દાત કાઢીને હસવુ તે, અટ્ટહાસ્યનો અવાજ 'ઠીઠી હસે છે શુ ?" [તેવી ચીજ

**ઠીઠુ,** ન૦ ભાગી તૂટી વાપરવામાં ન આવે

**ઠીબ,** સ્ત્રી૦ ભાગેલા હાલ્લાનો તળિયાનો ભાગ ૨ કલેડુ;કટાહ, મોટુ ઠિકરૂં

**ઠીલો,** પુ૦ ઠળિ । કળિયો [૨ ઠીઠુ

**ઠીસરૂ,** ન૦ મશ્કરી, હસીને અડપલું કરવુ તે

**ઠીસિયારી,** સ્ત્રી૦ મશ્કરી, ચેષ્ટા

**ઠુંગણુ,** ન૦ અફીણુ ખાધાઉપર સારૂ ખાવાનું તે

**ઠુંગવું,** ક્રિ૦ અ૦ અમલ ઉપર થોડુક કાચુ કોરૂ ખાવુ. ૨ ઠાસીને ખાવું, એકલુ એકલુ ખાવુ

**ઠુંગો,** પુ૦ ઠુંગણુ, અફીણી અમલ કરી તે ઉપર જે કઈ કાચુ કોરૂ ખાય છે તે ઠુંગાપાણી કરવાં—નાસ્તો કરવો,થોડુંક ખાઈ લેવુ

**ઠુંઠવાવુ,** ક્રિ૦ અ૦ ટાઢથી ઠરી જવુ–સંકોચાઇ જવુ;ટૂંકડુ વળી જવુ, ધ્રુજવુ.

**ઠુંઠું** વિ૦ આગળા વનાના—થોડા ઘણા કપાઈ ગયલા હાથવાળુ, ધાર વગરનુ, બુઠું ૨ ડાળિયો કાપી નાખેલુ બોડુ ઝાડ, થડ ઠુંઠામા ઠેલવુ–ન ગણકારવુ, ઉડાવવુ, ન લેખવવુ

**ઠુંડી,** સ્ત્રી૦ હડપચી.

**ઠુંબરો,**પુ૦ બાકળા,જારના ટોઠા ૨ ધોળો મણકો

**ઠુંશ,** સ્ત્રી૦ બડાઇ, ડાશ, ખાલી મમત, ગર્વ. 'મારી ભાભીને બહુ ઠુંશ છે'

**ઠુંસલો સે,** પુ૦ (બહુવચનમા વપરાય ) ઠોસા; ગડદો; હડસેલો ૨ મહેણા; બોલ 'આ પણે કાંઈ ભાઇ ભાભીના ઠુંસા ખાઇ રહેવાના નથી.'

**ઠુંઠો,** પુ૦ એકદમ મોટેથી રોવુ, પોક. ઠુંઠવો મૂકવો—મોઢે કરી કાઢીને રડવુ

**ઠુમકો,** પુ૦ પતગને ગોઠ મારવી તે, ઝોલો દેવો તે, આચકો દોરી ખેચવી ( કનકવાની ) અને ઢીલી મૂકવી તે

**ઠુમરી,** સ્ત્રી૦ એક તરેહનુ ગાયન "દાદરો ઠુમરી"

**ઠુમરો,** પુ૦ જારનુ ભરડકુ, છડેલી જારના ટોઠા. ૨ જારના દાણા જેવો પત્થરનો મણકો

**ઠૂશ,** સ્ત્રી૦ હાડકા પાસળા નરમ થવા તે;ચાણુ. અડદાળો,ઠુશ ઠેડ [તરેહનો અવાજ

**ઠુસકી,** સ્ત્રી૦ વાયુ સ્રાવથી–પાદતા થતો એક

**ઠુસકુ,** ન૦ ઠુસકુ,ઠુઠવો મૂકીને રોવુ તે

**ઠે,** વિ૦ આળુ છક,ઠિઠમૂઢ ૨ થાકીને લોથ થયેલુ.

**ઠેકડી,** સ્ત્રી૦ મશ્કરી મજાક,૨ કુદકો,ફલગ

**ઠેકડો,** પુ૦ કુદકો,છલગ,ઠેકડી ૨ કલ્લા નીચેના નાના પાયા,નાના મોગરા

**ઠેકવુ,** ક્રિ૦ સ૦ કૂદવુ, પાછલા પગ ઉપર જોર રાખી આગલા પગ લબાવી ફાળ મારવી "ઉડે ન તોય ઠેકવા, શીખે વસી વિહગમા " ૨ ઠોકવુ,મારવુ ૩ બીબાથી છાપવુ

**ઠેકાણુ,** ન૦ રહેવાની જગા, મુકામ, ઘર ૨ સ્થાન, સ્થળ, જગા ૩ આસન, મુકરર જગા બેઠક ૪ પગરણુ, પત્તો પ્રારભ, 'હજુ રસોઇનુ ઠેકાણુ નથી' ૫. ધ્યાન, દરકાર, કામ કરવાનું મન 'હુતો તૈયાર છુ પણ તારૂ ઠેકાણુ ક્યા છે?" ૬ પાયો, સાબેતી, મૂળ. ' ગપનુ કઇ ઠેકાણુ નથી " ૭. સ્થિરતા દ્રઢતા. ૮. વિશ્વાસ;ખાતરી નિશ્ચય. "તેના આવવાનુ ઠેકાણુ નહિ.' ૯ બોલવા કરવામા ધડ માથુ નહિ તે ૧૦. હદ, સીમા, આંકો 'પીવામા ઠેકાણુ રહેતુ નથી.' ઠેકાણે કરવુ—જ્યાનુ ત્યા મૂકવુ ૨, ભેતાડવુ, દાટવુ ૩ ફેડાવી દેવુ (પૈસા) ૪. ઠાર કરવુ,મારી નાખવુ, ૫. વગે પાડવુ, યોગ્ય સાથે જોડવી દેવુ. ઠેકાણે જવુ—પ્રોત પોતાની જગાએ જતા રહેવુ. ૨ ગુમ થઈ જવુ, મરી જવુ ઠેકાણે પડવુ–સુ-કામે પહોચવુ રોજગારે લાગવુ; વગે લાગવું ૩ આધરૂ થવુ, રાગે પડવુ ૪ ખોવાયેલી ચીજ જડવી–હાથ લાગવી. ઠેકાણે રહેવુ–શુદ્ધિ ન જવું, વિવેકથી–મર્યાદામા રહેવુ ઠેકાણે રાખવુ–મોકલ

ગખવુ સાવધ રાખવુ ઠેકાણે લાવવુ મર્યાદામા આણવુ, સમજાવીને રીતમા આણવુ

**ઠેકો,** પુ૦ ગાતી વેળા જોરથી તાલ દેવો તે,ઠેક ૨. થેકડો ૨ આચકો,ઝોક

**ઠેઠ,** અ૦ છેડાલગી, ઠેરવેલે ઠેકાણે ૨ સળગ, આરપાર ૩ સીધુ, નાકસામી વાટે ઠેઠ પહોચાડવુ—ધારેલે ઠેકાણે લઇ જવુ,ખરેખરૂ, વિતાડવુ, પાશરુ કરવુ

**ઠેઠનુ,** વિ૦ ચાલાક,પહોચેલુ,કાવાદાવાબાજ

**ઠેઠુ,** પુ૦ વટેમાર્ગુની સાથે ચાલી વખત આવે લૂટી લેનારો,ચારખુ,જાણકાર ભોમિયો ચોર

**ઠેપલી,** સ્ત્રી૦ ગળી જાડી રોટલી ૨ થેપલી

**ઠેપાડુ,** ન૦ ખાદીનુ જાડુ કપડુ ૨ ધોતિઉ

**ઠેબુ,** ન૦અડબાડયુ લથડિયુ [ ઠેર" ૨ ઠાર

**ઠેર,** અ૦ ખરી જગાએ, અસલ સ્થળે "ઠેરના

**ઠેરઠેર,** અ૦ ઠેકાણે ઠેકાણે,દરેક જગાએ ઠેરઠેર કુતરા ભસાવવા—ઠેકાણે ઠેકાણે લઢાઇના મૂળ રોપવા, ઠેરઠેર નિદા કરાવવી ૨ જ્યા ત્યા ભટકયા કરવુ ઠેરના ઠેર—હતા તેમને તેમ

**ઠેરવવુ,** ક્રિ૦ સ૦ નક્કી—મુકરર કરવુ ઠરાવવુ ૨ દસક્ત વાળવા, સ્થિર કરવુ, ચાપીને માડવુ ૩ અટકાવવુ,રોકવુ

**ઠેરવુ,** ક્રિ૦ અ૦ બનવુ, થવુ, ઝગરો થવો ૨ જામવુ, બાઝી જવુ

**ઠેરાવ,** પુ૦ મુકરર કરેલુ તે, નિશ્ચય, નિર્ણય, સિદ્ધાત ૨ બદોબસ્ત,ઠરાવ ૩ કરાર,કબાલો સાટુ

**ઠેલમઠેલ,** સ્ત્રી૦ સામાસામી ઠેલવુ તે,ધકાધકી, હડસેલા, ગીરદી ૨ હોસાતુસી

**ઠેલવુ,** ક્રિ૦ સ૦ ધકેલવુ,ધક્કો મારવો હડસેલવુ

**ઠેલાઠેલ,** સ્ત્રી૦ ઠેલવુ તે ધક્કા મારવા તે

**ઠેસ,** સ્ત્રી૦ ચાલતા ચાલતા પગે કોઇ સાથે અથડાવુ તે, ઠોકર ૨ હલકી લાત ૩ ખત્તા, છક્કડ, નુકસાની ઠેસવે ચઢાવવુ—ધક્કે ચઢાવવુ, વાયદા કરવા ૨ ન લેખવવુ, ન ગણકારવુ ૩ ખત્તા—છક્કડ ખવરાવવી

**ઠેસણિયુ,** ન૦ ઘરમા કામ કરતા પહેરવાનો જાડો સાલ્લો ૨ અટકણિયુ,ઠેસી ફાચર ૩ વિ૦ કામચલાઉ

**ઠેસલુ,** ન૦ ઠેસ પગનો ગોદો. ૨ ઠોકર, ચાલતા કોઇ વસ્તુ સાથે પગ અથડાવો તે ધક્કો

**ઠેસી,** સ્ત્રી૦ અટકણ ફાચર, ઠેસણિયુ, ઉખડી-છટકી ન જાય માટે ગખેલુ ટેકણ ઉલાળી.

**ઠૈડ,** સ્ત્રી૦ ઠૂસ, અડદાળો

**ઠોસવુ,** ક્રિ૦ અ૦ ઉધરસ ખાવી,ઠાસવુ ૨. થ ગદીને ભરવુ [ધક્કો, ગોદો

**ઠોસો,** પુ૦ ઉધરસ,ઠાસો,ખોખલો ૩ હડસેલો,

**ઠોક,** પુ૦ અફાળઝીક,૨ સપાટો, ઝપાટો, પ્રહાર ૨ ટપલો,ટાણો, મહેણા ૩ ડપકો,બોલના ફટકા ૪ રણકો,ઘટનો અવાજ [ખડખડાટ

**ઠોકઠાક,** સ્ત્રી૦ ઠોકવુ—અફાળવુ તે, ભાગફોડ.૨

**ઠોકર,** સ્ત્રી૦ ઠેસ, હડસેલો ૨ નુકસાન, ખોટ, હાનિ. ૩ ખત્તા, શિક્ષા,નસિયત મળે તેવી થાપટ ઠોકર વાગવી—અડચણ ખમવી ખત્તા ખાવા ૨ અથડાવુ ઠોકર ખાવી—ખત્તા ખાવા નુકસાન ખમવુ ૨ અથડાઈ પડવુ

**ઠોકરાવું,** ક્રિ૦ અ૦ ઠોકર ખાવી, ઠેસ વાગવી, ઠેસે ચઢવુ ચાલતા એકાએક પગે વાગવુ

**ઠોકવુ,** ક્રિ૦ સ૦ એક વસ્તુને બીજી સાથે જોરમા પછાડવી, અફાળવુ ૨ મારવુ, માર મારવો ૩ વગાડવુ બમ—મજાવવુ ૪ નસિયત કરવી ૫ ગપ ચલાવવી, ખોટુ ઉડાવવુ ૬ બેસાડવુ, અદર જાય તેમ કરવુ ૭ સગ કરવો ઠોકી બેસાડવુ—યુક્તિસર ગોઠવી દેવુ, બધ બેસતુ આણવુ 'તે જગોએ તેમણે કોઈ નીચ જાતના કુવરને ઠોકી બેસાડયો —ગર્દ્ધવસેન

**ઠોકાઠોક,** સ્ત્રી૦ ઉપરા ઉપરી ઠોકયા કરવુ તે, ઠોકમઠોક

**ઠોકારવુ,** ક્રિ૦ અ૦ ઠોકવુ, બેસાડવુ

**ઠોકો** પુ૦ એકવાર જે ઠોકવુ—ઠોકાવુ તે ૨ ઠોકવાથી થતો અવાજ, રણકો. ૩ જાર પુરૂષ

**ઠોઠ,** વિ૦ જેનામા અક્કલ ન હોય તે, જડ, જડસો, જડભરત મૂર્ખ, બેવકુફ ૨ અભણ.

**ઠોઠિયુ,** ન૦ કુલ્લાનુ ફુડશિયુ

**ઠોબરૂ,** ન૦ સાધારણ ઉપયોગનુ વાસણ, હાલ્લુ

**ઠોબલુ,** ન૦ ઠોબરૂ ૨ વિ૦ બેડોળ, ઘાટ વ-

ગરેવુ, શાબડબોથુ ૩ ભોળુ, અચતુર
**ઠોબારી**, પુ૦ મૂર્ખ, ઢોઠ
**ઠોચો**, પુ૦ ગરજે બહાર નીકળી આવેલો ખુટો, કરચો, ખચ્ચો, બુઠ્ઠો ખીલો, ખીલડો
**ઠોર**, ન૦ ઠેકાણુ, સ્થળ, જગા 'અકર્મી એક અભાગિયો, બીકુ લે તે ઠોર' ૨ પુ૦ પૈસો તળીને ખાંડ પાયલો જાડો રોટલો
**ઠોર**, અ૦ ઠાર, તરતજ ૨ જમીનદોસ્ત હોય તેમ
**ઠોર** કરવુ-જીવથી મારી નાખવુ
**ઠોરમુઠી**, સ્ત્રી૦ એક જાતની છોકરાની એકી બેકી જેવી રમત [પડાવી લેવુ,૨ જીતી લેવુ
**ઠોરી** લેવુ, ક્રિ૦ અ૦ ડઠોરવુ, ખુચી લેવુ,
**ઠોલવુ**, ક્રિ૦ અ૦ ચુટી ખાવુ તોડી ખાવુ.
**ઠોલિયો**, પુ૦ મજાક ઠઠ્ઠા કરનારો ૨ ઉડેલ, ડાફોળ, દાંડિયો ૩ ધધા રોજગાર વગરનો રખડતો માણસ ૪ વાઢો ૫ આબરૂ વિના નો માણસ ઠોલિયાવાજુ-મશ્કરી ઠઠ્ઠા કરનાર ઢગ વગરના માણસોની ટોળી.
**ઠોવાવું**, ક્રિ૦ અ૦ અટકવુ, થોભવુ
**ઠોવુ**, ક્રિ૦ સ૦ રોકવુ. અટકાવવુ
**ઠોળિયાં**, ન૦ લોળિયા
**ઠોળિયું**, વિ૦ અટોળકાટલુ, મૂર્ખ ને રખડાઉ ૨ મજાકી, ઠઠ્ઠા કરનારૂ ૩. ઢગધડા વગરનું, ઉડેલ તબિયતનુ

## ડ.

**ડ**, પુ૦ (સ૦) ચોવીસમો મૂળાક્ષર, તેરમો મૂર્ધ-સ્થાની વ્યજનવર્ણ
**ડશ-સ**, પુ૦ દશ, દશ ૨ 'કીનો, ઉંદુવર
**ડસવુ**, ક્રિ૦ સ૦ દશ દેવો, ડખવુ,કરડવુ
**ડઇયા**, ન૦ ડૈયા ટીકો મુઠીવાળી અગુઠો ઉચો કરી કઇ નથી મળવાનું એમ સૂચક ચિહ્ન
**ડકડક**, અ૦ સાપ, ધરોળીના મોમાથી નીકળતો અવાજ
**ડકાર**, પુ૦ ડ અક્ષર અને તેવો ઉચ્ચાર
**ડકાળ**, પુ૦ દુકાળ, તગી, ખોટ
**ડક્ક**, પુ૦ [અ૦ ડૉક] વહાણમા માલ ચઢાવવા ઉતારવા બાધેલો ઘાટ તે, ફુરજો, ગોદી.
**ડખલ**, સ્ત્રી૦હરકત,નડતર, ૨ ફાસ, આડખીલી ૩ પચાત, વાલમેલ
**ડખળિયુ**, વિ૦ હરકત કરનાર, આડખીલીરૂપ તે
**ડખળિયું**, ન૦ શાકના કડકા નાખી ઉકાળેલી કઢી, દાળ, ડખુ
**ડખુ**, ન૦ શાક વગેરે નાખી કરેલી તુવેરની દાળ.
**ડખો**, પુ૦ડખુ ૨ વાધો ઝઘડો, આડખીલી ૩ ગોટાળો, અવ્યવસ્થા, ગરબડ, ખીચડો
**ડખોળવુ**, ક્રિ૦ સ૦ હલાવીને મેળવવુ, એકઠુ કરવુ, ડહોળી નાખવુ, હાથ ઘાલી એકએક કરવુ તે, ૨ ચુથી નાખવુ, ઘુમરડવુ, વલોવવુ
**ડગ**, ન૦ ડગલુ પગલુ
**ડગડગ**, અ૦ બરાબર ન ગોઠવાયાથી હાલ્યા કરવુ તેમ, ડગમગતુ એવુ [ઢચુપચુ થવુ
**ડગડગવુ**, ક્રિ૦ અ૦ આમતેમ હાલવુ ૨
**ડગડગો**, પુ૦ મનમા ખતરો હોવો તે, ઢચુપચુ પણુ, વહેમ ૨ દગદગો, અવિશ્વાસ
**ડગમગ**, અ૦ ડગડગ, હાલતી સ્થિતિ, ડોલમડોલા, અસ્થિર
**ડગમગવું**, ક્રિ૦ અ૦ ડોલવુ, વાકુચુકુ થવુ, ૨ ઢચુપચુ થવુ, એક નિશ્ચય ન હોવો
**ડગર**, સ્ત્રી૦ વાટ રાહ, ૨ ધરડ, ચીલો
**ડગરું**, ન૦ વૃદ્ધ. ડોસાડગરા-વૃદ્ધ સ્ત્રી પુરૂષો ડગરો-ડોકરો, ડોસો.
**ડગલી**, સ્ત્રી૦ અગરખી ૨. છીટ વગેરેની અસ્તરવાળી બંડી, જાડુ બદન.
**ડગલુ**, ન૦ [પગલુ.] ચાલતા બે પગની વચમા જે અતર તે ૨ કદમ, પગલુ ડગ ડગલે ડગલે-પગલે પગલે ૨ ધીમે ધીમે થોડે થોડે ક્રમે ક્રમે ડગલું ઓળખવુ-લક્ષણ જોવુ, સ્વભાવ ઓળખવો ડગલું ભરવુ-કઇ કામ કરવા તત્પર થવુ, આગળ ચાલવુ [અગરખો, કોટ.
**ડગલો**, પુ૦ અસ્તરવાળો સાદો અથવા ગરમ
**ડગવુ**, ક્રિ૦ અ૦ હાલવુ, ચસકવુ, ધ્રુજવુ ૨. ખસવુ દૂર જવુ ૩ પાછુ ફરવુ, હઠવુ ૪. તાબે થવુ, હારવુ

ડગળી, સ્ત્રી૦ લાકડા લુગડાની નાની થીગડી, ચકતી, કોરી કાઢેલી પટી, ગાબડી ૨ ડાગળી, મગજની શક્તિ [ચચકુ, મોટો કકડો
ડગળુ, ન૦ લાકડાનો જાડો ડકડો, ચીગે ૨
ડગુમગુ, અ૦ ટગુમગુ
ડંકો, પુ૦[સ૦ ઢક્કા] નગારા વગેરેથી કરેલો યશ-જયનો શબ્દ, ફતેહનો અવાજ. ૨ મોટુ નામ થવુ તે, નામના, જયજયકાર, પ્રખ્યાત ૩ ડમકો, નગારુ, ઢોલ ૪ ટંકોરો પ્રહાર ૫ દાંડિયો, એક ગાંઠાથી બીજા ગાંઠા સુધીનો કકડો, પેરાઈ ૫ એક જાતનુ ડંકાથી વગાડવાનુ વાજુ ૬ ધાક, હાક ૭ ઢંઢેરો, જાહેરાત. ડંકો વગાડવો—છાપ બેસાડવી, નામના મેળવવી, કીર્તિ ફેલાવવી, હાક વગાડવી, વિજય થવો.
ડંખ પુ૦ ચટકો, દશ ૨ કીનો, વેર ૩ આકડા, ઝેરવાળી અણી
ડંખવુ, ક્રિ૦ અ૦ દશ દેવો, કરડવુ, આંકડા મારવો "વિંછી માણસને ડંખે છે" ૨ ચપટી ભરાવી લાગવુ (જોડો) ૩ સાલવુ, મન દુખાવુ, ખટકવુ
ડંગ, અ૦ આશ્ચર્યથી દિંડમૂઢ બનવુ તે સ્તબ્ધ
ડંગો, પુ૦ દંગો; બંડ, તોફાન [ડાંગ ધોકો
ડંગોરુ, ન૦ જાડી મજબુત ટુકી લાકડી, નાની
ડંગોરો,પુ૦જાડી મજબુત ટુકી લાકડી,ડાંગ,ધોકો
ડંડ, પુ૦ દંડ.
ડંડાઈ, સ્ત્રી૦ ડાંડાઈ, લુચ્ચાઇ, દોંગાઈ
ડંડાબજી, સ્ત્રી૦ તોફાન, લાકડીથી મારામારી કરવી તે ૨ દાંડાઈ [શિક્ષા થવી
ડંડાવુ, ક્રિ૦ અ૦ દંડ થવો, નુકસાન આવવુ,
ડંડિયો, પુ૦ સફેદ લીટીઓ અને રાતી ભોયવાળુ સ્ત્રીઓનુ લુગડુ ૨ બે ડંડૂકે જોડીને કરેલો સાલ્લો.
ડંડિયુ, વિ૦ દંડ-થાભલા ઉપરનુ
ડંડુકો, પુ૦ જાડીને નાની લાકડી, સોટો, લઠ્ઠ ૨ દાંડિયો (નગારુ ઢોલ વગાડવાનો) ૩ બે ગાંઠા વચ્ચેનો કકડો [નાગો, ફ્રગદંડ, બેશરમો
ડંડો, પુ૦ નાની-ટુકી લાકડી ડાંડિયો ૨ લાઠ,
ડંબુ, ન૦ ડહેરા, તોફાની ઢોરને તેના આગલા બે પગ વચ્ચે રહે તેમ ગળે બાધેલુ લાકડુ.
ડચ, અ૦ નકાર, પેરક, આશ્વાસક ઉદ્ગાર. ડચકારો [૨ ઉશ્કેરવુ, પ્રેરવુ,]
ડચકારવુ, ક્રિ૦ અ૦ હાકોટવુ, ડચકારી વગાડી હાકવુ. ૩ ઉશ્કેરવુ [તે, ડાખલી.
ડચકારી, સ્ત્રી૦ મોઢેથી ડચ એવો શબ્દ કરવો
ડચકારો, પુ૦ જીભને તાળવે અડાડવાથી 'ડચ' એવો થતો અવાજ ૨ સનો, ઉશ્કેરણી.
ડચકિયુ ન૦ ડચકુ
ડચકુ, ન૦ પાણીમા ડુબતા, ગુંગળાતા મોમાથી નીકળતો શબ્દ ૨ રડવાથી ગળામાથી જે ગગળતો શબ્દ થાય છે તે. ૨ અવાચી, શ્વાસ લેતા મૂકતા હરડિયો ને ગળુ ખેચવા તે
ડચકો, પુ૦ થોડો પોચો પણ કઠણ એવો ૨ ધાતા રહેલો પદાર્થ, લોદા ૨ ગાંઠ દડણુ, ગડબ.
ડચુરો, પુ૦ ગળુ ભરાઈ જઇ શ્વાસ થુંકની આવજામા મુશ્કેલી પડે તે, રૂંધામણ.
ડચ્ચો, પુ૦ ડટ્ટો, ડૂચા, ડણુચો.
ડજન, વિ૦ [અ૦ ડઝન] બાર, બારનો જથો.
ડટ્ટો, પુ૦ શીશી કે સાકડામોના વાસણનુ મો જે વસ્તુથી બધ કરવામા આવે છે તે, ડાટો.
ડટણ, ન૦ જમીનમા પાણી જવાને કરેલો ખાડા ૨ વિ૦ જમીનની અંદરનુ, દટાયેલુ.
ડટતર, ન૦ દુનિયા ડટાઈ જાય એવો ઇશ્વરી કોપ, દાટી દે તેવો આપત્તિનો અવસર, કહેર
ડટ્ટો, પુ૦ ડકાર, ડ અક્ષર
ડણુ, ન૦ જાડુ ડફણુ નાના ધોકા જેવુ ટુકુ બેડોળ લાકડુ ૨ ડણુ, ડહેરો ૩ જાડુ ઢોકળુ
ડપકાણુ-મણુ, ન૦ દબડાવવુ તે, બીક, ડર બતાવવો તે, ધાક, "તુ તો તારા ધણીનુ ડપકામણુ બતાવતી હોઇશ" [બતાવવો.
ડપકાવવું, ક્રિ૦ સ૦ ધમકાવવુ, બીવડાવવુ, ભય
ડપકી, સ્ત્રી૦ ડુપકી, ડુબકી, બુડકી ૨. ખસી જવુ તે.
ડપકુ, ન૦ ડુપકી, બુડકી, ઝબકોળિયુ
ડપકો, પુ૦ કોઇ પ્રવાહીનો મોટો છાંટો, લસકો ૨. ધાબુ, ડાઘો ૩ ફાળ, ધ્રાસકો, ચરેરો. ૪. દહેશત, ધાક, ભય. ૫. એકલા લોટનાજ કરેલા ભજિયા.

ડપટવું, ક્રિ૦ સ૦ લુચ્ચાઇથી હાથ કરી લેવુ, સંતાડી દેવુ, દબાવી બેસવુ, ગાડતળે ઘાલવું
ડપોટો, પુ૦ [દુપટ્ટો] ખાડ વગેરે ભરવાનો બે પડનો કોથળો,
ડફ, પુ૦ [ફા૦ દફ] એક ઘુઘરીઓવાળુ વાજુ. એમા ગોળ કાઠાએ ચામડુ મઢેલુ હોય છે
ડફ, અ૦ પટ ગદ,ત્વરાથી "માથુ રે' ધડ પર ચોટયુ પણ,પડે પાઘડુ ડફ હેઠળ !'–પાણીપત.
ડફડાવવુ, ક્રિ૦ સ૦ હ ઝરવુ (હોડીવાળા બોલે છે ) ૨ દમ ભરાવવો, બીવરાવવું ૩ સંભોગ કરવો ૪ દફડાવવુ; કોઇના લખાણની ચોરી કરવી
ડફણાવવુ, ક્રિ૦ સ૦ ( અા૦ દફન્ ) દાટવુ, ભૂમિદાહ દેવો ૨ સગ કરાવવો. ૩ ડફણે મરાવવુ
ડફણું, ન૦ નાનો જાડો લાકડીનો કકડો. ગધેડા હાકવાની લાકડી ૨ વગર ઉપયોગનો લાકડાનો કડકો, હમેશ હાથમા રાખવાનું હથિયાર
ડફલાવવું, ક્રિ૦ સ૦ ડફડફ કરવુ, વિતાડવુ, હેરાન કરવુ ૨ ગોદાટવુ, સોબત કરવી.
ડફાસ, સ્ત્રી૦ જુઠી ગપ, જુઠી વાતનો તડાકો ૨ બડાઇ ફૂલ.
ડફોળ, વિ૦ જડભરત, જડસો, બેવકુફ ૨ ન ફરતો ( ભમરડો )
ડફ્ફૂલ, વિ૦ વાથી ફૂલી ગયેલુ
ડબકાણું–મણુ ન૦બીક બતાવવી તે, શેહ, ધાક
ડબકી, સ્ત્રી૦ ડુપકી, ડુબકી
ડબકીઆળ, વિ૦ [ડબકી+વાળુ] કુવા વગેરે-માથી ડુબકી મારી રેત વગેરે કાઢવામા કુશળ.
ડબકું ન૦ ડુપકી. ડબકાં ખાવાં–( પાણીમા ) ડુબવું વળી જરા ઉપર આવવુ
ડબકો, પુ૦ ડપકો, ડાઘો.
ડબગર, પુ૦ નગારાપર ચામડા મઢનાર, ૨ ગ રોગાનનુ કામ કરનાર.
ડબડબ અ૦ ડુબતા ઝટઝટ પાણી પીવાય તેમ. ૨. એકદમ મોટે કોળિયે ખાઇ જવાય તેમ, ડબાડબ. ૩. એકપછી એક ટપકે
ડબડી, સ્ત્રી૦ નાનું ડબડુ; ટેપલી, કુલડી.૩ દાબડી.
ડબડું, ન૦ ફુલેલા પેટનુ ને સાંકડા મોંનું ચામડાનુ વાસણ, કુલ્લું. ૨ દબડુ, ઢેપું.
ડબડો, વિ૦ ડબડાં જેવો ફુલેલો; પોદળા જેવો
ડબરુ, ન૦ પાતળા ચામડાનું કુલ્લું. ૨ વિ૦ ફીકુ, ડેફરાયલું, ભોથરવાળુ ૩ મદ; અચંચળ.
ડબરો, પુ૦ તાંબા પિત્તળનો ડબો.
ડબલુ, ન૦ કુલ્લુ ૨ વગર પકવેલું હાંલ્લુ,લોટું.
ડબાડબ, અ૦ એક પછી એક એમ ઝપોઝપ, ઝટ લઇને
ડબાવવુ, ક્રિ૦ સ૦ ચપાવવુ; દબાય તેમ કરવું ૨ ચગદવુ ૩ ધમકાવવુ, ભય દેખાડવો ૪ દાબીને ખાવુ ૫ પચાવી જવુ, હોઇયા કરવુ
ડબી સ્ત્રી૦ દાબડી, જુઓ
ડબુચો પુ૦ ડુચો, ફાટેલો મેલો કકડો–લોચો.
ડબુસો, પુ૦ વહાણનો પાછળનો ભાગ
ડબેલ, વિ૦ ઉપકાર–સત્તામાં દબાણમા હોય તેવુ, ઓશિયાળુ, તાબેદાર
ડબો, પુ૦ ડબ્બો, જુઓ ૨ હરામાં ઢોર પુ-રવાનુ સ્થળ ૩ કોળિયો, ગ્રાસ ૪ નાનું ઘડિયાળ.
ડબોળવુ, ક્રિ૦ સ૦ બોળવુ, ઝબકોળવુ ૨ અ-પવિત્ર કરવુ
ડબ્બી, સ્ત્રી૦ નાનો ડબો નાની દાબડી.
ડબ્બો,પુ૦દાબડો, ડબો. ૨. તકિયા જેવુ કાગળનું ફાનસ ૩.ગોળ આકારનું ખડિયાઘાટુ તેલ ભરી દીવો બળે તેવુ ઠામ ૪ કોળિયો, ગુક.૫.ડબા ઘાટુ ઘડિયાળ ૬. આગગાડીનું ગાડુ. ડબ્બો મારવો –એકદમ મોટે કોળિયે ખાઇ જવુ ૨ નાસી જવુ
ડભાયણું, ન૦ જેનાથી ડામ પડે તે, ભોયણું. ૨ મહેણાટોણાનું કામણુ થઇ પડે તેવો ઉપકાર
ડમકો, પુ૦ ઉપર ડાંડિયો મારી વગાડવાનું જાડા ચામડાનુ વાજીત્ર, નાનો ઢોલ, સવારીમા મોખરે ઘોડા ઊટપર ઢોલ રાખવામાં આવે છે તે.
ડમખણ, ન૦ તોસ્તાન, ભભકો અને સગવડ માટે સ્વારીમા રખાતો સરસામાન, પશુ વગેરે નો સમુદાય તે ૨ ધમાલ, ધાંધલ; ઘોંઘાટ અને ગોટાળો થઇ રહે તેવુ જે કઇ તે.
ડમડમ, અ૦ડમકો વગાડેથી થતો અવાજ,ઢમઢમ. ૨. ન૦ ક્ષ્ાર ઉત્પન્ન કરે તેવુ લશ્કરી ગોળી.

ડમણિયુ', ન૦ બે બળદની નાની ગાડી, ડમણી
ડમણી, સ્ત્રી૦ એક્કો, કઠેરાવાળી નાની ખુલ્લી ગાડી ૨ નાની લાકડી
ડમરુ, ન૦ જાડી નાની લાકડી ડફણુ ૨ ડેમચુ
ડમરવુ,ક્રિ૦અ૦વનસ્પતિનુ પ્રફુલિત થવુ,ફાલવુ
ડમરું, ન૦ ડુગડુગી, ડાખલુ
ડમરો, પુ૦ એક જાતનો સુગંધીવાળો છોડ
ડમાકદાર વિ૦ ભપકાદાર, ઠાઠમાઠવાળો
ડમાક,પુ૦ પોશાક,અધિકાર–મોટાપણાનો ભભકો, ઠાઠમાઠ, ખોટો ભપકો, આડબર, રોફ.
ડફાણ, સ્ત્રી૦ ડફાસ, બડાઈ મારવી તે, નિરૂપયોગી વિસ્તાર [ખોટી ડફાસ ન માર"
ડફાસ, સ્ત્રી૦ બડાઇની વાત " ચુપ, મુગી રહે,
ડભાવવુ, ક્રિ૦ સ૦ ડામ દેવરાવવો, ચપકા દેવરાવવા, લાછા લેવા.
ડબર, ન૦ (સ૦ આડબર.) ખોટુ ડોળ, આડબર, ફુલારો, દભ, ૨ ઘટા ઘેરાવો
ડસ, પુ૦ દશ, કીનો.
ડર, પુ૦ બીક, ભય, ભો, ધાસ્તી,
ડરકણ વિ૦ બિકણ, ડરપી ભીરુ
ડરપવુ, ક્રિ૦ અ૦ બીવુ, ડરવુ
ડરપી, વિ૦ ડરકણ, બિકણ, ભીરુ
ડરવુ, ક્રિ૦ અ૦ (સ૦દર્પ્) બીવુ, ભય પામવુ, ભો લાગવો, ડરપવુ
ડરામણુ વિ૦ભયકર, બિયામણુ [શેહ રાખવી
ડરાવવુ, ક્રિ૦ સ૦ બીવડાવવુ, ધાસ્તી આપવી,
ડરૂ, વિ૦ સ્તબ્ધ, અવયવ હાલતા બધ થઈ જાય તેવી હાલતનુ. ૨ ડરપી ભીરુ
ડલી–ળી, સ્ત્રી૦ ઘોડા ઉપર ઊનની જે ગોદડી નાખવામા આવે છે તે
ડલો, પુ૦ દલ્લો, પુજી ૨ ઢગલો, ઢગ
ડસડસવુ, ક્રિ૦ અ૦ મનમા ને મનમા રૂંધાવુ, પિલાવુ ૨ ગદ્દગદ્દ થઇ રહેવુ, અકડાઈ રહેવુ ૩. ડસકા રોકવા
ડસકડસક, અ૦ ડચકા ખાઇને. ૨ રહી રહીને, અટકી અટકીને. ૩ ડબકડબક, ઉપરા ઉપરી
ડસકલાં, ન૦ રડતા ડચકા ખાવા તે ૨. હેડ, બેડી કડી "બેડી, ડસકલા ઘાલ્યા ચર્ણે, પ્રાણ તજીને નાખ્યા ધર્ણે"–શામળ
ડસકુ, ન૦ રડતા ગળામાથી આચકો આવી નાકમાથી જે શ્વાસ નીકળવો તે.
ડસવુ ક્રિ૦ સ૦ બચકુ ભરવુ, કરડવુ,દશ દેવો. ડશ્યે વિખ ના વળે એવુ–ઘણુજ ખારીલુ, ઉડા દ્વેષવાળુ, ડસીલુ
ડહાપણ, ન૦ ડાહ્યાપણુ, વકુફ, વિવેક વિનય વાળી ચાલ ચલગત, શાણપણ. ૨. અક્કલ, સમજ ચતુરાઈ ડહાપણ ડહોળવુ–પતરાજી કરવી, સમજ વિના માથુ મારવુ, ડહાપણ ચલાવવુ
ડહાપું, વિ૦ શાણુ, પ્રસગ વિચારી કામ કરનાર, દુનિયાદારી જાણનાર ૨ વિવેકી મર્યાદશીલ. ૩ આવડવાળુ, હોશિયાર, ભણેલુ ગણેલુ દોઢ ડહાપુ–પોતાનુ ડહાપણ બતાવવા આગળ પડનાર, વચમા માથુ મારનાર [ઉપરા ઉપરી
ડળકડળક, અ૦ ટપટપ ટીપેટીપે ગળે તેમ,
ડળકવુ ક્રિ સ૦ સળકવુ, લાલચ થવી. " દામે ડળકી દાઢ, મન માને તેમ મહાલે "૨ પ્રેમમા લીન થવુ
ડળવુ, ક્રિ૦ અ૦ સળી જવુ, ખોખા થઈ જવુ અદર ધમી પડવુ 'કુવો ડળ્યો'૩ લાલચમા ગદ્દગદ્દ થવુ એકતાર થવુ. ૪ ડગવુ અધીન થઇ જવુ ' મોટા મુનિઓના મન ડળી જાય એવી પ્રાણપ્યારી રે' ૫. ફસકાઈ જવુ,અદરના બળથી ફાટી પડવુ 'કોઠી ડળી'
ડળી, સ્ત્રી૦ ડલી
ડાંક, પુ૦ લીલી મોટી માખી ૨ વીટીની નીચે નગને વધારે પ્રકાશ આપવા જે પતરૂ મૂકવામા આવે છે તે ૩ ધાતુના બે કકડા જોડી દેવાને જે ભુકી મૂકવામા આવે છે તે, રેણ,રાળ.
ડાખલી–ળી, સ્ત્રી૦ ઝાડછોડની નાજુક ડાળી, કિસલય. ફણગો, શણગો ૨. જેને ફૂલ–ફળ લાગે છે તે ૩ ડાળીના કકડા, ગૌતર.
ડાખલુ –ળુ, ન૦ ડાંખળી.
ડાગ, સ્ત્રી૦ લાબી જાડી, અથવા બે છેડે લોઢાની કડિયો ઘાલેલી લાકડી.

ડાંગર, સ્ત્રી૦(સ૦કડંગર )ભાલાંસુદ્ધા ચોખા,શાલી.
ડાંડ-ગો, પુ૦ છડો, બૈરી છોકરા વનાનો પુરૂષ, વાંઢો. ૨ નફ્ફટ, લુચ્ચો, ૩ દરકાર, જુઠો
ડાંડગાઈ, સ્ત્રી૦ લુચ્ચાઇ,ઠગવિદ્યા; નાગાઈ;દોગાઈ
ડાંડલી, સ્ત્રી૦ ડાળી, ડાળખી, કુમળી કુંપળ ઇ ૨. ડાંડી;નાનો હાથો. [રિસો ૩.હાથો ૪ ડૉ;પકડ
ડાંડલો, પુ૦ ડાંડો, ડાળખી ૨ અંકુર, ફણગો;
ડાંડી, પુ૦ લીલા સાંઠાના કકડા, પેરાઇઓ
ડાંડાઇ, સ્ત્રી૦ લુચ્ચાઇ, ઠગવિદ્યા; દોગાઈ ૨. નાગાઇ ૩ ડાબાઝી, ડાંડપણુ.
ડાંડિયાટોળુ, ન૦ લુચ્ચા લફંગા દગલબાજોની ટોળી, ડાંડ માણસોનું ટોળું [ગ્મે છે તે
ડાંડિયારાસ, પુ૦ રાસ, સ્ત્રીપુરૂષો મળી ડાંડિયા
ડાંડિયું વિ૦ ઠગાર, ધૂર્ત્ત, લફંગું
ડાંડિયું, ન૦ લુગડાનો ફાટેલો ભાગ કાઢી નાખી બે આખા કકડા સાંધી લઇ પહેરવા જેવું કરેલું જે લુગડું તે.
ડાંડિયો, પુ૦ લાકડીનો કકડો, ડફ્ફો. ૨. ડાંડી વગાડી લોકની ચોકી કરનારો, ચોન ફરનારો. ૩ વઢિો, છડો ૪ લુચ્ચો, ઠગ ફક્કડ.
ડાંડી, સ્ત્રી૦ તાજવાની બે બાજુએ પલ્લાં ટાંગવાની જે લાકડી તે ૨ વિંજણાની લાકડી. ૩ વહાણને નિશાની બતાવવા સારૂ ઉંચી ટેકરી ઉપર રોપી રાખેલું લાકડું, વાવટાકાઠી ૪ દીવાદાંડી. ૫ ડાંડિયાથી વગાડવાનું એક વાજીંત્ર ૬ નાની લાકડી, ડફુકી ૭. સીધી કિનારી
ડાંડો, પુ૦ લોઢા લાકડાનો લાંબો ને જાડો કકડો, પકડ, હાથો, ૨ જાડો ને ટુંકો ડફુકો, ડંડો ૩ લાટ, ધરી, લઠ્ઠો ૪ પગાઈ, મુસળ ૫ ફણગો, અંકુર; પ્રરોહ.
ડાંભવું ક્રિ૦ સ૦ ડામવુ દઝાડવુ ૨ વધવા કે ખરાબ થવા ન પામે માટે બાળવું (ઝાડ)
ડાંભો, પુ૦ એક જાતની ભાજી અને તેનું શાક
ડાંસ, પુ૦ [સં૦ દંશ] મચ્છર, દંખદેતા જીવડો
ડાહ, સ્ત્રી૦ સલાહ, સંધિ; સુલેહ
ડાકલો ઘોડો, પુ૦ બાળકની એક રમત
ડાક, પુ૦ ટપાલ.૨. ડુગડુગિયું; ડાકલું. ૩ ટપાલોની બોલવણ.
ડાકચોકી, સ્ત્રી૦ રસ્તામાં રાખેલી સરકારી ચોકી
ડાકટર, પુ૦ (અં૦) વૈદ, ચિકિત્સક; હકીમ ૨ પંડિત, વિદ્વાન, શાસ્ત્રી, ભટ્ટ.
ડાકડમાક, પુ૦ મોટો ઠાઠ, ભપકો.
ડાકડમાળ, પુ૦ ઘરનો પરચુરણ સામાન
ડાકણ, સ્ત્રી૦(સ ડાકિની) ભૂતની એક જાત, વિચિત્ર, ભયંકર ને હઠીલું સ્ત્રી ભૂત ૨. મેલી વિદ્યા જાણનારી કુવડ સ્ત્રી ૨ ગાજરનું ડીટું ને તેનો કઠણ રેસો
ડાકણી,સ્ત્રી૦ડાકણ ૨ વિ૦ડાકણ જેવી, ખાઉધરી
ડાકલી, સ્ત્રી૦ ડાખલી,છજું.
ડાકલું, ન૦ એક જાતનું વાજીંત્ર,ડુગડુગીયું.
ડાકિયું, વિ૦ દૃષ્ટિ વિકાર ઉત્પન્ન કરનારૂ, વળગે એવું ૨ ખાઉધરુ
ડાકુ, પુ૦ લુટારો ૨ ન૦લુટ, ધાડ પાડવી તે
ડાકો, પુ૦ લુટારો ૨ લુંટ [વાજું,ડુગડુગીયુ
ડાખલુ, ન૦ ડાકલું, ભુવા વાઘરીને વગાડવાનું
ડાગ સ્ત્રી૦ ડાક,ટપાલ.૨ ડાઘ,ધાબુ
ડાગડુક,સ્ત્રી૦ ડાકડમાક ૨.વસ્તુને ઠેકાણે મૂકવું તે
ડાગવું,ક્રિ૦અ૦નોંધવું,લખવું (કોર્ટ માંવપરાયછે)
ડાગળી, સ્ત્રી૦ મગજ,ભેજુ, અક્કલ,સમજશકિત ૨ પટી, થીગડી, ગાબડી ડાગળી ચસકવી-ગાંડુ બનવું,મગજ ભમી જવું [ગાડાનો વાંસો
ડાગળો, પુ૦ વિદૂષક,જુઠણુ ૨ગલો ૨ દાટો. ૨
ડાઘ, પુ૦ ( સં૦ દગ્ગ ) રંગ—મેલનો છાંટો. ડાઘો; ડપકો ૨ કલંક, બટ્ટો, લાંછન, આળ.૩ કીનો,વેર, ખાર
ડાઘાડુઘી, સ્ત્રી૦ છેકછેક, મલિનતા ચહેરાયેલું. "ડાઘાડુઘી ન દેખીએ, ખરેખરી શુદ્ધ છાપ."
ડાઘિયું-ઘી, વિ૦ ખારીલું, વેરીલું.
ડાઘિયો, પુ૦ મોટો જબરો ફાડી ખાય તેવો દેખાતો મસ્તાન કુતરો.
ડાઘુ, પુ૦ મડદાને ઉચકનારો, ખાંધિયો
ડાઘો, પુ૦ ડાઘ ૨ ડાઘિયો
ડાચું, ન૦ મુખ, મોં ૨ ગાલમાં ખાઝ પડેલ એવું કદરૂપું બહાર નીકળેલું દેખાતું મોં; મોઢું.
ડાચાબળિયું, વિ૦ બોલતાં થાકે નહિ તેવું,બહુ

બોલકણુ ડાચાકુટ—માથાઝીક

ડાટ, પુ૦ ઉંધુ વળી જવુ તે, સત્યાનાશ વળવુ તે, મોટુ નુકસાન થવુ તે. ૨ દટતર ડાટ વાળવો —ખરાબ કરવુ, ધૂળ ધાણી કરી નાખવુ. 'ડોશીએ ડાટ વાળ્યો રે.'

ડાટણુ, ન૦ બારસાખની ઉપરનુ લાકડુ ૨ ડાટવુ તે

ડાટવુ, ક્રિ૦ સ૦ જમીનમા ખોદી તેમા કઈ મેલવુ,છુપાવવુ,જમીનમા સતાડવુ ૨ ન ચર્ચવુ ૩. ભૂમિદાહ કરવુ, દાબી રાખવુ "હવે તે વાત અહીંજ ડાટી મૂકો "

ડાટી, સ્ત્રી૦ ભરાવો, ભીડ, ઠઠ્ઠી, ગીરદી

ડાટો, પુ૦ બરણી શીશી વગેરેનુ મો બધ કરવા સારૂ તેમા જે ઘાલેલુ હોય તે, ડુચો, ડટ્ટો ડાટો દેવો—બધ કરવુ ડાટા કરવા—ઉપવાસને આ ગલે દિવસે સારી પેઠે ખાઇ લેવુ

ડાઢ, સ્ત્રી૦ દાઢ,ખોરાક ચાવવાના દાત ૨ પકડ

ડાઢારખી, સ્ત્રી૦ અવાળુ ૨ ડાઢી આગળ થતુ એક ગુમડુ.

ડાઢિયાળો, પુ૦ પુખ્ત ઉમરનો મરદ, દાઢીવાળો

ડાઢિયુ, પુ૦ રોજદાર, દનૈયુ મજુર

ડાઢી, સ્ત્રી૦ દાઢી ૨ હડપચી

ડાઢુ, ન૦ પુખ્ત વયના પુરૂષને ગાલ ગળા ઉપર ઉગતો વાળનો જથ્થો.

ડાફરિયા, ન૦ ફાફા, કોઈ વસ્તુને માટે શોધ્યા કરવુ તે, રામાટામા કરવા

ડાફુ, ન૦ ડાચુ ફાડી એકદમ કરડવા જવુ તે, પહોળુ કરેલુ મો ૨ લોતિયુ, બચકુ

ડાફોડિયાં, ન૦ ડાફરિયા, ફાફા

ડાબ, પુ૦ દાબવુ તે, દાબ, દબાણ. ૨ અંકુશ,ધાક

ડાબડિયુ, વિ૦ દાબડી ઘાટનુ

ડાબડી, સ્ત્રી૦ ડબી, ઢાકણાવાળુ નાનુ પાત્ર

ડાબડો, પુ૦ ડબ્બો ૨ ગોળ પડઘી ઘાટનો નખ

ડાબણ, સ્ત્રી૦ દાબવુ તે ૨ દાબવાનુ યત્ર ૩ દબાણ,બોજો. [૨ બારસાખ ઉપરનું પાટિયુ

ડાબણિયુ, ન૦ દાબનાર, જેવી દબાય તે યત્ર

ડાબરિયુ ન૦ પહોળા મોંનુ વાસણ. ૨ ડાબણિયુ

ડાબવું, ક્રિ૦ સ૦ સચાથી દાબવુ, ચાપવુ, ચગદવુ, પીલવુ ૨. લાચ આપવી ૩ ઇસારત કરવી. ૪ નરમ પાડવુ ૫ ઘાલવુ, મૂકવુ. ૬. ઠેલવુ, જોરથી આગળ કરવુ ૭. છુપાવવુ, સતાડવુ. ૮ અટકાવવુ, થતુ બધ પાડવુ.

ડાબલિયાળુ, વિ૦ દબાણ માટે સ્પ્રિંગ હોય તેવુ, કમાનવાળુ "ડાબલિયાળી સુડી. ' ૨ ડાબોડિયુ.

ડાબિયલ, વિ૦ ડાબી બાજુથી કામ કરે તેવુ

ડાબાજમણી, અ૦ ડાબી તરફ ને જમણી તરફ, વારાફરતી બને બાજુએ ૨. ડાબાને જમણી તરફ ને જમણાને ડાબી તરફ " મળદને ડાબા જમણી કરો ' ડાબા જમણી કરવુ—વહાલુ અળ ખામણુ કરવુ ૨ આખ આડા કાન કરવા

ડાબુ વિ૦ પૂર્વ દિશા તરફ ઉભા રહેતા ઉત્તર દિશા તરફનો જે ભાગ તે ડાબાનું ઉલટુ જમણુ. ૨ અળખામણુ, અણુમાનીતુ,અળગુ ' મને તેણે ડાબો કરી મૂક્યો છે " ડાબી આખ ફરકવી—ડાબી આખ ફરકે ત્યારે પુરૂષો અપશુકન અને સ્ત્રીઓ શુભ શુકન માને છે

ડાબોડી, વિ૦ ડાબે હાથે કામ કરનાર, ડાબોડિયુ, ડાબી બાજુ રહી હિંડનાર

ડાભ-ડો, પુ૦ (સ૦ દર્ભ) ઢોરથી ન ખવાય એવુ બે ધારવાળુ એક જાતનુ ઘાસ, કુશ

ડાભોડિયુ, વિ૦ ડાબોડી

ડામ, પુ૦ (સ૦ દાહ) ચામડી ઉપર તપાવેલી વસ્તુ લાગવાથી જે નિશાની—ડાઘ પડે છે તે, ચપકો ૨ કલક, બટ્ટો, લાછન, ડાઘ ૩ ચાદુ, ચકામુ ૪ કઈ નહિ,ટીકો, ચપકો.(ધિક્કારમા) ટાડો ડામ—ઘણીજ ટાઢીવસ્તુ અડકવાથી થતી અસર તે ૨ ઠાવકે મોએ મહેણા મારી જીવ બાળવો તે [ક્વાની ઘોડી ૨ ડાસ,મચ્છર

ડામચિયો, પુ૦ લાબી ને ઉચી ગોદડા વગેરે મૂ-

ડામણ, ન૦ ઘોડા ગધેડા નાસી ન જાય તેને માટે લાકડાનો ઘડેલો બે છેડે કાણાવાળો જે કકડો તે જે બે પગની વચ્ચે બાધે છે ૨ રેંટિયાના આરાએ બાધવાની દોરી તે. ૩. સુકાનને ડાબી તરફ ફેરવી વહાણને જમણું વાળવુ તે. "ગોસને ડામણ" ૪ અંગરખાના છેડાનું ઓટણ.

**ડામર**, પુ૦ રાળની જાતની વસ્તુ. એને ચોપડવાથી સાંધા પુરાઇ રહે ને પાણીથી લાકડુ સડે નહિ ૨. સાટો અને ઘરી એ બેનુ અંતર રાખનારૂં જાડું પાટિયુ.

**ડામવું**, ક્રિ૦ સ૦ ઘોડા ગધેડાને પગે ડામણ બાંધવુ.૨.ડામ દેવા, ચપકા દેવા,દઝાડવુ

**ડામાડોલ**, વિ૦ આમ તેમ ડોલ્યા કરતુ હોય તેવુ ,અસ્થિર,ચ ચળ,ડોલાયમાન,ડોલતું

**ડામીસ**, વિ૦ ( અં) જેને કોઇ કામથી બદનામી મળી હોય તેવુ ૨ નઠારુ ૩ નીચ,નાપાક

**ડામેલ**, વિ૦ ડામ દીધેલુ. [ગવણુ

**ડાયરો**,પુ૦નાત, જમણુ ૨ ડાહ્યાઓનો સમુદાય,

**ડારો**, પુ૦ ધમકી, દહેશત, બીક, ધાક

**ડાલુ**, ન૦ ખાણુનો ટોપલો.૨ વાસ કે ઘાસનો

**ડાહપણ**, ન૦ શાણુપણુ,ચતુરાઇ [ઉભો કગ ડિયો

**ડાહ્યું**, વિ૦ વિચાર કરી બોલનાર,પ્રસગ વિચારી કામ કરનાર, વિવેકી, સમજુ, શાણુ. ૨ ભણેલુ ગણેલું, હોશિયાર, "ડાહ્યો દીકરો દેશાવર વેઠે." ૩ ચિબાવલુ, દોઢ ચતુર

**ડાળ**, સ્ત્રી૦ ઝાડનો અવયવ, આડો ઉભો ગયેલો જે ફાંટો તે, શાખા. ડાળે વળગાડવુ—ધધે રોજગારે વળગાડવુ [ફાંટાઓ.

**ડાળખુ**, ન૦ ડાળ અને તેના નાના પાદડા વાળા

**ડાળાંપાંખડા**, ન૦ નાનુ ડાળુ ,ડાળ

**ડાળી**, સ્ત્રી૦ પાતળી ડાળ;શાખા,કિસલય.

**ડાળાં**, ન૦ ડાળનો એકાદો ભાગ, શાખા.

**ડિગ**, સ્ત્રી૦ ગપ, ઝાડ, જુઠી વાત. ૨ બડાઇની વાત ડિગ મારવી—જુઠી ગપ ચલાવવી ડિગ મારુ—ગપ ઉડાવનાર

**ડિંગરી**, સ્ત્રી૦ એક જાતનુ શાક

**ડિગલુ**, ન૦ માથુ, મથાળુ, ટોચ. 'લડાઈમા હજારોના ડિગલા ઉડી ગયા!' ૨ થોરીઆનો કડકો, નવો દૂધ ભરેલો અંકુર.

**ડિંગલ**, ન૦ જૂઠો તડાકો, બનાવટી વાત ૨. ખાલી જોડકણુ.

**ડિંટ**, ન૦ મૂળ, બીજ. ૨. જડ, ડિટુ ડિંટ જડ—જડમૂળથી નાશ થવો; નખોદ વળવુ

**ડિટડી ટી** સ્ત્રી૦ સ્તનનું ટોચકુ, ચુચુક, થાન—થાઇનો અગ્ર ભાગ. [ટરવુ.

**ડિટવુ**, ક્રિ૦ સ૦ ડિંટામાથી તોડવુ, તોડી જુદુ

**ડિટુ**, ન૦ મૂળ, જેમાથી નવો ફણગો નીકળે છે તે ભાગ ૨ શાખાનો—ફલનો અગ્ર ભાગ, ડિચકુ.

**ડિડવાણુ**, ન૦ અવ્યવસ્થા, ગડબડિયુ, ગોટાળિયુ ગેર વહીવટ, ગોલમાલ, ગોટાળો. ૩ ખાલી લપકાવાળુ જે કઇ કામકાજ તે, દમેદમ—જુદે જુદુ ચાલતુ હોય તે

**ડિડવું**, ન૦ માવાવાળુ ફળ, ડોડવુ જિડવુ. ૨. વનસ્પતિની કમળી શાખા 'થોરના ડિડવા'.

**ડીચકું**, ન૦ ફળ—પાદડાને ડાખળી સાથે જોડી રાખનારો જે ભાગ તે; ડિંટુ ૨ ઉપસી આવેલી ગાઠ જેવો લોચો ૩ ટોચકુ ટેરવું

**ડીચો**, પુ૦ એક જાતનુ પક્ષી, કિલકિલા

**ડીફવું**, ક્રિ૦ સ૦મહા મહેનતે પુરૂ કરવુ; મુશ્કેલીથી પુરૂં કરવુ ડીફી નાખવુ—જેમ તેમ કરી પાર મૂકવુ કરી નાખવુ

**ડીકુ** ન૦ નાની જાડી લાકડી; પરોણી; કફણી. ૨ લાકડાનો ટુંકો કકડો ૩ ડિચકુ, ડિડવુ

**ડીબુ**, ન૦ બહાર નીકળેલો અવયવ—ભાગ તે (શરીર વસ્તુનો ); ઢેકો ૨ બીબુ

**ડીબો**, પુ૦ શોકના આચકાથી રડાય—બોલાય નહિ તેમ છાતી ભરાઈ આવવી તે, ડચુરો, ડુમો ૨, મોટો લખોટો

**ડીમચુ**, ન૦ ઢીમચુ, લાકડાનો બેડોળ કકડો.

**ડીલ**, ન૦ (ફા૦) મન, કાળજુ, ૨ દીલ, શરીર

**ડુખ** સ્ત્રી૦ વનસ્પતિનો છેક ટોચનો ભાગ

**ડુંખરાવવુ**, ક્રિ૦ સ૦ ભય દેખડાવવો, બીવરાવવુ

**ડુગર**, પુ૦ ડુંગરો, જુઓ.

**ડુગરાળ**, વિ૦ પહાડી ૨ ડુગરનું

**ડુંગરી**, સ્ત્રી૦ નાનો ડુગર,ટેકરી. ૨ વિ૦ ડુંગરનુ

**ડુંગરો**, પુ૦ જમીનની સપાટીથી ઘણો ઉંચો ને લાબો પથરાયેલો જે મોટો ટેકરો તે, પૃથ્વી ઉપર નાના નાના ટેકરા જે એક બીજા સાથે જોડાયેલા હોય છે તે ૨. મોટો ઢગ; નાનો પર્વત ૩ એક જાતની વનસ્પતિ. ડુંગરો નવડાવવો—દન

લગાડવો, ડુંગર ઉપરની વનસ્પતિ બાળી મૂકવી
ડુંગરવટ, વિ૦ પહાડી, ડુંગરાળ. ૨ ડુંગરમાંનો રસ્તો [અટકવી, કુંજરાઈ જવું, ચીમળાવું
ડુંગળાવું ક્રિ૦ અ૦ છોડ વેલા કે ફૂલોની વૃદ્ધિ
ડુંગળી, સ્ત્રી૦ કાંદો, પ્યાજ રાજગરી, પલાંડુ
ડુંગો, પુ૦ માટીનો હોકો, હુક્કો ૨. ધતુરી ચલમ, ૩ ચોર, ૪ વિ૦ ધૂર્ત, લુચ્ચો ૫ મસ્તેલું
ડુચવું, ક્રિ૦ સ૦ મોટે કોળિયે ખાવું, ડુચવું ૩ ડુચા ભરવા,ગડબવું ૨ પાણીનું પાત્ર મોઢે માંડવું
ડુચું, ન૦ ઘાસનો પુંજો, પગતળે વટાયલું ઘાસ. વિ૦ ડુચા જેવું, ગામડિયું, સાદું [નો પ્રેમ
ડુંટી, સ્ત્રી૦ નાભી ડુંટીનો ઉમળકો—અંત કરણ
ડુંટો,પુ૦ તરી આવેલો ગાંઠ જેવો ભાગ,ડચકો,ઢેકો
ડુંડ, સ્ત્રી૦ ફાંદો, પેટનો લબડતો થેલો.
ડુંડાળું, વિ૦ ફાંદવાળું
ડુંડાળો, પુ૦ મોટી ફાંદવાળો ગણપતિ
ડુંડી, સ્ત્રી૦ ડાંડી, પડો પટહ ડુંડી પિટવી—જાહેરકરવું,પ્રસિદ્ધકરવું,વગાડીને લોકોને જણાવવું
ડુંડું, ન૦ કણસલું કણનો ડોડો. ડુંડુ વધવું—
ડુંડો, પુ૦ ફરમો યત્તો.૨ ડુટો [હજામત વધવી
ડુંમી, વિ૦ કપટી,મનમાં ગાંઠ વાળે તેવું,મિંઢું
ડુંસવું, ક્રિ૦સ૦ મોએ અરકાડીને પીવું ૨ ડુચવું
ડુઓ, પુ૦ તેલ દિવેલની નીચે ઠરેલો મેલ ૨ તેલ મસાલાનો રગડો અથાણાનો રસકસ,૩ ડુઘો
ડુકરી, સ્ત્રી૦ ડુક્કરની માદા,ભુંડણ.
ડુકાવવું, ક્રિ૦ સ૦ ભુલાવવું ચુકાવવું
ડુકીજવું, ક્રિ૦ તાકી જવું
ડુક્કર, પુ૦ જાડું ગંદુ ને મોટી દાઢવાળું ચોપગું જાનવર, વરાહ સૂવર, ભુંડ
ડુગડુગિયું ,ન૦ એક જાતનું વાજીંત્ર,ડમરૂ,ડાખલું
ડુઘો, પુ૦ ટુંકા ડાંડાવાળું મોટા વાડકાના જેવું વાસણ,પ્રવાહી પદાર્થ પીરસવાનો ઓઘરાળો,ડુઓ
ડુચવું, ક્રિ૦ સ૦ પાણીના પાત્રને હોઠે અરકાડવું મોઢે માંડવું ૨ ડુચવું
ડુચો, પુ૦ ચિંથરાનો લોચો, ગાભાનો દાટો ૨ ચિંથરું, ફાટયો તૂટયો કકડો, ગાભો ૩ મોટો કોળિયો,ગ્રાસ ૪ ચુથો; નાના કડકા ૫ વિ૦ અશિક્ષિત,રાંભો ૬ ગામડિયો કણબી ડુચા કાઢવા—ચકવી નાખવું ૨ ધમધમાવવું, ધમકાવવું ૩ મારી મારીને અશક્ત કરવું,હલકું કરવું
ડુણાઇજવું, ક્રિ૦ અ૦ રાખતાં હાલવાની વાસ મારવી [બળાવું,ચણમણવું
ડુણાવું, ક્રિ૦ અ૦ દુભાવું ૨ મનની અંદર
ડુપકી, સ્ત્રી૦ પાણીની અંદર પેસવું તે;ડુબકી.
ડુપટ્ટો,પુ૦અંગરખા ઉપર ખભેથી બે પાસ ઝુલતું રાખવાનું જે વસ્ત્ર તે, દુપટ્ટો, પિછોડી;ખેસ;ચલોટો
ડુબકી, સ્ત્રી૦ ડુપકી, માથા ઉપર પાણી ફરી વળે તેમ થોડીવાર અદૃશ્ય થવું તે
ડુબડુબાં, વિ૦ ડુબ્યા જેવું થઈ રહેલું
ડુબવું, ક્રિ૦ અ૦ પાણીની અંદર પેસી જવું ૨ પાણીમાં બુડી ગુંગળાઇ મરવું ૩ પાપી થવું, કરમ બાંધવા.૪ સંસારની દુઃખાથી રિબાવું. ૫ નુકશાનમાં આવવું,મહતીમાં આવવું ૬ તલ્લીન થઈ જવું, ગરક થઈ જવું ડુબકી મારી જવી —નજર ચુકાવી સટકી જવું
ડુબળું, વિ૦ (દુર્બળ.) નિર્બળ,પાતળું;દુબળું
ડુબળો, પુ૦ દુબળો, એક જાતનો રાની માણસ
ડુબાડવું, ક્રિ૦ સ૦ કોઇ ડુબે તેમ કરવું,બુડાડવું ૨ તલ્લીન કરવું ૩ નુકસાન કરવું
ડુબાડુબ, વિ૦ ડુબે ને જરા દેખાય એમ થવું, લગભગ ડુબ્યા જેવું. [ફરીવળે તેટલું ઉંડું.
ડુબામણ, વિ૦ ડુબી જવાય એવું;માથે પાણી
ડુબાસ, પુ૦ વહાણનો હલાલ,માસ્કૃતિયો
ડુમકો, પુ૦ નાનું ઢોલ,નગારૂ
ડુમચી, સ્ત્રી૦ ( ફા૦ ) ઘોડાની પીઠ ઉપરથી સાજ ખસી ન જાય માટે જે સાટ કે દોરી પૂંછડીમાં ભેરવી રાખે છે તે ૨ ઘોડાનો થાપો ૩. વિ૦ કુંજરાયેલું
ડુમડુમ, અ૦ એવો થતો ઢોલનો અવાજ.
ડુમાસ, ન૦ એક જાતનું કમંડું.
ડુમો, પુ૦ બીકથી—ધ્રાસ્કાથી કોઇ જોડે બોલતા છાતી ધડકવી તે ૨ મન ભરાઈ આવવું તે, ડુસ્કો.
ડુલવું, ક્રિ૦ અ૦ ગરક થવું—ડુબી જવું,૨ જતું રહેવું,ખતમ થઈ જવું,કિમતે ભરપાઇ થવી.

ડૂચો, પુ૦ રગડો.
ડૂસકું, ન૦ ડસકું, ડચકું
ડૂચવું, ક્રિ૦ અ૦ મોટે કોળિયે ખાવું, ખૂબ; ચાપીને ખાવું. 'લાડો તો ડૂચે ડૂચે ડૂસેરે '
ડૂરે, ન૦ પરાળ, ડાંગરનું ઘાસ
ડૂલ, સ્ત્રી૦ એક જાતનું કાનનું ઘરેણું, મરચી, આકોટીનું ઝુમખું. ૨ એક જાતનું ઘાસ ૩ ડૂલી જવું તે,કિમ્મતની મર્યાદા બહાર જવું ૪. કુરબાન
ડૂશ, સ્ત્રી૦ અડદાળો ઘાણ, કુશ
ડેંડવું, ન૦ પાણીમાં રહેનાર સાપ
ડેગ, પુ૦ (ફા૦) પહોળા મોંનું પણ તળિયેથી ઘણુંજ પહોળું એવું મોટું વાસણ.૨ કાદવ,ચિકલ
ડેગડી, સ્ત્રી૦ દેગડી, જુઓ.
ડેમચું, ન૦ મોટું ભારે ડમણું, ગચિયું
ડેફરાવું, ક્રિ૦ અ૦ પેટ ઉપસી આવવું ૨ લોહીનું પાણી થઇ જવું.લાલી ઉડી જવી;ફેફર ચઢવી
ડેર, પુ૦ ગોળીના કાંઠા પરના જે લાકડાં ર્‌વૈ ફરે છે તે. ૨ સ્ત્રી૦ (ફા૦)વિલંબ,વાર, બોડી
ડેરાવું, ક્રિ૦ સ૦ ઉંઘથી ઘેરાવું, આંખો ઉંઘથી ડહોળાવી–મિંચાઈ જવી. [સૂંઘેલો દેવ–મેલી દેવતા
ડેરું, ન૦ દેરૂં, દેવસ્થાન. ૨. અનાર્ય લોકોનો
ડેરો, પુ૦ (હિં૦) તંબુ, કપડાનું ઘર.૨. મુકામ, ઘર, છાવણી, પડાવ. ડેરા દેવા—મુકામ કરવો, ૨. અડગ પથારી. [છે તે,ડબું,હરેડી, હેરો
ડેરો, પુ૦ તોફાની ઢોરને ગળે જે લાકડું બાંધે
ડેલી, સ્ત્રી૦ ડહેલી, ખડકી, પડાળીનો ભાગ. ૨. દેવડી, પોલીસ ચોકી
ડેલું, ન૦ મોટા બારણા–દરવાજાવાળું ગાડીઘોડા રહે તેવું મકાન, તબેલો.૨ ખડકી;નાની પોળ
ડેલો, પુ૦ ડેલું [મૂરખ, જંગલી માણસ.
ડેહેકાણી, પુ૦ (ફા૦ દિહકાન) ગામડિયો. ૨
ડૈયાં, ન૦ કંઇ નથી મળવાનું એમ કહેવા મૂઠી વાળી અંગુઠો બતાવી 'ડૈયા' કહે છે તે;ઠામ
ડોઇ, સ્ત્રી૦ લાકડાના અથવા લોખંડના ઉભા દાંડાવાળો તાંબા પિત્તળનો જે મોટો વાડકો તે
ડોઇયો, પુ૦ નાળિયેરને કોતરી કરેલું જે ઠામ;તે. ૨. નાળિયેરના જે ખોખામાં હુક્કાનો મેર ઘા લવામાં આવે છે તે, ઉલેકા ૩. ગોળીમાંથી પાણી લેવાનો ઉલેચણો,ડોઇ,ડોયો. ૪ હાથો,મોટો ખીલો, ગરજો [ગળું,ગરદન;કોટ
ડોક, સ્ત્રી૦ ધડ અને માથા વચ્ચેનો અવયવ તે,
ડોકરી, સ્ત્રી૦ ડોશી,ઘરડી સ્ત્રી(ગુજરાતમાં).
ડોકરો, પુ૦ બુઢ્ઢો,ડોસો. [ની ચમચી
ડોકલી, (ડોખલી) સ્ત્રી૦ પળી; ઘી તેલ કાઢવા
ડોકાબારી, સ્ત્રી૦ દરવાજાના એક બારણામાં નાની બારી હોય છે તે. ૨ ડોકાવીને જોવાય તેવી બારી
ડોકાવવું, ક્રિ૦ સ૦ ડોકું બહાર કાઢીને જોવું.
ડોકાવું, ક્રિ૦ અ૦ વારંવાર ડોકિયાં કરવાં,ડોકાં કાઢીને જોવું
ડોકિયું, ન૦ ડોકું બહાર કાઢીને જોવું તે,નજર.
ડોકી, સ્ત્રી૦ ડોક, ગળું,ગરદન. ડોકી ધુણાવવી —માથું હલાવવું, હા અથવા ના કહેવી.
ડોકું, ન૦ માથું, મસ્તક, શિર, ખભાથી માથા સુધીનો ભાગ. ૨ ડોકિયું, નજર. ડોકું ઘાલવું–
ડોકો,પુ૦ ડડખનો સાંઠો, મલોખું. [માથું મારવું.
ડોખલ, સ્ત્રી૦ નાના બાળકોનું ટોળું;ભરકુશ, ભુ-જરવાડ, વેજા. [ઉભા ઘાટનો ઘડો,ઢોચકું.
ડોઘલું ન૦ (ફા૦ ડેગ) માટીના પહોળા મોંનો
ડોઘલું,વિ૦ અણસમજુ, ભોળું;બહુ ઉંડી ચતુરાઈ
ડોઘો, વિ૦ મૂરખો; સભો, બોથડ. [ વગરનું.
ડોચકું, ન૦ ડોકું; માથું ૨. ટોચ; શિખર
ડોટ, સ્ત્રી૦ દોડ,ઉતાવળે દોડવું તે.
ડોટાવવું,ક્રિ૦સ૦ઝોકાવવું,ફટકા,મારીઉડાવવું.(દડો)
ડોટી, સ્ત્રી૦ એક જાતનું જાડું કપડું.
ડોટો, પુ૦ ફટકો,ઝપાટો,દડાને ગેડીનો માર
ડોડકું, ન૦ તુરિયાની એક જાત. એ ફળ ટુંકું ને આછા લીસા ૨ગનું હોય છે. ડોડકાં ફોલવા– નિરુદ્યમી બેસી રહેવું, ધંધો રોજગાર ન હોવો
ડોડ, પુ૦ અમભ્રાટ, ભૈડ, રીસ. "આવડો બધો વહુજી ડોડ કોડ કોના ઉપર રાખો છો ?" ૨ સ્ત્રી૦ હોંશ, કોડ
ડોડવું,ન૦ કોઇપણ વેલાનું ઉગતું ફળ.૨.જિંડવું, કાલું.૩. એક જાતનું ડોડકાં જેવું ફળ.

ડાડવો, પુ૦ લહેર ભાતનુ ભરત ~~~~
ડાડળવાં, ન૦ ફૂલી ગયેલા આખના પોપચા
ડાડાવુ, ક્રિ૦ અ૦ કણુસલુ નીકળવુ,ડોડા આવવા
ડાડિયુ, ન૦ દોઢિયુ,પૈસો,જનાદિ,જે
ડોડી, સ્ત્રી૦ આકડાનુ ફળ ૨ એક જાતનુ શાક ૩ કુવારની વચમાની ડોડી ૪ કોણીની ઉપર પહેરવાનુ નાના પોટલિયાવાળુ ઘરેણુ ૫ પોટલિયો
ડોડુ, ન૦ ડોડીનુ ફળ.
ડોઢી, સ્ત્રી૦ મદિર અથવા મોટાઓને ઘેર પહેરાના માણુસોને બેસવાની પડાળી, દેવડી.
ડોડો, પુ૦ કેળ કેવડા વગેરેના ફૂલનો જથો પાખડીમા બિડાયલો હોય તે, કેળ કેવડા વગેરેનુ ફૂલ ૨ મકાઇ ૩ જુવારનુ કણુસલુ
ડાણી, સ્ત્રી૦ દોણી
ડાબરૂ, ન૦ ભાગેલુ ફુટેલુ માટીનુ વાસણુ
ડાબુ, ન૦ ભેશ,મહિષી ૨ વિ૦ બોથડ,અણુસમજુ,કઈ ન સમજે તેવુ, બુચટ ડોબા ચારવા -બિન આવડતનુ કામ કરવુ
ડાયાણુ, ન૦ કોળીકુ, દોતણુ, ડોરણુ.
ડાયો, પુ૦ ડોઇઓ
ડારણુ, ન૦ બોરિયુ(અગરખાનુ).૨ જોલણુ
ડાલ, પુ૦ [ ફા૦ ] કુવામાથી પાણી કાઢવાનુ ઉપર આકડો હોય તેવુ વાસણુ તે, આમડાની બોખ ૨ વહાણુની વચમાનુ ઉભુ લાકડુ, કુવો
ડાલકાચિંડા,પુ૦રાતા ગળાવાળો કાચિંડો,કાકીડો.
ડાલચી, સ્ત્રી૦ ટોપલી, સુડલી ૨ નાની ડોલ
ડાલવુ, ક્રિ૦ અ૦ [સ૦ દુલ્] હાલવુ ઝુલવુ, ઝોલા ખાવા ૨ પવન પાણીના જોરથી આમતેમ હાલ્યા કરવુ, ધુણાવુ, નમવુ ને ઉભુ થવુ ૩ વાકુ બોલવુ ફેરવવુ "બોલ્યા પછી દુખ થાય, નવ ડોલીએ જો" ૪ ચળવુ ખસવુ, 'મારૂં મન કોઇને દેખી ના ડોલે રે'
ડાલણિયુ, વિ૦ ઝોલા ખાતુ,અસ્થિર, ઝુલતુ
ડાલમડોલા, અ૦ આમતેમ ઝુલતુ હોય તેવુ, ઝુલતુ ડગુમગુ, અસ્થિર
ડાલર, પુ૦ એક જાતના ફૂલ
ડાલરિયો, પુ૦ જેની મજરી ડોલી રમણીયતા ઉત્પન્ન કરે તેવુ ફૂલઝાડ, હવાથી ઝુલતા રહેતા જિડવા કે ફૂલવાળુ ઝાડ.
ડાલુ, ન૦ ઝોકુ, ડળી જવાનુ તે, ઝુકીને નીચુ નમી જવુ તે ૨ ગોથુ, છક્કડ [૩ તાણુત
ડાલો, પુ૦ પેદાશ, નફો ૨ જરૂરનુ કામ.
ડાવું, ક્રિ૦ સ૦ રગડા જેવા પદાર્થમા ભેળી દેવુ, એકમેક કરી નાખવુ, બહુ હલાવી રગડો કરી મેલવો, ફેણુવુ
ડાસલા,ન૦ પૂર્વજોની યાદગીરી માટે પારસીઓ જે વાર્ષિક ક્રિયા કરે છે તે,સાવત્સરિક ક્રિયા ડાસલાં બેસવા-પડતી હાલતમા આવવુ,નુકસાનીમા આવવુ ૨ નાઉમેદ થવુ, હિમ્મત હારી જવી
ડાસી, સ્ત્રી૦ વૃદ્ધ સ્ત્રી, બુઢી બૈરી, ઘરડી સ્ત્રી ડાસી શાસ્ત્ર-ઘરડાં બૈરાએ પાડેલી સાસારિક રૂઢિઓ, બૈરક શાસ્ત્ર ડાસી મારવી-સહેલુ કામ કરવુ ૨ લાબશી કરવી, લોટ બાફવો ડાસીનો રેટિયો-ધીમુ ધીમુ પણુ નિયમિત ચાલતું કામ
ડાસીવાણિયો, પુ૦ કપડાનો વેપારી
ડાસુ, વિ૦ ઘરડુ, વૃદ્ધ
ડાસુડગરૂ, ન૦ ડાસો-ડોસી જે ઘરડુ હોય તે ૨ વિ૦ છેક અશક્ત ને ઘરડુ, ઘરડુવરડુ
ડાસો, પુ૦ ઘરડો પુરૂષ, બુઢ્ઢો, વૃદ્ધ
ડાહ, પુ૦ [સ૦ સદોહ] ઉડા પાણીનો ખાડો, ધરો ૨ પાણી ભરાઇ રહેતુ હોય તેવો ખાડો, મોટુ ખાબોચિયું
ડૌળ, ન૦ આકાર, ઘાટ, ઠાઠ ૨ ચહેરો, છબી, સુરત, આકૃતિ ૩. તરેહ, રીત ૪ ચિહ્ન નિશાન ૫ ઢોગ સ્વાગ, ભભકો, આડબર
ડાળ, પુ૦ [ડાળો] તુવેર-વગેરે કઠોળ ભરડતા રહેલો જે આખો દાણો તે ડોળ કાઢવા-અધમખોખરૂં કરવુ, અધમુઉં કરવુ, થકવી દેવુ, ૨ મહુડાનુંબી ૩ વિ૦ મૂર્ખ, અભણુ ૪ ગાગડુ, નહિ સુધરેલો
ડૌળદમાક, પુ૦ ભભકો ઠાઠમાઠ, આડબર
ડૌળઘાલુ, વિ૦ ડોળી, બેડસાઇ કરનારૂં ૨ દભી, દાભિક કપટી, ઢોગી [ચાળવાની ચારણી.
ડાળચાળણી, સ્ત્રી૦ દાળમાંથી આખા દાણા

ડૌળદાર, વિ૦ સારી આકૃતિવાળુ, સારૂ દેખાતુ
ડોળવા, પુ૦ ધાણીમા ફૂટયા વગરના જે દાણા તે, ઓગણુ ૨ બાળવાના વગર ચીરેલા કડકા
ડૌળવવું, ક્રિ૦ અ૦ આકાર કરવો, ઘાટ લાવવો, ડોળિયુ કરવુ
ડૌળવું, ક્રિ૦ સ૦ ઘુમરડવુ, વલોવવુ, ડહોળવુ ૨ આખને બહુ ચોળવી, છણવુ ૩ બહુ ચુ-થવુ, ફેલાવવુ, વધારવુ, "તેણે બહુ વેપાર ડોળ્યો છે" [ડાવી કાઢવુ, નિડોળવુ.
ડોળવું, ક્રિ૦ સ૦ હલાવીને ઉપર ઉપરથી ગબ-
ડોળિયું, ન૦ મહુડાના ડોળનુ તેલ ૨ રૂપરેખા, નમુનાનો નકશો ૩ મુસદ્દો
ડોળી, સ્રી૦ [સં૦ દોલા] ઉનકી લઇ જવાની એક તરેહની ઝુલતી માચી. ૨ મોંકાણુ, કાણુ, માઠા સમાચાર ૩ વિ૦ દળી, આડબરી
ડોળો, પુ૦ [હે૦ દે૦ ડોલો] આખનો વચલો ભાગ, આખનો કાચ ૨ આખ, ચક્ષુ ૩ દૃષ્ટિ, નજર ૪ ધ્યાન,નિધા,લક્ષ.૫.પિંછામાનો ચાલ્લો.૬ દોહદ ૭ ઓઝણુ, પહેલુઆણુ. ડોળા ઉઘડવા-ચાનક લાગવી, અક્કલ આવવી, આખ ઉઘડવી, ભાન આવવુ ડોળા ઉંચે-જવા-મગરૂરીમા રહેવુ, તોર આવવો ડોળા ખેચાવવા-વાટ જોવડાવવી, ખોટી કરવુ,આખ તણાવવી ડોળા કાઢવા-ગુસ્સો કરવો, કોપાયમાન થવુ. ડોળો ચસકવો-કોઇનુ સારૂં દેખી તે લેઈ લેવાની દાનત થવી "દ્રવ્યથી દેશના રાજાનું મન ચમકે છે, અને પરદેશના રાજાનો ડોળો ચસકે છે."—સરસ્વતીચંદ્ર
ડોહોળો, પુ૦ રગડો, જાડુ પ્રવાહી.

## ઢ.

ઢ, પુ૦ પચ્ચીસમો મૂળાક્ષર, ડ નો મહાપ્રાણ. ૨. ઠોઠ, કંઈપણ ન આવડતુ હોય તેવા માણ-સને ઢ કહે છે, જડસો, બુચટ, અક્ષર શૂન્ય
ઢઉઓ, પુ૦ રાડનો દલાલ,ભડવો,મધ્યસ્થ,કુટણો
ઢઉઓ, વિ૦ બાયલો, નામર્દ.
ઢકાર, પુ૦ ઢ અક્ષર ને ઉચ્ચાર
ઢગ, પુ૦ ગંજ, ઢગલો, ટેકરો
ઢગરા-રે, ન૦ કુલ્લાં, નિતબ, થાપા.
ઢગરો, ન૦ કમ્મરની નીચે ગાડની આજુબાજુ-ના માસવાળા બે અવયવોમાંનો એક, કુલો, નિતમ્બ. ૨ સિપાઈ (હલકા પગારનો) [થોડુંથોક
ઢગલી, સ્રી૦ નાનો ઢગલો.
ઢગલેઢગલા, વિ૦ ઘણુએ; પુષ્કળ, જથાબંધ,
ઢગલો, પુ૦ કોઈ વસ્તુનો એક ઠેકાણે કરેલો ઢગ, અબાર, જથો ૨ ટેકરો ૩. પુષ્કળ, બહુ, ઘણુ ઢગલો થઈ પડવુ-થાકીને લોથ થઇ જવુ, અશક્ત થઇ જવુ ઢગલો વળી જવો-ઢગલો થઇને અચેતન પડવુ, નખાઇ જવુ
ઢકાવું, ક્રિ૦ અ૦ ઉઘાડુ હોય તે બધ થવુ, વસાવુ, 'બારી ઢકાઇ' ૨ ઉઘાડું-જાહેર-ચાલતું હોય તે બધ પડવુ, ચર્ચાતુ બધ પડવુ; ૩ છાનુ રહેવુ, વિસારે પડવુ ૪ ગુપ્ત રહેવુ; ઓઠે પડી જવુ ૫ આચ્છાદન થવુ
ઢગ, પુ૦ જેમાંથી નિયમ, સુઘડતા, આવડ ને ચારિત્ર જણાઇ આવે તેવી વર્તણુંક, રહેણી કરણી ૨ ચાલ, વર્તન, આચરણ. ઢગ ધડા વગરનુ-ઠામ ઠેકાણા વગરનું,વાદ ઠી, પાયા વગરનુ.
ઢગો, પુ૦ બેવકુફ, મૂર્ખ, કમ અક્કલનો. ૨ બેલ
ઢચરો, પુ૦ ઘરડો માણુસ ૨ ડોસો; ખડુસ
ઢચુપચુ,વિ૦ઢચુપચું,અનિશ્ચિત, અકળદ રાખેલુ
ઢચ્ચર, વિ૦ બહુ ઘરડું, ખોખાજેવુ, 'ઘરડુ ઢચ્ચર'
ઢઢણાવવુ,ક્રિ૦સ૦ધમકાવવુ,૨ ગજાવવુ;વગાડવું.
ઢઢો-ઢ્ઢો, પુ૦ ઢ, અક્ષર શૂન્ય; જડસો, ઠોઠ. ૨ પતગનો વચલો સળિયો
ઢણકવું, ક્રિ૦ અ૦ રઝળવુ, વગર કામે ભટકવુ, હરાયા ઢોર જેવુ રખડવુ.
ઢણઢણ, અ૦ ઢોલનો થતો અવાજ
ઢણઢણવું,ક્રિ૦ અ૦જોસમા ને જોરથી બધુ સાથે હાલવું. ૨ વાગવુ.
ઢણઢણાવવું, ક્રિ૦ સ૦ ઢણઢણે તેમ કરવુ, જોર-મા હલાવવુ ૨ જોસમા વગાડવુ, ધમધમાવવું; ગજાવવુ, કંપાવવુ [ટંડેલ, ઢંઢેર.
ઢંઢાર, વિ૦ મોડુ, ખાલી ને બિહામણું; ગમાર;
ઢંઢેરો, પુ૦ ડાડી થાળી પીટીને લોકમાં જાહેર

કરવુ તે ૨ (રૈયતને માટે સરકાર તરફનુ ) જાહેરનામુ. ૩. ડાંડી,પ્રખ્યાપન ઢંઢેરો પીટવો–જાહેર કરવુ, ખુલ્લુ કરી દેવુ ૨ ફજેતી કરવી

ઢંઢોળવું, ક્રિ૦ સ૦ પકડીને આમ તેમ ખૂબ હલાવવુ ઉંઘતાને હચમચાવવુ

ઢબ, સ્ત્રી૦ કોઇ પણ ક્રિયા સબધી ખાસ રીત, છટા, તરેહ, વલણ, ૨ ઘાટ, દેખાવ [ચાળો

ઢબછબ, સ્ત્રી૦ રીતભાત, પદ્ધતિ, લછણ છટા,

ઢબવુ, ક્રિ૦ અ૦ પાણીમા તરતા હાથ પગ હલાવવા. ૨. ડુબવુ; બુડી જવુ ૩ મરી જવુ

ઢબુ, સ્ત્રી૦ ઢિંગલી, ઢબુડી; બાળકી

ઢબુ(ઢબ્બુ), પુ૦ તાબાનો બેવડિયો પૈસો 'ટકાની ડોસી ને ઢબુ મુડામણ ' ૨ માયલો, નામર્દ

ઢબુકવુ, ક્રિ૦ અ૦ વાગવુ, ઢોલનુ ઢમઢમ થવુ

ઢબુડી, સ્ત્રી૦ ઢબુ, ઢિંગલી

ઢબુડવુ, ક્રિ૦ સ૦મારવુ, ઢીબવુ પીટવુ. ૨ થાબડવુ (વહાલમા). ૩. લુગડાથી ઢાંકવુ, ઓઢાડવુ

ઢબુલો, પુ૦ ઢિંગલો ૨ ભોટ, ઢોઠ, ઢબુના જેવો

ઢબુવો, પુ૦ ભડવો, ફૂટણો, ૨ ઢબુ ૩ જાડોને જડ એવો જે તે

ઢબાઢુડી, સ્ત્રી૦ એક જાતની રમત

ઢબો, પુ૦ ભડવો ૨. મૂર્ખ, બેવકુફ

ઢમકવું, ક્રિ૦ અ૦ ઢોલનુ વાગવુ–ખડખડવુ

ઢમકારો, પુ૦ ઢોલનો અવાજ, ધમકારો

ઢમકો, પુ૦ ઢોલની ગર્જના, નાદ

ઢમઢમ, અ૦ પડઘમ વગેરેનો અવાજ, ડમડમ

ઢમઢોલ, વિ૦ બહારથી મોટુ દેખાતુ પણ અદરથી પોલુ " ૨. ઉપ ના દેખાવનુ ખાલી

ઢરડવુ ક્રિ૦ સ૦ ઘસડવુ, ખેંચવુ તાણવુ

ઢસરડવુ, ક્રિ૦ સ૦ તાણવુ; ખેંચવુ ૨. પરાણે લઇ જવુ. ૩. ઘસડવુ [નો ભાર

ઢસરડો, પુ૦ કામનો બોજો;નિત્ય કરવાના કામ

ઢસલુ , વિ૦ ભોળુ, નિષ્કપટી, કાચા કાનનુ;ઢસોર

ઢસુ , ન૦ રેતીનો દડ, ઝીણી રેતી.

ઢસોર, વિ૦ લાગણીઓ બહેર મારી ગયેલી હોય તેવુ, લાગણી રહિત, નિર્લજ ૨ એદી, આળસુ ૩ ભોળુ, નિર્મિમાની.

ઢહુ, વિ૦ પોચુ, ઢીલુ. ૨ દમ વગરનુ, રામ વિનાનુ " હિસાબમા ઢહુ છે "

ઢળકતુ , વિ૦ વાકુ, આડુ પડતુ, ઝુલતું, લબડતુ

ઢળકવુ, ક્રિ૦ અ૦ ઢળતુ રહેવુ, લટકવુ, ૨ નમતુ હોવાથી સુદર દેખાવુ

ઢળવું, ક્રિ૦ અ૦ પ્રવાહી પદાર્થે બહાર નીકળી જવુ, ૨. નીચે પડવુ ૩ વાકુ વળવુ, નમી–ઝુલી જવુ ૪ બીબાથી અમુક આકારમા ઉતરવુ ૫ લલચાવવુ ૬ સરવુ,લપસવુ [ઢોળાય તેમ કરવુ

ઢળાવવુ, ક્રિ૦ સ૦ભરાવવુ,આકાર પડાવવો ૨

ઢળિયુ , ન૦ ઢેફુ ૨ રોડુ

ઢળ્યા, વિ૦ છોકરાને તેની મા લાડમા એ શબ્દે ગાળ દે છે મુઆ, રડયા, પીટયા

ઢાકણ, ન૦ જેથી વસ્તુ ઢંકાતી હોય તે ઢાકણુ ૨ ( લાક્ષણિક ) દોષનુ સવરણ કરનાર, રક્ષક " બાપનુ ઢાકણ બેટડો ને ઘરનુ ઢાકણ નાર " ૩ આચ્છાદન, આવરણ, પટલ.

ઢાકણિયું, વિ૦ જેના પૂછડાના ગુચ્છાની અદર ધોળાવાળ હોય તે 'ઢાકણીઓ બળદ ' ૨ ઢાકનારૂ

ઢાકણી, સ્ત્રી૦ [ હે૦ દે૦ ઢક્કણી ] માટીના વાસણ ઉપર ઢાકવાનુ છાછરૂ કોડિયુ, શકોરૂ ૨ ઢીચણની ખોપરી ૩ ઢાકણ, આચ્છાદન

ઢાકણુ , ન૦ ઢાકવા કરેલો ઘાટ,ઢાકણ, આવરણ, આચ્છાદન ૨ સરક્ષણ, રક્ષણ

ઢાકપિછોડો, પુ૦ વાતને ચર્ચાતી બધ કરવાની જે જુકિતઓ–કાવાદાવા તે, દોષને ઢાકવાની તજવીજ સબબ બતાવી ઉડાવી દેવુ તે, છાવરવુ તે ૨ છોકરાઓની ટપલાબાજીની એક રમત

ઢાકવુ, ક્રિ૦ સ૦ ઉઘાડુ હોય તેને બધ કરવુ, આવરવુ ૨ ઓરાડવુ ઉપર પાથરવુ ૩ છુપાવવુ, સતાડવુ દષ્ટિએ પડવા ન દેવુ ૪ ચર્ચા બધ પાડવી,દાબી દેવુ. ૫ હશે એમ કરી ઉડાવી દેવુ, માડી–ભૂસી વાળવુ, ઢાકી નાખવુ.

ઢાંકોઢુમો, પુ૦ [ ઢાંકવુ + ઢુડવુ ] બધ કરવુ વગેરે કામ તે, ઉઘાડુ હોય તે ઢાકવુ

ઢાકયુ , ન૦ ઢાકેલુ, છુપુ ' ઢાકયુ ભાણુ. '

ઢાખર, અ૦ ઢોગની સાથે વપરાતો નિરર્થક શબ્દ

**ઢાંગરૂ**, ન૦ મોટી જાડી કાકડી, આરિયુ.
**ઢાંઢું**, ન૦ મરી ગએલુ ઢોર ( જેમ બળદ )
**ઢાંઢો**, પુ૦ મોટો બળદ, મોટો ખોખ બળદ
**ઢાકઢોળ**, પુ૦ ડોળ, આકાર, ઘાટ.
**ઢાકળો** પુ૦ડહાપણ, સમજદારી ૨ શરમ, નમ્રતા, લાજ, વળોક, વિવેક ૩ વર્તણુક, ઢગ, ભલી વાર, ઠેકાણું
**ઢાઢી**, પુ૦ ચાળા પાડી વખાણ–નિંદા કરી ગાઈ બજાવી પેટ ભરનારા એક જાતના લોક "ભાટ, ચારણ, ઢાઢી વગેરે." ૨ સરણાઈ વગાડનારો ૩ એક પ્રકારનો ( ભવાઇમા ) માગણનો વેશ. ૪ સ્ત્રી૦ દાઢી
**ઢાલ**, સ્ત્રી૦ ( સ૦ ) કાચબાની પીઠનુ અથવા ગેંડાના ચામડાનુ બચાવ કરનાર હથિયાર ૨ સહાય કરી શત્રુથી રક્ષણ કરનાર ' સજ્જન એસા કીજિયે ઢાલ સરીખા સોય, સુખમે રેહવે પીઠપે, દુ ખમે આગે હોય " [એક જાત
**ઢાલગર**, પુ૦ ઢાલ બનાવનાર, ડબગર, મોચીની
**ઢાળ**, પુ૦ ઉંચેથી થોડી થોડી નીચે જતી જમીન, ઢળતી જગા–ઉતાર, ઢોળાવ. ૨. એવો કોઇપણ ઘાટ. "છાપરાનો ઢાળ " ૩ ઢાળકી; ઢાળકો (અખામા). ૪ કળતર, અંદાજ; થોડા ચાસ કાપી જોઇ આખા ખેતરના પાકનો અડસટો બાંધવો તે ૫ ઢબ, રાહ ( કવિતામા ) ૬. ઢગ ૭. કોઇપણ જાતની લેવડદેવડ કે ખાધા ખવરાવ્યાનો વ્યવહાર, સભા, સબંધ ૮ ચાલ; રીતભાત. ૯ યોગ, તાલ, સંધિ ' ઢાળ ઉતરવો તાલ બેસવો, પ્રસગ મળવો [લગડી તે
**ઢાળકી**, સ્ત્રી૦ સોના રૂપાને ગાળીને પાડેલી જે
**ઢાળકો**, પુ૦ મોટી ઢાળકી ૨. ઢગ, બુદ્ધિ, સમજણ "એનામાતો કશોએ ઢાળકો નથી " ૩. કામકાજની સફાઈ–આવડ.
**ઢાળણી**, સ્ત્રી૦ અનાજને ઢાળવુ તે, કાપણી
**ઢાળવુ**, ન૦ હોળી વગેરેના ગેરૈયા સાલા ઉપર જે લુગડુ બાંધે છે તે
**ઢાળવું**, ક્રિ૦ સ૦ પાકેલા કરસણને નીચે પાડવા; કાપવુ, કાપણી કરવી. ૨. ટીપા રૂપે પાડવુ. જેમ વવુ " આંસુ ઢાળવા. " ૩ નીચે નાખવુ પાથરવુ " ખાટલો ઢાળવો " ૪ ગાળીને ઢાળકી પાડવી; ઓટવુ ૫ કળતર કરવુ, ઉભા પાકનો અંદાજ કાઢવો ઢાળી દેવુ–રસ ઠારવો
**ઢાળિયુ** ન૦ઢાળવાળુ છાપરૂં,કાતરિયુ ૨ ઢાળકી.
**ઢાળિયો**, પુ૦ કાપણી કરનારો. ૨. જળમાર્ગ પાણીનો નળ, પાણીને જે ઠામથી લઇ જવામા આવે તે ૩. પાસલો
**ઢાળો**, પુ૦ ઢગ, અંકુશ ૨ આરામ; વિસામો ઢાળો કરવો—વિશ્રામ લેવો, મુસાફરીમાં વિસામો
**ઢિક**, સ્ત્રી૦ ગોથુ.૨ ઢીકા,ચાબટ. [-બચાવ કરવો
**ઢિકણી**, સ્ત્રી૦ પૌવા ખાંડવાની ખાંડણી.
**ઢિકણુ**, વિ૦ અમુક ફલાણુ, કોઈ એક
**ઢિકપાટુ**,ન૦ તમાચા અને લાતોનો માર મારવો તે
**ઢિકવો**, પુ૦ નદી કે તળાવમાં ઢિચણપુર કરેલો ખાડો ૨. ખેતરમા પાણી લેવા કરેલો ઉલાળિયો ઝીલો [મિ સેલ
**ઢિગડમલ**, પુ૦ જાડો મજબુત મલ્લ જેવો માણસ;
**ઢિગઢિગી**, સ્ત્રી૦ ડુગડુગી; એક વાદ્ય.
**ઢિંગલી**, સ્ત્રી૦ પુતળી,છોડીઓને રમવાનુ રમકડુ, બાવલી ૨ ઢિંગણી નાજુક બાંધાની સ્ત્રી.
**ઢિંગલો**,પુ પુતળુ ,બાવલુ ૨ ગટકી,ઢિંગણો પુરૂષ.
**ઢિચ**, સ્ત્રી૦ પીનામાં અકરાંતિયાપણું; ઠાંસવુ તે
**ઢિચણ**, પુ૦ જાંઘ ને પગનો નળો એ બેને જોડનાર હાડકુ, ઘુટણ
**ઢિંચણપૂર**, વિ૦ઢિચણ જેટલુ ઊંડુ. [ટેકણિયુ.
**ઢિચણિયુ**, ન૦ ઢિચણ નીચે મૂકવાનો તકિયો,
**ઢિચણિયું**, વિ૦ જેના પુછડાની દાંડી ઢિચણે અડતી હોય તે ૨ ઢિચણ જેટલું.
**ઢિચવું**, ક્રિ૦ સ૦ ખૂબ પીવુ, પીપી કરવું; ઠાંસવુ.
**ઢિચા**, ન૦ સાહાચારનો આંક.
**ઢીક**, સ્ત્રી૦ હડકો ઠુંસો–ગડદો, મુકી. ૨ ગોથુ; ઢોરમા માથાનો હડસેલો
**ઢીકડુ–લુ**, ત્રિ૦ ફલાણુ, અમુક
**ઢીકલી**, સ્ત્રી૦તોપના જેવુ અસલના વખતનુ દુશ્મન ઉપર પથરનો મારો કરનારું યંત્ર.
**ઢીકો**, પુ૦ મુકી; ગડદો

**ઢીગાર**, પુ૦ ઢગ, ઢગલો
**ઢીચ**, વિ૦ ઢીમચા જેવુ જાડું ને કઠણ તે
**ઢીઠ**, વિ૦ ધીટ, બેશરમ, દઢ
**ઢીમા**, સ્રી૦ સોનાની લગડી-ગોળી
**ઢીમચુ**, ન૦ ઘેર થાપેલી કચરાની જાડી કોઠી ૨ ઢીમસુ ૩ ઢીંગણુ ૪ ઢીમણુ
**ઢીમણુ**, ન૦ વાગવાથી કે જીવડાના કરડવાથી ઉપસી આવી થયેલો જે કઠણ ભાગ તે ૨ ખુદવાનો લાકડાનો કડકો
**ઢીમર**, પુ૦ માછી, માછલા પકડનારો, ૨. ખારવો
**ઢીમસુ**, ન૦ લાકડાનો જાડો ને પહોળો કકડો, [ખોડચુ, ઢીમચુ
**ઢીસુ**, ન૦ ઢીમણું, જુઓ
**ઢીલ**, સ્રી૦ વાર, વિલબ, ખોટી ૨ ઢીલુ મૂકવુ કરવુ તે 'ઢીલ મૂક' ૩ ઠડાશ, આળસ, સુસ્તાઇ, બેપરવાઇ, બેદરકારી [૨ પોચુ, નરમ સ્વભાવનુ.
**ઢીલગડુ**, વિ૦ બીકણુ, હિમતવગરનુ, ભડકણુ,
**ઢીલુ**ં, વિ૦ તગ ન હોય તેવુ, નરમ, ઝુલતુ ૨ રગડા જેવુ, પ્રવાહી ૩ કમજોર, સુસ્ત, નરમ. ૪ પોચુ, સજડ નહિ તેવુ ૫ હિમત રહિત, પોચી છાતીનુ, **ઢીલી** દોરી-રહેમ નજર, મરજી મુજબ કરવાની થોડી છૂટ
**ઢુકડુ**, અ૦ પાસે, નજીક, કને.
**ઢુકવુ**, ક્રિ૦ સ૦ ઢુઢવુ, શોધવુ, ખોળવુ
**ઢુગ**, પુ૦ ઢોગ, ફેલફતવા
**ઢુંગલુ**, ન૦ નાના રોપા-છોડની આસપાસ કરેલી ઝાખરાની વાડ તે, ઝરડાઝાખરાની ગુફા.
**ઢુગવું** ક્રિ૦ સ૦ ખાવુ
**ઢુગુ**, ન૦ (રમતમા) બે પક્ષમાનો એક.
**ઢુડવુ**, ક્રિ૦ સ૦ ઢુકવુ, શોધવુ, ખોળવુ
**ઢુડી**, સ્રી૦ છોકરાની એક રમત, ઘટી ખીલડો
**ઢુઢિયો**, પુ૦ શ્રાવક ધર્મનો એક સપ્રદાય ૨ એ ધર્મનો પુરૂષ. ૩ મેલો, ગદો રહેનારો માણુસ
**ઢુઢણી**, સ્રી૦ એક જાતની રમત, ખોડિયો પાડો
**ઢુઢવું**, ક્રિ૦ સ૦ (સ૦ ઢુઢ્) શોધવુ, ખોળવુ, શોધી કાઢવુ, તપાસવુ
**ઢુઢસાં**, ન૦ બાજરીના દાણા વગરના કણુસલા
**ઢુઢુ**, ન૦ બાજરીનુ ખાલી કણુસલુ
**ઢુણુસા**, ન૦ ઢુઢા. થોથા, કણરહિત કણુસલું. ૨ ધૂળ, કઇ નહિ (એ અર્થમા). [ફોતરા
**ઢુસાન**, ન૦ થોથ, ઝીણા ઘાસનો જથો, પોચ,
**ઢુસો**, પુ૦ ઢુઢા ૨ ભુકો, લાકડાનો ગર; વહેર. ૩ ઘઉંનો જાડો મોટો ભાખરો ૪ જાડો કામળો, ગરમ ઓઢવાનુ જાડુ કપડુ
**ઢુકવુ**, ક્રિ૦ અ૦ પાસે જવુ, નજીક જવુ
**ઢુડાં**, ન૦ ઢુઢસા, કણ વગરના થોથા
**ઢૂસ**, સ્રી૦ ઢૂસ, શક્તિ ગળી જવી તે. ૨ ફુસ, પોચુ [બોલે તેવુ
**ઢુકડુ**, અ૦ પાસે-નજીક હોય તેવુ
**ઢેક**, વિ૦ તાજુ, ગબ્બર, પૈસેટકે ભરપૂર.
**ઢેકવો**, પુ૦ કુવામાથી થોડી મહેનતે પાણી કાઢવાનો યત્ર
**ઢેકુડી**, સ્રી૦ નાનો ઢેકવો
**ઢેગી**, વિ૦ આળસુ, સુસ્ત, એદી
**ઢેચલો**, પુ૦ કાળુ ને લાબી પૂછડીવાળુ એકપક્ષી
**ઢેક**, વિ૦ છેલ્લુ. (રમતમા વપરાય છે)
**ઢેકલી**, સ્રી૦ નાનો ઢેકો, ગડબ, નાની ગાઠ ૨ નાની ટેકરી ઢેકલો—ઢેકો, ખુધ
**ઢેકાઢૈયા**, પુ૦ ખાડાખુબડા, ખાડાખૈયા, ઉચાનીચી
**ઢેકુટ**, સ્રી૦ માથાકૂટ, માથાફોડ ૨ પચાત [જમીન
**ઢેકો**, પુ૦ સપાટી ઉપર એકાદ ઠેકાણે ઉપસેલો દેખાતો જે ભાગ તે, ખુધ ૨ કમ્મરના આંકાડા; કુલો, હાડકુ "કામમા ઢેકો તો નમતોજ નથી"
**ઢેડ**, પુ૦ ગલીચ ધધો કરનારી એક જાત ૨. ખરાબ નીચ સ્વભાવનો માણસ હલકો પાજી મલિનવૃત્તિનો માણસ, લડવાડિયો ૩ ક્રોધ. ૪ વિ૦ અશુદ્ધ, ભ્રષ્ટ, સકર 'ઢેડગુજરાતી'
**ઢેખાળી**, સ્રી૦ ઇટનો ભુકો, નાની ઇટ
**ઢેખાળો**, પુ૦ ઇટનો કકડો, જુની કઠણ પણ ખડિત એવી ઢોચાતી રહેલી ઇટ તે, રોડુ ૩ કઇ નહિ, ધૂળ (એ અર્થમા) ઢેખાળા માફક અથડાવુ-કઈ પણ ફળ વગર ટીચાવુ
**ઢેડફજેતી**, સ્રી૦ ઢેડ જેવી નીચ જાતની પેઠે ઘડીમા લઢી ઘડીમા એકઠા થવાથી લોકમા જે વગોણું થવુ તે, સહેજસાજમા ગાળો ભાડી લઢવુ ને વળી એક થઈ જવુ
**ઢેડવાડા**, પુ૦ ઢેડ લોકોને રહેવાનો મહોલ્લો. ૨.

ગદી—અસ્વચ્છ જગા, ૩ તકરારી,જંપવા ન દે તેવુ માણસ ૪ ગંદકી, કચરોપુંજો
ઢેડાઉ, વિ૦ ઢેડ સંબંધી, ઢેડે વણેલુ, જાડુ, ગામઠી સાદી બનાવટનુ
ઢેડિયાવાળુ, ન૦ હલકી જાતનુ ટોળુ ૨ નીચ લોકની પેઠે ગાળાગાળી કરનાર
ઢેડી, વિ૦ ઢેડાઉ ૨. સ્ત્રી૦ ઢેડની સ્ત્રી
ઢેડિયો, પુ૦ ઢેડ. [ ૨ ધાડુ, ટોળુ
ઢેડુ, ન૦ (વાડુ) એઠી બાજ લુટનારા ભિખારી
ઢેડું, વિ૦ ઢેડલોકે વણેલુ ઢેડાઉ
ઢેડો, પુ૦ ઢેડ. ૨ હલકો, પાજી
ઢેપલી, સ્ત્રી૦ થેપલી, ચપટુ ઢેફુ
ઢેપલુ, ન૦ નાનુ ઢેપુ—ચોસલુ, ચકતુ,દબ્બુ ૨ સુજેલો શરીરનો ભાગ [ દગડુ, રોડુ
ઢેપુ, ન૦ બાઝી ગયેલુ મટોડુ, ચોસલુ, ગડબ,
ઢેફુ, ન૦ દબાણથી બાઝી ગયલી જે મટોડી તે. ૨. પથરો, રોડુ ૩. ચક્તું
ઢેબરિયો, વિ૦ ઘેરથી એક ટંક જેટલુ ખાવાનુ ભાથુ—ઢેબરા લઇ આવેલો લોક સમુદાય
ઢેબરૂ, ન૦ તળીને કે સેકેલો જાડો રોટલો ૨. મોટી જાડી તળેલી રોટલી. ઢેબરાં બાંધીને—ખાઇખપુચીને, ગાંઠનુ ગુમાવીને.
ઢેબો, પુ૦ સોજો ગડબ,ટેકરો [ઉપર પાય છે)
ઢેમણો, પુ૦ એક જાતનો છોડ (તેનો રસ રતવા
ઢેયડી, સ્ત્રી૦ ઢેડની સ્ત્રી.
ઢેર, પુ૦ ઢગલો. "દ્રવ્ય અધર્મે કીધો ઢેર, ઉપમા
ઢેરી, સ્ત્રી૦ ઢગલી. [દિવા એક કુબેર"—દયા૦
ઢેલ, સ્ત્રી૦ મોરની માદા, મોરડી.
ઢેશકું, ન૦ જાડો રોટલો ૨ લોળિયુ ૩.પોદળો
ઢેસરો—લો, પુ૦ ઢોરે જે પોદળો મુકયો હોય તે
ઢેંઢ, વિ૦ છેલ્લો. ૨ ઘણુંજ વાંકુ "વાંકુ ઢેંઢ"
ઢૈયુ, ન૦ મોટુ ઢેફુ, ગડબ, ભેખડ. ૨ પા ણીમાનો ખાડો [ખાચો. 'ઢેકાઢૈયા.'
ઢૈયો, પુ૦ ટેકરો; ભેખડોનો ઢગ ૨ ખાડો—
ઢોગ, પુ૦ ખરેખર હોય તેના કરતા બહાર જુદુ બતાવવું તે, ખોટો દેખાવ, દભ, આડબર ૨ પ્રપચ, ધુતારાપણું; કપટીપણું. ૩. મજાક,ઠઠ્ઠા; ચાળા. ૪ રમત, ખેલ, વેશધારીપણું. ૫ બહાનુ, મિષ. ૬. ધતિંગ, ખોટારૂ [૨. ધુતારો
ઢોગી, વિ૦ ઢોગ કરનાર દાંભિક, કપટી, દભી.
ઢોચ, વિ૦ ખખળી—જીર્ણ થઈ ગયેલું, ખખ
ઢોંચરૂં, ન૦ ટાઢુ અને સ્વાદ રહિત ખાવાનુ તે, ગોતું, ખાણુ. ૨ વિ૦ વાસી,બેસ્વાદ,ગોતા જેવુ
ઢોડફોડો, પુ૦ પત્થર ફોડનારો, સલાટ
ઢોંડો, પુ૦ પત્થર, પહાણો ૨ મોટો ઘરડો ખખ બળદ ૩ વિ૦ મૂર્ખ, જડસો, બેવકૂફ ૩.ખૂબ મોટો, મોટા હાડવાળો
ઢોકડું, ન૦ પોચી બાંધેલી રૂની ગાસડી. "રૂનું ઢોકડુ" ૨ કાયા, ખોળિયુ, શરીર, ઘોકડુ
ઢોકળા, પુ૦ અડદનો અને ચોખાનો લોટ ભેગો પલાળી આથી બનાવેલો પદાર્થ, ઇદડા. ૨ જાડા દમડા [વચ્ચેથી જાડુ વેલણુ
ઢોકળિયુ વેલણ, ન૦ પૂરી, રોટલી વણવાનુ
ઢોકળિયો, સ્ત્રી૦ મોટી જાડી સાકડી ઇંટો ૨ કોલેરાના રોગમા પગે ચઢતી ગોઠલીઓ, ગોટલા.
ઢોકળી, સ્ત્રી૦ દાળ સાથે બફાયલી નાની ભાખરી, બાટી દાળ સાથે બફાયલી નાની ભાખરી,બાટી.
ઢોચકી, સ્ત્રી૦ નાનુ ઢોચકુ, નાનો ઘડો.
ઢોચકું, ન૦ સાકડા મોનુ મટોડીનુ વાસણ; નાનો દેરિયો ૨ માથુ "ઢોચકુ ઉડાવી દેવુ"
ઢોડુ, ન૦ શાળમા વણવા સારૂ દોરા વિંટેલો
ઢોઢો,પુ૦સ્ત્રીની જનનેંદ્રિય [સાઠાનો નાનો કકડો
ઢોયણું, ન૦ છોકરાને સુવાની ઝોળી પહોળી રાખવાને માટે સામસામી લાકડાની કે વાસની કાણાવાળી ડીંગોરી ઘાલવામા આવે છે તે, ડોલણુ
ઢોર, ન૦ [સ૦ ધુર—ધુરા] ગાય ભેસ બળદ ઘોડા બકરા વગેરે ચાર ખાતા પશુ, જેને માણસ પોતાના ઉપયોગને માટે પાળી શકે છે તે, જનાવર. ૨ મૂર્ખ, અક્કલ વિનાનુ; ભરોડ, ગતાગમ વગરનુ ૩ માલ, મિલકત, ધન. "ચોર ઢોર મળ્યા ટોળે, હવે જુદું ચાલશે ?"—વલ્લભ
ઢોરઢાંક, ન૦ ઢોર વગેરેનો ખટલો, ઢોરઢાખર
ઢોલ, પુ૦ [સં૦] ઢમઢમ અવાજ કરનારૂં ગોળ ચામડુ મઢેલુ એક જાતનું વાદ્ય; નગારૂં; પટહ.

ટોલ વાગવુ—ઢમઢમ થવુ, જાહેર થવુ બંને તરફની ઢોલકી વગાડવી—બંને પક્ષમા ભળીજવું, ઉભય પક્ષનું મન સચવાય એમ કરવુ વાગતે ઢોલે જવુ—ફજેતી થવી,ફજેતી ફાળકે ચઢવી,વર ઘોડે ચઢવુ

ટોલક, સ્ત્રી૰ એક વાદ્ય, પખાજ લાકડાના એ-ખાની બંને બાજુએ ચામડુ મઢેલુ હોય તે વાદ્ય

ઢોલકી, સ્ત્રી૰ નાનુ ઢોલ નગારી ઢોલકી વગા-ડવી—નાચનારની પછવાડે ઉભા રહી વગાડવુ ૨ હાજી હા કરવુ, ખુશામતમા વખાણ કરવા

ઢોલકુ, ન૰ ઢોલકી જેવુ તેવુ ઢોલ

ઢોલડી, સ્ત્રી૰ રગેલો નાનો ખાટલો, પલગડી

ઢોલિયો, પુ૰ ખાટલો પલગ [ડનારો

ઢોલી, સ્ત્રી૰લગ્ન વગેરે શુભ કાયમા ઢોલ વગા

ઢોલો પુ૰ ધણી, વર, પ્રિયતમ, નાયક

ઢોલો, વિ૰ બેવકુફ, ખૂસટ, અઘટિત વાત જુએ સાભળે તો પણ જેના મનમા કઈ લાગેજ નહિ તે.

ઢોસુ, ન૰ કુસકુ

ઢોંસો, પુ૰ ઠુસો ૨ જાડો ભાખરો.

ઢોળ, પુ૰ તાબા પિત્તળના ઉપર સોના રૂપાનુ પાણી ચઢાવેલુ હોય તે ૨ થર ચઢાવવો તે

ઢોળવું, ન૰ ઢોચકુ, બેસણી વગરનુ લોટુ બાડ વગરનુ ઢોળવુ—અનિશ્ચિત સ્વભાવનુ,ફરી,જાય તેવુ.

ટોળવુ, ક્રિ૰ સ૰ પ્રવાહીને બહાર નાખી દેવુ, માહીથી બહાર પડે એમ કરવુ, વહેવરાવવુ ૨ વહેતુ મૂકવુ, ન ગણકારવુ, ધ્યાન પર લેવુ દરકાર ન કરવી, દૂર ખસેડી દેવુ, 'ધર્મ કર્મને મૂક્યો ઢોળી, વાળી વૈશ્ય કૃષિકારે ઝોળી.' ૩ વિઝવુ, પખો નાખવો મારા કાળજડાની કોર હુ તમને વિઝણુલે વા ઢોળુ '૪ ઉશેટી દેવુ, બરબાદ કરવુ નિરર્થક કરી કાઢી નાખવુ 'ખાટી છાશ ઉકરડે ઢોળવી' ૫. મેળવુ, લેખવુ

ટોળાણ, પુ૰ ઢળતો પ્રદેશ, ઢાળ ગરાડ, ઉતાર (જમીનનો) ૨ ઉતરતો ઘાટ

ટોળાવ, પુ૰ ઢોળાણ ઢાળ, ગરાડ

ટોળાવું, ક્રિ૰ અ૰ રેડાવુ ઢળવુ. ૨ છટાવુ ૩ ઉડવુ, વિઝાવુ.

ટોળી પાડવુ, ક્રિ૰ સ૰ ઢળી પડે તેમ કરવું; ઉપરથી નીચે નાખી દેવુ ૨ બીજાને શીર ઓળ-વવુ, જોખમ ઓઢાડવુ, ગળે ઘાલવુ ૩ નાશ કરવુ, જમીનદોસ્ત કરવુ, બરબાદ કરવુ

ટોળો, પુ૰ ઢોળાવ, કઢણ, ઢાળ

ઢોઓ-વો, પુ૰ નામરદ, અશક્ત, પોતાની બૈરીને પોતાના હુકમમા ન રાખી શકે તેવો પુરૂષ, પો તાની સ્ત્રીને ખોટે માર્ગે ચાલતી જોયા કરે તે માણસ, ભડવો, ઢોલો

---

## ણ.

ણ, પુ૰ છવ્વીસમો મૂળાક્ષર, પદરમો વ્યજનવર્ણ એથી શરૂ થતો કોઈ શબ્દ નથી

---

## ત.

ત, પુ૰ સત્તાવિસમો મૂળાક્ષર, સોળમો દ તરથાની વ્યજનવર્ણ.

તઉ, વિ૰ તૌ, તીખુ, જલદ, આકળુ.

તક, સ્ત્રી૰ (ફા૰) સધિ, જોગવાઈ, યોગ, અવ-સર, વખત ૨ લાગ, દાવ ૩ મોસમ, રત.

તકતક, અ૰ તેજ મારવુ, દીપવુ, ચકચક

તકતકવુ, વિ૰ તકતક થવુ, ચકચકવુ

તકતકવુ, ક્રિ૰સ૰ચકચકવુ,દીપવુ [પાતળી ચીપ

તકતી, સ્ત્રી૰ નાની ચોખુણ આકૃતિ; ચોકી ૨.

તકતો,પુ૰આઇનો, દર્પણ ૨ કાચનો મોટો કકડો

તકદીર,સ્ત્રી૰(આ૰)નસીબ,સર્જિત, છઠ્ઠીના લેખ

તકરાર, સ્ત્રી૰ (આ૰) સામ સામુ બોલવુ તે, ટટો, વઢવાડ, ઝઘડો વિવાદ, ભાજગડ, ચર્ચા ૨ કારણ હેતુ, દલીલ, સબબ ૩. વાદવિવાદ કરવાની રીત ૪ વાધો, વિરુદ્ધતા. ૫ માથા ફોડ, આગ્રહ

તકરારિયો, વિ૰ તકરાર કરનારો, માથાફોડિયો.

તકરારી, વિ૰ તકરાર કરનાર માણસ ૨ જેમા તકરાર હોય તેવુ (કામ)

તકલાદી-લેદી, વિ૰ (આ૰ તકલીદી) મજબુત નહિ તેવુ, જરાક અફળાયાથી ભાગી જાય તેવુ,

કમજોર, નાજુક, ફાવલુ ૨. કાચુ, ઉપરના ભભકાવાળુ, સોહામણુ. ૩ મ દાડીઉં,દુર્બળ,નબળુ

તકસીફ, સ્ત્રી૰(ફા૰) તસ્દી [ચૂક, ભૂલ, કસૂર

તકસીર, સ્ત્રી૰ ( આ૰ ) અપરાધ, ગુનો, વાંક,

તકાજો-દો, પુ૰ (આ૰) આપીને ઉઘરાણી કરવી તે. ૨ જબરદસ્તી કરવી તે, લાઘીને લેવુ તે.

તકાવવુ, ક્રિ૰ સ૰ નજરમા ઘાલવુ, તાકવુ ૨. લાગ જોયા કરવો, તક જોયા કરવી, ટમટમી રહેવુ. ૩ નિશાન માડતા શિખવવુ

તકાવી, સ્ત્રી૰ તગાવી [નજર રાખવી

તકાસવુ, ક્રિ૰ સ૰ લેવા-પચાવી પડવા ઉપર

તકિયો, પુ૰ ( ફા૰ ) માથા તળે અથવા વાસા પછવાડે મુકવાનો-અઢેલવાનો રૂ કાથો ભરેલો ખોળીયાનો કરેલો ઘાટ,ઓશીકુ. ૨ ફકીરને રહેવાનો ચોતરો, પીરનુ મકાન ૩ ઓટલા ઉપર છેડે અઢેલવાને ચણીને કરેલો ઉચો ઘાટ

તકેલક અ૰ વખતસર, સમે ઉપરજ.

તકેદારી, સ્ત્રી૰ ધમધોકાર કામ થાય તેવી કરડી નજર રાખવી તે, જાપતો; આગ્રહ ને ખતથી કામ લેવુ તે, જાગતી ચોકી-સભાળ

તક્ષક, પુ૰ એક નાગ. નાગજાતિ

તક્ર, ન૰ (સ૰) છાશ, ભાંગેલુ દહિ

તખત (ખ્ત) ન૰ (ફા૰) સિંહાસન, રાજગાદી ૨.અગ્રસ્થાન, મોખરો તખતે તાઉસ મયૂરાસન

તખતનશીન,વિ૰તખતે-ગાદીએ બેઠેલો(બાદશાહ)

તખતી, સ્ત્રી૰ ( ફા૰ ) અમુક માપની ચોખુણ સપાટ વસ્તુ. ૨ બીબુ; જે ઉપરથી તેવી બીજી છાપ પડે તે ૩,કાગળનો એક તાવ ૪ કાગળનુ એક પાન. ૫.ફળુ, પાટી

તખનો, પુ૰ (ફા૰ તખતહ્) પાટીયુ, ફળુ ૨ પાટ, છાટ ૩. આરસી, આયનો, દર્પણ ૪ ચિત્ર કાઢ્યુ હોય તેવો કાચ.

તગડ, સ્ત્રી૰ ઉપરાઉપરી કામ કરવાથી મહેનત તે. ૨. ઉપરા ઉપરી કરવાના કામ. ૩ પચદોડ, રખડપટ્ટી,અથડામણુ,રખડ ૪ ધમાલ,દોડધામ.

તગડવુ, ક્રિ૰ સ૰ રખડાવવુ, આમ તેમ ફેરા આટા ખવરાવવા, હાંકે તેમ ફરવુ. ૨ દોડાવવુ તગેડવુ ૩ ધસરકવુ; તાણવુ.

તગડીઓ,વિ૰ ત્રણ સેરોનુ ભરત (ખાટલામાં)

તગડો, પુ૰ ત્રણ એ સખ્યાનુ ચિહ્ન, ૩.

તગણ, વિ૰ ત્રણ ગણુ, ત્રમણુ.

તગતગ, અ૰ ચકચક, ઝગમગ. [ચળક થવુ.

તગતગવુ, ક્રિ૰ અ૰ ઝગમગવુ, દીપવુ, ચળક-

તગર, ન૰(સ૰) એક જાતનુ વૃક્ષ,એક ઔષધી

તગવુ, ક્રિ૰ અ૰ તેજ મારવુ; ઝળકવુ; દીપવુ

તગાજો(દો), પુ૰ તકાજો, ચાપતી ઉઘરાણી.

તગારૂ, ન (ફા૰) માટી અથવા ચુનો ભરવાનુ લોખડનુ પાત્ર કટાહ. ૨ મોટુ ફુલેલુ પેટ,હોજરૂ ' જમ્યા જમાયુ જેટલુ, જદુરામ ભટ નેટ, વધ્યુ તગારૂ દેખીને,હસતા દુખે પેટ "–બુલાખી

તગાવી, સ્ત્રી૰ (આ૰ તકાવી ) ખેતી કરવાનુ સાધન ન હોવાથી સરકારે ખેડુતને ખત લખાવી લઇ જે નાણુ અથવા સાધન અગાઉથી ધીરેલુ

તગેડવુ, ક્રિ૰ સ૰ તગડવુ. જુઓ, [હોય તે

તગેડો, પુ૰ રખડ અથડામણ; મહેનત પડવી તે. "હમણા બળદને બહુ તગેડો મહોચે છે " ૨ ધમાલ પગતો'.

તગ, પુ૰ (ફા૰) ઘોડાની પીઠ ઉપરનો સામાન ખસી ન જાય માટે તેના પેટને લગતો કસીને બાધેલો પટો તે, બધ, પટો, કમરબધ

તગ, વિ૰ છૂટ વગરનુ, તગી હાલતનુ, વિષમ ૨ કઠણ, બેસતુ, ચુસ્ત, તણાતુ, સખત. ૨. ખૂબ કસીને બાધેલુ; સીકડાતું,ભિડાતું. [ચોરણી

તંગડી,સ્ત્રી૰પગ, ટાંટિયો. ૨ નાની બધ બેસતી

તંગાશ,સ્ત્રી૰ તગી, તોટો ભીડ, સંકોચ, અછત

તગિયો, પુ૰ તગડી, સુથણી. ૨. તગ કબજો

તગી, સ્ત્રી૰ તાણ, ન્યૂનતા, અછત ૨. ભીડ, તગાશ;સંકોચ. ૨ નાણાની ભીડથી અથવા મોઘવારીથી જે મુઝવણ તે,માઠી હાલત,લાચારી.

તજ, સ્ત્રી૰ ( સ૰ ત્વચા છાલ ) એક જાતનો તેજાનો, ૬.લચીની. જાયફળ-તમાલના ઝાડની છાલ એનો સ્વાદ તીખો ને મીઠો હોય છે. [વિચાર.

તજમરો, પુ૰ હિસાબ,ઉપરઉપરથી તપાસ લેવી

તજવીજ, સ્ત્રી૰ ખોળ; શોધ,તપાસ. ૨ યુક્તિ

કરામત ૩ કોશીશ, મહેનત, યત્ન ૪ ચોકસી સભાળ, બદોબસ્ત [અમલદાર તે
**તજવીજદાર**, પુ૦ તપાસ કરી ચોકસી રાખનાર
**તજવું** ક્રિ૦ સ૦ (સ૦ ત્યજ્) છોડી દેવુ, ત્યાગ કરવુ, વરજવુ ૨ દૂર કરવુ, છાડવુ
**તજાગરમી**, સ્ત્રી૦ ચામડી ઉપરની ગરમીની અસર દેખાવી તે, ચામડી લુખી પડે તેવો એક રોગ
**તજાવવુ**, ક્રિ૦સ૦ છોડે તેમ કરવુ, ત્યાગ કરાવવુ
**તટપટ**, પુ૦ બે કિનારા વચ્ચેનુ તળુ
**તટ**, ન૦ (સ૦) સમુદ્રનો અથવા નદીનો કાઠો, કિનારો, તીર ૨ ઢાળ પડતો ભાગ, તળેટી 'કુચતટ' ૩ આડ, બાધ, કિનારા ઉપરનુ બાધ કામ ૪ અ૦ પાસે, સમીપ
**તટસ્થ**, વિ૦ નિરપેક્ષ, દૂર ઉભેલુ, ઝઘડામા નહિ પડેલુ ૨ જડરૂપ જેવુ, દિંગ, આભુ [ઝરણુ
**તટિની**, સ્ત્રી૦ નદી, સરિતા ૨ ઉચા કિનારાવાળુ
**તડ**, સ્ત્રી૦ ફાટ, ચીર ચીરો ૨ રેતીના રણમા જ્યા પાણી ને થોડાક ઝાડ હોયતે જગા શાદ્વલ ૨ ન્યાત મડળીમા પડેલા પક્ષ તે, ભાગ, વિભાગ, તફો
**તડક**, સ્ત્રી૦ તણખ, દરદ પાકતા થતી પીડા, સણકો ઝાટકો ૨ તરડાઈ જવાપણુ, બરડપણુ, ફાટ
**તડકછાયડો**, પુ૦ એક જાતની છોકરાની રમત
**તડકવુ**, ક્રિ૦ અ૦ બીવુ, ડરવુ ગભરાઇ જવુ ૨ તડ એવા અવાજ સાથે ફાટ પડવી, નકાવુ ૩ ફાટી જવુ, ચિરાવુ [ડગાવવુ બીવરાવવુ
**તડકાવવુ**, ક્રિ૦ સ૦ ધમકી દેવી, ઠપકો આપવો,
**તડકુ**, ન૦ તડકો,
**તડકો**, પુ૦ સૂર્યના પસરી પડેલા કિરણ, સૂર્યનો પ્રકાશ ૨ તાપ ૩ મુશ્કેલ સમય, આકરો વખત **તડકો** છાયડો-સુખદુ ખનો વખત, ચઢતી પડતી 'તડકો છાયડો તો સર્વ માણુસને એકવાર આવે'
**તડતડ**, અ૦ ફાટતા, શેકાતા કે તળાતા થતો અવાજ ૨ ઝટપટ, વગર વિચારે 'તડતડ સામુ બોલે છે'.
**તડતડવુ**, ક્રિ૦ અ૦ ફાડુ ફાડુ થવુ, તસતસવુ, તંગ હોવુ ભચરડાવુ 'ચોળી તડતડે છે' ૨ શેકાતા અવાજ થવો ૩ તણખા ઉડવા
**તડતડાટ** અ૦ વગર અચકાયે, સપાટાબંધ
**તડતડાટ**, પુ૦ છાકોટો, છણકો, મિજાજનો તોછડાઈ ભર્યો ગુસ્સો [જાય તેવુ
**તડતડિયુ**, વિ તડતડ થાય તેવુ. ૨ બરડ, તૂટી
**તડતડિયો** પુ૦ દેવતાનો તણખો, તડતડ થતો કોલસો-લાકડુ ૨ ધસતા અવાજ કરતું દારૂખાનુ ૩ એક જીવડુ
**તડદઈને**, અ૦ ઝટલઇને તરતજ, સપાટાબધ
**તડપડ**, સ્ત્રી૦ ટૈડપૈડ, તડીને સામો જવાબ દેવો તે ખાલી મિજાજ કરવો તે ૨ શેખાઈ, ચિબાવલાવેડા ૩ ખોટી બહોશ
**તડપડાટ**, પુ૦ ખોટુ બળ બતાવી શેખાઈ કરવી તે, ટૈડપૈડ, ગુસ્સા સાથે છણછણાટ ૨ ચાલાકી દોઢડહાપણુ [હાથપગ પછાડવા
**તરફડવુ**, ક્રિ૦ અ૦ ધમપછાડા કરવા તરફડવુ,
**તડફડાટ**, પુ૦ ધમપછાડ, વલખા, ફાફા ૨ ગભરાટ, વિણાચુટા, હાથપછાડવાથી થતો અવાજ
**તડબુચ**, ન૦ એક જાતનુ ફલ, કલિગડ
**તડભડ**, અ૦ કોઇ વાધાનો જલદીથીજ નિકાલ આવે તેમ, ખરેખરૂ, જેવુ લાગે તેવુ
**તડવી**, પુ૦ તડનો આગેવાન, અગ્રેસર
**તડવુ**, ક્રિ૦ અ૦ મારવા દોડવુ ૨ હુમલો કરવો, સામા થવુ [૨ ઝટ અસર કરે તેવુ
**તડાક**, અ૦ તડાકભડાક, તાબડતોબ, તડદઈને
**તડાકભડાક**, અ૦ એકદમ મોઢામોઢ તરત
**તડાકાબંધ** અ૦ તડાકાબધ, જરાએ અસર વગર
**તડાકિયુ**, વિ૦ ગપ્પી, વાતોડુ, ફૂલણજી
**તડાકી**, વિ૦ મોટી મોટી ફૂલની વાતો કરનારૂં, જેના કહેવામા સત્યાસ થોડો હોય તેવુ, ખોટી બડાઇ કરનાર
**તડાકો**, પુ૦ વધારી વધારીને મોટેથી વાત કરવી તે ૨ વખત કાઢવાની જમાનાની વાતો તે ૩ જુઠ્ઠી વાત, ગપાટો મપાટો "ચડા પહોરના તડાકા" ૩ લાભ, પેદાશ 'તેને ખૂબ તડાકો પડે છે' ૪ ધાપ, અણધાર્યો લાભ ૫ અવાજ, ધડાકો.
**તડાગ** પુ૦ તળાવ, જળાશય

**તડાતડ-ડી,** **સ્ત્રી૦** સામાસામી બોલચાલ, કજીઓ ૨ સરસાસરસી, હોસાતુસી ૩ ધાઈ, ઉતાવળ ૪ ભીડ, જરૂર, ધમચકડ ૫ સ્પર્ધા, હરીફાઈ
**તડાતડ-ડી,** **અ૦** ઝટઝટ, એકદમ, ઉપરા ઉપરી
**તડાતુમ,** **અ૦** અતિશય મોટુ ને તસતસતુ, ફૂલી તણાઈ તગ થયેલુ અદરના ભરાવાથી ઉપસેલુ
**તડામાર,** **અ૦** ઝપાટાબધ, ઘણી ત્વરાથી
**તડાપીટ,** **સ્ત્રી૦** પડાપડી, ઉપરાઉપરી પડવુ તે ૨ ધમધોકાર ૩ ધમ્માચકડી, ધાધલ
**તડામારી,** **સ્ત્રી૦** ઉતાવળ, ત્વરા, ધાઇ
**તડિત,** **સ્ત્રી૦** [**સ૦** તડ-મારવુ] વિદ્યુત્ વિજળી
**તડિગો,** **પુ૦** મસ્ત રહેનારો, ખાઇપી તાજો રહેલો, જાડો મજબૂત માણસ ૩ બાવો, એફિકરો, જોગી
**તડી,** **સ્ત્રી૦** ઉપરાઉપરી પડવુ તે, દરોડો, ઝડી, ૨ માર, ઠોક ૩ ધારા **તડીને**-ધસીને
**તડુકવું,** **ક્રિ૦ અ૦** ક્રોધમા મોટો સાદ કાઢવો ગરજવુ, બરાડવુ, ગાજવુ, ધુતાળવુ
**તડુકો,** **પુ૦** હુગકિયુ, ધાટો, બરાડો; ગર્જના
**તડુશતડુશ,** **અ૦** તગડતગડ દોડે ને ધીમુ પડે તેમ
**તડુસવુ,** **ક્રિ૦ સ૦** મારવુ, ધીબવુ, ૨ ખૂબ ખાવુ ગળચવુ ૩ ખખેરવુ ઝાટકવુ
**તડેડાટ,** **પુ૦** તડતડ થવુ તે
**તડેમ કોડે,** **અ૦** તત્પર, આતુર, એક પગે
**તડોતડ,** **અ૦** તડતડ, ઉપરાઉપરી
**તડોવડ,** **વિ૦** સમોવડ, સરખેસરખુ સમોવડિયુ
**તણ,** **વિ૦** ત્રણ, ૩ [બળતો ઝાટકો
**તણખ,** **સ્ત્રી૦** રહી રહીને બળબળ થતુ દુ ખ,
**તણખલુ-ખુ,** **ન૦** ઘાસનો કકડો, ઘાસની સળી ૨ નજીવુ-નકામુ, તુચ્છ [હોય તેવુ
**તણખિયો,** **વિ૦** ચસક મારે તેવુ, તણખ આવતી
**તણખો,** **પુ૦** દેવતામાથી ઉડતી ચીનગારી, સ્ફુલિંગ
**તણછ,** **સ્ત્રી૦** એક જાતનું ચીકણુ લાકડુ જેના ગાડાના સોટા ધોરિયા, અને ઝાવડ બને છે ૨ ઉડતો સાપ ૩. ઝાટકો, નસ ખેચાવાથી આવતો
**તણછિયુ,** **ન૦** નપકા તોડનો છણકો [ઝાટકો
**તણછાવુ,** **ક્રિ૦ અ૦** વાયુના રોગથી પગનું ખેચાવુ-લગડાવુ. ૨ ઝાડનો છાયો પડવો.

**તણછો,** **પુ૦** છાયો, શીળો, વણછો
**તણાવો,** **પુ૦** રથની સાગી નીચેનો દોર
**તણાવુ,** **ક્રિ૦ અ૦** વહેતા પાણીમા ઘસડાવુ, ખેચાવુ ૨ (નસ-રગોનુ) ખેચાવુ,-સકોચાવુ તસતસ થવુ ૩ ઘણો ખરચ કરી દુર્દશામા આવવુ, પરાણે કરવુ ૪ રોગથી લોહી માસ સુકાઇ નબળુ થવુ, કૃષ થવુ, તવાઈ જવુ ૫ કોઈ શક્તિના જોરમા ઘસડાવુ, શરમમા લેવાવુ ૬ વધવુ, ઉંચુ જવુ (ભાવ) ૭. ઉડી જવુ, નિષ્ફળ થવુ 'હસવામા તણાઇ જાય છે'
**તણુ,** **સ૦** (કવિતામા) છઠ્ઠીનો પ્રત્યય, નુ
**તણી,** **સ્ત્રી૦** કુડાળામા ફરતા બળદ બહાર ન જાય માટે નાથે જે દોરી બાધવામા આવે છે તે ૨ છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય, ની [તોબ
**તતકાળ,** **અ૦** (સ૦) તેજ વખતે, તાબડ-
**તતક્ષણ,** **અ૦** (સ૦) તેજપળે, તરતજ.
**તતખેવ,** **અ૦** તુરતજ, તેજ વખત, સદ્ય
**તતડવુ,** **ક્રિ૦અ૦** કણનુ શેકાતા તડતડ અવાજ થઇ ઉછળવુ ૨ સળગતા લાકડા-કોયલામાથી તડતડ અવાજ નીકળવો ૩ ચોપડેલા લેપના સુકાવાથી ચામડી ખેચાવી-તણાવી ૪ ગુસ્સે થઇ તાણીને બોલવુ તે
**તતડાવવુ,** **ક્રિ૦ સ૦** તતડે તેમ કરવુ, શેકવુ ૨ ખેચીને બાધવુ (ગાસડી વગેરે) ૩ જોરથી બોલીને ધમકી દેવી
**તતડિયુ,** **ન૦** બળતા બહુ તતડિયા ઉડે તેવુ લાકડુ
**તતડિયો,** **પુ૦** તણખો સ્ફુલિંગ
**તતથેઈ,** **અ૦** ભવાઇના તાનનો ઉદ્ગાર
**તતપર,** **અ૦** તત્પર
**તતિ,** **સ્ત્રી૦** (સ૦) શ્રેણી, પક્તિ ૨, વિસ્તાર.
**તતિગ,** **ન૦** ટિખલ, ધતિગ
**તતુડી,** **સ્ત્રી૦** એક તરેહનુ નાનુ રણશિગડુ
**તતુડુ,** **ન૦** મોટુ રણશિગડુ **તતુડુ ફુકવુ**-જાહેર કરવુ, ઢઢેરો પીટવો ૨ દેવાળુ કાઢવુ
**તત,** **પુ૦** (સ૦) બ્રહ્મ, પરમાત્મા ૨ **સ૦** તે
**તત્પરતા,** **સ્ત્રી૦** તૈયારી ૨ દક્ષતા, હોશિયારી
**તત્કાળ,** **અ૦** તતકાળ, તરત, તાબડતોબ.

**તત્ક્ષણ,** અ૦ તાબડતોબ, તતક્ષણ
**તત્પદ,** ન૦ સ૦ ઇશ્વરપણુ, દૈવત્વ ૨ પરમાત્મા
**તત્પર,** અ૦ (સ૦) તૈયાર, સજ્જ ૨ આતુર ૩ વિ૦ હોશિયાર [ રણમા ) ૨ ઇશ્વર
**તત્તપુરૂષ,** પુ૦ ( સ૦ ) એ નામનો સમાસ(વ્યાક-
**તત્ર,** અ૦ ( સ૦ ) ત્યા, તે ઠેકાણે
**તત્રભવાન,** વિ૦માનનીય,શ્રેષ્ઠ (મોટા દરજ્જાના માણુસને માનાર્થે વપરાય છે )
**તત્રાપિ,** અ૦ તથાપિ, પરતુ તોપણ
**તત્વ,** ન૦ ( સ૦ ) કેવળ, સત્ય, માયા રહિત, મળ અસ્તિત્વ ૨ પ્રથમ ઉત્પન્ન થયલી જે પાચ મુખ્ય વસ્તુ, સૃષ્ટિના બધારણુમા આવે છે તે પૃથ્વી, પાણી, તેજ, વાયુ ને આકાશ, તેમાની દરેક ૩ મૂળ, બીજ વસ્તુ ૪ પચ્ચીસની સખ્યા ૫ માલમિલકત ૬ બ્રહ્મા પરમાત્મા ૭ તોર, સાર, અર્ક
**તત્વગ્રાહી,**વિ૦ (સ૦) સત્ય–તત્વને ગ્રહણ કરનાર
**તત્વજ્ઞ,** વિ૦ ( સ૦ ) તત્વ જાણનાર, બ્રહ્મજ્ઞાની, ફિલસુફ [કાર્ય કારણ શાસ્ત્ર, ફિલસુફી
**તત્વજ્ઞાન,** ન૦ (સ૦) તત્વ સબધી શાસ્ત્ર–જ્ઞાન,
**તત્વજ્ઞાની,** વિ૦ તત્વજ્ઞાન–શાસ્ત્ર જાણનારો,તત્વ દર્શી, બ્રહ્મજ્ઞાની વેદાંતી
**તત્વદર્શી,** પુ૦ (સ) તત્વ જોનારો તત્વજ્ઞાની
**તત્વમસિ,** ( સ૦ ) આ દશ્યમાન જગતમા જે કઇ દેખાય છે તે બધુ તુજ છે, એવુ યજુર્વેદનુ મહાવાક્ય છે
**તત્વવેત્તા,** પુ૦ તત્વજ્ઞાની, ફિલસુફ, તત્વજ્ઞ
**તથા,** અ૦ (સ૦) તેમ તે પ્રમાણે ૨ અને, ને
**તથા,** સ્રી૦ સ્પૃહા, દરકાર, ગરજ, તમા "એને હવે તમારી શી તથા છે " ૨ વિસ્તાર, લબાણ 'હવે તથા કરવી મૂકી દે' [થયુ છે તે, સુદ્ધ
**તથાગત,** વિ૦ (સ૦) જીવન્મુક્ત,જેને જ્ઞાન પ્રાપ્ત
**તથાપિ,** અ૦ (સ૦) તોપણુ, તોયે,છતા, પણ
**તથાસ્તુ,** અ૦ ( સ૦ તેમ થાઓ એવુ હો
**તથાસ્વરૂપ,** અ૦ ઠયુ પયુ,નક્કી નહિ તે ,અચોક્કસ
**તથી** સ્રી૦તિથિ [ 'મારે જવાનુ તથાસ્વરૂપ છે"
**તથ્ય,** વિ૦ સાચુ, ખરૂ ૨ ગુણકારી

**તદનતર** અ૦ (સ૦) ત્યાર પછી, ત્યાર કેડે
**તદ્દન,** અ૦ બિલકુલ, તમામ, ૨ નર્યું, હુબેહુબ.
**તદનુસાર,** વિ૦ તે પ્રમાણે એવુ
**તદપિ,** અ૦ તોપણુ, તોય, એમ છતા
**તદબીર,** સ્રી૦ [ અ૦ ] યુક્તિ,તજવીજ, ત્રેવડ ૨ યત્ન, ઉપાય
**તદા,** અ૦ ( સ૦ ) ત્યારે તે વખતે, તે વેળા
**તદાકાર,** વિ૦ ( ફા૦ ) તેના સરખુ , એક સરખા આકારનુ ૨ તદ્રૂપ, તન્મય એકાગ્ર
**તદ્વત,** અ૦ (સ૦) તેના જેવુ , માફક
**તદ્ભવ,** પુ૦ સસ્કૃતનુ અપભ્રશ રૂપ તે, વિકૃત થયેલો શબ્દ [કાર સમાન સદશ
**તદ્રૂપ,** વિ૦ ( સ૦ ) એક સરખા રૂપનુ, તદા-
**તદ્રૂપતા** વિ૦ સમાનતા, સાદશ્ય
**તદ્ધિત,** વિ૦ પ્રત્યય લાગી બનેલુ તે ૨ સાધિત શબ્દ બનાવવાનો એક પ્રકાર ને પ્રત્યયો વગેરે ( વ્યાકરણ ) [તે ધન–સર્વસ્વ, બહુજ પ્રિય
**તન,** પુ૦ ( સ૦ તનુજ ) પુત્ર છોકરો. **તન મન**
**તન,** ન૦ (સ૦ તનુ)શરીર, દેહ, કાયા, વપુ ૨
**તનક,**વિ૦થોડુ,નાનુ,નાજુક [મહેનત ૩ મન,દિલ
**તનખ** સ્રી૦ગુમડુ પાકતા થતી બળતરાનો ચટકો, સળક સણકો ૨ ભેસ સળદની એક જાતની ખોડ
**તનખો,** પુ૦ તણખો, ચીનગારી ૨.મુસાફર,મુસાફરો
**તનડુ ,** ન૦ તન શરીર
**તનદુરસ્ત,** વિ૦ નીરોગી, આરોગ્ય, શરીરે સુખા-કારી હોય તેવુ ૨ દોઢુ પુષ્ટ
**તનદુરસ્તી,** સ્રી૦ ( ફા૦ ) નીરોગીપણુ, આરો-ગ્યતા, સુખાકારી, કરાર [૨ તાનબાજી
**તનનન,** અ૦ તતુ વાદ્યના રણુકારની ઝણઝણી.
**તનબદન,** વિ૦ વિશ્વાસુ, વફાદાર, જીવજાન
**તનમન,** અ૦ બહુજ ઉત્સુક એવુ, નાચી કુદી રહેલુ, એક પગેને એક તાર
**તનમનિયા,** ન૦ એક જાતના સુદર ફૂલ,તબેડો ૨ કાનના ઝુમણા [દર્શક ઉતાવળાપણુ.
**તનમનાટ,** પુ૦ થનથનાટ, આવશ, આતુરતા-
**તનય,**પુ૦ [સ૦] દીકરો, પુત્ર **તનયા**–દીકરી,પુત્રી
**તનિયો,** પુ૦ વાગો, જભલુ, અગરખી (કવિતામા)

'ગોપી તનિયા ટોપી લાવી, બાળ મુકુ દને કાજેરે '
૨ લંગોટ; કૌપીન
**તની,** પુ૰ દોરો તાતણો, તાર ૨ કસ ૩ કોકડી
**તનુ,** ન૰ [સ૰] દેહ, શરીર ૨ વિ૰ કોમળ, નાજુક ૩ વિરલ, આછુ, ૪ સુદર ૫ નાનુ, થોડુ ૬ કૃશ, પાતળુ
**તનુજ,** પુ૰ [સ૰] પુત્ર, છોકરો **તનુજા**—પુત્રી, કન્યા [જાતનુ ઘરેણુ
**તનોડો,** પુ૰ સ્ત્રીને કાનની લાળીએ પહેરવાનુ એક
**તન્દુલ,** પુ૰ [સ૰] ચોખા, ચાવળ
**તન્ત,** પુ૰ મમત, ચડસ, હઠ, જીદ્ ૨ કજીયો, લાબી તકરાર ૩ તાર, લાબો દોરો, સબધ ૪. વિ૰ અગમ નિગમ, થવાનુ તે ૫ એકસરખુ, ચાલુ ને ચાલુ, લાબુ, અનત
**તન્તની,**સ્ત્રી૰તુનતુની "તીનુ હેકે ત તની બજાઇ'
**તન્તર,** ન૰ તન્ત્ર
**તન્તરવુ,** ક્રિ૰ સ૰ છેતરવુ, આજવુ, ભોળવવુ
**તન્તુ,** પુ૰ [સ૰] દોરો, તાતણો, રેસો ૨ ઝીણો ને લાબો પાતળો કીડો, વાળો ૩ ઝીણી નસ "જ્ઞાન તન્તુ" ૪ મૂળ, બીજાકુર
**તન્તેતત,** અ૰ એક પાછળ બીજુ ચાલુજ હોય તેમ, હારોહાર બરોબર, લગભગ સરખુ
**તન્ત્ર,** ન૰ [સ૰] મન્ત્ર શાસ્ત્રનો એક ભાગ જેમા દેવદેવીની ઉપાસના સબધી શિક્ષા આપી હોય છે તે ૨ અર્થસિદ્ધિ સાધનાઓનો એક યૌગિક પ્રકાર ૩ હસ્તક્રિયા, ઔષધીની મેળવણીથી એકાદો ચમત્કાર કરી દેખાડવો તે, ૪. વિસ્તારવાળુ કામ ૫ ખટલો ૬ મારણ જારણ મોહન વગેરેની એક વિદ્યા ૭ સિદ્ધાત હેતુ ૮ સબબ ૯ યુક્તિ ૧૦ પ્રબધ રચનાવાળી ઘટના, નિભાવ માટે કરેલી ગોઠવણ
**તન્ત્રી,** પુ૰ તત્ર ચલાવનાર, વ્યવસ્થાપૂર્વક કાર્ય ચલાવનાર, અધિપતિ ૨ એક વાદ્ય
**તન્દ્રા,** સ્ત્રી૰ (સ૰) માનસિક શારીરિક થાકથી આવતુ આળસ, સુસ્તી, મદપણું, થોડી ઉંઘ
**તન્દ્રાળું,** વિ૰ આળસુ, નિદ્રાવાળુ
**તન્મય,** વિ૰ [સ૰] એક તાર, તદાકાર તદ્રુપ
**તન્માત્ર,** ન૰ (સ૰) પંચમહાભૂતના ગુણની સજ્ઞા
**તન્માત્ર,** અ૰ તલમાત્ર, સહેજસાજ
**તન્વગી,** સ્ત્રી૰ નાજુક સ્ત્રી
**તન્વી,** સ્ત્રી૰ નાજુક સ્ત્રી ૨ સાલ ર્ણી
**તપ,** ન૰ (સ૰) મનની ઇચ્છા પૂરી પડે માટે દેવને પ્રસન્ન કરવાને જે દેહકષ્ટ કરવુ તે,વ્રતચર્યા ૨ કષ્ટ વેઠવુ તે ૩ તપોબળ,૪ ધીકવુ તે,તાવ
**તપખિરિયા,** વિ૰ તપખીરના રગનુ
**તપખીર,** સ્ત્રી૰ તમાકુનુ ચૂર્ણ, છિંકણી, સુઘણી ૨ મકરિયનો લોટ, શિગોડાનો લોટ
**તપગચ્છ,** પુ૰ જૈનધર્મનો એક ફાંટો-વિભાગ
**તપત,** પુ૰ તાવ, જ્વર, ધીકડી
**તપન,** પુ૰ સૂર્ય, રવિ ૨ ઉષ્ણતા, ગરમી, ધૂપ. ૩ એ નામનુ એક નર્ક
**તપલોક,** પુ૰ સાતલોક પૈકી છઠ્ઠો,
**તપવવુ,** ક્રિ૰ સ૰ તપાવવુ, ગરમકરવુ,ઉનું કરવું ૨ ગુસ્સે થાય તેમ કરવુ ૩ વાટ જોવરાવવી
**તપવુ,** ક્રિ૰ અ૰ ગરમ-ઉનુ થવુ ૨ બેસી રહેવુ, વાટ જોયા કરવી, ખોટી થવુ, તપ્યા કરવુ ૩ પુર બહારમા પ્રકાશવુ ૪ ગુસ્સે થવુ
**તપશ્ચર્યા,** સ્ત્રી૰ (સ૰) તપ કરવુ તે તપનુ
**તપસી,** પુ૰તપસ્વી,જોગી [આચરણ તે,તપસ્યા
**તપસીલ,** સ્ત્રી૰ (આ૰) અકેકેકી ચીજ બાબતનો જુદો જુદો ફોડ તે, વિગત વૃતાત, વિવરણ, કેફિયત [હોય તેવુ, વિગતવાર
**તપસીલવાર,** વિ૰ જેમા દરેક બાબતનુ બ્યાન
**તપસ્વી,** પુ૰ તપ કરનાર,તાપસ, યોગી,તપોધન
**તપસ્વિની,** સ્ત્રી૰ તપ કરનારી સ્ત્રી, જોગણ ૨ જટામાસી
**તપાડવુ-તપાવવુ,** ક્રિ૰ સ૰ ગરમ કરવુ, તાપ લાગે તેમ કરવુ ૨ તાપમા મૂકવુ ૩ ગુસ્સે કરવુ ૪ રાહ જોવરાવવી ખોટી કરવુ
**તપાસ** સ્ત્રી૰ (આ૰) ખરાખોટાપણાની ચોકસી પૂછપરછ, તજવીજ, ૨ શોધ, ખોજ ૩ પરીક્ષા
**તપાસણી,** સ્ત્રી૰ તપાસવાનુ જે કામ તે, ચોકસી તજવીજ ૨ પરીક્ષા, નિરીક્ષણ ૩. શોધ
**તપાસનાર,**પુ૰પારખનાર,પરીક્ષક,ચોકસી રાખનાર.

**તપાસવુ, ક્રિ૦ સ૦** ખરૂખોટુ ખોળવુ–જોવુ, ચોકસી કરવી, પૂછપાછ કરવી ૨ મેળવવુ, મુકાબલો કરવો ૩ સભાળી જોવુ, તજવીજ રાખવી ૪ પરીક્ષા લેવી, આંકવુ, કસી જોવુ
**તપીજવુ, ક્રિ૦ અ૦** ગુસ્સે થવુ, ગરમ થવુ
**તપેલી, સ્ત્રી૦** નાનુ તપેલુ [ઉનુ થવુ
**તપેલુ, ન૦** રાધવાનુ તાબા પિતળનુ વાસણુ
**તપેલુ, વિ૦** ગરમ-ઉનુ થયેલુ ૨ ગુસ્સે થયેલુ
**તપેસરી, વિ૦ તપસ્વી**, તપના ઐશ્વર્યવાળુ
**તપોધન, પુ૦** (સ૦) તપ એજ છે ધન જેનુ તે, તપસ્વી, યોગી બ્રાહ્મણોમા એક જાત છે એ મહાદેવ અને જૈનના દેરામાં સેવાપૂજા કરે છે
**તપોનિધિ, પુ૦** તપશ્ચર્યા કરનાર, ઋષિ, તાપસ
**તપોબળ, ન૦** (સ૦) તપનુ જે સામર્થ્ય તે, તપનો પ્રભાવ [ઋષિનો આશ્રમ
**તપોવન, ન૦** (સ૦) તપ કરવાનુ વન–ક્ષેત્ર. ૨
**તપ્ત, વિ૦** (સ૦) તપેલુ, ઉનુ, ગરમ ૨ ક્રોધે ભરાયેલુ, સતાપ પામેલુ ૩ દુખી
**તપ્તમુદ્રા, સ્ત્રી૦** (સ૦) ભગવાનના આયુધના ચિહ્ન વાળી ગરમ છાપ લેવી તે, છાપનો ડામ
**તફરકે, અ૦** ઉચાપત થયેલુ હોય તેમ, અદ્ધર ઉડી ગયુ હોય તે રીતે ૨ નાશ થયો હોય તેવુ તફરકે થવુ–ગુમ થવુ તફરકે કરવુ ગુમ કરવુ, ઉચાપત કરવુ
**તફારિક, વિ૦** (આ૦) ફાલતુ, ઉપલગ, વધારાનુ
**તફાવત, પુ૦** (આ૦) જગા અથવા વખતની વચમાનુ જે છેટુ તે, અતર, છેટુ ૨ જુદાપણુ, ભિન્નત્વ ૩ ઓછુ વધતુ હોવુ તે, ફેર, ફરક ૩ ભૂલચૂક, હેરફેર, ભેદ
**તફો, પુ૦** (આ૦) જથો, વિભાગ, પક્ષ
**તબક, સ્ત્રી૦** (આ૦) રકાબી, તાસક, છીબુ ૨ માળ, છજ્જો મજલો
**તબકડી, સ્ત્રી૦** નાની તબક, નાની રકાબી, તાસક
**તબક્કો, પુ૦** મજલો, માળ ૨ સ્થિતિ, દશા, હાલત ૩ પાયરી, ધોરણ ૪ ખડ, વિભાગ
**તબડાવવુ, ક્રિ૦ સ૦** અનાજ કઠોળ વગેરેને પાણીમા નાખી ખદબદે તેમ કરવુ, ચેસ તૈયાર કરવી, ઉકાળવુ ૨ દમ ભરાવવો ધમકી આપવી
**તબડુક, વિ૦** મૂઢ, ભોટ, કમઅક્કલ ૨ ફૂલેલુ
**તબલચી, પુ૦** તબલા–નરઘા વગાડનાર,
**તબલા, ન૦** કુડી ઉપર ચામડુ મઢી વગાડવાનુ ઢોલક-દોકડિયા એની સાથે નરઘુ હોય છે.
**તબિયત, સ્ત્રી૦** [આ૦] તન્દુરસ્તી, સુખી હાલત, પ્રકૃતિ ૨ બાંધો, કાઠુ ૩ મિજાજ, સ્વભાવ. ૪. મનની સ્થિતિ [ફરે તેવુ વાયલ, તરંગી
**તબિયતી, વિ૦** ઘડીએ ઘડીએ જેની તબિયત
**તબીબ, પુ૦** [આ૦] વૈદ્ય, દાકતર, હકીમ
**તબીબી, વિ૦** વૈદ્યક સબધી ૨ ન૦ વૈદુ
**તબેલો, પુ૦** [આ૦] ઘોડા બળદ બાંધવાની તથા ગાડી રાખવાની જગા તે ૨ ઓરડા વગરનુ મોટુ ઘર, કોઢિયુ
**તમ, ન૦** [સ૦] અધારૂ, અધકાર ૨ તમોગુણ.
**તમણ, સ્ત્રી૦** તમેણ, ચારી
**તમણુ, વિ૦** ત્રણુ ગણુ, ત્રિપટ
**તમતમુ, વિ૦** બહુજ તીખુ, તમતમે તેવુ
**તમર, સ્ત્રી૦** તમ્મર ૨ એક જાતનુ લાકડુ
**તમરિયા, ન૦** એક જાતના બાળવાના લાકડા
**તમરૂ, ન૦** રાતે ઝીણુઝીણુ અવાજથી બોલતુ એક જાતનુ જીવડુ [૨ કચાશ, ખોટ, કમીના
**તમા, સ્ત્રી૦** [આ૦] દરકાર, કાળજી, પરવા ગરજ.
**તમાકુ, [ફા૦]** તબાકુ
**તમાચો, પુ૦** [ફા૦] ચપટા હાથનો ગાલ ઉપર જે માર તે, થપડાક, લાપટ ૨ ફટકો, ચાપટ, સપટો પ્રસગે લાગણી થાય તેવા બોલ મારવો તે
**તમાણ, સ્ત્રી૦** તમેણ, મોટો લાંબો ચુલો, ચર
**તમામ, અ૦** [આ૦] બધુએ, જરીએ જરી, લગારે રહે નહિ તેમ ૨ આખુ ૩ વિ૦પુરૂ, સપૂર્ણ ૪ તદ્દન બિલકુલ, ખલાસ [સાડી
**તમામી, ન૦** રેશમ અને કસબી તારથી વણેલી
**તમામીઅત, સ્ત્રી૦** પૂર્ણતા
**તમાલ, ન૦** [સ૦] એક જાતનુ ઝાડ એની છાલ તે તજ ને પાદડા તે તમાલપત્ર કહેવાય છે
**તમાસગીર, વિ૦** [ફા૦] પ્રેક્ષક, ખેલ–તમાસો જોનાર ૨ તમાસો કરનાર

**તમાસો**,પુ૦[ ફા૦ ] હાથ ચાલાકી ઇ૦ના જે ખેલ રમત તે ૨. જે જોઇને ઘણા જણ ખુશ થાય તે. ૩ ફજેતી,ફતવો, તાણાતાણ, ગડબડ.
**તમે-તમો**, સ૦ તુ નું બહુવચન, આપ. [ચર
**તમેણુ**, સ્ત્રી૦ લોય ખોદીને બનાવેલો મોટો ચુલો,
**તમોગુણ**, પુ૦ (સ૦) પ્રકૃતિનો એક ગુણ માયાના ત્રણ ગુણમાનો ત્રીજો, સહાર શક્તિનો ગુણ, અધકારનો ગુણ ૨ ક્રોધ,આકળો સ્વભાવ,તામસ,
**તમોગુણી**, વિ૦ તામસી, ક્રોધી, ઝાઝી, આકળુ
**તબાકુ**, પુ૦ સ્ત્રી૦ એક જાતનો છોડવો એના પાદડાનો ભૂકો બીડી–ચલમમા પીવામા આવે છે ૨ સુ ઘણી 'તેજાનામા તબાકુને વરણાગીમાવાળ'
**તબુ**, પુ૦ ( હિ૦ ) જાડી દોટીનુ જે ઘર તે
**તબુરી**, સ્ત્રી૦ એક તારો ૨ નાનો તબુરો,કીનરી
**તબુરો**, પુ૦ ( આ૦ ) તુમડાને લાકડાનો દાડો સાધેલો અને તેના ઉપર ત્રણ લોઢાના ને એક પિત્તળનો એવા ચાર તાર હોય એવુ જે વાજુ તે, એક તતુવાદ્ય ૨ જાડુ ને ફૂલેલુ એવુ જે તે, જાડુ ને બેડોળ.
**તબોળ**, પુ૦ ( સ૦ તામ્બૂલ ) નાગરવેલના ખાવાના પાન, ચાવેલા પાન સોપારીનો રગ. ૨ ગળાનો એક રોગ ૩ લાલ રગ
**તબોળી**, પુ૦ ખાવાના પાન સોપારી વેચનારો.
**તબોળિયો**, પુ૦ પાનના વેલા ઉપર થતો તતુ-મય જીવડો ૨ પાનસોપારી વેચનાર
**તમ્મર**, ન૦ (સ૦ તિમિર) રોગ, સખત માર, નબળાઈ કે કોઇ બનાવથી મગજ ઉપર અસર થઈ જે અધારા આવે છે તે, માથુ ફરવુ તે, ચક્કર, ફેર, ઘુમરી
**તર**, સ્ત્રી૦ પહોળી હોડી, તરાપો ૨ નાની ખાડી ૩ દહી દૂધ પર તરી આવી ઠરેલી જે મીઠી પોપડી તે, મલાઈ, સત્વ
**તર**, વિ૦ રસકસથી ભરેલુ, સત્વવાળુ ૨ મસ્ત, તૃપ્ત, ચકચુર ૩ પૈસાદાર, માતબર, તાલેવન "તે પૈસે તર છે." ૪. સરસ, તાજુ, ભરેલુ (મગજ) ૫ અ૦ ત્યારે, તેવખતે (કવિતામા)
**તરક**, પુ૦ તર્ક ૨. યવન, તુરક.
**તરકચો** પુ૦ (ફા૦) ટપકુ, બિંદુ ૨ ફુવારો ૩ ટપકીદાર ભાતવાળુ કપડું
**તરકટ**, ન૦ ઠગવા ફસાવવાની બાજી,પ્રપચ રચના, કાવતરૂ, ખોટી બનાવટ, જાળ, લુચ્ચાઇ
**તરકટી**,વિ૦તરકટ કરનાર,કુભાડી,પ્રપચી [વિદૂષક
**તરકટિયો**,પુ૦ભવાઇમા મશ્કરાનો વેશ લેનાર,જુઠણુ,
**તરકડી**, સ્ત્રી૦ હલકી મુસલમાન સ્ત્રી,(તિરસ્કારમા)
**તરકડો**, ન૦ પુ૦ છેકજ હલકી જાતનો મુસલમાન ૨ ઉદ્ધત,દાડ, નિર્લજ્જ ને બેશરમ મનુષ્ય
**તરકવુ**, ક્રિ૦ અ૦ તર્ક કરવો, અટકળ કરવી, [કયાસ કરવો
**તરકસ**, ન૦ તીરનો ભાથો
**તરકારી**, સ્ત્રી૦ શાકભાજી, ભાજી પાલો
**તરકી**, ન૦ કાળા રગનુ સારસ જેવુ એક પખી.
**તરકીબ**, સ્ત્રી૦ (ફા૦) યુક્તિ, વ્યવસ્થા, ગોઠવણ
**તરકોશી**, ન૦ ત્રણ થાભલાનુ વહાણ
**તરખટ-ડ** સ્ત્રી૦ માવજત,ઠકવેઠ,ચાકરી ૨. તજ વીજ, સભાળ ૩. ભાજગડ, પચાત
**તરખલુ**, ન૦ તણખલુ, તૃણ
**તરગ**, પુ૦ (સ૦) પાણીની છોળ, મોજો, લોઢ, ધોડો ૨ મનનો બુટ્ટો, ખ્યાલ, કલ્પના.
**તરગિણી**, સ્ત્રી૦ (સ૦) નદી, સરિતા
**તરગી**, વિ૦ મોજી, લહેરી ૨ જેમ વિચાર આવે તેમ વર્તનાર, ખ્યાલી મનસ્વી, વાયેલ.
**તરગાળો**, પુ૦ એક જાત છે જે ગાવાનો અને નાચવાનો ધધો કરે છે, ભવાઇયો.
**તરઘટ**, પુ૦ ઉમરો.
**તરઘાયો**, પુ૦ પહોળા મોની દેધ. ૨ મોટુ પહોળુ ઢોલ ૩ જાડુ ભારે ને ઉચકતા ન ફાવે તેવુ બાળક ૪ મોટો બેડોળ જે આકાર તે
**તરછ**, સ્ત્રી૦ અહકાર, તોર, તોછડાઇનો મદ
**તરછટ**, અ૦તદ્દન,સર્વ,બધુ [વાથી થયેલી અસર.
**તરછોડ**, પુ૦તિરસ્કાર,છીટકાર. ૨ જોરથી વિઝા-
**તરછોડવું**, ક્રિ૦ સ૦ જોરથી છીટકારી દૂર કરવુ ૨. ધિક્કારવુ, તુચ્છકારવુ,અપમાન કરવુ
**તરજ** પુ૦ ત્રાસ, ભય. "જનમ તરજ મોટો, સર્વ સસાર ખોટો." ૨ જોર, આવેશ;તરછ.
**તરજુમો**, પુ૦ (આ૦) એક ભાષામાથી બીજી

ભાષામા કરેલો શબ્દાર્થ, ભાષાન્તર
તરડ, સ્ત્રી૦ તડ,ફાટ,ચીરો [ગર્વ,મરડાટ,કડકી
તરડાટ, પુ૦તરડડ થઈ ફાટવુ તે ૨ અભિમાન,
તરડાવુ, ક્રિ૦ અ૦ તડ પડવી, ફાટી જવુ, ફાટવુ ૨ ગુસ્સામા આવી તાણીને બોલવુ ૩ વાકુ થઇ જવુ, ખેચાવુ કતરાવુ "આખ તરડે, દાત કરડે, માર્યો ખડકની મૂઠે" ૨ વકાવુ
તરણ, વિ૦ ત્રણ ૩ [૨ તૃણ, તરણુ
તરણ, ન૦ (સ૦) તરવાનુ સાધન, હોડી
તરણતારણ, વિ૦ ઉદ્ધારનાર, તરવાનુ સાધનરૂપ ને વળી તારનાર [કશો,સહિત તર્રણિ ચૂર્ણ રે'
તરણિ, પુ૦ (સ૦) સૂરજ "જગતીપર જળધર
તરણુ, ન૦ તૃણ, તરખલુ ૨ તુચ્છ વસ્તુ ન માલુ જે કઈ તે તરણાને તોલે-લેખામા નહિ એવુ, નમાલુ, ગણતરી વિનાનુ તરણાનો મેરૂ-૨ કનો રાજા ૨ કાગનો વાઘ, રજનુ ગજ
તરત, અ૦ તેજ વખત, તાબડતોબ, તુરત
તરતપાસ સ્ત્રી૦ બારીક શોધ,તજવીજ, પૂછપરછ
તરતવ, ન૦ (સ૦ તારતમ્ય) સાર, મુખ્ય અર્થ
તરતીબ, વિ૦ (આ૦) રૂડી રીતે તૈયાર કરેલુ, સરસ 'ત્રણ અક્ષર તરતીબ, તેર ગુણ શોભા સારી'
તરતીબ, સ્ત્રી૦ વ્યવસ્થા, ગોઠવણ ૨ ચાતુરી આધાર, વિવેક 'નહીં ટકે તરતીબ 'અહંકાર મન આણે" ૩ સભાળ, માવજત, સારવાર
તરતુ, વિ૦ સપાટી ઉપર રહેલુ, ઉચુ રહેલુ ૨ વધતુ, ચઢતુ, આબાદ ૩ સુભાગી, સારૂ
તરધારુ, વિ૦ ત્રણ સરખા ભાગવાળુ ૨ મોટે ડડકે ભાગેલુ કે દળેલુ
તરપત, સ્ત્રી૦ તૃપ્તિ, સતોષ ૨ વિ૦તૃપ્ત, ધરાયેલુ
તરપલુ, વિ૦ દુબળુ પાતળુ [પખી કમોદ
તરપખો, વિ૦ ત્રણ પાખડીવાળુ ઠુઠુ ૨ તર-
તરપિડી સ્ત્રી૦ ત્રણ પિડનુ શ્રાદ્ધ ને તેની ક્રિયા
તરપેટ, સ્ત્રી૦ જ્યા ત્રણ ગામની સીમ-રસ્તા એકઠા થતા હોય તે તરભેટો
તરફ, સ્ત્રી૦ (આ૦) બાજુ, પક્ષ.
તરફ, અ૦ બાજુએ, ભણી, મેર
તરફડવુ, ક્રિ૦ અ૦ તડફડવુ,દુખથી આણીમેર તેણીમેર ગોથા ખાવા, આકળવિકળ થવુ,લોથવુ ૨ કોઇ મુશ્કેલ કામ પાર પાડવા ફાફા મારવા
તરફડાટ, પુ૦ વેદના કે ચિતાથી ગોથા ખાવા તે, તરફડવુ તે
તરફડિયુ, ન૦ તરફડાટ થાય તેવુ દુખ, ગોથુ
તરફણ, સ્ત્રી૦ દાણા વાવવાનુ ઓજાર તે,દાતી
તરફદાર, વિ૦ (ફા૦) પક્ષ ખેચનાર, પક્ષપાતી
તરફદારી સ્ત્રી૦ પક્ષ,તરફેણ વગ, સહાય,પક્ષપાત
તરફાળ, સ્ત્રી૦ ત્રણ ફાળવાળી પીછોડી.
તરફી, વિ૦ તરફ ખેચનારૂ, બાજુનુ, તરફનુ
તરફેણ, સ્ત્રી૦ તરફ, બાજુ, પક્ષ ૨ તરફણ,દાતી
તરફોડવુ, ક્રિ૦ સ૦ છણકા કરવા,છાકોટા કરવા
તરફોડા, પુ૦ છાકોટો, છણકો, ધુત્કાર, ધુરકિયા
તરબડવુ, ક્રિ૦ સ૦ ખદખદવુ, જાડા પ્રવાહીનુ ઉકળવુ ૨ લઢવુ, કજીઓ કરવો
તરબિયત, સ્ત્રી૦કેળવણી,તાલીમ,શિક્ષણ ૨ વર્તન
તરબુચ, ન૦ (ફા૦) તડબુચ, કલિગડ
તરબોળ, વિ૦ તદ્દન ભિનુ, પાણીથી રચીપચી ગયેલુ ૨ લાથ, સાવ, તદન
તરભાણી, સ્ત્રી૦ નાનુ તરભાણુ
તરભાણુ, ન૦ દેવને નવરાવવાનુ, તર્પણ કરવાનુ તાબાનુ થાળી ઘાટનુ નાનુ વાસણ
તરભેટો, પુ૦ (ત્રિ+ભેટવુ) ત્રણ ગામના સીમાડા જ્યા મળે તે જગા, તરપેટ
તરમતરા, અ૦ રસ-પાણીથી ભરપૂર "જમીન તરમતરા થઈ છે" ૨ ફાટુ ફાટુ થઇ રહેલુ,તસતસ
તરલ, વિ૦ (સ૦) ચચળ, ચાલાક ૨ અસ્થિર
તરલતા, સ્ત્રી૦ ચચળતા અસ્થિરતા
તરવક, ન૦ વકતા
તરવર, ન૦ (સ૦) તરવર ૨ અ૦ એક સાથે ઘણાનુ તળેઉપર થવુ તે,ચચળાઇને ત્વરા બતાવવુ.
તરવરવુ, ક્રિ૦ અ૦ તળે ઉપર થવુ, તલપાપડ થવુ ૨ ઉપર તરી આવવુ, ઉભરાવુ, પુષ્કળ-ઘણુ હોવુ "માથામા જુઓ તરવરે છે"
તરવરાટ, પુ૦ અધીરાઈ, ચચળતા, ધમપછાડ, તરફડાટ ૨ સરફરાઝી, મદ
તરવાડી, પુ૦ ત્રણ વેદનો જાણનાર

**તરવાડો,** પુ૦ તાડ-ખજુરી છેદી તાડી કાઢનાર.
**તરવાયો,** પુ૦ ત્રણ પાયાની ઘોડી, માચી
**તરવાર,** સ્ત્રી૦ (સં૦ તરવારિ) સમશેર, અસિ, ખડ્ગ, કૃપાણ **તરવારની ધારપર રહેવું**—ઘણીજ સભાળથી રહેવુ, સખત અમલ નીચે રહેવુ, ઘણા જોખમમા રહેવુ **લાકડાની તરવારે મહિનો ખાવો**–દમથી કામ ચલાવવુ
**તરવારિયો,** પુ૦ સહેજમા ઝટલઇ તરવાર વાપરે તે. ૨ વીર; યોદ્ધો, તરવારથી લઢનારો ૩ શૂરો છાતીવાળો લડવૈયો, સિપાઇ
**તરવાવું,** ક્રિ૦ અ૦ ગાય ભેસને કાચો ગરભ પડવો, અધુરે જવુ ૨ તણાઇને તૂટી જવુ ૩ રોગ વગેરેની ગરમીથી ગળી જવુ
**તરવું,** ક્રિ૦ અ૦ (સં૦ તૄ) પાણીની ઉપર રહેવુ 'નદીમા તરે છે " ૩ પાણી ભરાઇ આવેથી ચળકવુ 'આખ તરે એ તાવની નિશાની' ૪ ઉપર નીકળી આવવુ 'કારો તરી આવ્યો' ૫ સારી સ્થિતિમા આવવુ, આબાદ થવુ "તે આજ કાલ તર્યો છે" ૬ મુક્ત થવુ, મોક્ષ પામવો
**તરવું,** ક્રિ૦ સ૦ તરી જવુ,ઓળગવુ,પાર કરવુ
**તરવેણી,** સ્ત્રી૦ ત્રિવેણી [ જરખ
**તરસ,** ન૦ એક જાતનુ ઘાતકી વિકાળ પશુ,
**તરસ,** સ્ત્રી૦ પાણી પીવાની ઇચ્છા, ધખ, સોસ, પ્યાસ ૨, ઇચ્છા,લાલસા,ભૂખ [વાનુ ઘરેણુ
**તરસતિયું,** ન૦અઘરણીવાળી સ્ત્રીના માથે પહેર
**તરસવું,** ક્રિ૦ અ૦ તલસવુ, આતુર રહેવુ ૨ વેર લેવાને ટાપી રહેવુ, ટમટમી રહેવુ, ઝખવુ
**તરસાડ,** સ્ત્રી૦ તાડના પાદડા, જાવલી
**તરસાવવું,** ક્રિ૦ સ૦ રાહ જોવરાવવી, ઝુરાવવુ
**તરસાણું,** ન૦તળિયુ,અત,પરિણામ ૨ અદાજ
**તરસાળો,** પુ૦ અદાજ, તળિયાનો સુમાર–અત
**તરાક,** સ્ત્રી૦ સુતર કાતવાના રેટિયાની લોઢાની અણીદાર સળી, ત્રાક.
**તરાગડો,** પુ૦ જનોઈ. ૨ દોરડો, તાર
**તરાજવું,** ન૦ ત્રાજવુ, તોળવાનો કાટો
**તરાડ,** સ્ત્રી૦ તરડ, ફાટ ૨ ગર્જના, બરાડ, રાડ
**તરાડ,** પુ૦ તક, તાકડો, લાગ, જોગ
**તરાડવું** ક્રિ૦ સ૦ બરાડો પાડવો, બૂમ પાડવી.
**તરાણું,**પુ૦ એક તરેહનુ ગાયન
**તરાપ,** સ્ત્રી૦ ઝપટ, તલપ ૨ કુદકો, છલગ
**તરાપો** પુ૦ બે હોડીને દોરડાથી સાથે બાધીને તરતી કરી હોય તે ૨ વાસ અથવા લાકડાને દોરડાથી સાથે સીકડી બનાવેલો પાણી પર તરાવવાનો જે ઘાટ તે ૩ ખટલો, સસાર **તરાપો ડુબવો**–સસાર ભાગવો, જેના આધારથી બધો વ્યવહાર ચાલતો હોય તે ટળી જવો [તેટલુ
**તરામણ,** વિ૦તરવુ પડે તેટલુ ૨ તરી શકાય
**તરાવવું,**ક્રિ૦સ૦તરે તેમ કરવુ ૨ તરના શિખવવુ
**તરાહ,** સ્ત્રી૦ તરેહ પ્રકાર, જાત
**તરિયા,** પુ૦ ચોખાની અદર ડાગરના આખા રહેલા દાણા તે, બટિયા ૨, બીજ, તરુ "તાપીને તેડે તગિયા વાવ્ય રત્નાદેવ " ૩ વિ૦ કમળના તાર હોય તેવા ત્રણ પ્રકારના 'તગિયાતોરણ બાંધિયા '
**તરિયો,** પુ૦ ત્રીજે દહાડે આવતો તાવ
**તરી,** સ્ત્રી૦ જળમાર્ગ ૨ તગ, મનાઈ ૩ કાપ, ચીકણી કાળી માટી
**તરીકે,** અ૦ પ્રમાણે, પેઠે, માફક ૨ સામાન,રૂપે
**તરીર,** અ૦અનુક્રમે,ઉતરતા [બોજો,સસારભાર
**તરીલું,** ન૦ વધારાનુ ધુસરુ, જુસરુ ૨ કામનો
**તરૂ,** પુ૦ (સં૦) વૃક્ષ, ઝાડ રૂપ
**તરૂ** ન૦ ડાગર, તબાકુ, વેગણ, મરચી વગેરેના જે મૂળ છોડ તે, ધરૂ, [આવેલુ
**તરૂણ,** વિ (સં૦) જુવાન, જુવાની આવેલુ, ઉમરે
**તરૂણી,** સ્ત્રી૦ (સં૦) જુવાન સ્ત્રી, યૌવના ૨ સ્ત્રી
**તરૂવર,**ન૦(સં૦) મોટુ ઝાડ
**તરેરાટ,** પુ૦ ધુમ, ધાટો ૨ ક્રોધ, ગુસ્સાનો આવેશ, તણુતણી ૩ ચપળતા, તરવરાટ
**તરેરી,** સ્ત્રી૦ ગુસ્સાના જુસ્સાની ધ્રુજારી, રોમાચ, એકદમ કપ થવો તે
**તરેરૂં,**વિ૦કોપાયમાન, આકરો, જલદ 'પ્રગટ ધાટે ખુખારી બોલ્યો, તીખો ને તરેરો રે'—પ્રેમા૦
**તરેહ,** સ્ત્રી૦ (અા૦) ભાત, જાત ૨ રીત, પ્રકાર
**તરેહવાર,**વિ૦ વિવિધ પ્રકારનુ,ભાત ભાતનુ, વિચિત્ર,

**તરોઇજવુ**, ક્રિ૦ અ૦ તરવાનુ, તરવૈ જવુ, ઢોરને ગર્ભપાત થવો. ૨ સુકાઇ જવુ
**તરોદત**, સ્ત્રી૦ (આ૦) કળા, હીકમત
**તરોપણુ**, ન૦ સુતારનુ ઓજાર, ટોપણુ
**તરોપો**, પુ૦ નાળિયેર
**તરોવડ**, સ્ત્રી૦ ત્રેવડ, ખુલાસો
**તરોવડ**, વિ૦ સરખે સરખા, સમોવડ
**તર્ક**, પુ૦ (સ૦) અનુમાન કરવુ તે, ખ્યાલ, નવુ રૂપ ઉપજાવી શકવુ તે, ધારણા ૨ જે કઇ મનમા નવુ કલ્પેલુ–ઘડેલુ તે,કલ્પના ૩ લક્ષણ–ચિહ્ન ઉપરથી ભવિષ્યનો વિચાર સુઝવો તે ૪ બુદ્ધિની પહોચ, અટકળ ૫ ઉટાગ,અનુમાન, અડસટ્ટો ૬ કેટલીક અનુભવ સિદ્ધ વાતો ઉપરથી બીજી નવી વાતોનક્કી કરવાની જે વિદ્યા તે કાર્ય ઉપરથી કારણને કારણ ઉપરથી કાર્ય નક્કી કરવાનુ શાસ્ત્ર, તર્કશાસ્ત્ર
**તર્કટ**, ન૦ પ્રપચ, તરકટ, કાવતરુ
**તર્કબાજ**, વિ૦ અટકળ–કલ્પના કરવામા હોશિયાર ઝીણી નજરવાળુ
**તર્કશકિત**, સ્ત્રી૦ (સ૦) તર્ક કરવાની શક્તિ
**તર્કશાસ્ત્ર**,ન૦(સ૦) ન્યાયશાસ્ત્ર,અન્વીક્ષિકા વિદ્યા
**તર્જન**, ન૦ (સ૦) તરછોડી નાખવુ તે,તિરસ્કાર, તરછોડી દૂર કરવુ તે ૨ બીજાને તુચ્છ ગણાવી પોતાની સરસાઈ જણાવવી તે
**તર્જના**, સ્ત્રી૦ તિરસ્કાર, તરછોડ, અવગણના
**તર્જવુ**, ક્રિ૦સ૦ તરછોડી નાખવુ, તુચ્છ ગણવુ
**તર્જની**,સ્ત્રી૦ (સ૦)અગુઠાની પાસેની આગળી
**તર્ત**, અ૦ (હિ૦) તેજ વખત, તરત,જલદીથી
**તર્પણ**, ન૦ (સ૦) પિતૃઓને તૃપ્તિ જળ આપવુ તે, પાણીની અજલિઓ આપવી તે ૨ તૃપ્તિ
**તર્પવું**, ક્રિ૦ સ૦ તૃપ્ત કરવુ, સંતોખવુ
**તર્પિત**, વિ૦ (સ૦) સતોષ પામેલું, પ્રસન્ન થયેલુ
**તલ**, પુ૦(સ૦ તિલ) એક જાતનુ બી અને તેનો છોડ એનુ તેલ નીકળે છે ૨. શરીરની ચામડી ઉપર તલના આકારનુ જન્મથી જે ચિહ્ન હોય છે તે ૩ તલ જેટલુ માપ **તલમાત્ર**—તલ જેટલું **તલપૂર**—તલના તોલ જેટલુ
**તલ**, ન૦ (સ૦) તળિયુ ૨ સપાટી 'ભૂતલ'
**તલક**, અ૦ સુધી, લગી ૨ તરલ, જોતજોતામા ખસતુ ૩ પુ૦ તડકો, અજવાળુ
**તલકછાંયડો**, પુ૦ છોકરાની એક રમત
**તલખ**, સ્ત્રી૦ ઝખના, તલપ, ઈંતેજારી ૨ આકુળ વ્યાકુળતા ૩ પ્યાસ, સોસ ૨ વિ૦ તિવ્ર
**તલખવુ**, ક્રિ૦ અ૦ ઝખવુ, ઇચ્છવુ, તલસવુ
**તલખા**, ન૦ આતુરતા, ઝખના "છત્રપતિ, છેાેરા ન થઇએ, પર પત્ની શુ તલખા ?"–પ્રેમા
**તલપ**, સ્ત્રી૦ (સ૦) ઝડપ, ઉછાળો, કુદકારો, થેકડો ૨ ઉત્કટ ઇચ્છા, તલબ " બીડી પીવાની તલપ આવી છે ' [સવુ ૨ એકદમ કુદકો મારવો
**તલપવું**, ક્રિ૦ અ૦ આતુરતાથી ટમટમવુ, તલ-
**તલપાપડ**, વિ૦ આકળુ, અધીરૂ, આતુર
**તલબ**, સ્ત્રી૦ (આ૦) ઉત્કટ ઇચ્છા, તાલાવેલી, આતુરભાવ. [પદાર્થ.
**તલવટ**, પુ૦ તલ ખાડી ગોળ નાખી બનાવેલો
**તલહવલહ**, અ૦ તલપાપડ અત્યાતુર આકળુ "પાણીને માટે મારો જીવ તલહવલહ થઇ રહ્યોછે"
**તલવાર**, સ્ત્રી૦ તરવાર, જુઓ
**તલસરાં**, ન૦ તલ ખખેરી લીધેલા તલના છોડવા ૨ જેમા તલ થાય છે તે શિંગ
**તલસવુ**, ક્રિ૦ સ૦ અતિ આતુર રહેવુ,તરફડવુ, ખાલી વલખા મારવાં
**તલાટી**, પુ૦મહેસુલ વસુલ કરનાર સરકારી મહેતો, કુલકરણી ૨ તળેટી [કરેલી સુખડી
**તલસાંકળી**, સ્ત્રી૦ તલમા ઘી ગોળ નાખી
**તલાક**, સ્ત્રી૦ (આ૦) પરણેલા સ્ત્રી પુરૂષે અદર અદરની સમજુતીથી એકમેકનો સબધ હમેશને માટે છોડી દેવો તે, છેડો ફાડી આપવો તે, છેડા છુટકો, ફારગતી
**તલાતલ**, ન૦ (સ૦) સાત પાતાળમાનુ ચોથુ.
**તલાબત**, સ્ત્રી૦ બરોબરી, સ્પર્ધા,દામી,હરિફાઇ
**તલી**, સ્ત્રી૦ બરોળની ગાઠ ૨ ઝીણા તલ ૩ શેલડીમા થતો રોગ
**તલાવ**, ન૦ તળાવ, નાનુ સરોવર
**તલામ**, સ્ત્રી૦ (ફા૦) તપાસ, તજવીજ, શોધ

**તલ્લાક,** **સ્ત્રી૦** એ શબ્દ ગાળમા વપરાય છે "જણુતીપર તલ્લાક"
**તલ્લીન,** **વિ૦** (સ૦) કોઈ કામ–વિચારમા ગુથાઇ ગયુ હોય તેવુ, ગર્ક થયેલુ, એકતાર
**તવ,** **વિ૦** [સ૦] તારૂ ૨ **અ૦**ત્યારે (કવિતામા)
**તવંગર,** **વિ૦** [ફા૦] પૈસાદાર,ધનવાન, શ્રીમંત, તાલેવન [એકાદ કવિતા
**તવન,** **ન૦** (સ૦ **સ્તવન**) સજાય, જૈનમતની
**તવાઈ,** **સ્ત્રી૦** (ફા૦) ધાડ, ભીડ ૨ કમબખ્તી, આફત, સંકટ, પીડા
**તવારિખ,** **સ્ત્રી૦** (**આ૦**) ઇતિહાસ, રાજાઓની કારકીર્દિની હકીકત, વ્રતાત, આખ્યાન
**તવાવુ,** **ક્રિ૦** **અ૦** ધાતુનુ અગ્નિમા શુદ્ધ થવુ ૨ રોગથી નબળા થવુ, સુકાવુ, પાતળુ પડવુ ૩ રિસાવુ, પિલાવુ **તવાઇજવુ—**ગળવુ ૨
**તવી,** **સ્ત્રી૦** નાનો તવો, લોઢી [નબળા થવુ
**તવેથો,**પુ૦ રસોઈમા ઉપયોગી લાબા સળિયાવાળુ એકપાસ ચપટા પાનાવાળુ ઓજાર
**તવો,** પુ૦ લોઢાના જે ચકરડા ઉપર રોટલી રોટલા સેકવામા આવે છે તે, મોટી લોઢી. ૨ ચલમમા મૂકવાની ગોળ ચપટી ઠિકરી
**તસ,** **સ્ત્રી૦** લીટી,રેખ,બારીક ફાટ ૨ **સ૦** તેનુ
**તસકો,**પુ૦(સ૦**ત્રસ**) તુચ્છકાર, ઝાસો, ઠોક,ઠપકો
**તસતસતુ,** **વિ૦** અગને બધબેસ્તુ, ભચરડાતુ, તંગ,તણાઇને ફાટુ ફાટુ થતુ 'તસતસતી કાચળી'
**તસતસવુ,** **ક્રિ૦** **અ૦** ભચરડાવુ, તંગ પડવુ ૨ ફાટફાટ થવુ (ગુમડાએ)
**તસબી,** **સ્ત્રી૦** માળા (જપવાની) બેરખો
**તસમો,** **પુ૦** ચામડાનો પટો તંગ
**તસર,** **સ્ત્રી૦** છાટ, રેખ, ઝીણી ધાર, રૂધિરની રેખ તે "આખમા લોહીની તસર આવી"
**તસલમાત,** **વિ૦** (ફા૦) વચગાળેનુ ઉપલકિયુ ૨ તાબાનુ ૩ **સ્ત્રી૦**કાબુ કબજો ૪ ભોગવટો
**તસવીર,** **સ્ત્રી૦** (**આ૦**) ચિત્ર પ્રતિમા, છબિ
**તસિયો,** **પુ૦** ફાટ, ચીરો ૨ લીટો, રેખા,આંકો ૩. (આખમા) છાટો, ફ્રાગો
**તસુ,** **અ૦** તેવુ (કવિતામા)

**તસુ,**પુ૦ગજનો ચોવિસમો ભાગ,બે આગળનુમાપ
**તસ્કર,** **પુ૦** ચોર, ચોટ્ટો, ઠુગો. [રણુ કરવુ
**તસ્કરવુ,** **ક્રિ૦** **સ૦** ચોરવુ, પરહરવુ, અપહ-
**તસ્ત,** પુ૦(ફા૦)એક જાતનુ ગરમા જેવુ વાસણ
**તસ્દી,** **સ્ત્રી૦** (**આ૦**) મહેનત, શ્રમ
**તસ્તાનુ,** **ન૦** ધાતુનુ મૂત્ર ઝીલવાનુ વાસણ
**તસ્માત્,** **અ૦** (સ૦) તેટલા માટે,તે કારણથી
**તહ,**પુ૦(ફા૦) સલાહનો કોલ કરાર, સાવધીક મધિ
**તહકીબ,** **વિ૦** ચોક્કસ નક્કી
**તહકુબ,** **અ૦** (**આ૦**) થોડીવાર બધ હોય તેવુ, મોકુફ, મુલતવી રાખવુ તે [સલાહ
**તહનામુ,** **ન૦** સધિપત્ર, વિગ્રહની શાતિનો કરાર,
**તહસીલ,સ્ત્રી૦**(**આ૦**)જમાબધી,મહેસુલ,સલામી
**તહસીલદાર,** **પુ૦** જમાબધી ઉઘરાવનાર; મામલતદાર, રેવન્યુ અધિકાર
**તહસીલનામુ,** **ન૦** જમાબધીનો ચોપડો
**તહાં,** **અ૦** ત્યા, તે સ્થળે **તહિ**—ત્યા
**તહેનાત,** **સ્ત્રી૦** (**આ૦**) સેવાચાકરીમા હાજર રહેવુ તે, હજુર ૨ સેવાચાકરી, તાબેદારી [દિવસ
**તહેવાર,**પુ૦(ફા૦) ટાણુ ખુશાલીનો દિવસ, પાક
**તહોમત,** **ન૦** દોષ, આરોપ, બટ્ટો, આળ ૨ ગુનો, તોહમત,અપરાધ **તહોમતદાર—**અપરાધી, ગુનેગાર આરોપ [અભિપ્રાય જણાવવો તે
**તહોમતનામુ,ન૦**આરોપ સાબીત થયો છે એવો
**તળ,** **ન૦** તળિયુ, મૂળ,અસલસ્થિતિ "તારૂ તળ તપાસીને બોલજે"૨. પાયો ૩ ઠામ,**અસલ** જગા
**તળગટ,**પુ૦જે લાકડાપર ચોકઠુ મૂકે છે તે,ઉમરો
**તળધર,** **પુ૦** સાથી,ખેડુત ૨ વસવાયુ,વસાવેલો ૩ દેવાદાર, દબાયેલુ, ઓશિયાળુ
**તળપ,** **સ્ત્રી૦** તલપ, જુઓ
**તળપદ,** **ન૦** ગામતળની જમીન, ગામતળુ ૨ અસલ જગા, વસ્તીવાળો જમીનનો ભાગ.
**તળપદુ',** **વિ૦** સ્થાનિક, મળ વતનનુ 'તળપદી
**તળવટ,** **પુ૦** તળગટ [ભાષા' ૨ ગામડી,દેશી
**તળવાવુ,** **ક્રિ૦** **અ૦** થાકથી કે તાપથી પગના તળિયાનુ શેકાઇ જવુ,રૂક્ષ થઇ જવુ,લખલખ થવુ
**તળવુ,** **ક્રિ૦** **સ૦** કકડાવેલા તેલ ઘીમા પકવવુ ૨ નર તાડ

**તળવુ**, **ન૦** તળિયુ
**તળાઇ**, **સ્ત્રી૦** વધારે રૂથી ભરેલુ બિછાનુ, ગદેલુ
**તળાટી**, **પુ૦** તલાટી ૨ તળેટી
**તળાતાદળા**, **પુ૦** શેકેલા ચોખા મમરા ૨, **અ૦** છુટેછુટુ, લગારે વળગણ ન રહે તેમ
**તળાવ**, **ન૦** (સ૦ તડાગ) તલાવ, નાનુ સરોવર
**તળાવટ**, **ન૦** ઢોંગ ખોટી યુક્તિ, તજવીજ
**તળાવિયા**, **પુ૦** એક જાતના કોળી (કાનમ)
**તળાવડી**, **ન૦** નાનુ તળાવ
**તળાવા**, **પુ૦** જેની અદર પૈડા રહે છે તે બે આડીને જડેલા લાકડાના બે ખીલા તે તણાવો, 'કોના તળાવા ને કોની પિજણિયો, બળદ આણ્યા બે માગીજી —**પ્રેમા૦** [ચપી કરવી
**તળાસવુ**, **ક્રિ૦ સ૦** ધીમે ધીમે ચાપવુ–દાબવુ,
**તળિયાઝાટક**, **અ૦** તળે સુધી ખતમ કર્યું હોય તેમ, કઈપણ રહેવા ન પામ્યુ હોય તેમ, ખાલીખમ, ૨ સાવ ખતમ
**તળિયારૂ**, **ન૦** તળુ, તળિયુ **તળિયારૂ** ટાઢુ હોવુ–નિરાત હોવી સતોષ થવો તૃપ્તિ થવી
**તળિયુ**, **ન૦** કોઇ ચીજનો છેક નીચેનો ભાગ, બુધુ, પાયો, પરથાર, મડાણનો ભાગ ૩ ઉડાણનો ભાગ ૪ પગનો છેક નીચેનો ભાગ
**તળી**, **સ્ત્રી૦** જોડાની અદરનો બેસતો ચામડાનો છુટો કડકો જે ઉપર પગ રહેછે તે, સુખતળી
**તળુ**, **ન૦** તળિયુ, જોડાનુ નીચલુ પડ ૩ પાયો, બેસણી
**તળે**, **અ૦** નીચે તળિયે **તળે** ઉપર થવુ–બહુજ આતુર થવુ, તાલાવેલી થવી, અધીરા થવુ
**તળેટી**, **સ્ત્રી૦** ડુગરનો નીચલો ભાગ, તળાટી
**તાડવ**, **પુ૦** પુરૂષનુ ઉદ્ધત નૃત્ય, શિવનો નાચ
**તાત**, **સ્ત્રી૦** ૨ પીજવાની પિંજણીને બાધવાની ચામડાની દોરી ૨ સારગીનો તાર ૩ રેટિયાની દોર
**તાંતણે**, **પુ૦** સુતરનો તાર, તતુ, દોરો જીવ તાતણે ટગાવો–જીવ ઉચો રહેવો, ઉચાટ થવો, અધિરા થવુ [જાળથી ગુચવવુ
**તાતરવુ**, **ક્રિ૦ સ૦** તતગવુ વશ કરવુ ૨ તતુ
**તાતરડી (તાતેડી)**, **વિ૦** કૃશ, નાજુક બાધાનુ, હાથપગ દોરડી ને પેટ ગાગરડી એવુ

**તાત્રિક**, **પુ૦** મત્રતત્રાદિક જાણનાર.
**તાતો**, **પુ૦** તાતણો, તાર, તત ૨ બે સેરી વણેલી દોરીને ઉમેળી ત્રીજી સેર મેળવવી ૩ પક્તિ,
**તાદળજો**, **પુ૦** એક જાતની ભાજી [લ્હાર, હાર
**તાદળા**, **પુ૦** (સ૦ તડુલ) કાગ બાવટા કોદરા વગેરેમાથી નીકળેલા ચોખા તે ૨ ભરડેલા મરીના
**તાદુલ**, **પુ૦** તડુલ, તાદળા, ચોખા [કકડા
**તાબડ**, **ન૦** દેવપૂજન કરવાનુ વાસણ, તરભાણુ
**તાબડી**, **સ્ત્રી૦** તાબાનુ પડાળા પેટાનુ વાસણ, વટલોઈ [દેધડો
**તાબડો**, **પુ૦** પાણી ભરવાનુ મોટુ વાસણ, હાડો,
**તાબાકુડી**, **સ્ત્રી૦** કડાવાળુ તાબાપિતળનુ પહોળા માનુ વાસણ [૩ તાબાનો સિક્કો પૈસો
**તામિયો**, **પુ૦** તાબાનો વાડકો કાસિયો ૨ લોટો
**તાબુ**, **ન૦** (સ૦ તામ્ર) આછા રાતા રગની એક ધાતુ **તાબાનો** રૂપિયો–ખોટા રૂપિયા જેવુ, બાહલુ, ઝાઝુ ટકે નહિ તેવુ
**તાબૂલ**, **ન૦** (સ૦) નાગરવેલના પાન, કાથો ચુનો સોપારીવાળી પાનપટ્ટી [વાડકો
**તાસળુ**, **ન૦** નાનો તામિયો, છાછરો કાસાનો
**તાસિયો**, **પુ૦** કાસાનો મોટો વાડકો
**તાહા**, **અ૦** ત્યા (કવિતામા)
**તા**, **અ૦** (સ૦) વિશેષણનુ નામ બનાવવાનો સસ્કૃત પ્રત્યય, પણ સૂચક પ્રત્યય 'યોગ્યતા'
**તા**, **પુ૦** (હિ૦) એક કાગળ, તાવ ૨ તાપ, ગરમી
**તાઇ**, **પુ૦** પિજારો, રૂ પીજનાર ૨ વણકર, તાઇપિજારા–હલકા લડવાડિયા લોક
**તાઉ**, **વિ૦** ગરમ–આકરા મિજાજનુ
**તાઉસ**, **ન૦** (આ૦) એક છેડે મોરનો આકાર હોય તેવુ એક વાજુ ૨ મોર [૩ નેમ, ચોટ
**તાક**, **સ્ત્રી૦** (સ૦ તક્ર) છાશ ૨ રેટિયાની સોય
**તાકવુ**, **ક્રિ૦ સ૦** એકી નજરે જોયા કરવુ ૨ નિશાન બાધવુ, સરત જોડવી ૩ અમુક લાભને અર્થે તે તરફ પૂર્ણ લક્ષ રાખ્યા કરવુ ૪ ઇચ્છવુ, ધારવુ ચિંતવુ
**તાકડી**, **સ્ત્રી૦** તરાક, પરદિટો [દોરો
**તાકડો**, **પુ૦** નક, નથિ ટાકણુ, ટાણુ, ૨ **તાતણો**,

**તાકત, સ્ત્રી૦** ( આ૦ ) શક્તિ, જોર ૨ મગદુર, સામર્થ્ય, ૩ હિમ્મત
**તાકીદ, સ્ત્રી,** ( ફા૦ ) ઉતાવળ, જલદી, ત્વરા ૨ તરત કરવાનુ કહેણુ, આજ્ઞા ફરમાન ૩ ધમકી, મનાઈ હુકમ
**તાકુ, ન૦** ભિંતમા મોટા ગોખલો, હટારિયુ
**તાકોડુ, વિ૦** તાકવામા નિષ્ફળ ન થયો હોય તે, તાકયુ નિશાન પાડનાર
**તાકો, પુ૦** ફાડયા વિનાનુ લાબુ એક સરખુ લુગડુ
**તાગ, પુ૦** પાર, છેડો અત ૨ નીવેરો નિકાલ ૩ જાન વિદાય કરતા ભાગોળે જે દક્ષિણા બ્રાહ્મણોને આપે છે તે ૪ છૂટકારો **તાગ કાઢવો** –આશરો કાઢવો
**તાગુ, ન૦** દેણદાર નાણા ન આપતો હોય તો તેને બારણે બેસી લાઘણ કરવી તે, પોતાના જીવપર જોરાવરી કરવી તે ૨ તોફાન, ઢોંગ, ફીતુર
**તાગડો, પુ૦** તાર તાતણો, દોરો ૨ લાગ
**તાગડધિન્ના, સ્ત્રી૦** ( तृकट् धिन्ना ) મોજ મઝા, ગાનતાનમા મશગુલ રહેવુ તે, રગરાગ, મઝા, લહેર ખાનપાનની નચિંતાઇ [દેવુ, છોડી દેવુ
**તાગવુ. ક્રિ૦ અ૦** છુટા થવુ, પરવારવુ, ૨ મૂકી
**તાગિયો, પુ૦** રેશમને તણનાર–સુધારનાર
**તાગી, પુ૦** ત્યાગી સન્યાસી
**તાછ, સ્ત્રી૦ ( સ૦ तक्ष )** ટાકણાથી પડતી પત્થરની રેખો, કરચો, છોલ, ૨ છોલતા પડતા ( દાગીનાને ) હાસા તે ૩ છોલનો ઓપ
**તાછવુ, ક્રિ૦ સ૦** ટાકણાથી છોલવુ ખોદવુ ૨ છોલી ઝળકી આણવી, હાસા–પાસા પાડવા
**તાજ, પુ૦** ( ફા૦ ) રાજાના માથાનો મુગટ, રાજમુગટ–ચિહ્ન ૨ રાજ્ય ૩ ગજીફામા જે પાનામા તાજ હોય તે રગ ૪ ત્યાગ
**તાજખાનુ, ન૦** જાજરૂ, મડાસ, કાટીઉ
**તાજગી, સ્ત્રી૦** ( ફા૦ ) તદુરસ્તી, આરોગ્યતા, ૨ તાજાપણુ, નવી સ્ફુર્તિ, લીલાશ
**તાજણ, સ્ત્રી૦** ઘોડી
**તાજણો, પુ૦** સાટકો, કોરડો, ચાબુક
**તાજમ, સ્ત્રી૦ ( આ૦ તાજીમ )** સલામ
**તાજવુ, ન૦** ત્રાજવુ ૨ છુદણુ
**તાજાકલમ. સ્ત્રી૦** ( ફા૦ ) એક લખાણુ બધ કર્યા પછી વધારામા જે બીજુ લખવુ તે, ઉમેરો
**તાજિયો, પુ૦** ઘુમટદાર કબરનો આકાર, તાબુત
**તાજીમ, સ્ત્રી૦** ( આ૦ ) માન, વિવેક અદબ
**તાજુ, વિ૦** ( ફા૦ તાઝા ) નવુ, તરતનુ ૨ લીલુ, વાસી ન હોય તેવુ ૩ પૈસાથી ભરેલુ, તર
**તાજુબ, ન૦** ( આ૦ ) અચરતી, અચરજ, નવાઈ
**તાજુબ, વિ૦** અદ્ભુત, છક્ક થઇ ગયેલુ, દગ
**તાજુબી, સ્ત્રી૦** નવાઈ, વિસ્મયતા
**તાજેતર, વિ૦** તરતનુ તાજે તાજુ, બિલકુલ વખત
**તાજેસ, ન૦** પ્રાયશ્ચિત [ન થયો હોય તેવુ
**તાટ ન૦** ટાટ, શણનું કપડુ, જેના કોથળા–ગુણો બને છે તે ૨ નાના કાનાવાળી મોટી થાળી, ખુમચો [અક્કડ, કડક, ૩ કઠણ, સખત
**તાટ, વિ૦** ( અ૦ ) તગ, બેસતુ, સકડાતુ ૨.
**તાટપત્રી સ્ત્રી૦** તાડનુ પાદડુ ૨ એક જાતનુ વરસાદમા પલળે નહિ તેવુ લુગડુ
**તાટુ ન૦** ટાટુ, કામડાનો પડદો, ૨ ઝાપો. ૩ નાનુ ઝુપડુ, પર્ણકુટી
**તાડ, ન૦ ( સ૦ તાલ )** એક જાતનુ સીધુ ને ઘણુજ ઉંચુ ઝાડ **તાડનો** ત્રીજો ભાગ–ઘણો ઉંચો –ટડલ માણસ **તાડગોળા**–તાડના ફળ, ગલેલી
**તાડછુ, ન૦** તાડપત્ર, તાડનુ પાદડુ ૨ પાતળી ચીપનુ લાકડુ [ઠોક, માર
**તાડન, ન૦ ( સ૦ )** સોટી વગેરેથી મારવુ તે,
**તાડપત્ર, ન૦** તાડછુ, તાડનુ પાદડુ
**તાડવુ, ક્રિ૦ સ૦ ( સ૦ તાડ )** ઠોકવુ, મારવુ ૨ તાણીને બોલવુ તાડુકવુ [ફડસિયુ
**તાડિયુ, ન૦** રેટિયાનો આરો ૨ ચીપ ફાડિયુ,
**તાડી, સ્ત્રી૦** તાડ, નાળિયેરી ખજુરી છેદવાથી નીકળતુ પાણી–રસ
**તાડુકવુ, ક્રિ૦ સ૦** તાણીને બોલવુ, ગર્જવુ, બરાડવુ ૨ ગુસ્સે થઇ ખીજવુ, ગાજી બરાડીને ડપકા દેવા [ઘાંટે ડપકા દેવા તે
**તાડુકો, પુ૦** ગર્જના, મોટો ઘાંટો, હાકોટો, મોટે
**તાડો, પુ૦** ફાટ, ચામડી તણાઇ થતી પીડા તે.

૨ ધમકી, જોરો ૩ આગ્રહ, હઠ
**તાઢી, સ્ત્રી૦** રાખોડી, ભસ્મ, શેલી રાખ
**તાણ, સ્ત્રી૦** ( સ૦ તન્-ખેચવુ ) શરીરની ર-ગોનુ ખેચાવુ તે ૨ ફેફરુ, વાઇ ૩ તગી, અછત ૪ પાણીનુ ઘણાજ જોરથી વહેવુ તે ખેચ ૫ આગ્રહ, ખેચ, ખેચપકડ, હઠ, દબાણ
**તાણવુ, ક્રિ૦ સ૦** આકર્ષણ કરવુ, જોરથીખેચવુ ૨ પક્ષ કરવા, તરફેણ કરવી ૩ હોય તેટલુ જોર વાપરવુ ૪ પરાણે લાગુ કરવુ, મારી મચડીને બેસાડવુ, અર્થનો અનર્થ કરવો ૫ ઘસરડવુ, જોરથી ખેચવુ, ઉઠાવી જવુ ૬ લાબુ કરવુ, લબાવવુ ૭ કાઢવુ, ભરવુ (પાણી) ૮ દોરવુ, આકવુ (લીટી) ૯ નભાવવુ, ચલાવવુ 'એક વર્ષ તાણો તો ઠીક'
**તાણમતાણા, સ્ત્રી૦** ખેચાખેચ, લુટાલુટ
**તાણાતાણ, સ્ત્રી૦** ખેચાખેચ
**તાણિયો, પુ૦** ખેચીને ધાતુના તાર વધારનારો
**તાણુ, વિ૦** ત્રાણુ ૯૩
**તાણો, પુ૦** વણવાના સાળ પરના જે લાબા તાર તે આડા દોરા તે વાણો ૨ તાનો
**તાત, પુ૦** ( સ૦ ) બાપ, પિતા, જનક
**તાતા, અ૦** બે હથેલી એક ઉપર એક પડવાથી થતો જે અવાજ તે [ઉદ્ગાર 'તાતાથૈ"
**તાતા, પુ૦** રોટલો,ભાખરી ૨ નાચવાના તાનનો
**તાતુ, વિ૦** ગરમ, ઉનુ તપેલુ ૨ આકળા સ્વભાવનુ, ગરમ મિજાજનુ ૩ તરતનુ, તાજુ ૪ જલદ, ઉગ્ર 'તાતુ તેલ' ૫ ઓપેલુ હોય તેવુ, પ્રકાશિત તાતે વાએ-એકદમ એક સપાટે તરતજ, યોગ્ય પ્રસગે [ને ભરેલુ, એવુ
**તાતુમાતુ, વિ૦** શરીરે આરોગ્ય-પુષ્ટ, તાજુ
**તાત્કાળ, અ૦** તત્કાળ, તેજ વખતે
**તાત્પર્ય ન૦** ( સ૦ ) ભાવાર્થ, આશય, મતલબ હેતુ, ધારણા, ૨ સાર, ટુકામા બતાવેલી જે નસિયત તે, નીતિસાર [દેખાવનુ
**તાદશ, વિ૦** (સ૦) તે સરખુ, તેના જેવા
**તાન, સ્ત્રી૦** ગાવામા જે પલટા લેવા તે ગાવાની એક તરેહ, ૨ ધુન, લેહ, કોઇ કામ કરવામા દિલ લાગી રહેવુ તે રઢ, ખૂબ આસક્તિ, ૪. મસ્તી તોફાન ૫ તોર ગર્વ
**તાનો, પુ૦** ક્રોધ તામસ ૨ ટાણો, મહેણુ
**તાપ, પુ૦** ( સૂર્યની ) ગરમી, તડકો, ૨ અગ્નિની ગરમી, આચ ૩ શરીર ગરમ થઈ આવે તેવો રોગ, જ્વર, તાવ ૪ ઉકળાટ, ઘામ, ઉકળાટ ૬ પ્રતાપ, દોર હાક, ડર કરપ
**તાપડિયા, ન૦** તાપને લીધે થતા ગુમડા
**તાપડુ, ન૦** શણનુ જાડુ કપડુ
**તાપણી, સ્ત્રી૦** ઘાસ, સરોડા ડગાળી બાળી જે બળતુ કરવામા આવે છે તે,તાપવા માટે જે દેવતા બળતુ કર્યુ હોય તે ૨ દેવતાવાળી સગડી
**તાપણુ, ન૦** તાપણી
**તાપત્રય, પુ૦** (સ૦) ત્રણ દુ ખ-સતાપ તે, આધિ, વ્યાધિ ને ઉપાધિ, અને આધિભૌતિક, આધિદૈવિક ને આધ્યાત્મિક
**તાપવુ, ક્રિ૦ અ૦** ( સ૦ તપ્ ) અગ સેકવુ, તાઢ ઉરાડવી, ગરમ થવુ, ૨ તપ કરવુ ૩ સતાપવુ, પીડવુ
**તાપસ, પુ૦** ( સ૦ ) તપસ્વી, યોગી
**તાપોટો પુ૦**તાપથી થયેલો ફોલ્લો તે ૨ ઘામ,કઠારો
**તાપોડિયા,ન૦**ઉનાળામા ગરમીથી થયેલા ગુમડા
**તાબડતોબ, અ૦** તરતજ જલદી, સત્વર
**તાબુત, ન૦** (આ૦) પેગમ્બર મહમદની છોકરીના છોકરા હસનને હુસેન લડાઈમા કપાઈ ગયા હતા તેની યાદગીરી માટે મોહોરમ મહિનામા જે તરેહ તરેહના કમર જેવા ઘાટ બનાવે છે તે તાજીયો ૨ શમરૂપ-ન હાલે ન બોલે તેવુ-પુતળા જેવુ માણસ ચૈતન્ય રહિત
**તાબે, અ૦** (આ૦) કબજામા, વશ, સત્તા તળે
**તાબેદાર, વિ૦** તાબે હોય તેવુ, હુકમમા રહેનાર, ઉતરતા દરજાનુ ૨ પરાધીન ૩ દબેલ
**તાબેદારી, સ્ત્રી૦** તાબેદારની જે હાલત તે, કોઈની સત્તા તળે કામ કરવુ તે, આધીનતા, પરતત્રતા ૨ નોકરી, સેવકધર્મ
**તાબો, પુ૦** ( આ૦ તબઅ ) કબજો હવાલો, [ઇલાકો અધિકાર.
**તામડી, સ્ત્રી૦** તાબડી

**તામડો,** પુ૦ દેધડો, તાબડો, હાડો
**તામસ** પુ૦ (સ૦) ઝનુન, ગુસ્સો, ગરમ મિજાજ
**તામસી** વિ૦ ક્રોધી ૨ ગરમ મિજાજી, ઝનુની
**તામ્ર,** ન૦ (સ૦) તાંબુ
**તામ્રપટ,** પુ૦ (સ૦) તાંબાનુ પત્રુ ૨ તાંબાના પત્રા ઉપર લેખ કોતર્યો હોય તે
**તાયફો,** પુ૦ (આ૦ તવાયફ) ગાનાર બજાવનારનુ મંડળ, રામજણી અને તેના સાજન્દા ૨ ટોળુ, સમૂહ ૩ ટોળામા રહેતી પ્રજાઓનો સમૂહ
**તાર,** પુ૦ [ ફા૦ ] ધાતુનો ઘડીને ખેચીને લાંબો ને પાતળો કરેલો આકાર, વાળો ૨ રૂને કાંતીને કરેલો પાતળો અને લાંબો આકાર,તાતણો, દોરો ૩ કસબ, રેશમ વગેરેનો તાતણો ૪ ગોળ ખાંડની ચાસણીમાથી નીકળતો ચીકણો પાતળો દોરા જેવો જે ભાગ તે ૫ કોઈ પણ ચીકણી વસ્તુનો લાંબો ને ઝીણો ભાગ તે "કરોળિયાના તાર" ૬ કેફની ઘેન,તાન, ખુમારી,લેહ. ૭ વિજળીના યોગે જે મિશ્ર ધાતુની મારફતે એક ઠેકાણેથી બીજે ઠેકાણે સંદેશો મોકલાય છે તે ૮ [અં૦ ટાર ] પ્રવાહી ડામર રાળ જેવો એક પદાર્થ ૯ એક કાગળ, તાવ,તા ૧૦ કિનારો, કાંઠો ૧૧ છેડો, ઉદ્ધાર, અંત
**તારક,** વિ૦ [સ૦] રક્ષણ કરનાર, તારનાર, બચાવનાર ૨ પાપથી છોડાવનાર,મુક્તિ આપનાર
**તારક,** પુ૦ તારો, ચાંદરણી [કરનાર
**તારકસ,** પુ૦ તાર ખેચનાર ૨ કસબ તૈયાર
**તારક્ષ,** પુ૦ગરૂડ [નુકસાની બદલ આપેલી રકમ
**તારણ,** ન૦ [સ૦] રક્ષણ,છુટકારો ૨ બહાનુ,
**તારતમ્ય,** ન૦ [સ૦] ઓછુ વધતુ,ફેર,તફાવત ૨ ભાવાર્થ, મુદ્દો, સારાશ
**તારનાર,** પુ૦ બચાવનાર,રક્ષણ કરનાર
**તારવવુ,** ક્રિ૦સ૦ જમે ઉધારનો આકડો ખાતાવાર નક્કી કરવો ૨ દબાઇ ગયલી વસ્તુને ઉચી આણવી "જમીનને તારવવી" ૩ ઉપર ઉપરથી લઇ લેવુ ૪ પાણીમા છુટુ કરી ખોળવુ ૫ નફો ટોટો કાઢવો
**તારવુ,** ક્રિ૦ સ૦ભવબંધનથી મુક્ત કરવુ,ઉદ્ધારવુ, બચાવવુ,પાપથી છુટુ કરવુ ૨ સંકટમાથી કાઢવુ, નરમ સ્થિતિમાથી ઉચે આણવુ
**તારા,** પુ૦ તારો, ગ્રહમંડળ. ૨ ટીપકીઓ,ગોળ ચકતી ૩ આંખની કીકી
**તારામૈત્રક,** ન૦ (સં૦) ગ્રહની અનુકૂલતાને લીધે થયેલો સબંધ ૨ આંખે આંખ મળતા થયેલી પ્રીતિ,આંખના અણસારાથી થયેલી પ્રીતિ
**તારાજ,** વિ૦ (ફા૦) ખરાબેહાલ,પાયમાલ,ફના, નષ્ટપ્રાય [જેવો આકાર
**તારાટપકી** સ્ત્રી૦ ટપકી ૨ રૂપેરી-સોનેરી તારા
**તારીખ,** સ્ત્રી૦(આ૦)રોજ,તિથિ ચંદ્રગતિ મુજબ ગણાતા મહિનાનો અમુક દહાડો (હિંદુની તિથિ, પારસીના રોજ અને અંગ્રેજી ને મુસલમાની મહિનાની તારીખ)
**તારીજ,** સ્ત્રી૦ જમે ઉધારના હિસાબનુ તારણ
**તારીફ,** સ્ત્રી૦ (આ૦) વખાણ, સ્તુતિ, કીર્તિ ૨ શાબાશી [વચન
**તારૂ,** સ૦ તુ સર્વનામનુ છઠ્ઠી વિભક્તિનુ એક
**તારુણી,** સ્ત્રી૦ (સ૦) જુવાન સ્ત્રી, તરૂણી
**તારુણ્ય,** ન૦ (સ૦) જોબન, જુવાની
**તારે,** અ૦ તે વખતે, ત્યારે
**તારો,** પુ૦ આકાશમા રાત્રે જે ચળકતો ઝીણો પદાર્થ દેખાય છે તે, તારક એ ત્રણ તારાનો ઝુમખો તે નક્ષત્ર ૨. ગ્રહ."બ્રહસ્પતિનો તારો" ૩ આંખમાનુ તેજાળ જે નાનુ ટપકુ તે,કીકી "નૈનનો તારો" ૪ હોશિયાર તરનારો ૫ સીતારો, નસીબ તારો અસ્ત થવો પડતી થવી, દહાડા વાંકા થવા 'તેનો તારો અસ્ત થવા બેઠો છે'
**તાર્કિક,** વિ૦ તર્ક કરનારો,તર્કશાસ્ત્ર જાણનારો.
**તાલ,** પુ૦(સ૦) રાગ ગાવામા સૂરની સરખી માત્રાને અંતરે જે જોર-ભાર આપવામા આવે છે તે, અવાજનુ માપ ૨ કોઈ કામમા પડતી મઝા, રસ, લહેજત ૩ ફુલાસ, મગરૂબીમા મૂછના વાળ ઉંચા ચઢાવવા તે. "મૂછે તાલ દેવો"
**તાલ,** સ્ત્રી૦ (તાલુ) માથાના જે ભાગ ઉપરથી વાળ એની મેળે જતા રહ્યા હોય તે, ટાલ ૨ કાંસાજોડી, છબલીકા ૩ તાલમેલ, જુક્તિ, મેળ

૪ દાવ, પ્રસંગ, સોઇ, સગવડ
**તાલકી,** સ્ત્રી૰ તાલકુ ઢકાય તેવી ટોપી
**તાલકુ,** ન૰ માથાનો ભાગ, તાળવુ ૨ ટોપીનો ઉપરનો ભાગ, ચદો [ઢાળસર
**તાલબંધ,** વિ૰યુક્તિસર,લાગસર ૨ તાલ સાથે,
**તાલમેલ,** સ્ત્રી૰સારી જુક્તિથી રચેલો ઠાઠ,અચ્છી તરેહની ગોઠવણ-સોઈ ૨ ઉપરથી સફાઇ પણ અંદરથી પ્રપંચ હોય તેની દેખાડવાની જુક્તિ ૩ બહાનુ, નિમિત્ત [ઉપરના ભભકાવાળુ
**તાલમેલિયુ,** વિ૰ જુક્તિસર રચેલુ, ખટુ,ઉપર
**તાલવ્ય,** વિ૰ (સં૰)તાળવા સંબધી,તાલુસ્થાનનુ
**તાલાવેલી,** સ્ત્રી૰ જીવ તલપાપડ થવો તે,ચટપટી "તાલાવેલી લાગી છે તનમા બિહારીલાલ !" ૨ ગભરાટ, ઉદ્વેગ
**તાલુ,** પુ૰ (સં૰) તાળવુ, મોનો ઉપલો ભાગ
**તાલુક,** પુ૰ સંબંધ, લાગતુ વળગતુ તે
**તાલુકદાર,** પુ૰ ગામ પ્રગણાનો વહિવટ ચલાવનાર સરકારી કારભારી ૨ ગામનો મુખી-રાજા, ગરાશિયો
**તાલુકદારી,** સ્ત્રી૰ તાલુકાના વહીવટનુ કામ ૨ તાલુકાના મહેસુલના ઇજારાનુ કામકાજ ૩ તાલુકદાર સંબંધી
**તાલુકો,** પુ૰ (આ૰) મહેસુલની ઉઘરાત માટે સરકારી ગોઠવણથી ઠેરવલા પ્રાંતના પાડેલા ભાગ તે, પરગણુ ૨ સંબંધ,કબજો,તાબો
**તાલે,** ન૰ (આ૰) નસીબ, પારબ્ધ,ભાગ્ય
**તાલીમ,** સ્ત્રી૰ (ફા૰) અંગ વાળવાની કસરત શારીરિક કેળવણી ૨ કસરત કરવાનુ ઠેકાણુ, અખાડો ૩ ગુરૂ પાસે શિખવુ-અભ્યાસ કરવો તે ૪ શીક્ષણ,અભ્યાસ કેળવણી,ઉપદેશ શિક્ષા "તમે ધંધાની તાલીમ મને આપી ન હતી"
**તાલીમબાજ,** વિ૰ (ફા૰) કસરત જાણનારો, કસરતી ૨ ધૂર્ત્ત,ઠગ,ખેલાડી [લેવાનીકળા,ઠગબાજી
**તાલીમબાજી,** સ્ત્રી૰યુક્તિને ધૂર્ત્તતાથી કામ કાઢી
**તાલેવંત-વાન,** વિ૰ પેસાદાર, તવંગર, શ્રીમંત ૨ નસીબદાર ભાગ્યશાળી
**તાવ,** પુ૰ રોગથી શરીર ધીકી આવવુ તે,જ્વર, બોખાર, તાપ એ ઘણી જાતનો હોય છે ટાઢિયો, એકાતરિયો, ચોથિયો, વગેરે ૨ તપાવવુ તે, તાપ દેવો તે ૩ (ફા૰) કાગળનો લાંબો પહોળો કકડો તે ૪ મૂછનો વાક-આંકડો [પેણી,કઢાઈ
**તાવડી,** સ્ત્રી૰ રોટલી કરવાનો નાનો તવો ૨
**તાવડો,** પુ૰મોટી તાવડી ૨ કઢા,પેણો,મોટુ કઢાયુ
**તાવણી,** સ્ત્રી૰ તાવવુ તે, કકડાવવુ તે,માખણનુ ઘી કરવાની ક્રિયા તે
**તાવતરિયો,** પુ૰ રોગ દોગ, તાવ વગેરે રોગ
**તાવદાન,** ન૰(ફા૰)બારીનો કાચ ૨ કાગળો રાખવાની ખાનાવાળી પેટી ૩ ખુરસી ઘાટની પાલખી
**તાવરખુ,** વિ૰ તામસી, આકળા સ્વભાવનુ
**તાવરસુ,** ન૰ નવી ખેડાયલી જમીનનુ પ્રથમ વર્ષ ૨ પહેલી ખેડનુ ખેતર
**તાવવુ,** ક્રિ૰ સ૰ ધાતુના ઘાટ ઘડવાને ધાતુને અગ્નિમા તપાવવી ૨ હીણી વસ્તુના ભેગમાથી ચોકખી વસ્તુ જુદી કાઢવાને તે વસ્તુને ઘણી ગરમ કરવી, તપાવવુ ૩ ખરૂ ખોટુ તપાસવુ, હિમ્મત કરવી, કસી જોવુ તાપ દઈ નાણી જોવુ ૪ ખરૂ ખોટુ કઢાવવા દમ દેવો
**તાવી,** સ્ત્રી૰રોટલી શેકવાનુકલેડુ,નાનો તવો,લોઢી
**તાવીજ ત,** ન૰ (આ૰) મંત્ર લખેલો અથવા જંત્ર પાડેલો એવો ભોજપત્ર, કાગળ,અથવા પતરૂ તે, માદળિયુ
**તાવિત,** વિ૰ શુદ્ધ,ચોકખુ,રોકડુ 'તાવિત તાણુ.'
**તાવેથો,** પુ૰ તવેથો, ચપટા પાનાવાળુ રસોઈનુ ઓજાર ૨ ચાપોડા, ચાદા
**તાશેરો,** પુ૰ તાન, ઘાટ, તાસીરો
**તાસ,** પુ૰ (આ૰) કલાક,અઢી ઘડી ૨ કાંસાની ગોળ ઘડીયાળ, ઝાલર ૩. સ્વાદ, મઝા ૨ ગ. ૪ એક જાતનુ કપડુ, તાસતો ' ચાર ચોકડી તાસ વહુજી "-મામેરુ ૬ ચળકાટ, ઓપ
**તાસ,** સ૰ તેને, તેનુ
**તાસક,** સ્ત્રી૰ ધાતુના પતરાની છાછરી થાળી તાટ ૨ છીબુ ૩ ચા પીવાની તબકડી ૪. પાન વગેરે મૂકવાનો તાટ [રાઉ કપડુ
**તાસતો,** પુ૰ [આ૰] એક જાતનુ રેશમી સુત

તાસીર, સ્ત્રી૦ [અ૦] છાપ, પ્રતિબિંબ, તરેહ, સિકલ 'તુકમે તાસીર ને સોબતે અસર'૨ સ્વાદ ઉપજે તેવી જુક્તિ તદબીર, મઝા "રસોઇની તાસીર" ૨ આકાર,ઘાટ

તાસીરો, પુ૦ તાલ,ઘાટ,મઝા, લહેઝત.

તાસુ, ન૦ [આ૦] માટી અથવા તાંબાની કુડી ઉપર ચામડુ મઢી બનાવેલુ નગારૂ તે ૨ તેને

તાળ, પુ૦ તાલ ૨ ઝાંઝ, છમલીકા

તાળવુ, ન૦ મોની અંદરનો ઉપલો ખાડા પડતો ભાગ ૨ માથા ઉપરનો વચલો ભાગ, ખોપરી તાળવે ગોળ ચોટાડવો–મીઠુ મીઠુ બોલી મોટી આશાઓ આપવી

તાળી, સ્ત્રી૦ [તાલ] એક હાથેળી ઉપર બીજી હાથેળી માર્વાનો અવાજ, તાલ ૨ હા–કબુલાત–કોલની નિશાની ૩ તાબોટા ૪ લગન, લેહ, રંગ "આસન વાળીને લાગી તાળી, જપે ભોળો રૂઢ મન" તાળી પાડવી–હર્ષનાદ કરવો જે બોલાવવી ૨ ફજેતી કરવી, હાસી કરવી

તાળાકુચી, સ્ત્રી૦ છોકરાની એક રમત

તાળુ, ન૦ (સ્ત્ર૦ તાલક) બારણા પેટી વગેરે બંધ કરવા વપરાતો લોઢા પિતળનો ઘાટ એમા કળ હોય છે ૨ મર્યાદા,શરમ,બોલવુ બંધ થવુ તે તાળા દેવાવા —ઉછેદિયુ થવુ,મોઢુ બંધ થવુ

તાળુ,ન૦ તાલુ,તાળવુ

તાળો, પુ૦ હિસાબ ખરો છે કે ખોટો એ જાણવાની જે જુક્તિ તે, ટાળો મેળ, દાખલો, સાબીતી ૨ જોગ,સંજોગ ૩ મળતાપણુ તે

તાબોટા, પુ૦મોટી ભારે તાળી, તાબોટો

તિકટ–કિટ, સ્ત્રી૦ (અ) રજાચિઠ્ઠી, પાસ. ૨. ટપાલની નાની ચિઠ્ઠી

તિક્કડ, પુ૦ જાડો રોટલો,ભાખરો

તિખટ,વિ૦ તીખુ, આકરુ ૨ ન૦ મરી મરચા

તિખાશ, સ્ત્રી૦ તીખાપણુ, થોડુ તીખુ હોય તે ૨ સ્વભાવની ઉગ્રતા,આકરાપણુ

તિજોરર, પુ૦ ( અ ) જેના હવાલામા નાણા રહેતા હોય તે, કીલીદાર,ભંડારી

તિજોરી, સ્ત્રી૦ (અ૦, નાણા રાખવાની જગા, ભંડાર' ખજાનો ૨ માલમતા રાખવાની મજબુત પેટી (લોઢા લાકડાની) ૩ નગદ નાણુ,રોકડ

તિતાલીયુ, વિ૦ ઉછાંછળુ ,છોકરવાદિયુ,નાદાન

તિતિક્ષા, સ્ત્રી૦ (સ૦) ધીરજ, સબુરી,ખામોશ, સહનશક્તિ

તિથિ, સ્ત્રી૦ મહિનાનો ચંદ્રની ગતિને અનુસરતો દિવસ, તારીખ,મિતિ ૨ જે દિવસે મવસ્તરી આવતી હોય તે દિવસ

તિતિર, ન૦ તેતર,મરઘાના જેવુ એક પક્ષી

તિમિંગલ,પુ૦ (સ૦) મોટુ માછલુ,મગરમચ્છ ૨ મગર [જ્ઞાન ૩ તમ્મર,અંધારા

તિમિર, ન૦ (સ૦) અંધારૂ, અંધકાર ૨ અ-

તિરસ્કરિણી,સ્ત્રી૦ (સ૦) પડદો,અંતરપટ, ચક

તિરસ્કાર, પુ૦ (સ૦) ધિક્કાર, તુચ્છકાર,તરછોડી નાખવુ તે, ફિટકાર (ધિક્કાર, નિરસ્કારના ભેદ માટે જુઓ ગુજરાતી શબ્દકોશ).

તિર્યક્, વિ૦ વાકુ,તીરછુ,આડુ [૨ પક્ષીઓ

તિર્યચ,ન૦ હલકી જાતના પેટે ચાલનારા પ્રાણી

તિરાહિત, વિ૦ ત્રાહિત,પરાયુ

તિરોભાવ, પુ૦(સ૦)અભાવ,ગેરહાજરી,અદૃશ્યતા

તિરોહિત,વિ૦(સ૦,અવિદ્યમાન,અદશ્ય અગોચર

તિલ, પુ૦ તલ

તિલક, ન૦ (સ૦) ધર્મપંથ સૂચક કપાળે જે ચિહ્ન કરવામા આવે છે તે, ટીલુ, ત્રિપુંડ ૨ ભૂષણ રૂપ એવુ જે તે

તિલકિયુ, ન૦ તિલક–ટીલુ કરવાનુ બીબુ–છાપ.

તિલાણો, પુ૦ જેમા ત, લ, ન, મ, દ, ર, એવા કોમળ ને રણકા કરતા અક્ષર વારે વારે આવ્યા કરે તેવુ ગાયન [ગાદી વારસ ૩ પૂજ્ય

તિલાટ, વિ૦ મુખ્ય મોટુ ૨ પાટવી કુંવર,

તિહાં, અ૦ ત્યા (કવિતામા)

તી, અ૦ ત્રણ ૨ સ૦ તે

તીકમ,પુ૦(સ૦ ત્રિ+ક્રમ–જવુ ) ત્રિવિક્રમ ૨ બે તરફથી ખોદાય તેવી કોદાળી,એ હવો.

તીક્ષ્ણ, વિ૦ (સ૦) આકરૂ, કડક તીખુ(ભાષણ) ૨ તરત સમજી જાય તેવી બુદ્ધિનુ, ચપળ, ચકોર, ચાલાક. ૩ છેદવાની શક્તિ વિશેષ હોય

તેવુ, ધારવાળુ (હથિયાર)
**તીખાં,** ન૦ મરી
**તીખુ,** વિ૰ (સ૰) ધમધમાટ, ચચરાટ થાય તેવુ,જીભને સખત લાગતુ ૨ પાણીવાળુ,તેજદાર, જલદ ૩ ઉગ્ર ગરમ મિજાજનુ, આકરૂ
**તીખુ,** ન૰ખરૂ લોઢુ,પોલાદ [ત્રીજો દહાડો
**તીજ,** સ્ત્રી૰ ( સ૰ તૃતીયા ) પખવાડિયાનો
**તીજુ,**વિ૰ત્રણ એ સખ્યાનો ક્રમ બતાવે છે,ત્રીજુ
**તીટ,** ન૰ મેશ,કાજળ 'તીટનો ટુચકો કરવો'
**તીડ,** પુ૦ એક જાતનો લાબો ટાટિયાનો ને ટુકી પાખનો જીવડો [અણીવાળુ,ત્રીણુ
**તીણુ,** વિ૰ છેડે છેક પાતળી ધાર હોય તેવુ,
**તીતીઘોડો,** પુ૰ એક જાતનો ઉડતો લીલા પીળા રગનો જીવડો ૨ હરેક કામમા ઉતાવળ
**તીતી,** સ્ત્રી૰ ચકલી [કરનાર માણસ
**તીન,**વિ૰(હિ૦)ત્રણ **તીનપાચ**-પતરાજી,શેખી
**તીર,** ન૰ (સ૰) નદીનો આરો, કાંઠો, કિનારો ૨(ફા૰) બરૂ સરકટની સોટીમા એક છેડે લોઢાનું તીણુ ધારવાળુ ફળ જે કામઠાવડે દૂર ફેકાય છે તે,બાણ ૩ ચાપણની ઉપરનો ઉભો ભાગ ટેકો તે(ઘર સીધુ કરવાનો) ૪(ફા૰)મુસલમાની ચોથો મહિનો ૫ દરેક માસની તેરમી તારીખ
**તીરકસ,** વિ૰ વક્ર,આડુ વાકુ ૨ ન૰ ભિંતમા આડી વાકી ઈટો મૂકી કરેલુ નાનુ જાળિયુ ૨ ગોળનો એકાદો ભાગ
**તીરછુ,** વિ૰ વાકુ, આડુ,કતરાતું
**તીરથ,** ન૰ તીર્થ
**તીરથવાસી,** વિ૰ તીર્થસ્થાનમા ફરતુ, યાત્રાળુ ૨ તીર્થમા રહેલુ,વાનપ્રસ્થ
**તીરન્દાજ,** પુ૰(ફા૰) તીર મારવામા કુશળ તે, બાહોશ,નિશાનબાજ,તીરબાજ [ટેબલ
**તીરપાઇ,** સ્ત્રી૰ ત્રણ પાયાની બેસણી-ઘોડી,નાનુ
**તીરબ્બાજ,** પુ૰ ધનુર્ધર,આબાદ તીર મારનાર
**તીરબ્બાજી,** સ્ત્રી૰ તીર મારવાની વિદ્યા, ધનુર્વિદ્યા ૨ અસલ થતી એક ક્રુર શિક્ષા,પચ ઇટાળી
**તીર્થ,**ન૰ (સ૰) ધર્મક્ષેત્ર,પુણ્યસ્થળ, પુણ્યભૂમિ પવિત્રસ્થાન,સ્નાન કરવાથી પાપ જાય એવા જે ભાગીરથી, ગોદાવરી વગેરેના ઉદક તે ૨ વિષ્ણુસ્નાનોદક ૩ બ્રાહ્મણ,સન્યાસી ઇત્યાદિનુ પાદોદક
**તીર્થંકર,** પુ૰ ( સ૰ ) જૈન મતમા મનાતા મોટા અવતારી આચાર્ય ૨ તત્વજ્ઞાની
**તીર્થયાત્રા,** સ્ત્રી૰ (સ૦) તીર્થ કરવાના ઉદ્દેશે જે જાતરા તે,તીર્થોમા ફરવુ તે
**તીર્થરાજ,** ન૰ જાત્રાનુ મોટુ સ્થળ ૨ પ્રયાગ, જયા ગગા, જમના અને સરસ્વતિ એ ત્રણે નદીઓ મળે છે તે સ્થળ [વડીલ
**તીર્થરૂપ,** પુ૰ (સ૰) પિતા,બાપ, તીર્થ સમાન
**તીર્થસ્વરૂપ,**વિ૰(સ૰)તીર્થ સમાન,પુણ્યસ્વરૂપ
**તીવ્ર,** વિ૰ (સ૰) તીખુ, આકરૂ ૨ તેજી,ઉતાવળુ ૩ તીક્ષ્ણ,તીણુ ૪ કઠણ,ગરમ, ઉનુ ૫ દુ સહ
**તીવ્રતા,** સ્ત્રી૰ (સ૰) ગરમી ઉષ્ણતા ૨ આકરાપણુ, તીક્ષ્ણતા,ઉતાવળ ૩ દુ સહતા
**તીસ,**વિ૰(સ૰) ત્રીસ ૩૦
**તીસમારખા,** વિ૰ જાહેલ,ગરમ મિજાજનુ, તમોગુણી ૨ બડાઇખોર,ફુલણજી
**તુ,** સ૰ [ સ૦ ત્વમ્ ] ઉમ્મરે-દરજ્જે નાનુ એવા માણસને સબોધવાનો શબ્દ દ્વિતીય પુરૂષ એકવચન ૨ અપમાનવાચક શબ્દ 'તુ શુ કરવાનો હતો?' ૩ વહાલ અને ભક્તિમા બાળક, માતા, સ્ત્રી, પ્રભુ માટે તુ વપરાય છે 'બાપુ, હજી તું બાળક છે, 'મહા હેતવાળી દયાળીજ મા તુ' 'અખિલ બ્રહ્માડનો ઈશ દિન નીશ તુ, ઉર વિષે આ સ્તુતિ ધર અમારી' ૪ ઘણાજ સહવાસવાળા માણસને માટે તુ વપરાય છે ૫ પર, બીજુ 'તુ તે તુ' [૨ તુચ્છકાર
**તુકાર-રો,** પુ૦ અપમાનવાચક શબ્દ, ટુકારો
**તુંગ,** વિ૦ (સ ) ઉચુ, ઉન્નત
**તુગુ,** ન૰ જેની નીચે ક્રોસ અને ચવકુ ઘાલવામા આવે છે તે હળનો ભાગ ૨ ફુલેલુ પેટ ૩ વિ૰ જાડુ, ભરાઉ, સ્થૂલ
**તુડ,** ન૰ (સ૦) વદન, મુખ ૨ ગુડ ૩ ચાચ
**તુડાઈ,** સ્ત્રી૰ હલકાઈ, માથાફરેલપણુ, ઉદ્ધતાઇ 'તારા યોદ્ધાઓ મિથ્યા ગર્વી, પતરાજખોર અને

તુડાઈખોર છે'—હિ૦ પ્રિ૦ [સ્વભાવનુ, ઉદ્ધત
**તુંદ, ન૦** તુંડ વિ૦ ઉતાવળિયુ ને ગરમ
**તુંતા, અ૦** તુકારો, તુચ્છકાર, ગાળ દઈ લડવુ તે, પતરાજ કરવી તે
**તુંબડી, સ્ત્રી૦** એક જાતનો વેલો ૨ નાનુ તુમડુ ૩ પાણી ભરવાનુ ઠામ ૪ ચોર આમલાનુ ફળ
**તુંબડુ, ન૦** તુંબડીના વેલાનુ ફળ, નહી ૨ માથુ, ખોપરી (તુચ્છકારમા), ૩ તુંબડીના ઘડા જેવા ફળનુ કરેલુ પાત્ર ૪ વિ૦ જાડુ ફુલેલુ, પોતાને તુમડે તરવુ—આપબળથી કામ કરવુ
**તુંબર, પુ૦** વીણા, કીનરી ૨ એક ગંધર્વ
**તુંબલી-લુ, ન૦** માથાની ખોપરી
**તુંહિ, (સ૦)** એક તુજ
**તુઇ,** સ્ત્રી૦ તોઈ, રીત ૨ તઈ
**તુએર, સ્ત્રી૦** તુવર દ્વીદલ અનાજ [ટોળી ટૂકડી
**તુકડી, સ્ત્રી૦** લશ્કર વગેરેનો નાનો ભાગ ૨
**તુકડો, પુ૦** કકડો, વિભાગ તુકડેતુકડે—થોડેથોડે, કકડેબચકે [વિશ, કુળ
**તુકમ, ન૦** (ફા૦) વીર્ય, બીજ, ઉત્પત્તિ ૨
**તુકમરિયા, ન૦** (ફા૦) એક જાતના મરી જેવા બી જે ઓસડમા કામ આવે છે
**તુકલ, સ્ત્રી૦** મોટી પતંગ, ટુક્કલ
**તુક્કો, પુ૦** ટચકારો, ટક્કો ૨ બુઠ્ઠું તીર, ફળાની જગાએ ડગોરૂ ઘાલેલુ હોય તેવુ બાણ 'લાગ્યુ તો તીર નહિતો તુક્કો'
**તુખમ, ન૦** તુકમ, જુઓ
**તુચ્છ, વિ૦** (સં૦) માલ વગરનુ, સત્વ વગરનુ ૨ જેને ધિક્કારીએ તેવુ છેક નીચી જાતનુ, અધમ, હલકુ, ધિક્કારપાત્ર [અનાદર, અવગણના
**તુચ્છકાર, પુ૦** તુકારે બોલવુ તે, તિરસ્કાર, ધિક્કાર,
**તુચ્છકારવુ, ક્રિ૦ સ૦** તુચ્છ ગણવુ, ઉપેક્ષા કરવી, તિરસ્કાર કરવો, હલકુ ગણવુ, ઉતારી પાડવુ
**તુજ વિ૦** તારૂ (કવિતામા) [ડ અપૂર્ણ
**તુટક, વિ૦** ખંડિત, તૂટેલુ ૨ છુટક, કડકે કડકે
**તુટફાટ, સ્ત્રી૦** સંપ તૂટવો તે, બગાડ, ફાટફુટ, વિરોધ ૨ તુટવુ ફાટવુ તે ફાટ, ચીરો ૩ ધાસ, ખગાજા, નુકસાની

**તુટવુ, ક્રિ૦ અ૦** (સ૦ ત્રુટ્) ખેચવાથી જુદુ થવુ, તંતુઓના સબંધ છુટા થઈ જવા ૨ ભાગી પડવુ, જુદુ પડી જવુ ૩ કલહ થવો સારાસારી ન રહેવી, સબંધ બંધ પડવો ૪ આધળિયા કરવા, એકદમ પડવુ (વરસાદ, સૈન્ય, ઈ૦) ૫ નાશ પામવુ, છિન્નભિન્ન થવુ
**તુટીચાર, પુ૦** તુટીચાર ૨ વિ૦ અશક્ત, નિર્બળ
**તુઠવુ, ક્રિ૦ અ૦** ત્રુઠવુ, પ્રસન્ન થવુ
**તુણવુ, ક્રિ૦ સ૦** ઘસાઇ-કે તાઇ ગયેલા વાણાતાણાના તાર નવા નાખવા, સમારવુ [તુનિયાર
**તુણિયાર, વિ૦** તુણવાનુ કામ કરનાર ૨
**તુત, ન૦** કાવતરૂ, તર્કટ ૨ બનાવટ, જુઠાણુ ૩ ગપ, અફવા ૪ ભવાડો, તોફાન, ધતિંગ ૫ નખરા, ચેષ્ટા
**તુતક, ન૦** વહાણમા ભંડાર ઉપર પાટિયા જડી બનાવેલી જમીન, વહાણનો ઉપલો ભાગ
**તુતંગ, ન૦** તુત, ખોટારૂ ૨ પ્રપંચ, કાવતરૂ
**તુતી, સ્ત્રી૦** નાનુ પખી, પોપટી ૨ મેના
**તુતુ ન૦** કુતરુ ૨ **અ૦** કુતરાને બોલાવવાનો શબ્દ
**તુનીઆટ, વિ૦** પરચુરણ વેપાર કરનારો
**તુમડુ, ન૦** (સ૦) તુંબડુ ૨ તુમડીના ફળનુ જળપાત્ર (સાધુ બાવાનુ) ૩ માથુ **તુમડીમા** કાકરા-સમજ ન પડે તેવુ કાર્ય
**તુમલુ, ન૦** માથાનુ ઉપલુ હાડકુ ખોપરી, તાલકુ
**તુમાન, સ્ત્રી૦** (ફા૦) લેંઘી, ચોરણી, મોટી ઢીલી સુરવાળ
**તુમાર, પુ૦** સરકારી કામકાજ માટે અધિકારીઓમા અથવા અધિકારી અને અરજદાર વચ્ચે જે લખાણ ચાલ્યુ હોય તે કાગળો ૨ લાબો પત્રવ્યવહાર
**તુમુલ, વિ૦** (સ૦) સખત, કપરુ, ઘોંઘાટને ધમ્માચકડીવાળુ
**તુરંગ, પુ૦** (સ૦) ઘોડો, અશ્વ ૨ મોજો, તરંગ ૩ તર્ક, બુટ્ટો, કલ્પના વિચાર, ઈરાદો
**તુરંગ ન૦** કેદખાનુ, બંધીખાનુ
**તુરંગી, વિ૦** સ્વચ્છંદી, મનમોજી, સ્વેચ્છાચારી.
**તુરત, અ૦** તરત, તે સમયે, સત્વર
**તુરો, પુ૦** તોરા, છોગા ૨ તુવેરના દાણા.

કરવુ ૩ દાખલો આપી કહેવુ, સમજાવુ ૪ [અસર થવી
દાગ, પુ૦ શબને બાળવુ તે
દાગળી, સ્ત્રી૦ ઢીગડી, ગાબઢી, ગોળ પતરી ર બુદ્ધિ, શુદ્ધિ, મતિ ૩ કેન્દ્ર, ચણિયારૂ દાગળી, ખસવી–ઘેલુ થવુ, દીવાના થવુ
દાગીનો, પુ૦ (ફા૦) ઘરેણુ, અલકાર ર કિમતી વસ્તુ ૩ રકમ,એક સાથે બાધેલી રકમ,નગ
દાઘ, પુ૦ ડાઘ, ડામ, દઝાવાથી પડેલુ ચિહ્ન, નિશાની ર દહન ૩ લાછન, કાળાટીલી દાઘ દેવો–અગ્નિ સસ્કાર કરવો
દાજ–ઝ, સ્ત્રી૦ (સ૦ દાહ) મનમા બળવુ તે, દયા, અનુકપા ર સતાપ, બળતરા ૩ ચીઢ, ગુસ્સો ૪ વેર, કીનો. ૫ બાઝેલુ તે, ખરપડુ ૬ ઈર્ષ્યા, અદેખાઇ [મધ્યાહ્નનો સમય
દાઝણુ, ન૦ દઝાય તેવુ તપી જવુ તે ગરમ ર
દાઝવું, ક્રિ૦ અ૦ ઉની વસ્તુના સ્પર્શથી બળવુ, ઉનુ લાગવુ ર કોઈનુ દુખ જોઇ મનમા બળવુ, દયા આવવી, ૩ સતાપવુ, બળતરા થવી ૪ અદેખાઇ થવી
દાઝીલુ વિ૦ અદેખુ, ઇર્ષ્યાળુ, દ્વેષીલુ
દાટ, વિ૦ ગજબ ર પુષ્કળ, ભરપુર
દાટવું, ક્રિ૦સ૦ ડાટવુ, સતાડવુ
દાટી, સ્ત્રી૦ડટ્ટી, ભીડ, ઠઠ
દાટો, પુ૦ ડટ્ટો, ડાટો
દાડમ, ન૦ (સ૦ દાડિમ) એક જાતનુ અંદર રાતા દાણાવાળુ ફળ, અનાર
દાડમડી, સ્ત્રી૦ દાડેમનુ ઝાડ [વારવાર
દાડી, અ૦ દાઢી ર રોજ હમેશ, નિત્ય ૩
દાઢ, સ્ત્રી૦ (સ૦ દષ્ટ્રા) ખાવાનો પદાર્થ ચાવનાર બન્ને છેડાના જે મોટા દાત તે દાઢે લાગવુ–ખાવાનુ મન થવુ, સ્વાદ લાગવો દાઢ ગળી થવી–મિષ્ટાન્ન મળવુ
દાઢા, પુ૦ લોઢાના દાતા
દાઢિયો, પુ૦ રોજિંદો મજૂર
દાઢી, સ્ત્રી૦(સ૦ દાઢિકા) હડપચી ઉપર ઉગી લટકતા વાળ તે ર નીચલા હોઠની નીચેનો જે ભાગ તે, હડપચી, દાઢીમા હાથ ઘાલવા–અતિશય આજીજી કરવી, કાનાવાલા કરવા
દાઢી, અ૦ દરરોજ, હમેશ
દાઢુ, ન૦ દાઢીએ વધેલા કેશ
દાડો, પુ૦ દહાડો
દાણ, ન૦ માલ ઉપર સરકાર તરફથી જે લવાજમ લેવામા આવે તે, જકાત,હાસલ,ટોલ, વેરો,
દાણ, ન૦ જાનવરને જે બાફણ ખવરાવવામા
દાણા, પુ૦ (ફા૦) અનાજ, કણ [આવે છે તે
દાણાદાર, વિ૦ દાણાદાણાવાળુ, કણમય
દાણિયુ, ન૦ કોટમા ઘાલવાની કીડિયા સેર ર અડધી બાજરી ને ઢુણસા મળેલુ એવુ
દાણિયુ, વિ૦ ઢોરને ખવરાવવાને જે વાસણ–ટોપલામા દાણ કાઢે છે તે
દાણી, પુ૦ દાણ લેનારો
દાણો, પુ૦ અનાજનો કણ ર અનાજ,ધાન્ય. ૩ મોગરો, ગાઠ, કાગરો ૪ કણ, મણકો 'મોતીનો દાણો' ૫ નગ, છુટી વસ્તુ દાણા વાળવા–ટુચકો ઉતારી દાણા બાધી રાખવા, વળગણ તપાસવા કરવામા આવતો ટુચકો
દાણોદુણી, પુ૦ અનાજ વગેરે તે અનાજને બીજો સામાન [સર્જિત, નસીબ
દાણોપાણી, ન૦ ખાવાપીવાનુ, અન્નજળ. ર
દાતણ, ન૦ (સ૦ દતધાવન) બાવળ,આવળ, લીમડા વગેરેની સોટીના કકડા જેનો કુચો દાત ઘસવાના કામમા આવે છે તે દાતણ કરવું–દાતણથી દાત ઘસી કોગળા કરી મો સાફ કરવુ દાતણની ચીરીએ–મીલકુલ ખાધુ નથી એવુ
દાતણિયો, પુ૦દાતણ વેચનારો ર દાતણ કરનારો
દાતરડી, સ્ત્રી૦ નાનુ દાતરડુ [હથિયાર
દાતરડુ, ન૦ ઘાસ વગેરે વાઢવાનુ લોઢાનુ દાતાદાર
દાતા, પુ૦ (સ૦) આપનાર, ધર્મી,ઉદાર,સખી
દાતાર, વિ૦ આપનાર, ધર્મી,ઉદાર
દાથરી, સ્ત્રી૦ ઠિકરાની નાની કથરોટ ર કોથળી
દાથરિયુ, ન૦ ઠિકરાનુ ઠામ, માટીની કથરોટ
દાથરો, પુ૦ સુઠિયા,પતરવેલિયા બાફવા સારૂ તેની નીચે ઘાલેલુ જે ઘાસ વગેરેનુ પડ તે ર ચઢેલુ મો, તોબરો

**દાદ, સ્ત્રી૦** (ફા૦) ફરિયાદ,દુ ખની અરજ કરવી તે, વ્યાજબી હક-દાવો. ૨ સભાળ, ખબર ૩ ઇનસાફ, ન્યાય [નિસરણી ૨ દરાજ
**દાદર,પુ૦** માળપર ચઢવાની પગથિયાવાળી સીડી,
**દાદરબારી, સ્ત્રી૦** દાદરનું બારણુ.૨ જીનો
**દાદરો, પુ૦** ગાયનની એક તરેહ ૨ નિસરણી, સીડી ૩ તાળાની અદરની કળ
**દાદી, સ્ત્રી૦** માબાપની મા ૨ પુ૦ ફરિયાદી,વાદી,
**દાદુર, પુ૦** (દર્દુર) દેડકો [દાદ માગનાર
**દાદો, પુ૦** માબાપનો બાપ [દાધીજી"
**દાધવુ, ક્રિ૦ અ૦** બળવુ "જળને નિંદો, પ્રેમદા
**દાધાબળ્યુ ,વિ૦**ધુધવાતુ, ધુમરાયલુ, રડતી સુરત
**દાધારંગુ ,વિ૦** બળિએલ.૨ આધાપલીત,ગાડુઘેલુ
**દાધેલ, વિ૦** બળેલુ (તેલ ઘી વગેરે)
**દાન, ન૦** (સં૦) ધર્મ બુદ્ધિથી આપી દેવુ તે, પુણ્યાર્થે આપવુ તે ૨ ભીખ,ભિક્ષા ૩ બક્ષીસ, ઇનામ ૪ હાથીના લમણામાથી ઝરતો ચીકણો પદાર્થ, મદ, જળ,૫ (ફા૦) ધરનાર, રાખનાર પાનદાન ૨ જાણનાર-સમજનાર 'કદરદાન'
**દાન, સ્ત્રી૦** વારી, વારો, વખત ૨ નવ ઘડિયા પછી દસનો ઘડિયો
**દાનત, સ્ત્રી૦** (ફા૦ **દિયાનત**) નિષ્ટા,અત કરણની ઇચ્છા, ચિત્તવૃત્તિ ૨ ન્યાયબુદ્ધિ
**દાનપાત્ર, વિ૦** (સં૦) દાન આપવાને યોગ્ય
**દાનવ, પુ૦** (સ૦) દૈત્ય, રાક્ષસ
**દાનવીર, વિ૦** સખી, ખૂબ દાન આપનાર
**દાનશીલ, વિ૦** દાનેસરી, સરખી ઉદાર.
**દાનસ્તુ,વિ૦**પ્રમાણિક, સમજુ ૨ સારી દાનતવાળુ
**દાનાઈ, સ્ત્રી૦** (ફા૦**દાનિસ્તન્**)ડહાપણ, વિવેક ૨ ભલમનસાઇ ૩ પ્રમાણિકપણુ,નેકી,ઇમાનદારી
**દાનાવ-દાનો, પુ૦** (ફા૦) ડાહ્યુ, વિવેકી, સમજુ ૨ ઉદાર
**દાનિશામદ, વિ૦** (ફા૦) ડાહ્યુ વિવેકી, સમજુ
**દાનેશરી, પુ૦** (સ૦) દાતા, દાનવીર
**દાનો, પુ૦** ડહાયો, સમજુ, પ્રમાણિક
**દાપુ, ન૦** હકનુ માગણુ, કર, લાગો
**દાબ, પુ૦** ઉપરથી થતો અટકાવ મના,દબાણુ ૨ આગ્રહ, જોરો ૩ ધાક, રોફ
**દાબડદીબડ, અ૦** છુપુ, એમનું એમ, દાબેલુ
**દાબડી, સ્ત્રી૦** નાનો દાબડો
**દાબડો, પુ૦** ગોળ અથવા લાબા આકારનું ઢાકણાવાળુ ધાતુનુ વાસણ
**દાબણ, સ્ત્રી૦** દાબવુ તે,દાબનારૂ જોર, દબાણુ, ભાર ૨ સખતી, અકુશ
**દાબવુ, ક્રિ૦ સ૦** ચાપવુ, ચગદવુ ૨ નીચોવવુ, ચોળવુ ૩ સકોચવુ, ઘટ્ટ કરવુ ૪ (વહાલથી) ભેટવુ ૫ કનડવુ, પીડવુ દુ ખ દેવુ ૬ જોરથી ઠેલવુ, ધકેલવુ ૭ (જાનવરને) ચાપીને ચલાવવુ,
**દાભ, પુ૦** દર્ભ, જુઓ [ઉતાવળે હાકવુ.
**દાભડી, સ્ત્રી૦**દર્ભની એક નાની જાત ૨ દાબડી.
**દામ, પુ૦**(ફા૦)પૈસા,ગર્થ,ધન ૨ કિમ્મત, મૂલ
**દામણ, ન૦** (સ૦ **દામન્**) ઘોડા-ગધેડાને પગે બાધવાનુ દોરડુ ૨ (વહાણની) ડાબી બાજુ
**દામણી, સ્ત્રી૦** સ્ત્રીઓના કપાળનુ ઘરેણુ
**દામણુ, વિ૦** ઓશિયાળુ ૨ ગરીબડુ,દયામણુ. ૩ પરવશ ૪ નેતરુ, જાડી દોરી
**દામતાઇ, સ્ત્રી૦** પૈસા હોવા તે
**દામની,સ્ત્રી૦** વિજળી ૨ દામણી [ગૃહસ્થ, ધની
**દામી, ન૦** બરોબરી જોટો, જોડ, સમોવડિયુ.૨
**દાય,પુ** વડીલોપાર્જીત મીલકતમાનો ભાગ,હિસ્સો
**દાય, પુ૦** દાવ, વખત ૨ દા "જે પાસા પડે તે દાય, જે રાજા બોલે તે ન્યાય"
**દાયક, વિ૦** (સ૦) આપનાર 'સુખદાયક'
**દાયકો, પુ૦** દશનો જે જથો તે, દસકો
**દાયચો-જો, પુ૦** સ્ત્રી ધન, પુરત ૨ દાયભાગ, ભાઇઓ ભાગ
**દાયણ, સ્ત્રી૦** સોયાણી, દાઈ
**દાયતુ ,ન૦** દાયજામા આપેલુ ખેતર ઇ૦, પસાયતુ
**દાયભાગ, પુ૦** ભાગ, હિસ્સો, વહેચણી
**દાયરો, પુ૦** (ફા૦) સમુદાય, ટોળુ, જથો
**દાયા, સ્ત્રી૦** ધાત્રી, બાળકને ઉછેરનારી ૨ દાઈ
**દાયી વિ૦** (સ૦) દાયક, આપનાર
**દાર,વિ૦**(ફા૦)વાળુ, રાખનાર, અર્થસુચક પ્રત્યય
**દારવુ, ક્રિ૦ સ૦** ચીરવુ, ફાડવુ.

**દાર-રા, સ્ત્રી૦** (સ૦) સ્ત્રી, પત્ની
**દારિદ્ર, ન૦** (સ૦) દળદર, ગરીબાઇ, દરિદ્રતા
**દારુ, ન૦** (સ૦) એક જાતનુ લાકડુ,દેવદાર
**દારૂ, પુ૦** (ફા૦) પાણી જેવો કેફી પદાર્થ,મદ્ય, સુરા ૨ સુરોખાર ગંધક ને કોયલાની મેળવણીથી બનતો એક પદાર્થ જે અગ્નિના મયોગથી ઝટ સળગી ઉઠે છે તે
**દારૂખાનુ, ન૦** સળગી ઉઠે તેવી વસ્તુ, દાહક પદાર્થ ૨ આતસબાજી, દારૂકામ
**દારૂખાનુ, વિ૦** તામસી, જલદ, તીખુ
**દારૂગોળો, પુ૦** યુદ્ધસામગ્રી,લઢાઇનો સામાન
**દારૂડિયો, વિ૦** દારૂ પીનારો, મદ્યપ [કરાવે તેવુ
**દારૂણ વિ૦** (સ૦) વિકરાળ, ભયકર, તોબા
**દારૂહળદ-દર, સ્ત્રી૦** એક જાતની ઔષધિ
**દારો, પુ૦** મોઇને વાગેલો ટોલ્લો
**દારોગો, પુ૦** દરોગો, જુઓ
**દાલચીની, સ્ત્રી૦** તજ, તેજાનાની એક વસ્તુ
**દાવ, પુ૦** (રમતમા) વારો, વખત, દા ૨ સોકટાની રમતમા-જુગારમા પાસા ઉપરના ટપકાનો આક તે ૩ લાગ, વખત, અનુકૂળ વખત
**દાવદી, સ્ત્રી૦** એક જાતનુ ફૂલ, દાઉદી
**દાવાદળ, ન૦** મોટુ કાળુ વાદળ થઈ આવવુ તે, પવનનુ તોફાન, વાવાઝોડુ
**દાવપેચ, પુ૦** યુક્તિ, કપટકળા,પ્રપચ, પેત
**દાવાઅરજી, સ્ત્રી૦** ફરિયાદનામુ
**દાવાગ્નિ, પુ૦** દાવાનળ
**દાવાદળ, ન૦** વાવાઝોડુ પવનનુ તોફાન
**દાવાનળ,પુ૦** (સ૦) દવ, જગલ બળવુ તે
**દાવુ,ક્રિ૦**(ઢોરને) મભોગ થવો, ગર્ભ ધારણ કરવુ
**દાવો, પુ૦** (અ૦) હક, માલીકીપણુ,અખત્યાર ૨ હક મેળવવા સારૂ સરકારમા ફરિયાદ કરવી તે
**દાસ, પુ૦** (સ૦) સેવા, ચાકરી ૨ ગુલામ,લુડો
**દાસત્વ, ન૦** (સ૦) સેવા ચાકરી ૨ વેઠ
**દાસી, સ્ત્રી૦** (સ૦) સ્ત્રી સેવક, ચાકરડી ૨ ગુલામડી, લુડી ૩ રાખ [આખ્યાન, પોથુ
**દાસ્તાન, ન૦** ( ફા૦ ) મોટી વારતા, કિસ્સો,
**દાસ્ય, ન૦** (સ૦) દાસપણુ, દાસત્વ
**દાહ, પુ૦**(સ૦) બળવુ તે,આગ ૨ ઘણી ગરમી ૩ કકડીને ભૂખ લાગવી તે
**દાહ્ય, વિ૦** (સ૦) બાળવા જેવુ બાળી નાખે તેવુ
**દાળ, સ્ત્રી૦** [સ૦ દાલ્ ] કઠોળને ભરડેથી જે ફાડ પડે છે તે ૨ તુવેરની દાળ ૩ ઇડાની અદરનો જે પીળો રસ-માવો તે.૩ સૈયડ કરમાયા પછી છોડા-પોપડા વાળવા તે
**દાળીઆ, પુ૦** સેકેલા ચણા,છોડા વગરના ચણા
**દિએર-યર, પુ૦** (સ૦દેવર) વરનો નાનો ભાઈ
**દિક્, સ્ત્રી૦** (સ૦) દિશા, બાજી
**દિકત, સ્ત્રી૦** (આ૦) આનાકાની,શક,હરકત
**દિકામાલી, સ્ત્રી૦** એક જાતનુ ઓસડ,રાજગધ વનસ્પતિના દોડાનો રસ
**દિક્પાલ,પુ૦**દિશાનુ રક્ષણ કરનાર દેવ દિગપાલ
**દિગલુ, ન૦** ડિગલુ [પાડુ
**દિડલુ, ન૦** જિડલુ, ડોડો ૨ પેર, તાજો કડકો,
**દિડી, સ્ત્રી૦** એક રાગ (મરાઠી)
**દિડુ, ન૦** ડિડુ
**દિગત પુ૦** (સ૦) દિશાનો અત ક્ષિતિજ
**દિગતર, ન૦** દિશાઓ વચ્ચેનુ છેટુ ૨ દિગત
**દિગતરેષા, સ્ત્રી૦** (સ૦) દિશાનો છેડો બતાવનારી લીટી, દૃષ્ટિમર્યાદા, આકાશકક્ષા, ક્ષિતિજ.
**દિગબર, વિ૦** (સ૦) નાગુ, નિર્વસ્ત્ર
**દિગબર, પુ૦** નાગો સાધુ ૨ જૈનનો એક ભેદ ૩ શકર [બર મતનુ ૨ સ્ત્રી૦ દુર્ગા
**દિગબરી, વિ૦** (સ૦) જૈન સાપ્રદાયિક,દિગ-
**દિગ્ગજ, પુ૦** (સ૦) એકેકી દિશાનો જે પુરાણુ પ્રસિદ્ધ હાથી તે ૨ પ્રચડ પુરૂષ, પ્રૌઢ પડિત ૩. ખેતરપાળ ગ્રામ દેવી
**દિગ્દર્શન, ન૦** (સ૦) ઉપર ચોટિયુ અવલોકન તે, દિશા દર્શાવવી તે સૂચન
**દિગ્વિજય, પુ૦** (સ૦) રાજાએ અનેક બીજા રાજ્યોને જીતવા તે ૨ મોટી ફતેહ,મોટો જય
**દિગ્વિજયી, વિ૦** (સ૦) દિગ્વિજય કરનારો, ચક્રવર્તી [આણુ.
**દિઙ્મૂઢ, વિ૦** ચકિત છક્ક, વિસ્મયાપન્ન, તદ્રુપ,
**દિદાર, પુ૦** (ફા૦) ચહેરો, સુરત, સ્વરૂપ ૨.

આડાઘેલો હાલ, ઢગ, હાલત
**દિદારી**, સ્ત્રી૦ ચહેરો,સુરત,સ્વરૂપ, દેદાર
**દિન**, પુ૦ (સ૦) દિવસ, દહાડો
**દિનકર**, પુ૦ (સ૦,સૂર્ય, દિવાકર, આદિત્ય.
**દિનમણી**, પુ૦ (સ૦) સૂર્ય,રવિ,ભાનુ
**દિનમાન**, ન૦ (સ૦) દિવસનુ માપ. ૨ ગ્રહ 'તેનો દિનમાન આજે ઘેર નથી" **દિનમાન** ઉઠવો-નમતો દહાડો થવો, દુર્ભાગ્ય થવુ
**દિનાન્ત**, પુ૦ (સ૦) દિવસનો અંત, સાજ
**દિનાર**, પુ૦ (ફા૦) સોનાનો સિક્કો, સોનૈયો
**દિનેશ**, પુ૦ (સ૦) સૂર્ય [નાનો વાઘ
**દિપડુ**, ન૦ એક જાતનુ ફાડી ખાનારૂ પશુ
**દિપાવડુ**, વિ૦ સુદર,શોભીતુ
**દિપાવવુ**, ક્રિ૦ સ૦ શોભાવવુ, સુદર દેખાય તેમ કરવુ ૨ આબરૂ ઇજ્જત વધારવા ૩ ઝગઝગાટ કરવુ
**દિબાચો**,પુ૦(આ૦)શરૂની પ્રસ્તાવના, ઉપોદ્ઘાત
**દિમાખ**, પુ૦ અહકાર, ગર્વ, અભિમાન ૨ ભભકો, રૂઆબ
**દિમામ**, પુ૦ ઠાઠ,ભભકો દમામ ૨ દભ
**દિમેટી**,સ્ત્રી૦એક જાતનુ ઝીણી બુટ્ટીવાળુ લુગડુ.
**દિયર**, પુ૦ દિએર, વરનો નાનો ભાઈ
**દિયરવટુ**, ન૦ સ્ત્રીએ દિયર સાથે ગૃહસ્થાશ્રમ માડવો તે, નિયોગ
**દિયોર**, પુ૦ દિએર ૨ સાળો (ગ્રામ્ય)
**દિલ**, ન૦ (ફા૦) કાળજુ, હૃદય ૨ મન, ચિત્ત, અતકરણ ૩ ઇચ્છા, મરજી.૪ પ્યાર,ચાહના ૫ શરીર, તન **દિલ આપવુ**—મનના વિચાર જણાવવા **દિલ ઉડી જવુ**—મન ન રહેવુ નારાજ થવુ ૨ સ્નેહ તૂટવો **દિલ થવુ**—મન થવુ, મરજી-ઇચ્છા થવી **દિલ ભારે થવુ**—તાવના ચિહ્ન જણાવા ૨ ડુમો-ડીઓ જાગવો, ગળગળુ થવુ, **દિલ લેવુ**—શરીરે પુષ્ટ થવુ લોહી લેવુ **દિલ સાફ છે**—નિષ્કપટી છે, પ્રમાણિક છે
**દિલગીર**, વિ૦[ફા૦] નાખુશ, ઉદાસ, શોકાતુર
**દિલગીરી**, સ્ત્રી૦ [ફા૦] ઉદાસી, નાખુશી, બે ચેની, શોક
**દિલદાર**, વિ૦ [ફા૦] પ્રાણપ્રિય; જીવજાન, ૨. ઉદાર, ખુલ્લા દિલનુ ૩ આશુકમાશુક [ઉદારતા
**દિલદારી**, સ્ત્રી૦ જીવજાનપણુ, પ્રાણપ્રિયતા ૨
**દિલભર**,વિ૦હૃદયમા ઉમળકો આણે તેવુ, વહાલુ
**દિલાવર**, વિ૦ (ફા૦) મોટા દિલનુ ૨ હિમ્મતવાન ૩ સુખી, ઉદાર [રતા, મનની મોટાઇ
**દિલાવરી**, સ્ત્રી૦ બહાદુરી ૨ સખાવત, ઉદા
**દિલાસો**, પુ૦ ધીરજ આપવી તે, મનનુ સમાધાન, આશ્વાસન, સાત્વન
**દિલોજાન**, વિ૦ (ફા૦) જીવજાન, પ્રાણિપ્રિય **દિલોજાનથી**-દિલથી ને જાનથી, હોસથી, અતકરણપૂર્વક, ખરા ભાવથી
**દિવસ**, પુ૦ (સ૦) દિન, દહાડો, વાર ૨ સૂર્યોદયથી તે સૂર્યાસ્ત સુધીનો જે સમય તે ૩ એક સૂર્યોદયથી તે બીજા સૂર્યોદય સુધીનો જે સમય તે ૪ સુભાગ્ય, ચઢતીનો સમય ૫ બારસુ, ઉત્તરક્રિયા, ખરચ **દિવસ ગણવા**—કાળની ગણત્રી કરવી ૨ રાહ જોવી **દિવસ ઘેર નથી**—નસીબ અનુકૂળ નથી, ગ્રહ વાકા છે **દિવસ ફરવો**—નસીબ બદલાવુ, ભાગ્ય ખુલવુ
**દિવા**, અ૦ દિવસે, દિવસના વખતમા
**દિવાકર**, પુ૦ (સ૦) સૂર્ય પ્રભાકર, રવિ
**દિવાન**, પુ૦ (ફા૦) મુખ્ય પ્રધાન, વજીર, વડો કારભારી ૨ ન૦ પ્રકરણ, બાબ ૩ મોટો ઓરડો, ખડ
**દિવાનખાનુ**, ન૦ (ફા૦) મુલાકાતને સારૂ જે જે મોટો ઓરડો તે ૨ એક જડાવહાર (કાઠિ૦)
**દિવાનગિરી**, સ્ત્રી૦ (ફા૦) પ્રધાનવટુ, વજીરાત
**દિવાનાપણુ**, ન૦ ઘેલાઈ, ઘેલછા ગાડપણુ
**દિવાની**, વિ૦ (ફા૦) લેણદેણના ઇનસાફ સબધી
**દિવાનુ**, વિ૦ (ફા૦) ગાડુ, ઘેલુ, મગજ ખસી ગયુ હોય તેવુ
**દિવારાત**, અ૦ રાત દિવસ, હરહમેશ
**દિવાલ**,સ્ત્રી૦(ફા૦)ઇટછોનુ ઉચુ ને લાબુ ચણતર તે, ભિત. ૨. મોટો સુંદર ને મોઘા મૂલનો ઘોડો
**દિવાલગીરી**,સ્ત્રી૦(ફા૦)ભિતે ટગાય તેવો દીવો તે
**દિવાસો**, પુ૦ અષાડ વદિ અમાસની જે પર્વણી

તે 'દિવાસો એ સો પર્વનો માસો'
**દિવાળી, સ્ત્રી૰( દીપ+આવલી )** દીવાની હાર ૨ સંવત વર્ષનો છેલ્લો દહાડો, આસો વદિ અમાસ ૩ કોઇ પણ ઓચ્છવ—આનંદનો દિવસ
**દિવેટ, સ્ત્રી૦ ( સ૰ દિપ+વર્તિ )** દીવાને સારૂ ગોળ ચપટી બનાવટ તે, વાટ, બત્તી [જ્ઞાન
**દિવેલ,** ન૰દીવે બાળવાનું જાડું તેલ.૨ દમ, સત્વ,
**દિવેલિયું, વિ૰** દિવેલવાળું, ચીકટું ૨ ન૰ દિવેલ ભરવાનું પાત્ર, ધાતુનું કોડિયું ૨ જાનવરની ખરીથી પડેલા ખાડા તે [ એરંડી
**દિવેલી, સ્ત્રી૰**જેમાથી દિવલ નીકળે છે તે બીજ,
**દિવેલો** પુ૰ દિવેલીનું ઝાડ, એરંડો.
**દિવ્ય,વિ૦(સ૰)**સ્વર્ગ સંબંધી, દેવતાઈ, અદ્ભુત ૨ સુંદર, રળિયામણું ૩ તેજસ્વી ભભકાદાર
**દિવ્યજ,વિ૰**ધીજ, અઘરી પ્રતિજ્ઞા "કૃષ્ણ કહે હું દિવ્યજ કરૂં, તાતા તેલ માહિં કર ધરૂં" [જ્ઞાન
**દિવ્યજ્ઞાન,ન૰**ઈશ્વર સંબંધી જે જ્ઞાન તે, સ્વર્ગીય
**દિવ્યાંગના, સ્ત્રી૰** અપ્સરા પરી, સુંદર સ્ત્રી.
**દિવ્યામ્બર, ન૰** ઘણુંજ કિંમતી વસ્ત્ર
**દિશ, સ્ત્રી૰** દિશા, બાજુ
**દિશા, સ્ત્રી૦ (સ૰)** કોઇપણ એક બાજુ, પાર્શ્વ, તરફ ૨ કોઇ પણ ઉદ્દેશિત એવો જે માર્ગ તે, રસ્તો ૩ ઝાડો, ઝાડે ફરવા જવું તે "દિશાએ જવું" **દિશા** બાંધવી—રસ્તે ભૂલા પડયા હોઇએ તો દિશા સંબંધી વિચાર કરવો ૨ અમુક હદમાં ચાલે તેવું કરવું
**દિષ્ટયા, અ૰** પ્રભુ કૃપાએ
**દિસતું, વિ૰** દેખાતું, ભાસતું, નજરે પડતું **દિસતો રહ્યો**—ભલે નજરે પડતો દૂર રહ્યો **દિસતું** કરવું—પડતું નાખવું, છુપું રાખવું ૨ મૂકી દેવું, છોડી દેવું [૨ ભાસવું, લાગવું
**દિસવું, ક્રિ૰ અ૦** દેખાવું, નજરે પડવું, જણાવું
**દી, પુ૦** દિવસ, દહાડો ૨ વખત, અવસર ૩ સીતારો, દશા **દી** ઉઠવો—રૂઠવો—દહાડો ઉઠવો **દી** વાળવો—દી ઉજાળવો, કીર્તિ વધે એમ કરવું
**દીકરી, સ્ત્રી૰ (સ૰ દારિકા)** છોડી, બેટી, પુત્રી **દીકરીએ દીવો** રહેવો—દીકરીના મતાનથી ઘર ઉઘાડું રહેવું
**દીકરો, પુ૰ (સ૰ દારક]** પુત્ર, છોકરો, બેટો
**દીક્ષા, સ્ત્રી૰ (સ૰)** કોઇ પણ ઉદ્દેશે કોઈ અમુક ક્રિયા—નિયમ પાળવો તે. ૨ બોધ, ઉપદેશ
**દીક્ષિત, વિ૰ (સ૰)** દીક્ષા લીધેલું એવું. ૨
**દીઠ, અ૰** દરએક, પ્રત્યેક [બ્રાહ્મણની એક અટક
**દીન, વિ૰ (સ૰)** ગરીબ, કંગાળ ૨ ગરજાઉ, લાચાર, રાંક, નરમ સ્વભાવનું, શીળું
**દીન, સ્ત્રી૰ (આ૰)** ધર્મ, મજહબ ૨ મુસલમાની ધર્મને માનનારા લોક ૩ ધાર્મિકતોફાન તે
**દીન પુ૰** દિવસ, દહાડો [કરનાર, પ્રભુ
**દીનદયાળ, વિ૰ (સ૰)** ગરીબના ઉપર દયા
**દીનતા, સ્ત્રી૰** ગરીબાઇ, લાચારી
**દીનદાર, વિ૰** ધર્મના ફરમાન મુજબ ચાલનાર
**દીનપણું, ન૰** ગરીબી, કંગાલિયત ૨ લાચારી
**દીનબંધુ, વિ૰** ગરીબનો બેલી
**દીનવાણી, સ્ત્રી૰** કાલાવાલા, આજીજી
**દીનાનાથ, પુ૰ (સ૰)** દીનબંધુ, ગરીબનો બેલી
**દીપ—ક, પુ૰( સ૰ )** દીવો ૨ હાથી "એક માલવ દેશ અધીપ, તેણે તેણે લીધો વેચાતો દીપ" ૩ વિ૰ ઉત્તેજક, દીપન
**દીપકલ્યાણ, પુ૰** સંધ્યાકાળે ગાવાનો એક રાગ
**દીપમાળ, સ્ત્રી૰** દીવાઓની હાર, દીપ ઝાડ
**દીપવું, ક્રિ૰ અ૰** શોભવું, સુંદર દેખાવું ૨ ચળકવું ૩. ઝળકવું, તેજ મારવું,
**દીપન, વિ૰** જગાડનાર, તેજ કરનાર, દીપક.
**દીપિકા, સ્ત્રી૰ (સ૰)** દીવી ૨ મશાલ
**દીપોત્સવ, પુ૰** દીવા સળગાવી ઓચ્છવ કરવો તે
**દીપોત્સવી, સ્ત્રી૰** દીવાળી
**દીપ્ત, વિ૰ (સ૰)** પ્રકાશિત, તેજસ્વી
**દીપ્તિ, સ્ત્રી૰ (સ૰)** પ્રકાશ, પ્રભા
**દીબો, પુ૰** એકદમ છાતી રૂંધાઈ જઈ બોલવું બંધ થવું તે, ડુમો
**દીર્ઘ,વિ૰(સ૰)** લાંબુ,મોટું, જબરૂં. ૨ લાંબો એ માત્રાનો સ્વર આ, ઈ, ઊ [૨ ડાહ્યું, ચતુર.
**દીર્ઘદર્શી,વિ૰** લાંબે લગી જોઇ—વિચારી શકે તેવું
**દીર્ઘદૃષ્ટિ,સ્ત્રી૰**અગમચેતી, ભવિષ્ય દર્શન,દુરંદેશી
**દીર્ઘદૃષ્ટિ, વિ૰** લાંબી નજરવાળું, ચતુર

**દીર્ઘસુત્રી,** વિ૦ ચીકણુ, દોઢડહ્યાયુ ૨ ઢીલુ, ટાપટીપિયુ ૩ આળસુ [આવગ્દાનુ
**દીર્ઘાયુ,** વિ૦ (સ૦) ઘણા વર્ષ જીવે તેવુ લાંબા
**દીલ,** ન૦ ડીલ, શરીર ૨ મન, હૃદય
**દીવડુ,** ન૦ કણકના લોચાનુ કરેલુ કોડિયુ
**દીવાદાંડી,** સ્ત્રી૦ દૂરથી દીવો દેખાય તેવો સમુદ્રમા જ્યા ખડક હોય ત્યા કરેલો દીવો રાખવાનો મિનારો [૨ દીવો ધૂપ વગેરે
**દીવાબત્તી,** સ્ત્રી૦ દીવો ને બત્તી ( વાટ ) વગેરે
**દીવાસળી,** સ્ત્રી૦ ગધક વગેરે જ્વાળાગ્રાહી મેળવણી લગાડેલી સળી, જે ઘસવાથી દીવો થાય છે તે [ડાનો ઘાટ
**દીવી,** સ્ત્રી૦ દીપિકા, દીવો મૂકવાનો ધાતુ-લાક
**દીવેટિયો,** પુ૦ મશાલચી
**દીવો,** પુ૦ દીપ, તેલમા દિવેટ બોળી તેને સળગાવવાથી જે પ્રકાશરૂપ થાય છે તે ૨ ગુણુ વિદ્યાથી
**દીસ,** ન૦ દિવસ [પ્રસિદ્ધ પામેલુ જન
**દીસવુ,** ક્રિ૦ સ૦ દેખાવુ, જણાવુ ૨ સૂઝવુ
**દુટી,** સ્ત્રી૦ પેટના ભાગમા જે મધ્યબિંદુ તે, આત્રગુજ, નાભી
**દુટો,** પુ૦ ઉપસી બહાર નીકળી આવેલી દુટી
**દુડ,** સ્ત્રી૦ ફાંદ, પેટનો થેલો
**દુડે,** ન૦ કણુસલુ, ડુંડુ
**દુદાળુ,** વિ૦ ફાંદવાળુ, દુડવાળુ, ૨ ગણપતિ
**દુડિયો,** પુ૦ ડાડી પિટનારો
**દુડી,** સ્ત્રી૦ ડાડિયાથી વગાડવાની થાળી, ડાડી ૨. ડાડીની મારફતે અપાતી ખબર તે
**દુદુભિ,** ન૦ (સ૦) ભેરી, આનક [પ્રલય
**દુ,** અ૦ (સ૦) ખરાબ, નઠારૂ, એવા અર્થસૂચક
**દુઃખ,** ન૦ (સ૦) શરીરની અથવા મનની જે પીડા-વ્યથા તે, કષ્ટ ૨ બેદરકારી અસુખ ૩ હરકત, અડચણ, સકટ [સતાપકારી
**દુખદ-દાયક,** વિ૦(સ૦)કષ્ટ દે એવુ, કલેશકર,
**દુખમય,**વિ૦દુખ પડે તેવુ, કષ્ટકારી, તાપકારી,
**દુસહ,** વિ૦ (સ૦)ન ખમાય તેવુ [દુખદાયી
**દુઃખિત,** વિ૦ (સ૦) દુખી, પીડાયલુ [બમણુ
**દુ,** ન૦ (સ૦દ્વિ) બેનો ગુણાકાર, દુના આક ૨

**દુઆ,** સ્ત્રી૦ આશીર્વાદ, આશિષ **દુઆગીર-**શુભેચ્છક
**દુઓ,** પુ૦ જેમા બે ટપકાં હોય છે તે [જગા
**દુકાન,**સ્ત્રી૦(ફા૦)વેપારીની માલ વેચવા રાખવાની
**દુકાનદાર,** પુ૦ (ફા૦) દુકાન ચલાવનારો, વેપારી
**દુકાનદારી,** સ્ત્રી૦ (ફા૦) દુકાન ચલાવવા સબધી જે આવડત, માહિતી, કામ તે
**દુકાની,** સ્ત્રી૦ બે પાઈ ૨ દાઢી ને કાન ઢકાય એવી રીતે માથુ બાધવુ તે, બોકાની
**દુકાળ,** પુ૦ ( સ૦ દુષ્કાલ ) વરસાદની તગી અથવા વધારે વરસાદથી અનાજ ઘાસ વગેરેની તાણુ પડે છે તે, કાળ ( લીલો કે સુકો )
**દુકાળી,** સ્ત્રી૦ એક સાથે ઘણા કાળ પડવા તે
**દુકૂળ,** ન૦ (સ૦) રેશમી સુદર વસ્ત્ર
**દુકૃત,** ન૦ (સ૦) પાપ
**દુખણુખાઈ,** સ્ત્રી૦ એક જાતનુ જીવડુ, ઝીમેલ
**દુખડુ,** ન૦ દુખ ૨ ઓવારણા, મીકડા
**દુખણા,** ન૦ મીકડા, ઓવારણા
**દુખણુ,** ન૦ દુખવુ તે ( ચુક વગેરેથી ) ૨ પ્રસવ થતા પહેલા પેટમા સાધારણુ દુખ થવુ તે
**દુખવવુ,** ક્રિ૦ સ૦ દુખાવવુ, માઠુ લગાડવુ
**દુખાવ** પુ૦ દુખાવો [માઠુ લાગે તેવુ કરવુ
**દુખાવવુ,** ક્રિ૦ સ૦ દુખ થાય તેમ કરવુ ૨
**દુખાવુ,**ક્રિ૦અ૦દુખ થવુ ૨ માઠુ લાગવુ
**દુખાવો,** પુ૦ દરદ, પીડા, વેદના ૨ વેણુની પી-
**દુખિયારૂ,** વિ૦ જેને દુખ હોય તે, દુખી
**દુખિયુ-ખી,** વિ૦ દુખી [મદારીની નગારી
**દુગદુગી,** સ્ત્રી૦ સ્ત્રીનુ કાનનુ એક ઘરેણુ. ૨
**દુગન,** વિ૦ (હિં૦) જેટલા વખતમા એક ચીજ ગવાતી હોય તેથી અડધા વખતમા ગાવાની ઝડપવાળુ ૨ બમણુ, ઉતાવળુ
**દુગ્ધ,** ન૦ (સ૦) દૂધ
**દુગ્ધા,** સ્ત્રી૦ જેમાથી નીકળવાને મુશ્કેલી પડે એવી જે હરકત-અડચણ તે પીડા, આપદા;
**દુજુ,** વિ૦ બીજુ [ધર્મસંકટ.
**દુઝણુ,** વિ૦ દૂધ આપતુ દુઝનારુ.
**દુઝણુ,** વિ૦ દુઝે તેવુ

**દુઝતુ**, વિ૦ વહેતુ, ઝરતુ, થોડે થોડે ગળતુ 'દુઝતા અર્શ' ૨ દૂધ દેતુ, દૂઝનારૂ, લાભ કરનારૂ, ફાયદાકારક [૩ કમાણી-ઉપજ મળ્યા કરવી
**દુઝવુ**, ક્રિ૦ સ૦ દૂધ દેવુ ૨ નીગળવુ, ઝરવુ
**દુઝાણુ**, ન૦ દૂધ દેતુ ઢોર, દુઝણુ [અદર બળી ગયાવુ
**દુણવુ**, ક્રિ૦ અ૦ બળવુ દાઝવુ, ચોટવુ ૨ અદર ને
**દુણવુ**, ક્રિ૦ સ૦ રગડવુ, સતાપવુ, સતાવવુ
**દુણાવુ**, ક્રિ૦ અ૦ મનમા ને મનમા બળવુ ૨ દાઝવુ, ચોટવુ ૩ મુઝાવુ, સિદાવુ, મનમા બળવુ
**દુણો**, પુ૦ બળવુ-ચોટવુ તે
**દુદડા**, પુ૦ નાના જોડા બાળકની જોડીઓ
**દુધાળ-ળુ**, વિ૦ ખૂબ દૂધ દે તેવુ, દૂધવાળુ
**દુધિયુ**, ન૦ તુમડા જેવી ગોળ દુધી તે
**દુધિયુ**, વિ૦ દૂધના રગનુ ૨ દૂધથી થયેલુ
**દુધી**, સ્ત્રી૦ એક જાતનો વેલો અથવા તેનુ ફળ
**દુધેલ**, વિ૦ દુધાળ, બહુ દૂધ દે તેવુ
**દુધેલી**, સ્ત્રી૦ શેરડીના રસમા ચોખાનો લોટ મેળવી દૂધમા ઉકાળી કરેલો પદાર્થ ૨ એક જાતનો વેલો
**દુનિયા**, સ્ત્રી૦ (ફા૦) જગત, વિશ્વ સૃષ્ટિ ૨ મૃત્યુલોક, માણસજાત ૩ આલમ, લોક **દુનિયા પાર કરવુ**—દેશનિકાલ કરવુ **દુનિયાપારનુ**—અલૌકિક, સમાજથી વિચિત્ર **દુનિયામાથી જવુ**—સમાજમાથી નીકળી જવુ અમર્યાદ થવુ
**દુનિયાદારી**, સ્ત્રી૦ (ફા૦) લોકાચાર, લોકવ્યવહાર ૨ વહેવારૂ રીતભાત, નીતિરીતિ
**દુપટ-ટ્ટ**, વિ૦ બે પડવાળુ, બેવડુ બમણુ
**દુપટ્ટો**, પુ૦ ખભે લબડતુ રાખવાનુ ઉપવસ્ત્ર,ખેસ
**દુબળુ**, વિ૦ અશક્ત, નબળુ કમજોર ૨ સુક લકડી, પાતળુ ૩ ગરીબ, દીન [દુબળી કહે છે
**દુબગો**, પુ૦ ભીન જાતનો પુરૂષ, નપટો સ્ત્રીને
**દુભણુ**, સ્ત્રી૦ નાખુશી મન દુભાવુ તે
**દુભવવુ-ભાવવુ**, ક્રિ૦ સ૦ જીવ બાળવો, પજવવુ ચીઢવવુ ૨ મન દુખવવુ નારાજ કરવુ
**દુભાવો**, પુ૦ દુભણુ દુ ખ
**દુભાષિયો**, પુ૦ બે ભાષા જાણનારો, એક ભાષાની મતલબ બીજીમા બોલી સમજાવનારો
**દુમ**, સ્ત્રી૦ (આ૦) પુછડી
**દુમચી**, સ્ત્રી૦ (ફા૦) ઘોડાનુ જીન-સાજ તગ રાખવાનુ ચામડુ, પટો ૨ અફીણ, ગડાકુ રાખવાની ચામડાની કોથળી
**દુમદુમ**, અ૦ એવો થતો અવાજ બતાવે છે
**દુમવુ**, ક્રિ૦ સ૦ દમવુ, દુ ખ દેવુ ૨ દુભાવવુ, મન બાળવુ, ખિન્ન કરવુ [મનોભગ થયેલુ
**દુમાયેલુ**, વિ૦ મનમા બળબળ કરતુ, ખિન્ન,
**દુમાસ**, ન૦ એક જાતનુ કપડુ
**દુમેલો**, પુ૦ આઠ સગણુવાળુ પદ
**દુમો**, પુ૦ ડુમો, ડચુરો [અત આવે તેવુ
**દુરત**, વિ૦ ઝટ બની ન શકે તેવુ, મુશ્કેલીથી
**દુરદેશો**, પુ૦ (ફા૦ પરિણામનો વિચાર કરવો તે ૨ અગમચેતી, દીર્ઘદૃષ્ટિ ૩ સાવચેતી
**દુરબીન**, સ્ત્રી૦ (ફા૦) દૂરની વસ્તુ પાસે દેખાય તેવો કાચનો યત્ર
**દુરસ્ત**, વિ૦ (ફા૦) જવુ જોઈએ તેવુ, ઘટતુ, લાયક, બરોબર ૨ ખરૂ, વાજબી ૩ ઠીક, વારૂ **દુરસ્ત** કરવુ-સુધારવુ, સમારવુ
**દુરાગ્રહ**, પુ૦ આડાઈ, જીદ, જક, મમત હઠીલાઇ
**દુરાત્મા**, પુ૦ દુર્બુદ્ધિ દુષ્ટ માણસ [ચાલ, કુટેવ
**દુરાચરણ**, ન (સ૦) નઠારૂ આચરણ, ખરાબ
**દુરાચરણી**, વિ૦ દુર્ગુણી, અધર્મી, દુરાત્મા
**દુરાચારી**, વિ૦(સ૦) પાપાત્મા અધર્મી, દુર્ગુણી
**દુરિજન**, વિ૦ દુર્જન [મદ્ય ભાસે મુરારિ "
**દુરિત**, પુ૦ (સ૦) પાપ 'સહજ દુરિત નાસે
**દુરી**, સ્ત્રી૦ દુઓ, બે ટપકાવાળુ પત્તુ તે
**દુર્**, અ૦ (સ૦) ખરાબ, નઠારૂ એવો અર્થસૂચક ઉપસર્ગ (એનુ કોઈ ઠેકાણે દુષ ને કોઈ ઠેકાણે દુ એમ રૂપ થાય છે) [કપરી વાટ
**દુર્ગ**, પુ૦ (સ૦) કિલ્લો, કોટ ૨ ખીણમાની
**દુર્ગધ-ધી**, સ્ત્રી૦ નઠારી ગધ, ખરાબ વાસ, બદબો.
**દુર્ગા**, સ્ત્રી૦ (સ૦) પાર્વતી, ભવાની
**દુર્ગતિ**, સ્ત્રી૦(સ૦) અસદ્ગતિ, નર્કમા જવુ તે
**દુર્ગમ**, વિ૦(સ૦) ન સમજાય તેવુ, ન જવાય તેવુ
**દુર્ગાચકલી**, સ્ત્રી૦ કાળી રાતી ગાડવાળી ચકલી
**દુર્ગુણ**, પુ૦(સ૦) નઠારો ગુણ કુટેવ, અપલક્ષણ.
**દુર્ગુણી**, વિ૦ દુર્ગુણવાળુ, વ્યસની [કઠણ
**દુર્ઘટ**, વિ૦(સ૦) મુશ્કેલીથી પાર પડે તેવુ વિષમ,

**દુર્જન** પુ૦ (સ૦) અનીતિમાન, નઠારૂ માણસ
**દુર્જય**, વિ૦ (સ૦) જીતવાને મુશ્કેલ એવુ
**દુર્જર**, વિ૦ નપચે તેવુ, દુ ખે પચે તેવુ
**દુર્દશા**, **સ્ત્રી૦** (સ૦) નઠારી-પડતી હાલત
**દુર્દર્શી**,વિ૦ લાબી નજર પહોચાડનાર, દીર્ઘદષ્ટિ
**દુર્દૈવ**, ન૦ કમનસીબ, દુર્ભાગ્ય
**દુર્બળ**, વિ૦ (સ૦ અશક્ત, કમજોર નાતવાન ૨ ગરીબ,લાચાર ૩ સુકલકડી [લાચારી૩ ગરીબાઇ
**દુર્બળતા**, **સ્ત્રી૦** (સ૦) કમજોરી, નમળાઇ ૨
**દુર્ભર**, ન૦ પેટ [તેવો (કાળ)
**દુર્ભિક્ષ**, વિ૦ (સ૦) ઘણુજ થોડુ અન્ન મળે
**દુર્મતિ**, **સ્ત્રી૦** (સ૦) કુબુદ્ધિ, દુ શીલ, દુર્બુદ્ધિ
**દુર્ભાગ્ય**, વિ૦ હતભાગ્ય, કમનસીબ ૨ ગરીબ, દીન [સારી વાણી ન હોય તેવુ
**દુર્મુખ**, વિ૦ કાળા મોનુ, અમ ગળ,જેના મોમા
**દુર્લક્ષ**, ન૦ (સ૦) ગફલત, બેદરકારી
**દુર્લભ**, વિ૦(સ૦)દુ ખે પ્રાપ્ત થાય તેવુ,વિરલુ ૨ ભારે, મુશ્કેલ, અઘરૂ ૩ કીમતી
**દુર્વચન**, ન૦ (સ૦) ખરાબ ભાષણ, ગાળ
**દુર્વ્યસન**, ન૦ (સ૦) નઠારૂ વ્યસન,કુછ દ,કુટેવ
**દુર્વ્યસની**, વિ૦ દુરાચારી, અવગુણી, કુછ દી
**દુલવુ**,ક્રિ૦ અ૦ ગીરો મૂકેલી જણસ તેના વ્યાજ-માને વ્યાજમા ડુલી જવી,ધીમે ધીમે જતુ રહેવુ,
**દુલારી**, **સ્ત્રી૦** (હિં૦) છોકરી, પુત્રી [ડુલવુ
**દુલીચો**, પુ૦ ચ દરવો, વિતાન
**દુલો** વિ૦ ઘોતાળ, ખરચાળ, હાથનુ છુટુ,સખી, ૨ કૂડકપટ રહિત, ભોળુ
**દુવા**, **સ્ત્રી૦** (અ૦) કોઇનુ ભલુ ઇચ્છવુ તે, આશીર્વાદ ૨ કોઇનુ કલ્યાણ થવા સારૂ ઈશ્વર પ્રાર્થના કરવી તે [સમ, આણ
**દુવાઈ**, **સ્ત્રી૦** જાહેરનામુ, પડો, રાજાજ્ઞા ૨
**દુવાત**, **સ્ત્રી૦** (અ૦) સાહીનો ખડિયો
**દુશાલો**, પુ૦ (ફા૦) શાલજોટો
**દુશ્મન**, પુ૦ (ફા૦) શત્રુ, અદાવતિયો, વેરી
**દુશ્મનાઇ-ની**, **સ્ત્રી૦**શત્રુવટ, અદાવત, વેર
**દુષ્કર**, વિ૦ (સ૦) કઠણ અઘરૂ, મુશ્કેલ
**દુષ્કર્મ**, ન૦ (સ૦) નઠારૂ કર્મ, પાપ.
**દુષ્કાળ**, પુ૦ દુકાળ; તગીનો વખત
**દુષ્ટ**, વિ૦ (સ૦) અધમ, નઠારૂ ૨ પાપી
**દુષ્ટતા**, **સ્ત્રી૦** નઠારૂ કર્મ, અધમપણુ
**દુષ્ટા**, **સ્ત્રી૦** નઠારી સ્ત્રી, પાપી સ્ત્રી
**દુષ્ટા**, વિ૦ નઠારી, પાપી
**દુસરૂ**, વિ૦ બીજુ, ન ધારેલુ, અન્ય, **દુસરી** નીપજવી-જોવા જેવુ થવુ, ખરાબી થવી
**દુસ્તર**, વિ૦ (સ૦) મુશ્કેલીથી તરાય તેવુ ૨ મુશીબતથી પારપડે તેવુ, કઠણ, મુશ્કેલ
**દુહાગણ**, વિ૦ અણમાનીતી, અળખામણી
**દુહિતર-તા**, **સ્ત્રી૦** છોકરી, દીકરી.
**દુહો**, પુ૦ દોહરો, અનુષ્ટુપ જેવુ બે ચરણનુ પદ્ય
**દૂજુ**, વિ૦ બીજુ
**દૂત**, પુ૦ (સ૦) સદેશો પહોચાડનારો, હેર, જાસુસ, ચાર ૨ સિપાઈ, છુપી બાતમી લાવનાર
**દૂતિકા-દૂતી**,**સ્ત્રી૦**(સ૦)આશુક માશુકનો મેળાપ કરાવી આપનારી સ્ત્રી, કુટણી
**દૂધ**, ન૦ (સ૦ દુગ્ધ) સ્ત્રી-માદાના થાનમાથી જે ઉજળો પ્રવાહી પદાર્થ બાળકના પોષણને માટે નીકળે છે તે ૨ વનસ્પતિમાથી નીકળતો ધોળો ચીકણો રસ ૩ કણ બધાવા ડુડામા ભરાતો રસ **દૂધમાં** કાળુ હોવુ-કઈક કલ ક-કાળુ-ગોરૂ હોવુ, છૂપો મર્મ-ભેદ હોવો **દૂધમાથી** પોરા કાઢવા-ભૂલ ન હોય તેમાથી ભૂલ કાઢ વાનો યત્ન કરવો, ગેરવ્યાજબી રીતે બારીક તપાસવુ **દૂધે** ધોઈને આપવુ-શુદ્ધ ભાવથી-ઉભી આબરૂએ આપવુ (દેવુ) **દૂધે** મેહ વરસવા-સર્વત્ર આન દ ફેલાવો, ન્યાલ થવુ
**દૂધપીતુ**, વિ૦ છેક નાનુ (બાળક),ખાઈ ન શકતુ પણ ફક્ત દૂધ ઉપરજ રહેતુ **દૂધ** પીતુ કરવુ-મારી નાખવુ [કરેલો પદાર્થ, ખીર.
**દૂધપાક**,પુ૦ ઉકળતા દૂધમા ચોખા નાખી ઉકાળી
**દૂધપાણી**, ન૦ તેલમા સચોરો તથા પાણી નાખી દૂધ જેવુ કરેલુ તે (શાકમા છાટવા)
**દૂધભાઇ**, પુ૦ એકજ સ્ત્રીને ધાવી ઉછર્યા હોય તેવા બે બાળકો તે ૨ આગગીઆટ, કોકાઈ,મા એક ને બાપ જુદાજુદા હોય તે [પીને ઉછરેલુ

**દૂધમલ**, વિ૰ દૂધનોજ આહાર હોય તેવુ, દૂધ
**દૂધવાગો**, પુ૰ દૂધ વેચનારો [દિનારૂ
**દૂધાળ**, વિ૰ દૂધથી ભરેલુ દૂધવાળુ, વધારે દૂધ
**દૂધાળુ**, વિ૰ દૂધવાળુ દૂધનુ ૨ દુઝણુ ૩ દૂધનુ બનાવેલુ [દૂધનુ ૨ **ન૦** તુમડા જેવી દૂધી
**દૂધિયુ**, વિ૰ જેમાથી દૂધ જે । રસ નીકળે તેવુ,
**દૂધી, સ્ત્રી૦** નહ, દુધી ફળ
**દૂયમ**, વિ૰ (**સ૰ દ્વિતીયમ**) બીજી પંક્તિનુ, બીજા નબરનુ ૨ અધિકારમા ઉતરતુ
**દૂર**, અ૰ (સ૰) આઘે, વેગળે, છેટે
**દૂર્વા, સ્ત્રી૰** (સ૰) એક જાતની કુમળી ચાર,ધ્રો
**દૂલ** ન૰ બૈરા અથવા છોકરાના કાનનુ ઘરેણુ
**દૂષક**, વિ૰ (સ૰) દોષ કાઢનારો,છિદ્ર ગોધક
**દૂષણ**, ન૰ (સ૰,દોષ,ખોડ ખાપણુ ૨ અપરાધ, વાક ૩ ભૂલ, ઠપકો ૪ એબ, અપલક્ષણુ
**દૂષિત**, વિ૦ દોષવાળુ, બગડેલુ, લાછનવાળુ ૨ અભડાયેલુ ૩ ગુનેગાર
**દૃગ**, **સ્ત્રી૰** (સ૰) દૃષ્ટિ, નજર ૨ આખ, નેત્ર
**દૃઢ**, વિ૰ (સ૰) પાકુ, મજબુત, ફરે નહિ તેવુ ૨ સિદ્ધ નક્કી થયેલુ [બુતી, સ્થિરતા
**દૃઢતા, સ્ત્રી૰** વૈર્ય, ધીરજ,હામ હિમ્મત ૨ મજ-
**દૃઢભાજક**, વિ૦ (સ૰) બાકી શૂન્ય રાખે તેવો અથવા ભાગ ન જ જાય તેવો જે ભાજક તે
**દૃઢીભૂત**, વિ૰ સજડ, ડગે નહિ તેવુ કરેલુ
**દૃશદ**, પુ૦ (સ૰) પત્થર પહાણુ
**દૃશ્ય** ન૦દેખાવ, ચિત્ર, આલોક [દેખાતુ, જણાતુ
**દૃશ્ય-માન**, વિ૦ (સ૰) જોવા-દેખવા જેવુ ૨
**દૃષ્ટ**, વિ૰ જોયેલુ દીઠેલુ ૨ સમજેલુ જાણેલુ
**દૃષ્ટા**, વિ૰ જોનાર, દેખનાર જેને સૂઝયુ હોય તે
**દૃષ્ટાન્ત**, ન૰ (સ૰) દાખલો, ઉદાહરણુ
**દૃષ્ટાંતિક**, વિ૰ (સ૰) દાખલો આપવા જોગ દાખલામા મુકાય તેવુ [શક્તિ ૩ ધ્યાન લક્ષ
**દૃષ્ટિ, સ્ત્રી૰** [સ૰] નજર જોવુ તે ૨ જોવાની
**દૃષ્ટિગોચર**,વિ૦[સ૰]નજરે પડે તેવુ, દૃષ્ટિ પહોચી
**દૃષ્ટિપાત**, પુ૰ નજર, જોવાનુ તે [વળે તેવુ
**દૃષ્ટિમર્યાદા, સ્ત્રી૰** ક્ષિતિજ, આકાશકક્ષા
**દૃષ્ટોદૃષ્ટ**, અ૦ આખે આખ મળતી, નજરોનજર, પ્રત્યક્ષ થવુ [ટોચકુ, ડિચવુ
**દેડવુ**, ન૰ પાણીમાનો સાપ ૨ નાનો સાપ.૩
**દે**, અ૰ દેહવાળી, 'ગોરાદે'
**દેખણહાર**, વિ૰ દેખનાર, જોનાર
**દેખત**, અ૰ જોતજોતામા, તરતજ ૨ જોતા, નજર આગળ ૩ દેખાડે કે તરત, ખડાઉતાર
**દેખરેખ,સ્ત્રી૰** સભાળ તપાસ ૨ જાપતો તકેદારી
**દેખવુ**,ક્રિ૰સ૦જોવુ,નજર કરવી ૨ દૃષ્ટિએ પડવુ,
**દેખા,સ્ત્રી૰**નજરે પડવુ તે, દેખાવુ તે [સમજવુ
**દેખાડવુ**, ક્રિ૦ સ૰ દેખે તેમ કરવુ, બતાવવુ, ૨ સમજાવવુ [કરવુ-રાખવુ તે
**દેખાડો** પુ૦ દેખાવ કરવો તે બીજા જુએ તેમ
**દેખાદેખી, સ્ત્રી૦** એકમેકનુ જોઇ બીજાએ કરવું તે, હરિફાઇ સરસાઇ ૨ અનુકરણુ
**દેખાવ**, પુ૦ આલોક, રૂપ, ડોળ, આકાર
**દેખાવડુ**, વિ૦ દેખાવામા સારૂ સુદર, રઢિયાળુ, ફટડુ સુશોભિત [૩ સમજમા આવવુ
**દેખાવુ**,ક્રિ૰ અ૰ નજરે પડવુ સૂઝવુ ૨ જણાવુ
**દેખીતું**, વિ૰ ખુલ્લુ, સ્પષ્ટ, પ્રત્યક્ષ
**દેગ**, પુ૰ (ફા૰) દેગડો
**દેગડી, સ્ત્રી૦** (ફા૰ નાનો દેગ,નાનો ઉનામણો
**દેગડો**, પુ૰ દેગ, હાડો
**દેજ, સ્ત્રી૰** કન્યાને વરવાળા તરફથી જે જમણુ આપવામા આવે છે તે ૨ આપવાનુ તે
**દેડકી, સ્ત્રી૰** દેડકાની માદા
**દેડકો**, પુ૰ પાણીમા રહેતુ ચાર પગનુ પુચ્છવિનાનુ પ્રાણી,દર્દુર કુવાનો દેડકો-ટુકી નજરનો માણસ
**દેણ**, ન૦ (આ૰)કરજ, ઋણ દેવુ ૨ ઉપકારનુ દબાણ ૩ પૂર્વજન્મનુ માગતુ તે ૪ ગણોત,સાથ,
**દેણુ**, વિ૰ આપનાર દેનાર [મહેસુલ
**દેણદાર**, વિ૦ કરજદાર, ઋણી દેવાદાર
**દેણુ**, ન૦ દેણુ દેવુ, કરજ, ઋણ
**દેદાર**, પુ૰ દિદાર, દેખાવ
**દેન**, પુ૰ દહન, અગ્નિસસ્કાર
**દેન, સ્ત્રી૰** ગાય, ધેનુ ૨ હિમ્મત, હામ,તાકાદ, જોર **દેન** દોઈ **નથી-મગદુર નથી, શક્તિ નથી** "પ્રત્યક્ષ વામવતી પણ દેન દોઈ નથી કે આ

માર્ગે થઈ લઇ જઇ શકે ! '—પ્રેમા૦
**દેર,** પુ૦ દિયર ૨ **સ્ત્રી૦** ખોટી, વાર,વિલબ ઢીલ
**દેરડી,** સ્ત્રી૦ ઉપરા ઉપરી મુકેલી વામણોની હા'
**દેરાણી,** સ્ત્રી૦ દિએરની સ્ત્રી [ઉતરડ
**દેરાસર,** ન૦ ઘરમા દેવને રાખવાનુ તાકુ ૨ મદિર, દેરૂ
**દેરી,** સ્ત્રી૦ નાનુ દેરૂ ૨ દેવડી ૩ વાર,ઢીલ
**દેરૂ**,ન૦ જેમા દેવ-દેવીનુ સ્થાનક હોય તેવુ ઘુમટવાળુ મકાન, દેવળ ૨ ખાડનુ રમકડુ
**દેલી,** સ્ત્રી૦ તમેલા જેવી બાધેલી જગા ૨ બારણા આગળ હજુરિયાને બેસવાની જે ઓસરી-ચોરો તે, દેવડી, ડેલી.
**દેલુ,** ન૦ ડહેલુ, ગાડીઘોડો બાધવાનુ મકાન
**દેવ,** પુ૦ (સ૦) વિશ્વેશ, પરમેશ ૨ અમર ઈશ્વરી અશરૂપ, જે પ્રાણી સ્વર્ગમા રહે છે તે, ૩ મૂર્તિ ૪ સ્વામી, શેઠ, રાજા ૫ રૂપગુણે પૂર્ણ એવુ જન **દેવ** કાશીએ જવા-પુરૂષાતન રહિત થવુ, દૈવત જવુ, **દેવના** દર્શન-ભાગ્યેજ મળી શકતુ તે [વગેરે આપવાનુ તે
**દેવઋણ,** ન૦ (સ૦) મનુષ્યે દેવોને પૂજન બલિ
**દેવચકલી,** સ્ત્રી૦ દુર્ગાચકલી, બુલબુલ પક્ષી
**દેવડ,** સ્ત્રી૦ આપવુ તે ૨ આપવાનો વહિવટ લેવડદેવડ-લેણદેણ
**દેવડાવવુ,** ક્રિ૦ સ૦ આપે તેમ કરવુ, અપાવવુ ૨ લેવુ, મરાવવુ "છાપ દેવડાવવી" ૩ બધ કરાવવુ 'બારણુ દેવડાવ'
**દેવડી,** સ્ત્રી૦ દરવાજા આગળ જે ઉચો ઓટલો છાપરી સિપાઇને બેસવા માટે હોય છે તે ૨ ચોટી, ચણુતરો ૩ સાધુ સન્યાસી, સતી જ્યા દાટયા-બાળ્યા હોય ત્યા કરેલુ જે ચણતર તે,
**દેવતરસ્યો,** પુ૦ બપૈયો, ચાતક [સમાધ
**દેવતા,** પુ૦ [સ૦] દેવ ૨ અગ્નિ, વસ્તેવ, આતસ **દેવતા** કરવો-અગ્નિ સસગાવવો **દેવતા** જાગવો-ભાગ્યોદય થવો **દેવતા** ઝરવો -લઢાઇ થવી, કદઓ થવો **દેવતામાં** ઘી હોમવુ -ઉશ્કેરવુ ૨ બળતુ વધારે કરવુ **દેવતા** ઉઠવો -બળી જવુ, વ્યર્થ જવુ ૨ દેવ રૂઠવો, નસીબ પ્રતિકૂળ થવુ **દેવતા** ઉડી ગયા-શરીરમાથી ઇન્દ્રિયોની શક્તિ નાશ પામવી, નિસ્તેજ થવુ **દીવો** દેવતા બધ-વ્યવહારિક આપલે બધ થવી તે
**દેવતાઇ,** વિ૦ દેવ સબધી ૩ અદ્ભુત, અજબ, અસાધારણ, અલૌકિક, અમાનુષી [તેનુ લાકડુ
**દેવદાર,** ન૦ (સ૦) એક જાતનુ ઝાડ અને
**દેવદાય,** ન૦ દેવ સ્થાનનુ ખર્ચ 'દેવદાયમા બાર ગામ આપ્યા' [લગ્નનો દિવસ
**દેવદિવાળી,** સ્ત્રી૦ દેવઉઠી અગિયારસ, તુળસીના
**દેવદૂત,** પુ૦ (સ૦) ફિરસ્તો, સ્વર્ગદૂત, પાર્શ્વદ
**દેવનગરી,** વિ૦ (સ૦)સસ્કૃત લિપિ બાળબોધ
**દેવર,** પુ૦ દિયર, દેવરિયો (કવિતામા)
**દેવલા,** ન૦ પૂજવાના મૂર્તીમાન જે દેવ તે
**દેવલી,** સ્ત્રી૦ દેવચકલી **દેવલી**બેઠી—મોટુ નુકસાન થયુ ૨ હિંમત જતી રહી
**દેવલોક,**પુ૦જ્યા દેવ રહેછે તે સ્થળ,સ્વર્ગ **દેવલોક** પામવુ-મરણ પામવુ, દેવલોકમા વાસ કરવો
**દેવસ્થળ-સ્થાન,** ન૦ (સ૦) મદિર, દેવળ ૨ પવિત્ર ભૂમી [૨ દેરૂ, મદિર
**દેવળ,** ન૦ ઇશ્વર સ્તુતિ-પ્રાર્થના કરવાનુ સ્થાન
**દેવાશી,** વિ૦ (સ૦) જેમા દેવનુ તેજ રૂપ હોય તેવુ ૨ સુદર, કાન્તિમાન [૨ દેવી, અમરી
**દેવાગના,** સ્ત્રી૦ (સ૦) સ્વર્ગની અપ્સરા, પરી
**દેવાડવુ,** ક્રિ૦ સ૦ અપાવવુ ૨ ખાવુ ૩
**દેવાદાર,** પુ૦ દેણદાર, કરજદાર [ચોડવુ મારવુ
**દેવાધિદેવ,** પુ૦(સ૦) પરમેશ્વર દેવોનો પણ દેવ
**દેવાલય,** ન૦ (સ૦) દેવળ, દેરૂ
**દેવાવુ,** ક્રિ૦ અ૦ અપાવુ ૨ બધ થવુ, ભિડાવુ ૩ ખૂટી જવુ નાશ થવુ
**દેવાળિયો,** પુ૦ જેણે દેવાળુ કાઢયુ હોય તે,નાદાર
**દેવાળુ,**ન૦દેવુ ન આપી શકાવુ તે ૨ સાખ બુડવી તે,નાદારી ૩ આપવાને પાસે કઈજન હોવુ તે
**દેવી,**સ્ત્રી૦(સ૦) ઈશ્વરની સ્ત્રી રૂપ માનેલી શક્તિ, ઈશ્વરી, માતા ૨ દેવની સ્ત્રી ૩ રાજાની પટરાણી **દેવી** આવવા—ધ્રુજવુ, કપવુ **થરથરવુ**
**દેવુ,** ક્રિ૦ સ૦ આપવુ, પોતાનુ તે બીજાનુ કરવુ ૨ રજા-રૂઠ આપવી 'તેને જવા દે' ૩, બધ

કરવું, વાસવું 'તાળું દેવું'
**દેવું**, ન૦પાછું આપવાનું તે,કરજ,દેણું, ઋણ
**દેશ**, પુ૦ (સ૦) અમુક હદવાળો એક સરખી બોલી, ધર્મ,જાતિથી વસાયેલો જમીનનો ભાગ તે, મુલક, કુદરતી હદવાળો ભૂ ભાગ ૨ દેશનો જે વિભાગ તે,રાજ્ય ૩ કોઇ પણ વસ્તુનો ભાગ–અવયવનું ઠેકાણું ૪ જન્મભૂમિ, વતન,સ્વભૂમિ ૫ વાત, વિષય [૨ ચાલતો રીતરિવાજ
**દેશકાળ**, પુ૦ વર્તમાન કાળ, ચાલતો જમાનો
**દેશદાઝ**, સ્ત્રી૦ સ્વદેશાનુરાગ, સ્વદેશાભિમાન
**દેશના**,સ્ત્રી૦ ઉપદેશ,બોધ (શ્રાવકોમાં) [દિશવટો
**દેશનિકાલ**, પુ૦ જન્મભૂમિ બહાર કાઢી મૂકવું તે,
**દેશવિદેશ**,અ૦ ગમે ત્યાં, દેશમાં અથવા પરદેશમાં
**દેશવટો**, પુ૦ દેશનિકાલ, વિવાસન, પરદેશ ફર્યા કરવું તે
**દેશાઈ**, પુ૦ દેશના રક્ષણના બદલામાં રાજ્ય તરફથી મળેલી જમીનનો માલિક, વતનદાર, જાગીરદાર. ૨ રબારી, ભરવાડ
**દેશાઇગીરી**, સ્ત્રી૦ દેશાઇની જે પદ્દી તે ૨ દેશાઈપણાનો હક તે ગરાસ, તોડો, સરકારમાંથી મળતું લવાજમ તે
**દેશાખ**, પુ૦ એક રાગનું નામ [આચાર
**દેશાચાર**, પુ૦ [સ૦] દેશની રીતભાત, દેશનો
**દેશાટન**, ન૦ (સ૦) જુદા જુદા દેશોમાં પ્રવાસ કરવો તે, મુસાફરી, દેશેદેશ ફરવું તે
**દેશાણ**, વિ૦ દેશી, દેશનું ૨ સ્ત્રી૦ દેશાઇની સ્ત્રી
**દેશાંતર**, ન૦ (સ૦) દૂર દેશ તે, પરદેશ,દેશાવર
**દેશાભિમાન**,ન૦ દેશનું અભિમાન તે, દેશપ્રીતિ,
**દેશાવર**, પુ૦ દેશાંતર, પરદેશ [સ્વદેશાનુરાગ
**દેશી**, વિ૦ દેશનું, દેશ સંબંધી ૨ ગામઠી
**દેશી**, સ્ત્રી૦એક રાગની રાગણી જે દેશના લોકને ગમતી રીતે ગવાય છે તે,ઢાળ ૨ સ્વદેશનો રહીશ
**દેશીજન**, ન૦ પોતાના દેશનું માણસ
**દેશેદેશ–શેદેશ**,અ૦ઘણા દેશોમાં ૨ સઘળેસ્થળે
**દેહ**, સ્ત્રી૦ પુ૦ (સ૦) શરીર, તન, કાય,બદન દેહ છોડવો—મરી જવું દેહ પડવો—મરણ પામવું,જીવ ઉડી જવો

**દેહદશા**, સ્ત્રી૦દેહનું ભાન ને, દેહસ્થિતિ.
**દેહદંડ**, પુ૦ દેહકષ્ટ કરવું તે ૨ શરીરને દુઃખ થાય તેવી જે શિક્ષા તે, દેહાંતદંડ.
**દેહરું**, ન૦ દેરું, મંદિર, દેવસ્થાન
**દેહવટ**, અ૦ સઘળી દિશામાં, ચારે બાજુ ૨. વરમછેરા ' કનકના કોટ ઓટ, દપેટી દેહવટ કરે '
**દેહાંત**, પુ૦ દેહનો અંત, મોત, મરણ
**દેહાંતદંડ**, પુ૦ (સ૦) દેહનો અંત આવે–જીવ જાય તેવી શિક્ષા
**દેહાંતર**, ન૦ (સ૦) એક દેહમાંથી બીજામાં જવું તે, અવતાર [શરીરી
**દેહી**, વિ૦ શરીરવાળું , દેહવાળો કોઇ પણ જીવ તે,
**દેહેશત**,સ્ત્રી૦(ફા૦,બીક,ધારતી,ડર ૨ ધાક, કરપ
**દૈ**, પુ૦ દૈવ 'દૈજાણે' ૨ દુઃખ, પીડા
**દૈત્ય**, પુ૦ [સ૦] દાનવ, અસુર,રાક્ષસ ૨ કર્મ ચંડાળ ૩ વિકરાળ,મોટું ને ભયંકર
**દૈતા**, સ્ત્રી૦ સ્ત્રી, પ્યારી 'રામસિંગ રાઠોડ ઘેર, દૈતા સુંદર દેહ—શામળ
**દૈનિક**, વિ૦ નિત્યનું, રોજનું [૨ રાકડા પણ
**દૈન્ય**, ન૦ [સ૦] દીનપણું, ગરીબાઇ,લાચારી
**દૈવ**, ન૦ (સ૦) પ્રાણીના સુખ દુઃખ વિષે આગળથી જે નિર્માણ થએલું તે,હોનાર,નસીબ,ભાગ્ય
**દૈવગતિ**, સ્ત્રી૦ યદૃચ્છા, દૈવજોગ, અકસ્માત
**દૈવજોગ–યોગ**, પુ૦ ઇશ્વરેચ્છા,યદૃચ્છા,અકસ્માત
**દૈવજ્ઞ**, પુ૦ (સ૦] જોશી, ભવિષ્યવેત્તા
**દૈવત**, ન૦ (સ૦) દૈવપણું સિદ્ધાઇ ૨ સાર,ફળ, જીવ ૩ સત્વ,જોર, બળ
**દૈવિક–દૈવી**, વિ૦ દેવસંબંધી, દેવ જેવી બુદ્ધિવાળું ૨ અલૌકિક, દેવતાઇ, અદ્ભુત, અસાધારણ ૩ આધ્યાત્મિક, પારમાર્થિક
**દૈહિક**, વિ૦ શરીર સંબંધી, શારીરિક, દેહનું
**દો**, વિ૦ બે, દુ [ચ્યેનો પ્રદેશ
**દોઆબ**, પુ૦ બે અથવા વધારે નદીઓ વચ્
**દોઈતર** પુ૦ માના માબાપની પાછળ નાત કરવી તે, દોહિત્ર તરફનું જમણ ૨ ભાદરવા સુદિ ૮ ના રોજ મરનાર પાછળ જે ક્રિયા કરે છે તે
**દોકાન**, સ્ત્રી૦ દુકાન, હાટ

**દોખમુ**, ન० (ફા०) દખમુ
**દોગોટીલો**, પુ० લુગડાનો કોરડો કરી રમવાની એક રમત દોગોટીલો કરવો—નકામુ ફર્યા કરવુ, [રઝળવુ
**દોકડો**, પુ० રૂપિયાનો સોમો ભાગ
**દોંગાઇ**, સ્ત્રી० લુચ્ચાઇ, ઠગાઈ ૨ બેઅદબી, ઉદ્ધતાઇ
**દોગુ**, વિ० જાડુ, ફુલેલા શરીરનુ ૨ લુચ્ચુ, ઠગ ૩ બેઅદબ, ઉદ્ધત
**દોગાયની**, સ્ત્રી० બદનામી આળ, તહોમત
**દોજખ**, ન० (ફા०) નર્ક, પાપીને સારૂ ઠેરવેલુ ત્રાસદાયક ઠેકાણુ
**દોટ**, સ્ત્રી० ગબરડી, દોડ ૨ દોડવાની ત્રાપ
**દોટવુ**, ક્રિ० અ० લોટવુ, આળોટવુ
**દોટાદોટ**, સ્ત્રી० દોડાદોડ ૨ ધાઇ ઉતાવળ ૩ અ० જલદી, તાબડતોબ
**દોટી**, સ્ત્રી० એક જાતનુ જાડુ કપડુ ૨ કન્યાના બાપને વેવાઇની તરફથી મળતી બક્ષીસ
**દોટા**, ન० પરસુલીની જાડી પૂરીઓ
**દોડ**, સ્ત્રી० દોડવુ તે, ગબરડી ૨ દોડવાની ઝડપ [૩ વાઈ
**દોડ (ઢ)**, વિ० એકને અડધો
**દોડકાં**, ન० દોડકીના ફળ ૨ દોડી બાજુનાં બારણા
**દોડકી**, સ્ત્રી० તુરિયાના વે ાની એક જાત
**દોડાધામ** સ્ત્રી० દોડાદોડ, ધમાચકડી, આમતેમ ઉતાવળા જવુ તે, ઉતાવળ, ધાઇ
**દોડમદોડા**, સ્ત્રી० ગાભરાગાભરા આમતેમ દોડવુ ને ઉતાવળ કરવી તે, દોડાદોડી
**દોડવુ**, ક્રિ० અ० લાબા પગલા ભરી વણજ ઉતાવળુ ચાલવુ, જોરભેર આગળ ધમવુ—ધસવુ ૨ નાસવુ ધાવુ [દોડમદોડા
**દોડાદોડ—ડી**, સ્ત્રી० આમતેમ દોડવુ તે ૨
**દોડાવુ**, ક્રિ० અ० દોડા આવવા, કણસલા ફુટવા
**દોડિયું**, ન० ત્રણ પઇ પા આનો [૨ દોડી શકવુ
**દોડી**, સ્ત્રી० એક જાતની વેલ ને તેના ફળ ૨ ઝુમખે થતા ફળ, આકાદોડી ૩ પોટલિયો
**દોડુ**, ન० ડોડીનુ ફળ
**દોઢુ (ઢુ**, વિ० એક ને અડધુ તે
**દોડો**, પુ० કેળફૂલ, ડોડો, જેની પાતરી ઉઘડવાથી કેળા દેખાય છે તે
**દોઢ**, વિ० દોડ ૨ વધારે, હદ ઉપરાત દોઢડહાયુ—ચિબાવલુ દોઢપાયો—દાધારગુ, વૈકલ, ઓલિયુ દોઢ મણથી ચોપડવી—ભુડી ગાળ દેવી
**દોઢવવુ**, ક્રિ० સ० દોઢ ગણુ કરવુ વધારીને વાત કરવી [૨ સીવવુ, દોરવવુ
**દોઢવુ**, ક્રિ० સ० જોઇએ તેથી વધારે સીવવુ
**દોઢસો**, વિ० સો ને પચાસ ૧૫૦
**દોઢી**, સ્ત્રી० દેહલી, દેવડી, માડવી
**દોણી**, સ્ત્રી० દોહણી, છાશ ભરી રાખવાનુ માટીનુ વાસણ, પાટિયો, પાડુડી
**દોત**, સ્ત્રી० (આ० દૌત) ખડિયો, દુવાત
**દોતીઓ**, પુ० અરજીઓ રાખનારો
**દોથો**, પુ० ખોબો, મુઠો
**દોદશ**, અ० બધી બાજુએ, આમતેમ, ચારે દિશાએ
**દોદરૂ—ળુ**, વિ० જીર્ણ ખળખળી ગયેલુ ૨ કકડા થયલા હોય તેવુ ઝીણુ ખડાયલુ નહિ તેવુ
**દોધક**, પુ० (સ०) ૧૧ અક્ષરનો એક છદ, તેમા ત્રણ ભગણ ને છેલ્લા બે ગુરૂ આવેછે ‘તે ધનના ધણિ ધર્મ તમારો ’
**દોપિસ્તા**, ન० (ફા०) કાગળને એક સાથે એક એમ ચોટાડીને બનાવેલુ જાડુ પુઠુ તે
**દોમડુ**, ન० એક જાતનુ વાજિત્ર
**દોય**, વિ० (ફા०) બે
**દોયમ**, વિ० બીજી પ્રતની ( જમીન )
**દોરગુ**, વિ० જુદાજુદા રગનુ, બહુ રગુ
**દોયલુ**, વિ० મુશકેલ, અઘરૂ, દુખે કરીને મેળનાય તેવુ
**દોર**, પુ० જાડુ દોરડુ, રસો ૨ કરપ, અમલ, રોફ
**દોરડી**, સ્ત્રી० દોરી, પાતળુ દોરડુ, રજ્જુ
**દોરડુ**, ન० નાળિએરી, ભીડી, સણ વગેરના બારીક તાતણાઓને વણીને બનાવેલો જાડો લાબો આકાર તે ૨ વરેડુ, રાઢવુ, રાશ
**દોરડો**, પુ० હાથે, કોટે બાધવાનો ઉન—નાડાની વણેલી દોરીનો કકડો ૨ લગ્નમા મીંઢળ પરોવી જે નાડુ બાધવામા આવે છે તે ૩ પાતળો દોરડો, તાર
**દોરવુ**, ક્રિ० સ० અશક્તને રસ્તો દેખાડવા માટે

તેનો હાથ ઝાલી પોતે આગળ ચાલવુ, ધીમે ધીમે આવ્યા કરે તેવુ કરવુ ૨ સિવવુ ૩ આકવુ 'લીટી દોરવી' ૪ ચિહ્ન કરવુ, ડામ દેવો, રેખાટવુ
**દોરવવુ,** ક્રિ૦ સ૦ રસ્તો બતાવવો, હાથ પકડીને લઇ જવુ ૨ સિવવુ ૩ સ્વમતે ચલાવવુ
**દોરાટવુ,** ક્રિ૦ અ૦ સિવવુ, દોરા ભરવા
**દોરિયો,** પુ૦ પાણી ભરવાનુ વાસણ ૨ એક જાતનુ સુતરાઉ કપડુ ૩ સોગૈયાથી જાડુ પણ તેનાથી ટુકુ જે લાકડુ તે ૪ ગળે પહેરવાનો ગળચવો
**દોરી,** સ્ત્રી૦ સુતર–રેશમને વણીને બનાવેલો લાબો આકાર તે, રસી, પાણી કાઢવાની સુતરની વણેલી ઝીણી દોરડી ૨ સત્તા, ચલણ, સુકાન ૩ આધારભૂત વસ્તુ, આયુષ
**દોરીછટ,** અ૦ સીધી લીટીમા
**દોરો,** પુ૦ સુતર–રેશમનો તાર, તતુ ૨ તતુઓને વણી કરેલો વાટ, રસી ૩ ગુથેલી સેરોનુ સોનાનુ ઘરેણુ ૪ મત્રેલો તાર ૫ કદોરો, કટિસૂત્ર.
**દોલ,** સ્ત્રી૦ તગી, કમીના ૨ ઝુલો, હિચકો
**દોલત,** સ્ત્રી૦ (ફા૦) પૈસો, પુજી, ગર્થ ૨ માલમિલકત, એકદર સપત્તિ તે **દોલતજ્યાદા** –દોલત વધો [ધનવાન
**દોલતમદ–વાન,** વિ૦ દોલતવાળો પૈસાદાર,
**દોલસોલ,** સ્ત્રી૦ ગરીબાઇ, નિર્ધનપણુ
**દોલાબ,** પુ૦ ભિતમાનુ ભડારિયુ, તાકુ
**દોલો,** વિ૦ ઉદાર, સખી ૨ ભોળો
**દોલા,** સ્ત્રી૦ (સ૦) હિચકો, ઝુલો
**દોલાયત્ર,** ન૦ (સ૦) હિચકા જેવી બનાવટ ૨ ઔષધિ બનાવવાની એક ક્રિયા
**દોલાયમન,** વિ૦ (સ૦) હાલતુ, ઝુલતુ ૨ ચચળ મનનુ, ભ્રમિત [૨ ફેરીઓ
**દોશીવાણીયો,** પુ૦ કાપડનો વેપારી, કાપડીઓ
**દોષ,** પુ૦ (સ૦ **દુશ**) ભૂલ, ચૂક દૂષણ ૨ ખોડખાપણ, કસુર, ખામી ૩ લાછન, કાળાટીલી ૪ વાક, તકસીર ૫ પાપ "પછે બોલ્યા મુનિવર ત્યારે, વક્તા દોષ અષ્ટાદશ નિવારે"– પ્રેમા૦ (બોલવામા અઢાર પ્રકારના દોષ થાય છે એમ પાતજલ મહાભાષ્યમા કહ્યુ છે )
**દોષપાત્ર,** વિ૦ દુષણીય ખોડવાળુ
**દોષવાન,** વિ૦ દોષિત, દોષવાળુ ૨ ગુનેગાર, અપરાધી ૩ પાપી, ૩ ખામીવાળુ, અપૂર્ણ
**દોષા,** સ્ત્રી૦ (સ૦) રાત્રિ, રજની
**દોષિત,** વિ૦ દોષવાન, જુઓ [તે, ગુનેગાર
**દોષી,** વિ૦ (સ૦) દોષવાળુ, જેનામા દોષ હોય
**દોસ્ત,** પુ૦ (ફા૦) ભાઇબધ, સ્નેહી, ૨ સાથી,
**દોસ્તદાર** પુ૦ દોસ્ત, જુઓ [સોબતી, ૩ યાર
**દોસ્તદારી,** સ્ત્રી૦ ભાઇબધી, દોસ્તી, સ્નેહ. ૨
**દોસ્તી,** સ્ત્રી૦ દોસ્તદારી [ઘરોબો, ઘરવટ.
**દોહણી,** સ્ત્રી૦ (સ૦ **દ્રોણી**) છાશ ભરી આણવાનુ માટીનુ વાસણ ૨ મડદાને બાળવાની આગ જેમા લઇ જાય છે તે વાસણ ૩ પાટુડુ, ગોરસિયુ
**દોહણુ,** ન૦ દૂધ દહિ જમાવવાનુ વાસણ, ગોરસિયુ
**દોહદ,** પુ૦ (સ૦) ગર્ભિણી સ્ત્રીએને થતા અભાવા તે, લાલસા
**દોહન,** ન૦ (સ૦) દોહવુ તે ૨ સત્વ, સાર, ચુટી કાઢેલા ફકરા. 'કાવ્ય દોહન'
**દોહરો,** પુ૦ એક જાતનુ માત્રાવૃત, દુહો
**દોહલ,** ન૦ દુખ, હરકત, માથાકુટ
**દોહવુ,** ક્રિ૦ સ૦ ગાય ભેસ વગેરેના આચળમાથી દૂધ કાઢવુ ૨ થોડે થોડે સાર રૂપ સત્વ ખેચાવુ
**દોહિત્ર,** પુ૦ (સ૦) દિકરીનો દીકરો, દૌહિત્ર
**દોહેલુ,** વિ૦ અઘરૂ મુસ્કેલ દુખે પાર પડે તેવુ
**દૌત,** સ્ત્રી૦ (આ૦) ખડિયો
**દૌત્ય,** ન૦ (સ૦) દૂતનુ કામ તે, દૂતપણુ
**દૌર્બલ્ય,** ન૦ (સ૦) દુર્બળતા, કમજોરી
**દૌર્ભાગ્ય,** ન૦ કમનસીબ, દુર્દૈવ
**દૌહિત્ર,** પુ૦ દોહિત્ર **દૌહિત્રી**–દીકરીની દીકરી
**દ્યુતિ,** સ્ત્રી૦ (સ૦) તેજ, પ્રભા, કાન્તિ
**દ્યૂત,** ન૦ (સ૦) જુગાર, જુવુ, જુગટુ.
**દ્યોત,** સ્ત્રી૦ જોતિ, તેજ, ઝાળ, જોત
**દ્યૌ,** સ્ત્રી૦ (સ૦) ગગન, આકાશ ૨ સ્વર્ગ.
**દ્રઢિમા,** પુ૦ (સ૦) મજબુતાઇ, મક્કમપણું.
**દ્રઢીભૂત,** વિ૦ મજબુત, સ્થીર

**દ્રવ,** પુ૦ (સં૦) રસ, ઝરણુ, નિગાળ
**દ્રવવું,** ક્રિ૦ સ૦ પીગળવુ, ગળવુ, ઓગળવુ ૨ ગદ્ગગદ્ થવુ, ઢીલુ થવુ, લાગણીઓથી હૈડુ ભેદાવુ ૩ ઝરવુ, સ્રવવુ, ગળી પડવુ
**દ્રવિત,** વિ૦ ઓગળેલુ,ગળેલુ ૨ નરમ,પોચુ ,ઢીલુ
**દ્રવ્ય,** ન૦ (સ૦) પૈસો, ધન, નાણુ, ૨ નવ-તત્વ-પદાર્થમાંનો પ્રત્યેક ( પૃથ્વી, પાણી, તેજ, વાયુ, આકાશ, કાળ, દેશ (સ્થળ), આત્મા, અને અને બુદ્ધિ ) ૩ સત્વ, અર્ક ૪ પદાર્થ, ચીજ
**દ્રવ્યવાન,** વિ૦ (સ૦) પૈસાદાર, ધનવાન
**દ્રાક્ષ,** સ્ત્રી૦(સ૦)એક જાતનો વેલો અને તેનુ ફળ
**દ્રાવક,** વિ૦ ઓગાળી નાખે તેવુ ૨ ઢીલુ કરે તેવુ, ગદ્ગદ્ કરે તેવુ 'હૃદય દ્રાવક'
**દ્રાવણ,** ન૦ રસમય તત્વ તે, પ્રવાહી કરેલુ તે, બેજાતની રજકણોનું મિશ્રણ
**દ્રાવિડ,** વિ૦ દ્રવિડ દેશનુ
**દ્રુ,** ક્રિ૦અ૦ ગળવુ, ટપકવુ, ઝરવુ [ગણુમેળ છંદ
**દ્રુતવિલંબિત,** ન૦ (સ૦) બાર અક્ષરનો એક
**દ્રુમ,** પુ૦ (સ૦) વૃક્ષ, ઝાડ, તરૂ "પૂછ્યુ-ઉંચા દ્રુમને તારી ગગને ડાઈ ડાળ"
**દ્રોણ,**પુ૦(સ૦) દડિયો, પડિયો. ૨ કૌરવ પાડવનો શિક્ષક–ગુરૂ ૩ મુડો, એક માપ
**દ્રોહ,** પુ૦ (સ૦) પેટમા પેસીને દગો દેવો તે ૨ પાણી ભરાયલો ઉંડો ખાડો,ધરો, ૩ અરિષ્યા, ઈર્ષા, 'કોઇ પ્રાણી ઉપર મિથ્યા દ્રોહ ન કરવો'
**દ્રોહી,** વિ૦ (સ૦) કપટી લુચ્ચુ, દ્રોહ દેનાર
**દ્વંદ્વ,** ન૦ (સ૦) બેનુ જોડુ, જોડકુ, જુગલ ૨ એ નામનો સમાસ (વ્યાકરણમા) ૩ બીરૂબી-રૂની એકલાની લડાઇ તે
**દ્વંદ્વયુદ્ધ,** ન૦ (સં૦) સરખેસરખા બેનુજ યુદ્ધતે.
**દ્વાદશ,** વિ૦ (સ૦) બારની સખ્યા, ૧૨
**દ્વાદશા,** સ્ત્રી૦ બારમુ, મરનારની બારમે દિવસે કરાતી ક્રિયા તે [દિવસ, બારશ
**દ્વાદશી,** સ્ત્રી૦ (સ૦) પખવાડિયાનો બારમો
**દ્વાપર,** પુ૦ (સં૦) ચાર પૈકી ત્રિજો યુગ
**દ્વાર,** ન૦ (સં૦) બારણુ, બાર, દરવાજો ૨. આગળ. ૩ માર્ગ, રસ્તો

**દ્વારકાં,** ન૦ એ નામનું પવિત્ર સ્થળ. **દ્વારકાંની** છાપ–સર્વ માન્ય કીર્તિ, સારી પ્રસિદ્ધિ
**દ્વારપાળ,** પુ૦ (સ૦) પોળિયો, દરવાન, પ્રતીહાર
**દ્વારા,** અ૦ મારફતથી
**દ્વિ,** વિ૦ (સ૦) બે [ર્થ, અસ્પષ્ટ
**દ્વિઅર્થી,** વિ૦ જેના બે અર્થ થાય તેવુ, સદિ-
**દ્વિજ,** પુ૦ (સ૦) બેવાર જન્મેલું. ૨. બ્રાહ્મણ, વિપ્ર ૩ અડજ
**દ્વિતિય,** વિ૦ (સ૦) બીજુ, બીજા નબરનું
**દ્વિતિયા,** સ્ત્રી૦ બીજ, બીજી તિથિ ૨ બીજી,
**દ્વિદળ,** વિ૦ બે ફાડવાળું [વિભક્તિ
**દ્વિધા,** અ૦ બે પ્રકારે, બે રીતે
**દ્વીપ,** પુ૦ (સ૦) બેટ, ટાપુ, જેની ચારે પાસ પાણી હોય તે ૩ જમીનના સાતદ્વીપ પુરાણુમાં વર્ણવેલા છે તે પૈકીનો જ બુદ્વીપ, જેમા આપણે વસીએ છીએ તે ૪ હાથી, ગજ
**દ્વીપકલ્પ,** પુ૦ (સ૦) જેની ત્રણ બાજુએ પાણી હોય તે જમીનનો ભાગ
**દ્વીપી,** પુ૦ બરફનો વાઘ–ચિત્તો
**દ્વેષ,** પુ૦ (સ૦) વેર, ખાર, કીનો, ઇર્ષ્યા
**દ્વેષભાવ,** પુ૦ વેરભાવ, અદાવત
**દ્વેષી,** વિ૦ (સ૦) ખારીલુ, કીનાખોર, વેરી
**દ્વૈત,** ન૦ (સ૦) ભિન્નતા, બેપણુ ૨ ભેદભાવ જુદાપણુ. ૩ કજિયો અણબનાવ
**દ્વૈતમત,** ન૦ (સ૦) ઇશ્વર અને સૃષ્ટિ એ બે જુદા છે એવુ જે મત તે ૨ એકથી વધારે દેવને માનવાનુ મત.
**દ્વૈધીભાવ,** પુ૦ (સ૦) દ્વૈત ૨ શકા, સશય

---

## ધ.

**ધ,** પુ૦ (સ૦) વ્યજન પૈકી ૧૯ મો અક્ષર ૨ કુબેર [દાબીને કામ લેવુ તે, ત્વરા
**ધક,** સ્ત્રી૦ તરસ, સોસ ૨ ધ્યાન, મન ૩
**ધકધકતુ,** વિ૦ ધગધગતુ, જુઓ
**ધકાવવું,** ક્રિ૦ સ૦ ઝડપથી કામ ચલાવવુ, ત્વરાએ કામ લેવુ, ધકેલવુ ૪. ખૂબ ગરમ કરવુ
**ધકેલવું,** ક્રિ૦ સ૦ ધકકો મારી ખસેડવુ, હડસે-

લવુ, આગળ જાય તેમ કરવુ, મોકલવુ
**ધકોડો**, પુ૦ બુઠ્ઠુ તીર, તીરને બદલે ઈંગોરો કે ગોળ કઠણુ ગોળો હોય તેવુ તીર
**ધક્કધક્કા**, સ્ત્રી૦ ધક્કાધક્કી, હડસેલા હડમેલી
**ધક્કામુક્કી** સ્ત્રી૦ ઘણી ગરદી હોવાથી મારામારી થાય તે, ધાધલ, હાથોહાથની મારામારી
**ધક્કાધક્કી**, સ્ત્રી૦ સામા સામી ધક્કા મારવા તે
**ધક્કો** પુ૦ પીઠ કે ખભાથી ખસેડવુ તે, હડસેલો, ઠેબલો ૨ આફત, નુકસાન, તોટો ૩ ફેરો, ચક્કર, આટો, જઈ આવવુ તે ૪ ડક્કો, ઘાટ, ઓવારો ૫ રેલવેમા માલ ચઢાવવા ઉતારવાનુ સ્થળ ૬ વિકાર, "શરીરને ધક્કો પહોચ્યો છે"
**ધખ**, સ્ત્રી૦ તરસ, સોસ ૨ ગરમી તપારો ૩
**ધખમખ**, સ્ત્રી૦ ત્વરા, વેગ,ઉતાવળ [ધખના
**ધખારો**, પુ૦ બાફ, ગરમી, તપારો ૨ શોચના,
**ધખવુ**, ક્રિ૦ અ૦ ખિજાવુ, ભ'વુ. ૨ ધીકવુ, ખૂબ ઉનુ થવુ ૩ ગુસ્સે થવુ [ઝખના.
**ધખાવવુ**, ક્રિ૦ સ૦ ખૂબ લગાડવુ, સળગાવવુ ૨ ખૂબ ઉનુ કરવુ, ભડભઠાવવુ
**ધગડો**, પુ૦ કુલો, થાપો ૨ બાવો, સાધુ
**ધગડુ**, ન૦ સિપાઇને માટે તુચ્છકારમા વપરાય છે ૨. ગાડનુ એક પાસુ, કુલુ
**ધગધગતુ**, વિ૦ બળતુ, સળગતુ, ગરમાગરમ
**ધગધગવુ**, ક્રિ૦ અ૦ જોશથી બળવુ ૨ ઘણુ
**ધગા**, સ્ત્રી૦ તાપ, ગરમી [જ ગરમ થવુ
**ધગારી**, સ્ત્રી૦ થોડુ થોડુ ગરમ રહેવુ તે, ધીકડી
**ધચુપચુ**, અ૦ કરવુ કે ન કરવુ એવો અનિશ્ચય તે, સકલ્પ વિકલ્પ, ગડમાગ [ખબડદાર
**ધજ**, વિ૦ શ્રીકાર, તોફા, સરસ ૨ ટટાર,સશક્ત
**ધજા**, સ્ત્રી૦ (સ૦ ધ્વજા) લાકડી ઉપર લુગડાનો ત્રિકોણુ આકૃતિનો રગેલો કકડો જે હવામા ઉડે છે તે નેજો, વાવટો ઝુડો, પતાકા, ધજા બાધવી-જાહેર કરવુ, ફજેત કરવુ,ધજા ચઢાવવી
**ધજાગરો**, પુ૦વાવટો પકડનાર ૨ ધજાનો ડાડો
**ધટ્ટી**, સ્ત્રી૦ નગોટી, કૌપીન ૨ ગર્ભાધાન પછી સ્ત્રીને એક જાતનુ આપવાનુ વસ્ત્ર
**ધડ**, ન૦ માથા વગરનુ શરીર, કબધ ૨ પાયો, મૂળ ૩ અ૦ સ્પષ્ટ રીતે, એકદમ, એક સપાટે; તરત ૨ મૂળથી, પ્રથમ, શરૂઆતથી
**ધડક**, સ્ત્રી૦ થડક,કપ, હૃદયની ધ્રુજ તે ૨ ફટકારો, સોફ, બીક
**ધડકણુ**, વિ૦ કાયર, બીકણુ ભડકણુ
**ધડકધડક**, અ૦ ફટકફટક, ધમધબ
**ધડકવુ**, ક્રિ૦ અ૦ જોસમાને ઝડપમા ઉચુનીચુ થવુ ૨ બીવુ ધાસ્તી હોવી [ધડ થઇને તરત
**ધડડધીમ**, અ૦ ઓચિતુ તૂટી પડે તેમ, ધડ-
**ધડધડ**, અ૦ ધડકધડક ૨ એકદમ, જોસભેર, ધારાબધ, ૩ ઉપરાઉપરી
**ધડવડવુ**, ક્રિ૦ અ૦ એકદમ જોસમા તુટી પડવુ
**ધડધડાટ**, પુ૦ ઉપરાઉપરી પડતી વસ્તુઓનો અવાજ ૨ રોફ, સપાટો ૩ અ૦ એકદમ જોસમા કામ ચાલતુ હોય તેમ, ઝપાટા બધ, સપાટામા
**ધડધડીત**, અ૦ ધડધડાટ, ઝપટાબધ [અવાજ
**ધડબડધડબડ**, અ૦ ધબધમ, જોરમા ચાલવાનો
**ધડમધડમ**, અ૦ ધડોધડ, ધડધડ
**ધડમધડા**, સ્ત્રી૦ લડાઇ મારામાર ૨ અ૦ ઉપરાઉપરી, એક પછી એક [૨ એકદમ
**ધડાકાબધ**, અ૦ સાપાટાબધ, ગરગડાટ સાથે
**ધડાકો**, પુ૦ જોરથી થતો મોટો અવાજ ભડાકો, મોટો ધ્વનિ ૨ બડાશ ૩ કામનો ઝપાટો
**ધડાધડ**, અ૦ ઉપરાઉપરી અવાજ થતો હોય તેમ, તડાતડ
**ધડાધડી**, સ્ત્રી૦ જોરમા ચાલેલી મારામારી–ઓલામોલી ૨ ઉતાવળ, ધમાલ ૩ અગત્ય, જરૂર
**ધડી**, સ્ત્રી૦ કાયમનુ વજન, અમુક બાધેલુ તાલ સતોલો 'બે મણની ધડી બાધી છે' ૨ અડસટ્ટો, આશરો [તેમ, ઉપરાઉપરી.
**ધડીમધડીમ**, અ૦ તડાતડ, ધમ અવાજ થાય
**ધડીમલો**, પુ૦ જોરથી છાતી કુટવી તે ધડીમલો લેવો–ધડધડ કુટવુ તે
**ધડુકવુ**, ક્રિ૦ અ૦ રહી રહીને ગાજવુ 'મેઘ ધડુકયો' ૨ ધાટા કાઢી બીવરાવવુ, દમ ભરાવવો, ગર્જના કરવી
**ધડુસવુ**, ક્રિ૦ સ૦ મારવુ, પીટવુ

**ધડો**, પુ૦ (સ૦ ઘટ) તાજવાની દાડી અથવા તેનો કાંટો એક સરખો રાખવા સારૂ પલ્લામા જે કાંઇ ભાર મૂકેલો તે ૨ જે વાસણમા ચીજ આપવાની હોય તે વાસણની બરોબરનો ભાર બીજા પલ્લામા મૂકી તાજવુ બરોબર કરવુ તે ૩ નિત્ય એકજ સરખી જે સ્થિતિ તે ૪ ટેક, સમતા, નિયમ. ૫ રોજ રોજ નિયમિત શીખવુ તે, પાઠ, લેસન ૬ નિશ્ચયપણું, દૃઢતા "એના બોલવાનો ધડોજ ક્યા છે? '૭ નશિયત,શીખામણ, "આ ઉપરથી આપ ધડો લેશો" ધડે બેસવુ–ઠેકાણે–હદમા રહેવુ ધડો લેવો–શીખામણ લેવી ધડે બેસવુ–પડી ભાગવુ, પાયમાલ થવુ, ખરાબસ્ત થવુ [પોલો અવાજ

**ધણ**, ન૦ ટોળુ, સમૂહ ૨ અધરણિયાત ૩

**ધણધણવુ**, ક્રિ૦ સ૦ જોશમા બળવુ, જોશમા બળવાથી અવાજનો ઘોર થવો ૨ અવાજ સાથે ધુજવુ અને ગાજવુ

**ધણધણાવવું**, ક્રિ૦ સ૦ ધણધણે તેમ કરવુ ૨ જોશમા કામ કરવુ. ૩ ધધડાવવુ, ધમકાવવુ

**ધણિયાણી**, સ્ત્રી૦ પરણેતર બૈરી, વહુ, સ્ત્રી ૨ જેની માલીકી–સત્તા હોય તે સ્ત્રી, શેઠાણી

**ધણિયાતુ**,વિ૦ જેનુ ધણીપણુ–સ્વામિત્વ હોય તે, ધણીપણાવાળુ, માલીક હોય તેવુ ૨ ખાનગી

**ધણિયાપુ**, ન૦ ધણીપણુ, સ્વામિત્વ

**ધણી**, પુ૦ (સ૦ ધની) માલીક, જેની સત્તા હોય તે ૨ ઉપરી, મુખી ૩ પતિ, વર, સ્વામી ૪ ઈશ્વર "ધણીનુ ધાર્યું થાય" [(હુંડી).

**ધણીજોગ**,વિ૦વેચાણુ લેનારનેજ પૈસા મળે તેવી

**ધણીધોરી**,પુ૦રક્ષક, સભાળનાર, વાલી ૨ માલિક

**ધણીરણી**, પુ૦ કુલ માલિક

**ધત**, અ૦ તુચ્છકારનો શબ્દ ૨ પુરૂષની ગુહ્યેંદ્રિય ધતપર મારવુ ન લેખવવુ,ન ગણકારવુ

**ધતવું**, ક્રિ૦ અ૦ ધુતવુ, ધુતી લેવુ

**ધતિંગ**,ન૦તોફાન,મસ્તી ૨ જુઠો ઢોગ, ફેલફતવો, ખાલી ધામધુમ. [જોરથી ધમકાવવુ, ઠપકો દેવો.

**ધધડાવવું**, ક્રિ૦ સ૦ જોશમા કામ ચલાવવુ.૨.

**ધધણાવવુ**, ક્રિ૦ સ૦ ધણધણાવવુ, જુઓ.

**ધઢો**, પુ૦ પતગની વચમા જે ઉભી વાસની સળી ચોટાડેલી હોય છે તે. [લક્ત, દ્રવ્ય.

**ધન**, ન૦ (સ૦) દોલત પૈસો, નાણુ, માલમિ-

**ધન**, વિ૦ સારૂ, રૂડુ, સુભાગી, ધન્ય.

**ધન**, અ૦ ધન્ય, શાબાશ

**ધન**, સ્ત્રી૦ (સ૦) નવમી રાશિ. એ રાશિમા સૂર્ય હોય ત્યારે ધન સક્રાન્તિ કહેવાય છે

**ધનંજય**, પુ૦ અગ્નિ ૨ ચિત્રાનુ ઝાડ. ૩ અર્જુન

**ધનતેરશ**, સ્ત્રી૦ આસો વદિ તેરસ એ દહાડે ધનની પૂજા કરવામા આવે છે

**ધનતર**, વિ૦ ધનેતર, ધણા પૈસાવાળુ ૨ બળવાન, મોટો ધનુર્ધર હોય તેવો ૩ સર્વોપરી

**ધનદ**, પુ૦ કુબેર, ધનદાતા ઈશ્વર

**ધનધન**, અ૦ ધન્ય, અહોભાગ્ય, ભલે ભલે

**ધનપાળ**, પુ૦ ખજાનચી, ધનાધ્યક્ષ, કોશાધિપતિ

**ધનરેખા**, સ્ત્રી૦ નસીબમા ધન બતાવનારી હથેળીમાની રેખા તે

**ધનવત-વાન**, વિ૦ પૈસાદાર,શ્રીમન્ત, માતબર.

**ધનાઢ્ય**, વિ૦ (સ૦) માતબર,ધનવાન, ધનવત

**ધનાધ્યક્ષ–ધિપતિ**, પુ૦ ખજાનચી

**ધનારખ** ન૦ધન રાશિમા સૂર્યનુ પસાર થવુ તે.

**ધનાશ્રી** સ્ત્રી૦ એક જાતની રાગણી, જે પાછલી રાત્રે ત્રણેક વાગે ગવાય છે

**ધનિક** વિ૦ ધનવાળુ, પૈસાદાર ૨ ગૃહસ્થ

**ધનિક**, ન૦ ધાણા, કોથમીર

**ધનિષ્ઠા**, ન૦ (સ૦) ચોવીસમુ નક્ષત્ર

**ધની**, વિ૦ (સ૦) ધનવાન, પૈસાદાર

**ધનુ**, ન૦(સ૦) કમાન, ધનુષ્ય,કામઠુ ૨ ચાર હાથનુ પ્રમાણ [ધાયુ'

**ધનુર**, ન૦ એક જાતનો વાતરોગ,સનેપાત.'ધનુર

**ધનુર્ધર**,વિ૦ધનુષ્યથી લડનાર,ધનુર્ધારી ૨ શૂરવીર

**ધનુર્ધારી** વિ૦ (સ૦) ધનુર્ધર, ધન્વી

**ધનુર્માસ**, પુ૦ (સ૦) ધન સક્રાન્તિનો મહિનો ૨ એમા પરોઢીઆમા જમવુ તે. [વાની વિદ્યા.

**ધનુર્વિદ્યા**,સ્ત્રી૦ (સ૦) કામઠુ ખેચી તીર માર

**ધનુર્વેદ**, પુ૦ યજુર્વેદનો ઉપવેદ.

ધનુષ્ય, ન૦ (સ૦)કામઠું,ચાપ,કમાન ૨ આકાશમાં જે અર્ધગોળાકાર કામઠું તણાય છે તે
ધનેત્તર, વિ૦ (સ૦) સૌથી સારૂં, સરસ
ધનેરૂ,ન૦ દાણામાં સળો કરનારો જીવડો,કિલ્લુ
ધનેશ, પુ૦ ધનપાળ, કુબેર
ધંતર, ન૦જાદુટોણું, ૨ ધુતી લેવાની કળા-પેચ
ધંતરમંતર-જાદુ ચમતકાર ઉપજાવે તેવું જે તે
ધંતુરો, પુ૦ એક જાતનો ઝેરી છોડવો
ધંદ્વ, પુ૦ (દ્વન્દ્વ) ધમસાણ, યુદ્ધ ૨ ઉપાધિ ૩ ચકચૂર-મસ્ત એવું [કારીગર, કસબી
ધંધાદાર, પુ૦ ધંધો કરનારો, ધંધાવાળો ૨
ધંધાદારી, સ્ત્રી૦ ધંધો ચલાવવાનું જે કામ તે
ધંધાવારી, વિ૦ કામકાજવાળું [૨ ઉદ્યમ
ધંધાર્થી, વિ૦ ઉદ્યોગી, વ્યવસાયી, કામગરુ
ધંધો, પુ૦ (હિં૦) પ્રવૃત્તિ, રોજગાર, ઉદ્યમ ૨ કામ, મહાવરો
ધન્ય, વિ૦ (સ૦) પુણ્યવાન,ભાગ્યશાળી,કૃતાર્થ શુભ મંગળ ૨ વખાણવા યોગ્ય, શ્લાધ્ય
ધન્ય, અ૦ સાબાશ, વાહવાહ
ધન્યભાગ્ય, ન૦ (સ૦) આહોભાગ્ય,સુભાગ્ય ૨ સુદૈવ, મંગળ પ્રસંગ
ધન્યવાદ, પુ૦ સાબાશી, વાહવાહ
ધન્યા, વિ૦ સ્ત્રી૦ સુખી, સુભગા
ધન્વંતરી, પુ૦ (સ૦) દેવતાઓનો વૈદ્ય, અતિ કપરો રોગ મટાડે તે વૈદ
ધન્વી, પુ૦ (સ૦) ધનુર્ધર ૨ શિકારી,પારધી
ધપકારો, પુ૦ ધબકારો [વધવું
ધપવું, ક્રિ૦ અ૦ જોરથી આગળ ધસવું,આગળ
ધપ્પાબાજી,સ્ત્રી૦ સામાસામી ધપ્પા મારવા તે
ધપ્પો, પુ૦ ધબ્બો થબડાક ૨ ખત્તા, ઠોકર,
ધફો, પુ૦ ઢગલો 'ધૂળનો ધફો' [નુકસાન
ધબ, અ૦ પોલી થાપટનો અવાજ, અવાજ થઇ બંધ પડવું તે સમાઇ જવું, શાંત થઇ જવું તે
ધબકવું, ક્રિ૦ અ૦ ધબધબ થવું, ધડકવું
ધબડકો, પુ૦ ગોટાળો ઉંધું કરી નાખવું તે ૨ શૂન્યકાર, અંધારૂ
ધબધબ,અ૦એક પછી એક ધબાકારા થાય તેમ

ધબકારો, પુ૦ ભારે વસ્તુ ઉંચેથી પડતાં થતો અવાજ ૨ ઉછાળો, ધબધબ થવું તે
ધબવું, ક્રિ૦ અ૦ પડવું, દેવાળું કાઢવું ૨ ઢબવું, જીવ જવો ને ખોળિયું ભોંય ઉપર પડવું, મરી જવું ૪ ધીબવું, મારવું
ધબાકો, પુ૦ ધમકારો
ધબાધબી, સ્ત્રી૦ મારામારી (હાથથી)
ધબાયનમ , અ૦ અટકી પડયું-પડી ભાગ્યું હોય તેમ, શૂન્યકાર [ઓળવવું -ચાલવું
ધબોડવું, ક્રિ૦ સ૦ હાથથી મારવું ૨ ગળે
ધબોધબ, અ૦ ઉપરા ઉપરી ધબધબ થાય તેમ
ધબ્બાબાજી, સ્ત્રી૦ સામસામા ધબ્બા મારવા તે
ધબ્બો, પુ૦ ધપ્પો, થાપટ
ધમ, ન૦ નગારૂ, વાજું
ધમ, અ૦ નરઘાના બાયાનો અવાજ ૨ ઢોલ પડધમના અવાજ જેવું ૩ જોશમાં,ઉતાવળથી "નાડી ધમધમ ચાલે છે" ૪ ધબ
ધમક, સ્ત્રી૦ જોશ, આવેશ, શૌર્ય ૨ તેજી, ઝળકી, પ્રભા ૩ ભપકો,દબદબો,ભવ્ય દેખાવ.
ધમક, વિ૦ તેજદાર "પીળું ધમક"૨ અ૦ ધમ-
ધમક, પુ૦ લુહાર, ૨ ધમનાર [કારાબંધ
ધમકવું, ક્રિ૦ અ૦ ધમકવું, ગાજવું, ઢમકવું ૨ ઝળકી મારવી, તેજ મારવું ૩ કંપવું, ધ્રુજવું
ધમકાવવું, ક્રિ૦ સ૦ શિક્ષા કરવાનો ભય બતાવવો, ઠપકો દેવો બીવરાવવું ૨ જોશથી કામ
ધમકી, સ્ત્રી૦ બીક, ધાસ્તી, સોફ. [ચલાવવું
ધમકારો, પુ૦ ધબકારો
ધમચકડ, સ્ત્રી૦ ગરબડ, મસ્તી, તોફાન ૨ અ૦ ખૂબ ઉતાવળે, ઝપાટાબંધ
ધમણ, સ્ત્રી૦ (સ૦ ધમની) પવન ભરાઇને તે પાછો ફુંકાય એવું ચામડાનું યંત્ર (સોની લુહારના કામનું) ૨ બગીની ઉપરનો ચામડાનો જે પડદો તે ૩ નાડીઓ,શ્વાસોશ્વાસ
ધમણવું, ક્રિ૦ સ૦ ધમણથી પવન ફુંકી અગ્નિ સળગાવવો ૨ ફુંગગાવવું ચઢાવવું
ધમધમ, અ૦ વેગથી,ખૂબ જોરથી
ધમધમવું, ક્રિ૦ અ૦ ધમણ હલાવવી. ૨ ગર.

મીનો જોશ વધી જવો, ધુવાપુવા થઇ જવુ ૩ કપવુ, ધજવુ
**ધમધમાટ**, પુ૦ ભપકો,દોર દબદબો ૨ તેજી,દમ પાણી ૩ તિખાશ ૪ ગરમડ, ધાટાબાટ
**ધમધમાવવુ**, ક્રિ૦ સ૦ અગ્નિ વધારવો ૨ જોર થી કમ ચલાવવુ ૩ ધમકાવવુ,ઠપકો દેવો
**ધમધોકાર**, અ૦ જોશથી ને ઝડપથી,સપાટાબધ ઉતાવળુ
**ધમની**, સ્ત્રી૦ ઝીણી નાડી, નસ ૨ ભુંગળી ૩ નાની નળી
**ધમપછાડા**, પુ૦ નકામુ વૈતરૂ,૨ સખત મજુરી ૩ બૂમ બરાડા ને પછાડા ખાવા તે
**ધમપાચ્છેરી**, સ્ત્રી૦ છાતી કૂટવી ને રડવુ તે, કૂટીને કઢાપો કરવો તે થઇ જવો તે
**ધમરોળ**, પુ૦ ભારે ગભરાટ, રો કકળ, ગજબ
**ધમલો**, પુ૦ ધમપાચશેરી
**ધમવુ**, ક્રિ૦ સ૦ અગ્નિ વધારવાને ધમણ ચા પવી,વિજણેવતી વા નાખવો ૨ ચોરવુ,સટોરવુ
**ધમાચકડી**, સ્ત્રી૦ ટટો ફિસાદ, બોલચાલ,મારા મારીનુ કલકલાણુ, ટટો મચવો તે ૨ ઉધમાત, ગરમડ,ધાધલ
**ધમાધમી** સ્ત્રી૦ મારામારી,લડાલડ
**ધમાર**, પુ૦ એક તાલે ગવાતુ ગાયન
**ધમારવુ**, ક્રિ૦ સ૦ પશુને નવરાવવુ
**ધમાલ**, સ્ત્રી૦ ભીડ,ધાધલ
**ધમાલુ** , ન૦ મોટી ને એડોળ બાધલી પ ઘડી
**ધમાસા**, પુ૦ એક જાતનિ ઔષધિ,ખડસલિયો
**ધમ્મિલ**, પુ૦ (સ૦)જુડો બાધેલો ચોટલો-કેશ
**ધમેલા**, ન૦ સળગ વગર સાધાના તગારા અ ખડ લોખડની ટોપલીઓ
**ધર**, વિ૦ (સ૦) ધરનાર-રાખનાર એવો અર્થ સૂચક પ્રત્યય 'મણિધર-ધરણીધર'
**ધર**, સ્ત્રી૦ (સ૦ ધુર) હળ ગાડા વગેરેનો જે ભાગ બળદની ખાધપર રહે છે તે ૨ જ્યારથી બળદ જોડાતો થાય ત્યારથી ગણાતુ વર્ષ 'બે ધરનો બળદ' ૩ એનો સકેત ૪ ધોરણુ, નિશ્ચય, ભરોસો પ મૂળ, શરૂઆત ૬ અ૦ પહેલેથી, મૂળથી,શરૂઆતથી
**ધરખવુ**, ક્રિ૦ અ૦ હારી જવુ હિમત હારવી, ૨ ધડકવુ 'રખે ધડ તારૂ જાય ધરખી'-ધીરો.
**ધરણ**, સ્ત્રી૦ ઢાળ, ઢબ, ગાવાની રીત ૨ ન૦ આડવાણીનુ વજન ૩ સહાય,આશ્રય ૪ પાળ,પૂલ
**ધરણી**, સ્ત્રી ધરા,પૃથ્વી ૨ જમીન,ભોય
**ધરણીધર**, પુ૦ પૃથ્વીને ધારણ કરનાર, કચ્છપ, શેષનાગ ૨ પર્વત
**ધરણુ**, ન૦ ત્રાગુ , જબરદસ્તી ૨ બાયધરી;ધીર
**ધરદહાડો**, પુ૦ પ્રથમનો દિવસ, શરૂઆત, જેવો ને તેવો વખત
**ધરતી**, સ્ત્રી૦ પૃથ્વી ૨ જમીન, ભોય **ધરતી-પર** પગ ન મૂકવો—અદ્ધર ચાલવુ,ન લેખવવુ **ધરતીનો** છેડો—આડો આક, હદ **ધરતીમા** પેસી જવુ—અદ્રશ્ય થવુ, ૨ શરમાઇ જવુ
**ધરતીક** પ,પુ૦ ધરતી ડોલવી તે,પૃથ્વીનુ કાપવુ તે
**ધરપકડ**, સ્ત્રી૦ પકડાપકડી,ઝાલાઝાલ, કાયદાથી ઘણા માણસોને પકડવા તે
**ધરપચ**, સ્ત્રી૦ ખોટી ધાસ્તી ૨ ખોટી ધામધુમ, પતરાજ ૩ ઉતાવળ કરવી તે ૪ ધરાવાપણુ 'ધાન્ય ધરપત અને ઘી સપત મારવુ તે
**ધરમોળ**, ન૦ ધરાબોળ, સત્યાનાશ, સાવ ઉંધુ
**ધરમખાતુ**, ન૦ પરમાર્થ-દાનમા આવેલા નાણા સબધી પ્રકરણ—ખાતુ ફોગટ ફેરો
**ધરમધક્કો**, પુ૦ વગર ફાયદાનો આટો નકામો-
**ધરમૂળ**, ન૦ શરૂઆત,પ્રારભ
**ધરવવું**,ક્રિ૦ સ૦ સતોષ પમાડવો,શાન્તિ પમાડવી.
**ધરવુ**, ક્રિ૦ સ૦ પકડવુ, ઝાલવુ ૨ પહેરવુ, વેષ લેવો, ધારણ કરવુ ૩ પાસે મૂકવુ,નૈવેદ કરવુ ૪ રૂપ લેવુ,જન્મ લેવો "ધરિયો ભમરા કેરો વેષ' પ યાદ રાખવુ, લક્ષ પર રાખવુ 'ધરી યાદ અમદાવાદથી એકાદ વસ્તુ લાવજો'
**ધરા**, સ્ત્રી૦ (સ૦) પૃથ્વી,ધરણી ભૂમિ
**ધરાધર**, પુ૦ (સ૦) શેષનાગ ૨ પર્વત ૩ કચ્છપ
**ધરાધરી**, અ૦ સાથે,જોડે ૨ ધરાર,બેશક,અનબત. ૩ તમામ,અમુક સુદ્ધા
**ધરાબોળ**, ન૦ સત્યાનાશ ૨ પ્રલય **ધરાબોળ** જવુ—પ્રલય થવો, પૃથ્વી રસાતાળ જવી,ગજબ થવો ૨ ઉછેદિયુ થવુ

માથુ નાખવુ-પગે પડવુ પગ વધારવા-ધીમે ધીમે આગળ ધસવુ ૨ લાગવગ વધારવી પગ વાળવો-થાક ખાગે, વચમા અટકી શરીરને સુખ આપવુ, વિરામ લેવો પગથી તે માથા સુધી-નખથી શીખા સુધી, આખે શરીરે,સ્વાંગે પગે કમાડ ઠેલવા=એ માલુમ રીતે કામ કરવુ, પલીતો મૂકવો પગે ડરવુ-બાળકને અઘાડવુ પગે કીડીઓ ચઢવી-કામ કરતા કંટાળો આવવો પગે પડવુ-નમવુ ૨ આજીજી કરવી ૩ નમીને પ્રણામ કરવા પગે મેંદી ચોપડવી=હિંડવાનુ આ-આળસ. પગે લાગવુ-નમવુ, કગરવુ

**પગચંપી, સ્રી૦** પગ ચાપવા તે, ચંપી

**પગતુ, વિ૦** મોકળુ,મકતુ,વિશાળ [ધક્કા

**પગતોડ, સ્રી૦** નકામા ફેરા આટા ખાવા તે,

**પગથાર,સ્રી૦** થોડા પગથિયા પછીનુ એક પહોળુ

**પગથારિયુ,ન૦**મોટુ પહોળુ પગથિયુ [પગથિયુ

**પગથિયુ, ન૦** ચઢવા ઉતરવા સારૂ પગ મુકવાનુ પત્થર અથવા ઇંટનું જે ચણુતર અથવા લાકડાનુ જડેલુ જે પાટિયુ તે

**પગથી,સ્રી૦**મોટા રસ્તાની બાજુનો નાનો રસ્તો, શેરડી ખેતરમા પડેલો રસ્તો, એક જણથી જવાય તેટલો રસ્તો, પગલા પડીને થયેલી વાટ

**પગદંડો, પુ૦** થોડુ પણ ઉભુ ઉભુ ફરાય તે, ૨ થોડુ ઘણુ મદદગાર [દાખલ થવાવુ તે

**પગપેસારો, પુ૦** લાગવગ ૨ આવજાનો પરિચય,

**પગપાળો, પુ૦**પગે ચાલનાર,પાળો,પેદલ સિપાઇ

**પગર, પુ૦**અનાજનો પાર,પગોર [૨ કાસદ

**પગરખુ,ન૦** ( સ૦ પાદ રક્ષણ )પગના રક્ષણ અર્થે જે પહેરવામા આવે છે તે,જોડો,મોજડી, ખાસડા **પગરખામા** પગ વાલવો—બરોબરી કરવી, હરિફાઇ કરવી

**પગરણુ,ન૦**જનોઇ, લગન,વગેરેનો જે રુડો દિવસ તે,સારૂ ટાણું, અવસર, રૂડુ કારજ ૨ શરૂઆત **પગરણુ માડવુ**-શરૂઆત કરવી [હિલચાલ

**પગરવ,પુ૦**ચાલતા થતો અવાજ ૨ જવર અવર,

**પગરવટ, સ્રી૦** પગના ઘસારાથી પડેલી વાટ-માર્ગ, પગનો ઘમારો તે [૩. શેરડી, પગથી

**પગરવટો, પુ૦** જવર અવર ૨ પગનો ઘસારો

**પગરસ્તો, પુ૦**ખુશકીનો રસ્તો ૨ પગથી નાનો, રસ્તો [પાદપંક્તિ ૨ પગથી

**પગલી, સ્રી૦** ચોરના પગલા ૨ પગલાનીહાર,

**પગલુ, ન૦** ચાલવાથી જમીન ઉપર પડેલો પગનો આકાર, ડગલુ ૨ પગના તળિયાના ચિહ્નવાળી તખતી ૩. ચોરના ચાલવાથી પડેલુ ચિહ્ન ૪ બે ડગલા વચ્ચેનુ અંતર તે **પગલુ ભરવુ**-આગળ વધવુ **પગલાં કરવા**-પધારવુ, આવવુ (માનાર્થે) **પગલે ચાલવુ**-અનુકરણ કરવુ,અનુસરવુ આગળ પ્રમાણે વર્તવુ **પગલાં લેવા** ઉપાય લેવો-ફરિયાદ કરવી

**પગલે પગલે, અ૦** વારંવાર, ઘણુ ખરૂ,હરદમ

**પગવાટ, સ્રી૦**પગલાએ પડેલી પગથી, ગાડી ન ચાલે તેવો રસ્તો ૨ ખુશકી

**પગાર,પુ૦**(પોર્ટુ૦)નોકરીના બદલામા આપવાનો બદલો ૨ વિ૦ મોકળુ, વિશાળ "ત્રીશ યોજન નગરી વિસ્તાર, ચૌટા ચોવટા પોળ પગાર"

**પગારદાર,વિ૦**પગાર લઇને કામ કરનારો,પગાર ખાનારો, નોકર ભાડુતી

**પગી, પુ૦** પગલા પારખી ચોર શોધી કાઢનારો, પગલુ કાઢનારો, "ફુટી મુવા પગીઓ સહુ,પગલુ ઘેરનુ ઘેર"-શામળ ૨ વિ૦જન્મતાં જેના પગ પહેલા બહાર આવ્યા હોય તે

**પગેપડવુ, ક્રિ૦ અ૦** પ્રણામ કરવુ, નમવુ ૨ નમી પડવુ,આજીજી કરવી,પગે લાગી માફ માગવી

**પગેપરણુ,ન૦**પગે લાગતા મુકવાની ભેટ,નજરાણું

**પગેરૂ, ન૦** પગલુ,પગલુ કાઢવુ તે ૨ પગપ્યાદુ

**પગેલાગણુ, ન૦** પગે પડવુ તે,પ્રણામ,પ્રણિપત ૨ પગે લાગી ભેટ મૂકવી તે.

**પગો, પુ૦**સ્રીઓને પહેરવાનુ પુતળી ભાતનુ કપડુ.

**પગોર, પુ૦** ડુડા તથા ઉબીનો ઢાલરૂ ફેરવવાને

**પઘડબંધ, પુ૦**પાઘડી બાંધનરો [કરેલો ઢગલો

**પંક, પુ૦** કાદવ, કીચડ ૨ પાપ, દોષ

**પંકજ,ન૦**(સ૦)કમળફૂલ ૨ કાદવમા પેદા થનાર.

**પંકાવુ, ક્રિ૦ અ૦** ઠામ ઠામ ઓળખાવુ, પ્રખ્યાત થવુ, જાણીતા થવુ, વખણાવુ

પંકાયેલું, વિ૦ નામીચુ, પ્રખ્યાત; વખણાયેલું
પંક્તિ, (સં૦) હાર, ઓળ, ૨ પંગત ૩ વર્ગ,
પંખ, સ્રી૦ પાંખ, ૨ પક્ષી. [ટુકડી, ટોળી
પંખપાત, પુ૦ પક્ષાઘાત
પંખાળિયુ–ળી, ન૦ એક જાતની ડાગર
પંખિયુ, વિ૦ પાંખવાળુ ૨ એક બાજુનું ૩
પંખીડુ, ન૦ પક્ષી, વિહગમ [ન૦ પાંખિયુ
પંખેરૂ, ન૦ (ફા૦) પક્ષી, નાનું નાજુક પંખી
પંખો, પુ૦ હવાને હિલવી પવન લેવાનું સાધન વિંઝણો ૨ પૈડા ઉપરનું ઢાકણુ
પંગત–તી, સ્રી૦ પંક્તિ, હાર, ઓળ, ધાલ.
પંગુ, વિ૦ (સં૦) લંગડું, ૨. પાંગળુ
પચાક, પુ૦ રસોઇયો, ૨ ઘવારો
પચકડી, સ્રી૦ પિચકારી
પચકલુ, સ્રી૦ વિ૦ બીકણુ, પોચુ, ઢીલું
પચખાણ, ન૦ જૈનોમા અપવાસ કરવાનુ એક વ્રત
પચકારી, સ્રી૦ પિચકારી
પચન, ન૦ પાચન થવુ તે, ખાધેલુ હજમ થવુ તે
પચપચ-ચુ, અ. છેક જ પોચુ; ગદગદું; ઢીલું, કુચાપાણી.
પચરંગ–ગી, વિ૦ પાંચ રંગવાળુ ૨ રંગબેરંગી
પચવવુ, ક્રિ૦ સ૦ પચે તેમ કરવુ
પચારવું, ક્રિ૦ સ૦ વારે વારે કહેવુ, ટંકાર કરવી, હંસારો કરવો ૨. ફેલાવવુ; પસારવુ.
પચાવવુ, ક્રિ૦ સ૦ જઠરાગ્નિમા પચે તેમ કરવુ. ૨. દબાવી બેસવુ "તેણે તે માલ પચાવ્યો"
પચવું, ક્રિ૦ અ૦ (સં૦ પચ્) ખાધેલુ હજમ થવુ ૨. ઘણીવાર ટકવું; નિરાંતે ભોગવાવુ ૩. રસબસ થવું, એકતાર થવુ, લીન થવુ. 'આ જીવ અવિદ્યા પ્રપંચમા પચેલો છે' ૪ વ્યાપી રહેવું
પચાશ–સ, વિ૦ બે પચ્ચીસ, ૫૦.
પચીસી, સ્રી૦ પચીસ વર્ષની ઉંમરનો સમય.
પચુલાં, ન૦ આપલાંધાપલા, ફુલવણાં
પચુસણ, ન૦ (સં૦ પર્યુષણ) જૈનોના ઉપવાસના [દિવસ.
પચ્ચીસ, વિ૦ વીસ ને પાંચ, ૨૫.
પચ્ચીસી, સ્રી૦ જેમાં પચ્ચીસ વાના હોય તે. ૨ પચ્ચીસ વર્ષની આસપાસનો જુવાનીનો સમય.
પચ્છમ, સ્રી૦ પશ્ચિમ. ૨ વિ૦ આથમણું. ૩. પાછળનું, પચ્છમ બુદ્ધિયુ=કર્યા પછી ખરી બુદ્ધિ સુઝે તેવુ, અગમચેતી વિનાનું "અગમ બુદ્ધિ વાણિયો, પચ્છમ બુદ્ધિ બ્રહ્મ.' [રોગથી સપડાવુ.
પછડાવું, ક્રિ૦ અ૦ અફળાવુ; કુટાવુ ૨. માંદા પડવુ;
પછવાડી, સ્રી૦ પાછળ લાગવુ તે; પુંઠ; કેડો. ૨ પછાડી, પાછળ.
પછવાડી–ડે, અ૦ પુંઠે, પાછળ પછવાડે લાગવું= પાછળ પડવું ૨ ચીઢવવુ, કાયર કરવુ; ૩ ખતે પડવુ.
પછવાડુ, ન૦ પાછળનો ભાગ, પૃષ્ઠ ભાગ; પુંઠ; કેડો.
પછાડવું, ક્રિ૦ (સ૦) જોરથી પટકવુ, નીચે નાંખવુ, અફાળવુ ૨ રોગે સપડાવુ. ૩. હરાવવું.
પછાડી, સ્રી૦ ઘોડાના પાછલા પગે બાંધવાનુ [દોરડું.
પછાડી, અ૦ પછવાડે.
પછાડું, ન૦ પાછળનો ભાગ; પુંઠ.
પછાડો, પુ૦ ઉથલો, ફરીથી પછડાવુ તે (રોગથી). ૨ ગોથ, ગુલાટ, જોરથી આમતેમ અફળાવુ તે. ૩ છુટવાના ફાંફા મારવા તે
પછાત, અ૦ (સં૦ પશ્ચાત્) પાછળ, પુંઠે.
પછાત, વિ૦ પાછળ રહી ગયેલું
પછી, અ૦ કેડે; પાછળથી, થોડીવાર રહીને
પછીત, સ્રી૦ ઘરની પછવાડેની ભિંત. [પાટિયું.
પછીતિયું, ન૦ ગાડાના માચડા પછવાડે બાંધવાનું
પછેડી, સ્રી૦ પિછોડી. જુઓ "દોટીમા શું, એવું કહીને પછેડી પણ લીધી વાલા."
પછેડીવા, અ૦ પછેડીની જાડાઇ જેટલું; આદરવા.
પછેડો, પુ૦ જાડો ગોદડો, મોટો ઓછાડ, પિછોડો ઢાંક પછેડો=છાવરવુ તે; દાબડદીબડ કરવુ તે.
પજવવું, ક્રિ૦ સ૦ મજારાવવું; અકળાવવુ; ચીઢવવુ, દુઃખ દેવુ, વિતાડવુ.
પજાવો, પુ૦ ઇંટ નળિયાની ભઠ્ઠી, નીમા.
પંચ, વિ૦ (સં૦) પાંચ ૨. ન૦ પાંચ ડાહ્યા માણસોની મંડળી. ૩ એ પંચમાંનો એક. ૪. જેને કોઇનો પક્ષ નથી એવો ત્રાહિત પુરુષ. ૫. ઢાળું પાડવાનું ઓજાર. પંચ ઇંટાળી=સમસ્ત લોક તરફથી ઇંટાનો માર મારવો તે.
પંચક, પુ૦ (સં૦) ધનિષ્ઠાના ઉત્તરાર્ધથી-તે રેવતીના અંત લગીના જે પાંચ નક્ષત્ર તે; પાંચ

દિવસનો કાળ તે. ૨ પાચનો સમુદાય
**પંચકડુ,** ન૦ પાચનો સમૂહ, પચક.
**પચકલ્યાણ–ણી,** વિ૦પાચ શુભચિહ્ન હોય તેવુ.
**પચકાર,** પુ૦ વણકરનુ એક ઓજાર
**પંચકેશ,** પુ૦ મનુષ્યને પાચ જગાએ ઉગતા વાળ (માથુ મુછ, બે બગલ,દાઢી અને ગુહ્યેન્દ્રિય)
**પચગુણ,** પુ૦ શબ્દ, સ્પર્શ રૂપ, રસ, ને ગધ એ પાચ ગુણ [પચની કસોટી
**પંચકયાસ,** સ્ત્રી૦ પચાતનામુ, જાહેર પરીક્ષણ,
**પચકોણ,** વિ૦ પાચ ખુણાવાળુ
**પચકોશ,** પુ૦ (સ૦) દેહના જે પાચ પડદામા આત્મા રહ્યો છે તે, અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય, ને આનદમય એવા પાચ કોષ
**પચગવ્ય,** ન૦ (સ૦ પચ+ગવ્ય–ગાયનુ) ગાય થી ઉત્પન્ન થયેલા પાચવાના દુધ, દહિ, ઘી, મૂતર ને છાણ એ પાચ દેહશુદ્ધિ માટે વપરાય છે
**પચતત્વ,** ન૦ (સ૦) પૃથ્વી, પાણી, તેજ, વાયુ ને આકાશ એ પાચ મહાભૂત, જગતની ઉત્પત્તિના કારણરૂપ પાચ મુખ્ય બીજ તે [શાસ્ત્ર
**પચતત્ર,** ન૦ વિષ્ણુશર્મા રચિત એ નામનું નીતિ
**પચતિર્થ,** ન૦ પ્રયાગ, પુષ્કર, નૈમિષ, વિશ્રાતિ સૌકર એ પાચ તીર્થનો સમુદાય
**પચત્વ,**ન૦પાચપણુ.૨ મરણ,મૃત્યુ **પચત્વ** પામવુ –પાચ તત્વપણાને પામવુ ,મરી જવુ , ગુજરી જવુ
**પચપાત્ર,** ન૦ સન્ધ્યાદિક કર્મમા કામ લાગતુ પાણી ભરવાનુ ઉભા ઘાટનુ પવાલુ, એમા બો ળવાની વસ્તુને આચમની કહે છે
**પચપ્રાણ,** પુ૦ (સ૦) જે પાચ વાયુ પ્રાણીની જીદગીને જરૂરના છે તે પ્રાણ, અપાન, સમાન, ઉદાન, વ્યાન
**પચબાણ,** ન૦ (સ૦) પાચપ્રકારના જેના બાણ છે તે દેવ, કામદેવ, મદન ( કમળ, અશોક, આબાનો મોર, નવમલ્લિકા, ધેરા આસમાની ૨ ગતું કમળ ) [કેડ ઉપર ભમરો હોય તેવો ઘોડો
**પચભદ્ર,** પુ૦ કાળજુ, મો, પીઠ, પડખુ અને
**પચભાગ,** પુ૦ ભૂતયજ્ઞ ભાગ ઘરમાં રોજ થતા નાના દોષોના નિવારણાર્થે અપાતુ દાન, રસોઇ કરતા ચપટી ચપટી અન્ન કાઢી લઈ દાન તરીકે આપે છે તે [આકાશ, પચતત્વ
**પચભૂત,** પુ૦ પૃથ્વી, જળ, તેજ, વાયુ અને
**પચમ,** પુ૦ (સં૦) સપ્ત સ્વરમાનો પાચમો સ્વર તે ૨ વિ૦ પાચમુ [ને મૈથુન )નો સમુદાય
**પચમકાર,**પુ૦પાચ મકાર (મદ્ય માસ, મત્સ, મુદ્રા
**પચમાસી,** સ્ત્રી૦ગર્ભવતી સ્ત્રીના પહેલા ગર્ભના સબધી પાચમે માસે કરવામા આવતો સસ્કાર.
**પચલવણ,** ન૦ સૈંધવ, બિડ લવણ, સચળ, ટકણ અને સમુદ્રનું મીઠુ
**પચસુગધક,** પુ૦ કપુર, લવિંગ, કકોલ,જાયફળ, અને અગર એ પાચ ખુશબોદાર પદાર્થ
**પંચમી,** સ્ત્રી૦ (સ૦) પાચેમ ૨ પાંચમી વિભક્તિ ( વ્યાકરણમા )
**પચમુખી,** વિ૦ પાચ મો વાળુ, પચાનન.
**પચરગી,** વિ૦પાચ ૨ગનુ, પચરગી,૨ગ બેરગી ૨ મિશ્ર જાતિનુ સેળભેળિયુ, સકર ૩. આડુઅવળુ
**પચરત્ન,** ન૦ (સ૦) પાચરત્ન સોનુ, મોતી, હીરો માણેક ને પાનુ
**પચરસિયુ**,વિ૦પાચ અથવા વધારે રસનુ મિશ્રિત
**પચરાઉ,** વિ૦ મિશ્ર, બેચાર જાતનુ, સેળભેળિયુ ૨ છુટક વેચાતુ
**પચવટી,** સ્ત્રી૦ જ્યા પાચ રસ્તા મળતા હોય તેવુ ચકલુ ૨ ગોદાવરી નદી ઉપરનો એક પ્રદેશ.
**પચવાયકા,** સ્ત્રી૦ લોક મત, ગામગપાટો,અફવા
**પચરાશિ,** સ્ત્રી૦ પાચ પદ ઉપરથી છઠ્ઠુ પદ કાઢ વાની રીત, બેવડી ત્રિરાશીની રીત
**પચવક્ત્ર,** વિ૦ પાચ મોનું 'શિવ, હનુમાન,ઈ૦'
**પચાગ્નિ,** (સ૦)ચારપાસ ધુણી ને ઉપર સુર્યનો તાપ એવુ એક કઠિન વ્રત.
**પચાંગ,** ન૦ (સ૦) તિથિ, વાર, નક્ષત્ર, યોગ ને કરણ એ પાચ વાના જણાવનાર જે ગ્રથ–ટિપણ તે.
**પચાજીરી,** સ્ત્રી૦ ખસખસ, ટોપરૂ, આરોળી, અજમો ને ખાડ એ પાચનુ ચૂર્ણ.
**પચાણુ,** વિ૦ તેવુ ને પાચ, ૯૫
**પચાત,** સ્ત્રી૦ પાચ અથવા વધારે સભ્ય પુરૂષો

પાસે નિર્ણય—કે સલો કરાવવો તે,ભાંજગડ,ઊહાપોહ ૩ તકરાર,ખટપટ ૪ ફિકર,ચિંતા ૫ મુશ્કેલી; ગુંચવાડો
પંચાતખોર, વિ૦ ભાંજગડ કરનાર, ભાંજગડિયું. ૨. ચર્ચામાં માથું મારનાર—રસિયો
પંચાતનામું, ન૦ પંચાતનો ઠરાવ ૨ પંચાત કરવાની સત્તાનો લેખ
પંચાતિયું, વિ૦ તકરારી, ગુંચવણિયું, પંચાત થવી જોઇએ તેવું ૨ પંચાત કરનારૂ
પંચાતી, સ્ત્રી૦ તકરાર, ભાંજગડ ૨ પીડા; દુઃખ ૩ મુશ્કેલી. ૪ ભાંજગડિયો.
પંચાનન, પું૦ સિંહ ૨ પાંચ મુખવાળો દેવ, શિવ
પંચામૃત, ન૦ (સં૦) દહિં દુધ, ઘી, મધ ને ખાંડ, એ પાંચ અમૃતનું મિશ્રણ તે. એ પાંચેથી દેવને સ્નાન કરાવ્યા પછી એ નવાણનું આચમન તે
પંચામૃતયોગ, પું૦ ગળો, ગોખરૂ, મુશળી, મુંડિકા અને શતાવળ એ પાંચ ઔષધીનો યોગ
પંચાયત, સ્ત્રી૦ મંડળી, સભા, ૨. પંચાત, ભાંજગડ
પંચાયતન, ન૦ (સં૦) પાંચ દેવોનો સમુહ તે
પંચાવન, વિ૦ પચાસ ને પાંચ, ૫૫.
પંચાશી—ચ્યાશી, વિ૦ એંશી ને પાંચ, ૮૫
પંચાળ પું૦ ઠગ, લુચ્ચો
પંચિયું, ન૦ નાનું ધોતિયું (ઘરમાં પહેરવાનું)
પંચી, સ્ત્રી૦ મશ્કરી, મજાક. ૨ કાંટાની ચુની.
પંચીકરણ, ન૦(સં૦) આકાશાદિ પાંચ તત્વોનું દેહ આદિમાં જે પરસ્પર અનુકૂળ સંમિશ્રણ તે. ૨. પાંચ તત્વને એકઠા કરવા તે.
પંચીગર, પું૦ વિંટી,કાંટા વગેરેમાં ચુની—નગ બેસાડનાર, જડિયો.
પંચેંદ્રિય, સ્ત્રી૦ કાન, ચામડી, આંખ, જીભ અને નાક એ પાંચ ઇંદ્રિયો તે
પંચોતેર, વિ૦ સિતેરને પાંચ. ૭૫
પંજર, ન૦(સં૦) પિંજર, પાંજરૂં.
પંજાબી, વિ૦ પંજાબ દેશનું. ૨. કદાવર, મજબુત; ઊંચું અને કદાવર, પહેલવાન.
પંજીરી, સ્ત્રી૦ પંચાજીરી.
પંજેગોહ, પું૦ બગાડો; ફજેતો. ૨. જાહેર તોફાન.
પંજો—જો, પું૦(ફા૦)પાસા અથવા પાનામાં પાંચનો જે સમુદાય તે ૨ આંગળાં ને હથેળી એટલો કાંડાનો ભાગ ૩ સહીને ઠેકાણે હાથનો જે છાપો તે ૪ પશુઓના પગનો અવયવ. ૫. પકડ; કબજો. પંજામાં આવવું=સપડાવું, ફસાવું. પંજામા લેવું=કબજે લેવું, સપડાવવું; દાવમાં લેવું;
પંઝેટવું, ક્રિ૦ સ૦ નિભાવવું,સહન કરવું; વેઠવું.
પંઝેટી, સ્ત્રી૦ વાડમાંથી સુકો કચરો તાણી લેવાનું ખેડુતનું ઓજાર, દાતાળો; ઝાપટ, પંજેટી.
પટ, પું૦ ઘણા રંગના ખાના ચિત્રેલું પાટિયું અથવા કપડું ૨ નકશો. "ચિત્રપટ" ૩ સહી; નોંધ ૪. વસ્ત્ર, લુગડું ૫. પડદો. ૬ થર, પડ; ૭. નદીની પહોળાઈ ૮ (જમીનનો) ચીચરડો; સાકડોને લાંબો ચીરો. ૯ અસર રંગ; પાસ. ૧૦ છાપ, ચિહ્ન
પટ, વિ૦ ઘણું, વધારે, પડવાળું "દુપટ, ત્રિપટ"
પટ, અ૦ તરત, ઝટ ૨ નક્કી, ખચીત, જરૂર.
પટક, સ્ત્રી૦ પટકવું તે, ઝીંક; ઝાપટ; પતન.
પટકવું, ક્રિ૦ સ૦ ઉંચું કરી જોરથી નીચે નાખવું ૨. ધુતવું, ચીરવું; ફોસલાવવું, પટાવવું
પટકાવવું, ક્રિ૦ સ૦ પછડાય એમ કરાવવું, અફળાવવું ૨ હરી લેવું; ધુતવું [અફળાવું
પટકાવું, ક્રિ૦ અ૦ ધુતાવું, ઠગાવું ૨ પછડાવું,
પટકૂળ, ન૦ સુંદર કપડાં, પટોળું [કચ્છો.
પટકો, પું૦ લુગડાનો ટુકો કકડો; છોગલો ૨. કાછો;
પટંતર, પું૦ લુગડાનો પડદો, આંતરો; અંતરપટ ૨ અંતર, જુદાઈ પટંતરે=પરોક્ષે, આડકતરી રીતે.
પટંતરો, પું૦ આંતરો, પડદો. ૨ ભેદભાવ, ભેદદૃષ્ટિ.
પટપટ, અ૦ એક પછી એક પડતી ચીજનો આવાજ ૨ ચટપટ, ટપોટપ; ઝટપટ, ટપટપ.
પટપટ, સ્ત્રી૦ બડબડાટ; લવારો.
પટપટવું, ક્રિ૦ અ૦ બડબડ કર્યા કરવું; ગણગણવું.
પટપટારો, પું૦ નિરર્થક વાક્ચાતુરી ૨. લવારો, બડબડાટ, ગણગણ. ૩ પલકારો. [કરવું. (આંખ.)
પટપટાવવું, ક્રિ૦ સ૦ મચમચાવવું; ઉઘાડમીંચ
પટપટિયું, ન૦ લાકડાનું રમકડું. ૨. ટપટપિયું. ૩. વિ૦ લવરીખોર.

**પટપીત**, ન૦પીળુ વસ્ત્ર, પીળો વાગો, પીતાબર
**પટરાણી**,સ્ત્રી૦જેની સાથે રાજા પ્રથમ પરણ્યો હોય તે રાણી, મુખ્ય રાણી,માનીતી રાજપત્ની
**પટલ**, પુ૦ (સ૦) ટોળુ,જથો ૨ પડળ,આખમા વળતી છાયા ૩ પટેલ ૪ ઢાકણુ,આચ્છાદન
**પટલાઇ**,સ્ત્રી૦ પટેલાઇ, પટલની કામગીરી તે
**પટલાણી**, સ્ત્રી૦ પટેલની સ્ત્રી.
**પટવારી**, પુ૦ તલાટી ૨ મહેસુલ ઉઘરાવી આપનાર,જમીનની પાટ રાખી તેની મહેસુલ ભરનાર
**પટવાસ**,પુ૦ (સ૦) તણુ, રાવટી
**પટવો**, પુ૦ રેશમ ગુથવાનો ધધો કરનારો
**પટહ**, ન૦ (સ૦) ઢોલ, નગારૂ [લેનાર,
**પટાઉ**, વિ૦ પટાવનાર, ધૂર્ત્ત, પટાવી કામ કાઢી
**પટાકડી**, સ્ત્રી૦ ચપટી ૨ પિસ્તોલ, તમચો.
**પટાકો**, પુ૦ પટ, એવો થતો અવાજ ૨ ફટાકો. ૩ તમાચો, ધોલ, લપડાક
**પટાર**, પુ૦ ઘોડાનો તગ
**પટાટા**, પુ૦ (અં૦ પોટેટો) ગાગડી બટાટા
**પટાદાર**, વિ૦ પટા હોય તેવુ અટાપટાદાર,
**પટાદાર**,પુ૦ જેણે અમુક વર્ષની બાધણીથી કોઈ ચીજ રાખી હોય તે ૨ પટાવાળો સિપાઈ ૩ જમીનદાર, પાટોપાટ જમીન રાખી હોય તે, પાટીદાર [ટપટપ
**પટાપટ**, અ૦ ઝટઝટ, પટપટ, ઉપારા ઉપરી ૨
**પટાપટી**,સ્ત્રી૦ આમ તેમ મોટા નાના લિસોટા પાડેલા હોય તે ૨ બોલબોલા,ઝઘડો.
**પટાબાજ**, વિ૦ પટો ખેલનાર ૨ ઠગ, ખેલાડી, દાવપેચ જાણનાર
**પટામણી**, સ્ત્રી૦ ફોસલામણી, પટામણુ
**પટામણુ**, વિ૦ પટાવનાર, પટાવે તેવુ
**પટારો**, પુ૦ મોટી પેટી, પેટારો
**પટાવત**, સ્ત્રી૦ નાના નાના જમીનદાર, લશ્કરી મદદ આપવાની સરતે જમીન ભોગવનારા, રાજ્યમા ભાગ ને લાભ ધરાવનારાઓ
**પટાવવુ**, ક્રિ૦સ૦ સામાને મીઠુ લાગે તેવુ તજવીજથી સમજાવવુ, ભરમાવવુ, ફોસલાવવુ ૨ વહાવુ, છેતવુ, ઠગવુ

**પટાવાળો**,પુ૦સરકારી કે અમુક સસ્થાનો નોકર, ચપરાસી. [હોળેલા વાળ.
**પટિયા** ન૦ સારા દેખાવાને કપાળની બે બાજુએ
**પટી**, સ્ત્રી૦ લાકડા કાગળ ઇ૦ નો થોડો લાબો પહોળો કકડો તે, ચિંદરડી, ચીપ ૨ ખપોટી ૩ મલમવાળી કકડી, થીગડી.
**પટુ**,વિ૦(સ૦)પ્રવીણ, ચતુર, કસબી, ૨ ચચળ, ચાલાક ૩ ડાહ્યુ, શાણુ. ૪ સ્ફુટ
**પટુકાણી**, સ્ત્રી૦ ડાહપણની વાત ૨ પટપટારો
**પટુડાવેડા**, ન૦ ડહાપણવેડા, શાણપણ
**પટુત્વ**, ન૦ ચતુરાઇ, ડહાપણ, ચાલાકી
**પટેલ**, પુ૦ તલાટીની સાથે રહી ગામનો વહીવટ કરનારો, મુખી ૨ કોઇ પણ વર્ગનો અગ્રેસર, ૩ પાટીદાર મોટો જમીનદાર ખેડુત—કણબી.
**પટો**, પુ૦ લાબો પહોળો રગનો લીટો ૨ કમ્મરે બાધવાનો પટો, કમરબધ ૩ ખભે રાખવાની ચપરાસની પાટી ૩ કોઈ વહીવટ કરવાનો જે લેખ કરાર તે, સનદ, દસ્તાવેજ ૫ બચાવ માટે લાકડી અથવા તરવારને આમતેમ ફેરવવી તે, સામાને મારી પોતાનો બચાવ કરવો તે, એનો જે અભ્યાસ કરવો તે "પટો રમવો" ૬ મોટી પટી, થીગડી ૭ લુગડાનો ચિદરડો, લાબો પણ સાકડો કકડો ૮ બે ધારી તરવાર,ગુપ્તી
**પટોધર**, વિ૦ પટો ધરનારી,પટરાણી, 'આ રાવણની પટોધર નાર' [વારાફરતી, તરતને તરત.
**પટોપટ**, અ૦ ઝટપટ, પટપટ, સપાટાબધ. ૨
**પટોળ**, ન૦ એક જાતનો છોડવો અને તેના ફળ.
**પટોળુ** ન૦ એક તરેહનુ રેશમી કપડુ
**પટ્ટ**, અ૦ ઝટ, તરતજ, પટ ૨ વિ૦મોટુ, વડુ;
**પટ્ટણ-ન**, ન૦ (સ૦) શહેર, નગર ૨ પાટણ.
**પટ્ટાભિષેક**,પુ૦(સ૦) રાજા—અધિકારીને પોતાનો અધિકાર લેતી વેળા થતો સંસ્કાર—ક્રિયા તે.
**પટ્ટિકા**, સ્ત્રી૦ (સ૦) ચિદરડી ચીપ, પટી
**પટ્ઠો**, પુ૦ ખાઇ પીને અલમસ્ત બનેલો તે. ૨ વિ૦ કદાવર, મસ્ત, મજબુત. [રિવાજ;ચાલ.
**પઠગ**, પુ૦ સહસાસ, પરિચય. ૨ વગસગ ૩.
**પટ્ટી**, સ્ત્રી૦ પટી, પટવાળી પટી 'પાન પટી' ૨.

લાંબો કકડો—ચીરો. 'ફાડણપટ્ટી'
પટ્ટુ, પુ૦ ઓઢવા પહેરવાનુ ઊનનુ કપડુ, ધાબળો
પઠન, ન૦ પાઠ કરવુ તે ૨ વાચન
પઠનીય,વિ૦પાઠ્ય, ભણવા યોગ્ય
પઠણ, સ્ત્રી૦ પરઠવુ તે, સાટુ, બોલી,શરત;કરાર
પઠવું, ક્રિ૦ સ૦ શરત કરવી, પરઠવુ, બોલી કરવી
પઠાણ,પુ૦ (સં૦ પુષ્ટ) એક જાતના મુસલમાન
૨. મુસલમાનોમા એક અટક ૩ કાબુલનો વ- [તની ૪ વહાણની પીઠ
પુઠે, અ૦ પેઠે, માફક
પડ, ન૦ (સં૦ પટ) આખી વસ્તુના બે ભાગમાનો એક ભાગ. 'ધટીનું પડ' ૨ ગડી, કલી ૩ અસ્તર, ૪ થર, વણુ 'પૃથ્વીના પડ.' ૫ પડદો, આતરો ૬ દળ, પાતળુ આચ્છાદન, ફોતરૂ
પડખુ, ન૦ પાસુ બાજુ ૨ કોઈ પણ ચીજનો બાજુનો ભાગ.૩ પક્ષ તરફેણ, તડ ૪ સહાય,મદદ
પડખે, ન૦ પાસે, પડોશમા.
પડઘમ, સ્ત્રી૦ ડાડિયાથી વગાડવાનુ એક વાદ્ય
પડઘી, સ્ત્રી૦ કળશિયા વાડકા ઇ૦ વાસણના તળિયાની બેસણી ૨ લાડુની તળેનો પછાડવાથી દબાયેલો ભાગ.૩ ઘોડાનો જોરમા પગલા પડવાથી જે અવાજ નીકળે તે, ઘોડાના પગની તબડકી
પડઘો, પુ૦ પ્રતિ ઘોષ, પડછંદો, શબ્દનો ઘોર તે. પડઘો પડવો=ડંકો વગાડવો
પડછંગ, પુ૦ આકાર, ઓળો ૨ ભયકર,કદાવર
પડછંદ-દો, પુ૦ પડઘો, પ્રતિધ્વનિ ૨ પડછાયો, ઓળો. [પ્રતિરૂપ.
પડછાયો, પુ૦ પડેલો છાયડો, ઓળો,પ્રતિબિંબ,
પડછો, પુ૦ દૃષ્ટાત, દાખલો. ૨ મુકાબલો, સરખામણી. ૨ ઉચો ને સીધો માણસ
પડતર, વિ૦ વાવ્યા વગરની પડી રહેલી જમીન ૨ ન ખેડાય તેવી જમીન,ખરાબો. ૩ પડેલી કિંમત, મૂળ કિંમતનું, ૪ પડી રહેલુ, વગર વેચાયેલુ [કોથળી, પદ્દી.
પડતલી, સ્ત્રી૦ગડાકુ ભરવાની ચામડાની લાંબી
પડતાળવું, ક્રિ૦ સ૦ ખોદી નાખવુ, ફેરવી તળે ઉપર કરવુ; ૨ થીપવુ (પાના) ૩ અફાળવું. ઠીકવું ૪. સરખાવવુ મેળવવુ
પડતી, સ્ત્રી૦ નઠારી હાલત, ઉતરતી સ્થિતિ તે; નમતી,અપકર્ષ,નબળી દશા, અસ્ત; ઉત્તરાવસ્થા
પડતીદશા,સ્ત્રી૦નબળી હાલત,અવદશા,આપત્કાળ.
પડતીરાત, સ્ત્રી૦ મોડી રાત; ભાગીમત
પડતુ, વિ૦ નમતુ, ઢળતું, ૨ ખરતું ૩ ન૦ પડવુ ૨ ઝપલાવુ તે, આઘળિયા કરી ઘુસી જવુ
પડતો, પુ૦ પરતો, પડછો, બળ, શક્તિ.
પડથાર, પુ૦ ચોક–ઓટલો, પરથાર [અંતરપટ
પડદી, સ્ત્રી૦ ઇટથી ચણેલી ભિંત. ૨. આતરો;
પડદુ, ન૦ લુગડે બાધેલુ ઘાસ
પડદેનશીન,વિ૦પડદાનુ,ઓઝલવાળુ, પડદે રહેનાર
પડદેપોશ, વિ૦ (ફા૦) પડદાવાળુ, પડદે નશીન.
પડદો,પુ૦(ફા૦ પર્દહ) આડ, આતરો. ૨ સૂર્યનો તાપ, પાણી, અટકાવવાને ગાડી ઉપરનુ જે કપડુ તે છત્ર, ઢાકણુ ૩ કોઈની નજર ન પડે માટે જે વચમા રાખેલુ કપડુ તે, ચક, ટટ્ટી ૪ જે જે આડા વળગાડેલા તારને દાબવાથી જુદા જુદા અવાજ નીકળે તેમાનો એકેક 'સતારના પડદા' ૫ કાનની ચામડીના જે પડની મારફતે અવાજ મભળાય છે તે " કાનનો પડદો " ૬ ઓઝલ, જનાનો ૭ ઢાકણુ, આવરણુ, આચ્છાદન ૮ બુરખો, અવગુઠન ૯ આમડી, છાલનુ પડ ૧૦ લાજ, મલાજો. ૧૧.વિવેક, અદબ ૧૨ રહસ્ય, ગુહ્ય ૧૩ અતરપડ પડદા પાછળ હોવુ–ખબર ન પડે એવુ હોવુ, ગુપ્ત હોવુ. પડદામાં રાખવુ=છાનુ-છપુ રાખવુ, બેમાલૂમ રાખવુ પડદો ખોલવો -ફોડવો=ખુલાસાથી અતરની વાત કહેવી, મન ઠાલવવુ નિખાલસપણે વિચાર જણાવવા 'પ્રિયા વિના કયા પડદો હું ફોડુ' ૨ છાની વાત ઉઘાડી કરવી પડદો ફૂટી જવો–કપટ ખુલ્લુ થઈ જવુ પડદો રાખવો–છુપાવવુ ૨ શરમાવુ પડદો પડવો–ખેલ બધ થવો, પડદો ઉઘડવો–ગુહ્ય વાત જણાઈ આવવી ૨ (નાટકમા) ખેલ શરૂ થવો પડદો ઉઘાડો કરવો–પડદો ફોડવો; ગુહ્ય વાત કહી દેવી [વહીવટની પરપરા.
પડનાળ, સ્ત્રી૦ પાણી ઝીલી તે કાઢવાની નીક. ૨.
પડપ, સ્ત્રી૦ શરમ.

**પડપડવુ, ક્રિ૦ અ૦** ફડફડવુ, પડપડ એવો અવાજ થવો
**પડપડાટ, પુ૦** તડતડાટ ૨ ઝટપટ,સડસડાટ
**પડપડિયા, ન૦** પડપડ અવાજ સાથે ઝાડો થવો તે, ઝાડાના રોગથી દુ ખી થવુ તે
**પડપુ, વિ૦** દુબળુ અશક્ત
**પડપૂછ, સ્ત્રી૦** ફરીફરી પૂછવુ તે, પૂછપાછ, તપાસ
**પડબીડિયુ ,ન૦** લખેલો કાગળ બીડવાની કાગળની
**પડબીડો,પુ૦** બીડેલા કાગળનો લખોટો [ક્રાથળી
**પડભિતિયુ , ન૦**ભિતનો અદરનો સચ, બે ભિ તોની વચ્ચે રાખેલી જગા ૨ પુસ્તો, માદર
**પડવરસી, સ્ત્રી૦** બરદાસ, ચાકરી, પરોણાગત
**પરવાયો,પુ૦**ખાટલાના પાયા તળે મૂકવાનો લાકડાનો ગોળ ઘાટ ૨ જમવા બેસતી વખત પગને ટેકણુ આપવાનો લાકડાનો ઘાટ તે
**પડવાસ,પુ** પિછોડીથી પવન નાખવો તે,ખળામાના ફોતરા–ઢુણસાને ઉપણવાને પવન નાખવો તે
**પડવુ,ક્રિ૦અ૦**( સ ૦ પત્ )કોઇ ચીજનુ ઉચેથી જોરમા નીચે આવવુ, ખરવુ, ગરવુ ૨ ઉભુ હોય તે આડુ થવુ, વાકુ વળવુ ૩ ખપવુ, માર્યા જવુ "તે લડાઇમા પડયો " ૪ નરમ–ઓછુ થવુ, બધ થવુ "પવન પડી ગયો " ૫ ખસિયાણુ પડવુ, લેવાવુ 'તેનો ચહેરો પડી ગયો' ૬ ઘટી જવુ,'શેરનો ભાવ પડયો છે' ૭ દુર્દશામા આવવુ–અપમાન થવુ, દ્રવ્ય જવુ,શોભા રહિત થવુ ' પડયા ન ઉઠયા ભાઇ, રાજ મોટા મોટાઓ '। ૮ વચમા નડવુ, હરકત થવી " ૯ હોવુ, બનવુ " તમે શેઠ પડયા ને હું ચાકર " ૧૦. આળસુ રહેવુ, નકામુ બેસી રહેવુ ૧૧ કામમા ગુથાવુ, માથે લેવુ ૧૨ કયા વગર ન ચાલવુ, તાબે થવુ ૧૩ વરાડે–ફાળે આવવુ "એક શાલ તેને સો રૂપિયે પડી " ૧૪ છાયા રૂપ બનવુ, સ્વરૂપે દેખાવુ " ગમે તે કરો પણ ઢાળાસ તો પડશેજ " ૧૫ દૈવજોગે બનવુ આવી પડવુ, પ્રાપ્ત થવુ ' માથે પડી ભોગવવી ' ૧૬ ઝપલાવુ,નિર્ભયપણે ઝૂમવુ " તે મેદાન પડયો " ૧૭ ઉઠવુ, પ્રકટવી ' ફોટોગ્રાફ આબેહૂબ પડે છે "૧૮ પૂઠે લાગવુ ૧૯ દુર્દશામા આવવુ **સમજ પડવી**–સમજાવુ **ઉજડ પડવુ**–વેરાન થઈ જવુ. **ધાડ પડવી**–એકદમ એક સાથે ધસારો કરવો, ઉધટવુ **ખાતર પડવુ**–ચોરી થવી **રસ્તો પડવો**–નવો રસ્તો થવો. **ગળે પડવુ**–વગર હકે બાઝવુ, વળગવુ, આળ મૂકવુ **નામ પડવુ**–અમુક મલ એવુ નક્કી થવુ ૨ જેથી ચિઢાય તેવુ બીજુ નામ ચાલવુ, **ગળુ પડવુ**–ગળામાહેનો કાકડો ઢીલો થવો, તાળવુ બેસવુ **પડુ પડુ થઇ રહેવુ** પડવાની તૈયારી પર આવવુ , હમણા પડશે એવી ધાસ્તી થવી **ફીકુ પડવુ**–શરમ લાગવી **પડી ભાગવુ**–અત આવવો, ધબાયનમ થઈ જવુ **પડયા ઉપર પાટુ**–ખાતર ઉપર દિવેલ. **ખાસડા પડવા**–ઠપકો મળવો
**પડવૈયો, પુ૦** પડવાયો, પાયાનો ટેકો
**પડવો, પુ૦** પખવાડિયાનો પહેલો દહાડો
**પડસુદી, સ્ત્રી૦** મેદો
**પડળ, ન૦** આખમા આવેલી છારી, ઝાખ ૨ અતરપટ, અધારી **પડળ ઉતરવાં**=ભાન આવવુ
**પડા, પુ૦** હથેળી અને આગળાનુ નિશાન છાપો 'આજ આનદનો ઓચ્છવ, કકુ કેરા પડા પડયારે '
**પડાઇ, સ્ત્રી૦** પતગ (ઝાલાવાડ) [ મછવો
**પડાઉ, પુ૦** કિનારે ચાલતો માલ લઈ જવાનો
**પડાઉ,વિ૦**પડાવી લીધેલુ,હરામનુ ૨ ઠડુ,પડી રહેલુ
**પડાક, અ૦** ઝટ, એકદમ, ચટ લઇને
**પડાપડ–ડી, સ્ત્રી૦** ઉપરા ઉપરી પડવુ તે ૨. સરસાઈ, હોસાતુસી ૩ આપવા લેવાનો ધસારો
**પડાવ, પુ૦** મુકામ ૨ છાવણી
**પડાવવુ, ક્રિ૦ સ૦** પડાવી લેવુ , ખુચવી લેવુ
**પડાળ, ન૦** મોભની દરેક બાજુનો છાપરાનો ઢાળ
**પડાળી, સ્ત્રી૦** એક પડાળની છાપરી, અડાળી.
**પડિયુ , ન૦** પડ ( ઘટીનુ ) ૨ સાપ, પૈડવુ
**પડિયો, પુ૦** દડિયો, પાદડાની વાડકી
**પડિયાણ, વિ૦** પડતર, નહિ વાવેલુ તે
**પડી, સ્ત્રી૦** જેમા વસ્તુ બાધેલી હોય તે.
**પડીકુ , ન૦** અદર વસ્તુ મૂકી ઉપર કાગળ–પાદડુ વિટાળેલો હોય એવી નાની મોટી પડીકી, પુડી

પડીકે બંધાવું–તાણુ હોવી, આવી રહેવું
**પડીક્રમણુ**, ન૦ શ્રાવકો, સાંજ સવાર પાપ માફ થવા ઈશ્વર પાસે જે માફી માગે છે તે
**પડીકાર**, પુ૦ દાડી પીટનાર
**પડો**, પુ૦ ઉપલે છેડે અણી ને તળિયેથી ચપટું –ગોળ લાંબુ પડીકુ તે ૨ જુડો, ૩. (પટહ) ઢોલ, નગારૂં ૪ ઢંઢેરો 'નગર પડો વજડાવિયો'
**પડોપાંદડી**, સ્ત્રી૦ એક જાતનો સુગંધીદાર છોડવો અને તેના પાન. [રહેનાર ૩ નજીક, પાસે
**પડોસ**, પુ૦નજીકનો વસવાટ, પાસેનો વાસ ૨ નજીક
**પડોસણ**, સ્ત્રી૦ પાસે રહેનારી સ્ત્રી
**પડોસી**, વિ૦ ઘરની પડખે–પાસે રહેનાર ૨ એક મહેલ્લાનું, નજીક રહેનાર
**પઢ**, પુ૦ વડો ભીરૂ, આગેવાન
**પઢવુ**, ક્રિ૦ સ૦ ભણવુ, અભ્યાસ કરવો ૨ બોલવું, ઉચ્ચાર કરવો ૩. ગોખવુ, પાઠે કરવુ
**પઢેલું**, વિ૦ ભણેલું. **પઢેલ** પણ કઢેલ નહિ–ભણેલો પણ ગણેલો નહિ
**પણ**, ન૦ (સં૦) વચન, સોગન, પ્રતિજ્ઞા ૨ નીમ, ટેક, મમત "પરમેશ્વર ક્યાં પેઠા પણ, પણ રખાવજો રે' ૩ પ્રતિજ્ઞા, હોડ, સરત ૪ અ૦ વધ, ઘટ, વિરોધ બતાવનાર શબ્દ ૫ પરંતુ લેકીન, તોપણ, છતાં ૬ પણું અર્થ સૂચક પ્રત્યય 'બાળપણ'
**પણઘટ**, ન૦ પાણીનો ઘાટ, જ્યાં બૈરાં પાણી ભરવાને જાય છે તે. [ચીપ તે, મૌર્વી, ચાપ.
**પણછ**, સ્ત્રી૦ કામઠીના બે છેડા જોડનારી દોરી–
**પણતર**, ન૦ પરિણય, પરણેતર
**પણવ**, ન૦ તુરાઈ "મૃદંગ તાલ પ્રણવને વીણા, પટહ વેણુસ્વર તાનજી"
**પણી**, સ્ત્રી૦ (ભાજીની) ભારી, જુડી ['બાળપણુ.'
**પણુ**, અ૦ ગુણ, સ્થિતિ, દેખાડનાર પ્રત્યય
**પણે**, અ૦ ત્યાં, પેલે ઠેકાણે, તહિં [૨ પનો.
**પણો**, પુ૦ રેતી ને ધૂળ એ બેનો ભેગ તે, દડ,
**પંડ**, પુ૦ (સં૦ પિંડ) શરીર, જાત દેહ. 'પટ પહેરે નહી પંડપર' ૨. પાંડુરોગ, લોહીનું ફીકું થવું તે. ૩. માટી–કણકનો ઢીલો ગોળો, પેંડો. ૪ કણક ભાતના નાના નાના ગોળા. 'પંડ મૂકવો' પંડ સુધીની પથારી=મરતા સુધીની પથારી, આગળ પાછળની ચિંતા વગરની સ્થિતિ.
**પંડાણી**, સ્ત્રી૦ પંડયા–પંડિતની સ્ત્રી, ગોરાણી
**પંડિત**, પુ૦ (સં૦) શાસ્ત્રનું જ્ઞાન ધરાવનારો. ૨ વિદ્વાન, બુદ્ધિશાળી પુરૂષ [કુશળતા, ચતુરાઈ
**પંડિતતા**, સ્ત્રી૦ (સં૦) પંડિતાઈ, આવડત,
**પંડિતા**, સ્ત્રી૦ ભણેલી ગણેલી ચતુર સ્ત્રી, વિદુષી, [વિદ્વાન સ્ત્રી.
**પંડિતાઈ**, સ્ત્રી૦ પંડિતપણ, વિદ્વતા
**પંડુ**, વિ૦ ફીકું, પાંડુ ૨ ન૦ પંડરોગ
**પંડે**, અ૦ જાતે, પોતેજ, ખુદ
**પંડેપંડ**, અ૦ જાતોજાત, પોતેજ ૨ આપોઆપ.
**પંડોળુ**, ન૦ (સં૦ પટોલ) એક જાતનું ભુરૂં સાપ જેવું લાંબુ ફળ એનું શાક થાય છે
**પંડયો**, પુ૦ પંડિત, પુરોહિત, ગોર ૨ ગામડી નિશાળનો મહેતાજી
**પણ્ય**, વિ૦ વેચાઉ, બજારૂ **પણ્ય** સ્ત્રી–વેશ્યા.
**પત**, સ્ત્રી૦ (સં૦ પ્રતીતિ) આબરૂ, પણ, ટેક ૨ સાખ, ધીર ૩ પતીજ, વિશ્વાસ, ૪ પંડરોગ, ગળત, કોઢ [માનવું, ગાંઠવું
**પત કરવુ**, ક્રિ૦ સ૦ માન રાખવું, ગણકારવું
**પતંગ**, પુ૦ (સં૦) એક જાતનું સુંદર મોટી પાંખવાળું જીવડું પતંગિયું ૨ કનકવો ૩ એક જાતનું લાકડું, જેનું ગલાલ થાય છે તે અથવા તેનો રંગ ૪ સૂરજ ૫. પંખી ૬ તીતીઘોડો, તીડ
**પતંગિયું**, ન૦ સુંદર પાંખોવાળું એક જીવડું, ફુંદું
**પતંજલિ**, પુ૦ યોગશાસ્ત્ર કરનાર તે નામનો એક ઋષિ ૨ પાણિનિ વિરચિત અષ્ટાધ્યાયી સૂત્ર ઉપર મહાભાષ્ય કરનાર મુનિ.
**પતજડી**, સ્ત્રી૦ પાનખર ઋતુ
**પતન**, ન૦ (સં૦) પડવું તે, પાત, ગ્રહના અક્ષાંસ
**પતરડી**, સ્ત્રી૦ પત, આબરૂ, પત્તર [પાનના ભજિયાં
**પતરવેલિયાં**, ન૦ અળવીના પાન ૨. પાતરાં,
**પતરાજ**, સ્ત્રી૦ શેખી, ફુલ, બડાઈ
**પતરાજી**, સ્ત્રી૦ ખોટી બડાઈ હુંપદ, ગર્વ, શેખી, ફુલ્લ.
**પતરાજખોર**, વિ૦ બડાઈખોર, ફુલણજી, ડોળી;
**પતરાવળ**, સ્ત્રી૦ પતરાળાની હાર, પતરાળું
**પતરાવળી**, સ્ત્રી૦ પતરાળી [ભાણું; પીરસણ.

**પતરાળી,** સ્ત્રી૦ પતરાળાની હાર ૨ પતરાળુ,
**પતરી,** સ્ત્રી૦પાતળી ફોતરી-છોલ ૨ નાનુ પતરૂ
**પતરૂ,** ન૦ ( પત્ર ) ધાતુને ટીપી બનાવેલો પાતળો ઘાટ ૨ મોટી કથરોટ, છાછર, તાસ
**પતવવુ,** ક્રિ૦ અ૦ માગતુ આપવુ, ચુકવવુ,સમજુતી કરવી [આવવો, ભરપાઇ થવુ
**પતવુ,** ક્રિ૦અ૦ સમાધાન થવુ,તોડ આવવો,અત
**પતળવુ,**ક્રિ૦અ૦ ગુસ્સે થવુ ૨ ફરી જવુ, પલટાવુ, વચન તોડવુ ૩.પલળવુ,નરમ થવુ,ગળવુ, પિંગળવુ
**પતાકા,** સ્ત્રી૦ (સ૦) નિશાન, ધ્વજા, વાવટો,નેજો
**પતાકડુ,**ન૦પત્તુ,કાગળનો કકડો ૨ કાગળ, ચીઠ્ઠી
**પતાવવુ,**ક્રિ૦સ૦સમાધાન કરવુ,માડીવાળવુ,ટુકાવવુ, સતોખવુ
**પતાસા-સુ,** ન૦ ગોળ ચપટા ઘાટની મિઠાઇ
**પતાળ,** ન૦ પાતાળ, જુઓ [શેઠ, રાજા
**પતિ,** પુ૦ (સ૦ ધણી, વર, કથ ૨ માલીક,
**પતિત,**વિ૦(સ૦)પડેલુ ૨ નીકળી ગયેલુ ૩ નીતિભ્રષ્ટ,વઠેલ ૪ પાપી, દુષ્ટ [નાર, ઉદ્ધારનાર
**પતિતપાવન,** વિ૦ પતિતને પવિત્ર કરનાર,તાર
**પતિપરાયણ,** વિ૦ ધણી ઉપરજ પ્રેમ ધરાવનાર
**પતિયાર,** પુ૦વિશ્વાસ, પતીજ ૨ શ્રદ્ધા દૃઢ ભાવ
**પતિરા,** ન૦ ધોળાં નાના બકરા, ધોળા લવારા
**પતિવ્રત,** ન૦ પતિભક્તિ તે, શિયળ,સતીપણુ.
**પતિવ્રતા,** સ્ત્રી૦ (સ૦) સાધવી સ્ત્રી, સતી
**પતીજ,** સ્ત્રી૦ (સ૦) પ્રતીતિ, ખાતરી, ભરોસો ૨ શ્રદ્ધા ૩ સાખ, આબરૂ
**પતુણો,** વિ૦ પોણુ,પૂણુ (સંકેતાર્થ)
**પતેલી-લુ,** સ્ત્રી૦ ન૦ તપેલી,તપેલુ,ટોપ
**પત્તન,**ન૦ શહેર,નગર
**પત્તર,** સ્ત્રી૦પત, આબરૂ ૨ વાસણ,પાત્ર ૩ તોનડી, શકોરૂ, ભિક્ષા પાત્ર. **પત્તર** રગડી નાખવી=ધમધમાવવુ, ધૂળ કાઢી નાખવી ૨ થકવવુ,કાયર કરવુ
**પત્તરવડિયા,** ન૦ અળવીના ભજિયા
**પત્તુ,** ન૦ પાદડુ ૨ રમવાનુ પાનુ ૩ લખેલો કાગળ, કાર્ડ [ખબર, ભાળ, શોધ
**પત્તો,** પુ૦ ઠામઠેકાણુ નામનિશાન, સરનામુ ૨
**પત્થર,** પુ૦ (સં૦પ્રસ્તર)પથરો,પહાણો, ૪ ટાળો
**પત્ની,** સ્ત્રી૦ (સ૦) વહુ સ્ત્રી, ભાર્યા.
**પત્ર,** પુ૦ (સ૦) કોઈને લખેલો કાગળ, પત્રિકા. ચીઠી ૨ લેખ 'માનપત્ર.'
**પત્ર,** ન૦ પાદડુ, પાન ૨ ધાતુનુ પાતળુ પતરૂ, પાનુ. ૩ પાતરી છાલ 'ભોજપત્ર' ૪ છાપુ.
**પત્રક,** પુ૦ (સ૦) પાનુ ૨ એક આખો કાગળ ૩. હિસાબનો કાગળ, ટીપ-યાદીનો કાગળ
**પત્રકાર,** પુ૦ વર્તમાન પત્રનો માલિક
**પત્રાધિપતિ,** પુ૦અખબારનો માલિક,ન્યુસ કાઢનાર
**પત્રાળી,** સ્ત્રી૦ બાજ,પતરાવળી,ભાણુ.
**પત્રિકા,** સ્ત્રી૦ (સ૦) ચીઠ્ઠી,રૂક્કો.૨ જન્મપત્રિકા
**પત્રી,**સ્ત્રી૦ પતરી, ખપોટી ૨ પત્રિકા
**પથ,** ન૦ માર્ગ, રસ્તો
**પથરણુ,** ન૦ પાથરણુ, જાજમ, સેતરજી,પાથરવાનુ તે ૨ મરણ પામેલાનો શોક દર્શાવવા આવનાર માટે બેસવાનુ પાથરણુ તે,શોક સમય
**પથરાવુ,** ક્રિ૦અ૦કોઈ વસ્તુનુ વિસ્તારથી ફેલાવુ, પ્રસરવુ (પાણી વગેરેનુ) ૨ વિખેરાવુ, છુટુ છુટુ પડી જવુ, વ્યાપવુ ફરી વળવુ
**પથરી** સ્ત્રી૦ નાનો પત્થર, કાકરી ૨ જે કાચા પત્થરના કકડા ઉપર હજામ અસ્ત્રો ઘસે છે તે, સલાડી ૩ મૂત્રપિંડમા બધાતો ક્ષાર વગેરેનો ગઠ્ઠો તે ૪ ચકમકનો કકડો ૫ રમવાનો ગોળ લખોટો
**પથરો,**ન૦ પાષાણુ,પહાણો, મટોડી-ધાતુનો બાઝી ગયેલો કઠણ કકડો ૨ ચચળતા વગરનો પુરૂષ, ટાઢો, ધીમો ૩ જડ વસ્તુ ૪ અડચણ,હરકત,વાંધો "તેણે વચમા પથરો નાખ્યો" ૫ કાઇ નહિ,ધૂળ (એવા અર્થમા) **પથરો** નાખવો-વાંધો નાખવો, ફડચો થઇ શકે નહિ એવી આડ નાખવી,આડખીલી નાખવી.
**પથાણુ,** ન૦ પથરણુ, જુઓ [ખીલી નાખવી.
**પથાર,** ન૦ પથારો, જુઓ
**પથારી,** સ્ત્રી૦બિછાનુ બિસ્તરો, સાથરો, સેજ ૨ મુકામ,પડાવ,ધામા ૩ માદગી, મદવાડ **પથારી** સેવવી-માદગીને લીધે ન ઉઠાવુ, ખાટલે પડવુ. **પથારીએ** પડવુ=પથારીવશ થવુ,નઠારા કાર્યના ફળ ભોગવવા
**પથારો,** ન૦ કોઇ પણ વસ્તુનો મોટો વિસ્તાર, પ્રસાર, ફેલાવો ૨ મોટી પથારી, સાથરો.
**પથિક-થી** ન૦ (સ૦) વટેમાર્ગુ,પ્રવાસી,મુસાફર.

પથિરો, પુ૦ફેલાવો, ઢગ ૨ વિષય, બાબત,પદાર્થ
પત્થર, ન૦ પથરો, પાષાણ પત્થર એટલા દેવ કરવા–શ્રદ્ધાથી જ્યા ત્યા દેવને પ્રસન્ન કરવા ફરવુ, ભૂલા ભમવુ, સઘળા યત્ન અજમાવી જાવા,બને તેટલુ કરવુ પત્થર ખેચવો–મહા મુશીબતે ઘર ચલાવવુ, ઘટી તાણવી પત્થરની છાતી–કઠણ છાતી પત્થરનો ભમરડો–મૂઢ,જડસો, ૯, કઇજ ભણેલુ નહિ તેવુ બોલે નહિ પણ ટકટક જોયા કરે તેવુ આવ પત્થરા પગ પર–હાથે કરી દુખ વહોરી લેવુ પત્થર કરતા ઇટ કુળી–ન મામા કરતા કહાણા મામા સારા, કઇક સારૂં
પત્થરિયો, ન૦ પત્થરનો વાડકો [પહરેજી, કચરી
પથ્ય, ન૦(સ૦) ખાવા પીવાની ઘટતી તજવીજ,
પદ, ન૦ (સ૦)પગ,ચરણ, પાય ૨ પગનુ ચિહ્ન, પગલુ ૩. પદ્વી, દરજ્જો ૪ જગા, સ્થળ,ઠેકાણુ ૫ વ્યજનમા સ્વરો ભળવાથી જે અક્ષરો થાય છે તે, બારાખડી "કકા કિકી કુકૂ" ૬ શબ્દના અવયવમાનો એકાદો ભાગ તે ૮ મરનારની પાછળ થાળી વાડકો, પચ ભાગ વગેરેનુ જે દાન આપે છે તે. ૯ કવિતાનો એક ભેદ, ભજન. પદ ઘણી તરેહના હોય છે ૧૦ શ્લોક અથવા વૃત્તનો ચોથો ભાગ, ચરણ,પાદ,ટુક,કડી ૧૧ (ગણિતમા)શ્રેઢીના સંખ્યા અંકો અથવા એમાનુ એક. ૧૨ વર્ગ અથવા ઘનનુ જે મૂળ તે
પદક, ન૦ (સ૦) પગલુ, લોલક, ચોકી ૨ ચાદ
પદચ્છેદ, પુ૦ (સ૦)વાક્યમાં કર્ત્તા, કર્મ, ક્રિયાપદ, અવ્યય, વિશેષણ વગેરેને જુદા પાડી બતાવવુ તે, વ્યાકરણ કરવુ તે [કાઢેલુ, પદભ્રષ્ટ.
પદચ્યુત, વિ૦ (સ૦) અધિકાર–પદ્વી ઉપરથી
પદડી,સ્ત્રી૦ ગડાકુ રાખવાની ચામડાની કોથળી
પદપકજ, ન૦ (સ૦)ચરણકમળ,પગરૂપી કમળ
પદબંધ, પુ૦ ન૦ (સ૦) પદરચના, કાવ્ય
પદભ્રષ્ટ, વિ૦ (સ૦)પદચ્યુત, અધિકાર ઉપરથી
પદમ, ન૦ પદ્મ, જુઓ. [ઉતરેલુ તે
પદમણી, સ્ત્રી૦ પદ્મિની, જુઓ.
પદર, ન૦ (સ૦ પલ્લવ) લુગડાનો છેડો,પાલવ ૨ સ્ત્રી૦ગાંઠ પદરનું=ગાઠનુ,પોતાનું ૩. આશરો, શરણ; આશ્રય.

પદરખાનું, ન૦ ભઠિયારખાનુ,રસોડુ,વીશી.
પદરજ, સ્ત્રી૦ (સ૦) ચરણરજ; પદરેણું
પદરેણુ, ન૦ પદરજ
પદલાલિત્ય, ન૦ (સ૦) કાનને મધુર લાગે તેવી સુદર શબ્દ રચના, મધુર લાગે તેવો સ્વરાનુક્રમ.
પદવી–વ્હી,સ્ત્રી૦ (સ૦)માનવાળી જગા,દરજ્જો, પાયરી હોદ્દો. ૨ મર્તબો, પ્રતિષ્ઠા. ૩ ઈલકાબ.
પદાતી, પુ૦ પાળો,પગવાળો સૈનિક ૨ પાયદળ સૈન્ય ૩ પેદળ, પગે ચાલનાર.
પદારથ–ર્થ, પુ૦ દુનિયાની કોઇ પણ વસ્તુ, ચીજ. (જડ અથવા ચેતન)૨ સાર,વાક્યાર્થ.૩ ખાવાની ચીજ વાની ૪ સોનુ રૂપુ હીરો વગેરે જે ધાતુ તે.
પદાર્થવિજ્ઞાન, ન૦ (સ૦) પદાર્થના ગુણ ધર્મની શિક્ષા આપતુ જે શાસ્ત્ર તે
પદાવવુ, ક્રિ૦ સ૦ પાદે તેમ કરવુ ૨ ધાસ્તી–ધમકીથી ગભરાવી નાખવુ, દમ દઇ બીવરાવવુ.
પદી, વિ૦ (સ૦) જેમા પદ હોય તેવુ
પદુ,ન૦કામ–ધધો (પણુ ના અર્થમા) "ગોરપદુ."
પદેડવુ, ક્રિ૦સ૦ તગેડવુ, દોડાવવુ. [રગદોળવુ.
પદોડવુ, ક્રિ૦ સ૦ બગડી જાય તેમ વાપરવુ,
પદ્ધતિ, સ્ત્રી૦ (સ૦) કામ કરવાની રીત, ધાટી, ઢબ. ૨ વિધિ, તરેહ ૩ શ્રેણિ, ધોરણ,ગોઠવણ, રસ્તો–માર્ગ ૪ પક્તિ,ક્રમ, ઓળ, હાર
પદ્મ, ન૦ (સ૦) રાતુ કમળ ફૂલ. ૨. સો કરોડ અજબ જેટલી જે સખ્યા તે ૨ અંગુઠો–આગળીઓના ટેરવા ઉપર જે રેષા ચિહ્ન તે ૪ એક જાતનો સેનાવ્યૂહ.૫ શરીરમા રહેલુ નાડી ચક્ર ૬.સ્થાન, જગા "પદ્માસન" ૭. એ નામનો રતિબંધ. ૮. કુબેરના નવભડારમાંનો એક.
પદ્મરાગ, ન૦ (સ૦) માણેક [(ધન સૂચક.)
પદ્મરેખા, સ્ત્રી૦ હથેળીમા કમળના જેવી રેખા તે.
પદ્માસન,ન૦(સ૦)૮૪ આસનમાનું એક આસન, ૨ બેસવાની એક રીત ૩ જોગનુ એક આસન.૪ ભોગનુ એક આસન
પદ્મિની, સ્ત્રી૦ (સ૦) શૃગાર શાસ્ત્રમા ચિત્રિણી *બ૦ ચાર પ્રકારની સ્ત્રી વર્ણવી છે તેમાની એક. રૂપ, રગ નાજુકાઇ સુઘડતા વિવેક ચાતુરી વગે-

રેથી પહેલા વર્ગમા મૂકવા જેવી જે સ્ત્રી તે ૨ ઘણી સુદર સ્ત્રી ૩ રાતા કમળની વેલ
**પદ્મ, ન૦** (સ૦) કવિતા રચના, કાવ્ય, ગાયન
**પધરામણી, સ્ત્રી૦** પધરાવવુ તે ૨ મહાન્ પુરુષોને આમત્રણ કરવુ તે ૩ વદાયગીરી
**પધરાવવુ, ક્રિ૦ સ૦** માનભેર તેડી લાવી બે સાડવુ, ભક્તિભાવથી તેડી લાવી માન આપવુ ૨ પ્રતિષ્ઠા કરવી ૩ માનથી વદાય કરવુ. વળાવવુ ૩ ન ખપતો માલ માથે મારવો, ઓરાડવુ
**પધારવું, ક્રિ૦ અ૦** માન સાથે આવવુ-આવી બેસવુ ૨ માન માથે વિદાય થવુ
**પનઘટ, ન૦** પણઘટ, જળાશયનો કિનારો
**પનડો, ન૦** સ્ત્રીઓના કાનનુ ઘરેણુ
**પનાદાર, વિ૦** (ફા૦) પહોળાઈવાળુ
**પનારો, ન૦** મૈત્રી, ભાઈબિધી, પિછાન, પરિચય
**પનાહ, સ્ત્રી૦** (ફા૦) સરક્ષણ, આશ્રરો, ઓથ ૨ દેખરેખ, સભાળ
**પનિયાં, ન૦** ખાસડા, જોડા જુતિયા, પીંજાર
**પનિહાર-ણ, સ્ત્રી૦** પાણિયારી, પાણી ભરનારી સ્ત્રી
**પનીર, ન૦** દૂધમા સરકો કે તેજાબ નાખી આખરી બનાવેલું દહિ
**પનું, ન૦** ગોળ ને આમલી, અથવા કાચી કેરીનો મસાલા સાથે ઉકાળેલો ખિચડી સાથે ખાવામા આવતો પદાર્થ, કેરીનુ બાફણુ
**પનો, ન૦** (ફા૦) લુગડાની પહોળાઇ, પહોળાપણુ
**પનોતી, સ્ત્રી૦** શનિ કે રાહુની દશા ૨ પડતી દશા. ૩ ભાગ્યશાળી, સુભાગી ૪ જેનુ એક પણ છોકરૂ ગરી ગયુ નથી તેવી સ્ત્રી 'પનોતીએ પહેર્યા સોળ શણગાર' **પિયર પનોતી**-બહોળા કુટુબવાળા પિયેરની અને પિયેરવખુ
**પનોતુ, વિ૦** સુભાગી, ભાગ્યશાળી, બહોળા કુટુબનુ
**પનોળી, સ્ત્રી૦** મગની દાળને પલાળી, વાટી વરાળથી કરેલો પદાર્થ, ઢોકળા
**પંતિયાળુ, ન૦** ઘણા જણનુ સહિયારૂ, જેમા ઘણાની પાતી-ભાગ હોય તેવુ ધધાનુ ચાલતુ કામ તે, ભાગિયા ભાગનું કામ તે [ભાગિયો
**પંતિયાળો, ન૦** ભાગીદારીનુ જે તે, પાતી હોય તે,
**પથ, ન૦** [સ૦] રસ્તો, માર્ગ, વાટ. ૨. ધર્મ, માર્ગ, સપ્રદાય ૩ અભિપ્રાય, વલણ, માર્ગ, વર્ત્તવાની રીત 'તેનો પથ વળી ન્યારોજ છે'
**પથ, વિ૦** પ્રથમ, પહેલુ, શરૂઆતનુ 'પથવર'
**પથી, ન૦** પથનુ, મતનુ નાનક પથી" ૨
**પદર, વિ૦** પાચ ને દશ, ૧૫ [પ્રવાસી, વટેમાર્ગુ
**પન્નગ, ન૦** સાપ, અહિ ભૂજગ વ્યાલ, ભોગી
**પન્નાળિકા, સ્ત્રી૦** પરનાલિકા ૨ સિરસ્તો
**પપનસ-પાઉ, ન૦** લિબુની જાતનુ એક ફળ
**પપેટી, સ્ત્રી૦** પારસી નવા વષનો પહેલો દહાડો
**પપૈયો, ન૦** બપૈયો, ચાતક ૨ પાણીનો ફોલ્લો, ફફોલો ૩ સીતારના મધ્યનો પાતળો તાર તે, ખીટી
**પપ્પો, પુ૦** પકાર ૨ પાટીદાર, કણબી [૪ પપૈયુ
**પબેડો, પુ૦** પવાડો, રાસડો
**પબલિક, વિ૦** (અ૦) જાહેર ૨ **સ્ત્રી૦** વેશ્યા.
**પમરવુ, ક્રિ૦ અ૦** પ્રસરવુ, ફેલાવુ ૨ સોઢવુ ગધાવુ [પહોચાડવુ
**પમાડવુ, ક્રિ૦ સ૦** કાઇ કઇ પામે તેમ કરવુ,
**પપોયો, ન૦** ઇટનો કકડો, ઇટાળો
**પપાળવુ, ક્રિ૦ સ૦** શરીર ઉપર ધીમે હાથે સુવાળુ લાગે તેમ ઘસવુ, હાથ ફેરવવો ૨ હેત કરવુ, લાડ લડાવવુ ૩ છાવરવુ, ઢાકવુ, ખોટુ લાગવા ન દેવુ
**પપોળવુ, ક્રિ૦ અ૦** ફાફા મારવા, ફફોસવુ.
**પય, ન૦** (સ૦) પાણી ૨ દૂધ [ઓલાણુ, ઉરૂ
**પયુ, ન૦** બળદને કોશ ખેચી ચાલવાની જગા,
**પયોધર, ન૦** (સ૦) દરિયો, સાગર ૨ મેઘ, વરસાદ ૩ સ્તન, થાન, આગળ.
**પયોધિ-નિધિ, ન૦** (સ૦) દરિયો, સમુદ્ર
**પર, વિ૦** (સ૦) બીજુ, અન્ય, અવર, ભિન્ન ૨ પારકુ. પરાયુ ૩ ઉત્તમ, શ્રેષ્ઠ
**પર, અ૦** આઘે, દૂર, ઉપરાત ૨ કેવળ ૩ અવળુ, ઉલટુ ૪ ઉપર 'પાટપર બેસો'
**પર, ન૦** (ફા૦) પીછ, પીછુ **પર મૂકવાં**-પિછા ફૂટવા ૨ હદ વગરનુ પરાક્રમ કરવુ ૩ શક્તિ,
**પરઈ, સ્ત્રી૦** ખાયણીનો દસ્તો, પરાઇ [હોસ, ગરૂરી.
**પરઇ, વિ૦** (પરાયુ) પારકી, બીજાની.
**પરકમણા-મા, સ્ત્રી૦** (સ૦) **ચક્કર, પ્રદક્ષિણા.**

પરકમણુ, ન૦ પ્રદક્ષિણા પરકમા
પરકર, ન૦ (પરિકર) સ્ત્રીનો કદોરો કમરપટો
પરકાયપ્રવેશ,ન૦ જીવે બીજા ખોળિયામા પ્રવેશ
પરક્રિય, વિ૦પારકુ, પરાયુ, બીજાનુ [કરવો તે
પરકીયા, સ્ત્રી૦ (સ૦) પરસ્ત્રી, પારકાની સ્ત્રી
રસશાસ્ત્રમા સ્વકીયા, પરકીયા,સામાન્યા એમ ત્રણ
પરખ, સ્ત્રી૦ પરીક્ષા પારખ [નાયિકા ભેદ છે
પરખવુ,ક્રિ૦પારખવુ, પરીક્ષા કરવી [આડુ લાકડુ
પરખાણુ,ન૦વહાણના કુવા ઉપરનુ સઢ બાધવાનુ
પરખાવવું,ક્રિ૦સ૦ તપાસરાવવુ, પરીક્ષા કરાવવી
૨ દતવુ, આપવુ [સમજાવુ, પરીક્ષા થવી
પરખાવું, ક્રિ૦ અ૦ જાહેર થવુ, ઓળખાવુ ૨
પરખિયો, ન૦ પારખનાર, પારેખ
પરગજુ,વિ૦પારકાની ગરજ સારનાર, પરોપકારી,
ઉદાર, પોતાનો લાભ ન જોતા બીજાનુ ભલુ કરનાર
પરગણુ, ન૦(ફા૦)એક રાજ્યનો નાનો વિભાગ.
પરગમન, ન૦ (સ૦) જારકર્મ, છીનાળુ ,વ્યભિચાર
પરગામ, ન૦ બીજે ગામ, વિદેશ, બહારગામ
પરઘર, ન૦ બીજે ઘેર, પરગૃહ
પરચુટણ-રણ, વિ૦ (સં૦ પ્રચૂર્ણ) જુદુ જુદુ,
છુટક ૨ ખુરદો સિક્કાનુ હલકુ ચલણી નાણુ તે
પરચો-છો,પુ૦ચમત્કાર,પરતો. ૨ શક્તિનો દેખાડો
પરછદ-દો, પુ૦ પડઘો, પ્રતિધ્વનિ
પરજ, પુ૦ એક રાગ, રાજિયો, પરજિયો
પરજ,સ્ત્રી૦ પહાડી લોકની એક જાત, 'કાળી પરજ'
પરજ, પુ૦ હાથના રક્ષણ માટે તરવારની મુઠ
આગળનો ટોપલી જેવો જે ભાગ તે, ઢાલની
મુઠ-પકડ
પરજક,પુ૦ (સ૦) પર્યંક, સુવાનો ખાટલો, પલગ.
પરજળવુ,ક્રિ૦અ૦બળવુ, સળગવુ ૨ દુખ થવુ,
લાગણી થવી, ચરચરવુ ૩ પ્રસરવુ 'દવા પરજળવી'
પરજાન, સ્ત્રી૦ વરઘોડો, જાન "જોજન એક
પરજાન વળાવી, મદન મહેતો આવ્યા જી"
પરજાપત, પુ૦ પ્રજાપતિ ૨ ઓઝો, કુભાર
પરજાળવું, ક્રિ૦ અ૦ ભડકો કરવો, બાળવુ,
પરજિયો, પુ૦ પરજ, રાજિયો [સળગાવવુ
પરઠણ, સ્ત્રી૦ કરાર, સાટુ, બોલી

પરઠવુ, ક્રિ૦ સ૦ પઠવુ, નક્કી કરવુ, ઠરાવવુ. ૨.
હોડ વદવી, સરત બકવી ૩ સાટુ કરવુ, કરાર
કરવો. ૪ જવુ, વદાય થવુ, પ્રયાણ કરવુ 'તરુણી
તારે આશરે, પરઠુ હુ પરદેશ.'
પરઠો, પુ૦ કરાર, સરત, ઠરાવ
પરડ, અ૦ એવો થતો અવાજ (પેટનો વા છુટતા)
પરડ, સ્ત્રી૦ મુસ્કેલી, પંચાત, પીડા; લમણાઝીક,
પરડુ, ન૦ પેડુ, ચાક [માથાફોડ.
પરડો, પુ૦ બાવળની શિગ.
પરણ, ન૦ પરણવુ તે, લગ્ન ૨ પાદડુ, પાન
પરણવું, ક્રિ૦ સ૦ (સ૦ પરિણય) સસારનો
લાવો લેવાને સ્ત્રી પુરૂષે શાસ્ત્ર વિધિ પ્રમાણે
પરસ્પર સબધ કરવો, લગ્ન કરવુ, લગ્નથી
જોડાવુ ૨ સરતથી બધાવુ પરણ્યા પહેલી
અધરણી=સુવા પહેલા પોક. પરણે તેના ગીત=
વખત પ્રમાણે વર્તવુ
પરણીયુ, ન૦ ચપણિયુ, મોટુ શકોરૂ
પરણાવવુ,ક્રિ૦સ૦છોકરી-છોકરો પરણે તેમ કરવુ,
વિવાહ કરવો. ૨ વધારવાને પાણી રેડવુ 'દાળને
પરણાવી' ૩ છેતરીને આપી દેવુ, ગળે ઘાલવુ
પરણિયત,વિ૦પરણેલુ, લગ્નથી જોડાયલુ ૨.પતિ.
પરણેત, ન૦ લગ્ન "સાસરે પહેલા પરણેતનો,
જાણે સઘળો મર્મ"-શામળ.
પરણેતર, ન૦ પરણત ૨ લગ્નવિધિ
પરતત્ર, વિ૦ (સ૦) બીજાના તાબામા હોય
તેવુ, પરાધીન, પરવશ, તાબેદાર
પરત, અ૦ (સ૦) પાછુ.
પરતક્ષ, વિ૦ પ્રત્યક્ષ, હાજરાહજુર
પરતવુ, ક્રિ૦ સ૦ ખૂબ ઝીણુ વાટવુ, ઘુટવુ;
લસોટવુ, ખરલ કરવુ
પરતી, સ્ત્રી૦ નાની ફાળકી, ફીરકી [વિશ્વાસ.
પરતીત,સ્ત્રી૦પ્રતીતિ,પતીજ, ખાતરી ૨ ભરોસો,
પરતો, પુ૦ (પ્રતાપ) હજુરા હજુર હોવુ તે,તરત
પારખુ દેખાડવુ તે, ચમત્કાર ૨ છાયા, પડછો.
૩. મનુષ્યથી નજ બને તેવી લીલા
પરત્વે, અ૦ (સ૦) લીધે, યોગે, થી.
પરદાદો, પુ૦ દાદાનો બાપ

**પરદાર,** સ્ત્રી૦ (પરદારા) પારકાની સ્ત્રી
**પરદુખભંજન,** પુ૦ પારકાના દુખ માટે શ્રમ લેનાર, પરોપકારી, ઉદાર
**પરદેશ,** પુ૦ (સં૦) પારકો દેશ, વિદેશ
**પરદેશી,** વિ૦ પારકા દેશનુ ૨ વિદેશી, અજાણ્યુ
**પરધર્મ,** પુ૦ પોતાના કુળ–દેશના ધર્મથી બીજો [ધર્મ તે
**પરધામ,** ન૦ઉત્કૃષ્ટ ધામ, મોક્ષપદ, વૈકુંઠ
**પરનાતી,** વિ૦ બીજી નાતનુ,પરનાતનુ
**પરનાળ,** સ્ત્રી૦નેવનુ પાણી ઝીલવા અને તે જવા બનાવેલી લાકડા–લોઢાની નીક તે
**પરનાળિકા,** સ્ત્રી૦ વંશપરપરાથી ચાલતી આવેલી જે રૂઢિ–રીત, પદ્ધતિ, તે ૨ પરનાળ.
**પરંતુ,** અ૦ (સં૦)પણ,તો પણ ૨ અને, તથા
**પરથાર,** પુ૦ સરખી કરેલી ઓટલી જેવી જગા ૨ સ્થડ,તળ ૩ પથારી,શય્યા
**પરનિંદા,** સ્ત્રી૦ જુઠી બદબોઈ, પારકી નાલેશી
**પરંદુ,** ન૦(ફા૦ પરં) પખી, પક્ષી
**પરપંચ,** પુ૦ પ્રપંચ, કાવાદાવા [અન્ય મનુષ્ય
**પરપુરૂષ,** પુ૦ ધણી નહિ તેવો બીજો મરદ ૨
**પરપેઠ,** સ્ત્રી૦ ત્રીજીવારની લખેલી હુંડી તે
**પરપોટો,** પુ૦ પાણીપર થતો હવાથી ભરેલો કુક્કો, બુદબુદ ૨ ફોલ્લો,ફફોલો ૩ ભરમ, ફટાટોપ
**પરબ,** ન૦રસ્તામા મુસાફરને મફત પાણીપાવાની જગા તે ૨ પર્વ, તહેવાર, રૂડો દિવસ
**પરબડી,** સ્ત્રી૦ ઉંચા થાભલા ઉપર ચકલા કબુતરને માટે દાણા પાણી રાખવાનુ કરેલુ તે
**પરબીડિયુ,** ન૦ લખેલો કાગળ ઘાલવાની કાગળની કોથળી, કવર
**પરબિયો,** પુ૦ પરબમાથી પાણીપાનાર
**પરબુદ્ધિ,** સ્ત્રી૦ પારકાની બુદ્ધિ ૨ બીજાની બુદ્ધિ પ્રમાણે વર્તનાર
**પરબ્રહ્મ,** ન૦ (સં૦) જ્ઞાનબ્રહ્મથી પણ પર તે, પરમાત્મા [જન્મ ૨ પ્રભવ
**પરભવ,** પુ૦ આગલો કે પાછલો અવતાર,બીજો
**પરભવવું,** ક્રિ૦ સ૦ (સં૦) કાયર કરવુ, થકવવુ ૨ ઉપજવુ, ઉત્પન્ન થવુ ૩ ન લેખવવુ,અનાદર–તિરસ્કાર કરવો.
**પરભા,** સ્ત્રી૦ પરવા, દરકાર, સ્પૃહા ૨ પ્રભા
**પરભાતિયું,**ન૦કીર્ત્તન,પ્રભાતિયુ, ૨ મળસકામા ગાવાનો એક રાગ
**પરભાર્યું,** વિ૦ પારકુ, અજાણ્યુ ૨ત્રાહિત, સબંધ પિછાન વગરનુ ૩ અ૦ બારોબાર, ઘેર [આવ્યા વિના
**પરભુ,** પુ૦ પ્રભુ, ઇશ્વર
**પરભોગી,** વિ૦ બીજાની વસ્તુનો ભોગ લેનાર
**પરમ,** વિ૦ (સં૦) શ્રેષ્ટ, ઉત્તમ, મુખ્ય ૨ ત્રીજુ.
**પરમ,** અ૦ વણુજ,અતિશય, પુષ્કળ, પરિપૂર્ણ
**પરમપદ,** વિ૦ (સં૦) શ્રેષ્ઠપદ ઉત્તમસ્થિતિ, મોક્ષપદ, મુક્તિ
**પરમપ્રિય,** વિ૦(સં૦) ઘણુ જ વહાલુ, અતિપ્રિય
**પરમહંસ,** પુ૦ (સં૦) પરમાત્મા, બ્રહ્મ ૨ ભિન્નભાવ કે વ્યવહારાદિકની સ્પૃહા વગરનો એક [જાતનો સાધુ
**પરમાટી,** સ્ત્રી૦ માસ
**પરમાણ,** ન૦ પ્રમાણ,પુરાવો ૨ વિ૦ ખરૂ, ધન્ય, લાયક ૩ અ૦ નિશ્ચે, નક્કી
**પરમાણવું,** ક્રિ૦ સ૦સાચુ માનવુ [માણપત્ર
**પરમાણા,** ન૦ ખાત્રીપત્ર, દાખલો, પુરાવો, પ્ર
**પરમાણુ,** પુ૦ (સં૦) અતિ સૂક્ષ્મ–ઝીણામા ઝીણો અંશ તે, સૂર્ય કિરણમા ઉડતી દેખાતી રજકણના ત્રીસમા ભાગ જેટલુ તે
**પરમાણે,** અ૦ પ્રમાણે, માફક, રીતે
**પરમાત્મા,** પુ૦ (સં૦) બ્રહ્મ, સર્વ સૃષ્ટિના આત્મારૂપ જે જગદીશ તે
**પરમાનંદ,** પુ૦(સં૦) પૂર્ણ આનંદ ૨ બ્રહ્માનંદ
**પરમાર્થ,** પુ૦ (સં૦) મોક્ષ પ્રાપ્તિ–નુ સાધન ૨ પ્રાણી માત્રનુ હિત કરવુ તે,પરોપકાર બુદ્ધિ–કર્મ, ધર્મ, પુણ્ય [હિતાવહ
**પરમાર્થી,** વિ૦ પરમાર્થ કરનારો ૨ ઉપકારી,
**પરમિયો,** પુ૦ (સં૦ પ્રમેહ) પિશાબની વાટે બગડેલી ધાતનુ જવુ તે, મધુમેહ
**પરમેશ–શ્વર,** પુ૦ (સં૦) જગદીશ, બ્રહ્મ, પ્રભુ, ભગવાન, ઈશ્વર, જગત્–સૃષ્ટિ વિગેરે કરનાર **પરમેશ્વર માથે રાખીને**—પ્રતિજ્ઞા પૂર્વક, પરમેશ્વરનો ડર રાખીને **પરમેશ્વરના ચોર કરવુ**–ઈશ્વરના ગુનેગાર થવુ **પરમેશ્વરને ઓળે બે.**

સવુ—પરમેશ્વરનુ માનીતુ થવુ પરમેશ્વર વ્હાલા હોય તો-ઈશ્વરપર આફીન હોય તો
**પરમેશ્વરી**, સ્ત્રી૦ દેવી આદ્યશક્તિ
**પરમોદવું**, ક્રિ૦ સ૦ બહુ સમજાવી કહેવુ
**પરમેષ્ઠિ**, પુ૦ બ્રહ્મદેવ.૨ વિષ્ણુ શાલગ્રામ
**પરંપરા**, સ્ત્રી૦ (સ૦) ઘણા કાળથી ચાલતી રીત, ધારો, નિયમ, પરીપાટી
**પરંપરા**, અ૦ ચાલતુ આવેલુ હોય તેમ
**પરંપરાગત**, વિ૦ (સ૦) પરંપરાથી ચાલતુ આવેલુ, રિવાજ પ્રમાણે
**પર રાજ્ય**,ન૦ (સ૦)જે રાજ્યમા પોતે હોય તેથી બીજુ રાજ્ય. ૨ પરદેશીનુ રાજ્ય
**પરલી**, સ્ત્રી૦ (સ૦ પલ્લી) ખિલોડી, ઘરોળી
**પરલોક**, પુ૦ (સ૦) મુવા પછી જીવની સ્થિતિ તે ૨ મુઆ પછી જે લોકમા જઈ વસવુ થાય તે, સ્વર્ગ, દેવલોક,બ્રહ્મલોક ૩ બીજા પારકા લોક 'પરલોક તણો બહુ વાક કહે, સુધરે નહિ કાજ જરા અહિયાનુ' **પરલોક** જવુ—ગુજરી જવુ, મૃત્યુ પામવુ
**પરવ**, ન૦ પર્વ ૨ પરબ
**પરવડવું**,ક્રિ૦અ૦પાલવવુ, બોજવુ, પોષાવુ, રૂચવુ
**પરવડતુ**, વિ૦ પાલવતું, બોજતુ, પોષાતુ
**પરવણી**, સ્ત્રી૦ દાન ધર્મનો અવસર, તહેવાર
**પરવરતાવવુ**, ક્રિ૦ અ૦ ચાલુ કરવુ, ફેલાવવુ
**પરવરદેગાર**, પુ૦ (ફા૦) પ્રાણી માત્રનુ પાલન કરનાર, દુનિયાનો સાહેબ, ઈશ્વર
**પરવરવુ**, ક્રિ૦ અ૦ જવુ, સિધારવુ
**પરવરશી**, સ્ત્રી૦ (ફા૦) પાલણ પોષણ, બરદાશ
**પરવશ**, વિ૦ (સ૦) પરાધીન, પરતંત્ર
**પરવશતા-પણુ**, ન૦ પરાધિનતા
**પરવસી**, સ્ત્રી૦ બરદાશ, સેવા ચાકરી સારવાર ૨ ૫પાળવુ તે [જેવા ફળ થાય છે તે.
**પરવળ**, ન૦એક જાતનુ શાક, પડોળુ—ચીલોડા
**પરવા**, સ્ત્રી૦ (સ૦) તમા, દરકાર, કાળજી
**પરવાડ**, સ્ત્રી૦ (સ૦) ગામની છેવટનો ભાગ, ગામની નજીકનો ભાગ.
**પરવાનગી**, સ્ત્રી૦ (ફા૦)રજા,છૂટ ૨,હુકમ,આજ્ઞા
**પરવાનો**, પુ૦ (ફા૦) રજા ચિઠ્ઠીર લેખી હુકમ
**પરવાર**, પુ૦ નવરાસ,ફુરસદ ૩ પરિવાર, વસ્તાર.
**પરવારતુ**, વિ૦ બેરોજગારી, નમાલ્મુકુ, નિરુદ્યોગી, નવરૂ [કાજ કરી નવરા થવુ
**પરવારવુ**, ક્રિ૦ અ૦ કામ કરી રહેવુ, કામ
**પરવારી**, વિ૦ (સ૦) ભરવાડ જેવી એક જાત.
**પરવાળુ**, ન૦ (પ્રવાલ) લાલરંગનો એક પથ્થર. હોઠની રતાશ માટે એની ઉપમા આપે છે
**પરવિંટો**, પુ૦ રેંટિયાપરનુ સુતર ઓવાળવા (ઉતારવા)નો ફાળકો
**પરસાળ**,સ્ત્રી૦ઘરના ચોકની પાસેનો પહેલો ખંડ તે
**પરશી**, સ્ત્રી૦ (સ૦) પરશુ ફરસી
**પરશુ**, પુ૦ (સ૦) કુહાડીના ઘાટને મળતુ એક હથિયાર ફરસી, કુઠાર
**પરશુદી-સુદી**, સ્ત્રી૦ઘોયલા ઘઉંનો લોટ,મેંદો.
**પરશુરામ**, પુ૦ રેણુકાને પેટે પેદા થયેલો જમદગ્નિનો પુત્ર ૨ વિષ્ણુનો છઠ્ઠો અવતાર
**પરસ**, સ્ત્રી૦ ઝાકળ, ઓસ. ૨ મોટુ મળસકુ **પરસ** ચરાવવા-મળસકે બળદ ચરાવવા તે.
**પરસન**, વિ૦ પ્રસન્ન
**પરસવુ**, ક્રિ૦ અ૦ ઓળખવુ,પરખવુ,જાણવુ 'પાસે છે પિયુ અલ્યા તેને નવ પરસિયો, હાથથી બાજી ગઈ થયો રે ખોટી" ન૦ **મહેતો.** ૨ અડકવુ, સ્પર્શ કરવો."દરશનથી દુકરિત ટળે રે, પરસતા પાવન થાય"-અખો૦ ૩ ભજવુ
**પરસંગ**, પુ૦ (સ૦ પર્યંક) ખાટલો, પલંગ ૨ દોરીને ત્રણ સેરી કરવી તે ૩ પ્રસંગ, લાગ.
**પરસાદ**, પુ૦ દેવ દેવીને ધરાવેલુ નૈવેદ ૨ ભોજન, જમવુ તે. ૩ કૃપા, મહેરબાની ૪ દેવતા ઇ૦ એ પ્રસન્ન થઈ આપેલુ ફળ ૫.(વક્રોક્તિમા) માર, ઠોક, કુદીપાક
**પરસેવ**, સ્ત્રી૦ બીજાની સેવા, નોકરી, ચાકરી.
**પરસેવો**, પુ૦ (સ૦ પ્રસ્વેદ) શરીરની ચામડીના છિદ્રમાથી ઝરતુ પાણી **પરસેવો** ઉતારવો—મહેનત કરવી.
**પરસ્ત**, વિ૦ પરાયણુ ૨ પૂજક
**પરસ્તશ**, સ્ત્રી૦ પૂજા, આરાધના ૨ અધીનતા
**પરસ્તી**, સ્ત્રી૦ સ્તુતિ, પ્રાર્થના ૨. ખુશામત, [પરાયણતા.
**પરસ્ત્રી**, સ્ત્રી૦ પરદારા, પરનાર

**પરસાકડે,** અ૦ [મ૦ પરસ-વાડો] બાજરૂ
**પરસ્મૈપદ,** ન૦ (સ૦)કર્મકભેદ [વ્યાકરણમા]
**પરસ્પર,** અ૦ માહોમાહે,એકમેકમા,અન્યોઅન્ય, આપસઆપસમા [પરતંત્ર, પરાધીન
**પરસ્વાધીન,** વિ૦ બીજાને તાબે હોય તેવુ,
**પરહરવુ,** ક્રિ૦ સ૦ તજવુ, દૂર કરવુ
**પરહસ્તગત,** વિ૦ બીજાના હાથમા ગયેલુ
**પરહેજ,** વિ૦ (ફા૦) કેદ, બધી, પરવશ કેદી ૨ કયરી, ખાવાપીવા સબધની બધી તે
**પરહેજ-જી,** સ્રી૦ (ફા૦) કયરી, પથ્ય ૨ અટકાવ, પ્રતિબધ [કયરી પાળનાર
**પરહેજગાર,** વિ૦ (ફા૦) બધી પાળનાર,
**પરાં,** અ૦ આઘે, દૂર, આમતેમ.
**પરાગના,** સ્રી૦ [સ૦ પર+અગના] પરસ્ત્રી
**પરાગમુખ,** વિ૦ અવળી બાજુ મો હોય તેમ, વિમુખ ૨ ઉલટ, વિરૂદ્ધ
**પરાત,** વિ૦ શેષ, બાકી રહેલુ [ફરગત થવુ
**પરાતવુ,** ક્રિ૦ અ૦ પરવારવુ, કામથી નચિંત થવુ,
**પરા,** સ્રી૦ (સ૦) શબ્દનુ આદિરૂપ, નાદનુ મૂળ સ્વરૂપ ૨ ઉચ્ચ ગતિ ૩ ગાયત્રી
**પરા,** અ૦ પાછુ, તરફ, ભણી ૨ દૂર
**પરાઇ,** સ્રી૦ ખાડણીનો દાંડો-દસ્તો ૨ વિ પારકી
**પરાકાષ્ઠા,** સ્રી૦ (સ૦) છેવટની મર્યાદા-હદ ૨ અતિશ્રમ, મોટી મુસીબત, મુશ્કેલી
**પરાક્રમ,** ન૦ (સ૦) લોકમા જશ મળે એવુ કામ, શૌર્યથી નામના કરવી તે,સામર્થ્ય,બળજોર
**પરાક્રમી,** વિ૦ (સ૦) જશ ગવાય એવા સામર્થ્યવાળુ ૨ બળવાન, જોરાવર [વામ, સુગન્ધ
**પરાગ,** પુ૦ (સ૦)ફૂલોમાની કુસુમરેણુ ૨ સોડમ,
**પરાજ-ત,** સ્રી૦ કથરોટના જેવી ઉભી કોરણુની
**પરાજય,**પુ૦(સ૦) હાર, પરાભવ [મોટી થાળી
**પરાજુ,** ન૦ ત્રીસ વીઘાનુ માપ (કાઠિ૦)
**પરાટ,** સ્રી૦ ગધેડા ઉપર નાખેલી ગોદડી ખસી ન જાય માટે મકરાના વાળની નવસેરી જે દોરી બાધે છે તે [નાની લાકડી
**પરાણી-રૂણી,** સ્રી૦ બળદ હાકવાની આરવાળી
**પરાણે,** અ૦ બળાત્કારે,મરજી ઉપરાત,જોરાવરીએ

**પરાણો,** પુ૦ આરવાળી લાકડી (બળદને હાકવાની) ૨ પરોણો [પાણી, પરાશ.
**પરાત,** સ્રી૦ લોખડની કથરોટ ૨ છાશનુ
**પરાત્પર,** વિ૦ (સ૦) સૌથી ઉચો,શ્રેષ્ટ ૨ માયાથી જુદુ હોય તેવુ ૨ બ્રહ્મ
**પરાધીન,** વિ૦(સ૦) પરસ્વાધીન,પરતંત્ર,પરવશ
**પરાન્ન,** ન૦ પારકુ અન્ન, મફતનુ ખાવુ તે
**પરાપૂર્વ,** વિ૦ અસલ, જુનુ, ચાલતુ, આવેલુ ૨ આગલુ પાછલુ [સ્કાર, પરિભવ
**પરાભવ,** પુ૦ (સ૦) પરાજય, હાર ૨ તિર-
**પરાભૂત,** વિ૦ (સ૦) હારેલુ, પરાજિત
**પરાય,** સ્રી૦ ખાયણીનો દસ્તો, પરાઇ
**પરાયણ,** વિ૦ (સ૦) વળગી રહેલુ,સબધી,અનુરક્ત, લગતુ, વિષે 'તેની વૃત્તિ ઇશ્વિર પરાયણ થઇ " ૨ આશ્રિત, તાબેદાર, અર્પ્યુ
**પરાયુ,** વિ૦ પારકુ બીજાનુ,
**પરાર,** અ૦(સ૦ પરારિ) ત્રીજે વર્ષે, ગયે કે આવતે
**પરાર્ધ,** વિ૦ (સ૦) એકના ઉપર સત્તર મીંડા વાળી સખ્યા ૨ વિ૦બ્રહ્માના અર્ધા આયુષ્યજેટલુ
**પરાવર્તન,** ન૦ (સ૦) પાછુ ફરવુ તે, પ્રતિક્ષેપ ૨ પડછાયો, પ્રતિબિબ
**પરાવૃત્ત,** વિ૦ ઉલટાવેલુ, પાછુ વળેલું ૨ પાછુ આપેલુ, પ્રતિબિબ પડેલુ ૩ કટાળેલુ
**પરાશ,** સ્રી૦ છાસનુ પાણી
**પરાળ,** ન૦ ડાગરનુ ખસલુ પેડા
**પરિ,** અ૦ (સ૦) ચારેમેર ૨ વિશેષ, ઘણુજ
**પરિક્રમ,** પુ૦ (સ૦) પગથી ચાલીને જવુ પગ વતે ચાલવુ પ્રદક્ષિણા, વિહાર
**પરિક્રમણ,** ન૦ ગોળ ફરવુ તે, પ્રદક્ષિણા
**પરિક્રમા,** સ્રી૦ પ્રદક્ષિણા
**પરિખા,** સ્રી૦ શહેરની આસપાસ કરેલી ખાઇ
**પરિચર્યા,** સ્રી૦ નોકરી સેવા, ચાકરી, તહેનાત ૩ શુશ્રૂષા, ખુશામત [આદાન ૩ સ્રી, પત્ની
**પરિગ્રહ,** પુ૦(સ૦) દાન લેવુ તે ૨ સ્વીકારવુ તે,
**પરિઘ,** પુ૦ [સ૦] ગોળ આકૃતિને ફરતી કોર ઘેરાવો ફરતો ઘેર ૨ ૧૯ મો યોગ ૩ ગદા
**પરિચય,** પુ૦ (સ૦) ઓળખાણ, પિછાન,સહવાસ, અભ્યાસ, મહાવરો

**પરિચારિકા,** સ્ત્રી૦ (સં૦) દાસી
**પરિચિત,** વિ૦ જાણીતુ,ઓળખીતુ,પરિચયવાળુ
**પરિચ્છિન્ન,** વિ૦ (સં૦) નિરૂપણ કરેલુ, જુદુ
**પરિણય,** પુ૦ લગ્ન, વિવાહ [પાડેલુ, છુટુ કરેલુ
**પરિચ્છેદ,** પુ૦ અવધિ, સીમા, ૨ ભાગ, પ્રકરણ
**પરિજન,** પુ૦ (સં૦) ચાકર લોક, પોષ્યવર્ગ ૨ પરિવાર, ખટલો [ઠેડો, અતફળ ૨ નતિજો
**પરિણામ,** પુ૦ (સં૦)તોડ, નિકાલ, ફેસલો, છેવટ,
**પરિતાપ,** પુ૦ (સં૦) અતિશય તાપ–બાફ ૨ બળતરા,અકળામણ, પીડા ૩ પ્રતાપ,ભય ઉપજાવે તેવો દોર–હાક. ૪ દુખ, શોક, મનની અવ્યવસ્થા
**પરિતોષ,** પુ૦ (સં૦) સતોષ, આનદ, તુષ્ટિ.
**પરિત્યાગ,** પુ૦ (સં૦) તજીદેવુ, છોડીદેવુ તે
**પરિત્રાણ,** ન૦ કવચ ૨ વારણ, નિવારણ,રક્ષણ
**પરિધાન,** ન૦ (સં૦)પહેરવુ તે ૨ વસ્ત્ર, લુગડુ
**પરિધિ,** પુ૦ (સં૦) ઘેરાવો ૨ પરિવેશ, સૂર્ય-ચદ્રની આસપાસ થતુ તેજનુ કુડાળુ તે
**પરિપક્વ,** વિ૦ (સં૦) પાકેલુ–સિઝેલુ ૨ પુખ્ત
**પરિપાટી,** સ્ત્રી૦ પદ્ધતિ, ધાટી, કામ કરવાની રીત ૨ અનુક્રમ
**પરિપાલન,** ન૦ (સં૦) પાળવુ તે,સાચવી જાળવી રાખવુ તે ૨ ચાલતુ હોય તેમ ચલાવવુ તે
**પરિપૂર્ણ,** વિ૦ (સં૦) ભરપુર, સંપૂર્ણ, પુરેપુરૂ, સારી પેઠે, પૂરતી રીતે [જગદીશ્વર, પરમેશ્વર
**પરિબ્રહ્મ,** પુ૦ (સં૦) જ્ઞાન બ્રહ્મથી પણ પર તે,
**પરિભાવ,** પુ૦ (સં૦) અપમાન, અવગણના
**પરિભાષા,** સ્ત્રી૦ શાસ્ત્રીય વિષયમા જે સંક્ષિપ્ત શબ્દ કે વાક્યથી અમુક અર્થ ઘટાવ્યો હોય તે શબ્દ અથવા સૂત્ર તે ૨ શૈલી ૩ પ્રસ્તાવના, શરૂઆતનુ પ્રકરણ [ફરવુ તે, ભટકવુ તે
**પરિભ્રમણ,** ન૦ (સં૦) પ્રદક્ષિણા કરવી તે, ગોળ
**પરિમળ,** પુ૦ (સં૦) સુગધ, સૌરભ, પીમળ
**પરિમાણ,** ન૦ (સં૦) માપ, જથો, વજન, કદ ૨ સંખ્યા ગણન ૩ વર્તુલનો ઘેરાવો, ૪ આશરો, અંદાજ ૫ ખાતરી પ્રમાણ
**પરિમિત,** વિ૦ માપવાળુ, ઘટિત, માફકસર,હદમા
**પરિમિતિ,** સ્ત્રી૦માપ, પ્રમાણ ૨ હદ, મર્યાદા ૩
**પરિયંક,** પુ૦ પર્યંક, પલગ, ખાટલો. [ઘેર, ફેરાવો
**પરિયટ,** પુ૦ ધોબી, લુગડા ધોનાર
**પરિયાણ,** ન૦ પ્રયાણ, ગમન, પ્રસ્થાન.
**પરિયો,** પુ૦ પૂર્વજ,પેઢીનામુ વશાવળિ. ૨ વશજો.
**પરિરંભણ,** ન૦ (સં૦) ભેટવુ તે, કોટિ, આલિગન. 'પછે પુત્રને પરિરભણ કરી,વદે ભૂપ વચન.'
**પરિવર્તન** ન૦ (સં૦) ભ્રમણ, આવૃત્તિ, આવર્તન ૨ ફેરફાર, ફરી જવુ તે ૩ વિનિયમન.
**પરિવાદ,** પુ૦ (સં૦) ઠપકો, તિરસ્કાર ૨ નિદા, આરોપ, અપવાદ, કહેતી
**પરિવાર,** પુ૦ (સં૦)છોકરા છૈયાને કુટુબકબીલો તે, વસ્તાર, નોકર ચાકર, આશ્રિત વગેરે પોષ્ય વર્ગ, પરિજન [પ્રકાશ, તેજનુ મડળ, પરિધિ
**પરિવેષ,** પુ૦ ચદ્ર સૂર્યની આસપાસ ઉડતો ગોળ
**પરિવેષ્ટન** ન૦ (સં૦) આચ્છાદન, ઢાકણ, બારદાન, બાધણુ, ૩. કોટલુ, પરબીડિયુ
**પરિવ્રાજક,** પુ૦ (સં૦) સસાર અને માયાનો જેણે ત્યાગ કર્યો છે તે, સન્યાસી. [ઉમેરણ, પુરવણી
**પરિશિષ્ટ** વિ૦ (સં૦) બાકી–વધારાનુ લખાણ,
**પરિશેષ,** પુ૦ વધેલુ તે, બાકી, સિલક, અવશેષ.
**પરિશ્રમ,** પુ૦ (સં૦) ઘણો શ્રમ લેવો તે, તસ્દી.
**પરિષદ,**સ્ત્રી૦પાઠશાળા ૨ સભા, બેઠક, મેળાવડો; ૩ મડળી ૪ સેવક, અનુચર,
**પરિસંખ્યા,** સ્ત્રી૦ (સં૦) ગણના, ગણતરી ૨ સરવાળો [ ૨ સરહદ
**પરિસરણ,** ન૦ (સં૦) વહેવુ તે
**પરિસીમા,** સ્ત્રી૦ (સં૦) હદ, અવધી, છેડો અંત.
**પરિહાર,** પુ૦ (સં૦) દૂર કરવુ તે,તજવુ તે,ત્યાગ.
**પરિહાસ,** પુ૦ (સં૦) મસ્કરી, ઠઠ્ઠો, મજાક
**પરી,** સ્ત્રી૦ (ફા૦) મો માણસનુ શરીર ઘોડાનુ ને પાખવાળી એવી એક કલ્પિત સુદર સ્ત્રી, કિન્નરી, અપ્સરા [પારેખ, તપાસનાર, નિરૂપક
**પરીક્ષક,** વિ૦ (સં૦) પરીક્ષા કરનાર-લેનાર,
**પરીક્ષા,** સ્ત્રી૦ [સં૦] સામાના જ્ઞાનની તપાસ કરવી તે, તપાસ, તજવીજ.૨ શોધ,પ્રયોગ. ૩. જ્ઞાન. સમજશક્તિ 'વૈદને રોગની પરીક્ષા નથી.". ૩ પારખ, પરખ
**પરીક્ષાપત્ર,**ન૦(સં૦) પરિક્ષાના સવાલોનુ પત્રક.

**પરીઘ**, પુ૦ ઘેરાવો, ઘેર [સાખ ૨ પરીક્ષક
**પરીખ**, વિ૦ નાણા પારખનાર, શરાફી ધધાની
**પરીઘરો**, પુ૦ માલમતા, મિલકત ૨ પાચમુ
**પરીસવુ**, ક્રિ૦સ૦ પીરસવુ [પાપ (જૈન)
**પરીસો**, પુ૦(પરિશ્રમ)દરદ, દુ ખ ૨ અડચણ
**પરૂ**, વિ૦ દૂર, આઘુ ૨ જુદુ, અળગુ ૩ આડુ, અવળુ
**પરૂ**, ન૦આઘે પડેલુ એવુ કામ ૨ શહેર–કસબાની બહાર લગોલગ જે વસ્તી પ્રદેશ તે, પુર
**પરુ**, ન૦ગોડ ગુમડા પાકેથી જે સફેદ ઘટ પ્રવાહી નીકળે છે તે [સલ છે' (શ્રાવકોમા)
**પરૂપવુ**, ક્રિ૦ સ૦ કહેવુ,બોલવુ, 'આપનુ પરૂપવુ
**પરૂષ**, વિ૦ કઠોર, નિષ્ઠુર (વચન) ૨ ક્રુર,નિર્દય
**પરે**, સ્ત્રી૦ પરોઢ, મળસકુ, પ્રભાત, સુર્યના કિરણ ફૂટવા તે "પરે ફુટવી" ૨ અ૦ પેરે, પેઠે, રીતે
**પરેજ**, વિ૦ પરહેજ, જુઓ
**પરેજી**, સ્ત્રી૦ કરી, પથ્ય,
**પરેશાન**, પુ૦ પરીઓનો મુલક "એટલી જેને મળતી હોય, પરેશાનની રાણી સોય"
**પરેશાન**, ન૦ (ફા૦) ધૂર્ત,ચાલાક, ચતુર
**પરેસ્તાન**, ન૦ (ફા૦) પરીઓનો દેશ, સ્વર્ગ
**પરોક્ષ**, અ૦ (સ૦) નજર ન પડે તેમ, પુઠ પાછળ, પછવાડે ૨ ગુપ્તપણે, છાનીરીતે, ગેરહાજરીમા, પડદા પાછળ, બીજાની દ્વારા
**પરોગ**, ન૦ છેડો, અત
**પરોઢ**, ન૦ પુ૦ પ્રભાત, મળસકુ, વહાણુ
**પરોણાગત**, સ્ત્રી૦ આગતા સ્વાગતા, આતિથ્ય, અતિથિ સત્કાર, બરદાશ
**પરોણાચાકરી**, સ્ત્રી૦ પરોણાગત
**પરોણાચાર**, પુ૦આગતા સ્વાગતા, બરદાશ
**પરોણી**, સ્ત્રી૦ આર ખોસેલી લાકડી ૨ સ્ત્રી મહેમાન ૩ સોયમાનો દોરો
**પરોણો**, પુ૦ (સ૦) અજાણ્યુ અથવા ઓળખીતુ માણસ થોડા દિવસ રહેવા આવ્યુ હોય તે,મહેમાન, અતિથિ ૨ આર ખોસેલી મોટી લાકડી, અકુશ
**પરોધ**, પુ૦ પુરોહિત, ક્ષત્રિઓનો ગોર, પ્રોત
**પરોપકાર**, પુ૦ (સ૦) ઉપકાર કરવો તે, પારકાનુ ભલુ કરવુ તે, પરહિત કરવુ તે [હિતૈષી
**પરોપકારી**, વિ૦ બીજાને ઉપકાર કરનાર,પરગજુ,
**પરોવવુ**, ક્રિ૦ સ૦ સોયના નાકામા દોરો ઘાલવો ૨ ઘાલવુ, અદર નાખવુ ૩. મનપર લેવુ, ચિત્ત ચોટાડવુ, લગાડવુ, મનથી કરવુ ૪ ભરવવુ ખોસવુ, ટાગવુ
**પર્જન્ય**, પુ૦ વરસાદ મેઘ ૨ ઇદ્ર વિષ્ણુ
**પર્ણ**, ન૦ (સ૦)પાદડુ, પાનુ ૨ કાગળ, પત્ર.
**પર્ણકુટી**, સ્ત્રી૦ પાદડાથી છાયેલી ઝુપડી,મઢી
**પર્યંક**, પુ૦ (સ૦) પલગ, ખાટલો ૨ વીરાસન
**પર્યટન**, ન૦ (સ૦)પ્રવાસ કરવો તે, મુસાફરી,
**પર્યન્ત**, અ૦ સુધી, લગી [પ્રવાસ, ભ્રમણ
**પર્યવસાન**, પુ૦ અન્ત, આખર, છેવટ, છેડો
**પર્યાણ**, ન૦ પલાણ ૨ પ્રયાણ, નીકળી પડવુ તે
**પર્યાપ્તિ**, સ્ત્રી૦ (સ૦) પૂર્ણતા ભરપૂરપણુ ૨ તૃપ્તિ,સતોષ, ૩ સીમા, અત
**પર્યાય**,પુ૦(સ૦) રીત, રસ્તો ૨ યુક્તિ, બહાનુ, ઉપાય ૩ એક અર્થના બે ત્રણ શબ્દોમાનો એકાદ
**પર્યાલોચન**,ન૦(સ૦)ફરીને બરોબર વિચારવુ તે
**પર્યુષણ**, ન૦ પચુસણ
**પર્યેષણ**, ન૦ (સ૦) તજવીજ, તપાસ
**પર્વ**, ન૦ (સ૦ પર્વ–સાધો.) દાન ઇ૦ પુણ્ય કર્મ કરવાના શાસ્ત્રોક્ત દિવસ ૨ તહેવાર, શુભ દિવસ ૩ સાઠાનો એક ગાઠાથી બીજા ગાઠા સુધીનો જે ભાગ તે, પેરિયુ પેર ૪ ભાગ, પ્રકરણ " ૫ આગળાના સાધા વચ્ચેનો ભાગ, ટેરવુ
**પર્વણી**, સ્ત્રી૦ પર્વનો દિવસ,તહેવાર
**પર્વત**, પુ૦ (સ૦) પૃથ્વીની સપાટીથી ઉપસેલો ટેકરો, ડુગર,પહાડ, ગિરિ ૨ સાતની સજ્ઞા
**પલ**, સ્ત્રી૦ પળ, પક્ષ ૨ માસ
**પલક**, સ્ત્રી૦ (ફા૦) આખ બધ થઇ ઉઘડે એટલો જે જરાક વખત તે,પળ, ક્ષણ
**પલકદરિઆવ**, પુ૦ એકદમ વરસાદ તૂટી પડી રેલમ રેલા થઈ રહેવુ તે, હેલી ૨ ઈશ્વર, પ્રભુ
**પલકવુ–કાવુ**, ક્રિ૦ અ૦હસવુ, ખુશી થવુ ૨ ઝબુકવુ, ચમકવુ, રહીરહીને પ્રકાશવુ
**પલકારો**, પુ૦ પલક, ક્ષણ, પળ ૨ ચમકારો, ઝબ-

ખેચવુ–મારવુ=સહીનુ બિલાડુ ખેચવુ
**પીછો,** પુ૦ પછવાડે લાગવુ તે કેડો
**પીટણી,** સ્ત્રી૦ પિટવુ તે, કુટણુ ૨ માર, ઠોક
**પીટયું,** વિ૦ જેનુ નામ દઇ કુટયુ તે, રડવુ ૨ જીવતા મુઆ સમાન, એક ગાળ
**પીઠ,** સ્ત્રી૦ (સ૦ પૃષ્ટ) ચૌટુ,બજાર ૨ બજાર–ભાવ, રૂખ ૩ બરડો, કરોડનો ભાગ, વાંસો ૪ પડથી, બેસણી ૫ બેઠક, જગા, આસન પીઠ ઉઘાડી પડવી=સહાયકારક ન હોવુ, ભેદ ઉઘડી જવો પીઠ ચોરવી=ઊંધુ પાછુ પડવુ પીઠ ઠોકવી=શાબાશી આપવી ૨ મદદે રહેવુ પીઠ ઢાંકવી=ઉઘાડુ ન પડવા દેવુ,આશરો આપવો પીઠ થાબડવી=ઉત્તેજન આપવુ પીઠ દેખાડવી= નાસવુ પીઠ પાછળ મૂકવુ=ઓળવવુ સંતાડવુ પીઠ પુરવી=મદદ કરવી પીઠ ફેરવવી=તજી દેવુ તરછોડવુ, ના પાડવી, ફરી જવુ પીઠ બતાવવી= પુઠ ફેરવવી, હાર ખાઇ નાસી જવુ, પાછા પગલા કરવા પીઠ લેવી=પાછળ પડવુ, પુઠ પકડવી પીઠનું જોર=મદદનીશ બળ, પાછળ રહેલાનુ જોર
**પીઠ,** પુ૦ (સ૦ પિષ્ટ) લોટ [ટિંગલ, સ્ટુલ
**પીઠ,** ન૦ સ્થળ, મંદિર ‘શારદાપીઠ’ ૨ નાનુ
**પીઠિકા,**સ્ત્રી૦(સ૦) વંશાવળી ૨ મૂળથી વિગતવાર હેવાલ તે ૩ બાજઠ ૪ વર્ગ, ધોરણ, ભૂમિકા
**પીઠી,** સ્ત્રી૦ (સ૦ પિષ્ટ) સુગંધી યુક્ત હળદર વર કન્યાને શરીરે પરણતા પહેલા ચોપડે છે તે
**પીઠું,** ન૦દારૂ તાડીની દુકાન,કલાલખાનુ ૨ બજાર
**પીડ,** સ્ત્રી૦ પીડા, દુખ ૨ ચુક, આંકડી ૩ આપદા, મુશ્કેલી. ૪ દાંતે મુડવાની ૨ ગંતી લુગડી
**પીડવુ,** ક્રિ૦ સ૦ પીડા કરવી, દુખ દેવુ, કષ્ટ દેવુ
**પીડા,** સ્ત્રી૦ (સ૦) દુખ, વેદના ૨ કલેશ, વ્યથા ૩ કાળજી, ચિન્તા ૪ પંચાત, માથાફોડ ૫ ગ્રહ–ભૂત વગેરેથી થતુ દુખ
**પીડાકારી–કારક,**વિ૦દુખ દેનાર,અડચણ કરનાર
**પીડાવું,** ક્રિ૦ અ૦ પીડા પામવી, રિબાવુ
**પીડિત,** વિ૦ પીડા પામતુ દુખી, હેરાન
**પીઢ–ઢિયા,** સ્ત્રી૦ જેની ઉપર મેડાના પાટિયા જડી લેવામા આવે છે તે.

**પીઢીયા,** ન૦ દાઢના પેઢા ૨ પીઢો [શાક વગેરે
**પીત,** ન૦ પિત્ત ૨ પાણીથી થતુ જે કરસણુ
**પીત,** વિ૦ (સ૦) પીળુ, પીળા રંગનુ
**પીતકોડી,** સ્ત્રી૦ ચકલીથી નાનુ ને કાળુ એક પક્ષી એની ગુદા રાતી હોય છે
**પીતપાપડો,** પુ૦ ખડસલિયો
**પીતવાડો,** વિ૦ દર વર્ષે શિયાળુ ઉનાળુ વાવેતર થયુ હોય એવુ, કુવાનુ પાણી પાવામા આવ્યુ હોય
**પીતળ,** ન૦ (સ૦) પિત્તળ [તેવુ (ખેતર)
**પીતળિયુ,** ન૦ પીતળની વાડકી
**પીતાંબર,** ન૦ (સ૦)પીળુ રેશમી પહેરવાનુ વસ્ત્ર.
**પીતુ,** ન૦ લખોટીઓ રમનારને ઉભા રહેવાની નિશાનીવાળી જગા
**પીન,** વિ૦ (સ૦) ભરેલુ, પુષ્ટ, જાડુ
**પીનસ,** પુ૦ (સ૦) સળેખમ જખમ
**પીપ,** ન૦ (પોર્ટુ૦) પ્રવાહી ભરવાની લંબગોળ
**પીપર,** સ્ત્રી૦ પિંપર [લાકડાની કોઠી, ગોળ નળો
**પીપળ,** સ્ત્રી૦ (સ૦ પિપ્પલ) એક જાતનુ ઝાડ.
**પીપિયો,** પુ૦ રાઢ,બૂમ, ચીસ ૨ લેવાલીની ધમાલ
**પીપી,** સ્ત્રી૦ એવો અવાજ કરતુ વાજુ (ઢોલીનુ)
**પીમળાટ,** પુ૦ પરિમલ, ગંધ, સોડ, ફોર
**પીયળ,** સ્ત્રી૦ શુભ કારજમા સ્ત્રીઓને કપાળે હિંગળોક કંકુથી જે ચિતરવામા આવે છે તે
**પીયષ,** ન૦ (સ૦) અમૃત, સુધા
**પીયો,** પુ૦ આંખનો મળ, ચિપડા ૨ ગુમડા ખીલ વગેરમાથી નીકળતી કણિ ૩ કોદરા ભરડવાને ઘંટીના પડ ઉપર કરેલો રાખનો થર
**પીર,** પુ૦ (ફા૦) દેવત્વને પામેલો મુસલમાન સંત વલી, ઓલીઆ ૨ અમીર, ઉમરાવ.
**પીલવુ,** ક્રિ૦ સ૦ પિલવુ, જુઓ
**પીલુડા,** ન૦ પીલુડીના ફળ
**પીલુડી,**સ્ત્રી૦એક જાતનુ ઝાડ ૨ એક જાતનો રાગ.
**પીલો,** પુ૦ છોડનો અંકુર, ફણગો ૨ થડમાથી ફૂટેલુ કુમળુ ડાળુ
**પીવર,** વિ૦ (સ૦) જાડુ પુષ્ટ ૨ ઘટ્ટ, ગાઢુ.
**પીવુ,** ક્રિ૦ સ૦ (સ૦ પા–પીવુ) ગળવુ, પ્રવાહી પદાર્થ ગળામા ઉતારવો, પ્રાસન કરવુ ૨ ચૂસવુ.

ધાવવુ. ૪. દારૂ પીવા ૫ સમાવુ, અદર પચવુ, શોષવુ ૬ મોમા ધૂમાડો લેવો, દમ લેવો ૭ સહન કરવુ. ગમ ખાવી ૮ ન ગણુવુ પી જવુ=સહન કરવુ. ૨ ન ગણકારવુ, ન લેખવવુ ૩ ગળી જવુ

**પીસવુ**, ક્રિ૦ સ૦ દળવુ ૨ કચરવુ

**પીલતન**, વિ૦ હાથીના જેવુ

**પીસુ**, ન૦ ઝીણુ પ્રાણી

**પીળક**, સ્ત્રી૦ પીળુ ફીકુ

**પીળવુ**, ક્રિ૦ સ૦ પીળુ કરવુ, રગવુ, ખરડવુ

**પીળુ**, વિ૦ (સ૦ પીત) હળદરના રગ જેવુ **પીળો** દેડકો=લોહી ઉડી ગયુ હોય અને શરીર ફીકુ જણાતુ હોય તેવુ

**પીળુંવર્મક**, વિ૦ ઘણુજ પીળુ

**પુખ**, પુ૦ પોખ ૨ સ્ત્રી૦ ઘરના કરાના ઉપરનો છાપરાનો ઢળતો ભાગ, ઘરની પાખ ૩ પુખલુ, તીરની પણછનો પિછાવાળો ભાગ [ ૨ પાખડુ

**પુંખડુ**,ન૦તરગ, લેરખુ 'વાનુ પુખડુ પણુનથી'

**પુખવુ**, ક્રિ૦ સ૦ (સ૦ પ્ર + ઉક્ષ) ખેતરમા અનાજ વગેરેના બી હાથે વતી છુટાછુટા વેરવા તે 'વઉ પુખવા' ૨ વધાવી લેવુ 'વરકન્યા પુખવા

**પુંગવ**, પુ૦ (સ૦) આખલો,ગોધો ૨ શ્રેષ્ઠ,ઉત્તમ

**પુગીફળ**, ન૦ (સ૦) સોપારી, ફોફળ

**પુંછડિયુ**, વિ૦ પુછડાવાળુ ૨ ચાદવુ,વાદરા જેવુ

**પુછડુ**, ન૦ (સ૦ પુચ્છ) પ્રાણીઓની પુઠનો અવયવ, પુચ્છ ૨ લફરૂ,પાછળને પાછળ વળગ્યુ રહે તેવુ માણસ, પીડારૂપ તે, પાપ ૩ છેડો અંત ૪. ગુદા, અપદ્વાર ૫ પદવી, ઇલકાબ પુછડુ છુટી જવુ=ગભરાઇ જવુ ૨ ઝાડા થવા પુછડુ પકડવુ=હઠ ધરવી પુછડુ પછાડવુ=ગુસ્સામા બખાળા કરવા પુછડામા પેસવુ=ઘુસવુ, ખુશામત કરી વળગતા જવુ પુછડુ બળવુ=ખોટુ લાગવુ

**પુછ-છડી**, સ્ત્રી૦ પુછડુ, દુમ.

**પુંછવુ**, ક્રિ૦ સ૦ લોવુ, લૂછવુ

**પુંજ**, પુ૦ (સ૦) રાશિ, ઢગલો

**પુંજવું**, ક્રિ૦ અ૦ પૂજવું, જુઓ ૨ જીવજતુના રક્ષણાર્થે પુજે વાળવો તે (જૈન)

**પુંજણી**, સ્ત્રી૦સુતરની મુલાયમ સાવરણી (જૈન)

**પુજી**, સ્ત્રી૦ દોલત, અર્થ, ધન

**પુજો**, પુ૦ વાસીદુ,ઝાડુ

**પુઠ**, સ્ત્રી૦ પીઠ, વાસો ૨ કેડો, પીછો

**પુઠળ**, અ૦ પાછળ, પરોક્ષે, પછવાડે. [ઢાકણુ

**પુઠા**, ન૦ દાળમા રહેલા છોડા ૨.પુઠુ, ચોપડીનુ

**પુઠિયુ**, ન૦(પૃષ્ઠ) પાછલો ભાગ, પુઠ ૨ પીઠ. ૩. ગાડાની પાજરીનુ કમાડ ૪ જેમા આરા ઘાલે છે તે પૈડાનો ભાગ

**પુઠુ**, ન૦ છોતરૂ,છોડુ ૨ ચોપડીનુ ઢાકણુ.

**પુઠે**, અ૦ પાછળ, પરોક્ષે [છિવટનુ.

**પુઠેવાળ**, વિ૦ પાછલી વયમા થયેલુ બાળક;

**પુડરીક**, ન૦ (સં૦) ધોળુ કમળ.

**પુડ્ર**, ન૦ (સ૦) ટીલુ, તિલક

**પુાચ્યુ** ન૦ દાડિયુ ધોતર ૨. કોસ હાકનારની બેસણીએ બાધવાનુ ચામડુ.

**પુનાગ**,પુ૦(સ૦) નાગકેસરનુ ઝાડ.૨ મોટો હાથી.

**પુપરો**, પુ૦ છોકરો, દીકરો

**પુબડ**, ન૦ પુમડુ ૨ નાજુક ગાભલુ

**પુભડી**, સ્ત્રી૦ છોડે વળગી રહેલુ રૂ.

**પુલિગ**, વિ૦ નર જાતિનુ

**પુવા**, પુ૦ પૌઆ, ચપટા મમરા

**પુશ્ચલી**, સ્ત્રી૦ વેશ્યા, ગણુકા, પાતર.

**પુ કરવુ**,ક્રિ૦અ૦ હિહિ કરી નાખવુ;[હસી કાઢવુ

**પુકાર**, પુ૦ પોકાર, બૂમ, ધાટો

**પુખરાજ**, પુ૦ પોખરાજ,

**પુકારવુ**, ક્રિ૦ અ૦ પોકારવુ, બોલાવવુ, ભરકવુ

**પુખ્ત**, વિ૦(ફા૦) પાકી બુદ્ધિનુ,સમજુ, અનુભવી.

**પુગતુ**, વિ૦ પહોચે–ચાલે તેટલુ ૨ પુરતુ.

**પુગવુ**, ક્રિ૦ સ૦ પહોચવુ,પુરતુ થવુ ૨ ચાલવુ; નભવુ ૩ મળવુ [૨ સ્વાધીન કરવુ.

**પુગાડવુ**, ક્રિ૦ અ૦ પહોચે તેમ કરવુ,પહોચાડવુ.

**પુચકારી**, સ્ત્રી૦ બાળકને શાત કરવા ઓઠ વતી પુઉ એવો અવાજ કરવો તે

**પુચ્છ**, ન૦ (સ૦) પુછડી, દુમ

**પુછગાછ**, સ્ત્રી૦ પુછપરછ, તપાસ

**પુછપરછ**, સ્ત્રી૦ પુછવુ તે, ખોળ; તપાસ.

**પુછવુ**,ક્રિ૦સ૦ કોઇ વાત જાણવા માગવી, સવાલ

કરવો ૨ તપાસ કરવી.૩ માગવુ.૪ ગણવુ,લેખવુ
**પુછાપુછ,સ્ત્રી**૦ વારેવારે પૂછવુ તે,તપાસ, તજવીજ
**પુછાવવુ, ક્રિ૦ સ૦** કોઇ પૂછે તેમ કરવુ ૨ પૂછાવી જવાબ મગાવવો, તપાસ કરાવવી.
**પુટ, પુ૦** (સ૦ પટ) ઔષધ પકાવવા માટે બે કોડિયા ઉપર નીચે મૂકી તેને કપડછાણુ કરી બનાવેલુ પાત્ર,સપુટ ૨ પાસ, અસર ૩ પડિયો, દડિયો ૪ ખાડો, ગળી ૫ કાચલુ [પાણી
**પુટોદક, ન૦** નાળિએર ૨ કાચલાની અદરનુ
**પુડલો, પુ૦** પુડો, ખારો માલપુવો
**પુડી, સ્ત્રી૦** પડીકુ, પડી
**પુડો, પુ૦** મધમાખીનુ કાણા કાણા વાળુ મીણનુ ઘર ૨ લોટનુ ખીરૂ કરી લોઢી ઉપર તેલ ઘીથી તળેલો પદાર્થ તે ['હુ કાઇ પુર્ણચૌદુ કહુ છુ ?'
**પુણચૌદુ,વિ૦** વાકુ, અયોગ્ય, જુઠુ,ગેર વાજબી
**પુણવુ, ક્રિ૦અ૦** કાતવુ ૨ દુ ખદેવુ, પજવવુ ૩ નઠારૂ ફળ આવવુ,પરિણામે પીડારૂપ થઇ આવવુ.
**પુણિયુ, વિ૦** પોણુ ૨ **ન૦** મોટાથી સહેજ નાનુ (સુડી,જુડી વગેરે) ૩ લહેચી
**પુણી, સ્ત્રી૦** રૂનો વેતકનો લાબો ને આગળી જેવો જાડો જે આકાર કાતવાને માટે તૈયાર કરેલો હોય છે તે **પુણીનો** વાઘ-રજનુ ગજ
**પુણ્ય, ન૦** (સ૦) ઇશ્વર પ્રાપ્તિની શુભાશા, ધર્મબુદ્ધિ,સવાબ, નેકી ૨ દાન, ધર્મ ૩ સુકૃત, ફળ, સુફળ ૪ મરતી વેળા કરેલુ દાન ૫ પવિત્ર સ્થાન ૬ **વિ૦**શુદ્ધ, પવિત્ર,પાવન **પુણ્યક્ષેત્ર**-જ્યા વાસ કર્યાથી સત્કર્મનો લાભ થાય તે સ્થળ. [થાય એવુ
**પુણ્યશ્લોક, વિ૦**(સ૦)જેના નામ સ્મરણથી પુણ્ય
**પુણ્યાત્મા, વિ૦** (સ૦) ઉત્તમ આચરણ કરનાર, ધર્મી, પરમાર્થી [એક કર્મ
**પુણ્યાહવાચન,ન૦** વિવાહાદિ શુભ કર્મના અગનુ
**પુતળ,ન૦** શબ ન જડવાથી તેનુ બનાવેલુ પુતળુ.
**પુત્તળવિધાન,ન૦** (સ૦) મરનારનુ શબ હાથ ન લાગવાથી તેના પ્રતિનિધિરૂપ જે પુતળુ બનાવી બાળવામા આવે છે તે કર્મ
**પુતળિયુ, ન૦** જેમા પુતળુ-ચહેરો હોય તેવો સિક્કો ૨ જેમા પુતળિયા પરોવેલા હોય તેવુ ઘરેણુ ૩ ૧૫ રૂપિઆની કિમતનો સિક્કો, મોહોર.
**પુતળી,સ્ત્રી૦**(સ૦પુત્તલી)સ્ત્રીના આકારનો ઘાટ, મૂર્ત્તિ, બાવલી ૨ આખમા જે પ્રતિબિમ્બાકૃતિ દેખાય છે તે, કીકી ૩ ઉચી ને ખુબસુરત સ્ત્રી
**પુતળુ, ન૦** માટી-ધાતુ-લાકડા ઇ૦નો બનાવેલો જન જનાવરનો આકાર, મૂર્તિ ૨.બોટ, અણસમજુ-જડ તે
**પુત્ર, પુ૦** (સ૦) દીકરો,બેટો,તન **પુત્રના લક્ષણ પારણામાથી**=લક્ષણ શરૂઆતથીજ જણાય
**પુત્રવતી, વિ૦** પુત્રવાળી ૨ છોકરાવાળી
**પુત્રદા, વિ૦** પુત્ર આપનાર, દીકરો દેનાર
**પુત્રપૌત્ર, પુ૦** દીકરા અને દીકરાના દીકરા
**પુત્રી, સ્ત્રી૦** (સ૦) દીકરી, બેટી, કન્યા
**પુત્રીજ, પુ૦** દીકરીનો દીકરો, ભાણેજ [ઇષ્ઠિ
**પુત્રેષ્ઠિ,સ્ત્રી૦** પુત્રની ઇચ્છા માટે કરવા યોગ્ય એક
**પુત્રૈષણા,સ્ત્રી૦** (સ૦) પુત્રની ઇચ્છા,પુત્રકામના
**પુદ્ગળ, ન૦** શરીર ૨ જીવ, મનુષ્ય
**પુદ્ગળ, વિ૦**(સ૦)સુદર આકાર વાળુ,શોભિતુ
**પુનમ, સ્ત્રી૦** પૂર્ણિમા, પુનેમ
**પુનમિયુ, વિ૦** પુનેમને લગતુ,દર પુનમે અમુક કરવાનો જેને નિયમ હોય તેવુ
**પુનમિયા,પુ૦** પોપટા જેવા છોડામા થતા ધઉ
**પુનર્-ન, અ૦** ફરીથી, બીજીવાર, વળી
**પુન પુન, અ૦** વારવાર, ઘડીઘડી, ફરીફરીને
**પુનરપિ, અ૦**(સ૦) ફરીથી, બીજીવાર, ફેર
**પુનરાગમન, ન૦** ફરીથી આવવુ તે
**પુનરાવર્ત્તન, ન૦** બીજીવાર આવવુ તે
**પુનરૂક્તિ, સ્ત્રી૦** વારવાર તેનો તે શબ્દ અથવા વાક્ય બોલવુ તે
**પુનર્જન્મ, પુ૦** (સ૦) મુવા પછી ફરી જન્મ લેવો તે, બીજે અવતાર ૨ સખત મદવાડમાથી ઉઠવુ તે [બીજે અવતાર ૨ ફરી પેદા થનાર.
**પુનર્ભવ, પુ૦** (સ૦) બીજીવાર પેદા થવુ તે,
**પુનર્ભુ, સ્ત્રી૦** (સ૦) જેણે પુનર્વિવાહ કરેલો છે તે સ્ત્રી, નાતરાની સ્ત્રી.
**પુનર્વસુ,ન૦**(સ૦)સાતમુ નક્ષત્ર. [પુનર્લગ્ન, નાતરૂ.
**પુનર્વિવાહ, પુ૦** (સ૦) બીજીવાર પરણવુ તે;

**પુનિત,** વિ૦ સુંદર ૨ પવિત્ર, શુદ્ધ
**પુનેમ,** સ્ત્રી૦ પૂર્ણિમા;પુનમ
**પુપલી,**સ્ત્રી૦ નાના છોકરાની ઇંદ્રિય,વઉલી,પપુલી
**પુમ,** સ્ત્રી૦ઉડતી ઝીણી રજ ૨ રૂવાટી
**પુમડું,** ન૦ચપટીમા રહે તેટલુ રૂ ૨ અત્તર, ઘ૦મા ભિંજવેલા રૂનો લોચો ૩ પૂજનમા દીપને સારૂ રૂની કરેલી ઠુમસી વાટ તે ૪ વિ૦ લગાર
**પુમાન,** પુ૦ પુરૂષ, માણુસ ૨ નરજાતિ
**પુંસવન,** પું૦ગર્ભને સંસ્કાર કરવાનો એક વિધિ
**પુર,** ન૦ (સં૦) શહેર, નગર પુરપતિ=રાજા ૨ વિ૦ ભરેલું ૩ અ૦ આગળ, અગ્રે
**પુરજો,** પુ૦ (ફા૦) કકડો, ટુકડો "તેણે કાગળના પુરજે પુરજા કરી દીધા "૨.ડક્કો, કુરચો
**પુરણ,** ન૦ અંદર ભરવાનો માવો ૨ પુરણી ૩. વિ૦ પૂર્ણ, ભરેલુ [વેડમી ગળી રોટલી
**પુરણપોળી,** સ્ત્રી૦ અંદર પુરણ હોય તેવી પોળી,
**પુરણી,**સ્ત્રી૦ પુરવાનુ તે ૨ વધારો, ઉમેરણ ૩. ઉશ્કેરણી, ચઢાવો [અ૦ આગળ
**પુરત,** સ્ત્રી૦ પહેરામણી,રીત,દેણગી ૨ પુરાત ૩
**પુરતલ,** વિ૦ ઇચ્છા પૂર્ણ કરનાર,સંતોષનાર
**પુરતુ,** વિ૦ જોઇયે તેટલુ, પૂર્ણ
**પુરંદર,** પુ૦ (સં૦) ઇન્દ્ર, દેવનો રાજા
**પુરપાટ,**અ૦ સપાટાબંધ,પ્રવાહ પ્રમાણે
**પુરબિયો,**પુ૦ઉત્તર હિંદુસ્તાનનો માણુસ, ચોબો
**પુરવણી,** સ્ત્રી૦ વધારો, પરિશિષ્ટ, સાધણુ ૨ પુરણી, ઉશ્કેરણી [સાબીત
**પુરવાર,**વિ૦પ્રમાણુ આપીને સિદ્ધ કરેલુ ૨ સિદ્ધ,
**પુરવારી,** સ્ત્રી૦ સાબીતી,પુરાવો આપવો તે
**પુરવી,** સ્ત્રી૦ એક જાતની સાંજે ગવાતી રાગણી
**પુરવીદાણા,** પુ૦ ઇલાયચી જેવા સુગંધિવાળા તેજાનાના દાણા
**પુરવું,**ક્રિ૦સ૦ (સં૦પૃ-ભરવુ) ખાડામા મટોડુ, પત્થર વગેરે નાખવા, બીજી કોઇ વસ્તુથી પુરી સપાટીએ સરખુ કરવુ ૨ કોઇ પાત્રમા પ્રવાહી રેડવો ૩ ભોંય લીપી તે ઉપર ચિત્રામણ કાઢવા "ચોક પુરવા." ૮. પવન ભરી વગાડવુ, વાવુ, ૫ વધારવુ ઉમેરવુ ૬, ઉત્તેજન આપવુ, ઉશ્કેરવુ. 'તેણે વાતમા રંગ પુર્યો '૭ દાટવુ,મટોડાથી ઢાંકવુ ૮ કેદ કરવુ,બંધ કરવુ ૯ જોડે બોલવા લાગવુ ' તેણે સાદ પુર્યો " ૧૦ અધુરૂં પુરૂં કરવુ "ખામી પુરવી" ૧૧ આપવુ,રજુ કરવુ."સાહેદી પુરવી "
**પુરવું,** ક્રિ૦ અ૦ પાર પામેલુ થવુ, પહોંચાવુ, પુરૂ પડાવુ
**પુરશ્ચરણ,** ન૦ (સં૦) મન્ત્રસિદ્ધિને માટે અમુક સંખ્યાનો જપ કરવો એવુ જે અનુષ્ઠાન તે ૨ આગળથી આચરણ કરવુ તે [પુછપરછ, તલાસ.
**પુરસીસ,** સ્ત્રી૦ (ફા૦) શાહેદોને સવાલ પૂછવા તે;
**પુરઃસર,** અ૦ (સં૦) આદિલઇને, પૂર્વક, સાથે.
**પુરા,** અ૦ (સં૦) પૂર્વે, અગાઉ, પહેલા
**પુરાણ,** ન૦ (સં૦)ઇશ્વર લીલાનો અને રાજાઓના ઇતિહાસનો ગ્રન્થ ૨ લાણુ ને કંટાળો ઉત્પન્ન કરે
**પુરાણ,** વિ૦ જુનુ, અગાઉનુ, પ્રાચીન. [તેવુ ટાયલુ.
**પુરાણિક,** વિ૦ પુરાણને લગતુ ૨ પુરાણી.
**પુરાણી,** પુ૦ (પૌરાણિક)પુરાણ વાચનારો
**પુરાણુ,** વિ૦છેક જુનુ-અસલનુ, આગલુ
**પુરાત,** સ્ત્રી૦ સીલક,વધારો,બાકી
**પુરાતન** વિ૦ જુનું, અસલનુ
**પુરાવુ,** ક્રિ૦ અ૦સરખુ થવુ, ભરાવુ. [જુબાની
**પુરાવો,** પુ૦દાખલો,૨ પ્રમાણુ, સાબીતી, ૩ સાક્ષી,
**પુરી,** સ્ત્રી૦ (સં૦)નગરી,મુખ્ય શહેર ૨ પૂરી
**પુરીષ,** ન૦ (સં૦)વિષ્ટા,નરક,મળ.
**પુરૂં,** વિ૦ પૂર્ણ, ભરપુર
**પુરૂષ,** પુ૦(સં૦) મરદ, ભાયડો,નર ૨ ધણી,વર
**પુરૂષત્વ,** ન૦ (સં૦) પુરૂષપણુ,મર્દાઇ,શૌર્ય ૨ બળ, પરાક્રમ
**પુરૂષાતન,** ન૦ પુરૂષત્વ, મર્દાઇ, શૌર્ય. ૨. પ્રજા ઉત્પન્ન કરવાની શક્તિ ૩ બળ, પરાક્રમ.
**પુરૂષાર્થ,** પુ૦ (સં૦) પુરૂષે જન્મ ધરીને સાધ્ય કરવા જોગ જે ઉદ્દેસ તે એ ચાર છે ધર્મ અર્થ કામ,ને મોક્ષ. ૨ ન૦ પુરૂષપણુ ૩ પરાક્રમ, બળ
**પુરૂષાર્થી,** વિ૦ પુરૂષાર્થવાળો. ૨ બહાદુર, વીર.
**પુરૂષોત્તમ,** પુ૦ (સં૦) વિષ્ણુ, ઉત્તમ પુરૂષ
**પુરૂષોત્તમ માસ,** પુ૦અધિકમહિનો,મળમાસ.
**પુરેપુરૂં,**વિ૦સંપૂર્ણ,કંઇજ બાકી નહિ તેવું;તમામ,

**પુરોડાસ,** પુ૦ (સ૦) હવિષ. યજ્ઞમાંનો બાકી રહેલું હુતદ્રવ્ય, યજ્ઞનો પ્રસાદ
**પુરોહિત,** પુ૦ (સ૦) કુળગોર
**પુલક,** ન૦ રૂંવાડુ, રૂંવું, રોમાંચ [તિલુ, રોમાંચિત
**પુલકિત,** વિ૦ (સ૦) શરીરના રૂંવાટા ઉભા કરે
**પુલાક,** પુ૦ (સ૦) ચોખાનું ઓસામણ
**પુલિન** ન૦ (સ૦) દ્વીપ, બેટ, ભાઠુ
**પુલિંગ,** વિ૦ (સં૦) નરજાતિનું, પુરૂષ વાચક
**પુલ્લી,** સ્ત્રી૦ (સ૦) ગરગડી
**પુષ્કર,** ન૦ (સ૦) ભુરૂ કમળ ૨ સપ્તદ્વીપમાંનો એક દ્વીપ. ૩ આકાશ ૪ તળાવ
**પુષ્કળ,** અ૦ (સ૦) ઘણું, બહુ, અતિશય
**પુષ્ટ,** વિ૦ (સં૦) જાડુ, શરીરે ભરેલું, ખાધેલ-પીધેલ ૨ રસકસથી ભરેલ
**પુષ્ટિ,**સ્ત્રી૦(સ૦) શરીર વળવું-ભરાવું તે,ભરાવો, વધારો. ૨ ઉત્તેજન,મદદ ૩ બળ
**પુષ્ટકારક,** વિ૦પુષ્ટિકરનાર, પૌષ્ટિક, કૌવતદાર.
**પુષ્ટિમાર્ગ,** પુ૦વલ્લભાચાર્યના પંથનો એક માર્ગ
**પુષ્ટુ,** ન૦ (સ૦) જાડુ
**પુષ્પ,** ન૦ (સ૦)ફૂલ,કુસુમ,સુમન ૨ સ્ત્રીની ગુહ્યેન્દ્રિય, જ્યાંથી અટકાવ નિકળે છે તે અવયવ ૩ ફળની ઉત્પત્તિ પહેલાં થતા વિકાસ ૪ અટકાવ, સ્ત્રીરજ **પુષ્પવતી**—અટકાવવાળી સ્ત્રી
**પુષ્પધન્વા,** પુ૦ કામદેવ, મદન
**પુષ્પાંજલિ,** સ્ત્રી૦(સં૦) ખોબામાં પુષ્પ લઇ હરખથી ઉછાળી નાખવા તે, ફૂલે વધાવવું તે ૨ માર પુષ્પાંજલિ આપવી-મારવું, ઠોકવું
**પુષ્પિત,** વિ૦ પુષ્પથી આચ્છાદિત, ફુલેલું
**પુષ્પિતાગ્રા,** ન૦ એક જાતનું વૃત્ત (પિંગળ)
**પુષ્ય,** ન૦ (સ૦) આઠમું નક્ષત્ર
**પુસ્તક,**ન૦ (સ૦)ગ્રંથ,ચોપડી,પોથી, કિતાબ
**પુસ્તકશાળા-કાલય,** સ્ત્રી૦ ન૦ જ્યાં અનેક પુસ્તકોનો સંગ્રહ હોય તે ઠેકાણું,કિતાબખાનું
**પુસ્તો,** પુ૦ (ફા૦)પાણીનો ધક્કો ઝીલે તેવું બાંધેલું-ચણેલું કામ તે, ડક્કો, ઘાટ હાથણી
**પુસ્તી,** સ્ત્રી૦ કાગળની કાપલીઓ-કરચો ૨ હાથણી,ભિંતની કમ્મરની મજબુતીનું બાંધ કામ
**પુળી,** સ્ત્રી૦ ઘાસની ઝુડી-ભારી.
**પુળો,**પુ૦ઘાસનો ઝુડો **પુળો** મૂકવો=ખરાબ કરવું. ૨ દૂર કરવું (નજર આગળથી). ૩ સળગાવવું **પુળો** ઉડવો=સળગવું ૨ લાગી જવું, નામ દેવાનું બંધ થવું [એવો અવાજ કાઢવો.
**પૂ કરવું,** ક્રિ૦ અ૦ મુતરવું, ભૂ કરવું ૨.પૂઉઉ
**પૂછવું,** ક્રિ૦ સ૦ પુછવું, જુઓ
**પૂજ,** ન૦ મીંડુ,શૂન્ય,૨ વિરામ ચિહ્ન. ૩ અનુસ્વાર
**પૂજ,** પુ૦ જૈન સાધુ
**પૂજક,** વિ૦ (સ૦)પૂજનાર, પુજારી, અર્ચક
**પૂજન,** ન૦ (સ૦)પૂજવું તે,સેવા,બરદાસ અર્ચન.
**પૂજનીય,** વિ૦ પૂજ્ય, પૂજવા લાયક
**પૂજવું,** ક્રિ૦સ૦પૂજા કરવી,સેવા કરવી ૨ ભજવું
**પૂજા,** સ્ત્રી૦ (સ૦) દેવ ગુરૂનો પ્રસાદ પામવા ચંદન પુષ્પ વગેરે અર્પવાં તે, સેવા, અર્ચન ૨. માર, કુદીપાક **પૂજા** લેવી=આતિથ્ય સ્વીકારવું
**પૂજાપો,** પુ૦ દેવની પૂજાનાં દ્રવ્યો તે
**પૂજારી,** વિ૦ પૂજક, સેવા કરનાર, સેવક
**પૂઠે,** અ૦ પાછળ, પછવાડે.
**પૂજિત,** વિ૦ (સ૦) પૂજેલું [૨ મોટું, વડીલ.
**પૂજ્ય,**વિ૦ (સ૦) પૂજવા યોગ્ય,માનનીય,માન્ય
**પૂઠ,** સ્ત્રી૦ શરીરનો પાછલો ભાગ ૨ પરોક્ષ.
**પૂત,** પુ૦ પુત્ર,છોકરો ૨ વિ૦ શુદ્ધ, પવિત્ર.
**પૂપ,** ન૦ પરૂ, પાચ
**પૂર,** વિ૦ પૂર્ણ, જોઇયે તેટલું ને કંઇક વધારે. 'આજ પેટપૂર ખાવાનું મળ્યું" ૨ ભરેલું,તર
**પૂર,** ન૦ (સ૦) નદીમાં પાણી વધી વિસ્તાર પામે તે, રેલ ૨ મોટાઇ, કદ "ગ્રંથનું પૂર ૩ જથો, અમુક પ્રમાણુ જેટલું 'રતિપૂર' ૪ પુરૂ, ભરેલું, ટાકોટાક [દાળનો માવો.
**પૂરણ,** વિ૦ પૂર્ણ,બસ,થયું ૨ ન૦ ગોળ મેળવેલી
**પૂરત,** સ્ત્રી૦ પલ્લું, પહેરામણી
**પૂરવું,** ક્રિ૦ અ૦ વધારવું, ઉમેરવું. સૂર પૂરવો.' ૨ બદલે આપવું,ભરી આપવું ૩ પોષવું, ભરવું.
**પૂરિત,** વિ૦ (સ૦) ભરેલું, પુરૂં ૨ સંતુષ્ટ.
**પૂરી,**સ્ત્રી૦ઘઉં વગેરેનો વણેલો નાનો ગોળ આકાર.
**પૂરૂં,** વિ૦ (પૂર્ણ)આખું, સઘળું,તમામ,૨. ફાવેલ,

પ્રવીણ, "તે બધી વાતે પૂરો છે '
**પૂરૂં**, અ૦ સમાપ્ત, અંત, સંપૂર્ણ
**પૂર્ણ**, અ૦ (સં ૦) પૂરૂ, સપૂર્ણ, આખુ ,તમામ પૂર્ણકળાએ=પૂર્ણ આબાદીએ
**પૂર્ણચંદ્ર** પુ૦ (સં૦)પૂનેમનો સર્વકળા સપૂર્ણ ચદ્ર
**પૂર્ણાંક**, પુ૦ (સં૦)ભાગ–કકડો નહિ પણ આખો, પૂર્ણ અક
**પૂર્ણાહુતિ**, સ્રી૦ (સં૦) યજ્ઞ–હોમદિકમા છેલ્લા બલિદાનનો દિવસ ને સમય તે, હોમની સમાપ્તિ
**પૂર્ણિમા**,સ્રી૦ (સ ૦)શુક્લપક્ષની પદરમી તિથિ, પૂનમ
**પૂર્ણોપમા**, સ્રી૦(સ૦) એ નામનો અર્થાલકાર જેમા ઉપમેય, ઉપમાન, વાચ્ય ને સામાન્ય ધર્મ, હોય છે તે. 'પૂનેમના ચદ્ર સરખુ શોભિતુ મુખ'
**પૂર્તિ**, સ્રી૦ (સ ૦) વધારો, ઉમેરણ, ખુટતુ પુરૂ કરવુ તે [ઉગમણ. ૨ વિ૦ આગલું, અસલનુ.
**પૂર્વ**, સ્રી૦ (સ ૦)જે દિશા તરફ સુર્ય ઉગે છે તે,
**પૂર્વક**, અ૦ (સ ૦) સાથે. "આગ્રહ પૂર્વક"
**પૂર્વજ**,પુ૦(સ ૦પૂર્વ+જન્–જન્મેલુ) બાપ દાદા, વડવા ૨ વિ૦ પ્રથમ જન્મેલુ અગ્રજ, મોટુ
**પૂર્વજન્મ**,પુ૦(સં૦)આ જન્મની પહેલાનો જન્મ
**પૂર્વજિયુ**, ન૦ પૂર્વજના ઉદ્ધાર માટે જે ધાર્મિક ક્રિયા કરવામા આવે છે તે.
**પૂર્વદત્ત**,વિ૦(સ ૦)પૂર્વજન્મમા–આગળ આપેલુ
**પૂર્વદિશા**, સ્રી૦ જે દિશામા સૂર્ય ઉગે છે તે ૨ ઉગતા સુર્યના જેવુ ફળદાતા, સવાવીસ, જોઇએ તેવુ, ઉત્તમ [ ૨ આગલુ બારણુ
**પૂર્વદ્વાર**, પુ૦ (સ ૦) પૂર્વ દિશા ભણીનુ બારણુ.
**પૂર્વપશ્ચિમ**, વિ૦ પૂર્વથી પશ્ચિમ લગીનુ
**પૂર્વપક્ષ**, પુ૦ (સ ૦) પહેલુ પખવાડિયુ, સુદિ ૨. કોઇ વાતને સિદ્ધ કરવા સારૂ વાદનો પ્રથમ પાયો તે, ઉત્તર આપવાની જરૂર પડે તેવો બુદ્ધિથી કલ્પેલો પ્રશ્ન, સિદ્ધાત વિરૂદ્ધ કોટિ તે
**પૂર્વરંગ**, પુ૦ મગળાચરણ, નાદી વગેરેનો પાઠ
**પૂર્વરાગ**, પુ૦ નાયક નાયિકાનો પ્રીતિયુક્ત ભાવ તે
**પૂર્વરાત્ર**, સ્રી૦ (સં૦) આગલી રાત,પહેલી રાત
**પૂર્વવત્**, અ૦ (સ ૦) પ્રથમની માફક.
**પૂર્વાપર**, વિ૦ યથાનુક્રમ, ક્રમાનુસાર
**પૂર્વા ફાલ્ગુની**, સ્રી૦ (સં૦) ૧૧ મુ નક્ષત્ર.
**પૂર્વા ભાદ્રપદા**, સ્રી૦ (સ ૦) ૨૫ મુ નક્ષત્ર
**પૂર્વાર્દ્ધ**, વિ૦ (સ ૦)આગળનું,પહેલાનુ અરધુ
**પૂર્વાવલોકન**, ન૦ (સ ૦) દીર્ઘદૃષ્ટિ, અગમચેતી.
**પૂર્વાષાઢા**, ન૦ (સ ૦)એ નામનુ ૨૦ મુ નક્ષત્ર.
**પૂર્વી**, સ્રી૦ એક રાગિણી. [વખતમા, પહેલા.
**પૂર્વે**, અ૦ પ્રથમ, આગળ કહ્યુ તેમ. ૨ અસલના
**પૂર્વોક્ત**, વિ૦ પૂર્વે કહેલુ, અગાઉ કહેવાયલુ.
**પૂર્વોત્તર**, વિ૦ ( સ૦ ) પૂર્વથી ઉત્તર લગીનુ, આગલું ને પાછલુ ૨ ઇશાન તરફ
**પૂલ** પુ૦ (ફા૦) નદી–ખાડી–તળાવ ઓળગીને જવા સારૂ તેના ઉપર પાટિયા, લોઢાના પાટા, પત્થર, ઈંટનો જે રસ્તો બાધ્યો હોય તે
**પૃચ્છક**, વિ૦ (સ ૦) પ્રશ્ન કરનાર, પૂછનાર ૨ શોધક જિજ્ઞાસુ; ખણખોદિયુ
**પૃચ્છા**, સ્રી૦ (સં૦) પ્રશ્ન,પુછપાછ, જિજ્ઞાસા.
**પૃથક**, અ૦ (સ ૦) જુદુ, નોખુ, અલગ.
**પૃથક્કરણ**, ન૦ (સ ૦) જુદુ પાડવુ તે, જુદુ જુદુ કરી બતાવવુ તે (એનું ઉલટુ સયોગીકરણ).
**પૃથા**, સ્રી૦ રિવાજ, રવૈયો, નિયમ
**પૃથુ**, વિ૦ (સ ૦) પહોળુ, મોટું, વિસ્તીર્ણ
**પૃથ્વી**, સ્રી૦ (સં૦) જમીનનો મોટો ગોળો, ભૂ ધરા, મહી ૨ જમીન, ભોય ૩ પચતત્વ પૈકી એક તત્વ ૪ અકુર ૫ ખેતર
**પૃથ્વીનાથ**, પુ૦ રાજા, ભૂપતિ.
**પૃષ્ઠ**, ન૦ (સ ૦) પત્રની એક બાજુ પાનુ,સફો. ૨ પીઠ, વાસો ૩. ઉપલી સપાટી. ૪ વિ૦ પાછલુ પછવાડેનુ [સાકરપે ગળી. '—પ્રેમા
**પે**, અ૦ થી કરતા " કહે વાણી છાની વાત,
**પેંગડુ**, ન૦ ઘોડાના જીનનો પાવડો
**પેંગું**, વિ૦ અશક્ત, માઈ કાગલું
**પેચેપેચે**, અ૦ ગુસપુસ, ચેચે પેચે, છાનુ માનુ,
**પેંજાર**, સ્રી૦ (ફા૦) જુતુ, પગરખુ, મોજડી.
**પેંઠ**, સ્રી૦ હુડી ગેરવલ્લે પડેથી બીજીવાર લખેલી જે હુડી તે
**પેંડા**, પુ૦ ખાડ ને માવાની બનાવેલી મીઠાઈ. ૨.

ડાગરનુ પરાળ ૩ માટીનો લોચો, જે ચાક ઉપર હોય છે તે ' શુ ઘડો કે ઘેડ ઉતરશે, ચાક ઉપર હજી પેડો છે ૪ મુક્કીનો માર

**પેથી** સ્ત્રી૦ સેથી

**પેદાગરૂ**, વિ૦ કમાતુ, ગળતુ

**પેધવુ**, ક્રિ૦ અ૦ પળકવુ, ટેવાવુ, ફાવવુ 'તમે પેધવ્યા વિદેશિઓને, પછી ઉલટયો ઘણો યુરોપ '

**પેધુ** ન૦ ટેવ, આદત, ખો, લત, હવસ

**પેંપી**, સ્ત્રી૦ પતરાજ, મગરૂબી

**પેખવુ**, ક્રિ૦ સ૦ જોવુ, નિહાળવુ

**પેખામાખોર**, ન૦ ફતવાખોર ફિતુરી

**પેગમ્બર**, પુ૦ (ફા૦) ઈશ્વરપ્રેરિત જ્ઞાનવાન પુરૂષ જે ઈશ્વરની આજ્ઞાનો લોકોને બોધ કરે છે ૨ [અવતારી પુરૂષ

**પેગામ**, પુ૦ (ફા૦) સદેશો, ખબર

**પેચ**, પુ૦ (ફા૦) આંટો, આમળો, 'પાછડીનો પેચ ' ૨ ફેર, આમળાવાળી ખીલી ૩. મનમા જે આમળો–આટો તે ૪ છુપી યુક્તિ, કરામત, કળા, પ્રપચ ૫ છળ, ફાદો, જાળ, કાવત્રુ 'પેચમા આવવુ '૬ એકમેકમા ભરવાવુ તે 'કનકવાના પેચ '

**પેચદાર**, વિ૦ આટાવાળુ ૨ પેચી

**પેચી**, વિ૦ ખટપટીયુ, પોકેલુ, લુચ્ચુ

**પેચોટી**, સ્ત્રી૦ આબોઈ

**પેજ**, સ્ત્રી૦ ચોખાની કાજી–રાબ

**પેટ**, ન૦ (સ૦) શરીરનો છાતી અને પેઢુની વચમાનો ભાગ, જેમા ખાધેલુ પીધેલુ પાચન થાય છે તે, ઉદર ૨ જઠર, કોઠો, અન્નાશય, ઓજરી ૩ દુટીની ને પેઢુની વચમાનો ભાગ, જેમા સ્ત્રીને ગર્ભ રહે છે, ગર્ભસ્થાન ૪ સતાન, બાળક ૫. આજીવિકા, ગુજરાન. ૬ ઝાડો, દસ્ત ૭ એકાદા ઘાટનો બહાર નીકળેલો પોલાણુ ભાગ તે, પેટુ ૮ અતર, મન. "એના પેટની ખબર પડે નહિ" ૯ એક કુટુબ, ગોત્ર, ઘર **પેટ** અવતાર લઈએ એવુ=બહુ ભલુ, સારા સ્વભાવનુ **પેટ** આવવુ–જનમવુ ૨ ઝાડો થવો **પેટ** ચઢવુ= ન જીરવાવુ **પેટ** ખોલવુ–પેટની વાત કહેવી, મર્મભેદ કહેવો. **પેટ** છૂટી જવા—ઘણો ઝાડો થવો **પેટ** ટાઢુ થવુ—ધરાવુ, સતોષ પામવુ **પેટ** પર છરી મૂકવી–ચાલતા ગુજરાનમા અટકાવ–હરકત નાખવી, જીવ જોખમમા નાખવો, **પેટ** પર પાટુ મૂકવુ **પેટ** પાણી પડવા ન દેવુ–જપીને બેસવા–ઠરવા ન દેવુ, હેરાન કરવુ, સતાપવુ, કાયર કરવુ **પેટ** ફુલવુ–જલઘર થવુ ૨ ગર્ભ રહેવો **પેટ** ફોડવુ= ગુપ્ત વાત ઉઘાડી કરવી ૨ મનની વાત કહેવી **પેટ** બળવુ=અદેખાઇ થવી, ઇર્ષા થવી **પેટનો** બળ્યો =નિરાશ થયેલો, ગુસ્સાથી અકળાયલો **પેટ** બાળવુ=પેટ પુરતુ ન ખાવુ, પૂરૂ ન ખાવુ **પેટ**ની પુજા કરવી=ખાવુ પેટ ભરવુ ૨ લાચ આપવી **પેટનો** પડદો=મનની વાત, છાનો–ગુપ્ત વિચાર, ભેદ **પેટનો** મેન=ભેદ, મર્મ, મનનો પાર **પેટમાં** આમળો=વળ, આટી, કીનો, વેર ૨ ટેક **પેટમા** તેલ રેડાવુ=ફાળ પડવી, ધ્રાસકો પડવો, પેટમા ચરેડો પડવો ૨ ધાસ્તીથી ચોકી ઉઠવુ ૩ અદેખાઇ થવી. **પેટમાં** દુખવુ= કામ કરવાની આનાકાની કરવી ૨ નજીક, પાસે એમ દર્શાવવામા વપરાય છે 'શનિવાર આ આવ્યો, કઈ પેટમા દુખે છે '' ૩ કોઈનુ સારૂ જોઇ ન ખમાવુ **પેટમા** પગ–ટાટિયા= દેખીતી નરમાશ પણ અદરથી હરામી, મીઢા અને ઉડા કાવતરા કરના તે. **પેટમા** પાળી= કપટ, વૈર બુદ્ધિ, છુપુ તર્કટ **પેટમાં** પેસવુ= મળી જવુ ૨ કોઇનો વિચાર જાણી લેવો. **પેટમા** પેસી નીકળવુ=મન–અતરની વાત જાણુી પાર પામવો **પેટમાં** બિલાડા આળોટવા =ઘણી ભૂખ લાગવી **પેટમા** રાખવુ=ગુપ્ત રાખવુ, ૨ સહન કરવુ, ખમી ખાવુ ૩ સમજવુ, જે કહે તે સાભળ્યા કરવુ "પેટમા રાખવી વાત પડદા તણી." **પેટમા** ઉતારવુ=સહન કરવુ, ખમવુ ૨ ગળે ઉતારવુ **પેટે** પાટા બાધવા= ભૂખ્યા રહેવુ, ભૂખે પીડાવુ **પેટે** પોટલુ બાધવુ =પોટલુ બાધ્યુ હોય એમ પેટ તણાતા સુધી ખાવુ **પેટનું** છોકરૂ=પોતાનું બાળક **પેટ** ભરીને =ધરાઇને, ઠ ડ પેટે–નીરાતે, સંતોષથી

**પેટપુર**, વિ૦ પેટ ભરાય તેટલુ, જોઈએ તેટલું.

**પેટબેસણુ**, ન૦ અધ્રામણુ, ઝાડો.

**પેટભરૂ**, વિ૦ પોતાના પેટનીજ જેને દરકાર છે તે, સ્વાર્થી,એકલપેટુ
**પેટવવુ**, ક્રિ૦ સ૦ સળગાવવુ, ચેતવવુ
**પેટવુ**, ક્રિ૦ અ૦ સળગવુ,લાગવુ,ભડકો થવો
**પેટારો**, પુ૦ મોટી પેટી
**પેટિયુ** વિ૦ ખાવાનાજ બદલામા કામ કરનાર 'ઘાસિયો ઘોડો ને પેટિયો ચાકર' ૨ રોજ, રોજનુ ખાવાનુ, પેટનુ ખરચ.
**પેટી**, સ્રી૦ (સ૦ પેટિકા) જેમા વસ્તુઓનો ઢગલો માય એવો માલ સામાન મૂકવાનો લાકડા-ધાતુનો ઢાકણુ ઉઘાડ દે કરાય તેવો આકાર ૨ અમુક જથો 'અફીણની ૧૫૦ પેટી વહાણમા ચઢી' ૩ ફટાકાની લુમની ચોમેર કાગળ લપેટી જે આકાર બનાવવામા આવે છે તે ૪ પહેરવાનો બાય વિનાનો કબજો ૫ કાચળીનો ચોત્રલાની નીચનો ભાગ તે પેટી જેવુ=ચારે તરફથી બધ
**પેટુ**, ન૦ મોટી રકમની વિગતમા લખેલી નાની રકમ ૨ જમા રકમો અદરથી દબાતી લખી હોય તે ઠકાણુ "પેટુ પાડવુ" ૨ મોટાના સંબધમા હોય તે 'તે તેના પેટામા આવી ગયો' ૩ સાટુ, બદલો ૪ ઉપસી આવેલો ભાગ
**પેટે**, અ૦ પેટામા, બદલે, અવેજમા, વતી
**પેઠે-પેઠમ**, અ૦ રીતે જેવુ માફક, ગોઠે
**પેઢુ**, ન૦ ગુહ્યેન્દ્રિયની ઉપરનો ભાગ ૨ દાંતના પારા
**પેઢી**, સ્રી૦ શરાફની દુકાન ૨ વશના પુરૂષોનો ચડતો અનુક્રમ તે, વેલો
**પેઢીઓગત**, વિ૦ વશપરપરા, પેઢી દર પેઢી
**પેઢીનામુ**, ન૦ વશાવળી
**પેઢીપચક**, ન૦ વશ નિકદન 'મલ્લ સહારી આથેરા ચાલ્યા, પેઢીપચક પર કસરે'
**પેણી**, સ્રી૦ જે વાસણમા પૂરી ભજીયા વગેરે તળાય છે તે લોઢીયુ, તાવડી, કઢાહ
**પેણો**, પુ૦ મોટી પેણી, તાવડો, કટાહ
**પેત**, વિ૦ સાતનો સકેત ૨ પહેલો (રમતમા)
**પેંતાન**, ન૦ પાખડ, ઢોંગ, ચાળા, ફતવા
**પેદ**, સ્રી૦ શરીરનુ બળ, પગની શક્તિ ૨ કુસ, કામ કરાવી થકની નાખવુ તે.

**પેદળ**, ન૦ પાયદળ ૨.અ૦ ચાલીને, પગપાળુ
**પેદા**, વિ૦ (ફા૦) ઉત્પન્ન થયેલુ, બનાવેલુ, તૈયાર કરેલુ,મેળવેલુ પેદા કરવુ=ઉત્પન્ન કરવુ, ઉપજાવવુ. ૨. કમાવુ, રળવુ [૩ ફળ, વસ્તાર ૪ લાભ, નફો.
**પેદાશ**, સ્રી૦ જન્મ,ઉત્પત્તિ ૨ પ્રાપ્તિ,ઉત્પન્ન,આવક
**પેધુ**, ન૦ આદત, ટેવ, લગેકો.
**પેન**, સ્રી૦ (અ૦) પત્થરની સળી,લેખણુ,કલમ.
**પેનસીલ**, સ્રી૦ (અ૦) સીસાપેન [મતનો સિક્કો
**પેની**, સ્રી૦ (અ૦) પેન્સ, એક આનાની કિ-
**પેય**, વિ૦ પીવા જેવુ તે ૨ કાજી, રાબડી.
**પેર**, સ્રી૦ પ્રકાર, રીત ૨ તજવીજ, ગોઠવણ, જુગતી ૩ સ્થિતિ,હાલત, ખબર "કહો ઋષિ પૃથ્વીની પેર' ૪ હદ ૫. ન૦ જમરૂખ,જામફળ.
**પેરણ**, ન૦ પહેરવાનુ તે, વસ્ત્ર, લુગડુ 'પેરણ છાલો પાદડા, ખાવા વનફળ ફૂલ' ૨ પહેરવુ તે ૩ ગળેથી પહેરવાનુ ખુલતુ બદન-
**પેરણુ**, ન૦ કમ્મરેથી પહેરવાનુ વસ્ત્ર,લગોટ
**પેરવી**, સ્રી૦ (ફા૦) સોઇ તજવીજ, ગોઠવણ
**પેરવુ**, ન૦ પેરિયુ, જુઓ [૨. યત્ન, યુક્તિ.
**પેરવુ**, ક્રિ૦ અ૦ વાવવુ (દાણા) ૨ પ્રેરણા કરવી. ૩ મોકલવુ [શેલડીના કકડા, પેરાઈઓ.
**પેરા**, ન૦ (સ૦ પર્વ-સાંધો) બે ગાઠાની વચમાના
**પેરાઈ**, સ્રી૦ કાતરી,બે ગાઠાઓ વચ્ચેનો ભાગ.
**પેરિયુ**, ન૦ સાંઠાનો બે ગાઠાની વચ્ચેનો ભાગ.
**પેરે**, અ૦ પેઠે,માફક, રીતે [૨ ગુહ્યેન્દ્રિય પેળ
**પેરો**, પુ૦ પહેરો ૨ ફકરો [-થપોલી.
**પેલ**, સ્રી૦ પહેલ, મડાણ,૨ ન૦ રૂનો લોચો,
**પેલીગમ-મેર-તરફ**, અ૦ તે તરફ, સા
**પેલુ**, સ૦ અમુક, ફલાણુ આગલુ, ઓલ્યુ, તે.
**પેલે દહાડે**, અ૦ ચોથે દહાડે.૨ તે દિવસે
**પેશ**, વિ૦ (ફા૦) આગળ.૨ પ્રતિષ્ઠિત,વજનદાર, મુખ્ય. ૩ પાર પડેલુ,બર પેશજવુ=બર આવવુ પેશ પહોચાડવુ=ઠેકાણે લાવવુ,ભાન કરાવવુ
**પેશ**, પુ૦ પેશો,ધધો,ઉદ્યોગ
**પેશકશ**, સ્રી૦ (ફા૦) ખડણી, મહેસુલ, આગળથી નક્કી કરેલો કર ૨. કર વસુલ કરનાર [કામ તે.
**પેશકશી**, સ્રી૦ પેશકશ,ખડણી ૨ ખડણી કરાવવાનુ

**પેશકાર,** પુ૦ (ફા૦) ખવાસ,હજુરિયો ૨ મહેસુલ ઠરાવનાર અધિકારી [અપાતુ લવાજમ
**પેશગી,** સ્ત્રી૦ (ફા૦) કોઈ કામ ચાલતુ કરવાને
**પેશવા,** પુ૦ (ફા૦)મુખ્ય પ્રધાન ૨ સતારાના રાજાના જે બ્રાહ્મણ પ્રધાનો પુનામા સત્તાધારી થયા હતા તે [ ઠાઠ, પ્રભાવ.
**પેશવાઇ,** સ્ત્રી૦ પેશવાની જે રાજ સત્તા તે ૨ વૈભવ,
**પેશવાજ,** પુ૦(ફા૦) રામજનીઓ જે લાબો ઝુલતો જબ્બો પહેરીને નાચે છે તે
**પેશાબ,** ન૦ (ફા૦)મૂતર, લઘુશંકા
**પેશી,** સ્ત્રી૦ કળી,ગડી.૨ અડદની દાળ ૩ ગર્ભને વિંટાઇ રહેનારી ચામડી,બીજની આસપાસ વિંટાયેલુ પડ ૪ પીતો, ફેડવુ ૫ લુગદી
**પેશો,** પુ૦(ફા૦)ધંધો,ઉદ્યોગ,કામ [ નિશાનરો
**પેષણ,** ન૦ (સ ૦) દળવુ તે,ચૂર્ણ કરવુ તે ૨ વટી,
**પેસવુ,** ક્રિ૦ અ૦ અંદર જવુ,દાખલ થવુ, ઘૂસવુ
**પેસનીકળ,** ન૦ જવુ આવવુ તે વારવાર જવુ આવવુ તે ૨ ઘાલમેલ, ઘરવટ, સહવાસ
**પેસાર,** પુ૦ પરિચય સહવાસ,પેસવાપણુ.
**પેસારવુ,** ક્રિ૦ અ૦ દાખલ કરવુ,પેસાડવુ
**પેસ્તર,** વિ૦(ફા૦)આવતુ "પેસ્તર સાલ"
**પેળ-વો,** પુ૦ વૃષણ,પેરિયુ,અંડ [ભંગાર
**પૈ,** સ્ત્રી૦ આનાનો ૧૨ મો ભાગ, પાઇ ૨ પઇ,
**પૈકી,** વિ૦ માહેલુ,-માનુ,અંદરનું
**પૈઠણ,** સ્ત્રી૦ કરાર, બોલી,સાટુ
**પૈઠવુ,** ક્રિ૦ અ૦ પરઠવુ,કરાર કરવો,ઠરાવવુ
**પૈતુ,** ન૦ ફળનો ગોળ પાતળો કકડો ૨ છોકરા રમતમા લોઢાનુ કે માટીનુ ગોળ પૈડુ રમે છે તે [ઓડુ
**પૈઠો,** પુ૦ ચૂલ ઉપર ઉભા લાકડા વાળી ડગેલુ
**પૈડુ,** ન૦ નાભિથી તે પરીઘ સુધી આરા જડી બનાવેલો ગોળ ઘાટ, ચાક, ચક્ર ૨ ચક્કર (યંત્રનુ) ૩ સાપોલિયુ.૪ ચાક (કુંભારનો) પેડુ ફરવુ=કામ થવુ,નભવુ,પાર પડવુ ૨ ફાવવુ,સહેલુ પડવુ
**પૈડો,** પુ૦ બાવળની શિંગ,કાતરો
**પૈશાચ,** વિ૦ પિશાચ સબંધી-વાળુ ૨ પુ૦ ધર્મશાસ્ત્રમા વર્ણવેલા આઠ વિવાહ પૈકી એક, કન્યાને છળકપટથી ઉપાડી જઈ પરણવુ તે

**પૈશુન,** ન૦(સ ૦)ચાડીઓ,પિશુન ૨ ચાડી ચુગલી ૩ શ્રાવકોનુ ૧૪ મુ પાપસ્થાનક
**પૈસો,** પુ૦ તાબાનો ચલણી સિક્કો,જંઇ પા આનો ત્રણ પાઇ,(સુરતમા)સવાકો ૨ લક્ષ્મી, ધન, દોલત **પૈસા** ખાવા=માલમિલકત ભોગવવી ૨ લાચ લેવી **પૈસા** ખાવા લેવા=કન્યાના પિતાએ કન્યા સાટે પૈસા લેવા **પૈસા** ખોટા થવા=પૈસા ડુલવા **પૈસાના** કાકરા કરવા=ઉડાઉપણે ખર્ચવુ **પૈસાનુ** પાણી કરવુ=ઉડાઉપણે ખર્ચવુ ૨ ખરીદ કરતા છેતરાવુ ૩ પૈસા છીનવી લેવા **પૈસાને** બચીઓ કરવી=પૈસાને સાચવી રાખવા, કંજુસપણુ કરવુ **પૈસાનુ** પુતળુ=પૈસાનોજ સગ્રહ કરી જાણનાર
**પોક-ખ,** પુ૦ જુવાર બાજરીના લીલા તાજા ડુડાના સેકાયલા દાણા તે
**પોકવુ-ખવુ,** ક્રિ૦ સ૦ ચારીના માડવા આગળ વરને વધાવવો તે ૨ ઘરમા દાખલ થતા વરવહુને
**પોકિયુ,** ન૦ લીલુ કણુસલુ [વધાવવા તે
**પોખણા,** ન૦ પોખવાના સાધનો [તીરનુ મૂળ
**પોખલુ,** ન૦ડુડુ,તાજુ કણુસલુ ૨ પણુછ પર માડવાનુ
**પોખિયુ,** ન૦ફાટો,અંગ,વસ્તુના અવયવો 'તાળાનુ પાખિયુ' ૨ શાખા,ડાળુ. [ પોકાર.
**પોક,** સ્ત્રી૦ મોટે ઘાટે રડવુ તે,ઠ્રસકો મૂકવો તે ૨
**પોકરાણ,** ન૦ ડકલાણ, બુમાબુમ ૨ ઘણા જણે સાથે મોટેથી રડવુ તે
**પોચ,** સ્ત્રી૦ પહોચ,રસીદ ૨ અક્કલ,ઉંડી સમજ
**પોચી,** સ્ત્રી૦ કાડે પહેરવાનુ ઘરેણુ,પહોચી
**પોચો,** પુ૦ કાડુ ૨ કાડાથી આગળા સુધીનો ભાગ **પોચા** ડરડવા=દીલગીર થવુ ૨ હારવુ ૩ ત્રાસ
**પોદવુ,** ક્રિ૦ સ૦ કચરવુ,છુદવુ [બતાવવો
**પોદો,** પુ૦ છુદાયલી ચીજ
**પો,** પુ૦ એક (પાસા દાવમા) ૨ બાજીમા ૧૦,૨૫, ૩૦ ઉપર એક વધારે ગણાય છે તે,વધાઇનો અંક
**પોઇ,** સ્ત્રી૦ એક જાતનો વેલો ૨ ગાડરાની લીંડી.
**પોઇસ,** સ્ત્રી૦(ફા૦) ગાડીના રસ્તામાથી દૂર ખસો, એવો ગાડીવાનનો પોકાર
**પોકળ,** વિ૦ અંદર પોલાણ હોય તેવુ,ખાલી,પોચુ. ૨ અર્થ વગર,અમથુ ૩ ખોટુ,જુઠુ **પોકળ શ્રાદ્ધ**

કરવું—મોટેથી પોક મૂકવી
**પોકળી, સ્ત્રી૦**(મ૦) અવકાશ,આકાશ ખાલી તે
**પોકાર,** પું૦ બૂમ,મોટો સાદ, રાડ, ચીસ, ધાટો ૨ મોટેથી નામ દઇ બોલવું તે
**પોકારવું,** ક્રિ૦ સ૦ મોટો ધાટો પાડી બોલાવવું, બૂમ પાડવી, આરડવું, બરાડવું બરકવું ૨ શરણ [માગવું
**પોકેપોક, સ્ત્રી૦** રડારડ, ધુમેધુમ
**પોખરાજ,** પું૦ પીળા રંગનો હીરો
**પોખવું,** ક્રિ૦સ૦ પોષવું,પાળવું ૨ ઉત્તેજન આપી વધારી તૃપ્ત કરવું સંતોષવું
**પોગળ,** ન૦ ખોટાપણું જુઠાણું.૨ પોકળ,ભોપાળું
**પોગળી, સ્ત્રી૦** ગામડી
**પોચ, સ્ત્રી૦** દાણા વગરની ડાગર ૨ ઢીલાપણું. ૩ પહોચ, હોશિયારી ૪ પાવતી, પહોચ [૨ ઢીલું
**પોચકણું,** વિ૦ પોચું,બીકણું,દમ વગરનું, બાયલું
**પોચકું,** ન૦ છાણનો લચકો, થોડું પડેલું છાણ પોચકા નાખવા-બીવું ડરવું,ડરથી પાછા હઠવું
**પોચું,** વિ૦ ઢીલું, દાબવાથી દબાય તેવું,નરમ ૨ કુમળી છાતીનું ૩ બીકણું ધીરજ—હિંમત વગરનું. ૪ ગરીબ,સાલસ ૫ નબળું કોમળ,મૃદુ
**પોટકી—લી, સ્ત્રી૦** નાની ગાંસડી,પોટલી
**પોટકું—લું,** ન૦ ગાંસડી,ગાંઠડો [જવું
**પોટલિયેજવું,** ક્રિ૦ અ૦ જંગલ જવું,ઝાડે ફરવા
**પોટલિયો,** પું૦ ઘોડે સ્વારની નાની ચામડાની મસક ૨ કુલ્લું ૩ પોલો સોનાનો મણકો
**પોટલો,** પું૦ મોટો બચકો,ગાંસડો
**પોટીસ, સ્ત્રી૦** (અં૦પોલ્ટિસ)વઉ,અળસી ઇ૦ ની ખદખદાવી કરેલી લુગદી [કાફલો,સાથ, સંઘ.
**પોઠ, સ્ત્રી૦** વણજાર,ટાંડું ૨,ગુણ એવડો કોથળો ૩
**પોઠિયો,**પું૦મહાદેવનો બળદ,નદી [પોઠ લાવનાર.
**પોઠી,** પું૦વણજારાનો બળદ ૨ સાંઢ ૩ વણજારો,
**પોઢવું—ઢવું,** ક્રિ૦ અ૦ સૂવું, ઉંઘવું
**પોડું,** ન૦ પોપડો,લીંપણનું પડ.૨ છોડું, ફોતરું
**પોઢણ,** ન૦ પોઢવું,સૂવું તે ૨ પોઢવાનું જે કંઇ
**પોઢાડવું,** ક્રિ૦ સ૦ સુવાડવું [તે, ખાટલો.
**પોણ,** ન૦ પાણ,પાણીનું સિંચન,પાણી પાવું તે
**પોણિયું,** ન૦ પોણું એવું જે કંઇ તે. ૨ પોણું.
**પોણિસો,** વિ૦ નવાણું ને પોણો, ૯૯॥
**પોણું,** વિ૦ એકમાં પા કમ,ત્રણ ચતુર્થાંશ **પોણા** આઠ=રાડવો, બાયલો **પોણ** ચૌદું=વાકું ગેરવા-
**પોણોસો,** વિ૦ પચોતેર ૭૫. [જબી, બોડું
**પોત,** ન૦ (સં૦પ્રોત-વણેલું.) વણાટનું ઘટપણું, કુમાસ ૨ કાપડ, સ્વચ્છ નરમ કપડું. 'સાળુનું પોત'' ૩ ફરદ ૪ વિધવા થનાર સ્ત્રીને તેના પિયેર તરફથી જે લુગડા આવે છે તે ૫ શરીરમાંથી લોહી કાઢી નખાવવું તે,ફસ ખોલાવવી તે ૬ પાણી, શક્તિ ૭ જાત જાતિસ્વભાવ,રૂપ. 'પોત પ્રકાશ્યું' ૮ બાળક,બચ્ચું ૯ મછવો, બતેલો ૧૦ કાચના મણકા ૧૧ ૭ (સંકેતાર્થ.)
**પોતડી, સ્ત્રી૦** નાનું પોતિયું
**પોતપોતાનું,** વિ૦ સૌ સૌનું
**પોતાનીમેળે,** અ૦ ખુદ, પોતે, જાતે સ્વસત્તાથી.
**પોતાનું,** (સ૦) પોતીકું,ખાસગત,સ્વકીય **પોતાનું** કરી રાખવું=માનીતું કરી રાખવું,અંતરનું બનાવવું
**પોતાપણું,** ન૦ સ્વત્વ, વ્યક્તિત્વ, હુંપણું.
**પોતપોતામાં,** અ૦ માંહોમાંહે, આપસઆપસમાં.
**પોતિયું,** ન૦ પુરૂષને કેડે પહેરવાનું વસ્ત્ર, ધોતિયું. ૨ પોતડી, ૫ ચિંથરું. **પોતિયાં** કાઢવા—ગભરાવું, ડરી જવું **પોતિયાંમાં** છુટી જવા—હિંમત જતી રહેવી,લે મેલ થવી **પોતિયાં** લેવાવા—ગભરામણ થવી,લે મેલ થવી.
**પોતી, સ્ત્રી૦** પોતિયું "ધોતીપોતી"
**પોતીકું,** વિ૦ પોતાનું,પારકું નહિ તે,અંગત
**પોતું,** ન૦ (ફા૦) વસૂલ થએલી મહેસુલનો સરકારી તિજોરીમાં ભરવાનો અવેજ તે.૨,પાણીમાં બોળેલો લુગડાનો કકડો ૩ મસોતું, નાનું ચિંથરું. ૪ હદ,પિતું,પોયું. ૫ પુડા કરતા તેલમાં બોળી લોઢી ઉપર ફેરવવાનું ચિંથરું ૬ ધોળવાનો કુચડો. પોતું ફેરવવું -ભૂંસી નાખવું ,ધૂળ મેળવવું
**પોતે,** સ૦ જાતે, ખુદ, આપ
**પોથી, સ્ત્રી૦** લુગડાના કકડામાં બાંધેલું પુસ્તક —પાના ૨ પુસ્તક બાંધવાનો કકડો. 'પોથી ફાટી ગઈ છે' ૩ અળતામાં બોળેલું રૂનું પોલ તે.
**પોથું,** ન૦ મોટી પોથી, પુસ્તક 'પોથાં તે થોથાં

ને ડાચા તે સાચા ' ૨ કાઈપણ લખેલુ તે
**પોદળો** પુ૦ (સ૦ પુદ્ગલ) ગાય ભેસ ઇ૦ એ કરેલુ ઢગલા રૂપ છાણુ ૨ પોચો ઢગલો ૩ ટાઢુ, ધીમુ, બેસે ત્યાથી ઉઠી શકે નહિ તેવુ
**પોપચુ,** ન૦ આખની ઉપરની ચામડીનુ ઢાકણુ ૨ ધુવરીની ફાડ તે ૩ ભાખરા–મુઠિયાના ચાવ્યા પછીના કાકરા ' લાડુના પોપચા ' ૪ ખાલી દાણા વગરની જે શિગ તે
**પોપટ,** પુ૦ લીલા ૨ ગનુ, રાતી વાકી ચાચનુ એક પક્ષી, શુક, તોતા **પોપટ** કરી નાખવુ–ભણાવીને હોશિયાર કરવુ, **પોપટજી** કરી રાખવુ= કબ્જામા રાખવુ, આધીન કરવુ, વશ કરવુ **પોપટ** પાળવો= ૫ પાળીને મોટુ કરવુ
**પોપટા–ટો,** પુ૦ ચણાની શીગ પોપટો
**પોપટિયુ,** વિ૦ પોપટના ૨ ગનુ ૨ ગોખણિયુ
**પોપટી, સ્ત્રી**૦ પોપટની માદા ૨ એક જાતની વેલ જેને પોપટા થાય છે ૩ એર ડાને થતો એક રોગ
**પોપટો,** પુ૦ ચણાની શિંગ [૪ વિ૦ લીલુ
**પોપડી, સ્ત્રી**૦ નાનો પાતળો પોપડો, કપોટી, પડ ૨ નાનો સુડો ૩ ઘાસનુ ખેતર, પોપડુ
**પોપડો,** પુ૦ કોઇ ચીજ ઉપરનુ પાનળુ પડ ૨ તપેલીમા ચોટેલુ ભાતનુ પડ
**પોપનસ,** ન૦ એક જાતનુ ફળ, પપનસ
**પોપલા,** ન૦ફાફા,ખાલીમાથાકુટ ૨ લાડના કાલા
**પોપળગાળુ,** વિ૦ કાચુ માઇ કાગલુ
**પોપલુ,** ન૦ વનસ્પતિનો ટોચવાળો ભાગ,નાજુક કુણગો ૨ વિ૦ પોચુ, નરમ ૩ લડાવેલુ, કાલુઘેલુ ૪ કઇ બને નહિ અને ખાલી ફાફા મારતુ
**પોપા,** પુ૦ છોકરાને કાજળ આજ્યા પછી હથેળીમા જે કાજળના ટપકા કરે છે તે, નજરિયુ ૨ એક અજાણ્યુ વ્યક્તિ **પોપા** લઈ ગયા કોઈ વસ્તુ બાળકને ભુલાવવા વપરાતો શબ્દ
**પોપાબાઈનુ રાજ,** ન૦ પોચા–નબળા હાકેમની સત્તા 'ખરે બપોરે બણુગુ ને પોપાબાઇનુ રાજ'
**પોપાગાળુ,** વિ૦ પોચુ, કાચુ, માઈ કાગલુ
**પોપૈયો,** પુ૦ એક જાતનુ ઝાડ–ફળ ૨ ફેટલો ૩ ઇટનો કડકો
**પોબાર,** પુ૦ પો ને બાર એવો ત્રણ પાસાનો જે દાવ તે ૨ વિજય, ફતેહ **પોબારા** ગણવા–છાનામાના નાસીજવુ સટકી જવુ પલાયનકરી જવુ
**પોમલો,** પુ૦ દક્ષણી હિંદુઓમા એક જાત છે
**પોમલુ,** વિ૦ પોચુ ૨ પોમાઇ જાય તેવુ હર્ષઘેલુ
**પોમાવુ,** ક્રિ૦અ૦હર્ષીત થવુ,પલટૈ જવુ મલકાઈજવુ
**પોયણ–ણી, સ્ત્રી**૦પાણીમા થતો એકવેલો,કુમુદિની
**પોયણુ,** ન૦ પોયણનુ ફુલ, કુમુદ ફુલ એ રાતે ખીલે છે તે સુરજ ઉગતા કરમાય છે
**પોયુ,** ન૦ પૈતુ, પિતુ, હદ (રમતમા)
**પોર,** અ૦ (સ૦ પુરા) ગયે વર્ષે આવતે વર્ષે
**પોર,** પુ૦ પ્રહર ત્રણ કલાકનો કાળ ૨ બાળક
**પોરસ,** પુ૦ ઘણા હર્ષની વાત સાભળી પ્રફુલ્લિત થવુ
**પોરવવુ,** ક્રિ૦ સ૦ પરોવવુ [તિ, તૃપ્તિનો આનદ
**પોરિયો,** પુ૦ છોકરો **પોરી**–છોકરી
**પોરૂકુ,** વિ૦ ગયા વર્ષનુ, ગુદસ્તનુ
**પોરેગીર,** પુ૦ પહેરેગીર, ચોકીદાર
**પોરો,** પુ૦ પાણીમા થતો બારીક જીવ ૨ પહેરો ૩ કુવામાથી પાણી કાઢવાની ડોલ ૪ કાળ, સમય "સાચુ બોલવાનો પોરો નથી "
**પોર્ટુગીઝ,** વિ૦ પોર્ટુગાલનુ ૨ ફિરગી
**પોર્યો,** પુ૦ છોકરો **પોર્યુ**–છોકરૂ
**પોલ, સ્ત્રી**૦ પોલુ તે, પોલાણ, બખુ, દર ૨ ગપ
**પોલ,** ન૦ નરમ બીછાનુ, પોચુ ગોદડુ 'પોલ રૂડેરા પાથર્યા, આવળમા ભારી એહ '–**શામળ.** ૨ ફના કરેલા થપોલા
**પોલકાર–રૂ,** ન૦ પોલુ, પોલાણ, બખુ
**પોલકારવુ,** ક્રિ૦ અ૦ પોલુકરવુ,કાચવુ ,પોલારવુ
**પોલકારિયુ,** ન૦બોદ, પોલુ કરવુ તે, પાડેલુ બાકુ
**પોલકુ,** ન૦ કુડતુ, ફૂલેલુ બદન
**પોલપોલા,** ન૦ નરદમ ખાલી, અધેર, પોલેપોલ
**પોલરૂ,** વિ૦પોલુ અમાર ૨ કાચુ, ખરૂ નહિ તે ૩ ગેલડીના સાઠાની આખો, બિચારૂં
**પોલાણ,** ન૦ પોલુ તે, ૨ અદરથી ખવાયેલું કે ખોદાયેલું હોય તે
**પોલાદ,** ન૦(ફા૦)તીખુ લોઢુ
**પોલારવુ,** ક્રિ૦અ૦પોલકારવુ, ખાતર પાડવુ, કોચવુ
**પોલારૂ,** વિ૦ પોલુ ૨ ન૦ બખારૂં, પોલ

**પાલાળ, સ્ત્રી૦** પોલાણ
**પોલેપોલ, ન૦** તદ્દન ખાલીપણુ, અધેર,
**પોલીસ, સ્ત્રી૦**(અ૦) શેહેર–ગામનુ રક્ષણ કરવા તથા વ્યવસ્થા રાખવાને સરકારે રાખેલા માણસો, તે સબધી જે ખાતુ તે ૨ ગુનેહગારોને પરેજ રાખવાની ચોકી [૨ બહારનાજ ભભકાનુ
**પોલુ, વિ૦**પોકળ અદર કઇ ન હોય તેવુ, ખાલી
**પોલુવાં,ન૦**પોચી ગાદી
**પોવુ, ક્રિ૦ સ૦** પરોવવુ ૨ ઇચવુ, ગભીમા નાખવુ (રમતમા) [ત્રીજો મહિનો
**પોશ, સ્ત્રી૦** ખોબો, પશલી ૨ શેષ ૩ કારતકથી
**પોશા, પુ૦** પોષણ ૨ જૈનોનુ એક વ્રત
**પોશાક, પુ૦** (ફા૦) પહેરવાના કપડા, વસ્ત્ર ૨ વેષ, પહેરવેશ. ૩ લેબાસ, ખીલત
**પોશાકી, સ્ત્રી૦** પહેરવાના લુગડા વગેરે આપવાને
**પોશાગીર, પુ૦** (ફા૦) તાલીમબાજ, પહેલવાન ૨ ફાકડો થઈ ફરનારો ઠગ, ઉજળો ચોર
**પોશાળ–ળા,સ્ત્રી૦**જૈનોનુ સેવા પૂજા કરવાનુ સ્થળ, અપાશરો [મુરબ્બી ૨ કદર બુજનાર, ગ્રાહક
**પોશિન્દ, વિ૦** (ફા૦) આશરો–મદદ આપનાર,
**પોશી, વિ૦** પોષ મહિનાની (પુનેમ) [પાલનકર્તા
**પોષક,વિ૦**મદદ કરનાર, ટેકો આપનાર ૨ પાળનાર,
**પોષણ,ન૦**(સ૦)ગુજરાન,ખોરાકી ૨ ટેકો મદદ
**પોષણીય, વિ૦**(સ૦) પોષવા લાયક,પાળવાજેવુ
**પોષત્રશાળા, સ્ત્રી૦** અપાસરો, ઉપાશ્રય
**પોષવુ, ક્રિ૦સ૦** પોષણ કરવુ, ખવરાવી પિવરાવી જતન કરવુ, પ્રતિપાલન કરવુ, પાળવુ
**પોષાવુ,ક્રિ૦અ૦**પોષણ થવુ ૨ પરવડવુ,પાલવવુ ૨ કદર થવી, કિમત જણાવી ૪ વધવુ પુષ્ટ થવુ ૫ મદદ મળવી, ખાનપાનને માન મળવા
**પાષ્યવર્ગ, પુ૦**(સ૦) જેનુ પોષણ અવશ્ય કરવુ જોઇએ તે, કુટુબના માણસો, આશ્રિતજન
**પોસ, પુ૦** (ફા૦) અફીણનુ છોડવુ ૨ વધાઈની બક્ષીસ ૩ પોશ માસ [રેલુ ૪ યોગ્ય ઘટિત
**પોસાતુ, વિ૦** પરવડતુ, પાલવતુ ૨ શરીરે ભ
**પોસાવુ,ક્રિ૦અ૦** પોષાવુ ૨ ઘટવુ, યોગ્ય હોવુ
**પોસ્ટ, સ્ત્રી૦**(અ૦)ડાગ,ટપાલ પોસ્ટમેન=ટપાલી
**પોસ્તી, વિ૦** પોચુ, ઢીલુ, નરમ
**પોહ, સ્ત્રી૦** પરોઢ, બામદાદ 'પાહ ફાટવી'
**પોહ, અ૦** ઢોરને પાણી પાતા બોલતો શબ્દ
**પોહરો, પુ૦** પહેરો
**પોહાલય, સ્ત્રી૦** નવી ખેડાયલી જમીન
**પોહોર, પુ૦** (સ૦ પ્રહર) ત્રણ કલાકનો કાળ
**પોહોર, અ૦** ગયે વરસે, આવતે વરસે
**પોળ, સ્ત્રી૦** (સ૦ પ્રતોલી)ખડકી બારણા હોય તેવો મહેલ્લો, શેરી [૨ મોકળાશ
**પોળાઈ, સ્ત્રી૦** પહોળાપણુ, પનાનો વિસ્તાર
**પોળિયુ, ન૦**પહોળો રૂપિયો,કલદાર રૂપિયો [રહેનારો
**પોળિયો,પુ૦** પ્રતિહાર,દરવાન ૨ પોળની ખડકીએ
**પોળી, સ્ત્રી૦** પાતળા પડવાળી રોટલી,ગળીપૂરી
**પોળુ, વિ૦** પહોળુ, જુઓ
**પૌઆ–વા, પુ૦**ડાગેરને પલાળી સેકી ખાડી તૈયાર કરેલા જે ચપટા ચોખા તે [દિકરીની દિકરી.
**પૌત્ર, પુ૦** (સ૦) દીકરાનો દીકરો **પૌત્રી**=
**પૌનર્ભવ,પુ૦**વિધવાએ પુનર્લગ્ન કર્યા પછી થયેલો
**પૌર, વિ૦**(સ૦) શહેરમા રહેનાર,શહેરી [પુત્ર તે.
**પૌરક, પુ૦**(સ૦)ઘરની પાસેનો બાગ,નજર બાગ
**પૌરાણ, વિ૦** (સ૦) પુરાણ સબધી
**પૌરાણિક, પુ૦** (સ૦)પુરાણી,૨ **વિ૦** પુરાણનુ
**પૌરૂપ, ન૦** (સ૦) પુરૂષપણુ મર્દાઈ ૨ પરાક્રમ, બળ ૩ **વિ૦** પુરૂષ સબધી
**પૌર્ણમાસ, પુ૦** પુનમના દિવસે કરવાનો યજ્ઞ તે
**પૌર્ણમાસી, સ્ત્રી૦** (સ૦)પુનમ પૂર્ણિમા
**પૌષ, પુ૦** પોશ મહિનો
**પૌષ્ટિક,વિ૦**(સ૦)શરીરને પુષ્ટ કરે તેવુ પુષ્ટિકારક.
**પ્યાજ,ન૦**એક જાતનુ કપડુ ૨ (ફા૦)કાદો ડુગળી
**પ્યાજી, વિ૦**સહેજ વાતમા ઉતરી પડે તેવુ,મિજાજી ને હલકા સ્વભાવનુ [પ્યાદાથી મહાત થવો તે
**પ્યાદીમહાત,સ્ત્રી૦**સેતરજની રમતમા બાદશાહ
**પ્યાદુ, ન૦** (ફા૦) સેતરજનુ મહોરૂ ૨ પગે ચાલી લડનારો સિપાઇ
**પ્યાર, પુ૦** પ્રીતિ, પ્રેમ, વહાલ, સ્નેહ.
**પ્યારી, સ્ત્રી૦** પ્રિયા વહાલી ૨ માશુક
**પ્યારૂ, વિ૦** વહાલુ, પ્રિય

**પ્યાલી-લુ**, **સ્ત્રી**૦ નાનો પ્યાલો, પવાલી.
**પ્યાલો**, **પુ**૦ (ફા૦)પવાલુ, કટોરો **પ્યાલો** પીવો= અગતિમા જોડાવુ, મતમા મળી જવુ
**પ્યાસ**, **સ્ત્રી**૦ તરસ, તૃષા [ઇ૦ સૂચક ઉપસર્ગ
**પ્ર**, ઉ૦(સ ૦)આગળ, બહાર, દૂર,વિશેષ,અતિશય,
**પ્રકટ**, વિ૦ (સ૦) સ્પષ્ટ ખુલ્લુ, ઉઘાડુ ૨ જાહેર,
**પ્રકપ**, **પુ**૦ (સ ૦) ધ્રુજારો, કપારો [પ્રસિદ્ધ
**પ્રકર**, **પુ**૦(સ૦) ઢગલો, સમૂહ ૨ અગરૂ ચ દન
**પ્રકરણ**, **ન**૦ (સ ૦)વિષય, બાબત 'રાજ્ય પ્રકરણ' ૨ ગ્રથનો ભાગ સર્ગ, અધ્યાય ૩ કામ, વાત,પ્રસગ ૪ પ્રસ્તાવના, ઉપોદ્દઘાત
**પ્રકાણ્ડ**, **વિ**૦ (સ ૦) પહોળુ, વિસ્તીર્ણ ૨ ઉત્તમ, પ્રશસ્ત ૩ **ન**૦ થડ
**પ્રકામ**, **વિ**૦ અત્યત ૨ મનગમતુ, કામનાવાળુ
**પ્રકાર**, **પુ**૦ (સ ૦) જાત, ભેદ ૨ રીત, તરેહ ૩ બાબત ૪. નમુનાનો ઘાટ, ફરમો
**પ્રકાશ**, **અ**૦ખુલ્લી રીતે, ચાહન
**પ્રકાશ**, **પુ**૦ (સ ૦) રોશની,તેજ, ઉજેશ, અજવાળુ ૨ ચળકાટ, ભભક. ૩ પ્રસિદ્ધિ, જાહેરાત ૪ (ફૂલનો) વિકાસ ૫ આતાપ, તડકો
**પ્રકાશક**, **વિ**૦ (સ ૦)પ્રકાશ કરનાર, પ્રસિદ્ધ કરનાર ૨ અજવાળુ કરે તેવુ
**પ્રકાશવુ**, **ક્રિ**૦ **અ**૦ ઉજેશ આપવો, ચકચકવુ, દીપવુ ૨ તેજ જણાવુ ૩ મળવુ,ઝગઝળવુ ૪ તપવુ ૫ બહાર પાડવુ, જાહેરમા આણુવુ, દીપવુ
**પ્રકાશિત**, વિ૦ (સ ૦) પ્રકાશેલુ ખુલ્લુ, ઉઘાડુ,૨ તેજદાર, ચળકતુ ૩ જાહેરમા આવેલુ
**પ્રકાશી**, વિ૦ પ્રકાશ કરનારૂ પ્રકાશવાળુ
**પ્રકીર્ણ**, વિ૦ વિસ્તૃત, ખુલ્લુ ૨ પરચૂરણ
**પ્રકૃતિ**, **સ્ત્રી**૦ (સ ૦પ્ર+કૃ) સ્થિતિ,હાલત ૨ મૂળ સ્વભાવ,જન્મ સ્વભાવ, પદાથ માત્રનો સ્વાભાવિક ગુણ ધર્મ ૩ અનાદિ માયા,૪ આધાર શક્તિ. ૫ શરીર,તબીયત,જીવ "તેની પ્રકૃતી સારી નથી" ૬ પ્રજાજન, રૈયત [ઇ૦ રાજ્યાગ
**પ્રકૃતિમડળ**, **ન**૦ (સ ૦) રાજા, પ્રધાન, પ્રજા
**પ્રકૃતિજન્ય**, **વિ**૦ (સ ૦) સ્વભાવ જન્ય
**પ્રકોપ** **પુ**૦ (સ ૦) વાત, કફ અને પિત્તનો અસત બગાડો ૨ ગુસ્સો
**પ્રકોપિત**,**વિ**૦ગુસ્સે થયેલુ, કોપાયલુ, ખીજવાયલુ
**પ્રક્રમણ**, **ન**૦ ગમન, ફેરો, આટો ખાવો તે.
**પ્રક્રમા**, **સ્ત્રી**૦ (સ ૦) પ્રદક્ષિણા
**પ્રક્રિયા**, **સ્ત્રી**૦ (સ ૦) વ્યવસ્થા, ગોઠવણુ ૨ કર્મ, ક્રિયા ૩. ચાલ, રીતિ, રૂઢિ
**પ્રક્ષાલન**, **ન**૦ (સ ૦) ધોવુ-પખાળવુ તે,માર્જન
**પ્રખદા**, **સ્ત્રી**૦ (સ ૦) સભા, મડળી
**પ્રખર**, **વિ**૦ (સ ૦) ઘણુજ ગરમ, આકરૂ ૨ તીખુ, સખત કઠોર ૩ બખતર
**પ્રખ્યાત**, **વિ**૦ (સ ૦)પ્રસિદ્ધ,નામાકિત જાહેર
**પ્રખ્યાતિ**, **સ્ત્રી**૦ નામના, પ્રસિદ્ધિ, વિખ્યાતી
**પ્રગટ**,**વિ**૦ (સ ૦) જાહેર, ખુલ્લુ,ચાહન ૨ પ્રત્યક્ષ
**પ્રગટવુ**, **ક્રિ**૦ **અ**૦ ખુલ્લુ પડવુ, જાહેરમા આવવુ ૨ સળગવુ, લાગવુ ૩ પેદા થવુ, ઉત્પન્ન થવુ, નિપજવુ
**પ્રગતિ**, **સ્ત્રી**૦ વધારો,ઉત્કર્ષ, અભિવૃદ્ધિ
**પ્રગમવુ**, ક્રિ૦ ગોઠવુ, રૂચવુ ગમવુ "ભુડાને શી બામણુ અવળી પ્રગમે" ૨ પ્રસરવુ, ફેલાવુ, પ્રજળવુ 'ઓસડ પેટમા હજુ પ્રગમ્યુ નથી '
**પ્રગલ્ભ**, **વિ**૦(સ ૦) ઉદ્ધત ઉછાછળુ ૨ બેશરમ, ભક્કાબોલુ, વાચાળ ૩ છાતીવાળુ,શૂર બાહોશ
**પ્રગલ્ભતા** **સ્ત્રી**૦ ઉછાછળાઇ, નફ્ફટપણુ ૨ ચીબાવલાપણુ, અલેતાઇ [ઉત્સાહી સ્ત્રી
**પ્રગલ્ભા**, **સ્ત્રી**૦ અલેતી નાયિકા વાચાળ પણ
**પ્રઘળ**, વિ૦ પ્રફુલ્લિત થયલુ પરિપક્વ, પૂર્ણ, નિશ્ચયાત્મક (બુદ્ધિ) ૨ ખુલ્લુ, નિર્વિકાર, પ્રસન્ન, ઉદાર (ચિત્ત)
**પ્રઘાત**, **પુ**૦ (સ ૦) ચીલો, રીત, રિવાજ
**પ્રઘૂર્ણ**, પુ૦ (સ ૦) પરોણો, અતિથિ
**પ્રચડ**, વિ૦ (સ ૦) તીખુ, આકરૂ, ગરમ ૨ ઉગ્ર, તીવ્ર ૩ અતિશય, વધારે "પ્રચડ વાયુ" ૪ મોટુ ને જાજરમાન
**પ્રચ્છન્ન**, **વિ**૦ (સ ૦) ઢાકલુ, ગુપ્ત, છાનુ
**પ્રચલિત**, વિ૦ લોક રૂઢિનુ ચાલુ,ચાલતું આવેલુ
**પ્રચાર**, **પુ**૦ (સ ૦) રિવાજ, રૂઢિ, રીત ૨ ફેલાવ, પ્રસાર

**પ્રચારવુ,** ક્રિ૰ સ૦ કહી દેખાડવુ (ટાણારૂપે), નાણી જોવુ, ટાણો મારવો. ૨ સિંચવુ છાટવુ, રેડવુ ૩. પ્રસારવુ, ફેલાવવુ

**પ્રચાલક,** વિ૰ ચલાવનાર, પ્રવર્તાવનાર

**પ્રચૂર,** વિ૦ બહુ, પુષ્કળ, મસ

**પ્રચ્છતા,** સ્ત્રી૰ પૂછાપૂછ, પડપૂછ

**પ્રચ્છાયક,** વિ૰ ઢાંકેલુ, સતાયલુ

**પ્રજળવુ,** ક્રિ૰ અ૰ બળવુ, લાગવુ, સળગવુ

**પ્રજા,** પુ૦ રાજ્યના લોક,રૈયત "પ્રજા ને પ્રજા" ૨ છોકરા, સતતિ ૩ ભાવ, વિચાર 'એના મનના પ્રજા બગડયા છે" (જૈનમા)

**પ્રજાગર,** વિ૰(સ૦)ઉજાગરો,જાગરણુ ૨ જાગતુ

**પ્રજાપતિ,** પુ૰ (સ૰) બ્રહ્મા ૨ રાજા, નૃપ ૩ પરજાપતિ,કુભાર ૪ દેવનો સુતાર ૫ સવત્સર એક

**પ્રજાવતી,** સ્ત્રી૰ છોકરાવાળી ૨ ભોજાઇ

**પ્રજાસતાક,** વિ૰ પ્રજાની સત્તા હોય તેવુ,પ્રજાનો બહુમત એજ સત્તા તેવું **પ્રજાસત્તાકરાજ્ય=** દેશના સર્વ લોક પોતાના એકત્ર વિચારથી ધારા બાધી, એ ધારાનીજ સત્તાને માનનાર રાજ્ય

**પ્રજાપાલ,** પુ૦ રાજા, નૃપ ૨ વિષ્ણુ

**પ્રજાળવુ,** ક્રિ૰ સ૦ બાળવુ, સળગાવવુ

**પ્રજ્ઞ,** વિ૦ જ્ઞાની બુદ્ધિશાળી ૨ સમજુ, ડાહ્યુ ૩ ન૰ પડિત, વિદ્વાન

**પ્રજ્ઞા,** સ્ત્રી૦ (સ૰) સમજ શક્તિ અક્કલ

**પ્રજ્વલિત,** વિ૦ (સ૦)બળતુ, લાગી ગયેલુ

**પ્રણત,** વિ૦ (સ૰ પ્ર+નમ્) નમેલુ નત ૨ વાકુ વળેલુ ૩ વિનયવાળુ, વિનયી

**પ્રણમવુ,** ક્રિ૰ અ૦ પ્રણામ કરવા, પગે લાગવુ

**પ્રણય,** પુ૰ પ્રેમ, પ્રીતિ, સ્નેહ ૨ પ્રેમયાચના

**પ્રણયિની,** સ્ત્રી૰ પ્રિયા, ભાર્યા

**પ્રણયી,** વિ૰ પ્રીતિવાળુ,સ્નેહાળ ૨ પુ૰ વહાલો સ્વામી, પ્રિયવર

**પ્રણવ,** પુ૰ (સ૰) બ્રહ્મની ઉત્પત્તિ,સ્થિતિ,લય એ ત્રણ શક્તિનુજ્ઞાન પમાડનારો સંકેત શબ્દ ૐકાર

**પ્રણામ,** પુ૰ (સ૰) નીચા નમી પગે લાગવુ તે નમસ્કાર પ્રણિપાત [પરા, રૂઢિ, પદ્ધત

**પ્રણાલિકા,** સ્ત્રી૰ પરનાળિકા, પરનાળ ૨ પર

**પ્રણિધિ,** પુ૦ (સ૰)છુપો દૂત,જાસુસ, ચાર

**પ્રણિપત,** ન૦ કાલાવાલા આજીજી, પ્રણામ

**પ્રણીત,** વિ૰ કરેલુ, બનાવેલુ,

**પ્રત,** સ્ત્રી૦ નકલ, ફરદ ૨ જાત

**પ્રતવારી,** સ્ત્રી૰ જાતવારી

**પ્રતાપ,** પુ૦ (સ૰) પદ્રિ સત્તાનુ તેજ,કાતિ ૨ યશ, કીર્તિ, મોટાઇ ૩ પરાક્રમ, દૈવત, શૌર્ય ૪ (ઓસડનો) ગુણુ ૫ વગવસીલો, લાગવગ

**પ્રતાપી,** વિ૦ પ્રતાપવાળુ, પરાક્રમી ૨ તેજોમય કાતિવાળુ, શેહ પડે તેવુ

**પ્રતિ,** અ૦ પાછુ, સામુ, તરફ, ભણી, ઉલટુ, વિરૂદ્ધ વગેરે અર્થસૂચક ઉપસર્ગ ૨ દરેક,પ્રતિદિન

**પ્રતિઉત્તર,** પુ૰ સામો ઉત્તર,સામો જવાબ

**પ્રતિકૂળ,** વિ૰(સ૰)માફક ન આવે તેવુ ઉલટ, વિપરિત, વિરૂદ્ધ

**પ્રતિગ્રહ,** પુ૦ (સ૰) દાન લેવુ તે ૨ સ્વીકાર

**પ્રતિજ્ઞા,** સ્ત્રી૦ (સ૰) નિયમ, પણ ૨ પૂર્વપક્ષ ૩ સોગન, કસમ ૪ સિદ્ધાત-પ્રમેય

**પ્રતિદિન,** અ૰ (સ૰) દરરોજ, નિત્ય, હમેશ

**પ્રતિધ્વનિ,** પુ૰ (સ૰) પડઘો, પડછદો

**પ્રતિનાયક,** પુ૦ મુખ્ય આગેવાનનો સાથી ૨ ૨ પ્રતિપક્ષી સામાવાળિયો

**પ્રતિનિધિ,** પુ૦ વકીલ, મુખત્યાર ૨ અવેજી

**પ્રતિપક્ષ,** પુ૰ (સ૰) શત્રુ દુશ્મન ૨ વિરૂદ્ધ પક્ષ

**પ્રતિપક્ષી,** પુ૦ સામાવાળિયો ભીરૂ, પ્રતિવાદી

**પ્રતિપદા,** સ્ત્રી૦ (સ૰) પખવાડિયાની પહેલી તિથિ, પડવો

**પ્રતિપાદન,** ન૰ (સં૰) પ્રમાણ આપી પુરવાર કરવુ તે,સાબીત કરી આપવુ તે,સિદ્ધ કરવુ તે.

**પ્રતિપાળ**પુ૰(સ૦)પાલનપોષણ કરનાર,પાળનારો.

**પ્રતિબંધ,**પુ૰(સ૰) અટકાવ, મના, બધી, બાધ

**પ્રતિબિંબ,** ન૦ (સ૰) આરસી-પાણી વગેરેમા જે સામે આબેહુબ ચિત્ર દેખાય તે, છાયાકૃતિ

**પ્રતિબોધવુ,** ક્રિ૰સ૰સામોબોધ કરવો,સમજાવવુ, શિખામણ આપવી [૨ કાતિ. દીપ્તિ

**પ્રતિભા,** સ્ત્રી૦ (સ૰) બુદ્ધિ, અક્કલ સમજણ

**પ્રતિભાગ,** પુ૦ પેટા ભાગ ફાળો પાતી

**પ્રતિભાન,** ન૦ તાત્કાળિક બુદ્ધિ, સમયસૂચકતા, એકદમ ભાન થવું તે
**પ્રતિભાવ,** પું૦ સમભાવ, તુલ્યભાવ તે
**પ્રતિભાસ,** પું૦(સં૦) પ્રકાશ,તેજ ૨ પ્રતિચ્છાયા, પ્રતિબિંબ ૨ મન ઉપર જે એકદમ અસર થવી તે
**પ્રતિમ,** વિ૦સમાન, સરખું, તેજ [સરખાપણું
**પ્રતિમા,** સ્ત્રી૦ (સં૦) મૂર્તિ, ચિત્ર ૨ નકલ ૩
**પ્રતિયોગી,** પું૦ (સં૦) શત્રુ, સામાવાળિયો ૨ અવેજી ૩ ભાગિયો, સમોવડિયો ૪ ધુરી,જોડિયો
**પ્રતિરૂપ,** ન૦પ્રતિમા,સરખું રૂપ,પ્રતિકૃતિ,સરખાપણું
**પ્રતિરોધ,** પું૦(સં૦) અટકાવ,રોકાણ ૨ તિરસ્કાર
**પ્રતિલોમ,** વિ૦ (સં૦) હલકું, કનિષ્ઠ, ઉતરતું
**પ્રતિવચન,** ન૦ ઉત્તર,જવાબ [પ્રતિપક્ષી
**પ્રતિવાદી,** વિ૦ (સં૦)સામો ઉત્તર દેનાર,દાદી
**પ્રતિવાર્ષિક,** વિ૦ દર વર્ષે,વાર્ષિક
**પ્રતિવારણ,** ન૦ નિવારણ [વૃત્તાંત તે
**પ્રતિવાર્ત્તા,** સ્ત્રી૦ પ્રત્યુત્તરમાં જણાવેલી હકીકત
**પ્રતિવાસર,** અ૦ દરરોજ,હમેશ,રોજ
**પ્રતિવિધાન,** પું૦પ્રતિકાર,ઈલાજ ૨ રચના,ઠાઠમાઠ
**પ્રતિશબ્દ,** પું૦ પડઘો,પડછંદો
**પ્રતિષ્ઠા,** સ્ત્રી૦ (સં૦)માન,આબરૂ ઇજ્જત, કીર્તિ, ૨ વિધિપૂર્વક મૂર્તિ ઉપર કરવામાં આવતો સરકાર ૩ ગૌરવ [કીર્તિવાળું,વિખ્યાત,જાણીતું
**પ્રતિષ્ઠિત,** વિ૦ (સં૦) માનવંત, આબરૂદાર,
**પ્રતિસ્પર્ધા,** સ્ત્રી૦ (સં૦) હરીફાઈ, સરસાઈ, ચડસાચડસી [વાળો,દુશ્મન, હરીફ
**પ્રતિસ્પર્ધી,** વિ૦ (સં૦)સરસાઇ કરનાર ૨ સામા
**પ્રતિમ,** વિ૦ સમાન,સરખું,તેજ
**પ્રતીત,** સ્ત્રી૦ ખાત્રી,ભરોસા,પતીજ,પ્રતીતિ
**પ્રતીતિ,** સ્ત્રી૦ (સં૦) પતીજ ખાતરી, વિશ્વાસ ૨ સંપૂર્ણ જ્ઞાન સમજણ તે
**પ્રતીપ,** પું૦ (સં૦) એ નામનો અલંકાર જેમાં ઉલટી ઉપમા અપાય છે "તેની કાંતિ જોઇ ચંદ્ર લજવાઇ ગયો તેથી આજ ઉગ્યો નથી"
**પ્રતિકાર,** પું૦ (સં૦) ઉપાય,ઈલાજ,ચિકિત્સા
**પ્રતિક્ષા,** સ્ત્રી૦ (સં૦)આશા ૨ રાહ,વાટ
**પ્રતીહાર,** પું૦ (સં૦)દ્વારપાળ,પોળિયો, દરવાન
**પ્રતિહારી,** સ્ત્રી૦(સં૦)દ્વારપાલિકા,અંત પુરની દાસી
**પ્રતોદ,** પું૦ (સં૦) પરોણો ૨ ચાબુક
**પ્રત્યક્ષ,** અ૦(સં૦)નજર આગળ,હાજરીમાં,પ્રગટ
**પ્રત્યક્ષપ્રમાણ,** ન૦ જેની ખાતરીને માટે બીજું પ્રમાણ જોઇતું નથી એવું ઇંદ્રિય ગ્રાહ્ય પુરાવો તે, ખુલ્લું પ્રમાણ
**પ્રત્યક્ષસિદ્ધિ,** સ્ત્રી૦(સં૦) તરત નજરે પડે તેવી સિદ્ધિ, હાજરા હજુર જે ફળ તે
**પ્રત્યંચા,** સ્ત્રી૦ (સં૦) પણછ,કામઠાની દોરી
**પ્રત્યય,** પું૦ (સં૦) અલ્પાક્ષર, અલ્પવર્ણ ૨ ખાત્રી,વિશ્વાસ,ભરોસો ૩ પ્રતિજ્ઞા ૪ હેતુ,સબબ
**પ્રત્યાખાન,** ન૦ પચ્ચખાણ,સંકલ્પ,નિયમ (જૈન)
**પ્રત્યવાય,** સ્ત્રી૦ હરકત,બાધ,અડચણ
**પ્રત્યાખ્યાન,** ન૦ (સં૦)ઠપકો,મહેણું ૨ નિરાકરણ
**પ્રત્યાઘાત,** પું૦ સામો ધક્કો-માર,સામું જોર
**પ્રત્યાહાર,** પું૦ સંયમ, ઇંદ્રિયોને કબજે રાખવી તે ૨ પાછું ખેંચી લેવું તે સંક્ષેપ શબ્દ
**પ્રત્યુત્તર,** પું૦ જવાબ,વળતો ઉત્તર તે [ઉપકાર
**પ્રત્યુપકાર,** પું૦ ઉપકારના બદલામાં સામો-પાછો
**પ્રત્યે,** અ૦ પ્રતિ, ને, તરફ, સાથેના અર્થમાં
**પ્રત્યેક,** વિ૦ (સં૦) દરેક એકેકેક
**પ્રથમ,** વિ૦ (સં૦) પહેલું ૨ સારૂં, શ્રેષ્ઠ
**પ્રથમ,** અ૦ પહેલે, આરંભમાં, આદિ, પ્રધાન
**પ્રથમા,** સ્ત્રી૦ (સં૦) પહેલી વિભક્તિ
**પ્રથા,** સ્ત્રી૦(સં૦) રૂઢિ રીત,વહીવટ,માર્ગ, ધારો
**પ્રદક્ષિણા,** સ્ત્રી૦ આસપાસ ફરવું તે, આગળ પાછળ ગોળ ફરવું તે, ફેરા ફરવા તે
**પ્રદર,** પું૦(સં૦)સ્ત્રીને થતો એક જાતનો યોનિરોગ, અસુગ ૨ પાલવ [દેખાવ, દૃશ્ય
**પ્રદર્શન,** ન૦ (સં૦) જુદીજુદી કારીગરીનો
**પ્રદાન,** ન૦ (સં૦) દાન ૨ બક્ષીસ આપવું તે
**પ્રદીપ,** પું૦ (સં૦) દીવો,બત્તી
**પ્રદીપન,** ન૦ દીપાવનાર, તેજ કરનાર ૨ ઉઘાડનાર, ચેતવનાર, રૂચી કરાવનાર
**પ્રદીપ્ત,** વિ૦ (સં૦) સળગેલું, ભડભડાટ બળતું હોય તેવું, પ્રકાશિત ૨ તેજ, જાગ્રત, ઉત્સાહિત
**પ્રદેશ,** પું૦ (સં૦) વિસ્તીર્ણ જગા, દેશ-મુલક,

પ્રાત ૨ પરદેશ, વિદેશ ૩ અંગુઠો અને તર્જની એ બે પહોળા કર્યાથી થતું પ્રમાણ ૪ હદ, સીમા ૫ સ્થાન, જગા

**પ્રદોષ,** પુ૦ (સ૦) દર તેરસે સાંજે કરવાનું શિવનું વ્રત ૨ સંધ્યાકાળ ૩ દોષ, ગુનો

**પ્રદ્યુમ્ન,** પુ૦ (સ૦) કામદેવ ૨ શ્રીકૃષ્ણનો પુત્ર

**પ્રધાનવટું,** ન૦ વજીરાઇ, કારભારીપણું દિવાનગીરી

**પ્રધાન,** પુ૦ (સ૦) વજીર, દિવાન, મંત્રી

**પ્રધાન,** વિ૦ મુખ્ય, વડું, ઉત્તમ, શ્રેષ્ઠ

**પ્રપંચ,** પુ૦ (સ૦) સંસાર દુનિયા ૨ કપટ, દગો, છળ, કાવતરું, ફરમાવટ ૩ માયા; ભ્રમ ૪ વિસ્તાર

**પ્રપંચી,** વિ૦ (સ૦) લુચ્ચો, કપટી, ઠગ, ખટપટી, [દગલબાજ, ધૂર્ત

**પ્રપિતા,** પુ૦ (સ૦) દાદાનો બાપ

**પ્રપૌત્ર,** પુ૦ (સ૦) પૌત્રનો છોકરો

**પ્રફુલ્લ–લ્લિત,** વિ૦ (સ૦) ફુલેલું, ખીલેલું, પ્રકાશેલું ૨ પ્રસન્ન, આનંદી, ખુશાલ

**પ્રબંધ,** પુ૦ (સ૦) એક તરેહનું પદ્ય ૨ નિબંધ ૩ ગ્રંથ રચના ૪ બંધ, બાંધેલો આટો તે

**પ્રબળ,** વિ૦ (સ૦) જોરાવર, બળવાન, સશક્ત

**પ્રબંધ,** વિ૦ પંડિત ૨ ભણેલું

**પ્રબુદ્ધ,** વિ૦ (સ૦) જાગેલું જાગ્રત ૨ જાણીતું

**પ્રબોધ,** પુ૦ (સ૦) જાગૃતિ, હોશિયારી ૨ સાવચેતી ૩ નસિયત, શિક્ષા, શિખામણ ૪ જ્ઞાન, ખરેખરી સમજ [દેવદિવાળી, કાર્તિક શુદ ૧૧

**પ્રબોધિની,** વિ૦ જાગવાની, ઉઠવાની

**પ્રભા,** સ્ત્રી૦ (સ૦) પ્રકાશ, દ્યુતિ, તેજ ૨ કાન્તિ, ઓજ ૩ દરકાર, તમા, સ્પૃહા, ગરજ ૪ વડાઈ, પ્રભુતા, મોટાઈ ૫ ઝગઝગાટ, લખલખાટ

**પ્રભાકર,** પુ૦ (સ૦) સૂર્ય ૨ ચંદ્ર અગ્નિ, વગેરે

**પ્રભાત,** ન૦ (સ૦) પ્રાતઃકાળ, મળસ્કું, ઉષા પરોઢ ૨ પુ૦ એ નામનો એક રાગ ૩ સવારનો વખત

**પ્રભાતિયું,** ન૦ પ્રભાત રાગમાં ગવાતું પદ

**પ્રભાવ,** પુ૦ (સ૦) પદનો દોર, હાક, તેજ, શેહ ૨ ગુણ, અસર ૩ રૂવાબ, દમામ ૪ સામર્થ્ય, પ્રતાપ, શક્તિ, દૈવત

**પ્રભુ,** પુ૦ (સં૦) જગતનો નાથ, ઈશ્વર, પરમેશ્વર ૨. રાજા. ૩ ધણી, સ્વામી. ૪ શેઠ, માલીક પ્રભુનું માણસ–ભોળું માણસ

**પ્રભુતા,** સ્ત્રી૦ (સ૦) પ્રભુપણું, ઈશ્વરતા ૨. શેઠાઇ, મોટાઇ, વડાઇ ૩ વૈભવ, જાહોજલાલી ૪ સત્તા દાબ, દોર [૨. ઈશ્વરને ભજનાર

**પ્રભુભક્ત,** વિ૦ ધણીનો વિશ્વાસપાત્ર, સ્વામિભક્ત

**પ્રભૃતિ,** અ૦ (સ૦) આદિ લેઇને, આરંભીને

**પ્રમત્ત,** વિ૦ ઘેલું, ગાંડું ૨ ઉન્મત્ત.૩ છાકટું નિશાવાળું ૪ પ્રમાદી, ધ્યાનરહિત [અભિમાનની ગરૂરી

**પ્રમત્તતા,** સ્ત્રી૦ ગાંડાઇ, ઘેલછા ૨ છાક, તુંડાઈ,

**પ્રમદા,** સ્ત્રી૦ (સ૦) મદવાલી સુંદર સ્ત્રી

**પ્રમાણ,** ન૦ (સ૦) સાબીતી, પુરાવો ૨ દાખલો, ઉદાહરણ, પડછો ૩ નક્કી–ખાતરીથી કહેવાતું તે, ભરોસો, વિશ્વાસ, ખાતરી ૪ અંદાજ, આધાર ૫ સંખ્યા ૬ માપ ૭ વિસ્તાર, જથો

**પ્રમાણ,** વિ૦ સત્તાવાળું, માન્ય, કબુલ, ખરું, સિદ્ધ

**પ્રમાણપત્ર,** ન૦ ખાત્રીપત્ર, સર્ટીફીકેટ દાખલો

**પ્રમાણવું,** ક્રિ૦ અ૦ આધાર રાખવો ૨ ગણવું ૩ જાણવું ૪ માપવું [દાનતદારીવાળું

**પ્રમાણિક,** વિ૦ સાચું ઇમાનદાર, વચની, અદલ,

**પ્રમાણિકા,** પુ૦ એક અક્ષરમેળ છંદ

**પ્રમાણિકપણું,** પુ૦ નેકી, ઇમાનદારી, નિષ્ઠા, સત્યતા

**પ્રમાણે,** અ૦ રીતે, સરખી રીતે, પેઠે, ગોઠે

**પ્રમાતામહ,** પુ૦ (સ૦) માના દાદાનો બાપ

**પ્રમાદ,** પુ૦ (સ૦) બેદરકારી, બેપરવાઈ ૨ મગરૂરી ૩ અસાવધપણું, આફલપણું

**પ્રમાદી,** વિ૦ પ્રમાદવાળું, મગરૂર ૨ બેદરકાર, અસાવધ, એદી ૩ એ નામનો એક સંવત્સર

**પ્રમિતિ,** સ્ત્રી૦ (સ૦) પ્રમાણ

**પ્રમુખ,** વિ૦ (સ૦) મુખી, મુખ્ય, વડું ૨ સરનશીન, પ્રધાન, અધ્યક્ષ

**પ્રમુદિત,** વિ૦ (સ૦) પ્રસન્ન, થયેલું હર્ષ પામેલું

**પ્રમેય,** વિ૦ (સ૦) માપવા યોગ્ય ૨ અનુમાન કરવા લાયક ૩. સિદ્ધ–પુરવાર કરવા લાયક

**પ્રમેહ,** પુ૦ (સં૦) પરમિયો

**પ્રમોથી,** પુ૦ (સ૦) મહાદેવના અનુચર; ગણ

**પ્રમોદ,** પુ૦ (સ૦) આનંદ, હર્ષ.

**પ્રમોહ,** પુ૦ (સં૦) મૂર્ચ્છા મોહ, ભ્રમ

પ્રયત્ન, પુ૦(સ૦)પ્રયાસ, પરિશ્રમ ૨ મોટી તજવીજ
પ્રયાણ, ન૦ (સ૦)જવુ તે, ગમન, પ્રસ્થાન, કુચ
પ્રયાસ, પુ૦ (સ૦)શ્રમ, મહેનત, યત્ન
પ્રયુક્તિ, સ્ત્રી૦ (સ૦) વિશેષ જે યુક્તિ તે ૨ [પ્રયોગ, પ્રયોજન
પ્રયુત, વિ૦ (સ૦) દશ લાખ
પ્રયોગ, પુ૦ [સ૦] અજમાયેશ, અખતરો ૨ કાયદો, ધારો નિયમ ૩ યુક્તિ, તજવીજ ૪ વા કયમા કર્તા ક્રિયાનો અથવા કર્મ ક્રિયાનો સબધ દર્શાવનારી જે રચના તે "કર્તરિ-કર્મણિ પ્રયોગ ૫. ફળસિદ્ધિ માટે અમુક રીતે મત્ર જપવો તે, અનુષ્ઠાન વિધિ, સાધના
પ્રયોજક, વિ૦(સ૦)યોજનાર, પ્રયોગ કરનાર, પ્રેરક,
પ્રયોજન, ન૦ [સ૦] સબબ, કારણ ૨ મતલબ, અર્થ હેતુ ઉદ્દેશ ૩ જરૂર આવશ્યકતા
પ્રરોહ, પુ૦ [સ૦] કણગો, અકુર
પ્રલય, પુ૦ (સ૦)સૃષ્ટિનો અત-નાશ ૨ મોટી આફત, મોટો કહેર
પ્રલાપ, પુ૦ [સ૦] શોક-મદ-નિદ્રા ઇ૦ થી જે વિહ્વળ ભાષણ તે બડબડાટ. ૨ વિલાપ
પ્રલેહ, પુ૦ ચાટણ, ચાટવા યોગ્ય પદાર્થ
પ્રલ્હે પુ૦ [સ૦] પ્રલય, જુઓ
પ્રવચન, ન૦ [સ૦] વિવેચન, વ્યાખ્યાન
પ્રવર, પુ૦ગોત્ર કુટુબ 'જેવા ભિન્ન ગોત્ર પ્રવર રે '
પ્રવર, વિ૦ મુખ્ય, આગેવાન
પ્રવર્તક, વિ૦ પ્રવર્તાવનાર
પ્રવર્તમાન, વિ૦ ચાલુ, ચાલતુ ૨ ફેલાયલુ
પ્રવર્તવુ, ક્રિ૦ અ૦ ચાલુ થવુ પ્રસરવુ જામવુ
પ્રવર્તાવવુ, ક્રિ૦સ૦ચલાવવુ, ફેલાવવુ ૨ આપી દેવુ
પ્રવાસ, પુ૦ (સ૦) મુસાફરી
પ્રવાસી, વિ૦ (સ૦) મુસાફર, વટેમાર્ગુ, પાથ
પ્રવાહ, પુ૦(સ૦) પાણી ઇ૦ નુ જે વહેવુ તે રેલો, ધારા, સ્રોત્ર ૨ હમેશ ચાલ્યો જતો એવો સસારનો વહેવાર વગર આયકે ધસારો ૪ ક્રમ, મકલના
પ્રવાહી વિ૦ વહે તેવુ, ફેલાય એવુ
પ્રવાળ, ન૦ પરવાળુ ૨ કોમળ પાદડુ
પ્રવિષ્ટ, વિ૦ (સ૦) દાખલ થયેલુ, ઘુસેલુ
પ્રવીણ, વિ૦ (સ૦) નિપુણ, પૂરો, માહિતગાર, હોશિયાર, કાબેલ, ચતુર
પ્રવૃત્ત, વિ૦ (સ૦) ચાલુ, ચાલતુ
પ્રવૃત્તિ, સ્ત્રી૦ (સ૦) વ્યાપાર, વ્યવસાય ૨ ઉદ્યોગ (એથી ઉલટુ નિવૃત્તિ) [(નાટકના)
પ્રવેશ, પુ૦(સ૦) દાખલ થવુ-તે ૨ વેશ, દેખાવ
પ્રવેશક, પુ૦ (સ૦) સૂચના રૂપ પ્રકરણ તે, ઉપોદ્ઘાત ૨ નાટકને આરભે તેના ઉદ્દેશ અર્થે જે ભાષણ-ક્રિયા તે
પ્રવ્રજિત, વિ૦ (સ૦)ત્યાગી, સન્યાસી, વેરાગી
પ્રશસનીય, વિ૦ વખાણવા લાયક.૨ ઉતમ
પ્રશસક, વિ૦ વખાણનાર, સ્તુતિ કરનાર
પ્રશસા, સ્ત્રી૦ (સ૦) સ્તુતિ, વખાણ, તારીફ
પ્રશસ્ત, વિ૦ (સ૦) સ્તુતિપાત્ર, વખાણવા લાયક ૨ શ્રેષ્ટ, ઉત્તમ ૩ વિશાળ, મોકળુ
પ્રશસ્તિ, સ્ત્રી૦ પ્રશસા, સ્તુતિ, વખાણ
પ્રશ્ન, પુ૦ (સ૦ પૃચ્છ-પૂછવુ) સવાલ, પૂછેલુ તે, પૃચ્છા ૨ શકા, સદેહ
પ્રશ્નોત્તરી, સ્ત્રી૦ (સ૦) પ્રશ્ન ને ઉતર હોય તેવા ગ્રથ, સવાલ જવાબની રચના
પ્રસગ, પુ૦ (સ૦) અનુકૂળ સમય, વરતો વખત સધિ, જોગવાઈ, લાગ ૨ સહવાસ મેળાપ, સબધ, પરિચય ૩ પ્રકરણ, બાબત વિષય, વાત
પ્રસગવશાત્, અ૦ પ્રસગને અનુસરીને
પ્રસગોપાત, અ૦ (સ૦) પ્રસગે
પ્રસન્નતા, સ્ત્રી૦ (સ૦) રાજીપો, ખુશી, મરજી ૨ રુચી, અભિરૂચી, ભાવ
પ્રસન્ન, વિ૦ (સ૦) ખુશ રાજી, આનદિત, ખુશનુમા, હસતુ ખુશીમા હોય તેવુ (વદન)
પ્રસર, પુ૦ (સ૦ પ્ર+સૃ) ફેલાવો, વિસ્તાર
પ્રસરવુ, ક્રિ૦ અ૦ પથરાવુ ફેલાવુ, રેલાવુ.
પ્રસવ, પુ૦ (સ૦) જનન ૨ જન્મ, ઉત્પત્તિ ૩ અવતરવુ-જન્મવુ તે (બાળકનુ)
પ્રસાદ-દી, પુ૦ સ૦) આશીર્વાદ, કૃપા, મેહેરબાની, અનુગ્રહ ૨ દેવતા ગુરુ ઇ૦એ ખુશી થઈ આપેલુ જે કઈ તે ૩ દેવતાની આગળ ધરાવેલુ નૈવેદ ૪ ભોજન, જમવુ તે " પ્રસાદ લીધો " ૫ ઠોક, માર ૬ મદિર ' આના અબા તથા પ્રસાદ."

ક્ષણ, ખરાબી થતી અટકાવવી તે ૨ ખરચ જતા બાકી રહે તે, ઉગારો ૩ રદીઓ, ઉત્તર
બચાવવુ, ક્રિ૦ સ૦ ઉગારવુ રક્ષણ કરવુ. ૨. તારવુ,મોક્ષ કરવો ૩ ઉગારવુ, કસર કરી ફાજલ પાડવું, સચય કરવો ૪ વારવુ, અટકાવવુ.
બચી, સ્ત્રી૦ મો,બગી ૨ બોકી, ચુમી, બચ્ચી
બચોળિયુ, ન૦ નાનુ છોકરૂ, બચ્ચુ
બચ્ચાંકચ્ચા, ન૦ છૈયા છોકરા
બચ્ચી, સ્ત્રી૦ બોકી, ચુમી, ચુબન.
બચ્ચુ, ન૦ નાનુ બાળક, છોકરૂ [વપરાય છે)
બચ્ચો, પુ૦દિકરો,પુત્ર (લાડના તેમજ તિરસ્કારમા
બચ્છટ, વિ૦ જાડુ, ખડબચડુ બરછટ
બજર, પુ૦ તમાકુ ભાગ
બજરબટ્ટુ, ન૦ પોયણીનુ ફળ ૨ રિછના મોમા ઘાલી કાઢી લીધેલો કાળો મણકો (એ નજર ન લાગે માટે બાધે છે).
બજવણી, સ્ત્રી૦ અમલમા મૂકવુ તે, બજાવવુ તે.
બજવવુ, સ્ત્રી૦અમલમા મૂકવુ, બજાવવુ [વાગવુ
બજવું, ક્રિ૦અ૦અમલમા આવવુ, પાર પડવુ.૨
બજવૈયો, પુ૦ મૃદગ–નરઘા વગેરે વગાડનારો
બજાખ, વિ૦ બેવકુફ
બજાજ, પુ૦(આ૦) કાપડનો વેપારી, કાપડીઓ
બજાજી, સ્ત્રી૦ (આ૦) વેચવાની ચતુરાઈ, રગ ઝગ,હાના કરવી તે ૨ છેતરવાની તજવીજ
બજાણિયો, પુ૦ મલ્લ નટ, દોરડા ઉપર નાચનાર.
બજાર, પુ૦ (ફા૦) માલ વેચાય લેવાય તે ઠેકાણુ, ગુજરી ૨ નાણાની લેવડ દેવડ થાય તે જગા ચૌટુ, હાટ ૩ વેચવા લેવાને મળેલો લોકનો જે સમુદાય તે ૪ દુકાનદારોએ ઠેરવેલો ભાવ તે, પીઠ, કિમત ૫ માગણી, માગ, ખરીદ [વાત, અફવા.
બજારગપ, સ્ત્રી૦ બજારમા ચાલતી ખોટી ખબી
બજારભાવ, પુ૦ બજારમા જે ભાવે સોદો થતો હોય તે, પીઠભાવ, નિરખ [અનિશ્ચિત
બજારૂ, વિ૦ સાધારણ, હલકુ ,બજારનુ ૨ ઉડતુ,
બજાવણી, સ્ત્રી૦ ટાચ, જપતી, કલમ મધી, અમલમા મૂકવુ તે ૨ બજાવવુ–વગાડવુ તે
બજાવનાર, વિ૦ વગાડનાર ૨ અમલમા લાવનાર. ૩. બનાવનાર, કરનાર
બજાવવું, ક્રિ૦ સ૦ અમલમા લાવવુ, પાર પાડવુ (કામ).૨ પાળવુ (વચન) ૩ વગાડવું (વાજુ). ૪ ટચ લાવવી ૫ ઠોકવુ, મારવુ ૬ રાખવુ.
બજીદ, વિ૦ (આ૦) ચીકણુ, આગ્રહી, હઠીલું.
બજેરો, પુ૦ ફળશિયો, લોટો.
બજોઠો, પુ૦ એક જાતનું હાથનુ ઘરેણુ
બજરગબલી, પુ૦ મારૂતિ, હનૂમાન.
બઝાડવુ, ક્રિ૦અ૦ચોટાડવુ ૨ લઢાવવુ ૩ બો રાદવુ, ગળે ઘાલવુ
બઝોડવુ, ક્રિ૦ સ૦ મારવુ, ઠોકવુ, રગડવુ
બટ,વિ૦ભારાવદાર, પોચાતું 'બટ મોગરો '૨ તીખુ 'તોઢુ' ૩ જડ, નક્કર. ૪ તદન, સાવ. ૪ ન૦ નાનો સુદર ભરાઉ ઠિગણો ઘોડો,ટટ્ટુ [કડક
બટક, વિ૦બરડ,નમે વળે નહિ તેવુ ૨ ખરાબોલુ,
બટકબોલુ, વિ૦ ખરાબોલુ,જેવુ લાગે તેવુ ટુકુ ભાષણ કરનાર, વિનોદી
બટકણુ, વિ૦ બટકણુ, બરડ ૨ કરકણુ.
બટકણુ,વિ૦તરત ભાગી જાય તેવુ, બગડ,ભાગણું.
બટકવુ,ક્રિ૦ અ૦સહેજમા ઉડી જવુ ,ખરી જવુ
બટકી, સ્ત્રી૦ ઠિગણી ભરાઉ બૈરી
બટકુ, ન૦ બચકુ, ડાકુ, ૨. કકડો
બટન, ન૦ બોરિયુ [ભરાઉ ફૂલ–છોડવો, કુદ
બટમોગરો, પુ૦ એક જાતનું ઘણી પાખડિવાળુ
બટવો, પુ૦ વાટવો,ખલેચી ૨ બેઠા ઘાટનોલોટો.
બટાઉ, વિ૦ ઉડાઉ ૨ છેલ, લહેરી, ફક્કડ
બટાકિયા, ન૦ ઝટ ભાગી જાય તેવા મોતી, ખોટા મોતી ૨ કેરીનુ બારીને કરેલુ અથાણુ
બટાટા, પુ૦ એક જાતનો કદ, પટેટો
બટાવુ, ક્રિ૦ અ૦ ઘણો વખત રાખ્યાથી બેસી જવુ, ભેજથી બગડવુ
બટાશિયાં ન૦ દાણાના બોખા
બટુક, પુ૦ (સ૦બટુ–છોકરો) જનોઇ દીધા વિનાનો છોકરો ૨ ઠિગણો, વામનજી.
બટેરૂ ન૦ થલાવડુ, રામપાતર, મોટુ કોડિયુ
બટેરો, પુ૦ માટીનો મોટો વાડકો
બટ્ટો, પુ૦ આળ, તહોમત, કલક; "બટ્ટો મૂકવો,

૨. ડાઘ, લાંછન, બદનામ "બટ્ટો લગાડવો." ૩. (અ૦ બોટલ) દારૂનો સીસો [બેઠેલું, બોખરૂં
બંકસ, વિ૦ જોરથી ઠાસીને ભરેલું ૨ ભારે,
બડ,વિ૦ (વહુ) મોટુ,સારૂ 'બડભાગી' ૨ કઠણુ,બરડ.
બડઘા, પુ૦કપાસ વ૦ ના ટુકડા,કરચા [એવું તે
બટઘો,પુ૦ જાડો લઠ્ઠ માણસ, સગીન મજબુત
બડછટ, વિ૦કઠણુ ને ખડબચડુ, બરસટ
બડફાં, ન૦ તબડકા;છણુકા, મિજાજમા તરછોડી નાખવુ તે ૨.કુતરાનુ ડાકુ બફડા નાખવા=છણકા ક૦
બડબડ, સ્ત્રી૦ બકબક, લવલવ
બડબડવુ, ક્રિ૦સ૦ બકબક કરવી,લવલવ કરવુ.૨ રીસમા કઈ કઈ ધીમે ધીમે બોલ્યા કરવુ
બટબડાટ, પુ૦ બકબક, બકબકાટ, લવારી
બડબડિયું, વિ૦ બડબડ કરનાર, કકણાટિયુ
બડબવુ, ક્રિ૦ સ૦ અફળાવુ,ઝિકવુ; ઝાપટવુ ૨ કણુસલા ઉપર બુધા મારી દાણા જુદા પાડવા.૩ દબાવવુ, ગડબવુ, દબાવીને ભરવુ
બડભાગી, વિ૦મોટા નસીબવાળુ, સુભાગી.
બડમુછિયુ, વિ૦ મુછરહિત, મુછ ન હોય તેવુ
બડમુછો, પુ૦ જેને મૂછ આવી ન હોય તે પુરૂષ,
બડવુ, ન૦ મિજાગરૂ, બરડવુ. [ખુસરો.
બડવું, ક્રિ૦ સ૦જાડુ સુતર કાતવુ,થરડવુ
બડવો, પુ૦ (સ૦ બટુક) દ્વિજ વર્ણનો નાનો છોકરો બ્રહ્મચર્યની દીક્ષા અપાયેલો બાળ,બાળ-બ્રહ્મચારી બડવો ઉઠાડવો=દીક્ષા લઇ ગુરૂને ત્યા જતા પરણાવવાની લાલચ આપી પાછો વાળવો તે,સાસુ ભિક્ષા આપે છે તે ૨ બાળ બ્રહ્મચારી અને તેની વહુનો વરઘોડો કાઢે છે તે. બડવો દોડાવવો=ઉપનયન દીધા પછી ગુરૂને ત્યા મોકલવો તે બડવો ધૂણાવવો-ભૂવા ધૂણાવવા. (કોળીભીલમા
બડવા, પુ૦ શેલડીને છોલીને કરેલા કડકા, શરમા ગડેરી
બડવો, વિ૦ (બોડુ) માથુ મુડાવેલો, મુડેલો "ઉગ્યો રહે બડવો કરૂ, બડવો કરૂ હવે."૨ કદરૂપુ
બડાઈ, સ્ત્રી૦ (હિ૦)વડાઇ,મોટાઇ ૨ પતરાજ; મગરૂરી. ૩. ફુલાશ. [ ફુલણજી
બડાઈખોર,વિ૦બડાઈ કરનાર;સ્વ વખાણ કરનાર,
બડાબુટ-ડ,અ૦ જેમનુ તેમ, સધરવધર; અધવચ સ્થિત."નારે બેહેન,મારૂ કામ બડાબુટ પડેલું છે."
બડાશ, સ્ત્રી૦ ફુલ,મોટાઈ,બડાઇ
બડીફજર, સ્ત્રી૦ પ્રભાત, અજવાસકું
બડુકો, પુ૦ કઠણુ વસ્તુ ચાવતા થતો અવાજ તે.
બડેજાવ,ઘણુ જીવો,ચડતી કળા થાઓ.૨ સુસ્થિતિ.
બડેલોક, પુ૦ ઉમરાવ;અમીર લોક.
બડ્ડુ, વિ૦ (હિ) વડુ,મોટુ
બઢતી,સ્ત્રી૦ ચઢતી દશા-કળા,ઉત્કર્ષ; અભિવૃદ્ધિ
બણગુ, ન૦ બડ, ફુલડ.૨ તતુડુ,રણશિગુ.૩ ગપગોળો,ડિંગ ૪ વખાણ-ગુણ ગ.વા તે
બણબણવુ, ક્રિ૦ અ૦ માખીએ પાખથી અવાજ કરવો, ગણગણવુ, ઉપરને ઉપર ભમ્યા કરવુ.
બણબણાટ, પુ૦ ગણગણાટ, ગુંજાર ૨ ભજવાડો ગડુ ૩. બકબકાટ,
બણવું, ક્રિ૦ અ૦ બનવુ (કવિતામા) [થાય છે તે.
બણિયો, પુ૦ ચોખાની અંદર એક જાતના દાણા
બણટી, સ્ત્રી૦ એક જાતનુ ડાગરમા થતુ અનાજ.
બણ્ઠ, વિ૦ બુઠ્ઠુ, અક્કલ વગરનુ
બણ્ડ, પુ૦ (ફા૦) ફુલડ, ફિસાદ, બળવો.
બણ્ડખોર, પુ૦ બડ કરનાર,તોફાની;ફિસાદી.
બણ્ડિયુ, ન૦ બદન, બડી
બણ્ડી,સ્ત્રી૦ કેડ સુધી આવતુ પહેરવાનુ વસ્ત્ર;બદન.
બતક, ન૦(સ૦વર્તક.) પાણીવાળી જગામા રહેતુ એક પક્ષી એ ડુબકી મારીને માછલી પકડે છે.
બતક, સ્ત્રી૦ બતકના આકારનુ પાણી ભરવાનુ માટી-ધાતુનુ વાસણ.
બતકી, સ્ત્રી૦ નાનુ બેઠુ કુલ્લુ-કુડુ
બતરીસ, વિ૦ત્રીસ ને બે, ૩૨ બતરીસ લક્ષણુ -માણસને સંપૂર્ણ થવાના જે ગુણો તે (જુઓ ગુજરાતી શબ્દકોષ) બત્રીસ કોઠે જીવ-હોશીઆરી, ચોતરફની સાવચેતી. બત્રીસ કોઠે દીવા=અતઃકરણમા અજવાળુ થવુ તે ૨ આનંદ થવો, ખટપટ ટળવી.
બતરીશી-સી,સ્ત્રી૦જડબા,જેમા ૩૨ દાંત જડાયેલા છે તે. બત્રીશીએ ચઢવું=દાંતે ચઢવું,ગવાવુ; નિંદા થવી, વગોણુ થવુ. [ વતુ;સીખવાડવું.
બતલાવવુ,ક્રિ૦સ૦ જણાવવુ;દેખાડવું;૨. સમજા-

**બતાવવુ,** ક્રિ૦ સ૦ દેખાડવુ,દર્શાવવુ ૨.—ની આગળ ચાલવુ, દોરવુ. ૩ સાબીત કરવુ,સ્પષ્ટ કરવુ ૪ કહેવુ, —થી જાણીતુ કરવુ, જાહેર કરવુ ૫.હાથના ચાળા કરવા, સાન કરવી ૬ વર્ણન કરવુ ૭ સમજાવવુ. **આખ** બતાવવી—બીવરાવવુ, ડરાવવુ **હાથ** બતાવવો=મારવુ મો બતાવવુ=મળવુ [ વહાણુ

**બતેલો,** પુ૦ (પોર્ટુ૦) એક જાતનુ કિનારે ફરતુ

**બત્તી,** સ્ત્રી૦ (સ૦ વર્તિ)વાટ,દિવેટ ૨ દીવો, મશાલ ૩ પલીતો, કાકડી ૪ ઉશ્કેરણી, ઉત્તેજન, સાસણી ૫. જીભ, બચી ૬ ફાચર, આડ **બત્તી** આપવી=ઉત્તેજન આપવુ, ઉશ્કેરવુ, **બત્તી** ફાટવી =બોલવાની શક્તિ ધરાવવી, જીભ ઉપડવી

**બત્તો,** પુ૦ દસ્તો, મુસળી

**બત્રીસ,** વિ૦ બતરીસ, ૩૨ [ માટે)

**બત્રીસુ,** ન૦ બતરીસ વસાણાનુ ચૂર્ણ (સુવાવડી

**બથાવવુ,**ક્રિ૦સ૦ હફારવુ,મથવવુ, થકવી નાખવુ બથાવી પડવુ=બળાત્કારે છીનવી લેવુ,પચાવી પડવુ, પડાવી લેવુ.

**બથવો,** પુ૦તાદળજા—ચીલની ભાજી [ સકેત

**બદ,** વિ૦ (ફા૦) ખરાબ, ભુડુ, નિંદ્ય ૨ પાચનો

**બદ,** સ્ત્રી૦ (હિ૦) જાઘના ખુણામા થઇ આવતુ ગરમીનુ એક દરદ [ છિનાળુ

**બદકામ,** ન૦ (ફા૦)ખરાબ કામ ૨ વ્યભિચાર,

**બદખસલત,** સ્ત્રી૦ ખરાબ ચાલ, કુટેવ

**બદબોઈ,** સ્ત્રી૦ (ફા૦) ચાડી ૨ નિદા, ગીબત

**બદચાલ,** સ્ત્રી૦ નઠારી ચાલ,દુરાચરણ અનાચાર

**બદજબા,** સ્ત્રી૦ ગાળ, ખોટી ભ ષા

**બદદવા,**સ્ત્રી૦શ્રાપ, અનિષ્ટ ચિન્તન, શાપ ન [નજર

**બદદાનત,** સ્ત્રી૦ હરામ દાનત બેઇમાની , ખોટી

**બદન** ન૦(ફા૦)અગ, શરીર,કાયા ૨ ડોકથી કમર લગી પહેરવાનુ વસ્ત્ર,કુડતુ

**બદનજર,** સ્ત્રી૦ કુદષ્ટિ, દુષ્ટભાવના

**બદનસીબ,** ન૦ દુર્ભાગ્ય, અભાગીયાપણુ

**બદનામ,** વિ૦ બદનામીવાળુ, નિંદ્ય, કલકિત

**બદનામી,**સ્ત્રી૦ નામોશી, અપજશ ૨ બટ્ટો,આળ

**બદનુ,** ન૦ ચણુતા ૯૮ કોલપર રેડવાનુ પાણી ભરી રાખવાનુ વાસણ, પાણીનુ તગારૂ

**બદફેલ,** વિ૦અનીતિમાન ૨ દુષ્ટ,દ ડેલ [ધિ ગાણુ

**બદફેલી,** સ્ત્રી૦ બદચાલ અનીતિ ૨ તોફાન,

**બદબખ્ત,**વિ૦ અભાગિયુ, કમનસીબ ૨ હરામી,

**બદબાત્તિન,** વિ૦ (ફા૦) બદદાનતનુ [દુષ્ટ.

**બદબો—ઈ,** સ્ત્રી૦ (ફા૦) દુર્ગંધ, નઠારી વાસ ૨ ગીબત, નિદા ચાડી [છોડ

**બદરી,** સ્ત્રી૦ (સ૦) બોરડી ૨ વેણ કપાસનો

**બદલ,**ન૦ (આ૦) બદલવુ—લેવુ તે

**બદલ,**અ૦ બદલે સાટે અવેજે, ઠેકાણે

**બદલવુ,**ક્રિ૦સ૦ એકના અવેજમા બીજુ આપવુ લેવુ,સાટાપાટી કરવુ,બદલો કરવો ૨ ફેરફાર કરવો ૩ એક કાઢી બીજુ રાખવુ, અથવા જુનામા ફેર ફાર કરવો, ફેરવી નાખવુ ' વેશ બદલવો "૪ અદ લબદલ કરવુ **બદલી** જવુ=એક મૂકી તેને બદલે બીજુ લઇ જવુ

**બદલામ,** ન૦ બદનામ [તે બદલે બીજુ લેવુ

**બદલાવવુ,**ક્રિ૦સ૦ ફેરવાવવુ, સુધરાવવુ ૨ એક

**બદલાવુ,** ક્રિ૦અ૦ એકને ઠેકાણે બીજુ આવવુ, ફેરફાર થવો ૨ ફરી જવુ, ખસી જવુ ૩ ઉલટ સુલટ થવુ [બીજે ઠેકાણે જવુ તે ૩ અવેજી.

**બદલી,** સ્ત્રી૦ ફેરફા સ્થાનાતર ૨ એક ઠેકાણેથી

**બદલે,** અ૦અવેજમા, સાટે, એકને અભાવે બીજુ ઠેકાણે

**બદલો,**પુ૦ અવેજ, સાટુ ૨ અવેજમા આપેલુ તે ૩ ઉપકાર,આભાર ૪ વેર,ખાર ૫ બદલાવવા જોગ

**બદવુ,** ક્રિ૦અ૦ મોટાની મરજી પ્રમાણે ચાલવુ મર્યાદામા વર્તવુ, ગાઠવુ, હુકમ માનવો [કદરૂપુ

**બદશિકલ,** વિ૦ ખરાબ ચહેરાનુ, વરવુ, બેડોળ,

**બદસુરત,** વિ૦ વરવુ, કદરૂપુ.

**બદહજમી,** સ્ત્રી૦ અજીરણ,અપચો

**બદામ,** સ્ત્રી૦ (ફા૦) એક સુકો મેવો ૨ એક હલકુ ચલણ (હિસાબમા)

**બદામડી,** સ્ત્રી૦ બદામનુ ઝાડ

**બદામી,** વિ૦ બદામના રગનુ, ભુખરૂ લાલ

**બદિયાન,** ન૦ કુડતુ બદન

**બદી,**સ્ત્રી૦ (ફા૦)દુરાચાણ,અનીતિ,અધર્મ "નેકી ને બદી" ૨ નિન્દા, ચુગલી ૩ કુટેવ, કુછદ ૪,

ગિલ્લી દડાની અને મ જાની રમત રમતા જે જરાક ખાડો કરે છે તે, ગબી

**બદુ,** વિ૦ માલ વનાનો, ગડુ [પરવશ

**બદ્ધ,** વિ૦ (સ૦) બાધેલુ, સજ્જડ ૨ પરતંત્ર,

**બધિર,** વિ૦ (સ૦)બહેરૂ સાભળે નહિ તેવુ

**બધુ,** વિ૦ સઘળુ, આખુ, તમામ, સધુ

**બધે,** અ૦ સઘળે ઠેકાણે સર્વત્ર

**બનડી,** સ્ત્રી૦ નવી પરણેલી કન્યા,નવવધુ

**બનડો,**પુ૦ પરણવા જતો છોકરો વર ૨ વિવાહમા ગાવાનુ ગીત

**બનવુ,** ક્રિ૦ અ૦ એકદમ આવી પડવુ થવુ,નિપજવુ ૨ ૨ ઘાટમા આવવુ,જેવુ જોઇએ તેવુ થવુ "ઘર ઠીક બન્યુ છે" ૩ અનુકૂળ આવવુ, તાકડો મળવો ૪ થવુ નિકળવુ,નિવડવુ ૫ સ્નેહ–મેળાપ હોવો, એક સપ રહેવો–હોવો, ૬ હળીમળીને રહેવુ ૭ નિશાના ર ગમા આવવુ ૮ સાફસુફ થઈ સણગરાવુ ૯ થઇ શકવુ, કરી શકાવુ ૧૦ મશ્કરી થવી બનવાજોગ=સભવિત બનવાકાળ=ભવી

**બના,** સ્ત્રી૦ લાજ, આબરૂ, ઇજ્જત [ કપડુ

**બનાત,** સ્ત્રી૦ (ફા૦) પહોળા પનાનુ જાડુ ઉનનુ

**બનાવ,** પુ૦ (હિં૦) હોનારત,પ્રસગ, ઘટના,એકાએક–ઓચિતુ બનવુ તે, પ્રસગ ૨ મેળાપ,સ્નેહ,

**બનાવટ,** સ્ત્રી૦ બનાવવાની રીત–તરેહ,રચના ૨ પોત, કુમાશ ૩ અસલ નહિ પણ જુદુ જ, નવુ બનાવેલુ તે, તરકટ,કાવતરૂ ૩ ફજેતી મશ્કરી

**બનાવટી,** વિ૦ખોટુ, જુઠુ ૨ તકલેદી,પોકળ ૩ બનાવેલુ, કૃત્રિમ, ઢોગી

**બનાવવુ,** ક્રિ૦સ૦ કરવુ, ઘડવુ,રચવુ,જોડવુ ૨ ઉત્પન્ન કરવુ, પેદા કરવુ ૩ બનાવટ કરવી, જોડી કાઢવુ ૪ કહેવુ, ચિતરવુ ૫ ઘાટ ઘડવા ૬ મજાક કરવી, બેવકુફ બનાવવુ ૭ શણગારવુ,ફક્કડ દેખાય તેમ કરવુ ૮ દોરવુ, કાઢવુ

**બન્નુસ,** ન૦ (અ૦) કામળો, ધામળો, બોરો

**બનેવી,** પુ૦ બેનનો વર

**બન્ને–ન્નો,** અ૦ બે, બેઉજણ

**બ દ(બન્દ)** પુ૦ (ફા૦)જેથી કોઇ ચીજ બ ધ થાય તે, આડ ૨ બ ધાણુ,બ ધ ૩, બેડી, હેડ ૪ હદમા રાખવુ તે,કેદ કરવુ તે ૫ પાણી અટકાવવાનો પુસ્તો, બાધ ૬ પટો [૨ હુકમ, આજ્ઞા

**બ દગી,** સ્ત્રી૦(ફા૦)ઇશ્વર પ્રાર્થના, ભક્તિ નિમાજ

**બ દર,** ન૦ (ફા૦) જ્યા વહાણો તરતા રહે તેવો દરિયાનો–નદીનો કિનારો, બારૂ ૨ એને લગતુ જે શહેર–ગામ તે ૩ કુરજો, માડવી, ડક્કો. બ દર કરવુ–વહાણો નાગર ૨. ઝાડે જવુ

**બ દરી,** વિ૦ એક જાતનું ઝાખી બુટ્ટીવાળુ કપડુ છીંટ (પાઘડી માટે) ૨ બ દરને લગતુ

**બ દી,**પુ૦ સ્તુતિ પાઠકો, ચારણો ૨ કેદી,બ દીવાન

**બ દી,**સ્ત્રી૦(ફા૦)અટકાવ, મના,મ ધી ૨ જોડવુ તે, દોસ્તી. "ભાઇબ દી" ૩ ગુલામડી,હઠથી પકડી આણેલી સ્ત્રી 'વિષયાસક્ત પુરૂષની પ્રમાણે તેણે બહુ બ દીઓનો પરિગ્રહ કર્યો હતો"–કાદ બરી.

**બ દીખાનુ,** ન૦ (ફા૦) કેદખાનુ,તુર ગ,જેલ

**બ દીજન,** પુ૦ વખાણ કરનારા,ભાટ,ચારણ

**બ દુક,** સ્ત્રી૦ (આ૦) દારૂ ભરી ગોળી મારવાનુ નળીવાળુ એક હથિયાર, અગ્ન્યસ્ત્ર

**બ દો,** પુ૦ (ફા૦) સેવક, ગુલામ,દાસ, ફિદવી. ૨ કુલાસમા પોતાને વિષે બોલતા વપરાય છે,હુ પોતે. બ દાના બહાર જોઇ લેવા=પરાક્રમ જોજો બ દા ખાય કે તાપે જર્યા પડયા ત્યા ખેમ ને કુશળ

**બ દોબસ્ત,** પુ૦(ફા૦) ગોઠવણ,સગવડ,તજવીજ ૨ કરાર,ઠરાવ, કબુલાત ૩ વ્યવસ્થા,સુલેહ શાતિ જાળવવી તે, જાપતો

**બ ધ,** પુ૦ (સ૦) બાધવુ–બાધેલુ તે ૨ નિયમ, ધારો ૩ અટકાવ, રોકાણ ૪ રચના, ગુ થણી "પદબ ધ" ૫ જે વતી કાઇ બાધેલુ તે, પટો, પાટો, ગાઠ, બેડી. હેડ ૬ દોરડુ, દોર ૭ પાળ, પુસ્તો. ૮ શરીર, દેહનુ બ ધારણ તે.

**બ ધકરવુ,** ક્રિ૦સ૦ અટકાવવુ,વાસવુ (બારણુ) ૨ મીચવુ,બીડવું, સંકોચવું (આખ). ૩. પ્રતિબ ધ કરવો,મના કરવી. ૪ બીડવુ, વાળવું, અદર ઘાલવુ "કવર બ ધ કર્યુ." ૫.આટોપવું, પુરૂ કરવું, સમાપ્ત કરવુ "લખવ નુ બ ધ કરો."

**બ ધકી,** સ્ત્રી૦ (સ૦) વેશ્યા,છિનાળ ૨ વાયડી,

**બ ધકોશ,**પુ૦ઝાડો ન આવે તેવી પેટની જે સ્થિતિ

તે, કબજીયાત

**બંધન,** ન૦ (સ૦) બાંધવું તે, બાંધણી ૨ પાશ, જાળ ૩ અટકાવ પ્રતિબન્ધ ૪ નિયમ, ધારો ૫ કેદ કરવું તે, કેદ, ૬ પટો દોર ૭ મના, બંધી

**બંધબેસતું,** વિ૦ અનુકૂળ, ગોઠતું, માફક આવતું [૨ બેસતું, યોગ્ય

**બંધવ,** પુ૦ભાઇ, સહોદર, બાંધવ

**બંધાણ,** ન૦ ગાંઠ, પાશ, જાળ ૨ અટકાવ, પ્રતિબન્ધ, બંધન. ૩ બાંધણી ૪ ટેવ, આદત ૫ બાંધવાનું તે, દોરડું [વાની રીત

**બંધામણ-ણી,** સ્ત્રી૦ બાંધવાનો કિમ્મત, બાંધ-

**બંધારણ,** સ્ત્રી૦ બંધારાની સ્ત્રી

**બંધારણ,** ન૦ બાંધણી, રચના, બનાવટ ૨ બે વસ્તુનું સાથે જોડાવું તે ૩ ગ્રંથના વિષયની ગોઠવણ ૪ જેથી બાધો પડે તેવી વસ્તુ ૫ ખાધા વિના નજ ચાલે તે, વ્યસન ૬ બાંધો, શરીરની બાંધણી. ૭ ઘાટ, યોજના

**બંધાણી,** વિ૦ વ્યસની, હેળ-ટેવવાળું

**બંધારો,** પુ૦ રંગવાનો ભાગ જુદો બાંધી જુદા જુદા રંગ કરનારો ૨ રેશમી કપડાં ધોઇ કુંદી કરી આપનાર

**બંધાવવું,** ક્રિ૦ સ૦ બંધન કરાવવું, સાથે જોડાવવું ૨ ઘાટસર વિંટળાવવું ૩ શાબાશી આપવી, સરપાવ આપવો

**બંધાવું,** ક્રિ૦ અ૦બંધન થવું, કબુલ થવું ૨ નક્કી થવું, ઠરવું ૩ અકડાઇ જવું, રહી જવું ૪ મળી જવું, ઘટ થવું [તેવું (પાણી)

**બંધિયાર,** વિ૦ બંધાયલું (હવા) ૨ વહેતું નહિ

**બંધી,** સ્ત્રી૦ મના, અટકાવ ૨ પરેજી, કરી ૩ કરાર, બોલી, સરત. ૪ પાકી, અંધોજે. **બંધી કરવી**=કરાર કરવો ૨ મના કરવી, વારવું ૩ કરી

**બંધીખાનું,** ન૦ કેદખાનું, તુરંગ, જેલ. [પાળવી

**બંધીવાન,** વિ૦ કેદી, બંધાયેલું, અટકાવેલું

**બંધુ,** પુ૦(સ૦)બાન્ધવ, ભાઇ ૨ સોબતી, સાથી ૩ મિત્ર, ભાઇબંધ, દોસ્ત. ૪ સગપણ કે જાતનો કોઇ એક બંધુજન=ભાઇભાંડુ, આપ્તજન

**બંધુતા,** સ્ત્રી૦ ભાઇચારો, મિત્રભાવ, દોસ્તી

**બંધુર,** વિ૦સુંદર, પ્રીતિ ઉપજાવે તેવું, રમણીય

**બન્ને-ન્નો,** અ૦ બેઉ, બેજણ [પડઘાણું

**બપડું,** ન૦ લાકડાનું ગોળ રમકડું ૨ વિ૦ બે

**બપૈયો,** પુ૦ એક જાતનો પક્ષી, ચાતક, દેવતરસ્યો.

**બપોર,** અ૦ દિવસના બીજા પહોરનો સમય, દહાડાનો મધ્ય ભાગ, મધ્યાહ્ન

**બપોરિયું,** ન૦ આતસબાજીની એક બનાવટ ૨ બપોર સુધી કામ કરનારૂં ૩ બપોરે કરવાનું તે ૪ એક જાતનું ફૂલ, જે બપોરે ખીલે છે

**બફા,** પુ૦ ઘામ, બફારો, બાફ

**બફાકરવું,** ક્રિ૦સ૦(આ૦) ફાયદો-ગુણ કરવો

**બફાણું,** ન૦ બાફેલો, તરત ખાવા માટે બાફીને રાઇ ચઢાવેલી કેરીનું અથાણું.

**બફારો,** પુ૦ ઉમારો, ઘામ, બાફ

**બફાવું,** ક્રિ૦ અ૦ બાફથી-ગરમીથી પોચું ને મીઠું થવું, ૨ ઘાવું, સીઝવું ૨ ઘામથી અકળાવું [કરવો

**બબડવું,** ક્રિ૦ અ૦ ચીડમાં બોલ્યા કરવું-લવારો

**બબડાટ,** પુ૦ બબડવું તે, લવારો

**બબરચી,** પુ૦(ફા૦)રસોઇયો, ૨ ઘવારો. [ભંજવાડ

**બબરચીખાનું,** ન૦ રસોડું, રાંધણી ૨ ગંદકી,

**બબુચક,** પુ૦ મૂર્ખ, કમ અક્કલ. ૨ ખાઉધરો

**બબ્બે,** વિ૦ બેબેના જોડકાં, બેને જથે.

**બમ,** અ૦ (બમ્બ) એવો થતો ભારે અવાજ ૨ મહાદેવને પ્રસન્ન કરવા કરાતો અવાજ "બમ બમ મહાદેવ" ૨ જંગી, કદાવર

**બમ્હસ,** વિ૦ સારી પેઠે ભરેલું ૨ ખોખરૂં

**બમણવું,** ક્રિ૦ અ૦ પાંખનો અવાજ થવો. ૨ આશામાં વારવાર ભટકવું [ગંદકી.

**બમણાટ,** પુ૦બમણવું તે, ગણગણાટ ૨ ભંજવાડ,

**બમણું,** વિ૦ દુપ્પટ, બેવડું, બેગણું. **બમણી મારસ**=બેવડી પીડા, બેવડી માથાફોડ

**બમ્બ,** પુ૦ નરઘામાંનું બાયું, મૃદંગના જે પાસામાં ખરજના સૂર વાગે છે તે ૨ ડંકો ૩. બાવળ. 'આંબે અમૃતફળ નિપજ્યાં, ને બંબે આવી શૂળ' વિ૦ કદાવર, વિશાળ, મોટું **બંબ બજાવવું**=ઠોકવું, માર મારવો **બંબે બંબ**-કંઈ ન હોય તેવું, પોલું, અંધેર તૂત, ખોટે ખોટું

**બમ્બો,** પુ૦(અ૦ પમ્પ)પાણીની ધાર ઉરાડવાનો

યત્ર આગ હોલવવાનો-પાણી કાઢવાનો સચો ૨ પાણીનો નળ ૩ ઉનામણો [વિવેચન.
**બયાન,** ન૦ (ફા૦) વર્ણન, વિગતવાર હકીકત,
**બર,** અ૦પુરૂ પડયુ હોય તેવુ,અમલમા આવ્યુ હોય તેવુ ૨ પ્રમાણે, મુજબ ' બર હુકમ "૩ બરાબર -સરખુ -સમોવડિયુ થવુ તે ૪ વિ૦ માફક,ઘટતુ,
**બર,** પુ૦ પનો, પહોળાઇ ૨ જાત ૩ માલ [લાયક
**બ ક,** પુ૦(ફ૦) ઉંટના વાળ
**બરકત,** સ્ત્રી૦ (આ૦) ફાયદો, લાભ, હાસન ૨ ફતેહ,શુભ, કલ્યાણુ, સિદ્ધિ ૩ અધિકતા,ભરપુરતા
**બરકદાજ** પુ૦ બદુકવાળો, બદુકચી [પાડવી
**બરકવુ,** ક્રિ૦સ૦ સાદ કાઢી બોલાવવુ, બકારવુ,બૂમ
**બરર્કા,** સ્ત્રી૦ રૂડીની ગાસડી
**બરકો,** પુ૦ મોટો સાદ,ઘાટો, બૂમ, બરાડો
**બરખાસ્ત,** વિ૦ (ફા૦) વિખરાયેલુ, વિસજન મિજલસ બરખાસ્ત થઇ=સભા ઉઠી ગઇ
**બરછટ,** વિ૦ કઠ્ઠણુ ને ખરબચડુ ૨ કઠણુ, સખત
**બરછી,** સ્ત્રી૦ નાનો ભાલો [હાડનુ-માણુસ
**બરછો,** પુ૦ ભાલો ૨ કડાને સીધો ઉભો સાઠો
**બરજાત,** વિ૦ નીચ તુકમનુ, હીણુ બીજનુ
**બરજોરી,** સ્ત્રી૦(ફા૦) જોરાવરી,જુલમ,જબરજસ્તી, બળાત્કાર, સખતી
**બરડ,** અ૦ ચાવતા દાતથી અવાજ થાય તેમ
**બરડ,** વિ૦ ઝટ ભાગી જાય તેવુ, કડક, કઠણુ
**બરડવુ,** ન૦ મિજાગરૂ, ઐડવુ
**બરડકબોલુ,** વિ૦ સખત, કડક ૨ ભડભડિયુ " એટલે એક જણુ બોલિયો, બરડકબોનો બોલ "
**બરડો,** પુ૦ વાસો, પીઠ ૨ સોપારીની એક જાત ૩ કરોડ બરડો થાબડવો=હિમત આપવી,ઉશ્કેરવુ બરડો ભારે થવો-માર ખાવાના ચિન્ન જણાવા [વાસણુ (અથાણા ભરવાનુ )
**બરણી,** સ્ત્રી૦ ચિનાઇ અથવા લાખોટેલુ માટીનુ
**બરતરફ,** વિ૦ (ફા૦) કાઢી મૂકેલુ રજા આપેલી, દૂર કરેલુ (નોકરીમાથી )
**બરતરફી,** સ્ત્રી૦(ફા૦) બરતરફ કરવુ થવુ તે [પણુ.
**બરદ,** ન૦ ભકતને વરદાન આપવુ તે, બિરૂદ, વચન,
**બરદાશ-સ્ત,** સ્ત્રી૦ (ફા૦) સભાળ, તજવીજથી

**બરદિયો,** પુ૦ બદિજન, ભાટ [પાળવુ તે, ખાતર
**બરફ,** ન૦ (ફા૦) હિમ, કરા ૨ હવામા ઠડીથી અથવા કૃત્રિમ રીતે બધાયેલુ પાણી, વાચ,પાલો
**બરફી,** સ્ત્રી (ફા૦) દૂધનો માવો,ખાડ અને મશાલાની બનાવેલી એક મીઠાઇ [ચુરમુ
**બરફીચુરમુ,** ન૦ ઠારેલો લાડુ, ચોસલા પાડેલુ
**બરબડ,** સ્ત્રી૦ લવલવ,બડબડાટ, લવારી
**બરબાદ,** અ૦(ફા૦) રદ,નકામુ ' વેપારને આબાદને બહાને બરબાદ કર્યો " ૨ મિથ્યા, ખાલી
**બરબાદી,** સ્ત્રી૦ખરાબી, પાયમાલી, સર્વ જવુ તે
**બરમર,** સ્ત્રી૦ દયા,દાઝ. ૨ કાળજી
**બરલવુ,** ક્રિ૦સ્ત્રી૦ ઉઘમા બલવુ-બકવુ
**બરસટ,** વિ૦બરડ,ઝટ ભાગી જાય તેવુ ૨ બરછટ
**બરાગળ,** સ્ત્રી૦ ઝીણો તાવ,ધાકડી
**બરાડ,** સ્ત્રી૦ બૂમ, બરકો, રાડ
**બરાડવુ,** ક્રિ૦સ૦ બૂમ પાડવી આરડવુ,ગરજવુ
**બરાડો,** પુ૦ બરાડવુ તે, મોટો ઘાંટો, ગર્જના
**બરાત,** સ્ત્રી૦ (ફા૦) વરની જાન ૨ વરઘોડો ૩ ગજીફાનો એક રગ
**બરાબર-રોબર,** વિ૦(ફા૦) સમાન, સરખુ ૨ ખરૂ, વાજબી,અદલ, યથાર્થ ૩ ઉચિત, લાજીમ, લાયક, ઘટતુ ૪ અનુકૂળ, માફક ૫ સમતોલ, સરખા જેવુ ૬ સપાટ, સરખુ, વાકુ ચૂકુ નહિ તેવુ ૭ એકાકાર, એકરૂપ, એકતારૂ ૮ ઠીક ઠીક ગોઠવેલુ ૯ દુરસ્ત, ભૂલચૂક વગરનુ ૧૦ પુરૂ, સપૂર્ણ બરાબર થવુ=પતી રહેવુ, થઇ રહેવુ
**બરાબરિયુ-રોબરિયું,** વિ૦ સરખેસરખુ, સમોવડિયુ [૨ સરસાઇ, સ્પર્ધા
**બરાબરી,** સ્ત્રી૦ (ફા૦) સમાનતા, સરખાપણુ.
**બરાસ,** ન૦ કપુરમા મસાલો નાખી બનાવલો એક સુગધીદાર પદાર્થ [૩ પત્થર માપવાનુ માપ
**બરાસ,** પુ૦ (અ૦) કુચો, કુચડો ૨ કલમ પિંછી
**બરી,** સ્ત્રી૦ (ફા૦) અગરખાનો એક ભાગ ૨ બળી
**બરૂ,** ન૦ એક જાતનુ ચમરીવાળુ ઘાસ એની સોટીની કલમ થાય છે
**બરો,** પુ૦ ઘણા તાવથી હોઠના ખુણા આગળ જે ઝીણી ફોલ્લીઓ થઇ આવે છે તે ૨ ચામોદી;પત-

રાજી ૩ ગર્વ,તોર,અભિમાન,મગરૂરી ૩ ચસકો, તનમનાટ હોશ
**બરોડુ**, ન૦ જુવાર બાજરીનુ સરોડુ ૨ બરૂ
**બરોળ**, સ્ત્રી૦ શરીરના ડાબા પાસામા આવેલો એક અવયવ
**બર્બર**, વિ૦ અનાર્ય, જગલી લોક ૨ મૂર્ખ
**બલકે**,અ૦(આ૦,એટલુજ નહિ પણ વધારે,વિશેષ
**બલબમ-ગમ**, પુ૦(આ૦) બળખો કફ,ગળફો
**બલગરી**,સ્ત્રી૦ સ્ત્રીની કોટનુ એક તરેહનુ ઘરેણુ
**બલજાવુ**, ક્રિ૦ અ૦ વારી જવુ
**બલમ**, સ્ત્રી૦ બાફેલી ડાગેર
**બલવણ**, ન૦ એક જાતનો ખાર, આમળાના પાણીમા ઉકાળેલુ મીઠુ મીઠાની બાધાવાળા એ ખાર વાપરે છે
**બલવો**, પુ૦ (આ૦) બડ, ફિસાદ, તોફાન
**બલા**, સ્ત્રી૦ (આ૦) પીડા કરતુ, મેલુ, ભૂત પ્રેત, ચટક ૨ ગ દુખ આવી પડે તેવો બનાવ, આફત ૩ પીડા, માથાફોડ, માથુ ફોડાવવુ ૪ દૈવ્ય
**બલાક**, પુ૦ (સ૦) બગલો **બલાકા**-બગલી
**બલાડી**, સ્ત્રી૦ બિલાડી
**બલાલ**, વિ૦ હરામ નીચ કર્મ કરનાર
**બલિ**, પુ૦ (સ૦) ભોગ ૨ પૂજા ૩ ભેટ
**બલિદાન**, ન૦ (સ૦) દેવ દેવતાને જે ભક્ષ અર્પણ
**બલિષ્ટ**,વિ૦ બળવાન,જોરાવર [થાય છે તે, ભોગ
**બલિવર્દ**, પુ૦ (સ૦) બળદ
**બલિહારી**,સ્ત્રી૦ જશની વાહવાહ, સાબાશી,ધન્ય, રૂપ પ્રતાપ જોતા જે સ્તુતિ-આસક્તિનો ભાવ થવા તે, ફિદા થવુ તે, વારી જવુ તે [વ હન
**બલુન**, ન૦ (અ૦) વિમાન, હવામા ઉડતુ યાન
**બલૈ**, સ્ત્રી૦ કાખમા જે ગાઠ થઇ આવે છે
**બલૈયા**, ન૦ ઓવારણા, હર્ષમા આશિર્વાદ દેતા બે હાથ લમણે અરકાડી ટાચકા ફોડવા તે દુખડા ૨ ચુડીઓ **બલૈયા** પહેરના=નાતરૂ કરવુ
**બલૈયા ખેચવા**, ક્રિ૦ સ૦ દીસામા માડી વાળવો,
**બલેયુ**, ન૦ ચુડી, બલોયુ [ખાતા બધ કરવા
**બલોયુ**, ન૦પહોળી ચીપની ચુડી [કે બટલો છો."
**બલ્લવુ**,ક્રિ૦ અ૦ ઉત્તમા બોલવુ 'તમે બકો છો.

**બવાડુ**, ન૦ નવી ખેડાયલી જમીનનુ બીજુ વર્ષ
**બવાસીર**, પુ૦ હરસ મસાનો રોગ
**બશેર**, પુ૦ બે શેર
**બશેરી**, સ્ત્રી૦ બશેર વજનનુ કાટલુ
**બસ**, અ૦ (ફા૦) પૂરૂ, થયુ, પૂર્ણ ૨ ઘણુ, પુષ્કળ.
**બસી**, સ્ત્રી૦ રકાબી, છાલ્ટર
**બસે-સો**, વિ૦ ૨૦૦ [ને, પિચકારી
**બસ્તી**, સ્ત્રી૦ (સ૦) ગુદા વાટે પિચકારી આપવી
**બસ્તો**, પુ૦ (ફા૦ બસ્ત) ગાસડી, પોટલી
**બહલાવવું**, ક્રિ૦સ૦ ફુગરાવવુ, ખીલવવુ ૨ ફેલા
**બહવવુ**, ક્રિ૦સ૦ બોલવુ ૨ વહેવુ [વવુ, વધારવુ
**બહાદુર**, વિ૦ (ફા૦) હિમતવાન,સાહસિક,છાતી ચલુ, મર્દ, શૂરવીર [મર્દાઇ
**બહાદુરી**,સ્ત્રી૦(ફા૦) સાહસ, હિમત ૨ પરાક્રમ,
**બહાનુ**, ન૦ નિમિત, મિષ,મસ,ઢોગ, જુઠુ કારણ
**બહાર**, પુ૦ (ફા૦) ખુબસુરતીનુ ખીલી રહેવુ તે, શોભા, ખુબી, રગ 'શા હતા આપણા બહાર ' ૨ આનદ, મઝા, ખુશી ૩ બદુકનો અવાજ
**બહાર**,અ૦(સ૦બહિર) અદર નહિ તેવુ,બારણે **બહાર જવુ**=ઝાડે ફરવા જવુ,જગલ જવુ ૨.ફરવા કે કામને અર્થે ઘરની બહાર જવુ
**બહારવટિયો**, પુ૦ **બારવટિયો**, જુઓ
**બહારવટુ**, ન૦ **બારવટુ**, જુઓ
**બહારવુ**,ક્રિ૦સ૦ ઝાડુ કાઢવુ,સાફ કરવુ, વાળવુ
**બહાલ**, વિ૦ (ફા૦) કાયમ, જાથુનુ રાખેલુ હોય તેવુ, સ્થાયી ૨ કબુલ, મજુર
**બહાલી**, સ્ત્રી૦ કાયમી ૨ મજુરી [આપવી તે
**બહાલીબરતરફી**, સ્ત્રી૦ નીમણુક કરવી ને રજા
**બહાવુ**, ક્રિ૦ સ૦ પથરાવુ ૨ ગભરાવુ
**બહાવરૂ**, વિ૦ વિહ્વળ, ગાભરૂ [પેલીપાર
**બહિર**, અ૦ (સ૦) બહાર (અદર નહિ) ૨
**બહિર્લાપિકા**, સ્ત્રી૦ (સ૦) પદની બહારના અક્ષર સમધી જે રચના-ચાતુરી તે (ઉલટુ અતર્લાપિકા)
**બહિષ્કાર**,પુ૦(સ૦)દેશવટો,ત્યાગ,બહાર કાઢવુ તે
**બહિષ્કૃત**, વિ૦ (સ૦)બહાર કાઢી મૂકેલુ, તજેલુ, તરછોડી નાખેલુ
**બહુ**, વિ૦ ઘણુ, પુષ્કળ, બમ જાસ્તી, વિપુલ.

૨ મોટુ, ખૂબ **બહુજ થઇ**=બહુ વીત્યુ, ઘણુ દુ ખ પડ્યુ, અવધિ થઇ
**બહુગંધા**, વિ૰ (સ૦) પીળી જુઇ ૨ શાહજીરૂ ૩ ચંપાની કળી [ કરીને, અનેક રીતે
**બહુધા**,અ૰(સ૦) બહુ પ્રકારે જોતા, વિશેષે, ઘણુ
**બહુબોલુ**, વિ૰ બોલકણુ, દોડડાહ્યુ, વાચાળ
**બહુરૂપી**,વિ૰નાના રૂપ વેશ ધારણ કરનાર,નાટકી
**બહુવચન**, ન૰ (સ૰) (વ્યાકરણમા) વસ્તુનુ જે અનેકપણુ તે
**બહુવાર**,અ૦(સ૦) ઘણી વખત, વારવાર
**બહુવિધ**,અ૦ (સ૰) બહુ પ્રકારે, અનેક રીતે
**બહુવ્રીહિ**, પુ૦,સ૦) (વ્યાકરણમા) બે અથવા વધારે શબ્દોનો બનતો સમાસ
**બહુશ્રુત**, વિ૦(સ૦) જેણે સાભળી સાભળી ઘણુ જ્ઞાન મેળવ્યુ હોય તે
**બહુસારૂ**, અ૰ ઠીક, વારૂ, હા એમજ
**બહેન**, સ્ત્રી૰ બેન,ભગિની, માજાયી
**બહેરૂ**,વિ૰ જેનાથી કશુ સંભળાય નહી તે,બધિર
**બહોળુ**, વિ૰ મોટુ,વિશાળ, ખુલ્લુ ૨ ઉદાર **બહોળે હાથે**–ઉડાઉપણે, છૂટે હાથે,ઉદારતાથી
**બળ**, ન૰ (સ૦)શક્તિ, સામર્થ્ય, જોર, ૨ તાકાત, તાકાદ ૩ પ્રભાવ, પ્રતાપ, ગૌરવ ૪ જુલમ બળાત્કાર ૫ સૈન્ય, દળ,ફોજ, લશ્કર, ૫ દમ, જીવ, જીગર
**બળકટ**, વિ૰ બળવાન [હાર પડે છે તે
**બળખો**, પુ૰ ગળામાથી જે જાડો ચિકણો કફ બ
**બળજોરી**, સ્ત્રી૦ (ફા૰) બરજોરી, જોરજુલમ, બળાત્કાર ૨ જોરો, બહોશ, બહુ આગ્રહ
**બળતણ**, ન૰બાળવાના પદાર્થ, ઇંધણા, સરપણ ૨ (હિ૰) રાંધવાના વાસણ
**બળતરા**, સ્ત્રી૦ લાય ચરચરાટી ૨ મનમાં ઈ ઝરાવુ તે, બળાપો ૩ ફિકર, ચિંતા ૪ ઇર્ષ્યા, અદે-ખાઈ, દાઝ
**બળતુ**, ન૦ ભડકુ, તાપ ૨ વિ૦ સળગતુ,લાગતુ. ૨ અદેખુ, ઝેરીલુ ૩. મનમા દુ ખ પામતુ.
**બળદ**, પુ૰ (સ૰ **બલીવર્દ**) કામમા લીધેલો ખાસી કરેલો વાછરડો તે,ઢાંઢો, બેલ ૨ અક્કલ વગર મહેનત કરી જાણનારો, વૈતરો
**બળદાર**, વિ૰ બળવાન, બળવત મજબુત
**બળધારી**, વિ૦ બળવાન
**બળબળ**, સ્ત્રી૰ બળતરા, મનસ્તાપ ૨ ફિકર,કા-ળજી, ચિંતા ૩ દાઝ, ઇર્ષ્યા
**બળબિમ્બ**, ન૰ એક જાતનુ ફળ
**બળબીજ**, સ્ત્રી૰ એક જાતની ઓષધિ,
**બળવત્તર**, વિ૰ વધારે બળવાન, બળિયુ
**બળવન્ત**, વિ૰ જોરાવર, સમર્થ, બળવાળુ
**બળવુ**, ક્રિ૰ સ૦ અગ્નિથી ગરમીથી ખાખ થવુ, દાઝવુ, સળગવુ ૨ જોસ્સાથી અકળાવુ,ગભરાવુ ૩ અદેખાઇ કરવી, સારૂ જોઇને દાઝવુ ૪ સુ-કઇ જવુ (પાણી વગર)
**બળવો**, પુ૦ બખેડો, ફિસાદ,તોફાન, બંડ
**બળાત્કાર**, પુ૰(સ૰)જોર જુલમ, બળજોરી મ-રજી ઉપરાત–પરાણે કરવુ તે **બળાત્કાર કરવો**–જોર જુલમથી મરજી ઉપરાત સ્ત્રી સંભોગ કરવો, ૨ જુલમ કરવો
**બળાપો**, પુ૰ કઢાપો, શોક, સંતાપ ર અદેખાઇ
**બળિયા–બળિયાકાકા**, પુ૰ સૈયડ
**બળિયુ**, વિ૦ બળવાન, બળવત, જોરાવર
**બળિયેલ**, વિ૰ બળેલુ, અદેખુ, કઢાપો કરનારૂ,
**બલિષ્ટ**, (સ૰) **બળિયુ**, જુઓ [કકાસિયુ
**બળી**, પુ૰ (સ) દેવપિતૃ ભૂત ઇ૰ને અર્પણ
**બળીદાન**, ન૰બળી, ભોગ [કરવાનુ ભક્ષ તે,ભોગ
**બળેવ**,સ્ત્રી૰ શ્રાવણ સુદિ પુનેમ, નાળિયેરી પુનમ યજુર્વેદી બ્રાહ્મણોને જનોઇ બદલવાનો દિવસ
**બળી**, સ્ત્રી૰ગાય ભેસના વિયાયા પછી તરત કા-ઢેલા દૂધની એક બનાવટ
**બળોતિયુ**, ન૰ નાના બાળકની ગાડતળે રાખ-વાનો પાથરવાનો (જેમા મળમૂત્ર પડે તે) કકડો.
**બાંક**, પુ૦(પોર્ટુ૰બેન્કો) બેસવાની પાટલી,બેન્ચ
**બાંકવુ**, ક્રિ૰ અ૰ બકવુ,બોલવુ 'પ્રતિજ્ઞા પાકતો, બળ બહુ બાંકતો, નાર તે લંકમા કાલ લાવુ.'
**બાંકાઇ**, સ્ત્રી૦ ટેઢાઈ, છેલાઈ, ફાંકડાઇ ૨ કુલાશ, હુંપદ
**બાંકુ**, વિ૦ (હિ૰) કુટકુ, છેલ,ફાંકડુ ૨ વિચિત્ર

મિજાજનું, ટેઢુ ૩ નાજુક (કામ) બાંકા કુકવા—ખુશામતના ગીત ગાવા, વખાણ-પ્રસંશા [કરવી
બાકુ, ન૦ રણશિંગુ
બાકેરાવ, પુ૦ બાકો ફક્કડ, છેલબટાઉ
બાગ, સ્ત્રી૦ (ફા૦) નિમાજ પઢવાની ચેતવણીતે
બાગડ, વિ૦ લુચ્ચો, ખધો ૨ બહાદુર, કાબેલ
બાગરો, વિ૦ મોઢે ચઢાવેલો, બહેકાવેલો
બાચૈડવુ, ક્રિ૦ સ૦ મોટેથી રડવુ, આરડવુ
બાટ, ન૦ એક જાતનુ બાધીને ભાત પાડેલુ રેશમી સ્ત્રીને પહેરવાનુ વસ્ત્ર ૨ કાટા, ખુપરા ૩. કાટલાનો સટ
બાટવું, ન૦ ન૦ નાનુ ઠુમસુ ઝાડ
બાંટવુ ક્રિ૦અ૦ વહેચી આપવુ ભાગ પડતુ આપવુ
બાઠુ, ન૦ થોડા વરસાદને લીધે દોડાયના નહિ તેવા જુવાર બાજરીના છોડ
બાડાબીજ, સ્ત્રી૦ વૈશાખ સુદિ બીજ (મારવાડી)
બાંડિયો, પુ૦ મુસલમાનને માટે તિરસ્કારમા વપરાતો શબ્દ
બાડું, ન૦ પુછડા વિનાનુ ૨ અશોભતુ ૩ છોગા વગરનુ, ઝાલર રહિત ૪ ઉઘાડુ નાગુ 'હાથમા ખાડા કરતી બાડા, ચોફેર ફરતી ગણગણે
બાદડી, સ્ત્રી૦ લુંડી, ગુલામડી, ચાકરડી
બાંધ, પુ૦ પાણીનુ જોર અટકાવવાને બાધેલી પાળ પુસ્તો ૨ બધ
બાંધકામ, ન૦ ચણતર, બાધ, ૨ ઇમારતી બાધકામ
બાંધછોડ, સ્ત્રી૦ બાધવુ ને છોડવુ તે ૨ છુટછાટ બાંધછોડની વાત=એક એકના પેચમા રમવાની વાત
બાંધણ, ન૦ પોથી-ગાસડી બાધવાનુ કપડુ ૨ બધન, ગાઠ ૩ દોરડુ, રમી, ઇ૦ ૪ આચ્છાદન, ઢાકણ ૫ બાધવાનુ કમ
બાંધણી, સ્ત્રી૦ બાધવાની તરેહ-રચના ૨ બાધીને રગેલુ કપડુ, ચુદડી ૩ બધામણી ૪ ઇમારત, [રચના
બાંધલુ, ન૦ મસાણ, શ્મશાન.
બાંધવ, પુ૦ ભાઇ, બન્ધવ, સહોદર
બાંધવુ, ક્રિ૦ સ૦(સ૦ બ ધ્) જકડી લેવુ કસવુ ૨ ગાઠવુ, સાધવુ, ગુથવુ, ૩ દૃઢ જોડવુ, જકડવુ, ન છૂટે એમ કરવુ ૪ બનાવવુ રચવુ 'વર બાધવુ" ૫ વિંટાળવુ, આટા દઈ ઘાટ બનાવવો "પાઘડી બાધવી" ૬ હ મા ગ ખવુ, અકુશમા આણવુ ૭ કોઈ આધાર ઉપરથી કલ્પના ઉઠાવવી ' આશા બાધવી, તર્ક બાધવો "૮ બધનમા લાવવુ, કબુનાત-ઠરાવને વળગી રહે તેમ કરવુ ૯ જમાવવુ, એકઠુ કરવુ, જુમલે કરવુ
બાંધો, પુ૦ બધારણ, રચના ૨ કાઠુ ડોળ, ઘાટ, વાન ૩ સઘટ્ટન, ઠરવુ-બધાવુ તે ૪ બધન,
બાબલી, સ્ત્રી૦ બગલમા થતો માસપાક [બાધણુ
બાબુ, પુ૦ (અ૦) એક જાતનો પોલો વાસ
બાંભોરો, પુ૦ પોચો પત્થર (પોરબદર તરફનો)
બાયડુ, ન૦ કોણી ઉપરનો હાથનો ભાગ
બાય, સ્ત્રી૦ હાથ, કર બાય ગ્રહ્યાની લાજ' ૨ બાવડુ ૩ હાથને ઢાકતો અગરખા ચોળી વગેરેનો ભાગ ૩ કન્યાના હાથની ચૂડી એકેકી અથવા જોડકુ ૪ સહાય, મદદ, ઓથ 'બાન્ધવ હોય અબોલડા તોય પોતાની બાય'
બાયધર-રો, પુ૦ બાયધરી કરનારો, જામીન, હામીદાર, જમાન
બાયધરી, સ્ત્રી૦ જામીનગીરી, જમાની [મમ્
બાયુ, ન૦ કમાડનો ભુંગળો, આડબધ ૨ નરઘામાનો
બાહ્ય, સ્ત્રી૦ કર, હાથ ૨. સહાય
બા, સ્ત્રી૦ બહેન "કાશીબા"૨ મા, આઇ, માતા
બા, અ૦ બાળકને લાડમા બોલાવતા વપરાતો શબ્દ
બાઈ, સ્ત્રી૦ મોટી ઉમરની ઘરડી સ્ત્રીને વિવેકથી બોલાવતા વપરાય છે ૨ સાસુ
બાઇ કલાણી, સ્ત્રી૦ ગરીબાઇ, ભિખારીવેડા કરવા તે ૨ આજીજી, યાચના ૩ સાલાઈ, નામર્દાઇ બાઇ કલ્યાણી કરવુ=ભીખી ખાવુ, ગરીબી દેખાડી માગી ખાવુ ૪ બાયલો, કન્યારાશિ ભોળી ચરિત્ર વિનાની સ્ત્રી
બાઇજી, સ્ત્રી૦ સાસુજી, માનવતા સાસુ
બાઇડી, સ્ત્રી૦ બાઇ, અબળા ૨ ભાર્યા, પત્ની
બાઇમાણસ, ન૦ સ્ત્રીજન, ઐરૂ, અબળા જાત
બાઉ-ઉવો, પુ૦ લાડુ, મિઠાઇ (બાળક બોલે છે) ૨ હાઉ, બીવરાવવા માટે કલ્પેલી બીહામણી આકૃતિ હુક

બાઉલુ, ન૦ ઓ, આચળનો થોનો
બાકરી, સ્ત્રી૦(આ૦બાકર્-દયાળુ) મમતા,મમતની લડાઈ, અટસની તકરાર, બાથ બાકરી બાધવી=મમત કરવો, વેર ઉભુ કરવુ
બાકળા, પુ૦ આખુ બાફેલુ કઠોળ, તોઠા ભૂતને બાકળા નાખવા-કઠોળનો બલિ આપી ભૂત શાત કરવુ ૨ લાચ આપવી ૨ કડક રહેલુ બાફેલુઅનાજ
બાકી,સ્ત્રી૦ (આ૦)શેષ,શીલક,વાપરતા રહેલુ તે
બાકી, વિ૦ અધુરૂ,અપૂર્ણ, કાચુ
બાકી, અ૦ નહિ તો નહિંતર [વધ્યુ ઘટયુ
બાકીતાકી, વિ૦ લહેણુ, માગતુ ૨ રહ્યુ કર્યુ,
બાકુ-કોરૂ, ન૦ મોટુ છિદ્ર-કાણુ
બાખડવુ, ક્રિ૦ અ૦ લઢવુ,કજિયો કરવો
બાખડુ, વિ૦ વિયાવાને ઘણો વખત થઈ ગયો હોય તેવુ ઢોર ૨ ઘટ્ટ,મતવાળુ 'બાખડી ભેંસકા દૂધ સક્કરમે ઘોલનાજી'
બાખાબોલુ,વિ૦ ભક્કાબોલુ,નિષ્કપટી,નિખાલસ
બાખુ, વિ૦ બાકુ, રગીલુ, ચેની
બાગ, પુ૦ (ફા૦) ફૂલ ફળોના ઝાડને રોપીને સુદર કરેલી જગા તે,વાડી, બગીચો,વાટિકા,ઉપવન
બાગડોર, સ્ત્રી૦લગામ, રેન (ઘોડાની)
બાગનેટ, ન૦(અ૦) સગીન,બદુકની નળી ઉપર ભાલા જેવુ હોય છે તે
બાગબાન, પુ૦ (ફા૦) માળી
બાગાયત-તી, સ્ત્રી૦ બાગકામ, બાગ બનાવવાનો હુન્નર [જમીન
બાગાયતી, વિ૦ (ફા૦) ફળના પાકને લાયકની
બાગડ, ત્રિ૦ જાડો જબરો પણ ઉદ્ધત, ગમે તેને ગમે તે કહે તેવુ ૨ બાહોશ, નિડર [હાકે
બાઘડો, પુ૦ વિચિત્ર બિહામણા સ્વરૂપનો માણસ,
બાઘોડ, વિ૦ મૂઢ
બાચકો,પુ૦ ઉઘે પજે જેટલુ લેવાય તેટલુ,પોલી મુઠી ૨ ઉઘો પજો કરી ચામડી પકડી ખેચવી તે, ચીમટો
બાજ, સ્ત્રી૦ પત્રાવળી, પાતળ, બાજઠુ, પતરાળુ
બાજ,પુ૦ (ફા૦) એક જાતનો પક્ષી, શકરો,મોટી સમળી [લાય "રડીબાજ"
બાજ, અ૦(ફા૦) વાળુ, રાખનાર, ૪૦ સૂચક પ્ર-
બાજ, પુ૦ ઘોડો, તૂરી [નુ ચોરસ સુંદર આસન
બાજટ-ઠ,પુ૦ચાર પાયાનુ લાકડાનુ થોડી ઉચાઈ-
બાજઠુ, ન૦ પતરાળુ
બાજદુ, વિ૦ ખબડદાર, ચચળ,ધૂર્ત્ત, પહોચેલું બબ્બા વિના બાજ દો—રોલો,ચચળ નહિ તે.
બાજદાવેડા, પુ૦ ચચળાઈ, ખબડદારી ૨. લુચ્ચાઈ, ખધાઈ
બાજરિયુ, ન૦ બાજરીનુ ડુડુ-કણસલુ ૨ એક જાતનું ઘરેણુ બાજરિયુ વધવુ-હજામત વધવી (મજાકમા).
બાજરિયો, પુ૦ બાજરીને ખાડી છાસમા રાધી કરેલો ખોરાક તે ૨ બાજરીના લોટનો કસાર-બાટ
બાજરી, સ્ત્રી૦ (હિ૦) એક જાતનો છોડ, અને તેના ડુડામાથી નીકળતું ધાન્ય
બાજરો, પુ૦ મોટા દાણાની બાજરી
બાજી, સ્ત્રી૦ (ફા૦)જે પાટિયા-કપડા ઉપર કોઈ રમત મડાય તે ૨ દાવ, દા ૩. હારજીત-હોડની રમત, ખેલ, ચોસર ૪ દાવપેચની રચના, પ્રપચ છટકુ બાજી માડવી=રમવાનુ શરૂ કરવુ બાજી જવી-ખેલ બગડી જવો બાજી જીતવી=જીત કરવી,ફાવી જવુ, બાજી ધૂળ થવી=ખેલ બગડવો, અવળા પાસા પડવા બાજી હારવી=નિષ્ફળ થવુ, હાર ખાવી, ધારણા સિદ્ધ ન થવી
બાજીગર, પુ૦ (ફા૦) હાથ ચાલાકીનો ખેલ કરનાર, ગારુડી, મશ્કરી, જાદુગર
બાજીયાકાર, ભવાડો, ફજેતો
બાજુ, સ્ત્રી૦ (ફા૦) કોઈ ચીજનો પહોળાઈ તરફનો ભાગ, કોર,કોરણ, ૨ તરફ પક્ષ,૩ તરફેણ કુમક, મદદ ૪ મેર, તરફ, દિશા ૫ આઘે, છેટે 'બાજુએ બેસો.' ૬ જગા, સ્થળ, ઠેકાણુ
બાજુબધ, (ફા૦)હાથે કોણી ઉપર ઘાલવાનુ એક ઘરેણુ, બેરખી.
બાજે,વિ૦(ફા૦)કોઈક, ગમે તે એક, એકાદુ
બાઝડુ, વિ૦[ફા૦] લુચ્ચુ, હરામી,ખધુ.
બાઝવુ, ક્રિ૦ સ૦ ધરવુ, પકડવુ,ઝાલવુ, વળગવુ ૨ લડવુ ૩ અડકવુ ૪ ચોટી રહેવુ,વળગવુ બાઝી પડવુ=વળગી પડવુ ૨ લઢી પડવુ

**બાઝવુ,** ક્રિ૦ અ૦લાગવુ,આવવુ,ઉત્પન્ન થવુ ૨ બંધાવુ, થવુ (દોસ્તી)
**બાટ,** પુ૦ કસાર
**બાટલી,** સ્ત્રી૦ (અં૦ બૉટલ) લાબા આકારનુ ને સાંકડા મોનુ કાચનુ ઠામ **બાટલી** ભગત—દારૂનો વ્યસની
**બાટલો,** પુ૦ મોટો શીશો, બટ્ટો
**બાટી,** સ્ત્રી૦ છાણાની આચથી શેકેલી જાડી ભાખરી અથવા કણકના ગોળા
**બાઠુ,** ન૦ નીઘલ્યા વગરના જાર બાજરીના સાઠા
**બાડુ,** વિ૦ ડોળો ખુણા તરફ જરા ખેચાયલો હોય તેવી આખવાળુ, ત્રાસુ, તિર્યક ૨ જોતા ડોળો જરા ખેચાતો હોય તેવુ **બાડુ** જોવુ=આખ આડા કાન કરવા ૨ છાનુ માનુ જોવુ ૩ ડોળો તાણીને જોવુ
**બાડવાં-ઢવા,** વિ૦ બાપુડા,લાડકા, રાકડા, નિર્દોષ, કાલુ બોલનાર 'બોલવુ જુઓરે બાઢવા રામનુ'
**બાઢુઉં,** વિ૦ બાળક જેવુ અણસમજુ ને કાલુ
**બાઢમ,** અ૦ અસ્તુ, ભલે, બહુ સારૂ,કબુલ ૨ સારૂ, ઠીક, હા ૩ અટકાવવુ તે બધ 'કહેવુ નથી કાંઈ હાવા, બોલવુ બાઢમ કર્યું "—વલ્લભ
**બાણ,** ન૦(સ૦) તીર,શર 'ધનુષ બાણ' ૨ એક જાતની આતસબાજી,પછડાઇને સળગે તેવો ગોળો, હવાઈ ૩ શકરની મૂર્તિ જેવી લબગોળ આકૃતિ, લિગ ૪ દરિયા—ખાડીને લગતી વિશાળ જગ્યા જ્યા મોટા જુવાળનુ પાણી આવે તે ૫ કામદેવનુ તીર ૬ ખેતરની હદ બતાવનારા માટીના ટેકરા, ખુટ,પાળિયા ૭ બાધ,પુસ્તો ૮ પગલુ ૯ હાથમા આવેલો શિકાર વાગ્બાણ=આકરા વચન, તીક્ષ્ણ ભાષણ ૨ મહેણુ
**બાણવુ,** ક્રિ૦અ૦સાટુ કરવુ, કબાલો કરવો
**બાણસુતા,** સ્ત્રી૦ ઉષા,ઓખા, અનિરૂદ્ધની પત્ની
**બાણાવળી,** પુ૦ બાણ મારવામા હોશિયાર, પાકો નિશાનબાજ ૨ અર્જુનનુ બીજુ નામ
**બાણી,** સ્ત્રી૦ મુદત, ઠેરવેલો વખત ૨ સરત, કબુલાત ૩ શકુનમા અપાતી ભેટ,બક્ષીસ
**બાણુ,** વિ૦ નેવુ ને બે, ૯૨
**બાતમી,** સ્ત્રી૦ સમાચાર, પત્તો, છુપી ખબર
**બાતમીદાર,** પુ૦ ખબર લાવનાર, જાસુસ,ભેદુ ૨ ખબરપત્રી,
**બાતલ,** વિ૦(અ૦) રદ, નકામુ ૨ નિરૂપયોગી
**બાતેન,** વિ૦(અ૦)ગુપ્ત,છાનુ,ખાનગી, પડદામા—અધારામા હોય તેવુ ૨ ભેદ,રહસ્ય
**બાથ,** સ્ત્રી૦ બેહાથની ચૂડ, બે હાથ લાબા કરી તેમા કોઇને રાખવુ તે ૨ સામુ થવુ તે, ટક્કર લેવી તે ૩ સ્પર્દ્ધા, હરિફાઈ, બાકરી ૪ કોટી **બાથ** લેવી=કોટી કરવી **બાથ** ભરવી=ભેટવુ ૨ ટક્કર લેવી
**બાથોડિયુ,** ન૦ ફાફા વલખા ૨ પ્રયત્ન કોશીશ
**બાદ,** વિ૦(અ૦) સખ્યા—જથામાથી ઓછુ કરેલુ બાતલ, કમ, ઓછુ **બાદ** કરવુ—ઓછુ કરવુ ૨ રદ કરવુ, કાઢી નાખવુ
**બાદ,** અ૦ પછી, વળતી, કેડે, ઉપરાત, વધારામા
**બાદબાકી,** સ્ત્રી૦ બાકી રહેલુ તે ૨ બાદ કરવાની ગણિત રીતિ
**બાદર,** વિ૦ (ફા૦બહાદુર) સૂક્ષ્મથી ઉલટુ જાડુ, દેખાય તેવુ,મોટુ "સૂક્ષ્મ બાદર જીવને અભય દાન જ દીજે "—જૈન
**બાદલુ,** વિ૦ બાદલુ નકલી, બનાવટી ૨ સોના રૂપાનો ઢોળ ચઢાવેલુ ૩ નાજુક ૪ કસબનુ ગુચ્છુ
**બાદશાહ,** પુ૦(ફા૦)મોટો મુસલમાન રાજા,પાદશાહ
**બાદશાહી,** સ્ત્રી૦ (ફા૦)બાદશાહની હાકમી રાજ, સહેનશાહત, સામ્રાજ્ય
**બાદશાહી,** વિ૦ બાદશાહ સબધી—નુ ૨ રાજસી
**બાદિયાન,** ન૦એક જાતનુ વસાણુ
**બાદી,** સ્ત્રી૦(ફા૦)અજીરણ, બદહજમી ૨ પેટમા વાયુ થાય તે
**બાદીબવાસીર,** પુ૦ આધળા હરસ
**બાદી હરસ,** પુ૦ આધળા હરસ
**બાધ,** પુ૦ ન૦ (સ૦) અડચણ, વાંધો ૨ હરકત, ઉપદ્રવ, નડતર ૩ દોષ,પાપ ૪ પ્રતિબધ,પ્રતિરોધ
**બાધક,** ત્રિ૦(સ૦)બાધ કરનાર,પીડનાર,અટકાવનાર
**બાધા,** સ્ત્રી૦ કેટલીક વસ્તુનો ઉપભોગ ન કરવા સબધી જે નિયમ પાળવો તે,અટકાવ ૨ માનતા, આખડી ૩ પીડા,દુ ખ
**બાધ્રા,** સ્ત્રી૦ દોષ,પાપ 'રાધા બાધા હારક, યુવતિ યૌવનવતી શચી જેવી'
**બાધુ,** વિ૦ આખુ, સપૂર્ણ, બધુ, તમામ
**બાધેભારે,** અ૦ સકેતમા, મોઘમ, એમને એમ.
**બાન,** ન૦ બોલી સાટુ, બહાનુ

**બાનક,સ્ત્રી૦** બાંધણી, રચના [લુંડી, બાનડી
**બાની, સ્ત્રી૦**વાણી,ભાષા ૨ છટા,શૈલી ૩ દાસી,
**બાનુ,સ્ત્રી૦**(ફા૦)આબરૂદાર સ્ત્રી,બાઈ ૨ શેઠાણી
**બાનુ, ન૦** બહાનું, મિષ,૨ સાટું, સોદા પેટે અપાયેલું નાણું, ઓટી
**બાપ,પુ૦**પિતા,જનક ૨ જીવ જંતુ,ઝેરી જનાવર દુશ્મન (વ્યંગમાં) **બાપ જન્મારે**=બાપ જન્મથી તે આજ સુધીમાં **બાપના કુવામાં ડુબી મરવું**- બાપદાદાથી ચાલતી આવેલી ખરાબ રસમને વળગી રહેવાય નહિ **બાપનોબુધવાર**-(જ્યોતિષમાં બુધ વાર નપુંસક ગણાય છે તે ઉપરથી) કંઈજ નહિ
**બાપડું, વિ૦** ગરીબ,રાંક, ભલું ૨ દયામણું મા બાપની ઉંફ વનાનું ૩ કમજોર, અશક્ત
**બાપદાદા, પુ૦** પૂર્વજ, ઘરડાવરા, વડીલ
**બાપભાઈ કરવું, ક્રિ૦ અ૦** કાલાવાલા કરવા,ઘણું સમજાવવું [ઉદ્ગાર
**બાપ રે,અ૦** અરે બાપ ૨ ભય અને વિસ્મય દર્શક
**બાપ સમાન,વિ૦** બાપ પ્રમાણે, પિતા તુલ્ય
**બાપલા-લિયા, અ૦** બાપ રે ૨ સંકટ-અકળામણમાં થતો ઉદ્ગાર
**બાપા, પુ૦** બાપ ૨ બાપ, વડીલને અને લાડમાં છોકરાને સંબોધવાનો તેમ સમજાવતા કરતા, ભક્તિ ભાવમાં વપરાય છે
**બાપીકું, વિ૦** બાપનું પોતાનું, પોતાના હકનું
**બાપુ, પુ૦** બાપ, પિતા ૨ મોટેરાને માનાર્થે વપરાતો શબ્દ ૩ શિખામણ દેવામાં વપરાતો શબ્દ 'બાપુ જરાક સમજ.' ૪ છોકરાને બોલાવતી વખત વપરાતો શબ્દ [લાડકી
**બાપુડી,સ્ત્રી૦**શીળા સ્વભાવની છોડી,ગરીબ, દીન,
**બાફ, સ્ત્રી૦** વરાળ ૨ ગરમીથી થતો ઉકળાટ, ઉભારો, ધામ, બફારો ૩ પસીનો **બાફ લેવો**-વરાળનો શેક કરવો (પરસેવો થવા સારૂ)
**બાફણું,ન૦** બાફવાનું-રાંધવાનું તે ૨ સ્વાદ વગરનું ૨ ખાયલું તે ૩ ઢોરને માટે બાફેલો ખોરાક, ગોતુ ૪ કાચી કેરીનું કરેલું શાક, **બાફણું બાફવું**=જેવું તેવું રાંધવું
**બાફવું,ક્રિ૦સ૦** રાંધવું ,ચઢાવવું ૨ ઉકાળવું
**બાબ પુ૦ (અ૦)** પ્રકરણ, વિભાગ ૨ કામ ૩ વિષય, બાબત
**બાબત, સ્ત્રી૦** (ફા૦) વિષય, પ્રકરણ ૨ મુદ્દો, મતલબ ૩ બીના હકીકત,બનાવ ૩ તપસીલ,વિગત
**બાબત, અ૦** લીધે, માટે, વાસ્તે ૨ વિષે, સંબંધી, કારણસર [જે કંઈ આપે છે તે ૨ દલાલી, વટાવ
**બાબતી, સ્ત્રી૦** ખળીમાં વસવાયાને લાગા તરીકે
**બાબરાં, ન૦** માથાના ઉપરના નાના નાના વાળ
**બાબરિયો, વિ૦**વિખરાયલા નિમાળા વાળો,જટિલ
**બાબરી,સ્ત્રી૦** નાના નિમાળાનો ગુચ્છો ૨ ટોપીની કોરની ઝુલ [૩ માલમતા.
**બાબસ્તા,વિ૦**સબંધી,સગા ૨ લાગતું વળગતું તે
**બાબા,પુ૦**એક જાતના ભીલ. ૨ અંગ્રેજના છોકરાઓ ૩ રોટલા, તાતા
**બાબુ, પુ૦ (હિ૦)** બાવો ૨ બંગાળાનો રહીશ
**બાબે, અ૦** બાબત, તે કારણ સર, માટે ૨ લીધે
**બાબો, પુ૦** તાતા, રોટલો [વિષે, સંબંધે.
**બામ, પુ૦** એક જાતનો વેલો ૨ બે હાથ ને છાતી એટલી લંબાઈનું જે માપ તે, વામ
**બામણિયું,વિ૦**બ્રાહ્મણને ખપે તેવું, ચોકખું,શુદ્ધ ૨ જે શેરડીના બીના કડકાની આંખો મોટી હોય તે
**બામણી,સ્ત્રી૦** લાલ ચળકતી ચામડીનો એક જીવ ૨ ચાંદળું ૩ બ્રાહ્મણી
**બામદાદ, ન૦** (ફા૦) ભોર, વહાણું, મળસકું
**બામલી,સ્ત્રી૦** બગલમાં થતી ગાંઠ,કાખ બિલાડી.
**બામશી, સ્ત્રી૦** ડાકણ
**બાયડી,સ્ત્રી૦** સ્ત્રી,ઓરત ૨ વહુ,પત્ની,
**બાયલું,વિ૦**બૈરાં જેવું , બૈરક સ્વભાવનું,કન્યારાશિ. ૨ જેનું પોતાની બૈરી આગળ ચાલતું ન હોય તે,સ્ત્રી વશ ૩ નમાલું,બીકણ હીચકારો ૪ નામર્દ,વિર્યહીન, નપુંસક
**બાયુ, ન૦** નરઘા- તબલામાંનું એક ઢોલકું
**બાર,પુ૦** (ફા૦) ભડાકો, મોટો અવાજ, બહાર ૨ મજા,આનંદ ૩ તડાકો, ધાર્યું થવું તે,જાહોજલાલી ૪ તારુણ્ય, જુવાની
**બાર, ન૦** બારણું, દરવાજો, દ્વાર ૨. આગળું
**બાર, વિ૦** (સં૦દ્વાદશ) ૧૨. દશ ને બે, ૨. જુદું

જુદુ ઘણુ,બહુ,સઘળુ 'બારે ભાગેળો મોકળી છે'
**બાર પાદશાહી**=બાર પાદશાહી જેવુ સુખ, ચેન
બાજી **બાર વરસનો**=નાનો, જુવાન **બાર વાગી જવા**=આફત આવી પડવી, પડતી થવી, **બારમો ચદ્રમા**=વિરૂદ્ધતા,અણબનાવ **બારે દરવાજા ખુલ્લા છે**=કોઈ જાતનો પ્રતિબધ નથી **બારે દહાડા ને બત્રીસે ઘડી**-હરહમેશ,નિરતર [ગાડી
**બારકસ,**ન૦(ફા૦)મોટુ વહાણ, ઝાઝ ૨ ચારઠ,મોટી
**બારખલી** જી,વિ૦મારી જમીન,ઓછી આકણીનુ
**બારગીર,**પુ૦(ફા૦)ઘોડેસ્વાર પાયગામાનો સિપાઇ (બારગીરને ઘોડો તથા તેનો સામાન તેને નોકરી રાખનાર પૂરૂ પાડે છે શિલેદારને પોતાના ઘોડા વગેરેનો ખરચ પોતે ભોગવવો પડે છે ૨ જાસુસ, બાતમીદાર ૩ બાહોશ ને ચાલાક માણસ
**બારડ,** પુ૦ નાતમાથી જુદુ પડેલુ, બાયડ
**બારડી** ન૦ નેતરૂ [ધૂળધોયો
**બારણિયો,**પુ૦સોનીના હાટનો કચરો લેઇ જનારો,
**બારણુ,**ન૦જવા આવવાનો માર્ગ તે,બાર ૨ દરવાજો,ફાટક ૩ આગણુ **બારણા તોડી પાડવા**=ચાપીને ઉઘરાણી કરવી,તગાદો કરવો **બારણે તાળા દેવાવા**=સત્યાનાશ જવુ ,નિર્વંશ જવો **બારણે બેસવુ**=તગાદા કરવા,લાઘવુ
**બારદાન,** ન૦ (ફા૦) જેમા માલ ભર્યો હોય તે, બાધણુ,ખોખુ ૨ બાધણનુ તોલ ૩ અડ,વૃષભ
**બારનીસી,** સ્ત્રી૦ હુડી પત્રી,કાગળ વગેરે નોધવાની ચોપડી, આવક ફાઈલ
**બારનીસ** પુ૦ હુડી પત્રી, કાગળ, હુકમ વગેરે નોધ્યા પછી નિશાની કરે છે તે સરકારી માણસ
**બારમાસી,** સ્ત્રી૦ બારે મહિના ફૂલ આપતો એક છોડ.૨. બારે માસનુ,વાર્ષિક ૩, જાથુનુ,
**બારમુ ,** ન૦ મરનારને બારમે દિવસે, જે ક્રિયા કરવામા આવે છે તે, દ્વાદશા
**બારવટિયો,** પુ૦ ન્યાય મેસવવા માટે રાજા પ્રજાને હેરાન કરવાને-વેર વાળવા સારૂ બહાર પડેલો તે, લુટારો [વાસવા સારૂ બહાર નીકળવુ તે
**બારવટુ ,** ન૦ બારવટિયાનુ જે કામ તે ૨ વેર
**બારવાસિયો,** પુ૦ ઢેડો, ભગિયો, ગામ બહાર વસનારો તે [રવુ, એકઠુ કરવુ
**બારવુ,** ક્રિ૦સ૦ ઝાડુ કાઢવુ વાળવુ ૨ સાભ-
**બારસ,**સ્ત્રી૦ પખવાડિયાની બારમી તિથિ દ્વાદશી ૨ વિનાશ **બારસ નાખવી**=મરી ગયેલાની પાછળ દાનમા લુગડા વગેરે આપવા તે **બારસો બેમવી**-મોકાણુ મડાવી 'બારસ તો બેસેરે, બાઇ જ્યારે મળે નહિ'—ધીરો [વિશ, કુટુબ
**બારસામ,** સ્ત્રી૦ બારણાનુ ચોકઠુ ૨ પેઢી,
**બારસે,** વિ૦ બાર વખતે સો, ૧૨૦૦
**બારાખડી-ક્ષરી,** સ્ત્રી૦ અકેકા વ્યજનમા બાર સ્વર મેળવી બનાવેલા પદ, કક્કાના પદ
**બારીક,** સ્ત્રી૦ ( ફા૦ ) ઝીણુ સૂક્ષ્મ ૨ નાજુક, કોમળ ૩ પાતળુ ૪ તીક્ષ્ણ, અણીનુ **બારીક સમય**-અણીનો પ્રસગ ૨ ધાસ્તી ભરેલો સમય **બારીક કામ** ઝીણુ કામ **બારીક નજરે**=ઉડી નજરે, સપૂર્ણ રીતે **બારીકપણે**=સૂક્ષ્મ રીતે
**બારીકાઈ-કી,**સ્ત્રી૦નાજુકાઇ, ઝીણાશ ૨ બારીકપણુ, સૂક્ષ્મતા ૩ પેચ, ચાતુરી
**બારીસ્ટર,**પુ૦ (અ ૦)મોટા દરજાનો ધારાશાસ્ત્રી
**બારી,** સ્ત્રી૦ પ્રકાશ, હવા, તથા જોવાને માટે ભિતમા બાકુ રાખેલુ તે ૨ એનુ જે બારણુ તે ૩ બચવા નાસવાનુ સ્થાન, બહાનુ, મિષ ૫ (હિ ૦) વારી, વખત
**બારીકી,** સ્ત્રી૦ ઝીણવટ, બારીકાઇ, ઉડી તપાસ
**બારૂ,** ન૦ બારણુ, દરવાજો, દ્વાર, બારી ૨ નીકળી જવાની જુગતી-ગત, મિષ ૩ જ્યા નદી સમદ્રને મળતી હોય તે સ્થળ, ખાડી ૪ કાણુ, બાકોરૂ ૫ વાડમા જવા આવવાનો રાખેલો નાનો રસ્તો 'ખોડીબારૂ' ૬ બદર
**બારૂ,** વિ૦ બેસુરૂ 'ગાવામા તે બારો થાય છે"
**બારૂત,** પુ૦ દારૂ (ફોડવાનો)
**બારૂતદાન,** ન૦ દારૂ રાખવાનુ શિગડુ—નળી
**બારેમાસ,** અ૦ હમેશ, નિરતર, સદા
**બારેવાટ,** અ૦ અહિ તહિ વેરાતુ પડયુ હોય તેમ, વિખરાયેલુ, સથરપથર ૨ નકામુ, નિષ્ફળ, બારે રસ્તે 'બાપાનુ બારેવાટ જાય'
**બારૈયો,** પુ૦ બાર હાથનો સાકટો ૨ બહાર-

વગડે પડી રહેનાર, જે લુચ્ચાઈથી બહારનુ લાવ્યો હોય તે 'આગીઆનુ બારેવાટ ' ૩ બારવટિયો
**બારોટ**, પુ૦ ભાટની એક જાત [વ્યાજ તે
**બારોત્રા**, ન૦ ટકા ઉપરનુ વ્યાજ તે, હદ ઉપગત
**બારોબાર**, અ૦લાગલુજ,પરભાર્યું,ઘેર ગયા વગર,
**બાલ**,પુ૦વાળ,નિમાળા ૨ છોકરૂ,બાળક [અરધેથી
**બાલતોડ**, પુ૦વાળ તુટવાથી થયેલો ફોલ્લો-ગુમડુ
**બાલદી**, સ્ત્રી૦ પાણી કાઢવાની બોખ
**બાલમ**, પુ૦ (હિ) આશક, યાર ૨ ધણી,વર
**બાલમપેચ**, પુ૦ પાઘડી ઉપરનો વાકો ઢીલો પેચ.
**બાલા**,ન૦બહાના,મિષ ૨ ફાફા [છોગાવાળો આંટો
**બાલાનગ**, પુ૦ ખેચી બાધવાનો પટો
**બાલાશ**, સ્ત્રી૦ (ફા૦) સંભાળ, ભાળ, સારવણી
**બાલાશી-સી**, સ્ત્રી૦ બાલાશ, જુઓ [ધ્રાણુજ
**બાલોબાલ**, અ૦ રૂએરૂએ, વાળેવાળ ૨ તદ્દન,
**બાલેશરી**,ન૦(સ૦ બકુલ) એક જાતનુ ફૂલઝાડ,
**બાલુડો**, પુ૦ બાળક [બોરસળી, બોવરી
**બાલ્દી**, સ્ત્રી૦ બાલદી, ડોલ
**બાલ્ય**, ન૦ (સ૦) નાનપણુ, બચપણુ
**બાલ્યાવસ્થા**, સ્ત્રી૦ (સ૦) બાળપણ બચપણુ
**બાલ્લુ** , વિ૦ ખોટુ, નકલી ૨ ખોટા કસબનુગુછળુ
**બાવચી**, સ્ત્રી૦ એક જાતની ઓષધિ-વનસ્પતિ
**બાવટો** પુ૦ એક જાતનુ ધાન્ય, નાગલી
**બાવડુ** ,ન૦ખભો અને કોણી વચ્ચેનો ભાગ, પાગોટુ
**બાવન**, વિ૦ પચાસ ને બે, ૫૨
**બાવનવીર**, વિ૦ મહાબળિયો, બહાદુર
**બાવનાચંદન**, ન૦ એક જાતની સુખડ
**બાવની**, વિ૦ બાવનના સમુદાયવાળુ.
**બાવરૂ** , વિ૦ ગાભરુ, બેબાકળુ, અકળાયલું
**બાવલુ** , ન૦ ધાતુ-મટોડીનુ પુતળુ
**બાવળ-ળિયો** પુ૦ એક જાતનુ કાટાળુ ઝાડ ૨ અડવુ ને કુરૂપ તે બાવળ બોવે =કજીઆનુ બી રોપવુ
**બાવળી**, સ્ત્રી૦ ઘણા નાના બાવળનુ વન
**બાવા**,પુ૦ બાપા, પિતા ૨. બાપુ, ભાઈ,(સમજાવતા વપરાતો શબ્દ) ' હરિપદ ભજ બાવા ! જન્મના દુખ જાવા'
**બાવી**, સ્ત્રી૦ બાવાની સ્ત્રી,જોગણ ૨ વિ૦ બાવીસ
**બાવીસ**, વિ૦ વીસ બે ૨૨
**બાવુ**, ન૦ કરોળિયાનુ જાળુ
**બાવો**, પુ૦ જોગી, વેરાગી, સાધુ. ૨ બાપ, પિતા
**બાષ્કલ**, વિ૦ ફરટુ, વંઠેલ, બેમર્યાદ ૨ બાઉધરો
**બાષ્પ**, પુ૦ (સ૦) બાફ, વરાળ. ૨ અશ્રુ ૩ ધુમસ
**બાસ**, સ્ત્રી૦ વામ, સોડમ, ગધ, બો
**બાસટી**, સ્ત્રી૦ (અં૦બેસ્ટીન) બાક, પાટલી
**બાસઠ-સેઠ**, વિ૦ સાઠ ને બ, ૬૨.
**બાસા**, પુ૦ સાર, તત્ત્વ [કપડુ
**બાસ્તો**, પુ૦ સારા મુલાયમ વણાટનુ દેશી ઉમદા
**બાસુદી**, સ્ત્રી૦ ઉકાળીને જાડુ કરેલુ મસાલાવાળુ
**બાહુ**,પુ૦ (સ૦) ભુજ, કર, હાથ [દૂધ, રબડી
**બાહુક**, પુ૦ વરવો, વિચિત્ર બિહામણો પુરૂષ ૨ વાદરો ૩ મુઢ, ઉડી સમજ વગરનુ, મૂર્ખ
**બાહુલુ** , ન૦ બાવલુ, પુતળુ ૨ બાવલુ,અડણુ
**બાહુયુદ્ધ**,ન૦બથ્થ બથ્થા,હથિયાર વગરની લઢાઈ
**બાહેર**, અ૦ બહાર, હદની પેલી પાસ
**બાહોશ**, વિ૦ હોશિયાર, ચાલાક, કાબેલ ૨ બહાદુર, ખબડદાર.
**બાહોશી**, સ્ત્રી૦હોશિયારી, બહાદુરી,ખબડદારી
**બાહ્ય**, અ૦ (સ૦) બહાર, હદની પાર,ઉપરનું
**બાહ્યગોળ**, ન૦ ઉપસેલો ગોળ ભાગ તે,બિબાકાર (ઉનટુ, અતરગોળ)
**બાહ્યોપચાર**,પુ૦ (સં૦) બહારના ઉપચાર,બહારના ભાગ ઉપર જે જે લગાડવાનુ-કરવાનુ તે.
**બાહ્યાન્તર**, અ૦ (સ૦) બહાર ને અદર એમ
**બાહ્યાન્તરલાપિકા**, સ્ત્રી૦(સ૦)કવિતાની બહાર પડતા અક્ષરોની અને વળી અદરના અક્ષરોની જે ગુપ્ત શબ્દ રચના તે
**બાળ**, ન૦ (સ૦બાલ) છોકરૂ, શીશુ, અર્ભક
**બાળક**, ન૦ નાનુ છોકરૂ **બાળકી**=નાની છોડી.
**બાળક્રીડા**, સ્ત્રી૦ બાળકની રમત, બાળ ખેલ
**બાળખેલ**, પુ૦ બાળકની રમત ૨ બાળકને માટે જે રમતગમત તે
**બાળગોપાળ**, ન૦ છોકરા છૈયાં; બાળબચ્ચા.
**બાળચરિત્ર**, ન૦ નાના છોકરાં જેવુ વર્તન તે.
**બાળચેષ્ટા**, સ્ત્રી૦ નાનપણની રમત.

બાળપ, સ્ત્રી૦ મહેરબાની, કૃપાદૃષ્ટિ, રહેમિયત
બાળપણ-ણુ, ન૦ બચપણુ, નાનપણુ
બાળબુદ્ધિ, સ્ત્રી૦કાચી સમજ, નાદાનિયત
બાળબોધ, વિ૦ બાળકને બોધ આપવા જોગ, ઝટ સમજાય તેવુ ૨ દેવનાગરી લિપિ
બાળબ્રહ્મચારી, પુ૦ જે પુરૂષ કદી પરણ્યો નથી તે
બાળબચ્ચાં, ન૦ છોકરા છૈયા
બાળભાષા સ્ત્રી૦ બાળકની બોલી, સમજ પડે નહિ તેવી બોલી ૨ માગધી ભાષા ૩ માતૃભાષા
બાળમિત્ર, પુ૦નાનપણનો મિત્ર, ગોઠિયો [થિવુ તે
બાળર ડાપો, પુ૦ નાનપણમાથી વિધવાપણુ પ્રાપ્ત
બાળરાંડ, સ્ત્રી૦ નાનપણમા થયેલી વિધવા
બાળલીલા, સ્ત્રી૦ નાનપણની રમત ગમત
બાળવિધવા, સ્ત્રી૦ બાળરાંડ
બાળવુ, ક્રિ૦ સ૦ સળગાવવુ ચેતવવુ, લગાડવુ ૨ ડામવુ, દઝાડવુ ૩ સતાવવુ, ખીજવવુ, દુભવવુ ૪ જાસવુ.
બાળસ્વરૂપ, ન૦ બાળકનુ સ્વરૂપ, નાની નાજુક આકૃતિ [ માર્યાનુ પાપ
બાળહત્યા, સ્ત્રી૦બાળકને મારી નાખવુ તે, બાળક
બાળા, સ્ત્રી૦ (સ૦) ઉમ્મરમા આવતી કન્યા
બાળાપણુ, ન૦ બાળકપણુ, નાનપણુ શૈશવ ૨ કૌમાર્ય
બાળાબ ધ, પુ૦ બાળકને માથે બાધવાનો ફેટો
બાળારાજા, પુ૦ રાજાની પેઠે કરવાની છુટવાળુ છોકરૂ, ભોળુ
બાળી, સ્ત્રી૦ બાળા, કન્યા (લાડમા) 'ચિત્ર લેહા કહે સુણુ બાળી, કેમ રૂવે છે આસુડાઢાળી'
બાળિશ, વિ૦ મર્ખ
બાળુભોળુ, વિ૦ અજ્ઞાન બાળક જેવુ
બાળુવા, ન૦ નાના લાડકા બચ્ચા, નાનેરા, હલેતા
બાળેરૂ, વિ૦ નાની ઉમરનુ, કિશોર વયનુ
બાળોઢા, સ્ત્રી૦ નાનપણમા પરણેલી છોકરી
બિ દગી, સ્ત્રી૦ ટીલી, ચાંદ બિ દી
બિકટ, વિ૦ કઠણુ, વિકટ, વસમુ ૨ ભય કર
બિગાડ, વિ૦ બગાડ, નુકસાન, ખરાબી
બિગારી પુ૦ મજુર, હેલકરી, વૈતરો.૨ ભિખારી
બિચવો, પુ૦ એક જાતનુ ખ જર [૩ અસહાય
બિચારૂ, વિ૦રાંક, બાપડુ, ગરીબ ૨ દુ ખી, હેરાન
બિછવા, પુ૦ વિછુવા, સ્ત્રીઓને પગને અગુઠે પહેરવાના છવિ ટિયા, કચડા, અણુવટ
બિછાનુ, ન૦ બેસવા-સુવાનુ પાથરણુ. ૨ પથારી
બિછાયત, સ્ત્રી૦ પાથરણુ, જાજમ-સેતર જી વગેરે
બિછાવવુ, ક્રિ૦ સ૦ પાથરવુ, ઢાળવુ
બિજોરૂ, ન૦ એક જાતનુ ફળ.
બિડવુ, ક્રિ૦ સ૦ બ ધ કરવુ, વાસવુ, અટકાવવુ ૨ સકોચવુ, જોડી દેવુ ૩ વાળવુ ગડી પાડવી
બિડાવવુ, ક્રિ૦ સ૦રવાનુ કરાવવુ ૨ બ ધકરાવવુ
બિડયુશિડયુ, વિ૦ મુગે મોઢે, ચુમાઇને
બિન, અ૦ વગર, વિના
બિન, પુ૦ (અ૦) દિકરો 'ખુશાલદાસ ગોકળદાસ બિન હરજીવનદાસ
બિના, સ્ત્રી૦ (અ૦) વિવેચન, વર્ણન ૨ બાબત, હકીકત, તપસીલ
બિ દડી, સ્ત્રી૦ સીવી લીધેલી નાની પોટલી ગ્રંગી
બિ દી, સ્ત્રી૦ ટપકી, ચાંદ, ટપકુ
બિ દુ, ન૦ (સ૦) બુદ, ટીપુ, ટપકુ ૨ શૂન્ય, મીંડુ ૩ ટાપ ( ) અનુસ્વાર ૪ કણુ, બીજ
બિ દુનો સિ ધુ=રજનુ ગજ, વાતનુ વતેડુ, તરણાનો મેરૂ.
બિની, સ્ત્રી૦ લશ્કરનો આગળો ભાગ, હરોળ.
બિભાસ, પુ૦ (સ૦) સવારે ગાવાનો એક રાગ
બિમાર, વિ૦(ફા૦ માંદુ, આજારી, કાયલી ૨ ખિન્ન
બિમારી, સ્ત્રી૦ (ફા૦)માંદગી, મ દવાડ, વ્યાધિ
બિમ્બ, ન (સ૦) સૂર્ય ચદ્રનુ જે ગોળાકૃતિમા દેખાતુ તે, તખતી ૨ આરસી-પાણીમા જે રૂપ દેખાય છે તેનુ મૂળરૂપ ( બિમ્બ ને પ્રતિબિમ્બ) ૩ ઘીલોડુ ૪ છબી, છાયા.
બિયાન, ન૦ બ્યાન, વર્ણન, વિવેચન.
બિયાબારૂ, ન૦ અણબનાવ, સામી પ્રીત.
બિયાબાન, ન૦ (ફા૦) ભય કરને બીક લાગે હો તેવુ, ઉજાડ વેરાન
બિયામણુ, વિ૦ બીક લાગે તેવુ, કારમુ, વિકાળ
બિયુ, ન૦ બી, બીજ

બિચો, પુ૦ બી, ઠળિયો, ગોટલો ૨ પેસી
બિરદ, ન૦ પણ, પ્રતિજ્ઞા, ટેક, વરદાન, વચન.
બિરદાલ, વિ૦ ટેકવાળુ, પણવાળુ એકવચની
બિરદાવળી, સ્ત્રી૦ વખાણ પ્રશસા
બિરમોલા, સ્ત્રી૦ એક જાતની જગલી વનસ્પતિ
બિરાજમાન, વિ૦ સુશોભિત, સુદર લાગે એમ રચાયેલુ ૨ સુખમા બેઠેલુ
બિરાજવુ, ક્રિ૦ અ૦ ( સ૦ વિ+રાજ=પ્રકાશવુ ) માન સાથે બેસવુ, પધારવુ ૨ શોભવુ સુદર દેખાવુ, બેસવુ આવવુ
બિરાદર, પુ૦ (ફા૦) ભાઇ, સહોદર બધુ ૨ દોસ્ત, મિત્ર [દોસ્તી, દાવો
બિરાદરી, સ્ત્રી૦ ( ફા૦ ) ભાઇચારો, મિત્રતા
બિરાવુ, વિ૦ પારકુ, બીજાનુ, પરનુ [૩ ઍાડ
બિલ, ન૦ (સ૦) ગુફા કોતર ૨ દર, રાફડો
બિલ, ન૦ (અ૦) ખરડો, મુસદ્દો ૨ ભરતિયુ માલની કિમ્મત સાથે યાદી ૩ ટીપ, યાદી ૪ હુડી
બિલકુલ, અ૦(આ૦) તમામ; સાવ, તદ્દન, જરાએ
બિલબી, સ્ત્રી૦ એક જાતનુ ફળ [જગા, સમુળગુ
બિલાડી-લ્લી, સ્ત્રી૦ એક જાતનુ ચોપગુ જનાવર, મિની, મજાર ૨ લોઢાના આકડાનો ગુચ્છો, કુવા ટાકામા પડેલી ચીજ કાઢવાની અકાડી ૩. નાગર, લગર; રોહીની. બિલાડાં થવા-આખે બહુ મેશ આજવાથી કાળુ કાળુ થવુ બિલાડીનું બચોળિયુ=કોઇ વસ્તુને સાથે ને સાથે રાખી સાચવ્યા કરવી તે બિલાડુ તાણવુ-બેચવુ=વગર સમજે કાગળપર સહી કરવી
બિલાડીનો ટોપ, પુ૦ કુતરાના કાન જેવી વનસ્પતિ [ નામનુ નિશાન, સહી
બિલાડુ, ન૦ બિલાડી અથવા બિલાડો, મીનડુ ૨
બિલાડો-લ્લો, પુ૦ બિલાડીનો નર ૨ ચાલાક,
બિલાવર, પુ૦ સવારનો એક રાગ [લુચ્ચો પુરૂષ
બિલિયાન, ન૦ પાસા પડેલો હીરો [કાચ
બિલોર, પુ૦ (ફા૦) આરપાર દેખાય તેવો સુદર
બિલ્લસ, પુ૦ ( ફા૦ બાલિસ્ત ) વેત
બિલ્લી, સ્ત્રી૦ (હિ ) મીનડી, બિલાડી.
બિલ્લુ, ન૦ એક ઇટના ઓસારની ભિત ૨
બિલ્લુ, વિ૦ ચાલાક, ઠગ, લુચ્ચુ [ભીરૂ જોડિયુ.
બિલ્વ, પુ૦ (સ૦) એક જાતનુ ઝાડ, બીલી.
બિવડાવવુ-રાવવુ, ક્રિ૦સ૦ડરાવવુ, ભય દેખાડવો
બિશાત, સ્ત્રી૦ વિસાત, મુડી, દોલત. ૨ માલમૂલ ૩ શક્તિ, બળ, ગુજાશ.
બિસ્તરો, પુ૦ બિછાનુ, પાથરણુ
બિસમિલ્લા, પુ૦ લો ખુદાનુ નામ ને કરોફત્તેહ
બિહામણ, વિ૦ ડરામણુ, ભયકર.
બિહાગ, પુ૦ રાતે ગાવાનો રાગ [ફરદુ, પ્રવાસી
બિહારી પુ૦ ખેલ મોજ કરનાર, વિહારી. ૨
બી, ન૦ બીયુ, બીજ ૨. મૂળ, મંડાણ, પાયો
બી, અ૦ પણ વળી અપિ
બીઆમુ, ન૦ બી 'જારનુ બીઆમુ'
બીઓ, પુ૦ એક જાતનું ઝાડ ૨ ઠળિયો, બી
બીક, સ્ત્રી૦ ધાસ્તી, દહેશત, ભય, ડર ૨ ધાક ૩ ચિતા, ફિકર
બીકણ, વિ૦ ડરકણ ૨ હિચકારૂ, હિમત વિનાનુ
બીચ, અ૦ વચ્ચે, વચમા, અદર, માહે
બીજ, સ્ત્રી૦ (દ્વિતીયા) પખવાડિયાનો બીજોદિવસ
બીજ, ન૦ (સ૦) બી બિયુ ૨ વીર્યનો અશ જે ગર્ભરૂપ ધારણ કરે છે તે ૩ મૂળ કારણ, જડ, પાયો, મડાણ. ૪. ભાવાર્થ, તાત્પર્ય, સાર ૫ જે વર્ણોચ્ચાર રૂપી બીજમાથી મત્ર સિદ્ધિ-ફળ થાય તે સકેત વર્ણ, હરફ 'ઐમ, હ્રીમ, ક્લીમ,' ૬ ઓલાદ, સતતિ. ૭ અક્ષર
બીજક, ન૦ બીલ, ભરતિયુ ૨ ચકતી, લેબલ, ટિકેટ.
બીજગણિત ન૦(સં૦) અક્ષર તથા ચિહ્નથી જે ગણિત તે ( અકગણિત ને બીજગણિત ).
બીજમાર્ગ, પુ૦ એક જાતનો માર્ગ-પથ
બીજમાર્ગી, પુ૦ બીજમાર્ગ પ્રમાણે ચાલનાર.
બીજવર, પુ૦ બીજી વાર પરણનારો પુરૂષ તે
બીજીવાર, અ૦ ફરીથી, વળી, બીજી વખત.
બીજુ, વિ૦ (દ્વિતિય) પ્રથમની સાથે આવે તે, એવી સંખ્યાનો અનુક્રમ બતાવે છે ૨ જુદી જાતનુ, જુદા વર્ગનુ ૩ અ૦ વળી, વધારામા, 'બીજુ કહેવાનુ કે'
બીટ, ન૦ છાણ, ગોબર.
બીડ, ન૦ જે જમીનમા ઘાસ થતુ હોય તે. ૨.

કાચુ ભરતનુ લોઢુ ૩ (અ૦) સરત
**બીડવુ, ક્રિ૦ સ૦** બધ કરવુ ૨ સીડવુ, પુરવુ, ચણુવુ ૩ સીલ માગવી
**બીડી, સ્ત્રી૦** ચુનો કાથો ચોપડી સોપારી મૂકી વાળેલુ પાન ૨ તબાકુ મૂકી પાદડાનો વાળેલો શકુ આકારનો ઘાટ
**બીડુ, ન૦** ત્રિકોણ આકારની મોટી બીડી તે ૨ કોઈ મોટુ કામ કરવાની જાહેર માગણી, સરતવાળી માગણી બીડુ ઝડપવુ=કોઇ સાહસ માથે લેવુ, સાહસ કામ કરવાની માગણી કરવી "તે નામ સાર્થક મહિપતિ વાહ કીધુ, બીડુ કુવ્હેમ હણવા ઝટ ઝડપી લીધુ"
**બીડો, પુ૦** કાગળ ઘાલેલુ મોટુ પરબિડિયુ, લખોટો
**બીન, સ્ત્રી૦** (વીણા) એક જાતનુ તાર તથા બેપાસ તુમડાવાળુ વાજુ.
**બીનકી, સ્ત્રી૦** ગિંદી.
**બીના, સ્ત્રી૦** બનાવ, બનેલુ તે ૨ હકીકત, વાત, હેવાલ, વર્ણન. ૩ વિષય, બાબત [કુટુબની બાનુ
**બીબી, સ્ત્રી૦** ગૃહસ્થ મુસલમાન ઓરત, ખાનદાન
**બીબીજાયુ, વિ૦** બીબીને પેટે જન્મેલુ, ખાનદાન મુસલમાનના ઘરનુ બાળક
**બીબુ, ન૦** ધાતુનો અક્ષર, ટાઈપ ૨ ઓઠુ, સાચી, એડી ૩ ઢાળ, ઘાટ, આકૃતિ, ફરમો ૩ ચિત્રામણ પાડવાનો કોતરેલો કડકો, નમુનો, પ્રતિકૃતિ
**બીભત્સ, વિ૦** (સ૦) ચીતરી ચઢે તેવુ, કટાળો આવે તેવુ ૨ શરમ ભરેલુ ૩ ભુડુ, ન જોવાય તેવુ, નઠારૂ
**બીભત્સ, પુ૦** એ નામનો નવ રસમાનો એક રસ
**બીરજ, પુ૦** ચોખા અને ચણાની દાળની ખીચડી
**બીરમડી, સ્ત્રી૦** ઉટકટાનુ મૂળ
**બીલ, ન૦** દર, બખોલ ૨ સાપનો રાફડો ૩ આકડો, વેચેલા માલની કિમ્મત સુદ્ધા યાદી ૪ રસીદ, પહોચ ૫ ખરડો, મુસદ્દો
**બીલચન, પુ૦** પાસા પાડેલુ નગ-હીરો
**બીલી, સ્ત્રી૦** (સ૦ બિલ્વ) એક જાતનુ ત્રણ ઝુમખે પાનવાળુ ઝાડ [થતી ગાઠ, ગુમડુ ૩ અડ, વૃષણ
**બીલુ, ન૦** બીલીનુ ફળ ૨ શરીરના સાધા ઉપર
**બીવુ ક્રિ૦ અ૦** ડરવુ, ભય લાગવો, ધાસ્તી લાગવી, ચોકવુ ૨ ગભરાવુ, કાયર થવુ
**બુટ, પુ૦** અવાવરૂ-અવ્વડ ઉંડો કુવો
**બુઠ, વિ૦** અજ્ઞાન, કમઅક્કલ, જાડી બુદ્ધિનુ,
**બુદ, ન૦** ટપકુ, ફોરૂ ૨ છાટો, ટીપુ, ૩ કોડીના બી.
**બુધી, વિ૦** અક્કલ વનાનુ, મદબુદ્ધિ, ઇધણુધોરી ૨ આળસુ ને એદી [તળિયુ
**બુધુ, ન૦** બુધુ, જાડો ડગોરો. ૨ વાસણનુ બળેલુ
**બુબિયો, પુ૦** આકસ્મિક ભયનો ઢોલ, બુબિયો
**બુબારવ, પુ૦** બુમરાણ સોરબકોર ૨ ઘોઘાટ
**બુક, સ્ત્રી૦** (અ૦) પુસ્તક, ચોપડી ૨ બુકડો, ગ્રાસ
**બુકડી-ગડી, સ્ત્રી૦** સ્ત્રીના કાનનુ મોતીનુ એક ઝુલતુ ઘરેણુ
**બુકડો, પુ૦** ફાકો, બુક્કો
**બુકણી, સ્ત્રી૦** ભૂકી, ચૂર્ણ
**બુકવુ, ક્રિ૦ સ૦** ફાકવુ, મોમા વેગળેથી નાખવુ
**બુકાની, સ્ત્રી૦** દાઢી ને ગાલ ઉપર આવી રહે તેમ માથે
**બુક્કો પુ૦** ઠાસો ૨ ફાકડો ગ્રાસ [બ ધાય એવો ફટકો
**બુગણુ, ન૦** ગાડીમા પાથરવાનુ જાડુ કપડુ, ભોદ, આથર
**બુઘલી, સ્ત્રી૦** બરણી
**બુચ, પુ૦** બૂચ ૨ દાટો, રોધ ૩ પાનાની રમતનો એક દાવ
**બુચટ, વિ૦** બુદ્ધિ વગરનુ મૂર્ખ
**બુચી, સ્ત્રી૦** છોડી બુચો=છોકરો, પુત્ર
**બુચુ, વિ૦** કાન વિનાનુ, ૨ બેઠેલા નાકવાળુ ૩ ઘરેણા-શોભા વગરનુ ૪ સત્તાહીન
**બુજ, સ્ત્રી૦** બૂજ જુઓ
**બુજરગ, વિ૦** (ફા૦) વૃદ્ધ, ઘરડુ ૨ ઘરડુ ને માનવંતુ
**બુજરગી, સ્ત્રી** (ફા૦) ઘરડપણુ, મોટાઇ, બુઢાપો
**બુજવુ, ક્રિ૦ સ૦** સમજવુ, બોધ લેવો ૨. કદર કરવી, પીછાનવુ જાણુવુ ૩ હોલાવુ
**બુઝવવુ, ક્રિ૦ સ૦** હોલવવુ ટાઢુ પાડવુ (આગ) ૨ શાત કરવુ, રોળી નાખવુ, બધ પાડવુ
**બુઝાવુ ક્રિ૦ અ૦** હોલાવુ, કમી થવુ, બધ પડવુ
**બુટ, સ્ત્રી૦** કાનની નીચેની ચામડી, લાળી, કાનની બુટ પકડવી=કબુલ કરવુ
**બુટાક, અ૦** રગે કાળુ ને શરીરે લટ્ટ
**બુટિયુ, ન૦** લાકડાનુ લોળીયુ
**બુટ્ટી, સ્ત્રી૦** નાનો બુટ્ટો, ભાત, તરેહ ૨ અજબ ગુણવાળી વનસ્પતિ, જડી ૩ પહોંચેલુ, કાબેલ. ૪. ભાગ, માયા

**બુટ્ટેદાર**, વિ૦ બુટ્ટાવાળુ, બુટ્ટાદાર
**બુટ્ટો**, પુ૦ ફૂલના જેવો આકાર, છાપેલુ કે વણુ તરમા પાડેલુ ચિત્ર ૨ તરંગ, કલ્પના, ફુટો.
**બુઠ્ઠુ**, વિ૦ ઘસાઈને ચપટુ-જાડુ થયલુ, ધાર રહિત ૨ જાડી બુદ્ધિનુ ૩ લાગણી વગરનુ
**બુઠ્ઠો**, પુ૦ મકાઈ દોડો, ભુટ્ટો
**બુડકી**, સ્ત્રી૦ એકદમ પાણીની અંદર પેસી જવુ તે, ડુબકી ૨ કામની વખતે ખસી જવુ તે
**બુડથલ**, વિ૦ બેવકૂફ, મૂર્ખ, મંદબુદ્ધિનુ,
**બુડવુ**, ક્રિ૦ અ૦ ડુબવુ, પાણીની તળે બેસવુ ૨ ગરકાવ થવુ, દટાઈ જવુ
**બુડાડવુ**, ક્રિ૦ સ૦ બુરાડવુ
**બુડિયાળ**, વિ૦ બેવકુફ, મૂર્ખ, અણસમજુ
**બુડિયો**, પુ૦ કાળા મોનો લઠ વાદરો ૨ ઘરડો માણસ, બુઢિયો
**બુઢાપો**, પુ૦ ઘરડપણ, જરા, જઈફી
**બુઢિયો**, પુ૦ બુડિયો, જુઓ [ડોસુ, વૃદ્ધ
**બુઢ્ઢુ**, વિ૦ ઘરડુ, જેને જરા આવી હોય તેવુ,
**બુણી**, સ્ત્રી૦ બોણી ૨ અણી, ભાલાનુ ફળુ
**બુતકો**, પુ૦ શરીરે લઠ્ઠ ને કાળી સ્ત્રી, સીધણ
**બુતપરસ્ત**, પુ૦ મૂર્તિપૂજક; મૂર્તિને માનનાર
**બુતપરસ્તી**, સ્ત્રી૦ મૂર્તિપૂજા [થવાનુ નથી"
**બુતે**, અ૦ થી, થકી, વતી "એની બુતે કાંઈ
**બુતાનુ**, ન૦ બુતાનો ૨ મેલી ફાટેલી પાઘડી ૩ તોહમત, આળ, બુટ્ટો. [કકડો
**બુતાનો**, પુ૦ પાઘડીમા ઘાલવાનો મેલો ફાટો
**બુતારો**, પુ૦ સાવરણો, ઝાડુ
**બુદબુદો**, પુ૦ (સ૦ બુદ્બુદ) પરપોટો
**બુદ્ધ**, પુ૦ (સ૦) બુધવાર ૨ એક ગ્રહ
**બુદ્ધ**, વિ૦ જ્ઞાતા, સમજુ ૨ પંડિત
**બુદ્ધાવતાર**, પુ૦ વિષ્ણુનો નવમો અવતાર. (જગન્નાથ સ્વરૂપે) ૨ મૌન ધરીને જોયા-સાભળ્યા કરનાર.
**બુદ્ધિ**, સ્ત્રી૦ (સ૦) સમજ, જ્ઞાન ૨ સમજશક્તિ, અક્કલ, મતિ ૩ મત, અભિપ્રાય, વિચાર ૪ વિવેક, ડહાપણ ૫ મન, અંતઃકરણ, શિખામણ ૬ વૃત્તિ, ઇચ્છા, મન બુદ્ધિનો આગળો=ચૈતન્યશૂન્ય, મૂર્ખ, ૭ બુદ્ધિ ફરી જવી=અક્કલ ઉંધી થઇ જવી, અવળી મતિ થવી
**બુદ્ધિબળ**, ન૦ સમજશક્તિ ૨ શેતરજની રમત.
**બુદ્ધિમત-માન**, વિ૦ બુદ્ધિવાળુ, અક્કલમંદ
**બુદ્ધિહીન**, વિ૦ અક્કલ વગરનુ, મુર્ખ, ગમાર
**બુધ** પુ૦ (સં૦) ડાહ્યો, વિદ્વાન. ૨. એક ગ્રહ. એ નામનો વાર [બુધવાર=કઇ નહિ.
**બુધવાર**, પુ૦ સાત વારમાનો એક. બાપનો
**બુધવારિયુ**, ન૦ દર બુધવારે પ્રગટ થતુ છાપુ
**બુધુ**, ન૦ જાડો ડગોરો, ધોકો ૨ છો ચરવાનો જાડો તે ચપટો દડુકો ૩ બળીને કાળુ થઇ ગયેલુ વાસણનુ તળિયુ "બુધાવાળી તપેલી"
**બુન**, સ્ત્રી૦ બહેન (ગ્રામ્ય) ૨ કારી
**બુનિયાત**, વિ૦ (ફા૦) જુનુ ને માનવતુ, ખાનદાન, કુલીન, અસલજાત
**બુનાસ**, ન૦ ઉનનુ જાડુ કપડુ, કામળો, બન્નુસ.
**બુબક**, વિ૦ કઇજ ન સમજે તે, જડભરત, બુદ્ધિ ને વિવેક વિનાનુ
**બુનિયાતી**, સ્ત્રી૦ ખાનદાની, કુલીનપણુ.
**બુભુક્ષિત**, વિ૦ (સ૦) ભુખ્યુ, ભુખાળવુ
**બુમાટો**, પુ૦ પોકાર, હોકારો, બુમ ૨ ગરબડ, તોફાન ૩ ગપ, ગપાટો, અફવા
**બુમાબુમ-બુમેબુમ** સ્ત્રી૦ ઉપરા ઉપરી બૂમો પાડવી તે, જ્યા ત્યા બૂમ પડી રહેવી તે, રાડેરાડ
**બુમાટો**, પુ૦ બુમાબુમ, ઘોઘાટ, હોકારો
**બુમૈયોઢોલ**, પુ૦ મોટી નોબત-ઢોલ, લોક ભેગા કરવા વગાડવાનુ મોટુ ઢોલ તે
**બુરખો**, પુ૦ માથાથી તે પગસુધી આખે શરીરે વિટળાઇ રહે તેવુ સ્ત્રીને ઓઢવાનુ લુગડુ, આખ આગળ જાળીવાળો પડદો, ચહેરો ઢાકવાનુ જાળીવાળુ કપડુ, અવગુંઠન.
**બુરજ-રૂજ**, પુ૦ (અ૦) તોપ વગેરે મૂકવાને કિલ્લાની બહાર પડતી કાઢેલી રાવઠી ગુબાર ૨ દિવાલને ટેકો આપનારૂ ચણતર, પુસ્તો, હાથિણી
**બુરજી**, વિ૦ સેતરજની રમતમા એકલા પ્યાદાને બાદશાહજ રહેલા હોય તેવી જીત તે
**બુરાઈ**, સ્ત્રી૦ બગાડ, અણબનાવ, કુટેવ. ૨

અન્યાયી રીતે ચાલવુ તે
**બુરાખ, સ્રી૦** બુરાખ ૨ બાખુ, કાણુ, વેહ
**બુરાડવુ, ક્રિ૦ અ૦** બુડાવવુ, જુઓ
**બુરાવુ, ક્રિ૦ અ૦** પુરાઈ જવુ
**બુરાશ, સ્રી૦** બુરાઇ, જુઓ
**બુરાહાલ, પુ૦** ખરાબ દશા, માઠી સ્થિતિ [ખાડ.
**બુરૂ, વિ૦** ખરાબ,નઠારૂ, ભુડુ ૨ **ન૦** ઝીણી પીસેલી
**બુલંદ, વિ૦** (ફા૦)મોટુ,પ્રૌઢ, યોગ્યતાનુ, ભવ્ય
**બુલબુલ, ન૦** (ફા૦) એક જાતનુ પક્ષી. એ ગુલાબની ડાળી ઉપર બેસીને મધુર અવાજે ગાય છે
**બુલાખ, સ્રી૦** (ટર્કી૦ બુલાક-વાળી) નાકના વચમાના પડદામાં ઘાલેલી મોતીની વાળી. ૨ નાકની વચ્ચેનો પડદો
**બુલુ, ન૦** ગાડ, ગાડના ઢગડા-તબુરા બુલુ છટકી જવુ=ડરી જવુ ગાડ ગભરાવી [મારવો તે
**બુસટ, સ્રી૦** ઘેણુને ગાલે દિયેરે કુકુનો તમાચો
**બુસટિયો પુ૦** ઘેણુનો દિયેર બુસટ મારનાર
**બુસુ, વિ૦** જાડી બુદ્ધિનુ, સુધરેલી રીતભાતથી અજાણ ૨ જડ, જડભરત, બુસો
**બુસકુ, ન૦** વરસાદનુ ઝાપટુ, એકદમ પુષ્કળ પાણી પડે તેવુ ઝાપટુ
**બુહારવુ, ક્રિ૦ સ૦** ઝાડૂ કાઢવુ, ઝારવુ
**બૂક, પુ૦** કોળિયો, ગ્રાસ, ફાકો ૨ (**અ૦**) ચોપડી, કિતાબ
**બૂચ, ન૦** બાટલી-સીસીનુ ઢાકણુ તે ડૂચો, ડાટો
**બૂચ, સ્રી૦** પાનાની રમતમા હારનારે જીતેના સખસના માગ્યા પ્રમાણે પાના આપવા પડે તે
**બૂજ, સ્રી૦** પરીક્ષા, સમજ ૨ કદર, તુલના
**બૂટ, સ્રી૦** કાનની લાળી
**બૂટ, પુ૦** (અ૦) અગ્રેજી ઘાટનો જોડો
**બૂત, પુ૦** પ્રતિમા [પીવામા આવે છે તે, કાશી
**બૂન, ન૦** (આ૦) એક જાતના બી, જેનો ઉકાળો
**બૂમ, સ્રી૦** હાક, ધારો, રાડ, મોટો સાદ, બરાડો ૨ એક વાતને સારૂ ઘણા જણનુ મોટે સાદે બોલવુ, પોકાર ૩ ફરિયાદ ૪ ગુમાટો, અફવા, કિવદતી
**બૃહત, વિ૦** (સ૦) મોટુ, કદાવર, સ્થૂલ
**બૃહત્કથા, સ્રી૦** (સ૦) પિશાચી ભાષામા વરરૂચિએ બનાવેલી એક કથા
**બૃહસ્પતિ, પુ૦** (સ૦) દેવગુરૂ, મોટો પ્રતિભાશાળી પડિત ૨ એ નામનો એક ગ્રહ
**બૃહસ્પતિવાર, પુ૦** (સ૦) ગુરૂવાર
**બે-બે બે, અ૦** બકરાનુ બોલવુ
**બેંક, સ્રી૦** (અ૦) શરાફી પેઢી, નાણાની આપ લે કરનારી દુકાન [બિદડી
**બેગી, સ્રી૦** ટપાલ માર્ગે મોકલાતી નાની બચકી,
**બે, વિ૦** એક ને એક ૨ બને, ઉભય
**બે, અ૦** (ફા૦) નહિ, ગેર, કમ, બદ ઇ૦ અર્થ સૂચક ઉપસર્ગ ૨ રે, ખરે 'માર બે માર'
**બે અક્કલ, વિ૦** અક્કલ વિનાનુ, મૂર્ખ,બુદ્ધિહીન
**બે અદબ, વિ૦** અમર્યાદ,અસભ્ય [અસભ્યતા
**બે અદબી, સ્રી૦**અમર્યાદપણુ, અવિવેક ઉદ્ધતાઇ,
**બે આની, સ્રી૦** બે આનાનો સિક્કો
**બે આબરૂ, વિ૦** આબરૂ વગરનુ,માનભગ [ફજેતી
**બે આબરૂ, ન૦** અપમાન, અપ્રતિષ્ઠા,અપકીર્તિ,
**બે આરામ, વિ૦** બેચેન, ચિતાતુર, માદુ
**બે ઇતબાર, સ્રી૦** અણવિશ્વાસ, ભરોસો નહિ તે
**બે ઇતબારી, વિ૦** અણવિશ્વાસુ
**બે ઇમાન, વિ૦** વિશ્વાસઘાતી, અપ્રમાણિક ૨ કૃતઘ્ની, નિમકહરામ ૩ આસ્થા વગરનુ
**બે ઇલાક, વિ૦** લાગેવળગે નહિ તેવુ
**બે ઇલાજ, પુ૦** નિરૂપાય
**બેઉ, વિ૦** બન્ને, ઉભય
**બેક, વિ૦** બેનો સકેત ૨ થોડુક, જરા
**બે કદર, વિ૦** કદર વિનાનુ, બુજ વગરનુ
**બે કરાર, વિ૦**આરામ ન હોય તેવુ,માદુ ,વ્યગ્ર,બેચેન
**બેકવુ, ક્રિ૦ અ૦** સુગધિ ફેલાવી, બેકબેક થઇ રહેવુ ૨ અમર્યાદ, થવુ,છકી જવુ,વહી જવુ,ફાટવુ
**બેકસ, વિ૦** ફિકકુ
**બેકાટ, પુ૦** છાક, તોર [ગેરવાજબી રીતે.
**બેકાયદે, અ૦** નિયમ વિરૂદ્ધ, શિરસ્તાથી ઉલટુ,
**બેકાર, વિ૦** (ફા૦) ઉદ્યમ રહિત, નવરૂ
**બેકાવવુ, ક્રિ૦ સ૦** વઠાવવુ, ફટાડવુ, છકાવવુ
**બેકી, સ્રી૦** બે, ૨ બેની જોડી. "એકી બેકી."

૨ બથી ભાગી શકાય તેવી સખ્યા બેકી જવુ =ઝાડેફરવા જવુ
**બેકેદ**, વિ૦ અમર્યાદ ઉદ્ધત ૨ છુટુ,બધન રહિત
**બેકેલુ**, વિ૦ વહી ગયલુ, વકી ગયેલુ [અણુવાકેફ
**બે ખબર**, વિ૦ ખબર ન હોય તેવુ, અજાણ્યુ,
**બેગડ**, વિ૦ કલાઇનુ રગેલુ પત્રુ
**બેગમ**, સ્ત્રી૦ મોટા દરજ્જાની મુસલમાન સ્ત્રી, શાહજાદી ૨ અમીર–બાદશાહની ઓરત, રાણી
**બે ગરજ**, વિ૦ ગરજ વનાનુ, બેદરકાર,બેકાળજી.
**બે ગરજાઉ**, વિ૦ બેદરકારી, બેતમા
**બેગણિયુ**,ન૦એક જાતનુ સુતરાઉ કાળુ ઝીણુ લુગડુ
**બેગાર**, પુ૦ પૈસા આપ્યા વગર મજુરી કરાવવી તે વેઠ ૨ મજુરી,હેલ ૩ ભીખ. [૨ ભિખારી
**બેગારી**, પુ૦ મજુર, હેલકરી ભાર ઉંચકનાર
**બે ગુના**, વિ૦(ફા૦)નિર્દોષ,બે તકસીર,નિરપરાધી
**બેઘાઘટુ**, વિ૦ મિશ્ર, ભેળસેળ, ન સમજાય તેવુ, બેસુરૂ, આમ નહિ ને તેમે નહિ તેવુ
**બેચારેક**, વિ૦ બે અથવા ચાર ૨ થોડુક
**બેચેન**, વિ૦ નિરાત–આરામ વગરનુ અસ્વસ્થ, અશાત ૨ અનારોગ્ય, માદુ ૩ આનદ રહિત
**બેચેની**, સ્ત્રી૦ અસ્વસ્થપણુ, અશાતી, વ્યાકુળતા,
**બેજા**, વિ૦ બેજાર, હેરાન, વ્યાકુળ [ફિકર.
**બેજાજ**, વિ૦ ગભરાએલુ, અકળાયલુ ૨ કાયર
**બેજાર**, વિ૦, કટાળેલુ, હેરાન, અકળાયેલુ
**બેજીવવાળી**, વિ૦ ગર્ભવંતી, દહાડાવાળી
**બેજીવસોતી**, વિ૦ ગર્ભવતી, હમેલવાળી [દ્વીપ
**બેટ**, પુ૦ ચારેપાસ પાણીથી વિંટળાયલી જમીન,
**બેટી**, સ્ત્રી૦ દિકરી, છોકરી, છોડી
**બેટો**, પુ૦ દિકરો, ડૈયો, છોકરો
**બેટાબેટી**, ન૦ છોકરો અને છોડી, છોકરાડૈયા
**બેઠક**, સ્ત્રી૦ આસન, બેસવાની જગા ૨ બિછાયત, આસન, પથારી ૩ બેસવાનો હક, બેસવાની ખાસ જગા ૪. બેસવાનો વખત ૫ પાયો, બેસણી, તળુ ૬ નાચ મુજરાની જગા, મિજલસ ૭ તાલીમની એક કસરત
**બેઠાંબેઠાં**, અ૦ વગર શ્રમે, બેસી રહેનાર.
**બેઠાખાઉ**, વિ૦ નિરુદ્યમી, બેકાર, આળસુ
**બેઠાબેઠ**, સ્ત્રી૦ બેકાર હાલત તે, નિરુદ્યમ સ્થિતિ ૨ નફાનુકસાન વગર, એમનુ એમ
**બેઠાગરૂ** વિ૦ બેઠેલ, ઘણુ બેસી રહેનાર.
**બેઠીઆંવણીનું**, વિ૦ નીચી પણ ઘાટદાર બાધણીનુ ૨ મજબુત, દૃઢ ઉથલી ન પડે તેવુ
**બેઠુ**, વિ૦ બેઠેલુ, નીચુ, નીચા ઘાટનુ ૨ પથરાતુ, ધીમુ ને એક સરખી ચાલનુ 'બેઠુ પાણી' ૩ કામ કર્યા વગર, બેઠે બેઠે થાય–મળે તેવુ 'બેઠો પગાર ' ૪. બેઠા બેઠા થઇ રહે તેવુ, ઉપાડવુ ન પડે તેવુ ( કામ ) **બેઠુ** ખાતુ=ઠામ ખાતુ **બેઠા** થવુ=સાજા થવુ ( મદવાડમાથી ) **બેઠાની** ડાળ કાપવી=પાગડુ તોડી નાખવુ
**બેઠુ બેઠુ**, અ૦નિગતે,વગર પરિશ્રમે,આરામથી
**બેઠેલ** વિ૦ બેઠાગરૂ બેસી રહેતુ હોય તેવુ ૨ બેઠેલુ ૩ ઠમાયેલુ, ગોબા પડેલો હોય તેવુ ૪ પડી રહેવાથી બગડેલુ, સડેલુ
**બેઠેપગે**, અ૦ પલાઠી મારીને.
**બેડ**, સ્ત્રી૦ ચુલાની બે બાજુમાની દરેક, બેળ
**બેડકુ**, ન૦ આગળીનો સાધો, પેર ૨ આમલીનો ચિચોડાવાળો ભાગ ૩ વરસાદથી રસ્તામા થયેલો કીચડ
**બેડશી**–સાઇ, સ્ત્રી૦ હુપદ, પતરાજ, ફુલ, બડાઇ **બેડસી** મારવી-બડાઇ હાકવી, પતરાજી કરવી પોતાના બણુગા ફુકવા [ બેઢાના ઘાટનુ
**બેડાચડ**, વિ૦ હેઠળ મોટુ અને ઉપર નાનુ એવુ,
**બેડાફોડ**, વિ૦ હેઠળ નાનુ અને ઉપર મોટુ એવુ
**બેડિયાતો**, પુ૦ અલાસી
**બેડિયુ**,ન૦ આબેથી કેરી તોડી–વેડી ઝીલવાની જાળીદાર ઝોળી. ૨ બત્રીસ મણનુ માપ ૩ બે બળદ ખેચી શકે તેટલા ભારનુ ગાડુ ૪ શેરડીના બીનો બે આખવાળો કકડો
**બેડી**, સ્ત્રી૦ કેદીને પહેરાવવાની લોઢાની સાકળ, જજીર ૨ શૃખલા, હાથકડી ૩ પાશ, બંધન ૪ આડખીલી, અટકાવ ૪ જજાળ, વિટંબણા ૫ કાષ્ટવટા, ડેહેરા ૬ બે આગળીએ પહેરાય તેવી જોડેલી વિંટી ૭ એક જાતનુ રૂપાનુ પગે પહેરવાનુ ઘરેણુ "રાડો ને બેડી ગરાશીયા પહેરે છે"

**બેડું**, ન૦ ગાગર ને ઘડો એ બે ઉપરાઉપરી મૂકયા હોય તે ૨ ત્રિફળામાનુ એક (હરડા, બેડા, આમળા) ફળ
**બેડો**, પુ૦ વહાણુ, ઝહાજ "બેડો બાઇ બુડનો તારો રે, અમે આઇ પાર ઉતારો રે" ૨ ટુકડી, ટોળુ ૩ હેતુ, મુદ્દાની વાત, ધારેલો અર્થ ૪ છેડો ઓસવો તે "સ ભાળી છેડો,વાળી બેડો વળે ગુરૂપાદ"
**બેડાપાર**, પુ૦ વિજય, ફતેહ, સિદ્ધિ
**બેડાલી, સ્ત્રી૦** બેડોલવાળુ, બેકુવાવાળુ (વહાણ)
**બેડોળ** વિ૦ ડોળ વનાનુ, બદ શિકલ,કદરૂપુ
**બેઢ ગ-ગુ, વિ૦** ઢગ વગરનુ,અવ્યવસ્થિત,બ દો બસ્ત વગરનુ ૨ વિલક્ષણુ, ઠેકાણા વગરનુ
**બેઢબ, વિ૦** ઢબ વિનાનુ,પદ્ધતિ વગરનુ ૨ અમર્યાદ, તરેહવાર ૩ બેફાયદે
**બેઢાળિયુ, વિ૦** બે ઢાળ હોય તેવુ (છાપરૂ)
**બેઢુ, ન૦ બેડુ,** જુઓ
**બેત, સ્ત્રી૦** (ફા૦) બે ટુકની ફારસી કવિતા, બે બે સરખા અનુપ્રાસવાળી ટુકો,દુપાઇ ૨ કવિતા
**બેત,** પુ૦ મનસુબો, વિચાર ૨ યુક્તિ, તજવીજ
**બે તકસીર,** વિ૦ બે ગુના,નિર્દોષ [ઉપાય ૩ નેતર
**બે તમા,** વિ૦ બેદરકાર, બેફીકરૂ, બેપરવા,નિ સ્પૃહી
**બે તરફી,** વિ૦ બન્ને તરફનુ ૨ બરતરફ કરવુ તે
**બે તાલ,** વિ૦તાલ વગરનુ (ગાયનમા) ૨ ગોઠવણુ વનાનુ,લાગ વગરનુ ૩ વહી ગયેલુ,હાથથી ગએલુ ૪ પુષ્કળ, ખૂબ [ આવે છે તે, અધારા
**બેતાળા,** ન૦ બેતાળીસ વર્ષની ઉમ્મરે આખે ઝાખ
**બેતાળીસ,** વિ૦ ચાળિસ ને બે [ધીરણના તોલનુ
**બેતાળુ,** વિ૦ બેતાળીસ શેરનો એક મણુ એ
**બેદરકાર, સ્ત્રી૦** બેપરવા, બેકાળજી
**બેદરદી,** વિ૦ રોગી ન હોય તેવુ ૨ અરસિક
**બેદસ્તુર,** વિ૦રીત-શિરસ્તાથી ઉલટુ,નિયમ વગરનુ
**બેદાણા,** પુ૦ (ફા૦) એક જાતની ઔષધી
**બેદાલાકડી, સ્ત્રી૦** એક જાતની ઔષધી
**બેદાદ** વિ૦ ગેરવાજબી ૨ અધેર, અવ્યવસ્થિત
**બેદાદી, સ્ત્રી૦** દાદ-ફરિયાદના ઉપર જે બેદરકારી તે દાદ સભળાય નહિ તેની સ્થિતિ ૨ અધેર અવ્યવસ્થા, અધાધુધી

**બેદિલ, વિ૦** દિલ-મન ઉઠી ગયુ હોય તેવુ ૨. ઉચુ મન થયલુ હોય તેવુ, દિલગીર નાખુશ
**બેદિલી, સ્ત્રી૦** અણુબનાવ, ૨ નાખુશી,દિલગીરી
**બેદુ, ન૦** (આ૦ બયૂદ) ઈંડુ
**બેધડક, અ૦** કોઇ તરફની ફિકર રાખ્યા વિના, જોસ્સાભેર, હિંમતથી, ધાસ્તી વગર
**બેધારૂ, વિ૦** બે તરફ ધારવાળુ ૨ ગોળગોળ, દ્વિઅર્થી, અનિશ્ચિત ૩ બે કડકાવાળુ, બેતારૂ
**બેન, સ્ત્રી૦ (ભગિની)** બહેન ['બેધારી લાપસી
**બેનડ-ડી, સ્ત્રી૦** બેન (ગીતમા વપરાય છે)
**બેનપણાં, ન૦** એક સ્ત્રીને બીજી સાથે જે મૈત્રી -સ્નેહ તે, સખીપણુ
**બેનપણી, સ્ત્રી૦** સખી, સાહેલી, સજની, સૈયર'
**બેનસીબ, વિ૦** અભાગિયુ,ફૂટેલા કર્મનુ
**બેની, સ્ત્રી૦** સજની,સખી ૨ વહાલી બેન,બહેન
**બેપગુ, વિ૦** બે પગવાળુ (પ્રાણી
**બેપરવા, વિ૦** બે દરકાર,ગાફીલ ૨ સ્વત ત્ર
**બેપરવાઇ, સ્ત્રી૦** નિસ્પૃહીપણુ,બેદરકારી,ગાફીલપણુ
**બેફાક, અ૦** છેકજ ઉઘાડુ, ભુડુ બોલવુ તે
**બેફાટ, અ૦** બેફાક, બેશરમપણે, ઉઘાડે છોગે
**બેફામ, વિ૦** યાદ-સ્મરણુ ન રહેલુ હોય તેવુ, ગાફીલ, અસાવધ, બેભાન, સુનુ
**બેફિકર-રૂ, વિ૦** ફિકર વગરનુ, ન ફિકરૂ, નચિત
**બેબનાવ,** પુ૦ મેળ ન હોવો તે,અણુબનાવ [પુરૂ,પૂર્ણ
**બેબાક, વિ૦** (ફા૦) કઈ બાકી ન રહ્યુ હોય તેવુ,
**બેબાપનુ, વિ૦** છિનાળનુ, વ્યભિચારથી થયેલુ
**બેબાકળુ,** વિ બાવરૂ,ગાભરૂ,ઉશ્કેરાયલી ને ગભરાયલી હાલતમા "જાગી સૈયર બેબાકળી, કેમ રૂવે છે કન્યા વ્યાકુળી" [નીચુ, હલકી જાતનુ
**બેબુનિયાત, વિ૦** નીચ તુખમનુ, હરામજાદુ ૨
**બેભત્તુ-થ્થુ, વિ૦** બે જાતનુ, સેળભેળવાળુ, જુદા
**બેભાન,** વિ બેશુદ્ધ, બેહોશ [જુદા મિશ્રણુનું
**બેમના, સ્ત્રી૦** સકલ્પવિકલ્પ "જીવને તે ન ટળે
**બેમર્જાદ,** વિ૦ બેશરમ,નિર્લ જ્જ [બેમના"-અખો
**બેમાલમ, વિ૦** અપ્રસિદ્ધ, ગુપ્ત, છાનુ, છુપુ. ૨
**બેમુનાસબ, વિ૦** અયોગ્ય, અઘટીત [અજાણુતા
**બેમુરવત, વિ૦** નિમકહરામ, કૃતઘ્ની, અવગુણિયુ

**બેરખ**, સ્રી૦ બેહેરખ "વ-ઘોડા શોભાવવા સહો આરબોની બેરખો બોલાવી હતી"
**બેરખ**, અ૦ વારવાર, હમેશ હરગીજ [ઘરેણુ
**બેરખી**,સ્રી૦સ્રીને ડાબે હાથે કોણી ઉપર ઘાલવાનુ
**બેરખો**, પુ૦ રુદ્રાક્ષના મોટા મણકાની માળા
**બેરગ-ગી** વિ૦ વણા રગનુ,તરેહવાર ર નઠારા રગનુ ૩ બેતાલ,બે મિસાલ. ૪ અનિશ્ચિત મનનુ
**બેરડાઇ**, સ્રી૦ હઠીલાઇ,ખ વાઈ
**બેરડુ**, વિ૦ હઠીલુ,ખધુ.
**બેરજો**, પુ૦ એક જાતની દવા
**બેરત**, વિ૦ લુચ્ચુ, ર ઉદ્ધત, ચઢાઉ
**બેરત**, સ્રી૦ કવખત,કઋતુ ૩ કવખતનુ,અકાલિક
**બેર બેર**, અ૦ ફરીફરીને, વારવાર
**બેરાગી**, પુ૦ બાવો વેવાગી, ત્યાગી, સાધુમત ર વિ૦ અનિશ્ચિત મનનુ, બેરગી
**બેરિયુ**, ન૦ માથે કલગીવાળુ ચકલી જેવુ એક પક્ષી.
**બેરીજ**, સ્રી૦ સરવાળો,સરવાળાની રકમ
**બેરુ**, વિ૦ કાને ન સાંભળી શકે તેવુ,બધિર
**બેરોજગાર**, વિ૦ રોજગાર વગરનુ,નિરુદ્યમી
**બેરોજગારી**, સ્રી૦ બેકારપણુ રોજગાર વગરની હાલત નવરાઈ
**બેલ**, સ્રી૦ બે જણની જોડી તે, સાથી, જોડિયો ર મડળીમાના દરેક જણે જે કઇ કઇ આપવુ તે ભેક, ગોઠ (ગાનારી વગેરેનો)
**બેલ**, પુ૦ (સ૦ બલીવર્દ) બળદ
**બેલડી**, સ્રી૦ હાથ,બાહુલતા. "બેલડીએ વળગ્યા વિશ્વાધાર, સુદામે જાતા કર્યો વિચાર." ર બેલ, સાથી,મદદગાર,હાથ પકડનાર.
**બેલદાર**, પુ૦(ફા૦)કડિયાને મદદ કરનારો મજુર ર ચાચવાથી જમીન ખોદનારો
**બેલાશક**,અ૦(આ૦)સકોચ રાખ્યા વગર,છુટથી, સુખે, બેધડક, છડેચોક
**બેલિયુ**, ન૦ નમળાઇને લીધે આગળાનુ અકડાઈ જવુ તે, આકડા ર એક જાતનુ ફૂલ-તેનુ અત્તર
**બેલી**, વિ૦ ધણી, મુરબ્બી,સહાય કરનાર, જેની કુમક હોય તે ર હિમાયતી.
**બેલુ**, ન૦ કાતવાની પુણીનું જોડકું ર. ધોળો રેતાળ પત્થર ૩ જોડકુ,બેની જોડ,જોડુ. "પ્રભુએ એના બેલા એનીજ સાથેજ બાધ્યાં હશે"
**બેવકુફ**, વિ૦ (ફા૦) સમજ વનાનુ,મૂર્ખ,નાદાન. બેવકુફનો સરદાર-ઘણોજ મૂર્ખ,પક્કો
**બેવકુફી**, સ્રી૦ મૂર્ખાઇ, નાદાની, બેવકુફાઇ
**બેવક્કર**, વિ૦ ઢગ વગરનું, ભારબોજ વગરનુ,
**બેવખત**, વિ૦ ઠેરવેલે વખતે નહિ, કવેળા વખત બેવખત=ગમે ત્યારે,ઇચ્છામા આવે ત્યારે.
**બેવચની**, વિ૦ વચન તોડનાર,અપ્રમાણિક,લબાડ, વિશ્વાસઘાતી, બોલીને ફરી જનારૂ
**બેવડ**, વિ૦ બેવડેલુ હોય તેવુ,દુપટ
**બેવડવુ**, ક્રિ૦ સ૦ લાબી વસ્તુને વચમાથી વાળી બે છેડા ભેગા કરવા, બેવડુ કરવુ ર એકનુ એક બીજીવાર થવુ વધારવુ
**બેવડિયુ**, ન૦ ઢબ્બુ હડીકો
**બેવડુ**, વિ૦ બેવડેલુ હોય તેવુ ર બમણુ,દુપટ
**બેવફા**, વિ૦ બેવચની,બેઇમાન, અપકારી,કૃતધ્ની.
**બેવફાઇ**, સ્રી૦ બેવફાપણું, બેઇમાની [નવારસી
**બેવારસી**, વિ૦જેનો કોઈ વારસ ન હોય તેવુ,
**બેવાર**, અ૦ બે વખત [આવતુ, ઠીક.
**બેશ**, વિ૦ (ફા૦)સારૂં,ખાસુ,મજેનુ,સુદર, માફક
**બેશક**, અ૦ ખાતરીથી,બેલાશક, ખચીત, અલબત.
**બેશરમ-મુ**, વિ૦ શરમ ન હોય તેવુ, નિર્લજ
**બેશુદ્ધ**, વિ૦ શુદ્ધિ-ભાન ન હોય તેવુ, મુર્છિત, અચેત,બેહોશ,
**બેસઉઠ**,સ્રી૦બેસવુ ને ઉઠવુ તે ર બેસવા ઉઠવાની મહેનત ૩, મળવુ હળવુ તે, મૈત્રી સબધ.
**બેસણી**, સ્રી૦ જે ઉપર મોટી વસ્તુ સ્થિર-ઉભી રહે તે, વસ્તુનો જે ભાગ જમીન ઉપર ચપટ બેસી રહે તે ર આસન,બેઠક,સ્થાન,જગા.
**બેસણુ**,ન૦ જે ઉપર બેસવાનુ તે;બેઠક.ર બેસવાની રીત-ઢબ. ૩ મરનારના સગાને ત્યા શોક કરવા એકઠુ મળવુ તે, ઉઠમણુ
**બેસતમ**, વિ૦ (ફા૦) પુષ્કળ, અત્યત, ઘણુજ "તેને બેસતમ માર માર્યો,"
**બેસતુ**, વિ૦ માફક આવતું, અનુકૂળ આવતુ, માફકસરતુ. ર નવુ, શરૂ થતુ. (વરસ). ૩.ફેબતું,

ફાવવુ, ગોઠવુ ૪ ભિડાતુ નહિ ઢીલુ તેવુ
**બેસતી, સ્ત્રી૦** મેળાપ, દોસ્તી, પ્રીતિ
**બેસમજ, વિ૦** સમજ વગરનુ,બુદ્ધિહીન ૨ સમજ ફેર, ખોટુ સમજવુ તે
**બેસર જમીન, સ્ત્રી૦** જમીનની એક જાત
**બેસરણ,ન૦**કડિયાસુતારોને ભેગા થવાની જગા ૨ કામ ૨ ખર્ચ, કિમ્મત બદલામા ગાઠનુ કઇ આપવુ પડવુ તે [મહેનતાણુ
**બેસરામણ,ન૦** બેસરણ ૨ બેસાડવાની મજુરી–
**બેસવુ, ક્રિ૦અ૦**આરામ મળે તેમ ઠરી ઠામ રહેવુ આસન કરવુ સ્થિર થવુ ૨ પગને વાળી પેટના પાસા ઉપર આડા પડવુ (પશુએ) ૩ પગ ટેકી પાખ સંકોચી રહેવુ (પક્ષીએ) ૪ તગ પડવુ ભિડાઇ રહેવુ, બધ બેસવુ 'ડગલો બેસતો નથી' ૫ ચો ટવુ, વળગી રહેવુ 'ડગલા ઉપર કેટલી ધૂળ બેઠી છે' ૬ સ્પાવુ, વાગવુ 'ચપ્પુ બેઠો' ૭ નવુ ચાલુ થવુ, આરભ થવો, શરૂ થવુ 'પેશ્વાનો અમલ ગયો ને અગ્રેજનો બેઠો' ૮ કામમા ગુથાવુ,–ની બઢક થવી, ઉધડવુ ૯ અર્થ બેસવા, સમજાવુ જુક્તિ લાગુ પડવી 'વાક્ય બેસતુ નથી, કાયદો બેઠો' ૧૦ બાઝવુ, આવવુ, વળગી રહેવુ 'ઝાડે ફૂલ બેઠા' ૧૧ ભારથી ભાગી જવુ,નીચુ પડવુ ૧૨ મૂલ આપવુ, કિંમત પડવી, ભાવ થવા 'ચોપડીનુ શુ બેઠુ' ૧૩ શરૂ થવુ આરભ થવો 'ચોમાસુ બેઠુ' ૧૪ વળવુ ઠરવુ ચિતરવામા તેનો હાથ બેઠો છે' ૧૭ આળસુ પડી રહેવુ, કામમા ન હોવુ, નિરુધમી હોવુ 'ભાઇ હમણા ઘેર બેઠા છે' ૧૬ નીચે પડવુ, જામવુ, ઠરવુ 'પાણીમા ભૂકો બેઠો' ૧૭ જાડુ–ખોખરૂ થવુ 'ગળુ બેસવુ' ૧૮ ખોટી થવુ 'બેસીને હુ તો થાક્યો' ૧૯ બળવુ દાઝવુ, નીચે ચોટવુ 'દાળ બેઠી, ભાત બેઠો' ૨૦ સાખ ઘટવી, દેવાળુ આવવુ ૨૧ ઘટી જવુ,ઉતરી જવુ (ભાવ) ૨૨ ગમવુ, ગોઠવુ સ્થિર થવુ (જીવ) ૨૩ રુચવુ, મન મળવુ 'હવે એને બેસતુ આવે છે' ૨૪ અસર લાગવી, રગ ચઢવો ૨૫ સત્વહીન થવુ, સડવુ, બગડી જવુ, 'કાપડ બેસી ગયુ છે' **શાહુકાર બેઠો**=દેવાળુ કાઢયુ **ઘર બેઠુ**=નસતાન ગયુ **બારણે બેસવુ**=તગાદો કરવો **ઘેર બેસવુ**-નોકરી જવી, રોજગાર વગરના થવુ **અળગાં બેસવુ**=અભડાવુ **બેસતો પાયો**=મેળ, બનાવ, બનતી રાશ **બેસવા જવુ**=પાથરણે જવુ, **ઉઠમણે જવુ બેસી જવુ**=પડતી દશામા આવવુ ૨ દેવાળુ કાઢવુ (વેપારમા) ૩ ચોટી જવુ (પેટ) ૪ નસતાન જવુ, નખોદ જવુ ઘર પડી ભાગવુ ૫ ચઢી જવુ, મળી જવુ, (ડાચા, ગાલ) **બેસીને સુવુ**=જોઇ વિચારીને ચાલવુ
**બેસાડવુ–રવુ, ક્રિ૦ સ૦** બેસે તેમ કરવુ ૨ બેસવુ આવે તેમ કરવુ ૩ ગોઠવવુ ૪ જડવુ ૫ સ્થાપવુ, ઠરાવવુ નક્કી કરવુ ૬ રાહ જોતુ રાખવુ, ખોટી કરવુ ૭ તાળો મેળવવો, બરોબર જવાબ લાવવો ૮ રચવુ, બધબેસ્તુ કરવુ [તે, બેસક પડવુ
**બેસામણ, ન૦** રોગને લીધે ઢોરથી ઉભુ ન થવાતુ
**બેસામણ, ન૦** બેસવાનુ ભાડુ, મહ્ય ૨ બેસણુ,
**બેસારૂ, પુ૦** ઉતારૂ, મુસાફર [ઉઠમણુ
**બેસુમાર, વિ૦**સુમાર વગરનુ, અસખ્ય,અતિશય
**બેસુર–રૂ, વિ૦**કાનને ન ગમે તેવુ,ખોખરૂ, કર્કશ
**બેસ્તી, સ્ત્રી૦** ભાઇબધી, મિત્રાઇ, મેળ, ગાઠ
**બેસ્વાદ, વિ૦** સ્વાદ વગરનુ
**બેહક, વિ૦** હક ન હોવા તે, હક વગરનુ ૨ **અ૦** મિથ્યા, અમસ્તુ, કારણ વગર
**બેહક, ન૦** ઢોરથી ઉઠી ન શકાતુ તે ૨ બેસક
**બેહજુર, અ૦** બેઉપક્ષ હાજર હોય ત્યારે, બન્નેની હાજરીમા ૨ હાજર ન હોવુ તે ગેરહાજર
**બેહદ, વિ૦**હદ વગરનુ ,અસીમ, બેશુમાર,અતિશય.
**બેહયા, વિ૦** લાજ વગરનુ, નફફટ, નઠોર, બે શરમ, હૈયાસુનુ 'આધળો જાર જે ઘરમા રમે, બેહયા નાર ગમે તે કરે'
**બે હાલ,વિ૦**ભુડા હાલ ૨ હેરાન ૩ માદુ ,અચેત
**બેહાલી, સ્ત્રી૦** હાલહવાલ સ્થિતિ તે
**બે કુરમત, વિ૦** (ફા૦) માનભગ થયલુ બેઆબરૂ
**બેહેક, સ્ત્રી૦** પરિમળ, વાસ ૨ તોર, ફાટ
**બેહેકવુ, ક્રિ૦ અ૦** વાસ આવવી સોહવુ ૨. ફાટવુ, ઉન્મત થઇ જવુ [ગર્વ, તોર
**બેહેકાટ પુ૦** પરિમળ, સુગધ, પીમળ ૨ **અભિમાન,**

**બેહેકાવવુ**, ક્રિ૰ અ૰ બેકાવવુ, ફટાડવુ
**બેહેતર**, વિ૰ (ફા૰) બેશ, તોફા, મુનાસબ, ઠીક
**બેહેતાલ**, વિ૰ અથાગ, પુષ્કળ, પાર વગરનુ
**બેહેર**, સ્ત્રી૰ બહેરાશ, શુન્યકાર, બહેરાપણુ.
**બેહેરબ**, સ્ત્રી૰ (આ૰) વાવટો ૨ નગારૂ તાસા અને ડમકાની જોડ ૩ નગારૂ, ડમકો અને ઝુડાવાળી આરબ ટુકડી
**બેહેરૂ**, વિ૰ બધિર, લાગણી વગરનુ શૂન્યકાર
**બેહેસ્ત**, ન૰ (ફા) સ્વર્ગ, કૈલાસ બેહેસ્તનસીન=સ્વર્ગવાસી
**બેહેસ્તી**, વિ૰ સ્વર્ગવાસી, સ્વર્ગીય, મર્હુમ
**બેહોશ**, વિ૰ બેભાન, બેશુદ્ધ, અચેતન મર્ચ્છિત
**બેહોશી**, સ્ત્રી૰ બેભાનપણુ અચેતના મૂર્ઝા, પ્રમોહ ૨ ગાફેલપણુ
**બૈડકબોલુ**, વિ૰ બટકબોલુ,તડને ફડ કરી દેનારૂ
**બૈડવુ**, ન૰ ચણિયારૂ, મિજાગરૂ,બરડવુ [કરડાગિયુ,
**બૈડુકી** સ્ત્રી૰ એક જાતનો વેલો
**બૈયર** સ્ત્રી૰ વહુ, સ્ત્રી, બાઈડી [ખડાખારડુ
**બૈયાબારૂ**, ન૰ (ફા૰) સામી પ્રીત, અણુબનાવ
**બૈરક**, વિ૰ બૈરા જેવુ સ્ત્રી જેવા સ્વભાવનુ
**બૈરકશાસ્ત્ર**, ન૰ બૈરાઓમા ચાલતો રીતરિવાજ
**બૈરી**, સ્ત્રી૰ બાઈડી, ઓરત, વહુ, સ્ત્રી બૈયો બેસવી—મોકાણુ મ ડાવી, મોટુ નુકસાન થવુ, ૨ અશક્તિ હોવી 'કામ કરવાની તો બૈયો છે '
**બૈરૂ** ન૰ સ્ત્રી૰ બૈરી બૈરા છોકરા=કુટુબકબીલો
**બો**, સ્ત્રી૰ (ફા૰)ગધ, વાસ, ૨ અહકાર, મમત્વ ૩ પતગ ચગાવવાની દોરી
**બોઈ**, સ્ત્રી૰ એક જાતની સુકી માછલી
**બોકડુ-ડો**, ન૰ બકરૂ, બકરો, અજ બોકડાને મોતે મરવુ=કપાઇને મરવુ, અસદ્ગતિ થવી
**બોકાની**, સ્ત્રી૰ બુકાની, જુઓ
**બોકીલુ**, ન૰ કુતરીનુ બચ્ચુ, ભોટિલુ
**બોકી**, સ્ત્રી૰ ચુમી, ચુબન, બચ્ચી
**બોખ** સ્ત્રી૰ પાણી કાઢવાની ડોલ. નાનો કોસ, ૨ ન૰ ભગદાળુ, ગાબડુ ૩ મોટો ખાડો
**બોખલુ**, વિ૰ બોખુ, દાત પડી ગયા હોય તેવુ
**બોખાર**, પુ૰ (આ૰) તાવ, તપત, જ્વર
**બોખુ**, વિ૰ દાત વગરનુ
**બોગદુ**, ન૰ (ફા૰) મોટુ કાણુ, ભગદાળુ ૨ બોયરૂ
**બોઘરણુ**, ન૰ પહોળા મોઢાની વટલોઈ
**બોઘરો**,પુ૰ રસ્તામાથી પુજો કાઢવાની મોટી સાવરણી
**બોઘલુ**, વિ૰ મો વિકાસીને જોયા કરે તેવુ, બાઘુ, અણસમજુ, ભોળુ, ઓલિયુ
**બોચ**, વિ૰ સાદુ ૨ ડાગરના છોડને પાણીની તગાશને લીધે લોળિયુ ન આવે તે ૩ પુ૰ જુવારનો દાણો આવ્યા વગરનો રસદાર સાઠો
**બોચલો**, પુ૰ લુગડાનો ટોપ, માથુ ને બોચી ઢાકવાની ટોપી ૨ વાળની કિનારી મકેલી ટોપી.
**બોચિયુ**, ન૰ વાસની હલકી ટોપલી
**બોચી**, સ્ત્રી૰ ગળાનો પાછલો ભાગ, ગરદન
**બોચુ**, ન૰ ગરદન,બોચી બોચુ પકડવુ=ગરદનથી ઝાલવુ, મારવા લેવુ
**બોજ**, પુ૰ (હિ૰) ભાર,બોજો ૨ વક્કર,વજન, મોભો ૩ ચલણુ, માન, સાખ ૪ પોત, કુમાશ.
**બોજદાર**, વિ૰ વજનદાર ભારે ૨ મોભાદાર, સાખ પડે તેવુ ૩ ઘટ્ટ, ભરાઉ
**બોજવુ**,ક્રિ૰અ૰પાલવવુ,અનુકૂળ આવવુ, પરવડવુ
**બોજો**,પુ૰(હિ૰)ભાર,બોજ ૨.જવાબદારી,જોખમ
**બોટ**, સ્ત્રી૰ (અ૰) મછવો, પનાઇ,હોડી ૨ વહાણુ.
**બોટણ**, ન૰બાળકને પ્રથમજ અન્ન ખવરાવવુ શરૂ કરવુ તે, અન્નપ્રાશન
**બોટવું**, ક્રિ૰ સ૰અપવિત્ર કરવુ વટાળવુ બીજાને ન ખપે તેવુ કરવુ ૨ પહેલેથી કબજો કરવો, રોકવુ.
**બોટિયુ**, ન૰ અબોટિયુ [૩ ખાવુ, અભડાવવુ
**બોડ**, સ્ત્રી૰ જમીનમા ભરાઇ રહેવાની જગા, બોડ; કોતર, બખોલ, ગુફા.
**બોડકી**, સ્ત્રી૰ જેના કેશ બોડી નાખવામા આવ્યા હોય તે સ્ત્રી ૨ વિધવા, રાડીરાડ
**બોડકુ**, વિ૰ બોડુ, વાળ વિનાનુ ૨ ખુલ્લુ,ઉઘાડુ
**બોડવુ**, ક્રિ૰ સ૰અસ્ત્રા વડે નિમાળા કાઢવા, મુડવુ
**બોડાવવુ**, ક્રિ૰ સ૰ માથેથી વાળ કઢાવવા, હજામત કરાવવી મુડાવવુ
**બોડી**, વિ૰ માથાના વાળ બોડાવ્યા હોય તેવી ૨ રાડેલી, વિધવા. બોડી બામણી=એક જાતનુ

લાલ ચળકતી ચામડીનુ પ્રાણી
**બોડુ, વિ૦** ટોપી-પાઘડી વનાનુ, ઉઘાડુ ૨ વાળ વગરનુ ૩ બાડુ **બોડુ તકોડુ**=તદ્દન વાળ વગરનુ બોડા અક્ષર-કાના માત્ર વગરના અક્ષર
**બોણવુ, ક્રિ૦સ૦** બોણી-કમાણી કરાવવી રળાવવુ, આપવુ ૨ ગાળ દેવી ૩ વેચાતુ લેવા કબુલ કરવુ
**બોણી, સ્ત્રી૦** દુકાનદારને દુકાન ઉઘાડતા પ્રથમજ જે રોકડ વકરો થાય તે, પહેલો વકરો ૨ બેસતે વરસે આશ્રિતને જે બક્ષીસ આપવી તે, ખુશબખતી ૩ ઠપકો, ગાળ [પાછલી ઘડી
**બોત, વિ૦** ઘણુ પુષ્કળ બોત ગઇ ને થોડી રહી=
**બોત, વિ૦** મૂઢ, મૂર્ખ 'શુ બોત જેવો ઉભો છે ?'
**બોતરો, પુ૦** નાનો ઊંટ, ચઢાઉ કર્યા વગરનો ઊંટ
**બોતાનું, ન૦** પાઘડીની અદરનો ગાભો ૨ બુતાનુ, આરોપ,આળ ૩ અપજશ મળે તેવુ ખરાબ કામ
**બોતેર, વિ૦** ૭૨
**બોથડ, વિ૦** જડ,બૂમક,ઠોઠ, મૂર્ખ,અભણ ૨ સુસ્ત
**બોદલો, પુ૦** લખોટાની રમત પુરી થવી તે
**બોદારસિંગ, સ્ત્રી૦** મુડદારસિંગ
**બોદાવું, ક્રિ૦ અ૦** પાણી પીને તર થવુ, પાણી થી કોહી કુલી ફાટી-વાકુ વળી જવુ, સડવુ
**બોદુ, ન૦** અધકચરૂ વાસણ, ખોખરૂ, ૨ સડેલુ, બોદાયેલુ
**બોધ, પુ૦ (સ૦)** સમજ, જ્ઞાન ૨ નસિયત, અનુભવ ૩ શિખામણ, ઉપદેશ ૪ ગાજે
**બોધક, વિ૦ (સ૦)** બોધ આપનાર, ઉપદેશક ૨ શિક્ષક, ગુરૂ
**બોધન, ન૦ (સ૦)** બોધ આપવો તે, બોધ, શિક્ષા
**બોધલુ, વિ૦** ભોળુ અણસમજુ, નટખટ વગરનુ સાદુ, પ્રપચમા ન સમજે તેવુ
**બોધવચન, ન૦** શિખામણ, શિક્ષા
**બોધવુ, ક્રિ૦ અ૦** અર્થ સમજાવવો, ખુલાસો કરવો ૨ સમજૂત આપવી શિખામણ દેવી
**બોધિત, વિ૦ (સ૦)** જેને બોધ થયેલો હોવુ તેવુ
**બોબડી, સ્ત્રી૦** જીભ ૨ વિ૦ તોતડી **બોબડી** વધવી=હદ ઉપરાત બોલવાની છુટ થવી
**બોબડુ, વિ૦** બોલતા જીભ ખેચાતી હોય તેવુ
**બોબુ, ન૦** બોખુ, ફોફુ [તોતડુ. ૨ મુગુ.
**બોય, પુ૦** એક જાતનો ધૂપ
**બોયુ, ન૦** ભિડી થાય છે તે લાકડુ ૨ પોચુ ઝટ સળગે તેવુ લાકડુ ઝટ ભાગી જાય તેવુ લાકડુ
**બોયુ, ન૦ (અ૦ બોઇ)** ખલાસીઓને છછરા પાણી-ખડક વગેરેની ચેતવણી આપવા તરતી રાખેલી વસ્તુ, તર, કુપક
**બોર, ન૦** બોરડીનુ ગોળ ફળ ૨ એના જેવડુ સ્ત્રીના સેથે પરોવવાનુ એક ઘરેણુ ૨ ગેન, પગની આગળીએ ઘાલવાનુ ઘરેણુ **બોરનુ** ઢિટ=સામાન્ય વસ્તુનુ પણ જ્ઞાન ન હોય તે
**બોરકુટો, પુ૦** સહાર, પાયમાલી બોરકુટો વળવો =ખોખરૂ કરવુ, માર મારી નરમ કરવુ
**બોરડી, સ્ત્રી૦ (સ૦ બદરી)** કાટાવાળુ એક ઝાડ **બોરડી** ખખેરવી-માર મારવો, ઝાપટવુ ૨ ઠપકો દેવો, ધમકાવવુ, ૩ ગરીબને ઝડવુ રગડીને લેવુ બળાત્કારે પડાવી લેવુ
**બોરદુ, સ્ત્રી૦** બાજુ કોર કિનાર
**બોરવુ, ક્રિ૦ સ૦** સાફ કરવુ, વાળવુ, ઝાડવુ
**બોરસળી, સ્ત્રી૦** એક જાતનુ સુગધીદાર ફૂલો વાળુ ઝાડ એને બોર જેવા ફળ થાય છે
**બોરિયુ ન૦** એ નામનો એક છોડ ને તેનુ ફૂલ ૨ એક ઘરેણુ ૩ બટન ડોરણુ [ધૂળ
**બોરી, સ્ત્રી૦** જુવાર બાજરીની કણસલાની ઝીણી
**બોરૂ ન૦** કણસલાના જે ભાગમા અકેકો દાણો રહે છે તે ઠુણસુ
**બોરો, પુ૦** પાથરવાનુ જાડુ કપડુ કામળો બન્નુસ
**બોલ, પુ૦** અક્ષર ૨ શબ્દ, વચન વેણ ૩ વાકય ૪ કડી, ટુક, ચરણ ૫ મહેણુ ૬ શિખામણ **બોલ** મારવો-મહેણુ મારવુ ટાણો મારવો
**બોલકણુ, વિ૦** બોલ બોલ કર્યા કરે તેવુ,વાચાળ, વાતોડિયુ બહુબોલુ ૨ તકરારી, લઢકણુ
**બોલચાલ, સ્ત્રી૦** વાતચિતનો વહેવાર ૨ મેળાપ દોસ્તી ૩ તકરાર, ચઢાઉતરી ઝઘડો ૪ વેપારમા થતુ સાટુ-કરાર
**બોલછા, સ્ત્રી૦** બોલવાની રીતભાત, ભાષા
**બોલતુ ચાલતુ, વિ૦** શુદ્ધિવાળુ, સાજુતાજુ;

**બોલબંધ,** પુ૦ કરાર ( મોથી ) [આરોગ્ય
**બોલબોલા,** સ્ત્રી૦ તકરાર, બોનામોલી
**બોલબોલા,** સ્ત્રી૦ ફતેહ, પેમાર ૨ ચઢતી, આબાદી ૨. વાહવાહ, જેજેકાર
**બોલવુ,** ક્રિ૦ સ૦ મોમાથી ઉચ્ચાર કરવો, અક્ષર કાઢવો ૨ શબ્દ-વાક્ય કાઢવુ ભાષણ કરવુ ૩ કોઇને કઇ કહેવુ, વાત કરવી
**બોલાચાલી,** સ્ત્રી૦ તકરાર, કુસપ, ચડભડાટ ૨ બોલચાલ, સબધ
**બોલાવવુ,** ક્રિ૦ સ૦ કોઇ બોલે તેમ કરવુ ૨ હાક મારવી, બૂમ પાડવી ૩ તેડવુ, તેડાવવુ, તેડુ કરવુ ૪ સભારવુ, યાદ કરવુ, ખબર પૂછવી "મારી વતી ચદ્રકાન્તને બોલાવજો" ૫ બોલવાની ફરજ પાડવી, તકરાર કરવી ૬ આવકાર આપવો, સત્કાર કરવો
**બોલી,** સ્ત્રી૦ ભાષા, વાણી, વાચા 'બાર ગાઉએ બોલી બદલાય, તરૂવર બદલે શાખા.' ૨ મહેણુ, કટાક્ષ,ટાણુ ૩ કબુલાત,સરત,કરાર, બોલવાની રીત
**બોલુ,** વિ૦ બોલનાર 'થોડા બોલુ ને ઘાભના કોરૂ'
**બોવુ,** ક્રિ૦ સ૦ બી ઉગે તેમ જમીનમા નાખવુ-ઘાલવુ પ્રેરવુ, વાવવુ ૨ ખોવુ, ગુમાવવુ વરની મડી બોઈ બેઠો [૩ પતરાજી
**બોસ,** સ્ત્રી૦(અ૦) મમત,હઠ ૨ જોરો,બળાત્કાર
**બોસો,**પુ૦ (ફા૦ બોસી) ચુબન, ગોકી,બચી,ચૂમી
**બોસડુ,**(બોહડુ),વિ૦ દુર્ગંધ ઉડે એવુ ગધાય એવુ
**બોહોત,** અ૦ બહુ, બહુત, પુષ્કળ
**બોહોતાળ,**વિ૦પુષ્કળ વધારે [૨ મગતુ, પુષ્કળ
**બોહોળુ,** વિ૦ પથારાવાળુ, વિશાળ, મોકળુ
**બોળ,** પુ૦ એક જાતનો ગુદર ૨ કચરો (દાણાનો) બોળ ઘાલવો-બોલી બોલીને થાકી જવુ બોલીને પેટ દુખાડવુ બોળ ફેરવવો-નકામુ કરી મેલવુ, કામ બગાડી નાખવુ,રદ કરવુ
**બોળ,** સ્ત્રી૦ એ નામનો આવચીમાવચી જેવો છોડ જેના ગાપડામા લોકો સાવરણા કરે છે તે ૨ વિ૦ મીઠાના પાણીમા આથેલુ તે
**બોળંબોળ,** અ૦ કિનાર સુધી, ટોકે, છલ્લોછલ
**બોળવું,** ક્રિ૦ સ૦ ( સ૦ બુલ્ ) પાણી, તેલ ઇ૦ પ્રવાહીમા ડુબાવવુ ૨ પલાળવુ ઝબકોળવુ. ૩ વણમાડવુ,ગુમાવવુ (નામ.) ૪ રગવુ, લચપચ કરવુ ૫ સ્પર્શ કરવો, અડકવુ 'અન્નમા ચાચે બોળતો નથી'
**બોળાવાડો,** પુ૦ ભ્રષ્ટતા, વટાળ, અપવિત્રતા
**બોળિયા,** વિ૦ મીઠાના પાણીમા રાખેલુ 'બોળિયા
**બોળુ,** વિ૦ બોળનાર, ડુબાવનાર [લિબુ'
**બોળો,** પુ૦ પલાળી રાખેલો લેટ,આથો
**બોંબ,** પુ૦ (અ૦) અથડાતાજ સળગીને ફાટે
**બૌ,** પુ૦ બાઉ,હાઉ ૨ વિ૦ બહુ [એવો દડો
**બૌઉ,** ન૦ કરોળિયાનુ જાળુ
**બૌદ્ધ,** વિ૦ બુદ્ધને લગતુ
**બ્યાન,** ન૦ હકીકત,હેવાલ,વર્ણન
**બ્યાસી,** વિ૦ ૮૨ [નિર્ગુણ સચ્ચિત્ સ્વરૂપ તે
**બ્રહ્મ,** ન૦ (સ૦) ઉત્પતિ, સ્થિતિ, લય કારણ
**બ્રહ્મ,** પુ૦ જગદીશ્વર,પ્રભુ,વિષ્ણુ ૨ બ્રાહ્મણ ૩ ચાર વેદ **બ્રહ્મ અક્ષર**-હરફ
**બ્રહ્મગાઠ,** સ્ત્રી૦ (સ૦) જનોઇની જે ગાઠ તે
**બ્રહ્મચર્ય,** ન૦ (સ૦) ચાર આશ્રમમાનો એક, જનોઇ દેવાયા પછી ગુરુને ત્યા રહી પાળવાનુ વ્રત તે ૨ ઇંદ્રિયદમન [સસારની જાળમા પડ્યો નથી તે
**બ્રહ્મચારી,** પુ૦ (સ૦) બ્રહ્મચર્યવ્રત પાળનારો,
**બ્રહ્મજ્ઞાન,** ન૦ (સ૦) તત્વજ્ઞાન, શાસ્ત્રીય જ્ઞાન ૨ 'હુ બ્રહ્મ છુ' એ પ્રમાણે આત્માનો અપરોક્ષાનુભાવ "કથા સાભળી ફુટયા કાન તોય ન આવ્યુ બ્રહ્મજ્ઞાન',
**બ્રહ્મજ્ઞાની,** વિ૦ આત્મજ્ઞાની,તત્વજ્ઞાની
**બ્રહ્મઠગ,** પુ૦ મોટો ઠગ બગભગત,દભી માણસ
**બ્રહ્મતત્વ,** ન૦ આત્મસ્વરૂપ
**બ્રહ્મત્વ,** ન૦ બ્રહ્મપણુ ૨ બ્રાહ્મણપણુ ૩ ઋત્વિકનો ધર્મ ૪ શુદ્ધ તુરીય બ્રહ્મનો ભાવ
**બ્રહ્મદિન,**પુ૦ બ્રહ્મનો એક દિવસ ૪૩૨ દશ લાખ સૂર્ય વર્ષ ૨ સારો,બેસતે વર્ષે જે હકીકત વાચવામા આવે છે તે
**બ્રહ્મદેવ,** પુ૦ (સ૦)બ્રહ્મા ૨ પૂજ્ય બ્રાહ્મણ.
**બ્રહ્મનિષ્ઠ,** વિ૦(સ૦)નિર્ગુણ બ્રહ્મ ઉપરજ સદા નિષ્ઠા હોય તેવુ

**બ્રહ્મભોજન, ન૦** બ્રાહ્મણો જમાડવા તે
**બ્રહ્મરંધ્ર, ન૦** મનુષ્યના મસ્તકનુ એક છિદ્ર,જ્યા યોગી ષટચક્રનો વેધ કરી વૃત્તિને સ્થાપે છે અને વિદ્યા તથા અવિદ્યાથી સમેત શ્રી મહેશ્વરનુ દર્શન કરે છે [થયો હોય તે,પિશાચ થયેલો વિદ્વાન
**બ્રહ્મરાક્ષસ, પુ૦ સ૦)** ભણેલો બ્રાહ્મણ જે ભૂત
**બ્રહ્મલોક, પુ૦** દેવલોક,સત્યલોક
**બ્રહ્મવાદિન, વિ૦** વેદાન્તી,બ્રહ્મપ્રતિપાદન કરનાર
**બ્રહ્મવાદિની,સ્ત્રી૦** ગાયત્રી ૨ બ્રહ્મને માનનારી સ્ત્રી
**બ્રહ્મવેત્તા પુ૦ (સ૦)** વેદાન્તી,બ્રહ્મને જાણનારો
**બ્રહ્મહત્યા, સ્ત્રી૦** બ્રાહ્મણનો વધ કરવો તે ૨ એનું જે પાપ તે ૩ મોટી મુશ્કેલી,આપદા,પીડા
**બ્રહ્મસૂત્ર,ન૦** જનોઇ,ઉપવિત **બ્રહ્મસૂત્રની**ગાઠ= મજબુત ગાઠ,નસીમ દેવીએ બાલેલી ગાઠ
**બ્રહ્મસ્વરૂપ, ન૦**મુર્તિમદ્ વેદ સ્વરૂપ, બ્રહ્માનુ સ્વરૂપ
**બ્રહ્મા, પુ૦ (સ૦)** વિશ્વની ઉત્પત્તિ કરવા માટે રજોગુણ પ્રધાન એવુ જે બ્રહ્મ સ્વરૂપ તે, ૨ બ્રાહ્મણોનો મૂળ પુરૂષ
**બ્રહ્માણ્ડ, ન૦ (સ૦)** અડ-ગોળાકારે જે મહા વિશ્વ રચના તે (એમા ચોદભુવનનો સમાવેશ છે)
**બ્રહ્માક્ષર, પુ૦** ઓકાર,ૐ,પ્રણવ,વેદાર ભ
**બ્રહ્માનંદ, પુ૦** બ્રહ્મસ્વરૂપ,આનદ,આત્માનદ
**બ્રહ્મારણ્ય, ન૦** જ્યા વેદ પાઠ થાય છે તે સ્થાન ૨ એક અરણ્ય
**બ્રહ્માર્પણ, ન૦** બ્રહ્મને અર્પણ ૨ જમતા પહેલા જે થોડુ થોડુ અન્ન જીવજતુને અર્પણ કરે છે તે
**બ્રહ્માસન, ન૦** યજ્ઞમા ઋત્વિકનુ આસન ૨ પદ્મ સ્વસ્તિક વગેરે આસન ૩ એક જાતનુ આસન (યોગમા) [શાપરૂપી અસ્ત્ર તે
**બ્રહ્માસ્ત્ર, ન૦ (સ૦)** બ્રહ્માનુ અસ્ત્ર ૨ બ્રાહ્મણોનુ
**બ્રાહ્મ,પુ૦** તે નામનો એક વિવાહ ૨ પારો ૩ નારદ
**બ્રાહ્મ, ન૦** અઢાર પુરાણ પૈકીનુ એક પુરાણ ૨ એક મુહુર્ત
**બ્રાહ્મણ, વિ૦(સ૦)**હિંદુની ચાર વર્ણોમાની એક, દ્વિજ વિપ્ર, વિદ્યા ભણી ધર્મ નીતિનો ઉપદેશ કરનારો, આચાર્ય, ગોર
**બ્રાહ્મણિયા, વિ૦** બ્રાહ્મણ સબધી,બ્રાહ્મણને ખપે તેવુ ૨ માદુ ને સુવડ
**બ્રાહ્મણી, સ્ત્રી૦** બ્રાહ્મણ જાતિની સ્ત્રી ભટાણી, ગોરાણી ૨ એક જાતનુ સાપના વર્ગનુ જાનવર
**બ્રાહ્મી, સ્ત્રી૦** એક જાતની વનસ્પતિ,ભરમી (દવામા વપરાય છે) ૨ વાચા, સરસ્વતિ
**બ્રીજ, ન૦ (વ્રજ)** વૃન્દાવન અથવા તે સબધી **બ્રીજભાષા**-મથુરાના લોક જે બોલી બોલે છે તે **બ્રીજવાસી**-ચોબો,વ્રજનો રહેવાસી

---

## ભ.

**ભ, પુ૦** ચોવીસમો વ્યજન વર્ણ ૨ નક્ષત્ર "જાણે ઉગ્યો અનુપમ ચદ્ર, ભ સૌ સાથે રે" ૩ તેજ, કાંતિ
**ભકડો, પુ૦** મહાદેવનો પૂજારી,તપોદન [૪ પર્વત
**ભકુડો, પુ૦** શુદ્રની એક જાત,ભિલ જેવી ડુગરમા
**ભકભક,વિ૦**ભગભગ,જોરથી [રહેનારી એક જાત
**ભક્કાબોલુ , વિ૦** ઝટ બોલી દેનારૂ,મોઢામોઢ જેવુ હોય તેવુ કહેનારૂ
**ભક્ત, વિ૦ (સ૦)** પ્રીતિ-આસ્થાથી સેવા કરનાર,ઉપાસક ૨ ઈશ્વરની ભક્તિમા કાળ કાઢનાર, ભક્તિ વિષે બોધ આપનાર,ભગત ૩ વિભાગ કરેલુ ભાગેલુ [એવો, કલ્યાણકારી
**ભક્તવત્સલ, વિ૦ (સ૦)**ભક્ત છે વહાલો જેને
**ભક્તિ, સ્ત્રી૦ (સ૦)**પ્રીતિ-આસ્થાથી સેવા કરવી તે,આસક્તિ,અનુરાગ (એ નવ પ્રકારની છે શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન,વદન,દાસ્ય, સખ્ય, અને આત્મનિવેદન, ઈશ્વર પ્રાપ્તિના ત્રણ પ્રકારછે ભક્તિ,જ્ઞાન ને વૈરાગ )૨ ભજન,આરાધના
**ભક્તિપૂર્વક, અ૦** ભાવથી,શ્રદ્ધાથી [જે ભાવ તે
**ભક્તિભાવ, પુ૦(સ૦** ભક્તિ ઉપર અંત કરણનો
**ભકિતમાન, વિ૦(સ૦)**ભક્તિવાળુ, નિષ્ઠાવાળુ
**ભકિતમાર્ગ પુ૦ (સ૦)** ભક્તિવડે ઈશ્વર પ્રાપ્ત કરી લેવાનો જે પ્રકાર તે,ઉપાસનામાર્ગ
**ભક્ષ, પુ૦ (સ૦)** ખાવાનો પદાર્થ ૨ જનાવરનો
**ભક્ષક, વિ૦** ખાનાર, ભક્ષણ કરનાર [શિકાર
**ભક્ષણ, ન૦ (સ૦)** ખાવુ તે ૨ ખાવાનુ તે
**ભક્ષી, વિ૦ (સ૦)** ખાનાર 'અન્ન ભક્ષી"
**ભક્ષણીય,વિ૦(સ૦)**ખાવાને યોગ્ય,ખાઇ શકાયતેવુ
**ભક્ષ્ય, વિ૦ (સ૦)** ભક્ષણીય,ખાવા જોગ

**ભખ**, પુ૦ ખાવાનો પદાર્થ,શિકાર ૨ ચાર ચાર ગણુતા કાંઇ ન વધે એવી રકમ (એક રમત)
**ભખ**, અ૦ ઝટ,તરત ૨ એવો અવાજ થાય તેમ
**ભખવુ**, ક્રિ૦ સ૦ખાવુ,ભરખવુ ૨ બોલવુ ભાખવુ, બકવુ [કાંઇ, અક વિના છે નકામુ ભખ્યામા
**ભખવુ**, ક્રિ૦ અ૦ (ભાખવુ) કહેવુ 'મુલ્ય નવ
**ભખળ**,વિ૦ આચાર વિચારમાં ભ્રષ્ટ થયેલુ,વટલા યલુ ૨ ખાઉધરૂ ભુખાળવુ ૩ બખીલ કંજુસ ૪ બહુ બોલુ,છુટા મોનુ [વલખા મારવા
**ભખળીવુ**, ક્રિ૦ અ૦ ભ્રષ્ટ થવુ,વટલાવુ ૨ ખાવાને
**ભખળેલ**, વિ૦ આચાર ભ્રષ્ટ, અપવિત્ર
**ભખ્ખડ**, વિ૦ નિડર,ધૃષ્ટ ૨ ખરમચડુ ને ધિંગુ ૩ વિવેકરહિત
**ભગ**, ન૦ છિદ્ર,કાણુ.૨ યોનિ,સ્ત્રીનુ ગુહ્યાંગ.૩ સારૂ નશીબ ૪ ઐશ્વર્ય,ઉત્કૃષ્ટપણુ ૫ ગાડ અને અડકોષ વચ્ચેની જગા
**ભગણ**, પુ૦ આઠ ગણુ પૈકી એક (પિંગળ)એમા પહેલો ગુરૂ અને બે લઘુ અક્ષર હોય છે —"ભો-જન તે ભણુ ભગણ, જકાત જગણ ગણુ જાણે"
**ભગત**, પુ૦ ભક્ત,ઇશ્વર પરાયણ રહેનારો
**ભગતડુ**, ન૦ ભક્તિમા ઘેલુ, ભજન કીર્તન અને સેવાપૂજા કર્યા કરનારૂ
**ભગતુ**, નિ૦ અતિશય ખટપટ-ઘેલાઈ તે
**ભગદાળુ**, ન૦ (મ૦ ભગદડ)બાકુ ,બાકોરૂ, કાણુ
**ભગની**, સ્ત્રી૦ બેહેન ભગિની
**ભગદર**, ન૦(સ૦)ગુદા અને વૃષણુ એની વચમા રોગથી જે છિદ્ર પડે છે તે ૨ બાકુ, કાણુ
**ભગભગ**, અ૦ જોરથી વહેતા પાણીથી અવાજ થાય તેમ ૨ વરાળની જાશવાળી ગતિ પ્રમાણે
**ભગરૂ**, વિ૦ ચિકાસ વિનાનુ ચોળતા-ભાગતા વેરાઇ જાય તેવુ ભભરૂ ૨ ઉપટાઈ ગયેલા ૨ ગનુ
**ભગલ**, ન૦ ઠગાઇ ઢોગ
**ભગવત**, વિ૦ સકળ ઐશ્વર્યવાળો,ઇશ્વર ૨ અશી જન,ભાગ્યશાળી,ભગવત. [વાળી સ્ત્રી
**ભગવતી**, સ્ત્રી૦ પાર્વતી,દેવી ૨ રાણી ૩ ભાગ્ય
**ભગવતી**, વિ૦ ભજન-સેવા કરનારી, ભક્તજન, તપસ્વિની.
**ભગવત**, વિ૦ ભાગ્યશાળી, પ્રભુના અશવાળુ ૨. ઈશ્વર ૩ સાધુમત, શ્રીમત, રાજા વગેરે
**ભગવાન**, પુ૦(સ૦ સકળ ઐશ્વર્યવાન જગદીશ્વર
**ભગવુ**,વિ૦ ગેરૂના ૨ ગનુ,ભુ ખરુ **ભગવા** કરવા-વેરાગી થવુ,સન્યાસી થવુ **ભગવો** ઝુડો-પેશ્વાઇ
**ભગળ**, ન૦ ભોપાળુ, ઠગાઇ, ઢોગ [વાવટો
**ભગળભાવાર્થી**, વિ૦ અંદર કઇ ને બહાર કઇ
**ભગિની**, સ્ત્રી૦ (સ૦) બહેન [એવુ,બગભગત.
**ભગીરથ**, પુ૦ એ નામનો રાજા ૨ વિ૦ મોટુ, ખૂબ મહેનત પડે તેવુ ૩ મુશ્કેલ, કઠણુ
**ભગોટુ**, ન૦ રેશમનો કીડો [પામેલુ,હતાશ
**ભગ્ન**, વિ૦ (સ૦) છેદાઇ ગયેલુ, ભાગેલુ, ૨ હાર
**ભગ**, પુ૦ (સ૦) વચમાથી તૂટવુ તે,ભાગી પડવુ તે,નાસીપાસી 'મનોભગ' ૨ ટુકડા કર્યા હોય તેવુ હોવુ તે,વાકુ વળેલુ તે 'ત્રિભગી વ્રત.'૩ નાશ, અત આવવો તે, ફનાફાતિયા થવુ તે ૪ ખતરો આતરો, આડખીલી આવી જવી તે, વિઘ્ન આવવુ તે
**ભગ**, સ્ત્રી૦ ભાગ ૨ પાણીની લહર
**ભગડ**, વિ૦ ભાગનો વ્યસની,કેફી પીણુ પીનાર
**ભગડખાનુ**,ન૦ ભાગ પીનારાઓ જ્યા ભાગ પીવા આવતા હોય તે સ્થળ, ભાગનુ પીઠુ
**ભગડી**, સ્ત્રી૦ ચાડાળની સ્ત્રી, ભગિયણ ૨ કજીયા કકાસ કરનારી સ્ત્રી
**ભગડો**,પુ૦ ચાડાળ,ભગિયો ૨ નઠારો,દુષ્ટ,લડકણો
**ભગાણુ**, ન૦ ભાગી પડવુ તે,તૂટ ૨ મધ્ય પડવુ તે, અટકવુ તે [ભાગતા અદરથી જે નીકળે છે તે.
**ભગાર**, પુ૦ ભાગેલા વાસણ ૨ પોગળ,ફળ વગેરે
**ભગારો**, પુ૦ ભાગ્યા તુટયા વાસણની ફૂટ લેનાર
**ભગિયેણ**, સ્ત્રી૦ ભંગિયાની સ્ત્રી,ચ ડાળણી
**ભગિયો**, પુ૦ નર્ક વાળનારો ઢેડો, હલાલખોર, જાજરૂ વાળનાર. ૨ ચ ડાળ
**ભગી**, વિ૦ ભગડ, વ્યસની **ભગીજંગી**= ભાગ ગાજો પીને મસ્ત રહેનાર,૨ ભગડો
**ભગુર**, વિ૦ સહેજમા ભાગી-તૂટી પડે તેવુ, જતુ રહે તેવુ બરડ,નાશવત 'ક્ષણભગુર" ૨ ભાગી જાય તેવુ [પિસતા થતો અવાજ
**ભચ-ચ્છ**, અ૦ ભાલો બરછી કટાર શરીરમા

**ભચકવુ,** ક્રિ૦ અ૦ પછાડવુ, ભાગવુ
**ભચકાવવુ,** ક્રિ૦ સ૦ ભચ દઇને મારવુ,અફા ળવુ,અથડાવવુ,પછાડવુ,ભાગવુ
**ભચક્ર,** ન૦ (સ૦) નક્ષત્ર મડળ
**ભચડભચડ,** અ૦ કડક વસ્તુ ચાવતા કે કચરાતા થતો અવાજ ૨ ડાગેર ભરડતા થતો અવાજ
**ભચડવુ,** ક્રિ૦ સ૦ દાબીને કચરવુ, ભરડવુ દબા-વીને ભરડવુ ૨ દાબવુ,ચકડાય-કચરાય એમ કરવુ
**ભચડાવુ,** ક્રિ૦ અ૦ મકોચાવુ ભિડાવુ,૨ ભરડાવુ, [૩ દબાવુ
**ભચા,** અ૦ બસ પૂર્ણ
**ભચોભચ,** અ૦ ઉપરાઉપરી,ભચભચ થાય તેમ
**ભજન,** ન૦ (સ૦) ભજવુ તે ૨ પ્રાર્થના, ઈશ્વર સ્મરણ,સ્તુતિ ૩ ભક્તિના કાવ્ય
**ભજનિક,** વિ૦ ભજન કરનાર,ભગત
**ભજનિયા,** ન૦ ભજન કરતા વગાડવાના કાસા, કરતાલ ૨ ભજન, કીર્તન ૩ ગાળો
**ભજનિયો,** પુ૦ ગાઇને ભજન કરનાર [દેખાડવુ
**ભજવવુ,** ક્રિ૦ સ૦ વેષ કાઢી બતાવવો,હોય તેવુ કરી
**ભજવુ,** ક્રિ૦ સ૦ ઇશ્વરનુ સ્મરણ કરવુ જપવુ ૨ પ્રીતિથી સેવન કરવુ સેવવુ ૨ લાચ આપવી ૩ દીપવુ શોભવુ
**ભજાવવુ,** ક્રિ૦ સ૦ ભજવવુ,વેષ કાઢી બતાવવો
**ભજિયુ,** ન૦ કંદ ફળના પાતળા કકડાને મસાલા વાળા ચણાના લોટના ખીરામા બોળી તળવાથી
**ભજુ,** વિ૦ ભજનાર (કવિતામા) [જે બને છે તે
**ભજક,** વિ૦ (સ૦) ભાગનાર,નાશ કરનાર ૨, ટાળનાર, નિવારનાર [ભાગનાર, નિવારનાર
**ભજન,** ન૦ (સ૦) ભાગવુ-તોડવુ તે ૨ વિ૦
**ભટ,** પુ૦ (સ૦) યોદ્ધો,લડવૈયો ૨ પંડિત ૩ વેદ જાણનાર બ્રાહ્મણ ૪ ભિક્ષુક બ્રાહ્મણ ૫ બ્રાહ્મણની
**ભટકણ,** વિ૦ રખડવુ, રખડેલ [અટક
**ભટકભાલો,** પુ૦ પ્રલાપી વાચાળ, બટકબોલો
**ભટકભવાની,** સ્ત્રી૦ વગર કામે ઘેર ઘેર ભટકતી સ્ત્રી
**ભટકવું,** ક્રિ૦ અ૦ વગર કામે અહિ તહિ ફર્યા કરવુ રખડવુ,રઝળવુ ૨ કંઇ તાકયા કરવુ [ભટકવુ તે
**ભટકા,** ન૦ ભટકિયા, વલખા,ફાફા ૨ ફરા આટા
**ભટકાવવુ** ક્રિ૦ સ૦ રખડાવવુ,ભમાવવુ ૨ અથ ડાવવુ ૩ પછાડવુ, અફાળવુ
**ભટકિયા,** ન૦ રખડવુ તે,ફાફા મારવા તે,વલખા
**ભટજી,** પુ૦ બ્રાહ્મણને માનાર્થે બોલાવવામા વપ-
**ભટપડો,** પુ૦ દિરવુ રહો, બળો [રાતો શબ્દ
**ભટાઇ,** સ્ત્રી૦ ભાટાઇ, હદઉપરાત વખાણ આપ વડાઇ,અતિશયોક્તિ (ભાટની પેઠે)
**ભટાણી,** સ્ત્રી૦ બ્રાહ્મણી ભટની વહુ ૨ શેઠાણી,રાણી.
**ભટિયો,** પુ૦ ગોસાઇજી મહારાજના મદિરમા રહે-નાર તેમની ન્યાતનો બ્રાહ્મણ તે
**ભટુરિયુ,** ન૦ ગાય ભેસને દૂધ વધવા ડાગરને પલાળી ખાદી ખવરાવવા કરેલો પદાર્થ ૨ ઢોરનુ ખાણુ ૩ કુરકુરિયુ બોટીલુ, ઠિંગણુ કુતરૂ ૪ વિ૦ ભાગણુ,ભુંડા જેવુ ૫ નાનુ
**ભટ્ટ,** પુ૦ (સ૦) પંડિત,વિદ્વાન,બ્રાહ્મણ
**ભટ્ટિની,** સ્ત્રી૦ (સ૦) સ્વામિની, શેઠાણી,રાણી
**ભટ્ટો,** પુ૦ બ્રાહ્મણ (તુચ્છકારમા)
**ભઠ,** અ૦ ધિક્કાર છટ, ધિક "ભઠ પડી તારા જીવતરને" ૨ ઝટ,તરત "ભીમ ભડ ઉડયો ભઠ, રક્ત ઉત્પલ જેવુ"
**ભઠ્ઠી,** સ્ત્રી૦ (સ૦ ભ્રષ્ટિ) ભોયમા ખાડો ખોદી ઉપરથી ચણી લેઇ બનાવેલો મોટો ચૂલો, ચૂલ 'લુહારની ભઠ્ઠી" ૨ જે પદાર્થને અગ્નિની આચ આપવાની હોય તે પદાર્થની લાકડા છાણા ઇ૦ સાથે કરેલી ગોઠવણ "ઇટની ભઠ્ઠી" ૩ મોટા ચૂલા તથા તે ઉપર મૂકેલા વાસણ તે "રસાયણ પકવ-વાની ભઠ્ઠી" ૪ ભઠ્ઠીથી તૈયાર થયેલો પદાર્થ તે ૫ ફડ, દારૂ, અર્ક કાઢવાનુ સ્થળ
**ભઠવુ,** ક્રિ૦ સ૦ ધમકાવવુ,વઢવુ, તપી જવુ ૨ ચિઢાવુ મનમા ધખવુ-આકળા થવુ [મહેનત
**ભઠિયારખાનું,** ન૦ રસોડુ ૨ રસોડાનુ કામકાજ-
**ભઠિયારણ,** સ્ત્રી૦ સોઇયણ
**ભઠિયાણી** સ્ત્રી૦ રાધનારી રસોઇયણ
**ભઠિયારૂ,** ન૦ રાધવાનુ કામ,રસોઇ કરવી તે
**ભઠિયારો,** પુ૦ સોઇયો,રોટી કરનારો,૨ ધવારો
**ભડકિયુ,** ન૦ ભડારિયુ,ગાડી ગાડામા કંઇ ચીજ મકવા માટે પેટી જેવુ બનાવેલુ તે
**ભડ,** વિ૦ બળિયુ, પરાક્રમી ૨ સમૃદ્ધિવાન ૩ પુ૦

યોદ્ધો,૪ શ્રીમત ૫ **સ્ત્રી૦** કોશના વરતની ખીલી ૨ ભોપાળુ, પોગળ ભડ વેગાઇ જવી=ભોપાળુ નીકળવુ,પોગળ વેગાઇ જવુ, જે ભારેભાર ચાલતો હોય તે ઉઘાડો પડી જવો

**ભડ, અ૦** એવો થતો અવાજ

**ભડક, સ્ત્રી૦** ચમક,સોફ,ચોક

**ભડકણ-ણુ, વિ૦** ભડકે તેવુ, બીકણ,ચમકનાર

**ભડકવુ, ક્રિ૦ અ૦** ચમકવુ બીકથી ચોકવુ, ધુવા પુવા થવુ

**ભડકાવવુ,ક્રિ૦ સ૦** ચોકાવવુ,બીવડાવવુ ૨ ડપકો દેઈ ગભરાવવુ ૩ ઝબકાવવુ, એકદમ ઉઠાવવુ, આશ્ચર્ય પમાડવુ

**ભડકિયુ, ન૦** ગધકનો ચુઓ,ઘી અને ગધક ચીથરાને ચોપડી બાળવાથી પડતા ટપકા [તેવુ

**ભડકિયુ, વિ૦** ભડકે બળે તેવુ, તરત ભડકો થાય

**ભડકી,સ્ત્રી૦** બાજરી કે જુવારને દળી તેની અદર પાણી નાખી ઉકાળી કરેલો પદાર્થ, રાબડી, ઘેશ.

**ભડકુ, ન૦** ભડકી.૨ જોશવાળુ મોટુ બળતુ, ભડકો ભભુકો

**ભડકો, પુ૦** મોટુ બ-તુ, ઝાળ, ભભુકો ૨ સખત તાપ, આચ ૩ ભૂખ, ભારે અસર લાય ૪ દિલગીરીના જુસ્સાથી જે દુ ખ થાય તે,મનસ્તાપ ૫ પ્રકાશ, અજવાળુ

**ભડગ, અ૦** બિલકુલ, તદ્દન, સાવ 'નાગોભડગ.'

**ભડત, ન૦** દેવતાની આચથી બાફેલુ આખુ વેગણુ જેની છાલ કાઢી તેને છુદી દહિ અથવા મસાલા સાથે ભેળી ખાવામા આવે છે તે ભરત

**ભડથવુ, ક્રિ૦ અ૦** ભરસાડમા ચઢવુ-બફાવુ, દેવતા ઉપર સીઝવુ

**ભડભડ, અ૦** પુષ્કળ, ખૂબ, ખળખળ, વેગથી

**ભડભડવું, ક્રિ૦ સ૦** મન થવુ, ઇચ્છા થવી ૨ વગર વિચાર્યુ બોલવુ, જેમ આવે તેમ બોલવુ **ભડભડી ઉઠવુ**=ધુધવાઇને એકદમ જોસમા બળતુ થવુ ૨ એકદમ જોસમા ગુસ્સો કરવો

**ભડભડિયુ, વિ૦** મનનો ઉભરો સપાટાની સાથે બહાર કાઢી નાખવાની ટેવ હોય તે, વાચાળ,બટકબોલુ, બહુભાષી ૨ નિખાલસ, ભોળુ,નિષ્કપટી.

**ભડભાદર, વિ૦** મોટુ,આબરૂદાર ૨ ભર્યુંભાદર્યું

**ભડવાઇ, સ્ત્રી૦** ભડવાનુ જે કામ તે.૨ ભડવાની કમાઇ,વ્યભિચાર કરનારા પાસેથી મળતી દલાલી.

**ભડવુ, ક્રિ૦ સ૦** ભરડવુ, જાડુ દળવુ ૨. લડવુ, કજિયો કરવો

**ભડવો, પુ૦** પરપુરુષ-સ્ત્રી સાથે મેળાપ કરાવી આપનારો કુટણો ૨ નાયકાનો સાથી.૩ સ્ત્રી વશ ભર્તાર [ગારીઓ હોય તેની રાખ

**ભડસાળ, સ્ત્રી૦** ઉની રાખ;દેવતાની નાની ચિણ-

**ભડાક, અ૦** એકદમ અવાજની સાથે ૨;તાબડતોબ ૩ અતરપટ, મો આડે છેડો તાણવો તે

**ભડાકો, પુ૦** તોપ બદુક ફુટવાથી થતો અવાજ ધડાકો ૨ કોઇ ભારે મોટી વસ્તુ ઉચેથી પડવાથી થતો અવાજ ૩ તડાકો, ગપગોળો **ભડાકો મારવો** -જોરથી (કામ) કરવુ ૨ પહેલીજ વખતે જય મેળવવો ૩. વગર ધાસ્તીએ બોલવુ

**ભડાભડ, અ૦** ભડભડ થાય તેમ, ભડોભડ

**ભડાભુટ, અ૦** અહિ તહિ પહેલુ હોય તેમ,અવ્યવસ્થિત [બોલચાલ

**ભડાભુટ, સ્ત્રી૦** ધાધલ ગડબડ ૨ ધમ્માચકડી,

**ભડુ, ન૦** મારી બારણાના ચોકડાને લગતો ભિંતનો જે ભાગ તે, આગલી દિવાલ **ભડે બેસવુ**-પડી ભાગવુ, પડતી દશામા આવવુ ૨ નસતાન જવુ

**ભડોભડ, અ૦** ભડાભડ એકદમ [થવો

**ભણ, પુ૦** સૂરજ ભાણ **ભણ ડુબવા**=સૂર્યાસ્ત

**ભણકાર-રો, પુ૦** ભ્રાન્તિજનક અવાજ,ચેતવણી

**ભણકો, પુ૦** ભણકાર [નો અવાજ.

**ભણતર, ન૦**ભણવાનુ તે,ભણવાનો વિષય ૨ વિદ્યા, જ્ઞાન. ૩ અભ્યાસ, અધ્યયન, શિક્ષણ

**ભણવુ,ક્રિ૦ સ૦** (સં૦ ભણ્)શીખવુ, પઢવુ, અભ્યાસ કરવો ૨ જ્ઞાન મેળવવુ "અધ્યન કરવુ" ૩ કહેવુ, બોલવુ, વદવુ.' નણદ જેઠાણી વાકુ ભણે કુવરબાઇને દુબળી ગણે "-પ્રેમા૦ ૪ ગોખવુ,મોઢે કરવુ ૫ વાચવુ **ભણવુ ગણવુ**-શીખવુ ને તેનો ઉ-ઉપયોગ કરવો. "ભણ્યા પણ ગણ્યા નહિ" **ભણી ગણીને**=પાવરધા થઇને,હોશિયાર બનીને. **ભણી જવુ**-પોબારા ગણવા, નાસી જવુ **ભણતા**

પડિત નીપજે, લખતા લહિયો થાય=મહાવરાથી માણસ હોશિયાર બને
**ભણામણ**, ન૦ ભણાવવાનો લવાજમ-ફી
**ભણાવવુ**, ક્રિ૦ સ૦ શિખવવુ, શિક્ષણ આપવુ, કેળવણી આપવી ૨ બોધ આપવો, ઉપદેશ કરવો, જ્ઞાન આપવુ ૩ શિખવી મૂકવુ, સમજાવવુ, સલાહ આપવી ૪ ટેવાવવુ, મહાવરો પડાવવો
**ભણી**, અ૦ તરફ, મેર, બાજુ
**ભણેલુ**, વિ૦ શિખેલુ, વિદ્વાન, જાણીતુ
**ભડાર**, પુ૦(સ૦) ધનધાન્ય ભરી મૂકવાની જગા, ભોયરૂ ૨ જામદારખાનુ, ખજાનો, તિજોરી ૩ દોલત, ગર્થ, ધનમાલ નિધિ ૪ વહાણના તુતકની નીચેનો ભાગ [૨ ભડારમા મૂકવુ
**ભડારવુ**, ક્રિ૦ સ૦ જમીનમા દાટવુ-છુપાવવુ
**ભડારિયુ**, ન૦ ભિતમા રાખેલો ગોખલો, સચ, તાકુ ૨ ગાડાગાડીમા રાખેલી પેટી જેવી ગોઠવણ
**ભડારી**, પુ૦ ખજાનાનો રખેવાળ, ખજાનચી, કીલીદાર, તિજોરર ૨ અનાજ વગેરેની સભાળ રાખનારો કોઠારી ૩ (સ૦ભાડીર-તાડ.) તાડી ને દારૂ ગાળવાનો ધધો કરનારી એક જાત
**ભડારો**, પુ૦ મોટો જમણવાર, આખા ગામના કે નાતના માણસોને જમવા તેડવા તે
**ભડોળ**, ન૦ વેપાર કરવાને એકથી વધારે જણે પોતપોતાની મુડી આપી જે ઉભુ કરેલુ નાણુ તે, પુજી, થાપણ, મુદ્દલ ૨ પોતાની પાસે જે રોકડ હોય તે, એકઠી કરેલી પુજી
**ભડોળિયુ**, વિ૦ ભડોળવાળુ, મિશ્ર ૨ સાના વા પરનુ, ગબડગડુ, ભડોળિયો વેપાર=પત્યાળાનો વેપાર ટુક ભડોળિયો-થોડી મુડીવાળો, જેની થાપણ થોડી હોય તેવુ ભડોળિયો-મુડી કાઢનાર, મુડીવાળો
**ભતરીજી**, સ્ત્રી૦ ભાઇની દીકરી, ભત્રીજી
**ભતરીજો**, પુ૦ ભાઇનો છોકરો ભત્રીજો
**ભત્થુ**, ન૦ કાચુ કોરૂ ખાવાનુ તે, ઉપહાર, ભત્યુ ટીમણુ ૨ પગાર ઉપરનુ લવાજમ (વધારાની નોકરી માટે) ૩ કેદીને ખાવા માટે જે પૈસા આપવામા આવે છે તે (માગનાર તરફથી)
**ભથવારૂ**, ન૦ ભાથુ લઇ જનાર [કામા)
**ભથવુ**, ક્રિ૦ અ૦ વધવુ, આગળ જવુ (મોઇદ-
**ભથાયણુ**, ન૦ ભાથુ લઇ જવાનુ વાસણ
**ભદલ** ન૦ મુડણ, આખુ માથુ બોડાવવુ તે
**ભદ્ર** ન૦ (સ૦) કલ્યાણ, શ્રેય, આબાદી ૨ મુડન, ક્ષૌર ૨ વિ૦ મગળ માગળિક ૨ ભલુ, સારૂ ૩ ભાગ્યશાળી, સુખસપન્ન
**ભદ્રક**, પુ૦ (સ૦) કલ્યાણ, આબાદી. "તારા ભેખમા શો ભદ્રક ભાળુ રે, જીવડા જુઠારે" ૨ એક જાતનુ અક્ષરમેળ વૃત ૩ વિ૦ ભલુ કરનાર
**ભદ્રકટ**, પુ૦ મોટો ગોખરૂ
**ભદ્રકાલી**, સ્ત્રી૦ દુર્ગાદેવી, કલ્યાણકારી દેવી
**ભદ્રા**, સ્ત્રી૦ બીજ સાતમ અને બારસ એ તિથિમાથી દરેક ૨ ગાય ૩ પાર્વતી, દુર્ગા ૪ ગળી ૫ વેખડ ૬ ગોકર્ણી (વનસ્પતિ)
**ભદ્રાકરણ**, ન૦ મુડન, હજામત
**ભદ્રાક્ષ**, પુ૦ (સ૦) એક જાતના રૂદ્રાક્ષ જેવા કળિયા.
**ભપકાવવુ**, ક્રિ૦ સ૦ જોરમા પાણી રેડવુ, ફફળાળાવવુ ૨ ભડભડાટ બળતુ કરવુ
**ભપકી**, સ્ત્રી૦ ધમકી, દહેસત [વ, આડબર
**ભપકો**, પુ ધમકી, ઠપકો ૨ તોર, રોપ ૩ દેખા-
**ભપ્પ**, અ૦ વગર વિચારેનેવગરવિલબે, ઝપાટાબધ
**ભપ્પલ**, વિ૦ ફૂલેલુ ને જાડુ, સ્થૂલ, દોગુ, ફોપુ
**ભભક**, સ્ત્રી૦ તેજી, ચળકાટ "રગની ભભક" ૨ લાલિત્ય, કાતિ, પાણી [દમદભાવાળુ, છટાદાર.
**ભભકાદાર**, વિ૦ દેખાવડુ, રોણકદાર ૨ સુશોભિત,
**ભભકાબધ**, વિ૦ સુદર શોભતુ, ટટ ૨ ૦ અ૦ છટાદાર, નિડરપણે, રોફબધ
**ભભકાવવુ**, ક્રિ૦ અ૦ ભપકાવવુ [૩ રોફ
**ભભકો**, પુ૦ ભપકો, ડોળ, ઠાઠમાઠ ૨ દેખાવ
**ભભડવુ**, ક્રિ૦ અ૦ ખાવા સારૂ મો ચવળવુ, ખાઉં ખાઉ એમ થવુ ૦ મોટો સાદ કાઢવો
**ભભરો**, પુ૦ મોઢુ ભભડવુ તે ૨ મરી મચોરો હીગ વગેરેનો ઉકાળો
**ભભરાવવુ**, ક્રિ૦ સ૦ કોઇ વસ્તુ ઉપર આછો આછો ભૂકો વેરવો-નાખવો તે ૨ ટપી જવુ, વધવુ.
**ભભરૂ**, વિ૦ છુટુ લોચાથી ઉલટુ "ભભરી દાળ"

**ભભુકો,** પુ૦ એકદમ જોશમા બળતુ થઇ આવવુ તે ૨ તેજનો ભડકો, ભભક
**ભભૂત-તી, સ્ત્રી૦** (**વિભૂતી**) ભસ્મ, યજ્ઞ હોમ ની રાખ, રાખોડી. **ભભુતી** ચોળવી=બાવા બનવુ
**ભમગરો,** પુ૦ કતારી, ખરાદી, સરાણિયો
**ભમંડળ,** ન૦ કાતિમ ડળ
**ભમર,** પુ૦ ભમરો.૨ ફેર, ચક્કર
**ભમર, સ્ત્રી૦** ભમ્મર, ભૃકુટી,ભવુ ૨ વમળ, ભમરો
**ભમરડી, સ્ત્રી૦** નાનો ભમરડો ૨ ચક્કર ફરવુ તે, કુડાળુ ભમરડી ચકરડી=ગુચવણુ,ગોટાળો, ભ્રમ
**ભમરડો,** પુ૦ લાકડાનુ આરવાળુ રમકડુ ૨ દોરી વિટાળી ફેકવામા આવે છે ત્યારે ધુ ધુ કરતુ ગોળ ફરે છે તે, ગેરિયો ૨ એક જાતનુ ફળ ૩ ભમરો ભમરડો=અક્કલ વગરનો, મૂર્ખ
**ભમરભાળુ,** વિ૦ નિખાલસ ભોળુ ને સ્નેહાળ
**ભમરિયુ,** ન૦ સ્ત્રીઓને પહેરવાનુ ભમરીઓની ભાતવાળુ વસ્ત્ર ૨ ચકરીનો રોગ
**ભમરિયુ,** વિ૦ ગોળ ચક્કર ફરતુ, ચક્કર આવે તેવુ ૨ ભમરીએ બનાવેલુ, ભમરીનુ [રઝળનાર
**ભમરી,** વિ૦ બહુજ અસ્થિર મતનુ, જ્યા ત્યા
**ભમરી, સ્ત્રી૦** ભમરાની માદા ૨. ચકરડી, ઘુમરી તમ્મર ૩ ભમરાના આકારનુ રમકડુ
**ભમરો,** પુ૦ (સ૦ **ભ્રમર**) પીળા મોનો ને અગે કાળો,ને ગોટા જેવો પાખવાળો વા‌ લાકડુ કોરનારો જીવડો, **ભમર** ૨ એક જાતની મોટી કાળી મધમાખી. એ ફૂલની આસપાસ ભમે છે તે ૩ વહેતા પાણીમા થતા ગોળ કુડાળાં, વમળ ૪ ઢોર -માણસના શરીર-માથાના કોઇ ભાગ ઉપર વાળનો કુડાળા જેવો આકાર હોય છે તે ૬. મધનો પુડો બાંધનારો જીવડો,મધુકર;શ્ર ગ **ભમરો** ભુસાઇ જવો=રડાવુ,વિધવા થવુ **ભમરાળુ**=હીણભાગી, નઠારા પગલા
**ભમવુ,** ક્રિ૦ અ૦ ફરવુ, રખડવુ, નકામા આટા ફેરા કરવા ૨ ફાફા મારવા,ખાલી ભટકવુ.૩ મગજમા દુખ થવુ, તમ્મર આવવાં, જીવને ચેન ન પડવુ ૪ દોરાઇ જવુ;બીજાના કહેવા પ્રમાણે ચાલવુ. ૫.ચક્કરમા ફરવુ **ભમી** જવુ=તમ્મર આવવા ચકરી આવવી ૨ મગજે અસ્થિર થઇ જવુ-દોરાઇ જવાવુ, ફરી બેસવુ,૩ ભાન જવુ
**ભમાવવુ,** ક્રિ૦ સ૦ ફાફા મરાવવા ૨ ઉધુ ચતુ સમજાવવુ ૨ છેતરવુ ઠગવુ ૩ વહેમમા નાખવુ ૪ ભટકાવવુ, રખડાવવું [ભ્રમિત
**ભમેલ,** વિ૦ છકેલ,ફાટેલ ૨ રખડેલ ૩.ગાડા જેવુ,
**ભપાડો** વિ૦ મોટા પાડા જેવુ જાડુ
**ભંપોલ,** વિ૦ અદરથી પોલુ પણ જાડુ દેખાતું
**ભભારવ,** પુ૦ બળદનો અવાજ, મોટો ને પોલો લાગતો અવાજ [ભમાવવુ ૨ ઉશ્કેરવુ
**ભભેરાવુ,** ક્રિ૦ અ૦ સાચુ જુઠું સમજાવવુ,
**ભભેરણિ,સ્ત્રી૦** ઉશ્કેરણી, ખોટુ કહીને ભમાવવુ તે.
**ભભેરાવુ** ક્રિ૦ અ૦ ખોટે રસ્તે દોરવુ
**ભભો,** પુ૦ પાણી રાખવાનુ માટીનુ વાસણ
**ભભોળવુ,** ક્રિ૦ અ૦ ફાફા મારવા, ખોળવુ, અહિ તહિ શોધવુ
**ભમ્ભ,** અ૦ ભારે નક્કર વસ્તુ ઉચેથી પડતા થતો અવાજ ૨ ભપ્પ, ઝપાટાબધ, વગર વિલબે.
**ભમ્મર,** ન૦ (સ૦**ભ્રૂ**)આખનાં પોપચાની ઉપરનો કમાનદાર વાળવાળો ભાગ ભ્રકુટી, ભવુ,ભ્રૂ.૨ ૨ ફેર, ચકરી [૩ રસશાસ્ત્ર પ્રસિદ્ધ એક રસ.
**ભય,** ન૦ (સ૦)બીક, ડર, ધાસ્તી ૨ સંકટ,આફત
**ભયકર,**વિ૦(સ૦)બીક લાગે તેવુ , ભય ઉપજાવનારૂ, બિહામણુ, વિકાળ.
**ભયભીત,**વિ૦(સં૦)બિધેલુ ડર ખાઇ ગયેલુ
**ભયા,**પુ૦ભાઈ
**ભયાતુર,**વિ૦ભયવાળુ;ભયથી વિહ્વળ.
**ભયાન,**વિ૦ભય કર,બિહામણું
**ભયાનક,**વિ૦(સ૦)બિહામણુ,ભય કર
**ભયાવહ,**વિ૦ભય કર,બિહામણુ.
**ભયો,**અ૦પુષ્કળ-બહુ થયુ એમ **ભયો** કરાવવો= માનતા પૂર્ણ કરી પુજારીની આશીષ મેળવવી
**ભય્યો,** પુ૦ઉત્તર હિ દનો રહેનાર
**ભર્યુંભાદર્યું,** વિ૦ પૈસા અને માણસોથી ભરપૂર, મોટા કુટુબવાળુ
**ભર,**વિ૦ સ૦) ભરપૂર,પરિપૂર્ણ, પૂરા જોશવાળું 'ભરઉધ' ૨ ભરેલુ, માપસર, 'શેરભેર લોટ.'

**ભરઉંઘ, સ્ત્રી૦** પૂરી-પાકી ઉંઘ
**ભરકુસ, સ્ત્રી૦** નકામી-નાની વસ્તુઓનો જથો, [સામાન્ય સમૂહ
**ભરખ,પુ૦**ભક્ષ,ખાવાનું,ખાદ્ય
**ભરખવું,ક્રિ૦અ૦**કરડવુ,ડખવુ,ખાઇ જવુ
**ભરચક,વિ૦**પુષ્કળ,ખીચોખીચ ભરેલુ,ભરપુર ૨ ઠસોઠસ,ભરચક [તેવુ
**ભરચટ,વિ૦** ભરચક, પુષ્કળ, જરાએ ઉણુ ન હોય
**ભરચંદી,સ્ત્રી૦**જેટલી જોઇયે તેટલી ચંદી
**ભરચોમાસું, ન૦** ખરેખરા ચોમાસાના દહાડા, ખરૂ જામેલુ ચોમાસુ
**ભરજુવાની,સ્ત્રી૦** ખરી-પૂરી જુવાની,પુખ્ત વય
**ભરડવુ, ક્રિ૦ સ૦** અનાજને મોટુ જાડુ દળવુ ૨ ગમે તેમ (જોશમા)બોલીદેવુ ૩ અસષ્ટ બોલવુ, ગણુ ગણવુ ૪ બહુ બોલવુ, બોલ બોલ કરવુ ૫ ગમેતેમ વસડી-લખી વાળવુ
**ભરડો,પુ૦**ભરડેલા પદાર્થમાનો પડેલો ભૂકો 'દાળનો ભરડો '૨ મહાદેવનો પૂજારી,તપોધન ૩ વળીઓ સાથે ઉપર નીચે જે બબ્બે વાસ જકડી લેછે તે, બંધ ૪ શેરડીમા થતો એક રોગ
**ભરણ,ન૦**(સ૦ભૃ)ખવડાવવુ પિવડાવવુ તે ગુજરાન ૨ દુખતી આખમા જે ખાપરિયુ-જસત વગેરે ભરવુ તે "ભરણ ભરવુ "૩ જાદુગરનો ટુચકો
**ભરણપોષણ,ન૦(સ૦)**ખવડાવી પિવડાવી સભાળથી ઉછેરવુ-મોટુ કરવુ તે,પાલણપોષણ ૨ ગુજરાન,નિર્વાહ,આજીવિકા [ભરાવુ તે,ઉમેરો,પુરણી
**ભરણી,ન૦**(સ૦)સત્તાવીસ નક્ષત્ર પૈકી બીજુ ૨
**ભરણી,સ્ત્રી૦** શાક રાધવાનુ વાસણ 'સુદર રીતે શાક વધાર્યું, ભોગ ન પામે ભરણી "—દયા૦
**ભરણુ, ન૦** સરકારમા નાણુ પહોચાડવુ-મોટી તીજોરીમા ભરવુ તે,પોતુ ભરવુ તે ૨ અધુરૂ હોય તે ભરી પુરૂ કરવુ તે ૩ સગ્રહ,જથો ૪ જે લાકડાનો કડકો સરા ઉપર મૂકાય છે તે, થાભલા ને ભાલ વચ્ચેનુ લાકડુ
**ભરત,ન૦(સ૦ભૃ)** માપ,ભરતર,ક્ષેત્રફળ ૨ માપ, માપી-ભરી આપવુ તે ૩ માપવા-ભરવાનુ વાસણ, ભરતર ૪ બીબામા રસ રેડી બનાવેલુ વાસણ-દાગીનો ૫ નકશી, નકશી કામ ૬ મશાલો ભરી કરેલુ શાક
**ભરતખંડ, પુ૦** (સ૦) હિંદુસ્તાન, આર્યાવૃત
**ભરતર,ન૦** ભરત ૨ માપ,પ્રમાણુ ૩ ઢાળેલુ તે, રસ કરી ઠારી બનાવેલુ તે ૪, ઢાળેલી ધાતુ
**ભરતાર, પુ૦** ધણી,વર,ખાવિંદ,કથ સ્વામી, ભરીપુરી રાખનાર
**ભરતિયુ, ન૦** વહાણ-ગાડીમા માલ મોકલ્યો હોય તેની યાદી, સતમી ૨ મોકલેલા માલની વિગતવાર કિમ્મત સાથેની યાદી ૩ કોઇમાં જેટલુ માઇ શકે તેટલુ ને ૪ વિ૦ ભરનાર,બદલામાં નાણા આપનાર
**ભરતી,સ્ત્રી૦** એકઠુ કરવુ તે;ભરવુ તે ૨ દરિયાના પાણીનુ ચંદ્રના આકર્ષણથી વધવુ તે,વીગ,જુવાળ, ઝાગ (ભરતી ને ઓટ) ૩ પુરૂ ભરાઇ રહેવુ તે, જમાવ થવો તે ૪ (લશ્કરમા) વધારો, ઉમેરણ
**ભરથાર,પુ૦** ભરતાર, જુઓ
**ભરપટ્ટે,અ૦** જોઇએ તેટલુ એમ પુષ્કળ,પુરેપુરૂ
**ભરપાઇ,સ્ત્રી૦**પુરેપુરૂમળ્યાની પહોચ,સપૂર્ણ પતાવટ
**ભરપૂર, વિ૦** સપૂર્ણ ભરેલુ એવુ,કાના સુધી ભરેલુ એવુ,છલોછલ ૨ પુષ્કળ,જોઇયે તેથી વધારે
**ભરભરૂ,વિ૦** કોરૂ સુકુ ૨ ભિનાશ વગરનુ, 'ભરભરી રેતી " ૩ ચિકટ વિનાનુ ૪ કરકર, કણદાર
**ભરભાખળુ, ન૦** સૂર્યોદય પહેલા ને સૂર્યોસ્ત પછી જે આછો થોડીક વાર ઉજેશ માલમ પડે છે તે, મળસકુ, મોટુ પરોઢિયુ, સધ્યાકાળ,ઝળઝળુ
**ભરમ, પુ૦** ભ્રાંતિ, શક, વહેમ ૨ પુજી છે એવુ જે લોકમા મનાવુ તે, પ્રતિષ્ઠા ૩ છૂપો ભેદ, ગુહ્ય. ૪ શાખ,આબરૂ [ભંભેરવા,છેતરવુ,ભમાવવુ
**ભરમાવવુ ,ક્રિ૦સ૦** આડુ અવળુ સમજાવવુ ,કાન
**ભરમાવુ , ક્રિ૦ અ૦** છેતરાવુ, ઠગાવુ, આડે રસ્તે દોરાવુ, વહેમાવુ, ભ્રાંતિમા પડવુ
**ભરમી,સ્ત્રી૦**એક જાતની વનસ્પતિ-ઔષધિ,બ્રાહ્મી
**ભરમિજલસ,સ્ત્રી૦** ઠઠોઠઠ ભરાયલી સભા ૨ અ૦ ભરાયલી સભાની વચમા
**ભરવાડ, પુ૦** બકરા ઘેટા પાળવા-વેચવાનો ધંધો કરનાર એક જાતિ,રાયકો, રબારી
**ભરવાડણ,સ્ત્રી૦**ભરવાડની સ્ત્રી,રાયકણ **ભરવાડી** તાણવી=લાબી સોડ તાણી સૂવુ
**ભરવાડો, પુ૦** ભરવાડ ૨ રબારીનાડો ૩ એ નામનુ એક ઝાડ

**ભરવુ,ક્રિ૦ સ૦** (સ૦ ભૃ-પોષણ કરવુ) એકાદ ઠામમા, કોઇ પદાર્થ નાખવો રેડવો "પાણી ભરવુ." ૨ પુરવુ,અંદર નાખવુ ૩ કુવા નદી તળાવેથી પાણી લાવવુ (પાણી)ખેચવુ,તાણવુ ૪ પાણી કાઢવા વગેરે કામ કરવાની નોકરી કરવી, 'તે તેને ત્યા પાણી ભરે છે "૫ જમે કરાવવુ માગતા પેટે આપવુ 'ભાડુ ભરવુ, દેવુ ભરવુ ૬ માપ કાઢવુ, માપવુ ૭ ચિત્રામણ-ભરત કાઢવુ ૮ લોકને એકઠા કરવા,બોલાવવુ,ભેગાકરવા 'સભાભરવી'૯ ટીપમા નામ અને રૂપિઆનો આક લખી આપવો ' ટીપમા પાચ રૂપિયા ભર્યા "૧૦ સચી રાખવુ,સગ્રહ કરવુ, સંઘરવુ 'દાણો ભરી રાખવો ૧૧ ઠાસવુ ગડમવુ ૧૨ ખાલી રાખેલા આસનમા લખવુ ૧૩ રગ પુરવો,અધુરૂ ચિત્ર પુરૂ કર૦૧૪ ટાંકો મારવો,સીવવુ ૧૫ અધુરૂ હોય તે પુરૂ કરવુ ' પાના ભરવા " પેટ ભરવુ-ગુજરાન કરવુ. **આખ** ભરવી-આસુ આણવા ૨ દવા આજવી **મોં** ભરવુ-લાચ આપવી **ભર્યુ** ઘર=મરસામનથી ભરપુર ઘર,ભર્યુ ભાદર્યુ ઘર **ભરી** પીવુ-મળી જવુ , ઐક્યતાલાવવી

**ભરાઇ,સ્ત્રી૦**ભરામણ,ભરવાની મજુરી ૨ ભરવાની રીત.

**ભરાઉ,વિ૦** ભરેલુ,ભરાવાદાર,માતેલુ,પુષ્ટ,

**ભરાવ, પુ૦** ભરેલુ હોય એવુ, ભરાવો "મૂછનો ભરાવ" ૨ જથો,જમાવ

**ભરાવવુ,ક્રિ૦સ૦**ઉ ધુચવુ સમજાવવુ,કાન ભરવા ૨ લટકાવવુ,ટાગવુ,વળગાડવુ ૩ ભરવા લાગવુ, ભરવામા મદદ કરવી

**ભરાવવુ,ક્રિ૦અ૦** ભરેલુ થવુ ૨ વળગી રહેવુ, વિટળાઇ રહેવુ ૩ અદર પેસવુ ૪ મતાવુ, છુપાઇ ભરાઇ રહેવુ ૫ સપડાવુ, ફસાવુ ૬ થાકી જવુ દહાડા **ભરાઇ** ગયા=આખર આવવી **ભરાઇ** જવુ=સપડાવુ ૨ સતાઇ જવુ ૩ ઠેઠ સુધી આવવુ **ભરાવ** પડવુ-સંકડામણમાં આવવુ, ફસાવુ

**ભરી આપવુ, ક્રિ૦અ૦** મજરે આપવુ

**ભરીપુરી, અ૦**પુરે પુરૂ, સઘળુ

**ભરૂસો, પુ૦** વિશ્વાસ, ભરોસો, પતીજ

**ભરેડી, સ્ત્રી૦** વાન,કાન્તી

**ભરે ભાણે, અ૦** એકવાર ખવાય તેટલુ લેવુ ને પછી ન લેવુ,લીધુ હોય તો કઈ ન છાડતા સઘળુ જમી જવુ "ભરે ભાણે તૃપ્ત ન થયો તો એઠુ ચાટે શુ થશે ? '

**ભરોસાદાર,વિ૦**વિશ્વાસુ,ખાતરીનુ ૨ પ્રમાણિક

**ભરોસો,પુ૦**(હિ)વિશ્વાસ,ખાતરી,પતીજ,ઈતબાર.

**ભર્ત્તા,પુ૦**(સ૦)પતિ,સ્વામી [તીખુ અને તેજદાર

**ભલકો, પુ૦** ભાલો, ભાલાનુ તેજદાર ફળ-પાનુ ૨.

**ભલતાઇ, સ્ત્રી૦** મેળ, ભળતા રહેવાપણુ

**ભલતુ, વિ૦** ગમે તે, કોઈ પણ,અમુક નહિ તે, એકાદુ ૨ મળતુ, બેસતુ, અનુકૂલ પડતુ

**ભલપણુ,ન૦**ભલાઈ, ભલમનસાઈ,સારાપણુ

**ભલમનસાઇ,સ્ત્રી૦**સભ્યતા,માયાળુપણુ,પ્રમાણિકપણુ,નમ્રપણુ માલસાઇ,ભલાઈ

**ભલાઈ સ્ત્રી૦**ભલમનસાઇ ૨ ભલુ કરવુ તે ૩ નેકી.

**ભલાભલા,વિ૦** સારા સારા,મોટ મોટા

**ભલાભલી, વિ૦** મોટા મોટા-યસસ્વી માણસો હોય તેવી,ઘણાએ વીર રત્નો હોય તેવી,બહુ રત્ના

**ભલામણ,સ્ત્રી૦** ભાળવણી ભાળવણુ, સોપણુ ૨ સિફારસ, વગ પહોચાડવો તે

**ભલીવાર, પુ૦** સત્વ, હોસ, રામ.૨ આવડત,ગમ. ૩ સાનસોગત. ૪ સુદરતા, સારાપણુ, ૫ સાર

**ભલુ, વિ૦**માયાળુ ૨ સભ્ય,ડાવકુ,નરમ મિજાજનું ૩ પ્રમાણિક, સાચુ ૪ રૂડુ, શુભ,સારૂ ૫. અ૦ સારૂ, ઠીક

**ભલુ, ન૦** કલ્યાણ, શુભ. **ભલી** ભુડી ઉકલવી-સારી કે ખોટી ચરચા કરવી, ટીકા કરવી (નિંદાના રૂપમા) [૩ સાબાશ, ધન્ય

**ભલે, અ૦** અસ્તુ. ૨ ઠીક, બહુ સારૂ, અચ્છુ

**ભલેરૂ, વિ૦** ભલુ, સારૂ [ધનથી)

**ભલોરનેત્તર, વિ૦** ગમે તેવો મોટો (તન, મન,

**ભલ્લ, પુ૦** (શ૦) ભાલો ૨ એક જાતનો રોગ, સનિપાત ૩ પીળુ નસોતર ૪ રિંછ

**ભલ્લ, વિ૦** (ભદ્ર) ભલુ, સારૂ

**ભલ્લુક, ન૦** રિંછ ૨ ભાલુ

**ભવ, પુ૦** (સ૦) સસાર ૨ શિવ ૩ ઉત્પન્ન થવુ તે 'મનોભવ' ૪ જન્મ,અવતાર,જન્માતર ૫ હયાતિ **ભવની** ભાવટ=જન્મભરની પીડા.

**ભવજળ,** ન૦ (સ૦) ભવસાગર [પરમેશ્વર
**ભવતારણ,** ન૦ (સં૦) સંસારમાંથી તારનાર ૨
**ભવસિંધુ,** પુ૦ (સ૦) ભવસાગર, ભવાબ્ધિ
**ભવન,** ન૦ (સ૦) ઘર, ઠેકાણું, મુકામ
**ભવસાગર,** પુ૦(સ૦)સંસારરૂપી સમુદ્ર,ભવાબ્ધિ
**ભવાં,** ન૦ ભમ્મર [૨ ભવાડો ફજેતી,વગોણું
**ભવાઈ,** સ્ત્રી૦ ભવૈ, હલકા પ્રકારનું નાટક-ખેલન
**ભવાડો,** પુ૦ લોકમાં ફજેતી થવી તે, ફજેતો, માંસારિક ઝગડો
**ભવાટવી,** પુ૦ સંસારરૂપી વન-વગડો
**ભવાર્ણવ,** પુ૦ (સ૦) ભવાબ્ધિ
**ભવાની,** સ્ત્રી૦પાર્વતી, દુર્ગાદેવી **આહો** ભવાની=હિજડો, બાયલો, ફાતડો
**ભવાબ્ધિ,** પુ૦ (સ૦) ભવસાગર
**ભવાયો,** પુ૦ ભવાઇ કરનારો, નાટકી ૨ નફ્ફટ, બેશરમ, ફજેતખોર ૩ તરગાળો ૪ પુરૂષ જેવા હાવભાવ ને ચાલની ઉંચી સ્ત્રી
**ભવિતવ્ય,** વિ૦ (સ૦) ભવિષ્યમાં થનાર-બનાવું તે, હોનાર, બનનાર તે
**ભવિતવ્યતા,** સ્ત્રી૦(સ૦)પ્રારબ્ધ, દૈવ, થવાકાળ
**ભવિષ્ય,** ન૦ (સ૦ ભૂ-થવું )આવતા કાળમાં જે બનવાનું તે, દૈવ, નસીબ, ભાવી ૨ પ્રારબ્ધ, કર્મ ભાગ્ય ૩ બનવાની વાત આગળથી કરવી તે ૪ વિધાતાના લેખ, બ્રહ્મલેખ, નિર્માણ, ૫ પૈસો, દોલત, ધન ૬ વિ૦ આવવાનો વખત ૭ ભવિષ્યકાળનું, થનાર, હોનાર **ભવિષ્ય થવું**-મરી જવું, ગુજરી જવું ( કાઠિ૦ )
**ભવિષ્યવક્તા-વાદી,** પુ૦ (સ૦) દૈવજ્ઞ, જોશી, હવે પછી બનવાનું કહેનાર, પૂર્વ વાદિ, આદેષ્ટા
**ભવિષ્યવેત્તા,** પુ૦ ભવિષ્યવક્તા, ભવિષ્ય જાણનાર
**ભવિષ્યોત્તર,** ન૦ ( સ૦ ) ભાવી કથન, ફલાદેશ, વર્તેલું ભવિષ્ય [કરવો, ગુસ્સે થવું
**ભવું,** ન૦ ભમ્મર, ભ્રકુટી **ભવાં** ચઢાવવા-ક્રોધ
**ભવેડો,** પુ૦ ફજેતી, કોઇ પણ વાતની ચુંથાચુંથ તે, ધાંધલ " રોજને રોજ એ શો ભવેડો ? "
**ભવૈ,** સ્ત્રી૦ વેશ કાઢી કરેલો ખેલ, એક પ્રકારનું નાટક ૨ ફજેતીનો ખેલ ૩ ભવાડો, ફજેતી
**ભવોભવ,** અ૦ એક પછી એક ઉત્તરોત્તર, જન્મ આવતા જાય તેમ, જન્માંતર, જન્મોજન્મ
**ભવ્ય,** વિ૦ (સ૦) ખુબસુરત સુશોભિત, પ્રૌઢ, સુંદર ૨ હોવા લાયક, ભાવી
**ભશકો,** પુ૦ મન, ભાવ, ઇચ્છા, મરજી **ભશકા** થવા-ખાવાનું મન થવું
**ભસ,** ન૦ રાખ, ભસ્મ " ધૂળભસ "
**ભસકું,** ન૦ વગ્સાદનું નાનું ઝાપટું.
**ભસભસીત,** વિ૦ ઘણું સૂકું, જલદીથી ભાંગી જાય તેવું ૨ ખાખ, માત્રા [ગઇ "
**ભસમ,** સ્ત્રી૦ ભસ્મ, ગખ "બળીને ભસમ થઇ
**ભસવું,** ક્રિ૦ અ૦ (સ૦ ભષ્ ) કુતરાનું બોલવું ૨ નિંદા કરવી, ખાલી બકબક કરવી ૩ બોલવું **ભસતા** કુત્તા કાટે નહિ=બહુ બોલનારો કંઇ કરી ન શકે **ભસતા** કુતરાને રોટલીનો કડકો નાખવો =ગમે તેમ કરી બ્રાધલિયાને શાંતિ કરવું
**ભસ્તો,** પુ૦ જઠર, પેટ ૨ પારસીઓ જ્યાં પોતાના મુડદાંને મૂકીઆવેછે તેઠેકાણું દખમું ૩ ચામડાનીથેલી
**ભસ્મ,** સ્ત્રી૦ (સ૦) રાખ, રાખોડી, ૨ યજ્ઞની રાખ ૩ રસાયણની ખાખ, માત્રા
**ભસ્મક,** ન૦(સ૦) જેટલું ખાય તેટલું ભસ્મ થઈ જાય તેવો જઠર રોગ ૨ વિ૦ભસ્મ કરે-બાળી દે તેવું
**ભસ્મગંધા,** પુ૦ (સ૦) ખડસલીઓ પીતપાપડો.
**ભસ્માંગ,** પુ૦ (સ૦) હોલો, કપોતપક્ષી ૨ એક જાતનો મણિ
**ભસ્મીભૂત,** વિ૦ બળીને રાખ કરી નાખેલું એવું
**ભળ,** સ્ત્રી૦ભળતાં હળીમળી જવાની પહેલાં અજાણ્યાપણાં ને લીધે જે સંકોચ-શરમ આવે છે તે,ભળતાં ડરવું તે ૨ ભળવું તે, હળીમળી જવું તે **ભળ** ભાંગવી=શરમ તૂટવી, મનનો ડર-સંકોચ મટવો.
**ભળકુંડું,** ન૦ ઝળઝળું, મળગુગળું અજવાળું, મો સૂઝે ન સૂઝે તેવો પ્રકાશ, ૨ વિ૦ નિખાલસ, ભોળું, ખુલ્લા હૃદયનું
**ભળકું,** ન૦ ભલકું,ભાલો 'આંખ અણિયારી તારી ઉર સળકે, કાળજડું કોરાયે વચનને ભળકે '-દયા૦ ૨ વિ૦ ભળળતું, ઝટ મળી જાય તેવા સ્વભાવનું
**ભળભાંખળું,** ન૦ ભળકુંડું [ છોળવું
**ભળવું,** ક્રિ૦અ૦ધાવતા છોકરાએ ધાવણ ઓકવું,

**ભળભળિયુ**, વિ૦ ભડભડિયુ, બોલકણુ 'આપણે તો ભોળા ને ભળભળિયા! જે આવ્યુ તે કહી નાખીએ'
**ભળાવવું**, ક્રિ૦ સ૦ ભલામણ કરવી, સોપવુ ૨ ગોવારામા હળતુ કરવુ (ઢોરને) [અવાજ
**ભા**, અ૦ બળદ ગાયનુ બોલવુ બરાડવુ તે ૨ ભુગળાનો
**ભાગ**, સ્ત્રી૦ (સ૦ ભડગા) એક જાતનો છોડ અને બી સાથે તેના પાન, વિજીઆ એમા કેફ હોય છે ૨ બી સાથેના પાતરા વાટી છણી કાઢેલુ જે પાણી તે ૩ તમાકુ, તપખીર ૪ (અ૦) પાથી **ભાંગ** પીવી–કેફ કરવી, ગમે તેમ બોલવુ તે, વગર વિચારે બોલવુ તે [પડે તેવુ
**ભાગણુ**, વિ૦ ખાડતા વધારે ભાગી ચૂરો–ભૂકો
**ભાગરો**, પુ૦ એક જાતનો ઔષધિ છોડ **ભાગરો** વાટવો–છુપો ભેદ ખુલ્લો કરવો ઔળનુ ચૌળ કરવુ
**ભાગવુ**, ક્રિ૦ સ૦ (સ૦ ભજ્–ભાગવુ) કકડા કરવા, તોડવુ, ફાડવુ, ભાગવુ ૨ વહેચી નાખવુ ભાગ કરવા ૩ ઓછુ આપવુ, ન આપવુ "તેણે મારા રૂપિયા ભાગ્યા" ૪ ગુથવુ, વણવુ ૫ નાશ કરવુ, ભરી પુરીને આપવુ [૨ ભાગણુ
**ભાગુ**, વિ૦ કકડા થયેલા તેવુ, ફુટેલુ, તૂટેલુ
**ભાજગડ**, સ્ત્રી૦ (સ૦ ભજ્–ભાગવુ+ઘડવુ) તકરાર, વાદવિવાદ, ઝઘડો, વાધો ૨ પચાત વાધાના નિકાલનો ઉહાપોહ, પતવણીની પચાતી ૩ ખટપટ, વાલમેલ ૪ નિકાલ, તોડ, સમજુત
**ભાંજગડિયુ**, વિ૦ ગુચવણ ભરેલુ, ઘોટાળિયુ ૨ ભાજગડ કરનાર
**ભાજગડિયો**, પુ૦ લવાદ, પચ, ભાજગડ કરનાર ૨ દલાલ **ભાંજગડિયાના** છોકરા ભૂખે મરે= પારકી પચાતમા પોતાનુ કામ બગડે
**ભાજણી**, સ્ત્રી૦ (ભજ્) સખ્યાના ભાગ કરવા તે ૨ ઓછા મૂલની સખ્યાને ભારે, અને ભારે મૂલની સખ્યાને ઓછા મૂલના આણવી એ જે ગણિત તે 'ચઢતી ભાજણી, ઉતરતી ભાજણી' ૩ દોરડુ વણવાની ક્રિયા ૪ વાટણી, વહેચણી ૫ ભાગ, હિસ્સો, ફાળો
**ભાંજવુ**, ક્રિ૦ સ૦ ભાગવું
**ભાડ**, વિ૦ (સ૦) ઉઘાડુ, નાગુ, અસભ્ય (ભાષણ) ૨ નિર્લજ બેશરમ પુ૦ ખેલ કરનારાની એક જાત. જે નાગુ બોલે છે, ચાળા કરે છે, મજાક કરે છે ને પશુ પક્ષીના અવાજ કાઢે છે તે. ૪ મશ્કરો ૫ ન૦ વાસણ, પાત્ર, ઠામ
**ભાડણ**, ન૦ ભાડવુ તે, ગાળાગાળ
**ભાડરવુ–માડરૂ**, વિ૦ ભાઇ બહેન એક મા બાપના છોકરા, કુટુબી જન
**ભાડવુ**, ક્રિ૦ સ૦ નાગુ–ભુડાળુ બોલવુ, ગાળ દેવી ૨ વગોવવુ, નિન્દા કરવી અશુભ બોલી
**ભાંડુ**, ન૦ (અ૦) ભાડરવુ [શાપ દેવો
**ભાભેર**, સ્ત્રી૦ માથુ બોડાવતા જે ખુટી કઢાવવી તે
**ભાંભરુ–ળુ**, વિ૦ ખારાશવાળુ, સહેજ ખારૂ, મોળુ
**ભાય**, સ્ત્રી૦ ભોય, જમીન, પૃથ્વી ૨ સપાટી, તળ ૩ અકુર, રૂમ **ભોય** નાખવુ=ચોકે નાખવુ ૨ નીચે પાડી દેવુ **ભાંય** આવવી=રૂઝાવા માડવુ **ભાય** ભાગવી=ધામા બગાડ થવો **ભાય** ભારે પડવી=હિમ્મત હારવી, ડર લાગવો
**ભાયચપો**, પુ૦ એક જાતનુ ફૂલઝાડ.
**ભાયતળિયુ**, ન૦ ઘરનો નિચેનો ભાગ, તળ
**ભાયપાતરી**, સ્ત્રી૦ એક વનસ્પતિ–ભાજી.
**ભાયરસો**, પુ૦ લિ પણના પોપડાનો ઉનો કરેલો રસ
**ભાંયરિગણી**, સ્ત્રી૦ એક ઔષધિ–વનસ્પતિ.
**ભાયરૂ**, ન૦ ઘરના નિચેના ભાગની નીચ કરેલો
**ભાયરિગ**, સ્ત્રી૦ મગફળી [નાનો ઓરડો, ગુફા
**ભા**, પુ૦ વડીલ–બાપ ૨ દાદા, માના બાપ ૩ ભાઇ **જા** મારા ભા પાસે–મારા બાપ–દાદા ગયા છે ત્યા જા, મરી જા
**ભાઇ**, પુ૦ (સ૦ ભ્રાતા) એક માના છોકરામા જે છોકરો તે, બધુ, સહોદર **સાવકો** ભાઈ= જનેતાનો નહિ પણ બાપની બીજી બૈરીનો છોકરો, ઓરમાન ભાઇ **મસિયાઇ** ભાઇ=માસીનો છોકરો **મોળાઈ** ભાઇ=મામાનો છોકરો **પિત્રાઇ** ભાઇ=કાકાનો છોકરો **ફોઇયાઇ**=ફોઇનો છોકરો ૨ સ્નેહી, મિત્ર, દોસ્ત ૩ જાતિસ્વભાવ. દરજ્જો, મિજાજ વગેરે બતાવવાને બીજા શબ્દ સાથે જોડાય છે "ભટભાઈ વાણિયાભાઇ, સિપાઇભાઇ" ૪ લાડમા, માનાર્થે વપરાય છે "ભાઈ

ઘરમા છે કે?" ૫ કેટલાક વિશેષ નામની પાછળ પણ વપરાય છે ડાહ્યાભાઇ ઝવેરભાઇ વગેરે ભા૦ બાપા કરવા=કરગરવુ, આજીજી કરવી, ભાઇ સલામો કરવી

**ભાઇચારો**, પુ૦ વહાલમા સગા ભાઇ પ્રમાણે એક બીજાને ગણવુ તે ૨ સ્નેહીપણુ ભ્રાતૃભાવ

**ભાઇજી**, પુ૦ વરનો મોટો ભાઇ તે, જેઠ

**ભાઇ બ ધ**, પુ૦ દોસ્તદાર, સ્નેહી ૨ જોડિયો,સાથી ૩ મડળ-સમાજનો મેમ્બર બધુ

**ભાઇબ ધી**, સ્ત્રી૦ દોસ્તી મિત્રતા

**ભાઇ બીજ**, સ્ત્રી૦ કાર્તિક સુદિ ૨, ભાવનબીજ એ દિવસે ભાઇ બહેનને ત્યા જમવા જાય છે,યમદ્વિતિયા

**ભાઇભાંડુ**,ન૦એક માબાપના છોકરા,સગા ભાઇબેન

**ભાઇ પાળી**, સ્ત્રી૦ખાસ દોસ્તી, મિત્રાચારી,યારી

**ભાઇ ચાબીજ**, સ્ત્રી૦ ભાઇબીજ, યમદ્વિતિયા

**ભ,કડ**, વિ૦ ઉગી ગએલુ દૂધ ન દેતુ ૨ વાઝિયુ

**ભાકડકથા**, સ્ત્રી૦ન મને તેવી જુઠી ને લાબી વાતો

**ભાખરી,-ડ**, સ્ત્રી૦ નાની જાડી કઠ્ઠણ રોટલી ૨ ખોરાક, ખાવાનુ [ભાખરી, મોટુ તિક્કડ

**ભાખરો** પુ૦ મોટો જાડો કઠ્ઠણ રોટલો, જાડી

**ભાખરો**, વિ૦ મેવડા બાધાનુ જાડુ માણસ

**ભાખવુ**,ક્રિ૦ સ૦ ( સ૦ ભાષ-કહેવુ ) બોલવુ ભાષણ કરવુ ૨ ભવિષ્ય કહેવુ

**ભાખા**, સ્ત્રી૦ ભાષા ૨ બ્રજ-હિન્દી ભાષા

**ભાંખોડીએ**, અ૦ ઢીચણે, ઢીંચણભેર

**ભાગ** પુ (સ૦) હિસ્સો, અશ ફાળો, પાતી ૨ ભાગવુ તે, વહેચણ ૩ ભાગવાથી જે સખ્યા ઉત્પન્ન થયલી તે, અપૂર્ણાક ૪ પક્ષ બાજુ, ટોળી ૫ પ્રકરણ, વિભાગ

**ભાગલુ**, વિ૦ ભાગેલુ ખડિત, તરેલુ ૨ ખોખરૂ, ફાટ પડલુ, તરડાયેલુ ટાટિયાનુ ભાગેલુ-ચાલવાને કટાળતુ હાથ પગનુ ભાગલુ-આળસુ,સુસ્ત ભાગલા પગ-નાઉમેદી, નિરાશ નિરૂત્સાહ

**ભાગલો**, પુ૦ માતાના નેવેદ્ય નિમિત્ત પિરસેલી થાળ ૨ ભાગ, કડકો

**ભાગવત**, ન૦ એ નામનુ એક પુસ્તક

**ભાગવુ**, ક્રિ૦ સ૦ કકડા કરવા, તોડવુ ફોડવુ, ૨ હિસ્સા પાડવા ભાગ કરવા ૩ અદા ન કરવુ પાછુ ન આપવુ

**ભાગવુ**, ક્રિ૦અ૦કકડા થવા, ચીરો પડવો.૨ નાસી જવુ દોડી જવુ ૩ દેવાળુ કાઢવુ,તુટવુ 'શાહુકાર, ભાગ્યો '૫ તોડવુ ઉતારવુ 'બારણુ ભાગી અદર પેઠો'

**ભાગળ**, સ્ત્રી૦ ભાગોળ, જુઓ

**ભાગળિયો**, પુ૦ ભાગોળ અથવા બજારમા દુકાન માડી બેસનારો ફુટકળિયો વેપારી. ૨ દ્વારપાળ

**ભાગાકાર**, પુ૦ (સ૦) સખ્યા ભાગવાનું ગણિત, ભાગવુ તે ૨ સખ્યાને ભાગેથી જે ભાગ આવે તે

**ભાગાભાગ**, સ્ત્રી૦ નાસાનાસ, દોડાદોડ

**ભાગિયુ**, ભાગીદાર ૨ સૈયારૂ, ૫ સાળુ,ભાગવાળુ

**ભાગિયણ**, સ્ત્રી૦ ભાગ લેનારી સ્ત્રી, ભાગ પડાવ-

**ભાગિયો**, પુ૦ ભાગીદાર હિસ્સેદાર [નારી,સગી

**ભાગી**, વિ૦ હિસ્સેદાર, ભાગવાળુ ૨ નસીબદાર

**ભાગીદાર**, વિ૦ જેનો ભાગ-હિસ્સો હોય તે હિસ્સેદાર ૨ ૫ સાળુ ૩ સામેલ, સગી

**ભાગીદારી**,સ્ત્રી૦પાતીદારી હિસ્સો,ભાગ હોવો તે

**ભાગુ**, વિ૦ ભાગેલુ, કકડા થયલા-હોય તેવુ,ફુટેલુ (વાસણ) ૨ જેનાથી મહેનત ન થાય,જે મહેનતથી કટાળે તે, આળસુ, બેઠાખાઉ ૩ બહુ મહેનત વાળુ ૪ લઇને નાસનાર લેભાગુ=લઇ પડનાર

**ભાગુ ખોખરૂ**, વિ૦ જેવુ તેવુ, ઉપર ચોટિયુ

**ભાગો**, વિ૦ ભૂખરો

**ભાગોળ**,વિ૦ શહેરના દરવાજા પાસનુ છુટુ ચોગાન ૨ દરવાજે ભાગોળે જવુ =ઝાડે ફરવા-અઘવા જવુ

**ભાગોવડ**, વિ૦ વચલા વાઘાનુ, વચલા વર્ગનુ

**ભાગ્ય**, ન૦ (સ૦) કિસ્મત, નસીબ, દૈવ,તકદીર ૨ આબાદી, ઉદય ઉત્કર્ષ, ચઢતી દશા ૩ ભાવી, ભવિષ્યમા બનનાર તે

**ભાગ્યવ ત-વાન-શાળી**, વિ૦(સ૦) નસીબદાર, દૈવવાન, સુભાગી, સુખી [ કવચિત

**ભાગ્યે**, અ૦ સયોગે નસીબને જોરે ૨ કદાચ

**ભાગ્યહીન**, વિ૦ (સ૦) અક્કરમી, અભાગિયુ, કમનસીબ, દુભાગી [થવા માડવુ તે

**ભાગ્યોદય**, પુ૦ (સ૦) નસીબ ઉઘડવુ તે; સારૂ

**ભાચરો**, પુ૦ પહોળા મોનુ બેડોળ માટીનુ વાસણ,

**ભાજક, વિ૦** (સ૦) જે અંક એકાદિ સંખ્યાને ભાગવી તે, ભાગનાર
**ભાજન, ન૦** (સં૦) વાસણ, પાત્ર, ભાડ
**ભાજવુ, ક્રિ૦ અ૦** ભાગવુ [છોડ-પાંદડા
**ભાજી, સ્ત્રી૦** (સ૦) શાક કરવા લાયક કુમળા
**ભાજીખાઉ** વિ૦પોચુ અને નબળુ,શૌર્ય વિનાનુ, કમતાકાતવાળુ ૨ વનસ્પતિ ખોરાક લેનાર, અન્નભોજી [છોડવા ૨ કાષ્ઠૌષધિ
**ભાજીપાલો, પુ૦** કુમળા અથવા કઠણ પાદડાવાળા
**ભાજીમૂળા,** વિ૦ કઇ માલ નહિ તેવુ, તુચ્છ, ગણત્રી-લેખામા લેવા જેવુ નહિ તે, ધ્યાન ન આપવા જેવુ [તેવુ
**ભાજ્ય, વિ૦** (સ૦) ભાગવાને યોગ્ય, ભાગ થાય
**ભાટ, પુ૦** બદીનુ કામ કરનાર બ્રાહ્મણની એક જાત, ચારણ, બારોટ ૨ ખુશામતમા તારીફ કરનારો સ્તુતિપાઠક
**ભાટડી-ણ, સ્ત્રી૦** ભાટની સ્ત્રી, બારોટણ ૨ બોપાબોળી, ફજેતાથી નહિ ડરનારી, જરા વાતને લબાવી મોટી કરનારી સ્ત્રી
**ભાટવાડો,પુ૦**ભાટ રહેતા હોય તે મહેલો,ભાટશેરી
**ભાટવેડા, પુ૦** અતિશયોક્તિથી કોઇના વખાણ કરવાં તે, ભાટાઇ
**ભાટાઇ, સ્ત્રી૦** ભાટવેડા ૨ કહેવત
**ભાટિયણ, સ્ત્રી૦** ભાટિયાની સ્ત્રી
**ભાટિયો, પુ૦** દૂધવાળો ૨ કાછિયો (ગામડામા) ૩ જાદવ કુળના ક્ષત્રિયો જે વેપાર કરે છે તે
**ભાઠી, સ્ત્રી૦ ભઠ્ઠી,** જુઓ
**ભાઠું, ન૦** નદિકાઠાની બેડાણની જગા, છાછરા પાણીવાળી જગા ૨ રેતી,પણો ૩ સેરડીનો મુળિયા વાળો કકડો ૪ ચાઠુ, વ્રણ, ચાદી,ક્ષત. [અનાવલો
**ભાઠેલો,** પુ૦ એ નામની બ્રાહ્મણની એક જાત,
**ભાડ, સ્ત્રી૦** અનાજ શેકવાની ભઠ્ઠી ૨ ભાડભુજાનુ કલેડુ, પેણો ૩ મોટો કુવો. ૪ વેશ્યાઓની દલાલી, ભડવાઇ [ કરનાર
**ભાડભુજો,પુ૦**ભઠ્ઠીથી ધાણી પૌઆ શેકવાનો ધધો
**ભાડવાત, પુ૦ ભાડુત,** ભાડે રહેનાર
**ભાડાચીઠ્ઠી, ન૦** ભાડાનો જે લેખ તે [હાલ્લુ
**ભાડિયો, પુ૦** અનાજ શેકવાનુ કાણાવાળુ માટીનુ
**ભાડુ, ન૦** મકાન-વાહન વાપર્યાના બદલામા જે નાણુ આપવાનુ ઠરાવેલુ તે 'ઘરનુ ભાડુ' ૨ ધારો, મહેસુલ 'જમીન ભાડુ' ૩ કિરાયુ, નૂર 'ગાડીનુ ભાડુ
**ભાડુત,** વિ૦ ભાડુ આપવુ કરી વાપરનાર, ભાડે રાખનાર
**ભાડુતી, વિ૦** ભાડે ફરતુ હોય તે, ભાડાનુ (વાહન) ૨ પૈસા લઇ કામ કરનાર, મજુરિયુ, ૩.ઉપલકિયુ.
**ભાણ, ન૦** (સ૦) નાટકના દશ રૂપક પૈકી એક ૨ સૂરજ, રવિ, ભાસ્કર
**ભાણકી, સ્ત્રી૦** ભાણી ભાણકો=ભાણેજ
**ભાણજી,સ્ત્રી૦**બેનની દીકરી **ભાણજો**-બેનનોદીકરો.
**ભાણિયો, પુ૦** ભાણો, ભાણજો **ભાણી-ભાણજી**
**ભાણુ, ન૦** (સ૦ **ભાજન**) પીરસેલી થાળી ૨ ભોજન ખાવાનુ
**ભાણેજ-ભાણો,પુ૦**(સ૦)બેનનોછોકરો,ભાણિયો
**ભાણેજા, ન૦** ફેઇ ને બહેનના છોકરા
**ભાંડ, વિ૦** નાગુ, ભુડાબોલુ ૨ **ન૦** વાસણ,પાત્ર ૩ **પુ૦**લોકોને ભુડાબોલુ બોલી અસભ્ય ચાળા કરી ખુશ કરી આજીવિકા કરનાર ભવાયાથી ઉતરતી જાતના લોક ૪ મશ્કરો ૫ નિર્લજ, બેશરમો
**ભાંડવુ, ક્રિ૦ સ૦** ભુંડુ બોલવુ, ગાળ દેવી
**ભાંડુ,વિ૦**ભાઇબેનના સગપણવાળુ ૨ સગા વહાલા
**ભાત, પુ૦** ડાંગેર, સાળ ૨ રાંધેલા ચોખા, કૂર ૩ પ્રકાર, ઘાટી, ઢબ, ૪ છાપ, તરેહ, નમુનો **ભાત** પાડવી=છોડા પાડવા, બેઆબરૂ કરવી
**ભાતભાતનું, વિ૦** તરેહતરેહવાર, વિવિધ પ્રકારનુ
**ભાતિયુ,ન૦**ભાત ઓસાવવાનો કાણાવાળો ટોપલો ૨ રાંધેલો ભાત કાઢવાનો તબેથો
**ભાતીગલ-ભાતીલું, વિ૦** વેલબુટ્ટીવાળુ, ૨ ગમે-રગી, તરેહવાર
**ભાતુ-ભાથુ, ન૦**મુસાફરીનો ખોરાક, વાટ ખર્ચી, પ્રવાસમા ખાવાનો પદાર્થ, ટીમણ ૨ પગાર
**ભાતો, પુ૦** ભાથો [ઉપરાત અપાતુ લવાજમ
**ભાથી, પુ૦** વીર, ભટ, યોદ્ધો
**ભાથો,પુ૦**તીરનો કોથળો ૨ ઘમણ ૩ રાખવાનો સામાન રાખવાની થેલો.

ભાદરવો, પુ૦ વિક્રમ વર્ષનો ૧૧ મો મહિનો
ભાદરવાની ભેસ, સ્ત્રી૦ ચોમાસામા થતો એક જીવડો ૨ વિ૦ હૃષ્ટપુષ્ટ, તાજુમાજુ, શરીરે ભરેલુ
ભાદરવાનો ભિડા=નવલોહિયો તેર
ભાદ્રપદ, પુ૦ ભાદરવો મહિનો
ભાદ્રપદા, સ્ત્રી૦ એ નામનુ એક નક્ષત્ર
ભાન, ન૦ (સ૦) શુદ્ધિ, હોશ, સત્તા ૨ સ્મરણ યાદ, ફ્રામ. ૩ સમજણ, જ્ઞાન, અક્કલ ૪ છાયા, ભાસ, ભણકારો ૫ દરકાર કાળજી લક્ષ, સાવચેતી "ભાન રાખીને લખો"
ભાનુ, પુ૦ (સ૦) સૂર્ય, રવિ.
ભાનુવાર, પુ૦ રવિવાર, આદિત્યવાર
ભાભા, વિ૦ જાડી અક્કલવાળુ, અબૂજ ૨ મોટા, વડિલ–જેઠ, દિયેર વગેરે 'ભાભા ભારમા તો વહુ લાજમા
ભાભી, સ્ત્રી૦ ભાઇની વહુ, ભોજાઇ [રાંડ, સખી
ભાભીજી, સ્ત્રી૦ જેઠાણી ૨ વિ૦ બાયલો, કન્યા
ભાભુ, સ્ત્રી૦(અનાવલામા) બાપની મા ૨ ભાભીજી
ભામ, સ્ત્રી૦ ભામા, સ્ત્રી ૨ ઢોરના ચામડા ઉપરનો વેરો [ચોર, લબાડ
ભામટો, પુ૦ નજર ચુકવી લેઇ જનારો, ભમતો
ભામણા, ન૦ વારીજાઉ–બલિહારી છે એમ જણા વવાને હાથના એક તરેહના ચાળા, દુખડા, ઓવારણા (અખંડ સુખી રહો એ ભાવમા)
ભામની, સ્ત્રી૦ ભામિની
ભામણુ, વિ૦ સ્વાદ વગરનુ, મોળુ, ફિક્કુ, બેસ્વાદ
ભામા, ન૦ ખોટો ભાન ૨ ગાંડુ લાગવુ તે, ભ્રમણા "એ તેને શા ભામા લાગ્યા છે"
ભામા, સ્ત્રી૦ (સ૦) કામાતુર સ્ત્રી, જુવાન રૂપાળી સ્ત્રી ૨ દેખાડો, અનાવડા, દેખાડવાનો ઉમળકો
ભામિની, સ્ત્રી૦ (સ૦) જુવાન સુંદરી
ભામો, પુ૦ ભાવ, ભ્રમણા
ભાયડો, પુ૦ માટીડો, પુરુષ, મરદ ૨ ધણી, વર, પતિ ઉભે ભાયડે–ધણી હયાત છતા છતે ધણીએ
ભાયાત, પુ૦ પિત્રાઈ ૨ રાજાનો સગો
ભાયાતી, વિ૦ પિત્રાઇ ભાઇ તરીકે હકવાળુ
ભાયો, પુ૦ ભાઈ

ભાર, પુ૦ (સ૦ ભૃ–ભરવુ) બોજો, બોજ વજન, ૨ ચોવિસ માણસનુ વજન ૩ ૨૦૨૧૭૪૦૦૦ ની સખ્યા 'અઢારભાર વનસ્પતિ' (એમા ૪ ભાર ફળતા વૃક્ષ, ૪ ભાર ન ફળતા અને ૪ ભાર કાટા-વાળા ઝાડ તથા ૬ ભાર વેલી) ૪ ૨૦ તોલાનુ જે વજન તે ૫ કાગળ વગેરે દબાવવાનુ વજન ૬ તોલો, એક રૂપિઆ જેટલુ વજન ૭ અપચો, અજીર્ણ 'પેટમા ભાર છે' ૮ મોભો, મોટપણુ, માન, વક્કર ૯ જોખમ ૧૦ ઉપકાર, પાડ, એહસાન, આભાર 'તેનો મારા ઉપર બહુ ભાર છે' ૧૧ અમુક જેટલુ જે કઇ તે બરોબર 'રતિભાર' ૧૨ સમૂહ, જથ્થો ૧૩ શક્તિ, વિસાત, દમ, બળ 'એના શા ભાર છે' ૧૪ મહત્વ, ગૌરવ, અગત્ય વજન 'હસી બોલ્યો વિહંગમ વાણીજી, એ શુ માન્યુ ભાર બહુ આણીજી"—પ્રેમા૦ ૧૫ કોઇપણ ચીજની જરૂરિયાત બતાવવા તેના ઉપર બોલતા ભાર દેવો તે "કાના તારી કીકી કામણગારીરે" કાના તારી કીકી કામણગારીરે"
ભારખમુ, વિ૦ બોજો વહી શકે તેવુ, ભાર ખમી શકે તેવુ
ભારખાનુ, ન૦ ભાર ભરવાનુ વાહન-ગાડા, ડબા
ભારજા, સ્ત્રી૦ (ભાર્યા) પરણેતી સ્ત્રી, પત્નિ
ભારટિયો, પુ૦ મોભ પાટડો, ભાલ ૨ તોર, તુરી (સાળની) ૩ વળિયત્રમા લોઢાનો ભારે ટેકો
ભારણ, ન૦ ભારવુ તે રાખમા દબાવવુ ૨ પુટ-પાક ૩ દાબણ વજન, બોજો
ભારત, ન૦ હિંદુસ્તાન ૨ વેદવ્યાસે રચેલો ગ્રંથ, મહાભારત ૩ વિ૦ ભારતનુ, ભારત સબધી
ભારત ચલાવવુ=વાળુ લાબુ ટાયલુ કરવુ
ભારતી, સ્ત્રી૦ (સ૦) વાણી, સરસ્વતી ૨ ગોસાઇઓની એક અટક–ભેદ
ભારતીય, વિ૦ (સ૦) ભારત સબધી, હિંદનેલગતુ
ભારથી, વિ૦ બહાદુર, ધીટ, વીર, બળવાન
ભારદોરી, સ્ત્રી૦ અડુરે ન જાય માટે મત્રેલી માદળિયાવાળી જે સુતરની દોરી દહાડાવાળી સ્ત્રીની કમ્મરે બાધવામા આવે છે તે [એક ઋષિ
ભારદ્વાજ, પુ૦ એક જાતનુ પક્ષી ૨ એ નામના

**ભારબરદારી, સ્ત્રી૦** (ફા૦) ભાર ખેચનાર (ગાડુ, ગધેડા, ઉંટ, પોઠી, વગેરે) ૨ હેલકરી, મજુર
**ભારબોજ–વક્કર, પુ૦** મોટપણુ ૨ માન, વક્કર, મોભો ૩ ભાર, બોજો
**ભારવટિયો, પુ૦** ભારટિયો, પાટડો [ભંડારવુ
**ભારવુ, ક્રિ૦** સ૦ દેવત ને રાખમા દાબી રાખવો,
**ભારી, વિ૦** બોજ–ભારવાળુ, વજનદાર ૨ મોઘુ વધારે, મોઘુ ૩ અઘરૂ, મુશ્કેલ ૪ ઘણુ, ખૂબ ૫ સુસ્ત, જડ (શરીર) [મોટી જુડી, સમૂહ, બોજ
**ભારી, સ્ત્રી૦** બેચાર લાબી ચીજને એક ઠીબાંધેલી
**ભારે, વિ૦** વધારે ભારવાળુ, વજનદાર, સગીન ૨ સુસ્તીવાળુ, ચચળતા વિનાનુ, સુસ્ત, જડ શરીર ભારે લાગે છે ' ૩ વધારે ઘણુ (કિંમત, ભાવમા) ૪ અઘરૂ, મુશ્કેલ (કામ) ૫ ના-ઉમેદ, દીલગીર, ઉદાસી "ઘણા ભારે, અત-કરણે તે તેને મળ્યો" ૬ દુર્જર, પચે નહિ તેવુ ' ભારે ખોરાક " ૭ તોલમા વધારે ' ભારે કપડુ પહેરવાથી મને પચ્યુ નહો " ૮ કડક, સખત, ઘણુજ 'ભારે મિજાજવાળા ભાઇનો દેખાય છે ' **ભારે થવુ**–માન ધરવુ વજનમા વધવુ, મોઘુ થવુ **ભારે પડવુ**—મોઘુ પડવુ (કિંમતમા) ૨ બોજા જેવુ લાગવુ–જણાવુ 'હુ મારા ભાઇભોજાઇને ભારે પડી તેને તમે પાલવી "—**સર૦**
**ભારેખમ, વિ૦** આબરૂદાર, પ્રતિષ્ઠિત મોભાદાર (માણસ) ૨ મોટાઈના ડોળવાળુ ૩ ગભીર, ભારેખેમપણુ, ગાભીર્ય, મોટપણુ, પ્રતિષ્ઠા
**ભારેવાઇ, વિ૦** દહાડાવાળી, ગર્ભવતી સગર્ભા, બેજીવ
**ભારેશલ્ય, વિ૦** ઘણુજ ભારે, જડ, ખૂબ ભારે ૨ પચે નહિ તેવુ
**ભારો, વિ૦** મોટી ભારી (લાકડા ઘાસ વગેરેનો) ૨ ખુલ્લા સઢનો છેડો, જેને આધારે પવન ઓછો વત્તો લેવાય છે તે ૩ ભારે બોજો, ચિતાકારક દુખનો સમુદાય.'રાડેલી છોકરી એ તેના માબાપને સાપનો ભારો છે '
**ભારોટિયો, પુ૦** જેના ઉપર પીઢો જડવામા આવે છે તે, પાટડો ૨ મોભ
**ભારોટી, સ્ત્રી૦** ભારી, સરપણનો નાનો ભારો, જુડી
**ભારોભાર, અ૦** સરખે વજને, સાટે, એક પલ્લામાં એક ને બીજા પલ્લામા બીજુ તેમ, સમતોલ, બરોબર.
**ભાર્ગવ, પુ૦** (સ૦) એ નામની બ્રાહ્મણની એક નાત ૨ પરશુરામ ૩ ભરૂચનો વતની બ્રાહ્મણ
**ભાર્યા, સ્ત્રી૦** (સ૦) સ્ત્રી, વહુ, ધણિયાણી
**ભાલ, ન૦** કાદવવાળી જમીન, છાછરા પાણી-વાળી જગા, ભાઠુ ૨ રેતાળ ને રસાળ જમીન ૩ કપાળ ૪ પુ૦ પાટડો, ભારવટિયો
**ભાલ, સ્ત્રી૦** કુચી, પત્તો. "મારે તો નામ થકી તરવુ એવુ વેદ માહે ભાલ છે."
**ભાલદાર, પુ૦** છડીદાર, નેકી પોકારનાર, ચોપદાર.
**ભાલિયો, પુ૦** ગાગેર, મોટો વડો
**ભાલુ, ન૦** બરછી, ભાલો. ૨ રિછ ૩ ફાકડી.
**ભાલો, પુ૦** બેધાર ને અણીદાર પાનુ જડેલી લાબી લાકડી, બરછી
**ભાલોડુ, ન૦** તીરનુ પાનુ, કાપલો, ભાલાના પાટનુ નાનુ પાનુ તે
**ભાવ, પુ૦** (સ૦ ભૂ–થવુ) હૃદયમા જેવુ લાગવુ-થઇ આવવુ તે, વૃત્તિ, જોસ્સો, લાગણી. ૨ પ્ર-કૃતિ, સ્વભાવ ૩ (રસશાસ્ત્રમા) રસ ઉત્પન્ન-પ્રગટ થવામા જે વૃત્તિ તે ૪ અભિનય, ચાળા, ચેષ્ટા ૫ મર્મ, ગુપ્ત રહેલો અર્થ, છુપો ભેદ ૬ મલ, નિરખ, દર, કિંમત "બાજરીનો શો ભાવ છે?" ૭ ઇરાદો, ધારણા, મતલબ, ઇચ્છા ૮ હેત, માયા, પ્રેમ ' ભાવે કભાવે આ કામ કર્યા વિના છૂટકો નથી." ૯ આસ્થા, વિશ્વાસ "એક મને એક ચિત્તે તુ ખણજે આણી ભાવ" –**પ્રેમા૦** ૧૦ હૃદયનો પ્રેમ 'હરિ તો ભાવના ભૂખ્યા છે" ૧૧ સ્થિતિ, હાલત, પણુ ત્વ, તા ' પુરુષ ભાવ, શિષ્યભાવ " ૧૨ સત્તા, કાર્ય. ફળ "ગ્રહભાવ" ૧૩ હોવુ, હાજરી જ્યા પૈસાનો ભાવ ત્યા વિદ્યાનો અભાવ ઘણુખરૂ હોય છેજ " **અભાવે**–ગેરહાજરીમા ૧૪ સુજ્ઞજન! વિદ્વાન! આર્ય! પૂજ્ય! નાટકમા સબોધનાર્થે વપરાતો શબ્દ ૧૫ વખાણરૂપી કવિતા. **ભાવ ખાવો**=માન લેવુ, ખુશામત માગવી, જાણીજોઇને આગ્રહ કરાવવો. ૨. નફો કમાવો 'એ ઘણો ભાવ

આપીને વેચે છે " **ભાવ** પૂછવો=દરકાર કરવી, પત કરવુ, લેખવવુ, ગણુતરીમા ગણવુ **ભાવ** ભજવવો=અસલ ખવાસ બતાવવો,સ્વભાવ પ્રમાણે વર્તવુ **ભાવ** લેવો=ઇચ્છા-મન જાણવા યત્ન કરવો
**ભાવટ–ઠ, સ્રી૦** ઉપાધિ,જ જાળ, આપદા, કલેશ, મુશ્કેલી, વિડબના ૨ વિચાર, મનોવ્યાપાર **ભાવટ** ભાગવી=ઉપાધિ આપદા ટાળવી પીડા દૂર કરવી, 'જઇને જાચો જાદવરાય, ભાવઠ ભાગશે રે ' ૨ સસારની જ જાળમાથી મુક્ત થવુ
**ભાવડુ, ન૰** બાઉડુ, ભૌડુ [ભાઇબીજ
**ભાવતબીજ–નબીજ, સ્રી૰** કારતક સુદિ બીજ,
**ભાવતુ, વિ૰** પસદ પડતુ, મન ગમતુ, રૂચતુ
**ભાવન, ન૦** રીસ થઢે તેવુ કહેવુ તે મેહેણુ, ટોણો ૨ ભાવના
**ભાવના, સ્રી૰** કલ્પના, ધારણા ૨ વિશ્વાસ, આસ્થા, શ્રદ્ધા, આકીન, ભરૂસો ૩ પ્રેમ,વહાલ, માયા ૪ ઇચ્છા, વૃત્તિ, રૂચિ ૫ પટ 'એને લીંબુના રસની ભાવના દો ' ૬ પસદગી, અભિરૂચી ૭ મનમા મુર્તિ ધારવી તે, ધ્યાન ધરવુ તે
**ભાવવાચક, વિ૰** ગુણ બતાવનારૂ (વ્યાકરણ)
**ભાવવુ, ક્રિ૰ સ૦** સ્વાદે લાગવુ (જીભને) ૨ પસદ પડવુ ગમવુ,ગોઠવુ (મનને) ૩ પ્રિય લાગવુ
**ભાવસાર,વિ૦**લુગડા છાપવાનો ધ ધો કરનાર,છીપો
**ભાવાર્થ, પુ૦ (સ૰)** અદરનો અર્થ, છુપો ભેદ ૨. મતલબ, તાત્પર્ય ૩ આશય, હેતુ, અર્થ
**ભાવિક, વિ૦(સ૰)**આસ્થા-નિષ્ટાવાળુ,આસ્તિક ૨ રસિક, મર્મજ્ઞ
**ભાવી, ન૦ (સ૦)** ભવિષ્યમા બનવાનુ તે, ભવિષ્ય ૨ નસીબ, પ્રારબ્ધ
**ભાવે પ્રયોગ, પુ૰** જેમા ક્રિયાપદનો ભાવ એજ કર્તા હોય તે પ્રયોગ "પેટમા દુખે છે "
**ભાષક, વિ૦ (સ૦)** ભાષણ કરનાર, વક્તા
**ભાષણ, ન૰ (સ૦)** મોઢેથી બોલવુ તે ૨ એકાદો વિષય વાચવો અથવા મોઢેથી કહી સભળાવવો તે ૩ વાણી બોલી
**ભાષા, સ્રી૰ (સ૰)** મોમાથી કાઢેલો અવાજ–ઉચ્ચાર–ધ્વનિ તે, બોલી, વાણી, વ્યાપાર, વાચા, જબાન ૨. વ્રજ ભાષા "તુલસીદાસે ભાષામા કવિતા લખેલી છે "
**ભાષાન્તર, ન૦ (સ૦)** એક ભાષામાથી બીજી ભાષામા આણવુ તે, તરજુમો, પાઠાતર, અનુવાદ
**ભાષિત, વિ૰ (સ૦)** કહેલુ, બોલેલુ
**ભાષી, વિ૰ (સ૦)**બોલનાર મિતભાષી=થોડાબોલુ
**ભાષ્ય, ન૰(સ૰)**મળ સૂત્ર ઉપર વિસ્તારથી આપેલી જે સમજ તે, ટીકા, વિવરણ, વ્યાખ્યાન
**ભાષ્યકાર, પુ૰** ભાષ્ય કરનાર, ટીકાકાર, વ્યાખ્યાન કર્ત્તા, વિવેચક
**ભાસ ૦૦ (સ૰)** મનમા જે છાપ–છાયા પડતી –પડેલી તે, ભાન, અસર ૨ જેવુ–સરખાપણુ દેખાવુ તે, પ્રતીત થવુ તે. ૩ બનવાનો જોગ દેખાવો તે ૪ પ્રકાશ, આભાસ, ઉજેશ
**ભાસમાન, વિ૰ (શ૰)** પ્રકાશ આપતુ, દીપતુ ૨ કલ્પનામા આવતુ જણાતુ
**ભાસવુ, ક્રિ૦ અ૦** દેખાવુ, જણાવુ, દિસવુ ૨ કલ્પનામા આવવુ,સ્ફુરવુ,મનને લાગવુ ૩ પ્રકાશવુ, ઝળકી મારવી ૪ સરખુ જણાવુ, જેવુ લાગવું
**ભાસ્કર, પુ૰ (સ૰)** સૂર્ય, રવિ સુરજ ભાનુ
**ભાળ, સ્રી૰** ખબર શોધ, પત્તો, ઠેકાણુ ૨ ઠેકુ
**ભાળવણ–ણી, સ્રી૰** સોંપણ સિફારસ, સુપરત
**ભાળવવુ, ક્રિ૰ સ૰** સીફારસ કરવી, ભલામણ કરવી, સભાળ રાખવાનું કહેવુ
**ભાળવુ, ક્રિ૦ સ૦** જોવુ, અવલોકન કરવુ, દેખવુ 'બેઠો માળો બાધવા, ભાળ્યો કાળો કાગ' ૨ સૂઝવુ, આખે દેખાવુ ૩ સમજવુ
**ભાળિયો, પુ૦** ધાગર, મોટો ઘડો
**ભાળુ, અ૰** વારૂ, ઠીક
**ભિગડુ, ન૰ (સ૰)** છાલ કે ચામડીનું કઠણ ને ખડબચડુ છોડુ ૨ મરી ગયેલી ચામડીનું છોડુ
**ભિગારી, સ્રી૦** ભમરી
**ભિગારો પુ૦** પીળા માથાનો કાળો જીવડો ભમરો
**ભિછરૂ, વિ૰** ઘણા વાળવાળુ ૨ વિખરાયલા વાળવાળુ, રૂછડુ
**ભિજવવુ ક્રિ૦ સ૰** ભીનુ કરવુ, પલાળવુ, કુણુ કરવુ ૨ સમજાવી પટાવીને પોતાના મતમા

મેળવવુ, લલચાવવુ [તરબોળ થવુ
**ભિજાવુ,** ક્રિ૦ અ૦ ભીનુ થવુ, પલળી જવુ,
**ભિંડમાળ,** સ્ત્રી૦ ગોફણ
**ભિંડી,** સ્ત્રી૦ એક જાતનો છોડ, એની સોટીઓને પતાળવાથી છોલ ઉતરે છે જેના દોરડા બને છે એ સણ કરતા સુવાળા હોય છે, વા'ણ
**ભિંડીમાળ,** સ્ત્રી૦ જેમા પથ્થર, ગોળા, ઇ૦ મકી શત્રુ ઉપર ઉરાડવામા આવે છે તે, ગોફણ ૨ સીકુ, ઝોળી
**ભિંડો,** પુ૦ એક જાતનો શાકનો છોડ ૨ ફાયર, આડખીલી ભિંડો માગવો-ફાસ મારવી
**ભિંત,** સ્ત્રી૦(સં૦ભિત્તિ)ઇટ માટીનુ ઉભુ કરેલુ ચણતર,દિવાલ,કોટડુ,ભિંતે ચઢવુ=નિંદાવુ, વગોવાવુ
**ભિંતર,** ન૦ અતર, કાળજુ, હૈડુ ભિંતર દાઝવુ= કાળજુ બળવુ,મનમા ઉંડુ ખટકવુ ૨ અ૦ અંદર, મા,ઉંડાણમા
**ભિંતડી,** સ્ત્રી૦નાની ભિંત, ભિંતરડી,ભિલ્લુ
**ભિંતરડી,** સ્ત્રી૦ભિંતડી,ભિલ્લુ "ગોળ કેરી ભિંતરડી, શેરડી કેરા દાડા, કોપરડે ઘર છાયા, બચ્યા બારણા ઉઘાડો" [હથિયાર ૨ ગોફણ
**ભિંદિપાલ,** પુ૦ (સં૦) લડાઇમા વપરાતુ એક
**ભિંનું,** વિ૦ ભીનુ, ભિંજાયેલુ, લીલુ
**ભિસવું,** ક્રિ૦સ૦દાબવુ નીચોવવુ,પીલવુ,ભચરડવુ ૨ ચાપવુ, જોરથી ભેટવુ
**ભિક્ષા,** સ્ત્રી૦(સં૦) ધર્મ પ્રમાણે યાચના કરવી તે ૨ ભીખની રીત ૩ ઘેર ઘેર ભીખ માગવી તે ૪ ખેગત દાન,બક્ષીસ,ભીખ
**ભિક્ષાવૃત્તિ,** સ્ત્રી૦ (સં૦) ભીખ માગવાનો ધંધો ૨ ભિક્ષાથી ગુજારો કરવો તે [કણક
**ભિક્ષાન્ન,** ન૦(સં૦) ભીખ માગી આણેલુ અન્ન,
**ભિક્ષુ,** વિ૦ ભીખ માગીને ગુજરાન કરનાર ૨ ભીખારી ૩ સંન્યાસી,બૌદ્ધ સાધુ
**ભિક્ષુક,** પુ૦ ભીખારી,માગણ ૨ ભિક્ષા ઉપર ગુજરાન ચલાવનાર ૩ યજમાનના આશ્રયથી રહેનાર ગોર-બ્રાહ્મણ "ભિક્ષુક અને ગૃહસ્થ"
**ભિખવાળી,** સ્ત્રી૦ સંબંધી પાસેથી ભીખ માગી બનાવેલી કડી-ટોકરવુ (છોકરા માટે)

**ભિખારચોટ,** વિ૦ભિખારી જેવુ ૨ જીજ ફાયદાનુ (કામ) ૨ ભુખડુ, દળદ્રી, ભીખ ઉપર આધારવાળુ
**ભિખારણ,** સ્ત્રી૦ ભીખ માગનાર સ્ત્રી
**ભિખારી,** વિ૦ભીખ માગનાર ૨ ગરીબ. [ભાત
**ભિખારીવેડા,** પુ૦ભિક્ષુકી ૨ ભીખારીના જેવી રીત
**ભિખારૂ,** વિ૦ ભિખારી
**ભિચડાવુ,** ક્રિ૦અ૦ ભચડાવુ, સાકડમા આવવુ
**ભિડાભીડ,** સ્ત્રી૦ ઘણી ચીજોનુ છેકજ પાસે પાસે આવી રહેવુ તે,ભીડ,દટ્ટી,ગીરદી,સકડાશ
**ભિડાવવુ,** ક્રિ૦ સ૦ (તકરારમા) ગભરાવવુ,ગુચવાડામા નાખવુ, નિરૂત્તર કરવુ ૨ ગુચવવુ (સાક્ષીમા) ૩ કોઈના માટે ખોટુ ખરૂ કહી મન ઉચુ કરવુ,અટસ પડાવવો ૪ ધમકી દેવી, દબડાવવુ, બીક આપવી ૬ જોરથી બઝાડવુ,દબાવવુ, આલિંગન આપવુ
**ભિડાવુ,** ક્રિ૦ અ૦ તંગીમા આવવુ, સંકડાવુ ૨. રૂંધાવુ, અટળાવુ ૩ સજડ બેસવુ
**ભિનાવુ,** ક્રિ૦અ૦ભીનુ થવુ, પલળવુ ,ભિંજાવુ
**ભિનાશ,** સ્ત્રી૦ ભેજ, આર્દ્રતા, સરદી, પાણીની અસરવાળુ તે
**ભિન્ન,** વિ૦(સં૦)જુદુ, છુટુ પડેલુ ૨ અંતર હોય તેવુ ,વહેચવુ ૩ નોખુ ,અલગ ૪ ખીલેલુ,વિકસિત. ૫ તૂટેલુ, ભાગેલુ [ફેરફાર
**ભિન્નતા,** સ્ત્રી૦જુદાઈ,ભેદ,અંદર ૨ પડદો,તફાવત,
**ભિન્નભાવ,** પુ૦(સં૦)જુદાઇ,ફેરફાર,તફાવત,ફરક
**ભિલડી,** સ્ત્રી૦ ભીલની સ્ત્રી
**ભિલામુ-મો,** ન૦ એક જાતના ઝાડનુ બી, જે ઔષધમા વપરાય છે તેના રસથી લુગડા ઉપર લખેલુ ધોવાઇ જતુ નથી ભિલામો ઉરાડવો-ઠેર ઠેર કજીઆના મૂળ રોપવા [જાત, કિરાત
**ભિલ્લ,** પુ૦ (સં૦) ડુગરામા વસનારી એક અનાર્ય
**ભિલ્લુ,** પુ૦સાથી,ભીરૂ,બરોબરીઓ મિત્ર,ગોઠીઓ
**ભિષજ,** પુ૦(સં૦) વૈદ્ય,ચિકિત્સક
**ભિસ્તી,** પુ૦ (ફા૦) ચામડાને કોથળે-મસકે પાણી ભરવાનો ધંધો કરનાર-ભરી છાટનાર,પખાલી
**ભીખ,** સ્ત્રી૦ (ભિક્ષા) જોઈતી ચીજો ન મળેથી લોકો પાસે ધર્માદા માગવુ તે;દીનતા દેખાડી માગવુ

તે ૨ ગરીબ માગનારને જે આપેલુ તે, ખેરાત, દાન ૩ ઘરનુ ન સદનાથી ઓળખીતા પાસેથી માગી તાગીને મેળવેલુ (નાના બાળક માટે)
**ભીખવુ,ક્રિ૦અ૦** નિરાશ થવુ રડી રહેવુ 'હુ તો બને રીતે ભીખ્યો" [માગવી.
**ભીખવુ,ક્રિ૦સ૦** માગી ખાવુ,યાચના કરવી,ભીખ
**ભીછરૂ,વિ૦** ભૂડના જેવા, બરડ, ઉભા ને કડક 'રદન વદન મોટા ભીછરા ભૃગિ કેશ"—રત્નો૦
**ભીજ,સ્ત્રી૦**ભિનાશ,ભેજ ૨ લુણો
**ભીડ, સ્ત્રી૦** લોકોનો જમાવ,ઠઠ્ઠી, ગીરદી, ઠઠ ૨ સાકડ,તગી,ઓછપ 'હાલમા નાણાની ઘણી ભીડ ચાલે છે" ૩ અડચણ, ડખલ હરકત, નડ
**ભીડવું,ક્રિ૦અ૦** હિમ્મતથી ધસવુ—જવુ ૨ પેસી જવુ,ઘુસવુ ૩ ટટો કરવો,કજીઓ કરવો ૪ આલિગન દેવુ, ભેટવુ બાથમા લેવુ ૫ વાસવુ બધ કરવુ (બારણુ) ૬ કસવુ બાધવુ 'તેણે કમ્મર ભીડી'
**ભીડી, સ્ત્રી૦ ભિડી,** જુઓ
**ભીત, સ્ત્રી૦** ભિત, દિવાલ
**ભીતિ, સ્ત્રી૦** (સ૦) ડર, ભય, બીક [ચીકલવટ
**ભીતો, પુ૦** ભિતે મૂકવામા આવતો ઉભો ટેકો,
**ભીનુ, વિ૦**પાણીથી પલાળેલુ,ભિનાશવાળુ, ભેજવાળુ ભીના ઘઉ દળવા—સખતમહેતનુ કામ કરવુ
**ભીનેવાને, અ૦** પલળેલા શરીરે [ભારે, મોટુ
**ભીમ,વિ૦(સ૦ભી—બીક)** વિકાળ, ભયાનક ૨
**ભીમ, પુ૦**ભયાનક રસ ૨ ભીમસેન પાચ પાડવા માનો એક [નિર્જળા એકાદશી
**ભીમ અગિયારસ,સ્ત્રી૦** (સ૦) જેઠ શુદિ ૧૧,
**ભીમડા, ન૦** બાળકે મો મીડી હોઠ ફફડાવી ચુક ઉરાડવુ તે
**ભીર,સ્ત્રી૦(સ૦)** મુશ્કેલી,ભીડ [સામે ભીડનારો
**ભીરૂ,પુ૦[ભિલ્લુ]**મિત્ર,જોડીઓ,ગાઠિયો ૨ ભિલ્લુ,
**ભીરૂ,વિ૦** બીકણ, ભયવાળુ ,ભય કર
**ભીલ પુ૦[ભિલ્લ]** ડુગર કોતરમા વસ્તી અનાર્ય
**ભીલડી,સ્ત્રી૦**ભીલની સ્ત્રી [જાત,કિરાત, ઠાકરડા
**ભીલુક, ન૦ [સ૦]** રિછ, ભ'લુક [મણુ, ડરાલ
**ભીષણ,વિ૦[સ૦]**દારૂણ, ગાઢ ૨ ભયાનક, બિયા-
**ભીષ્મ, વિ૦ [સ૦]** ભયકર,કારમુ ૨ દારૂણ,મોટુ

**ભુઆ, ન૦** પાણી ભુઆં ભરાઈ જવા—પાણી ભરાઇ જવુ, થાકી જવુ, હારી જવુ
**ભુઈ, સ્ત્રી૦** ભોય, જમીન, ભૂમિ ૨ ખેતર
**ભુકવુ,ક્રિ૦અ૦** ગવેડાનુ બરાડવુ—બોલવુ,ભો ભો બોલવુ ૨ કહેવુ (તિરસ્કારમા) ૩ વગર સમજે
**ભુખર,વિ૦** રાખોડીઆ રગનુ [ગમે તેમ બોલવુ
**ભુગરા, પુ૦** શેકેલા ઘઉ—ચણા
**ભુગરેટ, સ્ત્રી૦** તપેલી ગખ
**ભુગળ, સ્ત્રી૦** ધંતુરાના ફૂલના આકારનુ ફુકીને વગાડવાનુ નળાકાર વાજુ ૨ રણશીગુ, તુરાઇ ૩ બારણા બધ રાખવાનો લાકડાનો કે લોઢાનો ગજ ભુગળભટિયુ=ભાટજીનુ ભુગળુ,ગીપણુ ૨ લબાણુ લખાણુ ભુગળ વનાની ભવાઇ=ખાલી ફજેતો
**ભુગળિયો, પુ૦** ભુગળ વગાડનાર
**ભુગળી,સ્ત્રી૦** વાસ—ધાતુની પોલી નળી ૨ છાતી ઉપર જે મૂકવાથી ધબકારા સભળાય છે તે યત્ર ૩ કાનની નળી ૪ ફેર—પેચવાળુ નાકુ, ફેમડી
**ભુગળુ,ન૦** નળીના આકારનો ઘાટ,નળી **ભુગળુ** ફુકવુ—પ્રશશા કરવી વખાણ—ગીત ગાવા ૨ દેવાળુ કાઢવુ,નાલાશી બતાવવી **ભુગળો** ભીડાવી =સત્યાનાશ જવુ નમતાન જવુ [ટોળુ
**ભુજરવાડ,સ્ત્રી૦** નાના છોકરાનુ ટોળુ, વેજાનુ
**ભુજવુ,ક્રિ૦સ૦** શેકવુ, દેવતા ઉપર ઉનુ કરવુ
**ભુડ,ન૦** એક જાતનુ ચોપગુ હાથીના રગનુ વણા ટુકા પગ ને ટુકી પુછડીનુ લાબુ મો તથા દબડા પેટવાળુ જાનવર ડુક્કર, વરાહ રાની ભુડને બે દાત હોય છે તે બહુ જબર હોય છે સુવર
**ભુડણ, સ્ત્રી૦**ભુડની માદા ૨ ઘણા જણતરવાળી સ્ત્રી, ગદીગોબરી સ્ત્રી
**ભુડમશેળિયુ, વિ૦** દ્વેષી, ઝેરીલુ ૨ કપટી
**ભુડાઇ,સ્ત્રી૦**ખરાબી,બદી, દુર્ગુણ ૨ અણબનાવ, દ્વેષભાવ, ભુડાશ મિનાકેસી, ઉચુ મન
**ભુડાળુ,ન૦**ખરાબ ભાષા, બિભત્સ,નિર્લજ્જ ગાળ
**ભુડાશ, સ્ત્રી૦** ભુડાઇ, જુઓ
**ભુડુ, વિ૦** ખરાબ,દુષ્ટ,પાપી,અનીતિનુ ૨ વેરીલુ, દ્વેષી ખારીલુ ૩ કપટી, મીઢુ, અતરદ્વેષી ૪ બિભત્સ, નિર્લજ **ભુડાથીભૂત નાસે**=ભુડુ ભૂત કરતાએ બુરૂ

ભુંથું,ન૦બોથું,જડીઉ ૨ વિ૦બોથડ,અણસમજુ ૩ બેડોળ, બદશિકલ
ભુંભું,અ૦ ભુંગળનો અવાજ
ભુંસવું,ક્રિ૦સ૦લોહી નાખવું,ભુંસી નાખવું
ભુંસું,ન૦છોતરા,થુલું, જાડી કુસકી, ભુરી, કચરાઈ ગયેલા છેક ઝીણા છોડાં,વાસ સાઠાનો ઝીણો ભુકો
ભુ, ન૦ પાણી (બાળકની ભાષામાં)
ભુઓ,પુ૦મેલી વિદ્યા જાણનારો,ભૂત,ઇં૦ કાઢનારો ૨ કિડિયારામાં થતો એક જીવડો ૩ ભુવો,ફેડો ભોક
ભુકી, સ્ત્રી૦ બારીક ભુકો, રજ [ગયેલું હોય તેવું
ભુકેભુકો, અ૦ ચુરેચુરો, કકડેકકડા, ભુકેભુકાથઈ
ભુકો,પુ૦જેર,ચુરો, ભુકી ૨ છેક નાના કકડા
ભુક્ત,વિ૦(સં૦)ખાધેલું ભોગવેલું [૩ ગર,ચૂર્ણ
ભુક્તિ, સ્ત્રી૦ (સં૦) સંસારના લહાવા, ઉપભોગ, ભોગવટો ૨ ખાવું તે
ભુક્તાવવું,ક્રિ૦અ૦ભોગવવું, ઉપભોગ કરવો ૨ ક્રિ૦ સ૦ જમાડવું, આરોગાવવું
ભુખડું, વિ૦ ભૂખે પિડાતું, કંગાળ, ક્ષુધાતુર ૨ તંગીમાં આવેલું
ભુખડુબારસ, વિ૦ અગિયારસનું અપવાસી બારસે પારણા કરવાની આતુરતા રાખે છે તેવું, ખાઉ ખાઉની દાનતવાળું, કંગાલ, દીન, 'તારા ભુખડુ બારસ પુત્રોએ એકદમ વર માફક જુલમ કરવો જારી રાખ્યો'—હિં૦ બ્રિં૦મૂખની બારસ-અત્યંત આતુરના ખાવાની લઘુતા
ભુખર, પુ૦ વહાણુને જે ઉત્તર તરફનો પવન લાગે તે, ઉત્તર દિશાનો વાયુ
ભુખરું, વિ૦ ફીકું, ઝાંખું, ભભક વિનાનું
ભુખાળવું,વિ૦ભુખડું, ખાઉધર, બુભુક્ષિત
ભુચિયો, વિ૦ ભાગી જાય તેવો, કોરડો (લાડુ)
ભુજ,પુ૦(સં૦) ખભાથી આગળીના નખ સુધીનો ભાગ, કર, બાહુ ૨ સાપ, અહિ
ભુજંગ, પુ૦(સં૦)સાપ, નાગ, ૨, ૨ અશ્લેષા નક્ષત્ર ૩ કાર્મુક, બોદો, કામીજન
ભુજંગી પુ૦બાર અક્ષરના ચરણવાળો એક છંદ
ભુજવું, ક્રિ૦ સ૦ ભુંજવું, શેકવું, દેવતા ઉપર
ભુજા, સ્ત્રી૦ હાથ, કર, બાહુ [મૂકી ઉનું કરવું
ભુટ્ટાચોર, પુ૦ હલકી ચોરીઓ કરનાર
ભુટ્ટો-ટ્ટો, પુ૦ મકાઈડોડો
ભુંડું,વિ૦વિ શરમિંદુ,ઓશિયાળું, ઝાંખું,નિસ્તેજ
ભુડકવું, ક્રિ૦ સ૦ મોહ-મંત્રથી વશ કરવું,મંતરવું, જાદુ કરવું ૨ છેતરવું, ઠગવું
ભુડકસ, ન૦ નાના નાના બાળક-છોકરા,ભુરકસ. ૨ વસ્તુઓનો ખીચડો, ૩ ગર, ભુકો
ભુતડું, ન૦ અવગતિયો જીવ, ભૂત, પિશાચ. ૨ ગંદું ને બીક લાગે તેવું માણસ
ભુતડો, પુ૦ ખડીના જેવી ચીકણી મટોડી (માથું ચોળવામાં વાપરે છે)૨ ગંદો ને બિહામણો માણસ,
ભુતાવળ, ન૦ ભૂતનું ટોળું-લશ્કર
ભુના,ન૦કાચી લીલી સુકાઈ ગયેલી તુવેરના દાણા. ગાના ૨ પીપળાના ટેટા
ભુરકવું, ક્રિ૦ સ૦ વશ કરવું મોહ લગાડવો, ભુડકવું ૩ છેતરવું, ભરમાવવું [છોકરાનું ટોળું
ભુરકસ, ન૦ વણી ચીજોનો ખીચડો ૨, નાના
ભુરકી, સ્ત્રી૦ વશ કરવાની મંતરેલી ભસ્મ ૨ મોહિની, ગાંડપણ, બીજા ઉપર ફીદા ફીદા થવું તે
ભુરસી, સ્ત્રી૦ (સં૦) જનોઈ દીઠ વરાડે આવતી દક્ષણા ૨ લાંચ, રૂશ્વત, ૩ પાનસોપારી, બક્ષીસ
ભુરાટ,વિ૦ભુરા ૨ ગવાળું,ભુરૂ, બદામી,તપખિરીયા
ભુરાટણ, ન૦ ગભાણની જમીનની માટી, ધોળી રતાશપડતી માટી;જેથી ગામડામાં વર ધોળે છે તે
ભુરાડું, ન૦ ભુરૂ મટોડું ભુરાડુ, ભુરી માટી
ભુરાશ, સ્ત્રી૦ ભુરાપણું, ગોરાપણું
ભુરૂ, વિ૦ ગોર, ગોરૂ [વામાં આવે છે.
ભુરૂ કોળું, ન૦ એક જાતનું કોળું જે પાક બનાવ-
ભુલકણું,વિ૦વારવાર ભૂલ કરનાર, વિસરીજનાર
ભુલચુક, સ્ત્રી૦ કામમાં થયેલી ભૂલ તે, ખામી, કસર ફેરફાર ભુલચુક લેવી દેવી=ફેરફાર મજરે આપવો લેવો [સમજાવવું તે, ફરેબ
ભુલથાપ, સ્ત્રી૦ ભુલાવીને મારવું તે, આડું અવળું
ભુલભુલામણી, સ્ત્રી૦ ગલીકુચીવાળો રસ્તો ૨. ગુંચવણ, અટપટું કામ
ભુલભુલામણું, વિ૦ ગુંચવણ ભરેલું, અટપટું.
ભુલવણ,સ્ત્રી૦ભુલથાપ,ભુલવણી [૩ ભ્રમ,વિસ્મૃતિ.
ભુલવણી, સ્ત્રી૦ભુલવું તે, ભુલાવું તે ૨ ભુલથાપ,

**ભુલવુ,ક્રિ૰અ૰**વિસરી જવુ, યાદ ન રહેવુ, ગાફેલ થવુ ૨ ગફલત કરવી, ભૂલ ખાવી, ઠોકર ખાવી, ૩ અક્કલ ગુમાવવી ૪ મોહમા ફસાવુ

**ભુલાવવુ, ક્રિ૰ સ૰** ભૂલે તેમ કરવુ ૨ ચુકવવુ, ભૂલ ખવરાવવી, ભરમાવવુ, ઠગવુ, છેતરવુ

**ભુલાવો, પુ૰** ઉધુ સમજાવવુ તે, સમજફેર ૨ ભૂલ, ચૂક [મોહિત, મુગ્ધ

**ભુલુ ,વિ૰** ભૂલી ગયુ હોય તેવુ ૨ ભુલકણુ ૩

**ભુવ, પુ૰** કુતરાનો કાન, શિલિંધ્ર, બિલાડીનો ટોપ

**ભુવન, ન૰ (સ૰)** જગત, લોક [વચમાનો પ્રદેશ

**ભુવર્લોક, ન૰ (સ૰)** ભૂલોક ને સૂર્ય એ બેની

**ભુવો, પુ૰** ભુઓ [ખાડો પડે છે તે

**ભુવો, પુ૰** જમીનમા પોચાણને લીધે જે ઉડો

**ભુસકો,પુ૰** ઉચેથી નીચે કુદી પડવુ તે, કુદકો

**ભુસવુ, ક્રિ૰ સ૰** ( લખેલુ-ચિત્રેલુ ) છેકી નાખવુ,ચેરી નાખવુ,છેદી રદ કરવુ કાઢી નાખવુ, નાશ કરવુ, (રબરથી કે વસીને) ૨ બેદરકારીથી ઉતાવળમા ગમે લખી કાઢવુ

**ભુસ્કો પુ૰** ભુસકો, કુદકો ['ભૂપતિ, ભૂકપ'

**ભૂ, સ્ત્રી૰ (સ૰)** પૃથ્વી, ધરા ૨ ભોય, જમીન,

**ભૂ ન૰** પાણી ભૂ કરવુ-પિશાબ કરવો (બાળ ભાષામા) ભૂ પીતુ કરવુ=મારી નાખવુ

**ભૂ , વિ૰ (સ૰)**ઉત્પન્ન થયલુ, જન્મેલુ **સ્વયભૂ**=પોતાની મેળે ઉત્પન્ન થયલુ **પદ્મ** ભૂ-કમળમાથી ઉત્પન્ન થયેલુ

**ભૂકપ,પુ૰**પૃથ્વીના કોઈ ભાગનુ હાલવુ તે, ધરતીકપ

**ભૂખ, સ્ત્રી૰** ખાવાની જે સ્વભાવિક ઇચ્છા પ્રાણી માત્રમા છે તે ૨ ખાવાની ઇચ્છા, ક્ષુધા, બુભુક્ષા ૩ ઇચ્છા, લોભ, તૃષ્ણા ૪ ગરજ, ખોટ, તગી ભૂખ્યો બગાળી=અડધો ભૂખ્યો રહેનારા કગાળ પુરૂષ ૨ ગરજવાન, તગીમા આવ્યુ હોવુ તેવુ ભૂખ ભાગવી=ઇચ્છા પૂરી પાડવી, મનના મનોરથ

**ભૂખર, વિ૰** રસાળ નહિ તે, રૂક્ષ, અફળદ્રુપ ઉખરભુખર અવનીમા એ વાત, આખા વિશ્વમા થયુ વિખ્યાત'—**પ્રેમાનદ.** [ચિમળાવવુ તે

**ભૂખમરો, પુ૰** ભૂખની પીડાથી થતુ મોત, ભૂખે

**ભૂખ્યુ, વિ૰** જેને ભૂખ લાગી હોય તે ક્ષુધાતુર, ખાઉ ખાઉ કરવુ ૨ લાલચુ, લોભી ૩ ગરીબ ગરજુ, તગીમા હોય તે

**ભૂગોળ, પુ૰ (સ૰ ભૂ પૃથ્વિ+ગોળ)** પૃથ્વીનો ગોળો ૨ ભૂતળ, પૃથ્વી **ભૂગોળવિદ્યા**=ભૂગોળ ઉપરની રચના સબધી જાણવાની વિદ્યા

**ભૂચર, વિ૰** પૃથ્વી ઉપર ફરનારા (પ્રાણી) જળચર નહિ

**ભૂત, ન૰** એક તત્વ (પૃથ્વી-પાણી-તેજ-વાયુ-આકાશ એ પચમહાભૂત કહેવાય છે) ૨ મરતી વેળા મરનારનુ મન કશામા રહી જવાથી જીવ જે અવગતિને પામે છે તે,પ્રેત, પિશાચ, વૈતાલ,અસુર સેતાન, બ્રહ્મ રાક્ષસ ૩ શરીર, દેહ ૪ દેહધારી જીવ, લોક, દેહી ૫ વિચિત્ર બિહામણુ માણસ, ભયકર આકૃતિ, દૈત

**ભૂત, વિ૰ (સ૰)** થયેલુ, ગયેલુ, ગુજરેલુ, વીતી ગયેલુ ૨ વાળુ,રૂપ, હાલતમા આવેલુ સમાન 'આશ્રયભૂત, અગભૂત' **ભૂત** ભમવા-સ્વાર્થની ખાતર ઘણા જણે ભમ્યા કરવુ ૨ આગ્રહથી મડયા રહેવુ **ભૂત** ભરાવુ-ધુણવાઇને બેમવુ, એકાદી વાત મનમા ને મનમા રાખવાથી વિભ્રમ થવો, વાકુ પડવુ, રિસાવુ

**ભૂતકાળ, પુ૰** ગયેલો વખત તે ગત કાળ

**ભૂતળ, ન૰** પૃથ્વીની સપાટી, જમીનનુ તળ

**ભૂતાવળ, સ્ત્રી૰** ભૂતોનુ ટોળુ-લશ્કર

**ભૂતિ,સ્ત્રી૰(સ૰)** હોવાપણુ, અસ્તિત્વ ૨ જન્મ, ઉત્પત્તિ, ૩ આબાદાની, ઉદય ૪ વિજય, સફળતા ૫ ધન, માલમતા ૬ પ્રભુતા, મોટાઈ ગૌરવ. ૭ અમાનુષિક શક્તિ

**ભૂદેવ, પુ૰ (સ૰)** બ્રાહ્મણ, વિપ્ર, દ્વિજ

**ભૂધર, પુ૰ (સ૰)** પર્વતને ઉચકી રાખનાર-કૃષ્ણ, ઇશ્વર ૨ શેષનાગ ૩ રાજા,

**ભૂપ, પુ૰ (સ૰)** રાજા પૃથ્વીપાળ

**ભૂપ કલ્યાણ, પુ૰(સ)** કલ્યાણ રાગનો એક ભેદ

**ભૂપતિ, પુ૰ (સ૰)** રાજા, પૃથ્વીપતિ, નૃપ.

**ભૂપાળ, પુ૰ (સ૰)**રાજા, ભૂપ

**ભૂભા, સ્ત્રી૰** પૃથ્વીના ગોળાનો પડછાયો, જે ચદ્ર ઉપર પડતા ગ્રહણ થાય છે પૃથ્વીની છાયા [થાય તે

**ભૂભાર,ન૰(સ૰)** પૃથ્વી ઉપર પાપ રૂપ જે ભાર

**ભૂમધ્યરેષા,** સ્ત્રી૦ (સ૦) વિષુવવૃત્ત
**ભૂમંડળ,** ન૦ (સ૦) આખી પૃથ્વી,સઘળો પ્રદેશ
**ભૂમિ,** સ્ત્રી૦(સ૦) પૃથ્વી, ભોય, જમીન, ૨ માળ, તળ 'સપ્ત ભૂમિ અવાસ સુંદર, થઇ રહ્યો ઝાંતકાર' ૩ પ્રસ્તાવના, ભૂમિકા ૪ ખેતર, ભોય, ક્ષેત્ર ૫ સ્થાન, ઠેકાણું ૬ જગા, સ્થાન
**ભૂમિકા,** સ્ત્રી૦ (સ૦) અમુક સ્થળ (યુદ્ધ વગેરેનુ) ૨ ભૂમિ, જગા, સ્થાન ૩ જ્ઞાનની સાત પ્રકારની ઉત્તરોત્તર સ્થિતિ થાય છે તે પ્રત્યેક ૪ નાટકશાળા,રંગભૂમિ ૫ તળ, તળુ ૬ પ્રસ્તાવના
**ભૂમિતિ,** સ્ત્રી૦(સ૦ ભૂ +મિતિ–માપણી) પૃથ્વી ઉપરના અંતરો, તેમ નાના પ્રકારની આકૃતિઓ માપવાની વિદ્યા, રેખા ગણિત [વિધવુ તે
**ભૂમિતિશ્રેઢી–ણી,** સ્ત્રી૦,સ૦ ભૂમિતિમાઆગળ
**ભૂર,** વિ૦ ઘણુ, વધારે. ૨ મૂર્ખ અજ્ઞાની, બાઘડ 'છે ભૂર ભોગી વારૂણીનો, સુરાપાન પ્રીછે નહિ રે' —પ્રેમા ૩ ભુરસી
**ભૂરિ,** વિ૦ (સ૦) ઘણુ, પુષ્કળ, અત્યંત 'રદન વદન મોટા, ભિછરા ભૂરિ કેશ'—રત્નો૦
**ભૂરૂ,** વિ૦ રાતો, કાળો ને પીળો એ ત્રણ મિશ્ર રંગનું, આસમાની.
**ભૂલ,** સ્ત્રી૦ (સ૦ ભ્રમ) ભલવુ તે, વિસ્મૃતિ ગફલત, ચૂક ૨ ખામી, ખોટ, ખોડ. ૩ મોહ, છેતરાવું તે ભૂલાં ભમવા=આડે રસ્તે ચડી જઇ ફાંફા મારવા, ખરો રસ્તો ન જડવાથી અથડાવુ ૨ સંસારની મોહજાળમા ફસાયાથી ચોર્યાશીના
**ભૂલવુ,** ક્રિ૦ અ૦ ભુલવુ ,જુઓ. [ફેરામા ભટકાવુ
**ભૂલોક,** પુ૦ (સ૦) પૃથ્વી. ૨ મૃત્યુલોક.
**ભૂશલાકા,** સ્ત્રી૦ (સ૦) ભૂશિર, પૃથ્વીનો આગળ ધસી આવેલો ભાગ, ઢેકો
**ભૂશિર,** સ્ત્રી, (સ૦) જમીનની જે અણી લાંબી થઇ દરિયામા ગઇ હોય તે,જમીનનો છેડો–અણી
**ભૂષણ,** ન૦(સ૦)શોભા,શણગાર,ઘરેણુ,અલંકાર
**ભૂષિત,** વિ૦(સં૦)શોભાવેલુ, શણગારેલુ,અલંકૃત
**ભૂસ્તર વિદ્યા,** સ્ત્રી૦ (સ૦) ભૂરચનાશાસ્ત્ર, ભૂમિના તળ ઉપરના થરો સંબંધી જાણવાની વિદ્યા
**ભૂસ્તરવેત્તા,** પુ૦ (સ૦) પૃથ્વીના તળની રચના સંબંધીનુ જ્ઞાન ધરાવનાર

**ભૃકુટી,** સ્ત્રી૦ (સ૦) ભવુ, ભમ્મર.
**ભૃગુવાર,** પુ૦ (સં૦)શુક્રવાર,જુમ્મા (મુસલમાની)
**ભૃંગ** પુ૦ (સ૦) ભમરો, ષટ્પદ
**ભૃત્ય,** પુ૦ (સ૦) સેવક, ચાકર, દાસ
**ભેંકડો,** પુ૦તાણીને-લાંબે સાદે રડવુ તે [૨ ભેંકડો
**ભેંકાર,** વિ૦ (ભયંકર) ભયંકર, ભય લાગે તેવુ
**ભેંચો,** પુ૦ લોચો, લાંદો, માસ–પેસીનો લોચો. ૨ દબાવા છુંદાવાથી ઢીલુ પડી ગયેલુ તે, છુંદો ૩ દાબીને પોચુ કરેલુ તે, કચરી–પીલી ચગદી નાખેલુ તે, કુટો, ૪ ભરાવો, કોઇ ચીજનો એકાદ જગાએ જમાવ થવો તે
**ભેંભેં,** અ૦ મોટેથી રોવાનો અવાજ
**ભેંસ,** સ્ત્રી૦ (સ૦ મહિષી) જોરાવર ટુંકા પગનુ અને આછા કાળા રંગનુ ચોપગુ પશુ, ડોબુ
**ભેંસર,** પુ૦ પાડો,ભેંસનો નર
**ભેંસલો,** પુ૦ ઘરેડની વચમાનો ઉંચો ભાગ.
**ભેંસાસુર,** પુ૦ (સ૦) પાડા જેવો ડરામણો પુરૂષ ૨ ભયંકર પુરૂષ
**ભેંહુ,** ન૦ ભેંસનુ આળુ ,ભેંસનુ કાચુ ચામડુ.
**ભેંહે આવવુ,** ક્રિ૦સ૦ ભેંસનુ આરે આવવુ
**ભે,** પુ૦ ભય,બ્હો,બીક ૨ જોખમ
**ભેક,** પુ૦(સં૦) દેડકો,મેડક
**ભેખ,** પુ૦(સ૦ ભિક્ષુ ,વેષ, સોગ.૨ યોગી–જોગી વેષ,ગૃહસ્થનો વેષ છોડી દેવો તે,વૈરાગ્ય ૨ સાધ્યની સિદ્ધિ માટે અન્ય અર્થનો ત્યાગ તે, ભિક્ષાવ્રત
**ભેખડ,** સ્ત્રી૦ મરોડાનુ મોટુ ઢેકુ ૨ ઝઝુમી રહેલો ટેકરાનો ભાગ.૩ નાણાનો ઢગ,ભારે મોટી રકમ
**ભેખધારી,** પુ૦ સાધુ, વેરાગી ૨ માગનાર છે એવુ જણાઇ આવે તેવો વેષ ૩ વેષ ધરનાર,સોગ ધરનાર
**ભેગ,** પુ૦મિશ્ર કરવુ-કરેલુ તે,મેળવણી, ભેળ
**ભેગાભેગું,** અ૦સાથે લાગુ ,સાથે સાથે,મહિ મળતુ.
**ભેગું,** વિ૦એકઠુ સાથે,મળેલુ,જમાવ થયો હોય તેવું. ૨ મિશ્ર કર્યું હોય તેવુ ૩ અ૦ સાથે, જોડે, મગે
**ભેચક,** વિ૦બીકથી આળુ બનેલુ ૨ મુઝાયલુ,ગાભરૂં
**ભેચો,** પુ૦ જોર, આય; કૌવત, શક્તિ ૨ ભરાવો, રહેબચો [૩ અંદરની ભિનાશ
**ભેજ,** સ્ત્રી૦ ભિનાશ,શરદી,આર્દ્રતા,હવા ૨ ટાઢોડું

**ભેજુ**,ન૦માથાની ખોપરીની અંદરનો નરમ લોચો જ્યાં જ્ઞાનશક્તિના તન્તુઓ છે તે ૨ મતિ, બુદ્ધિ અક્કલ.૩ મગજ

**ભેટ,સ્રી**૦મેળાપ,મળવુ તે મુલાકાત ૨ વાર્તાચિતનો સમાગમ ૩ અર્પણ, ઉપહાર, બક્ષીસ, નજરાણુ, યાદગીરી માટે આપેલી ચીજ

**ભેટવુ,ક્રિ૦સ**૦ કોટે વળગવુ, આલિંગન કરવુ ૨ મળવુ, મેળાપ કરવો ૩ સામસામા ઝઘડવુ,લઢવુ

**ભેટ ભેટા,સ્રી**૦લઢવામા સામાસામુ વળગી પડવુ તે

**ભેટાડવુ**, ક્રિ૦સ૦ બે જણ ભેટે–મળે તેમ કરવુ

**ભેટિયો,પુ**૦ભેટ કરાવનારો ૨ મન્દિરનો ભટિયો

**ભેટો,પુ**૦ આલિંગન કોટિ, ભેટ ૨ રસ્તામા જતા આવતા એકઠા થઇ જવુ તે ૩ મેળાપ, મુલાકાત

**ભેડ, ન૦** મેંઢુ, ઘેટુ

**ભેડિયો, પુ**૦ ઘેટાનો કાળ, વરૂ, નાહર

**ભેણુ ન**૦ઘી ઉનુ કરવાનુ માટીનુ વાસણ,તાવણી

**ભેદ,પુ**૦ (સ૦)જય મેળવવાના ચાર પ્રકારમાનો એક 'સામ,દામ, ભેદ ને દંડ'૨ જુદુ પડવુ તે તફાવત,ફરક, અંતર, ૩ જાત, પ્રકાર, રીત, તરેહ,૫ ગુહ્ય, ભરમ,મરમ,છાની વાત ૫ કપટ, છળભેદ

**ભેદવુ, ક્રિ૦ સ૦** અંદર પેસી જુદુ પાડવુ,છેદવુ ૨ આરપાર છિદ્ર કરવુ, વિંધવુ ૩ જોરમા ઉંડી અસર કરવી,પિગળાવી નાખવુ [ભિન્ન થવુ

**ભેદાવુ, ક્રિ૦ અ૦** છેદાવુ, કપાવુ ૨. ચિરાવુ

**ભેદિયો,પુ**૦ ભેદુ,જાસુસ ૨ સાથી ૩ રિપુ, જાસુસ

**ભેદુ,વિ૦** ભેદ જાણનાર મળતિયો,સાથી

**ભેભટ, સ્રી**૦ ઉની રાખ, ભરસાળ

**ભેર, ન૦** ભેરી, ઠોકીને વગાડવાનુ એક વાજુ

**ભેરવ,પુ૦(સ૦ભૈરવ)** એ નામનો રાગ ૨ ભૈરવ, શિવનુ એક ભયંકર રૂપ ૩ ચીબડી,ખુશરૂ ૪ આકરૂ સખત **ભેરવ** જા(ત્રા) ખાતા-જમ ગેબુ ખા(ળ) જવાય એવુ સાહસ કરવુ, આપઘાત કરવા

**ભેરવી,પુ૦(ભૈરવી)** ભેરવ રાગની એક રાગિણી

**ભેરવવુ,ક્રિ૦ સ૦** આમટો મારવા, આમટો મારી વળગાડવુ, અંદર ઘાલી વળગાડવુ ૨ ભભેરવુ, ભમાવવુ ૩. લટકતુ મૂકવુ, લટકાવવુ

**ભેરવાવુ, ક્રિ૦ અ૦** વળગી રહેવુ સાંકડામા આવવુ, ગુંચાઇ જવુ

**ભેરી, સ્રી૦ (સ૦)** નોબત, નગારૂ, પખાજ.

**ભેરૂ, વિ૦** સાથી, બીરૂ

**ભેલાડ, પુ૦** બગાડ, નુકસાન

**ભેલાડવુ,ક્રિ૦ સ૦** પાકેલા ખેતરમા ઢોર પેસાડી અથવા લુટી લેઈ ખરાબી કરવી, વણસાડવુ

**ભેવ, પુ**૦ ભેદ, મર્મ

**ભેષજ, ન૦ (સ૦)** ઓસડ

**ભેળ,પુ**૦ભેગ,મેળવણી,મિશ્રણ ૨ સયોગ, એકમા બીજી ચીજ મેળવવી તે ૨ પાકેલા ખેતરમા ઢોર પેસાડી ખવાડી દેવુ તે, લૂંટ ૩ ભંગાણ,તૂટ,છિન્ન-ભિન્ન થઇ જવુ

**ભેળવણી, સ્રી૦** ભેળ, મેળવણી, મિશ્રણ

**ભેળવવુ, ક્રિ૦સ૦**મેળવવુ,એકઠુ કરવુ,મિશ્ર કરવુ, સામેલ કરવુ, જોડવુ સાથે લેવુ

**ભેળવુ,ક્રિ૦સ૦**સામેલ રાખવુ,સાથે લેવુ ૨ મેળવવુ, મિશ્રિત કરવુ ૩ એકઠુ મેળવવુ, સરવાળો કરવો એકઠુ લેવુ ૪ વણસાડવુ ખરાબ કરવુ

**ભેળસેળ,વિ૦** એકઠુ,મિશ્રિત,ખીચડો ૨ એકાકાર થઈ જવુ તે, સમડળ [મિશ્રણવાળુ

**ભેળસેળિયુ, વિ૦** પરચૂરણિયુ, ઘણી જાતના

**ભેળાવુ,ક્રિ૦અ૦**મળતા ભળતા રહેવુ,જોડાવુ ૨ ખવાઇ લુટાઇ જઇ બરબાદ થવુ **ભેળાઇ જવુ** = હળીમળી જઇ એકત્ર થઇ જવુ

**ભેળુ, પુ૦** સાથી, મળતિયો, જોડિયો, બીરૂ ૨. **વિ૦** સાથે, સગાથે જોડે ૩ એકત્ર, એકઠુ

**ભેળેલુ,વિ૦** ભેગુ કરેલુ મિશ્રિત

**ભૈડ, સ્રી૦** પાણી કાઢવાના કોસની વરતને બીજે છેડે ટાડીઆની અંદર ઘાલે છે તે લાકડાનો કડકો ૨ ભરડો, ભરડ

**ભૈડકી સ્રી**૦ ભડકા, રાબડી, કાંજી

**ભૈડવુ,ક્રિ૦ ભરડવુ** જુઓ [જાડી રાબ.

**ભૈડકુ,ન** ભરડકુ, જાર બાજરીના લોટની કરેલી

**ભૈરવ,પુ૦ ભેરવ વિ૦** ભયકર, વિકરાળ.

**ભો,અ૦** ભુંગળનો અવાજ ૨ પશુનો બરાડ.

**ભો,સ્રી૦** ભોય,જમીન [ફોડવામા આવે છે તે

**ભોંકોડી, સ્રી૦** ભોયમા ખાડો કરી દારૂ ભરી

**ભોંય** સ્ત્રી૦(સં૦ભૂમિ) જમીન,ધરતી.૨ માળ ૩ ખેતર.૪.દરદ રૂઝાતાં આવતી નવી ચામડી,અંકુર
**ભોંયચંપો**, પુ૦ એક જાતનો ચંપો, એને કેળના જેવાં ઠિંટાં બાઝે છે
**ભોંયતળિયું**, ન૦ ઘરનો છેક નીચેનો ભાગ,તળ
**ભોયરસો**, પુ૦ લિંપણના પોપડાનો જાડો રસ ઉનો કરી સોજા ઉપર ચોપડે છે તે
**ભોંયરિંગણી**, સ્ત્રી૦ એક જાતનો ઓષધી છોડ
**ભોંયરૂં**, ન૦ જમીનની અંદર કરેલો ખંડ તે
**ભોંયસિંગ**, સ્ત્રી૦મગફળી.
**ભોંય તરવડ**, સ્ત્રી૦ સોનામુખી
**ભોયકોળું**,ન૦(સં૦વિદારીકંદ)એક જાતનું કોળું
**ભોયો**, પુ૦ વાકેફગાર, ભોમિયો
**ભોરી**, સ્ત્રી૦ ભમરી  ભોરો=ભમરો
**ભોસવું**, ક્રિ૦ભસવું,કહેવું ૨ ભુંસવું,લોહી નાખવું
**ભો**, અ૦ (સં૦) હો, ઓ (સંબોધનાર્થ)
**ભો**, પુ૦ભય, બીક, ધાસ્તી, ડર
**ભોઇ**,પુ૦(સં૦ભૃત્ય-નોકર)એક શુદ્ર જાતિ છે એ પાળખી-ડોળી ઉંચકવાનો ધંધો કરે છે, કહાર
**ભોક**,ન૦ છિદ્ર,કાણું,બાકું, વેહ
**ભોકવું**,ક્રિ૦સ૦અણીવાળી ચીજ અંદર પેસાડવી, ઘોચવું, જોરથી ઘાલવું ‘કટારી ભોકવી’
**ભોકારૂં**,ન૦ બોપાળું,પોલારૂં ૨ બખારૂં,"અંદરથી પહોળું ને પોલું કાણું.
**ભોક્તા**. વિ૦(સં૦)ભોગવનાર ૨ વિષયાનંદી ૩. [રસિક.
**ભોગ**,પુ૦(સં૦) ઉપભોગ,ઉપયોગમાં લેવું તે,ભોગવટો ૨ સુખનો લહાવો;સંભોગ,રતિ.૪ માઠી દશા, દુઃખ ભોગવવું તે ૫.દેવને નૈવેદ્ય ધરાવવું તે ૬ બળિદાન આપવું તે,ભોગ આપવો તે ૭ દેહનો અથવા સુખ લાભાદિકનો ત્યાગ તે, સ્વાર્થ ત્યાગ **ભોગ ફરી વળવા**=દૈવ પ્રતિકૂળ થવું, કમનસીબ હોવું **ભોગ મળવા-આવી** બનવું, માઠી દશા થવી, **ભોગ લાગ્યા**-દૈવ હીણું થવું,નસીબ નઠારૂં નિકળવું ૨ જખ મારી
**ભોગજોગે**,અ૦કદાપી,કરમ સંજોગે,વેળાએ,ક્વચિત
**ભોગવટો**,પુ૦ વાપર, વહિવટ,ઉપભોગ,સત્તા,કાબુ, ધણિપણું.
**ભોગવવું**, ક્રિ૦ સ૦ખમવું,સહન કરવું, વિતવું; લહાવો લેવો ૨ સત્તા-વહિવટ ચલાવવો. ૩ ઉપભોગ કરવો
**ભોગળ**, સ્ત્રી૦ બારણાની આડી; ભુંગળ
**ભોગી**,વિ૦(સં૦) ભોગવનાર ૨. સંસારી, વિષયી, રસિક,વિલાસી ૩ આશક,પ્રીતમ.૪ ભમરો.૫ સાપ.
**ભોજક**, પુ૦ જૈન મન્દિરમાં ગાયન કરનારો.
**ભોજન**,ન૦(સં૦) જમવું ખાવું તે ૨. જમવાનું; [જમણ.
**ભોજનીય**,વિ૦ખાવા યોગ્ય,જમવા લાયક.
**ભોજપત્ર**,ન૦ એક જાતના ઝાડની અન્તર છાલ. એના ઉપર મંત્ર-કવચ લખીને તે માદળિયામાં [રાખે છે.
**ભોજલું**, ન૦ માકડું
**ભોજાઈ**,સ્ત્રી૦[સં૦ભ્રાતૃ જાયા]ભાઈની વહુ,ભાભી.
**ભોજ્ય**,વિ૦ ખાવા લાયક,જમવા યોગ્ય
**ભોટ**, વિ૦ બોથડ, ઢોઢો, મંદ
**ભોટગડી**, સ્ત્રી૦એક જાતની વનસ્પતિ
**ભોટવો**, પુ૦ પાણી ભરવાનો કુંજો, ચંબુ
**ભોટીલું**, ન૦ કુરકુરિયું કુતરાનું બચ્ચું, પિલું.
**ભોઠું** વિ૦ શરમિંદુ, ઓશિયાળું, ઝંખું પડી [ગયલું. ભૂંડું.
**ભોથડ**, વિ૦ મૂર્ખ, ઠોઠ
**ભોથું**, ન૦ ઘાસ, દર્ભ, ઇ૦ છોડની ચમ્મર જેવી જડ તે “દર્ભનું ભોથું” ૨ શેરડીના મળિયાના રેસા ૩ એડોળ, બદસિકલ (સ્ત્રી)
**ભોપાળી**, સ્ત્રી૦ એક રાગિણી સવારમાં ગવાય છે, જેમાં પુણ્યશ્લોક રાજાઓના નામ હોય છે.
**ભોપાળું**, ન૦ પોલું, પોકળ, ખોટારૂં, અંદર જીવ-માલ નહિ તે ૨ ફેલ, ઢોંગ
**ભોપી**, પુ૦ મહાદેવનો પૂજારી, તપોધન; ભરડો.
**ભોમ**, પુ૦ એ નામનો વાર અને ગ્રહ, મંગળવાર
**ભોમિયો**, પુ૦ રસ્તો-વાટ દેખાડનારો, વળાવો. રાહમાન ૨ જાણકાર, માહિતીવાળો.
**ભોર**, પુ૦ મસળકું, પરોઢિયું,વહાણું.૨ અજવાળું, ઉજેશ ૨ ઘાસના પુળાથી ભરેલું ગાડું ૩. અ૦ સમાપ્ત, ખલાસ, પુરૂં, સાફ
**ભોરભોર**,અ૦સમાપ્ત, તમામ ખલાસ, તરત પુરૂં.
**ભોરિંગ**, પુ૦ મોટો સર્પ, ભારે સાપ
**ભોલ**,વિ૦ખુબ જાડું ફેફું, ફુલેલું “ લાડુ ઝાપટી

પેટ ઓળશી સુસ્ત ખાધારા ભોલ બની "–હુ૦ દ૦
**ભોરો**, પુ૦ ભમરો, ભૃગ
**ભોવન**, ન૦ લોક, દેશ ૨ ભવન, રહેઠાણુ, ઘર
**ભોશ**, સ્ત્રી૦ સ્ત્રીની ગુહ્યેંદ્રિય, યોની, જનનેંદ્રિય
**ભોહ**, પુ૦ વેલાનુ ઉઢણુ [ફેરથી આવતી ઓકારી
**ભોળ**, પુ૦ જીવ ફરવો તે, તમ્મર, ફેર, ચક્કર ૨
**ભોળપ**, પુ૦ ભોળપણુ, નિખાલસપણુ, સાલસાઈ, સરળતા, સાધુપણુ "ક્યા ગઇ તારી ભાળપની આરશી જેમા તારૂ અત કરણુ પ્રકાશતુ હતુ"
**ભોળપણુ** ન૦ ભોળુ હોવુ તે, છોકરવાદી ૨ ભોળપ, ભોળાપણુ ૩ સરળતા, સાલસાઈ
**ભોળવવુ**, ક્રિ૦ સ૦ કહેલુ ખરૂ માને તેમ કરવુ, છાની વાત કહી દે તેમ કરવું, છેતરવુ, ભરમાવવુ ૨ પટાવવુ, ઉધુચતુ સમજાવવુ
**ભોળવાવુ**, ક્રિ૦ વિશ્વાસે છેતરાવુ, ઠગાવુ, થાપ ખાવી, અ ડે રસ્તે દોરાવુ
**ભોળાઇ**, સ્ત્રી૦ ભોળપણુ, જુઓ
**ભોળાનાથ**, પુ૦ શિવ, મહાદેવ, ભોળાશ કર
**ભોળારાજા**, પુ૦ નિષ્કપટીને સરલ, ખુલ્લા દિલનુ
**ભોળિયો**, પુ૦ ભોળુ, નિખાલસ
**ભોળુ**, વિ૦ કપટમા ન સમજે તે, નિખાલસ, લુચ્ચાઇ વગરનુ, જેવુ હોય તેવુ કહી દે તે ૨ કોઇનુ સમજાવેલુ ખરૂ છે એમ માનનાર, વિશ્વાસુ
**ભૌડા**, ન૦ એક જાતના લોક, ભિલ
**ભૌતિક**, વિ૦ (સ૦) પચમહાભૂત સબધિ, પચભૂતાત્મક ૨ ભૂત પિશાચાદિક સબધિ ૩ ઇંદ્રિયોના વિષય સબધિ
**ભૌમ**, પુ૦ (સ૦) ભોમ ૨ વનસ્પતિ સાટોડી
**ભૌમ**, વિ૦ પૃથ્વીનુ-સબધી ૨ મગળનુ
**ભ્રશ**, પુ૦ (સ૦) ઉંચી સ્થિતિમાથી નીચી સ્થિતિમા આવવુ તે, અધ પાત, નાશ, પાત
**ભ્રમ**, પુ૦ (સં૦) વહેમ, શકા, સદેહ ૨ ભ્રાન્તિ, સશય, સકલ્પ વિકલ્પ, ઢચુપચુ, ૩ માયા, મોહ
**ભ્રમણ**, ન૦ (સ૦) ઘેલછા, મનની અસ્થિર હાલત
**ભ્રમણતા** સ્ત્રી૦ ભ્રમણુ, જુઓ [૨ ભ્રમ
**ભ્રમણા**, સ્ત્રી૦ વારવાર મનમા થતીને બદલાતી ભાવનાઓ ૨ શકા, વહેમ ૩, તાનાવેલી, આતુર ભાવના ૪ ખોટા વિચાર-ખ્યાલ
**ભ્રમિત**, વિ૦ અસ્થિર મગજનુ ૨ ભટકણુ. [મધુકર.
**ભ્રમર**, પુ૦ (સ૦) છ પગવાળો જતુ, ભમરો,
**ભ્રમિષ્ટ**, વિ૦ ભ્રમવાળુ, વહેમી, અચોક્કસ મનનુ.
**ભ્રમી**, સ્ત્રી૦ એક જાતના વેલા ['પદભ્રષ્ટ'
**ભ્રષ્ટ**, વિ૦ (સ૦) ભ્રશ થયેલુ, ઉતરેલુ, ચ્યુત.
**ભ્રષ્ટાચાર**, પુ૦ (સ૦) આચાર ભ્રષ્ટ થવો તે
**ભ્રષ્ટાભ્રષ્ટ**, પુ૦ ભખળેલપણુ.
**ભ્રાત-તા**, પુ૦ (સ૦) ભાઇ, બધુ, ૨ મિત્ર
**ભ્રાતૃ**, પુ૦ ભાઇ **ભ્રાતૃજાયા**=ભાભી
**ભ્રાતૃત્વ**, ન૦ ભાઇપણુ, બધુત્વ
**ભ્રાન્તિ**, સ્ત્રી૦(સ૦) વહેમ, ભ્રમ, શકા ૨ ખ્યાલ, જુઠો તર્ક, ખોટો વિચાર ૩ મિથ્યાપણુ.
**ભ્રૂ**, સ્ત્રી૦ (સં૦) ભવુ, ભમ્મર
**ભ્રૂકુટી**, સ્ત્રી૦ (સ૦) ક્રોધથી થયેલી વાકી ભ્રમર, ભવા ચઢી જવા તે ૨ ભ્રમર, ભવુ ૩ બે ભમ્મરો વચ્ચેનો ભાગ

---

## મ.

**મ** ૦ પુ૦ વ્યજન વર્ણ પૈકી પચ્ચીસમો અનુનાનાસિક ઓષ્ઠસ્થાની વર્ણ ૩૬ મો અક્ષર
**મ**, અ૦ (સ૦) નહિ, મા 'એવુ વળી મ બોલીશ વેણ, કુવર નહિ સારૂ રે." [મિપવુ
**મઉથવુ**, અ૦ ક્રિ૦ દબાવુ નમ્ર થવુ ૨ દોરાવુ,
**મઉ**, વિ૦ ઘણા દિવસનુ ભૂખ્યુ, ધાનને માટે ટળવળતુ, ભીખારૂ, મોં ૨ પોચુ નરમ ૩ ફ જુસઃ
**મકર્નુ**, વિ૦ મસ્ત, ઉન્મત્ત, મનસ્વી
**મકર**, પુ૦ (આ૦ મક્ર-ઠગાઇ) ખધાઇ, ઠગાઇ ૨ કપટ, ફેલ [૨ દશમી રાશિ.
**મકર**, પુ૦ (સ૦) મગરમચ્છ મગ્વર, તિમિંગલ
**મકરકેતન-નુ**, પુ૦ (સ૦) કામદેવ
**મકરધ્વજ**, પુ૦ (સ૦) કામદેવ, અનગ, સ્મર
**મકરદ**, પુ૦ (સ૦) ફૂલમાનુ મધ ૨. ફૂલની રજ. ૩ આબાની એક જાત [ખાનારો
**મકરબાજ**, વિ૦ (આ૦) દગ્ગી, ફેન કરી ધુતી
**મકરવા**, પુ૦ શેરડીના કડકા, ચરમા, ગંડેરી.
**મકરસ ક્રમણ-ક્રાન્તિ**, સ્ત્રી૦ મકરરાશિમા સૂર્યનુ

જવુ તે ( પોષ મહિનામા ), ઉતરાયન
**મકરાકર,** પુ૦ (સ૦) દરિયો, સમુદ્ર [હરખાવુ
**મકલાવું,** ક્રિ૦ અ૦ મંદહાસ્ય કરવુ, રાજી થવુ ૨
**મકસદ,** પુ૦ (આ૦) મતલબ, ભાવાર્થ, હેતુ
**મકસુદ,** અ૦ મુદ્દામ, ખાસ, જાણીબુજીને
**મકાઇ,** સ્ત્રી૦ મકે, જુઓ
**મકાત,** સ્ત્રી૦ આવક માલ ઉપર લેવાતી જકાત, દાણ, હાસલ ૨ ઇજારો, એક હથ્થુ હક તે
**મકાતી,** વિ૦ દાણી, જકાતી અમલદાર
**મકાન** ન૦ (આ૦) રહેવાનુ ઠેકાણુ, ઘર, નિવાસ ૨ ઇમારત, મંદિર ૩ મુસાફરોને ઉતરવાની જગા, મુકામ, ઉતારો
**મકાર,** પુ૦ (સ૦) કેવળ મ વર્ણ ૨ મદ્ય, મત્સ્ય, માસ, મૈથુન અને મુદ્રા એ પાચ પૈકી પ્રત્યેક.
**મકે,** પુ૦ એક જાતનુ અનાજ એના દોડા તે મકૈદોડો
**મકોડી,** સ્ત્રી૦ મંકોડાની માદા
**મકોડો,** પુ૦ કીડીની જાતનો એક કાળો જીવડો
**મક્કમ,** વિ૦ (આ૦) મજબુત, જબરૂ, ૨ પાકુ, ધીટ, ધૈર્યવાન
**મક્કમપણુ,** ન૦ મજબુતાઇ, ધીટતા
**મક્કર,** પુ૦ (આ૦) મકર, ઠગાઇ, કપટ, ફેલ
**મકતબ,** સ્ત્રી૦ (આ૦) નિશાળ, પાઠશાળા
**મકતુ,** અ૦ મોકળુ, પહોળુ, વિશાળ
**મકતો,** પુ૦ (આ૦) ઇજારો, ૨ કરાર
**મક્ષિકા,** સ્ત્રી૦ (સ૦) માખી, માખ
**મખ,** પુ૦ (સ૦) યજ્ઞ, યાગ
**મખમલ,** સ્ત્રી૦ (આ) એક જાતનુ રેશમી વસ્ત્ર
**મખ્ખીચૂસ,** વિ૦ અતિ કંજુસ, કૃપણ બખીલ, સૂમ
**મગ,** પુ૦ (સ૦ મુગ્દ) એક જાતનુ કઠોળ. ૨ માગ, રસ્તો ૩ ભણી, તરફ, ગમ **મગને** અડદ ભેગા—જેમ આવ્યુ તેમ **મગનુ** નામ મરી=સારૂ ખોટુ કઇપણ નહિ ૨ ખીચડો
**મગકસારબ:ફણાં,** ન૦ લાકડા, બળતણ, છાણા,
**મગજ,** ન૦ (આ૦) માથાની ખોપરી અંદરનો નરમ ભાગ, સમજ ને જુસ્સાનું ઠેકાણુ, ભેજુ ૨ બુદ્ધિ, અક્કલ, મતિ. ૩ બી—ફળની મીજ, માવો, ૪. ચણાના લોટનો ખાવાનો પદાર્થ **મગજ** ખસી જવુ=મગજ બગડવુ, દીવાના થવુ **મગજ** ખાઇ જવુ=કાયર કરવુ, માથાફોડ કરાવવી **મગજ** પાકી જવુ=ઘણી અકળામણ થવી, માથામા દુ ખ થવુ **મગજ** ભમી જવુ=બુદ્ધિ ઠેકાણે ન હોવી, ભાન ખસવુ, અક્કલ ન ચાલવી **મગજમાં** આ-વવુ=વિચાર ઉઠવો—થવો, કલ્પના થવી, મનને લાગવુ ૨ ધ્યાન-લક્ષમા આવવુ
**મગજી,** સ્ત્રી૦ (ફા૦) બખીયાથી સિવેલી જુદી જાતના કપડાના ચીરાની જે કોર તે, મુગજી
**મગડો,** પુ૦ ગુલબાસનું બી [મચ્છર, ડાસ
**મગતરૂ,** ન૦ એક જાતનુ નાનુ પાખવાળુ જીવડુ,
**મગતુ,** વિ૦ પહોળુ, મોકળુ, વિશાળ
**મગદળ,** પુ૦ મગના લોટનો લાડુ ૨ મગદળિયુ.
**મગદળિયુ,** ન૦ [મુદ્ગર,] કસરત કરતા હાથથી પકડી ફેરવવાનો ઘંટા આકારનો જે લાકડાનો વાટ તે
**મગદુર,** સ્ત્રી૦ [આ૦] શક્તિ, તાકાત, સામર્થ્ય, ૨ છાતી, ગજુ
**મગણ,** પુ૦ ત્રણ ગુરૂ અક્ષરનો ગણ (– – –)
**મગન,** વિ૦ રાજી, ખુશી, પ્રસન્ન [વાપરે છે
**મગબાફણાં** ન૦ નાના છોકરાને ગાળ દેવામા
**મગફળી,** સ્ત્રી૦ ભોયશિંગ
**મગર,** અ૦(ફા૦) પણ, લેકિન, છતા ૨ પુ૦મચ્છ
**મગરમચ્છ,** પુ૦ (સ૦) એક જાતનુ મોટુ જોરા-વર મચ્છ, મગ્ગર
**મગરમસ્ત,** વિ૦ હૃષ્ટ પુષ્ટ, જાડો ને લઠ, ગળુ ગરદન એક થયા હોય તેવુ ૨ અહંકારી, ગર્વી
**મગરિયુ,** ન૦છાપરૂ ચાળનારને છાપરાપર ચઢવા ગોખેલુ બાકુ તે
**મગરૂબ,** વિ૦(ફા૦) અભિમાની, ગર્વિષ્ટ, અહંકારી.
**મગરૂર,** વિ૦ અહંકારી, ગર્વી; મગરૂબ.
**મગરૂબી—રી,** સ્ત્રી૦ અભિમાન, ગર્વ ૨. પતરાજ, અહંકાર [કરાવવી
**મગાવવુ,** ક્રિ૦સ૦અણાવવુ, લવરાવવુ ૨. યાચના
**મગિયુ,** ન૦ એક જાતનું સ્ત્રીઓનુ રેશમી કોરનુ સુત (ઉ કપડુ, ચંદ્રકળા ૨ વિ૦ મગ જેવડુ.
**મગોટુ,** ન૦ મગયાનું ગૅાતર
**મગ્ગર,** પુ૦ મગરમચ્છ, સુસવાળ

**મગ્ન**, વિ૦ (સ૦) ડુબેલુ તલ્લીન, ગર્ક થયેલુ ૨. આનંદી, પ્રસન્ન
**મઘમઘવું**, ક્રિ૦અ૦ ફોરવુ,ખુસબો પ્રસરી રહેવી
**મઘમઘાટ**, પુ૦ મસાલાવાળી સુગધીનુ પસરી રહેવુ તે. ૨ ફૂલની ખુશબોનુ બહેકવુ તે
**મઘરી**, સ્ત્રી૦ મગરની માદા, સુસવાળ
**મઘવા**, પુ૦ (સ૦) ઇંદ્ર
**મઘા**, સ્ત્રી૦ (સ૦) દસમુ નક્ષત્ર **મઘાની ઓરણી**=મઘા નક્ષત્રની વાવણી
**મંકોડી**, સ્ત્રી૦ મકોડી, મોટી કાળી કીડી
**મંકોડો**, પુ૦ મકોડો.
**મંગણ**, પુ૦ માગણ, માગનાર [ભલો ન બાપડો'
**મંગન**, વિ૦ માગણ. ૨ યાચના માંગ 'મંગનો
**મંગરો**, પુ૦ ડુગરો, પહાડ, ટેકરો, ટિંબો
**મંગળ**, ન૦ કલ્યાણ, શુભ ૨ ગ્રંથને આરંભે ઈશ્વરની જે સ્તુતિ તે.૩ આશીર્વાદના શ્લોક ૪ જશ ફતેહ, ૫ સ્વસ્તિ,આબાદાની, કલ્યાણ ૬ શ્રેય,શુભ, કલ્યાણ. ૭. એ નામનો એક ગ્રહ ૮ એ નામનો એક વાર ૯ વિ૦ શુભકારક, સારૂ થાય તેવુ ૧૦
**મંગળવાર**, પુ૦ ભોમવાર [પ્રશસ્ત
**મંગળા**, સ્ત્રી૦ પ્રભાતમા મંદિરમા પહેલા દર્શન થાય છે તે ૨ કલ્યાણકારી મૂર્તિ તે ૩. હળદર ૪ દુર્ગા
**મંગળસૂત્ર**, ન૦ (સ૦) વર તરફથી કન્યાને સૌભાગ્યસુત્ર ઘાલમા આવે છે તે, સૌભાગ દર્શક કડી-દોરો તે
**મંગળફેરા**, પુ૦પરણતા વરવહુએ અગ્નિને ચોરીની આસપાસ ચાર વાર ફરવુ તે, મંગળફેરા ફરવા= પરણવુ
**મંગળમૂર્તિ**, પુ૦જેનુ દર્શન-સ્મરણ કલ્યાણ કરે તે મંતિર ૨ જેનુ મો હમેશા હસતુ-આનંદી હોય તે, કલ્યાણ કરે એવુ તે ગજાનન
**મંગળાચરણ**, ન૦ (સ૦) ગ્રંથ અને નાટકના આરંભમા કરેલી જે ઈશ્વર પ્રાર્થના તે, કામ સારૂ -ફતેહ થવા માટે દેવને વિનતી કરવી તે
**મંગળાષ્ટક**, ન૦ (સ૦) શુભ કર્મને પ્રસગે આશીર્વાદના જે આઠ શ્લોક બોલવામા આવે છે તે (લગ્ન, મુજ, ઇ૦ પ્રસગે)

**મંગાવવુ**, ક્રિ૦ સ૦ મગાવવુ, લાવવાનુ કહેવુ
**મંગાળો**,પુ૦પથ્થર માડીને કામચલાઉ કીધેલો ચુલો.
**મચક**, સ્ત્રી૦ પાછુ હઠવુ-ડગવુ તે, અપસરણ,પરાવૃત્તિ "તે મચક નહિ આપે"
**મચકણિયુ**, ન૦ કાનના આગલા ભાગને વિંધીને સ્ત્રીઓ ઝુમખા ઘાલે છે તે [લહેકો.
**મચકો**,પુ૦સ્ત્રીએ ચાલતા મરડાવુ તે, ચાળો,ઠમકો.
**મચકોડ**, પુ૦ મચરડાવુ તે અમળાવુ તે, તરછોડ
**મચકોડવુ**, ક્રિ૦ સ૦ મો ફેરવી નાખવુ-મરડવુ. ૨ આબળવુ, લચકાવવુ
**મચકોડાવુ**, ક્રિ૦ અ૦ અમળાવુ, વંકાવુ
**મચડવુ**,ક્રિ૦ સ૦દાબીને વાકુ કરવુ વાળવુ, મરડવુ
**મચમચાવવુ**, ક્રિ૦ સ૦મટમટાવવુ, ઉધાડમિચ કરવુ ૨ છબછબાવવુ,જેવુ તેવુ પછાડી નીચોવવુ
**મચવુ**, ક્રિ૦ અ૦માવુ, સમાવુ "ભોયમા પાણી મચવુ" ૨ કામમા ગુથાવુ, ઘૂમવુ ૩ લડાઈમા -કામમા ચાલુ ભીડયા રહેવુ, જમાવ થવો, જુગતે જુગતુ મળી રહેવુ, જામવુ 'હવે રંગ મચ્યો" ૫ ભીડાભીડ-પડાપડી થવી ૬ ઉશ્કેરાયલી હાલતમા આવવુ, મસ્તીમા આવવુ
**મચાવવુ**, ક્રિ૦ સ૦જમાવવુ, જોર ભેર ચલાવવુ.
**મચિયેર**, સ્ત્રી૦ મોરસની જાતનો છોડવો
**મચ્છ**,પુ૦ [સ૦ મત્સ્ય,] માછલુ ૨ આકાશમાં દેખાતી સાત રંગની કમાન, મેઘ ધનુષ્ય, ઈંદ્રચાપ. ૩ વિષ્ણુના દશ અવતારમાનો એક.
**મચ્છર**, પુ૦ (સ૦ મત્સર.) ડાસ, ડાંસચિયો.૨. ઇર્ષ્યા,અદેખાઇ ૩ ઉન્માદ, ગર્વનો આવેશ ૪ અહંકાર, ગર્વ, અભિમાન, દર્પ
**મચ્છરદાની**, સ્ત્રી૦ મચ્છર ન આવે માટે પલંગની આસપાસનો ફરતો ઝીણી ઝાળીવાળો પડદો
**મચ્છામિ દોકડો**, અ૦ કોઈ શ્રાવક સાધુ થાય છે તે પ્રસગે 'મારે દુનિયામા એક દોકડાની પણ ઇચ્છા નથી' એમ જે બોલે છે તે
**મચ્છી**, સ્ત્રી૦ માછલી
**મચ્છીમાર**, પુ૦ માછી
**મછણ**, ન૦ જન્મ્યા પછી મો ધોવુ તે, ચણુ.
**મછરાળ**, વિ૦ અહંકારથી ઉન્મત થયેલું, ગર્વી

મસ્ત; -ઉદ્ધત 'સલુણીને સલક્ષણી, માનની મદ મછરાળ'—સામળ
**મછરૂ**,ન૦મચ્છર, નાની માખ જેવું કોઈ જીવડું
**મછવો**, પુ૦ નાનું વહાણ, હોડી, પનાઈ
**મજ**, સ૦ મુજ, મારૂ
**મજક**, સ્ત્રી૦ મચક
**મજકુર**, પુ૦ (આ૦) વિષય, મતલબ, બાબત, જીકર ૨. ઉપર કહેલું-લખેલું તે ૩ હકીકત, હેવાલ, વર્ણન બીના
**મજનુ**, વિ૦ [ફા૦] પ્રેમઘેલું, આસક્ત, હોલેદીલ,
**મજબુત**,વિ૦ (આ૦) કઠણ, જબરૂ, મુસ્તકીન ટકે તેવું ૩ દલીલ દાખલાવાળું ૩ અડગ,નિશ્ચયી, દૃઢ,૪ પાકું, દઢીભૂત, જબરૂ, અસરકારક
**મજબુતી**,સ્ત્રી૦ મજબુત હાલત, દઢતા, ૨ ધૈર્ય, ધીરજ, હામ ૩ જોર, બળ
**મજમલે**, અ૦ ( આ૦ મિન્-થી + જુમલા-આખુ ) એકંદરે, કુલ જુમલે;એકુન 'મજમલે માસ ૧ ના દોકડા ૧૦ વ્યાજના ચઢે' [ભાગિયા ભાગવાળુ
**મજમું**, ન૦ [આ૦ મજમુઅ] સહિયારૂ,મજીયારૂ,
**મજમુદાર**,પુ૦[ફા૦] પરગણાનો હિસાબ રાખનારો અમલદાર, દફતરદાર, વસુલાતીવડો
**મજરે**, અ૦ [આ૦] પેટે, સાટે
**મજરો**, પુ૦ મુજરો
**મજલ**, સ્ત્રી૦ [ આ૦ મનઝીલ ] ટપ્પો, અતરાળ ૨. મજલ પૂરી થાય તે ઠેકાણું, મુકામ, ઉતારો 'મજલે મજલ અમે થોડા બદલતા" ૩, બે જગા-સ્થળ વચ્ચેનું અંતર-માપ. ૪ મુસાફરી, કુચ ૫ ખેપ, પથ
**મજલો**, પુ૦ [આ૦] ઘરનો માળ, મેડો
**મજહબ**, પુ૦ [આ૦] ધર્મ,પથ, મત ૨ એકાદો ધર્મ માનનારૂ મંડળ, સમાજ
**મજા**, સ્ત્રી૦ મઝા. [પાડી હસાહસ કરવી તે, ચેષ્ટા
**મજાક-ખ**,સ્ત્રી૦[આ૦]મશ્કરી,ઠઠ્ઠો, કોઈના ચાળા
**મજાગરૂં**, ન૦ મિજાગરૂં, બરડવું
**મજિયારૂ -ઝિયારૂ**, ન૦ પત્તિયાળુ, ભાગીદારી, ભાગિયાભાગ; સહિયારૂં [ભેગુ
**મજિયારૂ**, વિ૦ સંયુક્ત; એકત્ર, એકસાથે વસતુ,
**મજીઠ**, સ્ત્રી૦ [ મંજિષ્ઠા ] એક વનસ્પતિ મૂળ. એમાંથી લાલ રંગ નીકળે છે
**મજીઠિયુ**, વિ૦ મજીઠના રંગનું, પાકા લાલ રંગનું.
**મજુર**, પુ૦ (ફા૦) રોજને મુસારે મજુરી કરનારો, વૈતરો, ભારવાહ, હેલકરી, બેગારી.
**મજુરણ**, સ્ત્રી૦ મજુરી કરનારી સ્ત્રી.
**મજુરી**, સ્ત્રી૦ [ફા૦] વૈતરૂ, મહેનત, વેઠ, શ્રમ. ૨ એ મહેનતના બદલાનુ નાણુ, મહેનતાણુ.
**મજુસ-સા**, સ્ત્રી૦ [ સ૦ મજુષા ] મોટીપેટી
**મજેનું**, વિ૦ ખુશ થવાય તેવુ; સુંદર. [પટારો.
**મજો**, સ્ત્રી૦ મઝા.
**મજ્જન**, ન૦ [સં૦] ડુબકી મારવી-બુડવું તે. ૨ નહાવુ, સ્નાન ૩ ઉડકવુ, ચકચકાટ કરવુ.
**મજ્જા**, સ્ત્રી૦ [સ૦ મસ્જ] જેમાથી રેત-વીર્ય ઉત્પન્ન થાય છે તે ધાતુ, ( શરીરમાના ) હાડકાંમાનો માવો અથવા માંસનું સત્વ, મેદ, 'કામ કળાની કેલિ, નારીની મજ્જા બાળે'-પ્રેમતત્ર. ૨. સત્વ, ચરબી ૩ મગજ ગર.
**મઝા** સ્ત્રી૦ [ફા૦ મજહ] દિલ ખુશ થવું તે, ગમ્મત, રીઝવું તે, હર્ષ, આનદ, રમુજ. ૨. સ્વાદ, રસ રૂચિ, ભાવ. ૩ મશ્કરી, ટોળ, ચેષ્ટા.
**મઝાનું-ઝેનુ**, વિ૦ દિલ ખુશ કરે તેવુ, ગમત આપે તેવુ, આનદકારી ૨ સુંદર, સારૂ, રમ્ય. ૩. સ્વાદિષ્ટ ૪ ઠીક, વારૂ.
**મઝેદાર**,વિ૦ મઝાનું,લહેઝતદાર [રગ,ચમન.
**મઝેદારી**,સ્ત્રી૦ મઝા કરવી-મારવી તે,હાસ્યવિનોદ,
**મચક** પુ૦ (સ૦) સુવા બેસવાનુ ઉંચુ આસન, પલંગ,કોચ ૨ ખેતરમા બાંધેલો માળો ૩ ઉંચો મંડપ [મનનો વિચાર; અંતરનો ભાવ.
**મછા**,સ્ત્રી૦(સ૦મનીષા) ઈચ્છા ઉમેદ,મરજી. ૨.
**મંજન**,ન૦ ઘસીને સ્વચ્છ કરવુ તે;માજવુ; ઉટકવું, ઉગટ ૨. દાતે પીડ મૂકવી તે દાતવે મીસી લગાડવી અથવા રગવા તે. ૩ દાતે ઘસવાનુ ઓસડ, ટુથ પાઉડર [માજર,માળા.
**મંજરી**,સ્ત્રી૦(સ૦)ફૂલનો ગુચ્છો,માજર ૨ ગુંથેલી
**મંજાર**,પુ૦(સ૦) બિલાડો, વેલર
**મંજિકા**,સ્ત્રી૦(સં૦) વેશ્યા

**મંજિરા,** પુ૦ તાલ, ઝાંઝર, કરતાલ, કાંસીજોડા

**મંજીષ્ઠ,** સ્ત્રી૦(સં૦)મજીઠ [(વાયુ)

**મંજુ-લ,**વિ૦(સં૦)કુમળુ,મૃદુ મધુર ૨ મંદ,ધીમુ

**મંજુર,**વિ૦(આ૦મનજૂર)કબુલ,પસંદ,માન્ય ૨ બહાલ, કાયમ

**મંજુરી,**સ્ત્રી૦ (આ૦) બહાલી,અનુમોદન,સંમતિ, અનુમતિ ૨ રજા, પરવાનગી, છૂટ

**મંજો,**પુ૦છોકરાઓને રમવાનો હાથીદાંતનો લખોટો

**મટ,** સ્ત્રી૦નિરાંત-ઝપ વાળવી તે ૨ મટકો,ચાળો ૩ પલકારો,નેત્રસ્પંદ [સ્પંદ, આંખનું ફરકવુ તે

**મટક,**સ્ત્રી૦ ચાલવાનો ચાળો,ગતિ મરોડ ૨ નેત્ર·

**મટકાવવુ,**ક્રિ૦સ૦ મટમટાવવુ ૨ આંખના અણુસારે વાત કરવી 'ભ્રકુટીમાં મટકાવી ભુરકી નાખમા રે-દયારામ.

**મટકી,** સ્ત્રી૦ નાની માટલી, દહોણી [પલકારો

**મટકુ,**ન૦ હાલ્લું,ઢોચકુ,નાનું માટલુ ૨ નેત્રસ્પંદ,

**મટકો,**પુ૦ અંગ મરડવાની રીત,ચાળો, અંગચેષ્ટા, હાવભાવ,અભિનય [૨ દુર થવુ,ટળવુ,જવુ

**મટવુ,**ક્રિ૦અ૦દુખ જતુ રહેવુ,સારૂ થવુ,ફેર પડવો

**મટમટાવવુ,** ક્રિ૦સ૦ આંખ બંધ ઉઘાડ કરવી તે, ઉઘાડમીંચ કરવી તે

**મટુકી,**સ્ત્રી૦ દહોણી, ગોરસી ૨. હાલ્લી

**મટોડી,**સ્ત્રી૦ માટી,મટોડુ

**મટોડુ,**ન૦ ખોદી કાઢેલો મટોડીવાળો જે કચરો તે, મટોડી, માટી ૨ કચરો, રજ, ધળ

**મઠ,**પુ૦(સં૦મૂષ્ટમ્)એક જાતનુ કઠોળ.

**મઠ,**પુ૦(સં૦)સંત-સાધુને રહેવાનું નીચી બાંધણીનુ વાડા સાથે જે ઘર-ઝુંપડુ તે,આશ્રમ વિહાર

**મઠારવુ,**ક્રિ૦સ૦મઠેરવુ,ગુંદવુ, ટીપીને શોભિતુ કરવુ

**મઠિયા,**ન૦ મઠના લોટની ખારી તીખી પૂરી

**મઠેરણી,**સ્ત્રી૦ રંદો ૨ સોનીનુ મઠેરવાનુ ઓજાર

**મઠેરવુ,**ક્રિ૦સ૦ગુંદવુ,કસણવું "કણેક મઠેરવી" ૨ ટીપીને ઠીકઠાક શોભીતુ કરવુ (વાસણ, દાગીના, ઇ૦) ૩ ટાપટીપ કરવી (વસ્ત્ર,ઇ,ની) ૪ ઠઠારી મઠારી નીકળવું. ૫ મારવુ ટીપવુ ૬ નિરાંતે સવાદે ખાવુ

**મઠો,** પુ૦ દહિ ધણીને કરેલી જાડી છાશ. [કાંકરો

**મડ.** સ્ત્રી૦ આડ, મરડાટ, વિરુદ્ધતા ૨ મરડિયો,

**મડદુ,** ન૦ મુડદુ,શબ, લાસ

**મડધો,**પુ૦ખેપિયાનો ઉપરી,મોટો મલ્લ ૨ વિ૦લઠ્ઠ, પુષ્ઠ, ખાઇપીને દોંગુ-જાડુ ને જોરાવર થયેલુ

**મડપ,** પુ૦ એક જાતનો છોડ-ભાજી

**મડમ,** સ્ત્રી૦(અ૦)યુરોપિયન સ્ત્રી,બાનુ.

**મડાગાઠ,** સ્ત્રી૦ સખત ગાંઠ

**મડિયાં,**ન૦ મરડીને ઘાલવાના પોલા કંઠા

**મડિયો,**પુ૦ જેની છો પાકે છે તે ધોળો કાંકરો

**મડુ,**ન૦ કસાઇ ગયેલુ મુડદુ, શબ, મૃતદેહ.

**મઢવું,**ક્રિ૦ સ૦ પાન-ચીપ-તાર-ચામડુ વગેરેથી લપેટી લેવુ, અસલ ચીજ ન દેખાય તેમ કરવુ. ૨ ઉપર ચઢાવવુ, આચ્છાદન કરવુ ૩ શણગારવુ

**મઢાવવુ,** ક્રિ૦ સ૦ મઢે તેમ કરાવવુ, ઢંકાવવુ, શણગારવુ

**મઢી,** સ્ત્રી૦ નાની ઝુંપડી,પર્ણશાળા,ઉટજ,છાપરી

**મઢુડી-લી,** સ્ત્રી૦ મઢી, નાની કુટી, ઉટજ

**મણ,** પુ૦ એક જાતનુ માપ-વજન, ચાળીશ શેર

**મણકો,**પુ૦(સં૦ મણિ)કાચનો ગોળ દાણો,કણુ ૨ અંકોડો, ગંઠોડો

**મણા,** સ્ત્રી૦ ઓછુ, ઉણુ, બાકી

**મણિ,** પુ૦ (સં૦) તેજદાર વોળો કિમતી પત્થર, હીરો ૨ મોતી ૩ ખોટો ચળકતો પથરો ૪ રૂદ્રાક્ષનો દાણો. ૫. ઉત્તમ પુરૂષ-ચીજ ૬ ફૂલ.૭ શિખરાત તે 'લિંગમણી' ૮ મહોરો

**મણિકંઠ,** ન૦ ચાષ પક્ષી [મણનુ કાટલુ

**મણિકો,**પુ૦મણ માય તેવડુ વાસણ ૨ મણનુ વજન,

**મણિધર,** પુ૦ (સં૦) નાગ, મોટો સાપ

**મણિપૂર,** ન૦ (સં૦) ૭ પત્રવાળુ નાભિ સમીપ આવેલું એક જાતનું પદ્મ [સાંધો.

**મણિબંધ,**ન૦(સં૦)હાથ અને કાંડુ એ બે વચ્ચેનો

**મંડન,**ન૦(સં૦)શોભીતુ કરે તેવુ,શણગાર, અલંકાર ૨ (વાદમાં)પુષ્ટિ,હોય તેને દલીલ દાખલાથી નક્કી કરવુ તે-દ્રિપાવવુ તે ૩. એકનુ ખંડન કરી બીજાને સ્થાપન કરવુ તે

**મંડપ,** ન૦(સં૦)કુંજ માંડવો,લતાગ્રહ ૨ દહેરાથી થોડેક દૂર જે બેઠક કરી હોય તે ૩ વિશ્રામ સ્થળ.૪. શુભ અવસર ઉપર ઉભી કરેલી બેઠક, માંડવો.

મંડવું,ક્રિ૦સ૦મચવું,ભીડ્યાં રહેવું, હામ-ખંતથી આરંભવું, શરૂ કરવું,વળગી રહેવું, પાછળ પડવું
મંડળ,ન૦(સં૦)ગોળ,ચોરસ અથવા કોઇ નિયમસર આકૃતિનો જે ઘેરાવો તે,ચકરડું,ગોળ વર્તુળ, કુંડાળું,ચક્કર,વેરો,પરિઘ ૨ ટોળું, સમહુ, જૂથ, મંઘ 'વિદ્વાન મંડળ' ૩ જેટલી હદમાં રાજ્ય મત્તા ચાલતી હોય તે, રાજ્યની હદ ૪ એક જાત ા લશ્કરનો વ્યૂહ ૫ બિંબ 'સૂર્ય-ચંદ્રનું) ૬ નિશાન મારતી વખતે ધનુષ્યધારીનું એક જાતનું આસન ૭ ચક્ર,ચાક ૮ ૪૨ દિવસની મુદત દવા લેવા માટે) ૯ ચકામા,ધાબા, સુજવું તે ૧૦ નખિયો, અર્ધ ગોળ વલુરો
મંડળાકાર,વિ૦ ગોળાકાર, ચક્રાકાર, ગોળ
મંડળીક,પુ૦(સં૦) રાજ્યના એક નાના ભાગનો સુબો અમીર, સામંત, ખંડિયો રાજા
મંડળી,સ્ત્રી૦ સભા,સમાજ,બેઠક,મિજલસ,રાવણું. ૨ ટોળી,જૂથ,સંઘ ૩ પેઢી, કંપની
મંડાણ,ન૦ આરંભ, શરૂઆત, પ્રારંભ ૨ પાયો, મળ. ૩ કુવાપરના જે લાકડા સાથે ચાક હોય છે તે ૪ પાણી ભર્યો કોશ જે જગાપર રહે છે તે જગા ૪ વાદળાનું ઘેરાવું 'વરસાદે મંડાણ માંડ્યું'
મંડામણી,સ્ત્રી૦નાણું ધીરનાર વ્યાજ ઉપરાંત જે સુખડી-બક્ષીસ લેઇને ચોપડામાં ખાતું પાડે છે તે
મંડાવવું,ક્રિ૦સ૦નોંધાવવું, લખાવવું, ૨ આરંભ કરાવવો, શરૂ કરવું
મંડાવું,ક્રિ૦અ૦માંડેલું થવું,લખાવવું ૨ મોહડાણું થવી ૩ પરણેલી હાલતમાં આવવું', ઠામ બેસવું, ઠેકાણે પડવું ૪ સારી સ્થિતિમાં આવવું
મંડિત, વિ૦ (સં૦) શોભીતું ભૂષિત, અલંકૃત,
મંડિલ,ન૦માથે બાંધવાનું કસબી વસ્ત્ર,કસબી ફેંટો.
મંડૂક, પુ૦ (સં૦) દેડકો, ભેક.
મંડૂર,ન૦(સં૦)લોઢાનો કાટ-મેલ, લોહ રસાયન.
મત, પુ૦ (સં૦) વિચાર આશય, ઉદ્દેશ મનનો ઠરાવ ૨ અભિપ્રાય, મળતાપણું, સલાહ ૩ એકાદો ધર્મ માર્ગ-પંથ, સંપ્રદાય ૪ તત્વજ્ઞાનના પક્ષોમાંનો પ્રત્યેક ૫ સંમતિ, અનુમોદન, પસંદગી. ૬ હઠ,આગ્રહ.'મતમાં મરવું'. ૭. અ૦ મા, નહિ
મતમતાંતર, ન૦ વિચારનું જુદાપણું, મત મતનો જે ભેદ તે ૨ જુદાજુદા ધર્મમાર્ગો
મતલબ, સ્ત્રી૦ (અ૦) હેતુ, ઉદ્દેશ, આશય ૨ મુરાદ, ઇચ્છા, ભાવના ૩ અર્થ, સમજણ ૪ તાત્પર્ય, ભાવ, સાર, અંતરની વાત.
મતલબસર,અ૦કારણથી, હેતુ પરત્વે. [સ્વાર્થનિષ્ટ
મતલબી,વિ૦(અ૦) મતલબ સાધનાર, સ્વાર્થી,
મતવાદ, પુ૦ પોતાના મતનો જે આગ્રહ તે
મતવાદી,પુ૦મતનો આગ્રહી, હઠવાદી,સ્વમતાગ્રહી
મતવાલી, વિ૦ (હિં૦)ફાકડી, મદ-જોસ્સાવાળી ને ચાલાકી ભરેલી, મદભર
મતવાલુ, વિ૦ પુષ્કળ, અતિશય, ઘણુંજ
મતસરવણી, સ્ત્રી૦ (સં૦) છોડીઓનું એક વ્રત.
મતંગ-ગજ, પુ૦ (સં૦) હાથી, ગજ.
મતા, સ્ત્રી૦ (અ૦) માલ, મિલકત, દોલત, પુંજી. ૨. વિશાત, જીવ દમ, મલ ૩ જણસ, વસ્તુ ૪ માલ, સાર, તત્વ
મતાદાર, પુ૦ સહી સાખ કરનારો ૨ જેને સાક્ષી તરીકે સહી સાખ કરવાનો હક છે તે ગામડામાં પટેલ ને મતાદાર હોય છે ઉધરાતદાર
માતાદારી, સ્ત્રી૦ મતાદારપણું.
મતાભિમાન ન૦ પોતાના મતને વિષે આગ્રહ તે,જીદ ૨ સ્વધર્માભિમાન, સાંપ્રદાયિક અભિમાન.
મતારો,પુ૦ઘરડો,ડોસો,વૃદ્ધ. ૨ ખાધેલ પીધેલ બુઢ.
મતાલા,પુ૦બહુ ગરમી લાગવાથી માટીનું વાસણ ડરસાઇ જાય તે ૨ શરીર કસમોડા ખાય તે.
મતિ, સ્ત્રી૦ (સં૦) બુદ્ધિ, સમજ ૨ મનનું વલણ, ઇચ્છા, ભાવના. ૩ અભિપ્રાય
મતિભ્રમ વિ૦ જેની મતિ ફરી ગઇ હોય તે, અસ્થિર ચિત્ત-વૃત્તિવાળું, બેસમજ ૨ બુદ્ધિભ્રષ્ટ, બુદ્ધિમાં થયેલો વિકાર તે ૩ ભુલાવો, અક્કલત ૪ ગાંડપણું [હોય તે, ઓછી બુદ્ધિનું
મતિમંદ, વિ૦ (સં૦) અક્કલ બહેર મારી ગયેલી
મતિમાન,વિ૦(સં૦)બુદ્ધિમાન અક્કલ,હોશિયાર,
મતીરૂ, ન૦ કાકડી, ચીભડું [ચતુર.
મતીલુ, વિ૦ હઠીલું આગ્રહી મમતી
મતું-તુ, ન૦ ( મત ) ચિઠ્ઠી દસ્તાવેજની નીચે

જમણી બાજુ પર લખનારે પોતાનુ નામ લખી ઉપર લખ્યુ છે તે ખરૂ છે એવી જે સહી આપવી તે ૨ હસ્તાક્ષર, મમતિ દર્શાવનારી સહી **અત્ર મતુ**=આ ઠેકાણે સહી **તત્ર શાખ**=તે ઠેકાણે સાક્ષી

**મત્કુણ,** પુ૦ (સ૦) માકણ

**મત્ત,** વિ૦ (સ૦) મદવાળુ, ચરબી ચઢી હોય તેવુ, ચકચૂર, ઘેઘટ ૨ ઘેલુ, ગાડુ ૩ ઉન્મત્ત છાકટુ, પીધેલ ૪ ઉદ્ધત, અભિમાની, ગર્વિષ્ટ

**મત્સર,** પુ૦ (સ૦) કોઇનુ સારૂ જોયુ-સાભળ્યુ ન ખમાય તેવી લાગણી, દ્વેષ, ઇર્ષ્યા, અદેખાઇ ૨ મચ્છર, અહંકારનો તોર-છાકોટો

**મત્સરી,** વિ૦ અદેખુ, ઝેરીલુ, ઇર્ષ્યાવાળુ, મત્સરવાળુ

**મત્સ્ય,** પુ૦ (સ૦) માછલુ, મીન, મછ [પહેલો

**મત્સ્યાવતાર,** પુ૦ વિષ્ણુના દશ અવતાર પૈકીનો

**મથક,** ન૦ (સ૦) મુખ્ય ઠેકાણુ, જ્યા મોટો વેપાર ચાલતો હોય તે ૨ ખળી, પીઠ ૩ જ્યા વિદ્યા અને જ્ઞાનની ચર્ચાઓ ઘણી ચાલતી હોય તે જગા-સ્થાન ૪ જ્યા મોટી લશ્કરી છાવણી હોય તે જગા-ઠેકાણુ ૫ મુખ્ય સ્થાન, રહેઠાણુ, ઘર

**મથન,** ન૦ (સ૦) ડહોળવુ-વલોવવુ તે, વલોણુ, મન્થન ૨ માથાકુટ, ગડમથલ પ્રયાસ, શ્રમ ૩ ચર્ચા ૪ અરણીનુ ઝાડ

**મથની,** સ્ત્રી૦ વલોણુ ગોળી દહિં વલોવવાનુ વાસણ

**મથવુ,** ક્રિ૦ સ૦ રોળવુ વલોવવુ, ડહોળવુ ૨ ક્રિ૦ અ૦ ગડમથલ કરવી, ગોથા મારવા, ખૂબ મહેનત કરવી.

**મથાવવુ,** ક્રિ૦ સ૦ થકવવુ, હરાવવુ, ન ફાવવા દેવુ ૨ મથવા દેવુ, ખૂબ પ્રયાસ કરાવવો

**મથાળી,** સ્ત્રી૦ પાઘડી ૨ શિખર

**મથાળુ,** ન૦ ઉપરનો ભાગ, શિખર ૨ સક્ષેપમા લખેલો જે વિષય અથવા વિષયનુ નામ તે ૩ આપવા લેવાની હદ નક્કી કરવી-ઠરાવવુ તે, અદાજ, આશરો ૪ પાવડી

**મથોટી,** સ્ત્રી૦ ઢોરના શિંગડાના મળમાનો ભાગ

**મથોડુ,** ન૦ માથુ ડુબે તેટલુ, ૭ ફૂટ ઉંડાણુનુ માપ

**મથોડુ,** વિ૦ માણસની ઉંચાઇ જેટલુ

**મદ,** પુ૦ (સ૦) ચઢી ગયલો જુસ્સો, કેફની ખુમારી, ઉન્માદ, છાકટાપણુ ૨ અતિગર્વ, અભિમાન, અહંભાવ ૩ કામવિકાર, ઇશ્કનો જુસ્સો ૪ હાથી ઉન્મત્ત થવાથી તેના ગડસ્થળમાંથી જે પરસેવાના ઝરણ છૂટે છે તે, દાન, મધુ ૫ ફૂલ ફળમાથી જે મીઠો રસ ટપકે છે તે, મધ ૬ અભિમાન, ગર્વ, બહેકાટ, તોર, છાક

**મદકલ,** વિ૦ (સં૦ મદ + કલકલાટ) મદ, કેફ, યૌવનને લીધે ઉન્મત્ત, મદ ભરેલુ ૨ ઘેલુ

**મદગળ,** પુ૦ (સ૦) હાથી, ગજ

**મદત-દ,** સ્ત્રી૦ (અ૦) સહાયતા, પુષ્ટિ, કુમક ૨. ઓથ, આશરો ૩ ટેકો, ઉત્તેજન

**મદતિયુ,** વિ૦ મદત કરનારો, મદદગાર, સહાયકર્તા

**મદદગાર,** વિ૦ મદદ કરનાર, મદદનીસ

**મદદનીસ,** પુ૦ મદદગાર, સહાયકારક, મદદ કરનાર

**મદન,** પુ૦ (સ૦) સ્ત્રી પુરુષની સભોગ ઇચ્છા, કામદેવ **મદન પૂતળુ**=ઘણોજ ખુબસુરત પુરૂષ

**મદનફળ,** ન૦ મિંઢળ

**મદનબાણ,** ન૦ (સ૦) કામદેવનુ એક બાણુ, પુષ્પ

**મદમાતુ,** વિ૦ અકુશમા ન રહે તેવુ, ઉન્મત્ત, પ્રફુલ્લ ૨. કે વધેલુ હોય તેવુ, પુષ્ટ થયેલુ, કામાતુર

**મદરેસ,** સ્ત્રી૦ (અ૦ મદ્રિસ) પાઠશાળા, નિશાળ

**મદવિકાર,** પુ૦ મત્સર, ઉન્મત્તતા, કેફની ખુમારી ૨ હાથીના ગડસ્થળમાથી ઝરતુ પાણી ૩ ઉદ્ધતઈ [ભૂલી ગયેલુ

**મદાંધ,** વિ૦ મદથી અંધ થયેલુ, મદથી વિવેક

**મદાર,** પુ૦ (અ૦) આશ્રય, આધાર, ભરોસો, વિશ્વાસ ૨ ઉદ્દેશ, હેતુ, કારણ ૩ ધ્યાન, લક્ષ "અક્ષર ઉપર કાંઈ મદાર રાખશો નહિ પણ અર્થ ઉપર રાખજો" [પરોણાચાકરી

**મદારત,** સ્ત્રી૦ (અ૦) ખાતરદારી, બરદાસ્ત,

**મદારી,** પુ૦ (હિ૦, સ૦ મદાર-ધૂતારો) હાથ ચાલાકીના તેમ બદનની કસરતના ખેલ કરી બતાવનારો, ગારુડી, બાજીગર ૨ વાદી, કલધર, જગલી પ્રાણીઓને કેળવનાર [૨ ખજન પક્ષી

**મદિરા,** સ્ત્રી૦ (સ૦) દારૂ, સુરા, આસવ, મધુ

**મદિરાક્ષી,** સ્ત્રી૦ (સ૦) ખજનપક્ષીના નેત્ર રગવાળી ૨ મોહિની આખવાળી સ્ત્રી.

**મદી,** વિ૦ મદવાળુ, ચઢી ગયલા જુસ્સાવાળુ
**મદોન્મત્ત,** વિ૦ (સ૦) મદથી ઉન્મત્ત,ઉચ્છૃંખલ, ઉદ્ધત ૨ ચરબીથી ભરેલુ, ફાટેલુ
**મદ્ય,** પુ૦ (સ૦) મદિરા, દારૂ ૨ મધ
**મદ્યપાન,** ન૦ (સ૦) દારૂ પીવો તે
**મદ્યપી,** વિ૦ દારૂ પીનાર, દારૂડિયો
**મદ્રાસી,** વિ૦ મદ્રાસનુ-સબધી
**મધ,** ન૦ (સ૦ મધુ) ફૂલની અદર જે ગળ્યો ને ચીકણો રસ હોય છે તે ૨. માખીઓએ એકઠો કરી રાખેલો ફૂલનો રસ મધ મૂકીને ચાટવુ=નિરર્થક રાખી મૂકવુ ૫ પાળી રાખવુ મધવાળી જીભ=ખુશામત ભરેલી જીભ, મધમા હાથ મેળાવવો=મોટી આશાઓ આ પી, લાલચ બતાવવી [ફોલ્લીઓ થાય છે તે રોગ [બાળકને]
**મધપાક,** પુ૦ જીભ ઉપર ધોળી ધોળી ઝીણી
**મધપુડો,** પુ૦ જેમા મધમાખીઓ મધ એકઠુ કરે છે તે મધમાખીઓનુ કાણાકાણાવાળુ ઘર
**મધમાખ-ખી,સ્ત્રી૦** મધ એકઠુ કરનારી માખી
**મધભાગ,** પુ૦ વચલો ભાગ. [રાત
**મધરાત-ત્રી, સ્ત્રી૦** રાતનો વચલો ભાગ, અરધી
**મધલાલ** સ્ત્રી૦ [મધ+લાલસા] આશા,ઇચ્છા
**મધવો,** વિ૦ પુષ્ટ, જાડુ, ખાઇ પી તાજુ થયેલુ
**મધુ,**ન૦ સ૦ મકરદ, મધ ૨ સુધા, અમૃત ૩ મહુડાનુ ઝાડ-ફળ ૪ મદ્ય, દારૂ ૫ વસત ઋતુ ૬ ઝાડનો નિગાળ, રસ, મદ
**મધુ,** વિ૦ (સ૦) મિઠુ, ગળ્યુ
**મધુકર,**પુ૦(સ૦) મધમાખ. ૨ ભમરો, ષટપદ
**મધુકરી, સ્ત્રી૦** (સ૦) ઘેર ઘેર ફરી ભીખ માગેલું અન્ન, માધુકરી ૨ ભમરી, મધમાખી
**મધુપ,**પુ૦ સ૦) ભમરો ૨ મધમાખી ૩ દારૂડિયો
**મધુપર્ક,** ન૦ (સ૦) દહિ દૂધ મધ, ઘી, સાકરનુ મિશ્રણ તે ૨ એ પાચ વાનાથી અતિથિનો સત્કાર કરી અર્પણ કરવુ તે
**મધુપાન,**ન૦ મદ્ય પીવુ તે,મદ્યપાન [મુત્રાતિસાર
**મધુપ્રમેહ,** પુ૦ (સ૦) સાકરીઓ પરમીઓ,
**મધુમક્ષિકા,સ્ત્રી૦** મધમાખી
**મધુમાસ,**પુ૦(સ૦)વસંતઋતુ

**મધુર** વિ૦(સ૦) મીઠુ, ગળ્યુ, સ્વાદિષ્ટ ૨. કાનને મીઠુ પ્રિય લાગે તેવુ, (સ્વર) ૩ આખને ભાવે તેવુ,સુદર,ફુટડુ (રૂપ) ૪ ખુશબોદાર, સુવાસિત ૫ પ્રેમ-વહાલ ઉપજે તેવુ.
**મધુરતા,સ્ત્રી૦**(સ૦ ગળપણુ મિઠાશ ૨ સુદરતા મનોહરતા ૩ આહ્લાદપણુ ખુશકારકપણુ.
**મધુરા,**પુ૦સુવા ૨ જેઠીમધ ૩ મીઠી કાકડી ૪ સાકર
**મધુલિહ-લેહ,** પુ૦ ભમરા.
**મધુસૂદન,** પુ૦ ભમરો ૨ શ્રી કૃષ્ણ
**મધુવન,** ન૦ વૃન્દાવન
**મધૂક,** પુ૦ (સ૦) મહુડો.
**મધોમધ,** અ૦ વચમા, મધ્યે
**મધ્ય,** ન૦ (સ૦)વચલો ભાગ ૨ શરીરનો મધ્ય ભાગ, કેડ, કટિ પ્રદેશ
**મધ્ય** વિ૦ વચમાનુ,અધરવચનુ ૨ વચલી સ્થિતિનુ
**મધ્યબિન્દુ,**ન૦ગોળનુ વચલુ બિન્દુ,જ્યાથી પરીઘ સુધીનુ અતર સર્વત્ર બરોબર હોય તે, કેન્દ્ર
**મધ્યમ,** પુ૦ સાત સૂરમાનો ચોથો સૂર ગાયનમા ક્રૌંચ પક્ષીના અવાજ સરખો એક જાતનો અવાજ
**મધ્યમ,**વિ૦(સ૦) વચમાનુ, સારૂ નહિ તેમ નરસુ નહિ તેવુ વચલા વાધાનુ ૨ વચલુ વચમા હોનાર
**મધ્યમસર,** અ૦ વચલા માર્ગનુ, સારૂ તેમ છેક ખરાબ નહિ તેમ, અદાજસર
**મધ્યમા,સ્ત્રી૦**(સ૦)વચલી આગળી.૨. જુવાનીમા આવેલી સ્ત્રી ૩ તે નામની એક નાયિકા.૪ વાણી-શબ્દોચ્ચારની ત્રીજી સ્થિતિ 'પરા, પશ્યતિ, મધ્યમા, ને વૈખરી.' ૫ જેને નરો અટકાવ આવેલો છે એવી નારી
**મધ્યરાત્ર-ત્રિ, સ્ત્રી૦** મધરાત, અડધીરાત
**મધ્યરેષા, સ્ત્રી૦** વિષુવવૃત્ત
**મધ્યસ્થ,** વિ૦(સ૦) એકે પક્ષનુ નહિ તે તટસ્થ ૨ બે પક્ષનુ સમાધાન કરનાર,પચ ૩ વચલુ,વચમાનુ
**મધ્યસ્થળ,**ન૦(સ૦) કેડ,કટિ. ૨ વચલો પ્રદેશ.
**મધ્યા, સ્ત્રી૦** (સ૦) મધ્યમા, જુવાન સ્ત્રી.
**મધ્યાહ્ન,** ન૦ (સ૦) બપોર, દિવસનો વચલો ભાગ, સૂર્ય મધ્યે આવેલો હોય તે સમય.
**મધ્યે,** અ૦ વચમા, મા, અદર.

**મન**, ન૦ (સ૦ મન્-જાણવુ) સમજવાની ઇંદ્રિય જ્યા રહી હોય છે તે સ્થળ મગજ ૨ સમજ શક્તિ, જ્ઞાનેન્દ્રિય ૩ જ્યાથી લાગણી ઉભરાય છે તે, કાળજુ દિલ, હૈયુ ૫ ઇચ્છા, મરજી ભાવ ૬ ધારણા, વિચાર ૭ સ્મરણશક્તિ ૮ સત્યાસત્યનુ જ્ઞાન, અન્ત કરણ **મન** કરવુ=ઇચ્છા થવી **મન** માનવુ=અત કરણ માનવુ,કબુલ કરવુ **મન** ખાટુ કરવુ=નાખુશ કરવુ **મન** મનાવવુ=મનોગમતુ, પ્રસન્ન કરવુ ૨ સમજાવવુ **મનમા** આવવુ-ઉતરવુ=સમજવુ ૨ મરજી થવી **મન** વાળવુ=નિરાત વાળવી, સન્તોષથી બેસવુ **મન** ઉઠવુ-અપ્રીતી થવી, ઇચ્છા જતી રહેવી ૨ વૈરાગ ઉત્પન્ન થવો **મોટા મનનુ**-ઉદાર, પરોપકાર બુદ્ધિનુ **મન** ઉચુ થવુ-નાખુશ-દિલગીર થવુ ૨ બેચેની થવી, **મનમા** લાવવુ-દરકાર કરવી, ગણવુ લેખવવુ **મન** ખાટુ થવુ=નાખુશ થવુ દિલ ઉતરી જવુ, નારાજ થવુ

**મનપૂર્વક**, અ૦ મનથી, જાણીબુજીને [ખોટુ

**મનકલ્પિત**, વિ૦ (સ૦) જોડી કાઢેલુ, બનાવટી,

**મનકામના**, સ્ત્રી૦ ઇચ્છા, મુરાદ વાછા,મનેચ્છા

**મનખ**, ન૦ માણસ મનુષ્ય [માણસનો અવતાર

**મનખાદેહ**, સ્ત્રી૦ માણસની કાયા, મનુષ્યદેહ

**મનખો**, પુ૦ માણસનો અવતાર, નરદેહ ૨ માણસપણુ, માણસાઈ ૩ જીવન જીંદગી

**મનગમતુ**, વિ૦ મનને ગમતુ, પસદ, ગોઠતુ ૨ રમ્ય, સુદર ૩ ભાવતુ, રૂચિકર, રૂચતુ

**મનડુ**, ન૦ મન (કવિતામા)

**મનન**, ન૦ (સ૦) ચિંતન, મનમા ઝખ્યા કરવુ તે

**મનફેર**, વિ૦ જરાકજ ફેર હોય તેવુ, નહિ જેવા તફાવતનુ [ગમતુ, પસદ પડતુ, ગોઠતુ

**મનભાવતુ**, વિ૦ મનને ભાવે-રુચે તેવુ, મન

**મનમથ**, પુ૦ (સ૦) કામદેવ [પડે તેવુ

**મનમાનતુ**, વિ૦ મન કબુલ કરે તેવુ, મનને પસદ

**મનમાન્યુ**, વિ૦ પુષ્કળ, બહુ ખૂબ ૨ મન તૃપ્ત થાય એવુ-એટલુ

**મનમેળ પો**, વિ૦ મળતાવડુ ભળી જાય તેવુ

**મનમોજી**, વિ૦ મનમા જેમ આવે તેમ કરનાર મનસ્વી, સ્વચ્છદી, તરગી ૨ આનદી ૩ વિલક્ષણ, વિચિત્ર

**મનમોદ**, પુ૦ આનદ

**મનમોહન**, વિ૦ (સ૦) દિલપસદ, મોહક,આકર્ષક

**મનવણિયુ** વિ૦ મન મનાવવા જેવુ મન વાળવા જેવુ [બરદાસ્ત

**મનવર**, સ્ત્રી૦ પરોણા ચાકરી, સરભરા આતિથ્ય,

**મનવવુ**, ક્રિ૦ સ૦ મનાવવુ, મનનુ સમાધાન કરવુ, રીસ ઉતારવી ગરજી કરવુ

**મનવા**, પુ૦ (હિ૦) માનવ, મનુષ્ય ૨ મન

**મનવાંછિત**,વિ૦મનમા ઇચ્છેલુ,આકાક્ષિત,ઇચ્છિત

**મનવાર**, સ્ત્રી૦ (અ૦ મેન ઑફ વૉર) લડાઈની મોટી આગબોટ, મોટુ લશ્કરી વહાણ

**મનવેગી**, વિ૦ ઘણુજ ઝડપી, મનના જેટલી ઝડપ-વેગવાળુ

**મનશિલ**,પુ૦[સ૦] એક જાતનો ધાતુ જેવો ઝેરી ક્ષાર

**મનસબદાર**, પુ૦ [અ૦] લશ્કરનો અમલદાર

**મનસબદારી**,સ્ત્રી૦ મનસબદારનો ઓદ્ધો તે

**મનસા**,અ૦ મનવડે,મનથી

**મનસા**,સ્ત્રી૦(સ૦ મનીષા) મન,ઇચ્છા મછા

**મનસિજ**,પુ૦ (સ૦) કામદેવ,સ્મર

**મનસુબો**,પુ (અ૦ કોઇ કામ વિષે વિચાર કરવો તે,ધારણા બાવવી તે ૨ વાટ,યુક્તિ તદબીર,પેત.૩ ઉદ્દેશ, મતલબ હેતુ, ઇરાદો

**મનસ્વી**, અ૦ મનમા આવે તેમ

**મનસ્વી** વિ૦ [સ૦] તુરગી સ્વચ્છદી

**મનહર**,વિ૦મનોહર,સુદર ૨ પુ૦ એક જાતનો છદ

**મના**,સ્ત્રી૦[અ૦] અટકાવ પ્રતિબધ,બધી

**મનાઇ**,સ્ત્રી૦ મના, નિષેધ બધી **મનાઇ હુકમ**-ચાલતુ કામ એકદમ બધ કરવાનો હુકમ

**મનામણુ**,ન૦ મનાવવુ તે,રીસ ઉતારવાને સમજાવવુ તે 'રીસામણા મનામણા' ૨ કાનાવાલા,પ્રણિપત સાત્વન ૩ સમજુતી ઐક્ય, સલાહ

**મનારો**,પુ૦[અ૦]મિનારો,ચુનાથી બાધેલો ઉચો ગોળ થાભલો, ટોડો તગરડી

**મનાવણુ**,ન૦ મનામણુ

**મનાવવુ**,ક્રિ૦સ૦ સમજાવવુ,મનાવી લાવવુ,મેળાપ

કરવો,સલાહ કરવી,કાલાવાલા કરી ખુશ કરવુ ૨ કબુલ કરાવવુ,સાચેસાચુ કહેવરાવવુ
**મનાવુ** ક્રિ૦ દોસ્તી થવા(ફરીથી),સમજુત થવી ૨ રીસ-ક્રોધ ઉતર્યો હોય તેમ થવુ, માનવુ
**મની, સ્ત્રી૦** બિલાડી, મીની
**મનીઓર્ડર,પુ૦**[અં૦]પૈસા મેળવવાનો હુકમ ૨ ટપાલ મારફત નાણા મોકલવાની રીત-ગોઠવણ તે, હુંડી [ભિવાઈમાંનો એક વેશ.
**મનિયાર,પુ૦** ચુડીઓ બનાવી વેચનાર,ચુડગર ૨
**મનિયારૂ, ન૦** મનિયારનો ધધો, ચુડી-રમકડા ઉતારવા તે
**મનીષા,સ્ત્રી૦**(મ૦) બુદ્ધિ, મતિ ૨ સમજ, જ્ઞાન
**મનુ,પુ૦** મન્વતરનો મળ પુરૂષ-રાજા ૨ પ્રખ્યાત ૧૪ઋષિઓમાંનો પ્રત્યેક ૩ માનવ ધર્મશાસ્ત્ર કર્ત્તા ૪ ચૌદની સજ્ઞા ૫ કલ્પનો ચૌદમો ભાગ
**મનુજ, પુ૦** (સ૦) માણુસ મનુષ્ય [આદમી
**મનુષ્ય,ન૦**[સ૦]મનુષ્ય માણુસ જાત ૨ પુરૂષ,નર,
**મનુષ્યગણ,ન૦** ૨૭ નક્ષત્રના ત્રણ વર્ગ પૈકી એક 'દેવગણ મનુષ્યગણ અને રાક્ષસગણ' એ ગણની મનુષ્યના સ્વભાવ અને પ્રારબ્ધના ઉપર સત્તાચાલે છે
**મનુષ્યત્વ, ન૦** મનુષ્યપણુ,માણસાઈ
**મનુષ્યતા,સ્ત્રી૦** માણસાઈ,મનુષ્યપણુ
**મનુષ્યલોક, પુ૦**[સ૦] મૃત્યુલોક,આલોક,પૃથ્વી
**મનુહાર, સ્ત્રી૦** મન મનાવવા કાલાવાલા કરવા તે, પ્રાર્થના ખાતર, આરાધના
**મને,સ્ત્રી૦**મના,મનાઈ [ વિભક્તિનુ એકવચન,
**મને, સ૦** [સ૦ અસ્મદ્] પહેલા પુરૂષનુ બીજી
**મનોગત, પુ૦** વિચાર કલ્પના, અભિપ્રાય
**મનોગતિ,સ્ત્રી૦**મનનો વેગ ૨ મનની પહોચ-શક્તિ
**મનોગમ, વિ૦** મન માનતુ, મનને ગમે તેવુ
**મનોજ્ઞ,વિ૦** મનોહર,મનપસદ,સુદર
**મનોધર્મ,પુ૦** મનનો ધર્મ,મનનુ સ્વભાવિક વલણ
**મનોનિગ્રહ, પુ૦** [સ૦] મનનો સંયમ, મન વશ રાખવુ તે
**મનોભગ, પુ૦** [સ૦] મનની આશા-ઉત્સાહનો ભગ,નાસીપાસી, મનનુ પાછુ પડવુ તે [લાગણી
**મનોભાવ, પુ૦** [સ૦] મનની ઈચ્છા,મનની વૃત્તિ-
**મનોભૂ, પુ૦** [સ૦] કામદેવ, સ્મર મદન
**મનોમય,વિ૦**[સ૦] માનસિક મન સબધી, મનનું
**મનોમયકાશ,પુ૦** [સ૦] પચ કોશ પૈકી એક ૨ હુ છુ ને શરીરની સત્તા મારા હસ્તક છે એવુ જે જ્ઞાન તે ૨ વિ૦ મનનુ માનસિક
**મનોભિરામ,વિ૦**[સ૦]મનોહર, રમણીય, રમ્ય
**મનોયત્ન, પુ૦** [સ૦] મનની મહેનત ૨ અમુક નિયમ જાણ્યા પછી તે પ્રમાણે કરી જોવુ તે,પ્રયોગ પાઠ, અભ્યાસ પાઠ, ધડો
**મનોરજક,વિ૦**[સ૦]દિલ પસદ,મનોહર, વિનોદી
**મનોરજન,વિ૦** મનોરજક, દિલપસદ
**મનોરથ,પુ૦** [સ૦] મનનોભાવ, મનની ધારણા, ઉદ્દેશ, વાચ્છના
**મનોરમ,વિ૦**[સ૦] મનોરજક ૨. પુ૦ મોગરો
**મનોરમા, સ્ત્રી૦** ગોરોચના ૨ પીળી જાઈ
**મનોરમ્ય,વિ૦** મન રીઝે તેવુ, સુદર, મઝેનુ
**મનોવિકાર,પુ૦**[સ૦] લાગણીઓનો ઉછાળો,કામ ક્રોધાદિકના જુસ્સો [ઇચ્છા, ભાવના
**મનોવૃત્તિ, સ્ત્રી૦** [સ૦] મનનું વલણ, ચિત્તવૃત્તિ,
**મનોવેગ,પુ૦**મનનો વેગ તે ૨ મનનો ઉત્પન્ન થયેલો લાગણીનો તીવ્ર જુસ્સો તે
**મનોહર, વિ૦** [સ૦]સુદર, રૂપાળુ,ખૂબસુરત ૨. આકર્ષક મોહક ૩ કામણગારૂ ૪ મધુર
**મનોહરી,વિ૦** મનોહર, સુદર ૨ આકર્ષક, મોહ પમાડે તેવુ [કરવા તે (મનાવવા માટે)
**મનોહારી, સ્ત્રી૦** મનુહાર, પ્રાર્થના, કાલાવાલા
**મન્તવ્ય,વિ૦**[સ૦]માનવા લાયક,મનન કરવા જોગ
**મન્તર,પુ૦**મન્ત્ર, જુઓ 'મન્તર કરતા તન્તર વધે'
**મન્તરવુ, ક્રિ૦ સ૦** જાદુ કરવુ ૨ મન્ત્ર ભણી અથવા ફુક મારી કાર્ય સિદ્ધ થાય તેમ કરવુ ૩ વશીકરણ કરવુ ભુરકી નાખવુ ૪.છેતરવુ, ભમાવવુ ૫ ભોગવવુ ૬ છુપી સલાહ આપવી, શિખવવુ
**મન્તરાવવુ,ક્રિ૦સ૦** જાદુ કરાવવુ,દોરો કરાવવો
**મન્તરાવુ,ક્રિ૦અ૦** ઠગાવુ છેતરાવુ ૨ ભરમાવુ
**મન્ત્ર,પુ૦**[સ૦] કાર્ય સિદ્ધિ થાય તેવુ ગુપ્ત વાક્ય, ગુપ્ત વિચાર ૨ દેવ સ્તુતિ,ઋચા ૩ છુપી સલાહ, મનસુબો, ૬ જાદુ, ઈલમ, મોહિની

**મન્ત્રગૃહ, ન॰** મસલત કરવાનુ ઠેકાણુ

**મન્ત્રપુષ્પાંજલિ,સ્રી॰**[સ૦]ખોબામા ભરેલા ફૂલો
મન્ત્ર ભણી દેવ ઉપર ઉછાળવા તે ૨ મારી પેઠે
ઠપકો આવવો તે, ધમકી દેવી તે ૩ ગાળોનો વર-
સાદ, ૪ માર મારી હલકુ કરવુ તે [પુસ્તક

**મન્ત્રશાસ્ત્ર,ન૦**મન્ત્ર અને તેનો વિધિ એ સંબંધીનુ

**મન્ત્રતન્ત્ર, પુ॰** દોરાચિઠ્ઠી [સલાહકાર

**મન્ત્રી પુ॰** [સ૦] વજીર દિવાન, પ્રધાન ૨

**મન્ત્રીમંડળ, ન॰** કારભારી મંડળ, દિવાન અને
બીજા રાજ દરબારીઓ

**મન્ત્રોપચાર,પુ॰** મન્ત્ર વડે કરેલો ઉપચાર

**મન્થન,ન॰**[સ૦] મથન, મથવુ તે, ગડમથલ ૨
વલોવવુ તે [રવૈ

**મન્થની,સ્રી॰** દહિ વલોવવાનો ફુલડાવાળો વાસ,

**મન્દ,વિ૦**[સ૦] ધીમુ,ઠંડુ,ટાઢુ ધીરૂ ૨ માંદુ ,શિથિલ
૩ ઓછુ, કમ, થોડુ ૪ મૂર્ખ, ઠોઠ. ૫ કોમળ
મૃદુ ૬. સુસ્ત આળસુ ૭ ઝાંખુ નિસ્તેજ ૮
હળવુ, આછુ, ધીમુ

**મન્દ,અ॰** [ફા૦] વાળુ, હોય તેવુ (પ્રત્યય)

**મન્દબુદ્ધિ-મતિ,વિ॰** બેવકુફ, મૂર્ખ

**મન્દવાડ, પુ॰** રોગ આજાર ૨ બિમારી,માંદગી

**મંદવાડિયુ, વિ॰** આજારી, રોગી ઘણુ ખરૂ માંદુ

**મન્દવાર,પુ॰** શનીવાર [રહેતુ ૨ મંદવાડ આવે તેવુ

**મન્દહાસ્ય, ન૦** [સ૦] ગાલમા હસવુ તે, સ્મિત
મોનો મલકાટ, દાંત ન દેખાય તેમ હસવુ તે,મુખ
મલકાવવુ તે

**મન્દાકિની,સ્રી૦** સ્વર્ગ ગંગા ૨ ગંગાનો પ્રવાહ
૩ એક જાતની મક્કાન્તિ [છંદ

**મન્દાક્રાન્તા, સ્રી॰** ૧૭ અક્ષરના ચરણવાળો એક

**મન્દાક્ષ,સ્રી૦**[સ૦] લાજ શરમ

**મન્દાગ્નિ પુ॰**ખાધુ પચન ન થાય તેવી શક્તિ

**મન્દાર,ન॰**[સ૦]સ્વર્ગનુ એક ઝાડ,પારિજાતક

**મન્દિર, ન૦** [સ૦] સુંદર ઘર ૨ દેવાલય દહેરૂ ૩
રાજમહેલ હવેલી ૪ મેડીદાર ઘર

**મંદિરિયુ,ન॰**સુંદર ઘર, મંદિર

**મન્દિલ,ન॰** [આ૦] કસબના બુટ્ટાવાળી પાઘડી,
જરિયેલ ફેંટા મોળ

**મન્દી, સ્રી॰** ઉતરતો ભાવ ભાવની પડતી

**મન્દુ,વિ॰** ધીમુ, સુસ્ત ૨ નબળુ

**મન્મથ પુ॰**[સ૦] કામદેવ,મદન,અનંગ

**મન્યુ, પુ૦**[સ૦] મનસ્તાપ, રાગ ૨ ગુસ્સો,ક્રોધ

**મન્વંતર, પુ॰** (સ૦) ચૌદ મનુ પૈકી કોઇ બેની
વચ્ચમાનો કાળ તે ૩૦૬૭૨૦૦૦૦ વર્ષનો કાળ

**મપારો, પુ॰** અવાજ વગેરે તોલનાર, જોખો

**મપાવવુ, ક્રિ૦ અ૦** તોળાવવુ,ભરાવવુ માપ કઢા
વવુ ૨ કિમ્મત કરાવવી

**મપાવુ, ક્રિ૦અ॰** તોળાવુ,ભરાવુ પ્રમાણ નીકળવુ

**મફત,અ॰** વગર પૈસે, અવેજ-બદલા વિના,ફોગટ
૨ અમસ્તુ, જૂજ કિમ્મતે [ફોગટિયુ

**મફતિયુ,વિ૦** બદલામા-સાટામા કંઈ ન મળે તેવુ,

**મંમલક, વિ॰** ઘણુ, અતિશય, પુષ્કળ

**મબારખી, સ્રી૦** છોકરાને થતો એક રોગ

**મભમ, વિ॰**[આ॰મુબ્હમ્] મોઘમ, બાંધે ભારે,
અદબદ, અસ્પષ્ટ સંદિગ્ધ

**મમ, ન॰** માસ, ખાઉ ખાઉ (બાળક)

**મમ, સ॰** (સ૦) મારૂં મુજ

**મમઇ, સ્રી૦** માની મા, દાદી

**મમત, પુ૦** [સ૦] પોતાના મતને પકડી રાખવો
તે ૨ હઠ બહોસ જીદ આગ્રહ, આડાઇ

**મમતા, સ્રી॰** (સ૦ પોતાનુ હોય તેમ માનવુ
તે, મમત્વ ૨ પ્યાર, પ્રીતિ,મારાપણાની માયા તે
'સમરને શ્રી હરિ, મેલ મમતા પરી, જોને વિચારી
મૂળ તારૂં'-નર૦ મહેતો ૩ આગ્રહ હઠ

**મમતાળુ, વિ॰** પ્યારવાળુ, હેતાળ પ્રીતિવાળુ,
માયાળુ ૩ દયાળુ

**મમતી, વિ૦** આગ્રહી, જીદ્દી, હઠીલુ,

**મમતીલ, વિ॰** મમતી જુઓ

**મમતામમતી, સ્રી૦** ચડસાચડસી સ્પર્ધા

**મમત્વ, ન॰** (સ૦) હુંપણાનુ અભિમાન,મારા-
પણુ ૨ હઠ, આગ્રહ, જીદ

**મમરો, પુ૦** ચોખાની ધાણી

**મમરો પુ૦** મર્મનુ વચન, ફડકુ **મમરો** મૂકવો-
ઉશ્કેરવુ, ચઢાવવુ ૨ જરૂ મૂકવો

**મમળાવવુ, ક્રિ॰ સ॰** રમ કરવાને અથવા પોચુ

કરવાને આમ તેમ મોમા હલાવવુ વાગોળવુ,
**મમાવો,** પુ૦ માનો બાપ, દાદો
**મમોલો,** પુ૦ એક જાતનો જીવડો
**મમ્મોચચ્ચો,** પુ૦ ગાળ, અપશબ્દ
**મય** વિ૦ (સ૦) વાળુ, ભરપુર, સમાન, ઈ૦ સૂચક પ્રત્યય "જળમય, આનદમય"
**મયણ,** પુ૦ (સ૦) મીનધ્વજ, કામદેવ "ભાનુને ભવન સુકુમારી સન્મુખ થતા નયન જેમ મયણના બાણ છૂટયા "-રત્નો૦
**મયા,** સ્રી૦ વહાન, માયા ૨ દયા, કૃપા
**મયાળ,** પુ૦ એક જાતનો વનસ્પતિનો વેલો,
**મયુર,** (સ૦) કલાપિ, કેકી **મયૂરી**=ઢેલ
**મય્યત,** સ્રી૦ મરણ, મન્ણુ, મૈયત
**મર,** ક્રિ૦ મરી જા, જતો રહે ૨ અ૦ છોને હશે, કઇ દરકાર નથી (એ અર્થમા) [પાનુ
**મરકત,** પુ૦(સ૦)એક જાતનો લીનો મણિ,નીલમ,
**મરકલડુ,** વિ૦ મદ હાસ્યવાળો લટકો, મલકાનો મોનો ચાળો, 'મરકલડે મુખ મધુરે વચને, મર્યાદા મન આણીજી "-પ્રેમા૦
**મરકી,** સ્રી૦ (સ૦ મૃ-મરવુ) ઘણા મરણ થવા તે, રોળ, મહામારી ૨ જેથી ઘણા લોક મરે તેવો રોગ; અધોક ડાગળિયુ, માતાનુ ૩ માઠીઓ તાવ
**મરકી,** સ્રી૦ એક જાતની મિઠાઈ, મરચી
**મરગ,** પુ૦ (સ૦ મૃગ)હરણ,કુરગ,મૃગ-છિંકારૂ
**મરઘી,** સ્રી૦ (ફા૦ મુરગ)મરઘાની માદા,કુકડી
**મરઘો,** પુ૦ કુકડો, તામ્રચૂડ. [૩ મરકી
**મરચી,** સ્રી૦મરચાનો છોડ ૨ કાને પહેરવાની વાળી
**મરચુ,** ન૦ મરચીનુ ફળ એ તીખુ હોય છે **મરચાં** લાગવા=માઠુ લાગવુ, રીસ ચઢવી
**મરચુ,** વિ૦ તીખા-આકળા સ્વભાવનુ **મરચુ મીઠું** ભભરાવવુ=વધારીને વાત કરવી [વાવર
**મરજ,** પુ૦ [આ૦]વ્યાધિ,રોગ, દર્દ. ૨ આજાર,
**મરજાદ,** સ્રી૦ [સ૦] મર્યાદા સભ્યતા, વિવેક ૨. અદબ લાજ ૩ હદ
**મરજાદા,** સ્રી૦વિવેક, લાજ અદબ ૨ હદ,સીમા.
**મરજાદ વેલ,** સ્રી૦ દરિયા કાઠે થતી એક વેલ
**મરજાદી,** વિ૦ પુષ્ટિમાર્ગના આચાર નિયમે વર્તનાર વૈષ્ણવ [ખાયેશ ૨ મિજાજ, તબિયત
**મરજી,** સ્રી૦ [આ૦ **મર્જિ**] ઇચ્છા, ખુશી,
**મરજીવો,** પુ૦ દરિયામાથી મોતી કાઢનાર ૨ જીવ સટોસટનુ કામ કરનાર.
**મરડ,** પુ૦ આમળો, વળ, દ્વેષ. ૩ ટકોર, ટાણો, મહેણુ ૪ શેખી, ગર્વ ૫ ચુનો પાડવાનો કાકરો.
**મરડવુ,** ક્રિ૦ સ૦ વાકુ વાળવુ, આમળો દેવો ૨ આડુ પડવુ, હરકત કરવી ૩ ઉથનાવવુ, ઉલટાવવુ, ફેરવવુ, દોરી ખેચવી
**મરડાટ,** પુ૦ લાડમા રીસાવુ તે ૨ રીસમા બોલવુ ડરવુ તે, વળ, કસતુ બોલવુ તે, મરડાતા ચાલી લટકો કરવો તે ૪ આમળો, વિરૂદ્ધતા, વળ
**મરડાવુ,** ક્રિ૦ અ૦ વાકુ વળવુ ૨ આડુ થવુ, વકાવુ (માન કે ક્રોધમા) ૩ નખરા કરવા
**મરડાશિગ,** સ્રી૦એક જાતની આબળાવાળી શિંગો ઔષધમા વપરાય છે [કકર.
**મરડિયો,** પુ૦એક જાતનો ચુનો પકવવાનો કાકરો,
**મરડો,** પુ૦ વારે વારે ચુક આવી ઝાડે ફરવા જવું તે, અતિમાર, આમ.
**મરણ,** ન૦ [સ૦ મૃ-મરવુ] ચૈતન્ય બધ થવુ તે, મોત, જીવ જવો તે, મૃત્યુ ૨ મોટુ સકટ, પીડા
**મરણકાળ,** પુ૦ મોતનો સમય, જીવ જવાની વેળા આખર સમય [હાનિનો પ્રસગ.
**મરણઘાત,** સ્રી૦ મૃત્યુ થાય તેવી ઘાત, પ્રાણ-
**મરણતોલ,** વિ૦મરણ થાય તેવુ મરી જાય તેટલુ-તેવુ "મરણ તોલ માર પડયો"
**મરણપોક,** સ્રી૦ મૃત્યુ સમયે જે પોક મૂકવી તે
**મરણલાકડાં,** ન૦ મરનારને બાળવાના લાકડા
**મરણાગત,** અ૦ મૃત્યુ થાય તોપણ, જીવ ગયે
**મરણાન્ત,** વિ૦[સ૦]મરણ થતા સુધી,મૃત્યુ પછી
**મરણિયુ,** વિ૦મરવાને તૈયાર,મરવાથી ન બીનાર,
**મરણુ,** ન૦ મરણ, મૃત્યુ [જીવપર આવેલુ.
**મરતબો,** પુ૦ [આ૦] પદવી, દરજ્જો, મોભો, અધિકાર ૨ ભારબોજ, અદબ, મરજાદ.
**મરદ,** પુ૦[ફા૦ **મર્દ**] પુરૂષ, નર ૨ પુરૂષાતનવાળો માણસ, બહાદુર નર ૩ વીર પહેલવાન.
**મરદવુ,** ક્રિ૦ સ૦મસળવુ, ચોળવુ, ઘસવુ.

**મરદાઇ,** સ્ત્રી૦ પુરૂષાર્થ, વીરતા, બહાદુરી ૨
**મરદાનગી,** સ્ત્રી૦ બહાદુરી, મરદપણુ [પુરૂપાતન
**મરદાની** વિ૦ મરદને શોભે તેવુ ૨ નિડર
**મરદામી,** સ્ત્રી૦ મરદાઇ, જુઓ [મરદાઇ
**મરદી,** સ્ત્રી૦[ફા૦]પુરૂષત્વ, વીરપણુ ૨ બહાદુરી
**મરદુમી,** સ્ત્રી૦ [ફા૦] મરદાઇ
**મરદેઆદમી,** પુ૦ કુલીન, ખાનદાન, ગૃહસ્થ, સજ્જન ૨ બહાદુર માણસ, વીર નર
**મરનાર,** વિ૦ મુવેલુ, ગત થએલુ, મૃત ૨ જીવપર આદરનાર, મરવાને તૈયાર
**મરની,** અ૦ ખસ, દૂર ખસ ૨ ભલે છોને
**મરને,** અ૦ ભલે છો, જેમ 'મરને મણિલાલને સુરજ જુદો પાડવા મથે'
**મરવત,** સ્ત્રી૦ લાજ, સભ્યતા ૨ પ્રીતિ, સ્નેહ
**મરવુ,** ક્રિ૦અ૦ ચેતન ન હોય તેવુ થવુ, મરણ પામવુ દેહ ત્યાગ કરવો, પ્રાણ છોડવો, ગુજરી જવુ ૨ સુકાવુ, કરમાવુ 'ઝાડ મરી ગયુ' ૩ રિબાવુ, દુ:ખ પામવુ ૪ લાગણી બધ પડવી, મરદાલ થવુ "રોજના મારથી લોહી મરી ગયુ' ૫ કમી થવુ, જતુ રહેવુ "ભુખ મરી ગઇ" ૬ ભરાવુ, પચવુ "જમીનમા પાણી મરી રહે છે" ૮ નુકસાન ખમવુ ૯ મહેનત કરવી 'તમે બેસી રહો ને હુ એકનોજ મરી જાઉ કે?" ૧૦ ઠેકાણેથી ઉડી જવુ, ચાલવુ મદ થવુ 'સોકટી મરી' ૧૧ રાખ–ખાખ થવી "તાણુ મરવુ" ૧૨ અધિરા થવુ 'તે પોતાના પ્યારને માટે મરે છે" **મરી** જવુ–છેક જ અશક્ત થવુ મરી જવુ દુ:ખ થવુ ૨ બધ પડવુ, નરમ પડવુ (જુસ્સો) ૩ કરમાવુ, (ઝાડ) **મરી** પડવુ–ખરા અત કરણથી પોતાનુ સઘળુ જોર વાપરવુ
**મરવો,** પુ૦નાની કાચી કેરી ૨ એક ઓષધી છોડ
**મરસીયા,** પુ૦ [આ૦] રાજીઆ, શોકના ગીત
**મરિયુ,** ન૦ મરી ૨ મરી જેવુ તીખુ કણુ કે
**મરાઠા–ઠો,** પુ૦ મહારાષ્ટ્રમા રહેનાર [અકુર
**મરાઠી,** વિ૦ મહારાષ્ટ્ર દેશના લોકની ભાષા–રીત
**મરાઠણ,** સ્ત્રી૦ મરાઠાની સ્ત્રી
**મરહુમ,** વિ૦ મરણ પામેલુ, સ્વર્ગસ્થ.
**મરામત,** સ્ત્રી૦ [આ૦ મરમ્મત] સમરાવવુ તે, જીર્ણોદ્ધાર [કરાવવો, હણાવવુ
**મરાવવુ,** ક્રિ૦સ૦ મારે એમ કરવુ, ઠોકાવવુ, ઘાત
**મરાસ,** ન૦ વારસા [રાતી ચાંચનો હસ
**મરાળ,** પુ૦ [સ૦]એક જાતનો રાતા પગ અને
**મરી,** (સ૦ **મરીચ**) એક જાતના ઝાડના ઝીણા ફળ, તીખા, મરિચ **મરી** ફાકવા–ચઢ્યુ ચઢ્યુ બોલવુ
**મરીમસાલો,** પુ૦ ગરમ મસાલો ૨ વધારીને કરેલી વાત ભભેરણી
**મરિચિ,** ન૦ [સ૦] કિરણ
**મરીચિકા,** સ્ત્રી૦ [સ૦] ઝાંઝવા મૃગજળ
**મરૂ,** અ૦ વારી જાઉ ૨ ભના, અરેરે.
**મરૂ,** વિ૦ ઉજડ, જળ રહિત 'મરૂભૂમિ ૨ મારવાડ
**મરડિયો,** પુ૦ ચુડગર, મનિયાર, સરાણીઓ ઢુઠી ચુડો પહેરવા ગઇ ત્યારે મરડિયે માદો પડ્યો–નસીબ બે ડગલા આગળનુ આગળ
**મરૂડી–ઢી,** સ્ત્રી૦ સાધુની નાની ઝુપડી, પર્ણકુટી
**મરૂત,** પુ૦ (સ૦) પવન વાયુ
**મરેઠી,** સ્ત્રી૦એક જાતનો છોડ ૨ મરેઠાની ભાષા
**મરેલુ,** વિ૦ મૃત, ગત થયેલુ ૨ નામર્દ
**મરો,** પુ૦ મોતના જેવુ દુ:ખ, માઠી દશા, હેરાનગતિ ૨ મોત, મરણ
**મરોડ,** પુ૦ વલણ, આકાર, મોડ, ઝોક ૨ રાટ, વિરૂદ્ધતા ૩ છેનાઇ, લાલાઇ, વરણાગી, અગ મરડીને ચાલવુ તે [૨ ફેરવવુ
**મરોડવુ,** ક્રિ૦સ૦ મરડવુ વાંકુ વાળવુ, મરડવુ
**મરોડી,** સ્ત્રી૦ બુચ–દાટો ઉઘાડવાની પેચવાળી આકડી–રેંચ [વડા શરીરનુ, સુકલકડી.
**મર્કટ,** પુ૦ (સ૦) માંકડુ વાદરો ૨ વિ૦એક-
**મર્ત્ય,** વિ૦ (સ૦) નાશવત, 'હે મર્ત્ય લોકના માનવી!' ૨ ન૦ જેને મરણ આવે છે તેવુ માણસ
**મર્ત્યલોક,** પુ૦ મૃત્યુ લોક, માનવ સૃષ્ટિ.
**મર્દ,** વિ૦બહાદુર, શૂરવીર ૨ પુ૦ નર, આદમી.
**મર્દન,** ન૦ (સ૦ મૃદ્–ઘુટવુ) ચોળવુ–રગડવુ તે
**મર્દવુ,** ક્રિ૦ અ૦ ચોળવુ, મસળવુ, રગડવુ ૨ ચુદવુ, ખુદવુ ૩ પીડવુ, કમજોર કરવુ ૪ હલકુ પાડવુ, માનભગ કરવુ

**મર્મ** પુ (સ૰ મૃ–મરવુ] હ્રદયની છુપી વાત, રહસ્ય, હેતુ, છુપો ભેદ ૨ હ્રદય, ભેજુ, કાળજુ ૩ ગુહ્યાર્થ–ભાવ, તાત્પર્ય ૩ મતલસ, મતલબ, અભિપ્રાય ૫ દાવ, પેચ ૬ મર્મવચન, મહેણુ ૭ શરીરનો નાજુક ભાગ, મધિસ્થાન

**મર્મજ્ઞ,** વિ૰ (સ૰મર્મ+જ્ઞા) મર્મ જાણનાર ૨ રસીક, ચતુર [કરડાગી, ટાણુ

**મર્મવચન,** ન૰ ગુહ્યાર્થવાળો શબ્દ ૨ મહેણુ,

**મર્મસ્થળ–સ્થાન,** ન૰ કાળજુ, અંત કરણ ૨ જ્યા વાગવાથી પ્રાણી મરી જાય તેવી શરીરની કુમળી જગા [પેટ લમણુ, ઇ૰]

**મર્માળ–ળુ,**વિ૰ જેમા મર્મ રહેનો હોય તેવુ

**મર્યાદશીલ,** વિ૰ વિવેકવાળુ, વિનયી, વિવેકી, અદમવાળુ

**મર્યાદા** સ્ત્રી૰ (સ૰) અદબ, વિવક, વિનય ૨ પદ્વી–મોટપણુ જોઇ માન રાખી વર્તવુ તે ૩ હદ, સીમા ૪ અટકાવ, પ્રતિબંધ ૫ અવધ,અવધિ

**મલ–મલ્લ,** પુ૰ કુસ્તીબાજ, પહેલવાન, કસરતી

**મલઇ,** સ્ત્રી૰ મલાઇ, દૂધ ઉપરની તર [જવાન

**મલકટ,** પુ૰કાચબીનો છાતી ઉપરનો ભાગ,તાજુ

**મલકવુ,** ક્રિ૰ અ૰ મલાવુ ૨ મદમદ હસવુ ૩

**મલકાવવુ,** ક્રિ૰ સ૰ હસાવવુ,ખીલવવુ [ખીલવુ

**મલકાવુ,** ક્રિ૰સ૰ હસવુ ખુશ થવુ ૨ મંદહાસ્ય

**મલકુડુ,** ન૰ [છાશની] દોણી, માલવુ [કરવુ

**મલકુડુ,** વિ૰ મનગમતુ, મિશ્ર સ્વાદવાળુ ૨ હરખાઇ જનાર, સહેજમા મલકાઇ જાય તેવુ

**મલકુસ્તી,** સ્ત્રી૰ મલ્લયુદ્ધ, કસરતીઓની દાવપેચ વાળી લડાઈ [હરખાતુ ને ઝુલતુ હિંડતુ

**મલપતુ,** વિ૰ આનદના ડોળથી ડોલતુ ચાલતુ,

**મલબારી,** વિ૰ મલબારનુ

**મલમપટો,**પુ૰ લેપ–ઔષધ ચોપડી ઉપર બાધેલો પટો મલમપટો કરવો=થાગડથીગડ કરવુ, સમજાવી મનાવી લેવુ [વાળી દવા

**મલમ,** પુ૰ ગડગુમડ ઉપર ચોપડવાની મીણુતેલ

**મલમપટી,**સ્ત્રી૰ મલમ ચોપડેલી લુગડાની પટી–આગળી [સુતરાઉ કપડુ

**મલમલ,** ન૰ મજલિન, એક જાતનુ બારીક નરમ

**મલયાગુરુ,** ન૰ (સ૰) સારામા સારી સુખડ, મલય પર્વત ઉપર થતું સીમમ, રક્તચદન

**મલાઈ,**સ્ત્રી૰ દૂધ ઉકાળતા તરી આવતો ચીકણો પદાર્થ, તર ૨ સત્વ, સાર [આમકો, પડદો

**મલાજો,** પુ૰ લાજ, સભ્યતા, પડદો રાખવો તે

**મલાર,**પુ૰ (સ૰ મલ્લારી) ચોમાસામા ગવાતો એક રાગ 'મયૂર અલાપે રાગ મલાર'

**મલાવડા,** ન૰ મીઠુ મીઠુ બોલવુ તે, પસદ પડે તેવી હસતા મુખની વાતચીત, કામ કરવુ નહિ પણ મીઠુ બોલી કામની ખ ખચ બતાવવી તે રીઝવણી

**મલાવવુ,**ક્રિ૰સ૰પુરતી કરવી,પ્રફુલ્લ કરી દીપાવવુ, લહેકાવવુ [વાત, રાગ, ઇ૰]૨ લબાવવુ અતિશયોક્તિ કરવી ૩ વધારીને રગ પુરવા, બહલાવવુ [વધારો, ચઢાવો

**મલાવો–વડો,**પુ૰મલાવવુ તે, પુરતી, અતિશયોક્તિ

**મલ્લિકા–લ્લિકા,** પુ૰ (સ૰) મોગરો

**મલ્લિકા,** સ્ત્રી૰ રાણી ગજકર્ત્રી

**મલિદો,** પુ૰ (ફા૰] ઘી, ખાડ, ઘઉનો બનાવેલો પદાર્થ, નગદ માલ ૨ સત્વ, સાર

**મલિન,** વિ૰ (સ૰) મેલુ, ગદુ ૨ ઝાખુ ૩ ડહોળુ, કચરાવાળુ ૪ કપટી, દુષ્ટ

**મલિનતા,** સ્ત્રી૰ (સ૰)મેલાપણુ, ગદવાડ ૨ અસ્વચ્છતા ૩ ઝાખ

**મલુક,** વિ૰ [અ૰] સાર, શીકાર ૨ મુલક

**મલેક,**પુ૰મુસલમાનોમા એક ઇલ્કાબ છે ૨ અમીર, ઉમરાવ

**મલેરિયા,** ન૰[અ મેલેરિયા] મચ્છરના ડખથી થતો ટાઢિયો એકાતરિયો તાવ

**મલૈ,** સ્ત્રી૰ મલાઈ દૂધની તર ૨ સાર, તત્વ

**મલોખુ,** ન૰ સરોકુ ઘોડો [રેંટીઆનુ]

**મલ્લ,** પુ૰ મલ, જુઓ

**મવડાવવુ,** ક્રિ૰ સ૰ માય તેમ કરવુ,સમાવવું

**મવરાવવુ,**ક્રિ૰ સ૰ સમાવવુ,દાબી ઠાંસીને ઘાલવુ

**મવાડવુ,** ક્રિ૰ સ૰ સમાવવુ, માય તેમ કરવુ

**મશ,** ન૰ (મિષ) બહાનુ નિમિત્ત, જુઠો સબબ

**મશક,** સ્ત્રી૰ (સ૰) પાણી ભરવાનો ચામડાનો [કોથળો.

**મશક,** પુ૰ (સ૰) મચ્છર, ડાસ

**મશગુલ**,(ફા૦) કામમા રોકાયેલુ ગુથાયેલુ
**મશરૂ**, પુ૦ (આ૦) રેશમ સુતરનુ ઘણા રગના પટાવાળુ લુગડુ [જાણીતુ
**મશહુર**, વિ૦ (ફા૦)નામીચુ, પ્રખ્યાત ૨ જાહેર,
**મશાગત**, સ્ત્રી૦મહેનત, શ્રમ. ૨ મજુરી,રોજ
**મશાણ**, સ્ત્રી૦ મસાણ, જુઓ
**મશાણિયુ**, વિ૦ મડદુ લઈ મશાણમા જનારૂ, મશાણનુ ૨ અશુભ, ભુડુ **મશાણિયો**=ડાઘુ
**મશાણી**, પુ૦ મડદાને લગતો સામાન વેચનારો
**મશાલ**, સ્ત્રી૦(આ૦) ચિથરા વિટાળી બનાવેલો મોટો કાકડો ૨ મેગમેરાયુ
**મશાલચી**, પુ૦ (આ૦ મશઅલ+તુર્કી૦ ચી-રાખનાર ] મશાલ રાખનાર, મશાલ ધરનાર, હજામ **મશાલી**=મશાલચી
**મશાલો**, પુ૦ મસાલો, જુઓ
**મશિયાઇ**, વિ૦ માશીના છોકરા
**મશ્કરી**, સ્ત્રી૦ (આ૦) ઠઠ્ઠો, ટોળ [ચેષ્ટા કરનાર
**મશ્કરો**,પુ૦(આ૦)ટોળિયો, નકલી, બટક બોલો,
**મસ**, વિ૦ બહુ, ઘણુ, વિશેષ
**મસ**, પુ૦ મસો. ૨ ન૦ મિષ, બહાનુ
**મસકો**, પુ૦(આ૦) માખણ, નવનીત ૨ સાર, સત્વ ૩ ખુશામત
**મસરકુ**, ન૦ માર્મિક વચન, કરડાકીનો બોલ
**મસજીદ**, સ્ત્રી૦ (આ૦) મસીદ, દરઘા, રોજો
**મસનદ**, સ્ત્રી૦ (આ૦) ગાદી, તખ્ત, સિહાસન
**મસમસતુ**,વિ૦ખુબ ખુશબો પ્રસરે તેવુ,મઘમઘતુ
**મસમસવુ**, ક્રિ૦અ૦ ખુશબોનુ ઉડવુ, ફેલવુ
**મસલત**,સ્ત્રી૦(આ૦) સલાહ, મનસુબો, મસલત
**મસલતીઓ**, પુ૦ (આ૦) સલાહકાર
**મસવણી**, સ્ત્રી૦ ગૌરી પૂજન, ગોરો
**મસવાડા** પુ૦ ગર્ભ રહેવો તે, દહાડા રહેવા તે ૨ મહિના, માસ
**મસવાડી**, સ્ત્રી૦ પારકા હદના લોકોને-રબારી ભરવાડોને ઢોર ચરાવવા ગોચર આપી લેવાતો કર તે [ડાનો ભાગ.
**મસવાડુ**, ન૦ પછવાડુ, ઘરની પાછળનો-વા
**મગવાડો**, પુ૦ ગામનુ પછવાડુ, ભાગોળ.
**મસળવુ**, ક્રિ૦ સ૦ ચોળવુ, રગડવુ ૨ ડુપવુ ગુદવુ ૩ સારી અદમુઉં કરવુ ૪ દાબવુ, ચાપવુ.
**મસળાવવુ**,ક્રિ૦સ૦રગડાવવુ,ચોળાવવુ,ચપાવવુ
**મસાણ**, ન૦ ( સ૦ શ્મશાન ) મડદા દાટવા-બાળવાનુ સ્થળ, કબરસ્તાન, દખમુ
**મસાત**, સ્ત્રી૦ ખેડવા લાયકની જમીન
**મસાલો**, પુ૦ ( આ૦ ) ખાવાના પદાર્થમા ભળવાથી જે વિશેષ સ્વાદ આપે તે ૨ તેજાનો ૩ કોઈ ચીજ બનાવવામા ભેળવાના પદાર્થો-સામગ્રી, મબાર **મસાલો** ભભરાવવો-રસિક કરવુ,વધારીને
**મસિયેણ**, વિ૦ માસીનુ [ કહેવુ, ચઢાવવુ
**મસી**, સ્ત્રી૦ (સ૦) ઝાડ-વેલા ઉપર થતો એક જાતનો જીવ ૨ શેરડીમા થતો એક રોગ, ૩ [સ૦મષી] શાઇ, રૂશનાઇ ૪ કાજળ, મેશ, દાતે ઘસવાની દવા, દત મજન [લી જગા
**મસીદ**,સ્ત્રી૦ મુસલમાનને નિમાજ પઢવાની બાંધે-
**મસૂર**, સ્ત્રી૦ (સ૦) એક જાતની દાળ
**મસૂરિકા**, સ્ત્રી૦ શરીર ઉપર તુવેરના દાણા જેવા ફોલ્લા ફૂટી નીકળે છે તે, અછબડા
**મસો**, પુ૦ શરીરની ચામડી ફુલી બાઝેલી કઠણ ગોળ ગાઠ તે, ગાડમાના મસાને હરસ કહે છે ૨ ઝાડના પાદડા ઉપર થતી ગાઠ
**મસોતુ**, ન૦ગરમ ચીજ પકડવા રાખેલા લુગડાના કકડા ૨ કપડાનો કકડો ૩ ફાટોતુટો મેલો ડકડો.
**મસ્કતી**, વિ૦ મસ્કત બદરનુ-સબધી
**મસ્ત**, વિ૦ (ફા૦] મદમાતુ ઉન્મત્ત, ચકચૂર ૨ જોરાવર, હૃષ્ટપુષ્ટ ૪ ગાડુ [શિખર
**મસ્તક**, ન૦(સ૦) માથુ ૨ ખોપરી ૩ ટોચ,
**મસ્તાઇ**, સ્ત્રી૦ મસ્તી, ધિંગાણુ, ધાધલ,ઉદમાત
**મસ્તાન**, વિ૦ ( મસ્ત ) મદમાતુ, હલમસ્ત ૨ તોફાની, ટીખળી, ઉદમાતિયુ ૪ મસ્ત, ઉન્માદી ૫ પીધેલ, છાકટુ [ધાધલ
**મસ્તી**,સ્ત્રી૦(ફા૦)તોફાન, ઉછાછળાવેડા, ઉદમાત,
**મસ્તીખોર**, વિ૦ (ફા૦) તોફાનિયુ, ઉદમાતિયુ
**મસ્તુલ**,સ્ત્રી૦ સાળમા વપરાતી રેશમની ગુચ્છળી-
**મસ્નદ**, સ્ત્રી૦ બેઠક, તખ્ત [કોકડી
**અહકુબ**, (આ૦)થોડા દિવસ બધ રાખેલુ, મુલતવી, ઢીલમા નાખેલુ.

મહત્, વિ૦[સ૦]મોટું, ભારે, વિશાળ [ચંદ્રમા
મહતાબ,સ્ત્રી૦(સ૦)એક જાતનું દારૂખાનું ૨
મહત્તા, સ્ત્રી૦ મોટપણ, મોટાઇ ૨ ગૌરવ ઐશ્વર્ય, ગૌરવ, પ્રતિષ્ઠા
મહત્ત્વ, ન૦(સ૦)મોટાપણું, મહિમા ૨ વૈભવ શોભા, પ્રતિષ્ઠા ૩ વિસ્તાર, વિશાળપણું
મહંત, પુ૦ [સ૦] મોટો સાધુ, મઠાધિકારી
મહમહવું,ક્રિ૦અ૦મહેકવું, ફોરવું,સોડવું [દયા
મહેર,ન૦ મર્મમાં કહેવું તે, મર્મ વચન ૨ કૃપા,
મહેરકું, ન૦મહેણું, ટોણું, માર્મિક વચન
મહશુર, વિ૦[આ૦]પ્રખ્યાત નામાંકિત,મશહુર
મહર્લોક, પુ૦ સપ્ત લોકમાંનો ચોથો લોક
મહર્ષિ, પુ૦ [સ૦] મોટા ઋષિ
મહા, વિ૦ [સ૦]મોટું, શ્રેષ્ઠ ૨ વિશાળ,મોટું પુ૦ વિક્રમ વર્ષનો ચોથો મહિનો
મહાકાળી, સ્ત્રી૦ એ નામની એક દેવી, ઈશ્વરી.
મહાજન, ન૦ મહાપુરૂષોનું મંડળ ૨ જુદાજુદા ધંધાધારીઓના જુદાજુદા મંડળો
મહાજનિયું, વિ૦ધણી વગરનું, રખડાઉ ,હરાયું ૨ મહાજનને લગતું
મહાજમ, વિ૦ ઘોર અંધારી, અંધારાવાળી
મહાડ,પુ૦એક જાતનો રાગ ૨ માઢ, રાજમંદિર ૩ વાસ, મહોલ્લો [કલુ, (બાજીમાં)
મહાત, વિ૦ [ સ૦ ] હારેલું કેદ પડેલું, અટ
મહાતળ, ન૦ સાત પાતાળ પૈકી ચોથું, પાતાળ
મહાત્મ-ત્મ્ય, [સ૦] મોટપણું,પ્રતાપ ૨ યશ, કીર્તિ ૩ ઐશ્વર્ય [મહાનપુરૂષ
મહાત્મા પુ૦ [સ૦] ઉન્નત ભાવવાળો આત્મા,
મહાત્મા,વિ૦[સ૦] ઉદાર દીલનું,કુલીનતાવાળું
મહાદશા, સ્ત્રી૦(સ૦) મુખ્ય ગ્રહની પ્રાણી ઉપર ચાલતી લાંબી અસર બીજા ગ્રહોની જે અસર તે અંતરદશા. [ ક્તિનું સ્વરૂપ ૩.૧૧ ની સંજ્ઞા
મહાદેવ, પુ૦ (સ૦) શિવ, શંકર ૨ સંહારશ-
મહાનસ. પુ૦ [સ૦] રસોડું, રાંધણી
મહાનુભાવ,વિ(સ૦) મોટા મનનું, ઉદાર દિલનું,
મહાન, વિ૦ (સ૦) મોટું, મહત
મહાપદ્મ, ન૦ [સં૦] દશ કરોડ હજાર જેટલી સંખ્યા ૨ ધોળું કમળ
મહાપાતક, ન૦ [સ૦] મોટા પાપ-ગુના
મહાપ્રલય, પુ૦ સૃષ્ટિનો સમૂળગો નાશ ૪૩૨ કરોડ વર્ષનો અંતે થનારો પૃથ્વીનો નાશ તે
મહાપ્રાણ, પુ૦ વધારે જોરથી બોલાતા અક્ષરો
મહાબલા, સ્ત્રી૦ [સ૦] એ નામની ઔષધિ-
મહાબો, પુ૦ ભાર, વક્કર, બોજ [વનસ્પતિ
મહાભાગ, વિ૦ ભાગ્યશાળી, સારા નશીબવાળું, ૨ સદાચાર સંપન્ન [નામનું મોટું વીરરસ કાવ્ય
મહાભારત, વિ૦ બહુ મોટું ને અઘરૂં ૨ ન૦ એ
મહાભૂત, ન૦ (સં૦) જગતની ઉત્તપતિરૂપ મુખ્ય તત્ત્વો, પૃથ્વિ, પ્રાણી, તેજ, વાયુ ને આકાશ એ પાંચ મહાભૂતોમાંથી પ્રત્યેક
મહામાટલું, ન૦ પાપડ વડિયો ઘ૦ ભરી કન્યાને પિયેરથી જે ભેટનું માટલું આપે છે તે.
મહામાયા, સ્ત્રી૦ અધિષ્ટાત્રી દેવી, દુર્ગા,અંબા ૨. આદિમાયા
મહામારી, સ્ત્રી૦ (સ૦) કોગળિયું,મરકીનોરોગ.
મહાર, પુ૦ (મ૦) ભંગી,ચંડાળ
મહારથી, પુ૦ મોટો યોદ્ધો, પરાક્રમી લડવૈયો.
મહારાજ, પુ૦ મોટો રાજા, સાર્વભૌમ રાજા ૨ એ શબ્દ બ્રાહ્મણ, સંધુ મોટા પુરૂષ ને આચાર્યને માટે વપરાય છે [ઓલિયું, ૨ આનંદી ઉદાર
મહારાજા, પુ૦મોટો રાજા, સામ્રાટ ૨ વિ૦ભોળું,
મહારાણી, સ્ત્રી૦ માનિતી રાણી, વડી રાણી
મહારાત્રી, સ્ત્રી૦ (સ૦) મહાવદિ ૧૪,શિવરાત્રી, કાળીચૌદશ
મહારાષ્ટ્ર,પુ૦(સ૦)મરાઠાઓનોદેશ ૨મોટુંરાજ્ય.
મહાલ, પુ૦(આ૦)પરગણા-તાલુકાનો એક ભાગ
મહાલકરી, પુ૦ ( આ૦ ) મહાલનો અધિકારી, મામલતદાર.
મહાલક્ષ્મી, સ્ત્રી૦ દુર્ગાની એક શક્તિ ૨. મોટી લક્ષ્મી,ઘણો પૈસો 'રાજદ્વારે મહાલક્ષ્મી, વ્યાપારે વસતી તથા '
મહાલય, ન૦ (સ૦) મહેલ મંદિર ૨ પવિત્રધામ. ૩ ભાદરવા વદમાં કરવાનું મોટું શ્રાદ્ધ ૪.મોટોનાશ.
મહાલવું, ક્રિ૦ અ૦ માલવું. જુઓ.

**મહાવત**, પુ૦ હાથીનો હાકનાર [ટેવ, આદત
**મહાવરો**,પુ૦ (આ૦)પરિચય,વહિવટ ૨ અભ્યાસ,
**મહાવીર**, પુ૦ મોટો વીર ૨ હનુમાન ૩ એ નામના એક જૈન આચાર્ય
**મહાશય**, વિ૦ (સ૦) મોટા મનવાળુ,ઉદાર
**મહાસાગર**, પુ૦ (સ૦) મોટો સમુદ્ર,મોટો દરિયો
**મહિમા**, પુ૦ (સ૦) પ્રતાપ, યશ, મોટાપણુ ૨. ઉપમા કીર્તિ
**મહિમાવાન**, વિ૦ યશસ્વી, પ્રતાપી
**મહિયર**, ન (સ૦માતૃગ્રહ)પિયેર,સ્ત્રીના બાપનુ ઘર ૨ લાકડામા પડતો એક જાતનો જીવડો, મેઢ
**મહિયારી**,સ્ત્રી૦દહિં વેચનારી ૨ ગોપી,ભરવાડણ
**મહિલા**, સ્ત્રી૦ (સ૦) રાણી ૨ સ્ત્રી, બાઇડી
**મહિષ**, પુ૦ (સ૦) પાડો
**મહિષી**, સ્ત્રી૦ ભેસ,ડોબુ ૨ પટરાણી,મુખ્યરાણી
**મહિષાસુર**, પુ૦ પાડાના સ્વરૂપે રાક્ષસ, જેને અબાએ માર્યો હતો તે
**મહી**, સ્ત્રી૦ (સ૦) પૃથ્વી, ભૂમિ ૨ ગાય ૩ એ નામની એક નદી ૪ દહિ ૫ અ૦ માહે,અદર
**મહીધર**, પુ૦ (સ૦) નાગ,સર્પ ૨ પર્વત
**મહીના**, પુ૦ (ફા૦) હમેલ,દહાડા **મહીના** રહેવા –દહાડા રહેવા, ગર્ભ રહેવો [કરનાર, ચાકર
**મહીનાદાર**, પુ૦ (ફા૦) મહીને પગાર લઇ નોકરી
**મહીનો**, પુ૦ (ફા૦) ત્રીસ દિવસનો સમય,માસ ૨ દરમાયો, પગાર ૩ અટકાવ આવવાની મુદત
**મહીપતિ–પાળ**, પુ૦ રાજા, નૃપ
**મહીમથનિયા**, ન૦ (સ૦) વલોણાનો વાસ
**મહુડી**, સ્ત્રી૦ નાનો મહુડો ૨ દારૂ
**મહુડુ**, ન૦(સ૦) મહુડાનુ ફૂલ એનો દારૂ થાય છે
**મહુડો**, પુ૦ (સ૦ મધુ) એ નામનુ એક ઝાડ
**મહુવર**, સ્ત્રી૦ વાદી લોકની વાસળી,એક જાતનુ વાજુ, મોહર
**મહેક**, સ્ત્રી૦ વાસ, ફૉર, સોઢમ, ખુશબો
**મહેકવુ**, ક્રિ૦ અ૦ ફૉરવુ, સોઢવુ, વાસ ઉડવી
**મહેકાટ**, પુ૦ ગધ, ફૉર, બહેકાટ
**મહેણુ**, ન૦ ટાણો, ઠોઠ, બોલ મર્મ વચન,ઉપકાર ગ્રહી બતાવવો તે, ટપલો
**મહેતર**, પુ૦ ઢેડાઓનો મુખી, વડો ઢેડ
**મહેતરાણી**, સ્ત્રી ઢેઢડી
**મહેતલ**, સ્ત્રી૦ મુદત, નક્કી કરેલો વખત
**મહેતાજી**, પુ૦ ઉપાધ્યાય ૨ ગુરુ,શિક્ષક ૩ મહેતો
**મહેતાબ**, પુ૦ [ફા૦] ચદ્ર ચાદ ૨ બપોરિયાની
**મહેતી**, સ્ત્રી૦ શિક્ષિકા, સ્ત્રી શિક્ષક [રોશની
**મહેતો**, પુ૦ શિક્ષક ગુરૂ ૨ હિસાબ રાખનારો ગુમાસ્તો–કારકુન.
**મહેનત**, સ્ત્રી૦ અભ્યાસ શ્રમ, ૨ જોર, બળ ૩ મજુરી, ચાકરી ૪ દુખ,આપદા 'નમાયુ છોકરૂ ઉછેરવામા બહુ મહેનત પડે છે '
**મહેનતાણુ**, ન૦ મજુરી,મહેનતનો મદનો,પગાર દરમાયો [વ્યવસાયી
**મહેનતુ**, વિ૦ કામગરૂ તનમનથી કામ કરનાર,
**મહેન્દ્ર**, પુ૦ (સ૦) ઈંદ્ર ૨ એ નામનોએકપર્વત
**મહેમાન**, પુ૦ [ફા૦] અતિથિ, પરોણો
**મહેમાનગીરી**, સ્ત્રી૦ મહેમાની,પરોણા ચાકરી
**મહેર**, સ્ત્રી૦ (ફા૦) કૃપા,માયા,લક્ષ આપવુ તે
**મહેરબાન**, વિ૦ કૃપાવત દયાળુ માયાળુ સદ્ભાવ-
**મહેરબાની**,સ્ત્રી૦માયા કૃપાભાવ,દયાભાવ [વાળુ
**મહેરમ**, વિ૦ [ફા૦] મનથી માનેલુ મનનો ભેગ અત કરણથી વહાલુ તે [કટાહ,અન્તર્વર્તુલાકાર
**મહેરાબ**,સ્ત્રી૦[આ૦]કમાનદાર ચણતર તે ઘુમટ
**મહેરામણ**, પુ૦ સમુદ્ર દરિયો
**મહેરો**, પુ૦ ભોઇ, પાલખી ઉચકનાર
**મહેલ**, પુ૦ (આ૦)રાજાને રહેવાનુ મોટુ મકાન તે, દરબાર હવેલી રાજમદિર
**મહેલ્લો**, પુ૦ મહોલ્લો વાસ, પોળ, પાડો શેરી
**મહેશ**, પુ૦ શિવ મહાદેવ
**મહેશ્વર**, પુ૦ શિવ મહાદેવ, પરમેશ્વર
**મહેસુલ**, ન૦ [આ૦] વજે સરકાર તરફથીલેવા તો કર, વેરો ૨ દાણુ, જકાત
**મહોત્સવ**, પુ૦ [સ૦] મોટો ઓચ્છવ, આનદ
**મહોત્સાહ**, પુ૦ [સ૦] ઉમળકો, ઉત્સાહ
**મહોદધિ**,પુ૦[સ૦]મહાસાગર [૨ આબાના ફૂલ
**મહોર**, સ્ત્રી૦ ૧૫ રૂપિયાનો સોનાનો સિક્કો;ગીની
**મળ**, પુ૦ [સ૦]મેલ, કચરો, ગદવાડ ૨ કબજ રહેલો ઝાડો, પેટમાનો કચરો, ગૂ વિષ્ટા નર્ક ૩ મનની ઇચ્છા, વલણ

**મળકું**, વિ૦જરા મેળુ
**મળગુગળુ**, વિ૦ મેલવાળુ, ૨ જરા મેળુ
**મળણુ**, ન૦ મેળાપ, મુલાકાત ૨ સ્નેહ, પ્રિતી ‘ મળણુ તેટલુ બળણુ ’ ૩ મેળ, સપ
**મળતર**, ન૦ પેદાશ, રળતર કમાઇ [માયાળુ
**મળતાવડુ**, વિ૦ હળી મળી જાય તેવુ, મેળાપી,
**મળતિયો**, પુ૦ સોબતી, સાથી,ગોઠિયો,જોડીઓ
**મળતાવરોક**, પુ૦[જ્યોતિષ] એક બીજાના મળતા આવતા ગ્રહ, લહેણાદેણી
**મળદ્વાર**, ન૦ ગાડ, શફરો, ગુદા.
**મળમાસ**, પુ૦ અધિક મહિનો, પુરૂષોત્તમ માસ
**મળવિકાર**, પુ૦ ઝાડો ન ઉતરવાથી થએલા રોગ
**મળવુ**, ક્રિ૦ અ૦ [ સં૦ મિલ-મળવુ ] પ્રાપ્ત થવુ, કમાણી થવી, પેદાશ થવી ૨ સાથે થવુ, એકઠુ થવુ, જોડાવુ, ૩ એક મતના થવુ,વિચારમા એક થવુ ૪ દોસ્તીમા જોડાવુ,સબધ થવો ૫ જામી જવુ ‘ દૂધ મળવુ ૬ નષ્ટ-જાડુ થવુ, ‘ધોવાથી પોત મળશે. ’ ૭ બેસતુ આવવુ, અનુકૂળ આવવુ ૮ સામસામા આવવુ, ભેટવુ (લડાઇમા) ૯ જડવુ, હાથ લાગવુ ‘ તે પુસ્તક મળ્યુ ’ ૧૦ ગુ દાઇ-કચરાઇ એકતાર થવુ, એક રસ થવુ
**મળ્યા** ભાઈની પ્રીત-માત્ર નામની **મળતી** પાતી= બનતી રાશ, મેળાપ, ઐક્યતા
**મળસકુ**, ન૦ પ્રભાત, પ્રાત કાળ, પરોઢિયુ
**મળી**, સ્ત્રી૦ ગાડી-ગાડાના પૈડામા ઉજેલા દિવેલ અને ચિચરાનો થતો મેલ ૨ હનૂમાનની મૂરતિ ઉપરનો તેલ સિંદુરનો રગડો-મેલ તે
**મા**, અ૦ માંહે, અદ૦, મધ્યે, મોઝાર ૨ સપ્તમી વિભક્તિનો પ્રત્યય ૩ નહિ, ના, મા
**માકડ**, પુ૦ **માકણુ**, ૨ વિ૦ વાકુ
**માકડી**, સ્ત્રી૦ ધટીના ગાળામાનો ગોળ કાણાવાળો કડકો જેમા ખીલની અણી રાખે છે તે ૨ માકડની માદા ૩ એક જાતનુ તીતીઘોડા જેવુ ઉડતુ જીવડુ ૩ વાદરી [ રાતામોની ],ભોજલી. ૫ ભૂરી ભેસ ૬ એક જાતનો ચામડીનો રોગ ૭ ઢોરના ગાળિયામાનુ લાકડુ
**માંકડીકુકડી**, સ્ત્રી૦ એક જાતનો જીવ. જેનુ મૂત્ર શરીરે અડવાથી ધોળા ફોલ્લા થાય છે
**માકડુ**, ન૦[સ૦ મર્કટ]રાતામોનુવાદર,ભોજલુ
**માકણુ**, પુ૦ [સ૦ મત્કુણ] પરસેવાથી થતો એક જીવ, ખટમલ [તે, માકણુવાળુ
**માકણિયુ**, ન૦ જે લાકડામા માકણુ ભરાય છે
**માગ**, વિ૦ આડતો નફત (વેપારીમા )
**માગ**, પુ૦ વડનગરા નાગરોમા રૂડે અવસરે કાસાની થાળીમા મે શયી ઢેયડી તથા તેના બે છોકરા ચિતરે છે તે ૨ એક નીચ જાત, જે ગળામા કોડીઉ બાધી માગે છે તે
**માગ**,સ્ત્રી૦માથાના લમણા પરના વાળના પટિયા, ચોટલાની બે બાજુ ૨ માગણી
**માંગપડી**, સ્ત્રી૦ ૧૮ નો સકેત
**માંગલ્ય**, ન૦ શુભકાર્ય, મગળ, શુભ ૨ કલ્યાણ
**માગળિક**, વિ૦ શુભ-મગળકારક, રૂડો અવસર
**માંઘેરી**, પુ૦ માછલી મારવાનો મછવો
**માચ**, પુ૦ [સ૦ મચ] માચો, ખાટલો
**માચડો**, પુ૦ **માચો**, ૨ પાટ
**માચી**, સ્ત્રી૦ નાનો ખાટલો, ખાટલી
**માચો**, પુ૦ માચ, ખાટલો ૨ ચાર પાયાનો લાકડાનો ઉચો ઘાટ. ૩ સોકટાની બાજીમાનુ ફૂલ ૪ ગાડાની ધરી ઉપરનો પાટલો
**માજર**, સ્ત્રી૦ [ સ૦ મજરી ] તુળસી ડમરો વગેરે વનસ્પતિની ફૂલ બી વાળી ડાખળી,લટર, મજરી ૨ સુખતળી [જોડાની] ૩ મરઘાના માથા
**માજરુ**, વિ૦ ભુરી ટીકોવાળુ [પરની કલગી
**માજવું**, ક્રિ૦ સ૦ ઉટકવુ, ઘસીને સાફ કરવુ
**માજાર**, સ્ત્રી૦ બિલાડી, મીની
**માંટી** પુ૦ ધણી, વર, સ્વામી
**માટીડો**, પુ૦ પુરૂષ, ભાયડો ૨ પતિ, વર
**માડ**, પુ૦ શોભા સારૂ ગોઠવેલાં વાસણની ઉતરડ ૨ મોઢ, મુગટ ૨ વિ૦ મિથ્યા, ખોટુ ‘અલ્યા માડ માયા વિષે કા વગૂત્યો ’ ૩ અ૦ ઘણી મુશ્કેલીથી, માડમાડ ‘ માડ મળ્યું છે આ તન તમને, ચેતો ચતુર સુજાણુ ’ [ ડણુ જુઓ.
**માડણુ**, ન૦ ખામોચિયુ, નાનુ તલાવડુ ૨ **મા**
**માડણી**, સ્ત્રી૦ માળની ઉભણી ૨ ગોઠવણ

**માડમાંડ,** અ૦ ઘણી મુશ્કેલીએ જેમ તેમ માણ માણ, ઉપર ચોટિયુ 'માડમાડ કહેવુ'
**માડલિક,** વિ૰ તાબાનુ, ખડિયુ ૨ સામત
**માડવી, સ્ત્રી૦** [ માડવો ] જકાત લેવાની જગો, કુરજો ૨ ઘરની અગાડી કરેલી ઉચી બેઠક ૩ રવેશી ૪ નવરાત્રિમા ગરબા ગાવા માટે દીવા મકવા કરેલો લાકડાનો ઘાટ ૫ ભોયશિંગ ૬ ચડલુ બજાર
**માડવુ, ક્રિ૦ સ૦** આરભ કરવો, શરૂ કરવુ, પરગણુ કરવુ ૨ ગોઠવવુ, જુક્તિથી મેલવુ ૩ આકડા લખવા મકવા ૪ નામુ લખવુ, નોધવુ ૫ સ્થાપવુ, નવુ કાઢવુ **માડી** વાળવુ–જતુ કરવુ, છોડી દેવુ ૨ પુરૂ કરવુ, પતાવવુ ૩ મુલતવી રાખવુ પતાવવુ **મો** માડવુ–ધ્યાન પૂર્વક સાભળવુ ૨ ખાવુ **પગ** માડવા–ઉભા થઈ ચાલવુ (બાળકે) ગાડ માડવી–નિરાતે બેસવુ
**માડવો, પુ૰ [સ૦ મડપ]** લગ્ન ઇ૰ પ્રસગે, ચદરવો બાધી બેસવાની કરેલી બેઠક મડપ ૨ ફૂલવેલથી છવાયેલી જગા–મકાન ૩ ઓડો
**માડા, પુ૰** કણુક કારમાનો એક ખાવાનો પદાર્થ
**માંણ, ન૦** આટાને બાધતા પહેલા તેમા નરમાશ આણવા માટે ઘી અથવા તેલ નાખવામા આવે છે તે, મોવણ ૨ શેરડીનો ઉપલો પાતરી તરફનો ભાગ ૪ ગાગર
**માંદગી, સ્ત્રી૦** [ફા૦] મદવાડ, બિમારી, રોગ, પીડા
**માદુ, વિ૦** [ફા૦] આજારી, બિમાર, રોગી કાયલી
**માય, અ૦** અદર મધ્યે ૨ તગતજ વાત
**માસ, ન૦** (સ૦) ગોસ, માસ
**માંસાહારી, વિ૰** માસ ખાનાર, માસ ભક્ષક
**માહિ–હે, અ૦** મા, અદર મધ્યે
**માહોમાહે, અ૦** વર મેળે અદર અદર
**માંહ્ય, અ૦** મા, અદર
**મા, સ્ત્રી૦**(સ૦ માતા) જન્મદાતા, આઇ, જનની, જનેતા ૨ વૃદ્ધ સ્ત્રીને વિવેકમા વપરાતો શબ્દ ૩ વડિયાઈ ૪ **અ૦** મા ના, નહિ
**માઆઝમા, વિ૦** (ફા૦) મોટુ, મહાન
**માએનો, પુ૦** અર્થ, અન્વય ૨ મતલબ, સાર
**માઇ, સ્ત્રી૦ મા,** જનની ૨ દેવી અબા
**માઇલ, પુ૰** (અ૦) પોણો ગાઉ, ૫૨૮૦ફૂટનુમાપ
**માઇકાંગલુ, વિ૰** બાયલુ, જનાની, રોતુ ૨ નાજુક, [તકલેદી
**માકડમુખો, વિ૰** લાલ મોનુ
**માકડમુછો, વિ૰** વાકડી મુછોવાળો
**માકડી, સ્ત્રી૦** લાલમોની વાદરી ૨ ઘટીનો ખીલડો જેમા રહે છે તે લાકડુ ૩ ઢોરના ગાળિયાનુ ઓરિયુ ૪ કળ છટકાવાય એવી કડી, આકડી
**માકડુ, ન૰** માકડુ ભોજલુ ૨ **વિ૰**આછુ રાતુ
**માકડો, પુ૰** રાતામોનો વાદરો, બુઢ
**માકણ, પુ૰** માકણ, ખટમલ
**માકો, પુ૦** ભાગરો
**માક્ષિક, ન૦** કુટિયુ મધ ૨ એક હલકીજાતની ધાતુ
**માખ–ખી, સ્ત્રી૰**[સ૦ મક્ષિકા ] પારદર્શક પાખવાળો છ પગનો એક જીવ **માખ** છીકવી=નુકસાન કે ગેરલાભનુ સૂચન થવુ **માખ** બેસણુ=માખ બેસે તેવુ ચાદુ, લાછન **માખો** મારવી=નવરા બેસી રહેવુ [નીકળતું સત્વ
**માખણ, ન૰** મસ્કો, નવનીત, દહિં વલોવવાથી
**માખણિયુ, વિ૰** ખુશામતખોર ૨ માખણ જેવુ મુલાયમ–નરમ **માખણ** લગાડવુ–ખુશામતકરવી
**માખળ, પુ૰** પાકેલો માલ ખળીમા આણી સરકારનો હિસ્સો નક્કી કરવો તે
**માખીઘોયુ, ન૰** એક જાતની ભમરડાની રમત
**માખીનોવાઘ, પુ૰** માખો પકડનારો જીવડો
**માખો, પુ૰** મોટી લીલી માખી
**માગ, પુ૰ [ સ૦ માર્ગ ]** રસ્તો, વાટ ૨ મગતાસ જગા, ઠામ ૩ વિસ્તાર મોકળાશ, પહોળાણ ૪ અતર છેટુ ૫ આમન, જગા ૬ પગલુ ૭ માગણી, ખપ, જરૂર ૮ ઉઘરાણી
**માગણ, વિ૰** માગનાર ભિક્ષુક, યાચક
**માગણિયાટ, વિ૰**માગીખાનાર, માગણ ૨ લેણદાર
**માગણી, સ્ત્રી૰** માગુ, માગવુ તે ૨ ખપ, જરૂર ૩ ગજીફાની રમતમા પાના ઉઘરાવવા તે ૪ ભાવમા વધવુ તે
**માગણુ, ન૰** લહેણુ ૨ આપેલુ પાછુ માગવુ તે
**માગધ, પુ૰ [ સ૦ મગધ–ભાટ ]** વશના જશ ગાનાર, વહીવચો [ ભાષા–સ્ત્રી
**માગધી, વિ૰** મગધ દેશસબધી ૨ **સ્ત્રી૰મગધદેશની**

**માગરણાં,** **ન૦** બૈરાઓ વરતે વાતો કરે છે તે
**માગનાર,** **પુ૦** લેણદાર ૨ હકદાર ૩ ભિખારી
**માગવુ,** **ક્રિ૦સ૦** આવેલુ પાછુ આપવા-દેવુ,લહેણુ આપવાનુ પૂછવુ, માગી લેવુ ૨ ભીખ માગવી **માગ્યા મેહ વરસવા**=જોઇતી વસ્તુની પ્રાપ્તિ થવી, મનોરથ સિદ્ધ થવા [ બીજો મહિનો
**માગશર,** **પુ૦** (**સ૦ માર્ગશીર્ષ**) સવત વર્ષનો
**માગુ,** **ન૦માગણી** ૨ લગ્ન કરવા સારૂ પૂછવુ તે
**માઘ** **પુ૦** [ **સ૦ મઘા** ] માહ, સવત વર્ષનો ચોથો મહિનો [ સ્નાન
**માઘવેરો** **પુ૦**માહમહિનામા કરવાનુ વ્રત ૨ માવ
**માચડો,** **પુ૦**ચાર પાયાવાળી પાટ ૨ માચો,મોટો ખાટલો ૩ માળો [જેની બેઠક
**માચી,** **સ્ત્રી૦** નાનો માચો, ઢોલડી ૩ ખુરસી
**માચો,** **પુ૦** ખાટલો, ઢોલિયો પલગ ૨ માળો ૩ બાજીમા સાથિયા પાડેલા ખાના
**માછણ,** **સ્ત્રી૦** માછીની સ્ત્રી ૨ ખલાસણ
**માછલી-લુ**,**સ્ત્રી૦**(**સ૦મત્સ**) પાણીમા થતુ એક પ્રાણી, મત્સ્ય [ ઢીમર, ખલાસી
**માછી,** **પુ૦**માછલા પકડવાનો ધધો કરનાર,ધીવર,
**માજમ,** **સ્ત્રી૦** માઝમ [સુતરાઉ કપડુ
**માજરપાટ,** **પુ૦** માદરપાટ, એક જાતનુ મુલાયમ
**માજરવેલ,** **પુ૦** એક જાતની ડાગર
**માજરૂ,** **વિ૦** ભુરૂ, માજરૂ
**માજીસ્ટ્રેટ,** **પુ૦** ( **અ૦** ) ફોજદારી ગુનાઓની તપાસ કરનાર અમલદાર, ન્યાયાધીશ
**માજી,** **સ્ત્રી૦** મા, વડિયાઇ, દાદી ૨ અબાદેવી ૩ વૃદ્ધ સ્ત્રીને માનાર્થે બોલાવવાનો શબ્દ
**માજી,** **વિ૦**[**આ૦**] અગાઉ થઇ ગયેલુ ૨ ભૂતકાળનુ ૩ મરનાર, મર્હુમ
**માજુફળ,** **ન૦** એક જાતનુ ફળ, માયુ
**માજુમી,** **વિ૦** માજમ ખાવાની ટેવવાળુ
**માજો,** **પુ૦** લાકડી અને કાચના ભૂકામા ઘસેલી દોરી
**માઝમ,** **સ્ત્રી૦** (**આ૦ મઆજૂન**) ભાગના ધીમા મસાલો નાખી કરેલો કેફી પદાર્થ
**માઝમરાત,** **સ્ત્રી૦** ઘોર અધારી રાત, મધરાત
**માઝો,** **પુ૦** મલાજો,અદબ,મર્યાદા, ૨ સીમા, હદ

**માટ,** **ન૦** [ **માટી** ] માટલુ, ગોરસ ૨ એકજાતની ભાજી, માડ ૩ ખોરાકમા વપરાયેલુ માસ
**માટ,** **અ૦** માટે, સારૂ
**માટરિયો,** **પુ૦** થાળુ ન બાધ્યુ હોય તેવો કુવો
**માટલી,** **સ્ત્રી૦** નાનુ માટલુ
**માટલુ,** **ન૦** [**માટ**] મોટી માટલી, પહોળા મોનુ ગોળ કુભનુ માટીનુ વાસણ ૨ અખાત્રીજ ઉપર માટલાનુ દાન આપે છે તે
**માટી,** **સ્ત્રી૦** (**સ૦ મૃતિકા** ) મટોડી, મૃતિકા ૨ માસ ૩ ધણી, પતિ **માટી થવી-બગડી જવુ**, નાશ થઇ જવુ ૨ માસ બગડી જવુ,ખરાબ થવુ ૩ ફના થવુ, પાયમાલ થવુ **માટી વાળવી**-ઢાકવુ, છુપાવવુ [દૂર ૩ ધણી, વર
**માટીડો,** **પુ૦** પુરૂષ, મરદ ૨ પુરૂષાર્થી, બહા-
**માટે,** **અ૦** કાજે, વાસ્તે, અર્થે ૨ તેથી, તે
**માઠ,** **સ્ત્રી૦** એક જાતની ભાજી, માટ [કારણથી
**માઠુ,** **વિ૦** ખરાબ, ભુડુ, નઠારૂ [ **કામ** ] ૨ કઇક ઓછુ, કસતુ, કમ ૩ અશુભ, અમગળ ૪ દુષ્ટ, ઘાતકી
**માઠેરૂ,** **વિ૦** થોડુ, લગાર, સહેજસાજ
**માડ,** **ન૦** નાળિયેરનુ ઝાડ ૨ કેળનો મડપ, માઢ ૨જાદેવનુ સ્થાન ૩. ફળીઉ, શેરી ૪ એક રાગ
**માડણ,** **ન૦** ( **મડન** ) કપાળે પિયળ ઉપર જે તરા ટપકી ચોઢે છે તે, પત્રરચના ૨. માડણુ શણગાર ૩ કાદવનો ખરડ
**માડવ,** **પુ૦** વહેવાઇને પહેરામણી આપવાની રીત
**માડવિયો,** **પુ૦** કન્યાની તરફનો પુરૂષ
**માડા,** **પુ૦** જુવાર-ઘઉની પાતળી રોટલી
**માડી,** **સ્ત્રી૦** મા, માતા, માજી
**માડો,** **પુ૦** રોટલાની પોપડી, રોટલીનુ પડ ૨ પુડો [**કાઠી૦**] ૩ ઘણી મોટી ને પાતળી રોટલી.
**માઢુઆ,** **ન૦** લાડકા, બાળુડા
**માડમાડ,** **અ૦** માણુમાણ [મહેલ્લો, લત્તો
**માઢ,** **પુ૦** મહેલ, મેડીવાળુ સુદર મકાન ૨ વાસ,
**માણ,** **સ્ત્રી૦** ગોળ ધાતુનુ વાસણ, માણુ, ગાગર ૨ ખમીર ખટાશ ૩ મોયણ, મોણુ
**માણ,** **સ્ત્રી૦** હદ, સીમા. "શેષ નાગ જમી તોળી

રહ્યા, જેમ સાગર ન મેલે માણ "૨ કેફ મીણો ૩ ઉતરેડ ૪ પાણી ભરવાની કોડલી
માણકમાઉ, વિ૦બેકાર, નિરુદ્યમી, હિણુ કમાઉ ૨ આળસુ, સુસ્ત
માણકી, સ્રી૦ એક જાતની ઘોડી [વ્યાસ
માણભટ, પુ૦ માણ ખખડાવી ગાઇ કથા કહેનાર
માણમાણ, અ૦જેમ તેમ કરીને, પરાણે ૨ ધીરે ધીરે ૩ અમથુ નામનુ જેવુ તેવુ
માણવુ, ક્રિ૦સ૦ અનુભવવુ, ભોગવવુ, જાતે કરી જોવુ ૨ ખમવુ, સહેવુ
માણસ, ન૦ (સ૦ મનુષ્ય) નર, પુરૂષ, આદમી ૨ મનુષ્ય, આદમજાત **માણસની** ઓળમા હોવુ–માણસાઇમા ખપવુ **માણસની** વર્ણમાથી નીકળી જવુ-વિચિત્ર જીંદગી ભોગવવી ૨ છેક જ અશક્ત થવુ, નામર્દ થવુ
માણસાઈ, સ્રી૦માણસપણુ ૨ ભનમનસાઈ, વિવેક ૩ જનદયા ૪ મદાઇ [પત્થર
માણિક્ય, ન૦(સ૦) માણેક, લાલ ૨ રંગનો કિમતી
માણિયો, પુ૦ ગાડવા, ઘડો ૨ મણ માય તેવો કુપો ૩ મણનુ કાટલુ-વજન
માણી, સ્રી૦ ૧૬ મણનુ માપ
માણીગર, પુ૦(આ૦)વિલાસી, ભોગી, રસીક નર 'મહેલે પધારો મહારાજ, માણીગર મહેલે પધારો'
માણીતલ, ન૦સુખસ્થળ, વિશ્રાંતિ સ્થાન
માણેક, ન૦(સ૦માણિક્ય)રાતુ મણી, લાલ **માણેક** જમાની=ઘણી આપે તો આપુ એવી સરતે કરેલી જમાની **માણેક** નોતરૂ=માનની ખાતર નોતરૂ
માણેકઠારી, સ્રી૦ શરદ પુનમ, આસો સુદિ ૧૫
માણો, સ્રી૦ મોજ, આનદ, ભોગ [મહાન, હાર
માત, સ્રી૦ (સ૦ માતૃ)મા, જનુની ૨ દેવી ૩
માતગ, પુ૦ (સ૦) હાથી, ગજ
માતગ, વિ૦ જગલી, રાની 'એક અસુદ્ધ માતગ ગજ, ઘટા સયુત બળવાન'–રત્ને૦ [ ૨ હાથિણી
માતગી, સ્રી૦ (સ૦) હાથીના વાહનવાળી દેવી
માતબર, વિ૦ (આ૦) તાલેવન, પૈસાદાર, શ્રીમાન ધનાઢ્ય ગબ્બર ૨ તાજુ, ભરપુર
માતબરી, સ્રી૦ શ્રિમાનતા, ધનાઢ્યતા ૨ આબરૂ, ઇજ્જત, ગૌરવ
માતમ, ન૦ મોટાઇ, માહાત્મ્ય ૨ શોક, રડારૂટ
માતરૂ ન૦ પેશાબ, લઘુશકા [ જૈન ]
માતા, સ્રી૦ (સ૦) મા ૨ દેવી ૩ શૈયડ, શીતળા
માતાજી, સ્રી૦ માતા, જનની ૨ દેવી
માતામહ, પુ૦ માનો બાપ
માતામહી, સ્રી૦ માની મા વડિયાઇ
માતુ, વિ૦ માતેલુ, હૃષ્ટપુષ્ટ ૨ અભિમાની, અહકારી ૩ મા
માતુતાતુ, વિ૦ જાડુ, હૃષ્ટપુષ્ટ ૨ તુડમિજાજી
માતુલ, પુ૦ (સ૦ મામો, માનો ભાઇ.
માતુશ્રી સ્રી૦ મા, જનની, માતાજી
માતેલુ, વિ૦ ખાનપાનથી પુષ્ટ ૨ માતુ, ગર્વિષ્ટ ૩ રસથી ભરેલુ, તર ૪ વકરેલુ, ગર્વથી છકેલુ
માતૃ, સ્રી૦મા, જનની માતૃપક્ષ=માના પિયેરનુ સગપણ
માત્ર, વિ૦ વર્ગમા હોય તેટલાજ, સઘળા "માણસ માત્ર પાપી છે" [" માત્ર એક ગાય "
માત્ર અ૦ તેજ, એકલુ એજ, કેવળ, ફક્ત
માત્રા, સ્રી૦ (સ૦, વ્યજનપર મૂકેલુ સ્વરનુ ચિહ્ન ૨ ધાતુની ખાખ તે, રસાયન ૩ માપ, વજન
માત્રામેળ, વિ૦ ઓછી વધારે માત્રા ઉપર પદ બધનો આધાર હોય તેવુ
માત્સર્ય, પુ૦ [સ૦] મત્સર, વૅર ૨ અદેખાઇ
માથાઓળ, સ્રી૦ સયુક્ત કુટુબમા જેઠ દિયેર પાસેથી ભરણપોષણ માગવાનો વિધવાનો હક્ક તે
માથાકુટ, સ્રી૦ ભાજગડ, પચાત ૨ નકામી
માથાઝીક, સ્રી૦ માથાકુટ [મહેનત, પીડા
માથાદીઠ, અ૦ દરેક માણસે, પ્રત્યેક જનને
માથાફોડ, સ્રી૦ માથાકુટ, પચાતી, ભાજગડ
માથાફોડિયુ, વિ૦ ઉભા થતા માથુ અડકે તેવુ [છાપરૂ, મેડો ઇ૦ ]૨. માથુ દુખવે તેવુ, માથાકુટિયુ.
માથાબોળ, અ૦ માથુ અને શરીર પલાળીને
માથાબાંધણુ, ન૦ માથે બાધવાનો ટુકો લુગડાનો કકડો
માથામેલી, વિ૦અટકાવવાળી, અભડાયલી, અળગી
માથાવટી, સ્રી૦ સાડી–સાલ્લો ન બગડે **માટે** માથા ઉપરજ આવી રહે તેમ સાડીની **અંદર** ચોઢેલો કકડો ૨. આબરૂ, સાખ

**રાખ, સ્ત્રી૦** કોઇ વસ્તુ બળી ગયાથી તેની જે શેષ રહે તે, ખાખ, ભસ્મ ૨ અ૦ કાંઇ નહિ ધૂળ, ફોગટ ૩ વેશ્યા, રાખેલી સ્ત્રી રાખ ચોળવી=વેરાગી થવુ. ૨ પાયમાલ થવુ રાખ ચોળાવવી–ખરાબખસ્ત કરવુ, નિર્ધન કરવુ રાખ ધૂળ=નકામુ એવુ જે કાંઇ તે રાખ માથે ઘાલવી=ખરાબ કામમા આવેવાની લેવી, ખરાબ કૃત્ય કરવુ

**રાખડી, સ્ત્રી૦** રક્ષા) સંકટ નિવારણાર્થે હાથે બાધવાની મંતરેલી દોરી ૨ દહાડાવાળી સ્ત્રીને હાથે ગર્ભના રક્ષણને માટે આશીર્વાદ રૂપ જે દોરો પાચમે સાતમે મહિને ( નણુદ તરફથી ) બાધવામા આવે છે તે ' દુર્બળની દીકરી રાકડી, આચાર કરી બાધો રાખડી '

**રાખ રખાવટ, સ્ત્રી૦** એક બીજાને મદદ કરવાનો વ્યવહાર તે [અણીની વેળા રાખવી તે

**રાખપત, સ્ત્રી૦** કોઇની જની આબરૂ સાચવવી તે,

**રાખવુ, ક્રિ૦ સ૦** પાળવુ, રક્ષણ કરવુ. ૨ સભાળવુ, સાચવવુ; જતન કરવુ ૩ બચાવવુ, ઉગારવુ ૪ પોતાના કબજા–હવાલામા હોવા દેવુ, રોકવુ, ભોગવવુ ૫ ચચરવુ, જાળવવુ, મૂકી છાડવુ, તૈયાર કરી મૂકવુ ૬. બહાર ન કાઢવુ, પાછુ હઠાવવુ, અંદર રહેવા દેવુ ૭ બાકી રાખવુ, છોડી દેવુ, પડતુ રહેવા દેવુ ૮ અટકાવવુ, રોકવુ ૯ જમાવવુ, એકઠુ કરવુ ૧૦ રોકવુ ૧૧ નુકશાન ન થાય તેમ કરવુ

**રાખસ, પુ૦** રાક્ષસ રાખસી=રાક્ષસી.

**રાખોડી, સ્ત્રી૦** રાખ. રાખોડો=રાખ

**રાગ, પુ૦** (સ૦) મધુર લાગે તેવી સ્વરની મિલાવટ, ગાવાની તરેહ–ઢબ એ મુખ્ય છ છે ' શ્રી, વસન્ત, ભૈરવ, પન્ચમ, મેઘ બૃહનાટ ' અથવા ' ભૈરવ માલકોસ, હિંડોલ, દીપક, શ્રી ને મેઘ મ્હાર, ' તે દરેકને છ છ રાગણી છે, તેથી છ રાગ ને છતરીસ રાગણી કહેવાય છે ૨ દેશ દેશમા ગાઇ શકે તેવી જે તરેહ તે; દેશી, ઢાળ, ચાલ. ૩ ધાટી સાદ, અવાજ ૪ રંગવાળો લેપ, સુવાસિત પદાર્થનો લેપ. ૫. કંઠ, અવાજ, સ્વર, રવ, ' રાગ પાગને પારખા, નાડીને બળી ન્યાય, તરવુ તંતરવુ ને તગ્કરવુ, એ આઠે આપ કળાય ' ૬ પ્રીતિ, ઇચ્છા, અભિલાષ, મનનો ભાવ. ૭ ગુસ્સો, ક્રોધ, કોપ ' ભાઇતો રાગે ભરાયા છે ' ૮ બેસતુ આવવુ, ગોઠવુ તે રાગે પડવુ=સરાડે ચઢવુ રાગ આવવો–મનવુ રાગ ગાવો–ગાવુ, લલકારવુ રાગ કાઢવો–ગાવુ

**રાગડો, પુ૦** લાબો મોટો સાદ ઘાંટો ૨ ભેકડો

**રાગણી, સ્ત્રી૦** (સ૦ રાગિણી) રાગની સ્ત્રી

**રાગમાળા, સ્ત્રી૦** જેમા ઘણા રાગ સાથે ગાવામા આવે તેવી રચના ૨ કાવ્ય માળા, પિંગળ

**રાગી, વિ૦** લાગણીવાળુ, તરત ગુસ્સો થઇ આવે તેવુ ૨ પ્રેમી, અનુરાગી ૩ વિષયી ૪ ગુસ્સે થયેલુ, ક્રોધી. [૨ તેનુ તે ફરી ગાવુ.

**રાગોટવુ, ક્રિ૦ અ૦** રાગ કાઢતી વખતે ગણગણવુ

**રાગોટો, પુ૦** લહેરમા ગમે તેવી રીતે સાદ કાઢી ગાવુ તે, રાગડો ૨ ભેકડો.

**રાઘુ, પુ૦** પોપટ

**રાચ, પુ૦** ઘર કામમા વાપરવામા આવતો સામાન ૨ ઓજાર, હથિયાર, રાછ. [થાય છે તે

**રાચ, ન૦** વણતા જેના વતી દોરા ઉંચા નીચા

**રાચરચીલુ, ન૦** રાચ, ઘર ઉપયોગી સામાન.

**રાચવુ, ક્રિ૦ અ૦** ખુશી–રાજી થવુ, પ્રસન્ન થવુ. ૨ સારૂ દેખાવુ, શોભવુ ખીલવુ [હોશિયાર.

**રાછ, ન૦** કારીગરનુ વતરણુ, ઓજાર ૨ કામેલ,

**રાજ, પુ૦** રાજા, ભૂપ. ૨ સ્વામી, શેઠ. ૩ વિ૦ રઢિયાળુ, શોભીતુ રાજ આવવુ–રૂતુ આવવો ૨ સત્તા પ્રાપ્ત થવી રાજકરવુ–ઓલવવુ રાજ થવુ =ઓલાઇ જવુ, ગુલ થવુ [માની સુલતાની

**રાજક દૈવક, વિ૦** રાજ્યનો કે ઇશ્વરી કોપ, આસ-

**રાજકન્યા, સ્ત્રી૦** રાજાની કન્યા, રાજપુત્રી, કુવરી.

**રાજકવિ, પુ૦** રાજાએ આશ્રય આપી પોતાની પાસે રાખેલો કવિ [રાજનીતિ રાજ્ય પ્રકરણ

**રાજકાજ–કારભાર, પુ૦** રાજ્ય સબંધી કામકાજ;

**રાજકીય, વિ૦** રાજાનુ ૨ રાજનીતિ, સંબંધી, રાજતંત્રનુ, રાજ પ્રકરણી

**રાજકુવર, પુ૦** રાજકુમાર –કુવરી=રાજકન્યા.

**રાજકુમાર, પુ૦** રાજાનો પુત્ર, રાજકુવર.

**રાજગઢ,** પુ૦ રાજાને રહેવાનો કિલ્લેદારી મુકામ.
**રાજગરી,** સ્ત્રી૦ ડુગળી, કૃષ્ણાવલી, કાદો, પ્યાજ
**રાજગરો,** પુ૦ એક જાતનુ ધાન્ય એ ફલાહારમા ખપે છે [રાજ્ય, સરકાર
**રાજગાદી,** સ્ત્રી૦ રાજાને બેસવાનુ સિહાસન ૨
**રાજગોર,** પુ૦ રાજાનો ગોર, રાજ પુરોહિત
**રાજચિહ્ન,** ન૦ (સ૦) રાજા છે એમ ઓળખાઈ આવે એવા જે ચિહ્ન–ઠાઠ તે, મુગટ, છત્ર, ચામર, છડી ઈત્યાદિ ૨ રાજ મળવાના જે ચિહ્ન તે ૪ રાજાના સિક્કાની છાપ–નિશાન તે
**રાજત,** ન૦ રૂપુ, ચાદી
**રાજતત્ર,** ન૦ રાજ્યનુ કામકાજ
**રાજતિલક,** ન૦(સ૦) ગાદી ઉપર બેસતા રાજાના કપાળમા ચાલ્લો કરવામા આવે છે તે [ધટિત
**રાજતુ,** વિ૦ શોભતુ, દીપતુ, સુદર ૨ બરાબર,
**રાજતેજ,** ન૦ રાજ નૂર, રાજાનો ભપકો,
**રાજદડ,** પુ૦ રાજાએ કરેલો દડ અથવા શિક્ષા ૨ રાજાએ હાથમા પકડેલો જે દડ તે ૨ રાજસત્તા
**રાજદરબાર,** ન૦ રાજ સભા ૨ ઈનસાફની કચેરી ૩ સરકાર
**રાજદરબારી,** વિ૦ રાજદ્વારી ૨, સરકારી.
**રાજદૂત,** પુ૦ રાજાનો એલચી, રાજાનો જાસુસ હજુરિયો [થાય તેવુ વર્તન તે
**રાજદ્રોહ,** પુ૦ (સ૦) રાજા કે રાજ્યને નુકસાન
**રાજદ્રોહી,** પુ૦ તોફાની, ફિતુરી, હુલ્લડખોર
**રાજદ્વાર,** ન૦(સ૦) રાજાનુ ન્યાય કરવાનુ સ્થળ ૨ મહેલનો દરવાજો ૩ અદાલત, સરકાર
**રાજદ્વારી,** વિ૦ રાજા સબધી, રાજકીય ૨ મોટુ વૈભવી
**રાજધાની,** સ્ત્રી૦ (સ૦) રાજા રહેતો હોય તે શહેર, સરકારી કામ ચાલતા હોય તે મુખ્ય શહેર,
**રાજન,** પુ૦ રાજા ૨ હે રાજા ! [પાયતખ્ત
**રાજનગર,** પુ૦ રાજધાની ૨ મુખ્ય શહેર
**રાજનીતિ,** સ્ત્રી૦ રાજ્ય ચલાવવા સબધી જે વિદ્યા તે ૨ રાજાએ પ્રજાપ્રતિ ને પ્રજાએ રાજાપ્રતિ આચરવાના જે ધર્મ તે ૩ રાજકાજ
**રાજપાટ,** ન૦ રાજ્ય, રાજગાદી.
**રાજપદ,** ન૦ (સ૦) રાજાની જે પદ્દી તે.
**રાજપાટિકા,** સ્ત્રી૦ સ્વારી. 'જયસિંહ દેવે રાજ્ય પાટિકામાથી પાછા ફરતા શ્રી હેમાચાર્ય જોયા.''
**રાજપુત્ર,** પુ૦(સ૦) રાજકુવર, રાજકુમાર
**રાજપુત્રી** સ્ત્રી૦ રાજકન્યા, રાજકુમારી
**રાજપુરૂષ,** પુ૦ રાજાને રાજ્યકાજમા સલાહ આપ નાર ૨ દીવાન, પ્રધાન, વજીર
**રાજબીજ,** વિ૦ રાજાના વશમા જન્મેલો; ઉચા કુળમનુ [ભાવ રાખવો તે, વફાદારી
**રાજભક્તિ,** સ્ત્રી૦ (સ૦) રાજા અને રાજ્ય તરફ
**રાજભોગ,** પુ૦ મદિરમા દેવને ધરાવાતો પ્રસાદ, મહાપ્રસાદ. [વાડો
**રાજમદિર–ભવન,** ન૦ રાજાનો મહેલ, સરકાર-
**રાજમાતા,** સ્ત્રી૦ રાજાની મા
**રાજમાન્ય,** વિ૦ (સ૦) રાજાએ માન્યો હોય તે, રાજાથી પ્રતિષ્ઠા પામ્યો હોય તે, પ્રતિષ્ઠિત
**રાજમાર્ગ,** પુ૦(સ૦) મોટો રસ્તો ૨ ધોરી રસ્તો
**રાજમુદ્રા,** સ્ત્રી૦ (સ૦) રાજાની મોહોર, રાજાની છાપ
**રાજયોગ,** પુ૦ (સ૦) ઈશ્વરમા મનને એકાગ્ર કર વાનો માર્ગ તે ૨ રાજા થવાનો જે ગ્રહયોગ તે
**રાજરિદ્ધિ,** સ્ત્રી૦ રાજ્યની આબાદાની–ચઢતી
**રાજરોગ,** પુ૦ અસાધ્ય અને લબાણુ ચાલે તેવો રોગ, ક્ષય [ઋષિ થયેલો ક્ષત્રિય
**રાજર્ષિ,** પુ૦ [સ૦] ઋષિઓમા શ્રેષ્ઠ તે, તપથી
**રાજલક્ષ્મી,** સ્ત્રી૦ રાજાની આબાદી, રાજ્યની સમૃદ્ધિ
**રાજવણ,** સ્ત્રી૦ રાણી, નસીબદાર સ્ત્રી, ઠકરાણુ, સુભાગી અને જાજરમાન સ્ત્રી
**રાજવશી,** વિ૦ રાજાના વશમાનુ, ખાનદાન.
**રાજવાડુ,** ન૦ દરબાર ૨ હજુરિયા
**રાજવી,** સ્ત્રી૦ રાજા, મહારાજ 'કુવરબા ! રાજ-વીને માટે તો ઝખના કરતા હતા' ૨ વિ૦ રાજાના જેવુ, રાજવૈભવવાળુ
**રાજવુ,** ક્રિ૦ અ૦ શોભવુ, સુદર દેખાવુ 'તારી ગ્રીવાએ કપોત કણુ રેખા રાજે રે'
**રાજવૈદ,** પુ૦ (સ૦) રાજાનો અથવા રાજથી પ્રતિષ્ઠા પામેલો વૈદ્ય

**રાજવૈભવ,** પુ૦ રાજ દરબારી ભપકો,રાજ શોભા, રાજાનો ઠાઠ, પ્રભાવ

**રાજશ્રિયા વિરાજીત,** વિ૦ (સ૦) રાજ લક્ષ્મી વડે શોભિત,મોટી પદ્દીના ભારેખમપણા ને દમ દબાથી શોભિત [રાજા જેવુ

**રાજશ્રી (રાજેશ્રી),** વિ૦ (સ૦) રાજ્યની લક્ષ્મી,

**રાજસ,** વિ૦ (સ૦) રજો ગુણવાળુ, આકળુ, ઉગ્રસ્વભાવનુ ૨ વૈભવી, મોજી.

**રાજસભા,** સ્ત્રી૦ (સં૦) રાજકારભારની મસલત સારૂ જે કચેરી તે. ૨ દરબાર ૩ કચેરી, કોર્ટ

**રાજસત્તા,** સ્ત્રી૦ રાજાની સત્તા–હકુમત,રાજબળ

**રાજસ્તાન,** ન૦ રાજાઓનુ રાજ્ય

**રાજહંસ,** પુ૦ (સ૦) ચાચ તથા પગ રાતા ને શરીર સફેત એવો જે હસ પક્ષી તે

**રાજા,** પુ૦ દેશના લોકનુ સરક્ષણ કરનાર, જેની સત્તાને માન આપી આજ્ઞામા વર્તે છે તે,ભૂપ,નૃપતિ, અધિરાજ ૨ વર્ગ વિષયમા સૌથી જે શ્રેષ્ઠ તે ૩ જેને કોઇ વાતની કાળજી નથી, તેવો ભોળો ઉદાર માણસ 'ભાઇ એ તો રાજા છે' ૪ સ્વામી,માલિક, વડો, મુખત્યાર ' સૌ સૌના ઘરના રાજા ' ૫ મુખ્ય, શ્રેષ્ઠ, ખાસ એવુ જે તે **રાજા** જેવુ–નિખાલસ, મોટા મનનુ **યથા રાજા** તથા **પ્રજા**=જેવો રાજકર્તા તેવીજ તેની પ્રજા **રાજાને** ગમતી રાણી ને છાણા વીણતી આણી–જે જેને પસંદ પડ્યુ તે ખરૂ [ર્તી રાજા, શહેનશાહ

**રાજાધિરાજ,** પુ૦ રાજાઓનો પણ રાજા તે, ચક્રવ

**રાજાભોજ,** પુ૦ (ભોજરાજા ન્યાયી અને ઉદાર હતો તે ઉપરથી) ઉદાર પુરૂષ, પરગજુ માણસ

**રાજિ,** સ્ત્રી૦ (સં૦) ઓળ,હાર ૨ લેખા, આકો

**રાજિત,** વિ૦ સુદર લાગતુ, શોભતુ

**રાજિયો,** પુ૦ રાજા,રાજવી ૨ શોકનુ ગીત,મરસિયો

**રાજી,** વિ૦ (આ૦) ખુશી પ્રસન્ન ૨ કબૂલ, અનુકૂલ [(નોકરી) છોડવા સબધી જે લેખત

**રાજીનામુ,** ન૦ ખુશીથી કોઇ બાબત છોડી દેવી તે,

**રાજીપો,** પુ૦ રાજીપણુ, પ્રસન્નતા ૨ સમતિ,સુસપ, મનની ઇચ્છા

**રાજીવ,** ન૦ (સ૦) કમ, પદ્મ [ધિરાજ

**રાજેન્દ્ર,** પુ૦ (સ૦) રાજાઓમા વડો, રાજા

**રાજેશ્રી,** પુ૦ રાજશ્રીવાળુ, વૈભવી ને ઠાઠવાળુ

**રાજો,** પુ૦ નૃપ, ભૂપાળ, મોટો પ્રતાપી માણસ

**રાજ્ય,** ન૦ રાજાની હકુમતમાનો પ્રદેશ તે ૨. પ્રજા પાળવા સબધી રાજાની જે સત્તા–ધોરણ તે, પ્રજાના રક્ષણને લગતી ગોઠવણ તે ૩ આપ અખત્યારીનુ જે ચલણ તે "તેના ઘરમા સૈરાનુ રાજ છે "

**રાજ્યકૌશલ્ય,** ન૦ (સ૦) રાજનીતિ, નીતિજ્ઞતા

**રાજ્યતત્ર,** ન૦ રાજકારભાર [પદચ્યુત.

**રાજ્યભ્રષ્ટ,** વિ૦ ગાદી ઉપરથી ઉઠાડી મૂકેલુ,

**રાજ્યમડળ,** ન૦ રાજ્યસબધી વિચારને વ્યવસ્થા કરનારૂ મડળ

**રાજ્યાભિષેક,** પુ૦ રાજ્યપદ ધારણ કરવાનો વિધિ, પટ્ટાભિષેક, ગાદીએ બેસાડવુ તે

**રાજ્યાસન,** ન૦ રાજગાદી, તખ્ત, સિંહાસન

**રાઠોડ,** પુ૦ રજપુતની એક જાત

**રાડ,** સ્ત્રી૦ રડ, ગઢ, આસક્તિ "રૂદિયા માહે લાગી છે રાડ, એહ વાત્તો કહી દેખાડ–**શામળ.** ૨ લઢાઇ, તકરાર, કજિયો ૩ ચીસ, કીકિયારી, ભયની બૂમ. ૪ ફરિયાદ ૫ ધારો, હોકારો

**રાઢ,** ન૦ બાજરી જુવારનો સાઠો ૨ તીર, બાણ. ૩ બરૂ ૪ કાંડયાનુ એક ઓજાર

**રાઢ,** સ્ત્રી૦ રાડ, જુઓ

**રાણી,** સ્ત્રી૦ (સરાજ્ઞી) રાજાની સ્ત્રી ૨ રાજ્ય કરનારી સ્ત્રી. **રાણીનો** સાળો=મિથ્યા ડોળ ઘાલઘાલનાર, શેખાઇ કરનાર **રાણીનો** ખટમલ–રાણીનો સાળો. **રાણીજાઇ**=રાજપુત્રી, રાણીને પેટે જન્મેલી કુવરી **રાણીજાયો**=રાજપુત્ર

**રાણીવાસ,** પુ૦ રાણીઓને રહેવાનો મહેલ, રણવાસ, જનાનખાનુ

**રાણીપ,** સ્ત્રી૦ રાજીપો [વાસ, જનાનખાનુ

**રાણો,** પુ૦ રજપુત રાજા ૨ મોટો ને પોતાના વર્ગમા શ્રેષ્ઠ તે. ૩ દમામી, ડોળી. ૪ રાજાના ઘરખટલાનો મુખ્ય ખવાસ

**રાત,** સ્ત્રી (સ૦ રાત્રિ) સૂરજ અસ્ત પામે ને ફરી ઉગે ત્યા સુધીનો જે કાળ તે, નિશા, રાત્રિ, રજની ૨ અ૦ દરકારીથી અથવા તુચ્છકારમા વપરાય છે. "મારી દૈવતરાત જાણે."

રાત આપણા બાપની છે=દિવસે કામ ન થયુ હોય ત્યારે આખી રાત જાગીને કરવાના નિશ્ચય પર આવતા એમ બોલાય છે રાત દહાડાની ખબર-શુદ્ધિ સાન, દુનિયાદારીની ખબર, સુખ, દુ ખની ખબર રાતનો રાજા=રાતે જાગનાર ૨. ઘુવડ, ચોર રાતવરત=રાતને વખતે, કદાપિ રાત્રિએ, ગમે તે વખતે

રાત, પુ૦ વાળ દ નાપિક, હજામ

રાતડ, સ્ત્રી૦ લાલાઇ ૨ લાલ જુવાર જે ધાણી ફોડવામા કામમા આવે છે તે ૩ ગાજર ૪

રાતડિયા, ન૦ ગાજર [ખડખડિયા, સુવાળી

રાતડિયો, પુ૦ રાતી જુવાર, રાતડ

રાતડી, સ્ત્રી૦ રાત્રિ, રાત, રાતલડી ૨ રાતા ૨ ગનુ

રાતદહાડો, અ૦ રોજ, હમેશ, નિત્ય ૨ ફરી ફરીને, વાર વાર

રાતબ, સ્ત્રી૦ (આ૦) વેચનાર તાજેતાજી વસ્તુઓ રોજ મોકલે તેવી કરેલી ગોઠવણ, વારો, નેક રાતબ રાણીને આપવા, આવે તબોળી ઘેર, બીડા બાસઠ પાનના પચાસ પોચાડે ફેર '-શામળ૦ ૩

રાતલડી, સ્ત્રી૦ રાત [કવિતામા] [સીધુ, ભથ્થુ

રાતવાસો, પુ૦ મુસાફરીમા રાત ગાળવી તે, અન્ય સ્થળે રાત રહેવુ તે [સાથે રહેવુ

રાતવુ, ક્રિ૦ અ૦ સાથે રાતવાસો રહેવુ દપત્તિનુ

રાતુ, વિ૦ (સ૦ રક્ત) રક્ત, આતસી ૨ મગ્ન, તલ્લીન, આસક્ત ૩ આકળુ ૪ ઉત્સાહી, ઉમગી (પ્યારમા) રાતી રાયણ જેવુ-મજબુત અને તદુરસ્ત (શરીર) રાતુ પીળુ થવુ=ક્રોધાયમાન થવુ, 'લાલચોળ થઇ જવુ'

રાતોરાત, અ૦ રાતેજ, રતોવાઈ, રાતમાને રાતમા

રાત્ર-ત્રી, સ્ત્રી૦ રાત, નિશા [દાધારગી

રાત્રા-ત્રિકા, સ્ત્રી૦ વરઘેલી સ્ત્રી ૨ ત્રણપાયાની,

રાન, ન૦ ઝાડીવાળી મોટી જગા, જગલ, વન ૨ ઝાડવનાનો ઉજડ પ્રદેશ, રણ રાનરાન થઈ જવુ-ખરાબખસ્ત થવુ, બેહાલ થઇ જવુ

રાનટી, વિ૦ વનેર, અસભ્ય, જગલી ૨ મૂર્ખ, અવિવેકી [જગલી, તોછડુ, ઉડમગ

રાનવુ, વિ૦ રખડાઉ, વનેર, વગડાઉ ૨ અસભ્ય

રાની, વિ૦ રાનનુ, જગલી. વિવેક વિનાનું, અશિષ્ટ

રાપતો, પુ૦ રિવાજ, રીત 'વલ્લભ કવીશ તોય, રાખુ એક રાપતો.'

રાફ, પુ૦ રાફડો [રાખુ એક રાપતો.'

રાફડો, પુ૦ સાપે પોતાને માટે ભોયમા જે દર પાડયુ હોય તે ૨ ઉધઇનુ ઘર રાફ ફાટવો-ખૂમ ઉભરાવુ, ઘણા જણનુ એક સામટુ બહાર

રાબ, સ્ત્રી૦ ઘેસ, ભડકુ, કાજી. [પડવુ

રાબ-ડી, સ્ત્રી૦ ઓસડિયાની ભુકીને પાણી-દૂધમા ઉકાળી બનાવેલુ પેય, કાજી

રાબડુ, ન૦ રાબડી, રાબડી જેવુ

રાબડિયુ, વિ૦ ઢીલુ રાબ જેવુ

રાબેતો, પુ૦ રિવાજ, ચાલ, નિત્ય નિયમ ૨ હમેશનો જે નેક તે

રાભો, પુ૦ ગામડીઓ, ખેડુત-ગોવાળ

રામ, પુ૦ (સ૦ રમ્-રમવુ) સર્વમા વ્યાપી રહેલો ઈશ્વર ૨ ઈશ્વરના અશરૂપ જીવ તે ૩ હોશ, ઉમગ, હિમત, દમ "તેનામા કઈ રામ નથી" ૪ આનો 'વ્યાજ રામ ૮ કર્યા છે" ૫ માલ, કિંમત 'દુ ખ થાય જાનપર, રામનુ ન રામનુ" રામરાજ્ય=સુખને અભયવાળુ રાજ્ય રામ શરણ થવુ-મરી જવુ રામ રમી જવા-નિર્જીવ થઇ જવુ, ઠડુ પડી જવુ રામનુ નામ દો-એ વાત છોડી દો ૨ માયા છોડી દો રામ વગરનુ-દમ વગરનુ રામ નામે પત્થર તરે-મોટાને નામે બોર વેચાય રામ બોલો થવા-મરી જવુ ૨ આવી બનવુ, માયા જવુ છેકજ નુકસાનીમા આવી પડવુ ૩ પડી ભાગવુ, ધમાયનમ થઈ જવુ રામ ઠાઠિયુ=સાલપોલિયુ રામ ગાઠિયુ=વેતા વગરનુ રામરામ=જેગોપાલ, છેલ્લી સલામ. રામ ચક્કર=મોટુ કુડાળુ, ગોળ ચક્કર

રામકળી, સ્ત્રી૦ (સ૦) એ નામની એક સવારની

રામકી, સ્ત્રી૦ બાવી, સાધુડી, યોગિની [રાગણી

રામગોવાળિયો, પુ૦ નાગો નાગો ફરતોનાનો છોકરો, નાદાન છોકરો

રામગ્રી, પુ૦ એ નામનો એક રાગ

રામજણી, સ્ત્રી૦ નૃત્ય ને ગાન કરનારી સ્ત્રી, તાયફો ૨ ગુણિકા, વેશ્યા [રામચન્દ્રનો જન્મ દિવસ.

રામજયન્તી, સ્ત્રી૦ રામનવમી, ચૈત્ર સુદ ૯,

**રામડોળી,** સ્ત્રી૦ ઠાઠડી, નનામી, કકેટી, શબવાહિની
**રામઢોલ,** ન૦ મોટુ નગારૂ પડધમ, નોબત ૨ ખૂબ જાડુ બેડોળ દેખાય તે
**રામણદીવો,** પુ૦ શુભ પ્રસગે સ્ત્રીઓ માથે મોડ ઘાલી હાથમા લટકતો દીવો રાખે છે તે, મ ગળ દીવો [ આણુ
**રામદુવાઈ,** સ્ત્રી૦ રામના નામે હુકમ તે, રામની
**રામદૂત,** પુ૦ હનુમાન ૨ વાદર
**રામદાસિયુ,** વિ૦ ગરીબ, ક ગાલ, વિપદ્ ગ્રસ્ત
**રામનવમી-નોમ,** સ્ત્રી૦ ચૈત્ર શુદ નોમ, રામચદ્રનો જન્મ દિવસ, રામ જયન્તિ
**રામનામ,** ન૦ રામનુ ભજન, રામ રામ કરવુ તે "રામ નામ જપના, પરાયા માલ અપના."
**રામપગલુ,** ન૦ રામના પગલાવાળી ચકતી-મિનાકારી ઘરેણુ
**રામપત્રિ,** સ્ત્રી૦ એક જાતની ઔષધી.
**રામપાત્ર,** ન૦ બટેરૂ, ચપણિયુ, કાવલો, શકોરૂ, રામૈયુ ૨ ઠીકરૂ, તુચ્છ ચીજ તે
**રામફળ,** ન૦ એક જાતનુ ફળ
**રામબાણ,** વિ૦ (સ૦) આબાદ લાગુ પડે તેવુ, ધારી અસર કરે તેવુ,સફળ,અસરકારક 'રામબાણ ઓસડ.' [ઢાકણુ. ૨ વિ૦ બેડોળ, વરવુ
**રામણ બુઝારૂ,** ન૦ માટીનું મોટુ જાડુ બેડોળ
**રામરસ,** પુ૦ મીઠુ, લવણ. ૨ રામ ઉપરની અત્યત પ્રેમભક્તિ
**રામરાજ્ય,** ન૦ રામચદ્રજીનુ રાજ્ય (જેમા સર્વ પ્રજા સુખીને આબાદ હતી ) ૨ જે રાજ્યમા લોકોને ન્યાય છુટ અને સરક્ષણ મળે તે, નિર્ભય રાજ્ય-અમલ
**રામરામ,** ન૦ સલામ, નમસ્કાર, યથાયોગ્ય, જેગોપાળ, જય ગુરૂ (એક બીજાને મળતી વખતે, છુટા પડતી વખતે અથવા કાગળમા લખવાની એક પ્રકારની રીત)
**રામરોટી,** સ્ત્રી૦ રાધેલા અન્નની ભિક્ષા, તૈયાર રોટલા. ૨. માલપુવા [વનિતા, નારી,મહિલા
**રામા,** સ્ત્રી૦ ( સ૦ ) સુદર મનોહર સ્ત્રી ૨
**રામાનુજ,** પુ૦ (સ૦) વિષ્ણુની ભક્તિવાળો પણ વેદાતના વલણવાળો એકપથ-સપ્રદાય
**રામાયણ,** ન૦ (સ૦) દશરથ પુત્ર રામના ચરિત્રની જે કથા તે ૨ મોટીને લબાણ વાર્તા, સસારિક ઝઘડાની કથની [પિછોડી
**રામી,** પુ૦ માળી,બાગબાન ૨ રામનામ છાપેલી
**રામૈયો,** વિ૦ ( સ૦ આરામ ) સૂઢ વનાનોકોસ રામનુ નામ દઇ ઝીલાતો કોસ
**રામૈયુ,** ન૦ ચપણિયુ, શકોરૂ, રામપાત્ર
**રામોસી** વિ૦ એ નામની જગલી લુટારાની એક જાત ૨ પગી, ચોકીદાર, પહેરેગીર ૩ પટાવાળો, સિપાઈ
**રાય,** પુ૦ રાજા. ૨ ધનવાન પુરૂષ, વૈભવી જન ૩ માનાર્થે વપરાતો શબ્દ
**રાયઆમળા,** ન૦ મોટા આબળા
**રાયકવાળ,** પુ૦ બ્રાહ્મણની એક જાત
**રાયકો,** પુ૦ ભરવાડ, રબારી
**રાયજાદુ,** વિ૦ સુદર, રૂપાળુ, રાજાને શોભતુ
**રાયજાદો,** પુ૦ રાજકુવર. -જાદી=રાજપુત્રી.
**રાયણ,** સ્ત્રી૦ એ નામનુ ઝાડ ૨ (તેનું)ફળ,કોકડી
**રાયત,** સ્ત્રી૦ (અ૦) કિફાયત ૨ કમી, ઓછુ ૩ આરામ, રાહિયત, વિસામો ૪. ઠડક, ટાઢક.
**રાયરક,** ન૦ રાજા ને ગરીબ, ૨ક અને તવ ગર
**રાયલુ,** વિ૦ આપ નામદારનુ, નામદારને લગતુ 'હુ પણ દાસી રાયલી, બાગ્રા ગણાની લાજ '
**રાલ,** સ્ત્રી૦ રાળ, એક જાતનો જ્વાળાગ્રાહી ગુદર જે દેવદાર અને એવા બીજા ઝાડોમાથી મળે છે
**રાવ,** સ્ત્રી૦ ફરિયાદ, અરજ ૨ સહાય મદદ ૩ ચાડી
**રાવ,** પુ૦ રાય, રાજા [શબ્દ
**રાવજી,** વિ૦ ભાટ-બારોટને માનાર્થે બોલાવવાનો
**રાવટી-ઠી,** સ્ત્રી૦ડાખળી,ઝરૂખો,ગોખ ૨ નાનોતણુ
**રાવણ,** પુ૦ એક રાક્ષસ રાજાનુ નામ ૨. વિ૦ મોટુ, કદાવર રાવણ જેવુ=ચઢેલુ-રીસાયલુ ૨ સૂજેલુ, ફૂલેલુ. ૩ ભારે ને બિયામણુ
**રાવણીયો,** પુ૦ ગામનો ચોકીદાર
**રાવણું,** ન૦ રજપુત ઠાકોરની મ ડળી તે ૨ નાતનુ પચ, જમાત ૩ એકઠા મળી કસુબા કાઢવા, તડાકા મારવા તે ૪ સિપાઇઓને રહેવાનુ ઠેકાણું.

રાવત, પુ૦ ઘોડેસ્વાર, યોદ્ધો ૨ ચરવાદાર, અશ્વપાળ, અશ્વરક્ષક, ૩ ચાલાક, બાહોશ
રાવતા, સ્ત્રી૦ ( રાય+તા ) રાજાની રીત, રાજાને લાયક રીતભાત, રાજાપણું. ' દ્રોપદી કને જઈ કે' સ્કંધ હલાવી હલાવી, ઉત્તર ન આપો, એ શુ રૂડેરી રાવતા ' —વલ્લભ
રાવળિયો, પુ૦ એક શુદ્ર જાતિ કેટલાક પાટી વણવાનો અને દાતણ વેચવાનો ને ઢોલીનો ધધો કરે છે
રાવણુ, ન૦ રાવણું ૨ જનાનખાનુ
રાશ, સ્ત્રી૦ સરાસરી, મધ્ય પ્રમાણ ૨ રાશિ ૩ ભાગીદારી, મહિયારૂ ૪ ઢગલો, સચય ૫ ભડોળ, મુડી [ અનીન, રેન
રાશ, પુ૦ અછોડો, લગામની દોરી–વાઘણી,
રાશડી, સ્ત્રી૦ અછોડો, રેન ૨ દોર, જાડીદોરી ૩ રૂપાનો અછોડો [સોળ ફુટનુ માપ
રાશવા, વિ૦ દોરની લબાઈ જેટલુ ( છેટુ ) ૨
રાશિ, સ્ત્રી૦ (સ૦) નક્ષત્રના જે બાર ઝુમખા તેમાનુ પ્રત્યેક ' મેષ, વૃષભ, મિથુન, કર્ક, સિહ, કન્યા, તુલા, વૃશ્ચિક, ધન મકર, કુભ ને મીન '
રાશિ, પુ૦ ઢગલો, ઢગ ૨ સરખી જાતના અકને પ્રમાણુ ગણિતમાં માડવાનો પ્રકાર ( ત્રિરાશી, પચરાશી ઇત્યાદિ )
રાશી, વિ૦ ખરાબ, હલકુ, નબળુ
રાષ્ણા, સ્ત્રી૦ એક ઔષધિ, રાષ્ના
રાષ્ટ્ર, પુ૦ (સ૦) દેશ, મુલક ૨ રાજ્ય, સરકાર
રાષ્ટ્રિય, વિ૦ રાજદ્વારી, રાજ્ય સબધી. ૨ પ્રજાકીય, પ્રજાનુ
રાસ, સ્ત્રી૦ અછોડો, રેન ૨ (સ૦) ગોળાકારે ફરતા ને ગાતા રમત કરવી તે, ગોળ કુદડી
રાસ, સ્ત્રી૦ સરખાપણુ, મેળ, મળતુ આવવુ તે ૨ સહિયારૂ, પાતયાળુ
રાસ, પુ૦ પ્રાકૃત ભાષામા વીરરસ કાવ્ય
રાસક્રિડા, સ્ત્રી૦ (સ૦) વદ્રાવનમા કૃષ્ણે ગોપીઓ સાથે રમેલી રમત ૨ કૃષ્ણના જેવી રમત
રાસડો, પુ૦ એક રીતની દેશી, બનેલા બનાવનો ગરબો [બતાવનાર
રાસધારી, પુ૦ ગોપી કૃષ્ણના રાસનો ખેલ કરી
રાસભ, પુ૦ ગધેડો, ખર, ગર્દભ રાસભી=ગધેડી
રાસમડળ–ળી, ન૦ સ્ત્રી૦ રાસક્રિડા રમનાર
રાસલીલા, સ્ત્રી૦ રાસક્રીડા, જુઓ [માણુસો
રાસી, વિ૦ ખગબ, નરસુ, નઠાર
રાસુદો, વિ૦(રાત્રિ+શુન્ય)રાત્રિના પાછ્ના ભાગમા દેખનાર ( રતાધળાથી ઉલટુ ) ૨ આધળો
રાસો, પુ૦ વીરરસ કાવ્ય 'પૃથુરાજ રાસો '
રાસ્ત, વિ૦ (ફા૦) ખરૂ, પ્રમાણિક, ન્યાયવાળુ, વાજબી [વટ, વફાદારી
રાસ્તી, સ્ત્રી૦ રાસ્તપણુ, સચ, ઇમાનદારી, સાચ
રાહ, પુ૦ [ફા૦] રસ્તો, માર્ગ
રાહ, સ્ત્રી૦ રીત, તરેહ ૨ ઢાળ, ચાલ ૩ ખોટી થતુ તે, વાટ, ઢીલ ૪ રવાલ, કુદરતી ચાલ 'રાહે રાહે ચાલવા દો '
રાહદારી, સ્ત્રી૦[ફા૦]એક મુકામેથી બીજે મુકામ જવાની, માલ વગેરે લેઇ જવાની રજાચિઠ્ઠી ૨ વટેમાર્ગુ, પ્રવાસી
રાહવટ, સ્ત્રી૦ સ્ત્રી પુરૂષે સસાર માડી રહેવુ તે સહવાસ, લગ્ન હકનો ભોગવટો [કરતુ માણસ
રાહુ, પુ૦ (સ૦) એક ગ્રહ ૨ નડતુ–હરકત
રાળ, સ્ત્રી૦ એક જાતની ઔષધી પદાર્થ, જે અગ્નિના સયોગે જલદીથી બળે છે, રાલ
રાળ, પુ૦ એક જાતનો સિક્કો, ડોલર (સવાબે-અઢી રૂપિયાની કિમત) જાપાન,ચીન ને અમેરીકામા ચાલે છે
રાળવુ, ક્રિ૦ અ૦ સાફ કરવુ, લીસુ કરવુ ૨ અદર અદર પતાવવુ, માડી વાળવુ, રોળી નાખવુ
રાળો, પુ૦ આડો, આડા થઇ રોઇ ઝઘડો કરી ધાધલ કરવુ તે, રાડો, હઠ, આડાઇ
રિંગણી, સ્ત્રી૦ વેગણનો છોડ, વતાકડી ૨ ઠિંગણી, બેઠા ધાટનુ
રિગણુ, ન૦ વેગણુ, વતાક
રિછ, ન૦ (સ૦ ઋક્ષ)આખા શરીરે જાડા બરસટ લાબા વાળવાળુ ને પાછ્ના પગ ઉપર ઉભુ રહી શકતુ હિસક પ્રાણી
રિછડી, સ્ત્રી૦ રિછની માદા

**રિછડુ**, ન૦ રિછ, જેને શરીરે વળ હોય તે.૨ જગલી, અસભ્ય [હાના, આનાકાની

**રિખવું**, ક્રિ૦ અ૦ ધુટણીએ હિડવુ, પેટે ચાલવુ 'રિખતા આવે રામજી, ચકોર ને જ્યમ ચદ'

**રિઝાવવુ**, ક્રિ૦ સ૦ ખુશ કરવુ,પ્રસન્ન કરવુ

**રિણાવટ**, પુ૦ (સ૦ અર્ણવ) દરિઓ, સમુદ્ર 'મારા દિલમા દુખનો આજ રિણાવટ રેળિયોરે' –ભૂમાનદ [આબાદાની, ઉત્કર્ષ,

**રિદ્ધિ**, સ્ત્રી૦ (સ૦) લક્ષ્મી, દોલત, વિભૂતિ ૨

**રિપુ**, પુ૦ (સં૦) શત્રુ, દુશ્મન.૨ ભેદુ;જાસુસ.

**રિબાવું**,ક્રિ૦અ૦ પીડા પામ્યા કરવુ, દુખ ભોગવ્યાં કરવુ [મહાવરો

**રિવાજ**, પુ૦ ચાલ શિરસ્તો. ૨ આચાર ૩ ટેવ,

**રિષ્ટ** પુ૦ માઠુ, ખોટુ, નઠારૂ.

**રિસામણા**, ન૦ રિસાવવુ તે, રીસ, રૂસણુ 'રિસામણા મનામણા'

**રિસામણુ**, વિ૦ સહેજ વાતે રિસાય તેવુ

**રિસાવું**, ક્રિ૦ અ૦ ગુસ્સે થવુ, ક્રોધે ભરાવુ,૨ નારાજ થવુ ૩ ચિઢાવવુ'

**રિસામણી**, સ્ત્રી૦ એક જાતનો છોડ. લજામણી

**રિસાળ**, વિ૦ રિસામણુ, રિસાળવુ

**રીખવું**, ક્રિ૦ અ૦ દુખી થવુ. 'રીખિયો ભક્તિ વિણ જાણ ભાઈ"

**રીજ–ઝ**, સ્ત્રી૦ ખુશી, આનદ, પ્રસન્નતા ૨ રીઝયાને બદલે જે આપવુ તે, બક્ષીસ, શીખ, ઉપહાર, ભેટ

**રીઝવણી**, સ્ત્રી૦ ખુશાલી, ખુશ થાય તેમકરવુતે

**રીકઝીક**, સ્ત્રી૦ રકઝક, માથાકુટ, તકરાર,કલહ.૨

**રીઝવટ**, સ્ત્રી૦ રીઝવવાની યુક્તિ–કળા

**રીઝવુ**, ક્રિ૦ અ૦ પ્રસન્ન થવું, ખુશી થવુ

**રીડ–ઢ**, સ્ત્રી બુમ, ચીસ, સડ, પોકાર.

**રીઢુ**, વિ૦ વપરાઇને મજબુતથયેલુ,પાકુ.(માટીનુ વાસણ.) ૨ દુખ–સખતી વેઠી વેઠી કઠણ થયેલું, ખડતલ, અનુભવી

**રીત**, સ્ત્રી૦ કામકાજ કરવાનો માર્ગ તે પદ્ધતિ; રૂઢિ, વર્તણુક ૨. ચાલ, રસમ, શિરસ્તો. ૩ ધારો; નિયમ ૪. પ્રકાર, તરેહ.રીતમાં રહેવુ–રૂઢિપ્રમાણે વર્તવુ, લોકાચારથી વિરૂદ્ધ ન વર્તવુ **રીતમા આવવુ**–ઠરેલ થવુ **રીત કરવી**–કર ક્રિયાવર કરવો **રીત રાખવી**–રિવાજ પ્રમાણે વર્તવુ ૨ લેવડ દેવડમા નિયમિત રહેવુ. **રીતસર**-રિવાજ મુજબ, રૂઢિને અનુસરીને, યથાવિધિ, પદ્ધતિવાર

**રીતભાત**, સ્ત્રી૦ કરકરિયાવર ૨. ચાલચલણ વર્તણુક. ૩ રૂઢી, રિવાજ. 'બધા દેશની રીતભાત મળતી આવતી નથી.' [રૂઢિ, રસમ.

**રીતિ**, સ્ત્રી૦ (સ૦) પ્રકાર, આચાર, પદ્ધતિ

**રીદ્ધ**, સ્ત્રી૦ રિદ્ધિ, જુઓ.

**રીપોર્ટ–ટ**, પુ૦ (અ૦)હેવાલ, હકીકત ૨.ઢાચણ. ૩ અફવા, લોકવાયકા,

**રીમ**, ન૦ (અ૦) કાગળના ૨૦ ઘા–દસ્તા

**રીર**, સ્ત્રી૦ રાડ, બૂમ, તીણો દુખનો અવાજ

**રીસ**, સ્ત્રી૦ ગુસ્સો, ક્રોધ; કોપ ૨. રોષ;ચીડ,કમન

**રુઆટી**, સ્ત્રી૦ કુમળાને છેકજ ઝીણા વાળ.

**રુઉં–રુવું**, ન૦ કુમળો ને છેક નાનો વાળ

**રુગુ**, ન૦ રુવાટી ૨ રડવુ, રોવુ, રૂદન.

**રુંછાં**, ન૦ નાના તાંતણા, વાળના ઝુમખાં (બવ)

**રુઢમાળ**, સ્ત્રી૦ (સ૦) રુઢવટ.

**રુંઢમુડ**, વિ૦ ગોળમટોળ, બેડોળને સ્થૂલ

**રુઢવટ**, સ્ત્રી૦ માણસના માથાની ખોપરીનો હાડ

**રુંઢો**, પુ૦ ઉપહાર, ન્યાસ્તો. (કાઠી૦) શિરામણ.

**રુંધન**, ન૦ શ્વાસાવરોધ, ગુંગળાટ. ૨ અટકાવ;

**રુંધવું**, ક્રિ૦ સ૦ (સ૦ રૂન્ધ્) રૂંધન કરવુ, ગુંગળાવવુ. ૨ ખાળવુ. રોકવુ

**રુવાડુ**, ન૦ રુઉં;રુંઆટી, રોમ. [રૂઠણુ જો.'

**રુંહણુ**, ન૦ રોષ, રીસ. 'પડે કાળાને મનમા

**રુઆબ**, પુ૦ (ફા૦) મોનો દેખાવ ૨ ભપકો,ડોળ

**રુઇએ**, અ૦ રીતે, પેઠે; રૂએ, પ્રમાણે, આસરતે.

**રુઇદાર**, વિ૦ રૂથી ભરેલું, રૂએલ.

**રુઆટી**, સ્ત્રી૦ ઝીણા સુંવાળા વાળ, રુવા

**રુક્કો**, પુ૦ (ફા૦ રૂક્અઃ) ટુકી ચિઠ્ઠી; સંક્ષેપમા લખેલી કોઈ મતલબ

**રુચિ**, સ્ત્રી૦ મનનુ વલણ, ઇચ્છા, ભાવ. ૨ તાલ; રૂખ, પ્રસગ,સમયે જે અનુકુળ પડે તેવી તજવીજ

**રુખડુ**, ન૦ ઝાડ, વનસ્પતિ. ૨. કાપ, તરી.

**રુખસત, સ્ત્રી૦** (આ૦) રજા, છુટી ૨ બરતરફી, ખડખડિયુ [ગમવુ, ફાવવુ
**રુચવું, ક્રિ૦ અ૦** ભાવવુ, પસદ પડવુ, ઠીક પડવુ,
**રુચી, સ્ત્રી૦** (સ૦) સ્વાદ લાગવો તે, ભાવવુ–ગમવુતે ૨ ઇચ્છા, મરજી, ભાવ ૨ મન, સ્વાદ ૩ તેજ, પ્રભા, કાંતિ [૨ સ્વાદુ
**રુચિકર, વિ૦** (સ૦) સુદર, મનોહર, મનોરજક
**રુચિર, વિ૦** મધુર, સ્વાદુ ૨ મનોહર, દિલપસદ, દિવ્ય
**રુજુ, વિ૦** (સ૦) સરળ, સીધુ ૨ કોમળ, નરમ
**રુજવાત, સ્ત્રી૦ રજુઆત,** રજુ કરવુ તે, નિવેદન
**રુઝવું–ઝાવુ, ક્રિ૦ અ૦** ઘા પુરાવો, ઘા–ગુમડા ઉપર નવી ચામડી આવવી, દરદ મટવુ
**રુઠવુ, ક્રિ૦ અ૦** ગુસ્સે થવુ, કોપ કરવો, નાખુશ થવુ. ( એનુ ઉલટુ ત્રુઠવુ )
**રુડુ, વિ૦** સારૂ સુદર, મજેનુ ૨ યોગ્ય, લાયક, ૩ સુદર, સુશોભિત ૪ ભલુ, સારૂ સૌ રુડા વાના થશે–સારૂ થશે
**રુણ્ડ, ન૦** (સ૦) ધડથી જુદુ પડેલુ માથુ, ડોકુ
**રુદન, ન૦** (સ૦) રડવુ તે, વિલપન આક્રદ
**રુદય, ન૦** હૃદય, મન, અત કરણ
**રુદ્ર પુ૦** (સ૦) શિવ, શિવનુ ભયકર એક સ્વરૂપ
**રુદ્ર, વિ૦** અગિયારનો સકેત ૨ ઉગ્ર, ભયકર
**રુદ્રતાલ, પુ૦** (સ૦) ગાયનના તાલમાનો એક
**રુદ્રાક્ષ, સ્ત્રી૦** (સ૦) એક જાતના વૃક્ષનુ બી
**રુદ્રી, સ્ત્રી૦** શિવ–રુદ્રનો સ્તુતિ પાઠ, જે અભિષેક કરતા ભણવામા આવે છે તે
**રુધિર, ન૦** (સ૦) લોહી રક્ત
**રુબરુ, અ૦** (આ૦) મોઢામોઢ, સમક્ષ સામે
**રુમઝુમ, અ૦** ઝીણી ફરફરે થોડો થોડો પણ ઘણીવાર વરસાદ વરસતો હોય તેમ. ૨ ઠમક ઠમક ચાલતા ઘુઘરીઓનો અવાજ ચાલુ હોય તેમ
**રુમટુ, ન૦** રૂવાટી ઝીણુવાળ [નળી
**રમઠી, સ્ત્રી૦** શરીરમાથી લોહી ખેચી કાઢવાની
**રમી મસ્તકી, સ્ત્રી૦** એક જાતનો ગુદર, ઔષધિ
**રુવાટી, સ્ત્રી૦** રુઆટી, જુઓ
**રૂ, ન૦** કેટલીક વનસ્પતિના ડિડવામાથી નીકળતો કુમળો તતુરૂપ પદાર્થ, તુર (કપાસ, આકડો, શિમળો ૪૦)
**રૂઆબ, પુ૦** ભભકો, દમામ, તોર, રોફ
**રૂઇએ–રૂએ, અ૦** મારફતે, વડે ૨ પેઠે, રીતે.
**રૂએલ, વિ૦** રૂવાળુ, રૂ ભરેલુ તેવુ
**રૂકાર, પુ૦** હા પાડવી તે, કબુલાત
**રૂક્ષ, વિ૦** (સ૦) ખડબચડુ, કર્કશ ૨ કઠોર, કઠણ
**રૂક્ષત, સ્ત્રી૦** કઠણાશ, ૨ રુખસત
**રૂખ, સ્ત્રી૦** અટકળ, અનુમાન, કયાસ, તર્ક (બજાર ભાવ સબધી) ૨ સારો વખત, પ્રસગ, લાગ, અનુકૂળતા, મોખ, ૩ વલણ, હેતુ "રાણીની જાણી રૂખ, મરજી કીધી રે"
**રૂખ, પુ૦**(ફા૦ રૂખ–ચહેરો) ચહેરો, સુરત, શિકલ
**રૂખી, પુ૦** (સ૦ ઋષિ) ઋષિ, સત
**રૂઝ, સ્ત્રી૦** ચામડી આવવી તે, અકુર, ભોય
**રૂઝવુ, ક્રિ૦ અ૦** ઘાનુ પુરાવુ, અકુર આવવો. ૨ સાતા વળવી, આરામ થવો [કમી થવુ
**રૂઝાવુ, ક્રિ૦ અ૦** રૂઝવા માડવુ, પુરાવુ ૨ દરદ
**રૂઢ, વિ૦** (સ૦) વ્યવહારમા ચાલુ, લોકપ્રસિદ્ધ, વપરાઇને સિદ્ધ થયેલુ [રીત તે, રિવાજ, રવૈયો.
**રૂઢિ, સ્ત્રી૦** (સ૦) વહેવારમા ચાલતી આવેલી
**રૂણ, ન૦** (સ૦) દેવુ, ફરજ
**રૂતુ, સ્ત્રી૦** (સ૦) મોસમ, તક ૨ પ્રસગ, તાકડો ૩ હવાપાણી, આબોહવા, દેશપ્રકૃતિ. રૂતુ આવવો= [અળગુ ચઢવુ
**રૂતુરાજ, પુ૦** વસત
**રૂપ, ન૦** (સ૦) ચહેરો, દેખાવ, આકાર. ૨ શિકલ, રૂપરેખા, સુખવટો ૩ વલણ, ગતિ. "કેસનુ રૂપ કેવુ છે?" ૪ નિયમ, પ્રકાર, રીતિ, વિધી, ક્રમ, મર્યાદા ૫ સૌંદર્ય, શોભા, કાન્તિ ૬ સ્વભાવ, ધર્મ, પ્રકૃતિ
**રૂપ, વિ૦** જેવુ, મળતુ, સમાન, સરખુ, મય.
**રૂપક, ન૦** (સ૦) એક વાતને એકાદુ નવુ રૂપ આપવુ તે, ઉપમા ૨ એક અર્થાલકાર ૩. ખેલન, નાટક ૪ ગાયનનો એક તાલ
**રૂપરગ, ન૦** ઘાટ, આકાર અને રગ
**રૂપવતી, વિ૦** ફુટડી, રૂપાળી, ખુબસુરત.
**રૂપાળુ, વિ૦** સુદર રૂપનું, શોભિતુ, સુશોભિત.

રૂપિયો, પુ૦ રૂપાનો ચલણી સિક્કો, ૧૬ આના ૨ લક્ષ્મી, ધન ૩ ચાર પાખડીનું ડાલું,ઘોડો
રૂપી, પુ૦ સરખુ, જેવુ ૨ સબધી, લગતું "સસારરૂપી બહુ પીડા છે"
રૂપુ, ન૦ (સ૦ રૌપ્યમ્) એક જાતની સફેત ચળકતી ધાતુ, રજત, ચાંદી
રૂપેરી, વિ૦ રૂપા જેવુ; રૂપાનુ
રૂબરૂ, અ૦ હજુર, સન્મુખ, સામે, સમક્ષ
રૂમવું, ક્રિ૦ અ૦ તાનમા ચઢી ફાવે તેમ બોલવુ ચાલવુ ૨ ઘૂમવુ, માલવુ, ૩ લડવુ, ગાડાની માફક માર માર કરવુ [મલકાટ
રૂમાટ, પુ૦ રૂમવાનો તોર, આનદ અભિમાનનો
રૂમાલ, પુ૦ (ફા૦) હાથ મો લુછવાનો લુગડાનો કડકો, અગુછો, હજુરિયો
રૂલ, સ્ત્રી૦(અ૦) સામાન્ય નહિ પણ વિશેષ એવો ઠરાવ ૨ નિયમ, કાયદો, કાનુન ૩ શિરસ્તો.
રૂલ-૨, સ્ત્રી૦ (અ૦) લીટી દોરવાનો ગોળ ધાટ,
રૂવાન, ન૦(ફા૦ રવા) શબ, મડદુ. [આકણી.
રૂવું, ન૦ ઝીણો છેક નાનો વાળ, રૂઉ
રૂવો, પુ૦ ચોરસ લોખડનો વચમા ખાડાવાળો કકડો જેમા બારણુ બેસાડવામા આવે છે તે
રૂસવાઇ,ન૦અપમાન, માનભગ, ફજેતી,બદનામી
રૂશ્વત, સ્ત્રી૦ લાચ રૂશ્વતખોર=લાચિયો
રૂહ, પુ૦ (અ૦) જીવાત્મા; પ્રાણ.
રેંકળો-ડો, પુ૦ એક જાતની બળદની ગાડી ૨ મોટો ધાંટો કાઢીને રડવુ તે, ભેકડો
રેંકવુ, ક્રિ૦ અ૦ ગાય ભેસનુ બરાડવુ,આરડવુ
રેગણુ, ન૦ વતાક
રેજીપેજી, વિ૦ હોશ વગરનુ, નમાલુ, નબળુ, પોચુ, ગરીબ. [જે ચક્કર તે
રેંટ, પુ૦ કુવામાથી પાણી કાઢવાનુ ઢોચકાવાળુ
રેંટમાળ,સ્ત્રી૦રેંટના ઢોચકાઓની જે ફરતી હાર તે ૨ અસ્તોદય, ચઢતી પડતી, તડકો છાંયડો,ઘટમાળ
રેંટિયો, પુ૦ કાતવાનુ એક યત્ર
રેંટો, પુ૦ ઉપવસ્ત્ર, પછેડી "માથે બાધી પાઘ સુનેરી, રૂડો રેંટો ઓઢી, મન લલચાવતીરે"-દયા૦ ૨ ફેંટો મોળ.

રેઢવુ, ન૦ રેંકળુ, ગાડુ, શકટ.
રેડલો, પુ૦ રેલ્લો [મેળવણી.
રેણ, ન૦ દામણુ સાધવાની ધાતુ અને ખારની
રેલ્લો, પુ૦ જુવાન વાછરડો, ગોલ્લો રેલ્લી=નાની ગાય, વાછરડી
રેસવુ, ક્રિ૦ મારી નાખવુ, કતલ કરવુ, ફાડી ચીરી નાખવુ, રેસી નાખવુ=ઝબ્બે કરવુ
રે, અ૦ ઓ, હે, અરે. એ શબ્દ કોઇને બોલાવતા, નિસાસાનો ઉદ્ગાર તરીકે, તેમ કવિતામા પદને છેડે નિરર્થક લગાડે છે
રેખ, સ્ત્રી૦(રેખા) લીટી, આંકો. ૨ લગાર, જરાકે, કિંચિત્ "ભેખ ધર્યો પણ રેખ ન સમજ્યો, સંત સાધુની રીત" ૩ કરચ, કકડી, રજ ૪ વળ, વળિયુ ૫ જડ, દાતમા જડાવેલી ઝીણી ટપકી.
રેખતો, પુ૦ (ફા૦) ફારસીને ઉર્દૂ કવિતાનો ઢાળ, ગાવાની એક તરેહ.
રેખાશ, પુ૦ (સ૦) પૃથ્વીના ગોળા ઉપર એક સ્થળેથી બીજા કોઇ પણ સ્થળનુ પૂર્વ પશ્ચિમ રેખાએથી મપાતુ જે અતર તે. (રેખાશ ગણુવાને હિંદી જોશીઓએ ઉજ્જન રાખ્યુ હતુ. હાલ અગ્રેજોએ ગ્રિનિચ રાખ્યુ છે)
રેખા, સ્ત્રી૦ લીટી, આંકો ૨. હથેળીમાનો કાપો, શુભાશુભદર્શક ચિહ્ન ૩.વિષુવવૃત્તને કાપતી એક ધ્રુવથી બીજા ધ્રુવને મળતી જે લીટીઓ તે,દક્ષિણોત્તર સૂત્ર
રેચ, પુ૦ (રેચન) પેટમાનો મળ ઝાડાની વાટે પાતળો થઇ બહાર નીકળવો તે; જુલાબ,વિરેચન ૨ મળ સારક ઔષધ,જુલાબ.૩ (લાક્ષણિક)ધમકી, ડર બતાવવો તે.
રેચક, વિ૦ (સ૦) રેચ આવે તેવુ, સારક.
રેચકુ, ન૦ મમરો, ફેલુ, ફદડુ; સળી.
રેજ, અ૦ તાબે, હવાલે. ૨ પરાજિત. [દાવ
રેજી, વિ૦ રેજવાળુ, જોડકાનુ 'છક્કે રેજી સાતનો
રેજુ ન૦ બેલું, જુગ, સરવાળે બે તે.૨ ખેલવાનો એક દાવ ૩ કુમતુ, ફેંટાનો ઉડતો રહે તેવો છેડો, કલગી ૪ ભાલા ઉપરનો વાવટો. રેજા ઉડાવવા -મોજ મારવી, ગમત કરવી.

રેજો, પુ૦ (ફા૦) સુતરાઉ અથવા રેશમી કાપડનો કકડો, ખડ. ૨ ધાતુ ગાળવાની કુલડી.
રેટો, પુ૦ નાની પાઘડી [આશ્રમ
રેઠાણુ, ન૦ રહેવાનુ ઠેકાણુ, મુકામ, વાસ. ૨
રેડ, સ્ત્રી૦ પુઠ,પાછળ પડવુ તે, કેડો, અનુસરણુ
રેડવવું, ક્રિ૦ સ૦ ચલાવી-નિભાવી લેવુ ૨ ગબડાવવુ, રગડાવવુ
રેડવું,ક્રિ૦ સ૦ એકાદા પ્રવાહીને ઉચેથી નીચે પડે તેમ કરવુ, ધધુડો-દદુડો કરવો પાણી રેડવુ-(દેવતા) હોલવવુ, શાન્ત કરવુ ૨ નહાવાનું પાણી કાઢવુ નામપર પાણી રેડવુ-નામ કલંકિત કરવુ ૨ નામ ન દેવુ
રેઢિયાળ, વિ૦ રખડતુ, ભટકતુ, હરાયુ ૨.નમાલું રેઢિયાળ ગાડુ-ધીમે ધીમે થતુ કામ
રેઢિયાળુ, વિ૦ કદરૂપુ, નરસુ ૨ ઉપલકિયુ
રેઢિયુ, વિ૦ જાડુ,ઘટ્ટ 'રેઢિયો કસુંબો' [ધટ્ટ
રેઢુ, વિ૦ રખડતુ, છુટું; સંભાળ વગરનુ ૨ જાડું,
રેણુ, સ્ત્રી૦ (સ૦ રજની) રાત,રાત્રિ 'ઝાઝી રેણુ ગઈ જગજીવન, તેણે નિદ્ર ખુમારી'-બ્રહ્મા૦ ૨ રેણુ, રેત ૩ પગની ધૂળ, રજ ૪ રેણુ
રેણી, સ્ત્રી૦ સંસારમા રહેવાની રીત, આચાર, વર્તણુક 'કુણી તેની રેણી' ૨ રાત્રિ
રેણુ, સ્ત્રી૦ ધૂળ, રજ
રેણુકબીજ, ન૦ એક જાતની ઔષધી
રેત, ન૦ (સ૦) ધાત, વીર્ય ૨ સ્ત્રી૦ રેતી
રેતડી, સ્ત્રી૦ અતરડી, કાનસ
રેતદાની,સ્ત્રી૦ જેમા રેતી ભરી હોય તે પાત્ર, રેતિયુ
રેતરડી, સ્ત્રી૦ લુહાર સોની ઈ૦ નુ ધાતુ ઘસવાનુ ઓજાર, કાનસ રેતડો=મોટી કાનસ
રેતવી-તાળ, વિ૦ રેતીનો ભેગ હોય તેવુ કણુદાર
રેતિયુ, ન૦ રેતદાની, રજિયુ
રેતી, સ્ત્રી૦ નાની નાની કાકરીઓવાળી ધૂળ, કણુદાર રજ રેતીમા નાવ ચલાવવુ-પોલ પોલ ચલાવવુ, મમજવામા ન આવે એવા કામ કરવા
રેથળ, પુ૦ કુબો રચડ, થાપ
રેન, સ્ત્રી૦ રાત, રજની ૨ લગામ, રાશ
રેફ, પુ૦ (સ૦) જે રકાર પાસેના અક્ષર સાથે જોડાતા તેને માથે ( ) લખાય છે તે 'વર્ષ,દર્શન.'
રેકુ, પુ૦ બાતમીદાર, દૂત, જાસૂસ
રેલ, સ્ત્રી૦ ઘણો વરસાદ પડવાથી નદીમા પાણી વધી જવુ તે,પૂર ૨ પુષ્કળપણુ, છોળ ૩ લોઢાની સડક, આગગાડી ૪. લોઢાનો પાટો
રેલછેલ, સ્ત્રી૦ પુષ્કળપણાની છોળ, ભરચક, લેલુટ, સમૃદ્ધિ 'નાણાની રેલછેલ'
રેલવે, પુ૦ (અ૦) લોઢાની સડકનો રસ્તો
રેલવુ, ન૦ (રેલ+વહેવું)પાણીનો સાપ, પાણીમા તરતો સાપ
રેલવુ,ક્રિ૦સ૦ રેડવુ, રેલો ચાલવો, વહેવુ 'વહાલા તો વેરી થઈ બેઠા દુખના ડુંગર રેલ્યા'-ગોવિંદ ૨ ફેલાવુ, પથરાવુ ૩ દુર કરવુ, કાઢી નાખવુ, 'આવ્યા વહાલો ફુલી અલબેલી, સ્નેહ દુખ નાખ્યુ છે રેલી'-દયા૦૪.જવુ,પરવરવુ "જોરથી ઝાલિયા ખંધપર ધાલિયા, રોળિયા રોષે ને રેણે રેલ્યો'—શામળ.
રેલાવું, ક્રિ૦ અ૦ ફેલાવુ પસરી જવુ 'સતીપણુ રેલાયુ એના રૂપમા રે' ૨ દદડવુ રેલા ચાલવા
રેલિયુ, વિ૦ રેલ સંબંધી, રેલમા ખેંચાઈ આવેલુ ૨ રેલા નીકળતા હોય તેવુ 'રેલિયો ગોળ'
રેલો, પુ૦ એકાદા ઢીલા પ્રવાહીનુ વહેવુ તે;પ્રવાહ, ધાર, દદુડો
રેવચી,સ્ત્રી૦ એક જાતની વનસ્પતિનો રસ રેવંચીનો સીરો-દૂધમા રાધીને તે રસના બનાવેલા ગાગડા તે
રેવડી,સ્ત્રી૦ ખાડની ચાસણીમા તલ નાખી પાડેલી ચકતીઓ ૨ [લાક્ષણિક] ફજેતી, ફજેતીનો શબ્દ, રેવડી ઉડાવવી=ફજેતી કરવી આબરૂ ધૂળ ધાણી કરવી રેવડી દાણાદાણ થવી=આબરૂના કાકરા થવા, ફજેતી થવી ૨ ખરાબખસ્ત થઈ જવુ, રેવડીના પેચમા લેવુ=ફસાવવુ,સપડાવવુ,આટીમા લેવુ [દાળ
રેવતી, સ્ત્રી૦ (સ૦) ૨૭ મુ નક્ષત્ર ૨ તુવેરની
રેવન્ત, પુ૦ ઘોડો, હય, અશ્વ [કિસ્ત, વસુલાત
રેવન્યુ, સ્ત્રી૦ (અ૦) જમીનના કરની મહેસુલ,
રેવવુ, ક્રિ૦ સ૦ સાંધો કરવો, ઝાળવુ

રેશ, વિ૦ (સં૦) જરાક, કિંચિત, લગાર 'છિદ્ર જોઇ કળિ ફરતો, માર્ગ મળિયો રેશ'—ભાલણ
રેશમ, ન૦ [ફા૦ રશ્મિ—કીરણ] એક જાતના કીડાની લાળના નિકળતા તંતુઓ, હીર રેશમની ગાઠ—ન છુટે તેવી ગાઠ—સંબંધ
રેશમી, વિ૦ (ફા૦) રેશમનું, હીરાગળ.
રેષા, સ્ત્રી૦ (સં૦) લીટી, રેખા ૨ ફળની અંદરના તંતુઓ નસ
રેસ, સ્ત્રી૦ એક રૂપિયાનો ચારસેમો હિસ્સો
રેસ વિ૦ રેશ, જરા, લગારેક, કિંચિત [નસ
રેસા, પુ૦ [રેષા] ફળમા છેક પાતળા તંતુઓ, તાર,
રેહણી, સ્ત્રી૦ રેણી; રહેવાની રીત
રેહેમ, સ્ત્રી૦ કૃપા, દયા, મહેરબાની
રેળવું, ક્રિ૦સ૦ સમાધાન કરવું રોળી નાખવું
રૈયત, સ્ત્રી૦ [આ૦] લોક પ્રજા; જનસમૂહ, દેશની [વસ્તી
રોંખણી, સ્ત્રી૦ સુતારનો રંદો
રોંખણું, ન૦ લાકડા—પત્થર ઉપર આંકા પાડવાનું ઓજાર, ટાંકણું
રોંખવું, ક્રિ૦ સ૦ રંદો મારવો, સાફ કરવું
રોંચુ, વિ૦ ગામડિયું, અસભ્ય [મીઠું કરવું તે
રોંઢો, પુ૦ ત્રીજા પહોરનું જમણું ૨ વાળુ ૩ મો
રોક, વિ૦ રોકડું તરત રજુ થાય તેવું
રોક, સ્ત્રી૦ રોકવું તે, રોકણી, રોકાણ
રોકકળ, સ્ત્રી૦ રડારડ, વિલાપ, આક્રંદ [સંબંધી
રોકડ, વિ૦ રોકડું ૨ રોકડી આપ લેના હીસાબ
રોકડ, સ્ત્રી૦ નાણું, રોકડા પૈસા [ચોપડી.
રોકડમેળ, પુ૦ રોકડેથી આપ્યા લીધા ના હિસાબની
રોકડિયું, વિ૦ ઉધાર નહિ તેવું, તરત નાણું લે તેવું ૨ હાજર જવાબી, તરત જવાબ દે તેવું, હાજરાહજુર
રોકડી, સ્ત્રી૦ તરતજ આપી દેવામા આવતી મજુરી.
રોકડું, વિ૦ તરત આપેલું એવું, તરત નાણું આપવું પડે તેવું (કામ) ૨ હાજરાહજુર, તરત જવાબ આપે તેવું ૩ ચોકખું, સ્પષ્ટ
રોકણી, સ્ત્રી૦ અટકાવ, પ્રતિબંધ; અવરોધ ૨. રોકી રાખવું તે, ખોટી.
રોકવું, ક્રિ૦ સ૦ અટકાવવું; ખોટી કરવું, થોભાવવું ૨ અડચણ કરવી, ખાળવું, ખલેલ કરવી, વિઘ્ન કરવું. (કામ કરતાં) ૩ ઘેરી લેવું આંતરવું ૪ નોકરીમાં રાખવું, કામે લગાડવું ૫. પૈસા મૂકવા
રોકાણ, ન૦ અટકવું પડવું તે, ખોટી રહેવું પડવું તે ૨ અડચણ, ખાળો ૩ દબાણ, ઘેરી—આંતરી લેવું તે [કામમાં હોવું ૩. ઘેરાવું, ખાળવું
રોકાવું, ક્રિ૦ અ૦ અટકવું, ખોટી થવું ૨ ગુંથાવું,
રોકું, વિ૦ અમુકના જેવું, સરખું, સમાન
રોકુટ, સ્ત્રી૦ કલ્પાંત; આક્રંદ
રોખ, વિ૦ રોક; રોકડું [દમામ, રોફ, ભભકો.
રોખ, પુ૦ [સં૦ રોષ] ગુસ્સો, આવેશ. ૨
રોખણું, ન૦ બખેડો, ફિસાદ, કજિયા ૨ ટોળામાં લોકનું ભેગું થવું તે ૨ બોધાટ
રોખું, વિ૦ પ્રમાણે, પેઠે, અમુક જેટલી કિંમતનું
રોખું, ન૦ બળતણ, લાકડાં
રોગ, પુ૦ (સં૦) શરીરની પ્રકૃતિમાં જે વિકૃતિ થાય છે તે, દરદ, આજાર, વ્યાધિ; વિકાર ૨ રીસ; બળિયેલપણું, ધુંધવાતાપણું.
રોગચાળો, પુ૦ ફેલાતો રોગ, ચેપી વિકાર
રોગસાઈ, સ્ત્રી૦ રોગ અને બીજા ભૂત—મેલા વગેરેની પીડા
રોગાન, ન૦ (ફા૦) એક જાતનો તેલ, સીણ, રાળ ઇ૦ ના મિશ્રણવાળો ચિકણો ચકચકતો પ્રવાહી, વૉરનીસ, રોગાન ચઢાવવો—ચરવું; ૨ ટાપટીપ કરવી, —પર હાક પિછોડ કરવો રોગાન ફરવું—ખરાબ થવું, નુકશાન થવું
રોગિયું—ગીલું, વિ૦ રોગી; માંદું, આજારી
રોગિષ્ઠ, વિ૦ (સં૦) રોગી શરીરની પ્રકૃતિવાળું
રોગી, વિ૦ રોગવાળું, દરદી આજારી, માંદું
રોગો, પુ૦ ચુનો [રુચિકર, પ્રકૃતિને અનુકૂળ.
રોચક, વિ૦ (સં૦ રુચિ) સ્વાદિષ્ટ, લહેજતદાર,
રોચડી, સ્ત્રી૦ જુઠું, લુચ્ચાઇ, અણચી
રોજ, પુ૦ (ફા૦) દહાડો, દિવસ ૨ મજુરી, કારીગરની એક દહાડાની મહેનત, મુસારો
રોજ, અ૦ (ફા૦) દરરોજ; હમેશ, નિત્ય, બાપ્પટ
રોજઅવવું, ક્રિ૦ અ૦ રોવુ આવવું, રડવું આવવું
રોજગાર, પુ૦ (ફા૦) ગુજરાનને માટે કે ધંધો

ચાકરી તે, ઉદ્યમ, કામ ૨, કસબ, વ્યવહાર,વૃત્તિ
**રોજગારી**, વિ૦ વ્યવસાયી, ધંધાર્થી ૨ સ્ત્રી૦ ધંધો, વેપાર ૨ આજિવિકાનું સાધન
**રોજનામું**, ન૦ (ફા૦ રોઝ+નામેહ) રોજમેળ, રોજના રોજ લખાતો હિસાબ તે
**રોજનિશી** સ્ત્રી૦ (ફા૦) દરરોજના કામની નોધ વહી ૨ ડાયરી,નિત્ય નોધ [હોય તે ચોપડો
**રોજમેળ**,પુ૦ દરરોજનો જમે ઉધાર જેમા લખાતો
**રોજરોજ**, અ૦ હમેશ નિત્ય, દરરોજ
**રોજિન્દાર**, પુ૦ રોજના મુસારે આવતો મજુ , રોકડીએ આવતો મજુર
**રોજી**, સ્ત્રી૦ જે ધંધા-રોજગાર ઉપર ગુજરાન ચાલતુ હોય તે ૨ ગુજરાન, આજીવિકા ૩ પેદાશ, રોજની આવક
**રોજો**, પુ૦ (ફા૦) મુસલમાની દીનમા કહેલોદિવસનો ઉપવાસ તે ૨ મોટા ને ધાર્મિક મુસલમાનની સમાધ, કબર
**રોઝ**, ન૦ પુ૦ એક જાતનું ઘોડાને મળતુ વગડાઉ પશુ ૨. ઉંડી સમજ વગરનુ, જડભરત,જંગલી
**રોટલી**, સ્ત્રી૦ અનાજના લોટની પાતળી ગોળ વણેલી ચીજ પાતળી ભાખરી, ૨ આજીવિકા, પોષણ, ગુજરાન.
**રોટલો**, પુ૦ મોટી ને બહુ જાડી રોટલી ૨ ગુજરાન, આજીવિકા **રોટલો** વાળવો=ભેવડ વાળવુ, બગાડી નાખવુ, ચુથી નાખવુ **રોટલા** થવા-પેચ થતી વખતે જ્યારે બને કનકવા એકઠા થઇ જાય છે ને બનેનો રોટલા જેવો વાટ થાય છે ત્યારે તેના રોટલા થયા એમ કહેવાય છે **રોટલા** ભેગા થવુ-ખાવાની તક મળવી, આજીવિકામળવી **રોટલે** રડતી-કંગાળ,નાદાર
**રોઠું** વિ૦ કાચુ, પાકના પહેલાજ સુકાઇ ગયેલુ, ચીમળાયેલુ ૨ તુરૂ
**રોડ**, વિ૦ રગડા જેવુ, ગાઢુ ૨ (અ૦) માર્ગ
**રોડુ**, ન૦ ઇટાળો, ઈટનો કકડો ૫પોયો
**રોડુ**, ન૦ મોટુ છાણુ ૨. રોડુ ૩ વિ૦ રખડતુ, હરાયુ
**રોઢો**, પુ૦ મોટો ને સુકો લોચો, દગડ
**રોણ**, ન૦ જોશમા ચાલતો કજીઓ, ફિસાદ, બખેડો ૨ રાતની ચોકી [સાજમા રડી પડે તેવુ
**રોતડુ**, વિ૦ રડકણુ, બહુ રોનારૂ ૨ સહેજ-
**રોદણા** ન૦ વિતકડા, દુ ખની વાત
**રોદન**, ન૦ (સ૦) રડવુ તે, આક્રંદ
**રોદો**, પુ૦ ખાડો, ગર્ત
**રોધ**, પુ૦ (સ૦) અટકાવ, ખાળો ૨ વિરોધ.
**રોધવુ**, ક્રિ૦ સ૦ અટકાવવુ, ખાળવુ, ૨ ગોધવુ, રૂધવુ, રોકવુ, ઘેરવુ
**રોન**, સ્ત્રી૦ (અ૦ રાઉન્ડ) બે ચાર સિપાઈઓએ સાથે રાતે ચોકી માટે ફરવુ તે, રાતની ચોકી
**રોનક**, સ્ત્રી૦ (ફા૦) ઝલેહ, તેજી ૨ રચનાની શોભા, છટા, ભપકાદાર દેખાવ ૩ નોખ.
**રોનકદાર**, વિ૦ છટાદાર સુશોભિત, ઝલેદાર
**રોપ**, પુ૦ છોડવો, નાનુ ઝાડ, રોપો
**રોપણી**, સ્ત્રી૦ રોપવુ તે ૨ વાવણી, વાવેતર
**રોપવુ** ક્રિ૦ સ૦ છોડ ઝાડના મૂળીયા જમીનમા દાટવા ૩ કોઇ વાતની શરૂઆત કરવી, પાયો નાખવો,-નુ મૂળ નાખવુ,-નુ બીજ રોપવુ
**રોપો**, પુ૦ ઉગેલા કરસણનો ફણગો, રોપ,છોડ, નાનું ફૂલઝાડ
**રોફ**, પુ૦ [ફા૦] ભભકો, ભભકાદાર દેખાવ ૨ ડોળ, આડંબર, પતરાજ ૩ કરપ, પ્રતાપ, દાબ, દમામ
**રોફી** વિ૦ શેખી, પતરાજખોર, આડંબરી,દાંભિક ૨ ટાપટીપિયુ ઠાઠમાઠ કરનાર
**રોબડ**, વિ૦ અક્કલ વગરનુ, બુદ્ધિહીન, મૂઢ ૨ અરસિક, નિરાનંદ ૩. અચતુર
**રોબડી**, સ્ત્રી૦ એક જાતનુ ઘરેણુ 'અઢ્યા લાખ ટકાની મારી રોબડી જો, હીરાજડિત્ર મારો છે હાર જો'-રત્નિયો ૨ લોબડી
**રોમ**, પુ૦ (સ૦) શરીરની ચામડી ઉપરના વાળ, નિમાળા, રૂવાટા, ૨ વાળનું છિદ્ર, ૨ છ્ર.
**રોમેરોમ**, અ૦ વાળેવાળે, રગે રગે.
**રોમશત્રુ**, પુ૦ (સ૦) હજામ, વાળંદ, રાત
**રોમાવળી**, સ્ત્રી૦(સ૦)રુવાટીની હાર, રોમરાજી
**રોમાચ**, પુ૦ રુવા ઉભા થવા તે

**રોમાંચિત**, વિ૦ (સ૦) રુવા ઉભા થયા હોય તેવુ
**રોયણુ**, ન૦ રૂદન 'રામા રોયણુ રોષથી, નયણે ભરીયા નીર' ૨ રોહિણી નક્ષત્ર [લગર,નાગર
**રોયલો**, સ્ત્રી૦ મછવો નાગરવાની નાની બિલાડી,
**રોયુ**, વિ૦ પિટયુ,રડયુ
**રોલ**, પુ૦ (અ૦) ચક્કર ૨ એક જાતનુ રેશમી કપડુ ૩ ગોળો, વિ ટો ૪ રજીસ્ટર;હાજરી પત્રક ૫ આકણી, વેલણુ [જેવુ
**રોલુ**, વિ૦ મદમતિનુ,અરધુ ઘેલુ ૨ બહાવરા
**રોવરાવવુ**ં ક્રિ૦ સ૦ કોઇ રડે તેમ કરવુ,રડાવવુ
**રોવુ**, ક્રિ૦ સ૦ વિલાપ કરવો, આક્રંદ કરવુ,રૂદન કરવુ ૨ ઠગાવુ, છેતરાવુ **રોતી** સૂરત–રડતો ચહેરો
**રોશન**, વિ૦ (ફા૦) જાહેર, ખુલ્લુ, દેખીતુ ૨ ચળકતું, ચકચકિત ૩ પાયમાલી, નાશ **રોશન** વાળવુ–ઘણુજ નુકસાન કરવું,ધૂળધાણી કરી નાખવુ.
**રોશનાઇ**, સ્ત્રી૦ તેજનો ભભુકો, પ્રકાશ ૨ સાહી (લખવાની) [ચળકાટ ૨ શાહી
**રોશની**, સ્ત્રી૦ પ્રકાશ, તેજ ૨ દીપ્તિ; ભભક,
**રોષ**, પુ૦ રીસ, ગુસ્સો, ક્રોધ
**રોહ**, ન૦ એક જાતનું ઘાસ.
**રોહુડો**, પુ૦ એક જાતનુ ઝાડ, રોહીડો
**રોહિતાશ્વ**, પુ૦ અગ્નિ, દેવતા
**રોહિણી**, સ્ત્રી૦ (સ૦) ચોથુ નક્ષત્ર
**રોળ**, પુ૦ નુકસાન, ખરાબી ૨ ઘાણુ, ગજબ ૩ ઘોઘાટ, શોરબકોર, ગરબડ સડબડ ૪ ઘણુ, મોટો જથો [થવુ
**રોળવાવું**, ક્રિ૦ અ૦ ચિઢાવુ, ખિજવાવુ, ગુસ્સે
**રોળવુ**, ક્રિ૦ સ૦ ચોળવુ, મસળવુ ૨ સાફ કરવુ, ઘસવુ ૩ કચરી નાખવુ, રગદોળવુ, મેલુ કરવુ ૪. પાયમાલ કરવુ મારી નાખવુ.
**રોળાવુ**, ક્રિ૦અ૦ ખરડાવુ, રગદોળાવુ ૨.બગડવુ, પાયમાલ થવુ ૩ ચોળાવુ, મસળાવુ ૪ કામમા વપરાવુ
**રોળું**, વિ૦ અધારાવાળુ; સૂઝે નહિ તેવુ. ૨ અસ્વચ્છ, મેલુ **રોળી** કોળી વેળા–સંધિ પ્રકાશ, ભળભાંખળુ અજવાળુ, આખો મા સૂઝે તેવો પ્રકાશ
**રોળો**, પુ૦ ભાજગડ,પચાત ૨.આફતનો ઘુમાટો ૩ કમાઇ, પેદાશ
**રૌદ્રરસ**, પુ૦ (સ૦ રૂદ્ર–ભયકર) નવ રસમાનો ક્રોધથી ઉત્પન્ન થયલો રસ [સ્થાનનુ નામ
**રૌરવ**, ન૦ (સ૦) સાત નરક સ્થાનો પૈકી બીજા

---

## લ.

**લ**, પુ૦ (સ૦) ૩૯ મો મૂળાક્ષર ને ૨૮ મો વ્યજનવર્ણ
**લઇઆવવુ**, ક્રિ૦સ૦ આણવુ, સાથે લઇને આવવુ.
**લઇપડવુ**, ક્રિ૦ અ૦ ભેળવવુ, સામેલ ગણવુ માની લેવુ ૩ સતાવવુ
**લઇબેસવું**,ક્રિ૦અ૦શરૂઆત કરવી,આરભ કરવો
**લઇલેવુ**. ક્રિ૦ અ૦ ખુચવી લેવુ, ઝુંટી લેવુ
**લઉઓ**, પુ૦ મશ્કરો, વૈહાસિક, હાજર જવાબી
**લકવો**, પુ૦ શરીરના એકાદા અગની સજ્ઞા જતી રહેવી તે, પક્ષાઘાત, અર્ધાગવાયુ
**લકાર**, પુ૦ લ અક્ષર અથવા તેવો ઉચ્ચાર.
**લકીર**, સ્ત્રી૦ (હિં૦) લીટી, નિશાની, રેખા
**લકુ બો**, પુ૦ નકો;ફાયદો.૨ સત્વવાળો કોળિયો
**લકુદરો**, પુ૦ રડીબાજ, ઇશ્કી, વઠેલ, લુચ્ચો.
**લક્કડ**, ન૦ [હિં૦] લાકડુ, ઇમારતી લાકડુ
**લક્કડકામ**,ન૦લાકડાનુ બનાવેલુ કામ, સુતારકામ
**લક્કડકોટ** પુ૦ લાકડાનો બનાવેલો કોટ–આતરો ૨. વહાણુમાથી જ્યા લાકડા ઉતરે છે તે બદર કાઠો
**લક્કડખોદ**,પુ૦એ નામનુ પક્ષી, વાઢો સુતારિયો
**લક્કડધક્કડ**, અ૦ ધમધોકાર, સપાટાબધ,દોરથી **લક્કડક્કધડ** લેવુ–ધમધોકાર ચલાવવુ (કામ) ૨ રપેટીમા લેવુ, દમ દેવો. [એક જાતના લાડુ,
**લક્કડશી**, વિ૦ કઠણ લાકડાના વહેર જેવુ ૨
**લક્કડિયુ**, ન૦ રોજ જોઇનો મસાલો રાખવાની લાકડાની પેટી ૨ ગડાકુ બનાવવા માટેનુ લાકડાનું એક ચોકઠુ ૩ વિ૦ કઠણ "લક્કડિયુ સોપારી"
**લક્કી**, ન૦ કબુતરની એક જાત
**લક્ષ**, પુ૦ ન૦ [સં૦] નજર, દષ્ટિની એકાગ્રતા,

ધ્યાન ૨ મન, જીવ, ચિત્ત ૩ ચોટ, નિશાન ૪ વિ૦ લાખ

**લક્ષણુ**, ન૦ [સ૦] જે ચિહ્ન—નિશાનીથી વસ્તુ ઓળખાય છે તે, નિશાન ૨ ચાલચલણ,આ-ચરણ, વર્તન, વર્તણુક ૩ વ્યાખ્યા ૪ ગુણ સ્વભાવ, ખવાસ ૫ રૂપ,કરૂપી "પ્રજા લક્ષણ મૃગલીનો કસ પ્રગટયો ઢાળ" ૬ ડોળ, રૂપ ૭ ટેવ, આદત. સામુદ્રિક લક્ષણુ—હાથની રેખાઓ ઉપરથી સ્વભાવ—ગુણ—ભાગ્ય જોવુ તે

**લક્ષણવંતુ**, વિ૦ સારા લક્ષણનુ, લાયકીવાળુ, ગુણી, ચતુર, કાબેલ.

**લક્ષણા**, સ્રી૦[સ૦]એક શબ્દ કે વાક્યના અર્થમા બીજો કોઇ અર્થ લેવાય તે " આખા ગામનુ પાપ ગયુ " ૨ અધ્યાહાર, પદન્યુનતા.

**લક્ષવસા**, અ૦ જરૂર, નક્કિ 'લક્ષવસા સીતા અહીં લાવુ, જરૂરપણે અયોધ્યા જઇએ'

**લક્ષવુ**, ક્રિ૦ સ૦ ધારવુ, તાકવુ (નિશાન) ૨ આશા રાખવી, વાટ જોવી. ૩ ચિહ્ન ઉપરથી સમજવુ, અટકળ કરવી ૪ શોધી કાઢવૂ, જાણવુ

**લક્ષવેધી**, વિ૦ [સ૦] તાકોડી, ધારેલુ નિશાન પાડનાર, ઇચ્છિત વસ્તુ બર લાવનાર

**લક્ષાધિપતિ**, પુ૦[સં૦]લાખ રૂપીઆની પુંજીવાળો.

**લક્ષાવધિ**, અ૦ લાખે લેખા હોય તેમ, લાખસુધી.

**લક્ષી**, વિ૦ [સ૦] ધ્યાન રાખનાર, અમુક હેતુ રાખીને કામ કરનાર

**લક્ષ્મી**, સ્રી૦[સ૦] ધન, દોલત. ૨ ધન આપ-નારી દેવી ૩ શોભા, શ્રી ૪ ભાગ્યશાળી સ્રી ૫ વિષ્ણુની સ્રી 'લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે મો ધોઇ આવવુ—વખત ન વિચારવો, જે વખતે જે મળે તે ન લેવુ

**લક્ષ્મીપૂજન**, ન૦ આસો વદ ૧૩ ને દિવસ ધનની પૂજા કરવાનો જે રિવાજ છે તે

**લક્ષ્મીવાન**, વિ૦ ધનવાન, શ્રીમંત, તવંગર

**લક્ષ્ય**, વિ૦ લક્ષ આપવા જોગ ૨ લક્ષ આપી શકાય તેવુ ૩ તાકી—ધારી શકાય તેવુ.

**લખ**, વિ૦ લાખ. 'લખચોરાસી અવતાર.'

**લખ**, સ્રી૦ લત, છંદ ૨ લક્ષ્મી

**લખણી**, સ્રી૦લખાણ ૨ "ટીપ,ઉઘરાણીનો કાગળ.

**લખત**, ન૦ ખત, દસ્તાવેજ ૨ લખાણ, લેખ.

**લખપતિ**, વિ૦લાખ રૂપિયાની સત્તાવાળુ ,પૈસાદાર

**લખલખ**, અ૦ઝળાઝળા ૨ વચમા વચમાં,ઝડપથી બોલવુ "લખલખ લવલવ શી કરે ? જરૂર આ-વજે આજ"—શામળ૦ ૩ પ્રવાહીનો ઉછળતા થતો અવાજ.

**લખલખવું**, ક્રિ૦ અ૦ ફાટવુ, પીડા થવી. ૨ તેજ મારવુ, ચકચકવુ ૩ બડબડવુ જેમ તેમ બોલબોલ કરવુ [બડાટ, લવારો, ઘોંઘાટ.

**લખલખાટ**,પુ૦ ઝઘઝગાટ,તેજ, પ્રભાવ ૨ બડ-

**લખલખિત**, વિ૦ચકચકિત; ઝગઝગતુ,ભભકાદાર

**લખલુંટ**, વિ૦ પુષ્કળ, ભરપુર, બેશુમાર

**લખવુ**, ક્રિ૦ સ૦ [સ૦ લિખ્—લખવુ ] ચિતરવુ, આલેખવુ, કોતરવુ (ચિતારા, કોતરનારા લખવુ કહે છે ) ૨ કાગળ પત્ર લખવા. ૩ રચવુ ,જોડવુ, ગ્રંથ કરવો ૪ ન વિસરાય તેવુ કરવુ "હૈયામા લખી રાખ્યુ છે" ૫ ધ્યાનપૂર્વક જોવુ, અવ-લોકવુ "સુધારક ચંદ્રને લખી ક્ષય થયો, તે લજવાય"—દયા૦

**લખાઈ**,-લખામણ—ણી,સ્રી૦લખવાનુ મહેનતાણુ

**લખાણ**, ન૦ લખેલુ તે. ૨ લખવાની ઇબારત-છટા ૩ દસ્તાવેજ, લેખ

**લખારો**, પુ૦ લવારો, નકામી ટકટક, બડબડાટ.

**લખાવટ**, સ્રી૦ લખાણ કરવુ તે ૨ લવારો. ૩ ધારતી

**લખાવવુ**, ક્રિ૦ સ૦ લખે તેમ કરવુ ૨ ઝપ-લાવવુ, કુદી પડવુ ૩ બીજો લખે તેમ કરવુ.

**લખાવું**,ક્રિ૦અ૦અશક્ત—નિર્બળ થવુ ,શરીર લેવાવુ

**લખિત**, ન૦નસીબમા લખેલુ તે, ભાવી. ૨ લખેલુ 'લખિત કદાપિ કાળે કોથી મિથ્યા ન થાય'.

**લખિતંગ**, વિ૦ લખનાર, લા૦

**લખી આપવુ**, ક્રિ૦ દસ્તાવેજ કરી આપવો.

**લખેશરી**, વિ૦ લખપતિ, ધનવાન [આપવો

**લખોટવુ**, ક્રિ૦ સ૦ લાખ લગાડી બુટી ચળકાટ

**લખોટી**, સ્રી૦ લાખની ગોળી, મજો, લકડી.

**લખોટો**, પુ૦ મોટી લખોટી. ૨ બિડેલો કાગળ

(કામકાજનો) ૩ સીલબંધ પરબીડિયું
**લખ્યા, સ્ત્રી૦** દસ્તાવેજ, લખત "લખ્યા થયા લખ્ખણ, ન૦ લક્ષણ [એટલે વાકું ન બોલાય"
**લખ્યુ પત્ર, ન૦** લખત, લેખ, દસ્તાવેજ
**લગ, સ્ત્રી૦** મોભને જે ટેકો ઘોડીયાટ ઉપરથી આપે છે તે, ગે ૨ સુતરની એક આટી–લટ ૩ પાછળનો ટેકો–દબાણ ૪ અ૦ સુધી, લગણ
**લગડુ, ન૦** છાલકુ, ગુણ ૨ ગધેડાની પીઠ ઉપર લાકડાનુ જે ચોકઠુ ભાર ભરવા મૂકે છે તે ૩ ભાર, બોજો "લખ ચોરાશી ફેર લગડુ, માથે વહોરી લીધુ રે"
**લગડી, સ્ત્રી૦** ગાળેલા સોના રૂપાની લાબી ઢાળકી
**લગણ, અ૦** લગી, સુધી, પર્યંત
**લગણ, પુ૦** પહેલા બે ગુરૂ ને છેલ્લો અક્ષર લઘુ હોય તે ગણ ૨ બોજ, ભાર
**લગત, ન૦** સબધ, ઘરોબો ૨ અ૦ પાસે, જોડે, લગતુ ૩ વિ૦ લગતુ, સબધવાળુ
**લગતી, સ્ત્રી૦** વગ, તરફેણ, પક્ષ, શરમ ૨ સબધ, લાગતુ વળગતુ
**લગતુ, વિ૦** સબધમા હોય તેવુ, સબધી, લાગુ પડતુ
**લગદી, સ્ત્રી૦** થપોલી, લુગદી
**લગન, ન૦** લગ્ન, સબત્ર નહિ એવા સ્ત્રી પુરૂષે શાસ્ત્ર વિધિથી જોડાવુ તે, વિવાહ, સાદી ૨ (જ્યોતિષમાં) પાચ ઘડીનો (બે કલાકનો) કાળ–વખત દિવસના છ ને રાત્રિના છ લગન
**લગનગાળો, પુ૦** લગ્ન કરવાના શુભ દિવસો (મકરસક્રાતથી તે જેઠ સુધી હોય છે)
**લગનપડો, પુ૦** વરના તરફથી કન્યાને ત્યા લગ્નનો શુભ દિવસ લખી કકુનુ જે પડિકુ મોકલે છે તે
**લગનસરા, સ્ત્રી૦** લગનગાળો
**લગનિયો, પુ૦** વરને તેડવા જનારો કન્યા તરફનો કોઇ માણસ મામો લગનિયો–ઠાઠમાઠિયો
**લગની, સ્ત્રી૦** લેહ, ધ્યાન, રઢ
**લગભગ, અ૦** પાસે, નજીક, અડોઅડ
**લગરીએક–રીક, વિ૦** જરા, થોડુ, કઈક
**લગવાડ, સ્ત્રી૦** સબધ, લાગતુવળગતુ. ૨. આશકમાશુકનો સબધ, પ્રીતિ

**લગાડવુ, ક્રિ૦ સ૦** અડકે–લાગે તેમ કરવુ, અડકાડવુ 'ટેમલને હાથ લગાડ' ૨ કામે–ધધે વળગે તેમ કરવુ, ઠેકાણે પાડવુ ૩ બાળવુ, સળગાવવુ ૪ ચોપડવુ, ચોળવુ ૫. લાગુ પાડવુ, "તેને આ અર્થ લગાડ" ૬ સાધવુ, ચોઢવુ "આ કડો લગાડો" ૭ ધ્યાન આપવુ, ખતથી ચોટાડવુ "ચિત લગાડી વાચ" ૮ માનવુ, આણવુ "મનમા ખોટુ નલગાડશો" ૯ લગાવવુ, ચીકટાવવુ
**લગામ, સ્ત્રી૦** (ફા૦) ચોકડુ, નાથ, વાગ ૨ રાશ, દોર ૩ અંકુર, દાબ ૪ આણ, મર્યાદા, હદ ૫ સત્તા અધિકાર ૬ અટકાવ, પ્રતિબંધન ૭ વિવેક, શરમ
**લગાર–રેક, અ૦** થોડુ, જરાક, સહેજ.
**લગાવવુ, ક્રિ૦** ચોપડવુ (ઓસડ) ૨ મારવુ 'તેણે તેને ચાબકો લગાવ્યો' ૩ લાગુ પાડવુ, કામમા આણવુ ૪ સોબત કરવી
**લગી, અ૦**(મર્યાદા–હદ બતાવે છે)સુધી, લગણ, વેર.
**લગીર, વિ૦** થોડુ, જરા
**લગે, અ૦** હ, ભલે. (એ અર્થે ઉત્તેજનમા)
**લગોલગ, અ૦** છેક પાસપાસે, સોડમા, એક બીજાને અડકે તેમ ૨ લગભગ, પાસે
**લગ્ગુ, અ૦** પાછળ લાગેલુ હોય તેમ, સાથે જોડે.
**લગ્ન, ન૦**(સ૦) લગન, જુઓ [૨. પાસે, નજીક
**લગ્નકુડળી, સ્ત્રી૦** જન્મ કુંડળી, જન્મોતરી.
**લગ્નઘટિકા, સ્ત્રી૦** જે શુભ સમયમા વર કન્યાનો હસ્ત મેળાપ કરવાનો હોય છે તે
**લગ્નતિથિ, સ્ત્રી૦** લગ્ન કરવાનો શુભ દિવસ
**લગ્નપત્રિકા, સ્ત્રી૦** જેમા લગ્ન જણાવેલુ હોય તે પત્રિકા, કકોતરી [એક બીજાને વરે છે તે
**લગ્નમૂહુર્ત, ન૦** જે સમયે વર કન્યા ક્રિયાથી
**લઘિમા, સ્ત્રી૦** (સ૦) આઠ યૌગિક સિદ્ધિમાની એક ૨ લઘુપણુ
**લઘુ, વિ૦** [સ૦] નાનુ, ટુકુ, સૂક્ષ્મ. ૨ હલકુ ભારે નહિ તેવુ ૩ સુગમ, સહેલુ, થોડી મહેનતનુ ૪. હિણુ, અલ્પ (રૂપ) ૫ હ્રસ્વ, એક માત્રાનું (વર્ણ)
**લઘુતા, સ્ત્રી૦** નીચપણુ. ૨ નાનાપણુ., થોડપણુ, ટુકાણુ ૩ હળવી હલક તે.

**લઘુતાઈ, સ્ત્રી૦** ટુકાણુ, હસ્વત્વ ૨ હલકાપણુ, [નીચપણુ
**લઘુત્વ, ન૦** ટુકાણુ, લઘુતા
**લઘુલાઘવી, સ્ત્રી૦** (સં૦) પેચવાળી તદબીર, હાથચાલાકી ૨ ઇચ્છાનુસાર શરીરને નાનુ ને હનકુ બનાવાય તેવી કળા
**લઘુશંકા, સ્ત્રી૦** (સં૦)પિશાબ કરવો, મુતરવુ તે
**લંક, વિ૦** (લહ્ક) પૈસાદાર લક્ષાધિપતિ 'લંક પતિ શો લંક જેમનો, થયો વંક વિચિત્ર' લંક લાગવુ–મોટો જય મળવો, પાર પડી જવાવુ
**લંક, સ્ત્રી૦** પાતળી કમર ૨ લંકા
**લંકા, સ્ત્રી૦**એક જાતની આતસબાજી ૨ રાવણની નગરી લંકા કરવી–સળગાવી મુકવુ, બાળવુ લંકા લુટવી–ઘણા મોટા ખજાના મેળવવા લંકાની લાડી–ઘણેજ દૂરની કન્યા 'લંકાની લાડી અને ઘોઘાનો વર' અશકય હોય તેવુ, ન જોગ ખાય તેવી વાત
**લંગડ, વિ૦** લંગડુ, લુલુ, ખોડુ, પાગળુ, પંગુ
**લંગડુ, વિ૦** [લંગ] પગે ખોડવાળુ, નિર્ગત થયલુ, ખોડુ, પાગળુ, પંગુ, લુલુ, ચાલતા પગ તણાતો–ખેચાતો હોય તેવુ
**લંગર, ન૦** (ફા૦) વહાણુ થોભાવવાની બિલાડી, નાગર ૨ ઝાંઝર, પગનુ ઘુઘરીઓવાળુ ઘરેણુ ૩ એક છેડે વજન બાંધેલી દોરી ૪ હારકતાર ટોળુ
**લંગરવા, ન૦** ઓળબો,છેડે વજન હોય તેવીદોરી
**લંગરવુ, ક્રિ૦ સ૦** લંગર નાખવુ, નાગરવુ ૨ વળગાડવુ, જોતરવુ ૩ ફાંદામા લેવુ, આંતરવુ
**લંગરિયા, ન૦** નાની ઝાંઝરિયા, ઘુઘરીવાળા આંબળિયા
**લંગરિયુ ન૦** ઝાંઝર ૨ **વિ૦** લંઘરવાળુ
**લંગરી, સ્ત્રી૦** ઘુઘરીઓવાળુ આંબળેલુ પગનુ ઘરેણુ ઝાંઝર, તોડા 'સુંદર બાળક રૂપ રસાળુ' ચરણુ લંગરી વાગે રે'—દયા૦
**લંગાર, સ્ત્રી૦** લાંબી હાર, પંક્તિ એકએક સાથે ગંઠાયેલુ હોય તે [રાડુ ચાલવુ
**લંગાવુ, ક્રિ૦ અ૦** લંગડાવુ, ખોડંગાવુ, ખોડાવુ,
**લંગૂર, પુ૦** (સં૦ લંગૂલ=પુછડી) પુછડી,પુચ્છ ૨ માંકડુ વાંદર 'પ્રતિહાર અચરત પામીઓ, દેખી લહર લંગૂર' ૩ લફરૂ
**લંગૂરિયુ, વિ૦** પુછડાવાળુ, પુછડિયુ ૨. **ન૦** વાંદરૂ, માંકડુ ૩ લફરૂ
**લંગોટ, પુ૦** કાછોટો, લંગોટી લંગોટ મારવો=સાધુ થવુ, જોગી બનવુ લંગોટબંધ=બ્રહ્મચારી અવસ્થામા સંયમમાં
**લંગોટિયુ, વિ૦** નાનુ, બાળ અવસ્થાનુ, લંગોટી વાળીને ફરે તેવુ લંગોટિયા મિત્ર=બાળમિત્ર, બાળ ગોઠિયા ૨ બાવો, વેરાગી
**લંગોટી, સ્ત્રી૦** ફક્ત ઇંદ્રિય ઢંકાય એટલો લુગડાનો જે લાંબો કકડો કમ્મરે વિંટાળેલી દોરીની સાથે રાખવામા આવે છે તે લંગોટી મારવી=વેરાગી થવુ ૨ બધી માલમતા ખોઈ નાખવી ઉડાવી દેવુ [(ધિક્કારમા)
**લંગોટો, પુ૦** મોટી લંગોટી, કચ્છ. ૨ બાવો.
**લંઘન, ન૦** લાંઘવુ તે, ઉપવાસ, લાંઘણુ ૨ કુદકો; કુદી જવુ તે ૩ ઉલંઘન [૨ ઓળંગવુ
**લંઘવુ, ક્રિ૦ અ૦**ઉપવાસ કરવો,લાંઘણુ ખેંચવી
**લંઘી, સ્ત્રી૦** રાજિયા ગાઇ કુટણી કરાવનારી; ભાટડી, વડારણુ
**લંઘો, પુ૦** સરણાઇ વગાડવાનો ધંધો કરનાર
**લંઘોરૂ,વિ૦**રૂપાળી સ્ત્રી,સુંદર બાંધાની [લંઘાવુ તે
**લચક, સ્ત્રી૦** કરમોડ, મચકોડ, મોચ લચકવુ તે,
**લચકવુ, ક્રિ૦ અ૦** ભારથી વાંકુ વળવુ–મરડાવુ. ૨ જોબનમા–મદમા ચાલતા કમરેથી જરા મરડાવુ,૩ કરમોડ ખાવો,મરડાવુ,ઉતરી જવુ,મોચાવુ
**લચકલચક, અ૦** મોટેમોટે કોળિયે, જલદીથી ૨ ઝોલા ખાવુ, ઝુલતુને લબડતુ
**લચકો, પુ૦** પોચા–ઢીલા પદાર્થનો લોચો
**લચકો, વિ૦** લચકા રૂપ, ગાઢુ 'લચકો દાળ'
**લચડવુ, ક્રિ૦ સ૦** લપડવુ, ચોપડવુ, ખરડવુ
**લચંડ-લચાંડ, ન૦** માથુ ફોડાવનારૂ. તકરારી, ખેન પડાવે તેવુ [પાણી નીકળે તેવુ (વસ્ત્ર)
**લચપચ, વિ૦** ચીકણુ, ગુંદર જેવુ ૨ તરબોળ,
**લચપચતુ, વિ૦** લોંદો–લચકો પડે તેવુ, પ્રવાહીથી તરબોળ [લેતા સરી પડવુ
**લચલચવુ, ક્રિ૦ અ૦** લચકવુ ૨ પસરી જવુ,

**લચવુ**, ક્રિ૦ અ૦ વચ્ચમાથી જરાક નમી જવુ દબી જવુ, સાધામાથી મરડાવુ ૨ નરમ દોરી મૂકવી, આગ્રહ મૂકી દેવો, શરણ થવુ, દબાઇ [જવુ ૩ ત્રાસુ થઈ જવુ

**લચ્છન**, ન૦ લક્ષણ

**લચ્છો**, પુ૦ માંજો, કાચ ચઢાવેલી દોરી

**લછ**, પુ૦ લક્ષ્મી, લાછ [નીચુ ઘલાવવુ

**લજવવું**, ક્રિ૦સ૦ લાજ લાગે તેમ કરવુ, શરમાવવુ

**લજવાવુ**, ક્રિ૦ અ૦ શરમાવુ, લાજ આવવી, ૨ શેહ પડવી, સંકોચ લાગવો [જનારી વનસ્પતિ,

**લજામણી**, સ્ત્રી૦ લાજાળી, સ્પર્શથી સકાચાઇ

**લજામણુ**, વિ૦ લાજ—શરમ લગાડે તેવુ ૨ અશોભતુ, નઠારૂ [લજવવુ

**લજાવવું**, ક્રિ૦ સ૦ શરમ પહોચે તેવુ કરવુ,

**લજ્જા**, સ્ત્રી૦ લાજ, શરમ, ૨ મર્યાદા, અદબ, ૩ ફિટકાર

**લજ્જાવાન**, વિ૦ શરમાળ, મર્યાદશીલ

**લજ્જાળુ**, વિ૦ લજ્જાવાળુ, અદબવાળુ. ૨ લાજાળીનો છોડ [શરમિંદુ

**લજ્જિત**, વિ૦ ( સ૦ ) લજ્જા પામેલુ, લાજેલુ

**લચ્છન**, ન૦ લાછન, લાખુ, નિશાન ૨ ખોડ, ૩ કાળાટીલી ૪ લક્ષણ

**લટ**, સ્ત્રી૦ લાબા નિમાળાનો થોડો જથો લાબા નીમાળાની ગુચ, ચોટલાની સેર, વેણી ૨ વડની મળી ૩ હીર—સુતરની વણ્યા વગરની સેર ૪ મોતીની સેર ૫ જાળ, પેચ

**લટક**, સ્ત્રી૦ શોભીતો મરોડ—વાક, તરેહ, રીત ૨ લચક, અમળાઇ પડવુ તે 'તે લટક ખાઈ ગયો' ૩ મદમા ચાલતા જરા કમ્મરેથી મરડાવુ તે, અગમરોડ, લટકો

**લટકણુ—ણિયુ**, ન૦ પાદડી, લોલક, ઝુમખુ, લટકતું ને ઝુલ્યા કરે તેવુ, ઘુલર ૨ વિ૦ લટકતુ એવુ, લબડતુ, ઝુલતું

**લટકતુ**, વિ૦ આધાર—ઉદ્યમ વનાનુ ( જન ) ૨ લબડતુ, લટક્યા કરતુ ૩ નિરાધાર ૪ નિરૂદ્યમી બેકાર. ૫ અધવચ રહેલુ, અંતરાળિયુ લટકતુ મૂકવુ=અધવચ છોડી દેવુ, અતરિયાળ રાખવુ

**લટકવું**, ક્રિ૦ અ૦ લમડતુ, ઝુલતુ રહેવુ, હિચતુ ૨ ઝઝુમી રહેવુ ૩. લબડે—ટગાઇ રહે તેમકરવુ ૪ રહી જવુ, રખડવુ, નિરૂદ્યમી રહેવુ ૫. બાઝવુ, વળગવુ

**લટકાવવુ**, ક્રિ૦ સ૦ ટાગવુ, લમડાવવુ, લટકે તેમ કરવુ ૨ ફાસી દેવી ૩ અદ્દબદ્દ રાખવુ.

**લટકાવુ**, ક્રિ૦અ૦ લબડવુ, ટગાવુ [ચાલવાળુ

**લટકાળુ**, વિ૦ લટકાખોર, લેંકાવાળુ, ચટકતી

**લટકુ**, ન૦ હાવભાવ, નખરૂ, અદા, 'અમુલખ લટકુ લાખનુ, ચેલા તે પામ્યા પાર'—દયા૦

**લટકો**, પુ૦ અગનો શોભિતો મરોડ, લહેકો ૨ છટાવાળો ચાળો. ૩ હાવભાવ, નખરા, અદા.

**લટકોઝટકો**, અ૦ અકસ્માતથી, દૈવયોગે.

**લટપટ**, અ૦ ડોક આમ તેમ કરી રમતિયાળ દેખાવુ તે, 'લટપટ પખી ચતુર સુજાણ' ૨ ઝટપટ, જલદી ૩ સ્ત્રી૦ ધાલમેલ, ગાઢ સબધ, ખુલ્લા દિલની આપલે [ન૦ હજામનો ચામડાનો કડકો

**લટપટિયુ**, વિ૦ લીસુ, ૨ ઉતાવળુ, ચચળ. ૩

**લટર**, સ્ત્રી૦ નાની ડાળીઓનો ગુચ્છ, લટ, શાખા ૨. ફેરો, આંટો

**લટવું**, ક્રિ૦ અ૦ લટી જવું સમજી જવુ, નમી પડવુ ૨ સંકોચાવુ લટી પડવુ=નમી પડવુ, આજીજી કરવી ૨ સમજી જવુ

**લટાર**, સ્ત્રી૦ ફેંડકો, ફેરો, આંટો

**લટિયાં**, ન૦ બામરા, ઘણી એક લટ લટિયા પીંખવા=મારવુ, ફેદી નાખવુ, ફજેત કરવુ. લટિયાં ગુથાવા=ઘણોજ નિકટ સબધ હોવો.

**લટુરી**, વિ૦ લટકતી, ઝુલતી, 'નાકે મોતી લટે લટુરી, સુદર મુખપર ઝુમે રે'

**લટ્ટુ**, વિ૦ એકજ વિષયમા ચિત્ત ચોટી રહેલુ હોય તેવુ ૨ લીન, તલ્લીન, તન્મય, એકતાર, મશગુલ. ૩ કઇ કરવાને અશક્ત, નિર્બળ. ૪ થાકીને લોથ થઇ જવુ 'થાકથી લટ્ટુ થયો છુ' ૫ સ્તબ્ધ, ન હાલે—ફરે તેવો ( ભમરડો )

**લટ્ઠ—ઠ**, પુ૦ જાડી મજબુત ગાઠાવાળી લાકડી, ડગોરો, ડાગ ૨ વિ૦ શરીરે ભરેલુ, પુષ્ટ ને મજબુત [૩ ઢાળકી ૪ જાડો માદરપાટ

**લઠ્ઠો**, પુ૦ ડગોરો, જાડી લાકડી. ૨. ગાડીની ધરી

**લઠિંગો**, પુ૦ લઠ ૨ લુચ્ચો

**લડકણુ**, વિ૦ લડે-કકાસ કરે તેવુ, લઢવાડિયુ તકરારી

**લડત**, સ્ત્રી૦ બેજણની અથવા બે પક્ષની લડાઈ ૨ કજીઓ, તકરાર ૩ મુકદમો

**લડથડવુ**, ક્રિ૦ અ૦ ગોથુ ખાઇ જવુ, અમ-લાઈ પડવુ, સમતોલપણુ જવાથી પડી જવાવુ

**લડથડિયુ**, ન૦ ગોથુ, ગુલાટ, અડબડિયુ

**લડધુ**, વિ૦ અલમસ્ત, લટ્ઠ

**લડધો**, પુ૦ લઠિંગો. ૨ ખાધેલપીધેલ ને તોફાની

**લડબડવુ**, ક્રિ૦ અ૦ લટકી રહેવુ, ઝુકવુ ૨ નાસીપાસ થવુ, નિષ્ફળ થવુ. ૩ રહી જવુ, બાતલ રહેવુ

**લડબડિયુ**, ન૦ ઠોકર ખાઇ પડવુ તે, ગોથુ

**લડમલડા**, સ્ત્રી૦ લડાઈ, વઢવાડ, ટટો

**લડવાડ**, સ્ત્રી૦ લડાલડ, ઝઘડો, મારામાર ૨ બોલાબોલ

**લડવુ**, ક્રિ૦ અ૦ કકાસ કરવો, કજિયો કરવો, ટટો કરવો, ચકમક ઝરવી 'તે બે લડયા છે' ૨ ગાળા ગાળ કરવી તકરાર કરવી ૩ શસ્ત્રાદિકથી યુદ્ધ કરવુ, લડાઇ મચાવવી ૪ (સરકારમા) કજિયો ચલાવવો, દાવો બાધવો, સરકાર દરબાર ચઢવુ

**લડવૈયો**, પુ૦ લડનારો, શૂરવીર યોદ્ધો ૨ કુસ્તીબાજ, પહેલવાન [ડોલતા લથડતા પગે ચાલવુ

**લડસડવુ**, ક્રિ૦ અ૦ ઝુલવુ, અડબડિયા ખાવા,

**લડાઇ**, સ્ત્રી૦ લડવુ તે, તકરાર ૨ અણુમનાવ કકાસ ૩ ગાળાગાળ, વળગા વળગી ૪ ટટો, ઝઘડો, મુકદમો ૫, સગ્રામ, યુદ્ધ, જગ **લડાઇ** વેચાતી લેવી -કોઈનુ ઉપરાણુ લઇ પોતે લઢવુ

**લડાઇખોર**, વિ૦ લડકણુ, લડે તેવા સ્વભાવનુ

**લડાક**, વિ૦ લડકણુ

**લડાયક**, વિ૦ લડવામા કામ લાગે તેવુ, લડાઇના બરનુ ૨ લડાઈ કરે તેવુ, લડવૈયુ ૩ લડકણુ, લડકારૂ [કજિયો

**લડાલડ,-ડી**, સ્ત્રી૦ લઢાઈ, વઢાવઢી ૨ રોજનો

**લડાવવુ**, ક્રિ૦ સ૦ બે જણ લડે તેમ કરવુ ૨ કલાવવુ, વહાલથી રમાડવુ, પંપાળવુ

**લડુ**, ન૦ તાર વિંટવાનુ સોનીનુ ઓજાર ૨ ગુ

**લડુ**, પુ૦ લાડુ, લાડવો [છળુ, આટી

**લઢણુ**, સ્ત્રી૦ રીત-તરેહ ૨ આદત, ટેવ

**લણવુ**, ક્રિ૦ સ૦ કણસલુ તોડવુ-કાપણી કરવી ૨ નીચે પડેલુ સાભરી લેવુ, એકઠુ કરવુ ૩ ગુણ લેવો, મથરવુ ૪ ફળ પામવુ, ભોગવવુ ૫ જાણી જવુ સાભળવુ

**લણનાર**, પુ૦ પાક ઉતારનાર, ઢાળનાર [તોફાની

**લઠ** વિ૦ દાડિયુ, લાઠ ૨ લુચ્ચુ, ધૂર્ત ૩ વઠેલ;

**લઠ**, પુ૦ પુરૂષની ગુહ્યેન્દ્રી ૨ કાવતરાખોર, લુચ્ચુ, ધૂર્ત ૩ લબાડી, જુઠ ૪ દારૂ, લાઠિયુ [કુવારો

**લઠોર**, વિ૦ ભટકેલ, રખડલ ૨ મોટી ઉમરનો

**લત**, સ્ત્રી૦ હમેશ મનમા થતી ઇચ્છા, ધ્યાન, લેહ, લગની ૨ ટેવ, આદત, કુછંદ, વ્યસન

**લતા**, સ્ત્રી૦ (સ૦) વેલ, વેલી,

**લતાકુજ**, સ્ત્રી૦ કુટીર, વેલનો માડવો, કુજ

**લતાડ**, સ્ત્રી૦ ફરી પાઘડી બાધવી, તજવીજથી ઉથલો મારી દેવો તે, ચુકવણી ૨ છળ, પ્રપચ ૩ લાત, પાટુ, પાદપ્રહાર ૪ ગોથ ખવરાવવી દૂર લઇ જવુ (પત ગને) [જુદેજુદુ તાકવુ.

**લતાડવુ**, ક્રિ૦ સ૦ ખરાબ કરવુ, બગાડવુ, ૨

**લત્તા**, ન૦ એ શબ્દ લુગડાની સાથે 'એના જેવુ બીજુ કઇ'' એવા અર્થમા જોડાય છે **લત્તા** લેવાઇ જવા= લુંટાવુ ૨ ગભરાટમા આવી પડવુ, ખબર લેવાઇ જવી

**લત્તો**, પુ૦ લગતો આવેલો જે વસ્તી-સીમનો ભાગ, મહોલ્લો, પરૂ, જિલ્લો, હદને લગતી આવેલી જે જગા તે, વાડો, વિભાગ [લમડે ને પગે અથડાય એમ

**લથડપથડ**, વિ૦ પાણીથી તરબોળ ૨ સથરવથર,

**લથડવુ**, ક્રિ૦ અ૦ ગોથુ ખાવુ ૨ (બોલવામા) અચકાવુ, અટકી પડવુ ૩ પાછળ રહી જવુ, નિરાશ થવુ ૪ ભૂલવુ, ચુકમા વડવુ

**લથડીઉ**, ન૦ ભમરી, સ્ખલન, ગબડી પડવુ તે

**લથબથ**, અ૦ છેક પાસે આવી એકમેકને જોરમા વળગેલા હોય તેમ, ભેટાભેટ

**લથરપથર**, અ૦ સથરપથર, વેરણ છેરણ

**લદબદ**, અ૦ લચકા જેવુ હોય તેમ ૨ કોઇ ઢીલા પદાર્થમા ખરડાયુ હોય તેમ ૩ તલ્લીન, મગ્ન ૪ વિ૦ ખૂબ ભિજાયેલુ-પલળેલુ

લદાવવું, ક્રિ૦ સ૦પીઠ ઉપર ભરાવવુ,ઉપર ભાર નખાવવો

લપ, સ્ત્રી૦ઉપાધિ, પીડા, આપદા, સતાપ,જ જાળ ૨ ચીકણો માણસ, માથુ પકવનાર

લપ,અ૦ જલદીથી, ઉતાવળે બોલતા થતો અવાજ, ચટચટ [અદર જવુ તે

લપકારો, પુ૦ ઝપટની સાથે જીભનુ બહાર આવવુ

લપકો, પુ૦ ચીકણા જાડા ગ દા પદાર્થનો લચકો, લોંદો "લીંટ નરક વગેરેનો લપકો" ૨ મહેણા, ટાણો, મર્મવચન [ન થયુ તેમ

લપકોઝપકો, અ૦ સહેજસાજ, થોડુંઘણું, થયુ

લપછપ, સ્ત્રી૦ ધાલમેલ, લટપટ, પેસનિકળ

લપટ, અ૦ એકદમ ઓચીંતી મારેલી ઝડપ,તક્ષપ. સહસાપતન ૨ ઝપટ, ઝુટ ૩ બટેવાળી,અડફટ ૪ ધીમે ધીમે ચઢવુ તે લહેર ૫ પેચ, ફૂદિ ૬ એકાએક સુગ ધી ઉડી આવવી તે

લપટ, અ૦ તલ્લિન, મગ્ન. 'લપટ થયા લાલ ભારે અતીસે'–દયા૦ ૨ ચીકણુ, ચોટી જાય તેવુ

લપટઝપટ, સ્ત્રી૦ ઓચિતી ઝુટ મારવી તે. ૨ લાપોટ ઝાપોટ ૩ જે કઈ થોડુ આવ્યુ–થયુ તે ખરૂ એવુ

લપટવું ક્રિ૦ સ૦ ગુડાળવુ, વિ ટાળવુ, વિંટવુ ૨ આમળો લેવો, પેચમા લેવુ, ગુચવી નાખવુ

લપટાવુ, ક્રિ૦ અ૦ આંબળો આવ્યો હોય તેવુ થવુ, વિંટળાવુ ,વળગી રહેવુ ૨ લલચાવુ, ફસાવુ

લપટુ, વિ૦ અ દરના ભાગમા બરોબર સજ્જડ ન બેસતુ, ઢીલુ,રમતું,નરમ 'કળ લપટી પડી' ૨. ઘસાઇને લીસુ થયલું, નરમ (ખીલી, ફેર) ૩. લાલચુ (માણસ)

લપડવુ, ક્રિ૦ સ૦ જાડુ ચોપડવુ, ખરડવુ

લપડાક, સ્ત્રી૦ થપડાક, તમાચો, લાપટ, ધોલ ૨ મહેણુ,ટાણો. લપડાક મારવી=તમાચો મારવો ૩ ટાણો મારવો, ચોકના ચોઢવા ૩ ધૂતવુ

લપરડો, પુ૦ જાડો લેપ, ઓઘરાળો 'આખે કાજળના લપરડા'

લપલપ, અ૦ ઝપાટાબંધ, ઝટઝટ, ઝડપથી

લપલપ, સ્ત્રી૦ (સ૦) બકબક લવારો, લવરી.

લપલપાટ, સ્ત્રી૦ વગર આવડતે ઉતાવળથી જે કરવુ તે. ધાધળ.

લપલપિયુ, વિ૦ નકામુ ઘણુ બોલી ગરબડ કરે તેવુ ૨ વગર સમજે ઉતાવળ કરીને કામ બગાડનારૂ, ધામધુમિયુ, ઉત્પાતિયુ ૩ લવરીખોર, બોલકણુ

લપવુ-લપાવુ, ક્રિ૦ અ૦ સતાવુ, છુપાવુ

લપસણુ, વિ૦ લપસી જવાય તેવુ, સરકણુ, લીસુ

લપસવુ, ક્રિ૦ અ૦ (સ૦ સર્પ–ખસવુ) ખસી પડવુ, સરવુ, સરકી જવુ "તે લપસ્યો જો!" ૨ ગોથુ ખાવુ ૩ પોબારા ગણવા, પલાયન કરી જવુ [આપે તેવુ

લપસિ દર, ન૦ ઘણુ લાણુ ને ટાયલુ, કટાળો

લપાટિયો, પુ૦ખુસટિયો

લપાવુ, ક્રિ૦ અ૦ સતાવુ, છુપાવુ, ઑઠે ભરાવુ

લપુકલપુક,-લપુલપુ, અ૦ ભયની થરથરાટી, ભયથી અગનુ સંકોચાવુ ને ઉઘડવુ [લાવડુ

લપુડુ ,વિ૦જેના પેટમા વાત ન રહે તેવુ,વેવલું,અ-

લપેટવું, ક્રિ૦ સ૦ અ દરનું ઢાકવુ, વેષ્ટન કરવુ, ઢકાય તેમ વિંટળવુ ૨ સામેલ કરવુ ફાદામા લેવુ, ગુ ચવવુ, સંડોવવુ [થવુ

લપેટાવુ, ક્રિ૦ સ૦ વિટળાવુ ઢકાવુ ૨ સામેલ

લપેટો, પુ૦ લપ્પો, ખૂબ કસબવાળુ વણતર ૨ આચ્છાદન ઢાકણ, આવરણ

લપેડવું, ક્રિ૦ સ૦ જાડુ ચોપડવુ ખરડવુ

લપેડાવુ, ક્રિ૦ અ૦ લપેડેલુ થવુ, ચોપડાવુ

લપોડ, વિ૦ શ ખ, મૂર્ખ ૨ જુઠાને ઠેકાણા વગરનો લપોડશ ખ=જુઠા તડાકા મારનારો, ગપ્પિદાસ, ઠોલિયો

લપોડો, પુ૦ મોટી ઉમરના પુરૂષની ગુલન્દ્રી

લપ્પડ, સ્ત્રી૦ લપડાક, થાપટ ધોલ ૨ વિ૦ ચીકણુ, સજડ ચોટી જાય તેવુ

લપ્પનછપ્પન, ન૦ છુપી ધાલમેલ, આઘુ પાછુ ને ઉંધુચતુ કહેવુ તે ૨ લુચ્ચાઇ, ઠગાઇ ૩ બહાનું, ઢોગ, નિમિત્ત.

લપ્પાદાર,વિ૦ખૂબ જરીવાળુ. ['લપ્પાની સાડી'

લપ્પો, પુ૦ નરદમ કસબ ભરી બનાવેલુ વસ્ત્ર તે

**લફંગાઈ, સ્ત્રી૦** લુચ્ચાઇ, ઠગાઇ ધૂર્તતા ૨ લબાડીપણુ ઉદ્ધતાઇ, તોછડાઇ, નફટતા
**લફંગુ, વિ૦** જેની લુચ્ચામા શાખ હોય તે, જુઠુ, નિર્લજ ૨ ખધુ પાકુ ૩ કપટી, દગાબાજ
**લફડલફડ, અ૦** ઝુલતુ, લબડતુ ને ઉડતુ ૨ ફરફરતુ, અટેવાળે આવી વિંજાતુ
**લફડવુ, ક્રિ૦ અ૦** નીચે લટકતુ હોઇને ભોય સાથે અડકયા કરવુ, લબડવુ
**લફરૂ, ન૦** નડતર, ખેન, પજવનારૂ જે કઇ તે ૨ સાથે વળગેલા જે માણુસો તે (સ્ત્રી, છોકરા, ચાકર વગેરે) ૩ કામમા નડે તેવુ, આડ ૪ વારેવારે માથુ પકવનાર ૫ લિંટનો લપકો નાકનો મળ
**લબ, પુ૦** [ફા૦] ઓઠ ૨ લાળ ૩ ધાત જવી તે
**લબડપકે, અ૦** દરકાર રાખ્યા વિના, જોરથી, બળાત્કારે, દમભેર ૩ જખ મારીને, નામરજીએ
**લબડવુ, ક્રિ૦અ૦** લટકવુ, ટ ગાવુ, ઝોલા ખાવા, ઝુલ
**લબડાવવુ, ક્રિ૦ અ૦** લબડે તેમ કરવુ, ટાગવુ, લટકાવવુ, ઝુલાવવુ ૨ આશાભ ગ કરવુ
**લબતરૂ, વિ૦** કૌવત વગરનુ, પાતળુ, કૃશ, લબોતરૂ ૨ નરમ, સ્નિગ્ધ
**લબાચિયો, વિ૦** ચિથરિયો, ચિથરે હાલ
**લબાચો, પુ૦** ચિંથરા, ફાટેલા કપડાના કડકા, ફાટા તુટા કપડા, જીર્ણવસ્ત્ર
**લબાડ, વિ૦** જુઠુ, અસત્ય બોલનાર
**લબાડી, સ્ત્રી૦** જુઠુ, જુઠાણુ, અનૃત
**લબુકિયા, ન૦** લબુલબુ થવુ તે [થઈ જવા તે
**લબુલબુ, અ૦** બીકથી શરીરના અવયવો ઢીલા
**લબોચુ, ન૦** મોઢુ મો, ડચુ
**લબ્ધ, વિ૦** પ્રાપ્ત, મેળવેલુ, સપાદન કરેલુ
**લબ્ધા, સ્ત્રી૦** દુખધા ૨ બાળબચ્ચા
**લબ્ધિ, સ્ત્રી૦** (સ૦) લાભ પ્રાપ્તિ, ઉપજ
**લભ્ય, વિ૦**(સ૦)પ્રાપ્ત થઈ શકે તેવુ, મળવા જોગ
**લમણુ, ન૦** ગાલની ઉપરનો ને માથાની નીચેનો અવયવ લમણા ઝીકવા=માથાફોડ કરવી લમણે હાથ દેવા=હિમત હારવી આશાભગ થવુ
**લપટ વિ૦**(સ૦)વ્યભિચારી, બદફેલીમા પડેલુ, કામી
**લબ, વિ૦** લાબુ, દીર્ઘ સુવિશાળ, વિસ્તીર્ણ. ૨ પુ૦ ઓળબો ૩ દોરીએ બાધેલુ સીસાનુ વજન (પાણી માપવાને) લગર ૩ કાટખુણો
**લબકર્ણ, પુ૦** ગધેડો ૨ **વિ૦** લાબા કાનવાળુ
**લબગોળ, વિ૦** અંડાકાર, અડાકૃતિ
**લબાઈ, સ્ત્રી૦** લબાણ ૨ લાબુ જે માપ તે
**લબાણ, ન૦** લાબુ અતર ૨ લબાઈ ૩ વિસ્તાર, ફેલાવો ૪ લાબી વિગત
**લબાવવુ, ક્રિ૦ સ૦** લાબુ કરવુ, વધારવુ ૨ પહોચાડવુ, ઘણો વખત ચલાવવુ
**લબાવુ, ક્રિ૦ અ૦** વધવુ તણાવુ, ખેચાવુ ૩ ઘણો વખત ચાલવુ [એવુ, દીર્ઘ
**લબૂશ, વિ૦** શિરસ્તાથી વધારે લાબુ કે ઉચુ
**લબોચાઇ, સ્ત્રી૦** સીધી ઉંચાઇ
**લબોદર, પુ૦**(સ૦)ગણપતિ, ગણેશ ૨ ફાદવાળુ
**લય, પુ૦** (સ૦) નાશ, ક્ષય, પાયમાલી, વિનાશ ૨ પ્રલય ૩ એક તારૂ થવુ તે, એકાગ્રતા ૪ બેમાલુમ થઇ જવુ તે, સમાઇ જવુ તે ૫ સ્વર નિકળ્યા પછી તેનુ ધીમે ધીમે ઓછુ થઇ ઘટી જવુ તે ૬ (ગાયનમા) વિરામ, માન
**લયાનત, સ્ત્રી૦**(આ૦) ગેરિયત, શરમ, નામોશી ૨ કુદુઆ, લ્યાનત ૩ ધિક્કાર, ફિટકાર
**લલકાર, પુ૦** લલકારવુ તે ૨ સ્વર લબાવવો તે, લલિત ધ્વનિ
**લલકારવુ, ક્રિ૦ અ૦** જોરથી લાબો સાદ કાઢવો, બૂમ પાડવી 'જોદ્ધો લલકાર્યો' ૨ મધુરો સ્વર લબાવવો 'રાગ લલકારવો'
**લલચાવવુ, ક્રિ૦ અ૦** લાલચ આપવી, લોભમા નાખવુ ૨ આકર્ષવુ, મોહિત કરવુ, ભમાવવુ
**લલચાવુ, ક્રિ૦ અ૦** લાલચમા પડવુ, લોભમા લેવાવુ ૨ મોહિત થવુ, પ્રેમ લાગવો
**લલતિકા, સ્ત્રી૦** (સ૦) લાબો ને મોટો હાર
**લલના, સ્ત્રી૦** (સ૦) પ્રેમરસ ભરી નાજુક સુદર સ્ત્રી, રસિક ને વિલાસી સ્ત્રી 'લલના ન થાયસગાર, કામણ મત્ર કશે'—દલ૦
**લલાટ, ન૦** (સ૦) કપાળ, ભાલ, ૨ નસિબ, ભાગ્ય લલાટ લેખ=છઠ્ઠીના લેખ

**લલાટિકા, સ્ત્રી૦** દામણી, કપાળ ઉપર રહે તેવુ એક જડિત્ર ઘરેણુ
**લલિત,પુ૦** (સ ૦) રઢિયાળુ, કુમળુ, નાજુક ૨ મનોહર, સુદર ૩ લહેરી, તુરગી, અસ્થિર ૪ ખુશકારક, આનદ આપે તેવુ ૫ એક રાગ
**લલિતા, સ્ત્રી૦** જુવાન મનોહર સ્ત્રી, લલના
**લલુતા,સ્ત્રી૦**લાલચ, આશા, ચાહના,તૃષ્ણા,લોભ
**લલુપતા,સ્ત્રી૦** તૃષ્ણા, લોભ, લાલચ, લલોપતા
**લલુપતા,** ન૦ અલાવડા, હાજી હા કહી ખુશ કરવુ તે ૨ ઓવારણા, લાડકા સવાસલા ૩ લાડ, મનવણા, લલોપતા.
**લવ,પુ૦** અશ, ભાગ ૨ કણ, અણુ ૩ નિમેષનો ૧૬ મો ભાગ ૪ **સ્ત્રી૦** લવારો, બકબકાટ, લવરી 'લાભ વિના લવ કરવી ભાવે' ૫ **વિ૦** લગાર, જરાક, થોડુક, કઈક
**લવગ, ન૦** (સ ૦) એક જાતનુ ઝાડ અથવા એનુ ફૂલ તેજાનામાનુ એક વસાણુ લવગિયુ, લવગના આકારનુ કાનનુ ઘરેણુ.૨ લવિંગ જેવુ નાનુને તીખુ
**લવણ, ન૦** મીઠુ, લૂણ, નિમક, ૨. તેજ, કાતિ ૩ બાહોસી [બકબકાટ
**લવરી, સ્ત્રી૦** અતિશય બકબક કરવુ તે, લવારો,
**લવલવ,** ન૦ લવરી, લવારો, બકબકાટ,
**લવલવવુ,ક્રિ૦ અ૦** બકવુ, નિર્થક બબડયા કરવુ
**લવલવાટ,પુ૦** લવરી, જુઓ.
**લવલેશ, અ૦** જરાક, કઈક, લેશમાત્ર, તલમાત્ર
**લવવું, ક્રિ૦અ૦** (સ ૦ લપ્-બોલવુ) વગર કારણે સબધ વગરનુ બોલ્યા કરવુ ૨ ઘેલા કાઢવા,બકવુ, લવરી કરવી **લવી** જવુ-બેભાનમા કહી દેવુ ૨ ગાળ ભાડવી [લાયકી, વિવેક
**લવાજણ, સ્ત્રી૦** લાવણ્યતા, બોલવાની મિઠાશ,
**લવાજમ,ન૦** (અા૦) મુદતે મુદતે આપવાનું નાણુ. ૨ મુકરર કરેલી હકસાઈ તે, દસ્તુરી- ફી, પગાર
**લવાદ, પુ૦** (અા૦) પક્ષકારોનો વાધો પતવવાને નિમેલા ત્રાહિત તે, પચ, મધ્યસ્થ, અમીન
**લવાદી,સ્ત્રી૦** લવાદનુ કામ, પચાયત, નિર્ણય
**લવાર,પુ૦** લુહાર **લવારવાડો**-જે ભાગમા લુહાર લોકો રહેતા હોય તે
**લવારી,સ્ત્રી૦** લવરી, બકવા, મિથ્યા ભાષણ
**લવારુ, ન૦** ધાવણુ બાળક ૨ બકરીનુ બચ્ચુ
**લવારો, પુ૦** લવરી, બકવા
**લવિંગ,વિ૦** લવગ, જુઓ [ને તીખુ
**લવિગિયુ, ન૦** કર્ણ ભૂષણ ૨ લવગ જેવુ નાનુ
**લવ્વો, પુ૦** જીભનો લોળો, જીભની હીનચાલ "એનો લવ્વોજ કયા બધ રહે છે" ૨ લઉઓ,
**લવ્જ, પુ૦** (અા૦) શબ્દ, બોલ [મશ્કરી
**લશ્કર,ન૦**(ફા૦)સૈન્ય, ફોજ ૨ જથો, ટોળુ ઝુડ
**લશ્કરી, વિ૦** લશ્કર સબધી, સૈનિક ફોજનુ
**લસણ, ન૦**(સ ૦લશુન) એક જાતનો ઉગ્ર વાસનો
**લસણિયુ, વિ૦** લસણ મેળવેલુ હોય તેવુ [કદ
**લસણિયો,પુ૦** લસણની છેક નાની કળી જેવો તપખિરિયા રગનો કિમતી પથ્થર
**લસતુ,વિ૦** શોભતુ, સુદર ૨ નરમ,
**લસરક,અ૦** ખૂબ લાબુ એમ 'લાબુ લસરક'
**લસરકો, પુ૦** સપાટીપર લાબુ સઘવુ તે, ઘસરકો "બે લસકા સુઠ ઘસ" ૨ લીટો, આંકો, ઉઝરડો
**લસલસતુ,વિ૦** તાજુ, તાતુંને ઘીથી ભરેલુ (લાડુ, ખીચડી વગેરે) ૨ લીસુ ને તેજ મારતુ ૩ મધુર, સ્નિગ્ધ
**લસલસવુ, ક્રિ૦ અ૦** તેજ મારતુ, ચળકતુ ૨ મોજમા ડોલવુ-નાચવુ ૩ સ્નેહથી ભરપુર હોવુ
**લસલસાટ, વિ૦** પુષ્કળ, સારી રીતે, ઘસઘસાટ 'તે ઘસઘસાટ ઉઘી ગયો છે"
**લસવુ, ક્રિ૦ અ૦** લપસવુ, સરી જવુ ૨ રમતુ નાચવુ, થનથન કરવુ. ૩. ખલવુ, સારૂ દેખાવુ,શોભતુ ૪ ચળકવુ, ઝળકવુ ઝળાઝળા થવુ [વાટવુ
**લસોટવુ, ક્રિ૦ અ૦** ઘુટવુ, ઝીણુ કરવુ, લસરકે
**લહ-કો,પુ૦** સ્વાદ, લેહ, લળકો ૨ ચાળો, મરોડ.
**લહર,સ્ત્રી૦** લહેર, તરગ ૨ ફરકુ, મદમદ પવન વાવો તે ૩ વેળ, ઉભરો ૪ મોજ,આનદની ખુશાલી
**લહરી, સ્ત્રી૦** તરગ, મોજુ 'સરોવરમા રૂપાની વાટા જેવી લહરીઓ આવી રહી હતી'
**લહવું,ક્રિ૦અ૦** જાણવુ, સમજવુ,
**લહાણ, ન૦**નફો, ફળ, લાભ ૨ કમાઈ આયપત.
**લહાણી, સ્ત્રી૦** શુભકાર્ય પ્રસંગે હાજર રહેલા-

ઓને એકજ જાતની બક્ષિસ આપવી તે,ભેટ, ઇનામ

**લહાણુ**, **ન૦** લાણુ, બક્ષીસની વસ્તુ

**લહાવુ,ક્રિ૦સ૦**વહેચવુ,વાટી દેવુ,જણ દીઠ આપવુ

**લહાવો, પુ૦** લાવો લાભ, ભોગવટો ૨ ઓરિયો, ઓરતો [પરથી નકલ કરનાર, લેખક

**લહિયો, પુ૦** પુસ્તકનો ઉતારો કરનાર, અસલ ઉ

**લહી,સ્ત્રી૦** ખેળ, લાહી

**લહે, સ્ત્રી૦** લેહજત, તાન, મોહ, લેહ ૨ એક લક્ષતા ૩ મઝા પડવી–સ્વાદ લાગવો તે

**લહેકવુ,ક્રિ૦સ૦** ફરફરવુ, ઝૂકવુ, "એવી લીલા લત્તાઓ લહેકે, રઘુપતિ રામ"

**લહેકો,પુ૦**હાથ, કમર અને ડોકનો શોભિતો ચાળો મરોડ ૨ ચાપલુસી, તાણી ચાપીને બોલવુ તે

**લહેર, સ્ત્રી૦** (સ૦ લહરી) મદ પવનની ઝાપટ, ફરકુ, લહર ૨ ધીમા પવનથી પાણીનુ જરાજરા ઉચુનીચુ હાલવુ તે, તરગ, લહરી ૪ કેફ, ખુમારી ૫ તર્ક, વિતર્ક ૬ ઉઘની અસર ૭ સમૃદ્ધિની વૃદ્ધિ, આબાદાની ૮ ઉર્મિ, વિચારના મોજા, તુરગ ૯ આનદ, મોજ ૧૦ ઓકળી ૧૧ મદ, અહતાનો ફાંકો

**લહેરિયા, ન૦**વસ્ત્ર,ભોય, કાગળ, ઇ૦પર વાકડીયા ભાત પાડી હોય તે ૨ ઓકળી, લહરી ૩ ઝોકા, ઝોલા (હોડીના) ૪ ઝોકુ

**લહેરિયુ, ન૦**એક ઘરેણુ ૨ લહેર ભાતનો સાલ્લો

**લહેરી, વિ૦**મનમોજી, આનદી ૨ તરગી ખ્યાલી ૩ કેફી, વ્યસની ૪ ઇસ્કી, વિષયી ૫ ઘોતાળ, ઉડાઉ ૬ રગીલુ, તાની

**લહેવુ, ક્રિ૦સ૦**સાભળવુ,ધ્યાન આપવુ ૨ સમજવુ

**લહોવુ, ક્રિ૦સ૦** લુછવુ, નુછવુ ૨ વળગેલુ ઘસી લઇ લેવુ

**લળકવું, ક્રિ૦ સ૦** લટકતા હાલવાથી રહી રહીને તેજ મારવુ ૩ ઉમગથી ડોલતુ ડોલતુ આવવુ 'લળકે આવે ઢોર' ૩ શોભવુ, દીપવુ ૪ નીચુ નમવુ, લમડવુ ૫ ખાવાનો ભાવ થવો

**લળવુ, ક્રિ૦ અ૦** નીચુ વળવુ, નમવુ ૨ ઝુકવુ 'આબા લળી લળી જાય' ૨ ઉમળકામા આવી જવુ, પ્રેમ ઉભરાવો 'લળીલળી લાગુ પાય' ૩ સ્વાદ લાગવુ, ભાવવુ (ખાવાનુ) ૪ તેજ મારવુ, ચળકવુ

**લાક, પુ૦** પાતળી વસ્તુનો વાક, મરોડ 'ચદ્રવદની ભ્રકૂટી શુભ વાક,સિહાકારે કટીનો લાક"–**સામળ**

**લાગ, સ્ત્રી૦**એક જાતનુ વટાણાજેવુપણચપટુકઠોળ

**લાઘકલાથ, પુ૦** [અ૦] એક જાતનુ સુતરાઉ કપડુ

**લાગર, ન૦** લગર વહાણની બિલાડી

**લાગરવુ, ક્રિ૦સ૦** વહાણ થોભાવવુ

**લાઘ, સ્ત્રી૦** ઉપવાસ, લાઘણ

**લાઘણ, સ્ત્રી૦** ઉપવાસ [ઘોડી

**લાઘણી,સ્ત્રી૦**ગાડી ગાડાના ધુસરા નીચે મુકવાની

**લાઘણુ, ન૦** દેણદાર પોતાનુ દેવુ અદા કરે ત્યા સુધી તેને બારણે લેણદારે ભૂખ્યા બેસી રહેવુ તે, **લાઘણુ** ઘાલવુ=ઉઘરાણીને માટે આગણે બેસવુ, ખાવા પીવાના સોગન લઈ આડા થઈ બેસવુ

**લાઘવુ, ક્રિ૦ અ૦** ભૂખ્યા તરસ્યા બેસી રહેવુ, ઉપવાસ કરવો ૨ ખોટી થવુ

**લાઘો,પુ૦** લાઘણ, ઉપવાસ ૨ લાવણુ

**લાંચ,સ્ત્રી૦** કામ કાઢી લેવા સારૂ કોઇને છાનુ આ- આપવુ–લેવુ તે, પાન સોપારી, રૂશ્વત **લાચ** આ- પવી–મો દાબવુ, પૈસા આપી આગળ પડતુ અટ- કાવવુ **લાચ** ખાવી=હાથ મારવો ખીસ્સા ભરવા, **લાચ** ખવરાવવી=રૂશ્વત આપવી, દાબવુ

**લાચ,સ્ત્રી૦** નમણ, દબણ

**લાચખાઉ–ખોર, વિ૦** લાચિયુ, રૂશ્વત લેનારૂ

**લાચવુ,ક્રિ૦ અ૦** હેઠળ નમવુ–દબાવુ

**લાંચવુ, ક્રિ૦ સ૦** રૂશ્વત આપવી, લાચ આપવી

**લાચિયુ, વિ૦** લાચ લેનાર, રૂશ્વતખોર

**લાચુ, વિ૦** કમી, ઓછુ, ન્યુન

**લાછુ,ન૦** લાછન ડાવ, બટ્ટો

**લાજો–ઝો, પુ૦** વાધો, હરકત, નડતર

**લાઠ–ઠિયુ,વિ૦**લુચ્ચુ, ખધુકા,રસ્તાની,શઠ ૨ તોફાની, મસ્તીખોર, નમદુ ૩ જબરૂ, ન ઝાલ્યુ રહે તેવુ [બદાપણુ ૩ શઠતા

**લાંઠાઇ, સ્ત્રી૦** લુચ્ચાઇ, ખધાઈ ૨ લાઠપણું, ન

**લાઠો, પુ૦** રાખેલો યાર ૨ દોગો,જબરો, ધૂર્ત

**લાણ, સ્ત્રી૦** લહાવો, ઓરિયો ૨ લાભ ફાયદો.

**લાંદા, પુ૦** લોદો, લચકો, ભિનો લોચો
**લાપ,પુ૦(સ૦ લેપ્પ)** દીવો કડિલ
**લાપડુ ન૦**સુકુ ઘાસ ૨ ચીમળાઈ ગયેલુ લીલુ ઘાસ
**લાંપી, સ્ત્રી૦** કાચ બેસાડવાનો ચીકણો પદાર્થ (સફેતો અને બેલતેલઅથવા દિવેલની બનાવટતે)
**લાબટગિયુ, વિ૦** શરીરના પ્રમાણ કરતા જેના ટાટિયા વધારે લાબા હોય તેવુ (માણસ)
**લાંબભાત, ન૦** ગયા વષના રહેલા ઉભા ડાગેરના
**લાંબી, સ્ત્રી૦** સ્મૃતિ, ફ્રામ ૨ લાપી [છિાડ, બડધો
**લાબીટુકી, સ્ત્રી૦** તકરાર ગાળાગાળ ૨ ચિકાશ, પચાત, ચર્ચા ૩ બેલફેલ, આડીતેડી
**લાબીનજર, સ્ત્રી૦** દીર્ઘદ્રષ્ટિ, અગમચેતી, ભવિષ્ય દર્શન, દુર દેશો
**લાબુ ,વિ૦(સ૦લમ્બ્-લટકાવવુ)** લબ, લબાણુ ૨ ઉચુ ૩ બહુ, ઘણુ, મોટુ "લાબા દહાડા" ૪ શિરસ્તાથી વધારે ઉંચુ "આ માણસ લાબો છે" ૫ વિસ્તારવાળુ "લાંબુ કુટુબ" ૬ **અ૦** આઘે, દૂર, છેટે 'મોન બહુ લાબુ છે' ૭ દૂરનુ, આઘેનુ, વેગળુ **લાબો** વિચાર=આગળનો-ભ વિષ્યનો વિચાર **લાબુ** કાઢવુ-ઘણુ જીવવુ, ઘણા વર્ષ જીવવુ **લાબુ** થઇ જવુ-મરી જવુ ૨ મૂઇ જવુ ૩ વેપારમા ખોટ આવવી **લાંબા** જોડે ટુકા જાય, મરે નહિ તો માદો પડે-પૈસાદારની સાથે મમત ન કરવો **લાબુ** કરવુ-લબાવવુ, પીંજણ કરવુ [દર્શક ચીઠી-કાપલી
**લાંભવુ, ન૦** લાભુ, વહેચણ ૨ ભાગ-હિસ્સા
**લાંભુ, ન૦** લાભવુ
**લા૦,** લખત ગ-નિખીતગનુ ટુકુ રૂપ
**લાઇ, સ્ત્રી૦** ઘઉના લોટમા પાણી રેડી ઉકાળી કરેલો ચીકણો પદાર્થ લાહી ૨ ખેળ, કાજી
**લાઇલાજ, વિ૦** ઇલાજ વગરનુ, નિરૂપાય, લાચાર
**લાઉશ્કર,ન૦** લાવલશ્કર,રાજા અને સૌ ૨ વસ્તાર, કુટુબ પરિવાર, મોટો રસાલો ૩ કુમક, સહાય
**લાકડ, વિ૦** લાકડાનુ બનાવેલુ [સામાન
**લાકડકુકડ, ન૦** લાકડાના કકડા વગેરે પરચુરણ
**લાકડસી, પુ૦**એક જાતની મીઠાઇ,ચણાના લોટના ચાસણી પાઈ વાળેલા લાડુ ૨ લાકડા જેવુ (કઠણુ)

**લાકડાં, ન૦** લાકડુ ૨ બળતણ, કાઠી
**લાકડાવાળો, પુ૦** લાકડા વેચનાર, કઠિયારો
**લાકડિયુ, વિ૦** લાકડાનુ, લક્કડિયુ ૨ **ન૦** કકવાડુ, મસાલાની પેટી
**લાકડી, સ્ત્રી૦** લાકડાનો પાતળો ઘાટ જે ચાલતી વખતે આધાર માટે રાખે છે તે, જેષ્ટિકા, સોટી, છડી ૨ લાઠી, ડાગ ૩ આધાર, આશ્રય, ટેકો એક લાકડીએ હાકવુ-નાના મોટા સઘળાને એક સરખો હુકમ કરવો તે, એક અસ્ત્રે મુડવુ **લાકડી** જેવી-મારવા તડવુ ૨ અશક્તિથી ટેકો રાખવો ચાકરી કરશો કે લાકડી ?-સુખ આપશો કે દુખ દેશો ? **લાકડીઓ** ઉડવી=લઢાઇ થવી
**લાકડુ, ન૦ ( સ૦ લકુટ )** કાપેલુ ઝાડ અથવા તેનો કોઇ પણ કકડો ૨ બળતણ, કાઠી ૩ ઇમારતી લાકડુ **કુળવાનનુ** લાકડુ-ઉંચા ખાન દાન કુટુબનો વર **લાકડા** કાપવા-ન ગણકારવુ, ન લેખવવુ **લાકડા** લઢાવવા-સાચા જુઠા કરી લઢાઇ કરાવવી, ઉશ્કેરણી આપ્યા કરવી **લાકડાં** સંકોરવા-શાત પડેલી લઢાઇ ઉભી કરવી, ઉત્તેજન આપવુ. **લાકડાની** તરવાર=છત-વિત્ત વિનાની સ્થિતિ, દમમા ને દમમા કામ લેવાની રીત તે **લાકડી** કરવી-સાસણી કરવી, ઉશ્કેરવુ, ઉત્તેજન આપવુ **લાકડુ** ઘાલવુ-વચ્ચે પોતાના સ્વાર્થની બાબત અડાવી દેવી, નવી બાબત વચમા ઘુસાડવી, પગ પેસારો કરવો **લાકડુ** પેસવુ-વચ્ચે ખલેલ થવુ,નડતર થવુ, લાકડે માકડુ વળગાડવુ= બે જણ વચ્ચે તકરાર-ભાજગડ થાય તેમ કરાવવુ, બેને લડાવવા ૨ વિરૂદ્ધ સ્વભાવના સ્ત્રી પુરૂષનુ જોડુ ગોઠવી દેવુ
**લાક્ષણિક, વિ૦ ( સ૦ )** લક્ષણા સબધી, પારિભાષિક ૨ મૂળ શબ્દાર્થ થતો હોય તેવુ ૩. સ્વભાવ દર્શક ખાસીયત વાળુ, અસાધારણ ૪ સાકેતિક, સૂચક
**લાક્ષા, સ્ત્રી૦ (સ૦)** લાખ ૨ અળતો.
**લાખ, સ્ત્રી૦ ( લાક્ષા )** પિપળા, બોરડી ઇ૦ ઝાડ નો ઝરતો ચીક ૨ એક જાતનો જીવડો અથવા તેને સુકવી તેમાથી બનાવેલો રાતો રગ,

**લાખ,** વિ૦ (લક્ષ) સો હજાર, લક્ષ **લાખરૂપિયાનુ માણસ**–પ્રમાણિક ને ભલુ ૨ અમૂલ્ય, મોઘુ, અગત્યનુ **લાખો વણજારો**–જે લાખોરૂપિયાનો વેપાર કરે છે તે, લાખ પોઠો વાળો **લાખ જાજો પણ સાખ ન જશો**–આબરૂ ખોવા કરતા મરવુ ભલુ. **લાખના તૂટયા કોડીએ** સધાય નહિ–આભ ફાટે ત્યા ઠિગડુ ક્યા દેવાય **લાખ** પચોતરી–વધારીને બોલનાર, લબાડી **લાખ** વાતની એક વાત–ટુકામા, સારાશકે

**લાખવુ,** ક્રિ૦ સ૦ નાખવુ (સુરત) ૨ માટીના વાસણને લાખ ચઢાવવી ૩ રહેણવુ

**લાખિયુ,** ન૦ લાખનુ બનાવેલુ કડુ, કકણ ૨ વિ૦ લાખનુ, લાખવાળુ

**લાખુ,** ન૦ શરીરના કોઇ ભાગ ઉપર જન્મથી પડેલો લાલ ડાઘ તે ગુજ, ચાઠ, લાછન

**લાખેણુ,** વિ૦ પ્રતિષ્ઠિત, આબરૂદાર પ્રમાણિકને ભલુ, અમુલ્ય, ઉચાગુણવાળુ

**લાખોટુ,** વિ૦ લાખ ચઢાવેલુ, લાખેલુ

**લાખોટો,** પુ૦ બિડેલો કાગળ,લખોટો ૨ લખોટી

**લાગ,** પુ૦ તાકડો, જોગ, ધાર્યું પાર પડે તેવીજોગવાઇ, દાવ ચોટ, પ્રસગ ૨ પકડ, આધાર,ટેકણુ ૩ યુક્તિ,કળ **લાગ આવવો**=તક મળવી **લાગમા આવવુ**=દાવમા–ચોટમા આવવુ **લાગ જોવા**=પ્રસગ ખોળવો **લાગ મેળવવો**=અનુકુળ–જોઇતો વખત તક મળે તેમ કરવુ

**લાગટ,** અ૦ જારૂ, ચાલુ, બધ ન પડે તેવુ,સતત

**લાગડુ,** ન૦ ખરાબ સબધ, (સ્ત્રી પુરૂષનો) ૨ ઘરવટ, પરિચય, ગાઢો સબધ–દોસ્તી તે

**લાગણી,** સ્ત્રી૦ અતરમા થતી સારી માઠી અસર તે, ભાવના ૨ દાઝ,દુખ ૩ જ્ઞાન,સમજ,બોધ

**લાગત,** સ્ત્રી૦ પડતર કિમત, ખર્ચ, બેસરામણી

**લાગતુ,** વિ૦ વળગતુ, લાગુ, સબધવાળુ.

**લાગતુ વળગતુ,** ન૦ સગાસબધી, બાધવ, સબધી, સબધ રાખતુ હોય તેવુ હરકોઇ

**લાગભાગ,** પુ૦ સબધનો જે હક અને હિસ્સો તે વહેંચણી તે હિસ્સો વાટો

**લાગલાગટ,** અ૦ તરતજ, તત્ક્ષણ તાબડતોબ ૨ સાથેને સાથેજ, જારૂ, એક પછી એક એમ.

**લાગલુ,** અ૦ તરતજ, તેજ વેળા

**લાગવુ,** ક્રિ૦ અ૦ અડકવુ, અથડાવુ, અડવુ,–નો સ્પર્શ થવો 'મારા હાથને તેનો હાથ લાગ્યો' ૨ ભાસવુ, જણાવુ, 'મારા પગ તળે ચંપાયુ તે સાપોલિયુ લાગ્યુ' ૩ વાગવુ, આઘાત થવો 'મને સોટી લાગી' ૪ બાઝવુ, ફુટવુ,વળગીરહેવુ 'કેળે કેળા લાગ્યા' ૫ જણાવુ,–નો અનુભવ થવો, સહેવુ, વીતવુ 'ગમત લાગવી, દુખ લાગવુ' ૬ –નુ હૃદય વિધવુ, દયાર્દ્ર થવુ, હૃદય પિગળવુ 'તેના મરણની ખબરથી મને બહુ લાગ્યુ' ૭ ઇચ્છા–હાજત થવી, ભાવના થવી. 'તરસ ભૂખ લાગવી' ૮ બળવુ સળગવુ 'ઘર લાગ્યુ' ૯ વળગવુ, ચોટવુ, 'તેલીયા કાગળ ઉપર શાહી લાગતી નથી' ૧૦ ખરચ થવુ, કિંમત પડવી 'તેના મને પચ્ચિસ રૂપિયા લાગ્યા' ૧૧. જડવુ, મળવુ, પ્રાપ્ત થવુ, 'મુદ્દો હાથ લાગતો નથી' ૧૨ સબધી થવુ, સગુ હોવુ 'તે તેના કાકા લાગે છે' ૧૩ ભાસ થવો, દીસવુ,જણાવુ 'મને લાગે છે કે તે કામમા તેને ફતેહ મળશે.' ૧૪ લાગુ થવુ, કામે વળગવુ,ઉદ્યોગે ચઢવુ,જોડાવુ. 'તે નોકરીએ લાગ્યો' ૧૫ લાગુ પડવુ, બેસતુ આવવુ કુચી કળને લાગતી નથી' ૧૬ પછવાડે થવુ કેડો લેવો, વળગ્યા રહેવુ 'તે તેની પુઠે લાગ્યો છે' ૧૭ લાગુ પડવુ, સબધ હોવો. 'તે ગુનાને ૪થી કલમ લાગે છે' ૧૮ નડવુ,હેરાન કરવુ થવુ 'ઉજાગરો લાગ્યો છે' ૧૯ વળગવુ, –ની સાથે જોડાવુ 'તે સ્ત્રી સાથે લાગ્યો છે. ૨૦ દીલને માઠી અસર થવી, ચટકો લાગવો. **પગે લાગવુ**–નમવુ **કામે લાગવુ**–કામને અનુકૂળ આવવુ ઉપયોગી થવુ

**લાગુ,** વિ૦ લાગેલુ, સબધ હોય તેવુ ૨ મળતુ, બધબેસતુ ૩ અનુરક્ત, મોહમા પડેલુ. ૪ ચાલુ, જારી **લાગુ પડવુ**–પછવાડે લાગવુ, સામેલ થવુ, સાથે જોડાવુ

**લાગેલુ,** વિ૦ મોહમા પડેલુ,સબધમા હોય તેવુ. ૨ અડકેલુ, વળગેલુ ૩ ચોટેલુ, બાઝેલુ ૪

બળેલું, સળગેલુ ૫ વાગેલુ
**લાગો,** પુ૦ અખતિયાર, સત્તા, ૨ દાપુ, હક્ક, ૩ સંબંધ, લાગતુવળગતુ, સગપણ ૪ કર, વેરો ૪ પીછો, પીઠ, કેડ, ૫ દાણ,જકાત,હાસલ
**લાઘવ,** ન૦ (સ૦) લઘુત્વ, નાનાપણુ ૨ મૃદુતા, કોમળતા ૨ નાજુકપણુ ૩ લઘુતા, નાનમ ૪ નીચતા ૫ હળવાપણુ ૬ ચચળાઈ.
**લાચાર,** વિ૦ (ફા૦) અશક્ત, નિરૂપાય નિરાશ ૨ ગરીબ, પામર, રાક, દીન [બાપ, દીનતા
**લાચારી,** સ્રી૦ નિરાશપણુ, અશક્તતા ૨ ગરી-
**લાછા,** સ્રી૦ (સ૦ લક્ષ્મી) લછ, ધન, દોલત લાછા કુવર=પૈસાદાર–ધનવાનના પુત્ર
**લાછા,** ન૦ (અજીરણ–મોરછીના ઉપાયમા) હથેલીમા ને પગને તળિયે લિબડાના પાદડામા છામ છાટી ગરમ કરેલા તવેથાથી શેકવુ–ડામવુ તે
**લાછો,** પુ૦ હીરની આટી, ગુચ્છી હીરના લાછા જેવુ=સુંવાળું ને નરમ
**લાજ,** સ્રી૦ ( સ૦ લજ્જા ) શરમ, મનનો સંકોચ, શરમાળપણુ.૨ અદબ,મર્યાદા. ૩ બૈરાંઓ મોટાની અદબ રાખવા માથાનો છેડો મોપર ખેચે છે તે, લાજ કાઢવી તે, આઘુ ઓઢવુ, ઘુમટો તાણવો ૪ આબરૂ, ટેક, માન, ‘ જેણે મુકી લાજ તેને નાનું સરખુ રાજ ’ લોકલાજ= માન–પ્રતિષ્ઠાનો ભય તે.
**લાજમ,** વિ૦ (આ૦) લાયક, ઘટતુ, યોગ્ય
**લાજવુ,** ક્રિ૦ અ૦ શરમાવુ, મનથી સંકોચાવુ, ૨ અદબ રાખવી ૩ માનભગનો ડર રાખવો, આબરૂ માટે બીવુ [ની ધાણી
**લાજા,** ન૦ (સ૦ લાજા) સેકેલી ડાગર, ડાગર-
**લાજાળી,** સ્રી૦ લજામણી, એક જાતની વેલ
**લાજાળુ** વિ૦ શરમાળ, લાજવાળુ
**લાજુલાડી,** વિ૦ શરમાળ, મો સતાડતુ ફરે એવુ
**લાઝિમ,** વિ૦ (આ૦) લાજમ, ઘટતુ, યોગ્ય
**લાઞ્છન,** ન૦ (સ૦) ચિહ્ન, લાખુ. ૨ ચદ્રમાના બિબમાં જે ચિહ્ન દેખાય છે તે, મૃગલાચ્છન ૩ ડાઘ, બટ્ટો, કલક
**લાટ,** પુ૦ સુરત અઠ્ઠાવીસીમાનો કેટલોક પ્રદેશ ૨ (અ૦ લોટ ] સોરટીમા મુકરર કરેલા નબરો પૈકી કોઈ, એકાદ જથો ૩ ઓડો, મોજો,તરગ ૪ અ૦ સાથે, મામટી રીતે
**લાટ–ઠ,** સ્રી૦ ચરખાની ધરી–લઠ્ઠો ૩ ઘાણીનું ઉભુ લાકડુ ( તલ પીલનારૂ ) ૪ લગડી.
**લાટબધ,** અ૦ મોટા પ્રમાણમા, જથાબધ
**લાટાનુપ્રાસ,** પુ૦(સ૦)એક પ્રકારનો શબ્દાલકાર
**લાટી,** સ્રી૦ લાકડાની વખાર ૨ લાટ દેશની ભાષા, ભરૂચ તરફની ભાષા
**લાટો–ઠો,** પુ૦ મોજો, તરગ, ઓડો. વેઢ
**લાઠી,** સ્રી૦ લાટી ૨ જાડી લાકડી, ડાગ
**લાડ,** ન૦ પ્રીતિના ઉભરામા મીઠી વાણીથીબોલાવવુ, રાજી રાખવુ તે, હેત વહાલ ૨ પ્રસન્ન રાખવાના સાધન–સામગ્રી લાડ લડાવવા–પ્રીતિ બતાવવી રમાડવુ
**લાડ,** વિ૦ લાટ દેશનુ વતની,વાણિયાની એક જાત
**લાડકડુ,** વિ૦ લાડકુ,વહાલુ, લાડકવાયુ ૨ માનીતુ
**લાડકવાયું,** વિ૦ લાડકુ, વહાલું, પ્રિય ૨ લાડમા ઉછરેલુ ૩ અતિશય લાડથી બહેકી ગયેલુ– ઉદ્ધત થયેલુ [થી ભેટ અપાતી મિઠાઇ–નાણું
**લાડકાલાડુ,** પુ૦ જનોઇ–લગ્ન વગેરેમા સગા તરફ-
**લાડકુ,** વિ૦ લાડકવાયુ, જુઓ.
**લાડઘેલુ–લાડસઘેલુ,** વિ૦ અતિ લાડે ઘેલછાવાળુ, લાડમા વહી ગયેલુ ‘ ક્યા લાગી આવડી વાર, મારી લાડસઘેલી લાડણી રે ’ [વહાલી
**લાડણી,** સ્રી૦ લાડઘેલી કન્યા, નવવધૂ ૨ માનીતી,
**લાડણો.** પુ૦ લાડકડો, લાડવાયો, (લાડઘેલો છોકરો –વર તે ) ૨ માનીતો.
**લાડલી,** સ્રી૦ લાડમા ઉછરેલી કન્યા–સ્રી ‘આખ ભરોમા અલબેલડી રે, લાડલી લાવુ ’ ૨ કાલી, રમતિયાળ, રમુજી
**લાડવણ,** સ્રી૦ માનીતી સ્રી, મોઘીવહુ
**લાડવાઇ,** વિ૦ લાડકી, વહાલી.
**લાડવાયુ,** વિ૦ લાડકુ જુઓ
**લાડવુ,** ક્રિ૦ અ૦ લાડ કરવુ, ગેલ કરવુ, વહાલ બતાવનાર પાસે સેજસાજ રિસાવુ, હાના કરવી,
**લાડવો,** પુ૦ લાડુ [માન ધરવુ.

**લાડસલું**, વિ૦ લાડવેલું, કાલું, ચાવળું
**લડાલાડ**, સ્ત્રી૦ વારવાર રિસાવું ને મનાવું તે
**લાડી**, સ્ત્રી૦ લાડલી ૨ નવી સ્ત્રી, વહુ ૩ છોકરી
**લાડીલો**, પુ૦ લાડમાં ઉછરેલો છોકરો-પુરૂષ
**લાડુ**, પુ૦ ( લડ્ડુ ) લોટમાં ગોળ, ઘી નાખી બનાવેલો પદાર્થ, મોદક ૨ ફાયદો, લાભ
**લાડો**, પુ૦ લાડિલો વર 'લાડો લાડી જમે રે કંસાર, ઉપર વેવણ ટળવળે રે' ૨ નાના પ્રકારના સંસારીસુખ ભોગવનારો 'ઓય લાડા હાયહાય'
**લાણ**, ન૦ લાભ, નફો, ફાયદો ૨ ઇનામ,બક્ષિસ
**લાણું**, ન૦ વાટણી, વહેંચણી ૨ વહેંચવાની વસ્તુ તે લાણું નોતરૂ=નાતનીવહેંચણી અનેજમવાનોહક
**લાત**, સ્ત્રી૦ પગથી મારેલી ઠોકર, પાટુ લાત ખાવી-તુચ્છકાર સહેવો લાત મારવી-પાટુમારવી ૨ તુચ્છકારવું ૩ નુકસાનીમાં ઉતારવું, ઠગવું
**લાતી**, સ્ત્રી૦ બંદર ઉપર વહાણમાંથી ઉતરેલો માલ રાખવાની વખાર તે, કોઠી પીઠું
**લાદ**, સ્ત્રી૦ હાથી-ઘોડા-ગધેડાનો મળ
**લાદવું**, ક્રિ૦ સ૦ ભાર બોજ ભરવો
**લાદી**, સ્ત્રી૦ ફરસબંધી ૨ ચોઢવાનો ઘડેલો પથ્થર, પત્થરની તખતી
**લાધવું**, ક્રિ૦ સ૦ ભાર બોજ મૂકવો ૨ નિપજવું, 'ભયંકર સ્વપ્ન તને લાધ્યું હોત, તો તારી પણ એવી જ દશા થાત'
**લાધવું**, ક્રિ૦ અ૦ ચોટવું, અટકી જવું ૨ પ્રાપ્ત થવું, હાથ લાગવું જડવું પાવું
**લાનત**, સ્ત્રી૦ શરમ, ગેરિયત, લયાનત
**લાપટ**, સ્ત્રી૦ થપ્પડ, ધોલ લપડાક લાપટિયો-અધણિયાતને ગાલે કંકુનો હાથ મારનાર દિયેર
**લાપડું**, વિ૦ ઢીલું [કગવું તે
**લાપન**, ન૦ પદચ્છેદ કરી સમજવું, અર્થજ્ઞાન
**લાપસી**, સ્ત્રી૦ (સ૦ લપ્સિકા) કંસાર, બાફેલો
**લાપી**, સ્ત્રી૦ લાપી [લોટ
**લાપોટ**, સ્ત્રી૦ તમાચો, લપડાક
**લાપોટિયું**, ન૦ ગાલ સુજી આવી થતું ગુમડું
**લાફાલફ**, સ્ત્રી૦ કુનાશ મોટાઇમાં ઘણું ખરચવું તે, ઉડાઉપણું ૨ ફુલ, બડાશ વેડફવું-ઉડાડવું તે
**લાફાવેડા**, પુ૦ ઉડાઉપણું
**લાફો**, પુ૦ (ફા૦) નોધ ૨ ઉડાઉ, ફુલણજી ૩ [થાપટ, તમાચો
**લાબડી**, સ્ત્રી૦ લાવરી
**લાબરૂ**, વિ૦ કુમળું, નાજુક ૨ ન૦ લાવરી
**લાબુ**, ન૦ કુવારનું પાન
**લાભ**, પુ૦ (સ૦) ફાયદો, નફો, પ્રાપ્તિ **ધર્મલાભ**! ધર્મનો અથવા ધર્મ વડે લાભ થાઓ! ૨ વેચનારાઓ માલ જોખતા એક કહેવાને બદલે લાભ કહે છે તે 'લાભજી, બનેજી, ૪૮'
**લાભકારી**, વિ૦ લાભ કરે તેવું, ફાયદાકારક
**લાભ પાચમ**, સ્ત્રી૦ કારતક સુદ૫,સૌભાગ્યપંચમી
**લાભવું**, ક્રિ૦ અ૦ ફાયદો થવો, મળવું ૨ સાંપડવું, જડવું [માલવું તે ૩ ઉડાઉપણું
**લાભાલાભ**, પુ૦ નફો, નુકશાન ૨ આમતેમ
**લાભોજીલાભ** પુ૦ ઉડાઉવેડા ૨ લાભ છે લાભ છે એવી ડફાશે અધેગ ચલાવવું તે
**લામણદિવો**, પુ૦ રામણ દીવો, દેવને નમન કરી કાર્ય સિદ્ધિ માટે લીધેલો દીવો તે
**લામા**, પુ૦ ટિબેટના બૌદ્ધ આચાર્યનો ઇલ્કાબ
**લાય**, સ્ત્રી૦ તાપનો ભડકો, અગ્નિ, આગ ૨ બળતરા, તીવ્ર લાગણી, કારી દુઃખ ૩ એક જાતનું રેશમી કપડું
**લાયક**, વિ૦ [ફા૦] પાત્ર, ગુણવાન ૨ યોગ્ય, ઘટિત, ઘટારત ૩ સમાન, સરખું, અનુરૂપ
**લાયકાત**, સ્ત્રી૦ પાત્રતા ૨ યોગ્યતા ૩ લાયકી
**લાયકી**, સ્ત્રી૦ (ફા૦) યોગ્યતા, પાત્રતા ૨ વિનય, સભ્યતા, વિવેક [ચાપલુસી
**લાયરી**, સ્ત્રી૦ પતરાજ, શેખી,ડફાસ ૨ આડંબર;
**લાયલેપા**, સ્ત્રી૦ મુશ્કેલાઈ, ત્રાસ, ખેન
**લાર**, સ્ત્રી૦ હાર, ઓળ ૨ સમૂહ ધાડું
**લારી**, સ્ત્રી૦ (અં૦ લૉરી) ધકેલીને ચલાવવાની ખુલ્લી ગાડી, ઠેલણગાડી (રેલની સડક ઉપર)
**લારૂ**, ન૦ ઝાખરૂ લફરૂ 'મનથી મૂકી દેજો રે માયાનું લારૂ'-ધીરો ૨ ધાડું, ટોળું, સમૂહ
**લારે**, અ૦ હારે, સગાથે, સાથે ૨ ઓળબંધ ૩ ટોળે, ધાડે
**લાલ**, પુ૦ (ફા૦ લઅલ-લાલ મણિ)છેલ, ફાંકડો જુવાન, ૨ ગીલો, ઇશકી, બાંકો, ૨ રાતા ૨ગનો

પક્ષી ૩ સ્ત્રી૦ માણેક, રાતો મણી ૪ વિ૦ રાતા રંગનુ, રાતુ
**લાલચ,** સ્ત્રી૦ લલચાવુ તે, લોભે મોહમા પડવુ તે ૨ લોભાવાને આપેલુ તે, લાચ ૩ લાલસા, લાભની આશા ૪ લોભ, મોહ, ગવ
**લાલચટક,** વિ૦ ઘણુજ રાતુ, કસુબા જેવુ રાતુ
**લાલચોળ,** વિ૦ રાતુચોળ, લાલસુરેખ [પ્રુપ્સુ
**લાલચુ,** વિ૦લોભ–લલુતા રાખનાર, અભિલાષી,
**લાલજી,** પુ૦ કૃષ્ણના બાળ સ્વરૂપની મૂર્તિ.
**લાલન,** ન૦ (સ૦) લઢાવવુ–હુલરાવવુ તે, લાડ.
**લાલપાલ,** સ્ત્રી૦ આમનાવાસના લાડકોડથી
**લાલબાઇ,** સ્ત્રી૦ આગ, લાય [પાળવુ તે
**લાલમલાલ,** વિ૦ ખૂબ લાલ, રાતુચોળ ૨ જીવને ખુશ કરે તેવુ ૩ ફાકડુ, સુરેખ [તૃષ્ણા લોભ.
**લાલસા,** સ્ત્રી૦ (સ૦) કામના, ઇચ્છા, હવસ, ૨
**લાલા,** પુ૦ ગુલાલા ૨ લાલાઇવાળો–ફક્કડ પુરૂષ
**લાલાઇ,** સ્ત્રી૦ છેલાઇ, ફાકડાઈ [૩ મોની લાળ
**લાલાજી,** પુ૦ ખુશમિજાજી, ફક્કડ ૨ ગૃહસ્થ,
**લાલાશ,** સ્ત્રી૦ રતાશ [સભ્યજન
**લાલિત્ય,** ન૦(સ૦)(ભાષણ–કાવ્યમા)શબ્દરચના સબધી જે કુમળુ સૌન્દર્ય તે ૨ સુદરતા,
**લાલિયો,** પુ૦ ઢેડો (સુરતી) [લાવણ્ય, કાન્તિ
**લાલી,** સ્ત્રી૦ તદુરસ્તીને લીધે શરીર ઉપર તેમા વિશેષે ગાલપર જે તેજી મારવી તે, લાલ સુરખી, રતાશ ૨ ખુલતુ લોલક, જીભ 'ઘટની લાલી'
**લાવ,** પુ૦ લાવો, ઓરિયો લાભ
**લાવણી,** સ્ત્રી૦ (હિ૦) એક રીતની કવિતા રચના
**લાવણી પત્રક,** ન૦ (મ૦લાવણી–વાવણી+પત્રક) આસામીવાર સરકારી લેણાનુ પત્રક,
**લાવણ્ય,** ન૦ (સ૦) સરળતાનુ સોદર્ય, છટાવાળી સુદર ભભક ૨ ભાષાની માધુર્યતા (ભાષણુ
**લાવરી,** સ્ત્રી૦એક જાતનુ પક્ષી [લખાણ વગેરેમા)
**લાવરૂ,** ન૦કુતરાનુ ભસવુ તે ૨ કુતરાનુ કરડવુ તે
**લાવલશ્કર,** ન૦ સરજામ સાથેનુ મોટુ લશ્કર.
**લાવવું,** ક્રિ૦ સ૦ પસે આવે તેમ કરવુ, લઇ આવવુ, આણવુ ૨ બધ કરવુ, વાસવુ ૩ ખરીદ કરવુ **લાવી** મૂકવુ–ઠેકાણાસર આવવુ,બેસતુ કરવુ
**લાવુ,** ક્રિ૦ સ૦ ખુશાલીમા સૌને સરખી બક્ષીસ આપવી
**લાવો,** પુ૦ આનનો ભોગવટો, ઓરતો, ઓરિયો
**લાશ,** સ્ત્રી૦ બરબાદ, નકામુ **લાશ** જવુ–ખરાબ થવુ, પાયમાલ થવુ
**લાસ** વિ૦ છેલ્લુ ૨ સ્ત્રી૦ મડદુ, શબ, લોથ.
**લાસરિયુ,** વિ૦ વિસરભોળુ, ઠામ ઠેકાણા વનાનુ, ધડા વગરનુ બોલ્યુ પાળે નહિ તેવુ [રેશમી કપડુ
**લાહ,** સ્ત્રી૦ લાય, આગ ૨ ભૂખ, ૩ લાય,
**લાહાળો,** પુ૦ લાળો, અગારો, જીવતો કોયલો
**લાહી,** સ્ત્રી૦ ખેળ, લાઇ
**લાહેરી,** સ્ત્રી૦ લાયરી, જુઓ
**લાળ,** સ્ત્રી૦ (લાલા) મોઢાનો ચીકણો પ્રવાહી
**લાળિયુ,** વિ૦ઘણી લાળ પડતી હોય તેવુ (ઢાકરૂ) ૨ કરોળીઆ વગેરે જીવડાની લાળ જેવા જતુ ૩ લાળથી પહેરેલુ કપડુ બગડે નહિ માટે છોકરાને બાધવામા આવતુ લુગડુ
**લાળી,** સ્ત્રી૦કાનનો નીચલો લબડતો ભાગ, કાનની બુટ. ૨ ઘટનુ લોલક
**લાળો,** પુ૦ અગારો, બળતો કોયલો ૨ બળતરા, દાઝ "હાથમા માળા ને હૈયામા લાળા"
**લિગ,** ન૦ (સ૦) ચિહ્ન, નિશાની ૨ જાતિભેદ દર્શક સજ્ઞા. ૩ મહાદેવની પિડી–બાણ ૪ સૂક્ષ્મપણુ, અરૂપ દેહત્વ ૫ પુરૂષ જાતની ઇન્દ્રિય
**લિગદેહ,** સ્ત્રી૦ (સં૦) દશ ઇન્દ્રિય, પાચ પ્રાણ મનને બુદ્ધિ, એ તત્વોને એકઠી કલ્પેલી એવો જીવનો જે દેહ તે, જીવાત્માનું સૂક્ષ્મ શરીર
**લિગાયત,** પુ૦ કોટમા શિવલિગ નાખનાર લોક
**લિટ,** ન૦ નાકનો મળ, શ્લેષ્મ
**લિટિયુ,** વિ૦ વારે વારે લિટ આવ્યા કરતુ હોય તેવુ ૨ લિટ લેવાનો કડકો.
**લિડી,** સ્ત્રી૦ બકરી, ઉદર, ઇ૦ ની અઘાર
**લિડીપિપર,** સ્ત્રી૦ ઝીણી પિંપર, એક ગરમ ઔષધિ [જેવો મળ
**લિડ,** ન૦ ઘોડા ગધેડાનો મળ, કઠણ ગરગોલા
**લિંપણ,** ન૦ છાણમાટીનો લેપ **ધૂળ ઉપર લિંપણ**=ન ટકે કે ન રહે તેવુ કામકાજ કહેવુ તે.

**લિંપવું,** ક્રિ૦સ૦ છાણમાટીની ગારથી લેપ કરવો, કોઈપણ પ્રવાહી મપાટી ઉપર પથરાઇ જાય તેમ કરવું
**લિંબડી,** સ્ત્રી૦ નાનો લિંબડો મીઠો લિંબડો
**લિંબડો,** પુ૦ (સ૦ **નીમ્બ**) એક જાતનું ઝાડ એ બે જાતના હોય છે કડવો અને મીઠો મીઠા લિંબડાના પાદડા કઢીમા નાખે છે
**લિંબુ,** ન૦ (સ૦) એક જાતનું ખટાસવાળું ફળ
**લિંબોઇ,** સ્ત્રી૦ લિંબોળી
**લિંબોળી,** સ્ત્રી૦ લિંબડાનુ ફળ ૨ એક જાતનું પહોળા મોનુ તાંબાનું વાસણ ૩ એક જાતનો સોનાનો દાગીનો
**લિખિત,** વિ૦ લખીને, લખેલુ ૨ ભાવી [નાસકી
**લિખિયુ,** ન૦ લીખ કાઢવાની ઝીણા દાંતની
**લિથોગ્રાફ,** સ્ત્રી૦ શિળાછાપ
**લિથોગ્રાફી,** સ્ત્રી૦ શિળાછાપની વિદ્યા
**લિથરો,** વિ૦ લબાચિયો, ચિથરિયો
**લિપ્ત,** વિ૦ (સ૦) લિંપેલુ, ચોપડેલુ, ખરડાયેલુ
**લિપ્સા,** સ્ત્રી૦ ઇચ્છા, વાછા, આશા
**લિપિ,** સ્ત્રી૦ (સ૦) ભાષામા બોલાતા વર્ણના જે ચિહ્નો નક્કી કરી રાખવામા આવેલા છે તે, અને તે માડવાની રીત, મૂળાક્ષર, લખવાની ભાષા
**લિપિચાતુરી,** સ્ત્રી૦ જોડણી લખવાની કળા
**લિંબોત્સવ,** પુ૦ ચૈતર શુદ પડવો એ દહાડે લિંબડાનો રસ પીવાનુ માહાત્મ્ય છે
**લિલમ,** ન૦ લિલા રંગનો કિંમતી પત્થર, લાલ
**લિલવટ,** ન૦ કપાળ, ભાલ 'લિલવટ લાલનુ રે, શોભે કુંકુમ બિંદુ કીધુ'-**દયા૦**
**લિલવેણુ,** સ્ત્રી૦ એક જાતનુ ઘાસ, જેની સળીની ટોપલીઓ કંડિયા બને છે
**લિલવો,** પુ૦ સ્ત્રીની ગુહ્યેન્દ્રિનો બહાર જણાતો લબગોળ ભાગ તે, ટણિયો ટણો ૨ વાનનો દાણો
**લિલાઉ,** ન૦ (ચિનાઇ૦ લિલાઓ) લિલામ, હરાજી
**લિલાણુ,** ન૦ લીલોતરીવાળી જગો ૨ **વિ૦** લીલુ, ભીનુ, ચવડુ [વેચાતી ચીજો
**લિલામ,** ન૦ હરાજી, કજાળણી ૨ હરાજીમા
**લિલામુ,** ન૦ લિલુ ચાડુ-ચકામુ (મારથી થયેલુ)
**લિસોટી,** સ્ત્રી૦ નાની લીટી ૨ છેકો
**લિસોટો,** પુ૦ મોટો જાડો લીટો ૨ છેકો
**લિસ્ટ,** ન૦ (અ૦) યાદી, ટીપ
**લીક,** સ્ત્રી૦ લીટી, હાર ૨ સીમા 'હસે લોક રૂપે લીક વાળી, નાખે કાકરા પાડે તાળી'-**પ્રેમા૦**
**લીખ,** સ્ત્રી૦ માથાના વાળમા પડેલા જૂના ઝીણા ઈંડા ૨ ઝીણા જંતુઓના ઇંડા
**લીટી,** સ્ત્રી૦ સાહી કે રંગથી પાડેલો દોરા જેવો લાબો આકાર રેષા, સતર ૨. હાર, પંક્તિ, ઓળ ૩ (કવિતામા) પદ, કડી ૪. થોડુંક લખેલુ તે "ચાર લીટી લખી આપજે" ૫. પા રૂપિયો, ચોથિયાનો સંકેત તે ૬ (ભૂમિતિમા) પહોળાઇ નહિ તેવી જે લંબાઈ તે ૭ હદ, સીમા, આડો આંક **લીટી** દોરવી=હદ કરવુ ૨ હદ ઠરાવવી ૩ લખવુ
**લીટો,** પુ૦ જાડી લીટી, આંકો ૨ છેકો
**લીદ,** સ્ત્રી૦ હાથી, ઘોડા, ઇ૦ ની લાદ
**લીધ,** અ૦ તેથી, તેટલા માટે
**લીન,** વિ૦ સમાઈ ગયેલુ ગરકાવ ૨ એકાગ્ર ચિત્ત એક તાર, લેહ લાગેલી એવુ ૩ તલ્લીન
**લીમડો,** પુ૦ લિંબડો જુઓ **લીમડે** લટકવુ-અવગતિયુ થવુ, અસદ્ગતિને પામવુ
**લીલ,** સ્ત્રી૦ બાધેલા પાણીમા પત્થર, ભિંત ઉપર લીલા રંગની ચીકાશવાળી ઝીણા તંતુરૂપ વનસ્પતિ થાય છે તે, સેવાળ ૨ નીલોદ્વાહ, વરસી વાળતા પહેલા પરણાવવુ તે ૩ વાછડી, જુવાન ગાય
**લીલછોયુ,** વિ૦ લીલી છાલનુ લીલુ
**લીલઝામુ,** ન૦ લીલુ ચાઠુ, લિલામુ [વનસ્પતિ
**લીલવણ-ણી,** સ્ત્રી૦ લીલોતરી, લીલુ શાક, તાજી
**લીલવા,** પુ૦ વાલ, કઠોળના લીલા દાણા
**લીલાંપાણો,** ન૦ ધુટેલી ભાગ, માયા
**લીલા,** સ્ત્રી૦ (સ૦) ક્રીડા, ખેલ, તમાસો ૨ ખુબી અદ્ભુત કરામત ૩ અવતાર, વેષ ૪ વિષયી રમત, વિનોદી ગમત **લીલા** વસ્તારી-**લીલા** કરી મરી ગયા [સમૃદ્ધિ, મોજમઝા.
**લીલાલહેર,** સ્ત્રી૦ પુરૂ સુખ, આબાદી, પુષ્કળ
**લીલીઘાડી,** સ્ત્રી૦ ભાગ ૨ ભાગની કેફ

**લીલીચાહ,** સ્ત્રી૦ એક જાતનો ડાભ–કુશના જેવો સુગંધીદાર છોડ ૨ ચાની જાત
**લીલીપીઠ,** સ્ત્રી૦ શાક બજાર, બકાલુ પીઠ
**લીલુ,** વિ૦ (સં૦ નીલ–ભુરૂ,) પોપટીઆ રંગનુ, કાચી કેરીના રંગનુ (આસમાની અને પીળો મળીને લીલો રંગ થાય છે) પાણીવાળુ, ભિનાશવાળુ, પચપચુ 'લીલી ભોય' ૩ રસવાળુ, તાજુ સુકુ નહિ "લીલો મેવો" ૪ તાજુ, પૈસાથી ભરપુર "તે લીલો છે" ૫ ઉજળુ, સારૂ **લીલુ** કરવુ=ઉકાળવુ, કલ્યાણ કરવુ **લીલા** ઝાડ તળે ભૂખે મરે એવુ–સાધન હોવા છતા શૌર્ય ન હોય તેવુ, નિર્બળ ૨ ભોળુ, આળસુ, ભોટ **લીલા** સુકાનો વિચાર=ગાગ્યાયોગ્ય સારા માઠાનો વિચાર **લીલી** લેખણુ–તાજો લેખ ધમધોકારે ચાલતો વેપાર–ધંધો ૨ ઉધાર **લીલી** વાડી–જુવાની ૨ વાડી વસ્તાર **લીલે** તોરણે–એમ ને એમ, નિષ્ફળતાની સાથે, વીલે મોઢે, વગર પરણે
**લીસુ,** વિ૦ ખરબચડુ નહિ પણ સાફ, સુવાળુ, ૨ મીઠુ, મધુર. 'લીસી જીભ' ૩ લાસરિયુ, અપ્રમાણિક 'લીસો માણુસ' ૪ કણવગરનુ, ચીકણુ
**લીહ,** સ્ત્રી૦ લીટી ૨ હદ, આડોઆક [સુવાળુ (ઘી
**લુંગી,** સ્ત્રી૦ (ફા૦) માથુ બોડતી વખત ખોળામા વાપરવાનો લુગડાનો કકડો (હજામનો)
**લુચી,** સ્ત્રી૦ દોડતા દોડતા એકદમ પાછુ ફરી જવુ તે [માલ
**લુટ,** સ્ત્રી૦ અપહરણ, વસ્ત્ર લોચન, ૨ લુટેલો
**લુટવું,** ક્રિ૦ સ૦ લુટવુ, જુઓ
**લુટણિયો,** પુ૦ લુટારો, લુંટ પાડનારો [જબરૂ
**લુઠ–ઠો,** પુ૦ ધણી, પતિ, ૨ ધર્ત્ત ૩ વિ૦ બસમુ
**લુડી,** સ્ત્રી૦ લોડી, બુદી; ગુલામડી.
**લુંડો,** પુ૦ ઘરગતુ કામકાજ કરનાર ચાકર, દાસ, ગુલામ, વેચાણ રાખેલો દાસ. [૨ આળોટવુ
**લુંઠવું,** ક્રિ૦ અ૦ ભાખોડિયે–ઢિચણિયે ચાલવુ
**લુંદા,** પુ૦ લોંદો, લચકો, લાચો
**લુંબ,** સ્ત્રી૦ ઝુમખુ, ગુચ્છ, પાનવાળી ડાળી **લુંબેલુંબે**=ડાળીએ ડાળીએ, ઝુમખે ઝુમખે
**લુઆ,** પુ૦ કણેકનો ગોળો–લોચો 'લુઆ કરવા' ૨. સ્ત્રીની છાતી, ધાઇ
**લુખરી,** સ્ત્રી૦ ખુજળી [ત્વચા રોગ.
**લુખસ,** સ્ત્રી૦ ખુજળી, ખણુજ આવ્યા કરે તેવો
**લુખિયુ,** ન૦ તબાકુ પીવાની ચલમ, ચુંગી
**લુખુ,** વિ૦ ચોપડયા વગરનુ, ગળે વળગે તેવુ, (ઘી વગરનુ) ૨ અથાણા શાક વગરનુ, એકલુ (ખાવાનુ) ૩ રસ–તેજ વનાનુ, ફીકુ, ભભકરહિત 'લુખો ચહેરો' ૪ ધન–સંપતિ વિનાનુ, ખાલી, ગરીબ ૫ રૂક્ષ, રસકસ વગરનુ
**લુગડા,** ન૦ પહેરવા ઓઢવાના વસ્ત્ર; કપડા, **લુગડાંલત્તા**–લુગડાને તેવીજ બીજી વસ્તુઓ. **લુગડાં લેવાવાં**=લુટાવુ, આબરૂ જવી. [વસ્ત્ર, સાલ્લો.
**લુગડુ.** ન૦ વસ્ત્ર, પટ, વસન ૨ સ્ત્રીને પહેરવાનુ
**લુગત,** ન૦ શબ્દકોષ–સંગ્રહ. [ગોળી
**લુગદી,** સ્ત્રી૦ પ્રવાહી સાથે વાટેલા પદાર્થની નાની
**લુચ્ચાઇ,** સ્ત્રી૦ લુચ્ચાપણુ, ખંધાઇ, ચોટ્ટાઇ, ધૂર્તતા
**લુચ્ચુ,** વિ૦ ચોરી, જુઠને જુગતી એ ત્રણનુ મિશ્ર બોલનાર, ખંધુ, ઠગ ૨ પકકુ, છળભેદ સમજી
**લુછણિયુ,** ન૦ લુછવાનુ કપડુ, અંગુછો [જનાર
**લુછવુ,** ક્રિ૦ સ૦ લુગડુ ફેરવી સાફ કરવુ, લોવુ
**લુટફાટ,** સ્ત્રી૦ ફાડી ભાંગીને–ધામધુમથી લુટવુ તે.
**લુટવુ,** ક્રિ૦ સ૦ જબરજસ્તીથી–મારીને છીનવી લેવુ, બળાત્કારે હરી લેવુ ૨ ઘણા જણે એકદમ તૂટી પડીને જેટલુ લેવાય તેટલુ લઇ લેવુ. ૩ બીજાની વસ્તુનો ઉપયોગ કરવો 'જોબન લુટવુ'
**લુટાઉ,** વિ૦ લુટથી મેળવેલુ ૨ લુટી લેવા જેવુ. ૩ નધણિયાતુ
**લુટારો,** પુ૦ લુટારો, દરોડો પાડનાર.
**લુટાલુંટ** ન૦ અહિં તહિં લુટવુ તે. ૨ જેમ જેનાથી લેવાય તેમ તેણે લેઇ લેવુ તે, કોઇ વસ્તુને. માટે ઘણા જણે માગણી કરવી તે
**લુટાવવુ,** ક્રિ૦ સ૦ કોઇ લુટે તેમ કરવુ ૨. વેરી નાખવુ, ઉડાવી નાખવુ, રફેદફે કરવવુ.
**લુણચા,** ન૦ મીઠુ ચઢાવેલા ચીરિયા–કાતળી તે.
**લુણહરામ,** વિ૦ કૃતઘ્ની, નિમકહરામ, ખાય તેનુ
**લુણી,** સ્ત્રી૦ એક જાતની ખારી ભાજી [ખોદનાર.
**લુણો,** પુ૦ ઇંટ, છો વગેરેમા રહેલો ખારનો ભાગ તે **લુણો** લાગવો–લુણો બહાર દેખાવો, ભિંત

ઉપર છારી વળવી [( અક્ષર, શબ્દ, ઈ૦ )
**લુપ્ત, વિ૦(સ૦)**વચમાથી જતુ રહેલુ, ઉડી ગયેલુ
**લુપ્તોપમા, સ્ત્રી૦** અપૂર્ણ ઉપમા, ( ઉપમામા ઉપમેય, ઉપમાન, સામાન્ય ધર્મ ને વાચક એ ચાર વાના સ્પષ્ટ જોઇએ પણ જ્યા એક અથવા બે ઓછા હોય ત્યા લુપ્તોપમા જાણવી ) [અભિલાષી
**લુબ્ધ, વિ૦ (સ૦)** લોભિયુ, લાલચુ ૨ ઇપ્સુ,
**લુબ્ધક, પુ૦** શિકારી, વ્યાધ ૨ લાલચવાળો
**લુબ્ધા, સ્ત્રી૦** લોભ, આતુરતા, 'અરે છુ પ્રગટલા,મનહર મુગ્ધા છોડી લુબ્ધા,વર્ય સારી"–પ્રે૦
**લુબ્ધાવુ, ક્રિ૦ અ૦** લોભાવુ, લલચાવુ
**લુમખો,પુ૦** મોટી લૂમ, ઝુમખુ, પાનફૂલનો મોટો ગુચ્છ ૨ પ્રાપ્તિ, ફાયદો
**લુલરી, સ્ત્રી૦** ચાકરડી, દાસી "આહીરડા અમો ક્યમ ગમુ રે, લુલરીથી લાગ્યો રગ"–**ભાલણ**
**લુલી, સ્ત્રી૦** જીભ, જીભ્હા [ઢીલુ, નિર્બળ
**લુલુ, વિ૦** લગડુ, ખોડુ ૨ બળ–શક્તિ વગરનુ
**લુવાણી, સ્ત્રી૦** લુવાણાની સ્ત્રી
**લુવાણો, પુ૦** રજપૂતની એક વેપાર કરનારી જાત
**લુવાર, પુ૦** લોઢાના ઘાટ ઘડનારો ૨ લુહારના ટાકણા જેવી સખત ચાચવાળુ એક પક્ષી
**લુવો,પુ૦**લુઓ, કણકનો વણવા માટે કરેલો ગોળો
**લુશ, વિ૦** નરમ, શિથિલ, ઢીલુ
**લુશ-લુશ, અ૦** ઉતાવળમા, ઝટઝટ
**લુસ, વિ૦**થાકેલુ,શ્રમિત થએલુ ૨ (અ૦) ટીલુ
**લૂ, સ્ત્રી૦**ઉનાળાના દિવસમા ગરમ પવનનો ઝપાટો તે ૨ ગરમ પવનના ઝપાટાથી આવેલો તાવ
**લૂઇ, સ્ત્રી૦** લુવો
**લૂક–ખ,સ્ત્રી૦** લ, તડકાનો તાન
**લૂટ, સ્ત્રી૦** લુટવુ તે ૨ લુટેલુ તે, અપહરણ
**લૂટવુ, ક્રિ૦અ૦** આળોટવુ, ગબડવુ
**લૂણ,ન૦(લવણ)**મીઠુ નિમક ૨ ઉપકાર એહસાન લૂણ ઉતારવુ=વરને નજર ન લાગે તે માટે તથા તેની અલાબલા દૂર રહે માટે બહેન પાછળ બેસી એક વાડકીમા મીઠાના કાકરા ભરીને ફેરવે છે તે
**લૂણવાણી, સ્ત્રી૦** રોટલો ઘડતા લોટનો લુઓ વાળતા મીઠાનુ પાણી કરેલુ તે
**લૂમ,સ્ત્રી૦**ડાળી સાથે વળગેલો ફળ વગેરેનો જથો, ઝુમખો, લુમ, ગુચ્છ
**લેરખડુ ન૦** લેરખુ, ઝુમખુ
**લેરિયુ, ન૦** લહેરની ભાતવાળુ કપડુ
**લેરકવુ, ક્રિ૦ અ૦** લટકવુ, લબડવુ, ફરફરવુ
**લેરકાવવુ, ક્રિ૦ સ૦** ધ્રુજાવતા લબાવવુ, મલાવવુ (સૂર) ૨ ઝુલાવવુ ૩ ફરકાવવુ, ધ્રુજાવવુ
**લેરકો, પુ૦** લહેકો, ચાલવાનો મરોડ, લટકો ૨ ચાવી ચાવી બોલવુ તે
**લેઘાવુ, ક્રિ૦ અ૦** જરાક ખોડાવુ, લગડાવુ
**લેઘી,સ્ત્રી૦** બાળકની સુથણી, ચોરણી
**લેઘો, પુ૦** કમ્મરથી તે પગની ઘુટી સુધી પહેરવામા આવતુ સુતરાઉ કપડુ, સુરવાળ, સુથણો, ચોરણો [મોટી, સુવાળી
**લેચી,સ્ત્રી૦**ઘઉની કણકની બેપડી પાતળી રોટલી,
**લે, સ્ત્રી૦**લેહ ૨ ચડસ ૩ ટેવ ૪ સ્વાદ,રસ ૫ તલ્લીનતા ૬ મમ્મત
**લેકિન,અ૦** પણ, તોય
**લેખ, પુ૦** લખેલુ તે ૨ કોઇ લખાણ, નિબધ, ૩ કરાર, ખત, ચીઠ્ઠી ૪ મરકાર, સબધ, નસીબ 'કર્મના લેખ' [લેખ લખનારો
**લેખક, પુ૦ (સ૦)** લખનાર, લહિયો ૨ કર્તા,
**લેખણુ, સ્ત્રી૦** લખવાનુ સાધન, કલમ
**લેખન૦(સ૦)** લખવુ તે ખોદવુ કોતરવુ તે
**લેખપત્ર,પુ૦** કરાર, દસ્તાવેજ, ખત, લખાણ
**લેખવવુ, ક્રિ૦ સ૦** દરકાર રાખવી હિસાબમા લેવુ, ગણકારવુ "બળવાન શત્રુને તેણે લેખવ્યો
**લેખવુ, ક્રિ૦ અ૦** ગણવુ, દરકાર કરવી [નહિ'
**લેખા, સ્ત્રી૦** લીટી, રેખા ૨ લિપિ
**લેખાવટિયો,પુ૦** ગણિતવેત્તા, જોષી ૨ લેખક,
**લેખિની, સ્ત્રી૦** કલમ, લેખણ [ચોપડા લખનારો
**લેખુ, ન૦** ગણતરી, પ્રણામ, હિસાબ "સાતો લાખે લેખા છે" ૨ લખાણ ૩ મોએ ગણાય તેવા ટકા સહેલા હિસાબ
**લેખે, અ૦** હિસાબે, પ્રમાણે, રીતે, દર મુજબ ૨ પ્રીત્યર્થ, દરકાર રાખીને, અર્થે વાસ્તે "પરમેશ્વરને લેખે" લેખે લાગવુ–મજરે પડવુ કામમા
**લેજત, સ્ત્રી૦** લહેજત, જુઓ [આવવુ

**લેઞો**, પુ૦ નિમેષ, પળ વાર ૨ પલકારો
**લેટવુ**, ક્રિ૦ અ૦આડુ થવુ આળોટવુ,જરાવાર સુવુ
**લેણુ**,ન૦ લહેણુ, લેવાનુ તે,
**લેણુ**, વિ૦ ગિલ્લી દ ડાની રમતમા એક દાવ
**લેણુ**, વિ૦ લેનાર " જીવ લેણુ "
**લેણદાર**,પુ૦માગનાર, લેણિયાત (ઉલટુ દેણદાર)
**લેણાદેણી**,સ્ત્રી૦ લેવડ દેવડ, વ્યવહાર ૨ પેલે જન્મ આપેલુ તે આ જન્મે લેવાનુ એવો જે કર્મનો સબધ તે, ઋણાનુબધ ૩ લહેણુ, ભાવ.
**લેણિયાત**, પુ૦ માગનાર, ધીરનાર, લહેણાવાળો " લેણિયાતતો લહેણુ લેવા આવે, દીવા જેવુ "
**લેણુ**,ન૦ આપેલુ પાછુ લેવાનુ તે ૨ સુખ થાય તેવો સબધ
**લેતાણુ**, સ્ત્રી૦ લેમેલ, હાયવાય, ભય ભરી ગભરામણ ૨ જલદીથી પૂર્ણ કરી દેવાની વ્યાકુળતા.
**લેપ**,પુ૦ (સ૦) ઢીલો પદાર્થ લગાડવો–ચોપડવો તે ખરડ, ખપૈડો, પાતળો થર
**લેપડી**,સ્ત્રી૦ લુગદી, પોલટિસ
**લેપડુ**, ન૦ મોઇ ન ઉડવાથી તેને ભોય સરસો ડડો મારવો તે ૨ વિ૦ ખોટો ગળે પડનાર
**લેપડો**, પુ૦ પોપડો, થર
**લેપન**, ન૦ લેપ કરવો તે, લેપ, ખરડ.
**લેપવુ** ક્રિ૦ અ૦ લાગવુ, વળગવુ, ચોપડવુ ૨ ઢાકવુ, 'રાહુ ચદ્રને લેપે" ૪ કૂદી જવુ, લોપવુ ૪ લગાડવુ
**લેફો**,પુ૦વળગેલો કાદવ, લપકો.(પગે–જોડાએ ઇ૦)
**લેબાસ**, પુ૦ (ફા૦) પહેરવેશ, પોશાક, પહેરવા ઓઢવાની રીત
**લેભાગુ**, વિ૦ અહિંથી તહિંથી એમ પારકુ થોડુક લેઇ પોતાનુ દેખાડનારો ૨ કોઈ કામમા દોડાદોડ કરનાર, લેઇને નાસી જનાર ૩ લેઈ પડેલુ, ઉપરચોટિયા જ્ઞાનવાળુ
**લેમેલ**, સ્ત્રી૦ મરવાની તૈયારી, વિણાચુટા, ઉતાવળે કામ કરી દેવાની ગભરામણ
**લેરખડુ**, ન૦ લેરખુ, ઝુમખુ
**લેરિયુ**, ન૦ લહેરની ભાતવાળુ કપડુ.
**લેરખુ**, ન૦ ફૂલ ફળોનુ ઝુમખુ

**લેલાટ**, ન૦ કપાળ ભાગ
**લેલાર**, વિ૦ ઘણુ, વધારે, અતિશય "મગળ મોતી હસ ચરે જઈ, મગળ ગાલ લાલી લેલાર."
**લેલી**, સ્ત્રી૦ એક જાતની લીલી ચલ્લી
**લેલુ**, ન૦ કોટિયાનુ એક ઓજાર, લેલો
**લેલુટ**,વિ૦ નધણિયાતું, લેવાય ને લુટાય તેવુ
**લેલુર**,વિ૦ ઉધે ઘેરાયલુ, ઉઘેટુ ૨ ખૂબ મગતુ ને પહોચતુ એવુ
**લેલીમજનુ**, વિ૦ (લેલી નામની ખુબસુરત ઓરત ઉપર કોઈ કૈસ નામનો મરદ, મજનુન(દીવાનો) થઇ ગયો હતો તે ઉપરથી) દુર્બળ,નિર્ગત, બેહાલ. [ઘસવાનુ
**લેલો**, પુ૦ કડિયાનુ ઓજાર સલો લગાડયા પછી
**લેવટાં**, ન૦ નાના માછલા
**લેવડ**, સ્ત્રી૦ ઉધાર લેવાનો વ્યવહાર તે, લેવુ કરવુ તે લેવડ દેવડ=લેવા દેવાનો વહેવાર, ધીરધાર
**લેવડાઉ**,વિ૦ છિનાળ,વ્યભિચારી [ખરીદ કરાવવુ
**લેવડાવવુ**, ક્રિ સ૦ ઉપડાવવુ, ઉઠાવરાવવુ ૨
**લેવા દેવા**, ન૦ કોઈ પણ રીતનો લેવા–આપવાનો સબધ, લેવડદેવડ ૨ સંબધ, લાગતુ વળગતુ
**લેવાવુ**,ક્રિ૦અ૦ શરમાઇ જવુ, ખસિયાણા પડવુ, ૨ દુર્બળ પડવુ, શરીર સુકાવુ. ૩ લુટાવુ
**લેવુ**ક્રિ૦સ૦ ગ્રહણ કરવુ, સ્વીકારવુ ૨ પકડવું, ઝાલવુ, સહાવુ ૩ દાખલ કરવુ, અદર લેવુ, ભેળવવુ ૪ ખાવુ, પાન કરવુ ૫ કબુલ કરવુ ખેચવુ 'તેણે તેનો પક્ષ લીધો' ૬ ખરીદ કરવુ, વેચાતુ લેવુ ૭ સ્વીકારવુ, કબુલ કરવુ "તેણે ભેટ લીધી"૮ ધારણ કરવુ "સોગ લેવો" ૯ આણવુ, લાવવુ ૧૦ દોરવુ, તેડી જવુ 'છોકરાને કયા લીધો?' ૧૧ તોડીપાડવુ, નાશ કરવુ 'જીવ લેવો' ૧૨ ધમકાવવુ, ઠપકો આપવો 'તેને અવ્યો કે તરતજ લેઇ નાખ્યો.' ૧૩ ઉતારવુ,ટાકવુ,નોધવુ 'આ હેવાલ તમારી ચોપડીમા લઇ લો' ૧૪. બોલવુ,ઉચ્ચાર કરવો 'હુ કઇ તેનુ નામ લઉ છુ કે મારી બોહણી કર્યા કરે છે'
**લેવુદેવું**, ન૦ લેણું દેણું.

**લેશ**, વિ૦ રજ, કિંચિત, જરાક
**લેશમાત્ર**, અ૦ કિંચિત, જરાક, અલ્પ
**લેસ**, સ્રી૦ જરીની કિનાર-કોર
**લેહ**, પુ૦ ( લિહ્-ચાટવુ ) ચાટણ
**લેહ**, સ્રી૦ ચડસ, ૨ લગની, તાન, તલ્લીનતા
**લેહેર**, ન૦ ધીમો, મદ પવન
**લેહલીન**,વિ૦તલ્લીન 'લક્ષવેત્તા,લેહલીન વાસના, પરખે પરખનહારોરે ' [આણુતુ, પિછાનતુ
**લેહેવુ**, ક્રિ૦ સ૦ સમજવુ, જાણુવુ ૨ મનમા
**લેહેજત**, સ્રી૦ ( આ૦ લજ્જત્ ) અદરની ખુબી, સ્વાદ, રસ ૨ મઝા, ગમત, આનદ
**લેહેજો**, પુ૦ (આ૦ લહજ) આખ મિચાઇ ઉઘડે એટલો વખત, પળ, ક્ષણ
**લેહેણુ**, ન૦ પાન્ય મુકતા ભિડી સુતર વગેરનુ જે છોડુ આપે છે તે ૨ માગણુ લેણુદેણુ
**લોંકડી**, સ્રી૦ એક જાતનુ જગલી જનાવર
**લોઠુ**, વિ૦ પૈસાદાર, માતબર
**લોઠો**, પુ૦ શરીરે મજબુત ને જગલી હાલતમા ઉછરેલો કોળી-માછી ૨ મજબુત, જબરૂ ૩ તાલેવત ૪ યાર ૫ ધણી ૬ હુશિયાર,ચાલાક
**લોડી**, સ્રી૦ ચાકરડી, દાસી ૨ ઘરનુ કામકરવા વેચાતી રાખેની સ્રી, ગુલામડી **લોંડી** જાયો-લોડીનો છોકરો [ચાકર, દાસ
**લોડો**, પુ૦ વેચાતો રાખેલો માણુસ, ગુલામ ૨
**લોદો**, પુ૦ ચીકણા નરમ પદાર્થનો લોચો,લચકો
**લોમરી**, સ્રી૦ ઉનનુ કીમતી વસ્ર 'પાપણુ ઉપર પાઘ લેહકે, લોબરી ઓઢી લાલ'—પ્રેમા૦
**લોક**, પુ૦ (સ૦ લોક્-જોવુ) ગામ, દેશ, ખડના રહીશોનો સમુદાય 'ચીના લોક'૨ કોમ,જાતિ વર્ગ 'હિદુ લોક' ૩ માણુસ જાત, આલમ ૪ વર્ગ, મડળ, જાતિ ખલકત 'શૂદ્ર લોક, સિપાઇ લોક' ૫ જગત, દુનિયા એ ત્રણુ કહેવાય છે સ્વર્ગલોક, મૃત્યુલોક, પાતાળ લોક, વળી સાત પણુ કહેવાય છે, ભૂર, ભૂવર, સ્વર મહર,જન,તપ, ને સત્ય લોક
**લોકડિયા**, ન૦ સાધારણુ લોકનો વર્ગ (કવિતામા)
**લોકલાજ**, સ્રી૦ લોકમા લાજ લાગવી તે ૨ લોકમા સારૂ નઠારૂ કહેવાવાનો ડર તે
**લોકમત**, પુ૦ લોક કહેણી, કોઈ માણુસ માટે સારૂ નરસુ કહેવાવુ તે
**લોકરૂઢિ**, સ્રી૦ લોકાચાર, લોકવ્યવહાર
**લોકવાયકા**, સ્રી૦ જનકથા, ગપ અફવા
**લોકપ્રિય**, વિ૦ લોકોને ગમતુ, જનપ્રિય,
**લોકાઈ**, સ્રી૦ પરાયા-પારકા પણુ, લોકપણુ.
**લોકાચાર**, પુ૦ લોકમા જે રૂઢિ-રીત ચાલતી હોય તે, વ્યવહાર, ચાલ
**લોકાપવાદ**, પુ૦ લોકમા નઠારૂ કહેવાવુ તે
**લોકીક**, ન૦ કોઈ ને ત્યા મરણુ પ્રસગે રડવા જવુ તે, કાણુ મોકાણુ, સોમવારિયુ
**લોકાયત**, વિ૦ નાસ્તિક ' લોકાયત વાદે રે, પ્રભુ ને નવ લોપીએરે '—પ્રેમા૦
**લોકોત્તર**, વિ૦ (સ૦) લોકના વિચારથી પર-આવેનુ ઘણુ સરસ ૨ આ દુનિયા સબધીનહિ પણુ પેલી દુનિયા સબધી [કલ્યાણુ
**લોકોપકાર**, પુ૦ સર્વ લોકનુ કલ્યાણુ, સાર્વજનિક
**લોખંડ**, ન૦લોટુ, લોહ [સખત, મજબૂત, કઠણુ
**લોખડી**, વિ૦ લોઢાનુ બનાવેલુ, લોખડનુ ૨
**લોચ**, પુ૦ ( સ૦ લુચ્-તોડવુ ) માથાના વાળ પોતાને હાથે ઉખેડવા તે ( જૈન )
**લોચક**, ન૦ સ્તન, કુપ ૨. સુતારનુ એક ઓજાર ૩ કાજળ, મેશ ૪ સાપની કાચળી ૫ લોચો, ગોળો, પિડ
**લોચન**, ન૦ ફુપી નાખવુ તે, ચુટી તોડી નાખવુતે ૨, લુટી લેવુ તે ૩ આખ, ચક્ષુ ૪ જ્ઞાન.
**લોચના**, સ્રી૦ લોચ લોચ કરવુ તે, બેચેની,જખના ૨ અવલોકન, દેખવુ તે
**લોચવુ**, ક્રિ૦ અ૦ તલસવુ, ચહાવુ ૨ બોલ બોલ કરવુ ૩ ( મદવાડથી ) આમ તેમ આળોટવુ. લોથવુ ' આખી રાત લોચલોચ કર્યુ છે ' ૪ નુ થાવુ, લોચા જેવુ થઇ જવુ
**લોચો**, પુ૦ એકાદા લુગડાને ગમે તેમ વાળેલુ તે ડચુચો ૨. પદાર્થને ચાવતા ચોટી જવુ તે. ૩. ઢીલો ઘટ પદાર્થનો થોડો જથો, લચકો, લોદો. ૫ ગરબડ ગોટાળો, ગરબડિયુ ' હિસાબમા લોચા છે ' ૬ બોલવામા આથડા ખાવા, બોલતાક્ષબ્દ

ભાગા તુટા, સાંભળનાર ન સમજે તેવુ બોલવુ તે 'ભાઈ ઠીક બોલોની, લોચા શુ વાળો છો ?' ૭ તકરાર, ફડદુ, વાધો 'વચમાં લોચો નાખ્યો'

**લોચાવું,** ક્રિ૦ અ૦ ચુથાવુ, ગભરાવુ ૨ ભારે થવુ મિચાવુ ( આખ )

**લોટ,** પુ૦ અનાજનો બારીક ભુકો, આટો ૨ જેર, ભુકો, ગર લોટ માગવો=ભીખ માગવી લોટ ચાટતુ =પાયમાલ લોટ ફાકવો=ગમે તેમ બકવુ લોટ ઉડવો-સડી જવુ, પાયમાલ થઈ જવુ

**લોટકુ,** ન૦ ઠીકરાનો ઘાડવો, ચડવો, લોટુ

**લોટણ,** ન૦ એક જાતનુ કબુતર ૨ લોટવુ તે, આળોટવુ તે

**લોટપોટ,** વિ૦ લોથપોથ 'લોટપોટ થઇ ગઇ સૌ લલના પ્રીતમમા મન પ્રોયુ'—દયા. ૨ ગોટમોટ, મોઢે માથે ઓઢીને પડેલું [ખાવી ૨ સુવુ

**લોટવું,** ક્રિ૦ અ૦ આળોટવુ, ગરબડવુ, ગુલાટ

**લોટિયુ,** ન૦ ઘટીમાથી લોટ વાળવાનુ લુગડુ ૨ વિ૦ બોડુ રોડુ, લોટાના તળિયા જેવુ 'લોટિયો વહોરો' [ટીનુ વાસણ

**લોટી,** સ્ત્રી૦ નાનો લોટો, કળશી, લોટા જેવુ મા-

**લોટો,** પુ૦ પાણી પીવાનુ વાસણ, કળશિયો ૨ ઝાડો, અવામણ

**લોઢ,** પુ૦ છોળ, મોજો, તરગ ૨ હિડોળો ૩ તાપથી માટી ગળી બાઝેલો ગઠ્ઠો ૪ વાધો, તકરાર ૪ લોઢાની લાટ-લઠ્ઠો [પાડવા, પીલવુ

**લોઢવું,** ક્રિ૦ સ૦ કપાસમાથી રૂ ને કપાસિયા જુદા

**લોઢી,** સ્ત્રી૦ તવી, નાનો તવો. ૨ બહેન

**લોઢુ,** ન૦ એક જાતની કાળીને કઠણ ધાતુ, જેના હથિયાર, ઓજાર, ઇ૦ બને છે તે, લોખડ ૨ ઓજાર, હથિયાર, વતરણું

**લોથ,** સ્ત્રી૦ લાસ, મુડદુ ૨ ઉંચકવુ-નિભાવવુ ભારી પડે તેવુ માણસ ૩ ખાટલી, કરકટી

**લોથ,** વિ૦ રસ જીવ વનાનુ, નરસુ, નકામુ, ખરાબ. 'આજના પાન લોથ છે' ૨ ઠોઠ, બેહોશ ૩ અશક્ત, સુસ્ત; નરમ થઇ ગયેલુ લોથ પોથ-થાકીને છેક નરમ-ઢગલો થઈ પડેલુ

**લોથડી,** સ્ત્રી૦ લુગરેટમાં લોકેલી ભાખરી

**લોથવુ,** ક્રિ૦ અ૦ બેચેનમા આળોટવુ; લોટવું.

**લોથિયુ,** વિ૦ રસ-જીવ વનાનું, માલ વગરનું ૨. નરસુ, નકામુ, ખરાબ ૩ કુતરાનુ બચ્ચુ

**લોદર,** પુ૦ (લોધ્ર) એક જાતનું ઝાડ, અને તેની છાલ ૨ બાટ, પુષ્કળ તેલ નાખી બાફેલો લોટ

**લોધો,** પુ૦ મજબુત બાધાનો લાબો માણસ, દોઓ

**લોપડચોપડ,** ન૦ ચીકટ, ઘી તેલ વગેરે

**લોપ,** પુ૦ (સ૦) જતુ રહેવુ તે, ન દેખાવુ તે.

**લોપવું,** ક્રિ૦ સ૦ ઓળગવુ, ન માનવું; અવજ્ઞા

**લોબ,** સ્ત્રી૦ યાદદાસ્તી, સ્મરણ શક્તિ. [કરવી.

**લોબરી,** સ્ત્રી૦ સુદર ઝીણી ધાબળી, ઉનની ઓઢણી.

**લોબાન,** પુ૦ (આ૦) એક જાતનો ગુંદર. એ ધૂપ કરવામાં ને ઔષધના કામમા આવે છે

**લોભ,** પુ૦ (સ૦) કોઇ વસ્તુ પ્રાપ્ત કરવા અતિશય ઇચ્છા રાખવી તે, તૃષ્ણા, લાલચ

**લોભાવુ** ક્રિ૦ અ૦ લાલચુ થવુ, લોભમા પડવુ

**લોભાવું,** ક્રિ૦ સ૦ લોભ પમાડવો, લલચાવવુ

**લોભિયુ-લોભી,** વિ૦ જેને ઘણો લોભ હોય તે, ઘણો લાલચુ, તૃષ્ણાળુ

**લોમ,** પુ૦ (સ૦) કેશ, વાળ, રોમ, રુવુ [કામળી.

**લોમડી,** સ્ત્રી૦ લોબરી, બારીક વણાટની સુદર

**લોમ વિલોમ,** વિ૦ અવળુ સવળુ ૨ વહેરો, આતરો'

**લોલ,** પુ૦ ફેર, બે હાથ પસારીને ચક્કર ચક્કર ફરવુ તે ૨ કડીને અતે તાળી પાડતા વપરાતો વધારાનો શબ્દ ૩ વિ૦ ચચળ, ઝુલતું ને રમતુ ફરતુ ૪ સુદર, સુરેખ 'કાને કુડળ લોલક લોલ

**લોલક,** ન૦ ઝુલતુ લટકણિયુ, લબડતી નાની જડ વસ્તુ તે, 'ઘડિયાળનુ લોલક'

**લોલણી,** સ્ત્રી૦ મનોહર ચાલવાળી સ્ત્રી, લટકાળી સ્ત્રી, લાડલી 'મત મનાવે તો માનુ, હો લોલણી'

**લોલા,** સ્ત્રી૦ જીભ [નમાલુ

**લોલિયુ-ળિયુ,** ન૦ કડી, ઉમી, કણુસલુ. ૨

**લોલુપ,** વિ૦ મગ્ન, મચ્યુ રહેવુ 'લોભિયણુ તણુ મન લોભમા લોલુપ રહે' ૨ લાલચુ, ઇચ્છુ

**લોવુ.** ક્રિ૦ અ૦ લૂછવુ; લુગડાથી ઘસી કાઢવું

**લોહ,** ન૦ (સં૦) લોઢુ; લોખંડ. [ચમક પદાર્થ

**લોહકાન્ત,** પુ૦ લોહના ભેગવાળો એક પથ્થર,

**લોહચુંબક, ન૦** એક જાતનો ધાતુ, એક જાતનું લોઢું જેનામાં દૂર પડેલા લોઢાને ખેંચવાનો ગુણ છે, અયસ્કાંત [ગામડિયો

**લોહર-રિયો, વિ૦** ઘણો જાડોને મજબુત માણસ,

**લોહભસ્મ, સ્ત્રી૦** (સ૦) લોઢાની ખાખ

**લોહિયાળ-ળું, વિ૦** લોહિથી ભરેલું, લોહીવાળું.

**લોહિયું, ન૦** લોઢિયું, પેણી, કઢાઈ ર તવો,લોઢી

**લોહી, ન૦**પ્રાણીના શરીરની નસોમાં ફરી વળતો જે લાલ પ્રવાહી તે, રૂધિર, ખૂન ૨ તુકમ કુળ. ૩ સગપણ, મમધ **લોહી** પડવું=શરીરની કોઈ પણ ઈન્દ્રિય વાટે ઘણું લોહી નીકળવું (ઘણું કરીને ઝાડાવાટે નીકળે છે તેને કહે છે) **લોહી** આવવું=લોહી ભરાવું, પુષ્ટ થવું **લોહીનું** તરસ્યું =ખારીલું, વેરીલું, **લોહી** ઉકળવું=ક્રોધ વ્યાપવો, ઝનુન ચઢવું, તપી જવું, બળાપો થવો **લોહી** ઉકાળો કરવો=ગરમ થઇ જવું, **લોહી** ઉડી જવું =સુરખી જતી રહેવી, ફીકું પડવું **લોહી** પીવું=ચુસી ખાવું, વિત્ત વગરનું કરવું, હેરાન કરવું સતાવવું લોહી બળવું=ચિંતા થવી, સોસાઇ જવું **લોહીનું** પાણી થવું-લોહિમાં વિકાર થવો, ચિત્ત ઓછું થઇ જવું **લોહીનો** કોળિઓ=દિલગીરીનું ખાવું તે મરી ગયેલા જુવાનનું ખાવું તે

**લોહીલુહાણ, વિ૦** લોહીચુતું, લોહીનોહી થઈ ગયેલું [વાનું ઘરેણું

**લોળિયું, ન૦** કણુસલું ૨ કાનની લાળીએ પહે-

**લોળો, પુ૦** જીભનું ટેરવું

**લૌઓ, પુ૦** રાજાઓ આગળ ગતકડાં કરનારો માણસ, વિદૂષક,મસ્કરો હાજર જવાબી વૈહાસિક,

**લૌકિક, વિ૦** (સ૦) લોકમાં ચાલતું હોય તેવું (રૂઢી વગેરે) ૨ સાધારણ ૩ દુનિયાદારી ૪ ખરખરો [નામી, નામોશી

**લ્યાનત, સ્ત્રી૦** લયાનત, શરમ, ફિટકાર ૨ બદ-

---

## વ.

**વ, પુ૦** ૨૯ મો વ્યંજન વર્ણ અને ૪૦ મો મૂળાક્ષર.

**વ, અ૦** (આ૦) અને ૨ અથવા, વા

**વંશ, પુ૦** (સ૦) એક મૂળ પુરૂષથી ચાલેલા પુત્ર પૌત્રાદિકનો જે ક્રમ તે કુળ, ગોત્ર ૨ સંતાન, પરિવાર ૩ વાંસ

**વંશચરિત્ર, ન૦** વંશાવળી, પેઢી નામું

**વંશજ, વિ૦** (સ૦) વંશમાં ઉત્પન્ન થયેલું, જન્મેલું

**વંશપરંપરા, સ્ત્રી૦** પેઢી ઉતાર

**વંશાવળી, સ્ત્રી૦** વંશમાં ઉત્પન્ન થયેલાઓની યથાક્રમ નોંધ, પેઢીનામું

**વંશવૃક્ષ, ન૦** વંશ વિસ્તારનું ઝાડ

**વંશી, વિ૦** વંશનું-સબંધી "સૂર્ય-ચંદ્રવંશી"

**વંશી સ્ત્રી૦** (હિ૦ બંસી) વાંસળી, વેણુ,ગોવાળીઆ પાવા વગાડે છે તે

**વઇ, સ્ત્રી૦** વૈ, વાઇ [કવિરાજ, વૈદ્ય.

**વઈદ, પુ૦** [સ૦ વૈદ્ય] દવા કરનારો, ચિકિત્સક,

**વઇદું, ન૦** દવા આપવાનું કામ તે, પ્રાણીનો રોગ જોઈ તેના પ્રતિકારનો જે ઉપચાર તે ૨ ફૂટી નાખવું તે, કચરી નાખવું તે

**વઉ, સ્ત્રી૦** વહુ જુઓ ૨ ચીરો, તરડ, ફાટ — 'પગમાં વઉઓ પડી છે'

**વકટ, ન૦** [તેલુ૦ વકટુ-એક] ગીલી દડાની રમતમાં મોઇ અને ગમી (બદી) ની વચ્ચેનું અંતર ભરતાં પહેલું જે બોલાય છે તે વકટ ભરવી એમ બોલાય છે વકટરેડ=એક બે, એમ દડાની ગણતરીમાં બોલાય છે

**વકરવું, ક્રિ૦ અ૦** ફરી જવું, પટવાઇ જવું, વિપરીત થઇ જવું ૨ ફાટવું, બહેકવું હદ બહાર જવું 'વકર્યો ઉંદર કોળ' ૩ જોરથી કુદી નિકળવું, ફાલવું ૪ આડું થવું, વાંકા થવું ૫ સામા થવું, છટકવું, ખસી જવું

**વકરો, પુ૦** [સ૦ વિક્રય] વેચવું તે ૨ વેચાણ ૩ વેચાણથી ઉપજેલા પૈસા તે ૪ વેચાણને લગતું નામું તે, રોકડમેળ ૫ બદલે-કિમ્મત આપીને લીધેલું હોય તે **વકરો** કરવો=વેચવું, માલ વેચીને નાણાં કરવાં તે

**વકારવું, ક્રિ૦ અ૦** વકરે એમ કરવું, ચઢાવવું ઉશ્કેરી મૂકવું ૨ બહેકાવવું, સામું થાય એવું બનાવવું ૩. બળ આણવું

**વકાલત, સ્ત્રી૦** [અ૦] વકીલનું કામ ધંધો તે,

**વકાલતનામુ**, ન૦ વકીલત કરવાની સત્તાનો લેખ, મુખત્યારનામુ, વકીલપત્ર

**વકાસ**, પુ૦ ખીલવુ તે ૨ અવકાશ, ખોલ, તરડ

**વકાસવુ**, ક્રિ૦ અ૦ ફાડવુ, પહોળુ કરવુ, ઉઘાડવુ ૨ મો ફાડીને ટકટક જોયા કરવુ ૩ ક્રિ૦ અ૦ ઉઘડવુ (મો), ખીલવુ, (ફૂલ)

**વકી**, સ્ત્રી૦ [અ૦] સભવ, જોગ ૨ વાટ,વાયદો, રાહ ૩ ઉમેદ, આશા, ધારણા. ૪ અદાજ, મદાર, ઇચ્છેલા સમયની આશા

**વકીલ**, [અ૦] એક રાજાએ બીજા રાજાના દરબારમા રાખેલો પોતાનો માણસ તે, પ્રતિનિધિ, એલચી ૨ આડતિયો, સત્તાથી કામ કરનારો માણસ, એજન્ટ, મુખત્યાર ૩ અદાલતમા પક્ષકારો તરફની દલીલો કરનાર સનદી માણસ, બીજાના તરફથી લડત ચલાવનારો માણસ

**વકીલાત**, સ્ત્રી૦ વકીલનુ કામ-ધધો તે ૨ વકીલપણુ, બીજાની તરફથી દલીલ-વિવાદ ચલાવવાનું કામ તે ૩ વકીલના દરજ્જાની મોટાઇ

**વકુફ**, સ્ત્રી૦ [આ૦] સમજ, અક્કલ. ૨. ડહાપણુ, શાણુપણુ, ધીરજ અને જ્ઞાનવાળી યોગ્યતા વકુફદાર=સમજુ, ડહાયુ, વકુલ

**વકકર**, પુ૦ [આ૦] ભારબોજ, માન મર્તબો, મોભો, વજન ૨ દાબ, શેહ ૩ લાયકીવાળી રીતભાત, ઢગ. ૪ વિ૦ લાડ, કપરૂ, તોફાની, આકરા મિજાજનું વક્કર ખોવો=વજન ગુમાવવુ હલકા પડી જવુ [તે. ૨ ભાષણ

**વક્તવ્ય**, વિ૦ [સ૦] બોલવાને યોગ્ય, કહેવાજેવુ

**વક્તવ્યતા**, સ્ત્રી૦ [સ૦] કહેવા જેવુ જે તે ૨ અપવાદ, દૂષણ [કરનાર 'શ્રોતાવક્તા'

**વક્તા**, વિ૦ [સં૦] બોલનાર, ભાષણકાર, કથા

**વક્તૃત્વ**, ત૦ [સ૦] બોલવુ તે, બોલવાની શક્તિ-છટા તે, વાક્ચાતુર્ય, જબેફરાસી.

**વક્ત્ર**, ન૦ [સ૦] મો, મુખ, વદન ૨ ચહેરો

**વક્ર**, [સ૦] વાકુ, આડુ, તેડુ ૨ વળેલુ, વલણવાળુ ૩ ઉલટુ, વિરૂદ્ધ

**વક્રચચુ**, ન૦ પોપટ. ૨ વાકી ચાચવાળુ પક્ષી

**વક્રતા**, સ્ત્રી૦ [સ૦]વાંકાપણુ,વાકડાઇ,વાક,આડ.

**વક્રી**, વિ૦ [સં૦] વાકી ગતિએ જનાર, વાકુ ચાલનાર. ૨ એક રાશિમાંથી બીજી રાશિમાજાય એવુ 'વક્રીગ્રહ.' ૩ દ્વેષબુદ્ધિથી જોનાર ૪ વાકી લીટીમા પડનાર,વક્રીભવન=કિરણોનુ આડા પડવુ તે.

**વક્રોક્તિ**, સ્ત્રી૦ [સ૦] કટાક્ષનુ બોલવુ તે, વાકામા કહેવુ તે ૨ મહેણુ, ટાણો, ઠપકો ૩ એક કાવ્યાલકાર [પાસળીઓની પેટી તે

**વક્ષસ્થળ**, ન૦ [સ૦] છાતી, પેટની ઉપરની

**વક્ષ્યમાણ**, વિ૦[સ૦] આગળ કહેવામા-બોલવામા આવનારૂ તે, હવે પછી બોલવાનુ તે

**વખ**, ન૦ [સ૦ વિષ] વિષ, ઝેર ૨ દ્વેષ

**વખત**, પુ૦[અ૦ વકત] કાળ, સમય ૨ મોસમ, ઋતુ ૩ સંધી, લાગ, તક, જોગ. ૪ કમબખ્તી, માઠી હાલત ૫ જમાનો, સમો કાળ. ૬ પટ, ખેપ, વેળા ૭ વાર થવી તે, મોડુ ૮ નવરાશ, ફુરસદ ૯ ભવ, અવતાર ૧૦ આયખુ ૧૧ ગીલીદડાની રમતમા એક દાવ. વખત બે વખત=કવખત-યોગ્ય અવસરે નહિ એમ, મોસમનો વખત નહિ તે

**વખતસર**, અ૦ ઘટતે વખતે, યોગ્ય પ્રસગે, સવેળા ૨ ઋતુ સમયે ૩ કદાચ, કદાચિત્

**વખતોવખત**, અ૦ વારંવાર, વારે ઘડીએ

**વખવખ**, સ્ત્રી૦ ભૂખના વળખા, વલોપાત,વખવખાટ, વખવખો ૨ કણકણ, ૩ વિણાચુટા

**વખવખવુ**, ક્રિ૦ સ૦ ખાઉ ખાઉં કરવુ,વળખા મારવા, ફાફા મારવા, તલપવુ ૨ રગરગ કરવુ, કણકણવુ

**વખવખાટ**, પુ૦ વખવખ, વલોપાત, વળખા મારવા તે ૨ ખાઉ ખાઉ કર્યા કરવુ તે,ખાઉધરા વેડા ૩ કકળાટ

**વખવાદ**, પુ૦ વિખવાદ, દ્વેષ, ઝેર. ૨ ટટો,કજિયો

**વખાણ**, ન૦ [સં૦ વ્યાખ્યાન] પરમેશ્વરના ગુણ ગાવા તે, તીર્થંકરોનો ગુણાનુવાદ ગાવોતે. ૨ તારીફ, સ્તુતિ, પ્રશસા, શાબાશી

**વખાણવું**, ક્રિ૦ સ૦ તારીફ કરવી, ગુણ ગાવા, ૨ માન આપવુ, પ્રશસા-સ્તુતિ કરવી

**વખાણું**, ન૦ લોકમા વ્યાખ્યાનરૂપ થઇ પડેલી

જે શિખામણની વાત તે, ઉખાણું, કહેતી
**વખાર, સ્ત્રી૦** વેચવાનો માલ રાખવાનું સ્થાન–મકાન તે, કોઠાર, કોઠી, માલ ભરેલી દુકાન **વખારે** નાખવું=ઓછી અગત્ય આપવી, વહેતું મૂકવું, બહુ દરકાર કે ઉત્સાહ નહિ દેખાડવો તે
**વખારિયો, વિ૦** વખારનો માલીક ૨ વખાર ઉપર રહેનારો નોકર [વખારીને ભાગે કુચી'
**વખારી, વિ૦** વખારિયો, વખારનો ધણી 'છપ્પન
**વખુટું, વિ૦** વિખુટું સાથથી જુદું પડેલું
**વખુ, વિ૦** પક્ષનું તરફનું, વલણવાળું 'પિયેર-વખુ બાઇડી' ૨ **ન૦** પક્ષ, ઓથ, વગ,સહાય
**વખેરવું, ક્રિ૦ સ૦** છુટું કરી નાખવું,વેરી નાખવું. ૨ પાથરવું, પહોળું કરી નાખવું ૩ છિન્નભિન્ન કરી નાખવું, ભાગ વગેરે છુટા કરી નાખવા
**વખો, પુ૦** વિપત્તિ ભૂખનું દુઃખ, હેરાનગતી, સંકટ, આજીવિકાની મુશ્કેલી વખાનો માર્યો દેશ છોડી પરદેશ આવ્યે' [દયા કરવી ધિક્કારવું
**વખોડવું, ક્રિ૦ સ૦**ખોડ કાઢવી,નિંદવું,ભૂલ કા
**વખોરો, પુ૦** ટેબલ–કબાટ વગેરેનું અંદરનું પાસા પડતું ખાનું તે ૨ નાની પેટી–પાન સોપારીની
**વગ, સ્ત્રી૦** [ ફા૦ ] ઓળખાણ–પિછાણનો જે સબંધ તે, શિફારસ ૨ લાગ તક, અવસર, યોગ ૩ જગા ઠેકાણું માગ ૪ પક્ષ, તરફેણ, ૫ સબંધ–પરિચય 'મીનોમા વગનો માણસ પેસે' સત્તા, ટેકો ૬ વગેવગે કરવું=લાગ ને સગવડ હોય તે પ્રમાણે કાર્ય કરવું વગ લાગવો= સફારસ થવી, કામ સરવું
**વગડવું, ક્રિ૦ અ૦** વાગવું, અવાજ થવો
**વગડાઉ, વિ૦** જંગલી, રાની
**વગડો, પુ૦** જંગલ, રાન, ખુલ્લું મેદાન
**વગદા, ન૦** ફાંફા, વળખા **વગદા** વિણવા= ફાફા મારવા
**વગર, અ૦** [આ૦] સિવાય, વિના, વણ **વગર** ભાડાની કોટડી=કેદખાનું **વગર** પાણીએ નાવ ચલાવવું=સાધન વગર કાર્ય સિદ્ધ કરવું
**વગવસીલો, પુ૦** મોટાની ઓળખાણ ને સહાય તે, ઓળખાણ અને સહવાસનું
**વગસગ, સ્ત્રી૦**વગ, વસીલો,સિફારસ ૨ સમાવેશ થાય એવી જગો, સગવડ
**વગળ, ન૦** ભેગ, મેળવણી, મિશ્રણ ૨ ભ્રષ્ટતા, તુખમફેર ૩ કપટ, છળ ૪ બાવળ, લિમડો, ઈ૦ ની અંતરછાલનું પાણી તે
**વગાડવું, ક્રિ૦ સ૦** ઠોકીને ફુંકીને અવાજ થાય એમ કરવું ૨ નાદ કરવો ૩ વાગે–આઘાત થાય એમ કરવું, 'જો જો છરી ન વગાડતા' ૪ લાગવું, મારવું ઢોર વગાડે તેમા માલિક શું કરે ?'
**વગિયું, વિ૦** વગનું, તરફેણનું, પક્ષનું ૨ ઓળખીતું, સબંધનું ૩ **ન૦** તરફદારી, પક્ષપાત ૪ વગવાળું માણસ ૫ સગા સબંધીને વધારે આપવું તે ['છાણું એક વગું કરો'.
**વગું, અ૦** જથે, તફે, તરફે ૨ બાજુ, તરફેણ
**વગુતવું, ક્રિ૦ અ૦** ગુંચાવું, ભરાવું, 'અલ્યા ! માડ માયા વિષે ક્યા વગુત્યો'–રત્નો૦ [(સ્ત્રી)
**વગુતી, વિ૦** ભટકતી, રખડતી,દુષ્ટ આચરણવાળી
**વગેરે, અ૦** (આ૦ વગૈરિહી) અમુક અમુક અને વળી બીજા સર્વે એમ, ઇત્યાદિ અમુક અને બીજું ઉપલક બધું એમ
**વગો, પુ૦** વગું, બાજુ અમુક ભાગની જગા
**વગોણું, ન૦** નિંદા, ફજેતી, લોકમા ખોટું બોલાવું તે, ચરચાવું તે
**વગોવવું, ક્રિ૦ સ૦** નિંદા કરવી, ફજેત કરવું, ખરાખોટા દોષ બહાર મૂકી સામાની અપકીર્તિ થાય એમ કરવું
**વગોળવું, ક્રિ૦ સ૦** વાગોળવું; ફરીને ચાવવું; મમળાવવું ૨ (મનમા) વિચારવું
**વઘરકું, ન૦** ( સં૦ વિ ઘ્ન ) વધેડું, વઘરણું, હરકત, અડચણ ૨ વિઘ્ન આડખીની ૩ નિંદી કાઢેલું એવું તે સેળભેળ થઈ ગયેલું અને કુશકમા કાઢી નાખેલું એવું–અનાજ વગેરે બગદો તે ૪ વઘેડું, રાતી સાઠી જેવી ડાંગર
**વઘરણું, ન૦** વિઘ્ન, હરકત, અડચણ ૨ આડખીલી 'વિવાહમા વઘરણ કરવું '
**વઘરો, પુ૦** (સં૦ વિગ્રહ) ટંટો, કજિયો; અણબનાવ ૨ વિઘ્ન ૩ ખરાબ થવાની તૈયારીમાં

આવવુ, સળવા માડવુ. (અનાજ)
**વઘળવુ**, ક્રિ૦ ઝરવુ
**વઘાર**, પુ૦ મરચા રાઈ ને હિંગ વગેરે તેલમા કકડાવી દાળ શાક વગેરેમા છમકારવા તે,ખોરણી. ૨ મમરો, ટુચકો ( ઉશ્કેરવા માટે ) વઘારી ખાવુ=બાળી ખાવુ, નકામુ રાખી મૂકવુ
**વઘારણી**, સ્ત્રી૦ હિંગ ૨ વઘાર કરવાનીરીત
**વઘારવુ**, ક્રિ૦ સ૦ વઘાર કરવો, ખોરણીકરવી. છમકારવુ ૨ લાભ કરવો, ફળ કાઢવુ ૩ તીખી મીઠી ધુણી દેવી [દીધેલા
**વઘારિયાં**, વિ૦ વઘારની વાસ આપેલા, ખોરણી
**વંક**, પુ૦ વાંક, આડુ વલણ
**વંકાઈ**, સ્ત્રી૦ વાંકાઇ, આડાઇ ૩ વિરોધ, વિરૂદ્ધતા ૩ હઠ, આગ્રહ
**વંકાવુ**, ક્રિ૦ અ૦ રિસાવુ, આડા થવુ, વાંકુ થવુ ૨ વાંક આવવો, વાંકુ વળવુ, મરડાવુ ૩ [દૂર ખસી જવુ
**વંગ**, સ્ત્રી૦ બંગ, કલાઇ
**વચકલુ**, ન૦ વાંકુ, આડુ, વાધો, અરધેથી આડુ પડવુ તે, વચકુ
**વચકવુ**, ક્રિ૦ અ૦ વચ્ચેથી-અરધેથી બેદિલી થઇ હોય તેવુ થવુ, રિસાવુ, છટકી જવુ
**વચકળવુ**, ક્રિ૦ અ૦ સરી જવુ,મચકોડાવુ, ખસી પડવુ 'હાથમાથી વચકળી ગયો, તેમા હુ શુ કરૂ?' ૨ નરમ પડવુ, ઓછુ થવુ 'સ્ત્રીત્વના ભાનથી, અગ્રશીખરે ચઢેલો કોપ ઢીલો પડયો-વચકળ્યો'
**વચકાવુ**, ક્રિ૦ અ૦ રિસાવુ, મરડાવુ, વંકાવુ, વચ્ચેથી છટકી જવુ ૨ વાંધો પાડી વિરૂદ્ધ પડવુ, છેડાવુ
**વચકેલ**, વિ૦ વંકેલ, આડે માર્ગે ઉતરી પડેલુ. છટકેલ, ૨. અટકચાળુ, આડુ ૩ તોફાની
**વચકો**, પુ૦ બેદિલી. ૨ વહેમ ૩ વાંધો
**વચગાળે**, અ૦ અરધે રસ્તે, દરમિયાન, મધ્યે ૨ અંતરાળે ૩ અવકાશમા, મહિ મહિ
**વચગાળો**, પુ૦ વચમાનુ અંતર, વચલો ભાગ, આંતરો, વચમા આવતુ જે કાંઇ તે.
**વચડવુ**, ક્રિ૦ અ૦ વલુરવુ, ઉઝરડા પાડવા.
**વચન**, ન૦ (સં૦) શબ્દ, બોલ. ૨ વાણી,ભાષણ, કથન ૩ કબુલાત, કોલ, વેણ ૪ પ્રતિજ્ઞા, પણ, ટેક ૫ મહેણુ, ટાણો, મર્મનો બોલ ૬ પ્રમાણ, વાક્ય, ઉદાહરણ ૭ વ્યાકરણમા એક અને અનેક એવી સખ્યા બતાવવાની સજ્ઞા **વચન આપવુ**=કોલ-વિશ્વાસ આપવો **વચન કાઢવુ**=બોલવું ઉચ્ચાર કરવો **વચન તોડવુ**=ફરી જવુ, બોલ્યુ ન બોલ્યુ કરવુ **વચન પાળવુ**=બોલ્યા પ્રમાણે વર્તવુ **વચન લેવુ**=કોલ વિશ્વાસ-ખાતરી કરી લેવી
**વચનાથ**, વિ૦ તાબેદાર.
**વચનિકા**, સ્ત્રી૦ ઉદાહરણ, પ્રમાણનુ ટુચકુ
**વચની**, વિ૦ વચનવાળો, વચન પાળનાર ૨ પ્રમાણિક, સત્યવાદી ૩ ટેકી, વફાદાર.
**વચનીય**, વિ૦ કહેવા જોગ, ઠપકાને યોગ્ય. ૨. ન૦ કહેતી, મહેણુ, ટાણો ૪. દૂષણ; લાંછન
**વચમાં**, અ૦ વચ્ચે
**વચરમાવુ**, ક્રિ૦ અ૦ વનસ્પતિનુ કરમાવુ ,તાજગી જતી રહેવી, શાકભાજીનુ ચિમળાવુ તે ૨ વચળવુ.
**વચલાવાંઘાનું**, વિ૦ મધ્યમ પંક્તિનું; સાધારણ હાલતનું, ઘણુ સારૂ નહિ તેમ ઘણુ નીચુ નહિ તેવુ
**વચલુ**, વિ૦ વચમાનુ, વચ્ચેનુ. ૨ ન૦ વચમા જે હોય તે બીજુ.
**વચવચ**, સ્ત્રી૦ બડબડાટ,વચમ઼ા ઉછાછળુ બોલવુ તે
**વચવચાટ**, પુ૦ વચમા વચમા ઉદ્ધતાઈથી બડબડવુ તે, વગર પૂછે વચમા બોલ બોલ કરવુ તે.
**વચળવુ**, ક્રિ૦ અ૦ જુવાનીના મદમા છકીજવુ, મર્યાદા બહાર જતા રહેવુ 'છોકરો વચળી ગયો' ૨ ભંગાણ પડવુ, વિઘ્ન નડવુ, હરકત પડવી, કચળી જવુ, ૩ ડાગળી ખસી જવી, ગાંડા થવુ, ભ્રમિત થવુ, ચળી જવુ **વચળેલ**-વિચળેલ, બહેકી ગયેલુ, ફાટી ગયેલુ, મર્યાદા બહાર, જતુ રહેલુ હોય એવુ નિર્લજ્જ, વ્યભિચારી.
**વચાળુ**, ન૦ કોઠી અને પેટી, પટારા વગેરેની વચ્ચેની ખાલી જગા તે, બે વસ્તુ વચ્ચે રહેલી ખાલી જગા ૨ ખુણો, બાકુ, 'ખુણેવચાળે જુઓ, પડેલુ હશે તો જડશે.'
**વચેટ**, વિ૦ વચલુ, મધ્યમ
**વચ્ચે** અ૦ બન્ને બાજુ સરખુ અંતર હોય તેમ.

તેવે ઠેકાણે, મધ્ય ભાગે ૨ કોઇ કામ ચાલતુ હોય તે વખતમા, દરમ્યાન, વચમા અદર, મા, મધ્યમા ૩, એક બીજાની મહિમહિ, પરસ્પરના સમધે ૪ બાજુપર નહિ પણ મેદાનમા, જાહેરમા સૌ કોઇ જાણે તેમ વચ્ચે આવવુ=દરમિયાનગીરી કરવી. વચ્ચે પડવુ=હાથ ઘાલવો ૨ સમાધાન કરવુ

વચ્ચોવચ, અ૦ મધ્ય ભાગે, વચ્ચે. [ધાન કરવુ

વચ્છ, પુ૦ (સ૦ વત્સ) છોકરૂ, બાળક ૨ ગાયનુ બચ્ચુ વાછરડુ. [ઝેરી ઔષધિ કદ

વછનાગ, પુ૦ (સ૦ વત્સનાભ) એક જાતનો

વછિયાત, પુ૦ માલ ખરીદ કે વેચાણ કરવા પરદેશ ગયેલો માણસ તે, આડતિયો

વછુટવું, ક્રિ૦ અ૦ જોરથી છુટીને જુદુ પડવુ, છુટવુ, ૨ કુટવુ, ઉડવુ અવાજ સાથે ઉડી પડવુ ૩ હેડો છોડવો, સ્વતત્ર રમતુ થવુ 'બાળક વછુટયુ ' ૪ વિયોગ થવો

વછુટું, વિ૦ જુદુ, નોખું, વિખુટુ, નિરાળુ

વછેરી, સ્રી૦ ઘોડીનુ બચ્ચુ, નાની ઘોડી, ટટવાણી ૨ (તિરસ્કારમા) છોડી-જુવાન કન્યા

વછેરો, પુ૦ ઘોડીનુ બચ્ચુ, નાનો ઘોડો, ટટવો. ૨ જુવાન, જુવાનિયો [૨ વિચ્છેદ, ભેદ, ફાટફુટ

વછો, પુ૦ (સ૦ વિચ્છેદ) વિજોગ, જુદાઈ, વિરહ

વછોડવુ, ક્રિ૦ સ૦ બાઝેલુ-ચોટેલુ જુદુ પાડવુ, જોરથી ખેચી આગળ કરવુ, આઘુ ખસેડવુ ૨ ધીર ધીરે વ્યસન મુકાવવુ, ઓછુ કરતા કરતા તદ્દન મુકી દે એમ કરાવવુ ૩ છોડવુ, ફેડવુ,

વછોયુ, વિ૦ વિખુટુ પડેલુ, વિયોગી, જુદુ પડેલુ 'ટોળા વિછોઇ મરગલી, તેમ ટળવળે માયજી '

વજન, ન૦ (આ૦) ભારેપણુ તે, બોજ, તોલ ૨ તોળવાનુ કાટલુ, જોખ ૩ ભારબોજ માન ૪ ગૌરવ, શેહ, વક્કર ૫ દમાણુ ભાર ૬ વગ.

વજનદાર, વિ૦ ભારે વજનવાળુ, બોજદાર, સગીન ૨ ભારબોજવાળુ, મન આમરૂ ને શેહ પડે એવુ પ્રતિષ્ટિત, કદર થાય તેવુ

વજનસર, વિ૦ પ્રમાણુમા, જોઇએ તેટલુ,

વજરકઠો, વિ૦ જરા ઘોળા ઘઉં (કાઠિ૦)

વજરબટ્ટુ, ન૦ એક જાતનું કઠણુ બી રિછના મોમા રખાવી મતરેલુ જેથી નજર લાગે નહિ એવુ છોકરાના હાલરામા રાખવામા આવતું બી.

વજતર, ન૦ વાજિતર, વાજતર, વાજુ

વજા, સ્રી૦ (આ૦) મતિ, બુદ્ધિ ૨ વૃત્તિ, વલણુ, રૂખ, ઇચ્છા ૩ ફાફા, વળખા, ભ્રમણા 'અખાજીવ તણી એ વજા, અજને ઠામે પૂજે અજા '

વજાડવુ, ક્રિ૦સ૦ વગાડવુ, મજાવવુ ખખડાવવુ

વજીફદાર, વિ૦ (આ૦) જેને સરકાર તરફથી ઇનામી જમીન મળેલી હોય તે, જમીનદાર, જાગીરદાર, ગરાસિયો, દેસાઇ [તે

વજીફો, પુ૦ ઇનામ દાખલ મળેલી વાડીની જમીન

વજીર, (અ૦) પાદશાહને સલાહ આપનારો મુખ્ય મસલતિયો, પ્રધાન, મત્રી (૨) સેતરજમાનુ એક મહોરૂ [કારકિર્દી તે

વજીરાઇ, સ્રી૦ વજીરપણુ, પ્રધાનનો અમલ અને

વજીરાત, સ્રી૦ વજીરાઇ, પ્રધાનવટુ ૨ વજીરનો દરજ્જો ૩ વજીર તરીકેની સાહેબી

વજીરી સ્રી૦ વજીરાત, વજીરની સાહેબી

વજુ ન૦ વળુ, હાથ પગ અને મો ધોવા તે (નિમાજ પઢતા પહેલા)

વજુદ, ન૦ સત્ય, ખરાપણુ, વાસ્તવિકતા, વિશ્વાસ કરવા જેવુ તે ૨ મૂળ આધાર ૩ વિ૦ સાચુ, ખરૂ, ખાતરી લાયક [માનકીનો કર

વજે, સ્રી૦ ગણોત, પાકેલા અનાજનો હિસ્સો,

વજેવળાતિયુ, વિ૦ ભાડુ જમે થાય અને વ્યાજ ખાતે મડાય એવી સરતવાળુ (ખાતુ-લખત)

વજ્જર, ન૦ (સ૦) વજ્ર, ઇન્દ્રનુ બહુજ કઠણુ હથિયાર ૨ વિ૦ વજ્ર, કઠણુ, સખત વજ્જરબાણુ=કારીવા

વજ્ર, ન૦ (સ૦) ઇદ્રનુ આયુધ ૨ ભાગે, તૂટે નહિ એવુ, અતિ કઠણુ અને મજબુત હથિયાર ૩ વિદ્યુત, વિજળી ૪ દીટુ, ફૂલની ડાડી

વજ્રઘાત, પુ૦ કડાકો (વાદળાનો)

વજ્રચર્મ, પુ૦ ગેડો

વજ્રછાતી, સ્રી૦ કઠણુ હૈયુ, દયાની કે ભયની જરાપણુ લાગણી ન થાય તેવુ હૈયુ ૨ વિ૦ નિર્દય,

વજ્રદંત, પુ૦ ઉંદર ૨ ડુક્કર [દયાહીન.

**વજ્રદંતી,** **સ્ત્રી૦** એક ઔષધિ
**વજ્રલેપ,** **પુ૦** ઝટ ઉખડે કે ખરે નહિ તેવો લેપ ૨ **વિ૦** સખત, ખરેખરૂ સજ્જડ
**વંચક,વિ૦** (સ૦ વંચ્-ઠગવું)ઠગ, કપટી,છેતરનાર
**વંચક** **ન૦** વાચનનો વિષય, વાચન [એના પ્રાણ'
**વંચવું,** **ક્રિ૦ અ૦** બચવુ, ઉગરી જવું 'કેમ વંચે
**વંચાર,** **ન૦** કમ્મર [તેમ કરવુ
**વંચાવવુ,** **ક્રિ૦ સ૦** બચાવવુ ઉગારવુ ૨ વાંચે
**વંચાવું,** **ક્રિ૦ અ૦** વાંચી શકવુ, ઉકલવુ ૨ ચર્ચાવું, નિંદા થવી 'કંચાયા સારા પણ વંચાયા ખોટા'
**વંચાળો,** **પુ૦** અવવરો ખુણો, ખાલી જગો, અખ્ખડ
**વંછના,** **સ્ત્રી૦** ઇચ્છા, ચાહના [ભામ
**વંજી,** **સ્ત્રી૦** ખપાટિયાની ભારી
**વંઝા,** **સ્ત્રી૦** (સ૦ વંધ્યા) વાંઝણી સ્ત્રી
**વટ,** **પુ૦** (સ૦) વડનું ઝાડ ૨ ટેક, પણ ૩ આબરૂ, ધીર ૩ [વાટ-સ્થળ] ધીરધાર કરવાની જગા-સ્થાન તે, બજાર 'નાણાવટ'
**વટતર,** **વિ૦** વટાતર, ધરેણિયાત, રૂપિયાનુ વ્યાજ નહિ ને ઘરનુ ભાડુ નહિ એવુ, વટાવથી જેનુ અંતર ભાગી નાખવામા આવેલુ હોય એવુ વ્યાજ વટતરનો ધંધો
**વટક,** **સ્ત્રી૦** ઉપરામણી, વધારાની રકમ ૨ નુકસાની, ખોટ, બદલો વટકવાળવી=બદલો વાળવો વેર વાળવુ
**વટકવુ,** **ક્રિ૦ અ૦** વટકી જવુ, રીસમા ખસી જવુ, વંકાવુ, છટકી જવુ **વટકીજવુ**-વંકાવુ છટકી જવુ, દહોતા પાટુ મારી ખસી જવુ
**વટલવું,** **ક્રિ૦ અ૦** સ્વજાતિ ને ધર્મ તજીને પર જાતિ ને પરધર્મ સ્વીકારવો, કુલાચાર ભ્રષ્ટ થવુ, પતિત થવુ [કે અસલ કુલાચાર તજાવવો
**વટલાવવુ,** **ક્રિ૦ સ૦** વટલે એમ કરવુ, સ્વધર્મ
**વટલાવુ,** **ક્રિ૦ અ૦** વટલીજવુ, આચાર ભ્રષ્ટ થવુ
**વટલેલ,** **વિ૦** વટલેલુ, ધર્મભ્રષ્ટ
**વટલો,** **વિ૦** નરસુ, પાજી
**વટલોઇ,** **સ્ત્રી૦** તાબડી
**વટવું,** **ક્રિ૦ અ૦** થઇ ચૂકવુ, જવુ રહેવુ, 'વેળા વટી ગઇ' ૨ પસાર થવુ ૩ પાછુ હઠવુ, ઓસરવુ 'પાણીની વીળ વટી' ૪ નાસીજવુ, આઘાપાછા થઈ સતાઇ જવુ **વટીજવું**-પસાર કરી જવુ, દૂર જતા રહેવુ, ઓલંગી જવુ
**વટહુકમ,** **પુ૦** સમવવાળા સર્વે તરફ લખેલો હુકમ, મુખ્ય હુકમ
**વટાણા,** **પુ૦** (સ૦ વાતાન) એક જાતનુ કઠોળ **વટાણા** વાવવા=નાસી જવુ, સટકીજવુ, પોબારા ગણવા [લાકડાની કલમ, વતરણુ
**વટણુ,** **ન૦** પાટી ઉપર ધૂળ નાખી લખવાની
**વટાવ,** **પુ૦** (હિ૦)વળતર, મુદ્દલમાથી કંઈ કારણથી ઓછુ લેવુ અથવા કાપી આપવુ તે, છુટ ૨ મોટા સિક્કાનુ પરચૂરણ લેતા જે ઓછુ આવે તે, બદલામણ
**વટાવવુ,** **ક્રિ૦ સ૦** એક જાતનુ નાણુ આપી તેના બદલામા બીજી જાતનુ-પરચૂરણ નાણુ લેવુ, ખુરદો કરવો, બદલો કરાવવો ૨ હુંડી, નોટ, વગેરેના નાણા કરવા તે ૩ પસાર કરવુ, પાછળ મૂકવુ, ઓળંગવુ, છોડવુ 'વડ વટાવ્યો કે પછી કંઇ ભો નથી' ૪ કચરાવવુ, ભુકો થાય એમ કરાવવુ ૫ સરસ હોવુ, ચઢવુ 'છોકરો બાપને વટાવે તેવો છે'
**વટાવુ,** **ક્રિ૦ અ૦** ભુકો થવો, ચુરો થવો ૨ કચરાવુ, છુદાવુ, ભિડાવુ ૩ ખૂબ મહેનત લેવી, ઘસાવુ 'નાનો ગુમાસ્તો ઘણુ વટાય'
**વટાળ,** **પુ૦** વટલેલાપણુ, ભ્રષ્ટતા 'વહાલામા વળી વટાળ શો?'
**વટાળવુ,** **ક્રિ૦ સ૦** કોઇએ કોઇને તેના ધર્મમાથી પોતાના ધર્મમા આણવુ, આચાર મુકાવવો ૨ નહિ ખપતુ ખાય તેમ કરવુ ૩ ભ્રષ્ટ કરવુ, જેનુ ન ખપે તેણે અડકવુ (વાસણ, ખાવાનુ, ઇ૦ ને) ૪ ટપી જવુ, સરસાઇમા વધવુ, ઉપરી થવુ, આગળ જવુ
**વટાળો,** **પુ૦** વટાળ ભ્રષ્ટતા ૨ વગળ
**વટિકા,** **સ્ત્રી૦** (સ૦) ગોળી.
**વટી,** **વિ૦**ટેકવાળુ ૨ ધીરધાર કરનાર 'નાણાવટી' ૩ ધારણ કરનાર 'કંકાવટી'
**વટીક,** **અ૦** પણ, સુદ્ધાત.

**વટુ**, વિ૦ ત્વ ને પણુ ના અર્થમા 'પ્રધાનવટુ'
**વટુકાર-કો**, પુ૦ ઢગ, રીતભાત
**વટેણુ**, ન૦ વતરણુ વટાણુ [પ્રવાસી
**વટેમાર્ગુ**, વિ૦ વાટે જનાર, રાહદારી, મુસાફર,
**વડ**, પુ૦ (સ૦ વટ) સારી છાયા આપનારુ એક મોટુ અને ઘટાદાર ઝાડ **બાપ** તેવા બેટા અને **વડ** તેવા ટેટા=મા તેવી દીકરી ને ઘડો તેવી ઠીકરી, સરખા ગુણુ-ખાસિયતનુ **વડના-વાદરા ઉતારવા**=બહુ તોફાન કરવુ 'એતો વડના વાદરા ઉતારે એવો છે'
**વડકણુ**, વિ૦ તકરારી સ્વભાવનુ, વડવાડિયુ, લડકણુ, ટટાખોર, વડકારૂ 'વડકણી વહુએ દીકરો જણ્યો'
**વડકારૂ**, વિ૦ વડકણુ, કજિયાખોર મિજાજી
**વડભીરૂ**, પુ૦ મુખ્ય સાથી, ટોળીનો આગેવાન
**વડવઇ**, સ્ત્રી૦ વડવાઇ, વડની મળિયો
**વડવા**, પુ૦ પિતૃઓ, પૂર્વજો ૨ સ્ત્રી૦ ઘોડી
**વડવાઈ**, સ્ત્રી૦ વડ અને પિપર વગેરેના ડાળમાથી ફૂટીને લબડતા મૂળિયા તે વડની જટા
**વડવાગોલ**, સ્ત્રી૦ (સ૦ વલ્ગુલી) એક જાતનુ રાત્રિચર પક્ષી એ આખો દિવસ ઝાડને ડાળે ઉધે માથે લટકે છે અને રાતે ચારો કરવા ઉડી જાય છે (એ પક્ષી ઈંડા મૂકતુ નથી પણ બચ્ચાને જન્મ આપે છે) [બોલચાલ
**વડવાડ**, સ્ત્રી૦ વઢવાડ, ટટો, કજિયો, મારામરી,
**વડવાડિયુ**, વિ૦ ટટાખોરિયુ લડકણુ ૨ **વડવાડિયા**=એક જાતના પક્ષી, ચીબઠી, વડવાગલા
**વડવાનળ**, પુ૦ (સ૦ વડવા-ઘોડી+અનલ-દેવતા) સમુદ્રમા રહેલો અગ્નિ તે, સમુદ્રના તલિયામા રહેલી ગરમી તે ૨ જળમાની પૌરાણિક અગ્નિદેવતા એનુ મો ઘોડી જેવુ ને શરીર જ્વાળારૂપ કહેવાય છે
**વડવુ**, ક્રિ૦ અ૦ બોલચાલ કરની, કજિયો કરવો, બાઝવુ, ૨ ક્રિ૦ સ૦ ઠપકો આપવો, ચીઢવુ, ખીજવુ
**વડવો**, પુ૦ બાપના બાપ, અથવા માના બાપ તે, દાદો આજો **વડવા**=પૂર્વજો
**વડસસરો**, પુ૦ વરવહુના સસરા-સાસુનો બાપ તે
**વડસાવિત્રી**, સ્ત્રી૦ (વટ+સાવિત્રી=સૂર્ય પુત્રી.) જેઠ સુદિમા આવતુ એક વ્રત નવા પરણેલા વરવહુએ સૌભાગ્યને માટે તેનુ આરાધન અને વ્રત પૂજા વગેરે કરવા તે
**વડસાસુ**, સ્ત્રી૦ સસરા-સાસુની મા [મોટો સહાયક.
**વડહસ્થ**, વિ૦ બળવાન, સમર્થ, જમણો હાથ,
**વડાઇ**, સ્ત્રી૦ મોટાઈ, લોકમા મોટા ગણાવાપણુ તે ૨ આબરૂ, ઈજત, કીર્ત્તિ ૩ અભિમાન, પતરાજ, ફૂલાશ
**વડાગરૂ**, વિ૦ (વડુ+અગર) દરિયા કિનારા ઉપર ખોદેલા કુવાઓના ખારા પાણીને સુકવીને બનાવેલુ પાસાદાર ગાગડુ મીઠુ.
**વડારણ**, સ્ત્રી૦ ગોલી, ખવાસણ, રાણીની દાસી.
**વડાવા**, પુ૦ બાપદાદાઓ, પૂર્વજ
**વડાડસાત**, સ્ત્રી૦ વિનાયક શાન્તિ
**વડિયાઈ**, સ્ત્રી૦ બાપની અથવા માની મા તે, દાદી
**વડિયો**, પુ૦ પ્રતિસ્પર્ધિ સામાવાળિયો, પ્રતિપક્ષી 'મૂર્ખનો વડિયો પડિત, માનનો વડિયો નરમાશ' ૨ સમાનતા ધરાવનારો, ભીરૂ
**વડી**, સ્ત્રી૦ (સ૦ વટી) ગોળી, ગરગોલી, નાની લચકી ૨ ચોળાની દાળને વાટી મસાલો નાખી તેની નાની લચકીઓ બનાવી સુકેવેલી જે ગરગોલીઓ તે **વડીપાપડ** વઠી જવા=ખાટુ મોળુ થઈ જવુ કામ બગડી જવુ
**વડીલ**, વિ૦ મોટુ, માનનીય, પૂજ્ય, મુરબ્બી જ્યેષ્ઠ ૨ કુટુંબ સગાસ્નેહીમા જે માનનીય મોટુ તે ૩ પુ૦ વડવો, દાદો, પૂર્વજ **વડીલોપાર્જિત**=દાદાએ પેદા કરેલુ, (માલમિલકત) વારસે મળેલુ, **વડીલ પરપરાગત**=બાપ દાદાથી
**વડુ**, વિ૦ મોટુ (સગપણુ, ઉમ્મર, ગુણ પદવી, હોદ્દા વગેરેમા) ૨ વૃદ્ધ. ૩ ઉત્તમ, શ્રેષ્ઠ તે **વડુ કરવુ**=બુઝાવવુ, ગુલ કરવુ, દીવો રાજ કરવો.
**વડુ**, ન૦ અડદની દાળ વાટી તેની તળી કાઢેલી નાની પણ જાડી થેપલીઓ તે, ધારી (નાગરમા), અડદની જાડી પૂરી
**વડે**, અ૦ એ, થી ઇ૦ વિભક્તિઓનો પર્યાય ૨. મારફત, લીધે, દ્વારા, યોગે, સાધને.

**વડીવો**, પુ૦ દાદો, આજો ૨ પૂર્વજ
**વઢકણુ**, વિ૦ લડવાડિયુ કજિયાખોર
**વઢકારૂ**, વિ૦ ઢકાસિયુ, લડવાડિયુ
**વઢવાડ**, સ્ત્રી૦ અણુમનાવ, તકરાર ૨ કજિયો લડાઇ, મારામાર, તોફાન [વિવાદ કરવો
**વઢવું**, ક્રિ૦ અ૦ વડવુ, લઢવુ ૨ તકરાર કરવી,
**વઢાવું**, ક્રિ૦ અ૦ કપાવુ, છેદાવુ
**વણ**, અ૦ વિના, વગર, સિવાય ૨ પુ૦ કપાસના છોડ તે [લુગડુ બનાવનાર, વણનારો
**વણકર**, પુ૦ સુતર, રેશમ કે રેસાના તતુઓનુ
**વણકરી**, સ્ત્રી૦ વણવાની મજુરી, વણાઇ
**વણછો**, પુ૦ ઓથ ૨ ઝાડની છાયાની મર્યાદા તે, છાયડો, છાયો [સાટવુ તે
**વણજ**, ન૦(સ૦ વાણિજ્ય) વેપાર ધધો, વેચવુ
**વણજાર**,સ્ત્રી૦વેપારી માનની પોઠ તે,માલ ભરેલા પોઠીની લગાર તે, કાફલો ૨ હેલ, એક સામટો આવેલો માલનો જથો
**વણજારી**, સ્ત્રી૦ વણજારાની સ્ત્રી. ૨ વેપારીની સ્ત્રી, શેઠાણી, વેપારણ 'વણજારો તુ, હુ વણજારી, મુગટપર મેવારી, મેવારી'
**વણજારૂ**, વિ૦ વણજારમાનુ, ટાડાનુ ૨ વેપારીનુ, બજારૂ ૩ રાની,જગલી 'વણજારૂ કુતરી'
**વણજારો**, પુ૦ બળદની પીઠપર માલ ભરી દેશ પરદેશ લઇ જનાર વેપારી ૨ એ નામનો એક રાગ, બનજારો
**વણતર**, ન૦વણવુ તે, વણાટ ૨ વણવાની તરેહ -રીત તે ૩ પોત, કુમાશ, વણાટ
**વણવુ**, ક્રિ૦ સ૦ રેસા તાર વગેરેને આબળી લાબો દોર બનાવવો, આબળવુ, આબળા દેવા ૨ આડા ઉભા તતુઓ-તારને સાળ પર ચઢાવી ઠોકીને કપડુ બનાવવુ ૩ કણકના લુવાને વેલણ ફેરવી મોટો કરવો, રોટલી-પૂરી વણવી. ૪ વિસ્તારવુ, વધારવુ, બનાવટ કરવી, 'વણીને વાત કરવી' ૫ ચુટી કાઢવુ, ચગદી દાબીને રોટલા જેવુ કરી નાખવુ, પાયમાલ કરવુ 'વાટ આવ્યો નાંખે વણી' ૭ કેળવવુ,ગદડવુ, ટુપવુ, ખુદવુ, 'દીકરી જણી ત્યારે વણી શે નહિ?' ૮ વિણવુ, નિવેડી કાઢવુ.
**વણસવું**, ક્રિ૦ અ૦ બગડવુ ખરાબ થઇ જવુ, કથળી જવુ ૨ નાશ પામવુ, પાયમાલ થઇ જવુ ૩ સુકાવુ, કરમાવુ
**વણસાડ** પુ૦ બગાડ ૨ નાશ, ક્ષય, લય
**વણસાડવુ**, ક્રિ૦ સ૦ ભેળાડવુ, તોડી ફોડીને ખરાબ કરી નાખવુ, બગાડવુ, 'વણસાડ્યા વન ઉપવન, લકા બાળી ઉલ્લઘીઓ ઉદધિ'૨ પાયમાલ કરવુ, નાશ પામે એમ કરવુ, મટાડવુ, ફિટાડવુ 'સિંહ બળદનો વન વિષે, વધ્યો હતો બહુ સ્નેહ, લોભી ચુગલ શિયાળવે, વણસાડ્યો પણ તેહ'
**વણાઇ**, સ્ત્રી૦ વણવાનુ મહેનતાણુ તે, વણાઈ, વણામણી ૨ વણવાની ખુબી-કારીગરી તે, વણાટ.
**વણાટ**, પુ૦ વણાઇ, વણતર, કુમાશ, પોત
**વણાવવુ**, ક્રિ૦ સ૦ બીજા પાસે તૈયાર કરાવવુ, બીજો વણે એમ કરવુ
**વણિક**, પુ૦ વેપારથી આજીવિકા કરનાર તે,ખેતી નહિ પરતુ ધધો કરનાર ૨ ધધો કરનારા વેપારીઓનો સમુદાય તે, વાણિયો
**વણિયર**, ન૦ નોળના જેવુ ભારે પુછડાવાળુ ને કાબરા રગનું એક નાનુ ચોપગુ પ્રાણી એને ગોળ બહુ ભાવે છે.
**વટોળ**, પુ૦ ઘુમરી લઈ ફરતો જોરદાર પવન, વાવાઝોડુ વટોળે ચઢવુ=લહેરમા આવવુ
**વંટોળિયો**પુ૦ભમરાની પેઠે કુડાળા ફરતો જોરમા છુટેલો જે પવન તે, કુડાળે ફરતો વાયુ,ચક્રવાત. વાવાઝોડુ, વટોળ
**વઠ**, પુ૦ શરીરમા વાયુના ગોળા આવવા તે
**વઠવુ**, ક્રિ૦ અ૦ હદ બહાર જવુ,હાથથી જવુ વઠી જવુ=વહી જવુ, બગડી જવુ, બહેકવુ'.
**વઠેલ**, વિ૦ છટકેલ, દુરાચારી, વઠેલુ [ખોજો.
**વંઢળ**, પુ૦ (સં૦ ષડગ) હિજડો, નપુસક
**વડી**, સ્ત્રી૦ ખુલી જમીનની આસપાસ માટીની નાની ભિત ૨ વાડો, ભિત કરી આતરેલી જગા વડી છાવી=ભિત પાણીથી ભિજાય નહિ માટે તે ઉપર કરાડી નાખી મટોડુ કચરાથી દાબવુ તે વડી પરનુ ખરમલું=તુચ્છ, નિર્બળ, નાનું કામ.
**વંડો**, પુ૦ મોટી વડી, માટીનો કોટ ૨.ભિતથી

આંતરી લીધેલી મોટી જગા ૩ આતરેલા ખુલ્લા ચોગાનની વચ્ચેનું મોટુ મકાન ૪ મહોલ્લો પાડો

**વત, અ૦** પેઠે, માફક, રીતે, મુજબ, પ્રમાણે ૨ જેવુ, સરખુ, સમ ન, 'પાષાણવત'

**વતડવુ, ક્રિ૦ અ૦** (સ૦ વિ+તુડ્-ચીરવુ) વતૈડવુ, વલુરવુ, નખથી ચામડીને ખણવુ, ઉઝરડી નાખવુ 'વા રાએ વતરડી નાખ્યો'

**વતન, ન૦** (આ૦) પોતાનુ મૂળ ગામ, સ્વભૂમિ, જન્મભૂમિ, સ્વદેશ ૨ (વેતન) સેવાના બદલામા સરકાર તરફથી અપાયેલી જમીન, ખેતર વગેરે તે, જાગીર, ગામગિરાસ

**વતનદાર, વિ૦** જાગીરદાર, મજમુદાર, દેસાઇ

**વતનવાડી, સ્ત્રી૦** રાજા તરફથી રાજ્ય સેવાના બદલામા મળેલી જમીન વગેરે તે,સ્થાવર મિલકત

**વતની, વિ૦** રહેવાસી, રહીશ, રહેનાર

**વતરડવુ, ક્રિ૦ સ૦** વતડવુ, વતૈડવુ, વલુરવુ

**વતરણુ, ન૦** લખવાના સાધન, ઓજાર, કલમ, પિછી ટાકણુ તે [વિના

**વતરેક, અ૦** (સ૦ વ્યતિરેક ) સિવાય, વગર,

**વતરોગ, અ૦** વિના, વગર, સિવાય

**વતાગરો, પુ૦** વૈતરો, હેતકરી, મજુર [પજવવુ.

**વતાડવુ, ક્રિ૦ અ૦** વિતાડવુ, ખુટવાડવુ ૨ સતાવવુ,

**વતાવવુ, ક્રિ૦ અ૦** છેડવુ, અડપલુ કરવુ, ચાદવુ કરવુ, બોલાવવુ, ચીઢવવુ, છેડવુ

**વતીપાત, પુ૦** સત્તરમો યોગ (જ્યોતિષ)

**વતીપાતિયુ, વિ૦** અડપલું, ચાદવુ ઉઠાછળુ ૨ ચચળ ૩ વિઘ્ન કરે એવુ

**વતી, અ૦** થી-થકી માટે, વડે ૨ બદલે, માટે

**વતુ, વિ૦** વત્તું, વધારે ૨ **ન૦** વધેલા વાળ,

**વતે, અ૦** થી થકી, મારફતે, વડે [હજામત

**વતેસર, વિ૦** લબાણુવાળુ, વિસ્તારવાળુ ૨ **ન૦** ટાયલુ, લબાણુ, પિંગળ 'વ તનુ વતેસર ન કરતા.'

**વતૈડ, સ્ત્રી૦** વલુર, ખણુજ, ચેળ ૨ ખુજલીનો રોગ

**વતૈડવુ, ક્રિ૦ અ૦** વલુરવુ, ખણવુ, ખજવાળવુ ૨ નખથી ચીરી નાખવુ

**વત્તુ, વિ૦** વધારે, પુષ્કળ વત્તુઓછુ=વધારેઓછુ ૨ **ન૦** વધેલી હજામત [ગાયનુ બચ્ચુ-વાછડુ

**વત્સ, ન૦**(સ૦)બાળ, બાળક, છોકરૂ, બચ્ચુ ૨

**વત્સલ વિ૦** વહાલુ, સ્નેહાળ

**વત્સા, સ્ત્રી૦** પુત્રી, દીકરી ૨ વાછડી.

**વદ, સ્ત્રી૦** વદિ, મહિનાનુ બીજુ પખવાડિયુ, કૃષ્ણપક્ષ

**વદતિ, સ્ત્રી૦** વાણી ૨ કહેણ, બોલ

**વદન, ન૦** (સ૦) મુખ, મો ૨ ચહેરો

**વદવુ, ક્રિ૦ સ૦** બોલવુ, કથવુ, ઉચ્ચાર કરવો ૨ કબૂલ કરવુ, મજૂર પડવુ 'અધારિયામા માનતા કરેલી વદે નહિ '

**વદાઈ, સ્ત્રી૦** જુદા પડતી વખતે જે રજા લેવી તે ૨ દૂર જનારને સગા મિત્ર તરફથી અપાતી ભેટ

**વદાઇગીરી, સ્ત્રી૦** વદાઇ, જતી વખતની બક્ષીસ

**વદાડ, પુ૦** મુકરર કરેલો વખત, વાયદો

**વદાય, સ્ત્રી૦** વદાઇ વદાય કરવુ=વળાવવુ, રવાને

**વદાર, પુ૦** વદાડ, વાયદો [કરવુ ૨ કાઢી મકવુ

**વદિ, સ્ત્રી૦** વદ

**વદિતા, સ્ત્રી૦** અવાજ, રવ 'સમય પરત્વે મધુર વદિતા, કોકીલા સભળાવે'-**પ્રેમા૦**

**વદી, સ્ત્રી૦** એકમનો એક દશકમા, દશકનો સોમા એમ જે ઉમેરવામા આવે છે તે, વધ

**વિદ્યા, સ્ત્રી૦** વદી, વધ [ન ફળે '

**વધાન, ન૦** પાખડ કપટ 'કોળીના વધાન કોઇ

**વધ, પુ૦**[સ૦] કાપી નાખવુ તે,ભોગ આપવો તે

**વધ, સ્ત્રી૦** વધારો

**વધઘટ, સ્ત્રી૦** વધતુ ઓછુ તે

**વધતુ, વિ૦** વધારે, વિશેષ ૨ મોટુ થતુ

**વધરાવળ, સ્ત્રી૦** અતરગળ, ગોળીનુ વધવુ તેરોગ

**વધવુ, ક્રિ૦ અ૦** વધારે મોટુ થવુ ૨ બાકી રહેવુ શેષ રહેવુ ૩ ચઢવુ, વધીને માગવુ ૪. નફો રહેવો ૫ ઉગવુ

**વધાઈ સ્ત્રી૦** વધામણી, ખુશ ખબર ૨ ખુશ ખબર લાવનારને જે ભેટ આપવી તે, ઇનામ [પૂજન તે

**વધામણા, ન૦** મગળ કાર્ય નિમિત્ત માતાનું જે

**વધામણી સ્ત્રી૦** શુભ વર્તમાન, ખુશ ખબર ૨ મુબારકબાદી,ધન્યવાદ,અભિનદન ૩ ઇનામ, બક્ષીસ

**વધારવુ, ક્રિ૦ સ૦** ઉમેરવુ, મેળવવુ ૨ ભારે કરવુ ૩, મોટુ કરવુ, ફેલાવવુ, ૪ ચઢાવવુ, ઉચે દરજ્જે

**વધારે,** અ૦ અધિક, જાદે, વિશેષ [લઈ જવુ
**વધારો,** પુ૦ ઉમેરો, જેટલુ વધારે તેટલુ તે ૨ નફો, પેદાશ ૩ સિલક, ફાલતુ ભાગ, શેષ ૪ પૂર્ણી, સાધણુ ૫ ટાચણુ ૬ ચઢતિ, વૃદ્ધિ.
**વધાવવુ,** ક્રિ૦ સ૦ આશિર્વાદ દેતા ફૂલ ચોખા નાખવા તે
**વધાવો,** પુ૦ આશિષ અને સમતિની ભેટ તે, ખુશાલીની બક્ષીસ તે ૨ અમુક ધારણા બાધી નાખેલા દાણામા એકી આવવી તે 'વેણુ કે વધાવો' ૩ મગળસુચક પાસો તે, કાર્યારભની ફતેહ બતાવનારૂ પહેલુ શુભ-મગળ તે 'ભમરા પહેલો વધાવો મારે આવિયો'
**વધુ,** વિ૦ વધારે, ઘણુ, પુષ્કળ, વધતુ [વહુ તે
**વધૂ,** સ્ત્રી૦ વહુ, બૈરી, સ્ત્રી, જુવાન બાઈડી ૨ છોકરાની
**વધેરવુ,** ક્રિ૦ સ૦ બલિદાન આપવુ ભાગીફોડીને ભોગ આપવો ૨ દેવની પ્રસન્નતા માટે પશુ શ્રીફળ વગેરે અર્પવુ તે, વધ કરવો, ભોગ દેવો ૩ કાપવુ, છેદવુ 'નાળ વધેર્યો'
**વધ્ય,** વિ૦ [સ૦] વધ કરવા યોગ્ય
**વન,** ન૦ [સ૦] ખૂબ ઝાડપાનથી ભરેલુ ક્ષેત્ર-કુજ, બાગ, બગીચો, વાડી ૨ વગડો, જગલ, રાન, અરણ્ય. [ઝાડની છાલના રેસાનુ વસ્ત્ર તે,
**વનકુલ,** ન૦ [સ૦ વન+દુકૂલ-વસ્ત્ર] વલ્કલ,
**વનકોલી,** સ્ત્રી૦ જગલી બોરડી
**વનચર,** વિ૦ વનમા ફરતા પશુ, વગડાના જનાવર ૨ રાક્ષસ. ૩ વાનર 'વનચર વીરા' વધામણી'
**વનદેવતા,** સ્ત્રી૦ [સ૦] વનની દેવી તે
**વનપતિ,** પુ૦ વનરાજ, સિહ.
**વનપુષ્પા,** સ્ત્રી૦ સુવા
**વનપ્રિય,** સ્ત્રી૦ કોયલ
**વનપ્રિયા,** સ્ત્રી૦ [સ૦] કોકિલા, કોયલ
**વનમાળા,** સ્ત્રી૦ [સ૦] ઢિચણુ લગી લટકતી રહે એવી પુષ્પમાળા તે, ફૂલનો મોટો હાર
**વનમાળી,** પુ૦ શ્રીકૃષ્ણ
**વનરાજ.** પુ૦ [સ૦] વનનો રાજા તે, સિંહ. ૨ મોટો કેશાળીવાળો વાઘ. 'એક વિકટ વનમા વસે, સિહ વડો વનરાજ.'
**વનવાગળુ,** ન૦ વાગોલ, વનવાગળુ
**વનવાસ,** પુ૦ [સ૦] વનમા જઈ રહેવુ તે, વનમા વાસ કરવો તે ૨ દેશવટો
**વનવાસી,** વિ૦ [સ૦] વનમા જઇ રહેલુ વનમા રહેનાર, અરણ્યવાસી ૨ જગલી
**વનવિહાર,** પુ૦ [સ૦] વનોવન ફરવુ તે ૨ વાડી ઉપવનમા ફરવુ ને આનદ માણવો તે
**વનસ્પતિ,** સ્ત્રી૦ [સ૦] છોડવા અને ઝાડપાન વગેરે લીલોતરી ઝાડપાલો, જડીબુટ્ટી વનસ્પતિ વિદ્યા=ઉદ્‌ભિજ્જવિદ્યા, ઝાડપાલા સબધીનું જ્ઞાન વિજ્ઞાન તે
**વના,** અ૦ વગર, સિવાય, વણ, વિના
**વનિતા,** સ્ત્રી૦ [સ૦] નારી, સ્ત્રી, ૨ અનુરાગ વાળી જુવાન સ્ત્રી
**વનેખા,** પુ૦ પીડા, દુખ, આફત, સંકટ, મુસ્કેલી, હેરાનગતી ૨ અડચણ, આપદા.
**વનેચર,** વિ૦ વનચર, વનમા ફરનારા જગલી ૨ રખડાઉ, કમઅક્કલ
**વનો,** પુ૦ [સ૦ વિનય] વિનય, સભ્યતા, વિવેકભરી સભ્યતા 'વનો વેરીને વશ કરે'
**વનૈડવું,** ક્રિ૦ સ૦ ખરાબ કરી નાખવુ, ગોઠવેલા કાર્યને અરધેથી બગાડી નાખવુ 'એણે કામ બધુ વનૈડયુ'
**વનૈડો,** પુ૦ કોઇ કાર્ય અરધેથી છિન્નભિન્ન થઇ જાય એવો જે ઝગડો-વાધો તે, વાદ કાય બગડે એવી મુસ્કેલી તે, સલવામણ, ઓધવામણ 'એમા તે બળ્યા ઘણા નવૈડા છે'
**વત,** વિ૦ [સ૦] વાળુ, ભરેલુ વાન 'ધનવત'
**વતરી,** સ્ત્રી૦ ડાકણી, ભૂતડી, પ્રેતયોનિમા ગયેલી
**વતાક,** ન૦ એક જાતનુ શાક, વેગણ [વિધવા
**વદન,** ન૦ નમન, પ્રણામ [વખાણવા લાયક.
**વદનીય,** વિ૦ [સ૦] વદન કરવા જોગ. ૨
**વંદવુ,** ક્રિ૦ સ૦ નમવુ, પ્રણામ કરવો ૨ પ્રસાદલેવો
**વદો,** પુ૦ વાદો, ઝલ
**વદ્ય,** વિ૦ વખાણવા લાયક, નમવા જોગ
**વધ્યા,** સ્ત્રી૦ [સ૦] વાઝણી, છોકરા ન થયા હોય તેવી [મુસ્કેલી, હેરાનગતી
**વપત,** સ્ત્રી૦ (સ૦ વિપત્તિ] વિપત્તિ; દુ.ખ ૨

**વપન, ન૦** [સં૦] મુંડન, હજામત, વત્તુ
**વપની, સ્ત્રી૦** અસ્ત્રો ૨ વણવાનું સાધન
**વપરાવું, ક્રિ૦ અ૦** ઉપયોગમાં આવવું, કામમાં આવવું ૨ ખરચાવું ૩ ઘસાવું, ઓછું થવું
**વપરાશ, સ્ત્રી૦** વાપર, ઉપયોગ ૨ ખપત ૩ [ઘાસ, ઘસારો
**વપલો, પુ૦** કૌતુક, અચરત
**વપા, સ્ત્રી૦** [સં૦] મજ્જા, હાડકામાં રહેલો ચીકણો રસ તે, ચરબી ૨ રાફડો [કાયા, દેહ
**વપુ, વિ૦** [સં૦] સુંદર ૨ **ન૦** શરીર, તન,
**વફા, સ્ત્રી૦** [અ૦] વચનને વળગી રહેવું તે, પ્રમાણિકપણું, સન્નિષ્ઠા ૨ ભક્તિ, શ્રદ્ધા વિશ્વાસ
**વફાદાર વિ૦** વચનને વળગી રહેનાર, ઇમાનદાર, સત્યવાદી, પ્રમાણિક ૨ વિશ્વાસુ, ભક્તિવાળું, સન્નિષ્ઠ ૩ રાજ્યભક્ત
**વફાદારી, સ્ત્રી૦** વચનને વળગી રહેવું તે, ઇમાન, પ્રમાણિકતા, સ્વામિભક્તિ રાજ્યભક્તિ
**વબુઢણ, ન૦** પીડા આપદા, દુખ
**વભો, પુ૦** મહત્તા, ભાર ૨ મર્યાદા, અદબ ૩. ઠાઠ, વૈભવ, સાહેબી, વૈભોગ.
**વમન, ન૦** (સં૦) ઉલટી વાતી, ઓકારી
**વમળ, ન૦** વહેતા પાણીમાં થતા કુંડાળા તે, આવર્ત, ભમરી, પાણીની ઘુમરીઓ તે ૨ વિચારની ગુંચ, વિચારની ડગુમગુ હાલત તે, ગુંચવારો, ડામાડોળ હાલત તે, કિંકર્તવ્ય મૂઢતા તે
**વમાસવું ક્રિ૦ સ૦** પશ્ચાત્તાપ કરવો, પસ્તાવું, શોક કરવો ૨ ચિંતવું, વિચારમાં પડવું, વિમાસવું, અટકળ કરવી, ધારવું
**વય, સ્ત્રી૦** (સં૦) જન્મથી માંડીને ગણાતો જીવનકાળ તે, ઉમ્મર ૨ આયુષ્ય, આવરદા ૩ પક્ષીઓ 'નવ યૌવન છતાં પણ તેણે બહુ વયનો ક્ષય કર્યો હતો'–કાદં૦ વયોવૃદ્ધ=વયમાં મોટું, વૃદ્ધ
**વયણ, ન૦** વચન, વેણ, બોલ
**વયસ્ય, પુ૦** (સં૦) મિત્ર દોસ્ત સોબતી
**વયસ્યા, સ્ત્રી૦** સરખી વયની સાહેલી, સખી, સૈયર
**વયી, વિ૦** વયનું, ઉમ્મરનું **સમવયી**=સરખી વયનું
**વર, વિ૦** (સં૦ વૃ) સારૂં ઉત્તમ, શ્રેષ્ઠ [વયનું
**વર, પુ૦** (સં૦) પરણવા યોગ્ય છોકરો–પુરૂષ તે ૨ પતિ, સ્વામી, ધણી ૩ શુભાશિષ, દેણગી, પ્રસન્નતાનું ફળ તે ૪. વરદાન 'જાણ્યું વર લઈ સુખે આવશે, માટે કૃષ્ણ ગયા છળવા'.
**વરક, પુ૦** સોના રૂપાના છેક પાતળા પાના.
**વરકન્યા, ન૦** વિવાહિત છોકરો છોકરી તે, પરણતું સ્ત્રી પુરૂષનું જોડું
**વરખ, પુ૦** વરક ૨ બીજી રાશિ બ, વ, ઉ અક્ષર ઉપરના નામની રાશિ, વૃષભ ૩ **ન૦** વૃક્ષ, ઝાડ
**વરખડી, સ્ત્રી૦** એક ઝાડ
**વરખાસન, ન૦** વર્ષાસન, સાલિયાણું, વરસાણું
**વરખે, અ૦** વરસમાં સંવત ૧૯૮૧ ના વરખે
**વરગણી, સ્ત્રી૦** વર્ગણી, વહેંચણી ૨ વળગણી
**વરઘેડ, સ્ત્રી૦** વરઘોડાની સામે ઘોડે બેસીને જતી કન્યા સાથેનું સરઘસ
**વરઘોડો, પુ૦** વરનો ઘોડો તે ૨ પરણવા જતા વરનું સરઘસ ઠાઠ માઠવાળી સવારી ૩ ફજેતી, ધામધુમ, વરઘોડાની વાડી=ચાર ઘડીની શોભા. ૨ જુઠો દમદમાવાળું વરઘોડો કાઢવો–ધતિંગ ઉભું કરવું, વિઘ્ન આણવું વરઘોડે ચઢવું=પરણવા જવું, ઉત્રલવું ૨ ફજેત થવું
**વરચવું, ક્રિ૦ અ૦** કંટાળવું, કાયર થવું
**વરચસ, પુ૦** બીજાને ઓશિયાળું પાડવાને એકાદું કર્મ કરવું તે
**વરજવું, ક્રિ૦ અ૦** વર્જવું, તજવું, છોડીદેવું
**વરજોખો, પુ૦** ઉચાટ, ફિકર, ચિંતા ૨ ફજેતી, વરઘોડો [લેવું ૨ વર્ગ પાડવા.
**વરડવું, ક્રિ૦ સ૦** ઉઝરડવું સાભરી–ખણી ખોતરી
**વરડુ, ન૦** ફૂટેલો–ફણગાયેલો કઠોળનો કણ, વાલ, વટાણા, મગ વગેરેના ફણગાયેલા દાણા ૨ વ્યંજન સાથે જોડાતું ઉંડારનું ચિહ્ન ઉનું પાંખડું
**વરણ, સ્ત્રી૦** (સં૦ વર્ણ) જાતિ, પ્રકાર, નાત; જાત 'નીચ વરણ' ૨ **પુ૦** રંગ ૩, **અક્ષર. ૪.** પહેલો આંકો ૫ ગણતી, લેખું 'તે કશી વરણમાં નથી' ૬ (**મં૦**) દાળ
**વરણ, ન૦** પાણી, જળ 'જનક પખાળે ચરણરે, પટરાણી નામે છે વરણ રે'–ઉદ્ધવ
**વરણસંકર, વિ૦** જુદી જુદી જાતના ભેળવાળું

૨. જારજ, અનૌરસ ૩ મિશ્ર લોહીનું
**વરણાગિયું**, વિ૦ જેને રૂપાળા દેખડાવવાનો કોડ હોય તે, ફાંકડું, ટાપટીપિયું, છેલાઈવાળું. વરણાગિયો-ફક્કડ થઇને ફરનારો, છેલ, ઇશ્કી, ૨ ગીલો. 'રંગભો રહેની વરણાગિયા'-દયા૦
**વરણાગી**, સ્ત્રી૦ વરણાગિયા થવું તે, ટાપટીપ, ચાપચીપ કરવી તે,છેલાઇ,ભપકો, શોભા ૨ વરગિયાઓનો વરઘોડો-ઠાઠ તે 'ગોસાઇજીના લાલના લગનમા બધા સ્વરૂપની વરણાગી નિકળે છે'
**વરણાવરણી**, સ્ત્રી૦ વર્ણાશ્રમ ધર્મ તે, નાતજાત. ૨ ચુટણી ૩ વિ૦ જુદી જુદી જાતનું.
**વરત**, ન૦ (સ૦ વ્રત) ઇચ્છિત વસ્તુ મેળવવા માટે દેહને કષ્ટ આપીને કોઇ દેવનુ પૂજન આરાધન વગેરે કરવુ તે ૨ માન્યતા,બાધા ૩.નિયમ, પણ, સંકલ્પ ૪ પુ૦ કોસ ખેચવાનો દોર 'વા'લા વરત વાઢી શીદ લો છો ઘટે નહિ તમને રે' ૫ ઢોરની ચરાઇ
**વરતડી**, સ્ત્રી૦ પાતળો વરત, નાનુ દોરડુ
**વરતણિયો**, પુ૦ ગામનું રખવાળુ કરનારો પગી, ચોરી શોધી આપનારો, ગામનો ચોકીયાટ,રખવાળ, ચોકીદાર તલાટીનો સિપાઇ ૨ વળાવો, મુસાફરને બીજા ગામ સુધી સહીસલામત વળાવી આવનારો, ભોમિયો
**વરતીઓ**, પુ૦ કાપલો, બાળોતિયુ
**વરતવુ**, ક્રિ૦ અ૦ (સ૦ વર્ત્) વર્તવુ,ચાલવુ, આચરવુ ૨ પારખવુ, જાણવુ ૩ બનવુ,થવુ ૪ મળવુ, પ્રાપ્ત થવુ
**વરતારો**, પુ૦ ભવિષ્યમા બનનારા બનાવો કહેવા તે, જોશ જોવો તે, અગમચેતી
**વરતાવવુ**, ક્રિ૦ સ૦ ફેલાવવુ, પ્રસિદ્ધ કરવુ ૨ ધંધે લગાડવું ૩ ઉડાડી દેવુ,વેડફી નાખવુ,વહેંચી દેવુ ૪. આપી દેવુ ૫. વરતે-આચરે તેમ કરવુ
**વરતાવુ**, ક્રિ૦ અ૦ પોષાવુ, તેને ત્યા દસ માણસો વરતાય છે' ૨ પરખાવુ 'તે શુ છે તે વરતાતુ નથી' ૩ વપરાવુ, ખપવુ ૪ થવુ,પસરવુ 'આનંદ વરતાઈ રહ્યો'
**વરતી**, અ૦ વળતી,પછી,ફેડે,પછવાડેથી
**વરદ**, વિ૦ વરદાન આપનાર,દાતા,દયાળુ,વરદાયી.
**વરદાઇ-યી**, વિ૦ (સ૦) વર આપનાર, કૃપાળુ ૨ જેને વરદાન મળેલુ હોય એવુ, બરદાયી
**વરદાન**, ન૦ (સ૦) ભક્ત ઉપર પ્રસન્ન થઈ દેવ દેવીએ તેની આશા પૂર્તિ થાય એવુ વચન આપવુ તે, આશીર્વાદ, દુવા કૃપાપ્રસાદ, વર.
**વરદી**, સ્ત્રી૦ વરધી,ખબર,કહેણુ, સદેશ ૨ હુકમ, આજ્ઞા ૩ રજા, પરવાનગી આગળથી કામકાજને માટે આપવામા આવતી ખબર.
**વરધ**, સ્ત્રી૦ સારા અવસરને માટે નક્કી કરેલા દિવસની આડે રહેલા જે દિવસ તે, મુહૂર્ત દરમિયાન આડા રહેલા જે દિવસો તે,વરધ ભરવી =લગ્નને દિવસે ગૌત્રજની પૂજા માટે જે પાણી લાવે છે તે [-જન્મનું સૂતક તે
**વરધસુવાણુ**, ન૦ જનનાશૌચ બાળકની વૃદ્ધિ
**વરધસાંકળી**, સ્ત્રી૦ બાળકની કોટે પહેરાવાતી પાંચ વર્ષ સુધી વર્ષોવર્ષ એકએક અંકોડે વધારતા [જવાની સાકળી તે
**વરમ**, પુ૦ સોજો.
**વરમાળ**, સ્ત્રી૦ વરને કન્યા જે ફૂલહાર પહેરાવે છે તે, સ્વયવરમા કન્યા જેને પસદ કરી માળ આરોપે છે તે ૨ હસ્ત મેળાપ કરાવી વર કન્યાના કંઠમા જે સૂતરની આંટી નાખવામા આવે છે તે [જનારો તે, પણનાર વર
**વરરાજા**, પુ૦ રાજા જેવા ઠાઠમાઠથી પરણવા
**વરવાઢ**, સ્ત્રી૦ લડાઈ તકરાર, ટંટો, કજિયો
**વરવાઢિયુ**, વિ૦ તકરારી, કજિયાખોર
**વરવું**, વિ૦ બેડોળ, કદરૂપુ, બદસૂરત ૨ નરસું, નઠારૂ, હલકું 'હું પણ વરવી બોલુ વાણુ, પલક એકમા પલટુ પ્રાણુ'-શામળ૦
**વરવુ**, ક્રિ૦ અ૦ પસંદ કરવુ, પરણવુ, ચુંટી કાઢવુ ૨ જોડાઈ જવુ, સલગ્ન થવુ 'વરિયા વરિયા શ્રી ગોરધનલાલ, મીરા મન મોહનસુ મોહ્યુ' ૩ ખપવુ વપરાવુ ૪ ક્રિ૦ સ૦ નોતરવુ, વરણી [કરવુ.
**વરવેશ**, પુ૦ સારો વેશ
**વરવેશ**, વિ૦ માતબર, ધનાઢ્ય 'જ્યા ન કૃષિકાર વરવેશજી, રાખે વરણાગીમા કેશ, મારા વા'લાજી.'
**વરવુવરાક**, વિ૦ નિર્માલ્ય, નિસ્તેજ

**વરસ, ન૦** (સ૦ વર્ષ) બાર મહીના જેટલો કાળ તે, સાલ ૨ વર્ષિક મુસારો તે, સાલિયાણુ **વરસદહાડો**=એક આખુ વરસ
**વરસગાઠ, સ્ત્રી૦** દર વર્ષે આવતો જન્મનો દિવસ તે, જન્મદિવસ, સાલગીરી ૨ વાર્ષિક દિવસ
**વરસફળ, ન૦** આખા વર્ષમા બનનારા બનાવોની ટુકી નોધ, સારો
**વરસવું, ક્રિ૦ અ૦** (સ૦ વર્ષ) વૃષ્ટિ થવી મોટે જથ્થે વેરાતુ વેરાતુ પડવુ, વરસાદ પડવો ૨ ઉદાર થવુ અને આપવુ, નવાજેશ કરવી, છૂટે હાથે વેરવુ [રકમ તે, વર્ષાસન, સાલિયાણુ
**વરસાણુ, ન૦** દર સાલ આપવાની નક્કી કરેલી
**વરસાદ પુ૦** (સ૦ વર્ષા) આકાશમાથી બિંદુરૂપે જે પાણી પડે છે તે, મેઘ, વૃષ્ટિ, મેહ ૨ ઉપરથી ધારાની માફક ઘણુ પડવુ તે 'તીર, પથરા અને ગાળોનો વરસાદ' **વરસાદ** વરસવો=ધારાનીમાફક ઉપરાઉરી પુષ્કળ વર્ષણ થવુ **વરસાદની પેઠે** વાટ જોવી=બહુ આતુરતાથી રાહ જોવી
**વરસાવવુ, ક્રિ૦ સ૦** વૃષ્ટિ કરવી, વેરવુ, નાખવુ ૨ ઉદારતા બતાવવી, ત્રુઠવુ, સારી પેઠે આપવુ
**વરસી, સ્ત્રી૦** મરનારની પહેલી વાર્ષિક તિથિએ કરવમા આવતી ક્રિયા તે **વિવાહની વરસી** વાળવી=ઉલટુસુલટુ કરી નાખવુ
**વરસુડી, સ્ત્રી૦** બળદ વગેરેની ખાધે પડેલા આટણનો પાડ, ગરદનનો રોગ ૨ ગળાપર ગાઠો નિકળીને પાકે એવો રોગ, ડઠમાળ
**વરસુદ, સ્ત્રી૦** હજામ, ધોબી વગેરેને તેમના કામના મહેનતાણા તરીકે વરસ દિવસે આપવા ઠરાવેલુ લવાજમ તે, ઉધડ ઠરાવેલુ વાર્ષિક મહેનતાણુ, વરસોત–સોધ
**વરસોત–ધ, સ્ત્રી૦** વરસુદ, વાર્ષિક મહેનતાણુ તે ૨ દર વર્ષે મળતો હક તે
**વરસોવરસ, અ૦** દરવરસ, પ્રતિવર્ષ.
**વરસોળી, સ્ત્રી૦** શરીર ઉપર ન દુખતી પણ વધે વધ્યા કરતી માસની ગાઠ, ગસોળી
**વરગો, પુ૦** ઢોરને થતો એક રોગ
**વરા, ન૦** વેળા, વખત, વાર

**વરાંગ, ન૦** (સ૦) મસ્તક, માથુ [૨ વેશ્યા
**વરાગના, સ્ત્રી૦** (સ૦) સુંદર સ્ત્રી, રૂપાળી સ્ત્રી
**વરાંગી, સ્ત્રી૦** સુઘડ ને સુદર સ્ત્રી, સુદરાગી.
**વરાસવુ, ક્રિ૦ અ૦** પસ્તાવુ, અફસોસ કરવો ૨ ભરોસે ભૂલવુ, છેતરાવુ
**વરાસે, અ૦** ભરોસે જાણે હોય નહિ તેમ ૨ સમજમા, ધારીને, મિષે, ભ્રમે ૩ વડે, આશ્રયે
**વરાસો, પુ૦** ભરોસો આશ્રય, વિશ્વાસ
**વરાક, વિ૦** (સ૦) કગાલ, ગરીબ, નમ ૨ નીચ હલકટ, અધમ [થયેલુ (મીઠુ)
**વરાગડુ, વિ૦** તડકે સુકાઇને હલકુ ને પાસાદાર
**વરાટી, સ્ત્રી૦** કોડી 'વરાટી વ્યાપાર વિષે ન લાધી, ડા મૂળગી, મૂરખ ખોટ ખાધી'—રત્નેo
**વરાડ, સ્ત્રી૦** ભાગ, હિસ્સો, વાટો 'વરાડે આવે તે તમે લો'
**વરાડુ, ન૦** દોરડુ, દોરી, રજ્જુ
**વરાઢવુ, ક્રિ૦ સ૦** લડાવવુ, કજિયો કરાવવો
**વરાઢિયો, પુ૦** એક જાતનો વેલો ને તેના ફૂલ.
**વરાણિયે, અ૦** વડે, થી 'સાપ પેટ વરાણિયે ચાલે છે' ૨ આધારે, સહાય–હૂંફ–જોરને લીધે
**વરાધ, સ્ત્રી૦** ઉધરસ, તાવ, કબજિયત ને હાફનો નાના છોકરાને થતો જીવ લેણ રોગ, ભારે સસણી
**વરાધે, અ૦** બહાને, મિષે 'માખણ વરાધે ધરમા તેડી, જુઠડા આળ ચઢાવે'
**વરાપ, સ્ત્રી૦** અતરાળની શાતિ, રાયત, થોડા વખતની અટકાયત, વિરામ, અવકાશ ૨ તલપ; ઇચ્છા, આતુરતા 'એને હુક્કાની વરાપ આવી છે'
**વરાપિયુ, ન૦** કોરી ડાગેર પુખીને કરેલુ ધરૂ, વરસાદ આવે તે દરમિયાન પાણી પાઇને ઉગાડેલા છોડવા તે
**વરારોહા, વિ૦** (સ૦) કમ્મર નીચેના માંસલ ઉંચા અવયવોવાળી સુદર સ્ત્રી 'ચાલ ચાલ વરારોહે! ચાલ આ રગમેલમા'
**વરાવવુ, ક્રિ૦ સ૦** પરણાવવુ ૨ ચુટી કઢાવવુ, આમત્રવુ, વરણીમા નોતરવુ ૩ આપી દેવુ
**વરાવુ, ક્રિ૦ અ૦** વરેલુ થવુ, ૨ વરણીમા આવવુ 'ચાર બ્રાહ્મણ વરાયા છે'
**વરાહ, ન૦** (સ૦) ભુડ, ડુક્કર, સુવર **વરાહા-**

વતાર=વિષ્ણુનો ત્રીજો અવતાર

**વરાળ, સ્ત્રી૦** પાણી અથવા બિનાશ ગરમ થતા તેમાથી ધોળો વાયુરૂપ પદાર્થ બને છે તે, બાષ્પ, બાફ એ સ્થિતિસ્થાપક છે અને તેને ઠડી લાગતાં તેનુ ફરીને પાણી થાય છે ૨ ગુસ્સા-ક્રોધનો ઉદ્ગાર, બળતરા, દાઝ, લાગણીનો ધ્વનિ ૩ જોસ, બળનો ઉછાળો, ક્રોધનો ઉભરો, અહકાર

**વરાળયત્ર**, બાફના જોરથી ચાલે એવી કરામત તે, સાચો 'આગગાડી, મિલો અને કારખાનાના મોટા મચાઓ વરાળથી ચાલે છે'

**વરાળિયુ, વિ૦** વરાળવાળુ, જેમાથી વરાળ નિકળતી હોય એવુ-ઉનુ [બિયા, એક વસાણુ

**વરિયાળી, સ્ત્રી૦** જીરાની જાતના સુગધિદાર

**વરિષ્ઠ, વિ૦** (સ૦) વડુ, મોટુ, સર્વોત્તમ, ઉપલુ

**વરી, ન૦** સાડી, બે મહિને પાકતુ એક ધાન્ય

**વરીડો, પુ૦** નદી-તળાવના સુકા તળિયામા ખણેલો કાચો કુવો, વીડો [વૃક, નાહર

**વરૂ, ન૦** કુતરાના જેવુ માંસાહારી જગલી ચોપગુ,

**વરૂડ, ન૦** પલાળીને ફૂટના દીધેલી ડાગેર, ફણગાવેલી ડાગેર [દિશાનુ રક્ષણ કરનારો દેવ

**વરૂણ, પુ૦** (સ૦) પાણીનો અધિષ્ઠાતા દેવ, પશ્ચિમ

**વરૂણી, સ્ત્રી૦** ક્રિયા-કર્મ કરવાને બ્રાહ્મણ ચુટી કાઢવો તે, ચુટણી, પસદગી, વરણી ૨ માર પડવો તે, શિક્ષા 'આજ ઠીક વરૂણી થઈ છે' ૩ ફસાવુ, સપડાવુ રોકાવુ 'તમે પણ વરૂણીમા [આવ્યા છો'

**વરે, અ૦** સાથે, સોબતે

**વરેઠી, સ્ત્રી૦** વરોઠી, વર તરફથી લગનની ખુશાલીમા અપાયેલુ જમણ ૨ જનોઈ લગન વગેરેની ખુશાલીમા નાત જમાડવી તે

**વરેડુ, ન૦** દોર, દોરડુ

**વરો, પુ૦** નાતનુ જમણ, શુભ-અશુભ કાર્ય નિમિત્ત જે નાત જમાડવી તે, નાત મિત્રો વગેરેને જમાડવા પાછળ વાવરવુ તે, ખરચ, 'વરો ન કરીએ ઘર વેચીને, જુગટડે નવ રમીએજી' ૨ વપરાશ, ખપત, વાપર, વાવર.

**વરોટો, પુ૦** વાટો, લાટ જેવો મોટો ગોળ પત્થર તે, રોલ, રસ્તો સરખો કરવાને કાકરેટ દબાવવાનો ગોળ પત્થર તે.

**વરોઠી, સ્ત્રી૦** વરેઠી, લગનની ખુશાલીમા વર વાળાઓ તરફથી નાત જમાડવી તે

**વરોત, ન૦** વરત, મોટુ જાડુ દોરડુ

**વરોલ, ન૦** વાઝિયાપણુ ૨ ભમરો ૩ બરોળ, ડાબા પડખાના હ્રદય નીચેનો એક અવયવ

**વરોલા, સ્ત્રી૦** મોટી માખી, ભમરી.

**વરોળવુ, ક્રિ૦ સ૦** વલોવવુ

**વર્ગ, પુ૦** (સ૦) મોટા સમુદાયનો એક નાનો ભાગ તે, જથ્થો એક જાતનુ ટોળુ-મડળ તે 'દેવ વર્ગ' ૨ ભાગવિભાગ, ટુકડી. ૩ મડળ ૪ ખડ, પ્રકરણ વગેરે. ૫. એક સખ્યાને તેજ સખ્યાએ ગુણવી તે, દ્વિઘાત. '૪ નો વર્ગ ૧૬'

**વર્ગમૂળ, ન૦** (સ૦) [ગણિત] વર્ગની મૂળ સખ્યા કાઢવાની રીત તે, વર્ગનો મૂળાક ૬૪ એ વર્ગ ને ૮ એ વર્ગમૂળ.

**વર્ગસમીકરણ, ન૦** એક જાતના હિસાબ. (બીજ ગણિતમા)

**વર્ગીકરણ, ન૦** (સ૦) સરખે સરખી વસ્તુઓને જાતવાર જુદી પાડવી તે;જથા પાડવા,વર્ગાવર્ગી.

**વર્ગીય, વિ૦** (સ૦) સજાતીય, એકજ વર્ગનું, મળતુ હોય એવુ તે.૨ વર્ગનુ;વર્ગ સબધી.

**વર્જનીય, વિ૦** (સ૦) તજવા જોગ, છોડી દેવા જેવુ [૨ રદ કરવુ.

**વર્જવુ, ક્રિ૦ સ૦** તજવુ, મૂકી દેવુ, છોડીદેવુ

**વર્જિત, વિ૦** (સ૦) તજવા જોગ, છોડી દેવા જેવુ

**વર્જ્ય, વિ૦** (સ૦)ત્યાગ કરવા જોગ, તજવા લાયક.

**વર્ણ, પુ૦** (સ૦) રગ ભાત તરેહ ૨ અમુક ચિહ્ન અને તેનો ઉચ્ચાર કરવો તે,અક્ષર,હરફ, દરકત ૩ **સ્ત્રી૦** જાતિ, નાત જાત, કર્માનુસાર પાડેલા મનુષ્યના વર્ગમાંનો એક વર્ગ તે -બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શુદ્ર ૪ ભેદ, વિભાગ

**વર્ણન, ન૦** (સ૦)સ્વરૂપાલેખન, બ્યાન, હકીકત વિવેચન, ૨ તારીફ, વખાણ, પ્રશસા 'ભોજન આજ જમ્યા જે અમો,તેનુ વર્ણન સુણજો તમો'

**વર્ણનીય, વિ૦** [સ૦] વર્ણન કરવા જોગ, વિવેચન કરવા લાયક, વખાણવા લાયક

**વર્ણમાલા,** સ્ત્રી૦ અક્ષરમાળા, કક્કો, મૂળાક્ષરો
**વર્ણવિચાર,** પુ૦ અક્ષરવિચાર
**વર્ણવુ,** ક્રિ૦ સ૦ વર્ણન કરવુ, બ્યાન કરવુ, હકીકત જણાવવી ૨ વખાણવુ
**વર્ણસગાઈ,** સ્ત્રી૦ એકનો એક અક્ષર ફરી ફરીને આવે તેવુ વાક્ય, સજાતીય વર્ણોનુ આવર્તન તે, વર્ણાનુપ્રાસ 'મોટુ એણે કીધુ કામ માટે દેશે મોટુ માન, મોટા મોટા મહીપતિ મહીપતરામને'
**વર્ણસકર,** વિ૦ જેના માબાપે ફેર હોય એવુ, વ્યભિચારથી ઉત્પન્ન થયેલુ, મિશ્રવર્ણનુ ૨ તોફાની, ઉચ્છૃખળ,અનાડી ૩ ૨ ગનુ સેળભેળપણુ
**વર્ણાવર્ણ,** વિ૦ વર્ણ અને અવર્ણનુ જેમા ઠેકાણુ ન હોય એવુ, ખીચડખાતુ ૨ શભુમેળો, સેળભેળ, ખીચડો [સાકળિયુ
**વર્ણાનુક્રમણિકા,** સ્ત્રી૦ મૂળાક્ષર પ્રમાણે ગોઠવેલુ
**વર્ણાનુપાસ,** પુ૦ યમક, ઝમક
**વર્ણાશ્રમ,** પુ૦ (સ૦) જાતિવાર વિભાગ અને તેમના કર્તવ્યો વગેરેની વ્યવસ્થા તે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર, એ ચાર વર્ણ અને ચાર આશ્રમ તે વર્ણાશ્રમ ધર્મ=વર્ણના વિભાગે આચરવાના જે ધર્મ ફરજ વગેરે તે
**વર્ણોચ્ચાર,** પુ૦ [સ૦] વર્ણ-અક્ષરનુ જે સ્પષ્ટ ઉચ્ચારણ તે, અક્ષરેઅક્ષર ખુલ્લા સમજાય એમ બોલવુ તે [ચાલ, ચાલચલણ વર્તન, આચાર
**વર્તણુક,** સ્ત્રી૦ આચરણ, વર્તવાની રીતભાત,
**વર્તન,** ન૦ (સ૦) સસારમા વર્તવાની જે રીત ચાલચલણ તે, આચાર, આચરણ ૨ ચરિત, વર્તણુક, આચાર
**વર્તમાન,** વિ૦ (સ૦) ચાલુ, ચાલતુ ૨ વિદ્યમાન, આધુનિક, હમણાનુ, ચાલુ જમાનાનુ ૩ સમાચાર, ખબર,હકીકત, ચાલતી વાત કે ચર્ચા તે વર્તમાનકાળ-ચાલતો સમય (વ્યાકરણમા) ચાલતો વખત દેખાડનારી ક્રિયા અને તેના પ્રત્યયો
**વર્તમાનપત્ર,** ન૦ જેમા ચાલુ સમયના વર્તમાન -સમાચાર છપાતા હોય એવુ પત્ર તે, છાપુ, રોજિદુ, અઠવાડિક, પાક્ષિક ને માસિક જે પત્રમા ચાલતા સમયની ચર્ચાઓ આવતી હોય તે, સામયિક લેખપત્રિકા
**વર્તવુ,** ક્રિ૦ અ૦ (સ૦ વર્ત્-થવુ) આચરણ કરવુ, ચાલવુ, વ્યવહરવુ, વર્તન કરવુ ૨ હોવુ, રહેવુ, થવુ,બનવુ ૩ ક્રિ૦ સ૦ પારખવુ, જોવુ, જાણવુ-'તેણે પગલુ વર્ત્યુ'
**વર્તારો,** પુ૦ વરતારો, ભવિષ્યમા બનનાર બનાવ સબધી ગ્રહોની ચાલ જોઇ કાઢેલા અનુમાનો તે ૨ અદાજ, આશરો, અડસટ્ટો, કલ્પના વર્તારો કાઢવો=આશરે કેટલુ થશે તે સબધી અનુમાન કરવુ
**વર્તાવવુ,** ક્રિ૦ સ૦ પરખાવવુ, અનુમાન કરાવવુ ૨ ભવિષ્યમા શુ બનશે તે જ્યોતિષ પ્રમાણે જોવરાવવુ ૩ વહેચવુ ૪ લુટાવવુ ૫. વળગાડી દેવુ, માથે મારવુ, આપી દેવુ, બઝાડવુ
**વર્તિક,** પુ૦ શ્રાવક લોકનો જાત
**વર્તી,** વિ૦ (સ૦) હોનાર, રહેનાર અગ્રવર્તી-સૌથી આગળ રહેનાર ચક્રવર્તી-મોટી સત્તાવાળો
**વર્તુલ,** ન૦ (સ૦) કુડાળુ, ગોળચકરડુ, ગોળ આકાર તે ૨ વિ૦ ગોળ, ગોળ આકારનુ
**વર્ધક,** વિ૦ (સ૦) વધારનાર તે
**વર્ધન,** ન૦ (સ૦) વધારવુ તે.
**વર્ધમાન,** વિ૦ વધતુ રહેતુ,વધે જતુ,ચઢતી દશામા આવતુ, આબાદ થતુ, ઉગતુ, આગળ વધતુ
**વર્ધિત,** વિ૦ (સ૦) વધેલુ
**વર્મ,** ન૦ (સ૦) રક્ષણ કરનાર, કવચ, બખતર
**વર્ય,** વિ૦ (સ૦) ઉત્તમ, શ્રેષ્ઠ ૨ મુખ્ય, પ્રધાન ૩ પસદ કરેલુ [કાળ તે ૨ ઉમ્મર, વય
**વર્ષ,** ન૦(સ૦) બાર મહીના, ૩૬૦-૫ દિવસનો
**વર્ષણ,** ન૦ વરસવુ તે, વરસાદ
**વર્ષફળ,** ન૦ વર્ષ દરમિયાન બનવાના બનાવો સબધીનો જોશીઓ ગ્રહ ગણિતથી જે વર્તારો કાઢે છે તે [ચોમાસુ
**વર્ષા,** સ્ત્રી૦૭ ઋતુઓમાની વરસાદની ઋતુ તે,
**વર્ષાસન,** ન૦ વરખાસન, વરસુદ,દરસાલ આપવાની નક્કી કરેલી રકમ તે, વરસાણુ,સાલ,સાલિયાણુ,
**વર્ષોવર્ષ,** અ૦ દરસાલે, દરવર્ષે [જીવાઇ.
**વળગાઝુમી,** સ્ત્રી૦ બાઝવુ-વળગવુ તે.

**વલણ, ન૦** મનનુ જે તરફ વળવુ થાય છે તે, મનનો ઝોક, મરજી, ઇચ્છા, મનોવૃત્તિ, ભાવના રૂપ ૨ મરોડ, વાક, ડોળ, સ્વરૂપ ૩ કવિતામા કડવાની અંતે અને શરૂઆતમા આવતી સાખી તે, ઉથલો ૪ જુવારના પહોળા ચાસ હોય તેમાથી ઉખેડી લીધેલા છોડ તે ૫ વળવાનુ તે, ઝોક, વાક (નદી રસ્તાનુ) ૬ વહેવારમા અપાતી નફા ટોટાની ઉપરામણી

**વલદદાણિયાં, ન૦** મુદ્દલ ને વ્યાજ વળે ત્યા લગી કબજે રાખેલી જમીન

**વલદે, અ૦** [ આ૦ વલદ-છોકરો ) દીકરો,પુત્ર 'ગુલામખાન વલદે રહેમાનખાન

**વલદો, પુ૦** હોલેન્ડ દેશનો રહીશ, ડચ

**વલબાવુ, ક્રિ૦** અ૦ રોકાવુ, ગુથાવુ [બલૈયા

**વલય, ન૦** (સ૦)સ્ત્રીઓને કાડે પહેરવાના કકણ,

**વલવલ, સ્ત્રી૦** બોલબોલ કરવુ તે,વારવાર વગર પૂછ્યે ઘણુ બોલ્યા કરવાપણું તે ટાયલુ, મિથ્યા ભાષણ 'તુ વચમા વલવલ ના કરતો' ૨ જોઇએ તેથી વધારે ચચલતાતે ૩ ચિબાવલાવેડા ને ચાળા કરવા તે

**વલવલતું, વિ૦** વલલલ-બોલબોલ કરે એવુ, સમજ્યુ ન સમજ્યુ માત્ર બોલ્યા કરે એવુ, ટાયલુ કરનારૂ ૨ અતિ ચચળ, ચિબાવલુ

**વલવલવું, ક્રિં૦ સ૦** બોલબોલ કરવુ, ટાયલુ કરવુ મોઢામા જીભ નહિ ઘાલવી તે ૨ વિલાપ કરવો, રોતા રોતા બોલવુ, દુખ સભારવુ ને શોક કરવો 'વૈદર્ભી વનમા વલવલે' ૩ વળખા મારવા,કાયરતાથી આમતેમ જોવુ ને રોવુ

**વલવલાટ, પુ૦** વલવલ કરવુ તે, વલોપાત,હાયવાય ૨ ખણુજ આવ્યા જેવુ થવુ તે, સળવળાટ

**વલવલિયુ, વિ૦** વલવલતુ, બોલબોલ કરનારૂ ૨ વલોપાત કરતુ. ૩ ટાયલુ કર્યા કરે એવુ,બહુબોલુ

**વલી૦ પુ૦** (અ૦) બદો, ઓલિયો (મુસલમાનમા)

**વલું, ન૦** વળુ, પડ, થર, પોપડો

**વલુધવું, ક્રિ૦ સ૦** મડવુ, વળગવુ, વિંટળાવુ ૨ પેધવુ; પલકવુ [વડે, લીધે

**વલુધું, વિં૦** પેધેલુ, ટવાયેલુ, પળેકેલું ૨, અ૦

**વલુર સ્ત્રી૦** ખણુજ,ચેળ, વતેડ [ઉઝરડા ભરવા.

**વલુરવુ, ક્રિ૦ અ૦** ખણવુ વતૈડવુ, ચેળ ભાગવી,

**વલે, સ્ત્રી૦** સ્થિતિ, અવસ્થા, હાલ, દશા 'જો વિચારી જીવ તારી સી વલે થશે' ૨ ભુડા હાલ ૩ વેતરણ 'હવે તારી વલે કરીશ' ૪ ઉપાય

**વલેણ, ન૦** વણિયર, [તે, જીભનું હાલવુ તે

**વલો, પુ૦** ધખના ૨ જોઇએ તેની હિલચાલ થવી

**વલોણાવારે, અ૦** ત્રણ ચાર દિવસે, હમેશ,વાર-વાર આખો દહાડી.

**વલોણુ, ન૦** માખણ કાઢવા માટે દહિને વલોવવુ તે ૨ વલોણાની ગોળી, વાસ ૩ વિચારો અને કામકાજ ઈ૦ની જે ડહોળાડહોળ તે, ધુમાધુમી, ધોળાધોળ. વલોણામા મુતરવુ-સારા કામમા ફદકુ નાખવુ

**વલોપાત, પુ૦** આતુર હૃદયે રડતા રડતા વલવલ કરવુ તે, અધિરતાથી આકુળાપણુ દેખાવુ-તે ૨ હાયવાય, આક્રદ ૩ ગાભરા પડી જવુ તે

**વલોપાતિયુ, વિ૦** વલોપાત કરનારૂ, અધીરૂ, વલવલિયુ

**વલોવવું, ક્રિ૦ સ૦**દહિને રવૈથી હલાવી નાખવુ, દહિ ભાગવુ ૨ આમતેમ હલાવવુ, ધુમરડવુ, ઉથલપાથલ કરી નાખવુ ૩ ચર્ચવુ, ચુથવુ,મથવુ

**વલ્કલ, ન૦**(સ૦) ઝાડની અતર છાલના રેસાઓમાથી બનાવેલુ વસ્ત્ર, શણિયુ, 'વલ્કલ અતિ ઝીણુ ઓઢતી જે ખભે બે' (શાકુન્તલ) ઝ. ઉ

**વલ્મીક, પુ૦** (સ૦) ઉદર અને કીડી વગેરેએ દરની આગળ કરેલો માટીનો ઢગ,રાફડો

**વલ્લભ, વિ૦** (સ૦) વહાલુ, પ્રિય ૨ પુ૦પતિ, સ્વામી ૩ આશક; પ્રીતમ, યાર.

**વલ્લભા, વિ૦** વહાલી, પ્રિયા. પ્રિયતમા ૨ પત્ની, વહુ ૩ માશુક [બધી તે

**વલ્લભી, વિ૦** વલ્લભ સપ્રદાયનુ,વલ્લભાચાર્યનુ-સ-

**વલ્લ ખખ્ખા(લ્લા), અ૦** સામ સામા દાવની પતાવટ પુર થઇ ગયુ એમ, માગવુ લહેણુ રહ્યુ નથી એમ

**વલ્લરી, સ્ત્રી૦** વેલ, લતા 'વૈરાગ્ય વલ્લરી હરિ ભજવા વખાણી'—રત્નો૦

**વલ્લવ, પુ૦** ગોપ, ગોવાળિયો,

**વલ્લી, સ્રી૦ સ૦વેલ;** વેલી, લતા, વલ્લિકા
**વલ્લું, વિ૦** પહોળુ, ચોડુ ૨ ફ્રાંટાવુ,રાડુ વલ્લુ ચાલવુ=પહોળે પગે ચાલવુ,બે પગ વચ્ચેના અંતરને મોકળુ રાખી ચાલવુ તે રાંડુ ચાલવુ
**વવરજવુ, ક્રિ૦** ઠરાવવુ, નીમવુ
**વવરાવું,ક્રિ૦અ૦** વપરાવુ, ખપવુ, ખરચાવુ
**વવળતુ, વિ૦** વવળાટ કરતુ, વવળે એવુ ૨ ગીલી થાય એવી અમર કરતુ
**વવળવુ, ક્રિ૦ અ૦** ખજવાળવુ પડે એમ થવુ, ખુજળી લાગવી, ખરજ આવવી
**વવળાટ, પુ૦** વવળવુ તે, વનસ્પતિની ઝેણ અને જંતુના પગનુ ખુંચવુ તે,ખણુજ,ખજવાળ,ચેળ
**વવાવુ, ક્રિ૦ અ૦** છેતરાવુ, ઠગાવુ [કાચું
**વવ્વો, પુ૦**વકાર ૨ વિવેક એક વવ્વા વિના સર્વે
**વશ,વિ૦ (સ૦)**જીતેલુ, તાબાનુ હોય તેવુ અધીન તાબેદાર, અનુકૂળ ૨ મુગ્ધ, મોહિત તાબે શરણે
**વશા, સ્રી૦ (સ૦)** વાઝણી સ્રી ૨ હાથિણી ૩ **પુ૦** અંશાક, આના દોકડા, અમુક ભાગ તે 'વરસાદના ૧૫ વશા, દુકાળના ૫ વશા'
**વશાત, અ૦ (સ૦)** થી,લીધે,કારણસર 'દૈવવશાત
**વશિયર, પુ૦** વિષધર, સાપ, નાગ 'આડો વશિયર ઉતર્યો, પ્રભાત ફેરે પહોર' ૨ ઝેર 'રાણે વશિયર મોકલ્યો, દેજો મીરાને હાથ'
**વસિષ્ઠ, પુ૦** એક મોટા પ્રસિદ્ધ વૈદિક ઋષિ, સૂર્યવંશના મુખ્ય ગુરૂ [વાનો મંત્ર–યુક્તિ, જાદુ
**વશીકરણ, ન૦ (સ૦)** વશ કરવુ તે, વશ કર
**વશેક, વિ૦** વિશેષ ૨ **પુ૦** મેળ **મળતાવશેક**= મળતી રાશિ, સારો મેળ
**વશ્ય, વિ૦** વશ કરાય એવુ, તાબે અધીન.
**વસટાણુ, ન૦** રિસાયેલા–મોદલ થયેલાને સમજાવી ઠેકાણે લાવવુ તે, વિષ્ટિનુ કામ તે ૨ કુટિણીપણુ, કુટણુ ૨ દરખાસ્ત, માગુ
**વસટાળો, પુ૦** ભડવો ૨ સમજાવટ કરાવનારો
**વસતી, સ્રી૦ (સ૦)** વસવુ તે, વાસ ૨ રહેવાનુ સ્થાન, રહેઠાણ ૩ વસેલી જગા, વાસ ૪ લોકસંખ્યા ૫ માણસોનો ભરાવો–વધારોતે
**વસતીપત્રક, ન૦** ગામ, શહેર, દેશ, ઇ૦ ના માણસોની સંખ્યાની ગણતરીની કુલ નોંધ.
**વસતીવાડી, સ્રી૦** છોકરાં છૈયાં, બાળબચ્ચાં.
**વસતેવ, પુ૦ (મ૦ વિસ્તેવ)** અગ્નિ, દેવતા
**વસન, ન૦ (સ૦)**વસ્ત્ર, કપડુ લુગડુ ૨ વ્યસન
**વસંત, પુ૦ (સ્રી૦) (સ૦)** વરસની છ ઋતુઓમાંની ફાગણ ચૈત્રમાં આવતી ઋતુ તે, મીન અને મેષ રાશિમાં સૂર્ય હોય તે કાળ ૨. એ નામનો એ ઋતુમાં ગવાતો એક રાગ ૩ વર તરફથી કન્યાને આપવામાં આવતી વસ્રાલંકારથી ભેટ 'વહુને વસંત ચઢાવ્યુ'
**વસંતતિલકા, પુ૦ (સ૦)** ચૌદ અક્ષરનો એક ગણમેળ છંદ એમાં તગણ, ભગણ, બે જગણ ને છેલ્લા બે ગુરૂ અક્ષરો આવે છે
**વસંતપંચમી, સ્રી૦** માહા શુદિ પંચમી તે, આ દિવસથી વસંત ઋતુની શરૂઆત થાય છે
**વસંતપૂજા, સ્રી૦** વસંત આવવાથી આનંદ પામતા લોકો ઈશ્વરનો ઉપકાર માનતા જે આનંદઉત્સવ અને દાન,પૂજન વગેરે કરે છે તે,હોળીનો ઓચ્છવ
**વસંતિયુ, ન૦** વસંત ઋતુમાં પહેરવા જેવુ કસુંબાની છાંટવાળુ ધોળુ અથવા ફૂલફટાકિયુ, ચિત્રવિચિત્ર સુંદર ઝીણા પોતનુ વસ્ત્ર તે વસંતની શોભાવાળુ સુંદર ફૂલેવાર વસ્ત્ર તે
**વસંતોચ્છવ, પુ૦** હોળીનો ઓચ્છવ
**વસમુ, વિ૦** મુશ્કેલ, અવરૂ, કઠણ 'એતો વસમો માર્ગ હતો' ૨ કપરૂ, વાંકુ, તરેહવાર 'પણ રાંડપેની કુલડી બહુ વસમી છે એવુ તો કાત્યાયન કહેજ છુટકો' ૩ ખરાબ, ખોટુ, માઠુ 'વસમો બનાવ'
**વસલ, પુ૦** સંબંધ [
**વસલો, પુ૦ (આ૦)** ભાગ ૨ જમીનનો કકડો
**વસહલો, પુ૦** વચ્છંયો, કપડુ વણતાં વચમાં રહી ગયેલ કે ગુંચાયલા તારની ધુંચ, જાળુ તે. ૨ બારદાન, ગુણપાટ
**વસવસો, પુ૦ (આ૦)**અંદેશો ખતરો, શક,વહેમ
**વસવાયુ, ન૦** વસવાને બોલાવેલુ તે, ગામલોકોનુ કામ કરવા જમીનનો બદલો આપી વસવાને બોલાવેલા કારીગર લોક,જે ગામનુ કામકાજ કરે છે અને તેના બદલામાં પસાયતી જમીન ભોગવે છે.

'વસવામા લોકે વિપ્ર સઘાથે પાડયો વાધો '
**વસવાસ,** સ્ત્રી૦ સરસાઇ, ચડસાચડસી, સ્પર્ધા
**વસવું,** ક્રિ૦ અ૦ (સ૦ વસ્-રહેવુ ) વાસ કરવો, રહેવુ ૨ મનમા આવવુ, ઠસવુ, ખાત્રી થવી, દિલમા ઉતરવુ ૩ ગમવુ, પસદ પડવુ ' એ વર મારે મન વસ્યોરે '
**વસાણુ,** ન૦ વનસ્પતિની વસ્તુ તે, ઓષધિ, ઓસડિઆ. ૩ રોગ મટાડે અને શરીરને સુધારી દઢ કરે એવો ઔષધિ નાખીને બનાવેલો પાક તે
**વસાત,** સ્ત્રી૦ વિસાત, માલ, પુજી ૨. હિસાબ, ગણતરી, લેખુ
**વસાવવુ,** ક્રિ૦ સ૦ વસ્તી કરવી, વાસ કરાવવો ' ગામ વસાવવુ.' ૨ ખરીદ કરવુ, વેચાતુ લઇ રાખવુ સઘરવુ 'વાસણ વસાવવા ' સર્વ સાધન ખરીદી તૈયાર કરવુ ' નડિયાદના ઘરમા જોઇતો તમામ સામાન વસાવ્યો છે. '
**વસાવુ,** ન૦ વસ્તીનુ રખેવાળુ કરવુ તે ૨. રખવાળુ, ચોકી-દેખરેખ રાખવાનુ મહેનતાણુ તે ૩ રહેવાવુ, ટકાવુ જગલમા એકલા તે વસાય?'
**વસાવો,** પુ૦ રખો, ચોકિયાત પગી
**વસિયત,** સ્ત્રી૦ (અા૦) મુવા પછી અમુકને ઇરિકામત મળે, એવો મરનારે કરેલો લેખ ૨ વારસો.
**વસિયતનામુ,** ન૦ મરનારે પોતાની મિલકતની વ્યવસ્થા માટે કરેલો લેખ તે, મૃત્યુપત્ર, વિલ,
**વસિયાણુ,** ન૦ વસવાટ, વસવાનુ સ્થાન [વસિયત
**વસી,** પુ૦ વહીવટ કરનાર, ગામ ઉપર રહી તેનો બદોબસ્ત રાખનાર
**વસીલો,** પુ૦ (આ૦) લાગવગ, ભલામણ થાય એવો સંબધ ૨ મોટાની લાગવગનો ટેકો તે, હુફ, મદદ ૩ યોગ, સંધિ. ૪ મારફત દ્વારા
**વસુ,** પુ૦ (સ૦) પૈસો, ધન, દ્રવ્ય, લક્ષ્મી. 'વસુ વગર નર પશુ' ૨ આઠની સંખ્યાનો સંકેત
**વસુકવુ,** ક્રિ૦ અ૦ ગાય ભેસે દૂધ દેતા બધ થવુ, ઉચી જવુ, વસુકી જવુ
**વસુધા,** સ્ત્રી૦ (સ૦) પૃથ્વી, ધરા, જમીન.
**વસુમતિ,** સ્ત્રી૦ (સં૦) વસુધા, પૃથ્વી
**વસુધરા,** સ્ત્રી૦ (સ૦) પૃથ્વી, વસુધા, ધરા
**વસુલ,** ન૦ સ્ત્રી૦ (આ૦) માગતા પેટે અથવા કર તરીકે જમે થયેલુ તે ૨ આવક, આમદાની, મહેસુલ ૩ જમીનનો કર, ભાડુ તે [ભેગી કરનાર
**વસુલદાર,** વિ૦ માગતુ-કર ઉઘરાવનાર, આમદાની
**વસુલાત,** સ્ત્રી૦ જમીન ઉપર લેવાતો કર, સાથ, ભાડુ વગેરે જમાબધી, મહેસુલ ૨ વસુલ લેવુ તે.
**વસો,** પુ૦ જમીનનુ એક માપ, વિઘાનો ૨૦ મો ભાગ, સવાપાચ હાથ, ૩॥ ગજ ૨ સો અથવા વીસનો અ શ-વિભાગ તે, આની-આનો, અશ, હિસ્સો 'સો વસા તમારૂ કામ થશે' ૩ આબરૂ, સાખ 'તે વસા હાર્યો.'
**વસ્ત,** જુ૦ વસ્તુ [સાખ 'તે વસા હાર્યો.'
**વસ્તારણ,** સ્ત્રી૦ બહોળા વસ્તાર=કુટુબવાળી, પનોતી, વસ્તીવાળી [કુટુંબીલાવાળુ.
**વસ્તારી,** વિ૦ વસ્તીવાળુ, બચરવાડ, કુટુબ
**વસ્તી,** સ્ત્રી૦ પરિવાર, પુત્રાદિક તે ૨ લોક, રૈયત, પ્રજા
**વસ્તુ,** સ્ત્રી૦ (સ૦) હર કોઇ પદાર્થ તે, ચીજ ૨ મૂળ સ્વભાવ, ગુણ ધર્મ ૩ મૂળ ઉદ્દેશ, ભાવ, મતલબ ૪ વિષય, વાર્ત્તા હકીકત (વાર્ત્તા નાટક ઇ૦ની)
**વસ્તુત,** અ૦ (સ૦) વસ્તુ રૂપે, ખરી રીતે, નિશ્ચય રૂપે, મૂળ સ્વરૂપે
**વસ્તેવ,** પુ૦ (અ૦) દેવતા, આગ, અગ્નિ
**વસ્ત્ર,** ન૦ (સ૦) લુગડુ, કપડુ પટ ૨ પહેરવાના કપડા નવસ્ત્રુ=નાગુ, ઉઘાડુ વસ્ત્રલોચન=લુગડા વગેરે ચોરાઇ જવુ તે, નાગા થઇ રહેવુ તે
**વહન,** ન૦ (સ૦ વહ્નિ) અગ્નિ, દેવતા
**વહન,** ન૦ વહેવુ, ઉપાડી લઇ જવુ તે ૨ ચલાવવુ-નિભાવ કરવો તે ૩ વહેવુ તે, વોહ, ગમન (પાણી વગેરેનુ ) ૩. વાહન; યાન
**વહવાવું,** ક્રિ૦ અ૦ છેતરવુ ઠગવુ, વહાવુ
**વહાડ,** પુ૦ ઝટકો, જખમ, ઘા. 'એને શા વહાડ પડયા છે ? ' ૨ કાપ, છેદ, કાપવાનો કે કાપેલો જે ભાગ તે 'લામા લાકડાના ત્રણ વહાડ કરજો,' ૩ કાપવાની શક્તિ તે, ધાર, કાપણી 'છરીનો વહાડ સારો છે ' ૪ કાપેલો છેડો ૫ શેલડીનુ વાવેતર, શેલડીની કાપણી તે વહાડકાપ-વાઢવા કાપવાનો ધધો ૨ વાઢવુ કાપવુ તે ૩ કાપકુપ, કડદો વહાડકુટિયુ=કડદો કરનાર, મૂળમાથીજ

ઓછુ આપનાર ૩ તોફાની,મારફાડિયુ ૪ ભાજ-ગડિયુ [કરવુ, છુટુ પાડવુ
**વહાડવુ, ક્રિ૦ સ૦** વાઢવુ,કાપવુ, છેદવુ ૨ ખાતલ
**વહાડિયુ, ન૦** ખજુરનો કોથળો
**વહાડિયો, પુ૦** વાઢિયો, ગળકો, ઉમળકો
**વહાડી, સ્ત્રી૦** વાઢી, હુકા નાળચાની ઝારી,ઘી તેલ ભરવાનુ નાળચાવાળુ પાત્ર
**વહાણ, ન૦** ઝાઝ, બારકસ, નાવ, મોટો મછવો વહાણ કમાવુ=સારી પ્રાપ્તિ થવી દરિયાઇ વેપારથી
**વહાણઇ, સ્ત્રી૦** પાવડી,ખડા ઉ૦ વહાણઇ પગે પહેરી'તી જેહ, શિના પર પખોડી તેહ'–ઉદ્ધવ
**વહાણવટી, પુ૦** વહાણોથી દેશ પરદેશનો વેપાર ખેડનાર ૨ વહાણનો માલીક–ઉપરી તે, મોટો ખારવો, નાવીક ૩ મોટો દરિયાઇ વેપારી
**વહાણવટુ, ન૦** વહાણ રાખી તે વડે કરવાનો ધધો, વહાણ ખેડવાનો ધધો કામ તે ૨ દરિયાની મુસાફરી, સફર, જળયાત્રા
**વહાણુ, ન૦** પ્રાત કાળ, ઉષાકાળ ૨ પ્રભાત પરોઢિયુ, મળસકુ
**વહાણેલુ, ન૦** પ્રભાત, પરોઢિયુ ( કવિતામા )
**વહાર, સ્ત્રી૦** મદદ, કુમક, ઉપરાળુ ૨ સહાય, આશ્રય ૩ દાદફરિયાદ, પોકાર, મદદ માટે કરેલી અરજ તે "મારી વહારે ચઢજો ગિરિધારી'
**વહાલ, ન૦** પ્રેમ,પ્રીતિ, ઉમળકો
**વહાલપ, સ્ત્રી૦** પ્રેમ, વહાલ તે ૨ માયાળુપણુ
**વહાલી, વિ૦ સ્ત્રી૦** પ્રિયા, પ્રિયતમા, વલ્લભા
**વહાલુ, વિ૦** પ્રિય, પ્રેમપાત્ર, ઉમળકો આવે તેવુ, લાડકુ ૨ ગમતુ, જીવને આનદ આપે તેવુ
**વહાવુ, ક્રિ૦ સ૦** પટાવવુ, યુક્તિથી સમજાવવુ ૨. મન મનાવવુ ૩ ઉડાવવુ છળવુ,
**વહાવુ, ક્રિ૦ અ૦** છેતરાવુ ઠગાવુ 'વણ તપાસે રખે વગતી, ડાહી થઇને વહાતી'–પ્રેમા૦ ૨ ખેચાવુ
**વહી, સ્ત્રી૦** વઇ, નામાનો ચોપડો ૨ પેઢીનામુ, વશાવલી, પાછ્લો ઇતિહાસ, વૃત્તાત 'હવે એની વહી વાચવી રહેવા દો'
**વહીજવુ, ક્રિ૦ અ૦** (સ૦ વહ) વહેવુ વે,માથે ઉચકીને લઇ જવુ ૨ વહન થઇ જવુ, રેલવુ,જવું રહેવુ ૩ વીતી જવુ, સમય થઇ જવો 'રૈના પાર રાને વહી ગયા' ૪. ઉચ્છૃખળ થઇ જવુ, હદપાર જવુ, ઉદ્ધત થઇ જવુ
**વહીતરૂ, ન૦** મહેનત, મજુરી, થાક લાગે એવું સખત કામ ૨ મહેનતાણુ, મજુરી ૩ વેઠ, જુલમ–બળાત્કારનુ કામ [રોજીઓ
**વહીતરો, પુ૦** મજુર, બોજો ઉઠાવનારો,બેલદાર,
**વહીપૂજા, સ્ત્રી૦** ચોપડાપૂજવ, શારદાપૂજન.
**વહીલાવવુ, ક્રિ૦ સ૦** ઉપાડી લાવવુ ઉચકી લાવવુ [ઠગી લેવુ
**વહીલેવુ, ક્રિ૦ સ૦** સહી લેવુ, નિભાવી લેવુ ૨
**વહીવટ, પુ૦** વ્યવસ્થાપૂર્વક કામકાજ ચલાવવુ તે. ૨ કારભાર, વ્યવસ્થા, બદોબસ્ત ૩ ચાલતો વ્યવહાર તે,શિરસ્તો, રવૈયો ૪ સમત્ર, પ્રસગ.
**વહીવટી વિ૦** વહીવટનું, ચોપડાને લગતુ.
**વહીવટદાર, પુ૦** વહીવટ કરનારો કારભારી,વ્યવસ્થાપક ૨ વજીર, પ્રધાન ૩. મામલતદાર (ગાયકવાડીમા)
**વહીવચો, પુ૦** પેઢીનામુ રાખનાર,બારોટ, ભાટ
**વહુ, સ્ત્રી૦** (સ વધૂ) પરણીને આવેલી જુવાન સ્ત્રીના નામ સાથે સાસરામા જોડાતો શબ્દ 'સુરજ વહુ, લલિતાવહુ' ૨ છોકરાની સ્ત્રી, પુત્રવધૂ ૩ સ્ત્રી, પત્ની, ધણિયાણી, ભાર્યા.
**વહુવર, ન૦** ધણીધણિયાણી ૨ નવુ પરણેલુ જોડુ ૩ જુવાન નવોઢા સ્ત્રી,વહુવારૂ 'ઓશિયાળી દિમે દાઝણી, ને વહુવર આગી સાસુ ભણી'
**વહુવારૂ, ન૦** વહુવર, જુવાન–માનિતી વહુ તે ૨ વહુ રૂપે હોવુ તે, 'વહુવારૂ માણસ રે, ડાહ્યા બહુ ચાશો મા, જળ ભરવા એકલડા રે, હવે પછી જાશો મા'–દયા૦
**વહેચણ, સ્ત્રી૦** વાટણી, ભાગ કરવા તે ૨ ભાગ, વાટો,હિસ્સો, ફાળો ૩ વિભાગ, વર્ગીકરણ
**વહેચણી, સ્ત્રી૦** વહેચણ
**વહેચવુ, ક્રિ૦ સ૦** ભાગ–હિસ્સા પાડવા. ૨ અલગ–નિરાળુ કરવુ, જુદુ પાડવુ. ૩. ફાટફુટ પેમવી, મતભેદ પડવો વહેચી લેવુ–લડાઇ કરવી.

**વહેંચાવું,** ક્રિ૦ અ૦ ભાગ થવા;જુદું થવું-પડવું ૩ ફૂટ-તૂટ થવી, સબંધ તૂટવો
**વહેતું,** વિ૦ વહીજતું, પ્રવાહમાં હોય તેવું,ચાલતું, ગતિ કરતું વહેતી નીક=ચાલુ પ્રવાહ,ચાલુ ઉદ્યોગ -કામ વગેરે વહેતીસેર=ચાલ્યાજ કરતું હોય તે વહેતું મૂકવું=છુટું મૂકી દેવું, રખડાવવું, ખસેડી મૂકવું ધ્યાન ન દેવું, ન ગણકારવું, જતું કરવું.
**વહેમ,** પુ૦ (આ૦ વહમ) શક,સંદેહ ૨ ભ્રમ, ભ્રાંતિ ૩ ખોટી માન્યતા,શંકા. ૪ અજ્ઞાનને લીધે ખરૂં માની લીધેલું હોય એવું તે, મૂઢ વિશ્વાસ ૫. અવિશ્વાસ ૬ વસવસો, દગદગો
**વહેમી,** વિ૦ શંકાશીલ વહેમાય એવું, અવિશ્વાસી ૨ કાચા કાનનું, તરંગી, લહેરી વહેમીનું જાળું-ઘણુંજ અવિશ્વાસુ [ઝીણો ભુકો
**વહેર,** પુ૦ વહેરતા કે શારતા પડતો ગોર,લાકડાનો
**વહેરણ,** ન૦ વહેરવું તે ૨ વહેરામણ ૩ વહેરવાનું ઓઝાર, આડિયું, કરવત
**વહેરણિયો,** પુ૦ વહેરનારો, કરાઇ
**વહેરવું,** ક્રિ૦ સ૦ કરવત-આરી આડિયાથી કાપવું, ધીરેથી ઘસીને છેદવું,વસરકા દઈ દઈને વાઢવું ૨ દુઃખ દેવું, રિબાવવું. [મજુરી
**વહેરાઇ-મણી,** સ્ત્રી૦ વહેરામણ, વહેરવાની
**વહેરામણ,**ન૦વહેરાઇ [૨ જુદાઇ 'વહેરો આંતરો'
**વહેરો,** પુ૦ ભેદ, આંતરો, ફરક, તફાવત,અંતર
**વહેલ,** સ્ત્રી૦ વેલ,વાહન,માફો, રથ ૨ ન૦ એક મોટું માછલું. જેના તેલની મીણબત્તી બને છે
**વહેલું,** વિ૦ ઉતાવળું,ઝડપવાળું ૨ અ૦ જલદી, સત્વર. 'ચાલ ચાલ ઝટ વહેલી,તજ તુજ મનથી તમામ લજ્જાને'-અ૦ ન૦ ૩ અમુક નિર્ણીત વખત પહેલાં 'વહેલો આવજે' ૪ અગાઉ,આગળ વહેલા થવું=જલદી કરવું,પાર લાવવો વહેલું તે પહેલું=આગળ જાય તે જીતે. ૨ યથાનુક્રમે એમ વહેલા મોડા=ક્રમે ક્રમે ત્યારે,કોઈ અમુક વખતમાં
**વહેવડાવવું,** ક્રિ૦ સ૦ રેલો ચાલે એમ કરવું, રેલાવવું ૨ છેતરાય એમ કરવું, ઠગાવવું ૩ ઉપડાવી લેવરાવવું, ઉંચકાવરાવવું.
**વહેવણ,** સ્ત્રી૦ વહેવાઇની સ્ત્રી, વહેવાણ
**વહેવરામણ,**ન૦ વહેવાની-ઉંચકી જવાની મજુરી-મહેનતાણું ૨ તણામણ ૩ છેતરામણ.
**વહેવરાવવું,** ક્રિ૦ સ૦ નફો કરાવવો,રળાવવું
**વહેવાઈ,** પુ૦ વરકન્યાના બાપ આમણસામણ જે સંબંધે ઓળખાય છે તે
**વહેવાણ,** સ્ત્રી૦ વરકન્યાની માતાઓની ઓળખ
**વહેવાર,** પુ૦ ( સં૦ વ્યવહાર ) સંબંધ;વહીવટ, લેવડદેવડ અને બીજું કામકાજ કરવાનો જે સમાગમ તે ૨ચાલ, રિવાજ, પ્રથા ૨ સંબંધી જનોનો સમૂહ, ભોજન વગેરે કરવા કરાવવાને બાંધેલો સભા તે ૩ આબરૂ સાખ ૪ ધરોબો, ઘરવટ, ગાઢ સંબંધ ૫. પરિચય, સંબંધ, છૂટ -'બોલચાલનોએ વહેવાર રાખવાની મના કરી છે'
**વહેવારિયો,** પુ૦ લેવડદેવડમાં ચોખ્ખવટવાળો માણસ, સાહુકાર, ચોખ્ખો વહીવટ રાખનારો, વહેવારે ચાલનારો
**વહેવારીકું,** વિ૦ સાધારણ, વહેવારને શોભતું, મધ્યમ, જેથી કામ સરે એવું તે
**વહેવારૂ,** વિ૦ વ્યાવહારિક, મધ્યમસરનું, સાધારણ, સર્વોપયોગી થઇ પડે એવું તે ૨ શક્ય, બની શકે એવું
**વહેવું,** ક્રિ૦ સ૦ ઉંચકવું, ઉપાડવું, તાણવું ૨ ખમવું, વેઠવું, સહન કરવું, સહેવું ૩ નિભાવવું, ચલાવવું ૪ ક્રિ૦ અ૦ પ્રવાહ થવો, ધારે સરવું, રેલવું ૫ ઘસડાઇ જવું, તણાવું, ખેંચાઈ જવું ૩ વીતવું, પુરૂં થવું. ૪ ફાટવું, વહી જવું.
**વહેળો,** પુ૦ વહેતા પાણીનો નાનો પ્રવાહ, નાની નદી, ઝરણ. ૨. વહેણનો લાંબો ખાડ તે
**વહોણું,** અ૦ વગર, વિના, વિહોણ.
**વહોરત** સ્ત્રી૦ વોરત, ખરીદ. ૨. વહોરવું-માગવું તે ૩ વહોરવામાં આવેલું અન્ન વગેરે ૪ જોખમ
**વહોરતિયો,** પુ૦ ખરીદનાર, ગ્રાહક ૨ વહોરનાર-યતિ, શ્રમણ
**વહોરવું,** ક્રિ૦ સ૦ વોરવું, ખરીદ કરવું, ૨ સંઘરવું, એકઠું કરવું ૩ માગી લાવવું,આણવું, લઇ આવવું
**વહોરો,** પુ૦ દેશી મુસલમાનની એક જાત,

**વહ્નિ**, પુ૦ (સ૦) અગ્નિ, દેવતા
**વહ્યુંજવુ**, ક્રિ૦ સ૦ ચાલ્યા જવુ, ખેચાઈ જવુ, તણાવુ, નકામુ જતુ રહેવુ
**વળ**, પુ૦ આબળો, આંટો, ફેર 'દોરાનો વળ' ૨ ગોઠવણ યુક્તિ, કળ 'વાળી લાવુ અમે વળે' ૩ અનુકૂળતા, વગ 'આ કામ વળે કરવાનુ છે' મારાપણાનુ અભિમાન તે, મમત ૪ કસ,આગ્રહ ૫ અટસ, કીનો ઝેર ૬ જુગતી, પ્રપચ. ૭ લાગ, દાવ, પેચ ૮ પક્ષ, સ્નેહ-મિત્રતા વગેરેનો સબધ ૯ ઉતાર, ઢાળ વળ દેવો-આબળવુ, ચઢાવવુ વળ ચઢાવવો-આબળવુ, ૨ ઉશ્કેરવુ, ઉત્તેજન આપવુ વળ ઉતારવો-હુપદ તોડવુ, મમત મુકાવવો ૨ ઉભેળવુ ૩ ધાટઉતારવો વગેવળે-લાગે લાગે, યુક્તિએ વળકવળ-લાગ કલાગ, અનુકૂળતાને પ્રતિકૂળતા
**વળકો**, પુ૦ બાફલો, ગરમી લાગવાથી બફાવાપગ આવવુ ૨ શાન્ત પડવુ તે, દીલગીરી કમી થવી તે, વિશ્રામ મળવો તે, થળે પડવુ તે
**વળગણ**, ન૦ નિસબત, સબધ, લાગતુ વળગતુ, ૨ પ્યાર-પ્રેમની ગાઠ ૩ ભૂતાદિકથી સપડાવુ તે
**વળગણી**, સ્ત્રી૦ અદ્ધર રાખેલી લાકડી કે દોરી, જેની ઉપર લુગડા સુકવવા મકવામા આવે છે તે,' અવળી, ઓવરણ
**વળગવુ**, ક્રિ૦ અ૦ બાઝવુ, ચોટવુ, બીજાને અડી-ચીકટાઈ રહેવુ ૨ ભેટવુ, કોટી-આલિગન કરવુ ૩ વિંટાવુ, લપેટાવુ ૪ આગ્રહથી લાગ્યા રહેવુ ૫ તકરાર કરવી, ટટો, કરવો, લડવુ ૬ મન-શરીરમા દાખલ થવુ ૭ રોકાવુ, વાતે વળગવુ 'વાટે ને ઘાટે રે તમે વળગો છો વાતે '-દયા૦ ગળે વળગવુ-માથે પડવુ ૨ ગળે ન ઉતરવુ પાપ વળગવુ-દુર્વ્યસન પડવુ, પીડા લાગવી ભૂતવળગવુ-શરીરમા ભૂત આવવુ, ભ્રમણા લાગવી
**વળગાટ**, પુ૦ વળગાડ, ભૂત ઇ૦ થી સપડાવુ તે
**વળગાડવુ**, ક્રિ૦ સ૦ બઝાડવુ, ચોટાડવુ, ૨ ભેરવવુ માથે નાખવુ ૩ ભેટાડવુ
**વળણ**, ન૦ વલણ વૃત્તિ, મનનો ઝોક ૨. મરોડ, ઢગ,રીત ૩ ખુણો, વાક ૪ રાગનો ઉથલો
**વળતર**, ન૦ બદલા તરીકે જે મજરે આપવાનુ તે, હકસાઈ ૨ વટાવ, બદલો, અવેજ
**વળતા**, અ૦ પાછા ફરતા
**વળતા પાણી**, ન૦ નરમ પડતુ જોર ૨ વરસાદ આવવાનુ ચિહ્ન ૩ માદા માણસને ધીમે ધીમે સારૂ થવા માડવુ તે
**વળતીદશા**, સ્ત્રી૦ ભાગ્યોદયનુ ચિહ્ન
**વળતી**, અ૦ પછી,ફરીને,પખવાડેથી જરા રહીને એમ ૨ વધારામા, વળી
**વળદાર**, વિ૦ આબળાવાળુ ૨ ટેકીલુ, મમતી, ૩ અટસિયુ ૪ પેચદાર, આટીઘુટી વાળુ
**વળવગ**, સ્ત્રી૦ ખણજ,ખનખન થવી તે, ચટપટ
**વળવુ**, ક્રિ૦ અ૦ પાછા આવવુ, ફરવુ ૨ વાકુ થવુ, વચ્ચેથી નમવુ,મરડાવુ ૩ ફટાવુ, વકાવુ, વાકુ ફરવુ ૪ રાહે આવવુ,સીધા થવુ, માનવુ, મનાવુ ૫ મહાવરો પડવો,ઠરવુ કસાવુ,કેળવણી મળવી ૬ સુધરવુ, મરોડમા આવવુ 'હવે એના અક્ષર વળ્યા' ૭ બાધો પકડાવો, તાજા થવુ, આરોગ્ય થવુ 'શરીર વળ્યુ' ૮ ગુછળાવાળુ-ગાઠરૂપ થવુ, ગઠાવુ 'અખોડા વળતો નથી' ૯ પાકવુ, ફાયદો થવો, ફળ મળવુ, સરવુ 'એમા કઈ વળવાનુ નથી ૧૦ બાઝવુ,ચિકાશથી એકઠા થવુ-જોડાવુ, લોચો વળવો 'લાડુ વાળવો'
**વળાવવુ**, ક્રિ૦ સ૦ વદાય કરવુ, મોકલવુ ૨ કાઢી મૂકવુ,દૂર કરવુ ૩ જનારને રસ્તો દેખાડવો-માર્ગે પાડી આવવુ ૪ ઝાડુ પુજો કઢાવવો,સાફ કરાવવુ
**વળાવિયો**, પુ૦ વળાવો,ભોમિયો અને રક્ષક
**વળાવું**, ક્રિ૦ અ૦ વાકુ થવુ ૨ ન૦ રક્ષક અને ભોમિયા તરીકેનુ કામ તે [વિરતણિયો
**વળાવો**,પુ૦ રસ્તો દેખાડનારો;વળાવિયો, ભોમિયો,
**વળિયા**,ન૦દમાણના આકા, પરસેવાના ડાઘ,ચાઠા ૨ આટણ ૩ વચ્છલા ૪ થર,પડ (જમીનના)
**વળિયુ**, ન૦ લુગડે પડેલો પરસેવાનો ડાઘ
**વળા**, સ્ત્રી૦ પાતળો લાબો સોટો,સાકડી ૨.લાકડીને છેડે જડેલી ખોલી [વાર, પાછુ
**વળી**, અ૦ પણ, અને ૨ પછી, ફરીથી બીજી

**વળીજવુ,** ક્રિ૦ અ૦ વાકુ થવુ,નમવુ ૨ મમજી જવુ, ઠેકાણે આની જવુ ૩ પક્ષમા જતા રહેવુ 'એ તમારી તરફ વળી ગયો'
**વણુ,** ન૦ થર, પડ, પોપડો ૨ અસ્તર, માહેલુ ઢાકણ, પરથાર, તળિયુ ૩ ખોળ ૪ મડળ, પક્ષ, સમુદાય, રાહ,ઢાળ ૫ ત્રુગડે પડેલો પરસેવાનો ડાઘ, વળિયુ ૬ ઘઉની રોટલી
**વળુદવુ,** ક્રિ૦ અ૦ લાગવુ, પ્રેમ કરવો [વળુદે'
વળુ દુ ,અ૦થી, લીધે, વડે 'એહુ ખાય તે ચોપડયા
**વળુકો,** પુ૦ કેળવળી, શિક્ષણ
**વળો,** પુ૦ જાડીને લાબી વળી,મોટો સોટો [વાણી
**વળોક,** પુ૦ વાટ, મરોડ ૨ વિવેક, રીતભાત,
**વળોટ,** પુ૦ વળુકો, શિક્ષણ
**વગોટવુ,** ક્રિ૦ અ૦ ચઢિયાતા થવુ, શ્રેષ્ઠ થવુ
**વાક,** પુ૦ વક્રતા, વાકાપણુ, વકાશ ૨ રાટ, વળ, મરડાટ, તેડાઈ, લુક ૩ સ્ત્રીઓને કોણીએ પહેરવાનુ વાકદાર જાળીવાળુ ઘરેણુ, વાકડુ ૪ ગુનો અપરાધ, દોષ તકસીર ૨ દૂષણ ખોડ, ભૂલ **વાક** કાઢવો=ભૂલ કાઢવી
**વાકડલુ,**વિ૦ વાકુ ૨ ખોટુ લાગવુ તે,(કવિતામા)
**વાકડવેલુ** વિ૦વેલાજેવુવાકુ,ગુથણીના આટાવાળુ
**વાકડી,** વિ૦ ઉત્તમ જાતની (સોપારી) ૨ ફક્કડ, સરમ, ટેડુ ફાકડ
**વાકડુ,** ન૦ સ્ત્રીઓને કોણી ઉપર પહેરવાનુ એક ઘરેણુ, વાક,ઘોડાવાક ૨ વચલી આગળીએ પહેરવાનુ વિંટલા જેવુ એક ઘરેણુ, વેઢ, ઘોડો ૩ વિ૦ વાકુ, બાકુ, રાડુ [પહેરામણી
**વાકડો,** પુ૦ વરને આપવાની રોકડ-પૈઠણુ તે,
**વાકસાથીઓ,** પુ૦ વાકા પાખાવ ળો સાથિયો ૨ મડળ, રેખાચિત્ર [૩ આડાપણુ, હઠીલાઈ
**વાંકાઈ,** સ્ત્રી૦ વાકાપણુ,વાકાશ ૨ છેલાઇ ટેડાઇ
**વાકાબોલુ,** વિ૦ બોલીને ફરી જનાર,આડાબોલુ ૨ જુઠુ, અપ્રમાણિક ૩ નિદક ખોટુ અને અવળુ બોલનાર [વિરૂદ્ધના
**વાંકાશ,** સ્ત્રી૦ વાકાઇ, વક્રતા ૨ આડાઈ ૩
**વાકુ,** વિ૦ સીધુ, નહિ તેવુ, વળેલુ,વાકવાળુ ૨ ઉલટુ, ઉંધુ, અવળું, વિરૂદ્ધ ૩ જુઠુ,ખોટુ ૪ બાંકુ, છેલ,તેડુ,ફાકડુ ૫ ઓરમિજાજવુ, વિચિત્ર વલણનુ ૬ કુટિલ **વાકુ** ચાલવુ=આડે રસ્તે જવુ, વિરૂદ્ધ વર્તવુ, અનીતિએ ચાલવુ **વાંકી** નજરે જોવુ=છાનામાના જોવુ, અપ્રસન્નતા દેખાડવી, કુદષ્ટિ કરવી **વાકુ** પડવુ=નાખુશ થવુ,ખોટુ લગાડવુ દુ ખ લાગવુ ૨ ઉધુ પડવુ, ગુસ્સે થવુ **વાકુ** બોલવુ=બોલીને ફરી જવુ, નામુકર જવુ, આડુ બોલવુ જુઠુ બોલવુ, નિંદા કરવી **વાકુ** વળવુ=નમી જવુ,વાકા થઇ જવુ ૨ નમવુ ૩ ફટાવુ **વાકુ** વાળવુ=મરડવુ ૨ નમાવવુ, નરમ કરવુ **વાકી** પાઘડી મૂકવી-છેલાઇ કરવી, ટાપટીપ કરવી.૨ દેવાળુ કાઢવુ **વાકો** દહાડો-કમબખતીનો સમય, અવળો દહાડો. **વાકુ** મો કરવુ=મો ફેરવવુ ૨ ચેષ્ટા કરવી, મશ્કરી કરવી **વાકો** વાળ=અતિ કિંચિત્ પીડા,હરકત હેલો, આચ
**વાકુ,** ન૦ અણબનાવ, ગેરસમજુતી
**વાકુચુકુ,** વિ૦ આડુતેડુ સહેજસાજ વાકુ ૨. આડુ-અયોગ્ય લાગે એવુ, ૩ ગાળાગાળનુ,વધારે પડતુ ૪ સર્પાકર વાકુ તે
**વાંકુતેડ,** વિ૦ બહુજ વાકુ, વળી ગયેલુ
**વાકુવસમુ,** વિ૦ આડુતેડુ, અયોગ્ય અને આકરૂ લાગે એવુ, વિરૂદ્ધ અને કઠણુ, જુઠુ ને રીસ ચઢે એવુ, વિપરીત [કુટડુ, ટાપટીપિયુ
**વાકુવરણાગિયુ,** વિ૦ ટેડાઇને ટાપટીપવાળુ,
**વાગલા,** ન૦ વળખા,ફાફા ઉ૦ અન્ન વિના છૈયા મારે વાગલા, તો કયાથી કરીએ ટોપીને આગલા'
**વાઘુ,** ન૦ પાણીના જોસથી જમીન ખોદાઇ પડેલો લાબો અને ઉડો ખાડો તે, કોતર
**વાવો,** પુ૦ (સ૦ વર્ગ) વર્ગ, પક્તિ 'દુકાળમા વચલા વાઘાના લોક બહુ દુ ખી થાય છે,'૨ જાત, તરેહ
**વાચન,** ન૦ (સ૦ વાચન) વાંચવુ તે, ઉકેલવાની ઢબછબ,પઠન ૨ અધ્યયન, અભ્યાસ,જ્ઞાન,માહિતી
**વાચનમાળા,** સ્ત્રી૦ વાચવા-ભણવાની ચોપડીઓની શ્રેણી
**વાચનાલય,** ન૦ (સ૦) પુસ્તકશાળા, લાયબ્રેરી
**વાચવુ,** ક્રિ૦ સ૦ લખેલુ જોઇ બોલવુ, ચિહ્ન

ભાષા સમજાય તેમ ઉકેલવુ, લખેલુ મનમા બેસાડી સમજી મોટેથી ઉકેલવુ ૨ અભ્યાસ કરવો,અધ્યયન કરવુ ૩ જ્ઞાન મેળવવુ, સમજવુ,જાણવુ,ભણવુ ૪ કહેવુ, ભાખવુ 'ગઇ વેળા બ્રાહ્મણે વાચતો નથી' ૫ ઇચ્છવુ ચિંતવુ,'કોઇનુ પણ ભલુ વાચવુ' ૬ ઠગાવુ, છેતરાવુ 'શકરનો વાચો અહી આવ્યો, સત્ય માનજો વાનજી'–વિષ્ણુ [મરજી અભિલાષા

**વાછના, સ્ત્રી૦ (સ૦)** ઇચ્છા, ભાવના, કામના,

**વાછા.સ્ત્રી૦(સ૦)**ઇચ્છા,અભિલાષ, ભાવ ૨ મરજી

**વાંછિત, વિ૦ (સ૦)** ઇચ્છેલુ, ધારેલુ

**વાઝ, સ્ત્રી૦** અફળરૂપતા,નહિ ફળવાપણુ તે,પ્રજોત્પત્તિ નહિ થવા પણુ તે

**વાઝણી, વિ૦ [સ૦ વન્ધ્યા]** પ્રજા ન થતી હોય એવી સ્ત્રી **વાઝણી** વિયાવી=પુષ્કળવાર લાગવી

**વાંઝિયાબારૂ, વિ૦** વાઝિયાનુ, બીનવારસી ૨ એકનુ એક–મહુજ વહાલુ છોકરૂ તે 'વાઝિયાબારનો દીકરો'

**વાઝિયુ, વિ૦** જેને છોકરા ન થયા હોય તે પ્રજોરહિત, જેમાથી નફો–લાભ ન થાય એવુ 'વાઝિયો ધધો' વાઝિયાના પાડનુ=એકનુ એક, ઘણુજ વહાલુ, મોઘી કિમતનુ [નૈવેદ્યની પ્રસાદી

**વાટ, સ્ત્રી૦** વહેચણી ભાગ, હિસ્સો ફાળો ૨

**વાટવુ, ક્રિ૦ સ૦** વહેચવુ, ભાગ પાડવા

**વાટો, પુ૦** ભાગ હિસ્સો ૨ ગરાસમા મળેલી જમીનનો ભાગ તે, જેની ઉપર સરકારી ધારો આપવાનો ન હોય પણ ફક્ત સલામી ભરવાની હોય એવી જમીન–ખેતર તે, રાજસેવાના બદલામા મળેલી બીનકરવાળી જમીન તે

**વાઢો, પુ૦** કુવારો, વગર પરણેલો પુરૂષ ૨ વિધુર, રડાયેલો ૩ કુટુમ્બ–સ્ત્રી છોકરા વગરનો માણસ 'ભાયડા વાઢો હોય કઇ સ્ત્રી વાઢી હોય છે?'

**વાંતરવુ, ક્રિ૦ સ૦** દાદાદોરા કરી નાખવુ વિખેરી નાખવુ બગાડી નાખવુ (૨) વેતરવુ કાપવુ (૩) કરડવુ ૪ શેરડીના સાંઠામાથી બી માટે ત્રણ ત્રણ આખાના કકા કરવા તે

**વાતી, સ્ત્રી૦** ઉનના કપડાં અને કાગળો લાગનાકીડ તે, ૨ અનાજમા પડતા બારીક જીવડા તે

**વાતિ, સ્ત્રી૦ (સ૦)** ઉલટી, વમન, ઓકારી

**વાદર, પુ૦(સ૦ વાનર)** માણસને મળતી આકૃતિનુ શરીરે વાળવાળુ અને અટકચાળા સ્વભાવનુ એક વનચર પ્રાણી, વાનર, કપિ, મર્કટ, ભોજલુ, આની ઘણી જાતો થાય છે **વાંદર ચેષ્ટા**=અટકચાળા **વાદર વેડા**=વાદરાની માફક ચાળા કરવા તે ૨ વિ૦ તોફાની, અટકચાળુ

**વાદરી,સ્ત્રી૦** વાદરાની માદા, ભોજલી ૨ બેડોળને ચિબાવલી સ્ત્રી

**વાદરૂ,ન૦** વાદર, મર્કટ, કપિ, વાનર '**વાદરાને** નીસરણી આપવી=મૂર્ખને ઉશ્કેરણી આપવી ચઢાઉને ચઢાવવો

**વાદરો,પુ૦** નર વાનર તે, કપિ બૂઢ ૨ ચાપ,ઘોડો, બદુકનો વાદરો ૩ તાળાનો ખીલો, ઉલાળો ૪ સળગાવતા આમતેમ કુદે ને ઘુમરડી ખાય એવી આતસબાજી ૫ ભાર ઉપાડવાનુ એક યત્ર, ક્રેન ૬ મારેલા બીના ખેચી કાઢવાનુ યત્ર **વાદરાનો** ઘા=ચુથીને બગાડવુ તે

**વાદો, પુ૦** હવા ને ભેજવાળી અધારી જગોમા થતો રાતી પાખવાળો જીવડો, ઝલ, વદો ૨ એક ઝાડમાથી નીકળતો બીજી જાતના ઝાડનો જે પ્રરોહ તે એથી અસલ ઝાડ ફળતુ નથી

**વાંધર,વિ૦** વૃષણ વિકારવાળુ (બળદ)ખાસી કરતા રહી ગયેલી એકાદ રગને લીધે જેના વૃષણ વધી ગયેલા એવુ (આખલુ)

**વાંધો, પુ૦**હરકત, અડચણ ૨ બાધ,મત ભેદ ૩ વિરોધ, તકરાર ૪ શક વહેમ ૫ દોષ ભૂલ,ખોડ **વાધોસાધો**=બાધ, હરકત **વાધો કાઢવો**=બાધ લેવો વિરૂદ્ધ પડવુ, શક લઇજવો, ખોટુ લાગવુ

**વાંઢળ, વિ૦** વાયેલ, જેમ તેમ બોલે અને વગર વિવેકે નાવરે એવુ, અબી બોલ્યુ ને અબી ફોગ કરે એવા સ્વભાવનુ ૨ ફાગટ, અમથુ ૩ માલ વગરનુ, [લપણુ ૨ ઉડાઉપણુ

**વાંઢળાઇ,સ્ત્રી૦**વિકળતા, મનની અસ્થિરતા, વાયે

**વાસ,પુ૦ (સ૦ વંશ)** ઉભા સાટા જેવુ ને પેરેપર પાન ને ગાંઠવાળુ એક ઝાડ, વશ, કીચક ૨ કડિયાનુ ઇંટો છોલવાનુ ઓજાર ૩ ૭–૯

હાથ જેટલુ પરિમાણ—માપ તે 'બે વાસ પાણી છે' ૪ મોટો રવૈયો, છેડે લાકડાનો ફુલવાળો દહિં ભાગવાનો વાસ 'વલોણાનો વાસ' વાસ ફરવો—ઘરમા રાચરચીલુ સરખુ એ ન હોવુ સુકો વાસ મારવો=ઘસીને ચોકખી ના પાડવી વાસ બધાય=ઠાઠડી બધાય, મરી જાય

વાંસકપૂર, ન૦ વાસ ફોડતા નિકળતો કપૂર જેવો ધોળો વાસનો રસ, વંશલોચન

વાંસડો,પુ૦ વાસ, લાબો વાસનો સોટો, વળો

વાંસણી,સ્ત્રી૦ વાસળી, રૂપિઆ ભરવાની સાકડી લાબી કોથળી

વાંસફોડો,પુ૦ વાસને ફોડનારો, વાસ ફોડી તેની ચીપોની ટોપલીઓ અને છાબડા બનાવરો

વાસલડી, સ્ત્રી૦ વા કુકી વગાડવાની ભુગળી, વાસળી, પાવો, વેણુ, બસી (કવિતામા)

વાંસલો, પુ૦ લાકડા છોલવાનુ સુતારનુ ઓજાર.

વાસળી, સ્ત્રી૦વેણુ, બસી, પાવો ૨ વાસણી, કમરે બાધવાની લાબી સાકડી કોથળી

વાસી, સ્ત્રી૦દાતરડા જેવુ ફળુ બેસાડેલો વાસ,

વાસે,અ૦પાછળ, પુઠે, પછવાડે ૨ પુઠે લાગુ ને લાગુ રહેવુ તે, ખતે ૩ ગેરહાજરીમા

વાંસો, પુ૦ બરડો, પીઠ વાસો ભારે થવો=માર ખાવાના લક્ષણ થવા

વાસોડ, ન૦ વાસનુ વન, વાસવાડો

વા,પુ૦ (સ૦ વાયુ) વાયુ, પવન. ૨ સધિવા, વાતરોગ શરીરના વાયુનો વિકાર—સાધા દુખે એવો એક રોગ ૩ વાઇનો રોગ, ફેફરૂ ૪ મનસ્વી તુરગ, લહેર, મનનો ફાટો વિચારનો ઉછાળો વા આવવો=સાધા દુખવા ૨ તરગ ચઢવો વા કાઢી નાખવો=પ્રાણવાયુ જતો રહે એમ કરવુ—મારવુ—ધમકાવવુ તે ૩ કામ કરાવીને ઘણુજ થકવી નાખવુ વાખાતુ કરવુ=રખડાવવુ, નહિ ફાવવા દેવુ વા નીકળી જવો=મરી જવુ ૨ થાકી જવુ, કાયર થઇ જવુ વા વાવો=અસર થવી, ગુણદોષ લાગવો ૨ સુખદુખ અનુભવવો 'સસારનો વા હજી વાયો નથી' ૩ ઘેલછા આવવી વાએ ચઢવુ=લહેરે ચઢવુ, ખીલવુ, ઉશ્કેરાવુ, વા સાથે લડે એવુ=સહેજ સહેજમા લડી ઉઠે એવા સ્વભાવનુ, લડકણુ વાનુ ફાકુ=મગીન નહિ પણ માત્ર પોચુ જાડુ, વાયુથી પુષ્ટ થયેલુ વાએજવુ=ગર્ભ ઉડી જવો, અધુરે જવુ ૨ રજ ચઢીજવુ તે વાના ઘોડા=તુરગી, મનમા આવે તેવુ કરનારા

વા, અ૦ અથવા, કિંવા, યા

વાઇ,સ્ત્રી૦ મોઢે ફેણ આવે,હાથપગ તણાય તેવો રોગ, ફેફરૂ,હિસ્ટીરિયા [વિ૦વાયલ,ઢગ વગરનુ

વાઉ, સ્ત્રી૦ પગને તળિયે પડતા ચિરાડા તે ૨

વાએજ, સ્ત્રી૦ વાયજ

વાક્,સ્ત્રી૦ (સ૦) વાણી, બોલી ૨ વચન,બોન વાક્ચાતુરી=બોલવાની ચતુરાઇ તે,બોલવાનીખુબી, જબાનફરાસી વાક્પટુતા=બોલવાની છટા—હોશિયારી

વાક,પુ૦(સ્ત્રી) બધાય એવુ ચીવટ સત્ય તે કસ, ચિકાશ સાર ૨ દમ કસ, જીવ, સત્વ ૩ પાણી, તેજ, નર [૨ સહેજમા વાકુ પાડે એવુ

વાકડવુ,વિ૦ સહેજ કડવુ, કડુચુ ૨ હઠીલુ,આડુ

વાકફ, વિ૦ (એ૦ વાકિફ) વાકેફ જાણીતુ

વાકળો, પુ૦ વહેળો, નાળુ, નહેર

વાકેફ, વિ૦માહિતગાર, જાણીતુ, ભોમિયુ, પ્રવીણ, નિપુણ [પ્રવીણતા

વાકેફગારી, સ્ત્રી૦ માહેતી, જાણ, ખબર ૨

વાક્ય, ન૦ (સ૦) પૂર્ણ અર્થ બતાવતો એકથી વધારે શબ્દોનો જે સમૂહ તે ૨ વચન, કહેણ, કથન ૩ અથમાનુ પ્રમાણ સૂત્ર વાક્યરચના=વાક્ય બનાવવાની કળા તે વાક્યાર્થ=વાક્યની મતલબ

વાક્વિદગ્ધા, સ્ત્રી૦(સ૦) સકેતની વાણી બોલવામા ચતુર સ્ત્રી, બોલવામા કુશળ એવી નાયિકા

વાખ, પુ૦ તાડછાના ફેટા, દાડાના સખત રેસા ૨ શિંગની બાજુની નસ—નેસ

વાખરો, પુ૦ ભાગ્યો તૂટ્યો ઘરગતુ પરચૂરણ સરસામાન, ઘર ચલાવવાનો ઉપયોગી સામાન તે

વાખદ, વિ૦ વા લાગતા ખદખદે એવુ, વાથી ઉભળતુ આખનુ એક દરદ વારવાર થતા આખના દરદથી ઝીણી થઇ ગયેલી આખો તે

વાખો, પુ૦ વખો ભૂખમરાની પીડ, ભૂખનુ દુખ

આપદા ૨ કમબખ્તી મુશ્કેલી, સાસો
**વાગ, સ્ત્રી૦** વાણી, બોલી ૨ લગામ, રેન વાગ્દેવતા=સરસ્વતિ વાગ્દાન–વચનથી આપેલુ દાન વાગબાણુ=મહેણા [છાપેલુ છાયલ, બગો.
**વાગડિયુ, વિ૦** વાગડનુ, વાગડ સબધી ૨ **ન૦**
**વાગતાં, અ૦** બરાબર વખતે
**વાગતુ, વિ૦** અવાજ કરતુ, ખડખડતુ વાગતો ઘટ =બડાઇ હાકનાર વાનોડિયો
**વાગવું, ક્રિ૦અ૦** એક વસ્તુને બીજી જોરથી અથડાવી, પછડાવુ 'ધક્કો લાગવો' ૨ ઇજા થવી, જખમ લાગવો ૩ ઠોકવાથી કે ફુકવાથી અવાજ
**વાગળુ, ન૦** વાગોળ વનવાગોળ [નીકળવો
**વાગીશ, પુ૦(સ૦)** બૃહસ્પતિ, ગુરૂ
**વાગીશ્વરી, સ્ત્રી૦ (સ૦)** સરસ્વતી, શારદા
**વાગો, પુ૦** વાઘો ગળાથી ઘુટણ લગીનો મોટો ડગલો, જામો ૨ પોશાક
**વાગોલ–ળ, સ્ત્રી૦** વડવાગોળ ૨ ઓગાળ
**વાગોળવુ, ક્રિ૦ અ૦** ખાધેલુ મોમા લાવી ધીમે ધીમે ફ્રરીને ચાવવુ, ચગળવુ ૩ મનન કરવુ ચિંતન કરવુ
**વાઘ, પુ૦(સ૦ વ્યાઘ્ર)** પીળા રગનુ કાળા પટાવાળુ એક હિસક પશુ ૨ બિહામણુ–થરથરાવી નાખે તેવુ માણુસ ૩ બકરા ઘેટાનુ ટોળુ, ૪ ઘેન ૫ વિ૦ ગીરો
**વાઘણ, સ્ત્રી૦** વાઘની માદા
**વાઘબકરી, સ્ત્રી૦** કાકરીઓની એક રમત, બાજી ૨ તરતા પાણીમા ને જમીન ઉપર ખેલાતી રમત
**વાઘબારસ, સ્ત્રી૦** આસોવદિ બારસ, એ દિવસે બારણામા વાઘ કાઢવામા આવે છે
**વાઘમારૂ, સ્ત્રી૦** વાઘ મારનાર, વાઘનો શિકારી ૨ બહાદુર, શૂરવીર ૩ શીસિયારીખોર, મોટી મોટી બડાશની વાતો કરનાર, બાયલો, બીકણુ
**વાઘરણ, સ્ત્રી૦ (વાગુરા–જાળ)** વાઘરીની સ્ત્રી ૨ ફુવડ–ગદી અને અસભ્ય સ્ત્રી
**વાઘરી, પુ૦ (સ૦ વાગુરિક)** જાળ નાખી પશુ પખીઓ પકડી આજીવિકા કરનારો, પારધી ૨ એ લોકની એક નાત તે

**વાઘામ્બર, (સ૦)** વાઘના ચામડાનુ વસ્ત્ર કે આસન તરીકે વપરાતુ વાઘનુ ચામડુ તે, **વાઘાંબરી**–વાઘના ચામડાને વસ્ત્ર તરીકે વાપરનાર તે, શિવ, શકર, જોગી
**વાઘેણ, સ્ત્રી૦** વાઘની માદા, બિહામણી સ્ત્રી
**વઘેર, પુ૦** કાઠી લોકની એક જાત ઓખામડળમા એમની વસ્તી છે
**વાઘેલો, પુ૦** રજપૂતની એક પેટા જાતિ–શાખા વાઘેલી રાણી=વાઘેલા રજપૂતની કન્યા
**વાઘો, પુ૦** વાગો, ગળાથી ઘુટી લગીનો સુદર ડગલો ૨ પોષાક ૩ ગાસડીઓ 'પાચ વસ્ત્રના ૫ચવીશ વાઘા, ચાર ચોકડી તાસ વહુજી'–મામેરૂ
**વાચ, સ્ત્રી૦** વાચા, વાણી, બોલી, ભાષા
**વાચક, વિ૦** બોલનાર, બોલતુ ૨ દર્શક, દેખાડનાર, બોધક 'ગુણુવાચક' ૩ વાચનાર **અવાચક** =જેને વાચા ન હોય તે ૨ અજ્ઞાન, બોલવાની શક્તિ રહિત 'અવાચક જીવ બિચારો શુ કરે ?'
**વાચન, ન૦** વાચવુ તે, પાઠ કરવો તે ૨ કથન, વાચવાની ઢબછબ
**વાચસ્પતિ, પુ૦** બૃહસ્પતિ, દેવના ગુરૂ ૨ વિદ્યાનો ભડાર ૩ ડાહ્યો ૪ પુષ્ય નક્ષત્ર
**વાચા, સ્ત્રી૦ ( સ૦ )** બોલી ભાષા, જબાન, ભાષણ, વાણી ૨ બોલવાની શક્તિ
**વાચાળ, વિ૦** બોલવાની બહુ છુટવાળું, છટાદાર બોલનારૂ ૨ બહુ બોલુ બોલ બોલ કરનારૂ, વાચાળપણુ=બહુ બોલવુ તે
**વાચિક, વિ૦ (સ૦)** વાણીનુ, બોલી સબધી, વચનથી કરેલુ એવુ (કાયિક,વાચિક ને માનસિક)
**વાચો, પુ૦** બે હોઠથી થયેલો ખુણો
**વાચ્ય, વિ૦ (સ૦)** બોલવા જેવુ, બોલવા જોગ ૨ બોલેલુ, કહેલુ
**વાચ્યાર્થ, પુ૦ ( સ૦ )** ખુલ્લો–સ્પષ્ટ અર્થ તે બોલેલા બોલનો જે ચોખ્ખો અર્થ થતો હોય તે
**વાછટ, સ્ત્રી૦** વાછ ટ, જુઓ [(લક્ષ્યાર્થ, નહિ)
**વાછડુ, ન૦ (સ૦ વત્સ)** ગાયનું બચ્ચુ
**વાછટ, સ્ત્રી૦** પવનથી ઉડેલા વરસાદના છાટા, વરસાદના ફોરા પડવા–ઉડવા તે

**વાછંટિયુ, ન૦** વરસાદની છાંટ આવતી અટકા વનારૂ પાટિયુ અથવા બાંધેલુ ટાટુ તે ૨ છજુ
**વાછરડી, સ્ત્રી૦** ગાયનુ માદા બચ્ચુ, વાછડી, નાની ગાય (એક વેતરની)
વાછરડુ ન૦ વાછડુ [એક બે ધરનો)
**વાછરડો, પુ૦** વાછડો, વત્સ, ધોલ્યો, નાનો બળદ
**વાછરૂ, ન૦ (સ૦ વત્સ)** ગાયનુ બચ્ચુ, વાછડુ ૨ ધાવતુ બાળક [લાડકુ, લાડમા ઉછરેલુ
**વાછલ, (સ૦ વત્સલ)** વહાલુ, પ્યારૂ ૨ લડાવેલુ,
**વાછૂટ, સ્ત્રી૦** અધોવાયુ, પાદ
**વાજ, સ્ત્રી૦** તોબા, ત્રાસ હેરાન થવાવુ તે ૨ હારી જવુ તે વાજ આવવુ=તોબા તોબા પોકારવી, થાકવુ, કાયર થઇ જવુ, હેરાન થવુ 'રાય કહે નહિ મુહૂર્ત્તનુ કાજ, અમો આવુ ન વૃથા વાજ'–પ્રેમા૦
**વાજ, સ્ત્રી૦ (આ૦ વઅજ)** ઉપદેશ, ધર્મનો બોધ
**વાજણ, સ્ત્રી૦** સારી ઓલાદ ઉત્પન્ન કરે એવી મોટી અને સારી જાતની ઘોડી તે
**વાજતર, ન૦** વાજા, ઢોલ, સરણાઇ વગેરે વાજીત્ર
**વાજબી, વિ૦ (આ૦ વાજિબ)** યોગ્ય, ઘટારત, બરોબર, યુક્ત ૨ ખરૂ, સત્ય, રાસ્ત ૩ ઉચિત, લાયક, છાજતુ, ઘટતુ
**વાજવુ, ક્રિ૦ અ૦** વાગવુ. (ઠોકવાથી અથવા ઘસવાથી) ખડખડવુ, ગાજવુ, સૂર થવો વાજતે ગાજતે=મડી ધામધુમથી ૨ ચાહન, જાહેરરીતે
**વાજા, ન૦** વાજતર વાજા વાળા=ટોલ પડઘમ,
**વાજિત્ર, ન૦** વાજુ, વાદિત્ર [પુ૦, વગાડનાર
**વાજિયા, વિ૦** પાણી પાઇને પકવેલા (ઘઉં)
**વાજી, પુ૦ (સ૦ વાજ–બાણ+વેગ)** સારી ઓલાદનો ઉચા તુખમનો ઘોડો, અશ્વ, હય ૨ બાણ ૩ અરડુસાનુ ઝાડ [આવેલુ
**વાજીબુલ વજુદ, વિ૦** પોતાની મેળે હયાતીમા
**વાજીકરણ, ન૦** સારૂ પુરુષત્વ આપનારી ઔષધ ક્રિયા બળવીર્ય આપે એવો પ્રયોગ ૨. વિ૦ વીર્યવર્દ્ધક, ૨ જાદુ
**વાજીવિદ્યા, સ્ત્રી૦** જાદુ, કામણ, ઇલમ
**વાજુ, ન૦** વા, ઘા કે ઘસરકો એ ત્રણ પૈકી એક મારફતે અવાજ નીકળે તે યત્ર, તે, વાદ્ય, વાજિંત્ર ૨ મડળ, ટોળુ 'વડેલ વાજુ' ૩ જમાવટ
**વાઝોડુ, ન૦** પવનનુ તોફાન વાવાઝોડુ વાવંટોળ
**વાટ, સ્ત્રી૦** રસ્તો, માર્ગ, પથ, રાહ. 'વાટે ને ઘાટેરે, વળગો છો વાતે'–દયા૦ ૨ ખોટી થવુ તે; પ્રતીક્ષા, રાહ 'હુ વાટ જોઈ જોઇ ને થાક્યો' ૩ દિવેટ, બત્તી, કાકડો ૪ લોઢા કે રબ્બરનો ગાડીના પૈડા પર ચઢાવવામા આવતો ગોળ પાટો ૫. વધારેલી છાશ ૬ ચણા વગેરેને પાણીથી ભેળવેલો લોટ વાટ ઉઠવી=બળવુ, કટાળીને પડતુ મૂકવુ ૨ ધૂળ મળવુ, વણસવુ 'વાકી મૂછ પર વાટજ ઉઠી, નર્કની વાટે મચર્યો'–દયા૦ વાટ જોવી=રાહ જોવી, ખોટી રહેવુ વાટ પડવી =રસ્તો થવો, નિર્બન્ધ થઇ જવુ 'ઝાડાની વાટ પડી' ૨ મધ્યાકાળ થવી વાટ પાડવી=છિદ્ર પાડવુ ૨ ધાડ પડવી, લુટવુ વાટમારૂ લુટારો, ચોર, ધાડપાડુ
**વાટકી, સ્ત્રી૦** વાડકી, છાલિયુ [મુસાફરીનો ખરચ
**વાટખરચ, ન૦** મુસાફરી સારૂ જે ખરચી તે,
**વાટખરચી, સ્ત્રી૦** મુસાફરી દરમિયાન ખરચવાની રકમ તે ૨ બીજી દુનિયામા જતા ઉપયોગમા આવતુ આ દુનિયામા કરાયેલુ ધર્મ દાન તે
**વાટણિયો પુ૦** વાટવાનો ગોળ પથરો, નિશાતરો,
**વાટણી, સ્ત્રી૦** વાટણી, વહેચણી [ઉપરવટણો
**વાટણો, પુ૦** વાટવાનો ગોળ પત્થર, નિશાતરો
**વાટપાડુ, પુ૦** રસ્તે અટકાવી લુટનાર, લુટારો ૨ ખેતરની વાડ–ઘર ફાડી લુટનાર, ખાતરપાડુ, ચોર ૩ નવો રસ્તો કાઢનાર ૪ પહેલ કરનાર, અગ્રેસર
**વાટમારૂ, પુ૦** મુસાફરોને લુટીલેનાર ૨ મારનારો
**વાટલા, પુ૦** ચોખાના અડધિયા કણ, મોટી કણકી
**વાટવુ, ક્રિ૦ સ૦** કુટીને બારીક કરવુ કચરવુ, ખાંડવુ ૨ વહેચવુ, ભાગ પાડવા ૩ નિદા કરવી ખરાબ કરવુ [ખાનાવાળી કોથળી
**વાટવો, પુ૦** પાન સોપારી વગેરે રાખવાની ઘણા પડ-
**વાટસરૂ, પુ૦** મુસાફર, રાહદારી, પ્રવાસી, પથી
**વાટિકા, સ્ત્રી૦ (સ૦)** બગીચો, વાડી, ઉદ્યાન ૨ વાડકી ૩ ઘરની જમીન

**વાટી, સ્ત્રી૦** નાળિયેરના સુકા ગોળાનો અરધો ભાગ તે, કાચલી ૨ વાડકી
**વાટુ, ન૦** ખોધરણાના ઘાટનુ એક વાસણ
**વાટો, પુ૦** ગોળ લાબો વિંટો, વિટલો 'પત્તરવેલિયાનો વાટો' ૨ ચુનાનો લાબો ગોળાકાર થર તે ૩ ચામડીની પેટ ઉપર પડેલી કરચલી, વલિ, વિંટનો ૪ તરગ લોઢ, મોજે **વાટા** મૂકવા=ઉડાવવુ, ભોર મૂકવુ, ફનાફાતિયા કરવુ
**વાડ, સ્ત્રી૦** જમીન કે ખેતરની આસપાસ કાટા કે થોર વગેરેનો કરેલો આતરો, આડ 'વાડ રાખે ખેતર ને' ૨ મહોલ્લો, ફળિયુ, વાડો, 'લખાવાડ' વાડ તેવો વેલો=બાપ તેવો બેટો જેવો રાજા તેવી પ્રજા વાડ સાભળે, વાડનો કાટો સાભળે=વાડને પણ કાન હોય છે, મત્ર વગેરે છાની વાત બહુજ ધીમેથી બોલવી વાડ વેલાને ખાય=જેનો આશ્રય તેજ હણે, રક્ષણ કરનારજ ભક્ષણ કરે વાડ બાધવી=આસપાસ જમાવટ કરવી, ઘેરાઇ જવુ વાડ વગર વેલો ન ચઢે=મદદ વગર કામ ન થાય
**વાડ, પુ૦** વાઢ, ઘા, જખમ ૨ ધાર
**વાડકી, સ્ત્રી૦** નાનો વાડકો, છાલી વાડકીનો વહેવાર=રાધેલુ આપવા લેવાનો વહેવાર તે
**વાડકો, પુ૦** જમતી વખતે નરમ ખોરાક લેવાનુ પાત્ર, મોટી વાડકી, કટોરો, કાસિયો, છાલુ
**વાડવ, પુ૦** (સ૦) બ્રાહ્મણ, વિપ્ર, દ્વિજ
**વાડવુ, ક્રિ૦ સ૦** વાઢવુ, કાપવુ, છેદવુ ૨ ચીરવુ ૩ જુદુ પાડવુ ૪ બાતલ કરવુ [થેલો
**વાડિયુ, ન૦** વાઢિયુ, ખજુર ભરવાનો સાદડાનો
**વાડી, (સ૦ વાટિકા)** બાગ બગીચો, ઉદ્યાન ૨ ફૂલનો શણગાર કરવો તે 'ઘેનને વાડી ભરાવો' ૩ નાતવરા કરવા માટે પડાળીઓ અને છુટા ચોકવાળુ બાધેલુ મકાન તે વાડી લુટાઇ જવી =ધળ મળી જવુ બગડવુ વાડીનો વરઘોડો= વિત્ત વગરની પણ ઠાઠમાઠવાળી વસ્તુ, તકલેદી
**વાડો પુ૦** આતરી લીધેલી ખુલ્લી જમીન ૨ વરપાળીની બહિયાર ખુલ્લી જગા ૩ બકરા ઘેટા ઈ૦ પુરવાની જગા ૪ મહોલ્લો પાડો, ફળિયુ, વાસ 'લુહારવાડો ૫ સડાસ, તાજખાનુ જાજરૂ ૬ પક્ષ, તડ, તફો, જૂથ **વાડો વાળવો**=તડ-ટોળુ બાધવુ **વાડેજવુ**=ઝાડે ફરવા જવુ
**વાડોલિયુ ન૦** નાનો વાડો, વાડથી આતરેલી થોડી જગા ૨ ઢુગલું, નાના ઝાડની આસપાસ કરેલી વાડ તે
**વાઢ, પુ૦** ચીરો, કાપ, ઘા, જખમ ૨ વહાડ, કાપવાની શક્તિ ૩ ધાર,તીક્ષ્ણતા ૪ શેલડીનું વાવેતર તે ૫ કોહલુ શેલડી પીલવાનુ યત્ર, ચીચુડો ૬ ચુડ **વાઢ** મૂકવો—કાપવુ, આડુ કાપવુ તે ૨ કાપવા માટેની નિશાની કરવી ૩ બગાડી નાખવુ
**વાઢકુટિયો, પુ૦** વાઢકાપ કરનારો, શસ્ત્રવૈદ્ય ૨ મૂળમાથીયે ઓછુ આપનાર, કડદો કરનાર, આમ તેમ ઉંધુ છતુ કરનાર, જ્યા ત્યા બગાડે-લડાઈ ટટો ઉભો કરાવે એવો ખટપટિયો
**વાઢવુ, ક્રિ૦ સ૦** આડુ કાપવુ, જુદુ પાડવુ ૨ ચીરવુ ફાડવુ ૩ બાતલ કરવુ કાઢી નાખવુ
**વાઢિયુ, ન૦** ખજુરની સાદડાની ગુણ
**વાઢિયો, પુ૦**ઉત્કટ ઇચ્છા, ઉમેદ, લલુતા ૨ ચડસ, ઉમળકો ૩ વાડિયો, વાઢો [વાસણ, ઝારી
**વાઢી, સ્ત્રી૦** ઘી વગેરે ભરવાનુ નાળચાવાળુ
**વાઢો, પુ૦** વાઢનારો, સુતાર
**વાણ, સ્ત્રી૦** વાણી, બોલી 'સાચી વદજો વાણ' ૨ કસર, ટાચ, કમીના 'ખરચમા જરાએ વાણ આવવા દેતા નહિ' ૩ ફાયદો-લાભ થાય એમ મળવુ તે, કિફાયત 'વાણ પડતુ લેવુ' ૪ **ન૦** શણ, ભિડી અને બીજા વનસ્પતિ રેસાઓની દોરી 'વાણનો ખાટલો' **ન૦** વહાણ, નૌકા.
**વાણવટી, પુ૦** વહાણનો માલીક, વહાણ રાખી ધધો કરનાર ખલાસી
**વાણિજ્ય, ન૦ (સ૦)** માલ લેવા આપવાનો અને નાણાની ધીરધાર વગેરેનો ધધો તે, વેપાર
**વાણિયણ, સ્ત્રી૦** વાણિયાની સ્ત્રી
**વાણિયાશાહી, વિ૦** વણિકની નીતિ રીતિનુ ૨ **સ્ત્રી૦** વાણિયા વિદ્યા ૩ આડુ અવળુ સમજાવવાની કળા ૩ કરકસરિયો, શાત,અનેખામોશવાળો કારભાર તે

**વાણિયો,** પુ૦ (સ૦ વણિક્) વેપાર ધંધો કરનારી એક જાતિ, વૈશ્ય, વણિક ૨ વેપારી ૩ મોદી ૪ એક જાતનો ઉડતો તીડ જેવો જીવ **વાણિયા થઈ જવુ**=વખત પ્રમાણે વર્તવુ, વખત જોઇ પોચા ઢીલા થવુ, અગમચેતી વાપરવી 'થઇ વાણિયા પેઠા પછી પણ, કર્યો હિંદપર અપાર કોપ'–હુ૦ દ૦ **વાણિયાના** કાળજા જેવુ=સખત અને રીઢુ **વાણિયા મુછ** નીચી=પાછા પડયા તોપણ કંઇ નહિ, કાર્ય સરે એટલે બસ

**વાણી,** સ્ત્રી૦ (સ૦) વીચી, જબાન, વૈખરી, બોલી 'વાણી શુરા વાણિયા, રણશુરા રજપુત' ૨ ભાષા ૩ અવાજ, ધાટો, રાગ ૪ સરસ્વતી

**વાણુ,** ન૦ વહાણુ, સવાર ૨ પ્રભાત, મળસકુ, વાણેલુ (કવિતામા) 'વાણેલા ભને વાયારે'

**વાણો,** પુ૦ વણતરમા આવતા જે આડા દોરા તે ઉભા દોરા તે તાણો [૨ નોકર

**વાણોતર,** પુ૦ ગુમાસ્તો, નામુ લખનારો મહેતો

**વાણ્ણુ,** ન૦ વાયણુ, ઉમળકાનુ જમણુ તે

**વાત,** પુ૦ (સ૦) પવન, વાયુ ૨ શરીરમાના પ્રવાહીમાનો એક વિકાર વાત, પિત્ત ને કફ ૩ સંધિવા, ધનુરવા ઈ૦ જે વ્યાધિ તે

**વાત,** સ્ત્રી૦ (સ૦ વાર્ત્તા) વાર્ત્તા, કથા ૨ (બનાવેલી) કહાણી, ગાથા ૨ બીના, હકીકત 'એ વાત એમ બની કે-' ૩ ઇતિહાસ, તવારીખ ૪ બ્યાન, વર્ણન ૫ સમાચાર, ખબર ૬ વિષય, બાબત 'આ વાત તારા કામની નથી' ૭ વિનંતિ, અરજ 'ગરીબની વાત કોઈ સાભળતુ નથી' ૮ લોકમા ચાલતી ચર્ચા, કુથલી, નિંદા લોક ગમે તેવી વાત કરે તેથી શુ' ૯ ગપ, ખોટી અફવા, ગપાટો 'એવી વાત ચાલી છે કે ગાય બોલે છે' ૧૦ હાલત, રીત, સ્થિતિ, 'પૈસાદારની વાત જુદી ને ગરીબની વાતજુદી' ૧૧ મુદ્દો, ધારેલો હેતુ દરખાસ્ત, 'કમિટીમા એની વાત મારી ગઇ' ૧૨ શિખામણ, કહેણ ૧૩ મંત્ર, ખાનગી બાબત **વાત** ઉડાવવી=મુદ્દાનો વિષય પડતો મૂકવો, **વાત** ભુલાવવી ૨ ગપ ચલાવવી, **વાત કહેવી**=રસ પડે તેમ કોઇ બનાવ કહી સભળાવવો **વાત** કહુ=ઉભુ રાખવુ, ખોટી કરવુ **વાત** ચાલવી–લોકમા ખબર થવી, ગપ ચાલવી, નિંદા થવી. **વાત** પામવી–જાણી જવુ, સમજાઇ જવુ **વાત** ફાટવી–વાત ખુલ્લી થવી, વાત ફેલાવી ૨ હાડ જવુ' હવે ભાઇની વળી ફાટી છે' **વાત** ફોડવી–ખાનગી બાબત જાહેર કરવી **વાત** બનાવવી–નવુ જોડી કાઢવુ, જુટ્ઠો ઉડાવવો **વાત** મળવી–સમાચાર મળવા, બીજાની મારફત જાણવુ 'વાત મારી જવી–મુદ્દાની બાબત ઉડી જવી, ખેન કથળી જવો, ધાર્યુ ધૂળધાણી થવુ વાત કરવાનુ ઠેકાણુ–સુખ દુ ખનો ઉભરો કાઢવાનુ યોગ્ય સ્થાન ખાનગી વાત કરી હૈયુ હળવુ કરવાનુ ઠેકાણુ 'વાત કરવાનુ ઠેકાણુ તો વિશ્વમા, મિત્ર મુશ્કેલીમા કોઈક મળશે'–દ૦ડા૦ વાતનું વતેસર–પિંછાનુ પારેવુ, કાગળનોવાઘકરવો તે **વાતે** વળવુ–કામ ધંધો રહેવા દઇ વાતમા રોકાવુ, કામમા ગુલતાન થઇ જવુ

**વાતગરૂ,** વિ૦ વાત કર્યા કરે તેવુ, વાતોડુ

**વાતગુલ્મ,** ન૦ (સ૦) આધળુ ગડ, પાડુ

**વાતઘ્ન,** વિ૦ (સ૦) વાયુને હઠાવનારૂ, વાતહારક

**વાતચીત,** સ્ત્રી૦ ગપ્પા, ભાષણ ૨ મન રાખી ને કોઇ ખાસ બાબત કહેવી તે

**વાતડ,** સ્ત્રી૦ લાંબી લાંબી વાત તે, ટાયલુ ૨ વાતૈડ દેખાય નહિ એવી પડેલી તરડ–ચીર તે

**વાતાયન,** સ્ત્રી૦ (સ૦) બારી

**વાતરક્ત,** ન૦ (સ૦) શરીરમા રહેલા વાયુના પ્રકોપથી થયેલો રોગ, પન

**વાતાવરણ,** ન૦ (સ૦) પૃથ્વીની આસપાસ વિંટાયેલુ વાયુનુ પડ આવરણ તે, પૃથ્વીના ગોળાની ચોફેર રહેલી હવા તે ૨ સ્થિતિ હાલત,સંજોગ

**વાતી,** સ્ત્રી૦ વાટ, દિવેટ, અગરબત્તી

**વાતૂલ,** પુ૦ વાનો ગોટો, પવનનો ગોળો ૨ વિ૦ વાયુવાળુ (શરીર), વાયડુ

**વાતૈડ,** સ્ત્રી૦ ઝીણી વા સચરે તેવી તરડ–ચીર

**વાતોડુ,** વિ૦ વાતગરૂ, વાચાળ, બહુ બોલુ

**વાત્સલ્ય,** ન૦ (સ૦) વત્સલતા, મમતા, પ્રેમ,

**વાદ,** પુ૦ (સ૦) કોઇ બાબતના નિર્ણયને માટે

પ્રશ્નોત્તર રૂપે જે સભાષણ થાય તે, નિર્ણય-તા રણ માટેનુ ભાષણ તે, ચર્ચા ૨ સામ સામે તકરાર કરવી તે, ભાજગડ, ચર્ચા, ઊહાપોહ ૩ કજિયો, ટટો ૪ દાવો, ફરિયાદ ૫ સ્પર્ધા, સરસઈ, હરીફાઇ ૬ છદ, નાદ 'મારી બેનોને, સખીઓના વાદે, મારે જાવુ મૈયર બની ઠાઠે'
**વાદવિવાદ**, પુ૦ (સ૦) સામસામી પ્રશ્નોત્તર રૂપે ભાષણ તે, વાદ, સભાષણ ૨ તકરાર, ભાજગડ પચાતી
**વાદળ**, ન૦ આકાશમા ઘુમાતો બાફનો સમૂહ તે, આકાશમા એકઠી થઈ ગોટાતી દેખાતી વરાળ, તે, અભ્ર, આભલુ ૨ અણગમતો અવરોધ, આડખીલી ૩ ભય, સંકટ, દુ ખ વગેરેનો ઓઘ તે ૪ છાયા, ઢાકણ, આવરણ **વાદળાં** આવવા -વરસાદના પગરણ થવા ૨ સકટનુ તોફાન થવા માડવુ **વાદળ** ઘેરાવુ-અતિ ભય ઝઝુમી રહેવો વાદળ ચઢવુ
**વાદળો**, સ્ત્રી૦ ભુ ખરી ને આછી વરાળનો સમૂહ જળરૂપ થયેલી વરાળનો નાનો જથો 'પેલી વાદળી ઓએ ધુમાધુમ માડી રે' **વાદળી** તાપ-આછી વાદળીઓમા થઇને પડતો કડક આકરો તડકો તે ૨ વિ૦ વાદળાના જેવા રગનુ, ભુરૂ
**વાદળી**, સ્ત્રી૦ પાણી ચૂસી લેતો એક જાતનો પદાર્થ, એ કાણા કાણા વાળો, પોચો ને પીળાશ પડતો હોય છે દરિયામા ખડકોને ચોટી રહે છે ગડગુમડ ધોવાના કામમા તેનો ઉપયોગ થાય છે
**વાદળુ**, ન૦ વાદળ ૨ સકટ, દુ ખ, વગેરેનુ ઝઝુમી રહેવુ તે
**વાદિત્ર**, ન૦ વાજુ, વાદ્ય, વાજિત્ર
**વાદી**, વિ૦ વાદ કરનાર, તકરારી ૨ ફરિયાદ-અરજ કરનાર, દાદ માગનાર ફરિયાદી ૩ અમુક એકાદા મતવાળુ 'કર્મવાદી' ૪ ગારૂડી, બાજીગર, મ ત્ર ત ત્રથી ખેલ કરનારો, ખેલાડી, જાદુગર
**વાદીલુ**, વિ૦ વાદે ચઢી જાય એવુ ૨ મમતી ૩ ચડભીલુ છદીલુ
**વાદ્ય**, ન૦ (સ૦) વાજુ, વાજિત્ર, વાજિતર
**વાણ-ણી**, સ્ત્રી૦ અટકેલા શ્વાસનુ રહી રહીને અવાજ સાથે બહાર નીકળવુ તે, અટકડી, હેડકી
**વાધર**, ન૦ વાધરડી
**વાધરડી-રી**, સ્ત્રી૦ તાજા ચામડાની સાકડી પટી-સાટ વાધરડી માટે ભેશ મારવી=ઉદર પકડવા ડુગર ખણવો ૨ બનવુ
**વાધવુ**, ક્રિ૦ અ૦ વધવુ, આગળ ધપવુ-ધસવુ
**વાન**, અ૦ વાળુ, સૂચક પ્રત્યય -'ધનવાન.
**વાન**, ન૦ શરીર, દેહ, બાધો 'સોળે સાન, વીસે વાન' ૨ શરીરનો વર્ણ, રગ 'વળે શરીરનુ વાન' ૩ સ્વરૂપ, વલણ ૪ ટાઢથી ઉપડેલી ચામડી
**વાનગી**, સ્ત્રી૦ કોઇ સારી ચીજ વાપરી નાખતા બાકી રાખેલી શેષ તે, નમુનો, માસલો ૨ થોડીને સારી કોઈ નવાઇની ચીજ
**વાનપ્રસ્થ**, પુ૦ (સ૦) ત્રીજો આશ્રમ તે ગૃહસ્થાશ્રમ પછી સસાર ઉપરથી ભાવ ઉઠાડી ઇશ્વર ભજન માટે એકાન્ત વાસ કરવો તે ૨. વનમા જઇને રહેવુ તે
**વાનર**, પુ૦ (સ૦) માણસના આકારને મળતુ પુછડાવાળુ અર્ધજગલી પ્રાણી, મર્કટ, માકડુ, કપિ, વાદરૂ **વાનરચેષ્ટા**=ચાળવા કરવા તે, દાતિયા કરવા તે
**વાનવુ**, વિ૦ જગલી, રાની
**વાના**, ન૦ વાની, જાત, પ્રકાર ૨ જણસ, ચીજ ૩ બહુ રીતે વિવેક કરવો, આગ્રહ કરવો **ઘણા** વાના કરવા=બહુ રીતે સમજાવવુ
**વાની**, સ્ત્રી૦ જાત, પ્રકાર 'કેટલી વાનીના શાક હતા?' ૨ નવા અન્નમાથી બનાવેલો પદાર્થ; કુમળી જુવારનો પોખ ૩ મડદાની રાખ, છાર **વાની** વાળવી=શબને બાળ્યા પછી ત્રીજે દિવસે ચિતાની રાખને નદીમા નાખી ટઢી વાળવી
**વાનીર**, ન૦ (સ૦) એક જાતનુ પાણીમા થતુ ઘાસ, નેતર, બરૂ જેવા સાઠાનુ ઘાસ
**વાનુ**, ન૦ ચીજ, વસ્તુ, જણસ 'એકકે વાનુ ભૂલતો નહિ.' ૨ બાબત 'કેટલા વાના યાદ રખાય' ૩ ઠપકાના વચન, વાક્પ્રહાર 'સુરજે ઘણા વાના કર્યા' ૪ વિનવવુ તે, આજીજી, આગ્રહ ૫ નિરાળુ કઇ કર્ઈ તે, અકકેકુ સાહિત્ય 'ટકાની તોતડી તેર વાના માગે' ૬ રીત, પ્રકાર, જાત
**વાનો**, પુ૦ એક જાતનો સુગધિદાર પદાર્થ **વાને** ઘાલવુ=વિવાહાદિકની દીક્ષા આપવી, પીઠી ચોળવી

૨. લેપ, ખરડ, રંગનો હાથ મારવો તે
**વાન્તિ, સ્ત્રી૦** (સ૦) ઉલટી, ઓકારી, વમન
**વાપર, પુ૦** વપરાતું તે, વપરાશ, ખરચ. ૨ ખપ, ઉપયોગ ૩ ઉપભોગ, ભોગવટો
**વાપરવું, ક્રિ૦** સ૦વાવરવું, ખરચવું, ખપમાં લેવું ૨. ઉપયોગ કરવો, ભોગવવું ૩ રોકવું, ભોગવટામાં રાખવું
**વાપસ, અ૦** (ફા૦) પાછું
**વાપી, સ્ત્રી૦** (સ૦) વાવ, વાવડી
**વાફો, પુ૦** બીજ ફણગાવવાને બનાવેલો ક્યારો, વાડીનું તળિયું.
**વાબસ્તું, વિ૦** સગું, સ્નેહી ને ઓળખીતું તે, સંબંધી
**વા બારૂં, ન૦** વા આવવાનું જાળિયું–બાકું
**વામ, સ્ત્રી૦** બે હાથ પહોળા કરી છાતી સાથે મપાતી જે લંબાઇ તે, છ ફુટ જેટલી લંબાઇનું માપ ૨ વિ૦ (સ૦) સુંદર, મનોહર 'વામલોચના' ૩ ડાબું ૪ ઉલટું, અવળું, 'વામમાર્ગ' વામકૂક્ષિ કરવી=જમીને ડાબે પડખે સૂઈ રહેવું તે
**વામણું, વિ૦** ઠીંગણું નાના-ટુંકા કદનું, નીચું
**વામતા, સ્ત્રી૦** અધમતા, હલકાઈ, નીચપણું ૨ હઠ
**વામન, વિ૦** (સ૦) ઠીંગણું, નીચું, ટુંકું ૨ પુ૦ ઠિંગણો પુરૂષ ૩ વિષ્ણુનો પાંચમો અવતાર વામન દ્વાદશી=ભાદરવા સુદિ બારસનો દિવસ તે એ દિવસે બળી રાજાને છળ્યો હતો
**વામમાર્ગી, વિ૦** આર્ય ધર્મ નીતિથી ઉલટી રૂઢિ–રીતનું, વામ સંપ્રદાયનું ૨ દેવીભક્ત, શાક્ત
**વામવું, ક્રિ૦** સ૦ ભાર ઓછો કરવાને કાઢી નાખવું, કમી કરવું ૨ ઉલટી કરવી, કાઢી નાખવું ૩ ક્રિ૦ અ૦ ઓછું કરવું, કમી કરવું, ઘટાડવું ૪ મટવું, શમીજવું 'દુઃખ વામ્યું' ૫ કહેવું વિચાર જણાવવો 'આજ એકાન્ત છે, ભ્રાત ભાગ્યું ભલી, વાત વનિતા પ્રત્યે વેણુ વામ્યું' [૩ સરસ્વતી
**વામા, સ્ત્રી૦** (સ૦) સ્ત્રી, બાઈડી, નારી ૨ લક્ષ્મી
**વામાંગ, ન૦** (સ૦) ડાબું અંગ તે, શરીરની ડાબી બાજુ તે ૨ સ્ત્રી, પત્ની
**વામાટામા, પુ૦** અનિશ્ચયમાં-સંશયમાં વખત ગાળવો તે, રસળાટ ૨ આનાકાની, ગલ્લાતલ્લાં
**વામી, વિ૦** વામમાર્ગી, વેદ વિરુદ્ધ નીતિના સંપ્રદાયને માનનાર ૨ મંત્રશાસ્ત્ર પ્રમાણે દેવીને ભજનાર, મદ્ય, માંસ મત્સ્ય, મુદ્રા ને મૈથુન, આ પાંચ મમ્માના ભોક્તાઓ તે ૩ નાસ્તિક
**વામોરૂ, વિ૦** ( સં૦ વામ–સુંદર+ઉરૂ ) સુંદર સાથળવાળી સ્ત્રી, રૂપાળી
**વાય, પુ૦** વાયુ, પવન 'વાયે વાય સવાય, વાયે વેળુ પરજળે' ૨ સ્ત્રી૦ જીત. 'આય તેની વાય છે' ૩ અ૦ હાય
**વાયક, ન૦** વેણ, વાક્ય, બોલ, વચન. 'માત કહ્યું માન્યું નહિ માટે, ગીમ્રે કરી બોલ્યા વાયક' –હ૦દ૦
**વાયજ, સ્ત્રી૦** ધર્મ સંબંધી જે ઉપદેશ તે, વ્યાખ્યાન, ભાષણ
**વાયડું, વિ૦** પેટમાં વાયુ ઉત્પન્ન કરે એવું, બાદી કરે એવું ૨ મમતી, જિદ્દી ૩ વહેમી, તરેહવાર સ્વભાવનું, ઢીલગંડું
**વાયણું, ન૦** નવાં પરણી આવેલાં વરકન્યાને અને સીમંતિનીને સગાં તરફનું હોંસનું જમણ આપવું તે, ખુશાલીનું જમણ [પ્રમાણે, અવધિને દિવસે
**વાયદાસર, અ૦** નક્કી કરેલે વખતેજ એમ, મુદત
**વાયદો, પુ૦** (અ૦ બઅદ) કોઈ પણ કામને માટે મુકરર કરેલો વખત તે, મુદત, અવધિ, બોલી, કરાર વાયદો કરવો=મુદત ઠરાવવી વાયદે ચઢવું =ટોટે ચઢવું અગસ્તના વાયદા=ખોટા વાયદા, અતિ લાંબા વાયદા મુદત આપવી પણ તે કદી પાળવી નહિ એમ
**વાયન, ન૦** એક સુપડામાં ફળ, કુંકુ અને કાંસકી મૂકી બ્રાહ્મણને દાનમાં આપવું તે 'વાયન દાનને વાયે લેવા લલના શકે ભૂમિ ભેટે' –પ્રેમા૦
**વાયરૂં ન૦** ખરડિયું, કોરડું ચોમાસું
**વાયરો, પુ૦** વાયુ, પવન વાયરે ચઢવું=કોઇના કહેવાથી ઉશ્કેરાઈ જવું, વિચારના તરંગો ઉપર ઉડવું ૨ ખૂબ ખીલવું, મનસ્વીપણે ઘુમવું તે
**વાયલ, વિ૦** વાતુલ, વા આવે–હુરંગ આવે તેમ વર્તનાર, ફરી જાય એવું, દઢતા વગરનું, ઘેલછાવાળું ૨ વહેમી, તરંગી
**વાયલી, વિ૦** વાયલ, તરંગી [બિયાં તે
**વાયવડિંગ, ન૦** એક જાતનાં મરી જેવાં ઔષધિ

**વાયવ્ય,** વિ૦ [સ૦] પશ્ચિમ અને ઉત્તર દિશા વચ્ચેનો ખુણો

**વાયસ,** પુ૦ [સ૦] કાગડો, કાગપક્ષી **વાયસાન્ન**=શ્રાદ્ધમા કાગડાને નાખવાનુ અન્ન તે ૨ ઉડી જાય એવુ એક તેલ, ટરપેનટાઈન

**વાયુ,** પુ૦ (સ૦) વા, પવન ૨ બાદી, **વાયુમય**=પવનવાળુ **વાયુરૂપ**=હવા જેવુ, અપચો **વાયુચક્ર**=પૃથ્વીની આસપાસ વિંટાયેલુ વાયુનુ પડ, પૃથ્વીની પાછળ ફરતો વાયુ, વાતાવરણ **વાયુચક્રશાસ્ત્ર**=નભોવિદ્યા [માટીનુ ફાનસ

**વાયુ,** ન૦ પવન લાગે નહિ એવુ દીવો મૂકવાનુ

**વાર,** પુ૦ ત્રણ ફુટની લબાઇનુ માપ, દોઢ ગજ તે, યાર્ડ [વારિ પાણી, જળ

**વાર,** પુ૦ (સ૦) દિવસ 'સોમવાર' ૨ ન૦

**વાર,** સ્ત્રી૦ ઢીલ, ખોટી ૨ સમય, વેળા ૩ ફરિયાદ, રાવ ૪ ખેપ પાળી, ફેરો, આવૃત્તિ ૫ વહાર કુમક, મદદ ૬-અ૦ મુજબ પ્રમાણે તપસીલવાર ' ૭ તરત, આ ઘડીએજ

**વારણ,** ન૦ (સ૦) વારવુ તે, અટકાયત, રોકાણ, રોધ, અટકાવવુ તે ૨ હાથી, ગજ

**વારણા,** ન૦વહાલના અભિનદન,મીઠ્ઠા,ઓવારણા

**વારતા,** સ્ત્રી૦ વાર્તા, કથા, કહેણી

**વારતેહવાર,** પુ૦ વ્રત ઉત્સવનો દિવસ, પર્વનો દિવસ, અવસર, પ્રસગ

**વારવુ,** ક્રિ૦ સ૦ અટકાવવુ, મના કરવી, શોભાવવુ, નહિ કરવા–આચરવાનુ કહેવુ રૂડા માટે વારૂ છુ, પ્રીછવી કહુ પેર '

**વારવુ,** ક્રિ૦ સ૦ વિઘ્ન આવતુ અટકાવવુ, દૂર કરવુ ૨ ઓવારણા લેવા ૩ માથે ઓવારી ઉતારી ફેકી દેવુ ' હુ તેના નામપર પાચસો વારી નાખુ છુ '

**વારસ,** વિ૦ (અ૦વારિસ )મરનારની મિલકતનો હકદાર, મિરાશગીર ૨ પુ૦ઉત્તરાધિકારી, દાયાદ

**વારસનામુ,** ન૦ વસિયતનામુ

**વારસો,** પુ૦ [અ૦] મરનારની જે માલ મિલકત તેના વારસને મળી હોય તે,મિરાશ,વતન દાયભાગ

**વારટ,** ન૦ (અ૦) ગુનેગારને પકડી લાવવાનો તાકીદનો હુકમ તે [ફરી ફરીને, પુન પુન

**વારવાર,** અ૦વારેઘડીએ,આખોદહાડી,રહીરહીને,

**વારાગના,** સ્ત્રી૦ (સ૦) ગણિકા,વેશ્યા, વારસ્ત્રી

**વારાણસી,** સ્ત્રી૦ (સ૦) કાશી, બનારસ

**વારાફરતી,** અ૦ જેમ જેનો વારો આવે તેમ, એક પછી એક, ક્રમ પ્રમાણે ૨ રહીરહીને,થોડી થોડી વારે [તે, વારવાર આવજા કર્યા કરવી તે

**વારાફેરા,** પુ૦ વારવાર આવવુ જવુ, આટા ખાવા

**વારિ,** ન૦ (સ૦) જળ, પાણી, સલીલ

**વારિજ,** ન૦ (સ૦) પાણીમા ઉત્પન્ન થયેલુ તે, કમળ પદ્મ, પોયણુ

**વારિજા,** સ્ત્રી૦ (સ૦) પાણીમાથી ઉત્પન્ન થયેલુ તે, લક્ષ્મી, સમુદ્ર મથનમાથી ચૌદ રત્ન નિકળ્યા તેમા લક્ષ્મી પણ એક હતા તેથી સમુદ્રની પુત્રી કહેવાય છે

**વારિધિ,** પુ૦ (સ૦) સમુદ્ર,સાગર, દરિયો

**વારિનિધિ** પુ૦ (સ૦) પાણીનો ભડાર, સમુદ્ર

**વારિદ્દહ,** પુ૦ (સ૦) પાણીનો ધરો

**વારિ,** સ્ત્રી૦ વારો, પાળી, વેળા, ખેપ ૨ શેલડીનો રસ ઉકાળવાનુ ઝરડનુ બળતણ ૩ હય, ઘોડો ૪ અવસર, પ્રસગ

**વારી,** અ૦ જુદુ જુદુ પાડેલુ તેવુ,વિગત જુદી પાડી હોય તેવુ 'જાતવારી'

**વારીજવુ,** ક્રિ૦ અ૦ રીઝા રીઝા થઇ જવુ, વહાલના ઉભરાથી ખુશ થઇ જવુ ૨ મોહી પડવુ, મુગ્ધ થઇ જવુ ઓવારણા લેવા ૩ તારી બલા –રોગ દોગ લેઉં [અસ્તુ ૩ ભલે, વાહ

**વારૂ** વિ૦ મજેનુ, સુદર ૨ અ૦ ઠીક, સારૂ,હા,

**વારૂણી,** સ્ત્રી૦ (સ૦) પશ્ચિમ દિશા ૨ મદિરા, એક જાતનો પીવાનો દારૂ [ઘડીએ

**વારેઘડીએ,** અ૦ વારવાર, આખો દહાડી,ઘડીએ

**વારેદાર,** વિ૦ વારાવાળુ, જેનો વારો હોય તે ૨ કર ઉઘરાવનાર [વખત, હમેશ

**વારેવારે,** અ વારવાર, ઘડીએ ઘડીએ, ઘણીઘણી

**વારો,** પુ૦ પાળી, વારી, ખેપ, ઠેરવેલી મુદ્દત ૨ એક પછી એક એમ આવ્યા કરવુ તે ૩. વેપારીઓએ અણોજનમા એકાદ જણે દુકાન ખુલી

રાખવાને ગોઠવેલો અનુક્રમ તે, વારી ૪ દાવ, લાગ ૫. ખેપ ફેરો ૬ અણોજો, પાકી
**વાર્ત્તા, સ્ત્રી૦** (સ૦) વાત, કથા, કહાણી, ગાથા ૨ સમાચાર, ખબર ૩ બનાવ ૪ હકીકત, વૃત્તાંત
**વાર્ત્તિક, ન૦** (સ૦) સૂત્રાદિ ઉપરની લખાણ ખુલાસાવાર સમજુતી તે, વિવેચનવાળી ટીકા તે ૨ બાતમીદાર, ચાર ૩ કાસદ, દૂત
**વાર્ષિક, વિ૦** (સ૦) વરસે વરસે આવતુ, વર્ષ સબધી ૨ વરસ દિવસનુ 'વાર્ષિક હિસાબ' ૩ બારમાસી
**વાલ, પુ૦** એક જાતનુ કઠોળ, ઝાલર, ઓલિયા 'લાડુ ને લાલ, ખાઓ માગ લાલ' ૨ ત્રણ રતિભાર જેટલુ વજન તે, તોલાનો ૩૨ મો ભાગ 'વાલ સોને ગધેડુ મઢવુ',
**વાલપાપડી, સ્ત્રી૦** વાલની શિંગ તે પાપડી.
**વાલરા, સ્ત્રી૦** જે જમીન ઉપર આગલા પાકના સુકા છોડવા–ખુ પરા બાળવામા આવ્યા હોય તે
**વાલદ, પુ૦** હજામ, નાપિત, રાત
**વાલમ, વિ૦** વહાલો, વલ્લભ, પ્રિયજન તે ઘટઘટમા ઘર કીધા, વાલમ વરણાગિયારે' ૨ બ્રાહ્મણની એક વાત
**વાલિયા, પુ૦** ઝોળી બાધવાની દોરી, ડોયણાની દોરી ૨ તાજવાની દોરીઓ–પાગરો, સાટો ૩ નેતરા
**વાલી, વિ૦** (આ૦) રક્ષક–પાલક તે, આશ્રય દાતા, મુરબ્બી, હિમાયતી ૨ પક્ષ ખેચનાર, 'નાના છોકરાનું વાલી કોણ' ૩ સ્વામી, ધણી, માલીક
**વાલીઘોડો, પુ૦** મજબુત બાધાનો ને સારી જાતનો–આધાન માટે ખાસ ગખેલો ઘોડો તે
**વાલુકા સ્ત્રી૦** (સ૦) રેતી વાલુકાયત્ર=રેતીવાળી વખત માપવાની ઘડિયાળ તે
**વાલુ,** (સ૦) વહાલુ, પ્રિય. ૨ હેત ઉપજે એવુ. ૩ પસદ પડતું, મનગમતુ ૪, માનીતુ
**વાલેસરી, વિ૦** વહાલ રાખનાર ૨ હિતસ્વી, શુભચિંતક ૩ આપ્ત
**વાલોળ, સ્ત્રી૦** વાલની શિંગ વાલની પાપડી
**વાલ્લો, પુ૦** વેલ્લો, સ્ત્રીઓને કાને અને નાકે પહેરવાનો સોનાનો વાળો તે વેલા, મોટી નથ (હિંદી અને મુસલમાનીઓ વાપરે છે) ૨ ભરાડી
**વાવ, સ્ત્રી૦** (સ વાપિકા) પગથિયા વાળો લબાણ કુવો, વાપિકા, વાવડી 'વાવ કુવા નદી તીર તળાવો' ૨ વઉ
**વાવટો, પુ૦** ધ્વજા, પતાકા, નિશાનવાળો ઉચે વામા ફરફરતો રાખેલો લુગડાનો કકડો તે, નેજો વાવટા ડાંઢી=ધજાનો દડ તે ઝડો વાવટો ચઢાવવો=જય ચિન્હ રોપવુ (૨) જાહેર કરવુ, ૩ આણ ફેરવવી વાવટા ઉડાડવા=ફજેત કરવુ, નાલાસી જાહેર કરવી
**વાવડ, પુ૦** સમાચાર, ખબર ૨ ભાળ, પત્તો ૩ વાવર, મરજ, રોગનુ ફેલાવુ તે
**વાવડી, સ્ત્રી૦** વાપિકા, નાની વાવ ૨ કુવો
**વાવણિયો, પુ૦** અનાજ ઓરવાનુ ઓજાર, ફડકી
**વાવણી, સ્ત્રી૦** વાવવુ તે, ઓરણી, ઓવુ તે (વાવણી =બી જમીનમા નાખવા, રોપણી=ઉગેલા છોડને ફરીને જમીનમા ચાપવા)
**વાવર, પુ૦** મરજ, પ્રસર, કોઇએક રોગનો ઉપાડ. ૨ વપરાશ, ખપ, ઉપયોગ [ખપમા લેવુ
**વાવરવુ, ક્રિ૦ સ૦** ખરચવુ, વાપરવુ, ઉડાડી દેવુ,
**વાવલા, ન૦** વળખા, ફાફા ૨ વસવાયાને આપેલી માફી જમીન તે, પસાયતુ
**વાવલુ, ન૦** પસાયતુ. ૨ આખમા પડેલુ ઝીણુ ફુલ
**વાવવુ, ક્રિ૦ સ૦** જમીનમા બી દાટવા–નાખવા, પ્રેરવુ ૨ ઉગે–આગળ ઉપર ફુટી નીકળે એમ કરવુ, 'ઝેર વાવતા નહિ' [ઘુમરી લેતા વાયુનુ જોર.
**વાવટોળ, ન૦** વટોળિયાનુ તોફાન, ચક્રવાત,
**વાવા, વિ૦** સારૂ, મજેનુ સરસ. ૨ અ૦ વાહવાહ
**વાવાઝોડુ, ન૦** પવનનુ મોટુ તોફાન, વાવટોળ
**વાવાહળ, ન૦** જોરથી પવન ચાલવો અને વાદળ ચઢી આવવા તે ૨ વરસાદ સાથે પવન જોરમા ફુકાવો તે ૩ સકટ, મોટી આપત્તિ, કટકટળ
**વાવુ, ક્રિ૦ અ૦** વહાવુ, પવન ફુકાવો ૨ શરીરને હવા લાગવી, ચામડી ઉપર ટાઢા ઉના પવનની અસર થવી 'ટાઢ વાય છે, લૂ વાય છે' ૩ વાગવુ, બજવુ, સૂર નિકળવો ૪ ખેચાવું, તણાવુ ૫ વિયાવુ જન્મ આપવો, પ્રસવ થવો,

**વાવુ, ક્રિ૦ સ૦** સમજાવવુ,છળવુ,પટાવવુ 'હુતો જાણુ તમારી વાત, વિઠ્ઠલ મૂકો વાયાની વાત' ૩ વગાડવુ, બજાવવુ 'વાઈ છુ વિઠ્ઠલ રે,મોરલી વાશેમા' [વાવેતરવાળી જમીન ૪ પાક

**વાવેતર, ન૦** વાવવુ તે ૨ વાવેલુ તે, કરસણુ ૩

**વાવ્ય, સ્ત્રી૦** ઉત્તર વચ્ચેની દિશા તે, વાયવ્ય

**વાસ, પુ૦ (સ૦)** ગધ, પરિમળ, બો, નઠારી વાસ, દુર્ગંધ ૨ વસ્ત્ર, લુગડા ૩ વસવુ તે, રહેવુ, રહેઠાણુ ૪ વસ્તી, રહેવાસ 'ગામમાં સારા લોકનો વાસ નથી' ૫ મહોલ્લો, પોળ, વાડો. 'નવો વાસ' ૬ ઘર, મકાન, સ્થાન ૭ આશ્રમ, મુકામ ઉચાળો ૮ ઘરખટલો **વાસ પુરવો**=રહેવુ વસવાટની શરૂઆત કરવી

**વાસ, સ્ત્રી૦** શ્રાદ્ધને દિવસે કાગડાને જે અન્ન નાખવામા આવે છે તે ૨ અંશ, ચિહ્ન

**વાસકસજ્જા, સ્ત્રી૦** અષ્ટ નાયિકાઓમાની એક, ભોગની તૈયારી કરી પ્રીતમની વાટ જોતી બેઠેલી નાયિકા તે [મદન ૨ ચોળી, પોલકો

**વાસકુટ, પુ૦(અ૦ વેઈસ્ટકોટ,)** બાંડિયો કમજો,

**વાસણ, ન૦** ઠામ, ભાડ પાત્ર ભાજન **વાસણકુસણ**=ગાધવા વગેરેના ભાડ તે

**વાસના, સ્ત્રી૦ (સ૦)** ઇચ્છા, ભાવના, મન ૨ ગધ, પરિમળ ૩ પ્રકૃતિ

**વાસર, પુ૦ (સ૦)** દિવસ, દહાડો, વાર

**વાસપૂજા, સ્ત્રી૦** નવા ઘરમા વાસ કરતા હોમ,પાઠ, ઈ૦ કરવાની ક્રિયા તે

**વાસરમણિ, પુ૦ (સ૦)** સૂર્ય, રવિ, આદિત્ય

**વાસવ, પુ૦ (સ૦)** દેવ લોકોનો રાજા, ઈંદ્ર

**વાસવુ, ક્રિ૦ સ૦** બધકરવુ, ઢાકવુ અડકાવવુ 'પેટી વાસવી' ૨ વગાડવુ, બજાવવુ ૩ **ક્રિ૦ અ૦** વાસવાળુ થવુ, ફોરી રહેવુ 'કેવડે વાસ્યા વન ખેતરો' ૪ રહે તેમ કરવુ,વસાવવુ ૫ આપવુ,દત્તવુ

**વાસતી, સ્ત્રી૦ (સ૦)** વસત ઋતુમા ફાલનારી એક ફુલવેલ ૨ **વિ૦** વસંત ઋતુ સબધી, વસતનું

**વાસિત, વિ૦ (સ૦)** વાસવાળુ, પરિમલ યુક્ત

**વાસી, વિ૦** રહેનાર વાસ કરનાર 'નડિઆદ વાસી' ૨ એક રાત જેટલુ જુનુ, તાજુ નહિ તે, આગના દિવસનુ ૩ કરમાયેલુ, ચીમળાયેલુ,શીળુ ૪ બગડી ગયેલુ, વાસ મારતુ

**વાસીદુ, ન૦** ઢોરનુ છાણુ–અને કચરો પુજો તે, ૨ ઘરમાનો કચરો, પુજો, કેર, ઝાડુ

**વાસુ, પુ૦** ખેતરની ચોકી કરનાર

**વાસુકિ, પુ૦** નાગનો રાજા સર્પરાજ

**વાસુદેવ, પુ૦** વાસુદેવનો પુત્ર કૃષ્ણ ૨ શ્રવણનક્ષત્ર

**વાસુપિયો,પુ૦**ખેતરની ચોકી કરવાને રાતે સીમમા જઇ રહેનારો તે, ખેતરમા રાતવાસો રહેનારો

**વાસુલ, સ્ત્રી૦ (ગ્રા+મુળ)** ચુડ, આકડી

**વાસેલ, વિ૦** જતો રહેનો કસ લાવવાને માટે વાવણી કર્યા વગર પડતર રાખેલુ ખેતર તે સાખ કાજળી કાનરી

**વાસો, પુ૦** વાસ કરવો તે, રહેવુ તે ૨ વાસર, દિવસ 'સુવાવડીને આજ બાર વાસા થયા

**વાસોતી, પુ૦** સીમમા રાતે રહેનાર, વાસુપિયો

**વાસ્તવ, વિ૦ (સ૦)** બરાબર, યોગ્ય, ઘટિત ૨ સાચુ, ખરૂ વાજબી

**વાસ્તવિક, વિ૦** જેવુ હોય–જોઇએ તેવુ, વસ્તુત, ખરેખરૂ, વાજબી, યોગ્ય બરોબર

**વાસ્તવ્ય, વિ૦ (સ૦)** રહેવા–વસવા યોગ્ય વસવાને યોગ્ય એવુ ૨ વાસ કરનાર, રહેનાર, રહેવાસી 'કસબે નડિયાદ વાસ્તવ્ય પટેલ નટવરલાલ લલ્લુભાઈ'

**વાસ્તુ, ન૦ (સ૦)** ઘર બાધવાની જગા તે ૨ ઘર, મકાન, વાસસ્થાન ૩ નવા ઘરમા રહેવા જતા પહેલા વાસ્તુ ભૂમિદેવતાની શાતિ અર્થે જે હોમાદિક ક્રિયા કરવામા આવે છે તે ૨ નવી ચીજનો પ્રથમ ઉપયોગ કરવો તે

**વાસ્તુપૂજન, ન૦** ઘરનો પાયો નાખતા જે ક્રિયા કરવામા આવે છે તે ૨ નવા બધાવેલા ઘરમા રહેવા જતા પહેલા કરવામા આવતી હોમાદિકક્રિયા

**વાસ્તુવિદ્યા, સ્ત્રી૦** શિલ્પ, મકાન માટે કેવી જગા પસદ કરવી અને કેવી સગવડવાળા બાધવા તે સબધીની વિદ્યા તે

**વાસ્તુશાંતિ, સ્ત્રી૦** નવા ઘરમા રહેવા પહેલા તેમા જે શાતિહોમ અને બ્રહ્મભોજન વગેરે કરવા તે

**વાસ્તે,** અ૦ કાજે, માટે, અર્થે, સારૂ ૨ લીધે
**વાહ,** અ૦ વાહ, શાબાશ, ધન્ય ૨ શરમ ભરેલુ છે એમ, ખરાબ 'વાહ ખુશાલદાસ! તમેજ તમારે હાથે તમારા ભાઇનુ અહિત કરો છો!'
**વાહક,** વિ૦ વહી જનાર, ઉચકી-ખેચીને લઇ જનાર ૨ હાંકનાર, ચલાવી જનાર 'રથવાહક'
**વાહન,** ન૦ જેની ઉપર અથવા જેમા બેસી દૂર જવાય તે, વેન નરવાહન–પાલખી, ડોળી
**વાહર,** પુ૦ વા, પવન ૨ અધોવાયુ
**વાહરવુ,** ક્રિ૦ અ૦ અધોવાયુ મૂકવો, પાદવુ
**વાહવુ,** ક્રિ૦ સ૦ વાવુ, છેતરવુ, ઠગવુ
**વાહિની,** વિ૦ વહેનારી વહી જનારી, પ્રવાહ રૂપે દોડનાર તે ૨. નદી ૩ સેના **રક્ત વાહિની** =લોહીને વહેનારી રગ [૨ વાહિની
**વાહી,** વિ૦ વહેવુ તે વહેનાર, વાહક 'ભારવાહી'
**વાળ,** પુ૦ બાલ, મુવાળો, કેશ
**વાળણ,** ન૦ઉતાર 'રેચનુ વાળણ ખીચડી' ૨ વાળવુ તે 'મારણ જાણે તે વાળણ કેમ ન જાણે?'
**વાળંદ,** પુ૦ હજામ, રાત.
**વાળવુ,** ક્રિ૦ સ૦ વાકુ કરવુ, નમાવવુ, આબળવુ, મરડવુ ૨ ગોળાકારે બનાવવુ, વિંટો કરવો, ગોળ લપેટવુ ૩ ગડી કરવી, પાટલી કરવી, કલ્લી કરવી ૩ શળ ન પડે તેમ કરવુ ભુંગળા જેવુ કરવુ 'બીડી વાળવી ૫ બીડવુ 'કાગળ વાળી દેવા' ૬ વળ દઇ ગોળ ગાઠ બાધવી 'અંબોડો વાળવો' ૭ પાછુ ફેરવવુ બીજી દિશા તરફ હંકારવુ, 'ગાડી વાળવી' ૮ પાણી જવાનો રસ્તો કરવો, પાણી બધે ફેરવવુ 'ખેતરમા પાણી વાળવુ' ૯ અટકાવવુ, જતુ બંધ કરવુ, ગળતુ અટકાવી લેવુ 'નીક વાળવી ૧૦ મો ઢાકીને રડવુ 'છેડો વાળવો' ૧૧ પુરૂ કરવુ સમાપ્ત કરવુ ૧૨ ઢાકવુ, છુપાવવુ 'એના ઉપર ધૂળવાળ' ૧૩ અસર ન કરે એમ કરવુ ઉતારવુ કમજોર કરવુ 'મુઠ વાળવી' ૧૪ ટુચકો કરવો, માથે ઉતારવુ 'દાણા વાળવા' ૧૫ ગોળો મઝાડવો– 'લાડુ વાળવો' ૧૬ ખીચડો કરવો, એકઠું ને શેળભેળ કરી નાખવુ ૧૭ ઉંધુ ખણવુ, વણસાડવુ બગાડી નાખવુ, ખરાબ કરવું ૧૮. જોરવાળુ ને પુષ્ટ કરવુ 'શરીર વાળવુ' ૧૯ સુધારવુ, ઠરાવવુ, મરોડદાર કરવુ 'અક્ષર વાળવા' ૨૦ ઉભરો શમાવવો, દિલ સો દેવો, શાત કરવુ મન વાળવુ' ૨૧ આપી દેવુ ભરપાઈ કરવુ, પતાવી દેવુ 'દેવુ વાળવુ' ૨૨ જવાબ દેવો 'ઉથલો વાળવો' ૨૩ બદલો લેવો 'વેરવાળવુ' ૨૪ કચરો કાઢવો, સાફ કરવુ, બહારવુ, ઝાડુ દેવુ, 'પુંજો વાળવો' ૨૫ વિખરાએલા કેશને હોળીને ઠીક ઠાક કરવા 'ચોટલો વાળવો' હાથ વાળવા=ફૂટવુ મન વાળવુ=સંતોષ પકડવો, સમાધાન કરી લેવુ **વાળી** આપવુ=માગતા પેટે માલ વગેરે જમે આપવો, અદા કરવુ **વાળી** લેવુ=બદલો વસુલ કરી લઇને આપવુ ૨ વગર સહાયે ઉચકી લેવુ, જાતે ઉઠાવી લેવુ
**વાળા,** પુ૦ધાતુના તારના ગુચ્છળા તે ૨ વનસ્પતિના લાબા, પાતળા રેસા ૩ કડીઓ, કડક
**વાળાકુંચી,** સ્ત્રી૦ જાડા બરછટ વાળની સોનીની દાગીના ધોવાની પિંછી, જાડા વાળનો ઓપણિઓ
**વાળાગરણ,** વિ૦ શેળભેળવાળુ, મિશ્ર ૨ બાદલુ
**વાળિયો,** પુ૦ ખળીમા અનાજ ઉપણતા ઢગલા પરનો ઢુંણસાવાળો કચરો તે, ઉપણો
**વાળી,** સ્ત્રી૦ નથ, વેસર, નાસાભૂષણ વિટવી, ૨ (પુરૂષની) કાનની કડી
**વાળુ,** સ્ત્રી૦ કણદાર રેતી ૨ કાકરી, ચોળિયુ
**વાળુ,** ન૦ સાજનુ-રાતનુ ભોજન તે, વિયાળુ
**વાળુ,** અ૦ (સ૦ વાન્, વત્) ભરેલુ ગખનાર, ગુણનુ, સબધનુ, વગેરે અર્થસૂચક પ્રત્યય
**વાળો,** પુ૦ ધાતુ વગેરેનો તાર–તાતણો તે ૨ વનસ્પતિનો તાર જેવો રેસો ૩ એક જાતના ઘાસના તાર જેવા સુગધીદાર મૂળિયા 'વાળાની ટટ્ટી' ૫. પાણી મારફત શરીરમા ગયેલો તંતુ જેવો એક જીવડો, જે શરીરના એકાદ ભાગને સુજાડી નારૂ પાડી એની મેળે કે ઓસડથી ધીરે ધીરે બહાર નીકળે છે
**વિંછી,** પુ૦ (સ૦વૃશ્ચિક) ઝેરી ડંખવાળો એક જીવ, વીછુ એને આઠ પગ હોય છે પુછડીને છેડે

કાળો વાંકો અણીદાર આંકડો હોય છે, તે મારે છે તેથી ઝેર ચઢે છે [વીજન
**વિંજણો,** પુ૦ (સ૦ વ્યજન) પંખા, વીંઝણો,
**વિંજવું,** ક્રિ૦ અ૦ પવન નાખવો, હવામાં ઘુમાવવું, ગોળ ફેરવવું, [ફરશી
**વિંઝણું,** ન૦ સુનારનું લાકડાં કોચવાનું ઓજાર,
**વિંટલો** પુ૦ ભુંગળા જેવી ગડી, વિંટો,
**વિંટવું,** ક્રિ૦ સ૦ ગોળ લપેટવું ૨ ઘેરી લેવું
**વિંટી,** સ્ત્રી૦ વીંટી મુદ્રિકા, અંગુઠી વિંટીમાંનું નંગ=ઉસ્તાદ, પહોંચેલું
**વિંટો,** પુ૦ વીંટો, વિંટાયેલો ગોળ આકાર તે, લપેટી કરેલો ભુંગળા જેવો આકાર
**વિંઢારવું,** ક્રિ૦ સ૦ પાલવવું, ચલાવવું, નિભાવવું ૨ અગવડ વેઠી-સહીને ચલાવવું
**વિંધ,** ન૦ કાણું, ભોક, નાકું
**વિંધણું,** ન૦ વિંઝણું, ફરશી
**વિંધવું,** ક્રિ૦ સ૦ શારવું વેહ પાડવો, સાર પાડવો ૨ કોચવું ૩ ઘા કરવો, ભોંકવું ૪ અસર કરવી, [પિગળવું
**વિંધારો,** પુ૦ મોતી વિંધનાર ૨ કાન વિંધનાર
**વિંધાવું** ક્રિ૦ સ૦ કોચાવું, શારવું, વેહ થવો ૨ છેદાવું, ૩ પલોટાવું, અનુભવી-પાવરધા થવું
**વિંધું,** ન૦ કાણું, છિદ્ર 'જુવારને વિંધા પડયા'
**વિ,** અ૦ (સ૦) જુદાઈ, અભાવ, ફેરફાર, વિવિધતા, વિરોધ, પ્રતિકૂળતા, ચલન, ફેલાવો અને પુષ્કળપણું વગેરે સૂચક ઉપસર્ગ
**વિઆવું,** ક્રિ૦ અ૦ (સ૦ વી.) વહાવું, જણવું પ્રસવવું, બચ્ચાને જન્મ આપવો
**વિઆળું,** ન૦ વાળુ, સાંજનું ભોજન
**વિકટ,** (સ૦) અઘરૂં, મુશ્કેલ ૨ કઠણ જબરૂં ૩ ભયંકર ભારે ૪ અણઘડ [મણું, ડરામણું
**વિકરાળ,** વિ૦ (સ૦) બીક લાગે એવું, બિયા-
**વિકલ્પ,** પુ૦ (સ૦) અપવાદ, તફાવત ૨ અનિશ્ચય, સદેહ, ઢચુપચુ ૩ બદન ૪ કલ્પનામય વિચાર, તર્કવિતર્ક. [ફૂલવું પ્રફુલ્લિત થવું
**વિકસવું,** ક્રિ૦ અ૦ (સ૦) ખીલવું ઉઘડવું
**વિકળ,** વિ૦ આતુર, આકળું, વિહ્વળ, ગાભરૂં
**વિકળતા,** સ્ત્રી૦ વિકળપણું, આતુરતા, અકળામણ, વિણાચુંટા [પણું થોડો વખત તે
**વિકળા,** સ્ત્રી૦ કળાનો સાઠમો ભાગ તે, ક્ષણુથી
**વિકાર,** પુ૦ (સ૦) કોઇપણ વસ્તુની અસલ સ્થિતિમાં થતો જે ફેરફાર તે, બગાડ ૨ રોગ, વ્યાધિ. ૩ આવેશ, લાગણી, સ્વરૂપની વિપરીતતા, વિપર્યય
**વિકારી,** વિ૦ વિકારવાળું, બગડીગયેલું ૨. વિકાર ઉત્પન્ન કરે એવું રોગી, અપથ્ય ૩ ખરાબ ભાવનાવાળું, કુત્સીત
**વિકાશ,** પુ૦ (સ૦) વિકાસ, ખીલવું તે, ઉઘડવું-ફૂલવું તે ૨ ખુલ્લું થવું તે સ્પષ્ટ સ્વરૂપમાં આવવું તે, ફેલાવ ૩ તેજોમયતા, ભભુકો
**વિકાશવાદ,** પુ૦ વનસ્પતિ, પ્રાણીઓ વગેરે દેશ, કાળ અને પરિસ્થિતિને લઇને વધતા અને ખીલતા જાય છે એવો જે મત તે, ઉત્ક્રાન્તિવાદ (યુરોપમાં ડાર્વિન નામના વિદ્વાને ગયા સૈકામાં જે મત પ્રતિપાદન કર્યો તે)
**વિકાસ,** પુ૦ (સ૦) ઉઘડવું તે, ફૂલવું-ખીલવું તે ૨ તેજ, પ્રકાશ
**વિકાસવું,** ક્રિ૦ અ૦ ખીલવું, ઉઘડવું ૨ ક્રિ૦ સ૦ ઉઘાડવું, પહોળું કરવું, ફાડવું ૩ ટગરટગર જોયા કરવું [ખીલવું ૩ આનંદ આપે એવું
**વિકાસી,** વિ૦ ફૂલનારૂં ખીલનારૂં ૨ ખુલતું,
**વિકીર્ણ,** વિ૦ (સ૦) વેરાયલું, વિખરાયેલું ૨ છુટું છુટું કરી નાખેલું, ફેંદાયેલું
**વિકૃતિ,** વિ૦ (સ૦) વિકાર પામેલું બગડી ગયેલું, ખરાબ, સ્થિતિ ગુણમાં ફેરફાર થયેલું હોય તેવું
**વિકૃતિ,** સ્ત્રી૦ (સ૦) વિકાર, સ્વાભાવિકસ્વરૂપ-ગુણમાં થયેલો ફેરફાર તે, બગાડો, વિક્રિયા
**વિક્રમ,** (સ૦) પરાક્રમ, પુરૂષાર્થ, શૌર્ય, બળ ૨ જાહોજલાલી 'રાવણ વિક્રમ રવિના, અસ્ત સમયને સમીપ સૂચવે છે' ૨ પગલું કદમ ૪ એ નામનો ઉજ્જનનો પરાક્રમી પરોપકારી રાજા વિક્રમ સવત=વિક્રમ રાજાએ ચલાવેલો સવત્સર
**વિક્રય,** પુ૦ (સ૦) વેચાણ, મૂલ્ય લઇને આપવું તે "કન્યાવિક્રય જે કરે ધન લઈ, ધિક્કાર તેને ધરો' ૨ વકરો

**વિક્રાત,** વિ૦(સ૦) પરાક્રમી, બહાદુર ૨ બિયામણુ. ૩. ઉશ્કેરાયલુ, ઉન્માદમય
**વિક્રિયા,** સ્ત્રી૦ [સ ] વિકા , વિકૃતિ ૨ ઉનટી ક્રિયા થવી તે, બગડવુ તે
**વિક્ષેપ,** પુ૦ [સ૦] આતરો, અડચણુ, હરકત, અટકાવ ૨ કોઈ કાર્ય-વિચારમા ખલેલ પડવી તે, મન વિખરાઇ જવુ તે ૩ વાર, વિલબ
**વિખ,** ન૦ [સ૦ વિષ] ઝેર, વિષ, વખ
**વિખડુ,** ન૦ વિખ, ઝેર (કવિતામા)
**વિખરવુ,** ક્રિ૦ અ૦ વેરાવુ છુટુ છુટુ પડવુ,ખરવુ
**વિખરાવુ,** ક્રિ૦ અ૦ વેરાવુ, ફેલાવુ ,પથરાવુ ૨ છુટુછુટુ થઇ જવુ [તકરાર
**વિખવાદ,**પુ૦વેર ઝેર થાય એવી બોલચાલ,કજિયો,
**વિખવુ,** ક્રિ૦ સ૦ પીખવુ, ફે દવુ,ફાડી તોડીનાખવુ
**વિખવાણુ,** સ્ત્રી૦ ઝેરી બોલ,કટુ ભાષણ, મહેણુ
**વિખિયા,**સ્ત્રી૦ સ્ત્રી,બાઈડી ૨ ઝેરીલી કુલટાસ્ત્રી
**વિખે,** અ૦વિષે મા, સબધે, માટે, કાજે, અર્થે
**વિખેરવુ,** ક્રિ૦ સ૦ છુટુ પાડવુ, આમતેમ આઘુ કરી નાખવુ વેરી નાખવુ
**વિખ્યાત,** વિ૦ [સ ૦] નામાંકિત,પ્રખ્યાત,લોકમા જાણીતુ હોય એવુ, નામીચુ
**વિખ્યાતિ,** સ્ત્રી૦ [સ ૦]નામાકિતપણુ,પ્રખ્યાતિ, પ્રસિદ્ધિ ૨ યશ, કીર્તિ, આબરૂ
**વિગત,** સ્ત્રી૦ હેવાલ' બીના, સપૂર્ણ વાત તે, હકીકત, તપસીલ, જેમ બન્યુ હોય તેમ ક્રમવાર અથેતિ કથન તે **વિગતે**=એ રીતે, અર્થ-સમજણુ અને વિવેચન-મનન વગેરે સાથે 'પણુ વિગતેથી જો વચાય, તો તેમાથી કાગ્જ થાય' ૨ માહિતી, જાણુ
**વિગતવાર,** અ૦ અથેતિ હકીકત સાથે, તપસીલવાર, જુદા જુદા સ્પષ્ટ ખુલાસાઓ સાથે
**વિગેરે,** અ૦ વગેરે,આદિ લઇને અમુક અમુક અને બીજા વધારે એમ
**વિગ્રહ,** પુ૦ [સ ૦] તકરાર, ઝગડો ૨ લડાઈ, વઢવાડ ૩ શરીર, દેહ ૪ (વ્યાકરણમા) સમાસના અવયવો-શબ્દ જુદા પાડવા તે ૫ અશ, ભાગ, ટુકડો. ૬ આકાર, સ્વરૂપ
**વિગ્રહવાન,** વિ૦ શરીરી, દેહધારી ૨ પ્રાણી
**વિઘરવુ** ક્રિ૦ અ૦ વેરાઇ જવુ ,જુદુ પડી જવુ, ઉડીજવુ ૨ તાપથી ઓગળી જવુ, પીગળવુ ૩ ઉડી જવુ, ના ઉમેદ થવુ
**વિઘરાવુ ,** ક્રિ૦ અ૦ વિઘરવુ, વેરાઇ જવુ, નરમ પડવુ ૨ ઓગળી જવુ
**વિઘરો,** પુ૦ કજિયો ઝગડો, ટટો, વધરો
**વિઘાત,** પુ૦ (સ ૦) મારવુ તે, ઘા કરવો તે,ઘાત, સહાર ૨ હાર, નાશ [ઉચ્છેદક
**વિઘાતક,** વિ૦ તોડી પાડનાર, નાશ કરનાર,
**વિઘુ ,** ન૦ ચાળીસ ગુઠા જેટલુ જમીનનુ પ્રમાણુ
**વિઘો,** પુ૦ વિઘુ , ચાળીસ ગુઠા ૨ સો ચોરસ હાથ જમીનનો કકડો તે
**વિઘ્ન,** ન૦ (સ ૦) હરકત, અડચણુ, નડતર ૨ સકટ, વિપત્તિ, દુ ખ ૩ મુશ્કેલી, વિડબના.
**વિઘ્નહર,** વિ૦ વિઘ્નને હરનાર, ગણુપતિ,ગણેશ
**વિચક્ષણુ,** વિ૦ (સ ૦) ચતુર, તરત સમજી જાય એવુ ૨ ચાલાક ૩ ભણેલુ, જ્ઞાની, શાણુ ૪ ગાજ્યુ ન જાય એવુ, કામેલ
**વિચરવુ ,** ક્રિ૦ અ૦(સ ૦) દૂર-આગે જવુ,પ્રવાસ કરવો ૨ બહાર જવુ, નિકળવુ ૩ દાખલ થવુ, પેસવુ ' વિચરી વિલાયત લાયક વિલોકયા લોક '
**વિચાર,** પુ૦ (સ ૦) સારૂ ખોટુ-ખરૂ ખોટુ અને કર્તવ્યાકર્તવ્ય સબધી તુલના-પરીક્ષા કરવાની જે સમજશક્તિ તે, સદસદ્ વિવેક કરવાનુ જ્ઞાન તે મનમાનુ ચિતન, મનન, મનોવ્યાપાર (૨) જ્ઞાનશક્તિથી મળેલો અનુભવ, બધાયેનો અભિપ્રાય તે, (૩) મત, નિશ્ચય, ઠરાવ, (૪) ઉદેશ, હેતુ, આશય (૫) વિવેક, સભ્યતા, કોઇ કામ કરવા ન કરવાની મર્યાદા (૬) કલ્પના તર્ક મનસુબો (૭) ગુચવણુ, ગડમથલ (૮) બીક, ભય (૯) અટકાવ, અડચણુ, થોભવુ તે (૧૦) ચિતા, ફિકર, કાળજી (૧૧) ધ્યાન, લક્ષ (૧૨) પશ્ચાત્તાપ **વિચાર** આવવો=કલ્પના ઉઠવી ૨ કપકો પડવો, શકા થવી **વિચાર** કરવા=કાર્યા કાર્યના નિર્ણય માટે મનમા મથવુ ૩ મનસુબો કરવો. ૪. થોભવુ, બોલતા અટકવુ ૫. બીજા

**શપ્ફુ**, ન૦ શરીર પરનો તુચ્છવાળ તે, ઝાડું
**શફરી**, સ્ત્રી(સં૦) નાની માછલી
**શબ**, ન૦ (સં૦) મડદુ, મડુ મૃતદેહ.
**શબ્દ**, પુ૦ (સં૦) અવાજ, સૂર, ધ્વનિ, ઘોષ, ૨ બોલ, વાણી, વચન, સખુન ૩ અર્થ સમજાય તેવો એક કે વધારે અક્ષરોનો સમુચ્ચય તે ૪ ઠપકો, મહેણુ
**શબ્દકોષ**, પુ૦ અર્થ સહિત શબ્દોનો ભડાર
**શબ્દયોગી**, વિ૦ બીજા સાથે સબધ દેખાડનારો અવ્યય –ઉપર, પાસે, તરફ વગેરે, [પદ્ધતિ
**શબ્દરચના**, સ્ત્રી૦ શબ્દોની ગોઠવણ, લેખન
**શબ્દવેધી**, વિ૦ શબ્દ સાભળી તે ઉપર નિશાન મારે એવુ
**શબ્દાલકાર**, પુ૦ (સં૦) પ્રિય લાગે તેવી રીતે શબ્દોની ગોઠવણ, ઝડ ઝમક, પ્રાસ, વગેરે
**શમ**, પુ૦ (સં૦) મનના જોસ્સાઓને દાબી રાખવાનુ બળ–વૃત્તિ તે, આતર ઇન્દ્રિયોને શાતમદ પાડી દેવાનો કાબુ તે, ઇંદ્રિયોનુ દમન
**શમતા**, સ્ત્રી શાતિ, ટાઢક ૨ ક્ષમા, ધીરજ, ખામોશ
**શમન**, ન૦ આશ્વાસન, સાત્વન, શાતિ
**શમનલાડુ**, પુ૦ માણસના અવસાન વખતે જે લાડુનુ દાન અપાય છે તે, મરણ સમાનો દાનનો લાડુ
**શમવુ**, ક્રિ૦ અ૦ નરમ પડવુ ટાઢુ પડવુ, ઉતરવુ, શાતથવુ (જુસ્સો, ઉછાળો) ૨ ઠડુ થવુ, વિસમવુ, ૩ સીઝવુ 'ખીચડી શમે એટલે ખાવા આપુ છુ' ૪ હોલાવુ, બુઝાવુ (આગ) ૫ ગળી જવુ, અદૃશ્ય થવુ, (ગાઠ ઈ૦)
**શમશમાકાર**, વિ૦ હાલવુ ચાલવુ બધ પડીગયેલુ હોય એવુ, સંજ્ઞા વગેરે રહિત સ્થિર, શાત
**શમશેર**, સ્ત્રી૦ (ફા૦) તરવાર, કૃપાણ, અસિ 'સમશેર તો શિરોહીની, પ્રતિમા ભલી ડુગરપુરી' શમશેરબહાદુર=તરવારિયો, શરવીર જોધ, તરવાર ચલાવવામાં બહાદુર, એક ઇલ્કાબ ૨ ગજીફાના પાનામાનો એક રગ
**શમાવવું**, ક્રિ૦ સ૦ ટાઢુ પાડવુ, શાત કરવુ, ઉતારવુ ૨ સીઝાવવુ ૩ નરમ પાડવુ, [ખીજડી–ડો
**શમી**, સ્ત્રી૦ (સં૦)કાટાવાળુ એક ઝાડ, સમડી,
**શભુ**, પુ૦ સં૦) મહાદેવ, શંકર, શિવ
**શભુમેળો**, પુ૦ સેળસેળ, ખીચડો, ૨ જુદીજુદી જાતનું એકત્ર પણ તે ૩ એક પંક્તિએ બેસી જમી શકે તેવુ જમણ [૩ સુવાનુ સ્થાન
**શયન**, ન૦ (સં૦) સુવુ તે ૨ પથારી, બિછાનુ
**શયનગૃહ**, ન૦ (સં૦) સુવાનો ઓરડો
**શય્યા**, સ્ત્રી૦ સં૦) પથારી, બિછાનું, સેજ
**શર**, પુ૦ (સં૦)તીર, બાણ [સહાયતા, કુમક
**શરણ**, ન૦ (સં૦) ઓથ, આશ્રય, રક્ષણ ૨
**શરણાગત**, વિ૦ (સં૦) શરણે આવેલુ, આશ્રિત
**શરણુ**, ન૦ શરણ, ઓથ, આશ્રય (જૈન)
**શરત**, સ્ત્રી હોડ, આમ થશે તો હુ આમ કરીશ એવી કબુલાત કે પ્રતિજ્ઞા લેવી તે, બોલી, હાર જીતમા નક્કી કરેલી ગોઠવણ ઠરાવ
**શરદ**, સ્ત્રી (સં૦) છ ઋતુઓમાની એક, આસો ને કાર્તિક મહીનાનો સમય તે, ૨ વિ૦ ભીનુ, ઠડી અસરવાળુ, ભેજવાળુ
**શરદપુનમ**, સ્ત્રી૦ આસો સુદિ પુનમ, માણેકઠારી
**શરદી**, સ્ત્રી૦ ઠડી, પાણી–ભેજવાળી હવા, ટાઢક ૨ ભેજવાળી હવાથી થતી અસર, શરીરનુ ઠડુ પડી જવુ તે ૩ સળેખમ
**શરાધ**, પુ૦ (સં) બાણનો ભાથો
**શરબત**, પુ૦ (ફા૦) લિંબુ, નારગી, વગેરેના રસને ચાસણી સાથે મેળવીને કરેલુ પીણુ
**શરભ**, પુ૦ (સં) સિંહથી પણ વધારે બળવાન એક કહેવાતો આઠ પગવાળો મૃગ તે
**શરમ**, સ્ત્રી૦ (ફા૦) સ્વભાવથી કે વિવેકથી જે સકોચ તે, લાજ. ૨ ટેક, અભિમાન, આબરૂ ૩ લાછન, લ્યાનત. ૪ ધિક્કાર [જેવુ, ઝાખુ પડવુ
**શરમાવું**, ક્રિ૦ અ૦ સંકોચાવુ, લાજવુ ૨ નીચુ
**શરમાળ**, વિ૦ વિવેકી–નરમ સ્વભાવનુ, લજ્જાળુ, શરમવાળુ
**શરમિંદગી**, સ્ત્રી૦ શરમ, હીણપતી, ગેરિસ્રત.
**શરમિંદુ**, વિ૦ શરમથી ઝાખુ, વિવેકથી નરમ પડી ગયેલુ, ઝાખુ, ફીકુ

**શરમો,** પુ૦ શેલડીનો કકડો, પીતો
**શરવડું,** ન૦ સરવડુ, નાનુ ઝાપટુ, ઝડી
**શરવું,** વિ૦ તીક્ષ્ણ કાનનુ, ઝટ સાભળે એવુ, શરૂઓ ૨ શરીદાર, મીઠા સ્વાદનુ
**શરાધ,** ન૦ (સ૦ શ્રાદ્ધ) શ્રાદ્ધ, પિતૃતર્પણ
**શરાધિયા,** ન૦ શ્રાદ્ધપક્ષ, શ્રાદ્ધ કરવા ઠરાવેલા ભાદરવા વદના દિવસો.
**શરાપ,** પુ૦ શાપ, બદદુવા દુખીની વાણી
**શરાબ,** પુ૦ (અ૦) પીવાનો દારૂ,કેફી પેય તે, મદ્ય
**શરાવલુ,** ન૦ ચપણિયુ, શકોરૂ, રામપાત્ર
**શરાવવુ,** ક્રિ૦ સ૦ કાણુ પડાવવુ, સરાવવુ
**શરાવું,** ક્રિ૦ અ૦ કાણુવાળુ થવુ, નથાવુ, ૨ સસારની જજાળના અનુભવી થવુ, ટેવાવુ, રગડાવુ ૨ સુખી થવુ 'પરગામ દીકરી દઇને શરાયા નહિ
**શરાસન,** ન૦ (સ) ધનુષ, કામઠુ, ચાપ.
**શરી,** સ્ત્રી૦ સ્વાદ, મીઠીવાસ, લહેજત
**શરિક,** વિ૦ (અ૦) ભાગિયો, સાથી
**શરીગત,** વિ૦ સહાયક, સાથી ૨ બેલી, વાલી
**શરીર,** ન૦ (સ૦) દેહ, તન તન, કલેવર, બદન ૨ તદુરસ્તી 'શરીર સારૂ નથી' **શરીર** ભરાવુ=લોહિયાળ થવુ ૨ તાવઆવવો **શરીર** વળવુ=તદુરસ્તી સુધારવી ૨ કસરતથી બાંધો આણવો **શરીર** બગડવુ=આજારી નરમ થવુ **શરીર** લેવાવુ =દુર્બળ થઇ જવુ **શરીર**મા ઘાણુ પેસવો=રોગે ઘર કરવુ [શરીર સબધી
**શરીરી,** વિ૦ (સ૦) દેહી જેને શરીર છે એવુ,
**શરૂ,** વિ૦ (અ૦) ચાલુ, મડાયેલુ, આરભાયેલુ, જારી ૨ એક જાતનુ ઝાડ.
**શરૂઆત,** સ્ત્રી૦ આરભ, મૂળમડાણુ, પહેલ
**શરૂઓ** વિ૦ તીક્ષ્ણ શ્રવણેન્દ્રિયનો, તરત સાભળે એવુ ૨ કોમળ-તીણો સ્વર. [લાકડાનો ચાટવો
**શરૂવો** પુ૦ (સ૦ શ્રુવ૦) યજ્ઞમા ઘી હોમવાનો
**શરે,** પુ૦ (અ૦) મુસલમાની કાયદો, શરેહ
**શર્કરા,** સ્ત્રી૦ (સ૦) ખડી સાકર, ખાડ, મીસરી
**શર્મ,** ન૦ સુખ, આનદ ૨ શાંતિ ૩ શરમ લાજ ૪ લાજમ, ધિક્કાર
**શર્વરી,** સ્ત્રી૦ (સ૦) રાત્રિ, રાત, રજની

**શલભ,** ન૦ (સ૦) તીતીઘોડો, તીડ
**શલાકા,** સ્ત્રી૦ (સ૦) સળી, ગોળ સળેખડી, આખ આજવાની શળી.૨ ૨ગવાની કલમ,પિછી. ૩ ટાકણુ ૪ પુ૦ જૈનના ૬૩ પવિત્ર સાધુ
**શલ્ય,** ન૦ (સ૦) તીર, બાણુ ૨ મેખ ખીલી
**શલ્યા,**સ્ત્રી૦શિલા,પત્થરની છાટ [૩ કાંટો કટક
**શવ,** ન૦ (સ૦) મડદુ, શબ **શવવાન**=ઠાઠડી.
**શવલ,** વિ૦ (સ૦) બહુરગી, વિચિત્ર
**શશ,** ન૦ (સ૦) સસલુ **શશશૃગ**= સસલાનુ શિગડુ, ન હોય એવી વસ્તુની ખોટી કલ્પના, વધ્યાપુત્ર–આકાશકુસુમ જેવુ
**શશાંક,** પુ૦ (સ૦) ચદ્રમા, ચદ્ર
**શશિ,** પુ૦ (સ૦) ચદ્રમા, ચાદો **શશિકાત**=એક જાતનો પત્થર,ચદ્રકાન્ત ૨ પોયણુ **શશિમુખી**= ચદ્રના જેવા સુદર મુખવાળી–સ્ત્રી, ચદ્રમુખી.
**શસ્પ,** ન૦ શંકુ, રૂવાટુ
**શસ્ત્ર** ન૦(સ૦) હથિયાર,આયુધ ૨ રાછ,વતરણુ.
**શસ્ત્રવિદ્યા,** સ્ત્રી૦ લડાઇમા હથિયાર વાપરવાનુ જ્ઞાન તે, આયુદ્ધકળા [મટાડવાનું કામ
**શસ્ત્રવૈદુ,** ન૦ વાઢકાપની વિદ્યા અને રોગ
**શહેર,** ન૦ નગર, પુર, મોટુ ગામ
**શહેરી,** વિ૦ શહેરનુ, નાગરિક, શહેરસબધી
**શળ,** પુ૦ ગડીથી પડેલો આંકો, હાસિયો, એડ, વળ ૨ તમાચાના મારનો ઉઠેલો આંકો, સોળ. પત્થરની છાટ, શિલા
**શળી,**સ્ત્રી૦ઘાસ, વાસ ૪૦,ની પાતળી લાબી સાઠી તે, શલાકા, ચીપ, સળેખડી ૨ પાવલાનો સંકેત ૩ જામગરી,ખોરણુ, ચાદવુ ૪ હજામની પથરી **શળી** કરવી=ઉશ્કેરવુ, ચાદવુ કરવુ [વિકૃતિ.
**શળો,** પુ૦ સડો,સળો ૨ બગાડો,ખરાબી, વિકાર,
**શકરી,** વિ૦ શકરમતનુ, મહાદેવિયો.
**શા,** વિ૦ શાહ, સાહુકારનુ ટુકુ રૂપ ૨ વાણિયાની એક અટક ૩ સાહુકાર, શરાફ 'શાકે ચોર'
**શાઇ,** વિ૦ શાહી, શાહનુ 'અકબરશાઇ' ૨.જેવુ; 'વાણિયાશાઇ' ૩ સ્ત્રી૦ રૂશનાઇ, સહી, મસી
**શાઉડી,** સ્ત્રી૦ જમીનમા ઉંડા દરમા રહેનારૂં અણીદાર સિસોળિયાવાળુ એક પ્રાણી

શાક, ન૦ રાધીને કે તળીને ખાવાના કામમા લેવાતી લીલોતરી, કદમૂળ, ઇ૦ તે
શાકણી, સ્રી૦ એક જાતની પિશાચ સ્રી, ભૂતડી ૨. ઉતરતી પંક્તિની જોગણી
શાકંભરી, સ્રી૦ એક દેવી, દુર્ગા, અબા
શાકભાજી, સ્રી૦ ભાજી મૂળિયા કદ તથા ફળ
શાકે, અ૦ શાલિવાહનના શકવર્ષમા-શાકે ૧૮૪૬
શાકેર, સ્રી૦ (સ૦ સર્કરા) સાકર
શાક્ત, વિ૦ શક્તિ ઉપાસક, દેવીભક્ત
શાખ, સ્રી૦ અવટંક, અટક ૨ આબરૂ,ઇજ્જત ૩ વટ, સાખ વહેવાર ૪ મમતિ, કબુલાત, સાક્ષી
શાખા, સ્રી૦ (સ૦) ડાળ, ડાળી, ઝાડ છોડ વગેરેનો અકુર તે ૨ ફાટો, આગળ વધેલો અમુક મૂળનો વિસ્તાર તે ૨ એકાદ મોટા વિષયનો ભાગ-પ્રકરણ ૪ વેદમત્ર ભણવાની એક પદ્ધતિ ૫ સમૂહ, ટોળી [ આવેલી કેરી
શાખિયુ, ન૦ સાખ, આબા ઉપરજ પાકપર
શાગરિત, પુ૦ (ફા૦) સાથે કામ કરનારો,સહાયક, સાધી રાખેલો સાથેનો માણસ ૩ શિષ્ય, ચેલો
શાજોગ, વિ૦ શાહજોગ, જુઓ [૪ કારીગર
શાઠય, ન૦ (સ૦) શઠપણુ, શઠતા ૨ બખીલાઈ
શાણ, ન૦ (સ૦) ચાર માસા ભારનુ વજન ૨ સરાણ [ મોટુ પહોળુ કોડિયુ
શાણકુ, ન૦ ચપણિયુ,શકોરૂ ૨ ભીખ માગવાનુ
શાણપણ, ન૦ ડહાપણ, ચતુરાઇ ૨ સભ્યતા, વિવેક, શિષ્ટાચાર ૩ અક્કલ, સારી સમજ
શાણુ, વિ૦ ડહાયુ, વિવેકી,સભ્ય ૨ ન૦ સ્વપ્નુ, સોણુ
શાતા, સ્રી૦ શાતિ, ટાઢક ૨ નિરાત, ઉદ્વેગ મટી જવો તે ૩, આનદ, સુખવૃત્તિ
શાદી, સ્રી૦ (ફા૦) વિવાહ ૨ લગન, પરણવુ તે
શાન, સ્રી૦ (આ૦) ચહેરાનો દેખાવ, શિકલ, રૂપ ૨, પહેરવા ઓઢવાની છટા, ભભક
શાનદાર, વિ૦ છટાદાર, ધાટીલુ સારા દેખાવનુ ૨ જાજરમાન
શાનસોગાત, સ્રી૦ છેલાઇ, ફાકડાપણુ ૨ માલ, હીર, તત્ત્વ ૩ બાહોસી, હોશિયારી.
શાને, અ૦ શા માટે, કેમ, શીદને
શાન્ત, વિ૦ ઘોઘાટ વગરનુ, નિરવ, ચૂપ ૨. ધીમુ, નરમ પ્રકૃતિનુ. ૪ ગુસ્સા વગરનું,ઠંડુ
શાન્તતા, સ્રી૦ શાતિ, ચુપકીદી, નીરવતા.
શાન્તિ, સ્રી૦ શાન્તપણુ, નશ્ચિતાઇ ૨ ધીરજ, ધૃતિ ૩ નિરાત, આરામ, ૪ નિવારણ,વારવુ તે
શાપ, પુ (સ૦) બદદુવા દેવી તે, અમગળ થાય તેવો પ્રબલ મકલ્પ, શ્રાપ ૨ ગાળ
શાપિત, વિ૦ બદદુવા પામેલુ, શાપ દેવાયેલુ
શાબાન, પુ૦ (ફા૦) મુસલમાની વર્ષનો આઠમો મહીનો
શાબાશ, અ૦ કોઇ સારા કામને માટે ઉત્તેજન આપવુ, અથવા વખાણ કરવા તે, ધન્ય ધન્ય, ઠીક કર્યું, વાહ વાહ ! ભલે, એમ કહેવુ તે
શાબાશી, સ્રી૦ધન્યવાદ, વડાઇ, તારીફ,પ્રસશા
શાબિત, વિ૦ (આ૦) પુરવાર કરેલુ હોય એવુ, ખાતરીનુ, પ્રમાણથી સિદ્ધ ૨ મક્કમ, પાકુ, મજબુત ૩ અખોવન, જેવુ ને તેવુ, સારી હાલતમા રહેલુ
શાબિતી, સ્રી૦ પ્રમાણ, દાખલો, પુરાવો.
શાબુત, વિ૦ જેમને તેમ અસલ હાલતમા રહેલુ, નહિ બગડેલુ, સાબુત, મજબુત
શાબુતી, સ્રી૦ મજબુતી, ટકાઉ, અખડતા ૨ સાબીતી, પુરવારી
શાબ્દિક, વિ૦(સ૦)શબ્દસબધી,ઉચ્ચારને લગતુ
શામ, વિ૦ શ્યામ ૨ ન૦ કૃષ્ણ
શામળુ, વિ૦ કાળુ, ઘેરા આસમાની રગનુ
શામિલ, વિ૦ સામેલ, ભળેલુ, જોડાયેલુ, જોડે રહેલુ, ભેળુ, વળગેલુ
શાયડી, સ્રી૦ શારડી. [કાળજાનો પીતો
શાયપીતો, પુ૦ વરાધ ઉપર પાવાનો સાહુડીના
શાયર, પુ૦(ફા૦) કવિ,વિદ્વાન. ૨ ભાટ. વહીવચો
શાયી, વિ૦ શયન કરનાર, પોઢનાર 'શેષશાયી'
શાર, ન૦ કાણુ, છિદ્ર ૨ બાખુ, પોલ
શારડી, સ્રી૦કાણ-શાર પાડવાનુ સુતારનું ઓજાર, કોરવાનુ ઓજાર ૨ રિબાવે-દમ્યા કરે એવુ તે, સંતાપનાર.

શારડો, પુ૦ મોટી શારડી, મોટું કાણું પાડવાનું યંત્ર
શારદ, જુ૦ શારદા, સરસ્વતી [સરસ્વતી
શારદા, સ્ત્રી૦ (સં૦) વિદ્યાની અધિષ્ઠાતા દેવી,
શારવું ક્રિ૦ સ૦ કાણું પાડવું, વેહ પાડવો, છિદ્ર કરવું ૨ મહેણા ટાણાથી બાળવું, પીડવું
શારંગ, ન૦ (સં૦ શાર્ઙ્ગ) ધનુષ, કામઠું ૨ વિષ્ણુનું ધનુષ ૩ હાલી
શારીર, વિ૦ (સં૦)શરીર સંબંધી,શરીરને લગતું
શારીરિક, વિ૦ (સં૦) શરીર સંબંધી
શાર્દૂલ, પુ૦ (સં૦) વાઘ, ચિત્તો–વાઘ
શાર્દૂલવિક્રીડિત, પુ૦ (સં૦) જેમાં મ, સ, જ, સ, ત, ત, એ ગણુને છેલ્લો એક ગુરુ અક્ષર આવે તેવો ઓગણીસ અક્ષરનો એક છંદ
શાલ, સ્ત્રી૦ (ફા૦) ઉંચી જાતનું ઓઢવાનું ઉનનું વસ્ત્ર શાલદુશાલા=શેલા પાઘડી, પાઘડીપટો
શાલ, પુ૦ (સં૦) સાગનું ઝાડ, સાગ
શાલગ્રામ, પુ૦ (સં૦) વિષ્ણુ, કાળો, લીસો અને કાણાવાળો જે ગોળ પત્થર વિષ્ણુતરીકે પૂજાયછે તે
શાલભંજિકા, સ્ત્રી૦ (સં૦) પુતળી, બાવલી
શાલિ, સ્ત્રી૦ (સં૦) ડાંગેર, સાળ, ભાત
શાલિગ્રામ, પુ૦ શાલગ્રામ
શાલિની પુ૦ (સં૦) અગિયાર અક્ષરનો એક છંદ એમાં પહેલા ચાર અક્ષર દીર્ઘ, પછી બે રગણુ ને એક ગુરૂ હોય છે ' દુર્ભિક્ષે ના, હિન્દ પીડો પ્રભુજી ' [પરિક્ષા કરવાની વિદ્યા
શાલિહોત્ર, પુ૦ (સં૦) ઘોડો, અશ્વ ૨ અશ્વ
શાલ્મલિ, સ્ત્રી૦(સં૦) સમડી, એક કાંટાળું ઝાડ
શાવક, ન૦ (સં૦) બાળ, બચ્ચું ૨ શ્રાવક, જૈન
શાશ્વત, વિ૦ (સં૦) હમેશનું કાયમનું, નિત્ય, હમેશ ૨ ખાતરી ભરેલું, નક્કી એવું, નિશ્ચય
શાસક, વિ૦ (સં૦) શાસન–કરનાર, અમલદાર
શાસન, ન૦ (સં૦) શિક્ષા, સજા ૨ અમલ, રાજ્ય, કારકિર્દી ૩ આજ્ઞા, હુકમ [૨ રાજા
શાસિતાર, વિ૦ અમલ કરનાર હુકમ ચલાવનાર
શાસ્તા, પુ૦(સં૦) હુકમ–અમલ ચલાવનાર,રાજા
શાસ્ત્ર, ન૦ (સં૦) કોઇપણ વિદ્યા–વિષયનું ધોરણસર કરેલું નિબંધન તે
શાસ્ત્રાર્થ, પુ૦ (સં૦) શાસ્ત્રના વચનનો અર્થ ૨. શાસ્ત્રના મુદ્દા કરવામાં આવતી ચર્ચા.
શાસ્ત્રી,પુ૦(સં૦) શાસ્ત્ર જાણનારો, પંડિત,વિદ્વાન
શાસ્ત્રીય, વિ૦ (સં૦) શાસ્ત્ર સંબંધી, શાસ્ત્રની રીતનું, શાસ્ત્રના ધોરણને અનુસરતું
શાહ, પુ૦ (ફા૦) મુસલમાન રાજા ૨ નાણાવટી, શરાફ ૩ વહેવારિયો, વટવાળો, ગૃહસ્થ ૪ ચોર
શાહજાદી,સ્ત્રી૦ શાહની પુત્રી, કુંવરી [(વ્યંગમાં)
શાહજાદો, પુ૦ શાહ–પાદશાહનો પુત્ર, કુંવર
શાહજીરૂ, ન૦ ખડી જેવી એક દવા, શા ખજીરૂ
શાહજોગ, વિ૦ ચીઠી–હુંડી વગેરે લઇને આવનારને તરત નાણાં આપવા પડે એવા ચોખ્ખા વહેવારવાળું ૨ ખરૂ, સ્વીકારવા જોગ, કાયદાસર
શાહવટ, સ્ત્રી૦ નાણાવટીપણું, ચોખ્ખો વહેવાર.
શાહી, સ્ત્રી૦ રૂશનાઈ, શાઇ [પ્રમાણિકપણું
શાહી, વિ૦ શાહને લગતું, શાહ સંબંધી
શાહુકાર, પુ૦ વહેવારિયો, શરાફ, વેપારી, નાણાવટી ૨ પૈસાદાર, પ્રમાણિક ગૃહસ્થ ૩ ચોર, લુચ્ચો (વ્યંગમાં) [સાચવટ, સાહુકારી.
શાહુકારી, સ્ત્રી૦ શાહુકારપણું ૨ પ્રમાણિકતા,
શાહુડી, સ્ત્રી૦ શાઉડી [નારો, સાક્ષીદાર
શાહેદ, પુ૦ (ફા૦) સાક્ષી આપનારો, સાખ પુર-
શાહેદી, સ્ત્રી૦ સાક્ષી, સાખ, પુરાવો, જુબાની
શાહેર, પુ૦ (અા૦) કવિ, પંડિત, શાયર
શાહેરી, સ્ત્રી૦ કવિતા [યંત્ર
શાળ, સ્ત્રી૦શાલિ, ડાંગેર, ભાત ૨ લુગડાં વણવાનું
શાળા, સ્ત્રી૦ (સં૦) નિશાળ, મદરેસા ૨ મકાન, ઘર ' ઔષધ શાળા '
શાળિયું, ન૦ હલકી જાતની ડાંગેર, સાઠી
શાળી, સ્ત્રી૦ ડાંગેર, ભાત
શાળોપયોગી, વિ૦ શાળાના કામનું, અભ્યાસના ખપનું [દોરી વગેરેની ગુંથેલી ઝોળી
શિકું, ન૦ કોઇ વસ્તુ કે પાત્ર અદ્ધર રહે એવી
શિંગ, ન૦ શિંગડું ૨ સ્ત્રી૦ દ્વિદલ અનાજના બીવાળી પાપડી ૩ તુરાઇ
શિંગડી, સ્ત્રી૦ નાનું શિંગડું ૨ બંદુકનો દારૂ ભરવાનું શિંગડા જેવું ભુંગળું તે

**શિંગડું**, ન૦ પશુના માથાપર ફૂટી નીકળતો અવ-
યવ તે ૨ એવા આકારનુ ફુકી વગાડવાનુ વાદ્ય
**શિંગિયોવછનાગ**, પુ૦ એક જાતનુ ઝેરી વનસ્પ
તિનુ મૂળિયુ, શિંગ જેવો કળીદાર વછનાગ
**શિંગી**, સ્ત્રી૦ નાના શિંગડા જેવુ એક વાદ્ય
**શિંગોટી**, સ્ત્રી૦ શિંગડાનુ વલયુ તે ૨ નાનું
શિંગડુ ૩ જે ઠેકાણેથી શિંગડા ફૂટે છે તે માથા-
નો ભાગ ૪ એક ઓપવાનુ ઓજાર ૫ શિંગડે
ઘાલવાનુ ઘરેણુ [ વલ
**શિંગોડી**, સ્ત્રી૦ પાણીમાં થતી ગરદાર ફળની
**શિંગોડુ**, ન૦ ત્રણ ખુણિયુ એક ગરદાર કદફળ,
**શિંઠુ**, ન૦ ઝાડુ, [શિંગોડીનુ ફળ
**શિંપવુ**, ક્રિ૦ સ૦ પાણી છાટવુ, છીપવુ
**શિકલ**, સ્ત્રી૦ (ફા૦) સિકલ, જુઓ
**શિકસ્ત**, સ્ત્રી૦ (ફા૦) મહાત, પરાભવ, હાર ૨
નસિયત, ધડો ૩ વિ૦ હારીને પાછુ પડેલુ
છક્કડ ખાઇને ઠેકાણે આવેલુ, હારીને સમજેલુ
**શિકા**, ન૦ દામણીની મોતીસર ઝૂલ, કપાળપર
સેરો ઝૂલતી રહે તેવો સ્ત્રીઓનુ મોતીનુ ઘરેણુ
**શિકાકઇ**, સ્ત્રી૦ ચિકાખાઈ, વાળ, રેશમ ને ઉનનો
મેલ કાપનારી એક વનસ્પતિ. એ માથુ ચોળ-
વાના કામમા આવે છે
**શિકાર**, પુ૦ (ફા૦) પારધ, મૃગયા, આખેટ ૨
ખોરાક, ભરખ ૩ ચોટ મારીને લેઈ લેવુ તે,
ચોરવુ તે, દગાથી કોઇ ચીજ હાથ કરવી તે
૪ વિ૦ શ્રીકાર, સરસ, શ્રેષ્ઠ [ભરવુ, આપવુ
**શિકારવું**, ક્રિ૦ સ૦ સ્વીકારવુ, કબુલ રાખવુ ૨
**શિકારી**, પુ૦ પારધી, વ્યાધ ૨ વિ૦ શિકાર
સબધી, શિકાર કરનાર, શિકારૂ
**શિકારૂ**, વિ૦ શિકારી, શિકાર કરનાર
**શિકે**, અ૦ સુદ્ધા, સહિત
**શિકોતરૂ**, ન૦ વળગ્યુ વછુટે નહિ એવુ ભૂત
**શિક્કાઇ**, વિ૦ રાજાની મહોરવાળો સિક્કો [ઉસ્તાદ
**શિક્ષક**, પુ૦ (સ૦) શિખવનાર, મહેતાજી, માસ્તર,
**શિક્ષણ**, ન૦ શિખવાની રીત, બોધ, ઉપદેશ
**શિક્ષણીય**, વિ૦ શિખવવા ઉપદેશ આપવા જોગ
**શિક્ષા**, સ્ત્રી૦ (સ૦) જ્ઞાન આપવુ તે, બોધ,
ઉપદેશ ૨ શિખામણ ૩ જ્ઞાન, વિદ્યા. ૪ સજા.
**શિક્ષિત**, વિ૦ ભણેલુ, શિક્ષા પામેલુ સસ્કૃત, સુધરેલુ.
**શિખ**, સ્ત્રી૦ (સ૦ શિક્ષા) શિક્ષા, શિખામણ, બોધ,
ઉપદેશ, ૨ વદાયગીરી, રજા, વદાયની, આશિષ, ભેટ
**શિખડ**, પુ૦ શ્રીખડ, નિતારેલા દહિંમાં ખાડ
નાખીને છણી બનાવેલો લેહ્ય પદાર્થ
**શિખડી**, પુ૦ દ્રુપદ રાજાનો પુત્ર ૨ મોર, મયૂર
**શિખર**, ન૦ (સ૦) શૃગ, ટોચ, છેક ઉપરની
શકૂવાકાર ટોચ તે ૨ મથાળુ **શિખર** ચઢાવવુ
=કોઇ કામને સરેતોરે પાર પાડવુ, ઠેઠ પાર પાડવુ.
**શિખરબધી**, વિ૦ મથાળાબધ, શિખરવાળુ
**શિખરિણી**, પુ૦ (સ૦) સત્તર અક્ષરનો એક
અક્ષરમેળ છદ તેમા ય, મ, ન, સ, ભગણ અને છેલ્લે
લઘુ અને ગુરુ અક્ષર આવે છે અને છઠે તથા
બારમે યતિ પડે છે
**શિખવણી**, સ્ત્રી૦ ઉશ્કેરણી, ભભેરણી, છાની
શિખામણ, સલાહ ૨ ચેતવણી, શિક્ષા
**શિખવવું**, ક્રિ૦ સ૦ શિખવાડવુ, ભણાવવુ, ઉપદેશ
કરવો ૨ ભભેરવુ, ઉશ્કેરવુ, ફુગરાવવુ, ચઢાવવુ.
**શિખવુ**, ક્રિ૦ સ૦ જ્ઞાન લેવુ, જાણવુ, ભણવુ,
અનુભવ લેવો–મેળવવો
**શિખા**, સ્ત્રી૦ (સ૦) ચોટલી, માથાની વચ્ચમા
વાળ વધારી ગાંઠ વળે તેવા કેશ ૨ કલગી, છોગુ
૩ છેક ઉપરથી શકવાકાર ટોચ ૪ જોત, શગ
**શિખાઉ**, વિ૦ શિખતુ, નહિ પાવરધુ, અનુભવ
લેતુ હોય જવુ, અજાણ્યુ અજ્ઞાન
**શિખાડવું**, ક્રિ૦ સ૦ ભણાવવુ, શિખવવુ, બતાવવુ
**શિખામણ**, સ્ત્રી૦ શિક્ષા, બોધ ૨ સારી સમજ,
સલાહ ૩ ચેતવણી
**શિખી**, પુ૦ મોર, મયૂર
**શિજડો**, પુ૦ ખીજડી, સમડો, એક કટાળી ઝાડ.
**શિતળા**, સ્ત્રી૦ સૈયડ બળિયા, તાવ સાથે આખા
શરીરે ફફોલા થઇ આવે એવો એક ચેપી રોગ
**શિતાબ**, પુ૦ એક વનસ્પતિ, વરાધ ઉપર વપ-
રાય છે તે ૨ વિ૦ (ફા૦) ઉતાવળુ, જલદી
**શિતાબી**, સ્ત્રી૦ ઉતાવળ, ત્વરા, ધાઇ
**શિથળ**, વિ૦ નરમ ઢીલુ, પોચુ ૨ નિર્બળ,

શક્તિહીન. ૩ અક્કેલુ, દમ-કૌવતરહિત
**શિથિલ**, વિ૰ (સ૰) શિથળ, નરમ,પોચુ, ઢીલુ
**શિથો**, પુ૰ સેંથો, પાથી, સીમત
**શિફારસ**, સ્ત્રી૰ (ફા૰) લાગવગ;ભલામણ સોપણ, બીજાને માટે પોતાની વગ ચલાવવી તે
**શિબિકા**, સ્ત્રી૰ (સ૰) પાલખી, પડદાવાળીડોળી
**શિબિર**, પુ૰ (સ૰) તબુ ૨ છાવણી
**શિયળ**,ન૰શીયળ,શીલ,પોતાના પતિ ઉપરજ પ્રેમ ભક્તિ રાખી તેનેજ પરાયણ રહેવુ તે, એકનિષ્ટ રહેવુ તે, સતીત્વ ૨ ઇંદ્રિય-નિગ્રહ, સયમ ૩ શુચિતા
**શિયાવિયા**, વિ૰ શર્મિંદા પડી જવુ, ગભરાઇ જવુ તે. ૨ બહાવરૂ, લજ્જાખિન્ન, હોશરહિત ૩ ઝાંખા પડી જવુ તે, ઢીલા પડી જવુ તે ૪ દબાઇ જવુ તે
**શિયાળ**, સ્ત્રી૰ કોહલુ, શિયાળવુ [ઠંડુ, ટાઢુ.
**શિયાળુ**, વિ૰ શિયાળાનુ, શિયાળામા પાકતુ ૨
**શિયાળો**, પુ૰ ટાઢની મોસમ, ઠડી ઋતુ,શીતકાળ
**શિર**, ન૰ (સ૰) માથુ, મસ્તક, ઉત્તમાગ. ૨ ટોચ, મથાળુ ૩. શિખર, શૃગ ૩ લશ્કરની આગલી હાર **શિર આપવુ**=ગમે તેવુ કઠણ કામ કરવુ **શિર સલામત તો પઘડિયા બોતેરી**=જીવતો નર ભદ્રા પામે.
**શિરચ્છેદ**, પુ૰ ડોકુ-મસ્તક છેદવુ તે ૨ વધશિલા
**શિરછત્ર**, ન૰ માથાનુ ઢાકણુ, પાળક, વડીલ ૨ ઉપરી, આશ્રયદાતા, [કામ કરનાર
**શિરજોર**, વિ૰ માથાફરેલ,સ્વબળના અભિમાનથી
**શિરજોરી**, સ્ત્રી૰ સરજોરી, આપ બળનીખુમારી તે, જોરાવરી [વડીલ, ઉપરી
**શિરતાજ**, પુ૰ શિરછત્ર, માથાનો મુગટ ૨
**શિરનામુ**, ન૰ સરનામુ, કાગળ ઉપર લખવાનું નામ ઠામ ને ઠેકાણુ.તે [૨ ધન્યવાદ,શાબાશી
**શિરપાવ**, પુ૰ (ફા૰) સરપાવ, બક્ષીસ પાઘડી
**શિરપેચ**, પુ૰ સુદર તોરો, ફેટા કે પાઘડીપરની કલગી,કિમ્મતી છોગુ [લશ્કર, સિરબદી
**શિરબંધી**, વિ૰ કિલ્લા શહેરના રક્ષણ માટે રાખેલુ
**શિરસ્તેદાર**, પુ૰ અમલદારનો મુખ્ય કારકુન જે વિગત રજુ કરે છે ને જુબાનીઓ લખે છે.
**શિરસ્તેદારી**, સ્ત્રી૰ શિરસ્તેદારનુ કામ હોદ્દો
**શિરસ્તો**, પુ૰ (ફા૰) ધારો, રીત, ચાલુ રિવાજ; [નિયમ
**શિરા**, સ્ત્રી૰ રગ રક્તવાહિની નસ
**શિરાણુ**, ન૰ ઓસીકુ, ઉપધાન
**શિરામણ-ણી**, ન૰ નાસ્તો, સવારમા ટાઢુ ઉનું જે સહેજસાજ ખાવુ તે
**શિરાવવુ**, ક્રિ૰ સ૰ આરોગવુ, નાસ્તો કરવો
**શિરી**, સ્ત્રી૰ (ફા૰) મિઠાશ, શરે, સુગધ અને સ્વાદ એની મઝા તે
**શિરીન**, વિ૰ (ફા૰) મીઠુ, મધુર, ગળ્યુ
**શિરીષ**, ન૰ (સ૰) એક જાતના સુદર ફૂલ
**શિરો**, પુ૰ લોટને ઘીમા શેકી ગોળ કે ખાંડનું પાણી નાખી સીઝવેલો ખાવાનો પદાર્થ ૨ લોટ જેવા પદાર્થને ચાસણીમા મેળવવો તે, આટવા જેવી નરમ બનાવટ ૨ ગડાકુ કરતા વપરાતી ગોળની રસી [૨ સમૂહ-વર્ગમા શ્રેષ્ટ એવુ તે
**શિરોમણિ**, પુ૰ માથાનો મુગટ, કલગીમાનું રત્ન
**શિલક**, સ્ત્રી૰ જણસ, વધેલી રકમ સીલક
**શિલા**, સ્ત્રી૰(સ૰)લાબો ને પાતળો પત્થર,છાટ.
**શિલાછાપ**, સ્ત્રી૰ લખેલુ શિલા ઉપર ઉતારી તે ઉપરથી બીજા કાગળપર છાપવુ-છાપેલુ તે
**શિલાજીત**, પુ૰ પત્થરનો રસ આ દ્રવ્ય ધાતુપુષ્ટ છે
**શિલારસ**, પુ૰ એક જાતનો સુદર લેપ ને ધૂપના કામમા આવે છે [લખાણુ
**શિલાલેખ**, પુ૰ (સ૰) પત્થર ઉપર કોતરેલુ
**શિલીમુખ**, પુ૰ (સ૰) બાણ, તીર ૨ ભમરો
**શિલેખાનું**,ન૰તોપખાનુ,શસ્ત્રાગાર [કાન,ભૂછત્ર.
**શિલીન્ધ્ર**, ન૰ (સ૰) બિલાડીનો ટોપ, કુતરાનો
**શિલોછ**, પુ૰ (સ૰) ખળી અને ખેતર વગેરેમા પડેલા કણ વીણી લેવા તે, **શિલોંછવૃત્તિ**=વેરાયેલા કણ વીણી લાવી તે પર આજીવિકા કરવી તે.
**શિલ્પ**, ન૰ (સ૰) હાથથી-યત્રથી કરેલી કારીગરી કળા તે **શિલ્પકાર**=કારીગર **શિલ્પશાળા**=કળા-કારીગરી શિખવાનું સ્થાન, કળાભવન ૨ કોડય **શિલ્પશાસ્ત્ર**=કારીગરીને લગતા વિદ્યા,જ્ઞાન પુસ્તક, ઈ૰

**શિલ્પશાસ્ત્રી,** પુ૦ શિલ્પશાસ્ત્ર જાણનારો, કળા-
**શિલ્પી,** પુ૦ કારીગર [પ્રવીણ, કારીગર
**શિવ,** પુ૦ (સં૦) કલ્યાણકારી દેવ, મહાદેવ ૨ સંહાર શક્તિ રૂપ ઈશ્વર ૩ પરમાત્મા ૪ કલ્યાણ
**શિવનિર્માલ્ય,** વિ૦ શિવને અર્પણ કરેલુ, શિવ ઉપરથી ઉતરેલુ, ૨ વાપરતા પાપ લાગે એવુ, ઉપયોગમા ન લેવા જેવુ
**શિવરાઈ,** પુ૦ શિવાજી મહારાજે ચલાવેલો સિક્કો
**શિવરાત,** સ્ત્રી૦ દરેક મહિનાની વદિ ૧૪ નુ શિવ વ્રત તે; માઘમાસની વદિ ૧૪
**શિવરાત્રી,** સ્ત્રી૦ (સ૦) શિવજયંતી, માઘ વદિ ૧૪ ને દિવસે કરવાનું જે વ્રત તે
**શિવા,** સ્ત્રી૦ (સ૦) પાર્વતી, દુર્ગા. ૨. શિયાળ 'જેમ શિવા બોલે સિંહ પૂઠ' ૩ ચોઘડિયુ
**શિવાએ-ય,** અ૦ વગર, વિના
**શિવાલય,** ન૦ (સ૦) શંકરનુ દહેરૂ, શિવમંદિર
**શિશિર,** પુ૦ (સ૦) ઠંડા પવનવાળી ઋતુ—પોષ-
**શિશુ,** ન૦ (સ૦) બાળક, છોકરૂ, બચ્ચુ [માઘ
**શિશ્ન,** ન૦ પુરૂષની ગુહ્યેંદ્રિય
**શિષ્ટ,** વિ૦ (સ૦) કેળવાયેલુ, સુસંસ્કૃત, ભણેલુ ગણેલુ ને સુધરેલુ,મોટુ મનાયેલુ (વિદ્યા,કુળ,ડહાપણથી.) ૨ વિવેકી, આબરૂદાર ૩ ડહાયુ,સમજુ
**શિષ્ટાઇ,** સ્ત્રી૦ શિષ્ટપણુ, શિષ્ટાચાર [ચતુર
**શિષ્ટાચાર,** પુ૦ સુઘડ રીતભાત, સારા આચરણ ૨ આદરસત્કાર
**શિષ્ય,** પુ૦ (સ૦) વિદ્યાર્થી, ભણનારો ૨ ચેલો
**શિષ્યા,** સ્ત્રી૦ વિદ્યાર્થિની, શિખનારી, અભ્યાસ, કરનારી કન્યા ૨ ચેલી.
**શિસ્ત,** વિ૦ અનુકૂળ પડતુ, લાયક
**શિળીસાતમ,** સ્ત્રી૦ શીતળાદેવીનુ વ્રત શ્રાવણી સાતમે આ વ્રત આવે છે અને તે દિવસે લોક ટાઢે પાણીએ નહાય છે તથા ટાઢુ જમે છે
**શી,** સ૦ કયી, શુ ૨. કેવી, કેવા પ્રકારની
**શીકર,** ન૦ (સ૦) પાણીની છાટ, ફરફર
**શીકું,** ન૦ શિકું, દોરી કે તાર ગુંથીને બનાવેલી અદ્ધર લટકાવાય એવી ઝોળી
**શીખ,** સ્ત્રી૦ શિખામણ, બોધ, સારી સલાહ ૨. આજ્ઞા, હુકમ ૩ વદાય ૪ અણીદાર પોલો લેઢાનો મળિયો ૫. પંજાબનો એક ધર્મ.
**શીઘ્ર,** વિ૦ (સ૦) સત્વર, જલદી, તાબડતોબ
**શીઘ્રકવિ,** પુ૦ તાબડતોબ કવિતા બનાવી દે એવી શક્તિવાળો કવિ તે. **શીઘ્ર** કવિતા—તરતની તરત બનાવેલી કવિતા તે. [લાગેલો બોધ તે ૨ ગાજે
**શીઘ્રબોધ,**પુ૦ તત્કાળ જે જ્ઞાન થાય તે, તરતજ
**શીડવું,** ક્રિ૦ સ૦ સજડ બંધ કરવુ, પુરવુ(કાણુ) ૨ બીડવુ, વાળવુ (દેવુ.)
**શીત,** વિ૦ (સ૦) ટાઢુ, ઠંડુ ૨ ટાઢ, ઠંડી 'શીતકાળ' ૩ લોહીનો ગરમાવો ઘટી જવો તે, શરીર ઠંડુ પડવુ તે ૪ ટાઢા ભાતના દાણા
**શીતકટિબંધ,** પુ૦ જે જગાએ જવાથી ઠરી જવાય એવી જગા બતાવનારી પૃથ્વીના ગોળા પરની રેષા તે
**શીતકાળ,** પુ૦ (સ૦) શિયાળો, ઠંડીની મોસમ સિશિર, હેમંત
**શીતળ,** વિ૦ (સ૦ શીતલ) ટાઢુ, ઠંડુ 'શિયાળે શીતળ વા વા'ય' ૨ ભેજવાળુ ૩ ગરમી રહિત
**શીતળા,** સ્ત્રી૦ (સ૦ શીતલી) શિતળા,સૈયડ, માતા, બળિયાકાકા ૨ ઠંડક બક્ષનારી દેવતા
**શીથળો,** પુ૦ શીળો, ઠાવકો, નરમ સ્વભાવનો માણસ ૨ કાંટા થોર લાવવાનુ લાકડાનુ બનાવેલુ સાધન 'શીથળો લઇ તે સંચર્યો, ઝાંખરા લેવા જાય'—**શામળ.**
**શીદ,** અ૦ શા માટે, શા સારૂ, કેમ, શાને ૨ કયાં, કહિં, કયે ઠેકાણે 'તમે શીદ જાઓ છો?'
**શીધુ,** ન૦ સીધુ, રસોઇની કાચી સામગ્રી. ૨
**શીરો,** પુ૦ સિરો, જુઓ [વારૂણી, દારૂ
**શીષ,** ન૦ માથુ, મસ્તક ૨ ટોચ, શિખર
**શીસો,** પુ૦ (ફા૦) પ્રવાહી ભરવાનું કાચનુ પાત્ર, બાટલી, કુપો. [દેવી
**શીળી,** સ્ત્રી૦ માતા, સૈયદ ૨ ગરમી શમાવનારી
**શીળું,** વિ૦ નરમ સ્વભાવનુ, વિવેકી, સભ્ય, સાલસ, દેખીતુ ઠાવકુ પણ અંદરથી મોળુ ૨ ગરીબ, દીન ૩ ઠંડુ, ટાઢુ ૪ વાસી
**શીળો,** પુ૦ મવાલ, ઠંડા—શાંત સ્વભાવનો, સહનશીલ ૨ શેળો, આખે શરીરે કાંટાવાળુ એક નાનુ પ્રાણી ૩ છાયડો.

**શુક**, પુ૦ (સ૦) પોપટ, રાઘુ ૨ વ્યાસ પુત્ર
**શુકન**, ન૦ શકુન, શુભ સૂચક એવુ જે તે
**શુકર**, પુ૦ [આ૦ શક્ર્‌–શાબાશી ] જેજેકાર, ફતેહ, જય ૨ ઉપકાર, આભાર શુકર ગુજારવા=ઉપકાર માનવો (ઈશ્વરનો) ૩ સુભાગ્ય શુકર ભલા બચ્યો=સુભાગ્ય કે બચ્યો
**શુકરાના**, પુ૦ શુકર, જેજેકાર, જય 'જાઓ શુકરાના કરો' [છીપોલી,શીપ,મોતીની છિપ
**શુક્તિ**, સ્ત્રી૦(સ૦)એક જાતની માછલીનુ કોટલુ,
**શુક્ર**, પુ૦ (સ૦) સૂર્ય મડળમાનો એક ગ્રહ. ૨ એ નામનો વાર ૩ શુક્રાચાર્ય, દૈત્યનો ગુરૂ, ભાર્ગવ ૪ વીર્ય, રેત [૨ ભલીવાર, ઢગ
**શુક્રવાર**, પુ૦ સાતવારમાનો એક વાર, ભૃગુવાર
**શુક્રાચાર્ય**, પુ૦ ભાર્ગવ, શુક્ર ૨. વિ૦ કાણુ
**શુકલ**, વિ૦ (સ૦) શુભ્ર,શ્વેત.૨ ઉજળુ, સ્વચ્છ
**શુકલ**,પુ૦બ્રાહ્મણોને કર્માતર કરાવનારો પુરોહિત.
**શુકલપક્ષ**, પુ૦ સુદપક્ષ, અજવાળિયુ
**શુચિ**, વિ૦ (સ૦) પવિત્ર, શુદ્ધ, પુનિત
**શુડો**, પુ૦ શુક, પોપટ ૨ હુડો
**શુદ**, જુ૦ સુદ, શુકલપક્ષ, અજવાળિયુ
**શુદ્ધ**, વિ૦ (સ૦) ચોખ્ખુ, સ્વચ્છ ૨ પવિત્ર, શુચિ ૩ ભૂલ વગરનુ, દોષરહિત ૪ ખરૂ, ભેળ વગરનુ,અસલ ૫ ભાળ, ખબર 'સાવજ સઘળાને પૂછે છે, સીતા કેરી શુદ્ધ' [૨ ૨ગમહેલ
**શુદ્ધાન્ન** ન૦ (સ૦) અતપુર, જનાનખાનુ,
**શુદ્ધિ**, સ્ત્રી૦ (સ૦) ધર્મક્રિયા કરી પવિત્ર થવુ તે, પ્રાયશ્ચિત્ત કરવુ તે, શુચિતા, સ્વચ્છતા ૨ ચોખ્ખુ ભાન, સજ્ઞા ૩ જાગર્તિ
**શુદ્ધિપત્ર**, ન૦ (સ૦) ગ્રન્થની ભૂલ ચૂકના સુધારાની યાદી તે [૨ સુબુદ્ધિ, સન્મતિ
**શુધબુધ**, સ્ત્રી૦ શુદ્ધિબુદ્ધિ,ચોખ્ખુ ભાન ને જ્ઞાન
**શુની**, સ્ત્રી૦ (સ૦) કુતરી, કુતરાની માદા
**શુબરાત**, સ્ત્રી૦ મુસલમાની ૮ મા માસની ૧૮ મી તારીખે ઉજવાતો ઉત્સવ
**શુભ**, ન૦ [ સં૦ ] કલ્યાણ, મગળ, શ્રેય ૨ પુ૦ ૨૩ મો યોગ ૩ વિ૦ કલ્યાણકારક, સુખ દાયક ૨ સારૂ, સુભાગ્યવાળુ ૩ સુંદર, મજેનુ
**શુભેચ્છક**, વિ૦ શુભચિતક, શુભેચ્છુ
**શુભેચ્છુ**,વિ૦ સારૂ ચહાનાર, કલ્યાણ ઈચ્છનાર
**શુભ્ર**, વિ૦ (સ૦) ધોળુ,શ્વેત,ઉજળુ, તેજસ્વી
**શુમાર**, પુ૦ [ફા૦] આશરો, અડસટ્ટો, અદાજ. ૨ સખ્યા, પ્રમાણ, પાર 'બેશુમાર જીવ પડ્યા છે' ૩ વિચાર, ચોકસી, સુમાર
**શુમારે**, અ૦ આશરે, અદાજે
**શુલ્ક**, ન૦ (સ૦) સ્ત્રીને તેના માબાપ અને સ્વામી તરફથી મળેલી બક્ષીસ તે સ્ત્રીધન ઘર ખરચમાથી કરકસરે અને મભાળે બચાવેલુ નાણુ તે સ્ત્રીનુ ખાનગી ગણાય છે
**શરૂ**, વિ૦ (ફા) આરભેલુ મડાણ કરેલુ, ચાલુ ૨ ન૦ એક જાતનુ ઝાડ
**શુશ્રુષા**, સ્ત્રી૦ (સ૦) આજ્ઞામા રહેવુ તે, અધીન રહીને કાર્ય બજાવવુ તે ૨ સારવાર, સેવા–ચાકરી, વડીલની ખુશામત
**શુષ્ક**, વિ૦ (સ૦) સુકુ, લીલાશના અશ વગરનુ, કોરુ ૨ તવાઇ ગયેલુ, દુર્બળ ૩ રસ વગરનુ, અરસિક
**શુ**, સ૦ (માણસ સિવાય) કોઈ પણ વસ્તુ વિષે પુછતા વપરાતુ સર્વનામ, કિયુ ૨ વિ૦ કેવુ, કઈ જાતનુ' કેવા પ્રકારનુ ૩ અ૦ કઈ નહિ, હિસાબમા નથી એમ –બે ત્રણ ગાઉ ચાલવું એમા તે શુ ? ૪ કઈ ન જાણેલુ એવુ ૫.જેવુ. 'તોબરાશુ મો' ૬ સરખાપણ. ૭ સાથે, થી 'કરવી તે શુ પ્રીત'
**શુઠ**,સ્ત્રી૦(સ૦ શુઠિ) સુકવેલુ આદુ, સુકુ આદુ
**શુડ-ઢ**, સ્ત્રી૦ (સ૦ શુડા.) હાથીનુ પગ લગી નીચુ ને પોલુ ભુગળા જેવુ નાક
**શુઢમુઢ**, વિ૦ સજ્ઞારહિત, બેભાન ૨ વગર બોલે, ગુપચુપ, છાનુમાનુ
**શુઢવુ**, ક્રિ૦ સ૦ જમાવવુ, ઠાઠમાઠ સાથે તૈયાર કરવુ 'જાન શુઢાડી ક્યા જશો ?'
**શુઢિયુ**,વિ૦શુઢ જેવી બનાવટવાળુ 'શુઢિયો કોશ'
**શૂકર**, ન૦ (સ૦) ભુડ, ડુક્કર, વરાહ
**શૂદ્ર**, પુ૦ (સ૦) ચાર વર્ણોમાની છેલ્લી વર્ણ તે, સેવા કરનાર

**શૂદ્રાણી,** સ્ત્રી૦ શૂદ્રની સ્ત્રી, શૂદ્રવર્ણની સ્ત્રી
**શૂન,** સ્ત્રી૦ મીડું, નાનું ટપકું
**શૂનકાર,** પુ૦ જ્યાં કશું હોય નહિ એવાપણું, ઉજડપણું ૨ નીરવતા, ખાલીપણું ૩ સંજ્ઞા રાહિત્ય, બેભાન અવસ્થા ૪ વિ૦ખાલી' નીરવ, ઉજડ ૫ સંજ્ઞા રહિત [ચિહ્ન ૨ ખાલીપણું
**શૂન્ય,** ન૦ (સં૦) મીડું બિંદુ, અનુસ્વારનું
**શૂન્ય,** વિ૦ ખાલી, રિક્ત, ઠાલું, સુનું ૨ રહિત, વગરનું 'જ્ઞાનશૂન્ય'
**શૂન્યવાદી,** પુ૦(સં૦)જગત કે ઇશ્વર કંઈ છેજ નહિ એવો મત ધરાવનાર, નાસ્તિક,
**શૂર** ન૦ (સં૦ શૌર્ય) જુસ્સાનો ઉભરો, લાગણીનો ઉછાળો 'તે જરા ટેકો આપ્યો એટલે ભાઇને શૂર ચઢયું'૨ બહાદુરી, હિમ્મત,શૌર્ય ૩ પુ૦ યોદ્ધો, લડવૈયો, બહાદુર માણસ, વીર પરાક્રમી
**શૂર,** વિ૦ શૌર્યવાન, પરાક્રમી, બહાદુર ૨ હિમ્મતવાન ૩ આગળ પડતા હરકોઈ ગુણવાળું 'દાનશૂર' ૪ સાહસિક [લડવૈયો
**શૂરવીર,** પુ૦ બહાદુર, હિમ્મતવાન ૨ યોદ્ધો,
**શૂરાતન,** ન૦ શૌર્ય, શૂરપણું ૨ બહાદુરી, બળ
**શૂરૂ,** વિ૦ શૂરવાળું, બહાદુર, જુસ્સાદાર
**શૂરો,** પુ૦ યોદ્ધો, લડવૈયો, સાહસિક
**શૂર્પ,**ન૦(સં૦)સુપડું,અનાજ ઝાડકવાની બનાવટ
**શૂળ,** સ્ત્રી૦ કાંટો, અણીદાર ખીલો, ગરજો ૨ ન૦ વાયુની સળક, ચુંક
**શૂળી,** સ્ત્રી૦ એક તરફ અણીવાળો મોટો જાડો સળિયો, અણીદાર લોખંડનો કાંટો ૨ ફાંસી શૂળીએ ચઢાવવું=શૂળી પરોવાઈ જાય એમ કરવું, દેહાતદંડની શિક્ષા કરવી, ફાંસી દેવી ૨ ડખ્યા કરે એવી પીડા, શૂળીની માફક ખટકયા કરે એવું તે, 'સૌકયની શૂળી'
**શૃગાલ,** ન૦ (સં૦) શિયાલ, કોહલું [અંકુશ
**શૃણિ,** સ્ત્રી૦ [સં૦] હાથી હાંકવાની આંકડી,
**શૃંખલા,** સ્ત્રી૦ [સં૦] સાંકળી-સાંકળ ૨ બેડી
**શૃંગ,** ન૦ [સં૦] પર્વત વગેરેની ટોચ શિખર, ઉપલું મથાળું 'ગિરિશૃંગ' ૨ શિંગડું

**શૃંગાર,** પુ૦[સં૦]અલંકાર, ઘરેણાં અને પોષાક વગેરે તે, શણગાર ૨ સુંદર દેખાય એવી રચના ૩ સ્ત્રીપુરૂષના પ્રેમનો ભાવ તે, વિલાસ ૪ પ્રેમભાવ, રતિ ૫ કાવ્યના નવ રસમાંનો એક મુખ્ય રસ તે
**શૃંગારી,** વિ૦ ઇશ્કી, શૃંગારપ્રિય, કામી, ઇશ્કબાજીમાં ગુલતાન, શૃંગારરસ સમજનાર
**શૃંગી,** વિ૦ શિંગડાવાળું પશુ ૨ પર્વત
**શે,** અ૦ શા માટે, કેમ શા અર્થે'
**શેકડો,** પુ૦ સોનો જુમલો, સેંકડો
**શેકી,** સ્ત્રી૦ ઢોરને મોઢે બાંધવાની જાળી ૨ શિંકા જેવી જુડી-પડી
**શે,** અ૦ શા માટે, કેમ
**શેક,** પુ૦ શરીરના વ્યાધિવાળા ભાગને તાપ કે બાફથી ગરમાવો આપવો તે.
**શેકવું,** ક્રિ૦ સ૦ દેવતા ઉપર ગરમ કરવું, અગ્નિ ઉપર તડતડે ફુલે તેમ કરવું (ભાખરી,પાપડ, રોટલી ઈ૦) ૨ શરીરને ગરમી આપવી ૩ સતાપવું, સતાવવું
**શેખચલ્લી,** વિ૦ શેખસલ્લી,હવાઇ કિલ્લા બાંધનાર ૨ આળસુ, મોટા મોટા વિચારમાં મગ્ન થઇ પડી રહેનાર [મુસલમાનોમાં એક અટક છે
**શેખ,** પુ૦ [અ૦] આરબ ટોળીનો ઉપરી ૨
**શેખઇ,** સ્ત્રી૦ પતરાજ, બડાઇ, દંભ.
**શેખદાર,** પુ૦ કુમાવિસદારનો કારકુન, જે ગામની રજુઆત, ઝાડની હરાજી, અને માપણી વગેરેનું કામ કરે છે
**શેખર,** પુ૦ [સં૦] હાર, માળા, તોરો, છોગું
**શેખાઇ-ખી,** સ્ત્રી૦ પતરાજી, ગરૂરી, બડાઈ
**શેખીખોર,** વિ૦ પતરાજખોર, બડાઇ મારનાર,
**શેજ,** સ્ત્રી૦ શય્યા, બિછાનું ૨ પલંગ. [દબી.
**શેઠ,** પુ૦ [સં૦ શ્રેષ્ઠી] મોટો આબરૂદાર વણિક અથવા વેપારી તે, સાહુકાર, તવંગર ૨ સ્વામી, ધણી, માલીક ૩ ઉપરી, વડો, મુરબ્બી
**શેઠાઈ,** સ્ત્રી૦ શેઠપણું, વડા તરીકેનું કામ ૨. શેઠનો દરજ્જો-ઓદ્ધો (નાત, ઈ૦ નો) ૩ શેઠપણાનો લહાવો-સત્તા

**શેઠાણી**, સ્ત્રી૰ શેઠની સ્ત્રી, વણિકની પત્ની તે ૨ સ્વામિની, માલીક સ્ત્રી, મોટા માનવાળી સ્ત્રી
**શેઠિયો**, પુ૰ શેઠ, સાહુકાર, મોટો વેપારી, ગૃહસ્થ નાત-મંડળનો ઉપરી ૩ માથે ગોરો એવો બળદ
**શેઢો**, પુ૰ ખેતરની હદ ઉપરની પાળ–પાળી તે, ખેતરનો છેડો, બે ખેતર વચ્ચેનો આંતરો ૨
**શેણ**, ન૰ શણ ૨ વિ૰ શાણું, ડાહ્યું [પગથી, રસ્તો
**શેણિયું**, ન૰ સણનું કપડું તે
**શેણે**, અ૰ શાથી, કેમ ૨ શામાં, શા ઉપર
**શેતરંજ**, પુ૰ ચતુરાઈ ભરેલી એક રમત, ચોપટ, બુદ્ધિબળની રમત ચતુરંગ એમાં પાદશાહ, વજીર, હાથી, ઉંટ, ઘોડો અને પેદળ મળીને ૩૨ મહોરાં હોય છે રાજા ઘેરાય એટલે રમત પુરી થાય છે
**શેતરંજી**, સ્ત્રી૰ રંગદાર પટા પટાદાર જાડપોતું પાથરણું, મજબુત જાજમ
**શેતાન**, પુ૰ ( અ૰ ) ભયંકર–અઘોર દુષ્ટ કર્મ કરનાર દેવદૂત, ભૂત, મોટો જીન, ખવ્વીસ ૨ રાક્ષસ, દૈત્ય ૩ તોફાની, મસ્તીખોર, તર્કટી
**શેતાનિયત**, સ્ત્રી૰ શેતાની, શેતાનપણું
**શેતુર**, ન૰ એક જાતનું ઝાડ, અને તેનું ફળ રેશમ બનાવનારા કીડા એનાં પાદડાં ખાય છે
**શેન**, ન૰ શયન શેન વાટવા–સૂઈ જવું
**શેર**, પુ૰ ભરતર–જોખનું એક માપ, મણનો ૪૦ મો ભાગ ૨ (અ૰) ભાગનું લખત, વિભાગી લેખ [તાડુકી ઉઠવું, સામા થવું
**શેર**, પુ૰ વાઘ, ચિત્તો શેર થવું=બહાદુરી આણવી
**શેરડી**, સ્ત્રી૰ શેલડી, ઉસ, ઈક્ષુ, ૨ પગવાટ, નાનો સાંકડો રસ્તો, પગથી
**શેરડો**, પુ૰ પગવાટ, પગથી
**શેરિયાં**, ન૰ શણનાં બિયાં
**શેરિયું**, વિ૰ શેરનું વજન–માપ ૨ સેરોવાળું
**શેરી**, સ્ત્રી૰ ઘરોની ઓળ વચ્ચેનો રસ્તો, સાંકડા માર્ગનો મહોલ્લો, ફળિયું
**શેરીલોમાન**, પુ૰ ( ફા૰ ) સ્હેરીલોમાન એક ઝાડનો બળતાં સુગંધવાળો ગુંદર
**શેરો**, પુ૰ સેરો, અરજી, દસ્તાવેજ અથવા લખત ઉપર અધિકારીએ ટુંકમાં લખેલું લખાણ–જવાબ તે, ટિપ્પણ, ટુંકો જવાબ કે હુકમ તે
**શેલડી**, સ્ત્રી૰ શેરડી, ઈક્ષુ, ઉસ
**શેલારી**, સ્ત્રી૰ સ્ત્રીઓ ઉપરણી તરીકે વાપરે એવું કસબી રેશમનું સુંદર શેલું તે.
**શેલી**, સ્ત્રી૰ ચકમકથી દેવતા પાડવાની મુજ–દોરડી ૨ ભસ્મ, રાખ, રખ્યા.
**શેલું**, ન૰ કસબી કોરપાલવવાળો બારીક સુંદર વણાટનો ખેસ, કસબી ઉપરણો 'શેલું પાઘડી.'
**શેલો** પુ૰ દોહતાં ગાયના પાછલા બે પગે એક દોરડાની આંટી નાખવી તે ૨ પગે આંટી નાખીને બંધાય એવો દોરડાનો કડકો તે 'શેલો લીધો ને તાંબડી વીસરી રે લોલ'
**શેલોત**, પુ૰ જમીનદારો તરફથી ગામનું વસુલ ઉઘરાવનારો મહેતો, તલાટી
**શેવગાંઠિયા**, પુ૰ હાથે વણેલી જાડી પાનળી ને તળેલી ખારી સેવો તે
**શેવટ**, ન૰ છેડો, અંત, આખર ૨ પરિણામ, ફળ. ૨ એક જાતનો ગોસાંઇ ૩ નિકાલ
**શેવડો** પુ૰ શ્રમણ, બુદ્ધ–જૈનધર્મનો સાધુ
**શેવાળ**, સ્ત્રી૰ પાણીમાં પગથિયાં અને પત્થરવગેરે ઉપર બાઝતો લીલા રંગનો ચીકણો ને લીસો નાજુક વનસ્પતિનો થર, લીલ ૨ તાજા શાકભાજી પાણી ગરમ થતાં તેમાંથી નીકળતી ઉની આંછી વરાળ ૩ શિંગની નસ, વાળા
**શેવાળિયું**, વિ૰ શેવાળવાળું, લીલી સુંવાળી શેવાળ બાઝી હોય એવું ૨ આછી વરાળ નિકળતી હોય એવું, વરાળિયું
**શેવું** વિ૰ ઢાળપડતું, સહેજ નમતું (ઉલટું ચરાળ)
**શેવો** સ્ત્રી૰ સેવ, મેંદાની કણકને વણીને કાઢેલા તાર.
**શેષ** વિ૰ (સં૰) બાકી રહેલું, બચેલું, વાપરતાં વધેલું તે, વાનગી ૨ પ્રસાદ
**શેષનાગ**, પુ૰ નાગનો રાજા જેના ફેણ ઉપર પૃથ્વી રહેલી છે તે મોટો સર્પ (પુરાણ)
**શેષશાયી** વિ૰ શેષનાગપર સુતેલા, શેષ પર સુનાર ૨ પુ૰ વિષ્ણુ, ભગવાન
**શેહ**, સ્ત્રી૰ (ફા૰ શાહ) પ્રતિબંધ, અટકાવ, ૨ દબાઇ જવું તે, છાયા પડી જવી તે, દાબ, ધાક, છાપ ૩ શરમ, લજ્જા

**શેહજોરી,** સ્ત્રી૰ જબરજસ્તી, બળાત્કાર
**શેહજોરી,** સ્ત્રી૰ જબરજસ્તી, બળાત્કાર
**શેહુ,** પુ૰ ઠેકુ, છાની ગોઠવણુ કરનાર
**શેહેનશાહ,** પુ૰ (ફા૰) મોટો રાજા, સામ્રાટ, ચક્રવર્તી રાજા [કારકિર્દીનુ
**શેહેનશાહી,** વિ૰ શેહેનશાહનું–તને લગતુ,–ની
**શેહેર,** ન૰ (ફા૰) મોટા વેપારનુ અને ઝાઝી વસ્તીવાળુ સ્થાન તે, નગર, પુર
**શેહેરી,** વિ૰ શેહેરનુ, શેહેર સબંધી ૨ નાગરિક, સારી રીતભાતનુ, સભ્ય
**શેહેવત,** ન૰ વિષયસુખની ઇચ્છા, હવશ
**સૈં,** ન૰ અનાજનુ માપ (કાઠિ૰)
**શૈકુ,** ન૰ સૈકુ, સોનો જુમલો
**શૈકો,** પુ૰ સૈકો, સૈકુ, સદી
**શૈત્ય,** ન૰ (સ૰) શીતળતા, ઠડક ૨ ટાઢ,શીત
**શૈથિલ્ય,** ન૰ (સ૰) શિથિલતા નરમાશ, ઢડાપણુ ૨ નબળાઈ, કમજોરી
**શૈલ,** પુ૰(સ૰) પર્વત,પહાડ,ગિરિ [૨ વર્તણુક
**શૈલી,** સ્ત્રી૰ (સ૰) ઢબ, ઇબારત, રીત, પ્રકાર
**શૈવ,** વિ૰ (સ૰) શિવ સબધી ૨ શિવભક્ત
**શૈવી,** વિ૰ શિવનુ, શિવ સબધી, શિવધર્મનુ
**શૈશવ,** ન૰ (સ૰) શિશુપણુ, બચપણુ, નાનપણુ
**શોક,** પુ૰ (સ૰) નાસીપાસી, ખેદ, દિલગીરી ૨ બળાપો,સતાપ, આક્રદ, રુદન ૩ વ્યવહારથી દૂર રહેવુ તે 'શોક પાળવો'
**શોકકારક,** વિ૰ ખેદકારક, દિલગીરી ઉપજાવે એવુ, દુ ખજનક; શોચનીય. [૨ પ્રતિસ્પર્ધી
**શોકય,** સ્ત્રી૰ સૉકય, પોતાના પતિની બીજી સ્ત્રી
**શોખ,** પુ૰ (આ૰ શવક્) હોશ, ચાહ, ઇચ્છા, કોડ ૨ મોજમઝા, ૨ ગમ્મતની ભાવના.
**શોખી,** વિ૰ હોશીલુ, ઉમેદી, મોજી, કોડીલુ
**શોખીલું,** વિ૰ શોખ–આનદની ભાવનાવાળુ
**શોચ** પુ૰ શોક, ખેદ, દિલગીરી ૨ ફિકર ચિંતા, કાળજી. ૩ અફસોસ, પશ્ચાત્તાપ, પસ્તાવો.
**શોચના,** સ્ત્રી૰ શોચ, શોક ૨ ચિંતા, દિલગીરી ૩ અફસોસ. 'જીવ ! તુ શીદને શોચના કરે, કૃષ્ણને કરવુ હોય તે કરે'
**શોચનીય,** વિ૰ શોક કરવાયોગ્ય, અફસોસકારક.
**શોચ્ય,** વિ૰ (સ૰) શોક–દિલગીરી કરવા જેવુ
**શોણિત,** ન૰ (સ૰) લોહી, રૂધિર, રક્ત.
**શોથ,** પુ૰ સોજો, લોહીનો જમાવ થઇ ચામડી ફુલવી તે [ઝડતી, તલાસ ૨. પત્તો; ભાળ
**શોધ,** સ્ત્રી૰ (સ૰) ખોળ, તપાસ, તજવીજ ૨
**શોધક,** વિ૰ શોધ કરનાર, ઢુ ડનાર, તલાસ કરનાર ૨. અજાણ્યુ વસ્તુ તથા વિચારને જાહેરમાં લાવનાર ૰ શોધ કરે એવુ, ઝીણી તપાસ–નિરીક્ષણ કરવાની ટેવવાળુ
**શોધખોળ,** સ્ત્રી૰ શોધવુ અને ખોળવું તે, નહિ જણાયેલી બાબત તલાસ કરી જાહેરમા લાવવી તે
**શોધન,** ન૰ (સં૰) શોધવુ તે, ખોળ; તપાસ; તલાસ ૩ પરીક્ષા ૪ સ્વચ્છ કરવુ તે
**શોધવું,** ક્રિ૰ સ૰ ખોળવું, ઢુ ઢવુ, ફ ફોસવુ ૨. તજવીજ–તપાસ કરવી ૩ પરીક્ષા કરવી, કસવુ ૪ ઝડતી લેવી ૫ દુરસ્ત કરવુ, દોષ કાઢી નાખી બરોબર કરવુ ૬ મેલ, કચરો, ભેગ કાઢી નાખી કોઈ વસ્તુને ચોખ્ખી કરવી, શુદ્ધ કરવુ
**શોંધાશોધ,** સ્ત્રી૰ ખોળ ખોળા, ઢુ ઢાઢુંઢ
**શોધિત,** વિ૰ શોધી કાઢેલુ ૨ ચોખ્ખુ કરેલું, સુધારેલુ
**શોફા,** પુ૰ એક વનૌષધિ શતપુષ્પા [સુધારેલુ
**શોભન,** વિ૰ શોભારૂપ, સુદર, ઉત્તમ, તેજસ્વી ૨ શોભે એવુ તે, ભપકાદાર
**શોભતું,** વિ૰ શોભા આપે એવુ, મજેનુ ૨ લાયક ઘટતુ, છાજતુ, ઉચિત
**શોભવુ,** ક્રિ૰ અ૰ સારુ દેખાવુ, સુદર લાગવુ. ૨ ઘટવુ, છાજવુ, વ્યાજબી લાગવું
**શોભા,** સ્ત્રી૰ (સ૰) સારો–સુદર દેખાવ,સૌદર્ય, લાવણ્યતા. ૨ પ્રતિષ્ઠા, આબરૂ ૩ લાજ, માન
**શોભાયમાન,** વિ૰ શોભાવાળુ ,ભવ્ય,સુદર,શોભતુ
**શોભિતુ,** વિ૰ શોભતુ, સારુ દેખાતું, ખલતુ
**શોર,** પુ૰ ગોધાટ, કોલાહલ, ગડબડ. ૨ અવાજ;
**શોરબકોર,** પુ૰ ગોધાટ, કલાહોલ. [ધ્વનિ
**શોષ,** પુ૰ (સ૰) સુકાવુ તે, સુકવણુ, ૨. ચૂસ, સોસ, પ્યાસ, તરસ. 'કઠે તો કાટા પડ્યા, મુખે પડીઓ શોષ' ૩ લીનતા, દુર્બળતા

**શોષણ,** ન૦ (સ૦) સુકાઈ જવું તે, રસાદિકનું ખેંચાઈજવું તે. ૨ ચૂસ, ખેંચ [દેવું, સતાપવું

**શોષવું,** ક્રિ૦ સ૦ ચૂસવું, ખેંચવું, પીવું ૨ દુ ખ

**શોષાવું,** ક્રિ૦ અ૦ સુકાવું ૨ દુર્બળ થવું, વિત્ત અને રસ ઓછા થઈ જવા ૩ કદમા ઘટવું, સકુચિત થઈ જવું ૪ કરમાવું

**શોહવું,** ક્રિ૦ અ૦ સારુ દેખાવું, સોભવું (કવિતામા)

**શોહાવું,** ક્રિ૦ અ૦ શોભવું, ખલવું, સારૂ દેખાવું

**શૌચ,** ન૦ (સ૦) સ્વચ્છતા, પવિત્રતા, શુદ્ધતા, પ્રાયશ્ચિત ૨ ઝાડો

**શૌરસેની,** સ્ત્રી૦ શૂરસેન દેશની ભાષા, પ્રાકૃત, ભાષાઓમાની મથુરા તરફની ભાષા

**શૌર્ય,** ન૦ (સ૦) શૂરત્વ, બળ, સાહસ, હામ, છાતી. ૨ પરાક્રમ, બહાદુરી

**શ્મશાન,** ન૦ (સ૦) મડદા ઠેકાણે પાડવાનુંસ્થાન, મશાણ, પ્રેતભૂમિ, કબરસ્થાન, દખમું, શ્મશાન વૈરાગ્ય=તાજુ મરણ થતા સસાર ઉપર આવેલો ક્ષણિક અભાવ તે, થોડીવાર ટકે એવા વિચારનો આવેશ તે [ના વાળ તે, મુછ

**શ્મશ્રુ,** સ્ત્રી૦ (સ૦) પુરુષને ઉપલા ઓઠ ઉપ

**શ્યામ,** વિ૦ સ૦ કાળું, ઘેરા આસમાની ૨ ગનુ ૨ પુ૦ કનૈયો, કાન ૩ પ્રીતમ વર, ' બતાદે સખી કોન ગલી મોરો શ્યામ ' [ઘોળો ઘોડો

**શ્યામકર્ણ,** પુ૦ કાળા કાન અને કાળા પુચ્છડાવાળો

**શ્યામા,** સ્ત્રી૦ (સ૦) સોળ વર્ષની જુવાન સ્ત્રી

**શ્યામિકા,** સ્ત્રી૦ (સ૦) ડાળપ, કાળાશ ૨ ધાતુ વગેરેનો કાટ

**શ્યાલક,** પુ૦ (સ૦) વહુનો ભાઈ સાળો

**શ્યાલી,** સ્ત્રી૦ સાળી વહુની બહેન

**શ્યેની,** સ્ત્રી૦ સમળી, બાજપખીની માદા

**શ્રદ્ધા,** સ્ત્રી૦ (સ૦) આસ્તિક બુદ્ધિ, આસ્થા, આકીન, ભરોસો, પતીજ, અચળભાવ

**શ્રદ્ધાળુ,** વિ૦ શ્રદ્ધાવાળુ, વિશ્વાસુ આસ્તિક

**શ્રમ,** પુ૦ (સ૦) શરીર અને મનને કામ કરતા પડતુ જોર તે, આયાસ ૨ રજ, જહેમત, વૈતરૂ ૩ યત્ન, મહેનત ૪ થાક, ધસ ૫ દુ ખ, કષ્ટ, વેદના [સાધુ તે, શરવણ

**શ્રમણ,** પુ૦ (સ૦) બુદ્ધ અથવા જૈન ધર્મનો

**શ્રમિત,** વિ૦ થાકેલુ, શ્રમ ચઢયો હોય, એવુ

**શ્રવણ,** ન૦ (સ૦) સાભળવાની ઇદ્રિય, કાન ૨. સાભળવુ તે ૩ બાવીસમુ નક્ષત્ર

**શ્રવવું,** ક્રિ૦ અ૦ સરવુ, ટપકવુ, ઝરવુ

**શ્રાદ્ધ** ન૦ (સ૦) શ્રદ્ધાથી પિતૃઓની તૃપ્તિ માટે કરાતી તર્પણ પિડદાનાદિક ક્રિયા તે, પૂર્વજોને જલાજલિ-પિડ આપવા તે

**શ્રાન્ત,** વિ૦ થાકેલુ, કટાળી ગયેલુ ૨ શાત

**શ્રાપ,** પુ૦ શાપ, બદદુવા અનિષ્ઠ ચિંતન

**શ્રાવક,** પુ૦ જૈનધર્મ પાળનાર તે, જૈન

**શ્રાવણ,** પુ૦ (સ૦) સવત વર્ષનો દસમો મહીનો

**શ્રાવણી,** સ્ત્રી૦ શ્રાવણ મહીનાની પુનમ, બળેવ, યજુર્વેદીઓને જનોઇ બદલવાનો દિવસ–તહેવાર, નાળિયેરી પૂણમા

**શ્રાવિકા,** સ્ત્રી૦ જૈન ધર્મ પાળનારી સ્ત્રી

**શ્રાવ્ય** વિ૦ (સ૦) સાભળવા યોગ્ય

**શ્રી,** સ્ત્રી૦ (સ૦) લક્ષ્મી, વિષ્ણુપત્ની ૨ સપત્તિ, ધન, અર્થ, દ્રવ્ય ૩ શોભા, ભભક, સૌદર્ય ૪ કીર્તિ, ખ્યાતિ, નામના, મહિમા. ૫ ઐશ્વર્ય, વૈભવ, જાહોજલાલી ૫ સુભાગ્ય બઢતી ૭ ધર્મ અર્થ અને કામ એ ત્રણ અર્થાસિદ્ધિ તે ૮ શુભસૂચક ગુણદર્શક ઉપસર્ગ 'શ્રી ગણેશ, શ્રીરામ'

**શ્રીકંઠ,** પુ૦ (સ૦) મહાદેવ, શકર

**શ્રીકાર,** વિ૦ સુદર, મજેનુ ૨ સરસ, ઉત્તમ

**શ્રીખડ,** પુ૦ શીખડ ૨ (સ૦) ચદન, સુખડ

**શ્રીગણેશાયનમ** અ૦ મગળસુચક ગણપતિ, વદન ૨ આરભ, શરૂઆત, પગરણ, મડાણ 'કરોને આજેજ શ્રી ગણેશાયનમ'

**શ્રીધર,** પુ૦ (સ૦) વિષ્ણુ, લક્ષ્મીને ધારણ કર-

**શ્રીપાત,** પુ૦ સન્યાસી, ત્યાગી [નાર પ્રભુ

**શ્રીફળ,** ન૦ નાળિયેર શ્રીફળ આપવુ=રજાઆપવી, બરતરફ કરવુ, રૂખસદ આપવી ૨ બીલીનુંફળ

**શ્રીમત્,** વિ૦ (સ૦) સુભાગી, સુખી, ભાગ્યશાળી ૨ ધનવાન.

**શ્રીમત,** વિ૦ ધન, પદવી, યશ અને ઉત્તમતા વાળુ, સુભાગી, યશસ્વી, ગજારાણાઓના નામ પૂર્વે મૂકાતો શબ્દ 'શ્રીમત સરકાર શ્રીશયાજીરાવ બહાદુર' ૨ પસાદાર, ધની, ગૃહસ્થ

**શ્રીમંતાઇ,** સ્ત્રી૦ ગૃહસ્થાઈ, ધનવાનપણું. ૨. વૈભવ, સાહેબી [વાન અને યશસ્વી
**શ્રીમાન,** વિ૦ ભાગ્યશાળી, સુખી, વૈભવી, ધન-
**શ્રીમુખ,** ન૦ સુંદર, સુભાગી, ધન્ય, પુણ્યસ્વરૂપ મુખદર્શન 'ચાલોને ડાકોર જઈએરે, શ્રીમુખ સુંદર જોવાને' ૨ સ્વમુખ, પોતાનું મો તે. 'જેકહેવું હોય તે આપ શ્રીમુખે કહોને' ૩ સાઠ સંવત્સરમાંનો એક સંવત્સર
**શ્રીયુક્ત,** વિ૦ બડભાગી, શ્રીયુત.
**શ્રીયુત,** જુઓ૦ શ્રીયુક્ત, શ્રીમાન.
**શ્રીરંગ,** પું૦ વિષ્ણુ ભગવાન
**શ્રીરાગ,** પુ૦ એક રાગ
**શ્રીરામ,** પુ૦ કલ્યાણનિધાન રામ તે ૨ છેલ્લું શરણું ને, અંત વખતે શ્રીરામ બોલાય છે ૩ પડતી–અંતનો વખત 'હવે શ્રીરામ થઇ જવાના' શ્રીરામ બોલાઇ ગયા=પતી રહ્યું, પુરૂં થઈ રહ્યું
**શ્રીવત્સ,** પું૦ છાતીમાં લક્ષ્મીના ચિહ્નવાળા વિષ્ણુ
**શ્રુત,** વિ૦ (સં૦) સાંભળેલું [૨ વેદ, શાસ્ત્ર.
**શ્રુતિ,** સ્ત્રી૦(સં૦) સાંભળવાની ઇંદ્રિય, કાન,શ્રવણ
**શ્રુતિકટુ,** વિ૦ કાનને કઠોર લાગે એવું, અપ્રિય.
**શ્રુત્વા,** અ૦ (સં૦) સાંભળીને
**શ્રુવ,** પું૦(સં૦) ઘી વગેરે હોમવાનો ચાટવો,શરવો.
**શ્રેઢી,** સ્ત્રી૦ આગળ વધ્યા કરવું તે 'ગણિત શ્રેઢી'
**શ્રેણી,** સ્ત્રી૦ (સં૦) પંક્તિ હાર, ઓળ, લાર
**શ્રેય,** પું૦ (સં૦) શુભ હોવું તે, કલ્યાણ, પુણ્ય ૨ મોક્ષ, મુક્તિ. ૩ હિત, શુભ
**શ્રેયસ્કર,** વિ૦ (સં૦) કલ્યાણકારક, હિતકર
**શ્રેષ્ઠ,** વિ૦(સં૦) સર્વોત્તમ,સૌથી સરસ ૨ મોટું, વડું
**શ્રેષ્ઠતા,** સ્ત્રી૦ સરસપણું, મોટાઇ, વડાઇ
**શ્રેષ્ઠી,** વિ૦ શ્રેષ્ઠ, પ્રધાન, શેઠ, મુખ્ય
**શ્રોણી,** સ્ત્રી૦ (સં૦) કુલો, થાપો, નિતંબ
**શ્રોતા,** વિ૦ (સં૦) સાંભળનાર, શ્રવણ કરનાર.
**શ્રોત્ર,** પું૦ (સં૦) કાન, શ્રવણ.
**શ્રોત્રિય-ત્રી,** વિ૦ વેદોક્ત કર્મ કરનાર
**શ્લાઘા,** સ્ત્રી૦ (સં૦) આપ વખાણ, બડાઇ, આત્મસ્તુતિ
**શ્લાઘ્ય,** વિ૦ વખાણવા લાયક, સ્તુત્ય
**શ્લિષ્ટ,** વિ૦(સં૦)જોડેલું, ભેટેલું,મળેલું ૨.દ્વિઅર્થી
**શ્લીપદ,** ન૦ (સં૦) પગ વગેરે જાડા થઇ જાય એવો લોહી વિકારનો એક રોગ
**શ્લેષ,** પું૦ (સં૦) ભેટો, બાથ, આલિંગન. ૨ જેમાં બે અર્થ રહેલા હોય એવું વાક્ય, શબ્દ, વગેરે.
**શ્લેષ્મ,** ન૦ (સં૦) શરીરમાંનો ચીકણો ધાતુ, કફ ૨ સળેખમ
**શ્લોક,** પું૦ (સં૦) લઘુગુરૂ અક્ષરના નિયમ પ્રમાણે રચેલી કવિતા અથવા ચાર ચરણનું પદ, વૃત્ત,છંદ
**શ્વપચ,** પું૦ (સં૦) ચંડાળ, ભંગી
**શ્વશુર,** પું૦ (સં૦) સસરો, વધૂવરનો બાપ.
**શ્વશ્રૂ,** સ્ત્રી૦ (સં૦) સાસુ
**શ્વસિત,** વિ૦ શ્વાસ લેતું, હાંફતું, થાકી ગયેલું.
**શ્વાન,** પું૦ કુતરો
**શ્વાનનિદ્રા,** સ્ત્રી૦ કુતરાની ઉંઘ, તરત જાગી જવાય એવી ઉંઘ તે
**શ્વાપદ,** ન૦ (સં૦) ચારપગું જંગલી જનાવર, શિકારી પ્રાણી.
**શ્વાસ,** પું૦ (સં૦) નાકથી વાયુ લેવો મૂકવો તે, દમ, ઉચ્છ્વાસ ૨ દમ, હાંફ, કફથી વધી ગયેલી ગતિવાળો પ્રાણવાયુ
**શ્વાસોચ્છ્વાસ,** પું૦ (સં૦) શ્વાસ લેવો ને મૂકવો તે, દમ લેવા મૂકવાની જે ક્રિયા તે
**શ્વેત,** વિ૦ (સં૦) ધોળું, સફેત ૨ ગૌર
**શ્વેતાંબરી,** વિ૦ ધોળા વસ્ત્રવાળા જૈન સાધુઓની એક જાત

---

## ષ.

**ષ,** પું૦ (સં૦) એકત્રીસમો વ્યંજનવર્ણ, ષ ને બદલે ખ ઉચ્ચાર પણ થાય છે, 'ખટકર્મ'
**ષટ્ક,** ન૦ છક્કડું, છનો સમૂહ
**ષટ્કર્મ,** ન૦(સં૦) કોઇપણ છ કર્મ તે બ્રાહ્મણના છ કર્મ–અધ્યયન, અધ્યાપન, દાન, પ્રતિગ્રહ,યજન અને યાજન છે તાંત્રિક છ કર્મ–જારણ, મારણ, ઉચ્ચાટન, મોહન, સ્તંભન, અને વિધ્વંસન છે

હઠના છ કર્મ–ધાતિ, બસ્તિ, નેતિ, નૌલિ, ત્રાટક અને કૃપાલભાતિ

**ષટ્કોણ**, વિ૦ છ ખુણાવાળુ, જેને છ ખુણા હોય એવુ –ષટ્કોણાકૃતિ. [છ કુડળીવાળુ

**ષટ્ચક્ર**, ન૦ જેમા છ ચક્ર–કુડળી હોય તે. વિ૦

**ષટ્પદ**, પુ૦ (સ૦) ભમરો તીડ, મચ્છર, જુ. ૨. છ પગવાળુ પ્રાણી ૩ છ ટુકોવાળુ કાવ્ય, છપ્પો

**ષટ્શાસ્ત્ર**, ન૦ છ શાસ્ત્ર તે (સાખ્ય, યોગ, ન્યાય, વૈશેષિક, મીમાસા ને વેદાત)

**ષડ્ગુણ**, પુ૦ છ ગુણ તે (સંધિ, વિગ્રહ, યાન, આસન, દ્વૈધીભાવ, ને સમાશ્રય, તેમજ, ધર્મ, યશ, શ્રી, જ્ઞાન, અને વૈરાગ.)

**ષડ્રસ**, પુ૦ (સ૦) છ રસ તે (મીઠો, ખારો, ખાટો, તીખો, કડવો, અને તુરો)

**ષડરિપુ**, પુ૦ (સ૦) છ શત્રુઓ (કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, અને મત્સર)

**ષડ્ઋતુ**, પુ૦ (સ્રી૦) છ ઋતુઓ તે (વસત, ગ્રીષ્મ, વર્ષા, શરદ, હેમત, અને શિશિર.)

**ષડગ**, ન૦ (સ૦) વેદના છ અગ–વિભાગ તે (બે હાથ, બે પગ, માથુ અને કેડ).

**ષણ્માસ**, પુ૦ (સ૦) છ મહીના

**ષષ્ટિ**, વિ૦ (સ૦) સાઠ, ૬૦. [દિવસ તે

**ષષ્ઠી**, સ્રી૦ (સ૦) છઠ, બાળકના જન્મનો છઠ્ઠો

**ષડ**, વિ૦ (સ૦) નપુસક, હિજડો, ખોજો.

**ષોડશ**, વિ૦ (સ૦) સોળ; ૧૬

**ષોડશોપચાર**, વિ૦ સોળ પ્રકારના ઉપચારવાળુ, સોળ ઉપચાર યુક્ત

---

## સ.

**સ**, પુ૦ (સ૦) ૩૨ મો દતસ્થાની વ્યજનવર્ણ ૨ અ૦ સહિત, સહ, સાથે 'સકુટુબ' ૩ વિ૦ સુ, સારૂ ને ઉત્તમ 'સપૂત' ૪. સ૦ સ્વ; પોતાનું. 'સધામ'

**સઇ**, પુ૦ દરજી, મેરાઇ. ૨ સ્રી૦ સખી, બહેનપણી. ૩ (અ૦) સહી; કબુલ, મજુર ૪ વિ૦ (સ૦ સદૃશ) સાઇ, ઘાટનું, સમાન, સરખુ, જેવુ. 'વાણિયાસઇ પાઘડી' ૫ પાચ માપ

**સઈદર**, પુ૦ (ફા૦) વેરો, કર ૨ માથાવેરો.

**સઇયદ**, પુ૦ (અ૦) સૈયદ, મુસલમાન ધર્મગુરુઓની જાત, પેગંબરના વશજો

**સઇયર**, સ્રી૦ સૈયર, સખી, બહેનપણી

**સઉ**, વિ૦ (સ૦ સર્વ) સૌ, સર્વે, સઘળા; સહુ સઉકો=સર્વે તમામ

**સકડવુ**, ક્રિ૦ સ૦ તાણીને બાધવુ, જકડવુ.

**સકણુ**, વિ૦ સખણું, સમુ, સીધુ, ડાવકુ

**સકન**, પુ૦ શુકન ૨ વચન, બોલ, શબ્દ ૩ ગાડાની આડખીલી

**સકરકદ**, પુ૦ જમીનની અદર થતો એક જાતનો ગળપણવાળો કદ, શકરિયા; ગાજર, રતાળુ, વગેરે

**સકરણ**, વિ૦ અવયવવાળુ [કદમૂળ તે

**સકરમી**, વિ૦ ભાગ્યશાળી, નસીબદાર, સુભાગી. ૨ સુખી–પૈસાદાર ૩ સારા કર્મ કરનાર.

**સકરિયુ**, ન૦ શકરિયુ, સકરકદ

**સકરુણ**, વિ૦ કરુણાયુક્ત, દયાળુ

**સકરો**, પુ૦ બાજ, શકરો.

**સકર્મક**, વિ૦(સ૦) જેને કર્મ હોય એવુ (ક્રિયાપદ) કર્મયુક્ત, જેમા કર્તા ને કર્મ બને હોય તે (ક્રિયાપદ)

**સકલાત**, સ્રી૦(તુર્ક૦સુકુલાત) જાડા તતુનું પણ મુલાયમ ઉનનુ કાપડ, બનાત 'ગજેન્દ્રીય બાજઠ તકિયા, સકલાત રૂપ વિશાળ'–હરિદાસ૦

**સકળ**, વિ૦ (સ૦ સકલ) સર્વ, બધુ; તમામ. ૨ સપૂર્ણ સકળગુણ સપન્ન=સર્વગુણ જેનામા હોય એવુ, સર્વ ગુણાન્વિત [દભાણુ.

**સકંચો**, પુ૦ સંચો, યત્ર ૨ જકડ; બીડો; હેડ;

**સકામ**, વિ૦ (સ૦) સ્વાર્થયુક્ત, જેમા કઇ હેતુ –કામના હોય એવુ 'સકામ ભક્તિ' [રીતભાત

**સકાર**, પુ૦ સારાપણુ, સ્વાદ, સાર સત્વ. ૨ ઢંગ;

**સકારણ**, વિ૦ સહેતુક, કારણસર, અર્થયુક્ત

**સકારવુ**, ક્રિ૦ અ૦ સ્વીકારવુ, કબુલ રાખવુ

**સકારો**, પુ૦ શાળના તતુઓને સીધા રાખનારી લાકડી–ચીપ તે

**સકાળ**, પુ૦ સુકાળ ૨ સવાર, પ્રભાત. (ચરોતરમાં).

**સકુમાર**, વિ૦ સુકુમાર, નાજુક, કુમળુ

**સકૃત**, ન૦(સં૦) પુણ્ય કર્મ તે ૨ અ૦ એકજવાર

**સકોમળ**, વિ૦ સુકુમાર, ઘણુ નાજુક

**સકોરૂ**, ન૦ શકોરૂ ચપણિયુ, રામપાત્ર

**સક્કર**, સ્રી૦ સાકર, ખાંડ. સક્કરખોર=સાકર ખાનારો -જીવડો. [ 'સક્કઇ રૂપૈયો '

**સક્કઇ**, વિ૦ સિક્કાવાળુ, સુંદર, સરસ, તોફે, મજેનુ

**સક્કરટેટી**, સ્રી૦ ખડબુચુ

**સક્કરપારો**, પુ૦ ગળપણ નાખીને બનાવેલી ભાખરીનો તળેલો કકડો [રીતે કસેલુ

**સક્કસ**, વિ૦ મજબુત, દઢ, કઠણ, સખત, સારી

**સક્કાઇ**, વિ૦ સક્કઇ, સિક્કાદાર, સુંદર ૨ ચોખ્ખું લોઢુ (મક્કાઇ અને ગજવેલ)

**સક્કો**, પુ૦ સક્કો, સુંદર છાપ ૨. સાખ, રોફ, દાબ ૩ રોફ, ભભકો ૪ પત્થરની લખોટી, પથરી

**સક્ત**, વિ૦ [સં૦] જોડાયેલુ, લાગેલુ વળગેલુ

**સક્તુ**, પુ૦ [સં૦] શેકેલા જવનો લોટ, સાતુ

**સખણુ**, વિ૦ નહિ અડપલુ, ઠાવકુ, સભ્ય;સાલસ

**સખત**, વિ૦ અ૦ સખ્ત, કઠણ, કઠોર ૨ દઢ, મજબુત (શરીર) ૩ કરડું, કઠોર (બોલી) ૪ થકવી નાખે એવુ, જોર પડે એવુ (કામકાજ) ૫ નિર્દય, જુલમ. 'સખત (રાજા–કાયદો)' ૬ અઘરૂં, મુશ્કેલ (કામ)

**સખતાઇ–તી**, સ્રી૦ કડકી, સખતી, કઠોરતા, કરડાઇ ૨ જુલમ, નિર્દયતા ૩ આકરાપણુ ૪ બંધી, પ્રતિબંધ [ગરમ કાપડ, બનાત

**સખલાત**, સ્રી૦ [ તુર્કી૦ સક્લાત ] એક જાતનુ

**સખા**, પુ૦ મિત્ર, સાથી, સ્નેહી

**સખાવત**, સ્રી૦ અ૦ દાન, બક્ષીસ ૨ ઉદારતા, ઘેલાળપણુ. [ સખાવતનુ.

**સખાવતી**, વિ૦ દાનેશ્વરી, ઉદાર, દાતા, ૨

**સખી**, સ્રી૦[સં૦] બહેનપણી, સાહેલી; વયસ્યા. ૨. સ્રીનો વેષ લઇને ગાનારો પુરૂષ, બાયલો.

**સખી**, વિ૦ દાનેસરી, ઉદાર, દાનવીર

**સખીભાવ**, પુ૦ સ્રીરૂપે પરમેશ્વર ઉપર પ્રેમ પૂર્વક ભક્તિ રાખવી તે ૨ બૈરકઆળો;બાયલાપણુ.

**સખુન**, પુ૦ [અ૦] બોલ, વચન, ભાષણ

**સખો**, પુ૦ મિત્ર; દોસ્ત.

**સખ્ય**, ન૦ (સં૦) મિત્રતા, દોસ્તી.

**સગ**, સ્રી૦ શગ, શિખર. ૨ દીવાની જ્યોત તે.

**સગટો**, પુ૦ સાલ્લો પહેરતાં કૂખે ખોસવાને છેડો તે.

**સગડ**, સ્રી૦ ખબર, બાતમી ૨ ચાગ; પત્તો

**સગડી**, સ્રી૦ [ સં૦ શકટી ] શગડી, જુઓ

**સગઉ**, પુ૦ ચાળેલો ઘઉંનો લોટ

**સગણ**, પુ૦ પહેલા બે લઘુ ને ત્રીજો ગુરૂ અક્ષર આવે એવો ગણ તે 'સમતા તે ગણ સગણ, જકાત જગણ ગણ જાણો'-પિંગળ ૨ કેડો, પુઠ

**સગન**, પુ૦ હળની સેઢને ધુસરૂ બાંધવાને મારેલો જે ખીલો તે [ વિવાહ કરવો

**સગપણ** ન૦ સગાઇ, સગાસબંધ સગપણ કરવુ=

**સગરામ**, ન૦ છત્રીવાળી ગાડી

**સગર્ભા**, સ્રી૦ [સં૦] ગર્ભવતી, ભારેવાઇ

**સગમ અગિઆરસ**, સ્રી૦ ભાદરવા સુદિ ૧૧, જળઝિલણી એકાદશી

**સગવડ**, સ્રી૦ અનુકૂળતા, સોઇ, જોગવાઇ ૨ ફુરસદ, અવકાશ ૩ મોકળાશ, જગા ૪. લાગ, તક

**સગવાડ**, સ્રી૦ સગાઇ, સગપણ.

**સગાઇ**, સ્રી૦ સગપણ, સગાસબંધ ૨ વિવાહ.

**સગીર**, વિ૦ [ફા૦] કાચી ઉમ્મરનુ, નાનુ, ક્ષયદેસર વયનુ નહિ તે

**સગુ**, વિ૦ એક લોહીનુ સંબંધી, લગ્નથી જોડાયેલુ, સગોત્રી, કુટુંબી. [ગુણેવાળુ

**સગુણ**, વિ૦ [સં૦] ગુણયુક્ત, આકાર ભાવાદિક

**સગોત્ર**, વિ૦ એકજ ગોત્રનુ તે, કુટુંબી ૨ બાંધવ

**સઘન**, વિ૦ ગાઢ, ઘાટ, ઘનઘોર એવુ તે

**સઘળુ**, વિ૦ બધુ, તમામ, સઘુ, સર્વ

**સંકટ**, ન૦ [સં૦] દુઃખ પીડા ૨ આપત્તિ, આફત, વિઘ્ન. ૩. ભીડ; તાણ, તંગી ૪ મુશ્કેલી, ગુંચવણ

**સંકડામણ**, સ્રી૦ જગાની તંગાશ, નહિ મોકળાશ ૨ છુટકારી નહિ એવી સ્થિતિ, ભીડ;મુશ્કેલી.

**સંકડાવું**, ક્રિ૦ અ૦ મુશ્કેલીમાં આવવુ, ભિડાવુ. ૨ દબાવુ, ભચડાવુ. ૩ જગાની તંગાશ પડવી, મોકળાશ ન હોવી

**સંકડાશ,** સ્ત્રી૦ જગાનીતંગાશ,સાંકડ.૨ મુશ્કેલી
**સંકર,** પુ૦ [સં૦] ભેળસેળ, મિશ્રણ ૨. મિશ્ર-જાતિ ૩ વિ૦ ભેળસેળિયુ, જુદી જુદી જાતના માબાપથી ઉત્પન્ન થયેલુ
**સંકરતા,** સ્ત્રી૦ ભેળસેળ, મિશ્રણ, વગળ.
**સંકર્ષણ,** ન૦ [સં૦] ખેચવુ તે ૨. ખેડવુ તે
**સંકર્ષણ,** પુ૦ [સં૦] બળરામ ૨ શેષનાગ
**સંકલન,** ન૦ એકઠુ-એકત્ર કરવુ તે, સરવાળો, જમાવટ.
**સંકલ્પ,** (સં૦) ઠરાવ, મનસુબો ૨ ઇચ્છા, હેતુ, મનનો ઉદ્દેશ ૩ નિર્ધારણ, નિયમ, ધર્મ, કર્મ વગેરે કરવા માટે લેવામાં આવતો નિયમ તે, મનનો નિશ્ચય તે. **સંકલ્પ** વિકલ્પ=ઢચુપચુ
**સંકષ્ટ,** ન૦ [સં૦] સંકટ, જુઓ
**સંકાશ,** વિ૦ સરખુ, જેવુ
**સંકીર્ણ,** વિ૦(સં૦) ભરચક,વ્યાપ્ત ૨ મિશ્રિત
**સંકીર્તન,** ન૦ સ્તુતિ, પ્રાર્થના ૨. વખાણ
**સંકુચિત,** વિ૦ સાંકડુ મોકળુ નહિ એવુ,સંકોચ પામેલુ ૨ બિડાયેલુ, નહિ ઉઘડેલુ. ૩ અંદર ને અંદર ગુંચાયેલુ
**સંકેત,** પુ૦[સં૦] કોઇ કામને માટે કરેલી છુપી ગોઠવણ તે, છુપી યોજના ૨ છુપી રીતે મળ-વાને નક્કી કરેલી જગા, ગુપ્ત સ્થાન તે ૩ સાન, ઇશારો ૪ સામગ્રી
**સંકેલવું,** ક્રિ૦ સ૦ એકત્ર કરવુ, વેરાયેલુ એકઠુ કરવુ ૨ આરોપવુ, એક સ્થળે કેન્દ્રસ્થ કરવુ, સમારવુ, વ્યવસ્થિત કરવુ, વાળી લેવુ, પાછુ ખેંચી લેવુ
**સંકોચ,** પુ૦ ઉણપ, ઓછુ પડવુ તે. ૨ વિવેક, શરમ. ૩ આંચકો ખાવો તે, ખમચાવુ તે ૪ તંગી, ભીડ, અછત ૫ સંકડાશ, ભીડ, જગાની તાણ તે ૬ અંદર ને અંદર સમાતો દીલનો ઉભરો બહાર ન કાઢતા સમાવવો તે
**સંકોચવુ,** ક્રિ૦ સ૦ પાછુ ખેંચી લેવુ,ટુંકાવવુ, ૨ એકઠુ કરવુ, આરોપવુ, વાળી લેવુ
**સંકોચાવું** ક્રિ૦ અ૦ સંકોચ થવો, ચઢી જવુ, ટુંકુ થવુ કરમાવુ ૨ શરમાવુ, આંચકો ખાવો ૩ બીડાવુ, શોષાવુ

**સંકોડાવુ,** ક્રિ૦ અ૦ સંકડાવુ, ભિડાઇ રહેવુ.
**સંકેણી,** સ્ત્રી૦ઉશ્કેરણી [ઉશ્કેરવુ,પલીતો મૂકવો
**સંકોરવુ,**ક્રિ૦ સ૦ આઘુ ઠેલવુ, જાગ્રત કરવુ ૨
**સંક્રમણ,** ન૦ (સં૦) ગ્રહનુ એક રાશિમાંથી બીજી રાશિમા જવુ તે, ઉલ્લંઘન
**સંક્રાન્ત,** સ્ત્રી૦ ઉત્તરાયણ, સૂર્યનુ મકર રાશિમા સંક્રમણ તે ૨ છડામણ, શાહુકારી
**સંક્રાન્તિ,** સ્ત્રી૦ સંક્રાન્ત,ઉત્તરાયણ ૨ સંક્રમણ.
**સંક્ષિપ્ત,** વિ૦ (સં૦) ટુંકુ, નાનુ
**સંક્ષેપ,** પુ૦ [સં૦] થોડો સાર, ટુંકાણ
**સંક્ષોભ,** પુ૦ (સં૦) ગડબડ, ધાંધલ
**સંખારો** પુ૦ પાણી ગાળતા ગળણામા રહેલો કચરો-પોરા વગેરે
**સંખાવુ,** ક્રિ૦ અ૦ શંકા થવી, ચિતરી ચઢવી ૨ શરમાવુ, લજવાવુ ૩ સહન થવુ, સહેવાવુ
**સંખાવો,** પુ૦ શંકા, વહેમ ૨ શરમ, લાજ, ઓઝપો ૩ કમકમાટી, કંટાળો
**સંખ્ય** વિ૦ (સં૦) ગણાય એવુ ૨ સ્ત્રી૦ ગણના, પરિમિતિ [૨ સૂગ, ચીતળી.
**સંખ્યા,** સ્ત્રી૦ [સં૦] આંક, આંકડો, પરિમાણ
**સંગ,** પુ૦ (સં૦) સાથે ને સાથે જવુ આવવુ, બોલવુ બેસવુ તે, સોબત, સહવાસ, પરિચય ૨ સમાગમ, સંસર્ગ. ૩ ચેપ, સ્પર્શ ગાઢ સંબંધ, અંગ સંબંધ સંયોગ ૪ મુલાકાત,મેળાપ, ભેટો
**સંગત,** સ્ત્રી૦ સોબત, દોસ્તી, મેળાપ ૨ મળેલુ, ગયેલુ [સંગ ૨ મેળાપ, સમાગમ
**સંગતિ,** સ્ત્રી૦ (સં૦) સહવાસ, સોબત, દોસ્તી,
**સંગદિલ,** વિ૦ [ફા૦] પત્થર જેવી છાતીનું.
**સંગમ,** પુ૦ (સં૦) મેળાપ, સંધિ, બે કે વધારે ચીજનુ એકઠા થવુ તે ૨ ભીડ, ઠઠ ૩ સંજોગ
**સંગાત-થ,** પુ૦ સાથે જનાર તે, સથવારો,સાથ, વાટનો સોબતી
**સંગી,** વિ૦ સાથી, સોબતી, મેળાપી
**સંગીત,** ન૦ (સં૦) ગાવુ, નાચવુ, ને બજાવવુ તે ૨ વાજા સાથે ગવાય તેવુ પદ ૩ ગાવા બજાવવાનુ શાસ્ત્ર [૨. મજબુત, જોરાવર.
**સંગીન,** વિ૦ પત્થર જેવુ કઠણ, નક્કર; વજનદાર
**સંગે,** અ૦ સાથે, સોબતે, સગાતે

**સંગેમરમર, પુ૦** ચકમકોની છાટવાળો આરસ-પહાણુ
**સંગો, પુ૦** ખૂબ આસક્તિ, હેડો 'આમગો'
**સંગ્રહ, પુ૦ (સ૦)** એક જથે એકઠું કરવું તે, સારી સારી વસ્તુઓનો એક સ્થળે જમાવ તે ૨ સઘરી રાખેલુ તે
**સંગ્રહણી, સ્ત્રી૦ (સ૦)** વારવાર ઝાડો થયા કરે એવો રોગ, અતિસાર; મરડો, સઘરણી
**સંગ્રહસ્થાન, ન૦ (સ૦)** જે સ્થળે દેશ પરદેશની જાણવા જોવા જોગ વસ્તુઓ એકઠી રાખવામા આવતી હોય તે
**સંગ્રામ, પુ૦ (સ૦)** યુદ્ધ, લડાઈ [ચૂડ
**સંગ્રાહ, પુ૦ (સ૦)** પકડ, જબરાઇથી ઝાલવુ તે,
**સંઘ, પુ૦ (સ૦)** ટોળુ ૨ યાત્રાળુઓનો સમુદાય
**સંઘટ, વિ૦** સજડ, ભિડાયેલુ, ચગદાઈ રહેલુ
**સંઘરવુ, ક્રિ૦ અ૦** એકઠુ કરવુ, ભેગુ કરવુ ૨ જાળવી રાખવુ,જતન કરી રાખવુ ૩ સ્વીકારવુ, દાખલ કરવુ, ની અંદર લેવુ [ખોલાવવી તે
**સંઘરા, સ્ત્રી૦** શરીરમાથી લોહી કઢાવવુતે, ફ્સ
**સંઘરો, પુ૦** સગ્રહ, સાચવી રાખેલી વસ્તુનોજથો
**સંઘવી, વિ૦** સઘ કાઢનાર, યાત્રાળુઓનો નેતા
**સંઘાડિયો, પુ૦** સઘાડાથી ઘાટ ઉતારનારો
**સંઘાડો, પુ૦** ચરખ, હાથીદાત, લાકડાં વગેરેનો ઘાટ ઉતારવાનુ યત્ર તે ૨ જૈન સાધુ સાધ્વીઓનો સમુદાય
**સંઘાત, પુ૦** સગાથ, વાટના સોબતી, સથવારો ૨ ઘણાનો એક સાથે જમાવ તે, સમૂહ, જથો,
**સંઘાથ,પુ૦** સઘાત, સથવારો, સાથ [સમુદાય
**સંઘાથી, વિ૦** સાથી, સોબતી, મિત્ર
**સંઘાથે, અ૦** સઘાતે, સાથે, જોડે
**સચરાચર, વિ૦ (સ૦)** ચર અને અચર સર્વ તે, જડ અને ચૈતન્ય અથવા સ્થાવરને જગમ બધુય સચરાચર ઉતરવુ=નિર્વિઘ્ને પાર પડવુ, સાગોપાગ પુરૂં થવુ સચરાચર વ્યાપવુ=સર્વત્ર પથરાઇ રહેવુ
**સચિત્ર, વિ૦ (સ૦)** ચિત્રસહિત, ચિત્રયુક્ત
**સચિવ, પુ૦ (સ૦)** પ્રધાન, વજીર, દિવાન.
**સચેતન, વિ૦** ચેતનાવાળુ, જાગૃત, સાવધ

**સચેલ, વિ૦ (સ૦)**સચૈલ,કપડાસહિત,માથાબોળ
**સચોટ, વિ૦** આબાદ, અચૂક, નિષ્ફળ જાય એવુ.
**સચોડુ, અ૦** તદન, બિલકુલ
**સચ્ચરિત,ન૦**સદ્વર્તન,સદાચાર ૨ વિ૦ સદાચારી
**સચ્ચિદાનંદ, પુ૦ (સ૦)** સત્ ચિત્ અને આનદ સ્વરૂપ તે, બ્રહ્મ [૩ પાકુ, મજબુત, દૃઢ.
**સચ્ચુ, વિ૦** સાચુ, ખરૂ, સત્ય ૨. અડગ,સાબુત.
**સજ, વિ૦** તૈયાર, તત્પર
**સજડ, વિ૦** મજબુત, ન ખસે-હાલે એવુ,મક્કમ, દૃઢ ૨ પાસે પાસે, ભીડાતુ, ૩ પાર પડેએવુ, જબરૂ, સચોટ ૫ જડવત્ થઇ ગયેલુ, નિ સંજ્ઞ, દબાઇ ગયેલુ ૬ મરી ગયેલુ, નિર્જીવ. ૭. અકડાયેલ, હિલચાલ કરવાને અશક્ત,રહી ગયેલુએવુ.
**સજન, ન૦** સુજન, સારો માણસ
**સજનતા,સ્ત્રી૦** સુજનતા, સજ્જનપણુ [કાન્તા
**સજની,સ્ત્રી૦** સખી, સૈયર, બહેનપણી. ૨ પ્રિયા;
**સજવુ, ક્રિ૦ સ૦** શણુગાર પહેરવો, ધારણ કરવુ, ૨ ધાર કાઢવી, ઘસવુ, ઉતારવુ, પથરી ઉપર ચઢાવવુ
**સજવુ, ક્રિ૦ અ૦** તૈયાર થવુ, તત્પર થઈ જવુ, પરવારવુ, સજીને બેસવુ=કામથી પરવારી તત્પર
**સજળ,વિ૦** પાણીવાળુ ,જળયુક્ત [થઇ રહેવુ.
**સજા, સ્ત્રી૦** શિક્ષા, સાસન, નસિયત ૨ નુકસાન પૂરતો બદલો, પ્રત્યાઘાત
**સજાઈ, સ્ત્રી૦** સામગ્રી, તૈયારી
**સજાત, વિ૦** કુલીન, ઉચા તુખમનુ, ખાનદાન,
**સજાતિ, વિ૦** સ્વજાતિ, પોતાની સમાન જાતનુ.
**સજાતીય, વિ૦ (સ૦)** એક જાતનુ, એકજ વર્ગ
**સજાપો,પુ૦**તદુરસ્તી,આરોગ્ય [અથવા વર્ણનુ
**સજાય, સ્ત્રી૦** શિખામણ, બોધ ૨ સમજણ.
**સજાયો, પુ૦** છોર છર, અસ્ત્રો
**સજાવવું, ક્રિ૦ સ૦** શણગારવુ, શોભાવવુ, અલંકૃત કરવુ, પહેરાવવુ ૨. ઉતરાવવુ, ધાર કઢાવવી, ૩ તૈયાર કરવુ [યોગ્ય તે
**સજાવાર, વિ૦** સજા કરવા લાયક, શિક્ષાને
**સજિત, વિ૦** સજ્જિત સજ્જ થયેલુ, તૈયાર,
**સજીવ, વિ૦** જીવવાળુ, જીવતુ.

**સજીવન,** વિ૦ સજીવ, જીવતું ૨ ફરીને જીવતું થયેલુ, જીવ આવેલો હોય એવુ ૨ ન૦ પુનર્જીવન સજીવન કરવુ=ફરીને જીવતુ કરવુ, તાજુ લીલુ કરવુ, ૩ નાશ ન પામતુ, સુકાય ખૂટે નહિ એવુ, અમર, અખૂટ 'સજીવન પાણી'

**સજીવારોપણ,** ન૦ (સં૦) નિર્જીવમા સજીવ પણાનો આરોપ કરવો તે, જડમા જીવતભાવ મૂકવો તે

**સજોડ,** વિ૦ જોડયુક્ત, જોડીદારસહિત, સ્ત્રી પુરૂષની જે જોડ તે

**સજોડુ,** ન૦ સાથી સાથે હોવુ તે, પતિપત્નીનો એક સાથ તે, વહુવર, દંપતી

**સજ્જ,** અ૦(સં૦) તૈયાર, તત્પર

**સજ્જડ,** વિ૦ સજ્જડ, મજબુત, દૃઢ, ન ડગે કે ખસે એવુ

**સજ્જન,** ન૦ (સં૦) ખાનદાન માણસ, કુળવાન નર ૨ સદાચારી પુરૂષ, સભ્યજન

**સજ્જનતા,** સ્ત્રી૦ સજ્જનપણુ, સભ્યતા, વિવેક

**સજ્જા,** સ્ત્રી૦ (સં૦) પોષાક, બખતર ૨ શય્યા, સુવાનો સરજામ તે ૩ મરનારના તેરમાને દિવસે શય્યાનુ જે દાન દેવાય છે તે, સજ્જાદાન

**સજ્જિત,** વિ૦ (સં૦) સજ્જ-તૈયાર કરેલુ ૨ ધારણ કરેલુ, પહેરેલુ ૩ ઉતારેલુ, ધાર કાઢેલુ

**સટ,** પુ૦ (અં૦ સેટ) એક બીજામા આવી રહે એવી વસ્તુઓનો સમૂહ તે, ગંજ ૨ અ૦ ઝટ, એકદમ

**સટકવું,** ક્રિ૦ અ૦ જતા રહેવુ, નાસી જવુ ૨ સરી જવુ, ખસી પડવુ

**સટકાવવુ,** ક્રિ૦ સ૦ મારવુ, ઝાપટવુ ૨ દોરો ભરવો, સિવવુ ૩ છટકાવવુ, ખસેડી નાખવુ ૪ ચોરવુ

**સટકિયુ,** ન૦ સરકિયુ, ઝટ સરે એવી ગાઠ, પહોળો સાકડો થાય એવો ગાળો. ૨ ઉંદરડી

**સટકો,** પુ૦ જોષ્ટિકા, લાકડી, ૨ છડી, સોટી

**સટરપટર,** અ૦ સથરવથર, ટાપટીપ વગર, જેમ તેમ, ગડબડસડબડ, લોચો પોચો

**સટવુ,** ક્રિ૦ અ૦ ગુપચુપ ખસીજવુ, સટકવુ, નાસીજવુ, ૨ ચોરવુ સરીજવુ=સટકી જવુ

**સટાક,** સ્ત્રી૦ ચામડાની સાટ કે દોરીના કોરડાને હવામા છટકાવીને કરવામા આવતો અવાજ ૨ અ૦ વિઝીને તરછોડતા અવાજ થાય તેમ ૩ ઝટ, તરત

**સટાકાબંધ,** અ૦ તરત,એકદમ,ઝટ ૨ સપાટામા

**સટીક,** વિ૦ ટીકાસહિત, સમજુતી સાથે

**સટોરિયો,** પુ૦ સટ્ટો કરનાર, વાયદાના ભાવે વેપાર કરનાર, સટ્ટાબાજ

**સટોસટ,** અ૦ ઉપરાઉપરી, સટાક સટાક

**સટ્ટાખોર-બાજ,** વિ૦ સટોરિયો

**સટ્ટો,** પુ૦ અમુક વાયદે અમુક ભાવે આપવા લેવાની સરત તે, તેજીમદીનો ધધો ૨ છેતરીને લુચ્ચાઇથી હરી લેવુ તે

**સઠલ,** વિ૦ નરમ, પોચુ, ઢીલુ (જૈન)

**સડ,** વિ૦ જડ, ડમ, ખુબ ભરાવાથી કઠણ થયેલુ. ૨ સ્તબ્ધ, દિઙ્મૂઢ, સ્તબ્ધ ૩ અ૦ ઝડપથી. ૪ પુ૦ સઢ

**સડક,** સ્ત્રી૦ બાધેલો માર્ગ, મોટો રસ્તો, સપાટ રસ્તો ૨ વિ૦ સ્તબ્ધ, દિઙમૂઢ, જડ, આભુ

**સડકો,** પુ૦ સડાકો સબડકો, ચાગળાથી પ્રવાહી પદાર્થ મોમા લેતા થતો અવાજ તે, જોરથી વાયુ ખેંચતા થતો અવાજ

**સડજોડ,** વિ૦ અઢી, (વેપારીનો સંકેત)

**સડવુ,** ક્રિ૦ અ૦ કોહી જવુ, બગડવુ, શળવુ, બદબદવુ ૨ સૈડવુ, વળીયો ઉપર કાબડા નાખવા

**સડસડવુ** ક્રિ૦ અ૦ ઘી તેલમા પાણી બળવુ- ગરમ થવુ, ઉકળવુ ૨ સડસડ એવો અવાજ થવો

**સડસડાટ,** અ૦ સપાટાબંધ, રેલાની પેઠે, ઝડપથી, કડકડાટ

**સડસડાવુ** ક્રિ૦ સ૦ સડસડ થાય એમ કરવુ, ૨ ધમકાવવુ, દમ દેવો, ફટકાવવુ

**સંચ,** પુ૦ બીજાને ઝટ સમજાય નહિ એવી કરામત, ગોઠવણ, યુક્તિ ૨ સચો, યત્ર, અટપટી રચના. ૩ ધન વગેરે સતાડવાનું ગુપ્તસ્થાન, ગોલખ

**સંચય,** પુ૦ (સં૦) સમૂહ, ઢગ, અંબાર, જમાવ.

**સંચરવુ,** ક્રિ૦ સ૦ જવુ, ચાલતુ થવુ 'શુકન જોઇને સચરજો રે' ૨ અદર દાખલ થવુ,વ્યાપી જવુ, પ્રવેશ કરવો ૩ સમૂહ કરવો ૪ સંચારવુ

ચોકીદાર ૫. દમપર ચઢી જવુ તે
**સવારી,** સ્ત્રી૦ સવાર થવુ તે ૨ બેસારૂ, બેસનાર તે, ઉત રૂ ૩ વાહને ચઢી ઠાઠ માઠથી ફરવુ તે, ફેરણી ૪ હુમલો,ચઢાઇ ૫ ફરવા નીકળવુ,આમ તેમ જવુ આવવુ તે 'સવારી ક્યા ચાલી ?' ૬ પડાવ, મુકામ છાવણી ૭ ગાયનમા એક તાલ.
**સવારૂ,** વિ૦ વહેલુ, ઉતાવળુ, સવેળુ, વખતસર
**સવાલ,** પુ૦ (અ૦) પૂછવુ તે, પ્રશ્ન ૨ માગણી, અરજ ૩ સુખન, બોલ
**સવાવુ,** ક્રિ૦ અ૦ પશુમાદાનું ગાભણુ થવુ ૨ પકડાવુ ૩ સોવાવુ, ગમવુ, ચેન પડવુ, ગોઠવુ
**સવાસલુ,** ન૦ મીઠડા વચન, મીઠુ મીઠુ બોલવુ તે ૨ સારૂ લાગે એવા કાલા કાઢવા તે ૩ આજીજી; કાલાવાલા
**સવાસો,** વિ૦ સો ને પચીસ તે, ૧૨૫
**સવિ,** વિ૦ સર્વ બધુ
**સવિતા,** પુ૦ (સં૦) સૂર્ય રવિ. ૨ ઉત્પન્ન કરનાર
**સવિસ્તર,** વિ૦ વિગતવાર, વિસ્તારપૂર્વક
**સવે,** અ૦ સુવ્યવસ્થિત, ઠેકાણે, રસ્તે 'આટલુ કામ સવે પાડયા વગર નહિ ચાલે.' ૨ વિ૦ સારૂ, રૂડુ 'એ તો સવેકૃષ્ણે કઇ કહેવાની નહિ'
**સવેળા,** અ૦ વખત પહેલા,આગળથી,સમય ઉપર.
**સવૈ,** સ્ત્રી૦ સવાઇ
**સવૈયો,** પુ૦ એકરાગ, કાવતાની એક રચના
**સવ્ય,** વિ૦ (સ૦) ડાબુ, દક્ષિણુ તરફનુ સવ્યસાચી=ડાબોડી, ડાબે હાથે પણ કામ કરી શકે એવુ–અર્જુન સવ્ય અપસવ્ય કરવુ=સતાડવુ, પચાવી પડવુ
**સસડવું,** ક્રિ૦ અ૦ ઉકળવુ, ખૂબ ગરમ થવુ,ખદ ખદ થવુ, તળાવુ **સસડાવવુ**=પકવવુ, તળવુ
**સસણી,** સ્ત્રી૦ શ્વાસ લેતા મૂકતા ગળામા કફ બોલે એવો બાળકને થતો એક રોગ નરમ પ્રકારનો ત્રિદોષ
**સસતુ,** વિ૦ સોઘુ, થોડી કિમ્મતનુ
**સસરો,** પુ૦ વર–વહુનો બાપ
**સસલુ,** ન૦ મોટા કાન, નાનુ કદ ને ટુકી પુછડીનુ બીકણુ કુદકા મારી ચાલનારૂ પશુ.

**સસવુ,** ક્રિ૦ અ૦ બેસીજવુ, કદે ઘટીજવુ, સોસાવુ
**સસ્તુ,** વિ૦ સોઘુ [૨ સમલો, શશ
**સસ્સો,** પુ૦સ અક્ષર અને તેનો ઉચ્ચાર તે,સકાર.
**સહ,** અ૦ (સ૦) સાથે, જોડે, સહિત
**સહકાર,** પુ૦ (સ૦) આંબો ૨ એકબીજાને મદદગાર રહી મળીને કામ કરવુ તે [કરનાર
**સહકારી,** વિ૦ મળીને કામ કરનાર, સાથે કામ
**સહગમન,** ન૦ (સ૦)સાથે જવુ તે, સ્ત્રીએ પતિની પાછળ (મરી–બળી) જવુ તે, સતી થવુ તે
**સહચર,** પુ૦(સ૦)સાથે ફરનારો, સોબતી,ગોઠિયો.
**સહચરી,** સ્ત્રી૦ (સ૦) સખી, સૈયર, સાહેલી
**સહજ,** વિ૦ (સ૦) સાથે જન્મેલુ ૨ સ્વાભાવિક કુદરતી ૩ સહેલુ, સુલભ ૪ અ૦ લગીરેક, જરા ૫ અમસ્તુ, કારણ વગર **સહજસાજ**= જરાક, માણુમાણુ, નામનું
**સહજાનંદ,** પુ૦ સ્વામિનારાયણ સપ્રદાય પ્રવર્તક આચાર્યનું નામ ૨ સ્વાભાવિક રીતેજ આનંદ પામેલ એવા–બ્રહ્માનંદી તે.
**સહન,** ન૦સહેવુ–ખમવુ તે, સહી રહેવુ તે, વેઠવુ તે
**સહનતા,** સ્ત્રી૦ સહન કરવાપણુ, ખામોશ ૨ ધીરજ, ધૈર્ય [સાખી જનાર ૨ ધીરૂ,શાંત
**સહનશીલ,** વિ૦ સહન કરે એવા સ્વભાવનુ,
**સહનશીલતા,**સ્ત્રી૦સહનતાખામોશ ૨ ધીરજ,ધૈર્ય
**સહપાઠી,** વિ૦ સાથે ભણનાર, ગોઠિયો.
**સહરાવુ,** ક્રિ૦ અ૦ ખુશીથવુ રાજીથવુ 'બીડી ખાઈ બે ભાઇ ઉભા, મુખ જોઇ જનની સહરાણી'
**સહવર્તમાન,** અ૦ (સ૦) સાથે જોડે, સહિત
**સહવાસ,** પુ૦ (સ૦) સાથે વસવુ–રહેવુ તે ૨ પરિચય, મહાવરો, ટેવ, અભ્યાસ ૩ બોલવા ચાલવાનો સારો સબધ [૨ ટેવાયલુ
**સહવાસી,** વિ૦સાથે વસનાર,પરિચિત, ઓળખીતું
**સહસા,** અ૦ (સ૦) વિચાર કર્યા વગર, અવિચારથી, ઉતાવળે, આકળુ થઇને ૨ વિ૦ઓચિંતુ, વગર વિચાર્યું,આખો મીચીને યા હોમ કરવાપણુ તે.
**સહસ્ર,** વિ૦ (સ૦) હજાર, ૧૦૦૦
**સહાધ્યાયી,** વિ૦ (સ૦) સહપાઠી, ગોઠિયો.
**સહાય,** સ્ત્રી૦ મદદ, કુમક. ૨ ટેકો, આશ્રય

૩ મિત્ર, સાથી ૪ મહેરબાની, કૃપા ૫ વિ૦ મદદગાર સહાયભૂત=મદદગાર થઇ પડનાર
**સહાયતા**, સ્ત્રી૦ મદદ, કુમક ૨ આશ્રય, ટેકો
**સહાયી**, વિ૦ મદદગાર, સહાય કરનાર
**સહારો**. પુ૦આશ્રય,સાથે રહેવારૂપી મન ગમાડો તે
**સહિત**, અ૦ (સ૦) સાથે, જોડે ૨ સુદ્ધા
**સહિયડ**, પુ૦ સૈયડ, બળિયા, શીતળા
**સહિયર**, સ્ત્રી૦ સૈયર, સખી, સાહેલી, બહેનપણી
**સહિયારૂ**, ન૦ પત્તાળુ,મઝિયારૂ [રહે એવુ
**સહિષ્ણુ**, વિ૦ (સ૦) સહન કરે એવુ સાખી
**સહી**, સ્ત્રી૦ ખરૂ છે, કબુલ છે, એમ જણાવવાને સહી આપવી તે,લેખ વગેરેમા હસ્તાક્ષર કરવા તે, મતુ ૨ કબુલ, મજુર ૩ નક્કી, સિદ્ધ, પાર ૪ સખી, બહેનપણી ૫ શાહી રૂશનાઇ
**સહીસલામત**, વિ૦ જેમનુ તેમ રહેલુ એવુ ખેમ કુશળ, જેવુ તે તેવુ ૨ અ૦ હેલા હરકત વગરનુ જેમનુ તેમ, આબાદ, વગર જોખમે
**સહુ**, વિ૦ સઉ, સૌ, સઘળુ
**સહેરો**, પુ૦ જરીનો પટકો; મડીલ
**સહેલ**, વિ૦ સહેલુ, જુઓ ૨ સ્ત્રી૦ આનદે આમતેમ ફરવુ તે ૩ આનદ, મોજમઝા માણવી તે સહેલસપાટા–મોજમઝા, આનદમા હરવુ ફરવુ રહેવુ તે સહેલઘા=હરવા ફરવાની જગા, મોજમઝાનુ સ્થળ
**સહેલાણી**, વિ૦મોજી, આનદી,મોજ માણનાર
**સહેલુ**, વિ૦ થોડી મહેનતે થાય એવુ, સુતરૂ, સરલ, નહિ અઘરૂ
**સહેવુ**, ક્રિ૦ સ૦ સાખવુ, વેઠવુ,ખમવુ, ભોગવવુ
**સહોદર**, વિ૦ એક માના, માજાયા (છોકરા)
**સહોવુ**, ક્રિ૦ ગમવુ, ગોઠવુ ૨ સોહવુ, શોભવુ
**સહ્ય**, વિ૦ (સ૦) સહેવાય એવુ, ખમાય એવુ અસહ્ય=ન ખમાય એવુ
**સળ**, પુ૦ ગેડનો આંકો, હાસિયો, વળ, ગડીનુ વળિયુ ૨ સોળ, મારની નિશાની ૩ એક વસ્તુની બીજી પોચી વસ્તુ ઉપર દબાણથી પડેલી ભાત–નિશાની તે 'કકણુના સળ દીસે પીઠે, શીદ મતાડો થાય આનદ દીઠે'—દયા૦
**સળક**, સ્ત્રી૦ સોય ભોકાતી હોય એવી રહી રહીને થતી પીડા તે, શૂળ
**સળકડી**, સ્ત્રી૦ સળેખડી, સળેકડુ
**સળકડુ**, ન૦ સળેખડુ, સળી સળકડુ કરવુ=ઉશ્કેરવુ,ચીઢાવવુ, ખીજવવુ,પલિતો મૂકવો,ચાદવુ કરવુ
**સળકમ**, ન૦ સળેખમ, રસવિકાર
**સળકવુ**, ક્રિ૦ અ૦ સહેજ હાલવુ, ધ્રૂજવુ, આમ તેમ મરડાવુ ૨ ભાવ થવો પાણી છુટવુ,'મ્હઢસળકી'
**સળકાવવુ**, ક્રિ૦ સ૦ હલાવવુ, અગને આમતેમ ફેરવવુ ૨ વેગથી ચલાવવુ, ઉતાવળુ મારી મૂકવુ સાઢ સરડાવી સલક્ષણે'–સામળ
**સળકુ** ન૦ ઝરડા, કાટા ઉપાડવાનુ બે પાખડાનુ લાકડુ, છીટલો
**સળકો**, પુ૦ સોય ઘોચાતી હોય એમ માસ પાકમા થતુ દુખ–પીડ તે ૨ વેગનો મનોભાવનો ઉછાળો
**સળગવુ**,ક્રિ૦ અ૦ લાગવુ,બળવુ ૨ લડાઈ લાગવી, તકરાર થવી
**સળગાવવુ**, ક્રિ૦ સ૦ દેવતા પાડવો, લગાડવુ, બળે એમ કરવુ ૨ લડાઇ ટટો થાય એમ કરવુ
**સળવળ**, સ્ત્રી૦ સળવળવુ તે, આમતેમ હાલવુ લોટવુ તે ૨ ખણુજ, ચેળ, કાઈ ઘસાતુ હાલતુ હોય એવી ચામડીને થતી અસર
**સળવળવુ** ક્રિ૦ અ૦ જરાજરા હાલવુ, મરડાવુ ૨ ખણુજ આવવી, ગીલી થવી
**સળવુ**, ક્રિ૦ અ૦ ખવાઈ જવુ, અદરનુ સત્વ ખવાવુ તે, અદરથી બગડવુ ૨ સડવુ, કોહવુ
**સળગ** વિ૦ આખુ, ચાલુને ચાલુ, અખોવન ૨ એક છેડાથી બીજા છેડા લગી સાધ રહિત
**સળિયો**, પુ૦ (સ૦ સલાકા) લાકડા ધાતુનો ગોળ ને પાતળો લાબો કકડો, લાકડી જેવો ધાતુનો દડીકો–ગજ
**સળી**, સ્ત્રી૦ ઘાસની, લાકડાની કે ધાતુની પાતળી ને લાબી ગોળ કાબડી સળી કરવી=ઉશ્કેરવુ, ઉત્તેજન આપવુ, અડપલુ-ચાદવુ કરવુ
**સળેકમ**, ન૦ સળેખમ, શ્લેષ્મ, રસવિકાર નાકમાથી પાતળી રસી ઝરે એવો શરદીનો વિકાર.
**સળેકડુ**, ન૦ સળેખડુ, સાઠા કે ઘાસનો કકડો,સળી

**સળેખડુ** કરવુ=ફિસ્કેરવુ, અટકચાળુ કરવુ
**સળો** પુ૦ સળવુ તે, કોઇ ચીજનુ અદર જીવ ઉત્પન્ન થઇ ખવાવુ તે ૨ કોહવુ-સડવુ તે ૩ લાબો વખત અદર ને અદર ખરાબી થયા કરે ને બહાર જણાય નહિ તેવો બગાડો
**સાઇ**, પુ૦ પરમેશ્વર, ખુદા, ૨ ફકીર **સાઇકે** ટહુ ચલને દો=ચાલતુ હોય તેમ ચાલવા દો
**સાઇડુ**, ન૦ આલિંગન, ભેટવુ તે ૨ ખબર અતર, સમાચાર **સાઇ** કહેજો–ખબર પૂછજો.(કાઠિ)
**સાંકડ**, સ્રી૦ સકડામણુ, મુસીબત, મુશ્કેલી
**સાકડુ**, વિ૦ પહોળપણમા થોડુ એવુ, સહેલથી ન માય તેવુ ૨ ભીડાતુ,છૂટ વગરનુ ૩ ઓછુ, થોડુ **સાંકડે** સમાસ કરવો=થોડામા ચલાવવુ.
**સાકવુ**, ક્રિ૦ સ૦ માપવુ, સાખો કાઢવો
**સાંકળ**, સ્રી૦ ધાતુની કડીઓ જોડીને બનાવેલો લાબો ઘાટ ૨ કડી, આકડી ૩ જમીન ભરવાનુ ૧૦૦ ફુટ લબાઇનુ માપ **સાંકળ** રીતિ=એક બીજા સાથે સબધ રાખતી રકમોના હિસાબ ગણવાની એક રીત
**સાકળવુ**, ક્રિ૦ સ૦ સાકળ પ્રમાણે જોડવુ વળગાડવુ, બઝાડવુ ૨ ગુચવવુ, વિટાળવુ
**સાકળિયુ**, ન૦ અનુક્રમણિકા, સૂચિ
**સાંકળી**, સ્રી૦ કડીઓ જોડી ભેરવી બનાવેલો લાબો ઘાટ,સેર ૨ કોટે ઘાલવાની કઠી, અછોડો ૩ મિશ્ર કરેલુ 'તલસાકળી'
**સાકળુ**, ન૦ સોના રૂપાના અકોડાને જોડીને બનાવેલો ઘાટ, સોના રૂપાની ગુથણીના વલય નેપુર
**સાંકેતિક**, વિ૦ [સં૦] સકેતનુ, સકેત સબધી
**સાંકો**, પુ૦ સાખો, ભરતમાપનો અડસટ્ટો
**સાખવુ**, ક્રિ૦ સ૦ ખમવુ વેઠવુ, સહન કરવુ ૨ ધારણ ખમવુ ૩ માપવુ, અડસટ્ટો કાઢવો ૪ બરોબર કરી જોવુ ૫ ઝીલવુ ૬ ક્ષમાકરવી,મહી લેવુ
**સાંખુ**, ન૦ સરખામણીનુ માપ, અદાજ કાઢેલો જોખ ૨ ખેડીને પડતર રાખેલુ ખેતર, વાસલ રાખેલુ ખેતર
**સાંખો**, પુ૦ એકનો સંકેત
**સાંખ્ય**, ન૦ (સ૦) કપિલ મુનિકૃત દર્શનશાસ્ત્ર
**સાગ**, સ્રી૦ બરછીના આકારનુ એક હથિયાર.
**સાંગ**, વિ૦ (સ૦) અગો સહિત, અનુષગી ભાગ વિભાગ સાથે 'સાગવેદ' ૨ આખુ, તમામ,સપૂર્ણ. ૩ એકનો સકેત
**સાગરી**, સ્રી૦ સમડીની શિંગ
**સાગલુ**, ન૦ બાળકનુ રક્ષાસૂત્ર, હાલરૂ, બાળકની કોટમા ઘાલવાનુ ઘરેણુ
**સાગળવુ**, ક્રિ૦ સ૦ સાકળવુ સાથે રહે તેમબાધવુ
**સાગામાચી**, સ્રી૦ આઢેલીને બેસાય એવી પાટી ભરેલી દેશી ખુરસી ખુરસીઘાટની માચી
**સાગી**, સ્રી૦ ગાડીની ધરી અને સાટી વચ્ચેનો કઠેડાવાળો માચડો, છકડામાનો ખાટલો ૨ કઠેડાવાળી પાટી ભરેલી માચી [અથેતિ સપૂર્ણ
**સાગોપાગ**, વિ૦ સહિસલામત, અગ ઉપાગ સહિત,
**સાચરવુ**, ક્રિ૦ અ૦ સંચરવુ, જવુ, વદાય થવુ 'શુકન જોઇને સાચરજો રે' ૨ સધરવુ,એકઠુ કરવુ
**સાચો**, પુ૦ યત્ર, સહેલાઇથી નેવધારે કામ થાય એવી યુક્તિવાળી બનાવટ,સંચો. ૨ બીબુ,ઓઠુ
**સાજ**, સ્રી૦ સધ્યાકાળ, દીવા વખત **સાંજ** પાડવી=મોડુ કરવુ **સાંજ** સવાર=રોજ નિરતર
**સાજી**, સ્રી૦ સાજે ગાવાના લગ્ન ગીત ૨ આરતી
**સાજે**, અ૦ સધ્યાકાળે, સૂર્યાસ્ત સમયે
**સાજો**, પુ૦ ઘુઘરા,મજોરીમા ભરવાનો માવો તે
**સાંઠો**, પુ૦ ઘાસ, બાજરી ઇનો લાબો પેરાઇવાળો દાડો, પાતળો સોટો
**સાંડ**, પુ૦ ગોધો, આખલો. ૨ નિરકુશ માતેલો માણસ ૩ મોટુ ઉટ
**સાડસી**, સ્રી૦ સાણસી
**સાંઢ**, પુ૦ આખલો, ગોધો, નદી ૨ માતેલો નિરકુશ માણસ ૩ મોટુ ઉટ [ઉટડી
**સાઢણી**, સ્રી૦ ઉતાવળી ચાલનું સવારીનુ ઉંટ ૨
**સાઢવું**, ક્રિ૦ સ૦ પ્રવાસની તૈયારી કરવી, જવાને તત્પર થવુ, ઉતાવળે જવુ
**સાંઢિયો** પુ૦ સાઢ,ગોધો ૨ સવારીનો ઉંટ, ઉટડો.
**સાંણસી**, સ્રી૦ બે ફળાવાળી પકડ, ચીપિયો.
**સાંણસો**, પુ૦ મોટી અને લાબી માણસી.
**સાંતરૂ**, ન૦ રસોઇની સામગ્રી, એકદિવસનું સીધુ
**સાતવુ**, ક્રિ૦ સ૦ સતાડવુ,છુપાવવુ ૨ પુરૂ થવુ
**સાતળવું**, ક્રિ૦ સ૦ ઘી તેલમા શેકવુ તળવું.
**સાંતિડુ**, ન૦ હળ ૨ એક હળે ખેડાય એટલી

જમીન [૨ એક હળનો ખેડુત ૩ હળ.
**સાંતિ**, **સ્ત્રી૦** એક હળથી વવાય એટલી જમીન
**સાતીવેરો**, પુ૦ હળ ઉપરનો કર તે
**સાતેલી**, **સ્ત્રી૦** છોકરાની એક રમત
**સાથ**, **સ્ત્રી૦** ખેડુતને ખેતી કરવા બદલ માલિકને જમીન ભાડુ આપવુ પડે છે તે, ખેડ ભાડુ, ગણોત
**સાંથવુ**, ક્રિ૦ સ૦ સાથે આપવુ, વાવવા માટે જમીન ભાડે આપવી તે ગણોતે આપવુ. ૨ જોડવુ, સલગ્ન કરવુ ૩ રોકવુ, કામે વળગાડવુ
**સાથી**, વિ૦ ખેડવા–વાવવા માટે જેણે જમીનભાડે લીધી હોય તે, સાથે રાખનાર, ખેડુત
**સાથીડો**, પુ૦ ખેડુત, ગણોતિયો, ભાડે ભાગે જમીન ખેડનારો [થીગડુ જોડેલો કે સાધેલો ભાગ તે
**સાવ**, **સ્ત્રી૦** ફાટ, ચીરો ૨ સાધો ૩ સિવણ ૪
**સાવણ**, ન૦ સાધાનો ભાગ ૨ સીવણ ૩ વધારાનો બાકી રહેલો ભાગ, પુરવણી
**સાંવવુ**, ક્રિ૦ સ૦ સિવવુ, ૨ જોડવુ, ચોઢવુ, વળગાડવુ ૨ સામેલ કરવુ, મેળવવુ, જોડાણ કરવુ, ૩ રેણ–થિગડી દેવી (વાસણને)
**સાધો**, પુ૦ ફાટ, ચીર ૨ સાધણ, સાધનો ભાગ તે ૩ આતરો, સાધેલો ભાગ તે, થીગડુ **સાધો**
**સાપડ**, પુ૦સપુટ [ખાવો=મેળાપથવો, લાગ ફાવવો
**સાપડવુ**, ક્રિ૦ અ૦ મળવુ, પ્રાપ્ત થવુ, લાભ મળવો, જડવુ ૩ જન્મવુ, અવતરવુ [કરવુ
**સાપવુ**, ક્રિ૦ સ૦ સભાળ રાખવા આપવુ, હવાલે
**સાપ્રત**, અ૦ હમણા, હાલ, વર્તમાનકાળમા ૨ તૈયાર 'સાપ્રત થયા તતખેવ'
**સામ**, **સ્ત્રી૦** સામ, મુસળની લોખડની ખોની
**સાબેલ**, **સ્ત્રી૦** સમોલ, ધુસરીની ખીલી
**સાબેલી**, **સ્ત્રી૦** નાનુ સાબેલુ
**સાબેલુ** ન૦ મુસળ, ડાગેર વગેરે ખાડવાનુ છેડે લોખડની ખોલીવાળુ લુધુ,
**સાંભરવુ**, ક્રિ૦ અ૦ યાદ આવવુ, સ્મરણ થવુ ૨ એકઠુ કરવુ, ભેગુ કરી લેવુ
**સાભળવુ**, ક્રિ૦ સ૦ અવાજ સમજાવા, શ્રવણ કરવુ ૨ મન પર લેવુ, ધ્યાન આપવુ ૩ માનવુ, કબુલ કરવુ ૪ દાદ આપવી

**સાંસણી**, **સ્ત્રી૦** છુપી ઉશ્કેરણી, સકોરણી
**સાંસતા**, **સ્ત્રી૦** ધીરજ, સબુરી ૨ સત્તા, શક્તિ
**સાસતુ**, વિ૦ ધીમુ, નરમ ૨ સબુરી ગખતુ, ધીરૂ [લગી, સળગ
**સાસરૂ**, વિ૦ આરપાર, એક છેડાથી બીજા છેડા
**સાસા**, પુ૦સાસો, તગી, અછત, ટાચ ૨ મુશ્કેલી, વિડબના ૩ ફાફા હાડમારી ૪ સશય, શક, વાધો
**સાસારિક** વિ૦ [સં૦] સસાર સબધી, દુનિયાદારીનુ, સામાજિક
**સાસો**, પુ૦ સશય, શક, વહેમ, ખતરો 'સાદ સાભળીને સાસો કીધો, ત્યારે હેત જણાણુ.' ૨ તાણ, સાસા ખોટ, તગી
**સાસોટ**, અ૦ આરપાર, સોસરૂ, સીધુ [સા ગતિ'
**સા**, સ૦ (સ૦) તે, તેણી 'મરણે યા મતિ,
**સાઇ**, વિ૦ (સ૦ સદશ) સરખુ, જેવુ 'વાણિયાસાઇ' ૨ **સ્ત્રી૦** શાહી, રૂશનાઈ
**સાઇડી**, **સ્ત્રી૦** સાયડી, કાણુ પાડવાનુ ઓજાર
**સાઇસ**, પુ૦ ઘોડાવાળો, રાવત
**સાકટી**, **સ્ત્રી૦** સાગની લાબી જાડી ડાળી, વળી
**સાકણ–કેણ**, **સ્ત્રી૦** (સ૦ શાકિની) મેલી દેવી, કૃત્યા ૨ ભૂતડી 'ડાકણ સાકણ' [ખાડ
**સાકર**, **સ્ત્રી૦** ચળકતા ખાડના પાસાદાર ગાંગડા,
**સાકરવુ**, ક્રિ૦ અ૦ બોલાવવુ, સાદદેવો બકોરવુ, ...રકવુ ૨ ગળપણ ચઢાવવુ
**સાકરિયુ**, વિ૦ સાકર ચઢાવેલુ–પાયેલુ ૨ ગળ્યુ ...નુ ૩ સાકર જેવુ
**સાકરિયો**, પુ૦ આબા વગેરે કેટલાક ઝાડના ઝીણા ફૂલમાથી ઝરતો–ઉડતો મીઠો રસ તે, ફૂલના
**સાકાર**, વિ૦(સ૦)આકારવાળુ [મધની ઝરમર તે.
**સાક્ષર**, વિ૦ (સ૦) લખી વાચી જાણનાર, ભણેલુ ૨ વિદ્વાન–લેખક, પડિત
**સાક્ષરતા**, **સ્ત્રી૦** સાક્ષરપણુ વિદ્વત્તા.
**સાક્ષાત્**, અ૦ (સ૦) જાતોજાત, ખુલ્લુ–દેખાય એમ ૨ વિ૦ ખરેખરૂ, ખુલ્લુ,–ઉઘાડુ, રૂબરૂ, હાજરાહજુર, રુપ્ટ
**સાક્ષાત્કાર**, પુ૦ પ્રત્યક્ષતા, નજરોનજર દેખાવુ.
**સાક્ષી**, **સ્ત્રી૦** જુબાની, નજરે જોયેલુ જાણેલુ હોય

તે કહી બતાવવુ તે, શાહેદી, સાખ ૨ સહી, જાતહાજરીની પુરવારી, સાબીતી
**સાક્ષી,** વિ૦ જુબાની આપનાર; શાહેદ
**સાખ,** સ્ત્રી૦ સાક્ષી, શાહેદી ૨ આબરૂ,વટ,ટેક ૩ ઝાડપરજ પાકેલુ ફળ તે ૪ ડાળ, શાખા ૫ બારણાના ચોકઠાના ઉભા ટેકા તે, બારણુ, આગણુ [ તે, સાખ,
**સાખિયુ ,** ન૦ ઝાડપરજ પાકે આવેલુ જે ફળ
**સાખી,**સ્ત્રી૦ દહોરા જેવી લબાવીને ગવાતી ટુકી બે ચરણની કવિતા પદ અને ગરબીમા પણ પૂરવણીમા એ આવે છે [કજિયો, કકાસ
**સાખો,** પુ૦ ત્રાહે ત્રાહેનો બનાવ તે, ગજબ, ૨
**સાગ,** પુ૦ એક જાતનુ ઝાડ ૨ ફાસ, ફાચર
**સાગર,** પુ૦ દરિયો, સમુદ્ર ૨ ભડાર–ગુણસાગર
**સાગરજા,** સ્ત્રી૦(સ૦) સમુદ્રમાથી ઉત્પન્ન થયેલી તે, લક્ષ્મી [સાથી
**સાગરીદ,** પુ૦ (ફા૦) શિષ્ય, ચેલો, મળતિયો,
**સાગવાન,** ન૦ સાગના લાકડા તે
**સાગવુ,** ન૦ સગપણ, સબધ ‘સગુ સાગવુ’
**સાગુચોખા,** પુ૦ (મલાય૦ સાગુ) ખજુરાના થડમાના ગરના દુધિયા કણ તે
**સાગોળ,** પુ૦ ચાળેલો બારીક ચુનો, સલ્લો
**સાગુ,** વિ૦ (સ૦) સઘળુ, તમામ, બધુ
**સાચ,** ન૦ સત્ય, ખરૂ, સાચુ
**સાચમાચ,** વિ૦ ખરેખરૂ, જેવુ છે તેવુ, સાચુ
**સાચવટ,** સ્ત્રી૦ સત્યતા, સચ્ચાઇ
**સાચવણ,** સ્ત્રી૦ સાચવવુ તે સભાળ, જતન
**સાચવણી,** સ્ત્રી૦ જતન, સભાળ, રક્ષણ
**સાચવવું,** ક્રિ૦ સ૦ સભાળવુ રક્ષણ કરવુ,જતન કરવુ ૨ વાસવુ, બંધ કરવુ
**સાચાઈ,** સ્ત્રી૦ સત્યતા સાચવટ, ખરાપણુ
**સાચાજુઠા,** ન૦ ખરૂ ખોટુ ભરવવુ તે, ભભેરણી
**સાચુ,** વિ૦ ખરૂ, સત્ય, જેવુ હોય તેવુ ૨ પ્રમાણિક, ઈમાની ૩ વફાદાર, એકવચની ૪ ખરૂ, બનાવટી નહિ તેવુ
**સાચે,** અ૦ ખરે, નક્કી ૨ વ્યાજબી રીતે
**સાચો,** પુ૦ રેશમનો પાકો દોરો, મોતી પરોવી ગાંઠવાનું રેશમ

**સાજ,** પુ૦ (ફા૦) કોઇ કામના ઉપયોગનો સરસામાન, સાધન સામગ્રી. ૨ ઉંટ ઘોડા વગેરે ઉપર નાખવાનો સામાન ૩ પોષાક, લુગડાલત્તા ૪ ગાનારીનો સારગી, તબલા વગેરે સામાન.
**સાજન,** ન૦ વરના વરઘોડા સાથે રહેલા સારા સારા માણુસોનો સાથ
**સાજનું,** ન૦ નાતનુ પચ, જમાત
**સાજરૂ,** વિ૦ અલકૃત, શણગારવાળુ ‘ભાગ્ય એટલુ સારૂ કેની કે એ હાથ સાજરા રહ્યા’
**સાજવું,** ક્રિ૦ અ૦ માજવુ, ઉટકવુ ૨ ફાવવુ
**સાજસરજામ,** પુ૦ જોઇતુ, સાધન,મરસામગ્રી
**સાજિંદો,** પુ૦ (ફા૦) ગાનાર અને નાચનાર સાથે વગાડનાર, તબલચી [ઉક્ષ
**સાજીખાર,** (સ૦ સર્જિકા) એક જાતનો ખાર,
**સાજુ ,** વિ૦ નીરોગી,તદુરસ્ત ૨ આખુ ,ભાગેલુ –તૂટેલુ નહિ એવુ, સાજુ તાજુ=તદુરસ્ત. ૨ આખુ સાજુ સમુ=સાજુ અને આખુ ,તદુરસ્ત
**સાજોગ,** વિ૦ શાહજોગ જુઓ
**સાટ,** સ્ત્રી૦ ચામડાની લાબી ને પાતળી પટી, વાધરડી ૨ કરોડ, બરડાનુ હાડકુ
**સાટકો,** પુ૦ ચાબુક, કોયડો ૨ કરોડ, સાટ
**સાટમાર,** વિ૦ ચાબૂક–ભાલો મારીને ચીઢવનાર, પ્રાણીઓને ચાબૂક કે ભાલો લગાવી ખીજવીને દાવપેચ લડનાર
**સાટમારી,** સ્ત્રી૦ સાઠમારી, જગલી પ્રાણીઓને ખીજવીને માહોમાહિ અથવા પોતપોતાની સાથે લડાવવાનો તમાસો–ખેલ તે, હાથી, વાઘ,પાડા, ગોધા, કે માણસની જીવલેણ લડાલડીની રમત તે
**સાટવુ,** ક્રિ૦ સાટે–બદલે આપવુ, બીજી વસ્તુની બરોબર આપવુ ‘વેચવુ સાટવુ’ ૨ સાટુ કરવુ, ડમાલો કરવો ૩ સરત કરવી ૪ મૂલ કરાવવુ,
**સાટાંતેખડાં,** ન૦ સામસામા નહિ પરતુ પહેલો બીજાને બીજે ત્રીજાને અને ત્રીજે પહેલાને સાટુ આપે એવો કન્યા લેવા દેવાનો કરારી વહીવટ તે
**સાટી,** સ્ત્રી૦ ગાડીમા બેસવાનુ ચોકઠુ
**સાટીન,** સ્ત્રી૦(અ૦ સેટીન)ઘટ વણાટનુ સુંવાળુ રેશમી કાપડ, ગજિયાણી

**સાટુ**, **ન૰** બોલી, શરત,પઠણુ ૨ બદલો–અવેજ આપવાનો ઠરાવ, કબાલો, કરાર
**સાટુક**, **વિ૰** ઠગ, લુચ્ચુ
**સાટે**, **અ૰** બદલે, અવેજમા, ભારોભાર
**સાટો**, **પુ૰** ઘીથી મોએલો ચોખાનો લોટ ૨ ગાડામા જ્યા માલ ભરાય છે તે ભાગ ૩ ધોયલું ઘી [રવાળુ ૨ અભિમાની, ગર્વી
**સાટોપ**, મોટા દેખાવવાળુ, ફુલારાવાળુ,આડબ-
**સાઠ**, **વિ૰** પચાસ ને દસ, ૬૦ [બુદ્ધિ નાઠી'
**સાઠી**, **સ્ત્રી૰** સાઠ વર્ષની વય,ઘડપણ 'સાઠી ને
**સાઠી**,**સ્ત્રી૰**સાઠ દિવસે પાકતી જાડા લાલ ચોખાની ડાંગર ૨ બે મહિને થતી જુવાર
**સાડત્રીસ**, **વિ૰** ત્રીસ ને સાત ૩૭
**સાડલો**, **પુ૰** સાલ્લો, સ્ત્રીઓને પહેરવાનુ વસ્ત્ર
**સાડા**, **વિ૰** (**સ૰ સાર્ધ**) અડધુ વધારે, અડધા સહિત, 'સાડાસાત'
**સાડી**, **સ્ત્રી૰** (**સ૰ સાટિકા**) સ્ત્રીઓને પહેરવાનુ ઉંચ્ચુ સુતરાઉ રેશમી વસ્ત્ર
**સાઢુ**, **પુ૰** માઢુ સાળીનો વર [તાસળુ, ઠીબ
**સાણકુ**, **ન૰** મોટુ શકોરૂ, કઢાઇ જેવુ ભિક્ષાપાત્ર,
**સાણસી**, **સ્ત્રી૰** સાડસી, નાની પકડ
**સાણસો**, **પુ૰** મોટી પકડ, ચુગલ, ચીપિયો ૨ સંકડામણ, મુશ્કેલાઇ
**સાણું**, **ન૰** કોઠાર કે કોઠીની બાજુએ રાખેલુ કાણું, બાખુ ૨ બારી, સાકડો માર્ગ, ગળુ 'રોટલો તો એને સાણે ઉતરતો નથી'
**સાત**, **વિ૰** (**સ૰ સપ્ત**) પાચ ને બે, ૭ **વિ૰** સાતની સખ્યા શુભસૂચક ગણાય છે, તેમ ઘણી વાર લાબી મુદત, ઘણી સખ્યા, સપૂર્ણતા, ઇ૰ બતાવવામા વપરાય છે 'સાતવાર પાલવે તો, સાત લુચ્ચાનો લુચ્ચો, સાતમે માળ, સાતેઘોડે, સાતપાચ થવી ઇ૰' [નાસીપાસી.
**સાતડેસાત**,**અ૰** થઇ રહ્યુ, કઇ માલ નથી,તદ્દન
**સાતપડુ**, **વિ૰** સાત પડ દળ હોય એવુ, સાત પડવાળુ, ચોપડુ, જેના પડે પડ જુદા પડે એવુ **સાતપડો**=ચામડીના સાતે પડને સુજાવે એવુ હાથેળી કે પગની પાનીએ થતુ એક ગુમડુ
**સાતમ**, **સ્ત્રી૰** પખવાડિયાની સાતમી તિથિ,
**સાતમુ**, **વિ૰**સાતમા નબરનુ [સાતમો દિવસ
**સાતરો**, **પુ૰** સાથરો, કાપેલા કરસણનો પથારો, છુટા પુળા ૨ ઘાસની પથારી ૩ **વિ૰** શણુ ગારીને તૈયાર કરેલા 'પછી રામકૃષ્ણ કીધા સાતરા' ૪ ભોયપર પ્રાથરવુ તે (પતગની દોરી)
**સાતવો**, **પુ૰** સાથવો,સાતુ,શેકેલા અનાજનો લોટ
**સાતા**, **સ્ત્રી૰** શાતિ, નિરાત, સતોષ, ઠડક ૨
**સાતુ**, **પુ૰** સાથવો, સાતવો [આરામ, કરાર
**સાત્વિક**, **વિ૰** (**સ૰**) સત્વવાળુ,શાત સ્વભાવનુ, સમતા–ગુણનુ, ગભીર સ્વભાવનુ
**સાત્વિકભાવ**, **પુ૰** મનની અદરનો ભાવ તે,સ્વેદ-રોમાચાદિ કામ ભાવના દર્શક આઠ વિકાર તે
**સાથ**, **પુ૰** સગાથ, સથવારો ૨ સગ, સોબત, ૩ **અ૰** સાથે, સગે, જોડે
**સાથરિયો**, **પુ૰** સાથરે બેસનારો, નદી નવાણ ઉપર બેસનારો બ્રાહ્મણ [કકડો, નાનુ આસનિયુ
**સાથરી**, **સ્ત્રી૰** સાથરાની નાની ચટાઇ, ત્રાપડાનો
**સાથરો**, **પુ૰** ઘાસનુ બિછાનુ, પરાળની શય્યા ૨ સાથરી, દર્ભની આદડી ૩ ચોકો, મરનારને સુવાડવા લીપી તૈયાર કરેલી જમીન **સાથરે**
**સાથળ**, **સ્ત્રી૰** જાગ [સુવાડવુ=મારી નાખવુ
**સાથિયો**, **પુ૰** (**સ૰ સ્વસ્તિક**) મદિર અને ઘરના આગણામા પાડવામા આવતી કકુ, ચુનો ઇ૰ ની શુભ સૂચક ચોખુણુ આકૃતિ, મગળ સૂચક ચિહ્ન ૨ સાખ, સહી દર્શક નિશાની
**સાથી**, **પુ૰** સાથે રહેનારો,સોબતી,મિત્ર જોડિયો, દોસ્ત ૨ ખેડ કરવાને રાખેલો માણસ, હાળી ૩ મદદગાર ૪ **અ૰** શા માટે, કેમ
**સાથે**, **અ૰** જોડે, સગાથે **સાથે** લાગુ=ભેગાભેગુ, એકઠ્ઠે, જોડેજ **સાથે સાથે**=હારે, સામટુ, એકી વખતે
**સાદ**, **પુ૰** અવાજ, ઘાટો ૨ બૂમ,બરકો ૩ સૂર, સ્વર **સાદ કરવો**=બોલાવવુ,હાકલવુ **સાદ પાડવો**=બુમ પાડીને સૌ સાભળે તેમ જાહેર કરવું,ડાંડી
**સાદડ**, **ન૰** એક જાતનુ ઝાડ [પિટાવવી
**સાદડનાણુ**, **ન૰** લોક–જાહેર ઉઘરાણાનુ સર-

કારના હવાલામા રાખેલું નાણું તે, સાદડ ખરચ =ઉધરાણાનું કે ધર્માદાનુ સરકાર હવાલામાના નાણામાથી જાહેર લાભને માટે થતુ જે ખરચ તે
સાદડી, સ્ત્રી૦ ભિંડી, દર્ભ, અને એવી બીજા ઘાસની છાલની કરેલી ચટાઈ તે, ખજુરીનાં છટિયા, વાસની કે વાસ વણી ગુ થીને બનાવેલુ બિછાનુ ૨ સાદ (કવિતામા) [ખજુરાના પાનના રેસા, જાવલું
સાદડુ, ન૦ જુની ફાટી તૂટી ચટાઈનો કકડો ૨
સાદડો, પુ૦ સાદડ, એક જાતનું ઝાડ
સાદર વિ૦ આદરપૂર્વક, માનભેર, ભાવ સહિત ૨ નિવેદન, રજુઆત, વિદિત—જાહેર કરવુ તે ૩ પૂજ્ય ૪ સ્ત્રી૦ ગર્ભવતીને થતી ખાવા પીવા વગેરે ભાવનાઓને, કોડ, લહાવા, અભાવા, દોહદ
સાદાઈ, સ્ત્રી૦ સાદાપણુ નિરભિમાનપણુ ૨ અકૃત્રિમતા, સરલતા, સમતા
સાદુ, વિ૦ સાધારણ, સામાન્ય ૨ અકૃત્રિમ, કુદરતી ૩ સરળ, સીધુ ૪ દભ રહિત, મોટાઈ કે ઠાઠમાઠ વગરનુ, ભભકરહિત
સાદૃશ્ય, ન૦ (સં૦) સરખાપણુ, મળતાપણું, ૨ સામ્ય ૨ તુલ્યતા
સાદ્યત, વિ૦ આદિ ને અંત લગી સંપૂર્ણ અથેતિ ૨ સળગ, મૂળથી છેડા સુધી
સાધ, વિ૦ સાધુ, ૨ ન૦ સ્વાધિન
સાધક, વિ૦ કાર્ય સાધનાર ૨ મદદગાર, સહાયક ૩ સાધના કરનાર, દૈવભૂતાદિકને વશ કરનાર, ભક્ત
સાધન, ન૦ (સં૦) જે વડે કઇ સધાય તે, સાધવામા ઉપયોગી ચીજ, ઉપકરણુ, સામગ્રી ૨ ઉપાય, યુક્તિ ૩ સુતાર કડિયાનુ એક ઓજાર ૪ પ્રમાણુ, દાખલો સાધન ચતુષ્ટય=મોક્ષના જે ચાર ઉપાય તે
સાધના, સ્ત્રી૦ કાર્ય સિદ્ધિ માટેની ભક્તિ, તપ, હોમ ઇત્યાદિ ક્રિયાઓ તે, સિદ્ધિ કરવુ—સાધવુ તે, વશ કરવુ તે [૨ દૂતી ૩ પદચ્છેદ.
સાધનિકા, સ્ત્રી૦ સાધ્ય કરવાનુ જે સાધન તે;
સાધની, સ્ત્રી૦ સરખી સપાટી સૂચક સુતાર કડિયાનુ એક ઓજાર, સાધણી
સાધનીય, વિ૦ (સં૦) સાધવા જોગ, સિદ્ધ કરવા લાયક, સાધ્ય [સત્વગુણુશાળી ૩ બાવી, સાધુડી.
સાધવી, વિ૦ સૌભાગ્યવતી, સોવાસણુ ૨ શીલવતી;
સાધવું, ક્રિ૦ સ૦ ધારેલું કામ કાઢી લેવુ, અર્થ સિદ્ધ કરવો, હરેક રીતે મતલબ પાર પાડવી ૨ પોતાનું કરી લેવુ વશ કરી લેવું, હાથમાં લેવુ, અધીન બનાવવુ ૩ ભક્તિ પરિચર્યા વગેરેથી વશ કરવુ 'વેતાળ સાધવો' ૪ અમુક શબ્દાદિ કેમ બન્યા તે બતાવી આપવુ, કયા કયા ફેરફારથીથયુ તે સિદ્ધ કરી આપવુ ૫. અમુક આચરણુ કરવું નિયમ પાળવો ૬ બેસાડવુ, ટાળો મેળવવો ૭ વખત રાખવો, સજોગ જોઈ લેવો 'તમે પણુ આજ ઠીક લાગ સાધ્યો' ૮ પતાવવુ
સાધારણુ, વિ૦ (સં૦) સામાન્ય, જુદુ ન પડે એવુ, મધ્યમ સરનું, નિત્યનુ, સર્વને ઉપયોગી થાય એવુ ૨, સમાન, સર્વને એક સરખુ લાગે એવુ, વચલા વાધાનું, શ્રેષ્ટ નહિ તેમ એકદમ શ્રેષ્ટ નહિ એવુ ૩ આડંબર રહિત, સાદુ ૪ સાઠ સંવત્સર પૈકી એક સંવત્સર
સાધારણતા, સ્ત્રી૦ સાદાપણું, સામાન્યપણુ, સાદાઈ
સાધિત, વિ૦ (સં૦) સાધેલુ એવુ તે, સાધીને સિદ્ધ કરેલું ૨ ખિરુ છે એમ સિદ્ધ કરાયેલું, સાબીત કરાયેલુ, બીજા ઉપરથી બનાવાયેલું. ૩ પાર પાડેલુ, નક્કી કરેલુ, બર આણેલું; વશ કરેલુ
સાધુ, વિ૦ (સં૦) સારૂં, ઉત્તમ ૨ શુદ્ધ, પવિત્ર. ૩ પ્રમાણિક, શીલવાળુ ૪. ધર્મી, સદ્ગુણુવાળું. ૫ પુ૦ સજ્જન, સત્પુરૂષ ૬ બાવો; જોગી, વેરાગી. ૭ નીતિમાન અને ભક્ત માણુસ તે
સાધુતા, સ્ત્રી૦ સારાપણુ, સુજનતા, વૈરાગ્ય, ત્યાગ, નિષ્કપટીપણું.
સાધુસંત, પુ૦ ધર્મી, ભક્તજન અને જ્ઞાનીપુરૂષો.
સાધ્ય, વિ૦ (સં૦) સિદ્ધ કરાય એવુ, શક્ય, બની શકે-પાળી શકાય એવુ જે તે, સાધનીય.
સાધ્વસ, ન૦ (સં૦) બીક, ભય, ગભરાટ, ક્ષોભ. હાંફળીફાંફળા પડી જવાપણું તે
સાધ્વી, સ્ત્રી૦ (સં૦) શીલવતી, પતિવ્રતા સ્ત્રી,

પવિત્ર અને સચ્ચરિતવાળી સ્ત્રી, સતી
**સાન, સ્ત્રી૦** (અા૦) ઇશારત ઈશારો, સંકેત, સમશ્યા ૨ આંખમચકારો ૩ સમજણ, અક્કલ, બુદ્ધિ, જ્ઞાન 'સોળે સાન ને વીસે વાન' ૩ છટા ૪. આડ, સાનમા મૂકેલુ તે, અવેજ, આટી, ગીરવી ૫ ટેક, લાજ, આબરૂ 'ઘણુ એ કહીએ છીએ પણ એને ક્યા સાન છે
**સાનક, સ્ત્રી૦** ઠીબ, રકેબી, તાસક
**સાનદાશ્ચર્ય, ન૦** હર્ષની સાથેજ અચબો ઉપ- [જવો તે, તાજુબી
**સાનશુદ્ધ, ન૦** ભાન
**સાની, સ્ત્રી૦** કચરિયુ, તેલ ભર્યો કચરેલા તલનો ભુકો [ફરતુ
**સાનુકૂળ, વિ૦** અનુકૂળ પડતુ, બંધબેસતુ, રુચતુ,
**સાનુનય, વિ૦** આજીજી સહિત, વિવેકભેર, વિનવણી કરતુ, સાલસ
**સાનુસ્વર, વિ૦** અનુસ્વારવાળુ
**સાન્ત્વન,** (સ૦) ગભરાયલાને શાંત થાય તેમ આશ્વાસન આપવુ તે, ટાઢુ પાડવુ અને ધીરજ આપવી તે
**સાન્નિધ્ય, ન૦** (સ૦) પાસેપણુ, સમીપતા,નજીક
**સાપ, પુ૦** (સ૦ સર્પ) નાગ ભુજગ, અહિ સાપની કાચળી=સાપની ચામડીની ખોલ
**સાપણ, સ્ત્રી૦** સાપેણ નાગણ, સાપની માદા
**સાપબામણી, સ્ત્રી૦** સાપના કણા જેવો લાલ રંગનો એક જીવ
**સાપરાધ, વિ૦** (સ૦) દોષિત ગુનેગાર
**સાપિંડય, વિ૦**(સ૦)કુટુંબી ગોત્ર-વંશનુ,પિત્રાઇ
**સાપોલિયુ, ન૦** સાપનુ બચ્ચુ, કણો, નાનો સાપ
**સાફ વિ૦** (ફા૦) સ્વચ્છ, ચોકખુ ૨ ઉચુ નહિ તેવુ સપાટ, મીંદુસડાક ૩ પવિત્ર, શુદ્ધ ૪ લીસુ, સુવાળુ ૪ સ્પષ્ટ, ખુલ્લુ, ઉઘાડુ આડ કે ઓળારહિત
**સાફ, અ૦** ઘસીને, બોલકુલ, તદ્દન
**સાફી, સ્ત્રી૦** ચલમની સાથેનો ધુમાડી સાફ, ને ઠંડી કરવાનો કપડાનો ટકડો ૨ પતરાજી, બડાઇ ૩ વળતર વગરન
**સાબદુ, વિ૦** બધુય, તમામ, સમૂળગુ
**સાબર, ન૦** શાખાદાર શિંગડાવાળુ એક જાતનુ હરણ, એનુ શિંગડુ સાબરશિંગુ કહેવાય છે
**સાબરી સ્ત્રી૦** સાબરની માદા, હરિણી
**સાબળિયો, પુ૦** દૂધ દહિનો વેપાર કરનારો
**સાબીત, વિ૦** (સ૦) સિદ્ધ, પુરવાર, દાખલા દલીલથી પુરવાર કરેલુ
**સાબુ, પુ૦** ખારો અને તેલની મેળવણીથી બનાવેલો મેલ કાપે એવો એક પદાર્થ સાબુગોળો= રૂડભુડ, ગોળમટોળ, સ્થૂલ ખુબ જાડુ
**સાબુચોખા, પુ૦** સાગુચોખા [સગીન, નક્કર
**સાબુત વિ૦** આખુ, અખોવન જેવુ ને તેવુ ૨
**સાબેલો, પુ૦** વરના સાથે શણગાઇને ઘોડે બેઠલો સાથી-છોકરો [ગેય સૂક્તોનો સગ્રહ તે
**સામ, પુ૦** (સ૦) ત્રીજો વે , ઋગ્વેદમાથી લીધેલા
**સામ, પુ૦** સ્વામિ,પ્રતિ,પ્રભુ વલ્લભ ૨ સમજાવીને સમાધાની પૂર્વક કામ કાઢી લેવાનો પ્રકાર ૩ ત્રાહીત ૪ સાબેનાની ખોલી, સાગ
**સામગ્રી, સ્ત્રી૦** કોઇ કાર્ય કરવાને માટે જોઇતા ઉપકરણ સામાન તે સાધન સભાર, સાહિત્ય, વતરણા, ઓજાર, વગેરે ૨ રસોઇનો સામાન ૩ વાનીઓ ખાવાની વિવિધ ચીજો
**સામટુ, વિ૦** સાથે લાગુ, એકજથે એકીતારે ૨ તમામ,એકજ વારે, સઘળુ ૩ એકદર, એકઠુ
**સામત, પુ૦** ખંડિયો રાજા મડળીક ઠાકોર ૨ લડવૈયો, યોદ્ધો ૩ સરદાર ૪ વિ૦ પાસેનુ,જોડેનુ
**સામદ, પુ૦** સામત
**સામનસુમન, પુ૦** સરસામાન,પરચૂરણ ઉપયોગની ચીજો, સામગ્રી, સાહિત્ય, ઘર વાખરાનીચીજો
**સામનો, પુ૦** સામે થનાપણુ તે, બાકરી,વિરુદ્ધતા
**સામર, ન૦** એક ઝાડ [૨ લડાઇ.
**સામર્થ્ય, ન૦** (સ૦) બળ, જોર, શક્તિ ૨ મગદુર મમતા,તાકાદ ૩ ગુણ, અસર કરવાની શક્તિ
**સામયિક, વિ૦** સમયપરતુ, વખતને લગતુ, અમુક કાનિન
**સામસામુ, અ૦** એક બીજાની સામી નજર હોય એમ ૨ એક બીજાની વિરુદ્ધ, હરિફાઇમા, સ્પર્ધામા, પ્રતિપક્ષે

**સામળું**, વિ૦ કાળાશ પડતું, ઘેરા રંગનું
**સામંજસ્ય**, ન૦ (સ૦) યોગ્યતા, ચોકસાઇ
**સામંત**, વિ૦ સામત, જુઓ [સમુદાયિક
**સામાજિક**, વિ૦ સમાજ સબંધી, સસારને લગતુ,
**સામાન**, પુ૦ જીવન વ્યવહારને માટે ઉપયોગી ચીજો તે સામગ્રી, સાહિત્ય, સરજામ, રાચરચીલુ, ઘરવાખરો. ૨ ભાર [તુ ૨ ખાસ નહિ એવુ
**સામાન્ય**, વિ૦ (સ૦) સાધારણ,મધ્યમ,વચગાળે
**સામાન્યનામ**, ન૦ આખા વર્ગને લાગુ પડે એવુ નામ, ઘણાને લાગુ પડતુ–વિશેષથી ઉલટુ
**સામાન્યા**, સ્ત્રી૦ (સ૦) વારાગના, વેશ્યા.
**સામાપાચમ**, સ્ત્રી૦ ભાદરવા સુદિ પાચમ, ઋષિ પચમી એ દિવસે સામો–અણખેડ ધાન્ય ખાઇને રહેવાનુ વ્રત કરાય છે
**સામાવાળિયો**, પુ૦ શત્રુ, હરીફ, પ્રતિપક્ષી, ભીરુ
**સામાવાળો**, પુ૦ સામાવાળિયો, હરીફ, પતિપક્ષી
**સામસામી**, અ૦ એક બીજાની સમુખ, મોઢામોઢ, એકબીજાની સામે ૨. સ્પર્દ્ધા–હરીફાઇમા એમ ૩ જાતોજાત **સામાસામી** આવવુ=લડવુ,હરીફાઈ મા પડવુ
**સામિપ્ય**, ન૦ (સ૦) સમીપતા, પાસેપણુ
**સામીલ**, વિ૦ (ફા૦) સામેલ, જોડાયેલુ, મળેલુ ૨ ભાગીદાર, હિસ્સાવાળુ, સોબતી, મદદગાર
**સામુ**, અ૦ સમુખ, રુબરુ, નજર આગળનુ ૨. ઉલટુ, વિરુદ્ધ, અવળુ ૩ પ્રત્યુત્તરમા, વિવેક છોડીને, બેમર્યાદાપણે 'સામું બોલવુ' ૪ આગળ–પાસે જવુ તે 'સામા જવુ' ૫ સ્પર્ધામા, સરખાપણામા 'નમ્યુ હેમને સામા શ્રી કૃષ્ણુ કસ્યા' ૬ તરફ, ભણી 'સામુ જોને નદના છોગાળા' ૮ અટકાવ, અવરોધ કરવો તે 'સામુ થવુ' ૮ વિરોધી તરફનું ૯ બદલા–સાટામા એમ ૧૦ હજુરમા, પ્રત્યક્ષ, મો આગળ 'મારી સામો, આવીને કહે' [ખાડી
**સામુદ્રધુનિ**, સ્ત્રી૦ બે મોટા સમુદ્રોને જોડનારી
**સામુદ્રિક**, વિ૦ શરીર પરના ચિહ્ન પરથી શુભાશુભ વર્તવુ તે સંબધીનુ ૨ સમુદ્ર સંબંધી.
**સામે**, અ૦ સંમુખ, રૂબરૂ, નજર આગળ, સામે ૨ વિરુદ્ધમા ઉલટા પક્ષમાં ૩ દુશ્મન તરીકે
**સામેલ**, વિ૦ સામીલ, જોડાયલુ, સાથી, ભાગીદાર ૨ સ્ત્રી૦ ધુસરીને છેડે ઘાલવાની ખીલી
**સામેલુ**, ન૦ સામેલુ, મુસલ [સમોલ
**સામૈયુ**, ન૦ દેવ રાજા કે મોટા માણસને વાજતે ગાજતે સાજન સાથે સામા લેવા જવુ તે, નવા આવનારની સામે લેવા જવુ સરઘસ તે, આદર સત્કાર કરનારુ સરઘસ.
**સામો**, પુ૦ વગર ખેડે કે વગર વાવે થતુ એક જાતનુ ખડ ધાન્ય ભાદરવા સુદિ પાચમિ તે ખાવાનુ માહાત્મ્ય છે
**સામોપચાર**, પુ૦ મીઠા વચને કરીને મનવવુ તે. સામાને પ્રિય લાગે એવી સમજાવવાની રીત તે
**સામ્ય**, પુ૦ સરખાપણુ, મળતાપણુ
**સામ્રાજ્ય**, ન૦ (સ૦) જેમા ઘણા ખડિયારાજ્યો હોય એવુ મોટુ રાજ્ય, શહેનશાહત, પાદશાહી
**સામ્રાટ**, પુ૦ (સ૦) સમ્રાટ, ચક્રવર્તી રાજા, પાદશાહ, શહેનશાહ [યાર ૩ વિ૦ મદદગાર
**સાયક**, ન૦ (સ૦) બાણુ, તીર ૨. ખડ્ગ, હથિ-
**સાયર**, પુ૦ સાગર, સમુદ્ર, દરિયો, ૨ કવિ, કાવ્ય કરનારો **સાયરી**=કાવ્યવિદ્યા ૩ દારૂ તાડી વગેરે કેફી ચીજો ઉપરનો કર તે
**સાયકાળ**, પુ૦ સધ્યાકાળ, સમીસાજ, અસુર
**સાયપ્રાત**, સ્ત્રી૦ સાજસવાર
**સાયસન્ધ્યા**, સ્ત્રી૦ સૂર્યાસ્ત સમયની સધ્યા તે
**સાયુજ્ય**, વિ૦ સાથે મળી–જોડાઇજાય એવુ સમાઇ જાય એવુ ૨ સ્ત્રી૦ ચાર પ્રકારની મુક્તિ બ્રહ્મ–ઇશ્વરમા એકાકાર થઈ જવાવુ તે 'તુહિ સ્વર્ગ ! તુ મોક્ષ પ્રત્યક્ષ મારે ! મારે ! કદા પામુ સાયુજ્ય તારૂ સદા રે ! !'
**સાયો**, પુ૦ મદદ, આશરો ૨. ફકિરનો ઝભ્ભો
**સાર**, વિ૦ સારુ ( કવિતામા )
**સાર**, પુ૦ રસકસ, સત્વ ૨ તાત્પર્ય, મતલબ, સારાશ ૩ મૂલાર્થ ૪ ઉદ્દેશ, હેતુ ૫ કૃપા મદદ. ૬ લાભ, ફળ, માલ ૭ સ્ત્રી૦ સારવાર, આશ્વાસના. ૮ સાંત્વના, બરદાસ. ૯. કાણું, ઝીણુ, બાકુ 'ચારણીના સાર.'

**સારક,** **વિ૦** (સ૦) સરકાવે એવુ, રેચક ૨ ઠીક ઠાક કરનાર ધ્રુચ કાઢનાર હોળનાર
**સારડી,** **સ્રી૦** સાયડી, વિંધ પાડવાનુ ઓજાર ૨ દમનાર, દુ ખ દેનાર, રોજને રોજ કનડનાર
**સારણુ,** **ન૦** કુવાનુ વહેણુ, વાવ કુવામાથી કાઢેલી નહેર ૨ **વિ૦** સારનાર, નિભાવનાર, ચલાવનાર ૩ **ન૦** પેઢુમાની આતરડા ગાઠ, અતર્ગળ
**સારણગાઠ,** **સ્રી૦** પેઢુમાની અત્રગાઠ, જે વાયુના જોરે કોથળીમા સરી પડે છે તે એને સરતા અટકાવવા પટો રાખવો પડે છે, તેને સારણગાઠનો પટો કહે છે [કોષ્ટક, કોઠો
**સારણી,** **સ્રી૦** (સ૦) નહેર, નીક ૨ આવલી,
**સારતા,** **સ્રી૦** સારપણુ, સત્વપણુ
**સારથિ,** **પુ૦** (સ૦) રથ હાકનારો, ગાડીવાન.
**સારપવુ,** **ક્રિ૦** **સ૦** કયારામાના નકામા છોડ તાણી નાખીને પાછા કાદવમા દાબવા તે
**સારમડળ,** **ન૦** એક જાતનુ ૩૨ તારનુ વાજુ
**સારમેય,** **પુ૦** શિકારી કુતરો ૨ ધનધાન્ય વગેરે
**સારવા,** **સ્રી૦** ફળદ્રુપ જમીન
**સારવાન,** **પુ૦** ઉંટવાળો, રાયકો, ઉંટ હાકનારો
**સારવુ,** **ક્રિ૦** **સ૦** શ્રાદ્ધ કરવુ, તર્પણ કરવુ સરાવવુ ૨ વિંધવુ, કાણુ પાડવુ, વેહ પડે એમકરવુ. ૩ પરોવવુ, અદર ઘાલવુ પેસાડવુ ૪ દુ ખ દેવુ, કનડવુ ૫ ખેરવવુ, પાડવુ ટપકાવવુ 'આસુ સારવુ' આજવુ, ચોપડવુ લગાડવુ, 'કાજળ સાર્યાજી' ૭ પાર પાડવુ, નિભાવવુ બનીઆવવુ, પૂર્ણ કરવુ 'નરેણી તરવારનું કામ ન સારે' ૮ શણગારવુ, સોહાવવુ
**સારસ,** **ન૦** સરોવર–તળાવને કાઠે રહેતા લાલ પગ અને લાલ ચાચના રાખોડિયા રગના પખી એ નરમાદાનુ જોડુ સાથેજ રહે છે, અને એક મરતા બીજુ વિયોગથી કટાળી પ્રાણ કાઢી નાખે છે એના બોલવાને 'કૂજન' કહે છે
**સારગ,** **પુ૦** (સ૦) બપોરે ગવાતો એક રાગ ૨ મૃગ, હરણુ ૩ ધનુષ્ય, કામઠુ ૪ હાથી, ગજ ૫ સિંહ ૬ ભમરો ૭ સારગ ૮ મેઘ ૯ ચદન, સુખડ ૧૦ કામદેવ [છે એવા વિષ્ણુ
**સારગપાણિ,** **પુ૦** (સ૦) જેના હાથમા સારગ
**સારગી,** **સ્રી૦** એક જાતનુ તતુવાદ્ય, કીનરી
**સારાશ,** **સ્રી૦** સારાપણુ, ભલાઈ ૨ મેળ, દોસ્તી
**સારાસાર,** **પુ૦** સાર ને અસારતા તે, સારા ખોટાનો વિચાર [અતર પ્રેમની ગાઠ તે
**સારાસારી,** **સ્રી૦** મૈત્રી મિલાપ, દોસ્તી ૨
**સારો,** **ન૦** રહારા, રખડતા ગરીબ ચોર લોક તે,
**સારાશ,** **પુ૦** ભાવાર્થ, મતલબ, તાત્પર્ય [નારુકારુ
**સારિકા,** **સ્રી૦** મેના [સ્વરની પરિભાષા
**સારીગમ,** **સ્રી૦** ગેય રાગના સૂરની બારાખડી,
**સારીપેઠે,** **અ૦** પૂરતી રીતે, ખૂબ, પૂર્ણ રીતે ૨ ખૂબ, પુષ્કળ, જોઈએ તેટલુ ૩ તદુરસ્ત, આરોગ્ય ૪ સારીકાણી, ધરાઈને એમ ૫ ધ્યાનથી,
**સારીવા,** **સ્રી૦** ઔષધિ [કાળજીથી
**સારૂ,** **અ૦** માટે, વાસ્તે લીધે
**સારુ,** **વિ૦** સુદર, સરસ, રૂડુ, શોભીતુ ૨ આખુ, બધુ, પૂર્ણ ૩ ફાયદાકારક, લાભદાયક ૪ સુખદાયક ૫ સુઘડ ૬ પાકુ, ટકાઉ ૭ ઘટતુ, યોગ્ય
**સારુ** કરવુ=સુધારવુ, ઠીકકરવુ, દુરસ્ત કરવુ ૨
**સારેવડુ,** **ન૦** ચોખાનો પાપડ [ભલુ કરવુ
**સારો,** **પુ૦** સારપત્રિકા, વર્ષ દરમિયાન બનવા જોગ બનાવોની આગાહી તે
**સાર્થ,** **વિ૦** (સ૦) અર્થયુક્ત, અર્થ સહિત
**સાર્થક,** **ન૦** સફળતા કૃતાર્થ, ૨ પ્રમાણુ
**સાર્થવાહ,** **પુ૦** માલ વેચવા દેશપરદેશમા ફરનારો વેપારી, વણજારો ૨ સઘવી, યાત્રાળુઓનો આગેવાન–ભોમિયો
**સાર્વજનિક,** **વિ૦** સર્વેને ઉપયોગનુ, લોકોપયોગી
**સાર્વભૌમ,** **વિ૦** (સ૦) ચક્રવર્તી, શહેનશાહી
**સાલ,** **સ્રી૦** વર્ષ, બાર મહિના ૨ પાકની મોસમ તે ૩ વરસાણુ, વર્ષાસન ૪ વિધમા બેસે એવો છેડો, બધ બેસતો સાધો ૫ નડતર, હરકત, આડખીલી, ફાસ 'આ સાલ વળી તમે ક્યાથી આણ્યુ' સાલકસચો=છુપી ગોઠવણુ ૬ ગીલીદડાની રમત ૭ શાલ
**સાલગીરી,** **સ્રી૦** વષગાઠ, જન્મદિવસ
**સાલગુદસ્ત,** **ન૦** પાછલી સાલ, ગતવર્ષ.

**સાલમ,** પુ૦ ધાતુપુષ્ટ એક જાતનો કંદ
**સાલવવું,** ક્રિ૦ સ૦ સાલ બેસતા કરીને ઉભું કરવું, સાલ ઘાલવા ૨. હલામણ થાય એમ કરવુ, પચાતી ઉભી કરવી ૩ સગ કરવો
**સાલવાર,** અ૦ વરસવાર, વર્ષાનુક્રમસર
**સાલવારી,** વિ૦ એકપછી એક સાલવારહોય તેવુ
**સાલવી,** પુ૦ સુતાર ૨ વણકર, શાળવી
**સાલવુ,** ક્રિ૦ અ૦ ખુચવુ, ખટકવુ, રહી રહીને સાભરવુ ને દુખવુ ૨ લાગવુ, અસર થવી.
**સાલસ,** વિ૦ મવાલ, નરમ સ્વભાવનુ, ભલુ ૨ સુધુ, વિવેકી ઠાવકુ ૩ મર્યાદશીલ,ડરકુ, શરમાળ
**સાલસાઇ,** સ્ત્રી૦ ભલમનસાઇ, સાલસપણુ ૨ સરલતા [૨ ઢગવગરનુ
**સાલાતુલુ,** વિ૦ ભોળુ, નિષ્કપટી, નિખાલસ,
**સાલિયા,** ન૦ સાલિયુ, સાલ કાઢેલુ આદુ
**સાલિયાણુ,** ન૦ વર્ષાસન, વાષિક વેતન, જીવાઇ
**સાલિયુ,** ન૦ વર્ષાસન ૩ વિ૦ સાલસાલનુ,વાર્ષિક
**સાલોક્ય,** ન૦ (સ૦) સલોકતા, જુઓ
**સાલ્લો,** પુ૦ સ્ત્રીઓને પહેરવાનુ ૨ ગિતવસ્ત્ર,છાયલ
**સાવ,** વિ૦ (સ૦ સર્વ) તમામ, બધુજ ૨ અ૦ તદન, બિલકુલ, નરાતાળ
**સાવકુ,** વિ૦ (સ૦ સાપત્નીક) ઓરમાઇ, બીજી માનુ, સાવકી મા=અપર માતા
**સાવચેત,** વિ૦ સાવધાન, હોશિયાર, જાગ્રત,સચેત
**સાવચેતી,** સ્ત્રી૦ સાવધપણુ, સાવધાનતા, હોશિયારી, જાગર્તિ. ૨ ખબડદારી તપાસ તજવીજ, નીઘા ૩ ચેતવણી [જડભરત
**સાવજ,** પુ૦ ચિત્તો, વાઘ, ૨ વિ૦ જગલી,રાની,
**સાવધ,** વિ૦ સચેત, જાગ્રત, સાવચેત
**સાવધાન,** વિ૦ (સ૦) સાવધ, સચેત, ખબડદાર ૨ ધ્યાન દઇ રહેલુ
**સાવધાનતા,** સ્ત્રી૦ સાવધાનપણુ, સાવધાની
**સાવધાની,** સ્ત્રી૦ હોશિયારી,ખબડદારી ૨ તપાસ
**સાવન,** (સ૦) સૂર્ય સબધી, એક સૂર્યોદયથીબીજા સૂર્યોદય લગીનો એક દિવસ એ ગણતરીનુ તે
**સાવરણી,** સ્ત્રી૦ કચરો કાઢવાની ઘાસ અથવા તાડછાના રેસાની જુડી, ઝાડુ, બુહારણી
**સાવરણો,** પુ૦ મોટી સાવરણી.
**સાવરિયુ,** ન૦ સાસરૂ
**સાવલુ,** ન૦ શકોરૂ, ચપણિયુ
**સાવિત્રી,** સ્ત્રી૦ (સ૦) ગાયત્રી. બ્રાહ્મણ, ક્ષત્રિય ને વૈશ્ય એ ત્રણ વર્ણની મત્રદેવતા ૨ શિવપત્ની, પાર્વતી ૩ બ્રહ્માની સ્ત્રી [લેવુ ૩ ટેકો દેવો
**સાહવુ,** ક્રિ૦ સ૦ સહાવુ, પકડવુ, ઝાલવુ ૨ કબજે
**સાશ્ચર્ય,** વિ૦ સવિસ્મય, અચબાપૂર્વક
**સાષ્ટાંગ** વિ૦ અ૦ (સ૦) આઠે અગ સહિત, આઠે અગે (મસ્તક, આખ, હાથ, છાતી, પગ, ઘુટણ, મન અને વાણી) 'સાષ્ટાગ પ્રણામ'
**સાસ,** પુ૦ શ્વાસ દમ, ૨ હાફ ૩ જીવ
**સાસરવાસ,** પુ૦ સાસરામા વસવુ-રહેવુ તે ૨ સાસરવાસો
**સાસરવાસો,** પુ૦ છોકરીને સાસરે જતા તેના ઉપયોગ માટે આપવાના લુગડાં ઘરેણા અને અગલ નો સરસામાન વગેરે ને, કરિયાવર
**સાસરવેલ,** સ્ત્રી૦ સસરાના કુટુબનો પરિવાર વગેરે તે, સસરાનો પરિવાર
**સાસરિયા,** ન૦ સાસરાના સગા-કુટુબીજન
**સાસરૂ,** ન૦ સાસરાનુ ઘર (વહુ વરને અરસપરસ)
**સાસુ,** સ્ત્રી૦ (સ૦ શ્વશ્રૂ) વર વહુની મા, બાઈજી
**સાસુજાયો,** પુ૦ સાસુનો છોકરો તે, વર, પાત.
**સાસુડી,** સ્ત્રી૦ સાસુ
**સાસોટ,** વિ૦ શ્વાસભેર, હાફતુ
**સાસ્ના,** સ્ત્રી૦ (સ૦) ગાયને ગળે જે ગોદડી જેવી ચામડી લબડે છે તે ગૌકાબળ.
**સાહ,** પુ૦ શાહ, સાહુકાર
**સાહચર્ય,** ન૦ (સ૦) બહુ ગાઢ સબધ-સસર્ગ. ૨ મૈત્રી, મેળાપ, ઘાડો સહવાસ તે [હાય તે
**સાહજન,** ન૦ સાજન, સારા માણસોનો સમુ-
**સાહજનુ,** ન૦ સાજનું, ન્યાતનુ પચ, જમાત
**સાહજિક,** વિ૦ સહજ એવુ તે, સ્વાભાવિક, કુદરતી, યદૃચ્છા
**સાહસ,** વિ૦ અવિચારી, જોયા વિચાર્યા વગરનુ; ૨ ન૦ અવિચારી-જોખમ ભરેલુ કામ ૩. શૂરત્વ. (૪) ધાઇ, ધાષ્ટ્ય

**સાહસિક,** વિ૦ સહસા, અવિચારી, ઉતાવળિયુ ૨ જોખમ ખેડનાર ૩ હિમ્મતવાળુ, બહાદુર
**સાહાયક,** વિ૦ મદદ કરનાર ૨ ન૦ સાથી, મિત્ર, મદદગાર [૩ ઓથ, ટેકો.
**સાહાય,** સ્ત્રી૦ મદદ, કુમક ૨ મૈત્રી, દોસ્તી
**સાહાવુ,** ક્રિ૦ સ૦ પકડવુ, ઝાલવુ, ધરવુ
**સાહિત્ય,** (સ૦) કાવ્ય, નાટક અને લલિત, રસિક ભાવવાળુ વાઙ્મય તે, આનદ, ઉત્સાહ, ઉપદેશ અને રસ ઉપજાવે એવુ મનોરજક લખાણ કાવ્ય વગેરે તે ૨. સાધન, સામગ્રી, કોઇ ક્રિયાને પૂર્ણ કરવાને ઉપયોગી ચીજો તે
**સાહી,** સ્ત્રી૦ રૂશનાઇ, શાહી, મસી
**સાહીબી,** સ્ત્રી૦ સાહેબી, વૈભવ, ઠાઠમાઠ
**સાહુ,** વિ૦ સારો, પ્રમાણિક, વટ—સાખવાળો
**સાહુકાર,** પુ૦ પ્રમાણિક—વટવાળો માણુસ, વહેવારિયો, શરાફ ૨ ભલો માણુસ ૩ ઉઠાવગીર, લુચ્ચો (વ્યગમા)
**સાહુકારી** સ્ત્રી૦ પ્રમાણિકતા, વહેવાર, સાખ, આબરૂ ૨ સુજનતા, ભનાઇ ૩ છડામણુ
**સાહુડી,** સ્ત્રી૦ સસલા જેવડુ સિમોળિયાવાળુ એક ચાર પગુ પ્રાણી
**સાહેત,** અ૦ હમણાજ, મિચકારામા, જરાકમા
**સાહેદ,** પુ૦ સાક્ષી, જુબાની આપનાર
**સાહેદી,** સ્ત્રી૦ જુબાની, પુરાવો ૨ સાક્ષી
**સાહેબ,** પુ૦ માલીક, ધણી, શેઠ ૨ સ્વામી ૩ મોટો માણુસ, ગૃહસ્થ ૪ મહેરબાન, મુરબ્બી ૫ ઇશ્વર, પ્રભુ ૬ ટોપીવાળો, યુરોપવાસી તે
**સાહેબખાની,** વિ૦ ઉંચી જાતનુ, ઉંચી બનાવટનુ
**સાહેબજાદી,** સ્ત્રી૦ ગૃહસ્થ—ઉમરાવની દીકરી, કુવરી 'તમે ઓઢો સહેબજાદી ચુદડી'
**સાહેબજાદો,** પુ૦ ઉમરાવનો જણ્યો, ગૃહસ્થનો પુત્ર, ખાનદાન કુટુમનો નબીરો
**સાહેબલોક,** પુ૦ ગૃહસ્થ ૨ ગોરાલોક ટોપીવાળા યુરોપીયનો [પણુ, સત્તા
**સાહેબી,** સ્ત્રી૦ મોટો વૈભવ, શેઠાઇ ૨ ધણી-
**સાહેબો,** પુ૦ સ્વામી, વર, ધણી
**સાહેર,** પુ૦ સાયર, સાગર, સમુદ્ર, દરિયો.
**સાહેલી,** સ્ત્રી૦ સખી, બહેનપણી. ૨ ચંબેલી જેવો એક જાતનો ફૂલછોડ
**સાહ્ય,** સ્ત્રી૦ સહાય, મદદ, કુમક
**સાહ્યતા,** સ્ત્રી૦ સહાયતા, મદદ [આશ્રય
**સાહ્યો,** પુ૦ કુમક, ઓથ, પાછળના બળનો ટેકો,
**સાળ,** સ્ત્રી૦ શાળ, કાપડ વણવાનુ યત્ર.
**સાળવી,** પુ૦ કપડા વણનાર ૨ એક નાત
**સાળાવેલી,** સ્ત્રી૦ સાળાની વહુ તે
**સાળિયુ,** ન૦ નાના જાડા ચોખાની ડાગેર
**સાળી,** સ્ત્રી૦ વહુની બહેન
**સાળુ,** પુ૦ સ્ત્રીઓને પહેરવાનુ ઝીણુ રગિત કપડુ
**સાળું,** અ૦ વિચારની મુશ્કેલીમા ગાળ જેવા તિરસ્કાર—કટાળાનો ઉદ્ગાર
**સાળેલી,** સ્ત્રી૦ સાળાની વહુ તે
**સાળો,** પુ૦ (શ્યાલક) વહુનો ભાઇ
**સિગ,** સ્ત્રી૦ શિંગ
**સિગડી** સ્ત્રી૦ શિંગડી, જુઓ [અસ્થિશૂળ
**સિગડુ,** ન૦ શિગડુ, પશુ વગેરેને માથે ફૂટતા
**સિગોટી,** સ્ત્રી૦ શિગડાની ફૂટ, શિગડા ઉગે છે તે ભાગ ૨ શિગડા પરનો કર
**સિગોડી,** સ્ત્રી૦ શિગોડી
**સિગોડુ,** ન૦ શિગોડુ એને સુકવી ખાડી કે દળીને લોટ કરવામા આવે છે
**સિચણિયુ,** ન૦ ફૂલઝાડને પાણી સિચવાની ઝારી ૨ કુવામાથી પાણી કાઢવાનુ દોરડુ
**સિચવુ,** ક્રિ૦ સ૦ કુવામા મૂકવું, ઉતારવુ ૨ છાટવુ, રેડવુ, પાણી પાવુ ૩ ઉપરાઉપરી ભરવુ —ગોઠવવુ ૪ ભર્યા કરવુ, લાધવુ ૫ ખૂબ પીવુ.
**સિચાણો,** પુ૦ બાજ, શકરો, સમડો
**સિદરી,** સ્ત્રી૦ દોરી, કાથાની દોરડી
**સિદૂર,** ન૦ (સ૦) પારો, સીસુ ને ગધકની મેળવણીનો લાલ સુરેખ ભુકો તે, સીસાને રાધીને પારો તથા ગધક મેળવી બનાવેલુ ચૂર્ણ
**સિદૂરિયા,** વિ૦ સિદૂરના જેવા રગનુ
**સિંધવ,** પુ૦ એક જાતનો ખાર એ ખાણમાંથી નીકળે છે ૨ ઘોડો, અશ્વ [મોટી નદી
**સિધુ,** પુ૦ (સ૦) દરિયો, સમુદ્ર, એ નામની

સિંહુરો, પુ૦ શર ચડે એવા સૂરનો એક રાગ
સિંહ, પુ૦ (સ૦) એક મોટું બળવાન હિંસક પ્રાણી, વનરાજ, મૃગરાજ ૨ એક રાશી
સિંહણ, સ્ત્રી૦ સિંહની માદા, સિંહિકા એને કેશાળી હોતી નથી. [ઇનો પોકાર
સિંહનાદ, પુ૦(સ૦) હુંકાર, ગર્જના ૨ લડા
સિંહસ્થ, વિ૦ બૃહસ્પતિ સિંહ રાશિમાં હોય એવું વર્ષ સિંહના બૃહસ્પતિ બાર વર્ષે થાય છે
સિંહાસન, ન૦ (સ૦) ગાદી, દેવ રાજા, આચાર્ય અને મોટા જનને બેસવાનું સુંદર આસન, ભદ્રાસન, રાજ્યાસન, સુંદર અને કિમતી કારીગરી વાળી બેઠક
સિંહાવલોકન, ન૦ સાવચેતીભ રેલી તપાસણી
સિંહિકાસુત, પુ૦ સિંહ ૨ રાહુ
સિકતા સ્ત્રી૦ રેતી, પણો
સિકલ, સ્ત્રી૦ મુખવટો, ચહેરો ૨ દેખાવ,ડોળ, ઢંગ ૩ ઘાટ રોનક, તેજ
સિકલીગર, પુ૦ ઘસીને સાફ કરનારો, ઘસનારો, સરાણિયો ૨ ઓપણિયો, ઓપ દેનારો
સિકંદર, પુ૦ ગ્રીસનો મહાન શહેનશાહ, એલેકઝાંડર ૨ ઉન્નતિ સિતારો [લેવુ, પાસ કરવુ
સિકારવું, ક્રિ૦ સ૦ સ્વીકારવુ, કબૂલ કરવુ. ૨
સિકોતરૂ, ન૦ એક જાતનુ ભૂત
સિકોરૂ, ન૦ શકોરૂ, ચપણિયુ
સિક્કાદાર, વિ૦ છાપવાળુ,ચોખ્ખી ભભકતુ ૨ સુંદર દેખાવતુ, ભભકાદાર [અનામત.
સિક્કાબંધ, વિ૦ મહોર છાપવાળુ, બીડેલુ ૨
સિક્કેકટાર, સ્ત્રી૦ કટારની છાપ હોય એવી મહોર અથવા નિશાની તે
સિક્કો, પુ૦ છાપ, મહોર ૨ મહોરવાળુ નાણુ, ચલણી નાણુ ૩ ઘાટ, ચહેરો ૪ મોટી લ ખોટી ૫. છાપ, ડંકો, ફતેહની નિશાની
સિજવવું, ક્રિ૦ સ૦ ચઢવવુ, ધીમી ગરમીએ બફાવા દેવું ૨ દાઢુ પાડવુ
સિજવું, ક્રિ૦ અ૦ ચઢવુ, રંધાવુ, બફાવુ ૨ બળવુ, દાઝવુ દુ ખી થવુ ૩ પાર પડવુ સિદ્ધ
સિટી, સ્ત્રી૦ સીટી, સીસોટી. [થવુ
સિતળા, સ્ત્રી૦ શીતળા, બળિયા
સિતાફળ, ન૦ એક જાતનું શરદ ઋતુમા પાકતુ ફળ, અનુરૂ, અનુછ [છડી
સિતાફળી, સ્ત્રી૦ સિતાફળનુ ઝાડ,અનુરી, અનુ-
સિતાર, પુ૦ એક જાતનુ તતુવાદ્ય.
સિતારો, પુ૦(ફા૦) ગ્રહ,તારો ૨ નસીબ, દશાયોગ
સિત્તેર,વિ૦ સાઠ ને દસ,૭૦ [૩ ચઢતી,આબાદી
સિત્યાશી, વિ૦ એંશી ને સાત, ૮૭
સિત્યોતેર, વિ૦ સિત્તેરને સાત, ૭૭
સિદ, અ૦ શીદ, શા માટે, શા કારણે.
સિદાવવું, ક્રિ૦ સ૦ પીડાવવુ, પજવવુ, રિબાવવુ, હેરાન કરવુ
સિદાવું, ક્રિ૦ અ૦ પીડાવુ, દુ ખી થવુ, રીબાવુ.
સિદ્ધ, વિ૦ (સ૦) પકકુ, નક્કી. ૨ પાર પડેલુ, તૈયાર સજ્જ ૩ દાખલા દલીલથી પુરવાર કરેલુ, સાબીત ૪ પુ૦ જ્ઞાનથી પૂર્ણ એવો સંત જેની પાસે સિદ્ધિ હોય તે, જેની વાણી ફળે તે
સિદ્ધતા, સ્ત્રી૦ સિદ્ધપણુ સિદ્ધત્વ. ૨ સાબીતી
સિદ્ધસાત્રક, પુ૦ ધારેલુ કામ પાર ઉતારવાને માટે મળી ગયેલા ગુરુ ચેલો તે ૨ એઉ કાર્ય કરી જાણે એવો જે તે, ભુવોને જાગરિયો એકજ
સિદ્ધાઇ, સ્ત્રી૦ સિદ્ધપણુ. ૨ સિદ્ધની મોટાઇ
સિદ્ધાંત, પુ૦(સ૦)પ્રમાણથી કરેલો જે નિર્ણય તે, નિશ્ચય, દઢમત, ઠરાવ ૨ મતવ્ય, વિચાર, અનુમાન [ઉપર આવેલુ ૨ દઢ ઠરાવનું.
સિદ્ધાતી, વિ૦ સિદ્ધાતવાળુ, એક નક્કી વિચાર
સિદ્ધિ, સ્ત્રી૦ (સ૦) કાર્ય કે ધારણાની પરિપૂર્ણતા તે, પાર ઉતરણી ૨ મુક્તિ, છુટકો ૩ જય, ફતેહ. ૪ તપ મત્ર વગેરેથી પ્રાપ્ત થનારૂ અલૌકિક અદ્ભુત સામર્થ્ય તે.
સિદ્ધવુ, ક્રિ૦ અ૦ પૂર્ણ થવુ, સિદ્ધથવુ.
સિધવો, પુ૦ ગાડાના પાછલા ભાગમા મૂકવાનુ જે ટેકણ લાકડુ તે, પુઠિયુ. [વદાય થવુ.
સિધારવું-વવુ, ક્રિ૦ અ૦ જવુ, ચાલતી પકડવી,
સિધી, પુ૦ આફ્રિકાનો રહેવાસી, હબસી.
સિપણી, સ્ત્રી૦ સિપવુ તે, છટકાવ.
સિપવું, ક્રિ૦ સ૦ છાટવુ; રેડવુ

**સિપાઇ**, પુ૦લડવૈયો, હથિયારબંધ રહેનાર માણસ ૨. પટાવાળો ૩ ચોકીદાર. **સિપાઇ બચ્ચો**= શરવીરનો પુત્ર
**સિપાઇગીરી**, **સ્ત્રી૦** સિપાઇનું કામ તે.
**સિપાણી** **સ્ત્રી૦** નાની છીપ, શખલી
**સિપાત**, પુ૦ સન્યાસી, શ્રીપાત
**સિફત**, **સ્ત્રી૦** ગુણ, ખાસિયત. ૨ તારીફ,વખાણ ૩ તરેહ,છટા ૪ હિકમત, કરામત [છાલકુ
**સિફલુ**, વિ૦ છછુકલું, ભલીવાર વગરનુ, છાછરુ,
**સિફાબહાદુર**, વિ૦ હિમ્મતવાળો, છાતી ધડો, મજબુત મનનો માણુસ
**સિફારસ**, **સ્ત્રી૦** ( ફા૦ ) સિપારસ, ભલામણ, ભાળવણી કોઇના શ્રેય માટે પોતાના જાણીતા ઉપર વગ ચલાવવી તે
**સિબદી**, વિ૦ સિરબદી, જુઓ
**સિમલો**, પુ૦ એક જાતનુ ઝાડ એના જિંડવા- માથી બહુ સુવાળુ રૂ નીકળે છે
**સિમાડો**, પુ૦ ગામને લગતી જમીનનો છેડો, ગામની હદ ૨ સરહદ, મર્યાદા
**સિમટ**, પુ૦ (અ૦ **સીમેન્ટ**) એક જાતની ઘણી ચીકણી બનાવટી માટી,કોઇ ચીજને વધારે ચીવટ ચોટાડી દે એવી વસ્તુ તે
**સિર**, **ન૦** માથુ, મસ્તક, ટોચ, શિખર
**સિરતાજ**, પુ૦ માથાનો મુગટ
**સિરપેચ**, પુ૦ ફેંટા અથવા પાઘડી ઉપર બાંધ- વાનો હીરામોતી જડિત પટકો
**સિરબદી**, વિ૦ સમ્રાટને જરૂર પડે ત્યારે સામત રાજાએ પોતાને ખરચે રાખેલુ લશ્કર પુરૂ પાડવુ તે ૨ એવુ રાખેલુ લશ્કર તે ૩ મહારાજાના લશ્કરનો જે ભાગ ખડિયા રાજાને ત્યા તેના ખરચે રહે છે તે
**સિરસ**, પુ૦ સિળસ ,ચામડીનો વિકાર
**સિરસ્તેદાર**, પુ૦ અમલદારનો મુખ્ય કારકુન જે વિગત રજુ કરે છે અને જુબાનીઓ વગેરે લખે છે
**સિરસ્તો**, પુ૦ ચાલુ વહીવટ, ધારો, નિયમ
**સિરાજ**, **સ્ત્રી૦** બત્તી, ચિરાગ
**સિરામણ**, **ન૦** નાસ્તો, સવારનુ ખાવાનુ
**સિરાવવું**, ક્રિ૦ સ૦ નાસ્તો કરવો. ૨ સબડકે ખાવુ, હોશથી ઝપાટે ખાવુ
**સિરોઇ**, **સ્ત્રી૦** પાણી ભરી રાખવાનુ નળી જેવા મોનુ મોટા પેટનુ વાસણ
**સિલક**, **સ્ત્રી૦**વધારો, પુરાત,જણસ [જેમનું તેમ
**સિલસિલાબધ**, અ૦ હારદોર ૨ અકબધ,
**સિલાઇ**, **સ્ત્રી૦** સિવડામણ,સિવવાની મજુરી ૨. સિવવાની ઢબ, સિવણ
**સિલાજીત**, પુ૦ પત્થરમાથી ઝરેલી રસીનો પદાર્થ, એ ઓસડ તરીકે વપરાય છે, શિલાજીત
**સિલેદાર**, પુ૦ ઘોડેસ્વાર સિપાઈ (ઘોડાનુ ખરચ તેને પોતાને માથે હોય છે)
**સિવડામણ-ણી**, **ન૦** સિલાઈ
**સિવડાવવુ**, ક્રિ૦ સ૦ દરજી પાસે કપડાને કાપી સાંધીને બેસતો ઘાટ કરાવવો
**સિવણ**, **ન૦** સિલાઇ, સિવવુ તે, સિવવાની ઢબ- છબ ૨ સિવવાની મજુરી ૩ સિવેલુ તે
**સિવણી**,**સ્ત્રી૦**સિવવાની રીત-ઢબછબ તે,સાધવુ તે
**સિવવુ**, ક્રિ૦ સ૦ સોયદોરાથી ટાકા મારી જોડવુ -સાધવુ, દોરો ભરવો, ટાકા દેવા
**સિવાઈ**, **સ્ત્રી૦** સીવડામણ
**સિવાય**, અ૦ વગર, વિના ૨ વધારામા
**સિસમ**, પુ૦ એક જાતનુ ભારે, કઠણુ, કાળા રંગના લાકડાવાળુ ઝાડ
**સિસોટી**, **સ્ત્રી૦** સીટી, હોઠ દાબીને કે ભુગળી રાખી પવન ફુકીને ઝીણો અવાજ કાઢવો તે ૨ એક જાતનુ ઝાડ
**સિસોળિયુ**, **ન૦** સાહુડીના શરીર પરનો જાડો શળ જેવો પિછાનો સળિયો
**સિહાવિહા**, અ૦શિયાવિયા,શરમિંદુ,ઓશિયાળુ
**સીક**, **સ્ત્રી૦** લોઢાનો લાબો પાતળો સળિયો,ગજ
**સીકુ**, જુ૦ શિકુ [૨ વિ૦ માદુ,આજારી.
**સીડવું**, ક્રિ૦ સ૦ બધ કરવુ, સજડ પુરવુ-છાદી લેવુ ૨ અદા કરવુ, આપી દેવુ **બીડયુસીડયુ**= ચૂપચાપ [પગથિયાવાળી બનાવટ
**સીડી**, **સ્ત્રી૦** નિસરણી, દાદર, ચઢ ઉતર કરવાની
**સીત**, **સ્ત્રી૦** હળપુણી, કાશ ઉ૦ '**સીત** વળગ્યા

માટે સીતા, વેદ પુરાણે વિદીતા '–ઉદ્ધવ.
**શીત્કાર,** પુ૦ હોઠથી પવન ફુંકી અવાજ કાઢવો તે ૨. ઉશ્કેરવાનો અવાજ તે ૩ કોમળ સીટી જેવો અવાજ ૪ ભય, ને ઠંડીની ધ્રુજારીથી થતો એવો અવાજ
**સીદ,** અ૦ શીદ, શા માટે
**સીદી,** સ્ત્રી૦ સેંકુ, શતક ૨ પુ૦ સીધી, હબસી.
**સીધુ,** ન૦ (સં૦) દારૂ, વારૂણી
**સીધુ,** ન૦ રાંધી ખાવા જેટલુ કાચુ અનાજ વગેરે તે. ૨. ખોરાકી, ખરચી [પ્રમાણિક
**સીધુ,** વિ૦ પાશરૂ, પાધરૂ ૨ સરલ, નિષ્કપટી,
**સીનો,** પુ૦ છાતીનો ફેલાવ, છાતીની વિશાળતા તે
**સીપ,** સ્ત્રી૦ (સં૦ શુક્તિ) છીપ
**સીમ,** સ્ત્રી૦ ગામને લગતી ખેતરપાદરની જમીન ૨ હદ, મર્યાદા, ૩ છેડો.
**સીમઠોક,** અ૦ બધુ, તમામ
**સીમંત,** ન૦ (સં૦) સેંથો ૨ અધરણી
**સીમંતિની,** સ્ત્રી૦ સોવાશણ સ્ત્રી, સૌભાગ્યવતી સ્ત્રી ૨. અધરણિયાત, ઘેણુ [ભૂભાગ તે
**સીમા,** સ્ત્રી૦ (સં૦) હદ, મર્યાદા ૨ અમુક મર્યાદિત
**સીમાડો,** પુ૦ સીમ ૨ ગામની હદ–છેડો
**સીયમ,** વિ૦ ઉતરતા દરજ્જાનુ, હલકી જમીન ત્રીજા નબરે મુકાય એવી હલકી જમીન.
**સીરી,** સ્ત્રી૦ શરી, મીઠી વાસ ૨ લહેજત
**સીસી,** સ્ત્રી૦ શીશી [નરમ ધાતુ
**સીસુ,** ન૦ એક જાતની ભારે પણ વળે તેવી
**સીસો,** પુ૦ સાકડા મોનુ નળાકાર કાચનુ વાસણ, મોટી શીશી.
**સીળી,** સ્ત્રી૦ શીળી, બળિયા, સૈયડ
**સીળુ,** વિ૦ શીળુ, નરમ સ્વભાવનુ, મોળું, ઠંડી પ્રકૃતિનું ૨ વિવેકી, ઠાવકુ ૩ ધીમુ ૪
**સુ,** અ૦ સાથે, પ્રત્યે, શુ [ટાઢુ
**સુંખળાં,** ન૦ ઉંબી ઉપરના સોય જેવા રેસા
**સુંઘવુ,** ક્રિ૦ સ૦ નાકથી વાસ લેવી ૨ નાક વાટે કોઇ ચીજ અંદર લેવી
**સુંઠ,** સ્ત્રી૦ (સં૦) સુકવેલુ આદુ
**સુંઠીપાક,** પુ૦ મોટો ભાગ જેમા સુંઠનો હોય એવો પાક ૨. માર.
**સુંઢ,** સ્ત્રી૦ શુંઢ, હાથીનો નાકનો અવયવ.
**સુંડલી,** સ્ત્રી૦ બોચિયુ, ટોપલી
**સુંડલો,** પુ૦ ટોપલો
**સુંથિયુ,** ન૦માટીની ગોળી નીચે મૂકવાનું વેશા–ઘાસનુ ઉઢાણ 'સુંથિયુ ને સાવરણી.' ૨.પાથ-ડીનો ડુચો
**સુંદણ,** સ્ત્રી૦ભાવસારની ખારવાળી કુંડીની જગા.
**સુંદર,** વિ૦ (સં૦) આંખને અને મનને ગમે એવુ સારૂ, રૂપાળુ, મનોહર ૨ શોભાવાળું ૩. દેખાવમા રમણીક લાગે એવું, દેખાવડું, મજેનું
**સુંદરી,** સ્ત્રી૦ રૂપવાન–દેખાવડી–મોહક સ્ત્રી.
**સુંવાળી,** સ્ત્રી૦ સુકવીને તળેલી પૂરી [મુલાયમ
**સુંવાળુ,** વિ૦ નરમ, પોચુ, રેશમ જેવુ લીસુ,
**સુ,** અ૦ (સં૦) સારુ, સુંદર, વધારે, ઇ૦ અર્થ સૂચક પ્રત્યય ૨ વિ૦ સરખુ
**સુઈયાણી,** સ્ત્રી૦ દાઇ, પ્રસવ કરાવનારી.
**સુક,** સ્ત્રી૦ સુકવણુ, વરસાદની તંગી, સુકાપણુ.
**સુકન,** પુ૦ શુકન, સારા ચિહ્ન ૨ બોલ, વચન.
**સુકર,** વિ૦ (સં૦) સહેલું સરલ, ઝટ બને એવુ
**સુકલકડી,** વિ૦લાબુ ને પાતળુ એકવડા હાડનું.
**સુકવણી,** સ્ત્રી૦ સુકવેલુ તે ૨ સુકાવુ તે.
**સુકવણુ,** ન૦ પૂરતા વરસાદ વગર વાવેતરનું સુકાવુ તે, સુક; કોરડુ, 'કર્મ વિનાનો ખેતી કરે બળદ મરે કે સુકવણુ પડે '
**સુકવવુ,** ક્રિ૦ સ૦ સુકાવા નાખવુ–મૂકવુ, વાગોળે કે તડકે નાખવુ; સુકાય તેમ કરવુ
**સુકવુ,** ક્રિ૦ સ૦ સુકાવુ, સુકુ થવુ
**સુકાન,** ન૦ (અ૦) પટવાર, વહાણને ધારેલે માર્ગે ચલાવવાની કળ; જે મરડવાથી વહાણ દિશા બદલે છે તે લાકડુ–કુંચી ૨. ધારેલે માર્ગે ગતિ કરાવનાર, કળ, લગામ [ટંડેલ
**સુકાની,** વિ૦ વહાણનુ સુકાન ફેરવનાર ખલાસી,
**સુકાવુ,** ક્રિ૦ અ૦ કોરૂ પડવુ, શુષ્ક થઇ જવુ.
**સુકાળ,** પુ૦ સારા પાકવાળો વખત, સોંઘવારી. ૨ પુષ્કળપણુ
**સુકીર્તિ,** સ્ત્રી૦ સારી નામના, ખ્યાતિ; આબરૂ.

**સુકું**, વિ૦ ભિનાશ રહિત, કોરૂ, સુકાઇ ગયેલુ (૨) દુર્બળ, નહિ પુષ્ટ. (૩) છાલકુ (૪) ખાલી સુકો દુકાળ=વરસાદ વગર પડેલો કાળ તે સુકુ-ભઠ=તદન સુકુ
**સુકુમાર**, વિ૦ ઘણુ કોમળ, નાજુક, સુવાળુ
**સુકૃત** ન૦ (સં૦) સારૂ કામ, પુણ્ય, પ્રભુ પ્રીત્યર્થ કરવામા આવતા સઘળા કર્મ તે (૨) વિ૦ પુણ્યકારક, રૂડુ, શુભ
**સુકો**, પુ૦ ચલમમા પીવાનો તમાકુ
**સુકોમળ**, વિ૦ સુકુમાર, કુમળુ ૨ નરમ, સુવાળુ
**સુકકો**, વિ૦ લુખો, કોરડો ૨ ખાલી, નકામો
**સુખ**, ન૦ સ્વસ્થતા, નિરાત. ૨ મોજમઝા ૩ વસ્તુના ઉપભોગથી ચિત્ત આનદમા રહેવુ તે ૪ તૃપ્તિ, આરામ ૫ આનદ, હર્ષ
**સુખકર કારી**, વિ૦ સુખ ઉપજાવે એવુ,
**સુખચેન**, ન૦ નિરાત, શાન્તિ
**સુખડ**, સ્રી૦ ચદન, એક જાતનું સુવાસિત લાકડુ
**સુખડિયો**, પુ૦ સુખડી બનાવી વેચનારો મિઠા-ઇવાળો, હલવાઇ
**સુખડી**, સ્રી૦ ઘી ગોળમા ઘઉનો લોટ શેકીને બનાવેલો ખાવાનો પદાર્થ ૨ મિઠાઇ ૩ હક સાઇ, દસ્તુરી
**સુખતળી**, સ્રી૦ જોડો પગમા ન ખુચે માટે જોડાની અદર રાખવાનુ નરમ છુટુ ચામડાનુ પડ
**સુખદ-દાઈ-દાયક**, વિ૦ સુખદેનાર, સુખઆપે એવુ
**સુખન**, પુ૦ બોલ, વચન, વેણ
**સુખપાલ**, સ્રી૦ સુદર પાલખી, મેનો
**સુખરૂપ**, અ૦ સુખમા, ક્ષેમ, આરોગ્ય
**સુખલો**, પુ૦ ઘઉનો જાડો લોટ, રવો
**સુખવાસી**, વિ૦ સુખમા રહેનાર, મોજી, વૈભવી
**સુખવેલ**, સ્રી૦ એક જાતની ડાગેર, કમોદની એક જાત [બિછાનુ, વિલાસ માટેનો પલગ
**સુખશય્યા**, સ્રી૦ સુખરૂપે સુવાય એવુ સુદર
**સુખતાળો**, સ્રી૦ આરામ, નિરાત ૨ આરોગ્ય
**સુખાકારી**, સ્રી૦ સુખરૂપતા, સુખી હાલત, તદુરસ્તી
**સુખાળુ**, વિ૦ સુખવાળુ, સુખી ૨ આરામમા
**સુખિયુ**, વિ૦ સુખી, વૈભવી. [સુતેલુ
**સુખી**, વિ૦ સુખવાળુ, તન, મન, અને ધનથી સુસ્થિતિવાળુ, સ્વાસ્થ્યવાળુ
**સુગ**, સ્રી૦ કોઈ વસ્તુ જોતા સાભળતા કમકમી આવવી તે, કટાળો, ચીતળી, ઘૃણા
**સુગધ**, સ્રી૦ ખુશબો, પરિમળ [પરિમળ
**સુગધી**, વિ૦ સારીવાસવાળુ ૨ ન૦ ખુશબો,
**સુગધીદાર**, વિ૦ સારીવાસવાળુ, ખુશબોદાર
**સુગમ**, વિ૦ સહેલુ, સરલ, સુતરુ.
**સુગરી**, સ્રી૦ એક જાતનુ પખી, એનો માળો ઘણોજ બારીક ગુથાએલો હોય છે
**સુગરુ**, વિ૦ જેને માથે ગુરુ—અકુશ છે એવુ
**સુગામણુ**, વિ૦ સુગ ચઢે એવુ કટાળો-ઘૃણા ઉપજાવે એવુ [નસકોરા ફુલાવવા.
**સુગાવુ** ક્રિ૦ અ૦ સુગ ચઢવી, કટાળો ખાવો,
**સુગાળ-ળવુ** વિ૦ અપ્રિય વસ્તુ જોતાજ સુગ ચઢે એવુ, ચીતળીવાળુ ૨ પુષ્કળ સોઘુ
**સુઘડ**, વિ૦ સ્વચ્છ, ચોકખુ ૨ ચતુર, વિવેકી
**સુઘડતા**, સ્રી૦ સુઘડપણુ, સ્વચ્છતા, ચોકખાઇ
**સુચરિત**, વિ૦ નીતિ અને સદાચારવાળુ, સારા પ્રમાણિક જીવનક્રમવાળુ
**સુચવવું** ક્રિ૦ સ૦ સૂચના કરવી, બતાવવુ, જણાવવુ, ઇસારો કરવો ૨. સમજે એમ કરવુ
**સુજન** પુ૦ સારો-પ્રામાણિક માણસ, ગુણવાન
**સુજનતા**, સ્રી૦ સજ્જનપણુ, અસરાફી, ભલાઇ
**સુજની** સ્રી૦ રજાઈ, આછુ રૂ ભરેલુ ઓઢવાનુ પાતળુ ગોદડુ [દેખવુ
**સુજવુ**, ક્રિ૦ સ૦ (દરદથી) ફૂલવુ, ઉપસવુ ૨
**સુજશ**, પુ૦ નામના, કીર્તિ, પ્રખ્યાતિ
**સુજાણ**, વિ૦ ડાહ્યુ, ચતુર, પ્રવીણ ૨ માહિતગાર ૩ જાણીતુ, બુદ્ધિમાન.
**સુજાત**, વિ૦ ઉચી જાત-કુળનું, ઉમદા ૨ ભલુ
**સુજ્ઞ** વિ૦ સુજાણ, ગુણવાન ને ગુણ સમજનાર
**સુજ્ઞતા**, સ્રી૦ સારી રીતે જાણવાપણુ ૨ સુજનતા, સૌજન્ય [બની પરખ
**સુઝ**, સ્રી૦ અક્કલ, નજર પહોચવી તે ૨. કર્ત-
**સુઝવુ**, ક્રિ૦ સ૦ દેખાવુ, નજરે પડવુ ૨ સમજાવુ, જ્ઞાનથવુ, મનમા આવવુ. ૩ ભાસ થવો.

અક્કલ પહોંચવી ૫ પરખાવુ, ગમ પડવી.
સુડતાળીશ, વિ૦ ચાળીશ ને સાત, ૪૭.
સુડતાજો, પુ૦ સવત્ ૧૮૪૭ માં પડેલો મોટો દુકાળ તે
સુડવુ, ક્રિ૦ સ૦ કાપણી કરવી, ઢાળવુ, વાઢવુ
સુડી, સ્રી૦ સોપારી કાતરવાનુ ઓજાર
સુડો, પુ૦ મોટી સુડી, ફળ કાપવાનુ ઓજાર. ૨ શુડો, પોપટ ૩ ઘાસ થાય એવી જમીન, પોપડુ [ફૂલવુ, ઢીમણુ થવુ
સુણવુ, ક્રિ૦સ૦ સાભળવુ ૨ ક્રિ૦અ૦ સુજવુ,
સુણાવણી, સ્રી૦ સુણવુ તે, ફરિયાદને લગતી બાબતો સાભળવી તે, સાભળવુ તે
સુણાવવુ, ક્રિ૦ સ૦ સંભળાવવુ ૨ જણાવવુ
સુત, પુ૦ (સ૦) પુત્ર, છોકરો, દીકરો ૨ સારથી, ગાડીવાન ૩ ક્ષત્રિથી બ્રાહ્મણીને થયેલો પુત્ર
સુતક, ન૦ મરણ જનનને લગતી અસ્પર્શતા રખારીનુ મસ્તક=જેનો પારજ આવે નહિ એવુ તે
સુતનુ, વિ૦ સુદર શરીરવાળી, સ્વરૂપા, નાજુક
સુતર, ન૦ રૂનો તાર, તાતણો, દોરો
સુતર, વિ૦ સહેલુ, સુગમ, પાશરૂ
સુતરફેણી, સ્રી૦ સુતરના તાર જેવી ખાડ, દૂધ ને મસાલાની બનાવેલી મિઠાઇ
સુતરશાળ, સ્રી૦ ડાંગેરની એક જાત
સુતરાઉ, વિ૦ રૂના તારની બનાવટનુ
સુતરિયો, પુ૦ સુતરનો વેપારી ૨ સુતાર
સુતરુ, વિ૦ સહેલુ, સુગમ, સરલ
સુતળ, ન૦ (સં૦) સાત પૈકી ત્રીજુ પાતાળ
સુતળવુ, ક્રિ૦ સ૦ જોડવુ, સાકળી લેવુ, બાધવુ
સુતળી, સ્રી૦ શણની પાતળી દોરી, સિદરી
સુતા, સ્રી૦ (સ૦) પુત્રી, દીકરી, છોકરી
સુતાર, પુ૦ લાકડા ઘડનાર, સુથાર, ઠાર
સુતારી, વિ૦ સુતારને લગતું.
સુત્રામા, પુ૦ (સં૦) ઇદ
સુથાડિયો, પુ૦ એક જાતનુ ઘાસ
સુદ, અ૦ શુકલ પક્ષ, અજવાળિયુ [વિષ્ણુનુ ચક્ર
સુદર્શન, વિ૦ સારા દેખાવનું, રૂપાળુ ૨ ન૦
સુદામન, અ૦ નુકસાન ન થાય તેમ, સલામતીથી,
સુદિ, અ૦ સુદ, અજવાળિયુ [ક્ષેમ, સુસ્થિતિઓ.
સુદિન, પુ૦ શુભ દિવસ, આનદનો દિવસ
સુદૃઢ, વિ૦ ખુબ મજબુત, નક્કર, સુસકીન
સુદ્ધા, અ૦ સાથે, સહિત
સુધ, સ્રી૦ સમજ, ભાન, જ્ઞાન
સુધબુધ, સ્રી૦ શુદ્ધિબુદ્ધિ સપૂર્ણ જ્ઞાનને ભાન સુધબુધ ઉડીજવી–કર્તવ્યાકર્તવ્ય નિર્ણાયક બુદ્ધિ જતી રહેવી, ભાન જવુ
સુધરવુ, ક્રિ૦ અ૦ સારા થવુ નીતિ રીતિ ને વ્યવહારની સમજમા આવવુ ૨ દુરસ્ત થવુ, શુદ્ધ થવુ, સમરવુ [સ્થિતિ
સુધરાઇ, સ્રી૦ સુધારો, સુધરવુ તે ૨ સુધરેલી
સુધરાઇખાતુ, ન૦ સુધારો કરનારૂ ખાતુ, નગર વ્યવસ્થા રાખનાર સસ્થા, મ્યુનિસિપાલિટી.
સુધા, સ્રી૦ (સ૦) અમૃત ૨ મધ. સુધારસ= અમૃત જેવી મિઠાશ
સુધાકર, પુ૦ (સ૦) ચદ્ર, ચદરમા, સુધાશુ
સુધારક, પુ૦ સુધારો કરનારો, સુધરેલો
સુધારવુ, ક્રિ૦ સ૦ સારુ કરવુ, સારી હાલતમા લાવવુ. ૨ નીતિ–વ્યવહારના સારા માર્ગપર આણવુ, આપવુ ૩. દોષ–રહિત કરવુ ભૂલ સુધારવી, શુદ્ધ કરવુ ૪ દુરસ્ત કરવુ, સમારવુ, ઠીકઠાક કરવુ (ય ત્રાદિકને)૫.ભોળવુ,ચોખ્ખુ કરવુ.
સુધારો, પુ૦ સુધરવુ તે, સારાપણુ. ૨. દુરસ્તી, મરામત, વધઘટ–ફેરફાર શુદ્ધ થવુ તે.
સુધાંશુ, પુ૦ (સં૦) ચદ્રમા, ચંદ્ર, શશી
સુધી, અ૦ લગી, પર્યંત ૨ દરમિયાન
સુધી, વિ૦ સારી બુદ્ધિનુ ડહાયુ, શાણુ
સુધીર, વિ૦ ઠાવકુ; ઠરેલ ૨ હિમતવાળુ, અ- ડગ, બહાદુર ૩ દૃઢ, ચુસ્ત
સુધુ, વિ૦ સીધુ, પાંશરૂ, ૨ સરલ, નિષ્કપટી,
સુનકાર, વિ૦ શૂન્યકાર [ભોળુ ૩ ખરૂ, સાચુ
સુનત, સ્રી૦ મુસલમાનપણાનો એક સંસ્કાર. આમા લિંગમણિનું ઢાકણુ ત્વચાનો છેદ કરવામા આવે 'શિવાજી ન હોત તો સુનત હોત સમજી'
સુનમુન. વિ૦ શૂન્યમુન્ય, દિઙ્મુઢ, ચૂપચાપ.
સુની, પુ૦ મુસલમાની ધર્મનો એક સંપ્રદાય. (શિયા અને સુની).

**સુનું,** વિ૦ વસ્તી વગરનુ, સહવાસ વગરનુ, એ કાંતિક, ૨ રક્ષક રહિત 'ધણી વગર ઢોર સુના' ૩. શોભારહિત, ઉજડ, શાંત, ઉજળામણુ ને [આનંદ રહિત
**સુનું,** ન૦ સોનુ, સુવર્ણ
**સુનેરી,** વિ૦ સોનેરી, સોનાનુ
**સુપડો,** સ્ત્રી૦ નાનું સુપડુ ૨ પાણો ઉલેચવાની સુપડા જેવી બનાવટ, ઉલેચણી ૩ નાની ચો રસ સુપડા ઘાટી પડનાળ કરા ને પાંખ આ ગળ છાપરામા રખાય છે ૪ ગાડીના પૈડાના ફરવાથી ઉડતી ધૂળ અને કાદવ અટકાવે એવુ પૈડાપર રહેતુ ઢાંકણુ
**સુપડુ,** ન૦ અનાજ વધેરે ઝાટકવાનુ વાસ,ત્રાસ અથવા ધાતુનુ બનાવેલુ સાધન
**સુપતી,** સ્ત્રી૦ સલાટની હથોડી.
**સુપન,** ન૦ સ્વપ્ન, સ્વપ્નુ
**સુપાત્ર,** વિ૦ યોગ્ય, લાયક ૨ ઉચ્ચ, કુલીન, ખાનદાન 'સુપાત્રે આપો દાન'
**સુપુત્ર,** પુ૦ કુટુંબની આબરૂમા વધારો કરે એવો દીકરો તે, કુળદીપક
**સુપુરત,** સ્ત્રી૦ સુપરત, સોપણુ ભાળવણુ
**સુપ્ત,** વિ૦ (સ૦) સુતેલુ, ઉંઘેલુ
**સુપ્તિ,** સ્ત્રી (સ૦) ઘોરનિદ્રા, ઘેનની એકતારતા
**સુબુદ્ધિ,** સ્ત્રી (સ૦) સારી મતિ, સારી સમજ ૨ નિષ્કપટ બુદ્ધિ, સન્નિષ્ઠા તે
**સુબેદાર,** પુ૦ સિપાઇઓની નાની ટુકડીનો અ મલદાર, જમાદારથી ચડતો દરજ્જો, મોટો નાયક ૨ પરગણાનો હાકેમ [ઓદ્ધો
**સુબેદારી,** સ્ત્રી૦ સુબેદારપણુ, સુબેદારીનો
**સુબો** પુ૦ (અ૦) જિલ્લો, પ્રાંત ૨ જિલ્લા કે પ્રાંતનો ઉપરી અમલદાર
**સુબોધ,** પુ૦ (સ૦) સારો બોધ–સલાહ, શિખા મણની વાત ૨ સહેલથી સમજાય એવી સરલ વાત–વસ્તુ તે [૨ નસીબદાર, ભાગ્યશાળી
**સુભગ,** વિ૦ (સ૦) સુંદર, મજેનુ, રમણીય
**સુભગા,** સ્ત્રી૦સ્વરૂપવાન સ્ત્રી, સુંદરી ૨ નસીબદાર –ભાગ્યશાળી સ્ત્રી.
**સુભટ,** પુ૦ યોધ, લડવૈયો, શૂરવીર
**સુભાગ્ય,** ન૦ સારૂ નસીબ, ચઢતી વેળા ૨. વિ૦ નસીબદાર [ઓનાયેલુ, સુંદર વાણીનું
**સુભાષિત,** વિ૦ મધુર વાણીવાળુ, સારી રીતે
**સુભ્રૂ,** વિ૦ સુંદર ભ્રમરવાળી, કમાનદાર સુશોભિત ભવાવાળી સ્ત્રી 'તમારા સમ છે સુભ્રુ !'
**સુમતિ,** સ્ત્રી૦ (સ૦) સુબુદ્ધિ, ડહાપણુ, અક્કલ
**સુમન,** ન૦ (સ૦) પુષ્પ, ફૂલ
**સુમસામ,** વિ૦ સુગુ અને ભાનવગરનુ, સુનકાર
**સુમાર,** પુ૦ શુમાર, અંદાજ, અટકળ ૨ અનુમાની માપ–વજન ૩ નીશો, રંગ.
**સુમારે,** અ૦ આસરે અડસટ્ટે અટકળે
**સુમેરુ,** પુ૦ એક મોટો ને ઉંચો પર્વત, મેરુ
**સુયાણી,** સ્ત્રી૦ સોયાણી, દાયણ [ધાગી
**સુર,** પુ૦ (સ૦) દેવ, દેવતા ૨ સૂર, સ્વર, અવાજ
**સુરઇ,** સ્ત્રી૦ સિરોઈ, સાંકડા મોંનુ મોટા પેટનુ પાણીનું વાસણ
**સુરખી,** સ્ત્રી૦ લાલી, લાલાશ, ચોખ્ખા, તાજા ને તંદુરસ્ત લોહીની ઝળકી તે ૨ તેજ, ચળકાટ, ભભક ૩ અસર, લાગણી ૪ કોર્ટમા રજુ થયેલા દાખલા બાબત કરવામા આવતી નિશાની.
**સુરજ,** પુ૦ (સ૦ સૂર્ય) સૂર્ય, આદિત્ય, રવિ
**સુરત,** સ્ત્રી૦ ચહેરો, મુખાકૃતિ, મુખવટો ૨ સંગ, રતિ, સંભોગ [સ્મૃતિ ૩ સારી મોસમ
**સુરતા,** સ્ત્રી૦ લક્ષ, નજર, ધ્યાન ૨ યાદદાસ્ત,
**સુરતી,** વિ૦ સુરત સંબંધી ૨ સ્ત્રી૦ યાદ, સ્મૃતિ ૩. મોહ, પ્રેમ [૨ આંધળો
**સુરદાસ,** પુ૦ હિંદીભાષાનો એક પ્રસિદ્ધ કવિ
**સુરધન,** ન૦ પૂર્વજ
**સુરપતિ,** પુ૦ (સ૦) ઇન્દ્ર, દેવનો રાજા
**સુરભિ,** સ્ત્રી૦ (સ૦) મનવાંછિત ફળ આપનારી ગાય, કામધેનુ ૨ વસંત ઋતુ ૩ વિ૦ સુવા સિક, સુગંધિયુક્ત [અંજનદ્રવ્ય
**સુરમો,** પુ૦ અંજનમા વપરાતુ ખનિજ દ્રવ્ય,
**સુરલોક,** પુ૦ (સં૦) દેવલોકનું રહેવાનુ સ્થળ, સ્વર્ગ, દેવભૂમિ, ત્રિવિષ્ટપ
**સુરવાળ** પુ૦ પાયજામો, ચોરણો લેંઘો.
**સુરંગ,** સ્ત્રી૦ ખડકવાળી જમીનમાં પત્થર તોડી

નાનું બખારૂ પાડી દારૂ ભરીને ઉડાડી મૂકવાની સ્ફોટક્રિયા તે ૨ ભૂમાર્ગ, ભોંય અંદર કાઢેલો રસ્તો, ભોંયરુ ૩ જોરથી ફાટી જેને અથડાય તેને ઉડાડી દે એવી પાણીમાં ને ભોંયમાં મૂક વાની એક બનાવટ તે

**સુરંગી,** વિ૦ ભભકાદાર રંગવાળુ, શુશોભિત ૨ લહેરી, રંગીલુ રમુજી ૩ સ્ત્રી૦ ઉંચી જાતનો રંગ નીકળે એવી વનસ્પતિ, સોરંગી

**સુરા,** સ્ત્રી૦ (સ૦) મદિરા, મદ્ય, દારૂ

**સુરાખ,** સ્ત્રી૦ વિંધ, કાણુ, બાકોરૂ

**સુરાંગના,** સ્ત્રી૦ (સ૦) દેવલોકની સ્ત્રી, દેવી

**સુરાપાન,** ન૦ મધુપાન, દારૂ પીવો તે [વિબુધ

**સુરીનર** પુ૦ દેવ, દેવ જેવો સારો સંત માણસ,

**સુરૂપ,** વિ૦ દેખાવડુ, રૂપવાન, ફાંકડુ [ભભકાદાર

**સુરેખ,** વિ૦ સુંદર, મજેનુ, શોભિતુ ૨ સફાઇદાર,

**સુરેશ,** પુ૦ (સ૦) સુર-દેવનો રાજા, ઇંદ્ર

**સુરેશ્વર,** પુ૦ (સ૦) સુરેશ, ઇન્દ્ર, દેવનો રાજા

**સુરોખાર,** પુ૦ ધોળો અને લાંબા પાસાનો એક ખાર એ ફોડવાનો દારૂ બનાવવામાં, ધાતુઓ ગાળવામાં અને દવામાં વપરાય છે

**સુલટાવવું,** ક્રિ૦ સ૦ સુલટુ કરવુ, ચતુ કરવુ ૨ સમું કરવુ [સારૂ

**સુલટુ,** વિ૦ સવળુ ૨ સવળ પડતુ, અનુકૂળ,

**સુલતાન,** પુ૦ (ફા૦) રાજા, પાદશાહ ૨ સુબો, મોટા પ્રાંતનો અધિકારી-ઉપરી હાકેમ

**સુલતાની,** સ્ત્રી૦ સુલતાનની કારકિર્દી તે, પાદશાહી ૨ વિ૦ સુલતાનને લગતું

**સુલક્ષણુ,** વિ૦ સદ્‌ગુણી, સારા ગુણનુ

**સુલભ,** વિ૦(સ૦) ઝટ મળે-પ્રાપ્ત થાય એવુ, સહેલું, સરલ, સુગમ્ય

**સુલભતા,** સ્ત્રી૦ સહેલાઇ, અનુકૂળતા, સુગમતા

**સુલલિત,** વિ૦ (સ૦) મનોહર છબીલુ, ઉમળકો આણે એવુ-સુંદર.૨ સુકુમારતા, મૃદુતાવાળુ

**સુલાખ,** સ્ત્રી૦ વિંત્ર, વેહ, બુલાખ

**સુલુક,** વિ૦ મિલનસાર, મળતાવડુ ૨ સંપ, સમજાવટ ૩ નરમ-સદાચારવાળુ

**સુલેહ,** સ્ત્રી૦ સલાહ, શાંતિ, ટંટો બખેડો ન થાય તે ૨ સમાધાની, સંપ, ઝઘડાની માંડવાળ તે **સુલેહાધિકારી**-ટંટો બખેડો ન થાય તેમ કરનાર અમલદાર, જે પી. ( જસ્ટીસ ઑફ ધી પીસ )

**સુવર,** ન૦ ડુક્કર, ભુંડ; વરાહ

**સુવર્ણ,** ન૦ (સ૦) સોનુ, હેમ, કંચન ૨ વિ૦ ઉજળા ગૌરવર્ણનુ [એ ગરમ ને પાચક છે

**સુવા,** પુ૦ એક જાતના સુગંધિદાર મસાલાના બી

**સુવા,** પુ૦ સવા, અનુકૂળ પવન તે ૨ અનુકૂળ-લાભકારક સમય [રોગ, સુવાડમાંથી લાગતો રોગ

**સુવારોગ,** પુ૦પ્રસૂતિમાંથી લાગુ પડેલો એક સ્ત્રી-

**સુવાવડ,** સ્ત્રી૦ જનન કાળ તે, પ્રસૂતિ, બાળકને જન્મ આપવાનો અને તે પછીની માંદગી અથવા અશક્તિનો વખત

**સુવાવડી,** વિ૦ પ્રસૂતા, સુવાવડ સુતેલી સ્ત્રી

**સુવાસ,** સ્ત્રી૦ સારી પરિમળ, ખુશબો, સુગંધિ

**સુવાશણુ,** વિ૦ સૌભાગ્યવતી, સોહાગણુ

**સુવાસણી,** સ્ત્રી૦ સૌભાગ્ય-એવાતનવાળી સ્ત્રી

**સુવાસિત,** વિ૦ ખુશબોદાર

**સુવાસિની,** વિ૦ સોવાશણુ, સૌભાગ્યવતી

**સુવાળુ,** વિ૦ સુંવાળું, લીસુ, ૨ ન૦ સૂતક

**સુવાંગ,** પુ૦ સ્વાંગ, પોષાક. ૨, વેષ, પોશાક

**સુવાંણુ,** આરામ, ફેર. ૨ ગમત, મઝા, આનંદ

**સુવુ,** ક્રિ૦ સવુ, શયન કરવુ ૨ ઉંઘવુ

**સુશિક્ષિત,** વિ૦ (સ૦) સારી કેળવણી પામેલુ ભણ્યુ ગણ્યુ, કેળવાયેલુ [વિવેકી, મર્યાદાશીલ

**સુશીલ,** વિ૦ સારા નરમ સ્વભાવનુ, ગુણવાન,

**સુશોભિત,** વિ૦ ખૂબ શોભાવાળુ, સુંદર

**સુશ્રુષા,** સ્ત્રી૦ સેવા; ચાકરી

**સુષુપ્તિ,** સ્ત્રી૦ ગાઢ ઉંઘ, ઘોર નિદ્રા, જેમાં કંઇ ભાન ન હોય એવી નિદ્રા ૨ સ્વપ્ન

**સુષુમ્ના,** સ્ત્રી૦ એક શ્વાસ નળી, નાકની વાટે જે નાડીમાંથી શ્વાસ નિકળે છે તે

**સુસવાટ,** સ્ત્રી૦ સૂ સૂ એવો પવનના સપાટાનો અવાજ, જોરથી પવન વહાતાં થતો અવાજ ૨ તીર પત્થર વગેરેનુ વાતાવરણમાંથી વેગે પસાર થતાં થતો અવાજ

**સુસવાટો,** પુ૦ સુસવાટ, પવન ચિરાતાં થતો એવો

અવાજ ૨ વેગે ધસતા પાણીનો અવાજ ૩ પવનનો ઝપાટો, જરદાર લહેરિયુ.

**સુસવાડ, સ્ત્રી૦** અવાજની પરપરા, ઘોર, હલા બકાર ૨ મન્તર, તિમિગલ

**સુસવાડો, પુ૦** જોરથી પવન વહાવો-નીકળવો તે ૨ જોમદાર નિસાસો, નિશ્વાસ, ફુફવાડો

**સુસ્ત, સી૦** આળસુ, મદ, ધીમુ, એદી.

**સુસ્તી, સ્ત્રી૦** આળસ, ઉધનુ ઘેન ૨ મદતા, [શૈથિલ્ય

**સુસ્વર, પુ૦** મધુર અવાજ

**સુહાગ, વિ૦** મધુર, સુદર, શોભિતુ

**સુહાગણ, સ્ત્રી૦** સૌભાગ્યવતી સ્ત્રી ૨ માનિની, વહાલી, પતિના પ્રેમવાળી સ્ત્રી ૩ સોવાશણ

**સુહાગી, વિ૦** સુભાગી, સુખી ૨ વૈભવી, સૌભાગ્યયુક્ત [ચેન પડવુ

**સુહાવુ, ક્રિ૦ અ૦** શોભવુ, દીપવુ ૨ ફાવવુ,

**સુહૃદય, પુ૦ (સ૦)** મિત્ર, ભાઇબધ, દોસ્ત. ૨ વિ૦ વહાલુ, સ્નેહી [હિતચિતક

**સુહૃદજન, ન૦** સ્નેહીજન, વહાલા, ભ વવાળા,

**સુળ, ન૦** શળ, એક જાતનુ તીક્ષ્ણ દરદ ૨ કાટો

**સૂકર, ન૦** ભુડ, ડુક્કર

**સૂકુ, વિ૦** સુકુ, તાજગી વગરનુ, શુષ્ક ૨ ભિનાશ વગરનુ ૩ સત્વહીન, નિર્બળ, ૪ શરીરે પાતળુ ૫ ધન રહિત, કોરડુ

**સૂકો, પુ૦** તમાકુનો ભુકો, જરદો [વૈદિક પદ

**સૂક્ત, ન૦ (સ૦)** મજેનુ ટુકુ વાકય ૨ નાનુ

**સૂક્તિ, સ્ત્રી૦** શુક્તિ, છિપોલી, સીપ

**સૂક્ષ્મ, વિ૦ (સ૦)** ઝીણુ, બારીક ૨ અલ્પ, થોડુ ૩ અત્યત, નાજુક ૪ તીક્ષ્ણ

**સૂક્ષ્મદર્શક, વિ૦** બારીક વસ્તુને દેખાડનારુ, અલ્પને મોટા રૂપમા દેખાડે એવુ

**સૂક્ષ્મદર્શી, વિ૦** બારીક નજરે જોનાર, ઝીણવટથી જોનાર ૨ તત્ત્વદર્શી

**સૂક્ષ્મદેહ, પુ૦ (સ૦)** દેહથી છુટો પડેલો જીવ જેનો આશ્રય કરી રહે છે તે, લિંગ દેહ-શરીર

**સૂગ, સ્ત્રી૦** ધૃણા, ન્ટાળો, ચીતળી, સાભળતા કે જોતા તિરસ્કાર અને અભાવ ઉત્પન્ન થવો તે કપારી, કણુકણો

**સૂચક, વિ૦** જેથી ચેતવણી મળે એવુ, સૂચના કરનાર, દર્શક

**સૂચના, સ્ત્રી૦** ઇશારો, ચેતવણી, સાન, પ્રેરણા

**સૂચિ, સ્ત્રી૦ (સ૦)** યાદી, સાકળિયુ ૨ સોય

**સૂચિત, વિ૦** સૂચના કરેલી હોય એવુ,જણાવેલુ, બતાવેલુ સમજાવેલુ [ક્રમાનુસારી ટીપ

**સૂચિપત્ર, ન૦** સાકળિયુ, અનુક્રમણિકા, યાદી,

**સૂઝ, સ્ત્રી૦** ગમ, સમજ, જ્ઞાન ૨ પહોચ, કાર્ય કરવાની કુશળતા. ૩ ઉકેલ [સામટુ વ્યાજ તે

**સૂડવ્યાજ, ન૦** રૂપિયા રહ્યા હોય તેટલા વખતનુ

**સૂત, પુ૦ (સ૦)** સારથિ, રથ હાકનાર

**સૂતક, ન૦** જન્મ તેમજ મરણ વગેરેની આભ

**સૂતકી, વિ૦** જેને સૂતક લાગે તે [ડછેટ તે

**સૂતિકા, સ્ત્રી૦ (સ૦)** સુવાવડી સ્ત્રી

**સૂતિકાગૃહ, ન૦** સુવાવડખાનુ

**સૂત્ર, ન૦ (સ૦)** તાર, તાતણો, દોરો. ૨ રૂનો તાતણો, સુતર ૩ નિયમ, ધારો ૪ નાનુ વાકય, ટુકુ વચન ૫ પદ્ધતિ, ગોઠવણ [૨ સુતાર.

**સૂત્રધાર, પુ૦** નાટક ભજવનારો, નટલોકનો નાયક

**સૂદ, સ્ત્રી૦** શુક્લપક્ષ, અજવાળિયુ, સુદિ

**સૂધ, સ્ત્રી૦** સારી બુદ્ધિ, સુસમજ, ભાન, સંજ્ઞા ૨ નભાળ, ખબર સૂધ આવવી=ભાન આવવુ ૩ [સમજ પડવી

**સૂધી, અ૦** સુધી, પર્યંત, લગી

**સૂનુ, વિ૦** સુનુ, એકાત, વસ્તી રહિત, ઉજડ.

**સૂફ, ન૦** ઊનનુ વસ્ત્ર

**સૂમ, પુ૦** કૃપણ, કજુસ, બખીલ

**સૂર, પુ૦** સ્વર, અવાજ, રાગ ૨ સૂરજ ૩ શર

**સૂરજ, પુ૦** રવિ, આદિત્ય, સૂર્ય. [થાય છે

**સૂરણ, ન૦** એક જાતનો કદ એની મોટી ગાંઠો

**સૂરિ, પુ૦ (સ૦)** કવિ પડિત, વિદ્વાન ૨ ધર્મ-

**સૂરિયુ, વિ૦** શર ચઢાવે એવુ [ગુરુ, સાધુ

**સૂરી, સ્ત્રી૦** સતી પતિસાથે બળી મરવા તૈયાર થયેલી સ્ત્રી ૨ વિ૦ પાણીદાર, તેજ

**સૂરો, પુ૦** બહાદુર, જનુની માણસ

**સૂર્ય, પુ૦ (સ૦)** જેના ઉદયાસ્તથી દિવસ રાત થાય છે તે સર્વ ગ્રહમા શ્રેષ્ઠ તેજસ્વી ગ્રહ તે, આદિત્ય, રવિ, સૂરજ

**સૂર્યકાન્ત,** પુ૦ (સ૦) સૂર્યમણિ, જેમા થઇને પડતા સૂર્યકિરણો અગ્નિ ઉત્પન્ન કરે છે તે કાચ-મણિ, સ્ફાટિક
**સૂર્યગ્રહણ,** ન૦ (સ૦) સૂર્ય, ચદ્ર અને પૃથ્વી સીધી લીટીમા આવતા ચદ્રને લીધે સૂર્યબિંબનો જે ભાગ પૃથ્વી પરથી ઝાંખો દેખાય છે તે, ચદ્ર આડે આવવાથી સૂર્યબિંબનુ ઢકાવુ તે
**સૂર્યપૂટ,** પુ૦ ઔષધિઓને સૂર્યનો તડકો ખવરાવવો તે
**સૂર્યબિંબ,** ન૦ સૂર્યની ગોળ તખતી તે, થાળી જેવુ ગોળ સૂર્યનુ ચકરડુ દેખાય છે તે,સૂર્યમડળ
**સૂર્યમડળ,** ન૦ સૂર્ય અને તેની આસપાસના ગ્રહોનો સમૂહ ને ૨ સૂર્યબિંબ
**સૂર્યમાળા,** સ્ત્રી૦ સૂર્ય અને તેની આસપાસ ફરનારા ગ્રહોનુ વર્તુલ તે, સૂર્ય ને તેના ગ્રહોનું કુટુંબ
**સૂર્યાસ્ત,** પુ૦ સૂર્યનુ આથમવુ તે
**સૂર્યોદય** પુ૦ (સ૦) સૂર્યનુ ઊગવુ તે
**સૂલે,** વિ૦ પાંશરૂ, સીધુ ૨ સરખુ ૩ ન૦ સમાધાન, નિવેડો, પતવણી, ઝઘડો-તકરારનુ સમાધાન થવુ તે
**સૂવર,** ન૦ ભુડ, ડુક્કર, સૂકર.
**સૂવુ,** ક્રિ૦ અ૦ શયન કરવુ, લોટવુ, આડા થવુ ૨ ઉઘવુ, નિદ્રા કરવી, ઘોરવુ
**સૂસવુ,** ક્રિ૦ અ૦ સીત્કાર કરવો સુ-સુ થાય એમ કરવુ 'સીતકારો સૂસવે, લવે, ઉઠીઉઠી દોડે, પડે ભૂતળે'-ગીતગોવિંદ
**સૂળ,** ન૦ શૂળ, કાટો
**સૃજવું,** ક્રિ૦ સ૦ ઉત્પન્ન કરવુ, બતાવવુ
**સૃષ્ટ,**વિ૦(સ૦)ઉત્પન્ન કરેલુ, પેદા કરેલુ, ઉદ્‌ભૂત
**સૃષ્ટિ,** સ્ત્રી૦ (સ૦) વિશ્વ, જગત, દુનિયા ૨ ઉત્પત્તિ, ઉદ્‌ભવ ૩ પૃથ્વી, મૃત્યુલોક. [કુદરતી
**સૃષ્ટિજન્ય,** વિ૦સૃષ્ટિ થકી ઉપજેલુ જગતમાનુ,
**સૃષ્ટિલીલા,**સ્ત્રી૦આ જગતની જે ઉથલપાથલો, વ્યવસાયો અને તેના વિવિધ ફેરફારો વગેરે તે ૨ કુદરતની શોભા-રચના ને સૌંદર્ય વગેરે તે
**સૃષ્ટિસૌંદર્ય,** ન૦ કુદરતની મનોહરતા-અજબ શોભા તે, જગતની સ્વભાવિક રમણીયતા
**સૃણિ,** સ્ત્રી૦ (સ૦) અંકુશ

**સે,** અ૦ શા માટે, શે. ૨ સો, શત
**સેકડે,** અ૦ સો ઉપર, સૈકે
**સેકડો,** પુ૦ શતક, સૈકુ ૨ સોનો જથો
**સેતક,** વિ૦ પુષ્કળ, ઘણુ
**સેતલો** પુ૦ સળકુ, ઝરડા ઉપાડવાનુ બે ફળનું લાકડુ.
**સેતી-થી,**સ્ત્રી૦માથાના વાળને હોળતા પાડેલી લીટી, સીમત.
**સેથો,** પુ૦ સેંથો
**સે,** સ્ત્રી૦ સહનશક્તિ, અભ્યાસ ૨ ટેવ,રિવાજ.
**સેક,** પુ૦ શેક, ૩ શેહ, છાયા દાબ.
**સેકટો,** પુ૦ સરગવો
**સેકવું,** વિ૦ ક્રિ૦ શેકવુ શેક કરવો ૨ અગ્નિ ઉપર ગરમ કરવુ-તપાવવુ ૩ ભુજવુ, કોરૂ તળવુ, ફોડવુ ૪ સતાપવુ, ચિતા કરાવવી,બાળવુ
**સેખઇ-ખી,** સ્ત્રી૦ બડાઈ, પતરાજ, મગરૂરી
**સેચન,** ન૦ સિંચવુ-પાવુ તે, થોડે થોડે રેડયા કરવુ તે, છાટણુ.
**સેજ,** સ્ત્રી૦ શય્યા, પથારી ૨ રુદન, રોવુ તે
**સેજ,** વિ૦ જરાક, થોડુ, ૨ અમસ્તુ,પ્રયોજન રહિત ૩ અ૦ ઝટ, સહેલાઇથી
**સેજસાજ,** વિ૦ શેહ્ધુ ઘણુ, અમસ્તુ-લગારેક ૨ અ૦ મશ્કરીમા, ગમતમા સહેજજ, ઉપરચોટિયુ
**સેજાર,** ન૦વરાળ ૨. અંશ, થોડો ભાગ. [નામનુ
**સેજારત,** અ૦ સહેજ, અમસ્તુ, હસતા, મજાકમા
**સેજિયુ,** ન૦ પચિયુ, ટુકુ કોર વગરનુ ધોતર
**સેજુ,** ન૦ મળતાપણુ, ગુણાશ, સાદૃશ્ય ૨. રૂવુ, આભિજાત્ય અસર, 'એ છોકરામા એના બાપનું જરાય સેજુ નથી' ૩ સોજ, બાધો, હાડ
**સેજે** અ૦ વગર મહેનતે, ફોગટ ૨. સહેજ
**સેટુડી,** વિ૦ ગરીબ પ્રણુ આમ તેમ માથા માર-નારી હલકા પેટની ૨ ચોરટી
**સેડ,**સ્ત્રી૦ હળની લાબી સીધી ધરી તે. ૨ ધાર; પ્રવાહની જોરદાર ધારા, સેઢ ૩ પક્ષ; વગ. ૪ જોર, શેહ
**સેડો-ઢો,**પુ૦ખેતરની હદ ઉપરનો બાંધ, સીમાનો બધ. ૨ પાળી, હદ ૩ પગરસ્તો, શેરડો; પગથી.
**સેણ,** સ્ત્રી૦ શણ, ભિડી
**સેણી,**સ્ત્રી૦સહનતા 'કડણુ બહુ સેણીરે'-નિરાંત.

**સેતરંજ,** પુ૰ શેતરજ, જુઓ
**સેતરજી,** સ્ત્રી૰ શેતરજી, જાજમ [દુષ્ટ માણસ
**સેતાન,** પુ૰(ફા૰) ભૂતપ્રેત ૨ તોફાની-લુચ્ચુ-
**સેતુ,** પુ૰ (સ૰) પૂલ, પાણી ઉપર જવાય અ-
**સેતુર,** ન૰ શેતુર [વાય એવો બાધેલો રસ્તો
**સેન,** ન૰ સૈન્ય, ફોજ, લશ્કર ૨ આખનો ચાળો,
**સેનવો,** પુ૰સેન નામની જાતિનો માણસ [સાન
**સેના,** સ્ત્રી૰ ફોજ, લશ્કર ૨ (ફા૰ સેહના)બખ-
તર, ક્વચ ૩ ધાડુ, મોટુ ટોળુ
**સેનાની,** પુ૰(સ૰)લશ્કરી ટુકડીનો ઉપરી નાયક
**સેનાપતિ,** પુ૰ (સ૰) સૈન્યનો ઉપરી, લશ્કરનો
સરદાર
**સેનો,** પુ૰ (અ૰ સેના) ધોયેલુ ધટસુતરાઉ કાપડ
**સેપ,** ન૰ સેબ, સેફ, સફરજન [૨ શેર, વાધ
**સર,** પુ૰ શેર, ૪૦ રૂપિયાભાર જેટલુ વજન તે,
**સેર,** સ્ત્રી૰ શળી, તરખલુ, તરણુ ૨ માળા,
મણકાની આવલી ૩ ગુથેલી દોરી, સાકળી,તાર,
તાતણો ૪ ધાર, ધારા 'દૂધની સેર' ૫ આટો,
ફેરો, આનદ-મોજમા ફરવુ તે ૬ નાડી શિરા
૭ગ સેરે આવવુ=ભૂત ભરાવુ, દુખ થવુ
**સેરડી,** સ્ત્રી૰ સાકડી પગવાટ,શેરડી ૨ શેલડી,ઇક્ષુ
**સેરડો,** પુ૰ સાકડો પગરસ્તો, પગથી, વાટ ૨
ઓઘરાળો, સળ, લાબી કરચલી 'એને મોએ
સેરડા પડી જાય છે ૩ ચરેડો'
**સેરમાઇ,** સ્ત્રી૰ એક જાતની માછલી
**સેરવવું,** ક્રિ૰ સ૰ ખસેડવુ, સરકાવવુ ૨ લપસી
જાય એમ કરવુ
**સેરવો,** પુ૰ માસને ઉકાળીને બનાવેલો રસ તે
**સેરિયુ,** વિ૰ સેર માય એવુ ૨ ન૰ સેરનુમાપ
૩ એક સેરની કડી ૪ એક જાતનો છોડને
**સેરી,** સ્ત્રી૰ શેરી, નાની પોળ, ફળિયુ [તેનુ બી
**સેરીશાબાન,** પુ૰ એક જાતનો ચુદર
**સેરો,** પુ૰ પોતાના અભિપ્રાયનો ટુકો લેખ, મત
**સેલ,** સ્ત્રી૰ સેહેલ ૨ પત્થરની છાટ [દર્શક લેખ
**સેલ,** વિ૰ સહેલુ, અઘરુ નહિ એવુ
**સેલડઘેલી,** વિ૰ અણસમજમા-ગાળભાવથી હ-
લેતા જેવી લાગતી, પ્રેમની ઘેલી ગાડી, ટાપટીપને
કુટડાઇની ધુનવાળી, મુગ્ધા
**સેલડી,** સ્ત્રી૰ શેલડી, ઉસ, ઇક્ષુ
**સેલડુ-રુ,** ન૰ કુવારનુ ફૂલ [મહેલાણી
**સેલાણી,** વિ૰ મોજી, ફક્કડ, છેલ,લહેરી સ્વભાવનુ,
**સેલારસ,** પુ૰ શિલારસ, એક જાતનો ચીકણો
ધાતુપુષ્ટ પદાર્થ [પાલવનુ સુદર વસ્ત્ર
**સેલારી,** સ્ત્રી૰ સ્ત્રીઓને પહેરવાનુ કસબી કોર
**સેલાસાડી,** સ્ત્રી૰સેલારી, કસબી ને બારીક વણાટનુ
**સેલી,** સ્ત્રી૰ હેલી, રાખ, છાર [વસ્ત્ર
**સેલુ,** ન૰ બારીક વણાટનુ કસબી વસ્ત્ર, શેલુ
**સેલો,** પુ૰ શેલો, જુઓ
**સેવ,** સ્ત્રી૰ ચાકરી, પૂજા ૨ શેવ, જુઓ
**સેવક,** પુ૰ (સ૰) ભક્ત, ઉપાસક, સેવા કરનારો,
શિષ્ય ૨ તાબેદાર, આધીન જન ૩ નોકર, ચાકર
**સેવકાઇ,** સ્ત્રી૰સેવા કરવાની રીત,સેવા કરવાપણુ
**સેવટ,** ન૰ છેવટ, શેવટ જુઓ
**સેવડી,** સ્ત્રી૰ સાધુડી, આર્જા [યતિ, દીક્ષિત
**સેવડો,** પુ૰ (સ૰ શ્રમણ) જૈનસાધુ, ત્યાગી,
**સેવતી,** સ્ત્રી૰ એક જાતની વેલ ને તેના ફૂલ
**સેવન,** ન૰ સેવવુ તે, સેવા ૨ પખીની માદાએ
ઈંડાને હુફ આપવા તે ઉપર બેસવુ તે
**સેવના,** સ્ત્રી૰ સેવા કરવી તે
**સેવતરૂ,** ન૰ એક જાતની સોપારી
**સેવર્ધન,** વિ૰ ઉત્તમ જાતિનુ સોપારી
**સેવવુ,** ક્રિ૰ સ૰ (સ૰) સેવા-ચાકરી કરવી ૨
ભજવુ ૩ પખીની માદાએ ઇડાને ગરમી આપવા
તેની ઉપર બેસવુ ૪ કામમા લેવુ, વાપરવુ
**સેવા,** સ્ત્રી૰ (સ૰) ચાકરી, નોકરી ૨ પૂજા,
આરાધના ૩ સારવાર, બરદાસ્ત, ખાતર
**સેવાળ,** સ્ત્રી૰ શેવાળ, લીલ 'ખરી પ્રીત સેવાળની
તે જળ ભેળી સુકાય' ૨ વાળા, રગા, તતુ, નસ
**સેવિત,** વિ૰ સેવેલુ, સેવાતુ હોય એવુ
**સેવુ,** ક્રિ૰ સ૰ સેહવુ, અનુકૂળ પડવુ, ગમવુ
૨ સદવુ, માફક આવવુ ૩ ઘણીવાર ટકવુ
**સેવુ,** ક્રિ૰ સ૰સહેવુ, સહન કરવુ, ખમવુ,સાખવુ
૨ ધરવુ, ઝીલવુ ૩ વેઠવુ
**સેવૈ,** સ્ત્રી૰ સેવ, જુઓ [ચાકરી કરવા લાયક

**સેવ્ય**, વિ૦ (સ૦) સેવા કરવા જોગ, ભજવા-
**સેસ**, સ્ત્રી૦ વરકન્યા અને અધરણિયાત સ્ત્રીના ખોબામા નાળિયેર, પાન, સોપારી અને રૂપિયો આપવામા આવે છે તે, પોસ ૨ વિવાહાદિક શુભ અવસરે આપવામા આવતી ભેટ
**સેસફૂલ**, ન૦ (સ૦ શીર્ષ ફૂલ) સ્ત્રીઓ માથે-વેણીમા જે સોનાનુ ફૂલ ઘાલે છે તે, સેથા આગળ ચોટલામા ગુથવાનુ ઘરેણુ, સીમતભૂષણ
**સેસવા**, પુ૦ વધારેલા ચણા
**સેહ**, સ્ત્રી૦ બીજાના પ્રતાપમા અંજાઈ જવુ તે, છાયા પડી જવી તે ૨ (સેતરજમા) અટકાવ, પ્રતિબધ ૩ શરમ, લાજ ૪ દાબ ૫ ક્ષોભ ૬ સહેવાપણુ, સહનશક્તિ ૭ ટેવ, ધારો
**સેહેજ**, વિ૦ થોડુ, અલ્પ, જરાક, કિંચિત્ ૨ અમસ્તુ ફોગટ ૩ ન૦ લોહી, હાડ
**સેહેવુ**, વિ૦ સહન થવુ, ખમાતુ, સહી શકાય એવુ, હુફાળુ
**સેહેનશાહ**, પુ૦ શહેનશાહ, પાત્શાહ
**સેહેલ**, સ્ત્રી૦ આનદની મોજમા આમતેમ હરવુ ફરવુ તે ૨ સેહેલુ સુતરૂ, સરલ
**સેહેલાણી**, વિ૦ સહેલ કરનાર, આનંદ મોજમા રહેનાર, લહેરી,ફક્કડ થઇને આમતેમ ફર્યા કરનાર
**સેહેલુ**, વિ૦ સહેલુ, સુગમ, સુતરુ
**સૈંધવ**, વિ૦ સિંધનુ ૨ પુ૦ સિધવ ૩ ઘોડો ૪ એક રાગ
**સૈ**, પુ૦ સઈ, દરજી, મેરાઇ ૨ સિહ ૩ કળશીનો સોળમો ભાગ ૪ હસ્તાક્ષર, સહી
**સૈ**, સ્ત્રી૦ સહિયર, સખી, બહેનપણી
**સૈકત** પુ૦ (સ૦) રેતીવાળો કિનારો 'સુરાપગા સૈકતને તટે તટે.' [વર્ષનો જુમલો તે, સદી
**સૈકુ**, ન૦ સો, સોનો જથો તે, શતક ૨ સો
**સૈકો**, પુ૦ સોનો જુમનો, શતક, સદી, સૈકુ
**સૈડકિયુ**, ન૦ સરકાવાય એવી આટીવાળી ગાઠ તે, ગાળો ૨ છોકરાની એક રમત
**સૈડણુ**, ન૦ છાપરાની વળીઓ ઉપર નાખવાના કાબડા, કબોઇની પાતળી સોટીઓ વગેરે તે, છાજ, સૈઢણુ.
**સૈડવુ**, ક્રિ૦ સ૦ વળીઓ ઉપર કાબડા પાથરી તે બાધવા, છાવુ ૨. આટી દઇ બે વસ્તુઓ એક બીજા સાથે બાધવી, જોડવુ, સાત્રવુ.
**સૈઢણુ**, ન૦ સૈડણુ. [૨. વિ૦ સૈન્ય સબધી, લશ્કરી
**સૈનિક**, પુ૦ (સ૦)લશ્કરી માણસ, યોદ્ધો, સિપાઇ.
**સૈન્ય**, ન૦ (સ૦) લશ્કર, ફોજ, સેના, દળ
**સૈયડ**, પુ૦ બળિયા, શીતળા
**સૈયદ**, પુ૦ મહમદ પેગબર સાહેબના વશજો તે
**સૈયર**, સ્ત્રી૦ સખી, સાહેલી, બહેનપણી.
**સૈયારૂ**, વિ૦ એકઠુ, ભેગુ, ભાગીદારવાળુ. ૨ મજિયારુ ૩ પત્તાળુ, પાતીઓવાળુ
**સોંગ**, પુ૦ વેષ, ખોટો દેખાવ ૨ ઢોગ,આડબર
**સોઘવારી**, સ્ત્રી૦ સસ્તાઇ, છત. ૨ થોડા મૂલે વધારે મળે તે [ખાવુ, આનાકાની કરવી
**સોંઘુ**, વિ૦ સસ્તુ, છતવાળુ સોંઘુ મોઘુ થવુ=માન
**સોતળવુ**, ક્રિ૦ સ૦ ઘી તેલમા શેકવુ–તળવુ'
**સોંધા**, પુ૦ (હિ૦) એક સુગંધી પદાર્થ 'સુગધ સોધા કુકુમ કેસર, ઉડાડે અબીલ ગુલાલ '–પ્રેમા૦
**સોપડવુ**, ક્રિ૦ અ૦ જડવુ ૨. મળવુ ૨ જન્મ આપવો, અવતરવુ, જણવુ
**સોપણ**, સ્ત્રી૦ સુપરત, ભાળવણી ૨ હવાલો
**સોપવુ**, ક્રિ૦ સ૦ ભાળવવુ, હવાલામા આપવુ
**સોંસરુ**, વિ૦ આરપાર, સળગ સોંસરુ પડવુ=ન પચવુ, હજમ ન થવુ
**સોહ**, પુ૦ ભાન, શુદ્ધિ ૨. સમજણ, અક્કલ.
**સો**, વિ૦ દસ વખત દસ તે, ૧૦૦ **સોએ વર્ષ પુરા થવા**=આવી બનવુ **સોએ સહરુ વ થાય**=પિતાનુ પારેવુ થાય, રજનુ ગજ થાય. **સો ગળણે ગાળીને પાણી પીવુ**=બહુ વિચારી–સાવચેતી રાખીને કામ કરવુ **સોના સાઠ કરવા**=નુકસાનમા ઉતરવુ **સોમણ રૂની તળાઇમા સૂવુ**=તદન નચિંત થઇ રહેવુ, સુખ આનદથી રહેવુ **સો સમાનુ સગુ**=બહોળા કુટુબવાળુ. **સો દહાડા સાસુના તો એક દહાડો વહુનો**=એકાદ વખત તો લાગ આવેજ **સો જોશી બરોબર એક ડોસી**=વિદ્વત્તા કરતા અનુભવ વધે.
**સોઇ**, સ્ત્રી૦ સગવડ, વ્યવસ્થા. ૨ સોય. ૩ દરજી,

**સોઇયાણી**, **સ્ત્રી૦** દાઇ, દાયણ

**સોઇયો**, **પુ૦** મોટી સોય [અવસર, સોહેલો

**સોઇલો**, પુ૦ આનદ ઉત્સવનો દિવસ, મગળ

**સોએક**, **વિ૦** સોની લગભગ

**સોક** **સ્ત્રી૦** શૅાકય, સપત્ની

**સોકટી**, **સ્ત્રી૦** ચોપટ-બાજીનુ લાકડા કે હાથી દાતનુ મહોરૂ, ગુજરડાના ઘાટનુ ગમકડુ **સોકટી** મારવી=ધારેલુ કામ પાર પાડવુ, ફતેહ પામવુ **સોકટી** ઉડાડવી=પ્રપચ તોડી ઉત્રાડી નાખવો, નેમમા નાસીપાસ કરવુ

**સોકઠુ**, **ન૦** સોકટી મહોરૂ

**સોકલડી**, **સ્ત્રી૦** સૅાક્ય પપત્ની

**સોખ**, પુ૦ શોખ, કોડ, પ્રીતિ, ભાવના

**સોગન**, **પુ૦** સોગદ, નમ કસમ, સપથ

**સોગાત**, **સ્ત્રી૦** કિમતી ભેટ, નજરાણાની ચીજ, નવાઇની વસ્તુ ર કિમતત, ભારી ચીજ

**સોચ**, **પુ૦**શોક, પરિતાપ પશ્ચાત્તાપ ર શોધ ખોળ

**સોચના**, **સ્ત્રી૦** શોચ, શોક, પશ્ચાતાપ ર ચિતા, ફિકર, પરિતાપ 'જીવતુ શીદને સોચના કરે, કૃષ્ણને કરવુ હોય તે કરે'

**સોજ**, પુ૦ સુજનતા, સારાપણુ ર લક્ષણ,ચાલ

**સોજી**, **સ્ત્રી૦** મેદો, પરશુલી

**સોજીલુ**, **વિ૦** સારા વિવેકી ગુણવાળુ, મળતા વડા-કોમળ સ્વભાવનુ [(કમોજુ=અસ્વચ્છ)

**સોજુ**, **વિ૦** સારુ, ઉત્તમ, સ્વચ્છ, ચોખ્ખુ

**સોજો**, **પુ૦** માર કે રોગથી લોહીનો જમાવ થઇ ચામડી ઉપસી આવવી તે, માસ પાક ર ચામડીના ઉપલા પડમા પાણી ભરાઈ આવવુ તે

**સોટી**, **સ્ત્રી૦**નેતર અથવા ઝાડની પાતળી ડાળી, છડી

**સોટો**, **પુ૦** મોટી જાડી લાકડી-સોટી તે, ડાગ ર દાબ, ગેહ માગફાડવી અથવા કડક અમલથી પાડેલી ધાક તે

**સોડ**, **સ્ત્રી૦** પાર્શ્વ, પાસુ બાજુ 'સોડમા ભરાવુ -પડખામા પેસવુ ર ઓડવાનુ વસ્ત્ર ૩ શરીર ઢકાઇ રહે એમ ઓઢવુ તે ૪ સાડીનો જે ભાગ માથા ઉપર ઓઢે છે, ને જે લાજ કાઢવામા વપરાય છે તે, સોડિયુ **સોડતાણીને સુવુ**=નિરાતે મોઢે માથે ઓઢીને સુવુ, આળસુ પડી રહેવુ ર મરી જવુ **સોડ પ્રમાણે સાથરો**=મળ પ્રમાણે કામ, ઘર જોઇને વરો કરવો

**સોડ**, **પુ૦** વાસ, પરિમળ, બો

**સોડમ**, **સ્ત્રી૦** વાસ, પરિમળ, બો, ગધ.

**સોડવણુ**, **ન૦** સોડિયુ, સોડ લેવાનુ વસ્ત્ર.

**સોડવુ**, **ક્રિ૦ અ૦** ફોરવુ, વાસ ઉડવી, ગધાવુ

**સોડિયુ**, **ન૦** સ્ત્રીના પહેરવેશનો ડાબી તરફનો ઝુનતો ભાગ, સોડ [રીતે

**સોડે**, **અ૦** પાસે, પડખે ર જોડે ૩ પ્રમાણે,

**સોડો**, પુ૦ સોડ ર મદદગાર

**સોઢ**, વિ૦ (સ૦) સહન કરનાર, ખમનાર, સહનશીળ સોસનાર ર ધરખમ

**સોણ** પુ૦ વાસની ખીલી, ફાચર

**સોણુ**, **ન૦** સ્વપનુ ર બાકુ

**સોત-તુ**, **અ૦** સુદ્ધા, સહિત [સગો ભાઇ, ભાડુ

**સોદર**, **વિ૦** (સ૦) માજાયુ, એક માનુ ર પુ૦

**સોદાઈ**, **સ્ત્રી૦** લુચ્ચાઇ ર વ્યભિચાર

**સોદાગર**,**પુ૦**કિમતી ચીજો વેચનારો, મોટો વેપારી

**સોદાગીરી**, **સ્ત્રી૦**મોટી કિમ્મતના માલનો વેપાર તે, મોટો વેપાર, ધધો ર સોદાગરપણુ.

**સોદુ**, **વિ૦** લુચ્ચુ, ખધુ ર વ્યભિચારી,કામી, વિષયા ૩ હરામી

**સોદો**, **પુ૦** વચવાનો ધધો તે, વેચાણ, વેચવા લેવાનુ કામ તે, ર વેપાર ખરીદી ૩ લુચ્ચો, વ્યભિચારી માણસ ૪ ઠગ, ધૂર્ત, દાગો

**સોધો**, **પુ૦** પડોપાદડી

**સોનાપાણી**, **ન૦** જેમા સોનુ બોળેલુ હોય તેપાણી

**સોનાગેરુ**, **પુ૦** એક જાતની પીળી ધમકવાળી લાલ માટી [વનસ્પતિના સારક પાન

**સોનામુખી**, **સ્ત્રી૦** મીઠી આવળ, એક જાતની

**સોનાર-ની**, **પુ૦** સોનાના ઘાટ ઘડનાર.

**સોનારણ**, **સ્ત્રી૦** સોનીની સ્ત્રી

**સોનુ**, **ન૦** સુવર્ણ, હેમ [ઢાળ ચઢાવેલું.

**સોનેરી**, **વિ૦** સોના જેવા પીળારંગનું,ર સોનાનો

**સોનેરીકેળા**, **ન૦** પીળી પાતળી છાલનાનાનાંકેળા.

**સોનૈયો**, **પુ૦** સોનાનો સિક્કો, સોનાનાણું

**સોપાન**, પુ૦ (સ૦) નિસરણી, સીડી, દાદર
**સોપારા**, પુ૦ (આ૦ સિપારા) અધ્યાય, બાબ
**સોપારી**, સ્ત્રી૦ (સોપાલા એક બંદર છે) ફોફળ, અકોટ [હોઠ તે, ધાક ૨ સોજો
**સોફ**, સ્ત્રી૦ ભયનો આંચકો, ભય અને શ્વાસ મિશ્રિત
**સોફવા**, પુ૦ શરીર ફૂલી જાય એવો વાયુનો રોગ, ફૂલણવા; ફોફવા [નો સંગ તે
**સોબત**, સ્ત્રી૦ સંગત, સાથ, મૈત્રી ૨ સ્ત્રી પુરુષ-
**સોબતી**, પુ૦ સાથી, જોડિયો ૨ મિત્ર, દોસ્ત
**સોભ**, ન૦ સૌભાગ્યના ગીત,વરકન્યા પરણ્યા પછી ગણપતિ પૂજન વખતે ગવાય છે તે ગીત
**સોભાગ**, ન૦ સૌભાગ્ય, હેવાતન ૨ સારૂ ભાગ્ય તે સોવાસણનો વેશ
**સોભાગવટુ**, ન૦ બારસાખ ઉપરનુ લાકડુ
**સોભાગવટી**, વિ૦ સૌભાગ્યવટી,સોવાશણ,સધવા, સુવાસિની,
**સોમ**, પુ૦ (સ૦) એક જાતની માદક વનસ્પતિ ૨ ચંદ્રમા,શશી ૩ એ નામનો એક વાર,સોમવાર
**સોમપા**, પુ૦ (સ૦) સોમરસ પીનારા, યાજ્ઞિક
**સોમયોગ**, પુ૦ (સ૦) જે યજ્ઞમા સોમરસ દેવોને અર્પણ કરે છે તે યજ્ઞ
**સોમલ**, પુ૦ પત્થર અને ધાતુ સમિશ્ર પોલાદ જેવા સહેજ લીલા રંગનો બરડ પદાર્થ એ લાલ અને ધોળો એમ બે રંગનો આવે છે લાલ મનશિલ કહેવાય છે આ હળાહળ ઝેર છે અને તેમા સ્વાદ નથી
**સોમવતી**, વિ૦ સોમવાર યુક્ત અમાસ એ પુણ્ય તિથિ ગણાય છે સોમવતી અમાસ ને શુક્રવાર= તદ્દન ખોટુ, અસંભવિત તે
**સોમવલ્લી**, સ્ત્રી૦ (સ૦) સોમ નામની વનસ્પતિનો વેલો તે એનો રસ બહુ કેફી છે.
**સોમવાર**, પુ૦ (સ૦) ચંદ્રવાર, સોમ [સાધન.
**સોય**, સ્ત્રી૦ સૂઈ, સિવવાનુ કાણાવાળુ અણીદાર
**સોય**, (સ૦) તે. ૨ સૌ, સઘળા ૩ એમ.
**સોયણી**, સ્ત્રી૦ સોહિની, એક રાગિણી
**સોયમ**, વિ૦ ઉતરતી પ્રતિની જમીન, 'અવલ. દોયમ, ને સોયમ '
**સોયલુ**, વિ૦ સુંદર, સોહેલુ ૨ સહેલુ, સરલ
**સોયાણો**, સ્ત્રી૦ જણાવનારી, દાયણ, દાઈ
**સોયો**, પુ૦ સુતળી આવે એવા નાકાવાળી સોય
**સોરટી**, સ્ત્રી૦ ઘણી નાની રકમો ફાળા જડતી ભેગી કરી તેમાંથી અમુક હિસ્સો રાખી બાકીની રકમમાથી ઇનામ તરીકે ચીઠીઓ કાઢી ભાગ્ય અજમાવવાની એક ક્રિયા તે લોટરી
**સોરઠ**, (સં૦ સૌરાષ્ટ્ર) કાઠિયાવાડનો એક ભાગ ૨ એ નામનો એક રાગ
**સોરઠી**, વિ૦ સોરઠનુ, સોરઠને લગતુ
**સોરઠો**, પુ૦ એક રાગ, (એથી ઉલટો દોહરો)
**સોરણ**, ન૦ સોરાવુ તે, સોસ ૨ અણગમો, પશ્ચાત્તાપ, મુઝવણ
**સોરભ**, સ્ત્રી૦ ખુશબો, સુવાસ; પરિમળ
**સોરવવુ**, ક્રિ૦ ગમતુ, ગોઠવુ, ચેન પડવુ
**સોરવુ**, ક્રિ૦ સ૦ છોલવુ, ઉપર ઉપરથી ઉખાડવુ, ઉઝરડવુ ૨ દુભાવુ, મનમા મુંઝાવુ ૩ ભુંડુ બોલવુ, ઘસાતુ બોલવુ [રંગ બને છે;
**સોરંગી**, સ્ત્રી૦ એક જાતની વનસ્પતિ એનો લાલ
**સોરભ**, સ્ત્રી૦ખુશબો,સુગંધ [ટવુ ૨ ગાળોદેવી
**સોરાટવુ**, ક્રિ૦ સ૦ ઝુડવુ, જેમ ફાવે તેમ ઝાપ-
**સોરાવુ**, ક્રિ૦ અ૦ છોલાવુ, ઘસારે ઉખડવુ
**સોરાસોર**, સ્ત્રી૦ છોલાછોલ ૨ ધોધાટ, ગડબડ ૩ ડોળાડોળ, ધમાલ, કલબલાટ
**સોરી**, સ્ત્રી૦ કળ, ગમ ૨ ગોઠવુ, ગમવુ તે ૩ કરસણના સાંઠાને સુકાવા માટે ઉભા મૂકવા તે સોરી વળવી=ધરપત થવી, ગમવુ, ગોઠવુ
**સોરૂ**, અ૦ લગી સુધી, અમુક વખતમા એમ, 'બહારથી ક્યાર સોરા આવશે ?'
**સોવરાવવું**, ક્રિ૦ સુશોભિત કરવુ, શોભાવવું, શણગારવુ [સોળે સોળ આના, ચોક્કસ
**સોવસા**, અ૦ લગભગ નક્કી એમ, ખાતરી પૂર્વક,
**સોવાવુ**, ક્રિ૦ અ૦ અહિં તહિં ફાંફા મારવાં, મુશ્કેલીમાથી છૂટવા માટે આમ તેમ ફેફાંમ જેવા ફરવુ [શોરબકોર, ગડમથલ
**સોવાટ**, પુ૦ ગડબડાટ,મસરાટના ફાફા ૨ ધાંધલ,
**સોવુ**, ક્રિ૦ સ૦ સુપડામા નાખી હલાવવું; ઝાટ-

ફવુ ર વારા ફરતી બન્ને બાજુ તરફ ઝુલાવવુ, હિલોળવુ
**સોવાસણ**, વિ૦ સુવાસિની, સધવા, સૌભાગ્યવતી
**સોસ**, પુ૦ વારવાર તરસ લાગ્યા કરવી તે,પાણી વગર ગળુ સુકાવુ તે, પિપાસા ર શોષ, હૃદયદાહ, અંતરના દુઃખની લાગણી તે ૩ ફિકર, કાળજી
**સોસવાટ**, પુ૦ સુસવાડ, મગરમચ્છ ર ચેડકો
**સોસવાવુ**, ક્રિ૦ સ૦ રસનુ સુકાઇ જવુ, શરીરનુ સુકાવુ, કદે વટવુ, દુર્બળ થઈ જવુ, શોષાવુ
**સોસવું**, ક્રિ૦ અ૦ ખમવુ, સહન કરવુ ર ક્રિ૦ સ૦ ખેંચવુ, ચુસી લેવુ 'પણ કુરુઓનો ઘાણુ કાઢના લોહી સોસતા કયમ ન કર્યું '—પાણીપત
**સોસળાઈ**, સ્ત્રી૦ એદીમપણુ
**સોસળુ**, વિ૦ ભુલકણુ, વિસર ભોળુ, ર હૈયા સુનું, લક્ષ ન હોય તેવુ
**સોહણી**, સ્ત્રી૦ શોભા 'મુખ તણી મોટી મોહિની ઉપર અલક તણી સોહણી ' —ગીરધર
**સોહમ**, અ૦ તે હુ છુ, એવો નાદ તે શ્વાસ લેતા ને મૂકતા, અદર થતો એવો ધ્વનિ
**સોહલુ**, વિ૦ સુદર, શોભીતુ ર સારૂ, સ્વચ્છ ૩ આનદ અને રમત ગમત, રગરાગ સખી માગસર મહીને મનમાહિ કોણ કરે સોહલાં'
**સોહવુ**, ક્રિ૦ અ૦ શોભવુ, ખલવુ
**સોહાગ**, ન૦ સૌભાગ્ય, હેવાતન 'હજો એનો અખડ સોહાગ ' ર નસીબદારપણુ, સુભાગ્ય તે
**સોહાગણ**, વિ૦ સૌભાગ્યવતી, સધવા
**સોહાગી**, વિ૦ સુશોભિત ર સારા ભાગ્યવાળુ, સુખી ૩ આનદી, મોજીલુ
**સોહામણું**, વિ૦ સુદર દેખાવનુ, સુશોભિત
**સોહાવુ**, ક્રિ૦ અ૦ શોભવુ, સારૂ લાગવુ, ખલવુ
**સોહિની**, સ્ત્રી૦ મનોહર દેખાવની મોજીલી સ્ત્રી
**સોહેણી**, સ્ત્રી૦ રાત્રે ગવાતી એક રાગણી
**સોહલો**, પુ૦ ભભકો, રોફ, ર આનદનો ઉછાળો ને ઉત્સવ તે ૩ પોતાની શોભા સુદરતાનેલીધે માન સૌભાગ્યનુ અભિમાન તે સૌભાગ્યના માનનુ લાડ તે [ગમવુ, ગોઠવુ, ફાવવુ
**સોહોવું**, ક્રિ૦ અ૦ શોભવુ, સુદર દેખાવુ ર
**સોહ્યલું**, વિ૦ સુદર ર સરલ
**સોળ**, વિ૦ દસ ને છ ૧૬
**સોળ**, પુ૦ મારનો પડેલો આકો, સળ
**સોળુ**,વિ૦ ધોઇને અલગ રાખેલુ [વસ્ત્ર, અબોટિયુ
**સોળુ**, ન૦ અબોટમાજ પહેરવાનુ અલગ રાખેલુ
**સોળૈયો**, પુ૦ લાબો વળો, સોળ ફુટનો વાસ
**સૌ**, વિ૦ સઘળા, સર્વ, બધા **સૌ** સોના ગીત ગાય=સૌ પોતપોતાનુ સારુ બોલે **સૌ** સૌને મન સવાશેર=દરેક માણુસ પોતાને માટે અભિમાન રાખે સૌ સુતા જબ અલા જાગા=છેલ્લે ઉભા થવુ છેવટમા નવી વાત લાવી રજુ કરવી
**સૌકુમાર્ય**, ન૦(સ૦)કોમળતા,નાજુકતા.ર મૃદુત્વ
**સૌખ્ય**, ન૦ (સ૦) સુખ, આરોગ્ય
**સૌજન્ય**, ન૦ (સ૦) સુજનતા, ભલાઇ, કૃપાળુતા
**સૌદામિની**, સ્ત્રી૦ (સ૦) વિજળી, વિદ્યુત
**સૌંદર્ય**, ન૦ (સ૦) સુદરતા, શોભા, કાંતિ, ખુબસુરતી, પૂર્ણ કળા
**સૌભાગ્ય**, સ્ત્રી૦ (સ૦) ભાગ્યશાળીપણુ ર એવા તન, સધવાવસ્થા ૩ શોભા, સુદરતા ૪ એ નામનો એક યોગ
**સૌભાગ્યવતી**, વિ૦ સધવા, સુવાસિની
**સૌમ્ય**, વિ૦ (સ૦) સાત્વિક વૃત્તિનુ, નમ્ર, શાન્ત, ભલુ સાલસ ર સુદર, મનોહર [લગીનો કાળ
**સૌરમાસ**, પુ૦(સ૦) એક સક્રાંતિથી બીજીસક્રાંતિ
**સ્કંધ**, પુ૦ (સ૦) ખભો, ખાધ ર પ્રકરણ, અધ્યાય, બાબ ૩ ઝાડનુ થડિયુ, કાડ
**સ્ટેશન**, (અ૦) રેલગાડીને થોભવાનુ અને તેમા બેસારૂને ચઢવા ઉતરવાનુ સ્થાન તે ર. ઠેકાણુ ૩ પડાવ, રહેઠાણુ, મુકામ
**સ્તન**, પુ૦ (સ૦) થાન, ધાઈ, આચળ
**સ્તનપાન**, ન૦ (સ૦) ધાવવુ તે, દૂધ પીવુ તે
**સ્તબક**, પુ૦ (સ૦) ફૂલનો ગુચ્છ, મજરી, ફૂલ વાળુ લુમખુ [ર છક્ક, કુંઠિત, બેહોશ.
**સ્તબ્ધ**, વિ૦ (સં૦) આશ્ચર્યચકિત થયેલુ, દિઙ્મૂઢ
**સ્તંભ**, વિ૦ થાભલો ટેકાનુ ઉભુ લાકડુ
**સ્તભન**, ન૦ રોધ, અટકાવ ર થોભાવવુ તે, અદ્ધર રાખવુ તે

**સ્તવ,** પુ૦ (સ૦) સ્તુતિ, ગુણપ્રશંસા
**સ્તવન,** ન૦ સ્તુતિ કરવી તે, તારીફ,સ્તોત્ર [કરવા
**સ્તવવું,** ક્રિ૦ સ૦ સ્તુતિ કરવી, ગુણ ગાવા,વખાણ
**સ્તુતિ,** સ્ત્રી૦ ગુણપ્રશંસા, તારીફ, વખાણ
**સ્તુતિપાત્ર,** વિ૦ વખાણવા લાયક સ્તુતિકરવાજોગ
**સ્તુપ,** પુ૦ (સ૦) રાફડો, માટી ઈંટ વગેરેનું, ધુમ્મટ જેવું બાંધકામ, સમાધ, પાળિયો
**સ્તેન,** પુ૦ (સ૦) ચોર, તસ્કર, લુટારો
**સ્તેય,** ન૦ ચોરી, ચૌર્યકર્મ
**સ્તોત્ર,** ન૦ (સ૦) સ્તુતિનો પાઠ, સ્તવન [રાશિ
**સ્તોય,** વિ૦ વળેલું, વાંકું ૨ પુ૦ જમાવ, ગંજ,
**સ્ત્રી,** સ્ત્રી૦ (સ૦) માનવ માદા, નારી, બાઈડી, ૨ વહુ, પત્ની, ભાર્યા **સ્ત્રી** કરવી=પરણવું, નાતરું કરવું **સ્ત્રિયારાજ**=જ્યાં સ્ત્રીઓનુંજ રાજ્ય હોય તે **સ્ત્રીની** બુદ્ધિ પાનીએ=સ્ત્રીની મતિ હલકાઇ ઉપર જ જાય
**સ્ત્રીકેસર,** ન૦ વનસ્પતિમાં રહેલો ફલોત્પાદક રેસો તે, ફુલમાંનો ગર્ભોત્પાદક અંકુર
**સ્ત્રીચરિત્ર,** ન૦ સ્ત્રીની ચતુરાઈ, સ્ત્રીના કાવાદાવા
**સ્ત્રીધન,** ન૦ જેની ઉપર સ્ત્રીનો હક હોય તે ધન (માતાપિતા, ભાઇભાંડુ, ઈ૦ ની બક્ષીસ-ચાલ્લો તે)
**સ્ત્રીધર્મ,** પુ૦ સ્ત્રીની પતિ પ્રત્યેની ફરજ તે ૨ રજ, રજસ્વલા [વહુ, દંપતી
**સ્ત્રીપુરૂષ,** પુ૦ ધણી ધણિયાણી, પતિપત્ની, વર-
**સ્ત્રીલંપટ,** વિ૦ વિષયી, કામી, વ્યભિચારી
**સ્ત્રીલિંગ,** ન૦ (સ૦) સ્ત્રીચિહ્ન, નારીજાતિ
**સ્ત્રીહત્યા,** સ્ત્રી૦ (સ૦) સ્ત્રી મારવાનું પાપ તે
**સ્ત્રીહરણ,**ન૦જોરથી સ્ત્રીને ખેંચી-ઉચકી જવી તે
**સ્ત્રૈણ,** ન૦ (સ૦) સ્ત્રીત્વ, બાયલાપણું
**સ્થ,** (અ૦) સ્થાન, રહેઠાણ, વાસ, સ્થિતિ, દર્શક પ્રત્યય ૨ વિ૦ સ્થાનમાં રહેલું 'માર્ગસ્થ'
**સ્થવિર,** વિ૦ (સં૦) પાકટ ઉમ્મરનું, વૃદ્ધ, જીર્ણ
**સ્થલ,** ન૦ (સ૦) જગા, સ્થાન, ઠેકાણું
**સ્થલચર,** વિ૦ (સ૦) પૃથ્વી ઉપર રહેનાર ફરનાર તે, ભૂચર
**સ્થલમાર્ગ,**પુ૦(સ૦)જમીનનોરસ્તો;ખુશકીમાર્ગ
**સ્થલાંતર,** ન૦ (સ૦) જગાની અદલા બદલી તે, રહેઠાણ ફેરવવું-બદલવું તે
**સ્થંડિલ,** ન૦ (સ૦) જમીનથી સહેજ ઉંચી ઓટલી, ચોતરો, વેદી
**સ્થાણુ,** વિ૦ (સં૦) સ્થિર, અચલ ૨ પુ૦ ડાળાં પાંખડાં વગરનું ઉભું થડ, ખોડ, ઝાડ ૩. કુદરતી ઉગેલી ઝાડી-ઝરડ ૪. મહાદેવ
**સ્થાન,** ન૦ (સ૦) જગા, ઠેકાણું, સ્થળ ૨ રહેઠાણ, ગૃહ, ઘર, ૩ પદ, પદવી, ઓધ્ધો, દરજ્જો. ૪ પ્રસંગ અવસર [ગાદી, આસન. ૩ બેઠક
**સ્થાનક,** ન૦ (સ૦) સ્થાન, વાસ, રહેઠાણ ૨.
**સ્થાનિક,** વિ૦ સ્થાનનું, જગાને લગતું, ઠેકાણાનું
**સ્થાપક,** વિ૦ (સ૦) થાપનાર, નવું ઉભું-ખડું કરનાર, મંડાણ કરનાર, રોપનાર, આરંભ કરનાર ૨ સાબીત કરી આપનાર
**સ્થાપત્ય,** ન૦ (સ૦) સ્થાપનાને લગતું કામ તે, શિલ્પવિદ્યા પ્રમાણે બાંધવાનું કામ તે
**સ્થાપન,** ન૦ (સ૦) થાપના, મંડાણ, ખડું કરવું તે ૨ સાબીતી, પુરવારી
**સ્થાપના,** સ્ત્રી૦ (સ૦) સ્થાપવું તે, મંડાણ
**સ્થાપવું,** ક્રિ૦ સ૦ માંડવું, ઉભું કરવું, નિર્માણ કરવું ૨ ગોઠવવું બેસાડવું ૩ મુકરર કરવું, નિમવું, યોજવું ૪ સાબીત કરવું; પુરવારકરવું
**સ્થાપિત,** વિ૦ (સ૦) સ્થાપેલું, બેસાડેલું મુકરર કરેલું, પુરવાર કરેલું; સિદ્ધ કરેલું
**સ્થાયિભાવ,** પુ૦ (સ૦) જે રસનો ભાવ છેવટ લગી જેમનો તેમ રહ્યા કરે તે (એના નવપ્રકારછે)
**સ્થાયી,** વિ૦ ઘણીવાર ટકે એવું, ટકાઉ ૨ હમેશનું, ડગે નહિ-સ્થિર રહે એવું [રિટ, ખુમચો
**સ્થાલી,** સ્ત્રી૦ (સં૦) થાળી, ટાટ, નાની કથ-
**સ્થાવર,** વિ૦ (સ૦) એક ઠેકાણેથી બીજે ઠેકાણે ખસે કે ખસેડી શકાય નહિ એવું, અચળ, સંચાર શક્તિ રહિત; જંગમથી ઉલટું તે **સ્થાવર મિલ-કત**=ઘર વાડીવજીફા વગેરે તે
**સ્થિત,** વિ૦ (સ૦) ખચીત, દૃઢ, અડગ ઉભેલું.
**સ્થિતિ,** સ્ત્રી૦ (સં૦) કાયમ એક ઠેકાણે રહેવાપણું તે, સંસ્થિતિ. ૨ મુકામ, રહેઠાણ. ૩. એક સરખી નિશ્ચિત હાલત-દશા તે. ૪. અવસ્થા;

હાલત, દશા ૫ વાસ, નિવાસ, મુકામ, પડાવ, સ્થિરતા ૬ પદ,પદવી ૭ મગદુર, ધારણ શક્તિ
**સ્થિતિસ્થાપક**, વિ૦ અસલ સ્થિતિને વળગી રહેનારૂં, વાળીને પાછું મૂકી દેતા અસલ રૂપ પકડે એવું, પૂર્વ સ્થિતિગામી
**સ્થિર**, વિ૦ (સ૦) અડગ, દઢ, નિશ્ચલ. ૨ કાયમ, જાથુ રહે એવું, ઠરેલ ૩ મજબુત, દઢ ૪ શાંત, ધીમુ
**સ્થિરતા**, સ્ત્રી૦ સ્થિરપણુ, અડગતા, નિશ્ચલતા
**સ્થૂલ**, વિ૦ (સ૦) જાડુ, પુષ્ટ, ભરેલુ ૨ ગાઢુ, ગીચ, ઘટ ૩ મોટુ, કદાવર ૪ જડ, અચ-
**સ્થૂલતા**, સ્ત્રી૦ જાડપણુ જાડાપણુ [ચળ, ઠોઠ
**સ્થૂલદેહ**, પુ૦ (સ૦) હાડમાસથી ભરપુર દેહ તે,
**સ્થૈર્ય**, ન૦ સ્થિરતા, દઢતા [કલેવર, ખોળિયુ
**સ્નાત**, વિ૦ (સ૦) નહાયેલુ
**સ્નાતક**, વિ૦ (સ૦) ગૃહસ્થાશ્રમમા દાખલ થવાને યોગ્ય બનેલો બ્રહ્મચારી વિદ્યાર્થી તે
**સ્નાન**, ન૦ (સ૦) નહાવુ તે, અઘોળ નહાવણુ ૨ મરણ નિમિત નહાવુ તે ૩ આશૌચ, મબ-ધીના મરણથી લાગતુ સ્નાન ૪ નહાઇને પવિત્ર થવુ તે, તીર્થ નહાવુ તે **સ્નાન** કરવુ-નહાવુ ૨ સગાઇ સબધ તોડી નાખવો
**સ્નાયુ**, પુ૦ (સ૦) જે તતુએ કરીને માસ અસ્થિને વળગી રહે છે તે, માસના તતુ,રગ,નસ
**સ્નિગ્ધ**, વિ૦ (સ૦) લીસુ સુવાળુ ૨ ચીકટ વાળુ, ચીકણુ ૩ કોમળ, મુલાયમ
**સ્નુષા**, સ્ત્રી૦ (સ૦) છોકરાની વહુ તે, પુત્રવધૂ
**સ્નેહ**, પુ૦ (સ૦) માયા, મમતા, વાત્સલ્ય ૨ પ્રીતિ, વહાલ હેત ૨ મૈત્રી, દોસ્તી ૩ અતરનુ વળગણુ ૪ ચીકટ, ચીકણુ દ્રવ્ય
**સ્નેહાકર્ષણ**, ન૦ (સ ) સ્નેહનુ ખેચાણુ તે એકબીજા પ્રતિ પરમાણુઓનુ આકર્ષણ ખેચાણુ તે
**સ્નેહાળ**, વિ૦ સ્નેહવાળુ, હેતાળ, માયાળુ
**સ્નેહી**, વિ૦ સ્નેહવાળુ, પ્રેમવાળુ વહાલુ ૨ મિત્ર, દોસ્ત પ્રિયજન [ઇર્ષ્યા, અદેખાઇ
**સ્પર્ધા**, સ્ત્રી૦ (સ૦) સરસાઈ, હરીફાઇ ૨
**સ્પર્ધાળુ**, વિ૦ અડસીલુ, વાદીલુ ૨ અદેખુ

**સ્પર્શ**, પુ૦ લાગવુ-અડવુ તે, કોઇપણ ચીજને અડકવુ તે, સસર્ગ, સગમન, મેળાપ ૨ ચામડી દ્વારા કોઇ ચીજનુ જ્ઞાન થવુ તે, અડકવાથી થતી ઓળખ ૩ લવ, લેશ
**સ્પર્શમણિ**, પુ૦ (સ૦)જેના સ્પર્શથી લોહ સુવર્ણ થઇ જાય તેવો પત્થર ૨ કાચમણિ પારસમણિ
**સ્પર્શાસ્પર્શ**, પુ૦ અડકાઅડકી, આભડછેટ
**સ્પષ્ટ**, (સ૦) ચોફ્ખુ, ખુલ્લુ, સાફ ૨ સરળ ને શુદ્ધ,સમજાય એવુ,સુવ્યક્ત ૩ બરાબર, ચોક્કસ
**સ્પષ્ટવક્તા**, વિ૦ ખરાબોલુ, ચોફ્ખેચોફ્ખુ કહી દેનાર [ચોખવટ
**સ્પષ્ટીકરણ**, ન૦ (સ૦) સ્પષ્ટ કરવુ તે, ખુલાસો,
**સ્પંદ**, પુ૦ (મ૦) થરકો, સ્ફુરણ પલકારો
**સ્પદન**, ન૦ (સ૦) થરકાર, ધ્રૂજ, કપ
**સ્પૃહણીય**, વિ૦ (સ૦) ઇચ્છા-વાચ્છા કરવા યોગ્ય ૨ સુદર, જોવા જાણવા જેવુ
**સ્પૃહા**, સ્ત્રી૦ (સ૦) ઇચ્છા, તૃષ્ણા, ગરજ, દરકાર, પરવા [એક સુદર પત્થર-કાચ
**સ્ફટિક**, પુ૦ પાસાદાર ચળકતી બાજુઓવાળો
**સ્ફાટિક**, વિ૦ (સ૦) સ્ફટિકનુ ૨ સુદર દેખા-વનો સ્વચ્છ ચળકનો પત્થર
**સ્ફુટ**, વિ૦ ઉઘડેલુ, ખુલ્લુ થઇ ગયેલુ, વિકસિત ૨ સ્પષ્ટ, ચોફ્ખુ, ઉઘાડુ ૩ ટીકા-ખુલાસો કરેલુ ૪ છુટેછુટુ, સબધ વિનાનુ
**સ્ફુરણ**, ન૦ (સ૦) ઝીણી-ધીરી ધ્રૂજ-કપ તે, ધ્રૂજારી, આખનુ ફરકવુ તે ૨ ઓચિંતુજ મનમા યાદ આવવુ-સૂઝવુ તે, જવુ તે
**સ્ફુરવુ**, ક્રિ૦ અ૦ થરકવુ, કપવુ, હાલવુ, ફરકવુ ૨ એકદમ સૂઝી આવવુ, એકાએક યાદ આવવુ ૩ પ્રગટ થવુ, અકુર ફુટવો
**સ્ફૂર્તિ**, સ્ત્રી૦ (સ૦) સ્ફૂરણ, કપ ૨ જાગૃતિ, તેજી, ચચળાઇ
**સ્ફોટ**, પુ૦ (સ૦) જોરથી ફૂટવુ તે ૨ ફોડ, ધડાકો ૩ ખુલાસો, ચોખ્ખો નિવડો
**સ્મર**, ન૦ (સ૦) કામદેવ, મદન અનંગ
**સ્મરણ**, પુ૦ (સ૦) સ્મરવુ તે, યાદ કરીને જપવુ તે મનન ૨ સ્મૃતિ, યાદ, ફોમ **સ્મરણ** પોથી=ટિપણુ, નોંધબુક

**સ્મરણી,** સ્ત્રી૰ જપ કરવાની માળા, બેરખો
**સ્મરણીય,** વિ૦ (સ૰) યાદ કરવા જોગ
**સ્મરવું,** ક્રિ૰ સ૰ યાદ કરવુ, સભારવુ ૨ ભજવુ
**સ્મારક,** વિ૰ યાદ દેનારૂ ૨ ન૰સંભારણુ,યાદગીરી
**સ્માર્ત,** વિ૦ (સ૦) સ્મૃતિ સંબધી ૨ સ્મૃતિમા કહ્યુ હોય તેમ ધર્માચરણ કરનાર
**સ્મિત,** ન૦ (સ૦) મદહાસ, સહેજ મો મલકાવવુ તે, આલમા હસવુ તે
**સ્મૃતિ,** સ્ત્રી૰ (સ૦) પરપરાની યાદદાસ્ત ઉપરથી ઋષિઓએ બનાવેલા ધર્મ, આચાર,નીતિ, વગેરેને લગતા ગ્રથો તે, ધર્મસહિતા ૨ યાદ, સ્મરણ, સ્યદન, પુ૦ (સ૦) લડાઇનો રથ [રિમ ૩ જ્ઞાન
**સ્યાલક,** પુ૰ વહુનો ભાઈ, સાળો
**સ્રગ્ધરા,** વિ૰ (સ૦) માળાવાળુ, પુષ્પહાર યુક્ત ૨ પુ૦ એકવીસ અક્ષરનો એક ગણુ મેળ છદ
**સ્રજ,** સ્ત્રી૰ (સ૰) માળા, ફૂલનો હાર
**સ્રસ્ત,** વિ૰ (સ૦) ઉતરી-ખસી ગયેલુ, તૂટેલુ
**સ્રાવ,** પુ૦ (સ૰) ધીમે ધીમે ગળવુ-ઝરવુ તે, નિતરણુ, ઝરણ ૨ રસ, ગુદર, ગાળ, ૩ અટ-
**સ્રુવ,** પુ૦ ચાટવો, શરવો [કાવ, ઋતુ
**સ્રોત,** પુ૰ (સ૰) ઝરો, ઝરણ
**સ્લેટ,** સ્ત્રી૰ (અ૦) પત્થરપાટી
**સ્વ૰,** સ૦ પોતાનુ પોતીકુ ૨ વિ૦ સ્વર્ગસ્થ
**સ્વકર્મ,** ન૦ પોતાનુ કર્મ અથવા કામ તે
**સ્વકલ્પિત,** વિ૰ (સ૰) મનના ઉડાવનુ
**સ્વકીય,** સ૰ પોતાનુ, પોતીકુ
**સ્વકીયા,** સ્ત્રી૰ પોતે પરણેલી તે, પરણેતર સ્ત્રી
**સ્વચ્છ,** વિ૰ (સં૰) ચોક્ખુ, સાફ ૨ નિતરૂ નિર્મળ, શુદ્ધ ૩ શ્વેત, ધવલ ૪ નિર્દોષ,સાત્વિક
**સ્વચ્છતા,** સ્ત્રી૰ ચોખ્ખાઇ, સફાઇ, નિર્મળતા, સ્પષ્ટતા ૨ ઉજળામણ
**સ્વચ્છદ,** પુ૰ મન ગમતો આચાર તે,સ્વેચ્છાચાર
**સ્વચ્છદતા,** સ્ત્રી૰ સ્વચ્છદપણુ, આપખુદી
**સ્વચ્છદી,** વિ૰ સ્વેચ્છાચારી, આપમતિયુ ૨ હઠીલુ, માથાફરેલ
**સ્વજન,** ન૦ ( સ૰ ) પોતાના અગત-આપ્ત માણુસો તે; સગા-કુટુબીજન, બન્ધુજન.

**સ્વજાતિ,** સ્ત્રી૦ પોતાની જાતિ અથવા વર્ગ તે
**સ્વજાતીય,** વિ૦ પોતાની જાતિ-વર્ણનું, એકજ ખાસિયતનુ [જન્મથીજ.
**સ્વત ,** અ૦ પોતે, આપોઆપ, વગર ઉપદેશે,
**સ્વતસિદ્ધ,** વિ૰ પોતાની મેળેજ ઉત્પન્ન થયેલુ, સ્વયભૂ, અકૃત્રિમ. ૨ દેખીતું પ્રત્યક્ષ
**સ્વતત્ર,** વિ૦ આપ અખત્યાર, સ્વાધીન, કોઈના તાબામા કે હુકમમા નહિ એવુ, સ્વચ્છદી
**સ્વતત્રતા,** સ્ત્રી૦ સ્વાતત્ર્ય, આપઅખત્યારપણુ, છૂટ, સ્વેચ્છા
**સ્વતત્રપણુ ,** ન૦આપ અખત્યારપણુ, સ્વતત્રતા.
**સ્વદેશ,** પુ૦ (સ૰) આપીકા દેશ, જન્મભૂમિ, વતન [ભૂમિ માટેની મમતા તે
**સ્વદેશાભિમાન,** ન૦ (સ૦) પોતાની જન્મ-
**સ્વદેશાભિમાની,** વિ૰ દેશનુ અભિમાન ધરાવનાર
**સ્વદેશી,** વિ૰ પોતાના મુલકનુ, સ્વદેશનું તે
**સ્વધર્મ,** પુ૦ (સ૰) શાસ્ત્રવિહિત આચાર કર્તવ્ય તે, કુળરીતિ-નીતિ ૨ પ્રસગને લઇ પ્રાપ્ત થયેલુ જે કર્તવ્ય તે ૩ કુદરતી ધર્મ ગુણ અને ખાસિયત
**સ્વધર્મી,** વિ૰ પોતાના ધર્મનુ
**સ્વધા,** અ૰ (સ૦) પિતરોને બલિદાન આપતા કરવાનો ઉદ્ગાર ૨ પિતરોને અપર્ણ કરવાનો બલિ
**સ્વધામ,**ન૰રહેઠાણ, નિજધામ, વતન ૨ સ્વર્ગ સ્વધામ જવુ=સ્વર્ગે જવુ, મરી જવુ.
**સ્વન,** પુ૰ (સ૦) સૂર, અવજ, ઘોર, નાદ
**સ્વપ્ન,** ન૰(સ૰) સમણુ, શાણુ, ઉંઘમા ખરા જેવા ભાસતા દેખાવો તે
**સ્વપ્નદર્શન,** ન૰ સ્વપ્ન લાધવુ તે ૨ ઉંઘમા જણાયેલો ઓળો-દેખાવ
**સ્વપ્નવત્,** વિ૦ સ્વપ્ન જેવુ મિથ્યા, ખોટુ
**સ્વપ્નાવસ્થા,** સ્ત્રી૦ સ્વપ્નાવાળી હાલત
**સ્વપ્નાન્તર,**ન૰ સ્વપ્ન દરમિયાન, સ્વપ્ન ને જાગર્તિ વચ્ચેનુ અતર. [સ્વત જ્ઞાન પામેલુ.
**સ્વપ્રકાશ,** વિ૦ પોતાનાજ તેજથી ચળકતુ ૨
**સ્વભાવ,** પુ૦(સ૰) કુદરતી વલણ ગુણ, ધર્મ, પ્રકૃતિ, ખાસિયત તે જાતિ, દેહ, દેશકાળને લઇ બધાયેલો પ્રાણીઓનો જે કુદરતી મનોભાવ તે.

**સ્વભાવજ,** વિ૦ સ્વભાવ સિદ્ધ, સ્વાભાવિક
**સ્વભાષા, સ્રી૦** પોતાની ભાષા તે, માતૃભાષા
**સ્વભૂમિ, સ્રી૦** સ્વદેશ, વતન, બાપીકી જમીન
**સ્વય,** અ૦ આપોઆપ, પોતેજાતે, પોતાની મેળે
**સ્વય પાક,પુ૦** પોતાને માટે પોતે કરેલી રસોઇ તે
**સ્વય પ્રકાશ,** વિ૦ સ્વપ્રકાશ, જુઓ
**સ્વયંભૂ** વિ૦(સ૦) પોતાની મેળે ઉત્પન્ન થયેલુ, ૨ ઇશ્વર, બ્રહ્મા, વિષ્ણુ વગેરે દેવ તે
**સ્વયંવર, પુ૦** (સ૦) કન્યાએ પોતેજ પોતાને માટે વર પસંદ કરવો તે [સ્વયશક્તિવાળુ
**સ્વય વહ,**વિ૦પોતાની મેળે ગતિ કરનાર ૨, પોતામાજ
**સ્વર, પુ૦** (સ૦)અવાજ, સાદ, ઉચ્ચાર ૨ ધ્વનિ, ઘોષ, સૂર, ધાટી. ૨ જેનો પૂર્ણ ઉચ્ચાર થાય એવો વર્ણ-અક્ષર, ( અ, ઈ, ઉ, વગેરે ) ૪ નાક વાટે ચાલતો શ્વાસ તે ( શુભાશુભ જોવા માટેનો) ૫ સૂર્ય અને ધ્રુવ એ બે વચ્ચેનુ અતર -જગા ૬ સ્વર્ગ ૭ આકાશ, ગગન
**સ્વરક્ષણ, ન૦** (સ૦) આત્મરક્ષણ,પોતાનો બચાવ
**સ્વરસ, પુ૦** ઉત્તમ સ્વાદ તે ૨ લીલી વનસ્પતિ કચરીને કાઢેલો રસ તે
**સ્વરાજ્ય,ન૦**(સ૦) પ્રજાએ પોતે પોતાના ધા ા ઘડી તે પ્રમાણે પોતાની વ્યવસ્થા રાખવી તે, લોક સત્તાનુ રાજ્ય તે
**સ્વરિત,વિ૦**(સ૦)સમાન ઉચ્ચારવાળુ, ચોખ્ખા એક સરખા અવાજનુ, સ્વરના ત્રણ પ્રકારના ઉચ્ચાર છે, તેમાના છેલ્લા પ્રકારનુ (ઉદાત્ત, અનુદાત્ત ને સ્વરિત )
**સ્વરૂપ ન૦**(સ૦)ઘાટ, આકાર ૨ દેખાવ ૩ વર્ણ, રગદાર છટા ૪ સુદરતા, ફુટડાઇ, રૂપ ૫ લક્ષણ, નિશાન, ઓળખ ૬ ઝાખી, કઇક આભાસ ૭ વિચાર, ઉદ્દેશ, વલણ ૮ મળતાપણું સામ્ય
**સ્વરૂપતા, સ્રી૦** ફુટડાઈ, સૌદર્ય ૨ સલોકતા, સામ્યતા ૨ ચાર પ્રકારની મુક્તિઓમા ત્રીજી, ઇશ્વરરૂપતા તે
**સ્વરૂપવાન,** વિ૦ ખૂબસૂરત, રૂપાળુ, ફુટડુ
**સ્વરોદય, પુ૦** (સ૦) સ્વરનો ઉદય તે, ૨ સરોદો, સ્વર ઉપરથી શુભાશુભ જાણવાની વિદ્યા
**સ્વર્ગ, ન૦**(સ૦) દેવલોકને રહેવાનું ધામ, સુરભૂમિ સ્વર્ગવાસ=સ્વર્ગમા વાસ કરવો તે ૨ મરણ, મૃત્યુ સ્વર્ગવાસી=સ્વર્ગમાં વાસ કરનારુ, દેવલોકમા વસનાર તે મરી ગયેલુ=મરહુમ સ્વર્ગે-જવુ=મરીજવુ સ્વર્ગના સુખ=બહુ વૈભવી સુખો
**સ્વર્ગગગા, સ્રી૦** (સ૦) દેવનદી, સુર-આપગા
**સ્વર્ગીય,** વિ૦ અલૌકિક, દિવ્ય, આકાશીય
**સ્વર્ણ, ન૦** (સ૦) સોનુ, હેમ સુવર્ણ
**સ્વલ્પ,** વિ૦ બહુજ થોડુ, જરા, લેશ, કિંચિત્
**સ્વવશ,** વિ૦ સ૦) સ્વાધીન, આપ અખત્યાર, [સ્વતત્ર
**સ્વશુર,** પુ૦ શ્વશુર, સસરો
**સ્વસા, સ્રી૦** બહેન, ભગિની
**સ્વસ્તિ,** અ૦કલ્યાણરૂપ, 'કલ્યાણ થાઓ' એવો આશીર્વાદાત્મક ઉદ્ગાર ૨ કલ્યાણ, ક્ષેમ
**સ્વસ્તિક, પુ૦** (સ૦) મગળ સૂચક એક ચિહ્ન, સાથિયો, ચોકડી, ચતુષ્પથ
**સ્વસ્તિક્ષેમ,** અ૦ 'સારુ થાઓ' અને આબાદ રહો' એવો સતોષ આશિષનો ઉદ્ગાર
**સ્વસ્તિવાચન, ન૦** ( સ૦ ) કોઈ પણ કર્મની શરૂઆતમા મગળાર્થે કહેવામા આવતા શુભ વચન તે પુણ્યાહવાચન [મગળસૂચક પદ
**સ્વસ્તિશ્રી,** અ૦ગળપત્તરના આરભમા લખાતુ
**સ્વસ્થ,** વિ૦ (સ૦) ફારેગ, કામથી પરવારેલુ-નચિત, શાત સુખ ણવાળુ, સુખરૂપ, નિરામય
**સ્વસ્થતા, સ્રી૦** નચિતાઇ, સુખરૂપતા-નિરાત, શાન્તતા, સ્થિરતા, સ્વાસ્થ્ય, ચેન
**સ્વસ્થાન, ન૦** પોતાનુ રહેઠાણ, મુકામ
**સ્વહિત, ન૦** (સ૦) પોતાનુ હિત તે, સ્વાર્થ
**સ્વાગત, સ્રી૦** આવકાર, આદરમાન, સત્કાર
**સ્વાગતા, સ્રી૦** આવકાર, સમાન, અભિનદન, આવનારને વિવેક બતાવવો તે [સ્વારપણુ
**સ્વાતત્ર્ય, ન૦** (સ૦) સ્વતત્રતા, આપ અખ
**સ્વાતિ, સ્રી૦** પદરમુ નક્ષત્ર એ આસો સુદમા આવે છે સ્વાતિના જળ બિંદુના મોતી થાય છે એમ કહેવાય છે ૨ સૂર્ય પત્ની
**સ્વાત્માનુભવ, પુ૦** (સ૦) પોતાને થયેલો અનુ

ભવ, જાત અનુભવ. ૨ પોતાના આત્માને ઓળખવો તે
**સ્વાદ,** પુ૦(સ૦)જીભથી સમજાતો વસ્તુનો સારો નરસો રસ તે ૨. લહેજત, મિઠાશ ૩ રુચિ ૪ શોખ, મોહ **સ્વાદ** લાગવુ=લહેજત આવવી, ખાવુ ગમવુ **સ્વાદ** પડવો=રસ પડવો, ગમવુ રુચિકર લાગવુ ૨ પેધુ પડવુ, ટેવ પડવી **સ્વાદ** ચખાડવો=વૈદુ કરવુ, પુષ્પાજલી આપવી.
**સ્વાદિષ્ઠ,** વિ૦ સ્વાદવાળું, ગમતુ, લહેજતદાર
**સ્વાદિલુ,** વિ૦ સારૂ સારૂ ખાવાની ટેવવાળુ
**સ્વાદુ,** વિ૦ સ્વાદવાળુ, રસાળ, મીઠુ, ૨ છદીલુ
**સ્વાધીન,** વિ૦ (સ૦) પોતાને વશ ૨ સ્વતત્ર, આપ અખત્યાર ૩ તાબે કબજે
**સ્વાધીનતા** સ્ત્રી૦(સ૦)આપ અખત્યારી, સ્વાતત્ર્ય, સ્વવશતા [રાખનારી સ્ત્રી
**સ્વાધીનપતિકા,** સ્ત્રી૦ પતિને નચાવનારી-વશ
**સ્વાભાવિક,** વિ૦ સ્વત સિદ્ધ, કુદરતી, મૂળ પ્રકૃતિનુ, અકૃત્રિમ ૨ અ૦ આપોઆપ, એની મેળેજ [ટિક, હુંપદ
**સ્વાભિમાન,** ન૦ પોતાને માટે અભિમાન તે,
**સ્વાભિમાની,** વિ૦ ટેકી, હુંપદવાળુ, આબરૂની
**સ્વામ,** પુ૦ ધણી, પતિ ૨. ઉપરી [દરકારવાળુ.
**સ્વામિતા,** સ્ત્રી૦ ધણીપણુ,બાદશાહી રાજાપણુ
**સ્વામિની,** સ્ત્રી૦ ધણિયાણી, શેઠાણી
**સ્વામિત્વ,** ન૦ ધણીપણુ; માલીકી
**સ્વામી,** પુ૦(સ૦) ધણી, વર, પતિ ૨. માલીક, શેઠ ૩ રાજા ૪ મહાત્મા, દેવ [પહેલો પુત્ર
**સ્વાયંભુવ,** પુ૦ પહેલો મનુ સ્વયભૂ, બ્રહ્માનો
**સ્વાર,** પુ૦ અસ્વાર, સ્વાર ૨ વાહનપર ચઢીને બેઠેલુ તે **સ્વાર** થવુ=તગાદો કરવો, ઘોડે ચઢી આવવુ,ઉતાવળે અને હુકમભેર કાર્ય કરાવવા તૈયાર થવુ ૩ ખૂબ ગુસ્સે થવુ સામા ઘુરકવુ
**સ્વારી** સ્ત્રી૦ સવારી, ૨ ચઢાઇ હુમલો. ૩ ઠાઠબંધ જવુ આવવુ તે, પ્રવાસે નીકળવુ તે, ફેરણી મુકામ. ૪ ઉતારૂ, બેસારૂ.
**સ્વાર્થ,** પુ૦ (સં૦) સ્વહેતુ,આપ મતલબ, આત્મહિત.૨ દ્રવ્ય;ધન ૩ લોભ ૪ જેમા ચોખ્ખો અક્ષરાર્થજ હોય તે. (વાક્ય, છંદનો)
**સ્વાર્થી,** વિ૦ આપ મતલબી, એકલપેટુ
**સ્વાસ્થ્ય,** ન૦ (સ૦) સ્વસ્થતા, આરોગ્ય. ૨. નચિતતા નિગત
**સ્વાહા,** સ્ત્રી (સ૦) અગ્નિની સ્ત્રી ૨ અ૦ દેવને હવિ આપતા વપરાતો શબ્દ ૩. ન૦ બળી ભસ્મ થઇજવુ તે ૨ ગળીજવુ; ઓહીયાં કરી જવુ, ઉચાપત કરી જવુ તે
**સ્વાહાકાર,** પુ૦ સ્વાહા શબ્દનો ઉચ્ચાર તે
**સ્વીકાર,** પુ૦ (સ૦) માન્યતા, કબુલાત, અગીકાર, એકરાર, છાતી ઠોકીને કહેવુ તે.
**સ્વીકારવું,** ક્રિ૦ સ૦ માન્ય રાખવુ,કબુલ કરવુ. ૨ માથે લેવુ, ગ્રહણ કરવુ. ૩ માનવુ, પાળવુ ૪ એકરાર કરવો
**સ્વીકૃત્ય,** વિ૦ માની લીધેલુ, સ્વીકારેલુ
**સ્વીય,** વિ૦ પોતાનુ, સ્વસત્તાનું
**સ્વીયા,** સ્ત્રી૦ પોતાની વહુ, પરણેલી સ્ત્રી
**સ્વેચ્છા,** સ્ત્રી૦ પોતાની મરજી-ઇચ્છા તે ૨. મમત, સ્વચ્છંદ [વર્તવુ તે, સ્વચ્છદ, મમત.
**સ્વેચ્છાચાર,** પુ૦ મરજીમા આવે તેમ ચાલવુ
**સ્વેચ્છાચારી,** વિ૦ મરજીમા આવે તેમ વર્તનાર, સ્વચ્છંદી, નિરકુશ. [આવે તે.
**સ્વેચ્છાપ્રારબ્ધ,** ન૦ (સ૦) ઇચ્છા પ્રમાણે બની
**સ્વેદ,** પુ૦ (સ૦) પરસેવો, ધામ, બાફ
**સ્વેદજ,** વિ૦ પરસેવાથી ઉત્પન્ન થયેલુ તે. માકણુ જૂ વગેરે જીવ, સ્વેદજ કહેવાય છે
**સ્વેદન,** ન૦ પરસેવો આવવો તે. ૨ પરસેવો લાવે એવી દવા
**સ્વૈર,** વિ૦ (સ૦) મનમા આવે તેમ કરનાર. ૨ રખડતુ, ભટકતુ, ફરનાર, સ્વચ્છદી, સ્વતંત્ર, મનમોજી ૩. નિરંકુશ, બેલગામ, ઉચ્છૃંખલ.
**સ્વૈરિણી,** સ્ત્રી૦ (સ૦) પોતાની મરજી માફક ચાલનારી સ્ત્રી, વ્યભિચારિણી, સ્વચ્છદી સ્ત્રી.
**સ્વોપાર્જિત,** વિ૦ (સ૦) પોતે જાતે પેદા કરેલું, પોતે વસાવેલુ

## હ.

**હ, પુ૦** ( સ૦ ) વ્યંજનોમાંનો ૩૩ મો કંઠ સ્થાની વર્ણ

**હં, અ૦** આશ્ચર્ય, તુચ્છકાર, તેમ હકાર દર્શક અને ઉત્સાહ, અનુમતિનો ઉદ્ગાર

**હંસ, પુ૦** (સ૦) લાંબી ડોક, લાલ પગને ચાંચ વાળુ એક જળચર પક્ષી એની ચાલ આનંદ પમાડે તેવી હોવાથી એની ઉપમા સ્ત્રીને અપાય છે ર જીવ, આત્મા [વાળી સ્ત્રી

**હંસગામિની, સ્ત્રી૦** (સ૦) હંસના જેવી ગતિ

**હંસણી, સ્ત્રી૦** હંસની માદા,

**હંહં, અ૦** આશ્ચર્યસૂચક અવ્યય [^

**હંસપદ, ન૦** લખાણમાં ઉમેરો દર્શક એક ચિહ્ન

**હઇયું, ન૦** હૈયુ, જુઓ

**હક, પુ૦** (આ૦) સ્વામિત્વ માલકી, દાવો, ઇલાકો ર દસ્તુરી, કોઇને કંઇ નિયમિત આપવુ લેવુ પડતું હોય તે, લાગો ૩ વિ૦ વાજબી, ખરૂં, સાચુ હક કરવુ=યોગ્ય બદલો આપવો, મજરે લાવવુ હક થવુ=મરી જવુ, હક પહોચવો=દાવો લાગવો, ધણીપણુ હોવુ

**હકતાલા પુ૦** (આ૦) ખુદા, પરમેશ્વર

**હકદાર, વિ૦** (આ૦) જેનો હક પહોચતો હોય તે, દાવેદાર ર વાજબી ખરૂ ૩ હક ધરાવનાર

**હકદારી, સ્ત્રી૦** માલકી સ્વામિત્વ ર હિસ્સો-લાભ મેળવવાનો હક તે [મિથ્યા, ખોટી રીતે

**હક-નાહક, અ૦** વગર કારણે, અમસ્તુ ખાલી,

**હકસાઇ, સ્ત્રી૦** દસ્તુરી દલાલી, હકનુ લવાજમ

**હકાર પુ૦** (સ૦) હનો ઉચ્ચાર તે, ર સ્વીકાર, હા કહેવુ તે ૩ હકાર

**હકારવુ, ક્રિ૦ સ૦** હાકવુ ચલાવવુ, ર હા કહેવુ, મજુર રાખવુ ૩ બોલાવવુ સંબોધવુ હાકલવુ

**હકારુ, ન૦** હાક મારીને તેડવુ-બોલાવવુ તે તેડાગર

**હકારો, પુ૦** હાકમારીને બોલાવનારો, નોતરિયો, તેડાગર ર હોકારો, મોટો સાદ

**હકાલવુ ક્રિ૦ સ૦** હાકી કાઢવુ ર હાકવુ, ચલાવવુ, ૩ બોલાવવુ હુાકલવુ=બોલાવવુ

**હકીકત, સ્ત્રી૦** (આ૦) કોઇ બનાવ સંબંધી હેવાલ, બીના, ર ખબર, બાતમી, સમાચાર [વૈદ;

**હકીમ,** (આ૦) યુનાની વૈદુ કરનારો મુસલમાન

**હકીમી, સ્ત્રી૦** હકીમનો ધંધો, વૈદુ

**હકુમત,** (હકૂમત) **સ્ત્રી૦** (આ૦) સત્તા, અમલ, અધિકાર ર રાજ્ય, હાકમી ૩ તાબો. [લાગો

**હક્ક, પુ૦** (આ૦) હક, અધિકાર, સત્તા લાગત,

**હખળડખળ, વિ૦** સખલ ડખલ, ખળખળી ગયેલુ, ડગમગતુ, હાલકહુલક ર અવ્યવસ્થિત

**હગઍક, સ્ત્રી૦** ઝાડોને ઉલટી, ર મહામારીનો

**હગણ, ન૦** હગવુ, ઝાડો, દસ્ત [રોગ, કોગળિયુ

**હગણો, પુ૦** મળદ્વાર, ગાંડ [એક ધ્યાનથી

**હગબગ, અ૦** તાકીને ટગર ટગર, એકીનજરે,

**હગબગવુ ક્રિ૦** એક ધ્યાનથી તાકવુ, બગધ્યાન ધરવુ ર હરબડી જવુ, ટાટિયા ભાગી જવા

**હગમરટપર, અ૦** બોડિયા અક્ષરના લેખનો નમુનો કેળવણીના પ્રચાર પહેલાં કાના માત્ર વગરનુ લખાણ લખાતુ, અને વાચનાર તેને ગોઠવી સમજી લેતો ( હિંગ મરીને ટોપરા )

**હગવુ, ક્રિ૦ અ૦** અવવુ, મળત્યાગ કરવો, ઝાડે ફરવુ ર (પંખીનુ)ચરકવુ હગી જવુ=બીક ત્રાસથી ધીરજ જતી રહેવી, ઢીલા થઇ જવુ હગી દેવુ, ભય-બીકને લીધે બંધ છુટી જવા, કહીદેવુ,કબુલ થઇ જવુ હગી પડવુ=ભયથી ચરકી જવુ, ઢીલા -નરમ પડી જવુ નિર્માલ્ય થઇ જવુ

**હગાણુ, વિ૦** ઝાડે ફરાણુ ર ઢીલુ,નરમ સ્વભાવનુ

**હગામણ, સ્ત્રી૦** વારંવાર દસ્ત થયા કરવો તે, અતિસાર ઝાડે ફરવાનુ

**હગાર, સ્ત્રી૦** પંખીઓનો મળ, વિષ્ટા, ચરક

**હંકાઈ-મણી, સ્ત્રી૦** હાકવાની મજુરી

**હંકાર, પુ૦** (સ૦) અહંકાર, ગર્વ, અભિમાન

**હંકારવુ, ક્રિ૦ સ૦** હાકવુ ચલાવવુ, ચાલતુ કરવુ

**હંકાવુ, ક્રિ૦ અ૦** ચાલતુ થવુ, હાકી કઢાવુ

**હંખારવુ, ક્રિ૦ સ૦** સ્વચ્છ કરવુ, ગાળવુ

**હંખારો, પુ૦** ગળામણ, ગાળ, નીકળેલો કચરો.

**હંગામ, પુ૦**(ફા૦) અવસર,તક,મોસમ,ર.ધમાલ

**હંગામી, વિ૦** કામચલાઉ, કામપુરતું, મોસમનું

હુગામો, પુ૦ ધમાચકડી, ગડબડ ૨. તોફાન, સુલેહ ભગ, દંગો. ૩ ચઢાવો

હુચમચવું, ક્રિ૦ અ૦ હાલીને ખળખળી જવુ, સાધામાથી હાલવુ, ડગમગવુ

હુચમચાટ, પુ૦ ખળખળાવી નાખવુ તે, આમ તેમ હલાવી–ખડખડાવી ઢીલુંકરી નાખવુ તે

હુચમચાવવુ, ક્રિ૦ સ૦ હલાવી ખડખડાવી ઢીલુ કરી નાખવુ, ડગાવવુ,આમતેમ હલાવવુ ૨ અવ્યવસ્થિત કરી નાખવુ [રાળુ

હજ, સ્રી૦ યાત્રા, જાત્રા (મક્કાની) હાજી=જાત-

હજમ વિ૦ પચેલુ, ૨ જીરવેલુ,ઉચાપત કરેલુ હજમ થવુ=પચાવવુ, જીરવવુ, ઉચાપત કરવુ, ઓળવવુ, ખાઇજવુ હજમ થવુ=પચવુ, જરવુ

હજમિયત, સ્રી૦ પાચન થવુ તે,હજમ કરવાની શક્તિ, જઠરબળ

હજરત, પુ૦ ( અ૦ હજ્રત ) માલીક, સ્વામી. શ્રીમાન માણસને સબોધવાનો શબ્દ, માનવત હજરત ભરવી=( પ્રાણુવિનિયમથી ) આત્મબળે બીજાની સંજ્ઞા હરી લઇ તેને મિજલસ,ઈ દેખાડવી અને પોતાની ઇચ્છાનુસાર પુછાતા પ્રશ્નોના જવાબ આપવાની એક યૌગિક ક્રિયા, પ્રાણુવિનિમય

હજામ પુ૦ (અ૦) વાળદ, નાઇ, રાત, ગાયજો ૨ અણઘડ કારીગર હજામને હાથ આરસી=ચીબાવલા વેડા કરવા તે, અછુકલાઇ

હજામડી, સ્રી૦ હજામની સ્રી

હજામડો, પુ૦ હજામ, (તિરસ્કારમા)

હજામત, સ્રી૦ મુડન,ક્ષૌર, વપન ૨ મુડવું તે. હજામનુ કાર્ય તે. ૩ બોડવા જેવા વાળ તે હજામત કરવી=મુડવુ, બોડવુ ૨ ફરી ફરીને સુધારવુ પડવુ.

હજાર વિ૦ (આ૦) દસ વાર સો તે, સહસ્ર. ૨ પુષ્કળ,ઘણુ, અગણિત 'હજાર હાથનો ધણી=પરમેશ્વર [વણી પાદડી કે રેસાવાળુ ( ફૂલ ).

હજારી, વિ૦ હજારની સાથની ઉપજવાળુ. ૨

હજી, અ૦ અદ્યાપિ; હજુ; અત્યાર લગી.

હજીરો, પુ૦ (આ૦) મિનારાઓવાળું સુદર કબરનું મકાન, રોજો, પવિત્ર સુદર મકાન ૨ મોટી નામનાનુ કામ તે 'શો મોટો હજીરો કર્યો કેઆટલો બધો ફુલાય છે ?'

હજુ, અ૦ હજી પણ, અત્યાર લગી

હજુર, સ્રી૦ (આ૦) મોટા માનનુ પદ, મહેરબાન, કૃપાવત માનનુ સબોધન ૨ હાજરી, નજર આગળ-રૂબરૂમા હોવુ તે તહેનાત.૩ ખુદ, આપ.

હજુરિયો,પુ૦ તહેનાતમા રહેનારો નોકર,પ્રતીહારી

હટખટ, સ્રી૦ મનમા થતી લાગણી, ખટકો

હટરિયુ, ન૦ બધ કરાય એવુ તાકુ, હાટડુ, દોલાભ, ભડારિયુ

હઠ, સ્રી૦ (સ૦) જીદ,જક, દુરાગ્રહ, મમત ૨ આડાઈ હઠ કરવી=જક લેવી, દુરાગ્રહ કરવો, નહિ માનવુ હઠ લેવી=આડાઇ માડવી, દુરાગ્રહ કરવા હઠે ચઢવુ=મમત રાખવો

હઠયોગ પુ૦ (સ૦) ઇશ્વર આરાધનાર્થે આગ્રહ પૂર્વક દેહને કષ્ટ આપવુ તે, ચિત્તવૃતિ નિરોધરૂપ પ્રાણાયામાદિયોગ (રાજયોગથી ઉલટો )

હઠવુ, ક્રિ૦ અ૦ પાછા ખસવુ, પાછા પગલા ભરવા ૨ હારવુ, નબળા પડવુ, નરમ થઇ જવુ ૩ ફરી જવુ, ગુલાટ મારવી

હઠાવવુ, ક્રિ૦ સ૦ પાછુ ધકેલવુ ૨ હરાવવુ

હઠીલાઇ, સ્રી૦ હઠ, દુરાગ્રહ, જક ૨ આડાઈ.

હઠીલુ, વિ૦ જક્કી, જિદ્દી, મમતી ૨ આડુ હઠીલો હનમાન=દૃઢ, જબરો ને વળી હઠીલો

હઠેઠ, સ્રી૦ જોશ, આગ્રહ ૨ કાલાવાલા,આજીજી

હડકવા, પુ૦ (તેલુ૦ હડ–કુતરો+કરડવા ) કુતરા અને શિયાળવાને થતો એક જાતનો સન્નિપાત, કરડવા ધાય ને કરડે તેવો રોગ ૨. ચીડનાફાફા મારવા, જ્યા ત્યા લૌવાં નાખવા, ચીઢિયા કરવા

હડકાયુ, વિ૦ હડકવા લાગ્યો હોય તેવુ ૨.ચિઢિયુ

હડકુ–ખું, ન૦ હડકવા કરે એવો સન્નિપાત, હાયવલાય, અતિનોભ–ચીડના લૌવા.

હડતાલ, સ્રી૦ (સં૦ હરિતાલી) પીળા રગનો એક ઝેરી ખાર,રંગદાર,સોમલ ૨ (હાટ+તાળુ) બજારમાં સઘળી દુકાનો અને લેવડદેવડ બધ રાખવા તે ( શોકના ગમમાં કે સરકારના કોઈ હુકમ પર નારાજી બતાવવા ) [ખવું તે

હડધુત, સ્રી૦ તરછોડ; તિરસ્કાર, તરછોડી ના-

**હડપ**, **સ્ત્રી૦** ઝડપ, ઝુટ મારવી તે ૨ અ૦ તરત; એકદમ [આગળનો અવયવ

**હડપચી**, **સ્ત્રી૦** હોઠની નીચેનો ભાગ, દાઢી

**હડફ**, **સ્ત્રી૦** ફાલ-આટમા મૂકેલુ તે

**હડફટ**, **સ્ત્રી૦** ધક્કો, હડસેલો

**હડફાઉ**, **વિ૦** પરચૂરણુ, અવફાઉ

**હડફો**, **પુ૦** જડસો, મૂર્ખ ૨ ઇસ્કે તરો

**હડફેટ**, **સ્ત્રી૦** ધક્કો, હડસેલો, આચકો

**હડબડવું**, **ક્રિ૦** અ૦ નાહિમ્મત થઇ જવુ નરમ પડવુ, ૨ ગભરાવુ, ચરકી જવુ

**હડસાકળ**, **સ્ત્રી૦** ટોડા, સ્ત્રીઓના પગનુ ઘરેણુ

**હડસેલવું**, **ક્રિ૦** સ૦ જોરથી ઠેલવુ,આચકો મા-[રવો, ધકેલવુ

**હડસેલો**, **પુ૦** આચકો,ધક્કો

**હડહડ**, અ૦ (કુતરાને) હુતકારી કાઢવાનોઉદ્ગાર

**હડહડતુ**, **વિ૦** ઉત્કટ લાગણીવાળુ, ચુસ્ત, ખરે ખરુ, પાકુ ૨ તદ્દન.

**હડહડવુ**, **ક્રિ૦** અ૦ ગુસ્સામા બોલવુ, ઉછળીને બોલવુ ૨ સડસડ થવુ પાણી સાથે બળવુ

**હડાકુ**, વિ૦ જોરભેર, સપાટાબંધ, ઝડપથી 'ભલો બુરો તોપ તણો ભડાકો, હવા વિષે હોય જતો હડાકો' ૨ ધારેલે વખતે જઈ પહોચે એવુ

**હડાકો**, **પુ૦** પ્રતિધ્વનિ,પડઘો ૨મેળ હિસાબનો)

**હડિયાદોટ**, **સ્ત્રી૦** આમતેમ દોડાદોડ કરવી તે

**હડિયો**, **પુ૦** હરડિયો, કુકરો, ગળાની ઘાટી

**હડી**, **વિ૦** અઢી ૨ સરખુ, બરોબરી ૨ **સ્ત્રી૦** દોટ, દોડ [ઘોઘાટ તે

**હડુડાટ**, **અ૦** એકદમ તથા ધસારાથી પડવાનો

**હડુડુ**, **અ૦** એકદમ ધસારાથી

**હડે**, અ૦ કુતરાને હાકતા કરાતો અવાજ ૨ તિરસ્કાર-તુચ્છકારનો ઉદ્ગાર

**હડો**, **પુ૦** આગલી તરફથી ગાડુ ટેકાય એવો પાયો તે ૨ જ્યા ધુસરી બધાય છે તે ગાડાનો ભાગ

**હણવુ**, **ક્રિ૦** અ૦ મારી નાખવુ,નાશ કરવુ

**હણહ કે ખણહ**, **સ્ત્રી૦**હાકે ના,હાકોટો છાકોટો

**હણહણવુ**, **ક્રિ૦** અ૦ ઘોડાનુ ખોખારવુ ૨ ઉત્સાહથી ખોખારવુ, તનમનાટ કરી મૂકવો

**હણહણાટ**, **પુ૦** હણહણવુ તે, ઘોડાનો ખોખારો. ૨ તનમનાટ જમાઇને ઘેર ઘોડાને સાસુને હણહણાટ=ખોટો ગર્વ [ગાડાની સુપડી

**હણિયુ**, **ન૦** ગાડી હાકનારને બેસવાની જગા,

**હત્** અ૦ દિલગીરીનો ઉદ્ગાર, અરેરે !, ધિક્ ૨ ઢોર હાકવાનો ઉદ્ગાર [માર્યું ગયેલુ

**હત**, **વિ૦** (સ૦) હણેલુ ઘવાયેલુ, મારેલુ ૨

**હતભાગી**, **વિ૦** અકરમી, કમનસીબ, નિર્ભાગી

**હતભાગ્ય**, **સ્ત્રી૦** કમનસીબ, દુ વ

**હતાશ**, **વિ૦** કમનસીબ, નિર્ભાગી ૨ નાસીપાસ થયેલુ, નિર્બળ, અશક્ત

**હત્યા**, **સ્ત્રી૦** (સ૦) વધ, હિંસા, ઘાત, ખૂન ૨ હિંસાથી લાગતો દોષ-પાપ તે

**હત્યારુ**, **વિ૦** ઘાતકી ખૂની ૨ પાપી

**હથરોટ**, **પુ૦** બાજુબધ, બેરખા

**હથવાર**, **વિ૦** એકજ હાથને હળેલુ, એકજ હાથે ટેવાયલુ-દોહવાદે એવુ [૨ સાહિત્ય,સાધન.

**હથિયાર**, **ન૦** બચાવ કરવાનુ સાધન,શસ્ત્ર,આયુદ્ધ

**હથિયારબધ**, **વિ૦** શસ્ત્ર સજેલા હોય તેવુ

**હથ્થુ**, **વિ૦** હસ્તક,મારફત ૨ એક હાથ હોય એવુ

**હથેળી**, **સ્ત્રી૦** હસ્ત તલ, હાથની અદરનો ચપટો ભાગ કરતલ, **હથેળીમા** પૃથ્વી આવી જવી=કટાકટીનો વખત આવવો **હથેળીમા** નચાવવુ=રમકડા રૂપ બનાવી દેવુ

**હથોટી**, **સ્ત્રી૦** હાથે કામ કરવાની છાપ તે, આવડત ૨ ટેવ, મહાવરો ૩ ઝડપ ને સહેલાઇથી કરવાની બખ તે **હથોટી** પડવી=ટેવાવુ **હથોટી** બેસવી=ઝડપ ને પદ્ધતિનો મહાવરો થવો તે

**હથોડી**, **સ્ત્રી૦** નાનો હથોડો

**હથોડો**, **પુ૦** ઘાણુ, મુદ્દગર, લોખડની મોગરી

**હદ**, **સ્ત્રી૦** (આ૦) મર્યાદા, સીમા, અવધ ૨ અત, છેડો, આખર **હદ** આવવી=આખરઆવવુ, બહુ થવુ, **હદ**વાળવી=ઘાણુ વાળી નાખવો **હદ** ઉપરાત=ગજા ઉપરાત બહુજ વધારે **હદ**પાર=પુષ્કળ, ખૂબ

**હનકન**, **સ્ત્રી૦** આનાકાની, હાના, ચ્યુપચ્યુ

**હનન**, **ન૦** (સ૦) હણવુ તે, હત્યા, હિંસા

**હનુ**, **ન૦** (સ૦) દાઢીનો નીચલો ભાગ, ચિબુક, હડપચી, થુથરી

**હનુમાન,** પુ૦ વાયુપુત્ર, એક મોટો બળવાન રામ ભક્ત ૨ કપિ વાંદરો **હનુમાન** હડીઓ કાઢે એવું=ખાલીખમ, કંઇ ન હોવું તે
**હનુવટી,** સ્ત્રી૦ હડપચી, ચુથરી, ચિબુક
**હંતા,** પુ૦ હિંસક, હણનારો, ઘાતક
**હપતો,** પુ૦ (ફા૦) કાંધુ, ટકડેકટકડે રકમ ભરવી, તે ૨ કિસ્ત, સરકારી મહેસુલ
**હફ્તો,** પુ૦ હપતો, કાંધુ ૨ કિસ્ત
**હબક,** સ્ત્રી૦ (આ૦)બીકથી ચોકવું તે,ફાળ,ધાસકો
**હબકવુ,** ક્રિ૦ અ૦ ભય ત્રાસથી ચોકવું, ધાસકો પડવો, હડમડી જવું
**હબકાવવું,** ક્રિ૦ સ૦ ગભરાવવું, બીવડાવવું
**હબશી,** પુ૦ સીધી, નીગ્રો, મૂર **હબશણ**–સીધણ
**હબહબાટ,** પુ૦ 'હબહબ' એવો અવાજ ૨ બખાળા, ગડમડાટ
**હમચી,** સ્ત્રી૦ કુદડીએ ફરવું ને ગાવું તે, ગાતા તાનમાં ઉછળીને કુદડી લેવી તે
**હમજાત,** વિ૦ પોતાની જાતિનું-વર્ગનું તે
**હમડી,** સ્ત્રી૦ હુંપણાની ગરરી, મગરૂરી ૨ હુંપદ
**હમણા,** અ૦ અધુના, આ વખતે, હાલ
**હમામ,** ન૦ (આ૦) નહાવાની જગા, નવાણુ
**હમામખાનું** ન૦ નહાવાની ઓરડી સ્નાનગૃહ
**હમામદસ્તો,** પુ૦ ( ફા૦ હાવન–ખલ+દસ્ત ) પગાર, મુસલી, દસ્તો, ઉપરવટણો
**હમાલ,** સ્ત્રી૦ હમાલનું કામ તે ૨ મજુરી, વૈતરૂ
**હમાલી,** પુ૦ (આ૦) ફરાસ કચેરીનું હલકું કામ કરનારો ૨ હલકો નોકર ૩ હેલકરી, મજુર
**હમિયાણી,** સ્ત્રી૦ (આ૦) થેલી, કોથળી વાસળી ૨ ધન, દોલત, પુંજી
**હમી,** સ્ત્રી૦ બાહેધરી,જામીનગીરી ૨ અવેજ,બાન
**હમીદાર,** પુ૦ બાહેધર, જામીન, હામી આપનાર
**હમીર,** પુ૦ કલ્યાણ રાગનો એક પ્રકાર.
**હમેલ,** પુ૦ ગર્ભ, ગાભ, દહાડા
**હમેલ,** સ્ત્રી૦ (આ૦ હમાઇલ) ચપરાસ, પટાપ રની ચકતી ૨ પટો
**હમેશ,** અ૦ (ફા૦) સદા, રોજ, નિત્ય
**હમેશગી,** સ્ત્રી૦ હમેશ હોય એવું, અવિચ્છિન્નતા, નિરંતરતા ૨ અનંતપણું
**હમેશા,** (અ૦) નિત્ય, સદા, રોજ, સદૈવ
**હમ્ભા,** અ૦ ગાયનો અવ્યક્ત ઉચ્ચાર
**હય,** પુ૦ (સં૦) ઘોડો, અશ્વ, વાજી, તુરંગ
**હયગ્રીવ,** પુ૦ (સં૦) વિષ્ણુ,ઘોડાના જેવીકાધવાળુ
**હયદલ,** ન૦ (સં૦) ઘોડેસ્વાર લશ્કર
**હયશાળા,** સ્ત્રી૦ ઘોડાર, અશ્વશાળા, તબેલો
**હયાત,** વિ૦ (આ૦) જીવતુ, વિદ્યમાન [સ્તિત્વ
**હયાતી,** સ્ત્રી૦ જીવત સ્થિતિ ૨ જિંદગી, અ-
**હર,** પુ૦ (સં૦) શંકર, મહાદેવ ૨ વિ૦ હરનાર, લેનાર ૩ અ૦ દરેક, પ્રત્યેક, એકેક
**હરએક,** અ૦ દરેક, હરેક, પ્રત્યેક ૨ સર્વે
**હરકત,** સ્ત્રી૦ (આ૦) અડચણ,નડતર ૨. વાંધો
**હરકોઈ,** વિ૦(આ૦) ગમે તે કોઈએક, કોઇપણ
**હરખ,** પુ૦ આનંદ, ખુશી ખુશાલી ૨ સંતોષ
**હરખચમક,** સ્ત્રી૦ અતિ આનંદથી ગાંડા થવું તે,હરખ ઘેલછા. ૨ અતિ હર્ષથી થતો એક વાયુ, તાણ [થવુ
**હરખવું-ખાવું,** ક્રિ૦ અ૦ રાજી થવું, ખુશી
**હરગીજ,** અ૦ ( ફા૦ ) કોઇપણ રીતે, કદીપણ
**હરઘડી,** અ૦ વારંવાર, આખો દહાડી, ઘડીએ-પલકે, હમેશ [જાનનુ ફળ
**હરડ,** સ્ત્રી૦ (સ હરિતકી. ) ખારેક જેવું એક
**હરડતુ,** વિ૦ છેક નજીકનું, અડીને હોય એવું ( હરડતુ સગું ) ૨ પૂર્ણ આસ્તિક, ચુસ્ત (હર-ડતો ભગત) ૩ જાલીમ. (હરડતો દુશ્મન.)
**હરડાં,** ન૦ હરડેના નાના અ કચરા ફળ,હરડના કોચા (આ ફળ રેચક અને રંગ આપનારા છે )
**હરડે,** સ્ત્રી૦ હરડી નામના ઝાડનું ફળ
**હરણ,** ન૦ (સં હરિણ,) હરિણ, કુરંગ, મૃગ, છિકારુ ૨ (સં૦ હૃ) ઉપાડી જવુ–ખેચીને લઇજવુ તે, ઝુટવી લેવું–હરવું તે ૩. વિ૦ દૂર કરનાર, છોડવે એવું
**હરણી,** સ્ત્રી૦ હરિણની માદા મૃગલી, કુરંગી.
**હરતાલ,** સ્ત્રી૦ પીળા રંગનો સોમલખાર, હડતાળ
**હરતુ ફરતું,** વિ૦ હાલતું ચાલતું, સાજુ થતુ
**હરદમ,** અ૦ હમેશ, રોજ. ૨ વારંવાર, ક્ષણેક્ષણ.

હરદાસ, પુ૦ હરિકથા કરનારો, હરિભક્તની આ-ખ્યાયિકાઓ કહેનારો
હરનિશ, અ૦ (સ અહર્નિશ) રાતદિન, હમેશ, નિરંતર, સર્વ, વારંવાર [વર્ણ
હરફ, પુ૦ (આ૦) બોલ, શબ્દ ઉચ્ચાર ૨ અક્ષર,
હરફર, સ્ત્રી૦ હરવું ફરવું તે, હાલચાલ, આવજા, હેરાફેરી
હરમડવુ, ક્રિ૦અ૦ ડરીજવું, હિમ્મત જતી રહેવી ૨ ગભરાવું, મુઝાવું ૩ નાસીપાસ થવું
હરમુ, વિ૦ હળદરના સ્વાદનું, કષાય
હરવખ્ત, અ૦ હમેશ, રોજ, નિત્ય,
હરવખત, અ૦ વારેઘડીએ, વારવાર, હમેશ
હરવર, સ્ત્રી૦ યાદ, સ્મરણ, સરત, ધ્યાન, લક્ષ
હરવરસ, અ૦ વર્ષોવર્ષ, દરવર્ષે
હરવાયુ, વિ૦ રખડેલ, ગોરસૈયુ ૨ કાયર, સુસ્ત
હરવુ, ક્રિ૦ સ૦ લુટી લેવું, છિનવી લેવું, પડાવી લેવું ૨ દૂર કરવું, છોડવવું, ૩ ફરવું
હરવુ, વિ૦ લીલું, વનસ્પતિના રંગનું ૨ તાજું
હરવુંફરવું, ક્રિ૦ અ૦ આટા મારવા, આવું પાછું થવું ૨ મહાલવું, માણવું [મસા, ગુદાકુર
હરસ, પુ૦ (સ૦અર્શ) ગુદામાં થતો એક રોગ,
હરસાલ, અ૦ વર્ષોવર્ષ, દરેક વર્ષે
હરહરમહાદેવ, અ૦ આનંદની લાગણી સહિત આરંભ કરવાનો ઉદ્ગાર [ગરી
હરહુન્નર, પુ૦ દરેક હુન્નર, પ્રત્યેક જાતની કારી-
હરાખ, સ્ત્રી૦ (તુર્કી૦ હરાફ) ઘોડો બાંધવાનો દોર ગશ ૨ ઓરડીનો કાટો
હરાજ, વિ૦ (આ૦) જાહેર માગણીએ વેચેલું, ઉછાળામણીએ વેચવા કાઢેલું ૨ સોઘું, જૂજ
હરાજી, સ્ત્રી૦ લીલામ, ઉછાળણી [કિમ્મતનું
હરાઠુ, વિ૦ હરાયું
હરામ, વિ૦ (આ૦) વગર હકનું, અઘટિત, નામુનાસીબ, અયોગ્ય ૨ સુસ્ત, આળસુ, બેઠાખાઉ
હરામખોર, વિ૦ હરામનું તકાવનાર, લુચ્ચું, દુષ્ટ, અવગુણિયું, કૃતઘ્ની [નિમકહરામી
હરામખોરી, સ્ત્રી૦ લુચ્ચાઈ, દોગાઇ, હરામી,
હરામચસકો, પુ૦ વગર હકનું લેવા–ખાવાની ટેવ–ભાવ–ઉકાટો [નૌરસ જારજ
હરામજાદુ, વિ૦ વ્યભિચારથી ઉપન્ન થયેલું, અ-
હરામી, વિ૦ હરામખોર, ઉત્પાતી ધૂર્ત, લુચ્ચું
હરાયુ, વિ૦ રખડેલ, જયાં ત્યાં ઘુસનારું, રઝળતું ૨ નિરંકુશ, ઉચ્છૃંખલ, અડિયલ. ઉછાંછળું
હરાર, અ૦ જરૂર, નક્કી, અવશ્ય (કાઠિ)
હરિ, પુ૦ (સ૦) વિષ્ણુ, પરમેશ્વર ૨ ઘોડો ૩ સિંહ, 'સાયક હેવે પડયો મૃગ ઉપર, પીઠથી પેટ ચીરો હરિ વિંધ્યો–દયા. ૪ ચંદ્રમા 'હરિવદની' ૫ ઉનાળામાં કુવાના પાણીએ પકવેલો પાક 'રવિ ને હરિ' ૬ મયુર ૭ વાનર
હરિકીર્તન, ન૦ (સ૦) સંગીત સાથે ઇશ્વર ભક્તિ તે, હરિભજન
હરિગીત, પુ૦ (સ૦) એક માત્રા મેળ છંદ
હરિચંદન, ન૦ (સ૦) પીળા રંગની સુખડનું ઝાડ ૨ કલ્પવૃક્ષ 'હારો રૂપાળી હરિચંદનના દ્રુમોની'
હરિજન, પુ૦ પરમેશ્વરનો માણસ, ભક્તજન ૨ ભોળો માણસ
હરિણ, ન૦ (સ૦) હરણ, મૃગ, કુરંગ
હરિણાક્ષી, સ્ત્રી૦ (સ૦) હરિણના જેવી મોટી ને કાળી સુંદર ચંચળ આંખોવાળી સ્ત્રી, મૃગાક્ષી
હરિણી, સ્ત્રી૦ (સ૦) હરણી, મૃગલી, કુરંગી
હરિત, વિ૦ (સ૦) વનસ્પતિ જેવા રંગનું, લીલું ૨ નવા લીલા તાજા પાન પલ્લવવાળું
હરિતાલ, સ્ત્રી૦ હડતાળ, પીળોસોમલ
હરિદ્રા, સ્ત્રી૦ (સ૦) હળદર
હરિયા, અ૦ (મ૦ આરયા) આમઆમ, આરસ્તે (ગધેડા હાંકતા વપરાય છે)
હરિયાળી, સ્ત્રી૦ લીલોતરી, લીલી તાજી વનસ્પતિની શોભા, વનસ્પતિનો લીલો કુંજાર દેખાવ
હરિયાળુ, વિ૦ હરિયાળીવાળું, લીલું કુંજાર
હરિવદની, સ્ત્રી૦ (સ૦) ચંદ્રના જેવા સુન્દર મુખવાળી સ્ત્રી ચંદ્રમુખી
હરી, વિ૦ કુવેતરનું, કુવાના પાણીએ પકવેલું
હરીકાય સ્ત્રી૦ ભાજી, લીલોતરી (શ્રાવકો)
હરીતકી, સ્ત્રી૦ (સ૦) હરડ, પાકેલી હિમજ,
હરીફ, પુ૦ (આ૦) સામાવાળિયો, પ્રતિવાદી,

પ્રતિપક્ષી, પ્રતિસ્પર્ધી, ૨ શત્રુ, દુશ્મન, વિરોધી

**હરીફાઈ,સ્ત્રી૦** સરસાઈ, સ્પર્ધા ૨ દુશ્મનાઇ, શત્રુતા

**હરૂ, વિ૦ (સં૦ હરિત)** લીલુ ૨ શેકેલા ચણાના સ્વાદનુ, રૂચિ ઉશ્કેરે એવા સ્વાદનું, સ્વાદુ ૩ અ૦ અહિ હરૂ પરૂં=અહિંતહિ, આમતેમ ૨.સમુખ, સામે હરૂ ભરૂ=રૂબરૂ

**હરેક, અ૦** પ્રત્યેક, દરેક [દોટ, દોડ.

**હરેડી–રી, સ્ત્રી૦** દડમડી,કોઇની પાછળ પડવુ તે

**હરેરાં, ન૦** હરેગના ફળ

**હરેરો, પુ૦** એક જાતનુ ઝાડ ૨ ખરેરો

**હરોલ,સ્ત્રી૦ ફા૦ હરાવલ )**હાર, પંક્તિ, ઓળ ૨ લશ્કરનો પાછલો ભાગ ૩ સાથ, જોડ ૪ વિ૦ અગાઉ, પહેલા

**હર્તા, વિ૦** લેઈ લેનાર, હરનાર નાશ કરનાર

**હર્મ્ય, પુ૦** મોટુ અને સુદર મકાન, મહેલ

**હર્ષ, પુ૦** આનંદ, હરખ, ખુશી હર્ષ નાદ= જયઘોષ, સાબાશીનો પોકાર

**હર્ષિત, વિ૦** હરખાયેલુ ખુશી થયેલુ

**હલક, સ્ત્રી૦ (આ૦)** સાદ, કંઠ, સૂર, અવાજ ૨ મૂર્ચ્છના, ધીરેધીરે સૂર ખીલવવો ને ધીરેધીરે ઉતારવો તે ૩ રોનક ઘાટ

**હલકટ,વિ૦**હલકુ, નીચુ ૨ છછુકલા સ્વભાવનુ

**હલકાઇ, સ્ત્રી૦** નીચતા, હલકાપણુ ૨ અપ્રતિષ્ઠા ૩ છછુકલાઇ

**હલકાર, પુ૦** ઉત્તેજક પ્રેરણા, મોટા વાટાની ડચકાર 'હાકયા હસ્તી તે દે હલકાર, થાય ખડ્ગતણા ચમકાર'–પ્રેમા૦

**હલકારવું, ક્રિ૦ સ૦** હોસથી હાકવુ–ચલાવવુ

**હલકારો, પુ૦ (ફા૦ હરકાર)** દોડનારો ખેપિયો, કાસદ, ૨ જાસુસ, દૂત

**હલકુ, વિ૦**હળવુ ભાર–વજન વગરનું ૨ ઝટ પચે એવુ ( ખોરાક ) ૩ તદુરસ્તીને માફક આવે તેવુ, પચાવે તેવુ (પાણી ) ૪ ઓછા મૂલનુ, સોંઘું ૫ ઉતરતું, કનિષ્ઠ ૬ સુગમ, સહેલું, ઝટ બને એવુ ૭ નીચુ, ખરાબ અધમ ૮ અઘટિત, અયોગ્ય ૯. છીછરું, અનુદાર ૧૦ જૂજ, થોડુ, અલ્પ ૧૧. નજીવુ, તુચ્છ, માલ વગરનું. હલકુ કરવુ=મદ ઉતારવો, મારવુ, ખખેરવુ ૨. મનખાલી કરવુ હલકુ પાડવુ=આબરૂ–પ્રતિષ્ઠા વટી જાય એમ કરવુ હલકુ પેટ=છીછરુ,ઓછુ પાત્ર, મોટા પેટનુ નહિ તે હલકુ લોહી=ખાનદાન–ઉંચ કુટુબનુ નહિ તે, ઉતરતા દરજ્જાનુ તે હલકી ગાલી વધારે દોડે=સહેલુ–સરલ કામ ઝટ થાય [હલેતુ ૨ ઉલેર,ઉચી વયવાળુ

**હલડ, વિ૦** અણુસમજુ, કાચી બુદ્ધિનું, બાલિશ,

**હલફલવુ, ક્રિ૦ અ૦** ખળભળવુ, ઉશ્કેરાવુ

**હલભલ, સ્ત્રી૦** ગભરાટમા બાવરા બની હોહો કરી મૂકવી તે;ધુમાધુમ [કરવી તે, હીલચાલ

**હલમલ, સ્ત્રી૦** આમતેમ હરવુ ફરવુ ને ધાધલ

**હલમસ્ત, વિ૦ (આ૦)** અલમસ્ત; હાથમસ્ત, સ્થૂલ–ધિંગડમલ ૨ મન્દોમત્ત

**હલવા, સ્ત્રી૦** એક જાતની માછલી [કદોઇ

**હલવાઇ,પુ૦** મિઠાઇ બનાવી વેચનારો, સુખડિયો,

**હલવાન, ન૦ (આ૦)** કોર–ભરત વગરનુ ઓઢવાનુ ઉનનુ કપડુ તે, કામળ, અલવાન,બનાત

**હલવુ, વિ૦** હળવુ, હલકુ, ભારે નહિ એવુ

**હલવો, પુ૦ (આ૦)** સુખડી, મિઠાઇ

**હલસો, પુ૦** શ્વાસનો ઉઠાવ, મોટેથી દમ ચાલવો તે ૨ હલેસુ, ચાટવો

**હલા, અ૦(સ૦)**બહેનપણી–સખીને સબોધવાનો ઉદ્ગાર ૨ **સ્ત્રી૦** સખી, બહેનપણી, સાહેલી

**હલાક, વિ૦ (આ૦)** હેરાન દુખી, અથડામણથી કટાળેલુ, શ્રમિત ૨ કગાલ. [૨ તાણ, તગી

**હલાકી, સ્ત્રી૦** હેરાનગતી, અથડામણ, આપદા

**હલાણ, ન૦** અલેણ, લેણ નહિ તે, અનુકૂળતા–બેસતી નહિ ને ૨ ખેડવાને ખેતરના પાડેલા ભાગ તે

**હલામણ, સ્ત્રી૦** અથડામણ, માથાફોડ, હલાકી, પિજાવુ–ડહોળાવુ પડે તેવુ કામ, પચાતી

**હલાલ, વિ૦ (આ૦)** કાયદેસર, વાજબી, ધર્મ નીતિને અનુસરતુ, રીતનુ, હકનું હલાલ કરવુ= વાજબી રીતે પ્રાપ્ત કરવુ–કાર્ય બજાવવુ (હલાલમા કૃતજ્ઞતાનો ભાવ રહેલો છે ;

**હલાલખોર, પુ૦** ભગી. ૨ હલાલ કરી લેનારો, બરોબર કાર્ય કરીને બદલો મેળવનારો

**હુલાલો, સ્ત્રી૦** આસક્તિ, અનુરાગ. ૨ નિંદ્રા
**હુલાવવુ,**ક્રિ૦હાલે તેમ કરવુ, ડોલાવવુ ૨, તળે ઉપર કરવુ, ફેરવવુ ૩ કપાવવુ, ધ્રુણાવવુ ૪ ઝુલાવવુ, હિંદોળવુ ૫ ઉશ્કેરવુ, જાગૃત કરવુ, ફરીને ઉભુ થાય એમ કરવુ ૬ ઉમેળવુ માથુ હલાવવુ=સમતિ આપવી ૨ ના કહેવી જીભ હલાવવી=બોલવુ, ભલામણ કરવી, ઉત્તર આપવો હાથ હલાવવા=કામ કરવુ, ઉદ્યોગે લાગવુ ડોયો હલાવવો=વચમા અડચણ નાખવી **હુલાવી=** ખીચડી ને લડાની દીકરી=મને બગડે છે
**હુલાહલ, ન૦ (સ૦)** કાતીલ ઝેર, મહા કારીઝેર, કાળકૂટ વિષ ૨ તદન, સાવ, નરદમ 'હલાહલ જુઠુ'
**હુલેણુ, ન૦** અલેણુ, નહિ લેણુ તે
**હુલેતુ, વિ૦** અલેતુ, દુનિયાદારીથી અણવાકેફ હલડ, કાચી સમજણવાળુ ૨ ધીમુ,હળવુ, ધીરૂ
**હુલેસુ, ન૦** હોડીને ગતિ મળે એમ પાણી હલાવવાનો ચાટવો, હલેસુ
**હુલ્યા, અ૦** અલ્યા, અરે, ઓ સબોધક ઉદ્ગાર
**હુલ્લો,પુ૦(આ૦ હમલ)** ધસારો હુમલો,ચઢાઇ, સ્વારી ૨ ધક્કો, નુકસાન ૩ કામકાજ, ધધો
**હુવઇ, સ્ત્રી૦** આકાશમા ઉડે અને ઉપર જઇ ફાટે એવી એક આતસબાજી, હવાઈ
**હુવડ, વિ૦** અવ્વડ, આવાવરૂ
**હુવકવ, ન૦** યુક્તિ પ્રયુક્તિ, દાવપેચ
**હુવણ, સ્ત્રી૦** સુવાણ
**હુવણા, અ૦** હમણા, હાલ તરત, આ વખતે
**હુવન, પુ૦ (ફા૦)** દેવતાઓને ઉદ્દેશીને ભાત ઘી વગેરે અગ્નિમા હોમવાની ક્રિયા તે હોમ, યાગ
**હુવસ, પુ૦ (ફા૦)** ઇચ્છા, વાસના ૨ લોભ ૩ આતુરતાવાળી લલુતા તે, તલપ
**હુવળાઈ, સ્ત્રી૦** હવગૈ ૨ હવાઈ
**હુવળૈ, સ્ત્રી૦** અભરાઈ, ભિતે જડેલુ પાટિયુ ૨ સુવાવડીને ખવડાવવાનો તજાનો
**હુવા, સ્ત્રી૦(અ૦)**પવન, વાયુ ૨ પૃથ્વીની આસપાસ વિટાયલો વા તે વાતાવરણ ૩ ભેજ, ભિનાશ ૪ આકાશ ૫ આરોગ્યને અનુકૂળ સ્થિતિ વગેરે તે હવા ખાવી=સારી સ્વચ્છ હવામા રહેવુ ફરવુ તે **હવામા** ઉડી જવુ=અદશ્ય થવુ, ગુમ થવુ ૨ વ્યર્થ જવુ, પાર ન પડવુ નકામુ જવુ, **હવામા** બાચકા ભરવા=વળખા-ફાંફા મારવા **એક** હવા સો દવા=હવાની તદુરસ્તી ઉપર સૌથી સારી અસર થાય છે **હવામાં** કિલ્લા બાધવા=શેખશલ્લીના વિચાર કરવા
**હુવાઇ, વિ૦** હવા સબધી ૨ આકાશમા-ઉચે ઉડનારુ ૩ ખાલી, મિથ્યા, પવનના લહેરા જેવુ, તરગી 'હવાઇ વિચાર' ૪ એક જાતની આતશબાજી
**હુવાટ, પુ૦** ભિનાશ, ભેજ, શરદી
**હુવાડુ, ન૦** ગાય ભેસનો દૂધાળો અવયવ, આવલુ, [પાખર
**હુવાડો,પુ૦** ઢોરને પાણી પીવા માટે બનાવેલો કુવા પરનો કુડ, બાધેલી ટાકી. કુવો હવાડો કરવો= આપઘાત કરવો, જીવ પર જોરાવરી કરવી
**હુવાયેલુ, વિ૦** ભીનુ, ભેજવાળુ [બ્યાન હકીકત
**હુવાલ, પુ૦ (આ૦)** હાલત, અવસ્થા, દશા ૨
**હુવાલદાર, પુ૦ (આ૦)** ગામ ઉઘરાત ખાતાનો પટેલ તલાટીનો સિપાઇ,પટાવાળો ૨ વડો સિપાઇ, નાની સૈનિક ટુકડીનો વડો નાયક [ગીરી
**હુવાલદારી, સ્ત્રી૦** હવાલદારનુ કામ તે, સિપાઈ-
**હુવાલો, પુ૦ (આ૦)** કબજો, તાબો ૨ સુપરત, ભાળવણ ૩ અખત્યાર, સત્તા ૪ મેંદો પાડવાની ઝીણી ચાલણી ૫ ચિત્રામણ
**હુવા-વિ, અ૦** હવે, અત પર ૨ હમણા
**હુવિષ્ય, ન૦ (સ૦)** હોમવાનુ દ્રવ્ય તે, **હુવિષ્યાન્ન**=હોમવાનુ અન્ન
**હુવુ, ક્રિ૦ અ૦** હોવુ,થવુ
**હુવે, અ૦** હવા, આજપછી, અત પર ૨ અધુના
**હુવેજ, પુ૦ (સ૦ હરિદ્રા)** હળદળનો લોટ
**હુવેથી, અ૦** આજપછી, અત્યારપછી, અત પર
**હુવેરૂ, વિ૦** બાવરૂ, ગભરાયેલુ.
**હુવેલી, સ્ત્રી૦ (આ૦ હવાલી )** મોટુ ને સુદર બાધણીનુ મકાન ૨ વૈષ્ણવ ધર્મનુ મદિર
**હુવૈ, સ્ત્રી૦** હવાઇ
**હુવ્ય, વિ૦ (સ૦)**હોમવા યોગ્ય અન્નાદિક તે.
**હુશે, અ૦** ખેર, કઇ ચિતા નહિ, હોય.
**હુસકેતસકે, અ૦** હસકેકસકે, વારેવડીએ, **સહેજ** સહેજમા, રહી રહીને.

**હસણી**, સ્રી૦ હસવાની રીત તે, હસવુ તે.

**હસતાન ખશન દસ્તાન**, અ૦(સં૦હસ્તાક્ષરેણ દસ્તમ) હસ્તાક્ષર– સહી કરીને આપેલુ એવુ લેખમા લખાતુ એક પદ.

**હસદ**, સ્રી૦ (અ૦) અદેખાઈ, કીનો વેર.

**હસદખોર**, પુ૦ અદેખો; કીનાખોર.

**હસમુખુ**, વિ૦ આનદી; ખુશ મિજાજી

**હસવુ**, ક્રિ૦ અ૦ (સ૦ હસ્) અતરની ખુશાલી જણાવવી, મો મલકાવવુ ૨ ખુશી થવુ, હર્ષિત થવુ ૩ હાસી કરવી, મશ્કરી કરવી ૪ તુચ્છ-કારવુ, અવગણના કરવી, બનાવવુ. ૫ ચાળા પાડવા. ૬ ન૦ હાસ્ય. ૭ મશ્કરી, મજાક **હસવામાંથી** ખસવુ થવુ=સહેજ મજાક કરતા લડાઇ થવી **હસી** નાખવુ=લક્ષમા ન લેવુ, નમાલુ ગણી કાઢવુ **હસી** પડવુ=એકદમ હસવુ ખડ ખડ હસવુ=મોટેથી હસવુ **હસતાં** હાડ ભાગવા =મીઠી બોલીમા ઠપકો દેવો **હસતુ** પક્ષી=આનદી, રમુજી, હસમુખુ. ૨. કાગારું.

**હસામણું**, વિ૦ હસાવે એવુ

**હસારત**, સ્રી૦ હાસી, હાસ્ય ૨, મશ્કરીનુ કારણ

**હસાવવું**, ક્રિ૦ સ૦ હસે એમ કરવુ ૨ ખુશ કરવુ ૨ ફજેતી થાય એમ કરવુ

**હસી**, સ્રી૦ હસારત, હાસ્ય ૨ મજાક મશ્કરી ઉપહાસ્ય, ફજેતી, ઠેકડી [ નક્ષત્ર

**હસ્ત**, પુ૦ (સ૦) હાથ, કર, પાણિ ૨ તેરમુ

**હસ્તક**, અ૦ મારફતે, દ્વારા ૨ હવાલે, તાબે

**હસ્તકૌશલ**, ન૦ (સ૦) હાથની આવડ–છટા, કારીગરી ૨ હાથચાલાકી, બીજાને ખબર પડે નહિ એમ કામ કરવાની છાપ

**હસ્તક્રિયા**, સ્રી૦ હાથની કારીગરી તે ૨ ચતુ-રાઇ, કોઇ જાણે નહિ એમ કામ કરવાની અજબ આવડ તે (જાદુ) [હવાલામા ગયેલુ

**હસ્તગત**, વિ૦ (સં૦) હાથ ગયેલું–આવેલું,

**હસ્તદોષ**, પુ૦ લખતા થઇ ગયેલી ભૂલ; સ્વાભાવિક રીતેજ થઇ ગયેલો દોષ તે, નજરચૂક

**હસ્તમેળાપ**, પુ૦ હાથેવાળો (એક વૈવાહિક ક્રિયા). ૨. હાથે હાથ મેળવવા તે

**હસ્તામલ**, ન૦ (સ૦+અમલક–આમળુ) હાથ-માનુ આમળુ, સ્પષ્ટ; ખુલ્લુ સમજાય એવુ

**હસ્તિદત**, પુ૦ હાથીદાત. (દાત અને હાડ સૌ).

**હસ્તિની**, સ્રી૦ (સ૦) હાથણી, કરિણી ૨ રસશાસ્ત્રમા ચાર જાતિની સ્રીઓ વર્ણવી છે તે પૈકીની એક [–માટીનો બાધ–ઓડો તે

**હસ્તિનખ**, પુ૦ કિલ્લાની દિવાલ સાથે કરેલો રેતી

**હસ્તિમદ**, પુ૦ હાથીના ગડસ્થળમાથી ઝરતો

**હસ્તિશાળા**, સ્રી૦ હાથીખાનુ [પરસેવો તે

**હસ્તી**, પુ૦ (સ૦ હસ્તિન્) હાથી, ગજ, માતગ

**હસ્તી**, સ્રી૦ (સ૦ અસ્તિ=છે) હોવુ તે; હયાતી

**હસ્તે**, અ૦ અમુકને હાથે, પોતે જાતે એવું ૨ હાથથી, અમુક દ્વારા, મારફત.

**હળ**, ન૦ (સ૦ હલ) ખેતર ખેડવાનુ ખેડૂતનુ સાધન, જમીનમા ઉંડા ચાસ પડાય એવુ એક ઓજાર, નાગર, સાતીડુ **હળે** જોડવુ=કામ ધધે વળગાડવુ, પનોટવુ **હળ** ખેડવુ=ખેતી કરવી. **હળેથી** છુટવુ=સખત કામ કરી ફારગ થવુ

**હળકવુ**, ક્રિ૦ અ૦ સકળવુ, હાલવુ ૨ ઝુલવુ

**હળદ–દર**, સ્રી૦ (સ૦ હરિદ્રા) પીળા રગનો એક કદ એનો સ્વાદ કડવો હોય છે

**હળધર**, પુ૦ બળરામ, કૃષ્ણના મોટા ભાઇ.

**હળપુણી**, સ્રી૦ હળના ચવડામા ઘાલવાની દોરા.

**હળમળ**, સ્રી૦ મળવુ–હળવુ તે, બેસઉઠ, મેળ. મળ 'સૌ સાથે હળમળ રાખવી' ૨ ખળભળ

**હળવટ**, સ્રી૦ (સ૦+વૃત્તિ) ખેતી

**હળવુ**, ક્રિ૦ સ૦ બબ્બે ચાસની વચ્ચે હળ ફેર-વવું તે ૨ ક્રિ૦ અ૦ ભળવુ, મળી જવુ, હળી જવુ ૩ દોસ્તી થવી (સ્રી સાથે) ૪ ફળવુ

**હળવુ**, વિ૦ હલકુ. ૨ ધીમુ, પોચુ, નરમ.

**હળવે**, અ૦ આસ્તે, ધીમે નરમાશથી, સબુરીથી

**હળાહળ**, વિ૦ અતિશય, તમામ, બિલકુલ. ૨ ઘણુજ કડવુ ૩ ન૦ કાળકૂટ

**હળિયુ**, ન૦ નાનુ હળ

**હળુહળું**, વિ૦ ધીમે ૨ અ૦ હળવેહળવે, આસ્તેથી

**હળોતરાં**, ન૦ વરસાદ થયા પછી પહેલવહેલા હળ જોતરવા તે, પહેલવહેલા હળ જોડવાનું મુહૂર્ત કરવુ તે

**હાં**, અ૦ હા, ઠીક; વારુ.૨ હા, સમતિસૂચક ઉદ્ગાર.

૩ એમ ? એમ કે ? (ગુસ્સામાં) ૪ હુકારો, સમજ્યા, વારૂ, પછી ૫ બસ, થયું, પર્યાપ્ત
**હાંઉ,** અ૦ હા, હા, બસ.
**હાંક,** સ્ત્રી૦ સાદ, ધાટો, બૂમ, તેડું
**હાંકણી,** સ્ત્રી૦ હાંકવાની રીત
**હાકનાર,** વિ૦ ચલાવનાર, પ્રચાલક, ગાડીત.
**હાંકવું,** ક્રિ૦ સ૦ ચલાવવું, (વહાણ, ગાડી ઇ૦) ૨ જોરથી ચલાવવું,ધકેલવું,આગળ વધારવું (કામ) ૩ નસાડવું, દૂર કરવું, (ગાયને હાંક) ૪ તડાકા મારવા ગપ્પા મારવા
**હાંકેડુ,** વિ૦હાંકનાર, ગાડીત
**હાજા,** પુ૦ હાસભરી શક્તિઓ, ઉત્તેજનાઓ ૨ હિમ્મત, દ્રઢતા, આશા ૩ ગાત્ર, શરીરના અવયવો અને મનની શક્તિઓ તે
**હાજી,** અ૦ માન સાથે હુકારો દેવો તે. ૨ વારુ એમ, કબૂલ, વિવેકી સમંતિ, સ્વીકારનો ઉદ્દગાર
**હાંડલું,** ન૦ માટીનું વાસણ.
**હાંડી,** સ્ત્રી૦ હાલ્લી ૨ ધાતુપાત્ર ૩ હાલા જેવું દીવો મૂકવાનું કાચનું વાસણ, લટકતો દીવો
**હાંડીધોયો,** પુ૦ રાંધવાના વાસણ માંજનારો
**હાંડો,** પુ૦(સ૦હુંડા)પાણી ભરવાનું મોટું પાત્ર, દેધડો ૨ બેવકુફ
**હાંણું,** ન૦ સાણું, કોઠીની નીચે રાખેલું બાખું -મો
**હાંફ,** સ્ત્રી૦ ઉતાવળે શ્વાસ ચાલવો તે ૨ હૃદયનો થાક, છાતીની રૂંધણ, અમુઝણ
**હાંફણ,** સ્ત્રી૦ હાંફ ૨ શ્વાસ, દમ, રૂંધામણ
**હાંફળું,** વિ૦ હાંફ ચઢી હોય એવું, બાવરૂ,વ્યાકુળ
**હાંફળુંફાંફળું,** વિ૦ ગભરાયલું, બાવરૂ, બેબાકળું ૨ કિંકર્તવ્યમૂઢ
**હાંફવું,** ક્રિ૦અ૦ જોરથી શ્વાસ લેવો મૂકવો,ખૂબ શ્વાસ ચાલવો, ફેં ફેં એમ ફુંફવાડા મારવા
**હાલ્લી,** સ્ત્રી૦ હાંડલી, નાનું હાલ્લું રસોઇનું પાત્ર
**હાંલ્લું,** ન૦ હાંડલું, માટીનું મોટું ને પહોળા પડખાનું વાસણ ૨ (બ૦ વ૦) ઘરવાખરો હાલ્લાં ફોડવાં=વાર વાર કજિયો કરવો,અણબનાવ કરવો ૨ વારવાર ઘરવાખરો ફેરવ્યા કરવો. ભટકવું હાલ્લું ફોડવું=પેટ ફોડવું, આજીવિકાના સાધનનો નાશ કરવો ૨. ભેદ બહાર પાડવો **હાંલ્લાં** કુસ્તી કરે છે=ખાવા પીવાના વાંખા છે, ખાલી છે.
**હાંસ,** સ્ત્રી૦ ઉમંગ, ઉત્સાહ, કોડ, ઇચ્છા ૨. શ્વાસ, દમ **હાંસ** ઉડી જવા=ગભરાઇ જવું
**હાંસકાંસ,** પુ૦ શ્વાસ ને પ્રાણ, જીવનબળ, પ્રાણશક્તિ, મનની દ્રઢતા ને વિશ્વાસ
**હાંસડી,** સ્ત્રી૦ ગળાનું હાડકું, જત્રુ ૨ ગળે પહેરવાનું એક ઘરેણું ૩ ઘોડાને ગળે પહેરાવવાના સામાનનો એક ભાગ ૪ પૈડાનું લોઢાનું ચકરડું ૫ પૈડાના મોનો લોખંડી પાટો
**હાંસલ,** ન૦ (અ૦ હાસઇલ) વેરો, દાણ જકાત ૨ ફળ, ફાયદો ૩ પેદાશ
**હાંસવો,** પુ૦ ચાચવો, ત્રિકમ, કોદાળી
**હાંસિયાઘઉં,** પુ૦ ઘઉંની એક જાત
**હાંસિયો,** પુ૦ (અ૦) કાગળ વગેરે પર આડાવી જુદો પાડેલો ભાગ,આંકો, ગેડ,કોર,બાજુનો ભાગ
**હાંસી,** સ્ત્રી૦ મશ્કરી, હસવા જેવી ટકોર, મજાક ચેકડી, ચેષ્ટા ૨. ફજેતી ૩ વિ૦ઉમંગી, ઉત્સાહી
**હાંસીલ,** ન૦ હાંસલ, દાણ ૨ ફાયદો, લાભ ૩ લવાજમ, મહેસુલ
**હાંસીલું,** ન૦ ઉમંગી, ઉત્સાહી
**હા,** અ૦ (સ૦) ખેદ, શોક, વિષાદ ઇ૦ દર્શક ઉદ્દગાર 'હા ! રામ' ૨ સમંતિ—મંજુરીદર્શક ઉદ્દગાર, હકાર **હાના**=આનાકાની **હાનાને વેર**=એકબીજાની વિરુદ્ધ એમ, પૂર્વ પશ્ચિમ જેવું
**હાઉ,** ન૦ એક કાલ્પનિક જીવ, ઘોઘર ૨ ઍરૂ
**હાક,** સ્ત્રી૦ હોકારાની ભયજનક છાપ તે, દોર, પ્રતાપ, સત્તા ત્રાસનો ડર 'વાગી ત્રાગી સ્વયંવરમ હાક, હો નળ આવ્યો રે' ૨ મોટો સાદ, બૂમ **હાક** મારવી=બોલાવવું, ધાડ પાડવો **હાક** દેખાડવી=ભય દેખાડવો, ધાક બતાવવી, ધમકાવવું
**હાકટવું,** ક્રિ૦ સ૦ ઠપકો દેવો, ધમકાવવું ૨ મોટેથી બોલાવવું [કારભાર
**હાકમી,** સ્ત્રી૦ હાકમની સત્તા, અમલ બજવણી,
**હાકળ,** સ્ત્રી૦ સાદ, બૂમ ધાટો
**હાકલવું,** ક્રિ૦ સ૦ હાક મારીને બોલાવવું, સાદ દેવો, બૂમ પાડવી ૨ દાબ દેવો, ધમકાવવું.
**હાકવું,** ક્રિ૦ સ૦હાંકવું, ખખડધારીથી કામ કરવું

સત્તાજથી માર્ગે ચલાવવુ તે ૨ પ્રેરવુ, પ્રવર્તાવવુ આગળ ગતિ કરાવવી ૩ મોટે ઘાટે બોલાવવુ
હાકેટવુ, ક્રિ૦ સ૦ જોરથી બોલાવવુ ૨ હાકવુ, કાઢી મૂકવુ ૩ ધમકાવવુ
હાકેમ, પુ૦ (આ૦) હાકમ, સુબો, અમલદાર
હાકોટો, પુ૦ મોટો ઘાટો, બૂમ, બરાડો
હાકોટવુ, ક્રિ૦ સ૦ ધમકાવવુ, દન દેવે
હાજત, સ્ત્રી૦ (આ૦) જરૂરિયાત, અગત્ય આવશ્યકતા ૨ ખણુસ, ઝાડા પિસાબની લાગણી. ૩ ટેવ, આદત
હાજર, વિ૦ (આ૦) પ્રત્યક્ષ, રૂબરૂ, મો-નજર સામે, તૈયાર, મોજુદ. 'હાજર સો હથિયાર'
હાજરજવાબી, સ્ત્રી૦ સવાલની સાથેજ જવાબ આપવાની સ્વાભાવિક આવડ તે, સમયાનુસાર ઉત્તર દેવાપણુ તે ૨ સમયસૂચકતા
હાજરજામીન, પુ૦ ગુનેગારને જરૂર વખતે હાજર કરે એવો જામીન તે [વિનિમય જેવી ક્રિયા
હાજરાત, સ્ત્રી૦ જાદુમતરની એક કિયા, પ્રાણુ
હાજરાહજુર, વિ૦ સાક્ષાત, પ્રત્યક્ષ પરછો આપે એવુ, બોલતાવાત આવીને ઉભુ રહે એવુ, પ્રત્યક્ષ
હાજરી, સ્ત્રી૦ હાજર હોવુ તે, પ્રત્યક્ષ હોવુ તે, પ્રત્યક્ષતા, સમુપસ્થિતિ હાજરી લેવી=હાજર છે કે નહિ તે જોવુ ૨ ખબર લેવી, સપડાવવુ ૩ નાસ્તો, સહેજસાજ ખાઇ લેવુ તે, શિરામણી.
હાજવુ, ક્રિ૦ અ૦ ખટકવુ, લાગવુ, અડી રહેવુ
હાજિયો, પુ૦ હકાર, હા કહેવી તે, સમંતિ આપવી તે 'તમે હાજિયો ભણો તો કામ થાય' ૨. ખુશામતિયો [હા=જેમ કહે તેમ કર્યા કરવુ તે
હાજી, અ૦ વિવેકી હુકારો, હા સાહેબ. હાજી
હાજી, પુ૦ વિ૦ મુસલમાન યાત્રાળુ, હજ-જાતરા કરવા નીકળેલુ
હાટ, ન૦ (સ૦ હટ્ટ) દુકાન ૨ ગુજરી, બજાર
હાટક, ન૦ (સ૦) સોનુ; સુવર્ણ
હાટકવુ, ક્રિ૦ સ૦ બોલાવવુ, ગર્જના કરવી.
હાટડુ, ન૦ હાટ, દુકાન. ૨ તાકુ, ભડારિયુ.
હાટે, અ૦ સાટે, માટે, કાજે.
હાડ, ન૦ અસ્થિ; હાડકુ ૨ બાંધો, કાઠુ. ૩ હૈયુ, અતર 'હાડનો રાક છે' હાડકચરિયો=જીર્ણ જવર હાડનો તાવ=અગમા રહેલો ઝીણો તાવ હાડવેર=કટ્ટી દુશ્મનાઇ હાડજવુ=છેલ્લે પાટલે બેસવુ, છેક નિર્દય થવુ ૨ વઠી જવુ, હાથથી જવુ. હાડ ભાગવા=ખુબ મહેનત કરાવી થકવવુ ૩ માર મારવો ૪ અશક્ત કરવુ
હાડ, અ૦ ઘણુજ ૨ છેકજ, હદ બહાર
હાડકી, સ્ત્રી૦ નાનુ ને પોચુ હાડકુ
હાડકુ, ન૦ હાડ, અસ્થિ હાડકાનો આખો=આળસુ ખધો, બખીલ. હાડકાં પાસળા ખોખરા કરવા =મારવુ હાડકા રગવા=મારવુ, ૨ ભારે નુકશાન કરવુ હાડકા રઝળવા=કમોતે મરવુ, દુખી થઇ મરવુ, મૃત દેહને કોઈ ઠેકાણે પાડે નહિ એમ થવુ હાડકા શેકવા=સતાપવુ, બળતરા
હાડછેડ, સ્ત્રી૦ તિરસ્કાર, ધૂતકાર [કરાવવી
હાડજવર, પુ૦ હાડમા રહેતો ઝીણો તાવ તે
હાડપિંજર, ન૦ હાડકાનો માળો-પાજર-ખોખુ
હાડમાર, વિ૦ અણગમતુ, તુચ્છ ૨ સ્ત્રી૦ દુખ, વિપત્તિ ૩ મુશ્કેલી ૪ હાડ છેડ હાડમાર થવુ=હાડફેડ થવુ, હડહડ થવુ
હાડમારી, સ્ત્રી૦ તિરસ્કાર, ધતકાર ૨ હેરાન ગતી, મુશ્કેલી, આપદા [ 'કોણુ હાડશે'
હાડવુ, ક્રિ૦ અ૦ ઢોર ચરાવવા જવુ 'ગાયોમા
હાડવેર, ન૦ ઊડુ વેર, પાકુ વેર તે
હાડવેરી વિ૦ કટ્ટો દુશ્મન. [વનારો
હાડવૈદ, પુ૦ ઉતરી ગયેલા કે ભાગેલા હાડ ચઢા-
હાડિયાકરસણુ, ન૦ એક જાતનો પાચ પાનવાળો પીળા ફૂલનો છોડ, તનમનની, ટીલવણુ.
હાડિયો, પુ૦ કાગડો, વાયસ ૨ ચતુર માણુસ 'પખીમા ઠગ હાડિયો ને માણુસમા ઠગ બાંડિયો'
હાડી, વિ૦ મજબુત હાડનુ, લઠ્ઠ ૨ મહેનતુ, કષ્ટ સહન કરનાર ૩ હઠીલુ, મમતી ૪ હાડનુ
હાણુ, સ્ત્રી હાનિ, નુકસાન, ૨ નાશ
હાથ, પુ૦ (સ૦ હસ્ત) જેથી ઝાલવા-પકડવાની ક્રિયા થાય છે તે પંજાવાળો અવયવ, હસ્ત, કર, બાહુ. ૨. કોણીથી વચલી આંગળી સુધીની લબાઇનું માપ, અરધો ગજ. ૩ પોતે, જાતે ૪.બાજુ,

પડખુ, પાસુ ૫ તાબો, કબજે; અખત્યાર, અધિકાર. ૬ શક્તિ; સત્તા; બળ ૭ માણસ; વ્યક્તિ ૮ આવડ, કિસબ; ચતુરાઇ ૯ સાથી મદદનીસ. ૧૦. સબધ, સામેલગીરી; પુરતી, મદદ ૧૧ કૃપા, રહેમ; દયા, મહેરબાની. ૧૨. એકએક વારની ક્રિયા તે. 'ચાર હાથ તેહના ને એક હાથ રમતો મારવો પડશે' ૧૩ પાણી ગ્રહણ, વિવાહ. 'એણે તેના હાથની માગણી કરી' ૧૪. દાવ (રમતમા) હાથ આપવો=સહાય કરવી, વહારે ધાવુ હાથ આવવુ=જડવુ, પ્રાપ્ત થવુ હાથ ઉઠાવવો=મારવા ઉઠવુ. ૨ જતુ કરવુ, હક છોડી દેવો. હાથ ઘસવા=પશ્ચાત્તાપ કરવો હાથઘાલવો વચ્ચે પડવુ, માથુ મારવુ હાથ ઝાલવો=મદદ આપવી ૨ પરણવુ, સબધ બાધવો હાથ દાબવો=વારવુ, અટકાવવુ હાથ દેવો=ટેકો આપવો મદદ કરવી ૨ વારવુ હાથ ધોવા=આશા મકવી હાથ નાખવો=ઝડપ મારવી, લુટવુ ૨ આબરૂ લેવી હાથ હેઠા પડવા=નિરાશ થવુ હાથપર લેવુ=ધ્યાન આપવા માડવુ, જાતે કરવા માડવુ ૨ વશ કરવુ, આધિન બનાવવુ હાથ બેસવો= મહાવરો પડવો, ટેવાવુ, હાથ મારવો=ઉઠાવીલેવુ, ઉચાપત કરવુ ૨ લપેટો મારવો. હાથ વળવો= ટેવાવુ હાથ વાળવા=ફૂટવુ, પીટણી પાડવી. હાથથી જવુ=હાડ જવુ, છેક વઠી જવુ, હાથ પગ=આધાર, કાર્ય કરી આપનાર હાથ લાકડી=ટેકો, મુખ્ય-સહાયક હાથ વેતમા=નજીક, પાસે થોડા વખતમા. હાથ નીચેનુ=તાબાનુ, અધીન

**હાથકડી**, સ્ત્રી૦ જઝીર, બેડી, ડસકલા હાથકડી કરવી—હાથે બેડી ઘાલવી, કેદ કરવુ

**હાથચાલાકી**, સ્ત્રી૦ બીજાના સમજવામાં આવે નહિ એવી કામ કરવાની ઝડપી આવડ તે, હાથ ચાળવણીની ચતુરાઇ

**હાથણી**, સ્ત્રી૦ હાથીની માદા.

**હાથધોણુ**, ન૦ અતિસારનો રોગ, ઝાડા

**હાથરસ**, પુ૦ હાથે વીર્ય પાડવુ તે

**હાથા**, પુ૦ કકુવાળી હાથના પંજાની છાપો.

**હાથિયો**, પુ૦ હસ્ત નક્ષત્ર ૨ મલપનો હાથી, મોટો હાથી ૩ ભડવીર ૪. બળદ ઘોડાના વાળ સાફ કરવાનો કાથીનો ખરેરો.

**હાથી**, પુ૦ (સ૦ હસ્તિ) એક મોટુ સ્થૂલ શરીરવુ જાનવર, ગજ, માતગ. [ હામ સંબધ

**હાથેવાળો**, પુ૦ વરકન્યાના હાથ મેળવવા તે;

**હાથેળી—લી**, સ્ત્રી૦ ચતા હાથનો અંગુઠો અને આગળીઓ વચ્ચેનો ભાગ, કરતલ હાથેળી દેખાડવી-કઇ નથી એમ જણાવવુ હથેળીમા પૃથ્વી આવી જવી-મોટી આફતમા આવી પડવુ હાથેળીમા નચાવવુ—જેમ કહે તેમ કરે એવુ બનાવી દેવુ, વશ કરી લેવુ

**હાથો**, પુ૦ હથિયાર પકડવાનો લાકડાનો દાડો, દસ્તો ૨ મુઠ, પકડ ૩ છાપ, મુદ્રા ૪ સહાય, મદદ ૫ પક્ષ ૬. કકુવાળા હાથની છાપ ૭ તાળી, ભાવ ઠરાવી નક્કી કરવાની નિશાની

**હાથોહાથ**, અ૦ એક બીજાની સહાયથી. ૨ હળીમળીને, સપસંપીથી ૩ જાતોજાત, રુબરૂ ૪ એક પછી બીજાને એમ [૨ હાણુ, હાનિ, નુકશાન.

**હાન**, સ્ત્રી૦ (સ૦સાન.) ગાધા, આખડી, માનતા.

**હાનિ**, સ્ત્રી૦ (સ૦) નુકસાન, હાણુ ૨ ખરાબી નાશ, પાયમાલી. ૩, ઇજા, ધક્કો [ઇજા કરે એવુ'

**હાનિકારક**, વિ૦ નુકસાનકારક, પાયમાલી કરેતેવુ

**હાફિ઼ા**, સ્ત્રી૦ બગાસુ, અવાચી

**હાબધુ—દુ**, વિ૦ બધુ, તમામ ૨ એક સામટુ

**હામ**, સ્ત્રી૦ ( આ૦ હામી ) હિમ્મત, બહાદુરી; છાતી, સાહસ, મગદુર [જવુ, નિરાશ થવુ.

**હામલવુ**, ક્રિ૦ અ૦ નાહિમ્મત થઇ જવુ, ડરી

**હામી**, સ્ત્રી૦ જામીનગીરી, બાયધરી.

**હામીદાર**, પુ૦ જામીન, હમીદાર

**હાય**, સ્ત્રી૦ દુખ, ત્રાસ અને અફસોસનો ઉદ્‌ગાર, અરેરી, ધખ ૨ અતરના-ઊંડા દુઃખની બદદુવા, શાપ 'તુલસી હાય ગરીબકી કબુ ન ખાલી જાય.' ૩. આય; શક્તિ; બળ, જોર. ૪. ભય; બીક

**હાયવરાળ**, (હાયવરાળ), સ્ત્રી૦ અતરનો વલોપાત ૨ દુખ, ચિતા, પીડા ૩. અફસોસ; દુખ

**હાર**, સ્ત્રી૦ પરાજય, પરાભવ, મહાત ૨. ખોટ,

પંક્તિ, શ્રેણી, ધારા. ૩. કાંજી, ખેળ, કપડાં કડકડતા—અક્કડ રાખવા માટે કરેલું ચીકણું પાણી તે. ૪ આહાર, ખોરાક. ' હાર મારે કે ભારમારે '

હાર, પુ૦ ( સ૦ ) મોટી માળા, મૂલ્યવાન [કંઠાભરણુ,

હારક, વિ૦ હરનાર, દૂર કરનાર

હારજિત, સ્રી૦ હારવુ કે જિતવુ તે, જયપરાજય

હારડો, પુ૦ મોટા મણકાની માળા તે ૨ ખાડના ચકતાના હાગડા

હારણુ, વિ૦ હરનાર, ૨ હારેલુ, કાયર

હારદ, ન૦ (સ૦ હાર્દ) હૃદયનો ભાવ,પેટનોગલ, રહસ્ય ૨. ઇચ્છા, મનોભાવ. ૩ સારાંશ,ભાવાર્થ

હારદોર, અ૦ એક પછી એક, ઓળબંધ

હારબંધ, વિ૦ એકએકની પાછળ, અનુક્રમબંધ

હારવુ, ક્રિ૦ અ૦ ખોવુ, પાસેનું ગુમાવવુ ૨ થાકવુ ૩ પાછા પડવુ, પરાજિત થવુ

હારિયલ, ન૦ એક હઠીલુ પંખી હારીલ

હારિયુ, વિ૦ હારનું, સરખુ; સમોવડિયુ ૨ જોડિનુ, સાથવાળુ

હારી, વિ૦ હરનાર, હારક

હારીલ, ન૦ હારિયલ, એક હઠીલુ પંખી એમ કહેવાય છે કે, એ પંખી જન્મથી તે મરતાસુધી પોતાના પગમા એક સળી રાખે છે ને તેને મૂકતુ નથી ૨ પકડેલી વાત ન છોડનાર દૃઢ આગ્રહવાળુ ' મગર, મંકોડો, હારીલ લાકડી, તે કરતા ત્રિયા બુદ્ધિ માઠી '

હારે, અ૦ જોડે, સાથે. ૨ ઓળે, હારબંધ

હારેડુ, વિ૦ રોતડુ, રોતા વાર ન લાગે એવુ ૨ આકરુ, હઠીલુ, જક્કી. ૩ તોફાની, મસ્તીખોર

હારો, પુ૦ સાત મણનુ વજન.(દાણાનુ ) ૨.મોઢવુ, છાણાનો ઢગલો

હારોહાર, અ૦ હારદોર

હારોહાર, વિ૦ હારબંધ, એકકેકી હારમા હોય તેમ ૨. અ૦ જોડે, એક પંક્તિ.

હાર્દ ન૦ હારદ, મતલબ, સારાંશ, હેતુ

હાલ, પુ૦ (અ૦) અવસ્થા, દશા, સ્થિતિ. ૨. મુશ્કેલી, આપદા, મુસીબત.

હાલ, અ૦ આ હમણા; અબી, તત્ક્ષણ

હાલકહુલક, વિ૦ હાલતુ અને ઉભરાતુ,અશાંત ૨. ન૦ અવ્યવસ્થા, તોફાન, ગડબડ.

હાલચાલ, સ્રી૦ હાલવુ ચાલવુ તે, હરફર, આવજા ૨, કામકાજ, પ્રવૃત્તિ ૩ રીતભાત.

હાલત, સ્રી૦ (અ૦) અવસ્થા,દશા,હાલ,સ્થિતિ ૨ ટેવ ' હાલત જાય મુવે '

હાલતે શિગરે, અ૦ તંદુરસ્તીમા

હાલપોલ, વિ૦ જીર્ણ, ઘસાયેલુ.

હાલબકાલ, સ્રી૦ હલમલ, ધાંધલ

હાલમસ્ત, વિ૦ અલમસ્ત, ખાઇપીને હોદુ બનેલુ.

હાલરડુ, ન૦ બાળકને ઝુલાવતા ગવાતુ ગીત તે ૨ ટાળુ, સમુદાય ૩ હાલરડુ

હાલરૂ, ન૦ બાળ રક્ષાસૂત્ર, બાળકને નજર ન લાગે એવી ચીજોની માળા ૨ ટોળુ, જુથ,સમુદાય ૩ કણસલામાના કણ છુટા પાડવાને બળદોનુ ટોળુ ખળીમા ફેરવવુ તે.૪ હાલરડુ.

હાલવુ, ક્રિ૦ અ૦ ગતિમાન થવુ, ધ્રુજવુ, ડગવુ એક જગ્યાએથી ખસવુ, ચાલવુ

હાલસો, પુ૦ હરકત, હાનિ, નુકસાન

હાલહવાલ, પુ૦ દુર્દશા, ખરાબી, પાયમાલી ૨. વિ૦ દુર્દશામા આવેલુ, દુખી, હેરાન.

હાલહાલ, અ૦ તરત, તાબડતોબ, વગર વિલંબે.

હાલી, સ્રી૦ બાળકને સુવાડવાની ઝોળી; ખોળુ

હાલીગોરી, સ્રી૦ હાલરડુ

હાલીસુવાળી, વિ૦ નાના મોટા સૌ, બધા,તમામ ૨ હલકા માણસો [ઝુલણુ

હાલો, પુ૦ બાળકને ઝુલાવતા ગાવુ તે, હાલરડુ

હાવ, પુ૦ (સ૦) આહ્વાન ૨ આકર્ષક ચાળો, કામ ઉત્પન્ન કરે એવી સ્રીની શૃંગાર ચેષ્ટા તે, પ્રેમનો ચાળો;લટકા. ૩ ઇચ્છા, આશા ૪ હવસ

હાવભાવ, પુ૦ નખરાં,લટકા, શારીરિક ચાળા અને મનની ભાવના. [૨. ગાભરૂ, વખતખિસુ, બાવરૂ.

હાવરૂ, વિ૦ અસંતોષી, ખાઉધરૂ, અતિ લોભી.

હાવરો, પુ૦ આવરો, આવકનો ચોપડો ૨ તાવ ગયા પછી ભુખ ઉઘડવી તે

હાશાં, અ૦ હમણા, અધુના, આ વખતે.

હાશ, અ૦ સંતોષનો ઉદ્ગાર

હાસ, (સં૦) હસવુ તે; હાસ્ય

હાસી,સ્રી૦હાસી,ઠેકડી ૨ ફજેતી. [સ્મિત.

**હાસ્ય,** ન૦ હાસ, હસવુ, મુખ મલકાવવુ તે ૨
**હાસ્યરસ,** પુ૦ (સ૦) હાસ ઉપજાવે એવુ તે, જેથી હાસ્યની લાગણી ઉત્પન્ન થાય તે, નવ કાવ્ય રસમાનો એક રસ
**હાહાકાર,** પુ૦ શોક ત્રાસની લાગણી, જ્યા ત્યા અરેરીની લાગણી પ્રસરી રહેવી તે, અરેરી, શોકનો ગભરાટ
**હાહો,** સ્ત્રી૦ ધાંધલ ગડબડ, શોરબકોર ઘોંઘાટ
**હાળો,** પુ૦ હળ ખેડનારો ૨ પતિ, સ્વામી ૩ પુરુષ, મરદ 'હસતો હાળો ને રોતી ગડ-'
**હિંગ,** સ્ત્રી૦ એક ઝાડનો ઉગ્ર વાસવાળો રસ,
**હિંગડો,** પુ૦ હલકી જાતની હિંગ [વઘારણી
**હિંગળોક,** પુ૦ ગંધક અને પારાની મેળવણીનુ ચૂર્ણ, પારાની મેળવણીનો લાલ ભુકો
**હિંગળોકિયુ,** ન૦ હિંગળોક રાખવાની દાબડી
**હિંગામ,** પુ૦ હંગામ મામલો, અણીનો વખત
**હિંગોરૂ,** ન૦ એક જાતના ફળનો ઠળિયો
**હિંચકો,** પુ૦ અદ્ધર ઝૂલતુ રહે એવુ પાટિયુ,દોલ, ઝુલો, હિંડોળો ૨ અદ્ધર હાલવુ તે
**હિંચવુ,** ક્રિ૦ અ૦ હિંચકા ખાવા,ઝૂલવુ,લટકવુ
**હિંચાડવુ-ચોળવુ,** ક્રિ૦ સ૦ઝુલાવવુ, હિંચકો હલાવવો ૨ અદ્ધર ઝુલતુ રહેવા દેવુ
**હિંડવુ,** ક્રિ૦ અ૦ પગલા ભરવા, ચાલવુ,હાલવુ
**હિંડોળ,** પુ૦ એ નામનો એક ગાવાનો રાગ
**હિંદવાણી,** સ્ત્રી૦ હિંદુ સ્ત્રી, હિંદની રહેવાસીની
**હિંદી,** વિ૦ હિંદુસ્તાનનુ, હિંદનો વતની
**હિંદુ,** વિ૦ હિંદી ૨ હિંદુ ધર્મને માનનાર
**હિંદોલ,** પુ૦ હિંચકો, દોલ, ચોપાળો, ખાટ
**હિંદોળાખાટ,** સ્ત્રી૦ સુવાનો હિંચકો,ખાટ,ચોપાળો
**હિંયા,** અ૦ અહિંયા, અત્રે, અહિં આગળ
**હિંસક,** વિ૦ (સ૦) હિંસા કરનાર, ઘાતક,ખુની ૨ ક્રૂર, ભયંકર, ઉગ્ર
**હિંસા,** સ્ત્રી૦ (સ૦ જીવથી મારવુ તે, ખૂન,ઘાત
**હિંસારવ,** પુ૦ ખુંખારો [કરવો
**હિંસારવુ,** ક્રિ૦ સ૦ મારવુ, જીવલેવો, વધ
**હિંસારી,** વિ૦ હિંસા કરનારુ, ઘાતક,ક્રૂર,શિકારી, માંસભક્ષક, માંસાહારી

**હિંસ્ર,** વિ૦ (સ૦) ઘાતુક, જીવથી મારી નાંખે એવુ, ઉગ્ર, શિકારી
**હિ,** અ૦ (સ૦) નક્કી,જરૂર ૨ તુચ્છકારનો હિસકાર
**હિક,** સ્ત્રી૦ છાતીમા શ્વાસનો ધક્કો લાગવો તે, શળ, પાસામા થતુ દુ ખ ૨ વાધણી
**હિકમત,** સ્ત્રી૦ (અ૦) યુક્તિ, કરામત, કારીગરી ૨ ઉપાય; ઈલાજ ૩ રચના, યોજના, કિમખ ૪ અક્કલ, ચતુરાઈ ૫ દાવપેચ
**હિકમતી,** વિ૦ કરામતી,હિકમતવાળુ ૨ યોજક
**હિકરાણુ,** ન૦ રોકકળ,કકલાણ ૨ ઘોંઘાટ,ખૂમાખૂમ
**હિકાયત,** સ્ત્રી૦ (અા૦) વાર્તા, કિસ્સો
**હિક્કડ,** વિ૦ લાગણી વગરનુ, નિર્દય, કઠોર
**હિક્કળ,** ન૦ ઠાર, અતિશય ઠંડી, ટાઢ, શરદી
**હિક્કા,** પુ૦ અનિયમિત શ્વાસથી છાતીમા લાગતો ધક્કો ૨ અવાચી, વાધણી ૩ શળ
**હિક્કાનાદ,** પુ૦ શ્વોસોચ્છ્વાસને લીધે હૃદયમા ઉત્પન્ન થતો અવાજ તે, અવ્યક્ત ધ્વનિ ૨ રુધિરાભિસરણનો આંતરધ્વનિ તે ૩ પડઘો, પડછંદો, પ્રતિધ્વનિ
**હિચકારૂ,** વિ૦ (ફા૦)બાયર,બાયલું,નામર્દ;બીકણ
**હિજડો,** પુ૦ (ફા૦) નપુસક, વ્યંઢળ, નર ચિહ્ન–પુરુષાર્થ રહિત હોય તે, બાયલો, (હિજડાને દાઢી મુછ આવે છે, પવૈને નહિ) ૨ જનાની, ભાગુબાઈ, પોતિયા છોડુ [પુવાવુ, ઝરવુ
**હિજરાવુ,** ક્રિ૦ અ૦ મનમા બળ્યા કરવુ,દુભાવુ,
**હિજરી** વિ૦ (અા૦)મુસલમાની સવતની ઓળખ, પેગંબર સાહેબ ઈ સ ૬૬૨ મા મક્કેથી મદિને ગયા ત્યાથી ગણવા માંડેલો સવત
**હિત,** ન૦ ( સ૦ ) કલ્યાણ, શ્રેય ૨ લાભ, ફાયદો ૩ ગુણ ૪ મતલબ, સ્વાર્થ
**હિતકર,** વિ૦ હિત કરે એવુ, હિતકારક.
**હિતકર્તા,** પુ૦ હિત કરનાર, ગુણકારી.
**હિતકારક,** વિ૦ હિતકર લાભનું, ફાયદાનું
**હિતકારી** વિ૦ હિત કરે એવુ, ગુણકારી.
**હિતસ્વી,** વિ૦ હિતેચ્છુ કલ્યાણચિંતક.
**હિતાર્થ,** અ૦ હિત માટે, લાભ સારુ
**હિતુ,** વિ૦ હિત કરનાર, હિતેચ્છુ, સારૂ ઈચ્છનાર

**હિતેચ્છુ**, વિ૦ શુભેચ્છક, હિતસ્વી
**હિતૈષી**, વિ૦ હિત ઇચ્છનાર, શુભેચ્છક, સ્નેહી
**હિતોપદેશ**, પુ૦ (સ૦) સરી સલાહ, હિતની શિખામણ
**હિમ**, ન૦ (સ૦) બરફ, ઠાર, ઓસ ૨ અતિ ઠંડી તે,ઘણી ટાઢ તે ૩ સુખડ ૪ કોરા વાસણમા ખુલ્લી હવામા પલાળી રાખેલી દવાનુ પાણી ૫ સોનુ ૬ તાજુ માખણ
**હિમકર**, પુ૦(સ૦)ઠંડા કિરણવાળો ચદ્ર ૨ કપુર
**હિમજ**, સ્ત્રી૦ નાની હરડે, એ રેચક છે
**હિમજીહરડે**, સ્ત્રી૦ નાની કાચી સુકી હરડે
**હિમરુ**, ન૦ એક જાતનુ રેશમી કપડુ
**હિમાયત**, સ્ત્રી૦ સમર્થન, ઉપરાણુ, પક્ષદારી ૨ સિફારસ, વસીલો, હુક ૩ મદદ, આધાર
**હિમાયતી**,વિ૦હિમાયત કરનાર,તરફદારી લેનાર, વાદી, મદદગાર, મુરબ્બી
**હિમાયલુ**, વિ૦ હિમથી બળી ગયેલુ, ઠીગરાયેલુ, કલેવરે સોસાયેલુ, સુકલકડી [ક્ષીણ થવુ
**હિમાવુ**, ક્રિ૦અ૦ હિમથી બળવુ,ઠીગરાવુ,સોસાવુ,
**હિમાળુ**, વિ૦ હિમવાળુ ,અતિ ઠંડીવાળુ 'હિમાળુ વા વાયારે હલકી ટાઢના ' ૨. હિમાલયનુ
**હિમાંશુ**, પુ૦(સ૦)શશી, ચદ્રમા [પાણી, સત્ત્વ
**હિમ્મત**, સ્ત્રી૦ બહાદુરી, હામ, છાતી ૨ દમ,
**હિમ્મતવાન**, વિ૦ બહાદુર, છાતીચલુ, શૂર
**હિરણ્ય**, ન૦ (સ૦)સોનુ, હેમ ૨ સત્ત્વ,દૈવત
**હિરણ્યગર્ભ**, પુ૦જગદુત્પત્તિ કરનાર સુવર્ણાડમાનુ દૈવત-સત્ત્વ તે, બ્રહ્મદેવ
**હિરાકશી**, સ્ત્રી૦ આછા લીલા રગનો એક ક્ષાર
**હિરાદખ્ખણ**, ન૦ એક ઔષધી વસ્તુ
**હિરાબોળ**, પુ૦ એક જાતનો કડવો ગુદર
**હિરામલ**, ન૦ પોપટ જેવુ લીલા રગનુ એક પખી
**હિલચાલ**, સ્ત્રી૦ હાલવુ ચાલવુ તે, પ્રવૃત્તિ ૨ રીતભાત, હાલચાલ ૩ કામકાજ.
**હિલાળો**, પુ૦ ગમ્મત,મોજમઝા,ખુશાલી,ઉલ્લાસ
**હિલોળો** પુ૦ તરગનો ઉછાળો,, ઉલાળો,ઘુમરડી
**હિસવુ**, ક્રિ૦ અ૦ મલકાવુ, રીઝવુ; હરખાવુ
**હિસાબ**, પુ૦(ફ૦) ગણવુ તે, ગણના, ગણતરી. ૨ આકડા ગણવાની વિદ્યા ૩ જમા ખર્ચ,ખાતુ. ટીપ, આવકજાવકનુ લેખુ ૪ તારીજ,લેખુ ૫. માગતા લહેણાનો જોડતોડ તે ૬ જવાબદારી, જોખમ ૭ અડસટ્ટો, આશરો,અદાજ ૮ દાખલો (ગણિતનો) ૯. તુલના,સરખામણી,લેખુ ગુજાસ 'મોટાની વાતમા એનો શો હિસાબ ? ૧૦ જવાબ, ખુલાસો ૧૧ ભાવ, દર
**હિસાબી**, વિ૦ હિસાબમા પ્રવીણ ૨ ગણતરીબાજ, ગણુક ૩ અદાજ રાખીને કરનાર,કરકસરિયુ ૪ ચોકસાઇદાર ૫ મુસલમાની વર્ષ (નજુમીઓ નજુમમા આ વર્ષનો ઉપયોગ કરે છે ૩૫૪ દિ ૮ ક ૪૮ મિ નુ વર્ષ તે)
**હિસારવ-રો**, પુ૦ અવાજ, હણહણાટ,ખોખાર
**હિસ્સેદાર**, વિ૦ ભાગીદાર, પાતીદાર ૨ ગોઠિયો, સાથી, ભીરૂ
**હિસ્સો**, પુ૦ (ફા૦)ભાગ, પાતી ૨ અશ, ફાળો
**હી**, અ૦ તુચ્છકારનો-ઠઠ્ઠાળીનો અવાજ, ખીખી
**હીક**, સ્ત્રી૦ હેડકી, વાધણી ૨ રુળક, સળ ૩ તાકીદ,ઉતાવળ 'સ્ત્રીઓ લેવાની બહુ હીક કરે છે'
**હીકા**, સ્ત્રી૦ ઉપરાઉપરી હેડકીઓ આવવી તે ૨ તાણ, મરતી વખતના આચકા
**હીર**, ન૦ (આ૦) હીર, રેશમ
**હીણ-ન**, વિ૦ (આ૦)ઓછુ,કમ ૨ તુચ્છ,નજીવુ ૩ હલકુ, અધમ ૪ ખરાબ,નબળુ ૫ રહિત,વગરનું.
**હીણકમાઉ**, વિ૦ બેકાર, નિરૂદ્યમી, આળસુ
**હીણપત**, ન૦ હલકાઇ, લાછન, બટ્ટો, દોષ
**હીણભાગ્ય**, ન૦ કમનસીબી, દુર્ભાગ્યપણુ.
**હીણભાગી**, વિ૦ અક્કરમી,કમનસીબ,ભાગ્યહીન
**હીણવર**, પુ૦ કન્યાના મુકાબલામા ઉતરતો વર તે.
**હીણવરુ**, ન૦ કજોડુ ( ઉમ્મર કે ગુણમા )
**હીણવું**, ક્રિ૦ અ૦ ઉતારી પાડવુ, નિદવુ, બુરુ બોલવુ, હલકુ ગણવુ
**હીણુ**, વિ૦ નઠારુ, ખરાબ ૨ નીચુ, હલકુ, અધમ ૩ નરસુ, ભેળવાળુ
**હીનતા**,સ્ત્રી૦ અધમતા,હલકાઈ ૨ બટ્ટો, અપવાદ.
**હીનો**, પુ૦ હેનો, મેદી ૨ હિમ
**હીયા**, ન૦ એક જાતના ટોળે ટોળા ફરતાં પક્ષી,

**હીર, ન૦** રેશમ ૨ તેજ,સત્ત્વ ૩ પાણી, નૂર ૪ દૈવત, કૌવત ૫ શોભા, સ્નેહ, કાંતિ ૬ રસકસ ૭ હિમ્મત ૮ પ્રેમ

**હીરકોરી, વિ૦** રેશમી કિનારનુ વસ્ત્ર

**હીરચીર, ન૦** ઉંચી જાતના કિમતી વસ્ત્ર

**હીરનીર, ન૦** પાણી, નૂર ૨ હિમ્મત,ખબડદારી

**હીરાકણી, સ્ત્રી૦** હીરાની કરચ

**હીરાકંઠી, સ્ત્રી૦** પાસાદાર મણકાની કંઠી

**હીરાગળ, વિ૦** રેશમી

**હીરાવેન, વિ૦** ઉત્તમ, ચાલાક,હોશિયાર,ચતુર

**હીરો, પુ૦ (સ૦ હીરક)** તેજદાર ધોળો કિમતી પત્થર, મણિ, રત્ન [ઝુલવુ, કંપવુ, ધ્રૂજવુ, હાલવુ

**હીલવુ,** (હિનવુ), **ક્રિ૦ અ૦** ડોલવુ, આમતેમ

**હીલ્લા** (હિલ્લો), **પુ૦** હેલો, આંચકો, ધક્કો ૨ ધરડ, ચીલો ૩ હરકત નુકસાન

**હીસવુ, ક્રિ૦ અ૦** હિસવુ, જુઓ

**હીહી, અ૦** મજાક કે તુચ્છકારનો અવાજ [જાતે પોતે

**હું, સ૦** પહેલો પુરૂષ એક વચન બોલનાર પોતે,

**હું, અ૦** હા. હા, પ્રત્યુત્તર,હુંપણુ તેમજ ખામોશનો હુંકારો [પુરૂ કરવુ

**હુંકવુ, ક્રિ૦ અ૦** તલપી રહેવુ ટમટમવુ ૨ જલદી

**હુંકાર-રો, પુ૦** કહેનાર ઉપર લક્ષ છે એવુ સૂચક શબ્દ ૨ તાડુકો, ખોખારીને બોલવુ તે, હોકારો

**હુંછી, વિ૦** હીણપગુ, અપશુકનિયાળ ૨ નિર્ભાગી, અકરમી ૩ અશુભ ચિહ્નવાળુ [તતુ, છુછા

**હુંછુ, ન૦** મો, મોઢુ ૨ ધાસતુ ધ્રૂમતુ ૩ છેડાના

**હુંડલો, પુ૦** સુંડલો, ટોપલો [વળતર

**હુંડિયામણ, ન૦** હુંડી માટેનો વટાવ,હુંડીની લાગત,

**હુંડી, સ્ત્રી૦** દેશ પરદેશ વચ્ચે નાણાની આપ લે કરવાને ચલાવવામા આવતી સાહુકારી ચીઠી તે, એક ગામ ભરેના નાણા બીજે ગામ મળે એવો સાહુકારી કાગળ તે

**હુંડે, અ૦** એકજથે, જુમલે, ટોળે-સાથે

**હુંઢળ, સ્ત્રી૦** ઉઢળ, બાથ ૨ પહોળા બે હાથમા લેવાય એટલો જથો તે ૩ સહિયાર

**હુંથિયુ, ન૦** સુથિયુ, ઉઢરણુ [૨ આપવડાઈ

**હુંપણુ, ન૦** પોતાપણુ,અહંતા,અભિમાન,અહંકાર

**હુંપણુ, ન૦** પોતાપણુ ૨ અહંતા

**હુંપદ, ન૦** પોતાપણાનુ અભિમાન તે

**હુંપદી, વિ૦** અભિમાની, ગર્વી, અહંકારી

**હુંફ, સ્ત્રી૦** ગરમાવો ૨ મદદ, આશ્રય ટેકો, પ્રતિબળ ૩ સહાયતા, મદદ, કુમક

**હુંફાયેલુ, વિ૦** કોકરવણુ,ગરમાવાવાળુ, થોડુ ગરમ

**હુંફાવુ, ક્રિ૦ અ૦** ગરમી આવવી, ઉષ્ણતા મળવી

**હુંફાળુ, વિ૦** હુંફનાળુ ગરમ

**હુંશ, સ્ત્રી૦** હોંશ, કોડ, ઉત્સાહ ૨ ભાવના લાલસા

**હુંશળમુસળ, ન૦** હળ અને ઉખળ, ઘરગતુ કામના ઓજાર ૨ પરણતા વરને પુખતા અસાર ચલાવવાના જે સાધન દેખાડે છે તે

**હુશિયાર, વિ૦** હોશિયાર, ચાલાક, બાહોશ ૨ કુશળ, ઉસ્તાદ, ચતુર ૩ સાવધાન, ખબરદાર ૪ ઝટ સમજે એવુ

**હુશિયારી, સ્ત્રી૦** હોશિયારી,બાહોશી કાર્યકુશળતા

**હુંશી, વિ૦** ઉમંગી કોડીલુ ૨ ભમરાવાળુ

**હુશે, અ૦** સાવચેત, હોશિયારીમા

**હુકમ, પુ૦** (ફા૦) આજ્ઞા, ફરમાન ૨ શાસન, સત્તા, અધિકાર ૩ ઠરાવ, કાનુની ફેસલો ૪ ગંજીફામા સહત્ત્વનુ પાનુ

**હુકમનામુ, ન૦** જાહેર કરેલો નિર્ણય, કાયદેસરનુ ફરમાન, ચુકાદો, ફેસલો [કિર્દી ૩ હાકમી

**હુકુમત, સ્ત્રી૦** હકુમત, અમલ ૨ વહીવટ, કાર

**હુક્કો, પુ૦ (અ૦)** તમાકુ પીવાનો નેહ ચલમ વાળુ યંત્ર [૨ તકરાર

**હુજત, સ્ત્રી૦ (અ૦)** હઠ, મમત, આગ્રહ, જીદ

**હુજતખોર-તી, વિ૦** મમતી, આગ્રહી,જીદ્દી ૨ તકરારી, વાધાખોર [૨ ધમકાવવુ, દબડાવવુ.

**હુડતાવવુ, ક્રિ૦ સ૦** તુચ્છકારવુ,તરછોડી નાખવુ

**હુડદો, પુ૦** મશ્કરી મજાક, ટોળ

**હુડો, પુ૦** જંગલી પોપટ, હિયા

**હુત, વિ૦(સ૦)** હોમેલુ, બલિ આપેલુ.

**હુતદ્રવ્ય, ન૦ (સ૦)** હોમવાની વસ્તુ તે, બલિ.

**હુતાશ-શન, પુ૦ (સ૦)** અગ્નિ, દેવતા, વસ્તેવ.

**હુતાશની, સ્ત્રી૦** હોળી,હોલિકા [ચતુરાઈ, પેચ

**હુનર-ન્નર, પુ૦ (ફા૦)** કારીગરી, કિસબ,કળા ૨

**હુનરી,** વિ૦ કિસબી, કારીગર, ચતુર, કરામતી,
**હુનાળુ,** વિ૦ ઉનાળાનુ, ગીષ્મ ઋતુનુ [કિઆબાજ
**હુનાળો,** પુ૦ ઉનાળો, ગીષ્મ, ગરમીની મોસમ
**હુનું,** વિ૦ ઉનુ, ગરમ, તાતુ, ફઝાય એવુ, તપેલુ
**હુપકો** પુ૦ ઉબકો, ઉલટીનો ઉછાળો, ઉલક
**હુબેહુબ** વિ૦ (આ૦ હુબિહુ) જેવુ તે તેવુજ, આબેહુબ, સદૃશ [આક્રમણ
**હુમલો** પુ૦ હલ્લો, છાપો ધસારો, ચઢાઇ, સ્વારી,
**હુમાયુ,** ન૦ (ફા૦) એક જાતનુ પખી એમ કહેવાય છે કે, તેને એક પગ, એક પાખ અને એક બાજુએ આકડો હોય છે નરને માદા એ આકડા ભેરવીનેજ સાથે ઉડે છે, અને જેની ઉપર એમની છાયા પડે તે રાજા થાય છે એ પોતાની ઇચ્છાએ બળી જાય છે ને સ્વાતી નક્ષત્રમા ફરી સજીવન થાય છે [માન-મર્તબો
**હુરમત,** સ્ત્રી૦ સાખ, પ્રતિષ્ઠા ૨ આબરૂ, ઇજત,
**હુરિયો,** પુ૦ ફજેતો, ભવાડો. ૨ મજાક ઉડાવવી તે, હીહી કરી કાઢવુ. [અક્ષોભ ઉત્પાત, ઉલ્કાપાત
**હુલકુ,** ન૦ લોકમા ઓચિતો ગભરાટ ફેલાવો તે,
**હુલડ-લ્લડ,** ન૦ તોફાન, બખેડો, બડ, બળવો ૨ સુલેહનો ભગ, ફિતુરી ગડબડાટ, દગો [દ્રોહી
**હુલડખોર,** વિ૦ બડખોર, તોફાની, રાજ-સ્વામી
**હુલડાઇ,** સ્ત્રી૦ હુલડી વર્તન તે બડખોરપણુ
**હુલડી,** વિ૦ હુલડખોર, તોફાની
**હુલરાવવુ,** ક્રિ૦ સ૦ બાળકને ઉછાળીને રમાડવુ, ખીલવવુ, ઉશ્કેરવુ [રત જવી
**હુલવું,** ક્રિ૦ અ૦ ખલાસ થઈ જવુ, બધ પડવુ,
**હુલામણુ,** ન૦ લાડ દેખાડો આનદનુ ઉભરણુ, ઝુલણુ. ૨ સ્નેહ ને ઉમળકાનુ લડામણુ તે
**હુલાવુ,** ક્રિ૦ અ૦ પુરુ થઇ જવુ, બધ પડવુ, પતી રહેવુ ૨ ક્રિ૦ સ૦ લડાવવુ ૩ સમજાવવુ
**હુલાસ,** પુ૦ ઉલ્લાસ, ઉમગ, ઉત્સાહ [૨ સૌદર્ય
**હુસન,** ન૦ (આ૦ હુસ્ન) ચહેરો, કાન્તિ, સૂરત
**હુસહુસ,** અ૦ ઝટપટ જ્યા ત્યા, ત્વરાથી, જેમ તેમ; ધાઈમા [૨ વાદરો, મર્કટ ૩ વાનરનુ બોલવુ તે
**હૂક,** પુ૦ (અં૦) આંકડો, છેડેથી વાળેલો ખીલો
**હૂકાહૂક,** સ્ત્રી૦ સામસામે મોટેથી હોકારા કરવા તે જોસભરી તકરાર ૨ વાદરાની હુરકાહુરકી.
**હૂરી,** સ્ત્રી૦ પરી, અપ્સરા
**હૂડ,** અ૦ છટ, હડ, તિરસ્કારી ઉદ્ગાર
**હૂણ,** પુ૦ હિમાલયની પેલીપારના અસલી જંગલી
**હૂપ,** અ૦ વાનરનુ બોલવુ તે [રહેવાસીઓ.
**હૃત,** વિ૦ (સ૦) હરાયેલું, છીનવી લીધેલું
**હૃદય,** ન૦ (સ૦) હયુ, કાળજુ, અંતઃકરણ ૨. છાતી, વૃક્ષ ૩ ફેફસા ૪ મન, અંદરના વિચાર, પેટ હૃદય પીગળવુ=દયા આવવી
**હૃદયભેદક,** વિ૦ કાળજુ ભેદે-વીંધે એવુ
**હૃદયવેધક,** વિ૦ કાળજુ વિંધી નાખે એવુ, કારી
**હૃદયશલ્ય,** વિ૦ કઠણ હૈયાનુ, નિર્દય ૨ હૈયાફુટ.
**હૃદયગમ,** વિ૦ આહ્લાદક, મજેનુ
**હૃષીકેશ,** પુ૦ (સ૦) વિષ્ણુ
**હૃષ્ટ** વિ૦(સ૦)ખુશ, પ્રસન્ન [માતેલુ તાજુ જાડુ
**હૃષ્ટપુષ્ટ,** વિ૦ (સ૦) આનદે ખીલેલુ, શરીરે
**હે,** અ૦ અરે, અહો, આશુ, એવો વિસ્મયતાદર્શક ઉદ્ગાર [તગીમા હોવુ.
**હેકવુ,** ક્રિ૦ અ૦ ઝલવુ, હિચકા ખાવા. ૨
**હેકાર,** પુ૦ હુપદ, અહકાર, અહભાવ
**હેકારી,** વિ૦ અહકારી, અભિમાની, ગર્વિષ્ઠ
**હેડવુ,** ક્રિ૦ અ૦ ચાલવુ, જવુ, ગતિ કરવી.
**હેશી,** વિ૦ આઠ વાર દસની સખ્યા તે, ૮૦.
**હે,** અ૦ (સ૦) સબોધક ઉદ્ગાર ઓ, અરે, અયિ
**હે,** સ્ત્રી૦ પ્રપૂર્ણતા, જેવારો ૨ હિમ્મત, ધીરજ.
**હેજ,** ન૦ હેત, ઉમળકો. ૨ ભેજ, ભિનાશ, લુગ્ગો.
**હેઠ,** અ૦ નીચે તળે હેઠે
**હેઠલાણ,** ન૦ હેઠેનો ભાગ તે, ભોયતળિયુ
**હેઠળ,** વિ૦ નીચે, ૨. ઉતરતુ, કમ
**હેઠાણુ,** વિ૦ નીચલુ, તળેનુ ૨ ઉતરતુ, હલકુ નીચુ 'જુઠુ બોલી હેઠાણુ પાડે છે' [૩ નમવુ.
**હેઠું,** વિ૦ નીચુ, હેઠળ ૨ ઓછુ ઉતરતુ-હલકુ.
**હેઠે,** અ૦ નીચે, તળે ૨ ઉતરતુ, નરસ. હેઠે બેસવુ-હારી થાકીને શાત પડવુ. ૨ તળિયે જામવું.
**હેડ,** સ્ત્રી૦ (સ૦ હડિ) જે કોરેલા મોટા ભારે લાકડામા ગુનેગારનો પગ ઘલાવી રાખવામા આવે છે તે. ૨ ડેરો ૩. ઢાઢ, ટોળુ (બળદનું)

હેડકી, સ્ત્રી૦ ભારે શ્વાસના ડચકા તે ૨ વાઘણી
હેડબા, સ્ત્રી૦ (સ૦) એ નામની એક રાક્ષસણી ૨ ઉંચી ને જબરી સ્ત્રી, ખેળો
હેડિયો, પુ૦ હેડ-ઢાડમાનો વાછરડો, ધોલ્લો ૨ ઢોર વેચનારો [સમોવડ
હેડી, સ્ત્રી૦ ઢોરોનો ડાફલો ૨ બરોબરીનુ,
હેડો, પુ૦ આમગો, અનુરક્તતા, આસક્તિ ૨ પ્યાર, વળગણ ૩ હળીજવુ તે
હેણુ, સ્ત્રી૦ તળાઈ, બિછાનુ, ગાદલુ
હેત, ન૦ સ્નેહ, માયા પ્રીતિ ૨ ચાહના
હેતકનુ, ન૦ ભરેલુ ગાડુ ગાલી (કાઠિ૦)
હેતપ્રીત, સ્ત્રી૦ વહાન, માયા ૨ અનુરાગ ૩ કૃપા, મહેરબાની
હેતસ્વી, વિ૦ હિતસ્વી, શુભેચ્છક ૨ માયાળુ
હેતાળ, વિ૦ હેતવાળુ, માયાળુ
હેતુ, પુ૦ (સ૦) ઉદ્દેશ, આશય, મતલબ સબબ, અર્થ ૨ કારણ, નિમિત્ત ૩ હિતસ્વી, શુભેચ્છક
હેતુક, વિ૦ હેતવાળુ, કારણયુક્ત
હેતેસરી, વિ૦ વહાલેસરી, પ્રીતિપાત્ર, શુભેચ્છક
હેત્વાભાસ, પુ૦(સ૦) મિથ્યાજ્ઞાન, ખોટો હેતુનો ભાસ તે, ભ્રાંતિ, ભ્રમ
હેદળ, ન૦ ઘોડેસ્વાર લશ્કર તે, હયદળ [૨ બીક
હેબક, સ્ત્રી૦(અ૦હયબત) ધાસકો, ફાળ, ધ્રાસ્તી
હેમ, ન૦ (સ૦) સોનુ ૨ નાગકેસર ૩ બરફ
હેમક, વિ૦ (અ૦ કહમક) બેવકુફ, મૂર્ખ, અણુસમજુ ૨ બીકણુ, હિચકારુ, ડરકુ
હેમકાર, પુ૦ (સ૦) સોની
હેમક્ષેમ(ખેમ), વિ૦ખુશખુશાલ ૨ સહીસલામત
હેમગિરિ, પુ૦ (સ૦) સોનાનો પર્વત મેરુ
હેમજ, સ્ત્રી૦ હિમજ, નાની સુખી હરડે
હેમંત, સ્ત્રી૦ (સ૦) શિયાળાના પહેલા બે મહિનાની મોસમ-ઋતુ
હેય, વિ૦ (સ૦) તજવાજોગ, ત્યાજ્ય
હેર, પુ૦ બાતમીદાર, જાસુસ, ચાર [જોનાર
હેરક, પુ૦ જાસુસ, ચાર ૨ નિહાળી-ધારીધારીને
હેરણ, સ્ત્રી૦ ઍરણ, લુહાર, સોની જેની પર ઘડે છે તે
હેરણાં, ન૦ હેરિયા, છુપુ પણ ધારીને જોવું તે, નિરીક્ષણ કરવુ તે.
હેરફેર, પુ૦ફેરફાર, અદલોબદલો ૨ ફરક, ભિન્નતા,
હેરમ્બ, પુ૦ (સં૦) ગણપતિ, ગજાનન [તફાવત.
હેરવુ, ક્રિ૦ સ૦ ધારીધારીને છુપી રીતે જોવુ, તપાસ કર્યા કરવી, નિહાળીને જોવુ, પુઠ જોવી, ખોત ણા કાઢવા, છિદ્ર તપાસવા
હેરાન, વિ૦ (આ૦) વ્યાકુળ, દુઃખી, વ્યગ્ર, પીડિત, અસ્વસ્થ ૨ કાયર, મુશ્કેલીઓ વગેરેથી ખીદીખીદી થઈ ગયેલુ
હેરાનગતિ, સ્ત્રી૦ વિપત્તિ, પીડા ૨ નુકસાન
હેરાવવુ, ક્રિ૦ સ૦ છુપી નજર રખાવવી ૨ ઓળવાવવુ, ચોરાવવુ ૩ પ્યારથી જોવરાવવુ
હેરિયુ, ન૦ હેરિયા, છાનુમાનુ જોવુ તે ૨ ઝોકુ, ડોલું ૩ ફુદડીએ ફરવુ તે
હેરૂ, ન૦ ઍરૂ, નાનો સાપ ૨ છુપી નજરે જોવુ તે, નજર નાખવી તે ૩ ભેદુ, ચાર
હેરો, પુ૦ જાસુસ, ભેદુ ચાર ૨ ડેરો
હેરોફેરો, પુ૦ ફેરો આટો, જવુ આવવુ તે
હેલ, સ્ત્રી૦ એક ગાડાનો બોજો તે, ભાર ૨ બેડું 'આજ સવારે એકલી માથે હેલ ઉપાડી' બ્રહ્મા૦ ૩. ઘાસ-લાકડાનો ભોર ૪ મજુરી, વૈતરુ, ઉંચકામણી
હેલકરી, પુ૦ મજુર, વૈતરો, ભારવાહ.
હેલના, સ્ત્રી (સ૦)તિરસ્કાર, તરછોડ, અવગણના
હેલપટો, પુ૦ નકામો ફેરો, આટો. ૨ મજુરી, વેઠ મહેનત
હેલવુ, ક્રિ૦ અ૦ હળીજવુ ૨ ઝોલાખાવા
હેલા, સ્ત્રી૦ (સ૦) ચેષ્ટા, ચાળા વિલાસ
હેલામા, અ૦સપાટામા, સહેજવારમા, જોતજોતામાં
હેલાલિ, ન૦ (આ૦) મુસલમાની ૩૫૪ દિવસનુ
હેલિ, પુ૦(સ૦)સૂર્ય, રવિ, આદિત્ય [વર્ષ હિસાબી
હેલી, સ્ત્રી૦ ચાલુ વૃષ્ટિ થવી તે, સતત વરસાદ પડયા કરવો તે ૨ સખી, સાહેલી ૩ ગીતની એક દેશી ૪ બગલ ૫ સેલી, રાખ, ભસ્મ (મડદાની) ૬ ક્ષણ પળ
હેલો, પુ૦ અફાળ, હડસેલો આચકો ૨ પુર;

તરંગ, છોળ. ૩ નુકસાન, ખોટ ૪ ઝપાટો, સપાટો
**હેલ્લો,** પુ૦ હેલો, આચકો. ૨ હીલ્લો
**હેવ,** પુ૦ ટેવ, મહાવરો, અભ્યાસ. ૨ પરિચય
**હેવાતન,** ન૦ સૌભાગ્ય, એવાતણ [સહવાસ
**હેવાન,** ન૦ (આ૦) પશુ, ઢોર, જનાવર ૨ વિ૦ અણસમજુ, કમઅક્કલ [પણું, નાદાનિયત
**હેવાનિયત,** સ્ત્રી૦ પશુપણું, પાશવ ૨ અણસમજુ-
**હેવાલ,** પુ૦ (ફા૦) હકીકત, વૃત્તાંત ૨ વર્ણન, બયાન, આખ્યાન. ૩ હાલત, અવસ્થા, હાલ
**હેષારવ,** પુ૦ ઘોડાનો અવાજ, હણહણાટ, ખોખાર
**હેળ,** સ્ત્રી૦ ટેવ, આદત, મહાવરો, કરવટુ
**હેળવવું,** ક્રિ૦ સ૦ પ્રેમભાવ કરાવવો, પરિચય –સહવાસ કરાવવો ૨ ટેવ પાડવી, કેળવવું, પાળવું
**હૈડિયો,** પુ૦ ગળામાંનો શિંગડા જેવો અવયવ, ગળાની ઘાટી
**હૈડું,** ન૦ છાતી, મન, અંતઃકરણ ૨ યાદદાસ્ત.
**હૈણિયો, (હૈણો)** સ્ત્રી૦ આકાશમાં છ તારાઓનું ઝુમખું દેખાય છે તે, મૃગશીર્ષ
**હૈયાચોળો,** પુ૦ મનમાં ચિંતાની ગડભાગ થવી તે, ઠરાવ પર ન અવાય એવી ફિકર, દુઃખથી છાતી ચોળવી તે
**હૈયાટવું,** ક્રિ૦ અ૦ નાહિંમત–નાસીપાસ થવું
**હૈયાત,** વિ૦ (ફા૦) જીવત, જીવતું, હયાત
**હૈયાતી,** સ્ત્રી૦ હયાતી, અસ્તિત્વ
**હૈયાતોડ,** વિ૦ સખત મહેનતનું, ભારે, છાતીના બંધ તૂટી જાય એવું સખત, જબ્બર
**હૈયાફાટ,** વિ૦ હૈયું–છાતી ફાટી જાય એવું, હૃદય વિદારી નાખે એવું
**હૈયાકુટું,** વિ૦ મૂઢ, અબુધ, બેવકુફ, દિવાનું
**હૈયારખી,** સ્ત્રી૦ છાતી જેટલો ઉંચો કઠેડો–ભિંત તે
**હૈયાસુનું,** વિ૦ ભુલકણું, બેફામ, મૂઢ, હૈયાકુટું
**હૈયું,** ન૦ હૃદય, મન, અંતઃકરણ ૨ છાતી, દિલ, ૩. કાળજું ૪ સ્મરણશક્તિ, યાદદાસ્ત ૫ હિમ્મત ધીરજ **હૈયાનો હાર**=અતિ પ્રિયજન, વલ્લભ
**હોંસ,** સ્ત્રી૦ હોશ, ઉમંગ, ઉલટ, કોડ; ઉત્સાહ ઓરિયો. [ધમાલ, ધાંધલ, તકરાર
**હોંસાતુસી,** સ્ત્રી૦ સ્પર્ધા, હરિફાઇ, સરસાઇ ૨.
**હોસિયાર,** વિ૦ હોશિયાર
**હોંસીલું,** વિ૦ ઉમંગી, ઉત્સાહી, કોડીલું
**હો,** અ૦ વારૂ, ઠીક, સારૂં ૨ બસ, થયું ૩ જરૂર, નક્કી, ખાતરી–સંમતિઆપવી તે ૪ વદાયગીરી આપતા કરાતો ઉદ્‌ગાર ૫ અરે, ઓ
**હોઇયા,** અ૦ ઓડકારનો ઉદ્‌ગાર, તૃપ્તિનો ઉદ્‌ગાર **હોઇયા કરવું**=હજમ કરીજવું, પચાવી પડવું [દેવો, બીક બતાવવી
**હોકાટવું,** ક્રિ૦ અ૦ હોકારો કરીને વારવું, ઠપકો
**હોકાયંત્ર,** પુ૦ વહાણનું દિશા સૂચક યંત્ર
**હોકાર,** પુ૦ ઘોઘાટ, ગડબડ ૨ તોબાનો પોકાર, ભયનો બુમાટો [સમતિ, અનુજ્ઞાત.
**હોકારો,** પુ૦ મોટો પોકાર, બુમબરાડ, ત્રાડ ૨
**હોકીરો,** પુ૦ બુમાટો, બરાડ, ત્રાડ
**હોકો,** પુ૦ હુક્કો, તમાકુ પીવાનું એક યંત્ર.
**હોજ,** પુ૦ (અ૦ હૈવજ) પાણીનો કુંડ-મોટી ટાંકી, ટાંકલી
**હોજટ,** સ્ત્રી૦ ઓઝટ અડફટ, થપ્પડ ૨ ભૂતાદિકની છાયા, વળગણ ઝપટ ૩ જમીનદાર અને ખેડુત વચ્ચેનો વાર્ષિક હિસાબ
**હોજરી,** સ્ત્રી૦ ઉદર, પેટ, જઠર [જમવું
**હોજરૂં** ન૦ પેટ, ઉદર **હોજરૂં ભરવું**=ખાવું,
**હોઠ,** પુ૦ (સં૦ ઓષ્ઠ) ઓઠ, **હોઠ હલાવવા**=બોલવું **હોઠે આવી રહેવું**=બોલાય એટલીજ વાર
**હોડ,** સ્ત્રી૦ સરત, પણ, હડપ વચન. ૨ સરસાઇ **હોડ બકવી**=સરત કરવી ૩ હારજીતનો કબાલો–કરાર [ધાટનું કાચલું
**હોડકું,** ન૦ નાની હોડી, પનાઈ ૨ હોડકાના
**હોડવું,** ક્રિ૦ અ૦ સોડવું, ફેરવું, વામ મારવી
**હોડી,** સ્ત્રી૦ મછવો, પનાઇ [૨ ઓઢવું, ઢાકવું
**હોડો,** પુ૦ ઓઢો, ઢાકણું ૨ મોજો, તરંગ, લોઢ
**હોણ,** અ૦ આ સાલ, ચાલુ વર્ષ
**હોતા,** પુ૦ (સં૦) યજ્ઞમાં મંત્ર ભણી હોમાવનાર મુખ્ય માણસ, હોમ કરનાર
**હોત્ર,** પુ૦ હવનનો કુંડ, વેદી.
**હોત્રી,** વિ૦ હોમ-હવન કરનાર, બલિઆપનાર તે
**હોદ્દેદાર,** વિ૦ અધિકારી, અમલદાર, કામદાર

હોદ્દો, પુ૦ પદવી, દરજ્જો માન મર્તબો ૨ અધિકાર, સત્તા ૩ ઘોડ નો સાજ ૪ અબાડી
હોન, પુ૦ એક જાતનો અસલી સોનાનો સિક્કો
હોનાર, વિ૦ થનાર, બનનાર, ભાવી
હોનારત, સ્ત્રી૦ અકસ્માત, અણધાર્યો બનાવ ૨. ભવિષ્ય, ભવિતવ્ય
હોફ, સ્ત્રી૦ સોક, બીક, ભય, ધાસ્તી
હોબાળો, પુ૦ હોહા, મોટી બુમબરાડ ૨ ભવાડો, ફજેતો ૩ ઉધિયા પર મૂકેલુ તાપવુ ભડકુ
હોમ, પુ૦ (સ૦) હોમવાનુ કર્મ અને તેને લગતો વિધિ તે, યજ્ઞ, હવન ૨ આહૂતિ
હોમવુ, ક્રિ૦ સ૦ આહુતિ આપવી, અગ્નિ ને અર્પણ કરવુ ૨ ચઢાવવુ, વધેરવુ, બલિ તરીકે આપવુ ૩ ઝઘડામા નાખવુ, મોટા અઘરા કામમા ઝપલાવવુ
હોમાવુ, ક્રિ૦ અ૦ ઝપલાવુ,ઝઘડામા પડવુ
હોય, અ૦ હશે, ખેર, ચાલ્યુ જાય છે એ અર્થમા વપરાય છે ૨ સમતિ અર્થે, ભલે એમ
હોયહોય, અ૦ હાયહાય [ સૅાકયનુ
હોરમાન, વિ૦ અપર, અવર, બીજુ, ઓરમાન,
હોરવવુ, ક્રિ૦ ગમવુ, ચેન પડવુ ૨ છોલવુ
હોરવુ, ક્રિ૦ સ૦ વેચાતુ લેવુ, ખરીદવુ ૨ માગી લઇ આવવુ, ભિક્ષાન્ન ભેગુ કરવુ ૩ સોગવુ,છોલવુ ૪ મુઝાવુ, દુમાવુ
હોરા, સ્ત્રી૦ (આ૦) અઢી ઘડી જેટલો વખત તે, ૨ ભવિષ્ય. ૩. રેખા, ચિહ્ન ૪. લગ્ન,મધિકાળ
હોરામણુ, ન૦ મુઝામણુ ૨ છોલામણુ
હોરી, સ્ત્રી૦ એક ફાગુ રાગ લાગણીના ઢમે ગવાની એક રાગિણી ૨ વહોરી
હોરો, પુ૦વહોરો [ચૂલ ૨ ભય બીક ધાસ્તી
હોલ, સ્ત્રી૦ તમણુ, ચ્યારી, જમીન ખોદીને કરેલી
હોલવણુ, ન૦ હોલાણુ હોલાઇ જવુ તે
હોલવવુ, ક્રિ૦ સ૦ બુઝવુ, શાત પાડવુ ટાઢુ કરવુ ૨ સમજાવવુ, પતાવવુ, શમાવવુ
હોલાણુ, ન૦ હોલવણુ ૨ કુવાને લગતો ઢળતો ખાડો
હોલિકા, સ્ત્રી૦(સ૦) ફાગણ સુદ પુનમને દિવસે પડતો એક તહેવાર, હોળી, હુતાશણી
હોલેદિલ, વિ૦ અસ્થિર મનનુ, ઉડેલ, ઘેલછા-વાળુ, કકેલુ ૨ ભોળુ
હોલો, પુ૦ કબુતરથી સહેજ નાનુ એક પખી, કપોત ૨ ઓલો, ચુલ્લાની ઝાળ ને તાપ જાય એવી જોડે કરેલી બખોલ તે
હોવા, પુ૦ હોહા, ધોધાટ, ગડબડ
હોવાવુ, ક્રિ૦ અ૦ ગભરાટમા આમ તેમ અથડાવુ, મુઝાવુ, ગુચવાવુ ૨ અકળાવુ,ગભરાવુ ૩ ગમવુ ચેન પડવુ
હોવુ, ક્રિ૦ અ૦ થવુ, બનવુ, હયાતીમા આવવુ
હોવે, અ૦ હા, અલબત ૨ અવશ્ય, જરૂર.
હોશ, સ્ત્રી૦ ભાન, શુદ્ધિ,ચેતના ૨. શક્તિ,રામ ૩ હોશિયારી
હોશિયાર, વિ૦ (ફા૦) કુશળ,નિપુણ ૨ જાગેલ, ચતુર ચાલાક ૩ કારીગર, આવડતવાળુ ૪ સાવધ સાવચેત [ચાલાકી ૨ ખબરદારી.
હોશિયારી, સ્ત્રી૦ નિપુણતા, કાબેલિયત,ચતુરાઇ,
હોશે, અ૦ હશે ૨ હોસે, ઉલટે
હોસાન, ન૦ ઉપકાર, પાડ ૨ કૃપા, મહેરબાની ૩ ચહેરાની ભભક, કાન્તિ
હોહળાઇ,સ્ત્રી૦ સોસળાઇ,બેદરકારી ૨ આળસાઇ
હોહળુ, વિ૦ બેદરકાર,આળસુ ૨ ભુલકણુ,ભોળુ
હોહા, સ્ત્રી૦ ધોધાટ, ગડબડ,ધમાલ ૨ જાહેરાત
હોળ, ન૦ હળ, સાતી [કેશ સમારવા
હોળવુ, ક્રિ૦ સ૦ કાસકીથી વાળ સાફ કરવુ,
હોળાકચો,પુ૦ ઓળાઓ, પૂર્ણતા દેખાડનાર અર્ધ-ચદ્રાકાર ચિહ્ન
હોળાયા, ન૦ હોળીમા નાખવાના નાના છાણા
હોળિયા ન૦ હોળાયા
હોળિયો, પુ૦ ઘેરૈયો, ફાગ ગાનારો
હોળી, સ્ત્રી૦ (સ૦ હોલિકા) ફાગણ સુદિ પુનમે આવતો એક તહેવાર,વસતપલ્લવ ને રબિ મ જરી હોમવાનો દિવસ ૨ ભારે ચિતા,મોટો ઉતાપો હોળીનું નાળિયેર=ઉદ્ધત આગેવાન,એકદમ વગર વિચારે કુદી પડનાર હોળી વાળવી=નુકસાન કરવુ, ખરાબી કરવી

**હોળૈયો,** પુ૦ હોળાઇઓ ર ઘેરૈયો, ફાગ ગાનારો –ભોડરો

**હોમ્ય,** વિ૦ (સ૦) હોમવાને યોગ્ય દ્રવ્ય તે, [ધૃત, ઘી, તૂપ

**હ્રદ,** પુ૦ (સ૦) પાણીનો ઉડો ખાડો, ધરો, ડોહ, ખાડો, ખોખ, ગર્ત 'શોભે કોટતણા કાકરા, પરિખાના હ્રદ પાણી ભર્યા –અધ્ય

**હ્રાસ,** પુ૦ (સં૦) ઘગડો, ક્ષય નાશ,લય,ધીરે ધીરે ઓછુ થવુ તે [આાજનુ

**હ્રસ્વ,** વિ૦ (સ૦) લઘુ, ઢુકુ, નાનુ,અલ્પ,ટુકા

**હ્રી,** સ્ત્રી૦ (સ૦) લાજ, શરમ. ર મર્યાદા

**હ્રીમ,** (સ૦) લક્ષ્મીનો બીજમત્ર

**હ્લાદ,** પુ૦ (સં૦) આનદ, હર્ષ, ઉમગ ર સુખચેન, મોજમઝા

---

## ળ.

ળ પુ૦ છેલ્લો મૂળાક્ષર એનાથી શરૂ થતો એક શબ્દ નથી લ ને બદલે ળ વપરાયો છે

---

" જેવો આ ગુજરાત દેશ સહુમા, શ્રેષ્ઠત્વ પામી રહ્યો,
તે મધ્યે અતિ શ્રેષ્ઠ ચારૂતર છે, બ્રહ્મે ન જાન કહ્યો,
એવા દેશની જે ગિરા ગુણવતી, નામે મહા ગુર્જરી,
વાંચો તે સુરસે કસે ગુણ ગણે, જો પ્રિય વાચ્છો હરિ "

# ગુજરાતી શબ્દકોષ માટે મળેલા અભિપ્રાયો—

**ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની ઑફીસ,**

**અમદાવાદ** તા ૭-૪-૨૪

ભાષાના અભ્યાસ માટે કોષ અને વ્યાકરણ એ તદ્દન આવશ્યક અંગો છે અને તેજ કારણથી ઈંગ્રેજી અમલની શરૂઆતમા પાદરી ભાઈઓએ બાયબલના પ્રચાર અર્થે જે તે દેશી ભાષાના કોષ અને વ્યાકરણ સૌ પ્રથમ તૈયાર કર્યા હતા એ જાણીતી વાત છે આપણે અહિં ડો ટેલરનુ વ્યાકરણ જાણીતુ છે કોષ માટે ગુ વ સોસાઇટીની સ્થાપના થઇ ત્યારથી તેના સ્થાપક સ્વ એલેક્ઝાંડર કિન્લોક ફોર્બસ સાહેબે તજવીજ કરવા માંડેલી અને તે અર્થે જુના હસ્તલિખિત પુસ્તકોની નકલો કરાવવાનુ અને શબ્દ સંગ્રહ કરવાનુ કાર્ય આરંભેલુ પણ ગુજરાતી કોષ પ્રજા સમક્ષ પ્રથમ ધરવાનુ માન કવિ **નર્મદને** જ છે તે પછી લાંબે ગાળે એક સારો અને બને તેટલો સંપૂર્ણ કોષ તૈયાર કરવાનુ ભગીરથ કાર્ય રા **લલ્લુભાઇ ગોકળદાસ પટેલે** હાથ ધરેલુ જાણવામા છે, અને ખુશી થવા જેવુ એ છે કે એ ભગીરથ કાર્ય એમણે એકલે હાથે અને તે વળી બહુ સારી રીતે પાર પાડ્યુ છે શાસ્ત્રીય અને ઐતિહાસિક પદ્ધતિએ ગુજરાતી ભાષાના કોષ રચવાને હજુ બહુ સમય લાગશે દરમ્યાન પ્રજાની માગણીને પહોંચી વળવાને જે એક સારા ગુજરાતી કોષની જરૂર હતી તે મારા સમજ્યા પ્રમાણે રા **લલ્લુભાઇનો** કોષ બહુજ સારી રીતે પુરી પાડે છે અને ગુજરાતી પ્રજાની તેમની આ સેવા બદલ આપણે સૌએ તેમનો ઉચિત અંતઃકરણ પૂર્વક આભાર માનવો જોઇએ

**હીરાલાલ ત્રિભોવનદાસ પારેખ**

આ સેક્રેટરી ગુ વ સોસાઈટી

---

## રા બ રમણભાઈ મહિપતરામ નિલકંઠ બી એ એલ એલ બી

રા રા **લલ્લુભાઇ ગોકળદાસ પટેલે** રચેલો **ગુજરાતી શબ્દકોષ** સને ૧૯૦૯ મા પ્રસિદ્ધ થયો ત્યારથી હુ તેનો ઉપયોગ કરૂ છુ અને તે મને ઘણો મૂલ્યવાન માલમ પડયો છે એ કોષમાની શબ્દસંખ્યા વિશાળ છે, અને તેમા આપેલા અર્થ તથા સમજુતી કિમતી અને વિસ્તારી છે રા રા **લલ્લુભાઇનો** આ પ્રયાસ ઘણો સ્તુત્ય છે અને આ કોષ પ્રસિદ્ધ કરી તેમણે ગુજરાતી ભાષાની મ્હોટી સેવા બજાવી છે હુ આશા રાખુ છુ કે તેમણે પ્રસિદ્ધ કરવા ધારેલી બીજી આવૃત્તિ વિશેષ સેવા બજાવશે અને ગુજરાતી પ્રજા તેમની યોગ્ય કદર કરશે

**અમદાવાદ** તા ૨૯ અપ્રિલ ૧૯૨૪ **રમણભાઈ મહીપતરામ નીલકંઠ**

---

પ્રિય ભાઈશ્રી—

લખવાન આનંદ પ્રાપ્ત થાય છે કે આપે આ કોષ તૈયાર કરી ગુર્જરી વાણિમા અલંકારમા તિલક રૂપ જે મણિ ખામી હતી તે પુરી પાડી છે પૂર્વ રચાયલા આવાજ કોષમા જે સાહિત્ય નહોતુ તે આપ આ કોષમા ઉમેરી પૂર્ણ કર્યુ છે હુ નથી ધારતો કે હવે પછીનો કોઈ ભાષાશાસ્ત્રી આ કોષથી વિશેષ કાંઈ કરી શકે + + +

**દાણાપીઠ નવોવાસ-અમદાવાદ**

તા ૨૮-૭-૨૪

શી સ્નેહાંકિત,

**છગનલાલ મનસુખરામ ઝવાડી**

'ચંદ્રોક્તિ 'ના કર્તા.

**રા બ રણછોડભાઇ ઉદયરામ તરફથી—**

રા લલ્લુભાઈ .. ..**નડીઆદ** **મહુધા** તા ૨૦-૦-૧૯૧૦

તમારો શબ્દકોષ તથા કાગળ મળ્યા શબ્દકોષ જોઇ મને વણોજ આનંદ થયો ગુજરાતી પ્રજા ઉપર તમે એક પ્રકારનો ઉપકાર કરી સાહિત્યમા વધારો કર્યો છે મે મારા મિત્રો, સબંધીઓ અને સાહિત્યકારોને કોષ માટે વણી વખત સૂચના કરી હતી પુષ્કળ શબ્દો અને અર્થવાળો આ કોષ ખરેખર ઉત્તેજનને પાત્ર છે અવતરણ મૂક્યા છે તે વધુ સારૂ કર્યુ છે હજુ વણા અવતરણોની જરૂર છે જોડણી માટે હજુ ગુજરાતી ભાષામા એક નિશ્ચય થયો નથી છતા તે માટે બીજી આવૃત્તિ વખતે જરૂર ધ્યાન આપશો

**રણછોડભાઇ ઉદયરામની આશિષ**

---

**લીંબડી** તા ૨૮-૩-૧૯૧૨

ગ ન લલ્લુભાઈ,

તમારો શબ્દકોષ મે જોયો-તપાસ્યો, ખરેખર ઉમદા અને પ્રેમ સાપાત્ર આ એકજ કોષ આપણી ગુજરાતી ભાષામા થયો છે મ૦ કવિ નર્મદાશંકરભાઇના વાપરેલા ચીનો તમે ઉપયોગ કરી સારૂ ફળ લાવી શક્યા છો હવે જે કોષ થશે તે તમારી જ મહેનતના ફળને ચાખશે એ નિર્વિવાદ છે પ્રજા અને સરકાર ઉભય તરફથી મદદ મળો બીજી આવૃત્તિ સુધારા વધારા સાથે જોવા ઇચ્છુ છુ પ્રભુ તમને મદદ કરો

**વલ્લભદાસ પોપટલાલ શેઠ**

(બેરીસ્ટર) ડેપ્યુટી વહિવટદાર-ભાવનગર સ્ટેટ

---

( '**ભારતજીવન**-સને ૧૯૧૦ મુબઈ )

તમારો રચેલો '**ગુજરાતી** શબ્દ કોષ' સ્વ કવિ નર્મદાશંકરના શબ્દ કોષ કરતા વણોજ ચઢી-આતો, પુષ્કળ શબ્દ-સગ્રહવાળો, ગુજરાતી અભ્યાસીઓને અતિ ઉપયોગી દરેક ઘરમા-દરેક લાયબ્રેરી ઓમા રાખવા લાયક તૈયાર થયા છે તમે ઘણા શબ્દો ગોતી શોધી ઘણા વર્ષના પરિશ્રમથી એ તૈયાર કર્યા છે તે ગુજરાત તમારૂ ઋણી છે જે કામ ગુ વ સોસાઈટી જેવી શ્રીમત સસ્થા નથી કરી શકી તે તમે કરી સાહિત્યની ભારે સેવા કરી છે એક શબ્દના અનેક અર્થ સાથે તે શબ્દો કયા વપરાયા છે તેના પ્રચલિત વાક્યો + + + ટાકી બહુ સગવડતા કરી આપી છે કોઈ શ્રીમતે અથવા રાજા રજવાડાએ આવા ગ્રંથોને મદદ કરવી આવશ્યક છે + + + તમારી એ સાહિત્ય સેવા માટે ગુજરાત તમારૂ ઋણી છે એ મ્હારે પુન કહેવુ પડે છે

સેવક,

**ડાહ્યાભાઈ રામચંદ્ર મ્હેતા**

સમ્પાદક—**ભારત જીવન**

**સરસ્વતિચંદ્રના કર્ત્તા સ્વ૦ ગોવર્ધનરામભાઇ તરફથી.** **મુંબઇ** તા ૨૪-૧૦-૧૯૧૦

ભાઇ લલ્લુભાઇ પટેલ,

"તમારો કોષ મળ્યો છે જોયા-તપાસ્યો આવું સુંદર કાર્ય તમે કરી શકશો, હેતુ ધાર્યું ન હતું "

**ગો. મા. ત્રિપાઠી.**

---

**રા રા મહુભાઇ હરગોવિંદદાસ કાંટાવાળા એમ. એ તરફથી સને ૧૯૦૫**

+ + આ સાથે ફરમા પાછા મોકલ્યા છે જ્યા શકાઓ જણાઇ તે સુધાર્યું છે નર્મકોષ કરતા કામ ઉત્તમ થશે + +

---

**"જૈન ' ઑફીસ-મુંબાઇ,**

પ્રિય ભાઇ લલ્લુભાઇ, તા ૧-૧૧-૨૯

તમારા શ્રમ, કાર્ય કરવાની કુશળતા, શબ્દ ભંડોળ એકઠું કરવાની તમારી હિંમત અને રખડ-પટ્ટી, તેમજ સતત ૧૫ વર્ષની તમારી મહેનતનું ફળ જોઇ આનંદ પામું છું આવું કાર્ય હજુ થયું નથી અને ભવિષ્યમા આથી સારૂ કોઇ કરશે કે કેમ તે શંકા છે એકલે હાથે, કડી આર્થિક સ્થિતિ અને તેમા પણ વખતોવખતની પરતંત્રતા છતા ઉત્તમ કોષ તૈયાર કરી ખરેખર સાહિત્યમા વધારો કર્યો છે

**ભગુભાઇ ફતેહચંદ કારભારી.**

---

રા ભાઇ લલ્લુભાઈ . અકોલા

અકોલા જતા સુરત મને મળવા આવેલા પરંતુ હુ તે સમયે બહારગામ હતો તમારો કોષ મને મળ્યો છે રૂ દક્ષિણામા સુદામાની ભેટ સ્વિકારી છે ની બેલસારેને તમે કોટેશન આપેલા હતા તે વખતથી મને તમારે માટે સારો અભિપ્રાય હતો તમારૂ કાર્ય ઉત્તમ પ્રશંસાપાત્ર ને ઉત્તેજનને લાયક છે નડિઆદ જાઓ ત્યારે જરૂર મને મળજો

સુરત ૧૯-૪-૧૦ શુભેચ્છક,

**જમિયતરામ ગૌ શાસ્ત્રીના આશિષ**

---

**કડવા પોળ-અમદાવાદ** તા ૨૫ મી માર્ચ ૧૯૨૪

શ્રીયુત લલ્લુભાઈ ગોકળદાસ પટેલે નિર્માણ કરેલો ગુજરાતી શબ્દકોષ વાંચી મને ઘણો આનંદ થયો છે ગુજરાતી ભાષામા આ એક અપૂર્વ ગ્રન્થ છે તેમા દરેક શબ્દોના અર્થો, સાહિત્યના અવ-તરણો અને અન્ય ઉદાહરણો સાથે આપવામા આવ્યા છે આપ્ટેના સંસ્કૃત શબ્દકોશની માફક ઉત્તમ સંકલના કરવામા આવી છે આ કોષની નવિન આવૃત્તિમા ઘણો સુધારો વધારો કરવામા આવનાર છે તેથી જે નવો ગ્રન્થ બહાર પાડવામા આવશે તે ગુજરાતી ભાષાના અલંકાર જેવો અત્યુત્તમ થશે આશા છે કે સાહિત્ય રસિક સજ્જનો આવી સુંદર કૃતિને સારો સત્કાર આપી ગુજરાતી વાઙ્મયની ખીલવણીના પ્રયાસમા મદદગાર થશે આ ગ્રન્થ નિર્માણ કરવામા શ્રીયુત લલ્લુભાઇએ અગાધ પરિશ્રમ લીધો છે, જેની ઉચિત કદર ગુર્જર ભાઇઓ કરશે એવી આશા છે

**જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ**

* ગણિત મંદિરના આચાર્ય,

ગુજરાત મહાવિદ્યાલય-ગુજરાત વિદ્યાપીઠ

---

# શાળોપયોગી ગુજરાતી શબ્દકોષ માટેના અભિપ્રાયો.

[illegible] રમણભાઇ મહીપતરામ નીલકંઠ બી. એ. એલ. એલ. બી,

**અમદાવાદ-ભદ્ર** તા. ૮ માર્ચ ૧૯૨૫

'+ + આ શાળોપયોગી શબ્દકોષ નિશાળોમાં ભણતા વિદ્યાર્થીઓને ઉપયોગી થાય તેવો છે. આપના જે મ્હોટા શબ્દકોષમાંથી આ શાળોપયોગી પુસ્તક બનાવ્યું છે તે સંભાળથી અને મહેનતથી કરેલું છે.'

**રમણભાઇ મહીપતરામ નીલકંઠ**

---

શ્રી લલ્લુભાઈ પટેલના શબ્દકોષની ન્હાની આવૃત્તિના છાપેલા શરૂઆતના દોઢસો પાના જોયા. એમના ગ્રન્થની આ નવિન આવૃત્તિ છે. આ ગ્રન્થદર્શને પ્રથમ ભાવ તો એજ તરી આવે છે કે પચ્ચાસેક વર્ષ ઉપર નર્મદે જે એકને હાથે કીધું તે આજે પણ એકલે હાથે કરવાનું રહ્યું છે. એકલા અની બારાક્ષરીના શબ્દોથી ૧૫૦ પાના ભરાયા છે એ હકીકત ઉપરથી શબ્દ ભંડોળનો ખ્યાલ આવશે. ક્‌હાક ક્‌હાક ભૂલો છે, ક્‌હાક શુદ્ધિ હજી વધારે સાધી શકાય એમ છે, ક્‌હાક મતભેદના વિષયો યે હશે. એ અપૂર્ણ છતાં ય ઉપટતો ભાવ તો એ જ ઉઠળી આવે છે કે કેટલાંયે વર્ષોથી ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી હજી કર કર કરે છે, દશ વીશ વર્ષોથી સાહિત્ય પરિષદ પોકારે છે, ને ત્હેના કોઈ નેતાએ કે કોઈ કમિટિએ કરવાનું માથે લઈ કર્યું નથી, તે આમ એક ગૃહસ્થના શ્રમથી નિવડતું જાય છે. એ એકલવાયાનો મહાશ્રમ ગુણજ્ઞ ગુજરાતીઓના આદરને પામશે જ.

**અમદાવાદ** તા. ૭ માર્ચ, ૧૯૨૫ **ન્હાનાલાલ દલપતરામ કવિ**

---

+ + આ પુસ્તક પાછળ લેવાયલા શ્રમનો ખ્યાલ સાધારણ માણસોને નજ આવે. પરંતુ જેઓ જુદા જુદા વિષયોના અભ્યાસી હોય અથવા જે ગ્રન્થ લેખકો હોય અને પોતાના લખાણોમાં વાક્ય રચના અને શબ્દોની જોડણી ઉપર કાળજીપૂર્વક ધ્યાન આપતા હોય તેઓજ આ પુસ્તકની ખરી કદર કરી શકે. આ શાળોપયોગી આવૃત્તિને આપે આટલી વિસ્તાર પૂર્વક બનાવી + + ને પુસ્તકના ઉપયોગીપણામાં બહુ વધારો થયો છે. + + આ કામ ગુજરાતી ભાષાની બહુ સંગીન અને વ્યવહારૂ સેવા જેવું છે, તે માટે આપને ધન્યવાદ ઘટે છે. + + આપને પ્રજા તરફથી તેમજ કેળવણી ખાતાઓ તરફથી સારો આશ્રય મળવો જોઈએ એમ હું માનું છું અને ખરા અંતઃકરણથી ફતેહ ઇચ્છું છું.

**નવસારી** તા. ૩-૪-૨૫ આપનો સેવક,

**અરદેશર નસરવાનજી બીલીમોરીયા**

---

